# श्रीमद्भगवती भागवत

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર

સુલભ ગ્રંથમાળા. ૧ | ગ્રંથ ૩ જો. ૩

ॐ

# श्रीमद्भगवती भागवत

## अथवा-देवी भागवत

### શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

જામનગરનિવાસી શાસ્ત્રીજી કાળીદાસ ગોવિંદજી પાસે
મૂળ સંસ્કૃત ઉપરથી તૈયાર કરાવનાર

[illegible]

[illegible]

છપાવી પ્રસિદ્ધ કરનાર

**सस्तुं साहित्य वर्धक कार्यालय**

[illegible]—કાલબાદેવી મુંબઈ.

વિ. સં. ૧૯૭૧. ઈ. સ. ૧૯૧૫

મૂલ્ય રૂ. ૨-૧૨-૦ પો૦ જુદું.
બહારગામના વ્યાપારીઓ માર્ગવ્યય જોગું વધુ લેશે.

या देवी सर्व भूतेषु शक्तिरूपेण संस्थिता ॥
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

જે દેવી સર્વ ભૂતોમાં શક્તિરૂપે વસી રહી;
નમું તેને, નમું તેને, નમું તેને લળી લળી.

(ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ)

અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



# नमस्ते नमस्ते नमस्ते भवानि

[illegible] चिदात्मा ।
[illegible] सदानंदसंवित्स्वरूपं [illegible] ।
[illegible] माता पिताऽसि त्वमेव ।
[illegible] सर्व त्वमेव ।
[illegible] न जानाति पारं तवेदम् ।।
[illegible]
[illegible] पुण्ये ।
[illegible] नमस्ते नमस्ते भवानि ।।

હે દેવિ ! સૂર્ય, અગ્નિ, ચંદ્ર, જળ, આકાશ, પૃથ્વી, વાયુ અને ચિદાત્મારૂપ તુંજ છે, તારા વિના અન્ય પ્રકાશ છેજ નહિ, આ સમગ્ર વિશ્વ તે તારૂંજ સદાનંદ સંવિત્ સ્વરૂપ છે.

હે દેવિ ! ગુરૂ, શિવ, અને શક્તિ પણ તુંજ છે. માતા અને પિતા પણ તુંજ છે. તુંજ વિદ્યા, બુદ્ધિ, ગતિ અને મતિ છે, તુંજ સર્વ (રૂપે) છે.

વેદ અને આગમ આદિ (સાધનો)થી શ્રુતિઓને પણ અગમ્ય તારા મહિમાના પારને આ વિશ્વ (માં કોઈ) જાણતું નથી. તે તારી સ્તુતિ કરવાને હું ઇચ્છું છું, તે હે ભવાનિ તું ક્ષમા કરજે ! ખરે હું અત્યંત મુગ્ધજ બન્યો છું !

હે શરણાગત વત્સલ ! હે પૂજ્ય અને અત્યંત કરૂણાપૂર્ણ ! હિરણ્યગર્ભાદિથી પણ અગમ્ય અતિ પવિત્ર કલ્યાણિ હે ભવાનિ ! આ સંસારરૂપી અરણ્યથી ભયભીત થયેલો એવો જે હું તેનું તું રક્ષણ કર. તને નમસ્કાર છે, તને નમસ્કાર છે, તને નમસ્કાર છે.

(શ્રીમચ્છંકરાચાર્ય વિરચિત ભવાની ભુજંગ સ્તોત્રમાંથી)

## આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં—

**મુંબઈ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવી રોડ, ભાંગવાડીને નાકે હાથી બિલ્ડીંગમાં ત્રીજે દાદરે.

" **બૉમ્બે સ્વદેશી સ્ટૉર્સ કું૦ લી૦,** ઠે. બોરીબંદર સ્હામે તથા મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઠે. પ્રિન્સેસસ્ટ્રીટ, તથા કાલબાદેવી રોડ ઝવેરબાગને નાકે આવેલા બુકસેલરો—જેષ્ટારામ મુકુંદજી, પંડીત નારાયણ મૂલજી અને વસનજી પરમાનંદ ચાહવાળા.

**અમદાવાદ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા,** ઠે. ત્રણદરવાજા બહાર.

" **બુકસેલર ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ** ઠે. રીચીરોડ, તથા બીજા જાણીતા બુકસેલરો.

**નીચલાં સ્થળોએથી ખર્ચજોગી વધુ કિંમતે મળશે.**

**ભાવનગર**—બુ. અબદુલહુસેન આદમજી.
**રાજકોટ**—બુ. બહેચર મેઘજી, ઠે. પરાબજાર.
**ડાકોર**—બુ. જેઠાલાલ મનસુખરામ, ઠે. બજાર.
**નડીયાદ**—ચુનીલાલ બાધાભાઈ અમદાવાદી દરવાજે.
**વડોદરા**—બુ. મોહનલાલ મનસુખરામ.
**સુરત**—પી. વી. મહેતાની કું. પારસીશેરીને નાકે.
**સુરત**—ચંદ્રપ્રકાશ ઑફિસ, ઠે. ભાગાતળાવ.
**ભરૂચ**—બુ. દેશાઈ બ્રધર્સ, ઠે. કતોપોર.

## આ ગ્રંથના ખર્ચ તથા મૂલ્યની યોજના.

૨૨૧૬।ા= **કુલ ફૉર્મ ૧૧૯ નો [ પ્રત ૨૦૦૦ નો ] ખર્ચ**—પ્રત્યેક ફૉર્મ દીઠ રૂ. ૧૮॥= પ્રમાણે. ( વિગત કે કાગળ દસ્તા ૨૦॥ ના દર રીમના રૂ. ૯ લેખે (આગળની સસ્તી ખરીદી પ્રમાણે) રૂ. ૯।; છપાઇ, કંપોઝ તથા ફોલ્ડીંગ મળીને રૂ. ૫॥=; પ્રૂફ, શ્લોકાંક, વીમો ઇ૦ પુસ્તક તૈયાર થતાં સુધીની તમામ વ્યવસ્થા બદલ રૂ. ૩॥, કુલ રૂ. ૧૮॥=)

૩૦, ખુટતા કેટલાક કાગળો માટેનું વધારાનું ખર્ચ.

૩૫, **આર્ટપેપરના અર્ધા ફૉર્મ** માટે કાગળ રીમ ૧। ના ૧૯) છપાઇના ૬) તથા નવી ઑર્ડરના રૂ.૧૦)

૧૬૬॥ **બિગાડ, ભેટ, ઘટ** ઇ૦ બદલ પ્રત ૨૦૦ અને **સંસ્થાના ફંડ** ખાતે પ્રત ૧૦૦ મળી પ્રત ૩૦૦ વધુ છપાવવા માટેના કાગળ રીમ ૧૮॥ ની કિંમત રૂ. ૯) પ્રમાણે.

૯૮॥= **પેકીંગ ખર્ચ**—કિંમતપર દર રૂપીયે ત્રણ પાઇના હિસાબે.

૧૯૭॥ મુંબઇના કાર્યાલયને તેમજ સામટાં પુસ્તક લેનાર વ્યાપારીઓને મોકલવાનો **રેલ્વે ખર્ચ,** કે જે સામટાં લેનારને વધારાના કમીશન તરીકે કાપી અપાય છે તે, દર રૂપીએ ૭ પાઇ પ્રમાણે.

૭૩૬, **બાઇન્ડિંગ, અસ્તર** તથા **કવર**નો ખર્ચ દર સેંકડે રૂ. ૩૨) પ્રમાણે.

**કુલ ૩૪૮૦॥**

**બીજા હાથપર ગ્રંથનું મૂલ્ય રૂ. ૨॥ રાખવામાં આવ્યું છે. જેમાંથી ચાલુ ધોરણ મુજબ વેચાઈ જતાં સુધીની વ્યવસ્થા—મકાન ભાડું, વીમો, નોકર ખર્ચ ઇ. તમામ બદલ ટકા ૧૨॥, બુકસેલર કમીશન ટકા ૧૨॥, તથા જાહેર ખબર અને હેંડબીલ ઈ. ખર્ચના ટકા ૧૨॥, મળી કુલ ૩૭॥ ટકા પ્રમાણે રૂ. ૧)૦॥ બાદ જતાં નક્કી રૂ. ૧॥ા થયા. એ હિસાબે બે હજાર પ્રતના રૂ. ૩૪૩૭॥ થશે. જે રકમ ઉપલી કુલ રકમ સાથે મળતી આવતી જણાશે.**

" શાને સહો ભવતાપને, કરો સ્નેહથી સ્નાન, ઉપદેશામૃતથી ભર્યા, મ્હોટા ગ્રંથ મહાન."
" ચારે પદાર્થ પામવા, લેવા જીવનલ્હાણુ; આદર્શો ઉત્તમ દિયે, મ્હોટા ગ્રંથ મહાન."
" વિવિધ, બૃહદ, ચરિત્ર એ, ત્રણે અનુપમ માળ, હાથે ને હૃદયે ધરી, ભાવે ભજો ત્રિકાળ."



" લોકહિતને કારણે, ઉત્તમ ગ્રંથ અનેક; સ્વલ્પ મૂલ્ય સાદર થયા, વાંચો ધરી વિવેક."
" સત્ય શ્રેયને પામવા, રાજી કરવા રામ; ઉત્તમ વાંચન વાંચજો, કરજો રૂડાં કામ."
" સંસારે પણ સુખ મળે, પરલોકે પણ તેમ; સારા ગ્રંથ સુલક્ષણા, સેવો ધારી પ્રેમ."

# નિવેદન

'બૃહદ્ ગ્રંથમાળા' ના ૯ મા ગ્રંથરૂપે 'શ્રીમદ્ ભગવતીભાગવત' અથવા 'દેવીભાગવત' નામક આ પુરાણગ્રંથ પ્રસિદ્ધ થાય છે.

અઢાર મહાપુરાણોમાં આ ગ્રંથની ગણના કરવી કે વિષ્ણુભાગવતની ? એ પ્રશ્નપર મહા વિદ્વાન સંસ્કૃત ટીકાકાર નીલકંઠે એક લંબાણ અને વિચારણીય ઉપોદ્ઘાત લખીને તેમાં તેમણે 'ભગવતી-ભાગવત' ના પક્ષમાં મત દર્શાવ્યો છે. (આ ઉપોદ્ઘાતનુ ગુજરાતી ભાષાંતર આ ગ્રંથની શરૂઆતમાં અપાયલું જણાશે.)

વેદ, ઉપનિષદ્ અને દર્શનાદિ મહાન ગ્રંથોમાં ટુંકમાં ગૂઢ સ્વરૂપે સમાયલો તત્વોપદેશ, પુરાણગ્રંથોમાં અનેક આખ્યાનો ઈ૦ દ્વારા સરલ અને સુગમરૂપે પ્રાપ્ત થાય છે, એ લાભ જેવો તેવો નથી. આ પૃથ્વી લક્ષાવધિ વર્ષોથી ઉદ્ભવેલી હોવાનાં પ્રત્યક્ષ પ્રમાણો હવે બુદ્ધિમાન શોધકોને જ્ઞાત થતાં આવે છે, તે જોતાં તેનો અને માનવજાતિનો અતિ પ્રાચીન ઇતિહાસ જાણવાની સ્વાભાવિક રીતે ઉદ્ભવતી જિજ્ઞાસાને પૂર્ણ કરવાનાં સાધનો–સ્પષ્ટ તેમ અસ્પષ્ટરૂપે–ભારત વર્ષના વેદો અને પુરાણોમાંથી જેવાં અને જેટલાં મળી શકશે, તેટલાં જગતના કોઇ પણ દેશના સાહિત્યમાથી મળવાં અશક્ય છે. જગતમાં જ્યાં ત્યાં વ્યાપી રહેલો ક્રિશ્ચીયન ધર્મ-તો પૃથ્વીને માત્ર થોડાં હજાર વર્ષ પૂર્વેજ રચાયલી જણાવે છે !

આ પ્રમાણે ખગોળ, ભૂગોળ, ભુસ્તર તેમજ પ્રાણી–પદાર્થ-વિદ્યાઓના ઉપાસકો અને શોધકો માટે તથા મોક્ષમાર્ગના અનુગામી જિજ્ઞાસુ અને ભક્તજનો માટે 'પુરાણો' એ–એક ઉપકારક સાધન હોવા ઉપરાન્ત, જગતના અનિત્ય પદાર્થોમાં નિત્યત્વ તથા પ્રાપ્તવ્ય બુદ્ધિપૂર્વક નિરત થઇ રહેલા 'વિષયી' વર્ગ માટે પણ તેની ઉપકારકતા ઓછી નથી. અંતે આ બધું છોડીને સર્વને જવાતુંજ હોવાથી, પરલોકનું દીર્ઘ જીવન આનંદમય ગુજારી શકાય તે સારૂ અધિક ઉત્તમ નીતિનું પાલન કરવાનો અને નિષ્કામ નહિ તો સકામભાવે પણ પરહિતાર્થે પોતાનાં તન–મન–ધનનો દાન–સેવાદિ પ્રકારે બને તેટલો સદુપયોગ કરી લેવાનો સુબોધ પુરાણોમાં અનેક સ્થળે સમાયલો જણાશે. ભગવતીભાગવત તો સ્ત્રીવર્ગ માટે બોધપ્રદ થઈ પડે એવાં સતી સન્નારીઓનાં અનેક આખ્યાનોની વિશેષતા પણ ધરાવે છે.

બાકીમાં રહ્યો હવે અનીતિયુક્ત જીવન ગાળનાર પામર વર્ગ. મીઠાસ ચોપડેલી કડવી દવાની પેઠે તેમને પણ ગમી જાય એવી થોડીક વાતો ઉમેરી પુરાણગ્રંથોતરફ તેમને આકર્ષીને, તેની સાથે તેમાં મ્હોટા પ્રમાણમાં રહેલા હિતાવહ ઉપદેશો પણ તેમના–હૃદયમાં ઉતારી દેવાના ઉદ્દેશથી હો, કે ગમે તે કારણથી હો; પરંતુ એ પામર વર્ગને પણ ગમી જાય–અર્થાત્ સજ્જનોને ન ગમે–એવી વાતો* પણ પુરાણોમાં ઘઉંમાં કાંકરાની પેઠે થોડી ઘણી આવ્યા વિના રહેતી નથી.

---

* આ ગ્રંથમાં કોઈ કોઈ સ્થળે એવા અણગમતા પ્રસંગ અથવા વાક્ય અમારા જોવામા આવ્યા, તે તે પૃષ્ઠના અંક આ પ્રમાણે છેઃ–૨૮, ૩૦, ૩૨, ૩૩, ૩૬, ૧૬૫, ૩૪૪, ૬૨૮, ૬૫૬, ૬૫૯, ૬૬૬, ૬૯૫, ૭૨૫. સજ્જનો આ પૃષ્ઠો જોઈ જઇ તેમાંના તેવા શબ્દો કે વાક્યોને પ્રથમથીજ છેકી રાખશે તો પછી કુટુંબમાંના હરકોઇને વિના ગ્લાનિએ ગ્રંથ વાંચવો સુગમ થઈ પડશે.

એમાંના કોઇ કોઇ સ્થળે તો તરતમાંજ ટીપ્પણી યા ખુલાસારૂપે અયુક્ત બાબતનું નિરસન ટીકાકાર અથવા ભાષાન્તરકર્ત્તાએ કરેલું જણાશે. કોઈ કોઇ પ્રસંગો એવા પણ છે કે જેમાંથી કુશળ આધ્યાત્મિક દૃષ્ટિ, અતિ મહત્વનાં આધ્યાત્મિક રહસ્ય અને સમાધાન મેળવી શકે તેમ છે. પરંતુ સામાન્ય જનસમાજ માટે તે દૃષ્ટિ

'દેવીસંપ્રદાય' એ ભારત વર્ષમાં પ્રચલિત ભક્તિપ્રધાન સંપ્રદાયોમાંનો એક છે. પાંચ ઉપાસ્ય દેવોમાં 'દેવી'ની ગણના છે. એ પાંચમાંના પ્રત્યેક દેવનું જે વર્ણન અને મહત્તા તે તે દેવનાં પુરાણોમાં આવે છે તે જોતાં, ને પ્રત્યેકમાં તે તે દેવદ્વારા, તે સર્વાધિષ્ઠાન સર્વશ્રેષ્ઠ પરમાત્મદેવના મુખ્ય મુખ્ય અંશોરૂપ તે તે દેવદ્વારા તે પરમાત્મદેવને જ–પોતપોતાને ગમતા કેટલાક નામ રૂપાત્મક અધ્યારોપપૂર્વક–ઉપાસનાનો હેતુ રહેલો સમજાય છે. પ્રત્યેક પુરાણમાં પોતપોતાના ઉપાસ્ય સ્વરૂપની સર્વોચ્ચ મહત્તા વર્ણવવા સાથે અન્ય દેવોની ગૌણતા અને કોઈ સ્થાને નિંદા પણ જણાશે, પરંતુ એથી કરીને પણ જો ઉપાસક પોતાના ઉપાસ્ય દેવનો એકનિષ્ઠાવાળો અને સતત ભક્ત બને, તો ક્રમપૂર્વક તેના બાહ્ય નામ–રૂપની ઉપાસનામાંથી ગુણ-સ્વભાવની ઉપાસનાને અને અંતે તે દેવનું સર્વ શ્રેષ્ઠ મૂળસ્વરૂપ–કે જે અન્ય દેવોનું અને પ્રાણી પદાર્થ માત્રનું એક અદ્વૈત મૂળસ્વરૂપ છે–તેને પ્રાપ્ત થયા વિના રહે જ નહિ. "આંધરેને હાથી દેખ ઝઘરો મચાયો હે" એટલે કે એક દૃષ્ટાંતમાં જણાવ્યા પ્રમાણે; પૂછડું, પગ, સૂંઢ ઇ૦ સર્વ અવયવો એકજ હાથીના હોવા છતાં–ચક્ષુના અભાવે જેના હાથમાં જે અંગ આવ્યું તે ઉપરથી–કોઈ કહે હાથી સાંબેલાજેવો તો કોઇ કહે થાંભલા જેવો, ઈત્યાદિ ઝઘડો કેટલાક આંધળાઓએ મચાવ્યો હતો; અને આખરે કોઇના કહેવાથી પોતપોતાના હાથમાં આવેલા અંગોના મૂળ તરફ પ્રત્યેક આંધળો આગળ વધતાં બધાજ આંધળાઓ તે હાથીની વિશાળ પીઠપર જેમ ભેગા થઈ ગયા હતા, તેમ–પરમાત્મદેવની સર્વ મહત્તા એકાએક મનુષ્ય હૃદયમાં ઠસવી મુશ્કેલ હોવાને લીધે–જે કાંઈ થોડી ઘણી મહત્તા સમજાય તેને અનુસરતાં નામ–રૂપ આરોપીને અમુક દેવતરીકે તેને સર્વશ્રેષ્ઠ માનનાર પણ જો ખરો આતુર ઉપાસક હોય, અને તે દેવની ઉપાસનામાં એકનિષ્ઠાથી સતત વળગ્યો રહે; તો ઉપર જણાવ્યું તેમ તે સર્વાધિષ્ઠાન પરમાત્મદેવના સાક્ષાત્કારને પ્રાપ્ત થાય અને આગલી પોતાના મતની ખેંચતાણપર હસે, એમાં આશ્ચર્ય નથી.

આ ગ્રંથમાં 'ભગવતી'નીજ મહત્તા અને ઉપાસનાનુ પ્રાધાન્ય જણાશે. બીજા શબ્દોમા કહીએ તો વિશ્વની ઉત્પાદક, પોષક અને સંહારક મહાન સત્તાઓના–અધિષ્ઠાતા સ્વરૂપ પરમાત્માનેજ 'ભગવતી' 'આદ્ય શક્તિ' અથવા 'મહામાયા'નું નામ તથા કેટલુંક અલંકારિક રૂપ આરોપીને આમાં વર્ણવેલા જણાશે. જીવો પ્રત્યેનું પ્રભુનું અનુપમ વાત્સલ્ય, અને અન્ય મહત્તા સમજી શકનાર ભક્તહૃદય તેને 'પિતા' કરતાં 'માતા'ની ઉપમા આરોપે તો તે અયોગ્ય નથી. બંગાળામાં વીશ પચીશ વર્ષપર થઇ ગયેલા મહાત્મા શ્રીરામકૃષ્ણ પરમહંસ તથા ભક્તરાજ કેશવચંદ્રસેન પ્રભુને 'માજી' શબ્દથી વ્યવહારતા ગદ્‌ગદકંઠ અને સમાધિસ્થજેવા બની જતા.

દુરૂપયોગ તો જગતમાંની હરકોઈ વસ્તુ કે સ્થિતિનો થઈ શકે છે, તેમ ધાર્મિકતાનો પણ થઈ શકે છે. જગતપરના હરકોઈ મ્હોટા ધર્મ કે સંપ્રદાયમાં ધાર્મિકતાનો દુરૂપયોગ કરનારા–એટલે કે ધર્મનો પુષ્કળ બાહ્યાડંબર રાખીને તેને બહાને પોતાની દ્રવ્યાદિ વિષયોની ઇચ્છાઓ પૂર્ણ કરનારા–એવા વામાચારી મનુષ્યો નીકળવાનાજ. પછી કોઇ સ્થળે અને કોઈ સમયે તે થોડા હોય કે બહુ હોય અથવા ગુપ્ત હોય કે પ્રકટ હોય, તે વાત જૂદી છે. દેવીની ઉપાસનાને બહાને દેશના કેટલાકોમા આહાર–વિહારાદિમાં ચાલતો ભ્રષ્ટાચાર પણ ધાર્મિકતા અથવા ઉપાસનાનો એક અતિ તિરસ્કારપાત્ર દુરૂપયોગજ છે. ભારતમાંના અન્ય સંપ્રદાયોના કોઈ કોઇ આચાર્યો, ઉપદેશકો તેમજ અનુયાયીઓના એવા દુરાચારોની સરકાર દરબાર ઈત્યાદિદ્વારા પ્રસિદ્ધ થયેલી વાતો, તેમજ ખ્રિસ્તધર્માવલંબી ધર્મગુરૂઓ અને કુમારિકાઓના મઠોના અગાઉ પ્રસિદ્ધિમાં આવેલા દુરાચાર અને અત્યાચારો તથા ધર્મને નામે સેંકડો વર્ષ સુધી ચાલેલી ક્રૂર લઢાઇઓ,

---

અસંસ્રવિત હોઇને સીધી રીતે સદ્‌બોધ આપનાર પ્રસંગોજ હિતાવહ માનીને નિરાગ્રહભાવે ઉક્ત સૂચના કરવામાં આવી છે.

અશ્લીલ તેમજ ઓછી ઉપયોગી અને બીજી તેવી બાબતો ગાળી કહાડીને સર્વ પુરાણોમાંના જૂદા જૂદા બોધપ્રદ પ્રસંગો તથા આખ્યાનોનો સંગ્રહ "પુરાણ સાર" "પુરાણ દોહન" કે એવા કોઇ નામથી પ્રકટ થાય તો તેનું કદ સર્વ પુરાણોના કદ કરતાં બહુ ઓછું થાય, અને તેથી સ્વલ્પ મૂલ્યે તે મળી શકવાથી જનસમાજ માટે તે બહુજ ઉપકારક થઈ પડે. બીજી કેટલીક બાબતોની પેઠે આ બાબત પણ આ સંસ્થાની શરૂઆતથીજ લક્ષ્યમાં છતાં, ખાતિ રોકાણની તેમજ અન્ય સંયોગોની આવશ્યકતા હોવાને લીધે હજી તે ખાતે કાંઇ બન્યું નથી.

અને ખ્રિસ્તીઓનો યાહુદી જાતિપર તથા મુસલમાનોનો હિંદુ જાતિપર ધર્મને નામે થયેલો નિંદ્ય જુલમ તથા કાપાકાપી, એ સર્વ ધાર્મિકતાનો જાણે અજાણે કરાયલો દુરૂપયોગજ છે. તાત્પર્ય કે એક વસ્તુનો દુરૂપયોગ થઈ ખરાબ પરિણામ નિપજે, તેથી કાંઈ તે વસ્તુજ અયોગ્ય છે અને તેનો સદુપયોગ પણ નિષેધ્ય છે, એમ ઠરતું નથી. આમ છતાં દુરાગ્રહથી કોઈ તેમજ માની લે તો આખા જગતમાં તેણે સંસર્ગ રાખવા યોગ્ય એક પણ પ્રાણી પદાર્થ અને ખુદ તેનું ગૃહ, શરીર કે પ્રાણ પણ ગણી શકાશે નહિ. કેમકે તે પ્રત્યેકનો દુરૂપયોગ થઇ શકે છે.

પુરાણોમાં આવતી કેટલીક વહેમભરેલી અને અયોગ્ય વાતો વિષે લખતાં સદ્‌ગત સુપ્રસિદ્ધ વિદ્વાન મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ પોતાના 'સિદ્ધાંતસાર' ગ્રંથમાં જણાવેલામાંના કેટલાક વિચાર વાંચકોની જાણ માટે અત્ર ઉતારવામાં આવે છે.

× × × × × × × × × × × × ×
× × × × × × × × × × પુરાણોમાં અનેક દેવાદિ-
" કલ્પના, અવતારાદિ વ્યવસ્થા, ધર્મના ફાંટા, વગેરે નાના પ્રકારની વિરુદ્ધ વિરુદ્ધ, અદ્‌ભુત, માનવામાં "
" પણ ન આવે તેવી, તથા વહેમ ભરેલી, અને કહીં કહીં અયોગ્ય પણ વાતો આવે છે,—એ બધાથી "
" કરીને, પુરાણો ખોટાં છે, સ્વાર્થી બ્રાહ્મણોનાં રચેલાં છે, ધર્મસ્વરૂપ એવું હોયજ નહિ, ઇત્યાદિ "
" આપણે બોલીએ છીએ. પણ આપણે જે વિવેક કરી ગયા તેટલાથી જાણવુ સહજ છે, કે એ "
" પુરાણો કોઇએ જાણી જોઇને ખોટું સમજાવવા રચ્યાં નથી, એ જેવાં રચાયાં છે તેવાંજ રચાવાની "
" આવશ્યકતા હતી. એ આવશ્યકતાને અનુસરી, પ્રાચીન ધર્મની વાત ઉચ્છેદ ન પામતાં સ્થિર થઇ, "
" સમજનારને કાલાન્તરે પણ સમન્વય, એવી રચના કરવામાં ઋષિઓએ પરમાર્થ બુદ્ધિથીજ સયુ- "
" ક્તિક વ્યવસ્થા કરી છે. અમે તો એટલે સુધી પણ માનીએ છીએ, ને સિદ્ધ કરી બતાવીશું, કે "
" પુરાણોમાં જે સ્થૂલ અતિશયોક્તિ અને રૂપક રચ્યાં છે, તે જાણી જોઇનેજ તેવે રૂપે રચ્યાં છે, કે તે "
" તે વાતના અસંભવિતપણા ઉપરથીજ બુદ્ધિમાન તેને અક્ષરશઃ સત્ય ન માનતાં તરત તેમનું રહસ્ય "
" વિચારવા વળે, અને પરમાર્થરૂપ સત્ય સમજી જાય. પણ બધા લોકો આવા બુદ્ધિમાન હોતા નથી, "
" ને હોય નહિ, ને વિશેષે કરી પુરાણકાલની અવ્યવસ્થાના સમયમાં તો થોડાજ હશે. એટલે કે જેમ "
" એક પાસાથી સંસ્કારવાનને માટે પુરાણોની અસંગત ભવ્ય કલ્પનાઓમાં પણ સત્ય માર્ગ સૂચવી "
" દીધો છે, તેમ એજ અસંગતિવાળાં રૂપકાદિથી પ્રાકૃત લોકની બુદ્ધિને ભક્તિભાવ બતાવી ધર્મભ્રષ્ટ "
" થતાં અટકાવવાની સબલ શૃંખલા બાંધી દીધી છે. આ પ્રમાણે જોતાં પુરાણ રચનારની સ્વાર્થપરા- "
" યણતા કરતાં નિઃસીમ પરમાર્થતા સમજાય છે, અજ્ઞાનરૂપ સ્વલ્પ દૃષ્ટિ કરતાં પરમજ્ઞાનરૂપ ભવ્ય "
" દૃષ્ટિ સ્પષ્ટ થાય છે, અને આર્ય-બુદ્ધિનું આર્યતત્વ પ્રતિપાદિત થાય છે. જો એજ પુરાણો વચમાં "
" આવ્યાં ન હોત, તો આજ આપણે યવન હોત, મુસલમાન હોત, કે ફિરંગી હોત, કે અંગ્રેજ હોત "
" એમાંનું કાંઈ કહી શકાતું નથી—પણ કોઇ ને કોઇ રીતે આપણે અધમત્વને પામ્યા હોત. અંગ્રેજ, "
" ફિરંગી, મુસલમાન કે યવન એ નામમાં કાંઇ આભડછેટ ભરાઇ બેઠી નથી, પણ કહેવાનુ તાત્પર્ય "
" એવું છે કે ગમે તેવી દીનતા તથા હીનતાએ પહોંચ્યા છતાં પણ ધર્મપરાયણતારૂપ મહાનિયમ "
" અને તેનાં ફળ આપણે જે સાચવી રહ્યા છીએ તે સચવાયાં ન હોત. જે જે પ્રજા પોતાની પ્રાચીન "
" મહત્તાથી ભ્રષ્ટ થતાં તે મહત્તાને વિસરી જઇ, પોતાની હીનતા સ્વીકારતી ચાલે છે, તે તે પ્રજા "
" નિરંતર અધોગતિને પામતી જાય છે, એવું ઇતિહાસનાં અનેક દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે. આવાં "
" સર્વ અનિષ્ટ પરિણામથી ઉગારનાર પુરાણો છે; ભક્તિપ્રધાન વહેમરૂપ ધર્મ તેજ આપણો ત્રાતા છે. "
" પુરાણ માત્રના પ્રણેતા વ્યાસમુનિને નારદે ખરૂંજ કહ્યું છે કે તેમણે ભગવદ્‌ગુણ ગાયા નથી માટે "
" તેમના આત્માને સંતોષ થતો નથી; અર્થાત્‌ પુરાણપ્રતિપાદિત ધર્મની એવી ગૂઢ મહત્તા છે, કે "
" તેજ ધર્મ જેમ આર્યત્વનો ત્રાતા છે, તેમ પરમસત્યનો બોધક છે, અને એમ પરમમોક્ષરૂપ છે. "
" ભક્તિ અને જ્ઞાન, ઉભય એકજ છે. આ એકતા પુરાણોમાં સ્પષ્ટ સમજાય છે, ને તેનેજ લીધે "
" પુરાણોની ગૂઢ મહત્તા સિદ્ધ થાય છે, પછી સંપ્રદાયને વળગીને કોઈ, ભક્તિમાત્રનુંજ જ્ઞાન ઉપર "
" પ્રધાનપણું બતાવે તો ભલે. ભક્તિ અને જ્ઞાન જૂદાં પડી શકતાંજ નથી. જ્ઞાન વિના ભક્તિ અંધ "

" રૂહે છે, ભક્તિ વિના જ્ઞાન શુષ્ક રૂહે છે, પાંગળું રૂહે છે. જે જાણવું તેજ ભજવું, જાણ્યાવિના "
" ભજાય નહિ, ને ભજ્યાવિના જાણ્યું કૂહેવાય નહિ. વેદાંતનું જે અપરોક્ષ જ્ઞાન તેજ ભક્તિ છે, "
" ભક્તિમાર્ગવાળાની પ્રેમલક્ષણા પરાભક્તિ તેજ અપરોક્ષ જ્ઞાન છે. જ્ઞાન તે ભક્તિ ને ભક્તિ તેજ "
" જ્ઞાન–એજ અપરોક્ષ કૈવલ્ય. શ્રીગીતાજીમાં પણ એજ કહ્યું છે, " **સાંખ્ય–જ્ઞાન અને યોગ–કર્મ,** "
" ભક્તિ ઈત્યાદિ–ને એકરૂપ જાણનારજ જાણે છે." શ્રીમદ્ ભાગવતમાં પણ કહેલું છે કે " આત્મા- "
" રૂપ મુનિઓ જે કર્મ–ગ્રંથિથી મુક્ત છે તે પણ પરમપુરુષની કેવલ અહેતુક ભક્તિ આદરે છે." "
" આમ ભક્તિજ્ઞાનની એકતાપરાયણ પુરાણો સર્વથા સાર્થક છે, ઉપયુક્ત છે, ને ધર્મવત આર્યોને "
" સર્વ પ્રકારે પૂજ્ય છે. × × × × × × × × × × "
" × × × × × × × × × × × × × "
" × × × × × × × × × × × × × "
" × × × × × × × × × × × × "
" × × × × × × × × × × પુરાણોની વાર્તાઓ "
" તો સર્વના જાણવામાં છે, પણ તેનું તત્ત્વ શું છે, તેવી નવીજ વાર્તાઓ એકાએક કયાંથી આવી "
" પડી, એ સમજવાની આવશ્યકતા છે. એમ ન થાય ત્યાંસુધી, પુરાણની વાતો કાંતો કેવળ ગપજેવી "
" મનાઈ નાસ્તિકતા પ્રસરાવે, કે કાંતો અક્ષરે અક્ષર સાચી મનાઈ અગાધ વ્હેમ–સમુદ્રમાં ભોળા માણ- "
" સોને ડુબાવે. જે સમયમાં પુરાણો થવાનો સંભવ આપણે સ્વીકાર્યો છે તે સમયમાં એ પુરાણ જેવાં "
" છે તેવાંજ કોઈ વૃત્તાન્તો થવાની આવશ્યકતા હતી એમ સિદ્ધ કરીને, પુરાણકલ્પના રચવામાં, "
" કોઇએ સ્વાર્થ કે એવી નીચ વૃત્તિ સાધવાનો યત્ન કર્યો છે, એ વાતને આપણે ખોટી ઠરાવી ચૂક્યા "
" છીએ; તેમ પુરાણોની અસંગતજેવી જણાતી જે વાતો છે, તે પણ મૂળ સત્યની બોધક છે, ને "
" જ્ઞાનમાર્ગ તેમજ ભક્તિમાર્ગ ઉભયમાં પુરૂષને વાળી, પરમ મોક્ષે લઇ જનારી છે, એમ પણ સમ- "
" જાવ્યું છે. આ ઉભય વાત લક્ષમાં રાખવાથી પુરાણકલ્પનાઓ કયાંથી થઇ, કેમ થઇ, તેનું રહસ્ય "
" શું છે, ઇત્યાદિ અનેક વિષયની સ્પષ્ટતા સહજમાં થઇ શકશે. પુરાણો છે તેવાંજ પારમાર્થિક સત્યરૂપ "
" નથી, તેમ કેવળ અસત્યરૂપ નથી, એ ઉભય વિરોધી અંશનું સહજ સમાધાન બનશે. પુરાણોનો "
" અગાધ સમુદ્ર માપવાનું કામ મારી અલ્પ મતિથી તો અશક્યજ લાગે છે, છતાં જે માર્ગે પુરાણો- "
" ની વાતો વિચારવી જોઇએ એવું મને સમજાયુ છે, તે માર્ગ માત્ર સૂચવવાને થોડી ઘણી વાત "
" અત્રે વિસ્તારૂં છું. પુરાણનું આવશ્યક અસ્તિત્વ–તથા તેમાં સમાયલા અર્થની પારમાર્થિક મહત્તા, "
" એ માર્ગે જવાથી સમજી શકાય છે, માટે તે માર્ગ એક દિગ્દર્શન કરાવવા યથામતિ સૂચવું છું. "
" બાકી પુરાણના અગાધ સમુદ્રના બિંદુ એ બિંદુને યથાર્થ અવલોકવાની શક્તિ તો મારામાં નથી. "

## સૃષ્ટિ.

" બધાં પુરાણમાં સૃષ્ટિ કેમ થઈ તેનું, તથા સૃષ્ટિના પ્રલય અને સર્ગના કાલમાનનું વર્ણન "
" આવે છે. તેમાં સામાન્ય વાત એવીજ સર્વમાં જણાય છે કે નારાયણને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઇ, "
" અને તે જળમાં શેષ ઉપર સૂતા; તેમની નાભિમાંથી ચતુર્મુખ સ્વયંભૂ બ્રહ્મા થયા, અને તેમણે સર્ગ "
" વિસ્તાર્યો. એ બ્રહ્માનાં રાત્રિ દિવસ તે પ્રલય અને સ્થિતિ, ને તે બે મળીને બે કલ્પ. એવા બ્રહ્માના "
" ૩૬૦ દિવસ તે એક બ્રાહ્મવર્ષ, ને સો બ્રાહ્મવર્ષ તે એક મહાકલ્પ. કલ્પમાં પણ ચૌદ મનુના ચૌદ "
" મન્વંતર, અને પ્રતિ મન્વંતરમાં ૭૧ મહાયુગ, પ્રતિ મહાયુગમાં ચાર યુગ.* આવી વ્યવસ્થા આપણે "
" દેખીએ છીએ તે બહુજ આશ્ચર્યકારક લાગે છે. આ અથવા એવીજ વ્યવસ્થા સર્વ ધર્મમાં, દુનિયાના "

---

* ૩૬૦ દિવસ=૧ વર્ષ (માનુષ) ૧૭,૨૮,૦૦૦ વર્ષ=કૃતયુગ. ૧,૨૯૬,૦૦૦=ત્રેતાયુગ. ૮૬૪૦૦૦=દ્વાપર. ૪૩૨,૦૦૦=કલિ. ચાર યુગ=૧ મહાયુગ=૪,૩૨૦,૦૦૦. ૭૧ મહાયુગ=૧ મન્વંતર=૩૦૬,૭૨૦,૦૦૦. ૧૪ મન્વંતર=૧ કલ્પ=૪,૩૨૦,૦૦૦,૦૦૦. ૨ કલ્પ=૧ દિવસ; ૩૬૦ દિવસ=૧ વર્ષ. ૧૦૦ વર્ષ=મહાકલ્પ.= ૩૧૧,૦૪૦,૦૦૦,૦૦૦,૦૦૦, (માનુષ વર્ષ). આ ગણનામાં યુગસંધ્યા, મન્વંતરસંધ્યા, તથા કલ્પસંધ્યા, તે પણ હિસાબમાં લઇ સરવાળો મૂકેલો છે. × × × × × ×

સિદ્ધાંતસારમાંનીજ આ ટિપ્પણી છે.

" ધર્મમાત્રમાં છે. એટલે કે, સર્ગ, સ્થિતિ, અને પ્રલય, એ ત્રણ સમજાવવાને સર્વે ધર્મમાં પ્રયત્ન થયે- "
" લોજ છે, ને યથામતિ યથાપ્રસંગ સર્વેએ વ્યવસ્થા રચેલી છે. પુરાણોમાં જે આવી અર્થસંગતિ "
" રચાઇ છે, તે નવીન નથી, પ્રાચીન વેદસમયમાંથીજ ચાલી આવેલી ભાવનાઓમાંથી એ સંગતિ "
" ઉત્પન્ન થઈ છે; ને દર્શનોમાં તત્વદૃષ્ટિએ જે નિર્ણય સત્યરૂપે ઠરાવ્યો છે, તેને અવલંબીનેજ ચાલેલી "
" છે. પ્રાકૃતલોકને રૂચતું આવે તેવું કરવામાં માત્ર રૂપાન્તર થઈ સ્થૂલ ભાવ આવી પડયો છે, પણ "
" સત્યનો શુદ્ધ રંગ છેક નિર્મૂળ થઈ ગયો નથી. વેદસંહિતામાંજ આપણે જગતની ઉત્પત્તિ વિષે ઘણાં "
" ગૂઢ સૂક્તો જોયાં છે. **नासदासीन्नो सदासीत्तदानीं किंस्विभूत्तमः।** ઇત્યાદિ, તથા **हिरण्यगर्भः** "
" **समवर्ततताग्रे।** ઇત્યાદિ, ઘણાં સૂક્તોમાં સૃષ્ટિના નિદાનનો નિર્ણય કરવા માટે ઋષિઓ મથ્યા છે, ને "
" છેવટ એમજ વિરમ્યા છે કે **सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्......पुरुष एव इदं** "
" **सर्वम्।** ઇત્યાદિ. એ વૈદિક પુરૂષ તેજ ઉપનિષદોમાં સત્ એ નામને પામી તત્વદૃષ્ટિમાં વાસ્તવિક રીતે "
" વ્યવહરાય છે. એ સત્ તેણે **पेक्षत बहुस्यां प्रजायेय।** બહુ થાઉં એમ ઇચ્છાથી જોયું, ને સૃષ્ટિ "
" સંભવવા લાગી. આજ વાતને વિસ્તારી સૂક્ષ્મ રીતે વિવેક કરી ઇશ્વરાદિ વ્યવસ્થા અદ્વૈતદર્શનમાં "
" આપણે જોઇ આવ્યા છીએ, ને ત્યાં કોઈ કરપાદાદિમાન્ પુરૂષની ઇચ્છાથી કે રમત કરવાની લીલાથી "
" નહિ, પણ સ્વતઃપ્રવૃત્ત, જડચેતન ઉભયાત્મક, સત્માંથીજ સૃષ્ટિ બતાવી ચૂક્યા છીએ. હવે આ "
" બધા સૂક્ષ્મ તત્ત્વવિચાર ઉપરથી પુરાણ ભાવનાને ઘટાવી લો. × × × × × "

આ ગ્રંથનું ભાષાન્તર તૈયાર કરાવી પ્રથમવાર પ્રકટ કરનાર, મુબઇની વેદધર્મસભાના આત્મા અને વ્યવસ્થાપક સ્વર્ગસ્થ પ્રતિષ્ઠિત વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ હતા. એ આવૃત્તિમાં છપાયલી તેમની સૂચના આ પછી અપાઇ છે; જે ઉપરથી ભાષાન્તર કર્તાનું નામ ઇ૦ કેટલીક હકીકત વાંચકોને જ્ઞાત થશે.

સેંકડો વર્ષપર અનેક ઉપયુક્ત સંસ્કૃત ગ્રંથોપર સરલ ટીકા લખી ઉત્તમ પ્રતિષ્ઠાને પામેલા સમર્થ પંડિત નીલકંઠે આ ગ્રંથને ટીકા લખવા માટે પસંદ કર્યો હતો; ગ્રંથોની પસંદગી કાળજીથી કરનારી વેદધર્મસભાજેવી પરોપકારી સંસ્થાએ પણ આ ગ્રંથને ઉપયોગી ગણી તેનું ભાષાંતર કરાવી પ્રકટ કર્યું હતું; અઢાર વર્ષપર છપાયલી તેની પ્રથમઆવૃત્તિની પ્રતો કેટલાંક વર્ષથી મળવી બંધ પડી હતી, અને તેથી કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનો તરફથી ગ્રંથની ઉપયોગિતાની ભલામણપૂર્વક તેને ફરીથી સસ્તામાં કહાડવા સૂચના થયા કરતી હતી; આ કારણોને લીધે સંયોગોની અનુકૂળતાએ આ સંસ્થાદ્વારા તેની બીજી આવૃત્તિ બનતા સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ થાય છે.

વેદધર્મસભા તરફથી આ ગ્રંથ છપાવવાની પરવાનગી નિષ્કામભાવે અપાયા બદલ એ સભાના પ્રમુખ શ્રીમાન્ ભાઇશંકર ન્હાનાભાઈ સોલીસીટર, ઉપપ્રમુખ શ્રીયુત્ વિશ્વનાથ પ્રભુરામ બેરીસ્ટર–ઍટ-લૉ, તેમજ એ સભાના અન્ય સભ્યોનો આ સંસ્થા તરફથી તેમજ ગુર્જર વાચકવર્ગ તરફથી અત્ર સપ્રેમ આભાર માનવામાં આવે છે. એ પરોપકારી સંસ્થાએ શ્રમપૂર્વક જે મ્હોટા ત્રણ ધાર્મિક ગ્રંથો- (ભાગવત, યોગવાસિષ્ઠ તથા ભગવતીભાગવત) નાં ઉત્તમ ગુજરાતી ભાષાંતર તૈયાર કરાવીને તથા પ્રસિદ્ધ કરીને, સંસ્કૃતથી અજ્ઞાત એવા સહસ્રાવધિ ગુર્જર પાઠકગણ માટે તે ગ્રંથોના પઠનનાં દ્વાર સર્વથી પ્રથમ ખોલી આપ્યાં હતાં; અને જે ગ્રંથોની નવીન આવૃત્તિઓ છપાવવાનું કેટલાંક વર્ષથી એ સભા તર્ફથી બંધ રહ્યું હતું; તે ત્રણે ગ્રંથો તેને મળતાજ લોકહિતના હેતુવાળી આ સંસ્થાને હાથે સ્વલ્પ મૂલ્યે પ્રકટ થતા જોઇને કોને આનંદ નહિ થાય ?

વેદધર્મસભાએ આ ગ્રંથની પહેલી આવૃત્તિનું મૂલ્ય રૂ. ૮॥ રાખ્યું હતું; પરંતુ એમાંથી જે કાંઈ બચત થાય તે તે સભાના ધર્માઉ ફંડમાં રાખીને તેના વ્યાજમાંથી, આર્યલોકોનાં બાળકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા પ્રકારના પ્રયત્નમાં ખર્ચ કરવાનો પરોપકારક હેતુજ એ સભાનો હતો, એ વાત પહેલી આવૃત્તિની સૂચનામાં સ્પષ્ટજ છે.

આગલી આવૃત્તિમાં શ્લોકના અંક નહોતા, તે આ આવૃત્તિમાં દાખલ થયેલા જણાશે. જેમ કરતી વેળાએ કોઈ કોઈ શ્લોક રહી ગયેલા જણાયા, તેવા ૧૮ શ્લોક આમાં ઉમેરી લેવામાં આવ્યા છે.

આ આવૃત્તિમાં પૃષ્ઠ ૫૪૫ માં આવેલાં બે ટીપ્પણ તથા પૃષ્ઠ ૫૪૮, ૮૨૦ તથા ૮૬૩ ની નીચે આવેલાં ટીપ્પણ વેંકટેશ્વર પ્રેસવાળા હિંદી ભાષાન્તર ઉપરથી લેવાયલાં છે.

લડાઇને લીધે જોઇએ તેવા કાગળો ન મેળવી શકાયાથી આ ગ્રંથમાં કેટલાક કાગળો કંઇક મોંઘા છતાં સહજ જૂદી જાતના વાપરવા પડયા છે.

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર મહાન સત્તાઓ, જે મહાશક્તિની સત્તાસ્ફૂર્તિ પામવાથીજ પ્રવર્તે છે, અને એ સર્વ કાર્યોની પૂર્વે, મધ્યે અને પશ્ચાત્ પણ—સર્પાધ્યાસમાં સર્વ કાળે અવિકૃત રહેલી રજ્જુની પેઠે—જે પરમશક્તિ પોતાના અનુપમ સચ્ચિદાનંદ સ્વરૂપમાં સદોદિત એકરસ રહેલી છે; જે ચિચ્છક્તિને અથવા તેના અમુક અંશોને ભિન્નભિન્ન અધિકારવાળા ઉપાસકો બ્રહ્મ, શિવ, વિષ્ણુ, ભગવતી, સૂર્ય, ગણેશ, ખુદા, ગોડ, અર્હંત, બુદ્ધ ઇત્યાદિ નામોથી ઉપાસે છે; જ્ઞાની પુરૂષો જે શક્તિસાથે પોતાનો સ્વરૂપસિદ્ધ નિત્ય અભેદ જાણીને જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવે છે, અને ઉપાધિના લયે જળમાં તરંગ શાન્ત થાય તેમ, જે નિત્યજ્ઞાનાનંદમયી મહાશક્તિમાં તદ્રૂપતાને પામે છે; શ્રેષ્ઠ પરાભક્તિના પરિણામે ભક્તજનો, અને નિષ્કામ સાત્વિક કર્મોના વિપાકે કર્મયોગીઓ જે મહાશક્તિના સત્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે; વિશ્વના સકળ ચૈતન્ય અને આનંદને એકત્ર કરવામાં આવે તો પણ, જે ભગવતી મહાશક્તિના નિરતિશય ચૈતન્ય અને આનંદના કરોડમા અંશ બરાબર પણ થાય તેમ નથી; તે દિવ્ય મહાશક્તિ સ્વરૂપ પરમાત્મદેવ સર્વ પાઠકોના અને પ્રાણીમાત્રના હૃદયમા પોતાની અનુપમ મહત્તાનુ દિવસાનુદિવસ અધિકાધિક ભાન કરાવો, એ ભાવનાપૂર્વક ૐ तत् सत् ।

વિ. સં. ૧૯૭૧, ગોકુળાષ્ટમી.
ઇ. સ. ૧૯૧૫ સપ્ટેમ્બર.

'મંત્રી.'

# પહેલી આવૃત્તિમાં છપાયલી તેના પ્રકાશકની સૂચના.

કેટલાક લોકોમાં શ્રીમદ્ ભાગવતવિષે જૂદા જૂદા મત પડે છે. કેટલાક વિષ્ણુભાગવતને મુખ્ય પુરાણ ગણે છે અને કેટલાક ભગવતીભાગવતને મુખ્ય ગણે છે. એ વાત ગમે તેમ હોય પરંતુ ઇશ્વિરની મૂર્ત્તિ પ્રમાણે માન પામેલું, ભક્તિ—જ્ઞાન—વૈરાગ્યને આપનારૂં, અને હૃદયને ગમે તેવી પ્રૌઢ શૈલીવાળું શ્રીમદ્ વિષ્ણુભાગવત સરલ ભાષાંતરથી બહાર પાડયું છે તો આને પણ પ્રસિદ્ધિમાં મેલવાથી તેમાં સમાયેલો વિષય લોકોના ધ્યાનમાં આવશે તે માટે તેનું ગુજરાતી ભાષાંતર જામનગરના શાસ્ત્રીજી કાળિદાસ ગોવિંદજી પાસે કરાવી ચોપાનિયાંના આકારમા ૧૯૪૧ ના માઘમાસમાં બહાર પાડવા માંડયું તે આજે ૧૯૪૩ના ભાદરવા માસે નિર્વિઘ્ને પૂર્ણ થયું. આ પુરાણમાં ઉપાસનીય દેવરૂપે સર્વત્ર ભગવતીનું મુખ્યપણું છે અને તેમાં કેટલાંક સતીઓનાં આખ્યાનો સારાં છે. તે સાથે ગાયત્રીનો મહિમા વગેરે દેખાડેલ છે. બધો સાર અહીં લખી શકાય નહિ માટે તેમાં શું છે? એ જાણવાની ઇચ્છા થાય તેણે તે પૂર્ણ વાંચવાનો શ્રમ લેવો. આમાં કોઈ દષ્ટિદોષ રહી ગયો હોય તો અનુભવી વિદ્વાનોએ કૃપા કરી સૂચના આપવી.

આવાં પુસ્તકો બહાર પાડવાનો મુખ્ય હેતુ એ છે કે આવાં પુસ્તકનાં અધિકારી લોકો આનું તત્ત્વ જાણે અને ખર્ચ કાઢતાં સિલક વધે તો તે વેદધર્મસભાના ધર્માઉ ફંડમાં રહી તેના વ્યાજમાંથી જે ઉત્પન્ન થાય તે આર્યલોકોનાં બાળકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા પ્રકારના પ્રયત્નમાં વપરાય. બીજાં સારાંસારાં પુસ્તકો બહાર પડતાં જશે તેને માટે પ્રયત્ન ચાલે છે.

**વૈદ્ય પ્રભુરામ જીવનરામ**

**વેદધર્મસભાની કાર્યભારમંડળીની વ્યવસ્થા કરનાર.**

**व्यासावटंकधरजीवनरामपुत्रो मुद्रापयत्प्रणयतः प्र[illegible]रामनामा ।**
**श्रीवेदधर्मपरिषत्परमा[illegible] मत्या सत[illegible] [illegible] मुदे विदां तत् ॥**

# અનુક્રમણિકા.

## પ્રથમ સ્કંધ.



## દ્વિતીય સ્કંધ.



## તૃતીય સ્કંધ.



## ચતુર્થ સ્કંધ.

## પંચમ સ્કંધ.



## ષષ્ઠ સ્કંધ.

## સપ્તમ સ્કંધ.

# સંસ્કૃત ટીકાકારનો ઉપોદ્ઘાત

## સંસ્કૃત ઉપરથી ભાષાંતર.

પ્રથમ વિચાર કરતાં પુરાણોમાં એક મહાપુરાણોમાંનું અને એક ઉપપુરાણોમાંનું, એવી રીતે બે ભાગવત પ્રસિદ્ધ છે. લોકમાં પણ એક 'ભગવતીભાગવત' નામથી અને બીજું 'વિષ્ણુભાગવત' નામથી, એમ બન્ને ભાગવત મળે છે. તેમાં એક મહાપુરાણ છે અને બીજું ઉપપુરાણ છે, એમાં પણ કાંઈ વાંધો નથી. પરંતુ ભગવતીભાગવતને મહાપુરાણ ગણવું અને બીજાને ઉપપુરાણ ગણવું, કે વિષ્ણુભાગવતને મહાપુરાણ ગણવું અને બીજાને ઉપપુરાણ ગણવું ? એવો સંશય પડતાં કેટલાએક કહે છે કે વિષ્ણુભાગવતજ મહાપુરાણ છે અને કેટલાએક કહે છે કે દેવીભાગવતજ મહાપુરાણ છે. તેમાં પહેલા પક્ષના પેટાના કેટલાએક કહે છે કે 'ઉપપુરાણોમાં બીજું ભાગવત નથીજ પણ મહાપુરાણોમાંજ એક ભાગવત પ્રસિદ્ધ છે, અને તે વિષ્ણુભાગવતજ; પણ ભગવતીભાગવત નહિ. ભગવતીભાગવત તો નિર્મૂલજ છે.' બીજા પક્ષના પેટાના કેટલાએક કહે છે કે 'વિષ્ણુભાગવત તો બોપદેવે કરેલું છે.' વાસ્તવિક રીતે વિચાર કરતાં તો પુરાણોના મતભેદથી બન્ને ભાગવતને મહાપુરાણપણું અને ઉપપુરાણપણું સિદ્ધ થાય છે.

શંકા—મહાપુરાણોમાંજ એક ભાગવત પ્રસિદ્ધ છે. પણ ઉપપુરાણોમાં બીજું ભાગવત પ્રસિદ્ધ નથી.

સમાધાન—કૂર્મપુરાણ, ગરૂડપુરાણ અને પદ્મપુરાણ આદિ ગ્રંથોમાં સ્પષ્ટ રીતે બીજા ભાગવતને ઉપપુરાણોની અંદર ગણેલું છે. જેમ કે હેમાદ્રિના દાનપ્રકરણમાં કૂર્મપુરાણનાં વચન છે, તેઓમાં અઢાર પુરાણનાં નામ કહીને પછી કહ્યું છે કે "બીજાં ઉપપુરાણ મુનિઓએ કહેલાં છે, તેઓમાં પહેલું સનત્કુમારપુરાણ છે અને બીજું નારસિંહપુરાણ છે. (એવો ઉપક્રમ કરીને) ઉત્તમ્ પારાશરપુરાણ અને ભાગવત નામનું પુરાણ પણ ઉપપુરાણ છે." તેમજ ગરૂડપુરાણના તત્વરહસ્યમાંના બીજા અંશના ધર્મકાંડમાં પહેલા અધ્યાયમાં, પ્રથમ મહાપુરાણોનો સાત્વિકાદિક ભેદથી વિભાગ કહીને પછી ઉપપુરાણોનો સાત્વિકાદિક ભેદથી વિભાગ દેખાડયો છે; તે પ્રકરણમાં ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ, નંદિપુરાણ, પશુપતિપુરાણ, રૈણુકપુરાણ અને ભૈરવપુરાણનાં નામ આપ્યાં છે. એથી પહેલાં પણ વિષ્ણુધર્મોત્તર અને ભાગવતનાં નામ આપેલાં છે. એ નામ જેમાં આપ્યાં છે એ શ્લોકમાં तंत्रं भागवतं तथा એવો એક બીજો પાઠ છે, તો તેમાં પણ તંત્ર એટલે શાસ્ત્ર એવો અર્થ, અને એ વિશેષણથી ઉત્તમપણું સૂચવેલું સમજવું. તેમજ પદ્મપુરાણમાં શકુનપરીક્ષાના પ્રકરણમાં બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, માર્તંડપુરાણ, નારદપુરાણ ઇત્યાદિ નામ આપ્યા પછી લખ્યું છે કે "રામપુરાણ, કપિલપુરાણ, વરાહપુરાણ, બ્રહ્મવૈવર્ત્તપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, દુર્ગાપુરાણ અને ભવિષ્યોત્તરપુરાણ શકુનમાં ઉત્તમ ગણાય છે." તેમજ પદ્મપુરાણમાંના ભાગવતમાહાત્મ્યના ઓગણીશમા અધ્યાયમાં ઉપપુરાણો, ગણાવતાં લખ્યું છે કે "શિવપુરાણ આદિ પુરાણ અને ભગવતીભાગવત પણ ઉપપુરાણ છે." તેમ મધુસૂદન સરસ્વતીએ કરેલા 'સર્વશાસ્ત્રાર્થ-

સંગ્રહ' નામના ગ્રંથમાં પણ ભાગવતને ઉપપુરાણોમાં લેખ્યું છે. નાગોજીભટ્ટ આદિ વિદ્વાનોએ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં એમ લખ્યું છે અને બીજા પણ ગ્રંથકારોએ તેમજ લખ્યું છે.

શંકા—ભગવતીભાગવત કે જે પોતાનાજ પાંચમા અધ્યાયમાં 'એઓમાં પાંચમું ભાગવત પવિત્ર અને વેદસમાન છે' એ વચનથી 'અઢાર મહાપુરાણોમાં આ પાંચમું પુરાણ છે' એમ પોતાનું મહાપુરાણપણું જણાવે છે, તેને બીજું પુરાણ ઉપપુરાણ કેમ કહે? આવું તો ક્યાંય જોવામાં આવ્યું નથી.

સમાધાન—નારદીયપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ કે જેઓ પોતાનાં વચનથી અને બીજાં પુરાણનાં વચનથી પણ મહાપુરાણ જણાય છે, તેઓને અન્યપુરાણોએ ઉપપુરાણ કહેલાં છે, માટે પુરાણોના મતભેદથી એકજ પુરાણને પણ મહાપુરાણપણું અને ઉપપુરાણપણું સિદ્ધ થવાને લીધે તે વિષેનો વિરોધ રહેતો નથી. પુરાણભેદથી મતભેદ તો ઘણીવાર જોવામાં આવે છે. વિષ્ણુસંબંધી પુરાણોના મતથી વિષ્ણુસંબંધી પુરાણો સાત્વિક છે અને શિવસંબંધી પુરાણો તામસ છે એમ જણાય છે, અને શિવસંબંધી પુરાણોના મતથી શિવસંબંધી પુરાણો સાત્વિક છે અને વિષ્ણુસંબંધી પુરાણો તામસ છે, એમ જણાય છે. સ્કંદપુરાણમાં લખ્યું છે કે "શિવસંબંધી દશ પુરાણોને પંડિતો સાત્વિક કહે છે, અને વિષ્ણુસંબંધી ચાર પુરાણોને તામસ કહે છે. ઇત્યાદિ." નારદીયપુરાણ કે જે પોતામાંની મહાપુરાણ ગ્રંથોની સૂચી પ્રમાણે પોતાને મ્હોડેજ પોતાનું મહાપુરાણપણું સમજાવે છે તેજ *मद्वयं भद्वयं चैव ब्रत्रयं वचतुष्टयम् । आलिंपाग्निपुराणानि कूस्कंगारुडमेवच ॥ એ વચનથી તથા હવે પછી જે મુદ્‌ગલપુરાણનું વચન લખીશું તે ઉપરથી, મહાપુરાણોમાંથી બહાર જણાય છે. તેમજ શિવપુરાણ કે જે પોતાના મુખથી પોતાને મહાપુરાણ જણાવે છે, તેને 'मद्वयं मद्वयं' એ વચન મહાપુરાણોથી બહાર જણાવે છે.

શંકા—શિવપુરાણ એટલે વાયુપુરાણજ સમજવું. કેમકે વાયુપુરાણમાં શિવનું પ્રતિપાદન કરેલું છે. એ વાયુપુરાણ 'वचतुष्टयं' એ પદમાં આવી જાય છે, માટે શિવપુરાણનું ઉદાહરણ દેવું સંભવતું નથી.

સમાધાન—મુદ્‌ગલપુરાણમાં 'બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, અગ્નિપુરાણ, વાયુપુરાણ, અને મત્સ્યપુરાણ' એ વચનથી શિવપુરાણ અને વાયુપુરાણને પરસ્પરથી નોખાં ગણેલાં છે.

તેમજ વાયુપુરાણ કે જે પોતાના વચનથી પોતાને મહાપુરાણ કહે છે તેનેજ હવે પછી લખવામાં આવનારૂં શિવપુરાણનું વચન મહાપુરાણોથી બહિર્ભૂત જણાવે છે. આદિત્યપુરાણ પણ आलिंपाग्निपुराणानि એ કોઈ પુરાણના સંમત પાઠથી મહાપુરાણ, અને अनापलिंगकूस्काख्यं એ કોઇ પુરાણના સંમત પાઠથી મહાપુરાણોમાંથી બહિર્ભૂત જણાય છે. જેમ આ ચાર પુરાણોને કોઈ પુરાણમાં મહાપુરાણ અને કોઇ પુરાણમાં ઉપપુરાણ માનેલાં છે, તેમ ભગવતી ભાગવતનું પણ હોય એમાં શો વિરોધ છે? મતભેદને લીધે બન્ને પ્રકારનાં વચન પ્રમાણ છે.

શંકા—'બીજાં ઉપપુરાણ મુનિઓએ કહેલાં છે' ઇત્યાદિક વચનો પ્રમાણે ઉપપુરાણો

* આ શ્લોકનો અર્થ એવો છે કે આદિ અક્ષર म વાળાં બે, भ વાળાં બે, ब्र વાળાં ત્રણ, व વાળાં ચાર, आ વાળું એક, लिं વાળું એક, प વાળું એક, અગ્નિ, કૂર્મ, સ્કંદ અને ગરૂડ એવીરીતે અઢાર પુરાણ છે.

વ્યાસથી નોખા મુનિઓએ કરેલાં છે અને ભગવતીભાગવત તો વ્યાસે કરેલું છે માટે તેને ઉપપુરાણોમાં શી રીતે ગણાય!

સમાધાન–નારદપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ એઓ વ્યાસે કરેલાં છે તો પણ કોઇ પુરાણના મતમાં તેઓ ઉપપુરાણ દેખાય છે તેથી ઉપપુરાણો વ્યાસ વિના બીજા મુનિઓએ કરેલાં છે એવો નિયમ સ્વીકારવામાં આવતો નથી. ' મુનિઓએ બીજાં ઉપપુરાણ કહેલાં છે ' એ વચનનો અભિપ્રાય એવો છે કે 'ઘણું કરીને તે પ્રમાણે છે.'

શંકા–આ રીતે બન્ને ભાગવત મહાપુરાણોમાં પણ છે અને ઉપપુરાણોમાં પણ છે એમ સિદ્ધ થયું ત્યારે કયા પુરાણના મતમાં કયું ભાગવત મહાપુરાણ છે?

સમાધાન–શિવપુરાણના અને મત્સ્યપુરાણના મતમાં ભગવતી ભાગવતજ મહાપુરાણ છે. શિવપુરાણના ઉત્તરખંડમાં મધ્યમેશ્વરના માહાત્મ્યમાં 'શિવપાસેથી વરદાન મેળવીને વ્યાસે મહાપુરાણો કર્યાં છે' એમ કહ્યા પછી તેઓનાં અઢાર નામ કહીને તે યોગરૂઢ નામોનો અર્થ તેમાંજ કર્યો છે કે " હે તંડે મુનિ ! પહેલા પુરાણના વક્તા સાક્ષાત્ ચાર મ્હોડાંવાળા બ્રહ્મા છે માટે પહેલા પુરાણનું બ્રહ્મ એવું નામ છે. બીજા પુરાણમાં પદ્મકલ્પનું માહાત્મ્ય કહેલું છે તેથી તે બીજા પુરાણનું પાદ્મ એવું નામ છે. ત્રીજા પુરાણમાં વિષ્ણુનું પ્રતિપાદન કરેલું છે તેથી તે ત્રીજા પુરાણનું વિષ્ણુપુરાણ એવું નામ છે. જો કે એ પુરાણ પરાશરે કરેલું છે તો પણ પિતા અને પુત્રના અભેદનેલીધે તે વ્યાસે કહેલું મનાય છે. ચોથા પુરાણમાં પૂર્વોત્તર ખંડમાં શિવનું ચરિત્ર ઘણું છે તેથી તે ચોથા પુરાણનું શિવપુરાણ એવું નામ પૌરાણિક લોકો કહે છે. પાંચમું પુરાણ કે જેમાં દુર્ગા ભગવતીનું ચરિત્ર છે તેનેજ ભાગવત કહેલ છે. એ દેવીપુરાણ સમજવું નહિ. છઠ્ઠા પુરાણના વક્તા નારદ છે માટે તે છઠ્ઠા પુરાણનું નામ નારદીય કહેવાય છે. સાતમા પુરાણના વક્તા મહામુનિ માર્કંડેય છે તેથી તે સાતમા પુરાણનું માર્કંડેયપુરાણ એવું નામ છે. આઠમા પુરાણમાં અગ્નિનું વર્ણન છે તેથી તે અગ્નિપુરાણ કહેવાય છે. નવમા પુરાણમાં ભવિષ્ય કહ્યું છે તેથી તે ભવિષ્યપુરાણ કહેવાય છે. દશમા પુરાણમાં બ્રહ્મના વિવર્તનું વર્ણન કર્યું છે તેથી તે બ્રહ્મવૈવર્ત્ત પુરાણ કહેવાય છે. અગીયારમા પુરાણમાં લિંગનું ચરિત્ર કહ્યું છે તેથી તે લિંગપુરાણ કહેવાય છે. બારમા પુરાણમાં વરાહનું ચરિત્ર કહ્યું છે તેથી તે વરાહપુરાણ કહેવાય છે. તેરમા પુરાણમાં સ્કંદ શ્રોતા છે અને મહાદેવ વક્તા છે તેથી તે સ્કંદપુરાણ કહેવાય છે. ચૌદમા પુરાણમાં વામનજીનું ચરિત્ર કહ્યું છે તેથી તે વામનપુરાણ કહેવાય છે. પંદરમા પુરાણમાં કૂર્મનું ચરિત્ર કહ્યું છે તેથી તે કૂર્મપુરાણ કહેવાય છે. સોળમા પુરાણમાં મત્સ્યાવતારનું ચરિત્ર કહ્યું છે તેથી તે મત્સ્યપુરાણ કહેવાય છે. સત્તરમા પુરાણમાં પોતે ગરૂડ વક્તા છે તેથી તે ગરૂડપુરાણ કહેવાય છે. અઢારમા પુરાણમાં બ્રહ્માંડનું ચરિત્ર કહ્યું છે તેથી તે બ્રહ્માંડપુરાણ કહેવાય છે. " આમાં કોઇ પુરાણમાં વક્તાનો સંબંધ, કોઇ પુરાણમાં શ્રોતાનો સંબંધ, અને કોઇ પુરાણમાં પ્રતિપાદન કરવાના મુખ્ય દેવનો સંબંધ નોખનોખાં નામ પાડવાનું કારણ છે, એમ સ્પષ્ટજ દેખાડયું છે. તેમાં 'ભાગવત' એ નામનો અર્થ કરવાનું વાકય આ છે કે "જેમાં દુર્ગા ભગવતીનું ચરિત્ર છે તેજ ભાગવત કહેલ છે. એ દેવીપુરાણ સમજવું નહિ." આ વાક્યે ' જે

ભગવતીનું છે તે ભાગવત' એવી વ્યુત્પત્તિથી ગ્રંથમાં પ્રતિપાદન કરવાના મુખ્ય દેવના ચરિત્રનો સંબંધ 'ભાગવત' એવું નામ પાડવાનું કારણ છે એમ સ્પષ્ટજ દેખાડયું છે, અને તે 'ભગવતી કોણ?' એ અપેક્ષાને શાંત કરવાસારૂ 'દુર્ગા' એ વિશેષણ આપ્યું છે. 'તેજ ભાગવત' એમાં 'જ' શબ્દનો અર્થ નિશ્ચય છે, એટલે તેજ ભાગવત છે પણ બીજાં પુરાણના મતથી પ્રાપ્ત થએલું વિષ્ણુભાગવત મહાપુરાણ નથી, એમ શિવપુરાણે પોતાનો મત દેખાડયો છે. કોઇ ભગવતીભાગવતને પુરાણાંતરના મતથી ઉપપુરાણ સમજી લે તેનેવાસ્તે વળી શિવપુરાણે કહ્યું છે કે "દેવીપુરાણક સમજવું નહિ." 'પુરાણક' એ શબ્દમાં 'અલ્પે' એ સૂત્ર પ્રમાણે क પ્રત્યયનો અર્થ અલ્પ છે માટે પુરાણક એટલે અલ્પપુરાણ એવો અર્થ થાય છે. દેવીનું જે પુરાણક તે દેવીપુરાણક સમજવું. એટલે સઘળો અર્થ એવો થયો છે કે "જે આ ભાગવત કહ્યું તે દેવીનું ઉપપુરાણ નથી."વેદવ્યાસ આ વાકયથી, બીજાના મહાપુરાણપણાનો નિષેધ કરીને અને પોતે ધારેલાના ઉપપુરાણપણાનો નિષેધ કરીને શ્રીભગવતીભાગવતનુંજ મહાપુરાણપણું જણાવે છે. કારણ કે મહાપુરાણોમાં મુખ્યત્વે કરી દેવીના ચરિત્રનું પ્રતિપાદન કરનારૂં બીજું કોઇ પુરાણ નથી.

શંકા—નારદ આદિ પુરાણોનાં વચનોના બળથી 'વિષ્ણુ ભાગવતજ મહાપુરાણોની અંદર ગણાય છે' એવો નિર્વિઘ્ન નિશ્ચય થાય છે, માટે મતભેદથી બન્ને ભાગવતને મહાપુરાણ માનવાની કલ્પના છોડી દઈને તેજ વચનોના બળથી આ શિવપુરાણના વચનમાં થોડા ઘણા ભગવતીના ચરિત્રનું ગ્રહણ કરેલું માની 'એ વિષ્ણુભાગવતના નામનોજ અર્થ કરેલો છે' એવી કલ્પના શા માટે કરતા નથી? વિષ્ણુભાગવતમાં પણ દશમસ્કંધમાં વિંધ્યવાસિનીનું ચરિત્ર છે.

સમાધાન—જો એ પ્રમાણે વેદવ્યાસનું વિષ્ણુભાગવત વિષેજ તાત્પર્ય હોત તો વેદવ્યાસ 'જે ભગવાનનું છે તે ભાગવત' એવીજ વ્યુત્પત્તિ કરત. વેદવ્યાસના માથા ઉપર કોઈએ બોજો મૂકયો ન હતો કે જેથી તેણે પોતે ધારેલી યુક્તિવાળી વ્યુત્પત્તિ છોડી દઇને પ્રયોજન વિના પોતાના અભિપ્રાય વિરૂદ્ધ વ્યુત્પત્તિ કરી છે. શિવપુરાણ॥ આ વચનના સઘળા પ્રકરણમાં "ચોથા પુરાણમાં પૂર્વોત્તર ખંડમાં શિવનું ચરિત્ર ઘણું છે તેથી તેનું શિવપુરાણ એવું નામ પૌરાણિક લોકો કહે છે." ઇત્યાદિ વચનોથી ઘણાં ચરિત્ર અને મુખ્ય ચરિત્રનો સંબંધજ નામ પાડવાનું કારણ છે એવોજ મુનિનો અભિપ્રાય જણાય છે. મતભેદથી પુરાણભેદની કલ્પના કાંઈ અમેજ આ પુરાણનેવાસ્તે નવી કરી છે એમ નથી. કારણ કે આગળ કહેલી યુક્તિથી નારદપુરાણ, શિવપુરાણ, વાયુપુરાણ અને આદિત્યપુરાણ વિષે પણ તેવી કલ્પના કરવી પડે છે. કદાચ આ કલ્પના ભારે પડતી હોય તોપણ તેની બ્હીકથી વ્યાસના તાત્પર્યને ફેરવવાને કોઈ સમર્થ નથી. આવાં કારણથી ઉપર કહેલું તાત્પર્ય છોડી દઈને બીજું તાત્પર્ય માની બીજો અર્થ કરવો એ મોટું સાહસજ છે.

શંકા—ઉપર કહેલું શિવપુરાણનું વચન એક લક્ષણવાકય છે માટે તેનો 'જેમાં દુર્ગાનું ચરિત્ર છે તે ભાગવત છે' એવો અર્થ છે. આ ઉપરથી તે ભગવતીભાગવત નહિ હોવું જોઇએ. કારણ કે જો એ લક્ષણ ભગવતીભાગવતનું હોય તો જેનો વિધિ કર્યો તે વિષે નિષેધ નહિ હોવો જોઈએ. અને 'એ દેવીપુરાણક સમજવું નહિ' એ નિષેધ તો સ્પષ્ટ કરેલો છે, માટે એ લક્ષણ વિષ્ણુભાગવતનું જ છે. કદાચ તમે એમ

કહેશો કે "એવી રીતે થોડુંક દુર્ગાનું ચરિત્ર તો બીજાં પુરાણોમાં પણ છે તો તેથી તેઓને પણ કહેવાં જોઈએ." તો આ વાત યોગ્ય નથી. કારણ કે જેમ વૃત્રાસુરના વધની કથા બીજાં પુરાણોમાં છે તો પણ તેને ભાગવતના લક્ષણરૂપ માની છે તેમ દુર્ગાનું ચરિત્ર બીજાં પુરાણોમાં છતાં પણ તેને ભાગવતના લક્ષણરૂપ માનવામાં વિરોધ નથી.

સમાધાન—આવી કલ્પના કરવાથી, પ્રથમ જે પુરાણોનાં નામ પાડવા વિષેનું શિવપુરાણનું પ્રકરણ કહ્યું છે તેને વિરોધ આવે છે. એ માત્ર લક્ષણવાક્ય છે, એ પક્ષમાં પણ એ લક્ષણ મહાપુરાણના ઉદ્દેશથીજ છે, તો ઉપપુરાણોમાં તેનું લાગુ પડવું નહિ હોવાથી અને દેવીપુરાણ તથા કાલિકાપુરાણ એ બન્ને ઉપપુરાણજ છે એવો નિશ્ચય થવાથી તેઓમાં તે લક્ષણ જતુંજ નથી; તો 'એ દેવીપુરાણક સમજવું નહિ' એ નિષેધ વ્યર્થજ થાય છે, માટે એ નિષેધનો અર્થ અમે જે ઉપર કહ્યો છે તેજ યોગ્ય છે. વળી તમને પૂછીએ છીએ કે માત્ર લક્ષણવાક્ય છે એ પક્ષમાં થોડું ઘણું ચરિત્ર લેવાનું છે કે સઘળું ચરિત્ર લેવાનું છે? થોડું ઘણું ચરિત્ર તો સઘળાં મહાપુરાણોમાં છે તેથી, માત્ર દેવીપુરાણનો નિષેધ કરવાથી નિર્વાહ થતો નથી. નિષેધ તો માત્ર દેવીપુરાણનોજ કરેલો છે તેથી તમારે સઘળું દેવીનું ચરિત્રજ લેવું પડશે અને એમ થવાથી તમારૂં ધારેલુંજ સિદ્ધ થતું નથી પણ મુખ્યત્વે વિષ્ણુભાગવતમાં દુર્ગાનું ચરિત્ર નહિ હોવાથી મારૂં ધારેલું સિદ્ધ થાય છે. 'નિષેધ અને વિધિનો એક વિષય ન હોવો જોઇએ' એ દૂષણ તો સંભવતુંજ નથી. કારણ કે પ્રકરણના બળથી તાત્પર્યનો નિશ્ચય થતાં તે તાત્પર્યના વિષયને છોડીનેજ નિષેધ પ્રવૃત્ત થાય છે. 'વૃત્રાસુરના વધવાળું' એ લક્ષણ તો ગાયત્રીથી આરંભરૂપ લક્ષણની સાથે છે તેથી તે લક્ષણ બીજાં પુરાણોમાં જતું નથી માટે ઉપર કહેલોજ તે વચનનો અર્થ છે, તો તે વચનઉપરથી ભગવતી ભાગવત મહાપુરાણ છે અને વિષ્ણુભાગવત મહાપુરાણ નથી એવો શિવપુરાણનો મત છે. ભગવતી ભાગવતમાં ઉપર કહેલા બે નિયમ છે અને વિષ્ણુભાગવતમાં તે પ્રમાણે બે નિયમ નથી, માટે શિવપુરાણનો મતજ મુખ્ય છે અને બીજાં પુરાણનો મત તો એકદેશી છે, એમ એ બે નિયમ દેખાડનારા વ્યાસવાક્યે સ્પષ્ટજ સમજાવ્યું છે, એમ વિદ્વાનો વિચાર કરો.

'શિવપુરાણ આદિપુરાણ તથા ભગવતીભાગવત' એ પદ્મપુરાણના વચનથી મેળવીને 'હે દેવેશિ! નવરાત્રમાં તો સાવધાનપણાથી અને નિયમથી દુર્ગાભાગવતનો પાઠ કરવો તથા સપ્તશતી ચંડીનો જપ કરવો' એ દુર્ગાતરંગિણીમાં લખેલા યામલના વચનથી તથા 'શ્રી દેવીને પ્રસન્ન કરવાવાસ્તે ભક્તિપૂર્વક સાવધાન રહી પ્રીતિથી નિત્ય ભગવતી ભાગવતનો પાઠ કરવો અને નવરાત્રમાં તો વિશેષે કરી કરવો'એ મહેશ ઠક્કુરે કરેલા દુર્ગાપ્રદીપમાં લખેલા યામલના વચનથી સપ્રમાણ માનવા યોગ્ય ભગવતી ભાગવતને સર્વથા ઉપપુરાણોમાંજ નાખીએ તો 'તેઓમાં પવિત્ર અને વેદસમાન ભાગવત પુરાણ પાંચમું છે' એ ભગવતી ભાગવતના પ્રથમ સ્કંધનું વચન કે જે મહાપુરાણોમાં પાંચમું આ પુરાણ છે એવા અર્થવાળું છે તેને નિરાધારપણાને લીધે અપ્રમાણપણું પ્રાપ્ત થઇ જાય છે. મારા મતમાં એ વચનને સ્થલ મળવાથી અપ્રમાણપણું થતું નથી અને તે વચનના પ્રમાણપણાથી પણ ભગવતી ભાગવતજ મહાપુરાણ છે એમ સિદ્ધ થાય છે.

હેમાદ્રિમાં કાલિકાપુરાણનું વચન લખ્યુ

છે કે "જે આ કાલિકાપુરાણ છે તેનું મૂલ ભાગવત છે" તો આ વચન પણ ભગવતી ભાગવતનુંજ મહાપુરાણપણું સમજાવે છે. જેમ કે "હે ઉત્તમ બ્રાહ્મણો ! જે પુરાણ અઢારપુરાણોથી નોખું જોવામાં આવે તે પુરાણ મહાપુરાણોમાંથી નીકળેલું જાણજો." એ મત્સ્યપુરાણના વચનથી ઉપપુરાણોનાં મૂળ મહાપુરાણો છે એવો નિયમ હોવાને લીધે આ કાલિકાપુરાણનું મૂળ કયું મહાપુરાણ છે ? એવી આકાંક્ષા થતાં 'આ જે કાલિકાપુરાણ છે તેનું મૂળ ભાગવત છે' એવો તેનો અર્થ નિબંધકારોએ દેખાડેલો છે. જેમ બીજાં ઉપપુરાણો એક એક મહાપુરાણમાંથી નીકળ્યાં છે તેમ આ કાલિકાપુરાણ, ભાગવતમાંથી ઉત્પન્ન થયું છે, એવો તેઓનો છેવટનો અભિપ્રાય છે. એ કાલિકાપુરાણના મૂળરૂપ જે ભાગવત કહ્યું તે વિષ્ણુભાગવત નહિ હોવું જોઈએ. કારણ કે દેવીના ઉપપુરાણનું મૂળ દેવીનું મહાપુરાણજ હોવામાં સમંજસપણું છે. શિવનાં ઉપપુરાણો શિવનાં મહાપુરાણોથી અને વિષ્ણુનાં ઉપપુરાણો વિષ્ણુનાં મહાપુરાણોથી ઉત્પન્ન થએલાં દેખાય છે, માટે ભગવતી ભાગવતજ કાલિકાપુરાણનું મૂળ ઠરવાને લીધે ભગવતી ભાગવતનું મહાપુરાણપણું સિદ્ધ થાય છે. કોઇ કોઇ ઉપપુરાણોમાં તેઓના મૂળરૂપે મહાપુરાણોનાં નામ પ્રસિદ્ધ નથી ત્યાં યથાયોગ્ય અનુમાન કરી લેવું.

આદિત્યપુરાણની દૃષ્ટિથી પણ ભગવતી ભાગવતજ મહાપુરાણ છે. જેમકે આદિત્યપુરાણમાં રક્તાસુરના વધના પ્રકરણમાં "જેણે ક્રૂર મહિષાસુરને અને વૃત્રાસુરને માર્યા હતા તે દેવી હમણાં રક્તાસુરને મારીને તમને સ્વર્ગનું રાજ્ય દેશે."એ વચન છે, તો આ વચનથી આદિત્યપુરાણે ભગવતી ભાગવતમાં પોતાની સંમતિ દેખાડીછે.ભગવતી ભાગવત વિના બીજાં સઘળાં પુરાણોમાં દેવીએ કરેલો વૃત્રાસુરનો વધ ક્યાંય નથી. સર્વ પુરાણોમાં ઇંદ્રે વૃત્રાસુરનો વધ કર્યાની કથા છે, અને માત્ર ભગવતી ભાગવતમાંજ દેવીએ વૃત્રાસુરનો વધ કર્યાની કથા છે. આદિત્ય પુરાણે એ કથાનું ગ્રહણ કરવાથી ભગવતી ભાગવતમાં પોતાની સંમતિ દેખાડી છે એમ કહેવું યોગ્યજ છે. વળી તેજ આદિત્ય પુરાણમાં પુરાણદાનના પ્રકરણમાં "હે બ્રાહ્મણો ! જે પુરૂષ સૂર્યના ભક્તને ભાગવતનું દાન દે તે પુરૂષ સર્વ પાપોથી મુક્ત થઈને અને સર્વ વ્યાધિઓથી રહિત થઈને સો વર્ષ કરતાં પણ કાંઈક વધારે જીવે અને અંતે સૂર્યના પદને પામે" એમ લખ્યું છે. આ વચનમાં આદિત્ય પુરાણે પોતે સ્વીકારેલું ભાગવતજ તેવુંજ યોગ્યછે એટલુંજ નહિપણ આ વચન ભગવતી ભાગવતના પક્ષમાંજ સારસ્યથી મળતું આવે છે. કારણ કે ભગવતી ભાગવતના પ્રથમ શ્લોકમાં, એકાદશસ્કંધમાં તથા દ્વાદશસ્કંધમાં પણ ગાયત્રી વિધાન અને ગાયત્રી સહસ્રનામાદિક કહેલાં છે, અને ગાયત્રીના દેવતા સૂર્ય છે. વિષ્ણુભાગવત લીધું હોય તો 'વૈકુંઠમાં જાય' એમજ કહેત.

"જેમાં ગાયત્રીનો અધિકાર કરીને ધર્મના વિસ્તારનું વર્ણન કર્યું છે તથા જેમાં વૃત્રાસુરના વધની કથા છે તે ભાગવત પુરાણ મનાય છે" એ મત્સ્યપુરાણનું વચન પણ ભગવતી ભાગવતનેજ મહાપુરાણ કહે છે. જેના ત્રણ પાદ હોય તે ગાયત્રી છંદ એમ વેદમાં ગાયત્રીનું લક્ષણ કહ્યું છે, તેથી ત્રણ પાદવાળા છંદને પ્રથમ લખીને જેમાં ધર્મના વિસ્તારનું વર્ણન કર્યું છે તે ભાગવતપુરાણ છે, એવો મત્સ્યપુરાણના વચનનો અર્થ થાય છે. ત્રણ પાદના છંદવાળો ભગવતી ભાગવતનો 'सर्वचैतन्य -पां तामाद्यां विद्यां धीमहि । बुद्धिं

यो नः प्रचोदयात्' એ પહેલોજ શ્લોક છે. વિષ્ણુભાગવતના પહેલા શ્લોકનું એ છંદ નથી. મુખ્ય અર્થ સંભવતાં છતાં ગાયત્રી પદનો લક્ષણાથી धीमहि એવો અર્થ કરીને આ વચનને વિષ્ણુભાગવતમાં લાગુ પાડવું એ કેવળ સાહસજ છે. કોઈ પુરાણોમાં જો તેવાંજ વિષ્ણુભાગવતને લાગુ પડનારાં વચનો હોય તો ત્યાં બીજી ગતિ ન રહેવાનેલીધે લક્ષણા કરવી;પરંતુ મત્સ્યપુરાણનું વચન કે જે ત્રાહેત છે તેમાં મુખ્ય અર્થનો સંભવ છતાં લક્ષણા લેવી અયોગ્ય છે. જો કે ભગવતીભાગવતનાં હમણાં મળતાં પુસ્તકોમાં ક્યાંક ચાર પાદવાળો પણ શ્લોક જોવામાં આવે છે, તો પણ સપ્તશતીમાં ગુપ્તવતી ટીકાના કરનાર આદિ ગ્રંથકારોએ ત્રણ પાદવાળાજ શ્લોકનું વ્યાખ્યાન કર્યું છે, તેથી તેજ પાઠ સંપ્રદાયસિદ્ધ છે, એમ સમજવું. 'ગાયત્રીનો અર્થ વિષ્ણુનું ધ્યાન કરવું એજ છે, પણ શિવ, શક્તિ, સૂર્યાદિકનું ધ્યાન કરવું એ નથી' એમ કેટલાએ જે કહ્યું છે તેનું મૂલ નાસ્તિકપણુંજ છે. મૈત્રાયણી શાખાવાળાઓની 'भर्गो वै रुद्र' એ શ્રુતિમાં, પ્રપંચસાર આદિ સઘળા તંત્રોમાં અને પુરાણાદિકમાં પણ શિવ, સૂર્ય અને શક્તિ આદિ અર્થ કહેલ છે. સામાવાળાઓએ કહેલું અગ્નિપુરાણનું વાક્ય તો 'વિરોધ ન હોય ત્યાં સ્મૃતિના વચનને સ્વતંત્ર પ્રમાણ ગણવું' એ મીમાંસા–સૂત્રના ન્યાયના અભિપ્રાય પ્રમાણે સ્વતંત્ર પ્રમાણ નથી પણ સ્તુતિ કરનારૂં વાક્યજ છે.

જેમાં હયગ્રીવ–બ્રહ્મવિદ્યા કહી છે તથા વૃત્રાસુરનો વધ કહેલ છે અને જેનો આરંભ ગાયત્રીથી છે તેને ભાગવતપુરાણ કહે છે. કારણ કે હયગ્રીવ નામનો દૈત્ય ભગવતી ભાગવતના પ્રથમસ્કંધમાં પ્રસિદ્ધ છે. તેણે ઉપાસના કરેલી, બ્રહ્મનું પ્રતિપાદન કરનારી વિદ્યા એટલે જેનો દેવતા સ્ત્રી છે એવો મંત્ર, એ વિદ્યા જેમાં છે તે ભાગવત જાણવું, એવો એ વાક્યનો અર્થ છે. તે દૈત્ય અને તેણે ઉપાસના કરેલી વિદ્યા, એ બન્ને ભગવતીભાગવતમાંજ પ્રથમસ્કંધમાં 'મારા માયાબીજરૂપ મંત્રને જપતો' ઇત્યાદિક વાક્યોથી દેખાડેલ છે.

શંકા–વિષ્ણુ ભાગવતમાં પણ પંચમસ્કંધમાં હયગ્રીવનો મંત્ર છે તેથી એ વાક્ય બન્ને ભાગવતને સાધારણ છે.

સમાધાન--નારદીયપુરાણમાં અને શારદાતિલક આદિ નિબંધોમાં 'જેના દેવ પુરૂષ હોય તે મંત્ર કહેવાય અને જેના દેવ સ્ત્રી હોય તે વિદ્યા કહેવાય' ઇત્યાદિક વચનોથી જેના દેવ સ્ત્રી હોય એવા મંત્રોનેજ વિદ્યા કહેવાય પણ જેના દેવ પુરૂષ હોય તે મંત્રોને વિદ્યા ન કહેવાય,એમ પ્રતિપાદન કરેલું છે, માટે તમારી વાત યોગ્ય નથી. કોઇ સ્થલમાં જેના દેવ પુરૂષ હોય એવા મંત્રોને પણ વિદ્યા શબ્દ લગાડ્યો છે તે ગૌણ છે. ગૌણ અર્થ લઇને તે વચનને વિષ્ણુ ભાગવતમાં લાગુ પાડવું યોગ્ય નથી. કારણ કે લક્ષણારૂપ દોષ આવે છે. આ રીતે એ વચન બન્ને ભાગવતને સાધારણ નથી માટે ભગવતીભાગવતનુંજ મહાપુરાણપણું જણાવે છે.

'સારસ્વત કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ મત્સ્યપુરાણના વચનથી પણ ભગવતીભાગવતજ મહાપુરાણ છે. મત્સ્યપુરાણમાં આ પ્રમાણે પ્રકરણની શુદ્ધિ છે. ઋષિઓએ પૂછ્યું કે હે સૂત! વિસ્તારપૂર્વક અનુક્રમથી પુરાણોની સંખ્યા કહો. આના ઉત્તરમાં 'બ્રહ્માએ જે પ્રથમ કહ્યું તે બ્રાહ્મપુરાણ, પદ્મકલ્પનું જેમાં વૃત્તાંત આવે છે તે પદ્મપુરાણ, વારાહકલ્પનું જેમાં વૃત્તાંત આવે છે તે વિષ્ણુપુરાણ અને શ્વેતકલ્પનું જેમાં

વૃત્તાંત આવે છે તે વાયુપુરાણ,' એ પ્રમાણે તે તે કલ્પોનાં વૃત્તાંતો ઉપરથી તે તે પુરાણોનાં નામ કહ્યા પછી ' જેમાં ગાયત્રીનો અધિકાર કરીને ધર્મના વિસ્તારનું વર્ણન કર્યું છે, તથા જેમાં વૃત્રાસુરના વધની કથા આવે છે, તે ભાગવતપુરાણ છે. સારસ્વત કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થયા છે તેઓનાં વૃત્તાંતનું જેમાં વર્ણન છે, તે પુરાણ લોકમાં ભાગવત મનાય છે' એમ કહીને તે પછી તે તે કલ્પનાં વૃત્તાંતોવાળાં બીજાં પણ મહાપુરાણોજ દેખાડયાં છે. તે પછી ઉપપુરાણો કહેવાનેવાસ્તે ' ઉપભેદ કહીશ' એમ પ્રતિજ્ઞા કરીને પદ્મપુરાણમાંથી નારસિંહપુરાણ નીકળ્યું છે, એવી ઢપથી નંદિપુરાણ, સાંબપુરાણ અને આદિત્યપુરાણ વિષે કહીને ' જે પુરાણ અઢાર પુરાણોથી નોખું દેખવામાં આવે તેને એ અઢારમાંથી નીકળેલું જાણજો' એ વચનથી બીજાં ઉપપુરાણો પણ મહાપુરાણોમાંથીજ નીકળ્યાં છે એમ સૂતે કહ્યું છે. પછી ' સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર ' ઇત્યાદિ સંદર્ભથી પુરાણનાં લક્ષણો કહીને 'સાત્વિક કલ્પોમાં વિષ્ણુનું માહાત્મ્ય અધિક છે, રાજસ કલ્પોમાં બ્રહ્માનું માહાત્મ્ય અધિક છે, તામસ કલ્પોમાં અગ્નિ તથા શિવનું માહાત્મ્ય અધિક છે, અને સંકીર્ણ કલ્પોમાં સરસ્વતીનું તથા પિતૃઓનું માહાત્મ્ય અધિક છે, એ વચનથી પુરાણોમાં પ્રતિપાદન કરેલા વિષ્ણુ, બ્રહ્મા, અગ્નિ, શિવ, સરસ્વતી અને પિતૃઓના માહાત્મ્યના સંબંધને લીધે કલ્પોને સાત્વિક, રાજસ, તામસ અને સંકીર્ણ એવી રીતે ચાર પ્રકારના કહ્યા છે. તેમાં કલ્પોને તે તે દેવતાઓના સંબંધ થવાનું જ્ઞાન તો તે તે કલ્પોને લગતાં તે તે પુરાણોમાં પ્રતિપાદન કરેલા મુખ્ય દેવતાઓના જ્ઞાન ઉપરથીજ થાય છે એમ સમજવું. કારણ કે એથી બીજો પ્રકાર કોઈ પણ પુરાણોમાં મળતો નથી. આ પ્રમાણે છે તો 'સારસ્વત કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થયા છે તેઓના વૃત્તાંતનું જેમાં વર્ણન છે તે પુરાણ લોકમાં ભાગવત મનાય છે ' એ વચન ભાગવતના લક્ષણને પ્રતિપાદન કરનારૂં છે. જેમ ગરૂડનો જે કલ્પ તે ગારૂડ, અને વરાહનો જે કલ્પ તે વારાહ, એવી વ્યુત્પત્તિ પ્રસિદ્ધ છે;તેમ સરસ્વતીનો જે કલ્પ તે સારસ્વત, એવી વ્યુત્પત્તિથી તેનો અર્થ સમજવો. ' સરસ્વતીનો કલ્પ અને ગૌરી કલ્પ' એવી રીતે કલ્પોનાં નામમાં તેને સરસ્વતીનો કલ્પજ કહ્યો છે. મત્સ્યપુરાણના છેલ્લાથી પહેલા અધ્યાયમાં 'સંકીર્ણ કલ્પોમાં સરસ્વતીનો અને પિતૃઓનો કલ્પ કહેવાય છે' એ વચનથી તે પ્રમાણેજ કહ્યું છે,તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રના કલ્પની પેઠે તથા ગૌરી અને લક્ષ્મીના કલ્પની પેઠે સરસ્વતીનો કલ્પ પણ અર્થાત્ પ્રાપ્ત છે, માટે તેવા સારસ્વત કલ્પના સંબંધમાં જે દેવ અને મનુષ્યો છે, તેઓના વૃત્તાંતની ઉત્પત્તિ જેથી થઇ છે તે ભાગવત કહેવાય છે, એટલે તે વૃત્તાંતને દેખાડનારૂં જે પુરાણ છે તેનું નામ ભાગવત છે એવો ફલિતાર્થ થયો. આ વિષયમાં જે જે કલ્પોમાં જે જે દેવતાઓના આવિર્ભાવ થયા છે તે તે કલ્પો તે તે દેવતાઓના નામ ઉપરથી કહેવાય છે. આ વાત તે તે નામના કલ્પના આશ્રયમાં રહેલાં પુરાણોમાં મુખ્યત્વે તે તે દેવતાઓની ઉત્પત્તિ દેખાડનારાં વાક્યો ઉપરથી લક્ષ્મીકલ્પ આદિ કલ્પોના સંબંધવાળાં કૂર્મપુરાણાદિકમાં સર્વ સ્થળે પ્રસિદ્ધજ છે, માટે મુખ્યત્વે કરી સરસ્વતીના આવિર્ભાવને પ્રતિપાદન કરનારૂં જે પુરાણ છે તે ભાગવત, એવો અત્યંત માર્મિક અર્થ થયો. તેમાં 'સારસ્વતકલ્પ' એ પદથીજ કલ્પને સરસ્વતીનો સંબંધ

જણાતાં તે કલ્પનું સંકીર્ણપણું તો 'સંકીર્ણ કલ્પોમાં સરસ્વતીનું અને પિતૃઓનું માહાત્મ્ય કહેવાય છે' એ વચનનેલીધે ઈશ્વરની પ્રેરણા વિના પણ ઘેર આવીજ ચૂક્યું, એ મત્સ્યપુરાણના વચનમાં ભાગવત શબ્દથી વિષ્ણુભાગવતનું ગ્રહણ થવું તો વાંઝણીના પુત્ર સમાનજ છે, કારણ કે તે વિષ્ણુભાગવતમાં મુખ્યપણે સરસ્વતીનો આવિર્ભાવ નથી. વિષ્ણુ ભાગવતમાં બીજા સ્કંધમાં 'હવે પદ્મકલ્પ સાંભળો.' એ વચનથી પોતાને મ્હોડેજ પોતામાં પદ્મકલ્પની કથા મુખ્ય છે એમ કહ્યું છે, માટે તે વાતથી આ વાતને વિરોધ આવે છે.

શંકા—પાદ્મકલ્પ એજ સારસ્વત કલ્પ છે. સરસ્વત્ એવું સમુદ્રનું નામ છે, તો તેમાંથી ઉત્પન્ન થએલું જે કમળ તે સારસ્વત કહેવાય, માટે તે સારસ્વતનો જે કલ્પ તે સારસ્વત કલ્પ, એવી વ્યુત્પત્તિ થઈ શકે છે.

સમાધાન—'તેમાં પદ્મકલ્પનું વૃત્તાંત કહ્યું છે માટે પદ્મપુરાણ કહેવાય છે' એ પ્રથમ કહેલા શિવપુરાણના વચને તથા 'એજ કમળ જ્યારે સુવર્ણમય જગતરૂપ થઇ ગયું હતું તે સમયના વૃત્તાંતનું જેમાં વર્ણન છે, તે પુરાણને પંડિતો પદ્મપુરાણ કહે છે. એ પદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકનું છે.' એ મત્સ્યપુરાણના વચને અને સારસ્વત કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થયા છે તેઓના વૃત્તાંતનું જેમાં વર્ણન છે તે પુરાણ લોકમાં ભાગવત મનાય છે, એ વચને પાદ્મકલ્પ તથા સારસ્વતકલ્પને નોખા કહ્યા છે. સારસ્વત કલ્પ અને પાદ્મ કલ્પ, એ બન્ને એકજ હોય તો પાદ્મ અને ભાગવત એ બન્ને પુરાણ પદ્મકલ્પને પ્રતિપાદન કરનારાં છે એમજ કહે. 'તેમાં પાદ્મકલ્પનું વૃત્તાંત કહ્યું છે માટે પદ્મ પુરાણ કહેવાય છે' એ વચનમાં પાદ્મ શબ્દ કે જે 'જેઓ લોકમાં પ્રખ્યાત અને સ્વતંત્ર અભિવ્યક્ત અર્થવાળા શબ્દો છે તેઓને આધારે શાસ્ત્રનો અર્થ કરવો પણ તે શબ્દો જેવા બીજા શબ્દો કલ્પીને તેઓના આધારે શાસ્ત્રનો અર્થ કરવો નહિ' એ ન્યાય પ્રમાણે બુદ્ધિમાં પ્રથમ આવે છે તેને છોડી દઇને અપ્રસિદ્ધ સારસ્વત શબ્દને પાદ્મનો પર્યાય કલ્પી સારસ્વત કલ્પ એટલે પાદ્મ કલ્પ એવો શાસ્ત્રાર્થ કરવામાં કશું પ્રયોજન નથી. વળી 'સરસ્વતીનો કલ્પ' ઇત્યાદિક પ્રથમ કહેલાં ઘણાં વચનો કે જેઓ સારસ્વત શબ્દનો અર્થ જણાવનારાં છે તેઓનો આ વાતથી વિરોધ આવે છે.

શંકા—પાદ્મ કલ્પને અને સારસ્વત કલ્પને નોખા માનશો તો મત્સ્ય પુરાણના છેલ્લા અધ્યાયમાં કહેલા ત્રીશ કલ્પોમાં સારસ્વત શબ્દથી પાદ્મનું ગ્રહણ થશે નહિ.

સમાધાન—પ્રભાસ ખંડમાં કલ્પોની અંદર વિષ્ણુજ કલ્પ, આર્ચિષ કલ્પ અને સુપુમાન્ કલ્પનું ગ્રહણ કર્યા છતાં પણ જેમ મત્સ્યપુરાણના છેલ્લા અધ્યાયમાં તેઓનું ગ્રહણ કર્યું નથી તેમ પાદ્મકલ્પનું પણ ગ્રહણ કર્યું નથી એ વાત તુલ્ય છે. જો પર્યાય માનીને તેઓનો કોઈમાં અંતર્ભાવ કરતા હો તો પાદ્મનો પણ કોઈમાં અંતર્ભાવ થઇ જશે. આ કારણથીજ વિષ્ણુભાગવતના પ્રબંધની ટીકા કરનારાએ કહ્યું છે કે "પિતૃકલ્પમાંજ પહેલા અર્ધને અંતે પદ્મની ઉત્પત્તિ થઈ છે માટે 'પિતૃકલ્પ' એ શબ્દથી પાદ્મકલ્પનો સંગ્રહ સમજવો." પુરાણ કલ્પો કહેવાના પ્રકરણમાં સારસ્વત કલ્પ અને પાદ્મ કલ્પને નોખા પાડ્યા છે માટે સારસ્વત શબ્દથી પાદ્મનું ગ્રહણ સર્વથા થાય નહિ. વાસ્તવિક વિચાર કરતાં તો બ્રહ્માની ત્રીશ તિથિઓરૂપ ત્રીશ કલ્પો પ્રતિપદા આદિ ત્રીશ તિથિઓમાં ઉત્પન્ન થાય છે અને ભૂઃ ભુવઃ સુવઃ અને ભૂર્ભુવઃ સુવઃ

ઇત્યાદિ તેત્રીશ કલ્પો અને પુરાણો વિષે રહેલા પાદ્મ આદિ કલ્પો બ્રહ્માના પ્રત્યેક દિવસોમાં ઉત્પન્ન થાય છે માટે દિનકલ્પ અને તિથિકલ્પોમાં અત્યંત ભેદ હોવાથી તિથિ કલ્પોની અંદર દિનકલ્પરૂપ પાદ્મ આદિનું ગ્રહણ થાય નહિ એવો સિદ્ધાંત છે.

શંકા—જો કે વિષ્ણુભાગવતમાં આરંભથી પદ્મકલ્પની કથા કહી છે તોપણ દશમસ્કંધમાં શ્રીકૃષ્ણના જન્મનું જે પ્રકરણ છે તે સારસ્વત કલ્પના વૃત્તાંતવાળું હોવાથી 'સારસ્વત કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થયા છે તેઓના વૃત્તાંતનું જેમાં વર્ણન છે તે પુરાણ ભાગવત મનાય છે.' એ વચનનો વિષય વિષ્ણુભાગવતજ છે.

સમાધાન—શ્રીકૃષ્ણના જન્મનું પ્રકરણ સારસ્વત કલ્પમાં થયું છે એમ પ્રતિપાદન કરનારાં વચનો નિર્મૂલ છે અને કદાચ સમૂલ હોય તોપણ જે પુરાણમાં જે કલ્પનું પ્રથમથી પ્રતિપાદન કર્યું હોય તે કલ્પને પ્રતિપાદન કરનારૂં તે પુરાણ માનવું એવો નિયમ છે. સર્વ પુરાણોમાં એ પ્રમાણેજ જોવામાં આવે છે. આ ઉપરથી શ્રીકૃષ્ણના જન્મનું પ્રકરણ જો કે દશમસ્કંધમાં છે તો પણ પહેલાંથી તે કથા નહિ હોવાથી અને પદ્મકલ્પની કથા પહેલાંથીજ છે એમ પોતે કહ્યું છે તેથી 'સારસ્વતકલ્પની અંદર' એ વચન વિષ્ણુ ભાગવતને લાગુ પડતું નથી. જેમ શ્રીકૃષ્ણના જન્મનું પ્રકરણ દશમસ્કંધમાં કહ્યુંછે તેમ સઘળાં પુરાણોમાં પણ કહ્યું છે તો તેથી સર્વ પુરાણોને એ વચન લાગુ પડે અને તેથી સર્વ પુરાણોને ભાગવત કહેવાં પડે; માટે જેમાં પ્રથમથી સારસ્વત કલ્પનું પ્રતિપાદન કર્યું હોય તે પુરાણનેજ એ વચનના વિષયરૂપ કહેવું યોગ્ય છે અને તેવું તો ભગવતી ભાગવતજ છે માટે તેનેજ મત્સ્યપુરાણનું વચન લાગુ પડે છે.

શિવપુરાણની ઉમા સંહિતામાં "હે રાજા! બ્રહ્માએ સારી રીતે સ્તુતિ કરેલાં, મધુકૈટભનો નાશ કરનારાં, મહાવિદ્યાઓનાં અધિપતિ જગદંબા ફાગણ શુદ બારશને દિવસે ઉત્પન્ન થયાં હતાં" એ વચન ઉપરથી ફાગણ શુદ બારશે દેવીનો જન્મ થયો છે અને તેજ દિવસે સારસ્વત કલ્પની ઉત્પત્તિ થઈ છે એમ જણાય છે. હેમાદ્રિના કલ્પશ્રાદ્ધપ્રકરણમાં નાગરખંડમાં આ વાત કહી છે કે ફાલ્ગુન શુદ બારશને દિવસે સારસ્વત કલ્પ થયો છે માટે "સારસ્વત (સરસ્વતીના) કલ્પની અંદર જે મનુષ્ય અને દેવ ઉત્પન્ન થયા છે" એ વચનનો વિષય સર્વથા ભગવતી ભાગવતજ છે પણ વિષ્ણુભાગવત નથી એમ સમજવું, વિષ્ણુભાગવત એ વચનનો વિષય છે એમ માનશું તો તેમાં વિષ્ણુના માહાત્મ્યનું પ્રતિપાદન કરેલું હોવાને લીધે તેના સંબંધના કલ્પને સાત્વિકપણુંજ આવી જશે. કારણ કે સાત્વિક કલ્પમાં વિષ્ણુનું માહાત્મ્ય અધિક છે' એવું વચન છે. આમ થવાથી સંકીર્ણ કલ્પોમાં સરસ્વતીનું માહાત્મ્ય અધિક છે' એ વચને તથા સારસ્વત એ નામે પણ પરમહંસ આશ્રમ લેવાની સામગ્રીજ કરવી પડશે. (નીકળી જવુંજ પડશે.) આ કારણોને લીધે સામાવાળાએ વિષ્ણુભાગવતને છોડી દઇને ભગવતી ભાગવતજ મત્સ્યપુરાણના વચનનો વિષય છે, એમ પોતાની ઇચ્છા વિના પણ કહેવુંજ પડશે; માટે 'સારસ્વત કલ્પની અંદર' એ વચનથી ભગવતી ભાગવતજ મહાપુરાણ ઠરે છે. ભગવતી ભાગવતમાં સરસ્વતીના આવિર્ભાવને પ્રતિપાદન કરનારૂં વચન છે. ભગવતી ભાગવતના પ્રથમ સ્કંધમાં કહ્યું છે કે "મહાલક્ષ્મી, મહાસરસ્વતી અને મહાકાળી, એ ત્રણ સ્ત્રીઓ જગદંબાની સાત્વિકી, રાજસી અને તામસી શક્તિરૂપ છે. એ ત્રણ શક્તિઓએ સૃષ્ટિનેમાટે

દેહનો જે અંગીકાર કર્યો છે તેને શાસ્ત્ર જાણનારા લોકો સર્ગ કહે છે." 'હે અંબરીષ રાજા! શુકપ્રોક્ત ભાગવતનું નિરંતર શ્રવણ કરજે' એ વચન તો 'શુકને કહેલું તે શુકપ્રોક્ત' એવી વ્યુત્પત્તિથી ભગવતી ભાગવતને લાગુ પડતું પણ સંભવે છે કારણ કે વ્યાસે ભગવતી ભાગવત શુકદેવીજીનેજ કહ્યું છે.

"વ્યાસે અઢાર પુરાણોને કરીને તેઓને ઉત્તેજન આપનારૂં સઘળું ભારત રૂપ આખ્યાન કર્યું છે" એ મત્સ્યપુરાણનું વચન પણ ભગવતી ભાગવતનુંજ મહાપુરાણપણું જણાવે છે. કારણ કે અઢાર પુરાણ થયા પછી ભારત થયું છે અને ભારત પછી વિષ્ણુભાગવત થયું છે. ભારત રચ્યા પછી ખેદ પામેલા વ્યાસે વિષ્ણુભાગવત કર્યું છે, એમ વિષ્ણુભાગવતમાંજ કહ્યું છે.

શંકા—'હે રાજા! વેદની શાખાઓ, પુરાણો, વેદાંત અને ભારત કરીને હું પણ મનમાં મોહથી અત્યંત મૂઢ થઈ ગયો હતો' એમ ભગવતી ભાગવતમાંજ ત્રીજાસ્કંધમાં કહ્યું છે માટ ભગવતી ભાગવતમાં પણ તે વિરોધ એવો ને એવો રહે છે.

સમાધાન—મારા મતમાં એમ છે કે તે સમયે ભગવતી ભાગવત ગ્રંથના આકારે થયુંજ નહતું, પણ વ્યાસે 'હું જનમેજયને આ વિષય કહીશ' એમ જ્ઞાનચક્ષુથી જાણીને ભારતથી પહેલાંજ ભગવતી ભાગવતની કલ્પના કરી રાખી હતી, તો તે પ્રમાણે ભગવતીભાગવત ભારતથી પ્રથમ થઇ ચૂક્યું હતું. તારા મતમાં તેમ કલ્પી શકાતું નથી. કારણ કે ચતુઃશ્લોકીરૂપ વિષ્ણુભાગવતનો ઉપદેશ ભારત કર્યા પછી થયો છે. ઉપદેશથી પહેલાં તેનું જ્ઞાન ન હતું એમ અવશ્ય કલ્પના કરવી પડે છે. જો તે વિષયમાં પણ વ્યાસને પ્રથમથીજ જ્ઞાન હતું એમ સ્વીકાર કરીશ તો નારદે જે ઉપદેશાદિક કર્યું છે તે સઘળું અર્થવાદરૂપ થશે અને એમ થવાથી ગ્રંથનું સારસ્ય ભાંગી જશે માટે એ વાત નિસ્સાર છે. વાસ્તવિક રીતે તો તૃતીયસ્કંધમાંએ 'વેદની શાખાઓ, પુરાણો, વેદાંત, અને ભારત, ઈત્યાદિક પાઠ અસંગત છે' એમ કહીશું એટલે કોઈપણ વિરોધ રહેશે નહિ.

શંકા—પદ્મપુરાણમાંના ભાગવત માહાત્મ્યમાં શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળવા સારૂ આવેલા લોકોનાં નામ આપવાના પ્રસંગમાં "વેદાંતો, વેદ, મંત્ર, તંત્ર સંહિતાઓ અને સત્તર પુરાણ આવ્યાં હતાં" એમ કહ્યું છે. તેમાં વ્યાસે કરેલાં પુરાણ અઢાર હોવાથી 'અઢાર પુરાણ આવ્યાં હતાં' એમ કહેવું જોઇએ તે ઠેકાણે સત્તર કહ્યાં છે, તે શ્રીમદ્ વિષ્ણુભાગવતનું અઢારમાપણું જણાવે છે. વિષ્ણુભાગવત અઢારની અંદર ન હોય અને ભગવતીભાગવત અઢારની અંદર હોય તો અઢારને શ્રોતા થવાનો સંભવ છે તે છતાં સાંભળવા આવેલાં પુરાણોને અઢાર ન કહ્યાં તો એ વચન નિર્બીજ થઈ જાય છે. એમજ પદ્મપુરાણમાં "સત્યવતીના પુત્ર વ્યાસ સત્તર પુરાણો કર્યા પછી ભારત કરીને પણ સંતોષ પામ્યા નહિ તેથી તેમણે આ ઉત્તમ શ્રીમદ્ ભાગવતરૂપી સહિતા કરી છે" એ વચન છે, તેમાં સત્તર પુરાણ કહ્યાં છે. એ વચનજ 'આ સંહિતા' એમ કહી જણાવેલા શ્રીવિષ્ણુભાગવતનુંજ અઢારમાપણું જણાવે છે. કારણ કે જો ભગવતીભાગવત અઢારમું હોય તો અઢાર ન કહ્યાની વાત નિર્બીજ થઇ જાય છે.

સમાધાન—તમારાં વચનોથીજ વિષ્ણુભાગવત અઢાર પુરાણોની અંદર નથી પણ ભગવતીભાગવત અઢારપુરાણની અંદર છે એમ સિદ્ધ થઈ જાય છે માટે 'વ્યાજ લેતાં મુડી

ખોઈ બેઠો' એ ન્યાય આવે છે. જેમ કે—વ્યાસના મુખથી ભારત સાંભળીને તેમાં સંદેહ પડતાં ક્રૌષ્ટુકિએ માર્કંડેયની પાસે આવીને પોતાનો સંદેહ પૂછ્યો ત્યારે માર્કંડેયે તેને માર્કંડેય પુરાણ કહ્યું. આ વાત માર્કંડેય પુરાણમાંજ લખી છે કે "ઘણા અર્થવાળા અને વેદના વિસ્તારરૂપ આ ભારતાખ્યાનને યથાર્થ રીતે જાણવાની ઇચ્છાથી હું તમારી પાસે આવ્યો છું." આ ઉપરથી જણાય છે કે ભારત થયા પછી માર્કંડેય પુરાણ થયું છે અને વિષ્ણુભાગવત પણ તમારાજ કહેવા પ્રમાણે ભારત થયા પછી થયું છે. આમ થયું ત્યારે ભારતથી પહેલાં સોળ પુરાણજ સિદ્ધ થયાં અને એમ થવાથી ઉપર કહેલાં પદ્મપુરાણનાં વચનોમાં સોળ પુરાણજ કહેવાં જોઇએ તે ઠેકાણે સત્તર કહ્યાં છે, તેજ જણાવે છે કે ભગવતી ભાગવતજ મહાપુરાણ છે. નહિતર સત્તર પૂરાં ન થાય, માટે તમારાં વચનોથી ભગવતીભાગવત મહાપુરાણ છે પણ વિષ્ણુભાગવત મહાપુરાણ નથી એમ સિદ્ધ થાય છે. કેમકે ભારતથી પહેલાં ભગવતીભાગવત સહિત સત્તર પુરાણ હતાં અને અઢારમું માર્કંડેય પુરાણ કે જે આપણે બન્નેને સંમત છે તે ભારત થયા પછી થયું એટલે વિષ્ણુભાગવતને, ભારત થયા પછી થયા છતાં પણ, અઢાર પુરાણની અંદર રહેવાનું સ્થળ મળતું નથી, એમ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરો.

શંકા.—પદ્મપુરાણમાં "વિષ્ણુપુરાણ, નારદીયપુરાણ, ભાગવતપુરાણ, ગરૂડપુરાણ, પદ્મપુરાણ અને વરાહપુરાણ, એટલાં સાત્વિકપુરાણ જાણવાં" એ વચનથી ભાગવતને સાત્વિક કહ્યું છે અને કૂર્મપુરાણમાં 'સાત્વિકપુરાણોમાં વિષ્ણુનું વર્ણન છે' એ વચનથી સાત્વિકપુરાણો વિષ્ણુનું વર્ણન કરે છે એમ કહ્યું છે માટે જેમાં વિષ્ણુનું વર્ણન છે તેજ ભાગવત મહાપુરાણોની અંદર છે પણ ભગવતી ભાગવત મહાપુરાણોની અંદર નથી. વળી સ્કંદપુરાણના પ્રભાસ ખંડમાં કહ્યું છે કેઃ—"અઢાર પુરાણોની અંદર ચાર પુરાણમાં વિષ્ણુનું, બે પુરાણમાં બ્રહ્મા તથા સૂર્યનું અને બાકીનામાં શિવનું વર્ણન કર્યું છે" તેમજ સ્કંદપુરાણમાં સૌર સંહિતામાં "દશ પુરાણોમાં પરમેશ્વરનું, ચાર પુરાણમાં વિષ્ણુનું, બે પુરાણમાં બ્રહ્માનું, એક પુરાણમાં અગ્નિનું અને એક પુરાણમાં સૂર્યનું વર્ણન કર્યું છે" એમ કહ્યું છે તેથી વિષ્ણુભાગવતજ અઢારની અંદર છે પણ ભગવતી ભાગવત નથી.

સમાધાન.—તારા મતમાં મત્સ્યપુરાણમાં કહેલાં સાત્વિક, રાજસ, તામસ અને સંકીર્ણ પુરાણોમાં ત્રણની વ્યવસ્થા તેંજ પહેલાંનાં વચનોથી કહી છે. સંકીર્ણ પુરાણોની વ્યવસ્થા તો નથી કહી માટે તેઓનો કયાં પુરાણોમાં અંતર્ભાવ છે ? તે કહે. તું કહીશ કે "ગમે ત્યાં કરીશ" તો મારા મતમાં પણ શ્રીભગવતીને વિષ્ણુની શક્તિ ગણીને 'મંત્રોની અધિષ્ઠાત્રી દેવતા દુર્ગાને અને અજ્ઞાનરૂપી અંધારાના સૂર્યરૂપ ગુરૂને નમસ્કાર કરતો' એ ક્રમદીપિકા ગ્રંથમાં કહેલા પ્રકારથી વિષ્ણુના મંત્રોની અધિષ્ઠાત્રી દુર્ગા છે તેથી અથવા વિષ્ણુ અને દુર્ગાની એકતા છે તેથી દુર્ગાનું પ્રતિપાદન કરનારા ભાગવતનો વિષ્ણુસંબંધી પુરાણોમાં અંતર્ભાવ થઈ જાય છે. આ ઉપરથીજ "બે પુરાણમાં વિષ્ણુનું, બે પુરાણમાં સૂર્યનું, બે પુરાણમાં ચંડી તથા ગણપતિનું, બે પુરાણોમાં બ્રહ્માનું અને બાકીનાં પુરાણોમાં સદાશિવનું પ્રતિપાદન કર્યું છે" એ વચન મળતું આવે છે. વાસ્તવિક રીતે તો અમારા મતમાં બન્ને ભાગવત પ્રમાણ છે તેથી

વિષ્ણુ ભાગવતનો પક્ષપાત કરનારાં વચનોનો અમોને વિરોધ નહિ હોવાથી તે વચનોનું લાપન કરવાનું અમારે પ્રયોજન નથીજ. તેથી નારદીય આદિ પુરાણો કે જેઓ પોતાના મતથી વિષ્ણુભાગવતને મહાપુરાણ કહે છે તેઓનાં વચનો તો પ્રસિદ્ધજ છે માટે તે વચનો લખ્યાં નથી. તેઓના મતમાં ભગવતી ભાગવત ઉપપુરાણ છે. શિવપુરાણ અને મત્સ્ય પુરાણ આદિના મતમાં તો ભગવતી ભાગવત મહાપુરાણ છે. અર્થાત્ વિષ્ણુભાગવત ઉપપુરાણ છે એમ સિદ્ધ થયું.

આ વિષયમાં "વ્યાસે જન્મેજય રાજાને ઉપદેશ કરેલું ભગવતી ભાગવત નામનું પુરાણ વેદતુલ્ય છે કે જેમાં દેવીના ઘણા અવતારોનું પ્રતિપાદન કર્યું છે" એ દેવીયામલ તંત્રના વચનને તથા "હે પાર્વતિ ! આ ઉત્તમ અને રહસ્ય ચરિત્રરૂપ રાધાનું ઉપાસન મેં પૂર્વે મારા ભક્ત વ્યાસને કહ્યું હતું. આ ઉત્તમ રહસ્યરૂપ રાધાના ઉપાસનને મારી પાસેથી જાણીને વેદવ્યાસે લોકોનું હિત કરવાની ઇચ્છાથી શ્રીમદ્ ભાગવતમાં, નારદપુરાણમાં તથા બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાં એનો વિસ્તાર કર્યો છે" એ સૌભાગ્ય કલ્પલતા નામના ગ્રંથમાં સંહારભૈરવ તંત્રના વચનને ભગવતી ભાગવતમાં સંમતિરૂપે કેટલાએક લખે છે અને તેમાં બીજા કેટલાએક વાંધો લે છે. આ બન્ને વિષય લખાણનું લંબાણ થવાની બ્હીકથી હું લખતો નથી.

આ પ્રમાણે સપ્રમાણ ઠરેલા ભગવતી ભાગવતમાં કોઇ કોઈ સ્થળે દ્રાવિડ અને ગૌડ સંપ્રદાયના ભેદથી દ્વિવિધપણું છે તોપણ ગૌડપાઠ સારો હોવાથી તેનું આલંબન કરીનેજ યથામતિ વ્યાખ્યાન કરૂં છું.

ભગવતીની ઉપાસનામાં કેટલાએક ભરમેલા કહે છે કે "ગ્રંથોમાં માયારૂપ ભગવતીની ઉપાસના કહી છે તો માયામાં મિથ્યાપણું હોવાથી અને મુક્તિમાં માયાનો સંબંધ નહિ હોવાથી ભગવતીની ઉપાસનામાં શ્રદ્ધા રાખવી યોગ્ય નથી. આ વાતમાં અમો ભૂલતા નથી, કારણ કે તાપનીય ઉપનિષદમાં 'આ નૃસિંહની માયા આ સઘળા જગતને સજે છે, પાળે છે અને સંહાર કરે છે એટલામાટે આ માયાને શક્તિ જાણવી. જે પુરૂષ આ માયાને શક્તિ જાણે છે તે પુરૂષ મૃત્યુને જીતે છે, પાપને તરે છે, મુક્તિ પામે છે અને મોટી લક્ષ્મીને ભોગવે છે' એ શ્રુતિએ વિષ્ણુની શક્તિરૂપ જડ માયાનીજ ઉપાસના કરવાનું કહ્યું છે તથા 'વિષ્ણુની શક્તિરૂપ, અનંત બળવાળાં અને જગતના બીજરૂપ તમેજ પરમ માયા છો. હે દેવિ ! આ સમસ્ત જગતને તમેજ મોહ કર્યો છે' ઇત્યાદિક સ્મૃતિઓએ પણ તેમજ કહ્યું છે."

આ વાતમાં એ લોકો મોટી ભૂલ કરે છે. કારણ કે દેવ્યથર્વશિરસ્ નામના ઉપનિષદમાં "સર્વે દેવતાઓ દેવીની પાસે ગયા અને તેઓએ પૂછ્યું કે 'તમે કોણ છો?' તે મોટાં દેવીએ કહ્યું કે હું બ્રહ્મરૂપ છું. પ્રકૃતિ-પુરૂષરૂપ જગત મારાથી થયું છે" એ શ્રુતિએ તથા ભુવનેશ્વરી ઉપનિષદમાં "હવે અમો રહસ્ય કહીએ છીએ. બ્રહ્મરંધ્રમાં એ બ્રહ્મરૂપ દેવીને પામે છે. જગતને મોહ કરનાર ભુવનેશ્વરી દેવી ચોથી અવસ્થાથી પણ અતીત છે," એ શ્રુતિએ તથા ભાવનોપનિષદમાં "જે પોતાનો આત્મા છે તેજ લલિતાદેવી છે," એ શ્રુતિએ બ્રહ્મરૂપ ભગવતીની ઉપાસના કહી છે. ત્રિપુરાતાપનીય અને સુંદરીતાપનીય આદિ ઉપનિષદોમાં परोरजसे सावदोम् ગાયત્રીના ચોથા ચરણે જેનું પ્રતિપાદન કર્યું છે એવાં, બ્રહ્મને

કહેનાર હ્રીંકાર બીજના દેવ પરમાત્મા બ્રહ્મ છે એમ પ્રતિપાદન કરનારી શ્રુતિએ તથા કાલી ઉપનિષદ્ અને તારોપનિષદ્ આદિની શ્રુતિઓએ પણ બ્રહ્મરૂપ ભગવતીનીજ ઉપાસના કહી છે, સ્મૃતિઓ પણ બ્રહ્મરૂપ ભગવતીનીજ ઉપાસના કરવાનું કહે છે. જેમકે—" એટલા માટે સંસારનો નાશ કરવાને વાસ્તે સાક્ષિરૂપ, પ્રપંચના ઉલ્લાસથી રહિત અને આત્મારૂપ પરમ શક્તિની આરાધના કરવી " એ વચન સૂતસંહિતાના પાંચમા અધ્યાયનું છે. " પર અને સત્ ચિત્ આનંદરૂપ જે જગદંબા છે તેજ સ્વરૂપમાં જગતરૂપ ભ્રાંતિના અધિષ્ઠાનરૂપ છે " એ વચન સ્કંદપુરાણમાંના વેદારણ્યેશ્વર માહાત્મ્યનું છે. " હે બ્રાહ્મણો ! આ દેવીનું ઉત્તમ માહાત્મ્ય દેખાડયું, મહાદેવીનું પરમ પદ કે જે સર્વ વેદાંત અને વેદમાં બ્રહ્મવાદિઓએ નિશ્ચય કરેલું, એક, સર્વવ્યાપક, સૂક્ષ્મ, કૂટસ્થ, અચલ અને ધ્રુવ છે, તેને યોગીઓ પ્રત્યક્ષ રીતે જાણે છે. પરથી પણ પર, શાશ્વત મંગલરૂપ, અખંડ, અનંત અને પ્રકૃતિમાં રહેલું જે તત્વ છે તેજ દેવીનું પરમપદ છે. સ્વચ્છ, નિરંજન, શુદ્ધ, નિર્ગુણ, દીનતાથી રહિત અને સ્વસ્વરૂપપણે જાણવાના વિષયરૂપ જે તત્વ છે તેજ દેવીનું પરમપદ છે." એ વચન કૂર્મપુરાણના બારમા અધ્યાયનાં છે. "હ્રીં કારમાં જે હકાર છે તે ધર્મમાં તત્પર, સત્‌રૂપ અને સદાકાર છે. જે રેફ છે તે સર્વ મનોરથની સિદ્ધિ આપનાર, ચિદાકાર અને શિવાકાર છે. આનંદરૂપ બન્ને પદાર્થની એકતાને લીધે ઈકાર સઘળી કામના આપનાર છે, હ, ર અને ઈના અંતમાં જે બિંદુ અને નાદ છે તે બન્ને મોક્ષ આપનારા છે. વિદ્વાનોએ કહેલું હ્રીં બીજ સચ્ચિદાનંદરૂપ છે અને જે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ છે તે એજ છે" એ વચન હાલાસ્યેશ્વરના માહાત્મ્યમાં માયાબીજના અર્થના પ્રકરણમાં છે." ભગવતી સગુણ છે અને નિર્ગુણ પણ છે એમ વિદ્વાનોએ બે પ્રકાર કહેલ છે, તેમાં રાગી લોકોએ સગુણનું સેવન કરવું અને રાગ રહિત લોકોએ નિર્ગુણનું સેવન કરવું" એ ભગવતીભાગવતનું વચન છે. "તત્પદના લક્ષ્યાર્થરૂપ અને ચૈતન્યૈકરસ જેચિતિ છે તેજ જગદંબા છે" એ વચન બ્રહ્માંડ પુરાણમાંના લલિતોપાખ્યાનનું છે. આના જેવી, દેવીનું પરબ્રહ્મપણું કહેનારી બીજી સ્મૃતિઓ પણ અઢાર પુરાણોમાં અને ઉપપુરાણોમાં પણ છે તે જોઈ લેવી.

શંકા.—ષોડશી નામના પાત્રનું ગ્રહણ અને અગ્રહણ એ બન્ને ક્રિયાના વિષય છે, માટે શાખાઓના ભેદથી તેઓમાં વિકલ્પ માનવો સંભવે છે પણ જ્યાં વસ્તુનું સ્વરૂપ એક હોય ત્યાં વિકલ્પ સંભવતો નથી; માટે ભગવતીને બ્રહ્મસ્વરૂપ કહેનારી શ્રુતિને ભગવતીના માયાસ્વરૂપપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિની સાથે વિરોધ આવે છે.

સમાધાન.—વેદાંતોમાં માયાને મિથ્યા કહેલ છે તો તે મિથ્યા પદાર્થ અધિષ્ઠાનમાં કલ્પિત હોવાનેલીધે તેની સત્તા અધિષ્ઠાનની સત્તાથી નોખી નહિ હોવાથી માયામાં અધિષ્ઠાનની સત્તાનો પ્રવેશ છે માટે માયાસ્વરૂપની ઉપાસનામાં પણ સત્તારૂપ બ્રહ્મનીજ ઉપાસના થાય છે એવા અભિપ્રાયથી ભગવતીને માયાસ્વરૂપ કહેવામાં પણ વિરોધ નથી. જેમ બ્રહ્મની ઉપાસનામાં પણ કેવળ બ્રહ્મનું ગ્રહણ થતું નથી, પણ શક્તિ બ્રહ્મથી નોખી નહિ હોવાને લીધે અને કેવળની ઉપાસનાનો અસંભવ હોવાનેલીધે શક્તિવિશિષ્ટ બ્રહ્મનુંજ ગ્રહણ થાય છે, તેમ માયાની ઉપાસનામાં પણ કેવળ માયાની સ્થિતિ નથી કે જેથી તે એકલીની

ઉપાસના સંભવે, પરંતુ બ્રહ્મરૂપ અધિષ્ઠાન-સહિત માયાનીજ સ્થિતિ છે, માટે ભગવતીનું માયાસ્વરૂપપણું પ્રતિપાદન કરતાં પણ ફલિતાર્થરૂપે તેનું બ્રહ્મસ્વરૂપપણુંજ સિદ્ધ થાય છે; તેથી શ્રુતિઓને પરસ્પર વિરોધ નથી. કહ્યું છે કેઃ—"અગ્નિમાં ઉષ્ણતા, સૂર્યમાં પ્રભા અને ચંદ્રમાં ચંદ્રિકા જેમ સ્વાભાવિક રીતે ધ્રુવ છે, તેમ માયા પણ બ્રહ્મમાં સ્વાભાવિક રીતે ધ્રુવ છે." વળી કહ્યું છે કે "પોતાના પગથી પોતાના માથાની છાયાને ઓળંઘી જવા ઈચ્છે તો પગના પ્રદેશમાં માથું ન આવવાનેલીધે તે ઇચ્છા જેમ વ્યર્થ છે તેમ માયા વિના એકલા બ્રહ્મની ઉપાસના કરવાની ઇચ્છા પણ વ્યર્થ છે" આમ છે એટલા માટે જેમ અગ્નિમાં હોમ કરતાં અગ્નિની શક્તિમાં હોમ અર્થાત્ સિદ્ધ થાય છે અને અગ્નિની શક્તિમાં હોમ કરવાનું ધારતાં અગ્નિમાં હોમ અર્થાત્ સિદ્ધ થાય છે તેમ બ્રહ્મની ઉપાસના કરતાં માયાની ઉપાસના થાય છે અને માયાની ઉપાસના કરતાં બ્રહ્મની ઉપાસના થાય છે, માટે માયાનું ભગવતીપણું છતાં પણ બ્રહ્મનેજ ભગવતીપણું સિદ્ધ થયું તેથી ભગવતીની ઉપાસનામાં બ્રહ્મનુંજ ગ્રહણ થાય છે. જે વચનો માયાનું મિથ્યાપણું કહે છે તે વચનોમાં તો બ્રહ્મને મિથ્યાપણાનો અસંભવ હોવાથી કેવળ માયાનુંજ મિથ્યાપણું લેવું. તે વચનો પ્રમાણે માયાનું મિથ્યાપણું થાય છે, તો પણ માયાનું અધિષ્ઠાન સત્ય હોવાથી ઉપાસક પુરૂષને ઉપાસ્યરૂપ માયા પદાર્થની અંદર રહેલા બ્રહ્મરૂપ અંશનું મોક્ષદશામાં અનુસ્યૂતપણું રહેવાનેલીધે મુક્તિમાં ઉપાસ્ય સ્વરૂપનો ત્યાગ થતો નથી. એટલામાટેજ અંતર્યામિ બ્રાહ્મણમાં "જે પૃથ્વીમાં રહે છે, પૃથ્વી જેને જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે અને પૃથ્વીની અંદર રહીને જે તેને નિયમમાં રાખે છે" ઇત્યાદિક વચનોથી અંતર્યામિ ચેતનના સંબંધને લઈનેજ પૃથ્વીથી તે માયા સુધીના પદાર્થોનું દેવતાપણું કહ્યું છે. આમ ઠરવાથી 'આ સઘળું જગત બ્રહ્મ છે' એ શ્રુતિ પણ સાચી રહે છે. આ સઘળું ધારીને સૂતસંહિતામાં કહ્યું છે કે "ચૈતન્યરૂપ આશ્રયમાં રહેલી માયાના શક્તિરૂપ આકારમાંનિર્વિકલ્પ, સ્વયંપ્રકાશ, સદાકાર, સદાનંદ અને સંસારનો નાશ કરનારી જે સંવિત્ લાગી રહી છે તે સંવિતજ મંગલરૂપ, શિવથી અભિન્ન, અને કલ્યાણ કરનાર પરમ દેવી છે." અથવા ભગવતીના સ્વરૂપનું પ્રતિપાદન કરનારાં વાક્યોમાં જેઓ માયા, શક્તિ અને કળા આદિ શબ્દો છે તેઓ લક્ષણાથી માયાવિશિષ્ટ, શક્તિવિશિષ્ટ, અને કળાવિશિષ્ટ બ્રહ્મને જણાવનારા છે, માટે માયાવિશિષ્ટ, શક્તિવિશિષ્ટ અને કલાવિશિષ્ટ જે બ્રહ્મ છે તેજ ભગવતી શબ્દનો અર્થ છે, એવો ફલિતાર્થ નીકળે છે. આ ઉપરથી "જે દેવી ક્ષુધારૂપે, નિદ્રારૂપે અને સ્મૃતિરૂપે રહેલ છે" ઇત્યાદિક કેવળ શક્તિને કહેનારાં પદોનું વ્યાખ્યાન થઈ જાય છે કે "તે તે પદાર્થ તે તે શક્તિથી વિશિષ્ટ બ્રહ્મનુંજ સર્વ સ્થળમાં ગ્રહણ કરવું," આજ અર્થ કાલોત્તર નામના ગ્રંથમાં કહ્યો છે. જેમકે—"સદાશિવને દેવીએ પૂછ્યું કે 'હે ભગવન્! હે દેવના દેવ! હે ઈશ્વર! માયા તો મિથ્યા કહેવાય છે માટે તેનો મુક્તિમાં સંબંધ નહિ રહેવાને લીધે તેની ઉપાસના કરવી કેમ ઘટે? કોઈ સ્થલમાં પણ કોઇ મિથ્યા વસ્તુમાં શ્રદ્ધા થાય નહિ અને આ દેવીની ઉપાસના તો માયાના સંબંધમાં કહેવામાં આવે છે, માટે મારો આ સંશય કાપો અને હે પ્રભુ! મને રહસ્ય કહો.' આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મહાત્મા સદાશિવે સર્વ લોકોને હિત આપનારૂં દિવ્ય વચન કહ્યું

કેઃ—હે સુંદરિ ! હું માયાનું ઉપાસ્યપણું કદી કહેતો નથી. મેં તો માયાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યનેજ ઉપાસ્ય કહ્યું છે. માયા અને શક્તિ આદિ શબ્દો વિશિષ્ટબ્રહ્મનેજ જણાવનારા છે. એટલામાટે માયા આદિ શબ્દોથી બ્રહ્મજ ઉપાસ્ય કહેવાય છે." આમાં સદાશિવે પહેલાં બે વાક્યોથી પહેલો પક્ષ કહ્યો છે અને બીજાં બે વાક્યોથી બીજા પક્ષનું ઉપપાદન કર્યું છે. આ અભિપ્રાયથીજ બ્રહ્માંડ પુરાણમાં માયા શબ્દના અર્થરૂપ હ્રીં કારનેજ માયાવિશિષ્ટ બ્રહ્મના અર્થરૂપ કહ્યો છે કે "હ્રીંકાર શિવ—શક્તિરૂપ છે અને બાકીના સઘળા અક્ષરો શક્તિરૂપ છે."

કેવળ માયાને ઉપાસ્ય કહેનારા ભરમેલા વાદીને પૂછવું જોઇએ કે "જો જડજ ઉપાસ્ય હોય તો દેવીઓનાં શરીરોને પ્રાણ, ઇંદ્રિય, મન, અહંકાર અને જીવ આદિવાળાપણું કેમ સંભવશે?" સ્થૂલ અને સૂક્ષ્મ એ રીતે ભગવતીનું રૂપ બે પ્રકારનું છે. તેમાં સૂક્ષ્મ મુખ્ય છે અને સ્થૂલ રૂપ તો તે ઉપાસકોને દર્શનાદિ વ્યવહાર થવાને વાસ્તે છે. તે તે ઉપાસકોએ ઉપાસેલું સૂક્ષ્મ રૂપજ સ્થૂલ રૂપનું ગ્રહણ કરે છે. આમ છે એટલા માટે જો સૂક્ષ્મ રૂપમાં ચૈતન્યનો પ્રવેશ ન હોય તો તેણે લીધેલા સ્થલ રૂપમાં પણ ચૈતન્યનો પ્રવેશ ન હોવો જોઇએ, અને તે ન હોય તો તે તે દેવીઓને જીવવા અને બોલવા આદિ વ્યવહારનો ઉચ્છેદજ થઇ જાય. માટે વાદીએ પોતાની ઇચ્છા વગર પણ ચૈતન્યવિશિષ્ટ શક્તિનેજ ઉપાસ્ય કહેવી પડશે.

શંકા.—તમારા કહેવા પ્રમાણે હોય તો શાસ્ત્રમાં માયા આદિ શબ્દોથી ભગવતીનો વ્યવહાર શા માટે કરવામાં આવે છે ? લક્ષણા આદિ દોષો નહિ થવા વાસ્તે અને સ્પષ્ટ જણાવવાને વાસ્તે બ્રહ્મ આદિ શબ્દોથીજ શા માટે વ્યવહાર કરવામાં આવતો નથી ?

સમાધાન.—વિરાટ, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને બ્રહ્મ એ રીતે બ્રહ્મનું સ્વરૂપ ચાર વ્યૂહરૂપ છે, તેમાં દેવીની જે ઉપાસના છે તે એ વ્યૂહની અંદરના કયા પદાર્થની છે ? એવી શંકા થતાં તેનો ઉત્તર એ છે કે વિરાટ્, હિરણ્યગર્ભ અને અવ્યાકૃતને તથા તેઓના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને મૈત્રાયણી શાખાની શ્રુતિમાં એક એક ગુણમય કહ્યા છે અને ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ માયા, પ્રકૃતિ શબ્દનો અર્થ હોવાથી તેને શાસ્ત્રોમાં ચોથા બ્રહ્મમાં રહેલી કહી છે માટે માયાવિશિષ્ટ તે ચોથું બ્રહ્મજ ભગવતીની ઉપાસનામાં ગ્રહણ કરવા યોગ્ય છે, એમ મોટો અર્થ દેખાડવા સારૂ માયા આદિ શબ્દોથી વ્યવહાર કર્યો છે. तमो वा इदमेकमग्र आसीत्तत्परे स्यात्तत्परेणेरितं विषमत्वं प्रयात्येतद्वै रजस्तद्रजः खल्वीरितं विषमत्वं प्रयात्येद्वै सत्वस्य रूपमिति એ મૈત્રાયણી શાખાની શ્રુતિનાં વાક્યે તમઃ એ શબ્દથી કહેલી માયાનો બ્રહ્મની સાથે નિત્ય સંબંધ દેખાડીને જગતના કારણરૂપ જે સામ્યાવસ્થાત્મક વસ્તુ છે તેને જણાવી છે. એજ શાખાની શ્રુતિએ "એ માયાના ત્રણ અંશ થયા તેઓમાં જે તામસ અંશ થયો તે રૂદ્ર છે, જે રાજસ અંશ થયો તે બ્રહ્મા છે અને સાત્વિક અંશ થયો તે વિષ્ણુ છે" એ વચનથી બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્રને એક એક ગુણની ઉપાધિવાળાપણું પ્રતિપાદન કર્યું છે. તેમજ "સત્વ, રજ અને તમ, એ ત્રણ પ્રકૃતિના ગુણો છે તેઓથી જોડાઇને એકજ પુરૂષ જગતની સ્થિતિ ઉત્પત્તિ અને પ્રલય કરવાસારૂ વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્ર એવાં નામોને ધરે છે. તેઓમાં સત્વગુણવાળા વિષ્ણુથીજ મનુષ્યોનાં કલ્યાણ થાય છે" ઇત્યાદિ વચનોથી સર્વ પુરાણોમાં પણ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને એક

એક ગુણવાળાપણું પ્રતિપાદન કર્યું છે. માયા, પ્રકૃતિ અને શક્તિ આદિ શબ્દોથી કહેવામાં આવતી વસ્તુનો આશ્રય બ્રહ્મથી નોખો નથી કે જેથી માયા આદિ શબ્દોથી ઉપાસના કરવામાં આવતી વસ્તુ માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ન હોય, અને માયાવિશિષ્ટ બ્રહ્મથી નોખી હોય. માટે એ શબ્દોથી ઉપાસ્ય વસ્તુનું પ્રતિપાદન થતાં ભગવતીનું સ્વરૂપ કે જે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપજ છે તેજ ઉપાસ્ય ઠરે છે એમ સમજાવવા સારૂજ માયા આદિ શબ્દોથી ભગવતીની ઉપાસના કહી છે.

શંકા–ત્યારે " તમે વિષ્ણુની શક્તિ અને અનંત બળવાળાં છો" એ વાક્યમાં પણ માયા શબ્દ માયાવિશિષ્ટ બ્રહ્મને કહેનારો થશે. આ વાત અનુકૂલ છે એમ કહી શકાતું નથી. કારણ કે તેમાં એકલી માયાને કહેવા ધારેલી છે.

સમાધાન–સર્વ સ્થળમાં માયા શબ્દથી માયાવિશિષ્ટ બ્રહ્મનુંજ ગ્રહણ કરવું એવી અમે પ્રતિજ્ઞા કરતા નથી, કે જેથી ઉપર કહ્યા પ્રમાણે અતિપ્રસંગ થાય. પરંતુ એમ કહીએ છીએ કે કોઇ ઠેકાણે સંબંધ જણાવનારો શબ્દ સાથે કહ્યો હોય ત્યાં એકલી માયાનું પણ ગ્રહણ કરવું. જેમકે તમે કહેલા વાક્યમાં 'વિષ્ણુની' એવો શબ્દ સાથે છે તેથી તેમાં એકલી માયાનુંજ ગ્રહણ કરવું. પ્રલયના પ્રકરણમાં એકલી માયાનું ગ્રહણ કરવું, અને "હે બ્રાહ્મણો ! સઘળું ચરાચર જગત મારી માયારૂપ શક્તિએ કરેલું છે અને તે માયા પણ વાસ્તવિક રીતે મારાથી નોખી નથીજ " ઇત્યાદિ સૃષ્ટિનાં સ્થલમાં પણ એકલી માયાનું ગ્રહણ કરવું. ઉપાસનાના સ્થલમાં તો માયાવિશિષ્ટ બ્રહ્મનું ગ્રહણ કરવું. આ પ્રમાણે સ્થલની યોગ્યતા જોઇ ઉચિત કલ્પના કરી લેવી; એટલે 'તમે વિષ્ણુની શક્તિ છો' ઇત્યાદિક સ્થળમાં 'તમે કે જે અધિષ્ઠાન બ્રહ્મરૂપ છો તેજ વિષ્ણુની માયાશક્તિરૂપ છો' એવો અર્થ કરવો. આથી જેમ ભગવતીના બ્રહ્મરૂપપણાનું પ્રતિપાદન થયું તેમ બીજે ઠેકાણે પણ સમજી લેવું, અથવા જગતના કારણરૂપ બ્રહ્મ ઉભયાત્મક હોવાને લીધે કોઇ સ્થલમાં જેના પેટામાં માયા છે એવા બ્રહ્મનું ઉપાસન સમજવું, અને કોઇ સ્થલમાં બ્રહ્મ જેના પેટામાં છે એવી માયાનું ઉપાસન સમજવું. પહેલો પક્ષ કે જેમાં શક્તિને સહાયભૂત ગણવામાં આવે છે, તે શિવપુરાણાદિકમાં " એ કારણને લીધે જે પુરૂષો માયા સહિત શિવનું હૃદયમાં ધ્યાન કરે છે તેઓને અવિચલ શાંતિ મળે છે. બીજાઓને કદી મળતી નથી." ઇત્યાદિક વચનોના સમૂહથી સ્પષ્ટ છે, અને બીજો પક્ષ કે જેમાં બ્રહ્મને સહાયભૂત ગણવામાં આવે છે તે, ભુવનેશ્વરી પારિજાત આદિ તંત્ર ગ્રંથોમાં " શિવ સહિત ભુવનેશ્વરી દેવીનું ધ્યાન કરવું " ઇત્યાદિક વચનોના સમૂહથી સ્પષ્ટ છે. ભગવતીના વિષયમાં આ બીજા મતને લઇને જેના પેટામાં બ્રહ્મ છે એવી માયાનું ઉપાસન છે એમ દેખાડવા સારૂ માયા અને શક્તિ આદિ શબ્દોથી શાસ્ત્રમાં ભગવતીનો વ્યવહાર કરવામાં આવે છે, આ બીજો પક્ષ જેમ સર્વ તંત્ર ગ્રંથોને અભિમત છે, તેમ પુરાણોમાં પણ અભિમત છે. કૂર્મપુરાણમાં કહ્યું છે કેઃ-"માયાનું અનાદિસિદ્ધ અને અતુલ મોટું ઐશ્વર્ય છે તેના સંબંધથી પરમાત્મા રૂદ્રને ભેગા ગણીને તે માયાનું ઉપાસન થાય છે " આ જેવાં બીજાં પણ અનેક વચનો ભગવતી ભાગવત આદિ સર્વ પુરાણોમાં છે, તે જોઈ લેવાં. બન્ને પક્ષમાં પણ બ્રહ્મનો ચૈતન્યાંશ ઉપાસનામાં આવેજ છે. તેથી 'મુક્તિમાં ઉપાસ્ય સ્વરૂપનો સંબંધ નથી' એ દૂષણ નથી અને શ્રદ્ધા રાખવાને અયોગ્યપણું પણ નથી.

આ પ્રમાણે ભગવતીની ઉપાસનામાં સ્વરૂપનો નિર્ણય કર્યો. હવે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને શક્તિ, એઓની ઉપાસનાઓમાં કોની ઉપાસના અત્યંત શ્રેષ્ઠ છે ? એ વિષે વિચાર કરીએ છીએ. તેમાં 'આ સઘળું જગત બ્રહ્મ છે' એ શ્રુતિ પ્રમાણે સામાનાધિકરણ્યથી સઘળા પદાર્થો બ્રહ્મરૂપ છે, તો પણ ભક્તોનાં ચિત્તોને અવલંબો દેવાનેવાસ્તે પરમેશ્વરે મલિન, શુદ્ધ, શુદ્ધતર અને શુદ્ધતમ વિભૂતિઓ શુદ્ધિના ફેરફારથી કલ્પેલી છે. એ વિભૂતિઓ ભગવદ્ગીતા આદિ શાસ્ત્રોમાં વિભૂતિના અધ્યાયોથી અને છાંદોગ્યાદિક ઉપનિષદોમાં 'પ્રાણ બ્રહ્મ છે, આદિત્ય બ્રહ્મ છે અને મન બ્રહ્મ છે' ઇત્યાદિ વાક્યોથી દેખાડી છે. એ સઘળી વિભૂતિઓમાં બ્રહ્મ સમાનપણાથી રહેલ છે, તો પણ જેમ પાત્ર, મણિ, તરવાર અને દર્પણ આદિમાં શુદ્ધિના ફેરફારને લીધે પ્રતિબિંબ પડવાનો ફેરફાર થાય છે, તેમ વિભૂતિઓમાં શુદ્ધિના ફેરફારને લીધે પરમાત્માનું પ્રતિબિંબ પડવાનો ફેરફાર અને તેને લીધે પ્રસન્ન થવામાં પણ ફેરફાર છે. જે જે વિભૂતિમાં જેમ જેમ પ્રતિબિંબ પડવાનો અને પ્રસન્ન થવાનો ફેરફાર છે, તેમ તેમ તે તે વિભૂતિમાં ઉત્કૃષ્ટ, ઉત્કૃષ્ટતર અને ઉત્કૃષ્ટતમપણાનો વ્યવહાર સર્વ શાસ્ત્રોમાં કોઈ પણ જાતના વાંધાવગર કરવામાં આવેલો છે. આ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એકેક ગુણની ઉપાધિવાળા છે તો તે એક એક ગુણ કરતાં તે ગુણોનાં મૂલભૂત સામ્યાવસ્થા અધિક હોવાને લીધે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર કરતાં સામ્યાવસ્થારૂપ ઉપાધિવાળાં ભગવતીનુંજ ઉપાસન સર્વોત્કૃષ્ટ છે, સામ્યાવસ્થા કે જે સર્વના કારણરૂપ છે તે સર્વથી ઉત્કૃષ્ટ હોવીજ જોઇએ. વળી બ્રહ્મમાં પ્રથમથી માયા છે માટે માયાને બ્રહ્મની સાથે અવ્યવહિત સંબંધ છે; ગુણો તો તે પછી પ્રકટ થયા છે માટે ગુણોને બ્રહ્મની સાથે સંબંધ માયાને લઇને છે. આ પ્રમાણે સામ્યાવસ્થામાં બ્રહ્મનો અવ્યવહિત સંબંધ હોવાનેલીધે તેની ઉપાસનાજ મુખ્ય અને સર્વોત્કૃષ્ટ છે. એટલામાટેજ સૂતસંહિતા આદિ ગ્રંથોમાં "હે મુનિઓ ! જેવો રૂદ્રને પરતત્વનો અત્યંત મોટો પ્રકાશ છે, તેવો બ્રહ્મા અને વિષ્ણુ આદિ દેવતાઓને નથી" ઇત્યાદિક વચનોથી એ રીતિ કહી છે. સૂતગીતામાં પણ કહ્યું છે કેઃ—"રૂદ્રમાં સ્વરૂપનું સ્ફુરણ ઘણું છે તેથી તે પોતે કાર્યનેવાસ્તેજ માંડમાંડ પોતાને રૂદ્રરૂપ માને છે. બીજા દેવતાઓમાં તો સ્વરૂપનું સ્ફુરણ અલ્પ છે તેને લીધે તેઓ રૂદ્રની પેઠે કોઈ સમયેજ દેહાભિમાન ધરે છે એમ નથી."

શંકા—બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને એક એક ગુણની ઉપાધિ છે એ વાત સર્વ સંમત હોય તો પુરાણાદિકમાં તેઓનું સામ્યાવસ્થારૂપથી પણ કેમ વર્ણન કર્યું છે ?

સમાધાન—તેઓની અંદર જે બ્રહ્મ છે તે સામ્યાવસ્થારૂપ છે અને તે બ્રહ્મથી એ દેવતાઓ નોખા નથી માટે તેઓને સામ્યાવસ્થારૂપ કહ્યા છે એવો આશય છે. એટલા માટેજ જો કે નૃસિંહ, સત્વગુણવાળા વિષ્ણુનો અવતાર છે એમ સર્વ શ્રુતિ અને પુરાણોનો નિશ્ચય છે તો પણ તાપનીય ઉપનિષદમાં તેમનું સામ્યાવસ્થારૂપથી વર્ણન કર્યું છે તે મળતું આવે છે.

આ ઉપરથી માયા અને શક્તિ નામનાં બ્રહ્મરૂપ ભગવતીની ઉપાસનાજ મુખ્ય અને સર્વોત્કૃષ્ટ છે, માટે ઉત્કૃષ્ટ વસ્તુની ઉપાસનાને ઇચ્છનારા મુમુક્ષુ લોકોએ અને સર્વ મનોરથને ઈચ્છનારા બીજા લોકોએ પણ તેનોજ આશ્રય કરવો યોગ્ય છે; એ અર્થાત્ પ્રાપ્ત થયું.

તો પણ બીજાં પુરાણોનાં વચનોથી તેનું સ્પષ્ટ ઉપપાદન કરીએ છીએ. ભગવતી માહાત્મ્યમાં કહ્યું છે કેઃ—"જગતનું પાલન કરનાર અને બ્રહ્મવિદ્યારૂપ જગદંબાથીજ આ સઘળું સચરાચર ત્રૈલોક્ય વ્યાપ્ત છે માટે એમનુંજ સેવન અને પૂજન કરવું. બીજા દેવનું નહિ કરવું" તંત્રોમાં લખ્યું છે કે "જે પુરૂષ આ પ્રમાણે ભક્તિથી પરમેશ્વરીનું નિત્ય પૂજન કરે તે પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવ્યા પછી દેવીનું સાયુજ્ય પામે. જે પુરૂષ નિત્ય ભક્તવત્સલ ચંડિકાનું પૂજન નથી કરતો તેનાં પુણ્યોને બાળી નાખીને ઈશ્વરી તેને પણ બાળી નાખે છે." આ વચને નિત્ય પદનું ઉચ્ચારણ કરીને 'જેમ સંધ્યા આદિ કર્મ નિત્ય છે તેમ ભગવતીનું ઉપાસન પણ નિત્ય છે' એમ સ્પષ્ટ રીતેજ સમજાવ્યું છે. બીજાં પુરાણમાં લખ્યું છે કે "સઘળા દેવ અને દૈત્યોએ પણ તેજ પરમ શક્તિનું આરાધન કરવું જોઇએ. ત્રૈલોક્યમાં એથી અધિક બીજું કાંઈ નથી. જે બ્રાહ્મણ ૐકારને પિતારૂપ અને ગાયત્રીને માતારૂપ ન જાણે, તેણે માબાપને જાણ્યાં નહિ, માટે તેને જારના વીર્યથી ઉત્પન્ન થએલો જાણવો." કાલોત્તરમાં પણ કહ્યું છે કેઃ—"સર્વ જગતનાં માતા અને કરૂણારસના સમુદ્રરૂપ દેવીને જે પૂજે નહિ તેના જન્મને ધિક્કાર છે! ધિક્કાર છે! ધિક્કાર છે! અને ધિક્કાર છે!" આ જેવાં બીજાં પણ ઘણાં વચનો પુરાણોમાં અને તંત્રોમાં છે તે જોઈ લેવાં. આ સંબંધી વિસ્તાર તો મારા કરેલા 'શક્તિતત્વવિમર્શિની' નામના ગ્રંથમાં છે તે જોવો. આ ઉપોદ્‌ઘાતમાં જે વિષય કહ્યો તેજ વિષય અમે ભગવતી ભાગવત સ્થિતિમાં અને સપ્તશતીનાં છ અંગના વ્યાખ્યાનમાં કહ્યો છે. હવે ગૌડપાદને અનુસરીને, ભગવતી ભાગવત કે જે ભગવતીનું પુરાણ છે તેનું યથામતિ ઉત્તમ વ્યાખ્યાન કરવાનો આરંભ કરીએ છીએ.

# श्रीमद् भगवती भागवत

## माहात्म्य

### अध्याय १ लो.

સૃષ્ટિમાં જે ઉત્પત્તિરૂપ છે, જગતના કારણ-વિધિમાં જે પાલન શક્તિરૂપ છે, સંહાર (કાલ)માં રૌદ્રી શક્તિ છે, અથવા રૂદ્રરૂપ ધરીને જે જગતનો સંહાર કરે છે, આ સર્વ જગત જેની લીલા માત્ર છે, જે પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી વાણીરૂપ છે, અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ જેનું આરાધન કરે છે, તે પ્રસન્નવદના ભગવતી અમારી વાણીને અલંકૃત કરો.[1] નારાયણને અને નરમાં ઉત્તમ નરને, દેવી સરસ્વતીને તથા વ્યાસને નમસ્કાર કરીને જય શબ્દનું ઉચ્ચારણ કરવું.[2]

ઋષિઓ કહે છેઃ—હે સૂતજી ! તમે ઘણું જીવો ! કેમ કે તમે અમને મનોહર પવિત્ર કથાઓ સંભળાવો છો. હે મહાબુદ્ધિમાન વ્યાસજીના શિષ્ય ! સર્વ પાપને હરણ કરનાર વિષ્ણુનાં અદ્‌ભુત ચરિત્ર અને અવતાર કથાઓ અમે ભક્તિપૂર્વક સાંભળી.[3,4] શિવજીનું દિવ્ય ચરિત્ર તથા ભસ્મ અને રૂદ્રાક્ષનું માહાત્મ્ય પણ ઇતિહાસ સહિત તમારા મુખ કમળથી સાંભળ્યું.[5] હવે અમે પવિત્રમાં પવિત્ર અને અનાયાસે ભક્તિ તથા મુક્તિ આપે એવી કથા સાંભળવાને ઈચ્છીએ છીએ.[6] હે મહાભાગ ! એવી કથા અમને યથાર્થ રીતે કહો કે જેથી મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય; આ કલિયુગમાં તમારા જેવો સંદેહનો નાશ કરનાર મળવો દુર્લભ છે.[7]

સૂત કહે છેઃ—હે મહાભાગ્યશાલી ઋષિઓ ! લોકોના હિતને વાસ્તે આપે આ ઉત્તમ વાત ઠીક પૂછી; હવે હું સર્વ શાસ્ત્રોના સારનુંજ સર્વ પ્રકારે કથન કરૂં છું, તે સાંભળો.[8] જ્યાં સુધી મનુષ્ય ભગવતી ભાગવત ન સાંભળે ત્યાં સુધીજ તીર્થ, વ્રત અને અન્ય પુરાણો ગાજે છે (ભગવતી ભાગવત સાંભળ્યા પછી બીજું તુચ્છ લાગે છે.)[9] મનુષ્યને જ્યાં સુધી ભગવતી ભાગવતરૂપ કુહાડી હાથ નથી પડી ત્યાં સુધીજ તેને આ પાપરૂપ ભવાટવી (સંસારરૂપી જંગલ) નિરંતર કંટકથી કલેશ આપ્યા કરે છે.[10] ભગવતી ભાગવતરૂપ સૂર્ય જ્યાંસુધી ઉદય ન પામે, ત્યાં સુધીજ મનુષ્યને ઉપદ્રવરૂપ મહા અંધકાર દુઃખ દીધા કરે છે.[11]

ઋષિઓ પૂછે છેઃ—હે મહાભાગ સૂત ! એ પુરાણ કેવું છે અને એને શ્રવણ કરવાનો વિધિ કેવો છે ? તે આપ અમને કહો ![12] એ કેટલા દિવસમાં શ્રવણ થઇ રહે છે ? એના પૂજનના પ્રકાર કેટલા છે ? કયા કયા માણસોએ પ્રથમ એ સાંભળેલું છે ? અને તેમની કઈ કઈ કામના પૂર્ણ થઇ છે ?[13]

સૂત કહે છેઃ—વિષ્ણુ ભગવાનના અંશથી સત્યવતીમાં પરાશરમુનિના પુત્રરૂપે શ્રીમાન વેદવ્યાસ પ્રકટ થયા, કે જેમણે વેદના ચાર વિભાગ કરી શિષ્યોને ભણાવ્યા છે.[14] તેમણે વિચાર્યું કે દ્વિજાધમ શૂદ્રો, વ્રાત્ય* લોકો અને

* જે દ્વિજોને શાસ્ત્રોક્ત યથાસમયે ઉપનયન ન થયું હોય, તેને 'વ્રાત્ય' કહે છે.

સ્ત્રીઓ, કે જેઓ વેદનાં અધિકારી નથી તેઓને, તેમજ અન્ય દુર્બુદ્ધિ મનુષ્યોને જ્ઞાનપ્રાપ્તિ શી રીતે થશે?'[૧૫] એમ દયા લાવીને મહાત્મા વેદવ્યાસે એ લોકોને ધર્મજ્ઞાન થવા માટે પુરાણસંહિતા રચવાનો વિચાર કર્યો.[૧૬] એ દયાળુ વ્યાસે અઢાર પુરાણ નિર્માણ કરીને મને ભારતનું આખ્યાન ભણાવ્યું.[૧૭] તેમાં ભગવતી ભાગવત પુરાણ, ભોગ અને મોક્ષને આપનારૂં છે.એ પુરાણ એમણે પોતેજ જનમેજયરાજાનેકહી સંભળાવ્યું.[૧૮] પૂર્વે જ્યારે જનમેજયના પિતા પરીક્ષિત તક્ષક નાગ કરડવાથી મરણ પામ્યા, ત્યારે તેમની શુદ્ધિને વાસ્તે તેણે વ્યાસના મુખથી કથા સાંભળતાં, નવ દિવસસુધી ત્રિલોકજનની ભગવતીનું પૂજન કર્યું હતું,[૧૯,૨૦] એ નવાહ (નવ દિવસનો) યજ્ઞ પૂરો થતાં, તેજ સમયે પરીક્ષિત રાજા દિવ્ય દેહ ધરીને સ્વર્ગમાં ગયા હતા.[૨૧] આ પ્રમાણે પિતાની સદ્ગતિ થએલી જોઇ રાજા જનમેજયે વ્યાસ મુનિની પૂજા કરી અને અત્યંત આનંદ પામ્યા.[૨૨] માટે અઢાર પુરાણોમાં આ ભગવતી ભાગવત પુરાણ સર્વશ્રેષ્ઠ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આપનારૂં છે.[૨૩] જે નિરંતર ભક્તિથી ભગવતી ભાગવતની કથા શ્રવણ કરે છે, તેને સિદ્ધિ દૂર નથી, એટલામાટે મનુષ્યે સર્વદા એનું શ્રવણ કરવું જોઈએ.[૨૪] અર્ધો દિવસ, પા દિવસ, મુહૂર્ત અથવા ક્ષણમાત્ર પણ જે ભક્તિથી શ્રીભગવતી ભાગવતની કથા સાંભળે છે, તેની કદી પણ દુર્ગતિ થતી નથી.[૨૫] સર્વ યજ્ઞ, તીર્થ અને સર્વ દાનોનું જે ફળ છે, તે માત્ર એકવાર શ્રીભગવતી ભાગવત સાંભળવાથી પ્રાપ્ત થાય છે.[૨૬] સત્ય યુગાદિ યુગોમાં તો અનેક ધર્મો હતા; પણ કલિયુગમાં તો આ પુરાણશ્રવણસમાન કોઈ ધર્મ નથી.[૨૭] કલિયુગમાં ધર્મ અને આચારથી હીન બનેલા અલ્પાયુ મનુષ્યોને માટે વેદવ્યાસે આ પુરાણરૂપ અમૃત નિર્માણ કર્યું છે.[૨૮] એ અમૃતનું એકજ વાર માત્ર પાન કર્યાથી મનુષ્ય અજર અમર થાય છે. એટલુંજ નહિ પણ દેવીનું કથામૃત પીવાથી સમગ્ર કુલ પણ અજરામર થાય છે.[૨૯] આ પુરાણ શ્રવણમાં અમુક મહીનો કે અમુક દિવસ એવો નિયમ નથી. આ ભાગવતપુરાણ તો મનુષ્યે સદા સર્વદા સેવન કરવું જોઇએ.[૩૦] અથવા તો આશ્વિન, ચૈત્ર, આષાઢ, અને માઘ મહીનામાં આવતાં ચારે નવરાત્રમાં સાંભળવાથી વિશેષ ફલ થાય છે.[૩૧] એટલામાટે આ નવાહ (નવ દિવસનો) યજ્ઞ સંપૂર્ણ પુણ્ય કાર્યોમાં અધિક ફલપ્રદ હોવાથી મનુષ્યોને તે ફલદાયક છે.[૩૨] જે પુરૂષો દુષ્ટ હૃદયના, પાપાચરણમાં પ્રીતિવાળા, મોહમાં પડેલા, મિત્રદ્રોહી, અથવા મિત્રની નિંદા કરનારા, હિંસામાં તત્પર અને નાસ્તિક માર્ગે પળેલા હોય તેઓ પણ કલિયુગમાં 'નવાહ યજ્ઞ'થી પવિત્ર થાય છે.[૩૩] જેઓ પરાયું ધન અથવા પરસ્ત્રીનું હરણ કરવામાં લુબ્ધ બનેલા છે, જે મનુષ્યો કલિયુગના મહાપાપમાં વિભાગી છે, જેઓ ગાય, દેવ અને બ્રાહ્મણોની ભક્તિથી રહિત છે, તેઓ પણ 'નવાહયજ્ઞ'થી શુદ્ધ થાય છે.[૩૪] ઉગ્ર તપશ્ચર્યા, વ્રત, તીર્થસેવન, અનેક પ્રકારનાં દાન, નિયમ, યજ્ઞ અને અગ્નિહોત્રથી જે ફલ મળે છે, તે ફલ 'નવાહ યજ્ઞ'થી મળે છે,[૩૫] હે બ્રાહ્મણો! ગંગા, ગયા, કાશી, નૈમિષારણ્ય, પુષ્કર, બદ્રીવન, વગેરે તીર્થો પણ, આ ભાગવત પુરાણ જેટલી શીઘ્રતાથી પવિત્ર કરે છે તેટલી શીઘ્રતાથી પવિત્ર કરી શકતાં નથી.[૩૬] એ કારણથીજ આ ભગવતી ભાગવત સર્વ પુરાણોમાં શ્રેષ્ઠ છે, અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનું ઉત્તમ સાધન છે.[૩૭] આશ્વિન શુક્લમાં જ્યારે સૂર્ય કન્યા રાશિમાં આવે, ત્યારે મહા

અષ્ટમીમાં આ ભગવતી ભાગવતને સુવર્ણના સિંહપર મૂકી પૂજન કરીને દેવીપ્રીત્યર્થે બ્રાહ્મણને આપવું, એથી દેવીના પદની પ્રાપ્તિ થાય છે.[૩૮,૩૯] ભગવતી ભાગવતના એક શ્લોકનો અથવા અર્ધા શ્લોકનો પણ જે ભક્તિથી પાઠ કરે, તેનાપર દેવી પ્રસન્ન થાય છે.[૪૦] મહામારીનું અત્યંત ઘોર આક્રમણ અને સર્વ ઉત્પાતો પણ આ ભાગવતના શ્રવણ માત્રથી શાન્ત થઈ જાય છે.[૪૧] બાલગ્રહપીડા અને પ્રેતાદિકનો ભય પણ આ ભાગવતના શ્રવણમાત્રથી દૂર નાશી જાય છે,[૪૨] જે પુરૂષો ભક્તિથી આ ભગવતી ભાગવતની કથા વાંચે અથવા સાંભળે, તેઓને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પદાર્થો પ્રાપ્ત થાય છે.[૪૩] પ્રસેનને શોધવા ગયેલા શ્રીકૃષ્ણ જ્યારે બહુ દિવસ સુધી આવ્યા નહિ ત્યારે તેમની ચિંતાથી વ્યાકુલ થએલા વસુદેવે આ ભાગવત પુરાણ સાંભળ્યું હતું. તેથી તેમને પોતાના પ્રિય પુત્રનું દર્શન શીઘ્ર થયું હતું અને તે પ્રસન્ન થયા હતા.[૪૪] જેઓ ભક્તિથી આ ભાગવતની કથા શ્રવણ કરે છે અને જેઓ ભક્તિથી પાઠ કરે છે, તેમને પણ ભક્તિ અને મુક્તિની પ્રાપ્તિ થાય છે.[૪૫] અપુત્રને પુત્ર મળે, દરિદ્રીને ધન મળે, અને રોગી હોય તે રોગથી મુક્ત થાય એવો આ ભાગવતરૂપ અમૃતનો પ્રભાવ છે.[૪૬] વંધ્યા, કાકવંધ્યા (એકજવાર પ્રસૂત થએલી) અને મૃતવત્સા (જેનાં છોકરાં જીવતાં ન હોય તે) સ્ત્રી પણ જો આ ભાગવત સાંભળે તો તેને દીર્ધાયુષ પુત્ર થાય.[૪૭] જે ઘરમાં આ ભાગવતનું નિત્ય પૂજન થાય છે તે ઘર તીર્થરૂપ છે, અને તેમાં નિવાસ કરનારનાં પાપ નાશ થાય છે.[૪૮] અષ્ટમી, ચતુર્દશી ને નવમીએ ભક્તિપૂર્વક જે આનો પાઠ કરે અથવા શ્રવણ કરે તે પરમ સિદ્ધિને પામે.[૪૯] બ્રાહ્મણ આનો પાઠ કરે તો વેદ જાણનારાઓમાં અગ્રગણ્ય થાય, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય, વૈશ્ય ધનની સમૃદ્ધિવાળો થાય અને શૂદ્ર માત્ર શ્રવણ કરે તો પોતાના કુલમાં ઉત્તમ થાય.[૫૦]

**ઇતિશ્રી સ્કંદ પુરાણના માનસખંડમાંના ભગવતી ભાગવત માહાત્મ્યનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ.૧**

# અધ્યાય ૨ જો.

ઋષિઓ પૂછે છેઃ–હે સૂત ! વસુદેવને પુત્રનો સમાગમ શી રીતે થયો ? પ્રસેન કોણ હતો ? કે જેને શ્રીકૃષ્ણ શોધવા ગયા હતા.[૧] હે બુદ્ધિમાન સૂત ! વસુદેવે કોની પાસેથી કયા વિધિથી આ ભગવતી ભાગવત સાંભળ્યું ? એ સર્વ વૃત્તાંત કહો.[૨]

સૂત કહે છેઃ–ભોજવંશમાં ઉત્પન્ન થએલો એક સત્રાજીત નામનો યાદવ હતો, તે દ્વારકાપુરીમાં રહેતો હતો. તેણે સૂર્યની આરાધના કરી હતી, તેથી સૂર્યનો ભક્ત અને મિત્ર બન્યો હતો.[૩] કેટલેક દિવસે તેની ભક્તિ અને નમ્રતાથી સૂર્યનારાયણ પ્રસન્ન થયા, અને એ સત્રાજીતને પોતાના સૂર્યલોકનું દર્શન કરાવ્યું.[૪] એ ઉપરાંત સૂર્યે પ્રસન્ન થઈને તેને 'સ્યમંતક' નામનો મણિ આપ્યો. તે મણિને કંઠમાં ધારણ કરી સત્રાજીત દ્વારકામાં આવ્યો,[૫] તેજથી સંપૂર્ણ તે સત્રાજીતને જોઈને લોકો તો એમજ માનવા લાગ્યા કે આ સૂર્ય છે; અને તેથી સુધર્મા સભામાં બેઠેલા શ્રી કૃષ્ણની પાસે જઇ તેઓએ કહ્યું[૬] કેઃ–"આપનું દર્શન કરવા સૂર્યદેવ પધારે છે." એમનું એ વચન સાંભળી, શ્રીકૃષ્ણ હસ્યા અને બોલ્યા[૭] કે "હે યાદવો ! એ સૂર્ય નથી પણ એતો સત્રાજીત છે, સૂર્યે આપેલા સ્યમન્તક મણિથી એ પ્રકાશે છે, અને એ મણિ લઇને તે આવે છે."[૮] પછી સત્રાજીતે બ્રાહ્મણોને બોલાવી સ્વસ્તિવાચનપૂર્વક એ મણિને પોતાના ઘરમાં પધરાવ્યો.[૯] દરરોજ

આઠ ભાર સુવર્ણ આપનારો એ મણિ જ્યાં હોય ત્યાં મહા દુષ્કાળ કે ઉપદ્રવનો ભય રહેતો નથી.[૧૦] એક દિવસ એ સત્રાજીતનો ભાઇ પ્રસેન એ મણિને ગળે બાંધી સીંધી ઘોડાપર ચઢીને મૃગયા કરવા વનમાં ગયો, વનમાં એક સિંહે તેને દીઠો. એ સિંહે પ્રસેનને અશ્વસહિત મારી નાખી મણિ લઈ લીધો.[૧૧,૧૨] એટલામાં ઋક્ષરાજ જાંબુવાને એ સિંહને દીઠો અને પોતાની બોડના દ્વાર આગળ એને મારી નાખીને મણિ લઇ લીધો[૧૩] તેણે એ મણિ પોતાના બાળકને રમવા માટે આપ્યો. બાળકે પણ એ તેજસ્વી મણિ લઇને ખુશ થઇ રમવા માંડયું.[૧૪] આ તરફ પ્રસેન ન આવ્યાથી સત્રાજીત બહુ દુઃખી થયો, અને કહેવા લાગ્યો કે 'મણિના લોભથી કોણ જાણે કોણે મારા ભાઈને મારી નાખ્યો !'[૧૫] કેટલાક દિવસ જતાં લોકોમાં અંદર અંદર એવી વાત સંભળાવા લાગી કે 'કૃષ્ણેજ મણિની ઈચ્છાથી પ્રસેનને મારી નાખ્યો.'[૧૬] ધીમે ધીમે એ વાત કૃષ્ણને કાને આવી, ત્યારે તેમણે પોતાને માથે મિથ્યા અપવાદ લાગ્યો જાણી, કેટલાક નગરવાસી મનુષ્યોને સાથે લઈ એ પ્રસેનની શોધ કરવા માંડી.[૧૭] વનમાં જતાં મરેલો પ્રસેન તેમના જોવામાં આવ્યો. પછી રૂધિરનાં બિંદુની નિશાનીથી તેઓ સિંહ તરફ ગયા,[૧૮] અને ત્યાં આવ્યા ત્યારે તો બોડના દ્વાર આગળ સિંહને મરેલો દીઠો. પછી કૃપાનિધાન શ્રીકૃષ્ણે નગરવાસીઓને કહ્યું[૧૯] કે–"હું મણિ લેવા માટે આ બોડમાં જાઉં છું. હું બહાર આવું ત્યાં સુધી તમે સર્વ અહીંજ ઊભા રહેજો"[૨૦] આ પ્રમાણે શ્રીકૃષ્ણના વચનથી દ્વારકાવાસીઓ ત્યાંજ ઉભા રહ્યા અને શ્રીકૃષ્ણ બોડની અંદર જ્યાં જાંબુવાનનું ઘર હતું ત્યાં ગયા.[૨૧] શ્રીકૃષ્ણે જાંબુવાનના બાલકની પાસે મણિ દીઠો અને તે લેવાની ઈચ્છા કરી, ત્યાં તો તુરત તે બાળકની ધાવે ભયથી ચીસ પાડી.[૨૨] ધાવનો શબ્દ સાંભળી ઋક્ષરાજ જાંબુવાન ઘરમાંથી બહાર આવ્યો અને શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ કરવા લાગ્યો. રાત દિવસ વિસામો લીધા વિના સતત યુદ્ધ થવા લાગ્યું.[૨૩] એ પ્રમાણે સત્તાવીશ દિવસ સુધી એ બન્નેનું મહા ભયંકર યુદ્ધ ચાલ્યા કર્યું,[૨૪] બોડના દ્વાર આગળ ઉભેલા દ્વારકાવાસીઓ બાર દિવસ સુધી ત્યાં વાટ જોઇ રહ્યા પણ ભગવાન બહાર આવ્યા નહિ, ત્યારે તેઓ ડરવા લાગ્યા અને પોતાના નગર તરફ ગયા. દ્વારકામાં આવી તેઓએ આરંભથી અંત સુધીનું સર્વ વૃત્તાંત કહ્યું.[૨૫] એ સાંભળીને તો સર્વ કોઈ વ્યાકુળ થઇ ગયા અને સત્રાજીતને ધિક્કારવા લાગ્યા. મહાત્મા વસુદેવ પણ પુત્રના એ સમાચાર સાંભળી મહા શોકમાં ડૂબી ગયા અને કુટુંબ સહિત મહા ચિંતામાં પડયા તથા વિચારવા લાગ્યા કે હવે અમારૂં મગળ શી રીતે થાય ?[૨૬,૨૭] એ સમયમાં દેવર્ષિ નારદજી બ્રહ્મલોકમાંથી ત્યાં આવ્યા; વસુદેવે ઉભા થઈ પ્રણામ કરી તેમનું પૂજન કર્યું.[૨૮] એ પછી નારદજીએ વસુદેવને પૂછ્યું કે " હે યદુશ્રેષ્ઠ હમણાં તમે શા વિચારમાં પડી ગયા છો?"[૨૯] વસુદેવે કહ્યું કે–"મારો પ્રિય પુત્ર કૃષ્ણ, નગરવાસીઓની સાથે પ્રસેનને શોધવા વનમાં ગયો હતો, ત્યાં તેણે પ્રસેનને મરેલો જોયો;[૩૦] પછી તેને મારનાર સિંહને પણ એક બોડ આગળ મરેલો પડેલો જોઈ,નગરવાસીઓને ત્યાંજ ઉભા રાખી પોતે બોડની અંદર ઉતર્યો.[૩૧] ઘણા દિવસ વીતી ગયા પણ આજ સુધી એ મારો પુત્ર પાછો આવ્યો નથી, તેથી મને ઘણો શોક થાય છે. હે મહારાજ ! એ પુત્ર મને આવી મળે તેવો કંઇ ઉપાય હોય તો કહો "[૩૨] નારદજી

બોલ્યા કે—"હે યદુશ્રેષ્ઠ ! પુત્રપ્રાપ્તિને માટે તમે ભગવતી અમ્બિકાદેવીનું આરાધન કરો, એથી તમને બહુજ શીઘ્રતાથી કલ્યાણ પ્રાપ્ત થશે.[૩૩]

વસુદેવે પૂછ્યું કેઃ–હે ભગવન્ ! એ દેવી કોણ છે ? અને એમનો પ્રભાવ કેવો છે ? એમનું આરાધન કેવી રીતે કરવું ? એ આપ કૃપા કરીને કહો.[૩૪]

નારદજી બોલ્યા–હે મહાભાગ વસુદેવ ! હું સંક્ષેપથી કહું છું તે સાંભળો. વિસ્તારથી તો એ દેવીનું માહાત્મ્ય કોણ કહી શકે એમ છે ![૩૫] એ નિત્યા ભગવતી સચ્ચિદાનંદરૂપ છે, પરથી પણ પર છે અને આ અખિલ વિશ્વમાં વ્યાપી રહેલી છે.[૩૬] એ દેવીના આરાધનથી બ્રહ્મા સૃષ્ટિ સર્જી શકે છે, અને એ દેવીનીજ સ્તુતિ કરીને તે બ્રહ્માજી મધુકૈટભના ભયથી મુક્ત થયા હતા.[૩૭] એ દેવીનાજ પ્રસાદથી ભગવાન વિષ્ણુ આ જગતનું પાલન કરે છે અને એ શક્તિની કૃપાદૃષ્ટિથીજ રૂદ્ર જગતનો સંહાર કરેછે.[૩૮] સંસારના બંધનના હેતુરૂપ માયા અને મોક્ષને આપનારી પણ એજ શક્તિ છે. એજ પરમ વિદ્યારૂપ શક્તિ સર્વની ઈશ્વરી છે.[૩૯] નવરાત્રના વિધાનથી જગદંબાનું પૂજન કરીને નવ દિવસ સુધી ભગવતી ભાગવત પુરાણ શ્રવણ કરો.[૪૦] એ પુરાણના શ્રવણ માત્રથી પુત્રનું દર્શન શીઘ્ર થશે. એ પુરાણને વાંચનાર સાંભળનારને ભક્તિ મુક્તિ દૂર નથી.[૪૧] એ પ્રમાણે નારદજીનું વચન સાંભળી વસુદેવે તેમને પ્રણામ કર્યા અને પરમ પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું.[૪૨]

વસુદેવ કહે છેઃ—હે ભગવન્ ! આપના કહેવાથી મને મારા વૃત્તાંતનું સ્મરણ થયું. દેવીના માહાત્મ્યની વાત હું આપને કહું છું, તે સાંભળો.[૪૩] પહેલાં કંસે 'દેવકીનો આઠમો ગર્ભ તને મારશે' એવી આકાશ વાણી સાંભળીને ભયથી મને દેવકીની સાથે કારાગૃહમાં પૂર્યો હતો.[૪૪] હું દેવકીની સાથે કારાગૃહમાં રહેવા લાગ્યો, ત્યાં ક્રમે ક્રમે ઉત્પન્ન થએલા મારા પુત્રોને પાપાત્મા કંસે જન્મ થતાં વેંતજ એક એક મારી નાખ્યા.[૪૫] એમ ને એમ જ્યારે એણે છ પુત્રોને મારી નાખ્યા ત્યારે મને ઘણો શોક થયો અને દેવકીને પણ રાતદિવસ ચિંતા થવા લાગી[૪૬] પછી તે સમયમાં મેં ગર્ગ મુનિને બોલાવી, તેમને પ્રણામ કરી પૂજન કરીને દેવકીનું દુઃખ નિવેદન કરી પુત્રની કામનાથી આ પ્રમાણે કહ્યું[૪૭] કેઃ-હેભગવન્ હેકરૂણાસાગર! આપ યાદવોના ગુરૂ છો. કૃપા કરીને એવું કંઇ સાધન હોય તો કહો, કે જેથી દીર્ઘાયુ પુત્રની પ્રાપ્તિ થાય.[૪૮] ત્યારે દયાનિધિ ગર્ગમુનિએ પ્રસન્ન થઈને મને કહ્યું કેઃ—હે વસુદેવ ! લાંબા આયુષ્યવાળો પુત્ર પ્રાપ્ત કરવાનું સાધન હું કહું છું તે સાંભળો.[૪૯] દુર્ગા ભગવતી કે જે ભક્તોની દુર્ગતિનો નાશ કરે છે તે કલ્યાણી દેવીનું આરાધન કરો ! એથી તમારો મનોરથ શીઘ્ર સફળ થશે.[૫૦] એ દુર્ગાનું આરાધન કરીને અનેક જણે અનેક મનોરથો સિદ્ધ કર્યા છે. દુર્ગાનું પૂજન કરનારાઓને લોકમાં કંઈ પણ દુર્લભ નથી.[૫૧] ગર્ગનું એ વચન સાંભળી હું દેવકી સહિત પ્રસન્ન થયો અને હાથ જોડીને મુનિને કહ્યું[૫૨] કે—હે મહારાજ ! હે કૃપાનિધાન ! જો અમારા ઉપર આપની પ્રીતિ છે, તો હે ગુરૂ ! મારા નિમિત્તે આપ ભગવતીની આરાધના કરો.[૫૩] હે મહામતે ! હું તો આ કંસના કારાગૃહમાં છું, એટલે કંઈ કરી શકું એમ નથી. માટે આપ પોતેજ આ દુઃખ સાગરમાંથી મારો ઉદ્ધાર કરો.[૫૪] એ પ્રમાણે મારી પ્રાર્થના સાંભળી પ્રસન્ન થઇને એ ગર્ગમુનિએ કહ્યું કેઃ—હે વસુદેવ ! તમારી પ્રીતિનિમિત્ત હું તમારૂં હિત સાધીશ.[૫૫] એ પછી તે મુનિ

પ્રસન્નતાથી ઘેર ગયા અને ત્યાંથી પછી બ્રાહ્મણોને સાથે લઈ દુર્ગાનું આરાધન કરવા વિંધ્યાચલમાં ગયા.[૫૬] ત્યાં જઈ ભક્તોને અભીષ્ટ આપનારાં જગન્માતા ભગવતીનું જપ અને પાઠથી આરાધન કરવા લાગ્યા.[૫૭] યથાવિધિ નિયમ સંપૂર્ણ થતાં આકાશવાણી થઇ કે 'હે મુનિ! હું પ્રસન્ન છું, તમારા કાર્યની સિદ્ધિ થશે.[૫૮] ભૂમિનો ભાર ઉતારવા પૃથ્વીમાં અવતાર લેવા માટે મેં ભગવાનને પ્રેરણા કરી છે. તે વસુદેવથી દેવકીમાં પોતાના અંશથી અવતરશે.[૫૯] વસુદેવ કંસના ભયથી તે બાલકને લઇને શીઘ્રતાથી ગોકુલમાં નંદરાયને ઘેર મૂકી આવશે;[૬૦] અને ત્યાંથી યશોદાની કન્યાને પોતાને ત્યાં લાવી કંસને આપશે. કંસ એ કન્યાને મારવામાટે તેને પૃથ્વીપર પછાડશે.[૬૧] પછી એ કન્યા કંસના હાથમાંથી છુટીને દિવ્ય શરીર ધારણ કરી મારા અંશયુક્ત વિંધ્યાચલમાં આવી જગતનું હિત કરશે.'[૬૨] આ પ્રમાણે આકાશવાણી સાંભળી જગદમ્બાને પ્રણામ કરી પ્રસન્ન થતા ગર્ગમુની મથુરામાં આવ્યા.[૬૩] ગર્ગના મુખેથી મહાદેવીના વરદાનની વાત સાંભળી હું સ્ત્રી સહિત પરમ આનંદ પામ્યો.[૬૪] હે નારદ! એ દિવસથી હું દેવીનું માહાત્મ્ય વિશેષ રૂપે જાણું છું, અને આજ પાછું તમારા મુખથી પણ સાંભળ્યું;[૬૫] માટે હે દેવર્ષિ! એ ભગવતી ભાગવત આપજ શ્રવણ કરાવો. અમારા ભાગ્યેજ આપ પધાર્યા છો.[૬૬]

એ પ્રમાણે વસુદેવનું વચન સાંભળી ખુશી થઇને નારદજીએ શુભ દિવસે અને શુભ નક્ષત્રમાં કથાનો આરંભ કર્યો.[૬૭] કથામાં વિઘ્નનિવૃત્તિને માટે નગરવાસી બ્રાહ્મણોને બોલાવી નવાક્ષર મંત્રના જપ કરાવ્યા અને માર્કંડેય પુરાણમાં કહેલા દેવીના સ્તોત્રના પાઠ કરાવ્યા.[૬૮] વસુદેવે પ્રેમપૂર્વક પ્રથમ સ્કંધથી આરંભીને સમગ્ર ભાગવત પુરાણ નારદજીના મુખથી શ્રવણ કર્યું.[૬૯] નવમે દિવસે કથાની સમાપ્તિ થતાં વસુદેવે પ્રસન્ન મનથી ગ્રંથની ને વાચકની પૂજા કરી.[૭૦] પેલી તરફ કૃષ્ણ અને જાંબુવાનના યુદ્ધમાં કૃષ્ણના મુષ્ટિપ્રહારથી જાંબુવાનનું અંગ શિથિલ થઇ ગયું.[૭૧] ત્યાં તો એને પણ સ્મૃતિ આવી, અને ભગવાનને નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી[૭૨] અને કહ્યું કેઃ–હે ભગવન્ મેં આપને ઓળખ્યા. આપેજ ક્રોધથી સમુદ્રને ખળભળાવી મૂક્યો હતો અને લંકામાં જઈ અનુચરો સાથે રાવણનો વધ આપેજ કર્યો હતો.[૭૩] હે કૃષ્ણ! તેજ આપ આ સ્વરૂપમાં છો. હવે મારી દુરાત્મતાને ક્ષમા કરો! હે મહારાજ! કહો આપનું શું પ્રિય કરૂં? આપની સેવામાં હાજર છું.[૭૪] જાંબુવાનનું એવું વચન સાંભળી કૃષ્ણે કહ્યું કેઃ–"હે ઋક્ષરાજ! હું આ મણિ માટે અહીં આવ્યો છું."[૭૫] પછી જાંબુવાને પ્રસન્ન થઇને પોતાની પુત્રી જામ્બુવતી અને એ સ્યમંતક મણિ, બન્ને વાનાં શ્રીકૃષ્ણની પૂજા કરીને તેમને અર્પણ કર્યાં.[૭૬] ભગવાન શ્રીકૃષ્ણ એ પત્નીને સાથે લઇ મણિને કંઠમાં ધારણ કરી ઋક્ષરાજની અનુજ્ઞા લઇ દ્વારકા તરફ ચાલ્યા.[૭૭] કથાની સમાપ્તિને દિવસે ઉદારચિત્ત વસુદેવ બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપતા હતા, અને બ્રાહ્મણો વસુદેવને આશીર્વાદ દેતા હતા એ સમયેજ ભગવાન શ્રીકૃષ્ણ પોતાની ભાર્યા સહિત મણિને કંઠમાં ધારણ કરીને ત્યાં પધાર્યા.[૭૮,૭૯] વસુદેવ વગેરે, સ્ત્રીસહિત આવેલા શ્રીકૃષ્ણને દેખીને હર્ષથી આંખમાં આંસુ આવતાં, પરમ આનંદ પામ્યા.[૮૦] એ પછી દેવર્ષિ નારદજી શ્રીકૃષ્ણના આગમનથી પ્રસન્ન

થઇ વસુદેવ અને કૃષ્ણની આજ્ઞા લઇને બ્રહ્માની સભામાં ગયા.[૮૧] આ ભગવાનનું ચરિત્ર અપયશને દૂર કરનારૂં છે. જે મનુષ્ય પવિત્ર મનથી ભક્તિપૂર્વક આનો પાઠ કરે અથવા શ્રવણ કરે તેને સુખની પૂર્ણતા થાય છે. જગતમાં તેની કામનાઓ સિદ્ધ થાય છે અને અંતે મોક્ષમાર્ગને પ્રાપ્ત થાય છે.[૮૨]

**ઇતિશ્રી સ્કંધપુરાણના માનસખંડમાંના ભગવતી ભાગવત માહાત્મ્યનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

## अध्याय ३ जो.

સૂત કહે છેઃ–હે ઋષિઓ ! જેમાં ભગવતી ભાગવતનું માહાત્મ્ય કીર્તન કરેલું છે તેવા બીજા ઇતિહાસો પણ હું કહું છું તે સાંભળો.[૧] એક સમય લોપામુદ્રાના પતિ અગસ્ત્યમુનિ કાર્તિકેયની પાસે જઈ તેમનું પૂજન કરીને અનેક પ્રકારની કથાઓ પૂછવા લાગ્યા.[૨] ભગવાન કાર્તિકેયે પણ તેમને અનેક કથાઓ કહી સંભળાવી. દાન અને તીર્થોનાં અનેક માહાત્મ્ય પણ કહ્યાં.[૩]વારાણસી (કાશી) તથા મણિકર્ણિકાનું માહાત્મ્ય અને ગંગાજી વગેરે અન્ય તીર્થોનાં માહાત્મ્ય પણ વિસ્તારપૂર્વક કહ્યાં.[૪] એ સર્વ સાંભળીને અગસ્ત્ય મુનિ બહુ પ્રસન્ન થયા, અને લોકના હિતમાટે મહાતેજસ્વી કાર્તિકેયને બીજું પણ પૂછ્યું.[૫]

અગસ્ત્ય ઋષિ પૂછે છેઃ–હે ભગવન્ ! હે તારકાસુરના શત્રુ ! ભગવતી ભાગવતનું માહાત્મ્ય અને તે સાંભળવાના વિધિ વિષે વર્ણન કરો.[૬] જેમાં નિરંતર ત્રિલોકજનની ભગવતીનું ગાન થયા કરે છે, એવું ભગવતી ભાગવત નામક પુરાણ બહુ શ્રેષ્ઠ છે.

કાર્તિકેય કહે છેઃ–હે બ્રહ્મન્ ! ભગવતી ભાગવતનું માહાત્મ્ય વિસ્તારથી કોણ કહી શકે એમ છે ? માટે સંક્ષેપથી કહું છું તે સાંભળો.[૮] હે મુનિ ! જે ભગવતી નિત્ય, સચ્ચિદાનંદરૂપિણી, જગત્સ્વરૂપ છે, જેમાં ભુક્તિ, મુક્તિ આપવાનું સામર્થ્ય રહેલું છે,[૯] તે ભગવતીની વાઙ્મયી મૂર્તિરૂપજ આ પુરાણ છે, કે જેના પઠન અને શ્રવણથી જગતમાં કંઈ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી.[૧૦] પૂર્વે વિવસ્વતના પુત્ર શ્રાદ્ધદેવ થયા, તેમને પુત્ર નહોતો, તેથી વસિષ્ઠની અનુમતિથી તેમણે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો.[૧૧] એ સમયે શ્રાદ્ધદેવની પત્નીએ યજ્ઞમાં હોતાની પ્રાર્થના કરી કે "હે ભગવન્ ! મને પુત્રી થાય એવી ઇચ્છા છે, માટે તેમ કરો."[૧૨] ત્યારે હોતાએ મનમાં વિચાર કરીને કન્યા નિમિત્તે હુતદ્રવ્ય હોમ્યું, અને એથી 'ઇલા' નામની કન્યા ઉત્પન્ન થઇ.[૧૩] કન્યાને જોઈ રાજા અપ્રસન્ન થયો અને ગુરૂને કહ્યું કેઃ–"હે પ્રભો ! આપનો સંકલ્પ આમ વિપરીત કેમ થયો?"[૧૪] એ સાંભળી મુનિએ ધ્યાન કર્યું અને એમ થવાનું કારણ જાણી લઈ, ઇલાને પુરૂષ બનાવવામાટે ઈશ્વરની પ્રાર્થના કરી.[૧૫]પ્રાર્થના કરતાં, મુનિના તપોબળથી અને પરમાત્માના અનુગ્રહથી સર્વના જોતજોતામાં એ ઇલા પુરૂષ બની ગઇ.[૧૬] ગુરૂએ એનો સંસ્કાર કરીને એનું નામ 'સુદ્યુમ્ન' પાડ્યું. એ સુદ્યુમ્ન, સાગરમાં જેમ સર્વ નદીઓ આવી મળે તેમ સર્વ વિદ્યાઓ પ્રાપ્ત થવાથી વિદ્યાનો સાગર બન્યો.[૧૭] સમય જતાં એ તરૂણ બન્યો અને પછી તે સિંધી ઘોડાપર બેસીને મૃગયા ખેલવા વનમાં ગયો[૧૮] એક વનથી બીજા વનમાં એમ પોતાના અનુચરો સહિત ભ્રમણ કરતાં કરતાં પ્રારબ્ધયોગે હિમાલયની તળેટીમાં જઇ પહોંચ્યો.[૧૯] એ ઠેકાણે પૂર્વે એક સમયે ભગવાન શંકર પાર્વતી સાથે આનંદપૂર્વક રમણ કરતા હતા.[૨૦] એવામાં મુનિલોકો ભગવાનના દર્શનની લાલસાથી ત્યાં આવી ચઢ્યા, એમને જોઇ પાર્વતીને બહુ લાજ આવી ગઇ.[૨૧]

મુનિઓ પણ એમને વિહાર કરતાં જોઇ પાછા વળી ગયા, અને પછી વૈકુંઠમાં ગયા.[૨૨] તે સમયે શિવજીએ પ્રિયાનું હિત કરવાની ઇચ્છાથી એ વનને શાપ દીધો કે 'આજથી કોઇ પણ પુરૂષ જો આ વનમાં પ્રવેશ કરશે તો તે સ્ત્રી થઇ જશે.'[૨૩] તે દિવસથી કોઈ પણ પુરૂષ તે વનમાં જતો નહિ. આ સુદ્યુમ્ન એ વનમાં પ્રવેશ કરતાંની સાથેજ સ્ત્રી થઇ ગયો.[૨૪] પોતાના ઘોડાને અને અનુચરોને પણ સ્ત્રી બનેલા જોઈ તે ઘણું આશ્ચર્ય પામ્યો. પછી એ ઉત્તમ સ્ત્રીરૂપે વનમાં ફરવા લાગ્યો.[૨૫] ફરતાં ફરતાં એક સમયે એ સ્ત્રી (સુદ્યુમ્ન) બુધના આશ્રમમાં આવીચઢી. એને સુંદર શરીરવાળી અને ઉન્નત સ્તનવાળી જોઇને તથા ઘોલા જેવા હોઠ અને ચમેલીની કળીઓ જેવા દાંત, સુંદર મુખ, તથા કમલ સરખાં તેનાં નેત્ર જોઇને કામના બાણથી વિદ્ધ થએલા બુધે એની ઇચ્છા કરી.[૨૬,૨૭] એ સુંદરીએ પણ એ સોમપુત્ર બુધની સ્પૃહા કરી, અને બુધની સાથે વિહાર કરતાં ત્યાંજ નિવાસ કરવા લાગી.[૨૮] હે અગસ્ત્ય મુનિ ! સમય જતાં તેનાથી 'પુરૂરવા' નામે પુત્રનો જન્મ થયો.[૨૯] એમ કેટલાંક વર્ષ વીતી જતાં એક દિવસ બુધના આશ્રમમાં એ સુદ્યુમ્નને પોતાના પૂર્વ વૃત્તાંતનું સ્મરણ થયું ત્યારે તે ઘણો દુઃખી થયો;[૩૦] અને ગુરૂ વસિષ્ઠના આશ્રમમાં જઈ તેમને પ્રણામ કરી, પુરૂષ થવાની ઈચ્છાથી પોતાનું વૃત્તાંત તેમને નિવેદન કર્યું.[૩૧] એ વૃત્તાંત સાંભળીને વસિષ્ઠ મુનિ કૈલાસપર્વતપર ગયા અને ત્યાં જઈ પરમભક્તિથી પૂજન કરી શિવની સ્તુતિ કરવા લાગ્યા.[૩૨]

વસિષ્ઠ સ્તુતિ કરે છેઃ--ભગવાન શિવ-શંકર, કપર્દી, અર્ધ શરીરમાં પાર્વતીને ધારણ કરનાર ચન્દ્રમૌલિને હું નમસ્કારકરૂં છું![૩૩] મૃડ, સુખદાયક કૈલાસવાસીને નમસ્કાર હો ! ભગવાન નીલકંઠ, ભકતોને ભક્તિ મુક્તિ આપનારને પ્રણામ હો.[૩૪] શિવ, શિવરૂપ, શરણાગતોના ભય હરનાર, વૃષભપર બેસનાર, શરણાગતવત્સલ પરમાત્માને નમસ્કાર![૩૫] ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રરૂપ ધારી, દેવાધિદેવ, વરદાયી ત્રિપુરારિને પ્રણામ હો![૩૬] યજ્ઞરૂપે યજન કરનારાઓને ફલ આપનારને પ્રણામ હો, મસ્તકપર ગંગાને ધારણ કરનાર, સૂર્ય, ચન્દ્ર અને અગ્નિરૂપ નેત્રવાળા પરમાત્માને નમસ્કાર છે ![૩૭]

કાર્તિકેય કહે છેઃ–આ પ્રમાણે સ્તુતિ કરવાથી જગત્પતિ ભગવાન શંકર પ્રકટ થયા. વૃષભારૂઢ, પાર્વતી સહિત, કરોડ સૂર્ય સરખી કાન્તવાળા, રૂપાના પર્વતસમાન શુભ્ર, ત્રણ નેત્રવાળા, મસ્તકમાં ચન્દ્રકળાને ધરનારા સદાશિવ વસિષ્ઠને પ્રણામ કરતા જોઈ પ્રસન્ન થઇને બોલ્યા[૩૮,૩૯] કે હે વિપ્રર્ષે ! તમારા મનમાં જે ઇચ્છા હોય તે વર માગો ! એ સાંભળી પ્રણામ કરી મુનિએ ઇલાને પુરૂષત્વ પ્રાપ્ત થવાની પ્રાર્થના કરી.[૪૦] ત્યારે ભગવાન શંકરે પ્રસન્ન થઇને મુનિને કહ્યું કેઃ–એ એક મહીનો પુરૂષ અને એક મહીનો સ્ત્રી રહેશે.[૪૧] આ પ્રમાણે શિવ પાસેથી વર મેળવી તે મહર્ષિએ વરદાનોન્મુખ જગદમ્બા દેવીને પ્રણામ કર્યા.[૪૨] કરોડો ચન્દ્રમા સરખી કળા–કાન્તિયુક્ત હાસ્ય મુખવાળાં દેવીનું, ઇલાને પુરૂષત્વ પ્રાપ્તિની કામનાથી ભક્તિપૂર્વક પૂજન કરવા લાગ્યા.[૪૩] હે મહાદેવિ ! હે ભકતોપર અનુગ્રહ કરનારાં ! આપનો જય હો ! સર્વ દેવોએ પૂજેલાં, અનન્ત ગુણોની ખાણરૂપ હે દેવિ ! આપનો જય થાઓ ![૪૪] હે શરણાગતવત્સલ દેવિ ! આપને પ્રણામ છે ! હે દુઃખનાશિનિ ! હે દુષ્ટ દૈત્યોને મારનારાં ! આપનો જય

થાઓ ![૪૫] ભક્તિથી જાણી શકાય એવાં મહામાયા જગદમ્બિકાને પ્રણામ હો ! હે ભગવતિ ! આપનું ચરણારવિંદજ આ સંસારસાગર તરવાને નાવરૂપ છે.[૪૬] બ્રહ્માદિક દેવતાઓ પણ આપના ચરણારવિંદની સેવાથી જગતની ઉત્પત્તિ, રક્ષા અને પ્રલય કરવાને સમર્થ થયેલા છે.[૪૭] ચારે પુરૂષાર્થને આપનારાં હે દેવિ ! પ્રસન્ન થાઓ ! હે ભગવતિ ! તમારી સ્તુતિ કોણ કરી શકે એમ છે ? હું તો માત્ર પ્રણામજ કરૂં છું.[૪૮] આ પ્રમાણે વસિષ્ઠમુનિએ, સ્તુતિ કરી ત્યારે નારાયણી ભગવતી તરતજ પ્રસન્ન થયાં.[૪૯] તે સમયે દીનના દુઃખને દૂર કરનારાં દેવીએ વસિષ્ઠને કહ્યું કે 'સુદ્યુમ્ન ઘેર જઇ ભક્તિથી મારૂં અર્ચન કરે,[૫૦] અને તમે તેને ભગવતી ભાગવતની કથા શ્રવણ કરાવો ! એ કથા મને અત્યંત પ્રિયકર છે, તેને એ નવ દિવસ સાંભળે.[૫૧] એ ભાગવતના શ્રવણથી એને પુરૂષત્વ પ્રાપ્ત થશે.' એટલું કહીને ભગવતી શિવા અને શિવ અંતર્ધાન થઇ ગયાં.[૫૨] વસિષ્ઠઋષિ એમને પ્રણામ કરી પોતાના આશ્રમમાં આવ્યા અને સુદ્યુમ્નને બોલાવી તેને દેવીના આરાધનની વાત કરી,[૫૩] આશ્વિનના શુક્લ પક્ષમાં જગન્માતાનું પૂજન કરી નવરાત્ર વિધાનથી રાજાને કથા સંભળાવી.[૫૪] સુદ્યુમ્ને ભક્તિપૂર્વક એ ભાગવત શ્રવણ કર્યું અને ગુરૂને પ્રણામ કરી પૂજા કરી. પછી એને નિરંતર પુરૂષત્વની પ્રાપ્તિ થઇ.[૫૫] એને પુરૂષત્વ મળતાં મહર્ષિ વસિષ્ઠે એનો રાજ્યાસનપર અભિષેક કર્યો, અને પછી એ સુદ્યુમ્ન પ્રજાને આનંદ આપતાં, ધર્મથી પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.[૫૬] વળી એણે મોટી દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી યજન કર્યું, પછી પુત્રને રાજ્ય આપી દેવીના લોકમાં ગયો.[૫૭] હે બ્રાહ્મણો ! આ આપને સંપૂર્ણ ઇતિહાસ કહ્યો. જે મનુષ્ય ભક્તિથી આને સાંભળે અથવા સંભળાવે તેની આ લોકમાં સર્વ કામનાઓ પૂર્ણ થાય, અને દેવીની કૃપાથી પરમામૃત પામીને દેવીના લોકને પ્રાપ્ત થાય.[૫૮]

**ઇતિશ્રી સ્કંદ પુરાણના માનસખંડમાંના ભગવતી ભાગવત માહાત્મ્યનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

## अध्याय ४ थो.

સૂત કહે છેઃ–અગસ્ત્ય ઋષિ, આ દિવ્ય કથા સાંભળીને પુનઃ સાંભળવાની ઇચ્છાથી કાર્તિકેયને કહેવા લાગ્યા.[૧]

અગસ્ત્ય કહે છેઃ–હે સેનાપતે ! હે દેવ ! આ તો મહા વિચિત્ર કથા છે. બીજું પણ ભગવતી ભાગવતનું માહાત્મ્ય કહો.[૨]

કાર્તિકેય કહે છેઃ–હે મુનિ ! જેમાં ભાગવતના એક દેશનો મહિમા વર્ણવ્યો છે એવી આ કથા સાંભળો.[૩] જેમાં ગાયત્રીનો અધિકાર કહીને ધર્મનો વિસ્તાર વર્ણવેલો છે તથા જેમાં ગાયત્રીનો મહિમા કહેલો છે તેજ ભગવતી ભાગવત છે.[૪] ભગવતીના સંબંધથી આ કથા ભાગવત કહેવાય છે. વિષ્ણુ, બ્રહ્મા અને શિવ પણ પ્રેમથી એનું આરાધન કરે છે.[૫] એક મહાબુદ્ધિમાન સત્યવાદી 'ઋતવાક્' નામે મુનિ હતા, તેમને એક પુત્ર થયો તે ગંડયોગના અંતમાં અને રેવતી નક્ષત્રમાં થયો.[૬] ઋષિએ વિધિપૂર્વક એ પુત્રના જાતકર્મ, ચૂડાકર્મ અને ઉપનયન, આદિ સંસ્કારો કર્યા.[૭] જ્યારથી એ પુત્ર થયો ત્યારથી એ મુનિ શોક અને રોગથી વ્યાકુલ થયા[૮] તથા રોષ અને લોભવાળા થયા. તેમજ એ પુત્રની માતા પણ નિત્ય ચિંતાતુર તથા અનેક રોગોથી પીડાતી અને શોકાતુર રહેતી હતી.[૯] એ પુત્રને જોઇ ઋતવાક્ મુનિ 'આ મારો પુત્ર દુર્બુદ્ધિ કેમ થયો' એમ ચિંતા કરતાં અત્યંત દુઃખી થવા લાગ્યા.[૧૦] હવે યુવાનીમાં આવેલા તે પુત્રે તો મૂર્ખતાથી

માત-પિતાની શીખામણ માની નહિ અને કોઇ એક મુનિની સ્ત્રીનું બલાત્કારથી હરણ કર્યું.[૧૧] આમ થવાથી સત્યવાદી મુનિ મનમાં બહુ વ્યાકુલ થયા અને કહેવા લાગ્યા કેઃ—"મનુષ્યને અપુત્રતા સારી પણ કુપુત્રતા સારી નથી.[૧૨] કુપુત્ર સ્વર્ગમાં ગએલા પિતૃઓને નરકમાં પાડે છે અને જીવે ત્યાં સુધી માતપિતાને દુઃખ આપ્યા કરે છે.[૧૩] પાપી કુપુત્રનો જન્મ પિતાને દુઃખ દેવા માટેજ હોય છે. માટે એને ધિક્કાર છે. એવો કુપુત્ર મિત્ર ઉપર ઉપકાર કરતો નથી, તેમ શત્રુઓપર વૈર વાળતો નથી.[૧૪] જગતમાં તે મનુષ્યને ધન્ય છે કે જેના ઘરમાં પરોપકાર કરવાના સ્વભાવવાળો સુપુત્ર જન્મેલો છે. સુપુત્ર માતાપિતાને સુખ આપે છે.[૧૫] કુપુત્રથી તો કુલનો અને યશનો નાશ થઇ જાય છે. કુપુત્રના પ્રતાપે તો આ લોકમાં અને પરલોકમાં પણ નરકયાતના ભોગવવી પડે છે.[૧૬] કુપુત્રથી વંશ નષ્ટ થાય છે, કુભાર્યાથી જન્મારો નષ્ટ ( નિઃસાર ) થાય છે, કુભોજનથી દિવસ નકામો થાય છે, અને કુમિત્રથી સુખની આશા રહેતી નથી."[૧૭]

કાર્તિકેય કહે છેઃ—આ પ્રમાણે એ મુનિએ પુત્રના દુરાચારથી કંટાળીને ઘણા દિવસ કાઢયા, પછી એક દિવસ ગર્ગ મુનિની પાસે જઇને પૂછવા લાગ્યા.[૧૮]

ઋતવાક્ મુનિ પૂછે છેઃ—હે ભગવન્ ! હું આપને કંઇક પૂછું છું તે કૃપા કરીને કહો. આપ જ્યોતિઃશાસ્ત્રના આચાર્ય છો. હે મહારાજ ! મારો પુત્ર દુરાચારી કેમ થયો છે ?[૧૯] હે મહારાજ ! મેં વિધિપૂર્વક ગુરુની શુશ્રૂષા કરીને વેદાભ્યાસ કર્યો છે, બ્રહ્મચર્ય વ્રત સમાપ્ત કરીને વિધિપૂર્વક વિવાહ કર્યો છે.[૨૦] સ્ત્રીની સાથે સારી રીતે ગૃહસ્થ ધર્મ આચર્યો છે, યથાયોગ્ય પંચયજ્ઞાનુષ્ઠાન પણ કર્યું છે.[૨૧] હે બ્રહ્મન્ ! નરકના ભયથી મેં પુત્ર ઉત્પન્ન કર્યો છે; કામવાસનાથી કર્યો નથી. પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી મેં વિધિપૂર્વક ગર્ભાધાન કર્યું છે.[૨૨] હે મુનિ ! આમ છતાં પણ મારો પુત્ર માતાપિતાને દુઃખ આપનાર અને બંધુઓને શોકદાયક નિવડયો છે, તે મારા કે મારી સ્ત્રીના દોષથી એવો થયો છે ? તે કહો.[૨૩] ઋતવાક્મુનિનું વચન સાંભળીને ગર્ગાચાર્યે એમ થવાનું કારણ જ્યોતિર્વિદ્યાથી વિચારી લીધું અને બોલ્યા.[૨૪]

ગર્ગ કહે છેઃ—હે મુનિ ! આમાં તમારો, તમારી સ્ત્રીનો કે તમારા કુલનો કંઈ દોષ નથી. એ પુત્રનો જન્મ રેવતીના અન્તમાં *ગણ્ડાન્તમાં થએલો છે તેથીજ તે દુશ્ચરિત્ર નિવડયો છે.[૨૫] હે મુનિ ! તમારા પુત્રનો જન્મ દુષ્ટ કાલમાં થએલો છે, તેથીજ એ તમને કષ્ટ આપનાર થએલો છે; બીજું કંઇજ કારણ નથી.[૨૬] હે મુનિ ! એ દુઃખની શાન્તિમાટે તમે યત્નપૂર્વક જગન્માતા, શિવા, દુર્ગવિનાશિની દુર્ગાની આરાધના કરો.[૨૭] ગર્ગમુનિનું વચન સાંભળી ઋતવાક્મુનિએ ક્રોધે ભરાઇને રેવતીને શાપ દીધો કે 'આકાશમાંથી એનું પતન થજો.'[૨૮] હે અગસ્ત્યજી ! શાપ દેતામાંજ એ રેવતીના તારાનો અંશ આકાશમાંથી પડયો એટલે કે એનું તેજ નષ્ટ થયું. તે પ્રકાશમાન અંશ સર્વ લોકોના જોતાં

* પૂર્ણિમા, પંચમી અને દશમીની છેલ્લી એકેક ઘડી અને પડવો, છઠ અને એકાદશીની પ્રથમની આરંભની એકેક ઘડી 'ગણ્ડાન્ત' કહેવાય છે, તે યાત્રા અને વિવાહમાં વર્જ્ય છે. કર્ક ને સિંહલગ્નની ઘડીના અર્ધમાં, એજ રીતે વૃશ્ચિક, ધન, મીન, અને મેષની આદિ ઘડી ગણ્ડાન્ત છે, તેમાં શુભ કર્મ ન કરવું. નક્ષત્ર ગણ્ડાન્તઃ—રેવતી ને અશ્વિનીની સંધિની બે ઘડી, તેમજ આશ્લેષા, મઘા, જ્યેષ્ઠા, મૂલ એમની સંધિની ચાર ઘડી વર્જ્ય છે. એ ત્રણે પ્રકારના ગણ્ડાન્ત યાત્રા અને જન્મકાલમાં વર્જિત છે. ગણ્ડાન્તમાં જન્મેલા બાળકનું ૭ મહીના સુધી પિતાએ દર્શન ન કરવું. રેવતીના ગણ્ડાન્તમાં જન્મેલો બાળક પિતાને દુઃખપ્રદ થાય છે.

કુમુદ નામના પર્વતપર પડયો.[૨૯] એના પડવાથી એ પર્વતનું નામ રૈવત કહેવાયું, અને તે દિવસથી એ પર્વત બહુ રળીયામણો થઇ ગયો.[૩૦] આ પ્રમાણે રેવતીને શાપ આપી, ઋતવાક્ મુનિએ ગર્ગના કહેવા પ્રમાણે વિધિપૂર્વક દુર્ગાની આરાધના કરી અને તેથી સુખ–સૌભાગ્યના ભાગી બન્યા.[૩૧] રેવતી નક્ષત્રના તેજથી એક કન્યા ઉત્પન્ન થઇ. તે જાણે બીજી લક્ષ્મી સમાન ઘણી રૂપવતી અને વિખ્યાત થઈ.[૩૨] પ્રમોચ નામના મુનિને એ કન્યાનું વૃત્તાન્ત દૈવયોગે વિદિત થતાં, તેની પાસે ગયા અને એને પરમ મનોહર જોઇને એનું નામ 'રેવતી' પાડયું. પછી તેને પોતાના આશ્રમમાં લાવી ધર્મથી એનું પાલન કરવા લાગ્યા, એ પ્રમોચ મુનિ કુમુદાચલમાં રહીને એનું પુત્રીની પેઠે પાલન કરવા લાગ્યા.[૩૩,૩૪] અલ્પ સમય જતાં એ કન્યાને પ્રૌઢ અને રૂપવતી થએલી જોઇ, મુનિ વિચાર કરવા લાગ્યા કે 'હવે આને યોગ્ય વર કોણ હશે ?'[૩૫] ઘણી ઘણી શોધ કરતાં પણ એ કન્યાને યોગ્ય વર ન મળી આવ્યો ત્યારે તે મુનિ અગ્નિશાળામાં જઈ અગ્નિને સંતુષ્ટ કરવા લાગ્યા.[૩૬] ત્યારે પ્રસન્ન થઇને અગ્નિએ કન્યાને માટે વર બતાવતાં કહ્યું કેઃ–'હે મુનિ ! ધર્મિષ્ઠ, બળવાન, વીર, મધુર ભાષણ કરનાર, કોઈથી પણ ન જિતાય એવો 'દુર્દમ' નામનો રાજા છે, તે આનો પતિ થશે.' આ પ્રમાણે અગ્નિનું વચન સાંભળી ઋષિ આનંદ પામ્યા.[૩૭,૩૮] ભગવતીની પ્રેરણાથી એ સમયમાં એ દુર્દમ રાજા મૃગયા નિમિત્તે ત્યાં આવી ચઢયો. એ દુર્દમ બહુ બુદ્ધિમાન હતો.[૩૯] તે વિક્રમશીલનો પુત્ર, બલવાન અને પરાક્રમી હતો. કાલિન્દીને પેટે એ અવતર્યો હતો. એ પ્રિયવ્રતના વંશમાંજ ઉત્પન્ન થયો હતો.[૪૦]

મુનિના આશ્રમમાં પ્રવેશ કરતાં, મુનિને નહિ જોવાથી તેણે રેવતીની પાસે જઇને પૂછવા માંડયું[૪૧] કે હે પ્રિયે ! મહર્ષિ આ આશ્રમમાંથી ક્યાં પધાર્યા છે ? મને એમના ચરણકમલના દર્શનની ઇચ્છા છે. હે કલ્યાણિ ! યથાર્થ વાત કહો.[૪૨] કન્યાએ કહ્યું કેઃ–હે મહારાજ ! મહામુનિ અગ્નિશાળામાં ગયા છે. એ સાંભળી રાજાએ આશ્રમમાંથી સત્વર ચાલવા માંડયું.[૪૩] પછી અગ્નિશાળાના દ્વારમાં આવી ઉભેલા દુર્દમ રાજાને મુનિએ રાજ્યલક્ષણથી સંપન્ન અને નમ્રતાથી યુક્ત દીઠો.[૪૪] રાજાએ મુનિને પ્રણામ કર્યા કે તરતજ મુનિએ પોતાના શિષ્યને કહ્યું કે હે ગૌતમ ! સત્વર અર્ઘ્ય લાવો. આ રાજા અર્ઘ્યપ્રદાનને યોગ્ય છે.[૪૫] આ ઘણે સમયે આવેલ છે. એ અમારો જામાતા છે, એમ કહીને રાજાને અર્ઘ્યપ્રદાન કરી સત્કાર કર્યો. રાજાએ પણ વિચાર કરી અર્ઘ્ય ગ્રહણ કર્યો.[૪૬] આસનપર બેઠેલા રાજાને અર્ઘ્ય ગ્રહણ કર્યા પછી આશીર્વાદથી અભિનંદન આપીને મુનિએ તેના કુશલ સમાચાર પૂછયા.[૪૭] હે રાજા આપનું સૈન્ય, કોશ, સુહૃદ્વર્ગ, ભૃત્ય, અમાત્ય, નગર, દેશ, આપનું શરીર, સર્વ અનામય ( નિરાબાધ ) છે ?[૪૮] આપની સ્રીતો કુશલ જ છે, કારણ કે તે તો અહીંજ છે; અને તેથી તેનું કુશલ તો પૂછતોજ નથી. આપ એ વિના અન્ય સર્વની કુશલવાર્તા કહો.[૪૯] રાજાએ કહ્યું, હે મહારાજ ! આપની કૃપાથી મારૂં સર્વ કુશળ છે. પણ આ મને મોટું કુતૂહલ થાય છે કે મારી સ્રી અહીં ક્યાં છે ?[૫૦] ઋષિએ કહ્યુંઃ–'રેવતી' નામે તમારી સ્રી રૂપમાં અદ્વિતીય છે અને તે અહીંજ સ્થિત છે. તમે એને તમારી પત્ની કેમ જાણતા નથી.[૫૧] રાજાએ કહ્યુંઃ–'હે પ્રભો ! સુભદ્રાદિ સ્રીઓ તો મારે ઘેર છે, હે ભગવન્ !

તેમને તો હું જાણું છું; પણ રેવતીની મને ખબર નથી.[૫૨] ઋષિ બોલ્યા કે, હે રાજન્! જેને તમે હમણાંજ પ્રિયા શબ્દથી સંબોધી છે, એ પ્રશંસનીય પ્રિયાને આપ ક્ષણમાત્રમાંજ વિસરી ગયા![૫૩] રાજાએ કહ્યું:–'આપે કહ્યું તે અન્યથા નહિ હોય, પરંતુ મેં તો સામાન્યજ કહ્યું હતું. મારો ભાવ અન્ય પ્રકારનો નહોતો. આપ કોપ ન કરશો.[૫૪] ઋષિએ કહ્યું:–હે રાજન્! તમે સાચું કહો છો, તમારો ભાવ દૂષિત નથી; અગ્નિની પ્રેરણાથીજ તમે એવું વચન બોલ્યા છો.[૫૫] આજ મેં અગ્નિદેવને પૂછ્યું હતું કે આ કન્યાનો સ્વામી કોણ થશે? ત્યારે તેમણે કહ્યું કે નક્કી! દુર્દમરાજાજ આનો પતિ થશે.[૫૬] માટે હે રાજા! હું તમને એ કન્યા અર્પણ કરૂં છું તેનો તમે સ્વીકાર કરો. 'પ્રિયા' કહીને તમે પ્રથમજ એને સંબોધી (આમંત્રણ કર્યું) છે, માટે હવે વિચાર કરશો નહિ.[૫૭] આ સાંભળીને, રાજા મુનિના વચનનો વિચાર કરતાં મૌન રહ્યો; અને મુનિ એના વિવાહ–વિધિની તૈયારી કરવા લાગ્યા.[૫૮] તે સમયે વિવાહ કરવાને ઉદ્યત થએલા મુનિને કન્યા કહેવા લાગી કે:- હે તાત! મારો વિવાહ આપ રેવતી નક્ષત્રમાં કરજો.[૫૯] ઋષિ બોલ્યા કે:–હે વત્સે! વિવાહને યોગ્ય તો બીજાં પણ ઘણાં નક્ષત્રો છે; પછી રેવતીમાંજ કરવાનું શું પ્રયોજન છે? ઘણું કરીને તો એ નક્ષત્ર દિવ્ય (સ્વર્ગ) લોકમાં પણ સ્થિત નથી.[૬૦] કન્યાએ કહ્યું, રેવતી નક્ષત્ર વિના અન્ય કાલ મારા વિવાહને યોગ્ય નથી, માટે હું પ્રાર્થના કરૂં છું કે મારો વિવાહ રેવતી નક્ષત્રમાં કરવો.[૬૧] ઋષિએ કહ્યું, ઋતવાક્ મુનિએ રેવતી નક્ષત્રને તો શાપ આપી પતિત કર્યું છે, અને બીજા નક્ષત્રમાં જો તારી પ્રીતિ નથી તો તારો વિવાહ કેમ થશે?[૬૨] કન્યાએ કહ્યું:-શું એક ઋતવાક્નુંજ એવું તપ છે? શું મન, વાણી અને કાયાથી ઉપાર્જન કરેલું તમારૂં તપ એવું નથી?[૬૩] હું તમારા તપોબલને જાણું છું. આપ જગતને સજવા (નવી સૃષ્ટિ કરવા) સમર્થ છો. હે પિતા! રેવતી નક્ષત્રનું સ્વર્ગલોકમાં સ્થાપન કરીને મારો વિવાહ કરો.[૬૪] ઋષિ બોલ્યા, હે કન્યા! તારૂં કલ્યાણ થાઓ. તું કહે છે તેમજ થશે. તારે માટે હું ચન્દ્રમાર્ગમાં રેવતીનું સ્થાપન કરીશ.[૬૫]

કાર્તિકેય કહે છે:–આ પ્રમાણે કહીને મુનિએ પોતાના તપોબલથી પ્રથમની પેઠે રેવતીનું પુનઃ ચન્દ્રમાર્ગમાં સ્થાપન કર્યું[૬૬] અને પછી રેવતી નક્ષત્રમાં મહાત્મા દુર્દમરાજાને પોતાની કન્યા વિધિપૂર્વક અર્પણ કરી.[૬૭] કન્યાનો વિવાહ કરીને મુનિએ રાજાને કહ્યું કે:– હે વીર! તમારી શી અભિલાષા છે તે કહો; હું તે પૂર્ણ કરીશ.[૬૮] રાજાએ કહ્યું:–હે મહારાજ! મેં સ્વાયંભુવના વંશમાં જન્મ લીધો છે. તો આપની કૃપાથી મને મન્વંતરનો અધિપતિ થાય એવો પુત્ર મળે એ ઈચ્છા છે.[૬૯] મુનિએ કહ્યું:–જો તમારી એવી ઇચ્છા છે તો તમે દેવીનું આરાધન કરો! તમારો પુત્ર મન્વન્તરનો અધિપતિ–મનુ થશે.[૭૦] 'ભગવતી ભાગવત' નામનું જે પાંચમું પુરાણ છે, તે પાંચવાર શ્રવણ કરવાથી યથેષ્ટ પુત્ર પ્રાપ્ત થશે.[૭૧] આ રેવતીમાં 'રૈવત' નામનો પાંચમો મનુ થશે. એ વેદવિત્, શાસ્ત્રના તત્વને જાણનારો, ધર્માત્મા, અને કોઈથી પણ જીતાય નહિ એવો અપરાજીત થશે.[૭૨] આ પ્રમાણે મુનિના કહ્યાથી રાજા ખુશી થયો અને તેમને પ્રણામ કરી, પોતાની એ બુદ્ધિમતી સ્ત્રી સાથે પોતાના નગરમાં ગયો.[૭૩] પછી તે મહામતિ રાજા પિતા-પિતામહની પરંપરાથી પ્રાપ્ત થએલા

રાજ્યનું શાસન કરવા લાગ્યો અને પ્રજાનું પુત્રની પેઠે પાલન કરવા લાગ્યો.[૭૪] એક સમયે 'લોમશ' નામે મહાત્મા ઋષિ એને ત્યાં આવી ચઢયા, તેમને રાજાએ પ્રણામ કરી પૂજા કરીને કહ્યું[૭૫] કે:-"હે મુનિ! આપની કૃપાથી પુત્રકામના માટે હું 'ભગવતી ભાગવત' નામનું પુરાણ સાંભળવાને ઇચ્છું છું."[૭૬] રાજાનું આવું વચન સાંભળી પ્રસન્ન થઇને લોમશ મુનિએ કહ્યું કે:-હે રાજન્! તમને ધન્ય છે! કે ત્રિલોકજનની ભગવતીમાં તમોને ભક્તિ થઈ છે.[૭૭] જે પરમ જગદમ્બિકા સુરાસુરોને પરમ આરાધનીય છે, તેમાં તમારી ભક્તિ ઉદય પામી છે, તો અવશ્ય કાર્યસિદ્ધિ થશે.[૭૮] માટે હે રાજા! હું તમને શ્રીમદ્ ભગવતી ભાગવત શ્રવણ કરાવું છું. એના શ્રવણ માત્રથી કંઈ પણ દુર્લભ રહેતું નથી.[૭૯] એમ કહીને એ મુનિએ શુભ દિવસે કથાનો આરંભ કર્યો. રાજાએ સ્ત્રી સહિત વિધિપૂર્વક પાંચવાર તેનું શ્રવણ કર્યું.[૮૦] કથાની સમાપ્તિને દિવસે રાજાએ પુરાણની અને મુનિની પરમ પ્રસન્નતાથી ધર્મપૂર્વક પૂજા કરી.[૮૧] નવાર્ણ મંત્રથી હોમ કર્યો, કુમારિકાઓને જમાડી, અને સપત્નીક બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતુષ્ટ કર્યાં.[૮૨] પછી કેટલેક દિવસે ભગવતીની કૃપાથી રેવતીએ લોકનું કલ્યાણ કરનારા ગર્ભને ધારણ કર્યો.[૮૩] દિવસ જતાં પવિત્ર કાલમાં, સર્વ ગ્રહો જ્યારે શુભ સ્થાનમાં આવ્યા ત્યારે સર્વ મંગલસંપન્નતાના સમયમાં રેવતીએ પુત્રને જન્મ આપ્યો.[૮૪] પુત્રજન્મની વાર્તા સાંભળી રાજાને ઘણો હર્ષ થયો. તેણે સ્નાન કરી સુવર્ણ અને જળથી એની જાતકર્માદિ ક્રિયાઓ કરી[૮૫] અને વિધિપૂર્વક દાન આપીને રાજાએ બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા. એ પુત્ર મોટો થતાં, એને ઉપનયન સંસ્કાર કરાવી રાજાએ તેને અંગસહિત વેદાધ્યયન કરાવ્યું.[૮૬] એથી એ મહાધર્મિષ્ઠ, સર્વ અસ્ત્રોનો જ્ઞાતા, સંપૂર્ણ ધર્મોનું અનુષ્ઠાન કરનાર–કરાવનાર 'રૈવત' નામે મહાપરાક્રમી રાજા થયો.[૮૭] બ્રહ્માજીએ એ રૈવતને મન્વંતરની પદવી આપી અને એ રૈવત મન્વન્તરનો અધિપતિ થઇ ધર્મથી પૃથ્વીનું શાસન કરવા લાગ્યો.[૮૮] હે અગસ્ત્ય! આ પ્રમાણે મેં તમને ભગવતીના પ્રભાવનું સંક્ષેપથી વર્ણન કરી બતાવ્યું, એ ભાગવત પુરાણના માહાત્મ્યનું વિસ્તારથી કોણ વર્ણન કરી શકે એમ છે?[૮૯]

સૂત કહે છે:–એ પ્રમાણે અગસ્ત્ય ઋષિ ભગવતી ભાગવતનું માહાત્મ્ય વિધિપૂર્વક સાંભળીને કાર્તિકેયની પૂજા કરી પોતાના આશ્રમમાં ગયા.[૯૦] હે ઋષિઓ! આ મેં તમારી આગળ ભાગવતના માહાત્મ્યનું વર્ણન કર્યું. જે આનું શ્રવણ કરે તે અનેક ભોગ ભોગવીને અંતે મુક્તિને પ્રાપ્ત થાય.[૯૧]

**ઇતિશ્રી સ્કંદપુરાણના માનસખંડમાંના ભગવતી ભાગવત માહાત્મ્યનો ચોથો અધ્યાય સંપૂર્ણ.૪**

## अध्याय ५ मो.

### પુરાણ શ્રવણ વિધિ.

ઋષિઓ પૂછે છે:–હે મહાભાગ! સૂત! અમે ભાગવતનું માહાત્મ્ય સાંભળ્યું, હવે તમારા મુખથી એ પુરાણ શ્રવણ કરવાનો વિધિ સાંભળવા ઇચ્છીએ છીએ.[૧]

સૂત કહે છે:–હે ઋષિઓ! તમે સર્વ એ પુરાણ સાંભળવાનો વિધિ સાંભળો. એ વિધિ સાંભળતાંજ સર્વ કામના સિદ્ધ થાય છે.[૨] પ્રથમ બુદ્ધિમાન જ્યોતિષીને બોલાવી મુહૂર્ત્ત પૂછવું. કથા આરંભ કરવામાં આષાઢમાસથી લઇને છમાસ (માર્ગશીર્ષ માસ સુધી) શુભ છે.[૩] હસ્ત, અશ્વિની, મૂલ, પુષ્ય, રોહિણી, અનુરાધા, મૃગશિર, શ્રવણ, એ નક્ષત્ર, શુભ તિથિ,

અને શુભવારે એ પુરાણ શ્રવણ કરવું.[૪] ગુરૂના નક્ષત્રથી ચોથા, બીજા, પહેલા, પાંચમા, છઠ્ઠા, ચોથા અને ત્રીજા નક્ષત્રમાં કથાનો આરંભ કરવાથી અનુક્રમે ધર્મની પ્રાપ્તિ, લક્ષ્મીની પ્રાપ્તિ, કથાસિદ્ધિ, પરમ સુખ, પીડા, રાજભય અને જ્ઞાનપ્રાપ્તિ, એ ફળ થાય છે. એટલા માટે પુરાણ શ્રવણ કરવામાં ચક્રશુદ્ધિ કરવી એમ શિવજીએ કહ્યું છે,[૫,૬] અથવા દેવીની પ્રીતિ નિમિત્ત ચારે નવરાત્રમાં, બીજા મહિના તથા બીજાં નક્ષત્ર, તિથિ વારની શુદ્ધિ કરીને સાંભળવું.[૭] વિવાહાદિ સમારંભની પેઠે આને માટે સામગ્રી સજવી અને આ નવાહ યજ્ઞ યત્નથી કરવો જોઈએ.[૮] દંભ અને લોભને તજીને આ કામમાં અનેક સહાયકો મેળવવા. એ સહાયકો ચતુર, દાનશીલ અને દેવીની ભક્તિમાં તત્પર હોવા જોઈએ.[૯] વળી દેશે દેશ આ વાતના સંદેશા મોકલવા કેઃ—અત્રે ભગવતી ભાગવતની કથા થશે માટે અવશ્ય પધારવું જોઇએ.[૧૦] આ કથા ગાણપત્ય (ગણપતિના ભક્તો) શૈવ, શાક્ત, વૈષ્ણવાદિ સર્વ કોઇએ શ્રવણ કરવી જોઇએ; કેમકે સર્વ દેવો શક્તિ સહિતજ રહે છે.[૧૧] ભગવતી ભાગવતના અમૃતરૂપ રસના લોલુપ (લોભી) પ્રેમી મનુષ્યોએ કથા સાંભળવા અવશ્ય પધારવું જોઇએ.[૧૨] બ્રાહ્મણ આદિ ચારે વર્ણ, સ્ત્રી, સંન્યાસી, સકામ અને નિષ્કામ, સર્વ કોઇએ આ કથારૂપી અમૃત પાન કરવું જોઈએ.[૧૩] કદાચ સંપૂર્ણ નવાહ કથા શ્રવણ કરવાનો અવકાશ ન હોય તો જે સમયે અવકાશ મળે તે સમયે તેટલા અવકાશમાં થોડો સમય પણ આવવું જોઇએ. કેમકે યજ્ઞમાં સ્વલ્પ કાળની સ્થિતિ કરવી પણ પુણ્યદાયક છે.[૧૪] આમંત્રણ પણ વિનયપૂર્વક કરવું જોઇએ અને શ્રવણ કરવાને આવેલાઓને નિવાસસ્થાન આપવું જોઇએ.[૧૫] પૃથ્વીનું માર્જન કરી કથાના સ્થાનકને લીંપવું અને મહાસ્થાનને પણ છાણથી લીંપવું જોઈએ.[૧૬] વળી કેળના થાંભલાથી શોભિતો મનોહર મંડપ કરવો. ચંદરવો બાંધવો. ઉપર ધ્વજા પતાકા ચઢાવવી.[૧૭] વક્તાનું આસન દિવ્ય, સુખે બેસાય એવું, ઉત્તર કે પૂર્વાભિમુખનું સરસ ગોઠવણીથી બનાવવું.[૧૮] શ્રોતાઓનાં આસન પણ યથાયોગ્ય રીતિથી કરવાં જેથી પુરૂષ અથવા સ્ત્રી યથાયોગ્ય રીતે કથા શ્રવણ કરી શકે.[૧૯] સારી રીતે વાંચી શકે એવા ચતુર શાસ્ત્રજ્ઞાતા, દેવીના આરાધનમાં તત્પર, દયાળુ, નિઃસ્પૃહ, કુશળ, અને ધૈર્યવાન વક્તા, પરમ શ્રેષ્ઠ છે.[૨૦] શ્રોતા પણ બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર, દેવતાઓના ભક્ત, કથાના રસમાં તત્પર, ઉદાર, લોભવગરના, નમ્ર, અને હિંસાદિરહિત હોવા જોઈએ.[૨૧] પાખંડમાં લાગી રહેલ, લોભી, સ્ત્રી લંપટ, ધર્મધ્વજી, નિષ્ઠુર અને ક્રોધી વક્તા દેવીયજ્ઞમાં વર્જવા.[૨૨] સંદેહને નિવૃત્ત કરવો એ પણ્ડિતનો મુખ્ય ગુણ છે. વળી સાંભળનારાઓને બોધ કરનાર, વ્યગ્રતા વગરનો એક બીજો પણ્ડિત, વક્તાને સહાયક હોવો જોઇએ.[૨૩] મુહૂર્તથી પહેલે દિવસે વક્તા અને શ્રોતા વગેરેએ ક્ષૌર વગેરે કરાવીને નિયમ કરવા જોઇએ.[૨૪] અરૂણોદયના સમયમાં સ્નાન-શૌચાદિથી નિવૃત્ત થઇને સંધ્યા, તર્પણ વગેરે સંક્ષેપથી કરી લેવું.[૨૫] કથા શ્રવણને યોગ્ય સિદ્ધ યોગ વિચારીને સમસ્ત વિઘ્નોની નિવૃત્તિ માટે ગણપતિનું પૂજન કરવું.[૨૬] કલશ સ્થાપન કરીને દિગ્દેવતા, બટુક, ક્ષેત્રપાલ, યોગિની, માતૃકા, તુલસીગૃહ, વિષ્ણુ અને શંકરનું પૂજન કરવું, અને નવાક્ષર મંત્રથી દેવીનું પૂજન કરવું.[૨૭,૨૮] શ્રીમદ્ ભગવતી ભાગવતના પુસ્તકનું સંપૂર્ણ ઉપચારોથી પૂજન કરવું; કારણ કે એ તો ભગવતીની વાઙ્મયી મૂર્તિ બરાબર સુન્દર અક્ષરોથી યુક્ત છે.[૨૯] કથામાં વિઘ્નની શાન્તિના નિમિત્ત પાંચ બ્રાહ્મણોનું વરણ કરવું અને તેઓ નવાર્ણ

મંત્રનો જપ કરે અથવા સપ્તશતીના સ્તોત્રનો પાઠ કરે.[૩૦] પ્રદક્ષિણા અને નમસ્કાર કરી રહ્યા પછી છેવટે સ્તુતિ કરવી કેઃ-હે કાત્યાયનિ! હે મહામાયા! હે ભવાનિ, હે ભુવનેશ્વરિ! હે કૃપામયિ! હું સંસારસાગરમાં ડૂબ્યો છું. મારો ઉદ્ધાર કરો! બ્રહ્મા, વિષ્ણુ અને શિવને પણ આરાધનીય હે જગદમ્બા! તમે પ્રસન્ન થાઓ.[૩૧,૩૨] આ પ્રમાણે પ્રાર્થના કરી નિયમપૂર્વક કથા સાંભળવી.[૩૩] વક્તાનું પણ વ્યાસબુદ્ધિથી નિયમસર પૂજન કરવું. માળા, અલંકાર, ભૂષણ વગેરેથી શણગારી તેમનું પૂજન કરવું.[૩૪] હે સર્વ શાસ્ત્ર અને ઇતિહાસના જ્ઞાતા! વ્યાસરૂપ આપને પ્રણામ છે! આપ કથારૂપ ચંદ્રોદયથી અમારા મનના અંધકારને દૂર કરો![૩૫] પછી એમની આગળ નવ દિવસના નિયમ લેવા, અને બ્રાહ્મણાદિકનું પૂજન કરી તેમને બેસાડીને પછી પોતે પણ બેસવું.[૩૬] ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પદાર્થની પ્રાપ્તિ માટે સાવધાનતાથી કથાશ્રવણ કરવું. ગૃહ, પુત્ર, કલત્ર અને ધનની ચિંતા છોડી દેવી.[૩૭] સૂર્યોદયથી આરંભીને સૂર્યાસ્તમાં કંઈ અવશેષ હોય ત્યાં સુધી કથા ચાલુ રહે. મધ્યાહ્નમાં માત્ર ચાર ઘડી વિશ્રાન્તિ લેવી.[૩૮] મલમૂત્રના નિરોધમાટે સ્વલ્પ આહાર કરવો. કથા કરનારે એક વખત હવિષ્ય ભોજન કરવું જોઇએ,[૩૯] અથવા ફળાહાર, દુગ્ધાહાર, કે માત્ર ઘૃત સેવન કરવું. બહુ શું કહેવું? ચતુર પુરૂષે કથામાં વિઘ્ન ન થાય એવુંજ વર્તન રાખવું.[૪૦] હે બ્રાહ્મણો! કથાશ્રવણમાં નિષ્ઠાવાળાઓના નિયમ કહું છું. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાં જે ભેદ ગણતા હોય, જે દેવીની ભક્તિથી રહિત હોય, પાખંડી, હિંસક, ખળ અને બ્રાહ્મણનો દ્રોહ કરનાર હોય, નાસ્તિક હોય તેની કથા શ્રવણ કરવા યોગ્ય નથી.[૪૧,૪૨] બ્રાહ્મણના ધનનો લોભી, પરસ્ત્રી અને પરધન લેવાની ઇચ્છાવાળો, તથા દેવધન હરણ કરનાર કથાના શ્રવણને યોગ્ય નથી.[૪૩] બ્રહ્મચર્ય પાળવું, ભૂમિપર શયન કરવું, સત્યવક્તા થવું અને જિતેન્દ્રિય રહીને કથા સાંભળવી, કથા સમાપ્ત થતાં પતરાળામાં ભોજન કરવું.[૪૪] રીંગણ, કલિન્દ, તેલ, દ્વિદલ (દાળ), મધુ, બળેલું અન્ન, દુષ્ટ ભાવયુક્ત અન્ન, અને વાસી અન્નનો એ વ્રતવાળાએ ત્યાગ કરવો.[૪૫] માંસ, મસૂરનું અન્ન, રજસ્વલા સ્ત્રીએ જોયેલું અન્ન, લસણ, મૂળા, હીંગ, ડુંગળી, ગાજર, કોહોળું અને પેઠાનાલીનું શાક કથાના વ્રતવાળાએ ન ખાવું. કામ, ક્રોધ, મદ, લોભ, દંભ અને માનનો ત્યાગ કરવો જોઇએ.[૪૬,૪૭] બ્રાહ્મણદ્રોહી, પતિત, વ્રાત્ય, ચાણ્ડાલ, યવન, અન્ત્યજ, રજસ્વલા અને વેદબાહ્ય લોકોની સાથે કથાના વ્રતવાળાએ વાર્તાલાપ ન કરવો.[૪૮] વેદ, ગાય, ગુરૂ, બ્રાહ્મણ, સ્ત્રી, રાજા, મહાપુરૂષ, દેવતા કે દેવના ભક્તની નિંદા કદી પણ સાંભળવી નહિ.[૪૯] વિનય, આર્જવ, પવિત્રતા, દયા, મિત ભાષણ, ઉદારતાયુક્ત મન, એ ગુણો કથાના વ્રતવાળાએ રાખવા જોઇએ.[૫૦] શ્વિત્રી, * કુષ્ઠી, ક્ષયી, રોગી, ભાગ્યહીન, પાપાત્મા, દરિદ્ર અને નિઃસંતાન મનુષ્યે પણ ભક્તિથી પોતાના રોગ દૂર થવા આ કથા શ્રવણ કરવી. (કુષ્ઠી માણસે સમાજથી અલગ બેસવું.)[૫૧] વંધ્યા, કાકવંધ્યા, દુર્ભગા, મૃતભર્તૃકા અને જેનો ગર્ભ સ્ખલિત થતો હોય તેણે પણ આ કથા શ્રવણ કરવી જોઈએ.[૫૨] જે શ્રમવિના ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છા રાખતા હોય તેમણે યત્નપૂર્વક આ ભગવતી ભાગવત શ્રવણ કરવું જોઇએ.[૫૩] આ કથાના નવ દિવસ નવ યજ્ઞ સમાન છે. એમાં દાન, હવન, અને જપ અનન્ત ફળ આપે છે.[૫૪] આ પ્રમાણે નવાહવ્રત કરીને તેનું ઉદ્યાપન કરવું. મહાષ્ટમીના વ્રત સમાન ફલની ઇચ્છા રાખનારાએ એ પ્રમાણે કરવું.[૫૫]

* ચિત્ર કોઢવાળો.

નિષ્કામ શ્રોતા પવિત્ર થાય છે અને મુક્તિ પામે છે. કારણ કે એ ભગવતી મનુષ્યોને ભોગ અને મોક્ષને આપનારી છે.[૫૬] પુસ્તકની અને વક્તાની નિત્ય પૂજા કરવી, અને વક્તાએ આપેલો પ્રસાદ ભક્તિપૂર્વક ગ્રહણ કરવો.[૫૭] નિત્ય કુમારીનું પૂજન કરવું અને તેને ભોજન કરાવી ભગવતીની પ્રાર્થના કરવી. સૌભાગ્યવતી અને બ્રાહ્મણોનું પણ પૂજન કરવું; તેથી સિદ્ધિ પ્રાપ્ત થાય, એમાં સંદેહ નથી.[૫૮] સમાપ્તિમાં ગાયત્રી સહસ્ર નામનો પાઠ કરવો. અથવા સર્વ દોષની શાન્તિ માટે વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરવો.[૫૯] વિષ્ણુના સ્મરણથી અને નામોચ્ચારણથી તપ, યજ્ઞ અને ક્રિયાઓમાં રહેલી ન્યૂનતા સંપૂર્ણતાને પ્રાપ્ત થાય છે; માટે વિષ્ણુનું કીર્તન કરવું.[૬૦] સમાપ્તિમાં દેવી સપ્તશતીના મંત્રોથી હોમ કરવો અથવા દેવી-માહાત્મ્યના મૂલ મંત્રથી અથવા શ્લોકથી અથવા ગાયત્રી મંત્રથી દૂધ અથવા ઘીનો હોમ કરવો. કારણ કે આ ભાગવત ગાયત્રી મંત્રમય છે.[૬૨] વસ્ત્ર ભૂષણાદિથી વાચકને સંતુષ્ટ કરવા. વાચક પ્રસન્ન થતાં સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.[૬૩] પછી ભક્તિથી બ્રાહ્મણોને ભોજન કરાવી ભક્તિથી એમને સંતુષ્ટ કરવા. કારણ કે બ્રાહ્મણો પૃથ્વીમાં દેવરૂપ છે. એમના સંતુષ્ટ થવાથી અભીષ્ટ ફળ મળે છે.[૬૪] શ્રેષ્ઠ વસ્ત્ર-ધારિણી કુમારિકાઓનું દેવીની પ્રીતિ માટે પૂજન કરવું, અને દક્ષિણા આપી પોતાની સિદ્ધિ માટે પ્રાર્થના કરવી.[૬૫] બીજાં પણ અનેક પ્રકારનાં દાન કરવાં. સુવર્ણ દાન કરવું. દૂઝણી ગાય, અશ્વ અને પૃથ્વીના દાનથી અક્ષય ફળની પ્રાપ્તિ થાય છે.[૬૬] વળી આ ભગવતી ભાગવત, કે જે સુંદર અક્ષરે લખાએલું હોય તેને સુવર્ણના સિંહાસનપર સ્થાપન કરી પટ્ટ વસ્ત્રથી વીંટીને, અષ્ટમી કે નવમીને દિવસે વાચકની પૂજા કરીને તેને અર્પણ કરવું. એથી આ લોકમાં ભોગ ભોગવી અંતે દુર્લભ મુક્તિને પામે છે.[૬૭,૬૮] દરિદ્ર, દુર્બલ, બાલક, તરૂણ કે વૃદ્ધ ગમે તેવો પણ પુરાણનો જ્ઞાતા સદા વંદનીય છે અને પૂજ્ય છે.[૬૯] જો કે લોકમાં જન્મથી ઘણા ગુરૂઓ છે પરન્તુ એ સર્વમાં પુરાણજ્ઞાતા પરમ ગુરૂ છે.[૭૦] પુરાણ જ્ઞાતા બ્રાહ્મણે, વ્યાસના આસનપર બેસીને પ્રસંગની સમાપ્તિ થયા વિના કોઇને પ્રણામ કરવા નહિ.[૭૧] જે પુરાણની દિવ્ય કથાઓ ભક્તિ વગર સાંભળે તેને પુણ્યફળ મળતું નથી; ઉલટો તે દુઃખી અને દરિદ્રી થાય છે.[૭૨] જે પુરાણનું પૂજન કર્યા વિના તામ્બૂલ, પુષ્પ વગેરેનું સેવન કરીને કથા શ્રવણ કરે તે દરિદ્રી થાય છે.[૭૩] જે પુરૂષ ચાલતી કથા છોડીને અન્ય સ્થાનમાં ચાલ્યો જાય તેના ભોગ નષ્ટ થાય છે; એટલુંજ નહિ પણ તે ઉપરાન્ત તેની સ્રી અને સંપત્તિ નષ્ટ થઈ જાય છે.[૭૪] જે દાંભિક મનુષ્ય વક્તા કરતાં ઉચ્ચ આસનપર બેસી કથા શ્રવણ કરે, તે નરકયાતના ભોગવે છે અને પછી કાગડો થાય છે.[૭૫] જે મહામૂલના આસનપર બેસીને અથવા વીરાસને બેસીને કથા સાંભળે તે અર્જુન* વૃક્ષ થાય છે.[૭૬] જે કથા થતી વખતે ખરાબ વાતો કરે છે અને કટુ શબ્દો બોલે છે, તે પ્રથમ ગર્દભ થઇને પછી કાચંડો થાય છે.[૭૭] જે પુરાણના જ્ઞાતાની અથવા પાપહરણ કરનારી કથાની નિંદા કરે છે, તે સો જન્મ સુધી કુતરો થાય છે એમાં સંદેહ નથી.[૭૮] વળી જે કથા કહેનારના જેટલાજ ઊંચા આસને બેસી કથા સાંભળે તે નરકમાં જઇને ગુરૂસ્રી–ગમનના પાતકને પ્રાપ્ત થાય છે.[૭૯] જે વક્તાને પ્રણામ કર્યા વિના કથા સાંભળે છે તે વિષવૃક્ષ થાય છે, અને જે પડયા પડયા (લેટતા લેટતા) ફાવે તેમ બેસીને કથા સાંભળે છે તે અજગર

* 'આંજણી' નામનું વૃક્ષ.

થાય છે.[૮૦] જે મનુષ્ય કદી પણ પુરાણની કથા સાંભળતો નથી, તે ઘોર નરકયાતના ભોગવીને અંતે વનમાં સૂકર જન્મે છે.[૮૧] જે કથાથી પ્રસન્ન ન થઈને તેમાં વિઘ્ન કરે છે, તે મૂર્ખ કરોડો વર્ષ નરક ભોગવીને છેવટે ગ્રામસૂકર થાય છે.[૮૨] જે આસન, પાત્ર, દ્રવ્ય, ફલ, વસ્ત્ર, કમ્બલ વસ્ત્ર વગેરે કથા કહેનારને આપે છે તે નારાયણના સ્થાનમાં જાય છે.[૮૩] જે પુરાણ-પુસ્તક (બાંધવા) માટે નવું પટ્ટવસ્ત્ર, અને સુંદર દોરી આપે છે તે મનુષ્ય સુખભાગી થાય છે.[૮૪] સર્વ પુરાણો સાંભળવાનું જે ફલ છે તેથી સોગણું પુણ્ય ભગવતી ભાગવત સાંભળવાથી મળે છે.[૮૫] જેમ નદીઓમાં ગંગા, દેવતાઓમાં શિવ, કાવ્યોમાં રામાયણ, ગ્રહનક્ષત્રોમાં સૂર્ય, પ્રસન્ન કરનારાઓમાં ચંદ્રમા, ધનમાં યશ, ક્ષમાવાળાઓમાં જેમ ભૂમિ, ગંભીરતામાં જેમ સાગર, પાપ નાશ કરનારાઓમાં ગાયત્રી અને નારાયણ શ્રેષ્ઠ છે, તેમ અઢારે પુરાણમાં આ ભગવતી ભાગવત શ્રેષ્ઠ છે.[૮૬-૮૮] ગમે તે ઉપાયે જે આનું નવ વાર શ્રવણ કરે છે, તેનું પુણ્ય વર્ણવી શકાય તેમ નથી. તે પુરૂષ સર્વદા જીવન્મુક્ત છે.[૮૯] રાજભય કે શત્રુભય પ્રાપ્ત થતાં અથવા મહામારી કે દુર્ભિક્ષના ભયમાં, રાજ્યભંગાદિના સમયમાં શાન્તિને માટે આ પુરાણ શ્રવણ કરવું.[૯૦] હે બ્રાહ્મણો! ભૂત-પ્રેતનો નાશ કરવા, શત્રુ પાસેથી રાજ્ય મેળવવા અને પુત્રપ્રાપ્તિને માટે પણ આ ભગવતી ભાગવત સાંભળવું જોઇએ.[૯૧] શ્રીમદ્ ભગવતી ભાગવતનો જે પાઠ કરે, શ્રવણ કરે, એક શ્લોકનો અથવા અર્ધા શ્લોકનો અથવા એક ચરણનો પણ જે પાઠ કરે તે પરમ ગતિને પામે છે.[૯૨] ભગવતી દેવીએ સ્વયં આને અર્ધ શ્લોકમાં પ્રકટ કર્યું હતું. શિષ્યોની પરંપરાથી આનો વિસ્તાર થયો છે.[૯૩] ગાયત્રી સમાન પરમ ધર્મ, કે ગાયત્રી સમાન પરમ તપ નથી. ગાયત્રી સમાન દેવતા અથવા ગાયત્રી સમાન કોઈ મંત્ર નથી.[૯૪] ગાનાર અર્થાત્ જપ કરનારની રક્ષા કરવાથી, એને ગાયત્રી કહે છે. એ ગાયત્રી દેવી રહસ્ય સહિત આ ભાગવતમાં પ્રતિષ્ઠિત છે.[૯૫] એટલા માટે બીજાં પુરાણો દેવીની પ્રીતિ પ્રાપ્ત કરાવનાર આ ભાગવત પુરાણની સોળમી કળાને પણ પહોંચી શકતાં નથી.[૯૬] આ શ્રીમદ્ ભગવતી ભાગવત પુરાણ નિર્મલ બ્રાહ્મણોનું ધન છે, કે જેમાં નારાયણે અને ધર્મપુત્રે પણ નિર્મળ ધર્મનું વર્ણન કર્યું છે. તેમજ મણિદ્વીપમાં ગાયત્રીના રહસ્યનું વર્ણન કર્યું છે. તથા હિમાલય પર્વત-પર ભગવતીએ પોતે ગીતા કહી છે.[૯૭] એટલા-માટે જગતમાં આ પુરાણની બરાબરી કરે એવું બીજું કોઈ પુરાણ નથી. માટે હે બ્રાહ્મણો! નિરંતર આનું સેવન કરવું જોઇએ.[૯૮] જેના સંપૂર્ણ પ્રભાવને વિધાતા, હરિ, મહેશ્વર કે શેષ પણ જાણતા નથી, તેને બીજા અશાંશી દેવો તો ક્યાંથીજ જાણે? એવાં જગદમ્બાને નિત્ય નમસ્કાર હો![૯૯] જેના ચરણારવિંદની રજ પામીને બ્રહ્મા નિરંતર જગતની સૃષ્ટિ કરે છે, વિષ્ણુ પાલન કરે છે, અને રૂદ્ર સંહાર કરે છે, એ જગદંબિકાને નમસ્કાર છે.[૧૦૦] જ્યાં અમૃતના કૂપ આવી રહ્યા છે અને તેની નિકટમાં જ્યાં દેવવૃક્ષોની પંક્તિઓ શોભી રહી છે. એવા મણિદ્વીપમાં કે જે ચિંતામણિનિર્મિત ગૃહોથી ચિત્ર વિચિત્ર અને સુંદર લાગે છે. ત્યાં કલ્યાણહૃદયા સ્મિતમુખી ભગવતી વિરાજે છે. તે દેવીનું ધ્યાન કરીને મનુષ્ય ભુક્તિ—મુક્તિને અવશ્ય પ્રાપ્ત થાય છે.[૧૦૧] બ્રહ્મા, શિવ, વિષ્ણુ અને ઇંદ્રાદિ દેવતાઓ જેને ઉપાસે છે એવાં એ મણિદ્વીપનાં અધિષ્ઠાતા દેવી જગતનું કલ્યાણ કરો.[૧૦૨]

**ઇતિશ્રી સ્કંદ પુરાણના માનસખંડમાંના ભગવતી ભાગવત માહાત્મ્યનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

ॐ

# श्रीमद् भगवती भागवत

## प्रथमस्कंध

### अध्याय १ लो.

#### ઋષિયોનો પુરાણવિષયક પ્રશ્ન.

**सर्वचैतन्यरूपां तामाद्यां विद्यां च धीमहि।**
**बुद्धिं या नः प्रचोदयात् ॥ १ ॥**

સર્વચૈતન્યરૂપ પરબ્રહ્મમય તે આદિ શક્તિનું ધ્યાન કરિયે છિયે અને જેનું ધ્યાન કરિયે છિયે તે શક્તિ અમારી બુદ્ધિને ધ્યાન કરવાની પ્રેરણા કરજો.[1]

શૌનકઋષિ પૂછે છેઃ—હે સૂત ! હે સૂત ! હે ભાગ્યશાળી ! હે પુરૂષોમાં ઉત્તમ ! તમે ધન્ય છો. કારણ કે તમે પુરાણોની શુભ સંહિતાઓ સારી રીતે ભણ્યા છો.[2] હે સૂત ! વ્યાસ મુનિએ જે અઢાર દિવ્ય પુરાણ કહેલાં છે તે તમે ભણ્યા છો.[3] પાંચ લક્ષણવાળાં અને મંત્રાદિક રહસ્ય સહિત એ સઘળાં પુરાણો સત્યવતીના પુત્ર વેદવ્યાસ પાસેથી તમે જાણેલાં છે.[4] આ દિવ્ય, પવિત્ર અને કળિયુગના દોષથી રહિત 'વિશ્વ-સન' નામના ઉત્તમ ક્ષેત્રમાં અમારા પુણ્યોના યોગથી તમે પ્રાપ્ત થયા છો.[5] હે સૂત ! આ મુનિઓનો સમાજ પુણ્ય આપનારી પુરાણસંહિતાને સાંભળવાની ઈચ્છા ધરાવે છે, માટે સાવધાન થઇને અમારી પાસે તે સંહિતા કહો.[6] હે સર્વજ્ઞ ! તમે લાંબા આયુષ્યવાળા અને ત્રણે તાપથી રહિત થાઓ. હે ભાગ્યશાળી ! અમને વેદતુલ્ય પુરાણ સંભળાવો.[7] સ્વાદ જાણવામાં વિચક્ષણ અને વળી કાનવાળા છતાં જે માણસો પુરાણ સાંભળતા નથી તેઓ મંદભાગ્ય છે.[8] જેમ જીભને આનંદ છ રસોથી મળે છે, તેમ કાનને આનંદ વિદ્વાનોનાં વચનોથી મળે છે.[9] સર્પો કાન વગરના છતાં પણ શબ્દોથી મોહ પામે છે, ત્યારે જેઓ કાનવાળા છતાં પણ સાંભળે નહિ તેઓને કાન વગરના (બેહેરા) શા માટે નહિ કહેવા ?[10] એટલામાટે હે સૂત ! આ સર્વ બ્રાહ્મણો કે જેઓ કળિયુગના ભયથી પીડાઇને નૈમિષારણ્યમાં બેઠા છે તેઓ સર્વે સાવધાન થઇને સાંભળવા ઈચ્છે છે.[11] ગમે તે ઉપાયથી કાળ કહાડવો જોઇએ, તેમાં મૂર્ખ લોકો વ્યસનથી કાળ કહાડે છે અને વિચક્ષણ લોકો શાસ્ત્રના વિચારોથી કાળ કહાડે છે.[12] બકવાદ તથા અનેક પ્રકારનાં સ્તુતિવાક્યવાળાં અને લૌકિક કારણોની વાતવાળાં મોટાં મોટાં શાસ્ત્રો પણ વિચિત્ર છે.[13] શાસ્ત્રોમાં પણ સઘળાં સરખાં નથી. વેદાંત સાત્વિક શાસ્ત્ર છે, મીમાંસા રાજસ શાસ્ત્ર છે અને લૌકિક કારણોથી તથા બકવાદોથી ગુંથાએલું ન્યાયશાસ્ત્ર તામસ છે.[14] તેમજ પાંચ લક્ષણવાળાં પુરાણો પણ કથાનકોનેલીધે ત્રણ ગુણવાળાં તમે કહેલાં છે.[15] તેઓમાં પાંચમું ભાગવત પુરાણ તમે પૂર્વે કહેલું છે કે જે પવિત્ર, વેદતુલ્ય અને સર્વ

લક્ષણસહિત છે.[૧૬] પરમ અદ્ભુત, મુમુક્ષુ-
લોકોને મુક્તિ આપનાર અને ધર્મ તથા સુખ
આપનાર, એ ઉત્તમ પુરાણ તે સમયે તમે
સંક્ષેપથી કહેલું છે, તે હવે આદરથી વિસ્તાર
પૂર્વક કહો. સઘળા બ્રાહ્મણો એ દિવ્ય અને
શુભ ભાગવતપુરાણને સાંભળવા ઈચ્છે છે.[૧૭-૧૮]
હે ધર્મને જાણનાર! તમે કે જે સત્વગુણી છો,
તે ગુરૂના ભક્ત હોવાનેલીધે વેદવ્યાસે કહેલી
પુરાણસંહિતાને સારી રીતે જાણો છો.[૧૯] તમારે
મ્હોડેથી અમોએ બીજાં પુરાણો સાંભળ્યાં છે
પણ હજી, દેવતાઓ જેમ અમૃત પીવાથી
તૃપ્તિ પામે નહિ, તેમ અમે તૃપ્તિ પામતા
નથી.[૨૦] અમૃતને ધિક્કાર છે કે તે પીનારાઓને
કદી પણ મુક્તિ થતી નથી અને ભાગવતને
પીનાર માણસ તો તુરતજ સંસારથી મુક્ત
થાય છે.[૨૧] હે સૂત! અમે અમૃત પીવાને
હજારો યજ્ઞ કર્યા પણ સર્વથા શાંતિ મળતી
નથી.[૨૨] યજ્ઞોનું ફળ સ્વર્ગ છે અને સ્વર્ગ-
માંથી પાછું નીચે પડવું પડે છે. આ પ્રમાણે
આ સંસારરૂપી ચક્રમાં નિરંતર ભમવું પડે
છે.[૨૩] આ ત્રિગુણાત્મક કાળચક્રમાં ભમતાં
માણસોને જ્ઞાનવિના કદી પણ મુક્તિ થતી
નથી.[૨૪] માટે ભાગવત કે જે સર્વ રસયુક્ત,
પવિત્ર,પવિત્ર કરનાર, મુક્તિ આપનાર, શુભ
અને મુમુક્ષુને સર્વદા પ્યારૂં છે તે કહો.[૨૫]

**अतः सर्वरसोपेतं पुण्यं भागवतं वद ।**
**पावनं मुक्तिदंशुभंमुमुक्षूणांसदाप्रियम्॥२५॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના
પ્રથમસ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧

## अध्याय २ जो. ગ્રંથ સંખ્યા

### श्रीसूत उवाच

**धन्योहमतिभाग्योहं पावितोहंमहात्मभिः ।**
**यत्पृष्टंसुमहत्पुण्यंपुराणंवेदविश्रुतम् ॥ १ ॥**

સૂત કહે છેઃ—આપ મહાત્મા લોકોએ વેદ-
માં વિખ્યાત અને પવિત્ર મોટું ભાગવતપુરાણ
મને પૂછ્યું તેથી હું ધન્ય છું, મહાભાગ્યશાળી
છું અને આપ લોકોએ મને પવિત્ર કર્યો છે.[૧] સર્વ
શ્રુતિઓના અર્થોએ સ્વીકારેલું, તથા સર્વ શાસ્ત્રો
અને આગમોમાં રહસ્યરૂપ, તે સર્વોત્તમ પુરાણ
હું કહીશ.[૨] હે બ્રાહ્મણો! જગદંબાનું ચરણા-
રવિંદ કે જે અતિ સુંદર, યોગિઓને મુક્તિ
આપનાર, સ્તુતિ કરતા બ્રહ્માદિકોએ પણ
સેવેલું અને સર્વદા મોટા મુનિઓએ ધ્યાન
કરવા યોગ્ય છે તેને પ્રણામ કરી હવે ઘણા
રસવાળું, શોભાવાળું, અને સઘળા રસોના
સ્થાનકરૂપ 'ભગવતીભાગવત' નામનું ઉત્તમ
પુરાણ હું ભક્તિપૂર્વક વિસ્તારથી કહીશ.[૩] જે
અવિનાશી આદિશક્તિ સર્વજ્ઞ, સંસારના બં-
ધને કાપવામાં નિપુણ, સર્વના અંતઃકરણમાં
રહેલ, અને દુરાત્માઓએ જાણવાને અશક્ય છે
તથા જે યોગીઓએ ધ્યાન કરવાથી પ્રત્યક્ષ થાય
છે અને જે વેદના માર્ગમાં 'વિદ્યા' કહેવાય છે તે
ભગવતી સર્વદા મને બુદ્ધિ આપજે.[૪] આ જગત
કે જે સઘળું વ્યવહારદૃષ્ટિથી સત્ય અને પરમા-
ર્થદૃષ્ટિથી મિથ્યા છે તેને પોતાની ત્રણ ગુણવાળી
શક્તિથી સર્જીને જે જગદંબા પાળે છે તથા
પ્રલયના સમયમાં તેનો સંહાર કરીને જે એકલાં
રમે છે તેમનું હું મનથી સ્મરણ કરૂં છું.[૫] આ
સઘળાં જગતને બ્રહ્મા સર્જે છે એ વાત પ્રસિદ્ધ
છે અને પૌરાણિકોએ અને વેદ જાણનારાઓએ
પણ કહેલું છે, પરંતુ તેઓએજ કહેલું છે કે
વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્મા જન્મેલા છે,
માટે તે સ્વતંત્ર સર્જતા નથી, એ વાત સિદ્ધ
થાય છે.[૬] પ્રલયકાળમાં વિષ્ણુ તો શેષનાગરૂપ
શયનપર સૂવે છે અને તેના નાભિકમળમાંથી
બ્રહ્મા થયા છે તો શેષનાગ વિષ્ણુના આધારરૂપ
થયા માટે અન્યના આધારે રહેલા વિષ્ણુ જગ-
તને સર્જનાર શી રીતે ઘટે? નજ ઘટે.[૭] સમુદ્રને

વિષ્ણુના આધારરૂપ માનીએ તો પણ તે પ્રલયકાળના સમુદ્રનું જળ રસરૂપ છે અને રસની સ્થિતિ પાત્રવિના કદી હોતી નથી માટે જે શક્તિ સર્વના આધારરૂપ છે તેજ સર્વ પદાર્થોને સ્રજનારી છે માટે હું તેને શરણે જાઉં છું.[૮] વિષ્ણુનાં નેત્ર યોગનિદ્રાથી મીંચાએલાં જોઇને કમળપર બેઠેલા બ્રહ્માએ જેની સ્તુતિ કરી હતી તે દેવીને હું શરણે જાઉં છું.[૯] મહાકાળી આદિ રૂપથી સગુણ પણ વાસ્તવિક રીતે ત્રણ ગુણની સમતારૂપ અને મુક્તિ આપનાર તે માયાનું ધ્યાન કરીને હું સમગ્ર પુરાણ કહું છું. હે મુનિઓ! સાંભળો.[૧૦] શ્રીમદ્ભાગવત નામનું પુરાણ પવિત્ર અને ઉત્તમ છે. તેમાં અઢાર હજાર સંસ્કૃત શ્લોક છે.[૧૧] એમાં વેદવ્યાસે બાર સ્કંધ કરેલા છે. ત્રણસો અને અઢાર અધ્યાય છે.[૧૨] પ્રથમસ્કંધના વીશ, દ્વિતીયસ્કંધના બાર, તૃતીયસ્કંધના ત્રીશ, ચતુર્થસ્કંધના પચીશ, પંચમસ્કંધના પાંત્રીશ, ષષ્ઠસ્કંધના એકત્રીશ, સપ્તમસ્કંધના ચાળીશ, અષ્ટમસ્કંધના ચોવીશ, નવમસ્કંધના પચાશ, દશમસ્કંધના તેર, એકાદશસ્કંધના ચોવીશ અને દ્વાદશસ્કંધના ચૌદ અધ્યાય છે.[૧૩-૧૬] આ પ્રમાણે આ પુરાણમાં વેદવ્યાસે અધ્યાયની સંખ્યા કહેલી છે, અને શ્લોકોની સંખ્યા અઢાર હજાર છે.[૧૭] સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતરો અને વંશમાં થએલાંઓનું ચરિત્ર, એ પાંચ લક્ષણો જેમાં હોય તે પુરાણ કહેવાય છે.[૧૮] સદા નિર્ગુણ, વ્યાપક, નિર્વિકાર, સુખરૂપ, યોગથી જણાય એવાં, સર્વના આધારરૂપ અને પરબ્રહ્મરૂપ જે જગદંબા છે તેની સાત્વિકી, રાજસી અને તામસી નામની જે શક્તિઓ છે, તેઓજ સ્રીરૂપે મહાલક્ષ્મી, મહાસરસ્વતી અને મહાકાળીરૂપ થાય છે.[૧૯,૨૦] જગતની સૃષ્ટિનેવાસ્તે એ ત્રણ શક્તિઓએ જે દેહનું ધારણ કર્યું તે સર્ગ સમજવો એમ શાસ્ત્રવેત્તાઓએ કહેલું છે.[૨૧] જગતનાં પાલન, ઉત્પત્તિ અને નાશ કરવાનેવાસ્તે તે પછી વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્રની જે ઉત્પત્તિ થઈ તેને પ્રતિસર્ગ કહે છે.[૨૨] ચંદ્ર અને સૂર્યથી ઉત્પન્ન થએલા રાજાઓના વંશ અને હિરણ્યકશિપુઆદિના પણ જે વંશો કહ્યા છે, તે વંશ શબ્દથી સમજવા.[૨૩] સ્વાયંભુવ આદિ મનુઓનું વર્ણનઅને તેઓના કાળની સંખ્યા, એ મન્વંતર સમજવાં.[૨૪] તેઓના વંશમાં થએલા પુરૂષોનાં ચરિત્ર કહ્યાં છે, તે વંશાનુચરિત સમજવું. હે મોટા મુનિઓ! સઘળાં પુરાણોમાં આ પાંચ લક્ષણ હોય છે.[૨૫] વેદવ્યાસે સવા લાખ શ્લોકનું ભારત કર્યું છે તે પાંચ લક્ષણવાળું છતાં પણ ઇતિહાસ કહેવાય છે અને તે પાંચમા વેદ જેવું છે.[૨૬]

શૌનક પૂછે છેઃ–હે સર્વને જાણનાર સૂત! એ પુરાણો કયાં કયાં અને કેટલી સંખ્યાવાળાં છે તે કહો. અમને સાંભળવાની ઈચ્છા છે.[૨૭] કળિકાળના ભયથી અમે નૈમિષારણ્યમાં રહ્યા છિયે. બ્રહ્માએ મનોમય ચક્ર આપીને અમને કહ્યું હતું કેઃ–"આ ચક્રની પછવાડે સઘળા ચાલ્યા જાઓ. આ ચક્રનો પાટો જ્યાં વીંખાઈ જાય તે સ્થળ પવિત્ર સમજવું.[૨૮-૨૯] તે સ્થળમાં કદીપણ કળિયુગનો પ્રવેશ થશે નહિ. પાછો સત્યયુગ આવે ત્યાંસુધી તમે તે પ્રદેશમાંજ રહેજો."[૩૦] બ્રહ્માનું એ વચન સાંભળી તે પ્રમાણે ચક્ર લઈ સર્વ દેશો જોવાની ઈચ્છાથી હું તુરત નીકળ્યો.[૩૧] ચક્ર ચલાવતાં ચલાવતાં હું અહિં આવ્યો, ત્યાં હું જોતાં છતાં અહિં ચક્રનો (નેમિ) પાટો વીંખાઇ ગયો, તેથી આ નૈમિષ નામે પરમ પવિત્ર ક્ષેત્ર કહેવાયું છે.[૩૨] આ સ્થળમાં કળિયુગનો પ્રવેશ નથી તેથી હું, મહાત્મા મુનિલોકો અને સિદ્ધલોકો અહિં રહ્યા છિયે.[૩૨] અમે અહિં પશુ વગર પુરોડાશાદિક-

થીજ યજ્ઞ કર્યા છે અને હજી પણ સત્યયુગ આવશે ત્યાં સુધી કાલક્ષેપ કરવો છે.[34] હે સૂત ! સર્વથા અહિં અમારા ભાગ્યયોગથી તમે આવ્યાછો માટે હવે વેદતુલ્ય પવિત્ર પુરાણ કહો.[35] હે સૂત ! અમે સર્વ સાંભળવાને ઇચ્છીએ છિયે, તમે બહુ બુદ્ધિમાન ચતુરવક્તા છો તેથી અમે સર્વ બીજા વ્યવસાયો છોડીને પુરાણ સાંભળવા એકચિત્ત થયા છિયે,[36] તમે લાંબા આયુષ્યવાળા અને ત્રણે તાપથી રહિત થાઓ. પવિત્ર અને સુખકારી ભાગવત પુરાણ કહો કે જે પુરાણમાં વિધિસહિત ધર્મ, અર્થ અને કામનું વર્ણન તથા વિદ્યા પામીને તેથી મોક્ષ થવાનું વ્યાસે કહેલું છે.[37,38] વેદવ્યાસે જે પવિત્ર વિષય કહ્યા છે તેઓની મનોહર કથા સાંભળીને અમે તૃપ્ત થતા નથી.[39] સર્વ ગુણના સમૂહોના મુખ્યપાત્રરૂપ, પવિત્ર, સઘળા મેલના સમૂહોનો નાશકરનાર, મનોરથોને પૂરનાર, વિચિત્ર અને સર્વ જગતની માતાજીની લીલાવાળું જે ભગવતીભાગવત નામનું પુરાણ છે તેને પ્રકટ કરો.[40]

सकल[illegible]णगणानामेकपात्रं पवित्र-
मखिलभुवनमातुर्नाट्यवद्यद्विचित्रम् ।
निखिलमलगणानां नाश[illegible]त्कामकंदं
मकट[illegible] भगवत्यानामयुक्तंपुराणम् ॥४०॥

ઇતિશ્રી ભગવતીભાગવત મહાપુરાણના પ્રથમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

## अध्याय ३ जो.

## પુરાણનાં નામ, સંખ્યા, ને વ્યાસોનાં નામ

श्रीसूत उवाच

शृण्वंतुसंप्रवक्ष्यामिपुराणानिमुनीश्वराः
यथाश्रुतानितत्वेनव्यासात्सत्यवतीसुतात् ।१।

સૂત કહે છેઃ—હે મુનીશ્વરો ! સત્યવતીના પુત્ર વ્યાસ પાસેથી મેં સાંભળેલ છે તેપ્રમાણે પુરાણો વિષે કહું છું. સાંભળો.[1] આદિઅક્ષર 'म' વાળાં બે, 'भ' વાળાં બે, 'ब्र' વાળાં ત્રણ, 'व' વાળાં ચાર, 'अ' વાળું એક, 'ना' વાળું એક, 'प' વાળું એક, 'लिं' વાળું એક, 'ग' વાળું એક, 'कू' વાળું એક અને 'स्क' વાળું એક એવી રીતે જુદાં જુદાં અઢાર પુરાણ છે.[2] પહેલું મત્સ્યપુરાણ ચૌદ હજાર શ્લોકનું કહેલું છે. બીજું મહા અદ્‌ભુત માર્કંડેયપુરાણ નવ હજાર શ્લોકનું છે.[3] ત્રીજું ભવિષ્યપુરાણ તત્વ જોનારા મુનિઓએ ચૌદ હજાર ને પાંચસો શ્લોકનું ગણેલું છે.[4] ચોથું ભાગવતપુરાણ અઢાર હજાર શ્લોકનું છે. પાંચમું બ્રહ્મપુરાણ દશહજાર શ્લોકનું છે.[5] છઠું બ્રહ્માંડપુરાણ બાર હજાર ને સો શ્લોકનું છે. સાતમું બ્રહ્મવૈવર્તપુરાણ અઢાર હજાર શ્લોકનું છે.[6] આઠમું વામનપુરાણ દશહજાર શ્લોકનું છે. નવમું વાયુપુરાણ ચોવીસ હજાર ને છસો શ્લોકનું છે.[7] દશમું પરમ અદ્‌ભુત વિષ્ણુપુરાણ ત્રેવીશહજાર શ્લોકનું છે.[8] અગિયારમું મહાઅદ્‌ભુત વરાહપુરાણ ચોવીશ હજાર શ્લોકનું છે. બારમું અગ્નિપુરાણ સોળહજાર શ્લોકનું છે.[9] તેરમું નારદપુરાણ પચીશ હજાર શ્લોકનું છે. ચૌદમું મોટું પદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકનું છે. પંદરમું વિસ્તારવાળું લિંગપુરાણ અગિયાર હજાર શ્લોકનું છે.[10] સોળમું વિષ્ણુએ કહેલું ગરૂડપુરાણ ઓગણીસ હજાર શ્લોકનું છે. સત્તરમું કૂર્મપુરાણ સત્તરહજાર શ્લોકનું છે.[11] અઢારમું પરમ અદ્‌ભુત સ્કંદપુરાણ એકાશીહજાર શ્લોકનું છે.[12] હે ઋષિઓ ! આ પ્રમાણે પુરાણોનાં નામ અને તેઓના શ્લોકોની સંખ્યા મેં કહી.[13] હવે હે ઉત્તમ ઋષિઓ ! ઉપપુરાણો કહું છું તે સાંભળો. સનત્કુમારપુરાણ, નરસિંહપુરાણ, નારદીયપુરાણ, શિવપુરાણ, દુર્વાસાપુરાણ, કપિલપુરાણ, મનુપુરાણ, શુક્રપુરાણ, વરૂણપુરાણ,

કાલિકાપુરાણ, સાંબપુરાણ, નંદિપુરાણ, સૂર્યપુરાણ, પરાશરપુરાણ, આદિત્યપુરાણ, મહેશ્વરપુરાણ, ભાગવત (વિષ્ણુ ભાગવત) પુરાણ અને વસિષ્ઠપુરાણ એટલાં મહાત્મા પુરૂષોએ ઉપપુરાણ કહેલાં છે.[૧૪-૧૬] વેદવ્યાસે અઢાર પુરાણ કરીને તે પછી સર્વપુરાણોની કથાઓથી વધારેલું અતિ ઉત્તમ મહાભારત કરેલું છે.[૧૭] સઘળા મન્વંતરોમાં દ્વાપરયુગમાં વેદવ્યાસ ધર્મબુદ્ધિથી વિધિસહિત પુરાણોને પ્રકટ કરે છે.[૧૮] વિષ્ણુ વેદવ્યાસરૂપે અવતરી લોકોનું હિત કરવાસારૂ પ્રત્યેક દ્વાપરયુગમાં એક વેદને ઘણા પ્રકારનો કરે છે.[૧૯] કળિયુગમાં બ્રાહ્મણોને અલ્પ આયુષ્યવાળા જાણીને પ્રત્યેક યુગમાં વેદવ્યાસ પવિત્ર પુરાણની સંહિતા કરે છે.[૨૦] સ્ત્રી, શૂદ્ર અને અધમ દ્વિજલોકોને વેદના શ્રવણનો અધિકાર નથી તેથી તેઓના હિતને વાસ્તેજ પુરાણો કર્યાં છે.[૨૧] હે ઉત્તમ મુનિઓ! આ વૈવસ્વત નામના ઉત્તમ સાતમા મન્વંતરમાં અઠ્ઠાવીશમો દ્વાપરયુગ આવ્યો ત્યારે ધર્મને જાણનારા વેદવ્યાસ સત્યવતીના ઉદરથી જન્મ્યા. એ મારા ગુરૂ છે. ઓગણત્રીશમા દ્વાપરમાં અશ્વત્થામા વ્યાસ થશે.[૨૨,૨૩] સત્તાવીશ વ્યાસ થઈ ગયા તેઓએ પ્રત્યેક યુગમાં પુરાણોની સંહિતાઓ કરેલી છે.[૨૪]

ઋષિઓ પૂછે છેઃ–હે ભાગ્યશાળી સૂત! પ્રત્યેક દ્વાપરયુગમાં પુરાણોના વક્તા વ્યાસો પૂર્વ યુગોમાં કોણ કોણ થયા હતા તેઓનાં નામ કહો.[૨૫]

સૂત કહે છેઃ–પહેલા દ્વાપરયુગમાં બ્રહ્માએ પોતે વેદના વિભાગ કર્યા હતા. બીજા દ્વાપરમાં પ્રજાપતિએ વ્યાસનું કામ કર્યું હતું.[૨૬] ત્રીજામાં શુક્રાચાર્ય, ચોથામાં બૃહસ્પતિ, પાંચમામાં સૂર્ય, છઠ્ઠામાં મૃત્યુ, સાતમામાં ઈન્દ્ર, આઠમામાં વસિષ્ઠ, નવમામાં સારસ્વત, દશમામાં ત્રિધામા, અગિયારમામાં ત્રિવૃષ, બારમામાં ભરદ્વાજ, તેરમામાં અંતરિક્ષ, ચૌદમામાં ધર્મ, પંદરમામાં ત્ર્યયારૂણિ, સોળમામાં ધનંજય, સત્તરમામાં મેધાતિથિ, અઢારમામાં વ્રતી, ઓગણીશમામાં અત્રિ, વીશમામાં ગૌતમ, એકવીશમામાં હર્યાત્મા, બાવીશમામાં વેનવાજશ્રવા, ત્રેવીશમામાં સોમોમુષ્યાયણ, ચોવીશમામાં તૃણબિંદુ, પચીશમામાં ભાર્ગવ, છવીશમામાં શક્તિ, સત્તાવીશમામાં જાતૂકર્ણ્ય અને અઠ્ઠાવીશમામાં કૃષ્ણદ્વૈપાયન (વેદવ્યાસ) વેદના વિભાગ કરનારા થયા. આ અઠ્ઠાવીશની સંખ્યા વેદવ્યાસના કહેવાથી મે સાંભળી છે.[૨૭-૩૩] પવિત્ર, સર્વ દુઃખના ઓઘનો નાશ કરનાર, કામ તથા મોક્ષને આપનાર, વેદના અર્થથી ઉત્તેજન પામેલ, સર્વ શાસ્ત્રોના રસના નિવાસરૂપ અને મુમુક્ષુલોકોને સર્વદા પ્રિય આ શ્રીમદ્ભાગવત પુરાણ પણ મેં વેદવ્યાસ પાસેથી સાંભળેલું છે.[૩૪,૩૫] વેદવ્યાસે આ અતિ શુભ પુરાણ કરીને અરણિથી ઉત્પન્ન થએલા, વૈરાગ્યવાન અને મહાત્મા પોતાના પુત્ર મહાવિદ્વાન શુકદેવજીને ભણાવ્યું હતું.[૩૬] હે મોટા મુનિઓ! વ્યાસ શુકદેવજીને ભણાવતા હતા તે સમયમાં મેં પણ સહાધ્યાયી થઇને આ સઘળું પુરાણનું રહસ્ય વ્યાસના મુખથી સાંભળ્યું અને યથાર્થ રીતે સમજી લીધું છે. આ સઘળું કરૂણાના ભંડારરૂપ વ્યાસગુરૂની કૃપાથીજ થયું છે.[૩૭] યોનિથી નહિ ઉત્પન્ન થએલા અદ્ભુત બુદ્ધિવાળા પુત્ર શુકદેવજી પૂછતા હતા અને વેદવ્યાસ સઘળું પુરાણનું રહસ્ય કહેતા હતા, તે પ્રસંગમાં આ મોટા પ્રભાવવાળું પુરાણ મેં સાંભળ્યું છે.[૩૮] શ્રીમદ્ભાગવતરૂપ કલ્પવૃક્ષના ફળનો સ્વાદ લેવામાં આદરવાળા અને સંસારરૂપી સમુદ્રના અગાધજળને તરવાની ઇચ્છાવાળા શુકદેવજીએ

અનેક આખ્યાનોના રસના સ્થાનકરૂપ આ અદ્ભુત પુરાણ પ્રેમપૂર્વક કાનરૂપી પડીઆઓથી સાંભળ્યું હતું. આવું પુરાણ સાંભળીને કળિયુગના ભયથી ન મૂકાય એવો કોણ છે?[39] પાપી, વેદધર્મથી રહિત અને પોતાના આચારથી રહિત છતાં પણ જે માણસ કપટથી પણ આ સુંદર અને ઉત્તમ પુરાણ ભગવતી ભાગવતને માત્ર સાંભળે તે માણસ આ લોકમાં ઘણા ઘણા ભોગ ભોગવ્યા પછી મરણ થતાં યોગીઓએ પામવાના કૂટસ્થપદને પામે.[40] નિર્ગુણ, શિવ, વિષ્ણુ આદિને દુર્લભ, સત્પુરૂષોને પ્યારી અને સમાધિથી જણાય એવી જે વિદ્યા છે, તે વિદ્યા જે પુરૂષ આ ભગવતી ભાગવતને નિરંતર સાંભળે તેના ચિત્તરૂપી ગુફામાં સ્થિતિ કરે છે.[41] સર્વ અંગથી સંપૂર્ણ અને સંસારરૂપી સમુદ્રના જળને ઉતરવાને જેવા જોઇએ તેવા વહાણરૂપ મનુષ્યદેહને પામીને તેમાં વાંચનાર મળ્યા છતાં પણ જે મૂઢ માણસ આ સુખદાયી પુરાણ સાંભળતો નથી તે માણસ આ લોકમાં હતભાગ્ય છે!!![42] જે માણસ મનુષ્યદેહમાં સારા કાન પામી રાગી થઇને નિરંતર પરાઇ નિંદા સાંભળે છે તે પૃથ્વીમાં મુવેલા જેવો મંદબુદ્ધિ માણસ આ સર્વ પુરૂષાર્થોને આપનાર અને રસના ભંડારરૂપ નિર્મળ પુરાણને શા માટે સાંભળતો નથી?[43]

यःप्राप्यकर्ण ्गलंपटुमानुषत्वे
रागीशृणोतिसततंचपरापवादान् ।
सर्वार्थदंरसनिधिंविमलंपुराणं
नष्टःकुतोनशृणुतेमृतवमंद ्द्धिः ॥ ४३ ॥

**ઇતિશ્રી ભગવતીભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

# अध्याय ४ थो.

## પુત્રપ્રાપ્તિમાટે વ્યાસની આતુરતા

**ऋषय ऊचुः**

**सौम्यव्यासस्यभार्यायांकस्यांजातः सुतःशुकः**
**कथंवाकीदृशोयेनपठितेयंसुसंहिता ॥१॥**

ઋષિયો પૂછે છેઃ—હે સૂત! શુકદેવજી વેદવ્યાસની કઇ સ્ત્રીમાં કેવી રીતે ઉત્પન્ન થયા અને પોતે કેવા ગુણવાન હતા કે જેણે આ ભાગવતસંહિતાનું અધ્યયન કર્યું.[1] હે મોટી બુદ્ધિવાળા! તમે શુકદેવજીને યોનિવગર ઉત્પન્ન થએલા અને વળી અરણિથી ઉત્પન્ન થએલા પણ કહ્યા તો આ વિષયમાં મોટો સંશય પડે છે તેનું નિવારણ કરો.[2] અમે પૂર્વે સાંભળ્યું છે કે 'મહાતપસ્વી શુકદેવજી ગર્ભથીજ યોગી હતા,' તો તેમણે જ્ઞાનની અપેક્ષા નાહ છતાં ઘણા વિસ્તારવાળા પુરાણનું અધ્યયન શા માટે કર્યું?[3]

સૂત કહે છે.—પૂર્વે સરસ્વતીને કાંઠે સત્યવતીના પુત્ર વ્યાસ પોતાના આશ્રમમાં બે કલવિંક પક્ષીઓને જોઇને વિસ્મય પામ્યા.[4] એ બે પક્ષીઓને માળામાં ઇંડામાંથી નીકળેલું તુરતનું જન્મેલું એક સુંદર બચ્ચું હતું. એનું મ્હોડું રાતું અને સર્વ અંગ સુંદર હતાં. પીંછડાંના કાંટા પણ ફુટ્યા નહતા. તેનાં માબાપ, એ કલવિંક જાતનાં પક્ષીઓ, ખાવાનું લેવા સારૂ બહુજ પરિશ્રમ કરીને અત્યંત ફરતાં હતાં અને ખાવાનું લાવીને બચ્ચાની ચાંચમાં વારંવાર નાખતાં હતાં.[5,6] પોતાના અંગથી બચ્ચાના અંગને પ્રીતિપૂર્વક ઘસતાં હતાં અને તેના સુંદર મુખનું પ્રેમથી ચુંબન કરતાં હતાં.[7] એ પક્ષીઓનો તે બાળકમાં અદ્ભુત પ્રેમ જોઇને તે સમયમાં બહુજ ચિંતાતુર થયેલા વ્યાસ વિચારવા લાગ્યા કેઃ—"પશુ પક્ષીઓને પણ બાળકપર પ્રેમ જોવામાં આવે છે ત્યારે પોતાની સેવા કરવાનું ફળ ઇચ્છનારાં

મનુષ્યોને પ્રેમ હોય તેમાં શું આશ્ચર્ય છે.[૮-૯] આ બે પક્ષીઓ સુખના સાધનરૂપ પોતાના બચ્ચાનો વિવાહ કરીને અને વહુનું સુંદર મ્હોડું જોઇને સુખી થવાનાં છે ? અથવા પોતાનાં માબાપ વૃદ્ધ થતાં આ પુત્ર ધર્માત્મા થઇને પુણ્યનેવાસ્તે તેઓની સેવા કરશે ?[૧૦-૧૧] અથવા નાણું કમાઇને માબાપને રાજી કરશે ? અથવા માબાપનાં પ્રેતકાર્ય યથાવિધિ કરશે?[૧૨] અથવા ગયાજીમાં જઇને પિંડદાન કરશે ? અથવા વિધિસહિત નીલ પરણાવશે ?[૧૩] આ સંસારમાં પુત્રના ગાત્રનું આલિંગનકરવું અને વિશેષે કરી પુત્રને રમાડવો એજ સર્વ સુખોમાં ઉત્તમ સુખ કહેલું છે.[૧૪] પુત્રરહિત માણસને સારી ગતિ થતી નથી અને સ્વર્ગની પ્રાપ્તિ તો નથી, નથી અને નથીજ. પુત્રવિના બીજું પરલોકનું સાધન નથી.[૧૫] મનુ આદિ મુનિઓએ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કેઃ—'પુત્રવાળાને સ્વર્ગ મળે છે. અપુત્રને કોઈ રીતે મળતું નથી.[૧૬] આ વાત કાંઈ અનુમાનથી સિદ્ધ કરવામાં આવતી નથી, પણ પ્રત્યક્ષજ દેખાય છે અને વિદ્વાનલોકો પણ પરંપરાથી કહેતા આવ્યા છે કે 'પુત્રવાળો માણસ પાપથી મુક્ત થાય છે.'[૧૭] અંતકાળે ધરતીપર સૂવાડેલો આતુર માણસ પુત્રરહિત હોય તો પોતાને દુઃખી માનીને મનથી ચિંતા કરે છે કે 'મારા ઘરમાં ધન ઘણું છે, વાસણ અનેક પ્રકારનાં છે અને ઘર પણ સુંદર છે તો તેનો ધણી કોણ થશે' ?[૧૮,૧૯] 'મરણના સમયમાં તેનું મન દુઃખથી ભમે છે માટે ભમેલા ચિત્તવાળાને સર્વથા દુર્ગતિજ થાય છે.'[૨૦] આ પ્રમાણે વેદવ્યાસ ઘણી ઘણી ચિંતા કરી અને ઉના ઉના ઘણા નિશાસા મૂકી મનમાં ખેદ પામ્યા.[૨૧] મનમાં અત્યંત વિચાર કરી પાકો નિશ્ચય કરીને મેરૂપર્વતના સમીપમાં તપ કરવા ગયા.[૨૨] મનથી વિચાર કરવા લાગ્યા કે 'વરદાન દેવામાં નિપુણ અને ઇચ્છેલા ફળને આપનાર કયા દેવની મારે ઉપાસના કરવી.[૨૩] વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, બ્રહ્મા, સૂર્ય, ગણેશ, કાર્તિકેયસ્વામી, અગ્નિ કે વરૂણની ઉપાસના કરૂં.'[૨૪] આ પ્રમાણે વેદવ્યાસ વિચાર કરતા હતા ત્યાં સર્વ મુનિઓમાં ઉત્તમ, હાથમાં વીણા ધરનાર અને સાવધાન ચિત્તવાળા નારદજી યદૃચ્છાથી આવ્યા.[૨૫] નારદજીને જોઇ રાજી થયેલા વેદવ્યાસે તેમને અર્ઘ્ય તથા આસન આપીને કુશળ પૂછ્યું.[૨૬] કુશળપ્રશ્ન સાંભળીને નારદજીએ પૂછ્યું કે 'હે વ્યાસ ! તમે શા માટે ચિંતાથી આતુર થયા છો ?'[૨૭]

વ્યાસ કહે છેઃ—અપુત્ર માણસને સારીગતિ થતી નથી તેથી મારા મનમાં સુખ વળતું નથી અને તેનેવાસ્તેજ હું દુઃખિત થઇને વારંવાર વિચાર કરૂં છું.[૨૮] ઈચ્છેલા ફળને આપનાર કયા દેવને હું હવે તપથી પ્રસન્ન કરૂં. એ ચિંતાથી હું આતુર છું અને તમારો શરણાગત છું.[૨૯] હે દયાના ભંડારરૂપ મોટા ઋષિ ! તમે સર્વજ્ઞ છો માટે તુરત કહો કે મારે કયા દેવનું ભજન કરવું અને કયો દેવ મને પુત્ર આપશે ?[૩૦]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વેદવ્યાસે પૂછતાં વેદને જાણનાર મોટા મનવાળા નારદમુનિએ પરમ પ્રીતિથી વેદવ્યાસને નીચે પ્રમાણે કહ્યું.[૩૧]

નારદજી કહે છેઃ—હે પરાશરના પુત્ર ! હે ભાગ્યશાળી ! તમે અહિં જે મને પૂછો છો તેજ વાત મારા પિતાએ પૂર્વે વિષ્ણુને પૂછી હતી.[૩૨] સર્વ દેવના સ્વામી, લક્ષ્મીના પતિ, જગતના નાથ, કૌસ્તુભમણિથી દીપતા, દિવ્ય, શંખ, ચક્ર તથા ગદાને ધરનાર, પીળાં વસ્ત્રવાળા, ચાર ભુજાવાળા, વક્ષઃસ્થલમાં શ્રીવત્સના ચિહ્નવાળા, સર્વ લોકોના કારણરૂપ, દેવના દેવ અને જગતના ગુરૂ વિષ્ણુને મોટું તપ

કરતા અને ધ્યાનમાં રહેલા જોઈ વિસ્મય પામેલા મારા પિતા બ્રહ્માએ નીચે પ્રમાણે પૂછ્યું.[૩૪]

બ્રહ્મા પૂછે છેઃ—હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના સ્વામી ! હે વિષ્ણુ ! તમે શા માટે તપ કરો છો અને કોનું ધ્યાન કરો છો ?[૩૬] હે દેવતાઓના સ્વામી ! આ મને મોટો વિસ્મય થાય છે કે તમે સર્વ જગતના સ્વામી થઇને ધ્યાનમાં લાગ્યા છો. આ ઉપરાંત બીજું આશ્ચર્ય કયું હોય ?[૩૭] સઘળા જગતનો કર્તા હું પણ તમારા નાભિકમળમાંથી ઉત્પન્ન થયો છું તો તમથી અધિક કોણ દેવ છે ? હે લક્ષ્મીના પતિ ! તે મને કહો.[૩૮] હે જગતના નાથ ! હું તો જાણું છું કે તમેજ આદિ, સર્વના કારણરૂપ,કરનાર,પાળનાર,સંહાર કરનાર, સમર્થ અને સર્વકાર્યકરનાર છો.[૩૯] હે મહારાજ ! હું તમારી ઇચ્છાથી આ જગતને સજું છું. સમય આવતાં મહાદેવ સંહાર કરે છે તે પણ સર્વદા તમારી આજ્ઞામાંજ રહે છે.[૪૦] હે ઈશ્વર ! સૂર્ય આકાશમાં ફરે છે. સારો—નરસો વાયુ વાય છે, અગ્નિ તપે છે અને મેઘ વરસે છે, એ સઘળું તમારી આજ્ઞાથીજ થાય છે.[૪૧] આમ છતાં તમે કયા દેવનું ધ્યાન કરો છો, એ મને મોટો સંશય છે. હું તો ત્રણ ભુવનમાં કોઈ દેવને તમથી અધિક દેખતો નથી.[૪૨] હે પ્રભુ ! આજ કૃપા કરીને કહો. હું તમારો ભક્ત છું. ઘણું કરીને મોટા પુરૂષોને કાંઇપણ છાનું રાખવાનું હોતું નથી એમ કહેવાય છે.[૪૩]

નારદજી કહે છેઃ—આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી વિષ્ણુએ તેમને કહ્યું કેઃ—" હે બ્રહ્મા ! એકાગ્રચિત્તથી સાંભળો. મારા મનની વાત કહું છું.[૪૪] જો કે દેવ, અસુર અને માણસોસહિત સર્વે લોકો તમને, મને અને શિવને સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ જાણે છે તોપણ વેદનો પાર પામનારા પુરૂષો વેદના અર્થ પ્રમાણે તર્ક કરે છે કે 'સૃષ્ટિ કરનાર બ્રહ્મા, પાલન કરનાર વિષ્ણુ અને સંહાર કરનાર શિવ, એ ત્રણે દેવ શક્તિએ ઉત્પન્ન કરેલા છે.[૪૫-૪૬] હે બ્રહ્મા ! જગતને ઉત્પન્ન કરવાની રાજસી શક્તિ તમારામાં રહી છે, જગતનું પાલન કરવાની સાત્વિકી શક્તિ મારામાં રહી છે અને જગતનો સંહાર કરવાની તામસી શક્તિ રૂદ્રમાં રહી છે.[૪૭] એ શક્તિ ન હોય તો તમે સૃષ્ટિ કરી શકો નહિ, હું પાળી શકું નહિ અને રૂદ્ર સંહાર કરી શકે નહિ.[૪૮] હે બ્રહ્મા ! આપણે સઘળા પ્રત્યક્ષ અને પરોક્ષવ્યવહારમાં સર્વદા શક્તિને આધીનજ વરતીએ છિયે. તેનું ઉદાહરણ કહું તે સાંભળો.[૪૯] હું પ્રલયકાળમાં શક્તિને આધીન રહીનેજ શેષનાગરૂપ પલંગ ઉપર શયન કરૂં છું, અને સૃષ્ટિકાળમાં પણ સર્વદા શક્તિને આધીન રહીનેજ ઉઠું છું. સૂવામાં અને જાગવામાં એક ક્ષણ પણ મારાથી ન્યૂનાધિક કરી શકાતો નથી માટે હું પરતંત્રજ છું.[૫૦] હું સર્વદા શક્તિને આધીન રહીનેજ તપ કરૂં છું, કોઇ સમયે લક્ષ્મીની સાથે યથેષ્ટરીતે વિહાર કરૂં છું,[૫૧] અને કોઈ સમયે દાનવોની સાથે દારૂણ, દેહનું દમન કરનાર અને સર્વ લોકોને ત્રાસદાયી સંગ્રામ કરૂં છું, તે પણ પરતંત્ર હોવાથીજ થાય છે.[૫૨] હે બ્રહ્મા ! તમારા દેખતાંજ પૂર્વે પ્રલયકાળના સમુદ્રમાં પાંચ હજાર વર્ષસુધી મેં હાથવડે યુદ્ધ કર્યું હતું,[૫૩] અને મધુકૈટભ નામના બે દાનવ, કે જેઓ મારા કાનના મેલથી ઉત્પન્ન થએલા અને મદથી ગર્વિત હતા તેઓને દેવીની કૃપાથી માર્યા હતા.[૫૪] હે બ્રહ્મા ! તે સમયેજ પરથી પર શક્તિરૂપ કારણ તમે શું જાણ્યું ન હતું ?

વારંવાર શું પૂછો છો.[૫૫] હું દેવીની ઇચ્છાથી પ્રથમ સ્ત્રીરૂપ હતો તે પુરૂષ થઇને મહાસમુદ્રમાં ફર્યો હતો તથા યુગેયુગે કચ્છપ, વરાહ, નૃસિંહ અને વામનરૂપ થાઉં છું.[૫૬] લોકમાં કોઇને પણ પશુ અને જલચરાદિકની યોનિઓમાં જન્મવું પ્યારૂં ન હોય; વરાહ આદિ નીચ યોનિઓમાં હું કાંઈ પોતાની ઈચ્છાથી જન્મ્યો ન હતો.[૫૭] કયો સ્વતંત્ર પુરૂષ લક્ષ્મીની સાથેનો સુંદર વિહાર મૂકી દઇને મત્સ્ય આદિ નીચ યોનિઓમાં જન્મે અને શયન છોડીને ગરૂડપર બેસી ભારે યુદ્ધ કરે ?[૫૮] હે બ્રહ્મા ! પૂર્વે તમારા દેખતાંજ મારૂં માથું ધનુષની દોરી ત્રુટવાથી ક્યાંય ગયું હતું, ત્યારે તમે ત્વષ્ટાની પાસે ઘોડાનું માથું લઇને પાછું ચોડાવ્યું હતું.[૫૯] હે લોકના કર્તા ! તે સમયે હું હયગ્રીવ (ઘોડાના માથાવાળો) કહેવાયો હતો એ તમે જોયેલુંજ છે. જો હું સ્વતંત્ર હોઉં તો લોકની અંદર એવી વિડંબના કેમજ થાય ?[૬૦] એટલા માટે હું સ્વતંત્ર નથી પણ સર્વથા શક્તિને આધીન છું, અને તેથી એજ શક્તિનું હું નિરંતર ધ્યાન કરૂં છું.[૬૧] હે બ્રહ્મા ! એ શક્તિથી ઉત્તમ કોઈ પદાર્થ મારા જાણવામાં નથી" આ પ્રમાણે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું હતું,[૬૨] અને બ્રહ્માએ મારી પાસે કહ્યું છે; માટે હે મહામુનિ વેદવ્યાસ ! તમે પણ પુરૂષાર્થ પામવાસારૂ હૃદયકમળમાં સંશય છોડી દઇને દેવીના ચરણારવિંદની ભક્તિ કરો, તમને જે જોઇતું હશે તે સર્વ એ દેવી આપશે.[૬૩.૬૪]

સૂત કહે છેઃ—આ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી દેવીના ચરણારવિંદમાં પરમભક્તિ પામેલા વેદવ્યાસ તપ કરવાને પર્વતમાં ગયા.[૬૫]

**नारदेनवमुक्तस्तु व्यासःसत्यवतीसुतः ।**
**देवीपादाब्जमासाद्य तपसे मययौ गिरौ ॥६५॥**

**ઇતિશ્રી ભગવતીભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**



# અધ્યાય ૫ મો.

## હયગ્રીવની કથા અને ભગવતીનો ઉત્કર્ષ.

**ऋषय ऊचुः**

**सूतास्माकंमनःकम्पमग्नंसंशयसागरे ।**
**यथोक्तंमहदाश्चर्यं विस्मयकारकं ॥१॥**

ઋષિઓ પૂછે છેઃ—હે સૂત ! અમારૂં મન સંશયરૂપી સમુદ્રમાં બહુજ ડૂબી ગયું છે. તમે કહ્યું કે વિષ્ણુનું માથું પણ દેહથી નોખું પડી દૂર ગયું હતું અને તેથી સર્વના કર્તા વિષ્ણુ હયગ્રીવ થયા હતા, તો આ વાત આશ્ચર્ય જેવી અને જગતને વિસ્મય પમાડનાર છે, જગતના નાથ અને સર્વ કારણોના પણ કારણરૂપ વિષ્ણુ, કે જેની વેદ પણ સ્તુતિ કરે છે અને સર્વ દેવતાઓ પણ જેનો આશ્રય લે છે, તેમનું પણ માથું દૈવયોગથી કયે સમયે શી રીતે કપાઇ ગયું હતું, તે સઘળું વિસ્તારથી તુરત કહો.[૧.૪]

સૂત કહે છેઃ—હે મુનિઓ ! સઘળી રીતે સાવધાન થઇ દેવના દેવ અને ઉત્તમ તેજવાળા વિષ્ણુનું ચરિત્ર તમે સર્વ સાંભળો.[૫] કોઈ સમયે સનાતન દેવ વિષ્ણુ દૈત્યોની સાથે દશહજાર વર્ષ સુધી દારૂણ યુદ્ધ કરીને થાકી રહ્યા હતા.[૬] તેથી સરખા પ્રદેશની અંદર સારા સ્થાનમાં પદ્માસનવાળી અને ધરતીપર રહેલા દોરી ચડાવેલા ધનુષને કંઠમાં લગાવી, તે ધનુષની અણીપર ભાર દઇને સૂતા હતા; ત્યાં થાકથી અને દૈવયોગથી વિષ્ણુને બહુજ નિદ્રા આવી ગઈ.[૭-૮] તે સમયે કેટલેક કાળે ઇન્દ્ર, બ્રહ્મા અને રૂદ્રસહિત સર્વે દેવતાઓ યજ્ઞ કરવા સજ્જ થયા.[૯] સજ્જ થઇને દેવતાઓનું કામ સિદ્ધ કરવાને વાસ્તે યજ્ઞોના અધિપતિ વિષ્ણુદેવનું દર્શન કરવા સારૂ સઘળા વૈકુંઠમાં ગયા.[૧૦] તે સમયે વિષ્ણુ વૈકુંઠમાં નહિ જોવામાં આવતાં જ્ઞાનદૃષ્ટિથી જો-

ઇને તે દેવતાઓ જે સ્થળમાં વિષ્ણુ હતા ત્યાં ગયા.[૧૧] ત્યાં પ્રભુ-વિષ્ણુને યોગનિદ્રાને વશ થએલા અને સંજ્ઞાવગરના જોઇને દેવતાઓ ત્યાં બેઠા. સર્વે દેવતાઓ બેઠા અને વિષ્ણુ સૂઈ રહ્યા હતા તેથી બ્રહ્મા અને રૂદ્ર આદિ સર્વે દેવતાઓને ચિંતા થઈ.[૧૨-૧૩] તેઓને ઇન્દ્રે કહ્યું કે:–"હે દેવતાઓ! હવે શું કરવું. વિષ્ણુની નિદ્રાનો ભંગ શી રીતે કરવો, તેનો વિચાર કરો."[૧૪] પછી સદાશિવે તેઓને કહ્યું કે:–"હે ઉત્તમ દેવતાઓ! નિદ્રાનો ભંગ કરવામાં દોષ છે અને યજ્ઞનું કામ પણ કરવાનું છે."[૧૫] તે સમયે બ્રહ્માએ પૃથ્વીપર રહેલી ધનુષની અણીને ખાઈ જવાસારૂ એક 'વમ્રી' નામનો કીડો ઉત્પન્ન કર્યો.[૧૬] 'અણી ખવાઈ જશે એટલે ધનુષની બીજી અણી ઉંચી થવાથી આ મોટા દેવ વિષ્ણુ જાગશે,[૧૭] અને તે જાગશે એટલે નિસ્સંશય રીતે દેવતાઓનું સઘળું કાર્ય થશે.' એમ ધારી બ્રહ્માએ તે કીડાને આજ્ઞા કરી.[૧૮] ત્યારે કીડો બોલ્યો કે:–"દેવના દેવ અને જગતના ગુરૂ વિષ્ણુને હું શી રીતે જગાડું?[૧૯] કેમકે નિદ્રાનો ભંગ, કથાનો ભંગ, સ્ત્રી પુરૂષના પ્રેમનો ભંગ અને મા તથા બાળકને નોખાં પાડવાં, એ સઘળાં બ્રહ્મહત્યા સમાન કહેવાય છે.[૨૦] આમ છે માટે વિષ્ણુના સુખનો નાશ હું કેમ કરૂં? હે બ્રહ્મા! આ અણીને ખાવાથી મને શું ફળ મળે કે જેની આશાથી હું પાપ કરૂં?[૨૧] સર્વે લોકો સ્વાર્થને લીધે પાપ કરે છે તો મારો કાંઈ સ્વાર્થ થતો હોય તો હું અણીનું ભક્ષણ કરૂં."[૨૨]

બ્રહ્મા કહે છે:–હે કીડા! તું સાંભળ અમે તારો યજ્ઞમાં ભાગ કરી આપીશું, તો એ સ્વાર્થથી તું અમારૂં કામ કર અને તુરત વિષ્ણુને જગાડ.[૨૩] હોમ કરતાં જે હવિ કુંડથી બહાર પડશે તે તારો ભાગ સમજવો માટે ઉતાવળથી કામ કર.[૨૪]

સૂત કહે છે:–આ પ્રમાણે બ્રહ્માએ કહેતાં તે કીડો ધરતીપર રહેલી ધનુષની અણીને તુરત ખાઈ ગયો, તેથી દોરી છુટી ગઈ.[૨૫] દોરી છુટી જતાં ઉપરની અણી પણ ઊંચી થઇ ગઇ તેથી ભયંકર શબ્દ થયો. સઘળા દેવતાઓ ક્ષુબ્ધ થયા.[૨૬] સઘળું બ્રહ્માંડ ક્ષોભ પામ્યું. પૃથ્વી કંપવા લાગી, સમુદ્રોમાં તોફાન ઉઠયું. જલજંતુઓ ત્રાસ પામી ગયા.[૨૭] ભયંકર પવન ફુંકાવા લાગ્યા. પર્વતો કંપવા લાગ્યા. મ્હોટા ઉત્પાતરૂપ અને દુઃખને સૂચવનારા ઉલ્કાપાત થવા લાગ્યા.[૨૮] દિશાઓ ભયંકર ઘનઘોર થઈ ગઈ. સૂર્ય આથમી ગયો. સર્વ દેવતાઓને ચિંતા થઇ કે 'આવા અંધારામાં શું થશે?'[૨૯] દેવતાઓ ચિંતા કરતા હતા તેટલામાં દેવના દેવ વિષ્ણુનું, મુકુટ અને કુંડલસહિત માથું ઉડી ગયું; તે ક્યાંય ગયું.[૩૦] એ ભયંકર અંધકાર શાંત થયા પછી બ્રહ્મા અને સદાશિવે માથા વગરનું અને નોખાજ પ્રકારનું થઇ ગએલું વિષ્ણુનું ધડ દીઠું.[૩૧] વિષ્ણુનું ધડ જોઇ વિસ્મય પામેલા અને ચિંતારૂપી સમુદ્રમાં ડૂબી ગએલા સર્વ ઉત્તમ દેવતાઓ શોકની પીડાથી રોવા લાગ્યા અને બોલવા લાગ્યા કે:–"આ કયા દેવની માયા કે જેણે આજ તમારૂં માથું હર્યું. તમે તો સર્વદા કપાઓ નહિ, ભેદાઓ નહિ અને બાળી શકાઓ નહિ એવા છો. હે પ્રભુ! તમારૂં આ પ્રમાણે થતાં સર્વે દેવતાઓ મરી જશે. તમારા ઉપર અમારે સ્નેહ કેવો હોય!! અમે તો સ્વાર્થથીજ રોઇએ છીએ.[૩૨-૩૫] દૈત્યો, યક્ષો કે રાક્ષસોએ આ વિઘ્ન કરેલું નથી. આતો અમોએ પોતાને હાથેજ કરેલું છે, માટે હે વિષ્ણુ! કોને દોષ દઇએ?[૩૬] અમો સઘળા પરાધીન થઈ ગયા. હવે ક્યાં જઇએ? હે દેવતાઓના સ્વામી! અમો કે જેઓ મૂઢ થઈ

ગયા તેઓની હવે કોઈ ગતિ નથી.[૩૭] તમે કે જે માયાના સ્વામી અને જગતના ગુરૂ છો તેમનું માથું આજ જેણે કાપ્યું તે સાત્વિકી, રાજસી કે તામસી માયા નહિ હોવી જોઇએ."[૩૮] શિવ આદિ દેવતાઓને ચીસો નાખતા જોઈ તે સમયે સંપૂર્ણ વેદ જાણનાર બૃહસ્પતિએ તેમને શાંત કરવા સારૂ કહ્યું કેઃ-"હે દેવતાઓ ! રોવાથી અને ચીસો પાડવાથી શું થવાનું છે. સર્વથા જેવી બુદ્ધિ પહોંચે એવો ઉપાય કરવો જોઇએ.[૩૯,૪૦] હે ઈન્દ્ર ! દૈવ અને પુરૂષાર્થ, એ બન્ને સરખાં છે. ઉપાય કરવો જોઇએ અને તે કરીએ તો સર્વથા દૈવથી સફળ થાય છે."[૪૧]

ઈન્દ્ર કહે છેઃ—હું તો દૈવનેજ પ્રબલ માનું છું. નકામા પુરૂષાર્થને ધિક્કાર છે. જુવો કે દેવતાઓ જોતાં છતાં વિષ્ણુનું પણ માથું કપાઈ ગયું.[૪૨]

બ્રહ્મા કહે છેઃ—સારૂં અથવા નરસું પણ જે કાંઈ કાળે આવેલું હોય તે અવશ્ય ભોગવવુંજ જોઇએ. દૈવનું ઉલ્લંઘન કરવાને કોણ સમર્થ છે.[૪૩] જેને દેહ આવ્યો હોય તેણે સુખ-દુઃખ ભોગવવાંજ જોઇએ તેમાં કશો સંશય નથી. જેમ પૂર્વે કાળને લીધે સદાશિવે મારૂં માથું કાપી લીધું હતું,[૪૪] અને શાપને લીધે મહાદેવનું લિંગ પણ પડી ગયું હતું, તેમજ હમણાં વિષ્ણુનું માથું ખારા સમુદ્રમાં પડ્યું.[૪૫] ઇંદ્રને પણ અનેક દુઃખ પડ્યાં છે, જેમ કે હજાર ભગની પ્રાપ્તિ, સ્વર્ગમાંથી ભ્રષ્ટતા અને માનસ સરોવરના કમળમાં નિવાસ, વગેરે.[૪૬] આવા મહાત્માઓએ પણ દુઃખ ભોગવ્યાં છે ત્યારે આ સંસારમાં બીજો કોણ દુઃખ ન ભોગવે ? એટલા માટે શોક છોડી દો.[૪૭] સર્વદા અવિનાશી મહામાયા વિદ્યાદેવીનું ધ્યાન ધરો. એ નિર્ગુણ અને સર્વથીપર પ્રકૃતિ (મહામાયા) આપણું કામ કરી દેશે.[૪૮] બ્રહ્મવિદ્યારૂપ જે દેવી જગતની અને સર્વની માતા છે અને જેથી સચરાચર આ સઘળું ત્રૈલોક્ય વ્યાપ્ત છે તેનું ધ્યાન કરો.[૪૯]

સૂત કહે છેઃ-એ પ્રમાણે દેવતાઓને કહી, બ્રહ્માએ વેદ કે જેઓ દેહ ધારી થઇને આગળ ઉભા હતા તેઓને દેવતાઓનું કામ સિદ્ધ થવાને વાસ્તે નીચે પ્રમાણે આજ્ઞા કરી.[૫૦]

બ્રહ્મા કહે છેઃ—બ્રહ્મવિદ્યારૂપ, અવિનાશી, ગૂઢ અંગવાળાં અને સર્વ કાર્યોને સિદ્ધ કરનારાં મહામાયા પરમ દેવીની સ્તુતિ કરો.[૫૧]

સૂત કહે છેઃ—એ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી સર્વ અંગોથી શોભતા વેદો જ્ઞાનથી જણાય એવાં અને સર્વ જગતમાં રહેલાં તે મહામાયાની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૫૨]

વેદ કહે છેઃ—હે દેવિ ! હે મહામાયા ! હે જગતની ઉત્પત્તિ કરનાર, હે શિવા ! હે નિર્ગુણ ! હે સઘળા પદાર્થોની ઈશ્વરિ ! હે મા ! હે શંકરને સુખ આપનાર ! અમો પ્રણામ કરિયે છિયે.[૫૩] સર્વ પદાર્થોના આધારરૂપ, પ્રાણવાળાઓના પ્રાણરૂપ, બુદ્ધિ, લક્ષ્મી, કાંતિ, ક્ષમા, શાંતિ, શ્રદ્ધા, મેધા, ધીરજ અને સ્મૃતિરૂપ તમે છો.[૫૪] ૐકારમાં અર્ધમાત્રારૂપ તમે છો. ગાયત્રી, વ્યાહૃતિ, જયા, વિજયા, ધાત્રી, લજ્જા, કીર્તિ, સ્પૃહા અને દયારૂપ તમે છો.[૫૫] હે મા ! તમે કે જે ત્રણ ભુવનને ઉત્પન્ન કરવામાં કુશળ, દયારસથી યુક્ત, લોકોની માતા, વિદ્યારૂપ, સુખરૂપ, સર્વ લોકોનું હિત કરનાર, શ્રેષ્ઠ, વાગ્બીજ (ઐં) ની અંદર રહેવામાં નિપુણ અને જ્ઞાન દઇને સંસારનો નાશ કરનાર છો તેમની સ્તુતિ કરિયે છિયે.[૫૬] બ્રહ્મા, શિવ, વિષ્ણુ, ઇંદ્ર, સરસ્વતી, અગ્નિ અને સૂર્ય કે જેઓ લોકોના સ્વામી છે, તેઓ તમારા કરેલા

છે તેથી મુખ્ય નથી. કારણ કે સ્થાવર જંગમોની માતા તમેજ છો.[૫૭] હે મા! હે દેવિ! આ સઘળું ભુવન ઉત્પન્ન કરવાની તમને ઈચ્છા થાય છે ત્યારે તમે વિષ્ણુ, રૂદ્ર, અને બ્રહ્મા આદિ દેવતાઓને ઉત્પન્ન કરો છો અને તમે નિર્વિકાર રહીનેજ એઓની પાસે સ્થિતિ, ઉત્પત્તિ અને લય કરાવો છો. તમને કોઇ રીતે સંસારનો લેશ પણ નથી.[૫૮] તમારૂં રૂપ જાણવાને આખા બ્રહ્માંડમાં કોઇપણ નિપુણ નથી. તમારાં નામોની સંખ્યા કહેવાને કોઇપણ પુરૂષ શક્તિમાન નથી. જે માણસ થોડાક જળને પણ ઉલ્લંઘવામાં અસમર્થ હોય તે જો પ્રામાણિક હોય તો સમુદ્રને ઉલ્લંઘવામાં કેમ નિપુણ થાય?[૫૯] હે ભગવતિ! દેવતાઓમાં કોઈ પણ તમારા અનંત વૈભવને જાણતો નથી. તમે આ સંસારમાં 'ભુવનેશ્વરી' નામે એકજ જગદંબા છો. તમે એક છતાં પણ આ સઘળા મિથ્યા જગતને શી રીતે રચો છો તે જાણી શકાતું નથી. પરંતુ હે દેવિ! જગતના મિથ્યાપણામાં વેદનું વચન પ્રમાણ કરેલું છે.[૬૦] અહો! તમે નિર્વિકાર છતાં પણ સર્વ જગતનું કારણ છો તો હે ભગવતિ! આ તમારૂં વિચિત્ર ચરિત્ર અમારા મનને મુંઝવે છે. સર્વ વેદ પણ જેને જાણી શકતા નથી એવો તમારા ગુણોનો પ્રભાવ શી રીતે વર્ણવી શકાય? કેમકે તમો પોતે પણ તમારા અનિર્વચનીય ઉત્તમ મહિમાને જાણતાં નથી.[૬૧] હે મા! તમે વિષ્ણુનું માથું પડી ગયાની વાત નથી જાણતાં કે શું? અથવા જાણતાં છતાં વિષ્ણુની શક્તિની પરીક્ષા કરવા ઈચ્છો છો કે શું? અથવા હે મા! વિષ્ણુને કોઈ આ મહાપ્રબલ પાપનો સમૂહ નડયો છે કે શું? અરે રે! વિષ્ણુ કે જે તમારા ચરણારવિંદના ભજનમાં તત્પર છે, તેમાં પાપ સંભવેજ કેમ?[૬૨] દેવતાઓના સમૂહ ઉપર આ તમારી અયોગ્ય ઉપેક્ષા થઈ તેનું કારણ શું? વિષ્ણુના મસ્તકનો નાશ થયો એ મહા આશ્ચર્યકારી મોટું દુઃખ થયું છે. હે મા! તમે જન્મરૂપી મોટા દુઃખને પણ કાપવામાં નિપુણ છો તો આ માથું સંધાવામાં વિલંબ કેમ થાય છે? તે જણાતું નથી.[૬૩] હે મા! હે દેવિ! સર્વ દેવતાઓએ કરેલા અપરાધ ચિત્તમાં લાવી સર્વનો દોષ આ વિષ્ણુ ઉપરજ નાખ્યો કે શું? અથવા વિષ્ણુનેજ યુદ્ધ કરવાથી કોઈ અતિ મોટો ગર્વ થયો કે શું? કે જે ગર્વને કાપવાને તમે આ લીલા કરી હોય. આમાં અમોને સાચો અભિપ્રાય જાણવામાં આવતો નથી.[૬૪] હે ભગવતિ! હે દેવિ! યુદ્ધમાં હારી જતાં ઉત્તમ તીર્થમાં ભારે તપ કરી તમારૂં વરદાન મેળવીને દૈત્યોએજ હમણાં વિષ્ણુનું માથું અંતર્ધાન કર્યું છે કે શું? અથવા હે ભવાનિ! વિષ્ણુને માથા વગરના જોવા માટેજ આ તમારો કોઇ વિનોદ છે કે શું?[૬૫] હે આદિશક્તિ! લક્ષ્મી ઉપર તમને કાંઈ રીસ છે કે શું? તમે આ લક્ષ્મીને વિધવા દશામાં શા માટે જુઓ છો. લક્ષ્મી તમારા અંશથીજ ઉત્પન્ન થયેલ છે માટે તેના અપરાધની તમારે ક્ષમા કરવી જોઇએ. હવે આ વિષ્ણુને ઉઠાડીને લક્ષ્મીને તથા અમને રાજી કરો.[૬૬] સૃષ્ટિ આદિ કાર્યોમાં મુખ્ય અધિકારી અને પ્રખ્યાત પ્રભાવવાળા આ દેવતાઓ તમને નિરંતર નમે છે. માટે હે દેવિ! વિષ્ણુને ઉઠાડીને તે દેવતાઓને શોકરૂપી સમુદ્રમાંથી તારો.[૬૭] હે મા! વિષ્ણુનું માથું ક્યાં ગયું? તે જણાતું નથી. હવે જીવવાનો બીજો કોઈ ઉપાય નથી. જેમ દેવતાઓને અમૃત જીવન આપે છે તેમ સઘળા દ્વૈત પ્રપંચને જીવન આપનાર તમે છો.[૬૮]

સૂત કહે છેઃ—અંગસહિત અને સામનું ગાયન કરનારા વેદોએ એ પ્રમાણે સ્તુતિ કરતાં

નિર્ગુણ અને મહેશ્વરી તે પરમમાયા દેવી પ્રસન્ન થયાં.[૬૯] તે સમયમાં લોકોને આનંદ કરનારી અને શરીર વગરની આકાશવાણીએ સુખકારી શબ્દોથી દેવતાઓને કહ્યું કેઃ–"હે દેવતાઓ! ચિંતા નહિ કરો. સ્વસ્થ રહો. વેદોએ મારી ઘણી સ્તુતિ કરી તેથી હું નિસ્સંશય રીતે પ્રસન્ન થઈ છું.[૭૦.૭૧] મનુષ્ય લોકમાં જે પુરૂષ સર્વદા ભક્તિથી મારી સ્તુતિ કરશે અને આ મારી સ્તુતિનો પાઠ કરશે તે સઘળા મનોરથોને પામશે.[૭૨] જે માણસ વેદોએ કરેલા અને વેદ સરખા આ મારા સ્તોત્રનો ભક્તિસહિત ત્રણે સંધ્યામાં પાઠ કરશે તે માણસનાં દુઃખ મટશે અને સુખી થશે.[૭૩] હવે વિષ્ણુનું માથું ગયું તેનું કારણ સાંભળો. આ સંસારમાં કારણ વગરનું કાર્ય કદી પણ થાય નહિ.[૭૪] આ વિષ્ણુએ પોતાની પાસે રહેલાં પ્યારાં લક્ષ્મીજી દેખતાં તેમનું સુંદર મ્હોડું જોઇને હાસ્ય કર્યું હતું.[૭૫] તે સમયમાં લક્ષ્મીજીએ જાણ્યું કે "સ્વામી મારી હાંસી શા માટે કરે છે? અવશ્ય કોઈ કારણથી મારા મ્હોડામાં સ્વામીએ કરૂપડાપણું દીઠું હશે.[૭૬] કારણવિના હમણાં હસવાનો સંભવ નથી, અથવા આ સ્વામીએ કોઈ બીજી સુંદરીને મારી શોક્ય કરી હશે."[૭૭] પછી મહાલક્ષ્મીને તમોગુણથી કોપ ચડયો. તે સમયમાં તામસીશક્તિ તેના દેહમાં પેઠી હતી.[૭૮] કોઈ કાળના યોગથી દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે અતિ દારૂણ તામસીશક્તિએ તેના દેહમાં પ્રવેશ કર્યો હતો.[૭૯] તામસીશક્તિ પેસતાં તે સમય લક્ષ્મીજીએ ઘણો કોપ કર્યો અને ધીરેથી વિષ્ણુને કહ્યું કેઃ–"આ તમારૂં માથું પડી જજો."[૮૦] સ્રીના સ્વભાવનેલીધે, ભાવિનેલીધે અને કાળયોગનેલીધે આ વચન નીકળી ગયું. લક્ષ્મીજીએ વિચાર કર્યા વગર પોતાનાજ સુખનો નાશ કરે એવો તે સમયે શાપ દીધો.[૮૧] શોક્યનું દુઃખ વિધવાપણા કરતાં પણ અધિક છે એમ મનમાં વિચારીને તામસીશક્તિના યોગથી એ વચન કહાડયું.[૮૨] ખોટું બોલવું, સાહસ, કપટ, મૂર્ખપણું, અતિ લોભીપણું, અપવિત્રપણું અને નિર્દયપણું, એટલા દોષ સ્રીઓમાં સ્વાભાવિકજ હોય છે.[૮૩] હવે આગળ પ્રમાણે વિષ્ણુને મસ્તકસહિત કરૂં છું. શાપના યોગથી આનું માથું ખારા સમુદ્રમાં બુડી ગયું છે.[૮૪] હે ઉત્તમ દેવતાઓ! બીજું પણ કાંઈક કારણ છે, આમ થવાથી તમારૂં મોટું કામ થશે એમાં સંશય નથી.[૮૫] પૂર્વે 'હયગ્રીવ' નામના એક પ્રબલ દૈત્યે સરસ્વતીને કાંઠે અત્યંત દારૂણ તપશ્ચર્યા કરવા માંડી હતી.[૮૬] તપ કરતાં એ દૈત્ય મારા માયાબીજ (હ્રીં) રૂપ એકાક્ષર મંત્રનો જપ કરતો હતો. આહારરહિત, જિતેંદ્રિય અને સર્વ ભોગથી રહિત રહેતો હતો.[૮૭] સર્વ ભૂષણોથી શોભાયમાન મારી તામસી શક્તિનું ધ્યાન કરતો હતો. આ પ્રમાણે હજાર વર્ષ સુધી અત્યંત દારૂણ તપ કર્યું.[૮૮] તે સમયમાં તેણે જેવું ધ્યાન કર્યું હતું તેવુંજ તમોગુણી રૂપ ધરીને હું તેને પ્રત્યક્ષ થઈ.[૮૯] હું કે જે સિંહઉપર બેઠી હતી તેણે દયાથી તે દૈત્યને કહ્યું કેઃ–"હે ભાગ્યશાળી! હે રૂડા નિયમવાળા! વરદાન માગ. તું જે માગીશ તે આપીશ."[૯૦] મારૂં વચન સાંભળી પ્રેમથી પૂર્ણ થએલા તે દૈત્યે તુરત મને પ્રદક્ષિણા અને પ્રણામ કર્યા.[૯૧] મારૂં રૂપ જોઇને હર્ષનાં આંસુથી જેનાં નેત્ર ભરાયાં હતાં એવા અને પ્રેમથી પ્રફુલ્લિત નેત્રવાળા તે દૈત્યે નીચે પ્રમાણે મારી સ્તુતિ કરી.[૯૨]

હયગ્રીવ દૈત્ય કહે છેઃ–હે મહામાયા! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં, હે ભક્તોપર અનુગ્રહ કરવામાં ચતુર, હે કામ અને મોક્ષ આપનારાં, હે મહા મંગલરૂપ, આપને હું પ્ર-

ણામ કરું છું.[93] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતોનું અને ગંધ રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ એ પાંચ તન્માત્રાઓનું કારણ તમે છો.[94] હે મહેશ્વરિ ! ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા અને શ્રોત્ર, એ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા બીજી કર્મેંદ્રિયો, એ સઘળું તમારાથીજ થયું છે.[95]

મેં કહ્યું કે:–તારે કયા વરદાનની ઈચ્છા છે. જે જોઇતું હોય તે કહે, હું આપીશ. ભક્તિથી અને અદ્ભુત તપથી તને પ્રસન્ન થઈ છું.[96]

હયગ્રીવ દૈત્ય બોલ્યો કે:–હે મા ! મારૂં મરણ ન થાય એવું કરી આપો. મને અમર કરો, તેમજ યોગી અને દેવ તથા દૈત્યોથી જીતાઉં નહિ એવો કરો.[97]

મેં કહ્યું કે:–જે જન્મ્યો હોય તેને મરવું અવશ્ય છે, અને મુવો હોય તેને જન્મવું અવશ્ય છે. આવી લોકમાં મર્યાદાજ ચાલી આવે છે, તે શી રીતે ફરી શકે ?[98] એટલા માટે તું એક પ્રકારનો નિશ્ચય કરી મનથી વિચારીને પછી જોઈતું હોય તે માગ.[99]

હયગ્રીવદૈત્ય બોલ્યો:–હે જગદંબા ! જેની ડોક ઘોડાની હોય તેથી મારૂં મોત થાય. બીજા કોઈથી થાય નહિ. આ મારા મનમાં ઇચ્છા છે તે પરિપૂર્ણ કરો.[100]

દેવી કહે છે:–આ પ્રમાણે તેનું વચન સાંભળી મેં કહ્યું કે:–" હે ભાગ્યશાળી ! ઘેર જા. યથેષ્ટ રીતે રાજ્ય કર. ઘોડાની ડોકવાળા પુરૂષ (હયગ્રીવ) સિવાય બીજા કોઈથી તારૂં મરણ થશેજ નહિ."[101] આવું વરદાન આપી તે સમયે હું અંતર્ધાન થઈ ગઈ અને તે દૈત્ય મોટા આનંદ પામીને પોતાને ઘેર ગયો.[102] એ દુષ્ટાત્મા દૈત્ય હમણાં સર્વે મુનિઓને અને વેદોને પીડે છે. હમણાં એને મારનારો ત્રૈલોક્યમાં કોઈ પણ નથી.[103] એટલા માટે ઘોડાનું સુંદર માથું કાપીને તે માથું આ માથા વગરના વિષ્ણુના દેહમાં ત્વષ્ટાદેવ જોડી દેશે.[104] આ પ્રમાણે વિષ્ણુ હયગ્રીવ થઇને દેવતાઓનું હિત કરવાની ઈચ્છાથી તે પાપી તમોગુણી અને ક્રૂર સ્વભાવના દૈત્યને મારશે.[105]

સૂત કહે છે:–આ પ્રમાણે દેવતાઓને કહીને જગદંબા બોલતાં બંધ થયાં, તે સમયે બહુજ રાજી થયેલા દેવતાઓએ પોતાના શિલ્પી ત્વષ્ટાદેવને નીચે પ્રમાણે કહ્યું.[106]

દેવતાઓ કહે છે:–આ વિષ્ણુનું માથું જોડીદેવારૂપ દેવતાઓનું કાર્ય કરો. વિષ્ણુ હયગ્રીવ થઇને મોટા દૈત્ય હયગ્રીવને મારશે.[107]

સૂત કહે છે:–એ પ્રમાણે દેવતાઓનું વચન સાંભળી ત્વષ્ટાએ ઘણી ઉતાવળથી દેવતાઓના સમીપમાં ખડ્ગવડે ઘોડાનું માથું કાપ્યું અને તે માથું તુરત વિષ્ણુના ધડસાથે જોડી દીધું; મહામાયાની કૃપાથી વિષ્ણુ હયગ્રીવ થયા.[108,109] પછી વિષ્ણુએ કેટલેક કાળે મદોન્મત્ત અને દેવતાઓના શત્રુ, તે હયગ્રીવ દૈત્યને યુદ્ધમાં બલાત્કારથી માર્યો.[110] પૃથ્વીમાં જે મનુષ્યો આ શુભ આખ્યાનનું શ્રવણ કરશે તેઓ નિસ્સંશય રીતે સઘળાં દુઃખોથી મુક્ત થશે.[111] મહામાયાનું આ પવિત્ર ચરિત્ર પાઠ કરનારનાં અને સાંભળનારનાં પાપોને મટાડનાર અને સઘળી સંપત્તિ આપનાર છે.[112]

**महामायाचरित्रंच पवित्रंपापनाशनम् ।**
**पठतांशृण्वतांचैवसर्वसंपत्तिकारकम् ॥११२**

**ઇતિશ્રી ભગવતીભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

## अध्याय ६ ठ्ठो. મધુકૈટભનો યુદ્ધોદ્યોગ

**ऋषय ऊचुः**

**सौम्ययच्चत्वयाप्रोक्तं शौरेर्युद्धंमहार्णवे ।**
**मधुकैटभयोः सा पंचवर्षसहस्रकम् ॥१॥**

ઋષિઓ પૂછે છે:–હે સૂત ! તમે કહી ગયા

કે પ્રલયના મહાસાગરમાં મધુ ને કૈટભ નામના બે દૈત્યોની સાથે પાંચ હજાર વર્ષ સુધી વિષ્ણુએ યુદ્ધ કર્યું હતું.[1] તો એ દૈત્યો પ્રલયના માત્ર જળમય સમુદ્રમાં શાથી ઉત્પન્ન થયા હતા અને ભારે પ્રબળ, પરાભવ કરવાને અશક્ય તથા જીતી શકાય નહિ એવા શાથી થયા હતા?[2] એઓને વિષ્ણુએ શી રીતે માર્યા ? હે મોટા વિદ્વાન ! એ અદ્ભુત ચરિત્ર કહો.[3] અમો સાંભળવાની ઉત્કંઠાવાળા છિયે, અને તમે કહેનારા પણ બહુશ્રુત છો. આપણો સમાગમ અહિં સારા ભાગ્યથી થયો છે.[4] મૂર્ખની સાથે સમાગમ ઝેર કરતાં પણ ભુંડો છે અને વિદ્વાનની સાથે સમાગમ અમૃત કરતાં પણ સારો કહેલો છે.[5] સઘળાં પશુઓ ખાય છે, મૂતરે છે અને વિષયોમાં મુખ્યત્વે કરી મૈથુનસુખને ઉત્તમ જાણે છે.[6] એઓને સાચાખોટાનું જ્ઞાન, કે મોક્ષદાયી વિવેક હોતો નથી. તો જે લોકોને શ્રવણમાં પ્રીતિ નથી તેઓને પણ તે પશુસમાન જાણવા.[7] કેટલાએક મૃગ આદિ પશુઓ પણ શ્રવણના સુખને જાણે છે, અને સર્પો કાન વગરના છતાં પણ નાદના પાનથી મોહ પામે છે.[8] પાંચ ઇંદ્રિયોમાં કાન અને નેત્ર કલ્યાણ કરનાર છે, કેમકે કાનથી વસ્તુનું જ્ઞાન થાય છે અને દર્શનથી ચિત્ત રાજી થાય છે.[9] મહાત્માઓએ નિશ્ચય કરીને સાત્વિક, રાજસ અને તામસ, એવી રીતે ત્રણ પ્રકારનું શ્રવણ કહેલું છે.[10] તેમાં વેદ શાસ્ત્રાદિકનું શ્રવણ સાત્વિક છે, કાવ્યનાટકાદિકનું શ્રવણ રાજસ છે, અને યુદ્ધનું તથા પરાયા દોષનું શ્રવણ તામસ છે.[11] બુદ્ધિમાન પંડિતોએ સાત્વિક શ્રવણમાં પણ ઉત્તમ, મધ્યમ અને અધમ, એવા ત્રણ ભેદ માનેલા છે.[12] મોક્ષ આપનારૂં ઉત્તમ, સ્વર્ગ આપનારૂં મધ્યમ અને ભોગ આપનારૂં અધમ, એમ વિદ્વાનો નિર્ણય કરીને સમજ્યા છે.[13] સાહિત્યમાં મુખ્ય શૃંગારરસ પણ ત્રણ પ્રકારનો છે તેમાં સ્વકીયામાંઉત્તમ, વેશ્યામાં મધ્યમ, અને પરસ્ત્રીયામાં અધમ છે.[14] શાસ્ત્ર જોનારા વિદ્વાનોએ તામસ પણ ત્રણ પ્રકારનું જાણવું. સ્ત્રી કે ક્ષેત્રાદિકનું હરણ કરનારા અપરાધીની સાથે યુદ્ધ કરવું એ ઉત્તમ છે, કૌરવ પાંડવોની પેઠે દ્વૈષથી શત્રુઓની સાથે યુદ્ધ કરવું મધ્યમ છે, અને વિવાદમાં તથા કજીઆમાં વગર કારણે યુદ્ધ કરવું, એ અધમ છે,[15-16] તો હે મોટી બુદ્ધિવાળા ! ત્રણ પ્રકારના શ્રવણમાં આ પુરાણનું શ્રવણ બુદ્ધિને વધારનાર, પવિત્ર, પાપનો નાશ કરનાર અને મોક્ષ આપનાર હોવાથી મુખ્ય છે.[17] એટલામાટે સર્વ અર્થને સાધનારી અને વેદવ્યાસની પાસેથી પૂર્વે સાંભળેલી પુરાણની શુભ કથા કહો.[18]

સૂત કહે છેઃ—હે ભાગ્યશાળીઓ ! પૃથ્વીમાં તમે પણ ધન્ય છો અને હું પણ ધન્ય છું. કારણ કે તમોને સાંભળવામાં અને મને કહેવામાં રૂચિ છે.[19] પૂર્વે પ્રલયકાળમાં સઘળું જળમય થઈ જતાં, ત્રણે ભુવન લય પામતાં અને દેવના દેવ વિષ્ણુ શેષનાગરૂપી પલંગ પર સૂઈ જતાં,[20] વિષ્ણુના કાનના મેલમાંથી મધુ અને કૈટભ નામના બે દૈત્યો ઉત્પન્ન થયા. એ મોટા બળવાળા દૈત્યો વૃદ્ધિ પામીને સમુદ્રના જળમાં ક્રીડા કરતા હતા, અને ચારેકોર ફરતા હતા.[21] એક દિવસે સમુદ્રમાં ક્રીડા કરવા લાગેલા અને ભાઇઓની પેઠે રહેલા એ બે મોટી કાયાવાળા દૈત્યો ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે “ કારણ વગરનું કાર્ય હોય નહિ, એ પરંપરા સર્વત્ર પ્રસિદ્ધ છે.[22-23] આધાર વિના આધેય પણ કદી રહે નહિ, તો અહીં આધાર અને આધેયપણું બરાબર ચિત્તમાં આવતું નથી.[24] આ સુખરૂપ અને

મોટા વિસ્તારવાળું જળ કોના આધારથી રહ્યું છે, કોણે સર્જ્યું છે અને શી રીતે થયું છે ? આ જળમાં આપણે કેમ ડૂબી રહ્યા છીએ ?[૨૫] આપણે શી રીતે ઉત્પન્ન થયા છીએ, કોના ઉત્પન્ન કરેલા છીએ ? આપણાં મા-બાપ ક્યાં છે ? એ જ્ઞાન આપણને છેજ નહિ."[૨૬]

સૂત કહે છેઃ—આ પ્રમાણે જાણવાની ઈચ્છા થઈ તો પણ તેઓને કાંઈ નિશ્ચય થયો નહિ. પછી કૈટભે પોતાને પડખે જળમાં ઉભેલા મધુને નીચે પ્રમાણે કહ્યું.[૨૭]

કૈટભ કહે છેઃ—હે મધુ ! આ જળમાં રહેવાની આપણી મહાબળવાન અને અચળ જે શક્તિ છે, તેજ શકિત આપણને ઉત્પન્ન કરનારી છે. એમ ધારૂં છું.[૨૮] આ જળ તેથીજ વ્યાપ્ત છે અને તેને આધારેજ રહ્યું છે. એજ ઉત્તમ શક્તિ આપણ બન્નેનું કારણ છે.[૨૯]

સૂત કહે છેઃ-ચિંતા કરતાં કરતાં એ દૈત્યો જ્યારે આ પ્રમાણે સમજ્યા ત્યારે તેઓએ આકાશમાં અત્યંત મનોહર વાગ્બીજ (ઐં) સાંભળ્યું.[૩૦] એ બીજનું ગ્રહણ કરીને તેઓએ તેનો દૃઢ અભ્યાસ કર્યો. તે સમયે તેઓએ આકાશમાં ઉત્પન્ન થએલી સુંદર વિજળી દીઠી.[૩૧] એ જોઇને તેઓએ વિચાર કર્યો કે " આ મંત્ર છે તેમાં કાંઈ સંશય નથી. જે મંત્રનો આપણે જપ કર્યો તેજ મંત્ર આકાશમાં જ્યોતિરૂપથી સગુણ દેખાયો."[૩૨] આ પ્રમાણે વિચાર કરી તેઓ આહારરહિત, જિતેંદ્રિય, તેમાંજ મન રાખનારા અને એકાગ્ર થઇને તેનાજ જપ અને ધ્યાનમાં તત્પર થયા.[૩૩] આ પ્રમાણે તેઓએ હજાર વર્ષસુધી મોટું તપ કર્યું ત્યારે તેઓને તે પરમશક્તિ પ્રસન્ન થયાં.[૩૪] તે દૈત્યોને મુંઝાએલા અને તપના નિશ્ચયવાળા જોઇને તેઓનાપર અનુગ્રહ કરવા સારૂ જગદંબાએ આકાશવાણીથી કહ્યું કેઃ—"હે દૈત્યો ! તમોએ અત્યંત પ્યારો જે વર માગવો ઈચ્છેલ હોય તે માગો. હું તમારા તપથી પ્રસન્ન થઈ છું માટે તે વર આપીશ."[૩૫.૩૬]

સૂત કહે છેઃ—આ પ્રમાણે તે વાણી સાંભળીને દૈત્યોએ માગ્યું કે 'હે દેવિ ! અમારૂં મરણ અમે ઈચ્છીએ ત્યારે થાય, એ વરદાન આપો.'[૩૭]

આકાશવાણી કહે છેઃ—હે દૈત્યો ! મારી કૃપાથી તમોને તમારા ધાર્યા પ્રમાણે મરણ થશે અને તમે બન્ને ભાઈઓ દેવ અને દૈત્યોથી જીતી શકાશો નહિ એમાં સંશય નથી.[૩૮]

સૂત કહે છેઃ—આ પ્રમાણે દેવીનું વરદાન મળતાં એ દૈત્યો મદોન્મત્ત થઇને જળજંતુઓની સાથે સમુદ્રમાં ક્રીડા કરવા લાગ્યા.[૩૯] પછી હે બ્રાહ્મણો ! કેટલેક કાળે તેઓએ કમળપર બેઠેલા પ્રજાપતિ બ્રહ્માને યદૃચ્છાથી દીઠા.[૪૦] બ્રહ્માને જોઈને એ મહાબળવાળા દૈત્યો યુદ્ધ કરવાની ઈચ્છાથી રાજી થયા અને બ્રહ્માને કહ્યું કેઃ—" અમને યુદ્ધ આપો.[૪૧] જો યુદ્ધ ન આપવું હોય તો કમળ છોડી દઇને તુરત ગમે ત્યાં જાઓ. કેમકે જો તમે નિર્બળ છો તો આ શુભ આસનપર બેસવાને યોગ્ય નથી.[૪૨] આ સ્થાનક તો વીરપુરૂષે ભોગવવાનું છે, માટે જો બીકણ હો તો તુરત છોડી દો. " આ પ્રમાણે તેઓનું વચન સાંભળી બ્રહ્મા વિચારમાં પડયા,[૪૩] અને તેઓને બળીઆ જોઇ એ તપસ્વી બ્રહ્માને મનમાં 'હવે શું કરૂં" એવી ચિંતા થઇ. તે સમયે ચિંતાથી ઘેરાએલા બ્રહ્મા વિચાર કરવા લાગ્યા.[૪૪]

**दृष्ट्वाचबलिनौवीरौकिंकरोमीतितापसः ।**
**चिंताविष्टस्तदातस्थौचिंतयन्मनसातु ॥४४॥**

**ઇતિશ્રી ભગવતીભાગવત મહાપુરાણના પ્રથમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬**

---

# અધ્યાય ૭ મો.

## મધુકૈટભના ભયથી બ્રહ્માએ જગદંબાની સ્તુતિ કરવી

### સૂત ઉવાચ

**तौवीक्ष्यबलिनौब्रह्मा तदोपायामचिंतयत् ।
सामदानभिदादींश्च युद्धांतान् सर्वतंत्रवित्॥१॥**

સૂત કહે છેઃ—સર્વ ઉપાય જાણનારા બ્રહ્મા તે સમયે તેઓને બળીઆ જોઇને સામ, દાન, ભેદ અને યુદ્ધ પર્યંતના ઉપાયોવિષે વિચાર કરવા લાગ્યા[૧] કે "આ દૈત્યોના બળને હું યથાર્થરીતે જાણતો નથી અને બળ જાણ્યા વિના યુદ્ધ કરવું એ અત્યંત વિરૂદ્ધ ગણાય છે.[૨] જો હમણાં હું આ મદોન્મત્ત અને દુષ્ટ લોકોની સ્તુતિ કરૂં તો મે પોતાને હાથેજ પોતાનું નિર્બળપણું પ્રસિદ્ધ કરેલું ગણાય.[૩] મારૂં નિર્બળપણું જણાશે તો આમાંથી એક પણ મને મારી નાખશે. આ સમયમાં કાંઈ દેવું તો યોગ્ય નથી, અને ભેદ તો મારાથી શી રીતે થઈ શકે ?[૪] આ શેષનાગપર સૂતેલા, મહાબળવાન અને ચાર ભુજાવાળા વિષ્ણુને હમણાં જગાડું, વિષ્ણુ મારૂં દુઃખ મટાડશે."[૫] આ પ્રમાણે વિચાર કરીને, કમળના નાળપર બેઠેલા બ્રહ્મા, દુઃખનો નાશ કરનાર વિષ્ણુને શરણે ગયા.[૬] જગતના નાથ અને યોગનિદ્રાથી ચેષ્ટારહિત થએલા નારાયણને જગાડવાનેવાસ્તે શુભ સંબોધનોથી સ્તુતિ કરવા લાગ્યા.[૭]

બ્રહ્મા સ્તુતિ કરે છેઃ—હે દીનનાથ ! હે હરિ ! હે વિષ્ણુ ! હે માધવ ! હે ભક્તોની પીડાને હરનાર ! હે ઇંદ્રિયોના સ્વામી ! હે સર્વના નિવાસરૂપ ! હે જગતના પતિ ઊઠો.[૮] હે અંતર્યામી ! હે પ્રમાણમાં ન આવો એવા ! હે વાસુદેવ ! હે જગતના નાથ ! હે દુષ્ટ શત્રુઓનો નાશ કરવામાં તત્પર ચિત્તવાળા ! હે ચક્ર તથા ગદાને ધરનાર ! હે સર્વને જાણનાર ! હે સર્વ લોકોના સ્વામી ! હે સર્વ શક્તિવાળા ! હે દેવતાઓના સ્વામી ! ઊઠો ઊઠો. હે દુઃખનો નાશ કરનાર ! મારી રક્ષા કરો.[૯] [૧૦] હે વિશ્વંભર ! હે વિશાળ નેત્રવાળા ! હે શ્રવણ તથા કીર્તનથી પવિત્ર કરનાર ! હે જગતના કારણરૂપ ! હે નિરાકાર ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયના કરનાર ![૧૧] હે મહારાજ ! આ બે મદોન્મત્ત દૈત્યો મને મારી નાખવાની ઈચ્છા કરે છે. હે સર્વના આધાર ! હું સંકટમાં પડયો છું તે શું આપ નથી જાણતા.[૧૨] હું કે જે અતિ દુઃખથી પીડાઇને શરણે આવેલો છું તેની ઉપેક્ષા કરશો તો તમારૂં પાલકપણું નિરાધાર થશે.[૧૩]

સત કહે છેઃ—આ પ્રમાણે સ્તુતિ કરતાં પણ યોગનિદ્રાથી દબાએલા વિષ્ણુ જાગ્યા નહિ ત્યારે બ્રહ્માએ વિચાર કર્યો[૧૪] કે "અવશ્ય શક્તિના દબાણથી વિષ્ણુ નિદ્રાને વશ થયા છે જેથી જાગતા નથી. હવે દુઃખ પામેલો હું શું કરૂં ?[૧૫] આ બે મદોન્મત્ત દૈત્યો મારવા સારૂ આવ્યા છે. હું શું કરૂં, કયાંજાઉં, મારો કોઇ રક્ષક નથી.[૧૬] આ પ્રમાણે મનથી ચિંતા કરતાં પછી નિશ્ચય કરીને એકાગ્રચિત્તથી બ્રહ્માએ તે યોગનિદ્રાની સ્તુતિ કરવા ધારી,[૧૭] અને મનથી વિચાર્યું કે "જેણે વિષ્ણુને ચેતન અને ચેષ્ટાથીરહિત કર્યા છે તે શક્તિ મારા રક્ષણમાં સમર્થ છે.[૧૮] જેમ મરી ગએલો માણસ શબ્દાદિ ગુણોને જાણે નહિ તેમ નિદ્રાથી મીચાએલાં નેત્રવાળા વિષ્ણુ પણ હમણાં કંઇ જાણતા નથી.[૧૯] મેં ઘણી ઘણી સ્તુતિ કરી તોપણ વિષ્ણુ નિદ્રાને છોડતા નથી તેથી જણાય છે કે નિદ્રા વિષ્ણુને વશ નથી પણ વિષ્ણુ નિદ્રાને વશ છે.[૨૦] જે જેને વશ થયો હોય તે તેનો કિંકરજ હોય છે, એટલા માટે આ યોગનિદ્રા લક્ષ્મીના પતિ વિષ્ણુની ઈશ્વરી છે.[૨૧] વિષ્ણુ તો લક્ષ્મીને

પણ વશ્ય છે ત્યારે યોગનિદ્રાને વશ્ય હોય એમાં આશ્ચર્ય નથી. હું ધારૂં છું કે આ સઘળા જગતને ભગવતીએ વશ કરેલું છે.[22] હું, વિષ્ણુ, સદાશિવ, સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી, એ સઘળાં પણ આ ભગવતીને વશ છીએ એમાં કાંઇ પણ વિચાર કરવા જેવું નથી.[23] વિષ્ણુ પણ યોગનિદ્રાના દબાણથી બીજા પ્રાકૃત માણસની પેઠે પરવશ થઇને સૂતા છે ત્યારે બીજા મહાત્માઓની તો વાતજ શી કરવી?[24] માટે હવે હું યોગનિદ્રાનીજ સ્તુતિ કરૂં કે તેનાથી મુક્ત થતાં આ સનાતન વિષ્ણુ યુદ્ધમાં ઉદ્યોગ કરે."[25] કમળપર બેઠેલા બ્રહ્માએ આવો વિચાર કરીતે સમયે વિષ્ણુનાં અંગોમાં રહેલાં યોગનિદ્રાની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[26]

બ્રહ્મા સ્તુતિ કરે છેઃ—હે દેવિ ! હે મા ! મેં સઘળાં વેદનાં વચનોથી જાણ્યું કે તમે આ જગતનું કારણ છો. કેમકે સર્વ લોકના કર્ત્તા પુરૂષોત્તમ વિષ્ણુને પણ તમે નિદ્રાવશ કરેલા છે.[27] હે મા ! હે સર્વ પ્રાણીઓના મનમાં રહેનારાં ! હું મૂઢ થઈ ગયો છું અને આ વિષ્ણુ પણ પરવશ થઇને સૂતા છે ત્યારે કરોડો દેવતાઓમાં એવો બીજો કયો પંડિત છે કે જે તમારી મોહવિલાસની લીલાને આ આ પ્રમાણેજ છે એમ જાણે છે?[28] જો કે સાંખ્ય સિદ્ધાંતવાળા લોકો પુરૂષને ચેતન કહે છે અને પ્રકૃતિને જગતની કરનાર તથા જડ કહે છે પણ તમે કાંઈ જડ છો ? નથીજ. કેમકે તેમ હોય તો જગતના નિવાસરૂપ આ પુરૂષને તમેજ કેમ જડ કરી દીધા છે?[29] હે ભવાનિ ! તમે કે જેનું સંધ્યા એવું નામ અને તેવાજ ગુણો કલ્પીને મુનિઓ નિયમ પ્રમાણે ત્રણે કાળમાં ધ્યાન કરે છે તે તમે સગુણપણાથી અનેક પ્રકારનું આ જગતરૂપ નાટક કરો છો.[30] તમે જે સૃષ્ટિ આદિ કરેલું છે તેના કારણરૂપ ચૈતન્યનો યોગ તમારામાં છે તેને કોણ જાણે છે. જગતને સર્વદા બોધના સાધન રૂપ બુદ્ધિ તમે છો. દેવતાઓને સર્વદા સુખ આપનારી લક્ષ્મી તમે છો. હે દેવિ ! હે મા ! સર્વ લોકોમાં કીર્તિ, મતિ, ધીરજ, કાંતિ, શ્રદ્ધા અને રતિરૂપ પણ તમેજ છો.[31] હું કે જે દુઃખના માર્ગને પામેલો છું તેણે વિષ્ણુને નિદ્રાવશ થએલા જોઇને શબલ બ્રહ્મરૂપ તમેજ સર્વ જગતને ઉત્પન્ન કરનાર છો એમ પ્રત્યક્ષ જાણ્યું. આ ઉપરાંત સેંકડો તર્કોથી પણ બીજું, અનુમાનાદિક વિરૂદ્ધ પ્રમાણ પ્રબળ મળતું નથી.[32] હે દેવિ ! વેદને જાણનારાઓથી પણ તમારા સ્વરૂપનો યથાર્થ વિચાર થઈ શકતો નથી. હુ ધારૂં છું કે વેદ પણ તમને સર્વ અંશથી જાણતો નથી. કારણ કે વેદ તમારાથીજ ઉત્પન્ન થએલા છે માટે તમારા રૂપને કેમ જાણે ? સઘળું જગત તમારૂં કાર્ય છે ત્યારે જગતની અંદર આવી જતા વેદ પણ તમારૂંજ કાર્ય હોવા જોઇએ એ વાત પ્રત્યક્ષ છે.[33] પૃથ્વીમાં કયો બુદ્ધિમાન પુરૂષ તમારા સઘળા ચરિત્રને જાણી શકે ? હું, વિષ્ણુ, સદાશિવ, બીજા દેવતાઓ, મુનિઓ અને મારા પુત્રો તો જાણી શકતા નથી. સર્વ લોકમાં તમારો મહિમા અનિર્વચનીયજ છે.[34] વેદને જાણનારાઓ યજ્ઞમાં હવન કરતાં છતાં પણ તમારૂં 'સ્વાહા' એવું નામ જો ન બોલે તો દેવતાઓને પણ કદી યજ્ઞના ભાગ મળે નહિ, માટે દેવતાઓને પણ સર્વદા જીવિકા આપનાર તમેજ છો.[35] હે ભગવતિ ! હે દેવિ ! હે વર દેનારાં ! પ્રથમ દૈત્યોના ભયથી તમેજ અમારી રક્ષા કરી છે તો હમણાં પણ તેવીજ રીતે આ ભયંકર મધુ કૈટભને જોઈ ભયને લીધે હું શરણે આવેલો છું[36] હે મોટા પ્રભાવવાળાં દેવિ ! હમણાં વિષ્ણુ આ મારા દુઃખને જાણતા નથી તેથી ધારૂં છું કે

વિષ્ણુના દેહને તમે પરવશ કરેલો છે. હવે તમે વિષ્ણુને છોડી દો અથવા આ બે દૈત્યોને મારો. આ બેમાંથી જે તમને ગમે તે કરો.[૩૭] હે દેવિ ! જેઓ તમારા પરમ પ્રભાવને જાણતા નથી તે મંદબુદ્ધિવાળા લોકો વિષ્ણુનું અને શિવનું પણ ધ્યાન કરે છે. હે મા! મે તો આજ પ્રત્યક્ષ પ્રમાણ જાણ્યુ કે વિષ્ણુ પણ તમારાથી અત્યત પરવશ થઇને સૂઇ રહ્યા છે.[૩૮] લક્ષ્મી પણ તમે વશ કરેલા પોતાના પતિ વિષ્ણુને જગાડવાને સમર્થ નથી. હે ભગવતિ! હું ધારૂં છું કે શક્તિરૂપ તમે લક્ષ્મીને પણ બળાત્કારથી પરવશ કરી દીધાં છે તેથી તે વિષ્ણુને જગાડતાં નથી.[૩૯] હે દેવિ! પૃથ્વીમાં જે લોકો તમનેજ સર્વ મનોરથ પૂરનાર અને સર્વની મા જાણીને તમારા ચરણની ભક્તિમાં તત્પર થતાં બીજા દેવનુ ભજન છોડી દઈ તમારામાંજ ચિત્ત રાખીને સઘળી રીતે અત્યંત ભજન કરે છે તે લોકોજ ભાગ્યશાળી છે.[૪૦] બુદ્ધિ, કાંતિ, કીર્ત્તિ, શુભ વૃત્તિ અને શુભ ગુણ આદિ જે વિષ્ણુના ગુણ છે તેઓ વિષ્ણુને મૂકીને આજ ક્યાં ગયા ? હે ભગવતિ ! તમે કે જે ઘણાં માનવાળાં છો તેમની નિદ્રા શક્તિએજ આ વિષ્ણુને સ્વાધીન કર્યા છે.[૪૧] તમેજ સઘળા પ્રભાવવાળી જગતની શક્તિ છો. સર્વ પદાર્થ માત્ર તમે કરેલા છે. નટ જેમ પોતે કરેલા નાટયમાં રમે છે તેમ તમે પોતે કરેલા મોહજાળમાં રમો છો.[૪૨] પ્રથમ યુગના આદિ કાળમાં તમે વિષ્ણુને પ્રકટ કર્યા, પાલન વાસ્તે તેમને નિર્મળ શક્તિ આપી, સર્વ જગતની રક્ષા કરી અને હમણાં પરવશ પણ કર્યા છે. હે મા ! તમને જેમ ગમે છે તેમ કરો છો.[૪૩] હે ભગવતિ ! આ સંસારમાં મને સજીને જો પાછો મારી નાખવાની ઈચ્છા ન હોય તો ઉપેક્ષા છોડી દઇને દયા કરો. આ કાળરૂપ બે દૈત્યોને તમે શા માટે પ્રકટ કર્યા તે હું જાણતો નથી, અથવા મારી હાંસી કરવાની ઈચ્છાથી એમને ઉત્પન્ન કર્યા છે કે શું ?[૪૪] તમારૂં અદ્ભુત ચરિત્ર મે જાણ્યું. તમે જેમ સ્વતંત્ર રીતે આ સઘળા જગતને સજીને રમો છો અને પાછો સર્વનો લય કરો છો તેમ હે ભવાનિ ! મને સજીને પાછો મારી નાખવાની ઇચ્છા કરો એમાં શું આશ્ચર્ય છે.[૪૫] હે મા ! હે જગદંબા ! ભલે હમણાંજ મને મારી નાખો. મને મરવાનું દુઃખ નથી પરંતુ તમેજ મને પ્રથમ કર્ત્તા બનાવ્યો તે હું દૈત્યોના મારવાથી મરી જતાં તમારીજ મોટી અપકીર્ત્તિ થશે.[૪૬] હે કોમળ લીલાવાળાં દેવિ ! ઊઠો, અહીં અદ્ભુત રૂપ કરો. મને મારી નાખવાની ઈચ્છા હોય તો પોતાના હાથથીજ મને મારો પણ દૈત્યોના હાથથી મારો માં, અથવા આ બે દૈત્યોને મારી નાખો અથવા એમ નહિ તો વિષ્ણુને જગાડો કે જે આ બે દૈત્યોને મારે. આ સઘળાં કાર્ય તમારાથી થાય એમ છે.[૪૭]

સૂત કહે છેઃ—આ પ્રમાણે ત્યાં બ્રહ્માએ સ્તુતિ કરતાં તે તામસી દેવી (ફાગણ સુદ બારસને દિવસે) વિષ્ણુના દેહમાંથી નીકળીને પડખામાં ઉભાં.[૪૮] એ દૈત્યોનો નાશ કરવાને વાસ્તે અપાર તેજવાળાં વિષ્ણુના સઘળાં અંગોને છોડી દઇને તે યોગનિદ્રા બહાર નીકળ્યાં.[૪૯] જ્યારે વિષ્ણુનું શરીર હાલવા લાગ્યું ત્યારે વિષ્ણુને જોઇને બ્રહ્માને પરમ આનંદ થયો.[૫૦]

**विस्पंदितशरीरोसौयदाजातोजनार्दनः ।**
**धातापरमिकांमासोमुदंद्रष्टाहरिंततः ॥५०॥**

**ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો સાતમો અધ્યાય સમાપ્ત. ૭.**

## અધ્યાય ૮ મો ભગવતીની સર્વોત્કૃષ્ટતા

**ऋषय ऊचुः**

**संदेहोत्रमहाभाग कथायांपरमाद्भुतः ।**
**वेदशास्त्रपुराणैश्चनिश्चितंतुसदाबुधैः । १ ।**

ઋષિયો પૂછે છેઃ—આ કથામાં મોટો અદ્‌ભુત સંદેહ છે. વિદ્વાનોએ સર્વદા વેદ, શાસ્ત્ર અને પુરાણોથી નિશ્ચય કર્યો છે[1] કે "બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણ દેવ સનાતન છે. આ બ્રહ્માંડમાં એઓથી અધિક કાંઈ નથી.[2] બ્રહ્મા લોકોને સ્રજે છે, વિષ્ણુ સર્વ જગતને પાળે છે અને સમય આવતાં રૂદ્ર સંહાર કરે છે, માટે એ ત્રણ દેવ જગતના કારણરૂપ છે.[3] બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણ દેવ એકરૂપ છે, પણ રજ, સત્વ અને તમોગુણથી ભિન્ન ભિન્ન થઇને કાર્ય કરે છે.[4] તેઓમાં આદિ દેવ અને જગતના નાથ વિષ્ણુજ શ્રેષ્ઠ છે અને સર્વ કાર્ય કરવામાં સમર્થ છે.[5] મહા તેજસ્વી વિષ્ણુથી બીજો કોઈ પણ વધારે સમર્થ નથી." તો એ વિષ્ણુને પરવશ કરીને યોગમાયાએ કેમ સૂવાડી દીધા,[6] અને તેમનું જ્ઞાન ક્યાં ગયું? જીવની પેઠે ચેષ્ટા શાથી થઈ? આ અમને સંદેહ છે તો યોગ્ય રીતે ઉત્તર આપો.[7] હે સૂત! પૂર્વે કહેલી શક્તિ કે જેણે મહા સમર્થ વિષ્ણુને પણ વશ કર્યા તે શક્તિ કોણ? શા કારણથી થઈ? કેમ સમર્થ થઈ અને તેમાં એવી શી શક્તિ છે? તે કહો.[8] વિષ્ણુ કે જે સર્વના ઈશ્વર, વ્યાપક, જગતના ગુરૂ, પરમાત્મા, પરમ આનંદ રૂપ સચ્ચિદાનંદમય શરીરવાળા, સર્વના કર્તા, સર્વના પાલક, નિર્દ્વેષી, સર્વમાં રહેલ, પવિત્ર અને કારણના પણ કારણ છે તેમને નિદ્રાએ પરતંત્ર કેમ કર્યા?[9,10] આ અમને મોટા આશ્ચર્ય રૂપ સંદેહ છે તો હે વ્યાસના શિષ્ય! મોટી બુદ્ધિવાળા સૂત! એ અમારા સંશયને જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાખો.[11]

સૂત કહે છેઃ—સચરાચર ત્રૈલોક્યમાં આ સંદેહને કોણ કાપી શકે? બ્રહ્માના પુત્ર સનાતન મુનિઓ પણ આ વિષયમાં અત્યંત મોહ પામે છે.[12] હે ઉત્તમ મુનિઓ! નારદ અને કપિલ જેવા પણ આ પ્રશ્નના ઉત્તરમાં મુંઝાય છે, તો આ દુર્ઘટ વિચારમાં હુ શું કહુ.[13] વેદમાં વિષ્ણુને સર્વવ્યાપક અને સર્વના પાલક કહેલા છે કે જેથી વિરાટરૂપ આ સઘળું બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે.[14] સર્વે દેવતાઓ, નારાયણ ભગવાન કે જે પરથી પર, ઇંદ્રિયોના સ્વામી અને સર્વવ્યાપક છે તેમને પ્રણામ કરી ઉપાસના કરે છે.[15] તેમ કેટલાએક સદાશિવ કે જે મોટા દેવ, મુકુટમાં ચદ્રને ધરનાર, પાંચ મુખવાળા, ત્રિશૂલ ધરનાર અને ધ્વજામાં પોઠીઆના ચિહ્નવાળા છે તેમને પ્રણામ કરી તેમની ઉપાસના કરે છે.[16] જટાજૂટને ધરનાર, પાંચ મુખવાળા, અર્દ્ધ શરીરમાં પાર્વતીને ધરનાર, કૈલાસમાં વાસ કરનાર, સર્વ શક્તિવાળા, ભૂતોના સમૂહથી યુક્ત, અને દક્ષના યજ્ઞનો ભંગ કરનાર એ સદાશિવ સઘળા વેદોમાં 'ત્ર્યંબક' એવા નામથી કહેવાય છે.[17,18] કેટલાએક વેદવેત્તાઓ પ્રત્યેક દિવસે પ્રાતઃકાળે, મધ્યાહ્નને અને સાયકાળે અનેક સ્તોત્રોથી સૂર્યદેવની સ્તુતિ કરે છે.[19] સઘળા વેદોમાં સૂર્યની ઉપાસના ઉત્તમ કહેલ છે અને તે મોટા દેવનું 'પરમાત્મા' નામ પ્રખ્યાત છે.[20] ઉત્તમ રીતે વેદ જાણનારાઓએ અગ્નિ, ત્રૈલોક્યના સ્વામી ઇંદ્ર, અને વરૂણ દેવની પણ સર્વ વેદોમાં સ્તુતિ કરેલી છે. જેમ ગંગાનદી અનેક પ્રવાહોથી વર્ત્તે છે તેમ સર્વ દેવતાઓમાં મોટા ઋષિઓએ અનેક પ્રકારોથી વિષ્ણુનું વર્ણન કરેલું છે.[21-22] મોટા પંડિતોએ પ્રત્યક્ષ, અનુમાન અને શાબ્દ, એ ત્રણજ પ્રમાણ કહેલાં છે.[23] કેટલાએક કહે છે કે ઉપમાન ચોથું પ્રમાણ છે. બીજા બુદ્ધિ-

માન પુરૂષો કહે છે કે અર્થાપત્તિ પાંચમું પ્રમાણ છે.[૨૪] વિદ્વાન પૌરાણિક લોકો કહે છે કે સાક્ષી એ છઠ્ઠું પ્રમાણ અને ઐતિહ્ય (પરંપરાથી ચાલી આવતી વાત) એ સાતમું પ્રમાણ છે એ અનેક પ્રમાણોથી પણ જણાય નહિ એવું જે બ્રહ્મ છે તેજ જગતનું મુખ્ય કારણ છે એમ વેદાંત કહે છે.[૨૫] આ પ્રમાણે સર્વ મતો વેદમાંજ છે તેથી તેઓમાં કયો મત મુખ્ય છે? એ વિચાર જો કે દુર્ઘટ છે તો પણ નિશ્ચયાત્મક બુદ્ધિથી વારંવાર વિચારીને વેદનાં વચનોનો પૂર્વાપર આદિ ક્રમ ઉપરથી કયું તાત્પર્ય સિદ્ધ થાય છે? એ વિષે અનુમાન કરવુ. બુદ્ધિમાન પુરૂષે જે પ્રત્યક્ષ જણાતું હોય તે પણ પ્રમાણ માનવું અને શ્રુતિઓના માર્ગને વિરોધ ન આવે એવું જે અનુમાન હોય તે પણ પ્રમાણ માનવું.[૨૬,૨૭] વિદ્વાનો કહે છે, તેમ પુરાણો પણ કહે છે કે બ્રહ્મામાં સૃષ્ટિ કરવાની શક્તિ, ને વિષ્ણુમાં પાલન કરવાની શક્તિ છે, શિવમાં સંહાર કરવાની શક્તિ, સૂર્યમાં પ્રકાશ કરવાની શક્તિ અને શેષમાં તથા કૂર્મમાં પૃથ્વીનું ધારણ કરવાની શક્તિ છે. અગ્નિમાં દાહ કરવાની શક્તિ છે અને વાયુમાં પ્રેરણા કરવાની શક્તિ છે, આ પ્રમાણે વસ્તુ માત્રમાં શક્તિ છે, ત્યારે જે આદિ શક્તિ છે તેજ તે તે વસ્તુમાં તે તે શક્તિરૂપથી પરિણામ પામેલી છે એમ સમજવું.[૨૮-૩૦] શિવ પણ કુંડલિની શક્તિ ન હોય તો અશિવ થઈ જાય છે. જે પદાર્થ શક્તિ વગરનો હોય તેને પંડિતો અસમર્થ કહે છે.[૩૧] આ પ્રમાણે હે મુનિઓ! આ બ્રહ્માંડની અંદર સ્થાવર અને જંગમ રૂપ સર્વ પદાર્થોમાં, બ્રહ્માથી તે થુંબડાં સુધીમાં જે જે સ્થાવર જંગમ પદાર્થ શક્તિરહિત હોય તે નિંદ્ય કહેવાય છે. જેમાં શક્તિ ન હોય તે શત્રુઓને જીતવામાં, જવામાં અને ભોજનમાં પણ અસમર્થ થાય છે.[૩૨ ૩૩] જેમ સર્વ પદાર્થોમાં શકિત છે તેમ બ્રહ્મ પણ એક પદાર્થ હોવાથી તેમાં પણ શક્તિ છે અને તે શક્તિ પોતાના આશ્રયરૂપ બ્રહ્મથી અભિન્ન છે. અગ્નિની શક્તિ અગ્નિથી કાંઈ ભિન્ન હોતી નથી. એટલા માટે સર્વમાં જે શક્તિ રહેલી છે તે બ્રહ્મ છે એમ વિવેચન કરવામાં આવે છે. એજ શક્તિની પંડિતોએ સર્વદા ઉપાસના કરવી જોઇએ અને સારી રીતે વિચાર કરવો જોઇએ.[૩૪] વિષ્ણુમાં જે સાત્વિકી શક્તિ રહેલી છે તે જો ન હોય તો વિષ્ણુ કાંઈ કામ કરી શકે નહિ. બ્રહ્મામાં જે રાજસી શક્તિ રહેલી છે તે જો ન હોય તો બ્રહ્મા સૃષ્ટિ કરી શકે નહિ.[૩૫] શિવમાં પણ તામસી શક્તિ રહેલી છે તે જો ન હોય તો શિવ સંહાર કરી શકે નહિ, આ પ્રમાણે વારંવાર વિચારીને સઘળું મનથી ધારી લેવું જોઇએ.[૩૬] એ શક્તિજ આ સચરાચર બ્રહ્માંડને પોતાની ઈચ્છાથી સૃજે છે, પાળે છે અને સંહાર કરે છે, માટે તે શક્તિ કોઇ બીજાથી ઉત્પન્ન થએલી નથી.[૩૭] વિષ્ણુ, શિવ, ઈંદ્ર, બ્રહ્મા, અગ્નિ, સૂર્ય અને વરૂણ, એ દેવતાઓ શક્તિવિના પોતપોતાનાં કાર્ય કરવામાં કોઇ રીતે સમર્થ નથી.[૩૮] શક્તિને લીધેજ પોતાનાં કામ કરે છે. કારણોમાં અને કાર્યોમાં એ શક્તિ પ્રત્યક્ષ રીતે જણાય છે.[૩૯] વિદ્વાનોએ એ શક્તિને સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકારે કહેલી છે. રાગીલોકો સગુણનું અને રાગ વગરના લોકો નિર્ગુણનું સેવન કરે છે.[૪૦] બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એઓ એ શક્તિનાં સગુણ રૂપ છે અને ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપ ઉપાધિવાળું જે બ્રહ્મ છે, તે એ શક્તિનું નિર્ગુણરૂપ છે. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની ઈશ્વરી અને સ્વસ્થતાવાળી એ શક્તિની વિધિપૂર્વક પૂજા કરીએ તો તે મનોવાંછિત સુખ

આપે છે.[41] મોહથી ઘેરાએલા મૂઢ લોકો તેને જાણતા નથી અને કેટલાએક જાણતાં છતાં પણ બીજાઓને ભૂલ ખવરાવે છે.[42] કળિયુગે પ્રેરેલા અને અશુદ્ધબુદ્ધિવાળા પંડિતો પણ પોતાનાં પેટ ભરવાને વાસ્તે નોખાંનોખાં પાખંડ ચલાવે છે.[43] હે ઋષિઓ ! આ કળિયુગમાં જેવાં નોખાં નોખાં પાખંડ ઉભાં થયાં છે તેવાં બીજા યુગોમાં કદી હતાં નહિ,[44] વિષ્ણુ, બ્રહ્મા અને શિવ, એ ત્રણે દેવ કોઇ અવિચળ સ્વરૂપનું ધ્યાન ધરીને અનેક વર્ષો સુધી ઉગ્ર તપ કરે છે.[45] એ ત્રણે દેવ સર્વદા કોઈ કોઈ મનોરથને ઈચ્છીનેજ અનેક પ્રકારના યજ્ઞ કરે છે.[46] એ દેવતાઓ ઉત્તમ, પરમાત્મા અને બ્રહ્મરૂપ તે નિત્ય શક્તિને સનાતન માનીને તેનું મનથી નિરંતર ધ્યાન કરે છે.[47] એટલા માટે વિદ્વાનોએ પાકા નિશ્ચયથી નિરંતર શક્તિનું સેવન કરવું એજ સર્વ શાસ્ત્રોનો નિશ્ચય જાણવો.[48] આ વાત મેં વેદવ્યાસ પાસેથી, વેદવ્યાસે નારદજી પાસેથી, નારદજીએ બ્રહ્મા પાસેથી અને બ્રહ્માએ વિષ્ણુ પાસેથી જાણેલી છે.[49] વિદ્વાનોએ બીજાઓનું સાંભળવું નહિ અને માનવું પણ નહિ. વિદ્વાનોએ પાકા નિશ્ચયથી શક્તિનુંજ સેવન કરવું જોઈએ.[50] અશક્તના સંસ્કાર કેવા હોય છે તે પ્રત્યક્ષ પણ જોવું અને એ ઉપરથી સર્વ પદાર્થોમાં શક્તિનેજ ઉત્તમ સમજવી.[51]

**प्रत्यक्षमपिद्रष्टव्यमशक्तस्यविचेष्टितम् ।**
**अतःसर्वेषुभूतेषुज्ञातव्याशक्तिरेवहि। ५१ ।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

# अध्याय ९ मो.

## દેવીની કૃપાથી મધુકૈટભનો વધ

### સૂત ઉવાચ

**यदाविनिर्गतानिद्रादेहात्तस्यजगद्गुरोः ।**
**नेत्रास्यनासिकाबाहुहृदयेभ्यस्तथोरसः ॥१॥**

સૂત કહે છેઃ—એ નિદ્રારૂપ તામસીશક્તિ વિષ્ણુના દેહમાંથી જ્યારે નિકળ્યાં ત્યારે નેત્ર, મુખ, નાક, હૃદય અને વક્ષઃસ્થલમાંથી નીકળીને તેજ રૂપે આકાશમાં પ્રકટ થયાં. વારંવાર બગાસાં ખાતા વિષ્ણુ બેઠા થયા.[1-2] તે સમયે મહાતેજસ્વી વિષ્ણુએ બ્રહ્માને ત્રાસ પામી ઊભેલા જોઇને મેઘ સરખી ગંભીર વાણીથી નીચે પ્રમાણે કહ્યું.[3]

વિષ્ણુ કહે છેઃ—હે બ્રહ્મા ! તમે તપ છોડીને અહિં કેમ આવ્યા છો. ભયભીત થઇને શાથી ચિંતાતુર થયા છો ?[4]

બ્રહ્મા કહે છેઃ—હે દેવ ! તમારા કાનના મેલથી ઉત્પન્ન થએલા, ભયંકર અને મોટા બળવાળા મધુ કૈટભ દૈત્ય મને મારવા આવ્યા છે, તેઓની બીકથી હું તમારી પાસે આવ્યો છું. હે જગતના પતિ ! હું કે જે ભયભીત થઇને ભાનરહિત થઇ ગયો છું તેની હવે રક્ષા કરો.[5,6]

વિષ્ણુ કહે છેઃ—ઉભા રહો. હવે તમે નિર્ભય થયા. આ દૈત્યોને હુ અવશ્ય મારીશ. આ દૈત્યો મરવા વાસ્તેજ યુદ્ધ કરવા સારૂ મારી પાસે આવે છે.[7]

સૂત કહે છે.—વિષ્ણુ આ પ્રમાણે બોલતા હતા તેટલી વારમાં એ બે મહોન્મત્ત અને મહા બળવાન દૈત્યો બ્રહ્માને શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા.[8] જળમાં નિરાધાર ઉભેલા અને ભય વગરના એ બે મહોન્મત્ત દૈત્યોએ બ્રહ્માને નીચેપ્રમાણે કહ્યું.[9]

દૈત્યો કહે છેઃ—તું ભાગીને આની પાસે

આવ્યો તેથી શું થયું, યુદ્ધ કર. આના જોતાં, એના સમીપમાંજ તને મારીશું,[૧૦] અને પછી સર્પના શરીર ઉપર રહેલા આને પણ મારીશું. હવે તું યુદ્ધ કર અથવા "દાસ છું" એમ કહે.[૧૧]

સૂત કહે છેઃ–તેઓનું એ વચન સાંભળી વિષ્ણુએ તેઓને કહ્યું કેઃ–"હે ઉત્તમ દાનવો ! મારી સાથે યથેષ્ટ યુદ્ધ કરો.[૧૨] તમો કે જેઓ મદોન્મત્ત છો તેઓના મદને હું હરી લઈશ. હે મોટા બળવાળાઓ ! જો શક્તિ હોય તો મારી સામા આવો."[૧૩] વિષ્ણુનું આવું વચન સાંભળી ક્રોધથી વ્યાકુળ નેત્રવાળા અને જળમાં નિરાધાર ઉભેલા તે બે દૈત્યો યુદ્ધ માટે સજ્જ થયા.[૧૪] કોપ પામેલો મધુદૈત્ય તુરતજ વિષ્ણુની સાથે યુદ્ધ કરવા ચાલ્યો, અને કૈટભ ઉભો રહ્યો.[૧૫] તેઓને મદોન્મત્ત મલ્લોના જેવું બાહુયુદ્ધ થયું. મધુ થાકયો ત્યારે કૈટભ યુદ્ધ કરવા લાગ્યો.[૧૬] એવી રીતે ક્રોધથી અંધ થએલા એ બે દૈત્યો મહાસમર્થ વિષ્ણુની સાથે વારંવાર વારા ફરતી યુદ્ધ કરવા લાગ્યા.[૧૭] બ્રહ્મા અને અંતરિક્ષમાં ઉભેલાં દેવી જોયા કરતાં હતાં. દૈત્યો થાકયા નહિ અને વિષ્ણુ તો થાકી ગયા.[૧૮] યુદ્ધ કરતાં કરતાં પાંચહજાર વર્ષ નીકળી ગયાં ત્યારે વિષ્ણુ તેઓના મરણના કારણનો વિચાર કરવા લાગ્યા કે "પાંચ હજાર વર્ષસુધી મેં યુદ્ધ કર્યું પણ આ ભયંકર દૈત્યો થાકયા નહિ અને હું થાકયો, એ આશ્ચર્ય છે.[૧૯-૨૦] મારૂં બળ અને શૂરપણું કયાં ગયાં. આ દૈત્યો હજીસુધી શાથી જીવે છે ? આમાં કયા કારણનો વિચાર કરવો ?"[૨૧] આ પ્રમાણે વિષ્ણુને મનમાં ચિંતા કરતા જોઈ એ મદોન્મત્ત દાનવો મેઘ સરખા ગંભીર શબ્દથી બોલ્યા[૨૨] કે "હે વિષ્ણુ ! તમારામાં જો બળ ન હોય અને યુદ્ધથી થાકયા હો તો માથાપર હાથ જોડીને કહો કે 'હું તમારો દાસ છું' અને નહિ તો યુદ્ધ કરો. તમે સમર્થ છો. તમને માર્યા પછી આ ચાર મ્હોડાવાળા પુરૂષને પણ મારી નાખીશું.[૨૩,૨૪] મહાસાગરમાં તેઓનું આવું વચન સાંભળીને મોટા મનવાળા વિષ્ણુ નીચે પ્રમાણે નીતિનું સુંદર વચન બોલ્યા.[૨૫]

વિષ્ણુ કહે છેઃ–થાકેલ, બીનેલ, પડી ગએલ, બાલક અને જેણે હથીઆર છોડી દીધાં હોય તે ઉપર વીરપુરૂષો પ્રહાર કરતા નથી, એ સનાતન ધર્મ છે.[૨૬] અહીં મેં પાંચ હજાર વર્ષસુધી યુદ્ધ કર્યું પણ હું એકલો છું અને તમે બે ભાઇઓ છો. વળી બળીઆ અને સરખા છો. તમે વચમાં વચમાં વારંવાર વીસામો લીધો તેમ હું પણ વીસામો લઇને તમારી સાથે યુદ્ધ કરીશ, એમાં સંશય નથી.[૨૭,૨૮] તમો કે જેઓ મદોન્મત્ત અને બલવાન છો, તેઓ ત્યાંસુધી ઉભા રહો, હું ન્યાયના માર્ગ પ્રમાણે વીસામો લઇને તમારી સાથે યુદ્ધ કરીશ.[૨૯]

સૂત કહે છેઃ–આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી વિશ્વાસવાળા તે બે દૈત્યો યુદ્ધનો નિશ્ચય કરી દૂર ઉભા રહ્યા.[૩૦] ચાર ભુજાવાળા વિષ્ણુએ તેઓને અતિ દૂર ઉભેલા જોઇને પોતાના મનમાં તેઓના મરણના કારણનો વિચાર કર્યો.[૩૧] વિચારથી જાણવામાં આવ્યું કે "બન્નેને દેવીએ વરદાન આપ્યું છે તેથી આ બે દૈત્યો પોતાની ઈચ્છા થાય ત્યારેજ મરશે અને એથીજ થાકયા નથી.[૩૨] મેં યુદ્ધ વૃથા કર્યું અને મારો પરિશ્રમ વૃથા ગયો. આ સાચી વાત જાણીને હવે હું શામાટે યુદ્ધ કરૂં ?[૩૩] યુદ્ધ કર્યા વિના આ નિરંતર દુઃખદાયી અને વરદાનથી ગર્વ પામેલા દૈત્યો મરશે પણ શી રીતે ?[૩૪] દેવીએ વરદાન દીધું છે, તે પણ દુર્ઘટ છે. ગમે તેવો દુઃખીઓ હોય તે પણ મર-

વાની ઈચ્છા કરેજ નહિ.[૩૫] મહારોગી અને રાંક છતાં પણ કોઈ મરવાને ઈચ્છતો નથી. ત્યારે આ બે મદોન્મત્ત દૈત્યો શા માટે મરવાની ઈચ્છા કરશે ?[૩૬] હવે હું સર્વ કામનાઓને પરિપૂર્ણ કરનાર તે વિદ્યારૂપી શક્તિનોજ આશ્રય લઉં; એની સારી રીતની પ્રસન્નતા વિના મનોરથ સિદ્ધ થતા નથી."[૩૭] આ પ્રમાણે વિચાર કરતાં વિષ્ણુએ આકાશમાં ઉભેલાં અને સુખદાયી તે મનોહર યોગનિદ્રાને દીઠાં.[૩૮] તેમને જોઇને યોગ જાણનારા મહાત્મા વિષ્ણુએ તે દૈત્યોના વિનાશને વાસ્તે હાથ જોડીને સુખ આપનારાં એ ભુવનેશ્વરીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૩૯]

વિષ્ણુ સ્તુતિ કરે છેઃ—હે દેવિ ! હે મહામાયા ! હે સૃષ્ટિ તથા સંહારને કરનારાં ! હે આદિ તથા અંતથી રહિત ! હે ચડિ ! હે ભુક્તિ તથા મુક્તિને આપનારાં ! હે શિવા ! તમને પ્રણામ કરૂં છું.[૪૦] તમારા સગુણ કે નિર્ગુણ રૂપને પણ હું જાણતો નથી, ત્યારે તમારાં ચરિત્ર કે જેઓ અસંખ્યાત છે તેઓને ક્યાંથી જાણું.[૪૧] આજ તમારો અતિ દુર્ઘટ પ્રભાવ મારા અનુભવમાં આવ્યો કે જે પ્રભાવથી હું નિદ્રામાં લીન અને ચેતનારહિત થઈ ગયો હતો.[૪૨] બ્રહ્માએ ઘણા યત્નથી મને વારંવાર જગાડવા માંડ્યો તોપણ મારી સઘળી ઇંદ્રિયો સંકોચ પામી ગઇ હતી તેથી સર્વથા હું જાગ્યો નહિ.[૪૩] હે અમ્બિકે ! તમારા પ્રભાવથી હું વિચેતન થયો હતો, અને તમારાજ પ્રભાવથી પુનઃ પ્રબુદ્ધ થઈ ઘણો વખત યુદ્ધ કર્યું.[૪૪] હું થાક્યો પણ બ્રહ્માને મારવા આવેલા આ મદોન્મત્ત દાનવો કે જેઓને તમે વરદાન દીધું છે તેઓ થાક્યા નહિ.[૪૫] મેં દ્વંદ્વયુદ્ધ કરવાને વાસ્તે એમને બોલાવ્યા અને તેઓની સાથે મહાસાગરમાં મહા ભયંકર યુદ્ધ કર્યું.[૪૬] તે પછી તેઓના મરણના સંબંધમાં તમે આપેલું મહા અદ્ભુત વરદાન મારા જાણવામાં આવ્યું. તે જાણીને હવે હું તમે કે જે આશ્રય આપનાર છો તેમને શરણે આવ્યો છું.[૪૭] હે મા ! હે દેવિ ! હે પીડાનો નાશ કરનારાં ! હું યુદ્ધ કરવાથી થાક્યો છું અને આ દૈત્યો તમારા વરદાનથી ગર્વ પામેલા છે,[૪૮] માટે મને સહાયતા આપો. આ પાપીઓ મને મારવા સજ્જ થયા છે માટે હું શું કરૂં અને ક્યાં જાઉં ?[૪૯]

સૂત કહે છે—આ પ્રમાણે વિષ્ણુએ સ્તુતિ કરતાં દેવીએ પોતાને નમતા તે સનાતન દેવ વિષ્ણુને મંદ હાસ્ય કરી નીચે પ્રમાણે કહ્યું.[૫૦]

દેવી કહે છેઃ–'હે દેવના દેવ ! હે વિષ્ણુ તમે ફરીવાર યુદ્ધ કરો. ' આ મૂઢ દૈત્યોને છેતરીને મારવા પડશે. હું મારી વક્ર દૃષ્ટિથી એઓને મોહ પમાડીશ. હે નારાયણ ! આ દૈત્યોને હું મોહ પમાડું તે પછી તમે તુરત મારજો.[૫૧,૫૨]

સૂત કહે છેઃ—દેવીનું પ્રીતિવાળું તે વચન સાંભળીને વિષ્ણુ સંગ્રામના સ્થળમાં આવી મહાસાગરમાં ઉભા. તે સમયે મોટા બળવાળા તે ધીર દૈત્યો પણ યુદ્ધની ઇચ્છાથી આવ્યા.[૫૩] ત્યાં વિષ્ણુને ઉભેલા જોઇ એઓ રાજી થયા અને બોલ્યા કે "હે ચતુર્ભુજ ! ઉભા રહો, ઉભા રહો ! જય અને પરાજયને દૈવાધીન જાણી યુદ્ધ કરો. બળવાન જીતે છે અને દૈવયોગથી દુર્બળ પણ જીતે છે.[૫૪,૫૫] ધીર પુરૂષે હર્ષ કે શોક સર્વથા નહિ કરવા જોઇએ. પૂર્વે તમે ઘણા દૈત્યોને જીતી લીધા છે અને હમણાં અમારી સાથે યુદ્ધ કરતાં હારી ગયા છો." આ પ્રમાણે બોલીને તે બળવાન દૈત્યો યુદ્ધ કરવા સજ્જ થયા.[૫૬,૫૭] એઓને જોઈ વિષ્ણુએ તેઓને મુઠીનો અદ્ભુત પ્રહાર કર્યો તો અતિ

બળથી ઉન્મત્ત થએલા તે દૈત્યોએ પણ વિષ્ણુને મુઠીનો પ્રહાર કર્યો.[૫૮] આ પ્રમાણે પરસ્પરમાં મહાદારૂણ યુદ્ધ થવા લાગ્યું. યુદ્ધ કરતા એ દૈત્યોને મહાપરાક્રમી જાણી તે સમયે વિષ્ણુએ રાંક દૃષ્ટિ કરીને દેવીના મુખ સામું જોયું. એ પ્રમાણે વિષ્ણુને કરૂણારસવાળા જોઇ દેવી રાતી આંખથી દૈત્યોની સામું જોઈ હસ્યાં અને તેઓને જાણે બીજાં કામદેવનાં બાણ હોય એવા કટાક્ષો માર્યા[૫૯ ૬૧] મંદહાસ્ય સહિત અને કામદેવના પ્રેમભાવવાળી એ દેવીની વક્ર દૃષ્ટિ જોઈને એ પાપીઓ મોહ પામ્યા.[૬૨] આ અતિ સુંદર છે એમ માનતા અને કામદેવના બાણથી પીડાએલા તે બે દૈત્યો સ્વચ્છ કાંતિવાળાં દેવીને જોતા જોતા ઉભા રહ્યા.[૬૩] વિષ્ણુએ પણ દેવીએ જે કરવા ધાર્યું હતું તે જાણ્યું. પછી કાર્યને જાણનારા વિષ્ણુએ તેઓને મોહ પામેલા જાણી હસીને મેઘસરખી ગંભીર વાણીથી નીચે પ્રમાણે સુંદર વચન કહ્યું.[૬૪,૬૫]

વિષ્ણુ કહે છેઃ–હે વીર લોકો ! તમારે જે જોઇતું હોય તે વરદાન માગી લો. તમારા યુદ્ધથી હું અત્યંત રાજી થયો છું માટે આપીશ. મેં પૂર્વે ઘણા દૈત્યોને યુદ્ધ કરતા જોયા છે પણ તમારા જેવો કોઈ દીઠો નથી કે સાંભળ્યો પણ નથી. એટલા માટે હે ઘણા બળવાળાઓ ! તમો બે ભાઈઓના અતુલ બળથી રાજી થવાને લીધે તમારી જે ઈચ્છા હશે તે આપીશ.[૬૬-૬૭]

સૂત કહે છેઃ–આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી કમળ સરખાં નેત્રવાળા, સાભિમાન, જગતને આનંદ કરનારાં મહામાયાને જોઇ રહેલા અને કામદેવથી આતુર થએલા, એ બે દૈત્યોએ વિષ્ણુને નીચે પ્રમાણે કહ્યું.[૬૮-૬૯]

દૈત્યો કહે છેઃ–હે વિષ્ણુ ! અમે કાંઈ માગણ નથી. તમે તે અમને વર દેવાની ઇચ્છા શું કરો છો. અમે કે જેઓ યાચક નથી પણ દાતા છીએ તેઓ તમને વર આપીશું. હે વિષ્ણુ ! અમો તમારા અદ્ભુત યુદ્ધથી રાજી થયા છીએ માટે તમારા મનની ઇચ્છા પ્રમાણે વર માગો.[૭૦-૭૧]

સૂત કહે છેઃ–તેઓનું એવું વચન સાંભળી વિષ્ણુએ કહ્યું કેઃ–"તમે જો પ્રસન્ન થયા છો તો બન્ને જણા મારા હાથથી મરણ પામો"[૭૨] વિષ્ણુનું વચન સાંભળી બહુજ વિસ્મય પામેલા અને પોતાને ઠગાએલા માનતા એ બે દૈત્યો શોકયુકત થઇને ઊભા રહ્યા.[૭૩] પછી તેઓએ મનમાં વિચાર કરી સઘળું જળમય જોઈને, કોઈ પણ સ્થળ જળ વગરનું ન જોઇને વિષ્ણુને કહ્યું કેઃ–" તમે સત્ય બોલનારા છો માટે તમે પ્રથમ જે વર આપવાનું કહ્યું છે તે વર હવે અમને જોઈએ છે માટે તે આપો.[૭૪ ૭૫] તે વર એજ કે જળ વગરના મોટા સ્થળમાં અમને મારવા. અમે તમારા હાથથી મરીશું. તમારૂં બોલવું સત્ય કરો."[૭૬] દૈત્યોનું એ વચન સાંભળી પોતાના ચક્રનું સ્મરણ કરી વિષ્ણુએ તેઓને હસીને કહ્યું કેઃ–"આજ હું તમોને જળ વગરના મોટા સ્થળમાં મારીશ."[૭૭] આ પ્રમાણે કહી વિષ્ણુએ પોતાના સાથળ બહુજ મોટા કરીને જળની ઉપર નિર્જળ સ્થાન તેઓને દેખાડયું અને કહ્યું કેઃ–"હે દાનવો ! અહિં જળ નથી માટે આ સ્થળમાં માથાં મૂકો, હું અને તમો સઘળા સત્ય બોલનારા થઈશું."[૭૮ ૭૯] વિષ્ણુનું એ સત્ય વચન સાંભળી તેઓએ મનમાં વિચાર કરીને ત્રણ હજાર યોજન સુધી પોતાના દેહ વધાર્યા તો વિષ્ણુએ પોતાના સાથળનો ભાગ તેથી પણ બમણો કર્યો. ત્યારે દૈત્યોએ વિસ્મય પામીને તે પરમ અદ્ભુત સાથળના ભાગ ઉપર પો-

તાનાં માથાં મૂક્યાં.[૮૦-૮૧] તે સમયમાં મહાસમર્થ વિષ્ણુએ પોતાના સાથળ ઉપર વેગથી તેઓના મોટાં માથાં ચક્રવડે કાપી નાખ્યાં. મધુ અને કૈટભ નામના એ બે દૈત્યો મરી જતાં તેઓના મેદથી સઘળો સાગર વ્યાપ્ત થઈ ગયો.[૮૨-૮૩] હે મુનિઓ ! આ કારણનેલીધે સર્વ સ્થળમાં પૃથ્વીનું નામ મેદિની કહેવાયું અને માટી અભક્ષ્ય ઠરી.[૮૪] તમોએ મને જે પૂછ્યું હતું તે સઘળું સારી રીતના નિશ્ચયપૂર્વક તમને કહ્યું. સમજુઓએ સર્વદા મહા વિદ્યારૂપ મહામાયાનું સેવન કરવું જોઇએ.[૮૫] સઘળા દેવ અને દૈત્યોએ પણ તે પરમ શક્તિ આરાધન કરવાયોગ્ય છે. ત્રણે ભુવનમાં એથી બીજું અધિક કાંઇ નથી.[૮૬] સત્ય છે, સત્ય છે, અને વળી સત્ય છે, તથા વેદશાસ્ત્રના અર્થનો નિર્ણય પણ એજ છે કે સગુણ અથવા નિર્ગુણ, પરાશક્તિનું પૂજન કરવું.[૮૭]

**सत्यंसत्यंपुनःसत्यंवेदशास्त्रार्थनिर्णयः ।**
**पूजनीयापराशक्तिर्निर्गुणासगुणाथवा ॥८७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

## अध्याय १० मो.

### વ્યાસને સદાશિવનું વરદાન

**ऋषय ऊचुः**

**सूतपूर्वंत्वयाप्रोक्तं व्यासेनामिततेजसा ।**
**कृत्वापुराणमखिलंशुकायाध्यापितंशुभम्॥१॥**

ઋષિયો પૂછે છેઃ-હે સૂત તમે પ્રથમ કહી ગયા છો કેઃ-"અપાર તેજવાળા વેદવ્યાસે શુભ પુરાણ કરીને તે સઘળું શુકદેવજીને ભણાવ્યું હતું."[૧] એ વ્યાસે તપ કરી શુકદેવજીને શી રીતે ઉત્પન્ન કર્યા ? તમે વ્યાસ પાસેથી જે સાંભળેલ હોય તે સઘળું વિસ્તારથી કહો.[૨]

**સૂત કહે છેઃ**-શુકદેવજીની ઉત્પત્તિ કહીશ કે જે રીતે સત્યવતીના પુત્ર વેદવ્યાસથી યોગીઓમાં ઉત્તમ શુકદેવજી ઉત્પન્ન થયા છે.[૩] પુત્રને વાસ્તે જેણે નિશ્ચય કર્યો હતો એવા વેદવ્યાસ મહારમણીય મેરૂપર્વતના શિખરમાં ઉગ્રતપ કરવા લાગ્યા.[૪] નારદજીની પાસેથી સાંભળેલા એકાક્ષર મંત્રરૂપ વાગ્બીજનો જપ કરતા હતા અને પરમ મહામાયાનું ધ્યાન કરતા હતા.[૫] પુત્રની ઇચ્છાવાળા એ મોટા ઋષિ એવી ભાવના કરતા હતા કેઃ-"અગ્નિ, પૃથ્વી, વાયુ અને અંતરિક્ષના જેવી શક્તિ ધરાવનાર પુત્ર મને થજો."[૬] મહાદેવનું અને જગદંબાનું ધ્યાન કરતા એ મુનિ સો વર્ષ સુધી આહાર છોડી દઈને રહ્યા.[૭] 'લોકમાં અશક્ત નિંદાય છે અને શક્તિવાળો પૂજાય છે માટે સર્વ સ્થળમાં શક્તિ પૂજવાયોગ્ય છે,' એમ મનમાં વારંવાર વિચારી શક્તિનું આરાધન કરતા હતા.[૮] કણેરના વનથી અદ્ભુત અને ગાયનના ધ્વનિવાળું મેરૂપર્વતનું શિખર કે જેમાં સર્વે દેવતાઓ ક્રીડા કરે છે તથા મહાતપસ્વી મુનિઓ, આદિત્ય, વસુ, રૂદ્ર, મરૂત, અશ્વિનીકુમાર અને બીજા પણ મોટા બ્રહ્મવેત્તા મુનિઓ વસે છે, તેમાં ધર્માત્મા વ્યાસ તપ કરતા હતા.[૯,૧૧] પછી વ્યાસના તેજથી સચરાચર સઘળું જગત વ્યાપ્ત થઈ ગયું અને એમની જટાઓનો અગ્નિના જેવો વર્ણ થઈ ગયો.[૧૨] એમનુ તેજ જોઇને ઇંદ્રને ભય થયો. ઇંદ્રને ભય પામેલો અને શ્રમાતુર જોઇને મહાદેવે નીચે પ્રમાણે કહ્યુ.[૧૩]

શંકર કહે છેઃ-હે ઇંદ્ર ! દેવતાઓના સ્વામી ! આજ કેમ ભય પામેલા છો ? તમને શું દુઃખ છે. તપસ્વીઓ ઉપર કોઈ રીતે ક્રોધ કરવો નહિ. તપસ્વીઓ મને શક્તિસહિત જાણીને તપ કરે છે. એ તપસ્વીઓ સર્વથા કોઈનું અહિત ઇચ્છતા નથી. [૧૫]

સૂત કહે છેઃ–આ પ્રમાણે શંકરનાં વચન સાંભળી ઇંદ્રે શંકરને પૂછ્યું કેઃ–"વ્યાસ શા માટે તપ કરે છે અને તેમના મનમાં શી વાત છે?"[૧૬]

શંકર કહે છેઃ–વ્યાસ પુત્રને વાસ્તે ભારે તપ કરે છે તેને સો વર્ષ પૂરાં થયાં માટે હવે એમને હું ઉત્તમ પુત્ર આપીશ.[૧૭]

સૂત કહે છેઃ–ઇંદ્રને આ પ્રમાણે કહીને જગતના ગુરૂ અને દયાથી પ્રસન્ન મુખવાળા રૂદ્રે વ્યાસની પાસે જઇને તેમને કહ્યું કેઃ–"હે વ્યાસ! ઊઠો. તમને શુભ પુત્ર પ્રાપ્ત થશે.[૧૮ ૧૯] એ તમારો પુત્ર સર્વ તેજોમય, જ્ઞાની, તમારી કીર્તિ વધારનાર, જગતમાં સર્વ લોકોને સદા પ્યારો, સાત્વિકગુણોથી પરિપૂર્ણ અને સત્યપર આગ્રહ રાખનાર થશે."[૨૦] આ પ્રમાણે સદાશિવનું મધુર વચન સાંભળી તેમને નમસ્કાર કરી તે સમયે વ્યાસ પોતાના આશ્રમમાં ગયા.[૨૧] ઘણા વર્ષના પરિશ્રમથી આતુર થએલા તે વ્યાસ તુરત આશ્રમમાં જઇને અગ્નિ ઉત્પન્ન કરવા સારૂ અરણિમાં ગુપ્ત રહેલા અગ્નિનું મથન કરવા લાગ્યા.[૨૨] મથન કરતાં એ મહાત્માના ચિત્તમાં પુત્રની ઉત્પત્તિ વિષે મોટી ચિંતા થઈ, કે "મથવાને લીધે દંડ અને અરણિના યોગથી જેમ અગ્નિની ઉત્પત્તિ થાય છે તેમ મને પુત્રની ઉત્પત્તિ શી રીતે થાય! જેમાંથી પુત્ર ઉત્પન્ન થાય એવી સ્ત્રી તો મને નથી.[૨૩ ૨૪] જુવાન, રૂપાળી, સારા કુળની અને પતિવ્રતા સ્ત્રી પરણવી જોઇએ પણ તે સ્ત્રી પગમાં બેડી જેવી થઈ પડે માટે હું કેમ પરણું? સ્ત્રી પતિવ્રતા, ચતુર, રૂપાળી, ઈચ્છા પ્રમાણે સુખ આપનારી અને પુત્ર ઉત્પન્ન કરનારી છતાં પણ સર્વદા બંધનરૂપજ થઈ પડે. શિવ પણ સર્વદા સ્ત્રીના પાશથી બંધાએલા છે.[૨૫ ૨૮] હું આ દુર્ઘટ ગૃહસ્થાશ્રમ શી રીતે કરૂં." આ પ્રમાણે વ્યાસ વિચાર કરતા હતા ત્યાં દિવ્ય રૂપવાળી ઘૃતાચી નામની અપ્સરા આકાશમાં પાસેજ ઊભી હતી તે દૃષ્ટિએ પડી. તે ચપલ કટાક્ષવાળી ઉત્તમ અપ્સરાને પાસે ઊભેલી જોઇ વેદવ્યાસ તુરત કામાતુર થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા કે, "ધર્મની આગળ આ ત્રાસદાયી કામદેવનો આવેશ થયો તો હવે આ સંકટમાં મારે શું કરવું?[૨૯ ૩૧] છેતરવા વાસ્તે આવેલી આ અપ્સરાનો જો હું સ્વીકાર કરીશ તો મહાત્મા તપસ્વિઓ મારી હાંસી કરશે કે, 'પૂરાં સો વર્ષસુધી ભારે તપ કરીને આ તપસ્વી વ્યાસ અપ્સરાને જોઇને કેમ પરવશ થયા?'[૩૨, ૩૪] ગૃહસ્થાશ્રમનું અતુલ સુખ જો સુખદાયી, પુત્રની ઈચ્છાને પરિપૂર્ણ કરનાર, સ્વર્ગ દેનાર અને જેમ શાસ્ત્રમાં કહ્યુ છે તેમ જ્ઞાનીઓને મોક્ષ દેનાર થાય તો નિંદા પણ ભલે થાય પરંતુ આ અપ્સરાથી એવું સુખ મને મળનાર નથી.[૩૫ ૩૬] નારદજી પાસેથી મેં પૂર્વે કથાનક સાંભળ્યું છે કે પુરૂરવા રાજા ઉર્વશી અપ્સરાને વશ થવાથી દુઃખી થયો હતો."[૩૭]

**नारदाच्चमयापूर्वं श्रुतमस्तिकथानकम् ।**
**यथोर्वशीवशोराजापराभूतःपुरूरवाः ॥३७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

## अध्याय ११ मो બુધની ઉત્પત્તિ

**ऋषय ऊचुः**

**कोसौपुरूरवाराजाकोर्वशीदेवकन्यका ।**
**कथंचकष्टंसंप्राप्तंतेनराज्ञामहात्मना ॥ १ ॥**

ઋષિયો પૂછે છેઃ–એ પુરૂરવા રાજા કોણ હતો અને ઉર્વશી અપ્સરા કોણ હતી? મહાત્મા પુરૂરવા રાજાને શી રીતે કષ્ટ પ્રાપ્ત થયું હતું?[૧] હે સૂત! સઘળી કથા કહો. અમો સઘળા તમારા મુખકમળથી નિકળેલા રસને

સાંભળવા ઇચ્છિયે છિયે.[૨] તમારી રસરૂપ વાણી અમૃત કરતાં પણ મીઠી છે. દેવતાઓ જેમ અમૃતથી તૃપ્ત થતા નથી તેમ અમો સઘળા તમારી વાણીથી તૃપ્ત થતા નથી.[૩]

સૂત કહે છેઃ—હે મુનિઓ ! તમો સઘળા દિવ્ય અને મનોહર કથા સાંભળો. મહાત્મા વેદવ્યાસની પાસેથી સાંભળેલી એ કથા હું બુદ્ધિ પ્રમાણે કહીશ.[૪] બૃહસ્પતિને 'તારા' નામની પ્યારી સ્ત્રી હતી. તે રૂપ તથા યૌવનવાળી, સારાં અંગવાળી અને મદથી વિહ્વલ હતી.[૫] એ તારા એક દિવસે પોતાના યજમાન ચંદ્રમાને ઘેર ગઈ. રૂપ તથા યૌવનથી શોભતી અને ચંદ્રમા જેવા મુખવાળી એ તારાને જોઇને ચંદ્રમા કામાતુર થઇ ગયા અને તારા પણ ચંદ્રમાને જોઇને કામાતુર થઈ ગઈ.[૬ ૭] પરસ્પરની ઉપર પ્રેમવાળાં કામદેવનાં બાણોથી પીડાએલાં, અને મદોન્મત બનેલાં એ તારા અને ચંદ્રમા પરસ્પરની ઈચ્છા કરવા લાગ્યાં. આ પ્રમાણે રમણ કરતાં તેઓને કેટલાએક દિવસ વીતી ગયા.[૮ ૯] દુઃખ પામેલા બૃહસ્પતિએ તારાને પોતાને ઘેર બોલાવવા સારૂ એક શિષ્યને મોકલ્યો, પણ ચંદ્રમાએ વશ કરી લીધેલી તારા આવી નહિ.[૧૦] ચંદ્રમાએ જ્યારે વારંવાર શિષ્યને પાછો વાળ્યો ત્યારે ક્રોધ પામેલા બૃહસ્પતિ પોતેજ ચંદ્રમાને ઘેર ગયા, ત્યાં જઇને ઉદાર બુદ્ધિવાળા અને ક્રોધ પામેલા બૃહસ્પતિએ હસ્યા કરતા અને મદથી ઉન્મત્ત થએલા ચંદ્રમાને કહ્યું[૧૧ ૧૨] કે "હે ચંદ્ર! તેં આ ધર્મથી વિરૂદ્ધ કામ શું કર્યું. મારી આ સુંદરી સ્ત્રીને શા કારણથી રાખી છે ?[૧૩] હું સર્વથા તારો ગુરૂ છું અને તું યજમાન છે. હે મૂઢ ! ગુરૂની સ્ત્રીને તેં કેમ રાખી અને કેમ ભોગવી ?[૧૪] બ્રહ્મહત્યા કરનાર, બ્રાહ્મણનું સુવર્ણ ચોરનાર, બ્રાહ્મણ થઇને મદ્યપાન કરનાર અને સાવકી માને ભોગવનાર, એ ચાર મહાપાપી કહેવાય છે અને તેઓનો સંસર્ગ કરનાર પાંચમો મહાપાપી કહેવાય છે.[૧૫] તેં જો આ સ્ત્રીને ભોગવી છે તો તું મહાપાપી, દુરાચારી અને અતિનિંદિત થઈ ચૂક્યો તેથી દેવતાઓની સભામાં બેસવાને યોગ્ય રહ્યો નથી.[૧૬] આ સ્ત્રીને મૂકી દે. હું મારે ઘેર તેડી જાઉં. નહિંતો હે દુષ્ટ ! તું ગુરૂની સ્ત્રીનું હરણ કરનાર છે માટે શાપ દઇશ."[૧૭] સ્ત્રીના હરણથી દુઃખિત અને ક્રોધથી ભરાએલા બૃહસ્પતિએ આ પ્રમાણે બોલતાં ચંદ્રમાએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૧૮]

ચંદ્ર કહે છેઃ—બ્રાહ્મણો પોતાના ક્રોધી સ્વભાવને લીધેજ અપૂજ્ય થઈ પડે છે. જે બ્રાહ્મણો ક્રોધરહિત અને ધર્મશાસ્ત્ર જાણનારા હોય તેઓનીજ પૂજા કરવી જોઇએ અને એવા ન હોય તેઓનો ત્યાગ કરવો જોઇએ.[૧૯] એ સ્ત્રી પોતાની ઈચ્છા થશે ત્યારે તમારે ઘેર આવશે. હમણાં અહીંજ રહી છે તો તેમાં તમને શી હાનિ છે?[૨૦] સુખ લેવા સારૂ પોતાની ઈચ્છાથી અહીં રહી છે તે કેટલાક દિવસ રહીને પોતાની ઈચ્છાથી તમારે ઘેર આવશે.[૨૧] તમેજ પૂર્વે ધર્મશાસ્ત્રનો મત કહેલો છે કેઃ—"સ્ત્રી વ્યભિચાર કરે તો પણ ફરીને રજ દેખાવાથી શુદ્ધ થાય છે અને બ્રાહ્મણ યજ્ઞમાં હિંસા કરે તોપણ તે કર્મ વેદોક્ત હોવાનેલીધે શુદ્ધ ગણાય છે."[૨૨]

સૂત કહે છેઃ—આ પ્રમાણે ચંદ્રમાનાં વચન સાંભળી બહુજ દુઃખ પામેલા, કામદેવથી આતુર અને ચિંતાથી ઘેરાયેલા બૃહસ્પતિ તુરત પોતાને ઘેર ગયા.[૨૩] કેટલાક દિવસ ઘેર રહીને ચિંતાથી આતુર થએલા બૃહસ્પતિ પાછા ઉતાવળા ઉતાવળા ચંદ્રમાને ઘેર ગયા.[૨૪] દ્વારપાળે અંદર જવાની ના પાડતાં તે ક્રોધથી ભરાઇને દ્વારમાંજ ઉભા રહ્યા પણ ચંદ્રમા ત્યાં આવ્યા નહિ તેથી બૃહસ્પતિને બહુજ કોપ ચડયો.[૨૫] દ્વારથી બહાર ઉભેલા બૃહસ્પતિએ

"આ ચંદ્રમાએ મારો શિષ્ય થઇને પોતાની મા સમાન ગુરૂપત્નીનું બળાત્કારથી ગ્રહણ કર્યું માટે આ અધર્મીને મારે હવે શિક્ષા કરવી."[૨૬] એવા વિચારથી કહ્યું કેઃ–"હે મંદ! હે પાપી! હે દેવતાઓમાં અધમ! તું મને મારી સ્ત્રી તુરત આપી દે, નહિ આપે તો તને શાપ દઇને ભસ્મ કરી નાખીશ."[૨૭ ૨૮] બૃહસ્પતિનાં આવાં ઘણાં ક્રૂર ભાષણ સાંભળીને ચંદ્રમાએ તુરત ઘરમાંથી બહાર નીકળી હાંસી કરતાં બૃહસ્પતિને કહ્યું કેઃ–"આ ઘણું ભાષણ શું કરો છો. સઘળાં શુભ લક્ષણવાળી આ રૂપાળી સ્ત્રી તમને યોગ્ય નથી.[૨૯.૩૦] હે બ્રાહ્મણ! પોતાના જેવી કરૂપડી કોઈ બીજી સ્ત્રીને પરણો. ભિખારીના ઘરમાં આવી રૂપાળી સ્ત્રી જોઇએ નહિ.[૩૧] સ્ત્રીને પોતાના સરખા પુરૂષ ઉપર પ્રીતિ થાય એમ કહેવાય છે. હે મંદ બુદ્ધિવાળા! તમે કામશાસ્ત્રના નિર્ણયને જાણતા નથી.[૩૨] હે દુર્બુદ્ધિ! તમારે ગમે ત્યાં જાઓ હું એ કામિનીને પાછી આપીશ નહિ. તમારાથી જે થાય તે કરી લો.[૩૩] હું કદી એ સુંદરીને આપનાર નથી. તમે કે જે કામદેવથી પીડાએલા છો તેનો શાપ મને નડશે નહિ. હે ગુરૂ! હું તમારી સ્ત્રી પાછી આપીશ નહિ. જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો."[૩૪] ચંદ્રમા આ પ્રમાણે બોલતાં બૃહસ્પતિને ચિંતા થઈ અને ક્રોધથી તુરત ઈંદ્રને ઘેર ગયા.[૩૫] ઈંદ્રે ઉભા થઇ પાદ્ય, અર્ધ્ય અને આચમનીય આદિથી તેમની પૂજા કરી.[૩૬] પછી તેમને ચિંતામાં ઘેરાઇને બેઠેલા જોઇ ઈંદ્રે ઉદારમનથી નીચે પ્રમાણે કહ્યું.[૩૭]

ઈંદ્ર કહે છેઃ–તમે મારા ગુરૂ છો તેમનું મારા રાજ્યમાં કોણે અપમાન કર્યું છે. લોકપાલોની સાથે આ સઘળું મારૂં સૈન્ય તમારા સ્વાધીનમાં છે, એમ સમજવું.[૩૮] બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ અને બીજા મોટા દેવતાઓ પણ તમારી સહાયતા કરશે, તમને શી ચિંતા છે તે તુરત કહો.

બૃહસ્પતિ કહે છેઃ–મારી તારા નામની સુંદર સ્ત્રી ચંદ્રે લઈ લીધી છે. મેં વારંવાર માગણી કરી પણ તે દુષ્ટ આપતો નથી.[૪૦] હે દેવતાઓના સ્વામી! હું શું કરૂં. મારા રક્ષક તમેજ છો. હે ઇંદ્ર! હું દુઃખીઓ છું માટે મારી સહાયતા કરો.[૪૧]

ઈંદ્ર કહે છેઃ–હે ધર્મને જાણનાર! મોટી બુદ્ધિવાળા! શોક કરો નહિ. હું તમારો દાસ છું, તમારી સ્ત્રીને લાવી આપીશ.[૪૨] હું પ્રથમ એક દૂત મોકલીશ તે છતાં ચંદ્ર મહોન્મત્તપણાથી આપશે નહિ તો પછી દેવતાઓની સેનાને સાથે લઇને યુદ્ધ કરીશ.[૪૩]

સૂત કહે છેઃ–આ પ્રમાણે બૃહસ્પતિની આશ્વાસના કરીને ઇંદ્રે એક બોલવામાં ચતુર દૂતને ચંદ્રમાની પાસે સંદેશ કહેવા સારૂ મોકલ્યો.[૪૪] એ વિચક્ષણ દૂતે ઉતાવળથી ચંદ્રલોકમાં જઈ ચંદ્રને નીચે પ્રમાણે કહ્યું.[૪૫]

દૂત કહે છેઃ–હે ભાગ્યશાળી! હે મોટી બુદ્ધિવાળા! આપને કંઈ સંદેશ કહેવા સારૂ ઈંદ્રે મને તમારી પાસે મોકલ્યો છે માટે ઈંદ્ર મહારાજે જે કહ્યું છે તે કહુ છું.[૪૬] તમે ધર્મને અને નીતિને જાણો છો. ધર્માત્મા અત્રિઋષિ જેવા તમારા પિતા છે માટે જેથી નિંદા થાય એવું કામ નહિ કરવું જોઇએ.[૪૭] સર્વે પ્રાણીઓએ ઉપેક્ષા છોડી દઈ ને શક્તિ પ્રમાણે પોતાની સ્ત્રીનું રક્ષણ કરવુંજ જોઈએ; તો આ પ્રસંગમાં મોટો કજીઓ થાય એ સારૂં નથી.[૪૮] સ્ત્રીનું રક્ષણ કરવામાં જેવો તમારો યત્ન છે તેવો બીજાનો પણ હોય એ સ્વાભાવિક છે. તમે સર્વ પ્રાણીઓને પોતાના જેવાજ ધારો.[૪૯] દક્ષની દીકરી અઠાવીશ સુંદરીઓ

તમારી સ્ત્રીઓ છે તે છતાં ગુરૂની સ્ત્રીને ભોગવવાની તમે કેમ ઇચ્છા કરો છો ?[૫૦] મેનકા આદિ આ મનોહર અપ્સરાઓ સ્વર્ગમાં રહે છે તો તેઓને તમારી ઈચ્છા પ્રમાણે ભોગવો પણ ગુરૂની સ્ત્રીને મૂકી દો.[૫૧] સમર્થ પુરૂષો અભિમાનથી ભુંડું કામ કરે તો અજ્ઞાન લોકો પણ તે પ્રમાણેજ કરે અને એમ થાય તો ધર્મનો ક્ષય થઈ જાય.[૫૨] એટલા માટે ગુરૂની સ્ત્રીને છોડી દો. તમારે વાસ્તે દેવતાઓમાં કજીઓ ન ઉઠે એમ થવું જોઇએ.[૫૩]

સૂત કહે છેઃ–ઇંદ્રનું વચન સાંભળી કાંઇક ક્રોધથી વ્યાકુલ થએલા ચંદ્રમાએ આડવાઈથી ઈંદ્રના દૂતને નીચે પ્રમાણે કહ્યું.[૫૪]

ચંદ્રમા કહે છેઃ–હે ઇંદ્ર ! તમે પોતે દેવતાઓના અધિપતિ અને ધર્મને જાણનાર છો. તમારા ગોર પણ એવાજ છે. તમો બન્નેની બુદ્ધિ સરખી છે.[૫૫] બીજાઓને ઉપદેશ કરવામાં ડહાપણ ધરાવનારા ઘણા લોકો હોય છે, પણ પોતાનું કામ પડતાં તે પ્રમાણે ચાલી દેખાડનાર દુર્લભ છે.[૫૬] માણસો બૃહસ્પતિએ કરેલા શાસ્ત્રને માને છે અને તેમાં એમ કહ્યું છે કેઃ–"કામનાવાળી સ્ત્રીનો સ્વીકાર કરવામાં કશું પાપ નથી."[૫૭] તો હવે આ પ્રસંગમાં મને શી અડચણ છે ? બળવાન પુરૂષોને સઘળું પોતાનુંજ છે અને નબળાઓનું કાંઇ નથી એમ લોકો કહે છે. 'આ પોતાની છે અને આ પારકી છે' એવી ભ્રાંતિ તો અજ્ઞાનીઓનેજ હોય છે.[૫૮] તારાને જેવો મારાપર પ્રેમ છે, તેવો બૃહસ્પતિ ઉપર નથી; તો ધર્મની અને ન્યાયની રીતિ પ્રમાણે પ્રેમવાળી સ્ત્રીનો શી રીતે ત્યાગ થઈ શકે.[૫૯] સ્ત્રીને પ્રેમ હોય તો ઘર ચાલે પણ ન હોય તો શી રીતે ચાલે. બૃહસ્પતિએ પોતાના ભાઈ ઉતથ્યની સ્ત્રીને ભોગવી હતી તથા ન્હાના ભાઇ સંવર્ત્તની સ્ત્રીને પણ ભોગવી હતી, તે દિવસથી તારાને બૃહસ્પતિ ઉપરનો પ્રેમ ઉતરી ગયો છે.[૬૦] હું તારાને પાછી આપીશ નહિ, માટે હે દૂત ! તું પોતે ઇંદ્રને જઇને કહે કેઃ–"હે ઇંદ્રિ ! તમે સમર્થ છો માટે તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો."[૬૧]

સૂત કહે છેઃ–ચંદ્રમાએ આ પ્રમાણે કહેતાં દૂત પાછો ઇંદ્રની પાસે ગયો અને ચંદ્રમાએ જે કાંઈ કર્યું હતું તે ઇંદ્રને કહી સંભળાવ્યું.[૬૨] આ વાત સાંભળી ઇંદ્રને ક્રોધ ચડયો અને તેમણે બૃહસ્પતિને સહાય કરવા સેનાનો ઉદ્યોગ કરવા માંડયો.[૬૩] શુક્રાચાર્યે આ કજિયો સાંભળી બૃહસ્પતિના દ્વેષનેલીધે ચંદ્રમાની પાસે જઇને તેમને કહ્યું કેઃ–" તારા પાછી આપવી નહિ. જો તમને ઇંદ્રની સાથે સંગ્રામ થશે તો હું મારી મંત્રશક્તિથી તમને સહાયતા આપીશ."[૬૪] બૃહસ્પતિની સ્ત્રીનું હરણ થયું જાણી અને શુક્રાચાર્યને બૃહસ્પતિના શત્રુ જાણી સદાશિવે બૃહસ્પતિને સહાયતા આપી.[૬૫] તે સમયમાં તુરતજ દેવતાઓ અને દૈત્યોને સંગ્રામ થયો તે તારકાસુરના સંગ્રામની પેઠે ઘણાં વર્ષો લગી ચાલ્યો.[૬૭] દેવ અને દૈત્યોનું યુદ્ધ જોઇને તે સમયમાં ક્લેશ મટાડવાસારૂ બ્રહ્મા હંસપર બેસીને તુરત તે સ્થળમાં ગયા.[૬૮] તેમણે જઈને ચંદ્રમાને કહ્યુ કેઃ–"બૃહસ્પતિની સ્ત્રીને છોડી દે; નહિતર વિષ્ણુને બોલાવીને હું તારો ક્ષય કરી નાખીશ."[૬૯] બ્રહ્માએ શુક્રાચાર્યને પણ વાર્યા કે "હે મોટી બુદ્ધિવાળા ! તમારી પણ સંગના દોષથી અન્યાય કરવાની બુદ્ધિ થઈ કે શું ?"[૭૦] પછી શુક્રાચાર્યે ચંદ્રમાને વારીને કહ્યું કેઃ–"હવે બૃહસ્પતિની સ્ત્રીને મૂકી દો. મને તમારા પિતા અત્રિઋષિએ તમને વારવા સારૂ મોકલ્યો છે."[૭૧]

સૂત કહે છેઃ–એ પ્રમાણે તે શુક્રાચાર્યનું

વચન સાંભળી ચંદ્રમાએ બૃહસ્પતિની સ્ત્રી તારા કે જે તે સમયે ગર્ભવાળી હતી તે પાછી બૃહસ્પતિને આપી.[૭૨] સ્ત્રી પાછી મળવાથી બૃહસ્પતિ રાજી થઇને પોતાને ઘેર ગયા. પછી દેવતા અને દૈત્યો પણ પોતપોતાને ઘેર ગયા.[૭૩] બ્રહ્મા બ્રહ્મલોકમાં અને શંકર કૈલાસમાં ગયા. બૃહસ્પતિ પોતાની સુંદર સ્ત્રીને પામી રાજી થયા.[૭૪] પછી કેટલેક કાળે, સારા દિવસમાં અને સારા નક્ષત્રમાં તારાએ ગુણથી ચંદ્રમા સમાન શુભ દીકરો જણ્યો.[૭૫] દીકરો જન્મેલો જોઈ બૃહસ્પતિએ પ્રસન્ન અંતઃકરણથી તેના જાતકર્માદિક સર્વ સંસ્કાર કર્યા.[૭૬] હે મુનિઓ ! પુત્રનો જન્મ સાંભળી મોટી બુદ્ધિવાળા ચંદ્રમાએ બૃહસ્પતિને દૂત મોકલીને કહેવરાવ્યું કેઃ–"એ પુત્ર તમારો નથી પણ મારા વીર્યથી ઉત્પન્ન થયો છે તે છતાં જાતકર્માદિક વિધિ તમે કેમ કર્યો?"[૭૭-૭૮] દૂતનું વચન સાંભળી બૃહસ્પતિએ કહ્યું કેઃ-"મારા જેવોજ છે તેથી મારો પુત્ર છે એમાં કશો સંશય નથી."[૭૯] વળી પાછો વાંધો ઉઠયો અને દેવ તથા દૈત્યો યુદ્ધનેવાસ્તે ભેગા થતાં તેઓનો સમાજ એકત્ર થયો.[૮૦] શાંતિ રાખવા સારૂ એ સમાજમાં બ્રહ્મા પોતે આવ્યા અને યુદ્ધમાં સજ્જ થતા દેવ તથા દૈત્યોને તેમણે વાર્યા.[૮૧] પછી બ્રહ્માએ તારાને પૂછ્યું કેઃ–"હે સુંદરિ ! આ પુત્ર કોનો છે ? સાચું બોલજે કે જેથી કલેશ શાંત થાય."[૮૨] તારાએ લજાતાં લજાતાં પણ નીચું મ્હોડું રાખીને ધીરેથી કહ્યું કેઃ–"ચંદ્રમાનો છે." એટલું કહીને તારા અંદર જતી રહી. પછી તે પુત્રને ચંદ્રમાએ પ્રસન્ન અંતઃકરણથી લીધો અને તેનું 'બુધ' નામ પાડયું.[૮૩-૮૪] પછી ચંદ્રમા પોતાને ઘેર ગયા, બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા અને ઇંદ્રાદિક સર્વે દેવતાઓ તથા જે લોકો જોવાસારૂ ભેગા થયા હતા તેઓ પણ જેમ આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા.[૮૫] બૃહસ્પતિની સ્ત્રીમાં ચંદ્રમાથી થએલી આ બુધની ઉત્પત્તિ પૂર્વે સત્યવતીના પુત્ર વેદવ્યાસ પાસેથી મેં જેવી સાંભળી હતી તે પ્રમાણે કહી.[૮૬]

**कथितेयंबुधोत्पत्तिर्गुरुक्षेत्रेचसोमतः ।**
**यथाश्रुतामयापूर्वंव्यासात्सत्यवतीसुतात्॥८६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

---

# अध्याय१२ मो.

## પુરૂરવાની ઉત્પત્તિ અને ઇલાની મુક્તિ

**सूत उवाच**

**ततःपुरूरवाजज्ञेइलायांकथयामिवः ।**
**बुधपुत्रोतिधर्मात्मायज्ञकृद्दानतत्परः ॥१॥**

સૂત કહે છેઃ–પછી ઇલા નામની સ્ત્રીમાં અતિધર્માત્મા, યજ્ઞ કરનાર અને દાન દેવામાં તત્પર પુરૂરવા નામે બુધનો પુત્ર થયો તેવિષે હવે તમોને કહું છું.[૧] સત્યવાદી અને જિતેંદ્રિય સુદ્યુમ્ન નામે એક રાજા હતો તે સિંધુદેશના ઘોડાપર બેસી વનમાં મૃગયા કરવા સારૂ ફરતો હતો.[૨] કેટલાએક કારભારીઓથી વીંટાએલો અને સુંદર કુંડલ તથા કવચવાળો તે રાજા બકરા અને બળદના શીંગડાથી કરેલું અદ્ભુત ધનુષ્ તથા અનેક બાણ લઇને તે વનના પ્રદેશમાં ફરતો હતો, અને રૂરૂ મૃગ, સસલાં, સૂવર, ગેંડા, રોઝ, શરભ, પાડા, સામર તથા વનના કુકડાઓને મારતો હતો. પવિત્ર પશુઓને મારતાં મારતાં મેરૂ પર્વતની નીચે દિવ્ય અને મંદાર નામના વૃક્ષોથી શોભતા કાર્તિકેય સ્વામીના વનમાં પેઠો. એ વન આસોપાલવની ઘટાઓથી વ્યાપ્ત, બોલસરીની સુગંધીવાળું અને સાલ, તાલ, તમાલ, ચંપક, ફનસ, આંબા, કદંબ, મહુડાં, માધવીના મંડપ, દાડિમ, નાળિએર, કેળના સમૂહ, જુઈ, માલતી,

કુંદ અને બીજાં પુષ્પની વેલોથી પણ સુશોભિત હતું.[૮] એ વનમાં હંસ અને કારંડવો ઘણા હતા. પોલા વાંસના શબ્દો અને અનેક ભ્રમરાઓના શબ્દો થઈ રહ્યા હતા. સર્વ સુખ આપનારા એ વનને તથા તેમાં કોયલના શબ્દોથી મનોહર અને ઉત્તમ ફળવાળાં વૃક્ષોને જોઈ તે રાજા રાજી થયો.[૯-૧૦] સેવકોથી વીંટાએલો તે રાજા એ વનમાં પેસતાંજ ક્ષણમાત્રમાં સ્ત્રી થઈ ગયો અને ઘોડો પણ ઘોડી થઈ ગયો. 'આ શું થઈ ગયું' એમ વારંવાર વિચારતો, ચિંતાથી ઘેરાએલો અને લાજથી વ્યાપ્ત થએલો એ રાજા ઘણું દુઃખ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે "શું કરૂં. ઘેર શી રીતે જાઉં. આ પ્રમાણે સ્ત્રીપણાથી હું શી રીતે રાજ્ય કરીશ. મને કોણે છેતર્યો?"[૧૧-૧૩]

ઋષિયો પૂછે છેઃ—હે સૂત! દેવ સરખો સુદ્યુમ્નરાજા સ્ત્રી થઈ ગયાની આ આશ્ચર્યરૂપ વાત તમે કહી. આમ થઈ જવાનું કારણ શું અને તે મનોહર વનમાં એ રાજાએ શું કર્યું? એ કથા વિસ્તારથી કહો.[૧૪-૧૫]

સૂત કહે છેઃ—એક દિવસે પોતાની કાંતિથી દિશાઓનું અંધારૂં મટાડતા સનકાદિક મુનિઓ સદાશિવનું દર્શન કરવા સારૂ એ વનમાં આવ્યા, તે સમયે સદાશિવ પાર્વતીની સાથે ક્રીડા કરવામાં લાગ્યા હતા અને પાર્વતી વસ્ત્રરહિત હતાં.[૧૬,૧૭] સ્વામીના ખોળામાં બેસીને રમણ કરતાં એ પાર્વતી દેવી નગ્ન હતાં તેથી સનકાદિકને જોઇને બહુજ લજાઈ ગયાં.[૧૮] લાજથી ઘેરાએલાં અને ધ્રુજતાં એ અતિ માનવાળાં દેવીએ સદાશિવના ખોળામાંથી ઉઠીને તુરત વસ્ત્ર પહેરી લીધાં.[૧૯] સનકાદિક ઋષિઓ પણ સદાશિવ અને પાર્વતીના રમણનો પ્રસંગ જોઈ તુરત પાછા ફરીને નરનારાયણના આશ્રમમાં ગયા.[૨૦] પાર્વતીને લજાએલાં જોઇને સદાશિવ બોલ્યા કેઃ—"તમે કેમ લજાઈ ગયાં? હું તમને સુખ કરી આપું છું.[૨૧] હે સુંદરિ! આજથી જે કોઈ પુરૂષ મૂઢતાથી આ વનમાં પ્રવેશ કરશે તે સ્ત્રી થઈ જશે."[૨૨] આ પ્રમાણે મહાદેવે વનને શાપ દીધો હતો. તે વાત જે લોકો જાણે છે તેઓ તો ઘણા દોષવાળા એ વનમાં પેસતાજ નથી.[૨૩] પરંતુ તે વાત નહિ જાણવાથી પોતાના કારભારીઓની સાથે સુદ્યુમ્નરાજા તે વનમાં ગયો અને તે પ્રમાણે કારભારીઓની સાથે સ્ત્રી થઈ ગયો.[૨૪] ચિંતાથી ઘેરાએલો એ રાજા લાજનેલીધે પોતાને ઘેર ગયો નહિ અને તે વનના પ્રદેશથી બહારજ ચારે કોર ફરવા લાગ્યો. એ રાજાનું સ્ત્રીપણામાં 'ઇલા' એવું નામ પડયું. એક દિવસે જુવાન ચંદ્રમાનો પુત્ર બુધ ફરતાં ફરતાં તે સ્થળમાં આવી ચઢયો.[૨૫-૨૬] ત્યાં સ્ત્રીઓથી વીંટાએલી, મનોહર અને હાવ-ભાવની કળાઓવાળી તે ઈલાને જોઇને કામાતુર થઈ ગયો.[૨૭] ઇલા પણ ચંદ્રમાના પુત્ર બુધને જોઈને કામાતુર થઈ ગઈ.[૨૮] એ વનમાં પરસ્પર ઉપરના પ્રેમનેલીધે તેઓનો સંયોગ થયો અને એ પ્રસંગ ચાલતાં બુધે ઇલામાં પુરૂરવા નામનો ઉત્તમ પુત્ર ઉત્પન્ન કર્યો કે જે પાછો ચક્રવર્તી થયો હતો.[૨૯] પુત્ર જણ્યા પછી વનમાં રહેલી એ ઇલાએ ચિંતાથી ઘેરાઇને પોતાના કુળગુરૂ વસિષ્ઠમુનિનું સ્મરણ કર્યું.[૩૦] તે સમયે સુદ્યુમ્નની એ દશા જોઈ દયાથી ઘેરાએલા વસિષ્ઠમુનિએ જગતનું કલ્યાણ કરનાર સદાશિવને પ્રસન્ન કર્યા.[૩૧] સદાશિવે પ્રસન્ન થઇને વર માગવાનું કહ્યું એટલે વસિષ્ઠમુનિએ તે પોતાના પ્યારા રાજાને પુરૂષપણું મળવાનું માગ્યું.[૩૨] શંકરે પોતાનું વચન સત્ય કરતાં કહ્યું કેઃ-"આ રાજા એક મહીના સુધી પુરૂષ રહેશે અને એક મહીના સુધી સ્ત્રી રહેશે એમ સર્વદા ચાલ્યું જશે."[૩૩] આ પ્રમાણે વસિષ્ઠના

અનુગ્રહથી વરદાન મેળવી એ ધર્માત્મા રાજા પોતાને ઘેર ગયો અને રાજ્ય કરવા લાગ્યો.[૩૪] સ્ત્રીપણું આવે ત્યારે ઘરમાં બેસી રહેતો અને પુરૂષપણું આવે ત્યારે રાજ્ય કરતો હતો. રાજાની આવી સ્થિતિ જોઈ લાજનેલીધે તેની પ્રજા તેનો સત્કાર કરતી ન હતી.[૩૫] પોતાનો પુત્ર પુરૂરવા સમય પ્રમાણે જુવાન થતાં તેને રાજ્ય આપીને એ સુદ્યુમ્ન રાજા વનમાં ગયો.[૩૬] અનેક વૃક્ષોવાળાં રમણીય વનમાં જઇને નારદજી પાસેથી ઉત્તમ નવાક્ષર મંત્રનો ઉપદેશ લઇને પ્રીતિ ભરેલા મનથી તે મંત્રનો અત્યંત જપ કરવા લાગ્યો. તે સમયમાં દુ:ખથી તારનારાં દેવીએ પ્રસન્ન થઇને તેને સગુણ રૂપનું દર્શન દીધું.[૩૭,૩૮] મનોહર દિવ્યરૂપવાળાં, સિંહ ઉપર બેઠેલાં, મદિરા પીવાથી મત્ત થએલાં અને મદનેલીધે ઘૂમતાં નેત્રવાળાં એ દેવી આગળ આવી ઉભાં રહ્યાં. એ દિવ્યરૂપવાળાં જગદંબાને જોઈ પ્રેમથી વ્યાકુળ નેત્રવાળા તે રાજાએ પ્રીતિપૂર્વક મસ્તકથી પ્રણામ કરીને નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૩૯,૪૦]

ઇલા સ્તુતિ કરે છે:—હે ભગવતિ ! હે મા ! સર્વે લોકોનું કલ્યાણ કરવામાં જેવું જોઇએ તેવું આ તમારૂં પ્રખ્યાત અને દિવ્ય સ્વરૂપ મેં દીઠું. તમારૂં ચરણકમળ કે જે દેવતાઓએ સેવવા યોગ્ય, મનોરથ પૂરનાર અને મુક્તિ આપનાર છે, તેને હું પ્રણામ કરૂં છું.[૪૧] હે મા ! તમારૂં ઐશ્વર્ય કે જેમાં સર્વે મુનિઓ અને દેવતાઓ પણ મોહ પામે છે, તેને પૃથ્વીમાં કયો મનુષ્ય પરિપૂર્ણ રીતે જાણી શકે ? હે દેવિ ! આવું સંપૂર્ણ ઐશ્વર્ય અને હું જેવા કંગાલ ઉપર દયા જોઇને મને વિસ્મય થયો છે.[૪૨] સદાશિવ, વિષ્ણુ, બ્રહ્મા, ઈંદ્ર, સૂર્ય, કુબેર, અગ્નિ, વરૂણ, પવન, ચંદ્ર અને વસુઓ પણ તમારા પ્રભાવને જાણતા નથી, ત્યારે ઉત્તમ ગુણોથી રહિત મનુષ્ય તો તમારા ગુણોને કેમજ જાણી શકે ?[૪૩] હે મા ! મોટી કાંતિવાળા વિષ્ણુ તમને જાણે છે પણ તે સર્વ પુરૂષાર્થને આપનારાં અને સમુદ્રની કન્યા સાત્વિકી શક્તિ લક્ષ્મીનેજ જાણે છે, બ્રહ્મા રાજસી શક્તિનેજ જાણે છે અને સદાશિવ તામસી શક્તિરૂપ પાર્વતીનેજ જાણે છે, પણ તમારા નિર્ગુણ સ્વરૂપને જાણતા નથી.[૪૪] મંદબુદ્ધિવાળો અને સામર્થ્ય વગરનો હું ક્યાં અને મારા ઉપર તમારી સર્વોત્તમ કૃપા ક્યાં ? હે ભવાનિ ! મારા જેવા સેવકોને પ્રેમયુક્ત જાણી તેઓના ઉપર તમે દયા કરો છો તેથી ભક્તો ઉપર તમારૂં ચરિત્ર કરૂણાસહિત છે એમ નિશ્ચય કરૂં છું.[૪૫] તમે વિષ્ણુને લક્ષ્મીરૂપથી વર્યાં છતાં પણ વિષ્ણુ 'હું એને યોગ્ય નથી' એમ જાણી હર્ષ નહિ ધરતાં સર્વદા ધ્યાનમાંજ રહે છે. વિષ્ણુ લક્ષ્મીના હાથથી પોતાના પગ ચંપાવે તેનું વાસ્તવિક કારણ એ છે કે તમારા અત્યંત શુદ્ધ હસ્તથી પોતાના પગને પવિત્ર કરવાની તેમની ધારણા છે.[૪૬] જેમ આસોપાલવ પોતાના વિકાસને વાસ્તે ઉત્તમ સ્ત્રીના ચરણના અત્યંત પ્રહારને ઈચ્છે છે તેમ વિષ્ણુ પણ બહુજ રાજીપાથી તમારા ચરણના પ્રહારને ઈચ્છે છે. કામદેવથી પીડાએલા વિષ્ણુને તમે તમારા ચરણમાં નમેલા જોઈ ક્રોધથી તેમને તમે તમારા ચરણનો પ્રહાર કરો છો.[૪૭] હે દેવિ ! વિશાલ, શણગારેલા, અતિ શાંત અને સુંદર તેમના વક્ષ:સ્થળમાં મેઘમાં વિજળીની પેઠે તમે પલંગમાં જેમ રહો તેમ સદા રહો છો. આ ઉપરથી એ વિષ્ણુ જગતના ઈશ્વર છતાં પણ તમારા વાહનરૂપ ન થયા ?[૪૮] હે મા ! તમે જો કોપ કરીને વિષ્ણુને છોડી દો તો તે શક્તિહીન થઇ જવાથી કોઇ તેમની પૂજા પણ ન કરે. જે પુરૂષ

શાંત,લક્ષ્મીરહિત અને ગુણરહિત હોય તેને સ્વજનો પણ છોડી દે એ વાત પ્રત્યક્ષ છે.[૪૯] નિરંતર તમારા ચરણારવિંદનો આશ્રય કરનારા બ્રહ્માદિક દેવતાઓ પણ કોઈ સમયે સ્ત્રીરૂપ નથી થયા શું? હું ધારૂં છું કે વર્ત્તમાન કાળમાં એઓને પુરૂષ તમેજ કરેલા છે. હે અનંત શક્તિવાળાં! હું પામર તમારી શક્તિનું શું વર્ણન કરૂં? તમે પુરૂષ, સ્ત્રી કે નપુંસક પણ નથી એવો વિચાર મારા મનમાં વર્ત્તેજ છે. હે દેવિ! તમે સગુણ કે નિર્ગુણ ગમે તેવાં રહ્યાં તો પણ ભાવથી હું તમને નિરંતર પ્રણામ કરૂં છું અને અંતે તમારામાં અવિચળ ભક્તિ ઇચ્છું છું.[૫૦.૫૧]

સૂત કહે છેઃ-સુધુમ્ન રાજા આ પ્રમાણે સ્તુતિ કરીને શરણે થયો અને દેવીએ પ્રસન્ન થઇને સ્વરૂપમાં સાયુજ્યમુક્તિ આપી.[૫૨]સર્વોત્તમ અને સ્થિરપદ કે જે મુનિયોને પણ દુર્લભ છે તેને સુ મ્ન રાજા દેવીની કૃપાથી પામ્યો.[૫૩]

**सुद्युम्नस्तु ततः प्राप पदं परमकं स्थिरम् ।**
**तस्यादेव्याःप्रसादेन मुनीनामपिदुर्लभम् ॥५३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

---

## अध्याय १३ मो.

## પુરૂરવા અને ઉર્વશીનું ચરિત્ર

### सूत उवाच

**सुद्युम्ने तु दिवं याते राज्यं चक्रे पुरूरवाः ।**
**सगुणश्च सुरूपश्च प्रजारं[illegible] ॥ १ ॥**

સૂત કહે છેઃ-સુધુમ્ન પરમપદ પામ્યા પછી ગુણવાન, રૂપાળો, સર્વ ધર્મને જાણનાર અને પ્રજાના રંજનમાં તથા રક્ષણમાં તત્પર રહેનાર પુરૂરવા રાજા પ્રતિષ્ઠાન નામના રમણીય નગરમાં જેને સર્વ લોકો નમતા હતા એવું રાજ્ય કરવા લાગ્યો.[૧૨] એનો ગુપ્ત વિચાર કોઇના જાણવામાં આવતો નહિ અને પોતે પરાયા વિચારોને જાણતો હતો. ઉત્તમ ઉત્સાહશક્તિ અને પ્રભુપણાની શક્તિ તેનામાં નિરંતર રહેતી હતી.[૩] સામ અને દાન આદિ સઘળા ઉપાયો તેને વશ રહેતા હતા. એ રાજા સઘળા વર્ણ અને આશ્રમોને સ્વધર્મમાં રાખતાં રાજ્ય કરતો હતો.[૪] તેણે ઘણી દક્ષિણાવાળા ઘણા યજ્ઞો કર્યા અને દાન પણ અનેક આપ્યાં.[૫] એ રાજાનાં રૂપ, ગુણ, ઉદારતા, શીલ, ધન અને પરાક્રમનું વર્ણન સાંભળી વશીભૂત થએલી ઉર્વશી અપ્સરાને તેનામાં કામના થઈ.[૬] બ્રહ્માના શાપનેલીધે મનુષ્યલોકમાં આવેલી ઉર્વશી એ રાજાને ગુણવાન માનીને તેને વરી.[૭] વરવાના સમયમાં તેણે બોલી કરી કેઃ-"હે રાજા! આ બે ઘેટા તમારી પાસે રાખું છું તેઓની રક્ષા કરજો. હું નિત્ય ઘી ખાઈશ પણ બીજું કાંઈ ખાઇશ નહિ. હે મહારાજ! મૈથુનના સમયવિના તમને નગ્ન જોઇશ નહિ.[૮] આ મારી બોલીઓ જ્યારે ત્રુટશે ત્યારે તમને મૂકીને હું જતી રહીશ. એ વાત હું સત્ય બોલું છું"[૧૦] ઉર્વશીએ જે કહ્યું તે સઘળું પુરૂરવાએ સ્વીકાર્યું. ઉર્વશી મનમાં શાપથી છુટવાની આશા રાખી આ પ્રમાણે બોલીઓ કરીને પુરૂરવાના ઘરમાં રહી.[૧૧] ઉર્વશીમાંજ લીન થઈ ગએલો અને મદથી મોહ પામેલો તે રાજા ધર્મ-કર્માદિકનો ત્યાગ કરી ઘણાં વર્ષો સુધી ઉર્વશીની સાથે રમ્યો.[૧૨] રાજા એકાગ્ર ચિત્તે ઉર્વશીમાં એવો લીન થઈ ગયો કે ઉર્વશીવિના એક ક્ષણ પણ રહી શકતો ન હતો.[૧૩] આ પ્રમાણે ઘણાં વર્ષો જતાં સ્વર્ગમાં રહેલા ઇંદ્રમહારાજે ઉર્વશીને નહિ આવેલી જોઈ ગંધર્વોને કહ્યું[૧૪] કે "હે ગંધર્વો! એ રાજાના જાણવામાં ન આવે એમ ગુપ્ત રીતે તેના ઘરમાંથી ઘેટાઓનું હરણ કરી તમે સઘળા

ઉર્વશીને અહીં લાવો.[૧૫] ઉર્વશીવિના મારી સભા બહુ શોભતી નથી માટે ગમે તેવો ઉપાય કરીને પણ તેને અહીં લાવો."[૧૬] ઇંદ્રનું વચન સાંભળીને વિશ્વાવસુ આદિ ગંધર્વોએ ભારે અંધારાના સમયમાં જઇને રાજાને રમણ કરતો જોઈ તે ઘેટાઓનું હરણ કર્યું. આકાશમાર્ગમાં હરણ થતાં એ ઘેટાઓએ ચીસો પાડી.[૧૭,૧૮] દીકરા જેવા એ ઘેટાઓની ચીસો સાંભળી કોપ પામેલી ઉર્વશીએ રાજાને કહ્યું કેઃ—"આ મેં બોલી કરી હતી, તે તારા વિશ્વાસથી હું દુઃખી થઈ. ચોર લોકો મારા ઘેટાઓ કે જેઓ પુત્રસમાન છે, તેઓને લઇ ગયા. તું સ્ત્રી જેવો થઇને કેમ સૂતો છે?[૧૯,૨૦] તું કે જે પોતામાં પુરૂષપણું નહિ છતાં વીરપણાનું અભિમાન ધરાવનાર ક્ષુદ્ર ધણી છે તેણે મને દુઃખી કરી. સર્વદા મારા પ્રાણ સમાન ઘેટા જતા રહ્યા."[૨૧] આ પ્રમાણે ઉર્વશીને વિલાપ કરતી જોઈ મોહ પામેલો રાજા તુરત નાગો ને નાગો ગંધર્વોની પછવાડે ગયો.[૨૨] ત્યાં ગંધર્વોએ રાજાના ઘરમાં વિજળીનો પ્રકાશ કર્યો. ઉર્વશી કે જેને જવાનીજ ઇચ્છા હતી તેણે રાજાને નગ્ન દીઠો.[૨૩] ઘેટાઓને મૂકી દઇને સર્વે ગંધર્વો જતા રહ્યા. નાગો અને થાકેલો રાજા માર્ગમાંથી ઘેટાઓને લઇને પોતાને ઘેર આવ્યો.[૨૪] ત્યાં ઉર્વશીને ગએલી જોઈ મોટા દુઃખથી વિલાપ કરવા લાગ્યો. ઉર્વશી તો પતિને નાગો જોઈ જતી રહી હતી.[૨૫] રાજા પોતે ચીસો નાખતો નાખતો દેશેદેશમાં ભટકવા લાગ્યો. ઉર્વશીમાંજ લાગેલા ચિત્તવાળો, વિહ્વળ, શોક કરતો, પરવશ અને કામદેવથી મોહ પામેલો રાજા સઘળી પૃથ્વીમાં ભમતો હતો, ત્યાં કુરૂક્ષેત્રમાં ઉર્વશી તેના જોવામાં આવી. તેને જોઈને જેના મુખપર આનંદ આવ્યો એવો પુરૂરવા સૂક્ત બોલ્યો[૨૬-૨૭] કેઃ—"ઓ ભુંડી ! હે સ્ત્રી ! ઉભી રહે ઉભી રહે, હું કે જે તારામાંજ આસક્ત, અને તનેજ વશ રહેનાર પતિ છું તેનો અપરાધવિના ત્યાગ કરવો નહિ જોઈએ.[૨૮] જેને તેં પૂર્વે પ્રીતિથી ભોગવ્યો હતો અને જે તારે વાસ્તેજ દૂર આવેલો છે તે આ દેહ અહીં પડી જાય છે. તેં છોડી દીધો તેથી હવે આ મારા દેહને નહાર અને કાગડાઓ ખાશે."[૨૯] દુઃખિત, કંગાળ, થાકેલ, કામદેવથી પીડાએલ અને પરવશ થએલ રાજાએ આ પ્રમાણે બહુજ વિલાપ કરતાં તેને ઉર્વશીએ નીચે પ્રમાણે કહ્યું.[૩૦]

ઉર્વશી કહે છેઃ—હે મોટા રાજા ! તું મૂર્ખ છે. તારૂં જ્ઞાન ક્યાં ગયું ! હે રાજા ! જેમ નહારોની ભાઈબંધાઈ ન હોય તેમ સ્ત્રીઓની પણ કોઈ સમયે ભાઈબંધાઈ હોતી નથી.[૩૧] રાજાઓએ સ્ત્રીઓનો અને ચોરોનો વિશ્વાસ કરવો નહિ. હે રાજા ! તું ઘેર જા. સુખ ભોગવ અને ખેદમાં મન રાખ માં.[૩૨]

સૂત કહે છેઃ—આ પ્રમાણે ઉર્વશીએ સમજાવ્યા છતાં પણ અતિ મોહ પામેલો રાજા સમજ્યો નહિ અને ઉર્વશીના સ્નેહથી બંધાઇને પરમ દુઃખ પામ્યો.[૩૩] આ પ્રમાણે ઉર્વશીનું મોટું ચરિત્ર સઘળું કહ્યું. આ ઇતિહાસ કે જે વેદમાં વિસ્તારથી કહેલો છે તે મેં સંક્ષેપથી કહ્યો.[૩૪]

इतिसर्वंसमाख्यातमुर्वशीचरितंमहत् ।
वेदेविस्तरितंचैतत्संक्षेपात्कथितंमया ॥३४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

---

# अध्याय १४ मो.

## શુકોત્પત્તિ અને ગૃહસ્થ ધર્મ.

### सूत उवाच.

दृष्ट्वा तामसितापांगीं व्यासश्चिंतापरोऽभवत् ।
किं करोमि न मे योग्या देवकन्येयमप्सरा ॥१॥

સૂત કહે છેઃ—એ ધૃતાચી અપ્સરાને જોઇને

વ્યાસ ચિંતા કરવા લાગ્યા કે "શું કરું? આ ઘૃતાચી અપ્સરા મને યોગ્ય નથી."[1] આ પ્રમાણે વ્યાસને વિચાર કરતા જોઈ તે અપ્સરાને "વ્યાસ મને શાપ દેશે" એવો ભય લાગ્યો.[2] પછી ભયથી વિહ્વળ થએલી તે અપ્સરા પોપટીનું રૂપ ધરીને ત્યાંથી ચાલી ગઈ. એને પક્ષિણી જોઇને વ્યાસ વિસ્મય પામ્યા.[3] પણ કામદેવ તો અપ્સરાના દર્શનથીજ તે વ્યાસનાં સર્વ ગાત્રમાં વ્યાપી ગયો હતો. તેમનું મન અને સર્વ ગાત્રો પ્રફુલ્લિત થઈ ગયાં હતાં.[4] વ્યાસ મુનિએ મોટી ધીરજથી મનને રોકવા માંડયું પણ વિષયમાં બહુજ લાગ્યું હતું તેથી રોકી શકાયું નહિ.[5] અપાર તેજવાળા વ્યાસનું ઘૃતાચીએ મોહ પમાડેલું મન ઘણી રીતે રોકવા માંડયા છતાં પણ ભવિષ્યનેલીધે રોકાયું નહિ.[6] અગ્નિ ઉત્પન્ન કરવાની ઈચ્છાથી એ મુનિ મથન કરતા હતા ત્યાં તેમનું વીર્ય સહસા અરણિમાંજ પડયું.[7] વીર્ય પડ્યાની ખબર નહિ રહેતાં વ્યાસ તો મથન કરતા હતા, ત્યાં તે વીર્યમાંથી વ્યાસજેવી આકૃતિવાળા અને મનોહર શુકદેવજી ઉત્પન્ન થયા.[8] અરણિના કાષ્ઠમાંથી ઉત્પન્ન થએલા તે બાળક જેમ યજ્ઞમાં હવ્યથી વૃદ્ધિ પમાડેલો અગ્નિ શોભે તેમ શોભવા લાગ્યા અને તેથી વ્યાસને વિસ્મય થયો. પુત્રને જોઈ ભારે વિસ્મય પામેલા વ્યાસે 'સ્ત્રી નહિ છતાં પુત્ર કેમ ઉત્પન્ન થયો?' એમ પ્રથમ વિચારમાં પડીને પછી 'શિવના વરદાનથી આ પ્રમાણે થયું' એમ ધાર્યું.[9-10] અરણિના ગર્ભમાંથી ઉત્પન્ન થએલા અને બીજા અગ્નિની પેઠે પોતાના તેજથી અત્યંત દીપતા શુકદેવજી ભારે તેજસ્વી થયા.[11] પ્રસન્ન અને બીજા ગાર્હપત્ય અગ્નિ સરખા દિવ્ય તેજવાળા પુત્રને વ્યાસે જોયા.[12] ગંગાજીએ પર્વતમાંથી આવીને એ શુકદેવજીને નવરાવ્યા અને તેમની ઉપર આકાશમાંથી ફૂલની વૃષ્ટિ થઈ.[13] વ્યાસે એ મહાત્મા પુત્રના જાતકર્માદિક સંસ્કાર કર્યા. શુકદેવજીનો જન્મ થતાં દેવનાં દુંદુભિ વાગ્યાં, અને જોવા આવેલી અપ્સરાઓ નાચવા લાગી.[14] વિશ્વાવસુ, નારદ તથા તુંબરૂ આદિ મોટા ગંધર્વો ગાવા લાગ્યા. વ્યાસના અરણિથી ઉત્પન્ન થએલા દિવ્ય પુત્રને જોઈ રાજી થએલા સર્વે દેવ અને વિદ્યાધરો વખાણ કરવા લાગ્યા.[15,16] હે મુનિઓ! શુકદેવજીને વાસ્તે અંતરિક્ષમાંથી દંડ, સુંદર કાળિયાર મૃગનું ચર્મ અને દિવ્ય કમંડલુ ધરતીપર પડ્યાં.[17] એ મહાકાંતિમાન બાળક જન્મતાંજ તુરત મોટા થયા. વિદ્યાનું વિધાન જાણનારા વ્યાસે તેમને જનોઈ દીધું.[18] એ બાલક ઉત્પન્ન થયા ત્યાંજ તેમને રહસ્ય અને સંગ્રહસહિત વેદો જેમ એમના પિતાને પ્રાપ્ત થયા હતા તેમ પ્રાપ્ત થયા.[19] પુત્રના જન્મસમયમાં ઘૃતાચી અપ્સરાનું શુકી (પોપટી)નું રૂપ દીઠું હતું તેથી વ્યાસે એ પુત્રનું 'શુક' એવું નામ પાડયું.[20] એ શુકદેવજીએ બૃહસ્પતિને પોતાના ઉપાધ્યાય કરીને વિધિપૂર્વક બ્રહ્મચર્યનાં વ્રતો કર્યાં.[21] ગુરૂને ઘેર રહસ્ય અને સંગ્રહસહિત વેદો તથા સઘળાં ધર્મશાસ્ત્રો ભણી ગુરૂને દક્ષિણા આપી સમાવર્ત્તનનો સંસ્કાર પામેલા શુકદેવજી પોતાના પિતા વેદવ્યાસની પાસે આવ્યા.[22-23] શુકદેવજીને આવ્યા જોઈ વેદવ્યાસે પ્રેમપૂર્વક સંભ્રમથી ઉઠીને તેમનું આલિંગન કર્યું તથા વારંવાર તેમનું મસ્તક સુંઘ્યું.[24] વ્યાસે તેમના કુશલ તથા અધ્યયનવિષે પૂછી સઘળી વાત સાંભળીને વખાણ કરતાં તેમને પોતાના શુભ આશ્રમમાં રાખ્યા.[25] પછી વ્યાસ તેમને પરણાવવાનો વિચાર કરવા લાગ્યા અને ઘણી ઉતાવળથી કોઈ મુનિની રૂપાળી કન્યાવિષે પૂછપરછ કરવા લાગ્યા.[26]

વેદવ્યાસે શુકદેવજીને કહ્યું કેઃ—"તમે વેદ અને સઘળાં ધર્મશાસ્ત્ર ભણી ચૂક્યા તો હવે સ્ત્રી પરણો.[૨૭] સુંદર સ્ત્રી પરણી ગૃહસ્થાશ્રમમાં રહીને દેવ અને પિતૃઓનું પૂજન કરો અને મને ઋણથી છોડાવો.[૨૮] અપુત્ર માણસને ગતિ નથી અને સ્વર્ગ તો નથીજ મળતું; માટે હે પુત્ર ! હવે ગૃહસ્થાશ્રમ કરો અને તેમ કરીને મને સુખિયો કરો. હે મોટી બુદ્ધિવાળા પુત્ર ! તમારામાં મને મોટી આશા છે તે પરિપૂર્ણ કરો.[૨૯,૩૦] ભારે તપ કરવાનેલીધે સ્ત્રી પરણ્યા વગર પણ મને તમે દેવરૂપી અને અયોનિજ પ્રાપ્ત થયા છો માટે મારી રક્ષા કરો.[૩૧]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વેદવ્યાસ કે જે સંસારમાં અતિ રાગી હતા તેમણે પોતાની પાસે વાત કરતાં મહા વૈરાગ્યવાળા શુકદેવજીએ તે પિતાને નીચે પ્રમાણે કહ્યું.[૩૨]

શુકદેવજી કહે છેઃ—હે ધર્મને જાણનાર ! હે મોટી બુદ્ધિવાળા ! આ તમે શું બોલો છો. વ્યવહારની વાત નહિ કરતાં મને પરમાર્થનો ઉપદેશ કરો. હું તમારી આજ્ઞા પાળીશ.[૩૩]

વ્યાસ કહે છેઃ—હે પુત્ર ! તમારે વાસ્તે મેં સો વર્ષ સુધી તપ કર્યું હતું. મોટું દુઃખ વેઠયાથી અને શિવનું આરાધન કરવાથી તમે પ્રાપ્ત થયા છો.[૩૪] કોઇ રાજા પાસેથી માગી આવીને તમને હું નાણું આપીશ. ઉત્તમ જુવાની પામીને તમે સુખ ભોગવજો.[૩૫]

શુકદેવજી કહે છેઃ—હે પિતા ! આ મનુષ્યલોકમાં જેના ભેગું દુઃખ ન હોય એવું કયું સુખ છે તે કહો. જે સુખમાં સાથે દુઃખ રહ્યું હોય તે સુખજ નથી, એમ પંડિત લોકો કહે છે.[૩૬] હું જો સ્ત્રી પરણું તો પછી તેને વશ થઈ ગયા વગર રહું નહિ. જે માણસ પરતંત્ર અને વિશેષે કરી સ્ત્રીને વશ હોય તેને શું સુખ છે ?[૩૭] લોઢાં અને લાકડાં આદિથી બંધાએલો માણસ કોઈ સમયે પણ છુટી શકે; પરંતુ સ્ત્રી તથા પુત્રોથી બંધાએલો માણસ કદી પણ છુટે નહિ.[૩૮] આ દેહ વિષ્ટા અને મૂત્રથી ભરેલો છે અને સ્ત્રીઓનો દેહ પણ તેવોજ છે, તો એવા દેહમાં સમજુ માણસ પ્રીતિ રાખવાની શી ઈચ્છા કરે ?[૩૯] હે મોટા ઋષિ ! હું કે જે યોનિથી ઉત્પન્ન થયો નથી, તેને યોનિ ભોગવવાની ઈચ્છા કેમજ થાય ? હું હવેપછી પણ ગર્ભવાસને ઈચ્છતો નથી.[૪૦] આત્મસુખ કે જે અદ્ભુત છે તેને છોડીને હું વિષ્ટા જેવા સુખને કેમ ઈચ્છું ? જે પુરૂષ આત્મારામ હોય તે ફરીવાર વિષયલંપટ થાયજ નહિ.[૪૧] પ્રથમ મેં વેદનો અભ્યાસ અને તેઓના અર્થનો વિચાર પણ કર્યો છે. એ વેદ કર્મમાર્ગને પ્રવર્ત્તાવનાર અને હિંસામય હોવાનેલીધે તેમનાથી મને શાંતિ મળી નથી.[૪૨] બૃહસ્પતિ ગુરૂ મળ્યા તો તે પણ ઘરરૂપી સમુદ્રમાં ડૂબેલા હતા, જેનું હૃદય અવિદ્યાથી ઘેરાએલું હોય તે પુરૂષ બીજાઓને તારવામાં કેમ સમર્થ થાય ?[૪૩] જેમ પોતે રોગથી ઘેરાએલો વૈદ્ય પારકા રોગની ચિકિત્સા કરે એ વિડંબનામાત્ર છે, તેમ હું કે જે મોક્ષની ઈચ્છા ધરાવું છું તેના ગૃહસ્થ ગુરૂ થયા એ પણ વિડંબનામાત્ર છે.[૪૪] ગુરૂને તો નમસ્કાર કરીને હું તમારી પાસે આવ્યો છું. હું કે જે સંસારરૂપી સર્પથી બ્હીનેલો છું તેને હવે તત્વજ્ઞાન આપીને રક્ષા કરો.[૪૫] જેમ સૂર્યને રાત્રિ-દિવસ નક્ષત્રોના ચક્રમાં ફરવું પડે છે તેમ આ મહાભયંકર સંસારરૂપી ચક્રમાં જીવને ફરવું પડે છે.[૪૬] કોઈ સ્થળમાં વિસામો મળતો નથી. હે પિતા ! સંસારમાં પોતાનું સ્વરૂપ વિચારવાથી વધારે બીજું કયું સુખ છે? મૂઢ લોકો સંસારમાં સુખ માને છે તે તો જેવું કીડાઓ વિષ્ટામાં સુખ માને છે તેવું છે.[૪૭] વેદ અને શાસ્ત્રોનો અભ્યાસ કર્યા છતાં પણ કૂતરા,

ઘોડા અને સૂવર જેવા જે પુરૂષો સંસારમાં આસક્ત રહે છે તેઓથી વધારે મૂર્ખ બીજો કોઈ નથી.[૪૮] મહાદુર્લભ મનુષ્યનો જન્મ પામી વેદશાસ્ત્રનો અભ્યાસ કર્યા છતાં જો સંસારમાં બંધાય તો પછી મુક્તિનો અધિકારી કયો માણસ છે?[૪૯] પુત્ર, સ્રી અને ઘરમાં આસક્ત છતાં પણ પંડિત કહેવાય છે, એ ઉપરાંત લોકમાં કાંઈ મોટું આશ્ચર્ય નથી.[૫૦] જે માણસ સંસારમાં માયાના ત્રણ ગુણોથી બંધાય નહિ તેજ માણસને વિદ્વાન, બુદ્ધિમાન અને શાસ્રનો પાર પામેલો સમજવો.[૫૧] આ સંસારમાં જેથી દૃઢ બંધન થાય એવા વૃથા ભણવાથી શું વળે? જે સંસારના બંધનથી છોડાવે તેજ ભણવું જોઇએ.[૫૨] પુરૂષને ગ્રહણ કરી રાખે છે તેથી ગૃહ કહેવાય છે. તો એવા કારાગૃહમાં સુખ ક્યાં છે? હે પિતા! હું એથીજ બ્હીઉં છું.[૫૩] જેઓ મૂર્ખ, મંદબુદ્ધિવાળા અને દુર્ભાગ્ય હોય છે તેઓ માણસનો જન્મ પામીને પાછા બંધનમાં પ્રવેશ કરે છે.[૫૪]

વ્યાસ કહે છેઃ—ઘર કે જે જડ છે તે કાંઈ કારાગૃહ નથી અને તે બંધનનું કારણ પણ નથી. કેવળ આસક્તિજ બંધનનું કારણ છે. જે માણસ ઘરમાં રહ્યા છતાં પણ આસક્તિથી છુટેલો હોય તે મુક્ત થાય છે.[૫૫] ન્યાય માર્ગથી ધન મેળવનાર, અનુક્રમ પ્રમાણે વિધિસહિત વેદોક્ત કર્મ કરનાર, શ્રાદ્ધ કરનાર, સત્ય બોલનાર અને પવિત્ર હોય તો ગૃહસ્થ પણ મુક્તિ પામે છે.[૫૬] નિયમ પાળનારા બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓ મધ્યાહ્ન વેળા થઈ ગયા પછી ગૃહસ્થને ઉપાસે છે.[૫૭] ધર્મમાં રહેલા ગૃહસ્થો શ્રદ્ધાપૂર્વક અન્નદાનથી અને મધુર વાણીથી બીજાઓનો ઉપકાર કરે છે.[૫૮] ગૃહસ્થાશ્રમ કરતાં અધિક કોઈ ધર્મ દીઠો નથી અને સાંભળ્યો પણ નથી. ઉત્તમ જ્ઞાનવાળા વસિષ્ઠાદિ આચાર્યો પણ ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા.[૫૯] હે પુત્ર! જે પુરૂષ વેદોક્ત કર્મ કરતો હોય તેને કયો પુરૂષાર્થ અસાધ્ય છે? સ્વર્ગ, મોક્ષ અને ઉત્તમ કુળમાં જન્મ, વગેરે જે કાંઈ ઈચ્છે તે તેને મળે છે.[૬૦] ધર્મવેત્તાઓ કહે છે કેઃ—'એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું જોઇએ' માટે આલસ્ય મૂકી અગ્નિહોત્ર લઇને તમે કર્મ કરો.[૬૧] હે પુત્ર! દેવ, પિતૃ અને મનુષ્યોને વિધિપૂર્વક તૃપ્ત કરી, પુત્ર ઉત્પન્ન કરીને તેને ગૃહસ્થાશ્રમમાં જોડી અને પછી ઘર છોડી દઇને વનમાં જઈ ઉત્તમ વ્રતરૂપ વાનપ્રસ્થ આશ્રમ લેજો અને તે પછી સંન્યાસ લેજો.[૬૨-૬૩] હે ભાગ્યશાળી પુત્ર! મન અને પાંચ ઇંદ્રિયો કે જેઓ મોહ પમાડનાર છે તેઓ સ્રી વગરના પુરૂષને દુષ્ટ પરિણામ આપે છે એ નિશ્ચય છે.[૬૪] એટલામાટે ઇંદ્રિયોને જીતી લેવા સારૂ સ્રી પરણવી અને વૃદ્ધ અવસ્થામાં તપ કરવું એમ શાસ્રમાં કહ્યું છે.[૬૫] મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ નિરાહાર અને જિતેંદ્રિય રહીને ત્રણ હજાર વર્ષ સુધી ભારે તપ કર્યા પછી પણ મેનકા અપ્સરામાં મોહ પામી જઇને તેની સાથે વનમાં રહ્યા હતા અને તેમના વીર્યથી શકુંતલા નામની ઉત્તમ કન્યા ઉત્પન્ન થઇ હતી.[૬૬,૬૭] મારા પિતા પરાશરે પણ કાલી નામની એક મચ્છીમારની દીકરીને જોઇ કામદેવનાં બાણથી પીડિત થઈને મછવામાંજ તેનો સંગ કર્યો હતો.[૬૮] બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઈ કામદેવના બાણથી પીડિત થઇને તેની પછવાડે દોડયા હતા ત્યાં રૂદ્રે તેમને મૂર્ચ્છા પમાડીને વાર્યા હતા.[૬૯] એટલામાટે હે ભલા પુત્ર! તમે મારૂં હિતકારી વચન માનો અને સારા કુળની કન્યા પરણીને વેદમાર્ગનો આશ્રય કરો.[૭૦]

तस्मात्त्वमपिकल्याणकुरुमेवचनांहितम् ।
...लजांकन्यकांत्वत्वावेदमार्गं समाश्रय ॥७०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪.

## अध्याय १५ मो.

## શુકનો વૈરાગ્ય અને વિષ્ણુને દેવીનો ઉપદેશ

### श्री शुक उवाच

नाहं गृहंकरिष्यामिदुःखदं सर्वदा पितः ।
वागुरासदृशं नित्यं बंधनं सर्वदेहिनाम् ॥१॥

શુકદેવજી કહે છેઃ–હે પિતા! સ્ત્રીનો સંબંધ કે જે સર્વદા દુઃખદાયી, મૃગને બાંધવાની જાળ સરખો અને સર્વ પ્રાણીઓને નિરંતર બંધનરૂપ છે તે હું સ્વીકારીશ નહિ.[1] ધનની ચિંતાથી આતુર થએલાઓને કોઈ સ્થળમાં સુખ દેખાતું નથી. નિર્ધન અને તૃષ્ણાવાળા લોકોને સ્વજનો પણ પીડા કરે છે.[2] તૃષ્ણા વગરનો ભિક્ષુક, જેવો સુખી હોય તેવો ઇંદ્રિ પણ સુખી નથી. ત્રૈલોક્યનું રાજ્ય છતાં પણ ઇંદ્ર જ્યારે સુખી નથી ત્યારે આ સંસારમાં બીજો તો કોણ સુખી હોય?[3] કોઇ તપસ્વીને તપ કરતો જોઇ મનમાં સંતાપ ધરીને ઇંદ્ર તેને ઘણા પ્રકારનાં વિઘ્ન કરે છે.[4] બ્રહ્મા પણ સુખી નથી. વિષ્ણુ મનોહર લક્ષ્મીને પામ્યા છતાં પણ અસુરોની સાથે સંગ્રામોમાં નિરંતર દુઃખ પામ્યા કરે છે.[5] લક્ષ્મીના પતિ મહાસમર્થ વિષ્ણુ પણ જ્યારે મોટા મોટા યત્ન કરે છે અને ભારે તપશ્ચર્યા કરે છે ત્યારે બીજા કયા પુરૂષને ઘણું સુખ માનવું?[6] શંકર તપ કરે છે અને સર્વદા દૈત્યોની સાથે યુદ્ધ કરે છે તેથી હું ધારૂં છું કે તે પણ સર્વદા દુઃખી છે.[7] ધનવાન પુરૂષ પણ તૃષ્ણાનેલીધે કદી પણ સુખે સૂતો નથી ત્યારે નિર્ધન માણસ તો કેમજ સુખ પામે?[8] હે પિતા! તમે જાણતાં છતાં પણ હું કે જે તમારા વીર્યથી ઉત્પન્ન થએલો પુત્ર છુ તેને સર્વદા દુઃખદાયી મહા ભયંકર સંસારમાં કેમ જોડો છો?[9] જન્મમાં દુઃખ છે, જરામાં દુઃખ છે, મરણમાં દુઃખ છે અને વળી પાછું વિષ્ટા અને મૂત્રમય ગર્ભમાં રહેવામાં દુઃખ છે.[10] તૃષ્ણા અને લોભમાં ઘણું દુઃખ છે અને માગવામાં તો મરણ કરતાં પણ વધારે દુઃખ છે.[11] બ્રાહ્મણો બુદ્ધિબળથી જીવતા નથી પણ પ્રતિગ્રહથી ધન મેળવીનેજ જીવે છે. પારકી આશા રાખવી એ પરમ દુઃખ છે અને દિવસે દિવસે મૃત્યુ થવા તુલ્ય છે.[12] સઘળા વેદ અને શાસ્ત્રોનો અનેક સ્થળેથી અભ્યાસ કરીને પંડિતોને ધનવાનને ઘેર જઇ સર્વથા તેઓની સ્તુતિ કરવી પડે છે.[13] એક પેટને વાસ્તે શામાટે ચિંતા કરવી? કેમકે એક પેટ તો પત્ર, મૂળ અને ફળાદિકથી તથા સંતોષ રાખીએ તો ગમે તે ઉપાયથી પણ ભરાય છે.[14] હે પિતા! સ્ત્રી, દીકરા અને પોતરા આદિ મોટું કુટુંબ હોય તો તેઓના પોષણને વાસ્તે ભારે દુઃખ વેઠવું પડે છે. અદ્દ્ભુત સુખ કયે ઠેકાણે છે?[15] મને યોગશાસ્ત્ર તથા સુખદાયી જ્ઞાનશાસ્ત્રનો ઉપદેશ કરો. સઘળા કર્મકાંડમાં મને કદીપણ રૂચિ થવાની નથી.[16] અવિદ્યાથી ઉત્પન્ન થએલાં પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ, એ ત્રણે પ્રકારનાં કર્મ જેથી ક્ષય પામે એવો ઉપાય કહો.[17] સ્ત્રી જળોની પેઠે નિરંતર લોહી પીએ છે, એ વાત તેના હાવ-ભાવથી મોહ પામેલો મૂર્ખ જાણતો નથી.[18] ભોગથી વીર્યને અને કુટિલ ભાષણોથી ધનને તથા મનને હરી લે છે માટે સ્ત્રી સર્વસ્વ હરી લે છે. સ્ત્રી જેવો બીજો કોણ ચોર છે?[19] દૈવે ઠગેલો મૂર્ખ પુરૂષ પોતાની નિદ્રાના સુખનો નાશ કરવાને વાસ્તેજ સ્ત્રીને પરણે છે. સ્ત્રી પરણવી એ દુઃખને વાસ્તેજ છે, સુખને વાસ્તે નથી.[20]

સૂત કહે છે:–આ પ્રમાણે શુકદેવજીનાં વચન સાંભળી, 'હવે સંશય મૂકીને શું કરવું?' એવી વ્યાસને મોટી ચિંતા થઈ.[21] વ્યાસના નેત્રમાંથી દુઃખનાં આંસુ ચાલવા લાગ્યાં, શરીરમાં કંપ થયો અને મન ગ્લાનિ પામ્યું. પિતાને દીન અને શોકથી ઘેરાએલા જોઈ વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા શુકદેવજીએ નીચે પ્રમાણે મનમાં વિચાર કર્યો.[23]

શુકદેવજી વિચાર કરે છે:–અહો ! માયાનું બળ ઉગ્ર છે કે જે માયા આવા પંડિત, વેદાંતના કર્ત્તા, સર્વજ્ઞ અને વેદ જેવા પ્રમાણિક વેદવ્યાસને પણ મોહ પમાડે છે.[24] મહાવિદ્વાન સત્યવતીના પુત્ર વેદવ્યાસને પણ જે મોહ પમાડે છે તે માયા કેવી છે તે હું જાણતો નથી.[25] માયા અત્યંત વિષમ છે એમાં સંશય નથી. પુરાણોના વક્તા, મહાભારતના કર્તા અને વેદોના વિભાગ કરનારા વ્યાસ પણ માયાથી મોહ પામ્યા છે,[26] એટલામાટે જે દેવી જગતને મોહ પમાડે છે તેનોજ આશ્રય લઉં. તેણે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આદિને પણ મોહિત કર્યા છે ત્યારે બીજાઓની તો વાતજ શી કરવી.[27] માયાથી મોહ ન પામે એવો ત્રણે લોકમાં કોણ છે ? પહેલાંના બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આદિ પુરૂષોને પણ તેણે મોહ ઉપજાવેલો છે.[28] અહો ! દેવીનું બળ અને દેવીની શક્તિ કોઇ અપૂર્વજ છે. સર્વજ્ઞ અને પ્રભુ વિષ્ણુને પણ માયાએજ વશ કરેલા છે.[29] વ્યાસ, વિષ્ણુના અંશથી ઉત્પન્ન થયા છે એમ પૌરાણિક લોકો કહે છે તો તે પણ જેનું વહાણ ભાંગી ગયું હોય એવા વાણિયાની પેઠે મહાસમુદ્રમાં (મોહમાં) બુડ્યા છે અને આજ પામરની પેઠે પરવશ થઇને આંસુ ઝરે છે.[30] અહો ! આ માયાનું બળ પંડિતોથી પણ છોડી શકાતું નથી. મને વ્યાસ શું થાય અને વ્યાસને હું શું થાઉં ? આ ભ્રમ તે કેવો ! પાંચ ભૂતોથી રચાએલા દેહમાં 'આ પિતા છે અને આ પુત્ર છે' એવી વાસના થાય છે એ આશ્ચર્ય છે.[31-32] આ માયા મહાબળવાન અને માયાવાળાઓને પણ મોહ કરનારી છે કે જેથી પરાભવ પામીને આ બ્રાહ્મણ વેદવ્યાસ પણ રૂવે છે.[33]

સૂત કહે છે:–પછી સર્વે કારણોના પણ કારણરૂપ, બ્રહ્માદિક સર્વે દેવતાઓને ઉત્પન્ન કરનાર અને ઈશ્વરી તે જગદંબાને મનથી પ્રણામ કરી શુકદેવજીએ પોતાના પિતા વ્યાસ કે જે શોકરૂપી સમુદ્રમાં ડૂબેલા અને રાંક થઇ ગયા હતા તેમને નીચે પ્રમાણે કારણો સહિત શુભ વચન કહ્યું.[34-35]

શુકદેવજી કહે છે:–હે પિતા ! હે ભાગ્યશાલી સ્વામી ! તમે સર્વને બોધ દેનાર થઈ ને બીજા અજ્ઞાની પામર માણસની પેઠે આ શું કરો છો?[36] હમણાં હું તમારો પુત્ર છું પણ પૂર્વજન્મમાં હું કોણ હતો અને તમે કોણ હતા એ હું જાણતો નથી. આપ જેવા મહાત્માને આ વિભ્રમ કેમ થયો ![37] હે મોટી બુદ્ધિવાળા ! ધીરજ રાખો. જાગ્રત થાઓ. બેદમાં મન રાખો માં. આ સઘળું મોહજાળ છે એમ જાણી શોક છોડી દો.[38] ભૂખની નિવૃત્તિ અન્ન ખાવાથી થાય છે પણ પુત્રના દર્શનથી થતી નથી, તરસ પાણી પીવાથી મટે છે પણ પુત્રના દર્શનથી મટતી નથી,[39] નાસિકાનું સુખ સુગંધથી, કાનનું સુખ સાંભળવાથી અને રતિનુ સુખ સ્ત્રીથી પ્રાપ્ત થાય છે. હું તો પુત્ર છુ તેનો કયા સુખમાં ઉપયોગ છે ![40] હરિશ્ચંદ્ર રાજાને યજ્ઞને વાસ્તે પશુ જોઇતો હતો ત્યારે અજીગર્ત બ્રાહ્મણે મૂલ્ય લઇને સર્વથા પોતાનો પુત્ર પણ આપી દીધો હતો.[41] તેથી સુખોનું સાધન દ્રવ્યજ છે એવો નિશ્ચય થાય છે. ધનથી સુખ મળે છે માટે જો લોભ હોય

તો ધન મેળવો. હું પુત્ર તમને શા ઉપયોગનો છું ?[૪૨] હે મોટી બુદ્ધિવાળા ! તમે બુદ્ધિથી સૂક્ષ્મ વસ્તુને જાણનારા છો, એટલામાટે હું જેવી રીતે ગર્ભવાસના ભયથી અત્યંત છુટી જાઉં એવી રીતનો બોધ આપો.[૪૩] આ કર્મ-ભૂમિમાં મનુષ્યનો અવતાર દુર્લભ છે અને તેમાં પણ ઉત્તમ કુલમાં બ્રાહ્મણનો જન્મ દુ-ર્લભ છે.[૪૪] મે વૃદ્ધોનો આશ્રય કર્યો છે તો પણ સંસારના જાળમાં પડેલી મારી બુદ્ધિ-માંથી 'હું બદ્ધ છુ" એવી ભ્રાંતિ જતી નથી[૪૫]

સૂત કહે છેઃ—અપાર બુદ્ધિવાળા પુત્ર શુક-દેવજી આ પ્રમાણે બોલતાં, સંન્યાસ લેવાની ઈચ્છા કરતા તે શાંત પુત્રને વેદવ્યાસે નીચે પ્રમાણે કહ્યું.[૪૬]

વ્યાસ કહે છેઃ—હે ભાગ્યશાળી પુત્ર ! જો એમજ છે તો મેં કરેલું ભાગવત પુરાણ કે જે સુંદર, ઘણા વિસ્તાર વગરનું અને વેદતુલ્ય છે, તેને તમે જાણો.[૪૭] પાંચ લક્ષણ અને બાર સ્કંધવાળું તે પુરાણ સઘળાં પુરાણોના ભૂષણ-રૂપ છે એમ હુ માનું છુ.[૪૮] એ ભાગવત સાંભળવાથીજ બ્રહ્મના સત્યપણાનું, જગતના મિથ્યાપણાનું અને જીવ તથા બ્રહ્મની એક-તાનું જ્ઞાન થાય છે માટે તે પુરાણ તમે ભણો.[૪૯] બાળકરૂપે વડના પાંદડામાં સૂતેલા મહાત્મા વિષ્ણુ "હું કયા કારણથી બાલભાવે રહેલો છું, કયા ચૈતન્યપુરૂષે મને બનાવેલો છે, શા માટે બનાવેલો છે, કયા પદાર્થથી બનાવેલો છે અને હું સઘળું કેવી રીતે જાણું ?" એમ વિચાર કરતા હતા ત્યાં દેવીએ સર્વ અર્થ આપનારૂં વાક્ય અર્ધા શ્લોકથી કહ્યું કેઃ—"આ સઘળું જગત હુંજ છું. મારાથી ભિન્ન બીજું ચૈતન્ય નથી."[૫૦,૫૨] એ વચન વિષ્ણુએ પ્રથમ મ-નમાં ધાર્યું અને મનમાં વિચાર કરવા માંડયો કેઃ—"આ વાક્યનો કહેનાર પુરૂષ છે, સ્ત્રી છે, કે નપુંસક છે ? એ હું શી રીતે જાણું ?" આ પ્રમાણે ચિંતા કરતા તેમણે અર્ધા શ્લોકરૂપ ભાગવત મનમાં જપવા માંડયું,[૫૩-૫૪] અને તેમાંજ ચિત્ત રાખીને વારંવાર તેનોજ ઉચ્ચાર કરવા માંડયો. વડના પાંદડામાં સૂતેલા વિષ્ણુ, આ પ્રમાણે ચિંતા કરતા હતા ત્યાં મહામંગ-લરૂપ દેવી પ્રકટ થયાં. ચાર ભુજાવાળાં, શંખ, ચક્ર, ગદા અને પદ્મરૂપ સુંદર પદાર્થોને ધર-નારાં, દિવ્ય વસ્ત્રવાળાં, દિવ્ય ભૂષણોથી શણ-ગારાએલાં, પોતાની વિભૂતિરૂપ પોતાના સર-ખી સખીઓથી વીંટાએલાં, મંદ હાસ્ય કરતાં અને સુંદર મુખવાળાં મહાલક્ષ્મી તે અપાર તેજવાળા વિષ્ણુની આગળ પ્રકટ થયાં.[૫૫,૫૮] જળમાં કોઈના આધાર વગર તે પ્રમાણે ઉ-ભેલાં તે મનોહર દેવીને જોઈ વિષ્ણુ હૃદયમાં વિસ્મય પામ્યા.[૫૯] રતિ, ભૂતિ, બુદ્ધિ, મતિ, કીર્તિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, સ્વધા, સ્વાહા, ક્ષુધા, નિદ્રા, દયા, ગતિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્ષમા, લજ્જા, જૃંભા અને તંદ્રા, એ શક્તિઓ ચારે કોર દેવીના પડખામાં નોખનોખી ઉભી હતી.[૬૦,૬૧] એ સઘળી શક્તિઓએ ઉત્તમ આયુધ ધર્યાં હતાં, અનેક પ્રકારનાં ભૂષણોથી શણગારેલી હતી, મંદારનાં પુષ્પોની માળાઓ બહુજ ધરી હતી અને મોતીના હારોથી શો-ભી રહી હતી.[૬૨] એ પ્રલયસમુદ્રના જળમાં દેવીને તથા તેમની શક્તિઓને જોઈ વિષ્ણુના હૃદયમાં ભારે વિસ્મય થયો.[૬૩] એ અતિ વિ-સ્મય આપનાર માયાને જોઈ વિષ્ણુ વિચાર કરવા લાગ્યા કેઃ—"આ સઘળી સ્ત્રિયો ક્યાંથી ઉત્પન્ન થઈ ? હું વડની શય્યામાં શાથી સૂતો છું ?[૬૪] આ ભયંકર પ્રલયના સમુદ્રમાં વડ કેમ ઉગ્યો છે ? મને સુંદર બાલક બનાવીને આ પાંદડામાં કોણે મૂક્યો છે ?[૬૫] આ મારી મા છે કે નહિ ? અથવા કોઈ દુર્ઘટ માયા છે

કે શું ? આ કોઈ દેવતાએ મને દર્શન દીધું તે શા કારણથી દીધું ?[૬૬] અહીં મારે શું બોલવું ? કોઈ બીજા સ્થળમાં મારે જવું કે નહિ ? અથવા તો અહીં સાવચેત રહી બાળકપણાને લીધે મુંગો રહું."[૬૭]

**किंमयाचात्रवक्तव्यंगंतव्यंवानवाक्वचित् ।**
**मौनमास्थायतिष्ठेयंबालभावादतंद्रितः ॥६७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

## अध्याय १६ मो.

### ભગવતીનું ભાષણ અને શુકને પુરાણોપદેશ

**સૂત ઉવાચ.**

**दृष्ट्वा तं विस्मितं देवं शयानं वटपत्रके । उवाच सस्मितं वाक्यं विष्णो किं विस्मितो ह्यसि॥१॥**

વ્યાસ કહે છેઃ–વડના પાંદડામાં સૂતેલા એ વિષ્ણુને વિસ્મય પામેલા જોઈ દેવીએ મંદહાસ્ય કરીને કહ્યું કેઃ–'હે વિષ્ણુ ! કેમ વિસ્મય પામ્યા છો ?[૧] મહાશક્તિના પ્રભાવથી તમે મને ભૂલી ગયા છો. જગતની સૃષ્ટિ થતાં અને પ્રલય થતાં તમે વારંવાર પ્રકટ થાઓ છો.[૨] તે પરાશક્તિ નિર્ગુણ છે અને તમે તથા હું સગુણ છિયે. જે સાત્વિકી શક્તિ છે તે મારી છે.[૩] તમારા નાભિકમળમાંથી રજોગુણવાળા પ્રજાના પતિ બ્રહ્મા ઉત્પન્ન થશે અને તે સર્વ લોકની રચના કરશે.[૪] બ્રહ્મા તે સમયે તપ કરી ઉત્તમ શક્તિ પામીને રજોગુણથી રંગાએલાં ત્રણ ભુવન રચશે.[૫] એ બ્રહ્મા, સગુણ, પંચભૂત, મન આદિ ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતાઓને ચારે કોર ઉત્પન્ન કરી તેઓથી સૃષ્ટિ કરશે તેથી કર્તા કહેવાય છે. હે વિષ્ણુ ! તમે આ જગતના પાળનાર છો.[૬] બ્રહ્માને ક્રોધ થતાં તેમની ભ્રકુટીમાંથી રૂદ્ર ઉત્પન્ન થશે અને તે મોટું તપ કરી તામસી શક્તિને પામી કલ્પના અંતમાં સંહાર કરશે. આ સૃષ્ટિ આદિ કારણોને લીધે હું તમારી પાસે આવી છું. મને સાત્વિકી શક્તિ જાણો.[૮,૯] હે વિષ્ણુ ! હું સર્વદા તમારા સમીપમાં રહીશ. હું નિરંતર તમારા હૃદયમાં રહેનારી છું.'[૧૦]

વિષ્ણુ કહે છેઃ–હે દેવિ ! મેં પૂર્વે સ્ફુટ અક્ષરવાળો અર્ધો શ્લોક સાંભળ્યો છે, એ રહસ્ય અને પરમ મંગલરૂપ શ્લોક કોણે કહ્યો ?[૧૧] આ વાતનો મને સંશય છે માટે હે સુંદરિ ! તેનું નિવારણ કરો. જેમ નિર્ધન માણસ વારંવાર ધનને સંભારે તેમ હું એ અર્ધા શ્લોકને વારંવાર સંભારૂં છું.[૧૨]

વ્યાસ કહે છેઃ–વિષ્ણુનું એ વચન સાંભળી સુંદર હસનાર મહાલક્ષ્મીએ પરમ પ્રીતિથી થોડુંક હસીને નીચે પ્રમાણે કહ્યું.[૧૩]

મહાલક્ષ્મી કહે છેઃ–હે વિષ્ણુ ! મારૂં વચન સાંભળો. હું સગુણ છું, તમે મારૂં સગુણ સ્વરૂપ હમણાં જાણ્યું પણ નિર્ગુણ સ્વરૂપ જાણતા નથી.[૧૪] એ નિર્ગુણ દેવીએ વેદના સારરૂપ અને શુભ આપનાર તે અર્ધ શ્લોકાત્મક ભાગવત પ્રગટ કર્યું હતું.[૧૫] દેવીએ તમારા ઉપર મોટી કૃપા કરીને તમારા હિતને વાસ્તે એ પરમ ગુહ્ય મંત્ર કહ્યો એમ હું માનું છું.[૧૬] મહાવિદ્યાએ પ્રકાશ કરેલો એ સર્વ શાસ્ત્રોનો સાર તમારે નિરંતર ચિત્તમાં રાખવો. કદી પણ ભૂલવો નહિ.[૧૭] એથી અધિક સઘળા જગતમાં કાંઈ પણ જાણવાનું નથી. તમે દેવીને પ્યારા છો તેથી તેમણે તમને કહ્યું.[૧૮]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મહાલક્ષ્મીનું વચન સાંભળી વિષ્ણુ એ મંત્રને સર્વોત્તમ માની નિરંતર મનમાં જપવા લાગ્યા.[૧૯] પછી કેટલેક કાળે તેમના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા અને તે, દૈત્યોથી ત્રાસ પામીને એ વિષ્ણુને શરણે ગયા.[૨૦] વિષ્ણુએ મોટું

યુદ્ધ કરી એ મધુકૈટભને મારી સ્પષ્ટ અક્ષરોથી એ અર્ધા શ્લોકનો જપ કરવા માંડયો.[૨૧] કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્માએ વિષ્ણુને જપ કરતા જોઇ પરમ પ્રીતિથી તેમને પૂછ્યું કેઃ—"હે મોટા દેવ ! તમે શું જપો છો અને કોનું સ્મરણ કરીને રાજી થાઓ છો ? તમથી પણ કોણ અધિક છે ?[૨૨-૨૩]

વિષ્ણુ કહે છેઃ—મારામાં અને તમારામાં કાર્ય—કારણરૂપ જે મહામંગળશક્તિ છે તેનો વિચાર કરો.[૨૪] આ મહાસાગરમાં સઘળું જગત જેના આધારથી રહે છે, જે મહાશક્તિ સાકાર છે અને નિત્ય નિરાકાર પણ છે તથા જે શક્તિ આ સઘળા ચરાચર જગતને સજે છે, તે શક્તિ પ્રસન્ન થઈને મનુષ્યોને વરદાન આપે છે અને મુક્તિ પણ આપે છે.[૨૫,૨૬] સર્વ ઈશ્વરોની પણ ઈશ્વરી એજ પરમ અને અવિનાશી વિદ્યા મુક્તિ આપે છે, અને સંસારનું બંધન પણ આપે છે.[૨૭] હે બ્રહ્મા ! હું, તમે અને આ સઘળું જગત તેમની ચૈતન્યશક્તિથી ઉત્પન્ન થયેલ છે, એમાં કાંઈ પણ સંદેહ રાખવો નહિ.[૨૮] એ દેવીએ અર્ધા શ્લોકથી ભાગવત કહ્યું છે. તે ભાગવતનો વિસ્તાર દ્વાપરયુગમાં વેદવ્યાસ કરશે અને સત્યયુગમાં હિરણ્યગર્ભ કરશે.[૨૯]

વ્યાસ કહે છેઃ—વિષ્ણુના નાભિકમળમાં રહેલા બ્રહ્માએ વિષ્ણુપાસેથી એ પુરાણનું ગ્રહણ કર્યું હતું. બ્રહ્માએ અપાર બુદ્ધિવાળા પોતાના પુત્ર નારદજીને કહ્યું હતું અને નારદજીએ પૂર્વે તે પુરાણ મને કહ્યું છે. મેં નારદજી પાસેથી સારાંશ લઇને બાર સ્કંધના વિસ્તારમાં પૂર્ણ કર્યું છે.[૩૦,૩૧] હે પુત્ર ! તમે એ વેદતુલ્ય પુરાણ ભણો. પાંચ લક્ષણવાળું, દેવીના ઉત્તમ ચરિત્રથી ભરેલું, તત્વજ્ઞાનના રસવાળું, સર્વોત્તમ, ધર્મશાસ્ત્ર સમાન, પવિત્ર, વેદના અર્થથી વધારેલું, વૃત્રાસુરના વધની કથાવાળું, અનેક આખ્યાન તથા કથાઓથી ભરપૂર, બ્રહ્મવિદ્યાના ભંડારરૂપ અને સંસારરૂપી સમુદ્રથી તારનાર એ પુરાણ તમે મારી પાસેથી શીખો.[૩૨-૩૪] તમે મોટી બુદ્ધિવાળા છો તેથી એ ભાગવતપુરાણનું ગ્રહણ કરવાને યોગ્ય છો.[૩૫] અઢાર હજાર શ્લોકનો સંગ્રહ કરો. એ પુરાણ સાંભળનારા અને પાઠ કરનારાઓના અજ્ઞાનનો નાશ કરનાર, દિવ્ય, જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરનાર, સુખ આપનાર, શાંતિ દેનાર, ધન્ય, લાંબું આયુષ્ય આપનાર, મંગલરૂપ અને પુત્ર—પૌત્રોની વૃદ્ધિ કરનાર છે.[૩૬-૩૭] આ મારો શિષ્ય લોમહર્ષણનો પુત્ર ધર્માત્મા સૂત તમારી સાથે એ શુભ પુરાણની સંહિતા ભણશે.[૩૮]

સૂત કહે છેઃ—આમ કહીને વ્યાસે તે પુરાણ પોતાના પુત્રને અને મને પણ ભણાવ્યું. મેં એ અતિ વિસ્તારવાળા સઘળા પુરાણનું ગ્રહણ કર્યું છે.[૩૯] બીજા સનત્કુમાર જેવા શુકદેવજી એ પુરાણ ભણીને વ્યાસના સુંદર આશ્રમમાં રહ્યા પણ તેમનું મન સંન્યાસ લેવામાં લાગ્યું હતું તેથી શાંતિ મળતી ન હતી.[૪૦] પોતે એકાંતમાં બેસી રહેતા હતા અને ઘેલા તથા શૂન્ય જેવા લાગતા હતા. ઘણું જમતા નહિ તેમ ઉપવાસ પણ કરતા ન હતા.[૪૧] શુકદેવજીને ચિંતાથી ઘેરાએલા જોઈ તેમને વ્યાસે કહ્યું કેઃ—'હે પુત્ર ! તમે નિરંતર શી ચિંતા કરો છો ? શામાટે વ્યગ્ર છો ?[૪૨] કરજથી ઘેરાએલા નિર્ધન માણસની પેઠે તમે નિરંતર શામાટે ધ્યાન ધરી રહો છો ? હું બાપ જીવતાં છતાં તમને શી ચિંતા છે?[૪૩] યથેષ્ટ રીતે સુખ ભોગવો અને મનમાંથી શોક છોડી દો. શાસ્ત્રોક્ત જ્ઞાનનો વિચાર કરો અને અપરોક્ષ જ્ઞાનમાં બુદ્ધિ રાખો.[૪૪] હે પુત્ર ! મારાં વચનથી તમારા મનમાં શાંતિ ન થતી હોય તો તમે

જનક રાજાએ પાળેલી મિથિલાનગરીમાં જાઓ.[45] સત્યના સમુદ્રરૂપ અને ધર્માત્મા એ જનક રાજા કે જે 'વિદેહ' પણ કહેવાય છે તે તમારા સંદેહનો નાશ કરશે.[46] હે પુત્ર ! એ રાજાની પાસે જઇને તમે પોતાના સંદેહની નિવૃત્તિ કરો અને વર્ણ તથા આશ્રમોના ધર્મનું તત્વ પૂછો.[47] બ્રહ્મજ્ઞાનનો વિચાર કરનારા એ પવિત્ર જનકરાજા સત્યવક્તા છે, અતિ શાંત છે, યોગી છે અને સર્વદા યોગિઓઉપર પ્રેમ રાખે છે.[48]

સૂત કહે છેઃ—અપાર તેજવાળા વ્યાસનું એ વચન સાંભળી અરણિથી ઉત્પન્ન થએલા મહાતેજસ્વી શુકદેવજીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[49]

શુકદેવજી કહે છેઃ–હે ધર્માત્મા ! જનક રાજા જો જીવન્મુક્ત હોય તો કામક્રોધાદિકનો સંભવ નહિ હોવાથી રાજ્ય કરવું ઘટતું નથી; અને રાજ્ય કરે છે તો જીવન્મુક્તપણું ઘટતું નથી; માટે મારા મનમાં એનો એક જાતનો જ્ઞાનીપણાનો ઢોંગ લાગે છે.[50] હે પિતા ! જનકરાજા રાજ્ય કરતાં જીવન્મુક્ત છે એ વાત વાંઝણીનો પુત્ર સત્ય હોવા જેવી જણાય છે. આવિષે મને મોટો સંદેહ રહે છે માટે એ જનકરાજાને જોવા જવાની મને ઈચ્છા થાય છે.[51] જળમાં જેમ કમળપત્ર નિર્લેપ રહે છે તેમ એ રાજા સંસારમાં કેવી રીતે નિર્લેપ રહે છે, એ મને મોટો સંદેહ છે.[52] જીવતાંસુધી રાજ્ય કરીને આત્માનો અનુભવ થયા વિના પણ મોક્ષ સિદ્ધ થતો હોય તો એ મોક્ષ બૌદ્ધ લોકોએ માનેલા દેહપાતરૂપ મોક્ષના જેવોજ નહિ કે ?[53] ભોગવેલું હોય તે નહિ ભોગવેલું અને કરેલું હોય તે નહિ કરેલું શી રીતે થાય? ઇંદ્રિયોનો વ્યવહાર શી રીતે છોડી શકાય?[54] મા, પુત્ર, સ્ત્રી, બેન અને વેશ્યા, એ ભેદાભેદ શી રીતે થયા વિના રહે ? અને થાય તો મુક્તપણું શા રીતે કહેવાય?[55] જો કડવું, ખારૂં, તીખું, કષાય અને મીઠું જણાતું હોય, ઉત્તમ ભોગ ભોગવાતા હોય તથા ટાઢ, તડકો, સુખ અને દુઃખાદિકનું જ્ઞાન થતું હોય તો પછી મુક્તપણું કેવું થાય ? આ મને મોટો સંદેહ છે.[56,57] એ રાજા રાજ્યસંબંધી મોટા વ્યવહારમાં રહેતાં છતાં વૈરને કરનારૂં શત્રુનું જ્ઞાન અને પ્રીતિ ઉપજાવનારૂં મિત્રનું જ્ઞાન નથી રાખતો કે શું ?[58] ચોરને અને તપસ્વીને સરખા શી રીતે લેખે છે ? જો સરખા ન લેખતો હોય તો તેની મુક્તતા કેમ ગણવી ?[59] હે પિતા ! કોઈ રાજાને મે જીવન્મુક્ત જોએલો નથી. એ રાજા ઘરમાં રહ્યા છતાં મુક્ત છે એ વિષયમાં મને મોટી શંકા છે.[60] એ રાજાની વાત સાંભળી તેને જોવાની મારા મનમાં મોટી ઇચ્છા થઇ છે. સંદેહ મટાડવા સારૂ હું મિથિલામાં જાઉં છું [61]

**दिदृक्षामहतीजाताश्रुत्वातंभूपतिंतथा।**
**संदेहविनिवृत्त्यर्थंगच्छामिमिथिलांप्रति॥६१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

---

## अध्याय १७ मो.

### જનકની પરીક્ષા માટે શુકદેવનું મિથિલાગમન

**व्यास उवाच**

**इत्युक्त्वापितरंपुत्रःपादयोःपतितःशुकः।**
**बद्धांजलिरुवाचेदंगंतुकामोमहामनाः॥**

સૂત કહે છેઃ–મિથિલામાં જવાની ઇચ્છાવાળા મહાત્મા શુકદેવજીએ આ પ્રમાણે બોલ્યા પછી પિતાના પગમાં પડી હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યું.[1]

શુકદેવજી કહે છેઃ—હે પિતા ! તમારી આજ્ઞા લઉં છું. તમારૂં વચન મારે માનવું

જોઇએ. જનકરાજાએ પાળેલો વિદેહ દેશ જોવાને ઈચ્છું છું.[૨] એ રાજા, લોકોને શિક્ષા કર્યા વિના શી રીતે રાજ્ય કરે છે. જો શિક્ષા કરવામાં ન આવે તો લોકો ધર્મમાં રહે નહિ.[૩] મનુ આદિ મહાત્માઓએ કહેલી શિક્ષાજ સર્વદા ધર્મનું કારણ છે અને એ શિક્ષા જનકના રાજ્યમાં શી રીતે થાય છે? એ મને મોટો સંશય છે.[૪] કોઈ માણસ કહે કેઃ—'મારી મા વાંઝણી છે' તો તે વચન જેમ મનાય નહિ તેમ આ વાત માની શકાતી નથી માટે તમારી આજ્ઞા લઉં છું અને જાઉં છું.[૫]

સૂત કહે છેઃ—જ્ઞાની અને અત્યંત નિસ્પૃહ પોતાના પુત્ર શુકદેવજીને મિથિલામાં જવાની ઈચ્છાવાળા જોઈ સત્યવતીના પુત્ર વેદવ્યાસે તેમનું આલિંગન કરીને નીચે પ્રમાણે કહ્યું.[૬]

વ્યાસ કહે છેઃ—હે શુક! હે પુત્ર! હે મોટી બુદ્ધિવાળા! તમારૂં કલ્યાણ અને લાંબુ આયુષ્ય થાઓ. પાછું આવવાનું સત્ય વચન મને આપીને પછી સુખેથી જાઓ.[૭] ત્યાં જઇને પાછું મારા ઉત્તમ આશ્રમમાં અવશ્ય આવવું. તમારે કોઈ રીતે કોઈ બીજા સ્થળમાં જવું નહિ.[૮] હે પુત્ર! તમારૂં મુખકમળ જોઇને હું આનંદમાં જીવું છું અને ન દેખું તો દુઃખ પામું છું. તમે મારા પ્રાણરૂપ છો.[૯] હે પુત્ર! જનકરાજાને જોઈ, સંદેહ મટાડીને પાછા અહીં આવી વેદ ભણવામાં તત્પર થઇને સુખથી રહેજો.[૧૦]

સૂત કહે છેઃ—આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી, તેમને પ્રણામ તથા પ્રદક્ષિણા કરીને શુકદેવજી ધનુષમાંથી છુટેલા બાણની પેઠે બહુજ વેગથી ચાલ્યા.[૧૧] અનેક દેશ, ધનમાં લાગેલા લોક, વન, ઝાડ, ફળવાળાં ક્ષેત્રો, તપ કરતા તપસ્વીઓ, દીક્ષાવાળા યાજકો, યોગાભ્યાસમાં લાગેલા યોગી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓ, તેમજ શિવ, પશુપતિ, સૂર્ય, શક્તિ અને વિષ્ણુ સંબંધી અનેક પ્રકારના ધર્મોને જોઈ બહુજ વિસ્મય પામતા શુકદેવજી બે વર્ષે મેરૂ પર્વતનું અને એક વર્ષે હિમાલયનું ઉલ્લંઘન કરી મિથિલામાં ગયા.[૧૨-૧૫] સર્વ પ્રકારની ઉત્તમ સમૃદ્ધિને અને સુખી, સદાચારી તથા સારી રીતે રહેલી પ્રજાઓને જોતાં જોતાં મિથિલામાં પેઠા, ત્યાં દ્વારપાલે તેમને રોક્યા.[૧૬] રોકીને દ્વારપાલે પૂછ્યું કેઃ—"તમારે શું કામ છે કહો." શુકદેવજી તો તેને કાંઇ પણ ઉત્તર આપ્યાવિના દ્વારમાંથી નિકળીને દ્વારની આગળજ ઠુંઠની પેઠે અચલ થઇને ઉભા રહ્યા. વિસ્મય પામીને બહુજ હસતા હતા પણ કાંઈ બોલતા ન હતા.[૧૭-૧૮]

દ્વારપાલ કહે છેઃ—હે બ્રાહ્મણ! બોલો. મૂગા છો કે શું? તમે કયા કામનેવાસ્તે અહિં આવ્યા છો? હું ધારૂં છું કે કામવગર નહિ આવ્યા હશો.[૧૯] આ નગરમાં રાજાની આજ્ઞા થાય ત્યારેજ પ્રવેશ કરવાનું મળે એવી રીતિ છે. જેનું કુલ અને શીલ જાણ્યું ન હોય તેને સર્વથા પ્રવેશ મળતો નથી.[૨૦] તમે તેજસ્વી હોવાથી સારી રીતે વેદ જાણનાર કોઈ બ્રાહ્મણ જણાઓ છો. તમારૂ કુલ અને કામ કહો. પછી સુખે ગામમાં જાઓ.[૨૧]

શુકદેવજી કહે છેઃ—હું જે કામનેવાસ્તે જનકનુ પુર જોવા આવ્યો છુ કે જેમાં પ્રવેશ પણ દુર્લભ છે, તે કામ તારા વચનથીજ સિદ્ધ થઈ ચૂક્યુ!!![૨૨] ચાલતાં ચાલતાં બે પર્વતનું ઉલ્લઘન કરી હુ રાજાને જોવાસારૂ આવ્યો એ મારીજ બુદ્ધિનો દોષ અને મૂર્ખતા છે.[૨૩] હું કોને દોષ દઉ? મારા પિતાએજ મને ભૂલ ખવરાવી અથવા મારા પ્રારબ્ધેજ મને ભટકાવ્યો.[૨૪] જગતમાં નાણાની આશાજ પુરૂષને ભટકવાનું કારણ થાય છે; તે આશા જોકે મને

નથી તોપણ ભૂલથી હું અહીં આવી નીકળ્યો.[૨૫] જો મોહમાં ડૂબે નહિ તો આશારહિત માણસને સર્વદા સુખ છે. હું તો નિરાશ છું તોપણ આ મોહરૂપી સમુદ્રમાં ડૂબી ગયો.[૨૬] મેરૂ પર્વત ક્યાં અને મિથિલા ક્યાં. હું પગે ચાલી આવ્યો તો મને ચાલવાનું ફળ કેવું થયું ? મને પ્રારબ્ધેજ ઠગ્યો છે.[૨૭] સારૂં અથવા નરસું જે પ્રારબ્ધ હોય તે ભોગવવુંજ પડે છે. ઉદ્યમ નિરંતર પ્રારબ્ધને અધીન છે અને પ્રારબ્ધ ઉદ્યમ કરાવ્યા વગર પણ રહેતું નથી.[૨૮] અહીં કોઈ તીર્થ નથી કે દેવ પણ નથી, કે જેનેવાસ્તે અહીં આવવાનો મેં પરિશ્રમ કર્યો. જે નગરમાં વિદેહ નામે રાજા છે તેમાં મને પ્રવેશ પણ મળ્યો નહિ !!![૨૯]

સૂત કહે છેઃ—આટલું બોલીને શુકદેવજી તુરત બંધ પડ્યા અને મૂગાની પેઠે ઉભા રહ્યા. દ્વારપાલે જાણ્યું કે આ કોઈ ઉત્તમ અને જ્ઞાની બ્રાહ્મણ છે.[૩૦] પછી તે દ્વારપાલે ઉભા રહેલા શુકદેવજીને નમ્રતાથી કહ્યું કેઃ—"હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જ્યાં તમારે કામ હોય ત્યાં સુખે જાઓ.[૩૧] તમને મેં અટકાવ્યા એ મારો અપરાધ થયો, એવિષે આપે ક્ષમા કરવી. કેમકે મુક્ત પુરૂષોનું બલ ક્ષમાજ છે."[૩૨]

શુકદેવજી કહે છેઃ—હે દ્વારપાલ ! આમાં તારો શો અપરાધ છે ? તું તો સર્વદા પરતંત્ર છે. સેવકે, જેમ કહ્યું હોય તેમ ધણીનું કામ કરવુંજ જોઇએ.[૩૩] તે મને અહીં અટકાવ્યો તેમાં રાજાનો પણ વાંક નથી; કારણ કે સમજુઓએ સર્વથા ચોર શત્રુનો નિશ્ચય કરવોજ જોઇએ.[૩૪] હું અહીં આવ્યો એ સર્વથા મારોજ વાંક છે. પારકે ઘેર જવું એ હલકાઈનું કારણ થાયજ છે.[૩૫]

દ્વારપાલ કહે છે*ઃ—હે બ્રાહ્મણ ! સુખ શું ? દુઃખ શું ? શુભની ઇચ્છાવાળાએ શું કરવું જોઇએ ? શત્રુ કોણ અને હિત કરનાર કોણ ? એ સઘળું મને કહો.[૩૬]

શુકદેવજી કહે છેઃ—સર્વ સ્થળોમાં રાગી અને વિરાગી, એમ બે પ્રકારનાં માણસ છે; તેથી સર્વ લોકોમાં બે પ્રકાર છે. રાગ અને વૈરાગ્યનેલીધે લોકોનાં ચિત્ત પણ બે પ્રકારનાં હોય છે.[૩૭] વૈરાગ્યવાન ત્રણ પ્રકારનો છે. એક તીવ્ર વૈરાગ્યવાળો કે જેના વૈરાગ્યને સર્વ લોકો પ્રસિદ્ધ રીતે જાણતા હોય. બીજો મંદ વૈરાગ્યવાળો કે જેના વૈરાગ્યને સર્વ લોકો જાણતા ન હોય. ત્રીજો મધ્યમ વૈરાગ્યવાળો કે જેના વૈરાગ્યને લોકો કાંઈક જાણતા હોય. એક મૂર્ખ અને બીજો ચતુર, એવી રીતે રાગવાળો પણ બે પ્રકારનો હોય છે.[૩૮] એક શાસ્ત્રથી થયેલી અને બીજી બુદ્ધિથી થયેલી, એમ ચાતુરી પણ બે પ્રકારની છે. એક યોગ્ય અને બીજી અયોગ્ય, એમ બુદ્ધિ પણ બે પ્રકારની છે.[૩૯]

દ્વારપાલ કહે છેઃ—હે વિદ્વાન ! તમે જે કહ્યું તેના અર્થને હું સમજતો નથી, માટે એ સઘળું યથાર્થ રીતે વિસ્તારથી કહો.[૪૦]

શુકદેવજી કહે છેઃ—જેને સંસારમાં રાગ હોય તે રાગી કહેવાય છે. એવા માણસને દુઃખ ઘણા પ્રકારનું થાય છે અને સુખ પણ ઘણા પ્રકારનું થાય છે.[૪૧] ધન, પુત્ર, સ્ત્રી, માન અને વિજય પામીને સુખ થાય છે. અને તે નહિ પામવાથી ક્ષણે ક્ષણે મોટું દુઃખ થાય છે.[૪૨] જેથી સુખ થાય તે ઉપાય કરવો; કેમકે સુખનું સાધન કરવું જોઇએ. જે માણસ સુખમાં વિઘ્ન કરે તેને શત્રુ જાણવો,[૪૩] અને સુખ આપે તેને મિત્ર જાણવો. આ સઘળું સર્વદા રાગવાળાને વાસ્તે છે. ચતુર પુરૂષ મોહ પામતા નથી અને મૂર્ખ પુરૂષ સર્વત્ર મોહ પામે છે.[૪૪] આત્મામાંજ પ્રીતિ રાખનાર જે વૈરાગ્યવાન

* આ જ્ઞાની છે કે અજ્ઞાની છે એ જાણવા-સારૂ પૂછે છે.

હોય તેને એકાંત વાસ, આત્માનું ચિંતન અને વેદાંતનું ચિંતન, એ ત્રણ સુખરૂપ છે.[૪૫] સંસારસંબંધી વાતચિત આદિ સઘળું તેને દુઃખરૂપ છે. સુખ ઈચ્છનારા જ્ઞાનીના શત્રુઓ ઘણા છે.[૪૬] મુખ્યત્વે કરી કામ, ક્રોધ, અને પ્રમાદ, એ અનેક પ્રકારના શત્રુઓ છે, જ્ઞાનીનો મિત્ર સંતોષજ છે. એના જેવો મિત્ર બીજો ત્રૈલોક્યમાં પણ નથી.[૪૬]

સૂત કહે છેઃ–શુકદેવજીનું એ વચન સાંભળી તેમને જ્ઞાની બ્રાહ્મણ માનીને દ્વારપાલે અત્યંત મનોહર દોઢીમાં પ્રવેશ કરાવ્યો.[૪૮] નગર કે જે ત્રણ પ્રકારના લોકોથી વ્યાપ્ત, અનેક પ્રકારના વેચવાના પદાર્થોથી ભરપૂર, ઘણી રીતની લેવડ–દેવડવાળું, રાગ–દ્વેષવાળું, કામ, લોભ, અને મોહથી વ્યાકુળ, વિવાદ કરતા ઘણા માણસોથી ભરપૂર, ધનથી પરિપૂર્ણ અને અત્યંત મોટું હતું તેને અને તેમાં રહેનારા ત્રણ પ્રકારના લોકોને જોતા જોતા, બીજા સૂર્ય જેવા મહાતેજસ્વી શુકદેવજી રાજદ્વારમાં પહોંચ્યા.[૪૯ ૫૧] ત્યાં પણ દ્વારપાલે અટકાવતાં મોક્ષનુંજ ચિંતન કરતા શુકદેવજી તેજ દ્વારમાં કાષ્ઠની પેઠે ઉભા રહ્યા.[૫૨] છાયામાં અને તડકામાં સમદૃષ્ટિવાળા એ મહાતપસ્વી શુકદેવજી ધ્યાન ધરીને આગળની પેઠેજ એકાંતમાં ઠુંઠ જેવા અચળ થઈ ઉભા.[૫૩] ત્યાં થોડીવારમાં રાજાનો એક કારભારી હાથ જોડીને આવ્યો અને તેણે શુકદેવજીને રાજદ્વારની બીજી દોઢીમાં પ્રવેશ કરાવ્યો.[૫૪] ત્યાં દિવ્ય, મનોરમ, ઘણાં પુષ્પવાળું અને દિવ્ય વૃક્ષોવાળું વન દેખાડી મહેમાની કરવા ઉપરાંત કેટલીક વેશ્યાઓ કે જેઓ રાજાની સેવામાં તત્પર, ગીત-વાદિત્રમાં કુશળ અને કામશાસ્ત્રમાં નિપુણ હતી તેઓને શુકદેવજીની સેવા કરવાને વાસ્તે આજ્ઞા કરીને એ મોટો મંત્રી તે ઘરમાંથી નીકળી ગયો અને શુકદેવજી ત્યાંજ ઉભા રહ્યા.[૫૫ ૫૭] એ વેશ્યાઓએ વિધિસહિત પરમ ભક્તિથી તેમની પૂજા કરી અને તે દેશ–કાળમાં થતાં અનેક પ્રકારનાં અન્નથી રાજી કર્યા.[૫૮] પછી કામદેવથી મોહ પામેલી અંતઃપુરમાં રહેનારી સ્ત્રીઓએ અંતઃપુરનું એક રમણીય વન તેમને દેખાડયું.[૫૯] શુકદેવજી કે જે જુવાન, રૂપાળા, મધુર, કોમળ બોલનાર અને બીજા કામદેવની પેઠે મનોહર હતા તેમને જોઈ સઘળી સ્ત્રીઓ મોહ પામી.[૬૦] એ મુનિને અજિતેંદ્રિય જાણી સઘળી સ્ત્રીઓ સેવા કરવા લાગી પણ શુદ્ધ અંતઃકરણવાળા શુકદેવજીએ તેઓમાં પોતાની માના ભાવની કલ્પના કરી.[૬૧] આત્મારામ અને ક્રોધને જીતનાર શુકદેવજી રાજી પણ થયા નહિ અને ક્રોધ પણ પામ્યા નહિ. તે સ્ત્રીઓના હાવભાવોને જોતાં પોતે સ્વસ્થ રીતેજ ઉભા રહ્યા.[૬૨] તેમને સ્ત્રીઓએ અત્યંત રમણીય, સારી રીતે સુધારેલી, અમૂલ્ય ઓછાડવાળી અને અનેક ઉપસ્કરવાળી શય્યા આપી.[૬૩] આલસ્ય નહિ પામેલા તે શુકદેવજી દર્ભ હાથમાં રાખી સાયંકાળની સંધ્યા કરીને ધ્યાન કરવા લાગ્યા.[૬૪] એક પહોર સુધી ધ્યાન કર્યા પછી સૂઈ રહ્યા અને બે પોહોર સુધી સૂઇને પાછા ઉઠયા,[૬૫] અને રાત્રિને પાછલે પોહોરે ધ્યાન કરવા લાગ્યા. પછી સ્નાન કરી પ્રાતઃકાળની ક્રિયાઓ કરીને પાછા સ્વસ્થપણાથી બેઠા.[૬૬]

**पाश्चात्यं यामिनीयामं ध्यानमेवान्वपद्यत । स्नात्वा प्रातःक्रियाः कृत्वा पुनरास्ते समाहितः ॥ ६६ ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭

## અધ્યાય ૧૮ મો. શુકને જનકનો ઉપદેશ

**सूत उवाच**

**श्रुत्वातमागतंराजामंत्रिभिःसहितःशुचिः ।**
**पुरःपुरोहितंकृत्वागुरुपुत्रंसमभ्ययात् ॥१॥**

સૂત કહે છે:—ગુરૂના પુત્ર શુકદેવજીને આવ્યા સાંભળી જનકરાજા પવિત્રપણાથી પોતાના ગોરને અગ્રણી કરીને મંત્રીઓની સાથે તેમની પાસે આવ્યા.[1] સારી રીતે પૂજા કરી, ઉત્તમ આસન આપી અને દુધાળ ગાયનું નિવેદન કરીને પછી રાજાએ તેમને કુશળ પૂછ્યું.[2] રાજાએ કરેલી પૂજાનો વિધિસહિત સ્વીકાર કરી પોતાનું કુશળ કહીને પછી શુકદેવજીએ રાજાને કુશળ પૂછ્યુ. કુશળ પ્રશ્ન કર્યા પછી સારા આસનપર બેઠેલા શાંત શુકદેવજીને રાજાએ નીચે પ્રમાણે પૂછ્યું.[3 4]

જનકરાજા પૂછે છે:—હે મહાત્મા! હે મુનિઓમાં ઉત્તમ! આપ કે જે નિઃસ્પૃહ છો તેમનું મારી પાસે આવવું શા કારણનેલીધે થયુ તે કહો.[5]

શુકદેવજી કહે છે:—હે મહારાજ! મારા પિતા વ્યાસે મને કહ્યું કે:—"સઘળા આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ ઉત્તમ છે માટે સ્ત્રી પરણો."[6] મેં પરણવામાં બંધન માનીને પિતાનું વચન પણ માન્યું નહિ. પિતાએ કહ્યું કે.—"ગૃહસ્થાશ્રમમાં બંધન નથી" તોપણ તે વાત મે માની નહિ.[7] મારા મનમાં સંદેહ પડેલો જાણી વ્યાસજીએ મને સાચી વાત કહી કે:—"મિથિલામાં જાઓ. શોક નહિ કરો.[8] લોકમાં પ્રખ્યાત મારો યજમાન જનક વિદેહ રાજા જીવન્મુક્ત છે અને નિષ્કંટક રાજ્યનું પાલન કરે છે[9] રાજ્ય કરતાં છતાં પણ માયાના પાશોથી બંધાતો નથી. તો હે પુત્ર! તમે વનમાં રહેનાર છતાં પણ કેમ બીઓ છો?[10] એ રાજાને જુવો અને મનનો મોહ છોડી દો. તમે સ્ત્રી પરણો અને સંદેહ થતો હોય તો એ રાજાને પૂછી જુવો.[11] એ રાજા તમારા મનના સંદેહનું નિવારણ કરશે. રાજાની વાત સાંભળીને તુરત મારી પાસે આવજો."[12] હે રાજા! આ પ્રમાણે પિતાની આજ્ઞાથી હું તમારા પુરમાં આવ્યો છું. મને મોક્ષની ઈચ્છા છે તો મારે શું કરવુ? તે કહો.[13] હે મોટા રાજા! તપ, તીર્થ, વ્રત, યજ્ઞ, વેદાધ્યયન, ગુરૂની સેવા અને જ્ઞાન, એઓમાં જે મોક્ષનું કારણ હોય તે કહો.[14]*

જનકરાજા કહે છે:—મોક્ષમાર્ગમાં રૂચિ ધરાવનારા બ્રાહ્મણે જે કરવુ જોઇએ તે સાંભળો. જનોઈ દેવાયા પછી પ્રથમ વેદનો અભ્યાસ કરવાનેવાસ્તે ગુરૂને ઘેર રહેવું.[15] વેદ અને વેદાંત ભણી, ગુરૂને દક્ષિણા આપી સમાવર્ત્તન કર્યા પછી સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમમાં રહેવું.[16] ન્યાયમાર્ગે આવેલા ધનથી આજીવિકા ચલાવવી, સંતોષ રાખવો, આશા રાખવી નહિ, નિર્દોષ રહેવું, અગ્નિહોત્ર આદિ કર્મ કર્યા કરવાં, સાચી વાત બોલવી અને પવિત્ર રહેવું.[17] પુત્ર પૌત્ર થયા પછી વાનપ્રસ્થ આશ્રમમાં રહેવુ. એ આશ્રમમાં તપથી કામ—ક્રોધાદિ છ શત્રુઓ જીતી લઇ, પોતાની સ્ત્રીને પુત્રો પાસે રાખીને, શુદ્ધ વૈરાગ્ય થયું હોય તો શાસ્ત્રવિધિ પ્રમાણે સર્વ અગ્નિઓનું પોતામાં આરોપણ કરી ધર્મ જાણનારાએ શાંતપણાથી સંન્યાસ આશ્રમમાં રહેવું.[18 19] "વૈરાગ્યવાળાનેજ સંન્યાસ લેવાનો અધિકાર છે. વૈરાગ્ય ન હોય તો કદી અધિકાર નથી." એ વેદનું વચન સત્ય છે. એમાં કાંઈ પણ ખોટું નથી એવો મારો વિચાર છે.[20] હે શુકદેવજી! વેદમાં અડતાલીશ સંસ્કાર કહેલા છે તેઓમાં

* જો કે ભાગવત ભણવાથી પોતે તત્ત્વજ્ઞ છે તોપણ ઉપદેશ લેવાસારૂ આવ્યા છે માટે પોતાના જ્ઞાનને ગુપ્ત રાખીને આ પ્રમાણે કહ્યું છે.

ચાલીશ ગૃહસ્થને વાસ્તે છે,[૨૧] અને શમદમાદિક આઠ મુમુક્ષુને વાસ્તે છે એમ મહાત્મા પુરૂષો કહે છે. એક આશ્રમમાંથી અનુક્રમે બીજા આશ્રમમાં જવું એવી શિષ્ટલોકોની આજ્ઞા છે.[૨૨]

શુકદેવજી પૂછે છેઃ—હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય અને પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તોપણ નિયમ પ્રમાણે આશ્રમોમાંજ રહેવું જોઈએ? કે પરબારૂં વનમાંજ રહેવું હોય તો તે પણ થઈ શકે?[૨૩]

જનકરાજા કહે છેઃ—હે શુકદેવજી! ઇંદ્રિયો એવી પ્રબળ છે કે હાથમાં રહેતી નથી. જે પુરૂષ કાચો હોય તેને એ ઇંદ્રિયો અનેક વિકાર ઉત્પન્ન કરી દે છે.[૨૪] વિકાર ઉત્પન્ન ન થતા હોય તો સંન્યાસી થયા પછી ભોજનની, સુખની, શય્યાની અને પુત્રની ઇચ્છા કેમ કરે?[૨૫] વાસનાઓનું અત્યંત પ્રબળ જાળ કેમે શાંત થતું નથી. માટે તેને શાંત કરવાનેવાસ્તે આશ્રમોનો અનુક્રમ રાખવો જોઇએ.[૨૬] ઊંચે સૂતો હોય તે નીચે પડે પણ જે નીચે સૂતો હોય તે પડે નહિ. સંન્યાસ લીધા પછી જો ઇંદ્રિયોની પ્રબળતાનેલીધે ભ્રષ્ટ થાય તો પછી પાછો માર્ગે ચડેજ નહિ.[૨૭] જેમ કીડી મૂળથી શાખાપર ચડે છે અને એ પ્રમાણે ધીરે ધીરે ચડતી જાય છે તો તેને સુખે ફળની પ્રાપ્તિ થાય છે, તેમ અનુક્રમથી આશ્રમમાં ચડીએ તો અનાયાસે ફળ મળે છે.[૨૮] પક્ષી વિઘ્નોની શંકા છોડી દઇને તુરત જાય છે તો થાકી જાય છે અને કીડી વીસામો લેતાં લેતાં ચડે છે તો સુખે પહોંચે છે.[૨૯] મન એવું અત્યંત પ્રબળ છે કે કાચાપોચાથી જીતી શકાતું નથી; એટલામાટે ક્રમે ક્રમે આશ્રમોમાં ચડીને તેને જીતવું.[૩૦] ગૃહસ્થાશ્રમમાં રહ્યો હોય તેણે પણ શાંતિ, સદ્વિચાર અને ધીરજ રાખીને રાજી થવું નહિ, તપવું નહિ અને



લાભ તથા અલાભમાં સમાન રહેવું.[૩૧] જે પુરૂષ શાસ્ત્રોક્ત કર્મ કરતો હોય, જેથી ચિંતા થઈ પડે તે છોડી દેતો હોય અને આત્મલાભથી સંતુષ્ટ રહેતો હોય તે મુક્ત થાય છે, એમાં સંશય નથી.[૩૨] જુવો કે હું રાજ્ય કરતાં છતાં પણ જીવન્મુક્ત રહીને મારી ઈચ્છા પ્રમાણે કરૂં છું પણ મને કાંઈ થતું નથી. અનેક ભોગ ભોગવતાં અને અનેક કાર્યો કરતાં છતાં પણ રાગ-દ્વેષથી રહિત હોવાનેલીધે હું જેમ જીવન્મુક્ત છું અને દેહ પડી ગયા પછી વિદેહમુક્ત થઈશ તેમ તમે પણ સદાચાર પાળતાં જીવન્મુક્ત રહીને અંતે વિદેહમુક્ત થજો.[૩૩ ૩૪] આ જડ જગત કે જે દૃશ્ય કહેવાય છે તેથી આત્માનું સ્વરૂપ કે જે અદૃશ્ય છે તે કેમ બંધાય? પાંચ ભૂત અને તેઓના શબ્દાદિક ગુણો દૃશ્ય છે અને આત્મા તો માત્ર અનુભવથી જણાય છે પણ કદી પ્રત્યક્ષ થતો નથી તો એ નિર્વિકાર અને નિર્લેપ આત્મા શી રીતે બંધાય?[૩૫ ૩૬] હે શુકદેવજી! મનજ મોટાં મોટાં સુખ—દુઃખોનું કારણ છે માટે મન નિર્મળ થાય તો સઘળું નિર્મળ થઈ જાય છે. અવિદ્યાજન્ય અંતઃકરણયુક્ત જીવ, મનની વૃત્તિ અને અવિદ્યાથી કર્તા—ભોક્તા જેવો ભાસે છે.[૩૭] સઘળાં તીર્થોમાં ભટકી ભટકીને વારંવાર નાહાતો હોય તોપણ જ્યાંસુધી મન નિર્મળ ન થયું હોય ત્યાંસુધી સઘળું વ્યર્થ છે.[૩૮] દેહ જીવાત્મા કે ઇંદ્રિયો મનુષ્યોને બંધમોક્ષનાં કારણ નથી પણ મનજ બંધમોક્ષનું કારણ છે.[૩૯] આત્મા કે જે સર્વદા શુદ્ધ અને મુક્ત છે તે કદી પણ બંધાતો નથી. બંધ અને મોક્ષ મનમાંજ રહે છે; માટે મન શાંત થાય તો જીવન્મુક્ત થવાય છે.[૪૦] શત્રુ, મિત્ર અને ઉદાસીન, એ સઘળા ભેદ મનમાં રહ્યા છે. દ્વૈતદૃષ્ટિ છોડી દઇને એકત્વભાવના થાય તો

પછી ભેદ કેમજ થાય?[41] જીવ અને બ્રહ્મ એકજ છે માટે આપણે બ્રહ્મજ છિયે એમાં કાંઇ પણ વાંધો લેવાનો નથી. અજ્ઞાન અવસ્થામાંજ જીવ અને બ્રહ્મની ભેદબુદ્ધિ પ્રવર્ત્તે છે.[42] હે શુકદેવજી! ભેદબુદ્ધિનુ કારણ અવિદ્યાજ છે; તે અવિદ્યા બ્રહ્મવિદ્યાથી મટે છે. વિચક્ષણ લોકોએ સર્વદા વિદ્યા અને અવિદ્યાને સમજવી જોઇએ.[43] તડકાવિના છાયાનું સુખ સમજાતુ નથી તેમ, અવિદ્યાવિના વિદ્યા સમજાતી નથી.[44] અવિદ્યાનો નાશ કરીને પછી વિદ્યા પણ શાંત થઈ જાય છે માટે પછી અદ્વૈતજ રહે છે. ગુણો ગુણોનાં કામ કરે છે, પંચભૂતો પંચભૂતોનાં કામ કરે છે અને ઇંદ્રિયો ઇંદ્રિયોનાં કામ કરે છે, તેમાં આત્માને કયો દોષ લાગે છે?[45] જો કે આમ છે તોપણ સર્વના રક્ષણને વાસ્તે સઘળી રીતે વેદમાં મર્યાદા બાંધેલી છે. મર્યાદા ન હોય તો જેમ બૌદ્ધ લોકોનો ધર્મ નાશ પામ્યો છે તેમ સર્વનો ધર્મ નાશ પામે.[46] ધર્મનો નાશ થાય તો વર્ણાશ્રમનો આચાર પણ ઉલ્લંઘન થવાનેલીધે નાશ પામી જાય. એટલામાટે વેદમાં કહેલા માર્ગથી ચાલવામાંજ સારૂ છે.[47]

શુકદેવજી કહે છેઃ—હે રાજા! તમે જે કહ્યું તે મેં સાંભળ્યું પણ તેમાં જે મને સંદેહ છે તે કોઈ રીતે મટતો નથી.[48] વેદધર્મમાં તો હિંસા થાય છે, અને તે હિંસામાંઘણો અધર્મ છે માટે વેદોક્તધર્મ શીરીતે મુકિત આપે?[49] સોમપાન, પશુઓની હિંસા અને માંસનું ભક્ષણ એ તો પ્રત્યક્ષ રીતે અધર્મજ છે. સૌત્રામણી નામના યજ્ઞમાં મદ્યપાન, જુગાર રમવું, અને એવીજ રીતના બીજા પણ કેટલાએક નિયમો વેદની આજ્ઞા પ્રમાણે થાય છે તે પ્રત્યક્ષ રીતે અનાચાર છે.[50.51] સાંભળ્યું છે કે "પૂર્વે યજન કરનાર, ધર્મમાં તત્પર, નિરંતર ઉદાર, સત્યના સમુદ્રરૂપ, ધર્મની મર્યાદાઓનો રક્ષક અને કુમાર્ગથી ચાલનારાઓને શિક્ષા કરનાર એક 'શશબિંદુ' નામે મોટો રાજા હતો; તેણે ઘણી દક્ષિણાવાળા ઘણા યજ્ઞો કરતાં યજ્ઞોમાં મારેલાં પશુઓનાં ચામડાંનો વિંધ્યાચળ જેવો ગંજ થયો હતો અને તે વરસાદના પાણીથી ભીંજાતાં તેમાંથી ચર્મણવતી નામે નદી થઈ છે.[52.54] એ રાજા પણ સ્વર્ગમાં ગયો અને તેની કીર્ત્તિ પૃથ્વીમાં અવિચળ રહેલી છે." આ પ્રમાણે છે માટે વેદોક્ત ધર્મમાં મારી બુદ્ધિને રૂચિ થતી નથી.[55] તમે જીવન્મુક્તપણું કહ્યું તેમાં પણ મને સંદેહ છે. માણસ સર્વદા ભોગમાં સ્ત્રીના સંગથી સુખ પામે છે અને તે સંગ ન મળે તો અત્યંત દુઃખ પામે છે, માટે સંસારમાં રહેતાં જીવન્મુક્ત શીરીતે થાય?[56]

જનક રાજા કહે છેઃ—યજ્ઞોમાં પ્રત્યક્ષ હિંસા થાય છે તે ધર્મનેવાસ્તે કરવામાં આવે છે, પણ રાગથી થતી નથી એટલા માટે તે અહિંસાજ છે. રાગના યોગથી જે હિંસા થાય તેજ હિંસા છે. બીજી હિંસા નથી, એવો નિર્ણય થએલો છે.[57] જેમ લીલાં કાષ્ઠના સંયોગથી અગ્નિમાં ધૂમાડો થાય છે અને લીલાં કાષ્ઠના વિયોગથી નિર્ધૂમપણું દેખાય છે તેમ રાગાદિક ઉપાધિના યોગથી પશુ માર્યાં હોય તો તે હિંસા કહેવાય છે અને વેદમાં કહ્યા પ્રમાણે વિધિની ઈચ્છાથી પશુ મારવામાં આવે એ અહિંસાજ કહેવાય છે. વેદોક્ત હિંસાપણ રાગથી કરી હોય તો તે હિંસાજ છે અને નિષ્કામપણાથી કરી હોય તો તે અહિંસા છે.[58.59] જે કામ રાગ છોડી દઇને કર્યું હોય અને અહંકાર ધર્યા વગર કરેલું હોય તે નહિજ કરેલું સમજવું એમ વેદના જાણનારા બુદ્ધિમાન પુરૂષો કહે છે.[60] હે શુકદેવજી! ગૃહસ્થ લોકો

પણ કામના રાખીને જો યજ્ઞમાં હિંસા કરે તો તે હિંસાજ સમજવી અને જિતેંદ્રિય તથા મુમુક્ષુ થઇને કામના વગર તથા અહંકાર વગર હિંસા કરે તોતે અહિંસાજ સમજવી.[૬૧]

**गृहस्थानां तु हिंसैव या यज्ञे द्विजसत्तम ।**
**अरागेण च यत्कर्म तथाहंकारवर्जितम्**
**साहिंसैवमहाभागमुमुक्षूणांजितात्मनाम्॥६१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

---

# अध्याय १९ मो

## શુકદેવજીનો ગૃહસ્થાશ્રમ અને સિદ્ધસ્થિતિ

### श्री शुक उवाच

**संदेहोयं महाराज वर्त्तते हृदये मम ।**
**मायामध्येवर्त्तमानःसकथंनिस्पृहोभवेत् ॥१॥**

શુકદેવજી પૂછે છેઃ–હે મોટા રાજા ! તમે કહ્યું કે નિસ્પૃહ થઇને ઈશ્વરની પ્રસન્નતા વાસ્તે વેદોક્ત કર્મ કરવામાં હિંસા નથી તો એ વિષયમાં મારા મનમાં સંદેહ રહે છે. માયામાં રહેતાં છતાં નિસ્પૃહ શી રીતે થઇ શકાય ?[૧] જે માણસ શાસ્ત્રોનુ જ્ઞાન તથા નિત્ય–અનિત્યનો વિવેક પામ્યા છતાં પણ મનના મોહને છોડે નહિ તે શી રીતે મુક્ત થાય ?[૨] જેમ દીવાની વાત કરવાથી અંધારૂં મટતું નથી તેમ શાસ્ત્રથી થએલા પરોક્ષ જ્ઞાનથી મનનું અંધારૂં મટતું નથી.[૩] સર્વદા સમજુઓએ સર્વ પ્રાણિઓમાં અદ્રોહ રાખવો જોઈએ તો તે અદ્રોહ ગૃહસ્થથી શી રીતે રાખી શકાય.[૪] હે રાજા ! તમને ધનની, રાજ્યસુખની અને સંગ્રામમાં જીતવાની ઈચ્છા મટી નથી તો તમે જીવન્મુક્ત કેમ છો ?[૫] તમે ચોરને ચોર સમજો છો અને તપસ્વીને સાધુ સમજો છો તથા તમને પોતાના–પારકાનો ભાવ પણ છે તે છતાં તમે જીવન્મુક્ત તે શી રીતે ?[૬] સારા, નરસા, કડવા, તીખા, કષાય અને ખાટા રસને જાણો છો તથા શુભમાં પ્રીતિ છે અને અશુભમાં રૂચિ નથી, તે છતાં તમે તે જીવન્મુક્ત શી રીતે ?[૭] હે રાજા ! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓ પોતપોતાને સમયે તમને થાય છે અને ચોથી અવસ્થા જોવામાં આવતી નથી.[૮] "પાળા, ઘોડા, રથ અને હાથીઓ સઘળા મને વશ છે અને હું એ સઘળાઓનો સ્વામી છું" એમ તમે માનો છો કે નથી માનતા ?[૯] તમે સર્વદા મીઠા પદાર્થ જમતાં રાજી થાઓ છો કે કચવાઓ છો ? માળામાં અને સર્પમાં તમે સમદ્રષ્ટિ ક્યાં રાખો છો ?[૧૦] જેને ઢેફું, પાણો અને સોનું સરખાં હોય તથા સર્વમાં એકત્વબુદ્ધિ હોય અને જે સર્વ પ્રાણીઓનો હિતકારી હોય તે પુરૂષજ મુક્ત થાય છે.[૧૧] મારા ચિત્તને ઘર કે સ્ત્રી આદિ કોઈ પદાર્થમાં રૂચિ નથી. અત્યંત નિસ્પૃહ થઈને એકલો ફરૂં એવો મારો વિચાર છે.[૧૨] હું તો સંગરહિત, મમતારહિત, શાંત, પત્ર, મૂલ તથા ફળોને ખાનાર, સુખ-દુઃખાદિકથી રહિત અને પરિગ્રહથી રહિત થઇને મૃગની પેઠે ફરીશ.[૧૩] હે રાજા ? હું કે જે વૈરાગ્યવાળો અને અત્યંત ગુણાતીત છું તેને ઘર, ધન કે રૂપાળી સ્ત્રીનું શું પ્રયોજન છે ?[૧૪] તમે અનેક પ્રકારના રાગથી આકુલ થઇને અનેક પ્રકારના વિચાર કર્યા કરો છો તે છતાં જીવન્મુક્ત છું એમ બોલો છો તો આ તમારો ઢોંગ જણાય છે.[૧૫] તમને કોઈ સમયે શત્રુની, કોઈ સમયે ધનની અને કોઈ સમયે સૈન્યની ચિંતા થાય છે તો નિશ્ચિંત ક્યાં છો ?[૧૬] થોડું જમનારા, જિતેંદ્રિય અને જગતની અસત્યતા જાણનારા વૈખાનસ મુનિઓ પણ સંસારમાં મોહ પામે છે ત્યારે તમે તે જીવન્મુક્ત ક્યાંથીજ હશો?[૧૭] હે રાજા ! તમારા વંશમાં થએલા રાજાઓએ

'વિદેહ' નામ ધરાવ્યું છે તે ઢોંગથીજ ધરાવ્યું છે એમાં કાંઈ ફેરફાર નથી. જેમ મૂર્ખનું 'વિદ્યાધર' નામ, જન્માંધનું 'દિવાકર' નામ અને દરિદ્રનું 'લક્ષ્મીધર'નામ વૃથા છે તેમ તમારા વંશમાં થએલા જે જે પેહેલા રાજાઓ મેં સાંભળેલા છે તેઓનું 'વિદેહ' નામ વૃથા છે. એઓ નામથીજ વિદેહ કહેવાયા છે પણ સાચા વિદેહ નહિ હતા.[૧૮-૨૦] પૂર્વે તમારા વંશમાં 'નિમિ' નામે રાજા હતો તેણે યજ્ઞ કરાવવાવાસ્તે પોતાના ગુરૂ વસિષ્ઠને નોતર્યા ત્યારે વસિષ્ઠે કહ્યું કેઃ—"હમણાં ઇંદ્રે મને યજ્ઞનેવાસ્તે નોતર્યો છે માટે તેનો યજ્ઞ પૂર્ણ કરીને પછી તમારો પણ કરીશ. ત્યાં સુધી ધીરે ધીરે સરસામાન ભેગો કરો."[૨૧-૨૩] આમ કહી વસિષ્ઠમુનિ ઇંદ્રના યજ્ઞમાં ગયા અને નિમિએ બીજાને ગુરૂ ઠરાવીને ઉત્તમ યજ્ઞ કર્યો.[૨૪] આ વાત સાંભળી બહુજ કોપ પામેલા વસિષ્ઠમુનિએ રાજાને શાપ દીધો કે, હે ગુરૂનો લોપ કરનાર ! આજ તારો દેહ પડી જાઓ.[૨૫] રાજાએ પણ તેમને સામો શાપ દીધો કે તમારો પણ આ દેહ પડી જાઓ. એક બીજાના શાપથી બન્ને જણા મરી ગયા હતા એમ મેં સાંભળ્યું છે.[૨૬] જો એ રાજા વિદેહ હોય તો પોતે ગુરૂને કેમ શાપ દે ? આ ઉપરથી મારા ચિત્તમાં તમારા કુળનું સઘળું ઢોંગ જેવું જણાય છે.[૨૭]

જનકરાજા કહેછે.—હે શુકદેવજી ! તમે સઘળું સાચું કહ્યું એમાં કાંઈ પણ ખોટું નથી એમ માનું છું, તો પણ મારી વાત સાંભળો. મારા મતમાં તમારા પિતાએ જે કહ્યું છે તેજ સત્ય છે.[૨૮] તમે પિતાનો સંગ છોડી દઈ વનમાં જવાને ઈચ્છો છો તો વનમાં પણ મૃગોની સાથે તમને બહુજ સંબંધ થશે એમાં કાંઈ સંશય નથી.[૨૯] પંચમહાભૂત સર્વ ઠેકાણે છે તો તમે નિસ્સંગ શી રીતે થઈ શકશો ? આહારને વાસ્તે તમને સર્વદા ચિંતા રહેશે તો તમે ક્યારે નિશ્ચિંત થશો ?[૩૦] તમે વનમાં બીજી ચિંતા કરશો કે નહિ કરો પરંતુ ત્યાં પણ દંડ અને મૃગચર્મની ચિંતા તો રહેશેજ. તો તમને જેમ એ ચિંતા રહેશે તેમ મને રાજ્યની ચિંતા રહે છે.[૩૧] તમારા મનમાં ઘણા ઘણા વિકલ્પ છે તેથી દુઃખી થઇને તમે દૂર દેશમાં આવ્યા છો. મારા મનમાં તો વિકલ્પ કે સંદેહ કાંઇ નથી. હું તો સદા નિર્વિકલ્પ છું.[૩૨] હે બ્રાહ્મણ ! હું સર્વદા સુખથી નિદ્રા કરૂં છું અને સુખથી જમું છું. હું કદી બંધાયોજ નથી એમ સમજીને સર્વદા સુખી છું.[૩૩] તમે તો 'હું બંધાયો છું' એવી શંકાથી સર્વદા દુઃખીજ છો માટે એ શંકા છોડી દઇ આત્મસ્વરૂપને નિર્લેપ સમજીને સુખી થાઓ.[૩૪] 'આ દેહ મારો છે' એમ સમજવું એ બંધ છે અને 'મારો નથી' એમ સમજવું એ મોક્ષ છે. જેમ દેહ મારો નથી તેમ ધન, ઘર કે રાજ્ય પણ મારાં નથી એવો મને નિશ્ચય છે.[૩૫]

સૂત કહે છેઃ—જનકરાજાનું એ વચન સાંભળી શુકદેવજી રાજી થયા અને તેમની આજ્ઞા લઇને તુરત વેદવ્યાસના ઉત્તમ આશ્રમમાં આવ્યા.[૩૬] પુત્રને આવતા જોઈ વ્યાસ પણ રાજી થયા. વ્યાસે તેમનું આલિંગન કરી માથું સુંઘીને કુશલ પૂછ્યું.[૩૭] વેદાધ્યયનથી સંપન્ન અને સર્વ શાસ્ત્રોમાં વિચક્ષણ શુકદેવજી રાજ્યમાં રહેલા મહાત્મા જનકરાજાની સ્થિતિ જોઈ પરમ સુખ પામીને પિતાના રમણીય આશ્રમમાં તેમની પાસેજ રહ્યા.[૩૮-૩૯] શુકદેવજી જો કે યોગમાર્ગમાં રહ્યા હતા તો પણ તેમણે પિતૃઓની 'પીવરી' નામની સુંદર અને ભાગ્યશાળી કન્યાનો વિવાહ કર્યો.[૪૦] એ સ્રીથી તેમણે કૃષ્ણ, ગૌરપ્રભ, ભૂરિ, અને દેવશ્રુત નામે

ચાર પુત્રો ઉત્પન્ન કર્યા.[૪૧] 'કીર્તિ' નામની એક કન્યા પણ ઉત્પન્ન થઈ હતી તેને શુકદેવજીએ વિભ્રાજના દીકરા મહાત્મા 'અણુહ' રાજાને આપી હતી.[૪૨] 'અણુહ' રાજાથી શુકદેવજીની કન્યામાં 'બ્રહ્મદત્ત' નામે શ્રીમાન્ અને પ્રતાપી પુત્ર થયો હતો. એ બ્રહ્મદત્તરાજા પણ બ્રહ્મવેત્તા હતો.[૪૩] કેટલેક કાળે નારદજીના ઉપદેશથી પરમ જ્ઞાન અને ઉત્તમ યોગમાર્ગ પામી પુત્રને રાજ્ય સોંપીને તે બ્રહ્મદત્ત રાજા બદરિકાશ્રમમાં ગયો હતો. નારદજીએ તેને કૃપાથી માયાબીજનો ઉપદેશ કર્યો હતો તેથી તેને તુરતજ મુક્તિ આપનારૂં પ્રતિબંધરહિત જ્ઞાન થયું હતું.[૪૪,૪૫] શુકદેવજી પણ કેટલેક કાળે પિતાનો સંગ છોડી દઈ કૈલાસ પર્વતના રમણીય શિખરમાં જઈ ઉત્તમ ધ્યાન ધરી બેઠા. સંગથી છુટેલા એ મહાતેજસ્વી શુકદેવજી મોટી અણિમાદિક સિદ્ધિઓ પામીને પર્વતના શિખર ઉપરથી ઉડી ગયા અને આકાશમાં સૂર્યની પેઠે શોભવા લાગ્યા. શુકદેવજી ઉડયા તે સમયમાં પર્વતના શિખરના બે વિભાગ થઈ ગયા અને મોટા ઉત્પાત થયા.[૪૬-૪૯] જાણે બીજો સૂર્ય હોય તેમ તેજથી અત્યંત દીપતા અને દેવર્ષિઓ જેની સ્તુતિ કરતા હતા એવા શુકદેવજી વાયુની પેઠે અંતરિક્ષમાં રહ્યા. વિરહથી દબાએલા અને 'હે પુત્ર! હે પુત્ર' એવી રીતે વારંવાર ચીસો નાખતા વેદવ્યાસ જ્યાં શુકદેવજી રહ્યા હતા તે પર્વતના શિખરપર ગયા. તે સમયે રાંક થઇને ચીસો પાડતા વેદવ્યાસને શ્રમથી વ્યાકુળ થએલા જાણી સમષ્ટિ બ્રહ્માંડમાં વ્યાપી રહેલા, સાક્ષિભૂત શુકદેવજીએ પિતાને જ્ઞાનથી શોક મટે એવો ઉત્તર આપ્યો. એ ઉત્તરરૂપ પ્રતિશબ્દ હમણાંસુધી એ પર્વતના શિખરમાં સ્પષ્ટ સંભળાતો હતો.[૫૦-૫૨] વ્યાસને જોતા, શોકયુક્ત, 'હે પુત્ર ! હે પુત્ર !' એમ બોલતા અને વિરહથી ઘેરાએલા જોઈ સદાશિવે ત્યાં આવીને તેમને નીચે પ્રમાણે સમજાવ્યા.[૫૩]

સદાશિવ કહે છે:—હે વ્યાસ ! તમે શોક કરો માં. અત્યંત યોગ જાણનાર તમારો પુત્ર પરમગતિને પામેલ છે, કે જે ગતિ અજિતેંદ્રિયોને દુર્લભ છે. તમે કે જે શોકરહિત બ્રહ્મને જાણો છો તેણે તેનો શોક નહિ કરવો જોઇએ. એ પુત્રથી તમારી કીર્તિ બહુ વધી છે.[૫૪,૫૫]

વ્યાસ કહે છે:—હે દેવના દેવ ! હે જગતના પતિ ! મારો શોક જતો નથી. હું શું કરૂં ?[૫૬] મારાં નેત્રને હજી પુત્રના દર્શનની ઘણી ઉત્કંઠા છે. દર્શનથી તૃપ્તિ થઈ નથી.[૫૭]

સદાશિવ કહે છે:—હે મુનિઓમાં ઉત્તમ ! તમે પડખામાં તમારા પુત્રની મનોહર છાયા (પુત્રસરખી આકૃતિ) દેખશો અને એ જોઇને શોક છોડી દેજો.[૫૮]

સૂત કહે છે:—તે સમયે વ્યાસે સુંદર કાંતિવાળી પુત્રની છાયા દીઠી.[૫૯] સદાશિવ તેમને વરદાન દઇને ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. સદાશિવ અંતર્ધાન થઈ ગયા પછી વ્યાસ પોતાના આશ્રમમાં આવ્યા. છાયા દેખાતાં છતાં પણ પુત્રના વિરહથી સંતપ્ત અને અતિદુઃખિત રહેતા હતા.[૬૦]

**दत्त्वा वरं हरस्तस्मै तत्रैवांतरधीयत ॥**
**अंतर्हितेमहादेवेव्यासःस्वाश्रममभ्यगात् ॥**
**शुकस्यविरहेणापितप्तःपरमदुःखितः ॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯.**

---

# अध्याय २० मो.

## શુકદેવના ગયા પછી વ્યાસનો વ્યવસાય

**ऋषय ऊचुः**

**शुकः परमांसि[illegible] मानवान् [illegible] ।**
**किंचका[illegible] ॥१॥**

ઋષિયો પૂછે છેઃ—દેવતાઓમાં ઉત્તમ શુકદેવજી મુક્તિ પામ્યા પછી વેદવ્યાસે શું કર્યું? તે અમને વિસ્તારથી કહો.[1]

સૂત કહે છેઃ—અસિત, દેવલ, વૈશંપાયન, જૈમિનિ અને સુમંતુ, એ સર્વે તપસ્વી લોકો કે જેઓ વ્યાસના શિષ્ય થઇને વેદના અભ્યાસમાં લાગેલા હતા તેઓ સઘળા વ્યાસની આજ્ઞા લઇને પ્રથમથીજ પોતાને ગમે ત્યાં નીકળી ગયા હતા અને તેવામાં વળી શુકદેવજીનો પણ વિયોગ થયો તેનેલીધે શોકથી દબાએલા વ્યાસે પોતાના આશ્રમમાંથી જવાનો વિચાર કર્યો.[2 4] તે સમયમાં માછીમારની દીકરી પોતાની મા સત્યવતી કે જેમને પોતે ગંગાજીને કાંઠે રોતાં મૂકી દીધાં હતાં તેમનું વ્યાસને મનમાં સ્મરણ થયું.[5] સત્યવતીનુ સ્મરણ થતાં મહાતેજસ્વી વ્યાસ તે પર્વતને છોડીને પોતાના જન્મસ્થાનરૂપ યમુનાના બેટમાં આવ્યા.[6] બેટમાં આવીને પૂછ્યું કે 'એ સત્યવતી ક્યાં છે?' માછીમારોએ કહ્યું કે 'એ કન્યા તો શંતનુરાજાને પરણાવ્યાં'[7] માછીમારના અધિપતિએ પણ પ્રીતિસહિત વ્યાસની પૂજા કરી અને ભલે આવ્યા એમ સત્કાર કરી હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યું.[8]

માછીમારોનો અધિપતિ કહે છેઃ—હે મુનિ! તમારૂં દર્શન કે જે દેવતાઓને પણ દુર્લભ છે તે મળ્યું તેથી આજ મારો જન્મ સફળ થયો અને અમારૂં કુલ પવિત્ર થયું.[9] હે બ્રાહ્મણોમાં ઉત્તમ! તમે જે કામનેવાસ્તે આવ્યા છો તે મને કહો. મારી સ્ત્રીઓ, ધન અને પુત્રો તમારાંજ છે.[10]

સૂત કહે છેઃ—માછીમારના અધિપતિનું એ વચન સાંભળી તેને યોગ્ય ઉત્તર આપીને વ્યાસે સરસ્વતીના રમણીય કાંઠામાં પોતાનો આશ્રમ કર્યો અને સમાધિ ધરનારા વ્યાસ તેજ આશ્રમમાં રહી તપ કરવા લાગ્યા.[11] અપાર કાંતિવાળા શંતનુરાજાને સત્યવતીના ઉદરથી બે પુત્ર થયા હતા તેઓને પોતાના દૂધભાઈ જાણી વ્યાસને સુખ પ્રાપ્ત થયું.[12] શંતનુરાજાને 'ચિત્રાંગદ' નામે રૂપાળો, શત્રુઓને તપાવનાર અને સઘળાં શુભ લક્ષણવાળો મોટો પુત્ર થયો હતો.[13] અને 'વિચિત્રવીર્ય' નામે બીજો પુત્ર પણ થયો હતો. એ વિચિત્રવીર્ય પણ સર્વ ગુણવાળો અને શંતનુને સુખ આપે એવો હતો.[14] શંતનુરાજાની સ્ત્રી થઇને પ્રથમ ગંગાજી રહ્યાં હતાં તેમનાઉદરથી મહાવીર અને બળના અધિપતિ 'ગાંગેય' નામે એક પુત્ર થયો હતો. તે પછી શંતનુરાજા સત્યવતીને પરણ્યા હતા તેના ઉદરમાંથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામના ઉપર કહેલા મહાબળવાન બે પુત્ર થયા હતા.[15] ઉદાર મનવાળા શંતનુરાજા પોતાના પુત્રોને સઘળાં શુભ લક્ષણવાળા જોઇને પોતાને 'હું દેવાદિકથી પણ જીતાઉં નહિ' એમ માનવા લાગ્યા.[16] પછી કાળના નિયમપ્રમાણે કેટલેક કાળે ધર્માત્મા શંતનુરાજાએ માણસ જેમ જુના વસ્ત્રને છોડી દે તેમ પોતાના દેહને છોડી દીધો.[17] રાજા મરણ પામતાં ભીષ્મે(ગાંગેયે)વિધિપ્રમાણે તેમનાં સઘળાં પ્રેતકાર્ય અને અનેક પ્રકારનાં દાન કર્યાં.[18] પછી મહાપરાક્રમી ભીષ્મે ચિત્રાંગદને ગાદીએ બેસાડયો પણ પોતે રાજ્ય ન કર્યું તેથી પોતે 'દેવવ્રત' કહેવાયા.[19] સત્યવતીનો પુત્ર મહાબળવાન ચિત્રાંગદ પ્રથમ પવિત્ર હતો તોપણ પાછળથી પરાક્રમના અભિમાનવાળો અને બીજાઓને દુઃખ દેનાર થયો.[20] એક દિવસે મહાબાહુ ચિત્રાંગદ મોટું સૈન્ય સાથે લઈ વધ કરવા યોગ્ય મૃગ અને રૂરૂઓને જોતો જોતો વનના પ્રદેશોમાં ફરતો હતો.[21] ત્યાં તેને જોઈ ચિત્રાંગદ નામનો એક ગંધર્વ કે જે

વિમાનમાં બેઠો હતો તે પૃથ્વીપર પાસે ઉતરી આવ્યો.[૨૨] હે મુનિઓ ! એ કુરૂક્ષેત્ર નામના પવિત્ર સ્થળમાં સરખા પરાક્રમવાળા તે બન્ને જણાને ત્રણ વર્ષસુધી મોટું યુદ્ધ થયું.[૨૩] યુદ્ધમાં ગંધર્વના હાથથી મરણ પામીને ચિત્રાંગદ રાજા તુરત સ્વર્ગમાં ગયો. આ વાત સાંભળીને ભીષ્મે તેનાં પ્રેતકાર્ય કરાવ્યાં.[૨૪] શોકાદિક કર્યા પછી ભીષ્મે મંત્રિઓની સાથે મળીને વિચિત્રવીર્યને રાજ્યનો અધિપતિ ઠરાવ્યો.[૨૫] સત્યવતીને પુત્રનો ઘણો શોક વ્યાપ્યો હતો તો પણ પાછળથી મંત્રિઓના અને મહાત્મા ગુરૂઓના સમજાવવાથી તથા પોતાના નાના પુત્ર વિચિત્રવીર્યને રાજ્ય મળેલું જોઈને ઘણો સંતોષ મળ્યો હતો. વ્યાસ પણ પોતાના ભાઇને રાજા થયો સાંભળીને રાજી થયા.[૨૬,૨૭] સત્યવતીનો પુત્ર, એ પોતાનો નાનો ભાઈ ભારે જુવાનીમાં આવતાં તેના વિવાહનેવાસ્તે ભીષ્મે વિચાર કર્યો.[૨૮] કાશીના રાજાની સઘળાં શુભલક્ષણવાળી ત્રણ કન્યાઓ હતી તેઓના વિવાહનેવાસ્તે તે રાજાએ સ્વયંવર કર્યો હતો.[૨૯] સ્વયંવરનેવાસ્તે હજારો રાજાઓ અને રાજકુમારોને બોલાવતાં તેઓ આવ્યા હતા અને તેઓનાં સન્માન કરવામાં આવતાં હતાં[૩૦] એ પ્રસંગમાં મહાપરાક્રમી ભીષ્મે એક રથથીજ ત્યાં પહોંચી જઇ સર્વે રાજાઓનો પરાભવ કરીને બલાત્કારથી તે કન્યાઓનું હરણ કર્યું.[૩૧] મહારથી અને તેજસ્વી ભીષ્મ સઘળા રાજાઓને જીતીને તે કન્યાઓને લઇને હસ્તિનાપુરમાં આવ્યા.[૩૨] એ સુંદર નેત્રવાળી કન્યાઓને મા, બેન અને દીકરીઓની પેઠે લેખતાં ભીષ્મે હસ્તિનાપુરમાં લાવી સત્યવતીને નિવેદન કરીને તુરત વેદને જાણનારા જોશી બ્રાહ્મણોને બોલાવ્યા અને વિવાહને વાસ્તે શુભ દિવસ જોવરાવ્યો.[૩૩-૩૪] વિવાહના સરસામાન કરીને પોતાના ધર્માત્મા ભાઈ વિચિત્રવીર્યને પરણાવવા માંડયો.[૩૫] ત્યાં રૂપાળાં નેત્રવાળી, ત્રણેમાં મોટી કન્યાએ લજાતાં લજાતાં ભીષ્મને કહ્યું કે:–"હે કૌરવોમાં ઉત્તમ ! હે ધર્મને જાણનાર ! હે કુલદીપક ! હે ગંગાજીના પુત્ર ભીષ્મ ! હું સ્વયંવરમાં મનથી શાલ્વરાજાને વરી ચૂકી છું અને શાલ્વરાજા પ્રેમભરેલા ચિત્તથી મને વરી ચૂકયો છે, માટે હવે તમારાં કુળને જેમ યોગ્ય હોય તેમ કરો.[૩૬-૩૮] એ મને પ્રથમ વરી ચૂકયો છે અને તમે મહા ધર્માત્મા તથા બળવાન છો તો હવે તમારી ઇચ્છા હોય તેમ કરો."[૩૯] આ પ્રમાણે તે કન્યાનું વચન સાંભળીને ભીષ્મે બ્રાહ્મણોને, વૃદ્ધોને, માને અને મંત્રિઓને પૂછી જોયું અને સર્વનો મત જાણીને તે કન્યાને કહ્યું કે:–"હે સુંદરિ ! જ્યાં તારી રૂચિ હોય ત્યાં જા"[૪૦,૪૧] ભીષ્મે છોડી દીધેલી તે કન્યાએ શાલ્વરાજાને ઘેર જઈ મનથી વરેલા તે રાજાને કહ્યું[૪૨] કે:–"મારૂં મન તમારામાં છે એમ જાણી ધર્મની રીતિપ્રમાણે ભીષ્મે મને છોડી દેતાં હું તમારી પાસે આવી છું માટે હવે મારૂં પાણિગ્રહણ કરો.[૪૩] હે રાજાઓમાં ઉત્તમ ! હું તમારી ઘણી સારી રીતે ધર્મપત્ની છુ, કારણ કે મેં પ્રથમ તમનેજ ધાર્યા હતા એમાં કશો સંશય નથી."[૪૪]

શાલ્વ કહે છે:–મારા દેખતાં ભીષ્મે તને પકડી અને રથમાં બેસાડી તેથી હું તારૂં પાણિગ્રહણ કરીશ નહિ.[૪૫] કયો બુદ્ધિમાન પુરૂષ પારકી ઉચ્છિષ્ટ કન્યાનું ગ્રહણ કરે ? એમ સમજી ભીષ્મે તને છોડી દીધી છે તો હું પણ તને માસમાન ગણું છું તેથી પરણીશ નહિ.[૪૬]

સૂત કહે છે:–મહાત્મા શાલ્વરાજાએ તેને રોતી અને વિલાપ કરતી છોડી દીધી તેથી તે કન્યા પાછી ભીષ્મની પાસે આવીને રોતાં રોતાં બોલી કે:–" હે વીર ! તમે મને છોડી

દીધી તો પણ શાલ્વ મારૂં ગ્રહણ કરતો નથી માટે હવે તમે ગ્રહણ કરો. નહિ કરો તો હું મરીશ. તમે ધર્મને જાણનાર છો."[૪૭-૪૮]

ભીષ્મ કહે છેઃ-હે સુંદરિ ! તું કે જેનું ચિત્ત બીજામાં છે તેને હું કેમ રાખું ? એટલા-માટે તું સ્વસ્થ થઇને તુરત તારા પિતાની પાસે જા.[૪૯]

સૂત કહે છેઃ-ભીષ્મ આપ્રમાણે બોલતાં તે કન્યા વનમાંજ ગઇ અને તે વનમાં પરમ પવિત્ર તીર્થને કાંઠે તપ કરવા લાગી.[૫૦] કાશીના રાજાની દીકરીઓ અબાલિકા અને અંબિકા, એ બેજ વિચિત્રવીર્યની સ્ત્રીઓ થઇ.[૫૧] મહાબળવાન વિચિત્રવીર્યરાજા ઘર અને ઉપવનમાં અનેક પ્રકારના વિહારોથી તેઓની સાથે બહુજ રમવા લાગ્યો.[૫૨] નવ વર્ષસુધી સુંદર ક્રીડા કરતાં ક્ષયરોગ થવાથી એ વિચિત્રવીર્ય રાજા મરી ગયો.[૫૩] પુત્ર મરી જતાં બહુજ દુઃખથી પીડાએલાં સત્યવતીએ મંત્રિઓની સાથે મળીને પુત્રનાં પ્રેતકાર્ય કરાવ્યાં.[૫૪] પછી અતિ દુઃખ પામેલાં સત્યવતીએ એકાંતમાં ભીષ્મને કહ્યું કેઃ-"હે શંતનુના પુત્ર ! હે ભાગ્યશાળી ! તમે પિતાનુ રાજ્ય લો,[૫૫]અને યયાતિરાજા કે જે તમારા પૂર્વજ થાય તેના વંશનો નાશ ન થવા સારૂં તમે ભાઇની સ્ત્રીનો સ્વીકાર કરીને વંશ રાખો."[૫૬]

ભીષ્મ કહે છેઃ-હે મા ! મારા પિતાનેવાસ્તે જે મેં પ્રતિજ્ઞા કરેલી છે તે તમે સાંભળી છે તો એ પ્રતિજ્ઞા પ્રમાણે હું રાજ્ય કરીશ નહિ અને સ્ત્રીનો સ્વીકાર પણ કરીશ નહિ.[૫૭]

સૂત કહે છેઃ-ત્યારે સત્યવતી ચિંતા કરવા લાગ્યાં કે 'હવે વંશ શી રીતે રહે? આવીરીતે અરાજક થઈ ગયું તો હવે આલસ્ય રાખવામાં મને સુખ થવાનું નથી.'[૫૮] તે સમયમાં ભીષ્મે તેમને કહ્યું કેઃ-"હે મા ! ચિંતા કરો માં અને વિચિત્રવીર્યની સ્ત્રીમાં ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન થાય એવી ગોઠવણ કરો.[૫૯] કોઈ ધર્માત્મા બ્રાહ્મણને બોલાવીને તમારી વહુની સાથે સમાગમ કરાવો. કુલની રક્ષા કરવી હોય ત્યારે આ પ્રમાણે કરવામાં દોષ નથી એમ વેદમાં પણ કહ્યું છે.[૬૦] પૌત્ર ઉત્પન્ન કરાવીને તે પૌત્રને રાજ્ય આપો. હું તેનીજ આજ્ઞાનું પાલન કરીશ."[૬૧] ભીષ્મનુ આ વચન સાંભળીને સત્યવતીએ નિષ્પાપ વેદવ્યાસ મુનિ કે જે પોતાના કુંવારાપણામાં જન્મેલા પુત્ર હતા તેમનું મનમાં સ્મરણ કર્યું.[૬૨] સ્મરણ કરતાંજ મોટા તેજવાળા તપસ્વી વ્યાસમુનિ ત્યાં આવ્યા અને માને પ્રણામ કરી ઉભા રહ્યા.[૬૩] ભીષ્મે તેમની સારી રીતે પૂજા કરી અને સત્યવતીએ માન આપ્યું. જાણે ધૂમાડાવગરનો બીજો અગ્નિજ હોય એવા મહાતેજસ્વી વ્યાસ ઉભા રહ્યા.[૬૪] તેમને તેમની મા સત્યવતીએ કહ્યુ કેઃ-"તમારા ભાઈ વિચિત્રવીર્યની સ્ત્રીમાં તમે તમારા વીર્યથી તુરત સુંદર પુત્ર ઉત્પન્ન કરો."[૬૫] માનુ વચન સાંભળી વ્યાસે તે 'મહાત્માનું વચન છે' એમ માની સ્વીકાર કર્યો. હા પાડીને વ્યાસ ત્યાં રહ્યા અને ઋતુના સમયની વાટ જોવા લાગ્યા.[૬૬] અંબિકા જ્યારે રજસ્વલા થઇને નાહી ત્યારે વ્યાસમુનિનો સંગ કરીને તેણે મહાબળવાન પણ આંધળો પુત્ર જણ્યો.[૬૭] પૌત્રને જન્માંધ જોઇને બહુ દુઃખ પામેલાં સત્યવતીએ બીજી વહુને કહ્યું કેઃ-"તુરત પુત્ર ઉત્પન્ન કરો."[૬૮] આ ઉપરથી અંબાલિકાએ પણ ઋતુકાળ આવતાં રાત્રિએ વ્યાસનો સંગ કર્યો અને તેથી તેને પણ ગર્ભ રહ્યો.[૬૯] સમયપર પુત્ર જણ્યો તે પણ પાંડુવર્ણવાળો થયો તેથી રાજ્યને યોગ્ય મનાયો નહિ. એક વર્ષ ગયાપછી વળી પુત્ર ઉત્પન્ન કરવાને વાસ્તે સત્યવતીએ વહુને કહ્યું[૭૦] અને

ફરીથી વ્યાસને બોલાવી પ્રાર્થના કરીને તેમને રાત્રિએ શયનના ઉત્તમ ઘરમાં મોકલ્યા.[૭૧] વહુ તે ઘરમાં ગઈ નહિ પણ તેણે એક દાસીને મોકલી. એ દાસીમાં ધર્મના અંશરૂપ વિદુરજી નામે શુભ પુત્ર ઉત્પન્ન થયા.[૭૨] આ પ્રમાણે વ્યાસે વંશ રાખવા સારૂ ધૃતરાષ્ટ્ર આદિ ત્રણ મહાવીર પુત્રો ઉત્પન્ન કર્યા.[૭૩] હે મુનિયો ! આ વંશ ઉત્પન્ન થવાની સઘળી વાત મેં તમારી પાસે કહી. ભાઇના ધર્મ જાણનારા વેદવ્યાસે શંતનુરાજાનો વંશ રાખ્યો.[૭૪]

एतद्वः सर्वमाख्यातं तस्यवंशसमुद्भवम् ।
व्यासेनरक्षितोवंशोभ्रातृधर्मविदानघाः ॥७४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પ્રથમ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦

**प्रथमस्कंध समाप्त.**

# શ્રીમદ્ ભગવતી ભાગવત

## દ્વિતીયસ્કંધ

### અધ્યાય ૧ લો. સત્યવતીની ઉત્પત્તિ

ઋષય ઊચુઃ

आश्चर्यकरमेतत्ते वचनं गमहेतुकं ।
सं होत्रसमुत्पन्नःसर्वेषांनस्तपस्विनाम् ॥१॥

ઋષિયો પૂછે છેઃ—હે સૂત ! આ તમારૂં અસ્પષ્ટ કારણવાળું વચન આશ્ચર્યકારી છે. આ વિષયમાં અમો સઘળા તપસ્વિઓને સ દેહ ઉત્પન્ન થયો છે.[1] તમે સત્યવતીને વેદવ્યાસની મા કહ્યાં તો તેને જાણી જોઇને પૂર્વે શંતનુરાજા પરણ્યા અને તેમાં બે પુત્ર થયા તે શી રીતે ? સત્યવતી પતિવ્રતા હોવાથી પરાશરના ઘરમાંજ રહ્યાં હશે તો તેને શંતનુરાજા ફરીવાર કેમ પરણ્યા ? એ સત્યવતીથી વ્યાસ પ્રથમ કેમ ઉત્પન્ન થયા હતા ? આ પરમ પવિત્ર કથા વિસ્તારથી કહો, અમો સઘળા ઉત્તમ નિયમવાળા ઋષિઓ વેદવ્યાસની અને સત્યવતીની ઉત્પત્તિ સાંભળવાને ઈચ્છીએ છીએ.[2-5]

સૂત કહે છેઃ—ચારે પુરૂષાર્થ આપનારાં સર્વોત્તમ આદિશક્તિને પ્રણામ કરીને પુરાણ સંબંધી એ શુભ કથા કહીશ.[6] જે વાગ્બીજનું કપટથી પણ માત્ર ઉચ્ચારણ કર્યું હોય તો પણ અવિચલ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે બીજથી દેવી કે જે ઈચ્છેલા પુરૂષાર્થ આપનારાં છે, તેમનું સર્વ મનોરથની સિદ્ધિને વાસ્તે સઘળાઓએ પરિપૂર્ણ ભક્તિથી સર્વથા સ્મરણ કરવું જોઈએ.[7,8] ચેદિદેશનો અધિપતિ એક 'ઉપરિચર' નામે રાજા હતો; તે ધર્માત્મા, સત્યના સમુદ્રરૂપ, લક્ષ્મીવાળો અને બ્રાહ્મણોને પૂજનાર હતો.[9] ઇંદ્રે તેના તપથી પ્રસન્ન થઇને તેને રાજી કરવા સારૂ સ્ફટિકમણિનું સુંદર વિમાન આપ્યું હતું.[10] સર્વ લોકમાં વિખ્યાત અને ધર્માત્મા એ રાજા તે વિમાનમાં બેસી પૃથ્વી ઉપર જવું છોડી દઈને ઊંચેજ ચાલતો હતો તેથી તે 'ઉપરિચરવસુ' કહેવાતો હતો..[11] એ રાજાને 'ગિરિકા' નામે સુંદર સ્ત્રી હતી અને અપાર શક્તિવાળા પરાક્રમી પાંચ પુત્ર હતા. એ પુત્રોને તે રાજાએ નોખાનોખા દેશોમાં રાજ્ય આપ્યાં હતાં.[12,13] ગિરિકાએ ઋતુકાલમાં નાહી પવિત્ર થઇને પુત્ર ઉત્પન્ન કરવાનેવાસ્તે રાજાપાસે પોતાની કામનાનું નિવેદન કર્યું અને તેજ દિવસે પિતૃઓએ રાજાને કહ્યું કેઃ—'અમારાં શ્રાદ્ધને વાસ્તે મૃગોને મારો' પિતૃઓનું વચન સાંભળી રાજાએ ઋતુવાળી સ્ત્રીવિષે વિચાર કર્યો પણ પિતૃઓનું વચન મોટું અને કરવાયોગ્ય છે એમ નિશ્ચય કરી મનમાં ગિરિકાનું સ્મરણ કરતાં રાજા મૃગયા કરવા સારૂ વનમાં ગયો.[14,15] વનમાં ગયેલા તે રાજાએ ચિત્તમાં સ્ત્રીનું સ્મરણ કરવા માંડ્યું. જાણે સાક્ષાત્ બીજી લક્ષ્મીજ હોય એવી રૂપાળી તે રાણીનું સ્મરણ કરતાં રાજાનું વીર્ય સ્ખલિત થઈ ગયું. સ્ખલિત થતાંજ તે વીર્યને વડના પાંદડામાં નાખીને રાજાએ વિચાર કર્યો કે "આ મારૂં વીર્ય શી રીતે વૃથા ન જાય ?" પછી સ્ત્રીનો ઋતુકાળ સંભારીને રાજાએ મનમાં

ધાર્યું કે "આ મારૂં વીર્ય સર્વથા અમોઘ છે એમાં સંશય નથી, તો આ વીર્યને હું મારી પ્યારીની પાસે મોકલી આપીશ."[૧૭-૨૦] સ્રી-ની પાસે વીર્ય મોકલી દેવાનો આ સમય છે એમ જાણી તે રાજાએ તે વડના પાંદડાના પડીઆમાં રાખેલા વીર્યને મંત્રી પોતાની પાસે રહેનારા શકરા પક્ષીને બોલાવીને કહ્યુ કેઃ—"આ વીર્ય લે અને તુરત મારે ઘેર જા.[૨૧-૨૨] મારી પ્યારીને વાસ્તે આ વીર્ય છે તો તે લઈ ઘેર જઇને તું મારી સ્રી ગિરિકાને આપજે. આજ તેના ઋતુનો સમય છે."[૨૩] આમ કહીને રાજાએ તે પડીઓ શકરાને આપ્યો. ગતિમાં અત્યંત ચતુર તે શકરો એ પડીઆને લઇને તુરત આકાશમાં ઉડયો.[૨૪] ચાંચમાં પડીઓ પકડીને આકાશમાં જતા એ શકરાને બીજા શકરાએ આવતો જોયો.[૨૫] તેણે માંસ જાણીને તેના ઉપર તુરત દોડ કરતાં તે બન્ને શકરા આકાશમાં ચાંચોથી લડવા લાગ્યા.[૨૬] લડતાં લડતાં તે વીર્ય યમુનાના જળમાં પડી ગયું. પડીઓ પડી જતાં બન્ને શકરા લડવું છોડી દઇને જવું હતું ત્યાં ગયા.[૨૭] એ સમયમાં એક બ્રાહ્મણ યમુનાજીમાં સંધ્યા કરતો હતો અને અદ્રિકા નામની એક અપ્સરા જળમાં ક્રીડા કરતી હતી. અપ્સરા જળમાં ડુબકી મારીને ફરતી હતી ત્યાં પેલા બ્રાહ્મણનો પગ ઝાલ્યો.[૨૮-૨૯] પ્રાણાયામ કરવા લાગેલા તે બ્રાહ્મણે એ યથેષ્ટરીતે ફરનારી અપ્સરાને જોઈ શાપ દીધો કે "તેં ધ્યાનમાં વિઘ્ન કર્યું માટે માછલી થઈ જા."[૩૦] એ ઉત્તમ બ્રાહ્મણના શાપથી તે રૂપાળી અદ્રિકા અપ્સરા યમુનાજીમાં માછલી થઈ ગઈ.[૩૧] એ માછલી થઈ ગએલી અપ્સરાએ શકરાના પગમાંથી પડી ગએલા વીર્યને તુરત આવીને લઇ લીધું.[૩૨] આ વાતને દશ મહીના થયા પછી માછીમારોએ તે સુંદર માછલીને પકડી.[૩૩] માછીમારોએ તેનુ પેટ ચીર્યું ત્યાં તેમાંથી બે મનુષ્યનું જોડલું નીકળ્યું.[૩૪] એમાં એક સુંદર બાલક હતો અને બીજી રૂપાળી કન્યા હતી. આ આશ્ચર્ય જોઈ વિસ્મય પામીને માછીમારે એ જોડલું રાજાને દેખાડયું. રાજાએ પણ વિસ્મય પામીને તેમાંથી પુત્રને રાખ્યો કે જે પુત્ર પાછળથી ધર્માત્મા, પ્રતિજ્ઞાને પાળનાર, મહાતેજસ્વી અને પિતાના સરખા પરાક્રમવાળો 'મત્સ્ય' નામનો રાજા થયો.[૩૫-૩૭] જે દીકરી હતી તેને ઉપરિચર રાજાએ તુરત માછીમારનેજ રાખવા સારૂ આપી; તે કાળી અને મત્સ્યોદરી એવા નામથી પ્રખ્યાત થઈ.[૩૮] માછીમારના ઘરમાં મોટી થતી તે કન્યા પોતામાં માછલાં જેવો ગંધ હતો તેથી 'મત્સ્યગંધા' પણ કહેવાતી હતી.[૩૯]

ઋષિયો પૂછે છેઃ—અદ્રિકા નામની ઉત્તમ અપ્સરા કે જે મુનિના શાપથી માછલી થઇ અને જેને માછીમાર કાપીને ખાઈ ગયા તેનું પાછું શું થયું તે કહો. હે સૂત! શાપને અંતે તેને સ્વર્ગની પ્રાપ્તિ શી રીતે થઇ?[૪૦-૪૧]

સૂત કહે છેઃ—મુનિએ શાપ દેતાં તે વિસ્મય પામી ગઇ અને રાંકની પેઠે રોતાં રોતાં તેણે તે સમયે એ બ્રાહ્મણની સ્તુતિ કરી.[૪૨] બ્રાહ્મણે દયા કરીને તે રોતી અપ્સરાને કહ્યું કેઃ—"શોક નહિ કર. હું તારા શાપનો અંત કહું છું.[૪૩] મારા ક્રોધથી થએલા શાપને લીધે તું માછલી થયા પછી બે માણસનો જન્મ આપીને શાપથી છૂટીશ."[૪૪] આ પ્રમાણે તે મુનિએ કહ્યુ હતું તેથી તે અપ્સરા નદીના જળમાં માછલી થઈ અને બે બાલકોને જન્મ આપીને શાપથી છૂટી.[૪૫] શાપને છેડે માછલીનું રૂપ છોડી દઇ દિવ્યરૂપ પામીને તે સુંદરી દેવમાર્ગમાં ગઇ.[૪૬] આ પ્રમાણે સુંદર મ્હોડાવાળી તે મત્સ્યગંધા

માછીમારની પુત્રી થઈ હતી. એ મત્સ્યગંધા પાલન–પોષણ પામતાં માછીમારના ઘરમાં મોટી થઈ,[૪૭] અને કિશોર અવસ્થામાં તેની કાંતિ બહુજ વૃદ્ધિ પામી. અત્યંત રૂપાળી એ ઉપરિચર વસુની દીકરી પોતાના પાલક પિતા માછીમારનાં કામ કરતી હતી.[૪૮]

**मत्स्यगंधा तदा जाता किशोरी चातिसुप्रभा ।**
**तस्यकार्याणिकुर्वाणावासवीचातिसुप्रभा॥४८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

## अध्याय २ जो. વ્યાસનો પ્રાદુર્ભાવ

### सूत उवाच

**एकदातीर्थयात्रायांव्रजन्पाराशरोमुनिः ।**
**आजगाममहातेजाःकालिंद्यास्तटमुत्तमम्॥१॥**

સૂત કહે છેઃ—એક દિવસે તીર્થયાત્રામાં નીકળેલા મહાતેજસ્વી પરાશરમુનિએ યમુનાજીને ઉત્તમ કાંઠે આવી ચઢયા.[૧] ત્યાં આવી તેમણે માછીમારને કહ્યું કેઃ—"મને યમુનાજીને બીજે કાંઠે પહોંચાડી દે."[૨] મુનિએ કહ્યુ તે સમયે માછીમાર પોતે જમતો હતો તેથી તેણે પોતાની મનોહર પુત્રી મત્સ્યગંધાને કહ્યુ કેઃ—"આ ધર્માત્મા તપસ્વીને જવાની ઈચ્છા છે તેથી તેમને મછવાથી બીજે કાઠે તુંજ પહોંચાડી આવ."[૨-૪] પિતાનુ વચન સાંભળી મત્સ્યગંધા એ મુનિને મછવામાં બેસાડી મછવો હાંકવા લાગી.[૫] યમુનાના જળમાં મછવામાં બેઠેલા મુનિ, તે સુંદર નેત્રવાળી મત્સ્યગંધાને જોઈ દૈવયોગથી અકસ્માત કામાતુર થઈ ગયા.[૬] મુનિએ તેને ફુટતી જુવાનીવાળી જોઈને પકડવા સારૂ પોતાના જમણા હાથથી તેના જમણા હાથનો સ્પર્શ કર્યો.[૭] મત્સ્યગંધાએ થોડુંક હસીને તે મુનિને કહ્યું કેઃ—"આ કામ તમારા કુળને, શાસ્ત્રાભ્યાસને કે તપને યોગ્ય છે?[૮] તમે વસિષ્ઠના પુત્ર અને કુળશીલવાળા છતા કામદેવથી પીડાઇને આ શુ કરવા ધારો છો?[૯] હે ધર્મને જાણનાર ! હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! પૃથ્વીમાં મનુષ્યનો જન્મ દુર્લભ છે અને તેમાં પણ વિશેષે કરી બ્રાહ્મણપણું દુર્લભ છે એમ હું માનું છું.[૧૦] તમે કુલ, શીલ અને શાસ્ત્રાભ્યાસથી બ્રાહ્મણોમાં ઉત્તમ અને ધર્મને જાણનાર છતાં હું કે જે માછલાના ગંધવાળી છું તેને જોઈ આવી રીતે અનાર્યપણું કેમ પામી ગયા ?[૧૧] હે અમોઘબુદ્ધિવાળા બ્રાહ્મણ ! તમે મારા શરીરમાં કયો સારો પદાર્થ જોઈ કામાતુર થઇને મારો હાથ ઝાલવા સારૂ ઢુંકડા આવો છો. તમારા પોતાના ધર્મને કેમ જાણતા નથી ?"[૧૨] આ પ્રમાણે કહ્યા પછી તેણે મનમાં વિચાર કર્યો કે "અહો ! આ બ્રાહ્મણ મને ભોગવવા સારૂ મૂર્ખ બનેલો છે. મારો હાથ ઝાલીને શૃંગારરસમાં ડૂબી ગએલ છે. કામદેવથી વીંધાએલા વ્યાકુલ મનને રોકવામાં આ જગતમાં કોઈપણ સમર્થ નથી."[૧૩] આ પ્રમાણે વિચારીને તે મત્સ્યગંધાએ પરાશરમુનિને કહ્યું કેઃ—"ધીરજ રાખો. તમને બીજે કાંઠે પહોંચાડી દઉં છુ"[૧૪]

સૂત કહે છેઃ—પરાશરમુનિ તેનું એ સ્નેહભરેલું વચન સાંભળી હાથ છોડી દઈને ઉભા રહ્યા અને યમુનાને બીજે કાંઠે પહોંચ્યા.[૧૫] મુનિએ કામાતુરપણાનેલીધે ત્યાં પણ મત્સ્યગંધાને પકડી ત્યારે તે મત્સ્યગંધાએ ધ્રૂજતાં ધ્રૂજતાં તે પાસે ઉભેલા મુનિને કહ્યું[૧૬] કેઃ—"હે મુનિઓમાં ઉત્તમ ! હું દુર્ગંધવાળી છું તે છતાં તમને સુગ કેમ આવતી નથી? સરખાં રૂપવાળાં સ્ત્રી–પુરૂષનો સંયોગ સુખકારી થાય છે."[૧૭] આ પ્રમાણે તે સુંદર રૂપવાળી કન્યા બોલતાં મુનિએ ક્ષણમાત્રમાં તેને કસ્તુરી જેવા સુગંધવાળી અને જેનો સુગંધ એક યોજન

સુધી ફેલાય એવા કરી દીધી,[૧૮] એ પ્રમાણે તેને સુગંધવાળી અને મનોહર બનાવીને કામદેવથી પીડાએલા મુનિએ તેનો જમણો હાથ ઝાલવા માંડયો.[૧૯] ત્યારે સત્યવતી બોલી કે "હે મુનિ ! કાંઠે ઉભેલા આ લોકો અને મારો બાપ પણ દેખે છે તો આ પશુઓની પેઠે લાજ છોડીને મૈથુન કરાવવું મને ગમતું નથી માટે રાત્રિ પડે ત્યાંસુધી તમે ખમો.[૨૦,૨૧] મનુષ્યને રાત્રે મૈથુન કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે. દિવસે કરવાની છુટ નથી. દિવસે કરવામાં મોટો દોષ છે અને તેમ કરવું એ મનુષ્યોમાં પણ નિંદિત છે." તે કન્યાનું આ વચન સાંભળી અને યોગ્ય કહે છેએમ ધારી મુનિએ પોતાના પુણ્યના બલથી તુરત ઝાકળ ઉત્પન્ન કરી. ઝાકળ ઉત્પન્ન થવાથી કાંઠામાં ભારે અંધારૂં થયું.[૨૨,૨૪] ત્યારે તે મત્સ્યગંધાએ કોમલ રીતે મુનિને કહ્યું કેઃ– "હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હું કન્યા છું અને તમે તો યથેષ્ટ રીતે ભોગ કરીને જતા રહેશો.[૨૫] તમારૂં વીર્ય અમોઘ છે તો પછી મારી શી ગતિ થાય? મને જો ગર્ભ રહી જાય તો મારે મારા બાપને શું કહેવું ?[૨૬] તમે તો મને ભોગવીને ચાલ્યા જશો તો મારે શું કરવું તે કહો."

પરાશર કહે છેઃ–હે પ્યારી ! હમણાં તું મને રાજી કરીશ તો કન્યાજ રહીશ[૨૭] અને હે ભીરૂ ! તારી ઈચ્છા હોયતે પ્રમાણે બીજું પણ વરદાન માગી લે.

સત્યવતી કહે છેઃ–લોકોને અને મારાં માબાપને આ વાતની ખબર ન પડે,[૨૮] મારૂં કન્યાપણું જાય નહિ, તમારા જેવી અદ્‌ભુતશક્તિવાળો પુત્ર થાય.[૨૯] આવો સુગંધ મારો સર્વદા રહે અને નવું નવું યૌવન થતું આવે એટલાં વરદાન આપો.[૩૦]

પરાશર કહે છેઃ–હે સુંદરિ ! સાંભળ ! તને ત્રૈલોક્યમાં વિખ્યાત અને વિષ્ણુના અંશરૂપ પવિત્ર પુત્ર થશે. કોઈ કારણથીજ હું તારામાં કામાતુર થયો છું.[૩૧] મને કોઈ દિવસે મોહ થયો નથી અપ્સરાઓનું રૂપ જોઇને પણ સર્વદા મેં ધીરજ રાખી છે.[૩૨] દૈવયોગથીજ તને જોઇને હું કામદેવને વશ થયો છું. તો આમાં કાંઈ કારણ છે એમ જાણ, કોઈનાથી દૈવનું ઉલ્લંઘન થતું નથી.[૩૩] દૈવની પ્રબળતા ન હોય તો તું કે જેઅત્યંત દુર્ગંધિવાળી હતી તેને જોઇને હું કેમ મોહ પામું ? હે સુંદરિ ! તારો પુત્ર પુરાણોનો કર્ત્તા, વેદ જાણનાર, વેદના વિભાગ કરનાર અને ત્રણ ભુવનમાં પ્રખ્યાત થશે.[૩૪,૩૫]

સૂત કહે છેઃ–પરાશરમુનિ આ પ્રમાણે બોલી, વશ થએલી તે મત્સ્યગંધાનો ભોગ કર્યા પછી તુરત યમુનાના જળમાં નાહીને ચાલ્યા ગયા. તે સત્યવતી (મત્સ્યગંધા)ને તુરતજ ગર્ભ રહ્યો,[૩૬] અને તેણે યમુનાના બેટમાં કામદેવ સરખો રૂપાળો પુત્ર જણ્યો. તેજસ્વી અને મોટી શક્તિવાળા તે પુત્રે જન્મતાંજ તપ કરવાનો નિશ્ચય કરીને પોતાની માને કહ્યું[૩૭] કેઃ–"હે મા ! તમારી જ્યાં ઈચ્છા હોય ત્યાં જાઓ. હું અહીંથી તપ કરવાને વાસ્તે જાઉં છું. તમે જ્યારે મારૂં સ્મરણ કરશો ત્યારે હું તમારી પાસે આવીશ. હે મા ! જ્યારે તમારે કાંઇક મોટું કામ પડે ત્યારે મારૂં સ્મરણ કરજો. એટલે હું તરત આવીશ. તમારૂં કલ્યાણ થજો. હું જઈશ. તમે ચિંતા નહિ કરતાં સુખે રહેજો."[૩૮,૪૦] એમ કહીને વ્યાસ ત્યાંથી નિકળ્યા અને સત્યવતી પણ પોતાના બાપની પાસે ગયાં. વ્યાસને બાળક અવસ્થામાં તેણે દ્વીપ (બેટ) માં મૂકયા હતા તેથી તે દ્વૈપાયન કહેવાયા છે.[૪૧] વ્યાસ પોતે જન્મતાંજ વિષ્ણુના અંશના યોગનેલીધે મોટા થયા અને પ્રત્યેક તીર્થમાં સ્નાન

કરીને ઉત્તમ તપ કરવા લાગ્યા.[૪૨] આ પ્રમાણે પરાશરના વીર્યથી સત્યવતીમાં વ્યાસ જન્મ્યા હતા. તેમણે કલિયુગ આવ્યો જાણી વેદની શાખાઓ કરી છે.[૪૩] વેદનો વિસ્તાર કરવાથી તેમનું 'વ્યાસ' એવું નામ થયું. એમણે પુરાણોની સંહિતાઓ કરી અને ઉત્તમ મહાભારત પણ કર્યું.[૪૪] વેદોના વિભાગ કરીને તે વિભાગો પોતાના શિષ્ય સુમંતુ, જૈમિનિ, પૈલ, વૈશંપાયન, અસિત અને દેવલને તથા પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યા. હે મુનિઓ ! આ સઘળું કારણ અને સત્યવતીના પુત્રની શુભ ઉત્પત્તિ મેં તમારી પાસે કહ્યાં.[૪૫ ૪૬] આ ઉત્પત્તિમાં સંશય ન કરવો. મહાત્મા પુરૂષોના ચારિત્રમાંથી ગુણોજ લેવા જોઇએ. સત્યવતીથી વ્યાસની ઉત્પત્તિ, માછલીના પેટથી સત્યવતીની ઉત્પત્તિ, પરાશરની સાથે સત્યવતીનો સંયોગ અને પાછો શંતનુરાજાની સાથે સંયોગ એ સઘળું કારણોને લીધેજ થયું હતું. કારણ ન હોય તો પરાશરમુનિનું ચિત્ત કામદેવથી વ્યાકુળ કેમ થાય ?[૪૭-૪૯] અને ધર્મને જાણનારા એ મુનિ અનાર્ય લોકોએ કરવાનું કામ કેમ કરે ? આ આશ્ચર્યકારી અને કારણોથી ભરેલી ઉત્પત્તિ મેં તમારી પાસે કહી.[૫૦] આ ઉત્પત્તિ સાંભળે તો માણસ સર્વથા પાપથી મુક્ત થાયછે. જે કાનવાળો માણસ આ શુભ આખ્યાન સાંભળે તેને દુર્ગતિ થાય નહિ અને સર્વદા સુખ થાય.[૫૧]

**श्रुत्वापापाद्विनिर्मुक्तोनरोभवतिसर्वथा ॥**
**यएतच्छुभमाख्यानंशृणोति श्रुतिमान्नरः ॥**
**नदुर्गतिमवाप्नोतिसुखीभवतिसर्वदा ॥५१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

# અધ્યાય ૩ જો

## મહાભિષ,ગંગા અને વસુઓને થયેલા શાપ

**ऋषय ऊचुः**

**उत्पत्तिस्तुत्वयाप्रोक्ताव्यासस्यामिततेजसः ॥**
**सत्यवत्यास्तथासूतविस्तरेणत्वयाऽनघ ॥१॥**

ઋષિયો પૂછે છેઃ—હે સૂત ! તમે અપાર તેજવાળા વ્યાસની અને સત્યવતીની ઉત્પત્તિ વિસ્તારથી કહી તોપણ અમારા ચિત્તમાં જે એક સંદેહ વર્તે છે તે આથી મટતો નથી. તમે જે સત્યવતી નામનાં વ્યાસની મા કહ્યાં તે, સારી રીતે ધર્મ જાણનારા શંતનુરાજાને શી રીતે પરણ્યાં.[૧ ૩] સત્યવતી કે જે માછીમારની દીકરી હોવાથી નીચ કુલનાં અને છુટાં રહેનારાં હતાં તેમને એ ધર્મિષ્ઠ અને પૂરૂના વંશના શંતનુરાજા કેમ પરણ્યા ?[૪] પ્રથમ શંતનુની સ્ત્રી કોણ હતાં ? શંતનુના પુત્ર મહાબુદ્ધિમાન ભીષ્મ વસુના અંશરૂપ શી રીતે હતા ?[૫] તમે કહી ગયા કે સત્યવતીનો મોટો પુત્ર 'ચિત્રાંગદ' રાજા હતો તે યુદ્ધમાં મરણ પામતાં અપાર તેજવાળા ભીષ્મે સત્યવતીના ન્હાના પુત્ર 'વિચિત્રવીર્ય'ને રાજ્ય આપ્યું, તો અત્યંત રૂપવાળા અને ધર્માત્મા મોટા ભાઇ ભીષ્મ જીવતાં છતાં તેણે રાજ્ય કેમ કર્યું અને ભીષ્મે આપ્યું પણ કેમ ?[૬-૮] વિચિત્રવીર્ય મરી જતાં અતિદુઃખ પામેલાં સત્યવતીએ પોતાની વહુઓ પાસે અન્ય પુરૂષથી પુત્રો કેમ ઉત્પન્ન કરાવ્યા,[૯] અને ભીષ્મને શા માટે રાજ્ય આપ્યું નહિ ? મહાવીર ભીષ્મ શા કારણથી સ્ત્રી પરણ્યા નહિ ?[૧૦] અપાર તેજવાળા વ્યાસ વિચિત્રવીર્યના મોટા ભાઈ હતા તે છતાં તેમણે નાના ભાઇની સ્રીઓમાં પુત્ર ઉત્પન્ન કરવાનો અધર્મ શા કારણથી કર્યો ?[૧૧] પુરાણોના કર્તા અને ધર્માત્મા વ્યાસમુનિએ પરસ્ત્રીઓનું સેવન અને તેમાં વળી

ભાઇની સ્ત્રીઓનું સેવન કેમ કર્યું?[૧૨] વ્યાસે આ નિંદિત કર્મ કર્યું ત્યારે 'શિષ્ટ પુરૂષોનો આચાર તે પ્રમાણે વેદનાં વચનો હોવાનું અનુમાન કરાવે છે' એ સિદ્ધાંત શી રીતે સાચો કહેવાય?[૧૩] હે મોટી બુદ્ધિવાળા! તમે વ્યાસના શિષ્ય છો માટે અમારો આ સંદેહ તમારે કાપવો જોઇએ. આ નૈમિષારણ્યમાં અમો સઘળા સાંભળવા સારૂ અવકાશ લઈ બેઠેલા છીએ.[૧૪]

સૂત કહે છેઃ—ઈક્ષ્વાકુના વંશમાં સત્યવાન્ અને ધર્માત્મા એક 'મહાભિષ' નામે ચક્રવર્ત્તી રાજા હતો.[૧૫] તે રાજા હજાર અશ્વમેધ અને સો વાજપેય યજ્ઞથી ઇંદ્રને પ્રસન્ન કરીને સ્વર્ગલોક પામ્યો હતો.[૧૬] એક દિવસે એ મહાભિષરાજા બ્રહ્મલોકમાં ગયો ત્યાં બ્રહ્માની સેવા કરવા સારૂ સર્વે દેવતા ભેગા થયા હતા.[૧૭] મહાનદી ગંગા પણ સેવા કરવાને વાસ્તે બ્રહ્માની પાસે આવ્યાં હતાં; તેમનું વસ્ત્ર પવનના વેગથી ઉચું થઈ જતાં સર્વે દેવતાઓ તેમને નહિ જોતાં નીચાં મ્હોડાં કરી રહ્યા અને મહાભિષરાજા તો નિશ્શંક રીતે તેમની સામું જોઈ રહ્યો.[૧૮,૧૯] ગંગાએ પણ તે રાજાને પ્રેમયુક્ત જાણ્યો. એ બન્નેને પ્રેમયુક્ત, નિર્લજ્જ અને કામદેવથી મોહ પામેલાં જોઈ બ્રહ્માને ક્રોધ ચડયો અને તેથી તેમણે શાપ દીધો કેઃ— "હે રાજા! તું મર્ત્યલોકમાં જન્મ પામીને પછી મોટાં પુણ્યનેલીધે પાછો સ્વર્ગમાં આવીશ." ગંગાને પણ રાજાપર પ્રેમ થએલો જોઈ બ્રહ્માએ તેવોજ શાપ દીધો.[૨૦,૨૨] એ બે જણાં મનમાં ખેદ પામીને બ્રહ્માની પાસેથી નીકળ્યાં. મહાભિષે 'પૃથ્વીમાં ધર્માત્મા રાજાઓ કોણ કોણ છે?' એવો વિચાર કરીને પુરૂના વંશમાં થએલા 'પ્રતીપ' રાજાને પોતાનો પિતા કરવો ધાર્યો. એ સમયમાં આઠ વસુઓ રમતાં રમતાં યદૃચ્છાથી પોતાની સ્ત્રીઓસહિત વસિષ્ઠમુનિના આશ્રમમાં આવ્યા. પૃથુઆદિ એ આઠ વસુઓમાં એક 'દ્યો' નામના વસુની સ્ત્રીએ 'નંદિની' નામની વસિષ્ઠની ગાય દીઠી. તેને જોઇને તેણે પોતાના પતિને પૂછ્યું કે 'આ ઉત્તમ ધેનુ કોની છે!'[૨૩-૨૬] દ્યોએ કહ્યું કેઃ—"હે સુંદરિ! આ વસિષ્ઠમુનિની ગાય છે.જે કોઈ સ્ત્રી અથવા પુરૂષ આ ગાયનું દૂધ પીએ તેનું દશ હજાર વર્ષનું આયુષ્ય થાય અને સર્વદા જુવાનીજ રહે" આ વચન સાંભળી સ્ત્રીએ કહ્યું કેઃ—"મર્ત્યલોકમાં અત્યંત રૂપાળી ઉશીનરરાજાની કુંવરી મારી સખી છે તેને વાસ્તે આ દૂધાળ અને મનોરથ પૂરનાર નંદિની ગાયને વાછરડાસહિત આપણા આશ્રમમાં લાવો કે જેથી મર્ત્યલોકમાં એ એકલી મારી સખીજ સર્વદા જરા અને રોગથી રહિત રહે."[૨૭,૩૧] સ્ત્રીનું આવું વચન સાંભળી પૃથુ આદિ બીજા વસુઓને પોતાની સાથે રાખીને તે દ્યો નામના વસુએ જિતેંદ્રિય વસિષ્ઠમુનિને નહિ ગણકારતાં ગાયનું હરણ કર્યું. નંદિની હરાઇ ગયા પછી મહાતપસ્વી વસિષ્ઠમુનિ ફળો લઈને તુરત પોતાના આશ્રમમાં આવ્યા, ત્યાં વાછરડાસહિત નંદિનીને નહિ દેખતાં ઘાટાં વનોમાં પણ તેને શોધવા લાગ્યા. ગાય મળી નહિ ત્યારે વસિષ્ઠને બહુજ કોપ ઉત્પન્ન થયો.[૩૨,૩૪] એ ગાયનું વસુઓએ હરણ કર્યું છે, એમ ધ્યાનયોગથી જાણી લઇને તે ધર્માત્મા મુનિએ વસુઓને શાપ દીધો કે "વસુઓ મારૂં અપમાન કરીને ગાય લઈ ગયા માટે સઘળાઓ મનુષ્યોમાં જન્મશે એમાં સંશય નથી."[૩૫,૩૬] આ શાપ સાંભળી કચવાએલા અને દુઃખ પામેલા સર્વે વસુઓ વસિષ્ઠમુનિની પાસે ગયા.[૩૭] પ્રસન્ન કરવાસારૂ તે સઘળાઓને શરણે આવેલા અને રાંક થઇને

આગળ ઉભેલા જોઈ ધર્માત્મા મુનિએ કહ્યું કેઃ– "તમો સઘળા એક એક વર્ષને અંતરે શાપથી છૂટશો, પણ આ ઘો નામનો વસુ કે જેણે મારી પ્યારી નંદિની ગાયનું હરણ કર્યું છે તે તો મનુષ્યલોકમાં લાંબા કાળસુધી રહેશે." પછી શાપ પામેલા તે વસુઓએ ઉત્તમ નદી ગંગા કે જે પોતે પણ બ્રહ્માના શાપથી ચિંતાતુર હતાં તેમને માર્ગમાં જતાં દીઠાં.[૩૮ ૪૦] તેમને જોઈ પ્રણામ કરીને કહ્યું કેઃ–"હે દેવિ ! અમો અમૃત પીનારા દેવતાઓ થઇને માણસના પેટમાં શી રીતે જન્મીશું ! એ અમોને મોટી ચિંતા થઈ છે માટે તમે માણસની સ્ત્રીરૂપ થઇને અમને જન્મ આપો.[૪૧ ૪૨] શંતનુ નામે મોટા રાજર્ષિ છે, તેની સ્ત્રી થાઓ અને અમો જેમ જેમ જન્મતા જઇએ તેમ તેમ જળમાં નાખી દેતાં જજો.[૪૩] આમ થવાથી અમો શાપમાંથી છુટીશું એમાં સંશય નથી." ગંગાએ આ વાતનો સ્વીકાર કરતાં તે સઘળાઓ પાછા પોતપોતાના લોકમાં ગયા.[૪૪] ગંગા પણ વારંવાર વિચાર કરતાં કરતાં ત્યાંથી ગયાં. જે મહાભિષરાજા હતો તે પ્રતીપરાજાનો દીકરો 'શંતનુ' નામે ધર્માત્મા અને પોતાના વચનને પાળનાર રાજા થયો. પ્રતીપરાજા* અપાર તેજવાળા સૂર્યની સ્તુતિ કરતો હતો. તે સમયમાં ગંગાજી વરની ઇચ્છાથી પોતાના જલમાંથી સુંદર સ્ત્રીરૂપે નીકળીને તે રાજાના જમણા સાથળપર બેઠાં.[૪૫.૪૭] ત્યારે તેને જોઇને રાજાએ પૂછ્યું કેઃ–"મારા જમણા સાથળપર તું શા માટે બેઠી છે ?"[૪૮] ગંગાએ કહ્યું કેઃ–"હે મોટા રાજા! તમને વરવાની મારી ઈચ્છા છે, માટે તમારા સાથળપર બેઠી છું તો તમે મારો સ્વીકાર કરો."[૪૯] રાજાએ તે રૂપ અને યૌવનથી શોભતી સ્ત્રીને કહ્યું કેઃ–"હું, પરસ્ત્રી ગમે તેવી રૂપાળી હોય તોપણ કામનાથી તેનો સંભોગ કરતો નથી. વળી તું મારો સ્પર્શ કરીને જમણા સાથળપર બેઠી તો એ ઠેકાણું છોકરાંઓને અને વહુરૂઓને બેસવાનુ છે માટે મને દીકરો આવે ત્યારે તું તેની વહુ થજે. તારાં પુણ્યથી મને પુત્ર આવશે એમાં સંશય નથી."[૫૦ ૫૨] રાજાનું એ વચન સાંભળી દિવ્ય રૂપવાળાં એ ગંગાજી ત્યાંથી ગયાં અને રાજા પણ તે સ્ત્રીનો વારંવાર વિચાર કરતાં પાછો પોતાને ઘેર આવ્યો.[૫૩] પછી કેટલેક કાળે તે પ્રતીપરાજાને પુત્ર આવતાં અને જુવાન થતાં વનમાં જવાને સમયે તે પુત્ર શંતનુની પાસે તેમણે એ વૃત્તાંત કહ્યું હતુ.[૫૪] વૃત્તાંત કહીને વળી પાછી ભલામણ કરી હતી કેઃ–"હે પુત્ર ! એ સુંદર હાસ્યવાળી મનોહર સ્ત્રી વનમાં તમારી પાસે કામનાથી આવે તો તેનો મારી આ આજ્ઞાપર ધ્યાન રાખીને સ્વીકાર કરજો અને તમારે તેને 'તુ કોણ છે ?' એમ પૂછવું નહિ.[૫૫.૫૬] એને ધર્મપત્ની કરવાથી તમે અવશ્ય સુખી થશો." આ પ્રમાણે પુત્રને આજ્ઞા કરી રાજી થએલો તે પ્રતીપરાજા સઘળી રાજ્યલક્ષ્મી તેને આપીને વનમાં ગયો,[૫૭ ૫૯] અને ત્યાં જઈ તપ કરીને જગદંબાનું આરાધન કરવાથી તે પોતાની ઇચ્છાપ્રમાણે દેહ છોડી દઇને સ્વર્ગમાં ગયો. મહાતેજસ્વી શંતનુને ચક્રવર્તી રાજ્ય મળ્યું અને તે રાજા ધર્મપ્રમાણે દંડની વ્યવસ્થા રાખીને પ્રજાને પાળવા લાગ્યો.[૬૦]

जगामस्वर्गंराजासौदेहंत्यक्त्वा[illegible] ।
राज्यंप्रापमहातेजाःशंतनुःसार्वभौमिकम् ॥
प्रजांवेपालयामासधर्मदंडोमहीपतिः ॥६०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩

* શંતનુનો જન્મ થયા પહેલાની કથા કહે છે.

# અધ્યાય ૪ થો.

## ગંગાની સાથે શંતનુનો વિવાહ અને વસુઓનો જન્મ.

**સૂત उवाच.**

**प्रतीपेऽथ दिवं याते शंतनुः सत्यविक्रमः । बभूवमृगयाशीलोनिघ्नन्व्याघ्रान्मृगान्नृपः॥१॥**

સૂત કહે છેઃ–પ્રતીપરાજા સ્વર્ગમાં ગયા પછી મહાપરાક્રમી શંતનુરાજાને મૃગયા કરવામાં રૂચિ વધી અને તે વાઘ અને મૃગોને મારવા લાગ્યો.[1] એ રાજા કોઈ દિવસે ઘોરવનમાં ગંગાજીને કાંઠે ફરતો હતો ત્યાં મૃગનાં બચ્ચાં સરખાં નેત્રવાળી અને સુંદર ઘરેણાંવાળી એક સ્ત્રી તેના જોવામાં આવી.[2] એને જોઇને રાજાનું ચિત્ત તેમાં મગ્ન થયુ અને વિચારવા લાગ્યો કે "જાણે સાક્ષાત્ બીજી લક્ષ્મી હોય એવી રૂપ અને યૌવનવાળી આ સ્ત્રી મારા પિતાએ કહી હતી તેજ હોવી જોઇએ."[3] એનું મુખારવિંદ જોતાં રાજાને તૃપ્તિ થઈ નહિ અને જાણે ચિત્ત તેમાંજ મગ્ન થઈ ગયું હોય તેમ તેનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં.[4] એ સ્ત્રી પણ તેને મહાભિષરાજા જાણીને પ્રેમયુક્ત થઈ અને કાંઈક મંદહાસ્ય કરીને રાજા પાસે આવીને ઉભી રહી.[5] એ સુંદરીને જોઇને બહુજ રાજી થએલા રાજાએ મધુર વાણીથી સાંત્વના કરતાં નીચે પ્રમાણે કહ્યું.[6]

શંતનુ કહે છેઃ–હે સુંદરિ ! તું દેવી છે, મનુષ્ય જાતની છે, ગંધર્વ સ્ત્રી છે, યક્ષની સ્ત્રી છે, નાગકન્યા છે, કે અપ્સરા છે ? હે સુંદરિ ! તું ગમે તે હો પણ મારી સ્ત્રી થા. તું પ્રેમથી મંદહાસ્ય કરે છે માટે હવે મારી ધર્મપત્ની થા.[7,8]

સૂત કહે છેઃ–આ ગંગા છે એમ રાજા તેને નિશ્ચયથી જાણતો ન હતો પણ ગંગા તો તે મહાભિષરાજા ઉત્પન્ન થએલ છે એમ જાણતાં હતાં.[9] પૂર્વના પ્રેમના યોગથી તે રાજાની વાણી સાંભળીને તે સ્ત્રીએ મંદહાસ્ય કરી રાજાને નીચે પ્રમાણે કહ્યું.[10]

સ્ત્રી કહે છેઃ–હે મોટા રાજા ! તમને પ્રતીપના પુત્ર જાણું છું. તમે કે જે પતિ થવાને યોગ્ય છો તેમને ભાવિના યોગથી કઈ સ્ત્રી ઇચ્છે નહિ ?[11] તમારી સાથે અમુક બોલી કરીને હુ તમને પતિ કરીશ. હે રાજા ! હું તમને વરૂં છું પણ તેના સબંધમાં મારો ઠરાવ સાંભળો.[12] હુ જે શુભ અથવા અશુભ કામ કરૂ તેમાં તમારે મને ના પાડવી નહિ અને અપ્રિય વચન કહેવું નહિ.[13] જ્યારે તમે આ બોલી તોડશો ત્યારે તમને મૂકી દઇને હું મારી ઇચ્છા હશે ત્યાં જઈશ.[14]

સૂત કહે છેઃ–વસુઓએ પ્રાર્થનાપૂર્વક જન્મવાનુ જે કહ્યુ હતું તેનું મનમાં સ્મરણ કરી અને મહાભિષના પ્રેમનો વિચાર કરી ગંગાએ એ વચન કહ્યુ. રાજાએ તે વાતનો સ્વીકાર કરતાં ગંગાએ તેને પતિ કર્યો.[15,16] આ પ્રમાણે રાજાએ વરેલાં મનુષ્યરૂપવાળાં અને સર્વોત્તમ શોભાવાળાં ગંગા રાજાના ઘરમાં આવ્યાં. એ સ્ત્રીને પામી રાજા સુંદર ઉપવનમાં ક્રીડા કરવા લાગ્યો[17] અને ભાવ જાણનારાં તે ગંગાએ પણ રાજાને રમાડવા માંડયો. ક્રીડા કરતાં ઘણાં વર્ષ જતાં રહ્યાં તેની રાજાને ખબર રહી નહિ.[18] ઇંદ્ર જેમ ઇંદ્રાણીની સાથે રમે તેમ મૃગનાં બચ્ચાં સરખાં નેત્રવાળાં તે ગંગાની સાથે રાજા રમણ કર્યા કરતો હતો. ગંગા પણ સર્વ ગુણોથી સંપન્ન હતાં અને રાજા પણ કામક્રીડામાં વિચક્ષણ હતો.[19] તેથી તે બન્ને, દિવ્ય ઘરમાં લક્ષ્મી અને નારાયણની પેઠે રમતાં હતાં. આ પ્રમાણે સમય જતાં ગંગાને રાજાથી ગર્ભ રહ્યા. પુત્રનો પ્રસવ થયો અને તે પુત્ર જન્મતાંજ ગંગાએ તેને જળમાં નાખી દીધો.[20,21] આ પ્રમાણેજ બીજા, ત્રીજા, ચોથા,

પાંચમા, છઠ્ઠા અને સાતમા પુત્રને પણ જળમાં નાખીને મારી નાખતાં રાજાને ચિંતા થઈ કે, "હવે મારે શુ કરવું ? પૃથ્વીમાં મારો વંશ શી રીતે સ્થિર રહે ? આ પાપણીએ મારા સાત પુત્ર મારી નાખ્યા.[૨૨-૨૩] હું જો આને અટકાવીશ તો સર્વથા મને છોડીને એ જતી રહેશે. મારા મનને પ્યારો આ આઠમો ગર્ભ હવે રહ્યો છે ને હુ જો આને અટકાવીશ નહિ તો સર્વથા જળમાં નાખી દેશે. પછી તો આગળ જતાં મને પુત્ર થશે કે નહિ થશે, એ મોટો સંશય છે.[૨૪ ૨૫] થશે તો પણ આ દુષ્ટ સ્ત્રી તેને રાખશે કે નહિ રાખે. આ પ્રમાણે સંશય છે તો મારે હવે શુ કરવુ ?[૨૬] વંશ રાખવા સારૂ મારે સારી રીતે યત્ન તો કરવોજ જોઇએ." પછી સમય થતાં આઠમો વસુ કે જેણે સ્ત્રીવશ થઇને વસિષ્ઠની ગાય નંદિનીનુ હરણ કર્યું હતુ, તે જ્યારે જન્મ્યો ત્યારે રાજાએ તેને જોઈ સ્ત્રીના પગમાં પડીને કહ્યું કેઃ— "હે સુંદરિ ! હું તારો દાસ છું. હું તારી પાસે માગી લઉંછું કે આ પુત્ર મને જીવતો આપ.[૨૭-૨૯] હવે એક પુત્રનું હું પોષણ કરીશ. મારા સાત સુંદર પુત્રોને તે મારી નાખ્યા તો ભલે, પણ હવે આઠમાની રક્ષા કર. હું તારા પગમાં પડું છું.[૩૦] બીજુ તારે જે કાંઈ જોઇતું હોય તે દુર્લભ હશે તો પણ આપીશ પરંતુ હવે તારે મારો વંશ રાખવો જોઈએ.[૩૧] 'અપુત્ર માણસને સ્વર્ગમાં ગતિ મળતી નથી.' એમ વેદ જાણનારાઓ કહે છે. માટે હે સુંદરિ ! હવે આ આઠમો પુત્ર માગી લઉ છું."[૩૨] રાજાએ આ પ્રમાણે કહ્યું તો પણ ગંગાએ જ્યારે તે પુત્રને લઇને જવા માંડયું ત્યારે બહુજ દુઃખ પામેલા રાજાએ ઘણા કોપથી તેને કહ્યુ[૩૩] કે "હે પાપિનિ ! હવે હું શું કરૂં ? તું નરકથી નથી બ્હીતી કે શું ? નિરંતર પાપમાં લાગેલી તું કોણ છે ? કોઈ પાપીના પેટની જણાય છે.[૩૪] તારે રહેવું હોય તો રહે અને જવું હોય તો જા, પણ મારા પુત્રને અહીં રાખ. હે પાપિનિ ! તું કે જે વંશનો નાશ કરનારી છે તેને મારે શું કરવી છે ?"[૩૫] બાલક પુત્રને લઇ જતાં તે ગંગાએ રાજાનાં આવાં વચન સાંભળી કોપ કરીને કહ્યું[૩૬] કેઃ—"મને પણ પુત્રની ઇચ્છા છે માટે આ પુત્રને લઇ જઇને હું તેને વનમાં પાળીશ પણ મારો ઠરાવ ત્રુટયો તેથી હું અહીથી જતી રહીશ.[૩૭] તમે તમારૂં વચન ફેરવી નાખ્યું. મને દેવતાઓના કામ સારૂ આવેલી ગંગા સમજો. મહાત્મા વસિષ્ઠમુનિએ શાપ દેતાં ચિંતાતુર થએલા એ વસુઓએ મને ઉભેલી જોઇને માગ્યું હતુ કે 'તમે અમારી મા થાઓ.'[૩૮-૩૯] વસુઓને વરદાન દઇને હુ તમારી સ્ત્રી થઈ છું. દેવતાઓનુ કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે મારૂં પ્રાકટય થયું છે, તે તમારા પુત્ર સાત વસુઓ તો ઋષિના શાપથી છૂટી ગયા અને આ એક આઠમો વસુ કેટલાક કાળસુધી તમારો પુત્ર રહેશે.[૪૦ ૪૧] હે શંતનુરાજા ! આ મેં આપેલા પુત્રને તમે રાખજો અને વસુ જાણીને પુત્રનું સુખ ભોગવજો.[૪૨] આ 'ગાંગેય' નામનો પુત્ર મહાબળવાન થશે. હમણાં તો જે સ્થળમાં હું તમને વરી હતી તે સ્થળમાં આને લઈ જઈશ અને જુવાન થતાં સુધી પાળીને પછી તમને આપીશ. મા વગરનો દીકરો જીવે નહિ અને સુખી પણ થાય નહિ."[૪૩,૪૪] આ પ્રમાણે વાત કરી ગંગાજી તે પુત્રને લઇને અંતર્ધાન થઈ ગયાં. બહુજ દુઃખથી પીડાએલો રાજા તો પોતાના ઘરમાંજ રહ્યો.[૪૫] સ્ત્રીના વિરહના અને પુત્રના વિરહના દુઃખનું સર્વદા ચિંતન કરતાં રાજા રાજ્ય કરતો હતો.[૪૬] આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી મૃગયા કરવા નીકળેલો એ શંતનુરાજા બાણોથી

અનેક મૃગો, પાડા અને સૂવરોને મારતાં મારતાં ગંગાજીને કાંઠે ગયો; ત્યાં ગંગાના જળને થંભી રહેલું જોઈ વિસ્મય પામ્યો.[૪૭ ૪૮] એ સ્થળમાં નદીને કાંઠે ક્રીડા કરતો અને મોટુ ધનુષ ખેંચીને ઘણાં બાણુ મૂકતો એક કુમાર તેના જોવામાં આવ્યો.[૪૯] એને જોઈ વિસ્મય પામેલા રાજાને કાંઈ જાણવામાં ન આવ્યુ અને આ મારો પુત્ર કે નહિ એવું સ્મરણ પણ ન થયું.[૫૦] એનું માણસોથી ન થઈ શકે એવું કામ, બાણ, મૂકવાની ચાલાકી, અપૂર્વ વિદ્યા અને કામદેવ જેવું રૂપ જોઇને વિસ્મય પામેલા રાજાએ તેને પૂછ્યું કે:–"તું કોનો પુત્ર છે?" બાણ મૂકતો એ કુમાર કાંઈ નહિ બોલતાં અંતર્ધાન થઈ ગયો.[૫૧,૫૨] રાજાને ઘણોજ વિચાર થયો કે "એ કોણ? મારો પુત્ર કે કોઇ બીજો? હું શું કરૂં અને કોની પાસે જાઉં?"[૫૩] પછી રાજાએ સાવધાનપણાથી ઉભીને ગંગાની સ્તુતિ કરી. ગંગાએ આગળની પેઠેજ સુંદરરૂપથી દર્શન દીધું.[૫૪] સઘળાં સુંદર અંગવાળાં તે ગંગાને જોઇને રાજાએ કહ્યું કે:–"એ કોણ હતો? હવે તમે મારો પુત્ર દેખાડો."[૫૫]

ગંગા કહે છે:–હે મોટા રાજા! એ આઠમા વસુરૂપ કુમાર તમારોજ હતો કે જેની મેં રક્ષા કરી છે. એ મહાપ્રતાપી ગાંગેય નામના પુત્રને હવે હું તમારા હાથમાં સોપું છુ.[૫૬] એ પુત્ર તમારા કુળની કીર્તિ વધારશે. સઘળી વિદ્યાઓના વિધાનને જાણનાર અને સઘળા વિષયોમાં કુશળ એ તમારો પવિત્ર પુત્ર વસિષ્ઠના આશ્રમમાં રહ્યો હતો.[૫૭ ૫૮] જેટલું પરશુરામ જાણે છે તેટલું આ તમારો પુત્ર જાણે છે. હે રાજા! તમે આ પુત્રને લઇ જાઓ અને સુખી થાઓ.[૫૯]

સૂત કહે છે:–આ પ્રમાણે કહી રાજાના હાથમાં પુત્ર સોંપી દઇને ગંગા અંતર્ધાન થઈ ગયાં. આનંદ પામેલા રાજાને ઘણું સુખ મળ્યું.[૬૦] પુત્રનું આલિંગન કરી તથા માથું સુંઘીને તેને રથમાં બેસાડીને રાજા પોતાના પુરમાં ગયા.[૬૧] હસ્તિનાપુરમાં જઈને મોટો ઉત્સવ કર્યો અને જોશીને બોલાવીને સારો દિવસ પૂછયો.[૬૨] પછી રાજાએ સઘળી પ્રજાને તથા સઘળા ઉત્તમ મંત્રીઓને બોલાવી ગાંગેયને યૌવરાજ્ય આપ્યુ.[૬૩] એ સર્વ ગુણવાળા પુત્રને યૌવરાજ્ય આપ્યા પછી ધર્માત્મા શંતનુરાજા સુખે રહ્યા અને ગંગાનું સ્મરણ પણ કર્યું નહિ.[૬૪]

સૂત કહે છે:–આ વસુઓને લાગેલા શાપ સંબંધી સઘળું કારણ તમારી પાસે કહ્યું. ગાંગેયની ઉત્પત્તિ, ગંગાજીનો સંભવ તથા વસુઓના પવિત્ર અવતાર એ સંબંધી આ કથાનું જે માણસ શ્રવણ કરે તે અવશ્ય પાપોથી મુક્ત થાય છે.[૬૫,૬૬] આ જૂનું વેદ સમાન અને પવિત્ર આખ્યાન, જેવું મેં વેદવ્યાસની પાસેથી સાંભળ્યું હતું તેવું તમારી પાસે કહ્યું.[૬૭] અનેક આખ્યાન અને કથાઓથી ભરેલું, વ્યાસના મુખથી નીકળેલું અને પાંચ લક્ષણવાળું જે પવિત્ર શ્રીમદ્ભાગવત પુરાણ છે તેમાંથી આ કથા તમારી પાસે કહી.[૬૮] હે મુનિઓ! સાંભળનારાઓનાં સર્વ પાપોનો નાશ કરનાર, કલ્યાણ કરનાર, સુખ દેનાર અને પવિત્ર આ ઇતિહાસ મેં તમોને કહી સંભળાવ્યો.[૬૯]

**शृण्वतां सर्वपापघ्नं शुभदं सुखदं तथा।**
**इतिहासमिमंपुण्यंकीर्त्तितंमुनिसत्तमाः ॥६९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

# अध्याय ५ मो.

## સત્યવતી સાથે શંતનુરાજાનો વિવાહ

**ऋषय ऊचुः**

**वसूनांसंभवःसूतकथितःशापकारणात् ।**
**गांगेयस्यतथोत्पत्तिःकथितालौमहर्षणे ॥१॥**

ઋષિયો પૂછે છેઃ—હે લોમહર્ષણના પુત્ર સૂત! શાપને લીધે વસુઓની ઉત્પત્તિ તથા ગાંગેયની ઉત્પત્તિ તમે કહી.[1] હવે વ્યાસની મા સતી સત્યવતીને શંતનુરાજા શી રીતે પરણ્યો તથા મહા ધર્માત્મા એ રાજાએ માછીમારની દીકરીની સાથે સગપણ કેમ કર્યું એ કથા વિસ્તારથી કહો અને અમારો સંશય કાપો.[2,3]

સૂત કહે છે.—સર્વદા મૃગયા કરવામાં લાગેલો શંતનુરાજા મૃગ, પાડા અને રૂરૂઓને મારતો મારતો વનમાં ફરતો હતો.[4] એ રાજા પોતાના પુત્ર ગાંગેયની સાથે ચાર વર્ષજ રહ્યા હતો અને તેમાં તેને જેમ કાર્ત્તિકેયથી સદાશિવને સુખ મળ્યું હતું તેવું સુખ મળ્યું હતું.[5] એક દિવસે બાણો ફેંકતાં અને ગેંડા તથા સૂવરોને મારતાં મારતાં તે રાજા વનમાં ઉત્તમ યમુના નદીને કાંઠે ગયો.[6] ત્યાં જેના ઉત્પત્તિસ્થાનનો નિર્ણય થઇ શકે નહિ એવો ઉત્તમ ગંધ તેના નાકપર આવ્યો. એ ઉત્તમ ગંધ ક્યાંથી આવે છે એ જાણવા સારૂ રાજા વનમાં ફરવા લાગ્યો.[7] "આ મનોહર ગંધ કલ્પવૃક્ષનો, કસ્તૂરીનો, ચંપકનો, માલતીનો કે કેતકીનો નથી.[8] આ જે શુભ ગંધવાળો પવન વાય છે તેનો પૂર્વે કોઈ દિવસે અનુભવ કર્યો નથી. મારા નાકને મોહ ઉપજાવનાર આ પવન ક્યાંથી આવે છે?"[9] આ પ્રમાણે વિચાર કરતાં ગંધની લાલચથી મોહ પામેલો એ રાજા પવનની સામે સઘળા વનમાં ફરવા લાગ્યો.[10] ત્યાં નદીને કાંઠે ઉભેલી, રૂપાળી, શણગાર વગરની અને મેલાં વસ્ત્રવાળી એક કન્યા તેના જોવામાં આવી.[11] એ સુંદરીને જોઈ વિસ્મય પામેલા તે રાજાને નિશ્ચય થયો કે "આ સુગંધ આ કન્યાના શરીરમાંથી ઉત્પન્ન થયો છે."[12] એનું અત્યંત સુંદર અદ્ભુતરૂપ, સર્વ લોકોને બહુજ પ્યાર ઉપજાવનાર સુગંધ અને નવી જુવાનીવાળું તેવુંજ શરીર જોઇને તુરતજ રાજાને વિસ્મય થયો.[13] "આ કોણ છે? હમણાં ક્યાંથી આવી છે? અપ્સરા છે, મનુષ્ય જાતની છે, ગંધર્વની પુત્રી છે, કે નાગકન્યા છે?[14] હું આ સુગંધીવાળી કન્યાને શી રીતે ઓળખું?" આ પ્રમાણે વિચાર કરતાં પણ જ્યારે મનથી નિશ્ચય થયો નહિ ત્યારે ગંગાનું સ્મરણ કરતા અને કામદેવને વશ થએલા તે રાજાએ કાંઠાપર ઉભેલી તે સુંદરીને પૂછ્યુ[15] કે "હે પ્યારી! હે સુંદરિ! તુ કોણ છે? કોની દીકરી છે? આ નિર્જન સ્થાનમાં શા માટે એકલી ઉભી છે? હે સુંદર નેત્રવાળી! તું પરણી છે કે નહિ?[16] હે કુટિલ નેત્રવાળી! તું કે જે અત્યંત મનોહર છે તેને જોઈ મને કામના ઉત્પન્ન થઇ છે. હે પ્યારી! તું કોણ છે અને જે કરવાની તને ઈચ્છા હોય તે સઘળું વિસ્તારથી મને કહે."[17] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી તે કમળ સરખાં નેત્રવાળી અને સારા દાંતવાળી કન્યાએ થોડુંક હસીને રાજાને કહ્યું કેઃ—"હું માછીમારની દીકરી છું અને મારા બાપના સ્વાધીનમાં છું.[18] હું આ જળમાં ધર્મને વાસ્તેજ મછવો ચલાવું છું. મારો બાપ હમણાં ઘેર ગયો છે. હે રાજા! હું તમારી પાસે સાચી વાત કહું છું."[19] આટલું બોલીને તે કન્યા ચૂપ રહેતાં કામાતુર થયેલા રાજાએ તેને કહ્યું કે, "મને તું તારો પતિ કર, કે જેથી તારી જુવાની વૃથા ન જાય.[20] હે મૃગ સરખાં નેત્રવાળી! મારે બીજી સ્ત્રી નથી માટે તું મારી ધર્મ-

પત્ની થા. હું તારે સ્વાધીન છું અને તારો દાસ છું. હે પ્યારી ! સર્વદા કામદેવ મને દુઃખ દે છે.[૨૧] મારી પ્યારી અને રૂપાળી સ્ત્રી મને છોડી દઇને જતી રહી છે અને બીજી સ્ત્રી મે કરી નથી. હું વાંઢો છું. તું કે જેના સઘળા અવયવો સુંદર છે તેને જોઇને મારૂં મન અત્યંત પરવશ થયું છે."[૨૨] રાજાનું અમૃત જેવું મીઠું એ રમણીય વચન સાંભળીને એ સુગંધવાળી માછીમારની કન્યા કામાતુર થઈ ગઇ, તો પણ ઘણી ધીરજ રાખીને બોલી કે, "હે રાજા ! તમે જે મારેવિષે કહો છો તે સઘળું સાચું માનું છું, પરંતુ તમે નિશ્ચયથી જાણો કે હું સ્વતંત્ર નથી. મારા પિતા પાસે માગું કરશો તો તે તમને આપશે.[૨૩.૨૪] હું માછીમારની પુત્રી છતાં પણ સ્વતંત્રરીતે વર્તતી નથી. નિરંતર બાપનાસ્વાધીનમાંજ રહું છું. મારો પ્રખ્યાત પિતા જો આપે તો તમે મારૂં પાણિગ્રહણ કરો, હું તમને વશ છું.[૨૫] હે રાજા ! કામદેવ કાંઈ તમનેજ પીડા કરે છે એમ નથી, હું કે જે નવી જુવાનીવાળી છું તેને પણ પીડે છે. આમ છતાં પણ કુલના આચારની પરંપરા પ્રમાણે ધીરજ રાખવી જોઇએ.[૨૬]

સૂત કહે છેઃ—આ પ્રમાણે તેનું વચન સાંભળી કામદેવથી મોહિત થયેલો શંતનુરાજા તેનું માગું કરવાસારૂ તેના બાપને ઘેર ગયો.[૨૭] રાજાને આવતો જોઈ અતિવિસ્મય પામેલો માછીમાર પ્રણામ કરી હાથ જોડીને નીચે પ્રમાણે બોલ્યો.[૨૮]

માછીમાર કહે છેઃ—હે રાજા ! હું તમારો દાસ છું. તમારા આવવાથી કૃતાર્થ થયો. હે મહારાજ ! જે કામનેવાસ્તે આપ આવ્યા હો તે કામની આજ્ઞા કરો.[૨૯]

રાજા કહે છેઃ—તું જો આપીશ તો હું આ તારી દીકરીને ધર્મપત્ની કરીશ. આ હું સત્ય વચન બોલુ છું.[૩૦]

માછીમાર કહે છેઃ—મારી રત્ન જેવી કન્યા કે જેનુ તમે માગુ કરો છો તે આપવાનીજ છે માટે આપીશ. કન્યા કાંઇ ઘરમાં રાખી મેલવા જેવી વસ્તુ નથી.[૩૧] પરંતુ હે મહારાજ ! મારી દીકરીને જે દીકરો આવે તેને તમારા પછી સર્વથા રાજ્યાભિષેક થવો જોઇએ. બીજા પુત્રને કોઈ રીતે રાજ્ય આપવું નહિ.[૩૨]

સૂત કહે છેઃ—માછીમારનું વચન સાંભળીને રાજા ચિંતાતુર થઈ ગયો. મનમાં ગાંગેયનું સ્મરણ કરીને કાંઇ પણ બોલ્યો નહિ.[૩૩] કામાતુર થયા છતાંપણ ચિંતાથી ઘેરાઇને ઘેર આવ્યો. ઘેર આવીને તેણે નહાવું, જમવુ અને સૂવું છોડી દીધું.[૩૪] પિતાને ચિંતાતુર થએલો જોઇ તેના પુત્ર ગાંગેયે તેની પાસે જઇને તેના અસંતોષના કારણવિષે નીચે પ્રમાણે પૂછ્યુ.[૩૫]

ગાંગેય પૂછે છેઃ—તમારો જીતી શકાય નહિ એવો શત્રુ કોણ છે ? હુ તેને વશ કરી આપું. હે મહારાજ ! તમને શી ચિંતા છે ?[૩૬] સાચું કહો ! જે પુત્ર પિતાનું દુઃખ જાણે નહિ અને જાણીને દુઃખનો નાશ કરે નહિ તે પુત્ર જન્મ્યાથી પણ શું થયું ? એ પુત્ર તો પૂર્વ જન્મનું ઋણ લેવા સારૂજ આવ્યો એમ સમજવું. એમાં કાંઈ સંશય નથી.[૩૭] દશરથના પુત્ર રઘુનંદન રામચંદ્રજી પણ પિતાની આજ્ઞાથી લક્ષ્મણ અને સીતાને સાથે લઇને વનમાં ચિત્રકૂટ પર્વતમાં ગયા હતા.[૩૮] હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર કે જે 'રોહિત' એવા નામથી પ્રસિદ્ધ છે તેને તેના પિતાએ બજારમાં વેચીને બ્રાહ્મણને ઘેર દાસ કરવા સારૂ આપ્યો હતો.[૩૯] તેમજ અજીગર્ત્તનો ઉત્તમ પુત્ર કે જે 'શુનઃશેપ' એવા નામથી પ્રસિદ્ધ છે તેને તેના પિતાએ વેચ્યો હતો અને તે યજ્ઞનો પશુ થઇને ખીલામાં

બંધાયો હતો, કે જેને પછી વિશ્વામિત્રે છોડાવ્યો હતો.[૪૦] પૂર્વે પરશુરામે પિતાની આજ્ઞાથી પોતાની માનું માથું કાપી નાખ્યું હતું, એ વાત પ્રસિદ્ધ છે. પરશુરામે ન કરવાનુ કામ કર્યું, પણ પિતાની આજ્ઞાને અધિક માની હતી.[૪૧] જો કે હું તમારૂં કાંઈ પણ પ્રિય કરવાને અસમર્થ છું તો પણ આ શરીર તમારૂં છે. કહો, શું કામ કરૂં? મારા છતાં તમારે કોઈ વાતનો શોક કરવો નહિ. અસાધ્ય કામ કરવાને પણ હું સજ્જ છું.[૪૨] હે મહારાજ! આપને શી ચિંતા છે કહો; હુ ધનુષ ગ્રહણ કરી હમણાંજ તેનું નિવારણ કરીશ. કદાચ આપનુ કાર્ય મારા દેહ–દાનથી સફળ થતું હોય તો તેમ પણ કરવાને હું રાજી છું.[૪૩] જે પુત્ર સમર્થ છતાં પણ પિતાનું પ્રિય ન કરી આવે તે પુત્રને ધિક્કાર છે. જે પુત્ર પિતાની ચિંતાને સારી રીતે ન મટાડે તે પુત્ર જન્મવાથી પણ શું થયું.[૪૪]

સૂત કહે છેઃ–આ પ્રમાણે પુત્રનું વચન સાંભળીને શંતનુરાજાએ મનથી લજાઈને તે પુત્રને તુરત નીચે પ્રમાણે કહ્યું.[૪૫]

રાજા કહે છેઃ–હે પુત્ર! તમે મને એકજ પુત્ર છો અને તે વળી શૂર, મહા બળવાન, અભિમાની અને સંગ્રામમાં કદી પણ વિમુખ થાઓ નહિ એવા છો તેથી મારા મનમાં મોટી ચિંતા છે.[૪૬] હે પુત્ર! હું કે જેને તમે એકજ પુત્ર છો તેનું આ જીવવું વૃથા છે. કયાંક યુદ્ધમાં તમે મરી જાઓ તો પછી હુ કે જે નિરાધાર થઈ પડું તેણે શું કરવું?[૪૭] હે પુત્ર! આ મને મોટી ચિંતા છે તેથી હું દુઃખિત છું. બીજી કોઈ મને ચિંતા નથી કે જેની વાત હું તમારી પાસે કરૂં.[૪૮]

સૂત કહે છેઃ–પિતાનું આ વચન સાંભળી ગાંગેયે વૃદ્ધ મંત્રીઓને કહ્યું કેઃ–"રાજા લાજથી ઘેરાઇને મારી પાસે યથાર્થ બોલતા નથી માટે રાજાના મનની વાત પૂછી નિશ્ચય કરીને તમો મારી પાસે સાચું કહો એટલે હું કાંઈ પણ વ્યાકુળ નહિ થતાં તે પ્રમાણે સઘળું કરૂં."[૪૯.૫૦] આ વચન સાંભળી મંત્રીઓએ રાજાની પાસે જઇ કારણ જાણીને ગાંગેયની પાસે કહ્યું. કાર્યનું રહસ્ય સમજીને ગાંગેયે તેવિષે વિચાર કર્યો.[૫૧] પછી મંત્રીઓને સાથે લઇ માછીમારને ઘેર જઇને ગાંગેયે નમ્રતાથી નીચે પ્રમાણે પ્રેમપૂર્વક કહ્યું.[૫૨]

ગાંગેય કહે છેઃ–મારા પિતાને તમારી સુંદર કન્યા આપો. હું માગું કરૂં છું. આ તમારી દીકરી મારી મા થાઓ. હું એનો દાસ છું.[૫૩]

માછીમાર કહે છેઃ–હે રાજકુમાર! તમે મારી કન્યાનુ ગ્રહણ કરો અને તેને તમારી પત્ની કરો. જો તમારા પિતાને આપું તો તમે છતાં આનો પુત્ર રાજા થાય નહિ માટે તમને આપવાનું કહું છું.[૫૪]

ગાંગેય કહે છેઃ–આ તમારી દીકરી મારી મા છે, હું રાજ્ય નહિજ કરૂં. સર્વથા આનો પુત્રજ રાજ્ય કરશે એમાં સંશય રાખવો નહિ.[૫૫]

માછીમાર કહે છેઃ–તમે સત્યવક્તા છો એ હું જાણુ છુ, પરંતુ તમારો જે પુત્ર થાય તે પણ બળવાન થાય અને તે બળાત્કારથી રાજ્ય લઈ લે એવો નિશ્ચય છે.[૫૬]

ગાંગેય કહે છેઃ–હું સર્વથા કોઈ સ્ત્રીને પરણીશજ નહિ. આ મારૂં વચન સત્ય છે. આજથી મેં આ ભયંકર નિયમ લીધો જાણવો.[૫૭]

સૂત કહે છેઃ–આ પ્રમાણે ગાંગેયે પ્રતિજ્ઞા કરી તે સાંભળીને માછીમારે એ સઘળા અવયવોમાં રૂપવાળી પોતાની કન્યા શંતનુરાજાને આપી.[૫૮] આ પ્રમાણે શંતનુરાજાએ પ્યારી સત્યવતીનું સગપણ કર્યું હતું. તેમાં પ્રથમ વ્યાસ જન્મેલા છે એ વાત એ મોટા રાજાના

જાણવામાંજ ન હતી.[૫૮]

**अनेन विधिना तेन वृता सत्यवती प्रिया ।**
**न जानाति परं जन्म व्यासस्यनृपसत्तमः॥५९॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫

## अध्याय ६ ठ्ठो. પાંડવોત્પત્તિ વર્ણન

**सूत उवाच ।**

**एवं सत्यवती तेन वृता शंतनुना किल ।**
**द्वौ पुत्रौ च तथा जातौ मृतौकालवशादपि॥१॥**

સૂત કહે છેઃ—શંતનુરાજા આ પ્રમાણે સત્યવતીને વર્યો હતો અને તેમાં બે પુત્ર થયા હતા કે જેઓ પાછળથી મરી ગયા.[૧] વંશના ઉચ્છેદનો સમય આવ્યો હતો તેથી વેદવ્યાસે વિચિત્રવીર્યની સ્ત્રીમાં ધૃતરાષ્ટ્ર નામના પુત્રને ઉત્પન્ન કર્યો હતો તે આંધળોજ જન્મ્યો હતો; કારણ કે વ્યાસનું જટિલરૂપ જોઇને તે સમયે ધૃતરાષ્ટ્રની મા નેત્ર મીંચી ગઈ હતી.[૨] વિચિત્રવીર્યની બીજી સ્ત્રી પણ વ્યાસને જોઇને શ્વેતરૂપ થઈ હતી, તેથી વ્યાસના કોપનેલીધે તેમાં શ્વેતવર્ણવાળો પાંડુ નામનો પુત્ર ઉત્પન્ન થયોહતો.[૩] કામ કળાઓને જાણનારી દાસીએ વ્યાસને રાજી કર્યા હતા તેથી તેમાં ધર્મના અંશરૂપ સત્યવક્તા અને પવિત્ર વિદુર નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો.[૪] પાંડુ નાનો હતો તો પણ મંત્રીઓએ તેને રાજ્ય આપ્યું હતું. ધૃતરાષ્ટ્ર મોટો છતાં પણ આંધળો હતો તેથી તેને રાજ્યનો અધિકાર આપ્યો ન હતો.[૫] ભીષ્મની સંમતિથી મહાબળવાન પાંડુને રાજ્ય મળ્યું અને બુદ્ધિમાન વિદુરને મંત્રિનું કામ સોંપવામાં આવ્યું હતું[૬] ધૃતરાષ્ટ્રની બે સ્ત્રીઓ હતી તેઓમાં એક ગૃહસ્થાશ્રમના અધિકારવાળી સુબળરાજાની દીકરી ગાંધારી નામની હતી અને બીજી વાણિઆણી હતી.[૭] પાંડુની પણ બે સ્ત્રીઓ હતી તેઓમાં એક શૂરસેન યાદવની દીકરી કુંતી નામની અને બીજી મદ્રદેશના રાજાની દીકરી માદ્રી નામની હતી.[૮] ગાંધારીએ અત્યંત સુંદર સો પુત્ર જણ્યા હતા અને વાણિઆણીએ યુયુત્સુ નામનો એક રૂપાળો પુત્ર જણ્યો હતો.[૯] કુંતી પ્રથમ કુંવારી હતી ત્યાંજ તેના બાપને ઘેર તેણે સૂર્યના વીર્યથી કર્ણ નામનો મનોહર પુત્ર જણ્યો હતો અને પછી તે કુંતી પાંડુને પરણી હતી.[૧૦]

ઋષિયો પૂછે છે–હે સૂત ! આ તમે શું બોલો છો. કુંતીને પ્રથમ પુત્ર આવ્યા પછી પાંડુ તેને પરણ્યો હતો તો આ વિવાહ સંભવતો નથી.[૧૧] કન્યામાં સૂર્યના વીર્યથી પુત્ર શી રીતે ઉત્પન્ન થયો હતો અને તેમ છતાં પણ કુંતી શી રીતે કન્યા રહી કે જેથી પાંડુ રાજા પરણ્યો ! એ કથા વિસ્તારથી કહો.[૧૨]

સૂત કહે છેઃ–હે બ્રાહ્મણો ! શૂરસેનની દીકરી કુંતી જ્યારે બાલક હતી ત્યારે કુંતિભોજ નામના રાજાએ શૂરસેનની પાસેથી માગીને તેને દીકરી કરી રાખી હતી. એ કુંતી કુંતિભોજ રાજાના અગ્નિહોત્રની સેવા કરતી હતી.[૧૩.૧૪] દુર્વાસા મુનિ કુંતિભોજરાજાને ઘેર આવ્યા હતા તે ચોમાસામાં ત્યાંજ રહ્યા હતા. તેમની કુંતીએ સેવા કરવાથી દુર્વાસાએ તેના ઉપર પ્રસન્ન થઇને એક શુભ મંત્ર આપ્યો હતો અને કહ્યું હતું કેઃ–"તુ આ મંત્રથી જે દેવને બોલાવીશ તે દેવ આવીને તારો ઈષ્ટ મનોરથ પૂર્ણ કરશે.[૧૫.૧૬] દુર્વાસા ગયા પછી ઘરમાં રહેલી કુંતીએ મંત્રનો પરચો જોવા સારૂ મનથી વિચાર કર્યો કેઃ–"કયા દેવનું ધ્યાન કરૂં" તે સમયે સૂર્ય ઉદય પામતાં કુંતીની તેના ઉપર દૃષ્ટિ પડી. કુંતીએ મંત્રનો ઉચ્ચાર કરી સૂર્યનેજ બોલાવ્યા.[૧૭.૧૮] એટલે સૂર્ય દેવ પોતાના મંડલમાંથી અતિ સુંદર મનુષ્યનું રૂપ

ધરીને આકાશમાંથી કુંતીના ઘરની પાસે ઉતર્યા.[૧૯] સૂર્યદેવને આવતા જોઈ વિસ્મય પામેલી, ધ્રુજતી અને તુરત રજસ્વલા થઈ ગએલી કુંતીએ ઉભી થઈ હાથ જોડીને સૂર્યને કહ્યું કેઃ-"હું તમારાં દર્શનથી રાજી થઇ, હવે તમે પોતાના મંડલમાં પધારો."[૨૦.૨૧]

સૂર્ય કહે છેઃ—હે કુંતિ ! તેં મંત્રબળથી મને શા માટે બોલાવ્યો ! બોલાવવાનેલીધે હું પાસે આવ્યા છતાં પણ તું મારો સંગ શા માટે કરતી નથી ?[૨૨] હે સુંદરિ ! હું કામદેવથી પીડાએલો છું માટે પ્રેમથી તું મારો સંગ કર. હું કે જે મંત્રથી અધીન થયો છું, તેને ક્રીડા કરવા સારૂ ઘરની અંદર તેડી જા.[૨૩]

કુંતી કહે છેઃ—હે ધર્મને જાણનાર! હે સર્વના સાક્ષી ! હું કન્યા છું, આપને પ્રણામ કરૂં છું; તમારે પણ મને દુર્વચન નહિ કહેવું જોઇએ, કારણ કે હું સારા કુળની કન્યા છું.[૨૪]

સૂર્ય કહે છેઃ—હું જો અહીંથી વૃથા જાઉં તો મને મોટી લાજ થાય. આમ થવાથી સર્વે દેવ મારી નિંદા કરશે એમાં સંશય નથી.[૨૫] તું જો હમણાં મારો સંગ નહિ કરીશ તો જેણે તને મંત્ર આપ્યો છે તે બ્રાહ્મણને અને તને પણ હું ભારે શાપ દઈશ.[૨૬] હે સુંદરિ! આ વાત કોઈના જાણવામાં નહિ આવે. તારૂં કન્યાપણું સ્થિર રહેશે અને તને મારા સરખો પુત્ર થશે.[૨૭]

સૂત કહે છેઃ—સૂર્યદેવ આ પ્રમાણે બોલીને તે કુંતી કે જેનું મન તેમાંજ હતું અને લજાતી હતી તેને ભોગવી ઈષ્ટ વરદાન આપીને ગયા.[૨૮] કુંતીને ગર્ભ રહેતાં તેણે ઘણાજ ગુપ્ત ઘરમાં રહેવા માંડયું. આ વાતની એક દાસીનેજ ખબર હતી. કુંતીની મા કે બીજા લોકોના જાણવામાંજ આવ્યું નહિ.[૨૯] ઘરમાં છાની રીતે અતિ મનોહર પુત્ર જન્મ્યો. એ પુત્રને અતિરમણીય કવચ અને કુંડળ શરીરની સાથેજ હતાં.[૩૦] જાણે બીજો સૂર્ય હોય અને બીજો કાર્ત્તિકેય હોય તેમ એ કુમાર શોભતો હતો. પછી દાસીએ બહુજ લજાએલી કુંતીનો હાથ ઝાલીને કહ્યું કેઃ "તારી પાસે હું રહી છું તે છતાં તું શા માટે ચિંતા કરે છે? પુત્રને પેટીમાં ઘાલીને હું નાખી આવીશ." પછી પુત્રને પેટીમાં નાખતાં કુંતી બોલી કે "હે પુત્ર! હું શું કરૂં ? મુંઝાણી છું તેથી તું કે જે પ્રાણથી પણ પ્યારો છે તેનો ત્યાગ કરૂં છું. હે મંદભાગ્ય ! તું કે જે સર્વ લક્ષણવાળો છે તેને મૂકી દઉં છું.[૩૧.૩૩] સગુણ અને નિર્ગુણ સ્વરૂપવાળાં ભગવતી સર્વેશ્વરી અંબિકા દેવી તારી રક્ષા કરજો. મનોરથને પૂરનારાં તે જગદંબાજ તને દૂધ દેજો. હે પ્રાણ કરતાં પણ પ્યારા ! તારૂં સુંદર મુખારવિંદ હું ક્યારે દેખીશ. હું નીચ છીનાળની પેઠે, તું કે જે સૂર્યનો પુત્ર છે તેને નિર્જન વનમાં મૂકી દઇને પાછી ક્યારે મળીશ ![૩૪] હે પ્યારા પુત્ર ! મેં પૂર્વજન્મમાં પણ જગદંબાનું આરાધન કર્યું નથી અને તેમના સુખદાયી ચરણારવિંદનું ધ્યાન કર્યું નથી તેથી હું નિરંતર દુર્ભાગણી છું. તને વનમાં છોડી દેતાં પણ આ જાણી જોઇને હું જે પાપ કરૂં છું તેનું સ્મરણ રહેવાથી મને પરિતાપ થયા કરશે."[૩૫] આ પ્રમાણે વિલાપ કરી લોકો દેખી જવાની બ્હીકથી તે પુત્રને પેટીમાં ઘાલીને કુંતીએ દાસીના હાથમાં આપ્યો.[૩૬] ત્રાસ પામેલી કુંતી તો નાહીને બાપને ઘેરજ રહી. દાસીએ ગંગામાં નાખી દેતાં તે પેટી જળમાં તણાતી તણાતી અધિરથ નામના સૂતના હાથમાં આવી.[૩૭] એ અધિરથની રાધા નામની સ્ત્રી હતી તેણે તે પેટીમાંથી નીકળેલા કર્ણને પોતાનો પુત્ર કરી રાખ્યો. સૂતના ઘરમાં પોષણ મળતાં એ કર્ણ

બળવાન અને મહાવીર થયો.[૩૮] પાંડુરાજા સ્વયંવરમાં એ કુંતીને પરણ્યો હતો અને તેણે માદ્રી નામની સુંદર બીજી સ્ત્રી પણ કરી હતી.[૩૯] એ મોટા બળવાન પાંડુએ વનમાં મૃગયા કરતાં એક મુનિ કે જે તે સમયે મૃગ બનીને મૃગલીની સાથે ક્રીડા કરતો હતો તેને મૃગ જાણીને માર્યો.[૪૦] કોપ પામેલા મુનિએ પાંડુને શાપ દીધો કે "તું સ્ત્રીનો સંગ કરીશ તો તે સમયે તારૂં અવશ્ય મરણ થશે."[૪૧] આ પ્રમાણે શાપ થતાં બહુજ શોક અને દુઃખ પામેલો પાંડુ રાજ્ય છોડી દઇને વનમાંજ રહ્યો હતો.[૪૨] સતીનો ધર્મ પાળનારી કુંતી અને માદ્રી નામની તેની બે સ્ત્રીઓ સેવા કરવાને વાસ્તે તેની સાથેજ રહી હતી.[૪૩] ગંગાના તીર પર રહેલો અને મુનિઓનાં ધર્મશાસ્ત્ર સાંભળતો પાંડુ મોટું તપ કરવા લાગ્યો.[૪૪] કથા ચાલતાં કોઈ દિવસે તેણે મુનિઓના મ્હોડેથી કારણો ભરેલું ધર્મ સંબંધી વચન સાંભળ્યું કે "અપુત્ર માણસને સ્વર્ગમાં જવાની ગતિ મળતી નથી માટે ગમે તે ઉપાયથી પણ પુત્રની ઉત્પત્તિ કરવી.[૪૫.૪૬] ઔરસ પુત્ર, 'આને જે પુત્ર આવે તે મારો પુત્ર થાય' એવો ઠરાવ કરીને આપેલી દિકરીમાં ઉત્પન્ન થએલો પુત્ર, સધવા અથવા વિધવા સ્ત્રીમાં ધર્મની રીતથી નિયોગ પામેલા બ્રાહ્મણાદિકે ઉત્પન્ન કરેલો પુત્ર, વિધવા સ્ત્રીમાં નિયોગ વગરના જારથી ઉત્પન્ન થએલો પુત્ર, સધવા સ્ત્રીમાં નિયોગ વગરના જારથી ઉત્પન્ન થએલો પુત્ર, પરણવાના સમયમાં સ્ત્રીના પેટમાં સાથે આવેલો પુત્ર, કુંવારીમાં જન્મેલો પુત્ર, વેચાતી લીધેલો પુત્ર, વનમાંથી હાથ આવેલો પુત્ર, અને પોષણની અશક્તિનેલીધે કોઇએ આપેલો પુત્ર, એવી રીતે દશ પ્રકારના પુત્રો ધન લેનારા થાય છે. તેઓમાં પહેલા પહેલાથી પછી પાછીના પુત્ર નિકૃષ્ટ છે એવો નિશ્ચય છે."[૪૭.૪૮] આ શાસ્ત્રનું વચન સાંભળી પાંડુએ કુંતીને કહ્યું કે "તું કોઈ તપસ્વી મુનિના સંગથી તુરત પુત્ર ઉત્પન્ન કર.[૪૯] મારી આજ્ઞાથી કામ કરવામાં તને દોષ નથી. પૂર્વે મહાત્મા સૌદાસરાજાએ વસિષ્ઠમુનિ પાસે પોતાની રાણીમાં પુત્ર ઉત્પન્ન કરાવ્યો હતો એમ મેં શાસ્ત્રમાંથી સાંભળ્યું છે."[૫૦] કુંતિએ પાંડુને કહ્યું કે, "પૂર્વે દુર્વાસાએ આપેલો મનોરથ પૂરનાર મંત્ર મારી પાસે છે અને એ મંત્ર સર્વથા સિદ્ધિ આપે એવો છે.[૫૧] એ મંત્રથી હું જે દેવનું નિમંત્રણ કરૂં તે દેવ વશીભૂત થઇને અવશ્ય મારી પાસે આવે."[૫૨] પછી પતિની આજ્ઞાથી તેણે ધર્મદેવનું સ્મરણ કરી તેની સાથે સમાગમ કરીને પ્રથમ યુધિષ્ઠિરને જન્મ આપ્યો.[૫૩] પછી વાયુના સમાગમથી ભીમને અને ઇંદ્રના સમાગમથી અર્જુનને જન્મ આપ્યો. કુંતીને એક એક વર્ષે મહાબળવાન ત્રણ પુત્ર થયા.[૫૪] માદ્રીએ પણ પાંડુને કહ્યું કેઃ-"મને પુત્ર આપો. પુત્રવિના હું શું કરૂં ? મારા દુઃખનો નાશ કરો."[૫૫] પછી પાંડુની પ્રેરણા ઉપરથી દયા લાવી કુંતીએ એક પુત્ર ઉત્પન્ન કરવાની બોલી કરીને માદ્રીને પણ મંત્ર આપ્યો.[૫૬] માદ્રીએ પતિની સંમતિથી અશ્વિનીકુમારનું સ્મરણ કર્યું અને તેઓના સંગથી નકુલ અને સહદેવ નામના બે પુત્ર જણ્યા.[૫૭] આ પ્રમાણે વનમાં દેવતાઓના વીર્યથી પાંડુરાજાની સ્ત્રીઓમાં એક એક વર્ષને અંતરે પાંચ ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન થયા કે જેઓ પાંડવ કહેવાતા હતા.[૫૮] એક સમયે મોત પાસે આવવાને લીધે પાંડુએ નિર્જન સ્થળમાં માદ્રીને જોઈ અત્યંત કામાતુર થઇને તેને પકડી.[૫૯] રહેવા દો, રહેવા દો ! એમ માદ્રીએ ઘણી રીતે બહુજ ના પાડી તો પણ દૈવગતિથી તેણે તેનું આલિંગન કર્યું અને તેમ કરતાંજ ધરતીપર

પડયો.[૬૦] ઝાડ કપાઇ જતાં તેના આધારથી રહેલી વેલ જેમ પડે તેમ માદ્રી ધરતીપર પડીને બહુજ રોવા લાગી.[૬૧] કુંતી અને બાલકો પણ રોતાં રોતાં ત્યાં આવ્યાં. એ કોલાહલ સાંભળી મુનિઓ પણ એ સ્થલમાં આવ્યા.[૬૨] પાંડુને મરણ પામેલો જોઈ મહાત્મા મુનિઓએ તેને વિધિપૂર્વક ગંગાજીને કાંઠે અગ્નિદાહ કર્યો.[૬૩] માદ્રીએ પોતાના બે બાલકોને કુંતીના હાથમાં આપી સતીના ધર્મને મોટો ગણીને પરલોકમાં પણ એજ પતિની સાથે રમણ કરવાની ઈચ્છાથી સહગમન કર્યું.[૬૪] તે વનમાં રહેનારા મુનિઓ જળદાનાદિક વિધિ કર્યા પછી કુંતીને તેના પાંચ પુત્રોસહિત હસ્તિનાપુરમાં લાવ્યા.[૬૫] કુંતીને આવેલી જાણી ભીષ્મ, વિદુર અને ધૃતરાષ્ટ્રના નગરના લોકો તે સ્થળમાં સઘળા ભેગા થયા,[૬૬] અને પૂછવા લાગ્યા કે "હે કુંતિ ! પાંડુ રાજાને તો શાપ હતો માટે આ પુત્રો કોના છે ?" તે સમયમાં દુઃખ પામેલી કુંતીએ તેઓને કહ્યું કેઃ–"કુરૂના કુળમાં દેવતાઓથી ઉત્પન્ન થએલા આ પુત્રો છે." વિશ્વાસ દેવાને વાસ્તે કુંતીએ તે સમયે સર્વે દેવતાઓને પણ બોલાવ્યા[૬૭.૬૮] ત્યારે તેઓએ આકાશમાં આવીને "આ અમારાથી ઉત્પન્ન થએલા પુત્રો છે." એમ કહ્યું. ભીષ્મે દેવતાઓના વચનનો સત્કાર કર્યો[૬૯] અને તે પાંડવોનો પણ સાતકાર કર્યો. રાજી થએલા ભીષ્મ આદિ સર્વે લોકો કુંતીને અને તેના પુત્રોને લઇને હસ્તિનાપુરમાં ગયા અને યોગ્યરીતે ધનઆદિથી પાળવા લાગ્યા. આ પ્રમાણે પાંડવો ઉત્પન્ન થયા અને ભીષ્મે તેઓનું પાલન કર્યું.[૭૦]

गतानामृषयःसर्वेतानादाय तान्वधूम् ॥
भीष्माय प्रीतचित्ताःपालयामासुरर्थतः ॥
एवंपार्थाःसमुत्पन्नागांगेयेनाथपालिताः॥७०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

# અધ્યાય ૭ મો

## ધૃતરાષ્ટ્રનું મહાપ્રસ્થાન–અને દેવીના પ્રસાદથી મૃત મનુષ્યોનાં દર્શન.

### સૂત ઉવાચ

पंचानां द्रौपदीभार्यासामान्यासापतिव्रता ॥
पंचपुत्रास्तुतस्याःस्युर्भर्तृभ्योतीवसुंदराः॥१॥

સૂત કહે છેઃ–એ પાંચે પાંડવોને દ્રૌપદી નામે એક પંતીયાળી સ્ત્રી હતી અને તે દ્રૌપદીને એક એક પતિથી એક એક એમ પાંચ ઘણા સુંદર પુત્રો થયા હતા.[૧] અર્જુનને શ્રીકૃષ્ણની બેહેન સુભદ્રા બીજી સ્ત્રી હતાં કે જેને પૂર્વે શ્રીકૃષ્ણની સંમતિથી અર્જુન હરી લાવ્યા હતા.[૨] એ સુભદ્રામાં ઉત્પન્ન થએલો અભિમન્યુ નામે અર્જુનનો પુત્ર ભારતના સંગ્રામમાં મરણ પામ્યો હતો અને દ્રૌપદીના પાંચ પુત્ર પણ મરણ પામ્યા હતા.[૩] વિરાટરાજાની દીકરી અત્યંત રૂપાળી ઉત્તરા અભિમન્યુની સ્ત્રી હતી. તેણે ભારતના સંગ્રામમાં કુળનો ક્ષય થઇ ગયા પછી એક પુત્ર જણ્યો હતો.[૪] એ શ્રીકૃષ્ણના ભાણેજનો દીકરો અશ્વત્થામાના બાણના અગ્નિથી બળી ગયો હતો; પણ શ્રીકૃષ્ણે પોતાના અદ્ભુત પ્રતાપથી તેને જીવાડયો હતો.[૫] વંશનો પરિક્ષય થઈ ગયા પછી એ પુત્ર જન્મ્યો હતો એટલા માટે 'પરીક્ષિત્' એવા નામથી પૃથ્વીમાં તે પ્રખ્યાત થયો હતો.[૬] દુર્યોધનાદિક પુત્રો મરી ગયા પછી અતિ દુઃખ પામેલો તેઓનો બાપ ધૃતરા રાજા પાંડવોના રાજ્યમાં રહ્યો હતો અને તેને ભીમસેન ઘણાં દુર્વચનરૂપ બાણોથી પીડા કરતો હતો.[૭] ગાંધારી પણ પુત્રોના શોકથી અત્યંત આતુર થઇને એવીજ રીતે રહી હતી. પોતે કરેલા કુળનાશથી પીડા પામેલા યુધિષ્ઠિર તેઓની રાત્રિ-દિવસ સેવા કરતા હતા.[૮] મહાધર્માત્મા વિદુર પણ એ આં-

ધળા ભાઈ ધૃતરાષ્ટ્રને બોધ દેતા હતા અને યુધિષ્ઠિરની સંમતિથી એ ભાઈની પાસેજ રહેતા હતા.[૯] ધર્માત્મા યુધિષ્ઠિર પુત્રોના શોકથી ઉત્પન્ન થએલા ધૃતરાષ્ટ્રના દુઃખને જાણે ભૂલાવી દેતા હોય એવી રીતે તેની સેવા કરતા હતા.[૧૦] અતિ રોષવાળો ભીમસેન તો એ બુઢ્ઢો સાંભળે એવી રીતે પોતાનાં માણસોની સાથે વાતો કરી કરીને એ બુઢ્ઢાને દુર્વચનરૂપ બાણથી મારતો હતો.[૧૧] "આ દુષ્ટ આંધળાના સધળા પુત્રોને મેં યુદ્ધમાં મારી નાખ્યા અને દુઃશાસનનું પ્યારૂં લોહી મેં બહુજ પીધું.[૧૨] આ લાજ વગરનો આંધળો મારા આપેલા ટુકડા ખાય છે. કાગડા અને કૂતરાની પેઠે આ આંધળો વૃથા જીવે છે."[૧૩] આ પ્રમાણે ભીમસેન તેને નિત્ય ઘણાં દુર્વચન સંભળાવતો હતો; અને ભીમ તો મૂર્ખ છે એમ કહીને ધર્માત્મા યુધિષ્ઠિર તેની સાંત્વના કરતા હતા.[૧૪] આ પ્રમાણે ઘણી દુઃખભરેલી રીતે અઢાર વર્ષસુધી ત્યાંજ રહીને પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિર પાસે વનમાં જવાની આજ્ઞા માગી.[૧૫] ધૃતરાષ્ટ્રે માગ્યું કે "હવે હું મારા પુત્રોને વિધિસહિત પિંડદાન આપીશ. ભીમસેને સધળાઓનાં પ્રેતકાર્ય કર્યાં છે પણ પ્રથમનું વૈર સંભારીને મારા પુત્રોનાં કર્યાં નથી.[૧૬,૧૭] તમે જો મને ધન આપો તો એ ક્રિયાઓ કરીને પછી હું સ્વર્ગ પામવા સારૂ વનમાં તપ કરવા જાઉં."[૧૮] એકાંતમાં વિદુરે પણ ભલામણ કરી તેથી પવિત્ર યુધિષ્ઠિર રાજાએ ધૃતરાષ્ટ્રને ધન દેવાનું મન કર્યું. યુધિષ્ઠિરે પોતાના સધળા ભાઇઓને બોલાવીને કહ્યું કેઃ—"શ્રાદ્ધ કરવાને વાસ્તે હું ધૃતરાષ્ટ્રને ધન આપીશ."[૧૯,૨૦] મહાત્મા મોટાભાઈનું વચન સાંભળી કોપ પામેલો ભીમસેન તેને અટકાવવા સારૂ બોલ્યો કે "દુર્યોધનનું સારૂં કરવાવાસ્તે ધન આપવું જોઇએ કે? આંધળો પણ સુખ પામે તો પછી એવી બીજી કઈ મૂર્ખતા કહેવાય?[૨૧,૨૨] તમારા દુષ્ટ વિચારથીજ અમો વનમાં દુઃખ પામ્યા અને દ્રૌપદીને દુષ્ટ દુઃશાસન સભામાં લઈ ગયો હતો. અમારે વિરાટના ઘરમાં રહેવું પડયું અને પોતામાં અપાર પરાક્રમ છતાંપણ વિરાટના દાસ થવું પડયું એ સઘળું તમારી કૃપાથીજ થયું હતું.[૨૩,૨૪] તમે મોટા ભાઇ જો દ્યૂત રમ્યા ન હોત તો હું જરાસંધને મારનાર થઇને વિરાટનો રસોઇયો શા માટે થાત અને ઇંદ્રનો પુત્ર અર્જુન સ્રીનો વેષ પહેરી બૃહન્નલા થઇને બાળકને નચાવનાર કેમ થાત?[૨૫,૨૬] અર્જુનને ગાંડીવ ધનુષથી શોભેલા બન્ને હાથમાં ચુડીઓની શોભા કરવી પડી હતી. તો મનુષ્ય દેહમાં એ ઉપરાંત બીજું શું દુઃખ થાય?[૨૭] અર્જુને માથામાં ચોટલો ગુંથ્યો હતો અને આંખમાં આંજણ આંજ્યું હતું તે જોઇને મારા મનમાં તો એમ થતું હતું કે 'તરવાર લઇને તુરત ધૃતરાષ્ટ્રનું માથું કાપી લઉં. તે વિના સુખ થનાર નથી.'[૨૮] દુષ્ટ ધૃતરાષ્ટ્રે ભીષ્માદિકને પૂછયા વિના લાખના ઘરમાં અગ્નિ નખાવ્યો હતો. દુષ્ટ પુરોચન પણ ધૃતરાષ્ટ્રના કહેવાથીજ આપણને બાળી નાખવા આવ્યો હતો. જો કે તે દૈવયોગથી પોતેજ બળી ગયો પણ તેમાં આપણો કોઇ રક્ષક ન હતો.[૨૯] હે રાજા! મને ધોખો થાય થાય છે કે 'જેમ તમને પૂછયા વિનાજ મેં કીચકોને મારી નાખ્યા તેમ ધૃતરાષ્ટ્રના સધળા દીકરાઓને અને તેઓની સ્રીઓને મારી નાખ્યાં નહિ.'[૩૦] દુર્યોધનાદિક શત્રુઓ કે જેઓ બંધાઇ ગયા હતા તેઓને ગંધર્વોની પાસેથી છોડાવ્યા એ તમે મૂર્ખતા કરી હતી.[૩૧] આજ તમે દુર્યોધનનું સારૂં કરવા સારૂ ધન દેવાની ઈચ્છા કરો છો પણ હું તો તમે કહેશો તો

પણ સર્વથા આપવા દેનાર નથી."[૩૨] આ પ્રમાણે બોલીને ભીમ ત્યાંથી ઉઠી ગયા. પછી યુધિષ્ઠિરે ત્રણ ભાઈઓની સાથે એકમત થઇને ધૃતરાષ્ટ્રને ઘણું ધન આપ્યું.[૩૩] એ ધનમાંથી ધૃતરાષ્ટ્રે પુત્રોની વિધિસહિત ક્રિયાઓ કરાવી અને બ્રાહ્મણોને દાન આપ્યાં.[૩૪] સઘળી ક્રિયાઓ કર્યા પછી ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતી અને વિદુરને સાથે લઇને તુરત વનમાં ગયો.[૩૫] મોટી બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્ર ગુપચૂપ રીતે નીકળી ગયો તેની એક સંજયને ખબર હતી, કુંતીને પછવાડે જઇને દીકરાઓએ વારવા માંડી તોપણ તે ગઈ.[૩૬] વિલાપ કરતો ભીમસેન અને બીજાપણ કૌરવો ગંગાને કાંઠેથી પાછા વળીને સઘળા હાસ્તનાપુરમાં ગયા.[૩૭] ધતરાષ્ટ્ર આદિ ચાર જણાં ગંગાજીને કાંઠે શતયૂપના સુંદર આશ્રમમાં જઇ ખડની ઝુંપડી કરીને તેમાં સાવધાનપણાથી તપ કરવા લાગ્યાં.[૩૮] યુધિષ્ઠિર આદિથી છુટાં પડયા પછી તેઓને છ વર્ષ નીકળી ગયાં. યુધિષ્ઠિરે વિરહને લીધે પોતાના ભાઇઓને કહ્યું કે "સ્વપ્નમાં મેં વનમાં રહેલાં કુંતીને દુબળાં દીઠાં માટે મા, ગાંધારી, ધૃતરાષ્ટ્ર, વિદુર અને સંજયને જોવાને વાસ્તે મારી ઈચ્છા થાય છે.[૩૯-૪૦] જો તમારી સર્વની રૂચિ હોય તો આપણે ત્યાં જઇએ."[૪૧] આ ઉપરથી સઘળા પાંડવો, સુભદ્રા, દ્રૌપદી, ઉત્તરા અને ગામના લોકો ત્યાં ગયા. દર્શનમાં ઉત્સાહવાળા પાંડવો સર્વ લોકોની સાથે શતયૂપના આશ્રમમાં ગયા. તેઓએ સર્વેને દીઠાં પણ વિદુર જોવામાં આવ્યા નહિ તેથી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને પૂછ્યું કે "મોટી બુદ્ધિવાળા વિદુર ક્યાં છે?" ધૃતરાષ્ટ્રે કહ્યું કે[૪૨-૪૪] "વિદુર તો ઉદ્યમ અને પરિગ્રહને છોડી દઈ વિરક્ત થઇને ફરે છે, માટે ક્યાંક એકાંતમાં બેઠા હશે અને મનમાં પરબ્રહ્મનું ધ્યાન કરતા હશે."[૪૫] બીજે દિવસે વનમાં ગંગાજીને કાંઠે જતાં જતાં યુધિષ્ઠિરે વિદુરને દીઠા કે જે વિદુર તપ કરવાથી અને તીક્ષ્ણ નિયમો પાળવાથી દુબળા થઇ ગયા હતા.[૪૬] તે જોઇને યુધિષ્ઠિર રાજા બોલ્યા કે "હું યુધિષ્ઠિર આપને પ્રણામ કરૂં છું." વિદુરજી તો સાંભળીને પણ જાણે ઠુંઠું ઉભું હોય તેમ થઇ રહ્યા.[૪૭] ક્ષણવારમાં વિદુરના મ્હોડામાંથી અદ્‌ભુત તેજ નીકળ્યું તે યુધિષ્ઠિરના મ્હોડામાં પેસી ગયું. કારણ કે એ બન્ને ધર્મના અંશરૂપ હતા.[૪૮] વિદુરના પ્રાણ નીકળી જતાં યુધિષ્ઠિરરાજાએ ઘણો શોક કરીને તેના દેહનો દાહ કરવાને ઉદ્યમ કરવા માંડયો.[૪૯] ત્યાં તે સાંભળતાં આકાશવાણી થઈ કે "આ વિરક્ત હતા તેથી દાહને યોગ્ય નથી. હે રાજા! તમારે જવું હોય તો જાઓ."[૫૦] આકાશવાણી સાંભળીને તે સર્વ ભાઇઓએ ગંગાજીના નિર્મળજળમાં સ્નાન કર્યું અને ત્યાંથી જઈ ને ધૃતરાષ્ટ્રની પાસે તે વાતનું વિસ્તારથી નિવેદન કર્યું.[૫૧] સઘળા પાંડવો ગામના લોકોની સાથે તે આશ્રમમાં રહ્યા હતા, ત્યાં વેદવ્યાસ, નારદજી અને બીજા પણ મહાત્મા મુનિઓ યુધિષ્ઠિરની પાસે આવ્યા.[૫૨] શુભદર્શનવાળા વ્યાસને બેઠેલા જોઈ તે સમયે કુંતીએ કહ્યું:—"હે તપસ્વી વ્યાસ! મારો પુત્ર કર્ણ જન્મ્યો તે સમયે મેં જોયો હતો, પણ પછીથી સારી રીતે દીઠો નથી તેથી મારૂં મન તપે છે માટે મને તે કર્ણ પાછો દેખાડો.[૫૩,૫૪] તમે સમર્થ છો માટે મારી ઈચ્છા પરિપૂર્ણ કરો." ગાંધારીએ કહ્યું કેઃ—"હે મુનિ! દુર્યોધન યુદ્ધમાં ગયો તે સમયે મેં તેને જોયો નથી,[૫૫] માટે તેને તથા તેના ન્હાના ભાઇઓને દેખાડો." સુભદ્રાએ પણ કહ્યું કેઃ—"હે સર્વજ્ઞ! મહાવીર અભિમન્યુ કે જે મને પ્રાણથી પણ વધારે પ્યારો હતો તેને જો-

વાની મને ઇચ્છા છે માટે દેખાડો."[૫૬.૫૭]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વચનો સાંભળી સત્યવતીના પુત્ર વ્યાસે પ્રાણાયામ કરીને સનાતન ભુવનેશ્વરી દેવીનું ધ્યાન કર્યું. પછી સાયંકાળ થતાં ગંગાજીને કાંઠે યુધિષ્ઠિર આદિ સઘળાઓને બોલાવી, એ પવિત્ર નદીના જળમાં સ્નાન કરીને જગદંબા કે જે ચૈતન્યથી અભિન્ન, મૂળ, પ્રકૃતિરૂપ, સગુણ, નિર્ગુણ, દેવતાઓનાં ઈશ્વરી, બ્રહ્મરૂપ અને મણિદ્વીપમાં રહેનારાં છે તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૫૮-૬૦]

વ્યાસ સ્તુતિ કરે છેઃ—જ્યારે બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, ઈંદ્ર, વરૂણ, કુબેર, યમ કે અગ્નિ પણ ન હતા ત્યારે પણ જે તમે હતાં તેમને હું પ્રણામ કરૂં છું.[૬૧] જ્યારે જળ, વાયુ, પૃથ્વી, આકાશ, એઓના ગુણ, ઇંદ્રિયો, અહંકાર, મન, બુદ્ધિ, સૂર્ય કે ચંદ્રમા પણ નહિ હતા ત્યારે પણ તમે હતાં માટે તમને હું પ્રણામ કરૂં છું.[૬૨] આ જીવોના સમૂહને હિરણ્યગર્ભરૂપ સમષ્ટિ ચિત્તમાં સ્થાપી અને તે સમષ્ટિ ચિત્તને ગુણોની સાથે સામ્યાવસ્થામાં લઈ જઈને તમે સ્વતંત્રપણાથી કલ્પકાળને ચલાવો છો તે સમયમાં કોઈ જ્ઞાનવાન પણ તમારા સ્વરૂપને જાણનાર નથી.[૬૩] હે મા! આ લોકો મને મરી ગએલાને પાછા દેખાડવાનું કહે છે, તો એમ કરવામાં હું સમર્થ નથી માટે તમે તુરત એ મરી ગએલાંઓનું દર્શન કરાવો.[૬૪]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વ્યાસે સ્તુતિ કરતાં માયારૂપ શ્રીભુવનેશ્વરી દેવીએ તે સઘળા રાજાઓને સ્વર્ગમાંથી બોલાવીને દેખાડ્યા.[૬૫] કુંતી, ગાંધારી, સુભદ્રા, ઉત્તરા અને સઘળા પાંડવો પોતાના સંબંધીઓને પાછા આવેલા જોઇ રાજી થયાં. અપાર તેજવાળા વ્યાસે મહામાયા દેવીનું સ્મરણ કરીને દેખાડેલા ઈંદ્રજાળની પેઠે પાછું તેઓનું વિસર્જન કર્યું.[૬૬] તે સમયે સર્વે પાંડવો અને મુનિઓ આજ્ઞા લઇને ગયા. માર્ગમાં વ્યાસની વાતો કરતાં યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુરમાં આવ્યા.[૬૭]

तदापृष्ट्वाययुः सर्वेपांडवामुनयस्तथा ॥
राजानागपुरंमाप्तःकुर्वन्व्यासकथांपथि॥६७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

## अध्याय ८ मो.

### યદુકુળનો નાશ અને પરીક્ષિત્‌ની કથા.

**सूत उवाच**

ततोदिनेतृतीयेचधृतराष्ट्रःसभूपतिः ॥
दावाग्निनावनेदग्धःसभार्यःकुंतिसंयुतः॥१॥

સૂત કહે છેઃ—પછી ત્રીજે દિવસે ગાંધારી અને કુંતીની સાથે ધૃતરાષ્ટ્રરાજા વનમાં દાવાગ્નિથી બળી ગયો.[૧] સંજય તો પ્રથમથીજ ધૃતરાષ્ટ્રને છોડી દઇને તીર્થયાત્રા કરવા સારૂ ગયો હતો. આ વાત નારદજી પાસેથી સાંભળીને યુધિષ્ઠિરરાજા દુઃખ પામ્યા.[૨] ભારતનો સંગ્રામ થયા પછી છત્રીશમું વર્ષ ગયું ત્યારે બ્રાહ્મણના શાપથી સર્વે યાદવો પ્રભાસમાં ક્ષય પામ્યા.[૩] મદિરા પીને મત્ત થએલા એ મહાત્મા યાદવો શ્રીકૃષ્ણ અને બલભદ્ર જોતાં પરસ્પર યુદ્ધ કરીને ક્ષય પામ્યા.[૪] કમલ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણભગવાને શાપ પાળવા સારૂ પારધિના બાણથી વિંધાઇને દેહત્યાગ કર્યો.[૫] શ્રીકૃષ્ણનો દેહત્યાગ સાંભળી વસુદેવે ચિત્તમાં ભુવનેશ્વરીનું ધ્યાન કરી પોતાના પવિત્ર પ્રાણનો ત્યાગ કર્યો.[૬] પછી અતિદુઃખ પામેલા અર્જુને પ્રભાસમાં જઇને ત્યાં સઘળાઓનો યથાયોગ્ય સંસ્કાર કર્યો.[૭] અર્જુને શ્રીકૃષ્ણનું શરીર જોઈ કાષ્ઠ ભેગાં કરીને આઠ સ્ત્રીઓની

સાથે તેનો દાહ કર્યો.[૮] બલભદ્રના દેહને રેવતીની સાથે અગ્નિમાં બાળી અર્જુને દ્વારકામાં આવીને લોકોને ગામમાંથી કહાડ્યા.[૯] પછી તે શ્રીકૃષ્ણની નગરીને સમુદ્રે બોળી દીધી. અર્જુન અને સર્વ લોકો નીકળ્યા હતા ત્યાં માર્ગમાં ચોર અને આહીરોએ શ્રીકૃષ્ણની સ્ત્રીઓને લુંટી અને સઘળું ધન લઈ લીધું. અર્જુન નિસ્તેજ થઈ ગયા.[૧૦-૧૧] અપાર તેજવાળા અર્જુને ઈંદ્રપ્રસ્થમાં આવીને અનિરૂદ્ધના દીકરા વજ્રનાભને ત્યાં રાજા કર્યો.[૧૨] અર્જુને વ્યાસની પાસે વાત કરતાં વ્યાસે કહ્યું કેઃ—"હે મોટી બુદ્ધિવાળા ! ફરીવારના દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણ અવતરશે ત્યારે તમે પણ અવતરશો અને તે સમયે તમારૂં અતિ ઉગ્ર તેજ થશે." એ વચન સાંભળી દુઃખ પામેલા અર્જુન હસ્તિનાપુરમાં ગયા.[૧૩-૧૪] ત્યાં જઇને યુધિષ્ઠિરરાજાને સઘળું વૃત્તાંત કહ્યું. શ્રીકૃષ્ણના દેહત્યાગની અને યાદવોના ક્ષયની વાત સાંભળીને યુધિષ્ઠિરે હિમાલયમાં જવાનો વિચાર કર્યો. પછી ઉત્તરાનો પુત્ર પરીક્ષિત્ કે જે તે સમયે છત્રીશ વર્ષનો હતો તેને રાજ્ય આપીને યુધિષ્ઠિરરાજા દ્રૌપદી અને ભાઇઓની સાથે વનમાં ગયા. એ પાંડવોએ હસ્તિનાપુરમાં છત્રીશ વર્ષ સુધી રાજ્ય કર્યા પછી હિમાલયમાં જઈને પ્રાણત્યાગ કર્યો.[૧૫-૧૮] મહારાજ પરીક્ષિતે પણ સાઠ વર્ષ સુધી આલસ્ય છોડી દઇને ધર્મની રીતિથી સઘળી પ્રજાનું પાલન કર્યું. પોતાની મૃગયા કરવામાં રૂચિ હતી તેથી તે રાજા મોટા વનમાં ગયા હતા ત્યાં વિંધેલા મૃગને શોધતાં મધ્યાહ્નને પોતે તરસ્યા, થાકેલા અને ભૂખ્યા થઇ ગયા.[૧૯-૨૦] ગરમીથી તપી રહેલા એ રાજાએ સમીપમાં ધ્યાન ધરી બેઠેલા એક મુનિને દીઠા. રાજાએ આતુરપણાથી તેમને જળનું પૂછ્યું.[૨૧] મુનિ તો મૌન ધરી બેઠા હતા તેથી કાંઇ ન બોલ્યા એટલે રાજાને કોપ ચડયો. ત્યારે તરસથી પીડાએલા અને જેના ચિત્તમાં કળિયુગ પેઠો હતો એવા તે રાજાએ ધનુષની અણીથી મુવેલો સર્પ ઉપાડીને તે મુનિના ગળામાં નાખ્યો. સર્પ નાખ્યો તો પણ મુનિ સમાધિમાં હતા તેથી કાંઈ બોલ્યા નહિ અને ચલાયમાન પણ થયા નહિ, રાજા પણ પોતાને ઘેર આવ્યા.[૨૨-૨૪] એ મુનિનો મહાતપસ્વી, અતિ તેજસ્વી, અને પરાશક્તિનો ઉપાસક ગવિજાત નામે પુત્ર હતો તેણે વનમાં રમતાં એ વાત સાંભળી, તેના મિત્રોએ તેને કહ્યું કેઃ—"હમણાં તારા બાપના ગળામાં કોઇએ મુવેલો સર્પ નાખ્યો છે." આ વચન સાંભળી અત્યંત કોપ કરીને તેણે તુરત હાથમાં જળ લઈ રાજાને શાપ દીધો કે "મારા પિતાના ગળામાં આજે જેણે મુવેલો સર્પ નાખ્યો છે તે પાપી માણસને આજથી સાત રાત્રિ જતાં તક્ષક નાગ કરડશે."[૨૫-૨૮] પછી મુનિના શિષ્યે ઘરમાં રહેલા રાજા પાસે આવીને તે મુનિના પુત્રે આપેલા શાપનું નિવેદન કર્યું. બ્રાહ્મણે આપેલા શાપની વાત સાંભળી અને તે શાપનું નિવારણ કરવું અશક્ય જાણી પરીક્ષિત્ રાજાએ વૃદ્ધ મંત્રિઓને કહ્યું કેઃ—" હે મંત્રિઓ ! મારા અપરાધનેલીધે બ્રાહ્મણે મને શાપ દીધો તો હવે મારે શું કરવું ? કોઈ ઉપાયનો વિચાર કરો. 'શાપથી થવાનું મૃત્યુ મટે નહિ' એમ વેદવેત્તાઓ કહે છે તો પણ સમજુઓએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યત્ન કરવો જોઇએ. ઉપાયને મુખ્ય માનનારા કેટલાએક વિદ્વાનો કહે છે કે "મૂર્ખ માણસના કરેલા ઉપાયથી કામ સિદ્ધ થતાં નથી પણ બુદ્ધિમાન માણસે કરેલા ઉપાયથી કામ સિદ્ધ થાય છે. મણિ, મંત્ર અને ઔષધિઓના ચમત્કાર અચિંત્ય છે. તો બુદ્ધિમાન પુરૂષોએ કરેલા તેઓના પ્રયોગોથી શું કાર્ય ન થાય?[૨૯-૩૩] પૂર્વે એક

ઉત્તમ અપ્સરા કોઈ મુનિની સ્ત્રી હતી તે સર્પ કરડવાથી મરી જતાં મુનિએ તેને પોતાનું અર્ધ આયુષ્ય આપીને જીવાડી હતી.[૩૪] સમજુઓએ સર્વથા ભવિષ્ય ઉપર વિશ્વાસ નહિ રાખવો જોઇએ.[૩૫] હે મંત્રિઓ ! આ વિષયમાં પ્રત્યક્ષ ઉદાહરણ જુઓ કે, કોઈ માણસ સ્વર્ગમાં અથવા પૃથ્વીમાં ભવિષ્ય ઉપર વિશ્વાસ રાખીને નિરૂદ્યમ બેસી રહેલો જોવામાં આવે છે? સંન્યાસી વિરક્ત થઇને પણ ગૃહસ્થોને ઘેર બોલાવ્યાથી અથવા નહિ બોલાવ્યા છતાં પણ ભિક્ષાને વાસ્તે સર્વથા જાય છે.[૩૬-૩૭] કોઇએ યદૃચ્છાથી આવેલો પદાર્થ મ્હોડામાં નાખ્યો છે ? મ્હોડામાં આવી પડે તો પણ ઉદ્યમ કર્યા વિના મ્હોડામાંથી પેટમાં કેમ પેસે ?[૩૮-૩૯] ઉદ્યમમાં પ્રયત્ન કરવો જોઇએ અને તેમ કરતાં કાર્ય સિદ્ધ ન થાય તો પછી દૈવપર આધાર રાખી સમજુએ ચિત્તને સ્થિર કરવું જોઈએ.[૪૦]

મંત્રિઓ પૂછે છેઃ—એ કયા મુનિ હતા કે જેણે અર્ધું આયુષ્ય આપીને સ્ત્રીને જીવાડી ? એ મુનિની સ્ત્રી કેવી રીતે મરી ગઈ હતી તે અમને વિસ્તારથી કહો.[૪૧]

રાજા કહે છેઃ—ભૃગુઋષિને પુલોમા નામની રૂપાળી સ્ત્રી હતી તેમાં અતિપ્રખ્યાત 'ચ્યવન' નામે મુનિ ઉત્પન્ન થયા હતા. ચ્યવનઋષિને શર્યાતિ રાજાની દિકરી સુકન્યા નામે સ્ત્રી હતી.[૪૨] તેમાં પ્રમતિ નામે પુત્ર ઉત્પન્ન થયો હતો. પ્રમતિને પ્રતાપી નામની પ્યારી સ્ત્રી હતી.[૪૩] તેમાં 'રૂરૂ' નામે મહાતપસ્વી પુત્ર થયો હતો. આ સમયમાં 'સ્થૂલકેશ' નામે એક ધર્માત્મા અને સત્યવાદી મુનિ પણ તપ કરતો હતો. આ અંતરમાં સર્વ લોકોમાં અત્યંત રૂપાળી અને માન પામેલી મેનકા નામની અપ્સરા નદીને કાંઠે ક્રીડા કરતી હતી. ત્યાં વિશ્વાવસુના વીર્યથી ગર્ભ રહેતાં ત્યાંથી નીકળીને તેણે સ્થૂલકેશના આશ્રમમાં જઇને જણ્યું અને બાળકીને મૂકી દઇને ચાલી નીકળી.[૪૪-૪૬] સ્થૂલકેશ મુનિએ ત્રણે લોકમાં અત્યંત રૂપાળી એ કન્યાને નદીને કાંઠે અનાથ પડેલી જોઇને લઈ લીધી અને તેનું પોષણ કર્યું, તથા 'પ્રમદ્વરા' એવું નામ રાખ્યું.[૪૭-૪૮] સમય આવતાં સઘળાં શુભ લક્ષણવાળી એ પ્રમદ્વરા જુવાન થઈ, અને તેને જોઇને રૂરૂમુનિ કામદેવનાં બાણથી પીડાયો.[૪૯]

साकालेयौवनंप्राप्तासर्वलक्षणसंयुता ॥
रुरुर्दृष्ट्वाथतांबालांकामबाणार्दितोऽभवत् ॥४९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮

---

## अध्याय ९ मो.

### રૂરૂનું વૃત્તાન્ત અને પરીક્ષિત્‌નો ગુપ્ત ગૃહવાસ.

**परीक्षिदुवाच**

कामार्तःसमुनिर्गत्वारुरुःसुप्तोनिजाश्रमे ॥
पितापप्रच्छदीनंतंकिंरुरोविमनाअसि ॥ १ ॥

પરીક્ષિત્ રાજા કહે છેઃ—કામદેવથી પીડાએલો તે રૂરૂ પોતાના આશ્રમમાં જઈને સૂતો. તેના પિતાએ તેને રાંક થએલો જોઈને પૂછ્યું કે "હે રૂરૂ! તું શા માટે ખેદ પામ્યો છે?"[૧] કામદેવથી અત્યંત પીડાએલો રૂરૂ બોલ્યો કે "સ્થૂલકેશના આશ્રમમાં પ્રમદ્વરા નામની કન્યા છે તે મારી સ્ત્રી થવી જોઇએ."[૨] પ્રમતિએ તુરત સ્થૂલકેશની પાસે જઈ વાતચિતથી લલચાવી અને પ્રસન્ન કરીને તે સુંદર કન્યાનું માગું કર્યું.[૩] સ્થૂલકેશે વચન દીધું કે "સારો દિવસ હશે ત્યારે કન્યાદાન કરીશ." પછી વિવાહ કરવા સારૂ સજ્જ થએલા એ બન્ને મુનિઓ વિવાહનો સરસામાન કરવા લાગ્યા.

તપોવનમાં એ બન્નેના આશ્રમ પાસે પાસેજ હતા.[૪,૫] એ અવસરમાં સુંદર નેત્રવાળી પ્રમદ્વરા કન્યા ઘરના આંગણામાં રમતી હતી, ત્યાં તેના પગથી એક સુતેલો સર્પ કચરાયો; અને તે તેને કરડયો. સર્પ કરડતાં તે કન્યા મરી ગઈ અને તેને મરેલી જોઈને કોલાહલ થયો.[૬-૭] સર્વે ભેગા થએલા મુનિઓ શોકથી ચીસો પાડવા લાગ્યા. પ્રમદ્વરા મરણ પામીને ધરતીપર પડયા છતાં પણ તેજથી દીપતી હતી. તેને જોઈને અતિ દુઃખ પામેલો તેનો પિતા રોવા લાગ્યો. એ કોલાહલ સાંભળીને જોવા સારૂ આવેલા રૂરૂએ જાણે જીવતીજ હોય તેમ પડેલી પ્રમદ્વારાને દીઠી.[૮,૯] સ્થૂલકેશને અને બીજા ઋષિયોને રોતા જોઈ વિરહથી વ્યાકુળ થએલો રૂરૂ, એ સ્થાનમાંથી બહાર જઇને રોવા લાગ્યો કે "અહો! મારાજ સુખનો નાશ કરવાને વાસ્તે દૈવે આ દુઃખ ઉપજાવનાર સર્પને મોકલ્યો.[૧૦,૧૧] હું શું કરૂં? કયાં જાઉં? મારી પ્રાણપ્યારી મરી ગઈ. આ પ્યારીનો મને વિયોગ થયો તો હવે હું જીવવાને ઈચ્છતો નથી. આ સુંદરીનું મારાથી આલિંગન કે મુખનું ચુંબન પણ થયું નહિ.[૧૨,૧૩] સર્વથા દુર્ભાગ્યનેલીધે આનું પાણિગ્રહણ થયું નહિ અને આની સાથે ઉભીને મેં લાજાહોમ ન કર્યો.[૧૪] આ મનુષ્યદેહને ધિક્કાર છે. મારા પ્રાણ ભલે જાય. અરેરે! દુઃખીઆને ધાર્યા પ્રમાણે મૃત્યુ પણ આવતું નથી.[૧૫] ત્યારે આ સ્ત્રી વિના પૃથ્વીમાં ઈચ્છેલું સુખ તો કેમજ મળશે. હું મોટા ધ્રોમાં પડું, અગ્નિમાં પડું, ઝેર ખાઉં કે ગળામાં ફાંસો નાખીને પ્રાણ ત્યાગ કરૂં!" આ પ્રમાણે વિલાપ કરીને નદીને કાંઠે બેઠેલો રૂરૂ પાછો વિચાર કરવા લાગ્યો કે "મરી જવાથી મને શું ફળ થશે. ભયંકર આત્મહત્યાજ લાગશે.[૧૬,૧૮] મારો બાપ અને મા બહુજ દુઃખીઆં થશે. મને આત્મઘાત કરી મુવેલો જોઈને દવ વળી બહુજ રાજી થશે.[૧૯] હું મરતાં બીજા પણ સઘળા રાજી થશે, એમાં સંશય નથી. વળી એમ કરવાથી પરલોકમાં સ્ત્રીનો પણ શો ઉપકાર થાય? હું વિરહથી પીડાઈ આત્મઘાત કરીને મરણ પામું તો આત્મઘાત કરનારને પરલોકમાં પણ તે પ્યારી મળે નહિ.[૨૦,૨૧] આટલાં કારણોથી મારે મરવામાં દોષ છે અને જીવવામાં દોષ નથી." આ પ્રમાણે વિચાર કરી નાહી, આચમન લઈ, પવિત્ર થઈ, હાથમાં પાણી લઈને રૂરૂ બોલ્યો કે "જો મેં કાંઈ દેવપૂજન આદિ પુણ્ય કરેલું હોય ભક્તિથી ગુરૂઓની પૂજા કરી હોય, હોમ જપ તથા તપ કરેલ હોય, સઘળા વેદનું અધ્યયન કર્યું હોય અને ગાયત્રીનું સ્મરણ કરીને તેથી સૂર્યની આરાધના કરી હોય તો મારી પ્યારી જીવતી થજો. જો મારી પ્યારી નહિ જીવતી થાય તો હું પ્રાણનો ત્યાગ કરીશ."[૨૨,૨૫] આ પ્રમાણે બોલી દેવતાઓનું આરાધન કરીને તેણે તે જળ ધરતીપર નાખ્યું. આ પ્રમાણે સ્ત્રીના દુઃખથી વિલાપ કરતા રૂરૂએ જળ નાખ્યું તે સમયમાં દેવતાઓના એક દૂતે આવીને રૂરૂને નીચે પ્રમાણે કહ્યું.[૨૬]

દેવતાઓનો દૂત કહે છેઃ—હે બ્રાહ્મણ! સાહસ કરવું રહેવા દે. મરી ગએલી સ્ત્રી તે પાછી કેમ જીવે?[૨૭] આ ગંધર્વ અને અપ્સરાની સુંદર કન્યા મરી ગઈ તો હવે બીજી કોઈ સુંદર સ્ત્રીનો વિવાહ કર. આ તો કુંવારીજ મરી ગઇ.[૨૮] હે મોટા મૂર્ખ! તું શા માટે રૂવે છે? આની સાથે હવે તારે શી પ્રીતિ રહી?

રૂરૂ કહેછેઃ—હે દેવતાઓના દૂત! હું બીજી સ્ત્રીને વરવાનો નથી.[૨૯] આ જો ન જીવે તો મારે હવે મરવુંજ છે.

પરીક્ષિત્ રાજા કહે છેઃ—આ પ્રમાણે તેની

હઠ જાણીને રાજી થએલા દેવદૂતે તેને સત્ય અને અતિ મનોહર વચન નીચે પ્રમાણે કહ્યું.

દેવદૂત કહે છેઃ—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જે ઉપાય દેવતાઓએ પૂર્વે ઠરાવ્યો છે તે સાંભળ.[૩૦-૩૧] તારા આયુષ્યનો અર્ધો ભાગ આપીને તુરત પ્રમદ્વરાને જીવતી કર.

રૂરૂ કહે છેઃ—આ પ્રમદ્વરાને હું મારા આયુષ્યનો અર્ધો ભાગ આપુ છું તો હવે પાછાં પ્રાણ પામીને મારી પ્રિયા ઉઠજો.

રાજા કહે છેઃ—તે સમયમાં પોતાની પુત્રી પ્રમદ્વરાને મુવેલી જાણી વિશ્વાવસુ ગંધર્વ વિમાનમાં બેસીને સ્વર્ગલોકમાંથી આવ્યા.[૩૨-૩૩] પછી વિશ્વાવસુ અને દેવદૂત એ બન્નેએ યમરાજાની પાસે જઈને કહ્યું કેઃ—"હે યમરાજા ! રૂરૂની સ્ત્રી અને વિશ્વાવસુની દીકરી પ્રમદ્વરા સર્પ કરડવાથી હમણાં મરી ગઈ છે તે હમણાં મરવાને સજ્જ થએલા રૂરૂના અર્ધા આયુષ્યથી અને વ્રતો કરવાના પ્રભાવથી ઉઠવી જોઈએ.

યમરાજા કહે છેઃ—હે દેવદૂત ! વિશ્વાવસુની દીકરી પ્રમદ્વરાને ઉઠાડવાની તારી ઈચ્છા હોય તો ભલે, રૂરૂના અર્ધા આયુષ્યથી ઉઠે, તું રૂરૂની પાસે જઈને આવ.

રાજા કહે છેઃ—યમરાજા આ પ્રમાણે બોલતાં દેવદૂતે તુરત પ્રમદ્વરાને જીવતી કરી; [૩૮]અને રૂરૂને આપી. પછી સારા મુહૂર્તમાં રૂરૂ વિધિ પ્રમાણે તેને પરણ્યો.[૩૯] આ પ્રમાણે ઉપાયના યોગથી, મરી ગએલી કન્યા પણ જીવતી થઈ હતી, માટે શાસ્ત્રમાં સ્વીકારેલો મણિ, મંત્ર અને ઔષધિનો ઉપાય પ્રાણની રક્ષા કરવા સારૂ અવશ્ય વિધિસહિત કરવો જોઈએ.

સૂત કહે છેઃ—આ પ્રમાણે મંત્રીઓને કહી, સારા રક્ષકોની ગોઠવણ કરી અને સાત ભૂમિનો પ્રાસાદ કરાવીને રાજા મંત્રીઓની સાથે તુરત તે ઉપર ચડ્યા.[૪૦-૪૨] ત્યાં રક્ષણ કરવાને વાસ્તે મણિ અને મંત્રોને ધારણ કરનારા શૂર પુરૂષોને રાખ્યા. જે મુનિએ પોતાને શાપ દીધો છે તે મુનિની પાસે 'આ સેવક ઉપર પ્રસન્ન થઇને ક્ષમા કરો ' એમ પ્રાર્થના કરવા સારૂ ગૌરમુખ મુનિને સમજાવીને મોકલ્યા. સિદ્ધમંત્ર જાણનારા બ્રાહ્મણોને રક્ષા કરવા વાસ્તે ચારે બાજુથી બોલાવ્યા.[૪૩-૪૪] એક મંત્રીના પુત્રે નીચે ઉભીને ત્યાં કેટલાક હાથીઓ ઉભા રાખ્યા. એ અત્યંત રક્ષણ કરેલા પ્રાસાદમાં બીજો કોઈ ચડી શકતો ન હતો.[૪૫] ત્યાં વાયુ પણ જઈ શકતો ન હતો ત્યારે બીજાને તો સેવકો રોકે તેની શી વાત કરવી? રાજાએ એ પ્રાસાદમાં રહીને ભક્ષભોજ્યાદિ કરવા માંડયું.[૪૬] સ્નાન સંધ્યાદિક કર્મ પણ ત્યાંજ પહોંચી લઈને રાજા ત્યાં બેઠાજ મંત્રીઓની સાથે વિચાર કરીને સઘળાં રાજકાર્ય કરવા લાગ્યા અને દિવસો ગણવા લાગ્યા.[૪૭] એક 'કશ્યપ' નામે મહામંત્ર–શાસ્ત્રી બ્રાહ્મણ હતો તેણે મહાત્મા રાજાને આ પ્રમાણે શાપ થયાની વાત સાંભળી, ધનની ઈચ્છાવાળા એ બ્રાહ્મણે વિચાર કર્યો કે[૪૮-૪૯] "બ્રાહ્મણનો શાપ પામેલો રાજા જ્યાં છે ત્યાં હું જાઉં." આ પ્રમાણે વિચાર કરીને તે મુનિઓમાં ઉત્તમ અને મંત્રશાસ્ત્રી વિદ્વાન કશ્યપ બ્રાહ્મણ ધનની ઇચ્છાથી પોતાના ઘરમાંથી નીકળીને માર્ગે ચાલ્યો.[૫૦]

**व्रजामि तत्र यत्रास्ते शप्तो राजा द्विजेन ह ।**
**इति कृत्वा मतिं विप्रः स्वगृहान्निःसृतः पथि ॥**
**कश्यपो मंत्रविद्विद्वान्धनार्थी मुनिसत्तमः ॥५०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

# अध्याय १० मो.

## તક્ષક-કશ્યપ સંવાદ અને પરીક્ષિત્‌નું મૃત્યુ

**सूत उवाच।**

**तस्मिन्नेवदिनेनाम्नातक्षकस्तंनृपोत्तमम् ॥**
**शप्तंज्ञात्वाथ तूर्णंनिःसृतःपुरुषोत्तमः ॥१॥**

સૂત કહે છેઃ—તેજ દિવસે તક્ષકનાગ એ રાજાને શાપ મળ્યો જાણીને પુરૂષની આકૃતિ ધરી તુરત પોતાના ઘરમાંથી નીકળ્યો.[૧] રાજાની પાસે જતો કશ્યપ બ્રાહ્મણ, વૃદ્ધ બ્રાહ્મણના વેષથી નીકળેલા એ તક્ષકને માર્ગમાં જોવામાં આવ્યો.[૨] તક્ષકે મંત્રશાસ્ત્રી બ્રાહ્મણને પૂછ્યું કે "તમે ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓ છો અને શું કામ કરવાની તમારી ઇચ્છા છે ?[૩]

કશ્યપ કહે છેઃ—પરીક્ષિત્ રાજાને તક્ષકનાગ બાળી નાખશે તો હું રાજાને ચડેલું ઝેર ઉતારી નાખી શાંત કરવા સારૂ ઉતાવળો જાઉં છું.[૪] હે ઉત્તમ બ્રાહ્મણ ! મારી પાસે ઝેરનો નાશ કરી નાખે એવો મંત્ર છે માટે જો રાજાનું આયુષ્ય હશે તો તે મંત્રથી હમણાં તેને હું જીવાડીશ.[૫]

તક્ષક કહે છેઃ—હે બ્રાહ્મણ ! એ તક્ષક હું પોતે છું. તે રાજાને બાળી દઈશ. તું પાછો વળી જા. મારા કરડેલાની ચિકિત્સા કરવામાં તારી શક્તિ નથી.[૬]

કશ્યપ કહે છેઃ—હે સર્પ ! બ્રાહ્મણના શાપને લીધે તું રાજાને કરડીશ, ત્યારે હું મારા મંત્રના ભારે બળથી રાજાને જીવાડીશ તેમાં સંશય નથી.[૭]

તક્ષક કહે છેઃ—મારા કરડેલા રાજાને જીવાડવા સારૂ તું જતો હોય તો તારા મંત્રની શક્તિનું બળ મને દેખાડ. હમણાં ઝેરવાળી દાઢથી આ વડને બાળી નાખું છું.

કશ્યપ કહે છેઃ—હે નાગમાં ઉત્તમ ! તું આ વડને કરડે એમાં તો શું પણ બાળી નાખે તોપણ પાછો હું જીવતો કરીશ.[૮]

સૂત કહે છેઃ—પછી તક્ષકે એ વડને કરડી ભસ્મ કરી નાખીને કશ્યપને કહ્યું કેઃ—"હે બ્રાહ્મણ ! હવે આને પાછો જીવતો કર."[૧૦] તક્ષકે ઝેરના આગ્નથી એ વડને ભસ્મ કરી નાખ્યો, તે જોઈ સઘળી ભસ્મ એકઠી કરીને કશ્યપ બોલ્યો[૧૧] કે "હે સર્પમાં ઉત્તમ ! હવે મારા મંત્રનું બળ જોજે. હે મોટા ઝેરવાળા ! તારા દેખતાં આ વૃક્ષને પાછું જીવતું કરૂં છું."[૧૨] આ પ્રમાણે બોલી તે મહામંત્રશાસ્ત્રી કશ્યપ બ્રાહ્મણે હાથમાં જળ લઈ તેને મંત્રીને ભસ્મના ઢગલા પર છાંટ્યું. એ પાણી છાંટવાથી વડ જેવો પ્રથમ હતો તેવોજ પાછો સારો થઇ ગયો. વડને જીવતો થયો જોઈ તક્ષક ઘણો વિસ્મય થયો,[૧૩ ૧૪] પછી તક્ષકે કશ્યપને કહ્યું કેઃ—"હે બ્રાહ્મણ ! તું આવડો પરિશ્રમ કરવા શામાટે જાય છે ? તારા મનમાં જે ઈચ્છા હોય તે બોલ એટલે હું પૂરી કરી આપું.[૧૫]

કશ્યપ કહે છેઃ—હે નાગ ! રાજાને શાપ થયો જાણી મારી વિદ્યાથી તેને ઉપકાર કરવા સારૂ અને તેની પાસેથી ધન લેવા સારૂ હું નીકળ્યો છું.[૧૬]

તક્ષક કહે છેઃ—હે બ્રાહ્મણ ! રાજાની પાસેથી જેટલું ધન તેં લેવા ધાર્યું હોય તેટલું તું મારી પાસેથી લે. હું ધન આપું તે લઇને તું ઘેર જા એટલે એથી મારી ઇચ્છા પણ પાર પડશે.[૧૭]

સૂત કહે છેઃ—તક્ષકનું વચન સાંભળી પરમાર્થ જાણનારો કશ્યપ મનમાં વારંવાર વિચાર કરવા લાગ્યો કે "હવે મારે શું કરવું?[૧૮] જો હું ધન લઈને પાછો ઘેર જઈશ તો લોભનેલીધે જગતમાં મારી કીર્તિ થશે નહિ.[૧૯] રાજાને જીવાડીશ તો મારી કીર્તિ અવિચળ થશે, ધન ઘણું મળશે અને વળી જીવાડવાથી

પુણ્ય પણ થશે.[૨૦] યશનુંજ રક્ષણ કરવું જોઇએ. યશવિના ધનને ધિક્કાર છે. રઘુરાજાએ કીર્તિને વાસ્તેજ બ્રાહ્મણને પોતાનું સર્વસ્વ આપી દીધું હતું.[૨૧] હરિશ્ચંદ્રે અને કર્ણે પણ કીર્તિ રાખવા સારૂ ભારે દાન આપ્યાં હતાં. આમ છે માટે ઝેરના અગ્નિથી બળી જનારા રાજાની હું શા માટે ઉપેક્ષા કરૂં.[૨૨] હું રાજાને જીવાડીશ તો સઘળા લોકોને સુખ થશે. રાજા ન હોય તો પ્રજાનો નાશ થઈ જાય એમાં સંશય નથી.[૨૩] રાજા મરી જતાં પ્રજાના નાશનું પાપ મને લાગશે અને ધનના લોભથી જગતમાં અપકીર્ત્તિ પણ થશે."[૨૪] આ પ્રમાણે વિચારીને કશ્યપે મનમાં ધ્યાન ધરી જોયું, ત્યાં તે મહાબુદ્ધિમાનને રાજાનું આયુષ્ય પૂર્ણ થઇ રહેલું જાણવામાં આવ્યું.[૨૫] ધ્યાનથી રાજાનું મોત પાસે આવેલું જાણી ધર્માત્મા એ કશ્યપ બ્રાહ્મણ તક્ષકની પાસેથી ધન લઇને પાછો પોતાને ઘેર ગયો.[૨૬] આ પ્રમાણે કશ્યપને પાછો વાળીને તક્ષક સાતમે દિવસે રાજાને મારવાસારૂ તુરત હસ્તિનાપુરમાં ગયો.[૨૭] ત્યાં સાંભળ્યું કે, "પરીક્ષિત્‌રાજા પ્રાસાદ ઉપર બેઠેલ છે અને મણિ, મંત્ર તથા ઔષધોથી તેની રક્ષા કરવાની ઘણીઘણી ગોઠવણ થયા કરે છે."[૨૮] હું રાજાને નહિ કરડું તો રાજાને શાપ દેનારો બ્રાહ્મણ મને શાપ દેશે એવી બ્હીકથી અને રાજાને પાસે શીરીતે જઈ શકાશે એવી ચિંતાથી ઘેરાએલો તક્ષક વિચાર કરવા લાગ્યો, કે "કયા ઉપાયથી મારે રાજાના ઘરમાં જવું અને પાપી રાજા કે જે મૂઢ, બ્રાહ્મણને પીડા કરનાર શઠ અને બ્રાહ્મણના શાપથી હણાઈ ચુકયો છે તેને મારે શી રીતે છેતરવો ?[૨૯-૩૦] જેણે તપસ્વીના ગળામાં મુવેલો સર્પ નાખ્યો તેના જેવો પાંડવના કુળમાં કોઈ પણ નહિ થયો હોય.[૩૧] એ રાજા પોતે ભૂંડું કામ કર્યા છતાં અને કાળની ગતિને જાણતાં છતાં ઘરમાં રક્ષા કરનારાઓને રાખી પ્રાસાદ ઉપર બેસીને મૃત્યુને છેતરવા ધારે છે અને નિર્ભય થઈને રહ્યો છે, તો તેને બ્રાહ્મણના વચનની પ્રેરણાથી મારે શી રીતે બાળવો.[૩૨-૩૩] એ મંદ બુદ્ધિવાળો રાજા મોત પાછું વળેજ નહિ એ વાત જાણતો નથી, તેથી કેટલાક રક્ષકોને પાસે રાખી પ્રાસાદપર ચડીને આનંદ કરે છે.[૩૪] અપાર શક્તિવાળા દૈવે જો મૃત્યુ કરવાનું ધાર્યું હોય તો તે મૃત્યુ કરોડ યત્ન કરવાથી પણ કેમ પાછુ વળે ?[૩૫] આ પાંડવનો દિકરો મોતને જતું રહ્યું જાણી જીવવાના નિશ્ચયથી સ્વસ્થ થઈ સ્થાનકમાં બેઠો છે.[૩૬] રાજાએ સર્વથા દાન-પુણ્યાદિક કરવું જોઈએ છે. ધર્મથી વ્યાધિ હણાય છે અને આયુષ્ય શાશ્વત થાય છે.[૩૭] મૃત્યુકાળના વિધિપ્રમાણે સ્નાન દાનાદિક વિધિ કર્યા પછી મરણ થાય તો સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે, નહિતર નરકની પ્રાપ્તિ થાય છે.[૩૮] આ રાજાને મોત ઢુંકડું આવ્યું છે તેથીજ તેણે બ્રાહ્મણને પીડા કરવાનું પાપ કર્યું અને બ્રાહ્મણનો ભયંકર શાપ પણ લાગ્યો.[૩૯] આની પાસે કોઈ એવો બ્રાહ્મણ નથી કે જે 'દૈવે કરવા ધારેલો મૃત્યુ સર્વથા મટેજ નહિ' એમ એને સમજાવે."[૪૦] આ પ્રમાણે વિચાર કરી તે તક્ષક નાગે પાસે ઉભેલા પોતાના અનુચર સર્પોને તપસ્વી બનાવ્યા. તેઓના હાથમાં ફળમૂલાદિક આપીને રાજાની પાસે મોકલ્યા. તક્ષકનાગ પોતે કીડાનું રૂપ ધરીને ફળની અંદર બેસી ગયો.[૪૧-૪૨] ફળ લઇને ત્યાંથી ચાલેલા તે સર્પો તુરત રાજદ્વારમાં પ્રાસાદની પાસે ઉભા રહ્યા.[૪૩] રક્ષક લોકોએ તપસ્વીઓને જોઇને તેઓને 'તમારી શી ઇચ્છા છે?' એમ પૂછ્યું. સર્પોએ કહ્યું કેઃ—"આજ રાજાનું દર્શન કરવા વાસ્તે તપોવનમાંથી આવ્યા

છિયે.[૪૪] કુરૂકુલમાં સૂર્યરૂપ અને સુંદરરૂપ-વાળા વીર પરીક્ષિત્ રાજાને અથર્વવેદના મંત્રોથી આશીર્વાદ દેવા સારૂ આવ્યા છિયે.[૪૫] રાજાને અમારી ખબર આપો. રાજાને અભિષેક કરી તથા મીઠાં ફળ આપીને અમો ચાલ્યા જઇશું.[૪૬] ભરતવંશી રાજાઓના કુળમાં અમોએ ક્યાંય દ્વાર આગળ ચોકી કરનારાઓને દીઠા નથી. તેમ તપસ્વી લોકોને રાજાનું દર્શન ન મળે એવી વાત અમે ક્યાંય સાંભળી નથી.[૪૭] જ્યાં પરીક્ષિત્ રાજા બેઠા હોય ત્યાં અમો જઇએ છિયે અને એમને આશીર્વાદ દઈ આજ્ઞા લઇને પાછા વળીએ છિયે."[૪૮] આ પ્રમાણે તપસ્વીઓનું વચન સાંભળી દ્વારપાલોએ રાજાની આજ્ઞાપર ધ્યાન રાખીને તેઓને કહ્યું કેઃ– "આજ તમોને રાજાનું દર્શન નહિ મળે એમ ધારીએ છિયે. સઘળા તપસ્વીઓએ આવતી કાલે સવારે આ રાજદ્વારમાં આવવું.[૪૯,૫૦] હે મુનિઓ! બ્રાહ્મણના શાપની બ્હીકનેલીધે રાજાએ આજ્ઞા કરી છે કે કોઈ બ્રાહ્મણને આજ પ્રાસાદ ઉપર ચડવા દેવો નહિ." તપસ્વીઓ બોલ્યા કે "હે દ્વારપાલો! ત્યારે અમારાં ફળ, મૂળ અને જળ લઇને રાજાને આપો અને અમારા આશીર્વાદ કહો."[૫૧-૫૨] દ્વારપાલોએ જઇને તપસ્વીઓ આવ્યાનું રાજાને નિવેદન કર્યું. રાજાએ કહ્યું કેઃ–"એઓની પાસે જે ફળ મૂલાદિક હોય તે લઈ આવો, ને શું કામ છે એમ પૂછો, પ્રાતઃકાળે આવવાનું કહો અને મારા પ્રણામ કહો. આજ મારૂં દર્શન મળશે નહિ."[૫૩-૫૪] દ્વારપાલોએ બ્રાહ્મણોની પાસે જઈ તેઓની પાસેથી ફળ–મૂળાદિક લઇને ઘણા માનપૂર્વક રાજાને આપ્યાં. બ્રાહ્મણોનો વેષ લઇને આવેલા તે સર્પો ગયા પછી રાજાએ મંત્રીઓને કહ્યું કે[૫૫,૫૬] "હે સ્નેહીઓ! આજ આ સઘળાં ફલ તમો ખાઇ જાઓ. હું તો બ્રાહ્મણોએ આપેલું આ એક મોટું ફળ ખાઉં છું."[૫૭] આ પ્રમાણે કહી પરીક્ષિત્રાજાએ તે ફળો પોતાના સ્નેહીઓને આપીને એક પાકું ફળ પોતાના હાથમાં લઈને પોતે ચીર્યું.[૫૮] રાજાએ ફળ ચીર્યું ત્યાં તેમાંથી ઝીણો કીડો નીકળ્યો. કાળા નેત્રવાળા એ રાતા કીડાને રાજાએ પોતે દીઠો.[૫૯] તેને જોઈ વિસ્મય પામેલા મંત્રીઓને રાજાએ કહ્યું કેઃ– "સૂર્ય આથમે છે માટે હવે મને ઝેરની બ્હીક નથી. આ કીડો મને ભલે કરડે એટલે એટલાથીજ બ્રાહ્મણના શાપનો પણ નીકાલ થઇ જશે." આમ બોલીને રાજાએ તે કીડાને પોતાની ડોક ઉપર મૂક્યો.[૬૦ ૬૧] સૂર્ય આથમી ગયા પછી એ કીડાને ડોક ઉપર મૂક્યો ત્યાં એ મહાભયાનક કાળરૂપ તક્ષક થઈ ગયો.[૬૨] તેણે રાજાને ભીડો લઈ લીધો અને દંશ કર્યો. મંત્રિઓ વિસ્મય પામ્યા અને બહુજ દુઃખ પામીને રોવા લાગ્યા.[૬૩] ભયંકરરૂપવાળા નાગને જોઈ બ્હીકથી તેઓ ભાગી ગયા, અને રક્ષકો બૂમ પાડવા લાગ્યા. મોટો હાહાકાર થઇ રહ્યો.[૬૪] સર્પના શરીરનો ભીડો આવતાં જેની ભારે શક્તિ નાશ પામી ગઈ એવા પરીક્ષિત્ રાજા કાંઈ પણ બોલ્યા નહિ અને હાલી–ચાલી પણ શક્યા નહિ.[૬૫] તક્ષકના મ્હોડામાંથી નીકળેલી ભયંકર ઝેરના અગ્નિની જ્વાળા સળગવા લાગી અને તેણે રાજાના પ્રાણ લીધા.[૬૬] રાજાના પ્રાણ લઇને તક્ષક આકાશમાં ગયો તે જાણે આખા જગતને બાળી નાખતો હોય એવો લોકોના જોવામાં આવ્યો.[૬૭] રાજા ગતપ્રાણ થઈને, બળી ગએલા ઝાડની પેઠે પડી ગયા. રાજાને મરણ પામેલા જોઈ સર્વે લોકો ઊંચા સ્વરથી બૂમો પાડવા લાગ્યા.[૬૮]

सपपातगतप्राणोराजादग्धइवद्रुमः ॥

कुक्षुश्चजनाःसर्वेमृतंदृष्टानराधिपम् ॥ ६८ ॥

ઇ તિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦

## અધ્યાય ૧૧ મો. જનમેજયનો સર્પયજ્ઞ

**સૂત ઉવાચ**

**गतप्राणं राजानंबालं त्रंसमीक्ष्यच ॥**
**चक्रुश्चमंत्रिणःसर्वेपरलोकस्यसत्क्रियाम् ॥१॥**

સૂત કહે છેઃ—રાજાને મરણ પામેલા જોઈ અને તેમના બાલક પુત્રને જોઈ સઘળા મંત્રીઓએ મળીને રાજાની પરલોક સંબંધી ઉત્તમ ક્રિયાઓ કરી.[1] રાજા દુર્મરણથી મરણ પામ્યા હતા, તેમના દેહને પ્રથમ મંત્ર વગરજ ગંગાજીને કાંઠે બાળી પછી પર્ણશર કરીને અગરૂના કાષ્ટવાળી ચિતામાં દાહ કર્યો અને પુરોહિતોએ વિધિ પ્રમાણે વેદના મંત્રોથી પ્રેતક્રિયા કરી.[2.3] બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, ઘણા પ્રકારનાં અન્ન અને અનેક પ્રકારનાં વસ્ત્રોનાં દાન દીધાં.[4] મંત્રીઓએ પ્રજાને રાજી કરવા સારૂ એ રાજાના બાલક પુત્રને સારા મુહૂર્તમાં સિંહાસનપર બેસાડયો.[5] રાજાનાં લક્ષણવાળા એ જનમેજયને નગરના અને દેશના લોકોએ બાલક છતાં પણ રાજા કર્યો.[6] તેને તેની ધાવ સઘળી રાજરીતો શીખવવા લાગી. દિવસે દિવસ મોટો થતો તે જનમેજય મહાબુદ્ધિમાન થયો.[7] અગીયારમું વર્ષ બેસતાં તેને કુલગુરૂએ યોગ્ય રીતે ગાયત્રીનો ઉપદેશ કર્યો અને સંસ્કાર થયા પછી, દ્રોણાચાર્યે અર્જુનને તથા પરશુરામે કર્ણને જેમ સઘળો ધનુર્વેદ શીખાવ્યો હતો તેમ તેના ગુરૂએ તેને પણ શીખવ્યો.[8] [9]એ જનમેજય વિદ્યા પ્રાપ્ત થવાથી બળવાન અને કોઇથી પણ દબાવી શકાય નહિ એવો થયો. ધનુર્વેદ તથા પોતાની શાખાના વેદનો પાર પામનાર, પરમાર્થ જાણનાર, ધર્મશાસ્ત્રોના અર્થમાં કુશળ, સત્યવાદી, જિતેંદ્રિયઅને ધર્માત્મા એ જનમેજય રાજા પૂર્વે જેવું યુધિષ્ઠિરે રાજ્ય કર્યું હતું તેવું રાજ્ય કરવા લાગ્યો.[10.11] પછી 'સુવર્ણવર્માક્ષ' નામના કાશીના રાજાએ તે પરીક્ષિત્‌ના પુત્રને પોતાની 'વપુષ્ટમા' નામની કન્યા દીધી.[12] પૂર્વે જેમ વિચિત્રવીર્ય રાજા કાશીના રાજાની કન્યાને પરણીને તથા અર્જુન સુભદ્રાને પરણી આનંદ પામ્યા હતા, તેમ જનમેજય રાજા એ રૂપાળી વપુષ્ટમાને પરણીને આનંદ પામવા લાગ્યો. ઇંદ્રાણીની સાથે ઇંદ્રની પેઠે કમળપત્ર સરખાં નેત્રવાળી એ વપુષ્ટમાની સાથે વનોમાં અને ઉપવનોમાં વિહાર કરવા લાગ્યો.[13-15] તેના મંત્રિઓ કે જેઓ કામ કરવામાં નિપુણ હતા તેઓ સઘળાં રાજકાર્ય કરતા હતા. એજ સમયમાં 'ઉત્તંક' નામનો એક મુનિ કે જેને તક્ષક નાગે બહુ દુઃખ દીધું હતું તે 'હવે તક્ષકનાગે કરેલા વૈરને કોણ વાળે?' એમ વિચાર કરતાં 'પરીક્ષિત્‌નો દીકરો વાળશે' એમ ધારી જનમેજયની પાસે આવ્યો અને કહ્યું કેઃ—"હે રાજા! તું સમયસર કરવાના અને ન કરવાના કામને જાણતો નથી.[16-18] જે ન કરવાનું છે તે કરે છે અને કરવાનું છે તે કરતો નથી. તું કે જે ક્રોધવગરનો, ઉદ્યમ રહિત, વૈરને નહિ જાણનાર, શાસ્ત્રને નહિ જાણનાર અને બાળકની ચેષ્ટાવાળો છે તેની પાસે આજ હું શું માગું?"

જનમેજય કહે છેઃ—હે બ્રાહ્મણ! મેં કયું વૈર જાણ્યું નથી અને કયું વૈર વાળ્યું નથી? તે કહો એટલે પછી જે યોગ્ય જણાય તે કરૂં.

ઉત્તંક કહે છેઃ—હે રાજા! તારા બાપને દુરાત્મા તક્ષક નાગે મારી નાખેલ છે તો હવે તે વાત તારા મંત્રીઓને બોલવીને પૂછી જો.

સૂત કહે છેઃ—ઉત્તંકનું વચન સાંભળી રાજાએ મંત્રીઓને પૂછ્યું.[19-22] મંત્રીઓને પૂછતાં તેઓએ કહ્યું કેઃ—"બ્રાહ્મણનો શાપ થતાં તક્ષકનાગ કરડવાથી તમારા પિતા મરીગયાછે."

જનમેજય કહે છેઃ—હે ઉત્તંક મુનિ! આ મારા પિતાના મરણમાં બ્રાહ્મણનો શાપ કારણભૂત થયો હતો તો એમાં તક્ષકનો શો દોષ છે તે કહો.

ઉત્તંક કહે છેઃ—તક્ષકે ઝેર ઉતારવા આવતા કશ્યપ નામના બ્રાહ્મણને ધન આપીને પાછો વાળ્યો હતો[૨૩-૨૪] તો એ તક્ષક તમારા બાપને મારનાર વૈરી નહિ કે ? હે રાજા ! પૂર્વે રૂરૂ નામના બ્રાહ્મણની કુંવારી સ્ત્રીને સર્પે કરડતાં તે મરી ગઇ ત્યારે રૂરૂએ તેને પાછી જીવાડી હતી અને દારૂણ પ્રતિજ્ઞા કરી હતી[૨૫-૨૬] કે 'હું જે જે સર્પને દેખીશ તેતે સર્પને આયુધથી મારી નાખીશ.' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી હાથમાં શસ્ત્ર લઇને જ્યાં ત્યાં સર્પોને મારતો મારતો એ રૂરૂ પૃથ્વીમાં ફરતો હતો. એક દિવસે તેણે વનમાં મહાભયંકર અને ઘરડા ડુંડુભ (ઝેર વગરના) સર્પને દીઠો કે લાકડી ઉગામીને તેને મારવા દોડયો. ક્રોધ પામેલા બ્રાહ્મણે મારવા માંડયો ત્યારે ડુંડુભ બોલ્યો કે "હે બ્રાહ્મણ મેં અપરાધ નહિ કર્યા છતાં તું મને શા માટે મારે છે." રૂરૂએ કહ્યું કેઃ—"હે સર્પ મારી પ્યારી સ્ત્રી સર્પ કરડવાથી મરી ગઇ હતી તે દુઃખનેલીધે ત્યારથી મેં આ પ્રતિજ્ઞા કરી છે." ડુંડુભ બોલ્યો કે "હું કોઈને કરડતો નથી. કરડનાર સર્પો તો બીજા છે.૨૭-૩૧ મારૂં સર્પના જેવું શરીર જોઈને મને મારવો જોઈતો નથી." સર્પે કહેલી આ મનોહર મનુષ્યવાણી સાંભળીને રૂરૂએ પૂછ્યું કે "તું કોણ છે?[૩૨] અને ડુંડુભનો અવતાર શાથી પામ્યો છે?" ડુંડુભ બોલ્યો કેઃ—"હું પૂર્વે બ્રાહ્મણ હતો અને ખગમ નામનો બીજો બ્રાહ્મણ મારો સખા હતો.[૩૩] ધર્માત્માઓમાં શ્રેષ્ઠ, સત્યવાદી અને જિતેંદ્રિય એ મારો સખા અગ્નિહોત્રના ઘરમાં બેઠો હતો, ત્યાં મેં એક ખડનો સર્પ બનાવીને તેને છેતર્યો [૩૪] અને બહુજ બ્હીવડાવ્યો હતો તેથી વિકળ થએલા અને ધ્રુજતા એ ખગમે મને શાપ દીધો કે 'હે મંદ બુદ્ધિવાળા ! તેં મને સર્પથી બ્હીવડાવ્યો માટે તું સર્પ થઈ જા. મેં સર્પ થઈને તેની પાસે ઘણી ક્ષમા માગી.[૩૫-૩૬] તેને રાજી કરવાથી કાંઇક ક્રોધની શાંતિ પામીને તે બોલ્યો હતો કે 'પ્રમતિનો દિકરો રૂરૂ તને આ શાપથી છોડાવશે.' એ સર્પ હું છું અને તું રૂરૂ છે માટે મારૂં ઉત્તમ વચન સાંભળ.[૩૭-૩૮] બ્રાહ્મણોનો અહિંસા એજ મોટો ધર્મ છે એમાં સંશય નથી. સમજુ બ્રાહ્મણે યજ્ઞવિના સર્વ સ્થળમાં દયા રાખવી જોઈએ.[૩૯] યજ્ઞમાં જે હિંસા થાય તેને હિંસાજ સમજવી નહિ." પછી તે ડુંડુભ સર્પના અવતારમાંથી છુટી ગયો અને રૂરૂએ પણ તેના શાપનો છેડો આણીને હિંસા કરવી છોડી દીધી. આ પ્રમાણે રૂરૂ બ્રાહ્મણે પોતાની કુંવારી સ્ત્રીને જીવતી કરીને તેની સાથે વિવાહ કર્યો હતો અને પૂર્વનું વૈર સંભારીને સઘળા સર્પોનું પણ નિકંદન કર્યું હતું.૪૦-૪૧ હે જનમેજય રાજા ! તું તો તારા બાપને મારનારા સર્પોની સાથે વૈર છોડી દઇને ક્રોધરહિત થઇ બેઠો છે.[૪૨] તારો બાપ સ્નાનદાન કર્યાવિના અંતરિક્ષમાંજ મરી ગયો છે માટે સર્પોને મારીને તેનું વૈર વાળ.[૪૩] જે માણસ પિતાના વૈરને જાણે નહિ તે જીવતેજ મુવો છે. જ્યાં સુધી તું સર્પોને મારીશ નહિ ત્યાં સુધી તારા બાપની દુર્ગતિ છે. હે ઉત્તમ રાજા ! એટલા માટે બાપનું વૈર સંભારી નવરાત્રિના ઉત્સવનું મિષ કરીને તું સર્પસત્ર (સર્પયજ્ઞ) કર.૪૪-૪૫

સૂત કહે છેઃ—આ પ્રમાણે ઉત્તંકનું વચન સાંભળી અતિ દુઃખ પામેલા જનમેજય રાજાના નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં અને બોલ્યા કે[૪૬] "હું કે જે વૃથા અભિમાન રાખનાર દુર્બુદ્ધિ છું તેને ધિક્કાર છે.[૪૭] મારો બાપ સર્પ કરડવાથી ભયંકર દુર્ગતિ પામ્યો છે માટે હવે હું યજ્ઞનો આરંભ કરી બાપનું વૈર વાળીશ.

પ્રદીપ્ત અગ્નિમાં સર્પોને અવશ્ય હોમી દઈશ." આ પ્રમાણે બોલી જનમેજયે સર્વે મંત્રીઓને બોલાવીને કહ્યું[૪૮-૪૯] "હે મંત્રીઓ ! યજ્ઞના સરસામાન સજ્જ કરો. બ્રાહ્મણોની પાસે ગંગાજીને કાંઠે સારી પૃથ્વી મપાવીને સ્વસ્થપણાથી સો સ્તંભવાળો મનોહર મંડપ કરો. હે મંત્રીઓ ! મારે આજ યજ્ઞની વેદી કરવી છે, અને તે યજ્ઞના અંગમાં મોટા વિસ્તારથી સર્પસત્ર કરવાનો છે; એ સર્પસત્રમાં તક્ષકનાગ પશુરૂપ થશે અને મહામુનિ ઉત્તંક હોતા થશે.[૫૦-૫૨] વેદનો પાર પામનારા સર્વજ્ઞ બ્રાહ્મણોને તુરત બોલાવો." તે સમયે રાજાના વચન ઉપરથી વિચક્ષણ મંત્રીઓએ યજ્ઞના સઘળા સામાન તૈયાર કર્યા અને વિસ્તારવાળી યજ્ઞની વેદી કરી. સર્પોનો હોમ ચાલતાં ભયથી પીડાએલા તક્ષકનાગે ઇંદ્રની પાસે જઈને કહ્યું કેઃ–"મારી રક્ષા કરો." ભયભીત થએલા તક્ષકને ઇંદ્રે ધીરજ આપી અને તેને પોતાના આસનપર બેસાડયો.[૫૩-૫૫] પછી ઇંદ્રે અભય વચન આપ્યું કે "હે નાગ ! તું નિર્ભય રહેજે." તક્ષકને ઇંદ્રના આશ્રયમાં રહેલો અને ઇંદ્ર પાસેથી અભયદાન પામેલો જાણી ઉદ્વેગ પામેલા ઉત્તંકે મંત્રોથી નિમંત્રણ કરીને ઇંદ્ર સહિત તક્ષકને બોલાવ્યો.[૫૬-૫૭] તે સમયમાં તક્ષકે યાયાવરના કુળમાં ઉત્પન્ન થએલા અને જરત્કારૂના દિકરા આસ્તીકમુનિનું સ્મરણ કરતાં તે બાળક આસ્તીકે આવીને જનમેજય રાજાની સ્તુતિ કરી.[૫૮] રાજાએ એ બાળકને મહાપંડિત જોઇને તેની પૂજા કરી અને જે જોઈતું હોય તે માગી લેવાને કહ્યું.[૫૯] આસ્તીકે માગ્યું કે "આ યજ્ઞને બંધ રાખો." સત્યથી બંધાએલા જનમેજયે તેની માગણી ઉપરથી અને તેને ટેકો આપનારા મુનિઓનાં વચનથી સર્પોનો હોમ બંધ રખાવ્યો. એ સમયમાં વૈશંપાયન મુનિએ જનમેજયને મહાભારત સંભળાવ્યું.[૬૦-૬૧] મહાભારત સાંભળીને પણ જનમેજયને જેવી જોઇએ તેવી શાંતિ નહિ મળતાં તેણે વ્યાસને પૂછ્યું કે "મારૂં મન બહુજ બળ્યા કરે છે તો મારે શું કરવું ? હું કે જે દુર્ભાગ્ય છું તેનો પિતા અને અર્જુનના દિકરાનો દિકરો પરીક્ષિત્‌રાજા દુર્મરણથી મરી ગએલ છે.[૬૨-૬૩] હે વ્યાસ ! ક્ષત્રિયોનું મોટા અથવા ન્હાના સંગ્રામમાં મરણ થાય અથવા ઘરમાં વિધિસહિત મરણ થાય એ સારૂં ગણાય છે,[૬૪] પણ મારા પિતાનું તે પ્રમાણે મરણ થયું નથી. મારા પિતા તો પરવશપણાથી અંતરિક્ષમાંજ મરણ પામેલા છે. હે સત્યવતીના પુત્ર ! આમ છે તો આ વિષયમાં શાંતિનો ઉપાય હોય અને દુર્ગતિ પામેલા મારા પિતાને જેથી તુરત સ્વર્ગની પ્રાપ્તિ થાય તે મને કહો.[૬૫]

**मरणंनपितुर्मेभूदंतरिक्षेमृतोऽवशः ॥**
**शांत्युपायंवदत्वत्रत्वंचसत्यवतीसुत ॥**
**यथास्वर्गंव्रजेदाशुपितामेदुर्गतिंगतः ॥ ६५ ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

## अध्याय १२ मो.

### આસ્તીકની ઉત્પત્તિ અને ભાગવત-માહાત્મ્ય.

**सूत उवाच**

**[illegible]सःसत्यवतीसुतः ॥**
**उवाचवचनंत- सभायांनृपतिंचत- ॥ १ ॥**

સૂત કહે છેઃ–એ પ્રમાણે જનમેજયનું વચન સાંભળી સત્યવતીના પુત્ર વ્યાસે સભામાં તે રાજાને નીચે પ્રમાણે વચન કહ્યું.[૧]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! ગુહ્ય, અદ્ભુત, અનેક આખ્યાનવાળું, સુખદાયી અને પવિત્ર

ભાગવતપુરાણ હું કહું છું તે સાંભળો.[૨] એ પુરાણ મેં પૂર્વે મારા પુત્ર શુકદેવજીને ભણાવ્યું હતું તે મારાં પરમ રહસ્યરૂપ પુરાણ તમને સંભળાવું છું.[૩] એ પુરાણ સાંભળવાથીજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર, શુભ દેનાર, નિરંતર સુખ આપનાર અને સઘળા વેદમાંથી કહાડેલું છે.[૪]

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! આ આસ્તીક કોનો પુત્ર છે? વિઘ્ન કરવાવાસ્તે શા કારણથી આવ્યો અને અહીં સર્પોનું રક્ષણ કરવામાં એને શું પ્રયોજન હતું ?[૫] આ કથાનક વિસ્તારથી કહો અને સઘળું ભાગવતપુરાણ પણ વિસ્તારથી કહો.[૬]

વ્યાસ કહે છેઃ—એક જરત્કારૂ નામે શાંત મુનિ હતો કે જેણે ગૃહસ્થાશ્રમ કર્યો ન હતો. એ મુનિએ વનમાં ખાડામાં લટકતા પોતાના પૂર્વજોને દીઠા.[૭] એ પૂર્વજોએ તેને કહ્યું કેઃ—"હે પુત્ર ! તું સ્ત્રી પરણ કે જેથી અમોને પરમતૃપ્તિ થાય. અમારો પુત્ર તું સદાચારવાન થા તો અમો દુઃખથી છુટીને સ્વર્ગમાં જઇએ."[૮] જરત્કારૂએ કહ્યું કેઃ—"મારા સરખા નામવાળી, વગર માગેલી અને અત્યંત વશ રહેનારી સ્ત્રી મળે તો હું ગૃહસ્થાશ્રમ કરૂં. હે પૂર્વજો ! આ વચન હું સત્ય બોલું છું."[૯] આ પ્રમાણે કહી જરત્કારૂ તીર્થયાત્રા કરવાસારૂ ગયો. તે સમયે સર્પોને તેઓની માએ અગ્નિમાં પડવાનો શાપ દીધો હતો.[૧૦] કશ્યપ મુનિની કદ્રૂ અને વિનતા નામની બે સ્ત્રીઓ હતી, તેઓએ સૂર્યના રથનો ઘોડો જોઇને પરસ્પર વાતો કરવા માંડી.[૧૧] કદ્રૂએ વિનતાને કહ્યું કેઃ—"આ ઘોડો કેવા રંગનો છે? તે તુરત સાચી વાત કહે."[૧૨] વિનતા બોલી કે "આ ઉત્તમ ઘોડો ધોળોજ છે. હવે તું કેવો ધારે છે? તું પણ આનો વર્ણ કહે એટલે પછી આપણે સરત કરીએ."[૧૩] કદ્રૂએ કહ્યું કેઃ—"આ ઘોડાને હું કાળા રંગનો માનું છું. હવે જે હારે તે જીતનારની દાસી થાય, એવી તું મારી સાથે સરત કર."[૧૪] પછી કદ્રૂએ પોતાના વશમાં રહેનારા પોતાના પુત્ર સર્પોને કહ્યું કેઃ—"આ ઘોડાના શરીરમાં જેટલા વાળ છે તે સઘળા વાળને શ્યામ કરી નાખો." કેટલાક સર્પોએ તેમ કરવાની ના પાડતાં કદ્રૂએ તેઓને શાપ દીધો કે "તમો જનમેજયના યજ્ઞમાં અગ્નિમાં પડશો."[૧૫] કેટલાક સર્પોએ માને રાજી કરવા સારૂ એ ઘોડાના પૂછડામાં વીંટાઈને અનેક વર્ણવાળાં પોતાનાં શરીરોથી તે ઘોડાને કાબરચિત્રો કરી દીધો.[૧૭] પછી કદ્રૂ અને વિનતા બે બ્હેનોએ ભેગી થઇ ત્યાં જઇને ઘોડાને જોયો. ઘોડાને કાબરો જોઇને વિનતાને ઘણું દુઃખ થયું.[૧૮] તે સમયમાં વિનતાના પુત્ર મહાબળવાન ગરૂડ ત્યાં આવ્યા. તેમણે પોતાની માને રાંક જોઇને પૂછ્યું[૧૯] કે "હે મા ! તમે દીન કેમ થઈ ગયાં છો ? જાણે રોતાં હો એમ જણાઓ છો ! તમારો પુત્ર હું અને બીજો સૂર્યનો સારથ અરૂણ જીવતાં છતાં તમે દુઃખ પામ્યાં છો તો અમારા જીવિતને ધિક્કાર છે. જો મા દુઃખિત હોય તો દિકરો જન્મવાનું શું ફળ છે?[૨૦,૨૧] હે મા ! મને કારણ કહો તમારૂં દુઃખ મટાડી દઉં. વિનતાએ કહ્યું કેઃ—"હે પુત્ર ! હું ખોટી રીતે હારી જઇને શોક્યની દાસી થઈ છું. હવે શું કહું. એ મને કહે છે કે 'તું મને ખભે બેસાડીને જ્યાં કહું ત્યાં તેડી જા.' એથી હું દુઃખિત છું." ગરૂડે કહ્યું કેઃ—"જ્યાં તેને જવાની ઇચ્છા હશે ત્યાં હું તેડી જઇશ.[૨૨,૨૩] હે મા ! તમે શોક કરોનહિ, હું તમને નિશ્ચિંત કરૂં છુ." ગરૂડનું વચન સાંભળી વિનતા કદ્રૂની પાસે ગઈ.[૨૪] મહાબળવાન ગરૂડ પણ માનું દાસીપણું મટાડવા સારૂ કદ્રૂને

તેના પુત્ર (સર્પો) સહિત ઉપાડીને સમુદ્રના પારમાં ગયા.[૨૫] ત્યાં જઇને કદ્રૂને કહ્યું કેઃ—" હે મા હું તમને પ્રણામ કરૂં છું. મારી મા નિસ્સંશય રીતે દાસીપણામાંથી શી રીતે છુટે તે કહો."[૨૬] કદ્રૂએ કહ્યું કેઃ—" હે પુત્ર ! તું બળાત્કારે દેવલોકમાંથી અમૃત લાવીને મારા પુત્રોને આપ તો તારી માને હું છુટી કરૂં."[૨૭] કદ્રૂનું વચન સાંભળી મહાબળવાન ગરૂડ ઇંદ્રલોકમાં જઈ યુદ્ધ કરીને તુરત અમૃતનો કુંભ હરી લાવ્યા.[૨૮] અમૃત લાવીને ગરૂડે કદ્રૂને આપ્યું એટલે કદ્રૂએ નિસ્સંશયરીતે વિનતાને દાસીપણામાંથી મુક્ત કરી.[૨૯] સર્પો ન્હાવા વાસ્તે ગયા, ત્યાં ઇંદ્ર અમૃતને હરી ગયા, અને વિનતા પણ ગરૂડના બળના પ્રભાવથી દાસીપણામાંથી મુક્ત થઈ.[૩૦] જે ઠેકાણે અમૃતનો કુંભ મૂક્યો હતો ત્યાં પાથરેલા દર્ભોને સર્પોએ ચાટયા તેનેલીધે દર્ભોની અણીઓના સ્પર્શથીજ તેઓની બબે જીભ થઈ ગઇ.[૩૧] જે વાસુકિ આદિ સર્પોને તેઓની માએ શાપ દીધો હતો તેઓએ શોકને લીધે બ્રહ્માની પાસે જઇને પોતાને શાપના ભયની વાત કહી.[૩૨] બ્રહ્માએ તેઓને કહ્યું કેઃ—"જરત્કારૂ નામની જે વાસુકિની બ્હેન છે તે જરત્કારૂ નામના મોટા મુનિને આપો.[૩૩] તેમાં જે પુત્ર થશે તે તમારી રક્ષા કરશે. એમાં આસ્તીક નામનો પુત્ર નિસ્સંશય રીતે ઉત્પન્ન થશે."[૩૪] બ્રહ્માનું તે શુભ વચન સાંભળી વાસુકિએ વનમાં જઇને વિનયપૂર્વક જરત્કારૂમુનિને પોતાની જરત્કારૂ નામની બ્હેન આપી.[૩૫] જરત્કારૂ મુનિ એને પોતાનાં સરખાં નામવાળી જાણીને બોલ્યા કે "આ સ્ત્રી જ્યારે મારૂં અપ્રિય કરશે ત્યારે હું એનો ત્યાગ કરીશ."[૩૬] આ પ્રમાણે બોલી કરીને જરત્કારૂમુનિ તેને પરણ્યા અને વાસુકિનાગ પોતાની બ્હેનનું દાન કરીને પોતાને ઘેર ગયો.[૩૭] જરત્કારૂમુનિ મોટા વનમાં સુંદર પર્ણકુટી કરીને એ સ્ત્રીની સાથે રમણ કરતાં સુખ ભોગવવા લાગ્યા.[૩૮] એક દિવસે ભોજન કરીને એ મુનિ સૂતા અને વાસુકિની બ્હેન બેઠી હતી.[૩૯] "હે સ્ત્રી ! મને તારે કોઈ રીતે જગાડવો નહિ." એમ કહીને એ મુનિ ઊંઘી ગયા હતા.[૪૦] ત્યાં સૂર્ય આથમીને સંધ્યાકાળ થતાં જરત્કારૂ વિચાર કરવા લાગી કે "હવે શુ કરૂ. મને સુખ થતું નથી. હું જો આમને જગાડીશ તો મને છોડી દેશે અને નહિ જગાડું તો સંધ્યાકાળ વૃથા જશે.[૪૧][૪૨] ધર્મનો નાશ થવા કરતાં મારો ત્યાગ થાય અથવા મોત થાય એ પણ સારૂ છે. ધર્મની હાનિ થાય તો તેથી મનુષ્યોને નરકમાંજ પડવું પડે છે."[૪૩] આ પ્રમાણે ધર્મના લોપથી બ્હીનેલી તે જરત્કારૂએ વિચાર કરીને તે જરત્કારૂમુનિને જગાડયા, કે "હે મુનિ ! સંધ્યાકાળ થઈ ગયો છે માટે ઉઠો ઉઠો."[૪૪] મુનિએ ઉઠીને ક્રોધથી તેને કહ્યું કેઃ—"તેં મારી નિદ્રાનો ભંગ કર્યો માટે હું તારો ત્યાગ કરૂં છું. તું તારા ભાઇને ઘેર જા."[૪૫] મુનિનાં વચન સાંભળી જરત્કારૂ ધ્રૂજતી ધ્રૂજતી બોલી કે "હે મોટા તેજવાળા ! જે કામને વાસ્તે મારા ભાઇએ મને આપી છે તે કામ હવે કેમ થાય."[૪૬] મુનિએ સ્વસ્થપણાથી તેને કહ્યું કેઃ—"તારા ભાઈએ જે ધાર્યું હતું તે થઈ ચૂક્યું છે." આ પ્રમાણે બોલીને મુનિએ છોડી દેતાં તે જરત્કારૂ વાસુકિને ઘેર ગઈ.[૪૭] ભાઇએ પૂછતાં તેણે પતિના કહેવા પ્રમાણે કહ્યું કેઃ—"તે કામ થઈ ચૂક્યું છે એમ કહી મને છોડી દઈને તે મહામુનિ જતા રહ્યા."[૪૮] એ વાત સાંભળી 'મુનિ સત્યવક્તા છે' એવો પરમ વિશ્વાસ રાખીને વાસુકિએ પોતાની બ્હેનને ઘેર રાખી.[૪૯] પછી કેટલેક કાળે આ બાલક જન્મ્યો અને તે

આસ્તીક નામથી પ્રખ્યાત થયો.[૫૦] હે જનમેજયરાજા ! આ બાલકમુનિએ પોતાના મોસાલપક્ષની રક્ષા કરવા સારૂ તમારા યજ્ઞને બંધ રખાવ્યો.[૫૧] હે રાજા ! યાયાવરના કુલમાં ઉત્પન્ન થએલા અને વાસુકિના ભાણેજ આ મુનિને તમે માન આપ્યું એ સારૂં કર્યું.[૫૨] હે રાજા ! તમારૂં કલ્યાણ થાઓ. તમે સઘળું મહાભારત સાંભળ્યું, ઘણાં દાન આપ્યાં અને મુનિઓની પૂજા કરી.[૫૩] તોપણ એ પુણ્યથી તમારા પિતાને સ્વર્ગની ગતિ મળી નહિ અને સઘળું કુલ પવિત્ર થયું નહિ.[૫૪] માટે હવે કલ્યાણને વાસ્તે હું જે કહુ છું તે સાંભળો. હે જનમેજયરાજા ! તમે ભક્તિભાવથી દેવીનું મોટું મંદિર કરાવો કે જેથી તમને સઘળી સિદ્ધિ થશે.[૫૫] પરમભક્તિથી દેવીની પૂજા કરીએ તો તે સર્વદા સર્વ પુરૂષાર્થ આપે છે, કુળની વૃદ્ધિ કરે છે અને સર્વદા રાજ્યને સારી રીતે સ્થિર કરે છે.[૫૬] વિધિ પ્રમાણે દેવીના યજ્ઞ કરીને ઉત્તમ શ્રીમદ્ભાગવત પુરાણ સાંભળો[૫૭] ભાગવતની કથા કે જે પરમ પવિત્ર, સંસારથી તારનાર અને અનેક રસવાળી છે તે હું તમને સંભળાવીશ.[૫૮] પૃથ્વીમાં આ પુરાણથી અધિક બીજું કાંઈ પણ સાંભળવાનું નથી અને દેવીના ચરણારવિંદથી અધિક બીજું કાંઈ પણ આરાધન કરવા યોગ્ય નથી.[૫૯] હે રાજાઓમાં ઉત્તમ ! જેઓના પ્રેમ ભરેલા ચિત્તમાં સર્વદા દેવી વસે છે તે પુરૂષો ભાગ્યશાળી, બુદ્ધિમાન અને ધન્ય છે.[૬૦] ભરતખંડમાં જે લોકોએ મહામાયા જગદંબાનું આરાધન કર્યું નથી તે લોકો દુખીઆ જોવામાં આવે છે.[૬૧] બ્રહ્માદિક સઘળા દેવતાઓ પણ સર્વદા જેના આરાધનમાં તત્પર રહે છે, તે જગદંબાનું સેવન કોણ ન કરે ?[૬૨] આ ઉત્તમ પુરાણ કે જે દેવીએ વિષ્ણુને કહેલું છે તેને જે માણસ સાંભળે તેના સઘળા મનોરથ સર્વદા સિદ્ધ થાય છે.[૬૩] હે રાજા ! એ પુરાણ સાંભળવાથી તમારા ચિત્તમાં શાંતિ થશે અને એજ પુરાણ સાંભળવાથી પિતૃઓને સ્વર્ગની અક્ષય પ્રાપ્તિ થશે.[૬૪]

**तेनश्रुतेनतेराजंश्चित्तशांतिर्भविष्यति ॥**
**पितॄणांचाक्षयःस्वर्गःपुराणश्रवणाद्भवेत् ॥६४॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વિતીય સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨

**द्वितीय कंध समा**

# श्रीमद् भगवती भागवत

# तृतीयस्कंध

## अध्याय १ लो. ભુવનેશ્વર કોણ?

**जन्मेजय उवाच**

**भगव- भवतामोक्तंयज्ञमंबाभेधंमहत् ॥**
**साकाकथंस [illegible] णा ॥१॥**

જન્મેજય પૂછે છેઃ—હે મહાત્મા વ્યાસ! તમે જે દેવીના મોટા યજ્ઞ કરવાનું કહ્યું તે દેવી કોણ છે? કેવી રીતે ઉત્પન્ન થએલ છે? ક્યાં છે અને કેવા ગુણવાળાં છે?[1] તેમનો યજ્ઞ કેવો છે? અને તે યજ્ઞનું સ્વરૂપ કેવું છે? હે દયાના ભંડારરૂપ! વિધિસહિત સઘળો પ્રકાર કહો. તમે સઘળું જાણનાર છો.[2] બ્રહ્માંડની ઉત્પત્તિ પણ વિસ્તારથી કહો. મેં જે અને જેવું પૂછ્યું તે સઘળું તમે જાણો છો.[3] બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર, એ ત્રણ દેવ મેં સાંભળ્યા છે. એ દેવ સૃષ્ટિ, પાલન તથા સંહાર કરે છે અને સગુણ છે.[4] એ ત્રણ મોટાદેવ સ્વતંત્ર છે કે પરતંત્ર છે? તે સાંભળવાને ઇચ્છું છું.[5] એ ત્રણ દેવને મરણ આવે છે કે સચ્ચિદાનંદરૂપ છે. એઓને આધ્યાત્મિક, આધિભૌતિક અને આધદૈવિક, એ ત્રણ પ્રકારનાં દુઃખ છે કે તેઓથી તે છુટા છે?[6] એ મહાબળવાન મોટાદેવ કાળને વશ છે કે નહિ? એઓ શીરીતે ઉત્પન્ન થયા છે અને શાથી ઉત્પન્ન થયા છે? એ મને સંશય છે.[7] તેઓ હર્ષ, શોક, નિદ્રા અને આળસવાળા છે કે નહિ? એઓના દેહ સપ્તધાતુમય છે કે બીજી રીતના છે?[8] એઓ કયા પદાર્થોથી, ગુણોથી અને ઇંદ્રિયોથી બનેલા છે તથા તેઓનો ભોગ કેવો છે અને આયુષ્યનું પ્રમાણ કેટલું છે?[9] એઓનું જે નિવાસસ્થાન હોય અને જે વિભૂતિ હોય તેપણ કહો. હે પરાશરના પુત્ર! આ કથા હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.[10]

વ્યાસ કહે છેઃ—હે મોટી બુદ્ધિવાળા રાજા! બ્રહ્માદિક દેવતાઓની ઉત્પત્તિ શાથી થઈ? ઈત્યાદિક આ ઘણા કઠણ પ્રશ્નો તમે કર્યા છે.[11] પૂર્વે મેં નારદજીને તમારા જેવાજ પ્રશ્ન પૂછ્યા હતા ત્યારે નારદજીએ સાવધ થઇને મને ઉત્તર આપ્યા હતા, તે સાંભળો.[12] એક સમયે ગંગાજીને કાંઠે બેઠેલા, શાંત, સર્વજ્ઞ અને સારી રીતે વેદ જાણનારા નારદમુનિને મેં દીઠા.[13] તેમને જોઈ રાજી થઈ તેમની પાસે જઇને હું તેમના પગમાં પડયો. તેમની આજ્ઞાથી તેમની પાસે ઉત્તમ આસનપર બેઠો.[14] નિર્જન અને ઝીણી રેતીવાળા ગંગાજીના તીરે બેઠેલા એ મુનિ પાસેથી કુશળ વાર્ત્તા સાંભળ્યા પછી મેં તે બ્રહ્માના પુત્રને પૂછ્યું કે "હે મુનિ! આ અત્યંત મોટા બ્રહ્માંડનો પરમ કર્ત્તા કોણ કહેવાય છે તે મને વિધિસહિત કહો.[15-16] આ બ્રહ્માંડ કોનાથી ઉત્પન્ન થયું છે અને નિત્ય છે કે અનિત્ય છે?[17] આ બ્રહ્માંડ એક કર્ત્તાએ કરેલું છે કે અનેક કર્ત્તાઓએ કરેલું છે? જો કોઇએ કરેલું ન હોય તો તે કાર્ય કેમ કહેવાય છે?[18] આ પ્રમાણે હું કે જે સંદેહના સમુદ્રમાં ડૂબી ગયો છું અને આ વિસ્તીર્ણ સંસારમાં કરોડો વિકલ્પ કર્યા કરૂં છું તેને

હવે તારો.[૧૯] કેટલાએક વિદ્વાનો શંકરનેજ કારણોના કારણરૂપ માનીને તેમને સર્વદા મંગળરૂપ મોટાદેવ, પ્રલય તથા ઉત્પત્તિથીરહિત, આત્મારામ, દેવતાઓના સ્વામી, ત્રણ ગુણવાળા, દુઃખને હરનાર, સંસારથી તારનાર, અવિનાશી અને સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કરનાર કહે છે.[૨૦,૨૧] બીજા લોકો વિષ્ણુને વખાણે છે કે "વિષ્ણુજ સર્વના પ્રભુ, ઈશ્વર, પરમાત્મા, અવ્યક્ત, સર્વશક્તિવાળા, ભુક્તિ તથા મુક્તિને આપનાર, શાંત, સર્વના આદિ, સર્વ દિશાઓમાં મુખવાળા, વ્યાપક, જગતના શરણરૂપ, આદિઅંતથી રહિત અને દુઃખને હરનાર છે.[૨૨-૨૩] વળી કેટલાએક કહે છે કે "ચાર મુખવાળા વિષ્ણુના નાભિકમળથી ઉત્પન્ન થએલા અને સત્યલોકમાં રહેનારા બ્રહ્માજ સૃષ્ટિના કારણરૂપ, સર્વને જાણનાર, સર્વ પ્રાણીઓને પ્રવર્તાવનાર, દેવતાઓના સ્વામી, અને સર્વલોકના સર્જનાર છે.[૨૪ ૨૫] કેટલાએક વેદવાદીઓ સૂર્યનેજ સર્વના સ્વામી કહે છે અને સાયંકાળે તથા પ્રાતઃકાળે આળસ છોડી દઈને તેમનીજ સ્તુતિ તથા ગાયન કરે છે.[૨૬] કેટલાએક પુરૂષો વળી ઇંદ્ર કે જે સો યજ્ઞ કરનાર, હજાર નેત્રવાળા, દેવના સ્વામી, સર્વના પ્રભુ, ઉગ્ર, યજ્ઞના સ્વામી, ત્રૈલોક્યના સ્વામી, ઇંદ્રાણીના પતિ, યજ્ઞોના ભોક્તા, સોમપાન કરનાર અને સોમપાન કરનારાઓ ઉપર પ્રીતિ રાખનાર છે તેમનું યજન કરે છે.[૨૭,૨૮] કેટલાએક પુરૂષો વરૂણ, ચંદ્ર, અગ્નિ, પવન, યમ, કુબેર, અને ગણપતિની ભક્તિ કરે છે. કેટલાએક પુરૂષો હાથી સરખા મુખવાળા, સર્વ કાર્યની સિદ્ધિ આપનાર, સ્મરણ માત્રથીજ વિઘ્નને અત્યંત કાપનાર અને સર્વ ગતિવાળા, ગણપતિનુંજ સેવન કરે છે.[૨૯,૩૦] કેટલાએક મહાત્માઓ કહે છે કે "દેવીજ સઘળા પુરૂષાર્થ આપનાર, આદિમાયા, મહાશક્તિ, પ્રકૃતિ, પુરૂષને અનુસરનાર, બ્રહ્મની સાથે એકતા પામેલ, સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનાર, સર્વ પદાર્થોની તથા દેવતાઓની મા, આદિઅંતથી રહિત, પૂર્ણ, સર્વ જીવોમાં વ્યાપક, સર્વલોકોનાં ઈશ્વરી, નિર્ગુણ, સગુણ, અદ્ભુત મહાલક્ષ્મી, વેદની માતારૂપ, એકરૂપ, સંસારરૂપ વૃક્ષની સ્થિર વિદ્યારૂપ, સર્વ દુઃખોને હણનાર, સ્મરણથી સઘળા મનોરથ સિદ્ધ કરનાર, મુમુક્ષુઓને મોક્ષ આપનાર, ફળની ઇચ્છાવાળાઓને ફળ આપનાર, ત્રણ ગુણોથી ન્યારાંરૂપવાળાં, ગુણોનો વિસ્તાર કરનાર અને વિષ્ણુ, શંકર, બ્રહ્મા, ઇંદ્રિ વરૂણ, વરાહ તથા નૃસિંહની શક્તિરૂપ છે અને એટલા માટેજ ફળની ઇચ્છાવાળાઓ તેમના નિર્ગુણઅને સગુણ સ્વરૂપનું ધ્યાન કરે છે.[૩૧-૩૭] કેટલાએક કહે છે કે "નિર્ગુણ, નિરંજન, નિર્લેપ, નિરાકાર, અરૂપ અને વ્યાપક જે પરબ્રહ્મ છે તેજ જગતનું કારણ છે."[૩૮] વેદના કોઇ ઉપનિષદ્‌માં કહ્યું છે કે "તેજોમય, હજારો માથાંવાળો, હજારો નેત્રવાળો, હજારો હાથવાળો, હજારો કાનવાળો, હજારો મ્હોડાંવાળો અને હજારો પગવાળો, જે પુરૂષ છે તેજ જગતનું કારણ છે.[૩૯] જે પરમ આકાશ છે તે એ પુરૂષના સ્થાનકરૂપ કહેલું છે. અને એ સ્થાનકમાં રહેનારને વિદ્વાન લોકો વિરાટ્, દોષરહિત અને શાંત કહે છે.[૪૦] કેટલાએક પૂર્વના વિદ્વાનો પુરૂષોત્તમને જગતનું કારણ કહે છે. કેટલાએક કહે છે કે "જગતનો એક ઈશ્વર કદી નથી પણ અનેક ઈશ્વર છે."[૪૧] કેટલાએક કહે છે કે "આ સઘળું બ્રહ્માંડ ઈશ્વર વગરનુંજ છે; કદીપણ ઈશ્વરથી ઉત્પન્ન થયું નથી. જો ઈશ્વરે ઉત્પન્ન કરેલું હોય તો જેનું વર્ણન નથી થઈ શકતું એવું નહિ હોવું જોઇએ.[૪૨] માટે આ

જગત સર્વદા આવુંજ છે, ઈશ્વરરહિત અને સ્વભાવસિદ્ધજ છે." સાંખ્યમતવાળા કપિલ આદિ મુનિઓ કહે છે કે "પુરૂષ અકર્ત્તા છે અને પ્રકૃતિમાં કર્ત્તાપણું છે."[૪૩] આવા સંદેહના સમૂહ તથા બીજા પણ કેટલાએક સંદેહો મને ઉત્પન્ન થાય છે.[૪૪] હે નારદજી! મારૂં ચિત્ત વિકલ્પોથી દુખી થએલું છે. શું કરૂં? ધર્મ અને અધર્મનો નિર્ણય કરવામાં મારૂં મન સ્થિર થતું નથી.[૪૫] ધર્મ કેવો હોય અને અધર્મ કેવો હોય તેનું કાંઈ ચિહ્ન જોવામાં આવતું નથી. કલ્યાણ એજ ધર્મનું ચિહ્ન હોય તો સત્વગુણથી ઉત્પન્ન થએલા અને સત્ય ધર્મમાં રહેનારા દેવતાઓ પાપી દાનવોથી પીડાય છે અને ધર્મમાં રહેલા, સદાચાર પાળનારા મારા વંશજ પાંડવો ઘણાં દુઃખ પામ્યા છે તો તેઓને અધર્મી કહેવા જોઇએ. આટલાં કારણોથી મારૂં મન ઘણાજ સંશયોથી મુંઝયા કરે છે.[૪૬-૪૮] હે મોટા મુનિ! તમે સમર્થ છો એટલા માટે મારા ચિત્તને સંશયરહિત કરો. જ્ઞાનરૂપી વહાણવડે સંસારરૂપી સમુદ્રમાંથી મારૂં રક્ષણ કરો. હું મોહરૂપી જળથી ડોળા થએલા આ સમુદ્રમાં ડૂબીને ગળકાં ખાધા કરૂં છું."[૪૯]

**कुरुमेऽसंशयंचेतःसमर्थोऽसिमहामुने ॥**
**त्राहि संसारवार्द्धेस्त्वंज्ञानपोतेनमांमुने ॥**
**मज्जंतंचोत्पतंतंचमग्नंमोहजलाविले ॥ ४९ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

# अध्याय २ जो.

## બ્રહ્માની ઉત્પત્તિ-અને દેવીનો પ્રસાદ.

### व्यास उवाच.

**यत्त्वयाचमहाबाहो पृष्टोऽहंकुरुसत्तम ॥**
**तान्प्रश्नान्नारदःपृष्टोमयापृष्टो नीश्वरः ॥१॥**

વ્યાસ કહે છેઃ-હે જનમેજય રાજા! તમે જે પૂછ્યું, તેવાજ પ્રશ્ન મેં નારદજીને પૂછતાં તેમણે મને નીચે પ્રમાણે કહ્યું.[૧]

નારદજી કહે છેઃ-હે વ્યાસ! હમણાં હું તમને શું કહું. પૂર્વે એજ સંશય મારા મનમાં અત્યંત ઉત્પન્ન થયો હતો.[૨] સંદેહની ધારાઓ પડવાથી પીડાઇને હું મારા પિતા મહાસમર્થ બ્રહ્માની પાસે ગયો હતો અને તમે જે પૂછ્યું તેજ મેં તેમને પૂછ્યું હતું કે "હે પિતા! આ સઘળું બ્રહ્માંડ શાથી ઉત્પન્ન થયું છે? તમારા કરવાથી, વિષ્ણુના કરવાથી કે રૂદ્રના કરવાથી થયું છે? હે જગતના પતિ! સાચું કહો સારી રીતે કોની આરાધના કરવી જોઇએ અને સર્વથી ઉત્કૃષ્ટ પ્રભુ કોણછે?[૩-૫] આ દુઃખરૂપ અને ખોટા સરખા સંસારમાં હું ડૂબી ગયો છું માટે આ સઘળી વાત મને કહો અને સંદેહ કાપો.[૬] મારૂં ચિત્ત કે જે સંદેહથી આમ તેમ ભમ્યા કરે છે તે કોઈ તીર્થમાં, દેવમાં કે બીજાં સાધનોમાં કોઈ બીજે સ્થલે સ્થિર થતું નથી.[૭] પરમ તત્વ જાણ્યા વિના શાંતિ કેમ થાય? અનેક પ્રકારે વિખરાઈ ગએલું ચિત્ત એક સ્થલમાં સ્થિરતા પામે નહિ.[૮] હું કોનું સ્મરણ કરૂં, કોનું યજન કરૂં, કોનું શરણ લઉં, કોને પૂજું અને કોની સ્તુતિ કરૂં? જે દેવ સર્વ ઈશ્વરોનો પણ ઈશ્વર છે, તેને હું જાણતો નથી."[૯] હે વ્યાસ! મેં આવો દુસ્તર પ્રશ્ન કરતાં લોકોના પિતામહ બ્રહ્માએ મને નીચે પ્રમાણે કહ્યું.[૧૦]

બ્રહ્મા કહે છેઃ-હે પુત્ર! આ તમે અત્યંત કઠણ ઉત્તમ પ્રશ્ન પૂછ્યો તે વિષે આજ હું શું કહું. આ વિષે વિષ્ણુથી પણ પાકા નિશ્ચયથી કહી શકાય એમ નથી.[૧૧] આ સંસારમાં રાગી હોય તેવો કોઈ પણ પુરૂષ આ વાત જાણી શકતો નથી. જે પુરૂષ વિરક્ત, તૃષ્ણા-

રહિત અને મત્સરરહિત હોય તેજ જાણી શકે છે[12] પૂર્વે સ્થાવર જંગમનો નાશ થયા પછી સઘળું જળમય થઈ ગયું હતું તેમાં પ્રથમ પંચભૂત ઉત્પન્ન થયા પછી હું કમળમાંથી ઉત્પન્ન થયો હતો.[13] સૂર્ય, ચંદ્ર, વૃક્ષો કે પર્વતો કાંઇ પણ જોવામાં નહિ આવતાં હું કે જે કમળની ડોડી ઉપર બેઠો હતો તે વિચાર કરવા લાગ્યો કે "આ મહાસાગરના જળમાં હું શાથી ઉત્પન્ન થયોછું? મને ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર અને અંતે નાશ કરનાર કોણ છે?[14,15] આ જળ જેના આધારથી રહ્યું છે તે પૃથ્વી સ્પષ્ટ દેખાતી નથી. કમળ કાદવમાંથી ઉત્પન્ન થાય છે અને તે કાદવ તો અહીં દેખાતો નથી માટે આ કમળ કેમ ઉત્પન્ન થયું હશે?[16] હવે હું કાદવનો અને આ કમળના મૂળનો શોધ કરૂં. તેમાં ક્યાંક કાદવના મૂળરૂપ પૃથ્વી મળી આવવી જોઇએ એમાં સંશય નથી."[17]આવો વિચાર કરી પાણીમાં ઉતરતાં ઉતરતાં મેં હજાર વર્ષ સુધી પૃથ્વીનો શોધ કર્યો પણ પૃથ્વી મળી નહિ ત્યારે 'તપ કર' એવી આકાશવાણી થઈ. પછી મેં કમળ ઉપર હજાર વર્ષ સુધી તપ કર્યું.[18,19] તપ કર્યા પછી 'સૃષ્ટિ કર' એવી વાણી ઉત્પન્ન થઈ, તે મારા સાંભળવામાં આવી. એ સાંભળીને હું તો મૂઢ થઇ ગયો કે 'હું કોને સર્જું અને શું કરૂં?[20] તે સમયમાં મહાભયંકર મધુ અને કૈટભ નામના બે દૈત્ય આવ્યા તેઓએ સમુદ્રમાં યુદ્ધને વાસ્તે મને બ્હીવડાવ્યો.[20] પછી હું કમળના નાળના આધારથી જળની અંદર ઉતરી ગયો, ત્યાં એક પરમ અદ્ભુત પુરૂષ મારા જોવામાં આવ્યો.[22] મેઘસરખા શ્યામ, પીળાં વસ્ત્રવાળા, ચાર ભુજાવાળા, જગતના નાથ, વનમાળાથી શણગારેલા, શંખ, ચક્ર, ગદા તથા પદ્મ આદિ આયુધોથી શોભી રહેલા અને શેષનાગરૂપ પલંગપર પોઢેલા એ મહાવિષ્ણુને મેં દીઠા.[23,24] સર્પના શરીરપર સૂતેલા એ વિષ્ણુને યોગનિદ્રાના દબાણથી ચેષ્ટા વગરના જોઇને મને ભારે ચિંતા થઇ કે 'હવે હું શું કરૂં?' તે સમયમાં મેં સ્મરણ કરીને નિદ્રારૂપ દેવીની સ્તુતિ કરી.[25,26] એ દેવી વિષ્ણુના દેહમાંથી નીકળીને આકાશમાં ઉભાં રહ્યાં. અચિંત્ય શરીરવાળાં, દિવ્ય આભરણોથી શણગારેલાં અને વિષ્ણુના દેહને છોડી દઇને આકાશમાં ઉભેલાં તે દેવી શોભતાં હતાં. દેવીએ છોડી દેતાં વિષ્ણુ ઉભા થયા અને તેમણે પાંચ હજાર વર્ષ સુધી તે દૈત્યોની સાથે ભારે યુદ્ધ કર્યું. દેવીએ કટાક્ષથી જોઇને તે દૈત્યોને મોહિત કરી દીધા એટલે વિષ્ણુએ પોતાનો ખોળો મોટો કરીને તે ઉપરજ તેઓને માર્યા. પછી હું અને વિષ્ણુ જ્યાં ઉભા હતા ત્યાંજ રૂદ્ર* આવ્યા.[27-30] અમો ત્રણ જણાએ એ સ્વચ્છ અને મનોહર દેવીને જોયાં અને સ્તુતિ કરી ત્યારે તે પરમ શક્તિએ પોતાના પવિત્ર કૃપાકટાક્ષોથી રાજી કરીને અમોને કહ્યું કેઃ—"હે બ્રહ્મા! હે વિષ્ણુ! હે રૂદ્ર! આ બે દૈત્ય મરી ગયા તો હવે તમો ત્રણે જણા આલસ્ય છોડી દઇને સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારનાં કાર્ય કરો અને પોતાનાં ઠેકાણાં કરીને તેઓમાં સુખથી રહો.[31-33] પોતાની વિભૂતિઓમાંથી સઘળી ચાર પ્રકારની પ્રજા સર્જો." દેવીનું એ કોમળ અને સુખદાયી વચન સાંભળીને અમોએ કહ્યું કે—"અમો અશક્ત છિયે તો પ્રજાને શી રીતે કરીએ? હે મા! ચારેકોર જળ ફેલાઈ રહ્યું છે. પૃથ્વી દેખાતી નથી.[34,35] ભૂત, ગુણો, તન્માત્રાઓ કે ઇંદ્રિયો કાંઈ પણ

* આ રૂદ્ર બ્રહ્માના લલાટમાંથી ઉત્પન્ન થએલા રૂદ્રથી નોખા જણાય છે.

જોવામાં આવતું નથી." એ મારૂં વચન સાંભળીને તુરત દેવીએ મંદ હાસ્ય કર્યું.[૩૬] તેટલીવારમાં તુરતજ આકાશમાંથી એક સુંદર વિમાન આવ્યું. દેવીએ અમોને કહ્યું કેઃ—"હે બ્રહ્મા! હે વિષ્ણુ! હે રૂદ્ર! તમે ત્રણે જણા નિર્ભય થઈને આ વિમાનમાં બેસો.[૩૭] હું તમોને અદ્ભુત વસ્તુ દેખાડું છું." દેવીનું એ વચન સાંભળી અમો ત્રણે જણા હા પાડીને તે રત્નોથી શોભી રહેલા, મોતીની માળાઓથી વીંટાએલા અને ઘુઘરીઓના શબ્દવાળા વિમાનમાં ચડી બેઠા,[૩૮-૩૯] તે સ્વર્ગ સમાન રમણીય વિમાનમાં અમોને નિર્ભય અને જિતેંદ્રિય થઇને બેઠેલા જોઇને દેવીએ પોતાની શક્તિથી તે વિમાનને આકાશમાં ચાલતું કર્યું.[૪૦]

**सुरसद्मनिभेरम्येत्रयस्तत्राविशंकिताः ॥**
**सोपविष्टांस्ततोदृष्ट्वादेव्यस्मान्विजितेंद्रियान् ॥**
**स्वशक्त्यातद्विमानंवैनोदयामासचांबरे ॥४०॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

## अध्याय ३ जो. મહાદેવી દર્શન

**ब्रह्मोवाच**

**विमानंतन्मनोवेगंयत्रस्थानांतरेगतम् ॥**
**नजलंतत्रपश्यामोविस्मिताःस्मोवयंतदा ॥१॥**

બ્રહ્મા કહે છેઃ—એ મનસરખા વેગવાળું વિમાન જે બીજા સ્થળમાં ગયું ત્યાં જળ નહિ દેખવામાં આવતાં અમો વિસ્મય પામ્યા.[૧] એ સ્થળમાં ફળોથી સુંદર અને કોયલના શબ્દોથી શોભી રહેલાં સઘળાં વૃક્ષો હતાં. પૃથ્વી, પર્વતો, વનો, ઉપવનો, સ્રીઓ, પુરૂષો, પશુઓ, નદીઓ, વાવો, કુવાઓ, તળાવો, ન્હાનાં તળાવો અને ઝરણાં સઘળાં સુંદર હતાં.[૨-૩] આગળ એક રમણીય નગર જોવામાં આવ્યું તે દિવ્યગઢથી તથા અનેક પ્રકારનાં ઘરોથી શોભી રહેલું અને ઘણી યજ્ઞશાળાઓવાળું હતું. એ પુરને જોઇને અમોને 'આ સ્વર્ગ છે.' એવી ઓળખાણ પડી, પણ આ અદ્ભુત સ્વર્ગ કોણે બનાવ્યું છે એ જણાયું નહિ.[૪-૫] ત્યાં એક દેવ સરખો રાજા વનમાં મૃગયા કરવા સારૂ જતો હતો તે અમારા જોવામાં આવ્યો અને જે અંબિકાને પ્રથમ દીઠાં હતાં તે પણ વિમાનપર બેઠેલાં જોવામાં આવ્યાં.[૬] ક્ષણ માત્રમાં પવનથી પ્રેરાએલું વિમાન વળી આકાશમાં ચાલ્યું, તે થોડીવારમાં બીજા એક મનોહર દેશમાં પહોંચ્યું.[૭] ત્યાં અમોએ ઉત્તમ નંદનવન દીઠું અને તેમાં પારિજાતની છાયામાં ઉભેલાં કામધેનુ જોવામાં આવ્યાં.[૮] એ ગાયની પાસે ચાર દાંતવાળો હાથી ઉભો હતો. ત્યાં મેનકા આદિ ઘણી ઘણી અપ્સરાઓનાં ટોળાં ગાયન અને નૃત્યસહિત અનેક ભાવોથી ક્રીડા કરતાં હતાં. સેંકડો ગંધર્વ, યક્ષ અને વિદ્યાધરો મંદારવૃક્ષની વાડીમાં ગાતા હતા અને રમતા હતા. ત્યાં ઇંદ્રાણીસહિત ઇંદ્ર અમારા જોવામાં આવ્યો.[૯-૧૧] અમે તો એ સ્વર્ગને તથા ત્યાં વરૂણ, કુબેર, યમ, સૂર્ય અને અગ્નિને પણ જોઇને વિસ્મય પામી ગયા. અમારી સૃષ્ટિથી નોખા એ દેવતાઓને જોઇને અમો વિસ્મય પામતા હતા, તે સમયમાં ઇંદ્ર જેવો એક પ્રબળ રાજા પાલખીમાં બેસીને તે રમણીય પુરમાંથી નીકળ્યો. અમે તો વિમાનમાંજ બેઠા હતા ત્યાં વળી એ વિમાન તુરત સર્વ દેવતાઓએ નમસ્કાર કરેલા દિવ્ય બ્રહ્મલોકમાં ગયું. ત્યાં બ્રહ્માને જોઇને શિવ તથા વિષ્ણુ વિસ્મય પામ્યા.[૧૨-૧૫] એ બ્રહ્માની સભામાં સઘળા વેદ, તેઓનાં અંગ, સમુદ્રો, નદીઓ, પર્વતો, અને સર્પો દેહધારી થઈને બેઠા હતા.[૧૬] શિવ અને વિષ્ણુએ મને પૂછ્યું કે "આ વળી બીજો બ્રહ્મા કોણ?" મેં કહ્યું કેઃ—"આ બ્રહ્માને હું

જાણતો નથી.[૧૭] હું કોણ છું, આ કોણ છે અને શા વાસ્તે છે? એ વિષયમાં મને ભ્રાંતિ છે." ક્ષણમાત્રમાં વળી એ મનસરખા વેગવાળું અમારૂં વિમાન ચાલતું થયું.[૧૮] તે પક્ષીના સમૂહવાળા, રમણીય કૈલાસપર્વતના શિખરમાં પહોંચ્યું. મંદારની વાડીઓથી સુંદર, પોપટ તથા કોયલોએ ગજવી મૂકેલા, વીણા અને મૃદંગના નાદવાળા તથા સુખ દેનારા એ પવિત્ર સ્થળમાં જ્યારે અમારૂં વિમાન આવ્યું ત્યારે સુંદર દેવલોકમાં પોઠીઆપર બિરાજેલા, ત્રણ નેત્રવાળા, પાંચ મ્હોડાંવાળા, દશ ભુજાવાળા, અર્ધચંદ્રના મુકુટવાળા, વ્યાઘ્રચર્મના વસ્ત્રવાળા અને હાથીના ચામડાના ઉત્તરીય વસ્ત્રવાળા સદાશિવ નિરૂપ્યા. ગણપતિ અને કાર્તિકેયસ્વામી નામના બે સદાશિવના મહાવીર પુત્રો રક્ષા કરવા સારૂ સદાશિવની સાથે જતા હતા. પાર્ષદો અને પાર્ષદોમાં મુખ્ય નંદિકેશ્વર આદિ સઘળાઓ જયજય બોલતા સદાશિવની પછવાડે જતા હતા. હે નારદ! માતાઓની સાથે એ બીજા સદાશિવને જોઇને અમે વિસ્મય પામ્યા.[૧૯-૨૪] હું તો સંશયથી ઘેરાઈને બેસીજ રહ્યો હતો ત્યાં વળી એ અમારૂં વિમાન વાયુ સરખા વેગથી ક્ષણમાત્રમાં વિષ્ણુના સ્થાનકરૂપ વૈકુંઠલોકમાં પહોંચ્યું. એ લોકમાં ધારી શકાય નહિ એવી વિભૂતિ મારા જોવામાં આવી[૨૫-૨૬] એ ઉત્તમપુરને જોઇને અમારી સાથેના વિષ્ણુને ભારે વિસ્મય થયો. તેટલીવારમાં કમળસરખાં નેત્રવાળા, અતસીના ફૂલ સરખી કાંતિવાળા, પીળાં વસ્ત્ર ધરનાર, ચાર ભુજાવાળા, ગરૂડપર બેઠેલા, દિવ્ય આભરણોથી શણગારેલા અને જેમને પ્યારાં લક્ષ્મીજી શુભ ચામરથી પવન ઢોળતાં હતાં એવા એ લોકના વિષ્ણુ એ વૈકુંઠની આગળ આવ્યા. એ સનાતન વિષ્ણુને જોઈ વિસ્મય પામીને અમો ત્રણે જણા એક બીજા સામું જોતાં તે વિમાનમાંજ બેઠા હતા. ત્યાં વળી વાયુ સરખા વેગથી એ વિમાન તુરત ચાલ્યું.[૨૭-૩૦] વિમાન ચાલતાં મીઠા પાણીના મોટાં મોજાંવાળો, અનેક જળજંતુઓથી વ્યાપ્ત અને હાલતી લ્હેરોથી શોભી રહેલો સુધાસમુદ્ર આવ્યો.[૩૧] એ સમુદ્રની અંદર એક અતિ અદ્ભુત બેટ જોવામાં આવ્યો. એ બેટ મંદાર અને પારિજાત આદિ વૃક્ષોથી બહુજ શોભતો હતો. અનેક બીછાનાં પાથરેલાં હતાં. અનેક પ્રકારનાં ચિત્રોથી વિચિત્ર લાગતો હતો. મોતીની અને બીજી પણ અનેક પ્રકારની માળાઓ ચારેકોર શોભી રહી હતી. આસોપાલવ, બોલસરી, કુરબક, કેતકી અને ચંપક આદિ રમણીય વૃક્ષો ફરતાં છાઇ રહ્યાં હતાં. કોયલના ટૌકારા અને ભ્રમરાઓના ગુંજાર થઈ રહ્યા હતા. ઘેરો દિવ્યસુગંધ વ્યાપી રહ્યો હતો. એ બેટમાં અમોએ દૂરથી એક મનોહર પલંગ દીઠો.[૩૨-૩૫] એ પલંગના ચાર પાયાને ઠેકાણે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, અને ઈશ્વર હતા અને ફલકને ઠેકાણે સદાશિવ હતા. રત્નના સમૂહોથી જડેલા, અનેક પ્રકારનાં રત્નોથી શોભતા, અનેક પ્રકારનાં બીછાનાંઓથી ઢંકાએલા અને ઇંદ્રધનુષની પેઠે મણિયોથી થએલા વિચિત્ર રંગવાળા એ ઉત્તમ પલંગ ઉપર એક સુશોભિત ઉત્તમ સ્ત્રી બેઠાં હતાં.[૩૬-૩૭] એ સ્ત્રીએ રાતાં ફૂલ અને રાતાં વસ્ત્ર ધર્યાં હતાં. રાતા ચંદનનું લેપન કર્યું હતું. નેત્ર અત્યંત રાતાં હતાં. કરોડો વિજળીના સરખી તેમની કાંતિ હતી.[૩૮] મુખ અતિ સુંદર હતું. રાતા હોઠ શોભી રહ્યા હતા. કરોડો લક્ષ્મીઓથી પણ તેમની કાંતિ અધિક હતી. સઘળું શરીર સૂર્યના બિંબ સરખું તેજસ્વી હતું, ચાર હાથમાં વર, પાશ, અંકુશ અને અભય ધર્યાં હતાં. મંદ

હાસ્ય શોભી રહ્યું હતું.[૩૯-૪૦] અમોએ કોઈ દિવસે નહિ દીઠેલાં અને તેજ દિવસે જોવામાં આવેલાં એ સુંદરી શ્રી ભુવનેશ્વરી દેવીને હ્રીંકારનો જપ કરવામાં લાગી રહેલાં પક્ષિઓનાં ટોળાં સેવતાં હતાં. એ સુકોમળ, નવી જુવાનીવાળાં અને કરૂણાની મૂર્તિરૂપ દેવીનો વર્ણ રાતો હતો. સઘળા પ્રકારના શણગાર ભરેલો વેષ ધર્યો હતો. મુખારવિંદથી મંદ હાસ્ય કરતાં હતાં. નીકળતાં અને પુષ્ટિવાળાં બે સ્તનોથી તેમણે કમળની કળીઓને જીતી લીધી હતી. અનેક પ્રકારના મણિઓના સમૂહોથી જડેલાં આભરણોથી શણગારેલાં હતાં. સોનાના બાજુબંધ, કેયૂર અને કિરીટથી શોભતાં હતાં. તેમનું મુખારવિંદ અત્યંત દીપતાં ત્રિપુરસુંદરીના ચક્રસરખાં કુંડલોથી ચળકતું હતું. હૃલ્લેખા અને ભુવનેશ્વરી એ નામનો જપ કરવામાં લાગેલી સખીઓ તેમની નિરંતર સ્તુતિ કરતી હતી. એ મહેશ્વરીને હૃલ્લેખાઆદિ દેવકન્યાઓ અને અનંગ કુસુમા આદિ દેવીઓ વીંટી ઉભી હતી. એ ભુવનેશ્વરી યંત્રરાજની ઉપર છ ખુણાના મધ્યમાં બિરાજતાં હતાં. એમને જોઇ અમો ત્રણે જણ વિસ્મય પામીને ઉભા રહ્યા અને વિચાર કરવા લાગ્યા કે "આ સ્ત્રી કોણ છે અને તેનું નામ શું છે? અહીં ઉભા છીએ તો પણ આપણે જાણતા નથી."[૪૧,૪૭] એટલી વારમાં એ દેવી અમને દૂરથી નિસ્સંશય રીતે હજારો નેત્રવાળાં અને હજારો હાથવાળાં અને હજારો મુખવાળાં રમણીય વિરાટ્‌રૂપથી દેખાયાં. હે નારદ! 'આ અપ્સરા નથી, ગંધર્વની સ્ત્રી નથી કે દેવાંગના પણ નથી' એમ સંશય પામેલા અમો ત્યાંજ ઉભા રહ્યા.[૪૮,૪૯] તે સમયમાં ભગવાન વિષ્ણુએ સુંદર હાસ્યવાળાં તે અંબિકાને જોઈ પોતાના સ્મરણથી મનમાં નિશ્ચય કરીને કહ્યું કે:—"આ ભગવતી દેવી આપણ સઘળાઓનું કારણ છે. મહાવિદ્યા, મહા માયા, પૂર્ણ પ્રકૃતિ, વિનાશ રહિત, અલ્પબુદ્ધિવાળાઓથી જણાય નહિ એવાં, યોગથી જણાય એવાં, ક્રૂરતા રહિત, પરમાત્માની ઇચ્છારૂપ, નિત્ય તથા અનિત્ય સ્વરૂપવાળાં, મંદભાગ્ય પુરૂષોથી આરાધન કરવાને અશકય, વિશ્વનાં ઈશ્વરી, મંગલરૂપ, વેદને ઉત્પન્ન કરનાર, વિશાલ નેત્રવાળાં અને સર્વનાં આદિરૂપ તથા પરમપ્રકાશવાળાં આ જગદંબા ઈશ્વરી છે.[૫૦ ૫૩] હે બ્રહ્મા! હે રૂદ્ર! આ દેવીજ પ્રલય કાળમાં સર્વનાં લિંગશરીરોને પોતાના શરીરમાં રાખી સઘળા જગતનો સંહાર કરીને ક્રીડા કરે છે. હમણાં આ દેવી સર્વ બીજમય રૂપથી શોભે છે, જુવો! એમના પડખામાં અનુક્રમથી કરોડો વિભૂતિઓ ઉભેલી છે.[૫૪.૫૫] દિવ્ય આભરણ તથા વેષવાળી અને દિવ્ય ચંદનના લેપનવાળી આ સઘળી વિભૂતિઓ એમના સેવનમાં લાગેલી છે. આપણને આ ભગવતીનું દર્શન પોતાની મેળે મળ્યું તેથી આપણે ધન્ય, ભાગ્યશાળી અને કૃતાર્થ થયા છીએ.[૫૬.૫૭] આપણે પૂર્વે યત્નથી તપ કર્યું હતું તેનું આ ઉત્તમ ફળ મળ્યું છે. નહિ તો આપણને આવા આદરથી દર્શન ક્યાં મળે?[૫૮] પુણ્યના સમૂહરૂપ અને ઉદારતાવાળા તપસ્વી લોકો આ મંગલરૂપ ભગવતી દેવીને દેખે છે. રાગી લોકો દેખતા નથી.[૫૯] આ દેવી સત્ત્દા પુરૂષની સાથે મળેલાં મૂળ પ્રકૃતિજ છે. આ દેવી આખું બ્રહ્માંડ બનાવીને પરમાત્માને દેખાડે છે.[૬૦] હે બ્રહ્મા! હે રૂદ્ર! દ્રષ્ટારૂપ જીવ, દૃશ્યરૂપ સઘળું બ્રહ્માંડ અને દેવતાઓ, એ સર્વેનું કારણ આ સર્વેશ્વરી માયા છે અને એ માયાજ સર્વરૂપ અને મંગલરૂપ છે.[૬૧] હું, સઘળા દેવતાઓ અને લક્ષ્મી આદિ

દેવાંગનાઓ આની પાસે કોણ માત્ર છીએ ? લાખમા ભાગથી પણ આના સમાન થવાને કદી સમર્થ નથી.[૧૨] હું જ્યારે બાલકરૂપ હતો ત્યારે પ્રલયના મહાસાગરમાં પ્રીતિથી મને જાણે ઝુલાવતાં હોય એવાં જે ઉત્તમ સ્ત્રીને મેં જોયાં હતાં તેજ આ જગદંબા છે [૧૩] હું, જ્યારે કોમલ અંગવાળો બાળક હતો, વડના પાંદડારૂપ ઉત્તમ અને દૃઢ પલંગમાં સૂતો હતો, હાથમાં પગનો અંગુઠો લઈ મ્હોડામાં નાખીને ચાટતો હતો અને અનેક પ્રકારની બાલલીલાઓથી રમતો હતો, ત્યારે જે મને ઝુલાવતાં અને ગીત ગાતાં હતાં તેજ આ દેવી છે.[૧૪ ૧૬] તમે સાંભળો. જે મેં પૂર્વે અનુભવ કરેલો હતો તેનું આજ આના દર્શનથી સ્મરણ આવ્યું છે તેથી કહું છું કે અવશ્ય આ દેવી આપણી મા છે."[૬૭]

ममनोजननीसैषाशृणुतांमवदाम्यहम् ॥
अनुभूतंमयापूर्वमत्याभिज्ञासमुत्थिता ॥६७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩

## अध्याय ४ थो.

## સ્ત્રી–શરીરે વિષ્ણુએ કરેલી દેવીસ્તુતિ

**ब्रह्मोवाच**

इत्युक्त्वाभगवान्विष्णुःपुनराहजनार्दनः ॥
वयंगच्छेमपार्श्वेस्याःप्रणमंतःपुनःपुनः ॥१॥

બ્રહ્મા કહે છેઃ—ભગવાન વિષ્ણુએ એ પ્રમાણે કહીને વળી કહ્યું કેઃ—"આપણે વારંવાર પ્રણામ કરતા કરતા આ દેવીની પાસે જઇએ.[૧] તે આ ઉત્તમ મહામાયા છે અને એજ આપણને વરદાન દેશે. એમની પાસે જઇ એમના ચરણના સમીપમાં નિર્ભય થઇને સ્તુતિ કરીએ.[૨] જો દ્વારમાં ઉભેલી દાસીઓ આપણને અંદર જતાં અટકાવશે તો આપણે દ્વારમાંજ ઉભા રહી સાવધાનપણાથી દેવીનો સ્તુતિપાઠ કરીશું."[૩] આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી હું અને રૂદ્ર રાજી થઇને સ્વસ્થ થયા અને પાસે જવાને બહુજ ઉત્કંઠિત થયા.[૪] અમોએ હા પાડ્યા પછી અમો ત્રણે જણા વિમાનમાંથી ઉતરીને મનમાં બહુજ બ્હીતા બ્હીતા દ્વારની પાસે ગયા.[૫] અમો સઘળાઓને દ્વારમાં ઉભેલા જોઈ દેવી ભગવતીએ મંદહાસ્ય કરીને તુરત અમોને સ્ત્રીનું રૂપ ધરનારા કરી દીધા.[૬] સારા રૂપવાળી અને સુંદર આભૂષણવાળી સ્ત્રીઓ થઈ જવાથી વિસ્મય પામેલા અમો તે પછી તેમની પાસે ગયા.[૭] અમોને સ્ત્રીરૂપ થઈ ચરણની પાસે ઉભેલા જોઇ એ દેવીએ બહુજ પ્રેમ ભરેલી દૃષ્ટિ વડે જોયા.[૮] એ દેવીને પ્રણામ કરી તેમની સમક્ષ ઉભા રહ્યા અને સ્ત્રીરૂપ તથા સુંદર ભૂષણવાળા થઇ જવાને લીધે એક બીજાની સામું જોવા લાગ્યા.[૯] એ દેવીના ચરણનું આસન કે જે અનેક મણિઓથી શણગારેલું અને કરોડ સૂર્ય સરખું હતું, તેની સામું જોઇને અમો ત્રણે દાસની પેઠે ઉભા હતા.[૧૦] એ મહામાયાના પડખામાં સઘળી શુભ આકારવાળી અને વિચિત્ર વસ્ત્રો તથા આભૂષણોવાળી બીજી દેવીઓ સેવામાં તત્પર રહીને શોભતી હતી. એ હજારો અનુચરીઓમાં કેટલીએક રાતાં, કેટલીએક શ્યામ અને કેટલીએક પીળાં વસ્ત્ર પહેર્યાં હતાં.[૧૧.૧૨] કેટલીએક આનંદથી ગાતી હતી, કેટલીએક નાચતી હતી, કેટલીએક સેવા કરતી હતી અને કેટલીએક વીણા તથા વેણુ આદિ વાજાં વગાડતી હતી.[૧૩] હે નારદ ! અમોએ બીજું પણ ત્યાં જે અદ્‌ભૂત દીઠું તે કહું છું; સાંભળો. દેવીના ચરણારવિંદના નખરૂપી દર્પણની અંદર સઘળું, સ્થાવર જંગમ બ્રહ્માંડ જોવામાં આવ્યું. હું વિષ્ણુ, રૂદ્ર, વાયુ, અગ્નિ, યમ, સૂર્ય, વરૂણ, ચંદ્ર, ત્વષ્ટા, કુબેર, ઇંદ્ર,

પર્વતો, સમુદ્રો, નદીઓ, ગંધર્વો, અપ્સરાઓ, વિશ્વાવસુ, ચિત્રકેતુ, શ્વેત, ચિત્રાંગદ, નારદ, તુંબરૂ, હાહા, હૂહૂ, અશ્વિનીકુમાર, વસુઓ, સાધ્યદેવ, સિધ્ધો, પિતૃઓ, શેષ આદિ નાગ, સઘળા કિન્નર, સર્પ તથા રાક્ષસો, વૈકુંઠ, બ્રહ્મલોક અને પર્વતોમાં ઉત્તમ કૈલાસ, એ સઘળું તેમના નખની અંદર પણ રહેલું જોવામાં આવ્યું.[૧૪-૧૯] મારી જન્મભૂમિરૂપ કમળ, તે ઉપર બેઠેલો હું બ્રહ્મા, શેષનાગની ઉપર સૂતેલા વિષ્ણુ અને મધુકૈટભ દૈત્યો પણ નખની અંદર જોવામાં આવ્યા.[૨૦] આ પ્રમાણે ચરણકમળના નખની અંદર રહેલું એ સઘળું જોવામાં આવ્યું. તેથી 'આ શું છે?' એમ શંકા પામીને હું, વિષ્ણુ તથા રૂદ્ર પરમ વિસ્મય પામી ગયા, અને એ દેવીજ જગતની મા છે એમ અમોએ માન્યું.[૨૧-૨૨] આ પ્રમાણે સુધામય અને મંગલરૂપ એ દ્વીપમાં અનેક પ્રકારના વિહાર જોતાં જોતાં અમોને પૂરાં સો વર્ષ નીકળી ગયાં.[૨૩] પ્રસન્ન આકારવાળી અને અનેક આભરણોથી શણગારેલી દેવીઓ એ સ્થળમાં ઉભેલા અમોને સખી સમાન માનવા લાગી.[૨૪] અમો પણ અત્યંત રમણીયપણાથી મોહ પામી ગયા અને મનોહર ભાવો જોવામાં આવતાં સઘળા મનમાં પ્રસન્ન થયા.[૨૫] સ્ત્રીરૂપ થઇ રહેલા વિષ્ણુએ એક દિવસે તે મહાદેવી ભુવનેશ્વરીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૨૬]

વિષ્ણુ સ્તુતિ કરે છેઃ—ભુવનેશ્વરી દેવી કે જે પ્રકૃતિરૂપ, સર્વનું નિર્માણ કરનાર, કલ્યાણરૂપ, મનોરથોને પૂર્ણ કરનાર, વૃદ્ધિરૂપ, સિદ્ધરૂપ, સચ્ચિદાનંદરૂપ, સંસારની ઉત્પત્તિના કારણરૂપ, સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ અને અનુગ્રહરૂપ પાંચ કામ કરનાર, સર્વના અધિષ્ઠાનરૂપ અવિચળ, અર્ધમાત્રાના અર્થરૂપ અને પ્રત્યગાત્મારૂપ છો તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું.[૨૭-૨૯] હે મા! આ સઘળું જગત તમારામાં રહ્યું છે તથા આ જગતની ઉત્પત્તિ અને લય પણ તમથીજ થાય છે, એ હમણાં મારા જાણવામાં આવ્યું. આ જગત બનાવવામાં વિસ્તીર્ણ પ્રભાવવાળી તમારી માયાશક્તિ કે જે સર્વ લોકમય કહેવાય છે તે પણ આજ મારા જાણવામાં આવી.[૩૦] તમે પંચભૂતના વિકારરૂપ આ સઘળા જગતને વિસ્તારીને સમયસર ભોગ આપવા સારૂ ચેતન પુરૂષની આગળ સંપૂર્ણ રીતે દેખાડો છો. પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, અગીઆર ઇંદ્રિયો અને પંચભૂત રૂપે પરિણામ પામેલાં તમે અમને ઇંદ્રિજાળની પેઠે અનિર્વચનીય લાગો છો.[૩૧] જે વસ્તુ ભાસે છે તે નામરૂપ સહિતજ ભાસે છે એ નામ તથા રૂપ બન્ને તમારાંજ સ્વરૂપ છે, માટે સર્વ જગતમાં વ્યાપીને તમેજ રહ્યાં છો. હે મા! બુદ્ધિમાન લોકો બહુજ કહે છે કેઃ—"પુરૂષ પણ શક્તિવિના વ્યવહાર કરવામાં અશક્ત છે." આ સઘળા જગતને પોતાની શક્તિથી પ્રકટ કરો છો અને પોતાનાજ પ્રભાવોથી તેને રાજી કરો છો તેથી તમે દયાળુ જણાઓ છો અને પ્રલયકાળમાં સઘળા જગતનો તુરત સંહાર પણ કરો છો, તેથી ક્રૂર પણ જણાઓ છો, માટે તમારા ઐશ્વર્યના ચરિત્રને કોણ જાણી શકે?[૩૨-૩૩] હે મા! તમે મધુકૈટભ દૈત્યોથી અમારૂં રક્ષણ કર્યું, તમારા મહાવિસ્તીર્ણ લોકનું દર્શન કરાવ્યું અને આ મણિદ્વીપમાં અમને સુખની પરમકોટિમાં પહોંચાડ્યા તેથી અમને નિશ્ચય થયો છે કે તમારા દર્શનનો પ્રભાવ મોટો છે.[૩૪] હે મા! હે ભવાનિ! હું, રૂદ્ર કે બ્રહ્માપણ તમારાં અચિંત્ય ચરિત્રને જાણતા નથી ત્યારે બીજો તો કોણજ જાણે? હે મોટા પ્રભાવવાળાં! આ તમારા ચરિત્રરૂપ

રચનાના સમૂહમાં આ જેવાં બીજાં કેટલાં બ્રહ્માંડ છે એ કોઈથી જણાતું નથી.[૩૫] અમોએ આ બ્રહ્માંડમાં પ્રખ્યાત શક્તિવાળા બીજાજ વિષ્ણુ, શિવ અને બ્રહ્માને દીઠા તો તે પ્રમાણે તેઓ બીજા પણ બ્રહ્માંડોમાં નહિ હોય? હે દેવિ! તમારા વિસ્તીર્ણ પ્રભાવને અમો કેમ જાણીએ.[૩૬] હે મા! તમારા ચરણારવિંદમાં પડીને વર માગું છું કે 'સર્વદા મારા ચિત્તમાં આ તમારૂં રૂપ, તથા મુખમાં તમારૂં નામ રહેજો, અને નેત્રને તમારા ચરણારવિંદનું દર્શન મળજો.[૩૭] આ મારો દાસ છે એમ મારે વિષે તમારે નિરંતર ભાવના રાખવી અને તમે મારાં ઈશ્વરી છો, એમ હું મનમાં નિરંતર ભાવના રાખું છું. હે દેવિ! હે આર્યા! મા દિકરાની પેઠે તમારી અને મારી આ ભાવના સર્વદા રહેજો.[૩૮] હે જગદંબા! તમે કે જેમાં છેલ્લી કોટીની સર્વજ્ઞતા પરિપૂર્ણ છે, તે આ સઘળા બ્રહ્માંડના પ્રપંચને જાણો છો. હું કે જે પામર છું તે શું નિવેદન કરૂં. જે તમને યોગ્ય જણાય તે તમે પોતેજ કરો.[૩૯] બ્રહ્મા સૃષ્ટિ કરે છે, વિષ્ણુ પાલન કરે છે અને રૂદ્ર સંહાર કરે છે, એ વાત લોકોમાં પ્રસિદ્ધ છે તે શું સાચી છે? સાચી નથીજ. કેમકે અમો તમારી ઇચ્છાથીજ તમારી શક્તિથી યુક્ત થઇને એ કામો કરી શકીએ છીએ[૪૦] હે દેવિ! આ પૃથ્વી જગતનું ધારણ કરતી નથી પણ તમારી આધાર શક્તિજ ધારણ કરે છે. સૂર્ય પણ તમારી પ્રભાથી યુક્ત હોવાથીજ પ્રકાશે છે. કારણ કે સર્વથી પેહેલાં તમેજ નિર્ગુણ આત્મારૂપે પ્રકાશો છો.[૪૧] બ્રહ્મા, હું અને સદાશિવ પણ તમારા પ્રભાવથીજ જન્મેલા હોવાને લીધે નિત્ય નથી, ત્યારે ઈંદ્રાદિક બીજા દેવતાઓ તો કેમજ નિત્ય હોય? હે દેવિ! પુરાણ પ્રકૃતિરૂપ તમેજ એક નિત્ય છો.[૪૨] હે ભવાનિ! હું કે જે પુરાણ પુરૂષ કહેવાઉં છું, તેના ઉપર તમે દયા કરી તેથીજ હમણાં હુ તમારી પાસે આવીને સમજ્યો. નહિતર 'હુંજ વ્યાપક છું, હુંજ અનાદિ છું, હુંજ ક્રિયા રહિત છું, હુંજ ઈશ્વર છું, અને હુંજ સર્વજ્ઞ છું' એવા અહંકાર મને સર્વદા રહ્યા કરત.[૪૩] વિદ્યાવાળા પુરૂષોની વિદ્યા તમેજ છો અને શક્તિવાળા પુરૂષોની શક્તિ તમેજ છો. મનુષ્ય લોકમાં કીર્ત્તિ, કાંતિ, લક્ષ્મી અને નિર્મળ સંતોષરૂપ તમેજ છો.[૪૪] મુક્તિ આપનાર વૈરાગ્યરૂપ પણ તમેજ છો. પ્રથમ વેદની કળારૂપ ગાયત્રી, સ્વાહા, સ્વધા, સગુણ અને અર્દ્ધમાત્રારૂપ* ભગવતી તમેજ છો. દેવ આદિ જીવોના રક્ષણને વાસ્તે અને મોક્ષને વાસ્તે શાસ્ત્રરૂપ વેદ તમેજ રચ્યો છે.[૪૫] તમારે પોતાને પ્રયોજન નહિ છતાં પણ મહાસાગરના તરંગોની પેઠે આદિઅંત રહિત બ્રહ્મના જે અંશો જીવપણું પામ્યા છે તેઓને મોક્ષની પ્રાપ્તિ થવાને વાસ્તેજ તમે આ સર્વ પ્રપંચને રચો છો.[૪૬] જીવ જ્યારે પોતામાં જે કર્તૃત્વ આદિ ધર્મો છે તે તમારાજ કરેલા છે અને એ સર્વને મટાડનાર પણ તમેજ છો એમ પ્રસિદ્ધ રીતે જાણે ત્યારે મોટા પ્રભાવવાળાં તમે ( માયા ) જેમ અતિ રહસ્યરૂપ મિથ્યા ચમતકાર થતાં નટનું રચેલું નાટક પોતાની મેળેજ બંધ પડે તેમ પોતાની મેળેજ બંધ પડો છો.[૪૭] હે અંબિકા! આ મોહમય ભવસાગરમાંથી મારૂં રક્ષણ કરનાર તમેજ છો, એટલા માટે મેં તમારૂં શરણ લીધું છે. રાગ–દ્વેષાદિકથી રચાએલો અને મહા પીડાકારી આ મિથ્યા સંસાર હમણાં વર્ત્તે છે; તે સમયમાં અને મહાદુ:ખદાયી પ્રલયકાળમાં પણ સર્વદા તમેજ મારૂં રક્ષણ કરજો.[૪૮] હે દેવિ! હું તમને પ્રણામ કરૂં છું.

* ૐકારમાં અ, ઉ, અને મ ને અંતે જે રહી છે તે.

હે મહાવિદ્યા ! તમારા ચરણને નમું છું. હે સઘળા મનોરથ પૂરનારે ! હે મંગલરૂપ ! મને સર્વદા જ્ઞાનનો પ્રકાશ આપજો.[૪૯]

**नमोदेविम ।विद्येनमामिचरणौतव ॥**

**स ज्ञानप्रकाशंमेदेहिसर्वार्थदेशिवे ॥ ४९ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

---

# अध्याय ५ मो.

## મહાદેવ અને બ્રહ્માએ કરેલી દેવીસ્તુતિ

**ब्रह्मोवाच**

**इत्युक्ताविरतेविष्णौदेवदेवेजनार्दने ॥**

**उवाचशंकरःशर्वःप्रणतःपुरतःस्थितः ॥ १ ॥**

બ્રહ્મા કહે છેઃ—દેવના દેવ અને મોહને મટાડનાર વિષ્ણુ એ પ્રમાણે સ્તુતિ કરીને બંધ પડ્યા પછી આગળ ઉભેલા સદાશિવે પ્રણામ કરીને દેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૧]

શિવ સ્તુતિ કરે છેઃ—હે દેવિ ! વિષ્ણુ જ્યારે તમારા પ્રભાવથી ઉત્પન્ન થએલ છે ત્યારે વિષ્ણુ પછી થએલા બ્રહ્મા પણ તમારા પ્રભાવથીજ થએલ છે એ અર્થાત્ સિદ્ધ થાય છે અને જ્યારે એમ છે ત્યારે તમોગુણવાળો હું તમારા પ્રભાવથી ઉત્પન્ન થએલો નહિ ? તમે સર્વલોકની રચના કરવામાં ચતુર છો માટે અમોને પણ તમે ઉત્પન્ન કર્યા એમાં કાંઇ આશ્ચર્ય નથી.[૨] પૃથ્વી, જળ, વાયુ, આકાશ, અગ્નિ, ઇંદ્રિયો, બુદ્ધિ, મન, અને અહંકાર, એ રૂપ પણ તમેજ છો.[૩] આ સઘળું જગત બ્રહ્મા, રૂદ્ર, અને વિષ્ણુએ કરેલું છે એમ જેઓ બીજી રીતની વાત કરે છે તેઓ સાચા સિદ્ધાંતને જાણતા નથી. કારણ કે તમારાજ કરેલા અમો ત્રણ દેવ સંર્વદા સચરાચર જગતને રચીએ છીએ.[૪] હે મા ! પૃથ્વી, વાયુ, આકાશ, અગ્નિ, જળાદિક તેઓના વિશેષ અને ગુણોથીજ જો જગત થતું હોય અને તેમાં તમારા ચૈતન્યરૂપ અંશનો ઉપયોગ ન હોય તો તે દ્રષ્ટા પદાર્થ વિના દ્રશ્યની સિદ્ધિજ કેમ થાય ?[૫] બ્રહ્મા, વિષ્ણુ, અને શિવરૂપ આકૃતિઓથી કલ્પાએલું આ સઘળું સ્થાવર જંગમ સહિત જગત તમેજ છો. તમેજ તમારી કૃતિ પ્રમાણે અનેક પ્રકારના વેષોથી ક્રીડા કરવાના કુતૂહલોનેલીધે રમો છો અને ક્રીડા કર્યા પછી પ્રલયકાળમાં વિરામ પામો છો.[૬] હે મા ! હું, વિષ્ણુ અને બ્રહ્મા જો સર્વ લોકના કર્તા હોઇએ તો પૂર્વે કલ્પમાં તમારા ચરણારવિંદની રજરૂપ પંચતત્વો મળ્યા પછીજ જગતને શા માટે કરત ?[૭] હે દેવિ ! તમે જો સર્વદા દયાવાળાં ન હોત તો તમોગુણ, રજોગુણ અને સત્વગુણથી મને, બ્રહ્માને અને વિષ્ણુને તે તે કામમાં જોઈએ તેવા દેહ કોણ આપત ?[૮] તમારે પોતાના ભક્તો ઉપર પક્ષપાત ન હોત તો મંત્રી, રાજા, ચાકર, ધનાઢ્ય અને નિર્ધન લોકોવાળું આ વિચિત્ર જગત તમે શા માટે રચ્યું હોત ?[૯] જગતની વિચિત્રતા ઉપરથીજ જણાય છે કે તમે પોતાના ભક્તો અને અભક્તોમાં સુખ દુઃખાદિકનો અંતર રાખ્યો છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવામાં તમારા ત્રણ ગુણોજ સર્વદા સમર્થ છે, અને એ ત્રણ ગુણોથી તમે અનુક્રમે અમો ત્રણ દેવતાઓને રચ્યા છે કે જેઓ ત્રણ જગતના કારણરૂપ મનાઇએ છીએ.[૧૦] તમે બનાવેલા પદાર્થોમાંથી અમો નોખ નોખા આકાર બનાવીએ એટલુંજ અમારામાં કર્ત્તાપણું છે. હે દેવિ ! જો અમેજ જગતના કર્ત્તા હોઇએ તો મેં, બ્રહ્માએ તથા વિષ્ણુએ વિમાનમાં બેસીને માર્ગમાં જે નવાં નવાં ભુવનો જોયાં તે કોણે બનાવ્યાં હતાં ? કહો.[૧૧] હે જગદંબા ! તમે પોતાનીજ કળાથી જગતને સર્જો છો, પાળો છો અને કેટલાક ભાગનો નાશ

કરવાનું પણ ધારો છો તથા પોતાના પતિરૂપ પુરૂષને સર્વદા રમાડો છો એ વિષયના સઘળા અંશનો નિર્ણય અમો જાણતા નથી.[૧૨] હે મા ! અમોને સર્વદા આ પ્રમાણે સ્ત્રીરૂપ રાખીને પણ નિરંતર તમારા ચરણારવિંદનું સેવન આપો. પુરૂષપણું પામીને તમારા ચરણારવિંદથી છુટા પડીએ તો પછી અમો ઉત્તમ સુખ ક્યાં પામીએ ?[૧૩] હે મહામંગલરૂપ દેવિ ! તમારૂં ચરણારવિંદ છોડીને બીજા ભુવનોમાં રહેતાં મને પુરૂષપણું અને ત્રૈલોક્યનું રાજ્ય મળે તો પણ તમારા ચરણારવિંદને છોડવાની મારી રૂચિ નથી.[૧૪] હે ઈશ્વરી ! આ સ્ત્રીરૂપ પામીને પણ તમારા ચરણની જે સેવા મળી છે તે સેવાને છોડીને પુરૂષપણું પામવાની મને કિંચિન્માત્ર પણ ઈચ્છા નથી. તમારા ચરણારવિંદનું દર્શન ન મળે તો પછી પુરૂષપણું કયું મોટું સુખ આપે ?[૧૫] મેં સ્ત્રીપણું પામીને પણ સંસારનો નાશ કરનારા તમારા ચરણારવિંદની સેવા કરી એ મારી નિર્મલ કીર્તિ ત્રૈલોક્યમાં સર્વદા અવિચલ રહેજો.[૧૬] પૃથ્વીમાં પણ તમારા સમીપમાં રહી સેવા કરવાનું છોડી દઈ નિષ્કંટક રાજ્યની પણ કોણ ઇચ્છા કરે ? તમારૂં ચરણારવિંદ સમીપમાં ન હોય તો ત્રુટિ ( અલ્પ ) કાળ પણ યુગ જેવડો થઈ પડે.[૧૭] હે મા ! તમારા ચરણારવિંદનું પૂજન છોડી દઇને જે મુનિઓ બીજા પ્રકારના તપમાં લાગે છે તેઓને હું દૈવે ઠગેલા માનું છું. કારણ કે તપરૂપ વૈભવ છતાં પણ તેઓ મોક્ષદશાને નહિ પહોંચવારૂપ પરાભવ પામે છે.[૧૮] હે દેવિ ! તમારા ચરણારવિંદનું સેવન કરવાથી જેવી ભવસાગરમાંથી મુક્તિ થાય છે તેવી મુક્તિ તપથી, જિતેંદ્રિયપણાથી, સમાધિથી કે શાસ્ત્રોક્ત યજ્ઞો કરવાથી પણ થતી નથી.[૧૯] હે દેવિ ! મારા ઉપર દયા કરો અને દયા કરવી હોય તો અદ્‌ભુત અને નિર્મળ મંત્રનો ઉપદેશ કરો. પૂર્વ કલ્પમાં હું અતિ ઉજ્વલ અને ઉત્તમ નવાક્ષર મંત્રનો જપ કરવાથી સુખી થયો હતો.[૨૦] હે મા ! પૂર્વજન્મમાં મને જે નવાક્ષર મંત્ર પ્રાપ્ત થયો હતો તે મંત્ર હમણાં મને ઉપસ્થિત થતો નથી માટે હવે મનોરથ પૂરનારો એ મંત્ર મને કહો. હે ઉદ્ધાર કરનારાં ! આ ભવસાગરમાંથી મને તારો, તારો.[૨૧]

બ્રહ્મા કહે છેઃ—આ પ્રમાણે અદ્‌ભુત તેજવાળા સદાશિવનું વચન સાંભળીને દેવીએ નવ અક્ષરવાળા એ મંત્રનો સ્ફુટ ઉચ્ચાર કર્યો.[૨૨] એ મંત્રનું ગ્રહણ કરીને સદાશિવ બહુ આનંદ પામ્યા અને દેવીના ચરણમાં પ્રણામ કરીને ત્યાંજ ઉભા રહ્યા.[૨૩] સદાશિવ પોતે ઉભા ઉભા એ મનોરથને પૂરનાર, મોક્ષ આપનાર અને શુભ ઉચ્ચારવાળા બીજયુક્ત નવાક્ષર મંત્રનો જપ કરતા હતા.[૨૪] જગતનું કલ્યાણ કરનારા સદાશિવને એ પ્રમાણે ઉભેલા જોઈ મેં પણ મહામાયાના ચરણની પાસે ઉભીને વચન કહ્યાં[૨૫] કે "હે મા ! વેદ તમારા આ પરમ, સર્વને ઉત્પન્ન કરનાર અને પૂર્ણ સ્વરૂપને નહિ જાણતા હતા એમ નહિ પણ જાણતાજ હતા એમ ધારી શકાય છે. કેમકે તેઓએ સર્વયજ્ઞ સંબધી હોમાદિક ક્ષુદ્ર કર્મોમાં તમારા આ પૂર્ણ સ્વરૂપનો ઉપયોગ નાહ કરાવતાં સ્વાહા નામની તમારી એક દેશરૂપ શકિતનોજ ઉપયોગ કરાવ્યો છે. વળી આ ઉપરથી જણાય છે કે તમે ઇંદ્ર આદિ ક્ષુદ્ર દેવની પંક્તિમાં નથી પણ સર્વોત્તમ છો.[૨૬] "હું કર્તા છું, આ સઘળા અતિ અદ્‌ભુત બ્રહ્માંડને કરૂં છું, આ સચરાચર ત્રૈલોક્યમાં બીજો કયો પુરૂષ મારા કરતાં અધિક સમર્થ છે, હું સર્વ લોકોથી ઉત્તમ બ્રહ્મા

હોવાને લીધે જગતમાં ભાગ્યશાળી છું એમાં સંશય નથી." આ પ્રમાણે ગર્વના અભિનિવેશથી હું મૂર્ખ બનીને આ વિસ્તીર્ણ ભવસાગરમાં ડૂબી ગયો હતો, પરંતુ આજ તમારી કૃપાનેલીધે મને તમારા ચરણારવંદની રજ માથે ચડાવવાનું મળ્યું, તેથી હું ખરી રીતે ભાગ્યશાળી થયો છું અને ભાગ્યશાળીપણાનું અભિમાન પણ સાચું કરૂં છું. હવે તમે કે જે સંસારની બ્હીક મટાડવામાં ચતુર, મુક્તિ આપનાર અને ઈશ્વરી છો તેમની પાસે એટલું માગું છું કે આ મોહે કરેલી, મહા પીડા આપનારી સંસારરૂપી બેડી કાપી નાખીને મને તમારો ભકત કરો.[૨૭ ૨૮] હું તમે પ્રકટ કરેલા મોટા કમળમાંથી ઉત્પન્ન થયો તે સમયથી મને ચિંતા થતી હતી કે હું શી રીતે મુક્ત થઈશ. પરંતુ હવે તમનેજ વિજ્ઞપ્તિ કરૂં છું કે મને તમારી આજ્ઞા પાળનાર કિંકર જાણીને હું કે જે આ સંસારરૂપ સમુદ્રમાં ડૂબેલો છું તેનું રક્ષણ કરજો.[૨૯] તમારા મુખ્ય અને પવિત્ર ચરિત્રને જેઓ જાણતા નથી તેઓ મનેજ પ્રભુ કહે છે અને જેઓ તમારા અદ્ભૂત પ્રભાવને જાણતા નથી તેઓજ સ્વર્ગની ઈચ્છાથી બીજા દેવતાઓનું યજન કરે છે.[૩૦] આ જરાયુજ (ઓરસહિત જન્મે છે તેઓ), અંડજ (પક્ષી આદિ), સ્વેદજ (પસીનાથી ઉત્પન્ન થનાર માંકડ આદિ), અને ઉદ્ભિજ્જ (ધરતીને ફોડીને ઉત્પન્ન થનાર વૃક્ષ આદિ), એ ચાર પ્રકારની સૃષ્ટિ કરી વિશેષ વિહાર કરવા સારૂ તમેજ મને બ્રહ્માની પદવીમાં ઉત્પન્ન કર્યો છે, તે છતાં હું અહંકાર ધરૂં છું કે "મારા જેવો બીજો કોણ સર્વજ્ઞ છે?" તો અહંકારથી થએલા એ મારા અપરાધની ક્ષમા કરજો.[૩૧] હે આદિમાયા! તમારા નામનું કોઈ સમયે પણ અને તેમાં વળી ભિષમાત્રથી પણ ઉચ્ચારણ થઈ જાય તો પણ તે મોક્ષ આપે છે એમ જેઓ મૂર્ખતાથી જાણતા નથી તેઓજ આઠ પ્રકારના યોગમાર્ગમાં પ્રવર્તી સમાધિમાં રહીને પરિશ્રમ કર્યા કરે છે.[૩૨] હે ભવાન! તમારાં નામને છોડી દઇને જેઓ તત્ત્વોની સંખ્યાના વિધાનવાળા સાંખ્ય સંબંધી વિચારમાં મોહ પામી રહ્યા છે તેઓ પણ શું આ સંસારરૂપી સમુદ્રમાં ગોથાં ખાતાં નથી? ગોથાંજ ખાય છે. કારણ કે સંસારમાંથી મુક્ત આપનારાં તમેજ છો.[૩૩] જે મહાત્મા લોકોએ ઉત્તમ તત્ત્વજ્ઞાનનો અનુભવ કરેલો હોય છે તેઓ પણ તમારાં પવિત્ર ચરિત્રને અને શિવા, અંબિકા, શક્તિ, તથા ઈશા, એવાં નામોને અર્ધા નિમેષ સુધી પણ શું છોડી દે છે? નથીજ છોડતા.[૩૪] તમે આ પ્રમાણે વિનોદ કરવા સારૂ પ્રથમ મને બનાવીને તે દ્વારા ચાર પ્રકારની સૃષ્ટિ કરો છો તે ભલે, પરંતુ તમે પોતાની દૃષ્ટિથીજ આ સઘળા જગતને તુરત બનાવવાને સમર્થ નથી શું? છોજ.[૩૫] સમુદ્રના મધ્યમાં તમે મધુ અને કૈટભથી જેની રક્ષા કરી હતી તે વિષ્ણુ શું આ જગતના પાલક છે? નથીજ. પ્રલયકાળમાં તમે રૂદ્રનો પણ સંહાર શું કર્યો ન હતો? કર્યોજ હતો. જો સંહાર ન કર્યો હોય તો તે રૂદ્ર મારી ભ્રકુટીના મધ્યમાંથી કેમ જન્મે?[૩૬] તમારો જન્મ ક્યાંય દીઠો નથી અને સાંભળ્યો પણ નથી. તમારો સંભવ શાથી છે? એ કોઈ પણ જાણતું નથી. હે ભવાનિ! એટલા માટે તમેજ એક આદિશકિત છો એમ સ્વતઃ પ્રમાણરૂપ સર્વ વેદ નિરૂપણ કરે છે.[૩૭] હું તમારાથી જોડાઇનેજ સૃષ્ટિ કરી શકું છું; વિષ્ણુ તમારાથી જોડાઈનેજ પાલન કરી શકે છે અને રૂદ્ર પણ તમારાથી જોડાઇનેજ સંહાર કરી શકે છે. અમો તમારાથી જુદા પડીને કાંઈ પણ કરવા સમર્થ

નથી.[૩૮] મારા જેવા, વિષ્ણુ જેવા અને રૂદ્ર જેવા બીજાઓ પણ નથી થઈ ગયા ? નથી ? અને નહિ થાય ? થઈ ગયા છે, હમણાં છે અને થશે પણ ખરા; પરંતુ અલ્પ બુદ્ધિવાળાઓને વિવાદના સ્થળરૂપ આ તમારા વિચિત્ર વિનોદમાં કોણ મોહ પામતા નથી.[૩૯] જો કે ઈશ્વર અકર્ત્તા, નિર્ગુણ, ક્રિયારહિત, ઉપાધિરહિત અને સર્વદા અખંડ છે તો પણ એ ઈશ્વર તમે વિસ્તારેલા વિચિત્ર વિનોદને જોયા કરે છે એમ શાસ્ત્ર જાણનારાઓ કહે છે.[૪૦] યુક્તિથી વિચાર કરતાં સિદ્ધ થાય છે કે 'આ સાકાર અને નિરાકાર પદાર્થોરૂપ સંસારમાં તમે, અને તમારા આશ્રયરૂપ એક પુરૂષ એવી રીતે બે તત્ત્વ છે, ત્રીજું કોઈ તત્વ નથી.'[૪૧] શ્રુતિનું વાક્ય વળી એવું પ્રતિપાદન કરે છે કે 'બ્રહ્મ એકજ છે બીજું કાંઈ છેજ નહિ ' તો એ શ્રુતિના વાક્યને પણ મિથ્યા ઠરાવવું યોગ્ય નથી તેથી મારા મનમાં આ વિરોધવિષે મોટો સંશય રહે છે માટે પૂછું છું કે " શ્રુતિના પ્રમાણથી બ્રહ્મથી વ્યતિરિક્ત પદાર્થને મિથ્યાજ કહેવો જોઇએ તો વેદ જેને એક અને અદ્વિતીય બ્રહ્મ કહે છે તે પદાર્થરૂપ તમે છો કે પુરૂષ છે ? એ મારો સંદેહ મટાડો.[૪૨.૪૩] મારૂં આ ક્ષુદ્ર ચિત્ત ચોખ્ખી રીતે નિસ્સંશય થતું નથી અને દ્વૈત સત્ય છે કે અદ્વૈત સત્ય છે ? એ વિચારમાં ડૂબ્યુંજ રહે છે માટે આપે શ્રીમુખથી મારો સંદેહ કાપવો જોઇએ. કોઈ મોટા પુણ્યના યોગથી મને તમારાં ચરણનો સમાગમ મળ્યો છે.[૪૪ ૪૫] તમે પુરૂષ છો કે સ્ત્રી છો ? એ મને વિસ્તારથી કહો કે જેથી પરમતત્વને જાણીને હું ભવસાગરમાંથી મુક્ત થાઉં ! "[૪૬]

मन्नासिरपंसापासि वद विस्त तो मम ॥
ज्ञात्वाहंपरमात्मानं मुक्तःस्यांभवसागरात् ॥४६॥

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

# અધ્યાય ૬ ઠ્ઠો. દેવીનો–ઉપદેશ

**ब्रह्मोवाच**

**इति पृष्टा मया देवी विनयावनतेन च ॥**
**उवाच वचनं श्लक्ष्णमाद्या भगवती हि सा॥१॥**

બ્રહ્મા કહે છેઃ–એ પ્રમાણે મેં વિનયથી નમીને પૂછતાં તે આદ્યશક્તિ ભગવતીએ નીચે પ્રમાણે સુંદર વચન કહ્યું.[૧]

દેવી કહે છેઃ–હું અને બ્રહ્મ સર્વદા એકજ છીએ. ભિન્ન ભિન્ન નથી. જે બ્રહ્મ છે તે હું છું અને જે હું છું તે બ્રહ્મ છે. ( અગ્નિ આદિ પદાર્થોની શક્તિ જેમ અગ્નિથી જુદી નથી તેમ હું કે જે બ્રહ્મની શક્તિ છું તે બ્રહ્મથી જુદી નથી. જેમ પોતાની શક્તિથી અગ્નિઆદિ પદાર્થો ભિન્ન નથી તેમ મારાથી બ્રહ્મ ભિન્ન નથી. એક કાર્ય અને બીજું કારણ એવી રીતે શક્તિનું રૂપ બે પ્રકારનું છે. જેમ કે ફોડલા આદિ જે થાય છે તે કાર્ય છે અને તે કાર્યને ઉત્પન્ન કરનારી જે દાહશક્તિ છે તે કારણ છે. આમાં જેમ કાર્યશક્તિ અગ્નિથી જુદી દેખાય છે પણ કારણશક્તિ અગ્નિથી જુદી દેખાતી નથી તેમ આવરણ અને વિક્ષેપાદિક રૂપ કાર્યશક્તિ બ્રહ્મથી જુદી છે પણ હું જે તે કાર્યને ઉત્પન્ન કરનારી કારણશક્તિ છું, તે બ્રહ્મથી જુદી નથી. જેમ અગ્નિમાં હોમ કરતાં અગ્નિની શક્તિમાં હોમ અર્થાત્ થઈ જાય છે અને જેમ અગ્નિની શક્તિમાં હોમ કરતાં અગ્નિમાં હોમ અર્થાત્ સિદ્ધ થઈ જાય છે તેમ બ્રહ્મની ઉપાસના કરતાં મારી ઉપાસના અને મારી ઉપાસના કરતાં બ્રહ્મની ઉપાસના અર્થાત્ સિદ્ધ થઈ જાય છે. આ પ્રમાણે માયાની ઉપાસના અને બ્રહ્મની ઉપાસના, એ બન્નેમાં માયાવિશિષ્ટ બ્રહ્મનીજ ઉપાસના થાય છે. ) મારી અને બ્રહ્મની ભિન્નતા કેવળ બુદ્ધિની ભૂલથીજ કલ્પાય છે.[૨] કાર્યરૂપ શક્તિ બ્રહ્મથી જુદી છે

અને કારણરૂપ શક્તિ બ્રહ્મથી જુદી નથી એમ જે બુદ્ધિમાન પુરૂષ સૂક્ષ્મતાથી સમજે તે પુરૂષ પોતાને માયાનું જ્ઞાન થવાના સમયમાંજ બ્રહ્મનું જ્ઞાન થવાને લીધે તે ક્ષણેજ જીવન્મુક્ત થઈને પછી દેહને અંતે વિદેહ—મુક્તિ પામે છે.[૩] આ પ્રમાણે નિત્ય અને સનાતન બ્રહ્મ એક અને અદ્વિતીયજ છે પણ તે સૃષ્ટિના કાળમાં દ્વૈતભાવ પામે છે.[૪] જેમ દીવો એક છતાં પણ ઉપાધિના યોગથી અનેક પ્રકારનો દેખાય છે તેમ બ્રહ્મ એકજ છે, તો પણ માયારૂપ ઉપાધિના યોગથી અદૃશ્યકોટિનું અને માયાના કાર્યરૂપ ઉપાધિના યોગથી દૃશ્યકોટિનું એમ બે પ્રકારે થાય છે. જેમ એક મુખ પણ ઉપાધરૂપ દર્પણના ભેદથી પ્રતિબિંબરૂપે અનેક પ્રકારનું થાય છે તેમ અમો બન્નેના પ્રતિબિંબરૂપ જીવ પણ અંતઃકરણરૂપ ઉપાધઓના ભેદથી અનેક પ્રકારનો થાય છે (નિયમિત કાળેજ પાકવાનાં કર્મોમાં જેટલાં પાકી ગયાં હોય તેઓનો ઉપભોગથી ક્ષય થવાને લીધે અને જેટલાં પાક્યાં ન હોય તેઓનો ઉપભોગ થવાના અસંભવને લીધે સૃષ્ટિનો ઉપયોગ નાહ હોવાથી પ્રલય થાય છે; તે પ્રલયમાં સઘળું જગત બીજરૂપથી માયામાં લીન થાય છે અને માયા સઘળા પ્રપંચને ગળી જઇને બ્રહ્મથી અભિન્ન રહે છે. તે સમયે તરંગ વગરના સમુદ્ર જેવું બ્રહ્મ નિષ્ક્રયપણાથીજ રહે છે. પાછાં કર્મો પાકી જાય ત્યારે તે તે કાળ અને કર્મોનેલીધે ખેતરમાં રહેલું બીજ જેમ ફૂટ કરે છે તેમ અદ્વૈત અને નિષ્ક્રિય બ્રહ્મ પણ કાળ અને કર્મોનેલીધે ફૂટ કરે છે. પછી જેમ ખેતરમાં રહેલા બીજમાંથી અનુક્રમે અંકુર, શાખા, પાંદડાં, ફૂલ અને ફળ થાય છે તેમ બ્રહ્મના ભાગ—માયારૂપ બીજમાંથી જગતનું અંકુરાદિક થાય છે. ફૂટ કરવા આદિ પરિણામ માયાનુંજ થાય છે પણ બ્રહ્મનું થતું નથી. કારણ કે બ્રહ્મ નિરવયવ છે અને માયા સાવયવ છે. પરિણામમાં સાવયવ વસ્તુનીજ અપેક્ષા રહે છે. બ્રહ્મ તો વિવર્ત્તોપાદાન રૂપ છે; અને તે વિના માયાની સત્તા તથા સ્ફૂર્ત્તિ નહિ થવાને લીધે પરિણામ ઘટતું નથી. આ પ્રમાણે છે માટે માયામાં અને માયાના કાર્યમાં બ્રહ્મના અનુસ્મૃતપણાનેલીધે જેટલા માયાના ભેદ થયા તેટલાજ બ્રહ્મના ભેદ સૃષ્ટિને વાસ્તે થયા એમ માનવું યોગ્ય છે.) ઉત્પત્તિના કાળમાં સૃષ્ટિને વાસ્તે ભેદ થાય છે અને એમ થવાથી સઘળી રીતે દૃશ્ય અને અદૃશ્યનો ભેદ થયો છે.[૫-૬] પ્રલયના સમયમાં હું બ્રહ્મથી અભિન્નજ હતી માટે સ્ત્રીરૂપ, પુરૂષરૂપ કે નપુંસકરૂપ પણ ન હતી સૃષ્ટિ થયા પછી જીવલોકો ઉપર અનુગ્રહ કરવા સારૂ મેં મારી વૃત્તિરૂપ બુદ્ધિથી આ ભેદ કલ્પેલો છે.[૭] બુદ્ધિ, લક્ષ્મી, ધૃતિ, કીર્ત્તિ, સ્મૃતિ, શ્રદ્ધા, મેધા, દયા, લજ્જા, ક્ષુધા, તૃષ્ણા, ક્ષમા, કાંતિ, શાંતિ, તરસ, નિદ્રા, આલસ્ય, જરા, વિદ્યા, અવિદ્યા, સ્પૃહા, વાંછા, શક્તિ, અશક્તિ, વસા, મજ્જા, ત્વચા, દૃષ્ટિ, સાચી તથા ખોટી વૈખરી વાણી, પરા, પશ્યંતી તથા મધ્યમા વાણી, અને અનેક પ્રકારની જે નાડીઓ છે તે તથા એ વિના પણ જે બીજું રહ્યું તે રૂપ પણ હું થઇ છું. હે બ્રહ્મા ! સંસારમાં કયો પદાર્થ મારૂં સ્વરૂપ નથી? મારા વિનાનું શું છે? સઘળું હું જ છું એ નિશ્ચયથી જાણો.[૮-૧૧] કઇ વસ્તુ એ મારાં નિશ્ચિત રૂપોથી રહિત છે? તે મને કહો. હે બ્રહ્મા ! આ સૃષ્ટિમાં હુંજ વિસ્તીર્ણ થઇ છું.[૧૨] હુંજ સર્વ દેવતાઓમાં અનેક નામ ધરીને શક્તિરૂપથી રહું છું અને પરાક્રમ કરૂં છું. ગૌરી, બ્રાહ્મી, રૌદ્રી, વારાહી, વૈષ્ણવી, શિવા, વારૂણી, કૌબેરી, નારસિંહી અને ઐંદ્રી

શક્તિરૂપ હુંજ છું.[13.14] સર્વ પદાર્થો ઉત્પન્ન થયા પછી તેઓમાં હું પ્રવેશ કરૂં છું. પુરૂષને નિમિત્તમાત્ર કરીને હુંજ સઘળાં કાર્ય કરૂં છું.[15] જેમ જોઇએ તેમ જળમાં શીતત્વરૂપ, અગ્નિમાં ઉષ્ણતારૂપ, સૂર્યમાં જ્યોતિરૂપ અને ચંદ્રમાં ચાંદનીરૂપ હુંજ થઈ છું.[16] હે બ્રહ્મા! હું છોડી દઉં તો વિધાતા પણ કંઈજ કરી શકે નહિ, તેમજ સંસારમાં જીવમાત્ર હાલી-ચાલી પણ શકે નહિ એ વાત નિશ્ચયથી હું તમને કહું છું.[17] હું છોડી દઉં તો શંકર દૈત્યોને મારવામાં અસમર્થજ થાય. જે માણસ અતિદુર્બલ હોય તેને લોકો પણ શક્તિરહિત કહે છે.[18] જેમ સર્વે લોકો દુર્બલ મનુષ્યને શક્તિહીન થઇ ગયો કહે છે તેમ રૂદ્રહીન કે વિષ્ણુહીન થઈ ગયો કહેતા નથી.[19] પડી ગએલો; જેને ઠેશ વાગી ગઈ હોય તે, બ્હીનેલો, શાંત, અને શત્રુને વશ થએલો માણસ લોકમાં અશક્ત કહેવાય છે પણ કોઈ અરૂદ્ર કહેવાતો નથી.[20] તમને હમણાં સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ છે તેનું કારણ પણ શક્તિ છે એમ સમજવું. જ્યારે તમે શક્તિયુક્ત થશો ત્યારે સઘળું કરી શકશો.[21] એ પ્રમાણેજ વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર અગ્નિ, ચંદ્ર, સૂર્ય, યમ, ત્વષ્ટા, વરૂણ અને પવન પણ જ્યારે શક્તિયુક્ત થશે ત્યારેજ પોતપોતાનાં કામ કરી શકશે.[22] પૃથ્વી જ્યારે શક્તિયુક્ત થાય છે ત્યારેજ સર્વનું ધારણ કરવામાં દૃઢ થાય છે. જો શક્તિ ન હોય તો એક પરમાણુને પણ ધરવામાં અશક્ત થાય છે.[23] એ પ્રમાણેજ શેષ, કૂર્મ દિગ્ગજો અને બીજાપણ સઘળાઓ મારાથી યુક્ત થાય છે ત્યારેજ પોતાનાં કાર્ય કરવાને સમર્થ થાય છે.[24] હું જ્યારે ઈચ્છા કરૂં છું ત્યારે તુરત સઘળા જળને પી જાઉં છું, સૂર્યનો સંહાર કરૂં છું અને પવનને રોકી દઉં છું. હમણાં જે કરવા ધારૂં તે કરી શકું.[25] હે બ્રહ્મા! સઘળાં તત્વો પ્રથમ નજ હતાં અને પછીથી ઉત્પન્ન થયાં છે એવો સંદેહ કદી પણ કરવો નહિ.[26] જેમ માટીના પિંડમાં રહેલાજ ઘટનો જે પ્રાગભાવ (પહેલાં અભાવ) છે તેજ ઘટનો આવિર્ભાવ કરે છે અને કપાલમાં રહેલાજ ઘટનો જે પ્રધ્વંસાભાવ (ફુટી જવાથી થએલો અભાવ) છે તેજ ઘટનો તિરોભાવ કરે છે તેમ સઘળાં તત્વો કે જેઓ કારણરૂપે વિદ્યમાનજ હોય છે તેઓના આવિર્ભાવ અને તિરોભાવજ ઉત્પત્તિ અને પ્રલયરૂપ છે. કોઈ સમયે જગતનો પ્રાગભાવ હોય છે અને કોઈ સમયે જગતનો પ્રધ્વંસાભાવ થાય છે. હમણાં ઘટનો ધ્વંસ થઈ જવાનેલીધે અહીં ઘટ નથી તો એ ઘટ કયાં ગયો? એવો વિચાર કરતાં વિદ્વાનો કહે છે કે 'ઘટના પરમાણુ થઇ ગયા' તો આ ઉપરથી ઘટ પરમાણુરૂપેજ છે; એમ સિદ્ધ થાય છે માટે સત્કાર્યવાદ યથાર્થ છે. આ અહંકારથી પહેલાનું મહત્તત્વ કે જે શાશ્વત, ક્ષણિક, શૂન્ય, નિત્ય, અનિત્ય અને સકર્તૃક, એવાં પરસ્પર વિરૂદ્ધ વિશેષણો લાગવાને લીધે અનિર્વચનીય છે અને જે મહત્તત્વનેજ સાંખ્ય સિદ્ધાંતવાળા લોકો મહત્તત્વ, અહંકાર, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ સાત ભેદોથી કહેવા ધારે છે તે મહત્તત્વનું તમે ગ્રહણ કરો. અહંકાર એથી ઉત્પન્ન થએલો છે. એમાંથી આગળ પ્રમાણે સઘળા પદાર્થોની તમે રચના કરો.[27.30] પ્રારબ્ધે ઉત્પન્ન કરેલા તમો અહીંથી જાઓ, પોતાનાં સ્થાનકો રચીને તેઓમાં રહો અને પોતપોતાનાં કાર્ય કરો.[31] હે બ્રહ્મા! આ મહાસરસ્વતી નામની શક્તિ કે જે સુંદર રૂપવાળી, સુંદર હસનારી, રજોગુણવાળી, ઉત્તમ, શ્વેત વસ્ત્ર ધરનારી, દિવ્ય, દિવ્ય આભૂષણોથી શણગારેલી અને ઉત્તમ આસનપર

બેઠેલી છે તેને લઈ જાઓ અને ક્રીડાને વાસ્તે એ શક્તિને તમારી સ્ત્રી કરજો.[32 33] આ ઉત્તમ સ્ત્રી નિરંતર તમારી સાથે રહેશે. આ મારી ખરી વિભૂતિને અત્યંત પૂજ્ય માનજો અને તેનું અપમાન કરશો માં.[34] હવે તમે આની સાથે તુરત સત્યલોકમાં જાઓ અને મહત્તત્વમાંથી ચાર પ્રકારનું સઘળું જગત ઉત્પન્ન કરો.[35] આ મહત્તત્વરૂપ બીજમાં જીવ અને કર્મ સહિત લિંગશરીરો રહ્યાં છે તેઓને આ સૃષ્ટિના સમયમાં આગળ હતાં તેવાં કરો.[36] કાળ, કર્મ અને સ્વભાવરૂપ સામગ્રીથી સઘળા ચરાચર જગતને તમે પહેલાંની પેઠે ઉત્પન્ન કરી જે જેનો ગુણ, જે જેનું પ્રારબ્ધ અને જે જેના ફળભોગનો કાળ હોય તે પ્રમાણે તે તે કાળમાં તે તે પ્રારબ્ધ અને ગુણના અનુસારથી ફળ દેજો.[37] તમારે સર્વદા વિષ્ણુને માન દેવું અને તેની પૂજા કરવી. કારણ કે એમાં સત્વગુણ મુખ્ય છે તેથી એ વિષ્ણુ સર્વદા સર્વથી અધિક છે.[38] જ્યારે જ્યારે તમને ભારે કામ પડશે ત્યારે ત્યારે એ વિષ્ણુ અવતાર ધરશે.[39] પશુ, પક્ષિ આદિ યોનિમાં અથવા મનુષ્ય યોનિમાં જન્મ ધરીને દાનવોનો નાશ કરશે.[40] આ રૂદ્ર તમારો મહાબલવાન સહાયક થશે. તમે સઘળા દેવતાઓને ઉત્પન્ન કરીને જેમ અનુકૂલ પડે તેમ વિહાર કરો.[41] બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો સાવધાન રહીને દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી તમારા સઘળાઓનું યજન કરશે.[42] હે દેવતાઓ ! મારા નામ (સ્વાહા) ના ઉચ્ચારણથી તમો સઘળા સર્વ યજ્ઞોમાં સર્વદા તૃપ્ત અને સંતુષ્ટ થશો.[43] આ તમોગુણવાળા શિવને પણ સર્વથા માન દેજો. એ શિવ સઘળાં યજ્ઞસંબંધી કાર્યોમાં પ્રયત્નથી પૂજન કરવા યોગ્ય છે.[44] જ્યારે વળી દેવતાને દૈત્યથી ભય ઉત્પન્ન થશે ત્યારે આ સુંદર શરીરવાળી વારાહી, વૈષ્ણવી, ગૌરી, નારસિંહી અને સદાશિવા, તથા બીજી પણ મારી શક્તિઓ ઉત્પન્ન થઇને તે ભયનો નાશ કરશે.[45.46] હે બ્રહ્મા ! તમે આ બીજ અને ધ્યાન સહિત નવાક્ષર (ऐं ह्रीं क्लीं चामुंडायै विच्चे) મંત્રનો સર્વદા જપ કરતાં સઘળાં કાર્ય કરજો.[47] હે મોટી બુદ્ધિવાળા ! મંત્રોમાં આ મંત્ર ઉત્તમ છે એમ તમે જાણજો. તમારે સઘળા મનોરથની સિદ્ધિને વાસ્તે સર્વદા હૃદયમાં આ મંત્રનું ધારણ કરવું.[48] હે નારદ ! આ પ્રમાણે મને કહીને જગદંબાએ સુંદર મંદહાસ્ય કરીને વિષ્ણુને કહ્યું કેઃ–"હે વિષ્ણુ ! તમે જાઓ અને આ મનોહર મહાલક્ષ્મીનું ગ્રહણ કરો.[49] આ મહાલક્ષ્મી સર્વદા તમારા વક્ષઃસ્થળમાં રહેશે એમાં સંશય નથી. હું તમને ક્રીડાને વાસ્તે સર્વ સુખ આપનાર અને મંગલરૂપ આ શક્તિ આપું છું.[50] તમારે આનું અપમાન કરવું નહિ. સર્વદા માન આપવું, આ લક્ષ્મીનારાયણ નામનું જોડું મેં કર્યું છે.[51] સર્વથા દેવતાઓના જીવનને વાસ્તે મેં યજ્ઞ કરવાનું ઠરાવ્યું છે માટે તમો ત્રણે જણાએ વિરોધ નહિ રાખતાં સર્વદા સંપથી રહેવું.[52] મારા ગુણોથી ઉત્પન્ન થએલા તમે, બ્રહ્મા અને શિવ, એ ત્રણે દેવતાઓ સઘળા લોકોને માન્ય અને પૂજ્ય થશો એમાં સંશય નથી.[53] જે મૂઢબુદ્ધિવાળા મનુષ્યો તમારામાં ભેદબુદ્ધિ કરશે તેઓ તે પાપનેલીધે અવશ્ય નરકમાં પડશે.[54] જે વિષ્ણુ છે તેજ સાક્ષાત્ શિવ છે અને જે શિવ છે તેજ પોતે વિષ્ણુ છે. એઓમાં ભેદ ધરનાર મનુષ્ય નરકને યોગ્ય થાય છે.[55] બ્રહ્મા વિષે પણ એ પ્રમાણેજ સમજવું તેમાં કશો વાંધો લેવો નહિ. હે વિષ્ણુ ! બીજો વળી એક ગુણભેદ છે તે વિષે

તમને કહું છું, સાંભળો ![56] પરમાત્માનો વિચાર કરવાના કાર્યનેમાટે તમારામાં સત્વગુણ મુખ્યપણાથી રહેશે અને રજોગુણ તથા તમોગુણ ગૌણ રહેશે.[57] અનેક પ્રકારના વિલાસ કરવામાં તમે સર્વદા રજોગુણયુક્ત થઇને આ લક્ષ્મીની સાથે વિહાર કરજો.[58] હે લક્ષ્મીના પતિ ! આ વાગ્બીજ (ऐं), કામરાજ બીજ (क्लिं), અને ત્રીજું માયાબીજ (ह्रीं) આ ત્રણ બીજરૂપ મંત્ર હું તમને આપું છું. સર્વે મનોરથને પૂરનારા એ મંત્રનું ગ્રહણ કરીને તમે તેનો નિરંતર જપ કરજો અને જેમ સુખ મળે તેમ વિહાર કરજો. આ જગતની સૃષ્ટિ કરવા આદિ મારો વિહાર જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તમને મૃત્યુનો કે કાળનો ભય થશે નહિ એ નિશ્ચય છે. જ્યારે હું આ સઘળા સચરાચર જગતનો સંહાર કરીશ ત્યારે તમો પણ મારામાં લીન થશો. હે પુરૂષોત્તમ ! આ મંત્ર કે જે સુખને અને મોક્ષને આપનાર છે તેનો શુભ ઇચ્છનારા પુરૂષે **ओंकार** સહિત જપ કરવો જોઇએ. આ મંત્રનું તમે સર્વદા સ્મરણ કરજો અને તમારે વૈકુંઠ બનાવીને તેમાં રહેવું.[59-63] હું કે જે સનાતન છું તેનું ચિંતન કરતાં તમે તમારી ઇચ્છા પ્રમાણે વિહાર કરજો." આ પ્રમાણે એ ત્રિગુણ અને નિર્ગુણ પરાપ્રકૃતિરૂપ દેવીએ વિષ્ણુને કહીને પછી સદાશિવને અમૃત સમાન વચન કહ્યું કેઃ—"હે શિવ ! તમે આ ગૌરીરૂપ મનોહર મહાકાળીનું ગ્રહણ કરો[64,65] અને કૈલાસ કરાવીને સુખ મળે તેમ વિહાર કરો. તમારામાં તમોગુણ મુખ્ય રહેશે અને સત્વગુણ તથા રજોગુણ ગૌણ રહેશે.[66] વિહારને વાસ્તે રજોગુણ અને દૈત્યોનો નાશ કરવાને વાસ્તે તમોગુણ કામ આવશે. તપ કરવાને વાસ્તે તથા પરમાત્માનું સ્મરણ કરવાને વાસ્તે સર્વદા તમારે આ શાંત સત્વગુણનું ગ્રહણ કરવું.[67] સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારને કરનારા તમો ત્રણે દેવ સર્વથા ત્રણે ગુણવાળા રહેશો. આ સંસારમાં કોઈ સ્થળમાં કોઇ પણ વસ્તુ એ ત્રણ ગુણોથી રહિત નથી. સંસારમાં જે જે કોઈ વસ્તુ જોવામાં આવે છે તે ત્રણ ગુણવાળીજ હોય છે.[68,69] લોકમાં કોઇ પણ વસ્તુ ત્રણ ગુણ વગરની થઇ નથી અને થશે પણ નહિ. નિર્ગુણ તો એક પરમાત્માજ છે તે કદી પણ દૃશ્ય થતા નથી.[70] હે સદાશિવ ! હું કે જે ઉત્તમ છું તે સૃષ્ટિ—આદિના સમયમાં સગુણ છું અને સમાધિના સમયમાં નિર્ગુણ છું. હું અનાદિ સિદ્ધ છું તેથી મારી ઉત્પત્તિ નહિ હોવાનેલીધે સર્વદા કારણરૂપજ છું. હું કદી પણ કાર્યકોટિમાં આવતી નથી.[71] હું સર્વથા નિર્ગુણ નથી; પણ પરમાત્માથી અભિન્ન અને અંદર ગુપ્ત રહેલા ત્રણ ગુણવાળી સામ્યાવસ્થામાં ગુણોની પ્રકટતા નહિ હોવાનેલીધે હું નિર્ગુણ છું અને સૃષ્ટિઆદિ કાળમાં હું સગુણ છું. મહત્તત્વ, અહંકાર અને શબ્દ સ્પર્શાદિક ગુણો કાર્ય કારણરૂપે નિરંતર પરિણામ પામ્યા કરે છે. સૃષ્ટિના સમયમાં 'હું છું" એવા પ્રકારનો પર અહંતારૂપ અહંકાર સત્ વસ્તુમાંથી પ્રથમ ઉત્પન્ન થયો છે તેથી તે અહંકારના કારણરૂપ હું છું.[72,73] મારા કાર્યરૂપ એ અહંકાર ત્રણગુણમય છે. અહંકારમાંથી મહત્તત્વ ઉત્પન્ન થયું છે કે જે સમષ્ટિ જગતની બુદ્ધિરૂપ છે. મહત્તત્વ કાર્ય છે અને એ પર અહંતારૂપ અહંકાર કારણ છે. એ મહત્તત્વમાંથી બીજા પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો છે અને અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થઇ છે.[74,75] ઉત્પત્તિના સમયમાં એ એક એક તન્માત્રામાંથી આકાશ,

વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ એક એક મહાભૂત ઉત્પન્ન થએલ છે. પંચ મહાભૂતના સાત્વિક અંશોમાંથી પાંચ જ્ઞાનેંદ્રિય થઇ છે. પંચ મહાભૂતના રાજસ અંશોમાંથી પાંચ કર્મેન્દ્રિય થઈ છે. પંચ મહાભૂતના મળેલા સાત્વિક અંશોમાંથી મન થયું છે અને મળેલા રાજસ અંશોમાંથી પ્રાણ થયો છે. પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ મહાભૂત અને મન, એવી રીતે કાર્ય કારણરૂપ આ સોળ વસ્તુઓનો સમુદાય વિકાર કહેવાય છે.[૭૬-૭૭] આદિ પુરૂષ પરમાત્મા તો કોઈનું કાર્ય નથી અને કોઇનું ઉપાદાન કારણ પણ નથી. જેમ રજ્જુ સર્પનું વિવર્ત્તોપાદાન કારણ છે તેમ પરમાત્મા સર્વનું વિવર્ત્તોપાદાન કારણ છે. હે શિવ ! આ પ્રમાણે પેહેલી સૃષ્ટિમાં સર્વની ઉત્પત્તિ મારાથી થાય છે એ વિષય મેં તમને સંક્ષેપથી કહ્યો. હવે હે મહાત્માઓ ! તમે કાર્ય કરવાને વાસ્તે વિમાનમાં બેસીને અહીંથી જાઓ.[૭૮-૭૯] તમને જ્યારે કાંઈ સંકટ પડશે ત્યારે સ્મરણ માત્રથી હું તમને દર્શન દઈશ. હે દેવતાઓ ! સનાતન પરમાત્મા અને એમની શક્તિરૂપ હું કે જેઓ અભિન્ન છીએ તેઓનું સર્વદા સ્મરણ કરજો.[૮૦] અમારા સ્મરણથીજ કાર્યની સિદ્ધિ થશે એમાં સંશય નથી." આ પ્રમાણે કહી મંત્રોથી સંસ્કાર કર્યા પછી વિષ્ણુને મહાલક્ષ્મી, શિવને મહાકાળી અને મને મહાસરસ્વતી આપીને દેવીએ તે સ્થાનમાંથી અમો ત્રણેનું વિસર્જન કર્યું,[૮૧-૮૨] એટલે બીજા સ્થળમાં આવીને અમો પાછા પુરૂષ થઇ રહ્યા. તે સ્વરૂપનું અને તે પરમ અદ્‌ભૂત પ્રભાવનું ચિંતન કરતા કરતા અમો ત્રણે દેવ વિમાનની પાસે આવીને તેમાં બેઠા. પછી અમે તે મણિદ્વીપ, તે દેવી, કે સુધાનો સમુદ્ર, કાંઇ પણ દીઠું નહિ. કેવળ તે વિમાનજ ત્યાં અમારા જોવામાં આવ્યું એમાં કાંઈ ફેરફાર નથી.[૮૪] એ મોટા વિમાનમાં બેસીને અમો મહાસાગરમાં કમળની પાસે પહોંચ્યા કે જ્યાં વિષ્ણુએ એ ન મરે એવા મધુ અને કૈટભ નામના દૈત્યોને માર્યા હતા.[૮૫]

आसाद्यतस्मिन्विपुलेविमाने ।
प्राप्तावयंपंकजसान्निधौच ॥
महार्णवेयत्रहतौदुरत्ययौ ।
मुरारिणातौमधुकैटभाख्यौ॥८५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

—

## अध्याय ७ मो.

## તત્વસ્વરૂપ અને ગુણભેદ વ્યવસ્થા.

**ब्रह्मोवाच**

**एवंप्रभावा सादेवी मया दृष्टाथ विष्णुना ॥**
**शिवेनापिमहाभागतास्तादेव्यःपृथक्पृथक्॥१॥**

બ્રહ્મા કહે છેઃ—હે નારદ ! એવા પ્રભાવવાળાં એ ભુવનેશ્વરી અને બીજી નોખનોખી આવરણની દેવીઓ પણ મારા, વિષ્ણુના અને શિવના પણ જોવામાં આવી હતી.[૧]

વ્યાસ કહે છેઃ—મુનિઓમાં ઉત્તમ નારદજીએ એ પ્રમાણે પિતાનું વચન સાંભળી બહુજ રાજી થઇને બ્રહ્માને નીચે પ્રમાણે પૂછ્યું.[૨]

નારદજી પૂછે છેઃ—હે પિતામહ ! અવિનાશી, નિર્ગુણ, અખંડ અને અવ્યય જે પુરૂષ છે તેને તમે જેવી રીતે જોએલ હોય અને અનુભવ કરેલ હોય તે મને કહો.[૩] તમે જેમ ત્રણ ગુણવાળાં શક્તિને દીઠાં તેમ નિર્ગુણ શક્તિને અને પુરૂષને પણ જોએલ હશે તો તેઓનું સ્વરૂપ મને કહો.[૪] મેં એઓનું દર્શન કરવા સારૂ શ્વેતદ્વીપમાં મોટું તપ કર્યું હતું; ત્યાં મહાત્મા અને ક્રોધરહિત સિદ્ધતપસ્વીઓ મારા જોવામાં આવ્યા હતા, પણ પરમાત્મા

મારા જોવામાં આવ્યા નથી. તેમજ વારંવાર તીવ્ર તપ કરતાં તેમની શક્તિ પણ મારા જોવામાં આવ્યાં નથી.[૬] હે પિતા! તમે સગુણ શક્તિને જોયાં તો નિર્ગુણ શક્તિ અને નિર્ગુણ પુરૂષ પણ જોવામાં આવેલ હશે માટે તેઓ કેવાં છે? તે મને કહો.[૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નારદજીએ પૂછતાં તેમના પિતા બ્રહ્માએ થોડુંક હસીને નીચે પ્રમાણે સત્યવચન કહ્યું.[૮]

બ્રહ્મા કહે છેઃ—હે મુનિ! જે નિર્ગુણ હોય તેનું દૃષ્ટિમાં આવે એવું રૂપ હોયજ નાહ અને જેનું રૂપ ન હોય તે દેખાયજ કેમ? જે દેખવામાં આવે તેનો તો નાશ થાય છે.[૯] નિર્ગુણ શક્તિ અને નિર્ગુણ પુરૂષ કોઈના જોવામાં આવેજ નાહ. એઓ જ્ઞાનથી જણાય છે અને મુનિઓ તેઓની ભાવનાજ કરે છે.[૧૦] એ પ્રકૃતિ અને પુરૂષ સર્વદા આદિ અંતથી રહિત છે એમ સમજો. એઓનું જ્ઞાન વિશ્વાસથી થાય છે. અવિશ્વાસથી કદી થતું નથી.[૧૧] હે નારદ! સર્વ પદાર્થોમાં અને અનેક પ્રકારના જીવોમાં સઘળે વ્યાપક, નિત્ય અને જ્યોતિરૂપ જે ચૈતન્ય છે તે નિર્ગુણ પુરૂષનું રૂપ છે અને તે જેમ વ્યાપક છે તેમ તેની શક્તિ કે જે તેથી અભિન્ન છે તે પણ વ્યાપક છે. સંસારમાં એ પ્રકૃતિપુરૂષ વગરની કોઈ વસ્તુ નથી.[૧૨ ૧૩] અવિનાશી, એકરૂપ, નિર્ગુણ અને નિર્મળ એ બન્ને ચૈતન્યપદાર્થોનું સર્વદા હૃદયમાં ચિંતન કરવું. જે પરમશક્તિ છે તેજ પરમાત્મા છે અને જે પરમાત્મા છે તેજ પરમશક્તિ છે. હે નારદ! એઓમાં લેશમાત્ર પણ અંતર કોઈએ નહિ સમજવો.[૧૪ ૧૫] જ્યાં સુધી વૈરાગ્ય ન થયું હોય ત્યાં સુધી સર્વ શાસ્ત્રોને અને અંગ સહિત વેદોને ભણ્યા છતાં પણ મૂઢપણાનેલીધે તેઓમાં ભેદ વાસ્તવિક જણાય છે અને વૈરાગ્ય થાય ત્યારે સ્વરૂપથી ભેદ નથી પણ નામમાત્રથી ભેદ છે એમ જણાય છે.[૧૬] હે પુત્ર! સઘળું સ્થાવર જંગમ જગત અહંકારે કરેલું છે, માટે સેંકડો કલ્પે પણ અહંકાર રહિત કેમ થાય અને અહંકાર હોય ત્યાં સુધી વૈરાગ્ય કેમ થાય? માટે વૈરાગ્ય દુર્લભ છે.[૧૭] પોતે સગુણ હોય ત્યાંસુધી નિર્ગુણ પુરૂષને ચક્ષુથી શી રીતે દેખે? એટલામાટે હે મોટી બુદ્ધિવાળા! અધિકાર પ્રાપ્ત થવા સુધી તમે ચિત્તથી સગુણનીજ ઉપાસના કરો.[૧૮] પિત્તથી ઢંકાએલી જીભ કડવો સ્વાદ જાણે, પણ યથાર્થ રસને જાણે નહિ અને પિત્તથી ઢંકાઈ ગયેલું ચક્ષુ પીળું દેખે પણ યથાર્થ રૂપને દેખે નહિ, તેમ સગુણ ચિત્ત નિર્ગુણના યથાર્થ સ્વરૂપને જાણે નહિ. ગુણોથી ઢંકાએલું ચિત્ત નિર્ગુણને કેમ જાણે? ચિત્ત અહંકારથી ઉત્પન્ન થયું છે અને અહંકાર ત્રણ ગુણમય છે, માટે ચિત્ત ગુણ રહિત કેમ થાય. જ્યાંસુધી ચિત્ત ગુણોથી નોખું પડે નહિ ત્યાંસુધી પરમાત્મા અને દેવી કે જેઓ નિર્ગુણ છે તેઓનું દર્શન ક્યાંથી થાય. જ્યારે અહંકારથી રહિત થાય ત્યારે ચિત્તમાં તેઓને દેખે છે.[૧૯-૨૧]

નારદજી પૂછે છેઃ—હે મોટા દેવતાઓમાં મુખ્ય! ત્રણ ગુણોનું સ્વરૂપ વિસ્તારથી કહો કે જેઓનેલીધે અહંકાર સાત્વિક, રાજસ અને તામસ, એવી રીતે ત્રણ પ્રકારનો છે. અહંકારનાં સ્વરૂપ પણ મને ભેદ સમજાવીને કહો. જે જાણીને હું મુક્તિ પામું તે જ્ઞાન અને વિસ્તાર પામેલાં ગુણોનાં લક્ષણ મને છુટાં છુટાં કરીને કહો.[૨૨-૨૪]

બ્રહ્મા કહે છેઃ—હે નારદ! ત્રણ અહંકારોની જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને દ્રવ્યશક્તિ, એવી રીતે ત્રણ શક્તિઓ છે તે તમને કહું છું.[૨૫] સાત્વિક અહંકારમાં જ્ઞાન શક્તિ છે, રાજસ

અહંકારમાં ક્રિયાશક્તિ છે અને તામસ અહંકારમાં દ્રવ્યશક્તિ છે.[૨૬] એ ત્રણ શક્તિઓ તમને કહી. હવે હે નારદ ! યથાર્થ રીતે તેઓનાં કાર્ય કહું છું તે સાંભળો. તામસ અહંકારની દ્રવ્યશક્તિમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઉત્પન્ન થયા છે કે જેઓને તન્માત્રા કહે છે. શબ્દમાંથી આકાશ થયું માટે તેનો ગુણ શબ્દ છે. સ્પર્શમાંથી વાયુ થયો માટે તેનો ગુણ સ્પર્શ છે.[૨૭,૨૮] રૂપમાંથી તેજ થયું માટે તેનો ગુણ રૂપ છે. રસમાંથી જળ થયું માટે તેનો ગુણ રસ છે. ગંધમાંથી પૃથ્વી થઇ માટે તેનો ગુણ ગંધ છે. એઓમાં શબ્દાદિક પાંચને સૂક્ષ્મભૂત અને આકાશાદિક પાંચને સ્થૂલભૂત કહે છે.[૨૯] દ્રવ્યશક્તિના સંબંધવાળા એ દશે પદાર્થો મળીને તામસ–અહંકારની સૃષ્ટિ છે. કારણ કે તેઓમાં તામસ-અહંકારનો સંબંધ છે.[૩૦] રાજસ અહંકારની ક્રિયાશક્તિથી જેઓ ઉત્પન્ન થયાં છે તે વિષે હવે કહું છું તે સાંભળો. શ્રોત્ર, ત્વચા, રસના, ચક્ષુ અને ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાણી, હાથ, પગ, પાયુ અને શિશ્ન, એ પાંચ કર્મેંદ્રિયો, અને પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, એ પાંચ વાયુઓ એ પંદર તત્વો મળીને રાજસ અહંકારની સૃષ્ટિછે.[૩૧,૩૩] ક્રિયાશક્તિનો સંબંધ હોવાનેલીધે એ સઘળાં કરણ કહેવાય છે. એઓનું ઉપાદાન કારણ માયા છે અને વિવર્ત્તોપાદાન કારણ બ્રહ્મ છે.[૩૪] સાત્વિક અહંકારની જ્ઞાનશક્તિમાંથી જેઓ ઉત્પન્ન થયાં છે તે વિષે હવે કહું છું. દિશા,વાયુ સૂર્ય, વરૂણ અને અશ્વિનીકુમાર, એ પાંચ જ્ઞાનેંદ્રિયોના દેવતાઓ, પાંચ કર્મેન્દ્રિયના દેવતાઓ, મનના દેવતા ચંદ્ર, બુદ્ધિના દેવતા બ્રહ્મા, અહંકારના દેવતા રૂદ્ર, અને ચિત્તના દેવતા ક્ષેત્રજ્ઞ, એ સઘળા સાત્વિક અહંકારની સૃષ્ટિ છે.[૩૫,૩૬] અંતઃકરણ જો કે એકજ છે તોપણ વૃત્તિયોના ભેદનેલીધે તેના બુદ્ધિઆદિ ચાર ભેદ કરીને તેઓના બ્રહ્માઆદિ દેવતા કહ્યા છે. પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ અને અંતઃકરણના ચાર ભેદ મળીને એક મન એ રીતે સોળ પદાર્થો સોળ વિકાર કહેવાય છે.[૩૭,૩૮] પરમાત્માનાં સ્થૂલ સૂક્ષ્મ ભેદથી બે રૂપ છે. જ્ઞાનરૂપ, નિરાકાર અને સર્વ જગતના વિવર્ત્તોપાદાન રૂપ જે છે તેને સૂક્ષ્મરૂપ કહે છે. એ રૂપને તો ઉત્તમ અધિકારીજ જ્ઞાનથી જાણે છે, માટે સાધકોને વાસ્તે ઉપાસના કરવા સારૂ સ્થૂલરૂપ કહેલુ છે. જો કે બ્રહ્માનું સૂત્ર શરીર એવા નામથી ઓળખાતુ સમષ્ટિ લિંગશરીર પણ પરમાત્માનું સૂક્ષ્મ રૂપ કહેવાય છે તો પણ એ રૂપ પેહેલા રૂપની અપેક્ષાથી સ્થૂલ છે. હવે પરમાત્મા પરબ્રહ્મનુ અત્યંત સ્થૂલરૂપ કહુ છું તે યત્નથી સાંભળો કે જે સાંભળીને મુક્ત થવાય છે. જે તન્માત્રા અથવા ભૂત સૂક્ષ્મ પ્રથમ કહેલ છે,[૩૯-૪૨] તેઓનું પંચીકરણ થવાથી પાંચ સ્થૂલ ભૂતની ઉત્પત્તિ થઇ છે. એ પંચીકરણના ભેદ વિષે કહું છું તે સાંભળો.[૪૩] પ્રથમ મનમાં રસનો નિશ્ચય કરીને તેના બે ભાગ કલ્પવા અને પછી તેમાંથી જેમ સ્થૂલ જળ થાય તેવી કલ્પના કરવી.[૪૪] એ કલ્પના આ રીતે કરવી કે જેમ રસના બે ભાગ કર્યા તેમ બીજી ચાર તન્માત્રાના પણ બબ્બે ભાગ કરી નાખવા. તેમાંથી સર્વના અર્ધ અર્ધ ભાગને એમજ રહેવા દેવો અને બાકીના અર્ધ અર્ધ ભાગમાંથી નોખા નોખા ચાર ચાર ભાગ કરીને એક એક ભાગને આગળ રહેવા દીધેલા પોતાવિના બીજાના અર્ધ ભાગમાં ભેળવી દેવા એટલે પંચીકરણ થાય છે. આ પ્રમાણે રસના અર્ધ ભાગમાં રસ વગર બીજા ચારના એકેક અષ્ટ-

માંશ મેળવીએ એટલે રસમાંથી સ્થૂળ જળ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે શબ્દ, સ્પર્શ, રૂપ અને ગંધનું પણ પંચીકરણ થઇને આકાશ, વાયુ, તેજ, અને પૃથ્વીરૂપ સ્થૂલ ભૂત ઉત્પન્ન થાય છે. આ પંચીકૃત પંચભૂતાત્મક સમષ્ટિ શરીરમાં અધિષ્ઠાનરૂપે તો પ્રથમથીજ ચૈતન્યનો પ્રવેશ છે, તોપણ પ્રતિબિંબરૂપે ચૈતન્યનો પ્રવેશ થતાં ચૈતન્યને એ શરીરમાં 'હું છુ' એવું તાદાત્મ્યાભિમાન ઉત્પન્ન થાય છે.[૪૫ ૪૬] આ પ્રમાણે સમષ્ટિ સ્થૂલદેહના અભિમાનવાળું જે ચૈતન્ય છે તેને આદિનારાયણ, દેવ અને ભગવાન ઈત્યાદિક નામ આપવામાં આવેછે.[૪૭] ભૂતોના અર્ધ અર્ધ ભાગ પંચીકરણની રીતે બીજા ગુણો ભળવાથી દૃઢ થઇને આકાશાદિકરૂપે સ્પષ્ટ થતાં તેઓમાં ઉત્તરોત્તર એકેક ગુણની વૃદ્ધિ જોવામાં આવે છે જેમકે આકાશમાં શબ્દજ એક ગુણ છે, બીજો ગુણ નથી. વાયુમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણો રહેલા છે.[૪૮] અગ્નિમાં શબ્દ, સ્પર્શ અને રૂપ, એ ત્રણ ગુણ છે, જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ, એ ચાર ગુણ છે.[૫૦] પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પાંચે ગુણો છે. આ પ્રમાણે પંચીકૃત પંચભૂતો રૂપજ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે.[૫૧] સઘળા જીવોની અવિદ્યાઓએજ બ્રહ્માંડની કલ્પના કરી છે. એ જીવોની જાતિઓની સંખ્યા ચોરાશી લાખની કહેવાય છે.[૫૨]

**सर्वेजीवाभि[illegible]शसमुद्भवाः ॥**
**चतुरशीतिलक्षाश्चप्रोक्तावैजीवजातयः ॥५२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

---

## अध्याय ८ मो. ગુણોના રૂપની સ્થિતિ

**ब्रह्मोवाच**

**सर्गोयंका[illegible] यत्पृष्टोहंत्वयाधुना ॥**
**[illegible]णानारूपसंस्थांवैशृणुष्वैकाग्रमानसः ॥१॥**

બ્રહ્મા કહે છે:–હે પુત્ર! તમે મને હમણાં જે વિષે પૂછ્યું હતું તે સૃષ્ટિ મેં કહી. હવે ગુણોના રૂપની સ્થિતિ કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો.[૧] સત્વગુણથી સુખ થાય છે અને સુખથી પ્રીતિ ઉત્પન્ન થાય છે માટે સત્વગુણને પ્રીતિ રૂપ સમજવો. સરલતા સત્ય, પવિત્રતા, શ્રદ્ધા, ક્ષમા, ધીરજ, દયા, લજ્જા, શાંતિ અને સંતોષ એઓ ઉપરથી સત્વગુણની નિશ્ચળ ઉત્પત્તિ જણાય છે.[૨.૩] સત્વગુણ સર્વદા શ્વેત વર્ણવાળો, ધર્મમાં પ્રીતિ ઉપજાવનાર, સારી શ્રદ્ધાને ઉત્પન્ન કરનાર અને નિરંતર દુષ્ટ શ્રદ્ધાનું નિવારણ કરનાર છે.[૪] તત્વ જાણનારા મુનિઓએ શ્રદ્ધા પણ સાત્વિકી, રાજસી અને તામસી એવી રીતે ત્રણ પ્રકારની કહેલી છે.[૫] રજોગુણ રાતા વર્ણવાળો, અપ્રીતિ કરનાર અને અદ્ભૂત કહેલ છે. રજોગુણ દુઃખદાયી હોવાથી પદાર્થોમાં દુઃખ થતાં અપ્રીતિ ઉત્પન્ન થાય છે એ નિશ્ચય છે.[૬] દ્વેષ, દ્રોહ, મત્સર, અક્કડપણું, ઉત્કંઠા, નિદ્રા, રજોગુણી, શ્રદ્ધા, માન, દંડ અને ગર્વ, એ સઘળાં રજોગુણથી થાયછે. એ લક્ષણો ઉપરથી વિચક્ષણ પુરૂષોએ પોતામાં રજોગુણ જાણવો.[૭ ૮] તમોગુણ કાળા વર્ણવાળો, મોહ ઉપજાવનાર અને ખેદ કરનાર કહેલ છે. આલસ્ય, અજ્ઞાન, નિદ્રા, દીનતા, ભય, વિવાદ, કૃપણતા, કુટિલતા, રોષ, વિષમતા, અતિનાસ્તિકપણું અને પરાયા દોષોનો વારંવાર વિચાર કરવો, એ લક્ષણો ઉપરથી સમજુઓએ સર્વથા પોતામાં તમોગુણ જાણવો. તમોગુણ તામસી શ્રદ્ધા આપનાર અને બીજાઓને તાપ ઉપજાવનાર છે.[૯.૧૧] શુભ ઈચ્છનારા માણસે સર્વદા સત્વગુણનો પ્રકાશ કરવો, રજોગુણને નિયમમાં રાખવો અને તમોગુણને સર્વદા ટાળી નાખવો.[૧૨] એ ગુણો પરસ્પર દબાવનારા હોવાથી પરસ્પરની સાથે વિરોધ ધરાવે છે તે છતાં પરસ્પરને

આશ્રય પણ રાખે છે; આશ્રય રહિત રહેતા નથી.[૧૩] કોઇ સ્થળમાં એકલો સત્વગુણ, એકલો રજોગુણ કે એકલો તમોગુણ રહેતો નથી. સર્વદા સઘળા મળેલાજ રહે છે; તેથી એક બીજાનો આશ્રય રાખનારા કહેવાય છે.[૧૪] એ ગુણો એક બીજાની જોડીમાં રહે છે. હે નારદ! એ વિષે હું વિસ્તારથી કહું છું કે જે જાણવાથી સંસારના બંધનમાંથી મુક્તિ મળે છે તે સાંભળો.[૧૫] મારા વચનમાં તમારે સંદેહ રાખવો નહિ; સાંભળવાથી અથવા જોવાથી જેમાં તુરતજ ફળ થાય તેજ સાંભળ્યું, સમજાએલું અને અનુભવ કરાએલું જાણવું. સંસ્કારથી થએલા સ્મરણને લીધે જે જાણવામાં આવે તે જણાયુંજ નહિ સમજવુ. અથાત્ જે કામમાં ફળ દેખવામાં ન આવે તે કામ કર્યા છતાં પણ નહિ કરેલુંજ જાણવું. જે માણસ પવિત્ર તીર્થની વાત સાંભળીને 'તેમાં ફળ થાય કે નહિ પણ લોકોની ચાલતી રૂઢિ પ્રમાણે મારે તીર્થમાં જવું" એવી રજોગુણી શ્રદ્ધા ઉત્પન્ન થવાથી તે તીર્થમાં જાય, સાંભળ્યા પ્રમાણે દર્શન કરે, નહાય, કર્મ કરે, દાન દે અને રજોગુણથી ઘેરાએલો રહીને ત્યાં કેટલાક કાળ સુધી રહે અને પાછો વળી રાગ–દ્વેષથી છુટયા વિના તથા કામક્રોધથી ઘેરાએલો રહીને ઘેર આવતાં જેમ આગળ હતો તેમજ રહે તે માણસે તીર્થની વાત સાંભળીજ નહિ, કાંઈ સત્કર્મ કર્યુંજ નહિ અને તેને ફળ પણ જડયુંજ નાહ એમ સમજવું.૧૬-૨૧ હે નારદ! જેમ લોકમાં પાકેલા અન્નનું ભક્ષણ કરવા મળે એજ ખેડ કર્યાનું ફળ છે તેમ પાપથી છુટી જવાય એજ તીર્થનું ફળ છે.[૨૨] કામ, ક્રોધ, લોભ, મોહ, તૃષ્ણા, દ્વેષ, રાગ, મદ, પરાયા ગુણોમાં દોષ ઠરાવવાનો સ્વભાવ, ઈર્ષ્યા, અક્ષમા, અશાંતિ, અને બીજા એવાજ કેટલાએક દુર્ગુણો કે જેઓ આ અધમ દેહના વિકારરૂપ છે તેઓને પાપરૂપ સમજવા, માટે એ દુર્ગુણો જ્યાંસુધી દેહમાંથી નીકળી ગયા ન હોય ત્યાં સુધી માણસને પાપયુક્ત જાણવો.૨૩-૨૪ તીર્થયાત્રા કર્યા છતાં એ પાપ જો દેહમાંથી ન નીકળ્યાં તો યાત્રા કરવાનો પરિશ્રમ કેવળ નિષ્ફળ થયોજ સમજવો. જેમ ખેડુએ પરિશ્રમથી ખેતરને વાડ કરી લીધી, કઠણ ભૂમિને ખેડી, ઉત્તમ બીજ વાવ્યાં, ફળ લેવાના ઉત્સાહથી રાત્રિ–દિવસ રક્ષણને વાસ્તે ક્લેશ ભોગવ્યા, વાઘ આદિની બ્હીકથી વનમાં શીત કાળમાં નિદ્રા પણ ન કરી અને ખેડ સારી થવાનું જે જે કાંઇ સાધન સાંભળવામાં આવ્યું તે કર્યું, પરંતુ જો છેલ્લી વારે ટીડ પડીને સઘળું ખાઇ જાય તો પછી નિરાશ થઇને તે પરિશ્રમને કેવળ દુઃખદાયીજ ગણવામાં આવે છે; તેમ પરિશ્રમથી તીર્થયાત્રા કર્યા છતાં પણ રાગ–દ્વેષાદિક ન ટળ્યા તો તે પરિશ્રમમાંથી ફળ નહિ થતાં કેવળ કષ્ટજ પ્રાપ્ત થયું જાણવું.૨૫-૨૮ સત્વગુણ વેદાંત શાસ્ત્રના વિચારથી વૃદ્ધિ પામીને ઉત્કટ થતાં રાજસ અને તામસ પદાર્થોમાં વૈરાગ્ય થવા રૂપ તેનું ફળ થાય છે. એ સત્વગુણ રજોગુણને તથા તમોગુણને બળાત્કારથી દબાવી દે છે. રજોગુણ લોભના યોગથી વધીને ઉત્કટ થાય છે ત્યારે તમોગુણને અને સત્વગુણને દબાવી દે છે. એ પ્રમાણેજ તમોગુણ મોહના યોગથી વધીને ઉત્કટ થાય છે ત્યારે સત્વગુણને અને રજોગુણને દબાવી દે છે. હવે એઓ કેવી રીતે દબાવે છે તે વિષે વિસ્તારથી કહું છું.૨૯-૩૨ જ્યારે સત્વગુણ વૃદ્ધિ પામે ત્યારે ધર્મમાં રહેલી બુદ્ધિ રજોગુણ કે તમોગુણથી થએલા બાહ્યપદાર્થોનું ચિંતન કરતી નથી.[૩૩] સત્વગુણથી થએલા પદાર્થનું ગ્રહણ કરે છે અને અનાયાસથી થતા ધન, ધર્મ તથા યજ્ઞને ઈચ્છે છે.[૩૪] કદી પણ

એથી ઉલટી રીતે ચાલતી નથી. મોક્ષની ઈચ્છાવાળો પુરૂષ સાત્વિક ભોગમાંજ રૂચિ કરે છે. પણ કોઈ રજોગુણી ભોગમાં રૂચિ કરતો નથી; ત્યારે તમોગુણી ભોગમાં તો કેમજ રૂચિ કરે.[૩૫] હે પુત્ર! આ પ્રમાણે પ્રથમ રજોગુણને જીતીને પછી તમોગુણને પણ જીતે ત્યારે કેવળ નિર્મલ સત્વગુણ થાય છે.[૩૬] જ્યારે રજોગુણ વધે છે ત્યારે સનાતન ધર્મોને છોડી દેતાં રજોગુણી શ્રદ્ધા પામીને વિપરીત ધર્મો કરેછે.[૩૭] રજોગુણથી ધનની વૃદ્ધિ થાય અને ભોગ પણ રજોગુણથીજ થાય તેથી સત્વગુણ અને તમોગુણ બંને દબાઇ જાય છે.[૩૮] જ્યારે તમોગુણ વધીને ઉત્કટ થાય ત્યારે વેદમાં કે ધર્મશાસ્ત્રમાં વિશ્વાસ રહેતો નથી.[૩૯] તમોગુણી શ્રદ્ધા ઉત્પન્ન થવાથી ધનનો નાશ કરે છે, સર્વ સ્થળમાં દ્રોહ કરે છે અને શાંતિ પામતો નથી.[૪૦] સત્વગુણ અને રજોગુણ દબાઈ જવાથી ક્રોધી, દુર્મતિ અને શઠ થઇને પોતાની ઈચ્છા પ્રમાણે ઘણા પ્રકારોમાં વર્ત્તે છે.[૪૧] સત્વગુણ, રજોગુણ કે તમોગુણ એકલા રહેતા નથી પણ એક બીજાનો આશ્રય કરીને પરસ્પરથી મળેલા રહે છે.[૪૨] રજોગુણ સત્વગુણવિના રહેતો નથી અને સત્વગુણ રજોગુણવિના કદી રહેતો નથી. તેમજ રજોગુણ અને સત્વગુણ, કદી તમોગુણ વિના પણ રહેતા નથી.[૪૩] રજોગુણ અને સત્વગુણ વગર એકલો તમોગુણ પણ કદી રહેતો નથી. નોખ નોખાં કાર્યોમાં સઘળા ગુણો પરસ્પરથી મળીનેજ રહે છે.[૪૪] સર્વે ગુણો અન્યોન્યના આશ્રયથી રહે છે. નોખા પડીને રહેતા નથી. એ ગુણોમાં ઉત્પન્ન કરવાનો સ્વભાવ રહ્યો છે તેથી તેઓ એક બીજાને ઉત્પન્ન કરે છે.[૪૫] કોઈ સમયે સત્વગુણ, પોતાથી રજોગુણ તથા તમોગુણને ઉત્પન્ન કરે છે. કોઈ સમયે રજોગુણ પોતાથી સત્વગુણ તથા તમોગુણને ઉત્પન્ન કરે છે.[૪૬] કોઈ સમયે તમોગુણ, પોતાથી સત્વગુણ તથા રજોગુણને ઉત્પન્ન કરે છે. માટીનો પિંડો જેમ ઘડાને ઉત્પન્ન કરે છે તેમ એ ગુણો અન્યોન્યને ઉત્પન્ન કરે છે.[૪૭] જેમ દેવદત્ત, વિષ્ણુમિત્ર અને યજ્ઞદત્ત આદિ પુરૂષો પરસ્પરથી મળીને કાર્ય કરે છે તેમ બુદ્ધિમાં રહેનારા એ ગુણો, પણ પરસ્પરથી મળીને કાર્ય કરે છે.[૪૮] જેમ સ્ત્રી અને પુરૂષ પરસ્પરથી મળીને જોડું થાય છે તેમ ગુણો પણ પરસ્પરથી મળીને જોટા થાય છે.[૪૯] કોઈ સમયે રજોગુણની પાસે સત્વગુણ ગૌણ થઇને રહે છે, કોઇ સમયે સત્વગુણની પાસે રજોગુણ ગૌણ થઇને રહે છે, કોઈ સમયે સત્વગુણની પાસે તમોગુણ ગૌણ થઇને રહે છે, કોઈ સમયે તમોગુણની પાસે સત્વગુણ ગૌણ થઇને રહે છે, કોઈ સમયે રજોગુણની પાસે તમોગુણ ગૌણ થઇને રહેછે અને કોઈ સમયે તમોગુણની પાસે રજોગુણ ગૌણ થઇને રહે છે.[૫૦]

નારદજી કહે છે:—આ પ્રમાણે મારા પિતાએ અત્યંત ઉત્તમ રીતે ગુણોનાં રૂપ કહ્યાં તે સાંભળીને પણ તે પછી મેં બ્રહ્માને તે વિષેજ નીચે પ્રમાણે પૂછ્યું.[૫૧]

**इत्येतत्कथितं पित्रा गुणरूपमनुत्तमम् ॥**
**श्रुत्वाप्येतत्सएवाहंततोऽपृच्छंपितामहम्॥६१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

# अध्याय ९ मो.

## ગુણની સ્થિતિનું સમાધાન

### નારદઉવાચ

**गुणानांलक्षणंतातभवताकथितंकिल ॥**
**नतृप्तोऽस्मिपिबन्मिष्टंत्वन्मुखात्प्रच्युतंरसम्॥१॥**

નારદજી પૂછે છે:—આપે ગુણોનાં લક્ષણ, કહ્યાં પણ તમારા મુખથી નીકળતા આ મીઠા

રસને પીતાં હું તૃપ્તિ પામતો નથી,[1] માટે ગુણોના જ્ઞાનનો ઉપાય સંપૂર્ણ રીતે કહો કે જેથી મને મારા ચિત્તમાં પરમ શાંતિ મળે.[2]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મહાત્મા પુત્ર નારદજીએ પૂછતાં રજોગુણથી ઉત્પન્ન થએલા અને જગતના કર્ત્તા બ્રહ્માએ નીચે પ્રમાણે કહ્યું.[3]

બ્રહ્મા કહે છેઃ—હે નારદ! સાંભળો. જો કે હું ગુણોનું વર્ણન યથાર્થ રીતે જાણતો નથી તોપણ મારી બુદ્ધિ પ્રમાણે કહું છું.[4] ત્રણ ગુણોમાં કોઈ ગુણ બીજા ગુણોથી અલગ કોઈ સ્થળમાં જોવામાં આવતો નથી. ગુણોના પરસ્પર મિશ્રપણાને લીધે સર્વદા તેઓનું મિશ્રપણુંજ જણાય છે.[5] જેમ સર્વ ભૂષણોથી શણગારેલી અને હાવભાવવાળી કોઇ ઉત્તમ સ્ત્રી પોતાના પતિને પ્રીતિ આપે છે, માતાપિતા તથા બંધુવર્ગને પણ પ્રીતિ આપેછે અને તેજ સ્ત્રી શોક્યોને દુઃખ તથા મોહ આપે છે, એવી રીતે સત્વગુણ સ્ત્રીરૂપ (ગૌણ) થઇને રજોગુણ અને તમોગુણની વૃત્તિને બીજી રીતની કરી નાખે છે.[6-8] રજોગુણ સ્ત્રીરૂપ થઇને સત્વગુણ અને તમોગુણની વૃત્તિને બીજી રીતની કરી નાખે છે અને તમોગુણ સ્ત્રીરૂપ થઇને સત્વગુણ અને રજોગુણની વૃત્તિને બીજી રીતની કરી નાખે છે.[9] આ પ્રમાણે અન્યોન્યના સમાયોગનેલીધે ગુણોની વૃત્તિઓમાં ફેરફાર થતો જણાય છે. જો એ ગુણો મિશ્ર ન થતાં એકલાજ રહેતા હોય તો પોત પોતાના સ્વભાવમાંજ રહેવાને લીધે તેઓની વૃત્તિ એકરૂપજ રહેતાં બીજી જાતો થાય નહિ પણ યોગને લીધે બીજી જાતો જોવામાં આવે છે. જ્યારે રૂપાળી, યૌવનથી શોભતી, લાજ તથા મધુરતાવાળી, વિનયવાળી, કામશાસ્ત્રના પ્રકારને જાણનારી, અને ધર્મશાસ્ત્રમાં પણ સમજનારી, સ્ત્રી પોતાના પતિને પ્રીતિ આપનાર થઇને શોક્યોને દુઃખ આપનાર થાય છે ત્યારે સત્વમાં રહેનારી તે સ્ત્રીને પણ લોકો મોહ અને દુઃખ આપનારી કહે છે તેમ સત્વગુણ ઉત્તમ સ્થિતિનો છતાં પણ બીજાના યોગથી વિપરીત થએલો કહેવામાં આવે છે.[10-13] જેમ રાજાની સેના ચોરથી ઉપદ્રવ પામેલા સાધુ લોકોને સુખદાયી થાય છે અને તેજ સેના ચોર લોકોને દુઃખ અને મુંઝવણ દેનારી થાય છે તેમ ગુણો પણ સ્વભાવથી લોકોને વિપરીત પ્રતીતિ ઉત્પન્ન કરે છે,[14] જેમ મોટાં વાદળાંઓથી ઘેરાએલ, વિજળી તથા ગર્જનાવાળો, અંધારાથી ઢંકાએલ, વૃષ્ટિથી પૃથ્વીને ભીંજવનાર, અને અંધારાથી ઘમઘોર થએલો દિવસ બીજ આદિ સામગ્રીવાળા ખેડુઓને સુખદાયી થાય છે અને એજ દિવસ, વગર ઢાંકેલા અથવા ખડ કે કાષ્ઠથી ઢાંકેલા ઘરવાળા દુર્ભાગ્ય ગૃહસ્થોને દુઃખદાયી થાય છે; અને તેજ દિવસ વળી જેઓના પતિ પરદેશ ગયા હોય એવી સ્ત્રીઓને મોહ આપનારો થાય છે. તેમ પોતાના સ્વભાવમાં રહેનારા ગુણો પણ બીજા ગુણોની સહાયતાથી વિપરીત લાગે છે માટે મિશ્રરૂપજ છે.[15-19] હે પુત્ર! વળી એ ગુણોનાં લક્ષણ કહું છું તે સાંભળો. સત્વગુણ સદા હલકો, પ્રકાશ કરનાર, નિર્મળ અને સ્વચ્છ છે.[20] જ્યારે અંગો અને નેત્રઆદિ ઈંદ્રિયોમાં હલકાઈ હોય, ચિત્તમાં નિર્મળતા હોય અને તે ચિત્ત રજોગુણી કે તમોગુણી વિષયોનું ગ્રહણ ન કરતું હોય ત્યારે શરીરમાં સત્વગુણ વધેલો માનવો. જ્યારે શરીરમાં બગાસાં, ભારેપણું અને આલસ્ય જોવામાં આવે ત્યારે ચંચળ રજોગુણ વધેલો જાણવો.[21,22] જ્યારે કજીયો કરવાનું કે પરગામ જવાનું મન થાય, વિવાદ કરવામાં સજ્જપણું થાય અને ચિત્ત અત્યંત અવ્ય-

વસ્થિત થાય ત્યારે ભારે અને અત્યંત આવરણરૂપ તમોગુણ વધેલો જાણવો.[૨૩-૨૪] તમોગુણથી અંગોમાં ભારેપણું થાય છે, ઇંદ્રિયો ઘેરાઇ જાય છે અને મન શૂન્ય થઇ જતાં પણ નિદ્રાને ઇચ્છતું નથી.[૨૫] હે નારદ ! આ પ્રમાણે ગુણોનાં લક્ષણ સમજવાં.

નારદજી પૂછે છેઃ—હે પિતામહ ! તમે ત્રણે ગુણોનાં નોખાં નોખાં લક્ષણો કહ્યાં[૨૬] તો એવી રીતે પરસ્પરથી વિરૂદ્ધ ત્રણે ગુણો એક ઠેકાણે મળીને સર્વદા શી રીતે કાર્ય કરી શકે છે ? નોખ નોખા પરસ્પરના શત્રુઓ પરસ્પરની સાથે મળી એક ઠેકાણે રહીને કામ કેમજ કરે ? માટે આ પ્રશ્નનો મને ઉત્તર આપો.

બ્રહ્મા કહે છેઃ—હે પુત્ર ! એવિષે ઉત્તર કહું છું તે સાંભળો. ગુણો જો કે પરસ્પરથી વિરૂદ્ધ છે તોપણ તેઓની વૃત્તિ દીવા સરખીછે.[૨૭-૨૮] જેમકે તેલને અગ્નિની જ્વાલાથી અને વાટથી વિરોધ છે; વાટને તેલથી અને અગ્નિથી જ્વાલાથી વિરોધ અને અગ્નિની જ્વાલાને વાટથી અને તેલથી વિરોધ છે, એ પ્રમાણે વાટ, તેલ અને જ્વાલા એ ત્રણ પરસ્પરથી વિરૂદ્ધ છતાં પણ જેમ એકઠાં થઇને પદાર્થોને દેખાડવારૂપ કાર્ય કરે છે તેમ ગુણો પરસ્પરથી વિરૂદ્ધ છતાં પણ એક ઠેકાણે મળીને કાર્ય કરે છે.[૨૯-૩૦]

નારદજી કહે છેઃ*—હે વ્યાસ ! આ પ્રમાણે પ્રકૃતિથી થએલા ગુણો જગતના કારણરૂપ થાય છે એમ મેં પૂર્વે બ્રહ્માની પાસેથી સાંભળ્યું છે.[૩૧]

વ્યાસ કહે છેઃ—હે જનમેજયરાજા ! આ પ્રમાણે ગુણોનાં લક્ષણો અને કાર્યો નોખ નોખાં પાડીને નારદજીએ મને વિસ્તારથી કહ્યું હતું.[૩૨] એવી રીતે ગુણોનું વિવેચન સમજી તેમાં અયોગ્યનો ત્યાગ કરી અને યોગ્યકૃત્યનું ગ્રહણ કરીને પરમ શક્તિનું આરાધન કરવું જોઇએ કે જે શક્તિથી આ સઘળું જગત વ્યાપ્ત છે.[૩૩] જો મોક્ષની ઈચ્છા હોય તો બ્રહ્મથી અભિન્ન જે નિર્ગુણ શક્તિ છે તેનું આરાધન કરવું અને બીજા પુરૂષાર્થની ઈચ્છા હોય તો માયા—વિશિષ્ટ બ્રહ્મરૂપ જે સગુણ શક્તિ છે તેનું આરાધન કરવું. પરબ્રહ્મ કે જે અકર્ત્તા, પૂર્ણ, નિષ્ક્રિય, અને અવિનાશી છે તે રૂપ નિર્ગુણ શક્તિ છે, અને સગુણ શક્તિ માયા-વિશિષ્ટ બ્રહ્મરૂપ છે. આ મહામાયાજ સ્થાવર જંગમાત્મક જગતને રચે છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, અશ્વિનીકુમાર, વસુઓ, ત્વષ્ટા, કુબેર, વરૂણ, અગ્નિ, વાયુ, પૂષા, કાર્ત્તિકેય અને ગણપતિ, એ સઘળા દેવતાઓ શક્તિના યોગથીજ પોતાનાં કાર્ય કરી શકે છે. શક્તિ ન હોય તો એઓ હાલવા—ચાલવાને પણ સમર્થ નથી.[૩૪-૩૭] હે રાજા ! એ પરમેશ્વરીજ જગતનું કારણ છે માટે તેનું આરાધન કરો અને યજ્ઞ કરો.[૩૮] પરમ ભક્તિથી વિધિસહિત યજ્ઞ કરીને તેનું પૂજન કરો. મહાલક્ષ્મી, મહાકાળી, અને મહાસરસ્વતી, એ ત્રણે જેનાં સ્વરૂપ છે તે ઈશ્વરી સર્વ પદાર્થોનાં કારણોનાં પણ કારણ રૂપ છે. સર્વ પુરૂષાર્થોને આપનાર, સેહેજે સેવાય એવાં, દયાળુ અને નામના ઉચ્ચારણ માત્રથી સઘળા મનોરથ પૂરનારાં એ ઈશ્વરીનું પૂર્વે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરે અને મોક્ષની ઈચ્છાવાળા અનેક જિતેંદ્રિય તપસ્વીઓએ પણ આરાધન કર્યું હતું. એમનું નામ અસ્પષ્ટ રીતે અને પ્રસંગથી પણ બોલી જવાયું હોય તો પણ ધારેલાં દુર્લભ સુખ પણ આપે છે. વનમાં વાઘ આદિ જોવામાં આવતાં ભયથી પીડાઇને ઐ ઐ એમ અનુસ્વાર રહિતજ બોલાયું હોય તો પણ વાંછિત સુખ આપે છે. હે રાજા ! આ વિષયમાં

* આ સ્થલે બ્રહ્માનો અને નારદનો સંવાદ પૂરો થઇ રહે છે.

એક સત્યવ્રતનું જ દૃષ્ટાંત છે કે જે પવિત્ર અંતઃકરણવાળા અમો તપસ્વી બ્રાહ્મણોના સમાજમાં પ્રસિદ્ધ છે. મહાત્માઓ એ વિષે વાત કરતા હતા તે સમયમાં મેં વિસ્તાર સહિત સઘળું સાંભળ્યું છે.[૩૯-૪૫] એક નિરક્ષર અને મહામૂર્ખ સત્યવ્રત નામે બ્રાહ્મણ હતો. તેણે સૂવરના મુખથી સાંભળીને પોતે પ્રસંગને લીધે અનુસ્વાર રહિત ऐ અક્ષરનો ઉચ્ચાર કર્યો હતો તો તેથી પણ તે મહાપંડિત થયો હતો.[૪૬ ૪૭] દયાથી ભીંજાએલાં પરમેશ્વરી ભગવતીએ માત્ર ऐ કારના ઉચ્ચારણથી પણ પ્રસન્ન થઇને તેને કવિરાજ બનાવી દીધો હતો.[૪૮]

**ऐकारोच्चारणाद्देवीतुष्टाभगवतीतदा ॥**
**चकारकविराजंतंदयार्द्रापरमेश्वरी ॥ ४८ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

## अध्याय १० मो. વાગ્બીજ મહિમા

**जनमेजय उवाच**

**कोसौसत्यव्रतोनामब्राह्मणोद्विजसत्तम ॥**
**कस्मिनदेशे समुत्पन्नः कीदृशश्च वदस्वमे॥१॥**

જનમેજયરાજા પૂછે છેઃ—હે વ્યાસ ! એ સત્યવ્રત નામનો બ્રાહ્મણ કોણ હતો, કયા દેશમાં ઉત્પન્ન થયો હતો અને કેવો હતો ? એ મને કહો.[૧] તેણે શબ્દ શી રીતે સાંભળ્યો, પાછું તેનું કેમ ઉચ્ચારણ કર્યું, તે બ્રાહ્મણને તત્કાલ કેવી સિદ્ધિ થઇ અને સર્વજ્ઞ તથા સર્વમાં વ્યાપક દેવી શી રીતે પ્રસન્ન થયાં ? એ મનોહર કથા હવે મને વિસ્તારથી કહો.[૨.૩]

સૂત કહે છેઃ—આ પ્રમાણે રાજાએ પૂછતાં સત્યવતીના પુત્ર વ્યાસે નીચે પ્રમાણે અત્યંત ઉદાર, રસવાળું અને પવિત્ર વચન કહ્યું.[૪]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! પુરાણ સંબંધી શુભ કથા કહું છું તે સાંભળો. એ કથા મુનિઓના સમાજોમાં મેં પૂર્વે સાંભળી છે.[૫] હે રાજા ! એક દિવસે હું તીર્થાટન કરતાં કરતાં પવિત્ર અને મુનિઓએ સેવેલા નૈમિષારણ્યમાં ગયો હતો. ત્યાં સર્વ મુનિઓને પ્રણામ કરીને ઉત્તમ આશ્રમમાં હું બેઠો હતો કે જે આશ્રમમાં જીવન્મુક્ત અને મોટા નિયમ ધરનારા બ્રહ્માના પુત્રો બિરાજતા હતા.[૭] એ બ્રાહ્મણોના સમાગમમાં કથાનો પ્રસંગ ચાલતો હતો તેમાં ત્યાં બેઠેલા જમદગ્નિ મુનિએ બ્રાહ્મણોને નીચે પ્રમાણે પૂછ્યું.[૮]

જમદગ્નિ પૂછે છેઃ—હે ભાગ્યશાળી તપસ્વીઓ ! મારા ચિત્તમાં એક સંદેહ છે તો તે સંદેહ મુનિઓના સમાજમાં મટવો જોઇએ.[૯] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, વરૂણ, અગ્નિ, કુબેર, પવન, ત્વષ્ટા, કાર્તિકેય, ગણપતિ, સૂર્ય, અશ્વિનીકુમાર, ભગ, પૂષા, ચંદ્ર અને ગ્રહો, એઓમાં અત્યંત આરાધના કરવાયોગ્ય, વાંચ્છિત ફળ આપનાર, જેની સેવા સુખે થઇ શકે એવો અને તુરત પ્રસન્ન થનાર દેવ કોણ છે ? હે સર્વજ્ઞ અને તીવ્ર નિયમ ધરનારા મુનિઓ ! મને શીઘ્ર કહો.[૧૦-૧૨]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે પ્રશ્ન પૂછતાં તેઓમાં લોમશમુનિ બોલ્યા કે, હે જમદગ્નિ ! તમે જે હમણાં પૂછ્યું તે વિષે સાંભળો.[૧૩] શુભ ઇચ્છનારા સર્વ લોકોએ શક્તિનું અત્યંત આરાધન કરવું જોઇએ. પરમ પ્રકૃતિ, સર્વનાં આદિ, સર્વવ્યાપક, સર્વ સુખ આપનાર, અને મંગલરૂપ એ દેવીજ બ્રહ્માદિક મહાત્મા દેવતાઓની મા છે. એ આદ્ય પ્રકૃતિજ આ સંસારરૂપ વૃક્ષનું મૂળ છે અને સ્મરણ કરવાથી તથા નામ લેવાથી પણ વાંછિત ફળ આપે છે. સેવા કરીએ તો તે દેવીનું ચિત્ત વરદાન દેવાને વાસ્તે સર્વદા આર્દ્રજ રહે છે.[૧૪.૧૫] હે મુનિઓ ! એક બ્રાહ્મણને અક્ષરના ઉચ્ચારણથીજ

ફળ મળ્યું હતું તે વિષે ઇતિહાસ કહું છું તે સાંભળો.[૧૭] કોસલદેશમાં એક દેવદત્ત નામે પ્રખ્યાત બ્રાહ્મણ હતો તેણે પોતે અપુત્ર હોવાને લીધે પુત્રને વાસ્તે વિધિપૂર્વક ઇષ્ટિ કરી હતી.[૧૮] તમસા નદીને કાંઠે ઉત્તમ મંડપ કર્યો હતો. વેદ જાણનારા અને યજ્ઞના કામમાં અત્યંત નિપુણ બ્રાહ્મણોને બોલાવ્યા હતા.[૧૯] વિધિ પ્રમાણે વેદી કરી અને તેમાં અગ્નિઓનું સ્થાપન કરીને એ બ્રાહ્મણ ત્યાં પુત્રેષ્ટિ કરતો હતો.[૨૦] એ ઇષ્ટિમાં તેણે સુહોત્ર નામના મોટા મુનિને બ્રહ્મા કર્યા હતા, યાજ્ઞવલ્ક્યને અધ્વર્યુ કર્યા હતા, બૃહસ્પતિને હોતા કર્યા હતા,[૨૧] પૈલને પ્રસ્તોતા કર્યા હતા, ગોભિલને ઉદ્‌ગાતા કર્યા હતા અને બીજા મુનિઓને સભાસદ કર્યા હતા. એ બ્રાહ્મણોને તે દેવદત્તે વિધિસહિત દક્ષિણાઓ આપી હતી.[૨૨] સામનું ગાયન કરનારો ઉદ્‌ગાતા બ્રાહ્મણ સાત સ્વરવાળા રથંતર સામનું સ્વરિતથી ગાયન કરતો હતો.[૨૩] ત્યાં વારંવાર શ્વાસ ભરાઈ જતાં તેનો સ્વરભંગ થઇ ગયો. તેથી દેવદત્તને કોપ ચડયો અને તેણે તુરત ગોભિલને કહ્યું કે[૨૪] 'હે મુનિ ! તમે મૂર્ખ છો. હું પુત્રને વાસ્તે યજન કરવાનું સકામ કર્મ કરૂં છું તેમાં તમે હમણાં સ્વરભંગ કર્યો.'[૨૫] તે સમયે ગોભિલે ક્રોધ કરીને દેવદત્તને કહ્યું કે 'તને શઠ અને શબ્દ વગરનો પુત્ર ઉત્પન્ન થશે.[૨૬] સર્વ પ્રાણિઓના શરીરમાં શ્વાસોશ્વાસ સ્વાધીન હોતો નથી માટે આ સ્વરભંગ થવામાં મારો કાંઈ અપરાધ નથી.'[૨૭] મહાત્મા ગોભિલનું એ વચન સાંભળી શાપથી બ્હીનેલા અને અતિદુઃખ પામેલા દેવદત્તે તે ગોભિલને નીચે પ્રમાણે કહ્યું.[૨૮]

દેવદત્ત કહે છેઃ—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હું કે જે નિરપરાધ છું તેના ઉપર તમે વૃથા ક્રોધ કેમ કરો છો ? મુનિઓ તો સર્વદા ક્રોધરહિત અને સુખદાયીજ હોય છે.[૨૯] થોડા અપરાધમાં તમે મને શાપ કેમ દીધો ? હું અપુત્ર હોવાનેલીધે પ્રથમથીજ બહુ તપી રહ્યો છું તેને વળી તમે તાપયુક્ત કર્યો.[૩૦] મૂર્ખ પુત્ર કરતાં પુત્ર નજ હોય એ સારૂં છે એમ વેદવેત્તાઓ કહે છે, અને તેમાં પણ જો બ્રાહ્મણ મૂર્ખ હોય તો બીજા માણસોનાં કરતાં વધારે નિંદાપાત્ર થાય છે.[૩૧] પશુજેવો અને શૂદ્રજેવો બ્રાહ્મણ કોઈ કર્મમાં યોગ્ય નથી. હું મૂર્ખ પુત્રને શું કરૂં ?[૩૨] જગતમાં મૂર્ખ બ્રાહ્મણ તો જેવો શૂદ્ર હોય તેવો છે. એવો બ્રાહ્મણ પૂજામાં કે દાનમાં યોગ્ય નથી, પણ સર્વ કર્મમાં ધિક્કારવાયોગ્ય છે.[૩૩] વેદ નહિ ભણેલો બ્રાહ્મણ દેશમાં રહેતો હોય તો રાજાએ તેને શૂદ્ર જેવો ગણીને તેની પાસેથી કર લેવો જોઇએ.[૩૪] જેને સત્કર્મના ફળની ઇચ્છા હોય તેણે મૂર્ખ બ્રાહ્મણને પિતૃઓના કે દેવના કાર્યમાં આસન ઉપર પણ બેસાડવો નહિ.[૩૫] રાજાએ તેને કોઈ સત્કર્મમાં નાહ જોડતાં શૂદ્ર જેવોજ ગણવો જોઇએ. જે બ્રાહ્મણ વેદ વગરનો હોય તેની પાસે ખેડ કરાવવી જોઇએ.[૩૬] સારો બ્રાહ્મણ ન મળે તો દર્ભના ચટ માંડીને શ્રાદ્ધ કરવું પણ મૂર્ખ બ્રાહ્મણને બેસાડીને કદી શ્રાદ્ધ કરવું નહિ.[૩૭] મૂર્ખ બ્રાહ્મણને આહારથી વધારે અન્ન આપવું નહિ, જો આપે તો દાતા નરકમાં પડે છે અને લેનારો વળી વિશેષે કરી પડે છે.[૩૮] જે રાજાના દેશમાં લોકો મૂર્ખ હોય, દાન અને માનઆદિથી પણ મૂર્ખ બ્રાહ્મણો પૂજાતા હોય, અને આસન, પૂજન કે દાનમાં જરાપણ ભેદ ન રખાતો હોય, તે રાજાના રાજ્યને ધિક્કાર છે. સમજુ માણસે મૂર્ખ અને પંડિતનો ભેદ તો જાણવોજ જોઇએ.[૩૯.૪૦] જે દેશમાં દાન અને માન આદિ મળવાથી મૂર્ખ લોકો ગર્વ પામેલા હોય તે

દેશમાં પંડિતે કોઈ રીતે રહેવું નહિ.[૪૧] દુર્જનોની સમૃદ્ધિઓ નીચ લોકોના ઉપકારને વાસ્તેજ હોય છે. લીંબડામાં ફળ પાકાં હોય તોપણ તે કાગડાઓનેજ કામ આવે છે.[૪૨] વેદ જાણનારા બ્રાહ્મણ જેનું અન્ન ખાઇને વેદાભ્યાસ કરે તેના પૂર્વજો આનંદ પામીને સ્વર્ગમાં ક્રીડા કરે છે.[૪૩] માટે હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ગોભિલ ! આ તે તમે શું કહ્યું ? સંસારમાં દીકરો મૂર્ખ હોય તો તે મરણ કરતાં પણ અત્યંત ભુંડું છે.[૪૪] હે ભાગ્યશાળી ! શાપનો અનુગ્રહ કરવાને વાસ્તે કૃપા કરો. રાંકનું રક્ષણ કરવાને તમે સમર્થ છો માટે હું તમારા પગમાં પડું છું.[૪૫]

લોમશ કહે છેઃ—આ પ્રમાણે બોલીને સ્તુતિ કરતો અત્યંત રાંક હૃદયવાળો, કંગાળ અને જેની આંખોમાં આંસુ આવ્યાં હતાં એવો દેવદત્ત બ્રાહ્મણ ગોભિલના પગમાં પડયો.[૪૬] તે સમયમાં દેવદત્તને રાંક થએલો જોઇને ગોભિલને દયા આવી. મહાત્મા પુરૂષોનો કોપ ક્ષણમાત્ર રહે છે અને નીચ લોકોનો કોપ ઘણા કાળસુધી રહે છે.[૪૭] જળ પોતે સ્વભાવથી શીતળ હોય છે તે અગ્નિ કે તડકાના યોગથી ઉનું થઈ જાય તોપણ તેનો યોગ મટતાં તુરતજ પાછું શીતળ થઈ જાય છે.[૪૮] દયા આવવાનેલીધે ગોભિલે તે અતિ દુઃખ પામેલા દેવદત્તને કહ્યું કેઃ—"તારો પુત્ર પ્રથમ મૂર્ખ થઇને પાછળથી વિદ્વાન પણ થશે."[૪૯] આ પ્રમાણે વરદાન મળવાથી તે દેવદત્ત રાજી થયો અને તેણે વિધિ પ્રમાણે ઈષ્ટિ પૂરી કરીને બ્રાહ્મણોનું વિસર્જન કર્યું.[૫૦] કેટલીક કાળ ગયા પછી તેની સતી, રૂપાળી અને રોહિણી નક્ષત્ર જેવી રોહિણી નામની સ્રીને ગર્ભ રહ્યો.[૫૧] દેવદત્તે વિધિસહિત ગર્ભાધાનાદિક કર્મ કર્યું. પુંસવન, શૃંગારકર્મ અને સીમંતોન્નયન પણ વેદના વિધિપ્રમાણે કર્યાં. ઇષ્ટિને સફળ થએલી માનીને પ્રસન્નતાથી અનેક પ્રકારનાં દાન દીધાં.[૫૨-૫૩] રોહિણી નક્ષત્રવાળા સારા દિવસમાં અને અત્યંત ઉત્તમ લગ્નમાં તે રોહિણીએ દીકરો જણ્યો. દેવદત્તે જાતકર્મસંસ્કાર કર્યો.[૫૪] એ વિદ્વાન બ્રાહ્મણે પુત્રનું દર્શન કરી નામકર્મ કરીને તે પુત્રનું 'ઉતથ્ય' એવું નામ રાખ્યું.[૫૫] આઠમું વર્ષ બેસતાં સારો દિવસ જોઇને તેનો ઉપનયનસંસ્કાર કર્યો.[૫૬] વ્રતમાં રહેલા તે ઉતથ્યને ગુરૂએ વેદ ભણાવવા માંડયો પણ મૂર્ખની પેઠે બેસી રહેલા ઉતથ્યે ગુરૂના કહેવા પ્રમાણે ઉચ્ચાર કર્યો નહિ.[૫૭] પિતાએ ઘણી રીતે ભણાવવા માંડયું તોપણ તે શઠ ઉતથ્યને બુદ્ધિ આવી નહિ અને મૂઢની પેઠે બેસી રહેવા લાગ્યો. આથી તેના બાપને બહુજ શોક થયો.[૫૮] આ પ્રમાણે નિરંતર અભ્યાસ કરતાં તે બાર વર્ષનો થયો પણ વિધિસહિત સંધ્યા કરવાનું પણ તેને આવડયું નહિ.[૫૯] ઉતથ્ય અત્યંત મૂર્ખ થતાં તેની વાત સઘળા બ્રાહ્મણોમાં અને બીજા તપસ્વીઓમાં પણ બહુજ ફેલાઈ ગઈ.[૬૦] એ ઉતથ્ય જ્યાં જાય ત્યાં વનમાં લોકો તેને હસવા લાગ્યા. માબાપ પણ તે મૂર્ખની નિંદા કરવા લાગ્યાં અને બહુજ તિરસ્કાર કરવા લાગ્યાં.[૬૧] લોકો, માબાપ તથા બાંધવો બહુજ નિંદા કરવા લાગતાં તે ઉતથ્ય વૈરાગ્ય પામીને વનમાં જતો રહ્યો.[૬૨] 'આંધળો કે લુલો દીકરો સારો પણ મૂર્ખ દીકરો સારો નહિ.' એમ માબાપ બોલતાં તે વનમાં ગયો.[૬૩] ગંગાજીને કાંઠે સારા સ્થાનકમાં ઉત્તમ ઝુંપડી બનાવીને અને ફળ—મૂળ ખાઈ રહેવાનો સંકલ્પ કરીને તે ઉતથ્ય સાવધાનપણાથી ત્યાં રહ્યો.[૬૪] 'હું હવે અસત્ય બોલીશજ નહિ' એવો ભારે નિયમ લઇને તે ઉતથ્ય બ્રહ્મચર્ય વ્રત પાળતાં તે રમણીય

આશ્રમમાં રહ્યો હતો.[૬૪]

**नियमं च परं कृत्वाना सत्यमब्रवीम्यहम् ॥**
**स्थितस्तत्राश्रमेरम्येब्रह्मचर्यव्रतोहिसः ॥६५॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦

## अध्याय ११ मो.

### વાગ્બીજના ઉચ્ચારણથી સત્યવ્રતની સિદ્ધિ

**लोमशउवाच**

**नवेदाध्ययनं किंचिज्जानाति नजपं तथा ॥**
**ध्यानं नदेवतानां चनचैवाराधनं तथा ॥१॥**

લોમશ કહે છે:—એ ઉતથ્ય કાંઈ વેદના અધ્યયનને, જપને, દેવતાઓના ધ્યાનને, કે આરાધનને જાણતો નહતો.[૧] તેમજ આસનને, પ્રાણાયામને, વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લેવાને, ભૂતશુદ્ધિને, મંત્રને, કીલકને, જાપ્યને, ગાયત્રીને, શૌચને, સ્નાનવિધિને, આચમનને, પ્રાણાગ્નિહોત્રને, બલિદાનને, અતિથિના સત્કારને, સંધ્યાને, સમિધને, કે હોમને પણ જાણતો ન હતો.[૨૪] માત્ર પ્રભાતમાં ઉઠીને ગમે તેવું દાતણ કરી લેતો હતો અને શૂદ્રની પેઠે ગંગામાં મંત્રરહિત સ્નાન કરી લેતો હતો.[૫] મધ્યાહ્નકાળમાં યદૃચ્છાથી વનનાં ફળ લાવતો હતો પણ એ મૂર્ખને ભક્ષ્ય કે અભક્ષ્યનું જ્ઞાન હતું નહિ.[૬] ત્યાં રહીને સાચું બોલતો હતો પણ ખોટું નહિ બોલતો હતો તેથી લોકોએ તેનું 'સત્યતપા' એવું નામ પાડયું હતું.[૭] કોઇનું હિત કે અહિત કાંઈપણ નહિ કરતાં નિર્ભય થઇને ગમે ત્યાં સૂઈ રહેતો હતો અને વિચાર કર્યા કરતો હતો[૮] કે "મારૂં મરણ ક્યારે થશે ! હું વનમાં દુઃખથી જીવું છું. મૂર્ખના જીવવાને ધિક્કાર છે. તુરત અને અવશ્ય મને મોત આવે તો સારૂં.[૯] મને દૈવેજ મૂર્ખ કર્યો છે તેમાં બીજું કશું કારણ નથી. મને ઉત્તમ કુળમાં જન્મ મળ્યો પણ તે મૂર્ખપણાનેલીધે વૃથા ગયો.[૧૦] વાંઝણી રહેલી રૂપાળી સ્ત્રીની પેઠે, ફળ વગરના ઝાડની પેઠે અને દોહવા નહિ દેનારી ગાયની પેઠે, દૈવે મને નિષ્ફળ કર્યો છે ?[૧૧] હું દૈવની નિંદા શા માટે કરૂં ? મારૂં કોઈ કર્મજ એવું હશે. મેં પૂર્વજન્મમાં કોઈ પુસ્તક લખીને સારા બ્રાહ્મણને નહિ આપ્યું હોય[૧૨] અને નિર્મલ વિદ્યા પણ કોઇને નહિ ભણાવી હોય, તે કર્મના યોગથી હું મૂર્ખ અને અધમ બ્રાહ્મણ થયો છું.[૧૩] મેં તીર્થમાં તપ નહિ કર્યું હોય, સાધુઓની સેવા નહિ કરી હોય અને દ્રવ્ય આપીને બ્રાહ્મણોને પૂજ્યા નહિ હોય તેથી મૂર્ખ રહ્યો છું.[૧૪] બીજા મુનિઓના પુત્રો વેદ અને શાસ્ત્રના અર્થનો પાર પામ્યા છે અને હું કોઇ દૈવયોગથી મૂઢ રહ્યો છું.[૧૫] હું તપ કરી જાણતો નથી તો હવે કયું સારૂં સાધન કરૂં ? આ વિષયમાં આ મારો સંકલ્પ વૃથા છે. મારૂં ભાગ્યજ સારૂં નથી.[૧૬] હું તો દૈવનેજ પ્રબળ માનું છું. ખોટા પુરૂષાર્થને ધિક્કાર છે. પરિશ્રમ વેઠીને કરેલું કાર્ય પણ દૈવનેલીધે સર્વથા વૃથા જાય છે.[૧૭] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, અને ઇંદ્ર આદિ સઘળા દેવતાઓ કાળને વશ છે. કાળનું ઉલ્લંઘન કોઇથી થતું નથી."[૧૮] રાત્રિ—દિવસ આવી રીતના કુતર્ક કર્યા કરતો એ ઉતથ્ય બ્રાહ્મણ ગંગાજીને કાંઠે આશ્રમના પવિત્ર સ્થળમાં રહ્યો હતો.[૧૯] એ આશ્રમમાં રહેતાં પોતે વિરક્ત થઇને શાંતપણાથી નિર્જન વનમાં કાલક્ષેપ કરતો હતો.[૨૦] આ પ્રમાણે નિર્મલ જળવાળા વનમાં રહેતાં તે બ્રાહ્મણને ચૌદ વર્ષ નીકળી ગયાં. એ બ્રાહ્મણ આરાધન, જપ કે મંત્રને જાણતો ન હતો તેથી તેણે વનમાં કાલક્ષેપજ કર્યો.[૨૧] લોકો તેના સત્ય બોલવાના પાકા નિયમને જાણતા હતા

તેથી તેનું 'સત્યતપા' એવું નામ પડી ગયું હતું. આ બ્રાહ્મણ નિરંતર સાચુંજ બોલે છે, ખોટું બોલતો નથી એવા પ્રકારની તેની કીર્ત્તિ સર્વ લોકોમાં થઈ ગઇ હતી.[૨૨] એક દિવસે યમ સરખી ક્રૂર આકૃતિવાળો અને મારવાના કામમાં બહુજ નિપુણ, કોઈ નીચ પારધિ ધનુષ-બાણ લઇને વનમાં ક્રીડા કરતો હતો, તે મૃગયા કરતાં કરતાં ત્યાં આવ્યો.[૨૩] ધનુષ ધરનારા એ ભિલ્લે અત્યંત ખેંચેલા બાણથી વિંધી નાખેલો અને ભયથી વિહ્વલ થએલો એક સૂવર ભાગીને સત્યતપાની પાસે આવ્યો. ધ્રુજતો, લોહીથી ભીંજાએલો અને જેની પછવાડે પારાધ દોડયો આવતો હતો એવો એ સૂવર જયારે આશ્રમમાં આવ્યો ત્યારે તેને રાંક થએલો જોઇને સત્યતપાને ઘણી દયા આવી.૨૪-૨૫ તુરત વિંધાએલા અને લોહીથી ભીંજાએલા એ સૂવરને આગળ જતો જોઈ દયાના આવેશથી અત્યંત ધ્રુજ ચઢતાં એ સત્યતપા બ્રાહ્મણથી ઐ ઐ એવા અક્ષર બોલાઈ ગયા.[૨૬] કોઈ દિવસે નહિ જાણ્યા અને નહિ સાંભળ્યા છતાં પણ દૈવયોગથી એ સરસ્વતીનું બીજ મ્હોડામાં આવી ગયું. તેની મૂઢપણાનેલીધે ખબર રહી નહિ અને સૂવરને જોઇને એ દયાળુ મુનિ શોકમાંજ ડૂબી ગયો.[૨૭] બહુજ કાયર થએલો અને બાણની પીડાનેલીધે ધ્રુજતો એ સૂવર તો તે આશ્રમમાં પેસી બીજો માર્ગ નહિ મળવાનેલીધે ગુપ્ત રીતે નિકુંજમાં સંતાઈ ગયો.[૨૮] પછી થોડી વારમાંજ કાન સુધી ખેંચેલા ધનુષવાળો અને અત્યંત વિકરાલ દેહવાળો સાક્ષાત્ કાળ સરખો એ પારધિ સૂવરને શોધતાં શોધતાં સત્યતપાની પાસે આવ્યો.[૨૯] ત્યાં પારધિએ દર્ભના આસનપર એકલાજ બેઠેલા સત્યતપા મુનિને જોઇ પ્રણામ કરી સામે ઉભીને પૂછ્યું કે; "હે બ્રાહ્મણોમાં ઉત્તમ! સૂવર કયાં ગયો?[૩૦] તમારા સત્ય બોલવાના પ્રસિદ્ધ નિયમને હું જાણું છું તેથી પૂછું છું. મારા બાણથી ઘવાએલો સૂવર કયાં ગયો? મારૂં સઘળું કુટુંબ ભૂખે પીડાય છે તેનું પોષણ કરવાની ઈચ્છાથી હું આવ્યો છું.[૩૧] વિધાતાએ મારી વૃત્તિ એજ કરી છે. બીજી કોઈ કરી નથી. હું સાચું બોલું છું. શુભ અથવા અશુભ કોઇ પણ ઉપાયથી કુટુંબનું પોષણ કરવુંજ જોઇએ.[૩૨] તમે સાચું બોલનારા કહેવાઓ છો માટે હમણાં સાચું બોલજો. મારૂં કુટુંબ ભૂખથી પીડાય છે. હું પૂછુ છું કે બાણથી વીંધાએલો સૂવર કયાં ગયો? તુરત કહો."[૩૩] આ પ્રમાણે પારધિએ પૂછતાં તે મહાત્મા બ્રાહ્મણ વિચારમાં અત્યંત ડૂબી ગયો કે "હું જો હવે, એ સૂવરને નથી દીઠો એમ કહું તો મારો સત્ય બોલવાનો નિયમ નહિ ત્રુટે? ત્રુટશેજ; કેમકે બાણથી ઘવાએલો સૂવર અહીં જતાં મારા જોવામાં આવ્યો છે. હવે મારે સાચું બોલવું કે ખોટું બોલવું? આ ભૂખથી પીડાએલો પારધિ પૂછે છે અને જો સૂવરને દેખશે તો માર્યાવિના પણ રહેશે નહિ.૩૪-૩૫ જે સત્યથી હિંસા થાય તે સત્યજ નથી. દયા કરીને ખોટું બોલવામાં આવે તે પણ સત્યછે. જેથી જીવનું સારૂં થાય તેજ સત્ય છે પણ જેથી ભુંડું થાય તે સત્ય નથી.[૩૬] આ પ્રમાણે છે તેથી જો કે ખોટું બોલવામાં મને દોષ નથી તોપણ બન્ને વાત સચવાય તો સારૂં છે. આ બન્ને વિરૂદ્ધ વાતના પ્રસંગમાં મારૂં સારૂં શી રીતે થાય? હવે મારે શો ઉત્તર આપવો કે જેથી મારૂં વચન ખોટું પણ ન કહેવાય." આવી રીતનું ધર્મસંકટ આવી પડવાથી તે સત્યતપાએ ઘણો વિચાર કર્યો તોપણ જેવો જોઇએ તેવો ઉત્તર દેવાનું તેને સૂઝ્યું નહિ.[૩૭] હે જમદગ્નિ! સૂવરને બાણથી ઘવાએલો જોઈ તે સમયે તે સત્યતપાએ જે બીજનો ઉચ્ચાર

ક્યોં હતો તે પોતાના બીજના પ્રભાવથી પ્રસન્ન થએલાં દેવીએ તે બ્રાહ્મણને દુર્લભ વિદ્યા આપી.[૩૮] જેમ પૂર્વે વાલ્મીકિઋષિને વિદ્યા સ્ફુરી હતી તેમ દેવીના બીજના ઉચ્ચારણને લીધે સત્યતપાને સઘળી વિદ્યા સ્ફુરિત થઈ અને તેથી તે એ સમયેજ કવિ થઈ ગયો.[૩૯] સત્ય બોલવાની ઇચ્છાવાળા અને દયાળુ એ ધર્માત્મા સત્યતપાએ, ધનુષ લઇને સામે ઉભેલા તે પારધિને નીચે પ્રમાણે એક શ્લોક કહ્યો.[૪૦] "या पश्यति न सा ब्रूते या ब्रूते सा न पश्यति। अहोव्याधस्वकार्यार्थिन् किं पृच्छसि पुनःपुनः॥" જે દેખે છે તે બોલતી નથી. જે બોલે છે તે દેખતી નથી.* માટે હે પોતાના કામના અર્થવાળા પારધિ! તું વારંવાર શું પૂછે છે?[૪૧] સત્યતપાએ આ પ્રમાણે ઉત્તર દેતાં તે પારધિ સૂવરની આશા છોડી દઈને પાછો ફરી પોતાને ઘેર ગયો.[૪૨] એ બ્રાહ્મણ તો જાણે બીજો વાલ્મીકિ હોય એવો કવિ થયો અને તેનું 'સત્યવ્રત' નામ સર્વ લોકોમાં પ્રસિદ્ધ થયું.[૪૩] પછી પૃથ્વીમાં અતિ પ્રખ્યાત થએલો એ સત્યવ્રત પંડિત વિધિસહિત સરસ્વતીના બીજનો જપ કરવા લાગ્યો.[૪૪] બ્રાહ્મણો એની કીર્ત્તિને સર્વદા પ્રત્યેક પર્વણીમાં ગાય છે અને અતિ વિસ્તારવાળા તેના આખ્યાનની મુનિઓ સ્તુતિ કરે છે.[૪૫] સત્યતપાનો બાપ દેવદત્ત કે જેણે તેનો ત્યાગ કર્યો હતો તે આ વાત સાંભળી તેના આશ્રમમાં આવીને ઘણા માનથી તેને પાછો પોતાને ઘેર તેડી ગયો.[૪૬] વ્યાસ કહે છેઃ—હે જનમેજયરાજા! એટલામાટે જગતનાં કારણરૂપ એ આદિશક્તિ પરમ દેવીનુંજ ભક્તિથી સર્વદા સેવન અને પૂજન કરવું જોઇએ.[૪૭] વેદના વિધિ પ્રમાણે તે દેવીનો યજ્ઞ કરો કે જે યજ્ઞ સઘળા મનોરથને સફળ કરનાર છે એમ મેં પ્રથમજ નિશ્ચય કરીને કહ્યું છે.[૪૮] એ દેવી ભક્તિપૂર્વક સ્મરણ, પૂજન, ધ્યાન, ઉચ્ચારણ અને સ્તુતિ કરવાથી વાંછિત સુખ આપે છે. માટે કામદા કહેવાય છે.[૪૯] હે રાજા! રોગી, દીન, ભૂખ્યા, નિર્ધન, શઠ, પીડિત, મૂર્ખ શત્રુઓના ઉપદ્રવવાળા, દાસ, પારકી આજ્ઞા ઉઠાવનારા, ઘેલા, વિહ્વળ અજિતેંદ્રિયપણાથી ભોજનમાં તથા ભોગમાં તૃપ્તિ નહિ પામતાં સર્વદા દુઃખી રહેનારા, ઘણી તૃષ્ણાવાળા, અશક્ત અને સર્વદા મનની પીડાવાળા લોકોને જોઇને સમજુઓએ સર્વથા અનુમાન કરવું કે "આ લોકોએ સર્વ સુખ આપનારાં પરમ મંગળરૂપ દેવીનું પૂજન કર્યું નથી."[૫૦-૫૨] તેમજ વૈભવવાળા, દીકરા—પોતરાની વૃદ્ધિવાળા, પુષ્ટદેહવાળા, ભોગવાળા, વેદવાદી, રાજલક્ષ્મીવાળા, વીર, લોકોને વશ કરનારા, સ્વજનોના વિયોગવગરના અને સઘળાં શુભ લક્ષણવાળા, માણસોને જોઈ અનુમાન કરવું કે "આ સઘળા લોકો આ સંસારમાં સુખીઆ છે માટે આ લોકોએ અવશ્ય સર્વદા દેવીનું આરાધન કર્યું છે."[૫૩-૫૫] આરાધન કરનારાઓને સુખ મળે છે અને નહિ કરનારાઓને દુઃખ પ્રાપ્ત થાય છે એમ વિચક્ષણપણાથી જાણી લેવું.[૫૬] હે રાજા! આ પ્રમાણે તે મુનિઓના સમાગમમાં લોમશઋષિના મુખથી દેવીનું અત્યંત ઉત્તમ મહાત્મ્ય મેં સાંભળ્યું હતું.[૫૭] હે મોટા રાજા! હે પુરૂષોમાં ઉત્તમ! આ પ્રમાણે વિચાર કરીને પરમ

*આ વાક્યનો ટીકાકાર એવો અર્થ કરે છે કે "જે ચૈતન્યશક્તિ છે તે સાક્ષીપણાનેલીધે દેખે છે પણ તે બોલતી નથી. કારણ કે બોલવું એ બુદ્ધિનો ધર્મ છે અને જે બુદ્ધિ બોલે છે તે પોતે જડ હોવાથી દેખતી નથી." અમને તો એ કરતાં નીચે પ્રમાણે અર્થ કરવો સારો લાગે છે. "ચક્ષુ કે જે દેખે છે તેનો બોલવાનો સ્વભાવ નથી અને જીભ કે જે બોલે છે તેનો દેખવાનો સ્વભાવ નથી."

ભક્તિથી અને પ્રીતિથી સર્વદા જગદંબાનું પૂજન કરવું યોગ્ય છે.[૫૮]

इति संक्षिप्य राजेंद्र कर्तव्यं च सदार्चनम् ॥
भक्त्यापरमयादेव्याःप्रीत्याचपुरुषर्षभ ॥५८॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

---

## अध्याय १२ मो. અંબામખવિધિ

### राजोवाच

वदयज्ञविधिंसम्यग्देव्यास्तस्याःसमंततः ॥
श्रुत्वाकरोम्यहंस्वामिन्यथाशक्तिह्यतंद्रितः ॥१॥

રાજા પૂછે છેઃ—હે સ્વામી ! તે દેવીના યજ્ઞનો સારી રીતનો વિધિ સંપૂર્ણ પ્રકારથી મને કહો કે જે સાંભળી હું ઉદ્યુક્ત થઈ મારી શક્તિ પ્રમાણે તે કરૂં.[૧] તેમાં પૂજાના વિધિ, મંત્રો અને હોમના દ્રવ્ય વિષે નિસ્સંશય રીતે કહો. તેમાં બ્રાહ્મણો કેટલા જોઇએ અને દક્ષિણા કેટલી દેવી જોઇએ ?[૨]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! વિધિ પ્રમાણે દેવીના યજ્ઞવિષે કહું છું તે સાંભળો. વિધિમાં જોવામાં આવતાં કર્મ પ્રમાણે સાત્વિક, રાજસ અને તામસ એવા કર્મના ત્રણ પ્રકાર છે.[૩] મુનિઓએ સાત્વિક, રાજાઓએ રાજસ, રાક્ષસોએ તામસ, જ્ઞાનિઓએ નિર્ગુણ અને જીવન્મુક્ત પુરૂષોએ જ્ઞાનમય કર્મ કરવું. એ વિષે હું તમને વિસ્તારથી કહું છું.[૪-૫] જે યજ્ઞમાં દેશ, કાળ, દ્રવ્ય, મંત્રો, બ્રાહ્મણો અને શ્રદ્ધા, એ સઘળાં સત્વગુણી હોય તેને સાત્વિક યજ્ઞ કહે છે.[૬] દ્રવ્ય, ક્રિયા અને મંત્રો શુદ્ધ હોય તો સંપૂર્ણ ફળ થાય છે અને ન હોય તો થતું નથી.[૭] અન્યાયથી મેળવેલા ધનથી જો પુણ્ય કરવામાં આવે તો આ લોકમાં કીર્તિ થતી નથી અને પરલોકમાં તેનું ફળ મળતું નથી.[૮] એટલા માટે ન્યાયમાર્ગે મેળવેલા ધનથીજ સર્વદા પુણ્ય કરવું કે જેથી યશ અને પરલોકમાં સુખ પણ મળે છે.[૯] હે મોટા રાજા ! તમારા જાણવામાંજ છે કે પાંડવોએ રાજસૂય નામનો ઉત્તમ યજ્ઞ કર્યો હતો અને દક્ષિણાઓ પણ સંપૂર્ણ આપી હતી.[૧૦] યાદવોના સ્વામી મોટા મનવાળા સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન અને પૂર્ણ વિદ્યાવાળા દ્રોણાચાર્ય આદિ બ્રાહ્મણો પણ તે યજ્ઞમાં હતા.[૧૧] એ યજ્ઞ પૂર્ણ કર્યા પછી એક મહિનામાંજ પાંડવોને મોટું કષ્ટ પ્રાપ્ત થયું હતું.[૧૨] દ્યુતમાં પરાજય થયો, દારૂણ વનવાસ થયો અને દ્રૌપદીનું પીડન પણ થયું હતું.[૧૩] વનવાસમાં ભારે કષ્ટ ભોગવ્યાં, સઘળા મહાત્મા પાંડવોએ વિરાટનું દાસપણું કર્યું અને સ્ત્રીઓમાં ઉત્તમ દ્રૌપદીને કીચકે દુઃખ દીધું.[૧૪] એ સંકટમાં યજ્ઞનું ફળ ક્યાં ગયું, શુદ્ધ ચિત્તવાળા બ્રાહ્મણોના આશીર્વાદ ક્યાં ગયા અને શ્રીકૃષ્ણની ભક્તિ ક્યાં ગઈ ?[૧૫] એ સમયમાં પતિવ્રતા અને સુંદરી દ્રૌપદીના કેશ ખેંચાયા ત્યારે કોઇએ પણ તેની રક્ષા કરી નહિ.[૧૬] પરમેશ્વર શ્રીકૃષ્ણ સહાય છતાં અને યુધિષ્ઠિર ધર્માત્મા છતાં પણ એ મોટા અનર્થ થયા માટે નિશ્ચયથી ધારવું જોઇએ કે રાજસૂયરૂપી ધર્મ કરવામાંજ કાંઈક ભૂલ થઈ ગઈ હતી.[૧૭] જો આપણે એમ કહીએ કે 'ધર્મમાં ભૂલ થઈ ન હતી પણ એ તો પાંડવોનું ભવિષ્ય—પ્રારબ્ધ એવુંજ હતું તેથી એમ થયું હતું.' તો શાસ્ત્ર વ્યર્થ થાય છે અને વેદના મંત્રો તથા બીજા ઉપાયો પણ વ્યર્થ થાય છે. જેમ ભવિષ્ય હોય છે તેમજ થાય છે એમ પ્રતિપાદન કરીએ તો ધર્માદિક સાધન કર્યાવિના પણ કાર્ય થશે અને તે સાધનો કર્યા છતાં પણ નહિ થાય એમ માનવું પડતાં સઘળાં સાધન અને ઉપાયો વ્યર્થ થાય છે. મનથી ભવિષ્યનેજ મુખ્ય માનીએ તો વેદ પણ અર્થવાદરૂપ થઇ જાય છે,

સઘળી ક્રિયાઓ વ્યર્થ થાય છે, સ્વર્ગને વાસ્તે કરવામાં આવતું તપ તથા વર્ણોના ધર્મો વ્યર્થ થાય છે અને સઘળાં પ્રમાણુ વ્યર્થ થાય છે માટે દૈવ અને ઉપાય, એ બન્નેને ફળ આપનારાં માનવાં જોઇએ.૧૮-૨૧ કર્મ કર્યા છતાં વિપરીત ફળ થાય તો પંડિતોમાં શિરોમણિ વિદ્વાનોએ તે કર્મમાં કાંઇક ભૂલ થવાની કલ્પના કરવી જોઈએ.[૨૨] કર્મ કરનારા વિદ્વાનોએ કર્ત્તાના ભેદથી, મંત્રના ભેદથી અને પદાર્થોના ભેદથી તે કર્મ ઘણા પ્રકારનું કહેલું છે.[૨૩] જેમ કે પૂર્વે ઇંદ્રે વિશ્વરૂપને ગુરૂ કર્યો હતો તેણે પોતાના મોસાળપક્ષના દૈત્યોનું હિત કરવા સારૂ 'દેવ અને દાનવો એ બન્નેનું કલ્યાણ થાઓ.' એમ વારંવાર બોલીને વિપરીત કર્મ કર્યું અને મોસાળ પક્ષના દૈત્યોનું રક્ષણ કર્યું હતું.૨૪-૨૫ તેથી દૈત્યોને સંતુષ્ટ થએલા જોઈ ઇંદ્રે કોપ કરીને તુરતજ વજ્રથી તે વિશ્વરૂપનાં ત્રણે માથાં કાપી નાખ્યાં હતાં,[૨૬] તો આમાં કર્ત્તા નોખો હોવાથી ક્રિયામાં ફેર પડયો એમ અવશ્ય માનવું પડે છે.[૨૭] કર્મમાં ભૂલ ન થાય તો જેવું ધાર્યું હોય તેથી અધિક પણ ફળ થાય છે. જેમકે દ્રુપદરાજાએ દ્રોણનો વિનાશ કરે એવો પુત્ર ઉત્પન્ન કરવા સારૂ રોષથી ક્રિયા કરી હતી, તોપણ તે યથાર્થ થવાથી વેદીના મધ્યમાંથી ધૃષ્ટદ્યુમ્ન ઉત્પન્ન થયો અને તે ઉપરાંત દ્રૌપદી પણ ઉત્પન્ન થયાં હતાં.[૨૮] પૂર્વે દશરથ રાજાએ એક પુત્ર ઉત્પન્ન કરવા સારૂ પુત્રેષ્ટિ કરી હતી પણ તેથી તે અપુત્ર રાજાને ચાર પુત્રો ઉત્પન્ન થયા હતા.[૨૯] આથી એમ સિદ્ધ થાય છે કે યુક્તિથી ક્રિયા કરી હોય તો સર્વથા સિદ્ધિ આપે છે અને અયુક્તિથી કરી હોય તો વિપરીત ફળ આપે છે.[૩૦] પાંડવોના યજ્ઞમાં કાંઇક ભૂલ થઇ ગઈ હતી તેથી તેઓને વિપરીત ફળ થયું અને દ્યૂતમાં હારી ગયા.[૩૧] યુધિષ્ઠિર ધર્મના પુત્ર અને સત્યવાદી હતા, દ્રૌપદી પણ પતિવ્રતા હતાં અને બીજા ન્હાના ભાઇઓ પણ સારા હતા તો પણ તેઓને કર્મની ભૂલથી દુઃખ પ્રાપ્ત થયું હતું.[૩૨] યજ્ઞમાં અધમ દ્રવ્યનો યોગ થવાથી અથવા સાભિમાન રીતે કરવાથી દૂષણ ઉત્પન્ન થાય છે.[૩૩] હે મોટા રાજા! સાત્વિક યજ્ઞ તો દુર્લભ છે અને તે ઉત્તમ યજ્ઞ વૈખાનસ આદિ સાત્વિક મુનિઓથીજ થઇ શકે છે.[૩૪] જે તપસ્વીઓ ન્યાયમાર્ગથી સંપાદન કરીને ઋષિઓને યોગ્ય અને સારી રીતે સંસ્કાર કરેલા વનના પદાર્થો જમવારૂપ નિત્ય સાત્વિક ભોજન કરે છે તેઓથી સાત્વિક યજ્ઞો થઈ શકે છે.[૩૫] જે યજ્ઞોમાં પશુનો ઉપયોગ નહિ કરતાં માત્ર પુરોડાશનો ઉપયોગ કરવામાં આવે, શ્રદ્ધા અધિક રાખવામાં આવે અને મંત્રો યથાર્થ બોલવામાં આવે તે ઉત્તમ યજ્ઞો સાત્વિક કહેવાય છે.[૩૬] ક્ષત્રિયો અને વૈશ્યોને કરવાના યજ્ઞ રાજસ છે કે જેઓમાં ઘણાં દ્રવ્યોનો અને પશુઓનો ઉપયોગ થાય છે તથા ઉત્તમ સંસ્કારોની સાથે અભિમાન રાખવામાં આવે છે.[૩૭] તામસ યજ્ઞો કે જેઓ સંસ્કારયુક્ત છતાં પણ અસહનતાથી તથા ક્રોધથી થતા મદને વધારનારા અને ક્રૂર છે તેઓના અધિકારી દાનવો છે એમ મહાત્માઓ કહે છે.[૩૮] મોક્ષની ઇચ્છાવાળા અને વૈરાગ્યવાળા મહાત્મા મુનિઓએ તો સર્વ સાધનસહિત માનસિક યજ્ઞજ કરવો જોઇએ.[૩૯] માનસિક યજ્ઞવિના બીજા સઘળા યજ્ઞોમાં દ્રવ્ય, શ્રદ્ધા, ક્રિયા અને બ્રાહ્મણોની કાંઈ પણ ન્યૂનતા રહી જાય છે.[૪૦] દેશ, કાળ અને નોખનોખાં દ્રવ્ય આદિ સઘળાં સાધનોથી જેવો માનસિક યજ્ઞ પૂરો થાય છે તેવો બીજો યજ્ઞ પૂરો થતો નથી.[૪૧] પ્રથમ તો વિષયમાત્ર કહાઢી નાખીને મનને શુદ્ધ કરવું

જોઈએ. મન શુદ્ધ થાય તો દેહ શુદ્ધજ છે એમાં સંશય નથી.[૪૨] જ્યારે સઘળા વિષયોથી રહિત થઇને મન પવિત્ર થાય ત્યારે પુરૂષને માનસિક યજ્ઞનો અધિકાર મળે છે.[૪૩] માનસિક યજ્ઞમાં મનથીજ ઘણા યોજનના વિસ્તારવાળો મંડપ અને તેમાં યજ્ઞિય વૃક્ષથી થએલા મોટા અને લાસા સ્તંભ કલ્પી લેવા.[૪૪] સ્વચ્છ વેદી પણ મનથી કલ્પી લેવી અને અગ્નિઓનું વિધસહિત સ્થાપન પણ મનથીજ કરી લેવું.[૪૫] બ્રાહ્મણોનું વરણ પણ એવીજ રીતે કરીને બ્રહ્મા, અધ્વર્યુ, હોતા, પ્રસ્તોતા, ઉદ્‌ગાતા અને પ્રતિહર્ત્તા એ ઋત્વિજોનું તથા બીજા પણ સભાસદ ઉત્તમ બ્રાહ્મણોનું મનથીજ પ્રયત્નપૂર્વક વિધિથી પૂજન કરવું.[૪૬,૪૭] પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, એ પાંચ વાયુઓમાંજ અગ્નિની ભાવના કરીને તેઓનું વેદીમાં વિધિસહિત સ્થાપન મનથીજ કરી લેવું.[૪૮] પ્રાણને ગાર્હપત્યરૂપ, અપાનને આહવનીયરૂપ, વ્યાનને દક્ષિણાગ્નિરૂપ, સમાનને આવસથ્યાગ્નિરૂપ અને ઉદાનને સભ્યાગ્નિરૂપ માનવો. આ પ્રમાણે ઉત્તમ અગ્નિઓની કલ્પના કરીને નિર્દોષ અને અત્યંત પવિત્ર પદાર્થોની પણ મનથીજ ભાવના કરી લેવી.[૪૯-૫૦] એ યજ્ઞમાં મનનેજ હોતા અને યજમાનરૂપ માની લેવું; નિર્ગુણ બ્રહ્મરૂપ, સનાતન, ફળ દેનાર, સર્વદા વૈરાગ્ય આપનાર, મંગળરૂપ, બ્રહ્મવિદ્યારૂપ, સર્વના આધારરૂપ અને સર્વમાં વ્યાપી રહેલ નિર્ગુણ શક્તિ કે જે યજ્ઞના અધિદેવતારૂપ છે તેના ઉદ્દેશથી દ્વિજે તે દ્રવ્યોનો મનથીજ પ્રાણાગ્નિઓમાં હોમ કરવો.[૫૧,૫૨] પછી ચિત્તને આલંબનરહિત કરીને સુષુમ્ણા નાડીના છિદ્રરૂપ માર્ગથી પ્રાણાગ્નિઓને પણ ભગવતીરૂપ શાશ્વત બ્રહ્મમાં હોમી દેવા. પ્રાણનો લય થતાં સંકલ્પ—વિકલ્પના લયરૂપ સમાધિ થાય છે તે સમાધિમાં પોતાના અનુભવથી પોતાના આત્મારૂપ સાક્ષાત્ જગદંબાનું સ્વસ્થપણાથી ચિત્તમાં ધ્યાન કરવું. 'હું જ સર્વ પદાર્થોમાં અધિષ્ઠાનરૂપે રહ્યો છું અને સર્વ પદાર્થો દોરીમાં સર્પની પેઠે મારામાં કલ્પિત છે.' એવું જ્યારે જોવામાં આવે ત્યારે ભગવતીનો સાક્ષાત્કાર થયો સમજવો. એ સચ્ચિદાનંદરૂપ ભગવતીનો સાક્ષાત્કાર થાય ત્યારે બ્રહ્મવેત્તા થવાય છે.[૫૩-૫૬] તે સમયે માયા આદિ સઘળું બળી જતાં માત્ર જ્યાંસુધી પ્રારબ્ધ કર્મ અવશેષ હોય ત્યાંસુધી દેહ રહે છે.[૫૭] આવી રીતે જ્ઞાનનેલીધે જીવન્મુક્ત થએલો પુરૂષ મરણ પામ્યા પછી વિદેહમુક્તિ પામે છે. હે રાજા! જે માણસ જગદંબાનું ભજન કરે તે કૃતાર્થ થાય છે.[૫૮] એટલામાટે સર્વ પ્રયત્નથી ગુરૂના વચનના અનુસારે શ્રી ભુવનેશ્વરીનાંજ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાં જોઇએ.[૫૯] આ પ્રમાણે કરેલો યજ્ઞ મોક્ષ આપે છે એમાં કશો સંશય નથી. બીજા સકામ યજ્ઞોનાં ફળ તો પરિણામે ક્ષય પામે છે.[૬૦] 'જેને સ્વર્ગની ઈચ્છા હોય તેણે અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવો.' એવું વેદનું વચન છે એમ વિદ્વાનો કહે છે[૬૧] અને 'પુણ્ય ક્ષીણ થતાં સ્વર્ગમાંથી પાછું મનુષ્ય લોકમાં આવવું પડે છે.' એમ પણ વિદ્વાનોજ કહે છે. એટલામાટે માનસિક યજ્ઞ શ્રેષ્ઠ છે અને અક્ષય ફળ આપનારો પણ તેજ છે.[૬૨] જયને ઈચ્છનારા રાજાથી એ યજ્ઞ કરી શકાય નહિ. તમે હમણાં પ્રથમ સર્પયજ્ઞ કર્યો અને તે તામસ યજ્ઞથી દુરાત્મા તક્ષકનું વૈર વાળ્યું. તક્ષકને વાસ્તેજ બીજા કરોડો સર્પોને તમે આગ્નમાં બાળી નાખ્યા.[૬૩-૬૪] હે રાજા! હવે તમે વિધિપૂર્વક મોટો દેવીયજ્ઞ કરો કે જે યજ્ઞ સૃષ્ટિના આરંભકાળમાં પૂર્વે વિષ્ણુએ પણ કર્યો

હતો.[૬૫] જેમ વિષ્ણુએ કર્યો હતો તેમ તમે પણ કરો અને તેનો વિધિ હું તમને કહીશ. વિધિ જાણનારા, વેદ જાણનારાઓમાં ઉત્તમ, માયાબીજના પ્રકારને જાણનારા અને મંત્રમાર્ગમાં કુશલ જે બ્રાહ્મણો છે તે તમને યજ્ઞ કરાવશે અને તમે પોતે યજમાન થશો.[૬૬,૬૭] હે મોટા રાજા! તમે વિધિથી એ યજ્ઞ કરી અને તે યજ્ઞનું પુણ્ય આપીને, તમારો પિતા કે જે દુર્ગતિ પામેલો છે તેનો ઉદ્ધાર કરો.[૬૮] બ્રાહ્મણનું અપમાન કરવાનું પાપજ દુર્ઘટ અને નરકમાં નાખનાર છે અને તેમાં વળી તમારા પિતાને શાપનો પણ દોષ લાગ્યો છે.[૬૯] સર્પ કરડવાથી રાજાનું દુર્મરણ થયું અને તે વળી અંતરિક્ષમાં થયું છે. પૃથ્વીમાં દર્ભની પથારી ઉપર, સંગ્રામમાં કે ગંગાજીને કાંઠે થયું નથી. પ્રાસાદ ઉપર તમારા પિતાનું મરણ થયું ત્યારે કાંઈ સ્નાનદાનાદિક પણ થયું નથી[૭૦,૭૧] અને જેટલાં નરકનાં સાધન છે તે સઘળાં થયાં છે. સઘળાં દુષ્ટ સાધનો થયા છતાં પણ જે એક અતિ દુર્લભ શુભ સાધન છે તે થયું હોય તો કાંઇ ચિંતા નહિ પણ તમારા પિતાથી તો તે સાધન પણ થયું નથી. તે સાધન એ છે કે પ્રાણીએ પોતે ગમે તે સ્થળમાં રહ્યા છતાં પણ અને સાધનો નહિ છતાં પણ, જ્યારે કાળ આવેલો જાણવામાં આવે ત્યારે અતિ સંકટમાં પરવશ છતાં પણ વૈરાગ્ય રાખીને નિર્મળ મનથી વિચાર કરવો કે "આ દેહ તો પંચભૂતાત્મક છે અને હું તો એથી નોખો છું માટે આમાં મને શું દુઃખદાયી છે? કાંઈ પણ દુઃખદાયી નથી. આ દેહ હમણાં ગમે તેવી રીતે પડી જાઓ. હું તો દેહના સંબંધથીરહિત, નિર્ગુણ અને અવિનાશી છું તથા નાશ પામનારાં તો આકાશાદિક તત્વોજ છે માટે તેઓને વાસ્તે હું શા માટે વિલાપ કરૂં? હું સર્વદા મુક્ત અને સનાતન બ્રહ્મજ છું તેથી હું કદી પણ સંસારી થયો નથી. જે કર્મોએ મને આ મિથ્યા દેહ સાથે મિથ્યા સંબંધ કરાવ્યો છે તે સઘળાં સારાં–નરસાં કર્મો આ મનુષ્યદેહે સુખ દુઃખનાં અનુસંધાનથી ભોગવી લીધાં છે. હું તો આ ઘોર અને અતિભયંકર સંસારના સંકટમાંથી છુટેલોજ છું." આ પ્રમાણે વિચાર કરતો માણસ કાંઈ સ્નાન–દાનાદિક કર્યા વિના પણ મરણ પામે તો પણ તેને ફરીવાર જન્મ થતો નથી. આવી સ્થિતિ અત્યંત ઉત્તમ છે અને યોગીઓને પણ દુર્લભ કહેવાય છે.[૭૨-૭૯] હે રાજા! તમારા પિતાએ તો બ્રાહ્મણે કહેલો શાપ સાંભળીને દેહમાં મમતા કરી હતી પણ ઉપર કહ્યા પ્રમાણે વૈરાગ્ય અને આત્મજ્ઞાનરૂપ સાધન મેળવ્યું ન હતું.[૮૦] "આ મારો દેહ પીડા રહિત કેમ રહે, મારૂં રાજ્ય નિષ્કંટક કેમ થાય. હું મારા ધાર્યા પ્રમાણે શી રીતે જીવું, મંત્ર જાણનારાઓને બોલાવવા અને ઔષધ, મણિમંત્ર તથા ઉત્તમ યંત્રોની ગોઠવણ કરવી." આવા વિચારો ધરીને તમારા પિતા પરીક્ષિત્ રાજા પ્રાસાદ ઉપર ચડયા હતા.[૮૧,૮૨] સ્નાન, દાન, દેવીનું સ્મરણ કે પૃથ્વીપર શયન પણ કર્યું ન હતું અને પ્રારબ્ધનેજ મુખ્ય માનીને વૈરાગ્ય પણ ધર્યું ન હતું.[૮૩] તમારા પિતા ભયંકર મોહરૂપી સમુદ્રમાં બુડેલા હતા. પ્રાસાદ ઉપર અને વળી સર્પના દંશથી મરણ પામ્યા તથા તે ઉપરાંત વળી કળિયુગના યોગથી તપસ્વીના અપમાનરૂપ પાપ કર્યું હતું; તો એ આચરણોનેલીધે તેમને અવશ્ય નરકજ મળેલું હોવું જોઇએ. માટે હે રાજા! એ તમારા પિતાનો પાપમાંથી ઉદ્ધાર કરો.[૮૪,૮૫]

સૂત કહે છેઃ—અપાર તેજવાળા વ્યાસનું એ વચન સાંભળી જનમેજય રાજાને ઘણું

દુઃખ થયું અને નેત્રથી નીકળતાં આંસુ છેક ગળામાં આવ્યાં. તેણે ચિંતા કરવા માંડી કે[८६] "મારો પિતા નરકમાં પડેલો છે તો આ મારા જીવિતને આજ ધિક્કાર છે. જે સાધનથી મારો પિતા સ્વર્ગમાં જાય તેજ હવે મારે કરવું."[८७]

**धिगिदंजीवितंमेद्यपितामेनरकेस्थितः ॥**
**तत्करोमियथैवाद्यस्वर्गेयात्युत्तरासुतः ॥८७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

## अध्याय १३ मो.
## વિષ્ણુએ કરેલો અંબામખ
### राजोवाच

**हरिणा तु कथं यज्ञः कृतः पूर्वं पितामह ॥**
**जगत्कारणरूपेणविष्णुनाप्रभविष्णुना ॥ १ ॥**

જનમેજયરાજા પૂછે છેઃ—હે દાદા ! જગતના કારણરૂપ અને વ્યાપક પ્રભુ વિષ્ણુએ પૂર્વે શી રીતે યજ્ઞ કર્યો હતો ?[૧] તેમાં સહાય કોણ હતા અને વેદના તત્વને જાણનારા બ્રાહ્મણો કોણ હતા, એ મને કહો.[૨] વિષ્ણુએ કરેલા જગદંબાના યજ્ઞની વાત સાંભળીને પછી હું સાવધાનપણાથી વિધિમાં કહેલાં કર્મો પ્રમાણે યજ્ઞ કરીશ.[૩]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! વિષ્ણુએ વિધિપૂર્વક યજ્ઞ કર્યો હતો તેની પરમ અદ્‌ભુત કથા હું વિસ્તારથી કહું છું તે સાંભળો.[૪] જ્યારે ત્રણ શક્તિઓ આપીને ભુવનેશ્વરીએ આજ્ઞા આપી ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણે દેવ પુરૂષ થઇને વિમાનમાં બેઠા.[૫] પછી તેઓ ત્રણે ભયંકર મહાસમુદ્રમાં આવ્યા અને નિવાસનાં સ્થાન કરીને પૃથ્વી ઉપર રહ્યા.[૬] તે સમયે મધુકૈટભના મેદવાળી પૃથ્વીમાં દેવીએ પોતે આધારશક્તિ મૂકી તેથી તેના આધારનેલીધે પૃથ્વી સ્થિર રહી હતી.[૭] મધુકૈટભના મેદના સંયોગનેલીધે મેદિની, ધારણ કરવાને લીધે ધરા, વિસ્તીર્ણ હોવાનેલીધે પૃથ્વી અને અત્યંત મોટી હોવાનેલીધે મહી કહેવાય છે. પછી તેને શેષનાગના મસ્તક ઉપર મૂકી અને તેને સ્થિર રાખવાસારૂ ઘણા વિસ્તારવાળા સઘળા પર્વતો કર્યા.[૯] લાકડામાં જેમ લોઢાના ખીલા નાખવામાં આવે છે, એવીરીતે પૃથ્વીમાં પર્વતો નાખ્યા છે, એમ વિદ્વાન લોકો કહે છે.[૧૦] પૃથ્વીના મધ્યભાગમાં ઘણા યોજનના વિસ્તારવાળો અત્યંત અદ્‌ભુત અને મણિમય શિખરોથી શોભતો સોનાનો મેરૂ પર્વત કર્યો.[૧૧] તે પછી બ્રહ્માના મરીચિ, નારદ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ એટલા પ્રખ્યાત પુત્રો થયા.[૧૨] મરીચિનો કશ્યપ નામે પુત્ર થયો. દક્ષની તેર કન્યાઓ એ કશ્યપની સ્ત્રીઓ હતી, તેઓથી અનેક દેવ અને દૈત્યો ઉત્પન્ન થયા.[૧૩] પછી મનુષ્ય, પશુ અને સર્પઆદિ જાતિઓના ભેદોથી અનેક પ્રકારે કશ્યપે કરેલી સૃષ્ટિ ઘણા વિસ્તારથી ચાલી.[૧૪] બ્રહ્માના દેહના અર્ધભાગમાંથી સ્વાયંભુવ મનુ થયા અને ડાબીકોરના અર્ધમાંથી શતરૂપા નામે સ્ત્રી થઈ.[૧૫] શતરૂપાના પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે પુત્ર થયા અને અતિ સુંદર ત્રણ કન્યાઓ પણ થઈ.[૧૬] આ પ્રમાણે સૃષ્ટિ ઉત્પન્ન કરીને બ્રહ્માએ મેરૂ પર્વતના શિખરમાં મનોહર બ્રહ્મલોક કર્યો.[૧૭] વિષ્ણુએ સર્વ લોકોની ઉપર અત્યંત રમણીય અને લક્ષ્મીને તથા પોતાને રમવાના ઠેકાણારૂપ વૈકુંઠલોક કર્યો.[૧૮] શિવે પણ કૈલાસ નામનું ઉત્તમ સ્થાન કર્યું અને તેમાં ભૂતગણની સાથે મળીને રૂચિ પ્રમાણે વિહાર કરવા લાગ્યા.[૧૯] મેરૂપર્વતના શિખર ઉપર સ્વર્ગ લોક રચાયો અને તે, ઇંદ્રનું અનેક રત્નોથી શોભાયમાન સ્થાનક થયું.[૨૦] સમુદ્રના મથનથી પારિજાત નામનું ઉત્તમ ઝાડ, ચાર દાંતવાળો

હાથી, ઇચ્છાને પૂર્ણ કરનાર કામધેનુ, ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો અને રંભાઆદિ અપ્સરાઓ ઉત્પન્ન થતાં સ્વર્ગના ભૂષણરૂપ તે સઘળી વસ્તુઓને ઇંદ્રે લીધી.૨૧-૨૨ ધન્વંતરિ અને ચંદ્રમા નામના બે દેવ પણ સમુદ્રમાંથી ઉત્પન્ન થયા કે જેઓ અનેક પાર્ષદોથી વીંટાઇને સ્વર્ગમાં રહ્યા છે.[૨૩] હે જનમેજય ! આ પ્રમાણે ત્રિગુણી સૃષ્ટિ થઈ અને તે દેવ, પશુ, પક્ષિ, તથા મનુષ્ય આદિ ભેદોથી અનેક પ્રકારની થઈ છે.[૨૪] કર્મથી જોડાએલા જીવો અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ, એવા ચાર ભેદોથી ઉત્પન્ન થયા.[૨૫] આ પ્રમાણે સૃષ્ટિ સંપાદન કરીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ સઘળાઓ પોતપોતાનાં સ્થાનકોમાં મનગમતો વિહાર કરવા લાગ્યા.[૨૬] સૃષ્ટિની પ્રવૃત્તિ થયા પછી વિષ્ણુભગવાન મહાલક્ષ્મીની સાથે પોતાના ભુવનમાં ક્રીડા કરતા હતા.[૨૭] એક સમયે વૈકુંઠમાં રહેલા વિષ્ણુને, પોતે પહેલાં દીઠેલા સુધાસમુદ્રમાં રહેલા મણિદ્વીપનું સ્મરણ થયું કે જેમાં પોતે મહામાયાનુ દર્શન કરીને શુભ મંત્ર મેળવ્યો હતો. જેણે પોતાને સ્રીપણું આપ્યું હતું તે પરમશક્તિનું સ્મરણ કરીને વિષ્ણુએ અંબિકાનો યજ્ઞ કરવાનું મન કર્યું. વૈકુંઠલોકમાંથી ઉતરીને શિવ, બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર, કુબેર, અગ્નિ, યમ, વસિષ્ઠ, કશ્યપ, દક્ષ, વામદેવ અને બૃહસ્પતિને બોલાવી યજ્ઞને વાસ્તે ઘણા વૈભવવાળા, મનોહર અને ઘણા વિસ્તારવાળા સાત્વિક સરસામાન કર્યા.[૨૮ ૩૨] ત્યાં કારીગરો પાસે વિસ્તીર્ણ મંડપ કરાવ્યો અને સારા નિયમવાળા સત્તાવીશ ઋત્વિજ બ્રાહ્મણોને વરાવ્યા.[૩૩] ચિતિ અને સારા વિસ્તારવાળી વેદીઓ કરાવી. બ્રાહ્મણો દેવીના બીજ સહિત મંત્રોનો જપ કરવા લાગ્યા અને વિધિસહિત કરેલા કુંડમાં જોઇએ તેવાં હવિ હોમવા લાગ્યા. મોટો હોમ થઈ રહ્યા પછી સારા સ્વરવાળી અને મધુર અક્ષરવાળી આકાશવાણીએ વિષ્ણુને બોલાવીને કહ્યું કેઃ—"હે વિષ્ણુ ! તમે સર્વદા દેવતાઓમાં અતિશ્રેષ્ઠ થશો.[૩૪ ૩૬] સર્વ દેવતાઓમાં માન દેવાયોગ્ય, પૂજવાયોગ્ય અને સમર્થ થશો. બ્રહ્મા અને ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ તમારી પૂજા કરશે.[૩૭] પૃથ્વીમાં તમારી ભક્તિ કરવાથી મનુષ્યો સઘળી રીતે સમર્થ થશે. સઘળાં મનુષ્યોની અને સઘળા દેવતાઓની ઇચ્છાને પૂર્ણ કરનાર, મોટા પરમેશ્વર, અને સર્વ યજ્ઞોમાં સઘળા યાજ્ઞિકોએ મુખ્યત્વે કરી પૂજવાયોગ્ય થશો.[૩૮ ૩૯] લોકો તમારૂં પૂજન કરશે અને તમે વરદાન દેનારા થશો. હે પુરૂષોત્તમ ! દાનવોથી અત્યંત પીડાએલા દેવતાઓ તમારો આશ્રય કરશે[૪૦] અને તમે સર્વના રક્ષક થશો. સર્વ પુરાણોમાં અને વિસ્તારવાળા વેદોમાં તમારી ઘણી કીર્ત્તિ ગવાશે અને તમે અત્યંત પૂજ્ય ગણાશો. પૃથ્વીમાં જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય ત્યારે ત્યારે તમારે તુરત અંશથી અવતરીને ધર્મનું રક્ષણ કરવું. પૃથ્વીમાં તમારા નોખાનોખા અવતારો સારી રીતે વિખ્યાત અને મહાત્માઓએ માન દેવાયોગ્ય થશે. હે વિષ્ણુ ! સર્વ લોકોમાં નોખનોખી યોનિઓમાં અવતાર લેવાથી તમે અત્યંત વિખ્યાત થશો. તમારા સર્વ અવતારોમાં અંશરૂપ શક્તિ તમારી સાથે રહેશે.૪૧-૪૫ વારાહી તથા નારસિંહી આદિ અનેક ભેદોવાળી તે શક્તિ સઘળાં કામ સિદ્ધ કરી દેશે.[૪૬] અનેક આયુધવાળી, શુભ આકારવાળી અને સર્વ આભરણોથી શણગારેલી તે શક્તિઓથી જોડાઈને તમે દેવતાઓનાં કામ સિદ્ધ કરશો. આ સઘળું મારાં વરદાનથી થશે. એ શક્તિઓનું તમારે ગર્વના લેશથી પણ કદી અપમાન

કરવું નહિ;૪૭-૪૮ પણ પ્રયત્નથી તેઓની પૂજા કરવી અને સર્વ પ્રકારે માન દેવું. ભરતખંડનાં માણસો એ શક્તિઓની પ્રતિમાઓમાં પૂજા કરશે અને તેથી તેઓ મનુષ્યોની સઘળી કામના પરિપૂર્ણ કરશે.૪૯.૫૦ તમારી અને એ શક્તિઓની કીર્ત્તિ સઘળા ભૂમંડલમાં સાતે દ્વીપોમાં સર્વત્ર પ્રખ્યાત થશે. હે ભાગ્યશાળી ! હે વિષ્ણુ ! ભૂમંડલમાં સકામ મનુષ્યો પોતાની ઈચ્છા પૂર્ણ થવાસારૂ અનેક ભાવનાઓથી અને અનેક ઉપહારોથી તમારી તથા એ શક્તિઓની મૂર્ત્તિઓનું નિરંતર પૂજન કરશે અને વેદોક્ત મંત્ર તથા નામ—મંત્રોના જપ કરશે. હે વિષ્ણુ ! માણસો પૂજન કરશે તેથી પૃથ્વીમાં અને સ્વર્ગમાં તમારો મહિમા વધશે.૫૧-૫૩

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વરદાન દઇને આકાશવાણી બંધ પડી અને તે સાંભળી વિષ્ણુ પ્રસન્ન થયા. તે પછી યજ્ઞની સમાપ્તિ કરી દેવતાઓનું તથા બ્રહ્માના પુત્ર મુનિઓનું વિસર્જન કરીને વિષ્ણુ ભગવાન પોતાના અનુચરોની સાથે વૈકુંઠમાં ગયા.૫૪ ૫૫ સર્વે દેવતાઓ ત્યાંથી પાછા પોતપોતાના સ્થાનકોમાં ગયા. ઋષિઓ પણ વિસ્મય અને ઘણો આનંદ પામીને પરસ્પરમાં તેજ વાતો કરતા કરતા પોતાના પવિત્ર આશ્રમોમાં ગયા.૫૬ ૫૭ અત્યંત ચોખ્ખી અને કાનને મધુર લાગે એવી આકાશવાણી સાંભળવાથી સઘળાઓને જગદંબામાં ભક્તિભાવ થયો. સર્વે બ્રાહ્મણો અને મુનિઓ ભક્તિયુક્ત થઈને, વેદમાં કહ્યા પ્રમાણે સર્વ ફળ આપનારૂં જગદંબાનું પૂજન સારી રીતે કરવા લાગ્યા.૫૮

**श्रुत्वावाणींपरमविशदांव्योमजांश्रोत्ररम्यां ।**
**सर्वेषांवै निविषयेभक्तिभावप्रजातः ॥**

**चक्रुःसर्वेद्विजमुनिगणाःपूजनंभक्तियुक्ताः ।**
**तस्याःकामांनिखिलफलदांचागमोक्तंमुनींद्राः॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

## अध्याय १४ मो.

### રાજા ધ્રુવસંધિનો ઇતિહાસ

**जनमेजयउवाच**

**श्रुतोवैहरिणाक्लृप्तोयज्ञोविस्तरतोद्विज ॥**
**महिमानंतथांबाया वदविस्तरतोमम ॥ १ ॥**

જનમેજય કહે છેઃ—હે વ્યાસ ! વિષ્ણુએ કરેલા યજ્ઞની વાત મેં વિસ્તારથી સાંભળી. હવે જગદંબાનો મહિમા વિસ્તારથી કહો.૧ તમારી કૃપાથી દેવીનું ચરિત્ર સાંભળીને હું ઉત્તમ યજ્ઞ કરીશ અને પવિત્ર થઇશ.૨

વ્યાસ કહે છેઃ—હે રાજા ! હુ દેવીનું ઉત્તમ ચરિત્ર કહું છું તે સાંભળો. આ વિષયમાં ઘણા વિસ્તારથી એક જુનો ઇતિહાસ કહું છું.૩ પૂર્વે કોસલ દેશમાં પુષ્પનો દીકરો ધ્રુવસંધિ નામે મહાતેજસ્વી અને સૂર્યવંશી મોટો રાજા હતો.૪ ધર્માત્મા, પ્રતિજ્ઞા પાળનાર, વર્ણ તથા આશ્રમોનું હિત કરવામાં તત્પર અને પવિત્ર નિયમવાળો એ રાજા અયોધ્યા નગરીમાં રાજ્ય કરતો હતો.૫ એના રાજ્યમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને બીજા લોકો પણ પોતપોતાની વૃત્તિમાં રહીને ધર્મથી વર્ત્તતા હતા.૬ રાજ્યમાં કોઇ પણ સ્થલે ચોર, ચાડીઆ, ધૂતારા, ઢોંગી, કૃતઘ્ન કે મૂર્ખ માણસો રહેતા નહિ.૭ આ પ્રમાણે ધર્મથી ચાલતા એ રાજાને રૂપાળી અને કામ-ભોગ આપનારી બે રાણીઓ હતી.૮ મનોરમા નામની મોટી રાણી સારા રૂપવાળી અને અત્યંત વિચક્ષણ હતી. તેમ લીલાવતી નામની ન્હાની રાણી પણ રૂપાળી અને ગુણવાળી હતી.૯ એ રાજા એ બે રાણીઓની સાથે ઘર, ઉપ-

વન, ક્રીડાના પર્વત, વાવો અને નાના પ્રકારના પ્રાસાદોમાં વિહાર કરતો હતો.[૧૦] મનોરમાએ શુભ સમયમાં ઉત્તમ અને રાજ્યલક્ષણવાળો 'સુદર્શન' નામનો કુંવર જણ્યો.[૧૧] લીલાવતીએ પણ તે પછી એક મહીને સારા પખવાડીઆમાં સારે દિવસે 'શત્રુજિત્' નામનો પુત્ર જણ્યો.[૧૨] પુત્રજન્મથી રાજી થએલા રાજાએ બન્ને કુંવરના જાતકર્માદિક સંસ્કાર કર્યા અને બ્રાહ્મણોને દાન આપ્યાં.[૧૩] રાજા તે બન્ને પુત્ર ઉપર સરખી પ્રીતિ રાખતો હતો. કદી પણ સ્નેહમાં ફેરફાર કરતો નહતો.[૧૪] શત્રુઓને તપાવનારા એ રાજાએ પ્રીતિથી પોતાના વૈભવ પ્રમાણે વિધિથી બન્ને કુંવરનો'ચૂડાકર્મ'નામનો સંસ્કાર કર્યો.[૧૫] રમતા, રૂપાળા, લોકોને રાજી કરનારા અને જેઓનો ચૌલસંસ્કાર થયો હતો એવા એ બે કુંવરો રાજાના મનનું અત્યંત આકર્ષણ કરતા હતા.[૧૬] મનોરમાનો પુત્ર સુદર્શન મોટો હતો અને લીલાવતીનો પુત્ર શત્રુજિત્ નાનો હતો. એઓમાં શત્રુજિત્ ઘણુંજ મધુર બોલતો હતો.[૧૭] સુંદર બોલનારા અને અત્યંત રૂપાળા એ શત્રુજીત્ ઉપર રાજાને વધારે પ્રીતિ થઈ અને પ્રજાઓને તથા મંત્રીઓને પણ તેજ પ્યારો લાગતો હતો.[૧૮] એના ગુણોને લીધે રાજાએ જેવી તેના ઉપર પ્રીતિ રાખવા માંડી તેવી સુદર્શન ઉપર રાખી નહિ. સુદર્શનનાં ભાગ્ય મંદ હોવાનેલીધે તેના ઉપર થોડી પ્રીતિ થઇ.[૧૯] આ પ્રમાણે સમય જતાં સર્વદા મૃગયા કરવામાં રૂચિવાળો ધ્રુવસંધિરાજા એક દિવસે વનમાં ગયો.[૨૦] મૃગ, રૂરૂ, હાથી, સૂવર, રોઝ, સસલા, પાડા, શરભ અને ગેંડાઓને મારતો, તે રાજા વનમાં ક્રીડા કરતો હતો.[૨૧] એ અત્યંત દારૂણ વનમાં ક્રીડા કરતો હતો, ત્યાં એક અત્યંત ક્રોધવાળો સિંહ ઝાડીમાંથી ઉઠયો. રાજાએ પ્રથમ તેને બાણથી વીંધ્યો

તેથી ક્રોધને વશ થએલા એ સિંહે આગળ ઉભેલા રાજાને જોઇને મેઘના સરખી ગર્જના કરી.[૨૨,૨૩] એ અતિ કોપવાળો સિંહ પુંછડું ઉચું કરી તથા કેશવાળી લાંબી કરી રાજાને મારી નાખવાસારૂ ઉંચે ઠેક્યો.[૨૪] એને જોઈ રાજા તુરત જમણા હાથમાં તરવાર અને ડાબા હાથમાં ઢાલ લઇને બીજા સિંહની પેઠે ઉભો રહ્યો.[૨૫] રાજાના જે સેવકો હતા તેઓ પણ સઘળા કોપ કરીને તે સિંહની ઉપર નોખનોખાં બાણ નાખવા લાગ્યા.[૨૬] મોટો હાહાકાર થઈ રહ્યો અને દારૂણ સંગ્રામ થયો. પછી મહાભયંકર સિંહે રાજા ઉપર તરાપ મારી ત્યાં તેને પડતો જોઈ રાજાએ ખડ્ગનો પ્રહાર કર્યો અને સિંહે પણ ત્યાં આવીને નખોની તીક્ષ્ણ અણીઓથી તેને ફાડી નાખ્યો.[૨૭-૨૮] નખથી ફાડી નાખેલો રાજા પડી ગયો અને મરી ગયો. તેના સર્વ સેનાવાળાઓ રડવા લાગ્યા અને તે સમયે તેઓએ બાણોથી સિંહને પણ મારી નાખ્યો.[૨૯] એવી રીતે સિંહ પણ ત્યાંજ મરણ પામ્યો અને રાજા પણ મરણ પામ્યો. સેનાવાળાઓએ ગામમાં આવીને મોટા મંત્રિઓની પાસે તે વાતનું નિવેદન કર્યું.[૩૦] મંત્રિઓએ રાજાને પરલોકમાં ગયો સાંભળી તે વનમાં જઇને તેના દાહાદિક સંસ્કાર કરાવ્યા.[૩૧] વસિષ્ઠમુનિએ પરલોકમાં સુખ આપે એવી તેની સઘળી મરણ સંબંધી ક્રિયા વિધિ સહિત કરાવી.[૩૨] પ્રજા, કારભારીઓ અને મહામુનિ વસિષ્ઠ પરસ્પરથી મળીને સુદર્શનને રાજા કરવાસારૂ વિચાર કરવા લાગ્યા.[૩૩] કારભારીઓ બોલ્યા કે મોટી રાણીનો પુત્ર સુદર્શન, શાંત અને સારાં લક્ષણવાળો હોવાથી તે રાજ્યાસનને યોગ્ય છે.[૩૪] વસિષ્ઠે પણ તેમજ કહ્યું કે 'આ ધ્રુવસંધિનો પુત્ર સુદર્શન બાળક છતાં પણ ધર્માત્મા છે માટે રાજાના આસનને યોગ્ય

છે.[૩૫] આ પ્રમાણે વૃદ્ધમંત્રીઓ વિચાર કરતા હતા ત્યાં ઉજ્જનનો રાજા યુધાજિત્ કે જે લીલાવતીનો પિતા થાય તે પોતાના જમાઇને મરણ પામેલો સાંભળી પોતાના દૌહિત્રનું સારૂં કરવા વાસ્તે ઉતાવળથી ત્યાં આવ્યો.[૩૬.૩૭] કલિંગ દેશનો રાજા વીરસેન કે જે મનોરમાનો બાપ થાય તે પણ પોતાના જમાઇને મરણ પામેલો સાંભળી પોતાના દૌહિત્ર સુદર્શનનું હિત કરવાની ઈચ્છાથી અયોધ્યામાં આવ્યો.[૩૮] સૈન્યવાળા અને મહા ભયંકર એ બન્ને રાજાઓ રાજ્યને વાસ્તે મુખ્ય મંત્રિઓની સાથે વિચાર કરવા લાગ્યા.[૩૯] ત્યારે યુધાજિતે પૂછ્યું કે "બન્ને કુંવરોમાં ગુણોથી મોટો કોણ છે? જે ગુણોથી મોટો હોય તેને રાજ્ય મળવું જોઇએ. ઓછા ગુણવાળાને કદી મળવું નહિ જોઇએ."[૪૦] ત્યાં વીરસેન પણ બોલ્યો કે "જે મોટો અને મોટી રાણીનો કુંવર હોય તેજ રાજ્યને યોગ્ય છે એમ મેં શાસ્ત્ર જાણનારાઓની પાસેથી સાંભળ્યું છે."[૪૧] વળી યુધાજિત્ બોલ્યો કે "આ શત્રુજિત્માં જેવી ગુણની મહત્તા છે અને જેવાં રાજલક્ષણ છે તે પ્રમાણે સુદર્શનમાં નથી."[૪૨] આવી રીતે બન્ને લોભી રાજાઓને ભારે વિવાદ ઉત્પન્ન થયો અને એ અતિ સંકટમાં સંદેહ મટાડવાને તો કોણજ સમર્થ થાય?[૪૩] યુધાજિત્ કારભારીને કહેવા લાગ્યો કે "તમો સ્વાર્થી લોકો છો તેથી સુદર્શનને રાજા કરીને રાજ્યનું ખાઈ જવા ઈચ્છો છો.[૪૪] તમારી હીલચાલ ઉપરથી તમારો આ વિચાર મારા જાણવામાં આવ્યો છે. શત્રુજિત્ પહોંચેલો છો તેથી તેને રાજ્ય આપવું તમોને ગમતું નથી.[૪૫] પણ હું જીવતાં છતાં સેનાવાળા અને ઉત્તમ ગુણવાળા કુંવરને છોડી દઇને નબળી બુદ્ધિવાળાને રાજ્ય કોણ આપી શકશે?[૪૬] હું અવશ્ય યુદ્ધ કરીશ; અને યુદ્ધમાં ખડ્ગની ધારાથી પૃથ્વી પણ ચીરાઈ જાય ત્યારે તમ લોકોની તો શીજ વાત કરવી?"[૪૭] આ વાત સાંભળીને વીરસેને યુધાજિત્ને કહ્યું કેઃ– "હે ડાહ્યા રાજા! બન્ને કુંવરોની બુદ્ધિ સરખી છે. એમાં કશો ફેરફાર નથી."[૪૮] આ પ્રમાણે બન્ને રાજાઓએ ભારે વિવાદ ઉઠાવતાં પ્રજા અને ઋષિઓનાં મન વ્યગ્ર થઈ ગયાં.[૪૯] પરસ્પરમાં વિરોધને ઈચ્છતા સામંત (તાબાના) રાજાઓ ઉદ્યમમાં લાગીને ક્લેશ ઉઠાવવાસારૂ પોતપોતાનાં સૈન્ય સાથે લઇને ત્યાં ભેગા થયા.[૫૦] શૃંગવેરપુરમાં રહેનારા કેટલાએક ભિલ્લો પણ રાજાને મરણ પામેલો સાંભળી રાજ્યના ધનનું હરણ કરવાસારૂ અયોધ્યામાં આવ્યા.[૫૧] કુંવરો બાલક છે અને પરસ્પરમાં કજીઓ ઉઠયો છે એમ સાંભળી દેશ દેશાંતરોમાંથી ચોરલોકો પણ ત્યાં આવ્યા.[૫૨] કજીઓ ઉત્પન્ન થતાં ત્યાં ભારે ધસાધસ થઈ રહી અને યુધાજિત્ તથા વીરસેન, એ બન્ને રાજાઓ યુદ્ધ કરવા સારૂ સજ્જ થયા.[૫૩]

**संमर्दस्तत्रसंजातःकलहेसमुपस्थिते ॥**
**युधाजिद्वीरसेनश्चयुद्धकामौबभूवतुः ॥५३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ચોદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪**

---

## अध्याय १५ मो.

## યુધાજિત્ અને વીરસેનનું યુદ્ધ

### વ્યાસ ઉવાચ

**संयुगेचसातितत्र नृपयोराहवायस पात्तशस्त्रयोः।**
**क्रोधलोभवशयोः समंततःसंबभूवतुमुलस्तुविमर्दः**

વ્યાસ કહે છેઃ–ક્રોધ અને લોભને વશ થએલા એ બે રાજાઓએ યુદ્ધ કરવાને વાસ્તે હથીઆર ઉપાડ્યાં અને યુદ્ધ ચાલુ થયું ત્યારે ચારેકોર ભારે સંઘર્ષ થયો.[૧] મોટા હાથવાળો યુધાજિત્ યુદ્ધ કરવાનો નિશ્ચય કરી પોતાનાં

સૈન્ય અને વાહનાદિકને સાથે લઇ સંગ્રામમાં ધનુષ ધરીને ઉભો.[૨] ઇંદ્રના સરખા તેજવાળો વીરસેન પણ પોતાના દૌહિત્રનું હિત કરવાને વાસ્તે ક્ષત્રિયોના ધર્મને અનુસરીને પોતાના સૈન્ય સહિત રણમાં ઉભો.[૩] ક્રોધથી ભરાએલો અને સાચા પરાક્રમવાળો એ વીરસેનરાજા યુધાજિત્‌ને રણમાં ઊભેલો જોઈ મેઘ જેમ પર્વત ઉપર જળની વૃષ્ટિ કરે તેમ તેના ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૪] વીરસેને શિલાથી સજાવેલાં અને ઘણા વેગવાળાં બાણોથી યુધાજિત્‌ને ઢાંકી દીધો, અને યુધાજિતે ભારે વેગથી પડતાં તે બાણોને પોતાનાં બાણોથી કાપવા માંડયાં.[૫] હાથી, ઘોડા અને રથોનું અત્યંત ઘોરયુદ્ધ થવા લાગ્યું. દેવ, મનુષ્ય અને મુનિઓ જોવા મળ્યા અને માંસ ખાવાની ઈચ્છાવાળા કાગડા અને ગરંજ આદિ મોટા પક્ષિઓના સમૂહોથી આકાશ તુરત ઘેરાઇ ગયું,[૬] ત્યાં હાથી, ઘોડા અને યોદ્ધાઓનાં શરીરમાંથી ભયંકર અને અદ્‌ભુત લોહીની નદી ચાલવા લાગી. યમલોકના માર્ગની વૈતરણી નદી જોવામાં આવતાં જેમ પાપી લોકો ત્રાસ પામે તેમ એ નદીને જોઇને બ્હીકણ લોકો ત્રાસ પામવા લાગ્યા.[૭] જેણે કાંઠાઓને પણ તોડી નાખ્યા એવા લોહીના પ્રવાહમાં તણાતાં કેશોથી વીટાએલાં માણસોનાં માથાં જાણે યમુનાના તીરમાં રહેનારા બાલકોએ રમવા સારૂ યમુનામાં તુંબડાં નાખ્યાં હોય તેમ શોભવા લાગ્યાં.[૮] કોઈ વીર મરણ પામીને રથમાંથી ધરતીપર પડતાં તેના ઉપર માંસને વાસ્તે ફર્યા કરતો ગધ્ર પક્ષી, જાણે પોતાના શરીરને રૂપાળું જોઇને એ માણસનો જીવ અત્યંત પરવશ છતાં પણ પાછો તેમાં પેસવાને ઈચ્છતો હોય એવો લાગતો હતો.[૯] યુદ્ધમાં મરણ પામેલો વીર પુરૂષ વિમાનમાં બેસીને, પોતાના ખોળામાં બેઠેલી અપ્સરાને પ્રિય વચન કહેતો હતો કેઃ–"સુંદરિ! હમણાં આ મારૂં શરીર બાણોથી કપાઇને પૃથ્વી ઉપર પડ્યા છતાં પણ કેવું શોભે છે તે તું જો."[૧૦] શત્રુએ મારી નાખેલો કોઈ વીર પુરૂષ અંતરિક્ષમાં જઈ અપ્સરાને પામીને તેની સાથે વિમાનમાં બેસે છે તેટલીવારમાં અગ્નિમાં તેના શરીરની સાથે પોતાનું શરીર બાળી દિવ્યદેહ ધરીને આવેલી તેની સ્વકીયા સ્ત્રીએ તેને જોરથી પકડયો.[૧૧] કોઈ બે મોટા વીર યુદ્ધમાં એકબીજાનાં શસ્ત્રોથી કપાઈ મરણ પામીને સ્વર્ગમાં સાથેજ જતા હતા તો ત્યાં પણ તેઓને એક અપ્સરાને વાસ્તે કજીઓ ઊઠતાં તેઓ ભારે હથીઆર લઇને પરસ્પર બહુજ પ્રહાર કરવા લાગ્યા.[૧૨] કોઈ જુવાન પોતાથી વધારે રૂપાળી અને ગુણવાળી અપ્સરાને પામીને પોતાના ઉપર પ્રેમ અવિચળ રખાવવા સારૂ પોતાના ઘણા ઘણા ગુણોની વાતો કરવા લાગ્યો અને પ્રેમયુક્ત થઇને તેનાજ ઉદ્દેશથી તેના ગુણોને મળતું અનુકરણ કરવા લાગ્યો.[૧૩] અત્યંત ઉડીને આકાશમાં ફેલાએલી પૃથ્વીરજ કે જેણે સૂર્યને ઢાંકી દીધો હતો અને દિવસની રાત્રિ કરી દીધી હતી, તેજ રજ અકસ્માત્ લોહીના સમુદ્રમાં ડૂબી જતાં મોટા પ્રકાશવાળો સૂર્ય પ્રકટ દેખાયો.[૧૪] કોઇ વીર આકાશમાં જઈ સુંદર મ્હોડાંવાળી અને પ્રેમવાળી અપ્સરાને પામ્યો; તોપણ પોતે ચતુર હોવાથી મારી અનુકૂલ નાયકપણાની કીર્ત્તિ વૃથા જશે એમ પોતાનો નિયમ ત્રુટવાની બ્હીકનેલીધે તે અપ્સરાનો અંગીકાર કરતો ન હતો.[૧૫] આ પ્રમાણે સંગ્રામ ચાલતાં યુધાજિત્‌રાજાએ અત્યંત દારૂણ તીવ્ર બાણોથી વીરસેનને માર્યો.[૧૬] બાણ વાગવાથી માથું કપાઇ પડતાં વીરસેનરાજા ધરતીપર પડયો અને તેનું સઘળું સૈન્ય ભાગીને ચારેકોર નાસી

ગયું.[૧૭] પોતાના પિતાને યુદ્ધમાં મરણ પામેલો સાંભળી મનોરમાને બ્હીક લાગી[૧૮] અને તેથી તે ચિંતા કરવા લાગી કે:—"પાપી અને ક્રૂર અંતઃકરણવાળો યુધાજિત્ મારા પિતાનું વૈર સંભારીને રાજ્યના લોભથી મારા પુત્રને મારી નાખશે,[૧૯] હું શું કરૂં અને કયાં જાઉં? મારો પતિ મરી ગયો. મારો પિતા પણ આજ યુદ્ધમાં કામ આવ્યો અને આ મારો પુત્ર બાલક છે.[૨૦] લોભ અત્યંત ભુંડો છે અને તેણે કોને વશ કરેલ નથી? મોટા રાજાને લોભનો આવેશ થાય ત્યારે તે શું ન કરે?[૨૧] લોભથી ઘેરાએલો માણસ મા, બાપ, ભાઇઓ, ગુરૂ, સ્વજન અને બાંધવોને પણ મારી નાખવામાં કશો વિચાર કરે નહિ.[૨૨] તૃષ્ણાથી દબાએલો માણસ અભક્ષ્યનું ભક્ષણ કરે, અગમ્યા સ્ત્રીમાં ગમન કરે અને ધર્મનો ત્યાગ પણ કરે.[૨૩] આ નગરમાં મારો કોઇ બલવાન સહાયક નથી કે જેના આધારમાં રહીને હું આ શુભ પુત્રનું પાલન કરૂં.[૨૪] યુધાજિત્‌રાજા મારા પુત્રને મારી નાખે તો પછી હું શુ કરૂં. હવે આ લોકોમાં કોઈ પણ મારો રક્ષક નથી કે જેના આધારથી હું સ્થિરતા રાખું.[૨૫] મારી શોકય લીલાવતી પણ સર્વદા ભારે વૈર રાખશે. મારા પુત્ર ઉપર દયા રાખશેજ નહિ[૨૬] હવે જો યુધાજિત્ અહીં આવશે તો તે પછી હું નીકળી શકીશ નહિ. મારા પુત્રને બાલક જાણીને તે આજ અમને અવશ્ય બંધનાલય (કેદ)માં લઈ જશે.[૨૭] મેં સાંભળ્યું છે કે, 'પૂર્વે ઇંદ્રે પોતાની સાવકી મા દિતિના પેટમાં પેસી હાથમાં નાનું વજ્ર લઇને તેના ગર્ભમાં રહેલા બાલકના સાત કટકા કર્યા હતા અને વળી તે એક એકના સાત સાત કટકા કર્યા હતા કે જેઓમાંથી સ્વર્ગમાં ઓગણપચાશ વાયુ થયા છે.[૨૮-૨૯] એક રાજાની રાણીએ પોતાની શોકયના ગર્ભનો નાશ કરવા સારૂ તે શોકયને ઝેર દીધું હતું.[૩૦] તેથી જે બાલક જન્મ્યો તે દેહમાં ઝેર સહિત જન્મવાનેલીધે 'સગરરાજા' એવા નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયો હતો. એ વાત મે સાંભળી છે.[૩૧] દશરથ રાજાની સ્ત્રી કૈકેયીએ પોતાનો પતિ જીવતાં છતાં શોકયના મોટા પુત્ર રામચંદ્રજીને વનમાં કહાડયા હતા અને તેથી દશરથરાજા મરી ગયા હતા.[૩૨] જેઓ મારા પુત્રને રાજ્ય આપવા ધારતા હતા તે મંત્રીઓ હમણાં યુધાજિત્‌ના હાથમાં ગયા છે તેથી સ્વાધીન નથી.[૩૩] મારો કોઈ શૂરવીર ભાઇ પણ નથી કે જે મને બંધનમાંથી છોડાવે. મને દૈવયોગથી મોટું કષ્ટ આવી પડયું.[૩૪] તોપણ ઉદ્યમ સર્વથા કરવો જોઇએ, પછી સિદ્ધિ થવી દૈવના હાથમાં છે; હવે પુત્રની રક્ષા કરવા વાસ્તે હુ તરત ઉપાય કરૂં."[૩૫] આ પ્રમાણે વિચાર કરી તે મનોરમા રાણીએ સઘળા કામમાં ચતુર, વિચાર લેવાયોગ્ય અને અતિ માનવાળા વિદલ્લ નામના એક ઉત્તમ મંત્રીને એકાંતમાં બોલાવીને બહુ દુઃખથી અને રાંકપણાથી પોતાના પુત્રને હાથમાં લઈ રોતાં રોતાં કહ્યું[૩૬-૩૭] કે:—"મારા પિતા યુદ્ધમાં કામ આવ્યા, આ પુત્ર બાળક છે અને યુધાજિત્ બલવાન રાજા છે તો હવે મારે શું કરવુ તે કહો."[૩૮] વિદલ્લે કહ્યું કે:-"હવે અહીં રહેવું યોગ્ય નથી. આપણે કાશીના વનમાં જતાં રહીશું અને ત્યાં સુબાહુ નામનો મારો મામો બલવાન છે તે આપણી રક્ષા કરશે.[૩૯,૪૦] યુધાજિત્‌ને મળવાની ઈચ્છાથી જઇએ છીએ એમ અહીં અભિપ્રાય દેખાડી ગામ બહાર નીકળી રથમાં બેસીને જતું રહેવું એમાં કાંઈ સંશય રાખવો નહિ."[૪૧] આ પ્રમાણે વિદલ્લે કહેતાં તે મનોરમા રાણીએ લીલાવતીની પાસે જઈને કહ્યું કે:—"હું તમારા પિતાને મળવા

વાસ્તે જાઉં છું."[૪૨] એમ કહી રથમાં બેસી એક દાસી અને વિદલ્લને સાથે લઇને મનોરમા ગામ બહાર નીકળી.[૪૩] ત્રાસ પામેલી, પીડાએલી, પિતાના શોકથી અત્યંત આકુલ અને કંગાલ થઈ ગએલી એ મનોરમા રાણી યુધાજિત્રાજાને મળી તથા પોતાના મરણ પામેલા પિતાનો દાહ સંસ્કાર કરાવીને ધ્રુજતી ધ્રુજતી ઉતાવળથી બે દિવસે ગંગાજીને કાંઠે પહોંચી.[૪૪ ૪૫] ત્યાં ભીલ્લ લોકોએ તેને લુંટી અને સઘળું ધન લઈ લીધું. એ નીચ ચોરો તેના રથને પણ લઇને ભાગી ગયા.[૪૬] સુંદર વસ્ત્રવાળી એ મનોરમા રોતી રોતી દીકરાને લઈ દાસીનો હાથ ઝાલીને ગંગાજીના કાંઠાપર ગઇ.[૪૭] ત્રાસથી વ્યાકુલ થએલી તે મનોરમા બ્હીકને લીધે તુરત મછવામાં બેસી પવિત્ર ગંગાજીને ઉતરીને ચિત્રકૂટ પર્વતમાં ગઈ.[૪૮] ત્રાસથી વ્યાકુલતાને લીધે તુરત ભારદ્વાજ નામના મુનિના આશ્રમમાં પહોંચી અને ત્યાં તપસ્વીઓને જોઇ નિર્ભય થઈ.[૪૯] ત્યાં મુનિએ તેને પૂછ્યું કે "તું કોણ છે ? કોની સ્ત્રી છે ? અહીં કષ્ટ ભોગવીને કેમ આવી છે ? હે સુંદરિ ! સાચું બોલજે.[૫૦] તું દેવ જાતિની છે કે મનુષ્ય જાતિની છે ? બાળક પુત્રને લઇને વનમાં શા માટે આવી છે ? હે કમળ સરખાં નેત્રવાળી સુંદરિ ! તું જાણે રાજ્યથી ભ્રષ્ટ થઈ હોય એવી જણાય છે."[૫૧] મુનિએ આ પ્રમાણે પૂછતાં તે મનોરમા કાંઈ બોલી નહિ પણ દુઃખના તાપથી રોતાં રોતાં તેણે ઉત્તર દેવાની વિદલ્લને આજ્ઞા કરી.[૫૨] વિદલ્લે મુનિને કહ્યું કેઃ— "ધ્રુવસંધિ નામે જે મોટા રાજા હતા તેમની આ મહારાણી છે અને આનું નામ 'મનોરમા' છે.[૫૩] એ મોટા બળવાળા સૂર્યવંશી રાજાને સિંહે મારી નાખ્યો છે, એ રાજાનો આ સુદર્શન નામનો પુત્ર છે.[૫૪] આ મનોરમાનો મહાધર્માત્મા બાપ દૌહિત્રને વાસ્તે યુદ્ધમાં મરણ પામ્યો છે અને યુધાજિત્‌ની બ્હીકથી આ નિર્જન વનમાં આવી છે.[૫૫] જેનો પુત્ર બાલક છે, એવી આ રાજાની દીકરી તમારેજ શરણે આવેલ છે. માટે હે ભાગ્યશાળી મોટા મુનિ ! તમે આની રક્ષા કરો.[૫૬] દુઃખીનું રક્ષણ કરવામાં યજ્ઞથી અધિક પુણ્ય છે અને તેમાં પણ જે કોઈના ત્રાસનેલીધે રાંક થઈ ગએલ હોય તેનું રક્ષણ કરવામાં વિશેષ ફળ કહેવાય છે."[૫૭]

ઋષિ કહે છેઃ—હે કલ્યાણિ ! હે પતિવ્રતા ! હે સુંદરિ ! તું નિર્ભય થઇને રહે, પુત્રનું પાલન કર અને શત્રુની બ્હીક રાખ નહિ.[૫૮] આ સુંદર પુત્રને ઉછેરી મોટો કર. આ તારો પુત્ર રાજા થશે. અહીં રેહેતાં તને શોક કે દુઃખ કદી થશે નહિ.[૫૯]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મુનિનું વચન સાંભળી તે મનોરમા સ્વસ્થ થઈ અને મુનિએ આપેલી એક ઝુંપડીમાં શોકનો ત્યાગ કરીને રહેવા લાગી.[૬૦] દાસી અને વિદલ્લની સાથે રહીને તે ત્યાં સુદર્શનનું પાલન કરવા લાગી.[૬૧]

सैरंध्रीसहितातत्रविदल्लेनचसंयुता ॥
सुदर्शनंपालयानान्यवसत्सामनोरमा ॥६१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫

---

## अध्याय १६ मो.

### ભારદ્વાજાશ્રમમાં સુદર્શનની શોધ

**વ્યાસ ઉવાચ**

युधाजित्त्वथसंग्रामाद्गत्वायोध्यांम [illegible]ः ॥
मनोरमांचपप्रच्छसुद[illegible]नजिघांसया ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—પછી મહાબળવાન યુધાજિતે તો સંગ્રામમાંથી અયોધ્યામાં આવીને સુદર્શનને મારી નાખવાની ઈચ્છાથી મનોરમાવિષે પૂછવા માંડ્યું.[૧] ક્યાં ગઈ ? ક્યાં ગઈ ?

એમ વારંવાર બોલીને શોધ કરવાને વાસ્તે સેવકોને મોકલ્યા અને સારે દિવસે પોતાના દૌહિત્ર શત્રુજિત્‌ને ગાદીપર બેસાડયો.[૨] મંત્રિઓએ અને વસિષ્ઠમુનિએ અથર્વવેદના શુભ મંત્રોથી અને જળ ભરેલા સંપૂર્ણ કળશોવડે શત્રુજિત્‌નો રાજ્યાભિષેક કર્યો.[૩] ભેરી, શંખ અને તૂર્યના શબ્દોથી નગરમાં ઉત્સવ થઈ રહ્યો.[૪] બ્રાહ્મણોના વેદઘોષથી, બંદિજનોના સ્તુતિશબ્દોથી અને મહામંગલરૂપ જય શબ્દોથી અયોધ્યામાં સઘળે આનંદ વર્તી રહ્યો.[૫] એ નવો રાજા ગાદીપર બેસતાં હૃષ્ટપુષ્ટ લોકોથી વ્યાપ્ત થએલી અને સ્તુતિ તથા વાજીંત્રોના શબ્દવાળી અયોધ્યાનગરી નવીનની પેઠે શોભવા લાગી.[૬] કેટલાએક સારા માણસો ઘરમાં બેસી સુદર્શનનો વિચાર કરી શોક કરવા લાગ્યા કે:—"એ રાજપુત્ર ક્યાં ગયો હશે?[૭] મહાપતિવ્રતા એ મનોરમા પોતાના પુત્રની સાથે ક્યાં ગઈ હશે ? એ બિચારીના પિતાને વૈરીએ રાજ્યના લોભથી યુદ્ધમાં મારી નાખ્યો."[૮] આ પ્રમાણે ચિંતા કરતા, સમ બુદ્ધિવાળા એ સજ્જનો દુઃખિત થઇને શત્રુજિત્‌ના સ્વાધીનમાં રહ્યા.[૯] યુધાજિત્ પણ વિધિ પ્રમાણે રાજ્યમાં દૌહિત્રનું સ્થાપન કરીને અને રાજ્યને મંત્રિઓના હાથમાં સોંપીને પોતાની નગરીમાં જવા લાગ્યો, ત્યાં સુદર્શનને મુનિઓના આશ્રમમાં રહેલો જાણી તેને મારવા સારૂ ભિલ્લ લોકોનો રાજા અને શૃંગવેરપુરનો અધિપતિ મહાવીર દુર્દર્શ કે જે 'બળ' નામથી પણ ઓળખાતો હતો, તેને અગ્રણી કરીને તુરત ચિત્રકૂટ પર્વતમાં ગયો.[૧૧.૧૨] બાલક પુત્રની મા મનોરમા એ રાજાને સૈન્યસહિત આવતો જાણી બહુજ દુઃખ પામી અને ભયથી પીડાવા લાગી.[૧૩] બહુજ શોકથી પીડાએલી અને જેની આંખોમાં આંસુ આવી ગયાં એવી મનોરમાએ તે ભારદ્વાજ મુનિને કહ્યું કે:-"યુધાજિત્ આવી ચૂક્યો. હવે હું શું કરૂં અને ક્યાં જાઉં?[૧૪] આ રાજાએ મારા પિતાને મારી નાખ્યો છે, પોતાના દૌહિત્રને રાજા કર્યો છે અને હવે મારા દીકરાને મારી નાખવાની ઇચ્છાથી સૈન્ય લઇને અહીં આવે છે."[૧૫] હે મુનિ ! મેં પૂર્વે સાંભળ્યું છે કે "વનવાસ મળતાં પાંડવો દ્રૈપદીસહિત મુનિઓના પવિત્ર આશ્રમમાં રહ્યા હતા.[૧૬] એક દિવસે એ પાંચે ભાઇઓ મૃગયા કરવા ગયા હતા અને દ્રૈપદી એ મુનિઓના શુભ આશ્રમમાં બેઠાં હતાં.[૧૭] ધૌમ્ય, અત્રિ, ગાલવ, પૈલ, જાબાલિ, ગૌતમ, ભૃગુ, ચ્યવન, અત્રિગોત્ર, કણ્વ, જતુ, ક્રતુ, વીતિહોત્ર, સુમંતુ, યજ્ઞદત્ત, વત્સલ, રાશાસન; કહોડ, યવક્રી, યજ્ઞકૃત્, અને બીજા પણ ભારદ્વાજ આદિ વેદપાઠ કરનારા ઉત્તમ મુનિઓ એ આશ્રમમાં રહેતા હતા.[૧૮ ૨૦] જેમાં ઘણા મુનિઓ હતા એવા એ આશ્રમમાં સર્વ અંગમાં રૂપાળાં દ્રૈપદી પોતાની દાસીઓની સાથે નિર્ભય થઇને રહ્યાં હતાં.[૨૧] શત્રુઓને તાપ આપનારા મહાવીર પાંડવો તો ધનુષબાણ લઇને મૃગોની પછવાડે જતાં જતાં એક વનથી બીજા વનમાં ગયા હતા.[૨૨] એ સમયમાં સિંધુ દેશનો રાજા જયદ્રથ સૈન્ય લઇને જતો હતો તે માર્ગમાં વેદનો શબ્દ સાંભળીને આશ્રમની પાસે આવ્યો.[૨૩] મહાત્મા મુનિઓનો વેદઘોષ સાંભળીને દર્શન કરવાની ઈચ્છાથી તુરત રથમાંથી ઉતર્યો.[૨૪] એ ઉદ્યમી રાજા મુનિઓને વેદ ભણતા જોઇ પોતાના બેજ સેવકોને સાથે લઇને ત્યાં ગયો. પ્રથમ હાથ જોડીને દૂર ઉભો રહ્યો અને પછી મુનિઓના આશ્રમમાં બેઠો. ત્યાં બેઠેલા એ રાજાને જોવાની ઈચ્છાથી સ્ત્રીઓ તથા મુનિપત્નીઓ ત્યાં આવી અને આ કયો રાજા છે એમ બોલવા લાગી.[૨૫ ૨૭] એ સ્ત્રી-

ઓમાં જાણે બીજાં લક્ષ્મીજ હોય એવાં સું-દરી દ્રૌપદી પણ આવ્યાં હતાં. તેમના ઉપર જયદ્રથની દૃષ્ટિ પડી.[૨૮] જાણે કોઈ દેવકન્યા હોય એવાં રૂપાળાં દ્રૌપદીને જોઇને જયદ્રથે ધૌમ્યમુનિને પૂછ્યું કે "આ જુવાન અને રૂપાળી સ્ત્રી કોણ છે?[૨૯] જાણે પૃથ્વીપર આવેલી ઇંદ્રાણી હોય તેમ શોભતી અને રૂપ તથા લાવણ્યવાળી આ સ્ત્રી કોની સ્ત્રી છે ? કોની દીકરી છે ? અને એનું નામ શું છે ?[૩૦] આ સુંદરી તો બાવળના વનમાં લવીંગની લતાની પેઠે અને રાક્ષસીઓના સમૂહમાં રહેલી રંભા અપ્સરાની પેઠે શોભે છે.[૩૧] હે મુનિ ! સાચી વાત કહેજો. આ સ્ત્રી કોની છે ? આ મુનિની સ્ત્રી નથી પણ રાજાની રાણી જેવી લાગે છે.[૩૨]

ધૌમ્યમુનિ કહે છે:—હે સિંધુદેશના મોટા રાજા ! પંચાળદેશના રાજાની દીકરી અને પાંડવોની પ્યારી પત્ની ઉત્તમ લક્ષણવાળી દ્રૌપદી આ ઉત્તમ આશ્રમમાં રહે છે.[૩૩]

જયદ્રથ પૂછે છે:—હા મેં સાંભળ્યું છે ખરૂં, કે મોટા બળવાળા વીર પાંડવો શોક છોડી દઇને આ આશ્રમમાં રહ્યા છે. પણ તે પાંચે પાંડવો હમણાં ક્યાં ગયા છે ?[૩૪]

ધૌમ્ય કહે છે:—પાંચે પાંડવો રથમાં બેસીને મૃગયા કરવા ગયા છે તે મૃગોને લઇને મધ્યાહ્નના સમયમાં આવશે.[૩૫]

આ પ્રમાણે ધૌમ્યનું વચન સાંભળી ત્યાંથી ઉઠીને જયદ્રથ દ્રૌપદીની પાસે ગયો અને પગે લાગીને બોલ્યો કે હે સુંદરિ ! તમે કુશળ છો ? તમારા પતિઓ ક્યાં ગયા છે ? આજ વનમાં તમને અગીયાર વર્ષ થઇ ગયાં.[૩૬,૩૭] દ્રૌપદી બોલ્યાં કે હે રાજપુત્ર ! તમારૂં કલ્યાણ થાઓ. આ આશ્રમની પાસે જરા વીસામો લ્યો. પાંડવો થોડીવારમાં આવશે.[૩૮] આ પ્રમાણે દ્રૌપદી બોલતાં હતાં ત્યાં લાલચથી ઘેરાએલા વીર જયદ્રથે મુનિઓનો અનાદર કરીને દ્રૌપદીનું હરણ કર્યું હતું, અને પછી પાંડવોએ તેમને છોડાવ્યાં હતાં.[૩૯] આથી સમજુ લોકોએ કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ જોઇએ. જો વિશ્વાસ કરે તો દુઃખ પામે છે. એ વિષયમાં બળિરાજા દૃષ્ટાંતરૂપ છે.[૪૦] વિરોચનનો પુત્ર અને પ્રલ્હાદજીનો પૌત્ર બળિરાજા મોટી લક્ષ્મીવાળો, ધર્માત્મા, પ્રતિજ્ઞાને પાળનાર, યજ્ઞોનો કરનાર, દાતા, શરણાગતનું રક્ષણ કરનાર, અને સત્પુરૂષોમાં માન પામેલો હતો.[૪૧] કદી પણ અધર્મમાં રૂચિ ધરાવતો નહિ. એ રાજાએ ઉત્તમ દક્ષિણાવાળા નવ્વાણુ યજ્ઞ કર્યા હતા.[૪૨] તે સમયમાં વિષ્ણુએ પોતે સત્વગુણમય શરીરવાળા, યોગીઓએ સેવવા યોગ્ય અને નિર્વિકાર છતાં પણ દેવતાઓનું કામ સિદ્ધ કરવાને વાસ્તે કપટથી કશ્યપને ઘેર વામનાવતાર લીધો હતો અને છળ કરીને બળિરાજા પાસેથી સમુદ્રો સહિત પૃથ્વી લઇ લીધી હતી.[૪૩ ૪૪] વિરોચનના દીકરા બળિરાજાએ પોતાનું વચન સત્ય કર્યું હતું અને વિષ્ણુએ ઇંદ્રને વાસ્તે કપટ કર્યું હતું એમ મેં સાંભળ્યું છે.[૪૫] જ્યારે સત્વગુણવાળા વિષ્ણુએ પણ યજ્ઞનો ભંગ કરવાની ઈચ્છાથી વામનરૂપ ધરીને કપટ કર્યું હતું ત્યારે બીજો પુરૂષ તો એવું કામ કેમજ ન કરે ?[૪૬] હે મુનિ ! કોઈ માણસે કોઇનો પણ કદી વિશ્વાસ કરવો નહિ જોઇએ. કેમકે ચિત્તમાં જો લોભ હોય તો પછી કોઇને પાપનો ભય રહેતો નથી.[૪૭] પ્રાણિઓ લોભનાં માર્યાં પાપ કરે છે. કોઈ પણ લોભીને કદી પણ પરલોકનો ભય રહેતો નથી.[૪૮] લોકો અત્યંત લોભના દબાણનેલીધે પારકું ધન લઈ લેવા સારૂ મન, કર્મ અને વચનથી મંડ્યા રહે છે.[૪૯] માણસો દેવતાઓનાં આરાધન કરીને નિરંતર ધનનીજ ઈચ્છા કરે છે અને દેવ-

તાઓ પણ પોતાના હાથમાં લઇને અનાયાસથી ધન આપી શકતા નથી પણ વેપારથી, દાનથી, ચોરીથી કે બલાત્કારથી બીજાનું ધન ખેંચાવીને આપે છે.[૫૦-૫૧] વેપારી વેચવાને વાસ્તે ઘણાંક ધાન્ય અને વસ્ત્રાદિકને લઈ દેવતાઓનું પૂજન કરે છે અને માગે છે કે મને આમાંથી ઝાઝું ધન મળજો.[૫૨] આ પ્રમાણે વેપારમાં પણ પારકું ધન લઈ લેવાની ઇચ્છા ન રહી ? રહીજ. કેમકે લીધેલો માલ વેચવાનો સમય થાય ત્યારે વેપારી તે માલની મોંઘવારી થવાનું ઈચ્છે છે.[૫૩] હે મુનિ ! આ પ્રમાણે સર્વે પ્રાણિઓ પરાયું ધન લઈ લેવાને ઈચ્છે છે માટે વિશ્વાસ કેમ રાખી શકાય.[૫૪] લોભ અને મોહથી ઘેરાએલાઓનાં તીર્થ, દાન અને અધ્યયન વૃથા જાય છે અને કર્યાં પણ ન કર્યાં થાય છે તોપણ માણસો લોભ અને મોહ રાખ્યા કરે છે.[૫૫] એટલામાટે આ યુધાજિત્‌ને પાછો તેને ઘેર મોકલો. હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હું તો જાનકી જેમ પોતાના પુત્રોસહિત વાલ્મીકિની પાસે રહ્યાં હતાં તેમ તમારી પાસે પુત્રસહિત રહીશ."[૫૬]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મનોરમાએ કહેતાં તે પ્રતાપવાળા ભારદ્વાજ મુનિએ યુધાજિત્‌રાજાની પાસે જઇને કહ્યું[૫૭] કેઃ–"હે રાજાઓમાં ઉત્તમ ! તમે તમારી રૂચિ પ્રમાણે પોતાના પુરમાં જાઓ. આ બાળક પુત્રની મા અને બહુજ દુઃખ પામેલી મનોરમા તો નહિ આવે."[૫૮]

યુધાજિત્‌ કહે છેઃ–હે ભલા મુનિ ! હઠ કરવી છોડી દો અને મનોરમાને આજ્ઞા આપો. મનોરમાને અહીં મૂકીને હું જઈશ નહિ. છેલ્લી વારે બળાત્કારથી પણ લઇ જઈશ.[૫૯]

ઋષિ કહે છેઃ–હવે જો તારી શક્તિ હોય તો પૂર્વે વિશ્વામિત્ર જેમ વસિષ્ઠ મુનિની ગાય લઈ ગયા હતા તેમ બળાત્કારે મારા આશ્રમમાંથી મનોરમાને લઇ જા.[૬૦]

नयस्वयदिशक्तिस्तेबलेनाद्यममाश्रमात् ॥
विश्वामित्रोयथाधेनुंवासिष्ठस्यमुनेःपुरा ॥६०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬

---

# અધ્યાય ૧૭ મો.

## સુદર્શનને કામબીજની પ્રાપ્તિ

### વ્યાસ ઉવાચ

इत्याकर्ण्यवचस्तस्य नेस्तत्रावनीपतिः ॥
मंत्रिवृद्धंसमाहूयपप्रच्छतमतंद्रितः ॥ १ ॥

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે મુનિનું વચન સાંભળી યુધાજિતે વૃદ્ધ મંત્રીને બોલાવીને તેને ચાહેતથી પૂછ્યું[૧] કે "હે ઉત્તમ બુદ્ધિવાળા ! આ વિષયમાં હવે મારે શું કરવું તે કહો. હું તો એવું ધારૂં છું કે બલાત્કારથી આ મનોરમાને તેના પુત્રસહિત લઈ જાઉં.[૨] કારણ કે શુભ ઈચ્છનારા પુરૂષે નાના શત્રુની પણ ઉપેક્ષા નહિ કરવી જોઇએ. કેમકે ક્ષયરોગની પેઠે વધીને તે મોતનું કારણ થાય છે.[૩] આ મુનિની પાસે સેના કે યોદ્ધા નથી કે જે મને અટકાવે. આ સુદર્શન કે જે મારા દૌહિત્રનો શત્રુ છે તેને પકડીને મારી નાખું તો રાજ્ય નિષ્કંટક થાય. સુદર્શન મરી જાય તો શત્રુજિત્‌ નિર્ભય થાય એટલા માટે હવે મારે બલાત્કારે યત્ન કરવો જોઇએ.[૪-૫]

મંત્રી કહે છેઃ–હે રાજા સાહસ નહિ કરવું જોઇએ. મુનિએ વિશ્વામિત્રનું દૃષ્ટાંત કહ્યું તે વચન તમે સાંભળ્યું ?[૬] પૂર્વે ગાધિરાજાના દીકરા, મોટી લક્ષ્મીવાળા અને અતિ પ્રખ્યાત વિશ્વામિત્રરાજા ફરતાં ફરતાં વસિષ્ઠના આશ્રમમાં ગયા હતા.[૭] વસિષ્ઠને પ્રણામ કરી પ્રતાપી મોટા રાજા વિશ્વામિત્ર, મુનિએ આપેલા શુભ

આસનપર બેઠા.[૮] મહાત્મા વસિષ્ઠે ભોજનને વાસ્તે નોતરૂં આપતાં મોટી કીર્તિવાળા વિશ્વામિત્ર પોતાના સૈન્ય સહિત ત્યાં રોકાયા.[૯] વસિષ્ઠની પાસે નંદિની નામની કામધેનુ હતી તેણે સઘળું ભક્ષ્યભોજ્યાદિક સિદ્ધ કરી આપતાં રાજાએ પોતાના સૈન્યસહિત મન ભાવતું ભોજન કર્યું.[૧૦] એ સઘળો નંદિનીનો પ્રતાપ જાણીને વિશ્વામિત્રરાજાએ વસિષ્ઠની પાસે તે ગાયની માગણી કરી[૧૧] કે "હે મુનિ! હું તમને ઘડા સરખાં આઊવાળી હજાર ગાયો આપીશ પણ નંદિની ગાય મને આપો, હું માગી લઉં છું."[૧૨] વસિષ્ઠ બોલ્યા કે "આ ગાયથીજ મારી હોમની ક્રિયા ચાલે છે માટે હું કોઈ રીતે આપીશ નહિ. તમારી હજાર ગાયો ભલે તમારી પાસેજ રહી."[૧૩] વિશ્વામિત્રે કહ્યું કે:—"તમારી ઈચ્છા હોય તો દશ હજાર અથવા લાખ ગાયો બીજી આપું પણ નંદિની મને આપો અને નહિ આપો તો બલાત્કારથી લઇશ."[૧૪] વસિષ્ઠ બોલ્યા કે "હે રાજા! બલાત્કારથી લેવી હોય તો ભલે લો. મારી ઈચ્છાથી મારા ઘરમાંથી હું તમને નંદિની આપતો નથી."[૧૫] વસિષ્ઠનું વચન સાંભળી વિશ્વામિત્રરાજાએ પોતાના મહાબલવાન સેવકોને આજ્ઞા કરી કે "તમો બળ અને અભિમાન ધરાવીને નંદિની ગાય લઈ જાઓ."[૧૬] સેવકોએ ગાયને બલાત્કારથી પકડીને બાંધી લીધી. ત્યારે ધ્રુજતી અને આંસુ ખેરતી તે નંદિનીએ વસિષ્ઠને કહ્યું[૧૭] કે "હે મુનિ! મારો શા માટે ત્યાગ કરો છો કે જેથી આ લોકો મને બાંધીને ખેંચે છે." વસિષ્ઠે કહ્યું કે:—"હે ઉત્તમ દૂધ દેનારી! હું તારો ત્યાગ કરતો નથી;[૧૮] પણ આ રાજા કે જેની મેં મેહેમાની કરી તે બલાત્કારથી તને લઇ જાય છે. હું મારા મનથી પણ તારો ત્યાગ કરવાને ઈચ્છતો નથી પણ શું કરૂં."[૧૯] મુનિએ આમ કહેતાં ગાયે ક્રોધ કરીને તુરત ક્રૂર અને મહાદારૂણ 'હંભા' શબ્દ કર્યો.[૨૦] એ શબ્દ થતાંજ ગાયના દેહમાંથી 'ઉભો રહેજે! ઉભો રહેજે!' એમ બોલતા હથીયારવાળા અને કવચવાળા મહાભયંકર દૈત્યો નીકળ્યા.[૨૧] એ દૈત્યોએ વિશ્વામિત્રના સઘળા સૈન્યને મારી નાખીને નંદિનીને છોડાવી. પાપનેલીધે મહાદુઃખ પામેલા વિશ્વામિત્ર અત્યંત રાંક થઇને ક્ષત્રિયોના બળને ધિક્કારતા ધિક્કારતા એકલા નીકળી ગયા અને બ્રાહ્મણોના બળને મોટું તથા ન પહોંચાઈ શકે એવું માનીને તપ કરવા લાગ્યા.[૨૨,૨૩] પછી વિશ્વામિત્ર મોટા વનમાં ઘણાં વર્ષો સુધી ઘોર તપ કરી ક્ષત્રિયપણું છોડી દઇને ઋષિપણું પામ્યા હતા.[૨૪] એટલામાટે હે યુધાજિત્‌રાજા! તમે પણ તપસ્વીઓની સાથે અદ્ભુત વૈર અને સંગ્રામ ન કરો કેમકે તેથી કુળનો નાશ થઈ જાય.[૨૫] હે મોટા રાજા! હવે તપના ભંડારરૂપ આ ભારદ્વાજ મુનિની આશ્વાસના કરીને તમે પાછા વળો. સુદર્શન પોતાની અનુકૂળતા પ્રમાણે ભલે અહીં રહ્યો.[૨૬] આ નિર્ધન બાળક તમારૂં શું ભુંડું કરશે. અનાથ અને દુર્બળ બાલક ઉપર આ તમારો વૈરભાવ વૃથા છે.[૨૭] સર્વ ઉપર દયા કરવી જોઇએ. આ જગત દૈવાધીન છે માટે ઈર્ષ્યા રાખવામાં શો સાર છે? જે થવાનું હશે તે થશે.[૨૮] હે રાજા! કોઈ સમયે દૈવયોગથી વજ્ર પણ ખડ સરખું થઈ જાય છે અને કોઇ સમયે દૈવયોગથી ખડ પણ વજ્રસરખું થાય છે.[૨૯] કોઈ સમયે દૈવયોગથી સસલો સિંહને મારી નાખે છે અને મચ્છર હાથીને પણ મારી નાખે છે. માટે હે બુદ્ધિમાન રાજા! સાહસ કરવું છોડી દો અને મારૂં હિતવચન માનો.[૩૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મંત્રીનું વચન સાંભળી મોટારાજા યુધાજિત્ તે મુનિને મસ્તકથી પ્રણામ કરીને ત્યાંથી પોતાના પુરમાં ગયો.[૩૧] મનોરમા પણ સ્વસ્થ થઇને આશ્રમમાં રહી અને સારા નિયમવાળા પોતાના પુત્ર સુદર્શનને પાળવા લાગી.[૩૨] એ કુમાર દિવસે દિવસે મોટો થતો ગયો અને નિર્ભયપણાથી ચારેકોર મુનિઓના બાલકોની સાથે રમવા લાગ્યો.[૩૩] એક દિવસે રમતના સ્થળમાં વિદલ્લને આવતો જોઈ એક મુનિના પુત્રે 'હે ક્લીબ'! (હે નપુંસક!) એમ હળવેથી બોલીને તેને સુદર્શનની પાસે બોલાવ્યો.[૩૪] મુનિનો પુત્ર બોલ્યો તેમાંથી ક્લી એ એક અક્ષર સ્ફુટ રીતે સુદર્શનના સાંભળવામાં આવતાં તે સુદર્શન એ અનુસ્વાર વગરના અક્ષરનુંજ વારંવાર ઉચ્ચારણ કરવા લાગ્યો.[૩૫] એ કામરાજબીજ કે જે એવી રીતે મનમાં આવી ગયું તેને ચિત્તમાં ધરી લઇને એ બાલક પ્રેમથી બહુજ જપવા લાગ્યો.[૩૬] હે જનમેજય રાજા! એ પ્રમાણે ભાવિના યોગથી એ બાલકે તે અદ્ભુત કામરાજ નામનું બીજ પોતાની મેળેજ મનમાં પકડી લીધું.[૩૭] એ ઋષિ, છંદ તથા ન્યાસ—ધ્યાન વગરનો પણ સર્વોત્તમ મંત્ર તેને પાંચમે વર્ષે મળ્યો.[૩૮] નિરંતર એ મંત્રનોજ જપ કરતાં તે સુદર્શન રમતો હતો અને સૂતો હતો. આમાં કાંઇક ચમત્કાર છે એમ જાણીને તે કદી પણ ભૂલતો ન હતો.[૩૯] તે રાજકુમારને અગીઆરમું વર્ષ બેસતાં મુનિએ તેને જનોઇ દીધું અને વેદ, અંગસહિત ધનુર્વેદ અને નીતિશાસ્ત્રો પણ વિધિથી ભણાવ્યાં. મંત્રની શક્તિથી તેને તુરતજ સઘળી વિદ્યાનો અભ્યાસ થઇ ગયો.[૪૦.૪૧] એ સુદર્શન કોઈ સમયે દેવીનું પ્રત્યક્ષરૂપ પણ દેખતો હતો. રાતાં વસ્ત્રવાળાં, રાતા વર્ણવાળાં, સર્વ અંગોમાં રાતાં આભરણવાળાં અને ગરૂડ ઉપર બેઠેલાં તે અદ્ભુત વૈષ્ણવી શક્તિને જોઇને તે રાજકુમારનું મુખ પ્રસન્ન થતું હતું[૪૨.૪૩] વનમાં રહેલો, સઘળી વિદ્યાના અર્થ તથા તત્વને જાણતો અને પોતાની માની સેવા કરતો તે રાજકુમાર નદીને કાંઠે રમતો હતો.[૪૪] દેવીએ પોતે તેને ધનુષ, શિલાથી સજેલાં બાણો, ભાથા અને કવચ પણ આપ્યાં હતાં.[૪૫] એ સમયે દિવ્ય અને સઘળા શુભ લક્ષણવાળી શશિકલા નામની કાશીના રાજાની પ્યારી કુંવરીએ વનમાં રહેલા, સર્વ લક્ષણ સંપન્ન, શૂર અને બીજા કામદેવ સરખા રૂપાળા એ રાજકુમાર સુદર્શનની વાત સાંભળી.[૪૬ ૪૭] બંદીજનના મ્હોડાથી એ અત્યંત સુંદર સુદર્શનની વાત સાંભળીને શશિકલાએ તેને વરવાની મનમાં ઈચ્છા કરી.[૪૮] રાત્રિમાં જગદંબા શક્તિએ તેના સ્વપ્નમાં આવી ઉભાં રહી ધીરજ આપીને તેને કહ્યું કેઃ—"હે સુંદરિ! સુદર્શન નામનો જે મારો ભક્ત છે તેને તું વરજે અને મારા વરદાનથી એ તારી સર્વ ઇચ્છા પરિપૂર્ણ કરશે."[૪૯.૫૦] આ પ્રમાણે ઘણા માનવાળી શશિકલા સ્વપ્નમાં જગદંબાનું મનોહર રૂપ જોઇ અને જાગ્રતમાં તેમના વચનનું સ્મરણ કરીને રાજી થઈ.[૫૧] ઉઠી ત્યારે તેનો આનંદ જોઇને તેની માએ વારંવાર આનંદના કારણવિષે પૂછવા માંડયું. પણ શશિકલાએ બહુજ લજાવાથી કંઈ કહ્યું નહિ.[૫૨] રાજી થએલી તે શશિકલા વારંવાર સ્વપ્નનું સ્મરણ આવવાથી હસવા લાગી અને પછી તેણે પોતાની સખીની પાસે સ્વપ્નનું વૃત્તાંત વિસ્તારથી કહ્યું.[૫૩] કોઇ દિવસે મોટાં નેત્રવાળી એ શશિકલા ચંપકથી શોભી રહેલા સુંદર ઉપવનમાં સખીની સાથે વિહાર કરવા ગઈ.[૫૪] ચંપકની નીચે ઉભીને ફૂલ વીણતી એ કન્યાએ માર્ગમાં ઉતાવળથી આવતા એક બ્રાહ્મણને દીઠો.[૫૫] એ બ્રાહ્મણને પગે લા-

ગીને તેણે મધુર વચન કહ્યું કેઃ—"હે મહારાજ! તમે ક્યા દેશથી આવો છો."[૫૬] બ્રાહ્મણે કહ્યું કેઃ—"હે પુત્રિ! ભારદ્વાજના આશ્રમથી કાંઈ કામનેલીધે મારૂં આવવું થયું છે. તારે શું પૂછવાનું છે તે મને કહે."[૫૭] શશિકલા બોલી કે "હે મહારાજ! એ ભારદ્વાજના આશ્રમમાં વર્ણન કરવાયોગ્ય, સર્વ લોકમાં ઉત્તમ અને વિશેષે કરી જોવા જેવું શું છે તે મને કહો."[૫૮]

બ્રાહ્મણ કહે છેઃ—એ આશ્રમમાં ધ્રુવસંધિ રાજાનો સુદર્શન નામે અત્યંત રૂપાળો કુંવર છે. હે સુંદરિ! સર્વ પુરૂષોમાં ઉત્તમ તે કુમારનું દર્શન ઘણું સુંદર હોવાનેલીધે તેનું 'સુદર્શન' એવું નામ યથાર્થ છે.[૫૯] જેણે એ સુંદર સુદર્શન કુમારને દીઠો નથી તેનાં નેત્ર અત્યંત નિષ્ફળ છે એમ હું ધારૂં છું.[૬૦] સ્રજવાની ઇચ્છાવાળા બ્રહ્માએ કૌતુકથી સર્વ ગુણોના સમૂહને એકઠો જોવાસારૂજ તે સુદર્શનમાં સઘળા ગુણો એકઠા કરી નાખ્યા છે એમ હું માનું છું.[૬૧] એ કુમાર તને યોગ્ય છે તેથી તારો ભર્ત્તા થવો જોઇએ. મણિ અને સુવર્ણના યોગજેવો તારો અને એનો યોગ દૈવે કરી રાખ્યો હોય એમ લાગે છે.[૬૨]

**तवयोग्यःकुमारोसौभर्त्ताभवितुमर्हति ॥**
**योगोयंविहितोप्यासीन्मणिकांचनयोरिव॥६२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

---

# अध्याय १८ मो.

## સુબાહુરાજાનો—કન્યાસ્વયંવર—સમારંભ

**વ્યાસ ઉવાચ**

**श्रुत्वातद्वचनंश्यामाप्रीतियुक्ताबभूवह ॥**
**गत ब्राह्मणस्तस्मा स्थानादुक्त्वासमाहितः॥**

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે તે બ્રાહ્મણનું વચન સાંભળીને શશિકલાને પ્રેમ ઉત્પન્ન થયો અને એ બ્રાહ્મણ એટલા સમાચાર કહીને સાવધાનપણે તે સ્થાનકમાંથી ચાલ્યો ગયો.[૧] બ્રાહ્મણ ગયા પછી શશિકલા કે જેને પ્રથમથીજ સુદર્શનમાં અનુરાગ લાગ્યો હતો તે જાણે કામદેવનાં બાણથી ઘવાઇ હોય તેમ વિશેષ પ્રેમમાં ડૂબીને અત્યંત ઉત્કંઠિત થઇ.[૨] કામદેવથી પીડાએલી તે શશિકલાએ પોતાની ઈચ્છાને અનુસરનાર સખીને કહ્યું[૩] કેઃ—"જેના શ્રવણથી મને દેહમાં વિકાર ઉત્પન્ન થયો તે રાજકુમાર સુદર્શન કે જે ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલ છે અને જેના રસના જ્ઞાનને લોકો જાણતા નથી તેને આ દુષ્ટ કામદેવ નહિ પીડતો હોય? હું શું કરૂં અને કયાં જાઉં?[૪] મેં સ્વપ્નમાં જોએલો એ બીજા કામદેવ સરખો રાજકુમાર વિરહથી આકુલ થએલા મારા કુણા મનને બહુજ તપાવે છે.[૫] હે સખિ! મારા શરીરમાં લાગેલું ચંદન મને ઝેર જેવું લાગે છે, આ માળા સર્પ જેવી લાગે છે અને ચંદ્રનાં કિરણો અગ્નિ જેવાં લાગે છે.[૬] પ્રાસાદમાં, વનમાં, વાવમાં કે પર્વતમાં દિવસે કે રાત્રિએ સુખનાં સાધનોથી મને સુખ પ્રાપ્ત થતું નથી.[૭] મારા નેત્રને તેના દર્શનનો પરમાનંદ મળ્યો નથી ત્યાંસુધી શય્યા, તાંબૂલ, ગીત કે વાદિત્ર મારા મનને પ્રસન્ન કરનાર નથી.[૮] એ શઠ—નાયક જ્યાં રહે છે તે વનમાં આજ હું જાઉં, પણ કુલની લાજથી બ્હીઉં છું અને વળી પિતાને પરતંત્ર છું.[૯] મારા પિતા પણ મારો સ્વયંવર કરતા નથી. હવે હું શું કરૂં? હું તો રાજકુમાર સુદર્શનની દાસી છું.[૧૦] બીજા મોટી સમૃદ્ધિવાળા સેંકડો રાજાઓ છે પણ એઓ મને સારા લાગતા નથી અને સુદર્શન રાજ્ય રહિત છે તોપણ પ્રિય લાગે છે."[૧૧] આ પ્રમાણે એકલો, નિર્ધન, સૈન્ય રહિત, વનમાં રહેનાર

અને ફળનો આહાર કરીને રહેનારો છતાં પણ સુદર્શનજ તેના મનમાં ઠસી રહ્યો.[૧૨] દેવીના વાગ્બીજના જપથી એ એને સિદ્ધિ પ્રાપ્ત થઈ. સુદર્શન પણ ધ્યાનમાં લાગીને ઉત્તમ મંત્રનો જપ કરતો હતો અને વિષ્ણુની માયારૂપ જગદંબા કે જે અખંડિત, અવ્યક્ત અને સઘળી સંપત્તિ આપનાર છે તેમને સ્વપ્નમાં દેખતો હતો.[૧૩-૧૪] શૃંગવેરપુરના અધિપતિ ભિલ્લે સુદર્શનની પાસે આવીને તેને સઘળા ઉપસ્કરવાળો ઉત્તમ રથ આપ્યો.[૧૫] એ રાજકુમાર જીત મેળવશે એમ જાણીને તેણે ચાર ઘોડાવાળો અને ઉત્તમ પતાકાથી શણગારેલો એ રથ ભેટ આપ્યો.[૧૬] મિત્રપણાથી રહેલા તે ભિલ્લનો તેણે પ્રીતિથી સ્વીકાર કર્યો અને વનમાં થએલાં ફળમૂલોથી તેનો સત્કાર કર્યો.[૧૭] સત્કાર સ્વીકારીને તે ભિલ્લોનો રાજા ગયા પછી પરસ્પરમાં પ્રીતિ પામેલા તપસ્વીઓએ તે સુદર્શનને કહ્યું[૧૮] કેઃ–"હે રાજકુમાર ! તું થોડા દિવસમાં પ્રતાપથી અવશ્ય અવિચલ રાજ્ય પામીશ અને નિશ્ચિંત થઈશ એમાં સંશય નથી.[૧૯] વર આપનારાં અને જગતને મોહ કરનારાં જગદંબા તને પ્રસન્ન થઈચૂક્યાં છે તને આ સહાય સારો મળ્યો છે માટે ચિંતા રાખીશ નહિ."[૨૦] ઉત્તમ નિયમવાળા એ મુનિઓએ મનોરમાને પણ તેમજ કહ્યું કેઃ–" હે સુંદરિ ! હવે તારો પુત્ર પૃથ્વીપતિ થશે !"[૨૧] મનોરમા બોલી કે "તમારૂં વચન સફલ થાઓ. હે બ્રાહ્મણો ! આ તમારો દાસ છે. મહાત્માઓની સેવાથી કલ્યાણ થાય તેમાં શું આશ્ચર્ય છે.[૨૨] તથાપિ મારા પુત્રને સૈન્ય, મંત્રિઓ, ભંડાર કે સહાય કોઈ પણ નથી તો કયા ઉપાયથી એ રાજ્ય મેળવવાને યોગ્ય થશે.[૨૩] આ મારો પુત્ર તમારા આશીર્વાદથીજ પૃથ્વીપતિ થશે એમાં સંદેહ નથી. કારણ કે તમો મંત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ છો.[૨૪]

વ્યાસ કહે છેઃ–એ બુદ્ધિમાન સુદર્શન રથમાં બેસીને જ્યાં જતો હતો ત્યાં એકલો છતાં પણ તેજનેલીધે જાણે અક્ષૌહિણી સેનાથી વીંટાયલો હોય એવો લાગતો હતો.[૨૫] સુદર્શન કે જે સર્વદા પ્રીતિપૂર્વક જપ કરતો હતો તેનો એ પ્રતાપ બીજા કોઇથી નહિ પણ બીજરૂપ મંત્રથીજ થયો હતો.[૨૬] જે માણસ સદ્‌ગુરૂની પાસેથી એ અદ્‌ભુત કામરાજબીજનો ઉપદેશ લઈને પવિત્ર અને શાંતપણાથી જપ કરે તેના સઘળા મનોરથ પરિપૂર્ણ થાય.[૨૭] હે રાજા ! ભગવતી પ્રસન્ન થાય ત્યારે પૃથ્વીમાં કે સ્વર્ગમાં એવી કોઈ વસ્તુ નથી કે જે દુર્લભ થાય.[૨૮] જેઓના મનમાં ભગવતીના પૂજન આદિનો વિશ્વાસ ન હોય તેઓ મંદ, અતિ દુર્ભાગ્ય અને રોગોથી ઉપદ્રવ પામેલા રહે છે.[૨૯] ભગવતીજ સૃષ્ટિના આરંભમાં સઘળા દેવતાઓને ઉત્પન્ન કરે છે માટે 'આદિમાતા' એવા નામથી પ્રખ્યાત છે.[૩૦] બુદ્ધિ, કીર્તિ, ધૃતિ, લક્ષ્મી, શક્તિ, શ્રદ્ધા, મતિ, અને સ્મૃતિરૂપે તે સર્વ પ્રાણી માત્રને પ્રત્યક્ષ દેખાય છે.[૩૧] માયાથી મોહ પામેલા લોકો જગદંબાને જાણતા નથી અને કેટલાએક મૂર્ખો જગદીશ્વરી અને મંગળરૂપ દેવીને કુતર્કથી ભજતા નથી.[૩૨] બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર, વરૂણ, યમ, વાયુ, અગ્નિ, કુબેર, ત્વષ્ટા, પૂષા, અશ્વિનીકુમાર, ભગ, આદિત્ય, વસુઓ, રૂદ્ર, વિશ્વેદેવા અને મરૂદ્‌ગણો એ સર્વે દેવતાઓ સૃષ્ટિ, સ્થિતિ તથા સંહાર કરનારાં એ દેવીનું ધ્યાન કરે છે.[૩૩,૩૪] એ પરમાત્મારૂપ દેવીનું કયો વિદ્વાન સેવન ન કરે. સર્વ સુખ આપનારાં એ મંગલરૂપ દેવી સુદર્શનના જાણવામાં આવ્યાં હતાં.[૩૫] અત્યંત દુષ્પ્રાપ્ય, વિદ્યા તથા અવિદ્યારૂપ, યોગથી જણાય એવાં અને મોક્ષની ઇચ્છાવાળાઓને

અત્યંત વાહાલાં એ પરાશક્તિ પરબ્રહ્મજ છે.[૩૬] એ દેવી કે જે ત્રણ પ્રકારની સૃષ્ટિ કરીને પરમાત્માને દેખાડે છે તેના આલંબન વિના પરમાત્માના સ્વરૂપને કોણ જાણી શકે! એ દેવીનું મનથી ચિંતન કરતો સુદર્શન તો રાજ્ય મળવા કરતાં પણ વધારે સુખ પામીને વનમાં રહ્યો હતો.[૩૮] કામદેવનાં બાણોથી અત્યંત પીડાતી તે શશિકલા પણ પોતાના દુઃખીઆ શરીરને નિરંતર અનેક પ્રકારના ઉપચારોથીજ જીવતું રાખતી હતી.[૩૯] એ સમયમાં તેના પિતા સુબાહુએ પોતાની કન્યાને પરણાવવાયોગ્ય જાણીને આલસ્ય છોડી દઇ સ્વયંવરનો આરંભ કર્યો.[૪૦] સ્વયવર કે જે કરવાની રાજાઓવિના બીજાઓને શાસ્ત્રથી છુટ નથી તેના ત્રણ પ્રકાર વિદ્વાનોએ કહેલા છે.[૪૧] એક ઈચ્છાસ્વયંવર, કે જેમાં કન્યા પોતાની ઇચ્છા પ્રમાણે વરને વરી શકે છે. બીજો 'પણ સ્વયંવર ' કે જેમાં અમુક સરત પાળનાર પુરૂષનેજ કન્યા આપવામાં આવે છે. જેમકે રામચંદ્રજીએ સદાશિવનું ધનુષ ભાંગ્યું ત્યારે તેમને સીતા આપવામાં આવ્યાં હતાં.[૪૨] ત્રીજો શૌર્યશુલ્ક સ્વયંવર કે જેમાં બળવાન રાજા બીજા સઘળા રાજાઓને જીતીને કન્યાનું હરણ કરી જાય. એ ત્રણ પ્રકારના સ્વયંવરોમાં સુબાહુએ ઈચ્છાસ્વયંવર કરવાનું ઠરાવ્યું હતું.[૪૩] કારીગરો પાસે સારા બિછાનાવાળા મંચ અને અનેક પ્રકારની આકૃતિવાળા સભ્ય મંડપો કરાવ્યા.[૪૪] આ પ્રમાણે વિવાહને વાસ્તે મોટી ધામધુમ કરવામાં આવી ત્યારે દુઃખ પામેલી શશિકલાએ સખીને કહ્યું કે[૪૫] "હું ધ્રુવસંધિના શુભ કુમાર સુદર્શનને મારા ચિત્તથી પતિ કરી ચૂકી છું માટે સુદર્શનવિના બીજા કોઇને વરનાર નથી. મારે એ રાજકુમારને પતિ કરવાનો ભગવતીએ ઠરાવ કર્યો છે. આટલી વાત તું એકાંતમાં જઇને મારી માને કહે."[૪૬ ૪૭] શશિકલાનું વચન સાંભળી સુંદર બોલનારી સખીએ તુરત જઈને શશિકલાની મા વૈદર્ભીને એકાંતમાં કહ્યું[૪૮] કેઃ—'હે મહારાણી! તમારી પુત્રી દુઃખને લીધે મારા દ્વારા ( સખીનું મુખ તેજ પોતાનું મુખ એમ ધારીને) તમને કહે છે કે ભારદ્વાજના પવિત્ર આશ્રમમાં જે ધ્રુવસંધિરાજાનો કુંવર છે તેને હું મારા ચિત્તથી વરી ચૂકી છું માટે હું બીજા રાજાને વરીશ નહિ" તો હવે આ મારી વાત સાંભળીને તુરત તેનું હિત થાય તેમ કરો."[૪૯,૫૦] તેનું વચન સાંભળી રાણીએ પોતાનો સ્વામી સુબાહુ ઘરમાં આવ્યો ત્યારે તેની પાસે દીકરીના વચનનું યથાર્થ રીતે નિવેદન કર્યું.[૫૧] એ વાત સાંભળી વિસ્મય પામેલા સુબાહુરાજાએ વારંવાર હસીને પોતાની રાણી વૈદર્ભીને પોતાના મનનો સાચો અભિપ્રાય કહ્યો[૫૨] કે "હે સુંદરિ! તું જાણે છે કે રાજ્યમાંથી વનમાં કહાડી મૂકેલો એ બાલક સુદર્શન એકલોજ પોતાની માની સાથે નિર્જન વનમાં વસે છે[૫૩] અને એને વાસ્તે તેના માતામહ વીરસેનને યુધાજિતે મારી નાખ્યા છે, તો એ નિર્ધન રાજકુમાર આપણી કન્યાને યોગ્ય પતિ કેમ થાય?[૫૪] એટલામાટે દીકરીને કહેજે કે તારે આવું વિપ્રિય વચન કદી પણ બોલવું નહિ અને સ્વયંવરમાં બીજા પ્રતિષ્ઠિત રાજાઓ આવશે."[૫૫]

**ब्रूहिपुत्रींततोवाक्यंकन्यां[illegible]पिविप्रियम् ॥**
**आगमिष्यंतिराजानः स्थितिमंतः स्वयंव ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

# अध्याय १९ मो.

## સ્વયંવરમાં સુદર્શનનું આગમન

### વ્યાસ ઉવાચ

**भर्त्रासाभिहिताबाला [illegible]त्रीं [illegible]त्वांकसंस्थिताम् ॥**
**उवाचवचनंश्ल[illegible]णंसमाश्वास्यशुचिस्मिताम् ॥१॥**

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે સુબાહુએ કહેતાં તે વૈદર્ભીએ પોતાની મનોહર પુત્રીને ખોળામાં બેસાડી ધીરજ આપીને તેને નીચે પ્રમાણે કોમળ વચન કહ્યું.[૧]

વૈદર્ભી કહે છેઃ–સુદર્શન તો અતિ દુર્ભાગ્ય છે, રાજ્યથી ભ્રષ્ટ થએલો છે, આશ્રય વગરનો છે, સૈન્ય તથા ધનથી રહિત છે, બાંધવોએ છોડી દીધેલો છે, માની સાથે વનમાં આવેલો છે, ફળમૂળ ખાઇને રહે છે અને દુબળો છે માટે એ વનમાં રહેનાર અભાગીઓ તારો વર થવાને યોગ્ય નથી.[૨-૪] હે દીકરી ! બુદ્ધિવાળા, રૂપાળા, પ્રતિષ્ઠા પામેલા અને રાજચિહ્નોથી શણગારેલા બીજા રાજકુમારો તારે યોગ્ય છે.[૫] સુદર્શનનો એક ભાઈ છે તે કોસલ દેશમાં રાજ્ય કરે છે, રૂપાળો છે અને સઘળાં શુભ લક્ષણવાળો છે.[૬] હે પુત્રિ ! બીજું પણ કારણ કે જે મારા સાંભળવામાં આવ્યું છે તે કહું છું. યુધાજિત્‌રાજા સર્વદા એ સુદર્શનને મારી નાખવા ઈચ્છે છે.[૭] એ યુધાજિતે મોટું યુદ્ધ કરી વીરસેનને મારી નાખીને કારભારીઓની સાથે વિચાર કરી પોતાના દાહિત્રને રાજ્યના આસનપર બેસાડયો છે.[૮] એ સમયમાં સુદર્શન ભારદ્વાજના આશ્રમમાં ભાગી ગયો હતો તો ત્યાં પણ તેને મારી નાખવાસારૂ યુધાજિત્ ગયો હતો, પણ મુનિએ વારવાથી પાછો પોતાને ઘેર ગયો હતો.[૯]

શશિકલા કહે છેઃ–હે મા ! એ રાજકુમાર વનમાં રહે છે તો પણ તેનેજ વરવાની મારી ઈચ્છા છે. જેમ શર્યાતિરાજાના વચનથી તેની દીકરી સુકન્યાએ ચ્યવન નામના વૃદ્ધ પતિને પરણીને તેની સેવામાંજ રૂચિ રાખી હતી તેમ મારે પણ સુદર્શનની સેવા કરવાનીજ ઈચ્છા છે.[૧૦,૧૧] મને રાજ્યાદિકનો લોભ નથી. પતિની સેવા નિષ્કપટરીતે કરવામાં આવે તો તેજ સ્ત્રીઓને સુખ, સ્વર્ગ અને મોક્ષ આપે છે. સ્વપ્નમાં મને ભગવતીએ જેને વરવાની આજ્ઞા કરી છે તે વરને છોડીને બીજા રાજકુમારને હું કેમ વરૂં ? ભગવતીએ મારા ચિત્તરૂપી ભીંતમાં સુદર્શનનેજ આલેખી મૂકેલો છે તો તે પ્યારા પતિને છોડી હું બીજાને પતિ કરવાની નથી.[૧૨ ૧૩]

વ્યાસ કહે છેઃ–શશિકલાએ ઘણાં ઘણાં દૃષ્ટાંતોથી ના પાડતાં વૈદર્ભીએ તે સઘળી વાત પોતાના પતિ સુબાહુને કહી.[૧૪] વિવાહના દિવસથી પેહેલાં એક બહુજ વિદ્વાન બ્રાહ્મણ આવ્યો હતો તેને શશિકલાએ તુરત સુદર્શનની પાસે મોકલ્યો અને કહ્યું[૧૫ ૧૬] કે "મારા પિતાના જાણવામાં ન આવે એવી રીતે મારા વચનથી ભારદ્વાજના આશ્રમમાં જાઓ અને સુદર્શનને કહો કે 'મારે વાસ્તે મારા પિતાએ સ્વયંવરની સઘળી ગોઠવણ કરી છે તેમાં સૈન્ય સહિત અનેક રાજાઓ આવશે પણ હું તો સ્વપ્નમાં થએલી ભગવતીની આજ્ઞા પ્રમાણે સર્વથા પ્રીતિપૂર્વક ચિત્તથી તમને વરીશું.[૧૭,૧૮] હું ઝેર ખાઈશ અથવા પ્રદીપ્ત અગ્નિમાં પડીશ પણ તમારા વિના બીજા પતિને માબાપની પ્રેરણાથી પણ વરીશ નહિ. મન, કર્મ અને વચનથી હું તમને વરી ચૂકી છું.[૧૯,૨૦] અને ભગવતીના અનુગ્રહથી આપણું કલ્યાણ થશે. દૈવ કે જેના સ્વાધીનમાં સઘળું સચરાચર જગત છે તેનેજ ઉત્તમ બળરૂપ ગણીને તમારે આવવું. સર્વે શંકર આદિ દેવતાઓ પણ જેને વશ છે તે ભગવતીએ જે આજ્ઞા કરી છે તે

ખોટી થવાની નથી.[૨૧,૨૨] હે બ્રાહ્મણ ! આટલી વાત તમે એકાંતમાં સુદર્શનને કહેજો અને મારૂં કામ સિદ્ધ થાય તેમ કરજો." આ પ્રમાણે કહી દક્ષિણા આપીને તેણે એ બ્રાહ્મણને મોકલ્યો.[૨૩,૨૪] તે બ્રાહ્મણ ત્યાં જઈ સઘળી વાત સુદર્શનને નિવેદન કરીને પાછો શશિકલાની પાસે આવ્યો. આ સઘળી વાત જેના જાણવામાંઆવી એવા સુદર્શને ભારદ્વાજમુનિની પ્રેરણાથી પરમ આદર સહિત સ્વયંવરમાં જવાનો નિશ્ચય કર્યો. દીકરો જવાને વાસ્તે સજ્જ થતાં બહુજ દુઃખથી પીડાએલી ત્રાસ પામેલી અને ધ્રુજતી તેની મા મનોરમાએ રોતાં રોતાં તેને નીચે પ્રમાણે કહ્યું.૨૫-૨૭

મનોરમા કહે છેઃ–હે પુત્ર ! હમણાં એ રાજાઓના સમાજમાં તમે ક્યાં ચાલ્યા. તમે એકલા છો અને તમારે માથે મોટો વૈરી છે તો શું વિચારીને સ્વયંવરમાં જાઓ છો ? તમને મારી નાખવાને ઈચ્છતો યુધાજિત્ રાજા ત્યાં આવશે અને તમારે બીજો કોઈ સહાય નથી માટે હે પુત્ર ! જાઓ માં. મને તમે એકજ પુત્ર છો. હું દીન, આશ્રયવગરની અને તમારા આધારથીજ રહેલી છું. માટે હે પુત્ર ! આજ મને નિરાશ કરવી નહિ જોઇએ. યુધાજિત્ કે જેણે તમારા પિતાના ગામમાં આવેલા મારા પિતાને મારી નાખેલા છે તે એકલા ગએલા તમને પણ મારી નાખશે.૨૮-૩૧

સુદર્શન કહે છેઃ–જે થવાનું હોય તે થાયજ છે તેમાં કશો વિચાર કરવો નહિ. હું આજ જગદંબાની આજ્ઞાથી સ્વયંવરમાં જાઉં છું. હે કલ્યાણિ ! તમે ક્ષત્રિયાણી થઈને શોક કરો માં. નિરંતર ભગવતીના પ્રસાદનેલીધે હું કોઈથી બ્હીતો નથી.[૩૨]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે કહી રથમાં બેસીને સુદર્શને જવા માડયું ત્યારે મનોરમાએ તે પુત્રને આશીર્વાદ આપ્યો કે "અગ્ર ભાગમાં અંબિકા તમારી રક્ષા કરજો. પાછળ પાર્વતી રક્ષા કરજો,[૩૩,૩૪] પડખામાં પણ પાર્વતી રક્ષા કરજો. સર્વ સ્થલમાં શિવા રક્ષા કરજો 'વિષમ માર્ગોમાં વારાહી રક્ષા કરજો. કિલ્લાઓમાં દુર્ગા રક્ષા કરજો.' ભયંકર કજીઆમાં પરમેશ્વરી કાલિકા રક્ષા કરજો.[૩૫] ત્યાંના મંડપમાં માતંગી રક્ષા કરજો. સ્વયંવરમાં સૌમ્યા, રક્ષા કરજો. રાજાઓના મધ્યમાં સંસારથી છોડાવનારાં ભવાની રક્ષા કરજો.[૩૬] પર્વતોના અગમ્ય સ્થલોમાં ગિરિજા રક્ષા કરજો. ચૌટામાં ચામુંડા રક્ષા કરજો. વનોમાં સનાતન કામગા દેવી રક્ષા કરજો.[૩૭] હે રઘુવંશી કુમાર ! વિવાદમાં વૈષ્ણવી શક્તિ રક્ષા કરજો. રણમાં શત્રુઓના સમાગમમાં ભૈરવી રક્ષા કરજો.[૩૮] મહામાયા, જગતનાં મા અને સચ્ચિદાનંદરૂપ ભુવનેશ્વરી સર્વ કાળમાં અને સર્વ દેશમાં તમારી રક્ષા કરજો."[૩૯] આ પ્રમાણે આશીર્વાદ દઈ ધ્રુજતી અને ભયથી વ્યાકુલ થએલી મનોરમાએ સુદર્શનને કહ્યું કેઃ–"હું સર્વથા તમારી ભેળી આવીશ.[૪૦] તમારાવિના અર્ધા નિમેષ સુધી રહેવાની પણ મારી શક્તિ નથી, માટે હે પુત્ર ! જ્યાં તમારે જવાની ઇચ્છા હોય ત્યાં મને સાથે તેડી જાઓ."[૪૧] આમ કહીને તે સમયમાં મનોરમા પણ દાસી સહિત નીકળી. બ્રાહ્મણોએ આશીર્વાદ દેતાં સર્વે હર્ષસહિત ચાલ્યાં.[૪૨] પછી સુદર્શન એક રથથી કાશીમાં પહોંચ્યો. તેની ખબર પડતાં સુબાહુએ પૂજાના પદાર્થથી તેનો સત્કાર કર્યો.[૪૩] ઉતારાને વાસ્તે ઘર આપ્યું, અન્ન–પાનાદિક આપ્યાં અને સેવા કરવા સારૂ સેવકને પણ આજ્ઞા કરી.[૪૪] પછી નોખનોખા દેશોના અધિપતિ રાજાઓ ત્યાં ભેગા થયા અને તેઓમાં યુધાજિત્ પણ પોતાના દોહિત્રસહિત

આવ્યો.[૪૫] કરૂષ દેશનો પતિ, મદ્ર દેશનો પતિ, સિંધુ દેશનો પતિ, મોટો યોદ્ધો માહિષ્મતિનો પતિ, પંચાલ દેશનો પતિ, પર્વતનો, અધિપતિ, મહા પરાક્રમી કામરૂપ દેશનો અધિપતિ, કર્ણાટકનો અધિપતિ, ચોલ દેશનો અધિપતિ અને મહા બલવાન વિદર્ભ દેશનો અધિપતિ, એ સઘળા રાજાઓ ત્યાં આવ્યા.[૪૬ ૪૭]સંખ્યા કરતાં ત્રેંસઠ અક્ષૌહિણી સૈન્ય ત્યાં ભેગાં થયાં. સર્વત્ર રહેલાં એ સૈન્યોએ તે નગરીને વીંટી લીધી.[૪૮] ઉપર કહેલા અને તે ઉપરાંત બીજા પણ રાજાઓ સ્વયંવર જોવા સારૂ ઉત્તમ ઉત્તમ હાથીઓને લઈ ત્યાં આવ્યા.[૪૯] એ રાજાઓ અને રાજકુમારો પરસ્પરથી મળીને વાતો કરવા લાગ્યા કે "મોટી બુદ્ધિવાળો રાજકુમાર સુદર્શન રથમાં બેસીને પોતાની માની સાથે એકલોજ અહીં સ્વસ્થપણાથી આવ્યો છે. એ હમણાં વિવાહને વાસ્તે આવ્યો હશે ?[૫૦.૫૧] સૈન્યવાળા અને આયુધોવાળા આ સઘળા રાજકુમારોને મૂકીને તે રાજકુમારી એને વરશે કે ?[૫૨] રાજાધિરાજ યુધાજિતે પણ તે રાજાઓને કહ્યું કેઃ—"કન્યાને વાસ્તે આ સુદર્શનને હું મારીશ. એમાં કશો સંશય નથી."[૫૩] ત્યારે નીતિને જાણનારા કેરલ દેશના રાજાએ કહ્યું કેઃ—"હે રાજા ! આ તો ઇચ્છાસ્વયંવર છે માટે આમાં યુદ્ધ નહિ કરવું જોઇએ.[૫૪] આ શૌર્યશુલ્કસ્વયંવર નથી; તેથી કન્યાનું બલાત્કારથી હરણ થઈ શકે નહિ, આમાં તો કન્યા જેને ચાહશે તેને વરશે માટે આમાં વાંધો વળી કેવો હોય ?[૫૫] હે રાજાઓમાં ઉત્તમ ! તમે પૂર્વે અન્યાય કરીને આને રાજ્યમાંથી કહાડયો છે અને દૌહિત્રને પ્રબળ રાજ્ય આપ્યું છે.[૫૬] આ સુદર્શન કકુત્સ્થના વંશનો અને કોસલ દેશના રાજાનો પુત્ર છે તો આ રાજપુત્રને તેનો કાંઇ પણ અપરાધ નહિ છતાં તમે કેમ મારશો ?[૫૭] હે રાજા ! તમને અનીતિનું ફળ અવશ્ય મળશે; કેમકે જે કોઈ આ સઘળા જગતનો ધણી અને શિક્ષા કરનાર છે તે જીવતો છે.[૫૮] ધર્મ જીતે છે પણ અધર્મ જીતતો નથી. સત્ય જીતે છે. અસત્ય જીતતું નથી. માટે હે મોટા રાજા ! અનીતિ નહિ કરો અને પાપબુદ્ધિ છોડી દો.[૫૯] તમારો દૌહિત્ર આવેલ છે તે પણ શ્રીમાન, રૂપાળો અને વળી રાજ્યનો ધણી છે તો શશિકલા તેનેજ શામાટે નહિ વરે ?[૬૦] બીજા પણ ઘણા રાજકુમારો બળવત્તર છે તો તેઓમાંથી જે ગમશે તેને કન્યા વરશે.[૬૧] હે રાજાઓ ! તમો બોલો કે કન્યા પોતાને ગમશે તેને વરશે તો તે વર્યા પછી શો વાંધો છે ? સમજુ માણસે આ ઇચ્છાસ્વયંવરમાં પરસ્પરમાં વિરોધ નહિ કરવો જોઇએ."[૬૨]

वृते तथा विवादः कः प्रवदंतु महीभुजः ॥
परस्परंविरोधोत्र न कर्त्तव्यो विजानता ॥६२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯

## अध्याय २० मो.

### સ્વયંવરમાં રાજાઓનો સંવાદ

**વ્યાસ ઉવાચ**

इतिवादिनिभूपालेकेरलाधिपतौतथा ॥
प्रत्युवाचमहाभागयुधाजिदपिपार्थिवः ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—હે જનમેજય ! આ પ્રમાણે કેરલદેશનો રાજા બોલતાં યુધાજિત્રાજા પણ નીચે પ્રમાણે બોલ્યો.[૧]

યુધાજિત્ કહે છેઃ—હે રાજા ! તમે કે જે સત્ય બોલનાર અને જિતેંદ્રિય છો તેમણે આ રાજાઓની સભામાં જેમ કહ્યું તે પ્રમાણેજ ન્યાય છે.[૨] પણ એ ન્યાય તમનેજ ગમે છે પરંતુ બીજાઓને ગમતો નથી. કારણ કે એવો ન્યાય માનવાથી બીજા યોગ્ય રાજાઓ છતાં

અયોગ્ય રાજા પણ રત્ન જેવી કન્યા લેવાને યોગ્ય ગણાવાનો સંભવ થાય છે.[૩] જેમ સિંહનો ભાગ ભોગવવાને શિયાળીઓ યોગ્ય નથી તેમ આ સુદર્શન ઉત્તમ કન્યા લેવાને યોગ્ય નથી.[૪] હે રાજા! બ્રાહ્મણોને વેદ બળરૂપ છે અને ક્ષત્રિયોને ધનુષ બળરૂપ છે માટે આ વિષયમાં હું કંઇ અન્યાયની વાત કરૂં છું.?[૫] ઈચ્છા-સ્વયંવર તો નિર્બળ રાજાઓને વાસ્તે છે, પણ સબળ રાજાઓને વાસ્તે તો શૌર્યશુલ્ક-સ્વયંવરજ કહેલો છે કે જેમાં બળવાન રાજાજ કન્યાને લઇ શકે, પણ નિર્બળ રાજા કદી પણ લઇ શકે નહિ.[૬] એટલામાટે આ ઇચ્છા—સ્વયંવરને બદલે શૌર્યશુલ્ક—સ્વયંવર ઠરાવવાનો ન્યાય કરો અને એમ નહિ કરો તો રાજાઓ વચ્ચે ભારે કજીઓ ઉઠશે.[૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાઓમાં પરસ્પર વિવાદ થતાં તે સભામાં સુબાહુને બોલાવીને પરિણામ જાણનારા રાજાઓએ તેને કહ્યું કેઃ—હે રાજા! શૌર્યશુલ્ક—સ્વયંવર ઠરાવવાની અમારી ઈચ્છા છે પણ પ્રથમ આમાં તમે શું ધાર્યું છે તે સ્વસ્થ થઇને કહો. તમારા મનમાં કોને કન્યા દેવાની રૂચિ છે?[૮-૧૦]

સુબાહુ કહે છેઃ—મારી પુત્રી પોતાના મનથી પરિપૂર્ણ રીતે સુદર્શનને વરી ચૂકી છે. મેં એને બહુજ વારી તો પણ મારા વચનને તે માનતી નથી.[૧૧] હું શું કરૂં? મારી દીકરીનું મન મારા હાથમાં નથી. આ સુદર્શન પણ વગર બોલાવ્યેજ સ્વસ્થપણાથી એકલો આવેલો છે, માટે ધારૂં છું કે મારી દીકરીએજ તેને બોલાવેલો હશે.[૧૨]

વ્યાસ કહે છેઃ—સુબાહુનું વચન સાંભળીને સઘળા સમૃદ્ધિવાળા રાજાઓએ સુદર્શન કે જે એકલો આવીને શાંતપણાથી રહ્યો હતો તેને સભામાં બોલાવીને ચાહેતથી નીચે પ્રમાણે કહ્યું.[૧૩]

રાજાઓ કહે છેઃ—હે સારા નિયમવાળા રાજકુમાર! તું આ રાજાઓના સમાગમમાં એકલો આવ્યો છે તો તને કોણે નિમંત્રણ મોકલ્યું હતું?[૧૪] હે મોટી બુદ્ધિવાળા! તારી પાસે સૈન્ય, મંત્રીઓ, ભંડાર કે મોટું બળ પણ નથી તે છતાં તું શા માટે આવ્યો છે તે કહે.[૧૫] આ સમાગમમાં સૈન્યવાળા રાજાઓ કન્યાને વાસ્તે યુદ્ધ કરવા ધારે છે તો તારે અહીં શું કરવાની ઈચ્છા છે.[૧૬] શૂર અને ઘણા સૈન્યવાળો તારો ભાઇ પણ કન્યા લેવાની ઈચ્છાથી આવ્યો છે અને મહાબાહુ યુધાજિત્ તેની સહાયતા કરવા આવેલો છે તો હવે તારે જવું હોય તો જા અને રહેવું હોય તો રહે.[૧૭] તને સૈન્ય વિનાનો જોઇને અમે જેવી વાત છે તેવી કરીએ છીએ. હવે જેમ અનુકૂલ આવે તેમ કર.[૧૮]

સુદર્શન કહે છેઃ—મારી પાસે સૈન્ય, સહાય, ભંડાર, ગઢ, મિત્ર, સ્નેહી કે રક્ષણ કરનારા કોઈ રાજા નથી.[૧૯] હું તો અહીં સ્વયંવર સાંભળીને જોવાની ઇચ્છાથી આવ્યો છું અને આ પ્રેરણા મને સ્વપ્નમાં નિસ્સંશય રીતે ભગવતીએ કરેલી છે.[૨૦] મને જગદીશ્વરીએ જે કહ્યું છે તે ઉપરાંત કશું કરવાની મારી ઇચ્છા નથી અને જે તેમણે ધાર્યું હશે તે થશેજ એમાં સંશય નથી.[૨૧] હે પૃથ્વીપતિઓ! હું કે જે સર્વત્ર જગદંબા ભવાનીનેજ દેખું છું તેને આ સંસારમાં કોઇ પણ શત્રુ નથી.[૨૨] જે મારી સાથે શત્રુતા કરશે તેને જગદંબા શિક્ષા કરશે. હું શત્રુતા જાણતોજ નથી.[૨૩] હે મોટા રાજાઓ! જે થવાનું હશે તે થશે એમાં કશો ફેર પડવાનો નથી તો આ વિષયમાં હું શા માટે ચિંતા રાખું? હું તો સર્વદા દૈવાધીન છું.[૨૪] દેવ, ભૂત અને મનુષ્ય આદિ સર્વે પ્રાણિઓમાં જે શક્તિ છે તે

જગદંબાએજ આપેલી છે એમાં કાંઇ સંશય નથી.[૨૫] જગદંબા કોઈ નિર્ધન માણસને પણ રાજા કરવો ધારે તો તે અનાયાસે કરી શકે છે માટે આ વિષયમાં મને શી ચિંતા હોય?[૨૬] બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આદિ દેવતાઓ પણ તે પરમશક્તિવિના હાલવા-ચાલવાને પણ સમર્થ થતા નથી ત્યારે મારા વિષયમાં મને શી ચિંતા હોય?[૨૭] હે રાજાઓ ! હું અશક્ત, શક્ત કે ગમે તેવો છું પણ જગદંબાની આજ્ઞાથીજ આજ સ્વયંવરમાં આવ્યો છું.[૨૮] જગદંબા પોતે જે ધાર્યું હશે તે કરશે એમાં મારા વિચારથી શું વળવાનું છે? આ હું સાચી વાત કહું છું માટે આમાં કોઈએ શંકા રાખવી નહિ.[૨૯] અહીં જયમાં કે પરાજયમાં મને જરા પણ લાજ નથી. જે લાજ છે તે ભગવતીનેજ છે. હું તો સર્વદા તેમને સ્વાધીન છું.[૩૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સુદર્શનનું વચન સાંભળી નિશ્ચય જાણનારા ઉત્તમ રાજાઓએ એકબીજાની સામું જોઇને સુદર્શનને નીચે પ્રમાણે કહ્યું.[૩૧]

રાજાઓ કહે છેઃ—હે સારા સ્વભાવવાળા ! તેં સાચું કહ્યું તેમાં કદી મિથ્યા થશે નહિ. પરંતુ અમો તારી રીતભાતથી દયા આણીને તને ચેતવણી આપિયે છિયે કે ઉજ્જનનો રાજા તને મારી નાખવા ધારે છે, માટે મનમાં વિચાર કરીને જે તને યોગ્ય લાગે તે કરજે.[૩૨-૩૩]

સુદર્શન કહે છેઃ—હે ઉત્તમ રાજાઓ ! તમો દયાળુ સજ્જનોએ સાચું કહ્યું પણ તેનો ઉત્તર હું એકવાર આપી ચૂક્યો હવે વારંવાર શું બોલું ! આ સઘળું સ્થાવર—જંગમ જગત્ દેવનેજ આધીન છે માટે કદી પણ કોઇથી કોઇને મારી શકાતું નથી.[૩૪,૩૫] આ જીવ પોતાને અધીન નથી પણ સર્વદા પોતાનાં કર્મને અધીન છે. તત્વ જાણનારા વિદ્વાનોએ સંચિત, વર્તમાન અને પ્રારબ્ધ, એવી રીતે કર્મના ત્રણ પ્રકાર માનેલા છે. આ સઘળું જગત એકલાં કર્મથીજ વ્યાપ્ત નથી પણ કાળ, કર્મ અને મૂલ પ્રકૃતિ, એ ત્રણેથી વ્યાપ્ત છે.[૩૬ ૩૭] દેવ પણ કાળ પ્રાપ્ત થયાવિના મનુષ્યને મારી શક્તા નથી. સનાતન કાળ જેને પોતે મારી ચૂકેલો હોય તેનેજ બીજા કોઈ નિમિત્ત માત્રથી મારે છે.[૩૮] શત્રુઓને હણનારા મારા પિતાને જેમ સિંહે માર્યા તેમજ મારા માતામહને યુધાજિતે યુદ્ધમાં માર્યા.[૩૯] જીવ કરોડો યત્ન કરતાં છતાં દૈવના યોગથી મરે છે અને કોઈ રક્ષક ન હોય તો પણ દૈવના યોગથી હજારો વર્ષ જીવે છે.[૪૦] હે ધર્માત્માઓ ! હું યુધાજિત્‌થી કદી બ્હીતો નથી. હું તો દૈવનેજ સર્વોત્તમ ગણીને સર્વદા નિશ્ચિંત રહું છું.[૪૧] હું જે જગદંબાનું નિરંતર સ્મરણ કરૂં છું, તેજ ભગવતી દેવી મારૂં કલ્યાણ કરશે.[૪૨] આગળ કરેલું શુભ અથવા અશુભ કર્મ ભોગવવુંજ પડે છે માટે સમજુ પુરૂષોને પોતાનાં કર્મ ભોગવતાં શો શોક છે?[૪૩] બુદ્ધિવગરનો મૂઢ પુરૂષ પોતાના કર્મના યોગથી દુઃખ પામીને તે દુઃખના નિમિત્ત કારણ ઉપર વૈર રાખે છે.[૪૪] આવી સમજણથી હું તો વૈર, શોક કે ભય રાખતોજ નથી અને આ રાજાઓના સમાજમાં ઉત્તમ સ્વયંવર જોવા સારૂ એકલોજ નિર્ભય રીતે આવેલો છું.[૪૫] જે થવાનું હશે તે થશે. હું તો ચંડિકાની આજ્ઞાથી આવ્યો છું. હું નિશ્ચય ધરીને ભગવતીનાં વચનને પ્રમાણ માનું છું.[૪૬] બીજા કશાને જાણતો નથી. સુખ કે દુઃખ જે ભગવતીએ સરજેલું હશે તેમાં ફેરફાર થવાનો નથી.[૪૭] હે રાજાઓ ! યુધાજિત્ પણ સુખ પામો. મારે વૈર નથી. જે વૈર કરશે તેને તેવું ફળ મળશે.[૪૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સુદર્શનનાં વચન સાંભળી સર્વે રાજાઓ સંતુષ્ટ થઇને રહ્યા અને સુદર્શન પણ પોતાના ઉતારામાં જઇને સ્વસ્થપણાથી રહ્યો.[૪૯] બીજે દિવસે સુબાહુરાજાએ સારા સમયમાં પોતાના સુંદર મંડપમાં રાજાઓને બોલાવ્યા.[૫૦] શુભ અલંકારવાળા રાજાઓ ત્યાં રચી રાખેલા દિવ્ય બીછાનાવાળા મંચો ઉપર બેઠા.[૫૧] સ્વયંવર જોવાની ઈચ્છાથી મંચો ઉપર બેઠેલા દિવ્ય વેષ ધરનારા રાજાઓ વિમાનોમાં બેઠેલા દેવતાઓની પેઠે શોભતા હતા.[૫૨] સર્વે વિચાર કરતા હતા કે "કન્યા અહીં ક્યારે આવશે તથા ભાગ્યશાળી અને પુણ્યવાળા કયા ઉત્તમ રાજાને વરશે?[૫૩] દૈવ યોગથી જો સુદર્શનને માળા પહેરાવશે તો રાજાઓમાં વાંધો ઉઠશે એમાં સંશય નથી."[૫૪] આ પ્રમાણે કલ્પના કરતાં તે રાજાઓ મંચો ઉપર બેઠા હતા, ત્યાં મંડપમાં વાજીંત્રોનો મોટો શબ્દ થવા લાગ્યો.[૫૫] પછી નાહેલી, શણગારેલી, રેશમી વસ્ત્રવાળી, મહુડાંના પુષ્પની માળાથી શોભતી, વિવાહના ઉપસ્કરોવાળી દિવ્ય, અને લક્ષ્મી સરખી પોતાની કુંવરી શશિકલા કે જે ભગવતીનું ધ્યાન કરતી હતી તેને તેના પિતા સુબાહુએ હસીને નીચે પ્રમાણે કહ્યું.[૫૬.૫૭]

સુબાહુ કહે છેઃ—હે સુંદર પુત્રી! ઉઠ. હાથમાં સુંદર માળા લઇને મંડપની અંદર જા અને રાજાઓની સભા જો.[૫૮] તારા ચિત્તમાં જે રાજા ગુણવાળો, રૂપાળો અને કુલીન જણાય તેને વરજે.[૫૯] રચેલા મંચો ઉપર સઘળા દેશ દેશના અધિપતિઓ બેઠા છે તેઓને જોઇને જેના ઉપર રૂચિ થાય તેને વરજે.[૬૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે પિતાનું વચન સાંભળીને થોડબોલી એ શશિકલાએ તેને નીચે પ્રમાણે ધર્મભરેલું સુંદર વચન કહ્યું.[૬૧]

શશિકલા કહે છેઃ—હે પિતા! હું કામનાવાળા રાજાઓના દૃષ્ટિમાર્ગમાં જઈશ નહિ; એવા સ્થળમાં તો બીજી સ્ત્રીઓ જાય.[૬૨] મેં ધર્મશાસ્ત્રનું વચન સાંભળ્યું છે કે "સ્ત્રીએ એકજ પતિને જોવો. બીજાને જોવો નહિ."[૬૩] જે સ્ત્રી ઘણાની સમક્ષમાં જાય તેનું સતીપણું પણ જતું રહે છે. સર્વે લોકો કન્યાને જોઇને 'આ મને વરે તો ઠીક.' એવા સંકલ્પ કરવા મંડી જાય છે માટે કન્યા જ્યારે સ્વયંવરની માળા લઇને મંડપમાં જાય છે ત્યારે તે કુલટાસરખી અને વેશ્યા સરખી થઇ જાય છે.[૬૪.૬૫] વેશ્યા જેમ બજારમાં જઈ ત્યાં ઉભેલા અનેક પુરૂષોને જોઈ પોતાના મનમાં ગુણ—અવગુણની પરીક્ષા કરે છે, તેમ કન્યા પણ એ પ્રમાણે કરે તો તે કેટલું વિરૂદ્ધ ગણાય?[૬૬] વેશ્યા જેમ એક ઉપર ભાવવાળી નહિ છતાં પણ કામુક પુરૂષને વૃથા જુવે છે તેમ હું પણ મંડપમાં જઇને જોઉં તો મેં વેશ્યાના જેવું કામ કર્યું કહેવાય.[૬૭] જો કે ઇચ્છા-સ્વયંવર કરવાનો વૃદ્ધ લોકોનો સંપ્રદાય છે તો પણ હું હમણાં તે પ્રમાણે કરીશ નહિ. હું તો નિયમો ધરીને સારી રીતે પતિવ્રતાનું આચરણ કરીશ.[૬૮] જેમ કોઈ સામાન્યા સ્ત્રી સભામાં જઈ પ્રથમ મનમાં ઘણાઓનો સંકલ્પ કરીને પછી પોતાના ભાગ્યમાં લખેલા એકનેજ પતિ કરે છે તેની પેઠે મારાથી કેમ થાય?[૬૯] હે પિતા! હે રાજાઓમાં ઉત્તમ! હું પ્રથમથીજ સર્વથા સુદર્શનને વરી ચૂકી છું તો તે વિના હવે બીજા કોઇને જોવાને ઇચ્છતી નથી.[૭૦] તમે જો મારૂં શુભ ઈચ્છતા હો તો સારા દિવસમાં વિવાહનો વિધિ કરીને સુદર્શનને મારૂં કન્યાદાન આપો.[૭૧]

विवाहविधिनादेहिकन्यादानंशुभेदिने ॥
सुदर्शनाय-पतेयदीच्छसि मंगलम ॥ ७१ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦

# અધ્યાય ૨૧ મો.

## રાજાઓમાં કોલાહલ અને શશિકલાનો એક નિશ્ચય.

### વ્યાસ ઉવાચ

**सुबाहुरपितच्छ्रुत्वायुक्तमुक्तंतयातदा ॥**
**चिंताविष्टोबभूवाशुकिंकर्त्तव्यमतःपरम् ॥१॥**

વ્યાસ કહે છે:–પુત્રીએ એ યોગ્ય વાત કહી તે સાંભળીને સુબાહુરાજા તુરત ચિંતાથી ઘેરાયો કે "હવે મારે શું કરવું ?[1] પોતાનાં સૈન્ય અને પરિગ્રહો સહિત રાજાઓ ભેળા થયા છે અને મહાબળવાન રાજાઓ યુદ્ધ ઉઠાવવા સારૂજ મંચો ઉપર બેઠા છે.[2] જો એ સઘળાઓને હું કહું કે 'હમણાં મારી દીકરી આવતી નથી' તો પણ એ દુષ્ટ બુદ્ધિવાળાઓ કોપ કરીને મને મારી નાખશે.[3] મારે એવું સૈન્યનું બળ નથી કે એવું અદ્ભુત ગઢનું બળ પણ નથી કે જેના આધારથી હું સઘળા રાજાઓને ના પાડી શકું.[4] સુદર્શન પણ એકલો, સહાય વગરનો, નિર્ધન અને બાલક છે તો હવે મારે શું કરવું ? હું તો સર્વથા દુઃખરૂપી સમુદ્રમાં ડૂબ્યો."[5] આ પ્રમાણે ચિંતામાં લાગેલો સુબાહુરાજા એ રાજાઓની પાસે ગયો અને કેટલીક નમ્રતાથી નમીને બોલ્યો કે[6] "હે રાજાઓ ! હવે મારે શું કરવું ? મેં તથા એની માએ ઘણું ઘણું કહ્યું તો પણ મારી દીકરી મંડપમાં આવતી નથી.[7] હું રાજાઓના પગમાં પડું છું અને હમણાં દાસ થયો છું હવે તમો પૂજાદિક લઇને પોતપોતાના દેશમાં જાઓ.[8] આજ હું ઘણાં રત્નવસ્ત્ર, હાથીઓ અને રથો આપું તે લઇ કૃપા કરીને તમો તમારે ઘેર જાઓ.[9] મારી દીકરી મારા હાથમાં નથી. હું પ્રહાર કરૂં ને કદાચ એ મરી જાય તો મને મોટું દુઃખ થાય માટે હું ચિંતાતુર થયો છું.[10] તમો દયાળુ, મહાભાગ્યશાળી અને મોટા બળવાળા છો તો મારી અભાગણી અને વગર કેળવાએલી દીકરીથી તમને શું ફળ થવાનું છે કે જેથી તમો આગ્રહ કરો.[11] મને દાસ જાણીને તમોએ સર્વથા મારા ઉપર અનુગ્રહ કરવો જોઇએ અને મારી દીકરીને તમારી દીકરી જેવી ગણવી જોઇએ."[12] સુબાહુનું વચન સાંભળીને કેટલાએક રાજાઓ તો બોલ્યા નહિ; પણ યુધાજિત્ ક્રોધથી રાતાં નેત્ર કરીને બોલ્યો કે[13] "હે રાજા ! તું મૂર્ખ છે. આવું અતિ નિંદિત કામ કરીને તું શું બોલે છે ? સંશય હતો ત્યારે સ્વયંવર શા માટે રચવો પડયો ?[14] તારા બોલાવવાથી સ્વયંવરમાં સઘળા રાજાઓ ભેળા થયા છે તો હવે તેઓ પોતાને ઘેર કેમ જશે ?[15] સર્વે રાજાઓનું અપમાન કરીને તું સુદર્શનને કન્યા દેવા ઇચ્છે છે તો આ ઉપરાંત બીજી કઇ ભુંડાઇ હોય?[16] શુભની ઈચ્છા ધરાવનારા પુરૂષે પ્રથમથી વિચારીનેજ કામનો આરંભ કરવો જોઇએ અને તેં તો આ કામ વિચાર્યા વગર કર્યું માટે તેનું તને ફળ થશે.[17] બળ અને સૈન્યોવાળા આ રાજાઓને છોડી દઇને તું હમણાં સુદર્શનને જમાઇ કરવા કેમ ધારે છે ?[18] હું પ્રથમ તને અને પછી સુદર્શનને મારીને એ કન્યા મારા દૌહિત્રને આપીશ, એ મારો નિશ્ચય છે.[19] હું ઉભો છું ત્યાં કન્યાને લઈ જવાની ઈચ્છા કરનાર બીજો કોણ છે અને નિર્ધન નિર્બળ બાલક સુદર્શન કોણ માત્ર છે?[20] મેં પૂર્વે ભારદ્વાજના આશ્રમમાં મુનિઓની સામું જોઇને તેને છોડી દીધો હતો પણ હવે સર્વથા એના પ્રાણને હું છોડનાર નથી.[21] હજી તું તારી દીકરી અને સ્ત્રીની સાથે વિચાર કરીને મારા દૌહિત્રને એ સુંદર કન્યા દે અને એ દીકરી આપીને અમારો સગો થા. શુભ ઈચ્છનારાએ સર્વથા મોટાનો આશ્રય

લેવો જોઇએ.[૨૨.૨૩] સુદર્શન કે જે એકલો અને રાજ્યરહિત છે તેને વહાલી દીકરી આપીને તને કયું સુખ પામવાની ઈચ્છા છે ?[૨૪] કુલ, ધન, બળ, રૂપ, રાજ્ય, ગઢ અને સંબંધીઓ જોઈને કન્યા દેવી જોઈએ. આ પ્રમાણે ન કરે તો સુખની પ્રાપ્તિ થતી નથી. તું ધર્મનો અને શાશ્વતી રાજનીતિનો વિચાર કરીને યોગ્ય કામ કર. બીજી રીતના વિચાર છોડી દે.[૨૫] તું મારો અત્યંત મિત્ર છે તેથી હું તારૂં હિત કહું છું કે તારી દીકરીને તેની સખીઓની સાથે મંડપમાં લાવ.[૨૬] સુદર્શન વિના એ કદાચ બીજાને વરે તો પણ મારે કશો વાંધો નથી. અને એમ થવાથી તારો વિવાહ પણ સુધરશે. જો તારી કન્યા સુદર્શનને વરે તો મારે વાંધો છે.[૨૭] બાકી બીજા સઘળા રાજાઓ કે જેઓ કુલીન બળવાન અને સરખા છે તેઓમાંથી કોઈને વરશે તો મારે વાંધો નથી.[૨૮] જો તું સુદર્શનને કન્યા આપીશ તો હું બલાત્કારથી એ કન્યાનું હરણ કરીશ, માટે હે સારા રાજા ! તું મારી સાથે મોટો વિરોધ કર માં."[૨૯] યુધાજિત્‌નાં વચન સાંભળી શોકથી ઘેરાએલા સુબાહુરાજાએ ઘરમાં જઇને નિસાસા મૂકતાં પોતાની સ્ત્રીને કહ્યું કે[૩૦] "હે ધર્મને જાણનારી ! તું દીકરીને કહે કે આ કજીઓ ઉત્પન્ન થયો તો હવે મારે શું કરવું અને શું થઈ શકે ? હું તો હવે તું જેમ રાખે તેમ રહું એમ છું[૩૧]" પતિનું વચન સાંભળી વૈદર્ભીએ શશિકલાની પાસે જઇને તેને કહ્યું કે "હે દીકરી ! તારા પિતા હવે બહુ મુંઝાણા છે.[૩૨] તારે વાસ્તે રાજાઓમાં આજ કજીઓ ઉઠયો છે માટે સુદર્શન વિના તું બીજા ગમે તે રાજાને વર."[૩૩] આ પ્રમાણે મા*એ* કહ્યા પછી રાજાએ પણ તેને કહ્યું કે "હે દીકરી ! તું હઠ કરીને સુદર્શનને વરીશ તો બળવાન યુધાજિત્ તને અને મને બન્નેને દુ:ખી કરશે; એટલુંજ નહિ પણ એ મદોન્મત્ત અને પ્રતાપી રાજા, સુદર્શનને પણ મારી નાખશે, એટલે કજીયો થયા પછી પણ અંતે તારો પતિ બીજોજ થશે.[૩૪.૩૫] એટલા માટે હે મૃગલોચના ! તારે તને અને મને સુખી રાખવાની ઇચ્છા હોય તો સુદર્શનને છોડીને બીજા કોઈ ઉત્તમ રાજાને વર."[૩૬] આ પ્રમાણે એ બન્નેનું વચન સાંભળીને કન્યા નિર્ભયપણાથી નીચે પ્રમાણે બોલી.

શશિકલા કહે છેઃ–હે રાજાઓમાં ઉત્તમ ! તમે સાચું કહ્યું પરંતુ તમે મારો નિયમ જાણો છો.[૩૭] હે રાજા ! હું સુદર્શન વિના બીજાને કદી પણ વરનાર નથી. તમે બ્હીકણપણાને લીધે રાજાઓથી બ્હીતા હો તો મને સુદર્શનને પરણાવીને ગામ બાહાર કહાડી દેજો એટલે સુદર્શન મને રથમાં બેસાડીને નીકળી જશે.[૩૮.૩૯] પછી જે થવાનું હશે તે થશે તેમાં ફેર પડશે નહિ. તમારે અમારા ભવિષ્યની ચિંતા કરવી નહિ.[૪૦] કારણ કે જે ભવિષ્ય હશે તે સર્વથા થશેજ એમાં સંશય નથી.

સુબાહુ કહે છેઃ–બુદ્ધિમાન માણસે કદી પણ સાહસ નહિ કરવું જોઇએ.[૪૧] અને ઘણાઓની સાથે વિરોધ નહિ કરવો જોઇએ, એમ વેદ જાણનારાઓ કહે છે. રાજકુમારને કન્યા આપીને શી રીતે એકલો મૂકી શકું.[૪૨] અને મૂકું તો કોણ જાણે વૈરી રાજાઓ કેવું ભુંડું કામ કરે. હે દીકરી ! જો તારી રૂચિ હોયતોજેમ પૂર્વે જનકરાજાએ સીતાના સ્વયંવરમાં શિવના ધનુષને પણ રૂપ કરી રાખ્યું હતું તેમ હું પણ તારા વિવાહમાં કાંઈક આરે પણ ઠરાવું, કે જે કરવાથી રાજાઓનો વાંધો શાંત થઈ જાય.[૪૩.૪૫] જે ધણી મારૂં કરેલું પણ પાળશે તે તારો ભર્તા થશે. સુદર્શન અથવા બીજો કોઇ મહા બળવાન

રાજકુમાર એ 'પણ' પાળીનેજ તને વરી શકશે એટલે એમ કરવાથી રાજાઓમાં થતો વિવાદ બંધ પડશે.[૪૬.૪૭] તે પછી હું પણ સુખથી તારો વિવાહ કરી શકીશ.

શશિકલા કહે છેઃ—હું સંદેહમાં ડૂબીશ નહિ, કારણ કે સંદેહવાળા કામની હા પાડવી એ તો મૂર્ખનું કામ છે.[૪૮] હું તો પ્રથમથીજ સુદર્શનને ચિત્તમાં ધારી ચૂકીછું, તો એ પ્રમાણે મનમાં ધારેલાને મૂકીને હું બીજાને કેમ વરૂં ? કારણ કે મનજ પુણ્ય અને પાપનું કારણ છે.[૪૯] હે મોટા રાજા ! હે પિતા ! જો, 'પણ' કરો તો પ્રથમ તો મારા ઉપર સર્વનો અધિકાર થાય.[૫૦] 'પણ' પ્રમાણે એકેજ ચાલવું એવો કાંઈ નિયમ કરવામાં આવતો નથી તેથી એક, બે અને ઘણા પણ તે 'પણ' પ્રમાણે કરે તો પછી બેને અથવા ત્રણેને કન્યા આપવાનો વિવાદ થઈ પડે, ત્યારે શું કરવું ?[૫૧] જે કામમાં મારો પતિ સુદર્શન થશે કે બીજો કોઈ થશે એવો સંશય રહે તે કામ કરવાને હું ઈચ્છતી નથી. માટે હે રાજા ! ચિંતા નહિ કરો અને વિધિ પ્રમાણે વિવાહ કરીને સુદર્શનને મારૂં કન્યાદાન આપો.[૫૨] જેના નામના ઉચ્ચારણથીજ દુઃખના ઓઘ નાશ પામે છે તે ચંડિકા આપણું કલ્યાણ કરશે.[૫૩] તમે કાયર નહિ થઈ જતાં તે પરમ શક્તિનું સ્મરણ કરીને કાર્ય કરો અને આજ રાજાઓની પાસે જઈ હાથ જોડીને તેઓને કહો કેઃ—"સઘળા રાજાઓએ સ્વયંવરના કામ સારૂ આવતી કાલે અહીં પધારવું." આમ કહી સર્વ રાજમંડલનું વિસર્જન કરો.[૫૪.૫૫] પછી રાત્રે વેદોક્ત વિધિથી સુદર્શનની સાથે મારો વિવાહ કરો અને યથાયોગ્ય પહેરામણી આપીને અમને વિદાય કરો.[૫૬] ધ્રુવસંધિનો પુત્ર સુદર્શન મને લઇને જતો હશે તે સમયમાં કદાચ એ રાજાઓ ક્રોધથી સંગ્રામ કરવા સજ્જ થશે તો દેવી અમારી સહાયતા કરશે અને સુદર્શન પણ તેઓની સાથે સગ્રામ કરશે.[૫૭.૫૮] કદાચ દૈવગતિથી સુદર્શન મરી જશે તો હું પણ મરીશ. તમારૂં શુભ થજો. તમે તો મારૂં કન્યાદાન કરીને પોતાના સૈન્યસહિત ઘેરજ રહેજો. રમણ કરવાની ઇચ્છાથી હું એકલીજ તેની સાથે જઈશ.[૫૯]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે શશિકલાનું વચન સાંભળી, નિશ્ચય કરી વિશ્વાસ રાખીને, સુબાહુએ તે પ્રમાણેજ કરવાનું મન કર્યું.[૬૦]

**इतितस्यावचःश्रुत्वाराजासौकृतनिश्चयः ॥ मतिंचक्रेतथाकर्त्तुंविश्वासंप्रतिपद्यच ॥ ६० ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

---

# अध्याय २२ मो.

## સુદર્શન સાથે શશિકલાનું પાણિગ્રહણ

### વ્યાસ ઉવાચ

**श्रुत्वा सुतावाक्यमनिंदितात्मा नृपांश्च गत्वानृपतिर्जगाद ॥ व्रजंतु कामं शिबिराणि भूपाःश्वो वा विवाहं किल संविधास्ये ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—દીકરીનું વચન સાંભળી દ્રઢનિશ્ચયવાળા સુબાહુએ રાજાઓની પાસે જઇને તેઓને કહ્યું કેઃ-"હે રાજાઓ ! તમો હમણાં પોતપોતાના ઉતારાઓમાં જાઓ. હું આવતી કાલે સૌ રાજી થશો એવી રીતે વિવાહ કરીશ.[૧] હું અન્ન—પાન આપું છું તે મારાપર રાજી રહીને સર્વે સ્વીકારો. આ કામ આવતી કાલે થશે, તો સઘળાઓએ આ મંડપમાં આવીને આવતી કાલે ગોઠવણ કરી દેવી.[૨] હે રાજાઓ ! આજ મારી પુત્રી મંડપમાં આવતી નથી. માટે હું આ વિષયમાં શું કરૂં ? આવતી પ્રભાતે હું મારી દીકરીને સમજાવી લી-

રી પાડીને તેડી આવીશ માટે આ સમયે સર્વે ઉતારે જાઓ.[૩] સમજુએ કજીઓ પણ ન ઉઠવા દેવો જોઇએ અને પોતાના આધારપર રહેલાં છોકરાં ઉપર સર્વદા દયા પણ કરવી જોઇએ; માટે પ્રભાતે હું મારી દીકરીને સમજાવીને અહીં લાવીશ. હમણાં તો કૃપા કરીને સર્વે યોગ્ય રીતે જાઓ,[૪] અહીં તમો સર્વ ભેગા થશો ત્યારે ઈચ્છા—સ્વયંવરવિષે કે પણ-સ્વયંવરવિષે વિચાર કરીને હું વિવાહ કરીશ. મારે સઘળાઓનો મત લઈને સ્વયંવર કરવો છે."[૫] સુબાહુનું વચન સાંભળી તેને સાચું માનીને સર્વે રાજાઓ પોતપોતાના ઉતારામાં ગયા પણ પાછળથી કાંઈક છળની શંકા આવતાં તેઓએ ગામની આસપાસ પોતપોતાનાં સૈન્ય રાખ્યાં અને પછી મધ્યાહ્ન—સમયની ક્રિયાઓ કરી.[૬] સુબાહુ પણ, મહાપંડિત પુરોહિત આદિ ઉત્તમ માણસોની સાથે મળી વિવાહના સમયમાં પોતાની પુત્રીને અત્યંત ગુપ્ત ઘરમાં બોલાવીને કામ કરવા લાગ્યો. વરને સ્નાનાદિક કર્મ કરાવી તથા પરણવાના શણગાર ધરાવી, જેમાં વેદી રચી હતી તે ઘરમાં લાવીને તેની પૂજા કરી.[૭,૮] વિષ્ટર, આચમનીય, અર્ધ્ય, બે વસ્ત્ર, ગાય તથા બે કુંડલ આપીને ધીરજવાળા સુબાહુએ તેને વિધિસહિત કન્યા આપવાની ઈચ્છા કરી.[૯] ઉદાર ચિત્તવાળા સુદર્શને તે સઘળા પદાર્થોનો સ્વીકાર કર્યો; પછી સુદર્શનની મા મનોરમા પોતાની ચિંતા મટી જતાં એ કન્યાને કુબેરની કન્યા સમાન માનવા લાગી અને પોતાને તેથી નિકૃષ્ટ ગણવા લાગી.[૧૦] તે સમયમાં રાજી થએલા સર્વે મંત્રીઓ ભૂષણ અને વસ્ત્રોના દાનથી પૂજેલા તે ઉત્તમ વરને નિર્ભયપણાથી વિવાહના મંડપમાં પધરાવી ગયા.[૧૧] વિધિ જાણનારી સ્ત્રીઓ કન્યાને વિધિસહિત શણગાર ધરાઈ રહ્યા પછી સારા વાહનપર બેસાડીને તેને ચોકવાળા મંડપમાં વરની પાસે પધરાવી ગઈ.[૧૨] પુરોહિતે અગ્નિનું આધાન કરી અને તેમાં વિધિસહિત હોમ કરીને અત્યંત પ્રેમવાળાં અને શણગારેલાં તે વર—કન્યાને બોલાવરાવ્યાં.[૧૩] એ વરકન્યાએ વિધિસહિત લાજાહોમ કરી અને અગ્નિની પ્રદક્ષિણા કરીને યોગ્યરીતે સઘળી કુલગોત્રની રીતિ કરી.[૧૪] સુબાહુરાજાએ વિવાહમાં પૂજા કરીને પ્રીતિથી સુદર્શનને પહેરામણીમાં સારી રીતે શણગારેલા, બાણના સમૂહવાળા અને ઘોડા જોડેલા બસો રથ આપ્યા.[૧૫] મહોન્મત્ત, સોનાથી શણગારેલા અને પર્વતના શિખર જેવી કાયાવાળા સવાસો હાથી આપ્યા,[૧૬] અને તુરતજ સોનાથી શણગારેલી સો દાસીઓ અને સો હાથણીઓ પણ વિવાહના સમયમાં આપી.[૧૭] વળી પણ સઘળાં આયુધોવાળા તથા શણગારેલા એક હજાર દાસ, રત્ન, યથોચિત રેશમી વસ્ત્ર અને દિવ્ય તથા વિચિત્ર ઊનનાં વસ્ત્રો આપ્યાં.[૧૮] તે ઉપરાંત પણ રમણીય, વિસ્તીર્ણ ચિત્રવિચિત્ર તંબુઓ, તથા સિંધુદેશમાં થએલા રૂપાળા બે હજાર ઘોડા, ભાર ઉપાડનારાં સુંદર ત્રણસો ઊંટ અને ધાન્ય તથા રસોથી ભરેલાં બસો ઉત્તમ ગાડાં આપ્યાં.[૧૯,૨૦] પછી સુબાહુએ રાજાની દીકરી મનોરમાને પગે લાગી હાથ જોડી સામે ઉભીને કહ્યું કેઃ—"હે સર્વોત્તમ ! હે રાજાની દીકરી ! હું તમારો દાસ છું. હજી પણ જે તમને જોઈતું હોય તે મને કહો."[૨૧] એ સુંદર વચન સાંભળીને મનોરમા બોલી કે " હે રાજા ! તમારૂં કલ્યાણ થાઓ અને કુલની વૃદ્ધિ પણ થાઓ. હું કે જે ભાગ્યરહિત છું તેને તમે માન આપ્યું તથા મારા દીકરાને રત્ન-જેવી કન્યા આપી તો એ ઉપરાંત મારે બીજી

કશી ઇચ્છા નથી.[૨૨] આ સમયમાં તમારી મોટી સ્તુતિ કરવી જોઇએ પણ તે સ્તુતિ પરાયાની થાય અને વળી બંદિજન કે માગધના જેવી કવિતાશક્તિ હોય તો થઈ શકે. એ બન્ને વાત અહીં નથી. કારણ કે તમે મોટા સ્વજન છો અને હું બંદિજનની કે માગધની દીકરી નથી માટે હું શી સ્તુતિ કરૂં ? તમે કે જે મોટા રાજા છો તેમણે સંબંધી થઇને આજ મારા દીકરાને મેરૂ પર્વત સમાન કર્યો.[૨૩] રાજ્યથી ભ્રષ્ટ થએલા મારા દીકરાને આજ તમે અતિ ઉત્તમ કન્યા આપી તો હે રાજા ! તમારી પરમ પવિત્ર અને આશ્ચર્યકારી રીતિવિષે હું શું કહું ?[૨૪] મારો દીકરો કે જે વનમાં રહેનાર, નિર્ધન, બાપ વગરનો, સૈન્યરહિત, ફળ ખાઇને રહેનાર અને સામગ્રીરહિત છે તેને તમારાવિના બીજો કોણ દીકરી દે ?[૨૫] રાજા તો પોતાના સરખાં ધન, કુલ અને બળવાળાને દીકરી આપે પણ મારા દીકરા જેવાને આપે નહિ. મારો દીકરો કે જે ધનરહિત છે તેને ગુણવાળી અને રૂપાળી કન્યા કોઇ આપે નહિ.[૨૬] હે રાજા ! તમે સઘળા મોટા અને બળવાન રાજાઓની સાથે વૈર કરીને મારા દીકરા સુદર્શનને કન્યા દીધી તો તમારી આ ધીરજનું હું કેટલુંક વર્ણન કરૂં ?"[૨૭] મનોરમાનાં વચન સાંભળી રાજી થઈ સુબાહુરાજાએ ફરી પણ હાથ જોડીને કહ્યું કે:—"મારૂં આ પ્રસિદ્ધ રાજ્ય તમે લો. હું તમારો સેનાપતિ થઇને રહીશ.[૨૮] સઘળું લેવાની ઇચ્છા ન હોય તો અર્ધું લઇને પણ તમે તમારા પુત્રસહિત અહીં રાજ્યનાં સુખ ભોગવો. કાશીવાસ છોડીને વનમાં કે બીજા ગામમાં રહેવાનો મારો મત નથી.[૨૯] રાજાઓ તો રીસે ભરાયા છે તોપણ હું તેઓની પાસે જઇને સાંત્વના કરીશ અને પછી યોગ્ય જણાશે તો દાન અને ભેદ પણ કરીશ. એમ કરતાં જો અનુકૂળ નહિ આવે તો છેલ્લીવારે યુદ્ધ કરીશ; પણ તે વિષેની તમે કશી ચિંતા કરશો નહિ.[૩૦] જો કે જય અને પરાજય દૈવના હાથમાં છે, તોપણ એટલો તો નિશ્ચય છે કે ધર્મ કરવાથી જય થાય છે અને અધર્મથી પરાજય થાય છે. આમ છે તો તે રાજાઓ કે જેઓ અધર્મી છે તેઓનું ધારેલું કેમજ થશે ?"[૩૧] સુબાહુનું વચન સાંભળી તેની પાસેથી માન મળવાનેલીધે સઘળી રીતે આનંદ પામેલી અને સ્વસ્થ થએલી મનોરમાએ સુબાહુરાજાને હિતકારી વચન કહ્યું[૩૨] કે:-"હે રાજા ! તમારૂં કલ્યાણ થાઓ. તમે નિર્ભય થઇને પોતાના પુત્રોની સાથે રાજ્ય કરો. મારો પુત્ર તો ઈશ્વરીની કૃપાથી રાજ્ય પામી અયોધ્યામાં વિહારકરશે;[૩૩] અમને અમારા સ્થાનકમાં મોકલો. જગદંબા તમારૂં કલ્યાણ કરશે. હે રાજા! હું પરમ શક્તિનું ચિંતન કરૂં છું તેથી મને કશા પ્રકારની ચિંતા નથી."[૩૪] આ પ્રમાણે તેઓ રસ ભરેલાં અને અમૃત સરખાં અનેક પ્રકારનાં વચનોથી પરસ્પર વાતો કરતાં રાત્રિ વીતી ગઇ. પ્રાતઃકાલે એ વિવાહ થયો એમ જાણવામાં આવતાં ગામની બહાર ઉતારેલા રાજાઓ ક્રોધથી બોલવા લાગ્યા કે[૩૫] "રાજાઓને કલંક બેસાડનારા સુબાહુને, તથા વિવાહને અયોગ્ય એ બાલકને, આજને આજ મારીને તે શશિકલાને અને સુબાહુની લક્ષ્મીને લઇ લઇએ. આમ નહિ કરીએ તો લાજ રાખીને આપણે ઘેર શી રીતે જઈ શકીશું ?[૩૬] આ તૂર્ય વાગવાના શબ્દો સાંભળો. ગાયનના અને વેદના શબ્દને પણ સાંભળો. મૃદંગના શબ્દો, શંખોના શબ્દોને પણ દબાવી દે છે. આ ઉપરથી માની શકાય છે કે સુબાહુએ ગામમાં એ વિવાહ કરી નાખ્યો છે.[૩૭] સુબાહુએ વચનોથી આપણને ઠગીને વિવાહના વિધિથી શાસ્ત્ર પ્રમાણે પાણિગ્રહણ

કરાવી દીધું ! ! તો હવે આપણે શું કરવું તેનો વિચાર કરો અને પરસ્પરના મત મેળવો."[38] આ પ્રમાણે રાજાઓ વાતો કરતા હતા ત્યાં અપાર શક્તિવાળો કાશીનો રાજા સુબાહુ પોતાની કન્યાના વિવાહનો વિધિ પુરો કરીને રાજાઓને નિમંત્રણ કરવા તુરત પોતાના પ્રખ્યાત સંબંધીઓની સાથે પૂર બહાર આવ્યો.[39] સુબાહુને આવતો જોઈ રાજાઓ કાંઈ પણ નહિ બોલતાં ક્રોધથી મૂગા રહ્યા.[40] સુબાહુએ જઈ પ્રણામ કરી હાથ જોડીને કહ્યું કેઃ-"હે રાજાઓ! મારે ઘેર ભોજન કરવાને સર્વેએ પધારવુ.[41] મારી દીકરી સુદર્શનને વરી તેમાં હું સારૂં કે નરસું શું કરૂં ? તમલોકોએ શાંતિ રાખવી જોઈએ; કેમકે મોટા પુરૂષો દયાળુ હોય છે."[42] સુબાહુનું વચન સાંભળી ક્રોધથી ભરાએલા રાજાઓએ તેને કહ્યું કેઃ-"અમે જમી ચૂકયા. તમે તમારે ઘેર જાઓ અને સઘળાં કામ કરો. તમે જેવું જોઇએ તેવું બહુ સારૂં કામ કર્યું." આ પ્રમાણે બોલીને તેઓ પરસ્પરમાં બોલ્યા કે "હે રાજાઓ ! હવે પોતપોતાને ઘેર જાઓ."[43 44] સુબાહુરાજા આવું વ્યાજસ્તુતિનું વચન સાંભળી બ્હીતો બ્હીતો પોતાને ઘેર ગયો અને વિચાર કરવા લાગ્યો કે "દુઃખ અને કોપથી ભરાએલા આ રાજાઓ શું કરશે ?"[45] સુબાહુ ગયા પછી રાજાઓએ પરસ્પરમાં ઠરાવ કર્યો કે "આપણે માર્ગ રોકી સુદર્શનને મારી કન્યા લઈ લઈશું."[46] કેટલાએક બોલ્યા કે "સુબાહુએ આપણું શું ભુંડું કર્યું છે ? કાંઇ કર્યું નથી. કેવળ આપણે તો આ કૌતુક જોયું. હવે જેમ આવ્યા છીએ તેમ પાછા જઈશું."[47] સઘળા આગ્રહી રાજાઓ તો વાતો કરી માર્ગ રોકીને ઉભા રહ્યા અને સુબાહુ રાજા પોતાને ઘેર જઇને વર-કન્યાને વળાવવા સંબંધીનું કામ કરવા લાગ્યો.[48]

इत्युक्त्वा ते नृपाः सर्वे मार्गमाक्रम्य संस्थिताः ।
[illegible]रक यानि सुबाहुः स्वगृहं गतः॥४८॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

## अध्याय २३ मो.

## સુદર્શનના શત્રુઓનો દેવીએ કરેલો સંહાર

### व्यास उवाच

तस्मै गौरव भोज्यानि विधाय [illegible] ।
वासराणिचषड्राजाभोज[illegible] स भक्तितः॥१॥

વ્યાસ કહે છેઃ-પછી સુબાહુએ સુદર્શનને વાસ્તે વિધિસહિત માન આપવાનાં જમણ કરાવીને છ દિવસ સુધી પ્રેમપૂર્વક ભોજન કરાવ્યાં.[1] આ પ્રમાણે સઘળાં વિવાહનાં કાર્યને પહોંચી લઈ પહેરામણી આપીને સુબાહુ પોતાના મંત્રીઓની સાથે વિચાર કરવા લાગ્યો. રાજાઓએ માર્ગ રોકયાની વાત દૂતોના કહેવાથી સાંભળવામાં આવતાં અપાર કાંતિવાળો સુબાહુરાજા મનમાં કચવાવા લાગ્યો.[2 3] ત્યારે ઉત્તમ નિયમવાળા સુદર્શને સસરાને કહ્યું કેઃ- "તમે હવે અમને તુરત જવાની આજ્ઞા આપો, અમો નિર્ભયપણે જઇશું.[4] ભારદ્વાજના પવિત્ર આશ્રમમાં ગયા પછી અમો સ્વસ્થચિત્તથી ત્યાંજ રહેવાનો કે તમારે ઘેર રહેવાનો સઘળી રીતે વિચાર કરીશું.[5] તમારે રાજાઓની કાંઇ પણ બ્હીક રાખવી નહિ. કારણ કે જગદંબા ભવાની અમારી સહાયતા કરશે."[6] સુબાહુએ જમાઈનો એ પ્રમાણે મત જાણી ધન આપીને તેનું વિસર્જન કર્યું અને તેપણ ઉતાવળથી ચાલ્યો.[7] મોટું સૈન્ય સાથે લઈ સુબાહુ તેને વળાવવા ગયો. પરણેલો, રથોથી વીંટાએલો વીર અને રથમાં બેઠેલો સુદર્શન પોતાની સ્રીસહિત નિર્ભયરીતે માર્ગમાં જતો હતો ત્યાં તેણે રાજાઓનાં સૈન્ય દીઠાં.[8-9]

સુબાહુ પણ એઓને જોઈને ચિંતાથી ઘેરાઈ ગયો. નિર્ભય અને શોકરહિત સુદર્શને પોતાની નવોઢા સ્ત્રીની સાથે મનમાં પ્રેમથી વિધિપૂર્વક જગદંબાનું શરણ લીધું અને સર્વોત્તમ કામરાજ નામના એકાક્ષરમંત્રનો જપ કરવા માંડયો.[૧૦,૧૧] એ સમયે સર્વે રાજાઓ કોલાહલ કરીને કન્યાનું હરણ કરવાની ઇચ્છાથી પોતાનાં સૈન્યોસહિત ઉઠયા.[૧૨] એઓને જોઇને સુબાહુએ તેઓને મારવાની ઈચ્છા કરી ત્યાં જય મેળવવાને ઈચ્છનારા સુદર્શને તેને બહુજ વાર્યો.[૧૩] તોપણ સુબાહુ અને તે રાજાઓ કે જેઓ પરસ્પરને મારી નાખવાની ઈચ્છા કરતા હતા તેઓનાં શંખ, ભેરી, આનક અને દુંદુભિઓ વાગવા લાગ્યાં.[૧૪] શત્રુજિત્ પણ સજ્જ થઈને મારી નાખવાસારૂ ઉભો અને યુધાજિત્ તેને સહાયતા કરવાસારૂ સજ્જ થયો.[૧૫] કેટલાએક તો પોતાનાં સૈન્યોની સાથે જોવાસારૂ ઊભા રહ્યા. યુધાજિત્ આગળ વધીને સુદર્શનની સામે ગયો;[૧૬] અને શત્રુજિત્ પણ તેની સાથે મોટાભાઇને મારવા ગયો. ક્રોધથી વ્યાપ્ત થએલા તે રાજાઓ પરસ્પર બાણોના સમૂહોથી પ્રહાર કરવા લાગ્યા.[૧૭] ત્યાં ઉત્તમ ઉત્તમ બાણોથી ભારે સંગ્રામ થવા લાગ્યો. સુબાહુ પણ મોટું સૈન્ય લઈને તુરત પોતાના ભલા જમાઇની સહાયતા કરવા સારૂ ગયો. આ પ્રમાણે રૂવાંડાં ઉભાં કરે એવો દારૂણ સંગ્રામ ચાલતાં ત્યાં તુરત જગદંબા પ્રકટ થયાં. એ જગદંબા સિંહ ઉપર બેઠાં હતાં, અનેક આયુધો ધર્યાં હતાં, ઉત્તમ આભરણોથી શણગારાએલાં હતાં, દિવ્ય વસ્ત્રો પહેર્યાં હતાં અને મંદારનાં પુષ્પોની માળાઓ ધરી હતી. એ અત્યંત રમણીય જગદંબાને જોઈને રાજાઓ પરમ વિસ્મય પામ્યા;[૧૮-૨૧] અને વિચાર કરવા લાગ્યા કે "સિંહ ઉપર બેઠેલી આ કોણ છે અને અકસ્માત્ ક્યાંથી આવી?" સુદર્શને જગદંબાને જોઇને સુબાહુને કહ્યું[૨૨] કેઃ-"હે રાજા! આ દિવ્ય દર્શનવાળાં જગદંબા પધાર્યાં તેમનાં દર્શન કરો! આ દયાળુ દેવી અવશ્ય મારા ઉપર અનુગ્રહ કરવા સારૂ પ્રકટ થયાં છે.[૨૩] હવે હું નિર્ભયથી પણ વધારે નિર્ભય થયો છું. સુદર્શન અને સુબાહુ સુંદર મુખવાળાં તે જગદંબાને જોઇ દર્શનથી રાજી થઇને પગે લાગ્યા. એટલામાં સિંહે એવી ગર્જના કરી કે તેથી ત્રાસ પામેલા હાથીઓ ધ્રૂજવા લાગ્યા,[૨૪,૨૫] મહાભયંકર પવન ફુંકાવા લાગ્યા અને દિશાઓ દારૂણ થઇ ગઇ; તે સમયે સુદર્શને પોતાના સેનાપતિને કહ્યું[૨૬] કેઃ—"જ્યાં રાજાઓ ઉભેલા છે તે માર્ગે ચાલ. કોપ પામેલા અને દુષ્ટ ચિત્તવાળા એ રાજાઓ શું કરવાના છે?[૨૭] આપણી રક્ષા કરવા સારૂ ભગવતી દેવી પધારી ચૂકયાં છે, માટે હવે રાજાઓએ ઘેરેલા આ માર્ગમાં આપણે નિર્ભયપણાથી જવું.[૨૮] મેં સ્મરણ કરવાથી મોટાં દેવી રક્ષા કરવા સારૂ આવ્યાં છે." સુદર્શનનું વચન સાંભળીને સેનાપતિ તે માર્ગે ચાલ્યો.[૨૯] ક્રોધ પામેલા યુધાજિતે તો તે રાજાઓને કહ્યું કેઃ—"ભય પામીને ઉભાછો શું!! સુદર્શનને મારી નાખો.[૩૦] આ બળ વગરનો બાલક સુદર્શન આપણું સઘળા બલવત્તર રાજાઓનું અપમાન કરી કન્યા લઈને તુરત જાય છે.[૩૧] આ સિંહ ઉપર બેઠેલી સ્ત્રીને જોઈને બ્હીઓ છો શું!! હે ભાગ્યશાળી રાજાઓ! સુદર્શનની ઉપેક્ષા કરવી જોઈતી નથી.[૩૨] સઘળાએ ભેગા થઇને એને મારી નાખવો; એને મારીને સુંદર આભૂષણવાળી કન્યાને લઇ લઈશું. આ શીઆળીઓ કેસરીસિંહે લીધેલી વસ્તુને ઝુંટી જવાયોગ્ય નથી."[૩૩] આ પ્રમાણે બોલી ક્રોધથી ઘેરાએલો

યુધાજિત્ શત્રુજિત્ સહિત સૈન્ય લઈને યુદ્ધ કરવા સારૂ આવ્યો.[34] મારવાને ઈચ્છતો એ દુર્બુદ્ધિ યુધાજિત્ કાન સુધી ધનુષ ખેંચીને તુરત સુદર્શનના રથની ઉપર સરખાં પુંખ-વાળાં, શિલાથી સજાવેલાં અને લુહારોએ તીક્ષ્ણ કરેલાં બાણો નાખવા લાગ્યો.[35] સુદર્શને ક્ષણ માત્રમાં એ આવતાં બાણોને કાપી નાખ્યાં. આ પ્રમાણે યુદ્ધ ચાલતાં દુર્ગાદેવી ચંડિકાને બહુ કોપ ચડયો અને પોતેજ યુધાજિત્ ઉપર બાણો મૂકવા લાગ્યાં.[36,37] તે સમયે અનેક રૂપ અને અનેક શસ્ત્રો ધરીને પ્રાપ્ત થએલાં ચંડિકાએ ભારે સંગ્રામ કર્યો અને શત્રુજિત્‌ને માર્યો; તથા યુધાજિત્‌ને પણ માર્યો. બન્ને જણા રથમાંથી પડ્યા અને તે સમયે જયજયકાર થઈ રહ્યો.[38-39] એ જોઈને સર્વે રાજાઓ ભારે વિસ્મય પામ્યા. સુબાહુનો મામો અને ભાણેજ કે જેઓ યુધાજિત્‌ના પક્ષમાં હતા તેઓ પણ એ સંગ્રામમાં મરાઈ ગયા.[40] સુબાહુએ પણ યુદ્ધમાં એઓનું મરણ થએલું જોઈ બહુજ રાજી થઈને, દારિદ્ર મટાડનારાં દુર્ગાદેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[41]

સુબાહુ કહે છે:–આપ જગદંબા કે જે જગતને ઉત્પન્ન કરનાર, મંગલરૂપ, દુર્ગાદેવી અને કામના પરિપૂર્ણ કરનાર છો તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું.[42] હે જગતનાં માતા ! હે મંગલસ્વરૂપ ! હે મોક્ષદેનારાં ! તમે કે જે કલ્યાણરૂપ, શાંતિરૂપ, વિદ્યારૂપ, જગતને રચનારાં અને જગતમાં વ્યાપ્ત છો તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું.[43] હે દેવિ ! ગુણોથી વીંટાએલો હું, તમે કે જે નિર્ગુણ છો તેમના સ્વરૂપને બુદ્ધિથી વિચાર કરતાં છતાં જાણતો નથી. હે પ્રકટ પ્રભાવવાળાં,જગદંબા ! ભક્તોની પીડાનો નાશ કરવામાં તત્પર અને પરમ શક્તિરૂપ આપની હું શું સ્તુતિ કરૂં ?[44] તમે સર્વવ્યાપક સરસ્વતી છો. સર્વ જીવોની બુદ્ધિ, વિદ્યા, મતિ અને ગતિરૂપ છો. તમે સર્વના મનનાં નિયંતા છો માટે મનથી જણાતાં નથી તો હું તમારી સ્તુતિ કેમ કરી શકું ?[45] આત્માનું સ્વરૂપ જે નિત્ય છે તેની સ્તુતિ થઈ શકે ? નજ થઈ શકે. દેવતાઓમાં ઉત્તમ બ્રહ્મા, શિવ અને વિષ્ણુ એઓ નિરંતર સ્તુતિ કર્યા કરે છે તોપણ તમારા ગુણોનો પાર પામ્યા નથી. ત્યારે હું કે જે અપ્રસિદ્ધ, ભેદબુદ્ધિવાળો અને ગુણોથી ઘેરાએલો છું તે તમારા ચરિત્રનું વર્ણન કેમ કરી શકું ![46] અહો ! સજ્જનનો સમાગમ કયા મનોરથને પૂર્ણ કરતો નથી ? સઘળા મનોરથોને પૂર્ણ કરે છે. કોઇ પ્રસંગને લીધે સજ્જનનો સમાગમ થયો હોય તોપણ તે ચિત્તને શુદ્ધ કરે છે. મને આ જમાઈનો સમાગમ પ્રસંગથી થયો તોપણ તેથી ચિત્તશુદ્ધિના ફળરૂપ, તમારૂં અદ્દભુત દર્શન મળ્યું.[47] હે મા ! તમારૂં દુર્લભ દર્શન કે જેને બ્રહ્મા, રૂદ્ર, વિષ્ણુ, ઇંદ્રાદિક દેવ અને તત્વ જાણનારા મુનિઓ પણ ઇચ્છે છે તે દર્શન મને શમ, દમ અને સમાધિ આદિ કર્યાવિના પણ પ્રાપ્ત થયું, એ તમારા ભક્તના સમાગમનું ફળ છે.[48] હે ભવાનિ ! મંદબુદ્ધિવાળો હું કયાં અને સંસારના અસાધારણ ઔષધરૂપ તમારૂં દર્શન કયાં ! ! હે દેવિ ! મારા જાણવામાં આવ્યું કે દેવતાઓ પણ જેનું પૂજન કરે છે એવાં તમે ભાવવાળા ભક્તો ઉપર દયા કરવામાં તત્પર રહો છો.[49] આ સંકટમાંથી તમે સુદર્શનની રક્ષા કરી તથા બે બળવાન શત્રુઓને તુરત માર્યા તો આ તમારા ચરિત્રનું હું કેટલુંક વર્ણન કરૂં. તમારૂં ચરિત્ર ભક્તો ઉપર દયા ભરેલું અને પરમ પવિત્ર છે.[50] હે દેવિ ! વાસ્તવિક વિચાર કરતાં આ

તમારૂં ચરિત્ર આશ્ચર્યરૂપ લાગતું નથી. કારણ કે તમે સઘળા સ્થાવર-જંગમરૂપ જગતની રક્ષા કરો છો. દયા કરીને તમે જેમ હમણા આ ધ્રુવસંધિના પુત્રનું રક્ષણ કર્યું તેમ બીજી રીતે શત્રુનું પણ રક્ષણ કર્યું છે. કારણ કે શત્રુને મારીને તેનાં પાપ ટાળ્યાં છે.[૫૧] હે ભવાનિ! સેવામાં તત્પર રહેનારા ભક્તની કીર્ત્તિને અતિદીપ્ત કરવાસારૂ તમે આ ચરિત્ર કર્યું છે. જો આ ચરિત્ર ન કર્યું હોત તો આ નિર્દોષ સ્વભાવવાળો સુદર્શન મારી દીકરીને પરણીને યુદ્ધમાં કુશલ કેમ રહેત?[૫૨] તમે ભક્તજનના જન્મ–મરણાદિક ત્રાસોને પણ મટાડવામાં સમર્થ છો, ત્યારે ભક્તજનના મનોરથ પૂરા કરો તેમાં શું આશ્ચર્ય છે. હે મા! ભક્તલોકો તમને અપાર, પાપ–પુણ્યરહિત, સગુણ અને નિર્ગુણ પણ કહે છે.[૫૩] હે ભુવનેશ્વરિ! અહો! આજ તમારા દર્શનથી હું પુણ્યવાન, કૃતાર્થ અને ધન્ય અવતારવાળો થયો છું. હું તમારા બીજને કે ભજનને જાણતો નથી તોપણ મને તાર્યો તેથી તમારા દયાળુપણાનો પ્રકટ પ્રભાવવાળો મહિમા જાણવામાં આવ્યો.[૫૪]

વ્યાસ કહે છેઃ—સુબાહુએ આ પ્રમાણે સ્તુતિ કરતાં તે સમયે પ્રસન્ન મુખવાળાં મંગલરૂપ દેવીએ તે રાજાને કહ્યું કેઃ—"હે સારી ધારણાવાળા! વરદાન માગ."[૫૫]

**एवं स्तुता तदा देवी प्रसन्नवदना शिवा ॥**
**उवाच तं नृपं देवी वरं वरय सुव्रत ॥ ५५ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩**

## अध्याय २४ मो.

### દેવીનો મહિમા અને કાશીવાસ.

**વ્યાસ ઉવાચ**

**तस्यास्तु वचनं श्रुत्वा भवान्याः स नृपोत्तमः॥**
**भाषा वचनं तत्र सुबाहुर्भक्तिसंयुतः॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—દેવીનું એ વચન સાંભળીને ત્યાં ભક્તિવાળો મોટો રાજા સુબાહુ નીચે પ્રમાણે વચન બોલ્યો.[૧]

સુબાહુ કહે છેઃ—એક કાંટામાં ભૂલોક તથા દેવલોકનું રાજ્ય અને બીજા કાંટામાં તમારૂં દર્શન મૂકીએ તો તમારૂં દર્શન કદી તુલ્ય થતું નથી પણ અધિક થાય છે.[૨] હે દેવિ! મને ત્રૈલોક્યમાં તમારા દર્શનથી અધિક કાંઈ નથી, તો હવે કયું વરદાન માગું? હું તો ભૂલોકમાં કૃતાર્થ થયો છું.[૩] હે મા! હું એજ વરદાન માગવાને ઇચ્છું છું કે મને તમારામાં નિશ્ચળ અને મટે નહિ એવી ભક્તિ સર્વદા હોજો.[૪] હે મા! આ મારા નગરમાં તમારે સર્વદા રહેવું. દુર્ગાદેવી એવું નામ ધરીને તમે શક્તિરૂપે સર્વદા રહેજો.[૫] તમારે મારા નગરની સર્વદા રક્ષા કરવી. જેમ શત્રુઓના સમૂહમાંથી અખંડ રાખીને સુદર્શનની રક્ષા કરી તેમ તમારે કાશીની પણ રક્ષા કરવી.[૬] જ્યાંસુધી આ કાશીપુરી પૃથ્વીમાં સારી પ્રતિષ્ઠાથી અને સારી સ્થિતિથી રહે ત્યાંસુધી તમારે અહીં રહેવું.[૭] હે દુર્ગાદેવિ! હે કૃપાના ભંડારરૂપ! આ વરદાન તમે મને આપો. બીજું હું શું માગું?[૮] મને અનેક પ્રકારનાં સુખ આપો, મારા શત્રુઓનો નાશ કરો અને સર્વદા સર્વલોકનાં અશુભ મટાડો.[૯]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાએ પ્રાર્થના કરતાં ભયંકર પીડાને મટાડનારાં દુર્ગાદેવીએ, સ્તુતિ કરીને પાસે ઉભેલા તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૧૦]

દુર્ગાદેવી કહે છેઃ—હે રાજા! જ્યાંસુધી પૃથ્વી રહેશે ત્યાંસુધી સર્વ લોકોનું રક્ષણ કરવાસારૂ આ ભક્તિપુરી કાશીમાં સર્વદા મારો નિવાસ થશે.[૧૧]

વ્યાસ કહે છેઃ—પછી રાજી થએલા સુદર્શને

ત્યાં આવી પરમ ભક્તિથી પ્રણામ કરીને નીચે પ્રમાણે જગદંબાની સ્તુતિ કરી.[૧૨]

સુદર્શન કહે છેઃ—અહો ! હું કે જે ભક્તિરહિત છું તેની પણ તમે રક્ષા કરી તો તમારી કૃપાનું હું શું વર્ણન કરૂં ? સર્વ લોકો ભક્ત ઉપર કૃપા કરે છે પણ અભક્ત ઉપર કોઇ કરતા નથી અને તમારે તો ભક્તિરહિતનું પણ રક્ષણ કરવાનો નિયમ છે.[૧૩] હે દેવિ ! મેં સાંભળ્યું છે કે તમેજ સર્વ પ્રપંચને સર્જો છો, સર્જેલાનું પાલન કરો છો અને સંહારના સમયમાં સર્વનું ભક્ષણ કરો છો, માટે અહીં મારૂં રક્ષણ કર્યું તે કાંઈ આશ્ચર્ય નથી.[૧૪] હે દેવિ ! હું તમારૂં કયું કામ કરૂં અને ક્યાં જાઉં તે વિષે આજ્ઞા કરો. હું હવે કામ કરવામાં મૂઢ થઈ ગયો છું માટે હે મા ! તમારી આજ્ઞા પ્રમાણે જઈશ, ઉભો રહીશ અથવા વિહાર કરીશ.[૧૫]

વ્યાસ કહે છેઃ—સુદર્શન આ પ્રમાણે બોલતાં દયાળુ દેવીએ તેને કહ્યું કેઃ-"હે ભાગ્યશાળી ! તું અયોધ્યામાં જા અને કુલપરંપરાનું રાજ્ય કર.[૧૬] તારે સર્વદા મારૂં સ્મરણ રાખવું અને પ્રયત્નથી પૂજન કરવું. હે રાજાઓમાં ઉત્તમ ! તારા રાજ્યમાં હું નિરંતર કલ્યાણ કરીશ.[૧૭] અષ્ટમી, ચતુર્દશી અને નવમીને દિવસે બળિદાનના વિધિથી મારી પૂજા કરજે.[૧૮] તું તારા નગરમાં મારી મૂર્ત્તિની સ્થાપના કરજે, અને દિવસના ત્રણે કાળમાં પ્રયત્નથી ભક્તિપૂર્વક તેનું પૂજન કરજે.[૧૯]સર્વદા શરદ્ ઋતુમાં ભક્તિભાવ સહિત નવરાત્રના વિધિથી મારી મોટી પૂજા કરજે.[૨૦] ચૈત્ર, આશ્વિન, આષાઢ તથા માઘ માસના નવરાત્રમાં વિશેષે કરી મોટો ઉત્સવ અને પૂજા કરજે.[૨૧] હે રાજાઓમાં સિંહ જેવા ! કૃષ્ણપક્ષની ચતુર્દશી અને અષ્ટમીમાં સમજુ લોકોએ સર્વદા ભક્તિભાવથી મારી પૂજા કરવી જોઈએ.[૨૨]

વ્યાસ કહે છેઃ—સુદર્શને નમસ્કાર પૂર્વક જેની ઘણી સ્તુતિ કરી એવાં અને વિષમ પીડાને મટાડનાર તે દુર્ગાદેવી એટલાં વચન કહીને અંતર્ધાન થઈ ગયાં.[૨૩] દેવીને અંતર્હિત થઈ ગએલાં જોઇ; જેમ ઇંદ્રને દેવતાઓ પગે લાગે તેમ સર્વે રાજાઓ સુદર્શનની પાસે આવીને તેને પગે લાગ્યા.[૨૪] સુબાહુ પણ તેને પ્રણામ કરીને આનંદથી પાસે ઉભો રહ્યો. સર્વે રાજાઓએ એ અયોધ્યાના પતિ સુદર્શનને કહ્યું[૨૫]કેઃ—"અમારા સ્વામી અને શિક્ષા કરનાર તમે છો. અમો સર્વદા તમારા સેવક છિયે. હે રાજાઓમાં ઉત્તમ ! તમે અયોધ્યામાં રાજ્ય કરો અને અમારૂં પાલન કરો.[૨૬] વિશ્વનાં ઈશ્વરી, મંગલરૂપ અને ચારે પુરૂષાર્થને આપનારાં આદિશક્તિ ભવાનીનું અમને તમારા અનુગ્રહથી દર્શન મળ્યું.[૨૭] તમારે વાસ્તે સનાતન દેવી પ્રગટ થયાં તેથી પૃથ્વીમાં તમે ધન્ય, કૃતાર્થ અને ઘણા પુણ્યવાળા છો.[૨૮] અજ્ઞાની અને સર્વદા માયાથી મોહપામેલા અમો દેવીના પ્રભાવને જાણતા નથી.[૨૯] અમો તો સર્વદા ધન, સ્રી અને પુત્રોના ચિંતનમાં લાગેલા છીએ અને કામ તથા ક્રોધરૂપી મગરોવાળા ભયંકર મહાસાગરમાં ડૂબેલા છીએ.[૩૦] હે ભાગ્યશાળી ! હે મોટી બુદ્ધિવાળા ! તમે સર્વજ્ઞ છો તેથી અમો તમને પૂછીએ છીએ કે એ શક્તિ કોણ છે ? કોનાથી ઉત્પન્ન થએલાં છે ? અને કેવા પ્રભાવવાળાં છે તે અમને કહો.[૩૧] તમે અમને સંસારરૂપી સમુદ્રમાં વહાણરૂપ થાઓ. સાધુપુરૂષો અત્યંત દયા કરવામાં તત્પર હોય છે માટે હે સુદર્શન રાજા ! અમને દેવીનું ઉત્તમ માહાત્મ્ય કહો.[૩૨] એ દેવીની ઉત્પત્તિ જેથી થઈ હોય, જેવો પ્રભાવ હોય અને જેવું સ્વરૂપ હોય તે સઘળું અમો સાંભળવાને ઇચ્છીએ છિયે. માટે હે રાજાઓમાં ઉત્તમ ! તમે કહો."[૩૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તે રાજાઓએ પૂછતાં ધ્રુવસંધિના પુત્ર સુદર્શનરાજાએ મનમાં દેવીનું ચિંતન કરીને આનંદથી તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૩૪]

સુદર્શન કહે છેઃ—હે રાજાઓ! તે દેવીના ઉત્તમ ચરિત્રવિષે હું શું કહું? બ્રહ્માદિક અને ઇંદ્રાદિક દેવતાઓ પણ તેમના ચરિત્રને સંપૂર્ણ રીતે જાણતા નથી.[૩૫] હે રાજાઓ! સર્વનાં આદિ અને વરદાન દેનારાં મહાલક્ષ્મી સત્વગુણરૂપ હોવાથી સાત્વિકી શક્તિ છે. એ ઉત્તમ શક્તિ જગતનું પાલન કરે છે.[૩૬] મહાસરસ્વતી કે જે રાજસી શક્તિ છે તે જગતની સૃષ્ટિ કરે છે અને મહાકાળી કે જે તામસી શક્તિ છે તે સંહારનું કામ કરે છે. આ પ્રમાણે નોખનોખાં રૂપથી દેવી સર્વદા ત્રણ ગુણવાળાં છે.[૩૭] ધારેલાં સર્વ સુખ આપનાર અને ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ જે પરમ શક્તિ છે તે તો નિર્ગુણ છે. એ નિર્ગુણ પરાશક્તિ સઘળા બ્રહ્માદિકના પણ કારણરૂપ છે,[૩૮] એટલે એ શક્તિ કોઈથી ઉત્પન્ન થએલાં નથી. નિર્વિકલ્પ સમાધિ વગરના પુરૂષો એ નિર્ગુણ શક્તિને સર્વથા જાણી શકતા નથી; માટે મધ્યમ અધિકારવાળા લોકોએ મહાલક્ષ્મી આદિ શક્તિઓ કે જેઓ સુખથી સેવી શકાય એમ છે તેઓનું સર્વદા ચિંતન કરવું જોઇએ.[૩૯]

રાજાઓ કહે છેઃ—તમે બાલ્યાવસ્થામાંજ ભયથી આતુર થઇને વનમાં ગયા હતા તો એ ઉત્તમ પરમ શક્તિ શી રીતે તમારા જાણવામાં આવ્યાં? જે દેવીએ પ્રસન્ન થઇને તુરત તમારી સહાયતા કરી તેમની તમે શી રીતે ઉપાસના અને પૂજા કરી?[૪૦,૪૧]

સુદર્શન કહે છેઃ—બાલપણથીજ મને દેવીનું કામબીજ નામનું ઉત્તમ બીજ મળી ગયું હતું તેનો હું નિરંતર જપ કરતાં તેનુંજ સ્મરણ કર્યા કરૂં છું.[૪૨] ઋષિઓનાં વાક્યોથી એ મંગલરૂપ જગદંબા મારા જાણવામાં આવ્યાં છે. એ પરાશક્તિનું પરમ ભક્તિથી હું રાત્રિ–દિવસ સ્મરણ કર્યા કરૂં છું.[૪૩]

વ્યાસ કહે છેઃ—સુદર્શનનું એ વચન સાંભળી એ દેવીને પરમશક્તિ માનીને તેમનીજ ભક્તિમાં તત્પર થએલા રાજાઓ પોતપોતાને ઘેર ગયા.[૪૪] સુબાહુરાજા તે સુદર્શનની આજ્ઞા લઇને કાશીમાં ગયો અને ધર્માત્મા સુદર્શન કોસલ દેશમાં ગયો.[૪૫] મંત્રિઓ શત્રુજિત્ રાજાને યુદ્ધમાં મરણ પામેલો સાંભળી અને સુદર્શનને જય પામેલો સાંભળીને રાજી થયા.[૪૬] એ રાજાને આવતો સાંભળી અયોધ્યાવાસી લોકો ભેટો લઈને તેની સામે ગયા.[૪૭] અને ધ્રુવસંધિનો પુત્ર જાણી રાજી થએલા સર્વે મોટા લોકો અને પ્રજાઓ હાથમાં અનેક પ્રકારની ભેટો લઇને આનંદથી સામા ગયા.[૪૮] પછી પોતાની સ્ત્રીસહિત સુદર્શન અયોધ્યામાં આવી સર્વ લોકોને માન આપીને રાજદ્વારમાં ગયો.[૪૯] બંદિજનો તેની સ્તુતિ કરતા હતા, મંત્રીઓ પ્રણામ કરતા હતા અને કન્યાઓ શાળથી તથા ફૂલોથી વધાવતી હતી.[૫૦]

**बंदिभिःस्तूयमानस्तु वंद्यमानश्चमंत्रिभिः ॥**
**कन्याभिः कीर्यमाणश्च लाजैःसुमनसैस्तथा ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

## अध्याय २५ मो.

## સુદર્શને વિમાતાનું સાન્ત્વન કરી રાજધાનીમાં દેવીની સ્થાપના કરી

**વ્યાસ ઉવાચ**

**गत्वायोध्यांनृपश्रेष्ठोऽपहरान्नसुहृद्वृतः ॥**
**शत्रुजिन्मातरंमाहमणम्यशोकसंकुलाः ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—રાજાઓમાં ઉત્તમ સુદર્શને

સંબંધીઓસહિત અયોધ્યાના રાજગૃહમાં જઇને શોકથી વ્યાકુલ થએલી શત્રુજિત્‌ની મા લીલાવતીને કહ્યું[1] કેઃ—"હે મા! તમારા પગના સમ ખાઇને કહુ છું કે તમારા પુત્રને કે તમારા પિતા યુધાજિત્‌ને મેં મારેલા નથી.[2] એઓને તો યુદ્ધમાં દુર્ગાએ માર્યા છે, એમાં મારો અપરાધ નથી. જે વાત અવશ્ય થવાની હોય તેને મટાડવાનો કોઈ ઉપાય નથી.[3] તમારે મરણ પામેલા પુત્રનો શોક ન કરવો જોઇએ; કારણકે પોતાનાં કર્મોને વશ રહીને જીવ સારા-નરસા ભોગ ભોગવે છે.[3] હે ધર્મને જાણનારાં! હે મા! હું તમારો દાસ છું. મારે જેમ મનોરમા છે તેમજ તમે છો, જરા પણ ભેદ નથી.[5] સારૂં કે નરસું જે કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવુંજ પડે છે; માટે સુખ—દુઃખના વિષયમાં તમારે કદી પણ શોક કરવો નહિ.[6] દુઃખના સમયમાં પોતાના કરતાં વધારે દુઃખીઆઓને જોવા અને સુખના સમયમાં પોતાના કરતાં વધારે સુખીઆઓને જોવા. શત્રુઓના સ્વાધીનમાં પોતાનું શરીર સોંપવું નહિ; તેમ શોક કે હર્ષના સ્વાધીનમાં પણ પોતાના શરીરને સોંપવું નહિ.[7] આ સઘળું જગત દૈવને અધીન છે. પોતાને અધીન કદી નથી. એટલામાટે બુદ્ધિમાન માણસે પોતાના મનને શોકથી સૂકાવવું નહિ.[8] જેમ લાકડાની પુતળી નટાદિકના વશમાં રહીને ચેષ્ટા કરે છે તેમ પ્રાણી પણ પોતાના કર્મના વશમાં રહીને વર્ત્તે છે.[9] હે મા! હું વનમાં રહ્યો હતો પણ કર્મનો વિચાર કરીને મનમાં દુઃખ ધરતો ન હતો. પોતે કરેલું કર્મ ભોગવવુંજ જોઇએ એમ હું સમજું છું.[10] મારી મા અહીંજ વિધવા થઈ અને મારો માતામહ પણ અહીંજ મરી ગયો. ભયથી આતુર થએલી મારી મા મને લઇને ગહન વનમાં નીકળી ગઈ.[11] ત્યાં પણ માર્ગમાં ચોરોએ તેને લુંટી અને વસ્ત્રરહિત કરી મૂકી. સઘળું ભાતું પણ લઈ લીધું. બાલક પુત્રવાળી અને નિરાધાર મારી મા મને લઇને ભારદ્વાજના આશ્રમમાં ગઇ. ત્યાં વિદલ્લ અને આ બિચારી દાસી સાથે આવ્યાં હતાં.[12,13] ચારે કોરથી મુનિઓ અને મુનિઓની સ્ત્રીઓએ દયા કરીને ફળ તથા નીવારથી અમારૂં પોષણ કર્યું અને અમો ત્રણ ત્યાં રહ્યાં હતાં.[14] તે સમયમાં મારા મનમાં દુઃખ થયું ન હતું અને આજ ધન મળતાં સુખ પણ થયું નથી. મારા ચિત્તમાં કદી પણ વૈર કે મત્સર આવતાં નથી. હે મા! રાજ્યના ભોગ ભોગવવા કરતાં નાનવી (નીવાર —એક જાતનું ધાન્ય) ખાવી સારી છે; કારણ કે રાજ્યના ભોગ ભોગવનારો નરકમાં જાય છે પણ નાનવી ખાનારો કદી જતો નથી.[16] સમજુ પુરૂષે ઇંદ્રિયોને જીતીને ધર્મનું આચરણ કરવું જોઇએ કે જેથી નરકમાં પડવું ન પડે.[17] હે મા! આ ઉત્તમ ભરતખંડમાં મનુષ્ય અવતાર મળવો દુર્લભ છે, કેમકે આહાર આદિનું સુખ તો સર્વ અવતારોમાં મળેછે.[18] મનુષ્યનો અવતાર પામીને સ્વર્ગ તથા મોક્ષને આપનારૂં ધર્મનુંજ સાધન કરવું જોઇએ. એ સાધન બીજા અવતારોમાં થવું અશક્ય છે.[19]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સુદર્શન બોલતાં બહુજ લજાએલી અને જેની આંખોમાં આંસુ આવી ગયાં એવી લીલાવતીએ પુત્રનો શોક છોડી દઇને તેને નીચે પ્રમાણે કહ્યું.[20]

લીલાવતી કહે છેઃ—હે પુત્ર! હું સાપરાધ છું પણ તે અપરાધ મારા પિતાએ કરાવ્યો હતો. તમારા માતામહને મારીનેતેણે રાજ્ય હરી લીધું તે સમયમાં હું તેને કે મારા પુત્રને વારી શકી નહિ. જે કામ થયું તે સઘળું તેણેજ કર્યું હતું માટે મારો અપરાધ નથી. મારો પિતા અને પુત્ર પણ પોતાના કર્મથીજ મરી ગયા તેમાં તમે કશું કર્યું

નથી. હું એ પુત્રનો શોક કરતી નથી, પણ સર્વદા તેણે કરેલા કામનો શોક કરૂં છું.[૨૧.૨૩] હે સુદર્શન ! તમે મારા પુત્ર છો અને મનોરમા મારી બેન છે. તમારે વિષે મને જરા પણ ક્રોધ નથી.[૨૪] હે ભાગ્યશાળી ! તમે રાજ્ય કરો અને પ્રજાનું પાલન કરો. તમને ભગવતીની કૃપાથી આ નિષ્કંટક રાજ્ય મળ્યું છે.[૨૫]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે લીલાવતીનું વચન સાંભળી તેને પ્રણામ કરીને સુદર્શન જ્યાં પ્રથમ પોતાની મા મનોરમા રેહેતી હતી તે ઘરમાં જઇ રહ્યો. ત્યાં જઈ સર્વે મંત્રીઓને બોલાવ્યા પછી જોશીઓને બોલાવીને મુહૂર્ત્ત વાસ્તે સારો દિવસ પૂછયો,[૨૬.૨૭] અને કહ્યું કેઃ—"સુવર્ણનું મનોહર સિંહાસન કરાવી તે ઉપર દેવીનું સ્થાપન કરીને હું સર્વદા તેમનું પૂજન કરીશ.[૨૮] ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારાં જગદંબાનું સિંહાસન ઉપર સ્થાપન કર્યા પછી હું જેમ રામચંદ્ર આદિએ રાજ્ય કર્યું હતું તેમ કરીશ.[૨૯] સઘળાં સુખ આપનારાં આ શિવા-શક્તિદેવીનું નગરના સર્વે લોકોએ સર્વદા પૂજન કરવું."[૩૦] આ પ્રમાણે સુદર્શને આજ્ઞા કરતાં મંત્રિઓએ તે પ્રમાણે કર્યું. કારીગરો પાસે અત્યંત સુંદર મંદિર કરાવ્યું.[૩૧] રાજાએ દેવીની પ્રતિમા કરાવી. વેદ જાણનારા બ્રાહ્મણોને બોલાવીને સારા દિવસમાં શુભ મુહૂર્ત્તમાં તેનું સ્થાપન કર્યું.[૩૨] બુદ્ધિમાન સુદર્શને વિધિસહિત હોમ કરી તથા દેવતાઓનું પૂજન કરાવીને મંદિરમાં દેવીનું સ્થાપન કરાવ્યું.[૩૩] ત્યાં વાજીંત્રના શબ્દોથી, બ્રાહ્મણોના વેદઘોષથી અને અનેક પ્રકારનાં ગાયનોથી ઉત્સવ થયો.[૩૪] વેદવાદી બ્રાહ્મણોની પાસે વિધિસહિત જગદંબાનું સ્થાપન કરાવીને ઘણા વિધિથી અનેક પ્રકારની પૂજા કરી.[૩૫] પૂજાનો વિધિ કરીને બાપનું રાજ્ય કરતાં સુદર્શન પ્રખ્યાત થયો અને કોસલદેશમાં અંબિકાદેવી પણ પ્રખ્યાત થયાં.[૩૬] રાજ્ય પામીને ધર્મથી જય મેળવનારા તે રાજાએ સામંત રાજાઓને વશ કરીને તેઓને ધર્માત્મા કર્યા.[૩૭] રામના, દિલીપના અને રઘુના રાજ્યમાં પ્રજાને જેવું સુખ તથા જેવી મર્યાદા હતી તેવુંજ સુખ અને તેવીજ મર્યાદા સુદર્શનના રાજ્યમાં ચાલવા લાગ્યાં.[૩૮] વર્ણ તથા આશ્રમોનો ધર્મ ચારે પાયાથી સંપૂર્ણ થયો. પૃથ્વીમાં કોઇ પણ માણસનું ચિત્ત અધર્મમાં લાગતું ન હતું.[૩૯] સર્વે રાજાઓએ ગામેગામમાં દેવીનાં મંદિર કરાવ્યાં અને કોસલદેશમાં પ્રીતિપૂર્વક દેવીની પૂજા ચાલવા લાગી.[૪૦] સુબાહુએ પણ કાશીમાં દેવીની સુંદર પ્રતિમા કરાવી, મંદિર કરાવીને ભક્તિથી તેમાં તેનું સ્થાપન કર્યું.[૪૧] કાશીમાં સર્વે લોકો પ્રેમભક્તિમાં તત્પર થઇને જેમ વિશ્વેશ્વરનું પૂજન કરતા હતા તેમજ વિધિસહિત દેવીનું પૂજન કરવા લાગ્યા.[૪૨] પછી પૃથ્વીમાં તે દુર્ગાદેવી પ્રખ્યાત થયાં અને દેશેદેશમાં તેમની ભક્તિ વધી.[૪૩] સઘળા ભરતખંડમાં સર્વે વર્ણોના સઘળા લોકોમાં સર્વથા ભવાની દેવી પૂજ્ય થયાં.[૪૪] હે રાજા ! શક્તિની ભક્તિમાં લાગેલા અને શાસ્ત્રોક્ત સ્તોત્રોથી જપ તથા ધ્યાનમાં તત્પર રેહેનારા લોકો બહુજ માનપાત્ર થયા.[૪૫]

**शक्तिभक्तिरताःसर्वेमानिनश्चाभवन्नृप ॥**
**आगमोक्तैरश[illegible]जपध्यानपरायणाः ॥४५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫**

## अध्याय २६ मो. નવરાત્ર-વિધિ

### जनमेजय उवाच

**नवरात्रे तु संप्रासे किं कर्त्तव्यं द्विजोत्तम ॥**
**वि[illegible]नं विधिवद्ब्रूहि शरत्काले विशेषतः ॥ १ ॥**

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! નવરાત્ર

આવે ત્યારે શું કરવું એ પ્રકાર વિસ્તારથી કહો અને તેમાં શરદ્ઋતુના નવરાત્રવિષે વિશેષ કરી કહો.[1] હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હે મોટી બુદ્ધિવાળા ! નવરાત્ર રહેવાનું શું ફળ છે અને તેમાં કયો વિધિ કરવો જોઇએ એવિષે કૃપા કરીને વિસ્તારથી કહો.[2]

વ્યાસ કહે છેઃ–નવરાત્રના શુભ વ્રતવિષે કહું છું તે સાંભળો. એ વ્રત શરત્કાલમાં તથા વસંત ઋતુમાં વિશેષે કરી વિધિ તથા પ્રેમસહિત કરવું. શરદ્ અને વસંત નામની બે ઋતુ, સર્વ મનુષ્યોને યમની દાઢ જેવી છે અને વીતાડવી કઠણ છે માટે સર્વ સમયમાં શુભની ઇચ્છા રાખનારાએ એ ઋતુઓમાં આ વ્રત યત્નથી કરવું જોઇએ.[3,5] શરદ્ અને વસંત એ બન્ને ઋતુઓ મનુષ્યોને મહાભયંકર અને રોગકારી છે. એ ઋતુઓ માણસોનો નાશ કરે છે.[6] માટે ચૈત્ર અને આશ્વિન નામના શુભ માસમાં સમજુ માણસોએ ચંડિકાનું પૂજન વિશેષ ભક્તિથી કરવું જોઇએ.[7] અમાવાસ્યાને દિવસે પૂજાની સામગ્રીનું સંપાદન કરી લેવું અને હવિષ્યાન્નથી એકવાર જમવું.[8] સારા સ્થળમાં, સરખા પ્રદેશમાં સ્તંભ અને ધ્વજાવાળો સોળ હાથનો મંડપ કરવો.[9] ધોળી-માટી અને છાણથી લીંપવું; તેના મધ્યમાં ચાર હાથ લાંબી, એક હાથ ઉંચી, સ્વચ્છ, સરખી અને સ્થિર વેદી પીઠના ઉત્તમ સ્થાનકને વાસ્તે કરવી. વિચિત્ર તોરણો અને ઉલેચ બાંધવા.[10,11] દેવીના તત્વને સારી રીતે જાણનારા, શુભ આચાર પાળનારા, જિતેંદ્રિય અને વેદ તથા વેદનાં અંગોના પાર પામનારા બ્રાહ્મણોનું રાત્રિએજ નિમંત્રણ કરી રાખવું.[12] પ્રતિપદાને દિવસે નદી, ધરો, તળાવ, વાવ, કૂવા અથવા ઘરમાં વિધિથી પ્રાતઃસ્નાન કરવું.[13] પ્રાતઃકાલમાં પ્રથમ નિત્યકર્મ પહોંચી લઇને બ્રાહ્મણોનું વરણ કરવું. મધુપર્કપૂર્વક સઘળું અર્ઘ્ય–પાદ્ય આદિ કરવું,[14] અને પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર અને અલંકારાદિક આપવાં. વૈભવ હોય તો કદી ધનનો લોભ કરવો નહિ.[15] બ્રાહ્મણોને સંતુષ્ટ કરવાથી સઘળી રીતે કાર્ય સંપૂર્ણ થાય છે. પાઠ કરવાસારૂ નવ, પાંચ, ત્રણ અથવા એક બ્રાહ્મણને બેસાડવાનું શાસ્ત્રમાં કહ્યું છે.[16] પારાયણ કરવાસારૂ પણ શાંત બ્રાહ્મણને વરાવવો. વેદ મંત્રની રીતિ પ્રમાણે સ્વસ્તિવાચન કરાવવું.[17] વેદીમાં રેશમી વસ્ત્રસહિત સિંહાસનનું સ્થાપન કરીને તેમાં ચાર ભુજાવાળાં, આયુધવાળાં, રત્નનાં આભરણોથી શણગારેલાં, મોતીના હારોથી શોભતાં, દિવ્ય વસ્ત્રને ધરનારાં, સૌમ્ય, સઘળાં શુભ લક્ષણવાળાં, શંખ, ચક્ર, ગદા, તથા પદ્મને ધરનારાં અને સિંહ ઉપર બેઠેલાં દેવીનું સ્થાપન કરવું, અથવા અઢાર ભુજાવાળાં દેવીનું સ્થાપન કરવું.[19,20] મૂર્તિ ન કરવી હોય તો નવાક્ષર મંત્રના યંત્રનુંજ સ્થાપન કરવું.[21] ત્યાં પીઠપૂજનને વાસ્તે પડખામાં પંચપલ્લવવાળો, વેદમંત્રોથી સંસ્કાર આપેલો, ઉત્તમ તીર્થનાં જળોથી ભરેલો અને સુવર્ણ તથા રત્નોવાળો કલશ સ્થાપવો. ચારેકોર પડખામાં પૂજાને વાસ્તે સામગ્રીઓ રાખીને મંગળને વાસ્તે ગાયન અને વાજીંત્રના શબ્દો કરાવવા.[22-23] હે રાજા ! પહેલે દિવસે હસ્તનક્ષત્રવાળી પ્રતિપદા તિથિમાં વિધિસહિત પૂજન ઘણું શ્રેષ્ઠ અને મનુષ્યોના મનોરથને પૂર્ણ કરનાર છે.[24] પ્રથમ ઉપવાસ, નક્તભોજન અથવા એકભુક્તના નિયમનો સંકલ્પ કરીને પછી પૂજનનો આરંભ કરવો.[25] 'હે મા ! હે જગદંબા ! હે દેવિ ! હું ઉત્તમ નવરાત્રનું વ્રત કરીશ તેમાં મને સહાયતા આપજે.'[26] એવી પ્રાર્થના કરીને વ્રતને વાસ્તે યથાશક્તિ

નિયમ લેવો અને પછી વિધિસહિત મંત્રપૂર્વક પૂજા કરવી.[૨૭] ચંદન, અગર, કપૂર, અને સુગંધી પુષ્પોથી અર્ચન કરવું. મંદાર, કરંજ, આસોપાલવ, ચંપક, કરવીર, માલતી અને બ્રાહ્મીનાં પુષ્પોથી, સુંદર બિલ્વદલોથી, ધૂપથી અને દીપથી વિધિપ્રમાણે જગદંબાનું પૂજન કરવું.[૨૮,૨૯] નાળીએર, બીજોરાં, દાડિમ, કેળાં, નારંગી, ફનસ તથા સુંદર બીલાં આદિ અનેક પ્રકારનાં ફળોથી અર્ઘ દેવો. ભક્તિપૂર્વક અન્નદાન કરવું.[૩૦,૩૧] જેઓ માંસ ખાતા હોય તેઓએ પશુઓની હિંસા કરવી. પાડા, બકરા અને સુવરનું* બલિદાન ઉત્તમ છે. દેવી આગળ મારી નાખવામાં આવેલાં પશુઓને સર્વદા સ્વર્ગ મળે છે માટે દેવીને વાસ્તે મારનારાઓને પશુની હિંસા લાગતી નથી.[૩૨ ૩૩] સર્વ શાસ્ત્રોનો નિર્ણય એવો છે કે યજ્ઞમાં જે હિંસા કરવામાં આવે તે હિંસાજ સમજવી નહિ. દેવતાઓને બલિદાન આપેલાં પશુઓને અવશ્ય સ્વર્ગની ગતિ મળે છે;[૩૪] શાસ્ત્રમાં કહેલા માન પ્રમાણે હોમને વાસ્તે સુંદર ત્રિકોણ કુંડ અથવા ત્રિકોણ સ્થંડિલ કરવું.[૩૫] ત્રણે કાળમાં અનેક પ્રકારના સુંદર પદાર્થોથી નિત્ય પૂજન કરવું અને ગાયન, વાજીંત્ર તથા નાચથી મોટો ઉત્સવ કરવો.[૩૬] નિત્ય પૃથ્વી ઉપર સૂવું અને ઉત્તમ વસ્ત્રો, અલંકારો તથા મીઠાં ભોજનોથી કુમારિકાઓનું પૂજન કરવું.[૩૭] નિત્ય એક એક કુમારિકાનું પૂજન કરવું અથવા પેહેલે દિવસે એક, બીજે દિવસ બે અને ત્રીજે દિવસે ત્રણ એમ પ્રતિદિવસે એકેકનું અધિક પૂજન કરવું. અથવા પ્રત્યેક દિવસે બમણું અથવા પ્રત્યેક દિવસે ત્રણગણું પૂજન કરવું, અથવા પ્રત્યેક દિવસે નવનવ કુમારિકાઓનું પૂજન કરવું.[૩૮] હે રાજા! શક્તિના યજ્ઞમાં પોતાના વૈભવ પ્રમાણે પૂજન કરવું પણ કદી ધન છતાં ધનનો લોભ કરવો નહિ.[૩૯] પૂજનમાં એક વર્ષની કન્યા લેવી નહિ, કારણ કે અત્યંત બાલક કન્યા ભોગ અને ગંધાદિકમાં સમજે નહિ.[૪૦] જો બે વર્ષની હોય તે કુમારિકા, ત્રણ વર્ષની હોય તે ત્રિમૂર્ત્તિ, ચાર વર્ષની હોય તે કલ્યાણી, પાંચ વર્ષની હોય તે રોહિણી, છ વર્ષની હોય તે કાલિકા, સાત વર્ષની હોય તે ચંડિકા, આઠ વર્ષની હોય તે શાંભવી, નવ વર્ષની હોય તે દુર્ગા, અને દશ વર્ષની હોય તે સુભદ્રા કહેવાય છે. જે કન્યા દશ વર્ષ ઉપરની અવસ્થાની હોય તેનું પૂજન કરવું નહિ કારણ કે એ સર્વ કાર્યમાં નિંદિત છે.[૪૧-૪૩] ઉપર કહેલાં નામોથી કુમારિકાઓની વિધિસહિત પૂજા કરવી. હવે એ નવ કન્યાઓના પૂજનનાં નોખનોખાં ફળ કહું છું.[૪૪] કુમારિકાના પૂજનથી દુઃખ અને દારિદ્રયનો નાશ થાય છે, ધન, આયુષ્ય અને બળની વૃદ્ધિ થાય છે તથા શત્રુઓનો ક્ષય થાય છે.[૪૫] ત્રિમૂર્ત્તિના પૂજનથી ધર્મ, અર્થ તથા કામનું ફળ થાય છે, ધન-ધાન્યની પ્રાપ્તિ થાય છે અને પુત્ર–પૌત્રાદિકની વૃદ્ધિ થાય છે.[૪૬] વિદ્યા, જય તથા સુખની ઈચ્છાવાળાએ તથા રાજ્યની ઈચ્છાવાળા રાજાએ સર્વ મનોરથોને પૂર્ણ કરનારી કલ્યાણીની પૂજા કરવી.[૪૭] શત્રુના નાશને વાસ્તે કાલિકાનું ભક્તિસહિત પૂજન કરવું. ઐશ્વર્ય અને ધનની ઈચ્છા હોય તો ચંડિકાનું પૂજન કરવું.[૪૮] રાજાને મોહ પમાડવાસારૂ, દુઃખ–દારિદ્રયના નાશસારૂ અને સંગ્રામમાં જય મેળવવાસારૂ શાંભવીનું પૂજન કરવું.[૪૯] ક્રૂર

* કાલિકાપુરાણ અને શારદાતિલક આદિ ગ્રંથોમાં બ્રાહ્મણોને પશુનાં બલિદાન દેવાનો નિષેધ છે. જ્યાં પશુનું અવશ્ય લખ્યું હોય ત્યાં પણ લોટનો અથવા ઘીનો પશુ બનાવીને બ્રાહ્મણે તેનું બલિદાન કરવું.

શત્રુઓના નાશ કરવાસારૂ, ઉગ્રકર્મ સાધવાસારૂ અને પરલોકના હિતસારૂ ભક્તિથી દુર્ગાનું પૂજન કરવું.[૫૦] ધારેલા મનોરથની સિદ્ધિને વાસ્તે સુભદ્રાનું નિત્યપૂજન કરવું, અને રોગના નાશને વાસ્તે રોહિણીનું વિધિસહિત પૂજન કરવું.[૫૧] ભક્તિમાં તત્પર રહીને શ્રીરસ્તુ એ મંત્રથી અથવા શ્રી મંત્ર સહિત બીજા મંત્રોથી અથવા બીજ મંત્રોથી પૂજન કરવું.[૫૨] જે* દેવી લીલાથી કુમારના તત્વોને સજે છે તથા બ્રહ્માદિક દેવતાઓને પણ સજે છે તે કુમારિકાનું હું પૂજન કરૂં છું.[૫૩] જે શાકત સત્વઆદિ ત્રણગુણોથી ત્રણ મૂર્ત્તિવાળાં, તેજ ગુણોથી અનેક સ્વરૂપવાળાં અને ત્રણે કાળમાં વ્યાપ્ત છે તે ત્રિમૂર્ત્તિનું હું પૂજન કરૂં છું.[૫૪] જે દેવી નિરંતર પૂજન કરવાથી સર્વદા ભક્તોનું કલ્યાણ કરનારાં અને સર્વ સુખ આપનારાં છે તે કલ્યાણીનું હું ભક્તિથી પૂજન કરૂં છું.[૫૫] જે દેવી સર્વ પ્રાણીઓના પૂર્વ જન્મોમાં સંચેલાં કર્મબીજોને ઉગાડે છે તે રોહિણીનું હું પૂજન કરૂં છું.[૫૬] જે કાલિકાદેવી પ્રલયના સમયમાં સઘળા સચરાચર બ્રહ્માંડનો નાશ કરે છે તે કાલિકાનું હું પૂજન કરૂં છું.[૫૭] જે ચંડિકાદેવી ઉગ્રરૂપવાળાં, ચંડમુંડનો વિનાશ કરનારાં અને ભયંકર પાપોને હરનારાં છે તે ચંડિકાનું હું પૂજન કરૂં છું.[૫૮] જે સુખ આપનારાં દેવીને વેદો કોઇ કારણમાંથી નહિ ઉત્પન્ન થએલાં કહે છે તે શાંભવી દેવીનું હું પૂજન કરૂં છું.[૫૯] ભયંકર પીડાઓનો નાશ કરનારાં જે દુર્ગાદેવી સર્વદા ભક્તની કષ્ટથી રક્ષા કરે છે અને સઘળા દેવતાઓના જાણવામાં પણ ઘણા પરિશ્રમથી આવે છે તે દુર્ગાદેવીનું હું પૂજન કરૂં છું.[૬૦] જે દેવી પૂજન કરવાથી સર્વદા ભક્તોનાં કલ્યાણ કરે છે અને અકલ્યાણનો નાશ કરે છે તે સુભદ્રાનું હું પૂજન કરૂં છું."[૬૧] આ મંત્રો ભણીને વિચક્ષણ પુરૂષોએ અનેક પ્રકારનાં વસ્ત્રો, અલંકારો, પુષ્પો અને ગંધોથી પણ કન્યાઓનું નિત્ય પૂજન કરવુ.[૬૨]

પૂર્વિદ્ભૈ: पूजनीयाःकन्यकाःसर्वदाबुधैः ॥
वस्त्रालंकरणैर्माल्यैर्गंधैरुच्चावचैरपि ॥ ६२ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો છવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૬

---

## अध्याय २७ मो. નવરાત્ર–માહાત્મ્ય

### व्यास उवाच

हीनांगीं वर्जयेत्कन्यां कुष्ठयुक्तां व्रणांकिताम् ॥
गंधस्फुरितहीनांगीं विशालकुलसंभवाम् ॥१॥

વ્યાસ કહે છે:—ઓછાં અંગવાળી, કોઢવાળી, વ્રણવાળી, દુર્ગંધવાળી, દુષ્ટકુલમાં થએલી, જન્માંધ, ઠુંગી(હુંઠી-એક હાથવાળી),કાણી, કરૂપડી, ઘણાં રૂંવાડાંવાળી, રોગિણી અને જેના અંગમાં રજ આદિ યૌવનનાં ચિહ્ન દેખાતાં હોય તેવી કન્યાને પૂજવી નહિ[૧૨] દુબળી, તુરતની જન્મેલી,વિધવામાં જારથી ઉત્પન્ન થએલી અને કુંવારીમાંથી જન્મેલી, એવી કન્યાઓનો પૂજન આદિ સર્વ કર્મોમાં ત્યાગ કરવો.[૩] રોગરહિત, સારાં અંગવાળી, રૂપાળી, વ્રણરહિત અને શુદ્ધ માતા-પિતાથી ઉત્પન્ન થએલી કન્યાને સારી રીતે પૂજવી.[૪] સઘળાં કાર્યોને વાસ્તે બ્રાહ્મણ જાતની કન્યાને પૂજવી. જયને વાસ્તે ક્ષત્રિયના વંશની કન્યાને પૂજવી. લાભને વાસ્તે વૈશ્યના અથવા શૂદ્રના વંશની કન્યાને પૂજવી.[૫] બ્રાહ્મણોએ બ્રાહ્મણની, ક્ષત્રિયોએ ક્ષત્રિયની, વૈશ્યોએ બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યની અને શૂદ્રોએ ચારે વર્ણની કન્યાઓને પૂજવી.[૬] કારીગરોએ પોતપોતાના વંશની કન્યાઓને

---

* નવ કન્યાઓનાં પૂજનના નોખનોખા નવ મંત્રો કહે છે.

પૂજવી. નવરાત્રમાં વિધિપૂર્વક ભક્તિથી આ પ્રમાણે સર્વદા યથાયોગ્ય પૂજન કરવું.[૭] નવરાત્રમાં નિયમથી પૂજા કરવાની શક્તિ ન હોય તો અષ્ટમીને દિવસે વિશેષે કરી પૂજન કરવું.[૮] પૂર્વે દક્ષના યજ્ઞનો વિનાશ કરનારાં મહા ઉગ્ર ભદ્રકાલી કરોડો યોગિનીઓની સાથે અષ્ટમીને દિવસે પ્રકટ થયાં હતાં,[૯] એટલામાટે સર્વદા અષ્ટમીને દિવસે વિશેષે કરી પૂજન કરવું. અનેક પ્રકારના ઉપહાર, ચંદન, પુષ્પ, લેપન, દૂધપાક, માંસ, હોમ, બ્રાહ્મણભોજન અને ફલાદિકથી જગદંબાને પ્રસન્ન કરવાં.[૧૦.૧૧] હે રાજા! નવરાત્રના વ્રતમાં ઉપવાસ કરવાને જેઓ અશક્ત હોય તેઓએ ત્રણ ઉપવાસ કરવા એમ શાસ્ત્રમાં કહ્યું છે;[૧૨] અને તેથી યથાર્થ રીતે ફળ થાય છે. સપ્તમી, અષ્ટમી અને નવમી એ ત્રણ દિવસમાં ભક્તિભાવસહિત પૂજન કરવાથી સઘળું ફળ થાય છે.[૧૩] પૂજન, હોમ, કન્યાઓનાં પૂજન અને બ્રાહ્મણોને જમાડવાથી તે વ્રત સંપૂર્ણ થાય એમ કહ્યું છે.[૧૪] આ નવરાત્રના વ્રતથી જેવું સુખ થાય છે તેવું સુખ બીજાં વ્રતો અને અનેક પ્રકારનાં દાનો કરવાથી થતું નથી.[૧૫] આ વ્રત નિરંતર ધન—ધાન્ય આપે છે, સુખ તથા સંતાનની વૃદ્ધિ કરે છે અને આયુષ્ય, આરોગ્ય, સ્વર્ગ તથા મોક્ષને આપે છે.[૧૬] જે મનુષ્યને વિદ્યા, ધન અથવા પુત્રની ઈચ્છા હોય તેણે આ મંગલરૂપ અને સૌભાગ્ય આપનારૂં વ્રત વિધિથી કરવું જોઇએ.[૧૭] વિદ્યાની ઈચ્છાવાળાને વ્રત કરવાથી સઘળી વિદ્યા મળે છે અને રાજ્યથી ભ્રષ્ટ થએલા રાજાને સર્વથા રાજ્ય મળે છે.[૧૮] જેઓએ પૂર્વ જન્મમાં આ વ્રત કર્યું ન હોય તેઓ રોગી, દરિદ્ર અને પુત્રરહિત થાય છે.[૧૯] કોઈ સ્ત્રી વાંઝણી, વિધવા કે ધનરહિત હોય તો અનુમાન કરવું કે તેણે આ વ્રત કર્યું નથી.[૨૦] જેણે પૃથ્વીમાં નવરાત્રનું વ્રત કર્યું ન હોય તે માણસ શી રીતે પૃથ્વીમાં અને સ્વર્ગમાં વૈભવ પામીને આનંદ કરે?[૨૧] જેણે રક્તચંદનની સાથે કોમળ બિલ્વપત્રોથી ભવાનીનું પૂજન કર્યું હોય તે માણસ પૃથ્વીમાં રાજા થાય છે.[૨૨] જે માણસે દુઃખ તથા પીડાને મટાડનાર, સિદ્ધિ આપનાર અને જગતમાં સર્વોત્તમ સનાતની જગદંબાનું આરાધન કર્યું ન હોય તે માણસ પૃથ્વીમાં અવશ્ય દુઃખથી ઘેરાએલો, શત્રુની પીડાવાળો અને દરિદ્ર થાય છે.[૨૩] સર્વ સુખોની પ્રાપ્તિથી રાજી રહેનારા વિષ્ણુ, ઇંદ્ર, શિવ, બ્રહ્મા, અગ્નિ, કુબેર વરૂણ અને સૂર્ય પણ જેનું ધ્યાન કરે છે તે ચંડિકાને મનુષ્યો શા માટે ભજતા નથી![૨૪] સ્વાહા અને સ્વધાના નામરૂપ મંત્રના પ્રભાવથી દેવતા અને પિતૃઓ તૃપ્ત થાય છે એટલામાટે મહાત્મા મુનિઓ સર્વ યજ્ઞોમાં વેદમંત્રોને અંતે દેવીનાં એ બે નામ બોલે છે.[૨૫] જેની ઇચ્છાથી બ્રહ્મા આ જગતને સર્જે છે, વિષ્ણુ અનેક અવતાર લે છે અને શિવ જગતને ભસ્મ કરે છે તે સુખદાયી દેવીને મનુષ્યો શા માટે ભજતા નથી![૨૬] સર્વ ભુવનોમાં કોઇ દેવ, નર, પક્ષી, સર્પ, ગંધર્વ, રાક્ષસ, પિશાચ કે યક્ષ એવો નથી કે જે શક્તિવિના પોતાની ઇચ્છા પ્રમાણે હાલવા—ચાલવાને પણ સમર્થ હોય છે.[૨૭] સર્વ મનોરથોને પૂરનારાં એ મંગલરૂપ ચંડિકાને ચારે પુરૂષાર્થની ઈચ્છાવાળો કોણ પુરૂષ ન સેવે અને એમનું વ્રત ન કરે.[૨૮] મહાપાપી માણસ પણ નવરાત્રનું વ્રત કરે તો સઘળાં પાપોથી છુટે છે એમાં કશો સંદેહ કરવો નહિ.[૨૯] હે રાજાઓમાં ઉત્તમ! પૂર્વે કોસલ દેશમાં કોઇ એક વાણીઓ નિર્ધન, દુઃખી અને કુટુંબી હતો. એને છોકરાં ઘણાં થયાં હતાં અને તે સઘળાં ભૂખથી પીડાતાં હતાં. એનાં બાલકોને

છેક સાયંકાળે કાંઇક ખાવાનું મળતું હતું.[30 31] એ વાણીઓ પણ આખો દિવસ ભૂખે મરી મારકી મજુરી કરીને સાયંકાળે જમતો હતો; અને તેમ છતાં પણ ધીરજ રાખીને કુટુંબનું પોષણ કરતો હતો.[32] સર્વદા ધર્મમાં પ્રીતિ રાખનાર, શાંત, સારા આચારવાળો, સત્યવક્તા, ક્રોધરહિત, ધીરજવાળો, મદરહિત અને કોઇના ગુણમાં દોષનો આરોપ નહિ કરનાર એ વાણીઓ એવી દશામાં પણ નિત્ય દેવ, પિતૃ અને અતિથિઓનું પૂજન કરી પોતાના કુટુંબને ભોજન આપ્યા પછી ભોજન કરતો હતો.[33-34] આ પ્રમાણે સમય જતાં ગુણથી સુશીલ અને નામથી પણ સુશીલ એ વાણીઆએ દારિદ્રય અને ભૂખથી મુંઝાઇને એક શાંત બ્રાહ્મણને નીચે પ્રમાણે પૂછ્યું.[35]

સુશીલ કહે છેઃ–હે મોટી બુદ્ધિવાળા બ્રાહ્મણ! આજ મારા ઉપર કૃપા કરી નિશ્ચય કરીને કહો કે મારા દારિદ્રયનો નાશ કયા ઉપાયથી થાય?[36] હે માન આપનારા ઉત્તમ બ્રાહ્મણ! હું ધનવાન થાઉં એવી મને ધનની ઇચ્છા નથી. હું તો કુટુંબના પોષણનેવાસ્તે તમને પૂછું છું.[37] મારી દીકરીનો દીકરો બાલક છે અને તે ખાવાસારૂ બહુજ રૂવે છે પણ તેને આપવા જેટલું મારા ઘરમાં અન્ન નહિ હોવાથી હું તેને એક મુઠી અન્નજ આપું છું.[38] મેં તેને કહાડી મૂકતાં એ રોતો રોતો મારે ઘેરથી ગયો તેથી મારૂં મન બહુજ બળેછે.[39] ધનવિના શું કરૂં! મારી એક દીકરીને પરણાવવાનો સમય આવ્યો છે પણ ધન નથી એટલે શું કરૂં! તેની અવસ્થા દશ વર્ષથી વધારે થઈ ગઇ છે તેથી કન્યાદાનનો સમય પણ જાય છે.[40] આ કારણોથી હું શોક કરૂં છું. હે દયાના ભંડારરૂપ બ્રાહ્મણ! તમે સર્વજ્ઞ છો માટે કાંઈક તપ, દાન, વ્રત કે મંત્રજપ કહો કે જેથી હું મારા કુટુંબનું પોષણ કરી શકું. જેટલાથી પોષણ થાય તેટલુંજ જોઇએ છે; હું વધારે માગતો નથી.[41,42] તમારી કૃપાથી મારૂં કુટુંબ સુખી થવું જોઇએ માટે જ્ઞાનથી વિચાર કરીને એ પ્રમાણે કરો.[43]

વ્યાસ કહે છેઃ–હે જનમેજય! એ પ્રમાણે તે વાણીઆએ પૂછતાં બહુજ રાજી થએલા તે ઉત્તમ નિયમવાળા બ્રાહ્મણે તેને નીચે પ્રમાણે કહ્યું.[44]

બ્રાહ્મણ કહે છેઃ–હે વૈશ્ય! તું નવરાત્રનું શુભ વ્રત કર. ભગવતીનું પૂજન, હવન, ભોજન, વેદપારાયણ, અને શક્તિના મંત્રજપ આદિ તારી શક્તિ પ્રમાણે કર એટલે તેથી તારૂં કાર્ય થશે.[45 46] પૃથ્વીમાં એથી અધિક કોઇ વ્રત નથી. એ નવરાત્રનું વ્રત પવિત્ર છે અને સુખ, જ્ઞાન, મોક્ષ, સંતાનની વૃદ્ધિ તથા શત્રુઓનો નાશ પણ એથી થાય છે.[47 48] રાજ્યથી ભ્રષ્ટ થએલા અને સીતાનો વિરહ પામેલા રામચંદ્રજીએ દુઃખથી મુંઝાઇને કિષ્કિંધામાં એ વ્રત કર્યું હતું.[49] રામચંદ્રજીએ સીતાના વિરહરૂપી અગ્નિથી તપતાં છતાં પણ નવરાત્રના વ્રતથી વિધિ સહિત દેવીને પૂજ્યાં હતાં.[50] એ વ્રતના પ્રભાવથી તેમણે સમુદ્રમાં સેતુ બાંધી મહા બલવાન રાવણ, કુંભકરણ અને મેઘનાદને માર્યા; વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું અને સીતાસહિત અયોધ્યામાં આવ્યા પછી નિષ્કંટક રાજ્યનું સુખ ભોગવ્યું.[51,52] હે વૈશ્ય! અપાર તેજવાળા રામચંદ્રજીએ એવી રીતે આ વ્રતના પ્રભાવથી પૃથ્વીમાં સુખ મેળવ્યું હતું.[53]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે તે બ્રાહ્મણનું વચન સાંભળી એ વૈશ્યે એજ બ્રાહ્મણને ગુરૂ કરીને તેની પાસેથી માયાબીજ નામના શુભ મંત્રનું ગ્રહણ કર્યું.[54] નવરાત્રમાં ઉદ્યક્ત

થઇને પરમ ભક્તિથી તે મંત્રનો જપ કર્યો અને અનેક પ્રકારના ઉપહારોથી આદરપૂર્વક પૂજા કરી.[૫૫] આ પ્રમાણે નવ વર્ષ સુધી તેણે માયાબીજના જપમાં તત્પરપણું રાખ્યું.[૫૬] નવમા વર્ષને અંતે મહાષ્ટમીની મધરાત્રે તેને જગદંબાએ પ્રત્યક્ષ દર્શન દીધું અને અનેક પ્રકારનાં વરદાનોથી કૃતાર્થ કર્યો.[૫૭]

**२८... तुसंजाते प्रत्यक्षंदर्शनंददौ ॥**
**नानावरप्रदानैश्चकृतकृत्यंचकारतम् ॥ ५७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૭**

## अध्याय २८ मो. રામાયણકથા–પ્રસંગ

**जनमेजय उवाच**

**कथंरामेणतच्चीर्ण व्रतंदेव्याःसुखप्रदम् ॥**
**राज्यभ्रष्टःकथंसोथ कथंसीताहृतापुनः ॥ १ ॥**

જનમેજય પૂછે છેઃ–સુખ આપનારું તે દેવીનું વ્રત રામચંદ્રે શી રીતે કર્યું હતું, એ પોતે રાજ્યભ્રષ્ટ શી રીતે થયા હતા ? અને સીતાને શી રીતે પાછાં લાવ્યા હતા ?[૧]

વ્યાસ કહે છેઃ–પૂર્વે સૂર્યવંશમાં ઉત્તમ અને દેવ તથા બ્રાહ્મણોને પૂજનાર દશરથ નામે અયોધ્યાનો રાજા હતો.[૨] તેને રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ નામના, લોકોમાં પ્રખ્યાત ચાર પુત્રો થયા.[૩] એ સર્વે પુત્રો રાજાનું પ્રિય કરનારા અને ગુણ તથા રૂપથી સરખા હતા. દશરથની ત્રણ રાણીઓમાં રામ કૌશલ્યાના પુત્ર હતા. ભરત કૈકેયીના પુત્ર હતા અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન સુમિત્રાના પુત્ર હતા. એ સર્વે પુત્રો કિશોર અવસ્થામાં આવતાં રાજાએ તેઓના ઉપનયનાદિક સંસ્કાર કર્યા. સર્વે ધનુષ અને બાણને ધરવા લાગ્યા અને પિતાનું સુખ વધારવા લાગ્યા. તે સમયમાં વિશ્વામિત્રે આવીને પોતાના યજ્ઞની રક્ષા કરવા વાસ્તે



રામને મોકલવાની માગણી કરી.[૪] દશરથે સોળ વર્ષના પુત્ર રામને લક્ષ્મણની સાથે વિશ્વામિત્રને આપ્યા.[૭] એ રૂપાળા બન્ને ભાઇઓ વિશ્વામિત્રની સાથે માર્ગમાં ચાલ્યા. ત્યાં ભયંકરરૂપવાળી તાટકારાક્ષસી કે જે સર્વદા મુનિઓને દુઃખ દેતી હતી તેને રામે માર્ગમાં એક બાણથી મારી. પછી રામે યજ્ઞની રક્ષા કરતાં દુષ્ટ સુબાહુને માર્યો અને મારીચને મુવા જેવો કરીને બાણના વેગથી ફેંકી દીધો. આ પ્રમાણે યજ્ઞની રક્ષા કરવારૂપ મોટું કામ કરીને રામ, લક્ષ્મણ અને વિશ્વામિત્ર, એ સઘળા મિથિલાપુરીમાં ગયા. અહલ્યાને શાપથી છોડાવીને પાપ રહિત કરી.[૮-૧૧] રામ–લક્ષ્મણ, મુનિની સાથે જનકપુરમાં પહોંચ્યા. જનકે 'પણ'રૂપ કરી રાખેલું શિવનું ધનુષ ભાંગીને, લક્ષ્મીના અંશથી ઉત્પન્ન થએલાં જનકની પુત્રી સીતાને રામ પરણ્યા. જનકે પોતાની બીજી દીકરી ઉર્મિલા લક્ષ્મણને આપી.[૧૨-૧૩] સારાં શીલ તથા લક્ષણોવાળા ભરત અને શત્રુઘ્ન, એ બે ભાઇઓ જનકના ભાઈ કુશધ્વજની દીકરીઓને પરણ્યા.[૧૪] આ પ્રમાણે ચારે ભાઇઓનો વિધિ સહિત મિથિલામાં વિવાહ થયો.[૧૫] પછી પોતાના પુત્ર રામને રાજ્યયોગ્ય થએલા જોઇને દશરથરાજાએ તેમને યૌવરાજ્ય આપવાનું મન કર્યું.[૧૬] સામગ્રી સજ્જ થએલી જોઈને કૈકેયીએ પોતાના વશમાં રહેનાર પતિ દશરથરાજાની પાસે તેણે પ્રથમથી આપવા કહેલાં બે વરદાન માગ્યાં.[૧૭] એક વરદાનમાં પોતાના પુત્ર મહાત્મા ભરતને રાજ્ય આપવાનું માગ્યું અને બીજા વરદાનમાં ચૌદ વર્ષ સુધી રામને વનવાસ દેવાનું માગ્યું.[૧૮] કૈકેયીના વચનથી સીતા અને લક્ષ્મણને સાથે લઇને રામ રાક્ષસોથી ભરેલા દંડકારણ્યમાં ગયા.[૧૯] મહાત્મા દશરથ રાજાએ પુત્રના શોકથી પીડા પામીને

પ્રથમ થએલા શાપનું સ્મરણ કરતાં પ્રાણ છોડી દીધા.[૨૦] ભરતે પોતાની માના કર્તવ્યથી પિતાને મરણ પામેલા જોઈ ભાઇનું પ્રિય કરવાની ઈચ્છાથી સમૃદ્ધિવાળું રાજ્ય લીધું નહિ.[૨૧] રામે પંચવટીમાં રહેતાં કામદેવથી બહુજ પીડાએલી રાવણની ન્હાની બેન શૂર્પણખાને વિરૂપ કરી નાખી.[૨૨] શૂર્પણખાનું નાક કપાએલું જોઇને ખર આદિ રાક્ષસોએ અપાર શક્તિવાળા રામની સાથે ભારે યુદ્ધ કર્યું.[૨૩] સાચા પરાક્રમવાળા રામે મુનિઓનું હિત કરવાની ઇચ્છાથી અત્યંત બળવાળા એ ખર આદિ રાક્ષસોને માર્યા.[૨૪] નકટી શૂર્પણખાએ લંકામાં જઇને રાવણની પાસે રામે ખરદૂષણને મારી નાખ્યાની વાત કહી.[૨૫] દુષ્ટ રાવણ પણ એ વિનાશ થયો સાંભળી ક્રોધને વશ થઇને રથમાં બેસી તે સમયે મારીચના આશ્રમમાં ગયો.[૨૬] રાવણે સીતાને હરી જવાનો વિચાર કરી તેને લલચાવવા સારૂ મારીચને અસંભવિત સોનાનો મૃગ બનાવીને મોકલ્યો.[૨૭] અત્યંત વિચિત્ર અંગવાળો સોનાનો મૃગ બનીને માયાવી મારીચ સીતાની દૃષ્ટિ પડે એવા સ્થલમાં આસપાસ બહુજ ફરવા લાગ્યો.[૨૮] તેને જોઇને દૈવે પ્રેરેલાં સીતાએ સ્વાધીનપતિકાની પેઠે રામને કહ્યું કેઃ—હે પતિ! આ મૃગનું ચામડું લાવી આપો.[૨૯] રામ પણ કાંઈ વિચાર નહિ કરતાં લક્ષ્મણને સીતાની પાસે રાખી ધનુષ—બાણ લઇને મૃગની પાછવાડે ચાલ્યા.[૩૦] કરોડો માયા જાણનારો મૃગ પણ રામને આવતા જોઇને થોડીવારમાં દૃશ્ય અને થોડી વારમાં અદૃશ્ય થઇને બીજા વનમાં ગયો.[૩૧] રામે એ કૃત્રિમ મૃગને [illegible] થએલો માની ક્રોધથી ધનુષ ખેંચીને અત્યંત તીક્ષ્ણ બાણથી માર્યો.[૩૨] બહુ દુઃખ પામેલા એ માયાવી દુષ્ટ મારીચે મરવાના સમયમાં 'હે લક્ષ્મણ! હું મુવો છું' એવી રીતે જોરથી બૂમ પાડી.[૩૩] એ તુમુલ શબ્દ સાંભળવામાં આવતાં તેને રામનો શબ્દ જાણી દીન થએલાં સીતાએ લક્ષ્મણને કહ્યું[૩૪] કેઃ—"હે લક્ષ્મણ! તમે તુરત જાઓ. ઘાત પામેલા રામચંદ્ર તમને બોલાવે છે માટે તરત સહાયતા કરો."[૩૫] લક્ષ્મણે સીતાને કહ્યું કેઃ—"હે મા! રામનો વધ થઇ ગયો હોય તોપણ તમને આ આશ્રમમાં એકલાં મૂકીને હું જાઉં નહિ, ત્યારે રામ જીવતાં છતાં તો કેમજ જાઉં.[૩૬] હે જનકપુત્રિ! રામે મને અહીં રહેવાની આજ્ઞા કરી છે તો તે આજ્ઞાનું ઉલ્લંઘન થવાની બ્હીકથી હું તમારૂં સામીપ્ય છોડીશ નહિ.[૩૭] માયાવી રાક્ષસ રામને વનમાં લઈ ગયો એ મેં જોયું છે માટે હવે હું તમને મૂકીને એક પગલું પણ દૂર જનાર નથી.[૩૮] તમે ધીરજ રાખો, હું ધારૂં છું કે પૃથ્વીમાં રામને મારવાને કોઇ પણ સમર્થ નથી. હું રામના વચનનું ઉલ્લંઘન કરી તમને એકલાં મૂકીને જઈશ નહિ."[૩૯] સીતા પોતે સૌમ્ય હતાં તોપણ દૈવની પ્રેરણાથી તેમણે રોતાં રોતાં સારાં લક્ષણવાળા લક્ષ્મણને ક્રૂર વચન કહ્યું કેઃ—[૪૦] "હે લક્ષ્મણ! હું જાણું છું કે તને મારા ઉપર નીચ પ્રકારનો પ્રેમ છે. તું ભરતના મોકલવાથી મારે વાસ્તેજ અહીં આવ્યો છે.[૪૧] હે નીચ કપટી! હું એવી વ્યભિચાર કરનારી સ્ત્રી નથી. રામ મરી જતાં કામનાથી હું તને પતિ કરવાને ઇચ્છતી નથી.[૪૨] રામ નહિ આવે તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ. રામવિના બહુજ દુઃખદાયી વિધવાપણામાં હું જીવીશ નહિ.[૪૩] હે લક્ષ્મણ! તું જા કે રહે. તારી ઈચ્છાને હું જાણતી નથી. ધર્માત્મા મોટા ભાઈ ઉપર તારો સ્નેહ હતો તે ક્યાં ગયો?"[૪૪] આ પ્રમાણે સીતાનું વચન સાંભળી બહુજ દુઃખ પામેલા અને

જેનું ગળું પણ રૂંધાઈ ગયું હતું એવા લક્ષ્મણે સીતાને કહ્યું કેઃ—[૪૬] "હે જાનકિ ! આ શું બોલો છો ?! મારા વિષે આ અત્યંત ક્રૂર વચન બોલો છો તેથી હું મનમાં ધારૂં છું કે તમારૂં બહુજ ભુંડું થવાનું છે."[૩૬]આ પ્રમાણે બોલી સીતાને છોડીને વીર લક્ષ્મણ બહુજ રોતા રોતા ત્યાંથી નીકળ્યા અને બહુજ શોકથી મોટાભાઈનાં પગલાં જોતા જોતા આગળ ચાલ્યા.[૪૭] લક્ષ્મણ ગયા પછી કપટ કરનારો રાવણ ભિક્ષુનો વેષ ધરીને તે આશ્રમમાં પેઠો.[૪૮]તે દુષ્ટાત્મા રાવણને સંન્યાસી જાણીને સીતાએ અર્ધ દીધો અને ભિક્ષારૂપે વનનાં ફળ-ફૂલ આપ્યાં.[૪૯] દુષ્ટાત્મા રાવણે નમ્રતાપૂર્વક કોમલ સ્વરથી તેને પૂછ્યું કે "હે કમલપત્ર સરખાં નેત્રવાળી ! વનમાં તું એકલી કોણ છે ? હે સુંદરિ ! તારો બાપ, ભાઇ અને પતિ કોણ છે ? આ નિર્જનવનમાં તું મૂઢની પેઠે એકલી કેમ રહી છે ? દેવકન્યા જેવી રૂપાળી તું પ્રાસાદમાં રહેવાનેયોગ્ય છતાં મુનિની સ્ત્રીની પેઠે આ ઝુંપડીમાં કેમ રહી છે ?"[૫૦-૫૨] આ પ્રમાણે રાવણનું વચન સાંભળી, સીતાએ તે મંદોદરીના પતિ રાવણને દિવ્ય અને ઉત્તમ સંન્યાસી જાણીને ઉત્તર આપ્યો કે,[૫૩] "દશરથ નામે મહા સમર્થ રાજા હતા તેમના ચાર પુત્રોમાં સૌથી મોટા પુત્ર મારો સ્વામી છે અને તે 'રામ' એવા નામથી પ્રખ્યાત છે.[૫૪] રાજાએ વરદાન દેતાં કૈકેયીએ તેમને ચૌદ વર્ષ સુધી વનમાં કહાડેલા છે તેથી અહીં લક્ષ્મણ સહિત વસે છે.[૫૫] મારૂં નામ સીતા છે અને હું જનકરાજાની પુત્રી છું. રામ શિવનું ધનુષ ભાંગીને મને પરણ્યા છે;[૫૬] રામના બાહુબળથી આ વનમાં નિર્ભય થઇને રહીએ છીએ. મારા સ્વામી સોનાનો મૃગ જોઇને તેને મારવા ગયા છે,[૫૭] અને પાછળથી તેમનો શબ્દ સાંભળીને લક્ષ્મણ પણ હમણાં અહીંથી ગયા છે. એઓના બાહુબલથી હું આ વનમાં નિર્ભયપણે રહું છું.[૫૮] આ સઘળું વનવાસનું વૃત્તાંત મેં તમારી પાસે કહ્યું. એ રામ અહીં આવીને તમારી વિધિસહિત પૂજા કરશે.[૫૯] તમે સંન્યાસી વિષ્ણુરૂપ છો તેથી મેં તમારી પૂજા કરી છે. આ ઘોરવનમાં રાક્ષસોના સમૂહમાં અમે આશ્રમ કરેલો છે, તેથી હું તમને પૂછું છું કે તમે મારી પાસે સાચું બોલજો કે વનમાં ત્રિદંડીના રૂપથી આવેલા તમે કોણ છો ?"[૬૦,૬૧] રાવણ બોલ્યો કે હે સુંદરિ ! હે વક્ર કટાક્ષવાળી ! હું લંકાનો ઈશ્વર અને મંદોદરીનો પતિ મહાસમર્થ રાવણ છું. મેં તારે વાસ્તેજ આ રૂપ ધરેલું છે.[૬૨] હે સુંદરિ ! ખર—દૂષણ નામના મારા ભાઇઓને જનસ્થાનમાં મારેલા સાંભળીને એનની પ્રેરણાથી હું અહીં આવેલો છું.[૬૩] એ મનુષ્યપતિ રામ કે જેનું રાજ્ય હરાઈ ગયું છે, લક્ષ્મી ગઈ છે અને પોતે નિર્બલ તથા વનવાસી છે, તેને છોડી દઇને, હું કે જે રાજા છું તેને તું અંગીકાર કર.[૬૪] તું સ્ફુટરીતે મંદોદરી ઉપર મારી પટરાણી થા. હે પાતળાં અંગવાળી ! હું તારો દાસ છું. તું મારી ધણીઆણી થા.[૬૫] સર્વ લોકોને જીતનારો હું તારા પગમાં પડું છું. હે જાનકિ ! તું હવે મારો હાથ ઝાલ અને મને ધણીઆતો કર.[૬૬] પૂર્વે મેં તારે વાસ્તે તારા પિતા જનકની પાસે માગું કર્યું હતું પણ તેણે મને કહ્યું કેઃ—'મેં પણ—સ્વયંવર ઠરાવ્યો છે.'[૬૭] આ વચન સાંભળી હું શિવના ધનુષની બ્હીકથી સ્વયંવરમાં આવ્યો ન હતો પણ મારૂં વિરહથી આતુર થએલું મન તારામાંજ મગ્ન થઈ રહ્યું છે.[૬૮] હે કાળી નેત્રની અણીઓવાળી ! તને આ વનમાં રહેલી સાંભળીને પ્રથમના સ્નેહથી મોહ પામેલો હું આવ્યો છું માટે

મારા પરિશ્રમને સફલ કર.[૬૮]

**वनेत्रसंस्थितां श्रुत्वापूर्वानुरागमोहितः ।**
**आगतोस्म्यसितापांगि सफलं कुरुमेश्रमम् ।६९।**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ ૨૮

## अध्याय २९ मो.

### સીતાહરણ અને રામનો શોક.

**વ્યાસ ઉવાચ**

**तदाकर्ण्यवचोदुष्टं जानकीभयविह्वला ॥**
**वेपमानास्थिरंकृत्वा मनोवाचमुवाचह ॥१॥**

વ્યાસ કહે છે:–એ દુષ્ટ વચન સાંભળી ભયથી વિહ્વળ અને ધ્રુજતાં જાનકીએ મન સ્થિર કરીને કહ્યું[૧] કે:–"હે રાવણ ! તું કામદેવથી મોહિત થઇને આવી નીચ વાત શું કરે છે ? હું વ્યભિચારિણી નથી પણ જનકના ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલી છું.[૨] હે રાવણ ! તું લંકામાં જતો રહે,નહિતર રામ તને મારશે. મારે વાસ્તે તારૂં મરણ થશે એમાં સંશય નથી."[૩] જગતને ત્રાસ આપનારા રાવણને 'જા જા' એમ કહેતાં સીતા એટલાં વચન બોલીને પર્ણશાળામાં અગ્નિની પાસે ગયાં.[૪] પછી રાવણ પોતાનું રૂપ ધરીને પર્ણશાળાની પાસે ગયો અને રોતાં તથા ભયથી વિહ્વલ થએલાં સીતાને બલાત્કારથી પકડયાં.[૫] 'હે રામ ! હે રામ ! હે લક્ષ્મણ ! હે લક્ષ્મણ !' એમ વારંવાર બૂમો પાડતાં સીતાને ઉપાડી રથમાં બેસાડીને એ પાપી તુરત ત્યાંથી નીકળ્યો.[૬] માર્ગમાં જતો હતો ત્યાં અરૂણના પુત્ર જટાયુએ તેને અટકાવ્યો. જટાયુ અને રાવણને તે વનમાં મહા ભયંકર સંગ્રામ થયો. જટાયુને મારી સીતાને લઇને રાક્ષસોનો અધિપતિ રાવણ લંકામાં ગયો. ત્યાં ટીટોડીની પેઠે રોતાં સીતાને દુરાત્મા રાવણે આસોપાલવની વાડીમાં રાક્ષસીઓની ચોકીમાં રાખ્યાં. આમ કર્યું તથા સામ અને દાન આદિ ઉપાયો કર્યા તોપણ સીતા પોતાના સદાચારથી ચલાયમાન થયાં નહિ.[૭૮] રામ પણ તે મૃગને મારી આરામ પામીને ત્યાંથી પાછા વળ્યા, ત્યાં માર્ગમાં લક્ષ્મણને આવતા જોઇને તેમણે તેમને કહ્યું કે:–"હે ભાઇ ! આ તમે અયોગ્ય કામ શું કર્યું ?[૧૦] સીતાને એકલાં મૂકીને તમે અહીં શા વાસ્તે આવ્યા ? પાપીનો શબ્દ સાંભળીને તમારે અહીં આવવું જોઇતું ન હતું."[૧૧] લક્ષ્મણે કહ્યું કે:–"હે પ્રભુ ! સીતાનાં વચનરૂપી બાણ વાગતાં કાલયોગથી હું અહીં આવ્યો છું, એમાં સંશય નથી."[૧૨] પછી એ બન્ને ભાઇઓ પર્ણશાળામાં જઈ ત્યાં સીતા જોવામાં નહિ આવતાં અતિ દુ:ખથી સીતાની શોધ કરવા સજ્જ થયા.[૧૩] શોધ કરતા એ બે ભાઇઓ જે સ્થલમાં જટાયુ પક્ષી જરાક જીવતો પૃથ્વી ઉપર પડયો હતો ત્યાં ગયા.[૧૪] જટાયુએ કહ્યું કે:–"સીતાને રાવણ હરી ગયો છે. એ પાપીને મેં અટકાવ્યો હતો પણ તેણે મને યુદ્ધમાં પાડયો."[૧૫] આ પ્રમાણે બોલતો હતો ત્યાં જટાયુના પ્રાણ ગયા અને રામે તેનો દાહ કર્યો. તેની સઘળી પારલૌકિક ક્રિયા કરીને રામ–લક્ષ્મણ ત્યાંથી આગળ ચાલ્યા.[૧૬] માર્ગમાંરામે કબંધને મારી શાપથી છોડાવ્યો.એના વચનથી રામે સુગ્રીવ નામના વાનરની સાથે મિત્રતા કરી.[૧૭] જેણે કાર્યને વાસ્તે મિત્રતા કરી હતી એવા સુગ્રીવનેવાસ્તે રામે મહાવીર વાલિને માર્યો અને કિષ્કિંધાનું ઉત્તમ રાજ્ય સુગ્રીવને આપ્યું.[૧૮] પછી લક્ષ્મણસહિત રામ કે જે પોતાના ચિત્તમાં રાવણે હરેલાં પ્યારાં સીતાનું જ ચિંતન કરતા હતા તે ત્યાંજ ચોમાસાના ચાર મહીના રહ્યા.[૧૯] સીતાના વિરહથી પીડાએલા રામે લક્ષ્મણને કહ્યું કે:–"હે લક્ષ્મણ !

કૈકયીના મનોરથ પૂર્ણ થયા અને સીતા આપણને મળ્યાં નહિ.[૨૦] હું સીતાવિના જીવીશ નહિ અને તેવિના અયોધ્યામાં પણ આવીશ નહિ.[૨૧] રાજ્ય ગયું, વનવાસ થયો, પિતા મરણ પામ્યા અને સ્ત્રીનું હરણ થયું. હજી પણ મને પીડતો આ દુષ્ટ દૈવ આગળ જતાં શું કરશે?[૨૨] હે લક્ષ્મણ! પ્રાણિઓનું ભવિષ્ય જાણવામાં આવવું ઘણું કઠણ છે. હવે આપણી આથી પણ વધારે દુઃખદાયી શી ગતિ થશે.[૨૩] મનુના વંશમાં જન્મેલા આપણને બન્ને રાજકુમારોને પૂર્વ કર્મે વનમાં અતિ દુઃખ ભોગવનારા કર્યા છે.[૨૪] તમે પણ દૈવયોગથી ભોગોનો ત્યાગ કરીને મારી સાથે નીકળ્યા છો માટે અપાર દુઃખ ભોગવો.[૨૫] આપણા કુલમાં મારા જેવો દુઃખ ભોગવનાર, નિર્ધન, અસમર્થ અને પીડાએલો બીજો કોઈ પણ થયો નથી અને થશે પણ નહિ.[૨૬] હે લક્ષ્મણ! હવે શું કરૂં? દુઃખરૂપી સમુદ્રમાં ડૂબી ગયો છું. હું કે જે સહાયરહિત છું તેને આ દુઃખમાંથી તરવાનો કોઈ ઉપાય નથી.[૨૭] હે વીર! મારી પાસે ધન નથી અને સૈન્ય પણ નથી. સહાયમાં પણ તમે એકજ છો. હે ભાઈ! આ પોતાના કર્મે કરેલાં દુઃખ ભોગવવાવિષે હું કોના ઉપર કોપ કરૂં?[૨૮] ઇંદ્રની સભા સરખું રાજ્ય હાથમાં આવ્યું હતું તે ક્ષણમાત્રમાં જતું રહ્યું અને વનવાસ મળ્યો. દૈવે ધારેલાને કોણ જાણી શકે છે?[૨૯] સુંદરી સીતા બાલકબુદ્ધિથી આપણી સાથે ચાલ્યાં તો તેને પણ દુષ્ટ દૈવે મહા દુઃખની દશા આપી.[૩૦] પતિવ્રતા, ઉત્તમ શીલવાળાં અને મારા ઉપર અત્યંત પ્રીતિ રાખનાર સીતા રાવણના ઘરમાં કેવું દુઃખ પામતાં હશે![૩૧] હે લક્ષ્મણ! સીતા રાવણને વશ થશેજ નહિ. જનકરાજાની દીકરી સ્વચ્છન્દચારિણી કેમજ થાય![૩૨] રાવણ જો સીતા ઉપર બલાત્કાર વાપરશે તો સીતા પોતાના પ્રાણ છોડી દેશે પણ રાવણને વશ નહિ થાય એ નિશ્ચય છે.[૩૩] હે લક્ષ્મણ! સીતા મરી જશે તો હું પણ અવશ્ય પ્રાણ છોડી દઈશ. સીતા મરી જાય તો મારે દેહ રાખવાનું શું પ્રયોજન છે?"[૩૪] આ પ્રમાણે ધર્માત્મા અને કમળ સરખાં નેત્રવાળા રામ વિલાપ કરવા લાગ્યા ત્યારે તેમની સાંત્વના કરતાં લક્ષ્મણે સત્ય વચન કહ્યું કેઃ—[૩૫] "હે મહાબાહુ! આ વિષયમાં કાયરપણું છોડીને ધીરજ રાખો. એ નીચ રાક્ષસને મારીને હું સીતાને લાવી આપીશ.[૩૬] જે લોકો આપત્તિમાં અને સંપત્તિમાં ધીરજથી સરખા રહે તેઓજ ધીર કહેવાય છે. થોડી બુદ્ધિવાળાઓ તો સંપત્તિ છતાં પણ કષ્ટમાં ડૂબી જાય છે.[૩૭] સંયોગ અને વિયોગ એ બન્ને દૈવાધીન છે અને દેહ અનાત્મા છે; માટે તે વિષે શોક શો કરવો?[૩૮] જેમ રાજ્યમાંથી વનવાસ થયો અને સીતાનું હરણ પણ થયું તેમજ કાળ અનુકૂળ આવશે ત્યારે સીતા મળશે અને રાજ્ય પણ મળશે.[૩૯] હે રામ! જે સુખ—દુઃખ ભોગવવાનાં હોય છે તે ભોગવ્યાવિના કદી મટતાં નથી એ નિસ્સંશય વાત છે માટે હમણાં શોક છોડી દો.[૪૦] વાનરો ઘણા છે તેઓ ચારે દિશામાં જશે અને અવશ્ય સીતાની શોધ લાવશે.[૪૧] માર્ગની સ્થિતિ જણાયા પછી ત્યાં જઇ પરાક્રમ કરી એ પાપીને મારીને હુ સીતા લાવી આપીશ;[૪૨] અથવા ભરત તથા શત્રુઘ્નને સૈન્યસહિત બોલાવીને આપણે શત્રુને મારીશું. માટે હે મોટા ભાઈ! તમે વૃથા શોક શામાટે કરો છો?[૪૩] રઘુરાજાએ પૂર્વે એક રથથીજ સધળી દિશાઓને જીતી લીધી હતી તો તમે તેના વંશમાં જન્મીને શોક શામાટે કરો છો?[૪૪] હું એકલોજ સઘળા દેવ દૈત્યોને જીતવાને સમર્થ છું ત્યારે વળી આપની સહાય મળતાં, એ

કુલને વટલાવનારા રાવણને મારવામાં સમર્થ થાઉં તેમાં શું કહેવું.[૪૫] અથવા હે રામ ! સહાયતા કરવા સારૂ જનકરાજાને બોલાવીને એ દુષ્ટ અને દેવતાઓને કંટકરૂપ રાવણને હું મારીશ.[૪૬] સુખ પછી દુઃખ આવે છે અને દુઃખ પછી સુખ આવે છે. પઈડાંના પાટાની પેઠે સુખ–દુઃખ ફર્યાજ કરે છે. કદી એકનું એક રહેતું નથી.[૪૭]સુખ–દુઃખ આવતાં જેનું મન અત્યંત કાયર હોય તે માણસ શોકરૂપી સમુદ્રમાં ડૂબી જાય છે; કદી પણ સુખી થતો નથી.[૪૮] હે રઘુનંદન ! પૂર્વે ઇંદ્રને પણ દુઃખ પ્રાપ્ત થયું હતું કે જે સમયે સઘળા દેવતાઓને નહુષરાજાને ઇંદ્રની પદવી ઉપર સ્થાપવો પડયો હતો.[૪૯]એ સમયમાં ઇંદ્ર પોતાનું રાજ્ય છોડી દઈ ભયથી કમળની અંદર ઘણાં ઘણાં વર્ષો સુધી છુપાઇને રહ્યો હતો.[૫૦] પાછો વળી કાળ ફર્યો ત્યારે ઇંદ્રિને પોતાનું સ્થાનક મળ્યું અને નહુષરાજા શાપનેલીધે અજગર થઇને પૃથ્વી ઉપર પડયો.[૫૧] નહુષરાજાએ ઇંદ્રાણીની કામના કરવા જતાં બ્રાહ્મણોનું અપમાન કર્યું તેથી અગસ્તિના કોપનેલીધે તે અજગર થયો હતો.[૫૨] હે રામચંદ્ર ! એટલામાટે દુઃખ પડતાં સમજુ પુરૂષે શોક ન કરવો જોઈએ પણ ઉદ્યમમાં ધ્યાન રાખીને રહેવું જોઇએ.[૫૩] હે ભાગ્યશાળી ! હે જગતના પતિ ! તમે સર્વજ્ઞ અને સમર્થ છો તે છતાં પામરની પેઠે મનમાં અત્યંત શોક શા માટે કરો છો?[૫૪] આ પ્રમાણે લક્ષ્મણે વચનોથી સમજાવતાં રામ શોકને છોડી દઈ અત્યંત સ્વસ્થ થયા.[૫૫]

**इतिल[illegible]णवाक्येन बोधितोरघुनंदनः ॥**
**त्यक्त्वाशोकंतथात्यर्थं ब[illegible]विगतज्वरः॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૯**

---

# अध्याय ३० मो.

## રામચંદ્રે કરેલું વ્રતવિધાન

### વ્યાસ ઉવાચ

**एवंतौसंविदंकृत्वा यावत्तूष्णींबभूवतुः॥**
**आजगामतदाकाशान्नारदोभगवानृषिः॥१॥**

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વિચાર કરીને તે બન્ને ચપ રહ્યા; તેટલીવારમાં મહાત્મા નારદમુનિ આકાશમાંથી આવ્યા.[૧] સ્વરના ગ્રામોથી શોભતી મહતી નામની વીણા વગાડતા અને બૃહદ્રથ સામ ગાતા નારદજી આવતાં તેમને જોઇ ઘણી કાંતિવાળા રામે ઉભા થઇને ઉત્તમ આસન, અર્ઘ તથા પાદ્ય આપ્યાં.[૨.૩] ઘણી પૂજા કરી હાથ જોડીને રામ પાસે ઉભા રહ્યા અને મુનિએ આજ્ઞા આપી ત્યારે તેમની પાસે બેઠા.[૪] દુઃખ ભરેલા મનવાળા રામ લક્ષ્મણની સાથે બેઠા હતા તેમને મુનિઓમાં ઉત્તમ નારદજીએ કુશલ પૂછીને કહ્યું[૫] કેઃ–" હે રામ ! તમે પામર માણસની પેઠે શોકથી કેમ પીડાઓ છો ? દુરાત્મા રાવણ સીતાને હરી ગયો છે તે હું જાણું છું.[૬] પોતાના મરણને નહિ જાણતા રાવણે મોહથી સીતાનું હરણ કર્યું એ વાત મેં દેવલોકમાં સાંભળી છે.[૭] હે રામ! હે રાજા ! તમારો જન્મ રાવણને મારવાસારૂજ થયો છે અને સીતાનું હરણ પણ તે વાસ્તેજ થએલું છે.[૮] સીતા પૂર્વજન્મમાં કોઈ મુનિની પુત્રી હતી. એ સુંદર કન્યા તપ કરતી હતી તેને જોઇને રાવણે તેને પોતાની સ્ત્રી થવાની માગણી કરી, એ કન્યાએ તિરસ્કાર કર્યો એટલે રાવણે બલાત્કારથી તેનો ચોટલો ઝાલ્યો.[૯.૧૦] એથી અત્યંત કોપ પામેલી તે કન્યાએ રાવણના સ્પર્શથી અભડાએલા પોતાના દેહનો ત્યાગ કરવાનું ધારીને તે ક્ષણે રાવણને શાપ દીધો કે[૧૧]"હે દુરાત્મા ! તારો નાશ કરવાનેવાસ્તે હું કોઇ માણસના

ઉદરથી જન્મ નહિ લેતાં પૃથ્વીમાં ઉત્તમ સ્ત્રી-રૂપે અવતરીશ." એમ કહીને તેણે દેહ છોડી દીધો.[૧૨] લક્ષ્મી કે જે શાપનેલીધે અંશથી મુનિની પુત્રી થયાં હતાં તે હમણાં સીતારૂપે થયાં છે માટે રાવણે તેને પોતાના કુલના નાશને વાસ્તેજ ભૂલથી જેમ નાગણને માળા જાણીને લે તેમ લીધેલાં છે.[૧૩] હે રામ ! તમારો જન્મ પણ રાવણના નાશને વાસ્તેજ દેવતાઓએ પ્રાર્થના કરવાથી અજ રાજાના વંશમાં અજન્મા વિષ્ણુના અંશથી થયો છે.[૧૪] હે મહાબાહુ ! તમે ધીરજ રાખો. હમણાં પરવશ છતાં પણ સીતા ત્યાં સતીનો ધર્મ ધરીને રહ્યાં છે અને રાત્રિ-દિવસ તમારૂં ધ્યાન કર્યા કરે છે.[૧૫] ઇંદ્રે પોતે અમૃત જેવું કામધેનુનું દૂધ પાત્રમાં ભરીને સીતાને પીવાને મોકલતાં તે તેમણે પીધું છે. કમળપત્ર સરખાં નેત્રવાળાં એ સીતા કામધેનુનું દૂધ પીવાથી ભૂખ–તરશના દુઃખથી રહિત થયાં છે તેને હું જોઈ આવ્યો છું.[૧૬,૧૭] હે રામ ! હવે દુઃખના નાશને વાસ્તે તમને ઉપાયરૂપ એક વ્રત કહું છું. એ વ્રત શ્રદ્ધા રાખીને આ આશ્વિનમાસમાં કરજો.[૧૮] નવરાત્રમાં ઉપવાસ કરીને જપ તથા હોમના વિધિસહિત ભગવતીનું પૂજન કરજો એટલે સર્વકાર્યની સિદ્ધિ થશે.[૧૯] મારેલાં પવિત્ર પશુઓથી દેવીને બલિદાન દેજો અને દશાંશ હોમ કરજો તેથી તમે સારીરીતે શક્તિમાન થશો.[૨૦] પૂર્વે મહાદેવે, બ્રહ્માએ તથા સ્વર્ગમાં રહેલા ઇંદ્રે પણ એ વ્રત કર્યું હતું.[૨૧] હે રામ ! સુખી માણસે પણ એ નવરાત્રનું શુભવ્રત કરવું જોઇએ અને દુઃખી માણસે તો વિશેષે કરવું જોઇએ.[૨૨] વિશ્વામિત્રે, ભૃગુએ, વસિષ્ઠે અને કશ્યપે પણ એ વ્રત કર્યું હતું એમાં સંશય નથી.[૨૩] બૃહસ્પતિની સ્ત્રીનું હરણ થતાં તેણે પણ આ મોટું વ્રત કર્યું હતું. હે મોટારાજા ! એટલામાટે રાવણના વધને વાસ્તે તમે આ વ્રત કરો.[૨૪] પૂર્વે ઇંદ્રે વૃત્રાસુરના વધને વાસ્તે અને શિવે પણ ત્રિપુરના નાશને વાસ્તે એ વ્રત કર્યું હતું.[૨૫] હે મોટી બુદ્ધિવાળા ! વિષ્ણુએ મધુદૈત્યના નાશને વાસ્તે એ વ્રત કર્યું હતું; માટે તમે પણ આલસ્ય છોડી દઇને એ વ્રત કરો.[૨૬]

રામ પૂછે છેઃ—એ દેવી કોણ છે ? તેમનો પ્રભાવ કેવો છે ? શાથી ઉત્પન્ન થએલાં છે ? તેમનાં નામ કયાં છે ? અને વ્રત શું છે ? હે દયાના ભંડારરૂપ તમે સર્વજ્ઞ છો માટે વિધિસહિત કહો.[૨૭]

નારદજી કહે છેઃ—હે રામ ! સાંભળો. સર્વના આદિરૂપ, સનાતન, સર્વ સુખ આપનાર અને નિત્ય શક્તિરૂપ એ દેવી પૂજન કરવાથી દુઃખનો નાશ કરે છે. બ્રહ્મા આદિ સર્વ જીવોના કારણરૂપ પણ એજ છે. એમની શક્તિવિના હાલવા–ચાલવાને પણ કોઈ સમર્થ થતો નથી. વિષ્ણુમાં પાલનશક્તિ, બ્રહ્મામાં સૃષ્ટિશક્તિ અને રૂદ્રમાં સંહારશક્તિરૂપ પણ એજ છે અને વળી એ પોતે પરમ શાક્ત સર્વથી અળગાં છે. સર્વ બ્રહ્માંડમાં સર્વસ્થળમાં જે કાંઈ સ્થૂળ કે સૂક્ષ્મ વસ્તુ છે તે સર્વની શક્તિરૂપ જે પરાશક્તિ છે તેની ઉત્પત્તિ શાથી થાય? કોઈથી પણ થઈ નથી.[૨૮-૩૧] સૃષ્ટિના આદિકાળમાં બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સૂર્ય ઇંદ્રઆદિ સઘળા દેવ, પૃથ્વી કે પર્વતો કાંઇપણ નથી હોતું ત્યારે પણ એ પૂર્ણ અને નિર્ગુણ પ્રકૃતિ પરમાત્માની સાથે રહીને વિહાર કરે છે.[૩૨,૩૩] એ શક્તિ પાછળથી સગુણ થઈ પ્રથમ બ્રહ્માદિકને ઉત્પન્ન કરી તેઓને સઘળી શક્તિઓ આપીને બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે.[૩૪] જીવ એ શક્તિને જાણીને જન્માદિકરૂપ સંસારના બંધનમાંથી છુટે છે, વેદના આદિરૂપ

અને વેદને કરનારાં એ શક્તિનેજ બ્રહ્મવિદ્યારૂપ જાણવાં.[૩૫] સઘળા પદાર્થોના ગુણ અને કર્મોના ભેદોથી બ્રહ્માઆદિ મહાત્માઓએ એ શક્તિનાં અસંખ્યાત નામ કલ્પેલાં છે. હું કેટલાંક કહું છું?[૩૬] હે રામ! અકારથી તે ક્ષકાર સુધીના સઘળા સ્વર અને વર્ણો જોડવાથી અસંખ્યાત નામ થાય છે.[૩૭]

રામ પૂછે છેઃ–હે નારદમુનિ! મને એ વ્રતનો વિધિ સંક્ષેપથી કહો. હું શ્રદ્ધાપૂર્વક હમણાંજ તે પ્રમાણે શ્રીદેવીનું પૂજન કરીશ.[૩૮]

નારદજી કહે છેઃ–હે રામ! સરખા પ્રદેશમાં પીઠ કરી જગદંબાનું સ્થાપન કરીને તમે વિધિસહિત નવ ઉપવાસ કરો. હે રાજા આ કર્મમાં આચાર્ય હું થઇશ. દેવનું કાર્ય કરવાને વાસ્તે હું ઉત્સાહ ધરૂં છું.[૩૯-૪૦]

વ્યાસ કહે છેઃ–નારદજીનું એ સત્યવચન સાંભળી પ્રતાપવાળા રામે આશ્વિનમાસ આવતાં તે પર્વતમાં શુભ પીઠ કરાવી તેમાં જગદંબાનું સ્થાપન કરીને વ્રત રાખતાં તેમનું વિધિસહિત પૂજન કર્યું. રામે ઉપવાસ કરીને ઉત્તમ વ્રત કર્યું અને હોમ, બલિદાન તથા પૂજન પણ વિધિસહિત કર્યાં.[૪૧-૪૩] બન્ને ભાઈઓએ નારદજીના કહેવાપ્રમાણે ઉત્તમ વ્રત કર્યું. સારી રીતે પૂજેલાં ભગવતીદેવીએ અષ્ટમીની મધરાત્રે તેઓને દર્શન દીધું.[૪૪] પર્વતના શિખરપર રહેલાં અને સિંહપર બેઠેલાં જગદંબાએ ભક્તિભાવથી પ્રસન્ન થઇને મેઘનાદ સરખી ગંભીરવાણીથી લક્ષ્મણસહિત રામને નીચે પ્રમાણે કહ્યું.[૪૪-૪૫]

જગદંબા કહે છેઃ–હે રામ! હે રામ! હે મહાબાહુ! આજ આ વ્રતથી હું પ્રસન્ન થઇ છું.[૪૬] તમારા મનમાં જે ઈચ્છા હોય તે વરદાન સુખેથી માગો. દેવતાઓએ પ્રાર્થના કરતાં રાવણના વધને વાસ્તેજ નારાયણના અંશથી તમે મનુના નિર્મળ વંશમાં ઉત્પન્ન થયા છો.[૪૭] પૂર્વે તમે દેવતાઓનું હિત કરવાની ઇચ્છાથી મત્સ્યાવતાર ધરી ઘોર રાક્ષસને મારીને વેદનું રક્ષણ કર્યું હતું.[૪૮] કચ્છપાવતાર ધરી સમુદ્રમાં મંદરાચલરૂપ રવાઇને ધરી રાખીને દેવતાઓનું પોષણ તમેજ કર્યું. હતું.[૪૯] તમે વારાહરૂપ ધરીને દાંતના અગ્રથી પૃથ્વીને ધરી હતી તથા હિરણ્યાક્ષને માર્યો હતો.[૫૦] નરસિંહનું રૂપ લઈ પ્રહ્લાદની રક્ષા કરીને હિરણ્યકશિપુને તમે માર્યો હતો.[૫૧] દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે તમે ઈંદ્રના ન્હાના ભાઇ વામનજી થઇને બલિરાજાને છેતર્યો હતો.[૫૨] વિષ્ણુના અંશરૂપ તમે જમદગ્નિના પુત્ર પરશુરામ થઈ ક્ષત્રિયોનો નાશ કરીને બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપ્યું હતું. એ પ્રમાણેજ તમે હમણાં રાવણે પીડેલા સઘળા દેવતાઓની પ્રાર્થના ઉપરથી દશરથના પુત્રરૂપે અવતર્યા છો.[૫૩-૫૪] હે મનુષ્યોમાં ઉત્તમ! મારી શક્તિવાળા દેવતાઓના અંશરૂપ અને અત્યંત બળવાન આ વાનરો તમારા સહાયક થશે.[૫૫] શેષનાગના અંશરૂપ આ તમારા ન્હાના ભાઈ લક્ષ્મણ રાવણના પુત્રનો નાશ કરશે એમાં તમારે કશો સંદેહ રાખવો નહિ.[૫૬] તમે વસંત ઋતુમાં પણ ઘણી શ્રદ્ધાથી મારૂં સેવન કરજો.[૫૭] તમે પાપી રાવણને મારી ઘણા સુખથી રાજ્ય કરશો. પૃથ્વીમાં અગીયાર હજાર વર્ષ સુધી રાજ્ય કરીને પાછા વૈકુંઠમાં જશો.[૫૮]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વરદાન આપીને દેવી અંતર્ધાન થયાં અને રામે પ્રસન્ન મનથી તે વ્રત સંપૂર્ણ કરીને વિજયા દશમીને દિવસે વિજયાનું પૂજન કરી અનેક દાન

આપીને પ્રયાણ કર્યું.[૫૭-૬૦] લક્ષ્મીના પતિ રામચંદ્રે પ્રકટ થએલાં પરમ શકિતની પ્રેરણાથી મનમાં પૂર્ણ સંતોષ પામીને લક્ષ્મણ તથા વાનરોના રાજા સુગ્રીવના સૈન્યસહિત સમુદ્રને કાંઠે જઈ સેતુ બાંધીને દેવતાઓના શત્રુ રાવણને માર્યો અને પોતાની કીર્ત્તિ પ્રખ્યાત કરી.[૬૧] જે માણસ ભક્તિથી દેવીના ઉત્તમ ચરિત્રને સાંભળે છે તે માણસ મોટાં મોટાં સુખ ભોગવીને અંતે પરમપદ પામે છે.[૬૨] ઘણા વિસ્તારવાળાં બીજાં ઘણાં પુરાણો છે પરંતુ એઓ આ શ્રીમદ્ભાગવત તુલ્ય નથી એવો મારો વિચાર છે.[૬૩]

संत्यन्यानिपुराणानि विस्तराणिबहूनिच ॥
श्रीमद्भागवतस्यास्य न तुल्यानीतिमेमतिः॥६३॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના તૃતીય સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૦

तृतीयस्कंध समाप्त

# श्रीमद् भगवती भागवत

## चतुर्थस्कंध

### अध्याय १ लो.

#### જનમેજયના વિવિધ પ્રશ્નો

**जनमेजय उवाच**

**वासवेय मुनिश्रेष्ठ सर्वज्ञाननिधेऽनघ ॥**
**प्रष्टुमिच्छाम्यहंस्वामिन्नस्माकंकुलवर्द्धन ॥१॥**

જનમેજય પૂછે છેઃ–હે સત્યવતીના પુત્ર! હે મુનિઓમાં ઉત્તમ! હે સર્વ જ્ઞાનના ભંડારરૂપ! હે નિર્દોષ! હે સ્વામી! હે અમારા કુલને વધારનાર! હું આપને પૂછવા ઈચ્છું છું.[1] મેં સાંભળ્યું છે કે વસુદેવ નામે શૂરસેનના શ્રીમાન અને પ્રતાપી પુત્ર હતા કે જેના પુત્ર શ્રી કૃષ્ણ ભગવાન થયા હતા.[2] શ્રીકૃષ્ણનો જન્મ થવાથી વસુદેવ દેવતાઓને પણ પૂજ્ય થયા હતા. એ ધર્માત્મા વસુદેવે કયો અપરાધ કર્યો હતો કે જેનેલીધે પોતાની સ્ત્રી દેવકીની સાથે કંસના કારાગૃહમાં બંધાયા હતા.[3] કંસ યયાતિરાજાના ઉત્તમ કુલમાં જન્મ્યો હતો તો પણ તેણે દેવકીના છ બાલકનો વિનાશ શા કારણથી કર્યો હતો?[4] ભક્તોના રક્ષક વિષ્ણુ ભગવાન કારાગૃહમાં કેમ જન્મ્યા? તે ગોકુલમાં શી રીતે લઈ જવાયા અને ત્યાં જઇને જન્માંતર પામેલાની પેઠે શા કારણથી રહ્યા?[5,6] દેવકી અને વસુદેવ કે જે પોતાનાં વૃદ્ધ માતા–પિતા હતાં તેઓને, અપાર શક્તિવાળા એ વિષ્ણુ શ્રીકૃષ્ણ કે જે જગતને રચવામાં સમર્થ છતાં ગર્ભવાસમાં રહ્યા હતા તેમણે, શા કારણથી છોડાવ્યાં નહિ? અને એઓ કારાગૃહની બેડીમાં શામાટે બંધાયાં હતાં?[7] જેઓને ત્યાં પરમાત્મા શ્રીકૃષ્ણનો જન્મ થયો, તેઓના પૂર્વજન્મનું પાપ રહેલું ઘટતું નથી; તે છતાં કાંઇક રહી ગયું હતું કે જે કેટલાએક મહાત્માઓથી પણ જણાયું નથી. દેવકીના એ છ પુત્રો કે જેઓને કંસે શિલા ઉપર પછાડીને મારી નાખ્યા તેઓ પૂર્વજન્મમાં કોણ હતા?[8] જે કન્યા કંસે શિલા ઉપર પછાડતાં તેના હાથમાંથી નીકળી જઇને આકાશમાં આઠભુજાવાળી થઇ તે કોણ હતી? જેને સ્ત્રીઓ ઘણી હતી એવા શ્રીકૃષ્ણે ગૃહસ્થાશ્રમ શીરીતે કર્યો?[10] એ આશ્રમમાં કયાં કામો કર્યાં અને છેવટ દેહત્યાગ શી રીતે કર્યો તે કહો. આ વાત મેં લોકોના કહેવાથી સાંભળી છે તેથી તેમાં મારા મનને કેટલોક સંશય રહે છે માટે શ્રીકૃષ્ણનું ચરિત્ર તમે યથાર્થ રીતે કહો.[11,12] દેવ, જુના ઋષિઓમાં ઉત્તમ, ધર્મના પુત્ર, વિષ્ણુના અંશરૂપ અને મહાત્મા નર–નારાયણ મુનિ કે જેઓએ કામ–ક્રોધાદિકથી રહિત, નિરાહાર, જિતેંદ્રિય અને નિસ્પૃહ થઇને જગતના કલ્યાણને માટે પવિત્ર બદરિકાશ્રમમાં ઉત્તમ તપ કર્યું હતું,[13] તેઓના અંશમાંથી મહાબલવાન અને પ્રસિદ્ધ, અર્જુન તથા શ્રીકૃષ્ણ અવતર્યા એમ સર્વજ્ઞ નારદ આદિ મુનિઓએ કહેલું છે,[14] તો એ નર અને નારાયણ પોતાનો દેહ છોડયાવિના ફરીવાર અર્જુન અને શ્રીકૃષ્ણરૂપ બીજા દેહને શી

રીતે પામ્યા ? એ મુનિઓમાં ઉત્તમ નારાયણ કે જેઓએ મુક્તિનેમાટે ઉગ્ર તપ સહિત ઉત્તમ યોગ કર્યો હતો તેઓને બીજા દેહમાં જવું પડયું એ વિરૂદ્ધ છે.[11] શૂદ્ર જો પોતાના ધર્મમાં નિષ્ઠા રાખે તો દેહને અંતે ક્ષત્રિય થાય છે અને ઉત્તમ આચાર પાળે તો બ્રાહ્મણ થાય છે; તેમજ બ્રાહ્મણ જો નિસ્પૃહ અને શાંત હોય તો સંસારરૂપી રોગમાંથી મુક્ત થાય છે, આવો નિયમ છતાં એ નર—નારાયણ કે જેઓએ તપથી શરીરને સૂકવી નાખ્યાં હતાં તેઓ ક્ષત્રિય થયા એ વાત વિપરીત જણાય છે.[17 19] એ બ્રાહ્મણો કયા કર્મના અથવા કયા શાપના કારણથી ક્ષત્રિય થયા તે કહો.[20] મેં સાંભળ્યું છે કે યાદવોનો વિનાશ બ્રાહ્મણોના શાપથી થયો હતો અને ગાંધારીએ કૃષ્ણને તેના કુલનો ક્ષય થવાનો શાપ દીધો હતો તો એ શાપ ઈશ્વરને કેમ લાગવા જોઇએ ? દેવના દેવ શ્રીકૃષ્ણ ભગવાન વિદ્યમાન હતા ત્યાં શંબરાસુરે પ્રદ્યુમ્નનું હરણ કેમ કર્યું ?[21,22] દ્વારકાના ગઢમાંથી અને તેમાં વળી ઘણા રક્ષણવાળા શ્રીકૃષ્ણના ઘરમાંથી પ્રદ્યુમ્નનું હરણ થયું તે શ્રીકૃષ્ણે દિવ્યચક્ષુથી કેમ જાણ્યું નહિ ? હે વ્યાસ ! આ મને મોટો સંદેહ છે માટે મને નિસ્સંદેહ કરો.[23,24] શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા પછી શ્રીકૃષ્ણની સ્ત્રીઓને ચોર લોકોએ લુંટી તથા તેઓનું હરણ કર્યું એ કેમ થયું ? આ વિષયમાં ચિત્તને ભમાવનાર સંશય ઉત્પન્ન થાય છે.[25] પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ વિષ્ણુના અંશરૂપ શ્રીકૃષ્ણ ઉત્પન્ન થયા હતા, તો તે પોતે બ્હીકથી મથુરાનું રાજ્ય છોડીને પોતાના સંબંધીઓસહિત દ્વારકામાં કેમ ગયા ? પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ, પાપીઓનો નાશ કરવામાટે અને ધર્મનું સ્થાપન કરવા વાસ્તે શ્રીકૃષ્ણનો અવતાર થયો કહેવાય છે, તેમ છતાં જે ચોર લોકોએ શ્રીકૃષ્ણનીજ સ્ત્રીઓને લુંટી તથા તેઓનું હરણ પણ કર્યું તેઓને શ્રીકૃષ્ણે શામાટે માર્યા નહિ અને પોતે સર્વજ્ઞ છતાં 'તેઓ ચોર છે' એમ શામાટે જાણ્યું નહિ ?[26-30] પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ ભીષ્મ અને દ્રોણ આદિ ધર્માત્માઓનો વધ પણ તેમને સારો લાગ્યો ત્યારે ચોર લોકોનો વધ કરવો કેમ સારો લાગ્યો નહિ ?[31] ધર્મમાં તત્પર, મહાત્મા શ્રીકૃષ્ણના ભક્ત, શ્રીકૃષ્ણે રક્ષણ કરેલા અને સદાચારવાળા યુધિષ્ઠિર આદિ પાંડવો, કે જેઓ દેવતાઓના અંશ હતા, તેઓ વિધિસહિત રાજસૂય જેવો મોટો યજ્ઞ કરીને અને ઘણા ભાવથી બ્રાહ્મણોને દક્ષિણાઓ આપીને ભયંકર દુઃખ કેમ પામ્યા ? અને તેઓનું તે પુણ્ય કયાં ગયું ? કદાચ તે યજ્ઞ સાંગ ન થયો હોય તો શ્રીકૃષ્ણ જેવા પુરૂષ પાસે છતાં સાંગ શામાટે ન થયો ? અને જેથી સાંગ ન થયો એવું તેઓનું મહાભયંકર અને સર્વદા પીડાકારી પાપ કયું હતું ?[32-34] દ્રૌપદી કે જે ભાગ્યશાળી, યજ્ઞની વેદીમાંથી ઉત્પન્ન થએલાં, લક્ષ્મીના અંશરૂપ, સાધ્વી અને સર્વદા શ્રીકૃષ્ણની ભક્તિમાં તત્પર હતાં તેમને વારંવાર અતુલ અને ભયંકર દુઃખ શાથી પ્રાપ્ત થયું ? દુઃશાસન તેમનો ચોટલો પકડયો, બહુ પીડા કરી અને વળી તે, ભયભીત કરીને રજસ્વલાપણામાં એક વસ્ત્રથી તેમને સભામાં લઈ ગયો હતો. વિરાટના નગરમાં પણ તેમણે વિરાટરાજાનું દાસીપણું કર્યું અને ત્યાં પણ કીચકે દુઃખ દેતાં તેમને ટીટાડીની પેઠે સેવું પડયું હતું. વનમાં પણ જયદ્રથરાજાએ હરણ કરીને તેમને રોવરાવ્યાં હતાં તથા બહુ દુઃખ દીધું હતું અને પાછળથી બળવાન મહાત્મા પાંડવોએ મૂકાવ્યાં હતાં. પાંડવોએ પૂર્વજન્મમાં કયું પાપ કર્યું હતું કે જેની પીડાથી તેઓ

અનેક દુઃખને પ્રાપ્ત થયાં?[૩૫-૩૯] એ મારા પૂર્વજો રાજસૂય નામનો ઉત્તમ યજ્ઞ કરીને પણ ભારે–મોટું દુઃખ પામ્યા તેમાં પૂર્વજન્મના પાપરૂપ કારણની કલ્પના કરીએ તો પણ તેઓ દેવતાઓના અંશ હતા તેથી પાપની સંભાવના થતી નથી તેથી આ મને મોટો સંશય રહે છે.[૪૦ ૪૧] પાંડવો કે જેઓ સારા આચારવાળા અને જગતને મિથ્યા જાણનારા હતા તેઓએ ધનના લોભથી છળ કરીને ભીષ્મ અને દ્રોણ આદિને કેમ માર્યા? અને મહાત્મા તથા પરમાત્મા શ્રીકૃષ્ણભગવાને કુલનો ક્ષય કરવારૂપ પાપ કરવાની તેઓને પ્રેરણા કેમ કરી?[૪૨ ૪૩] ભીખ માગીને અથવા નાનવી ખાઇને અથવા કાંઈ શિલ્પ કરીને જીવવું સારૂં છે પણ લોભથી યોદ્ધાઓને મારીને જીવવું સારૂં નથી.[૪૪] હે મુનિઓમાં ઉત્તમ! તમે શત્રુઓને નાશ કરનારા ધૃતરાષ્ટ્ર આદિ ગોલક પુત્રોને ઉત્પન્ન કરીને શંતનુનો વંશ કે જે ત્રુટી ગયો હતો તેનું રક્ષણ કર્યું હતું.[૪૫] તો એવા ઉત્તમ વંશમાં ઉત્પન્ન થએલા મારા પિતાએ થોડા સમયમાંજ તપસ્વીના ગળામાં સર્પ કેમ નાખ્યો?[૪૬] ક્ષત્રિના કુળમાં ઉત્પન્ન થએલો કોઈપણ પુરૂષ બ્રાહ્મણનો દ્વેષ કરે નહિ તે છતાં મારા પિતાએ મૌનવાળા તપસ્વી બ્રાહ્મણનો દ્વેષ કેમ કર્યો?[૪૭] હે સાધુ! હે પિતા! હે દયાના ભંડારરૂપ! એ અને એવાજ બીજા સંદેહોથી હમણાં વિકલ થએલા મારા મનને સ્થિર કરો. તમે સર્વજ્ઞ છો.[૪૮]

एतैरन्यैश्च संदेहैर्विकलं मे मनोधुना ॥
स्थिरं कुरु पितःसाधोसर्वज्ञोऽसिदयानिधे ॥४९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧

## अध्याय २ जो. કર્મથી જન્મ

### सूतउवाच

एवं पृष्टः पुराणज्ञो व्यासःसत्यवतीसुतः ॥
पारीक्षितं सुतं शांतं ततो वै जनमेजयम् ॥१॥

સૂત કહે છેઃ–આ પ્રમાણે પરીક્ષિતના પુત્ર શાંત જનમેજયરાજાએ પૂછતાં સત્યવતીના પુત્ર, પુરાણોને જાણનારા અને વચન બોલવામાં વિચક્ષણ વ્યાસમુનિ નીચે પ્રમાણે સંશય કાપનારૂં વચન બોલ્યા.[૧]

વ્યાસ કહે છેઃ–હે રાજા! આ તમે પૂછ્યું તેવિષે હું શું કહું? સમજવામાં ન આવે એવી કર્મની ગહનગતિ દેવતાઓને પણ નડે છે, ત્યારે મનુષ્યોની તો શી વાત કરવી? આ ત્રિગુણાત્મક બ્રહ્માંડ જ્યારથી ઉત્પન્ન થયું છે ત્યારથી સર્વની ઉત્પત્તિ કર્મથીજ થાય છે એમાં સંશય નથી.[૨ ૪] જીવો આદિ અને અંતથી રહિત છતાં પણ કર્મરૂપ બીજથી વારંવાર અનેક યોનિઓમાં જન્મે છે અને મરે છે. દેહનો યોગ કર્મ વગર કદીપણ પ્રાપ્ત થતો નથી.[૫] તત્વવેત્તા વિદ્વાનો શુભ, અશુભ અને મિશ્ર એવી રીતે ત્રણ કર્મો કહે છે; એ કર્મોથી આ જગત વીંટાએલું છે,[૬] અને પ્રત્યેક કર્મમાં વળી સંચિત, પ્રારબ્ધ અને વર્તમાન એવા ત્રણ ભેદ છે.[૭] સઘળા બ્રહ્માદિક પણ દેહધારી હોવાથી કર્મોને વશ છે. હે રાજા! સુખ, દુઃખ, જરા, મૃત્યુ, હર્ષ, શોક, કામ, ક્રોધ અને લોભ આદિ દેહમાં રહેનારા ગુણો સઘળા પ્રાણિઓને કર્મનેલીધેજ થાય છે.[૮] મનુષ્યો અને પશુ–પક્ષીઓની પેઠે સ્વર્ગમાં રહેનારા દેવતાઓને રાગ–દ્વેષાદિ ગુણો થાય છે. પૂર્વના વૈરના સંબંધથી અથવા સ્નેહ આદિના સંબંધથી રાગ–દ્વેષાદિક વિકારો દેહની સાથેજ લાગેલા છે.[૧૦,૧૧] કોઈપણ જીવની ઉત્પત્તિ કર્મવિના થતી નથી. સૂર્ય કર્મથી ભમે છે.

ચંદ્રને ક્ષયરોગ કર્મથી થયો છે.[12] રૂદ્રને પણ કર્મથીજ કપાલ ધરવાં પડે છે એમાં સંશય નથી. આદિ અને અંતથી રહિત કર્મજ ઉત્પત્તિનું કારણ છે. આ સ્થાવર જંગમ જગત કર્મનેલીધેજ પ્રવાહરૂપે નિત્ય છે.[13] નિત્ય અને અનિત્યના વિચારમાં સર્વદા ડુબેલા મુનિઓ આ જગતના નિત્યપણા કે અનિત્યપણાનો નિશ્ચય કરી શકતા નથી.[14] જગતના કારણરૂપ માયા મોક્ષપર્યંત નિત્ય છે તેથી જગત નિત્ય જણાય છે;[15] કેમકે કારણ હોય ત્યાંસુધી સર્વથા કાર્યનો અભાવ શી રીતે કહી શકાય ? સર્વના કારણરૂપ માયા નિત્ય છે તેથી કર્મરૂપ બીજ પણ સર્વદા નિત્ય છે એમ સમજુઓએ વિચાર કરવો જોઇએ. હે રાજા ! સઘળું જગત કર્મના બંધનથીજ અનેક પ્રકારના ગુણવાળા અનેક અવતારોમાં ભમ્યા કરે છે.[16,17] અપાર તેજવાળા વિષ્ણુનો જન્મપણ જો પોતાની ઈચ્છાથી થતો હોય તો વૈકુંઠ લોકમાં વાસ અને અનેક સુખભોગનો ત્યાગ કરીને તે વિષ્ણુ યુગે યુગે અનેક નીચ યોનિઓમાં શામાટે જન્મે ?[18-19] કયો સ્વતંત્ર પુરૂષ વિષ્ઠા અને મૂત્રના ઘરમાં રહેવાને ઇચ્છે ! ફૂલ વીણવાની લીલા, જળક્રીડા અને સુખભોગને છોડીને કયો બુદ્ધિમાન પુરૂષ ગર્ભમાં રહેવાની ઈચ્છા કરે ?[20 21] કુણા કુણા રૂવાળી દિવ્ય શય્યા બનાવેલી હોય તેને મૂકીને કયો પંડિત ઊંધે માથે રહેવાની ઇચ્છા કરે? અનેક પ્રકારના ભાવવાળાં ગીત, નૃત્ય અને વાદ્યને છોડીને કયો પુરૂષ મનથી પણ નરક જેવા ગર્ભમાં રહેવાનું ધારે ?[22.23]છોડી શકાય નહિ એવા લક્ષ્મીના અદ્ભુત ભાવોના રસને મૂકીને કયો બુદ્ધિમાન પુરૂષ વિષ્ઠા તથા મૂત્રનો રસ પીવાની ઈચ્છા કરે ? ત્રૈલોક્યમાં ગર્ભવાસથી અધિક નરક છેજ નહિ.[24] મુનિઓ ગર્ભવાસની બ્હીકથીજ મોટાં તપ કરેછે અને મનસ્વી લોકો પણ તેનીજ બ્હીકથી રાજ્ય તથા ભોગને છોડીને વનમાં જાય છે.[25]એવા ગર્ભવાસનું સેવન કરવાને કયો મૂઢ પુરૂષ ઈચ્છે?હેરાજા! ગર્ભમાં કીડા કરડે છે, નીચે જઠરાગ્નિ તપે છે;[26] અને ક્રૂરરીતે વપાથી વીંટાઈ રહેવું પડે છે, તો તેમાં કયું સુખ છે ? એક કલ્પ પર્યંત કાળના ઘરમાં રહેવું અને બેડીઓથી બંધાઇ રહેવું સારૂં છે;[27] પરંતુ ક્ષણમાત્ર પણ ગર્ભમાં રહેવું કદી સારૂં નથી. દશ મહીના સુધી ગર્ભમાં રહેવામાં મોટું દુઃખ છે. અત્યંત દારૂણ યોનિયંત્રમાંથી નીકળવામાં મોટું દુઃખ છે. બાળકપણામાં મુંગાપણું અને અજ્ઞપણું રહેવાનેલીધે મોટું દુઃખ છે.[28,29] ભૂખ કે તરશ લાગ્યાનું કહેવામાં અશક્ત, પરતંત્ર અને અત્યંત ભયાતુર બાળક ભૂખ્યો થઇને રોવા માંડે ત્યારે ચિંતાથી આતુર થએલી મા તેને રોગની દ્રઢ વ્યથા થએલી જાણીને ઓસડ પાવાની ઈચ્છા કરે છે.[30,31] દેવતાઓ સ્વતંત્ર હોય તો કયું સુખ જોઇને જન્મ ધરવાની ઈચ્છા કરે ? એવો મૂઢ કોણ હોય કે જે નિરંતરનું સુખ છોડીને, દૈત્યોની સાથે શ્રમદેનાર અને સુખનો નાશ કરનાર સંગ્રામ કરવાની ઈચ્છા કરે ?[32 33] હે મોટા રાજા ! સઘળા બ્રહ્માદિક દેવતાઓ સર્વથા પોતે કરેલાં કર્મોના પરિપાકથી સુખ-દુઃખ પામે છે. દેહધારી મનુષ્ય, દેવ અને પશુ-પક્ષીઓએ પોતે કરેલાં શુભ–અશુભ કર્મો અવશ્ય ભોગવવાંજ પડે છે.[34] મનુષ્ય તપ, દાન અને યજ્ઞો કરવાથી ઇંદ્રપણું પામે છે અને જે ઈંદ્ર થયો હોય તેપણ પુણ્યનો ક્ષય થતાં ત્યાંથી પડે છે એમાં કશો સંશય નથી.[35] રામાવતારના યોગથી દેવતાઓ વાનર થયા હતા અને કૃષ્ણાવતારના યોગથી તેની સહાયતા કરવાસારૂ ગોપ અને યાદવો થયા હતા.[36] આ

પ્રમાણે વિષ્ણુ બ્રહ્માની પ્રેરણાથી ધર્મની રક્ષા કરવાસારૂ યુગે યુગે અનેક અવતાર લે છે.[૩૭] રથના ચક્રનીપેઠે વિષ્ણુજ વારંવાર અનેક અદ્‌ભુત અવતારોથી અનેક પ્રકારની યોનિયોમાં ફર્યા કરે છે.[૩૮] મહાત્મા વિષ્ણુને અંશાંશથી પૃથ્વીમાં જન્મ ધરી દૈત્યોને હણવાનું કામ પોતાના હાથથી કરવું પડે છે.[૩૯] એજ વિષ્ણુ ભગવાન યદુના કુલમાં અવતરીને કૃષ્ણ કહેવાયા હતા તેમના જન્મની સુંદર કથા હવે હું કહું છું.[૪૦] પ્રતાપી વસુદેવ કશ્યપમુનિના અંશરૂપ હતા તે પૂર્વ જન્મના શાપના પ્રભાવથી પશુપાલનની વૃત્તિ કરતા હતા.[૪૧] હે રાજા ! અદિતિ અને સુરસા નામની કશ્યપની બે સ્ત્રીઓ કે જેઓ પરસ્પર બેન થતી હતી તેઓ શાપથી આ પૃથ્વીમાં દેવકી અને રોહિણીરૂપે થઈ હતી, એઓને વરૂણદેવે કોપથી મોટા શાપ આપ્યો હતો એમ અમે સાંભળ્યું છે.[૪૨,૪૩]

જનમેજય પૂછે છેઃ—મહાત્મા કશ્યપ મુનિએ કયો અપરાધ કર્યો કે જેને લીધે શાપ મળવાથી તેમને સ્ત્રીસહિત અવતરવું પડયું તે કહો.[૪૪] વૈકુંઠમાં રહેનાર, લક્ષ્મીના પતિ અને અખંડિત વિષ્ણુભગવાન શી રીતે ગોકુળમાં જન્મ્યા હતા ?[૪૫] યુગના આદિ, અવિનાશી, સર્વેનું પાલન કરનાર અને દેવતાઓમાં ઉત્તમ નારાયણ ભગવાન કોની આજ્ઞાથી વર્ત્તે છે ? એ વિષ્ણુ પોતાનું સ્થાનક છોડીને જાણે કર્મને અધીન થયા હોય તેમ મનુષ્યલોકમાં શામાટે જન્મે છે ? આ વિષયમાં મને મોટા સંશય છે.[૪૬,૪૭] મનુષ્યનો દેહ પામીને તે દુષ્ટ જન્મમાં અનેક પ્રકારની વિડંબના શામાટે કરે છે ? કામ, ક્રોધ, અસહનતા, શોક, વૈર, પ્રીતિ, સુખ, દુઃખ, ભય, દીનતા, સરલતા, પાપ, પુણ્ય, વિશ્વાસ દેવાનું ભાષણ, મારવું, પોષણ, ચલન, તાપ, વિચાર, બકવાદ, લોભ, દંભ, મોહ, કપટ અને શોચન, ઇત્યાદિક અનેક ભાવો મનુષ્યના અવતારમાં થાય છે.[૪૮-૫૧] તો એ વિષ્ણુભગવાન પોતાનું અવિચળ સુખ છોડીને ઉપર કહેલા ઉપદ્રવોવાળો મનુષ્યનો અવતાર શામાટે લે છે ?[૫૨] હે મુનીશ્વર ! પૃથ્વીમાં મનુષ્યનો અવતાર પામીને શું સુખ છે ? કે સાક્ષાત્ વિષ્ણુ તે નિમિત્તથી ગર્ભવાસ કરે છે ?[૫૩] ગર્ભમાં દુઃખ છે, જન્મતાં દુઃખ છે, બાળકપણમાં દુઃખ છે, જુવાનીમાં કામનાનું દુઃખ છે, અને ગૃહસ્થાશ્રમમાં વળી અત્યંત મોટું દુઃખ છે.[૫૪] હે વ્યાસમુનિ ! જ્યારે આ પ્રમાણે છે ત્યારે પોતે ભગવાન વિષ્ણુ મનુષ્યાવતાર ધરીને એ દુઃખો શામાટે પામે છે ?[૫૫] વેદમાં પ્રતિપાદન કરેલા વિષ્ણુ ભગવાને રામાવતાર પામીને અતિદારૂણ વનવાસમાં મહા ભારે દુઃખ વેઠયું હતું.[૫૬] સીતાના વિરહનું દુઃખ થયું હતું, વારંવાર સંગ્રામ કરવા પડ્યા હતા અને છેવટ સ્ત્રીના ત્યાગનું દુઃખ પણ એમનેજ ભોગવવું પડયું હતું.[૫૭] એમજ કૃષ્ણાવતારમાં પણ કારાગૃહમાં જન્મવું પડયું, ગોકુળમાં જવું પડયું, ગાયો ચારવી પડી અને ઘણા કષ્ટે કંસને મારીને જરાસંધની બ્હીકથી દ્વારકામાં જવું પડયું. આ પ્રમાણે પોતે ભગવાન થઇને અનેક પ્રકારનાં સંસારનાં દુઃખ કેમ ભોગવ્યાં ?[૫૮,૫૯] પોતે મુક્ત અને જ્ઞાનવાન હોય એવો કયો પુરૂષ પોતાની ઈચ્છાથી આવાં દુઃખ ભોગવે ? કોઈ પણ ન ભોગવે. એટલામાટે હે સર્વજ્ઞ ! મારા ચિત્તની શાંતિને વાસ્તે આ સંશય કાપો.[૬૦]

**स्वेच्छयाकःप्रतीक्षेतमुक्तोदुःखानि ज्ञानवान् ॥ संशयं छिंधि सर्वज्ञ मम चित्तप्रशांतये॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

# अध्याय ३ जो.

## અદિતિ અને કશ્યપને શાપપ્રાપ્તિ

### વ્યાસ ઉવાચ

**कारणानिबहून्यत्राप्यवतारेहरेःकिल ॥**
**सर्वेषांचैवदेवानामंशावतरणेष्वपि ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—આ વિષ્ણુનો અવતાર થવામાં અને બીજા સઘળા દેવતાઓના અંશાવતાર થવામાં પણ જોકે મુખ્ય કારણ કર્મજ છે તોપણ બીજાં પેટા કારણો ઘણાં છે.[1] વસુદેવ, દેવકી અને રોહિણીના અવતારનું કારણ યથાર્થરીતે કહું છું તે સાંભળો.[2] એક દિવસ મહાત્મા કશ્યપમુનિ યજ્ઞ કરવાને માટે વરૂણની ગાયો લાવ્યા હતા તે વરૂણે ઘણીવાર પાછી માગતાં છતાં પણ કશ્યપે આપી નહિ.[3] દીન થઈ ગએલા વરૂણે જગતના પ્રભુ બ્રહ્માનીપાસે જઈ પ્રણામ કરી નમ્રતાથી પોતાના દુઃખની વાત કરી[4] કે, "હે પિતામહ ! મદોન્મત્ત થઇ ગએલો કશ્યપ મારી ગાયો પાછી આપતો નથી હવે મારે શું કરવું ? મેં એને શાપ આપ્યો છે કે 'તું મનુષ્યદેહ પામીને ગોવાળ થજે અને તારી બે સ્ત્રીઓ પણ મનુષ્યજન્મ પામીને દુઃખી થજો. મા વગરના હોવાથી અતિ દુઃખ પામેલા આ વાછડા મારે ત્યાં ચીસો પાડયા કરે છે એટલામાટે પૃથ્વીમાં અદિતિના પુત્ર મરી જશે અને તે પોતે કારાગૃહમાં રહેવાનું ઘણું દુઃખ પામશે' આ પ્રમાણે મેં શાપ આપ્યો તોપણ મને ગાયો પાછી આપતો નથી. "[5-7] આ પ્રમાણે વરૂણનું વચન સાંભળી પ્રજાપતિ બ્રહ્માએ કશ્યપને બોલાવીને કહ્યું[8] કેઃ-"હે ભાગ્યશાળી ! વરૂણની ગાયોને તું લાવેલો છતાં પાછી શામાટે આપતો નથી ? અન્યાય શામાટે કરે છે ?[9] હે બુદ્ધિવાળા ! તું સર્વજ્ઞ અને ન્યાયને જાણનાર છતાં તેં પરાયું ધન લઈ લેવાનો અન્યાય કેમ કર્યો ?[10] અહો ! લોભ મોટાઓને પણ છોડતો નથી !! લોભનો મહિમા ભારે છે. લોભ કે જે અવશ્ય નરક દેનાર, પાપની ખાણરૂપ અને નિંદિત છે,[11] તે લોભને છોડવાને કશ્યપ પણ સમર્થ નથી. હવે શું કરવું ? સઘળા દેવ કરતાં લોભ અધિક છે એવો મને નિશ્ચય થયો.[12] શાંતિમાં તત્પર અને પ્રતિગ્રહથી વિમુખ રહેનારા જે વૈખાનસમુનિઓએ લોભને જીત્યો છે તેઓને ધન્ય છે.[13] સર્વદા અપવિત્ર વસ્તુઓમાં સર્વોપરી લોભ સંસારમાં બળવાન શત્રુ છે કે જે દુરાત્માની સાથે સ્નેહ કરવાથી કશ્યપ પણ દુરાચાર ધરનાર થઇ ગયો."[14] એટલું બોલીને બ્રહ્માએ પણ લોકની મર્યાદા રાખવાસારૂ પોતાના પ્યારા પૌત્ર કશ્યપમુનિને શાપ દીધો કે[15] "તું પૃથ્વીમાં અંશથી પોતાની બે સ્ત્રીઓનીસાથે યદુકુળમાં જન્મ પામીને ગોવાળપણું કરીશ."[16] આ પ્રમાણે દેવતાઓના અંશાવતાર કરવાસારૂ અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે વરૂણે અને બ્રહ્માએ કશ્યપને શાપ દીધો હતો,[17] અને અદિતિના શોકથી બહુજ તપી ગએલી દિતિએ પણ શાપ દીધો હતો કે 'તારા સાત પુત્રો જન્મી જન્મીને વિનાશ પામશે '[18]

જનમેજય પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ વ્યાસ ! ઇંદ્રની મા અને પોતાની બેન અદિતિને શા કારણથી દિતિએ શાપ દીધો હતો તે કહો. આ વિષયમાં મને શોક થાય છે.[19]

સૂત કહે છેઃ—આ પ્રમાણે જનમેજયરાજાએ પૂછતાં સત્યવતીના પુત્ર વ્યાસે સાવધાન થઇને રાજાને નીચે પ્રમાણે કારણ કહ્યું.[20]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! દિતિ અને અદિતિ નામની દક્ષપ્રજાપતિની બે દીકરીઓ કશ્યપમુનિની સ્ત્રીઓ હતી અને તેઓ બહુ સમર્થ હતી.[21] અદિતિને ઇંદ્રનામે મહાસમર્થ

પુત્ર થયો તે જોઇને દિતિએ બળાત્કારથી તેવો પુત્ર ઉત્પન્ન કરવાની ઈચ્છા કરી.[૨૨] સુંદરી દિતિએ પોતાના પતિ કશ્યપને કહ્યું કેઃ–"મને પણ ઇંદ્રસરખા બળવાળો, વીર, ધર્માત્મા અને અત્યંત બળવાન પુત્ર આપો."[૨૩] કશ્યપે દિતિને કહ્યું કેઃ–"હે પ્યારી ! તું સ્વસ્થ થા અને હું જે વ્રત કહું છું તે કર. વ્રતને અંતે તને ઇંદ્રજેવો પુત્ર પ્રાપ્ત થશે."[૨૪] દિતિએ તે પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા કરીને ઉત્તમ વ્રત કર્યું. કશ્યપના વીર્યથી તેને મનોહર ગર્ભ રહ્યો.[૨૫] પયોવ્રતમાં તત્પર રહેતી, પવિત્ર અને ધારણાવાળી દિતિ પૃથ્વીપર શયન કરતી હતી.[૨૬] આ પ્રમાણે કાળ જતાં ઘણી શક્તિવાળો દિતિનો ગર્ભ સંપૂર્ણ થયો. શ્વેતવર્ણવાળી અને જેનાં અંગ અતિસુંદર લાગતાં હતાં એવી દિતિને જોઇ અદિતિને ચિંતા ઉત્પન્ન થઇ[૨૭] કે 'દિતિનો પુત્ર પણ ઇંદ્રજેવો મહાબળવાન થશે તો મારો પુત્ર ઇંદ્ર તેજવગરનો થઇ જશે.'[૨૮] એવી ચિંતા વ્યાપ્યાથી આદિતિએ ઇંદ્રને કહ્યું કેઃ- "હમણાં દિતિના ગર્ભમાં મોટી શક્તિવાળો તારો શત્રુ ઉત્પન્ન થઈ ચૂક્યો છે,[૨૯] માટે તે શત્રુનો નાશ કરવાનેવાસ્તે વિચારીને તું તુરત ઉપાય કર. દિતિના ગર્ભની ઉત્પત્તિનેજ તોડી નાખવી જોઇએ.[૩૦] બેન છતાં શોક્યપણું કરતી એ દિતિને જોઈ મારૂં ચિત્ત સુખ અને મર્મનો નાશ કરનારી ચિંતાથી પીડાય છે.[૩૧] શત્રુ ક્ષયરોગની પેઠે વધી જાય તો પછી તેનો નાશ થાય નહિ; માટે બુદ્ધિમાન માણસે શત્રુને પ્રગટ થતાંજ મારવો જોઈએ.[૩૨] દિતિનો ગર્ભ મારા હૃદયમાં લોઢાનો ખીલો ઠોકાયા જેવો થઈ પડયો છે, માટે હે ઇંદ્ર ! ગમે તે ઉપાયથી પણ તું એ ગર્ભને પાડી નાખ.[૩૩] મારૂં પ્રિય કરવાની તારી ઇચ્છા હોય તો સામથી, દાનથી અથવા બળથી પણ તું દિતિના ગર્ભનો નાશ કર."[૩૪] દેવતાઓનો રાજા ઇંદ્ર આ પ્રમાણે પોતાની માનું વચન સાંભળી મનથી વિચાર કરીને તુરત પોતાની સાવકી મા દિતિની પાસે ગયો.[૩૫] પાપ મતિવાળો ઇંદ્ર વિનયથી દિતિને પગે લાગ્યો અને વિનયથી મધુર પણ અંદર ઝેરથી ભરેલું વચન બોલ્યો કે[૩૬] "હે મા ! વ્રત કરવાને લીધે દેહ ક્ષીણ થતાં તમે અતિ દુબળાં થઇ ગયાં છો. માટે તમારી સેવા કરવાસારૂ હું અહીં આવ્યો છું. મારે શું કરવું તે આજ્ઞા કરો.[૩૭] હે પતિવ્રતા મા ! હું તમારા પગ ચાંપીશ. ગુરૂજનની સેવાથી પુણ્ય અને અક્ષય ગતિની પ્રાપ્તિ થાય છે.[૩૮] હું સમ ખાઇને કહું છું કે અદિતિમાં અને તમારામાં મારે કાંઈ પણ ભેદ નથી." આ પ્રમાણે વાત કરીને ઇંદ્ર તુરત સ્પર્શ કરીને પગ ચાંપવા લાગ્યો.[૩૯] પગચંપીનું સુખ મળવાથી દિતિને નિદ્રા આવી. થાકેલી અને વ્રત કરવાનેલીધે દુબળી દિતિ ઇંદ્રનો પુરતો વિશ્વાસ પામીને સૂઈ રહી.[૪૦] એને ઊંઘી ગએલી જોઇ ઇંદ્ર સાવધાનપણાથી પોતાનું રૂપ સૂક્ષ્મ કરી શસ્ત્ર હાથમાં લઈને તેના શરીરમાં પેઠો. ઇંદ્રે હાથમાં વજ્ર લઇને યોગબળથી તેના ઉદરમાં પ્રવેશ કર્યો અને તે વજ્રથી ગર્ભના સાત કટકા કર્યા.[૪૧-૪૨] વજ્ર વાગતાં બાળક રોવા માંડયું એટલે ઇંદ્રે 'રો માં' એમ હળવેથી વચન કહ્યું. પછી ઇંદ્રે તે એક એક કટકાના સાત સાત કટકા કર્યા તેમાંથી તેઓ ઓગણપચાસ મરૂતદેવ થયા.[૪૩-૪૪] તે સમયમાં જાગી ગએલી દિતિ, ઇંદ્રે છળથી પોતાના ગર્ભની તે અવસ્થા કરી જાણીને બહુજ દુઃખ પામી અને તેને તેથી કોપ ચડયો.[૪૫] સત્યવ્રતમાં લાગેલી અને કોપ પામેલી દિતિએ એ કામ બેને કરાવેલું જાણીને અદિતિને તથા ઇંદ્રને પણ શાપ દીધો કે "અદિતિના

દીકરા ઇંદ્રે છળ કરીને મારા ગર્ભનો નાશ કર્યો તો એવીરીતેજ ઇંદ્રના ત્રૈલોકયના રાજ્યનો નાશ થશે.૪૬-૪૭ પાપણી અદિતિએ જેમ ગુપ્ત પાપ કરીને મારા ગર્ભને પાડયો અને પુત્રનો નાશ કર્યો તેમજ અદિતિના પુત્રો પણ જન્મી જન્મીને વારંવાર નાશ પામજો. અદિતિ બીજા જન્મમાં પુત્રના શોકથી આતુર થઇને કારાગૃહમાં રહેશે અને ત્યાં એનાં સંતાન મરી જશે."૪૮-૪૯ આ પ્રમાણે દિતિએ અદિતિને શાપ દીધેલો જાણી સ્નેહવાળા કશ્યપે દિતિને શાંત કરવાસારૂ કહ્યું કેઃ-"હે કલ્યાણિ ! તું ક્રોધ કર માં. તારા પુત્ર સઘળા મરૂતદેવો પણ ઇંદ્રના મિત્ર અને બળવત્તર થશે. હે સુંદરિ ! આ અદિતિ અઠ્ઠાવીશમા દ્વાપરયુગમાં અંશથી માણસનો જન્મ પામીને તારા શાપને ભોગવશે.૫૦-૫૨ સંતાપ પામેલા વરૂણદેવે પણ તારા જેવોજ શાપ દીધો છે તો બન્ને શાપના યોગથી અદિતિ મનુષ્ય થશે." આ પ્રમાણે પતિએ આશ્વાસના કરતાં દિતિ રાજી થઈ,૫૩-૫૪ અને તે પછી કાંઈ વિપ્રિય વચન બોલી નહિ. હે જનમેજય ! આ પ્રમાણે પૂર્વના શાપનું કારણ તમારી પાસે કહ્યું. હે રાજાઓમાં ઉત્તમ ! એ અદિતિ પોતાના અંશથી દેવકી થયાં હતાં.૫૫

**नोवाच विप्रियं किंचित्ततः सा व वर्णिनी ॥**
**इति ते कथितं राजन् पूर्वशापस्य कारणम् ॥**
**आदितिर्देवकी जाता स्वांशेन नृपसत्तम ॥५५॥**

**इतिश्री ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

---

## અધ્યાય ૪ થો. જગતની અધર્મવૃત્તિ

**राजोवाच**

**विस्मितोऽस्मि महाभाग श्रुत्वाख्यानंमहामते ॥**
**संसारोयं पापरूपः कथं मुच्येत बंधनात् ॥१॥**

જનમેજય રાજા કહે છેઃ-હે મોટી બુદ્ધિવાળા વ્યાસ ! આ આખ્યાન સાંભળીને હું વિસ્મય પામ્યો છું. મહાત્માઓ પણ અધર્મ કરે છે ત્યારે મનુષ્ય તો આ પાપરૂપ સંસારના બંધનમાંથી કેમજ છુટે ?[1] ઇંદ્રે કશ્યપનો દીકરો થઇને અને વળી તેમાં પોતાની પાસે ત્રૈલોકયનું રાજ્ય છતાં પણ એવું કામ કર્યું ત્યારે બીજો કોણ ભુંડું કામ ન કરે ?[2] ઇંદ્રે અદ્ભુત સમ ખાઇને માની સેવા કરવાના મિષથી તેના ગર્ભમાં પેસીને દારૂણ રીતે બાલહત્યા કરી;[3] આ પ્રમાણે ત્રૈલોકયના પતિ અને ધર્મનો ઉપદેશ તથા રક્ષણ કરનારા ઇંદ્રે પણ જ્યારે આવું નીચ કર્મ કર્યું ત્યારે બીજો કોણ ન કરે ?[4] હે જગતના ગુરૂ ! મારા દાદા પાંડવોએ પણ કુરૂક્ષેત્રમાં અતિદારૂણ સંગ્રામ કરીને આશ્ચર્યકારી દુષ્ટકર્મ કર્યાં હતાં.[5] શ્રીકૃષ્ણે પણ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ અને ધર્મના અંશરૂપ યુધિષ્ઠિરને પણ અધર્મમાં વર્તવાની કેટલીક પ્રેરણા કરી હતી. સંસારને નિસ્સાર જાણતા, સારી બુદ્ધિવાળા, દેવતાઓના અંશરૂપ અને ધર્મમાં તત્પર પાંડવોએ પણ જ્યારે નીચ કર્મ કર્યાં ત્યારે પછી બીજાઓને ધર્મની આસ્થા કેમ રહે અને મોટાઓનાં વચનને ધર્મના પ્રમાણરૂપ કેમ ગણાય ? આ કથા સાંભળીને મારૂં ચિત્ત તો નાસ્તિક થઈ ગયું.૬ ૮ મહાત્માઓનાં વચન પ્રમાણ મનાતાં હોય તો મહાત્માજ કોણ રહ્યા ? જેઓને મહાત્મા ધારીએ તેઓએ તો દેહાભિમાનથી નીચ કર્મ કરેલાં છે. જેને દેહાભિમાન હોય તે પુરૂષ તો સર્વથા વિષયોમાં આસક્ત અને રાગીજ હોય છે. સુખમાં રાગ થાય છે અને સુખના નાશથી દ્વેષ થાય છે એમાં સંશય નથી અને દ્વેષથી સ્વાર્થની સિદ્ધિ કરવાસારૂ ખોટું પણ બોલવુંજ પડે છે.૭-૧૦ સત્વગુણવાળા શ્રીકૃષ્ણે જરાસંધને મરાવવાસારૂ જાણી જોઇને છળથી

બ્રાહ્મણનું રૂપ લીધું હતું, તો જ્યારે એવા સત્વગુણવાળા પણ છળ કરે ત્યારે પછી મહાત્મા કોણ રહ્યો અને કોના વચનને પ્રમાણ માનવું ? અર્જુને પણ યજ્ઞ સંબંધી કાર્યમાં છળ કર્યા હતા.[૧૧.૧૨] પાંડવોએ તે યજ્ઞ કેવો કર્યો કે જેમાં શિશુપાલાદિક ઉપર થએલા ક્રોધની શાંતિ રાખી શકાઈ નહિ ? એવો યજ્ઞ શા માટે કર્યો ? યજ્ઞ તો અવશ્ય પરલોકને માટે, યશને માટે કે બીજા કોઇ ફળને માટે કરવામાં આવે છે, તો એ યજ્ઞથી પાંડવોને શું ફળ થયું ?[૧૩] સત્ય એ ધર્મનો પહેલો પાયો છે એ શ્રુતિનું વચન સાચું છે. ધર્મનો બીજો પાયો પવિત્રતા, ત્રીજો પાયો દયા અને ચોથો પાયો દાન છે એમ પુરાણ જાણનારાઓ કહે છે. પાંડવોમાં એ ચારે પાયા નહિ છતાં યોગ્યધર્મ તે શી રીતે રહ્યો કહેવાય ? ધર્મવિના જે કર્મ કર્યું હોય તે ફળદાયી પણ કેમ થાય ? કોઈ સ્થળે કોઈની પણ બુદ્ધિ ધર્મમાં સ્થિર રહેતી નથી એમ જણાય છે.૧૪-૧૬ જગતના પ્રભુ વિષ્ણુ પણ છળ કરવાને માટેજ વામન થયા હતા, કે જેણે વામનરૂપથી બળિરાજાને છેતર્યો હતો. બળિરાજા કે જે સો યજ્ઞોનો સંકલ્પ કરનાર, વેદની આજ્ઞા પાળનાર, ધર્માત્મા, દાન દેવાના સ્વભાવવાળો, સત્યવાદી અને જિતેંદ્રિય હતો, તેને શક્તિવાળા વિષ્ણુએ અપરાધ વગરજ રાજ્યભ્રષ્ટ કર્યો હતો. એઓમાં છળકર્મને જાણનાર વામનરૂપ વિષ્ણુ કે જે બીજાને ઠગીને પોતે પણ ઠગાઈ ગયા તે જીત્યા કે બળિરાજા જીત્યો ? એ વિષયમાં મને મોટો સંદેહ છે ? માટે હે વ્યાસ ! આ પ્રશ્નનો સત્ય ઉત્તર મને પ્રથમ આપો.૧૭-૨૦ તમે પુરાણોના કર્ત્તા, ધર્મને જાણનાર અને મોટી બુદ્ધિવાળા છો.

વ્યાસ કહે છેઃ—હે રાજા ! એઓમાં જય તો બળિરાજાનો થયો, કે જેણે પૃથ્વીનું દાન દીધું.[૨૧] વિષ્ણુએ છળ કરવાને માટે વામનરૂપ કર્યું તો પછી તેણે મોટું રૂપ ધરી ત્રણ પગલામાં ત્રૈલોક્ય ભરી લીધા છતાં પણ તે વામનના વામનજ કેહેવાયા અને પાછું તેને બળિરાજાના દ્વારપાલ થવું પડ્યું. હે રાજા ! ધર્મનું મૂલ સત્યવિના બીજું નથી.[૨૨.૨૩] સઘળી રીતે સત્ય પાળવું ઘણું કઠણ છે. કારણ કે ત્રણ ગુણવાળી અને ઘણાં રૂપવાળી માયા કે જેણે ત્રણ ગુણોથી મિશ્રિત આ જગત રચ્યું છે તે બહુજ પ્રબળ છે.[૨૪] છળવાળાએ સત્યનો આશ્રય કર્યો કહેવાયજ નહિ અને ઘણું કરીને સર્વેલોકો રજોગુણથી રચાયા છે માટે આ સનાતન સ્થિતિ જોતાં લોકોમાં સત્ય દુર્લભ છે તો પણ સંગ, પ્રતિગ્રહ, રાગ અને તૃષ્ણાથીરહિત વૈખાનસ મુનિઓ સત્ય પાળનારા જોવામાં આવે છે. ભગવતીએ જગતમાં સત્યવાળાઓનું દૃષ્ટાંત દેખાડવાસારૂજ એઓને એવા કર્યા છે માટે એ વૈખાનસોને મહાત્મા સમજવા જોઇએ અને તેઓને ઉત્પન્ન કરનાર ભગવતીને પણ મહાત્મા સમજવાં જોઇએ.[૨૫ ૨૭] એ વિના બીજું સઘળું જગત ત્રણ ગુણોથી મિશ્રિત છે. હે રાજાઓમાં ઉત્તમ ! વેદમાં અને સગુણ પુરૂષોએ રચેલાં પુરાણો, ધર્મશાસ્ત્રો તથા અંગોમાં એક પ્રકારનાં વચનો નથી, તેથી સર્વ પુરૂષો પોતપોતાના ગુણ પ્રમાણે તે તે વચનોના અર્થ કરે છે. સગુણ પુરૂષો શાસ્ત્રોના અર્થને સગુણ કરે છે અને નિર્ગુણ પુરૂષો સગુણ અર્થ કરતા નથી.[૨૮ ૨૯] સર્વે ગુણો મિશ્રિત છે તેથી ભિન્નભિન્નપણે રેહેતા નથી અને કોઈની પણ બુદ્ધિ નિષ્કપટ ધર્મમાં સ્થિર રેહેતી નથી.[૩૦] હે મોટા રાજા ! માયાએ મોહ પમાડેલા જીવ સંસારમાં જન્મે છે તેથી તેઓની ઇંદ્રિયો તેઓને પરવશ કરી નાખે છે અને મન પણ વિષયોમાં આસક્ત રહીને ગુણોની અત્યંત

પ્રેરણાથી અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. બ્રહ્માથી તે સ્તંબ પર્યંત સઘળાં સ્થાવરજંગમ પ્રાણીઓ માયાને વશ છે અને માયા તેઓથી ક્રીડા કરે છે. નિરંતર જગતને વિકાર પમાડતી એ માયા સર્વને મોહ ઉપજાવે છે.[૩૧-૩૩] જ્યારે મનુષ્યને પોતાનું કામ સાધવાની ઇચ્છા થાય છે ત્યારે પ્રથમથીજ તેને કાંઈજ અસત્ય લેવાની ઇચ્છા થાય છે. વિષયોનું ચિંતન કરતા મનુષ્યને જ્યારે વિષયો મળે નહિ ત્યારે તે મેળવવાને સારૂ માણસ છળનું ગ્રહણ કરે છે અને છળથી પાપમાં પ્રવર્તે છે. કામ, ક્રોધ અને લોભ, એ બળવત્તર શત્રુઓ છે.[૩૪-૩૫] માટે તેઓને વશ થએલા પ્રાણીઓને કરવા ન કરવાનું જ્ઞાન રહેતું નથી. અસત્યાદિકના આશ્રયથી કામ સિદ્ધ થાય છે, તો વળી પ્રબળ અહંકાર ઉત્પન્ન થાય છે.[૩૬] અહંકારથી મોહ થાય છે અને મોહથી મરણ થાય છે. મોહ થતાં ચિત્તમાં ઘણા ઘણા સંકલ્પ—વિકલ્પો, ઇર્ષ્યા, અસૂયા અને દ્વેષ પણ ઉત્પન્ન થાય છે. આશા, તૃષ્ણા, દીનતા, દંભ અને અધર્મની ઇચ્છા એ સઘળા ભાવો પ્રાણીઓને મોહથી થાય છે.[૩૭-૩૯] માણસ સર્વદા અહંકારથી દબાએલો રહીનેજ યજ્ઞ, દાન, તીર્થ, વ્રત અને નિયમો કરે છે.[૪૦] જે કામ અહંકારથી કરવામાં આવે તે પવિત્ર હોયજ નહિ. સર્વ અંગોથી પરિપૂર્ણ કર્મ પણ જો રાગ અને લોભથી કરવામાં આવ્યું હોય તો તે શુદ્ધિ રહિત થાય છે. એ અહંકાર, રાગ અને લોભને છોડીને, સમજુઓએ તો ધનની શુદ્ધિનો વિચાર કરવો જોઇએ.[૪૧] કોઈનો દ્રોહ નહિ કરતાં મેળવેલું ધન ધર્મના કામમાં ઉત્તમ ગણાય છે. દ્રોહ કરીને મેળવેલા ધનથી માણસ જે શુભ કર્મ કરે તેનું ફળ સમય આવતાં વિપરીત થાય છે. જેનું મન અત્યંત નિર્મલ હોય તેને યથાર્થ ફળ મળે છે.[૪૨-૪૩] મનમાં વિકાર હોય તો યથાર્થ ફળ મળતું નથી. સર્વે આચાર્યે અને ઋત્વિજ આદિ કર્મના કરનારાઓ શુદ્ધ મનવાળા હોય તો ફળ પરિપૂર્ણ થાય છે. દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય, કર્ત્તા અને મંત્રો શુદ્ધ હોય તો કર્મ કર્યાનું પરિપૂર્ણ ફળ મળે છે. શત્રુઓના નાશનો અને પોતાની અત્યંત ઉન્નતિનો ઉદ્દેશ કરીને જે પુણ્ય કર્યું હોય તેનું ફળ વિપરીત થાય છે. નિરંતર સ્વાર્થમાં લાગેલા પુરૂષને શુભ—અશુભનું જ્ઞાન રહેતું નથી.[૪૪-૪૭] મનુષ્યો સર્વદા દૈવાધીન છે અને તેઓ પાપજ કરે છે પણ સાચું પુણ્ય કરતા નથી. દેવ અને દૈત્યો સર્વે કશ્યપથી ઉત્પન્ન થએલા છતાં પરસ્પરના વિરોધી છે માટે તેઓ પણ સ્વાર્થમાંજ તત્પર છે. દેવતાઓ સત્વગુણથી ઉત્પન્ન થએલા છે, મનુષ્યો રજોગુણથી ઉત્પન્ન થએલા છે અને પશુ—પક્ષીઓ તમોગુણથી ઉત્પન્ન થએલા છે એમ વેદમાં કહેલું છે તો આ પ્રમાણે સત્વગુણથી થએલા દેવતાઓને પણ જ્યારે નિરંતર પરસ્પર વૈર ચાલ્યા કરે છે ત્યારે પશુ—પક્ષીઓને જાતિવૈર થવામાં તો શું જ આશ્ચર્ય છે.૪૮-૫૧ હે રાજા! દેવતાઓ સર્વદા દ્રોહમાં તત્પર, તપમાં વિઘ્ન કરનારા, અસંતોષી, દ્વેષમાં લાગેલા અને પરસ્પરમાં વિરોધ કરનારા છે. આ સંસાર કે જે અહંકારથીજ ઉત્પન્ન થયો છે તો રાગ—દ્વેષથી રહિત કેમજ થાય? (દેવાદિએ તથા પાંડવાદિકોએ પાપ કેમ કર્યાં હતાં એવી શંકાનો અવસર નથી કારણ કે સઘળા જીવો માયાની અંદર છે અને માયાની પ્રેરણાથીજ તેવાં આચરણ કરે છે માટે સંસારનો નાશ કરવાસારૂ વેદ કે જે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ભગવતીનાંજ વચન છે તે ઉપર, અને તેને મળતાં

શાસ્ત્રો ઉપર આસ્થા રાખીને તે ભગવતીનુંજ આરાધન કરવું જોઇએ.)[૫૨]

असंतुष्टाद्वेषपराः परस्परविरोधिनः ॥
अहंकारसमुद्भूतःसंसारोयंयतोनृप ॥
[illegible]स्तु सकथंजायतेनृप ॥ ५२ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪

---

## અધ્યાય ૫ મો. નરનારાયણુની તપસ્યા

### વ્યાસ ઉવાચ

अथ किंबहुनोक्तेन संसारे स्मिन्नृपोत्तम ॥
धर्मात्माद्रोहबुद्धिस्तुकश्चिद्भवतिकर्हिचित् ॥१॥

વ્યાસ કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! હવે ઘણું કહેવાનું શું પ્રયોજન છે ? આ સંસારમાં ધર્માત્મા અને દ્રોહ વગરની બુદ્ધિવાળો કોઇ પુરૂષ ક્વચિત્જ થાય છે.[૧] પહેલા યુગમાં પણ સઘળું સ્થાવર—જંગમ જગત રાગદ્વેષથી ઘેરાએલું હતું ત્યારે કલિયુગે દૂષિત કરેલા આ કાલમાં રાગદ્વેષથી ઘેરાએલું હોય એમાં શું આશ્ચર્ય છે?[૨] દેવતાઓ પણ સર્વદા ઈર્ષ્યાવાળા, દ્રોહ કરનારા અને છળના કામમાં તત્પર છે ત્યારે મનુષ્યો અને પશુપક્ષીઓની શી વાત કરવી ?[૩] જે દ્રોહ કરે તેનો દ્રોહ કરવામાં તો સમાનપણું છે, પણ જે દ્રોહ ન કરતો હોય તથા શાંત હોય તેનો દ્રોહ કરવામાં ખળતા છે.[૪] જે કોઇ તપસ્વી, શાંત અને જપ તથા ધ્યાનમાં તત્પર હોય તેના જપમાં પણ ઈંદ્રિ વિઘ્ન કરે છે માટે ઈંદ્રને તો ખળજ કહેવો જોઇએ.[૫] આવી ખળતા સર્વત્ર નથી હોતી પણ ક્વચિત્જ હોય છે. સાધુ પુરૂષોને સર્વદા સત્યયુગજ છે, અસાધુ પુરૂષોને સર્વદા કળિયુગજ છે, અને મધ્યમ પુરૂષોને સર્વદા દ્વાપર અને ત્રેતાયુગજ છે.[૬] સત્યધર્મ પ્રમાણે ચાલનારો તો કોઇકજ કોઈ સમયે થાય છે. ઘણા લોકો તો બીજા યુગોના ધર્મોમાંજ તત્પર રહે છે.[૭] હે રાજા ! સર્વ સ્થળોમાં ધર્મની સ્થિતિ રહેવાનું કારણ વાસનાજ છે. વાસના મલિન હોય તો ધર્મ પણ મલિન થાય છે.[૮] જો કે મલિન વાસનાઓ ઘણી છે તો પણ તેવી વાસનાઓ વિનાશજ કરે છે એવો નિશ્ચય રાખીને સર્વથા સારી વાસના રાખવાનો પ્રયત્ન કરવો. (આ પ્રમાણે તમને, કૃષ્ણ અને પાંડવાદિક મહાત્માઓએ કેમ છળ તથા અધર્મ કર્યાં હતા, એ પ્રશ્નનો ઉત્તર આપ્યો. હવે નારાયણ અને નરને મનુષ્ય-દેહની પ્રાપ્તિ કેમ થઇ એ પ્રશ્નનો ઉત્તર આપું છું.) બ્રહ્માના હૃદયમાંથી ધર્મ એવા નામનો પુત્ર ઉત્પન્ન થએલ છે,[૯] તે જાતે બ્રાહ્મણ, સત્યથી સંપન્ન અને સર્વદા વેદધર્મમાં પ્રીતિમાન છે. એ મહાત્મા ધર્મમુનિ સારી રીતે વિવાહના વિધિથી દક્ષ પ્રજાપતિની દશ દીકરીઓને પરણ્યા હતા. ગૃહસ્થાશ્રમવાળા અને સત્યપાળનારાઓમાં ઉત્તમ એ ધર્મે તે સ્ત્રીઓમાં હરિ, કૃષ્ણ, નર અને નારાયણ નામના ચાર પુત્રો ઉત્પન્ન કર્યા. એઓમાં હરિ અને કૃષ્ણ એ બે જણા સર્વદા યોગાભ્યાસમાં લાગ્યા[૧૦-૧૨] નર અને નારાયણ એ બે ભાઇઓ હિમાલયમાં આવીને બદરિકાશ્રમ નામના તીર્થમાં ભારે તપ કરવા લાગ્યા.[૧૩] તપસ્વીઓમાં અગ્રણી વિષ્ણુના અંશરૂપ, જુના ઋષિઓમાં ઉત્તમ અને ગાયત્રીના જપમાં તત્પર રહેનારા એ નર અને નારાયણે ગંગાજીના વિસ્તીર્ણ કાંઠામાં રહીને પૂરાં હજાર વર્ષસુધી ઉત્તમ તપ કર્યું.[૧૪.૧૫] નર—નારાયણના તપથી સઘળું સચરાચર જગત તાપ પામવા લાગતાં ઇંદ્રના મનમાં ક્ષોભ ઉત્પન્ન થયો.[૧૬] ચિંતાથી ઘેરાએલા ઇન્દ્રે મનમાં કલ્પના કરવા માંડી કે "હવે શું કરવું ! આ તપસ્વી અને ધ્યાનવાળા બે મુનિઓ નર અને નારાયણ, અત્યંત સિદ્ધ થઇને મારૂં ઉત્તમ

આસન લઈ લેશે, તો હવે જેથી એઓનું તપ થઇ શકે નહિ એવું વિઘ્ન કયા પ્રકારથી કરવું ?[૧૭-૧૮] એઓના ચિત્તમાં મારે કામ, ક્રોધ અથવા અતિદારૂણ લોભ ઉત્પન્ન કરવો જોઇએ." ઈન્દ્ર આ પ્રમાણે મનમાં ધારી ઐરાવત હાથીપર બેસીને વિઘ્ન કરવા સારૂ તુરત ગંધમાદન પર્વતમાં ગયો અને જઇને તે પવિત્ર આશ્રમમાં તેઓને જોયા.[૧૯-૨૦] "ઉદય પામેલા બે સૂર્યોની પેઠે તપથી પ્રદીપ્ત દેહવાળા આ બે જણા તે બ્રહ્મા અને વિષ્ણુ છે કે પ્રકટ થએલા બે અગ્નિ છે? નહિ નહિ, આ તો ધર્મના પુત્ર બે ઋષિઓ છે પણ તેઓ તપથી શું કરવા ધારતા હશે ?" આ પ્રમાણે ચિંતા કરી તેઓની સામું જોઇને ઇંદ્રે કહ્યું કે[૨૧-૨૨] "હે ધર્મના પુત્રો! હે ભાગ્યશાળી ઋષિઓ! તમારે કયો મનોરથ છે તે કહો. હું તમને ઉત્તમ વરદાન દેવા સારૂ આવ્યો છું માટે જે કહો તે આપું. હું તમારા તપથી પ્રસન્ન થયો છું માટે તમને ન દઈ શકાય એવી વસ્તુ પણ આપીશ." ઇંદ્રે પાસે ઉભીને આ પ્રમાણે વારંવાર કહ્યું;[૨૩-૨૪] પણ ધ્યાનમાં લાગેલા અને દૃઢ ચિત્તવાળા એ ઋષિઓ કાંઈ બોલ્યા નહિ. પછી ઇંદ્રે ભય આપનારી મોહિની માયા ઉત્પન્ન કરી.[૨૫] નાહાર, સિંહ અને દીપડાઓને તથા વરસાદ, વાયુ અને અગ્નિને વારંવાર ઉત્પન્ન કરીને ઇંદ્રે મોહિની માયાથી તેઓને બ્હીવરાવ્યા પણ તેવા ભયથી એ ધર્મના પુત્રો ઇંદ્રિને વશ થયા નહિ.[૨૬-૨૭] ઇંદ્ર તો એઓને જોઈ પાછો વળીને પોતાના લોકમાં ગયો. નરનારાયણ વરદાનમાં લલચાયા નહિ, અગ્નિ કે વાયુથી બ્હીન્યા નહિ અને વાઘ તથા સિંહ આદિના ઉપદ્રવ થયા છતાં પણ પોતાના આસનથી ચલિત થયા નહિ.[૨૮-૨૯] એવા મહાત્માઓના ધ્યાનનો ભંગ કરવામાં કોઈ પણ સમર્થ ન થાય. ઇંદ્ર પણ ઘેર જઇને દુઃખથી ચિંતા કરવા લાગ્યો કે "આ બે મોટા મુનિઓ ભયથી કે લોભથી ચલિત થયા નહિ તો હવે શું કરવું?"[૩૦] મહાવિદ્યા, સનાતની, આદિશક્તિ સર્વ લોકોનાં ઈશ્વરી અને અદ્ભુત પરા પ્રકૃતિરૂપ ભુવનેશ્વરીનું જે લોકો ધ્યાન કરતા હોય તેઓના મનને વશ કરવાને ઘણી માયા જાણનારો પણ કોઈ પુરૂષ સમર્થ નથી. દેવ અને અસુરોએ કરેલી સઘળી માયાઓના મૂલરૂપ પરા શક્તિનું જે નિર્દોષ લોકો ધ્યાન કરે છે તેઓને બાધ કરવામાં દેવ કે અસુરો કેમજ સમર્થ થાય ?[૩૧-૩૨] વાગ્બીજ, કામબીજ અને માયાબીજ જેના ચિત્તમાં હોય તેને બાધ કરવામાં કોઈ પણ સમર્થ નથી.[૩૩] આમ છતાં પણ માયાથી મોહ પામેલા ઇંદ્રે તેઓના તપમાં વિઘ્ન કરવા સારૂ કામદેવ તથા વસંતને બોલાવીને કહ્યું કે "હે કામદેવ! તું, આ વસંત, રતિ અને અપ્સરાઓને સાથે લઈને હમણાં તુરત ગંધમાદન પર્વતમાં જા.[૩૪-૩૫] જુના અને ઋષિઓમાં ઉત્તમ નર–નારાયણ એ પર્વતમાં બદરિકાશ્રમ નામના એકાંત સ્થળમાં રહીને તપ કરે છે.[૩૬] એઓની પાસે જઈને બાણોથી તું એઓના ચિત્તને કામાતુર કરી નાખવારૂપ મારૂં કામ કર. હે ભાગ્યશાળી કામદેવ! મોહન તથા ઉચ્ચાટન કરીને તુરત બાણોથી પ્રહાર કરજે અને એ ધર્મના પુત્ર બે મુનિઓને વશ કરજે.[૩૭-૩૮] આ સઘળા સંસારમાં એવો દેવ, દૈત્ય કે મનુષ્ય કોણ છે કે જે તારાં બાણ વાગતાં મોહ ન પામે! બ્રહ્મા, હું, સદાશિવ, ચંદ્રમા અને અગ્નિ પણ તારાં બાણ અત્યંત વાગવાથી મોહ પામ્યા હતા;[૩૯-૪૦] ત્યારે તારાં બાણોના પરાક્રમની આગળ એ નરનારાયણની શી

ગણના છે? તારી સહાયતા કરવા સારૂ મારી રજાથી રંભા આદિ અપ્સરાઓનાં ટોળાં પણ તારી સાથે આવશે.[41] એકલી રંભા કે એકલી તિલોત્તમાજ કાર્ય સિદ્ધ કરવામાં સમર્થ છે અને તું પણ એકલોજ સઘળું કરવાને સમર્થ છે, ત્યારે સર્વે મળીને કાર્ય સિદ્ધ કરો એમાં તે શો સંશય છે? તું મારૂં કામ કર. જે તને જોઇતું હોય તે હું આપું.[42 43] એ તપસ્વીઓને વરદાનોથી મેં બહુજ લલચાવ્યા તો પણ શાંતપણાનેલીધે એઓ પોતાની સ્થિતિથી ચલિત થયા નહિ અને મારો એ પરિશ્રમ વૃથા ગયો.[44] તેમજ મેં માયા કરીને પણ એઓને બહુજ બ્હીવરાવ્યા તો પણ એઓ સ્થાનમાંથી ઉઠયા નહિ એઓને પોતાના દેહનું રક્ષણ કરવાની અપેક્ષાજ નથી."[45] આ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળીને કામદેવે કહ્યું કે "હે ઈંદ્ર! હું આજ તમારા મનનું ધારેલું કામ કરી આપીશ.[46] એ બે મુનિઓ વિષ્ણુ, સદાશિવ, બ્રહ્મા કે સૂર્યનું ધ્યાન કરતા હશે તો આપણને વશ થશે;[47] પરંતુ દેવીનો ભક્ત કે જે કામરાજ મહાબીજનું મનમાં અત્યંત ચિંતન કરતો હોય તેને વશ કરવાને હું કદી પણ સમર્થ નથી.[48] માટે એ તપસ્વીઓ જો ભક્તિભાવથી મહાશક્તિ દેવીનું ભજન કરતા હશે તો તેઓને મારાં બાણ વાગશે નહિ."[49]

ઈંદ્ર કહે છે:-હે ભાગ્યશાળી કામદેવ! જો કે એઓ તારા કહેવા પ્રમાણે દેવીનાજ ભક્ત છે તો પણ તમો સઘળાં સાથે મળીને મારૂં એ મોટું દુસ્સાધ્ય કામ કરજો. મારૂં સર્વોત્તમ હિત તારાથીજ થશે.[50]

વ્યાસ કહે છે:-આ પ્રમાણે ઈંદ્રે આજ્ઞા કરતાં તેઓ સર્વે મળીને જે સ્થળમાં એ બે ધર્મના પુત્રો દુષ્કર તપ કરતા હતા ત્યાં ગયા.[51]

इति तेन समादिष्टा ययुः सर्वे स[illegible]ताः ॥
यत्र तौ धर्मपुत्रौ द्वौ तेपाते दुष्करं तपः॥५१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫

---

## अध्याय ६ ठो.

## નરનારાયણથી ઉર્વશી વગેરે અપ્સરાઓની ઉત્પત્તિ

### व्यास उवाच

प्रथमं तत्र संप्राप्तो वसंतः पर्वतोत्तमे ॥
पुष्पिताःपादपाःसर्वे द्विरेफालिविराजिताः ॥१॥

વ્યાસ કહે છે:-પ્રથમ એ પર્વતમાં વસંતઋતુ આવતાં વૃક્ષોમાં ફૂલ ઉઘડ્યાં અને તેઓમાં ભ્રમરાઓની પંક્તિઓ શોભવા લાગી.[1] ફૂલો ઉઘડતાં સુંદર આંબા, બોલસરીઓ, તિલક, ખાખરા, સાળ, તાલ, તમાલ અને મહુડાં શોભવા લાગ્યાં.[2] વૃક્ષોના અગ્રોમાં મનોહર કોયલના ટૌકારા થવા લાગ્યા. સઘળી લતાઓએ પણ પુષ્પિત થઇને ઉત્તમ વૃક્ષોનું આલિંગન કરવા માંડયું.[3] પોતાની સ્ત્રીઓમાં પ્રેમવાળા અને કામદેવથી આતુર થએલા પ્રાણીઓ મદોન્મત્ત થઇને પરસ્પરનીસાથે ક્રીડા કરવા લાગ્યા.[4] મંદ, સુગંધી અને શીતળ સ્પર્શવાળા દક્ષિણના પવનો વાવા લાગ્યા. મુનિઓનાં મન પણ પરવશ થઈ ગયાં.[5] પછી રતિસહિત અને પાંચે બાણોને વ્યાપ્ત કરતા કામદેવે તુરત તે બદરિકાશ્રમમાં વાસ કર્યો.[6] સુંદર ગાયનને જાણનારી રંભા અને તિલોત્તમાઆદિ અપ્સરાઓ પણ તે રમણીય આશ્રમમાં જઇને સ્વર અને તાનસહિત ગાયન કરવા લાગી.[7] એ મધુર ગાયન, કોયલના ટૌકારા અને ભ્રમરોના ગુંજાર સાંભળીને એ નરનારાયણ સમાધિમાંથી જાગ્યા.[8] અકાળમાં આવેલા વસંતને અને તેથી પુષ્પિત થએલા

વનને જોઇને એ બે ઋષિ નરનારાયણ વિચાર કરવા લાગ્યા કે "આજ સમય વિના વસંત આવેલો કેમ જણાય છે? સઘળા પ્રાણિઓ વિહ્વલ અને કામદેવથી અત્યંત આતુર થએલા કેમ જોવામાં આવે છે?[૯.૧૦] કાળના ધર્મોનો આ અતિ વિકટ ફેરફાર કેમ થઈ ગયો?" નારાયણનાં નેત્ર વિસ્મયથી પ્રફુલ્લિત થઈ જતાં તેમણે નરને નીચે પ્રમાણે કહ્યું.[૧૧]

નારાયણ કહે છેઃ—હે ભાઇ! જુવો! આ વૃક્ષો પુષ્પિત થએલાં, કોયલના ટૌકારાઓથી ગાજી રહેલાં અને ભ્રમરોની પંક્તિઓથી શોભિતાં લાગે છે.[૧૨] શિશિરઋતુરૂપી ભયંકર હાથીને કેસુડાંરૂપી પોતાના તીક્ષ્ણ નખોથી ફાડી નાખતો આ વસંતરૂપી સિંહ વનમાં આવ્યો છે.[૧૩] હે દેવર્ષિ! નવીન પલ્લવવાળા રાતા આસોપાલવરૂપી હાથવાળી, પુષ્પિત થએલા ખાખરારૂપી પગવાળી, હરિત પલ્લવવાળા નીલ આસોપાલવરૂપી કેશવાળી, ઉઘડેલાં કમળરૂપી મુખવાળી, શ્યામ ઇંદીવરરૂપી નેત્રવાળી, બીલાંરૂપી સ્તનવાળી, પ્રફુલ્લિત મોગરાનાં ફૂલરૂપી દાંતવાળી, મંજરીરૂપ કાનવાળી, બપોરીયાનાં ફૂલરૂપ હોઠવાળી, સિંધુવારના ફૂલરૂપ નખોવાળી, કોયલના ટૌકારૂપી સ્વરવાળી, કદંબરૂપી વસ્ત્રોવાળી, કદંબથી ઢંકાએલાં પુત્રજીવ નામનાં વૃક્ષોરૂપી રૂંવાડાંની પંક્તિથી શોભી રહેલી, મયૂરના સમૂહરૂપી ભૂષણવાળી, સારસોના શબ્દરૂપી ઝાંઝરવાળી, માધવીલતારૂપી કટિમેખલાવાળી અને મદોન્મત્ત હંસોરૂપી ગતિવાળી, આ અત્યંત સુંદર વસંતલક્ષ્મી બદરિકાશ્રમમાં પ્રાપ્ત થઈ છે.[૧૪.૧૮] આ લક્ષ્મી હમણાં સમયવગર કેમ આવી તે વિષે મને વિસ્મય થાય છે. આ અવશ્ય આપણા તપમાં વિઘ્ન કરનારી હોવી જોઇએ. તમે વિચાર કરો.[૧૯] ધ્યાનનો નાશ કરે એવું દેવાંગનાઓનું ગાયન પણ સંભળાય છે. આપણા તપનો ભંગ કરવાને સારૂ આ સઘળું ઇંદ્રે કરેલું જણાય છે.[૨૦] નહિતર સમય નહિ છતાં વસંતઋતુ પ્રીતિજ કેમ ઉત્પન્ન કરે? ઇંદ્રે ભયનેલીધે આ વિઘ્ન કરેલું જણાય છે.[૨૧] સુગંધી, શીતળ અને મનોહર પવન આવે છે તો આમાં ઇંદ્રના કરવા વિના બીજું કારણ નહિ હોવું જોઇએ.[૨૨]

વ્યાસ કહે છેઃ—બ્રાહ્મણોમાં ઉત્તમ નારાયણઋષિ આ પ્રમાણે બોલતા હતા ત્યાં કામદેવ આદિ સર્વે દીઠામાં આવ્યા.[૨૩] એ સર્વેને જોઇને નર અને નારાયણ એ બન્નેનાં મન વિસ્મયથી વ્યાપ્ત થયાં.[૨૪] કામદેવ, મેનકા, રંભા, તિલોત્તમા, પુષ્પગંધા, સુકેશી, મહાશ્વેતા, મનોરમા, પ્રમદ્વરા, ગીતજ્ઞા ચારૂહાસિની ઘૃતાચી, ચંદ્રપ્રભા, સોમા, કોકિલાલાપપંડિતા, વિ ન્માલા, અંબુજાક્ષી, કાંચનમાલિની અને બીજી પણ કેટલીક અપ્સરાઓને તેઓએ પોતાના સમીપમાં આવેલી દીઠી.[૨૫.૨૭] કામદેવના એ સોળ હજાર અને પચાસ અપ્સરાઓરૂપ મોટા સૈન્યને જોઈને તેઓ વિસ્મિત થયા.[૨૮] દિવ્ય આભરણોના શણગારવાળી અને દિવ્ય પુષ્પોથી શોભતી એ સઘળી અપ્સરાઓ પ્રણામ કરીને આગળ ઉભી રહી અને છળથી પૃથ્વીમાં ન મળે એવું ગાયન કરવા લાગી.[૨૯.૩૦] વિષ્ણુના અંશરૂપ નર અને નારાયણે કામદેવાદિકને વધારનારૂં શાસ્ત્રોક્ત રીતિનું દિવ્ય ગાયન સાંભળ્યું. તે સાંભળીને નારાયણ મુનિએ પ્રીતિથી તેઓને કહ્યું કેઃ—"હે સુંદરીઓ! તમે સુખેથી અહીં બેસો. હું તમારી અદ્ભુત મહેમાની કરૂં છું કારણ કે તમો અતિથિની રીતે સ્વર્ગમાંથી આવેલ છો."[૩૧.૩૨] નારાયણ મુનિને તે સમયે અભિમાન ઉત્પન્ન

થયું કે "ઇંદ્રે વિઘ્ન કરવાસારૂ મોકલેલી આ સઘળી ક્ષુદ્ર અપ્સરાઓ કોણ માત્ર છે. આજ આના કરતાં પણ દિવ્યરૂપવાળી નવી અપ્સરાઓને સૃજીને મારૂં તપોબળ દેખાડું.[૩૩-૩૪] આ પ્રમાણે મનમાં ધારી નારાયણે પોતાના સાથળપર હાથ મારીને તુરત સર્વ અંગોમાં રૂપાળી એક સ્ત્રી ઉત્પન્ન કરી.[૩૫] એ સુંદર સ્ત્રી નારાયણના ઉરૂ (સાથળ)થી ઉત્પન્ન થઇ તેથી ઉર્વશી કહેવાય છે. ત્યાં ઉભેલી સઘળી અપ્સરાઓ એ ઉર્વશીને જોઇને મોટા વિસ્મય પામી.[૩૬] કાંઈ પણ સંભ્રમ નહિ પામતાં નારાયણમુનિએ એ અપ્સરાઓની સેવા કરવાસારૂ બીજી પણ તેટલીજ અતિરૂપવાળી સ્ત્રીઓને તે સમયેજ તુરત ઉત્પન્ન કરી.[૩૭] ગાતી, હસતી અને જેઓના હાથમાં અનેક પ્રકારની ભેટો હતી એવી તે સઘળી સ્ત્રીઓ નરનારાયણને પ્રણામ કરી હાથ જોડીને આગળ ઉભી.[૩૮] વિસ્મય પમાડનારી એ નારાયણના તપની વિભૂતિને જોઇને દેવાંગનાઓ કે જેઓ મોહ પમાડવા આવી હતી તેઓ પોતેજ મોહ પામી ગઇ. આનંદ પામેલાં મુખારવિંદોથી શોભતી અને જેઓની અંગલતાઓ રૂંવાડાં ઉભાં થવાથી શોભતી હતી એવી તે અપ્સરાઓએ નીચે પ્રમાણે નરનારાયણની સ્તુતિ કરી.[૩૯]

અપ્સરાઓ કહે છેઃ—અહો ! અમો કે જેઓ મૂઢ છીએ તેઓ તમારી મહત્તા અને ધીરજને જોઇને કેટલીક સ્તુતિ કરીએ ? પૃથ્વીમાં કયો પુરૂષ અમારા કટાક્ષરૂપી ઝેરીબાણથી બળતો નથી ? સર્વે બળી જાય છે. એ કટાક્ષ તમને વાગ્યા છતાં પણ તમારા મનમાં વિકાર થયો નહિ એ મોટું આશ્ચર્ય છે.[૪૦] સર્વદા શમદમાદિકના ભંડારરૂપ તમે બંન્ને મુનિ મહાસમર્થ અને વિષ્ણુના ઉત્તમ અંશરૂપ છો એમ અમારા જાણવામાં આવ્યું. અમો જો કે તમારી સેવા કરવાને સારૂ આવેલી નથી પણ સ્વચ્છંદ રીતે ઇંદ્રનું કાર્ય કરવા સારૂજ આવેલી છિયે[૪૧] તોપણ તમારૂં દર્શન અમોએ સંપાદન કરેલા કયા ભાગ્યે આપ્યું ? એ અમારા જાણવામાં આવતું નથી. અમારા જેવાં સેવકજનો અપરાધ કરે તો તેઓને શિક્ષા કરવામાં તમો સમર્થ છતાં પણ તમોએ ક્ષમા રાખી માટે તમો અત્યંત ધન્ય છો.[૪૨] મોટા પ્રભાવવાળા તમારા જેવા વિદ્વાનો તુચ્છ ફળ આપનારો શાપ દઇને તપનો વ્યય કરેજ નહિ.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નમ્રતાથી પ્રણામ કરતી અપ્સરાઓનાં વચન સાંભળીને પ્રસન્ન થએલા, હસતા મુખવાળા, કામ તથા લોભને જીતનારા અને પોતાનાં તપની કાંતિથી પ્રદીપ્ત અંગવાળા એ બે નરનારાયણ મુનિઓએ તેઓને નીચે પ્રમાણે કહ્યું.

નર નારાયણ કહે છેઃ—અમો પ્રસન્ન થયા છિયે. તમારા મનમાં જે સુખની ઈચ્છા હોય તે કહો. અમો તે સુખ આપીશું.[૪૩ ૪૪] તમો આ સુંદર નેત્રવાળી ઉર્વશીને લઇને સ્વર્ગમાં જાઓ. અમો ઇંદ્રને રાજી કરવા સારૂ સાથળમાંથી ઉત્પન્ન થએલી આ મનોહર ઉર્વશીને ભેટરૂપે આપીએ છિયે માટે આને સ્વર્ગમાં લઈ જાઓ. સઘળા દેવતાઓનું કલ્યાણ થજો. હવે તમારી ઈચ્છા પ્રમાણે તમો અહીંથી જજો. હવે પછી તમારે કોઇના પણ તપમાં વિઘ્ન કરવું નહિ.[૪૫ ૪૬]

અપ્સરાઓ કહે છેઃ—હે નારાયણ ! હે દેવતાઓમાં ઉત્તમ ! પરમ ભક્તિથી અને પરમ પ્રીતિથી અમો તમારા ચરણારવિંદમાં આવેલી છિયે તો હવે ક્યાં જઇએ ?[૪૭] હે વિષ્ણુ ! હે કમળસરખાં નેત્રવાળા ! તમે પ્રસન્ન થઇને અમારૂં ઈચ્છેલું વરદાન દેતા હો તો અમારા

મનમાં જે ઇચ્છા છે તે કહીએ છિયે.[૪૮] હે દેવતાઓના સ્વામી ! હે જગતના ઈશ્વર ! તમે અમારા પતિ થાઓ એ વરદાન માગીએ છિયે. તમારી સેવા કરવામાં અમો બહુજ રાજી છિયે.[૪૯] ઉર્વશી આદિ સુંદર નેત્રવાળી બીજી સ્ત્રીઓ તમે ઉત્પન્ન કરી છે તેઓ તમારી આજ્ઞાથી અમારીવતી ભલે સ્વર્ગમાં જાય. અમે સોળ હજાર અને પચાશ તો અહીંજ રહીએ એવી આજ્ઞા કરો.[૫૦,૫૧] હે મોટા તપસ્વીઓ! અમે અહીં રહીને તમારી સેવા કરીશું. હે વિષ્ણુ ! અમારી ધારણા પરિપૂર્ણ કરો અને તમારૂં વચન પાળો. કામદેવથી પીડાએલી સ્ત્રીઓની આશા તોડવી એ એક પ્રકારની તેઓની હિંસા છે એમ ધર્મને જાણનારા તત્વવેત્તા મુનિઓએ કહેલું છે.[૫૨] હે પ્રભુ ! પ્રેમથી વ્યાપ્ત થએલી અમે ઉત્તમ ભાગ્યના યોગનેલીધે અહીં આવેલ છિયે તેઓનો તમારે ત્યાગ નહિ કરવો જોઇએ. હે જગતના પતિ તમે સમર્થ છો.[૫૩]

નારાયણ કહે છેઃ—હે સુંદરીઓ ! મેં આ સ્થલમાં પુરાં હજાર વર્ષસુધી તપ કર્યું છે તો તેનો ભંગ હું શી રીતે કરૂં ? કામદેવનું સુખ કે જે સુખ અને ધર્મનો નાશ કરનાર છે તેમાં મને કશી ઈચ્છા નથી. બુદ્ધિમાન પુરૂષ પશુઓના સરખા ધર્મમાં કેમજ પ્રીતિ કરે ?[૫૪ ૫૫]

અપ્સરાઓ કહે છેઃ—શબ્દ આદિ પાંચ વિષયોમાં સ્પર્શનું સુખ સૌથી ઉત્તમ છે. એ વિના આનંદના રસનું મૂળ બીજું કોઈ સુખ નથી. એટલામાટે હે મહારાજ ! સર્વથા અમારૂં વચન માનો[૫૬,૫૭] અને અત્યંત સુખ પામીને આ ગંધમાદન પર્વતમાં વિચરો. જો તમને સ્વર્ગની ઇચ્છા હોય તો તે સ્વર્ગ ગંધમાદનથી અધિક નથી. આ શુભ સ્થાનકમાં સઘળી દેવાંગનાઓને પામીને રમણ કરો.[૫૮]

निर्भरं[illegible]स्वमासाद्यचरस्वगंधमादने ॥ यदिवां-छसिनाकंत्वंनाधिकोगंधमादनात् ॥ [illegible]त्र-शुभेस्थानेमाप्यसर्वाः सुरांगनाः ॥ ५८ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

## अध्याय ७ मो. અહંકારાવૃત જગત્

### व्यास उवाच

इत्याकर्ण्यवचस्तासांधर्मपुत्रः प्रतापवान् ॥ विमर्शमकरोच्चित्ते किंकर्त्तव्यं मयाधुना ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે અપ્સરાઓનું વચન સાંભળીને પ્રતાપવાળા નારાયણે ચિત્તમાં વિચાર કર્યો કે "હવે મારે શું કરવું ?[૧] અપ્સરાઓના સમાગમથી મુનિજનોમાં મારી હાંસી થશે. અહીં આ દુઃખ મને અહંકારથીજ પ્રાપ્ત થયું એમાં કશો સંદેહ નથી. અહંકાર કરવો એજ ધર્મના નાશનું પહેલું મૂળ છે.[૨] મહાત્માઓ અહંકારનેજ સંસારરૂપી વૃક્ષનું મૂળ કહે છે. અપ્સરાઓને આવેલી જોઇને હું મુગો ન રહ્યો પણ તેઓની સાથે ભાષણાદિક કર્યું તેથી હું દુઃખનું પાત્ર થયો. મેં તપોબળથી સ્ત્રીઓને ઉત્પન્ન કરી તેથી મારા ધર્મનો પણ વ્યય થયો.[૩ ૪] વળી એઓથીજ સ્વર્ગનું કામ ચાલશે એમ ધારીને કામદેવથી પીડાએલી આ સ્ત્રીઓ મને નડવા સજ્જ થએલી છે. કરોળીઓ જેમ પોતે કરેલા જાળથી પોતે બંધાઇ જાય છે તેમ હું પણ મારીજ કરેલી દૃઢ જાળથી બંધાઇ ગયો છું તો હવે શું કરવું ?[૫] જો ચિંતા છોડી દઇને આ અબળાઓનો હું ત્યાગ કરીશ તો પોતાના મનોરથથી ભ્રષ્ટ થએલી આ સ્ત્રીઓ શાપ દઇને ચાલી જશે. શાપ પામતાં પણ હું આ સ્ત્રીઓથી છુટો થઈશ તો નિર્જન વનમાં તપ કરી શકીશ માટે ક્રોધ ઉત્પન્ન કરીને આ

સ્ત્રીઓનો ત્યાગ કરવો યોગ્ય છે." આ પ્રમાણે સુખ ઉત્પન્ન કરવા સારૂ નારાયણે વિચાર કર્યો ત્યાં વળી બીજો વિચાર મનમાં આવ્યો કે "પહેલો શત્રુ અહંકાર થયો અને આ બીજો સંતાપ કરનાર ક્રોધરૂપી શત્રુ ઉત્પન્ન થાય છે[૯] કે જે લોકમાં કામથી પણ અધિક છે અને લોભથી પણ અત્યંત દારૂણ છે. ક્રોધથી ઘેરાએલો પુરૂષ પ્રાણનો ઘાત કરનારી, સર્વ પ્રાણિઓને દુઃખ દેનારી અને નરકરૂપી બગીચાની નદી સરખી હિંસા કરે છે. જેમ ઝાડ ઘસાવાથી ઉત્પન્ન થએલો અગ્નિ ઝાડને બાળે છે.૧૦-૧૧ તેમ દેહથી ઉત્પન્ન થએલો દારૂણ ક્રોધ દેહને બાળે છે." આ પ્રમાણે વિચાર કરતા અને દીન મનવાળા મોટા ભાઇને નારાયણને તેમનાથી ન્હાના ભાઈ નરે નીચે પ્રમાણે કહ્યું.

નર કહે છેઃ—હે નારાયણ! હે ભાગ્યશાળી! હે મોટી બુદ્ધિવાળા! કોપને શમાવો. શાંત સ્વભાવ રાખીને દુષ્ટ અહંકારનો નાશ કરો. પૂર્વે અહંકારરૂપ દોષથી આપનું તપ નાશ પામ્યું હતું.૧૨-૧૪ અને પ્રહ્લાદ નામના અસુરની સાથે દેવતાનાં સો વર્ષસુધી આપણને મોટું અદ્દ્ભુત યુદ્ધ થયું હતું.[૧૫] એ સમયમાં આપણને ઘણું દુઃખ પ્રાપ્ત થયું હતું માટે ક્રોધ છોડી દઇને શાંત થાઓ. શાંતપણું એ તપનું મૂળ છે એમ મુનિઓએ કહેલું છે.[૧૬]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નરનું વચન સાંભળીને ધર્મના પુત્ર નારાયણ શાંત થયા.[૧૭]

જનમેજય પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ! આ વિષયમાં મને સંશય ઉત્પન્ન થાય છે. પ્રહ્લાદ કે જે મહાત્મા, વિષ્ણુના ભક્ત અને શાંત હતા તેમણે પૂર્વે યુદ્ધ કેમ કર્યું હતું? ધર્મના પુત્ર નર—નારાયણ ઋષિ કે જેઓ તપસ્વી અને શાંત મનવાળા હતા તેઓએ યુદ્ધ કેમ કર્યું? તેઓનો અને પ્રહ્લાદનો સમાગમ શી રીતે થયો?૧૮-૧૯ અને તેઓએ મહાત્મા પ્રહ્લાદની સાથે સંગ્રામ શી રીતે કર્યો? પ્રહ્લાદ પણ અતિ ધર્માત્મા, જ્ઞાની અને વિષ્ણુની ભક્તિમાં તત્પર હતા.[૨૦] અને નર—નારાયણ પણ તપસ્વી અને સત્વગુણી હતા તો પણ તેઓને પરસ્પર વૈર ઉત્પન્ન થયું તેથી જણાય છે કે તપમાં અને ધર્મમાં કેવળ પરિશ્રમ છે પણ ફળ કાંઇ નથી. જપ ક્યાં, તપશ્ચર્યા ક્યાં અને યુદ્ધ ક્યાં!૨૧-૨૨ પૂર્વે સત્યયુગમાં પણ એવા લોકોનું જીતેલું ચિત્ત ક્રોધ અને અહંકારથી ઘેરાઈ જતું હતું ત્યારે આજની તો શી વાત કરવી? અહંકારના અંકુર વિના ક્રોધ અને મત્સર થવાનો સંભવ નથી. કામ અને ક્રોધ આદિ દુર્ગુણો અહંકારથીજ ઉત્પન્ન થાય છે. હજાર કરોડ વર્ષસુધી અતિ દારૂણ તપ કરીને પણ જો અહંકારનો અંકુર ઉત્પન્ન થાય તો તે સઘળું વ્યર્થ થાય છે. જેમ સૂર્યના ઉદયની પાસે અંધારૂં રહેતું નથી તેમ અહંકારના અંકુરની આગળ પુણ્ય રહેતું નથી.૨૩-૨૫ હે વ્યાસ! પ્રહ્લાદે પણ જ્યારે વિષ્ણુની સાથે યુદ્ધ કર્યું ત્યારે પૃથ્વીમાં સઘળું પુણ્ય કરેલું વ્યર્થજ થાય છે.[૨૬] નર અને નારાયણ કે જેઓ શાંત હતા તેઓએ પણ જ્યારે મોટું તપ છોડીને દારૂણ યુદ્ધ કર્યું ત્યારે પછી શાંતિ અને પુણ્ય કયાં રહ્યાં? એવા સત્વગુણવાળાઓથી પણ જ્યારે અહંકારને જીતી શકાયો નહિ ત્યારે મારા જેવાનો અહંકાર મટવાની તો શી વાત કરવી? ત્રૈલોક્યમાં સર્વથા અહંકારે છોડી દીધેલો કોઇ પુરૂષ છે નહિ, થયો નથી અને થશે પણ નહિ. લોઢાની બેડીઓ તથા કાષ્ઠનાં બંધનોથી બંધાએલો માણસ છુટે છે પણ અહંકારથી બંધાએલો કદી છુટતો નથી.૨૭-૩૦ સઘળું સ્થાવર—જંગમ જગત

અહંકારથી વીંટાઈને વિષ્ઠા અને મૂત્રથી દૂષિત થએલા સંસારમાં ભમ્યા કરે છે, માટે આ મોહથી ઘેરાએલા સંસારમાં બ્રહ્મજ્ઞાન ક્યાંથીજ થાય.૩૧-૩૨ આ જોતાં 'બ્રહ્મજ્ઞાનાદિક છેજ નહિ અને સંભવતું પણ નથી માટે કર્મજ કર્યાં કરવાં' એ મીમાંસકોનો મત સારો લાગે છે. હે મુનિઓમાં ઉત્તમ! મહાત્માઓ પણ સર્વદા કામ ક્રોધાદિકથી યુક્ત રહે છે ત્યારે આ કળિયુગમાં મારા જેવાની તો શી વાત કરવી?૩૩-૩૪

વ્યાસ કહે છેઃ—જે કાર્ય છે તે કારણથી ભિન્ન શી રીતે હોય? કડું અને કુંડલ સુવર્ણથી ભિન્ન હોતાં નથી પણ સુવર્ણરૂપજ હોય છે. સઘળું સ્થાવર—જંગમસહિત બ્રહ્માંડ અહંકારથી ઉત્પન્ન થયું છે માટે અહંકારમયજ છે. વસ્ત્ર તાંતણામય છે તો તાંતણાથી જુદું કેમજ પડે? તૃણ અને સ્તંભપર્યંત સઘળું સ્થાવર—જંગમ જગત માયાના ત્રણ ગુણોએ રચેલું છે,૩૫-૩૬ માટે તે મિથ્યાજ છે એમ જાણનારાઓને શી પીડા છે? કાંઈ પીડા નથી. હે રાજાઓમાં ઉત્તમ! બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર પણ અહંકારથી મોહ પામીને આ મોટા અગાધ સંસારમાં ભમે છે. વસિષ્ઠ અને નારદ આદિ મુનિઓ અને જ્ઞાનીઓ પણ અહંકારથી પરાભવ પામીને આ સંસારમાં વારંવાર જન્મ—મરણ પામ્યા કરે છે. ત્રણે લોકમાં એ માયાના ગુણોથી છુટેલો, શાંત અને આત્મસુખમાં રહેલો કોઈપણ દેહધારી નથી.૩૭-૪૦ સર્વ દેહધારીને કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકાર છોડતાજ નથી. વેદ અને શાસ્ત્રોનું અધ્યયન કર્યા છતાં; પુરાણોનો અભ્યાસ કર્યા છતાં અને તીર્થ, દાન, ધ્યાન તથા દેવપૂજન કર્યા છતાં પણ પ્રાણી અહંકારના યોગથી વિષયોમાં આસક્ત થઇને ચોરની પેઠે સઘળાં કામ કરે છે.૪૧-૪૨ કામ, મોહ અને અહંકાર ઉત્પન્ન થવાથી કાંઈ પણ વિચાર પ્રથમ રહેતો નથી. હે જનમેજય! સત્ય, ત્રેતા અને દ્વાપરયુગમાં પણ ધર્મ અધર્મથી વીંધાએલો રહેતો ત્યારે આજ કલિયુગમાં તો શી વાત કરવી? સ્પર્દ્ધા, દ્રોહ, લોભ અને ક્રોધ સર્વ કાળમાં રહેછે.૪૩-૪૪ અને સંસાર એવોજ છે એમાં કાંઈ વિચાર કરવાનો નથી; તોપણ લોકમાં દૃષ્ટાંતનેમાટે મત્સર વગરના, ક્રોધને જીતનારા અને અસહનતારહિત થોડાક સાધુઓ છે ખરા.૪૫

જનમેજય કહે છેઃ—મદ તથા મોહથી રહિત, સદાચારવાળા, ઈંદ્રિયોને જીતનારા અને પુણ્ય કરનારા એ સાધુઓ ધન્ય છે.૪૬ એઓ ત્રૈલોક્યને જીત્યા છે, એમ માનું છું. હું તો મારા મહાત્મા પિતાના પાપનું સ્મરણ કરીને ખેદ પામું છું.૪૭ મારા પિતાએ અપરાધ વગર તપસ્વીના કંઠમાં મરેલો સર્પ નાખ્યો હતો તો હવે મારી આગળ એનું શું થશે? હું તો બુદ્ધિની મૂઢતાનેલીધે જાણતો નથી કે એનું શું થશે? મૂઢ માણસ મધને દેખે છે પણ તે લેવાં જતાં પોતે પડી જવાની વાત ધ્યાનમાં લેતો નથી તેમ લોકો નીચ કામ કરે છે પણ નરકથી બ્હીતા નથી. આ ખેદ હું કેટલોક કરૂં? હવે પૂર્વે નરનારાયણને પ્રહ્‌લાદની સાથે ઉગ્રયુદ્ધ કેવીરીતે થયું હતું એ કથા મને વિસ્તારથી કહો.૪૮-૫૦ પ્રહ્‌લાદ પાતાળમાંથી પવિત્ર સારસ્વત નામના મહાતીર્થમાં શા કારણથી ગયા હતા? શાંત તપસ્વી બદરિકાશ્રમમાં રહેનારા અને મુનિઓમાં ઉત્તમ એ નર તથા નારાયણે ક્યા કારણથી તેવું યુદ્ધ કર્યું હતું? પરસ્પર વૈર તો ધનને માટે કે સ્ત્રીને માટે થાય છે.૫૧-૫૩ તેમ છતાં નરનારાયણ કે જેઓ તૃષ્ણારહિત હતા તેઓએ મોટું યુદ્ધ શા કારણથી કર્યું?૫૪ પ્રહ્‌લાદ કે જે ધર્માત્મા હતા, તેમણે પણ નરનારાયણમુનિને સનાતન દેવ

જાણ્યા છતાં યુદ્ધ શા માટે કર્યું ? હે વ્યાસ ! આ સઘળાંનાં કારણો હું વિસ્તારથી સાંભળવાને ઈચ્છું છું.[૫૫]

कृतवान्सकथंयुद्धंनरनाराणौमुनी ॥
एतद्विस्तरतोब्रह्मन्श्रोतुमिच्छामिकारणम्॥५५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

---

## अध्याय ८ मो. પ્રહ્લાદનું તીર્થાટન.

### વ્યાસ ઉવાચ

इति पृष्टस्तदा विप्रो राज्ञा पारीक्षितेन वै ॥
उवाचविस्तरात्सर्वंव्यासःसत्यवतीसुतः॥१॥

સૂત કહે છેઃ–પરીક્ષિતના પુત્ર જનમેજય રાજાએ આ પ્રમાણે પૂછતાં, સત્યવતીના પુત્ર વ્યાસમુનિએ સઘળું વિસ્તારથી કહ્યું.[૧] ધર્માત્મા જનમેજય તો પોતાના પિતાના અંતાકરણને દુષ્ટ માનીને બહુજ ખેદ પામ્યો હતો, તેથી પોતાનો પિતા કે જે બ્રાહ્મણનું અપમાન કરવારૂપી પાપથી યમલોકમાં ગયો હતો, તેના ઉદ્ધારનેમાટેજ નિરંતર ચિંતા કર્યા કરતો હતો.[૨.૩] હે મુનીશ્વરો ! પુત્ર જો પુત્ નામના નરકથી પોતાના પિતાની રક્ષા કરે તોજ તેનું 'પુત્ર' એવું નામ સાર્થક થાય.[૪] પરીક્ષિત રાજાનું મરણ સર્પ કરડવાથી થયું હતું, તે વળી અંતરિક્ષમાં થયું હતું, વળી બ્રાહ્મણના શાપથી થયું હતું અને વળી તે સમયે કાંઈ સ્નાનદાનાદિક પણ થયું ન હતું તેથી પરીક્ષિત રાજાને દુર્ગતિ થએલી સાંભળીને બહુજ ખેદ પામેલા, તપી ગએલા અને ભયથી વિહ્વલ થએલા એ ભાગ્યશાળી પવિત્ર રાજા જનમેજયે પોતાને ઘેર આવેલા વ્યાસને આ અત્યંત વિસ્તારવાળી નરનારાયણની કથા પૂછી.[૫-૭]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! નૃસિંહે જ્યારે ભયંકર હિરણ્યકશિપુને માર્યો ત્યારે હિરણ્યકશિપુના દીકરા પ્રહ્લાદનો રાજ્યાભિષેક થયો.[૮] દૈત્યોના ઈંદ્ર અને દેવ બ્રાહ્મણને પૂજનાર પ્રહ્લાદનું રાજ્ય ચાલતું હતું તે સમયમાં પૃથ્વીમાં રાજાઓ શ્રદ્ધાપૂર્વક યજ્ઞ કરવા લાગ્યા.[૯] બ્રાહ્મણો તપ ધર્મ અને તીર્થયાત્રા કરવા લાગ્યા, વૈશ્યો પોતપોતાની વૃત્તિથી રેહેવા લાગ્યા અને શૂદ્રો ત્રણ વર્ણોની સેવા કરવા લાગ્યા.[૧૦] નૃસિંહે પાતાલમાં સ્થાપેલા એ દૈત્યોના રાજા પ્રહ્લાદ ત્યાં રહી પ્રજાના પાલનમાં તત્પર થઇને રાજ્ય કરવા લાગ્યા.[૧૧] કોઈ દિવસે ભૃગુના પુત્ર મહાતપસ્વી ચ્યવનમુનિ નર્મદામાં વ્યાહૃતીશ્વરના તીર્થમાં નાહાવા ગયા અને મહાનદી નર્મદાને જોઇને તેમાં ઉતર્યા. એ મુનિ ઉતરતા હતા ત્યાં તેમને મહાભયંકર ઝેરી નાગે પકડ્યા.[૧૨ ૧૩] નાગે પકડેલા અને ભયભીત થએલા એ મુનિએ પાતાલમાં પોતાના મનથી દેવના દેવ અને મોહને મટાડનારા વિષ્ણુનું સ્મરણ કર્યું.[૧૪] મુનિએ વિષ્ણુનું સ્મરણ કરતાં સર્પ ઝેરરહિત થઈ ગયો અને પાતાલમાં લઇ જવા છતાં પણ ચ્યવનને દુઃખ થયું નહિ.[૧૫] આ મુનિ મહાતપસ્વી છે તે ક્રોધ કરીને મને શાપ દેશે એવી ભારે શંકાથી મુંઝાએલા સર્પે ચ્યવનને છોડી દીધા.[૧૬] નાગકન્યાઓએ પૂજાતા એ મુનિ પાતાલમાં ફરવા લાગ્યા અને ફરતાં ફરતાં નાગલોકોના અને દાનવોના મોટા પુરમાં ગયા.[૧૭] એ મુનિ ઉત્તમ પુરમાં ફરતા હતા ત્યાં કોઇ દિવસે ધર્મ ઉપર પ્રીતિ રાખનારા, દૈત્યોના રાજા પ્રહ્લાદે તેમને દીઠા.[૧૮] તેમને જોઇને પ્રહ્લાદે તેમની પૂજા કરી અને પૂછ્યું કેઃ–"આ પાતાળમાં આવવાનું તમારે શું કારણ છે ?[૧૯] તમને દૈત્યોનો દ્વેષ કરનારા ઈંદ્રે મારા રાજ્યની ચર્ચા જોવાસારૂ મોકલ્યા છે કે શું ? હે બ્રાહ્મણોમાં ઉત્તમ સાચું બોલજો."[૨૦]

ચ્યવન કહે છેઃ—હે રાજા! મારે ઇંદ્રમાં કાંઈ સ્વાર્થ નથી કે જેનેલીધે તેના મોકલવાથી દૂતનું કામ કરવાસારૂ તમારા નગરમાં મારૂં આવવું થયું હોય.[૨૧] હું તો જ્ઞાનચક્ષુવાળો અને ધર્મમાં તત્પર ભૃગુનો પુત્ર છું. હે દૈત્યોના ઇંદ્ર! મને ઇંદ્રે મોકલ્યો છે એવો શક નહિ રાખો.[૨૨] હું તો નર્મદાના પવિત્ર તીર્થમાં નહાવાસારૂ આવ્યો હતો ત્યાં નદીમાં ઉતરતાં મને મોટા નાગ પકડીને અહીં લાવ્યો.[૨૩] વિષ્ણુના સ્મરણથી એ નાગ ઝેરરહિત થઈ ગયો અને તેજ સ્મરણના પ્રભાવથી નાગે મને છોડી દીધો.[૨૪] હું અહીં આવતાં મને તમારૂં દર્શન મળ્યું. હે દૈત્યોના અધિપતિ! તમે વિષ્ણુના ભક્ત છો અને મને પણ તેમનોજ ભક્ત સમજવો.[૨૫]

વ્યાસ કહે છેઃ—ચ્યવનમુનિનું એ સુંદર વચન સાંભળીને પ્રહ્લાદે પરમ પ્રીતિથી તેમને અનેક તીર્થોવિષે પૂછ્યું.[૨૬]

પ્રહ્લાદ પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ! પૃથ્વીમાં, પાતાળમાં તથા આકાશમાં કયાં કયાં તીર્થો પવિત્ર છે તે મને વિસ્તારથી કહો.[૨૭]

ચ્યવન કહે છેઃ—હે રાજા! જેઓનાં મન, વાણી અને કાયા પવિત્ર હોય તેઓને પગલે પગલે તીર્થ છે અને મેલાં ચિત્તવાળાઓને તો કીકટદેશથી પણ ગંગા અત્યંત અપવિત્ર છે.[૨૮] પ્રથમ જો મન પાપરહિત થઈ શુદ્ધ થયું હોય તો સઘળાં તીર્થ પવિત્રતા આપે છે.[૨૯] હે દૈત્યોમાં ઉત્તમ! ગંગાના કાંઠામાં સર્વ સ્થળમાં નગરો, વ્રજ, આકર, ગામ અને ન્હાનાં ગામડાં ઘણાં ઘણાં છે.[૩૦] બીજા ભિલ્લ, માછીમાર, હૂણ, વંગ, ખસ અને મ્લેચ્છ લોકોના પણ નિવાસ છે.[૩૧] એ લોકો પરબ્રહ્મ સરખું ગંગાનું જળ સર્વદા પીએ છે અને પોતાની ઈચ્છાથી ત્રણે સમયમાં તેમાં સ્નાન પણ કરે તોપણ તેઓમાંથી કોઇપણ શુદ્ધ મનવાળો થતો નથી. જેઓનાં ચિત્ત વિષયોથી દૂષિત થએલાં હોય તેઓને તીર્થનું ફળ શું થાય.[૩૨-૩૩] હે રાજા! મનજ તીર્થનું ફળ થવામાં કારણ છે એમ સમજો. જેને નિરંતર શુદ્ધિની ઇચ્છા હોય તેણે મનની શુદ્ધિ કરવી જોઇએ.[૩૪] તીર્થમાં રહેનારો ત્યાં રહીને બીજાને ઠગે તો મહાપાપી થાય છે અને તે તીર્થમાં કરેલું પાપજ અક્ષય થઈ પડે છે.[૩૫] જેમ ઇંદ્રવરણું પાકે તોપણ મીઠું થતું નથી તેમ જેનું મન દુષ્ટ હોય તે ઘણી તીર્થમાં કરોડવાર નહાય તોપણ શુદ્ધ થતો નથી.[૩૬] શુભ ઇચ્છનારાએ પ્રથમ મનને શુદ્ધ કરવું જોઇએ. મન શુદ્ધ થાય તોજ દ્રવ્યની શુદ્ધિ થાય છે. તે વિના થતી નથી.[૩૭] આચારની શુદ્ધિ પણ તેથીજ થાય છે અને તે થવાથી તીર્થ સફળ થાય છે. મનની શુદ્ધિવિના જે કરેલું હોય તે સઘળું તુરતજ વ્યર્થ થાય છે.[૩૮] તીર્થમાં જઇને હીનવર્ણનો સંગ કદી કરવો નહિ અને બુદ્ધિથી તથા ક્રિયાથી પ્રાણિઓ ઉપર દયા કરવી. હે મોટારાજા! તમે પૂછો છો તેથી હું ઉત્તમ તીર્થોનાં નામ આપું છું કે[૩૯] "પ્રથમ તો નૈમિષારણ્ય પવિત્ર છે. ચક્રતીર્થ અને પુષ્કર તીર્થ પણ પવિત્ર છે. પૃથ્વીમાં બીજાં તીર્થો પણ અસંખ્યાત છે અને પવિત્ર ક્ષેત્રો પણ ઘણાં છે.[૪૦]

વ્યાસ કહે છેઃ—ચ્યવનમુનિનું એ વચન સાંભળીને પ્રહ્લાદે નૈમિષારણ્યમાં જવા સજ્જ થઇને અત્યંત આનંદ ભરેલા ચિત્તથી દૈત્યોને પણ પ્રેરણા કરી.

પ્રહ્લાદ કહે છેઃ—હે ભાગ્યશાળી દૈત્યો! સજ્જ થાઓ. આજ આપણે નૈમિષારણ્યમાં જઈશું અને કમળસરખાં નેત્રવાળા તથા પીળાં વસ્ત્રવાળા વિષ્ણુનાં દર્શન કરીશું.[૪૧-૪૨]

વ્યાસ કહે છેઃ—વિષ્ણુના ભકત પ્રહ્‌લાદે આ પ્રમાણે આજ્ઞા કરતાં સર્વે દૈત્યો મોટી પ્રીતિથી તેમની સાથેજ પાતાળમાંથી નીકળ્યા. મોટા બળવાળા એ દૈત્યો અને દાનવો મળી નૈમિષારણ્યમાં આવ્યા અને ત્યાં પરમ આનંદથી નાહ્યા. પ્રહ્‌લાદે દૈત્યોની સાથે ત્યાનાં તીર્થોમાં ફરતાં મહાપવિત્ર અને નિર્મળ જળવાળી સરસ્વતી નદીને દીઠી.૪૪-૪૭ હે જનમેજય! એ સરસ્વતીના જળમાં નહાવાથી મહાત્મા પ્રહ્‌લાદનું મન અત્યંત પ્રસન્ન થયું. અત્યંત પવિત્ર એ શુભ તીર્થમાં પ્રહ્‌લાદે બહુ પ્રસન્ન થઇને વિધિપૂર્વક સ્નાનદાનાદિક કર્યું.૪૮

**विधिवत्तत्र दैत्येंद्रः स्नानदानादिकं शुभे ॥**
**चकारातिप्रसन्नात्मा तीर्थे परमपावने ॥४८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

## अध्याय ९ मो.

### પ્રહ્‌લાદ અને નરનારાયણનું યુદ્ધ

**व्यासउवाच**

**कुर्वंस्तीर्थविधिं तत्र हिरण्यकशिपोः सुतः ॥**
**न्यग्रोधं सुमहच्छायमपश्यत्पुरतस्तदा ॥१॥**

વ્યાસ કહે છેઃ—હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્‌લાદે તે સ્થળમાં તીર્થવિધિ કરતાં પોતાના સમીપમાં મોટી છાયાવાળો એક વડ દીઠો.૧ બીજાં અનેક જાતનાં ઉત્તમ બાણો પણ દીઠાં કે જેઓ ગીધ પક્ષીની પાંખોવાળાં, તીવ્ર શિલાથી સજેલાં અને બહુજ ઉજ્જવલ હતાં.૨ એ જોઇને પ્રહ્‌લાદે મનમાં વિચાર કર્યો કે "આ ઋષિઓના પવિત્ર આશ્રમમાં અને મહાપવિત્ર તીર્થમાં આ બાણો કોનાં હશે ?"૩ આ પ્રમાણે વિચાર કરતાં તેણે કાળીઆરનાં ચામડાંને ધરનારા અને ઊંચા જટાજૂટવાળા નરનારાયણ મુનિને દીઠા.૪ એઓની પાસે શાર્ઙ્ગ અને પિનાક નામનાં ઉત્તમ લક્ષણવાળાં સુંદર બે ધનુષ અને અખુટ બાણવાળા બે ભાથા પડ્યા હતા.૫ ધર્મના પુત્ર એ ભાગ્યશાળી નરનારાયણને ધ્યાનમાં બેઠેલા જોઈ દૈત્યોના રાજા પ્રહ્‌લાદે ક્રોધથી રાતી આંખો કરીને કહ્યું કેઃ—"તમોએ ધર્મનો નાશ કરનાર આ શો ઢોંગ માંડયો છે ?૬-૭ આ સંસારમાં તીવ્ર તપશ્ચર્યા, અને ધનુષનું ધારણ, એ બન્ને વાનાં સાથે રહેલાં અમે કદી દીઠાં નથી અને સાંભળ્યાં પણ નથી. કલિયુગ આવશે ત્યારે આવું ચાલશે પણ આ સત્યયુગમાં આ બન્ને વાનાંને વિરોધ છે. બ્રાહ્મણને તો તપ કરવુંજ યોગ્ય છે તેમાં ધનુષનું ધારણ કેવું હોય?૮-૯ દેહમાં જટા ધરવી ક્યાં અને ભાથા ક્યાં? આ તો ઢોંગ છે તમો કે જેઓ દિવ્ય ભાવવાળા છો તેઓને ધર્મનું આચરણ કરવુંજ યોગ્ય છે."૧૦ આ પ્રમાણે પ્રહ્‌લાદનું વચન સાંભળીને નરે કહ્યું કેઃ—"હે દૈત્યોના રાજા! અમારા તપની તને ચિંતા કેમ થઈ?૧૧ સામર્થ્ય હોય તો જે પુરૂષ જે કરે તે સઘળું તેનાથી થઈ શકે છે. હે મૂઢ! જગતમાં પ્રખ્યાતિ પામેલા અમો બન્ને કામ કરવામાં સમર્થ છીએ તારા જેવાને યુદ્ધમાં અને તપમાં સામર્થ્ય ક્યાંથીજ હોય ? તું તારી ઈચ્છા પ્રમાણે માર્ગમાં ચાલ્યો જા. અહીં તું બકવાદ શામાટે કરે છે.૧૨-૧૩ તું કે જે મોહ પામેલો છે તે બ્રાહ્મણોની અલૌકિક શક્તિને જાણતો નથી. સુખની ઈચ્છાવાળા પ્રાણિઓએ બ્રાહ્મણોની ચર્ચા ન કરવી જોઇએ."૧૪

પ્રહ્‌લાદ કહે છેઃ—હે તપસ્વીઓ! તમારી બુદ્ધિ મંદ છે, તમો વૃથા ગર્વથી મોહ પામેલા છો; હું દૈત્યોનો રાજા અને ધર્મની મર્યાદાનો પ્રવર્ત્તાવનાર જીવું છું ત્યાંસુધી આ તીર્થમાં અ-

ધર્મનું આચરણ થવું યોગ્ય નથી. હે તપસ્વીઓ ! યુદ્ધ કરવામાં તમારી શક્તિ કેવી છે તે હવે દેખાડો.[૧૫-૧૬]

વ્યાસ કહે છેઃ–પ્રહ્લાદનું વચન સાંભળીને તેને નરે ઉત્તર આપ્યો કે "તારો જો એવોજ વિચાર હોય તો આજ મારી સાથે યુદ્ધ કર.[૧૭] હે દૈત્યોમાં અધમ ! આજ હું તારૂં માથું ફોડી નાખીશ એટલે પછી તને કદી પણ યુદ્ધ કરવાની શ્રદ્ધા થશે નહિ." નરનું એ વચન સાંભળીને દૈત્યોના રાજા બળવાન પ્રહ્લાદે કોપથી પ્રતિજ્ઞા કરી કેઃ–"આ નરનારાયણ નામના બન્ને જિતેંદ્રિય તપસ્વીઓને હું ગમે તે ઉપાયથી પણ જીતી લઈશ." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી પ્રહ્લાદે ધનુષ લઈ તુરત ખેંચીને દોરીનો શબ્દ કર્યો. હે રાજા ! નરે પણ ક્રોધથી પ્રહ્લાદની ઉપર ઘણાં બાણો મૂક્યાં.[૧૮-૨૨] પ્રહ્લાદે સામે થઇને સુવર્ણના પુંખવાળાં પોતાનાં બાણોથી તુરત તેમનાં બાણ કાપી નાખ્યાં. પોતાનાં બાણો કપાએલાં જોઇને નરે ક્રોધથી વળી બીજાં બાણ મૂક્યાં.[૨૩] એ બાણોને પણ તીવ્રવેગવાળાં પોતાનાં બાણોથી પ્રહ્લાદે કાપી નાખ્યાં અને નરની છાતીમાં પણ કેટલાંક બાણ માર્યાં. નરે પણ ક્રોધનેલીધે પાંચ બાણથી પ્રહ્લાદના બાહુમાં પ્રહાર કર્યો.[૨૪] ત્યાં તેઓનું યુદ્ધ જોવાસારૂ ઈંદ્રાદિક દેવતાઓ પણ વિમાનમાં બેસીને આવ્યા અને આકાશમાં ઉભા રહ્યા. દેવતાઓ યુદ્ધમાં ઉભેલા નરનાં પરાક્રમને વખાણવા લાગ્યા અને વળી પ્રહ્લાદનાં પરાક્રમને પણ વખાણવા લાગ્યા.[૨૫] ધનુષ ધરનારા પ્રહ્લાદે મેઘ જેમ જળની વૃષ્ટિ કરે તેમ બાણોની વૃષ્ટિ કરવા માંડી. પછી નારાયણે પણ મોટું ધનુષ લઇને સોનાના પુંખવાળાં સજાવેલાં બાણ મૂકવા માંડ્યાં.[૨૬] હે જનમેજય ! જયની ઈચ્છાવાળા એ નારાયણ અને પ્રહ્લાદને તુમુલ યુદ્ધ થયું. આકાશમાં ઉભેલા દેવતાઓ પ્રસન્ન થઇને દિવ્યપુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨૭] પ્રહ્લાદે નારાયણ ઉપર કોપ કરીનેઅત્યંત તીવ્રવેગવાળાં બાણ મૂક્યાં. તે સમયે નારાયણે ધનુષથી મૂકેલાં પોતાનાં અત્યંત તીક્ષ્ણ બાણોથી તે બાણોને કાપી નાખ્યાં.[૨૮] અત્યંત ખેદ પામેલા પ્રહ્લાદે વીર અને સ્થિર થઇને ઉભેલા સનાતન નારાયણ ઉપર બાણોની વૃષ્ટિ કરવા માંડી. નારાયણ પણ વેગથી મૂકેલાં અને શિલાથી સજેલાં બાણોથી પોતાની સામે ઉભેલા પ્રહ્લાદને પીડવા લાગ્યા. જોવાની ઈચ્છાવાળા અને જયશબ્દ કરતા દેવ અને દાનવોની આકાશમાં મોટી ભીડ થઈ. બન્નેની બાણવૃષ્ટિથી આકાશ ઢંકાઈ જતાં દિવસે પણ રાત્રિ જેવું મોટું અંધારૂં થઈ ગયું. અત્યંત વિસ્મય પામેલા દેવ અને દૈત્યો પરસ્પર વાતો કરવા લાગ્યા કે[૨૯-૩૨] આજ આ જે દારૂણયુદ્ધ થાય છે તેવું યુદ્ધ આપણે કોઈ દિવસે દેખેલું નથી." દેવર્ષિઓ, ગંધર્વો, યક્ષો, કિન્નરો, નાગો, વિદ્યાધરો અને ચારણો બહુજ વિસ્મય પામ્યા. નારદ અને પર્વતમુનિ પણ જોવા ઉભા હતા.[૩૩,૩૪] તેઓમાં નારદે પર્વતને કહ્યું કે "પૂર્વે તારકાસુરનું અને વૃત્રાસુરનું યુદ્ધ પણ આવું થયું ન હતું. આવું યુદ્ધ તો વિષ્ણુએ મધુકૈટભનીસાથે કર્યું હતું. સિદ્ધ અને અદ્ભુત ક્રિયાવાળા નારાયણનીસાથે પ્રહ્લાદ તેના જેવુંજ યુદ્ધ કરે છે માટે તે પણ પ્રબળ શૂર છે." એ નારાયણ અને પ્રહ્લાદ દિવસે દિવસે યુદ્ધ કરીને વળી રાતે પણ ભારે યુદ્ધ કરવા લાગ્યા. નારાયણે તુરત એક બાણથી પ્રહ્લાદનું ધનુષ કાપી નાખ્યું. એટલે પ્રહ્લાદે બીજું ધનુષ લીધું. નારાયણે હાથની ચાલાકીથી તુરત બીજું બાણ મૂકીને તે ધનુષને પણ

મધ્યમાંથી કાપી નાખ્યું. જેમ જેમ ધનુષ કપાતાં ગયાં તેમ તેમ પ્રહ્લાદે બીજાં ધનુષ લેવા માંડ્યાં અને તે ધનુષો પણ કોપ પામેલા નારાયણે તુરત બાણોથી કાપી નાખ્યાં. ધનુષો કપાઇ જતાં બહુજ કોપ પામેલા પ્રહ્લાદે પરિઘ ઉપાડ્યું,[૩૫-૪૧] અને તે તુરત નારાયણની છાતી ઉપર નાખ્યું. ભયંકર પરિઘને આવતું જોઇને તે બળવાળા નારાયણમુનિએ નવ બાણોથી તેને કાપી નાખ્યું અને દશ બાણ પ્રહ્લાદને પણ માર્યાં. પ્રહ્લાદે ક્રોધથી સાવ લોઢાની દૃઢ ગદા લઇને નારાયણના ગોઠણમાં મારી. મન સ્થિર રાખીને પર્વતની-પેઠે ઉભેલા નારાયણે તુરત બાણો મૂકીને પ્રહ્લાદની એ દૃઢ ગદાને કાપી નાખી.[૪૨-૪૫] આથી આકાશમાં ઉભેલા જોનારાઓ પરમ વિસ્મય પામ્યા. વીરશત્રુઓને હણનારા પ્રહ્લાદે ક્રોધથી સાંગ ઉપાડીને તુરત નારાયણની છાતી ઉપર નાખી. એ સાંગને આવતી જોઈને નારાયણે લીલામાત્રમાં એક બાણથી તેના સાત કટકા કરી નાખ્યા અને પ્રહ્લાદને પણ તુરત સાત બાણ માર્યાં. તે આશ્રમમાં સર્વને વિસ્મય આપનારૂં તેઓનું ભારે યુદ્ધ ચાલતાં દેવતાઓનાં સો વર્ષ નીકળી ગયાં. ત્યારે પીળાં વસ્ત્રવાળા વિષ્ણુ ભગવાન તુરત પ્રહ્લાદના આશ્રમમાં પધાર્યા અને તેમણે પ્રહ્લાદને બોલાવ્યો. શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધરનાર એ લક્ષ્મીપતિને આવેલા જોઈ પરમભક્તિથી પ્રણામ કરી હાથ જોડીને પ્રહ્લાદે તેમને નીચે પ્રમાણે કહ્યું.[૪૬-૫૧]

પ્રહ્લાદ કહે છેઃ–હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે ભક્તવત્સલ ! હે લક્ષ્મીના પતિ ! હું યુદ્ધમાં આ તપસ્વીઓને કેમ જીત્યો નહિ ? મેં પૂર્વે દેવતાઓની સાથે પૂરાં સો વર્ષસુધી સંગ્રામ કર્યો હતો. હું એવો વીર છતાં આ બે જણાને શાથી જીતી શક્યો નહિ એવિષે મને મોટો વિસ્મય થાય છે.

વિષ્ણુ કહે છેઃ–આ નરનારાયણ તપસ્વી, જિતેંદ્રિય, સિદ્ધ અને મારા અંશરૂપ છે તેથી જીતાયા નહિ એમાં શો વિસ્મય છે ? હે પ્રહ્લાદ ! હે મોટી બુદ્ધિવાળા ! તું વિતલ પાતાલમાં જા અને મારી નિશ્ચળ ભક્તિ કર. આ નરનારાયણની સાથે વિરોધ કર માં.[૫૨-૫૪]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વિષ્ણુએ આજ્ઞા કરતાં દૈત્યરાજ પ્રહ્લાદ દૈત્યોની સાથે ત્યાંથી નીકળી ગયા અને નર–નારાયણ મુનિ પાછા તપ કરવા લાગ્યા.[૫]

**इत्याज्ञप्तोदैत्यराजो निर्ययावसुरैः सह ॥**
**नरनारायणौभूयस्तपोयुक्तौबभूवतुः ॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

## अध्याय १० मो. દેવ દાનવ સંગ્રામ

**जनमेजय उवाच**

**संदेहो ऽयमहानत्र पाराशर्य कथानके ॥**
**न नारायणौ शांतौ वैष्णवांशौ तपस्विनौ॥१॥**

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ ! આ કથાનકમાં મોટો સંદેહ છે. નરનારાયણમુનિ કે જેઓ શાંત, વિષ્ણુના અંશરૂપ, તપસ્વી,[૧] તીર્થવાસી, સત્વગુણવાળા, સર્વદા વનમાં થતા પદાર્થોને ખાનારા, ધર્મના પુત્ર, મહાત્મા અને સત્યથી રહેનારા હતા તેઓને યુદ્ધ કરવામાં શાથી પ્રીતિ થઈ? અને ઉત્તમ તપનો ત્યાગ કરી તથા શાંતિનું સુખ છોડીને તેઓએ દેવતાઓનાં પૂરાં સો વર્ષસુધી પ્રહ્લાદની સાથે સંગ્રામ કેમ કર્યો?[૨-૪] એઓએ પોતે મુનિ છતાં જે કારણનેલીધે પ્રહ્લાદની સાથે સંગ્રામ કર્યો તે કારણ મને કહો.[૫] કજીયાનું કારણ તો કામિની, કનક અથવા ભૂમિ હોય છે, નરનારાયણ તો એ સર્વથી વિરક્ત હતા, તો તે છતાં

તેઓને યુદ્ધ કરવાનું મન કેમ થયું ? એઓને એવું તપ કરવામાં પણ શું કારણ હતું ?[૬] એઓએ સર્વ ફલ આપનારૂં ઉગ્ર તપ મોહ પમાડવા માટે કર્યું હતું ? સ્વર્ગનેસારૂ કર્યું હતું ? કે સુખભોગને વાસ્તે કર્યું હતું ?[૭] એ શાંત ચિત્તવાળા મુનિઓને કયા અદ્દભુત ફલની પ્રાપ્તિ થઈ ? એક તો તેઓએ તપ કરીને દેહને પીડા કરી, અને વળી દેવતાઓનાં પૂરાં સો વર્ષસુધી સંગ્રામ કરીને વારંવાર પીડાયા, તો તેમાં તેઓને રાજ્યની, ધનની, સ્ત્રીની ઘરની તો ઈચ્છા હતી નહિ;[૮,૯] તે છતાં તે મહાત્માઓએ યુદ્ધ શા માટે કર્યું ? જે પુરૂષ સનાતન ધર્મને જાણનાર અને તૃષ્ણારહિત હોય તે સર્વથા દેહને દુઃખ દેનારૂં યુદ્ધ શામાટે કરે ? હે ધર્મને જાણનાર ! સુબુદ્ધિ પુરૂષ તો સર્વદા સુખદાયી કામ કરે,[૧૦,૧૧] પણ દુઃખદાયી કામ કરે નહિ, એ સનાતન મર્યાદા છે. તેઓ ધર્મના પુત્ર, વિષ્ણુના અંશરૂપ, સર્વજ્ઞ અને સર્વ ગુણોથી ભૂષિત હતા;[૧૨] તો તેઓએ સુખના સ્થાનકરૂપ અને મોટું ફલ આપનાર સમાધિ છોડી દઇને ધર્મનો નાશ કરનાર અને દુઃખરૂપી યુદ્ધ શા માટે કર્યું ? હે વ્યાસ ! મૂર્ખ પુરૂષ પણ દારૂણ યુદ્ધની ઈચ્છા કરે નહિ તેથી ધારૂં છું કે તેઓએ અહંકારથી યુદ્ધ કર્યું હશે ? અહંકારથી કર્યું હોય તોપણ તે બહુ ભુંડું કર્યું. મેં સાંભળ્યું છે કે અહંકારથી થએલા પાપનેલીધેજ યયાતિરાજા સ્વર્ગમાંથી પડયો હતો.[૧૪,૧૫] યજ્ઞો કરનાર અને દાનો કરનાર એ ધર્માત્મા રાજાએ કેવળ પોતે કરેલા ધર્મની વાત અભિનિવેશ પૂર્વક કરી હતી તેથીજ ઇંદ્રે તેને પૃથ્વી ઉપર પાડયો હતો. અહંકારવિના યુદ્ધ થાય નહિ એવો નિશ્ચય છે.[૧૬]એ મુનિને યુદ્ધથી શું ફલ થયું ? કેવળ પુણ્યનો નાશ થયો એટલુંજ ફલ થયું.[૧૭]

વ્યાસ કહે છેઃ—સર્વજ્ઞ અને ધર્મનો નિશ્ચય કરનારા મુનિઓએ ત્રણ પ્રકારના અહંકારનેજ સંસારના મૂળરૂપ કહેલો છે, તો એ અહંકારને દેહધારી મુનિ શી રીતે છોડી શકે ?[૧૮] જગત અહંકાર વિના થતુંજ નથી એવો નિશ્ચય છે. તપ, દાન અને યજ્ઞો સાત્વિક અથવા રાજસ અહંકારથી થાય છે અને કજિયો તામસ અહંકારથી થાય છે. હે રાજા ! સારી અથવા નરસી થોડી પણ ક્રિયા અહંકાર વિના કદી થતી નથી એવો નિશ્ચય છે.[૧૯,૨૦] પૃથ્વીમાં અહંકારવિના બીજો બંધનકર્ત્તા કોઇ નથી.[૨૧] આ જગત અહંકારથી રચાએલું છે માટે અહંકાર રહિત કેમ થાય ? બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર પણ અહંકારવાળા છે ત્યારે બીજા મુનિઓની શી વાત કરવી ? અહંકારથી વીંટાએલું આ સ્થાવરજંગમરૂપ જગત પોતાનાં કર્મને અનુસરીને વારંવાર જન્મ—મરણમાં ભટક્યા કરે છે.[૨૨,૨૩] હે રાજા ! આ સંસારમાં દેવ, પશુ, પક્ષી અને મનુષ્યો રથનાં પઈડાંની પેઠે સર્વદા ભમ્યા કરે છે અને તેમાં સર્વ સુખ કોઇને મળતાં નથી. આ વિસ્તીર્ણ સંસારમાં ઉત્તમ અને અધમ યોનિઓમાં વિષ્ણુના અવતાર કેટલા થયા તેની સંખ્યા કયો પુરૂષ જાણે છે ? સાક્ષાત્ નારાયણ વિષ્ણુ મત્સ્ય, કચ્છપ, વરાહ, નૃસિંહ અને વામનનો અવતાર પામ્યા હતા. જગતના નાથ વિષ્ણુ ભગવાન પોતાનાં કર્મબંધનનેલીધે યુગેયુગે અનેક જન્મ લે છે. હે મોટારાજા ! આ સાતમા વૈવસ્વત મન્વંતરમાં વિષ્ણુએ અવતાર લીધા હતા તેનું કારણ સાંભળો. દેવતામાં ઉત્તમ અને સર્વના ઈશ્વર પ્રભુ વિષ્ણુએ ભૃગુઋષિના શાપથી અનેક જન્મ લીધા હતા.[૨૪-૨૭]

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! મારા હૃદયમાં આ સંદેહ ઉત્પન્ન થાય છે. ભૃગુએ

વિષ્ણુને કેવો શાપ દીધો હતો અને વિષ્ણુએ ભૃગુનું શું ભુંડું કર્યું હતું કે જેથી તેણે રોષ કરીને સર્વ દેવતાઓના પૂજ્ય વિષ્ણુ ભગવાનને શાપ દીધો ?[૩૦ ૩૧]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! સાંભળો. ભૃગુએ શાપ દીધાનું કારણ કહું છું. પૂર્વે જ્યારે કશ્યપનો દીકરો હિરણ્યકશિપુ રાજા હતો ત્યારે દેવતાઓ અને દૈત્યોને પરસ્પર યુદ્ધ થયું હતું અને તે યુદ્ધથી સઘળું જગત વ્યાકુલ થયું હતું. હિરણ્યકશિપુ મરાયા પછી તેનો દીકરો પ્રહ્‌લાદ રાજા થયો તો તેણે પણ દેવતાઓને પીડવા માંડ્યા, શત્રુઓનો નાશ કરનાર એ પ્રહ્‌લાદ અને ઇંદ્રને ભયંકર યુદ્ધ થયું. દેવતાઓએ પૂરાં સો વર્ષ સુધી લોકોને વિસ્મય આપે એવું ઉગ્ર યુદ્ધ કર્યું અને તેમાં પ્રહ્‌લાદ હાર્યા.૩૨-૩૬ હારી જવાથી બહુજ ખેદ પામેલા પ્રહ્‌લાદ સનાતન ધર્મની રીતિ પ્રમાણે પોતાના દીકરા વિરોચનના પુત્ર બળિરાજાને રાજ્ય આપીને તપ કરવા સારૂ ગંધમાદન પર્વતમાં ગયા.૩૭ ૩૮ રાજ્ય પામીને સમૃદ્ધિવાળા બળિરાજાએ દેવતાઓની સાથે વૈર કર્યું અને તેથી પરસ્પરમાં અત્યંત દારૂણ યુદ્ધ થયું. પછી અપાર શક્તિવાળા ઇંદ્રે વિષ્ણુની સહાયતા લઇને દૈત્યોને જીતી લીધા અને રાજ્યભ્રષ્ટ કર્યા. હારી ગએલા દૈત્યો શુક્રાચાર્યને શરણે ગયા[૩૯ ૪૦] અને તેમને કહ્યું કેઃ—"હે મહારાજ ! તમે પ્રતાપી છતાં અમારી સહાયતા કેમ કરતા નથી ? તમે કે જે મંત્ર જાણનારાઓમાં ઉત્તમ છો તે અમારા રક્ષણમાં સહાયતા નહિ કરો તો અમો અહીં નહિ રહી શકતાં પાતાળમાં પ્રવેશ કરીશું."[૪૧] દૈત્યોએ આ પ્રમાણે કહેતાં કરૂણાવાળા શુક્ર મુનિએ તેઓને કહ્યું કેઃ—"હે દૈત્યો ! તમો બ્હીશો નહિ. હું મારા તેજથી તમારૂં પાલન કરીશ. મંત્રોથી તથા ઔષધીઓથી હું સર્વદા તમારી સહાયતા કરીશ માટે તમો ઉત્સાહ રાખો અને સંતાપ છોડી દો." આ પ્રમાણે શુક્રનો આશ્રય મળતાં તે દૈત્યો નિર્ભય થયા.[૪૨,૪૪] એ સઘળી વાત ગુપ્ત દૂતોના મ્હોડાથી દેવતાઓના સાંભળવામાં આવી. તે સમયમાં ઉદ્વેગ પામેલા દેવતાઓએ ઇંદ્રની સાથે મળીને વિચાર કર્યો કે "દૈત્યો શુક્રના મંત્રના પ્રભાવથી આપણને સ્થાનભ્રષ્ટ ન કરે તે પેહેલાં આપણે તુરત યુદ્ધ કરવા જવું,[૪૫ ૪૬] અને બલાત્કારથી મારતાં જે દૈત્યો અવશેષ રહે તેઓને પાતાળમાં મોકલી દેવા." પછી ક્રોધ પામેલા અને વિષ્ણુએ પ્રેરેલા દેવતાઓ વિષ્ણુને સાથે લઈ હાથમાં હથીઆરો ધરીને દૈત્યોઉપર ચઢી ગયા. દેવતાઓએ મારવા માંડેલા, ત્રાસ પામેલા અને ભયથી પીડાએલા દૈત્યો શુક્રાચાર્યને શરણે ગયા અને 'રક્ષા કરો—રક્ષા કરો' એમ બોલ્યા. શુક્રાચાર્યે એ મહાબળવાન દૈત્યોને દેવતાઓએ પીડેલા જોયા.૪૭-૪૯ મહાત્મા શુક્રે પોતાના મંત્ર અને ઔષધીના બળથી તેઓને કહ્યું કે 'બ્હીઓ માં.' એટલે સઘળા દેવતાઓ શુક્રાચાર્યને જોઇ દૈત્યોને છોડી દઇને જતા રહ્યા.[૫૦]

माभैष्टेति वचः प्राह मंत्रौषधिबलाद्विभुः ॥
द्दष्ट्वाकाव्यंसुराःसर्वे त्यक्त्वातान्प्रययुःकिल ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦

## અધ્યાય ૧૧ મો.

### મંત્રપ્રાપ્તિ માટે શુક્રાચાર્યનું તપશ્ચર્યા-માટે પ્રયાણ

**વ્યાસ ઉવાચ**

तथा गतेषु देवेषु काव्यस्तान् प्रत्युवाच ह ॥
ब्रह्मणा ःयदुक्तं यच्छृणुध्वं दानवोत्तमाः॥१॥

વ્યાસ કહે છેઃ—દેવતાઓ ગયા પછી શુક્રે

દૈત્યોને કહ્યું કેઃ-"હે ઉત્તમ દૈત્યો ! પૂર્વે બ્રહ્માએ જે કહ્યું છે તે સાંભળો.[1] 'દૈત્યોનો વધ કરવામાં જોડાએલા વિષ્ણુ દૈત્યોને મારશે. જેમ વિષ્ણુએ વરાહનું રૂપ ધરીને હિરણ્યાક્ષને માર્યો અને નૃસિંહનું રૂપ ધરીને હિરણ્યકાશપુને માર્યો તેમજ ઉત્સાહ કરીને સઘળા દૈત્યોને મારશે એમાં ફેર પડવાનો નથી.'[2,3] આ પ્રમાણે બ્રહ્માએ કહ્યું છે; અને મને પણ, જેથી રક્ષણ પામીને તમો વિષ્ણુને અને દેવતાઓને જીતવા સમર્થ થાઓ એવું મંત્રબળ હમણાં યથાર્થ લાગુ પડે એમ ભાસતું નથી,[4] માટે હજી કેટલાક સમયની વાટ જુવો. હું મંત્રનેમાટે મહાદેવની પાસે આજ જાઉં છું તો ત્યાંથી તુરત મંત્રો મેળવી આવીને તે મંત્ર યથાર્થ રીતે તમોને આપીશ."[5,6]

દૈત્યો કહે છેઃ-હે મુનિઓમાં ઉત્તમ ! પરાજય પામવાથી નિર્બળ થએલા અમો પૃથ્વીમાં રહીને તેટલાકાળની વાટ શી રીતે જોઈ શકીએ ?[7] અમારામાં સઘળા બળવાન તો માર્યા ગયા છે અને કેટલાએક અવશેષ છે; તેઓ પણ હવે સુખથી સંગ્રામમાં ઉભી શકે કે સજ્જ થઈ શકે એમ પણ નથી.[8]

શુક્ર કહે છેઃ-હું શંકરની પાસેથી મંત્રવિદ્યા લાવું ત્યાંસુધી તમોએ શાંતિ ધરીને તપ કરવું.[9] સમયને અનુસરીને સામ તથા દાન આદિ ઉપાયો કરવાનું વિદ્વાનોએ કહેલું છે.[10] મનમાં પોતાના શુભની ઇચ્છા રાખતાં સમજુ પુરૂષોએ દેશ, કાળ અને શક્તિનું બળ જોઇને શત્રુઓની સેવા પણ કરવી જોઇએ અને જ્યારે પોતાની શક્તિનો વધારો થાય ત્યારે તેઓને મારી નાખવા જોઇએ.[11] એટલામાટે હમણાં મારા આવવાની વાટ જોઈ દેવતાઓની પાસે છળથી સામપૂર્વક વિનય કરીને તમો પોતાનાં સ્થાનકોમાં રહો.[12] હું મહાદેવની પાસેથી મંત્રો મેળવીને આવું તે પછી આપણે મંત્રના બળનો આશ્રય કરીને પાછા દેવતાઓની સાથે યુદ્ધ કરીશું.[13]

વ્યાસ કહે છેઃ-મુનિઓમાં ઉત્તમ શુક્ર આ પ્રમાણે દૈત્યોને ભલામણ કરી નિશ્ચય કરીને મંત્રો મેળવવા સારૂ મહાદેવની પાસે ગયા.[14] દાનવોએ પ્રહ્લાદ કે જે સત્યવાદી, ધીરજવાળા અને દેવતાઓને વિશ્વાસ આપે એવા હતા તેમને દેવતાઓની પાસે મોકલ્યા.[15] પ્રહ્લાદે અસુરોસહિત વિવેકપૂર્વક નમીને દેવતાઓને નમ્રતાભરેલું વચન કહ્યું[16] કેઃ-"હે દેવતાઓ ! અમો સઘળા હવે યુદ્ધનો ઉદ્યોગ અને શસ્ત્રો છોડી દઈ વલ્કલવસ્ત્ર પેહેરીને તપ કરીશું."[17] પ્રહ્લાદના એ વચનને સત્ય માનીને તાપરહિત થએલા અને રાજી થએલા દેવતાઓએ યુદ્ધ કરવાનું છોડી દીધું.[18] દૈત્યોએ શસ્ત્રો મૂકી દેતાં વિશ્વાસ પામેલા દેવતાઓ ત્યાંથી પાછા વળીને પોતાને ઘેર જઈ સ્વસ્થપણાથી ક્રીડા કરવા લાગ્યા.[19] દૈત્યો ઢોંગથી તપની ક્રિયાઓ લઈ તપસ્વી બનીને શુક્રના આવવાની વાટ જોતાં કશ્યપના આશ્રમમાં રહ્યા.[20] શુક્ર કૈલાસમાં જઇને મહાદેવને પગે લાગ્યા ત્યાં મહાદેવે 'તમારે શું કામ છે' એમ પૂછતાં બોલ્યા કે "જે મંત્રો બૃહસ્પતિની પાસે નથી તે મંત્રોને દેવતાઓના પરાજયનેવાસ્તે અને અસુરોના જયનેવાસ્તે હું ઈચ્છું છું."[21,22] શુક્રનું વચન સાંભળીને સર્વજ્ઞ સદાશિવે મનમાં વિચાર કર્યો કે "હવે શું કરવું ? દૈત્યોના ગુરૂ આ શુક્ર દેવતાઓ ઉપર દ્રોહબુદ્ધિથી દૈત્યોને જીતાડવાવાસ્તે મંત્ર મેળવવાસારૂ અહીં આવેલા છે પણ મારે દેવતાઓની રક્ષા કરવી જોઈએ, માટે કરી ન શકાય એવું અતિઉગ્ર વ્રત કરવાનું મારે શુક્રને કહેવું." એવો વિચાર કરીને તેમણે શુક્રને કહ્યું[23-25] કેઃ-પૂરાં હજાર વર્ષ સુધી [illegible]

માથે રહીને કણનો (કુશકાનો) ધૂમાડો પીશો તો તમને મંત્રોની પ્રાપ્તિ થશે."[૨૬] આ પ્રમાણે મહાદેવનું વચન સાંભળી તેમને પ્રણામ કરીને શુક્રે તે વાતનો સ્વીકાર કર્યો અને કહ્યું કે:-"હે દેવતાઓના સ્વામી ! તમારી આજ્ઞા પ્રમાણે હું વ્રત કરીશ." મંત્ર મેળવવાનો જેણે નિશ્ચય કર્યો હતો એવા શુક્રાચાર્યે મહાદેવને એ પ્રમાણે કહીને શાંતપણાથી ધૂમ્રપાન કરવા માંડયું.[૨૭,૨૮] પછી શુક્રને વ્રતમાં લાગેલા અને દૈત્યોને ઢોંગ કરતા જાણીને દેવતાઓ વિચાર કરવામાં તત્પર થયા.[૨૯] મનથી વિચાર કરીને સર્વે દેવતાઓ સંગ્રામનેસારૂ સજ્જ થઇ આયુધો લઇને કશ્યપનો આશ્રમ કે જ્યાં દૈત્યો હતા ત્યાં ગયા.[૩૦] આયુધોવાળા અને જેઓએ કવચ ધર્યાં હતાં એવા દેવતાઓને ચારેકોરથી આવેલા જોઇને દૈત્યો ભયથી ઉદ્વેગ પામ્યા.[૩૧] ભયથી પીડાએલા દૈત્યોએ તુરત સજ્જ થઇ આવેલા અને બળથી ગર્વ પામેલા દેવતાઓની પાસે જઇને સત્ય વચન કહ્યું[૩૨] કે:–"જેણે હથીઆર મૂક્યાં હોય તેને, બ્હીનેલાને, આચાર્યને અને વ્રત કરનારાને પૂર્વે તમોએ અભય આપ્યું છે તે છતાં તમો અમોને મારવા આવ્યા તો હે દેવતાઓ ! તમારૂં સત્ય ક્યાં ગયું અને વેદોક્ત ધર્મ ક્યાં ગયો ? હથીઆર છોડી દેનારાઓને, બ્હીનેલાઓને અને શરણે આવેલાઓને મારવા નહિ જોઇએ.[૩૩,૩૪]

દેવતાઓ કહે છે:–તમોએ મંત્ર મેળવવામાટે કપટથી શુક્રાચાર્યને મોકલ્યા છે તથા તમો તપ પણ કપટથી કરો છો એમ જાણવામાં આવ્યું તેથી હવે અમો યુદ્ધજ કરીશું.[૩૫] તમો હાથમાં શસ્ત્રો લઇ ક્રોધ ધરીને યુદ્ધ કરવા સજ્જ થાઓ. છિદ્રના સમયમાં શત્રુને મારવો જોઇએ એ સનાતન ધર્મ છે.[૩૬]

વ્યાસ કહે છે:–દેવતાઓનું એ વચન સાંભળી ભયથી વિહ્વલ થએલા દૈત્યો પરસ્પર વિચારીને ભાગીજવાસારૂ ત્યાંથી નીકળી ગયા.[૩૭] બ્હીનેલા દૈત્યો શુક્રાચાર્યની માને શરણે ગયા. શુક્રની માએ તેઓને અત્યંત દુઃખ પામેલા જોઇ અભય આપીને નીચે પ્રમાણે કહ્યું.[૩૮]

શુક્રની મા કહે છે:–બ્હીઓ માં, બ્હીઓ માં. હે દાનવો ! ભય છોડી દો. મારી પાસે રહેનારાઓને ભય નજ થવો જોઇએ.[૩૯]

વ્યાસ કહે છે:–એ વચન સાંભળીને આયુધ વગરના દૈત્યો તે ઉત્તમ આશ્રમમાં ભય અને સંભ્રમ છોડી દઇને રહ્યા.[૪૦] દૈત્યોને ભાગેલા જોઇને દેવતાઓ બલાબલનો વિચાર કર્યાવિના તેઓનાં પગલાં જોતા જોતા બલાત્કારથી તેઓની પછવાડે ગયા. ત્યાં જઇને સર્વે દેવતાઓ દૈત્યોને મારવા સજ્જ થયા.[૪૧] તેઓને શુક્રની માએ વાર્યા તોપણ તેઓ તે આશ્રમમાં રહેલા દૈત્યોને મારવા લાગ્યા.[૪૨] દૈત્યોને મરતા જોઇને બહુજ ખીજ ચડી જતાં શુક્રની માએ કહ્યું કે:–"મારા તપોબળથી હું સર્વને નિદ્રાવશ કરી દઉં છું."[૪૩] આમ બોલીને તેણે નિદ્રાને મોકલી તે દેવતાઓમાં આવી પડી. નિદ્રાને વશ થએલા ઇંદ્રાદિક દેવતાઓ મુંગાની પેઠે બેસી રહ્યા.[૪૪] ઇંદ્રને નિદ્રાવશ અને રાંક થએલો જોઇને તેને વિષ્ણુએ કહ્યું કે:–"હે ઇંદ્ર ! તમે મારામાં પ્રવેશ કરો એટલે હું તમને બીજા સ્થળમાં લઇ જાઉં."[૪૫] વિષ્ણુનું વચન સાંભળીને ઇંદ્રે વિષ્ણુમાં પ્રવેશ કર્યો એટલે વિષ્ણુએ રક્ષા કરવાથી ઇંદ્ર નિર્ભય અને નિદ્રા વગરનો થયો. વિષ્ણુએ રક્ષા કરવાથી ઇંદ્રને નિર્ભય થએલો જાણીને ક્રોધ પામેલાં શુક્રની માએ કહ્યું[૪૭] કે:– "હે ઇંદ્ર ! સર્વ દેવતાઓ જોતાં છતાં હું તપો-

બળથી તને અને વિષ્ણુને પણ ખાઈ જઈશ. મારૂં તપોબળ એવું છે."[૪૮] શુક્રની મા આ પ્રમાણે બોલતાં તેની યોગ્ય શક્તિથી પરાભવ પામેલા વિષ્ણુ અને ઇંદ્ર એ બન્ને મહાત્માઓ સ્તબ્ધ થઈ ગયા.[૪૯] એઓને અત્યંત પીડા પામેલા જોઈને વિસ્મિત થએલા દેવતાઓ મનમાં રાંક થઇને ચીસો પાડવા લાગ્યા.[૫૦] દેવતાઓને ચીસો પાડતા જોઇને ઇંદ્રે વિષ્ણુને કહ્યું કેઃ—"હે વિષ્ણુ ! તમારા કરતાં મને વધારે પીડા થાય છે. હવે તો આ તપના અભિમાનવાળી દુષ્ટ બ્રાહ્મણી આપણને બાળી નાખે નહિ તે પહેલાં એને તુરત મારી નાખો. વિચાર કરો માં."[૫૧-૫૨] પ્રખ્યાત ઇંદ્રે આ પ્રમાણે કહેતાં વિષ્ણુએ દયા છોડી દઈને તુરત પોતાના ચક્રને સંભાર્યું.[૫૩] સ્મરણ કરતાંજ એ વિષ્ણુને સ્વાધીન રહેનારૂં ચક્ર આવી પહોચ્યું. ઇંદ્રે પ્રેરેલા વિષ્ણુએ ક્રોધથી તે ચક્રને હાથમાં લીધું.[૫૪] હાથમાં લઇને તુરત તે ચક્રથી શુક્રની માતું માથું કાપી નાખ્યું. એનું મરણ થએલું જોઈને તે સમયે ઇંદ્ર રાજી થયો,[૫૫] અને સઘળા દેવતાઓ પણ અત્યંત સંતુષ્ટ થઇને જયજય શબ્દથી વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા તથા સંતાપરહિત થઇને આનંદ પામ્યા. પણ સ્ત્રીનો વધ કરવાનેલીધે ભૃગુઋષિ મહાભયંકર શાપ દેશે એવી શંકાથી ઇંદ્રને તથા વિષ્ણુને તો તુરતજ મનમાં વ્યથા ઉત્પન્ન થઇ.[૫૭]

इंद्रविष्णूतुसंजातौ तत्क्षणाद्धृदयव्यथौ ॥
स्त्रीवधाच्छंकमानौतुभृगोःशापंदुरत्ययम् ॥५७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

# अध्याय १२ मो.

## વિષ્ણુને ભૃગુનો શાપ–અને ઇંદ્રે કરેલી શુક્રની શુશ્રૂષા

### વ્યાસ ઉવાચ

तं दृष्ट्वा तु वधं घोरं चुक्रोध भगवान् भृगुः ॥
वेपमानो तिदुःखार्त्तः प्रोवाच मधुसूदनम् ॥१॥

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે પોતાની સ્ત્રીનો ઘોર વધ થએલો જોઇને ભૃગુઋષિને ક્રોધ ચડયો. ધ્રૂજતા અને અતિ દુઃખથી પીડાએલા ભૃગુએ વિષ્ણુને કહ્યું[૧] કેઃ—"હે વિષ્ણુ ! હે મોટી બુદ્ધિવાળા ! તમે જાણી જોઈને આ ન કરવાનું દુષ્ટ કામ કર્યું. બ્રાહ્મણની દીકરીનો વધ મનથી પણ ન કરવો જોઇએ તે તમે સાક્ષાત્ કર્યો.[૨] તમે સત્વગુણી, બ્રહ્મા રજોગુણી અને શિવ તમોગુણી કહેવાય છે તો આ વિપરીત કેમ થયું ?[૩] તમે તમોગુણી કેમ થયા અને આ અતિનિંદિત કામ કેમ કર્યું ? સ્ત્રી જાતિજ અવધ્ય છે અને તેમાં વળી આ નિરપરાધ હતી તે છતાં તમે તેને શા માટે મારી ?[૪] તમે કે જે દુરાચારવાળા છો તેને હું શાપ દઉં છું, બીજું શું કરૂં ! હે પાપી ! ઇંદ્રને માટે તમે મને રંડાવ્યો માટે ઇંદ્રને શાપ નહિ દેતાં તમને શાપ દઉં છું. તમે નિરંતર છળ કરનારા અને કાળોતરા નાગની પેઠે દુષ્ટ સ્વભાવવાળા છો.[૫,૬] જે મુનિઓ તમને સત્વગુણી કહે છે તેઓ મૂર્ખ છે. આજ તમે પ્રત્યક્ષ રીતે તમોગુણી અને દુરાચારવાળા સિદ્ધ થયા છો.[૭] હે વિષ્ણુ ! મારા શાપને લીધે મર્ત્યલોકમાં તમારા અનેક અવતાર થજો અને તમે પાપનેલીધે ગર્ભવાસનું દુઃખ ભોગવજો."[૮] આ પ્રમાણે વિષ્ણુને ભૃગુનો શાપ થયો છે તેથી જ્યારે જ્યારે ધર્મ નાશ પામે છે ત્યારે ત્યારે લોકોનું હિત કરવા સારૂ મનુષ્યલોકમાં વિષ્ણુને જન્મવું પડે છે.[૯]

જનમેજય પૂછે છેઃ–વિષ્ણુએ ચક્રથી ભૃગુની સ્ત્રીને મારી નાખ્યાં તો તે મહાત્મા ભૃગુનો ગૃહસ્થાશ્રમ પાછો શી રીતે થયો ?[૧૦]

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે રોષથી વિષ્ણુને શાપ દીધા પછી કાર્યને જાણનારા ગુરુએ તુરત પોતાની સ્ત્રીનું કપાયલું માથું તેની કાયાની સાથે જોડીને કહ્યું[૧૧] કેઃ–"હે પત્નિ ! આજ તને વિષ્ણુએ મારી નાખી છે પણ હું પાછી જીવતી કરૂં છું. મેં સઘળો ધર્મ જાણ્યો હોય, પાળ્યો હોય અને હું સત્યવક્તા હોઉં તો આ સ્ત્રી જીવતી થજો.મારા તેજની મોટી શક્તિને સર્વે દેવતાઓ જુવો.[૧૨,૧૩] મને જો સત્ય, પવિત્રતા, વેદ અને તપનું બળ હોય તો તે બળને લીધે ટાઢું પાણી છાંટીને આને હું જીવતી કરૂં છું."[૧૪] પછી ભૃગુએ પાણી છાંટતાં તે ભૃગુની સ્ત્રી તુરત જીવતાં થયાં અને બહુજ રાજી થઇ સુંદર મંદ હાસ્ય કરીને બેઠાં થયાં.[૧૫] જાણે નિદ્રામાંથી ઉઠી હોય એવી એ સ્ત્રીને જોઇને ચારેકોર સર્વે પ્રાણીઓ 'સારૂં થયું' એમ તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૧૬] ભૃગુએ આ પ્રમાણે પોતાની સ્ત્રીને જીવાડ્યાં તે જોઇને ઈંદ્ર આદિ દેવતાઓ પરમ વિસ્મય પામ્યા.[૧૭] ઈંદ્રે દેવતાઓને કહ્યું કેઃ-"ભૃગુમુનિએ આ સ્ત્રીને જીવાડી પણ હવે મંત્રને જાણનારા શુક્રાચાર્ય ઘોર તપ કરીને શું કરશે?"[૧૮] ઈંદ્રની નિદ્રા તો જતી રહી પણ મંત્રને વાસ્તે શુક્રાચાર્ય અતિદારૂણ તપ કરે છે એ વાત સંભારીને તેના દેહમાં મહા દુઃખ થયું.[૧૯] ઈંદ્રે મનથી વિચાર કરી પોતાની રૂપાળી કન્યા જયંતીને જરા હસીને કહ્યું કેઃ–"હે પુત્રિ ! હું તપસ્વી શુક્રાચાર્યને તારૂં કન્યાદાન આપી ચૂક્યો માટે તું ત્યાં જઇને તેમની સેવા કર અને મારેવાસ્તે તેમને વશ કર.[૨૧] એ ઉત્તમ આશ્રમમાં તુરત જઈ મનને સારા લાગે તેવા તે તે ઉપાયોથી શુક્રને રાજી કરીને મારો ભય મટાડ."[૨૨] પિતાનું વચન સાંભળીને એ મોટાં નેત્રવાળી રૂપાળી જયંતી તે આશ્રમમાં ગઇ અને તેણે ધૂમ્રપાન કરતા શુક્રાચાર્યને દીઠા.[૨૩] શુક્રાચાર્યનું શરીર જોઇને પિતાનું વચન સંભારીને એ જયંતી કેળનું પાન લઇને તેમને પવન નાખવા લાગી.[૨૪] નિર્મળ, શીતળ, સુગંધી અને હલકું જળ લાવીને પરમ ભક્તિથી તેમને પીવાનેવાસ્તે આગળ ભરી રાખવા લાગી.[૨૫] ધર્મમાં રહેલી એ સુંદરી સૂર્ય આકાશમાં આવે ત્યારે વસ્ત્રરૂપ છત્રથી શુક્રની ઉપર છાયા કરતી હતી.[૨૬] શાસ્ત્રમાં લખેલાં દિવ્ય, પાકાં અને મધુર ફળો લાવીને તેમના ભોજનનેવાસ્તે આગળ મૂકી રાખતી હતી.[૨૭] નિત્યકર્મની સગવડનેવાસ્તે પોપટ સરખા નીલવર્ણા અને અંગુઠાથી તર્જનીસુધીના લાંબા દર્ભો તથા પુષ્પો આગળ ધરી રાખતી હતી.[૨૮] નિદ્રાનેવાસ્તે પાંદડાંની શય્યા કરી રાખતી હતી અને પરમ આદરથી તે મુનિને ધીરે ધીરે પવન નાખતી હતી.[૨૯] સુંદર બોલનારી એ જયંતી શુક્રના શાપની બ્હીકનેલીધે વિકાર ઉત્પન્ન કરનારૂં કાંઈ હાવ--ભાવાદિક કરતી ન હતી.[૩૦] અનુકૂળ અને પ્રીતિ ઉપજાવનારાં વચનોથી એ મહાત્માની સ્તુતિ કરતી હતી.[૩૧] શુક્ર જાગે ત્યારે આચમનનેવાસ્તે જળ લઇને આગળ ધરી રાખતી હતી અને સર્વદા તેમના મનને અનુકૂલ આવે એવું આચરણ કરતી તે સ્થળમાં રહેવા લાગી. ઈંદ્ર પણ એ જિંતેદ્રિય મુનિના સમાચાર જાણવાસારૂ આતુર થઇને પોતાના સેવકોને ત્યાં મોકલતો હતો.[૩૩] આ પ્રમાણે નિર્વિકાર, ક્રોધ રહિત અને બ્રહ્મચર્યમાં તત્પર રહીને તે જયંતીએ ઘણાં વર્ષો સુધી તેમની સેવા કરી.[૩૪] હજાર વર્ષ પૂરાં થયાં ત્યારે શુક્રા-

ચાર્ય ઉપર સદાશિવ પ્રસન્ન થયા અને પ્રસન્ન થઇને વરદાન માગવાનું તેમને કહ્યું.[૩૫]

સદાશિવ કહે છેઃ–હે બ્રાહ્મણ! હે ભૃગુના પુત્ર! લોકમાં જે કાંઈ વસ્તુ છે, જે કાંઈ વસ્તુને તમો દેખો છો અને જે કાંઈ વસ્તુ કોઈના પણ વચનથી કહેવામાં આવે એવી નથી તે સઘળી વસ્તુઓ તમારા સ્વાધીનમાં રહેશે એમાં સંશય નથી. તમને કોઇપણ મારી શકશે નહિ અને તમે પ્રજાના પતિ થશો.[૩૬-૩૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વરદાન આપીને સદાશિવ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. પછી શુક્રે જયંતીને જોઇને કહ્યું[૩૮] કેઃ–"હે સુંદરિ! તું કોણ છે? કોની છે? તારા મનમાં શું કરવાની ઇચ્છા છે અને કયું કામ કરવાને સારૂ અહીં આવી છે? તે કહે![૩૯] હે સુંદર નેત્રવાળી! હે સારા નિયમવાળી! તારા મનમાં શી ઈચ્છા છે? તારી ધારેલી વાત દુષ્કર હશે તોપણ હું કરી આપીશ. તારી કરેલી સેવાથી હું પ્રસન્ન થયો છું, માટે વરદાન માગ."[૪૦] પછી પ્રફુલ્લિત મુખવાળી જયંતીએ મુનિને કહ્યું કેઃ–"હે મહારાજ! મારે જે કરવાની ધારણા છે તે તમારે તપોબળનેલીધે મનથી જાણી લેવી જોઇએ."[૪૧]

શુક્રાચાર્ય કહે છેઃ–મેં જાણી લીધું છે તોપણ તું તારા મનમાં જે ઇચ્છેલું હોય તે કહે. તારી કરેલી સેવાથી હું પ્રસન્ન થયો છું માટે હું સર્વથા તારૂં કલ્યાણ કરીશ.[૪૨]

જયંતી કહે છેઃ–હે મહારાજ! હું ઇંદ્રની દીકરી અને જયંતની ન્હાની બેન છું. મારૂં નામ જયંતી છે અને મને મારા પિતાએ તમને અર્પણ કરી છે.[૪૩] હે પ્રભુ! હું તમારામાં કામનાવાળી છું માટે હવે મારી ઇચ્છા પરિપૂર્ણ કરો. હે ભાગ્યશાળી! ધર્મની રીતિ પ્રમાણે હું તમારી સાથે પ્રીતિપૂર્વક રમણ કરીશ.[૪૪]

શુક્ર કહે છેઃ–હે સુંદરિ! હે ભામિનિ! સર્વ પ્રાણીઓથી અદૃશ્ય રીતે તું મારી સાથે હમણાં દશ વર્ષસુધી તારી ઈચ્છા પ્રમાણે રમણ કરજે.[૪૫]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે કહી ઘેર જઇને શુક્ર જયંતીને પરણ્યા અને તે દેવકુમારીની સાથે દશ વર્ષસુધી કોઇના જોવામાં ન આવે એવી રીતે માયાવી થઈને રહ્યા.[૪૫] શુક્રાચાર્યને પોતાનું કાર્ય પૂરૂં કરી મંત્ર મેળવીને આવેલા સાંભળી રાજી થએલા દૈત્યો દર્શન કરવાને સારૂ તેમને ઘેર ગયા પણ શુક્રાચાર્ય જયંતીની સાથે રમણ કરતા હતા તેથી તેઓના જોવામાં આવ્યા નહિ.[૪૭.૪૮] તે સમયમાં પોતાનો ઉદ્યમ નિષ્ફળ જતાં સર્વે દૈત્યો કચવાઇને ચિંતાતુર અને અત્યંત દીન થઇ ગયા, એકબીજાના સામું જોવા લાગ્યા.[૪૯] માયાથી ઢંકાએલા શુક્રાચાર્ય નહિ દેખવામાં આવતાં ચિંતાથી ઘેરાએલા અને ભયથી આતુર થએલા દૈત્યો જેમ આવ્યા હતા તેમ પોતપોતાને ઘેર પાછા ગયા.[૫૦] શુક્રાચાર્યને એ પ્રમાણે રમણ કરતા જાણીને ઇંદ્રે ભાગ્યશાળી પોતાના ગુરૂ બૃહસ્પતિને કહ્યું કેઃ–"હવે પછી શું કરવું જોઇએ?[૫૧] હે મહારાજ! તમે હવે દાનવોની પાસે જાઓ, તેઓને માયાથી લલચાવો અને બુદ્ધિથી વિચાર કરીને અમારૂં કાર્ય કરો."[૫૨] ઇંદ્રનું વચન સાંભળી અને શુક્રાચાર્યને ગુપ્ત રીતે રમણ કરતા જાણી બૃહસ્પતિ શુક્રાચાર્યનું રૂપ ધરીને દૈત્યોની પાસે ગયા.[૫૩] ત્યાં જઇને ઘણા પ્રેમથી તેમણે દૈત્યોને બોલાવ્યા. સર્વે દૈત્યો ત્યાં આવ્યા અને તેઓએ આગળ ઉભેલા શુક્રને જોયા.[૫૪] બૃહસ્પતિને શુક્ર માનીને અત્યંત મોહ પામેલા સર્વે દૈત્યો પ્રણામ કરીને ઉભા રહ્યા. બૃહસ્પતિએ શુક્રનું રૂપ ધરવાની માયા કરી હતી

તે તેઓએ જાણી નહિ.[૫૫] ગુપ્ત માયાથી શુક્રરૂપ થએલા બૃહસ્પતિએ તેઓને કહ્યું કેઃ– "હે મારા યજમાનો ! તમો ભલે આવ્યા. હું તમારા હિતને માટે આવેલો છું.[૫૬] મને જે વિદ્યા મળી છે તે નિષ્કપટ રીતે હું તમોને સમજાવીશ. તમારૂં કલ્યાણ કરવાનેમાટે મેં સદાશિવને પ્રસન્ન કર્યા છે."[૫૭] આ વચન સાંભળીને દૈત્યો રાજી થયા. પોતાના ગુરૂને કામ સિદ્ધ કરી આવેલા જાણીને મોહથી હર્ષ પામ્યા.[૫૮] આનંદ પામેલા અને ચિંતા તથા વ્યથાથી રહિત થએલા તે દૈત્યો પગે લાગ્યા અને દેવતાઓની બ્હીક છોડી દઇને સર્વે સ્વસ્થ થયા.[૫૯]

प्रणे स्ते मुदा क्ता निरातंका गतव्यथाः ॥
देवेभ्यश्चभयंत्यक्त्वातस्थुःसर्वेनि मयाः॥५९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨

---

# अध्याय १३ मो.

## શુક્રવેષધારી બૃહસ્પતિએ કરેલી દૈત્યોની વંચના

### राजोवाच

किं कृतं गु रुणा पश्चाद् भृगु रूपेण वर्त्तता ॥
छलेनैव हि दैत्यानां पौरोहित्येनधीमता॥१॥

જનમેજય પૂછે છેઃ–છળથી શુક્રાચાર્યનું રૂપ ધરીને દૈત્યોના પુરોહિત થએલા બુદ્ધિમાન બૃહસ્પતિએ પછી શું કર્યું ?[૧] બૃહસ્પતિ કે જે પોતે દેવતાઓના ગુરૂ, નિરંતર સઘળી વિદ્યાઓના ભંડારરૂપ, અંગિરાના પુત્ર અને મુનિ હતા તેમણે છળ કેમ કર્યો ?[૨] મુનિઓએ સઘળાં ધર્મશાસ્ત્રોમાં સત્યનેજ ધર્મનું કારણ કહ્યું છે કે જેથી પરમાત્મા પણ મળે છે.[૩] બૃહસ્પતિ પણ જ્યારે દાનવોની પાસે ખોટું બોલ્યા ત્યારે પછી સંસારમાં કયો ગૃહસ્થ સત્યવક્તા થશે.[૪] પોતાની પાસે સઘળા બ્રહ્માંડનો વૈભવ હોય તોપણ કોઈ આહારથી વધારે જમી શકતા નથી; અને આહાર જેટલું અન્ન તો પ્રારબ્ધજ દેશે, એમ જાણતાં છતાં મુનિઓ લોભનેલીધે ખોટી વાતમાં પ્રવૃત્તિ કેમ કરે છે ?[૫] મુનિઓમાં પણ જ્યારે શિષ્ટપણું રહ્યું નહિ ત્યારે શિષ્ટોના વચનરૂપ શબ્દને પ્રમાણ માનવો એ સિદ્ધાંત ઉચ્છિન્ન થઈ ગયો નહિ ? બૃહસ્પતિએ પણ જ્યારે છળ કરવામાં પ્રવૃત્તિ કરી ત્યારે તેમનામાં શિષ્ટત્વ ક્યાંરહ્યું ?[૬] દેવતાઓ સત્વગુણથી, મનુષ્યો રજોગુણથી અને પશુ–પક્ષીઓ તમોગુણથી ઉત્પન્ન થએલા છે, એમ મુનિઓએ કહેલું છે.[૭] સાક્ષાત્ દેવતાઓના ગુરૂ પણ જ્યારે ખોટું બોલ્યા ત્યારે રજોગુણ કે તમોગુણવાળો તો કોણ સાચું બોલે ?[૮] મારા મનમાં સંદેહ થાય છે કે જ્યારે આમ થયું ત્યારે સત્યધર્મની સ્થિતિ ક્યાં રહી અને સઘળું જગત અસત્યથી વ્યાપ્ત થયું ત્યારે સર્વ જીવોની શી ગતિ થવાની ?[૯] વિષ્ણુ, બ્રહ્મા, ઈંદ્ર અને બીજા ઉત્તમ દેવતાઓ, એ સઘળા પણ જ્યારે છળ કરવામાં ચતુર થયા ત્યારે મનુષ્યોની તો શી વાત કરવી.[૧૦] સર્વે દેવતાઓ અને તપસ્વી મુનિઓ પણ કામ તથા ક્રોધથી તાપ પામેલા, લોભથી દૂષિત ચિત્તવાળા અને છળ કરવામાં પહોંચેલા છે. વસિષ્ઠ, વામદેવ, વિશ્વામિત્ર અને બૃહસ્પતિ પણ પાપકર્મમાં લાગ્યા ત્યારે સંસારમાં ધર્મની શી ગતિ રહી ?[૧૧.૧૨] ઈંદ્ર, અગ્નિ, ચંદ્રમા અને બ્રહ્મા જ્યારે પરસ્ત્રીમાં લંપટ થયા ત્યારે આ લોકોમાં આર્યપણું કયે ઠેકાણે રહ્યું તે કહો.[૧૩] સર્વે દેવ અને મુનિઓ પણ લોભમાં ડૂબેલા છે ત્યારે કોના વચનને ઉપદેશરૂપ માનવું ?[૧૪]

વ્યાસ કહે છેઃ–વિષ્ણુ, શિવ, બ્રહ્મા, ઇંદ્ર કે બૃહસ્પતિ હોય તો પણ શું થયું ? દેહ-

ધારી પુરૂષ તો વિકારવાળોજ હોય છે.[૧૫] વિષ્ણુ, શિવ અને બ્રહ્મા પણ રાગવાળા છે; અને રાગવાળો હોય તે કયું અકૃત્ય ન કરે ?[૧૬] જે રાગવાળો છતાં ધૂર્ત્તપણાથી વિદેહ જેવો દેખાતો હોય તે પણ સંકટ આવે ત્યારે ધૂર્ત્ત જણાઇ રહે છે. જે કાર્ય હોય તે કારણવગરનું કેમજ થઈ શકે ?[૧૭] સઘળા બ્રહ્માદિકનું કારણ ગુણોજ છે અને તેઓનાં શરીર પચીશ તત્વોથી ઉત્પન્ન થએલાં છે એમાં કશો સંશય નથી.[૧૮] હે રાજા ! એઓ પણ સમય પ્રાપ્ત થતાં મરી જાય છે માટે એવા લોકો અકૃત્ય કરે એમાં તમને શો સંદેહ છે ? સર્વે લોકો બીજાઓને ઉપદેશ કરવામાં શિષ્ટ થાય છે,[૧૯] પણ જ્યારે પોતાનું કામ આવે ત્યારે તેઓનું સઘળું શિષ્ટપણું સંતાઈ જાય છે. તે વખત તો તેઓ કામ, ક્રોધ, લોભ, દ્રોહ, અહંકાર અને મત્સરને છોડી શકતા નથી.[૨૦] કોઈ પણ તેમને છોડી દેવામાં સમર્થ નથી. હે રાજા ! આ સંસાર સર્વદા એવોજ છે.[૨૧] શુભ અને અશુભમય આ સંસારમાં ઉપર કહેલી રીતિનો કદી ફેરફાર થતો નથી. પરમેશ્વર વિષ્ણુ ભગવાન કોઈ સમયે ઉગ્ર તપ કરે છે,[૨૨] કોઈ સમયે અનેક પ્રકારના યજ્ઞો કરે છે, કોઇ સમયે જુવાન થઇ લક્ષ્મીજીના આનંદથી રંગાઇને વૈકુંઠમાં રમે છે, કોઈ સમયે પોતે કરૂણાના સાગરરૂપ છતાં દૈત્યોની સાથે પરમ દારૂણ યુદ્ધ કરે છે અને તે યુદ્ધમાં કોઈ સમયે દૈત્યોનાં બાણોથી બહુજ પીડાઇને દૈવગતિથી પરાજય પામે છે તથા કોઈ સમયે જય પણ પામે છે.[૨૩-૨૫] વિષ્ણુ સુખ–દુઃખથી દબાએલાજ રહે છે એમાં સંશય નથી. કોઇ સમયે યોગનિદ્રાથી ઘેરાઇને શેષનાગ ઉપર સૂવે છે અને કોઈ સમયે પ્રકૃતિની પ્રેરણાથી જાગે છે.[૨૬ ૨૭] શિવ, બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્રાદિક બીજા દેવતાઓ અને મુનિઓ પણ પોતાના આયુષ્યના નિર્માણ પ્રમાણે સંસારમાં ફરે છે.[૨૮] હે રાજા ! પ્રલયકાળ આવે છે ત્યારે સ્થાવર જંગમ જગત મરી જાય છે એમાં કદી કાંઈ પણ સંદેહ રાખવા જેવું નથી.[૨૯] બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને ઈંદ્ર આદિ દેવતાઓ પોતાના આયુષ્યને અંતે ક્ષય પામે છે અને વળી પાછા જન્મ ધરે છે. એટલામાટે દેહધારી જીવ કામ–ક્રોધાદિકને પામે તેમાં તમારે કાંઈપણ વિસ્મય ધરવો નહિ.[૩૦ ૩૧] આ સંસાર કામ–ક્રોધાદિકથી ખરડાએલોજ રહે છે માટે તેઓથી છુટેલો અને પરમાર્થ જાણનારો પુરૂષ દુર્લભ છે. જે પુરૂષ આ સંસારથી બ્હીએ છે તે તો સ્ત્રીને પણ પરણતો નથી,[૩૨] અને સર્વ સંગોથી છુટો રહીને નિર્ભયપણાથી ફરે છે. બૃહસ્પતિની સ્ત્રીનો ચંદ્રમાએ ભોગ કર્યો હતો, અને બૃહસ્પતિએ પણ પોતાના મોટા ભાઈની સ્ત્રીનો ભોગ કર્યો હતો, તેમજ ન્હાના ભાઈની સ્ત્રીનો પણ ભોગ કર્યો હતો. આ પ્રમાણે આ સંસારમાં મોટા મોટા પુરૂષો પણ રાગ અને લોભ આદિથી વીંટાએલા હોય છે.[૩૩ ૩૪] માણસ ગૃહસ્થાશ્રમમાં રહેતાં છતાં રાગ–દ્વેષાદિકથી કેમજ છુટે ? એટલામાટે જેમ બને તેમ વૈરાગ્ય સંપાદન કરીને સચ્ચિદાનંદરૂપ ભગવતીનુંજ આરાધન કરવું જોઇએ. એમની માયાના ગુણોથી ઢંકાએલું આ સઘળું ચરાચર જગત ઉન્મત્તની પેઠે અને મદિરાથી મત્ત થએલાની પેઠે ભમ્યા કરે છે, તો તેમના આરાધનથીજ બુદ્ધિમાન પુરૂષ સઘળા ગુણોનો નાશ કરીને મુક્તિ પામે એ સંભવિત છે.[૩૫-૩૭] એ વિના ગુણોથી છુટીને મુક્ત થવાનો બીજો કોઈ માર્ગ નથી. આરાધેલાં ભગવતી જ્યાંસુધી દયા કરે નહિ ત્યાંસુધી શાથી સુખ થાય ! ભગવતી વિના બીજો દયાળુ કોણ છે ? કોઈ નથી.

એટલામાટે કરુણાના સાગરરૂપ એ ભગવતીનું નિષ્કપટપણાથી ભજન કરવું જોઇએ.[૩૮ ૩૯] ભગવતીના ભજનથીજ જીવન્મુક્તપણાની પ્રાપ્તિ થાય છે. જેઓએ માણસનો દુર્લભ અવતાર પામીને જગદંબાનું સેવન કર્યું નહિ તે માણસો નીસરણીને છેલ્લે પગથીએ ચડીને નીચે પડ્યા એમ જાણીએ છીએ.[૪૦-૪૧] જેની માયાથી થએલા ગુણોથી, તેઓથી થએલા અહંકારથી અને તેથી થએલાં અસત્યાદિકથી જગત બંધાએલું છે, તે ભગવતીના સેવનવિના માણસ શી રીતે મુક્ત થાય ? એટલામાટે સઘળું છોડીને સઘળાઓએ ભુવનેશ્વરીનુંજ સેવન કરવું જોઈએ.[૪૨]

જનમેજય પૂછે છેઃ–પછી શુક્રનું રૂપ ધરનારા બૃહસ્પતિએ શું કર્યું અને શુક્રાચાર્ય પોતે ક્યારે આવ્યા તે મને કહો.[૪૩]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! શુક્રનું રૂપ ધરીને પ્રચ્છન્ન રહેલા મહાત્મા બૃહસ્પતિએ જે કર્યું તે કહું છું, સાંભળો.[૪૪] બૃહસ્પતિએ સમજાવેલા દૈત્યો તેમને પોતાના ગુરૂ શુક્ર માની પરમ વિશ્વાસ કરીને તેમનેજ આધીન થઇ ગયા.[૪૫] મોહ પામેલા દૈત્યો તેમને શુક્રાચાર્ય માનીને વિદ્યાનેમાટે શરણે ગયા એટલે બૃહસ્પતિએ તેઓને ઠગી લીધા. આ સઘળું લોભથી થયું. લોભથી કયો પુરૂષ મોહ પામે નહિ ?[૪૬] દશ વર્ષની અવધિ પૂર્ણ થઈ ત્યાં સુધી શુક્રે જયંતીની સાથે ક્રીડા કરીને પછી પોતાના યજમાનોવિષે વિચાર કર્યો કેઃ–" એ દૈત્યો આશાથી મારી વાટ જોતા રહ્યા છે માટે હવે હું ત્યાં ભયથી આતુર થએલા એ મારા યજમાનોને જોઉં.[૪૮] મારા સેવકોને દેવતાઓથી ભય નહિ થવો જોઈએ." આ પ્રમાણે વિચારી નિશ્ચય કરીને શુક્રે જયંતીને કહ્યું[૪૯] કેઃ–"હે સુંદર નેત્રવાળી ! મારા પુત્ર-જેવા દૈત્યો દેવતાઓને શરણે જાય છે એ યોગ્ય નથી અને તારી પણ દશ વર્ષની અવધિ આજ પૂર્ણ થઈ તો હવે હે સુંદરિ! મારા યજમાનોને જોવાસારૂ હું જાઉં છું. પાછો તુરતજ તારી પાસે આવીશ."[૫૦] ધર્મ જાણનારી જયંતીએ તે વાતનો સ્વીકાર કરીને કહ્યું કેઃ–"હે ધર્મને જાણનાર ! તમે સુખેથી જાઓ. હું તમારા ધર્મનો લોપ કરતી નથી." જયંતીનું વચન સાંભળીને શુક્રાચાર્ય તુરત દૈત્યોની પાસે ગયા, ત્યાં દૈત્યોની પાસે બૃહસ્પતિ કપટથી પોતાનું સૌમ્યરૂપ ધરીને બેઠા હતા તે તેમના જોવામાં આવ્યા.[૫૩] બૃહસ્પતિ છળથી પોતે કરેલો, યજ્ઞની નિંદાના ઉદ્દેશવાળો, જૈનધર્મ તેઓને સમજાવતા હતા કે; "હે દેવતાઓના શત્રુઓ ! હું સાચું અને તમારૂં હિત કહું છું કે અહિંસા એજ ઉત્તમ ધર્મ છે. અગ્નિ મૂકનારા, ઝેર દેનારા, શસ્ત્ર ઉગામીને આવેલા, ધનનો નાશ કરનારા, ક્ષેત્રને હરનારા અને સ્ત્રીઓનું હરણ કરનારાઓને પણ મારવા નહિ.[૫૪ ૫૫] ભોગ-સુખમાં લંપટ થએલા અને જીભના સ્વાદમાં લાગેલા બ્રાહ્મણોએ વેદ બનાવીને તેમાં બહુજ પશુઓની હિંસા કરવાનું લખ્યું છે. અહિંસાજ સર્વોત્તમ છે."[૫૬] આ પ્રમાણે બૃહસ્પતિ વેદશાસ્ત્રની નિંદાનાં વચનો બોલતા હતા તે સાંભળી શુક્રાચાર્ય વિસ્મય પામ્યા.[૫૭] શુક્ર મનમાં વિચાર કરવા લાગ્યા કે " આ બૃહસ્પતિ મારો દ્વેષી છે અને એ ધૂતારાએ યજમાનોને ઠગ્યા છે એમાં કાંઈ સંશય નથી.[૫૮] નરકના મોટા દ્વારરૂપ અને પાપોના બીજરૂપ દુષ્ટ લોભને ધિક્કાર છે કે જેની પ્રેરણાથી બૃહસ્પતિ પણ ખોટું બોલે છે.[૫૯] બૃહસ્પતિ કે જેનાં વચન લોકમાં પ્રમાણ મનાય છે અને જે પોતે સઘળા દેવતાઓનો ગુરૂ અને ધર્મશાસ્ત્રનો પ્રવ-

ત્તાવનાર છે તે પણ પાખંડ ધરી બેઠો છે.[10] જ્યારે બૃહસ્પતિ પણ આ પ્રમાણે પાખંડનો પંડિત થયો ત્યારે લોભથી મેલા મનવાળા બીજા ગુરૂઓ તો શું ન કરે?[11] આ બૃહસ્પતિ નટની પેઠે સઘળી ક્રિયા કરીને અતિમૂઢ દૈત્યો જેઓ મારા યજમાન છે તેઓને પણ ઠગે છે."[12]

**शैलूषचेष्टितं सर्वं परिगृह्य द्विजोत्तमः ॥**
**वंचयत्यतिसंमूढान्दैत्यान्याज्यान्ममाप्यसौ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩**

# अध्याय १४ मो

## ઠગાએલા દૈત્યો શુક્રાચાર્યને શરણે

**વ્યાસ ઉવાચ**

**इति संचिंत्य मनसा तानुवाच हसन्निव ॥**
**वंचितामत्स्वरूपेण दैत्याः किं गुरुणा किल ॥**

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે શુક્રાચાર્યે મનમાં વિચાર કરીને જાણે હસતા હોય એવી રીતે તે દૈત્યોને કહ્યું કેઃ—"હે દૈત્યો આ બૃહસ્પતિ મારૂં રૂપ ધરીને આવ્યો છે તેથી તમો ઠગાયા કે?[1] હું શુક્ર છું અને આ તો દેવતાઓનું કામ કરવા આવેલો બૃહસ્પતિ છે. હે મારા યજમાનો! આ બૃહસ્પતિએ તમોને છેતર્યા છે એમાં સંશય નથી.[2] હે આર્યો! એ ઢોંગી મારૂં રૂપ ધરીને આવ્યો છે માટે એનું વચન માનો માં. એને છોડી દો અને મને અનુસરો."[3] આ પ્રમાણે શુક્રનું વચન સાંભળીને, બૃહસ્પતિને શુક્ર સમજેલા દૈત્યો એ બન્નેને સરખા જોઇને વિસ્મય પામ્યા.[4] દૈત્યોને બહુજ સંભ્રમમાં પડેલા જોઇને બૃહસ્પતિએ કહ્યું કેઃ—"આ બૃહસ્પતિ છે, તે મારા રૂપથી તમને ઠગે છે.[5] દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાને સારૂ એ તમને ઠગવા આવેલો છે માટે હે ઉત્તમ દૈત્યો! એના વચનમાં વિશ્વાસ રાખો માં.[6] મને મહાદેવની પાસેથી વિદ્યા મળી છે તે હું તમોને ભણાવીશ અને તમો દેવતાઓને જીતશો એમ કરી આપીશ એમાં સંશય નથી."[7] આ પ્રમાણે શુક્રનું રૂપ ધરનારા બૃહસ્પતિનું વચન સાંભળી તેમનેજ નિશ્ચયથી શુક્રાચાર્ય સમજીને દૈત્યો પરમ વિશ્વાસ પામ્યા.[8] એઓને શુક્રે ફરીવાર પણ બહુજ સમજાવ્યા તોપણ કાળની ગતિના ફેરફારનેલીધે બૃહસ્પતિની માયાથી મોહ પામેલા તે દૈત્યો સમજ્યા નહિ.[9] દૈત્યોએ નિશ્ચયથી બૃહસ્પતિનેજ શુક્ર માનીને કહ્યું કેઃ—"ધર્માત્મા, બુદ્ધિ આપનારા અને અમારૂં હિત કરવામાં લાગેલા અમારા ગુરૂ આજ છે.[10] આ ભૃગુના પુત્ર અમને દશ વર્ષ થયાં નિરંતર ઉપદેશ આપે છે માટે તું જતો રહે તું અમારો ગુરૂ નથી. તું તો કોઈ ઢોંગી દેખાય છે."[11] એ મૂઢ દૈત્યોએ એ પ્રમાણે બોલી સાચા શુક્રાચાર્યનો વારંવાર તિરસ્કાર કરીને, બૃહસ્પતિનેજ પ્રણામ તથા અભિવાદન કરીને શુક્રાચાર્ય માન્યા.[12] એ દૈત્યોને બૃહસ્પતિએ ઊંધું સમજાવીને બહુજ ઠગેલા અને તેમનેજ અધીન થએલા જોઇ શુક્રાચાર્યને ક્રોધ ચડયો અને તેથી તેઓને શાપ દીધો કે "મેં તમોને ચેતાવ્યા તો પણ તમો મારૂં વચન સ્વીકારતા નથી માટે હૈયાફૂટા થએલા તમો પરાભવ પામશો.[13.14] મારા અપમાનનું ફલ તમોને થોડા કાળમાં મળશે ત્યારે આ બૃહસ્પતિનું સઘળું કપટ તમારા જાણવામાં આવશે."[15] ક્રોધવાળા શુક્રાચાર્ય આ પ્રમાણે કહીને તુરત ત્યાંથી જતા રહ્યા અને બૃહસ્પતિ તો રાજી થઇને સાવધાનપણાથી ત્યાં રહ્યા.[16] પછી દૈત્યોને તેઓના ગુરૂ શુક્રનો શાપ થએલો જાણી બૃહસ્પતિ તુરત તેઓને છોડી દઈ પોતાનું રૂપ ધરીને ત્યાંથી ચાલ્યા ગયા, અને ઇંદ્ર

પાસે જઇને ઇંદ્રને કહ્યું કેઃ-"હું અવિચળ કામ કરી આવ્યો છું. શુક્રની પાસે શાપ દેવરાવીને મેં દૈત્યોને છોડી દીધા છે અને નિરાધાર કર્યા છે. હે દેવતાઓના રાજા ભાગ્યશાળી ઇંદ્ર ! મેં તેઓને પરબારા શાપથી બાળી નાખ્યા છે માટે હવે સંગ્રામને માટે યત્ન કરો."[૧૭-૧૮] આ પ્રમાણે બૃહસ્પતિનું વચન સાંભળીને ઇંદ્રને પરમ આનંદ થયો અને સઘળા દેવતાઓ પણ હર્ષ પામ્યા. પછી બૃહસ્પતિની પૂજા કરી પરસ્પરમાં વિચાર કરીને તેઓએ સંગ્રામ કરવાનો નિશ્ચય કર્યો. સર્વે દેવતાઓ મળીને દૈત્યો ઉપર ચડી ગયા.[૨૦-૨૧] મહા બળવાન દેવતાઓને ઉદ્યોગપૂર્વક સજ્જ થએલા જાણી અને બૃહસ્પતિને જતા રહેલા જોઇને દૈત્યોને ચિંતા થઈ.[૨૨] દૈત્યો પરસ્પર વાતો કરવા લાગ્યા કે "આપણે બૃહસ્પતિની માયાથી મોહ પામ્યા અને મહાત્મા તથા વિદ્વાન શુક્રાચાર્ય આપણા ઉપર રીસ કરીને ગયા.[૨૩] પાપી, કપટ કરવામાં પંડિત, ભાઈની સ્ત્રીને ભોગવનાર અને ઘણું કરીને મનમાં મલિન છતાં બહારથી પવિત્રતા દેખાડનારો બૃહસ્પતિ આપણને ઠગી ગયો. હવે શું કરવું ? ક્યાં જવું ? શુક્રાચાર્ય ક્યાં હશે ? કોપ પામેલા શુક્રાચાર્યને પ્રસન્ન કરીને આપણી સહાયતામાં શી રીતે લઈ શકીશું ?"[૨૪,૨૫] આ પ્રમાણે વિચાર કરી ભયથી કંપેલા તે સર્વે દૈત્યો એકઠા મળી પ્રહ્લાદને અગ્રણી કરીને શુક્રાચાર્યની પાસે ગયા.[૨૬] મુંગા રહીને તે મુનિના ચરણમાં પ્રણામ કર્યો. ક્રોધથી રાતાં નેત્રવાળા શુક્રાચાર્યે તેઓને કહ્યું[૨૭] કેઃ—"તમો કે જેઓ બૃહસ્પતિની માયાથી મોહ પામ્યા હતા તેઓને મેં સમજાવ્યા તો પણ હે દૈત્યો ! તમોએ મારૂં યોગ્ય, હિતકારી અને પવિત્ર વચન માન્યું નહિ.[૨૮] બૃહસ્પતિને વશ થએલા તમોએ તે સમયે મારૂં અપમાન પણ કર્યું, તો મદોન્મત્તપણાથી મારૂં અપમાન કરવાનું આ ફળ તમોને પ્રાપ્ત થયું.[૨૯] હવે સારા માર્ગથી ભ્રષ્ટ થએલા તમો જે સ્થલમાં એ કપટવેષધારી અને દેવતાઓના કાર્યને સાધનારો ઠગારો હોય ત્યાં જાઓ. હું એની પેઠે ઠગારો નથી.[૩૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે શુક્રનું વચન સાંભળી તે સમયમાં તેમના ચરણ પકડીને પ્રહ્લાદે ગળગળી વાણીથી તેમને નીચે પ્રમાણે કહ્યું.[૩૧]

પ્રહ્લાદ કહે છેઃ—હે શુક્રાચાર્ય ! હે સર્વજ્ઞ ! અમો આજ આતુર થઇને આવેલા તમારા યજમાનો કે જેઓ તમારા હિતકારી પુત્ર સમાન છીએ તેઓને તમારે છોડી દેવા નહિ જોઇએ.[૩૨] તમે મંત્રનેસારૂ ગયા હતા ત્યાં પછવાડેથી દુરાત્મા બૃહસ્પતિએ નટની પેઠે તમારા વેષથી અને મધુર વચનોથી અમોને ઠગી લીધા.[૩૩] જે અપરાધ અજાણતાં થયો હોય તેથી શાંતિવાળો પુરૂષ કોપ કરે નહિ. તમે સર્વજ્ઞ હોવાથી અમારૂં ચિત્ત તમારામાં લાગેલું જાણો છો.[૩૪] હે મોટી બુદ્ધિવાળા ! તમે તપોબળથી અમારો અભિપ્રાય જાણીને કોપનો ત્યાગ કરો. સાધુઓનો કોપ ક્ષણમાત્રજ રહે એમ સર્વે મુનિઓ કહે છે.[૩૫] જળ કે જે સ્વભાવથી શીતળ છે તે અગ્નિ અને તડકાના યોગથી ઉનું થઇ જાય છે પણ તેઓનો વિયોગ થતાં પાછું શીતળ થઈ જાય છે.[૩૬] ક્રોધ કે જે ચાંડાલરૂપ છે તેને સમજુઓએ સર્વદા છોડી દેવો જોઇએ. એટલામાટે હે ઉત્તમ નિયમવાળા ! તમે ક્રોધને છોડી દઇને કૃપા કરો.[૩૭] હે ભાગ્યશાળી ! જો તમે ક્રોધને નહિ છોડો અને અમો કે જેઓ દુખિયા છિયે તેઓને છોડી દેશો તો તમે છોડી દેવાનેલીધે

અમો પાતાળમાં જઈશું.[૩૮]

વ્યાસ કહે છેઃ–પ્રહ્લાદનું વચન સાંભળી શુક્રાચાર્યે જ્ઞાનચક્ષુથી જોઈ પ્રસન્ન થઈને જાણે હસતા હોય એવી રીતે દૈત્યોને કહ્યું[૩૯] કેઃ– "હે દૈત્યો ! તમારે બ્હીવું નહિ અને પાતાળમાં જવું નહિ. તમો કે જેઓ યજમાન છો તેઓનું હું મારા સત્ય મંત્રોથી રક્ષણ કરીશ.[૪૦] પણ હે ધર્મને જાણનારાઓ ! હમણાં એક નિશ્ચિત, સત્ય અને હિતકારી વચન કહું છું તે સાંભળો. એ વચન પૂર્વે મેં બ્રહ્માની પાસેથી સાંભળ્યું છે. શુભ કે અશુભ જે ભવિષ્ય હોય તે અવશ્ય થાયજ છે. પૃથ્વીમાં કોઈ પણ પુરૂષ ભવિષ્યમાં ફેરફાર કરવાને સમર્થ નથી.[૪૧,૪૨] જો કે મને મહાદેવની પાસેથી મંત્ર મળેલા છે તોપણ હમણાં એકવાર તો કાળના યોગથી તમારે દેવતાઓના હાથથી પરાજય પામી અને હીનબળ થઇને પાતાળમાં જવું પડશે.[૪૩] કારણ કે તમારી પડતીનો સમય આવ્યો છે એમ બ્રહ્માએ કહ્યું છે, તમોએ પૂરા દશ યુગો-સુધી દેવતાઓને માથે પગ દઈને પ્રારબ્ધના યોગથી પૂર્ણ અને સર્વ સમૃદ્ધિઓવાળું મોટું ત્રૈલોક્યનું રાજ્ય ભોગવ્યું.[૪૪,૪૫] હવે પાછું સાવર્ણિક મન્વંતરમાં તમારા હાથમાં રાજ્ય આવશે. તમારો પૌત્ર બળિરાજા એ મન્વંતરમાં ત્રૈલોક્યને જીતીને રાજ્ય પામશે.[૪૬] જ્યારે વિષ્ણુદેવે વામનરૂપ ધરીને તમારા પૌત્ર બળિનું રાજ્ય હરી લીધું ત્યારે દેવતાઓનું ધારેલું સિદ્ધ કરવાસારૂ રાજ્ય હરનારા એ વિષ્ણુએજ બળિને કહ્યું છે કે 'આવતા સાવર્ણિક મન્વંતરમાં તું પાછો ઇંદ્ર થઈશ.'[૪૭,૪૮] હે પ્રહ્લાદ ! આ પ્રમાણે વિષ્ણુએ કહેલું છે તેથી હમણાં તમારો પૌત્ર બળિ કોઈ પ્રાણિઓના દેખવામાં ન આવે એ રીતે ગુપ્ત રહીને બ્હીનેલાની પેઠે ફરે છે.[૪૯] એક દિવસે એ બળિરાજા ઇંદ્રની અત્યંત બ્હીકથી ગધેડાનું રૂપ લઇને ઉજડ ઘરમાં રહ્યો હતો તે ઇંદ્રના દેખવામાં આવતાં ઇંદ્રે તેને પૂછ્યું કે 'હે દૈત્યોમાં ઉત્તમ ! તેં સર્વ લોકોના ભોગવનાર અને દૈત્યોના અધિપતિ થઈને ગધેડાનું રૂપ શામાટે ધર્યું છે? તું ગધેડાના રૂપથી લજાતો નથી? ઇંદ્રનું વચન સાંભળીને બળિએ ઉત્તર આપ્યો.[૫૦,૫૨] કે 'હે ઇંદ્ર ! મને આ રૂપ ધરવામાં શો શોક હોય ? જેમ મહા તેજસ્વી વિષ્ણુ માછલાં અને કાચબાના રૂપથી રહ્યા હતા તેમ હું કાલના યોગને લીધે ગધેડાના રૂપથી રહ્યો છું. જેમ તું બ્રહ્મહત્યાથી પીડાઈને કમલમાં છુપી રહ્યો હતો તેમ હું હમણાં ગધેડાના રૂપથી રહ્યો છું. હે ઇંદ્ર ! દૈવને આધીન રહેનારાને દુઃખ શું છે અને સુખ પણ શું છે ? કાળ જેમ પોતાની ઇચ્છામાં આવે તેમ કરે છે.[૫૩,૫૫] આ પ્રમાણે એ બળિ અને ઇંદ્રે પરસ્પરની સાથે ઉત્તમ વાતો કરી[૫૬] અને બહુજ બોધ પામ્યા પછી પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. હે પ્રહ્લાદ ! આ પ્રમાણે મેં તમારી પાસે દૈવનું બળવત્તરપણું કહ્યું. દેવ, અસુર અને મનુષ્યોસહિત સઘળું જગત દૈવાધીન છે."[૫૭]

प्रबोधं प्रापतुः कामं यथास्थानं च जग्मतुः॥
इत्येषा ते समाख्याता मया दैवबलिष्ठता ॥
दैवाधीनं जगत्सर्वं सदेवासुरमानुषम् ॥५७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪

---

## अध्याय १५ मो.

## દેવદાનવ સંગ્રામ અને ભગવતીએ કરેલી શાંતિ

### વ્યાસ ઉવાચ

इतितस्यवचःश्रुत्वा भार्गवस्यम [illegible]त्मनः ॥
प्र.लादस्तु सुसं [illegible] बभूव नृपनंदन ॥१॥

વ્યાસ કહે છેઃ—હે રાજપુત્ર ! એ પ્રમાણે તે મહાત્મા શુક્રાચાર્યનું વચન સાંભળીને પ્રહ્લાદ તો બહુજ રાજી થયા.[1] પ્રહ્લાદે દૈવને બળવાન જાણીને દૈત્યોને કહ્યું કેઃ—"હમણાં આપણે યુદ્ધ કરીશું તોપણ કદી જય થવાનો નથી."[2] ત્યારે જયની ઈચ્છાવાળા મહોન્મત્ત દાનવોએ કહ્યું કેઃ—"સંગ્રામ તો અવશ્ય કરવો. દૈવ વળી શું છે? એ અમો જાણતા નથી.[3] હે દૈત્યોના અધિપતિ ! નિરુદ્યમ લોકોજ દૈવને મુખ્ય ગણે છે. એમ દૈવ કોણે દીઠું છે કયાં છે અને કોણે બનાવ્યું છે?[4] દૈવવસ્તુ છેજ નહિ. એટલામાટે અમો પોતાના બળ ઉપર આધાર રાખીને હમણાંજ યુદ્ધ કરીશું હે દૈત્યોમાં ઉત્તમ ! તમે આગળ થાઓ. હે મોટી બુદ્ધિવાળા ! તમે સઘળું સમજો છો."[5] હે જનમેજય ! પ્રબળ શત્રુઓને હણનારા પ્રહ્લાદે આ પ્રમાણે દૈત્યોનું વચન સાંભળી તે સમયે પોતે સેનાપતિ થઇને યુદ્ધમાં દેવતાઓને હાકલ કરી.[6] સર્વે દેવતાઓ પણ દૈત્યોને સંગ્રામમાં સજ્જ થએલા જોઈ પોતપોતાના સરસામાન સજ્જ કરીને તેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[7] તે સમયમાં પુરાં સો વર્ષસુધી મુનિઓને વિસ્મય આપે એવો, ઇંદ્ર અને પ્રહ્લાદને ભયંકર સંગ્રામ થયો.[8] મોટું યુદ્ધ ચાલતાં શુક્રાચાર્યે પાલન કરેલા પ્રહ્લાદ આદિ દૈત્યો જય પામ્યા.[9] તે સમયે બૃહસ્પતિના વચનથી ઇંદ્રે સર્વ દુઃખોનો નાશ કરનારાં, મુક્તિ આપનારાં અને મહામંગળરૂપ ભગવતીનું મનથી નીચે પ્રમાણે સ્મરણ કર્યું.[10]

ઇંદ્ર કહે છેઃ—હે દેવિ ! હે મહામાયા ! હે ત્રિશૂલને ધરનારાં ! હે અંબિકા ! હે શંખ, ચક્ર, ગદા, ખડ્ગ અને પદ્મને ધરનારાં ! હે અભય આપનારાં ! જય ! જય ! હે ભુવનોનાં ઈશ્વરિ ! હે શાક્ત સિદ્ધાંતને ચલાવનારાં ! હે શાક્તસિદ્ધાંતમાં કહેલાં દશ તત્વોરૂપ ! હે મા ! હે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ! હે મહા કુંડલિનીરૂપ ! હે સચ્ચિદાનંદરૂપ ! હે પ્રાણાગ્નિહોત્રની વિદ્યારૂપ ! હે અગ્નિની શિખારૂપ ! હે પાંચે કોશમાં વ્યાપક ! હે આનંદમય કોશના પુચ્છભૂત બ્રહ્મરૂપ ! હે આનંદની કલિકારૂપ ! હે સર્વે ઉપનિષદોએ પૂજેલાં ! હું તમને પ્રણામ કરૂં છું.[11-14] હે મા ! પ્રસન્ન થાઓ. અમો કે જેઓ દૈત્યોના હાથથી હારેલા અને હીન બળવાળા છીએ તેઓનું રક્ષણ કરો. હે દેવિ ! લોકમાં પ્રમાણરૂપ તમે અમને રક્ષણ આપનારાં છો. હે સઘળી શક્તિવાળાં ! દુઃખોને મટાડવામાં તમે સમર્થ છો.[15] જેઓ તમારૂં ધ્યાન કરે છે તેઓ અત્યંત સુખી થાય છે. જેઓ ધ્યાન નથી કરતા તેઓના શોક અને ભય મટતા નથી તથા દુઃખજ રહે છે. અભિમાન અને સંગને છોડી દેનારા જે સત્પુરૂષો મોક્ષની ઇચ્છાથી તમારૂં ધ્યાન કરે છે તેઓ સંસારરૂપી સમુદ્રના જળને તરી જાય છે.[16] હે દેવિ ! હે જગદંબ ! તમે પ્રખ્યાત પ્રભાવવાળાં અને જગતના રક્ષણનેસારૂ જેનો પીડા હરનારો પ્રભાવ ઉદય પામેલો છે એવાં છો. આ સર્વ જગતનો સંહાર કરવાસારૂ કાળરૂપ પણ તમેજ થાઓ છો. માટે હે મા ! મંદ બુદ્ધિવાળા મનુષ્યોમાં કયો પુરૂષ તમારાં ચરિત્રને જાણી શકે ?[17] બ્રહ્મા, શિવ, સૂર્ય, વિષ્ણુ, હું, યમ, વરૂણ, અગ્નિ, વાયુ અને બીજા મોટા પ્રભાવવાળા મુનિઓ તથા વેદશાસ્ત્રો પણ તમારા અતુલ પ્રભાવને જાણવા સમર્થ નથી. હે મા ! હું તમારા ચરણમાં નમસ્કાર કરૂં છું[18] કે જે મહાત્મા પુરૂષો તમારી ભક્તિમાંજ તત્પર રહીને સંસારનાં દુઃખોથી મુક્ત થએલા અને સુખરૂપી સમુદ્રમાં ડૂબેલા છે તેઓજ ભાગ્યશાળી છે.

હે ઉમા ! જે લોકો તમારા ભક્તિભાવથી રહિત છે તેઓ જન્મ—મરણરૂપી તરંગવાળા દુઃખમય સમુદ્રને કદી પણ તરતા નથી.[૧૯] જે ભાગ્યશાળી લોકો પાલખીમાં બેસીને શ્વેત ચામરો ઢોળતાં ક્રીડા કરે છે તેઓએ પૂર્વજન્મમાં અનેક ઉપહારોથી તમને પૂજ્યાં છે એમ ધારૂં છું.[૨૦] આવેલા સામંત લોકોએ પૂજાતા અને અનેક કાંતાઓના વિલાસને ભોગવનારા જે લોકો હાથી ઉપર બેસીને ચાલે છે તેઓએ તમારૂં પૂજન કર્યું છે એમ ધારૂં છું.[૨૧]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઇંદ્રે સ્તુતિ કરતાં જગતનાં ઈશ્વરી, સિંહ ઉપર બિરાજેલાં, ચાર ભુજાવાળાં, શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધરનારાં, સુંદર નેત્રવાળાં, રાતાં વસ્ત્રવાળાં અને દિવ્ય પુષ્પ તથા દિવ્ય આભરણોવાળાં જગદંબા તે સમયમાં તુરત પ્રકટ થયાં.[૨૨,૨૩] પ્રસન્ન મુખવાળાં એ દેવીએ દેવતાઓને કહ્યું કેઃ—"હે દેવતાઓ ! ભય છોડી દો. હમણાં તમારૂં કલ્યાણ કરૂં છું."[૨૪] આ પ્રમાણે કહીને સિંહપર બેઠેલાં એ અતિ સુંદર દેવી જે સ્થળમાં એ મદોન્મત્ત દૈત્યો હતા ત્યાં પધાર્યાં.[૨૫] પ્રહ્લાદ આદિ સઘળા દૈત્યો દેવીને આગળ ઉભેલાં જોઇ ભય પામીને પરસ્પર બોલવા લાગ્યા કે "હવે શું કરવું ?[૨૬] મહિષાસુરને મારનારાં અને ચંડ—મુંડનો વિનાશ કરનારાં આ નારાયણી ચંડિકા દેવી અહીં આવ્યાં છે તો એ જગદંબા આપણને સઘળાઓને મારશે એમાં સંશય નથી. આ દેવીએજ પૂર્વે વક્રદૃષ્ટિથી મધુ—કૈટભને માર્યા હતા."[૨૭,૨૮] આ પ્રમાણે દૈત્યોને ચિંતાતુર થએલા જોઇ પ્રહ્લાદે તેઓને કહ્યું કેઃ-"હે ઉત્તમ દૈત્યો ! હવે યુદ્ધ કરવું નહિ પણ ભાગી જવું."[૨૯] નમુચિએ દૈત્યોને કહ્યું કેઃ—"તમે અહીંથી ભાગવા લાગશો તો પણ આ ક્રોધ પામેલાં જગદંબા શસ્ત્રોથી તમને મારશે."[૩૦] પછી નમુચિએ પ્રહ્લાદને કહ્યું કેઃ-"હે ભાગ્યશાળી ! આપણને દુઃખ ન થાય એમ કરો. દેવીની સ્તુતિ કરી તેમની આજ્ઞા લઈને આપણે હમણાંજ પાતાળમાં જઇએ."[૩૧] પ્રહ્લાદે કહ્યું કેઃ-"ત્યારે હું મહામાયા, સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં, સર્વની શક્તિરૂપ અને અભય આપનારાં જગદંબાની સ્તુતિ કરૂં છું."[૩૨] આ પ્રમાણે કહીને વિષ્ણુના ભક્ત અને પરમાર્થને જાણનારા પ્રહ્લાદે હાથ જોડીને નીચે પ્રમાણે જગદંબાની સ્તુતિ કરી.[૩૩]

પ્રહ્લાદ કહે છેઃ—જેના સ્વરૂપમાં માળામાં સર્પની પેઠે આ સઘળું ચરાચર જગત દેખાય છે તે સર્વના અધિષ્ઠાનરૂપ અને હ્રીંકારરૂપ મૂર્ત્તિવાળાં ભુવનેશ્વરીને હું પ્રણામ કરૂં છું.[૩૪] આ સઘળું સ્થાવરજંગમ જગત તમારાથીજ ઉત્પન્ન થએલું છે. બીજા તમારા બનાવેલા બ્રહ્મા અને વિષ્ણુ આદિ કર્ત્તાઓ તો નિમિત્ત માત્ર છે.[૩૫] હે દેવિ ! હે મહામાયા ! હું પ્રણામ કરૂં છું. તમે સર્વની મા છો માટે દેવ અને દૈત્યો કે જેઓને તમેજ ઉત્પન્ન કરેલા છે તેમાં તમારે ભેદ રાખવો નહિ જોઇએ.[૩૬] જેમ મા સારા અને નરસા દીકરાઓમાં ભેદ રાખે નહિ તેમ તમારે પણ હમણાં દેવ અને દૈત્યોમાં ભેદ નહિ કરવો જોઇએ.[૩૭] હે મા ! દૈત્યો ગમે તેવા પણ તમારાજ દીકરા છે. કારણ કે પુરાણો તમનેજ જગદંબા કહે છે.[૩૮] દેવતાઓ પણ સ્વાર્થમાં લાગેલા છે અને અમો પણ સ્વાર્થમાં લાગેલા છિયે. માટે દેવ અને દૈત્યોમાં કાંઈ અંતર નથી બીજા લોકો કેવળ મોહનેલીધેજ ભેદ ગણે છે.[૩૯] હે ઈશ્વરિ ! જેમ અમો નિરંતર સ્ત્રી અને ધન આદિ ભોગોમાં આસક્ત છીએ તેમ દેવતાઓ પણ

આસક્ત છે માટે દૈત્યો અને દેવતાઓમાં શો ભેદ છે ?[40] એઓ પણ કશ્યપના પુત્ર છે અને અમો પણ કશ્યપના પુત્ર છીએ તે છતાં હે મા ! હમણાં તમારી બુદ્ધિમાં વિરોધની ઉત્પત્તિ શાથી થઈ ?[41] તમે કે જે સર્વનાં કારણરૂપ છો તેમને આવી ભેદબુદ્ધિ રાખવી યોગ્ય નથી. તમારે તો અમારામાં તથા દેવતાઓમાં સમતાજ રાખવી જોઇએ.[42] સર્વે દેવ અને દૈત્યો ગુણોના ક્ષોભથીજ ઉત્પન્ન થયા છે માટે ગુણવાળા અને દેહધારી દેવતાઓ અમર કેમ રહેવા જોઇએ ?[43] કામ, ક્રોધ અને લોભ સર્વદા સર્વના દેહમાં રહ્યા છે માટે કયો જન વિરોધરહિત હોય ?[44] અમો ધારીએ છિયે કે તમેજ કૌતુકનેલીધે યુદ્ધ જોવાની ઈચ્છાથી અમારામાં ભેદ પાડીને આ પરસ્પર વિરોધ ઉત્પન્ન કર્યો છે.[45] હે ચામુંડા ! તમારે જો કજીયો જોવાની ઈચ્છા ન હોય તો ભાઇઓમાં પરસ્પર વિરોધ કેવો હોય ?[46] હે ધર્મને જાણનારાં ! હું ધર્મને જાણું છું અને ઇંદ્રને પણ જાણું છું. તેમ છતાં પણ ભોગનેવાસ્તે અમને સર્વદા કજીયો ચાલ્યો જાય છે.[47] હે અંબિકા ! તમારાવિના બીજો કોઈ પણ સંસારમાં નિયામક નથી માટે તમારૂં વચન અમો પાળીશું. જે સ્પૃહાવાળો હોય તેનું વચન તો કયો સમજુ પુરૂષ માને ?[48] કોઈ સમયે દેવ અને દૈત્યોએ સમુદ્રનું મથન કર્યું હતું ત્યારે વિષ્ણુએ અમૃત અને રત્નોની લાલચથી અમારામાં ભેદ પડાવ્યો હતો.[49] એ વિષ્ણુ કે જેને તમે જગતના ગુરૂ અને પાલક ઠરાવ્યા છે, તેમણે લક્ષ્મી કે જે અમર અને સર્વોત્તમ રૂપાળાં છે તેમનું લોભથી ગ્રહણ કર્યું હતું.[50] ઐરાવત, પારિજાત, કામધેનુ અને ઉચ્ચૈઃશ્રવા ઘોડો, એ સઘળું વિષ્ણુના કહેવાથી ઇંદ્રાદિક દેવતાઓ લઈ ગયા હતા.[51] આવી અનીતિ કર્યા છતાં દેવતાઓ સાધુ ઠર્યા છે અને કાંઈ પણ ન મળ્યા છતાં દૈત્યો અન્યાય કરનારા ઠર્યા છે એ ધર્મનું લક્ષણ તો જુવો !!! અત્યંત અભિમાનવાળા વિષ્ણુએ દેવતાઓને રાજ્ય આપ્યું અને દૈત્યોનો પરાભવ કર્યો એ ધર્મનું લક્ષણ તો જુવો !!! ધર્મ તે કેવો થાય ? ધર્મ, સત્કર્મ અને સાધુપણું ક્યાં રહ્યું છે ? આ તો કોઈ ઈશ્વરજ નથી એવો મીમાંસકોનો મત સિદ્ધ થાય છે. હું કોની પાસે વાત કરૂં ? યુક્તિ જાણનારા તાર્કિક લોકો જગતને કર્ત્તાએ બનાવેલું કહીને, વિધિ જાણનારા મીમાંસક લોકોની સાથે મૂર્ખપણાથી વાદ કરે છે. આ વિસ્તીર્ણ સંસારમાંજો કોઈ કર્ત્તા હોય તો એકજ કામમાં પરસ્પર વિરોધ કેમ થાય ? સઘળું સ્થાવર–જંગમ જગત સ્વાર્થીજ છે તેથી વેદમાં કે શાસ્ત્રોમાંપણ એકમત નથી.[52-56] વેદને જાણનારાઓનો પણ એક મત થતો નથી. આ સંસારમાં કોઈ પુરૂષ નિસ્પૃહ થયો નથી અને થશે પણ નહિ. ચંદ્રે જાણી જોઇને બળાત્કારથી બૃહસ્પતિની સ્ત્રીનું હરણ કર્યું હતું.[57-58] ઇંદ્રે ગૌતમની સ્ત્રીનો ભોગ કર્યો હતો. બૃહસ્પતિએ પોતે ધર્મનો નિશ્ચય જાણતાં છતાં પણ ન્હાના ભાઈની સ્ત્રીને તથા મોટા ભાઈની ગર્ભવાળી સ્ત્રીને ભોગવી હતી, એટલુંજ નાહ પણ ગર્ભમાં રહેલા બાલકને શાપ દઇને આંધળો કર્યો હતો. વિષ્ણુ કે જે સત્વગુણવાળા કહેવાય છે તેમણે પણ અપરાધવિના પોતાની ઈચ્છાથીજ બળાત્કાર કરીને ચક્રથી રાહુનું માથું કાપ્યું હતું.[59,60] હે અંબિકા ! મારો પૌત્ર બળિ કે જે ધર્માત્માઓમાં ઉત્તમ, વીર, સત્ય પાળવામાં તત્પર, યજ્ઞો કરનાર, ઉદાર, દાતા, શાંત, સર્વજ્ઞ અને સર્વને પૂજનાર હતો તેને પણ છળ રચનારા વિષ્ણુએ પૂર્વે વામન રૂપ ધરીને છેતર્યો હતો અને તેનું સઘળું

રાજ્ય હરી લીધું હતું. આમ થયા છતાં પણ વિદ્વાનો દેવતાઓને ધર્મ પાળનારા કહે છે,[૧૧-૧૩] અને જય પામેલા દેવતાઓ પણ મીઠી મીઠી ધર્મની વાતો કરે છે ! ! હે જગદંબા ! આ સઘળું ધ્યાનમાં લઇને જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો. સઘળા દૈત્યો તમારે શરણે છે, માટે હવે ગમે તો મારો અને ગમે તો રક્ષા કરો.

દેવી કહે છે:–હે દાનવો ! તમો સઘળા ક્રોધ છોડી દઇને પાતાળમાં જાઓ અને ત્યાં નિર્ભયપણાથી મનગમતો વિલાસ કરો. તમારે કાળની વાટ જોવી જોઇએ. કારણ કે શુભ અને અશુભનો મૂળ હેતુ કાળજ છે.[૧૪-૧૬] શાંતિ રાખનારાઓને સર્વ દેશમાં અને સર્વ કાળમાં સુખ છે અને લોભવાળાઓને ત્રૈલોક્યનું રાજ્ય મળતાં પણ સુખ થતું નથી.[૧૭] સ્પૃહાવાળાઓને સત્યયુગમાં પણ અનેક ફળો પ્રાપ્ત થતાં પણ સુખ થતું નથી. માટે હમણાં તમો સઘળા મારી આજ્ઞા માથે ચડાવી આ પૃથ્વીને છોડી દઇને પાતાળમાં જાઓ અને ક્રોધરહિત થઈને રહો.[૧૭,૧૮]

વ્યાસ કહે છે:–દેવીનું એ વચન સાંભળી તેનો સ્વીકાર કરી પ્રણામ કરીને સર્વે દાનવો પાતાળમાં ગયા, પછી દેવી અંતર્ધાન થઇ ગયાં અને દેવતાઓ પોતાના સ્થાનકમાં ગયા. પાતાલમાં દેવીએ દૈત્યોની રક્ષા કરી.[૭૦] દેવ અને દૈત્યો સઘળા વૈર છોડી દઇને ત્યારથી પોતપોતાનાં સ્થાનકોમાં રહ્યા. જે માણસ આ સઘળા આખ્યાનને સાંભળે અને સંભળાવે તે માણસ સઘળાં દુઃખોથી મુક્ત થઇને ઉત્તમ પદ પામે.[૭૧]

त्यक्त्वा वैरं स्थिताः सर्वे ते तदा देव[illegible]नवाः॥
एत[illegible]ख्यानमखिलं यः शृणोति [illegible]
सर्वदुःखविनिर्मुक्तः प्रया[illegible] पदमुत्तमम् ॥७१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫

## અધ્યાય ૧૬ મો. વિષ્ણુના અવતાર

### जनमेजय उवाच

भृगुशापान्मुनिश्रेष्ठ हरेरद्भुतकर्मणः ॥
अवताराः कथं जाताः कस्मिन्मन्वंतरे विभो॥१॥

જનમેજય પૂછે છે:–હે મુનિઓમાં ઉત્તમ ! ભૃગુના શાપથી અદ્‌ભુત કર્મ કરનારા વિષ્ણુના કયા કયા મન્વંતરમાં કયા કયા અવતાર શી રીતે થયા ?[૧] હે વ્યાસ ! હે ધર્મને જાણનારા ! સાંભળતાં પાપનો નાશ કરનારી અને સર્વ સુખ આપનારી એ વિષ્ણુના અવતારોની કથા વિસ્તારથી કહો.[૨]

વ્યાસ કહે છે:–હે રાજા ! સાંભળો. જે મન્વંતરમાં અને જે યુગમાં વિષ્ણુના અવતાર જેવી રીતે થયા છે તે કહું છું.[૩] વિષ્ણુએ જે રૂપથી જે કાર્ય કરેલું છે તે સઘળું સંક્ષેપથી હવે તમને કહું છું.[૪] ચાક્ષુષ મન્વંતરમાં ધર્મને ઘેર નર અને નારાયણ જન્મ્યા કે જેઓ પૃથ્વીમાં પ્રખ્યાત છે.[૫] તે પછી આ વૈવસ્વત મન્વંતરના બીજા યુગમાં અત્રિઋષિને ઘેર દત્તાત્રેય નામે વિષ્ણુનો અવતાર થયો.[૬] બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણે મોટા દેવ અત્રિઋષિની સ્ત્રીની પ્રાર્થના ઉપરથી તેમને ઘેર પુત્રરૂપે અવતર્યા હતા.[૭] અત્રિની સ્ત્રી અનસૂયા સતીઓમાં ઉત્તમ સતી હતાં, તેથી તેમની પ્રાર્થનાથી ત્રણે દેવ તેમના પુત્ર થયા હતા.[૮] બ્રહ્મા ચંદ્રમારૂપે, વિષ્ણુ દત્તાત્રેયરૂપે અને રૂદ્ર દુર્વાસારૂપે અવતર્યા હતા.[૯] ચોથા યુગમાં દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાનેસારૂ નૃસિંહનો ઉત્તમ અવતાર થયો હતો. એમાં મનુષ્યનો તથા સિંહનો, બન્ને આકાર હતા. હિરણ્યકશિપુને મારવાનેમાટે વિષ્ણુએ દેવતાઓને વિસ્મય આપે એવું એ નૃસિંહરૂપ ધર્યું હતું.[૧૦-૧૧] ઉત્તમ ત્રેતાયુગમાં બળિરાજાનો નિગ્રહ કરવાસારૂ વિષ્ણુ કશ્યપમુનિના વીર્યથી વામનરૂપે અવતર્યા.

હતા.[૧૨] વામનરૂપ ધરનારા એ વિષ્ણુએ બળિરાજાને છળીને તેનું રાજ્ય હરી લીધું હતું અને તેને પાતાળમાં સ્થાપ્યો હતો.[૧૩] ઓગણીશમા ત્રેતાયુગમાં વિષ્ણુ જમદગ્નિઋષિને ઘેર અવતર્યા હતા અને એ મહાબળવાન પરશુરામ કહેવાયા હતા.[૧૪] ક્ષત્રિયોનો નાશ કરનારા, સત્યવાદી અને જિતેંદ્રિય એ પરશુરામે મહાત્મા કશ્યપને સઘળી પૃથ્વી આપી હતી.[૧૫] હે મોટારાજા ! અદ્ભુત કર્મ કરનારા વિષ્ણુનો પાપોને મટાડનાર આ પરશુરામનો અવતાર કહ્યો.[૧૬] ત્રેતાયુગમાં રઘુરાજાના વંશમાં દશરથ રાજાના પુત્ર રામચંદ્રજી થયા હતા.[૧૭] અઠ્ઠાવીશમા દ્વાપરયુગમાં પૃથ્વીમાં નરનારાયણના અંશરૂપે મહાબળવાન તથા મહાત્મા અર્જુન અને શ્રીકૃષ્ણ અવતર્યા હતા. પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ પૃથ્વીમાં જન્મેલા એ શ્રીકૃષ્ણ તથા અર્જુને કુરૂક્ષેત્રમાં અતિદારૂણ મોટું યુદ્ધ કર્યું હતું. આ પ્રમાણે ભગવતીની ઈચ્છાથી યુગે યુગે વિષ્ણુના ઘણા અવતાર થાય છે. આ સઘળું ત્રૈલોક્ય ભગવતીને વશ છે.[૧૮-૨૦] એ ભગવતી પોતાના ધાર્યા પ્રમાણે સઘળા જગતને ભમાવે છે અને પુરૂષને રાજી કરવા સારૂ સઘળા જગતને રચે છે.[૨૧] પૂર્વે આ સચરાચર જગત સરજવાથી સર્વના આદિ, સર્વવ્યાપક, જાણવાને અશક્ય, સર્વોત્તમ, અવિનાશી, નિરાલંબ, નિરાકાર, નિસ્પૃહ અને પરથી પણ પર એ પુરૂષ જે પ્રકૃતિરૂપ ઉપાધિથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ જણાય છે તે પ્રકૃતિદેવી, સૃષ્ટિસમયના યોગનેલીધે જાણે બ્રહ્મથી ભિન્ન હોય એમ જણાય છે.[૨૨,૨૩] મનોરથોને પૂરનારાં, વિશ્વને મોહ ઉપજાવનારાં અને ત્રણ રૂપ ધરનારાં એ દેવી જગતને સરજે છે, પાળે છે અને કલ્પના અંતમાં સંહાર કરે છે. એ પ્રકૃતિરૂપ શક્તિના યોગથી બ્રહ્મા સરજે છે, વિષ્ણુ પાળે છે અને રૂદ્ર સંહાર કરે છે એ પ્રકૃતિએજ પૂર્વે રાજાધિરાજ રામચંદ્રજીને ઉત્પન્ન કરીને દાનવોને જીતી લેવાનેસારૂ કોઇ સ્થળમાં સ્થાપ્યા હતા.[૨૪-૨૬] આવી રીતેજ આ સંસારમાં કર્મના તંત્રથી બંધાએલા સર્વે પ્રાણિઓ જન્મે છે અને સુખ–દુઃખ ભોગવે છે.

**एवमस्मिंश्चसंसारे सुखदुःखान्वितःकिल ॥**
**भवंतिप्राणिनः सर्वे विधितंत्रनियंत्रिताः॥२७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

---

## अध्याय १७ मो.

## નરનારાયણની પાસે ગએલી અપ્સરાઓની કથા અને શંકાઓ.

### जनमेजय उवाच

**वारांगनास्त्वयाऽख्याता नरनारायणाश्रमे ॥**
**एकंनारायणंशांतं कामयानाः स्मरातुराः॥१॥**

જનમેજય પૂછે છેઃ–હે મુનિ ! અપ્સરાઓએ નરનારાયણના આશ્રમમાં કામાતુર થઇને શાંતિવાળા એક નારાયણને પતિ કરવાની ઇચ્છા કરી હતી એમ તમે કહી ગયા છો.[૧] તે વખતે નારાયણમુનિ તેઓને શાપ દેવા લાગતાં તેમના ભાઈ અને ધર્મ જાણનારા નરે તેમને વાર્યા હતા.[૨] અત્યંત સ્વાર્થને ઇચ્છનારી તે સ્ત્રીઓએ પતિ કરવાને ઇચ્છેલા નારાયણ મુનિએ તે પછી શું કર્યું ? ઇંદ્રે મોકલેલી અપ્સરાઓએ ઘણા ઘણા કાલાવાલાથી વિવાહને માટે માગણી કરતાં એ વિષ્ણુએ શું કર્યું તે જાણવાને ઇચ્છું છું. મોક્ષ આપનારૂં નારાયણનું ચરિત્ર હું સાંભળવાને ઈચ્છું છું માટે તે વિસ્તારથી કહો.[૩-૫]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! ધર્મના પુત્ર એ મહાત્મા નારાયણની કથા વિસ્તારથી કહું છું તે સાંભળો.[૬] નારાયણ શાપ આપવા ધારે છે

એમ જ્યારે નરે જોયું ત્યારે તેમણે આશ્વાસના કરીને નારાયણને અટકાવ્યા.[૭] પછી કોપ રહિત થએલા તે તપસ્વી નારાયણે મંદહાસ્ય કરીને મધુર વચન કહ્યું[૮] કેઃ-"હે સુંદરીઓ ! અમો બન્ને ભાઇઓએ સ્ત્રી પરણવીજ નહિ એવો સંકલ્પ કરેલો છે, એટલામાટે મારા ઉપર કૃપા કરીને તમો સ્વર્ગમાં જાઓ. ધર્મ જાણનારાઓ પારકા નિયમનો ભંગ કરવાની ઈચ્છા કરતા નથી.[૯.૧૦] હે અપ્સરાઓ ! આ શૃંગારરસનો સ્થાયીભાવ રતિ છે અને તે રતિનો મેં ત્યાગ કર્યો છે માટે હું તમારો સંબંધ શી રીતે કરૂં ?[૧૧] કારણવિના કાર્ય હોય નહિ એવો નિશ્ચય છે અને શાસ્ત્રોમાં વિદ્વાનોએ પણ કહેલું છે કે જે સ્થાયી ભાવ છે તેજ રસરૂપે પરિણામ પામે છે.[૧૨] હે સઘળાં સુંદર અંગવાળી સ્ત્રીઓ ! તમોએ મારા ઉપર સાચો પ્રેમ કર્યો તેથી હું પૃથ્વીમાં ધન્ય અને ભાગ્યશાળી છું.[૧૩] હમણાં કૃપા કરીને મારા વ્રતનું રક્ષણ કરો. બીજા જન્મમાં હું તમારો પતિ પણ થઈશ.[૧૪] અઠ્ઠાવીશમા દ્વાપરયુગમાં દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાનેસારૂ હું સર્વથા અવતરવાનો છું તો તે જન્મમાં તમો નોખનોખા રાજાઓની દીકરીઓ થઈને મારી સ્ત્રીઓ થશો."[૧૫.૧૬] આ પ્રમાણે નારાયણે આશ્વાસના કરી તેઓને પરણવાની પ્રતિજ્ઞા કરીને તેઓનુ વિસર્જન કર્યું.[૧૭] અપ્સરાઓ પણ તાપરહિત થઇને ત્યાંથી ગઇ. એવી રીતે નારાયણે વિસર્જન કરેલી તે અપ્સરાઓએ સ્વર્ગમાં જઇને ઇંદ્રની પાસે સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું.[૧૮] અપ્સરાઓના મુખથી એ વૃત્તાંત સવિસ્તર સાંભળીને ઇંદ્રે તે મહાત્મા નારાયણની, ઉર્વશીની, અને ઉર્વશીની સાથે આવેલી બીજી સ્ત્રીઓની પણ પ્રશંસા કરી કે "અહો ! એ મુનિનું ધૈર્ય અને તપોબળ ભારે આશ્ચર્યકારી છે કે જેણે પોતાના તપથી આવા સુંદર રૂપવાળી સ્ત્રીઓને ઉત્પન્ન કરી."[૧૯.૨૦] આ પ્રમાણે સ્તુતિ કરીને ઇંદ્ર પ્રસન્ન થયો. ધર્માત્મા નારાયણ પણ તપ કરવા લાગ્યા.[૨૧] હે જનમેજય ! મોટા મુનિ નારાયણનું આ સઘળું અદ્ભુત વૃત્તાંત મેં તમને કહી સંભળાવ્યું.[૨૨] એ નર અને નારાયણ ભૃગુના શાપને લીધે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ મહાવીર અર્જુન અને કૃષ્ણરૂપે પૃથ્વીમાં અવતર્યા હતા.[૨૩]

જનમેજય પૂછે છેઃ—હે મુનિ ! કૃષ્ણાવતારનું ચરિત્ર મને વિસ્તારથી કહો અને મારા મનમાં સંદેહ છે તેનું પણ નિવારણ કરો.[૨૪] દેવકી અને વસુદેવ કે જેઓના શ્રીકૃષ્ણ અને બલભદ્ર પુત્ર થયા તેઓએ દુઃખ કેમ ભોગવ્યાં.[૨૫] તપથી પ્રસન્ન થએલા વિષ્ણુ જેઓના પુત્ર થયા તેઓ બેડીથી બંધાઈને કંસના હાથથી ઘણાં વર્ષો સુધી પીડા કેમ પામ્યાં.[૨૬] શ્રીકૃષ્ણ પોતે મથુરામાં જન્મીને ગોકુલમાં કેમ ગયા અને પછી તેમણે કંસને મારીને દ્વારકામાં નિવાસ કેમ કર્યો ?[૨૭] પોતાના બાપદાદાઓ જેમાં રહ્યા હતા તે સમૃદ્ધિવાળા અને પવિત્ર દેશને છોડીને શ્રીકૃષ્ણ અપવિત્ર દેશમાં કેમ ગયા?[૨૮] શ્રીકૃષ્ણનું કુળ બ્રાહ્મણોના શાપથી કેમ નાશ પામ્યું ? સનાતન વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતાર્યા પછી તુરત દેહત્યાગ કરીને સ્વર્ગમાં કેમ ગયા ? જે પાપીઓના ભારથી પૃથ્વી વ્યાકુલ થઈ હતી તેઓને અપાર કર્મ કરનારા શ્રીકૃષ્ણે અને અર્જુને માર્યા તો જેઓએ શ્રીકૃષ્ણની સ્ત્રીઓને લુંટી તેઓને કેમ માર્યા નહિ ?[૨૯.૩૧] ભીષ્મ, દ્રોણ, કર્ણ, બાહ્લીકરાજા, વિરાટ, વિકર્ણ, ધૃષ્ટદ્યુમ્ન અને સોમદત્ત આદિ સઘળાઓને યુદ્ધમાં મારીને ભાર ઉતાર્યો તો ચોર લોકોને મારીને ભાર કેમ ન ઉતાર્યો?[૩૨.૩૩] શ્રીકૃષ્ણની સ્ત્રીઓ

કે જેઓ પતિવ્રતા હતી તેઓને છેલ્લી અવસ્થામાં દુઃખ કેમ પડયું ? હે મુનિઓમાં ઉત્તમ ! આ વિષે મારા ચિત્તમાં સંદેહ રહે છે.[૩૪] વસુદેવ કે જે ધર્માત્મા હતા તે પુત્રના દુઃખનેલીધે પ્રાણત્યાગ કરીને દુર્મરણ કેમ પામ્યા ?[૩૫] પાંડવો પણ ધર્માત્મા અને સર્વદા શ્રીકૃષ્ણના ભક્ત હતા તે છતાં તેઓને દુઃખ કેમ ભોગવવાં પડયાં ?[૩૬] દ્રૌપદી કે જે વેદીમાંથી ઉત્પન્ન થએલાં અને લક્ષ્મીના અંશરૂપ હતાં તેમણે પણ દુઃખ કેમ ભોગવ્યાં ?[૩૭] એ રજસ્વલા હતાં તે સમયમાં દુઃશાસન તેમને સભામાં લઈ ગયો અને કેશ ઝાલીને તેમને ખેંચ્યાં.[૩૮] વનમાં ગયાં ત્યારે પણ જયદ્રથે તેમને પીડા આપી અને વિરાટના નગરમાં ગયાં તો ત્યાં પણ કીચકે તેમને બહુ દુઃખ દીધું કે જેથી તે રોયાં હતાં.[૩૯] એમના પાંચે પુત્રોને અશ્વત્થામાએ ઘરમાં માર્યા હતા. સુભદ્રાને અભિમન્યુ એકજ પુત્ર હતા ને તે બાલ અવસ્થામાંજ યુદ્ધમાં મરાયા હતા.[૪૦] તેમજ દેવકીના છ પુત્રોને કંસે માર્યા હતા. શ્રીકૃષ્ણ ઈશ્વર હતા તો પણ તેમણે એઓનું પ્રારબ્ધ કેમ ફેરવ્યું નહિ?[૪૧] યાદવોને શાપ લાગ્યો તથા તેઓનું પ્રભાસમાં મરણ થયું. વળી તીવ્ર રીતે કુલનો ક્ષય થઈ ગયા પછી પણ તેમની સ્ત્રીઓ લુંટાઈ.[૪૨] શ્રીકૃષ્ણ ઈશ્વર અને સાક્ષાત્ નારાયણ હતા તો પણ તેમણે દાસની પેઠે ઉગ્રસેનની નિરંતર સેવા કરી હતી.[૪૩] હે વ્યાસ મુનિ ! તે નારાયણ મુનિનો વ્યવહાર પણ સર્વદા બીજા જીવોના સરખો રહ્યો એવિષે મને સંદેહ છે.[૪૪] પરમેશ્વર વિષ્ણુને હર્ષ–શોકાદિક ભાવ સઘળાના જેવા કેમ થયા ?[૪૫] છેલ્લીવારે પારધિના બાણથી તેમનો ઘાત થયો એ પણ વિપરીત થયું. એટલામાટે શ્રીકૃષ્ણનું મોટું ચરિત્ર વિસ્તારથી કહો.[૪૬] એ અલૌકિક વિષ્ણુએ પૃથ્વીમાં કેવાં કર્મ કર્યાં હતાં? દૈત્યોના આયુષ્યની પણ અવધિ આવી રહેલી છતાં તેમણે તેઓને ઘણા કલેશથી માર્યા માટે તે વિષ્ણુએ પોતાની મોટી ઐશ્વર્યશક્તિ ક્યાં દેખાડી ?[૪૭] રૂકિમણીના હરણના સમયમાં પણ શ્રીકૃષ્ણ રૂકમિણીને લઇને ભાગ્યા હતા તો એ ચોરના જેવું કામ કર્યું હતું.[૪૮] સમૃદ્ધિવાળો મથુરાનો દેશ છોડીને જરાસંધની બ્હીકથી તેમને દ્વારિકામાં જવું પડયું હતું.[૪૯] એ સમયમાં કોઇએ પણ તેમને ઈશ્વર જાણ્યા નહિ હતા અને બાલ–અવસ્થામાં તેમને વ્રજમાં ગુપ્ત રેહેવું પડયું હતું તો તેમાં જે કાંઇ કારણ હોય તે મને કહો.[૫૦] હે સત્યવતીના પુત્ર ! હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! તમે સર્વજ્ઞ છો. માટે આ કહ્યા તે અને એ ઉપરાંત બીજા પણ સંદેહો મને થયા કરે છે, તેઓનો નાશ કરો.[૫૧] વળી મારા મનમાં એક સંદેહ મટતો નથી તે જો કે ગુપ્ત રાખવા જેવો છે તો પણ કહું છું. દ્રૌપદીને પાંચ પતિ હતા એ વાત શું લોકોમાં ધિક્કારવા જેવી નહિ?[૫૨] પાંડવોએ સમર્થ છતાં પણ એ પશુઓના જેવી રીતિ કેમ સ્વીકારી હતી ? વિદ્વાનો સદાચારને પ્રમાણરૂપ કહે છે પણ આવા સદાચારને પ્રમાણભૂત કેમ મનાય ?[૫૩] ભીષ્મપિતામહ કે જે દેવરૂપ હતા તેમણે પણ વિધવામાં પુત્ર ઉત્પન્ન કરાવીને પૃથ્વીમાં વંશની રક્ષા કરી હતી તો એ પણ શું અધર્મ નહિ ?[૫૪] ગમે તે ઉપાયે પણ પુત્ર ઉત્પન્ન કરવો એવો ધર્મ–નિર્ણય જો કે મુનિઓએ દેખાડયો છે તો પણ એ સ્વચ્છંદાચારને ધિક્કાર છે,[૫૫]

**धिग्धर्मनिर्णयः काममुनिभिः परिदर्शितः ॥**
**येनकेनाप्युपायेनपुत्रोत्पादनलक्षणः॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

# अध्याय १८ मो.

## ભારાક્રાન્ત પૃથ્વીનું બ્રહ્મલોકમાં આગમન

### વ્યાસ ઉવાચ

**श्रृणु राजन्प्रवक्ष्यामि कृष्णस्य चरितं महत् ॥
अवतारकारणं चैव देव्याश्चरितमद्भुतम् ॥१॥**

વ્યાસ કહે છેઃ–હે રાજા! સાંભળો. શ્રીકૃષ્ણનો અવતાર થવામાં દેવીની અદ્‌ભુત પ્રેરણા કારણરૂપ થવાવિષે અને શ્રીકૃષ્ણના મોટા ચરિત્રવિષે કહું છું.[1] એક સમયે બહુજ ભારથી દબાયાને લીધે બહુજ નિર્બળ થએલી, રોતી અને દીન થએલી પૃથ્વી ગાયનું રૂપ ધરીને સ્વર્ગમાં ગઈ હતી.[2] તેને ઇંદ્રે પૂછ્યું કે "હે પૃથ્વિ! હમણાં તને શો ભય છે, તને કોણે પીડી છે અને શું દુઃખ છે?"[3] પૃથ્વીએ કહ્યું કેઃ-"હે દેવતાઓના સ્વામી! હે માન દેનારા! તમે પૂછો છો તો મારા સઘળા દુઃખની વાત કહું છું તે સાંભળો. હું ભારથી દબાએલી છું.[4] મગધ દેશમાં મહાપાપી જરાસંધ રાજા મારો પતિ છે. ચેદીનો રાજા શિશુપાલ, પ્રતાપી કાશીનો રાજા, બળવાન રૂકમી, કંસ, મહાબળવાન નરકાસુર, સૌભ વિમાનનો પતિ શાલ્વ, ક્રૂર કેશી દૈત્ય, ધેનુકાસુર અને વત્સાસુર, એ રાજાઓ સર્વ ધર્મોથી રહિત, પરસ્પરના વિરોધી, દુષ્ટ આચારવાળા, મદોન્મત્ત અને કાળરૂપ છે.[5-7] હે ઇંદ્ર! એઓ મને પીડા કરે છે. હું ભારથી દબાઇને અશક્ત થઇ ગઈ છું. હું શું કરૂં અને ક્યાં જાઉં? મને મોટી ચિંતા વ્યાપી છે.[8] હું ધારૂં છું કે મહાસમર્થ વિષ્ણુભગવાનેજ મને પીડી છે અને અપાર દુઃખમાં નાખી છે.[9] કારણ કે કશ્યપનો દીકરો દુષ્ટ હિરણ્યાક્ષ દૈત્ય મને હરી જતાં હું મહાસાગરમાં ડૂબી ગઈ હતી ત્યારે વિષ્ણુએ વરાહનો અવતાર ધરીને મને બહાર કહાડી અને સ્થિર કરીને સ્થાપી છે.[10-11] જો મને એમણે રસાતલમાંથી કહાડી ન હોત તો હું ત્યાં સ્વસ્થપણાથી અને સુખથી રહી હોત. હે ઇંદ્ર! હવે હું દુરાત્માઓનો ભાર ઉપાડી શકતી નથી.[12] આગળ આ મહા દુષ્ટ અઠ્ઠાવીશમો કલિયુગ સમીપે આવતો જાય છે તો તે સમયે હું દબાઇને તુરત રસાતલમાંજ જઈશ.[13] એટલામાટે હે દેવતાઓના સ્વામી! મને દુઃખરૂપી સમુદ્રમાંથી પાર પહોંચાડો અને મારો ભાર મટાડો, હું તમારા ચરણમાં પ્રણામ કરૂં છું."[14]

ઇંદ્ર કહે છેઃ–હે પૃથ્વિ! હમણાં હું તારૂં શું કરૂં? તું બ્રહ્માને શરણે જા. હું પણ ત્યાં આવીશ અને એ બ્રહ્મા તારૂં દુઃખ મટાડશે.[15]

વ્યાસ કહે છેઃ–એ વચન સાંભળીને પૃથ્વી તુરત બ્રહ્મલોકમાં ગઈ અને ઇંદ્ર પણ પછવાડેથી સર્વ દેવતાને સાથે લઇને ત્યાં ગયા.[16] હે રાજા! ત્યાં બ્રહ્માએ ગાય આવેલી જોઈ અને તેને ધ્યાનથી પૃથ્વી જાણી લઇને કહ્યું[17] કેઃ–"હે પૃથ્વિ! તું શામાટે રોય છે, તને હમણાં શું દુઃખ છે અને કયા પાપીએ તને પીડી છે તે કહે.[18] પૃથ્વીએ કહ્યું કેઃ–"હે જગતના પતિ! આ દુષ્ટ કલિયુગ આવે છે, એ યુગમાં સઘળી પ્રજા પાપી થશે, એ કલિના ભયથી હું બ્હીઉં છું.[19] પૂર્વનું વૈર ધરાવનારા રાક્ષસો કે જેઓ હમણાં રાજાઓ થયા છે તેઓ સઘળા દુરાચારવાળા, પરસ્પરથી વિરોધ કરનાર અને ચોરનાં કામ કરવા લાગ્યા છે.[20] માટે હે બ્રહ્મા! હવે એ રાજાઓને મારીને મારો ભાર ઉતારો. હે મહારાજ! એ રાજાઓનાં સૈન્યોના ભારથી હું પીડાઈ છું."[21] બ્રહ્માએ કહ્યું કેઃ-"હે દેવિ! તારો ભાર ઉતારવાની મારી શક્તિ નથી. આપણે દેવના દેવ અને ચક્ર ધરનારા વિષ્ણુના લોકમાં જઇએ.[22] એ વિષ્ણુ તારો ભાર ઉતારશે. મેં પ્રથમથી સારી

રીતે વિચાર કરીને તારૂં કામ કરવું ધારી રાખ્યું છે."[૨૩] આ પ્રમાણે પૃથ્વીને કહીને બ્રહ્માએ ઇંદ્રને પણ કહ્યું કેઃ—"હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! જ્યાં વિષ્ણુ ભગવાન રહે છે ત્યાં ચાલો."[૨૪] વેદના કર્ત્તા બ્રહ્મા એટલું બોલી દેવતાઓને અને પૃથ્વીને આગળ કરી હંસઉપર બેસીને વિષ્ણુના સ્થાનકમાં ગયા. ત્યાં જઇને ભક્તિમાં તત્પર થએલા બ્રહ્માએ નીચે પ્રમાણે વિષ્ણુની સ્તુતિ કરી.[૨૫]

બ્રહ્મા સ્તુતિ કરે છેઃ—હજારો મસ્તકવાળા, હજારો નેત્રવાળા અને હજારો પગવાળા તમે છો. હે દેવ ! પુરાણ પુરૂષ, દેવના દેવ અને સનાતન તમે છો.[૨૬] જે કાંઈ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન છે તે તમારૂં રૂપ છે. હે વિભુ ! હે લક્ષ્મીના પતિ ! અમોને અમરપણું તમે આપેલું છે.[૨૭] તમારો મહિમા આટલો છે એમ ત્રૈલોક્યમાં કોઇ જાણતું નથી. સર્જનાર, પાલન કરનાર, સંહાર કરનાર, સર્વની ગતિરૂપ અને ઈશ્વર તમેજ છો.[૨૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બ્રહ્માએ સ્તુતિ કરતાં નિર્મલ અંતઃકરણવાળા વિષ્ણુએ પ્રસન્ન થઇને તે બ્રહ્માદિકને દર્શન દીધું.[૨૯] પ્રસન્ન મુખવાળા વિષ્ણુએ તે દેવતાઓને સ્વાગત પૂછીને પછી તેઓના આવવાનું કારણ સવિસ્તર પૂછ્યું.[૩૦] પૃથ્વીના દુઃખનું સ્મરણ કરતા બ્રહ્માએ પ્રણામ કરીને તેમને કહ્યું કેઃ—"હે વિષ્ણુ ! હે જનાર્દન ! તમારે પૃથ્વીનો ભાર ઉતારવો જોઇએ.[૩૧] હે દયાના ભંડારરૂપ ! દ્વાપર યુગને અંતે તમે પૃથ્વીમાં અવતાર ધરી દુષ્ટ રાજાઓને મારીને પૃથ્વીનો ભાર ઉતારો."[૩૨]

વિષ્ણુ કહે છેઃ—હું, તમે, શિવ, ઇંદ્ર, અગ્નિ, યમ, ત્વષ્ટા, સૂર્ય કે વરૂણ પણ આ વિષયમાં સ્વતંત્ર નથી.[૩૩] આ સઘળું સ્થાવર—જંગમ જગત યોગમાયાના સ્વાધીનમાં છે. તમારાથી તે સ્તંબસુધીનું સઘળું જગત યોગમાયાના ગુણોરૂપી દોરાઓથી ગુંથાએલું છે.[૩૪] હે બ્રહ્મા ! એ હિતકારી યોગમાયા પ્રથમ પોતાની ઇચ્છાથી જેમ કરવું ધારે તેમ કરી શકે છે. આપણે સઘળા તેમને વશ છીએ.[૩૫] તમો બુદ્ધિથી વિચાર કરો કે હું જો સ્વતંત્ર હોઉં તો મહાસાગરમાં માછલારૂપે અને કાચબારૂપે શામાટે થાઉં?[૩૬] એ તિર્યગ્યોનિમાં અવતરવાથી મને કયો ભોગ, કયી કીર્ત્તિ, કયું સુખ, કયું પુણ્ય અને કયું ફળ હતું?[૩૭] હે બ્રહ્મા ! હું જો સ્વતંત્ર હોઉં તો વરાહ, વામન નૃસિંહ, અને પરશુરામ શા માટે થાઉં?[૩૮] જમદગ્નિનો પુત્ર અને ઉત્તમ બ્રાહ્મણ પરશુરામ થઇને હું યુદ્ધમાં ક્રૂર કર્મ શા માટે કરૂં, લોહીથી સઘળા હ્રદો(પાણીના ધરા)ને શામાટે ભરૂં અને નિર્દયપણાથી ગર્ભમાં રહેલા ક્ષત્રિયોને પણ શામાટે મારૂં?[૩૯.૪૦] હે દેવતાઓના સ્વામી ! હું રામાવતારમાં પગે પાળો દંડકારણ્યમાં ગયો હતો. ફાટેલાં વસ્ત્ર પેહેર્યાં હતાં, જટા અને વલ્કલ ધર્યાં હતાં, કોઈ સહાય નહિ હતો તથા પાસે ખરચી પણ નહિ હતી. લાજ છોડી દઇને એ ભયંકર અને નિર્જન વનમાં મૃગયા કરતો ફરતો હતો.[૪૧.૪૨] માયાનું આવરણ આવવાનેલીધે સોનાના મૃગને મેં જાણ્યો નાહ હતો અને ઝુંપડીમાં સીતાને મૂકીને હું તે મૃગની પછવાડે ગયો હતો.[૪૩] લક્ષ્મણને હું બહુજ સમજાવી ગયો હતો તો પણ તે લક્ષ્મણ માયાના ગુણોથી મોહ પામી સીતાને એકલાં મૂકીને મારી પછવાડે નીકળ્યા હતા.[૪૪] તે સમયમાં રાવણ કપટથી સંન્યાસીનું રૂપ ધરી શોકથી પીડાએલાં સીતાને તુરત હરી ગયો હતો.[૪૫] હું બહુજ દુઃખથી ઘેરાઇને પ્રત્યેક વનમાં રોયો હતો

અને કામના પ્રસંગનેલીધે મેં સુગ્રીવની સાથે મિત્રતા કરી હતી.[૪૬] મેં અન્યાયથી વાળિને માર્યો અને શાપથી છોડાવ્યો હતો. વાનરોની સહાયતા લઇને હું લંકામાં ગયો હતો.[૪૭] ત્યાં હું અને મારો ન્હાનો ભાઇ લક્ષ્મણ નાગપાશથી બંધાઇ ગયા હતા. અમોને મૂર્છિત થઇને પડેલા જોઈ વાનરો વિસ્મય પામ્યા હતા,[૪૮] અને પાછળથી ત્યાં ગરૂડે આવીને અમોને છોડાવ્યા હતા. એ સમયે મને મોટી ચિંતા થઈ હતી કે:–"હવે તે દૈવ શું કરશે?[૪૯] રાજ્ય ગયું, વનવાસ થયો, પિતાનું મરણ થયું, સ્ત્રીનું હરણ થયું અને આ યુદ્ધમાં મોટું કષ્ટ પણ પડયું. દૈવ આથી પણ વધારે શું દુઃખ દેશે અને આગળ જતાં શું કરશે?"[૫૦] હે બ્રહ્મા! પ્રથમ તો રાજ્યનું હરણ થતાં ધનવગરનો હું સીતાની સાથે વનમાં નીકળતાં અમને મોટું દુઃખ થયું હતું.[૫૧] હું વનમાં ગયો ત્યારે મારા પિતાએ મને એક ફૂટી કોડી પણ આપી ન હતી. પગે પાળો, સહાય રહિત અને ધન રહિતજ નીકળ્યો હતો.[૫૨] મોટા વનમાં ક્ષત્રિયના ધર્મનો ત્યાગ કરીને પારધિની વૃત્તિથી મેં ચૌદ વર્ષ કહાડયાં હતાં.[૫૩] આશા ન હતી પણ દૈવગતિથી યુદ્ધમાં જય મળ્યો, રાવણને માર્યો અને સીતાને પાછાં લાવ્યો,[૫૪] અને અયોધ્યાનું રાજ્ય પણ પાછું મળ્યું. સંપૂર્ણ રાજ્ય પામીને કોસલ દેશમાં રહેતાં મને કેટલાંક વર્ષો સુધી સંસારનું સુખ પણ મળ્યું હતું.[૫૫] આ પ્રમાણે રાજ્યનો અધિકાર પામીને રહેતાં કેટલાંક વર્ષો પછી મેં લોકોની નિંદાથી ભય પામીને સીતાને વનમાં છોડી દીધાં હતાં.[૫૬] વળી પાછું સ્ત્રીના વિરહનું દુઃખ મને પ્રાપ્ત થયું હતું. તે પછી પૃથ્વીની પુત્રી સીતા પૃથ્વીને ભેદીને પાતાળમાં ગયાં હતાં.[૫૭] આવી રીતે રામાવતારમાં પણ પરતંત્રપણાથી મને નિરંતર દુઃખો પ્રાપ્ત થયાં હતાં. હું જો સ્વતંત્ર હોત તો આવાં દુઃખ પડતજ નહિ. છેવટ કાળની ગતિથી મને મારા ભાઇઓની સાથે સ્વર્ગની પ્રાપ્તિ થઈ હતી. હે બ્રહ્મા! સમજુ પુરૂષે પરતંત્રતાની શી વાત કરવી?[૫૮-૫૯] તમે જુવો કે હું જેમ પરતંત્ર છું તેમ તમે, રૂદ્ર અને બીજા સઘળા ઉત્તમ દેવતાઓ પણ પરતંત્ર છો.[૬૦]

**परतंत्रोस्म्यहं नूनं पद्मयोने निशामय ॥**
**तथात्वमपि रुद्रश्च सर्वे चान्ये सुरोत्तमाः॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

---

## अध्याय १९ मो.

## વિષ્ણુની આજ્ઞાથી દેવતાઓએ કરેલી દેવીની સ્તુતિ

### વ્યાસ ઉવાચ

**इत्युक्त्वा भगवान् विष्णुः पुनराह प्रजापतिम् ॥**
**यन्मायामोहितः सर्वस्तत्वं जानाति नो जनः॥१॥**

વ્યાસ કહે છેઃ–વિષ્ણુ ભગવાને એ પ્રમાણે કહીને વળી પણ બ્રહ્માને કહ્યું કેઃ–"સર્વે પરમાત્માની માયાથી મોહ પામેલા હોવાનેલીધે પરમાત્માનું તત્વ જાણતા નથી.[૧] આપણે પણ એમની માયાથી ઢંકાએલા હોવાનેલીધે એ પરમાત્મા કે જે પરમ પુરૂષ, શાંત, સચ્ચિદાનંદ અને અવિનાશી છે તેમનું સ્મરણ કરતા નથી.[૨] હે બ્રહ્મા! હું વિષ્ણુ છું, હું બ્રહ્મા છું અને હું શિવ છું એવા અભિમાનથી મોહ પામેલા આપણે સનાતન પર વસ્તુને જાણતા નથી.[૩] લાકડાની પૂતળી જેમ નટના સ્વાધીનમાં રહે છે તેમ હું પણ માયાથી મોહ પામવાનેલીધે સર્વદા પરમાત્માને અધીન રહું છું.[૪] કલ્પના આરંભકાળે મેં, તમે અને સદાશિવે પણ સુધાસાગરમાં કલ્પવૃક્ષના વનવાળી

મણિદ્વીપ નામના ક્રીડાસ્થળમાં દેવીઓના સમાજની અંદર તે પરમાત્માની અદ્ભુત વિભૂતિ કે જે કોઇ દિવસે દેખવામાં કે સાંભળવામાં આવી ન હતી તેને દીઠી હતી. એટલામાટે હે દેવતાઓ ! આજ એ સર્વ મનોરથોને પૂરનારી, સર્વોત્તમ, મંગલરૂપ અને આદિશક્તિરૂપ પરમાત્માની માયાનું સ્મરણ કરો."[૫-૭] આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળીને બ્રહ્માદિક દેવતાઓએ સનાતની યોગમાયા ભુવનેશ્વરી દેવીનું મનથી સ્મરણ કર્યું.[૮] સ્મરણ કરતાંજ તે સમયે દેવીએ પ્રત્યક્ષ દર્શન દીધું. પાશ, અંકુશ, વર અને અભયને ધારણ કરનારાં અને જાસુદના ફૂલની પેઠે રાતાં એ સુંદર દેવીને જોઇને રાજી થએલા દેવતાઓએ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૯]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–જેમ કરોળીઆમાંથી તંતુ અને અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ જેમાંથી આ જગત નીકળેલું છે તે શક્તિને અમો પ્રણામ કરીએ છીએ.[૧૦] આ સઘળું ચરાચર જગત જેની માયાશક્તિએ કલ્પેલું છે તે ચૈતન્યરૂપ અને કરૂણાના સાગરરૂપ ભુવનેશ્વરીનું સ્મરણ કરીએ છીએ.[૧૧] આ સંસાર જેનાં અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે અને જેનાં જ્ઞાનથી નાશ પામે છે તે બોધરૂપ દેવીનું સ્મરણ કરીએ છીએ. એ દેવી પોતાનું સ્મરણ કરવાની અમને નિરંતર પ્રેરણા કરજો.[૧૨] મહાલક્ષ્મીને જાણીએ છીએ અને એ સર્વની શક્તિનું ધ્યાન કરીએ છીએ; તો એ દેવી અમને નિરંતર તે પ્રમાણે કરવાની પ્રેરણા કરજો.[૧૩] હે મા ! હે જગતની પીડાને હરનારાં ! અમો તમને પ્રણામ કરીએ છીએ. હે દયાથી ભીંજાએલાં ! અમારૂં કલ્યાણ કરો, પ્રસન્ન થાઓ અને અમારૂં આ કામ કરો. હે મહેશ્વરિ ! દૈત્યોના સમૂહને મારીને પૃથ્વીનો ભાર હરો. હે ભવાનિ ! સત્પુરૂષોનું કલ્યાણ કરો.[૧૪] હે કમળ સરખાં નેત્રવાળાં ! તમે જો દેવતાઓની ઉપર દયા ન કરો તો દેવતાઓ કદી પણ યુદ્ધમાં ખડ્ગ અને બાણોથી પ્રહાર કરવાને સમર્થ થાય ? નજ થાય. તેજોમય રૂપ ધરી "હે અગ્નિ ! આ ખડનો દાહ કર." ઈત્યાદિક શબ્દો બોલીને આ વાત* તમેજ કહેલી છે.[૧૫] હે મા ! કંસ, નરકાસુર, કાળયવન, કેશી, જરાસંધ, બકાસુર, પૂતના, ધેનુકાસુર અને શાલ્વ આદિ તથા બીજા પણ જે રાજાઓ પૃથ્વી ઉપર ભારરૂપ છે તેઓને મારીને તમે તુરત જગતનો ભાર ઉતારો.[૧૬] હે કમળસરખા નેત્રવાળાં ! ઈંદ્ર, વિષ્ણુ તથા સદાશિવ પણ સંગ્રામ કરીને જે દૈત્યોને મારી શક્યા ન હતા તે દૈત્યો તમારી સાથેના સંગ્રામમાં તમારૂં સુંદર મુખ જોતા હતા તેટલીવારમાં તમે તેઓને બાણોથી લીલામાત્રમાં મારી નાખ્યા હતા.[૧૭] હે દેવતાઓનાં ઈશ્વરિ ! તમારી શક્તિવિના વિષ્ણુ અને રૂદ્ર આદિ દેવતાઓ પણ એક પગલું ભરવાને પણ સમર્થ નથી. હે ચંદ્રની કળારૂપ મુકુટવાળાં ! શેષનાગ પણ તમે આપેલી ધારણા શક્તિવિના પૃથ્વીને ધરી રાખવામાં સમર્થ છે? નથીજ.[૧૮]

* तवल्कार ઉપનિષદમાં આ કથા લખી છે. અસુરો સાથેના સંગ્રામમાં ઈશ્વરીના પ્રસાદથીજ દેવતાઓને જય મળ્યો હતો તોપણ તેઓને અભિમાન થયું કે આ જય અમારા સામર્થ્યથીજ મળ્યો છે, પછી તેઓનું અભિમાન ઉતારવા સારૂ ભગવતીએ ત્યાં પોતાનું તેજોમય રૂપ પ્રકટ કર્યું. એ રૂપનો નિશ્ચય કરવા સારૂ ત્યાં પ્રથમ અગ્નિ જતાં ભગવતીએ તેને પૂછ્યું કે તારામાં શી શક્તિ છે ? અગ્નિએ કહ્યું કે મારામાં બાળવાની શક્તિ છે. પછી ભગવતીએ તેની આગળ ખડનું તણુખલું મૂકીને કહ્યું કે આનો દાહ કર. અગ્નિએ ઘણો ઘણો ઉદ્યોગ કર્યો પણ તેનાથી તણુખલુ બાળી શકાયું નહિ. આવી રીતે બીજા દેવતાઓનું અભિમાન પણ ભગવતીએ ઉતાર્યું હતું.

ઇંદ્ર સ્તુતિ કરે છેઃ—બ્રહ્મા સરસ્વતીવિના જગતને રચવામાં સમર્થ છે ? વિષ્ણુ લક્ષ્મી વિના જગતનું પાલન કરવામાં સમર્થ છે ? અને સદાશિવ ઉમાવિના જગતનો સંહાર કરવામાં સમર્થ છે ? નથીજ. પણ એ પ્રજાપતિઓ તે શક્તિઓની સહાયતાથીજ પોતપોતાનાં કામ કરવામાં સમર્થ થાય છે.[૧૯]

વિષ્ણુ સ્તુતિ કરે છેઃ—હે નિર્દોષ ! હે સઘળા વૈભવોનાં ઈશ્વરિ ! તમારી શક્તિવિના બ્રહ્મા કદીપણ ત્રૈલોક્યને સજી શકે નહિ, હું કદીપણ ત્રૈલોક્યનું પાલન કરી શકું નહિ અને શિવ કદીપણ ત્રૈલોક્યનો સંહાર કરી શકે નહિ. એટલામાટે તમે સર્વની શક્તિરૂપે જણાઓ છો.[૨૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે એ ઉત્તમ દેવતાઓએ સ્તુતિ કરતાં તેઓને દેવીએ કહ્યું કેઃ—"તમો સંતાપ છોડી દઇને જે તમારૂં કામ હોય તે કહો.[૨૧] જે કહો તે કરી આપું. આ લોકમાં જે અસાધ્ય છે તે કરવાની પણ તમારી ઈચ્છા હશે તો તે હું કરી આપીશ. હે ઉત્તમ દેવતાઓ ! તમારાં અને પૃથ્વીનાં દુઃખની વાત કરો.[૨૨]

દેવતાઓ કહે છેઃ—હે ભુવનેશ્વરિ ! દુષ્ટરાજાઓએ પીડેલી આ પૃથ્વી ભારથી દબાઈને રોતી રોતી અને ધ્રુજતી ધ્રુજતી દેવતાઓની પાસે આવી છે માટે આનો ભાર ઉતરે એમ કરવું જોઇએ. હે શિવા ! હમણાં એ કામ કરવાનીજ અમારી ઈચ્છા છે.[૨૩,૨૪] હે મા ! મહિષનું રૂપ ધરનારા દાનવને બળથી અત્યંત દબાવીને પૂર્વે તમે માર્યો હતો અને તેના કરોડો સહાયકોને પણ તમેજ માર્યા હતા.[૨૫] શુંભ, નિશુંભ, રક્તબીજ, ચંડ, મુંડ, ધૂમ્રલોચન, દુર્મુખ, દુઃસહ અને કરાલ આદિ ઘણા ઘણા ક્રૂર અને અત્યંત બળવાળા દૈત્યોને તમેજ માર્યા હતા.[૨૬] એ પ્રમાણે હમણાં પણ દૈત્યો કે જેઓ દુષ્ટ રાજાઓના રૂપથી અવતર્યા છે તે સઘળાઓને મારીને આ પૃથ્વીનો મોટો ભાર ઉતારો.[૨૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવતાઓએ વિજ્ઞપ્તિ કરતાં નેત્રની શ્યામ અણીઓવાળાં મહામંગલરૂપ જગદંબાએ હસીને મેઘનાદ સરખી ગંભીર વાણીથી તેઓને નીચેપ્રમાણે કહ્યું.

જગદંબા કહે છેઃ—હે દેવતાઓ ! પૃથ્વીનો દુષ્ટ રાજાઓરૂપી ભાર જે રીતે ઉતરે તે રીતે અંશાવતરણ કરવાનો મેં પ્રથમથીજ વિચાર કર્યો છે.[૨૮-૩૦] મંદ બુદ્ધિવાળા પણ મહા ભાગ્યશાળી જરાસંધ આદિ રાજાઓ કે જેઓ દૈત્યો છે તે સઘળાઓને મારી શક્તિથી મારે મારવા છે. મારી શક્તિવાળા તમોએ પણ પૃથ્વીમાં પોતપોતાના અંશોથી અવતરીને ભાર ઉતારવો. મારા અવતારથી પહેલાં દેવતાઓના પ્રજાપતિ કશ્યપ પોતાની સ્ત્રીની સાથે યાદવોના કુલમાં વસુદેવરૂપે અવતરશે અને આ વિષ્ણુ ભગવાન પોતાને લાગેલા ભૃગુના શાપનેલીધે અંશથી વસુદેવના પુત્રરૂપે અવતરશે. તે સમયે હું ગોકુલમાં યશોદાની પુત્રીરૂપે અવતરીને દેવતાઓનું સઘળું કામ કરીશ.[૩૧-૩૫] કારાગૃહમાં અવતરેલા વિષ્ણુને ગોકુલમાં પહોંચાડીશ અને દેવકીના ગર્ભમાંથી શેષનાગને રોહિણીના ગર્ભમાં પહોંચાડીશ. મારી શક્તિથી વૃદ્ધિ પામેલા એ વિષ્ણુ અને શેષ દ્વાપરયુગના અંતમાં દુષ્ટ લોકોનો ક્ષય કરશે.[૩૬] સાક્ષાત્ ઇંદ્રના અંશથી અવતરેલો અર્જુન પણ અવશ્ય દુષ્ટ રાજાઓના સૈન્યોનો અત્યંત ક્ષય કરશે.[૩૭] ધર્મના અંશરૂપ યુધિષ્ઠિર રાજા, વાયુના અંશરૂપ ભીમસેન, અશ્વિનીકુમારના અંશરૂપ નકુલસહદેવ અને વસુના અંશરૂપ ભીષ્મ અવતરશે; તેઓ પણ રાજાઓનાં

સૈન્યોનો ક્ષય કરશે. હમણાં તમો જાઓ અને પૃથ્વી પણ સ્થિર થઇને રહો. હે ઉત્તમ દેવતાઓ ! બીજાઓને નિમિત્તમાત્ર કરીને હું જ મારી શક્તિથી કુરૂક્ષેત્ર આદિ સ્થળોમાં ક્ષત્રિયાદિકનો ક્ષય કરીને પૃથ્વીનો ભાર અવશ્ય ઉતારીશ.[૩૮,૪૦] પરાયા ગુણોમાં દોષનો આરોપ, ઈર્ષ્યા, તૃષ્ણા, મમતા, અહંકાર, સ્પૃહા, જયની ઈચ્છા, કામ અને મોહ આદિ દોષોનેલીધે બ્રાહ્મણોનો શાપ લાગવાથી યાદવોનો વંશ નાશ પામશે.[૪૨] વિષ્ણુ ભગવાન પણ શાપનેલીધે પોતાના કલેવરનો ત્યાગ કરશે. હે દેવતાઓ ! તમો પણ વિષ્ણુની સહાયતા કરવા સારૂ મથુરામાં અને ગોકુલમાં પોતપોતાની સ્ત્રીઓસહિત પોતપોતાના અંશોથી અવતરો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે કહીને પરમાત્માની યોગમાયારૂપ એ દેવી અંતર્ધાન થઈ ગયાં.[૪૩,૪૪] પૃથ્વીસહિત સર્વે દેવતાઓ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. પૃથ્વી એ દેવીનાં વચનથી પ્રસન્ન થઇને સ્થિર થઈ.[૪૫] તેમાં ઔષધી અને લતાઓ સારી થવા લાગી. હે જનમેજય ! આ પ્રમાણે થવાથી પ્રજાને સુખ થયું, બ્રાહ્મણો પણ સારો ઉદય પામ્યા અને સર્વે મુનિઓ સંતુષ્ટ થઇને ધર્મ કરવામાં તત્પર થયા.[૪૬].

**औषधीवीरुधोपेता बभूव जनमेज ॥**
**प्रजाश्च सुखिनोजाता द्विजाश्चापुर्महोदयम् ॥**
**संतुष्टा मुनयः सर्वे बभूवुर्धर्मतत्पराः ॥ ४६ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

---

# अध्याय २० मो.

## વસુદેવાદિના અવતાર વગેરે

**व्यास उवाच**

**शृणु भारत वक्ष्यामि भारावतरणं तथा ॥**
**कुरुक्षेत्रे प्रभासे च क्षपितं योगमायया ॥१॥**

વ્યાસ કહે છેઃ—હે જનમેજય ! કુરૂક્ષેત્રમાં અને પ્રભાસમાં યોગમાયાએ લોકોનો સંહાર કરીને જે ભાર ઉતાર્યો તે વિષે કહું છું તે સાંભળો.[૧] અપાર તેજવાળા વિષ્ણુ ભૃગુના શાપના પ્રભાવથી અને યોગમાયાના બળથી યદુવંશમાં અવતર્યા હતા તો પણ તેમાં મુખ્યત્વે કરી માયાએજ પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ પૃથ્વીમાં વિષ્ણુને જનમાવવાની ગોઠવણ કરી હતી એવો મારો નિશ્ચય છે. હે રાજા આમાં શું આશ્ચર્ય છે ?[૨,૩] એ માયા દેવી ત્રણ ગુણવાળા બ્રહ્મા, વિષ્ણુ અને શિવને પણ નિરંતર નચાવે છે ત્યારે બીજાઓની તો શી વાત કરવી ?[૪] પ્રસિદ્ધ લીલાવાળાં એ દેવીએ વિષ્ણુને પણ વિષ્ઠા, મૂત્ર અને આંતરડાવાળા ગર્ભમાં રહેવાનું અત્યંત દુઃખ આપ્યું હતું.[૫] તમારા જાણવામાંજ છે કે પૂર્વે રામાવતારમાં પણ દેવીએ દેવતાઓને વાનર કર્યા હતા અને વિષ્ણુને પણ અહંતા–મમતારૂપ અત્યંત દૃઢ પાશથી બાંધી લઇને મોહિત કર્યા હતા.[૬] જીવન્મુક્ત થએલા યોગીઓ, મુક્તિની ઈચ્છાવાળાઓ અને ભોગની ઈચ્છાવાળાઓ પણ એ મંગલરૂપ જગદીશ્વરી દેવીનુંજ ઉપાસન કરે છે. જેની ભક્તિના લેશનો પણ અમુક ભાગ મળવાથી જીવને મુક્તિ થાય છે. તેનું કયો જન સેવન ન કરે ? 'હે ભુવનેશ્વરિ ! મારી રક્ષા કરો ' એમ બોલવાનું ધારીને ' ભુવનેશ્વરિ ' એટલું બોલવામાં આવે,ત્યાંજ દેવી ત્રૈલોક્યનુ રાજ્ય આપે છે અને પછી એ વાક્ય પૂરૂં બોલાય ત્યારે તો કાંઇ પણ દેવાનું નહિ રહેવાથી તેનું ઋણજ દેવીના ઉપર રહે છે. હે રાજા ! દેવીનાં વિદ્યા અને અવિદ્યા, એ બે રૂપ છે.[૭-૧૦] તેમાં વિદ્યાથી જીવ મુક્ત થાય છે અને અવિદ્યાથી બંધાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ સઘળા એ દેવીનેજ વશ છે. જાણે

નાડાથી બંધાયા હોય તેમ પરવશપણાથી વિષ્ણુના સર્વે અવતારો થાય છે. વિષ્ણુ કોઈ સમયે વૈકુંઠમાં અને ક્ષીરસાગરમાં સુખ ભોગવે છે.[૧૧.૧૨] કોઈ સમયે બલવત્તર દૈત્યોની સાથે યુદ્ધ કરે છે, કોઈ સમયે મોટા મોટા યજ્ઞો કરે છે, કોઈ સમયે તીર્થમાં તીવ્ર તપશ્ચર્યા કરે છે અને કોઇ સમયે યોગનિદ્રાનો આશ્રય લઇને શયનમાં સૂવે છે.[૧૩.૧૪] વિષ્ણુ ભગવાન કોઈ સમયે પણ સ્વતંત્ર નથી. બ્રહ્મા, રૂદ્ર, ઈંદ્ર, વરૂણ, યમ, કુબેર, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, બીજા ઉત્તમ દેવતાઓ, સનકાદિક યોગીઓ અને વસિષ્ઠાદિક મુનિઓ પણ એવીજ રીતે જગદંબાને વશ છે. જેમ પુતળી, નચાવનારા નટને વશ છે તેમ સર્વે દેવીને વશ છે. જેમ નાકમાં નાથેલા બળદો ખેડુની ઈચ્છા પ્રમાણે વરતે છે તેમ કાલપાશથી બંધાએલા સર્વે દેવતાઓ જગદંબાની ઈચ્છા પ્રમાણે વરતે છે. હે રાજા ! હર્ષ—શોકાદિક પદાર્થો અને નિદ્રા, તંદ્રા તથા આલસ્ય આદિ પદાર્થો સર્વદા સઘળા દેહધારીઓના દેહોમાં રહ્યા છે. ગ્રંથકારોએ દેવતાઓને અમર, જરારહિત, વિબુધ અને દેવ કહેલા છે પણ તે માત્ર નામ આપેલાં છે એમ સમજવું; કારણ કે તેઓ અર્થથી એવા કદી નથી. જેઓનાં ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ નિરંતર થયા કરતાં હોય તેઓને અમર અને જરારહિત શી રીતે કહી શકાય, જેઓ નિરંતર દુઃખોથી મુંઝાતા હોય તેઓને વિબુધ કેમ કહેવાય ?[૧૫-૨૧] જેઓને ક્રીડા બંધ કરનારાં દુઃખો આવી પડતાં હોય તેઓને દેવ કેમ કહેવાય ? આ સંસારમાં દેવતાઓમાં પણ ક્ષણમાત્રથી ઉત્પત્તિ અને નાશ જોવામાં આવે છે એમાં કશો સંશય નથી. જેઓ આયુષ્યને અંતે મરી જતા હોય તેઓને જળજંતુ, કીડા અને મસલાંઓની ઉપમા શામાટે ન દેવાય?[૨૨.૨૩] જેમ માણસોમાં કેટલાએક એક વર્ષસુધીજ જીવે છે અને કેટલાએક સો વર્ષસુધી પણ જીવે છે, તેમ અમર કહેવાતા દેવતાઓ પણ કેટલાએક થોડા કાળસુધી અને કેટલાએક ઘણા કાળસુધી જીવે છે. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર વળી એઓના કરતાં વધારે જીવે છે. એ સઘળાઓ અનુક્રમથી જન્મે છે, મોટા થાય છે અને મરે છે પણ ખરા.[૨૪.૨૫] જેણે દેહ ધર્યો તેને મરવું અવશ્ય છે અને જે મુવો તેને જન્મવું અવશ્ય છે. સઘળાઓને ચક્રની પેઠે ફરવું પડે છે એમાં કશો સંશય નથી.[૨૬] મોહજાળથી વીંટાએલો જીવ કદીપણ મુક્ત થતો નથી અને માયા વિદ્યમાન છે ત્યાંસુધી મોહજાળ પણ મટતી નથી.[૨૭] હે રાજા ! ઉત્પત્તિના સમયમાં અનુક્રમ પ્રમાણે સઘળા બ્રહ્માદિકની ઉત્પત્તિ થાય છે અને કલ્પના અંતમાં સઘળાઓનો નાશ થાય છે.[૨૮] માયા, જેવું જેનું કર્મ હોય તે પ્રમાણે કાંઈક નિમિત્ત કલ્પીને તેનો નાશ કરે છે. જે કર્મનું નિર્માણ હોય તેમાં ફેરફાર થતોજ નથી.[૨૯] જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, સુખ અને દુઃખ કર્મ પ્રમાણેજ થાય છે એમાં કાંઈપણ ફેર પડતો નથી એવો નિર્ણય છે.[૩૦] સર્વને સુખ આપનારા ચંદ્રમા અને સૂર્ય કે જેઓ પ્રત્યક્ષ દેવ છે તેઓને તેઓના વૈરી રાહુથી થતી પીડા કદી મટતી નથી.[૩૧] શનૈશ્ચર સૂર્યનો પુત્ર છતાં મંદ છે. ચંદ્રમા ક્ષયરોગવાળો અને કલંકી છે. હે રાજા ! જુવો ! મોટાઓથી પણ કર્મનું બંધન વારી શકાતું નથી. બ્રહ્મા કે જે વેદના કર્ત્તા, જગતના રક્ષક અને સર્વને ઉપદેશ દેનારા છે તે પણ પોતાની પુત્રી સરસ્વતીને જોઇને કામાતુર થયા હતા.[૩૨.૩૩] શિવનાં પણ સતી નામનાં સ્ત્રી પોતાના દેહને બાળીને મરી ગયાં હતાં અને એથી શિવ

બહુજ દુઃખી થયા હતા.[૩૪] લોકોની પીડાને હરનારા શિવ કામદેવથી પીડાયા હતા. દેહમાં કામદેવરૂપ અગ્નિનો તાપ ઉઠતાં શિવ યમુનામાં પડ્યા હતા કે જેના શરીરના તાપનેલીધે યમુનાનું જળ શ્યામ થઈ ગયું છે.[૩૫] કામદેવથી પીડાએલા સદાશિવ રમતાં રમતાં નાગા ને નાગા ભૃગુ ઋષિના વનમાં નીકળી ગયા હતા, ત્યાં તેમને કામાતુર જોઇને ભૃગુએ ભારે શાપ દીધો હતો કે 'હે નિર્લજ્જ! હમણાંને હમણાં તમારૂં લિંગ પડી જાઓ.' એ શિવ આનંદનેમાટે દાનવોએ બનાવેલી અમૃતની વાવને પી ગયા હતા.[૩૬-૩૭] ઇંદ્ર પણ બળદ બનીને પૃથ્વીમાં પુરંજય રાજાના વાહનરૂપ થયો હતો. સર્વના આદિ અને મહાવિવેકી વિષ્ણુનું સર્વજ્ઞપણું અને પ્રભુશક્તિ ક્યાંય જતાં રહ્યાં હતાં કે જેથી તેને સોનાનો મૃગ પણ જાણવામાં આવ્યો નહિ.[૩૮-૩૯] હે રાજા ! માયાનું બળ જુવો જેથી રામ પણ કામદેવથી મોહ પામ્યા હતા. વિરહથી તપી ગએલા રામ બહુજ આતુર થઇને રોયા હતા.[૪૦] મૂઢ બનીને તેમણે વૃક્ષોને પૂછવા માંડયું હતું કે 'સીતા ક્યાં ગયાં છે ? એને કોઇ ખાઇ ગયું કે હરી ગયું ?'[૪૧] વળી ઊંચા સાદથી રોતાં રોતાં લક્ષ્મણને કહ્યું હતું કેઃ—'હે લક્ષ્મણ! હું સીતાના વિરહના દુઃખથી મરી જઇશ. તમે પણ વનમાં મારા દુઃખનેલીધે મરી જશો.[૪૨] આપણને મરી ગએલાં જાણીને મારી મા પણ મરી જશે. અતિદુઃખ પામેલા શત્રુઘ્ન પણ કેમજ જીવશે?[૪૩] પુત્રના દુઃખથી પીડાઇને તમારી મા સુમિત્રા પણ પ્રાણત્યાગ કરશે. કૈકેયી અને કૈકેયીના દીકરા ભરતના સઘળા મનોરથ પૂર્ણ થશે.'[૪૪] વળી રામે વિલાપ કર્યો હતો કે 'હાય સીતા ! મને છોડીને તમે ક્યાં ગયાં ? હે મૃગનાં બચ્ચાંનાં સરખાં નેત્રવાળાં ! તમે કામાતુર થયાં હશો માટે આવો આવો.[૪૫] હે પાતળા પેટવાળાં ! મને જીવાડો. હું શું કરૂં ? ક્યાં જાઉં ? મારૂં જીવતર તમારે અધીન છે. હે જનકની પુત્રિ ! હું કે જે પ્યારો અને દીન છું તેની આશ્વાસના કરો.'[૪૬] આ પ્રમાણે વિલાપ કરતા અપાર તેજવાળા રામ વને વનમાં ભટક્યા તો પણ સીતા જોવામાં આવ્યાં નહિ.[૪૭] કમળસરખાં નેત્રવાળા રામ કે જે સર્વ લોકોના શરણરૂપ હતા તે પોતે માયાથી મોહ પામીને વાનરોને શરણે ગયા હતા.[૪૮] તેમણે વાનરોને પોતાના સહાયક કરીને સમુદ્રને બાંધ્યો અને રાવણને તથા તેના સહોદર મહાવીર કુંભકર્ણને માર્યો.[૪૯] સીતાને તેડાવ્યા પછી પોતે સર્વજ્ઞ છતાં પણ તેમને દુરાત્મા રાવણે અભડાવેલાં માનીને તેમની પાસે અગ્નિ–દિવ્ય કરાવ્યું હતું.[૫૦] હે જનમેજય રાજા ! હું યોગમાયાનાં મોટાં બળવિષે શું કહું કે જેણે ભમાવવાથી આ સઘળું જગત ભમે છે.[૫૧] શાપને વશ થએલા વિષ્ણુ એ પ્રમાણે જગતમાં અનેક અવતાર ધરીને અનેક પ્રકારની ચેષ્ટા કરે છે અને સર્વદા દૈવને અધીન રહે છે.[૫૨] હવે હું, દેવતાઓનાં કાર્ય સિદ્ધ કરવાનેમાટે મનુષ્યલોકમાં કૃષ્ણનો જન્મ થયાની અને તેમણે કરેલાં કર્મોની કથા તમારી પાસે કહું છું.[૫૩] પૂર્વે કાલિંદીના રમણીય કાંઠા ઉપર મધુવન હતું તેમાં મધુનો દીકરો બળવાન લવણ દૈત્ય રહેતો હતો.[૫૪] બ્રાહ્મણોને દુઃખ દેનારા, પાપી અને વરદાનથી ગર્વ પામેલા એ દૈત્યને લક્ષ્મણના ન્હાના ભાઇ શત્રુઘ્ને માર્યો હતો. શત્રુઘ્ને એ મહોન્મત્ત દૈત્યને સંગ્રામમાં મારીને તે સ્થળમાં અત્યંત શોભાયમાન મથુરા નામની નગરી વસાવી હતી.[૫૫-૫૬] બુદ્ધિમાન શત્રુઘ્ન એ નગરીમાં કમળસરખાં

નેત્રવાળા પોતાના બે પુત્રોને રાજ્ય આપીને કાળ આવતાં સ્વર્ગમાં ગયા હતા.[૫૭] સૂર્યવંશનો ક્ષય થતાં પૂર્વે યયાતિ રાજાના વંશજ યાદવો એ મુક્તિપુરી મથુરામાં રાજ્ય કરતા હતા.[૫૮] યાદવોમાં શૂરસેન નામનો એક વીર પુરૂષ ત્યાં રાજા થયો હતો. એ રાજા માથુર અને શૂરસેન નામના દેશોને ભોગવતો હતો.[૫૯] એ મથુરામાં યાદવોના કુલમાં વરૂણના શાપનેલીધે કશ્યપના અંશરૂપ અતિપ્રખ્યાત વસુદેવ ઉત્પન્ન થયા. વસુદેવના બાપનું નામ પણ 'શૂરસેન' હતું.[૬૦] પિતા મરી ગયા પછી વસુદેવ વણિકવૃત્તિ ( ગાયો પાળવાની આજીવિકા ) કરવા લાગ્યા હતા. એ સમયમાં ઉગ્રસેન નામનો યાદવ મથુરામાં રાજ્ય કરતો હતો. તેનો પુત્ર મહાબળવાન કંસ હતો.[૬૧] વરૂણના શાપનેલીધે કશ્યપની સ્ત્રી અદિતિ ઉગ્રસેનના ભાઇ દેવકની દીકરી થયાં હતાં અને તે 'દેવકી' એવા નામથી ઓળખાતાં હતાં.[૬૨] મહાત્મા દેવકે એ દેવકી વસુદેવને આપ્યાં હતાં. દેવકીનો વિવાહ થયો ત્યારે ત્યાં આકાશવાણી થઈ કે "હે કંસ ! હે કંસ ! હે ભાગ્યશાળી ! આ દેવકીના ગર્ભથી ઉત્પન્ન થએલો મહાપ્રબળ આઠમો પુત્ર તને મારશે."[૬૩-૬૪] એ વાણી સાંભળીને મોટા બળવાળો કંસ વિસ્મય પામ્યો અને તે દેવવાણીને સાચી માનીને ચિંતામાં પડયો.[૬૫] 'હવે હું શું કરૂં.' એમ ચિંતા કરતાં તેણે ધાર્યું કે "હમણાંજ તુરત આ દેવકીને મારી નાખું તો મારૂં મરણ ન થાય.[૬૬] આ મરણની બ્હીકના પ્રસંગમાં એમ કર્યાવિના બીજો કોઈ ઉપાય નથી." વળી તેનો વિચાર બદલાયો કે "આ કાકાની દીકરી બેન મારે પૂજ્ય છે તો તેને હું કેમ મારૂં ? "[૬૭] પાછો વળી પહેલા વિચાર ઉપર આવ્યો કે "આ જે બેન છે તે મારા મરણરૂપજ છે. વિચક્ષણ પુરૂષે પાપ કરીને પણ દેહની રક્ષા કરવી જોઇએ.[૬૮] પાપ કર્યા પછી પ્રાયશ્ચિત્ત કરીએ તો સર્વદા પાપનું નિવારણ થાય છે માટે પ્રથમ તો પાપ કરીને પણ સમજુઓએ પ્રાણની રક્ષા કરવી જોઇએ."[૬૯] આ પ્રમાણે મનથી વિચાર કરી તે પાપી કંસે ખડ્ગ લઈ તુરત તે દેવકીને ચોટલો ઝાલીને પકડ્યાં.[૭૦] કોશ (મીયાન)માંથી ખ ્ગ કહાડી મારી નાખવાની ઈચ્છાવાળા એ પાપીએ સર્વ લોકો જોતાં તુરતનાં પરણેલાં એ દેવકીને ખેંચવા માંડયાં.[૭૧] એ દેવકીને મરાતાં જોઇને મોટો હાહાકાર થઇ રહ્યો. વસુદેવને અનુસરનારા વીર લોકોએ યુદ્ધને માટે ધનુષ્યો ઉપાડ્યાં.[૭૨] અદ્ભુત પરાક્રમવાળા એ લોકોએ 'મૂકી દે, મૂકી દે' એમ કહીને કૃપાનેલીધે દેવકી જે પૂર્વ અવતારમાં દેવતાઓની મા હતાં તેમને છોડાવ્યાં.[૭૩] તે સમયમાં ધીરજવાળા વસુદેવના સહાયકોને અને ઘણા બળવાળા કંસને પરસ્પર ભયંકર યુદ્ધ થયું.[૭૪] આ પ્રમાણે દારૂણ અને રૂંવાડાં ઉભાં કરે એવું યુદ્ધ ચાલતાં યાદવોમાં વૃદ્ધ અને ઉત્તમ લોકોએ કંસને વાર્યો[૭૫] કે "હે વીર ! આ કાકાની દીકરી અણસમજુ બેન તારે પૂજ્ય છે, વળી આ વિવાહના ઉત્સવનો મેલાવડો છે માટે તારે આને મારવી નહિ જોઇએ.[૭૬] હે કંસ ! સ્ત્રીહત્યા કે જે અસહ્ય, કીર્તિનો નાશ કરનારી અને અત્યંત પાપભરેલી છે તે સમજુ પુરૂષે આકાશવાણી સાંભળવા ઉપરથી ન કરવી જોઇએ.[૭૭] તારા અથવા આ વસુદેવના કોઈ શત્રુએ અંતર્હિત થઇને આ અનર્થ કરનારી વાણી કહી હોય એમ પણ શા માટે ન હોય ?[૭૮] તારા યશનો નાશ કરવાને માટે અને વસુદેવના ઘરનો નાશ કરવાને માટે કોઈ માયાવી અને સ્વાર્થી શત્રુએ આ વાણી

કહી હશે.[૭૯] તું વીર થઇને આકાશવાણીથી બ્હીએ છે એ યોગ્ય નથી. કોઈ શત્રુએ તારા યશના મૂળનો નાશ કરવાને સારૂ આ ઉપાય કર્યો છે.[૮૦] આ તારા પિતા સમાન કાકાની દીકરી બેન છે અને વળી આ વિવાહનો સમય છે માટે આને મારવી યોગ્ય નથી. હે મોટારાજા! આને મારી નાખવાનું કરતાં પણ તારો વધ જો ભવિષ્ય હશે તો તે ગમે તે પ્રકારથી પણ થયા વગર રહેશે નહિ."[૮૧] આ પ્રમાણે તેઓએ સમજાવવા માંડયો તોપણ કંસ જ્યારે મારવાથી અટકયો નહિ ત્યારે નીતિને જાણનારા વસુદેવે તેને કહ્યું[૮૨] કેઃ—"હે કંસ! આજ હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું. સઘળું ત્રૈલોક્ય સત્યના આધારથીજ રહ્યું છે, દેવકીના જે પુત્રો ઉત્પન્ન થશે તે સઘળા હું તનેઆપી દઈશ.[૮૩] જેમ જેમ પુત્રો જન્મતા જાય તેમ તેમ તને ન આપું તો મારા પૂર્વજો ઘોર કુંભીપાકમાં પડજો."[૮૪] આ પ્રમાણે વસુદેવનું વચન સાંભળીને જે યાદવો આગળ ઉભા હતા તેઓએ તુરત કંસને વારંવાર કહ્યું કે હવે આ વાત ઠીક છે.[૮૫] આમાં કાંઈ પણ અડચણ નથી. મોટા મનવાળા વસુદેવ કોઈ સમયે ખોટું બોલતા નથી. હે ભાગ્યશાળી કંસ! હવે આનો ચોટલો છોડી દે. સ્રીહત્યાનું પાપ કરવું રહેવા દે.[૮૬] આ પ્રમાણે મહાત્મા વૃદ્ધ યાદવોએ સમજાવતાં સત્યવચન ઉપર આધાર રાખનારો કંસ ક્રોધ છોડી દઇને ચૂપ રહ્યો. તે સમયમાં દુંદુભિ અને બીજાં વાજીંત્રો પણ વાગવા લાગ્યાં. એ સભામાં સર્વે લોકોએ જયજયકાર શબ્દ કર્યો.[૮૭] મોટા યશવાળા વીર વસુદેવ તે સમયે કંસને રાજી કરી દેવકીને છોડાવી પોતાના અનુયાયી સંબંધીઓથી વીંટાઈ નિર્ભય થઇને, નવાં પરણેલાં દેવકીની સાથે પોતાને ઘેર ગયા.[૮૮]

प्रसाद्य कंसं प्रतिमोच्य देवकीं।
महायशाः शूरसुत स्तदानीम् ॥
जगामगेहं स्वजनानुवृत्तो।
नवोढया वीतभयस्तरस्वी ॥ ८८ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦

---

## अध्याय २१ मो. દેવકી–પુત્રવધ

### व्यास उवाच

अथकालेतुसंप्राप्ते देवकीदेवरूपिणी ॥
गर्भदधाराविधिवद्वसुदेवेनसंगता ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—પછી સમય પ્રાપ્ત થતાં દેવ સરખાં રૂપવાળાં દેવકીને વિધિપૂર્વક વસુદેવના સંગથી ગર્ભ રહ્યો[૧] અને તેને દશ માસ પૂર્ણ થતાં રૂપાળા અવયવોવાળો અને ઉત્તમ પ્રથમ પુત્ર આવ્યો.[૨] પોતાના વચનને સત્ય કરવાને ઇચ્છતા ભાગ્યશાળી વસુદેવે તે સમયે ભાવીના યોગનેલીધે ભવિષ્યમાં શ્રીકૃષ્ણની મા થનારાં દેવકીને કહ્યું[૩] કેઃ—"હે સુંદરિ! મેં પોતાના પુત્રને આપી દેવાની બોલી કરી છે અને એ વિષેની પ્રતિજ્ઞાથી તે સમયે તમને મૂકાવ્યાં હતા એ તમે જાણો છો. એટલા માટે હું આ પુત્ર તમારા કાકાના દીકરા—ભાઈ દુષ્ટ કંસને આપી દઈશ. આ પ્રમાણે પ્રારબ્ધ છે. માટે તમે શું કરશો? કર્મોનો વિચિત્ર પરિપાક યોગીઓ વગર બીજાઓથી જણાતો નથી. કાળપાશને અનુસરનારા સઘળા જીવોએ પોતે કરેલું શુભ અથવા અશુભ કર્મ ભોગવવુંજ પડે છે. ઈશ્વરે રચેલું પ્રારબ્ધ ભોગવ્યાવિના જીવને ચાલતુંજ નથી."[૪-૬]

દેવકી કહે છેઃ—હે સ્વામી! તમે કહો છો કે પૂર્વજન્મોમાં કરેલાં કર્મ મનુષ્યોએ સર્વથા ભોગવવાંજ પડે છે ત્યારે મને શંકા થાય છે કે જેમ બીજાં પાપ તીર્થ, તપ અને દાનથી

ક્ષય પામે છે તેમ એ પ્રારબ્ધ પણ તેવાં સાધનોથી ક્ષય નથી પામતું ? પૂર્વજન્મમાં કરેલાં પાપોના નિવારણનેમાટે પણ ધર્મશાસ્ત્રોમાં મહાત્માઓએ પ્રાયશ્ચિત્તનો વિધિ લખેલો છે.[૮] બ્રહ્મહત્યા કરનાર, સુવર્ણની ચોરી કરનાર, સુરાપાન કરનાર અને ગુરૂપત્નીનો સંગ કરનાર માણસ બાર વર્ષનું વ્રત કરવાથી શુદ્ધ થાય છે. એમ મનુ આદિ મહાત્માઓએ જે પ્રાયશ્ચિત્ત કહેલું છે તે પ્રમાણે વિધિપૂર્વક કરવાથી મનુષ્ય તે પાપથી મૂકાય છે કે નહિ ? જો એઓએ કહેલાં પ્રાયશ્ચિત્તોથી પ્રારબ્ધનો નાશ ન થતો હોય તો તત્વવેત્તા અને ધર્મશાસ્ત્રોના પ્રવર્ત્તાવનારા યાજ્ઞવલ્કય આદિ સઘળા મુનિઓ મિથ્યા બોલનારા નથી થતા ?[૯-૧૨] હે પ્રભુ ! જે ભવિષ્ય હોય તે થાયજ છે એવો નિશ્ચય હોય તો વૈદ્યશાસ્ત્રો તથા મંત્રશાસ્ત્રોમાં લખેલા સઘળા ઉપાયો વ્યર્થ થાય છે. સઘળું પ્રારબ્ધ પ્રમાણેજ થતું હોય અને જે થવાનું હોય તેમાં ફેર ન પડતો હોય તો પછી ઉદ્યમ વ્યર્થ ઠરે છે અને ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરવી નિરર્થક થાય છે. અગ્નિષ્ટોમ આદિ કે જેઓ અવશ્ય સ્વર્ગનાં સાધન છે તેઓ પણ આ સિદ્ધાંતમાં વ્યર્થ થાય છે.[૧૩,૧૪] તો પછી વેદ કે જે સર્વ લોકોને પ્રમાણભૂત છે તે પણ મિથ્યા ઠરે છે અને એ વેદ જ્યારે મિથ્યા ઠરે ત્યારે ધર્મનો ઉચ્છેદ થયાવિના કેમ રહે ?[૧૫] આ પ્રમાણે વિચાર કરતાં ઉદ્યોગજ પ્રધાન જણાય છે અને ઉદ્યોગ કરવાથી ફળની સિદ્ધિ પણ પ્રત્યક્ષજ દેખાય છે માટે આ બાલક પુત્રને જીવાડવાસારૂ કાંઈક આપણે ચિત્તમાં કલ્પના કરીને પ્રપંચ કરવો જોઇએ છે. જીવનું રક્ષણ કરવા આદિ શુભ ઉદ્દેશથી કાંઈક ખોટું કરવું પડે તો પણ તેમાં કાંઇ દૂષણ નથી એમ વિદ્વાનો કહે છે.[૧૬,૧૭]

વસુદેવ કહે છેઃ—હે દેવકિ ! સાંભળો. હું તમારી પાસે આ સાચી વાત કહું છું. જો કે મનુષ્યે ઉદ્યોગ અવશ્ય કરવોજ જોઇએ તો પણ એકલો ઉદ્યોગજ પ્રધાન છે એ વાત સંભવતી નથી. કારણ કે સમયપર સર્વ સાધનો છતાં પણ ફળની સિદ્ધિ થતી જોવામાં આવતી નથી માટે પ્રારબ્ધ મુખ્ય છે અને ઉદ્યમ તો તેનો સહાયભૂત છે એમ માનવું યોગ્ય છે. ઉદ્યમ તો કરવો પણ ફલ દૈવના હાથમાં છે એમ જાણવું.[૧૮,૧૯] આ સંસારમાં જીવોનાં કર્મ ત્રણ પ્રકારનાં છે એમ પૂર્વના વિદ્વાનોએ પુરાણોમાં અને આગમોમાં કહ્યું છે. સંચિત, પ્રારબ્ધ અને વર્ત્તમાન એવી રીતે કર્મના ત્રણ પ્રકાર છે. (અનેક પૂર્વજન્મોમાં થએલાં કર્મોના સમુદાયને સંચિત કહે છે, એ સંચિતમાંથી જેટલાં કર્મો ભોગવવાને માટે આ વર્ત્તમાન દેહ સરજાયો છે તેટલાં કર્મોને પ્રારબ્ધ કહે છે અને આ વર્ત્તમાન દેહમાં જે નવાં કર્મો થાય છે તેઓને વર્ત્તમાન અથવા ક્રિયમાણ કર્મો કહે છે.)[૨૦,૨૧] ઘણા જન્મોમાં થએલાં જે શુભ અને અશુભ કર્મો હોય છે તેઓ બીજભૂત થઇને સર્વથા કાળમાં રહે છે. કર્મોને વશ રહેનારો જીવ પૂર્વદેહનો ત્યાગ કરીને પોતે કરેલાં કર્મ (પ્રારબ્ધ) થી સ્વર્ગ અથવા નરકને પામે છે. સ્વર્ગમાં જાય તો દિવ્ય દેહ પામીને અનેક પ્રકારનાં સુખ ભોગવે છે અને નરકમાં જાયતો યાતનાદેહ પામીને અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. ભોગવી રહ્યા પછી જ્યારે તેના બીજા દેહની ઉત્પત્તિ થવાનો સમય આવે છે ત્યારે એ જીવ પોતાના લિંગ શરીરને સાથે લઇને જન્મ ધરવા સજ્જ થાય છે અને એ સમયમાંજ તેનાં સંચિત અને વર્ત્તમાન કર્મોને એકઠાં કરીને તેઓના અમુક ભાગમાંથી ઈશ્વર પ્રારબ્ધ બાંધે છે. એ શુભ અને અશુભ જે પ્રારબ્ધ હોય તે આ વર્ત્તમાન

દેહથી જીવે ભોગવવાં પડે છે.[૨૨-૨૬] હે સુંદરિ! પ્રાયશ્ચિત્ત યથાર્થ રીતે કરવામાં આવે તો સંચિત અને વર્તમાન કર્મનો નાશ થાય છે, પણ પ્રારબ્ધ કર્મનો તો ભોગવ્યા વિના બીજા કોઇ પ્રકારથી ક્ષય થતો નથી.[૨૭.૨૮] એવા પ્રારબ્ધ કર્મરૂપ કારણનેલીધે આ તમારો પુત્ર સર્વથા કંસને સ્વાધીન કરવો પડશે. શુભ ઉદ્દેશથી કાંઈક ખોટું કરવું પડે તો પણ તેમાં દોષ નથી એમ જે તમે કહ્યું તે સાચું છે; પરંતુ આ વિષયમાં હું કાંઈક ખોટું કરૂં અથવા બોલું તો લોકમાં મારી નિંદા થાય.[૨૯] સ્વાર્થનેસારૂ ખોટું કરવું કે બોલવું યોગ્યજ નથી. મહાત્માઓએ જેમાં ધર્મનેજ સારભૂત ગણેલો છે એવા આ અનિત્ય સંસારમાં સર્વનાં જન્મ અને મરણ પ્રારબ્ધાધીન છે.[૩૦] એટલામાટે પ્રાણીએ વૃથા શોક નહિ કરવો જોઇએ. હે પ્યારી! જેનું સત્ય ગયું તેનું જીવિત વૃથા ગયું સમજવું.[૩૧] જેનું સત્ય ગયું તેનો આ લોક પણ ગયો, ત્યારે પરલોક જાય તેમાં શુંજ કહેવું. એટલામાટે તમારો પુત્ર મને આપો એટલે હું કંસને આપી આવું.[૩૨] સત્ય પાળવાથી આગળ જતાં આપણું શુભજ થશે. સુખનો કે દુઃખનો ગમે તે સમય હોય પણ માણસોએ સારૂંજ કરવું જોઇએ.[૩૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વસુદેવનાં વચન સાંભળી શોક કરતાં અને ધ્રુજતાં પણ મોટા મનવાળાં દેવકીએ પોતાનો તુરતનો જન્મેલો પુત્ર તેમને આપ્યો.[૩૪] ધર્માત્મા વસુદેવ એ પોતાના બાળક પુત્રને લઇને કંસને ઘેર જતા હતા ત્યાં માર્ગમાં લોકો તેમનાં વખાણ કરવા લાગ્યા.[૩૫]

લોકો કહે છેઃ—અરે માણસો! આ વસુદેવના મનની મોટાઈ જુઓ કે આ પોતે પોતાના વચનનેજ અનુસરી પુત્રને કંસને ઘેર લઈ જાય છે.[૩૬] આ સત્યવક્તા અને કોઈમાં દોષનો આરોપ નહિ કરનારા વસુદેવ આજ પોતાના પુત્રને મૃત્યુના હાથમાં આપવા ધારે છે. આનું જીવિત સફળ છે. વસુદેવની અદ્ભુત ધીરજ જુઓ કે કાળરૂપ કંસને પોતાનો પુત્ર આપવા જાય છે.[૩૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે લોકો જેની સ્તુતિ કરતા હતા એવા વસુદેવે કંસને ઘેર જઇને તેને તુરતનો જન્મેલો પોતાનો દિવ્ય પુત્ર આપ્યો. કંસ પણ એ મહાત્માની ધીરજ જોઇને વિસ્મય પામ્યો.[૩૮] પછી બાળકને લઈ જરા હસીને કંસ નીચે પ્રમાણે બોલ્યો.

કંસ કહે છેઃ—હે વસુદેવ! આજ પુત્ર આપવાથી તમારી મહત્તા મારા જાણવામાં આવી.[૪૦] આ પુત્ર કાંઈ મૃત્યુરૂપ નથી. કારણ કે આકાશવાણીએ આઠમા પુત્રને મૃત્યુરૂપ કહેલો છે. આ બાળકને મારે મારવો નથી માટે સુખેથી તમારે ઘેર લઈ જાઓ.[૪૧] હે મોટી બુદ્ધિવાળા વસુદેવ! તમારે આઠમો પુત્ર મને આપવો.

વ્યાસ કહે છેઃ—દુષ્ટ કંસે આ બાલકને ઘેર લઇ જાઓ એમ સારૂં વચન બોલીને તે બાલક વસુદેવને આપ્યો. એ પુત્રને લઈને તે સમયે રાજી થઇને વસુદેવ પોતાને ઘેર ગયા.[૪૨.૪૩] કંસે પોતાના મંત્રીઓને કહ્યું કેઃ— "એ બાલકને વૃથા હું શા માટે મારૂં? આકાશવાણીએ દેવકીના આઠમા પુત્રથી મારૂં મરણ કહેલું છે માટે આ પેહેલા પુત્રને મારીને હું શા માટે પાપ કરૂં?" સઘળા મંત્રિઓએ 'સારૂં સારૂં' એમ કહ્યું અને પછી કંસે વિસર્જન કરવાથી તેઓ પોતપોતાને ઘેર ગયા. મંત્રિઓ ગયા પછી મુનિઓમાં ઉત્તમ નારદજી કંસની પાસે આવ્યા.[૪૪-૪૬] કંસે ઉભા થઇને તેમનું અર્ઘ–પાદ્યાદિક કર્યું. પછી કંસે કુશલ

પૂછીને ત્યાં આવવાનું કારણ પૂછ્યું.[૪૭] નારદજીએ થોડુંક હસીને તેને નીચે પ્રમાણે કહ્યું.

નારદજી કહે છેઃ—હે કંસ ! હે કંસ ! હે ભાગ્યશાળી ! હું મેરૂપર્વતમાં ગયો હતો.[૪૮] ત્યાં બ્રહ્મા આદિ દેવતાઓ તારા વધનોજ વિચાર કરતા હતા અને કહેતા હતા કે 'કંસને મારવાસારૂ વસુદેવની સ્ત્રી દેવકીના ઉદરથી વિષ્ણુ જન્મશે.' આ પ્રમાણે છે અને તું જાણે છે તે છતાં વસુદેવે લાવી આપેલા પુત્રને તેં કેમ માર્યો નહિ. ?[૪૯.૫૦]

કંસ કહે છેઃ—દેવતાઓના કહેવા પ્રમાણે દેવકીનો આઠમો પુત્ર મારો મૃત્યુ છે તો તેને હું મારીશ.

નારદજી કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! તું રાજનીતિના શુભાશુભ પ્રપંચને અને દેવતાઓના માયાબળને જાણતો નથી ? હું શું કહું ? શુભની ઈચ્છાવાળા શૂર પુરૂષે અલ્પ શત્રુની પણ ઉપેક્ષા કરવી નહિ જોઇએ.[૫૧.૫૨] આઠેને એકઠા કરીએ તો તે સર્વે પરસ્પરથી આઠમા થાય છે. તેં જાણી જોઈને શત્રુને છોડી દીધો એ મૂર્ખતા કરી છે.[૫૩]

વ્યાસ કહે છેઃ—દેવસરખાં રૂપવાળા મહાત્મા નારદજી એટલાં વચન કહીને ત્યાંથી તુરત ગયા. નારદજી ગયા પછી કંસે એ બાળકને બોલાવી પથરા ઉપર પછાડીને મારી નાખ્યો અને તે પછી તે મંદબુદ્ધિવાળા કંસને સુખ વળ્યું.[૫૪]

**इत्युक्त्वाथ गतः श्रीमान्नारदो देवदर्शनः।**
**गतेथ नारदे कंसः समाहूयाथ बालकम् ॥**
**पाषाणे पोथयामास सुखं प्राप च मंदधीः॥५४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

# अध्याय २२ मो.

## દેવ અને અસુરોના અંશાવતારની કથા

**जनमेजय उवाच.**

**किं कृतं पातकं तेन बालकेन पितामह ॥**
**यो जातमात्रो निहतस्तथा तेन दुरात्मना॥१॥**

જનમેજય પૂછે છેઃ—હે દાદા ! એ બાલકે શું પાપ કર્યું હતું કે જેનેલીધે તેને જન્મતાંજ દુરાત્મા કંસે મારી નાખ્યો ?[૧] નારદજી પોતે મુનિઓમાં ઉત્તમ, જ્ઞાની, ધર્મમાં તત્પર અને અત્યંત બ્રહ્મવેત્તા હતા તો તેમણે આવું પાપ કેમ કર્યું ?[૨] પંડિતો કહે છે કે દુષ્ટ કર્મ કરનાર અને કરાવનાર, એ બન્નેને સરખું પાપ લાગે છે તો નારદજીએ કંસને દુષ્ટ કર્મ કરવાની પ્રેરણા કેમ કરી ?[૩] જે કર્મના ફળથી બાલક મરણ પામ્યો તે કર્મ વિષે અને નારદજીએ કરેલી પ્રેરણાવિષે મને મોટો સંદેહ છે માટે તે સઘળું વિસ્તારથી કહો.[૪]

વ્યાસ કહે છેઃ—નારદજીને સર્વદા કૌતુક જોવાની ટેવ છે, કજીઓ વહાલો છે અને વળી દેવતાઓનું કામ તુરત કરવાની ચીવટ રહે છે તેથી તેમણે આવીને આ સઘળું કર્યું.[૫] એ મુનિને કદી પણ ખોટું બોલવાનો વિચાર થતો નથી. પોતે સત્યવક્તા, પવિત્ર અને દેવતાઓનું કામ કરવામાં લાગેલા રહે છે.[૬] જેમ કંસે દેવકીના પહેલા પુત્રને માર્યો એવી રીતેજ તેણે બીજા પાંચને પણ જન્મતાંજ માર્યા. શાપના યોગનેલીધે દેવકીના છ ગર્ભ જન્મી જન્મીને તુરત મરણ પામ્યા હતા.[૭] હે રાજા ! એઓને શાપ લાગવાનું કારણ કહું છું તે સાંભળો. સ્વાયંભુવ મન્વંતરમાં મરીચિ ઋષિને ઉર્ણા નામની સ્ત્રીમાં મહાબળવાન અને ધર્મમાં વિચક્ષણ છ પુત્રો થયા હતા. જે સમયે બ્રહ્મા પુત્રીનો ભોગ કરવાને સજ્જ થયા

તે સમયે તેઓએ તેમની હાંસી કરી હતી.[૮] તેથી તેઓને બ્રહ્માએ શાપ દીધો હતો કે 'તમો દૈત્યોની નિકૃષ્ટ યોનિમાં જઓ,' એ શાપથી એ છ જણા પ્રથમ અવતારમાં કાળનેમિ નામના દૈત્યના દીકરા થયા હતા,[૧૦] અને બીજા અવતારમાં હિરણ્યકશિપુના દીકરા થયા હતા. એ બીજા અવતારમાં તેઓ પૂર્વના શાપના ભયનેલીધે જ્ઞાનવાળા, શાંત અને સમાહિત થઇને તપ કરવા લાગ્યા હતા. એઓના ઉપર પ્રસન્ન થઈને બ્રહ્માએ તે સમયે તેઓને કહ્યું[૧૧-૧૨] કેઃ—"હે પુત્રો! મેં પૂર્વે ક્રોધે ભરાઇને શાપ દીધો હતો પણ હવે હું પ્રસન્ન થયો છું માટે તમારે જે વરદાન જોઈતું હોય તે માગો."[૧૩] બ્રહ્માનું વચન સાંભળી રાજી થએલા એ છ જણાઓએ સ્વાર્થમાં તત્પર થઇને બ્રહ્માની પાસે માગ્યું[૧૪] કે "તમે જો આજ પ્રસન્ન થયા છો તો અમારૂં ધારેલું વરદાન અમોને આપો. કોઈ દેવતાઓ અમને મારી શકે નહિ તથા મનુષ્ય, મોટા નાગ, ગંધર્વ કે મોટા સિદ્ધોથી પણ અમારો વધ થાય નહિ એ વરદાન આપો." બ્રહ્માએ તેઓને કહ્યું કેઃ—"હે ભાગ્યશાળીઓ! જાઓ. તમારે સઘળું એ પ્રમાણે થશે. આ મારૂં વચન સત્ય છે એમાં સંશય નથી." એટલું કહીને બ્રહ્મા ગયા અને એ છ જણા રાજી થયા.[૧૫-૧૭] એ વાત જાણવામાં આવતાં હિરણ્યકશિપુએ ક્રોધથી તેઓને કહ્યું કેઃ—"હે પુત્રો! તમોએ મને છોડીને બ્રહ્માને પ્રસન્ન કર્યો અને તમો તેની પાસેથી વરદાન માગીને અત્યંત બળવાન થયા પણ એમ કરવાથી મારો સ્નેહ છોડી દીધો તેથી હું તમારો ત્યાગ કરૂં છું.[૧૮-૧૯] તમો પ્રથમ પાતાળમાં જાઓ અને ત્યાં નિદ્રાથી ઘેરાઇને ઘણાં વર્ષો સુધી રહો. તે પછી પૃથ્વીમાં દેવકીના ગર્ભથી એક એક વર્ષને અંતરે તમારા જન્મ થશે અને 'ષડ્ગર્ભ,' એવા નામથી પ્રખ્યાત થશો. તમારા પૂર્વ જન્મનો પિતા જે કાલનેમિ દૈત્ય છે તે કંસરૂપે અવતરશે અને દારૂણ સ્વભાવવાળો એ કંસ તમોને જન્મતાંજ મારી નાખશે." આ પ્રમાણે હિરણ્યકશિપુના શાપનેલીધે એ છ જણા દેવકીના ગર્ભથી જેમ જેમ જન્મતા ગયા તેમ તેમ કંસે શાપની પ્રેરણાથી તેઓને મારી નાખ્યા. (બ્રહ્માએ તેઓને અવધ્યપણાનું જે વરદાન આપ્યું હતું તે હિરણ્યકશિપુનો શાપ થયા પછી તેઓ રૂપાંતરે નક્ષત્ર થઇ રહ્યા ત્યાં સફળ થયું એમ બીજાં પુરાણોમાં લખ્યું છે.)[૨૦-૨૩] પછી દેવકીના સાતમી વારના ગર્ભમાં શેષનાગનો અંશ આવ્યો. એ ગર્ભને યુક્તિથી ખસેડી ત્યાંથી બલાત્કારે ખેંચીને યોગમાયાએ રોહિણીના ઉદરમાં નાખ્યો.[૨૪] લોકમાં કહેવાયું કે 'દેવકીનો ગર્ભ પાંચમે મહીને પડી ગયો. દુષ્ટાત્મા અને પ્રપંચી કંસ દેવકીનો ગર્ભ પડવાની સુખદાયી વાત સાંભળીને રાજી થયો. પછી દેવતાઓનું કામ કરવાને સારૂ અને ભાર ઉતારવાને સારૂ ભક્તોના રક્ષક વિષ્ણુ ભગવાન દેવકીના આઠમી વારના ગર્ભમાં આવ્યા.[૨૫,૨૬]

જનમેજય પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ! કશ્યપના, શેષનાગના અને વિષ્ણુના અંશ અવતરવાવિષે તમે કહ્યું. હવે પૃથ્વીની પ્રાર્થનાથી ભાર ઉતારવા સારૂ જે બીજા દેવતાઓના અંશ અવતર્યા હોય તેવિષે કહો.[૨૭,૨૮]

વ્યાસ કહે છેઃ—દેવતાઓના અને દૈત્યોના અંશરૂપ જે જે લોકો પૃથ્વીમાં પ્રખ્યાત થયા હતા તે વિષે હું સંક્ષેપથી કહું છું તે સાંભળો. વસુદેવ કશ્યપના અંશરૂપ હતા. દેવકી અદિતિના અંશરૂપ હતાં[૨૯,૩૦] અને બલભદ્ર શેષનાગના અંશ રૂપ હતા. આમાં દેવતાઓ પોતાના દેહ છોડી દઇને જન્માંતર પામ્યા એમ

સમજવું નહિ. પણ પોતપોતાના દેહને એમનાએમ રાખીને અંશથી દેહાંતરોમાં આવ્યા એમ સમજવું. ધર્મના પુત્ર કે જે નારાયણ એવા નામથી પ્રખ્યાત હતા તે પોતે વિદ્યમાન રહીને અંશથી શ્રીકૃષ્ણરૂપે અવતર્યા હતા. એમના ભાઈ જે નર હતા તે અંશથી અર્જુન રૂપે અવતર્યા હતા.[૩૧-૩૨] યુધિષ્ઠિર ધર્મના અંશરૂપ, ભીમસેન વાયુના અંશરૂપ, માદ્રીના પુત્ર મહાબળવાન નકુલ તથા સહદેવ અશ્વિનીકુમારના અંશરૂપ, કર્ણ સૂર્યના અંશરૂપ, વિદુર પણ ધર્મના અંશરૂપ, દ્રોણ બૃહસ્પતિના અંશરૂપ, અશ્વત્થામા શિવના અંશરૂપ, શંતનુ સમુદ્રના અંશરૂપ, શંતનુની સ્ત્રી ગંગાના અંશરૂપ, દેવક ગંધર્વોના પતિના અંશરૂપ અને ભીષ્મ વસુના અંશરૂપ હતા એમ પુરાણોમાં કહ્યું છેઃ વિરાટ, કૃપાચાર્ય તથા કૃતવર્મા, મરૂદ્ગણના અંશરૂપ હતા. અરિષ્ટનેમિ દૈત્યનો દીકરો જે હંસ હતો તે ધૃતરાષ્ટ્રરૂપે અવતર્યો હતો. દુર્યોધન કળિયુગના અંશરૂપ અને શકુનિ દ્વાપરયુગના અંશરૂપ હતો.[૩૩-૩૭] ચંદ્રનો સુવર્ચા નામનો પુત્ર સોમપ્રરૂ નામના યાદવરૂપે અવતર્યો હતો. ધૃષ્ટદ્યુમ્ન અગ્નિના અંશરૂપ હતો અને શિખંડી રાક્ષસનો અંશ હતો.[૩૮] પ્રદ્યુમ્ન સનત્કુમારનો અંશ, દ્રુપદ વરૂણનો અંશ અને દ્રૌપદી લક્ષ્મીનો અંશ કહેવાય છે.[૩૯] દ્રૌપદીના પાંચ પુત્રો વિશ્વેદેવાના અંશરૂપ કહેવાય છે. કુંતી સિદ્ધિનો અંશ, માદ્રી ધૃતિનો અંશ અને ગાંધારી મતિનો અંશ હતાં.[૪૦] શ્રીકૃષ્ણની સઘળી સ્ત્રીઓ અપ્સરાઓ હતી. શુક્રની પ્રેરણાથી અસુરો સર્વે રાજાઓ થયા હતા.[૪૧] શિશુપાલ હિરણ્યકશિપુનો અંશ હતો. વિપ્રચિત્તિ દૈત્ય જરાસંધ થયો હતો. પ્રહ્લાદ શલ્યરૂપે થયા હતા.[૪૨] કાળનેમિ દૈત્ય કંસ થયો હતો. હયગ્રીવ દૈત્ય કેશી થયો હતો; બળિનો દીકરો કકુદ્મી અરિષ્ટાસુર થયો હતો કે જેને શ્રીકૃષ્ણે ગોકુલમાં માર્યો હતો.[૪૩] અનુહ્લાદ દૈત્ય ધૃષ્ટકેતુ રાજા થયો હતો. બાષ્કલ દૈત્ય ભગદત્ત થયો હતો. લંબ દૈત્ય પ્રલંબાસુર થયો હતો. ખર દૈત્ય ધેનુકાસુર થયો હતો.[૪૪] અત્યંત દારૂણ વરાહ અને કિશોર નામના બે દૈત્યો ચાણૂર અને મુષ્ટિક મલ્લ થયા હતા.[૪૫] દિતિનો દીકરો અરિષ્ટાસુર કુવલયાપીડ નામનો હાથી થયો હતો. પૂતના બાળરાજાની દીકરી હતી અને બકાસુર તેનો ભાઈ હતો.[૪૬] મહાબળવાન અશ્વત્થામા એકલા શિવના અંશરૂપ ન હતો પણ યમ, શિવ, કામ અને ક્રોધએ ચારેના અંશથી થયો હતો.[૪૭] પૂર્વે જે દૈત્યો અને રાક્ષસો હતા તેઓ પણ અંશથી અવતર્યા હતા અને દેવતાઓ પણ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અંશથી અવતર્યા હતા.[૪૮] હે જનમેજય રાજા ! આ પ્રમાણે દેવતાઓ અને દૈત્યોના જે અંશાવતારો પુરાણોમાં કહ્યા છે તે વિષે મેં તમને કહી સંભળાવ્યું.[૪૯] જ્યારે બ્રહ્મા આદિ દેવતાઓ પ્રાર્થના કરવાસારૂ વિષ્ણુની પાસે ગયા હતા ત્યારે નારાયણે પોતાનો કાળો કેશ અને શેષનાગે પોતાનો ધોળો કેશ આપ્યો હતો.[૫૦] ભાર ઉતારવાનેસારૂ જન્મેલા નારાયણના અંશરૂપ કૃષ્ણ એ કારણથી શ્યામવર્ણ હતા અને શેષનાગના અંશરૂપ બલભદ્ર એ કારણથી શ્વેતવર્ણ હતા.[૫૧] જે માણસ ભક્તિભાવથી આ અંશાવતરણની કથા સાંભળે તે માણસ સઘળાં પાપોથી છુટીને પોતાના સંબંધીઓની સાથે આનંદ પામે છે.[૫૨]

**अंशावतरणं चैतच्छृणोति भक्तिभावतः॥**
**सर्वपापविनिर्मुक्तो मोदते स्वजनैर्वृतः॥६२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨**

## अध्याय २३ मो. કૃષ્ણજન્મ કથા

**व्यास उवाच**

**हतेषु षट्सु पुत्रेषु देवक्या औग्रसेनिना ॥**
**सप्तमे पतिते गर्भे वचनान्नारदस्य च ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—નારદજીના વચનથી પોતાના મરણની ચિંતા કરતા કંસે દેવકીના છ પુત્રો માર્યાપછી અને સાતમો ગર્ભ પડીગયા પછી આઠમા ગર્ભની ચોકી રાખવાસારૂ કાળજીથી પ્રયત્ન કરવા માંડયો.[1,2] વિષ્ણુએ અન્નદ્વારા વસુદેવના શરીરમાં આવીને સમય પ્રાપ્ત થતાં તેના વીર્યદ્વારા દેવકીના ગર્ભમાં પ્રવેશ કર્યો.[3] તે સમયે યોગમાયા દેવીએ પણ દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાસારૂ પોતાની ઇચ્છાથી યશોદામાં પ્રવેશ કર્યો.[4] વસુદેવની સ્ત્રી રોહિણી કે જે કંસના ભયથી ઉદ્વેગ પામીને ગોકુલમાં રહ્યાં હતાં તેને ગોકુલમાં બલભદ્ર નામે પુત્ર ઉત્પન્ન થયો.[5] પછી દેવતાઓએ જેની વાત કરી હતી એવાં દેવકીને કંસે કારાગૃહમાં રાખ્યાં અને તેની ચોકીનેસારૂ સેવકો રાખ્યા.[6] સ્ત્રીના પ્રેમરૂપી તંતુથી બંધાએલા વસુદેવ પણ પુત્રની ઉત્પત્તિનો વિચાર કરીને દેવકીની સાથે કારાગૃહમાં પેઠા.[7] દેવતાઓનું કામ સિદ્ધ કરવાને સારૂ દેવકીના ગર્ભમાં આવેલા વિષ્ણુ કે જેમની દેવતાઓ સ્તુતિ કરતા હતા તેમણે અનુક્રમ પ્રમાણે વધવા માંડયું.[8] દશમો મહીનો પ્રાપ્તથતાં શુભ શ્રાવણ માસના કૃષ્ણપક્ષની રોહિણી નક્ષત્રવાળી અષ્ટમીને દિવસે દેવકીની ચેષ્ટા ઉપરથી પ્રસવનો સમય થયો જાણીને ભયથી વિહ્વલ થએલા કંસે સઘળા દાનવોને કહ્યું કેઃ—"અંદરના ઘરમાં દેવકીને રાખેલી છે તેની તમારે ચોકી રાખવી.[9,10] દેવકીનો આ આઠમી વારનો ગર્ભ છે અને તેમાંથી મારો શત્રુ ઉત્પન્ન થવાનો છે માટે એ મૃત્યુરૂપ બાલકની તમો ઘણા પ્રયત્નથી ચોકી રાખજો.[11] હે દૈત્યો ! એ ન મટે એવા દુઃખરૂપ આઠમા બાલકનો નાશ કર્યા પછી મને ઘરમાં સુખથી નિદ્રા આવશે.[12] તમો ખડ્ગ, પ્રાસ તથા ધનુષ ધરીને ઉભા રહેજો અને નિદ્રા તથા આળસ છોડી દઇને ચારેકોર દૃષ્ટિ ફેરવતા રહેજો.[13] ભયથી અત્યંત વિહ્વલ થએલો અને અતિ દુબળો થઇ ગએલો કંસ એ પ્રમાણે દૈત્યોને આજ્ઞા કરીને પોતાના ઘરમાં ગયો પણ તેને સુખ વળતું ન હતું.[14] કારાગૃહમાં અધરાતને સમયે દેવકીએ વસુદેવને કહ્યું કેઃ—"હે સ્વામી ! હવે હું શું કરૂં? મારે જણવાનો સમય થયો છે.[15] અહીં મહાભયાનક ચોકીવાળા ઘણા ઉભા છે. મેં પ્રથમ નંદની સ્ત્રી યશોદાની સાથે ઠરાવ કરી રાખ્યો છે;[16] યશોદાએ મને કહ્યું છે કે 'તું તારા પુત્રને મારે ઘેર મોકલી દેજે એટલે હું મારે ઘેર ઘણી કાળજીથી તારા પુત્રનું પાલન કરીશ અને મને જે છોકરૂં આવશે તે કંસના વિશ્વાસને માટે તને આપીશ.' આ પ્રમાણે છે પણ હવે આ ભારે અડચણ આવી પડી તો શું કરવું ?[17,18] હે પતિ ! તમે સંતાન શીરીતે બદલાવી શકશો ? હે સ્વામી ! હવે મોઢું ફેરવીને દૂર ઊભા રહો. હું બહુજ લજાઉં છું પણ બીજું શું બને ?" દેવસરખા ભાગ્યશાળી વસુદેવને એ પ્રમાણે કહીને દેવકીએ મધરાતને સમયે પરમ અદ્ભુત પુત્ર જણ્યો. એ સુંદર બાળકને જોઈને તેને વિસ્મય થયો.[19,20] જેનો દેહ હર્ષથી પ્રફુલ્લિત થયો એવાં દેવકીએ વસુદેવને કહ્યું કેઃ—"હે સ્વામી! પુત્રનું મુખ જોઈ લો. પછી જોવું દુર્લભ થશે. કાળ જેવો કંસ હમણાં આને મારી નાખશે." વસુદેવે તે વાતનો સ્વીકાર કરી પુત્રને હાથમાં

લઇને તેનું મુખ જોયું. અદ્દ્ભુત કર્મવાળા એ બાળકનું મુખ જોઇને વસુદેવ ચિંતાથી ઘેરાયા કે 'હવે કેમ કરૂં ?[21-24] આનેસારૂ મને દુઃખ શીરીતે ન થાય?' વસુદેવ આ પ્રમાણે ચિંતાથી આતુર થયા તે સમયે સ્ફુટ અક્ષરોવાળી આકાશવાણીએ વસુદેવને સંબોધન દઇને કહ્યું[25] કેઃ–"હે વસુદેવ ! આ બાળકને લઈને તુરત ગોકુલમાં મૂકી આવો. મેં સઘળા ચોકીવાળાઓને નિદ્રાથી મોહ પમાડેલા છે અને કમાડ તથા સાંકળો ઊઘાડી નાખ્યાં છે.[26-27] આ બાલકને નંદના ઘરમાં મૂકીને ત્યાંથી યોગમાયાને લાવજો." કારાગૃહમાં રહેલા વસુદેવ એ આકાશવાણી સાંભળી વિસ્મય પામ્યા.[28] પછી દ્વાર ઊઘડી ગએલું જોઈ તે બાલકને લઇને દ્વારપાલોના જાણવામાં ન આવતાં તુરત ત્યાંથી નીકળ્યા.[29] યમુનાને કાંઠે આવ્યા ત્યાં યમુનામાં પૂર આવેલાં જોવામાં આવ્યાં. પણ તુરતજ એ સમયે યોગમાયાના પ્રભાવથી યમુનાનું જળ કેડસુધી આવે એટલું થઈ ગયું.[30] વસુદેવ યમુનાને ઉતરી મધરાત્રે નિર્જન માર્ગમાં ચાલીને ગોકુલમાં પહોંચ્યા.[31] ત્યાં નંદના દ્વારમાં ઊભા રહી ગાયોની સમૃદ્ધિ જોવા લાગ્યા. તે સમયેજ યોગમાયાના અંશરૂપ, ત્રણ ગુણવાળાં અને દિવ્ય રૂપવાળાં દેવી ત્યાં યશોદાના ગર્ભથી જન્મ્યાં. તે સમયે સાક્ષાત્ યોગમાયાએ દાસીનું રૂપ ધરી ઉત્પન્ન થએલાં તે બાળકીને હસ્તકમળમાં લઈ ત્યાં આવીને વસુદેવના હાથમાંઆપી.[32-34] વસુદેવતો પોતાના બાલકને તે દાસીના હાથમાં આપી અને તેના હાથમાંથી તે બાળકીને લઇ રાજી થતા તુરત પાછા વળ્યા. કારાગૃહમાં જઈ એ બાળકીને દેવકીના શયનમાં મૂકીને ચિંતાથી ઘેરાયલા અને ભયાતુર થઇને તેના પડખામાં ઊભા રહ્યા. તે સમયે એ કન્યાએ ઊંચા સાદથી રોવા માંડયું.[35-36] તે સાંભળીને જેઓને સંજ્ઞા આવી એવા ચોકીવાળાઓ વિહ્વલ થઇને જાગી ઊઠયા અને તુરતજ કંસની પાસે જઇને તેઓએ કહ્યું[37] કેઃ–"હે મોટી બુદ્ધિવાળા! દેવકીનો પુત્ર જન્મી ચૂકયો છે માટે તુરત આવો." ચોકીવાળાઓનું વચન સાંભળીને કંસ તુરત ત્યાં ગયો,[38] અને દ્વાર ભીડેલું જોઇને તેણે વસુદેવને હાકલ કરીકે "હે મોટી બુદ્ધિવાળા વસુદેવ ! દેવકીના પુત્રને અહીં લાવો.[39] આ આઠમા ગર્ભથી ઉત્પન્ન થયેલો વિષ્ણુ મારા મૃત્યુરૂપ છે માટે એ શત્રુને મારી નાખું." કંસનું વચન સાંભળી ભયથી ત્રાસ પામેલાં નેત્રવાળા વસુદેવે તે દીકરીને હાથમાં લઇને રોતાં રોતાં કંસને આપ્યાં. કંસરાજા દીકરીને જોઇને વિસ્મય પામ્યો,[40-41] અને વિચાર કરવા લાગ્યો કે "આકાશવાણી અને નારદજીનું વચન બન્ને ખોટાં પડ્યાં. વસુદેવ તો સંકટમાં આવે તો પણ ખોટું કામ કરેજ નહિ.[42] મારા સઘળા ચોકીવાળાઓ પણ સાવધાન છે એમાં સંશય નથી. અહીં દીકરી ક્યાંથી આવી અને દીકરો કયાં ગયો?[43] પણ આ વાતમાં સંદેહ રાખવા જેવું નથી. કેમકે કાળની ગતિ વિચિત્ર છે." આ પ્રમાણે વિચાર કરી તે ખળ, નિર્દય અને કુળને અભડાવનારા કંસે તે બાળકીના પગ પકડીને તેને પથરામાં પછાડી. એ કન્યા તેના હાથમાંથી નીકળીને આકાશમાં ગઈ,[44-45] અને ત્યાં દિવ્યરૂપ ધરી કોમલ સ્વરથી તેણે કંસને કહ્યું કેઃ–"હે પાપી મને મારવાથી શું થયું ? તારો બળવાન અને કોઇથી સમજાય્યો સમજે નહિ એવો શત્રુ જન્મી ચૂકયો છે, તે સર્વથા તું કે જે મનુષ્યોમાં અધમ છે તેને મારશે." ઈચ્છામાં આવે ત્યાં જવાની શક્તિવાળાં એ કન્યા દેવી એટલાં

વચન બોલીનેઆકાશમાં દૂર જતાં રહ્યાં.[૪૬-૪૭] તે સમયે વિસ્મય પામેલા કંસે પોતાને ઘેર જઇ ક્રોધ અને ભયનેલીધે બકાસુર, ઘેનુકાસુર અને વત્સાસુર આદિ સઘળા દાનવોને તેડાવી નીચે પ્રમાણે કહ્યું[૪૮] કેઃ—"હે દાનવો! તમો સઘળા મારૂં કામ સિદ્ધ કરવાને માટે જાઓ[૪૯] અને સર્વ સ્થલોમાં જે બાલકો તુરતના જન્મેલા હોય તેઓને મારી નાખજો. મેં સાંભળ્યું છે કે આજ નંદને ઘેર પુત્ર આવ્યો છે માટે બાળકોને હણનારી પૂતનાએ આજ ગોકુલમાં જવું[૫૦] અને ત્યાં જે જે બાલકો તુરતના જન્મેલા હોય તેઓને મારી આજ્ઞાથી મારી નાખવા. ધેનુક, વત્સક, કેશી, પ્રલંબ અને બક, સર્વે જાઓ![૫૧] સઘળા મારૂં કામ કરવાની ધારણાથી હમણાં ગોકુલમાંજ રહેજો" ખળ કંસ આ પ્રમાણે દૈત્યોને આજ્ઞા કરીને પોતાના ઘરમાં ગયો પણ ત્યાં એવિષેનાજ વિચાર વારંવાર આવવાથી ચિંતાતુર અને અત્યંત દીન થઇ ગયો.[૫૨]

सर्वे तिष्ठंतु तत्रैव मम कार्यचिकीर्षया ।
इत्याज्ञाप्यासुरान्कंसो ययौ निजगृहं खलः ।
[illegible]ोतिदीनात्मा चिंतयित्वैवतंपुनः॥५२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩

---

## अध्याय २४ मो. શ્રીકૃષ્ણ કથા

### व्यास उवाच

प्रातर्नंदगृहे जातः पुत्रजन्ममहोत्सवः ॥
[illegible]थ कंसेन श्रुता चार[illegible]खादपि ॥१॥

વ્યાસ કહે છેઃ—લોકોની વાતો ઉપરથી અને ગુપ્ત ચારોના મ્હોડાથી પણ કંસનાં જાણવામાં આવ્યું હતું કે પ્રાતઃકાળે નંદને ઘેર પુત્રના જન્મનો મહોત્સવ થયો હતો.[૧] વળી કંસ જાણતો હતો કે વસુદેવની સ્રીઓ, પશુઓ તથા દાસી-દાસો એ સઘળાં નંદના ગોકુલમાં રહ્યાં છે.[૨] પ્રથમ નારદજીએ પણ કંસને કહ્યું હતું કે 'ગોકુલમાં રહેનાર નંદઆદિ ગોવાળીઆઓ, એઓની સ્રીઓ, દેવકી અને વસુદેવ આદિ સઘળાં દેવતાઓના અંશોથી થયાં છે અને તારાં શત્રુ છે.[૩૪] આવાં કારણોનેલીધે જેને ગોકુલ વિષે શંકા ઉત્પન્ન થઈ હતી એવો મહાપાપી અને કુળમાં અધમ કંસ ગોકુલ ઉપર ક્રોધથી વર્તવા લાગ્યો.[૫] પછી અપાર તેજવાળા કૃષ્ણે ગોકુલમાં પૂતનાને મારી, મહા બળવાન બક, વત્સ, ધેનુક અને પ્રલંબનામના અસુરોને માર્યા, ગોવર્દ્ધન પર્વત ઉપાડયો. આ વાતો સાંભળીને કંસે કૃષ્ણને પોતાના મૃત્યુરૂપજ માન્યા.[૬૭] કૃષ્ણે કેશી દૈત્યને પણ માર્યો એ વાત જાણીને બહુજ ખેદ પામેલા કંસે ધનુર્યાગના મિષથી તુરત કૃષ્ણ અને બલભદ્રને મથુરામાં બોલાવવાની ગોઠવણ કરી.[૮] પાપબુદ્ધિવાળા કંસે અપાર શક્તિવાળા બલભદ્ર અને કૃષ્ણને મારી નાખવાની ધારણા કરી, તેઓને લાવવા સારૂ અક્રૂરને ગોકુલમાં મોકલ્યા.[૯] કંસની આજ્ઞામાં રહેનારા અક્રૂર, શ્રીકૃષ્ણ અને બલભદ્રને રથમાં બેસાડીને ગોકુલથી મથુરામાં લાવ્યા.[૧૦] એ બે ભાઇઓએ મથુરામાં આવીને કંસનું ધનુષ ભાગ્યું, કંસના પક્ષના કેટલાએક રાજાઓને માર્યા પછી કુવલયાપીડ હાથીને તથા ચાણૂર, મુષ્ટિક, શલ અને તોશલનામના મલ્લોને પણ માર્યા. શ્રીકૃષ્ણે કેશ ખેંચીને લીલામાત્રથી કંસને મારી નાખ્યો.[૧૧૧૨] માબાપને બંધનથી છોડાવીને દુઃખરહિત કર્યાં. શત્રુઓને મારનારા શ્રીકૃષ્ણે એ રાજ્ય ઉગ્રસેનને આપ્યું.[૧૩] મોટા મનવાળા વસુદેવે પોતાના એ બે પુત્રોને મૌંજીબંધન કરીને વિધિસહિત જનોઈ દીધું.[૧૪] ઉપનયન સંસ્કાર પામેલા એ બે

ભાઇઓ સાંદીપનિને ઘેર ગયા અને ત્યાં સઘળી વિદ્યાઓનો અભ્યાસ કરીને પાછા મથુરામાં આવ્યા.[૧૫] બાર બાર વર્ષના થએલા, વિદ્યા ભણેલા, મહા બળવાન્ અને વીર એ બે ભાઇઓ મથુરામાં રહ્યા હતા,[૧૬] ત્યાં કંસનો સસરો મગધદેશનો રાજા જરાસંધ જમાઈના વધના દુઃખનેલીધે અસંખ્ય સૈન્ય ભેગાં કરીને મથુરા ઉપર ચડી આવ્યો.[૧૭] મથુરામાં રહેનારા મોટી બુદ્ધિવાળા કૃષ્ણે સંગ્રામ કરીને સત્તરવાર તેને જીતી લીધો.[૧૮] પછી જરાસંધની પ્રેરણાથી સર્વ મ્લેચ્છોનો અધિપતિ, વીર અને યાદવોને ત્રાસ આપનારો કાળયવન મથુરા ઉપર ચડી આવવાને સજ્જ થયો.[૧૯] કાળયવનને આવતો સાંભળી કૃષ્ણે સઘળા મોટા મોટા યાદવોને તથા બલભદ્રને બોલાવીને કહ્યું કે:—"અહીં, આપણને મોટા બલવાળા જરાસંધથી ત્રાસ ઉત્પન્ન થયો છે અને કાળયવન આવે છે હવે શું કરવું ?[૨૦ ૨૧] ઘર, સૈન્ય અને ધનને છોડી દઇને પણ પ્રાણની રક્ષા કરવી જોઇએ. જે દેશમાં સુખે રહેવાય તેને બાપદાદાનો દેશ સમજવો.[૨૨] પોતાના કુલને રહેવાના દેશમાં સર્વદા ઉદ્વેગ થયા કરતો હોય તો તે દેશને શું કરવો ? જેને સુખની ઈચ્છા હોય તેણે પર્વત કે સમુદ્રના સમીપમાં રહેવું જોઇએ.[૨૩] જ્યાં વૈરીથી ત્રાસ ઉત્પન્ન ન થાય તે દેશમાં સમજુઓએ રહેવું યોગ્ય છે. વિષ્ણુ પણ શત્રુઓના ભયથી સમુદ્રમાં જઇને શેષનાગ ઉપર સૂવે છે,[૨૪] અને શિવ પણ બ્હીકનેલીધેજ કૈલાસપર્વતમાં રહે છે. એટલામાટે આપણે કે જેઓને શત્રુઓનો તાપ છે તેઓએ અહીં રહેવું યોગ્ય નથી.[૨૫] આપણે સઘળા મળીને દ્વારકામાં જઈશું. એ દ્વારકાપુરી રૈવતાચલની પાસે સમુદ્રને કાંઠે છે અને રમણીય તથા મનોહર છે એમ આજ ગરૂડે મારી પાસે વાત કરીછે." શ્રીકૃષ્ણનું એ સત્ય વચન સાંભળીને સર્વે મોટા મોટા યાદવોએ ત્યાં જઈ રહેવાનો નિશ્ચય કર્યો. પછી કુટુંબ અને વાહનોસહિત એ યાદવો ગાડાં, ઊંટ, ખચ્ચર અને પાડાઓ ઉપર પોતાની સઘળી માલ–મત્તા ભરીને મથુરામાંથી બહાર નીકળ્યા. પોતપોતાની સામગ્રીઓ સહિત સઘળી પ્રજાને ચાલતી કરી યાદવો શ્રીકૃષ્ણ તથા બલભદ્રને અગ્રણી કરીને ચાલ્યા અને કેટલેક દિવસે દ્વારકામાં પહોંચ્યા.[૨૯.૩૦] શ્રીકૃષ્ણે શિલ્પી લોકોની પાસે દ્વારકાનો જીર્ણોદ્ધાર કરાવ્યો. યાદવોને ત્યાં રાખી કૃષ્ણ અને બલભદ્ર તુરત પાછા ઉજડ મથુરામાં આવીને રહ્યા. એ સમયેજ મોટા સૈન્યવાળો કાળયવન ત્યાંઆવી પહોંચ્યો.[૩૧.૩૨] કાળયવનને આવ્યો જાણીને પીળાં વસ્ત્રવાળા શ્રીમાન્ કૃષ્ણ હસતા હસતા પગેપાળાજ મથુરામાંથી બહાર નીકળ્યા અને કાળયવનથી આગળ થયા. કમળ સરખાં નેત્રવાળા કૃષ્ણને આગળ વધેલા જોઇને દુષ્ટ કાળયવન પણ પગે પાળો તેમની પછવાડે ચાલ્યો. મહાબળવાન મુચુકુંદ રાજા જ્યાં સૂતો હતો તે સ્થળમાં કૃષ્ણ ગયા અને કાળયવન પણ પીછો લેતો લેતો ત્યાં પહોંચ્યો. મુચુકુંદને જોઇને કૃષ્ણ ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૩૩.૩૬] કાળયવને પાછળથી આવી એ સૂતેલા મુચુકુંદને કૃષ્ણ માનીને તેને પાટુ મારી.[૩૭] જાગેલા અને ક્રોધથી જેની આંખો રાતી થઈ ગઈ એવા મહા બળવાન મુચુકુંદે કાળયવનને બાળી નાખ્યો. કાળયવનને બાળ્યા પછી મુચુકુંદે કમળસરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને દીઠા.[૩૮] તેમને પ્રણામ કરીને મુચુકુંદ વનમાં ગયો અને શ્રીકૃષ્ણ બલભદ્રની સાથે દ્વારકામાં આવ્યા.[૩૯] દ્વારકામાં ઉગ્રસેનને રાજા કરીને ત્યાં પોતાની રૂચિ પ્રમાણે વિહાર કરવા લાગ્યા. શિશુપાલના સમક્ષ સ્વયંવરમાંથી

રૂકિમણીને હરી લાવ્યા, પછી રાક્ષસવિવાહની રીતિથી તેમને પરણ્યા તે પછી જાંબુવતી, સત્યભામા, મિત્રવિંદા, કાલિંદી, લક્ષ્મણા, ભદ્રા અને નાગ્નજિતી એ સાત સ્ત્રીઓને નોખી નોખી લાવીને તેઓને પણ પરણ્યા.[૪૦.૪૨] હે જનમેજયરાજા ! શ્રીકૃષ્ણને એ અત્યંત રૂપાળી આઠ પટરાણીઓ હતી. રૂકિમણીએ પ્રદ્યુમ્ન નામનો રૂપાળો પુત્ર જણ્યો[૪૩] અને તેના જાતકર્માદિક સંસ્કાર શ્રીકૃષ્ણે કર્યા. મહાબળવાન શંબરાસુરે સુવાવડના ઘરમાંથી એ પ્રદ્યમ્નનું હરણ કરી પોતાની પુરીમાં લઈ જઇને તેને માયાવતીના હાથમાં સોંપ્યો. પોતાના પુત્રનું હરણ થએલું જોઇને શોકથી ઘેરાએલા શ્રીકૃષ્ણે ભક્તિભાવથી, વૃત્રાસુર આદિ દૈત્યોને લીલાથીજ મારનારાં જગદંબાનું શરણ લીધું અને અત્યંત ઉદાર તથા સારા અક્ષરવાળાં સ્તવનરૂપ શુભ વચનોથી નીચે પ્રમાણે જગદંબાની ઉત્તમ સ્તુતિ કરી.[૪૪ ૪૭]

શ્રીકૃષ્ણ સ્તુતિ કરે છેઃ–હે મા ! મેં પૂર્વ જન્મમાં ધર્મના પુત્ર નારાયણરૂપે બદરિકાશ્રમમાં ઉગ્ર તપથી તમને પ્રસન્ન કર્યાં હતાં તથા પુષ્પાદિકથી તમારૂં પૂજન કર્યું હતું એ મારા ભક્તિભાવને તમે ભૂલી ગયાં શું ?[૪૮] કોઇએ દુષ્ટ ભાવથી અથવા મારૂં અભિમાન તોડવાના કૌતુકથી મારા પુત્રને સુવાવડના ઘરમાંથી હરી લીધેલો હોવો જોઇએ. ગમે તેમ હોય પણ હે મા ! હું કે જે ભક્તજન છું તેની લાજ તમારે રાખવી યોગ્ય છે.[૪૯] ગઢ મોટા છે, દ્વારકાપુરી સારી રીતના રક્ષણવાળી છે, તેમાં મારૂં સ્થાનક મધ્ય ભાગમાં છે અને તેમાં પણ સુવાવડનું ઘર અંતઃપુરમાં ઘણુંજ ગુપ્ત છે તે છતાં પણ આજ મારાંજ ભાગ્યના દોષથી બાલકનું હરણ થયું છે.[૫૦] હે મા ! હું કે યાદવો પરગામ ગયા નહિ હતા અને દ્વારકા પણ મોટા વીર લોકોથી રક્ષિત છે તે છતાં પણ કોઇ કપટીએ મારા બાલકનું હરણ કર્યું એ તમારી માયાનોજ પ્રસિદ્ધ પ્રભાવ છે.[૫૧] હે જનનિ ! હું પણ તમારા ગુપ્ત ચરિત્રને જાણતો નથી ત્યારે અલ્પજ્ઞ અને મંદબુદ્ધિવાળો બીજો પ્રાણી તો કોણજ જાણે ? એ બાલકને લઈ જનારો કયાં ગયો ? મારા કોઈ સેવકોના પણ જોવામાં આવ્યો નથી. હે મા! હું ધારૂં છું કે એ તમેજ માયારૂપી પડદો નાખ્યો છે.[૫૨] તમે આવી માયા કરો એમાં કાંઈ આશ્ચર્ય નથી. કેમકે મારા મોટા ભાઇ પ્રખ્યાત બલભદ્ર કે જેને પતિથી દૂર રહેલાં પતિવ્રતા રોહિણીએ પતિના સંગવિનાજ જન્મ આપ્યો છે, તેમને મારાથી પહેલાં મારી માના ગર્ભમાંથી પાંચમે મહીનેજ તમે માયાથી ખેંચી લઇને રોહિણીના ગર્ભમાં નાખ્યા હતા.[૫૩] હે જગદંબા ! તમે કે જે નિરંતર ગુણોથી જગતનાં સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર કરો છો તેમને આવું ચરિત્ર કરવું એ કાંઇ મોટી વાત નથી. પાપોનો નાશ કરનારાં તમારાં ચરિત્રને કોણ જાણે છે ? કોઇ પણ જાણતું નથી. ઘણું કરીને આ સઘળું તમેજ રચેલું છે.[૫૪] મને પુત્રજન્મનો આનંદ આપીને અને પાછો વળી તેના વિરહના દુઃખનો સમૂહ આપીને તમેજ તમારા લલિત વિહારોથી ક્રીડા કરો છો એમ ધારૂં છું. એમ ન હોય તો મારો પુત્ર પ્રાપ્ત થવાનો આનંદ આ રીતે વૃથા કેમ જાય ?[૫૫] એ પુત્રની સુકોમળ મા ટીટોડીની પેઠે અત્યંત રૂવે છે અને મારી પાસે રોઇને મને ભારે દુઃખ ઉત્પન્ન કરે છે. હે લલિતા ! હે અપાર પ્રભાવવાળાં ! મારા કષ્ટને તમે જાણતાં નથી ? હે મા ! અમો કે જેઓ દુઃખી છીએ તેઓનું તમે રક્ષણ કરો.[૫૬] હે દેવિ ! વિદ્વાનો કહે છે કે જગતમાં પુત્રનો જન્મ એ સુખનો સીમાડો છે અને

પુત્રનો નાશ એ દુઃખનો સીમાડો છે એટલા-માટે હવે હું શું કરૂં ? હે મા! પહેલા પુત્રનો નાશ થવાથી આજ મારૂં હૃદય ફાટી પડે છે.[૫૭] હે મા ! મારો પુત્ર જીવતો મળશે તો તમને પ્રસન્ન કરનાર યજ્ઞ, વ્રત અને દેવપૂજન હું કરીશ. મારો પુત્ર જીવતો હોય તો તે મને તુરત દેખાડો. તમે સઘળાં દુઃખને હણનારાં અને સર્વના શોકનો નાશ કરવામાં સમર્થ છો.[૫૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે શુભ કર્મ કરનારા જગતના ગુરૂ શ્રીકૃષ્ણ સ્તુતિ કરતાં જગદંબાએ પ્રત્યક્ષ દર્શન દઇને તેમને નીચે પ્રમાણે કહ્યું.[૫૯]

જગદંબા કહે છેઃ—હે દેવતાઓના સ્વામી ! તમે શોક કરો માં. તમને પૂર્વે શાપ લાગ્યો હતો તેના યોગથી શંબરાસુર તમારા પુત્રને બલાત્કારથી હરી ગયેલો છે.[૬૦] હવે મારી કૃપાથી તમારો પુત્ર આજથી સોળમે વર્ષે એ શંબરાસુરને પોતાના બળથી મારીને તમારી પાસે આવશે એમાં સંશય નથી.[૬૧]

વ્યાસ કહે છેઃ—ઉગ્ર પરાક્રમવાળાં ચંડિકા દેવી એટલાં વચન બોલીને અંતર્ધાન થઈ ગયાં અને શ્રીકૃષ્ણ પણ પુત્રનો શોક છોડી દઇને સુખી થયા.[૬૨]

**इत्युक्त्वांतर्दधे देवी चंडिका चंडविक्रमा ।**
**भगवानपि पुत्रस्य शोकं त्यक्त्वाऽभवत्सुखी ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

---

## अध्याय २५ मो

## પરાશક્તિ સર્વજ્ઞ-સર્વેશ્વરી છે

**राजोवाच**

**सं[illegible]हायं मुनिश्रेष्ठ जायते वचनात्त ॥**
**वै[illegible] दुःखोत्पार्त्तिविलोक्यच ॥१॥**

જનમેજય પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ! શ્રીકૃષ્ણ કે જે વિષ્ણુના અંશરૂપ હતા તેમને પણ દુઃખ ઉત્પન્ન થયું હતું, એ તમારા કહેવાથી જાણીને મને સંદેહ ઉત્પન્ન થાય છે.[૧] પ્રતાપી શ્રીકૃષ્ણ કે જે નારાયણના અંશથી ઉત્પન્ન થયા હતા તેમનો પુત્ર પણ સુવાવડના ઘરમાંથી કેમ હરાઈ ગયો ?[૨] સારી રીતના રક્ષણવાળી દ્વારકાપુરીમાં અને તેમાં પણ વળી સુવાવડના ગુપ્ત ઘરમાં પેસીને દૈત્યે એ બાલકનું શી રીતે હરણ કર્યું ?[૩] હે સત્યવતીના પુત્ર ! એ વાતની શ્રીકૃષ્ણને પણ ખબર ન પડી એ મારા મનને મોટું આશ્ચર્ય લાગેછે.[૪] શ્રીકૃષ્ણ દ્વારકામાંજ હતા તે છતાં પણ સુવાવડના ઘરમાંથી બાલકનું હરણ થયાનું તેમના જાણવામાં આવ્યું નહિ તેનું કારણ કહો.*[૫]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! જગતમાં પ્રખ્યાત શાંભવી માયા કે જે બળવત્તર છે તે મનુષ્યોની બુદ્ધિમાં મોહ કરે છે. માયાથી કોણ મોહ ન પામે?[૬] જેને મનુષ્યનો અવતાર આવે તેને દેહમાં દેવપણાના કે અસુરપણાના સ્વભાવ નહિ રહેતાં સઘળી રીતે મનુષ્યના સ્વભાવ પ્રાપ્ત થાય છે.[૭] ક્ષુધા, તૃષા, નિદ્રા, ભય, તંદ્રા, મોહ, શોક, સંશય, હર્ષ, અભિમાન, જરા, મરણ, અજ્ઞાન, ગ્લાનિ, અપ્રીતિ, ઇર્ષ્યા, અસૂયા,

---

* આવા પ્રશ્ન આ ગ્રંથમાં ઘણીવાર કરવામાં આવેલા છે અને તેઓના ઉત્તર પણ ઘણીવાર આપવામાં આવેલા છે તો પણ વારંવાર રાજા આવું પૂછે જાય છે અને વ્યાસ એનાએ ઉત્તર આપ્યા જાય છે તેનું કારણ એ છે કે ઘણા કાળ થયાં લોકો બ્રહ્માદિક દેવતાઓનેજ ભ્રાંતિથી સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વેશ્વર માને છે. એ ભ્રાંતિનું ઉચ્છેદન કરવાસારૂ વારંઘડીએ તેવાજ પ્રશ્ન અને તેવાજ ઉત્તર કરવામાં આવે છે. ઘણા કાળથી દૃઢ થએલી ભ્રાંતિનું એકવારના ઉપદેશથી નિવારણ થાય નહિ. વાસ્તવિક સર્વજ્ઞત્વાદિક ભગવતીમાંજ છે એમ જણાવવાનો આ ગ્રંથનો તોડ છે એમ ટીકાકારે જણાવ્યું છે.

મદ અને શ્રમ ઇત્યાદિ ભાવો મનુષ્યના દેહમાં થયા વગર રહેજ નહિ.[૮-૯] રામને આગળ આવેલા સોનાના મૃગની, સીતાના હરણની અને જટાયુના મરણની ખબર પડી ન હતી[૧૦] અભિષેકને દિવસે વનવાસ થવાનું રામના જાણવામાં ન હતું અને પોતાના શોકથી પિતાનું મરણ થયું તે પણ તેમણે જાણ્યું નહતું.[૧૧] એરામ અજ્ઞાનીની પેઠે વનેવનમાં સીતાનેશોધવાસારૂ ફર્યા હતા પણ રાવણ બળાત્કારથી સીતાને હરી ગયો છે એમ તેમણે જાણ્યું ન હતું.[૧૨] બળથી વાલિને મારી વાનરોની સહાયતા લઈ સમુદ્રમાં પાજ બાંધી હતી અને સમુદ્રને ઉતરીને યુદ્ધ કરવા સારૂ લંકાની ચારેકોર વાનરોને મોકલ્યા હતા. મહાબળવાન રામે ભયંકર સંગ્રામ કર્યો તેમાં પણ તેમને દુઃખ પડયું હતું, નાગપાશથી બંધાવું પડયું હતું, અને છેલ્લી વારે જ્યારે ગરૂડે છોડાવ્યા ત્યારે પોતે બંધનમાંથી છુટયા હતા.[૧૩-૧૫] આ સાધનથી આમજ થશે એમ જાણ્યાવિના તેમણે યુદ્ધમાં કોપ કરીને મહાબળવાન રાવણ, કુંભકર્ણ, મેઘનાદ અને નિકુંભને માર્યો હતા.[૧૬] સીતાની પવિત્રતાનો વિશ્વાસ નહિ આવતાં તેમણે સીતાની પાસે બળતા અગ્નિમાં પ્રવેશ કરાવવાનું દિવ્ય કરાવ્યું હતું.[૧૭] રામે પવિત્ર સીતાને અપવિત્ર માનીને લોકાપવાદની બ્હીકથી તેનો બીજીવાર પણ ત્યાગ કર્યો હતો.[૧૮] રામે મહાબળવાન કુશ-લવને પોતાના પુત્ર જાણ્યા નહિ ત્યારે વાલ્મીકિએ 'આ બન્ને તમારા પુત્ર છે' એમ કહ્યું હતું.[૧૯] સીતા પાતાળમાં ગયાં એ પણ રામે જાણ્યું નહતું. રામ પોતે કોપ કરીને પોતાના ભાઈ લક્ષ્મણને મારી નાખવા સજ્જ થયા હતા[૨૦] અને બ્રાહ્મણના રૂપથી કાળ આવ્યાનું તેમણે જાણ્યું ન હતું. રામે મનુષ્યદેહ ધરીને પ્રારબ્ધનેલીધે મનુષ્ય-ચેષ્ટાજ કરી હતી. રામની પેઠે શ્રીકૃષ્ણ પણ મનુષ્યના ભાવ પામ્યા હતા એમાં કશો સંશય નથી.[૨૧] શ્રીકૃષ્ણ પ્રથમ કંસની બ્હીકથી ગોકુલમાં ગયા હતા અને પછી જરાસંધની બ્હીકથી દ્વારકામાં ગયા હતા.[૨૨] શ્રીકૃષ્ણે પોતે ધર્મને જાણતાં છતાં શિશુપાલને અપાએલાં રૂક્મિણીના હરણરૂપ અધર્મ કર્યો હતો.[૨૩] શંબરાસુર બલાત્કારથી પુત્રનું હરણ કરી જતાં કૃષ્ણ રોયા હતા અને પાછળથી તે વાત જાણવામાં આવતાં રાજી થયા હતા, એથી સિદ્ધ થાય છે કે તેમને હર્ષ-શોક હતાં.[૨૪] સ્વર્ગમાં ગયા હતા ત્યારે પોતાનું સ્ત્રીવશપણું પ્રસિદ્ધ કરીને સત્યભામાની આજ્ઞાથી વૃક્ષનેસારૂ ઈંદ્રની સાથે વઢયા હતા અને ઈંદ્રને હરાવીને કલ્પવૃક્ષ લાવ્યા હતા. અદ્‌ભુત કર્મ કરનાર શ્રીકૃષ્ણે સત્યભામાનું માન રાખવાસારૂ એ કામ કર્યું હતું.[૨૫-૨૬] સત્યભામાએ વૃક્ષની સાથે શ્રીકૃષ્ણને બાંધીને નારદજીને તેનું દાન આપ્યું હતું અને પછી સોનું આપીને કૃષ્ણને છોડાવ્યા હતા.[૨૭,૨૮] રૂક્મિણીને પ્રદ્યુમ્ન આદિ ઘણા ગુણવાન પુત્રો થયા જોઇને દીન થએલાં જાંબૂવતીએ શ્રીકૃષ્ણની પાસે પુત્રસંતતિ માગી ત્યારે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને શ્રીકૃષ્ણ જે પર્વતમાં શિવના ભક્ત અને મહાપ્રતાપી ઉપમન્યુ મુનિ રહેતા હતા તે પર્વતમાં ગયા હતા.[૨૯-૩૦] પુત્રની ઈચ્છાથી ઉપમન્યુને ગુરૂ કરીને તેમની પાસેથી પાશુપતી દીક્ષા લઇ પોતે મુંડી અને દંડી થયા હતા.[૩૧] શિવના મંત્ર જપવામાં અને શિવનું ધ્યાન ધરવામાં તત્પર થઇને પહેલા મહિનામાં માત્ર ફલાહાર કરતાં ઉગ્રતપ કર્યું હતું. બીજે મહિને જળનો આહાર કરી એક પગે ઉભા હતા.[૩૨] ત્રીજે મહિને વાયુનું ભક્ષણ કરી પગના અંગુઠાની અણીપર ઉભા હતા.

આ પ્રમાણે કરતાં છઠ્ઠે મહિને ચંદ્રમાની કળાને ધરનારા સદાશિવે ભક્તિભાવથી પ્રસન્ન થઇને પાર્વતી સહિત તેમને દર્શન દીધું. બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રિ આદિ દેવતાઓથી વીંટાએલા, યક્ષ તથા ગંધર્વોએ સેવેલા અને નંદીપર બેઠેલા સદાશિવે આવી કૃષ્ણને સંબોધન દઇને કહ્યું[૩૩ ૩૫] કેઃ—"હે કૃષ્ણ! હે મોટી બુદ્ધિવાળા! તમારા ઉગ્ર તપથી હું પ્રસન્ન થયો છું. હે યાદવોના પુત્ર! તમારે જે જે મનોરથની ઈચ્છા હોય તે બોલો, હું કે જે મનોરથોને પૂરનાર છું તેનું દર્શન થતાં કોઈ મનોરથ અવશેષ રહેવો નહિ જોઇએ."[૩૬ ૩૭] દેવકીના પુત્ર શ્રીકૃષ્ણે શંકરને પ્રસન્ન થએલા જોઇને પ્રેમથી તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા અને પછી તેમની સામે ઉભા રહીને મેઘ સરખી ગંભીર વાણીથી તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

કૃષ્ણ સ્તુતિ કરે છેઃ—હે દેવના દેવ! હે જગતના નાથ! હે સર્વ પ્રાણીઓની પીડાને મટાડનારા! હે જગતના કારણરૂપ! હે દૈત્યોને હણનારા! હે ત્રૈલોક્યના કર્તા! હે નીલકંઠ! હું આપને વારંવાર પ્રણામ કરૂં છું.[૩૮-૪૦] ત્રિશૂલને ધરનારા, પાર્વતીના પ્યારા અને યજ્ઞને તોડનારા આપને મારા પ્રણામ હોજો. હે પ્રભુ! આજ હું તમારા દર્શનથી ધન્ય અને કૃતાર્થ થયો.[૪૧] આપના ચરણારવિંદમાં પ્રણામ કરવાથી મારો જન્મ સફળ થયો. હે જગતના ગુરૂ! હું સ્ત્રીઓરૂપી પાશોથી બંધાયો છું.[૪૨] હે ત્રણ નેત્રવાળા! આજ રક્ષણનેસારૂ તમારે શરણે આવેલો છું. હે દુઃખોનો નાશ કરનારા! મનુષ્યજન્મ પામીને હું મુંઝાણો છું.[૪૩] હે સદાશિવ! હું કે જે સંસારથી ભય પામીને હમણાં તમારે શરણે આવેલો છું તેનું રક્ષણ કરો.[૪૪] હે કામદેવને બાળનારા! મને ગર્ભવાસમાં બહુ દુઃખ થયું હતું. જન્મ્યા પછી પણ ગોકુલમાં કંસની મોટી બ્હીક ભોગવી હતી. મેં ગોવાળ થઇને નંદગોવાળીઆની આજ્ઞા ઉઠાવી હતી.[૪૫] ઘાટા વૃંદાવનમાં ભટકતાં મારા કેશ ગાયની રજથી ભરાઇ રહેતા હતા. કાળયવનની બ્હીકથી હું બાપદાદાના રહેવાના માથુર નામના શુભ દેશનો ત્યાગ કરીને દ્વારકામાં જઈ રહ્યો છું,[૪૬] અને એ દેશ પાછો મને દુર્લભ થઈ પડયો છે. અત્યંત સમૃદ્ધિવાળું રાજ્ય પણ ધર્મની રક્ષાકરવાસારૂ, યયાતિના શાપના બંધનનેલીધે અને કજીઓ ઉઠવાની બ્હીકથી મારે ઉગ્રસેનને આપી દેવું પડયું છે અને ઉગ્રસેનની પાસે સર્વદા દાસપણું કરવું પડયું છે. અમારા પૂર્વજોએ પ્રથમથી ઉગ્રસેનને યાદવોનો રાજા કર્યો હતો તેથી પછી મારો શો ઉપાય? હે શંભુ! હું દુઃખદાયી અને જેમાં ધર્મનો નાશ થાય છે એવા ગૃહસ્થાશ્રમમાં પડીને સર્વદા પરતંત્ર અને સ્ત્રીઓને વશ થઈ રહેલો છું.[૪૭ ૪૮] આમાં બંધનથી છુટવાની વાતપણ દુર્લભ છે. હે કામદેવના કાળરૂપ! મારી સ્ત્રી જાંબુવતીએ પોતાની શોક્ય રૂક્મિણીના પુત્રોને જોઇને પુત્રનેસારૂ તપ કરવાની મને પ્રેરણા કરી છે. મેં આજ આ તપ પુત્રનેમાટે સકામપણાથી કર્યું છે.[૫૦-૫૧] હે જગતના ગુરૂ! તમારી પાસે આવી માગણી કરવામાં હું લજ્જા પામું છું. તમે કે જે દેવતાઓના સ્વામી, મુક્તિ આપનારા અને ભક્તવત્સલ છો તેમને આરાધનથી પ્રસન્ન કરીને તુચ્છ અને વિનાશી ફળ માગે એવો મારાવિના બીજો કોણ મૂઢ હોય! હે શંભુ! હે જગતના પતિ! તમે કે જે મુક્તિ આપનારા છો તેમની પાસેથી માયાથી મૂઢ થએલો હું સ્ત્રીની પ્રેરણાનેલીધે પુત્રનું સુખ માગું છું. હે પ્રભુ! હું જાણું છું કે સંસાર દુઃખદાયી, દુઃખના આશ્રય-

રૂપ, અનિત્ય અને વિનાશી છે તોપણ મને વૈરાગ્ય થતું નથી. માયાપાશથી બંધાએલો હું શાપનેલીધે નારાયણના અંશથી આ પૃથ્વીમાં ઘણું ઘણું દુઃખ ભોગવવા સારૂ જન્મ્યો છું.[૫૨-૫૫]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સદાશિવે તેમને કહ્યું કેઃ–"હે શત્રુઓને હણનારા ! તમને ઘણા પુત્રો થશે. તમને બીજી સોળ હજાર અને પચાશ સ્ત્રીઓ થશે અને તે પ્રત્યેકમાં તમને મહાબળવાન દશ દશ પુત્રો થશે."[૫૬-૫૭] આટલું બોલીને પ્રિયદર્શનવાળા સદાશિવ બંધ પડયા ત્યારે પાર્વતીએ પોતાને પગે લાગેલા શ્રીકૃષ્ણને કહ્યું કેઃ–"હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાબાહુ ! હે મનુષ્યોના અધિપતિ ! આ સંસારમાં તમે સર્વ ગૃહસ્થોમાં ઉત્તમ થશો.[૫૮-૫૯] પછી સો વર્ષને અંતે બ્રાહ્મણોના અને ગાંધારીના શાપથી તમારા કુલનો ક્ષય થશે. શાપથી મોહ પામેલા તમારા પુત્રો તથા બીજા યાદવો પણ યુદ્ધમાં પરસ્પરને મારીને સઘળા ક્ષય પામશે. તમે અને તમારો ભાઈ દેહ છોડીને સ્વર્ગમાં જશો.[૬૦-૬૨] આ પ્રમાણે ભવિષ્ય છે માટે તેનો શોક કરશો નહિ. જે વસ્તુ અવશ્ય થનારી હોય છે તેનો કોઈ ઉપાય નથી.[૬૩] માટે તે વિષે કદી પણ શોક કરવો જોઈએ નહિ એવો મારો મત છે. હે કૃષ્ણ ! હે વિષ્ણુ ! તમે મરી ગયા પછી તમારી સ્ત્રીઓ અષ્ટાવક્રના શાપનેલીધે ચોરલોકોના હાથથી પકડાશે."[૬૪] આ પ્રમાણે કહીને સદાશિવ તથા પાર્વતી દેવતાઓના મંડલસહિત અંતર્ધાન થઈ ગયાં.[૬૫] શ્રીકૃષ્ણ પણ ઉપમન્યુને પ્રણામ કરીને દ્વારકામાં ગયા. હે જનમેજય ! એવા અવતારોને પણ એવી વિડંબનાઓ થાય છે માટે બ્રહ્માદિક દેવતાઓ જો કે મોટા સમર્થ છે[૬૬] તોપણ તેઓનાં અંતઃકરણો માયાના કલ્લોલોના યોગથી ક્ષોભ પામે છે એમ સમજવું. લાકડાની પુતળીઓ જેમ નચાવનારાઓને આધીન હોય છે તેમ બ્રહ્માદિક દેવતાઓ માયાને આધીન છે.[૬૭] જેવાં જેવાં એઓનાં પૂર્વકૃત કર્મ હોય તે પ્રમાણે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપી જગદંબા નિરંતર તેઓને પ્રેરે છે.[૬૮] માટે ભગવતીમાં વિષમપણું કે નિર્દયપણું કદી આવતું નથી. ભુવનેશ્વરી કેવળ જીવોના મોક્ષનેસારૂ સૃષ્ટિ કરવાનો યત્ન કરે છે.[૬૯] જો આ ચરાચર જગતને સજે નહિ તો આ જગત માયામાંજ લીન થએલું અને સર્વદા જડજ રહે એટલે કોઇથી કર્મ, ઉપાસના કે આત્મજ્ઞાનનો યત્ન થાય નહિ.[૭૦] એટલામાટે દેવી કરૂણા કરીનેજ જીવ આદિ જગતને સજે છે અને નિરંતર તેને પ્રેર્યા કરે છે.[૭૧] આમ છે તેથી બ્રહ્માદિકને મોહ થવામાં સંદેહ કરવો નહિ. સઘળા દેવ અને દૈત્યો માયાની અંદર છે અને માયાનેજ આધીન છે.[૭૨] પોતાની ઈચ્છાથી વિહાર કરનારાં એક એ દેવીજ સ્વતંત્ર છે; એટલામાટે હે રાજા ! સર્વથા એ મહેશ્વરીનું સેવન કરવું યોગ્ય છે.[૭૩] ત્રૈલોક્યમાં એથી અધિક કોઇ નથી. પરાશક્તિના ચરણનું સ્મરણ થાય એજ જન્મનું સફલપણું છે.[૭૪] જે કુલમાં દેવી ઈષ્ટદેવ ન હોય તે કુલમાં જન્મ થજો માં. 'હું દેવી છુ, બીજો નથી, જે બ્રહ્મ છે તેજ હું છું. હું શોકનું પાત્ર નથી.' એવી રીતે અભેદથી તે જગદંબાનું ચિંતન કરવું. ગુરૂના મુખથી એમને જાણી વેદાંતના શ્રવણ આદિથી એકાગ્ર મનવડે એ આત્મારૂપી જગદંબાની ભાવના કરવી. આમ કરવાથી તુરત મુક્તિ મળે છે. આ વિના બીજાં કરોડો કર્મ કર્યાથી પણ મળતી નથી.[૭૫-૭૭] નિર્મળ અંતઃકરણવાળા શ્વેતાશ્વતર આદિ સર્વ ઋષિઓ

હૃદયથી દેવીને આત્મરૂપ જાણીને સંસારના બંધનથી મુક્ત થયા છે.[૭૮] બ્રહ્મા તથા વિષ્ણુ આદિ દેવ અને ગૌરી તથા લક્ષ્મી આદિ શક્તિઓ પણ એ સચ્ચિદાનંદરૂપ દેવીનીજ ઉપાસના કરે છે.[૭૯] હે રાજા ! તમે સંસારના તાપથી ત્રાસ પામીને મને જેજે પૂછ્યું તેના મેં ઉત્તર આપ્યા. હવે તમારે શું સાંભળવાની ઇચ્છા છે ?[૮૦] હે જનમેજય ! સર્વોત્તમ અને સર્વ પાપને હરનારા પવિત્ર આખ્યાનરૂપ આ પરમ અદ્ભુત પુરાણ મેં તમારી પાસે કહ્યું.[૮૧] જે માણસ આ વેદસરખા પુરાણનું નિત્ય શ્રવણ કરે તે, સર્વ પાપોથી છુટીને દેવીના લોકમાં સત્કાર પામે છે.[૮૨]

સૂત કહે છેઃ–વ્યાસ આ શ્રીમદ્ભાગવત નામનું પાંચમું પુરાણ કહેતા હતા તે સમયે મેં વિસ્તારથી સાંભળ્યું છે.[૮૩]

तन्मयाश्रुतं व्यासात्कथ्यमानं सविस्तरम्॥
पुराणं पंचमं नूनं श्रीमद्भागवताभिधम्॥८६॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ચતુર્થ સ્કંધનો પચીસમો અધ્યાય સંપૂર્ણ. ૨૫

चतुर्थस्कंध समाप्त

# શ્રીમદ્ ભાગવતો ભાગવત

# પંચમસ્કંધ

## અધ્યાય ૧ લો.

### વિષ્ણુ કરતાં રૂદ્ર શ્રેષ્ઠ છે

**ऋषय ऊचुः**

**भवता कथितं सूत महदाख्यानमुत्तमम् ॥**
**कृष्णस्य चरितं दिव्यं सर्वपातकनाशनम् ॥१॥**

ઋષિઓ પૂછે છેઃ—હે સૂત ! હે ભાગ્યશાળી! હે મોટી બુદ્ધિવાળા ! આ સર્વ પાપોનો નાશ કરનાર શ્રીકૃષ્ણના દિવ્ય ચરિત્રરૂપ ઉત્તમ અને મોટું આખ્યાન તમે કહ્યું.[1] આ કથા તમે સંક્ષેપથી કહી તેથી તેમાં અમને સંશય ઉત્પન્ન થાય છે.[2] શ્રીકૃષ્ણ કે જે વિષ્ણુના અંશાવતારરૂપ હતા તેમણે વનમાં જઈ ઉગ્ર તપ કરીને શિવનું આરાધન કર્યું અને પૂર્ણ જગદંબાના અંશરૂપ પાર્વતી દેવીએ તેમને વરદાન આપ્યું તો તે વિષે અમને એવો સંદેહ થાય છે કે શ્રીકૃષ્ણે પોતે ઈશ્વર છતાં એ શિવ તથા પાર્વતીનું પૂજન કેમ કર્યું ? એઓથી શ્રીકૃષ્ણ ન્યૂન હતા ?[3 5]

સૂત કહે છેઃ—મેં એ વિષે વ્યાસના મુખથી જે કારણ સાંભળેલું છે તેના સંબંધમાં શ્રીકૃષ્ણના ગુણોવાળી કથા કહું છું તે શ્રવણ કરો.[6] હે મુનિઓ ! વ્યાસના મુખથી વૃત્તાંત સાંભળીને જેને મોટા સંદેહ થયો એવા બુદ્ધિમાન જનમેજય રાજાએ વ્યાસને નીચે પ્રમાણે પૂછ્યું.[7]

જનમેજય પૂછે છેઃ—હે સત્યવતીના પુત્ર ! પરમકારણરૂપ જગદંબાવિષે મેં શ્રવણ કર્યું તો પણ હજી મારા મનની વૃત્તિ સંશયને છોડતી નથી. દેવના દેવ અને વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણે અતિ દારૂણ તપ કરીને શિવનું આરાધન કર્યું એ વિષે મને વિસ્મય થયો છે.[8 9] શ્રીકૃષ્ણ પોતે સર્વના આત્મા, સઘળી સિદ્ધિ આપનાર અને પ્રભુ હતા તેમણે પ્રાકૃત મનુષ્યની પેઠે ઘોર તપ કેમ કર્યું ?[10] શ્રીકૃષ્ણ તો જગતને સજવામાં, પાળવામાં અને સંહાર કરવામાં પણ સમર્થ હતા તે છતાં તેમણે ઉગ્ર તપ શા-માટે કર્યું ?[11]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! દૈત્યોને મારનારા શ્રીકૃષ્ણ દેવતાઓનાં સઘળાં કાર્યોમાં સમર્થ હતા એ તમે સાચું કહ્યું તોપણ એ પરમેશ્વરે મનુષ્યનો દેહ ધર્યો હતો તેથી વર્ણ તથા આશ્રમને લગતા માણસોના ભાવ, વૃદ્ધ લોકોનું પૂજન, ગુરૂઓના ચરણમાં પ્રણામ, ગુરૂઓની સેવા અને દેવતાઓનાં આરાધન એમણે કર્યાં હતાં.[12-14] શોકના સમયમાં શોકનો આવેશ, હર્ષના સમયમાં હર્ષનો આવેશ, દીનતા, અનેક પ્રકારના અપવાદ, સ્ત્રીઓના કામભોગ, તૃષ્ણા, ક્રોધ અને લોભ, એ પદાર્થો દેહમાં થયા વગર રહેજ નહિ. દેહ કે જે ગુણમય છે તેમાં નિર્ગુણપણું કેમજ થાય ?[15 16] ગાંધારીના તથા બ્રાહ્મણોના શાપથી યાદવોનો નાશ, શ્રીકૃષ્ણના દેહનું છુટવું, શ્રીકૃષ્ણની સ્ત્રીઓનું હરાવું તથા ધન રત્નાદિ લુંટવું, ચોર લોકો ઉપર અસ્ત્ર મૂકવાના સમયમાં અર્જુનનું નપુંસકપણું અને ઘરમાંથી પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધનું હરણ

થતાં કૃષ્ણનું અજ્ઞપણું, એ સઘળી મનુષ્ય-
દેહને લગતી ચેષ્ટા થઈ એમ સમજવું.[૧૭-૧૯]
આ તો સાધારણ વાત કરી. વાસ્તવિક જોતાં
પણ વિષ્ણુથી શિવ અધિકજ છે તેથી શ્રીકૃ-
ષ્ણે શિવની આરાધના કરવામાં કાંઈ આશ્ચર્ય
નથી. વિષ્ણુ પણ જ્યારે શિવનું સેવન કર-
વાને યોગ્ય છે ત્યારે વિષ્ણુના અંશાવતાર
નારાયણ મુનિના અંશરૂપ શ્રીકૃષ્ણ શિવનું
સેવન કરે એમાં શું આશ્ચર્ય છે?[૨૦] સર્વના
ઈશ્વર સદાશિવ દેવ કારણદેહના અધિપતિ છે
તેથી સૂક્ષ્મદેહના અભિમાની વિષ્ણુને ઉત્પન્ન
કરનાર છે માટે વિષ્ણુ તેમની પૂજા કરે છે.[૨૧]
અજ્ઞાનરૂપ કારણદેહમાંથીજ લિંગદેહ ઉત્પન્ન
થયો છે એવો સિદ્ધાંત છે. કૃષ્ણ આદિ અવ-
તારો તો વિષ્ણુના પણ અંશભૂત છે માટે તેઓ
સદાશિવનું પૂજન કેમ ન કરે. પ્રણવમાં અ-
કાર, ઉકાર, મકાર, અને અર્ધમાત્રારૂપ ચાર
ભાગ છે અને દેહમાં પણ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર
અને પરબ્રહ્મ શબ્દથી કહેવાતા સ્થૂળ, સૂક્ષ્મ,
કારણ અને તુરીય, એ ચાર ભાગ છે તેમાં
અકાર બ્રહ્મરૂપ છે, ઉકાર વિષ્ણુરૂપ છે, મકાર
રૂદ્રરૂપ છે અને અર્દ્ધમાત્રા મહેશ્વરી એટલે
માયા વિશિષ્ટ બ્રહ્મરૂપ છે. એઓમાં ઉત્તરોત્તર
ઉત્તમપણું વિદ્વાનોએ કહેલું છે.[૨૨-૨૩] અર્ધ
માત્રા કે જેનું વિશેષથી ઉચ્ચારણ થતું નથી
તેરૂપ અને ત્રણે કાળમાં બાધ ન પામે એવાં
તે દેવી છે માટે સર્વ શાસ્ત્રોમાં તેમને સર્વોત્તમ
કહેલ છે.[૨૪] આ રીતે બ્રહ્માથી વિષ્ણુ ઉત્તમ છે,
વિષ્ણુથી શિવ ઉત્તમ છે અને શિવથી દેવી ઉત્તમ
છે; માટે વિષ્ણુના અંશરૂપ શ્રીકૃષ્ણે વિષ્ણુથી
ઉત્તમ શિવનું પૂજન કર્યું એમાં સંશય કરવો
નહિ.[૨૫] બ્રહ્માએ સૃષ્ટિ કરવાને સારૂ રૂદ્રનું
આરાધન કરતાં તેમને વરદાન દેવાસારૂ રૂદ્ર
જ પોતાના અંશરૂપે બ્રહ્માના મુખમાંથી પ્રકટ
થયા તે અંશ પણ જોકે 'રૂદ્ર' એવા નામથી
ઓળખાય છે. તોપણ તેને મૂળ રૂદ્રથી ભિન્ન
સમજવો. એ બીજો રૂદ્ર પણ સર્વને પૂજ્ય છે
ત્યારે મૂળરૂદ્ર સર્વને પૂજ્ય હોવામાં તો શી
વાત કરવી? વિષ્ણુથી શિવના ઉત્તમપણામાં
એક બીજું પણ કારણ છે તે એ છે કે કારણ-
દેહના અભિમાની શિવને તુરીયરૂપ દેવીનું
તત્વ અવ્યવહિત (સમીપમાં) છે અને લિં-
ગદેહના અભિમાની વિષ્ણુને કારણદેહ આડો
રહેવાને લીધે વ્યવહિત છે.[૨૬-૨૭] યોગમાયા
કે જે શિવથી પણ ઉત્તમ છે તેમના પ્રભાવથી
એવી રીતે વિષ્ણુના અવતારો યુગે યુગે થાય
છે એમાં કાંઇ સંશય રાખવો નહિ.[૨૮] ગૂઢ રૂ-
પવાળાં જે દેવી પોતાના નેત્રની પાંપણ હલા-
વવાથીજ સારીરીતે જગતને સૃજે છે, પાળે
છે અને સંહારે છે તેજ દેવી બ્રહ્મા, વિષ્ણુ અને
રૂદ્રને અનેક અવતારો લેવરાવીને નિરંતર દુઃખિ-
ત કરે છે.[૨૯] શ્રીકૃષ્ણને સુવાવડના ઘરમાંથી ગો-
કુલમાં એમણેજ મોકલ્યા હતા. નંદરાયના
ઘરમાં શ્રીકૃષ્ણનું દૈત્યાદિકથી રક્ષણ પણ એ-
મણેજ કર્યું હતું. પાછા મથુરામાં પણ એમ-
ણેજ મોકલ્યા હતા અને ત્યાંથી જરાસંધનો
ભય ઉપજાવીને પાછા દ્વારકામાં પણ એમણે-
જ મોકલ્યા હતા.[૩૦] એ દેવીએજ સોળ હ-
જારને પચાસ સ્ત્રીઓ ઉત્પન્ન કરીને તથા
બીજી આઠ પ્યારી પટરાણીઓ પોતાની શ-
ક્તિમાંથી ઉત્પન્ન કરીને લોકોમાં સર્વોત્તમ
મનાતા કૃષ્ણને પણ એઓના વિલાસના તં-
ત્રમાં નાખી દઈને એઓના અત્યંત દાસ
કરી દીધા હતા.[૩૧] એક સ્ત્રી પણ લોઢાની
અત્યંત દૃઢ સાંકળની પેઠે પુરૂષને બાંધી લે-
વામાં સમર્થ થાય છે ત્યારે સોળ હજાર અને
પચાશ સ્ત્રીઓ પોતાના પરણેલા શ્રીકૃષ્ણને
પોપટ જેવા બનાવીને બાંધી મૂકે એમાં શું

આશ્ચર્ય છે?[૩૨] શ્રીકૃષ્ણ સત્યભામાને વશ થઈને રાજીપાથી ઇંદ્રલોકમાં ગયા હતા અને ત્યાં ઇંદ્રની સાથે યુદ્ધ કરીને ઉત્તમ વૃક્ષ લાવ્યા હતા કે જે વૃક્ષ સત્યભામાના ઘરના શણગારરૂપ થયું હતું.[૩૩] શ્રીકૃષ્ણે પોતે સઘળી રીતે ધર્મ કરવાની ઇચ્છા રાખતાં છતાં પોતાના બળથી શિશુપાલ આદિ રાજાઓને જીતીને શિશુપાલને વરેલી રૂકિમણીનું હરણ કરી તેને પોતાની ધર્મપત્ની ઠરાવી હતી તો હવે આ બીજાને વરેલી સ્ત્રીનું હરણ કરવામાં ધર્મ થયો કે અધર્મ?[૩૪] અહંકારને વશ થએલો અને અહંકારે કરેલા ભારે મોહજાળથી મૂઢ થએલો પ્રાણી શુભાશુભ કાર્ય કરે છે.[૩૫] આ સઘળું સ્થાવર-જંગમ જગત્ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા અને વિપરીત કામ કરાવનારા અહંકારથીજ ઉત્પન્ન થયું છે. વિષ્ણુ અને શિવ આદિનું મૂળ પણ એ અહંકારજ છે.[૩૬] બ્રહ્મા પણ જ્યારે અહંકારથી રહિત થાય છે ત્યારે જ મુક્ત થાય છે, નહિતર સંસારનાં કામ કર્યા કરે છે.[૩૭] જે અહંકારથી મુક્ત થાય તેને મુક્ત સમજવો અને જે અહંકારને વશ હોય તેને બદ્ધ સમજવો. પ્રાણીઓને સ્ત્રી, ધન, ઘર, પુત્રો કે સહોદરો બંધનરૂપ નથી પણ અહંકારજ બંધનરૂપ છે.[૩૮] 'હું કર્તા છું, મેં બળવત્તરપણાથી આ કામ કર્યું, હું આ પ્રમાણે કરૂં છું અને હવે પછી પણ કરીશ,' એવી રીતના અભિમાનથી પ્રાણી પોતાને હાથેજ બંધાય છે. જેમ માટીથી ઉત્પન્ન થએલો ઘટ માટી વગરનો દેખાતોજ નથી તેમ અહંકારથી ઉત્પન્ન થએલું દેહાદિક અહંકાર વગરનું હોયજ નહિ. વિષ્ણુ અહંકાર ધરીનેજ જગતનું પાલન કરે છે.[૩૯-૪૧] વિષ્ણુને અહંકાર ન હોય તો સર્વદા જગતના પાલનની ચિંતારૂપ સમુદ્રમાં તે કેમ ડૂબેલા રહે?[૪૨] જીવ અહંકારથી મુક્ત અને નિર્મલ અંતઃકરણવાળો થાય તો તે અવતારોના પ્રવાહમાં કેમજ ડૂબે! મોહનું મૂળ અહંકાર છે અને સંસાર અહંકારથીજ ઉત્પન્ન થએલો છે.[૪૩] જેઓ અહંકારથી રહિત હોય તેઓને મોહ ન હોય અને સંસાર પણ ન હોય. સાત્વિક, રાજસ અને તામસ, એવી રીતે અહંકાર ત્રણ પ્રકારનો છે[૪૪] અને તે વિષ્ણુ, બ્રહ્મા અને શિવમાં રહેલો છે એટલુંજ નહિ પણ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ લઇને સર્વ જીવોમાં સર્વદા રહેલો છે એમ તત્વવેત્તા મુનિઓ કહે છે. ત્રણે દેવતાઓ અહંકારથી બંધાએલા છે એમાં કશો સંશય નથી.[૪૫-૪૬] જે લોકો વિદ્વાનો છતાં પણ કહે છે કે વિષ્ણુ તો પોતાની ઈચ્છાથી અનેક અવતાર ધરે છે તે લોકો માયાથી મોહ પામેલા અને મૂર્ખ છે એમ સમજવું.[૪૭] મૂર્ખ પણ દુઃખોથી વ્યાપ્ત અને અતિ સંકટરૂપ ગર્ભવાસમાં રહેવાનું મન કરે નહિ ત્યારે વિદ્વાન અને ચક્રધારી વિષ્ણુ તો કેમજ મન કરે?[૪૮] કૌશલ્યા અને દેવકીના વિષ્ઠા અને મૂત્રથી ભરેલા ગર્ભમાં વિષ્ણુ પોતાની ઈચ્છાથી આવ્યા હતા એમ વૈષ્ણવ લોકો કહે છે!!![૪૯] વૈકુંઠમાં રહેવું છોડી દઇને જેથી કરોડો ચિંતાઓ ઉઠે એવા, દુઃખદાયી અને ઝેર જેવા ગર્ભવાસમાં વિષ્ણુએ કયું સુખ ધાર્યું હોય?!![૫૦] લોકો તપ કરીને, યજ્ઞો કરીને અને અનેક દાનો આપીને પણ ફરીવાર દુઃખદાયી ગર્ભવાસ ન થાય એવી ઈચ્છા કરે છે,[૫૧] ત્યારે વિષ્ણુ ભગવાન જો પોતે સ્વતંત્ર હોય અને તેમાં સાચી સ્વતંત્રતા હોય તો ગર્ભમાં રહેવાની રૂચિ કેમજ કરે?[૫૨] હે મોટા રાજા! દેવ, મનુષ્ય અને પશુપક્ષીઓવાળું બ્રહ્માથી તે સ્તંબ પર્યંત સઘળું જગત માયાને આધીન છે એમ સમજો.[૫૩] બ્રહ્મા, વિષ્ણુ અને

શિવ આદિ સઘળા જીવો માયારૂપી દોરીથી બંધાએલા હોવાનેલીધે માયાની લીલાથી સંસારમાં ભમે છે અને કરોળીઆની પેઠે બંધાઇ જાય છે.[૫૪]

**मायातंतुनिबद्धा ये ब्रह्मविष्णुहरादयः ॥**
**भ्रमंति बंधमायांति लीलया चोर्णनाभिवत् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

## अध्याय २ जो. મહિષાસુરની ઉત્પત્તિ

### राजोवाच

**योगेश्वर्याः प्रभावोयं कथितश्चातिविस्तरात् ॥**
**ब्रूहि तच्चरितं स्वामिन् श्रोतुं कौतूहलं मम ॥१॥**

જનમેજય પૂછે છેઃ–હે સ્વામી ! આ આપે ભગવતીનો મહિમા ઘણા વિસ્તારથી કહ્યો. હવે એમનું ચરિત્ર સાંભળવાનો મને ઉત્સાહ થયો છે માટે તે કહો.[૧] સઘળું ચરાચર જગત એથી ઉત્પન્નથયું છે એમ જાણનારોકયો પુરૂષ જગદંબાના પ્રભાવનું શ્રવણ કરવાની ઈચ્છા ન કરે?[૨]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! હે મોટી બુદ્ધિવાળા ! ભગવતીનો પ્રભાવ વિસ્તારથી કહું છું તે સાંભળો. શ્રદ્ધાવાળા શાંત શિષ્યની પાસે જે ન કહે તેને મંદબુદ્ધિવાળો જાણવો.[૩] પૂર્વે પૃથ્વીમાં મહિષાસુર રાજા હતો ત્યારે દેવ અને દાનવની સેનાઓને ભારે યુદ્ધ થયું હતું.[૪] મહિષાસુરે મેરૂપર્વતમાં જઈને હૃદયમાં બ્રહ્માનું સ્મરણ કરતાં પૂરાં દશ હજાર વર્ષસુધી દેવતાઓને વિસ્મય આપે એવું ઉગ્ર અને ઉત્તમ તપ કર્યું. જગતના પિતામહ ચાર મુખવાળા બ્રહ્મા તેના ઉપર પ્રસન્ન થઈ હંસપર બેસી ત્યાં આવીને બોલ્યા કે "હે ધર્માત્મા વરદાન માગ. જે તારી ઈચ્છામાં હોય તે આપું."[૭]

મહિષાસુર કહે છેઃ–હે દેવના દેવ!હે પ્રભુ! હે પિતામહ ! હું અમરપણું ઈચ્છું છું માટે જે રીતે મને મૃત્યુનો ભય ન થાય તેમ કરો.[૮]

બ્રહ્મા કહે છેઃ–જન્મેલાને મરવું અવશ્ય છે અને મરેલાને જન્મવું અવશ્ય છે. સઘળાં પ્રાણીઓને જન્મ અને મરણ થયા વગર રહેતાંજ નથી.[૯] હે દૈત્યોમાં ઉત્તમ ! સર્વ પ્રાણીઓનો અને મોટા પર્વતો તથા સમુદ્રોનો પણ એક દિવસે નાશ તો થાયજ છે.[૧૦] એટલામાટે હે સાધુ ! મરણનું એક નિમિત્ત છોડી દઇને પછી જે તારા મનમાં હોય તે વરદાન માગ.[૧૧]

મહિષાસુર કહે છેઃ–હે પિતામહ ! કોઈ દેવ, મનુષ્ય કે દૈત્ય જાતનો જે પુરૂષ હોય તેથી મારૂં મરણ ન થવું જોઇએ; મને મારી શકે એવી સ્ત્રી તો કોણજ હોય?[૧૨] એટલામાટે મારૂં મરણ સ્ત્રીથી થાય એવું કરો. કોઈ સ્ત્રીતો મને મારી શકશેજ નહિ એટલે મને તેની ચિંતા નથી.[૧૩]

બ્રહ્મા કહે છેઃ–હે ભાગ્યશાળી મહિષાસુર! કોઈ પુરૂષપણાવાળા પ્રાણીથી તારૂં મરણ નહિ થાય. જ્યારે ક્યારે પણ સ્ત્રીથીજ તારૂં મરણ થશે.[૧૪]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે તેને વરદાન આપીને બ્રહ્મા પોતાના લોકમાં ગયા અને દૈત્યોમાં ઉત્તમ મહિષાસુર પણ રાજી થઇને પોતાના સ્થાનકમાં ગયો.[૧૫]

જનમેજય પૂછે છેઃ–એ મહા બળવાન મહિષાસુર કોનો પુત્ર હતો ? કેવી રીતે જન્મ્યો હતો અને એ મહાત્માને* પાડાના રૂપની પ્રાપ્તિ કેમ થઈ હતી ?[૧૬]

---

* ટીકાકાર લખે છે કે મહિષાસુર શિવના અવતારરૂપ હતો એમ કાલિકાપુરાણમાં લખ્યું છે તથી તેને અહીં મહાત્મા કહ્યો છે. રંભાસુર ઉપર પ્રસન્ન થએલા શિવ ત્રણ અવતારમાં મહિષરૂપથી તેના પુત્ર થયા હતા અને તે મહિષે તપ કરીને દેવીની સાથે એકતા થવારૂપી મુક્તિ માગી હતી. પહેલા અવતારમાં ચંડિકાએ, બીજા અવતારમાં ભદ્રકાળીએ અને ત્રીજા અવતારમાં દુર્ગાએ તેને માર્યો હતો એમ પણ કાલિકાપુરાણમાં લખ્યું છે.

વ્યાસ કહે છેઃ—હે મોટા રાજા! દનુના પુત્ર અને પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલા રંભ અને કરંભ નામના બે ઉત્તમ દાનવો હતા.[૧૭] એઓ અપુત્ર હતા તેથી પુત્રની પ્રાપ્તિનેસારૂ પવિત્ર પંચનદના જળમાં ઘણાં ઘણાં વર્ષો સુધી તેઓએ ભારે તપ કર્યું હતું.[૧૮] કરંભ જળમાં મગ્ન થઇને ભારે તપ કરતો હતો અને રંભ યક્ષોની પુરી પાસે વટયક્ષિણીના સ્થાનરૂપ રસાલ નામના વડની નીચે અગ્નિના સેવનરૂપ તપ કરતો હતો.[૧૯] રંભ જ્યારે પાંચ અગ્નિના સાધનમાં લાગ્યો ત્યારે ઈંદ્ર એ વાતને દુઃખરૂપ જાણીને એઓની પાસે ગયો.[૨૦] વૃત્રાસુરને મારનારા ઇંદ્રે પંચનદમાં જઈ ગ્રુડનું રૂપ ધરીને કરંભના પગ પકડીને તે દુષ્ટને મારી નાખ્યો.[૨૧] ભાઇને મારી નાખેલો સાંભળી બહુજ ક્રોપ પામેલા રંભે પોતાના હાથથી પોતાનું માથું કાપી અગ્નિમાં હોમી દેવાની ઈચ્છા કરી.[૨૨-૨૩] ક્રોધથી ભરાએલો રંભ ડાબા હાથથી પોતાનો ચોટલો પકડી જમણા હાથથી તરવાર લઇને પોતાનું માથું કાપતો હતો તેટલીવારમાં અગ્નિએ તેને અટકાવ્યો અને કહ્યું[૨૪] કેઃ—"હે દૈત્ય! તું મૂર્ખતાથી પોતાનું માથું કાપી નાખવા ઈચ્છે છે. આત્મહત્યા મોટા પાપરૂપ છે તો તે કરવાને તું કેમ સજ્જ થયો છે? તારા મનમાં હોય તે વરદાન માગ. મર માં, મરવાથી તારૂં શું કાર્ય થશે?"[૨૫.૨૬]

વ્યાસ કહે છેઃ—અગ્નિનું એ સુંદર વચન સાંભળી પોતાનો ચોટલો મૂકી દઈને રંભ બોલ્યો કેઃ—"હે દેવતાઓના સ્વામી! તમે પ્રસન્ન થયા હો તો મને મારૂં ધારેલું વરદાન આપો. ત્રૈલોક્યને જીતનાર, શત્રુના સૈન્યોને પીડનાર, ઈચ્છામાં આવે તેવાં રૂપ ધરનાર, મહાપરાક્રમી, સર્વ લોકોએ નમેલો* અને દેવ, દાનવો તથા મનુષ્યોથી કોઈ રીતે જીતી શકાય નહિ એવો પુત્ર મને થવો જોઇએ."[૨૭.૨૮] અગ્નિએ તેની વાત સ્વીકારીને કહ્યું કેઃ—"હે ભાગ્યશાળી! તારા ધાર્યા પ્રમાણે તને પુત્ર થશે હવે મરવું છોડી દે.[૩૦] હે રંભ! જે સ્ત્રીમાં તું મન કરીશ તે સ્ત્રીમાં તને મહાબળવાન પુત્ર થશે."[૩૧] દાનવોમાં ઉત્તમ રંભ ચિત્તને પ્રસન્ન કરે એવું અગ્નિનું વચન સાંભળી તેને પ્રણામ કરીને રમણીય અને લક્ષ્મીવાળી યક્ષોની પુરીમાં ગયો. ત્યાં જઇને તેણે બીજી સ્ત્રીને છોડી દેતાં એક ભેંશને મદોન્મત્ત અને રૂપાળી જોઈ તેનો ભોગ કરવાનું મન કર્યું. કામનાવાળી ભેંશ પણ રાજી થઈને તેની પાસે આવી,[૩૨.૩૪] અને ભાવિની પ્રેરણાથી તેણે તેનો સંભોગ કર્યો. રંભ પોતાના વીર્યથી ભેંશને ગાભણી થએલી જોઈ તેને લઇને સુંદર પાતાળમાં ગયો. તે પોતાની પ્યારી ભેંશનું તેની જાતના પાડાઓથી રક્ષણ કરવા લાગ્યો.[૩૫ ૩૬] કોઈ દિવસે કામદેવથી આતુર થએલો એક પાડો એ ભેંશને કનડવા લાગ્યો, ત્યારે તેનું રક્ષણ કરવા સારૂ રંભે પોતે દોડી તેની પાસે જઇને તે પાડાને પ્રહાર કર્યો. કામદેવથી વ્યાકુલ થએલા તે પાડાએ તુરત પોતાનાં તીક્ષ્ણ શીગડાં તેની છાતીમાં જોરથી મારતાં રંભ તુરત ધરતીપર પડી ગયો અને મૂર્છા પામીને મરી ગયો.[૩૭-૩૯] તે ભેંશ પોતાનો સ્વામી મરી જતાં દીન અને ભયભીત થઇ ઘણા વેગથી વડની પાસે જઇને યક્ષોને શરણે ગઈ.[૪૦] કામદેવથી પીડાએલો અને બળ

* ટીકાકાર લખે છે કે સર્વ લોકોએ નમેલો એટલે સદાશિવના અંશરૂપ એમ સમજવું. અગ્નિ પોતે સદાશિવનુંજ રૂપ છે તેથી સદાશિવના અંશરૂપ પુત્ર તેનાથી આપી શકાયો.

તથા વીર્યના વેગથી મસ્ત થએલો એ કામી પાડો કામના પૂરી કરવાસારૂ તે ભેંશની પછવાડે ગયો.[41] અત્યંત ચીસો પાડતી, રાંક અને ભયાતુર થએલી ભેંશને અને તેની પછવાડે દોડયા આવતા પાડાને જોઇ યક્ષો એ ભેંશનું રક્ષણ કરવાસારૂ ભેગા થયા.[42] યક્ષોને અને એ પાડાને ભયંકર લડાઈ થઈ તેમાં યક્ષોનું બાણ વાગવાથી પાડો તુરત ધરતીપર પડી ગયો.[43] પછી યક્ષોએ પોતાના પ્યારા મિત્ર રંભનું શબ લાવી દુર્મરણથી શુદ્ધિને સારૂ તેને વિધિથી લાકડાની ચિતામાં નાખ્યું. પોતાના પતિને ચિતામાં નાખેલો જોઇ એ પતિવ્રતા ભેંશે પણ પતિની સાથે અગ્નિમાં પડીને સતી થવાનું મન કર્યું.[44,45] યક્ષોએ તેને ગાભણી જાણીને અટકાવવા માંડી તોપણ તે ભલી ભેંશ કોઇનું નાહ માનતાં પોતાના પ્યારા પતિની સાથે જેમાંથી અનેક ઝાળો નીકળતી હતી એવા અગ્નિમાં પડી.[46] ગાભણી ભેંશ મરી જતાં તેના ગર્ભમાં રહેલો મહાબળવાન પાડો ( મહિષાસુર ) તુરત ચિતામાંથી બહાર નીકળ્યો અને પુત્ર ઉપર પ્રેમવાળો રંભ પણ બીજું રૂપ ધરીને ચિતામાંથી બહાર નીકળ્યો.[47] બીજું રૂપ ધરીને બહાર નીકળેલા રંભનું નામ 'રક્તબીજ' કહેવાયું. પછી મોટા મોટા દૈત્યોએ એ મહિષાસુરને અભિષેક કરીને રાજ્ય આપ્યું.[48] હે ઉત્તમ રાજા ! આવી રીતે મહાપરાક્રમી મહિષાસુર અને રક્તબીજ ઉત્પન્ન થયા હતા. મહિષાસુર દેવતાઓથી, દૈત્યોથી કે મનુષ્યોથી મારી શકાય એવો ન હતો.[49] આ પ્રમાણે તે મહિષાસુરની ઉત્પત્તિની અને તેને મળેલાં વરદાનની સઘળી કથા મેં તમારી પાસે વિસ્તારથી કહી.[50]

इत्येतत्कथितंराजन्जन्मतस्यमहात्मनः ॥
वरप्रदानंचतथा प्रोक्तंसर्वंसविस्तरम् ॥५०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

## अध्याय ३ जो.

### યુદ્ધમાટે મહિષાસુરની તૈયારી

### વ્યાસ ઉવાચ

एवं स महिषो नाम दानवो वरदर्पितः ॥
प्राप्य राज्यं जगत्सर्वं वशे चक्रे महाबलः ॥१॥

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વરદાનથી ગર્વ પામેલા મહાબળવાન મહિષાસુરે રાજ્ય પામ્યા પછી સઘળા જગતને વશ કર્યું.[1] પોતાના હાથથી મેળવેલી, એક છત્રવાળી, દુઃખરાહત અને વૈરીઓના ગર્વથી રહિત, સમુદ્રપર્યંત પૃથ્વીનું તે પાલન કરવા લાગ્યો.[2] મોટી શક્તિવાળો અને મદોન્મત્ત ચિક્ષુર નામનો દૈત્ય તેનો સેનાપતિ હતો. ઘણા યોદ્ધાઓનો અધિપતિ તામ્ર દૈત્ય તેનો ધનાધ્યક્ષ ( ખજાનચી) હતો.[3] અસિલોમા, ઉદર્ક, બિડાલ, બાષ્કલ, ત્રિનેત્ર, કાળબંધક અને બળદર્પિત એ નામના ચિક્ષુરના પેટાના સર્વે સેનાપતિ દાનવો સમૃદ્ધિવાળી સમુદ્રપર્યંત પૃથ્વીને ઘેરીને પોતાની ઇચ્છાપ્રમાણે રહ્યા હતા. જુના જુના જે બળવાન રાજાઓએ યુદ્ધ કર્યાં તેઓને તેણે મારી નાખ્યા અને બીજા સઘળા રાજાઓને કર આપતા કર્યા[4,6] હે રાજા ! સઘળી પૃથ્વીમાં બ્રાહ્મણો મહિષાસુરને વશ થઈ જતાં તેનેજ યજ્ઞના ભાગો આપવા લાગ્યા.[7] વરદાનથી ગર્વ પામેલા મહિષાસુરે આ પ્રમાણે પૃથ્વીમાં પોતાનું ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યા પછી સ્વર્ગને જીતી લેવાનું મન કર્યું.[8] ઇંદ્રની પાસે એક દૂત મોકલવાની ગોઠવણ કરી તે દૂતને તુરત બોલાવીને મહિષાસુરે કહ્યું[9] કેઃ—"હે વીર !

હે મહાબાહુ ! તું મારો દૂત થઈને સ્વર્ગમાં જા. ત્યાં જઈ દેવતાઓની સભામાં નિશ્શંક રીતે ઈંદ્રને કહે જે[10] કે હે ઈંદ્ર ! તું સ્વર્ગ છોડી દઈને તુરત તારે ગમે ત્યાં નીકળી જા અને સ્વર્ગમાં રહેવું હોય તો મહાત્મા મહિષાસુરની સેવા કર.[11] હે ઈંદ્ર ! તું શરણે આવીશ તો મહિષાસુર રાજા તારૂં રક્ષણ કરશે એટલામાટે તું મહિષાસુરને શરણે આવ.[12] એમ નહિ તો યુદ્ધ કરવાસારૂ તુરત હાથમાં વજ્ર લે. અમારા પૂર્વજોએ તને જીતી લીધો હતો. તેથી હું તારા પુરૂષાર્થને જાણું છું.[13] હે દેવતાઓના અધિપતિ ! હે અહલ્યાના જાર ! તારૂં બળ અમારા જાણવામાં છે માટે તારે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો યુદ્ધ કર અને ન હોય તો જ્યાં તારા મનને ગમે ત્યાં જા."[14] મહિષાસુરનું વચન સાંભળીને દૂત સ્વર્ગમાં ગયો અને ત્યાં જઇને તેણે મહિષાસુરે કહેલાં વચન ઇંદ્રને કહ્યાં. દૂતનાં વચન સાંભળીને ક્રોધથી ભરાએલા ઈંદ્રે તે દૂતને હસીને કહ્યું[15] કેઃ—હે મંદબુદ્ધિવાળા ! તને શાથી મદ ચડયો છે તે હું જાણતો નથી. તારા ધણીને જે રોગ થયો છે તેનો હું ઉપાય કરીશ.[16] હવે પછી હું તેનાં મૂળ કાપી નાખીશ. હે દૂત ! તું જા અને તારા ધણીની પાસે મારાં વચન કહેજે. સમજુ લોકોએ દૂતોને નહિ મારવા જોઇએ એટલામાટે હું તને છોડી દઉં છું. તું મહિષાસુરને કહેજે કે "હે ભેંશના દીકરા ! તારે યુદ્ધની ઈચ્છા હોય તો તુરત આવ.[17 18] તારા બળને હું જાણું છું. તું કે જે પશુના આકારવાળો છે તેનું બળ ખડ ખાવામાંજ છે. તારાં શીગડાંમાંથી હું દૃઢ ધનુષ્ય કરાવીશ.[19] મેં કારણ જાણી લીધું કે શીંગડાના બળથીજ તને અભિમાન છે માટે શીંગડાં કાપી લઇને હું તારૂં બળ હરી લઇશ. હે અધમ પાડા ! તું તારાં શીંગડાંના બળથી પૂર્ણ હોવાનેલીધે મદોન્મત્ત થયો છે, પરંતુ તું શીંગડાં મારવામાંજ કુશળ છે પણ યુદ્ધ કરવામાં કુશળ નથી."[20.21] આ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી તુરત તે દૂતે મહિષાસુરની પાસે જઇ પ્રણામ કરીને તેને નીચે પ્રમાણે કહ્યું.[22]

દૂત કહે છેઃ—હે રાજા ! દેવતાઓની સેનાથી વીંટાએલો ઈંદ્ર તમને ગણકારતોજ નથી અને પોતાના બળને પૂર્ણ માને છે.[23] એ મૂર્ખે જે બીજું કહ્યું છે તે મારાથી શી રીતે બોલી શકાય ?[24] સેવકે ધણીની પાસે પ્રિય અને સત્યજ બોલવું જોઇએ માટે મારાથી ઈંદ્રના કહ્યાથી વિરૂદ્ધ પણ બોલાય નહિ અને ઇંદ્રના કહ્યા પ્રમાણે બોલું તો તે તમને અપ્રિય લાગે માટે તે પણ બોલી શકાય નહિ. હે મોટારાજા ! જેને શુભની ઈચ્છા હોય તે સેવકે સ્વામીની આગળ પ્રિય અને સત્ય વચન બોલવું એમ શુભ કરનારાં નીતિશાસ્ત્રોમાં સ્પષ્ટ લખ્યું છે. હું જો કેવળ તમને પ્રિય લાગે એવું બોલું તો તમારૂં કાર્ય થાય નહિ, અને સત્ય પણ અપ્રિય બોલું તો તેથી મારૂં સારૂં થાય નહિ. હે સ્વામી ! શત્રુના મોઢામાંથી જેવાં ઝેર સમાન વચન નીકળે તેવાં વચન સેવકના મોઢામાંથી શી રીતે નીકળે ! હે રાજા ! ઈંદ્રે જેવાં વચન કહ્યાં છે તેવાં વચન મારી જીભથી કહેવાને કદી યોગ્ય નથી.[25-28]

વ્યાસ કહે છેઃ—ખડ ખાનારો મહિષાસુર એ પ્રમાણે દૂતનું હેતુગર્ભિત વચન સાંભળીને બહુજ ક્રોધથી વ્યાપ્ત થયો.[29] પૂછડું પીઠપર લઇને મૂતરતા અને ક્રોધથી રાતી આંખોવાળા એ મહિષાસુરે દૈત્યોને બોલાવીને કહ્યું.[30] કેઃ—"હે દૈત્યો ! એ ઇંદ્ર સર્વથા યુદ્ધની ઇચ્છા રાખે છે માટે સેનાનો ઉદ્યોગ કરો,

દેવતાઓમાં અધમ એ ઇંદ્રને આપણે જી-તી લેવો છે.[૩૧] મારી આગળ શૂર થાય એવો કોણ છે? ઇંદ્ર જેવા કરોડ હોય તોપણ હું ભય પામું નહિ ત્યારે એકથી તો કેમજ ભય પામું. હું હવે સર્વથા ઇંદ્રને મારીશ.[૩૨] એ ઇંદ્ર સૌમ્ય પુરૂષોની આગળ શૂર છે પણ મારા જેવાની આગળ શૂર નથી. તપસ્વીઓની આગળ એ બળવાન છે પણ મારા જેવાની આગળ બળવાન નથી. ઇંદ્ર તો કપટી, લંપટ, પરસ્ત્રીઓનું હરણ કરનાર, અપ્સરાઓના બ-ળથી ઉન્મત્ત, તપમાં વિઘ્ન કરનાર, ખળ, છિ-દ્રમાં પ્રહાર કરનાર, પાપી અને નિરંતર વિ-શ્વાસઘાતી છે. એ દુષ્ટે પ્રથમ ભયનેલીધે કપટથી નમુચિની આગળ અનેક પ્રકારના સમ ખાઈ સંધિ કરીને પાછળથી નમુચિને મારી નાખ્યો હતો.[૩૩.૩૫] વિષ્ણુ પણ મહા કપટી, કપટી લોકોનો આચાર્ય, ખોટા શપથની ખાણરૂપ, ઈચ્છાપ્રમાણે અનેક રૂપ ધરનાર, નિર્બળ લોકો ઉપર બળ ચલાવનાર અને અ-ત્યંત ઢોંગી છે.[૩૬] વિષ્ણુએ સૂકરનું રૂપ લ-ઇને હિરણ્યાક્ષને અને નૃસિંહનું રૂપ ધરીને હિરણ્યકશિપુને માર્યો હતો.[૩૭] હે દૈત્યો! હું તો વિષ્ણુના પ્રપંચને સ્વાધીન થાઉંજ નહિ અને કોઈ સ્થળમાં કદી પણ દેવતાઓનો વિ-શ્વાસ કરૂં નહિ.[૩૮] મને થોડા બળવાળો વિષ્ણુ, ઇંદ્ર કે રૂદ્ર શું કરશે? યુદ્ધમાં મારૂં વિપરીત કરવાને કોઈ પણ સમર્થ નથી.[૩૯] ઇંદ્ર, વરૂણ, યમ, કુબેર, અગ્નિ, ચંદ્ર અને સૂર્યને જીતીને હું સ્વર્ગ લઈ લઈશ.[૪૦] હે દૈત્યો! આપણે સઘળા, યજ્ઞોના ભાગ ભોગવનારા અને સોમ-પાન કરનારા થઇશું.[૪૧] દેવતાઓના સમૂહને જીતીને હું તમારી સાથે વિહાર કરીશ. હે દાનવો! હું કોઈથી બ્હીતો નથી. વરદાનને-લીધે દેવતાઓથી કે મનુષ્યોથી મારૂં મરણ થાય એમ નથી અને સ્ત્રી તો મને શું કરી શકે?[૪૨] એટલામાટે હે દૂતો! પાતાળમાંથી અને પર્વતોમાંથી ઉત્તમ ઉત્તમ દૈત્યોને બોલા-વીને તેઓને મારી સેનાના નાયક કરો.[૪૩] હું એકલોજ સઘળા મોટા મોટા દેવતાઓને જી-તવા સમર્થ છું, પરંતુ દેવતાઓની સાથેના સંગ્રામમાં શોભાને સારૂ તમને બોલાવીને લઈ જાઉં છું.[૪૪] હું શીંગડાંથી અને ખરીઓથી દેવતાઓને અવશ્ય મારી નાખીશ, વરદાનના પ્રભાવને લીધે મને દેવતાઓની બ્હીક નથી.[૪૫] દેવ, અસુર કે મનુષ્યોથી મારો વધ થાય એમ નથી. એટલામાટે તમો આજ દેવલોકને જીતવામાં સજ્જ થાઓ.[૪૬] હે દૈત્યો! આપણે સ્વર્ગલોકને જીતીને નંદન–વનમાં વિહાર ક-રીશું, કલ્પવૃક્ષનાં ફૂલના મુકુટ પેહેરીશું, દેવાં-ગનાઓને સાથે રાખીશું.[૪૭] કામધેનુનાં દૂધ અને અમૃત પીને આનંદ પામીશું અને ગંધ-ર્વ લોકોનાં ગાયન તથા નૃત્ય આદિથી વિલાસ કરીશું.[૪૮] ઉર્વશી, મેનકા, રંભા ધૃતાચી, તિ-લોત્તમા, પ્રમદ્વરા, મહાસેના, મિશ્રકેશી, મદો-ત્કટા અને વિપ્રચિત્તિ આદિ નૃત્ય અને ગી-તમાં ચતુર અપ્સરાઓ અનેક પ્રકારનાં મદ્યો પાઇને તમોને રાજી કરશે.[૪૯,૫૦] આજ સર્વે સજ્જ થાઓ. દેવતાઓની સાથે સંગ્રામ કરવા સારૂ ઉત્તમ મંગળ કરીને સ્વર્ગ ઉપર ચડી જવાનો ઉત્સાહ ધરો.[૫૧] સર્વના રક્ષણનેસારૂ મુનિઓમાં ઉત્તમ અને આપણા પરમગુરૂ શુ-ક્રાચાર્યને બોલાવી સત્કાર કરીને સકામ અનુ-ષ્ઠાન કરવાસારૂ રાખી જઈશું."[૫૨] હે રાજા! પાપબુદ્ધિવાળો મહિષાસુર તે સમયે મોટા મોટા દૈત્યોને એ પ્રમાણે આજ્ઞા આપીને તુ-રત રાજી થતો થતો પોતાના ઘરમાં ગયો.[૫૩]

**इति संदिश्य दैत्येंद्रान् महिषः पापधीस्तदा ॥**
**जगाम त्वरितो राजन् भवनं स्वं मुदान्वितः ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

# अध्याय ४ थो.

## દેવસભામાં યુદ્ધની વિચારણા

### व्यास उवाच

**गते दूते सुरेंद्रोपि समाहूय सुरानथ ॥**
**यमवायुधनाध्यक्षवरुणानिदमूचिवान् ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ–સ્વર્ગમાંથી દૂત પાછો ગયા પછી ઇંદ્રે પણ યમ, વાયુ, કુબેર અને વરૂણદેવને બોલાવીને કહ્યું[1] કેઃ–"હે દેવતાઓ! રંભનો દીકરો, સર્વ દૈત્યોનો રાજા મહિષાસુર કે જે મહા બળવાન, વરદાનના ગર્વથી મદોન્મત્ત અને સેંકડો માયા કરવામાં વિચક્ષણ છે; તેનો દૂત તેના મોકલવાથી આજ મારી પાસે આવ્યો હતો. સ્વર્ગને લઇ લેવાને ઇચ્છતા અને રાજ્યના લોભી એ દૈત્યે મોકલેલા દૂતે મને કહ્યું[2,3] કેઃ–'હે ઇંદ્ર! તું સ્વર્ગ છોડી દઈને તારે ગમે ત્યાં જતો રહે; અને સ્વર્ગમાં રહેવું હોય તો મહાત્મા મહિષાસુરની સેવા કરવાનો સ્વીકાર કર એટલે એ દયાળુ રાજા તારી જીવિકા કરી આપશે.[4] જેઓ સેવક થઈને રહે તેઓના ઉપર મહિષાસુર કદી ક્રોધ કરતો નથી.[5] આ બન્ને વાતનો સ્વીકાર ન કરવો હોય તો યુદ્ધ કરવાસારૂ સેનાનો ઉદ્યોગ કર, હું અહીંથી ગયા પછી મહિષાસુર તુરત સ્વર્ગમાં આવશે.'[6] એ દુરાત્મા દૈત્યનો દૂત એટલાં વચન કહીને અહીંથી ગયો છે. હે મોટા દેવતાઓ! હવે પછી આપણે શું કરવું તેનો વિચાર કરો.[7] બળવાન પુરૂષે દુર્બલ શત્રુની પણ ઉપેક્ષા નહિ કરવી જોઇએ. મહિષાસુર તો વિશેષે કરી સર્વદા ઉદ્યોગી, બળવાન અને મદોન્મત્ત છે.[8] પોતાની બુદ્ધિ અને બળપ્રમાણે ઉદ્યમ કરવો જોઈએ. પછી જય કે પરાજય તો દૈવના હાથમાં છે.[9] આમાં સંધિ થાય એવો ઘાટ નથી અને ખળની સાથે સંધિ થાય તોપણ વ્યર્થ જાય છે. સજ્જનોએ સર્વથા વારંવાર વિચારીને કામ કરવું જોઇએ.[10] હમણાં સહસા મહિષાસુર ઉપર ચડાઈ લઇ જવી નહિ પણ તેના બળનો નિશ્ચય કરવાનેસારૂ કેટલાએક શીઘ્ર પહોંચનારા સારીરીતે પ્રવેશ કરે એવા, પારકી ચેષ્ટાઓને જાણનારા, આસક્તિ રહિત, નિસ્પૃહ અને સત્યવાદી ચારલોકોને ત્યાં મોકલવા યોગ્ય છે. એ ચારલોકો યથાર્થ રીતે શત્રુના સૈન્યનો ઉદ્યમ, ચડાઇ, સૈન્યની સંખ્યા અને વીરલોકોવિષે નિશ્ચય કરીને તુરત પાછા અહીં આવે એમ કરવું.[11-13] મહિષાસુરના સૈન્યનું તથા તેનું પોતાનું બળાબળ જાણવામાં આવ્યા પછી તુરત ત્યાં ચડી જવાનું કે પોતાનો ગઢ સાચવવાનું જે યોગ્ય જણાશે તે કરીશું. બુદ્ધિમાન્ પુરૂષે સર્વદા વિચારીનેજ કામ કરવું જોઇએ. જે કામ સહસા કરવામાં આવે તે દુઃખદાયી થઇ પડે છે, એટલામાટે સમજુઓએ વિચાર કરીને સર્વથા જે સુખદાયી જણાય તે કરવું જોઇએ. દાનવો સઘળા એક સંપવાળા છે; તેથી તેઓમાં કોઈ રીતે ભેદ પાડી શકાય એમ પણ મને લાગતું નથી.[14 15] એટલામાટે આ કાર્યમાં હમણાં ગુપ્ત ચાર મોકલવાજ યોગ્ય છે. શત્રુઓનું બળાબળ જાણવામાં આવ્યાપછી વિચારીને રાજનીતિ ચલાવવી જોઈએ. ઉદ્યોગી શત્રુઓ ઉપર સમયવિરૂદ્ધ કામ કરવામાં આવે તો અજાણ્યા ઔષધનીપેઠે સર્વથા તેમાંથી વિપરીત ફળ થાય છે."[16 18] ઇંદ્ર રાજાએ આ પ્રમાણે સર્વ દેવતાઓની સાથે વિચાર કરીને મહિષાસુરના બળાબળનો નિશ્ચય કરવાસારૂ એક ચતુર દૂતને ત્યાં મોકલ્યો. દૂતે તુરત ત્યાં જઈ સઘળી વાતનો નિશ્ચય કરી પાછો ઇંદ્રની પાસે આવીને મહિષાસુરના સૈન્યના બળાબળનું નિવેદન

કર્યું. મહિષાસુરનું બળ અને ઉદ્યોગ જાણવામાં આવતાં બહુજ વિસ્મય પામેલા ઇંદ્રે તુરત તે વાત દેવતાઓની પાસે કહી.[૧૯.૨૦] પછી વિચાર કરનારાઓમાં ઉત્તમ પોતાના ગુરૂ બૃહસ્પતિને બોલાવી તેમની સાથે વિચાર કરવા માંડયો.[૨૧] ઉત્તમ આસનપર બેઠેલા બૃહસ્પતિને ઇંદ્રે કહ્યું કેઃ—"હે દેવતાઓના ગુરૂ ! હે વિદ્વાન ! હવે અમારે શું કરવું તે કહો.[૨૨] તમે સર્વજ્ઞ છો. આ કાર્ય ઉત્પન્ન થતાં અમારા શરણરૂપ તમે છો. મહાબળવાન અને મહોન્મત્ત મહિષાસુર નામનો દૈત્ય યુદ્ધ કરવાસારૂ ઘણા દાનવોને સાથે લઇને આવે છે તો હવે તમે કે જે વિચાર જાણનાર છો તેમણે તેવિષે ઉપાય કરવો યોગ્ય છે.[૨૩.૨૪] દૈત્યોએ જેમ પોતાનાં વિઘ્ન મટાડવાને સારૂ શુક્રાચાર્યને સ્વીકાર્યા છે, એવી રીતે અમોએ આપને સ્વીકાર્યા છે."[૨૫] ઇંદ્રનું એ વચન સાંભળી કાર્ય સાધવામાં તત્પર બૃહસ્પતિએ મનમાં અત્યંત વિચાર કરીને તેને નીચે પ્રમાણે કહ્યું.

બૃહસ્પતિ કહે છેઃ—હે મહાત્મા ઇંદ્ર ! તમે ધીરજ રાખીને સ્વસ્થ થાઓ.[૨૬] કષ્ટ ઉત્પન્ન થાય ત્યારે તુરતજ ધીરજ છોડી દેવી નહિ જોઇએ. જય અને પરાજય સર્વદા દૈવના હાથમાં છે, એટલા માટે બુદ્ધિમાન પુરૂષે ધીરજ ધરીને રહેવું જોઇએ. જે ભવિષ્ય હશે તે થશેજ.[૨૭.૨૮] એવો નિશ્ચય રાખીને સર્વથા પોતાની શક્તિપ્રમાણે ઉદ્યમ કરવો જોઇએ. સઘળું દૈવાધીન છે, એમ જાણતા મુનિઓ પણ મુક્તિનેસારૂ યોગ અને ધ્યાન કરવારૂપ ઉદ્યમમાં સર્વદા લાગેલા રહે છે. વ્યવહારમાં જોઇએ તેવો ઉદ્યમ સર્વદા કર્યા કરવો.[૨૯.૩૦] પછી તેમાં દૈવગતિથી સુખ થાય કે ન થાય તે વિષે મનમાં ખેદ ધરવો નહિ. જેમ આંધળા અને લુલાઓને પણ લાભ થઇ જાય છે તેમ કોઇ સમયે પુરૂષાર્થ કર્યાવિના પણ સિદ્ધિ થાય તો તેથી રાજી થવું નહિ. પુરૂષાર્થ કર્યા છતાં પણ સિદ્ધિ ન થાય તો પછી તેમાં દૈવાધીન પ્રાણીનો દોષ રહેતો નથી.[૩૧.૩૨] હે દેવતાઓના અધિપતિ ! સૈન્યમાં, મંત્રમાં, વિચારમાં, રથમાં કે આયુધમાં કાર્યની સિદ્ધિ રહી નથી, પણ તે સિદ્ધિ દૈવમાંજ રહી છે. બળવાન દુઃખ પામે છે, નિર્બળ સુખ પામે છે.[૩૩.૩૪] બુદ્ધિમાન ભૂખ્યો રહે છે, મૂઢને વૈભવ મળે છે; બ્હીકણ જીતે છે અને વીર પુરૂષ હારી પણ જાય છે.[૩૫] એટલામાટે આ દૈવાધીન સંસારમાં કોઇ જાતનો ખેદ રાખવો યોગ્ય નથી. ઉદ્યમની સાથે ભવિષ્યને જોડી દેવું જોઇએ, પછી તેમાં સુખ થાય કે દુઃખ થાય તેનો વિચાર નહિ કરવો ![૩૬] દુઃખના સમયમાં પોતાના કરતાં વધારે દુઃખવાળાઓ ઉપર દૃષ્ટિ કરવી અને સુખના સમયમાં પોતાના કરતાં વધારે સુખવાળાઓ ઉપર દૃષ્ટિ કરવી એટલે શોક કે હર્ષ થાયજ નહિ.[૩૭] જેમ પોતાનું શરીર શત્રુઓના હાથમાં સોપવું નહિ, તેમ શોક કે હર્ષના હાથમાં પણ સોપવું નહિ. જ્યારે હર્ષ કે શોક ઉત્પન્ન થાય ત્યારે સમજુઓએ ધીરજજ પકડવી જોઇએ.[૩૮] જેવું અધૈર્યમાં દુઃખ છે તેવું ધૈર્યમાં નથી. સુખ—દુઃખના સમયમાં સાવ સહન થવું તો દુર્લભ છે.[૩૯] જેમાં હર્ષ કે શોક થાયજ નહિ એવો બુદ્ધિનો નિશ્ચય તો બ્રહ્મજ્ઞાનવિના થતો નથી. "સુખ શું છે અને દુઃખ પણ શું છે ? હું તો સર્વદા નિર્ગુણ અને આવનાશી છું. હું ચોવીશ તત્વોથી નોખો છું તેથી મને સુખ પણ નથી અને દુઃખ પણ નથી. ભૂખ અને તરશ પ્રાણના ધર્મ છે. શોક અને હર્ષ મનના ધર્મ છે. જરા અને મરણ શરીરના ધર્મ છે. હું તો એ છ ઊર્મિઓથી રહિત પરમાત્મા છું શોક અને મોહ કે જેઓ શરીરના ગુણ

છે તેઓનો વિચાર હું શામાટે કરૂં ? હું શરીર નથી કે શરીરની સાથે સંબંધ ધરાવનાર પણ નથી. હું તો મહત્તત્ત્વાદિક સાત પ્રકૃતિ–વિકૃતિ, એક મૂળ પ્રકૃતિ અને સોળ વિકારોથી નોખો અને સર્વદા સુખી છું.[૪૦-૪૩] હું પ્રકૃતિ કે વિકૃતિરૂપ નથી. મને દુઃખ શુંજ હોય ? " હે ઇંદ્ર ! તમે આ પ્રમાણે મનથી વિચાર કરીને મમતા છોડી દો.[૪૪] દુઃખનો નાશ કરવામાં સર્વોત્તમ ઉપાય તો એજ છે. મમતા એ મોટું દુઃખ છે અને મમતારહિતપણું એ મોટું સુખ છે.[૪૫] હે ઇંદ્ર ! સંતોષથી અધિક કોઈ સુખનું સ્થાન છેજ નહિ; અથવા મમતાનો નાશ કરનારૂં આ બ્રહ્મજ્ઞાન તમને થતું ન હોય તો પછી ભવિષ્યનો દૃઢ નિશ્ચય રાખવો જોઇએ. પ્રારબ્ધ કર્મનો નાશ ભોગવ્યાવિના થતોજ નથી.[૪૬-૪૭] જે ભવિષ્ય હોય તે થાયજ છે માટે સુખ-દુઃખની ચિંતા શા માટે રાખવી ? સઘળા દેવતાઓની સહાયતાથી અથવા બુદ્ધિના વિચારથી સુખ-દુઃખમાં કશો ફેરફાર થવાનો નથી.[૪૮] સુખથી પુણ્યનો ક્ષય થાય છે અને દુઃખથી પાપનો ક્ષય થાય છે માટે સુખનો ક્ષય થતાં સમજુઓએ સર્વથા હર્ષજ કરવો જોઇએ.[૪૯] અથવા હે મોટા રાજા ! આજ તમે નીતિનો વિચાર કરીને રીતિ પ્રમાણે યત્ન કરો. યત્ન કર્યો પછી જે થવાનું હશે તે થઈ રહેશે.[૫૦]

**अथवा [illegible] कुरु यत्नं यथाविधि ॥**
**कृते यत्ने महाराज भवितव्यं भविष्यति ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

---

## अध्याय ५ मो.

### ચિક્ષુર, બિડાલ અને તામ્રનો પરાજય

**व्यास उवाच**

**इति श्रुत्वा सहस्राक्षः पुनराह बृहस्पतिम् ॥**
**उद्योगं करिष्यामि हयारेर्नाशनाय वै ॥१॥**

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે બૃહસ્પતિનાં વચન સાંભળીને ઇંદ્રે બૃહસ્પતિને ફરીવાર કહ્યું કેઃ–" હું એ ઘોડાના શત્રુ પાડાનો નાશ કરવાસારૂ યુદ્ધનો ઉદ્યોગ કરીશ.[૧] ઉદ્યમવિના રાજ્ય, સુખ કે યશ રહેતાંજ નથી. નિરૂદ્યમી પુરૂષને બ્હીકણ લોકો વખાણે છે પણ ઉદ્યમી લોકો વખાણતા નથી.[૨] સંન્યાસીઓને જ્ઞાન ભૂષણરૂપ છે અને બ્રાહ્મણોને સંતોષ ભૂષણરૂપ છે. સમૃદ્ધિ ઈચ્છનારાઓને તો ઉદ્યમ અને શત્રુઓને હણવા એજ ભૂષણરૂપ છે.[૩] હે મુનિઓમાં ઉત્તમ ! મેં જેમ પૂર્વે વૃત્રાસુર, નમુચિ અને બળ દૈત્યને ઉદ્યમથી માર્યા હતા, તેમજ મહિષાસુરને પણ ઉદ્યમથીજ મારીશ.[૪] દેવતાઓના ગુરૂ આપ મારા દૈવી બળરૂપ છો, વજ્રજેવું ઉત્તમ આયુધ મારી પાસે છે અને લક્ષ્મીના પતિ અવિનાશી વિષ્ણુ તથા સદાશિવ મારી સહાયમાં છે તો મારે શી ચિંતા છે ?[૫] હે ગુરૂ ! તમે રાક્ષસોનો નાશ કરે એવા મંત્રો ભણ્યા કરજો. પોતાના સૈન્યને સજ્જ કરવા આદિ બીજો સઘળો ઉદ્યમ હું કરીશ."[૬] આ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી બૃહસ્પતિએ યુદ્ધમાં પ્રીતિ ધરાવનારા એ ઇંદ્રને થોડુંક હાસ્ય કરીને નીચે પ્રમાણે કહ્યું.[૭]

બૃહસ્પતિ કહે છેઃ–હે ઇંદ્ર ! હું તમને યુદ્ધ કરવાની પ્રેરણા કરતો નથી અને યુદ્ધ કરવાથી અટકાવતો પણ નથી. કારણ કે યુદ્ધ કરવામાં જયનો કે પરાજયનો મોટો સંદેહ રહે છે.[૮] ભવિષ્ય હશે તે થશે તેમાં તમારો કશો દોષ નથી. સુખ અથવા દુઃખ જે દૈવે સરજેલું હશે તે થશે.[૯] ભવિષ્યમાં સુખ થશે કે દુઃખ થશે તેની મને ખબર પડતી નથી. હે ઇંદ્ર ! તમે જાણો છો કે મારી સ્ત્રીનું હરણ થતાં મને કેવું દુઃખ થયું હતું ?[૧૦] મારા સ્નેહી ચંદ્રમાએ મારી સ્ત્રીનું હરણ કર્યું હતું તે

સમયમાં હું તો આશ્રમમાં બેસી રહ્યો હતો, તોપણ સઘળાં સુખોનો નાશ કરે એવું દુઃખ પ્રાપ્ત થયું હતું.[૧૧] મને સર્વ લોકો બુદ્ધિમાન જાણે છે, પણ જ્યારે મારી સ્ત્રીનું બલાત્કારથી હરણ થયું હતું ત્યારે મારી બુદ્ધિ ક્યાં ગઇ હતી?[૧૨] એટલામાટે બુદ્ધિમાન પુરૂષોએ સર્વદા ઉદ્યમ કરવો પણ કાર્યની સિદ્ધિને દૈવાધીન સમજવી.[૧૩]

વ્યાસ કહે છેઃ-બૃહસ્પતિનું એ સત્ય વચન સાંભળી ઇંદ્ર તેમને સાથે લઈ બ્રહ્માને શરણે ગયો અને તેમને કહ્યું[૧૪] કેઃ-"હે પિતામહ! હે દેવતાઓના સ્વામી! મહિષ નામનો દૈત્ય મારૂં સ્વર્ગ લઇ લેવાસારૂ ભારે સૈન્યનો ઉદ્યોગ કરે છે.[૧૫] મોટી શક્તિવાળા અને યુદ્ધ કરવામાં નિપુણ બીજા સઘળા દાનવો પણ યુદ્ધ કરવાની ઈચ્છાથી તેના સૈન્યમાં મળ્યા છે;[૧૬] આથી હું અત્યંત ભય પામીને તમારી પાસે આવ્યો છું, એટલા માટે હે મોટા વિદ્વાન! તમારે મારી સહાયતા કરવી જોઇએ. તમે સર્વજ્ઞ છો."[૧૭]

બ્રહ્મા કહે છેઃ-આજ આપણે સઘળા તુરત કૈલાસમાં જઇએ. મહાબળવાન શંકરને અને વિષ્ણુને અગ્રણી કરીને પછી સઘળા દેવતાઓએ સાથે મળી દૈત્યોની સાથે યુદ્ધ કરવું જોઇએ. પ્રથમ તો સઘળા મળીને રાજનીતિનો તથા દેશકાળનો વિચાર કરીશું. જે પુરૂષ બળાબળ જાણ્યાવિના વિવેક છોડી દઇને સાહસ કરે તેને પશ્ચાત્તાપ થાય છે.[૧૮-૨૦]

વ્યાસ કહે છેઃ-પછી બ્રહ્માનું વચન સાંભળી બ્રહ્માને અગ્રણી કરી સર્વ લોકપાળોની સાથે ઇંદ્ર કૈલાસમાં ગયો અને ત્યાં જઇને વેદમંત્રોથી મહેશ્વર શંકરની સ્તુતિ કરી. પછી પ્રસન્ન થએલા શંકરને અગ્રણી કરીને દેવના દેવ વિષ્ણુના પુર (વૈકુંઠમાં) માં ગયા.[૨૧-૨૩] ત્યાં જઈ તેમની સ્તુતિ કરીને ઇંદ્રે વરદાનથી મદોન્મત્ત થએલા મહિષાસુરના ઉગ્ર ભયની અને પોતાના કાર્યની તેમની પાસે વાત કરી.[૨૩] ઇંદ્રનું વચન સાંભળીને વિષ્ણુએ દેવતાઓને કહ્યું કેઃ-"આપણે યુદ્ધ કરીશું અને મહાકષ્ટે જીતી શકાય એવા મહિષાસુરને જીતીશું."[૨૪] બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને સદાશિવઆદિ દેવતાઓ આ પ્રમાણે નિશ્ચય કરી પોતપોતાનાં વાહનોપર બેસીને યુદ્ધ કરવા નીકળ્યા.[૨૫] બ્રહ્મા હંસ ઉપર, વિષ્ણુ ગરૂડ ઉપર, શંકર નંદી ઉપર, ઇંદ્ર ઐરાવત હાથી ઉપર, કાર્તિકેય મોર ઉપર અને યમ પાડા ઉપર બેસીને નીકળ્યા. સૈન્યનો સમાયોગ કરીને દેવતાઓ નીકળ્યા તેટલી વારમાં મદોન્મત્ત, અને મહિષાસુરે રક્ષેલું દૈત્યોનું સૈન્ય આવી પહોંચ્યું. ત્યાં દેવ અને દૈત્યોની સેનાઓને તુમુલ યુદ્ધ થયું.[૨૬-૨૮] બાણ, ખડ્ગ, પ્રાસ, મુસલ, ફરશી, ગદા, પટ્ટિશ, શૂલ, ચક્ર, શક્તિ, તોમર, મુદ્ગર, ભિંદિપાલ, હળ અને બીજાં પણ અનેક પ્રકારનાં મહાદારૂણ આયુધોથી તેઓ પરસ્પરને મારવા લાગ્યા.[૨૯-૩૦] હાથીપર બેઠેલા અને મહાબળવાન મહિષાસુરના સેનાપતિ ચિક્ષુરે ઇંદ્રઉપર પાંચ બાણ નાખ્યાં.[૩૧] ચતુર ઇંદ્રે તુરત પોતાનાં બાણોથી તે બાણોને કાપી નાખીને ચિક્ષુરની છાતીમાં અર્દ્ધચંદ્રાકાર બાણ માર્યું.[૩૨] બાણથી પીડાએલો સેનાપતિ હાથી ઉપરજ મૂર્છા પામતાં ઇંદ્રે તે હાથીની સુંઢમાં વજ્ર માર્યું.[૩૩] વજ્રથી દુઃખ પામેલો હાથી ભાગીને મહિષાસુરના સૈન્યમાં ગયો. હાથીને જોઇને ક્રોધ પામેલા મહિષાસુરે બિડાલને કહ્યું[૩૪] કેઃ-"હે વીર! મહાબાહુ! તું જા અને પ્રથમ મદથી ગર્વ પામેલા ઇંદ્રને માર. પછી વરૂણ આદિ બીજા દેવતાઓને પણ મારી નાખીને મારી પાસે આવજે."[૩૫] મહિષાસુરનું વચન સાંભળી મહાબળ-

વાન બિડાલ મદોન્મત્ત હાથી ઉપર બેસીને ઈંદ્રની સામે ગયો.[૩૬] એને આવતો જોઈ ક્રોધવાળા ઇંદ્રે તીક્ષ્ણ અને ઝેરી નાગ જેવાં બાણોથી તેને પ્રહાર કર્યો.[૩૭] બિડાલે તુરત પોતાના ધનુષમાંથી નીકળેલાં બાણોથી ઈંદ્રનાં બાણોને કાપી નાખીને પચાસ બાણ ઈંદ્રને માર્યાં.[૩૮] ક્રોધવાળા ઈંદ્રે પણ એવીજ રીતે તેનાં બાણોને કાપી નાખીને તીક્ષ્ણ અને ઝેરી નાગ જેવાં બાણ માર્યાં.[૩૯] ઇંદ્રે પોતાના ધનુષ્યમાંથી નીકળેલાં બાણોથી દૈત્યનાં બાણ કાપી નાખીને એ દૈત્યના હાથીની સુંઢ ઉપર ગદા મારી.[૪૦] સુંઢમાં પ્રહાર પામેલા હાથીએ ઘણી ઘણી ચીસો પાડી અને ભયાતુરપણાથી તે હાથી પાછો ફરીને દૈત્યોના સૈન્યનેજ મારવા લાગ્યો.[૪૧] બિડાલ દૈત્ય પોતાના હાથીને યુદ્ધમાંથી પાછો ફરી ગએલો જોઈ પોતાના સુંદર રથમાં બેસીને તુરત દેવતાઓની સામે ગયો.[૪૨] તેને રથમાં બેસીને પાછો આવેલો જોઇ ઈંદ્રે તેને તીક્ષ્ણ અને ઝેરી નાગ જેવાં બાણોથી પ્રહાર કર્યો.[૪૩] ક્રોધ પામેલો મહાબળવાન બિડાલ પણ બાણોની ઉગ્ર વૃષ્ટિ કરવા લાગ્યો. તે સ્થળમાં જયને ઇચ્છનારા એ બે જણાને તુમુલ યુદ્ધ થયું.[૪૪] બળવાન શત્રુને જોઇને ક્રોધથી વ્યાકુલ ઇંદ્રિયોવાળો ઈંદ્ર પોતાના પુત્ર જયંતને આગળ કરીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૪૫] જયંતે એ મદોન્મત્ત દૈત્યની છાતીમાં અત્યંત બળથી ખેંચેલાં સજાવેલાં પાંચ બાણ માર્યાં.[૪૬] બાણોથી પીડાએલો બિડાલ તુરત રથમાં પડી ગયો. એ જોઇને તેનો સારથિ તેના રથને હાંકીને યુદ્ધભૂમિમાંથી દૂર લઈ ગયો.[૪૭] મૂર્છા પામેલો બિડાલ દૈત્ય એવી રીતે ત્યાંથી નીકળી જતાં મોટા જય જય શબ્દ થયો અને દુંદુભિ વાગવા લાગ્યાં.[૪૮] રાજી થએલા સઘળા દેવતાઓ ઇંદ્રની સ્તુતિ કરવા લાગ્યા, મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી.[૪૯] દેવતાઓનો જય શબ્દ સાંભળીને મહિષાસુરને ક્રોધ ચડયો અને તેથી તેણે શત્રુઓના મદને ઉતારનારા તામ્રદૈત્યને યુદ્ધમાં મોકલ્યો.[૫૦] તામ્રદૈત્ય યુદ્ધભૂમિમાં ઘણાઓનીસાથે સમાગમ કરીને મેઘ જેમ સમુદ્રમાં જળની વૃષ્ટિ કરે તેમ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૫૧] તે સમયમાં વરૂણદેવ પોતાનો પાશ લઇ યુદ્ધમાં ગયા અને યમ પણ પાડા ઉપર બેસી કાળદંડ હાથમાં લઈ યુદ્ધ કરવા ગયા.[૫૨] ત્યાં દેવ અને દાનવોને પ્રાસ, ખડ્ગ, મુસલ, સાંગ અને ફરશીઓથી પરસ્પર ઘોર યુદ્ધ થયું.[૫૩] યમે પોતાના હાથમાં ઉપાડેલો કાળદંડ તામ્રને માર્યો પણ મહાવીર તામ્ર યુદ્ધમાંથી ચલાયમાન થયો નહિ.[૫૪] તામ્ર પોતે એ યુદ્ધભૂમિમાં વેગથી ધનુષ ખેંચીને તીવ્ર બાણો મૂકીને તુરત ઈંદ્રાદિકને પ્રહાર કરવા લાગ્યો.[૫૫] ક્રોધપામેલા તે દેવતાઓ પણ શિલાથી સજાવેલાં દિવ્ય બાણોથી દાનવોને મારવા લાગ્યા અને 'ઉભો રહેજે! ઉભો રહેજે!' એમ ઊંચા સ્વરથી બોલવા લાગ્યા.[૫૬] દેવતાઓના પ્રહારથી તામ્રદૈત્યને યુદ્ધભૂમિમાં મૂર્છા આવી ગઇ. દૈત્યોનું સૈન્ય ભયાતુર થતાં મોટો હાહાકાર થઇ રહ્યો.[૫૭]

**निहतस्तैः सुरैर्दैत्यो मूर्च्छामाप रणांगणे ॥**
**हाहाकारो महानासीद्दैत्यसैन्ये भयातुरे ॥५७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

---

## અધ્યાય ૬ ઠ્ઠો. વિષ્ણુ અને મહિષાસુરનું યુદ્ધ

**વ્યાસ ઉવાચ.**

**ताम्रेथ मूर्छिते दैत्ये महिषःक्रोधसंयुतः ॥**
**समुद्यम्य गदां गुर्वीं देवानुपजगामह ॥ १ ॥**

વ્યાસ કહે છે.—તામ્રદૈત્ય મૂર્છા પામતાં ક્રોધ પામેલો મહિષાસુર મોટી ગદા ઉપાડીને દેવતાઓની સામે આવ્યો.[૧] "હવે સઘળા દેવતાઓ ભલે મારી સામા ઉભા રહે. હું ગદાથી અવશ્ય મારી નાખીશ. સઘળા દેવતાઓ સર્વદા અત્યંત નિર્બળજ છે."[૨] આ પ્રમાણે બોલીને એ મદોન્મત્ત અને મહાબાહુ મહિષાસુરે ઇંદ્રની પાસે પહોંચીને ઐરાવતપર બેઠેલા તે ઇંદ્રના ખભા ઉપર તુરત ગદાનો ઘા કર્યો.[૩] ઇંદ્રે પણ ભયંકર વજ્રથી તે ગદાને તુરત કાપી નાખી અને મારવાસારૂ પોતે તુરત મહિષાસુરની સામે ગયો.[૪] મારવા ઈચ્છતો મહિષાસુર પણ ક્રોધથી તેજસ્વી ખડ્ગ લઇને મહાપરાક્રમી ઇંદ્રની પાસે ગયો.[૫] ત્યાં ઇંદ્રને અને મહિષાસુરને અનેક આયુધોથી સર્વ લોકોને ત્રાસ આપનારૂં અને મુનિઓને વિસ્મય આપનારૂં યુદ્ધ થયું.[૬] તે સમયે મહિષાસુરે તુરત મુનિઓને પણ મોહ પમાડનારી અને સર્વ લોકોનો નાશ કરે એવી શાંબરી માયા કરી.[૭] એ માયાના પ્રભાવથી તેના જેવા રૂપવાળા, તેના જેવા પરાક્રમવાળા અને આયુધોથી દેવતાઓની સેનાને મારતા કરોડો મહિષ જોવામાં આવ્યા.[૮] દૈત્યે રચેલી એ મોહ કરનારી માયાને જોઇને ઇંદ્ર વિસ્મય પામ્યો અને અત્યંત ભયથી ઉદ્વિગ્ન થયો.[૯] વરૂણ, કુબેર, યમ, અગ્નિ, સૂર્ય અને ચંદ્રમા પણ બહુજ ત્રાસ પામ્યા.[૧૦] મોહ પામેલા સર્વે દેવતાઓ ભાગવા લાગ્યા અને ઘણી કાળજીથી બ્રહ્મા, વિષ્ણુ તથા સદાશિવનું સ્મરણ કરવા લાગ્યા.[૧૧] હંસ, ગરૂડ અને પોઠીઆપર બેઠેલા અને ઉત્તમ આયુધોવાળા ત્રણ દેવ કે જેઓ પછવાડે દૂર ઉભા હતા તેઓ પોતાનું સ્મરણ થતાં રક્ષણ કરવાસારૂ તુરત ત્યાં આવી પહોંચ્યા.[૧૨] વિષ્ણુએ એ મોહિની માયાને જોઇને પોતાનું તેજસ્વી સુદર્શન ચક્ર મૂકતાં તેના તેજથી એ માયા નાશ પામી ગઈ.[૧૩] સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનારા એ ત્રણ દેવતાઓને આવેલા જોઈ મહિષાસુર યુદ્ધ કરવાની ઈચ્છાથી પરિઘ લઇને દોડયો.[૧૪] મહાવીર મહિષાસુરની સાથે તેનો સેનાપતિ ચિક્ષુર, ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય, અસિલોમા, ત્રિનેત્ર, બાષ્કલ, અંધક અને બીજા પણ ઘણા દૈત્યો યુદ્ધ કરવાસારૂ નીકળ્યા.[૧૫,૧૬] કવચ તથા ધનુષ ધરનારા અને રથો ઉપર બેઠેલા એ મદોન્મત્ત દૈત્યોએ નાહાર જેમ વાછડાંઓને ઘેરી લે તેમ સઘળા દેવતાઓને ઘેરી લીધા.[૧૭] મદથી ગર્વ પામેલા દાનવો અને દેવતાઓ પરસ્પરને મારવાસારૂ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૮] અંધકે વિષ્ણુની પાસે આવીને તેમના ઉપર શિલાથી સજેલાં, કાનસુધી ખેંચેલાં અને ઘણા બળવાળાં પાંચ ઝેરી બાણ મૂક્યાં.[૧૯] શત્રુઓનો નાશ કરનારા વિષ્ણુએ એ બાણો પહોંચ્યાં ન હતાં તે પહેલાં તેઓને પોતાનાં બાણોથી કાપી નાખ્યાં અને તે ઉપરાંત પાંચ બાણ મૂક્યાં.[૨૦] એ વિષ્ણુ અને દૈત્યને બાણ, તરવાર, મુસલ, ગદા, સાંગ અને ફરશીઓથી પરસ્પર ભારે યુદ્ધ થયું.[૨૧] વિષ્ણુ અને અંધકાસુરને પચાશ દિવસસુધી તુમુલ અને રૂંવાડાં ઉભાં કરે એવું પરસ્પર યુદ્ધ ચાલ્યું.[૨૨] ઇંદ્ર અને બાષ્કલને, મહિષાસુર અને રૂદ્રને, યમ અને ત્રિનેત્ર નામના અસુરને, કુબેર અને મહાહનુને, તેમજ વરૂણ અને અસિલોમાને પરસ્પર પરમ દારૂણ યુદ્ધ થયું.[૨૩] અંધકે વિષ્ણુના વાહન ગરૂડને ગદા મારી. ગદા વાગવાથી ખેદ પામેલા ગરૂડે નિસાસા મૂકવા માંડયા.[૨૪] વિષ્ણુએ મહાબળવાન ગરૂડને જમણા હાથથી થાપડીને તુરત સ્થિર કર્યો[૨૫] અને પછી શાર્ઙ્ગ ધનુષ્ય ખેંચીને અંધકાસુરને મારી નાખવાની ઈચ્છાથી

કોપ કરીને તેના ઉપર ઘણાં બાણ મૂક્યાં.[૨૬] અંધકે પણ તે બાણોને પોતાનાં સર્જેલાં બાણોથી કાપી નાખ્યાં,[૨૭] અને તે ઉપરાંત પચાશ બાણ વિષ્ણુ ઉપર નાખ્યાં. વિષ્ણુએ ચાતુરીથી તે બાણોને પોતા ઉપર નહિ પડવા દેતાં તુરત વેગથી હજાર ધારાવાળું સુદર્શન ચક્ર મૂક્યું. અંધકે એ આવતા સુદર્શનને પોતાના ચક્રવડે દૂરથીજ વાર્યું[૨૮-૨૯] અને દેવતાઓને મોહપમાડે એવી ગર્જના કરી. વિષ્ણુનું ચક્ર વ્યર્થ ગએલું જોઇને સર્વે દેવતાઓ શોક પામ્યા અને દાનવો રાજી થયા. દેવતાઓને શોકથી ઘેરાએલા જોઇને વિષ્ણુ તુરત કૌમોદકી ગદા લઇને તે માયાવી દાનવ ઉપર દોડ્યા અને તેના માથામાં ઘણા વેગથી ગદા મારી.[૩૦-૩૨] ગદા વાગવાથી અત્યંત મૂર્છા પામીને અંધકાસુર ધરતીપર પડી ગયો. અંધકને પડી ગએલો જોઈ બહુજ કોપ પામેલો અને ભારે ગર્જનાઓથી ત્રાસ કરતો મહિષાસુર વિષ્ણુની સામે આવ્યો. કોપવાળા તે દૈત્યને આવતો જોઈ વિષ્ણુએ દેવતાઓને રાજી કરવા સારૂ ધનુષની દોરીનો ઉગ્ર શબ્દ કર્યો અને મહિષાસુર ઉપર તુરત બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૩૩-૩૫] મહિષાસુરે આકાશમાં આવતાં તે બાણોને પોતાના બાણોના સમૂહોથી કાપી નાખ્યાં. હે રાજા ! પછી વિષ્ણુ અને મહિષાસુરને પરસ્પર ભયંકર યુદ્ધ થયું.[૩૬] મહિષાસુરના માથા ઉપર વિષ્ણુએ ગદા મારતાં તે વાગવાથી મહિષાસુર મૂર્છિત થઇને ધરતીપર પડી ગયો.[૩૭] મહિષાસુરના સૈન્યમાં મહાદારૂણ હાહાકાર થઈ રહ્યો. થોડીવારમાં મૂર્છા ઉતરી જતાં મહિષાસુર પાછો ઉઠયો,[૩૮] અને પરિઘ લઇને વિષ્ણુના માથામાં માર્યું. પરિઘ વાગવાથી વિષ્ણુ મૂર્છિત થઈ ગયા.[૩૯] તેમને મૂર્છા આવતાં ગરૂડ તુરત યુદ્ધભૂમિમાંથી દૂર લઈ ગયો. વિષ્ણુ એવી રીતે પાછા જતાં ઇંદ્ર આદિ દેવતાઓ ભય પામ્યા અને બહુજ દુઃખથી પીડાઈને યુદ્ધભૂમિમાં ચીસો પાડવા લાગ્યા. દેવતાઓને ચીસો પાડતા જોઈ ક્રોધ પામેલા સદાશિવે તુરત મહિષાસુરની સામે આવીને તેને ત્રિશૂલ માર્યું. દુષ્ટ મહિષાસુરે પોતાને ત્રિશૂલ નહિ વાગવા દેતાં શંકરની છાતી ઉપર સાંગ નાખી અને ગર્જના કરી. સાંગ વાગતાં પણ સદાશિવ વ્યથિત ન થયા,[૪૦-૪૩] પણ કોપથી રાતી આંખો કરીને મહિષાસુરને ત્રિશૂલ માર્યું. વિષ્ણુ પોતાને પ્રહારથી થએલી મૂર્છા ઉતરી જતાં સદાશિવને દુરાત્મા મહિષાસુરની સાથે લાગેલા જોઈ તુરત ત્યાં આવ્યા. ચક્ર તથા ત્રિશૂલને ધરનારા અને મોટી શક્તિવાળા સર્વોત્તમ વિષ્ણુ તથા સદાશિવને યુદ્ધ કરવાની ઈચ્છાથી આવેલા જોઈને મહિષાસુરને ભારે ક્રોધ ચડયો.[૪૪-૪૬] પાડાનું રૂપ ધરી મોટું પૂછડું હલાવતો મહાવીર મહિષાસુર સંગ્રામ કરવાસારૂ તેઓની સામે ગયો.[૪૭] મોટી કાયાવાળો અને શીંગડાં હલાવતો એ દારૂણ મહિષાસુર દેવતાઓને ત્રાસ ઉપજાવવાસારૂ મેઘની પેઠે ભયંકર નાદ કરવા લાગ્યો અને શીંગડાંઓથી મોટાં મોટાં પર્વતનાં શિખરો ફેંકવા લાગ્યો. મોટી શક્તિવાળા મોટા દેવ વિષ્ણુ અને સદાશિવ એ દૈત્યને જોઇને તેના ઉપર બાણોની દારૂણ વૃષ્ટિ કરવા લાગ્યા. એઓને બાણોની વૃષ્ટિ કરતા જોઈ મહિષાસુરે પોતાના પૂછડાથી પર્વતના ભયંકર શિખરને વીંટીને ફેંક્યું. શિખરને આવતું જોઈ વિષ્ણુએ બાણોથી તેના સો કટકા કરી નાખ્યા અને મહિષાસુરને ચક્ર માર્યું. વિષ્ણુનું ચક્ર વાગવાથી મહિષાસુરને યુદ્ધમાં મૂર્છા આવી.[૪૮-૫૨] તુરત મૂર્છા ઉતરી જતાં પાછો મનુષ્યનું રૂપ ધરીને ઉઠયો. ગદા ધરનારો અને પર્વત જેવો મોટો

એ મહાભયંકર દાનવ દેવતાઓને બ્હીવરાવવાસારૂ ઊંચા સ્વરથી મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો.[૫૩ ૫૪] એની ગર્જના સાંભળીને વિષ્ણુએ તે કરતાં વધારે કઠોર શબ્દ કરવાસારૂ તુરત ઉજ્વલ પાંચજન્ય શંખ વગાડયો. એ શંખના શબ્દથી દાનવો ત્રાસ પામ્યા અને દેવતાઓ તથા તપસ્વી મુનિઓ રાજી થયા.[૫૫]

**पूरयामास तरसा शब्दं कर्त्तुं खरस्वरम् ॥**
**तेन शब्देन शंखस्य भयत्रस्ताश्चदानवाः ॥**
**बभूवुर्मुदिता देवा ऋषयश्च तपोधनाः ॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬**

---

# अध्याय ७ मो

## દેવોનો પરાજય અને પુનઃ પ્રતીકારની વિચારણા.

**व्यास उवाच**

**असुरान्महिषो दृष्ट्वा विषण्णमनसस्तदा ॥**
**त्यक्त्वातन्माहिषं रूपं बभूव मृगराडसौ ॥१॥**

વ્યાસ કહે છેઃ–મહિષાસુર દૈત્યોને મનમાં ખેદ પામેલા જોઈ પોતાનુ પાડાનું રૂપ છોડી દઇને સિંહ થયો.[૧] મહાભયંકર નાદ કરી અને મોટી કેશવાળી વિસ્તારીને નખ દેખાડવાથી ત્રાસ ઉપજાવતો મહિષાસુર દેવતાઓની સેનામાં કૂદી પડયો.[૨] એ કેસરીસિંહે નખ મારવાથી ગરૂડને લોહીલુહાણ કરી મૂકીને વિષ્ણુના હાથમાં નખ માર્યા.[૩] એને જોઈ ક્રોધ પામેલા વિષ્ણુ વેગ કરી તેને મારી નાખવા સારૂ ચક્ર ઉગામીને તુરત તેની પાસે આવ્યા.[૪] વિષ્ણુએ વેગથી તેને ચક્ર માર્યું તેટલીવારમાં બળવાન મહિષાસુરે પાડો થઇને વિષ્ણુને શીંગડાં માર્યાં.[૫] છાતીમાં શીંગડાં વાગવાથી વિહ્વલ થએલા વિષ્ણુ વેગથી ભાગીને પોતાના વૈકુંઠલોકમાં જતા રહ્યા.[૬] વિષ્ણુને ભાગી ગએલા જોઈ ભય પામેલ સદાશિવ પણ મહિષાસુરને અવધ્ય જાણીને કૈલાસપર્વતમાં ગયા.[૭] બ્રહ્મા પણ બ્હીકને લીધે તુરત પોતાના લોકમાં જતા રહ્યા. માત્ર મહાબલવાન ઇંદ્ર વજ્ર ધરીને યુદ્ધમાં ઊભો રહ્યો.[૮] વરૂણ સાંગ લઇને અને યમ દંડ લઇને ધીરજથી ઊભા રહ્યા અને યુદ્ધ કરવા લાગ્યા.[૯] અગ્નિએ સાંગ લઇને અને કુબેરે પણ પોતાનું આયુધ ધરીને યુદ્ધ કરવાનું મન કર્યું.[૧૦] ચંદ્રમા અને સૂર્યે પણ બન્ને ભેગા મળી મહિષાસુરને જોઈ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.[૧૧] એ સમયમાં ક્રોધ પામેલું મહિષાસુરનું સૈન્ય પણ સામું આવ્યું. ભયંકર નાગ જેવાં અનેક બાણ નાખતો મહિષાસુર પાડાનું રૂપ ધરીને ઊભો. દેવ અને દાનવના યોદ્ધાઓનો તુમુલ નાદ થવા લાગ્યો.[૧૨ ૧૩] મેઘની ગર્જના સરખા ધનુષની દોરીઓના અને હસ્તતલોના શબ્દો થવા લાગ્યા.[૧૪] દેવ અને દાનવોની સેનાઓના એ મહાભયંકર સંગ્રામમાં મદોન્મત્ત અને મહાબળવાન મહિષાસુર શીંગડાંઓથી પર્વતોનાં શિખર ફેંકવા લાગ્યો અને દેવતાઓના સમૂહોને મારવા લાગ્યો.[૧૫] ક્રોધવાળા એ પરમ અદ્દભુત મહિષાસુરે ખરીઓ મારવાથી અને પૂંછડું ફેરવવાથી દેવતાઓને મારવા માંડયા[૧૬] ત્યારે યુદ્ધ કરતા ગંધર્વો સહિત દેવતાઓ ભય પામ્યા. મહિષાસુરને જોઇને ઇંદ્ર ભાગી ગયો.[૧૭] યુદ્ધ છોડી દઇને ઇંદ્ર જતો રહેતાં યમ, કુબેર, અને વરૂણ પણ ભયાતુર થઇને ભાગી ગયા.[૧૮] મહિષાસુર પોતાની મોટી જીત થઈ માનીને પોતાને ઘેર ગયો. ઇંદ્રે પોતે ભાગી જતાં મૂકી દીધેલો ઐરાવત હાથી, સૂર્યનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો અને કામધેનુ ગાય મહિષાસુરના હાથમાં આવ્યાં. પછી તુરત પોતાનું સૈન્ય સાથે લઇને મહિષાસુરે સ્વર્ગમાં જવાનું મન કર્યું.[૧૯-૨૦] મહિષાસુરે તુરત સ્વર્ગમાં જઇને, ભય પામેલા

દેવતાઓએ છોડી દીધેલું સ્વર્ગનું રાજ્ય લઇ લીધું.[૨૧] રમણીય ઇંદ્રાસન ઉપર પોતે બેઠો અને બીજા દેવતાઓનાં સ્થાનકોમાં પણ દાનવોને સ્થાપ્યા.[૨૨] મહોન્મત્ત મહિષાસુરે પૂરાં સો વર્ષ સુધી દારૂણ યુદ્ધ કરીને એવી રીતે પોતાની ઇચ્છા પ્રમાણે ઈંદ્રની પદવી મેળવી.[૨૩] મહિષાસુરે બહુજ પીડવાથી સ્વર્ગમાંથી નીકળી ગએલા દેવતાઓ ઘણાં વર્ષો સુધી પર્વતોની ગુફાઓમાં ભમ્યા.[૨૪] હે જનમેજય ! પછી ભમી ભમીને થાકી ગએલા દેવતાઓ, જગતના ગુરૂ અને દેવના દેવ બ્રહ્મા કે જેમને શાંત અને વેદ તથા વેદાંગનો પાર પામનારા મરીચિ આદિ ઋષિઓ તથા કિન્નર, સિદ્ધ, ગંધર્વ, ચારણ, નાગ અને પન્નગો સેવતા હતા તેમને શરણે ગયા. તેમની પાસે જઇને ભયભીત થએલા તે દેવતાઓએ નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.[૨૫-૨૭]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ—હે બ્રહ્મા ! હે સર્વની પીડાને હરનારા ! હે કમળથી ઉત્પન્ન થએલા ! અમો દેવતાઓ કે જેઓ મહિષાસુરે જીતી લઈને પીડેલા, સ્થાનભ્રષ્ટ થએલા અને પર્વતોની ગુફામાં રહેલા છીએ તેઓને જોઇને તમે દયા કરતા નથી એ શું ?[૨૮] લોભ વગરનો પિતા પોતાના પુત્રો સેંકડો અપરાધમાં આવ્યા હોય તોપણ તેઓને છોડી દઈને દુઃખી થવા દે ? નજ દે. આ પ્રમાણે છે તો અમો કે જેઓ દૈત્યોથી પીડાએલા, કંગાલ અને વળી તમારા ચરણારવિંદના ભક્ત છીએ તેઓની આજ ઉપેક્ષા કેમ કરો છો ?[૨૯] દુરાત્મા મહિષાસુર હમણાં દેવલોકના રાજ્યને અત્યંત ભોગવે છે, બ્રાહ્મણોએ હોમેલા યજ્ઞના યોગ્ય હવિષ્યને પણ લઈ લે છે, કલ્પવૃક્ષનાં ફૂલોને પહેરે છે અને જાણે સમુદ્રમાંથી નીકળેલો ભંડાર હોય એવી કામધેનુનો ઉપયોગ કરે છે.[૩૦] હે દેવતાઓના સ્વામી ! અમો અમારા કામવિષે શું કહીએ ? હે પ્રભુ ! તમે પોતાનાજ જ્ઞાનથી દૈત્યોની સઘળી અદ્ભુત ચેષ્ટાને જાણો છો. સઘળી વાત તમારા ધ્યાનમાં છે એટલામાટે કાંઈ નહિ બોલતાં તમારા ચરણમાં પ્રણામ કરીએ છીએ.[૩૧] હે સ્વામી ! હે પ્રભુ ! દુષ્ટ કામ કરનારો એ પાપી મહિષાસુર અમો જ્યાં જઇએ ત્યાં અનેક રીતે પીડા કરે છે એટલામાટે તમે અમારૂં કલ્યાણ કરો ! રક્ષા કરનાર તમેજ છો ! મોટા દાવાનળ જેવા તાપથી પીડાએલા અમો આપ કે જે શાંતિ કરનાર, અનંત તેજવાળા પ્રજાઓના પ્યારા, આદિકર્ત્તા અને મંગળ તથા સુખરૂપ છો તેમને મૂકીને બીજા કોને શરણે જઇએ ?[૩૨-૩૩]

વ્યાસ કહે છેઃ—જેઓનાં મ્હોડાં બહુજ લેવાઈ ગયાં હતાં એવા સર્વે દેવતાઓ હાથ જોડી એ પ્રમાણે સ્તુતિ કરીને બ્રહ્માને પગે લાગ્યા.[૩૪] દેવતાઓને એવી રીતે પીડાએલા જોઈ બ્રહ્માએ, જાણે સુખ ઉત્પન્ન કરતા હોય એમ તેઓને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૩૫]

બ્રહ્મા કહે છેઃ—હે દેવતાઓ ! હું શું કરૂં ? વરદાનથી ગર્વ પામેલો એ દાનવ સ્ત્રીના હાથથી મરે એમ છે, પુરૂષના હાથથી મરે એમ નથી, માટે શું બની શકે ?[૩૬] આપણે હવે સર્વ પર્વતોમાં ઉત્તમ કૈલાસમાં જઈએ અને ત્યાંથી સર્વ કાર્યમાં ચતુર સદાશિવને અગ્રણી કરીને વૈકુંઠમાં જઈએ કે જ્યાં વિષ્ણુદેવ રહે છે. સઘળા સાથે મળીને દેવતાઓનાં કાર્યનો વિશેષથી વિચાર કરીશું.[૩૭-૩૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે કહી કાર્યોના સમૂહનો વિચાર કરવાસારૂ બ્રહ્મા હંસ ઉપર બેસી દેવતાઓને પછવાડે રાખીને કૈલાસની સન્મુખ ચાલ્યા.[૩૯] એટલીવારમાં દેવતાઓની સાથે બ્રહ્મા આવે છે એમ પોતાના ધ્યાનથી

જાણી લઇને સદાશિવ પણ પોતાના ઘરમાંથી તુરત બહાર નીકળ્યા.[40] બ્રહ્મા અને સદાશિવ પરસ્પરને જોઈ સારી રીતે અભિવાદન કરીને રાજી થયા અને એઓને સર્વે દેવતાઓએ પ્રણામ કર્યા[41] સદાશિવે દેવતાઓને નોખનોખાં આસન આપ્યાં. દેવતાઓ બેઠા પછી પોતે પણ પોતાના આસનપર બેઠા.[42] સદાશિવે બ્રહ્માને કુશલ પ્રશ્ન પૂછીને કૈલાસમાં દેવતાઓના આવવાવિષે કારણ પૂછ્યું;[43] કે 'હે મહાત્મા ! તમે અને ઇંદ્રાદિક દેવતાઓ અહીં શા કારણથી આવ્યા છો તે કહો'.[44]

બ્રહ્મા કહે છેઃ—હે દેવતાઓના સ્વામી ! મહિષાસુરે પીડેલા ઇંદ્રસહિત સર્વે દેવતાઓ ભયભીત થઇને પર્વતોની ગુફાઓમાં ભમે છે,[45] મહિષાસુર અને બીજા દૈત્યો યજ્ઞોના ભાગ લઈ લે છે, સર્વે લોકપાળો પીડાયા છે અને આજ તમારા શરણે આવેલા છે.[46] હે શંભુ ! આ કામ મોટું હોવાને લીધે એઓને હું તમારી પાસે લઈ આવ્યો છું માટે હવે જેમ યોગ્ય જણાય તેમ દેવતાઓનું કામ કરો.[47] હે પ્રાણીઓના રક્ષક ! સઘળા દેવતાઓનો ભાર તમારા ઉપર છે.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી સદાશિવે હસતાં હસતાં બ્રહ્માને કોમળ વાણીથી નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કહે છેઃ—હે બ્રહ્મા ! તમેજ પ્રથમ વરદાન આપીને દેવતાઓને અનર્થ દેનારૂં કામ કર્યું છે તોપછી શું કરવું ? તમારા વરદાનથીજ મહિષાસુર એવો શૂર, બળવાન અને સર્વ દેવતાઓને ભય આપનાર થયો છે.[48-50] એ મદોન્મત્ત દૈત્યને મારવાને કયી ઉત્તમ સ્રી સમર્થ થાય ? મારી કે તમારી ઉત્તમ સ્રી તો સંગ્રામમાં જવાને કેમજ યોગ્ય થાય અને કદાચ જાય તોપણ યુદ્ધ કેમ કરે ? હે બ્રહ્મા ! ઇંદ્રાણી તો યુદ્ધમાં કુશલજ નથી.[51-52] એ મદોન્મત્ત પાપીને કન્યાજ મારી શકે એમ છે. એટલામાટે મારો મત એવો છે કે આપણે આજ વિષ્ણુની પાસે જઈ તેમની સ્તુતિ કરીને તુરત દેવતાઓના કામને સારૂ તેમને કહીએ. એ વિષ્ણુ સઘળાં કામ કરવામાં સર્વોત્તમ બુદ્ધિમાન છે. વિષ્ણુને મળીને આપણે કામનો વિચાર કરવો. વિષ્ણુ પોતાની બુદ્ધિના બળથી પ્રપંચ કરીને કામ સિદ્ધ કરી દેશે.[53-55]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સદાશિવનું વચન સાંભળી તે વાતનો સ્વીકાર કરીને બ્રહ્મા આદિ ઉત્તમ દેવતાઓ શિવને સાથે લઇ તુરત ઉઠયા અને પોતાનાં વાહનોપર બેસીને વૈકુંઠમાં જવા નીકળ્યા. ચાલતાં કાર્યની સિદ્ધિ કરે એવા સારા શકુનો જોઇને રાજી થયા.[56-57] શુભ, શાંત, સુગંધી અને શુભ ભવિષ્યને સૂચવનારા પવનો વાતા હતા. માર્ગમાં ચારે કોર પક્ષીઓ શુભકારી શબ્દો બોલતાં હતાં.[58] આકાશ અને દિશાઓ નિર્મલ થયાં હતાં. દેવતાઓના જવાના સમયમાં ભવિષ્યમાં શુભ થાય એવુંજ સઘળું થવા લાગ્યું.[59]

निर्मलंचाभवद्व्योम दिशश्चाविमला तथा ॥
गमने तत्र देवानां सर्वं शुभमिवाभवत् ॥५९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

## अध्याय ८ मो.

### દેવતાઓના તેજમાંથી દેવીના સ્વરૂપનો પ્રાદુર્ભાવ

**વ્યાસ ઉવાચ**

तरसा तेथ संमाप्य वैकुंठं विष्णुपालितं ॥
ददृशुःसर्वशोभाढ्यं । व्यूहविराजितम् ॥१॥

વ્યાસ કહે છેઃ—પછી એ દેવતાઓએ તુરત પહોંચીને, વિષ્ણુએ પાળેલું, સઘળી

શોભવાળું અને દિવ્ય ઘરોથી શોભી રહેલું વૈકુંઠ દીઠું.[૧] એ સુખદાયી શુભ વૈકુંઠમાં તળાવો, વાવ અને નદીઓ શોભી રહ્યાં હતાં; હંસ, સારસ અને ચક્રવાક પક્ષીઓ શબ્દ કરી રહ્યાં હતાં.[૨] દિવ્ય બગીચાઓમાં ચંપક, આસોપાલવ, કલ્હાર, બોલસરી, મલ્લિકા, તિલક, આંબા અને કુરબક આદિ વૃક્ષો દીપી રહ્યાં હતાં. કોયલના ટૌકારા, મયૂરોના નાચ અને ભ્રમરોના ગુંજાર થઈ રહ્યા હતા.[૩ ૪] એ લોકમાં એકાગ્રવૃત્તિથી ભક્તિમાં તત્પર થએલા સુનંદ અને નંદન આદિ પાર્ષદો તથા બીજા પણ ભક્તો વિષ્ણુની સ્તુતિ કરતા હતા. રત્નોથીજ જડેલા, સુવર્ણમય, ચિત્રોથી શણગારેલા, વાદળાં સુધી ઊંચા અને સારી ભૂમિકાઓવાળા પ્રાસાદો દીપી રહ્યા હતા.[૫-૬] મધુર કંઠવાળા અને મનોહર કિન્નરો તથા દેવતાઓના ગંધર્વો ગાયન કરતા હતા અને અપ્સરાઓ નાચતી હતી. શાંત, વેદના પાઠ કરવામાં તત્પર થએલા અને શ્રુતિઓનાં સૂક્તોથી સ્તુતિ કરતા મુનિ લોકોથી ભારે શોભા થઈ રહી હતી.[૭.૮] દેવતાઓએ વિષ્ણુના નિવાસમાં જઈ ત્યાં દ્વારની ચોકી કરતા, સુંદર આકૃતિવાળા અને સોનાની છડીઓ ધરનારા જય તથા વિજય નામના પાર્ષદોને ઉભેલા જોઈ તેઓને કહ્યું કેઃ–"તમારામાંથી એક જણ વિષ્ણુની પાસે જઇને નિવેદન કરો કે આપના દર્શનને સારૂ આવેલા બ્રહ્મા અને રૂદ્ર આદિ દેવતાઓ દ્વારમાં ઉભેલા છે."[૯.૧૦] દેવતાઓનું વચન સાંભળી વિજયે તુરત વિષ્ણુની પાસે જઈ પ્રણામ કરીને સઘળા દેવતાઓ આવવાનું નિવેદન કર્યું.[૧૧]

વિજય કહે છેઃ–હે દેવના દેવ ! હે મહારાજ ! હે લક્ષ્મીના પતિ ! હે દૈત્યોને હણનારા ! હે વિષ્ણુ ! સર્વે દેવતાઓ આવીને દ્વારમાં ઉભેલા છે.[૧૨] બ્રહ્મા, રૂદ્ર, ઇંદ્ર, વરૂણ, અગ્નિ, અને યમ આદિ દેવતાઓ વેદવાક્યોથી આપની સ્તુતિ કરે છે અને આપના દર્શનની ઈચ્છા કરે છે.[૧૩]

વ્યાસ કહે છેઃ–વિજયનું વચન સાંભળી બહુજ પ્રસન્ન થએલા લક્ષ્મીના પતિ વિષ્ણુ ઘરમાંથી તુરત દેવતાઓની પાસે ગયા.[૧૪] ત્યાં જઇને વિષ્ણુએ દેવતાઓને દ્વારમાં ઉભેલા, શ્રમથી લેવાઇ ગએલા અને દુઃખ પામેલા જોઈ પ્રેમ ભરેલી દૃષ્ટિથી તેઓને રાજી કર્યા.[૧૫] સર્વે દેવતાઓએ દૈત્યોને હણનારા, દેવના દેવ અને વેદે વર્ણવેલા વિષ્ણુને પ્રણામ કરી વચનોથી નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૧૬]

દેવતાઓ કહે છેઃ–હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારા ! હે દયાના સમુદ્રરૂપ ! હે મહારાજ ! અમો શરણાગત લોકોનું આપ રક્ષણ કરો.[૧૭]

વિષ્ણુ કહે છેઃ–સર્વે દેવતાઓ આસનો ઉપર બેસો અને કુશલ વાર્ત્તા કહો. અહીં સર્વે ભેગા થઇને શા માટે આવેલા છો ?[૧૮] બ્રહ્મા અને રૂદ્ર સહિત તમો સઘળાઓ ખેદ પામેલા, રાંક મનવાળા અને ચિંતાતુર કેમ થયા છો ? જે કામ હોય તે તુરત કહો.[૧૯]

દેવતાઓ કહે છેઃ–હે મહારાજ ! અસાધ્ય, અતિ દુષ્ટ અને વરદાનથી ગર્વ પામેલા મહાપાપી મહિષાસુરે અમોને પીડેલા છે.[૨૦] બ્રાહ્મણોએ આપેલા યજ્ઞના ભાગોને એ મહિષાસુર ભોગવે છે અને ભયથી આતુર થએલા દેવતાઓ પર્વતોની ગુફાઓમાં ફરે છે.[૨૧] હે વિષ્ણુ ! એ દૈત્ય બ્રહ્માના વરદાનને લીધે જીતવાને અસાધ્ય થઈ પડયો છે એટલામાટે એ કામ મોટું જાણીને અમો તમારે શરણે આવેલા છીએ.[૨૨] હે કૃષ્ણ ! હે દૈત્યોની માયાઓને જાણનારા ! અને ઉખેડી નાખવાને તમે સમર્થ છો. હે દૈત્યોનો નાશ કરનારા ! એ દુષ્ટના

વધનો ઉપાય કરો.[૨૩] કોઈ પુરૂષજાતથી મરે નહિ એવું તેને બ્રહ્માએ વરદાન આપેલું છે અને એવી કુમારી સ્ત્રી તો કોણ છે કે જે એ દુષ્ટને રણમાં મારે.[૨૪] એ અતિ દુષ્ટ અને વરદાનથી બળ પામેલા મહિષાસુરને મારવામાં પાર્વતી, લક્ષ્મી, ઇંદ્રાણી અને સરસ્વતી એઓમાંથી કોણ સમર્થ છે ?[૨૫] હે ભક્તવત્સલ ! હે ભૂધર ! એ દુષ્ટના મરણના કારણનો સઘળો વિચાર બુદ્ધિથી કરીને દેવતાઓનું કાર્ય કરો.[૨૬]

વ્યાસ કહે છેઃ–દેવતાઓનું વચન સાંભળી જાણે હસતા હોય એવી રીતે વિષ્ણુએ તેઓને કહ્યું કેઃ–" આપણે પૂર્વે યુદ્ધ કર્યું તોપણ એ મુવો નહિ.[૨૭] હવે સર્વ દેવતાઓના તેજમાંથી વિચિત્ર રૂપવાળી કોઈ સ્ત્રી ઉત્પન્ન થાય તો તે મહિષાસુરને યુદ્ધમાં બલાત્કારથી મારે ![૨૮] આપણી શક્તિઓના અંશોથી કોઈ સ્ત્રી ઉત્પન્ન થાય તો તે સ્ત્રી વરદાનથી ગર્વ પામેલા અને સેંકડો માયાઓને જાણનારા મહિષાસુરને મારવામાં યોગ્ય થાય.[૨૯] જેવીરીતે સર્વની શક્તિઓના અંશો મળીને તેજનો એક રાશિ થાય એવી રીતે આપણે તથા આપણી સ્ત્રીઓએ પણ પોતપોતામાં રહેલા શક્તિના અંશોની પ્રાર્થના કરવી અને સર્વના અંશથી જે સ્ત્રી ઉત્પન્ન થાય તેને રૂદ્ર આદિ આપણે સઘળાઓએ ત્રિશૂલ આદિ સઘળાં દિવ્ય આયુધો આપવાં.[૩૦,૩૧] સર્વ આયુધોને ધરનારી અને સર્વના તેજવાળી એ સ્ત્રી દુરાત્મા અને મદોન્મત્ત તે પાપી મહિષાસુરને મારશે.[૩૨]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વિષ્ણુ પરાશક્તિની પ્રાર્થના કરવાનો સઘળા દેવતાઓની સાથે સંકલ્પ કરતા હતા, તેટલીવારમાં બ્રહ્માના મુખમાંથી સહન થઈ શકે નહિ એવો તેજનો સમૂહ પોતાની મેળેજ નીકળ્યો.[૩૩] હે રાજા ! બ્રહ્માના મુખમાંથી એ રાતાવર્ણવાળું, શુભ આકારવાળું, કાંઈક ટાઢું અને કાંઈક ઉન્હું તથા કિરણોના સમૂહથી શોભતું તેજ નિકળ્યું તે મહાત્મા વિષ્ણુના અને સદાશિવના જોવામાં આવ્યું.* એ જોઇને તે મહાપરાક્રમી બન્ને દેવ વિસ્મય પામ્યા.[૩૪,૩૫] શંકરના શરીરમાંથી પણ જાણે બીજો તમોગુણ હોય એવું ભયંકર, પર્વત જેવું, દેવતાઓને વિસ્મય આપનારા દૈત્યોને ભય આપનાર, જોઈ શકાય નહિ એવું મહાદારૂણ અને રૂપાજેવા વર્ણવાળું મહાતીવ્ર અદ્‌ભુત તેજ નીકળ્યું.[૩૬,૩૭] પછી વિષ્ણુના શરીરમાંથી તેજના બીજા સમૂહ જેવું, ધોળા વર્ણવાળું, સત્વગુણવાળું અને મોટા ચળકાટવાળું તેજ નીકળ્યું.[૩૮] પછી ઈંદ્રના શરીરમાંથી વિચિત્રરૂપ, ભયંકર, ગોળ અને સર્વ ગુણોવાળું તેજ પ્રકટ થયું.[૩૯] કુબેર, યમ, અગ્નિ, વરૂણ અને બીજા દેવતાઓનાં શરીરોમાંથી પણ ભારે ચળકાટવાળું મોટું તેજ નીકળ્યું. એ સઘળાં તેજો નીકળતાં ભારે પ્રકાશવાળો તેજનો સમૂહ થયો.[૪૦,૪૧] બીજા હિમાલય સરખા એ મહાદિવ્ય તેજના સમૂહને જોઇને વિષ્ણુ આદિ સર્વે દેવતાઓ વિસ્મય પામ્યા.[૪૨] સઘળા દેવતાઓ જોતાં એ તેજના પુંજમાંથી અતિ ઉત્તમ અને વિસ્મય આપનારી એક સુંદર સ્ત્રી ઉત્પન્ન થઇ.[૪૩] સર્વ દેવતાઓના શરીરોમાંથી ત્રણે ગુણવાળાં, અઢાર ભુજાવાળાં, રમણીય, ત્રણ વર્ણવાળાં, જગતને મોહ કરનાર, શ્વેત મુખવાળાં, કાજળથી કાળાં નેત્રવાળાં, રાતા હોઠવાળાં, દિવ્ય આભરણોથી

* આ મહાલક્ષ્મીનો અવતાર કાત્યાયન મુનિના આશ્રમમાં ભાદરવા વદ ૧૪ અને પુનમીઆ મહિનાને હિસાબે આસો વદ ૧૪ ને દિવસે થયો, તેણે આસો સુદ આઠમને દિવસે મહિષાસુરને માર્યો, નવમીને દિવસે દેવતાઓએ તેની પૂજા કરી અને દશમને દિવસે તેનું વિસર્જન કર્યું એમ કાલિકાપુરાણમાં લખ્યું છે.

શોભતાં, હજાર ભુજાઓના સંભવવાળાં અને જેના હાથનાં તળાં રાતાં હતાં એવાં એ સુંદર મહાલક્ષ્મી મહિષાસુરનો નાશ કરવાસારૂ પ્રગટ થયાં.[૪૪ ૪૬]

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ! હે ભાગ્યશાળી ! હે સર્વજ્ઞ ! હે મુનિઓમાં ઉત્તમ ! એ મહાલક્ષ્મીનું શરીર ઉત્પન્ન થયા વિષે તમે વિસ્તારથી કહો.[૪૭] એ સઘળાઓનું તેજ એકઠું થયું કે નોખનોખું રહ્યું ? એ મહાલક્ષ્મીનાં મુખ, નાસિકા અને નેત્ર આદિ સઘળાં તેજોમય અંગો નોખનોખા ભાગમાંથી થયાં કે સર્વના એકઠા તેજમાંથી થયાં ?[૪૮,૪૯] હે વ્યાસ ! શરીર અને અંગોની ઉત્પત્તિનો વિસ્તાર કહો. જે જે અંગ જે જે દેવના તેજમાંથી ઉત્પન્ન થયું હોય તથા જે જે દેવતાઓએ જેવી જેવી રીતે આયુધો અને આભરણ આદિ આપ્યાં હોય તે સઘળું સાંભળવાને ઇચ્છું છું.[૫૦ ૫૧] હે મહારાજ ! તમારા મુખારવિંદથી નીકળતા મહાલક્ષ્મીના ચરિત્રરૂપ અમૃતના રસને પીતાં હું તૃપ્ત થતો નથી.[૫૨]

સૂત કહે છેઃ–આ પ્રમાણે જનમેજય રાજાનું વચન સાંભળી સત્યવતીના પુત્ર વ્યાસ તેમને પ્રસન્ન કરવાસારૂ નીચે પ્રમાણે બોલ્યા.[૫૩]

વ્યાસ કહે છે.–હે ભાગ્યશાળી રાજા ! હે કૌરવોમાં ઉત્તમ ! મારી બુદ્ધિ પ્રમાણે વિસ્તારથી મહાલક્ષ્મીના દેહની ઉત્પત્તિ કહું છું તે સાંભળો.[૫૪] યથાર્થ રીતે તેમનું રૂપ કહેવામાં તો સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ઈંદ્ર પણ કદી સમર્થ નથી, ત્યારે એ મહાલક્ષ્મી જે રૂપ અને જેવાં હતાં તે હું કેમ જાણી શકું ? એ ઉત્પન્ન થયાં એમ જે હું કહું છું તે તો કહેવામાત્રજ છે.[૫૫,૫૬] વાસ્તવિક રીતે તો એ દેવી સર્વદા નિત્યજ છે. દેવતાઓનાં કામ સિદ્ધ કરવાનેસારૂ જેવી કામની મોટાઇ હોય તે પ્રમાણે અનેક રૂપે અને એક રૂપે પ્રગટ થાય છે.[૫૭] જેમ નટ એક સ્વભાવ અને એક રૂપવાળો છતાં પણ લોકોને રાજી કરવાસારૂ નાટયશાળામાં અનેક રૂપ ધરે છે તેમ દેવી પોતે નિરાકાર અને નિર્ગુણ છતાં પણ દેવતાઓનાં કામોનેસારૂ પોતાની લીલાથી ઘણાંક ગુણ–રૂપ ધરે છે.[૫૮,૫૯] તેમણે જે જે કામો કર્યાં હોય તેઓના અનુસારથી તે તે ધાતુઓના અર્થોનો યોગ આપતાં કાળી, તારા, સુંદરી, ભુવનેશ્વરી અને દુર્ગા આદિ ગૌણ નામો ઘણાં થાય છે.[૬૦] હે રાજા ! દેવતાઓનાં તેજોમાંથી જેવી રીતે તેમનું મનોહર રૂપ પ્રગટ થયું તે મારી બુદ્ધિ પ્રમાણે કહું છું.[૬૧] શંકરના તેજમાંથી શ્વેતવર્ણવાળું, શુભ આકારવાળું અને અત્યંત મોટું તેમનું મુખારવિંદ થયું.[૬૨] યમના તેજમાંથી સ્નિગ્ધ, વાંકા અગ્રવાળા, અત્યંત લાંબા અને મેઘસરખા કાળા મનોહર કેશ થયા.[૬૩] અગ્નિના તેજમાંથી શ્યામ, રક્ત અને શ્વેત, એવા ત્રણ વર્ણવાળાં ત્રણ નેત્ર થયાં.[૬૪] સંધ્યાના તેજમાંથી શ્યામ, તેજસ્વી, સ્નિગ્ધ અને કામદેવના ધનુષ સરખી વાંકી તેમની બે ભ્રકુટીઓ થઇ.[૬૫] વાયુના તેજમાંથી બહુ લાંબા નહિ અને બહુ ટુંકા પણ નાહ એવા અને કામદેવના હીંડોળા હોય એવા સુંદર કાન થયા.[૬૬] કુબેરના તેજમાંથી સ્નિગ્ધ વર્ણવાળી, મનોહર અને તિલના પુષ્પો સરખા આકારવાળી તેમની નાસિકા થઈ.[૬૭] દક્ષ આદિ પ્રજાપતિઓનાં તેજમાંથી સારી કાંતિવાળા, ઉત્તમ અણીઓવાળા, લાસા, સરખા અને મોગરાના ફૂલની અણીઓ સરખા દાંત થયા.[૬૮] અરૂણના તેજમાંથી અત્યંત રાતો તેમનો નીચલો હોઠ થયો. કાર્ત્તિકેયના તેજમાંથી રમણીય ઉપલો હોઠ થયો.[૬૯] વિષ્ણુના તેજમાંથી સર્પ જેવા તેમના અઢાર

બાહુ થયા. વસુઓનાં તેજમાંથી રાતી આંગળીઓ થઇ.[૭૦] ચંદ્રના તેજમાંથી બે ઉત્તમ સ્તન થયા, ઇંદ્રના તેજમાંથી ત્રણ વળીવાળું મધ્ય થયું.[૭૧] વરૂણના તેજમાંથી જંઘા અને સાથળ થયાં. પૃથ્વીના તેજમાંથી મોટો નિતંબ થયો.[૭૨] આ પ્રમાણે સારા આકારવાળાં, સારા રૂપવાળાં અને અત્યંત સુંદર સ્વરવાળાં દેવી સર્વ દેવતાઓના તેજના સમૂહમાંથી ઉત્પન્ન થયાં.[૭૩] સઘળાં સુંદર અંગોવાળાં, સારા દાંતવાળાં અને મનોહર નેત્રવાળાં તે દેવીને જોઇને મહિષાસુરે પીડેલા સર્વે દેવતાઓ રાજી થયા.[૭૪] વિષ્ણુએ સર્વે દેવતાઓને કહ્યું કે:—"હે દેવતાઓ ! હવે તમે સઘળા આ દેવીને સઘળાં સુંદર ભૂષણો અને આયુધો આપો.[૭૫] પોતાનાં આયુધોમાંથી બીજાં તેજસ્વી અનેક આયુધો ઉત્પન્ન કરીને તુરત આ દેવીને આપો."[૭૬]

**स्वायुधेभ्यः समुत्पाद्य तेजोयुक्तानि सत्वराः॥**
**समर्पयंतु सर्वेद्य देव्यै नानायुधानि च॥ ७६ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

## अध्याय ९ मो.

## દેવીને આયુધાદિ–પ્રદાન અને મહિષાસુર–દૂતાગમન.

**વ્યાસ ઉવાચ**

**देवा विष्णुवचः श्रुत्वा सर्वे मुदितास्तदा ॥**
**ददुश्च भूषणान्याशु वस्त्राणि स्वायुधानि च॥**

વ્યાસ કહે છે:—વિષ્ણુનું વચન સાંભળી તે સમયે રાજી થએલા સર્વે દેવતાઓએ તુરત દેવીને ભૂષણો, વસ્ત્રો અને પોતાનાં આયુધો આપ્યાં.[૧] ક્ષીર સમુદ્રે પ્રીતિથી દિવ્ય, રાતાં, ઝીણાં અને જુનાં થાય નહિ એવાં બે વસ્ત્ર અને અત્યંત સુંદર નિર્મળ હાર આપ્યો.[૨] ગંભીર મનવાળા વિશ્વકર્માએ અત્યંત રાજી થઇને કરોડ સૂર્ય સરખો તેજસ્વી મસ્તકમાં ધરવાનો ચૂડામણિ, કાનમાં ધરવાનાં સુંદર કુંડલ, હાથમાં ધરવાનાં અનેક રત્નોથી શોભતાં દિવ્ય કટક, કેયૂર તથા કંકણો, પગમાં પહેરવાનાં નિર્મળ સુંદર રત્નોથી શોભતાં સારા શબ્દવાળાં તથા સૂર્યજેવાં બે ઝાંઝર, કંઠમાં ધરવાનું ગ્રૈવેયક અને સર્વે આંગળીઓમાં પહેરવાની તેજસ્વી વીંટીઓ એ સઘળું આપ્યું.[૩-૬] વરૂણદેવે જેનાં કમળ કરમાય નહિ એવી, સુગંધવાળી અને જેને પછવાડે ભ્રમરો ફરતા હતા એવી વૈજયંતી માળા આપી.[૭] હિમાલયે પ્રસન્ન થઇને અનેક પ્રકારનાં રત્નો તથા વાહન કરવાસારૂ સોનેરી રંગનો મનોહર સિંહ આપ્યો.[૮] દિવ્ય ભૂષણોથી શણગારેલાં, સિંહ ઉપર બેઠેલાં, સઘળાં શુભ લક્ષણોવાળાં અને અત્યંત રૂપાળાં એ જગદંબા શોભવા લાગ્યાં.[૯] વિષ્ણુએ પોતાના ચક્રમાંથી હજાર ધારાવાળું, અત્યંત દીપ્ત અને દૈત્યોના મસ્તકોને હરનારૂં બીજું ચક્ર ઉત્પન્ન કરીને તે દેવીને આપ્યું.[૧૦] સદાશિવે પોતાના ત્રિશૂળમાંથી દૈત્યોને કાપનાર અને ભયનો નાશ કરનાર, ઉત્તમ ત્રિશૂળ ઉત્પન્ન કરીને આપ્યું.[૧૧] પ્રસન્ન થએલા વરૂણે પોતાના શંખમાંથી ગંભીર શબ્દવાળો, ઉજ્વળ અને મંગલકારી શંખ ઉત્પન્ન કરીને આપ્યો.[૧૨] અગ્નિએ પ્રીતિથી પોતાની સાંગમાંથી મન સરખા વેગવાળી અને દૈત્યોનો નાશ કરનારી સાંગ આપી.[૧૩] વાયુએ બાણોથી ભરપૂર ભાથાં અને અદ્ભુત દર્શનવાળું, કઠોર શબ્દ કરનારૂં તથા બીજા કોઇથી ખેંચી ન શકાય એવું ધનુષ આપ્યું.[૧૪] ઇંદ્રે પોતાના વજ્રમાંથી અતિદારૂણ વજ્ર ઉત્પન્ન કરીને આપ્યું અને ઐરાવતની ઘંટામાંથી સારા શબ્દવાળી અતિ સુંદર ઘંટા ઉત્પન્ન કરીને તુરત આપી.[૧૫] યમે પોતાનો

કાળદંડ કે જેથી પોતે સમય આવતાં સર્વ પ્રાણીઓનો નાશ કરે છે તેમાંથી બીજો કાળદંડ ઉત્પન્ન કરીને આપ્યો.[૧૬] બ્રહ્માએ ગંગાજળથી ભરેલું દિવ્ય કમંડલુ આપ્યું. વરૂણે પ્રસન્ન થઈ ને પાશ આપ્યો તથા દિવ્ય અને મનોહર કમળ આપ્યું. હે રાજા ! કાળે ઢાલ અને તરવાર આપ્યાં. વિશ્વકર્માએ તીક્ષ્ણ ફરશી આપી. કુબેરે મદિરાથી ભરેલું સોનાનું પીવાનું પાત્ર આપ્યું.[૧૭,૧૮] વળી વિશ્વકર્માએ પ્રસન્ન થઇને સેંકડો ઘંટાઓના નાદવાળી અને દૈત્યોનો નાશ કરનારી કૈમોદકી નામની ગદા, અનેક રૂપવાળાં અસ્ત્રો અને કોઈથી તોડી શકાય નહિ એવું કવચ પણ જગદંબાને આપ્યું. સૂર્યે પોતાનાં કિરણો આપ્યાં.[૨૦,૨૧] આયુધો અને ભૂષણોવાળાં, ત્રૈલોક્યને મોહ કરનારાં અને મંગલરૂપ એ દેવીને જોઇને દેવતાઓએ નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.[૨૨]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–મંગળરૂપ, કલ્યાણમય, ભગવતી અને જગતનાં માતા આપ કે જે શાંતિ, પુષ્ટિ, રૂદ્રાણી, કાલરાત્રિ, ઇંદ્રાણી, સિદ્ધિ, વૃદ્ધિ અને વૈષ્ણવીરૂપ છો તેમને વારંવાર પ્રણામ કરીએ છીએ.[૨૩,૨૪] જે પરાશક્તિ પૃથ્વીમાં રહેલાં છે, જેને પૃથ્વી જાણતી નથી અને જે અંદર રહીને પૃથ્વીને નિયમમાં રાખે છે તેમને પ્રણામ કરીએ છીએ.[૨૫] જે મંગલરૂપ પરાશક્તિ માયામાં રહેલાં છે, જેને માયા જાણતી નથી અને જે અંદર રહીને માયાને પ્રેરે છે તેમને પ્રણામ કરીએ છીએ.[૨૬] હે મા ! કલ્યાણ કરો. અમો કે જેઓને શત્રુઓએ તપાવેલા છે તેઓનું રક્ષણ કરો. પાપી મહિષાસુર કે જે ખળ, માયાવી, ભયંકર, સ્રીથી મરે એવો, વરદાનથી ગર્વ પામેલો, સર્વ દેવતાઓને દુઃખદેનાર, અનેક રૂપ ધરનાર અને શઠ છે તેને તમે પોતાના તેજથી મોહ પમાડીને મારો.[૨૭,૨૮] હે ભક્તવત્સલ ! સર્વ દેવતાઓના શરણરૂપ તમે એકજ છો. હે દેવિ ! અમો કે જેઓ દાનવથી પીડાયા છીએ તેઓની હવે રક્ષા કરો. તમને પ્રણામ કરીએ છીએ.[૨૯]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં સર્વ સુખ આપનારાં તે જગદંબાએ મંદ હાસ્ય કરીને તેઓને નીચે પ્રમાણે શુભ વચન કહ્યું.[૩૦]

જગદંબા કહે છેઃ–હે દેવતાઓ ! મંદ બુદ્ધિવાળા મહિષાસુરની બ્હીક છોડી દો. વરદાનથી ગર્વ પામેલા એ મૂઢને હું તુરત મારીશ.[૩૧]

વ્યાસ કહે છેઃ–દેવતાઓને એટલાં વચન કહીને દેવી મોટા સ્વરથી બહુજ હસ્યાં. "આશ્ચર્ય છે કે આ સંસારમાં સઘળું જગત ભ્રમ અને મોહથી ઘેરાએલું છે.[૩૨] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર તથા ઇંદ્ર આદિ દેવતાઓ મહાત્મા છતાં પણ મહિષાસુરની બ્હીકથી કંપે છે !!![૩૩] અહો ! દૈવનું બળ મોટા દેવતાઓથી પણ જીતી શકાય નહિ એવું ઉગ્ર છે. સર્વનો નિયામક કાળ સર્વને સુખ-દુઃખ આપવામાં સમર્થ છે !!![૩૪] કારણ કે આ દેવતાઓ સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર કરવામાં સમર્થ છતાં પણ મહિષાસુરે પીડવાને લીધે ક્લેશોથી તપીને મુઝાઈ ગયા છે."[૩૫] આવા વિચાર આવતાં હાસ્ય કરીને તે પછી દેવીએ ઊંચા શબ્દવાળું, મહા ઉગ્ર અને દૈત્યોને ત્રાસ આપે એવું અટ્ટહાસ્ય કર્યું. એ અદ્‌ભુત શબ્દ થવાથી પૃથ્વી કંપવા લાગી, પર્વતો સઘળા ધ્રુજવા લાગ્યા, સમુદ્રમાં ભારે ક્ષોભ ઉઠયો અને સઘળી દિશાઓમાં ગર્જના ઉઠી. એ મોટા શબ્દ સાંભળીને દાનવો ભય પામ્યા અને રાજી થએલા દેવતાઓ 'જયજય રક્ષા કરો' એમ દેવીને

કહેવા લાગ્યા. મદોન્મત્ત મહિષાસુર એ શબ્દ સાંભળીને કોપ પામ્યો.[૩૬,૩૯] શબ્દથી શંકા પામેલા મહિષાસુરે 'આ શું છે' એમ પૂછી દૈત્યોને કહ્યું કેઃ—"હે દૂતો ! આ શબ્દ શામાંથી ઉત્પન્ન થયો એ જાણવાસારૂ તુરત જાઓ.[૪૦] આ કાનને વ્યથા કરે એવો અતિ ઉગ્ર શબ્દ કોણે કર્યો ? દેવ, દાનવ અથવા બીજો પણ કોઇ કે જેણે આ શબ્દ કર્યો હોય તેને પકડીને અહીં મારી પાસે લાવો. મદોન્મત્ત થએલા જે દુરાત્માએ ગર્જના કરી હશે તેને હું મારી નાખીશ.[૪૧,૪૨] એ ક્ષીણ આયુષ્યવાળા અને મંદબુદ્ધિવાળાને હું યમના સ્થાનકમાં પહોંચાડી દઇશ. દેવતાઓ તો હારી ગએલા અને અત્યંત ભયાતુર છે તેથી તેઓએ ગર્જના કરી હોય એવો સંભવ નથી.[૪૩] દૈત્યો પણ ગર્જના કરે નહિ કારણ કે તેઓ મારે વશ છે. ત્યારે આ મૂર્ખતા કોણે કરી હશે ? આ શબ્દનું કારણ જાણીને તુરત મારી પાસે આવો.[૪૪] એ પાપી અને વ્યર્થ શ્રમ કરનારા ગાજનારાને હું ત્યાં જઇને મારી નાખીશ."

વ્યાસ કહે છેઃ—મહિષાસુરની આજ્ઞાથી જોવા ગએલા દૂતોએ સર્વ અંગોમાં રૂપાળાં, અઢાર ભુજાવાળાં, દિવ્ય, સઘળાં આભરણોથી શણગારેલાં, સર્વ ઉત્તમ લક્ષણોવાળાં, ઉત્તમ આયુધોને ધરનારાં અને હાથમાં પ્યાલો રાખીને તેવડે વારંવાર મદ્ય પીતાં સર્વોત્તમ જગદંબાને દીઠાં. જોઇને ત્રાસ પામેલા અને બહુજ શંકા પામેલા દૈત્યોએ તુરત મહિષાસુરની પાસે જઇને ભયંકર શબ્દ થવાના કારણવિષે નીચે પ્રમાણે કહ્યું.

દૈત્યો કહે છેઃ—હે દૈત્યોના રાજા ! સઘળાં અંગોમાં આભરણો ધરનારી અને સર્વ રત્નોથી શોભતી કોઈ પ્રૌઢ દેવાંગના જોવામાં આવે છે. દિવ્યરૂપવાળી એ મનોહર સ્ત્રી મનુષ્યજાતની કે અસુરજાતની જણાતી નથી. સિંહ ઉપર બેઠેલી, આયુધો ધરનારી અને અઢાર હાથવાળી એ ઉત્તમ સ્ત્રી નાદ કરે છે અને મદોન્મત્ત જણાય છે. એ સ્ત્રી વારંવાર બહુજ મદ્ય પીતી દેખાય છે.[૪૫-૫૦] અમો ધારીએ છીએ કે તે પતિવાળી નથી. અંતરિક્ષમાં ઉભેલા અને આનંદ પામેલા દેવતાઓ "જય પામો, અમારી રક્ષા કરો અને શત્રુને મારો." એવી રીતે તેની સ્તુતિ કરે છે. જાણવામાં આવતું નથી કે સર્વોત્તમ રૂપવાળી એ સ્ત્રી કોની છે, શા માટે ત્યાં આવેલી છે અને શું કરવા ધારે છે ? એના તેજથી અંજાઈ જવાને લીધે અમો પૂરૂં જોઇ શક્યા નથી. શૃંગાર, વીર, હાસ્ય, રૌદ્ર અને અદ્‌ભુત રસવાળી એ અપૂર્વ સ્ત્રીને જોઈને અમે તેને બોલાવ્યા વગર અહીં પાછા આવ્યા છીએ.[૫૧,૫૩] હવે તમારી શી આજ્ઞા છે ?

મહિષાસુર કહે છેઃ—હે મંત્રીઓમાં ઉત્તમ! હે વીર ! મારી આજ્ઞાથી સૈન્ય લઈને તું ત્યાં જા.[૫૪-૫૫] તું સામ આદિ ઉપાયોથી વશ કરીને તે સુંદરીને અહીં બોલાવી લાવ. સામ આદિ ત્રણ ઉપાયો કરતાં પણ જો એ સ્ત્રી ન આવે તો પછી તેના પ્રાણ ન જાય એવી રીતે મારકુટની શિક્ષા કરીને તેને મારી પાસે લાવજે. એ વાંકી ભમરવાળીને હું પ્રીતિથી પટરાણી કરવાનો છું.[૫૬-૫૭] મૃગના સરખાં નેત્રવાળી એ સ્ત્રી પ્રેમથી આવે એમ હોય તો રસનો ભંગ ન થાય એવી રીતે તું મારૂં ધારેલું કરજે.[૫૮] એના રૂપની સંપત્તિની વાત સાંભળીને હું આજ મોહ પામી ગયો છું.

વ્યાસ કહે છેઃ—મહિષાસુરનું કોમળ વચન સાંભળીને એ મોટો મંત્રી હાથી, ઘોડા અને રથોને સાથે લઈ ને ત્યાં ગયો. એ મંત્રીએ ત્યાં જઇ ઘણે દૂર ઉભીને સારી રીતે

વિવેકથી નમીને તે દેવીને મધુર વાણીથી નીચે પ્રમાણે કહ્યું.

મંત્રી પૂછે છેઃ–હે મધુર બોલનારી ! તું કોણ છે અને અહીં શામાટે આવી છે?[૫૯-૬૦] હે ભાગ્યશાળી ! હે સુંદર નેત્રવાળી ! મારો સ્વામી મહિષાસુર કે જે સર્વ દેવતાઓને જીતી લેનાર, પુરૂષોથી ન મરે એવો અને બ્રહ્માના વરદાનથી ગર્વ પામેલો છે, તે તને મારા મુખદ્વારા પૂછે છે.[૬૨] દૈત્યોનો ઈશ્વર, બળવાન અને સર્વદા ઈચ્છામાં આવે તેવાં રૂપોને ધરનાર એ અમારો ધણી મહિષરાજા, તું કે જે સુંદર વેષવાળી અને મનોહર છે તેને આવેલી સાંભળીને જોવાને ઈચ્છે છે[૬૩-૬૪] અને તે માણસનું રૂપ ધરીને તારી પાસે આવશે. જેમ તારી રૂચિ હશે તેમ અમો સ્વીકારીશું.[૬૫] હે સુરેશ્વરિ ! તમારાં રૂપ લાવણ્ય સાંભળીને રાજા તમારે વશ થઇ ગયો છે માટે જેમ તમારી ઈચ્છા હોય તેમ કરીએ.[૬૬] હે મૃગનાં બચ્ચાંના સરખાં નેત્રવાળી ! તું એ બુદ્ધિમાન રાજાની પાસે આવ અથવા તારી ભક્તિમાં તત્પર થએલા તે રાજાને હું અહીં લાવું. હે સુંદર સાથળોવાળી ! હવે મારે શી રીતે કરવું તે તું કહે.[૬૭]

**व्रजेहि मृगशावाक्षि समीपं तस्य धीमतः ॥**
**नोचेदिहानयाम्येनं राजानं भक्तितत्परम् ॥**
**करभोरु वदाशु त्वं संविधेयं मया तथा॥६७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

---

## अध्याय १० मो. મહિષાસુર–દૂતસંવાદ

**વ્યાસ ઉવાચ**

**इति तस्य वचः श्रुत्वा महस्य प्रमदोत्तमा ॥**
**तमुवाच महाराज मेघगंभीरया गिरा ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ–હે જનમેજય ! એ પ્રમાણે દેવીએ મહિષાસુરના મંત્રીનું વચન સાંભળી હસીને મેઘનાદ સરખી ગંભીર વાણીથી તેને નીચે પ્રમાણે કહ્યું.[૧]

દેવી કહે છેઃ–હે મંત્રીઓમાં ઉત્તમ ! હું સર્વ દૈત્યોને મારનારી દેવતાઓની મા છું અને મારૂં નામ મહાલક્ષ્મી છે.[૨] મહિષાસુરે પીડેલા અને યજ્ઞના ભાગોથી બહિષ્કૃત કરેલા સઘળા દેવતાઓએ પ્રાર્થના કરવાથી હમણાં મહિષાસુરને મારવાનો ઉદ્યમ કરીને હું અહીં આવી છું. હું એકલીજ છું મારી પાસે સૈન્ય નથી.[૩ ૪] મને તેં સામપૂર્વક આદરથી સ્વાગત કહીને મધુર વચનથી બોલાવી તેથી હું રાજી થઈ છું.[૫] નહિતર કાળાગ્નિ સરખી દૃષ્ટિથી તને હું મારી નાખત. મધુર વચન કોને રાજી ન કરે ?[૬] હવે તું એ પાપી મહિષાસુરની પાસે જા અને મારા વચનથી તેને આ પ્રમાણે કહેજે. "તારે જો હવે જીવવાની ઈચ્છા હોય તો પાતાળમાં જતો રહે.[૭] તું જો પાતાળમાં નહિ જાય તો તું કે જે દુષ્ટ અને અપરાધી છે તેને હું યુદ્ધભૂમિમાં મારી નાખીશ. મારાં બાણોથી શરીર કપાઇ જતાં તારે યમપુરીમાં જવું પડશે.[૮] હે મૂઢ ! તું મરી જતાં દેવતાઓને તુરત સ્વર્ગ મળશે. હું તને પ્રથમથી ચેતવણી આપું છું. એ મારૂં દયાળુપણું જાણીને તું તુરત જતો રહે.[૯] હે મંદ ! મારાં બાણ તારી ઉપર પડયાં નથી તે પહેલાં સાગરસહિત પૃથ્વીને છોડી દઇને તું તુરત એકલો પાતાલમાં જા.[૧૦] હે અસુર ! તારે જો યુદ્ધની ઈચ્છા હોય તો સઘળા પ્રબળ વીર લોકોને સાથે લઇને તુરત મારી પાસે આવ એટલે હું તને યમપુરીમાં મોકલી આપું.[૧૧] હે મોટા મૂઢ ! યુગે યુગે તારા જેવા અસંખ્યાત દુષ્ટોને મેં મારેલા છે તે પ્રમાણે તને પણ હું યુદ્ધમાં મારી નાખીશ.[૧૨] તું શસ્ત્રોની સફલતા કર,

નહિતર શસ્ત્રો ધરવાનો પરિશ્રમ વૃથા જશે. તું કે જે કામદેવથી પીડાએલો છે તે મારી સાથે યુદ્ધ કર.[૧૩] હે દુષ્ટ ! તેં દેવતાઓને પીડેલા છે. તું બ્રહ્માના વરદાનનો ગર્વ રાખ માં, કેમકે તારૂં મરણ સ્ત્રીના હાથથી છે.[૧૪] મારે બ્રહ્માનું વચન પાળવું જોઇએ એટલામાટે આ અદ્ભુત સ્ત્રીનું રૂપ ધરીને તું કે જે અપરાધી છે તેને મારવાસારૂજ હું આવી છું.[૧૫] હે મૂઢ ! તારે જો જીવવાની ઈચ્છા હોય તો પૃથ્વી અને સ્વર્ગલોકને છોડી દઇને તું તારી ઈચ્છા પ્રમાણે સર્પોના નિવાસરૂપ પાતાળમાં જતો રહે."[૧૬]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીનાં વચન સાંભળી એ બળવાન દૈત્યે દેવીને નીચે પ્રમાણે સકારણ વચન કહ્યું.[૧૭]

મંત્રી કહે છેઃ—હે દેવિ ! મદથી ગર્વ પામેલી તું સ્ત્રીના સ્વભાવને ઘટે એવું બોલે છે. તું ક્યાં અને મહિષાસુર ક્યાં ? ! તારૂં અને એનું યુદ્ધ અસંભવિત છે.[૧૮] તું એકલી અને ફૂટતી જુવાનીવાળી કોમળ સ્ત્રી છે અને એ મહિષાસુર તો મોટી કાયાવાળો છે માટે તારૂં અને એનું યુદ્ધ અસંભવિત છે.[૧૯] મહિષાસુરની પાસે હાથી, ઘોડા અને રથોથી ભરપૂર તથા પ્યાદાઓએ ઉપાડેલાં અનેક આયુધોથી શોભતું ઘણું ઘણું સૈન્ય છે.[૨૦] હે સુંદરિ ! યુદ્ધમાં તને મારી નાખવામાં મહિષાસુરને કશો શ્રમ પડે એમ નથી. માલતીના ફૂલને કચરી નાખવામાં મોટા હાથીને શો શ્રમ પડે ?[૨૧] હું જો તને થોડું પણ કઠોર વચન કહું તો તે શૃંગારરસથી વિરૂદ્ધ થાય એટલામાટે હું રસના ભંગથી બ્હીઉં છું. અમારો રાજા દેવતાઓનો શત્રુ મહિષાસુર તારા ઉપર પ્રીતિ ધરાવે છે માટે તારી પાસે સામ અને દાનનું વચનજ બોલવું જોઇએ.[૨૨.૨૩] નહિતર તો તું કે જે ખોટા બોલી, ખોટું અભિમાન કરવામાં ચતુર અને રૂપ તથા યૌવનથી ગર્વ પામેલી છે તેને હમણાંજ હું બાણથી મારી નાખું.[૨૪] મારો સ્વામી તારૂં સર્વોત્તમ રૂપ સાંભળીને મોહ પામેલો છે માટે તેનું પ્રિય કરવા સારૂ તારી પાસે મારે બહુજ મીઠાં વચન બોલવાં પડે છે.[૨૫] હે મોટાં નેત્રવાળી ! રાજ્ય અને ધન સઘળું તારૂં થશે અને મહિષાસુર તારો દાસ થઈ રહેશે એટલામાટે આ ક્રોધ કે જે તને મરણ આપનાર છે તેને છોડીને તું પ્રેમ કર.[૨૬] હે ભામિનિ ! હે સુંદર હાસ્યવાળી ! હું ભક્તિભાવથી તારા પગમાં પડું છું માટે તું મહારાજ મહિષાસુરની પટરાણી થા.[૨૭] તને કોઇ જાતની અડચણ વિના ત્રૈલોક્યનો સઘળો વૈભવ મળશે. મહિષાસુરને સ્વામી કરવાથી તને સંસારનું સઘળું સુખ મળશે.[૨૮]

દેવી કહે છેઃ—હે મંત્રી શાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે ચાતુરીનો વિચાર કરીને હું સઘળાં વચનોનો ઉત્તમ સાર કહું છું તે તું સાંભળ.[૨૯] તારા વચનથીજ મારા જાણવામાં આવ્યું કે તું ખરેખર પાડાનોજ પ્રધાન છે. તું પાડાનો પ્રધાન ન હોય તો તારી પશુના જેવી બુદ્ધિ અને પશુના જેવો સ્વભાવ કેમ હોય ?[૩૦] જેને તારા જેવા મંત્રીઓ હોય તે પોતે તો બુદ્ધિમાન કેમજ હોય. તારો અને એનો આ યોગ દૈવેજ કરી આપેલો છે.[૩૧] તું કહી ગયો કે 'તારો સ્વભાવ સ્ત્રીનો છે' પરંતુ હે મૂઢ ! વિચાર કર કે મારામાં પુરૂષનો સ્વભાવ હોવાનેલીધે હું શું પુરૂષ નથી ? છુંજ. પણ કારણનેલીધે મેં સ્ત્રીનું રૂપ ધર્યું છે.[૩૨] તારા સ્વામીએ પ્રથમ સ્ત્રીના હાથથીજ મોત માગી લીધેલું છે તેથી હું ધારૂં છું કે એ મહિષાસુર અતિ મૂર્ખજ છે, વીરરસને જાણનારો નથી.[૩૩] સ્ત્રીના હાથથી મરણ નયું સાંભળે સારૂં

લાગે પણ શૂર પુરૂષને તો દુ:ખદાયીજ થાય. એવું મરણ તારા સ્વામી મહિષાસુરે પોતાની રૂચિથી માગેલું છે.[૩૪] હું કે જે એ કારણને લીધે સ્ત્રીનું રૂપ ધરીને આવેલી છું તે ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ તારાં વચનોથી કેમ ભય પામું ?[૩૫] જ્યારે દૈવ વિપરીત હોય ત્યારે ખડ પણ વજ્ર જેવું થઈ પડે છે અને જ્યારે દૈવ અનુકૂલ હોય ત્યારે વજ્ર પણ તૂલ જેવું થઇ જાય છે.[૩૬] જેનું મોત આવ્યું હોય તેને સૈન્ય, આયુધ, પ્રપંચ અને ગઢોથી શું ફલ થાય ? કાંઇ પણ ફલ થાયજ નહિ.[૩૭] જીવને કાળના યોગનેલીધે જ્યારે આ દેહનો સંબંધ થાય છે ત્યારેજ સઘળાં સુખ, દુ:ખ અને મરણ લખાઇ જાય છે.[૩૮] જેનું મરણ જે પ્રકારથી દૈવે ધારી રાખેલું હોય તેનું મરણ તેજ પ્રકારથી થાય છે પણ બીજા કોઈ પ્રકારથી થતું નથી એવો નિશ્ચય છે.[૩૯] બ્રહ્મા આદિ દેવતાઓનાં પણ જન્મ-મરણ જે કાળમાં જેવી રીતે સરજાયાં હોય તે કાળમાં તેવી રીતેજ થાય છે ત્યારે બીજાઓનાં જન્મ—મરણનો તો શોજ વિચાર કરવો ?[૪૦] જેઓ પોતે મરનારા છે, તેઓનાં વરદાનથી ગર્વિત થઇને જેઓ પોતાને અમર માની બેસે તેઓને મંદ અને મૂઢ બુદ્ધિવાળા માનવા જોઈએ.[૪૧] એટલામાટે તું તારા રાજાની પાસે જા અને તેને આ મારૂં વચન તુરત કહે. પછી જેમ તારો રાજા આજ્ઞા કરે તેમ તું કરજે.[૪૨] હું તો કહું છું કે તમારે જો જીવવાની ઈચ્છા હોય તો ઇંદ્રને સ્વર્ગ આપી દઇને અને દેવતાઓને યજ્ઞના ભાગ પામતા કરીને તમો પાતાળમાં જતા રહો.[૪૩] દુરાત્મા મહિષાસુરનો જો આથી વિરૂદ્ધ વિચાર હોય તો મરવાને સારૂ સજ્જ થઇને ભલે મારી સાથે યુદ્ધ કરે.[૪૪] એ મહિષાસુર વિષ્ણુ આદિ દેવતાઓને યુદ્ધમાં હરાવેલા માને છે પણ તેમાં બ્રહ્માના વરદાનરૂપ દૈવ કારણભૂત હતું.[૪૫]

વ્યાસ કહે છે:—આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને દૈત્ય વિચાર કરવા લાગ્યો કે "હવે મારે યુદ્ધ કરવું કે રાજાની પાસે જવું ?[૪૬] રાજાએ કામાતુરપણાથી વિવાહનેસારૂ મને મોકલ્યો છે તો તે કામ બગાડી દઇને હું રાજાની પાસે કેમ જાઉં ?[૪૭] કજીયો કર્યાવગર જવું એ વાત ઉત્તમ છે. જેમ આવ્યો તેમ તુરત પાછો જઈને મારે આ વાત રાજાને નિવેદન કરવી.[૪૮] પછી જે કરવું હશે તેમાં રાજા સ્વતંત્ર છે. રાજા પોતે બુદ્ધિમાન છે તેથી નિપુણ મંત્રીઓની સાથે વિચારીનેજ કરશે.[૪૯] માટે સહસા આની સાથે યુદ્ધમાં ઉતરવું યોગ્ય નથી. કોણ જાણે જય થાય કે પરાજય થાય. બન્ને પ્રકારમાં રાજા કચવાઈ જાય તો તેની કેમ ખબર પડે.[૫૦] આ સ્ત્રી મને મારી નાખે અથવા હું એને મારી નાખું તો તે બન્ને પ્રકારમાં પણ રાજા કચવાય એવું છે.[૫૧] એટલામાટે હું ત્યાં જઈને હમણાં આ દેવીએ જે કહ્યું તે સઘળું રાજાને વિસ્તારથી કહી સંભળાવીશ. પછી જેમ તેને સારૂં લાગે તેમ કરે."[૫૨] આ પ્રમાણે વિચાર કરીને તે મહિષાસુરની પાસે ગયો. પ્રણામ કરી હાથ જોડીને તેણે મહિષાસુરને કહ્યું[૫૩] કે:—"સિંહ ઉપર બેઠેલી, અઢાર ભુજવાળી અને ઉત્તમ આયુધો ધરનારી એ સર્વોત્તમ રૂપવાળી દેવીને મેં કહ્યું[૫૪] કે:—'તું મહિષાસુરને વરીને ત્રૈલોક્યના અધિપતિ તે રાજાની પ્યારી રાણી થા, એની પટરાણી તુંજ થઈશ એમાં સંશય નથી. એ રાજા તારી આજ્ઞા પાળનાર અને વશ થઈ રહેશે.[૫૫-૫૬] હે સુંદર મુખવાળી ! તું મહિષાસુરને પતિ કરીને ઘણા કાળસુધી ત્રૈલોક્યનો વૈભવ ભોગવતાં સર્વ સ્ત્રીઓમાં ભાગ્યશાળી થા.'[૫૭] હે મહારાજ ! આ પ્રમાણે મારૂં વચન સાંભળી

ગર્વના આવેશથી મોહ પામેલી તે મોટાં નેત્ર-
વાળી સ્ત્રીએ થોડુંક હસીને મને કહ્યું[૫૮] કેઃ–
ભેંશના ગર્ભથી ઉત્પન્ન થએલો મહિષ કે જે
પશુઓમાં અધમ છે તેનું, હું દેવતાઓનું હિત
કરવાની ઇચ્છાથી દેવીને બલિદાન આપીશ.[૫૯]
હે મંદબુદ્ધિવાળા ! એવી કઇ સ્ત્રી મૂઢ હોય કે
પાડાને પોતાનો પતિ કરે ? મારા જેવી સ્ત્રી પશુ-
ઉપર પ્રેમ કરીને પશુ થાય એ વાત સંભવેજ
કેમ? શીંગડાંવાળી ભેંશજ બરાડાપાડતીપાડતી
શીંગડાવાળા પાડાને પતિ કરે. હું કાંઇ ભેંશ
જેવી રેઢીઆર નથી કે જેથી તેને મારો પતિ,
કરૂં.[૬૧] હું તો મદિરાપર પ્રેમ રાખનારા દુષ્ટ
મહિષાસુરને યુદ્ધમાં મારીશ. જો એને જીવ-
વાની ઈચ્છા હોય તો પાતાળમાં જતો રહે.[૬૨]
હે રાજા ! એ મદોન્મત્ત સ્ત્રીએ મને એ પ્રમાણે
વચન કહ્યું તે સાંભળી વારંવાર વિચાર કરીને
હું તમારી પાસે આવ્યો છું.[૬૩] રસ ત્રુટી
જવાનો વિચાર કરીને મેં યુદ્ધ કર્યું નથી. ત-
મારી યુદ્ધ કરવાની આજ્ઞા હતીજ નહિ માટે
હું વૃથા ઉદ્યમ શી રીતે કરૂં ?[૬૪] હે રાજા !
એ સ્ત્રી મદોન્મત્ત તો બહુજ છે. હું ભવિષ્ય
જાણતો નથી કે આમાંથી પરિણામ શું આ-
વશે ?[૬૫] હવે આ કાર્ય તમારી ઈચ્છા ઉપર
છે. આ વિષયના વિચારમાં અમારી બુદ્ધિ
પહોંચે એમ નથી. યુદ્ધ કરવું સારૂં છે કે ભ-
ળીજવું સારૂં છે એ વિષેનો નિર્ણય મારા જા-
ણવામાં આવતો નથી."[૬૬]

**कार्येस्मिंस्त्वं प्रमाणं नो मंत्रोतीव दुरासदः॥**
**युद्धं पलायनं श्रेयो न जानेहं विनिश्चयम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ
સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

# અધ્યાય ૧૧ મો.

## મહિષાસુરની સભામાં યુદ્ધ–વિચાર

**વ્યાસ ઉવાચ**

**इति तस्य वचः श्रुत्वा महिषो मदविह्वलः ॥**
**मंत्रिवृद्धान् समाहूय राजा वचनमब्रवीत्॥१॥**

વ્યાસ કહે છેઃ–મદિરાથી વિહ્વલ થએલા
મહિષાસુર રાજાએ એ પ્રમાણે મંત્રીનું વચન
સાંભળી વૃદ્ધ મંત્રીઓને બોલાવી તેઓને નીચે
પ્રમાણે કહ્યું.[૧]

મહિષાસુર કહે છેઃ–હે મંત્રીઓ ! હવે શું
કરવું ? તમે નિશ્ચય કરીને તુરત કહો. એ
જાણે શંબરાસુરની માયા હોય એવી દેવતા-
ઓએ રચેલી માયા આવી છે કે શું ?[૨] તમો
કાર્યોમાં નિપુણ અને ઉપાયો કરવામાં વિચ-
ક્ષણ છો માટે કહો કે સામઆદિ ચાર ઉપા-
યોમાં અહીં કયો ઉપાય કરવો ?[૩]

મંત્રીઓ કહે છેઃ–હે રાજાઓમાં ઉત્તમ !
સત્ય અને પ્રિય એવી રીતે બોલવામાં સર્વદા
બે પ્રકાર છે તેમાંથી કયો પ્રકાર હિતકારી છે
તેવિષે વિચાર કરી સમજુઓએ એક પ્રકાર
સ્વીકારવો જોઇએ.[૪] લોકમાં ઔષધ પીવું અ-
પ્રિય લાગે છે પણ તે રોગનો નાશ કરે છે
તેમ સત્ય વચન રાજાઓનું હિત કરે છે અને
પ્રિય વચન રાજાઓનું અહિત કરે છે.[૫] હે
રાજા ! સત્ય વાતને સાંભળનાર અને માનનાર
જેમ દુર્લભ છે તેમ કહેનાર પણ દુર્લભ છે.
મીઠું બોલનારા તો ઘણા મળે છે.[૬] આ ગંભીર
વિચારમાં અમો શીરીતે બોલી શકીએ ? ત્રૈ-
લોક્યમાં સારા કે નરસા ભવિષ્યની કોને ખ-
બર પડે છે ?[૭]

મહિષાસુર કહે છેઃ-તમો પોતપોતાની બુ-
દ્ધિપ્રમાણે જેનો જેવો અભિપ્રાય હોય તેવા નો-
ખાનોખા મત આપો. સઘળાના મતો સાંભળીને
હું વિચાર કરીશ.[૮] સમજુ પુરૂષોએ ઘણાઓના
મત જાણી વારંવાર વિચાર કરીને તેમાંથી જ

ઉત્તમ જણાય તે કરવું જોઇએ."

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મહિષાસુરનું વચન સાંભળી રાજાને રાજી કરવાની ટેવવાળો મહાબળવાન વિરૂપાક્ષ તુરત નીચે પ્રમાણે વચન બોલ્યો.[૧૦]

વિરૂપાક્ષ કહે છેઃ–હે રાજા ! એ સ્ત્રી ક્ષુદ્ર હોવાથી મહોન્મત્ત થઇને બોલે છે પણ એ માત્ર બ્હીવરામણીછે એમ આપે સમજવું જોઇએ.[૧૧] ખોટું બોલવાની અને સાહસ કરવાની સ્ત્રીઓની ટેવજ હોય છે એમ જાણનારો કયો પુરૂષ સ્ત્રીએ કહેલાં સંગ્રામ કરવાનાં મદ ભરેલાં દુર્વચનોથી ભય પામે ?[૧૨] ત્રૈલોકયને જીતીને આજ સ્ત્રીના ભયથી દીનપણું કરવામાં પણ જગતમાં વીર પુરૂષની મોટી અપકીર્ત્તિ થાય,[૧૩] એટલામાટે હું એકલોજ યુદ્ધ કરવાસારૂ એ દેવીની પાસે જઈશ અને તેને મારીશ. હે મહારાજ ! તમે હવે એ વિષયમાં નિર્ભય રહેજો.[૧૪] હું સેના સાથે લઈ ત્યાં જઇને એ ભયંકર પરાક્રમવાળી અને ક્રોધ ભરેલી ચંડિકાને અનેક શસ્ત્રો તથા અસ્ત્રોથી મારી નાખીશ, અથવા એને નાગપાશથી બાંધીને તમારી પાસે લાવીશ, ત્યારે એ તમને વશ થઈ રહેશે. હે રાજા મારૂં બળ જુવો.[૧૫,૧૬]

વ્યાસ કહે છેઃ–વિરૂપાક્ષનું વચન સાંભળીને ત્યાં દુર્ધર દૈત્ય નીચે પ્રમાણે બોલ્યો.

દુર્ધર કહે છેઃ–હે રાજા ! બુદ્ધિમાન વિરૂપાક્ષે સાચું વચન કહ્યું,[૧૭] પણ હવે મારી પણ યોગ્ય વાત આપે સાંભળવી જોઈએ. અનુમાન કરતાં મને એ સ્ત્રી કામાતુર હોય એમ લાગેછે.[૧૮] રૂપથી ગર્વ પામેલી નાયિકાઓ એવીજ હોય છે. એ સુંદરી તમને બ્હીવરાવીને વશ કરવા ઈચ્છે છે.[૧૯] જે પુરૂષ રસ જાણનારાઓમાં ઉત્તમ હોય તેજ એવી રૂપગર્વિતા નાયિકાઓના એવી રીતના હાવના અભિપ્રાયને જાણે છે. કામિનીને એવી વક્રોક્તિજ પતિનું સુખ આપનાર થાય છે.[૨૦] સ્ત્રીઓના અભિપ્રાયને સર્વે લોકો જાણતા નથી પણ જે કામશાસ્ત્રમાં વિચક્ષણ હોય તેજ જાણે છે. એ સ્ત્રીએ કહ્યું કેઃ–'હું તમને યુદ્ધભૂમિમાં બાણોથી મારીશ'[૨૧] તો એ વાકયનું તાત્પર્ય બીજું છે એમ વિચક્ષણ પુરૂષોએ જાણવું જોઇએ. સ્ત્રીઓના કટાક્ષ, પુષ્પાંજલિ અને વ્યંગ વચનોજ બાણરૂપ કહેવાય છે. હે રાજા તમારા ઉપર બીજાં બાણો મૂકવાની એની શી શક્તિ છે ? જે શક્તિ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આદિમાં પણ નથી તે શક્તિ એવી સ્ત્રીઓમાં હોવીજ નાહ જોઇએ. તે સ્ત્રીએ તો મંત્રીને એમ કહ્યું છે કે 'તારા રાજાને કટાક્ષરૂપી બાણોથી મારીશ.'[૨૨ ૨૪] પણ આપણા મંત્રીને રસની ખબર નથી તેથી તેના સમજવામાં ઉલટું આવ્યું છે. એ સ્ત્રીએ કહ્યું છે કે 'તારા સ્વામીને યુદ્ધમય શય્યામાં હું પાડીશ.'[૨૫] તે વચનનો એવો અભિપ્રાય સમજવો કે 'વિપરીત રતિમાં હું નીચે પાડીશ.' તેણે કહ્યું છે કે 'તારા રાજાને હું પ્રાણરહિત કરીશ'[૨૬] તો એ વચનનો અભિપ્રાય એવો છે કે 'હું વીર્યરહિત કરીશ.' પ્રાણ એ વીર્યનું નામ કહેવાય છે માટે એ વચનનો એ વિના બીજો કશો અભિપ્રાય નથી. વાકયમાં ઘણાં વ્યંગવચનો વાપરીને એ ઉત્તમ સ્ત્રી તમને વરવા માગે છે.[૨૭] આ વાત જેઓ રસના ગ્રંથોમાં વિચક્ષણ હોય તેઓથી પણ વિચાર કરીને સમજાય એવી છે. હે મહારાજ ! આ પ્રમાણે જાણીને આપે રસને અનુકૂલ આવે તેમ કરવું યોગ્ય છે.[૨૮] સામ અને દાન, એ બેજ એ સ્ત્રીને વશ કરવાના ઉપાય છે, બીજો કોઈ ઉપાય નથી. એ સ્ત્રી ગર્વ પામેલી કે ક્રોધ પામેલી ગમે તેવી હશે તો પણ જે વચનોથી વશ થશે તેવાં મધુર વચનોથી હું તેને તમારી

પાસે લાવી આપીશ.[૨૯,૩૦] હે રાજા! હું ઝાઝું શું બોલું? હું હમણાંજ તેની પાસે જઇને તેને તમારી દાસીની પેઠે વશ રહેનારી કરી આપીશ.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દુર્ધરનું વચન સાંભળીને તત્વ જાણનારો તામ્ર દૈત્ય નીચે પ્રમાણે બોલ્યો-[૩૧]

તામ્ર કહે છેઃ—હે રાજા! કારણોથી ભરેલું, ધર્મસહિત, રસવાળું અને નીતિવાળું મારૂં વચન સાંભળો.[૩૨] એ વિચક્ષણ સ્ત્રી કામાતુર નથી અને તમારામાં આસક્ત પણ નથી. એણે જે વચન કહ્યાં છે તે વચનો દુર્ધરના ધાર્યા પ્રમાણે વ્યંગ નથી.[૩૩] હે મહાબાહુ! વિચિત્ર રૂપવાળી એ મનોહર સ્ત્રી કોઈના આલંબન વગર એકલી આવી છે એ વાત વિચિત્ર દેખાય છે.[૩૪] ત્રૈલોક્યમાં અઢાર હાથવાળી અને પરાક્રમવાળી સુંદર સ્ત્રી કોઇના પણ દેખવામાં કે સાંભળવામાં આવી નથી. તેણે ધરેલાં આયુધો પણ તેવાંજ પ્રબળ જણાય છે. આ સઘળું વિપરીત, કાળગતિએ કરેલું માનું છું.[૩૫-૩૬] રાત્રિએ મેં કેટલાંક અપશુકનરૂપ સ્વપ્નોપણ દીઠાં છે તેથી ધારૂં છું કે આ કોઇક બલા આવેલી છે.[૩૭] મેં પ્રાતઃકાળે સ્વપ્નમાં ઘરના આંગણા આગળ કાળાં લુગડાંવાળી સ્ત્રીને રોતી દીઠી છે તેથી આમાં આપણો નાશ થવાનોજ વિચાર આવે છે.[૩૮] રાત્રિએ ઘેર ઘેર ભુંડાં પક્ષીઓ બહુજ બોલે છે તથા બીજા ઉત્પાતો પણ ઘણા થાય છે તેથી ધારૂં છું કે એમાં કાંઈક નવાઇ જેવું કારણ છે.[૩૯] એ સ્ત્રી પુરો નિશ્ચય કરીને તમારી સાથે યુદ્ધ કરવાનું માગે છે માટે એને મનુષ્ય, ગંધર્વ કે અસુર જાતની નહિ સમજતાં દેવતાઓએ કરેલી મોહિની માયાજ સમજવી જોઇએ.[૪૦-૪૧] પણ આમાં આપણે બ્હીવું નહિ એ મારો સંપૂર્ણ અભિપ્રાય છે. સર્વથા યુદ્ધ તો કરવુંજ. પછી જે ભાવી હશે તે થશે.[૪૨] શુભ અથવા અશુભ દૈવના કર્તવ્યને કોણ જાણી શકે છે? માટે વિચક્ષણ પુરૂષોએ બુદ્ધિથી ધૈર્યનો આધાર રાખીને રહેવું જોઈએ.[૪૩] હે રાજા! પ્રાણિઓનાં જીવન અને મરણ દૈવના હાથમાં છે અને તેનો ફેરફાર કરવાને ત્રૈલોક્યમાં કોઈ પણ સમર્થ નથી.[૪૪]

મહિષાસુર કહે છેઃ—હે તામ્ર! હે ભાગ્યશાળી! તું યુદ્ધનેસારૂ નિશ્ચય કરીને જા. તે અભિમાનવાળી સુંદર સ્ત્રીને ધર્મયુદ્ધથી જીતીને અહીં લાવજે.[૪૫] સંગ્રામ કરતાં એ સ્ત્રી જો વશ ન થાય તો તેને મારી નાખવી અને વશ થાય તો તે જેવું માગે તેવું સંપૂર્ણ માન આપવું.[૪૬] હે સર્વજ્ઞ! તું વીર છે અને કામશાસ્ત્રમાં પણ વિચક્ષણ છે માટે ગમે તે યોગ્ય ઉપાયથી તેને જીતી લેજે.[૪૭] હે વીર! મોટા સૈન્યથી વીંટાઇને તું તુરત જા. ત્યાં જઈ વારંવાર વિચાર કરીને તેને જાણી લેવી.[૪૮] એ શા સારૂ આવેલી છે? તે કામથી આવેલી છે કે વૈરભાવથી આવેલી છે તથા એ કોની માયા છે એ જાણી લેવું.[૪૯] પ્રથમ તેનો નિશ્ચય કરીને પછી તે શું કરવા ધારે છે એ જાણી લેવું અને પછી બળને અનુસરીને યોગ્ય રીતે યુદ્ધ કરવું.[૫૦] બ્હીકણપણું રાખવું નહિ અને નિર્દય પણ થવું નહિ. એનું જેવું મન હોય તે પ્રમાણે તું કરજે.[૫૧]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે મહિષાસુરનું વચન સાંભળી કાળને વશ થએલો તામ્ર મહિષાસુરને પ્રણામ કરી સૈન્ય સાથે લઇને નીકળ્યો.[૫૨] માર્ગમાં જતાં યમપુરીનો માર્ગ દેખાડે એવા દારૂણ શકુનો જોઇને એ દુરાત્માને વિસ્મય થયો અને ભય પણ થયો.[૫૩] ત્યાં જતાં સિંહ ઉપર બેઠેલાં, સર્વ આયુધોથી

શણગારેલાં અને સઘળા દેવતાઓ જેની સ્તુતિ કરતા હતા એવાં તે દેવીને જોઇ વિવેકથી નમીને ઉભા રહેલા તે દૈત્યે સામભાવ રાખીને નમ્રતાથી મધુર વચન કહ્યું[૫૪,૫૫] કેઃ—'હે દેવિ ! દૈત્યોનો ઈશ્વર મહિષ તારા રૂપ અને ગુણથી મોહ પામીને તારૂં પાણિગ્રહણ કરવાની ઇચ્છા કરે છે.[૫૬] હે મોટાં નેત્રવાળી અને કોમળ અંગવાળી ! દેવતાઓથી પણ જીતી શકાય નહિ એવા તે મહિષાસુર ઉપર પ્રેમ કર અને તે પતિ પામીને અદ્ભુત નંદન વનમાં વિહાર કર.[૫૭] સર્વ અંગમાં રૂપાળા અને સઘળાં સુખના સ્થાનરૂપ દેહને પામીને સઘળી રીતે સુખ લેવું અને દુઃખ છોડી દેવું એવી રીતિ છે.[૫૮] હે રૂપાળા સાથળવાળી ! આ ઘણાં આયુધો તેં શામાટે ધરેલાં છે ? કમળસરખા કોમળ તારા હાથ તો ફૂલનો દડો ધરવાને યોગ્ય છે.[૫૯] તારી પાસે ભ્રકુટિરૂપી ધનુષ છે તે છતાં આ ધનુષ ધરવાનું શું પ્રયોજન છે ? તારી પાસે કટાક્ષરૂપી બાણ છે તો પ્રયોજન વગરનાં બીજાં બાણ ધરવાનું શું કામ છે?[૬૦] યુદ્ધ કે જે સંસારમાં દુઃખદાયી છે તે સમજુએ નહિ કરવું જોઇએ. લોભમાં લાગેલા લોકોજ પરસ્પરમાં સંગ્રામ કરે છે.[૬૧] ફૂલથી પણ યુદ્ધ નહિ કરવું જોઇએ ત્યારે સજેલાં બાણોથી તો નજ કરવું જોઇએ એમાં શું કહેવું ? પોતાનાં ગાત્રોને તોડનારૂં યુદ્ધ કરવામાં કોણ રાજી થાય? એટલામાટે હે પાતળાં અંગવાળી ! તું પ્રસન્ન થઈને દેવ—દાનવોએ પૂજેલા મારા સ્વામીને પતિ કર.[૬૨] એ રાજા તારા સઘળા ધારેલા મનોરથોને પૂર્ણ કરશે અને તું સર્વથા એની પટરાણી થઇશ એમાં સંશય નથી.[૬૪] હે દેવિ ! તું મારૂં વચન માનીશ તો તને ઉત્તમ સુખ મળશે. સંગ્રામમાં તો કષ્ટ વેઠતાં પણ જીતવાનો સંદેહજ છે.[૬૫] હે સુંદરિ ! તું સઘળી રાજનીતિને જાણે છે માટે લાખો વર્ષસુધી રાજ્યનું પરિપૂર્ણ સુખ ભોગવ.[૬૬] તને સુંદર પુત્ર આવશે તે પણ રાજા થશે. એ પુત્રને જુવાનીમાં રમાડીને અંતે વૃદ્ધાવસ્થામાં તું સુખ પામીશ.[૬૭]

**पुत्रस्ते भविता कांतःसोपि राजा भविष्यति॥**
**यौवने क्रीडयि[illegible] ते वार्द्धक्ये [illegible]खमाप्स्यसि॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

## अध्याय १२ मो.

### તામ્રદૈત્યનું પ્રત્યાગમન અને પુનઃ મંત્રણા.

**व्यास उवाच**

**तन्निशम्य वचस्तस्य ताम्र[illegible] जग[illegible]बिका॥**
**मेघगंभीरया वाचा हसंती त[illegible]वाच ह ॥१॥**

વ્યાસ કહે છેઃ—તે તામ્રદૈત્યનું એ પ્રમાણે વચન સાંભળીને હસતાં જગદંબાએ મેઘનાદસરખી ગંભીરવાણીથી તેને નીચે પ્રમાણે કહ્યું.[૧]

દેવી કહે છેઃ—હે તામ્ર ! તારો સ્વામી મહિષ કે જે મંદબુદ્ધિવાળો, અત્યંત કામાતુર, સમજણ વગરનો અને મરવા સજ્જ થએલો છે તેની પાસે જઇને તું મારૂં વચન કહે કેઃ— "તારી મા મોટી ભેંશ જેવી ખડ ખાનારી, લાંબા પૂંછડાવાળી અને મોટા પેટવાળી હું નથી.[૨,૩] હું દેવતાઓના સ્વામી વિષ્ણુને, શંકરને, કુબેરને, વરૂણને, બ્રહ્માને કે ઇંદ્રને પણ ઇચ્છતી નથી, ત્યારે એ સઘળાઓને છોડીને તું કે જે પશુ છે તેને કયો ગુણ જોઇને વરૂં ?" એને વરવાથી લોકમાં પણ મારી નિંદા થાય. હું સ્વયંવર કરવા આવેલી નથી. કેમકે મારો પતિ વિદ્યમાન છે. મારો પતિ કે જે સર્વનો કર્તા, સર્વનો સાક્ષી, વાસ્તવિક રીતે અકર્તા,

નિસ્પૃહ, સ્થિર, નિર્ગુણ, મમતા રહિત, અનંત, કોઇનું આલંબન કે આશ્રય નહિ કરનાર, સર્વજ્ઞ, સર્વવ્યાપક, સાક્ષી, પૂર્ણ, પૂર્ણકામ, મંગલરૂપ, સર્વમાં રહેવામાં સમર્થ, શાંત, સર્વનો દ્રષ્ટા અને સર્વસ્વરૂપ છે તેને છોડી દઇને હું મૂઢ પાડાને સેવવાની ઈચ્છા કેમ કરૂં?[૪-૮] આ વાત સમજીને એ પાડો મારી સાથે યુદ્ધ કરવું હોય તો ભલે કરે. એને હું યમનું વાહન કરીશ અથવા માણસોની પાણીની પખાલો ઉપાડનારો કરીશ.[૯] હે પાપી! તારે જીવવાની ઈચ્છા હોય તો આ સઘળા દૈત્યોની સાથે તુરત પાતાળમાં જતો રહે. નહિતર યુદ્ધમાં તને મારી નાખીશ.[૧૦] સંસારમાં સરખે સરખાનો યોગ થાય તો તે સુખદાયી થાય છે અને અજ્ઞાનનેલીધે કજોડું કર્યું હોય તો તે દુઃખદાયી થઈ પડે છે.[૧૧] તું મને કહે છે કે 'મારા ધણીને પતિ કર' એટલામાટે તું મૂર્ખ છે. હું ક્યાં અને શીંગડાવાળો પાડો ક્યાં?! અમારો સંબંધ થવો ઘટેજ કેમ?[૧૨] તું જતો રહે અથવા યુદ્ધ કર. તું જાય તો મહિષને સ્પષ્ટ કહેજે કે "તને અને તારા બાંધવોને દેવી અવશ્ય મારશે. જો જીવવાની ઇચ્છા હોય તો યજ્ઞના ભાગોને, દેવલોકને અને ભૂલોકને છોડી દઇને સુખી થા."[૧૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બોલીને તે સમયે દેવીએ અત્યંત અદ્‌ભુત ગર્જના કરી. દૈત્યોને ત્રાસ ઉપજાવનારા એ કલ્પાંત સરખા નાદના શબ્દથી પૃથ્વી અને પર્વતો કંપવા લાગ્યા તથા દૈત્યોની સ્ત્રીઓના ગર્ભો પડી ગયા.૧૪-૧૫ એ શબ્દ સાંભળી ભયથી ત્રાસ પામેલો તામ્રદૈત્ય ત્યાંથી ભાગીને મહિષાસુરની પાસે ગયો.[૧૬] મહિષાસુરના નગરમાં જે દૈત્યો હતા તેઓ પણ ચિંતાતુર થયા, બહેરા થઈ ગયા અને ભાગવામાં તત્પર થયા.[૧૭] એ સમયમાં દેવીના સિંહે પણ કેશવાળી ઉંચી કરીને ભારે નાદ કર્યો. એ નાદથી પણ દૈત્યો બહુ ભય પામ્યા.[૧૮] તામ્રને પાછો આવેલો જોઈ મુંઝાએલો મહિષાસુર પણ મંત્રિઓની સાથે વિચાર કરવા લાગ્યો કે "હવે શું કરવું?[૧૯] ગઢ પકડીને બેસી રહેવું કે બહાર નીકળીને યુદ્ધ કરવું? ભાગી જવામાં કલ્યાણ હોય તો તેનો પણ વિચાર કરો.[૨૦] તમો સઘળા બુદ્ધિમાન, પરાક્રમી અને સર્વ શાસ્ત્રોમાં કુશલ છો. કાર્યની સિદ્ધિનેસારૂ જે વિચાર કરવાનો હોય તે બહુજ ગુપ્ત કરવો જોઈએ.[૨૧] વિચાર ગુપ્ત રાખ્યો હોય તો તે રાજ્યના મૂળરૂપ ગણાય છે અને તે બહાર પડી જાય તો રાજ્યનો અને રાજાનો વિનાશ થાય છે, માટે ચડતી ઈચ્છનારાએ સારા આચારવાળા સમજુઓની સાથે વિચાર કરીને તેને સર્વથા ગુપ્ત રાખવો જોઇએ.[૨૨-૨૩] હવે આ વિષયમાં તમો મંત્રીઓએ દેશકાળના અનુસારથી નીતિના નિર્ણયનો વિચાર કરીને કારણોસહિત વચન કહેવું યોગ્ય છે.[૨૪] દેવતાઓએ બનાવેલી જે સ્ત્રી આવેલી છે તે એકલી છે અને નિરાધાર છે તો તેના કારણનો વિચાર કરો.[૨૫] એ સ્ત્રી યુદ્ધ કરવાની માગણી કરે છે તો એ ઉપરાંત બીજું કયું આશ્ચર્ય હોય? આમાં કલ્યાણ થશે કે વિપરીત થશે તે તો ત્રૈલોક્યમાં પણ કોના જાણવામાં આવે?[૨૬] સમયપર ઘણાઓ પણ જીતતા નથી અને સમયપર એકલો હોય તે પણ હારતો નથી. યુદ્ધમાં જય અને પરાજય સર્વદા દૈવના હાથમાંજ છે.[૨૭] ઉપાયને મુખ્ય માનનારાઓ કહે છે કે "દૈવ શું છે અને કોણે દીઠેલું છે? વિદ્વાનો પણ દૈવને 'અદૃષ્ટ' એવું નામ આપે છે. દૈવના હોવામાં શું પ્રમાણ છે? કશું પ્રમાણ નથી. દૈવ તો બ્હીકણ લોકોની આશાના અવલંબનરૂપ છે. સમર્થ પુરૂષોને

દૈવ કોઈ ઠેકાણે આડું આવતું દેખાતું નથી." અર્ધા શૂર અને અર્ધા બ્હીકણ લોકો ઉદ્યમ અને દૈવ એ બન્નેને પ્રધાન ગણે છે. આ પ્રમાણે છે તો હવે આદરપૂર્વક બુદ્ધિથી વિચાર કરીને સઘળું કરવું જોઇએ."[૨૮.૩૦]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મહિષ રાજાનું કારણો ભરેલું વચન સાંભળીને બિડાલ દૈત્યે હાથ જોડીને તેને નીચે પ્રમાણે કહ્યું.[૩૧]

બિડાલ કહે છેઃ–હે રાજા ! એ મોટાં નેત્રવાળી સ્ત્રીની બીજી વાર યત્નથી પરીક્ષા કરવી જોઇએ કે એ સ્ત્રી શા માટે આવી છે, ક્યાંથી આવી છે, અને કોની પત્ની છે ?[૩૨] હું ધારૂં છું કે 'દેવતાઓએ તમારૂં મરણ સર્વથા સ્ત્રીના હાથથી છે, એમ જાણી એ સુંદર નેત્રવાળી સ્ત્રીને પોતાના તેજથી ઉત્પન્ન કરીને મોકલી છે.[૩૩] સર્વ દેવતાઓ પણ યુદ્ધ જોવાની ઇચ્છાથી આકાશમાં ઉભા છે અને સમય આવતાં યુદ્ધ કરવાની ઇચ્છાવાળા એ લોકો એની સહાયતા કરશે.[૩૪] વિષ્ણુ આદિ સર્વે દેવતાઓએ સ્ત્રીને અગ્રણી કરીને અમને સઘળાઓને મારશે અને એ સ્ત્રી તમને મારશે.[૩૫] આ પ્રમાણે તેઓએ ધારેલું હોય એમ હું અનુમાન કરૂં છું. હવે શું બનશે એ વાતનું તો મને જ્ઞાન નથી.[૩૬] હે સ્વામી ! તમારે યુદ્ધ નહિ કરવું એમ તો હું હમણાં કહી શકતો નથી. દેવતાઓએ કરેલી આ રચનામાં જે કરવાનું હોય તે તમારી ઇચ્છા ઉપર છે.[૩૭] અમારે તો સારા સમયમાં તમારી સાથે આનંદ ભોગવવો જોઇએ અને નરસા સમયમાં તમારી સાથેજ મરવું જોઇએ; કેમકે સેવકોનો સર્વદા એજ ધર્મ છે.[૩૮] આ કામ મોટું હોવાનેલીધે તેમાં એક મોટો વિચાર થાય છે કે એ એકલી સ્ત્રી સૈન્યવાળા અને બળથી ગર્વ પામેલા આપણા લોકોની સાથે યુદ્ધ કરવા માગે છે તો તેમાં કાંઈક વિચિત્રતા રહી છે.[૩૯]

દુર્મુખ કહે છેઃ–હે રાજા! હું જાણું છું કે હમણાં યુદ્ધ કરવાથી જય થવાનો નથી તોપણ ભાગી જવું તો નહિજ; કારણ કે તેથી તો યશની હાનિ છે.[૪૦] ઇંદ્રાદિકની સાથેના સંગ્રામમાંપણ આપણે ભાગીજવારૂપ જે ભુંડું કામ કર્યું નથી તે કામ એકલી સ્ત્રીની સાથે યુદ્ધ પ્રાપ્ત થતાં કોણ કરે ?[૪૧] એટલામાટે યુદ્ધ તો કરવુંજ અને પછી તેમાં મરણ કે જય જે થવાનું હશે તે થશે. ભાવિ ઉપર આધાર રાખનારને શી ચિંતા છે?[૪૨] યુદ્ધમાં મરીશું તો યશ મળશે અને જીવીશું તો સુખ મળશે માટે એ બન્ને વાત મનમાં રાખીને હમણાં યુદ્ધ કરવું.[૪૩] ભાગી જવામાં યશની હાનિ થશે અને મરણ તો આયુષ્ય પૂરૂં થઈ રહ્યું હશે તોજ થશે. એટલામાટે જીવવામાં કે મરવામાં વૃથા શોક નહિ કરવો જોઈએ.[૪૪]

વ્યાસ કહે છેઃ–દુર્મુખનું વચન સાંભળી બોલવામાં ચતુર બાષ્કલે પ્રણામ કરી હાથ જોડીને મહિષાસુરને નીચે પ્રમાણે કહ્યું.[૪૫]

બાષ્કલ કહે છેઃ–હે રાજા ! બ્હીકણ લોકોને અપ્રિય લાગે એવા આ કાર્યમાં તમે ચિંતા રાખો માં. હું એકલોજ એ ચંચલ નેત્રવાળી ચંડી સ્ત્રીને મારી નાખીશ.[૪૬] ઉત્સાહ કે જે વીરરસનો સ્થાયીભાવ છે તે રાખવો જોઇએ. ભયાનક રસનો સ્થાયીભાવ ભય તો વીરરસનો વૈરી છે.[૪૭] એટલામાટે હે મહારાજ ! હું ભય છોડી દઇને અદ્‌ભુત યુદ્ધ કરીશ અને ચંડિકાને યમપુરીમાં મોકલીશ.[૪૮] યમ, ઇંદ્ર, કુબેર, વરૂણ, વાયુ, અગ્નિ, વિષ્ણુ, શિવ, ચંદ્રમા કે સૂર્યથી પણ હું બ્હીતો નથી.[૪૯] ત્યારે વૃથા ગર્વવાળી એ એકલી સ્ત્રી તો કોણ માત્ર છે. શિલાથી સજાવેલાં બાણોથી હું તેને મારી નાખીશ.[૫૦] તમે આજ મારૂં બાહુબળ જુઓ

અને સુખ આવે તેમ વિહાર કરો. તમારે તો એની સાથેના સંગ્રામમાં પણ આવવું નહિ.[૫૧]

વ્યાસ કહે છે:-મદોન્મત્ત બાષ્કલ એ પ્રમાણે મહિષાસુરને કહેતો હતો ત્યાં દુર્ધરદૈત્ય મહિષાસુરને પ્રણામ કરીને નીચે પ્રમાણે બોલ્યો.[૫૨]

દુર્ધર કહે છે:—હે મહિષરાજા! દેવતાઓએ ઉત્પન્ન કરેલી, ગમે તે કારણથી આવેલી અને અઢાર હાથવાળી એ સુંદર દેવીને હું જીતી લઈશ.[૫૩] હે રાજા! તમને બ્હીવરાવવાસારૂ દેવતાઓએ માયાથી એ બ્હીવરામણું રચ્યું છે; માટે એ બ્હીરામણું છે એમ જાણીને તમારા મનની મુંઝવણ છોડી દો.[૫૪] આ મેં રાજનીતિ કહી દેખાડી. હવે મંત્રીઓ કેવાં કામ કરે છે તે વિષે સાંભળો. હે દૈત્યોના રાજા! કેટલાએક સત્વગુણી, કેટલાએક રજોગુણી અને કેટલાએક તમોગુણી, એવી રીતે મંત્રીઓ ત્રણ પ્રકારના હોય છે. તેઓમાં સત્વગુણી મંત્રીઓ કે જેઓ એક ચિત્તવાળા, ધર્મમાં તત્પર અને નીતિશાસ્ત્રમાં કુશલ હોય છે તેઓ પોતાની શક્તિ પ્રમાણે સ્વામીનાં કાર્યો સિદ્ધ કરે છે અને સ્વામીનાં કાર્યને વિરોધ ન આવે એવી રીતે પોતાનાં કામ પણ કરે છે.[૫૫-૫૭] રજોગુણી મંત્રીઓ કે જેઓ નોખનોખાં મનવાળા અને સર્વદા પોતાનાં કામ સિદ્ધ કરવામાંજ તત્પર હોય છે તેઓ કોઇ સમયેજ યદૃચ્છાથી ધણીનું કામ કરે છે.[૫૮] તમોગુણી મંત્રીઓ કે જેઓ લોભમાં આસક્ત અને સર્વદા પોતાનાં કામ સિદ્ધ કરવામાંજ લાગેલા હોય છે તેઓ ધણીના કામનો નાશ કરીને પોતાનું કામજ સાધે છે.[૫૯] એ તમોગુણી મંત્રીઓ સમય આવે ત્યારે શત્રુઓએ લલચાવવાથી કુસંપ કરે છે અને ઘરમાં રહીને પોતાના ધણીનાં છિદ્ર શત્રુઓને બતાવી આપે છે.[૬૦] મિયાનમાં ઢાંકેલા ખડ્ગની પેઠે કામને તોડી નાખનાર એ લોકો સંગ્રામ ઉત્પન્ન થાય ત્યારે ધણીને દાબી બ્હીવરાવે છે.[૬૧] હે રાજા! એવા મંત્રીઓનો કદી પણ વિશ્વાસ કરવો નહિ. વિશ્વાસ કરવાથી સર્વદા કાર્યની અને વિચાર (મંત્ર)ની હાનિ થાય છે.[૬૨] લોભમાં તત્પર, પાપમાં લાગેલા, શઠ અને બુદ્ધિવગરના એ તમોગુણી મંત્રીઓ ઉપર વિશ્વાસ મૂકયો હોય તો તે ખળલોકો શાંશાં ભુંડાં કામ ન કરે ?[૬૩] આમ છે એટલામાટે હવે હું રણભૂમિમાં જઇને તમારૂં કામ કરીશ. હે રાજાધિરાજ! તમારે કશી ચિંતા રાખવી નહિ.[૬૪] એ દુષ્ટ આચારવાળી સ્ત્રીને પકડીને હું તુરત તમારી પાસે આવીશ. આજ તમે મારૂં બળ અને ધૈર્ય જુઓ. હું મારી શક્તિથી તમારૂં કામ કરીશ.[૬૫]

હાત્વા તાં [illegible]રાચારામાગમિષ્યામિ સત્વરः ।
પશ્ય મેઽદ્ય બલં ધૈર્યં મત્પ્રભુકાર્યં સ્વશક્તિતઃ ॥૬૫॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨

## अध्याय १३ मो.

### દેવીની સાથે યુદ્ધમાં બાષ્કલ અને દુર્મુખ હણાયા

**વ્યાસ ઉવાચ**

इ[illegible]क्वातोमहाबाहूदैत्यौबाष्कलदुर्मुखौ ॥
जग्मतुर्मदादिग्धांगौसर्वशस्त्रा[illegible]कोविदौ ॥१॥

વ્યાસ કહે છે:—સઘળાં શસ્ત્ર તથા અસ્ત્રોમાં નિપુણ અને મદથી ખરડાએલા અંગોવાળા એ પ્રબલ બાષ્કલ અને દુર્મુખ નામના બે દૈત્યો એટલાં વચન બોલીને ત્યાંથી નીકળ્યા.[૧] એ મદોન્મત્ત દાનવોએ યુદ્ધભૂમિમાં જઇને તે સમયે મેઘના નાદ સરખી ગંભીર વાણીથી દેવીને નીચે પ્રમાણે કહ્યું.[૨]

દાનવો કહે છેઃ–હે દેવિ ! હે સુંદરિ ! સર્વ દૈત્યોનો અધિપતિ મહાત્મા મહિષ કે જેણે દેવતાઓને જીતી લીધા છે તેને તું વર.[૩] સર્વ લક્ષણવાળો અને દિવ્ય ભૂષણોથી શણગારેલો મનુષ્યદેહ ધરીને તે મહિષ તારી પાસે એકાંતમાં આવશે.[૪] હે સુંદરિ ! હે સ્વચ્છ હાસ્યવાળી ! તને સંપૂર્ણ રીતે ત્રૈલોક્યનો વૈભવ મળશે એટલામાટે મનથી મહિષ ઉપર પરમ પ્રીતિ કર.[૫] હે કોયલ સરખા સ્વરવાળી ! મહાવીર મહિષને પતિ કરવાથી તને સંસારનું અદ્ભુત સુખ કે જેને સ્ત્રીઓ ઈચ્છે છે તે પ્રાપ્ત થશે.[૬]

દેવી કહે છેઃ–હે મૂર્ખ ! તું મને કામદેવથી મોહ પામેલી અને અત્યંત મંદ બુદ્ધિવાળી સ્ત્રી જાણે છે ? કે જેથી તું મને શઠ મહિષને વરવાનું કહે છે?[૭] કુલીન સ્ત્રીઓ તો જે પુરૂષ કુલ અને શીલના ગુણોથી સમાન અને રૂપ, ચાતુરી, બુદ્ધિ તથા ક્ષમા આદિ ગુણોથી અધિક હોય તેને વરે છે.[૮] દેવતા સરખા રૂપવાળી કઈ સ્ત્રી કામાતુર થઇને, પશુરૂપ અને પશુઓમાં અધમ મહિષને વરે ?[૯] હે બાષ્કલ ! હે દુર્મુખ ! તમો બન્ને મહિષરાજાની પાસે જાઓ અને તે શીંગડાવાળા તથા હાથી જેવડા પાડાને મારૂં વચન કહો[૧૦] કેઃ–"તું પાતાળમાં જા અથવા મારી સામે આવીને યુદ્ધ કર. યુદ્ધ થશે તો ઇંદ્ર નિર્ભય થશે એમાં સંશય નથી[૧૧] અને હું તને મારીને યમપુરીમાં પહોંચાડ્યા વિના અહીંથી જવાની નથી તો એમ જાણીને જેમ તારી ઈચ્છામાં આવે તેમ કર.[૧૨] હે ચાર પગવાળા ! મને જીત્યાવિના પૃથ્વીમાં, સ્વર્ગમાં કે પર્વતની ગુફામાં પણ તને કદી રહેવાનું મળશે નહિ."[૧૩]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવીનાં વચન સાંભળી ધનુષ–બાણને ધરનારા એ બે વીર દૈત્યોનાં નેત્ર ક્રોધથી રાતાં થઈ ગયાં અને તેઓએ યુદ્ધ કરવાની ઈચ્છા કરી.[૧૪] હે રાજા ! તે સમયમાં દેવી મોટા નાદ કરીને નિર્ભયપણાથી ઉભાં અને એ બે દૈત્યો તીવ્ર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૫] ભગવતી પણ દેવતાનું કાર્ય સિદ્ધ કરવાસારૂ અતિ મધુર નાદ કરીને તે દૈત્યો ઉપર બાણોના ઓઘ મૂકવા લાગ્યાં.[૧૬] એ બે દૈત્યોમાંથી બાષ્કલ તુરત યુદ્ધ કરવા સામો થયો અને દુર્મુખ દેવીની સામે ઉભીને તે યુદ્ધ જોવા લાગ્યો.[૧૭] દેવીને અને બાષ્કલને તે સમયે બાણ, તરવાર અને પરિઘોના પ્રહારોથી બ્હીકણ લોકોને ત્રાસ આપનારૂં ઘોર યુદ્ધ થયું.[૧૮] પછી ક્રોધ પામેલાં જગદંબાએ એ દૈત્યને મદોન્મત્ત જોઇને શિલાથી સજેલાં પાંચ બાણ કાનસુધી ખેંચીને માર્યાં.[૧૯] બાષ્કલે પણ સજેલાં બાણોથી દેવીનાં બાણોને કાપી નાખીને સિંહ ઉપર બેઠેલાં તે દેવીને સાત બાણ માર્યાં.[૨૦] દેવીએ બાષ્કલનાં બાણોને કાપી નાખી તે દુષ્ટને તીવ્ર અને પીળાં દશ બાણ માર્યાં અને વારંવાર હસવા માંડયું.[૨૧] તે પછી અર્ધચંદ્ર સરખા બાણથી બાષ્કલનું ધનુષ કાપી નાખ્યું. બાષ્કલ ગદા લઈને દેવીને મારવા આવ્યો.[૨૨] એ મદોન્મત્ત દૈત્ય ગદા લઈને આવતો હતો તેને ચંડિકાએ પોતાની ગદા મારીને ધરતીપર પાડી નાખ્યો.[૨૩] ધરતીપર પડેલો દુષ્ટ બાષ્કલ થોડીવારમાં પાછો ઉઠયો અને તેણે ભારે બળથી ચંડિકા ઉપર ગદા નાખી.[૨૪] બાષ્કલ દૈત્યને આવતો જોઇને દેવીએ ક્રોધથી તેની છાતીમાં ત્રિશૂલ મારતાં તે પડી ગયો અને મરી ગયો.[૨૫] બાષ્કલ પડી જતાં તે દુરાત્માનું સૈન્ય ભાગ્યું અને આકાશમાં ઉભેલા દેવતાઓ આનંદથી જય જય શબ્દ કરવા લાગ્યા.[૨૬] તે દૈત્ય મરણ પામતાં મહાબળવાન અને ક્રોધથી રાતાં નેત્રવાળો દુર્મુખ યુદ્ધ કરવાસારૂ દેવીની પાસે આવ્યો.[૨૭]

ધનુષ તથા બાણને ધરનારો, શોભાવાળો, રથમાં બેઠેલો અને જેણે કવચ પહેર્યું હતું એવો એ દૈત્ય 'હે અબળા ! ઉભી રહે ઉભી રહે' એમ વારંવાર બોલતો હતો.[28] એ દૈત્યને આવતો જોઈ તેને કોપ ઉપજાવવાસારૂ દેવીએ શંખ વગાડયો તથા ધનુષની દોરીનો ટંકાર કર્યો,[29] દૈત્યે તુરત ઝેરી નાગજેવાં તીક્ષ્ણ બાણો મૂકયાં. તે બાણોને દેવીએ પોતાનાં બાણોથી કાપી નાખ્યાં અને નાદ કર્યો.[30] હે રાજા ! બાણ, સાંગ, ગદા, મુસલ અને તોમરોથી તેઓને પરસ્પર તુમુલ યુદ્ધ થયું.[31] તે સમયે રણભૂમિમાં લોહીના પ્રવાહવાળી નદી ચાલતાં તેના કાંઠાપર પડેલાં માથાં, જાણે વૈતરણી નદીને કાંઠે નવું નવું તરવું શીખતા મોટા મોટા યમદૂતોએ તરવાસારૂ તુંબડાં આણેલાં હોય તેમ શોભવા લાગ્યાં.[32-33] ધરતીપર પડેલાં અને જેઓને નાહાર આદિ ખાતાં હતાં એવાં શરીરોથી તે સમયે રણભૂમિ અત્યંત ભયંકર અને જેમાં ચાલી શકાય નહિ એવી થઈ પડી.[34] કાગડા, કંક, અયોમુખ, ગૃધ્ર, શકરા, શીયાળીઆં અને કૂતરાઓ એ દુરાત્માઓનાં શરીરોને ખાતા હતા.[35] મરણ પામેલાઓનાં શરીરોમાંથી દુર્ગંધી વાયુ વાતો હતો અને માંસ ખાનારાં પક્ષીઓનો કિલકિલા શબ્દ થઈ રહ્યો હતો.[36] તે સમયે કાળથી મોહ પામેલા દુષ્ટ દુર્મુખને ભારે કોપ ચડયો અને તેણે પોતાનો હાથ ઊંચો કરીને ગર્વથી દેવીને કહ્યું[37] કે:—"હે ચંડિ ! હે મહામૂર્ખ ! હે સુંદરિ ! તું જતી રહે અથવા મદોન્મત્ત મહિષાસુરને સ્વામી કર, નહિ તો હમણાં ને હમણાં તને મારી નાખીશ."[38]

દેવી કહે છેઃ—તારૂં મોત પાસે આવેલું છે તેથી મોહ પામીને તું ગમે તેમ બકે છે. આ બાષ્કલને જેમ માર્યો તેમ તને પણ હમણાં મારી નાખીશ.[39] હે મંદ ! તું જતો રહે અને મરવું ગમતું હોય તો ઉભો રહે. તને માર્યા પછી હું એ મૂર્ખ પાડાને પણ મારીશ.[40]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મરવા સજ્જ થએલો દુર્મુખ ચંડિકા ઉપર બાણોની દારૂણ વૃષ્ટિ કરવા લાગ્યો.[41] દેવી પણ સજેલાં બાણોથી તુરત તેનાં બાણોને કાપી નાખીને ઈંદ્રે જેમ વૃત્રાસુર ઉપર પ્રહાર કર્યો હતો તેમ દુર્મુખ ઉપર પ્રહાર કરવા લાગ્યાં.[42] તેઓ વચ્ચે બ્હીકણ લોકોને ભય દેનારૂં અને શૂર લોકોના બળને વધારનારૂં મહા કર્કશ યુદ્ધ થયું.[43] દેવીએ તેના હાથમાં રહેલું ધનુષ તુરત કાપી નાખ્યું અને પાંચ બાણોથી તેનો ઉત્તમ રથ પણ ભાંગી નાખ્યો.[44] રથ ભાંગી પડતાં પાળો થએલો તે વીર દુર્મુખ ભયંકર ગદા લઇને ચંડિકાની પાસે ગયો.[45] તેણે ભારે બળથી સિંહના માથામાં ગદા મારી. ગદા વાગતાં પણ મહાબળવાન સિંહ પોતાના સ્થાનથી ચલાયમાન થયો નહિ.[46] તે દૈત્યને ગદા લઈ સામે ઉભેલો જોઇ જગદંબાએ સજેલી ધારાવાળા ખડ્ગથી મુકુટસહિત તેનું માથું કાપી નાખ્યું.[47] માથું કપાઈ જતાં મરી ગએલો દુર્મુખ ધરતીપર પડયો, તે સમયે બહુજ રાજી થએલા દેવતાઓ જય જય શબ્દ કરવા લાગ્યા.[48] આકાશમાં ઉભેલા દેવતાઓ દેવીની સ્તુતિ કરવા લાગ્યા. અને જય શબ્દની સાથે ફૂલોની વૃષ્ટિ કરવા લાગ્યા.[49] ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો વિદ્યાધરો અને કિન્નરો એ દાનવને રણભૂમિમાં મરણ પામીને પડેલો જોઈ રાજી થયા.[50]

**ऋषयः सिद्धगंधर्वाः सविद्याधरकिन्नराः ॥**
**जहृषुस्तं हतं दृष्ट्वा दानवं रणमस्तके ॥५०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩**

# અધ્યાય ૧૪ મો.

## તામ્ર અને ચિક્ષુર મરાયા

### વ્યાસ ઉવાચ

**दुर्मुखं निहतं श्रुत्वा महिषः क्रोधमूर्छितः ॥
उवाच दानवान् सर्वान् किंजातमिति चासकृत् ॥**

વ્યાસ કહે છેઃ–દુર્મુખને મારેલો સાંભળી ક્રોધથી વ્યાપ્ત થયેલા મહિષાસુરે સર્વ દાનવોને વારંવાર કહ્યું કેઃ–"આ તે શું થયું.[1] મહાવીર દુર્મુખ અને બાષ્કલને યુદ્ધમાં સ્ત્રીએ માર્યા ! ! આ મહા આશ્ચર્યરૂપ દૈવની ગતિ જુઓ.[2] સર્વદા પરતંત્ર રહેનારાં પ્રાણીઓને પુણ્ય–પાપના અનુસારથી સુખ–દુઃખ આપનારો કાળજ બળવાન છે.[3] એ ઉત્તમ દાનવો મરાઈ ગયા તો હવે પછી શું કરવું ? સર્વે એકમત થઇને આવી કાર્યની સાંકડમાં જે કરવાનું યોગ્ય જણાય તે કહો."[4] હે જનમેજય ! મહાબળવાન મહિષાસુર આ પ્રમાણે બોલતો હતો ત્યાં તેનો સેનાપતિ મહારથી ચિક્ષુર બોલ્યો[5] કેઃ–"હે રાજા ! એ સ્ત્રીને હું મારી નાખીશ. સ્ત્રીને મારી નાખવામાં શી ચિંતા છે ?" આ પ્રમાણે બોલી પોતાનાં સૈન્યોને સાથે લઈ રથમાં બેઠેલો અને સૈન્યોના મોટા શબ્દથી આકાશ તથા દિશાઓને ગજાવતો ચિક્ષુર દૈત્ય પોતાની સાથે તામ્ર નામના એક મહાબળવાન દૈત્યને સહાય લઈ યુદ્ધભૂમિમાં ગયો.[7] તેને આવતો જોઈ મહામંગલરૂપ જગદંબાએ ધનુષ્યની દોરીનો ટંકાર કર્યો, શંખ વગાડયો અને મહાઅદ્‌ભુત ઘંટાનો નાદ પણ કર્યો.[8] એ શબ્દોથી તે સર્વે દૈત્યો ત્રાસ પામ્યા અને ભયથી ધ્રુજતા તથા 'આ તે શું ?' એમ બોલતા બોલતા ભાગવા લાગ્યા.[9] એ લોકોને ભાગવા લાગેલા જોઈ બહુજ ક્રોધ પામેલા ચિક્ષુરે તેઓને કહ્યું કેઃ-"તમોને શો ભય લાગ્યો છે ?[10] હે દૈત્યો ! તમો ભય છોડીને અહીં ઊભા રહો. હું યુદ્ધમાં હમણાંજ આ મદોન્મત્ત સ્ત્રીને બાણોથી મારી નાખું છું."[11] આ પ્રમાણે કહી ધનુષ ધરનારા તે બળવાન દૈત્યે યુદ્ધમાં દેવીની પાસે આવીને નિર્ભયપણાથી તેમને નીચે પ્રમાણે કહ્યું.[12]

ચિક્ષુર કહે છેઃ–હે મોટા નેત્રવાળી અને પાતળાં અંગવાળી ! તું શું ગર્જના કરે છે ? તારી ગર્જના સાંભળીને બ્હીકણ લોકો બ્હીએ પણ હું બ્હીઉં નહિ.[13] હે સુંદર નેત્રવાળી ! સ્ત્રીનો વધ કરવામાં દોષ છે અને અપકીર્તિનો સંભવ છે એમ જાણીને મારૂં ચિત્ત તને મારવામાં ઉપેક્ષા કરે છે.[14] તારા જેવી સ્ત્રીઓનું યુદ્ધ તો કટાક્ષોથી તથા હાવોથી થાય. શસ્ત્રોથી યુદ્ધ કરવું તો કદી યોગ્ય ગણાતું નથી.[15] ફૂલોથી પણ યુદ્ધ ન કરવું જોઇએ ત્યારે સજેલાં બાણોથી તો નજ કરવું જોઇએ તેમાં શું કહેવું. તારા જેવી સ્ત્રીઓના દેહમાં તો માલતીનું ફુલ પણ પીડા કરે.[16] મનુષ્યલોકમાં ક્ષત્રિયના ધર્મને અનુસરનારાઓના જન્મને ધિક્કાર છે ! કે જે જન્મનેલીધે, લાડ લડાવેલા આ પ્યારા દેહને સજેલાં બાણોથી કપાવવો પડે છે.[17] તેલના અભ્યંગોથી, ફૂલના પવનોથી અને મીઠાં અન્નનાં ભોજનોથી જે દેહનું પોષણ કર્યું હોય તે દેહને શત્રુઓના બાણથી મરાવવો એ સમાન અવળું બીજું શું હોય ?[18] તરવારની ધારાઓથી દેહને કપાવીને માણસ ધનવાન થાય છે પણ એ ધન કે જેણે પ્રથમથી દુઃખ દીધું તે પછીથી શું સુખ આપે ?[19] હે રૂપાળા સાથળોવાળી ! તું પણ મૂર્ખ છે કે જેથી યુદ્ધની ઇચ્છા કરે છે. સંભોગના સુખને છોડીને તે યુદ્ધમાં શો ગુણ દીઠો ?[20] જીવતાં તરવારો પડે, ગદાઓ વાગે તથા બાણોથી ભેદન થાય અને મુવા પછી શીઆળીઆંઓનાં મ્હોડાંઓથી ખેંચવારૂપ

સંસ્કાર થાય તો તેમાં ગુણ કયો થયો ?[21] ધૂતારા કવિઓએજ યુદ્ધમાં મરવાનાં વખાણ કર્યાં છે. યુદ્ધમાં મરણ પામેલાઓને સ્વર્ગ મળે છે એ કેવળ સ્તુતિવાક્ય છે.[22] એટલા માટે હે સુંદરિ ! તું જ્યાં તને ગમે ત્યાં જતી રહે અથવા દેવતાઓનું મર્દન કરનારા મહિષરાજાને તારો સ્વામી કર.[23]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બોલતા તે દૈત્યને જગદંબાએ કહ્યુ કેઃ-"હે મૂઢ ! તું બુદ્ધિમાન અને પંડિતના જેવો ડોળ ઘાલીને ખોટી વાત શું કરે છે ? તને નીતિશાસ્ત્રની કે અધ્યાત્મ વિદ્યાની ખબર નથી. તેં વૃદ્ધ લોકોને સેવ્યા નથી અને ધર્મનું જ્ઞાન તને છેજ નહિ.[24 25] તેં મૂર્ખની સેવા કરી છે તેથી તું મૂર્ખજ છે; તું રાજધર્મને નહિ જાણતાં છતાં મારી પાસે શું બોલે છે ?[26] સંગ્રામમાં મહિષાસુરને મારી, લોહીનો કીચ બનાવી અને યશરૂપી સ્તંભને સ્થિર કરીને પછી હું જ્યાં મને અનુકૂલ લાગશે ત્યાં જઈશ.[27] મહિષ કે જે દેવતાઓને દુઃખ દેનાર, મદોન્મત્ત અને નીચ આચારવાળો છે તેને મારે મારવો છે. તું સ્થિર થા અને યુદ્ધ કર.[28] હે મૂઢ ! મહિષને અને તારે જીવવાની ઇચ્છા હોય તો તો તમો સઘળા દાનવો પાતાળમાં જતા રહો[29] અને જો ચિત્તમાં મરવાની ઈચ્છા હોય તો તુરત યુદ્ધ કરો. હમણાં તમો સઘળાઓને મારવાનો મેં નિશ્ચય કર્યો છે."[30] દેવીનું એ વચન સાંભળી બળથી ગર્વ પામેલા તે દાનવે બીજી મેઘની વૃષ્ટિ સરખી બાણોની વૃષ્ટિ કરવા માંડી.[31] દેવીએ પોતાનાં સજેલાં બાણોથી તે દૈત્યનાં બાણ કાપી નાખ્યાં અને તે ઉપરાંત તેને સર્પ જેવાં ભયંકર બાણ માર્યાં.[32] એ સમયમાં એઓને પરસ્પર વિસ્મય આપનારૂં યુદ્ધ થયું. રથમાં બેઠેલા તે દૈત્યને જગદંબાએ ગદા મારી.[33] ગદા વાગતાં એ દુષ્ટને બહુજ મૂર્ચ્છા આવી. ચાર ઘડીવાર તો શબની પેઠે રથમાંજ પડયો રહ્યો.[34] ચિક્ષુરને મૂર્છિત થએલો જોઈ શત્રુઓના સૈન્યને પીડનારો તામ્ર ચપલતાથી યુદ્ધમાં ચંડિકાને મારવા સારૂ આવ્યો.[35] તેને આવતો જોઇ ચંડિકાએ હસતાં હસતાં કહ્યું કેઃ—" હે દાનવોમાં ઉત્તમ ! આવ આવ. હમણાજ તને યમલોકમાં મોકલી આપું.[36] તમો કે જેઓ નિર્બળ અને ક્ષીણ આયુષ્યવાળા છો તેઓના આવવાથી પણ શું ફળ છે ? તમારો ધણીજ શામાટે આવતો નથી ? એ મૂઢ મહિષ ઘરમાં રહીને જીવવાનો ઉદ્યમ કરે છે કે શું ?[37] તમો મંદ લોકોને મારવાથી પણ શું ફળ છે ? પાપી, દેવતાઓનો શત્રુ અને દુરાત્મા મહિષાસુર જીવે છે ત્યાં સુધી આ મારો પરિશ્રમ વ્યર્થ છે.[38] એટલામાટે તમો ઘેર જઇને મહિષને અહીં મોકલો. હું જેવી ને તેવી ઉભી છું તેને એ દુર્બુદ્ધિ મહિષ ભલે જુવે."[39] દેવીનું વચન સાંભળી તામ્રદૈત્ય ક્રોપથી કાનસુધી ધનુષ ખેંચીને દેવીની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[40] રાતાં નેત્રવાળાં ભગવતી પણ એ દૈત્યને મારવાની ઈચ્છાથી ધનુષ ખેંચીને તુરત બાણો મૂકવા લાગ્યાં.[41] મહાબળવાન ચિક્ષુર પણ મૂર્છા ઉતરી જતાં તુરત પાછો ઉઠી બાણ સહિત ધનુષ લઇને દેવીની સામે ઉભો.[42] એ ચિક્ષુર અને તામ્ર નામના અત્યંત બળવાન અને મહાવીર બે દૈત્યો રણભૂમિમાં દેવીનીસાથે યુદ્ધ કરવા લાગ્યા.[43] ક્રોપ પામેલાં જગદંબાએ બાણોની વૃષ્ટિ કરવા માંડી અને સઘળા દૈત્યોને બાણોથી ઘાયલ કરી દીધા.[44] બાણો વાગવાથી દૈત્યો કોપમાં મૂઢ થઈ ગયા અને દેવીની ઉપર બાણોનો સમૂહ નાખવા લાગ્યા.[45] રણમાં દેવીનાં બાણોથી ઘવાએલા સર્વે દૈત્યો વસંતઋતુમાં પુષ્પિત થએલા વનના

ખાખરાઓની પેઠે શોભવા લાગ્યા.[૪૬] રણભૂમિમાં તામ્રનીસાથે દેવીને તુમુલ યુદ્ધ થયું. જોવાસારૂ ઉભેલા દેવતાઓ મોટા વિસ્મય પામ્યા.[૪૭] તામ્રે લોઢાનું દૃઢ અને દારૂણ ત્રિશૂલ લઇને દેવીના સિંહના માથામાં માર્યું અને અત્યંત હસીને ગર્જના કરી.[૪૮] દૈત્યને નાદ કરતો જોઇ ક્રોધ પામેલાં દેવીએ સજેલી ધારવાળા ખડ્ગથી તુરત તેનું માથું કાપી નાખ્યું.[૪૯] માથું કપાઈ જતાં માથા વગરનો એ બળવાન તામ્ર ક્ષણમાત્ર તો હાથમાં મુસલ લઇને રણભૂમિમાં ભમ્યો અને પછી પડી ગયો.[૫૦] તામ્રને પડી ગએલો જોઈ મહાબળવાન ચિક્ષુર તુરત ખડ્ગ લઇને ચંડિકાની સામે દોડયો.[૫૧] એને ખડ્ગ લઇને આવતો જોઇ ભગવતીએ રણમાં તુરત તેને પાંચ બાણ માર્યાં.[૫૨] એક બાણથી તેનો ખડ્ગ કાપીનાખ્યો, એક બાણથી તેનો હાથ પાડી નાખ્યો, અને ત્રણ બાણથી તેના ગળા ઉપરથી માથું ઉડાડી દીધું.[૫૩] આ પ્રમાણે યુદ્ધમાં મદોન્મત્ત એ બન્ને ક્રૂર દૈત્યોને જગદંબાએ મારી નાખ્યા, એટલે મનમાં ત્રાસ પામેલું તેઓનું સૈન્ય ચારેકોર દિશાઓમાં ભાગી ગયું.[૫૪] એ બે દૈત્યોને રણમાં મરાએલા જોઈ આકાશમાં ઉભેલા સર્વે દેવતાઓ આનંદથી પુષ્પવૃષ્ટિ અને જય જય શબ્દ કરવા લાગ્યા.[૫૫] ઋષિ, દેવ, ગંધર્વ, વૈતાલ, સિદ્ધ અને ચારણલોકો 'હે દેવિ ! હે અંબિકા ! જય જય' એમ વારંવાર બોલવા લાગ્યા.[૫૬]

**ऋषयो देवगंधर्वा वैतालाःसिद्धचारणाः ।।**
**ऊचुस्ते जय देवीति चांबिकेति पुनःपुनः।।५६।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪**

---

# અધ્યાય ૧૫ મો.

## બિડાલ અને અસિલોમાદિ હણાયા

**વ્યાસ ઉવાચ**

**तौ तया निहतौ श्रुत्वामहिषो विस्मयान्वितः।।**
**प्रेषयामास दैतेयांस्तद्वधार्थंमहाबलान् ।। १ ।।**

વ્યાસ કહે છેઃ—એ બે દૈત્યોને દેવીએ મારી નાખેલા સાંભળી વિસ્મય પામેલા મહિષાસુરે મહાબળવાન, યુદ્ધમાં મદોન્મત્ત, મોટા સૈન્યવાળા અને આયુધો તથા સામગ્રીઓવાળા અસિલોમા અને બિડાલ આદિ દૈત્યોને દેવીનો વધ કરવાસારૂ મોકલ્યા. એઓએ સિંહ ઉપર બેઠેલાં, અઢાર ભુજાવાળાં અને ખડ્ગ તથા ઢાલ ધરનારાં દિવ્ય દેવીને રણભૂમિમાં દીઠાં. અસિલોમાએ દૈત્યોને મારવામાં સજ્જ થએલાં તે દેવીની પાસે જઈ શાંતિ અને વિવેકના ડોળથી નમીને હસતાં હસતાં તેમને નીચે પ્રમાણે કહ્યું.[૧-૫]

અસિલોમા કહે છેઃ—હે દેવિ ! હે સુંદરિ ! તું સાચું બોલજે. અહીં તું શામાટે આવી છે અને અપરાધ વગરના દૈત્યોને શામાટે મારે છે?[૬] હવે જે કારણ હોય તે કહે એટલે તારી સાથે હું સંધિ કરૂં. મણિ, રત્ન અને ઉત્તમ પાત્ર આદિ જે તારે જોઇતું હોય તે લઇને તુરત જા.[૭] યુદ્ધ કરવાની ઈચ્છા શામાટે રાખે છે? યુદ્ધ તો દુઃખ તથા સંતાપને વધારનાર અને સઘળાં સુખોનો નાશ કરનાર છે એમ મહાત્માઓ કહે છે. તારો દેહ કે જે અત્યંત કોમળ હોવાથી પુષ્પના પ્રહારને પણ સહન કરી શકે એમ નથી, તેમાં અત્યંત શસ્ત્રના પ્રહારોને તું કેમ સહન કરી શકે છે? એ વિષે મને વિસ્મય થાય છે. નિરંતર શાંતિ રાખવી અને સુખ ભોગવવું એજ ચતુરાઈનું ફળ છે. તે છતાં આ દુઃખદાયક સંગ્રામ કરવાને તું શામાટે ઈચ્છે છે?[૮-૧૦] આ સંસારમાં સુખ લેવું અને દુઃખ

છોડી દેવું એવી મર્યાદા છે. એ સુખ નિત્ય અને અનિત્ય એવી રીતે બે પ્રકારનું કહેલું છે. આત્મજ્ઞાનથી થતું જે સુખ છે તે નિત્ય અને ભોગથી થતું સુખ અનિત્ય કહેવાય છે.[૧૧] વેદ અને શાસ્ત્રોના અર્થનો વિચાર કરનારાઓએ તે અનિત્ય સુખને છોડી દેવું જોઇએ, માટે તું આત્મજ્ઞાન સંપાદન કરી સુખી થા અને યુદ્ધ છોડી દે. હે સુંદર મોઢાંવાળી! બૌદ્ધ લોકોના મત પ્રમાણે તું આત્મજ્ઞાનને મિથ્યા માનતી હોય તો પણ તેઓના સિદ્ધાંત પ્રમાણે પરલોકની બ્હીક નહિ હોવાથી આ લોકના વિષયોનું સુખ ભોગવવુંજ શ્રેષ્ઠ છે; માટે તું યુદ્ધ છોડી દઇને આ જુવાનીમાં સર્વોત્તમ વિષયોનાં સુખ ભોગવ. હે પાતળા પેટવાળી! કદાચ મીમાંસકોના મતનો તારે સ્વીકાર હોય અને તેઓના મતમાં પરલોક હોવાથી પરલોકની પ્રાપ્તિનેસારૂ યુદ્ધ કરવુંજ જોઇએ એમ તું માનતી હોય તો પણ તેઓના મતમાં સ્વર્ગનું સુખ સર્વોત્તમ છે માટે યુદ્ધ છોડી દઇને મહિષાસુરની સ્ત્રી થઇને નિરંતર સ્વર્ગનાં સુખ ભોગવવામાં તત્પર થા. મીમાંસકો કહે છે કે 'યૌવનને અને દેહને અનિત્ય જાણી પુણ્યકર્મ કરીને સ્વર્ગ મેળવવું" તો એ સ્વર્ગ તો તને અનાયાસથી મળે છે માટે તું યુદ્ધ શા માટે કરે છે? જેથી બીજાઓને ઉપતાપ થાય એવું કામ સમજુઓએ સર્વદા છોડી દેવું જોઈએ અને પરસ્પરથી વિરોધ ન આવે એવી રીતે, ધર્મ, અર્થ તથા કામનુ સેવન કરવું જોઈએ. એટલામાટે હે કલ્યાણિ! તું પણ યુદ્ધ છોડી દઇને સર્વદા ધર્મમાં બુદ્ધિ રાખ. દૈત્યોને અપરાધવિના શા માટે મારે છે?[૧૨-૧૬] દેહમાં દયારૂપી ધર્મ અવશ્ય જોઇએ અને સત્યથી પ્રાણનું રક્ષણ થાય છે એટલામાટે સમજુઓએ દયા અને સત્ય સર્વદા રાખવાં જોઇએ.[૧૭] હે સુંદરિ! આમ છે તે છતાં તારે દાનવોને મારવાનું શું કારણ છે તે કહે.

દેવી કહે છેઃ-હે વીર! તેં પૂછ્યું કે 'તું અહીં શામાટે આવી છે અને દૈત્યોને મારવાનું શું પ્રયોજન છે' તો તેનો હું ઉત્તર આપું છું. હું સાક્ષીરૂપે પ્રાણીઓના ન્યાય-અન્યાયને જોતી સર્વદા સર્વ લોકોમાં ફરૂં છું. મને કદી પણ ભોગની ઈચ્છા, કે વિષયમાં લોભ નથી;[૧૮-૨૦] તેમજ કશામાં વૈર પણ નથી, છતાં હું આ સંસારમાં સાધુના રક્ષણરૂપ ધર્મ કરૂં છું અને એજ મારૂં અખંડિત વ્રત પાળું છું.[૨૧] સાધુઓનું અને વેદનું સંરક્ષણ કરવું તથા અસાધુ લોકોને મારવા, એ મારૂં કામ છે; એટલામાટેજ હું યુગે યુગે અવતાર ધરૂં છું.[૨૨] હે દૈત્ય! મહિષાસુર દુષ્ટ આચારવાળો છે અને દેવતાઓને મારવામાં ઉદ્યમી રહે છે એમ જાણીને હું હમણાં તેને મારવાસારૂ આવી છું. મહાબળવાન અને દેવતાઓના શત્રુ તે દુષ્ટને હું અવશ્ય મારીશ.[૨૩-૨૪] તું તારી ઈચ્છા હોય તો જા અથવા ઉભો રહે હું સાચી વાત કહું છું; અથવા તું જઈને એ ભેંસના દીકરા દુરાત્મા રાજાને કહે[૨૫] કેઃ-"તું બીજાઓને શામાટે મોકલે છે? તું પોતેજ આવીને મારી સાથે યુદ્ધ કર." તારા રાજાને મારી સાથે સંધિ કરવાની ઈચ્છા હોય તો તમો સઘળા વૈર છોડી સુખેથી પાતાળમાં જાઓ. દેવતાઓને જીતીને જે કાંઈ દેવતાઓનું દ્રવ્ય તમોએ લીધું છે તે પાછું આપીને તમે જેમાં પ્રહ્લાદ રહે છે તે પાતાળમાં જાઓ.[૨૬-૨૮]

વ્યાસ કહે છેઃ-આ પ્રમાણે દેવીનું વચન સાંભળી અસિલોમાએ આગળ ઉભેલા મહાવીર બિડાલને પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે પૂછ્યું.[૨૯]

અસિલોમા પૂછે છે કેઃ-હે બિડાલ! આ

દેવીએ હમણાં જે કહ્યું તે તમે સાંભળ્યું ? હવે આ પ્રમાણે છે તો આપણે શું કરવું ? સંધિ કરવી કે વિગ્રહ કરવો ?[30]

બિડાલ કહે છેઃ—આપણો અભિમાની રાજા યુદ્ધમાં અવશ્ય મરણ થવાનું જાણે છે તો પણ તેને સંધિની ઈચ્છા નથી અને પોતાના યોદ્ધાઓને મુવેલા સાંભળીને વળી બીજાઓને મરવા મોકલે છે. દૈવનું ઉલ્લંઘન કરવાને કોણ સમર્થ છે ? દોરીથી બાંધેલી પુતળીઓની પેઠે પરવશ રહેનારા, આજ્ઞા પાળનારા અને સર્વદા માન મૂકીને રહેનારા સેવકોનો ધર્મ આત વિકટ છે. તારે અને મારે રાજાની પાસે જઇને શું કહેવું ? કહીએ તો 'રત્નો અને ધન દેવતાઓને પાછાં આપીને સઘળાઓએ અહીંથી પાતાળમાં જતું રહેવું' એવું કઠણ વચન કહેવું પડે. જો આપણે પ્રિય બોલવા જઈએ તો અસત્યજ બોલાય. હિતકારી વચન સત્ય અને પ્રિય હોતું નથી તથા સત્ય વચન કોઇને પ્રિય લાગતું નથી એટલા માટે બુદ્ધિમાન પુરૂષોએ મુંગા રહેવું એજ અતિ ઉત્તમ છે. વળી નીતિશાસ્ત્રમાં એમ પણ લખ્યું છે કે 'વીર લોકોએ રાજાને હલકી વાતોથી સમજાવવો નહિ.'[31] [32] હિત વાત કહેવા સારૂ અથવા આદરપૂર્વક કાંઈ પૂછવા સારૂ પણ ત્યાં જવું યોગ્ય નથી. જો જઇશું તો રાજાને રીસ ચડશે.[33] આ પ્રમાણે વિચારી ધણીના કાર્યનેજ ઉત્તમ માની અને મરણને તૃણ સમાન માનીને પ્રાણ રહેવાના સંશયવાળું યુદ્ધજ કરવું યોગ્ય છે.[34]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વિચાર કરી ધનુષ-બાણ ધરનારા, સજ્જ થએલા અને રથમાં બેઠેલા તે બન્ને વીર યુદ્ધ કરવામાં તત્પર થયા.[35] બિડાલે પ્રથમ સાત બાણ નાખ્યાં અને પરમ અસ્ત્ર જાણનારો અસિલોમા તે જોવાસારૂ દૂર ઉભો રહ્યો.[36] એ બાણ આવતાં જગદંબાએ તેઓને પોતાનાં બાણોથી કાપી નાખ્યાં અને શિલાથી સજેલાં બીજાં ત્રણ બાણ બિડાલને માર્યાં.[37] બાણથી વ્યથા થવાને લીધે મૂર્છિત થઇને એ બિડાલ યુદ્ધભૂમિમાં પડી ગયો અને દૈવયોગથી તુરત મરી પણ ગયો.[38] બિડાલને રણમાં મુવેલો જોઈ ધનુષ ધરનારો અસિલોમા સાંગ અને બાણના સમૂહોથી યુદ્ધ કરવામાં તત્પર થઇને ઉભો.[39] પોતાનો ડાબો હાથ ઉંચો કરીને તેણે દેવીને ટુંકામાં કહ્યું કેઃ— "હે દેવિ ! દુરાત્મા દાનવોનું મરણ થવાનું છે એમ હું જાણું છું.[40] તોપણ પરાધીનપણાનેલીધે મારે યુદ્ધ કરવુ પડે છે. મંદબુદ્ધિવાળો મહિષ સારા કે નરસાને સમજતો નથી.[41] તેની પાસે મારે હિત વચન પણ અપ્રિય લાગવાને લીધે કહેવું નથી. શુભ થાઓ કે અશુભ થાઓ પણ મારે તો વીર પુરૂષના ધર્મ પ્રમાણે મરવું છે.[42] હું દૈવનેજ અધિક માનું છું. પુરૂષાર્થ કે જે વ્યર્થ છે તેને ધિક્કાર છે. તારાં બાણોથી મરણ પામીને દાનવો ધરતીપર પડતા જાય છે."[43] આ પ્રમાણે બોલીને તે દૈત્યે બાણોની વૃષ્ટિ કરવા માંડી. એ બાણો પોતાની પાસે પહોચ્યાં ન હતાં તે પેહેલાંજ દેવીએ તેઓને પોતાનાં બાણોથી કાપી નાખ્યાં.[44] અને તુરત બીજાં બાણોથી અસિલોમાને વિંધી નાખ્યો. એ સમયમાં દેવીના કોપ ભરેલા મુખને સર્વે દેવતાઓએ જોયું.[45] બાણોથી અત્યંત વિંધાએલો અને જેના અંગમાંથી લોહીની ધારાઓ નીકળતી હતી એવો તે અસિલોમા પુષ્પિત થએલા ખાખરાની પેઠે શોભવા લાગ્યો, અસિલોમા મોટી લોઢાની ગદા ઉગામીને કોપનેલીધે વેગથી ચંડિકાની સામે દોડયો અને તે ગદા સિંહના માથામાં મારી.[47] સિંહે પણ તે બળવાનના ગદાના પ્રહારને નહિ

ગણકારતાં પોતાના નખો મારીને તેને છાતીમાંથી ફાડી નાખ્યો.[૪૮] જેના હાથમાં ગદા હતી એવા તે દારૂણ દૈત્યે તુરત ઉછળી સિંહને માથે ચડીને જગદંબાને ગદા મારી.[૪૯] હે જનમેજય ! જગદંબાએ તે પ્રહારને ચાતુરીથી નહિ વાગવા દેતાં સજાવેલા ખડ્ગથી તે અસિલોમાનું માથું તેના ધડ ઉપરથી કાપી નાખ્યું.[૫૦] માથું કપાઈ જતાં તે મોટો દૈત્ય તુરત ધરતીપર પડયો. એ દુરાત્માના સૈન્યમાં મોટો હાહાકાર વર્તી રહ્યા.[૫૧] દેવતાઓ 'હે દેવિ ! જય જય' એમ જગદંબાની સ્તુતિ કરવા લાગ્યા, દેવતાઓનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને કિન્નરલોકો ગાવા લાગ્યા.[૫૨] એ બે દૈત્યોને યુદ્ધભૂમિમાં મરણ પામીને પડેલા જોઈ દેવીના સિંહે પોતાના બળથી સઘળા બીજા યોદ્ધાઓને મારી નાખીને તથા કેટલાએકને ખાઇ જઇને તે યુદ્ધને નિશ્શેષ કરી દીધું. કેટલાએક અભાગીઆઓ દુઃખનેલીધે ભાગીને મહિષાસુરની પાસે ગયા[૫૩ ૫૪] અને 'રક્ષા કરો રક્ષા કરો' એમ બૂમો પાડવા લાગ્યા તથા રોવા લાગ્યા. એઓએ મહિષાસુરને કહ્યું કે- "હે રાજા અસિલોમા અને બિડાલ દેવીના હાથથી માર્યા ગયા[૫૫] અને બીજા યોદ્ધાઓને સિંહ ખાઇ ગયો." રાજાનીપાસે આમ બોલતાં તેઓએ મોટો કરેડાટ કરી મેલ્યો.[૫૬] એઓનું વચન સાંભળીને તે સમયે મહિષાસુર પોતાનું મન બગડી જતાં ચિંતાથી વ્યાકુલ થયો અને બહુજ દુઃખ પામ્યો.[૫૭]

**तच्छ्रुत्वा वचनं तेषां महिषो दुर्मनास्तदा ॥**

**बभूव चिंताकुलितो विमना दुःखसंयुतः॥५७।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

## અધ્યાય ૧૬ મો.

### રણાંગણમાં દેવી અને મહિષાસુરનો સંવાદ

**વ્યાસ ઉવાચ**

**तेषां तद्वचनं श्रुत्वा क्रोधयुक्तो नराधिपः**

**दारुकं प्राह तरसा रथमानय मेऽद्भुतम् ॥१॥**

વ્યાસ કહે છેઃ—દૈત્યોનું વચન સાંભળીને ક્રોધ પામેલા મહિષરાજાએ દારૂક સારથિને કહ્યું કેઃ—'મારો અદ્ભુત રથ તુરત લાવ'.[૧] સારથિએ પણ તુરતહજાર ખચ્ચરથી જોડેલો, ધ્વજા પતાકાથી શોભાયમાન, આયુધોથી ભરપુર, સ્વચ્છ અને સુંદર પઈડાં તથા સુંદર બેઠકવાળો રથ લાવીને મહિષાસુરને કહ્યું કેઃ—"મેં સઘળાં આયુધવાળો, સુંદર બિછાનાંવાળો અને શણગારેલો રથ લાવીને દ્વારમાં ઉભો રાખ્યો છે."[૨ ૩] રથ આવેલો જાણી મહાબળવાન મહિષાસુર માણસનું રૂપ ધરી સંગ્રામમાં જવા સજ્જ થયો. મહિષાસુરે મનમાં વિચાર્યું કે "મને શીંગડાવાળો તથા ભુંડા મોઢાવાળો પાડો જોઈને તે દેવી કચવાઈ જશે. સ્ત્રીઓને રૂપ અને ચતુરાઈ વહાલી હોય છે એટલામાટે હું એવું રૂપ અને ચતુરાઈ કરીને તેની પાસે જઈશ કે જે જોતાંજ એ સ્ત્રી મારામાંઆસક્ત થઈ જશે.[૪ ૭] એ સ્ત્રીની મનુષ્યની આકૃતિ છે તેથી મને પણ મનુષ્યનું રૂપ ધરવાથીજ સુખ મળશે, બીજા કોઈ સ્વરૂપથી નહિ મળે." આ પ્રમાણે વિચારીને તે મહાબળવાન મહિષાસુર પાડાનું રૂપ છોડી દઇને સુંદર પુરૂષરૂપ થયો. સઘળાં આયુધોને ધરનાર, શોભાવાળો, સુંદર ભૂષણોથી શણગારેલો, દિવ્ય વસ્ત્રોવાળો, બીજા કામદેવ સરખો રૂપાળો, બાજુબંધ તથા માળાઓવાળો અને જેણે હાથમા ધનુષબાણ ધર્યાં હતાં એવો એ મહોન્મત્ત મહિષાસુર સેનાથી વીંટાઈ રથમાં બેસીને દેવીની પાસે ગયો. તે દૈત્યોના અધિપતિને

સ્ત્રીઓનાં મનને હરનારૂં સુંદર રૂપ ધરીને આવેલો અને ઘણા વીર લોકોથી વીંટાએલો જોઇને દેવીએ શંખનાદ કર્યો.[૮.૧૨] લોકોને વિસ્મય આપે એવા શંખનાદને સાંભળી મહિષાસુરે દેવીના સમીપમાં આવીને જાણે હસતો હોય એવી ઢબથી તેમને નીચે પ્રમાણે કહ્યું.[૧૩]

મહિષાસુર કહે છેઃ–હે દેવિ ! આ સંસારરૂપી ચક્રમાં રહેનાર માણસ સ્ત્રી હોય કે પુરૂષ હોય પણ તે સર્વથા સુખને ઇચ્છે છે.[૧૪] મનુષ્યોને સુખ સંયોગથી થાય છે. સંયોગ વિના થતું નથી. એ સંયોગના ભેદો ઘણા છે તે વિષે કહું છું તે સાંભળ.[૧૫] પ્રીતિજન્ય, કારણજન્ય અને સ્વાભાવિક, એવી રીતે ત્રણ પ્રકારના સંયોગ છે. તેઓમાં પ્રીતિજન્ય સંયોગવિષે પ્રથમ મારી બુદ્ધિપ્રમાણે કહુ છું.[૧૬] માતા અને પિતાને પુત્રની સાથે જે સંયોગ થાય છે તેને પ્રીતિજન્ય સંયોગ સમજવો. એ સંયોગ ઉત્તમ સુખ આપનાર હોવાનેલીધે ઉત્તમ છે. કારણ કે તેમાં પુત્રરૂપ પ્રિય પદાર્થને જોવા માત્રથીજ નિરતિશય સુખ ઉત્પન્ન થાય છે. હવે કારણજન્ય સંયોગનું ઉદાહરણ કહું છું. ભાઇને ભાઈની સાથે જે સંયોગ થાય છે તે કારણજન્ય સંયોગ છે. પ્રીતિજન્ય સંયોગ કરતાં અલ્પ સુખ આપનાર હોવાનેલીધે તે મધ્યમ છે. કારણ કે તેમાં દર્શન માત્રથી સુખ થતું નથી પણ પરસ્પરના ઉપકારરૂપ કારણથી સુખ થાય છે.[૧૭.૧૮] હવે સ્વાભાવિક સંયોગવિષે કહું છું. અનેક દેશોમાં અનેક કાર્યોનેસારૂ વ્યાકુલ ચિત્તવાળા અને માર્ગમાં જતાં એક ઠેકાણે ભેગા થઇ ગએલા વટેમાર્ગુ લોકોનો જે સંયોગ થાય છે તે સ્વાભાવિક સંયોગ છે. એ સંયોગ પ્રીતિજન્ય અને કારણજન્ય સંયોગ કરતાં ઘણુંજ અલ્પ સુખ આપનાર હોવાનેલીધે કનિષ્ઠ કહેવાય છે. કેમકે તેમાં દર્શનમાત્રથી અથવા ઉપકારરૂપ કારણથી સુખ થતું નથી પણ સ્વાભાવિક રીતે કાંઇક સુખ થાય છે. એ ત્રણે પ્રકારના સંયોગો કરતાં અતિ ઉત્તમ સુખ આપનાર હોવાનેલીધે જે અતિ ઉત્તમ સંયોગ છે તે નોખા પ્રકારનોજ છે.[૧૯.૨૦] હે સુંદરિ ! સરખી અવસ્થાવાળાં સ્ત્રી–પુરૂષનાં જોડાંનો જે સંયોગ થાય છે તે અતિ ઉત્તમ સંયોગ કહેવાય છે, અને બીજા કોઈ પણ સંયોગથી એ સંયોગ જેવું સર્વોત્તમ સુખ મળતું નથી.[૨૧] એ સંયોગમાં કુલ, શીલ, ચાતુરી, રૂપ અને વેષ આદિ ગુણોથી સ્ત્રી પુરૂષને વખાણે છે અને પુરૂષ સ્ત્રીને વખાણે છે, માટે એજ સંયોગ અતિ ઉત્તમ છે. હું કે જે વીરપુરૂષ છું તેની સાથે તું સંયોગ કર તો તને અતિ ઉત્તમ સુખનીજ પ્રાપ્તિ થાય એમાં સંશય નથી. હે પ્યારી ! હું મારી પોતાની ઇચ્છાથી મારાં અનેક પ્રકારનાં રૂપ કરી શકું છું.[૨૨-૨૪] સઘળા ઇંદ્ર આદિ દેવતાઓને મેં સંગ્રામમાં જીતી લીધા છે. જે જે દિવ્ય રત્નો છે તે સઘળાં હમણાં મારા ઘરમાં છે.[૨૫] એ સઘળાં રત્નોને તું તારી ઈચ્છા પ્રમાણે ભોગવજે અને કોઇને આપવાની ઈચ્છા થાય તો આપી દેજે. હે સુંદરિ ! તું આજ મારી પટરાણી થા. હું તારો દાસ છું.[૨૬] તું કહેતી હોય તો હું દેવતાઓની સાથે વૈર પણ છોડી દઉં. એમાં સંશય રાખવો નહિ. જેમ તને સુખ થાય તે પ્રમાણે હું સઘળું કરી આપું.[૨૭] હે મોટાં નેત્રવાળી ! તું આજ્ઞા કર તે પ્રમાણે હું કરૂં. હે સુંદર બોલનારી ! મારૂં ચિત્ત તારા રૂપથી મોહ પામેલું છે.[૨૮] હે રૂપાળા નિતંબવાળી ! હું અતિ આતુર છું અને તારે શરણ આવેલો છું. હે કેળના થાંભલા સરખા સાથળવાળી ! હું કે જે કામદેવનાં બાણોથી પીડાઇને શરણાગત થયો છું તેનું રક્ષણ કર.[૨૯]

શરણાગતનું રક્ષણ કરવું એ સઘળા ધર્મોમાં ઉત્તમ ધર્મ છે. હે શ્યામ અણીયાળાં નેત્રોવાળી ! હું તારો છું. હે પાતળા પેટવાળી ! હું તારો સેવક છું. હું મારો દેહ રહેશે ત્યાં સુધી તારાજ કહેવા પ્રમાણે ચાલીશ. તારા વચનને કદી ફેરવીશ નહિ. હે પાતળી ! આ અનેક આયુધો છોડી દઇને હું તારા પગમાં નમું છું.[૩૦-૩૧] હે મોટાં નેત્રવાળી ! મારા પર દયા કર. હું કામદેવનાં બાણોથી બહુજ તપી રહ્યો છું. હે રૂપાળી ! મેં જન્મભરમાં બ્રહ્મા આદિ ઈશ્વરોની પાસે પણ દીનતા કરી નથી તે આજ તારી પાસે કરૂં છું. હું કે જેના યુદ્ધ સંબંધી ચરિત્રને બ્રહ્મા આદિ દેવતાઓ પણ જાણે છે તે પણ તારો દાસ થયો છું, માટે હે ભામિનિ ! તું મારૂં મોઢું જો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બોલતા તે મહિષાસુરને સુંદર વર્ણવાળાં તે ભગવતીએ મંદહાસ્યપૂર્વક નીચે પ્રમાણે વચન કહ્યું.[૩૨-૩૪]

દેવી કહે છેઃ—એક પરમ પુરૂષવિના બીજા પુરૂષને હું ઈચ્છતી નથી. હે દૈત્ય ! હું એ પરમ પુરૂષની ઇચ્છારૂપ છું અને આ સઘળા જગતને સજું છું. જગતના આત્મારૂપ તે પરમ પુરૂષ મને જોયા કરે છે, હું તેમની મંગલરૂપ પ્રકૃતિ છું.[૩૫-૩૬] એ પરમ પુરૂષ પાસે રહેવાને લીધે મારામાં સર્વદા ચૈતન્ય રહે છે. જેમ ચુંબકના પાસે રહેવાથી લોઢામાં ચેતના આવેછે તેમ એ પરમ પુરૂષના યોગથી મારા જડ સ્વરૂપમાં પણ ચેતના આવે છે. મને કદી પણ વિષયસુખની ઇચ્છા થતી નથી.[૩૭-૩૮] હે મંદ બુદ્ધિવાળા ! તું સ્ત્રીનો સંગ કરવા ઈચ્છે છે માટે મૂર્ખ છે. સ્ત્રી તો પુરૂષના બંધનને સારૂ લોઢાની બેડીરૂપ કહેવાય છે.[૩૯] બેડીથી બંધાએલો પુરૂષ કોઈ દિવસે પણ છુટે પરંતુ સ્ત્રીથી બંધાએલો કદી છુટતો નથી. અરે મૂર્ખ ! તું મૂત્રના ઘરનું સેવન કરવાને કેમ ઈચ્છે છે?[૪૦] તારે સુખની ઈચ્છા હોય તો શાંતિનું અવલંબન કર. શાંતિથી સુખ મળશે. સ્ત્રીના સંગમાં મોટું દુઃખ છે એમ જાણતાં છતાં પણ તું કેમ મૂર્ખ બને છે ?[૪૧] તારે જીવવાની ઇચ્છા હોય તો દેવતાઓની સાથે વૈર છોડી દઇને સુખેથી પૃથ્વીમાં ફર, અથવા ગમે તો પાતાળમાં જા.[૪૨] એમ ન કરવું હોય તો મારી સાથે સંગ્રામ કર. હે દાનવ ! હું બળવાળી છું અને મને સઘળા દેવતાઓએ તારા નાશનેસારૂ મોકલી છે.[૪૩] હું સાચું કહું છું કે હમણાં તેં મને વચનનો સ્નેહ દેખાડયો તેથી રાજી થઇ છું માટે તું સુખે અહીંથી જીવતો જતો રહે.[૪૪] વાતમાં સાત પદો બોલાય એટલે સજ્જનોને મૈત્રી થઈ ચૂકી કહેવાય છે તેથી હું તને જીવતો મૂકુ છું. હે વીર ! જો તારે મરવાની ઈચ્છા હોય તો સુખેથી મારી સાથે યુદ્ધ કર. જો યુદ્ધ કરીશ તો હું તને મારી નાખીશ એમાં કશો સંશય નથી.[૪૫-૪૬]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીનું વચન સાંભળી કામદેવથી મોહ પામેલા મહિષાસુરે કોમળ વાણીથી નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૪૭]

મહિષાસુર કહે છેઃ—હે ઉત્તમ નિતંબવાળી ! હે રૂડાં મોઢાંવાળી ! હું યુદ્ધથી બ્હીતો નથી પણ તું કે જે સઘળાં સુંદર અંગવાળી અને પુરૂષોને મોહ ઉપજાવનારી કોમળ સ્ત્રી છે તેને મારતાં બ્હીઉ છું. હે કમળસરખા નેત્રવાળી ! વિષ્ણુ અને રૂદ્ર આદિને તથા સઘળા લોકપાળોને જીતીને મારે તારી સાથે યુદ્ધ કરવું યોગ્ય છે ? નથીજ. હે સુંદરિ ! જો તારી રૂચિ હોય તો મારી સાથે વિવાહ કરીને મારી સેવા કર[૪૮-૪૯] અને એમ નહિ તો જ્યાંથી આવી છે તે સ્થળમાં સુખેથી પાછી જા. તારી સાથે

મેં મૈત્રી કરી તેથી હું તારા ઉપર પ્રહાર કરીશ નહિ.[૫૦] હું તને શુભ અને હિતકારી વાત કહું છું માટે તું સુખેથી જતી રહે. તું કે જે સુંદર નેત્રવાળી છે તેને મારી નાખવાથી પરિણામે મારી શી શોભા વધે?[૫૧] સ્ત્રીહત્યા, બાળહત્યા અને બ્રહ્મહત્યા બહુ ભુંડી છે. હે સુંદર મોઢાંવાળી! તને બલાત્કારથી લઈ જવાની મારી શક્તિ છે પણ તેમ કરૂં તો બલાત્કારથી ભોગ કરવામાં સુખ નહિ હોવાથી મને કશું ફળ મળે નાહ. હે સારા કેશવાળી! હું તને નમ્રતાથી કહું છું કે સ્ત્રીના મુખકમળવિના પુરૂષને સુખ થતું નથી, તેમ સ્ત્રીઓને પણ પુરૂષના મુખકમળવિના સુખ નહિ થવું જોઇએ.[૫૨,૫૪] સંયોગમાં સુખની ઉત્પત્તિ છે અને વિયોગમાં દુઃખની ઉત્પત્તિ છે. તું રૂપાળી અને સર્વ આભરણોથી શણગારેલી ઉત્તમ સ્ત્રી છે તે છતાં તારામાં પુરૂષના સંગવિષેની ચતુરાઈ નથી શું? ન હોય તો અવશ્ય મેળવવી જોઇએ. આવી રીતે ભોગનો ત્યાગ કરવાનો તને કોણે ઉપદેશ કર્યો છે?[૫૫,૫૬] હે સુંદરિ! એ ઉપદેશ કરનારા કોઈ વૈરીએ મીઠું મીઠું બોલીને ઠગેલી છે. હવે આ આગ્રહ છોડી દે અને અતિ સુંદર કામ કર. વિવાહ કરવાથી તને અને મને બન્નેને સુખ થશે. જેમ વિષ્ણુને લક્ષ્મીના સમાગમથી, બ્રહ્માને સાવિત્રીના સમાગમથી, રૂદ્રને પાર્વતીના સમાગમથી અને ઇંદ્રને ઇંદ્રાણીના સમાગમથી શોભા મળી છે, તેમ મને પણ તારા સમાગમથી શોભા મળશે. પતિ વગર કયી સ્ત્રીને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે? કોઇને થતી નથી.[૫૭,૫૮] હે સુંદર નેત્રવાળી! તું મારા જેવા સુંદર પુરૂષને શામાટે તારો પતિ કરતી નથી? હે પ્યારી! એ મંદબુદ્ધિવાળો કામદેવ ક્યાં ગયો છે કે જે મદ ઉત્પન્ન કરનારાં પાંચ કોમળ બાણોથી તને અત્યંત પ્રહાર કરતો નથી. હે સુંદરિ! હું ધારૂં છું કે મારી પેઠે કામદેવ પણ તને અબળા જાણી દયાનેલીધે તારાપર બાણ ફેંકતો નથી. અથવા કામદેવને મારી સાથે કાંઈક વૈર છે કે જેથી એ તારા ઉપર બાણ મૂકતો નથી. અથવા મારાસુખના નાશ કરનારા મારા શત્રુ દેવતાઓએ તે કામદેવને વાર્યો છે તેથી તારા ઉપર પ્રહાર કરતો નથી. હે પાતળાં અંગવાળી! હે મૃગનાં બચ્ચાંના સરખાં નેત્રવાળી! મને છોડી દઈશ તો તને પસ્તાવો કરવો પડશે.[૬૦-૬૨] મંદોદરી નામની એક સ્ત્રીને પોતાને શુભ અને અનુકૂલ રહે એવો રાજા પતિ મળતો હતો તેને તેણે છોડી દીધો હતો પછી જ્યારે પોતે કામદેવની પીડાનેલીધે અંતઃકરણમાં મોહથી વ્યાકુલ થઈ ત્યારે તેને એક શઠ પતિ કરવો પડયો હતો તેમ તારે પણ કરવું પડશે.[૬૫]

[illegible] तन्वंगि प[illegible] शुभं नृपम् ॥
अनुकूलं पतिं पश्चात्साचकार शठं पतिम् ॥
कामार्त्ता च यदा जाता मोहेन व्या[illegible]लांतरा॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬

---

## अध्याय १७ मो. મંદોદરીની કથા

### व्यास उवाच

इति श्रुत्वा वचस्तस्य देवी पप्रच्छ दानव[illegible] ॥
कासा मंदोदरी नारी कोसौ त्यक्तो नृपस्तया॥

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે મહિષાસુરનું વચન સાંભળી દેવીએ મહિષાસુરને પૂછ્યું કે "એ મંદોદરી નામની સ્ત્રી કોણ હતી! તેણે જે રાજાનો ત્યાગ કર્યો તે કોણ હતો[૧] અને પછી તે જે શઠ રાજાને વરી તે કોણ હતો? એ સ્ત્રીને દુઃખ પ્રાપ્ત થયાની કથા તું વિસ્તારથી મારી પાસે કહે.[૨]

મહિષાસુર કહે છેઃ—પૃથ્વીમાં ઘણાં વૃક્ષોવાળો અને ધન—ધાન્યની સમૃદ્ધિવાળો સિંહલ નામનો પ્રખ્યાત દેશ છે.[૩] એ દેશમાં ચંદ્રસેન નામનો રાજા હતો. એ રાજા ધર્મમાં તત્પર, ન્યાયમાર્ગથી શિક્ષા કરનાર, શાંત, પ્રજાનું પાલન કરવામાં આસક્ત, સત્યવાદી, કોમળમનવાળો, શૂર, સહનશક્તિવાળો, નીતિના સમુદ્રરૂપ, શાસ્ત્રોને તથા સર્વ ધર્મોને જાણનાર અને ધનુર્વેદમાં અત્યંત નિષ્ઠાવાળો હતો.[૪,૫] તેને ગુણવતી નામની પ્યારી રાણી હતી. એ ગુણવતી રૂપાળી, ઉત્તમ નિતંબવાળી, શુભમાર્ગે ચાલનારી, સારાં આચરણવાળી, રૂડા મોઢાવાળી, સર્વ લક્ષણવાળી અને પતિવ્રતા હતી. એ રાણીએ પહેલા ગર્ભથી એક અતિસુંદર દીકરીને જન્મ આપ્યો[૬,૭] સુંદર કુંવરી અવતરવાથી તેનો પિતા બહુજ રાજી થયો અને તેનું નામ 'મંદોદરી' પાડયું; તે કન્યા ચંદ્રમાની કળાની પેઠે દિવસે દિવસે બહુજ વધતી ગઇ. એ મનોહર કન્યા દશવર્ષની થઈ ત્યારે રાજાને દિવસે દિવસે તેને વરાવવાની ચિંતા વધવા લાગી. મદ્રદેશનો અધિપતિ અને મહાવીર એક સુધન્વા નામે રાજા હતો અને તેનો 'કંબુગ્રીવ'નામનો પ્રખ્યાત મહાબુદ્ધિમાન કુંવર હતો. બ્રાહ્મણોએ ચંદ્રસેન રાજાને કહ્યું કે સઘળાં શુભ લક્ષણવાળો અને સઘળી વિદ્યાના અર્થના પારને પામેલો એ કંબુગ્રીવ તમારી કુંવરીનેમાટે યોગ્ય વર છે. ચંદ્રસેને પોતાની પ્યારી રાણી ગુણવતીને પૂછયું કે આપણી કન્યા મંદોદરી કંબુગ્રીવને આપીશું ? ગુણવતીએ પતિનું વચન સાંભળીને આદરપૂર્વક દીકરીને પૂછયું કે તારો પિતા કંબુગ્રીવની સાથે તારો વિવાહ કરવા ઈચ્છે છે તો તેવિષે તારો શો અભિપ્રાય છે ? માતનું વચન સાંભળીને મંદોદરી બોલી[૯,૧૪] કે "હું કોઇને પતિ કરીશ નહિ. મારે પરણવાનીજ ઇચ્છા નથી. હું તો સર્વથા બાળબ્રહ્મચર્ય રાખીને કાળક્ષેપ કરીશ.[૧૫] સ્વતંત્ર રહીને સર્વદા તીવ્ર તપ કર્યા કરીશ. હે મા ! સંસારરૂપી સમુદ્રમાં પરતંત્રપણું દુઃખરૂપ છે અને સ્વતંત્રપણાથી મોક્ષ થાય છે એમ શાસ્ત્રોમાં નિપુણ પંડિતો કહે છે એટલામાટે હું તો મુક્ત થઇશ. મારે પતિનું પ્રયોજન નથી.[૧૬-૧૭] વિવાહ થતો હોય તે સમયે અગ્નિની સમક્ષમાં પતિને સ્પષ્ટ રીતે કહેવું પડે છે કે 'સર્વદા હું તમારે આધીન રહીશ!'[૧૮] સાસરામાં સાસુ અને દિયેર આદિની આગળ દાસીપણું કરવું પડે. પારકી ઈચ્છાને અનુસરવું એ તો દુઃખ કરતાં પણ વિશેષ દુઃખ કહેલું છે.[૧૯] પતિ જો કદાચ બીજી સ્ત્રીને ભજે તો તે સમયે શોક્ય સંબંધી ભારે મોટું દુઃખ થાય.[૨૦] એ સમયે પતિ ઉપર ઇર્ષ્યા થાય અને ક્લેશ પણ થાય. હે મા! આ સ્વપ્ન જેવા સંસારમાં સુખ ક્યાંછે![૨૧]અને તેમાં પણ સ્વભાવથીજ પરતંત્ર રહેનારી સ્ત્રીઓને તો સુખ ક્યાંથીજ હોય. પૂર્વે મેં સાંભળ્યું છે કે ઉત્તાનપાદ રાજાની વહાલી સ્ત્રીનો દીકરો ઉત્તમ કે જે ધ્રુવથી ન્હાનો હતો તેને રાજાએ ગાદીએ બેસાડયો હતો અને તેણે પતિવ્રતા અને ધર્મમાં તત્પર પોતાની બીજી સ્ત્રીને અપરાધવિના વનમાં છોડી દીધી હતી. પતિ કર્યો હોય તો એવાં એવાં દુઃખ પડે છે.[૨૨,૨૪] કાળના યોગથી પતિ મરી જાય તો વળી સ્ત્રીને ઘણાં દુઃખ ભોગવવાં પડે છે. વિધવાપણું એ મહા દુઃખરૂપ અને શોક તથા સંતાપને આપનારૂં છે.[૨૫] પતિ પરદેશ જાય ત્યારે પણ સ્ત્રીને ઘરમાં ઘણું દુઃખ થાય છે. કામદેવરૂપી અગ્નિથી બળી ગએલી સ્ત્રીને તે સમયે પતિના સંગનું સુખ ક્યાંથી મળે ?[૨૬] એટલામાટે સર્વથા પતિ કરવોજ નહિ એવો

મારો નિશ્ચય છે." મંદોદરીએ આ પ્રમાણે કહેતાં ગુણવતીએ પોતાના પતિને કહ્યું[૨૭] કેઃ-"જીવતાં સુધી બ્રહ્મચર્ય પાળવાનો મંદોદરીએ સંકલ્પ કર્યો છે અને તે સંસારમાંથી વિમુખ થઇને સર્વદા વ્રત અને જપમાં લાગેલી છે તથા પરણવામાં ઘણા દોષ જાણે છે તેથી પતિ કરવાને ઈચ્છતી નથી." સ્ત્રીનું વચન સાંભળીને ચંદ્રસેન રાજા એમજ બેસી રહ્યો અને તેણે દીકરીને પરણવાના ભાવ વગરની જાણીને તેનો વિવાહ કર્યો નહિ. પિતા અને માતા જેની રક્ષા કરતાં હતાં એવી તે મંદોદરી ઘરમાં રહી.[૨૮-૩૦] ત્યાં તેને સ્ત્રીઓના કામદેવને પ્રકટ કરનારા જુવાનીના અંકુર ફુટયા. આમ થયા છતાં અને સખીઓ વારંવાર કહેતાં છતાં પણ તેણે જ્ઞાનની વાતો કરવા માંડી અને પતિની ઈચ્છા કરી નહિ. એક દિવસે એ મંદોદરી ઘણાં વૃક્ષોવાળી વાડીમાં રમવાસારૂ અનેક દાસીઓની સાથે ગઈ. સખીઓથી વીંટાએલી એ સુંદરી ત્યાં રમતી હતી, પુષ્પિત લતાઓને જોતી હતી અને ફૂલ વીણતી હતી તે સમયમાં અતિ પ્રખ્યાત કોસલદેશનો રાજા મહાવીર વીરસેન માર્ગમાં જતો હતો, તે દૈવયોગથી ત્યાં આવી નીકળ્યો. એ રાજાની સાથે સૈન્ય હતું તે પછવાડે રહી જતાં ધીરે ધીરે ચાલ્યું આવતું હતું; તેથી તે રાજા એક રથથીજ કેટલાએક સેવકોની સાથે ત્યાં આવ્યો હતો, એ રાજા દૂરથી જોવામાં આવતાં મંદોદરીની સખીઓએ મંદોદરીને કહ્યું કેઃ-"રથમાં બેઠેલો, મોટા હાથવાળો અને જાણે બીજો કામદેવ હોય એવો રૂપાળો કોઇ નર માર્ગમાં આવે છે.[૩૧-૩૭] અમો ધારીએ છીએ કે તારા ઉત્તમ ભાગ્યના યોગથી એ કોઇ રાજા આવે છે." સખી આ પ્રમાણે બોલતી હતી તેટલીવારમાં એ રાજા ત્યાં આવી પહોંચ્યો[૩૮] અને મંદોદરીને જોઇને વિસ્મય પામ્યો. તેણે તુરત રથમાંથી ઉતરીને મંદોદરીની દાસીને પૂછ્યું[૩૯] કેઃ-"મોટાં નેત્રવાળી આ કન્યા કોણ છે અને કોની પુત્રી છે તે તું મને તુરત કહે." રાજાએ પૂછતાં દાસીએ સુંદર મંદહાસ્ય કરીને તે રાજાને સામું પૂછ્યુ[૪૦] કે "હે વીર ! હે સુંદર નેત્રવાળા ! હું પૂછું તેનો ઉત્તર તમે પ્રથમ આપો. તમે કોણ છો, અહીં હમણાં કેમ આવ્યા છો અને શું કામ છે તે કહો."[૪૧] એ પ્રમાણે દાસીએ પૂછતાં રાજાએ કહ્યું કેઃ-"પૃથ્વીમાં પરમ અદ્ભુત કોસલ નામનો દેશ છે.[૪૨] હુ એ દેશનો રાજા છું અને મારૂં નામ વીરસેન છે. ચારે અંગવાળી સેના પોતાની રુચિથી પછવાડે ચાલી આવે છે.[૪૩] માર્ગ ભૂલાઇ જવાથી હું અહીં આવી નીકળ્યો છું. હું કોસલદેશનો અધિપતિ છું."

દાસી કહે છેઃ-હે રાજા ! આ ચંદ્રસેન રાજાની કુંવરી મંદોદરી છે.[૪૪] કમળ સરખાં નેત્રવાળી એ કન્યા રમવાસારૂ આ બાડીમાં આવી છે.

મહિષાસુર કહે છેઃ-દાસીનું બોલવું સાંભળીને વીરસેને તેને કહ્યુ[૪૫] કેઃ-"હે સૈરંધ્રિ ! હે સુંદર નેત્રવાળી ! તું એ રાજકુમારીને સમજાવ કે "હું કકુત્સ્થના વંશનો રાજા છું.[૪૬] તું ગાંધર્વવિવાહની રીતિથી મને પતિ કર. હે સારા નિતંબવાળી ! મને કોઈ પણ સ્ત્રી નથી.[૪૭] જુવાનીમાં આવતી, રૂપાળી અને સારા કુળની સ્ત્રી જાણીને તને પરણવાને ઇચ્છું છું; અથવા તારા પિતાએ વિધિસહિત મને તારૂં કન્યાદાન દેવું જોઇએ.[૪૮] હું તને અનુકૂલ રહેનારો પતિ થઈશ એમાં સંશય નથી." આ પ્રમાણે રાજાનું વચન સાંભળી કામશાસ્ત્રમાં નિપુણતા ધરાવનારી તે દાસીએ

મંદોદરીની પાસે જઈ હસીને તેને મધુર વચન કહ્યું કે:—"હે મંદોદરિ ! સૂર્યવંશમાં જન્મેલો, અત્યંત રૂપાળો, બળવાન અને અવસ્થાથી તારા જેવડો રાજા આવ્યો છે અને એને સર્વથા તારા ઉપર પ્રીતિ થઈ છે.[૪૯,૫૧] હે સુંદરિ ! હે મોટાં નેત્રવાળી ! તારો પિતા પણ તારેસારૂ સર્વદા પરિતાપ પામ્યા કરે છે. તારા વિવાહનો સમય આવ્યો જાણી અને તને વૈરાગ્યવાળી જાણી વારંવાર નિસાસા મૂકીને તારો પિતા અમને કહે છે કે તમે સેવામાં લાગેલી દાસીઓ છો માટે જેમ બને તેમ મારી કુંવરીને સમજાવો.[૫૨-૫૩] તું કે જે હઠથીજ ધર્મને વળગેલી છે તેને અમો કોઇ રીતે કહી શકતી નથી, પણ તારેજ સમજવું જોઇએ કે પતિની સેવા કરવી એજ સ્ત્રીઓનો ઉત્તમ ધર્મ છે; અને જે સ્ત્રી પતિની સેવા કરે તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ મનુએ કહેલું છે. આમ છે એટલામાટે હે મોટા નેત્રવાળી ! તું વિધિપૂર્વક વિવાહ કર."[૫૪ ૫૫]

મંદોદરી કહે છે:—મારે પતિ કરવો નથી. હું તો ઉત્તમ તપ કરીશ. હે મૂઢ ! તું એ રાજાને વાર. એ નિર્લજ્જપણાથી મારી સામું કેમ જુવે છે ?[૫૬]

દાસી કહે છે:—હે મંદોદરિ ! કામદેવ જીતાવો ઘણો કઠણ છે અને કોઇનાથી કાળનું ઉલ્લંઘન થતું નથી, એટલા માટે હે સુંદરિ ! મારૂં સાચું વચન તારે માનવું જોઈયે. નહિતર કોઈ આપત્તિ આવી પડશે એમાં સંશય નથી.

મહિષાસુર કહે છે:—એ પ્રમાણે સખીનું વચન સાંભળીને મંદોદરીએ તેને કહ્યું[૫૭-૫૮] કે:—"હે દાસી ! દૈવયોગથી જે બનવાનું હોય તે ભલે થાય. હું તો સર્વથા વિવાહ કરવાની નથી."[૫૯] આ પ્રમાણે મંદોદરીનો આગ્રહ જાણી તે દાસીએ વીરસેનની પાસે જઇને કહ્યું કે:—"હે રાજા ! સુખેથી પધારો. એ કુંવરીને સારા પતિની ઈચ્છાજ નથી."[૬૦] દાસીનું વચન સાંભળી સ્ત્રીની ઈચ્છા જેણે છોડી દીધી એવો તે રાજા મનમાં કચવાઇને ત્યાંથી સેનાની સાથે કોસલ દેશમાં ગયો.[૬૧]

**नृपस्तु तद्वचः श्रुत्वा निर्गतः स सेनया ॥**
**कोसलान्विमना भूत्वा कामिनींप्रति निस्पृहः॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

---

## अध्याय १८ मो. મંદોદરીની કથા

**महिष उवाच**

**तस्यास्तु भगिनी कन्या नाम्नाचेंदुमती शुभा॥**
**विवाहयोग्या संजाता सुरूपावरजा यदा॥१॥**

મહિષાસુર કહે છે:—એ મંદોદરીને ઈંદુમતી નામે એક સારી અને સારા રૂપવાળી ન્હાની બેન હતી તે જ્યારે પરણાવવાને યોગ્ય થઈ[૧] ત્યારે તેના વિવાહોત્સવમાં સ્વયંવર થયો. મંડપમાં દેશોદેશના રાજાઓ ભેગા થયા હતા;[૨] તેઓમાંથી કોઇ એક રૂપાળા, બલવાન, કુલ તથા શીલથી સંપન્ન અને સઘળાં શુભ લક્ષણવાળા રાજાને એ ઈંદુમતી વરી.[૩] એ સમયમાં કોઈ વ્યભિચારી રાજાને જોઇને મંદોદરી કામાતુર થઇ ગઈ. ચતુરાઈથી શોભતા પણ શઠતાવાળા તે રાજા ઉપર દૈવયોગથી ઇચ્છા ઉત્પન્ન થતાં તેણે પોતાના પિતાને કહ્યું કે:-"અહીં આ મદ્રદેશના રાજાને જોઇને આજ મને ઈચ્છા થઇ છે, માટે હે પિતા ! મારો વિવાહ કરો"[૪૫] ચંદ્રસેન પણ એકાંતમાં દીકરીનું એ વચન સાંભળીને રાજીપાથી તે કામમાં તત્પર થયો.[૬] એ રાજાને ઘરમાં બોલાવીને તેણે વિવાહના વિધિ પ્રમાણે તેને મંદોદરીનું કન્યાદાન દીધું તથા ઘણી ઘણી પહેરામણી આપી.[૭] મદ્ર દેશનો રાજા એ ચારૂદેષ્ણ તે સુંદર સ્ત્રીને પરણીને રાજી થયો અને

તેને સાથે લઇને પોતાને ઘેર ગયો.[૮] એ મોટા રાજાએ મંદોદરીની સાથે ઘણા દિવસ સુધી રમણ કર્યું. કોઇ દિવસે એ રાજા કોઇ દાસની સ્ત્રી સાથે એકાંતમાં રમણ કરતો હતો,[૯] ત્યાં દાસીએ ચેતવી દેવાથી મંદોદરીએ તેને દીઠો. મંદોદરીએ પોતાને ક્રોધ ચડયા છતાં પણ મંદ હાસ્ય કરીને તે રાજાને ઠપકો દીધો.[૧૦] કોઈ દિવસે વળી એ રાજા કોઇ રૂપાળી વેશ્યાને એકાંતમાં રમાડતો અને લડાવતો હતો તે મંદોદરીના જોવામાંઆવતાં મંદોદરીને તે સમયે ખેદ થયો. મંદોદરી વિચાર કરવા લાગી[૧૧] કે "મેં જ્યારે આ રાજાને સ્વયંવરમાં દીઠો ત્યારે આ શઠ છે એમ જાણ્યું ન હતું. મેં મૂર્ખતાથી આ શું કામ કર્યું ? મને તો આ રાજાએ ઠગી લીધી.[૧૨] હવે આ નિર્લજ્જ, નિર્દય તથા શઠ પતિવિષે હું કેટલોક સંતાપ કરૂં ? આવા પતિ ઉપર શી પ્રીતિ રહે ? હવે મારા જીવિતને ધિક્કાર છે.[૧૩] હવે હું આજથી સંસારમાં પતિના સંભોગથી થતાં સઘળાં સુખનો ત્યાગ કરૂં છું અને સંતોષ વાળી બેસું છું.[૧૪] મેં ન કરવાનું કામ કર્યું તે આજ મને દુઃખદાયી થઇ પડયું. હું જો દેહનો ત્યાગ કરૂં તો ટાળી ટળે નહિ એવી આત્મહત્યા લાગે[૧૫] અને બાપને ઘેર જાઉં તો ત્યાં પણ સુખી ન થતાં ઉલટી સખીઓની હાંસીને પાત્ર થાઉં, એમાં સંશય નથી.[૧૬] એટલામાટે આવા કાળયોગનેલીધે ભોગના સુખનો ત્યાગ કરી વૈરાગ્ય રાખીને મારે અહીંજ રહેવું યોગ્ય છે."[૧૭] દુઃખ અને શોકથી ઘેરાએલી તે મંદોદરી આવો વિચાર કરી તે પછી સંસારના સુખને છોડી દઇને પતિના ઘરમાંજ પડી રહી હતી.[૧૮] હે દેવિ ! હે કલ્યાણિ ! એવી રીતે તું પણ હમણાં મારા જેવા ઉત્તમ રાજાનો અનાદર કરી પછી કામાતુર થઇને બીજા કોઈ મંદ પુરૂષનો આશ્રય લઈશ.[૧૯] તું મારૂં સાચું અને સ્ત્રીઓને અત્યંત હિતકારી વચન માન. મારૂં વચન નહિ માનીશ તો તને પરિણામે મોટા શોકમાં પડવું પડશે એમાં સંશય નથી.[૨૦]

દેવી કહે છેઃ–હે મંદબુદ્ધિવાળા ! તું હવે પાતાલમાં જા અથવા યુદ્ધ કર. તને તથા સઘળા અસુરોને મારીને હું મને ગમશે ત્યાં જઈશ.[૨૧] હે દાનવ ! જ્યારે જ્યારે સાધુલોકોને દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે ત્યારે તેઓની રક્ષા કરવાસારૂ હું દેહ ધરૂં છું.[૨૨] હું કે જે રૂપ તથા જન્મથી રહિત છું તેનાં રૂપ અને જન્મો દેવતાઓનાં રક્ષણનેમાટે થાય છે એમ નિશ્ચયથી જાણજે.[૨૩] હે મહિષ ! હું સાચું કહું છું કે તને મારવાનેસારૂ દેવતાઓએ મારી પ્રાર્થના કરી છે માટે હું તને માર્યા પછીજ નિશ્ચલ રહીશ; એટલામાટે તું યુદ્ધ કર અથવા દૈત્યોના નિવાસરૂપ પાતાલમાં જતો રહે. હું તને સર્વથા મારીશ એ સત્ય વચન કહું છું'[૨૪,૨૫]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મહિષાસુર ધનુષ લઇ યુદ્ધ કરવાની ઈચ્છાથી રણભૂમિમાં ઉભો[૨૬] અને તુરત શિલાથી સજેલાં અને કાનસુધી ખેંચેલાં બાણ મૂકવા લાગ્યો. દેવીએ ક્રોધથી લોઢાનાં ફળાંવાળાં બાણો મૂકીને તે બાણોને કાપી નાખ્યાં.[૨૭] પરસ્પર જીતી લેવાને ઇચ્છતા દેવ અને દાનવોને ભય ઉત્પન્ન કરે એવું તે દેવી અને મહિષાસુરને પરસ્પર યુદ્ધ થયું.[૨૮] વચમાં દેવીને કોપ ઉત્પન્ન કરવાસારૂ દુર્ધર દૈત્યે આવીને દેવી ઉપર અત્યંત દારૂણ ઝેર પાએલાં બાણ મૂકવા માંડયાં.[૨૯] પછી ક્રોધ પામેલાં ભગવતીએ સજેલાં બાણોથી પ્રહાર કરતાં મરણ પામેલો દુર્ધર પર્વતના શિખરની પેઠે ધરતીપર પડયો.[૩૦] દુર્ધરને તે પ્રમાણે મરણ પામેલો જોઈ પ્રબળ અસ્ત્ર જાણનારા ત્રિનેત્ર દૈત્યે

આવીને દેવીને સાત બાણ માર્યાં.[31] એ બાણ પહોંચ્યાં નહિ તે પહેલાં જગદંબાએ તેઓને પોતાનાં બાણોથી કાપી નાખ્યાં અને ત્રિનેત્રને ત્રિશૂળથી મારી નાખ્યો.[32] ત્રિનેત્રને મારેલો જોઇ તુરત અંધક આવ્યો અને તેણે સિંહના માથામાં લોઢાની ગદા મારી.[33] ક્રોધ પામેલો સિંહ તુરત પોતાના નખના પ્રહારથી તે મહાબળવાન અંધકને મારી નાખીને તેનું માંસ ખાઇ ગયો.[34] એ દૈત્યોને યુદ્ધમાં મારી નાખેલા જોઈ વિસ્મય પામેલો મહિષાસુર તુરત શિલાથી સજેલાં અત્યંત તીક્ષ્ણ બાણ મૂકવા લાગ્યો.[35] એ બાણો પહોંચ્યા પહેલાં દેવીએ પોતાનાં બાણોથી તેઓને કાપી નાખ્યાં અને મહિષાસુરની છાતીમાં ગદા મારી.[36] ગદા વાગવાથી મહિષાસુરને મૂર્છા આવી ગઇ. ક્રોધ પામેલા એ પાપીએ પીડા સહન કર્યા પછી તુરત પાછો આવીને સિંહના માથામાં ગદા મારી. સિંહે પણ તે મોટા દૈત્યને નખાઘાત કર્યો.[37-38] પછી મહિષાસુર પુરૂષનું રૂપ છોડી દઇને સિંહ થયો અને પોતાના નખોથી દેવીના મદોન્મત્ત સિંહને પીડા કરવા લાગ્યો.[39] મહિષાસુરને સિંહ થએલો જોઈ ક્રોધ પામેલાં દેવીએ લોઢાનાં ફળાંવાળાં અને ઝેરી નાગજેવાં ક્રૂર તીક્ષ્ણ બાણોની તેના ઉપર વૃષ્ટિ કરી.[40] મહિષાસુરે સિંહનું રૂપ છોડી દઇ મદ ઝરનાર હાથી થઇને પોતાની સુંઢવડે પર્વતનું શિખર ઉપાડીને દેવીની ઉપર નાખ્યું.[41] એ શિખરને આવતું જોઈ જગદંબાએ શિલાથી સજેલાં બાણોથી તેના તિલ તિલ જેવડા કકડા કરી નાખ્યા અને પછી હાસ્ય કર્યું.[42] તે સમયે દેવીનો સિંહ ઉછળીને હાથીરૂપ તે મહિષાસુરના માથા ઉપર ચડી બેઠો અને નખોથી તેને ફાડવા લાગ્યો.[43] પછી મહિષાસુર હાથીનું રૂપ છોડી દઇને ક્રોધથી સિંહને મારી નાખવા સારૂ દારૂણ અને બલવત્તર શરભ થયો.[44] એને શરભ થએલો જોઇને ક્રોધ પામેલાં દેવીએ તેના માથામાં ખડ્ગ માર્યો અને તેણે પણ દેવીને તુરત પ્રહાર કર્યો.[45] એઓને પરસ્પર અત્યંત ભયંકર યુદ્ધ થયું. પછી મહિષાસુર પાડાનું રૂપ ધરીને તે સમયે શીંગડાંઓથી યુદ્ધ કરવા લાગ્યો.[46] એ ઘોર રૂપવાળો ભયાનક દૈત્ય પૂછડું ફેરવીને તુરત શીંગડાંઓવડે દેવીને પ્રહાર કરવા લાગ્યો.[47] મોટા આનંદથી હસતો એ પાપી મહિષાસુર શીંગડાંઓમાં પર્વતો લઈ બળથી પૂછડાવડે ફેરવી ફેરવીને દેવી ઉપર નાખવા લાગ્યો.[48] એ મદોન્મત્ત દૈત્યે દેવીને કહ્યું કેઃ—"હે દેવિ! તું યુદ્ધમાં ઉભી રહેજે. તું જો કે રૂપ અને યૌવનવાળી છે તોપણ હવે હું તને મારી નાખીશ.[49] તું મૂર્ખ અને મદથી મત્ત છે કે જેથી ખોટું બળ ધરાવી બહુજ મોહ પામીને કઠોરપણાથી મારી સાથે યુદ્ધ કરે છે.[50] તને માર્યા પછી શઠ અને કપટ કરવામાં નિપુણ દેવતાઓ કે જેઓ સ્ત્રીને અગ્રણી કરીને મને જીતવા ઇચ્છે છે તેઓને મારી નાખીશ.[51]

દેવી કહે છેઃ—હે મંદબુદ્ધિવાળા ! ઉભો રહે. ઉભો રહે. ગર્વ કર માં. યુદ્ધભૂમિમાં તને મારી નાખીને હું સઘળા દેવતાઓને દુઃખરહિત કરીશ.[52] હે અધમ ! હું આ મીઠી મદિરાનું પાન કરીને તું કે જે દેવતાઓને દુઃખ દેનાર, પાપી અને મુનિઓને ભય આપનાર છે તેને યુદ્ધમાં કાપી નાખીશ.[53]

વ્યાસ કહે છેઃ—મોટા દૈત્યને મારવાની ઈચ્છાવાળાં જગદંબાએ ક્રોધથી એ પ્રમાણે બોલી મદિરાથી ભરેલો સોનાનો પ્યાલો લઇને વારંવાર મદિરા પીધી.[54]* દેવતાઓને રાજી

* કાલિકાપુરાણમાં કહ્યા પ્રમાણે 'મહિષાસુર શિવનો અંશ છે માટે તેને બુદ્ધિપૂર્વક નહિ મારતાં મદાંધ થઇને મારવો જોઇએ, એવી ધારણાથી દેવીએ મદિરા પીધી.

કરતાં જગદંબા મીઠી દ્રાક્ષની મદિરા પીધા પછી ત્રિશૂલ લઇને તુરત એ દાનવની સામે દોડ્યાં. દેવતાઓ પ્રેમથી તેમની સ્તુતિ કરવા લાગ્યા, પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને દુંદુભિઓ વગાડીને 'જય જય, ચિરંજીવ ચિરંજીવ' એમ બોલવા લાગ્યા.[૫૫ ૫૬] આકાશમાં ઉભેલા ઋષિ, સિદ્ધ, ગંધર્વ, પિશાચ, નાગ, ચારણ અને કિન્નરો સંગ્રામનો સમારંભ જોઈને રાજી થયા.[૫૭] કપટ કરવામાં નિપુણ મહિષાસુર પણ વારંવાર માયાથી અનેક પ્રકારના દેહ ધરીને દેવીને પ્રહાર કરવા લાગ્યો.[૫૮] ક્રોધથી રાતાં નેત્રવાળાં જગદંબાએ બલાત્કારથી તે પાપીની છાતીમાં તીક્ષ્ણ ત્રિશૂલ માર્યું.[૫૯] ત્રિશૂલ વાગવાથી મહિષાસુર ધરતીપર પડી ગયો અને થોડીવાર મૂર્છા આવી. તેણે પાછો ઉઠીને વેગથી દેવીને પોતાના પગનો પ્રહાર કર્યો.[૬૦] પગથી પ્રહાર કરીને વારંવાર હસવા લાગ્યો અને દેવતાઓને ત્રાસ આપે એવો દારૂણ શબ્દ કરવા લાગ્યો.[૬૧] પછી દેવીએ હજાર ધારાવાળું સુનાભ નામનું ઉત્તમ ચક્ર હાથમાં લઇને મોટા સ્વરથી સામે ઉભેલા મહિષાસુરને કહ્યું[૬૨] કે:-"હે મદાંધ ! હવે તારા કંઠને કાપી નાખનારા આ ચક્રને જો. યુદ્ધમાં ક્ષણમાત્ર સ્થિર રહીને હમણાંજ યમલોકમાં જા."[૬૩] આ પ્રમાણે બોલીને જગદંબાએ યુદ્ધમાં દારૂણ ચક્ર મૂક્યું અને તે ચક્રે તે સમયેજ મહિષાસુરનું માથું કાપી નાખ્યું.[૬૪]§જેમ પર્વતમાંથી ગેરૂ આદિથી રાતો ઝરણાનો મોટો પ્રવાહ નીકળે તેમ મહિષાસુરના કંઠનાળમાંથી ઉન્હું લોહી નીકળવા લાગ્યું.[૬૫] એ દૈત્યનું ધડ ફરતાં ફરતાં ધરતીપર પડયું. સુખને વધારે એવો દેવતાઓનો જય શબ્દ થઈ રહ્યો.[૬૬] તે સમયે મહાબળવાન સિંહ ભાગવા લાગેલા દાનવોને જાણે પોતે ભૂખ્યો હોય એવીરીતે યુદ્ધમાં ખાવા લાગ્યો.[૬૭] મહિષાસુર મરી જતાં ભયથી પીડાએલા કેટલાએક દાનવો કે જેઓ મરવામાંથી અવશેષ રહ્યા તેઓ પાતાળમાં જતા રહ્યા.[૬૮] દેવીએ મહિષાસુરને મારતાં દેવતાઓ, મુનિઓ અને પૃથ્વીમાં મનુષ્યો તથા બીજા પણ જેઓ સાધુ હતા તેઓ પરમ આનંદ પામ્યા.[૬૯] પછી ચંડિકા પણ રણભૂમિને છોડી દઇને સારા પ્રદેશમાં ઉભાં રહ્યાં. ત્યાં એ સુખદાયી જગદંબાની સ્તુતિ કરવારૂ દેવતાઓ તુરત આવ્યા.[૭૦]

§ માર્કંડેયપુરાણની મહિષાસુરના વધની કથાને અને આ કથાને કાંઇક વિરોધ આવે છે તેનું કલ્પભેદની કલ્પનાથી સમાધાન કરવું એમ ટીકાકાર લખે છે.

**ચંડિકापि रणं त्यक्त्व शुभे देशेथ संस्थिता ॥**
**देवास्तत्राययुः शीघ्रं स्तोतुकामाःसुखप्रदाम्॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

## अध्याय १९ मो. દેવકૃત દેવીસ્તુતિ

**વ્યાસ ઉવાચ**

**अथप्रमुदिताः सर्वे देवाइंद्रपुरोगमाः ॥**
**महिषंनिहतंदृष्ट्वा तुष्टुवुर्जगदंबिकाम् ॥ १ ॥**

વ્યાસ કહે છે:-મહિષાસુરને મારેલો જોઇ રાજી થએલા સઘળા ઇંદ્ર આદિ દેવતાઓએ પછી જગદંબાની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૧]

દેવતાઓ કહે છે:-હે ભગવતિ ! તમારી શક્તિથીજ બ્રહ્મા આ જગતને સર્જે છે, વિષ્ણુ પાળે છે અને શિવ અંતકાળે સંહારે છે. તમારી શક્તિ ન હોય તો એ દેવતાઓ પણ કાંઇ કરવા સમર્થ નથી માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશને કરનારાં તમેજ છો.[૨] કીર્ત્તિ, મતિ, સ્મૃતિ, ગતિ, કરૂણા, શ્રદ્ધા, ધૃતિ, દયા, વસુધા, કમળા, અજયા, પુષ્ટિ, કળા, વિજયા, પાર્વતી, જયા, તુષ્ટિ, પ્રભા, બુદ્ધિ, ઈશ્વરશક્તિ, લક્ષ્મી, વિદ્યા, ક્ષમા, કાંતિ અને મેધા, એ સઘળી

આ જગતમાં તમારી વિભૂતિઓ છે. હે સર્વ લોકોનાં અધિષ્ઠાનરૂપ! તમારી એ શક્તિઓ વિના કાંઇપણ વ્યવહાર કરવાને કોણ સમર્થ છે? આ સઘળા બ્રહ્માંડમાં જે કાંઇ છે તે સઘળું તમારૂંજ સ્વરૂપ છે.[૩,૪] તમે ધારણાશક્તિરૂપથી ન રહ્યાં હો તો કૂર્મ અને શેષનાગ પૃથ્વીને ધરવામાં સમર્થ થાય કે? નજ થાય. હે મા! તમે પૃથ્વીરૂપે ન હોત તો ઘણા ભારવાળું આ સઘળું જગત આકાશમાં શી રીતે રહેત.[૫] હે મા! તમે છતાં જે મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ચંદ્ર, અગ્નિ, યમ, વાયુ અને ગણેશ આદિ દેવતાઓની સ્તુતિ કરે છે તેઓ તમારી માયાના ગુણોથી મોહ પામેલાજ છે. કારણ કે તમારી શક્તિવિના કોઇ પણ દેવ કાર્ય કરવામાં સમર્થ નથી.[૬] હે જનનિ! મોટા મોટા યજ્ઞોમાં ઈંદ્રાદિક દેવતાઓનો ઉદ્દેશ કરીને જેઓ અગ્નિમાં ઘણાં ઘણાં હવિ હોમે છે તેઓ પણ થોડી બુદ્ધિવાળા છે; કારણ કે તમે કે જે સ્વાહારૂપ છો તેનો યજ્ઞમાં પ્રયોગ ન થાય તો હોમેલું હવિ શું દેવતાઓને પહોંચે છે? નથીજ પહોંચતું. આ પ્રમાણે દેવતાઓનું જીવન તમારા સ્વાધીનમાં છે માટે દેવતાઓને છોડી દઇને સાક્ષાત્ તમારૂંજ યજન કરવું યોગ્ય છે તે કરતા નથી તેથી તેઓ મૂઢ છે.[૭] હે ભગવતિ! તમેજ સ્થાવર–જંગમોને સર્વદા ભોગ આપનારાં છો. કારણ કે તમારા અંશરૂપ ચોવીશ તત્વોથી શરીર પ્રાપ્ત થઇને સર્વને પ્રારબ્ધ કર્મ ભોગવવાનું મળે છે. તમેજ સર્વને ભોગ આપનારાં છો એટલામાટે તમે જેમ પોતાના ભક્ત દેવતાઓનું પોષણ કરો છો તેમ દૈત્યોને પણ પ્રકારાંતરથી પાળો છો.[૮] હે મા! વનમાં વિનોદને લીધે પોતે વાવેલાં ઝાડ ફળરહિત, પાંદડાં વગરનાં અને કડવાં હોય તો પણ ડાહ્યા પુરૂષો તેઓને કોઈ રીતે કાપતા નથી પણ પ્રકારાંતરથી પાળે છે, એવી રીતે તમે પણ તેઓના પ્રારબ્ધ પ્રમાણે તેઓને ઉત્પન્ન કરીને પ્રકારાંતરથી સારી રીતે પાળો છો.[૯] એ પ્રકારાંતર એ છે કે જ્યારે અમારા શત્રુ દૈત્યોને સ્વર્ગમાં જઈ દેવાંગનાઓની સાથે રમણ કરવાની ઇચ્છા થએલી તમારા જાણવામાં આવે છે ત્યારે તેઓના મનોરથ પૂરવાને સારૂ તેઓને બાણોથી યુદ્ધમાં મારીને કરૂણા રસને લીધે બીજા અવતારમાં તેવાં સુખ આપો છો. માટે દૈત્યોને મારવારૂપ આ તમારૂં ચરિત્ર તેઓના ઉપર દ્વેષથી નહિ પણ તેઓના ઉપર પ્રકારાંતરે પ્રેમથીજ થયું છે.[૧૦] હે મા! તમે દૈત્યોને પોતાની ઈચ્છામાત્રથી મારી નાખવાને સમર્થ છો તે છતાં તે મોટા પ્રભાવવાળાઓને મારવા સારૂ તમારે અવતાર લેવા પડે છે એ આશ્ચર્ય છે. પરંતુ અવતારો ધરીને અનેક પ્રકારની લીલાઓ કરવી અને તે દ્વારા ભક્તિ વધારીને ભક્તોને મુક્તિ આપવી એજ તેમાં કારણ હોય એમ જણાય છે. બીજું કશું કારણ જણાતું નથી.[૧૧] અરેરે અત્યંત દુષ્ટ કળિકાળ આવતાં જે મનુષ્યો તમને ભજતા નથી તેઓને પુરાણની કથામાં પહોંચેલા ધૂર્ત લોકોએ ઠગ્યા છે અને ઠગીને વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓ કે જેઓને તમે બનાવેલા છે તેઓની સેવામાં તત્પર કરી દીધા છે.[૧૨] હે જગદંબા! સઘળા દેવતાઓ દૈત્યોએ પીડેલા, માનભંગ કરેલા અને તમનેજ અધીન રહેનારા છે એમ જાણતાં છતાં પણ પૃથ્વીમાં જે મનુષ્યો ભક્તિભાવથી તેઓને ભજે છે તે મનુષ્યો નિર્મળ દીવો હાથમાં લઈને પાણી વગરના ઊંડા કૂવામાં પડે છે.[૧૩] હે મા! સુખદાયી વિદ્યારૂપ અને દુઃખદાયી અવિદ્યારૂપ પણ તમેજ છો. સર્વ લોકોની પીડા હરનારાં પણ તમેજ છો. મુમુક્ષુ લોકો તમારૂં આરાધન

કરે છે પણ ભોગમાં તત્પર રહેનારા મંદબુદ્ધિવાળા અજ્ઞાન લોકો તમારૂં આરાધન કરતા નથી.[૧૪] તમારૂં ચરણારવિંદ કે જે શરણાગતોનું રક્ષણ કરનાર છે તેને બ્રહ્મા, શિવ, વિષ્ણુ, અને બીજા દેવતાઓ પણ ભજે છે. ભ્રાંતિ પામેલા અને અલ્પ બુદ્ધિવાળા જે લોકો એ ચરણારવિંદને ભજતા નથી તેઓ સર્વદા ભવરૂપી સાગરમાં પડે છે.[૧૫] હે ચંડિ ! તમારા ચરણકમળથી ઉડેલી રજના પ્રભાવથીજ બ્રહ્મા સૃષ્ટિકાળમાં સર્વ જગતને સર્જે છે, વિષ્ણુ પાળે છે અને શિવ સંહારે છે. એટલા માટે જે મનુષ્ય તમારી સેવા ન કરે તે દુર્ભાગ્ય છે.[૧૬] હે દેવિ ! દેવ અને દૈત્યોની વાણીરૂપ તમેજ છો. તમે જો એ લોકોના મુખમાં વસો નહિ તો તેઓ બોલવામાં પણ સમર્થ ન થાય. આ વાત પ્રત્યક્ષ જોવામાં આવે છે કે મુંગા માણસો મ્હોડું છતાં પણ બોલતા નથી.[૧૭] વિષ્ણુ તો બહુજ કોપ પામેલા ભૃગુ ઋષિના શાપથી મત્સ્ય, કચ્છપ, સૂકર, નૃસિંહ અને છળ કરનારા વામનરૂપે પૃથ્વીમાં અવતર્યા હતા, માટે તે અવતારોની ભક્તિ કરનારાઓને મૃત્યુનો ભય શું ન થાય ? થવોજ જોઈએ.[૧૮] હે મા ! સદાશિવ પણ વનમાં ગયા હતા ત્યારે ભૃગુના શાપથી તેમનું લિંગ પડી ગયું હતું એ પ્રસિદ્ધ વાત છે. જે પોતાના લિંગનું પણ રક્ષણ કરી શક્યા નહિ તેમને ભજનારાઓને આ લોક અને પરલોકનું સુખ શી રીતે થાય ? નજ થાય.[૧૯] હાથીના મોઢાવાળા ગણપતિ કે જે સદાશિવના પુત્ર છે તેમને જે લોકો ભજે છે તેઓ ખોટી ભ્રાંતિમાંજ પડેલા છે. તમે કે જે સ્મરણમાત્રથીજ સઘળા પુરૂષાર્થ આપનારાં જગદંબા છો તેમને એ લોકો જાણતા નથી.[૨૦] તમે દયાળુપણાથી શત્રુઓને પણ સજેલાં બાણોવડે મારીને સ્વર્ગલોકમાં મોકલ્યા એ મોટો ચમત્કાર કર્યો છે. તમે જો એ લોકોને યુદ્ધમાં માર્યા ન હોત તો એઓ પોતાનાં કર્મોથી પ્રાપ્ત થએલા નરકમાં અત્યંત દુઃખમય આપત્તિમાં પડ્યા વગર રહેત નહિ.[૨૧] બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણ મોટા દેવ પણ અહંકારથી વીંટાએલા હોવાનેલીધે તમારા પ્રભાવને જાણતા નથી ત્યારે અતુલ પ્રભાવવાળા તમારા સત્વ આદિ ગુણોએ મોહ પમાડેલા અમો તથા મનુષ્યો તો કેમજ જાણી શકીએ ![૨૨] જે મુનિઓ તમારૂં સ્વરૂપ અચિંત્ય છે એમ માનીને તમારૂં ભજન નહિ કરતાં સૂર્ય અને અગ્નિની સેવામાં તત્પર રહે છે તે મૂઢ બુદ્ધિવાળાઓ સંસારના ક્લેશજ ભોગવ્યા કરે છે. એ લોકો હજારો શ્રુતિઓ ભણેલા હોય છે પણ તેઓએ વેદના સારરૂપ પરમાર્થ તત્વ જાણ્યું નથી.[૨૩] તમારૂં સ્વરૂપ જોકે કોઇનાથી સ્પષ્ટ દેખાતું નથી તો પણ 'નેતિ નેતિ' એવા નિષેધોના અવધિરૂપ સત્તામાત્રરૂપે જણાય છે. તમારા સત્વ આદિ ગુણોનો પ્રભાવ ઘણો મોટો છે એમ ધારીએ છીએ; કેમકે એ ગુણો પૃથ્વીમાં લોકોને પુરૂષોની બુદ્ધિઓથી રચાએલાં અનેક શાસ્ત્રોથી વિષ્ણુ, શિવ, સૂર્ય અને ગણેશની ભક્તિમાં તત્પર કરી નાખીને તમારી ભક્તિથી વિમુખ કરે છે.[૨૪] હે અંબિકા ! જે પુરૂષો વિષ્ણુ અને શિવનાં પૂજન તથા ભક્તિનું પ્રતિપાદન કરનારાં પોતાનાં કપોલકલ્પિત શાસ્ત્રોથી મનુષ્યોને તમારા ચરણથી વિમુખ કરે છે તેઓ પણ તમારાજ ગુણોથી દબાએલા છે એમ જાણીને તમે તેઓના ઉપર કોપ કરતાં નથી. પણ દયા કરીને તેઓને વશ તથા આકર્ષણ આદિ મોહમંત્રોમાં નિપુણ કરતાં ધન અને વંશવૃદ્ધિ આદિ ક્ષુદ્ર ફળ આપો છો.[૨૫] સત્યયુગમાં અત્યંત શુદ્ધ સત્વગુણનું બળ ઘણું હોય છે તેથી કપોલકલ્પિત

શાસ્ત્રોનો અસ્ત થઈ જાય છે અને કલિયુગમાં તો કવિપણાનું અભિમાન ધરાવનારા પ્રપંચી લોકો સાચાં શાસ્ત્રોમાં કરેલા તમારા નિરૂપણને ઢાંકી દઈ બીજા દેવતાઓ કે જેઓને તમે બનાવેલા છે તેઓની સ્તુતિ કરે છે.[૨૬] તમે કે જે મુક્તિરૂપ ફળ આપનાર અને યોગસિદ્ધ પરવિદ્યારૂપ છો તેનું અત્યંત શુદ્ધ ચિત્તવાળા જે મુનિઓ ધ્યાન કરે છે તેઓ ગર્ભવાસના દુઃખને પામતા નથી. પૃથ્વીમાં જેઓનું ચિત્ત તમારામાંજ લીન રહે છે તે મનુષ્યો કૃતાર્થ છે.[૨૭] પરમાત્મામાં પણ ચૈતન્યશક્તિ છે તેથી તે પોતે નામરૂપાત્મક, જગતમાં પ્રસિદ્ધ અને સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારના કરનાર થઈ શકે છે. આ સંસારમાં તમારી શક્તિવગરનો કયો પુરૂષ પોતાની મેળે કામ કરવાને, વિહાર કરવાને અને હાલવા-ચાલવાને પણ સમર્થ થાય છે? કોઇ પણ થતો નથી.[૨૮] હે જગદંબા ! ચોવીશ તત્વોમાં જો ચૈતન્યશક્તિ ન હોય તો તેઓ જડ હોવાનેલીધે જગતને રચી શકે? નજ રચી શકે. તેમજ જ્ઞાનેદ્રિયો અને કર્મેદ્રિયો પણ જો આપરૂપ ચૈતન્યશક્તિથી રહિત હોય તો પોતપોતાના વિષયોનો ભોગ આપવાને સમર્થ થાય છે ? નથીજ થતી.[૨૯] હે મા ! તમે જો યજ્ઞોમાં સ્વાહા નામના સાધનરૂપે ન હો તોદેવતાઓ પણ મુનિઓએ વિધિસહિત આપીને હોમેલા પોતપોતાના ભાગોને લઈ શકે ? નજ લઇ શકે. આવી રીતે તમે પાળેલા દેવતાઓ જગતને પાળે છે માટે વાસ્તવિકરીતે તમેજ જગતને પાળો છો.[૩૦] સૃષ્ટિકાળમાં આ સર્વ જગતને તમે રચ્યું છે. બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર આદિ દેવતાઓને તમેજ પાળો છો અને પ્રલયના સમયમાં સર્વનું ભક્ષણ પણ તમેજ કરો છો. તમારા ચરિત્રને રૂદ્ર આદિ દેવ પણ જાણતા નથી, ત્યારે મંદભાગ્યવાળા મનુષ્યો તો ક્યાંથીજ જાણે.[૩૧] હે મા ! મહિષનું રૂપ ધરનારા મહા ઉગ્ર દૈત્યને મારીને અમો સઘળા દેવતાઓની તમે રક્ષા કરી છે. વેદ પણ તમારા સ્વરૂપને યથાર્થ રીતે જાણતા નથી ત્યારે અમો કે જેઓ મંદબુદ્ધિવાળા છીએ તેઓ તો તમારી સ્તુતિ કરવાનું શું જ જાણીએ.[૩૨] આ દુરાત્મા, જગતના કંટકરૂપ અને અપાર બળવાળા અમારા શત્રુને માર્યો એ તમે જગતનું મોટું કામ કર્યું અને પોતાની કીર્ત્તિનો વિસ્તાર કર્યો. હે પ્રખ્યાત પ્રભાવવાળાં ! હે મા ! આ પ્રમાણેજ જગત ઉપર કૃપા કરતાં રહેજો અને અમારૂં રક્ષણ કરજો.[૩૩]

વ્યાસ કહે છેઃ—દેવતાઓએ આ પ્રમાણે સ્તુતિ કરતાં દેવીએ કોમળ સ્વરથી તેઓને કહ્યું કેઃ—"હે ઉત્તમ દેવતાઓ ! બીજું પણ જે કાંઈ દુઃસાધ્ય કામ હોય તે કરવાનું મને કહેજો.[૩૪] જ્યારે જ્યારે અતિ દુર્ઘટ કામ પડે ત્યારે તમો મારૂં સ્મરણ કરજો એટલે હું તુરત તમારાં દુઃખનો નાશ કરીશ.[૩૫]

દેવતાઓ કહે છેઃ—હે દેવિ ! હમણાં આ અમારા શત્રુ મહિષાસુરને તમે માર્યો એ અમારૂં સઘળું કામ કર્યું.[૩૬] હે જગદંબા ! અમો સર્વદા તમારા ચરણારવિંદનુંજ સ્મરણ કરીએ તેમ કરો અને તમારામાં અવિચળ ભક્તિ આપો.[૩૭] પુત્રોના હજારો અપરાધો માજ સહન કરે છે એમ જાણીને લોકો તમે કે જે જગતનાં માતા છો તેમને શા માટે ભજતા નથી?[૩૮] આ દેહરૂપ વૃક્ષમાં જીવ અને પરમાત્મારૂપ બે પક્ષિઓ રહે છે અને એઓનેજ નિરંતર સખાપણું છે; ત્રીજો કોઈ સખા નથી કે જે અપરાધ સહન કરે.[૩૯] એટલામાટે પાપાત્મા, મંદભાગ્ય અને દેવ તથા મનુષ્ય આદિ યોનિઓમાં ભટકતો આ જીવ, તમે કે જે પરમાત્મારૂપે સખા છો તેમને છોડીને

પોતાનું શું ભલું કરશે ?[૪૦] ઘણાં પુણ્યોથી પણ માંડ મળે એવા મનુષ્યદેહને પામી તમારૂં સ્મરણ ન કરે તે મનુષ્ય અધમ છે એમ અમો મનથી, કર્મથી અને વાણીથી વારંવાર સાચું કહીએ છીએ.[૪૧] હે દેવિ! સુખમાં અથવા દુઃખમાં તમેજ અમારૂં અદ્દ્ભુત શરણ છો. નિરંતર તમારાં સઘળાં આયુધોથી અમારી રક્ષા કરજો. તમારા ચરણારવિંદની રજવિના અમારૂં બીજું કોઈ પણ શરણ નથી.[૪૨]

વ્યાસ કહે છેઃ–દેવતાઓએ આ પ્રમાણે જેમની સ્તુતિ કરી એવાં દેવી ત્યાંજ અંતર્ધાન થઇ ગયાં તેમને પધારી ગએલાં જોઇને દેવતાઓ મોટા વિસ્મય પામ્યા.[૪૩]

**एवं स्तुता सुरै र्देवी तत्रैवांतरधीयत ॥**
**विस्मयं परमं जग्मुर्देवास्तां वीक्ष्य निर्गताम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

## अध्याय २० मो.

### દેવીના અંતર્ધાન થવા પછી જગતમાં કલ્યાણવૃત્તિ

**जनमेजय उवाच.**

**अथाद्भुतं वीक्ष्य मुने प्रभावं देव्या जगच्छांतिकरं हितं च । न तृप्तिरस्ति द्विजवर्य शृण्वतः कथामृतं ते मुखपद्मजातम् ॥ १ ॥**

જનમેજયરાજા પૂછે છેઃ–હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હે મુનિ ! દેવીનો અદ્દ્ભુત, જગતને શાંતિ આપનાર અને હિતકારી પ્રભાવ જોઇને તમારા મુખારવિંદથી નીકળતા કથારૂપી અમૃતને સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૧] જગદંબા અંતર્ધાન થઈ ગયા પછી તે દેવ આદિ લોકોએ શું કર્યું ? થોડા પુણ્યવાળાં મનુષ્યોને દેવીનું પરમ પવિત્ર ચરિત્ર સાંભળવું પણ દુર્લભ છે.[૨] દેવીની કથારૂપી અમૃત કે જેનું પાન કરવાથી અમરપણું પ્રાપ્ત થાય છે, તે સાંભળવાથી ભાગ્યશાળી અને સારા કાનવાળો કયો પુરૂષ તૃપ્તિ પામે ? જેઓ આદરપૂર્વક એ અમૃતને પીતા નથી તે માણસોને ધિક્કાર છે.[૩] દેવ અને મોટા મુનિઓના રક્ષણની કથાવાળું જગદંબાનું લીલાભરેલું ચરિત્ર કે જે મનુષ્યોને સંસારરૂપી સમુદ્ર તરવાના સાધનરૂપ છે તેને કૃતજ્ઞ પુરૂષો કેમ છોડી દે ?[૪] સંસારમાં મુક્ત, મુમુક્ષુ અને રાગી એ ત્રણે પ્રકારના લોકોએ કાનરૂપી પડીઆઓથી પીવા યોગ્ય ભગવતીનું ચરિત્ર સઘળા પુરૂષાર્થોને આપે છે એમ વેદ જાણનારાઓ કહે છે.[૫] ધર્મ, અર્થ, અને કામમાં નિરંતર લાગી રહેલા રાજાઓએ તો વિશેષથી એ ચરિત્ર સાંભળવું જોઇએ. મુક્ત પુરૂષો પણ એ ચરિત્રરૂપી અમૃતને પીએ છે ત્યારે અમુક્ત પુરૂષોએ તેને શામાટે ન પીવું ?[૬] જે મનુષ્યોએ પૂર્વ જન્મમાં સુંદર મોગરાનાં પુષ્પોથી, ચંપકોથી અને બિલ્વદલોથી જગદંબાનું પૂજન કર્યું હોય તેઓજ પૃથ્વીમાં વૈભવવાળા રાજાઓ થાય છે એમ અનુમાન કરવુંજ જોઇએ.[૭] જેઓએ ભરતખંડમાં મનુષ્યદેહ પામીને ભક્તિરહિતપણાથી જગદંબાનું પૂજન કર્યું ન હોય તેઓ ધન–ધાન્ય રહિત, રોગી અને સંતાન વગરના થાય છે.[૮] એ લોકો નિરંતર પારકી આજ્ઞા ઉઠાવનારા અને કેવળ ભાર ઉપાડનારા દાસ થઇને ભટકયા કરે છે. રાત્રિ–દિવસ ધંધામાં લાગી રહે તો પણ તેઓને કદી પેટ ભરાયા જેટલું પણ મળતું નથી.[૯] પૃથ્વીમાં જેઓ આંધળા, મુગા, બહેરા, લુલા, કોઢીઆ અને દુઃખીઆ થાય છે તેઓવિષે વિદ્વાનોએ અનુમાન કરવું જોઈએ કે તેઓએ જગદંબાનું આરાધન કર્યું નથી,[૧૦] અને જે લોકો રાજ્યસંબંધી ભોગવાળી સમૃદ્ધિઓથી પરિપૂર્ણ,

ઘણા મનુષ્યોએ સેવાતા અને વૈભવોવાળા જોવામાં આવે છે તેઓએ જગદંબાનું પૂજન કર્યું છે.[૧૧] હે સત્યવતીના પુત્ર! એટલા માટે મારા ઉપર કૃપા કરીને હજી પણ દેવીનું ઉત્તમ ચરિત્ર કહો. તમે દયાળુ છો.[૧૨] સર્વના તેજમાંથી પ્રકટ થએલાં અને પાપી મહિષને મારનારાં તે મહાલક્ષ્મી, દેવતાઓએ સ્તુતિ અને પૂજા કર્યા પછી કયાં ગયાં?[૧૩] હે મહારાજ! એ ભુવનેશ્વરી તુરત અંતર્ધાન થયાનું તમે કહી ગયા, પણ અંતર્ધાન થયા પછી એ જગદંબા સ્વર્ગમાં, મર્ત્યલોકમાં, વૈકુંઠમાં કે મેરૂપર્વતમાં ગયાં અથવા તે સ્થળમાંજ લય પામ્યાં? એ વિષે હવે મને યથાર્થ રીતે કહો.[૧૪ ૧૫]

વ્યાસ કહે છેઃ-પ્રથમ મેં તમને દેવીના અત્યંત પ્યારા અને મનોહર ક્રીડાસ્થાનરૂપ મણિદ્વીપવિષે કહ્યું છે.[૧૬] એ દ્વીપમાં બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર સ્ત્રીપણું પામી ગયા હતા અને પછી પુરૂષપણું પામીને તેઓએ પોતપોતાનાં કામ કર્યાં હતાં.[૧૭] એ અત્યંત શોભાવાળો દ્વીપ અમૃતના સમુદ્રના મધ્યમાં છે. એ દ્વીપમાં જગદંબા અનેક રૂપોથી સર્વદા વિહાર કરે છે.[૧૮] એ સનાતન માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ભગવતી જે સ્થળમાં નિરંતર ક્રીડા કરે છે તે સ્થળમાંજ તે મહાલક્ષ્મી દેવતાઓએ સ્તુતિ અને પૂજા કર્યા પછી ગયાં.[૧૯] સર્વેશ્વરી જગદંબાને પધારી ગએલાં જોઈ દેવતાઓએ મહિષાસુરના સુંદર રાજ્યાસન ઉપર મહાબળવાન, સૂર્યવંશી, સર્વ લક્ષણવાળા, વીર અને અયોધ્યાના અધિપતિ શત્રુઘ્ન નામના રાજાને બેસાડયો.[૨૦.૨૧] શત્રુઘ્નને રાજ્ય આપ્યા પછી ઇંદ્ર આદિ સઘળા દેવતાઓ પોતપોતાનાં વાહનોપર બેસીને પોતપોતાનાં સ્થાનકોપર ગયા.[૨૨] હે રાજા! એ દેવતાઓ ગયા પછી પૃથ્વીમાં ધર્મરાજ્ય ચાલવા લાગ્યું. પ્રજાઓને સુખ થયું.[૨૩] વરસાદ સમયસર વરસવા લાગ્યો, પૃથ્વીમાં સારી રીતે ધાન્યો પાકવા લાગ્યાં, વૃક્ષો, ફળ તથા પુષ્પોની સમૃદ્ધિનેલીધે સર્વદા સુખદાયી થયાં.[૨૪] અને ઘડાજેવડા આઉવાળી દૂધાળ ગાયો મનુષ્યોની કામના પૂરવા લાગી. નદીઓ અનુકૂલ માર્ગે ચાલનારી, સ્વચ્છ શીતળ જળવાળી, અને પક્ષીઓને આનંદ આપનારી થઈ.[૨૫] બ્રાહ્મણો વેદાધ્યયન કરવામાં અને યજ્ઞ સંબંધી કર્મોમાં લાગ્યા. ક્ષત્રિયો ધર્મયુક્ત થઇને દાન તથા અધ્યયનમાં તત્પર થયા.[૨૬] સર્વે રાજાઓ નિરંતર શસ્ત્રવિદ્યામાં લાગેલા, પ્રજાઓના રક્ષણમાં તત્પર, ન્યાયમાર્ગથી શિક્ષા કરનારા અને શાંતિવાળા થયા.[૨૭] કોઇ પણ પ્રાણીઓને પરસ્પરમાં વિરોધ રહ્યો નહિ. મનુષ્યોને ખાણોમાંથી ઘણાં ધન મળવા લાગ્યાં. વ્રજોમાં ગાયોનાં અનેક ટોળાંઓની ભરતી થઈ.[૨૮] હે રાજાઓમાં ઉત્તમ! એ સમયે સઘળા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો દેવીની ભક્તિ કરવામાં તત્પર થયા.[૨૯] સર્વ સ્થળોમાં યજ્ઞના ખીલાઓ અને મનોહર મંડપો દેખાવા લાગ્યા. પૃથ્વી બ્રાહ્મણોએ અને ક્ષત્રિયોએ કરેલા યજ્ઞોથી વ્યાપ્ત થઈ.[૩૦] સ્ત્રીઓ પતિવ્રત પાળનારી, સારા સ્વભાવની અને સત્ય બોલનારી થઈ. પુત્રો માતાપિતાની ભક્તિ કરનારા અને ધર્માત્મા થયા.[૩૧] પૃથ્વીમાં કોઇ પણ સ્થળમાં પાખંડ કે અધર્મ રહ્યો નહિ. વેદ અને શાસ્ત્રો સંબંધી વાદો ચાલતાં બીજા કોઈ દુષ્ટ વાદો રહ્યા નહિ.[૩૨] કોઇને પણ કજીઓ, રાંકપણું કે અશુભબુદ્ધિ રહ્યાં નહિ. સર્વ સ્થલોમાં લોકો સુખી થયા. મરણ પણ સમયસર થવા લાગ્યું.[૩૩] સંબંધીઓના વિયોગ અને આપદાઓ અટકી ગયાં. મનુષ્યોને દુઃખ દેનારાં અનાવૃષ્ટિ, દુર્ભિક્ષ અને

મારી પણ બંધ પડી ગયાં.[૩૪] રોગ, મત્સર કે પરસ્પરમાં વિરોધ રહ્યા નહિ. સર્વ સ્થળોમાં પુરૂષો અને સ્ત્રીઓ સુખસંપન્ન થયાં.[૩૫] સર્વે મનુષ્યો, સ્વર્ગમાં દેવતાઓનીપેઠે ક્રીડા કરવા લાગ્યા. કોઈ ચોર, પાખંડી, ઠગારા, ઢોંગી, ચાડીઆ, લંપટ, અક્કડ રહેનારા કે વેદનો દ્વેષ કરનારા પાપીઓ રહ્યા નહિ.[૩૬ ૩૭] સર્વે વર્ણો ધર્મ કરવામાં અને બ્રાહ્મણોની સેવા કરવામાં તત્પર થયા. સૃષ્ટિજ ત્રણ ગુણમય છે તેથી કેટલાએક સાત્વિક, કેટલાએક રાજસ અને કેટલાએક તામસ બ્રાહ્મણો હતા.[૩૮] સાત્વિક બ્રાહ્મણો સઘળા વેદને જાણનારા, ચતુર, શુભ વૃત્તિવાળા, પ્રતિગ્રહ નહિ કરનારા અને દયા પાળવામાં તથા જિતેંદ્રિય રહેવામાં તત્પર હતા. ધર્મ કરવામાં લાગેલા એ બ્રાહ્મણો સાત્વિક અન્નોથી પુરોડાશ બનાવીને યજ્ઞો કરતા હતા, પણ કોઈ દિવસે પશુના માંસનો ઉપયોગ નહિ કરતા હતા; અને દાન, અધ્યયન તથા યજનમાં લાગેલા રહેતા હતા.[૩૯-૪૧] રાજસ બ્રાહ્મણો વેદમાં વિદ્વાન હતા, ક્ષત્રિયોના પુરોહિતપણાની વૃત્તિ કરતા હતા, વિધિપ્રમાણે માંસ ખાતા હતા અને યજન, યાજન, દાન, પ્રતિગ્રહ, અધ્યયન તથા અધ્યાપન નામનાં છ કર્મો કરવામાં લાગેલા હતા.[૪૩ ૪૪]તામસ બ્રાહ્મણો, રાગ, દ્વેષ અને ક્રોધ રાખતા હતા, નિરંતર રાજાઓનાં કામ કરતા હતા અને થોડીઘણી ભણવામાં પણ રૂચિ રાખતા હતા.[૪૫] દેવીએ મહિષાસુરને માર્યા પછી બ્રાહ્મણોમાં એ ગુણકૃત ભિન્નતા મટી જતાં સર્વે બ્રાહ્મણો સુખીઆ, વેદમાં તત્પર, પરિપૂર્ણ રીતે ઉત્તમ નિયમો પાળનારા અને દાન દેવામાં પ્રીતિવાળા થયા.[૪૬] ક્ષત્રિયો પાલન કરવામાં તત્પર થયા. વૈશ્યો ખેડ, વેપાર, ગાયોનું રક્ષણ અને ધનનાં વ્યાજ લેવાની વૃત્તિથી રહેવા લાગ્યા. મહિષાસુર મરી જતાં સર્વ લોકમાં આ પ્રમાણે આનંદ વર્તી રહ્યો.[૪૭] પ્રજાઓમાં ઉદ્વેગ મટી ગયો અને ધનની આવક થવા લાગી, ગાયો સારી અને ઘણાં દૂધવાળી થઈ.[૪૮] નદીઓ ઘણાં જળવાળી થઇ. વૃક્ષોમાં ફળ ઘણાં થવા લાગ્યાં. સઘળાં માણસો રોગરહિત થયાં, કોઈના અંતઃકરણમાં પીડા રહી નહિ. પ્રજાને દુઃખ દેનારી અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ટીડ, ઉંદર, પોપટ, અને પરચક્રપીડા, એ ઇતિઓ કોઈ પણ સ્થળમાં દેખાતી નહિ.[૪૯] કોઇ પ્રાણીનું અકાલ મરણ થતું નહિ. સર્વે લોકો સઘળા વૈભવવાળા, રોગરહિત, સર્વદા વેદોક્ત ધર્મમાં તત્પર અને ચંડિકાના ચરણકમળની સેવા કરવામાં ચાતુરીવાળા થયા હતા.[૫૦]

**न निधनमुपयांति प्राणिनस्तेऽप्यकाले**
**सकलविभव[illegible]क्ता रोगहीनाः सदैव ॥**
**निगमविहितधर्मे तत्पराश्चंडि[illegible]या**
**श्चरणसरसिजानां सेवने दक्षचित्ताः ॥५०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦**

---

## अध्याय २१ मो.

## શુંભની કથા અને દેવતાઓનું સ્થાનભ્રષ્ટ થવું

### વ્યાસ ઉવાચ

**शृणुराजन्प्रवक्ष्यामि देव्याश्चरितमुत्तमं ॥**
**सुखदं सर्वजंतूनां सर्वपापप्रणाशनम् ॥१॥**

વ્યાસ કહે છેઃ—હે રાજા ! સર્વ જીવોને સુખ આપનાર અને સઘળાં પાપોનો નાશ કરનાર દેવીનું ઉત્તમ ચરિત્ર કહુ છું તે સાંભળો.[૧] દૈત્ય જાતિમાં શુંભ અને નિશુંભ નામના બે મહાબળવાન અને મહાવીર ભાઈઓ હતા તેઓ પુરૂષના હાથથી મરે નહિ

એવા હતા.[૨] ઘણી સેનાથી અને ઘણા દાનવોથી વીંટાએલા, શૂર, સર્વદા દેવતાઓને દુઃખ દેનારા, દુષ્ટઆચારવાળા અને મદથી છકેલા એ બે દૈત્યોને દેવતાઓનું હિત કરવાસારૂ જગદંબાએ અત્યંત દારૂણ સંગ્રામમાં તેઓના સઘળા સેવકોની સાથે માર્યા હતા.[૩ ૪] મહાવીર ચંડમુંડને, અતિ દારૂણ રક્તબીજને અને ધૂમ્રલોચન નામના દૈત્યોને પણ રણભૂમિમાં માર્યા હતા.[૫] એ સઘળા દૈત્યોને મારીને જગદંબાએ દેવતાઓનો ભારે ત્રાસ મટાડયો હતો અને સુંદર હિમાલય પર્વતમાં દેવતાઓએ જગદંબાની સ્તુતિ અને પૂજા કર્યાં હતાં.[૬]

જનમેજય પૂછે છેઃ-પ્રથમ એ બે દૈત્યો કોણ હતા, એઓ સર્વ બળવાનોમાં શ્રેષ્ઠ કેમ થયા હતા, એઓને કોણે સ્થાપ્યા હતા, એઓ સ્ત્રીના હાથથી મરે એવા કેમ થયા હતા, કેવા તપથી અને કોના વરદાનથી એઓ મહાબળવાન થયા હતા અને જગદંબાએ તેઓને શી રીતે માર્યા? એ સઘળી વાત વિસ્તારથી કહો.[૭ ૮]

વ્યાસ કહે છે.-હે રાજા! દિવ્ય, સર્વ પાપનો નાશ કરનારી અને સઘળા પુરૂષાર્થો આપનારી જગદંબાના ચરિત્રવાળી શુભ કથા સાંભળો.[૯] પૂર્વે રૂપાળા અને અસુર જાતિના શુંભ અને નિશુંભ નામના બે ભાઇઓ પાતાળમાંથી પૃથ્વી ઉપર આવ્યા હતા.[૧૦] જુવાન અવસ્થાવાળા એ બે દૈત્યો જગતને પવિત્ર કરનારા પુષ્કર તીર્થમાં અન્ન-જળનો ત્યાગ કરીને ભારે તપ કરવા લાગ્યા.[૧૧] યોગવિદ્યામાં તત્પર રહેતાં તેઓએ દશ હજાર વર્ષ સુધી એક ઠેકાણેજ આસન રાખીને ભારે તપ કર્યું;[૧૨] સર્વ લોકોના પિતામહ બ્રહ્મા તેઓના ઉપર પ્રસન્ન થયા અને હંસ ઉપર બેસીને તેઓની પાસે આવ્યા.[૧૩] બ્રહ્માએ એ બન્નેને ધ્યાનમાં લાગેલા જોઈને કહ્યું કેઃ-" હે ભાગ્યશાળી દૈત્યો! ઉઠો. હું તમારા તપથી પ્રસન્ન થયો છું.[૧૪] તમારે જે વરદાન લેવાની ઈચ્છા હોય તે બોલો. તમારા તપનું બળ જોઇને તમારા મનોરથ પૂરા કરવાસારૂ હું આવ્યો છું."[૧૫] બ્રહ્માનું વચન સાંભળીને સમાધિમાંથી જાગેલા એ બે દૈત્યોએ બ્રહ્માને પ્રદક્ષિણા ફરીને પ્રણામ કર્યા.[૧૬] દુર્બળ શરીરવાળા અને દીનપણું જણાવતા એ બે દૈત્યો દંડવત્ પ્રણામ કરીને ગદગદવાણીથી મધુર વચન બોલ્યા[૧૭] કેઃ-" હે દેવના દેવ! હે દયાના સમુદ્રરૂપ! હે ભક્તોને અભય દેનારા! હે વિભુ! હે બ્રહ્મા! તમે જો પ્રસન્ન થયા હો તો અમોને અમરપણું આપો.[૧૮] પૃથ્વીમાં મરણથી વધારે કોઈ ભય નથી તો તે ભયનેલીધે અમે આપના શરણાગત થયા છિયે.[૧૯] હે દેવના દેવ! હે ઈશ્વર! હે જગતના કર્ત્તા! હે ક્ષમાના ભંડારરૂપ! હે જગતના આત્મા! અમોને મરણની બ્હીક તુરત મટાડો.[૨૦]

બ્રહ્મા કહે છેઃ-તમોએ આ કેવી માગણી કરી? આ માગણી તો સર્વથા વિપરીત છે. ત્રૈલોક્યમાં કોઇથી કોઇને પણ અમરપણું આપી શકાતું નથી.[૨૧] જન્મેલાને મરવું અવશ્ય છે અને મરેલાને જન્મવું અવશ્ય છે. સઘળા પ્રાણિઓને અવશ્ય મરવું તો પડેજ, એવી જગત્કર્ત્તાએ પૂર્વે મર્યાદા બાંધી છે એમાં સંશય નથી. એટલા માટે બીજું કોઈ વરદાન માગો. જે તમારે જોઇતું હોય તે આપું.[૨૨.૨૩]

વ્યાસ કહે છેઃ-બ્રહ્માનું એ વચન સાંભળી તે બે દૈત્યોએ સારી રીતે વિચાર કરીને પાસે ઉભેલા બ્રહ્માને પગે લાગી કહ્યું[૨૪] કેઃ-" હે કૃપાના સમુદ્રરૂપ! પુરૂષ જાતિના દેવ કે મનુષ્ય આદિથી અથવા કોઈ મૃગ પક્ષીઓથી પણ અમારો વધ ન થાય એવી અમારી

ઇચ્છા છે માટે તે વરદાન આપો.[૨૫] સ્ત્રી તો એવી બળવાળી કોઈ નથી કે જે અમારો નાશ કરે. સચરાચર ત્રૈલોક્યમાં સ્ત્રીથી તો અમો કદી બ્હીતા નથી.[૨] હે બ્રહ્મા ! એટલામાટે અમો બે ભાઈઓ કોઈ પુરૂષના હાથથી ન મરીએ એવું કરી આપો. સ્ત્રીથી તો અમો બ્હીતા નથી. કારણ કે તે સ્વભાવથીજ અબળા જાતિ છે.[૨૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તેઓનું વચન સાંભળીને બ્રહ્માએ તેઓને તે પ્રમાણે વરદાન દીધું અને પછી પોતે રાજી થઇને પોતાના લોકમાં ગયા.[૨૮] બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા પછી એ બે દૈત્યોએ પોતાને ઘેર જઈ શુક્રાચાર્યને પુરોહિત કરીને તેમની પૂજા કરી.[૨૯] શુક્રાચાર્યે સારે દિવસે અને સારા નક્ષત્રમાં સુવર્ણનું દિવ્ય અને શુભ સિંહાસન કરીને રાજ્યનેમાટે આપ્યું.[૩૦] એઓમાં મોટા ભાઇ શુંભને શુક્રે રાજ્યાસન આપતાં તે શુંભની સેવા કરવા સારૂ તે સમયે તુરતજ મોટા મોટા દૈત્યો આવ્યા.[૩૧] મહાવીર, બળથી ગર્વ પામેલા, અને સૈન્યવાળા ચંડ—મુંડ નામના બે ભાઈઓ હાથી, ઘોડા અને રથો લઇને શુંભની સેવા કરવાસારૂ આવ્યા.[૩૨] ભયંકર પરાક્રમવાળો અને શુંભ જેવાજ રૂપવાળો ધૂમ્રલોચન નામનો દૈત્ય શુંભને રાજા થએલો સાંભળી પોતાના સૈન્ય સહિત તેની પાસે આવ્યો.[૩૩] શૂર અને વરદાનનેલીધે અધિક બળવાળો રક્તબીજ પણ બે અક્ષૌહિણી સેનાસહિત ત્યાં આવીને શુંભને મળ્યો.[૩૪] હે રાજા ! રક્તબીજની દુર્જયતામાં એક કારણ હતું કે સંગ્રામમાં યુદ્ધ કરતાં તેને જ્યારે શસ્ત્રો વાગે અને લોહી નીકળે ત્યારે તે લોહી ધરતી ઉપર પડતાં તેમાંથી તેના જેવા ક્રૂર અને શસ્ત્રોને ધરનારા અનેક પુરૂષો ઉત્પન્ન થતા હતા.[૩૫,૩૬] લોહીમાંથી ઉત્પન્ન થયેલા અને રક્તબીજ સરખાંજ રૂપ, આકાર અને પરાક્રમવાળા તે પુરૂષો પણ પાછું યુદ્ધ કરતા હતા.[૩૭] એથી એ રક્તબીજ નામનો મોટો દૈત્ય પણ મહાપરાક્રમી, સંગ્રામમાં જીતાવો બહુજ કઠણ પડે એવો અને કોઇ પ્રાણીથી મારી શકાય નહિ એવો હતો.[૩૮] ચાર અંગવાળી સેનાઓવાળા બીજા પણ ઘણા ઘણા વીર દૈત્યો શુંભને રાજા માનીને તેના સેવક થયા.[૩૯] તે સમયે શુંભનિશુંભની સેના અસંખ્યાત થઇ ગઈ અને તેઓએ બળવત્તરપણાથી પૃથ્વીનું સઘળું રાજ્ય લીધું.[૪૦] તે સમયે શત્રુઓને મારનારો નિશુંભ સેના ભેગી કરીને ઇંદ્રને જીતવાનેમાટે તરત સ્વર્ગમાં ગયો.[૪૧] નિશુંભે લોકપાલ દેવતાઓની સાથે ચારેકોરથી ભારે યુદ્ધ કર્યું. ઇંદ્રે તેની છાતીમાં વજ્ર મારતાં તે પ્રહારથી એ મહાત્મા નિશુંભ ધરતીપર પડી ગયો અને તેનું સૈન્ય ભાગી ગયું.[૪૨,૪૩] શત્રુઓના સૈન્યોને પીડનારા શુંભે પોતાના ભાઇને મૂર્છિત થએલો સાંભળી ત્યાં આવીને સર્વ દેવતાઓને બાણ મારવામાંડયા.[૪૪] મોટું કામ કરનારા તે શુંભે ત્યાં ભારે યુદ્ધ કર્યું અને સર્વે દેવતાઓને તથા ઇંદ્ર આદિ લોકપાળોને પણ જીતી લીધા.[૪૫] તે શુંભે બળવત્તરપણાથી કલ્પવૃક્ષસહિત અને કામધેનુસહિત ઇંદ્રનું સિંહાસન લઈ લીધું.[૪૬] ત્રૈલોક્યનું રાજ્ય લઈ લેતાં દેવતાઓના યજ્ઞના ભાગો પણ હરી લીધા. નંદનવન હાથમાં આવવાથી એ મોટો દૈત્ય રાજી થયો અને અમૃત પીવાથી સુખ પામ્યો. કુબેરને જીતીને તેનું રાજ્ય પણ તેણે કરવા માંડયું[૪૭,૪૮] અને સૂર્ય તથા ચંદ્ર અને યમનો અધિકાર પણ તેણે ચલાવવા માંડયો.[૪૯] વરૂણનું રાજ્ય લઇ લીધું અને અગ્નિનું કામ પણ તેણે કરવા માંડયું. બળવાન નિશુંભ વાયુનું કામ કરવા લાગ્યો.[૫૦]

પછી રાજ્ય તથા લક્ષ્મી હરી લઇને તેણે ક-હાડી મૂકેલા સર્વે દેવતાઓ નંદનવન છોડીને પર્વતની ગુફામાં ગયા.[૫૧] જેઓના અધિકાર હરાઈ ગયા એવા, અનાથ, નિરાધાર, તેજ વ-ગરના અને આયુધો વગરના તે સઘળા દેવ-તાઓ નિર્જન વનમાં ભટકવા લાગ્યા.[૫૨] એ સઘળા દેવતાઓ પર્વતોની ગુફાઓમાં, શૂન્ય વાડીઓમાં અને નદીઓનાં કોતરોમાં ફરતા હતા.[૫૩] હે જનમેજય ! સ્થાનોથી ભ્રષ્ટ થએલા અને મુવાજેવા થઈ ગએલા લોકપાળ દેવતા-ઓને કોઈ સ્થળમાં પણ સુખ મળ્યું નહિ. હે રાજા ! સુખ તો દૈવને આધીન છે.[૫૪] બળ-વાન, ભાગ્યશાળી, ઘણું જાણનારા અને ધન-વાળા લોકો પણ કાળની ગતિથી દુઃખ અને દીનતા પામે છે.[૫૫] આ કાળની ગતિ વિચિત્ર છે. રાજાને ભીખારી કરી દે છે, દાતાને યાચક કરી દે છે, બળવાનને નિર્બળ કરી દે છે, પં-ડિતને ઘેલો કરી દે છે અને વીરને બહુજ બ્હીકણ કરી દે છે.[૫૬.૫૭] સો યજ્ઞ કરીને ઉ-ત્તમ ઇંદ્રાસન મેળવ્યા પછી પણ ઈંદ્રને પાછું દુઃખ પડયું. કાળની ગતિ એવી છે.[૫૮] પુરૂષને ધર્મિષ્ઠ અને જ્ઞાનવાળો પણ કાળ કરે છે અને તેનેજ પાછો મહાપાપી અને જ્ઞાનના છાંટા વગરનો પણ કરી દે છે.[૫૯] આ કાળની ગતિ-વિષેકોઈ રીતે વિસ્મય નહિ કરવો જોઇએ. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, આદિને પણ એવાં એવાં કષ્ટો પડે છે.[૬૦] મહાબળવાન કાળની ગતિથીજ વિષ્ણુને સૂકર આદિ યોનિઓમાં જન્મ લેવા પડે છે અને રૂદ્રને પણ એ કાળની ગતિથીજ ખોપરીઓ ધરવી પડે છે.[૬૧]

वि[illegible] जननमाप्नोति [illegible]करादिषु यानि[illegible] ॥
हरः कपाली संजातः कालेन बलीयसा ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧

# અધ્યાય ૨૨ મો.

## દેવોએ સ્તુતિ કરતાં દેવીનું પ્રકટ થવું

### વ્યાસ ઉવાચ

पराजिताः सुराः सर्वे राज्यं शुंभः श[illegible]ास ह ॥
एवं [illegible] तु जगाम नृपसत्तम ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! સર્વે દેવતાઓ હારી ગયા અને શુંભ રાજ્ય કરવા લાગ્યો. એવી રીતનાં હજાર વર્ષ નીકળી ગ-યાં.[૧] પછી રાજ્યથી ભ્રષ્ટ થયેલા દેવતાઓને ભારે ચિંતા થઈ. દુઃખથી આતુર થએલા દેવ-તાઓએ આદરપૂર્વક બૃહસ્પતિને કહ્યું[૨] કેઃ— "હે ગુરૂ ! હવે શું કરવું તે કહો ? તમે સ-ર્વજ્ઞ અને મોટા મુનિ છો. હે મહાત્મા ! આ દુઃખને મટાડવાનો કોઈ ઉપાય છે ? જેઓમાં ઉપાયોનું નિરૂપણ કરેલું છે અને જેઓ મનો-રથોને પૂરા પાડે છે એવા હજારો વેદમંત્રો સૂત્ર–ગ્રંથોમાં જણાવેલા છે.[૪] સર્વ મનોરથોને સિદ્ધ કરનારી ઈષ્ટિઓ પણ અનેક છે. માટે હે મુનિ ! તમે એ પ્રમાણે કરો. એ સંબંધી ક્રિયાઓને તમે જાણો છો.[૫] શત્રુઓનો નાશ કરવાને સારૂ વેદમાં જે વિધિ કહેલો તે વિધિ હવે તમે યથાર્થ રીતે કરો કે જેથી અમારા દુઃખનો ક્ષય થાય.[૬] અમારૂં આ કામ તુર-તજ થાય એવી રીતે દાનવોના વિનાશને સારૂ તમારા વિચારમાં આવે તેવો અભિચાર પ્રયોગ તમારે કરવો જોઇએ.[૭]

બૃહસ્પતિ કહે છેઃ—હે ઇંદ્ર ! વેદમાં કહેલા સર્વે મંત્રોનાં ફલ દેવાં એ દૈવના હાથમાં છે. મંત્રો કાંઈ સ્વતંત્ર નથી તથા અવશ્ય ફલ આપે એવા પણ નથી.[૮] મંત્રોના દેવતાઓ તમે છો, તે તમે તો કાળના યોગથી મહા-દુઃખના પાત્રરૂપ બન્યા છો માટે હું શું સાધન કરૂં ?[૯] યજ્ઞસંબંધી કર્મોમાં ઇંદ્રિ, અગ્નિ અને વરૂણ આદિનું યજન થાય છે અને તે તમે તો

વિપત્તિ પામ્યા છો, માટે હમણાં ઇષ્ટિઓ શું કરી શકશે ?[૧૦] જે બનાવો અવશ્ય બનવાના હોય તેઓને મટાડવાનું કાંઈ સાધન નથી તોપણ ઉપાય કરવો જોઈએ એવી મહાત્મા પુરૂષોની આજ્ઞા છે.[૧૧] કેટલાએક વિદ્વાનો દૈવને બળવત્તર કહે છે અને કેટલાએક પુરૂષાર્થને માનનારાઓ દૈવને વ્યર્થ કહે છે.[૧૨] મનુષ્યોએ તો દૈવ અને ઉપાય એ બન્નેને સ્વીકારેલાં છે. કેવળ દૈવ ઉપર આધાર રાખીને કદી બેસી રહેવું નહિ જોઇએ પણ પોતાની બુદ્ધિથી વિચારીને સર્વથા ઉપાય કરવો જોઇએ. એટલા માટે હું વારંવાર વિચાર કરી તમો સઘળાઓને કહું છું તે સાંભળો.[૧૩-૧૪] પૂર્વે ભગવતીએ મહિષાસુરને માર્યો ત્યારે તમોએ તેમની સ્તુતિ કરતાં તેમણે પ્રસન્ન થઇને તમોને વરદાન આપ્યું છે કે "તમો મારૂં સ્મરણ કરશો કે તુરતજ તમારી આપદાનો હું નાશ કરીશ. હે ઇંદ્ર ! જ્યારે જ્યારે તમોને દૈવગતિથી વિપત્તિઓ આવે ત્યારે ત્યારે દેવતાઓએ મારૂં સ્મરણ કરવું એટલે હું તમારી ભયંકર આપદાઓને પણ મટાડીશ." આ પ્રમાણે તમોને દેવીએ વચન આપેલું છે.[૧૫-૧૭] માટે તમો મનોહર હિમાલય પર્વતમાં જઇને પ્રેમપૂર્વક ચંડિકાનું આરાધન કરો[૧૮] અને વિધિસહિત માયાબીજના પુરશ્ચરણમાં* લાગો. હું યોગબળથી જાણું છું કે ચંડિકા તમોને પ્રસન્ન થશે.[૧૯] હવે તમારા દુઃખનો છેડો આવેલો જોવામાં આવે છે એમાં સંશય નથી. દેવી સર્વદા એ પર્વતમાં રહે છે એમ મેં સાંભળ્યું છે.[૨૦] એ દેવીની સ્તુતિ અને પૂજા કરશો એટલે તુરત તે તમારી ઈચ્છા પરિપૂર્ણ કરશે. હે દેવતાઓ ! તમો પાછા નિશ્ચય કરીને હિમાલયમાં જાઓ.[૨૧] એ દેવી તમારાં સઘળાં કામ કરી દેશે.

વ્યાસ કહે છેઃ–હે જનમેજય રાજા ! આ પ્રમાણે બૃહસ્પતિનું વચન સાંભળીને દેવતાઓ હિમાલયમાં ગયા.[૨૨] ત્યાં જઇ દેવીના ધ્યાનમાં તત્પર થઇને સર્વે મનમાં નિરંતર માયાબીજનો જપ કરવા લાગ્યા અને ભક્તોને અભય આપનારાં જગદંબાને પ્રણામ કરવા લાગ્યા. પરમભક્તિવાળા દેવતાઓએ નીચેપ્રમાણે સ્તોત્રમંત્રોથી જગદંબાની સ્તુતિ કરી.[૨૩-૨૪]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–હે દેવિ ! હે સર્વેનાં ઈશ્વરિ ! હે પ્રાણનાં અધિપતિ ! હે સર્વદા આનંદરૂપ ! હે દેવતાઓને આનંદ દેનારાં ! તમને પ્રણામ કરીએ છીએ. હે દાનવોનો નાશ કરનારાં ! હે મનુષ્યોને અનેક પુરૂષાર્થ આપનારાં ! તમે કે જેનું સ્વરૂપ ભક્તિથી જણાય છે તેમને પ્રણામ કરીએ છીએ.[૨૫] હે બ્રહ્માઆદિ દેવતાઓરૂપ ! તમારાં નામોની સંખ્યાને કોઈ જાણતું નથી તેમ તમારૂં રૂપ પણ 'આવુંજ છે' એમ કોઈ પણ જાણતું નથી. પ્રજાઓની સૃષ્ટિના તથા સંહારના સમયમાં સર્વદા સર્વમાં શક્તિરૂપ તમેજ છો.[૨૬] સ્મૃતિ, ધૃતિ, બુદ્ધિ, જરા, પુષ્ટિ, તુષ્ટિ, કાંતિ, શાંતિ, ઉત્તમ વિદ્યા, ઉત્તમ લક્ષ્મી, ગતિ, કીર્ત્તિ, મેધા અને માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ તમેજ છો.[૨૭] તમે સમયે સમયે જે સ્વરૂપોથી દેવતાઓનું કાર્ય કરો છો તે સ્વરૂપોને આજ સુખનેસારૂ અમો પ્રણામ કરીએ છીએ. સર્વ પ્રાણિઓમાં ક્ષમા, યોગનિદ્રા, દયા અને બોલવાની ઇચ્છા આદિ ઉત્તમ સ્વરૂપોથી તમે રહેલાં છો.[૨૮] તમે પ્રથમ મોટા શત્રુરૂપ મદાંધ મહિષાસુરને મારવારૂપ દેવતાઓનું કામ કર્યું છે તેથી સર્વ દેવતાઓ ઉપર સર્વદા તમારી દયા છે એમ પ્રસિદ્ધ થએલું છે અને એ દયાનું વર્ણન વેદોમાં

* શારદાતિલકમાં બત્રીશ લાખનું, દક્ષિણામૂર્ત્તિ સંહિતામાં બાર લાખનું અને હાલાસ્યમાહાત્મ્યમાં તો એક લાખ માયાબીજ (ह्रीं) નું પણ પુરશ્ચરણ કરવાનું લખ્યું છે.

અને પુરાણોમાં પચું કરેલું છે.[૨૯] મા પોતાના દીકરાને પ્રીતિથી સારીરીતે પાળે અને પોષણ કરે એમાં શું આશ્ચર્ય છે? કાંઈ પણ આશ્ચર્ય નથી. એ પ્રમાણે તમે પણ દેવતાઓનાં મા અને વળી સહાયક છો એટલામાટે એકાગ્ર ચિત્તથી અમારૂં કાર્ય પરિપૂર્ણ કરો.[૩૦] સઘળાઓએ પ્રણામ કરવા યોગ્ય હે દેવિ! અમો તમારા ગુણોની સંખ્યાને કે તમારા સ્વરૂપને નહિ જાણનાર હોવાથી તમારી યોગ્ય સ્તુતિ કરી શકીએ એમ નથી તો પણ અમોને દયાપાત્ર જાણીનેજ ભયથી અમારૂં રક્ષણ કરો. તમે સર્વદા રક્ષણ કરવામાં સમર્થ છો.[૩૧] તમે જો કે બાણ નાખ્યા વિના, મુકીઓ માર્યા વિના અને ત્રિશૂલ, ખડ્ગ, સાંગ અને દંડના પ્રહાર દીધા વિના પણ શત્રુઓને મારવા સમર્થ છો તો પણ જગતપર ભક્તિની વૃદ્ધિરૂપ ઉપકાર કરવાનેસારૂ અવતારની લીલા કરો છો.[૩૨] વિદ્વાનો તો શું પરંતુ મૂઢ લોકો પણ આ જગતને અવિનાશી ધારતા નથી તેથી આ જગત કાર્યરૂપજ છે એવો નિશ્ચય થાય છે અને જે કાર્ય હોય તે કારણ વિના થવું સંભવતું નથી. હવે એ કારણરૂપ કોણ છે એ વિષે અનુભવ કરવા લાગીએ છીએ ત્યાં આત્મા નિર્વિકાર હોવાનેલીધે તેને એકલાને કારણપણું ઘટતું નથી, તેમ જડ પદાર્થ પણ અનેક પ્રકારના નિયમિત ભોગવાળા જગતને ઉત્પન્ન કરી શકે એવો સંભવ નહિ હોવાથી તેને એકલાને પણ કારણપણું ઘટતું નથી, માટે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપી તમેજ આ જગતના કારણરૂપ છો એમ કલ્પના કરીએ છીએ.[૩૩] બ્રહ્મા સૃષ્ટિ કરે છે, વિષ્ણુ રક્ષણ કરે છે અને શિવ સંહાર કરે છે, એમ જૂના ગ્રંથોમાં લખેલું છે પણ એ ત્રણે દેવ સૃષ્ટિના આરંભકાળમાં તમારાથીજ ઉત્પન્ન થએલા છે એટલામાટે તમેજ સર્વનાં પરમ કારણરૂપ છો.[૩૪] હે દેવિ! પૂર્વે એ ત્રણે દેવતાઓએ તમારી આરાધના કરી હતી, તમેજ તેઓને પૂર્ણ અને ઉગ્ર શક્તિ આપેલી છે અને તમારી સહાયતાથીજ એઓ જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા સંહાર કરે છે.[૩૫] જગતને ઉત્પન્ન કરનારાં, પરવિદ્યારૂપ, સઘળાં વાંછિત ફળ આપનાર, મુક્તિ આપનાર અને જેમના ચરણને દેવતાઓના સમૂહ નમે છે એવાં આપનો જે સંન્યાસીઓ આશ્રય લેતા નથી તેઓ મંદબુદ્ધિવાળા અને મૂઢ ન કહેવાય? કહેવાયજ.[૩૬] જે વૈષ્ણવ, પાશુપત અને સૂર્યભક્ત લોકો તમે કે જે લક્ષ્મી, લજ્જા, કાંતિ, સ્થિતિ, કીર્તિ અને પુષ્ટિરૂપ છો તેમનું ધ્યાન કરતા નથી, તેઓ પણ ઢોંગીજ છે.[૩૭] હે મા! વિષ્ણુ તથા રૂદ્ર આદિ ઉત્તમ દેવતાઓ તથા અસુરો પણ તમારૂં સેવન કરે છે તે છતાં પૃથ્વીમાં જે મનુષ્યો તમને ભજતા નથી તેઓ મૂઢ છે, એટલુંજ નહિ પરંતુ દૈવથી ઠગાએલા પણ છે.[૩૮] વિષ્ણુ પોતે લાખના રસથી લક્ષ્મીના ચરણારવિંદને રંગે છે અને શિવ પણ પાર્વતીના ચરણારવિંદની રજનું સેવન કરવામાં તત્પર રહે છે તો જ્યારે એવા વિષ્ણુ આદિ મહાત્માઓ પણ તમારા ચરણારવિંદને ભજે છે ત્યારે બીજા પુરૂષોની તો શીજ વાત કરવી?[૩૯] તમારાં ચરણારવિંદોને કોણ ભજતા નથી? ઘર અને રાગને છોડી દેનારા અને જ્ઞાની થએલા મુનિઓ પણ તમારા અંશરૂપ દયાને અને ક્ષમાને ભજે છે.[૪૦] હે દેવિ! જે લોકો તમારા ચરણના ભજનમાં લાગેલા ન હોય તેઓ સંસારરૂપી કૂવામાં પડે છે અને એઓજ કોઢ, ગુલ્મ અને માથાની વ્યાધિવાળા, સુખોથી રહિત અને દારિદ્ર તથા દીનતાવાળા થાય છે.[૪૧] હે મા! અમો ધારીએ છીએ કે જે લોકો

કાષ્ઠના અને ખડના ભારા ઉપાડે છે અને ધન તથા સ્ત્રીઓથી રહિત છે તેઓએ પૂર્વ જન્મમાં મૂર્ખતાથી કદી પણ તમારા ચરણની સેવા કરી નથી.[૪૨]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સઘળા દેવતાઓએ સ્તુતિ કરતાં જગદંબા દયાળુપણાથી તુરત પ્રકટ થયાં.[૪૩] એ દેવી રૂપ તથા યૌવનથી શોભતાં હતાં, દિવ્ય વસ્ત્રો ધર્યાં હતાં, દિવ્ય આભરણોથી શણગારેલાં હતાં, દિવ્ય પુષ્પોની માળાઓ પેહેરી હતી, દિવ્ય ચંદનનું લેપન કર્યું હતું, એમનું લાવણ્ય જગતને મોહ ઉપજાવે એવું હતું, સઘળાં ઉત્તમ લક્ષણો દેખાતાં હતાં અને એમનું સ્વરૂપ અદ્વિતીયજ હતું.[૪૪-૪૫] દિવ્યરૂપ ધરનારાં અને કામદેવને પણ મોહ ઉપજાવનારાં એ દેવી દેવતાઓ દેખે એવી રીતે, ગંગાજીમાં ન્હાવા સારૂ હિમાલયની ગુફામાંથી નીકળ્યાં.[૪૬] કોયલ સરખા મધુર સ્વરવાળાં એ દેવીએ પ્રેમપૂર્વક મંદ હાસ્ય કરીને, સ્તુતિમાં લાગેલા દેવતાઓને મેઘના નાદ સરખી ગંભીર વાણીથી નીચે પ્રમાણે કહ્યું.[૪૭]

દેવી કહે છેઃ—હે ઉત્તમ દેવતાઓ ! અહીં આ પ્રમાણે અત્યંત સ્તુતિ કોની કરો છો અને શાસારૂ કરો છો ? જે તમારે કામ હોય તે કહો. ચિંતાથી શામાટે ઘેરાએલા છો ?[૪૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીનું પ્રેમપૂર્વક વચન સાંભળી જેઓના હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન થયો એવા અને તેમના રૂપની સંપત્તિથી મોહ પામેલા દેવતાઓએ તે દેવીને નીચે પ્રમાણે કહ્યું.[૪૯]

દેવતાઓ કહે છેઃ—હે દેવિ ! હે જગતનાં ઈશ્વરિ ! હે કરૂણાના સાગરરૂપ ! તમારી સ્તુતિ કરીએ છીએ અને તમને નમીએ છીએ. અમો કે જેઓ દૈત્યોએ તપાવેલા અને ઉદ્વેગ પામેલા છીએ તેઓનું સઘળાં દુઃખોથી રક્ષણ કરો.[૫૦] હે મોટાં દેવિ ! તમે પૂર્વે કંટકરૂપ મહિષાસુરને મારીને અમોને વરદાન આપ્યું છે કે "સર્વદા આપત્કાલમાં મારૂં સ્મરણ કરજો[૫૧] અને સ્મરણ કરવાથી હું દૈત્યોથી થએલી પીડાનો અવશ્ય નાશ કરીશ." એ કારણથીજ અમોએ તમારૂં સ્મરણ કર્યું છે.[૫૨] હમણા ભયંકરરૂપવાળા શુંભ અને નિશુંભ નામના બે દૈત્યો ઉત્પન્ન થયા છે. એઓ અમોને ઘણાં વિઘ્ન કરે છે અને કોઈ પુરૂષથી મરે એવા નથી.[૫૩] એઓના સહાયક બળવાન રક્તબીજ અને ચંડ–મુંડ દૈત્ય પણ એવાજ છે. મોટા બળવાળા એઓ તથા બીજાઓએ દેવતાઓનું રાજ્ય હરી લીધું છે.[૫૪] હે અપાર બળવાળાં જગદંબા ! અમો કે જેઓ દુઃખ પામેલા છીએ તેઓની ગતિ તમેજ છો; બીજું કોઈ નથી એટલામાટે અમારૂં કાર્ય કરો.[૫૫] હે દેવિ ! અમો દેવતાઓ સર્વદા તમારા ચરણના ભજનમાં લાગેલા રહીએ છીએ અને તેઓને ઘણા બળવાળા દૈત્યોએ વિપત્તિમાં નાખેલા છે, માટે હવે ભક્ત જાણીને અમારાં દુઃખ મટાડો.[૫૬] હે મા ! અમો કે જેઓ દુઃખી છિયે તેઓનાં તમે રક્ષક થાઓ. હે દેવિ ! સૃષ્ટિના આરંભમાં આ જગત તમેજ કરેલું છે એમ જાણીને હવે સર્વ લોકની રક્ષા તમારે કરવી જોઇએ. હે મા ! પોતાના બળ અને મદવાળા અભિમાની દાનવો મત્ત થઇને જગતને પીડા કરે છે.[૫૭]

सकलभुवनरक्षा देवि कार्या त्वयाद्य
स्वकृतमिति विदित्वा विश्वमेतद्युगादौ ॥
जननि जगति पीडां दानवा दर्पयुक्ताः
स्वबलमदसमेतास्ते प्रकुर्वंति मत्ताः ॥५७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

## अध्याय २३ मो.

### કૌશિકી દેવીનું પ્રકટ થવું અને શુંભ-દૈત્યના દૂતનું સંમેલન.

**વ્યાસ ઉવાચ**

**एवं स्तुता तदा देवी दैवतैः शत्रुतापितैः ॥**
**स्वशरीरात्परं रूपं प्रादुर्भूतं चकार ह ॥१॥**

વ્યાસ કહે છેઃ—શત્રુઓએ તપાવેલા દેવતાઓએ આ પ્રમાણે જેમની સ્તુતિ કરી એવાં એ પાર્વતી દેવીએ પોતાના શરીરમાંથી એક બીજું રૂપ પ્રકટ કર્યું.[1] એ બીજાં દેવી પાર્વતીના શરીરરૂપ કોશમાંથી નીકળ્યાં માટે સર્વ લોકોમાં તેમનું નામ 'કૌશિકી' કહેવાય છે.[2] પાર્વતીના શરીરના પરિણામથી ઉત્પન્ન થએલાં તે દેવી શ્યામરૂપ હતાં તેથી કાલિકા કહેવાય છે.[3] સઘળાં વાંછિત ફળ આપનારાં અંજન-જેવા વર્ણવાળાં તે દેવી મહાઉગ્ર અને દૈત્યોને બહુ ત્રાસ આપનારાં હતાં તેથી કાલરાત્રિ પણ કહેવાય છે.[4] મનોહર, સર્વ આભરણોવાળું અને લાવણ્ય તથા ગુણોથી શણગારેલું પાર્વતીનું સર્વોત્તમ રૂપ શોભવા લાગ્યું.[5] પછી પાર્વતીએ હસીને દેવતાઓને કહ્યું કેઃ—"તમે નિર્ભય રહો. હું હવે શત્રુઓને મારીશ.[6] તમારૂં કામ મારે સર્વથા કરવું છે. તમોને સુખી કરવા સારૂ હું યુદ્ધમાં વિહાર કરીશ અને નિશુંભ આદિ દૈત્યોને મારીશ."[7] આમ બોલીને સિંહ ઉપર બેઠેલાં એ મદોન્મત્ત દેવી, કાલિકાને પોતાને પડખે રાખીને શુંભના નગરમાં ગયાં.[8] કાલિકા સહિત તે અંબિકા ત્યાં જઇને ઉપવનમાં ઉભાં અને કામદેવને પણ મોહ પમાડે એવું સુંદર ગાયન કરવા લાગ્યાં.[9] એમનું મધુર ગાયન સાંભળીને પક્ષીઓ અને મૃગો મોહ પામ્યા. આકાશમાં ઉભેલા દેવતાઓ બહુજ રાજી થયા.[10] એ અવસરમાં શુંભના સેવક ચંડ–મુંડ નામના બે ભયંકર દૈત્યો ફરતાં ફરતાં યદૃચ્છાથી ત્યાં આવી નીકળ્યા. એઓએ દિવ્યરૂપવાળાં, ગાયન કરતાં અને કાલિકાની આગળ ઉભેલાં અંબિકાને દીઠાં.[11-12] એ દિવ્યરૂપવાળાં અંબિકાને જોઈ વિસ્મય પામેલા તે બે દૈત્યો તુરત શુંભની પાસે ગયા.[13] હે રાજાઓમાં ઉત્તમ ! તેઓએ ત્યાં જઈ ઘરમાં બેઠેલા શુંભરાજાને મસ્તકથી પ્રણામ કરીને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[14]

ચંડ મુંડ કહે છેઃ–હે રાજા ! કામદેવને પણ મોહ પમાડે એવી અને સર્વ લક્ષણોવાળી કોઈ સ્ત્રી સિંહ ઉપર બેસીને હિમાલયમાંથી આવી છે.[15] દેવલોકમાં કે ગંધર્વોના નગરમાં એવી કોઈ સ્ત્રી નથી. પૃથ્વીમાં એવી કોઈ ઉત્તમ સ્ત્રી અમોએ દીઠી નથી અને સાંભળી પણ નથી.[16] એ સ્ત્રી લોકોને રાજી કરનારૂં ગાયન પણ એવું કરે છે કે મધુરસ્વરથી મોહ પામેલા હરિણો તેના પડખામાં ઉભા છે.[17] હે રાજાઓમાં સિંહજેવા ! એ કોની પુત્રી છે અને અહીં શા માટે આવી છે તે વિષે આપ નિશ્ચય કરો અને તેનું ગ્રહણ કરો. એ સ્ત્રી તમને યોગ્ય છે.[18] એ સુંદર નેત્રવાળી કોણ છે એમ ઓળખીને તેને ઘરમાં લાવો અને ભાર્યા કરો. અમારો નિશ્ચય છે કે સંસારમાં એના જેવી બીજી સ્ત્રી નથી.[19] હે મોટારાજા ! દેવતાઓનાં સઘળાં રત્નો તમે લઈ લીધાં છે તો આ સર્વોત્તમ રૂપવાળી સ્ત્રી શા માટે લેતા નથી.[20] ઇંદ્રનો ઐરાવત નામનો રૂપાળો હાથી, પારિજાતક વૃક્ષ અને સાત મ્હોડાંવાળો ઘોડો તમે લઇ લીધેલો છે.[21] ધ્વજમાં હંસના ચિહ્નવાળું, દિવ્ય, અને રત્નરૂપ, બ્રહ્માનું અદ્ભુત વિમાન તમે તમારા બળથી લઈ લીધું છે.[22] કુબેરનો પદ્મ નામનો ભંડાર અને વરૂણનું ધોળું છત્ર પણ તમે બલાત્કારથી લઈ લીધેલું છે.[23] તમારા ભાઇ નિશુંભે વરૂણને

જીતી લઇને બલાત્કારથી તેનો પાશ લઈ લીધો છે.[૨૪] હે મહારાજ ! સમુદ્રે ભય પામીને જેનાં કમળ કરમાતાં નથી એવી માળા અને અનેક પ્રકારનાં રત્નો તમને આપેલાં છે.[૨૫] તમે જીત મેળવીને મૃત્યુની સાંગ અને યમનો મહાદારૂણ દંડ હરી લીધેલો છે તો એ ઉપરાંત બીજું શું કહીએ.[૨૬] સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી કામધેનુ પણ તમે લઇ લીધી છે તે હમણાં તમારી પાસે છે. મેનકાઆદિ અપ્સરાઓ પણ તમારા સ્વાધીનમાં છે.[૨૭] આ પ્રમાણે તમે બલાત્કારથી પણ સઘળાં રત્નો લઈ લીધાં છે તો આ સ્ત્રીઓમાં રત્ન જેવી મનોહર સ્ત્રીને શા માટે ન લેવી.[૨૮] હે રાજા ! તમારા ઘરમાં જે ઉત્તમ ઉત્તમ રત્નો છે, તે સઘળાં આ સ્ત્રી તમારા ઘરમાં આવવાથી વધારે શોભા પામશે.[૨૯] હે રાજાધિરાજ ! ત્રણે લોકમાં એના જેવી કોઇ પણ સ્ત્રી નથી એટલા માટે તેને તમે તુરત ઘરમાં લાવો અને પોતાની મનોહર રાણી કરો.[૩૦]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે ચંડમુંડનું મધુર અક્ષરોવાળું મીઠું વચન સાંભળી જેનું મુખ પ્રસન્ન થયું એવા શુંભે પોતાની પાસે ઉભેલા સુગ્રીવ નામના દૈત્યને નીચે પ્રમાણે કહ્યું.[૩૧]

શુંભ કહે છેઃ–હે સુગ્રીવ ! હે ચતુર ! તું મારો દૂત થઇને જા અને મારૂં કાર્ય કર. એ સ્ત્રી અહીં આવે એવી રીતે તું ત્યાં બોલજે.[૩૨] વિચક્ષણ પુરૂષોએ સ્ત્રીઓના વિષયમાં સામ અને દાન એ બેજ ઉપાયો યોજવા જોઇએ એમ શૃંગારરસના પંડિતો કહે છે.[૩૩] ભેદનો ઉપયોગ કરીએ તો તેમાં કપટ કરવું પડે અને તેથી રસાભાસ થઈ જાય અને દંડનો ઉપયોગ કરીએ તો રસભંગ થઈ જાય એટલામાટે પંડિતોએ ભેદ અને દંડને દૂષિત કહેલા છે.[૩૪] હે દૂત ! કામદેવથી પીડાએલી કઇ સ્ત્રી સામ તથા દાનયુક્ત મધુર વચનોથી વશ ન થાય ?[૩૫]

વ્યાસ કહે છેઃ–શુંભે કહેલું પ્રિય અને ચાતુરીભરેલું વચન સાંભળીને સુગ્રીવ તુરત જ્યાં જગદંબા ઉભાં હતાં તે સ્થળમાં ગયો.[૩૬] સુંદર મુખવાળાં, સુશોભિત અને સિંહની ઉપર બેઠેલાં જગદંબાને જોઈ તેમને પ્રણામ કરીને તેણે નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૩૭]

દૂત કહે છેઃ–હે સુંદરિ ! દેવતાઓનો શત્રુ, સર્વ અંગોમાં રૂપાળો, ત્રૈલોક્યનો અધિપતિ, શૂર અને સર્વને જીતનાર શુંભ નામનો મહાત્મા રાજા રાજ્ય કરે છે.[૩૮] તારા રૂપની વાત સાંભળીને બહુજ આસક્તિ પામેલા તે રાજાએ અત્યંત કામાતુર થઇને મને તારી પાસે મોકલ્યો છે.[૩૯] હે પાતળાં અંગવાળી ! એ દૈત્યોનો અધિપતિ તને પ્રણામ કરીને પ્રેમ ભરેલું જે વચન કહે છે તે મારે મ્હોડેથી સાંભળ.[૪૦] શુંભ કહે છે કેઃ–"હે સુંદરિ ! મેં સઘળા દેવતાઓને જીતી લીધા છે. હું ત્રૈલોક્યનો અધિપતિ છું. અહીં બેઠો સર્વદા યજ્ઞના ભાગોને લઉં છું.[૪૧] સારા સારા પદાર્થો હરી લઇને મેં સ્વર્ગને રત્નરહિત કરી મૂકેલું છે. દેવતાઓની પાસે જે રત્નો હતાં તે સઘળાં મેં લઈ લીધાં છે.[૪૨] હે ભામિનિ ! ત્રણે લોકમાં સઘળાં રત્નોનો ભોક્તા હું છું. સર્વે દેવતાઓ, દૈત્યો અને મનુષ્યો મારે વશછે.[૪૩] તારા ગુણોએ મારા કાનમાં આવી હૃદયમાં પ્રવેશ કરીને મને અત્યંત તારે આધીન કર્યો છે. હું દાસ છું. તારૂં કયું કામ કરૂં.[૪૪] હે કેળના થાંભલા સરખા સાથળોવાળી ! હું કે જે તને આધીન છું તે તું આજ્ઞા કરે તે પ્રમાણે કરૂં. હે સુંદર અંગવાળી ! હું તારો દાસ છું. કામદેવનાં બાણોથી તું મારી રક્ષા કર.[૪૫] હે કુટિલ કટાક્ષવાળી ! હું કે જે તારો દાસ અને કામાતુર છું તેનો સ્વીકાર કર અને ત્રૈલોક્યની

ઈશ્વરી થઇને સર્વોત્તમ ભોગ ભોગવ.[૪૬] હે સુંદરિ ! મરતાં સુધી હું તારો દાસ થઇને રહીશ. દેવ, અસુર કે મનુષ્યો કોઈ મને મારી શકે એમ નથી.[૪૭] હે સુંદર મ્હોડાવાળી ! એ કારણોનેલીધે તું સર્વદા સૌભાગ્યવતી રહીશ. હે સુંદરિ ! જ્યાં તારા ચિત્તને રૂચિ થાય ત્યાં ક્રીડા કરજે."[૪૮] શુંભરાજા આ પ્રમાણે કહે છે તો તેના વચનનો ચિત્તમાં વિચાર કરીને હે અલબેલી ! હવે જે મધુરવચન પ્રેમથી તારે કહેવાનું હોય તે કહે.[૪૯] હે ચપળનેત્રવાળી ! તારા મુખમાંથી જે વચન નીકળશે તે હું તુરત શુંભને કહીશ.

વ્યાસ કહે છેઃ—દેવતાઓનું કાર્ય સાધવા આવેલાં દેવીએ આ પ્રમાણે દૂતનું વચન સાંભળી કોમળ મંદ હાસ્ય કરીને તેને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૫૦]

દેવી કહે છેઃ—હું મહાબળવાન નિશુંભને અને શુંભ રાજાને જાણું છું. એઓ સર્વ દેવતાઓને જીતનાર, શત્રુઓને મારનાર, સઘળા ગુણોના સમૂહરૂપ, સઘળી સંપત્તિઓને ભોગવનાર, દાતા, અત્યંત શૂર, સુંદર, કામદેવસરખી આકૃતિવાળા, બત્રીશ લક્ષણોથી પૂરા અને દેવ તથા મનુષ્યોથી મારી શકાય નહિ એવા છે, એમ જાણીને એ મોટા દૈત્યને જોવાસારૂજ હું અહીં આવેલી છું.[૫૧-૫૩] જેમ રત્ન પોતાની શોભાને અધિક વધારવાસારૂ સુવર્ણની પાસે આવે તેમ હું શુંભની પાસે આવેલી છું. હું મારો પતિ જોવાસારૂજ દૂરથી આવેલી છું. મેં સઘળા દેવતાઓને, પૃથ્વીમાં માન આપનારા મનુષ્યોને, ગંધર્વોને, રાક્ષસોને અને બીજા પણ જેઓ અત્યંત રૂપાળા છે તેઓને જોયા છે એ સઘળાઓ શુંભની બ્હીકથી ધ્રુજે છે અને લેવાઈ ગએલા છે.[૫૪-૫૬] હું શુંભના ગુણો સાંભળીને આજ તેને જોવાસારૂ આવેલી છું. માટે હે ભાગ્યશાળી દૂત ! તું જઇને મહાબળવાન શુંભને એકાંતમાં મધુર વાણીથી મારૂં વચન કહેજે કે "તને બળવાળાઓમાં શ્રેષ્ઠ, રૂપાળાઓમાં રૂપાળો, દાતા, ગુણી, શૂર, સઘળી વિદ્યાઓમાં નિપુણ, સર્વ દેવતાઓને જીતનાર, ચતુર, ઉગ્ર, કુલીન, સર્વ રત્નોને ભોગવનાર, સ્વતંત્ર અને પોતાના બળથીજ વધેલો જાણીને પતિ કરવાની ઇચ્છાથી હું આવેલી છું. હે રાજા ! હે મોટી બુદ્ધિવાળા ! હું સત્ય કહું છું કે હું તને યોગ્ય છું અને પોતાની ઈચ્છાથીજ આ તારા નગરમાં આવી છું. પરંતુ હે દૈત્યોમાં ઉત્તમ ! મારે કાંઈક બીજું કારણ જણાવવાનું છે.[૫૭-૬૧] હે રાજા ! હું મારી સખીઓની સાથે એકાંતમાં રમતી હતી ત્યાં પોતાના દેહના બળના અભિમાનને લીધે બાળકપણામાં યદૃચ્છાથી સખીઓની પાસે મારાથી કાંઈક નિયમ લેવાયો છે તે નિયમ એ છે કે 'મારા સરખા બળવાળો જે શૂર પુરૂષ પ્રસિદ્ધરીતે યુદ્ધમાં મને જીતી લેશે તે પુરૂષને હું તેનુ બળાબળ જાણીને વરીશ.' આ નિયમ સાંભળીને વિસ્મય પામેલી મારી સખીઓએ જો કે મારી હાંસી કરી કે 'આ સાહેલીએ તે વિચાર્યા વગર આવો અદ્ભુત નિયમ શું લીધો.' તોપણ હવે મારે એ નિયમ પાળ્યા વગર છુટકો નથી.[૬૨,૬૫] એટલામાટે હે રાજાધિરાજ ! હે સુંદર ! તું પણ મારૂં એવું બળ જાણી પોતાના બળથી મને જીતી લઇને મારૂં પાણિગ્રહણ કર. તું અથવા તારો ન્હાનો ભાઈ યુદ્ધભૂમિમાં મારીસાથે મળી પોતાના બળથી મને જીતી લઇને અહીં વિવાહ કરો."[૬૬]

**जित्वा मां स्वबलेनात्र विवाहं कुरु सुंदर ॥**
**त्वं वा तवानुजो भ्राता समेत्य समरांगणे ॥**
**जित्वा मां स्वबलेना विवाहःसंविधीयतां ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩**

# अध्याय २४ मो.
## દેવીનો અને દૂતનો સંવાદ
### व्यास उवाच

देव्यास्तद्वचनं श्रुत्वा सदूतः प्राह विस्मितः॥
किंब्रूषे रुचिरापांगि स्त्रिस्वभावाद्धिसाहसात्॥

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે દેવીનું વચન સાંભળીને વિસ્મય પામેલો તે દૂત બોલ્યો કે "હે સુંદર નેત્રવાળી ! સાહસ કે જે સ્ત્રીઓનો સ્વભાવ છે તેથી તું આ શું બોલે છે![1] હે દેવિ ! હે ભામિનિ! જેણે ઇંદ્રાદિ દેવતાઓને, દૈત્યોને તથા બીજાઓને પણ જીતી લીધા છે તેને યુદ્ધમાં જીતવાની તું કેમ ઇચ્છા કરે છે?[2] યુદ્ધમાં શુંભને જીતે એવો ત્રૈલોક્યમાં પણ કોઈ નથી ત્યારે હે કમળપત્ર સરખાં નેત્રવાળી! તેની પાસે હમણાં યુદ્ધમાં તું કોણ માત્ર છે?[3] હે સુંદરિ ! ક્યાંય પણ વિચાર્યાવગર વચન નહિ બોલવું જોઇએ. પોતાનું તથા સામાનું બળ જાણીને સમયને અનુસરતું વચન બોલવું જોઈએ.[4] ત્રૈલોક્યનો અધિપતિ શુંભરાજા તારા રૂપથી મોહ પામીને તારી માગણી કરે છે એટલા માટે તેની ઇચ્છાને તું પરિપૂર્ણ કર.[5] તું મૂર્ખસ્વભાવ છોડી દઈ મારા વચનને માન આપીને શુંભને અથવા નિશુંભને પતિ કર. હું આ તારૂં હિત કહું છું.[6] સઘળા બુદ્ધિમાન પ્રાણીઓએ સર્વથા મોટી પ્રીતથી શૃંગાર રસને સેવવો જોઇએ. કારણ કે તે રસ નવે રસમાં ઉત્તમ છે.[7] હે સુંદરિ ! તું જો ત્યાં નહિ આવે તો તે રાજા ક્રોધ કરી બીજા સેવકોને મોકલીને હમણાંજ તને બલાત્કારથી લઇ જશે.[8] હે સુંદર સાથળોવાળી ! બળથી ગર્વ પામેલા દાનવો તારો ચોટલો ખેંચીને તુરત તને શુંભની પાસે લઈ જશે.[9] એટલામાટે હે પાતળાં અંગવાળી ! તું તારી લાજ રાખ. સર્વથા સાહસ કરવું છોડી દે. તું માનનું પાત્ર છે એટલા માટે માનસહિત તેની પાસે આવ.[10] સજેલાં બાણોથી યુદ્ધ કરવું ક્યાં અને પતિની સાથે રતિનું સુખ ક્યાં? તું સારાસારનું વિવેચન કરીને મારૂં સુંદર વચન માન.[11] તું શુંભને અથવા નિશુંભને પતિ કર અને એમ કરવાથી તને ભારે સુખ મળશે.



દેવી કહે છેઃ—હે ભાગ્યશાળી દૂત !તું બોલવામાં ચતુર છે એમાં સંશય નથી.[12] હું પણ જાણું છું કે 'નિશુંભ અને શુંભ અવશ્ય બળવાન છે' તોપણ બાલકબુદ્ધિથી જે પ્રતિજ્ઞા થઇ ગએલી છે તે શી રીતે ફરે.[13] એટલામાટે તું જઇને નિશુંભને અથવા મહાબળવાળા શુંભને કહે કેઃ—'યુદ્ધ કર્યાવિના સરલ રીતથી કોઈ મારો પતિ થવાનો નથી.[14] મને પોતાના બળથી જીતીને તુરત મારૂં પાણિગ્રહણ કરો. હે રાજા ! હું અબળા યુદ્ધ કરવાની ઈચ્છાથી આવેલી છું એમ સમજો.[15] તમે યુદ્ધ કરવામાં સમર્થ છો માટે વીર પુરૂષનો ધર્મ પાળો અને જો મારા ત્રિશૂલની બ્હીક લાગતી હોય તથા જીવવાની ઈચ્છા હોય તો સ્વર્ગને અને પૃથ્વીને છોડી દઇને તુરત પાતાળમાં જતા રહો. વિલંબ કરો નહિ.' હે દૂત! તું તારા ધણીની પાસે તુરત જઇને કાળજીથી આ વાત કહેજે.[16][17] પછી તે મહાબળવાન તારો સ્વામી વિચાર કરીને જે યોગ્ય લાગશે તે કરશે. હે ધર્મને જાણનાર ! સંસારમાં ધણીની પાસે અને શત્રુની પાસે પણ સાચીજ વાત કરવી, એ દૂતનો ધર્મ છે માટે તું તે પ્રમાણે કર. વિલંબ કરવો છોડી દે.

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે દેવીનું નીતિ, બળ, કારણો અને ચાતુરી ભરેલું વચન સાંભળી વિસ્મય પામેલો દૂત ત્યાંથી ગયો. તેણે શુંભની પાસે જઇ વારંવાર વિચાર કરી તેના પગમાં પ્રણામ કરીને તેને નીચે પ્રમાણે રાજ-

નીતિવાળું અને આરંભમાં કોમળતાવાળું પ્રિય વચન નમ્રતાથી કહ્યું.[૧૮-૨૧]

દૂત કહે છેઃ–સ્વામીની પાસે સત્ય અને પ્રિય વચન બોલવું એમ નીતિશાસ્ત્રમાં લખ્યું છે તેથી મને બહુજ ચિંતા થાય છે, કેમકે સત્ય અને પ્રિય વચન દુર્લભ છે.[૨૨] હે રાજેંદ્ર! સત્ય વચનમાં અપ્રિયતા રહેલી હોવાનેલીધે તે કહેવાથી રાજાને સર્વથા રીસ ચડે અને પ્રિય વચન બોલવાથી રાજાના કાર્યની હાનિ થાય છે, એ બન્ને કોરથી સંકટ છે. એ અબળા પોતે ક્યાંથી આવી છે, કોની છે અને તેમાં કેટલું બળ છે એ કાંઈ મારા જાણવામાંજ આવ્યું નથી, માટે તેની રીતભાતવિષે શું કહું. મેં તો એને યુદ્ધની ઈચ્છાવાળી, ગર્વિત અને કડવું બોલનારી જોઇ છે.[૨૩,૨૪] હે મોટી બુદ્ધિવાળા! તેણે જે કહ્યું છે તે ધ્યાન દઇને સાંભળો. એણે કહ્યું કેઃ–"મેં પૂર્વે વિવાહના સંબંધમાં બાલકબુદ્ધિથી વિનોદ કરતાં સખીઓની પાસે પ્રતિજ્ઞા કરી છે કે 'જે પુરૂષ સર્વથા યુદ્ધમાં મને જીતશે અને મારો ગર્વ ઉતારશે તેને હું વરીશ.' મારે મારા જેવા બળવાળો પતિ કરવો છે. મારી પ્રતિજ્ઞાને મારે કોઇ રીતે ખોટી કરવી નથી એટલા માટે શુંભે અહીં આવી મને જીતીને વશ કરવી." આ પ્રમાણે તેનું બોલવું સાંભળીને હું તમારી પાસે આવ્યો છું તો હવે હે રાજાઓમાં ઉત્તમ! હે મહારાજ! જેવી તમારી ઈચ્છા હોય તેમ તમારૂં પ્રિય કરો. તે સ્ત્રી આયુધો ધરી સિંહ ઉપર બેસીને નિશ્ચલ થઈ ઉભેલી છે માટે હે રાજા! હવે જે યોગ્ય જણાય તે કરો.[૨૫-૩૦]

વ્યાસ કહે છેઃ–સુગ્રીવ નામના દૂતનું એ પ્રમાણે વચન સાંભળી શુંભે પોતાની પાસે બેઠેલા, મહાબળવાન અને વીર પોતાના ભાઈ નિશુંભને નીચે પ્રમાણે કહ્યું.

શુંભ કહે છેઃ–હે ભાઈ! હે મોટી બુદ્ધિવાળા! હવે આ વિષયમાં શું કરવું તે તું સાચું કહે.[૩૧] એક સ્ત્રી યુદ્ધ કરવાની ઈચ્છા રાખે છે અને તે યુદ્ધ કરવા સારૂ હમણાં આપણને બોલાવે છે. આ પ્રમાણે છે માટે સૈન્ય લઇને સંગ્રામ કરવા સારૂ મારે જવું કે તું જશે?[૩૨] હે નિશુંભ! આ વિષયમાં જેમ તારી રૂચિ હોય તેમ મારે કરવું જોઇએ.

નિશુંભ કહે છેઃ–હે વીર! હે મહારાજ! મારે કે તમારે સંગ્રામમાં જવું ઘટિત નથી,[૩૩] પણ ધૂમ્રલોચનને તુરત મોકલો. હે શુભ! એ ધૂમ્રલોચન ત્યાં જઈ તે સુંદરીને યુદ્ધમાં જીતીને પકડી લાવશે. પછી વિવાહની ગોઠવણ કરજો.[૩૪]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે ન્હાના ભાઇનું વચન સાંભળી શુંભે દેવી ઉપર કોપ કરીને પડખામાં બેઠેલા ધૂમ્રલોચનને ત્યાં જવાની આજ્ઞા કરી અને નીચે પ્રમાણે કહ્યું.

શુંભ કહે છેઃ–હે ધૂમ્રલોચન! તું મોટું સૈન્ય સાથે લઇને તુરત જા[૩૫,૩૬] અને પોતાના બળના મદથી મોહ પામેલી તે મુગ્ધાને પકડીને અહીં લાવ. મહાબળવાન દેવ, દાનવ કે મનુષ્ય જે કોઈ તેની સહાયતા કરવા આવે તેને તુરત તારે મારી નાખવો. એના પડખામાં એક કાળી સ્ત્રી છે તેને મારી અને તે સુંદરીને પકડી મોટું કામ કરીને તુરત પાછો અહીં આવ. હે વીર! એ કોમળ દેહવાળી અને પાતળા પેટવાળી સુંદરી કુંણાં કુંણાં બાણ મૂકે તોપણ મોટા પ્રયત્નથી તું એની રક્ષા કરજે. શસ્ત્ર લઇને જે કોઈ તેની સહાયતા કરવા આવે તેઓને મારવા પણ સર્વથા તે સુંદરીને નહિ મારવી અને પ્રયત્નથી ઉગારી લેવી.[૩૭-૪૧]

વ્યાસ કહે છેઃ–રાજાએ આજ્ઞા કરતાં ધૂમ્ર-

લોચન શુંભને પ્રણામ કરી સાઠ હજાર દુષ્ટ દૈત્યોનું મોટું સૈન્ય લઇને તુરત યુદ્ધ કરવા સારૂ ગયો.[૪૨] તેણે રમણીય ઉપવનમાં રહેલાં જગદંબાને દીઠાં. મૃગના બચ્ચાં સરખાં નેત્રવાળાં તે દેવીને જોઈ ધૂમ્રલોચને નમ્રતા દેખાડતાં નીચે પ્રમાણે કોમળ, કારણોથી ભરેલું અને રસથી શણગારેલું વચન કહ્યું.[૪૩]

ધૂમ્રલોચન કહે છેઃ–હે દેવિ ! હે ભાગ્યશાળી ! મારૂં વચન સાંભળ. નીતિમાં નિપુણ શુંભરાજાએ તારા વિરહથી આતુર થઇને તારી પાસે દૂત મોકલ્યો હતો અને રસનો ભંગ થવાની બ્હીકથી તેની સાથે તને સામનાં વચન કહેવરાવ્યાં હતાં. હે સુંદર મ્હોડાંવાળી ! એ દૂતે પાછો આવીને તારી કહેલી વાતમાં નાહ સમજતાં વિપરીત વાત કહી તેથી કામદેવથી મોહ પામેલા મારા ધણી શુંભના મનમાં ચિંતા થઇ છે.[૪૪-૪૬] હે રસની રીતિને જાણનારી ! તારાં વ્યંગ વચનોનો અભિપ્રાય એ મૂઢ દૂતથી સમજાયો નહિ.[૪૭] 'મને જે સંગ્રામમાં જીતે' ઈત્યાદિક જે કઠણ વચન તેં કહ્યાં તેમાં પ્રથમ સંગ્રામનો વાસ્તવિક અર્થજ તેણે જાણ્યો નહિ.[૪૮] હે માનિનિ ! સંગ્રામના પ્રકાર બે છે. એક સંગ્રામ રતિથી થાય છે અને બીજો સંગ્રામ ઉત્સાહથી થાય છે. જ્યાં જેવું પાત્ર હોય ત્યાં તેવા સંગ્રામ શબ્દના અર્થ સમજવા જોઇએ. હે સુંદર સાથળોવાળી ! તેં જે સંગ્રામ શબ્દ વાપર્યો તેનો અર્થ રતિથી થતો સંગ્રામ સમજવો જોઇએ અને કોઇ શત્રુએ સંગ્રામ શબ્દ વાપર્યો હોત તો તેનો અર્થ ઉત્સાહથી થતો સંગ્રામ સમજવો જોઇએ.[૪૯] હે સુંદરિ ! પહેલો સંગ્રામ સુખદાયી કહેવાય છે અને બીજો સંગ્રામ દુઃખદાયી કહેવાય છે. હે સુંદર નિતંબવાળી ! તારા મનને હું જાણી ગયો છું.[૫૦] તારા હૃદયમાં રતિનો સંગ્રામ કરવાનો અભિપ્રાય છે. મને તારો અભિપ્રાય જાણનાર સમજીને શુંભ રાજાએ હમણાં મોટા સૈન્યની સાથે તારી પાસે મોકલ્યો છે. હે ભાગ્યશાળી ! તું ચતુર છે એમ મારા મનને નિશ્ચય થયો. હવે તું મારૂં કોમળ વચન સાંભળ.[૫૧-૫૨] ત્રૈલોક્યના સ્વામી અને દેવતાનો ગર્વ ઉતારનારા શુંભને તું તારો સ્વામી કર અને પ્યારી પટરાણી થઇને સર્વોત્તમ ભોગ ભોગવ.[૫૩] કામદેવના તત્વને જાણનારો મહાબાહુ શુંભ રતિસંબંધી સંગ્રામમાં તને જીતી લેશે. તું વિચિત્ર પ્રકારના હાવ કરજે અને તે વિચિત્ર પ્રકારના ભાવ કરશે.[૫૪] આ તારી સાથે ઉભેલી કાળી સ્ત્રી તમારી ક્રીડામાં સાક્ષીભૂત થશે. વાસ્તવિક વાત જાણનારો મારો સ્વામી સુખશય્યામાં આવી રીતના સંગ્રામથી તને જીતીને થકવી દેશે. એ રાજા નખક્ષતથી તારા દેહને રક્તયુક્ત કરશે; દાંતથી તારા નીચલા હોઠને ખંડિત કરશે[૫૫-૫૬] અને તને કાયર કરીને પસીનાથી ભીજવી દેશે. તારા મનમાં રતિ સંબંધી સંગ્રામ કરવાની જે ઈચ્છા છે તે પરિપૂર્ણ થશે.[૫૭] હે સુંદરિ ! તને જોવાથીજ શુંભ સર્વથા વશ થઈ જશે. મારૂં આ પથ્ય, હિતકારી અને કોમળ વચન માન.[૫૮] હે અભિમાનવાળી ! તું માન પામવાને લાયક છે માટે દૈત્યોના અધિપતિ શુંભને તારો સ્વામી કર. જેઓને શસ્ત્રોથી કરવાનું યુદ્ધ પ્યારૂં હોય તેઓને મંદભાગ્યવાળાજ સમજવા.[૫૯] નિરંતર રતિમાં પ્રેમ રાખનારી હે સુંદરિ ! તું એ શસ્ત્રોથી થતા યુદ્ધને યોગ્ય નથી. રાજાને તારા પગ મારવાથી પ્રફુલ્લિત કરીને આસોપાલવસમાન કર અને તારા મુખની મદિરા છાંટવાથી બકુલ તથા કુરબક સમાન કર.*[૬૦]

* સુંદર સ્ત્રીના પગ વાગવાથી આસોપાલવ પ્રફુલ્લિત થાય છે અને સુંદર સ્ત્રીના મુખની મદિરા માથે પડવાથી બકુલ (બોલસરી) તથા કુરબક નામનું વૃક્ષ પ્રફુલ્લિત થાય છે એમ સાહિત્ય ગ્રંથોમાં લખ્યું છે.

न तदर्हासि कांते त्वं सदा सुरतवल्लभे ॥
अशोकं कुरु राजानं पादघातैः कासितम् ॥
बकुलं सीधुसेकेन तथा कुरुबकं कुरु ॥६०॥
ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪

## अध्याय २५ मो.

## ધૂમ્રલોચનનો વધ થતાં શુંભની સભામાં ઉહાપોહ

### व्यास उवाच

इत्युक्त्वाविररामासौवचनंधूम्रलोचनः॥
प्रत्युवाचतदाकालीमहत्कलितंवचः॥१॥

વ્યાસ કહે છેઃ–ધૂમ્રલોચન એટલું બોલીને બંધ પડયો ત્યારે કાલીએ હસીને તેને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.[1]

કાલી કહે છેઃ–હે મૂર્ખ ! તું વિદૂષક દેખાય છે અને ભડવાની પેઠે બોલે છે. તું મીઠી મીઠી વાતો કરીને ચિત્તમાં વૃથા મનોરથ કરે છે.[2] દુરાત્મા શુંભે તને બળવાન જાણીને સૈન્ય સહિત મોકલ્યો છે એટલામાટે હે મૂઢબુદ્ધિવાળા ! તું યુદ્ધ કર અને હવે વૃથા બકવું છોડી દે.[3] ક્રોધ પામેલાં આ દેવી શુંભને, નિશુંભને, તને અને બીજા પણ બળવાન દૈત્યોને બાણોથી મારી નાખીને પોતાના સ્થાનકમાં જશે.[4] એ મંદબુદ્ધિવાળો શુંભ કયાં અને જગતને મોહ ઉપજાવનારાં આ દેવી કયાં? સંસારમાં આવાં જોડાંનો વિવાહ થવો અયોગ્યજ છે.[5] સિંહણ અતિ કામાતુર થઈ હોય તો પણ શીઆળીઆને પતિ કરે ? હાથણી અતિ કામાતુર થઈ હોય તો પણ ગધેડાને પતિ કરે ? અને ગાય અતિ કામાતુર થઇ હોય તોપણ રોઝને પતિ કરે ? નજ કરે.[6] એટલા માટે તું જઇને શુંભ તથા નિશુંભને મારી સાચી વાત કહે કે 'યુદ્ધ કરો. નહિ તો હમણાંજ તુરત પાતાળમાં જાઓ'.[7]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! કાલિકાનાં વચન સાંભળી ક્રોધથી રાતી આંખોવાળા ધૂમ્રલોચનને તેણે નીચે પ્રમાણે કહ્યું.[8]

ધૂમ્રલોચન કહે છેઃ–હે કરૂપડી ! યુદ્ધમાં તને અને મદોન્મત્ત સિંહને મારી નાખી હું આ દેવીને પકડીને રાજાની પાસે લઈ જઈશ.[9] હે કાલિ ! હે કજીઆળી ! હું હમણાં રસનો ભંગ થવાથી બ્હીઉં છું, નહિતર હમણાંજ તને સજેલાં બાણોથી મારી નાખું.[10]

કાલિકા કહે છેઃ–હે મંદબુદ્ધિવાળા ! તું બકવાદ શું કરે છે. બકવું એ ધનુષધરનારાઓનો ધર્મ નથી. તારામાં શક્તિ હોય તો બાણ મૂક. પછી તારે યમની સભામાં જવું પડશે.[11]

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે કાલિકાનું વચન સાંભળી ધૂમ્રલોચને દૃઢ ધનુષ લઇને તે કાલિકા ઉપર શિલાથી સજેલાં બાણોની વૃષ્ટિ કરવા માંડી.[12] ઇંદ્રઆદિ દેવતાઓ કે જેઓ ઉત્તમ વિમાનોમાં બેસીને જોતા હતા તેઓ સ્તુતિ કરતાં કરતાં તે દેવીને 'જય જય' કહેવા લાગ્યા.[13] કાલિકા અને ધૂમ્રલોચનને પરસ્પર બાણ, ખડ્ગ, ગદા, શક્તિ, અને મુસલ આદિથી ઉત્કટ અને અતિ દારુણ યુદ્ધ થવા લાગ્યું.[14] કાલિકાએ પ્રથમ પોતાનાં બાણોથી તેના રથને તાણનારા ખચ્ચરોને મારી નાખીને તેનો દૃઢરથ ભાંગી નાખ્યો અને વારંવાર હાસ્ય કર્યું.[15] હે જનમેજય ! જાણે કોપથી સળગતો હોય એવો એ ધૂમ્રલોચન બીજા રથમાં બેસીને કાલિકાની ઉપર બાણોથી ઉગ્ર વૃષ્ટિ કરવા લાગ્યો.[16] કાલિકાએ પણ તેનાં બાણો પહોચ્યાં ન હતાં ત્યાંજ કાપી નાખ્યાં અને બીજાં ઉગ્ર વેગવાળાં બાણ તેના ઉપર મૂકવા માંડયાં.[17] એ બાણોથી તેના હજારો સહાયોને મારી નાખ્યા. તુરત સારથિને અને ખચ્ચરોને મારી નાખતાં તેના રથને પણ ભાંગી નાખ્યો.[18]

વળી સર્પ સરખાં બાણોથી તેના ધનુષને પણ તુરત કાપીને તેણે દેવતાઓને આનંદ આપ્યો અને શંખનાદ કર્યો.[૧૯] રથ ભાંગી જતાં કોપ પામેલો ધૂમ્રલોચન આખું લોહમય અને દૃઢ પરિઘ લઇને વાણીથી કાલીનો તિરસ્કાર કરતો કરતો રથ ઉપર આવ્યો. એ કાળ જેવા વિકરાલ દૈત્યે 'હે કરૂપડી ! હે પિંગળી આંખોવાળી ! હમણાંજ તને મારી નાખીશ' એમ બોલી તુરત આવીને પરિઘ નાખવા માંડયું. તેટલીવારમાં સિંહવાહિની જગદંબાએ તેને હુંકારથીજ તુરત ભસ્મ કરી નાખ્યો.[૨૦,૨૨] એ ધૂમ્રલોચનને ભસ્મ કરેલો જોઇને ભયથી વિહ્વલ થએલા તેની સેનાવાળાઓ તુરત ભાગી ગયા અને 'હાય બાપ' એમ માર્ગમાં ચીસો પાડવા લાગ્યા.[૨૩] આકાશમાં ઉભેલા દેવતાઓએ તે ધૂમ્રલોચન દૈત્યને મરણ પામેલો જોઇ રાજી થઇને પુષ્પોની વૃષ્ટિ કરી.[૨૪] હે રાજા ! તે સમયમાં મરણ પામીને પડેલા ઘણા ઘણા દાનવો, ઘોડાઓ, ખચ્ચરો અને હાથીઓથી રણભૂમિ અત્યંત દારૂણ દેખાવા લાગી.[૨૫] ગરંજો, કાગડા, વટ, શકરા, પિશાચો અને શીઆળીઆં યુદ્ધભૂમિમાં પડેલાં શબોને જોઇને નાચવા લાગ્યાં અને કોલાહલ કરવા લાગ્યાં.[૨૬] અંબિકા તે યુદ્ધભૂમિને મૂકી દઇને બીજા દૂરના સ્થળમાં ગયાં અને ત્યાં જઇને તેમણે ઉગ્ર અને ભયંકર શંખનાદ કર્યો.[૨૭] શુંભે અને નિશુંભે ઘરમાં બેઠાં બેઠાં તે શંખનાદ સાંભળ્યો તેટલી વારમાં તો ભાગીને આવેલા, લોહીથી ખરડાએલા, ખાટલે નાખેલા, ફૂટેલી આંખોવાળા અને જેઓના હાથ પગ કપાઈ ગયા હતા તથા વાંસા, કેડ અને કંઠ ભાગી ગયાં હતાં; એવા અનેક દૈત્યોને ચીસો પાડતા જોઇને તેઓએ પૂછ્યું કે "ધૂમ્રલોચન ક્યાં ગયો. તમો ભાગીને કેમ આવ્યા. એ સુંદરીને ન લાવ્યા કે શું ?[૨૮ ૩૦] સૈન્ય ક્યાં ગયું ? હે અભાગીઓ ! જે થયું હોય તે કહો, આ હમણાં ભય વધારનાર કોનો શંખનાદ સંભળાય છે ?"[૩૧]

દૈત્યો કહે છેઃ—સઘળા સૈન્યને પાડી નાખ્યું અને ધૂમ્રલોચનને મારી નાખ્યો. કાલીએ રણભૂમિમાં કોઈ મનુષ્યોથી ન બને એવું કામ કર્યું.[૩૨] દેવતાઓને હર્ષ આપનાર અને દાનવોને શોક આપનાર આ અંબિકાનો શંખનાદ આકાશમાં વ્યાપ્ત થવાથી સાંભળવામાં આવે છે.[૩૩] હે રાજા ! જ્યારે એ સિંહે સઘળાઓને માર્યા અને દેવીએ બાણો નાખીને રથોને ભાગી નાખ્યા તથા ઘોડાઓનો નાશ કર્યો ત્યારે આકાશમાં ઉભેલા દેવતાઓએ રાજી થઇને પુષ્પોની વૃષ્ટિ કરી. સઘળા સૈન્યને ભાગેલું અને ધૂમ્રલોચનને પડેલો જોઇને અમે તો નિશ્ચય કર્યો છે કે જય થવાનોજ નથી. હે મોટા રાજા ! હવે બહુજ ડાહ્યા મંત્રીઓની સાથે વિચાર કરો.[૩૪ ૩૬] હે મહારાજ ! એ સૈન્યવગરની એકલી દેવી તમ લોકોની સાથે યુદ્ધ કરવા ઉભી છે એ મોટો વિસ્મય છે.[૩૭] એ એકલી અબળા નિર્ભયરીતે મહા-મત્તપણાથી સિંહ ઉપર બેઠેલી છે, એ અમોને અતિ વિચિત્ર અને અદ્‌ભુત જણાય છે.[૩૮] હે રાજા ! હવે સંધિ કરવી, વિગ્રહ કરવો, ઉપેક્ષા રાખીને બેસી રહેવું, કે સ્થાન છોડીને ભાગી જવું, એ વિષે વિચાર કરીને જેમ ગમે તેમ કરો.[૩૯] હે શત્રુઓને તપાવનાર ! જો કે તેની પાસે સૈન્ય નથી તો પણ એમ જણાય છે કે સમયપર કષ્ટ પડતાં સર્વે દેવતાઓ તેને સહાય થશે, વિષ્ણુ અને શિવ તેના સમીપમાં ઉભેલા હોય એમ અમારા જાણવામાં આવ્યું છે. લોકપાળ દેવતાઓને તો તેના સમીપમાં આકાશમાં ઉભેલા અમોએ જોયા છે.[૪૦ ૪૧] હે દેવતાઓને તપાવનાર ! રાક્ષસો, ગંધર્વો, કિન્નરો અને મનુ-

બ્યો પણ સમયપર તેની સહાયતા કરે એમ માનવું જોઇએ.[૪૨] અમારા વિચારથી સર્વથા એ પ્રમાણે જણાય છે, પરંતુ એ અંબિકા એવી બલવત્તર છે કે તેને સહાયનું કદી કામ પડે એમ નથી.[૪૩] અમારો નિશ્ચય છે કે એ પોતે એકલીજ સઘળા ચરાચર જગતનો નાશ કરવામાં સમર્થ છે, ત્યારે તેની પાસે સઘળા દાનવોની તો શી ગણતરી ?[૪૪] હે મહારાજ! આ પ્રમાણે જાણીને જેમ તમારી રૂચિ થાય તેમ કરો. સેવકોએ હિત, સત્ય અને અલ્પ વચન કહેવું જોઇએ તે પ્રમાણે અમો કહીએ છીએ.[૪૫]

વ્યાસ કહે છેઃ–શત્રુઓના સૈન્યને મારનારા શુંભે આ પ્રમાણે દૈત્યોનું વચન સાંભળી પોતાના ન્હાનાભાઇને બોલાવી તેને એકાંતમાં નીચે પ્રમાણે પૂછ્યું.[૪૬]

શુંભ પૂછે છેઃ–હે ભાઈ ! કાલિકાએ હમણાં સઘળું સૈન્ય કાપી નાખ્યું અને અંબિકાએ ધૂમ્રલોચનને માર્યો. આપણા યોદ્ધાઓ કેટલાએક ભાગીને આવ્યા છે.[૪૭] મદથી ગર્વ પામેલી અંબિકા આ શંખનાદ કરે છે. સર્વથા કાળની ગતિ જ્ઞાનીઓને પણ જાણવી કઠણ છે.[૪૮] ખડ વજ્રજેવું થઈ પડે, વજ્ર ખડજેવું થઇ જાય અને બળવાન હોય તે બળરહિત થઇ જાય એવી દૈવની ગતિ છે.[૪૯] હે ભાઈ ! હું તને પૂછું છું કે હવે પછી શું કરવું. આ પ્રમાણે હમણા આપણો પરાભવ થયો તો હવે અહીં આવેલી તે દેવીને આપણે ન ભોગવવી એટલુંજ કરવું અથવા ભાગી જવું કે યુદ્ધ કરવું તે વિષે તું તુરત કહે. આવી કામની સાંકડમાં હું તને ન્હાનાને મોટો સમજું છું.[૫૦-૫૧]

નિશુંભ કહે છેઃ–ભાગી જવું યોગ્ય નથી, તેમ ગઢ પકડીને બેસી રહેવું પણ યોગ્ય નથી; સર્વથા એની સાથે યુદ્ધ કરવુંજ સારૂં છે.[૫૨] હું ઉત્તમ પક્ષ પકડી સૈન્ય લઇને યુદ્ધમાં જાઉં છું, તે બળથી એ અબળાને મારીને આવીશ.[૫૩] અથવા કદાચ દૈવના બળથી વિપરીત ઉતરે અને હું મરી જાઉં તો પછી તમે વારંવાર વિચાર કરીને કામ કરજો.[૫૪]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે નિશુંભનું વચન સાંભળીને શુંભે તેને કહ્યું કેઃ–"તું જવું રહેવા દે. હમણાં તો સૈન્ય સહિત ચંડ મુંડ જાય એમ કરવું.[૫૫] સસલાંને પકડવાવાસ્તે હાથી છોડવો યોગ્ય નથી. ચંડ અને મુંડ મહાવીર છે અને એઓ સર્વથા એ દેવીને મારવામાં સમર્થ છે."[૫૬] આ પ્રમાણે નિશુંભને કહીને શુંભ રાજાએ મહા બળવાન ચંડ મુંડ કે જેઓ સભામાં આગળજ ઉભા હતા તેઓને બોલાવીને કહ્યું[૫૭] કેઃ–"હે ભાગ્યશાળી ચંડ મુંડ! તમો બન્ને જણા, એ નિર્લજ્જ અને ગર્વવાળી કાલીને મારવા સારૂ પોતાનાં સૈન્ય લઇને જાઓ.[૫૮] એ પિંગળી આંખોવાળી કાલીને મારી અને અંબિકાને પકડી મોટામાં મોટું કામ કરીને આવો.[૫૯] યુદ્ધમાં પંડિતતા ધરાવનારી એ અભિમાનવાળી અંબિકા પ્રયત્ન કરતાં છતાં પણ આવે નહિ અને પકડી શકાય નહિ તો અત્યંત તીક્ષ્ણ બાણોથી તેને પણ મારી નાખવી".[૬૦]

सा नायाति गृहीतापि गर्विता चांबिका यदि॥
तदा बाणैर्महातीक्ष्णैर्हतव्याहवपंडिता॥६०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫

## अध्याय २६ मो. ચંડ મુંડનો સંહાર

### व्यास उवाच

इत्याज्ञप्तौ तदा वीरौ चंडमुंडौ म[hidden]बलौ ॥
जग्मतुस्तरसैवाजौ सैन्येन म[hidden]ताहृतौ ॥ १ ॥

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે શુંભે આજ્ઞા કરતાં એ વીર અને મહાબળવાન ચંડ મુંડ

મોટું સૈન્ય સાથે લઇને તુરતજ યુદ્ધભૂમિમાં ગયા.[1] દેવતાઓનું હિત કરનારાં દેવીને ત્યાં ઉભેલાં જોઇને મોટા પરાક્રમવાળા એ બે જણાએ તે સમયે તેમને સામ ભરેલું વચન નીચે પ્રમાણે કહ્યું.[2]

ચંડમુંડ કહે છેઃ–હે સુંદરિ ! દેવતાઓના સૈન્યને પીડનારા, મહાબળવાન અને ઇંદ્રને જીતવાથી ઉદ્ધત થએલા શુંભ અને નિશુંભને તું નથી જાણતી કે શું ?[3] હે સુંદર નિતંબવાળી ! તું એકલી છે અને તારી સહાયમાં કાલિકા અને સિંહ એ બેજ છે, તે છતાં સબળા બળવાળા શુંભને તું જીતી લેવા ઈચ્છે છે માટે તારી બુદ્ધિ મંદ જણાય છે.[4] તને બુદ્ધિ આપે એવી કોઈ સ્ત્રી કે પુરૂષ તારી પાસે નથી અને દેવતાઓ તો તારા વિનાશને વાસ્તેજ તને ઉશ્કેરે છે.[5] હે પાતળાં અંગવાળી! પોતાનું અને સામાનું બળ વિચારીને કામ કર. તારા હાથ અઢાર છે તેઓનો તું વૃથા ગર્વ રાખે છે.[6] શુંભ કે જે દેવતાઓને જીતનાર, યુદ્ધ કરવામાં પ્રચંડ, ઐરાવતની સુંઢ કાપી લેનાર અને હાથીઓને ચીરનાર છે તેની આગળ આ તારા વ્યર્થ ઘણા હાથ શું કામ આવવાના છે અને વૃથા શ્રમ આપનારાં આયુધો પણ શું કામ આવવાનાં છે. એટલા માટે દેવતાઓના સમૂહને જીતી લેનારા શુંભના ધાર્યા પ્રમાણે તારે કરવું જોઇએ.[7,8] હે સુંદરિ ! હે મોટાં નેત્રવાળી ! તું વૃથા ગર્વ કરે છે. મારૂં પ્રિય વચન માન. મારૂં વચન તારૂં હિત કરે એવું, સુખદાયી અને દુઃખનો નાશ કરે એવું છે.[9] શાસ્ત્રોનું તત્વ જાણનારા વિચક્ષણોએ દુઃખદાયી કામ દૂરથી છોડી દેવા જોઇએ અને સુખદાયી કામ કરવાં જોઈએ[10] હે કોયલ સરખા સ્વરવાળી ! તું ચતુર છે માટે પ્રત્યક્ષ જોઇ લે કે આ શુંભનું મોટું સૈન્ય દેવતાઓના સમૂહનું મર્દન કરીને કેવો મોટો ઉદય પામેલું છે.[11] પ્રત્યક્ષ છોડી દઈને દેવતાઓના સૈન્યને પ્રબળ માનવાનું અનુમાન કરવું એ વૃથા છે. સંદેહ ભરેલા કામમાં સમજુએ પ્રવૃત્તિજ નહિ કરવી જોઇએ.[12] યુદ્ધમાં જીતી શકાય નહિ એવો શુંભ દેવતાઓનો મોટો શત્રુ છે તેથી તેણે પીડેલા દેવતાઓ પોતાના સ્વાર્થને વાસ્તે તને યુદ્ધ કરવા ઉશ્કેરે છે.[13] હે સુંદર મંદહાસ્યવાળી ! એટલા માટે દેવતાઓનાં સ્નેહભરેલાં વચનોથી તું ઠગાએલી છે. દેવતાઓની ઉશ્કેરણી તારા દુઃખને વાસ્તે છે અને સ્વાર્થ સાધવાવાસ્તે છે એ તું કેમ જાણતી નથી.[14] જે લોકો કાર્યનેલીધે મિત્ર થયા હોય તેઓને છોડી દઈને ધર્મથી થતા મિત્રોનો સંગ્રહ કરવો જોઇએ. દેવતાઓ અત્યંત સ્વાર્થીજ છે એ તને હું સાચું કહું છું.[15] શુંભ કે જે મોટા દેવતાઓને જીતનાર, ભુવનોનો અધિપતિ, ચતુર, રૂપાળો, વીર અને કામશાસ્ત્રોમાં નિપુણ છે તેને પતિ કર.[16] શુંભની આજ્ઞાથી તને સર્વ લોકોનું ઐશ્વર્ય મળશે. તું હવે પાકો નિશ્ચય કરીને એ ઉત્તમ સ્વામીનો સ્વીકાર કર.[17]

વ્યાસ કહે છે–આ પ્રમાણે ચંડનું વચન સાંભળી જગદંબાએ મેઘના સરખા ગંભીર નાદથી ગર્જના કરીને તેને નીચે પ્રમાણે કહ્યું.[18]

જગદંબા કહે છેઃ–અરે મૂર્ખ ! તું જતો રહે. ઠગાઈ ભરેલું ખોટું વચન તું કેમ બોલે છે? વિષ્ણુ અને શિવ આદિને છોડીને હું શુંભને શામાટે પતિ કરૂં ?[19] મારે કોઈ પતિ કરવો નથી. મારે પતિનું કાંઈ કામ નથી. તું મારી વાત સાંભળ. હુંજ સર્વ પ્રાણીઓની ઈશ્વરી છું. મેં હજારો શુંભ અને હજારો નિશુંભને જોએલા છે. મેં પૂર્વે હજારો દૈત્યો અને દાનવોને મારેલા છે.[20 21] મારી પાસે યુગે

યુગે અનેક દેવ અને દૈત્યોના સમૂહો નાશ પામેલા છે અને હમણાં પણ દૈત્યોનાં યૂથો નાશ પામશે.[22] હમણાં દૈત્યોનો સંહાર કરે એવો સમયજ આવેલો છે માટે તું દૈત્યોનાં રક્ષણને વાસ્તે વ્યર્થ યત્ન કરે છે.[23] હે મોટી બુદ્ધિવાળા ! તું વીર લોકોના ધર્મનું રક્ષણ કરવાસારૂ યુદ્ધ કર. મરણ થવાનું હોય તે કોઈ રીતે ટાળી શકાતું નથી માટે મહાત્માઓએ કીર્ત્તિજ રાખવી જોઈએ.[24] તારે દુરાત્મા નિશુંભનું કે શુંભનું શું કામ છે. તું કેવળ વીર લોકોનો ધર્મ સંપાદન કરીને દેવતાઓના સ્થાનકરૂપ સ્વર્ગમાં જા.[25] શુંભ, નિશુંભ અને એઓની સાથે બીજા પણ જેઓ તારા બાંધવો છે તેઓ સઘળા તુરતજ તારી પછવાડે ત્યાં આવશે.[26] હું હવે અનુક્રમથી સર્વ દૈત્યોનો ક્ષય કરવાની છું, માટે હે મંદબુદ્ધિવાળા ! તું ખેદ છોડી દે અને યુદ્ધ કર.[27] હમણાં હું તને અને તારા ભાઇને મારીશ અને તે પછી શુંભને, નિશુંભને, મદોન્મત્ત રક્તબીજને અને બીજા દાનવોને પણ મારીશ. તું ભલે ઉભો રહે કે તુરત જતો રહે પણ હું સઘળા દાનવોને યુદ્ધમાં માર્યા પછી મારા સ્થાનમાં જવાની છું.[28,29] હે વૃથાપુષ્ટ ! આયુધ લે અને હવે મારી સાથે યુદ્ધ કર. સર્વથા બ્હીકણ લોકોને સારો લાગે એવો બકવાદ શામાટે કરે છે ?[30]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીએ પ્રેરણા કરતાં ક્રોધ પામેલા અને બળના ગર્વવાળા એ બે ચંડ મુંડ નામના દૈત્યોએ તુરત ધનુષની દોરીનો ભયંકર શબ્દ કર્યો.[31] દેવીએ પણ દશે દિશાઓને પૂરી દે એવો શંખનાદ કર્યો અને તે સમયમાં બળવાન સિંહે પણ કોપથી નાદ કર્યો.[32] એ નાદથી ઇંદ્ર આદિ દેવતાઓ, મુનિ, યક્ષ, ગંધર્વ, સિદ્ધ, સાધ્ય અને કિન્નરો રાજી થયા.[33] ત્યાં ચંડિકા અને ચંડને બાણ, ખડ્ગ અને ગદા આદિ આયુધોથી, બ્હીકણ લોકોને ભય આપે એવું બહુજ દારૂણ યુદ્ધ થયું.[34] એ ઉગ્ર ચંડિકાદેવી ચંડે મૂકેલાં બાણોને સજેલાં બાણોથી કાપી નાખવા લાગ્યાં અને ચંડ ઉપર સર્પ સરખાં બાણો મૂકવા લાગ્યાં.[35] આકાશ, જેમ વરસાદને અંતે ખેડુઓને ત્રાસ આપનારાં ટીડોથી ઢંકાઈ જાય તેમ એ સંગ્રામમાં બાણોથી ઢંકાઈ ગયું.[36] ક્રોધ પામેલો મહાદારૂણ મુંડ પણ યોદ્ધાઓની સાથે તુરત રણભૂમિમાં આવ્યો અને બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[37] ત્યાં બાણોના મોટા સમૂહને જોઇને સિંહવાહિની જગદંબાને બહુજ ક્રોધ ચડયો. ક્રોધનેલીધે એમનું મુખ મેઘસરખું શ્યામ, કેળના ફૂલ સરખાં નેત્રવાળું અને ભમરો ચડવાથી કુટિલ થઈ ગયું. તે સમયે એ જગદંબાના લલાટમાંથી તુરત કાલીદેવી નીકળ્યાં.[38,39] વાઘનાં ચામડાંનાં વસ્ત્રવાળાં, ક્રૂર, હાથીના ચામડાંરૂપી ઉત્તરીય વસ્ત્રવાળાં, માથાંઓની માળા પહેરનારાં, ઘોર, પાણી વગરની વાવ સરખાં ઊંડા પેટવાળાં, ખડ્ગ, ખટ્વાંગ તથા પાશને ધરનારાં, અત્યંત ભયંકર, ભક્તોને અભય આપનારાં, બીજી કાલરાત્રિની પેઠે રૌદ્ર, વિસ્તીર્ણ મ્હોડાંવાળાં, વારંવાર જીભને હલાવતાં અને વિસ્તીર્ણ જઘનવાળાં એ કાલી દૈત્યોની સેનાવાળાઓને મારવા લાગ્યાં.[40-42] ક્રોધ ભરેલાં એ કાલી મોટા મોટા વીર દૈત્યોને હાથમાં લઈ મ્હોડામાં નાખવા લાગ્યાં અને ધીરે ધીરે દાંતોથી ચાવવા લાગ્યાં.[43] ઘંટાવાળા હાથીઓને હાથમાં ઉપાડીને પોતાના મ્હોડામાં મૂકવા લાગ્યાં અને ઉપર બેસનારાઓ સહિત તે હાથીઓને ખાઇ જઇને ખડ ખડ હસવા લાગ્યાં.[44] એવી રીતેજ સારથિઓ સહિત રથોને, ઘોડાઓને અને ઊંટોને મ્હોડામાં

નાખીને ભયંકર રીતે દાંતોથી ચાવવા લાગ્યાં.[૪૫] પોતાના સૈન્યને હણાતું જોઈ મોટા દૈત્ય ચંડ અને મુંડ બાણોની અવિચ્છિન્ન વૃષ્ટિઓથી કાલિકાને ઢાંકવા લાગ્યા.[૪૬] ચંડે સૂર્ય સરખું તેજસ્વી અને વિષ્ણુના સુદર્શન સરખું* ચક્ર તુરત એ કાલીની ઉપર નાખ્યું અને વારંવાર નાદ કર્યો.[૪૭] કાલીએ એને નાદ કરતો જોઇ અને તેના સૂર્ય સરખા તેજસ્વી ચક્રને જોઇ તે ચક્રને એક બાણથી કાપી નાખ્યું અને શિલાથી સજેલાં તીક્ષ્ણ બાણોથી તેને પણ પ્રહાર કર્યો. ચંડીનાં બાણોથી બહુ પીડાએલો તે ચંડ મૂર્છા પામીને ધરતીપર પડયો.[૪૮ ૪૯] ભાઇને પડેલો જોઇ તે સમયે બહુ દુઃખ અને બહુ ક્રોધ પામેલો મુંડ કાલિકાની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૫૦] મુંડે મૂકેલી અત્યંત દારુણ બાણોની વૃષ્ટિને, કાલીએ બળથી મૂકેલાં ઇષિકાસ્ત્રોથી કાપી નાખી. ક્ષણમાત્રમાં મુંડનાં બાણોના ઝીણા ઝીણા કટકા કરી નાખીને તેમણે મુંડને અર્દ્ધચંદ્રાકૃતિ બાણ માર્યું. એ બાણ વાગવાથી મદરહિત થએલો તે મહાવીર મુંડ ધરતીપર પડયો.[૫૧.૫૨] તે સમયે દાનવોના સૈન્યમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને આકાશમાં ઉભેલા દેવતાઓ નિર્ભય થઇને રાજી થયા.[૫૩] પછી ચંડને મૂર્છા ઉતરી જતાં તેણે મોટી ગદા લઇને તુરત કાલીના જમણા હાથમાં મારી;[૫૪] એ ગદાને ચાતુરીથી વાગવા નહિ દેતાં કાલીએ મંત્રથી મૂકેલા બાણોના પાશથી તુરત તે મોટા દૈત્યને બાંધી લીધો.[૫૫] પછી મૂર્છા ઉતરી જતાં ઊભો થએલો મુંડ પોતાના ભાઈને બલાત્કારથી બંધાએલો જોઈ હાથમાં દૃઢ સાંગ લઈ સજ્જ થઈને આવ્યો.[૫૬] એ દાનવને આવતો જોઈ તે બીજા ભાઈને પણ કાલીએ તુરતજ બાણોથી બાંધી લીધો.[૫૭] કાલી એ ઘણા બળવાળા ચંડમુંડને સસલાની પેઠે પકડીને ખડખડ હસતાં સિંહવાહિની જગદંબાની પાસે આવ્યાં,[૫૮] આવીને તેમણે જગદંબાને કહ્યું કેઃ–"હે પ્યારાં! યુદ્ધમાં કોઈથી ન જીતાય એવા આ દાનવોરૂપી બે પશુઓને યુદ્ધરૂપીયજ્ઞના ઉદ્દેશથી હું તમારી પાસે લાવી છું માટે બલિદાન લો!"[૫૯] કાલીએ આણેલા નાહાર સરખા એ બે દૈત્યોને જોઈ જગદંબાએ કાલીને મધુરતા ભરેલું વચન કહ્યું[૬૦] કે "હે રણઉપર પ્રીતિ રાખનારાં કાલિ! તમારે આ બે દૈત્યોને મારવા પણ નહિ અને છોડી દેવા પણ નહિ. તમે ચતુર છો માટે આ મારાં વાક્યનો અભિપ્રાય સમજીને જેમ દેવતાઓનું કાર્ય સિદ્ધ થાય તેમ તુરત કરો.[૬૧] જગદંબાનું એ વચન સાંભળીને કાલીએ તેમને કહ્યું કેઃ–"આ ખડ્ગરૂપી યજ્ઞસ્તંભવાળો અતિ વિખ્યાત યુદ્ધરૂપી યજ્ઞ ચાલી રહ્યો છે માટે તેમાં પશુઓને મારવા એ શાસ્ત્રરીતિ પ્રમાણે હિંસા કહેવાય નહિ. તો આ બે દૈત્યોને પશુરૂપ સમજીને તમારી પાસે મારીશ." આમ કહીને કાલીએ તુરત ખડ્ગવડે તેઓનાં માથાં કાપી નાખ્યાં અને આનંદથી તેઓનું લોહી પીધું. આ પ્રમાણે તે બે દૈત્યોને મારેલા જોઇને રાજી થએલાં જગદંબાએ કાલીને કહ્યું[૬૨ ૬૪] કેઃ–આ તમે દેવતાઓનું કામ કર્યું માટે હું તમને શુભ વરદાન આપું છું. હે કાલિ! તમે ચંડમુંડને માર્યા એટલા માટે પૃથ્વીમાં તમારૂં 'ચામુંડા' એવું નામ અત્યંત પ્રખ્યાત થશે.* (આ જગદંબાના લલાટમાંથી પ્રકટ થએલાં કાલી કે જેનું ચંડમુંડને મારવાથી ચામુંડા

* ટીકાકાર લખે છે કે "ભાગવતમાં આ પ્રકરણમાં અંબિકા શબ્દથી કૌશિકીની મા પાર્વતીનું ગ્રહણ કરીએ તો પાર્વતીના લલાટમાંથી નીકળેલાં કાલી (ચામુંડા)નું એ નામ પાર્વતીએ પાડયું એમ અર્થ થાય છે, અને અંબિકા શબ્દથી કૌશિકીનું ગ્રહણ કરીએ તો કૌશિકીના લલાટમાંથી નીકળેલાં કાલી (ચામુંડા)નું એ નામ કૌશિકીએ પાડયું એમ

નામ થયું તે, જગદંબાના શરીરમાંથી પ્રથમ ઉત્પન્ન થએલાં અને 'કાલી' નામથી પણ ઓળખાતાં કૌશિકીથી નોખાં હતાં.)[૬૫]

कृतंकार्यंसुराणांतेददाम्यद्यवरंशुभम् ॥
चंड [illegible]हतौयस्मात्तस्मात्तनामकालिके ॥
चा[illegible] [illegible]विख्यातंभविष्यतिधरातले ॥६५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો છવ્વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૬

---

## अध्याय २७ मो. દેવી અને રક્તબીજ

### व्यास उवाच

हतौ तौ दानवौ दृष्ट्वा हतशेषाश्चसैनिकाः ॥
[illegible]लायनं ततः कृत्वा जग्मुः सर्वेनृपंमति ॥ १ ॥

વ્યાસ કહે છેઃ—એ બે દૈત્યોને મારી નાખેલા જોઈ જે યોદ્ધાઓ જીવતા રહ્યા હતા તેઓ સઘળા ત્યાંથી ભાગીને શુંભની પાસે ગયા.[૧] એઓમાં કેટલાએકનાં અંગ બાણોથી ભેદાઈ ગયાં હતાં અને કેટલાએકના હાથ કપાઈ ગયા હતા. જેઓના દેહમાંથી લોહી ઝરતાં હતાં એવા તે દૈત્યો રોતા રોતા નગરમાં ગયા.[૨] એઓ શુંભની પાસે જઈને વારંવાર બુમાટ કરવા લાગ્યા કે " હે મહારાજ ! રક્ષા કરો રક્ષા કરો. આજ કાલિકા અમને ખાઈ જાય છે.[૩] એણે દેવતાઓને પીડનાર મહાવીર ચંડ મુંડને મારી નાખ્યા અને એજ પોતે સઘળા સેનાવાળાઓને ખાઈ ગઈ. અમો ભયાતુર થઇને નાશી છુટયા છીએ.[૪] હે રાજા ! એ કાલિકાએ હાથી, ઘોડા, રથ, પાળા અને ઉંટોને પાડીને રણભૂમિને ભયંકર કરી મેલી છે.[૫] માંસરૂપી ભારે કાદવવાળી, કેશરૂપી શેવાળવાળી, ભાંગેલા રથનાં પઇડાંરૂપી ચકરીઓવાળી, કપાઈ પડેલા હાથ અને પગ આદિરૂપ માછલાંવાળી, માથાંઓરૂપી તુંબડાંવાળી, બ્હીકણ લોકોને ત્રાસ આપનારી અને વીર લોકોનો હર્ષ વધારનારી, લોહીના પ્રવાહની નદી ચલાવી મૂકી છે.[૭] હે મહારાજ ! હવે દૈત્યોના કુળની રક્ષા કરો અને તુરત પાતાળમાં જાઓ. નહિતર ક્રોધ પામેલી એ દેવી તુરત ક્ષય કરી નાખશે એમાં સંશય નથી.[૮] હે દૈત્યોના રાજા ! યુદ્ધમાં સિંહ પણ દૈત્યોને ખાઈ જાય છે તેમ કાલિકા દેવી પણ તેમને બાણોથી અનેક પ્રકારે મારે છે.[૯] હે રાજેંદ્ર ! આમ છે એટલા માટે તમે પણ વ્યર્થ કોપ રાખીને પોતાના ભાઇ નિશુંભની સાથે મરવાને વાસ્તેજ ખોટા વિચાર કરો છો.[૧૦] કુળનો નાશ કરનારી એ ક્રૂર સ્રીથી તમને શું ફળ થવાનું છે કે જેને વાસ્તે તમે બાંધવોને મરાવવાની ઇચ્છા કરો છો ?[૧૧] હે મહારાજ ! લોકમાં જય અને પરાજય દૈવના હાથમાં છે. બુદ્ધિમાન પુરૂષે થોડા ફળને વાસ્તે મોટું દુઃખ ઉત્પન્ન કરવું નહિ જોઇએ.[૧૨] હે રાજા ! દૈવ કે જેના હાથમાં સઘળું જગત છે તેની વિચિત્ર ક્રિયા જુવો કે એ એક સ્રીએ સર્વે દૈત્યોને મારી નાખ્યા.[૧૩] તમે કે જે લોકપાળોને જીતનાર અને મોટા સૈન્યવાળા છો તેની સાથે યુદ્ધ કરવાને એ એકલી સ્રી માગણી કરે છે એ થોડું આશ્ચર્ય નથી.[૧૪] પૂર્વે તમે દેવતાઓના નિવાસરૂપ પુષ્કરતીર્થમાં તપ કર્યું હતું ત્યારે તમને વરદાન દેવા સારૂ લોકોના પિતામહ બ્રહ્મા આવ્યા હતા.[૧૫] તેમણે તમને વરદાન માગવાનું કહેતાં તમે તેમની પાસેથી અમરપણું માગ્યું હતું.[૧૬] તેમણે અમરપણું નહિ આપતાં તમે તેમની

---

અર્થ થાય છે. માર્કંડેયપુરાણમાંના ચંડીપાઠમાં પણ બન્ને અર્થ સંભવે છે. જો કે ચંડીપાઠના પ્રાચીન ટીકાકારોએ ટીકામાં બીજોજ પક્ષ લીધો છે તોપણ અંબિકા શબ્દની શક્તિ પાર્વતીને વિશેષ લાગુ પડેછે માટે મને પેહેલો પક્ષ યોગ્ય લાગે છે." ટીકાકારના મતને અનુસરીને ભાષાંતરમાં અંબિકા શબ્દને ઠેકાણે 'સિંહવાહિની જગદંબા' એમ લખેલ છે.

પાસેથી માગી લીધું કે દેવ, દૈત્ય, મનુષ્ય, કિન્નર કે યક્ષોથી અને કોઇ પુલ્લિંગ વાચકથી પણ અમારૂં મરણ ન થાય.[17] આ વરદાન પ્રમાણે તમારૂં મરણ સ્ત્રીથી થવાનો સંભવ છે અને એટલા માટેજ આ ઉત્તમ સ્ત્રી તમને મારવાની ઈચ્છાથી આવેલી છે. હે રાજેંદ્ર ! હે પ્યારા! હમણાં આ પ્રમાણે વિચાર કરીને યુદ્ધ કરવું છોડી દો. એ જે સ્ત્રી આવેલી છે તે પરમ પ્રકૃતિરૂપ મહામાયા છે. પ્રલયકાળમાં સર્વનો સંહાર કરનાર, સૃષ્ટિકાળમાં લોકોને ઉત્પન્ન કરનાર, દેવતાઓની ઈશ્વરી, સઘળી શક્તિઓવાળી, જીતી શકાય નહિ એવી, ત્રણ ગુણવાળી, શુભ, અક્ષય, નિત્ય, સર્વજ્ઞ, સર્વદા પ્રકાશવાળી, ગાયત્રીરૂપ, વેદને ઉત્પન્ન કરનાર, સંધ્યારૂપ, સઘળા દેવતાઓના નિવાસરૂપ, નિર્ગુણ, સગુણ, અનાદિસિદ્ધ, સઘળી સિદ્ધિ આપનાર, અવ્યય, આનંદરૂપ, આનંદ આપનાર, શુદ્ધ અને દેવતાઓને અભય આપનાર, તામસી દેવી જે કહેવાય છે તે એ છે.[18-22] હે મહારાજ! આ પ્રમાણે જાણીને એની સાથે વૈરભાવ છોડી દો અને એને શરણે જાઓ. એ દેવી તમારૂં પાલન કરશે.[23] તમે એની આજ્ઞા કરનારા થાઓ અને પોતાના કુળને જીવતું રાખો. જે દૈત્યો મરતાં અવશેષ રહેલા છે. તેઓને લાંબુ આયુષ્ય ભોગવવા દો."[24] આ પ્રમાણે તેઓનું વચન સાંભળી દેવતાઓના સૈન્યને પીડનારા શુંભે નીચે પ્રમાણે ઉત્તમ વીરના ગુણોથી ભરેલું સત્ય વચન કહ્યું.[25]

શુંભ કહે છેઃ—હે અભાગીઆઓ ! ચૂપ રહો. તમો યુદ્ધમાંથી ભાગી આવ્યા તો હવે તુરત પાતાલમાં જાઓ. જીવવાની આશા સર્વથી મોટી છે.[26] સઘળું જગત દૈવાધીન છે માટે જય કે પરાજયની ચિંતા હું શા માટે રાખું. જેમ બ્રહ્માઆદિ દેવ દૈવને આધીન છે તેમ આપણે પણ દૈવને આધીન છીએ.[27] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ, અગ્નિ, વરૂણ, સૂર્ય, ચંદ્ર, અને ઈંદ્ર પણ જ્યારે સર્વદા દૈવને આધીન છે ત્યારે મને શી ચિંતા છે. જે થવાનું હશે તે થશે. જેવું થવાનું હોય તેવોજ ઉદ્યમ સુઝે છે.[28 29] જ્ઞાનવાળા વિચક્ષણ પુરૂષો સર્વથા આવો વિચાર કરીનેજ શોક કરતા નથી અને મરણની બ્હીકથી કદી સ્વધર્મને છોડતાનથી.[30] મનુષ્યોને દૈવે નિર્મેલાં સુખ, દુઃખ, આયુષ્ય, જીવન, અને મરણ, સમય આવતાં સર્વથા પ્રાપ્ત થાય છે.[31] બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર પોતાનો કાળ પ્રાપ્ત થતાં મરી જાય છે અને બીજા ઈંદ્રઆદિ સઘળા દેવતાઓ પણ આયુષ્યને અંતે નાશ પામે છે તો એવી રીતે હું પણ સર્વથા કાળને આધીન છું માટે હમણાં સ્વધર્મ પાળીનેજ નાશ પામીશ અથવા જય પામીશ.[32 33] એ અબળાએ યુદ્ધને વાસ્તે બોલાવ્યા છતાં હું ભાગી જાઉં તો પછી સેંકડો વર્ષસુધી મારૂં જીવવું પણ ધિક્કારભરેલું થાય.[34] જે થવાનું હોય તે ભલે થાય પણ હું તો આજ સંગ્રામ કરીશ. જય થશે તો જયને અને મરણ થશે તો મરણને સ્વીકારી લઈશ.[35] આ તો દૈવને પ્રબળ માનનારાઓનો પક્ષ લઈને મેં કહ્યું પણ ઉદ્યમવાદિ વિદ્વાનો તો દૈવને મિથ્યાજ કહે છે અને શાસ્ત્ર જાણનારાઓ પણ તેઓના વચનને યુક્તિવાળું કહે છે.[36] મનોરથો ઉદ્યમવિના સિદ્ધ થતાજ નથી. જે થવાનું હશે તે થશે એમ તો બ્હીકણ લોકોજ બકે છે.[37] મૂર્ખ લોકો અદૃષ્ટને બળવાન કહે છે પણ પંડિત લોકો કહેતા નથી. અદૃષ્ટને દેખાવું જ સંભવતું નથી માટે તેના હોવામાં કાંઈ પ્રમાણ નથી.[38] કોઈ ઠેકાણે અદૃષ્ટ પણ દેખાએલું હોવું જોઇએ એમ બોલવું તે એક જાતની મૂર્ખ લોકોને બ્હીવરામણી છે અને એ

કોઈ પણ આધારવગર ચિત્તને દુઃખના સમયમાં સ્થિર રાખવાનો ઉપાય છે.[૩૯] લોટ દળનારી સ્ત્રી ઘંટીની પાસે બેસી રહે તો પણ ઉદ્યમ વિના સર્વથા લોટ થતોજ નથી; ઉદ્યમ કરવાથી સર્વથા કાર્ય સિદ્ધ થાય છે.[૪૦] કોઈ સમયે ઉદ્યમમાં ન્યૂનતા રહી ગઈ હોય તો કાર્ય નથી પણ થતું. અદૃષ્ટ હોવામાં કાંઈ પ્રત્યક્ષ પ્રમાણ નથી પણ વેદના વચનરૂપ પ્રમાણ છે એવો ઉત્તર તો જેઓ વેદ વચનને પ્રમાણ માનતા હોય તેઓને દેવાય પણ આપણે કે જેઓ નાસ્તિક છીએ તેઓને એ ઉત્તર લાગુ પડે નહિ. નાસ્તિક મતના આચાર્ય બૃહસ્પતિએ કહ્યું છે કે દેશ, કાળ, પોતાનું બળ અને શત્રુનું બળ જાણીને જે કાર્ય કરીએ તે સફળ થયા વગર રહેતું નથી.[૪૧,૪૨]

વ્યાસ કહે છેઃ—શુંભે આ પ્રમાણે નિશ્ચય કરી મોટા સૈન્યથી વીંટાએલા રક્તબીજ નામના મોટા દૈત્યને સંગ્રામમાં મોકલ્યો અને તેને કહ્યું કેઃ—"હે મહાવીર રક્તબીજ ! તું યુદ્ધભૂમિમાં જા અને જેવું તારૂં બળ છે તેવું યુદ્ધ કરજે."[૪૩,૪૪]

રક્તબીજ કહે છેઃ—હે મહારાજ ! તમારે જરા પણ ચિંતા કરવી નહિ. હું એ સ્ત્રીને પ્રહારથી જીતી લઇને તમારે સ્વાધીન કરીશ.[૪૫] મારી યુદ્ધ કરવાની ચાતુરી જોજો. એ દેવતાઓને વહાલી અબળા મારી પાસે કોણ માત્ર છે ? હું એને યુદ્ધમાં બળથી જીતી લઈને તમારી દાસી કરીશ.[૪૬]

વ્યાસ કહે છેઃ—હે જનમેજય ! મોટા દૈત્ય રક્તબીજ એ પ્રમાણે બોલી પોતાના સૈન્યથી વીંટાઇ રથમાં બેસીને નીકળ્યો. (આ રક્તબીજ મહિષાસુરનો બાપ હતો એમ પ્રથમ કહેવાઈ ગયું છે.)[૪૭] હાથી, ઘોડા, રથ અને પાળાઓના સમૂહોથી વીંટાએલો અને રથમાં બેઠેલો એ દૈત્ય પર્વત ઉપર ઊભેલાં* દેવીની પાસે ગયો.[૪૮] એને આવતો જોઇ દેવીએ સઘળા દૈત્યોને ભય આપનાર અને દેવતાઓના આનંદને વધારનાર શંખનાદ કર્યો.[૪૯] શંખનો ઉગ્ર શબ્દ સાંભળી રક્તબીજ મોટા વેગથી દેવીની પાસે જઇને તેમને નીચે પ્રમાણે કોમળ વચન કહ્યું.[૫૦]

રક્તબીજ કહે છેઃ—હે સુંદરિ ! હે પાતળાં અંગવાળી ! શું મને બ્હીકણ જાણીને તું શંખનાદથી બ્હીવરાવે છે ? અને મને શું તું ધૂમ્રલોચન જાણે છે ?[૫૧] મારૂં નામ તો રક્તબીજ છે અને હું તને મારવાસારૂ તારી પાસે આવેલો છું. હે કોયલ સરખા સ્વરવાળી ! તારે યુદ્ધ કરવાની ઈચ્છા હોય તો સજ્જ થા. હું તારાથી બ્હીતો નથી.[૫૨] હે સુંદરિ ! આજ મારા બળને જોઈ લેજે. તેં જેઓને જોયા તેઓ તો બ્હીકણ હતા. હું એઓની પંક્તિમાં નથી, માટે તારી જેવી ઈચ્છા હોય તે પ્રમાણે યુદ્ધ કર.[૫૩] તેં પૂર્વે વૃદ્ધલોકોની સેવા કરી હોય, નીતિશાસ્ત્ર સાંભળ્યું હોય, અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય, વિદ્વાનોની વાતો સાંભળી હોય અથવા તને સાહિત્યશાસ્ત્રનું જ્ઞાન હોય તો હિતકારી, સત્ય અને પ્રમાણોભરેલું મારૂં વચન સાંભળ્યા પછી યુદ્ધ કર.[૫૪-૫૫] નવ રસોમાં શૃંગારરસ અને શાંતરસ એ બેજ વિદ્વાનોની સભાઓમાં મુખ્ય ગણાય છે.[૫૬] એઓમાં પણ સઘળા રસોનો રાજા ઠરેલો શૃંગારજ મુખ્ય છે. વિષ્ણુ લક્ષ્મીની સાથે, બ્રહ્મા સાવિત્રી સાથે, ઇંદ્ર ઇંદ્રાણીની સાથે અને શંકર પાર્વતીની

* ટીકાકાર લખે છે કે 'જો કે દેવી શુંભના ઉપવનમાં ઊભાં એમ પ્રથમ કહ્યું છે તો પણ ચંડમુંડને માર્યા પછી સર્વ દૈત્યોને મારવામાં વિસ્તીર્ણ સ્થળની અપેક્ષા હોવાથી આ સમયે દેવી હિમાલયમાં જઇ ઊભાં હતાં એમ સમજવું; અથવા પર્વત ઉપરજ શુંભનું ઉપવન હતું એમ સમજવું.

સાથે શયન કરે છે, તેમ સ્થાવર અને પશુપક્ષીઓમાં પણ વૃક્ષ લતાની સાથે, મૃગ મૃગલીની સાથે અને પારેવો પારેવીની સાથે મળીને રહે છે.[૫૭-૫૮] આ પ્રમાણે સર્વ પ્રાણીઓ શૃંગારરસમાં અત્યંત આસક્ત છે. જેઓને ભોગના વૈભવ ન મળ્યા હોય અને જેઓ કાયર હોય તેઓજ શાંત રસમાં આસક્ત થાય છે. જેઓ સંન્યાસી થાય છે તેઓને મૂઢ અને દૈવે ઠગેલા સમજવા. સંસારના રસને નહિ જાણનારા જે લોકો, મીઠું મીઠું બોલવામાં પહોંચેલા ઠગારા ઉપદેશકોથી ઠગાઇ જાય, તેઓજ શાંત રસમાં આસક્ત થાય છે. જ્યાંસુધી કામ, ક્રોધ, લોભ અને મતિનો નાશ કરનાર પ્રબળ મોહ જીવે છે, ત્યાંસુધી જ્ઞાન અને વૈરાગ્યની ઉત્પત્તિજ કેમ થાય ? એટલામાટે હે કલ્યાણિ ! તું પણ મનોહર, દેવતાઓને જીતનાર અને મહાબળવાન શુંભને અથવા નિશુંભને પતિ કર.[૫૯-૬૨]

વ્યાસ કહે છેઃ—આગળ ઉભેલો રક્તબીજ એટલાં વચન બોલીને બંધ પડયો અને એ વચનો સાંભળીને ચામુંડા, કૌશિકી તથા અંબિકા હસવા લાગ્યાં.[૬૩]

**इत्युक्त्वारक्तबीजोऽसौ विरराम पुरस्थितः ।**
**श्रुत्वाज हसचामुंडाकालिकाचांबिकातथा।६३।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૭**

---

## અધ્યાય ૨૮ મો.
## દેવી અને રક્તબીજનું યુદ્ધ થતાં સર્વ શક્તિઓનાં આગમન

**વ્યાસ ઉવાચ**

**कृत्वाहास्यंततोदेवीतमुवाचविशांपते ॥**
**मेघगंभीरयावाचायुक्तियुक्तमिदंवचः॥१॥**

વ્યાસ કહે છેઃ—હે રાજા ! પછી હાસ્ય કરીને દેવીએ મેઘ સરખી ગંભીરવાણીથી તે દૈત્યને નીચે પ્રમાણે યુક્તિસહિત વચન કહ્યું.[૧]

દેવી કહે છેઃ—હે મંદબુદ્ધિવાળા ! મેં પ્રથમજ શુંભે મોકલેલા દૂતની આગળ યોગ્ય અને હિતકારી વચન કહેલું છે માટે ફરીવાર કહેવાનું કશું પ્રયોજન નથી. તું શા માટે બકવાદ કરે છે ?[૨] ત્રૈલોક્યમાં કોઇ પણ રૂપ, બળ અને વૈભવથી મારા સમાન હોય તો હું તેને પતિ કરૂં એવી મેં પ્રતિજ્ઞા કરી છે માટે તું શુંભને અને નિશુંભને કહે કે 'મારી સાથે યુદ્ધ કરે અને મને જીતીને વિધિ સહિત વિવાહ કરે.'[૩.૪] તું તેનું કામ સિદ્ધ કરવાને તેની આજ્ઞાથી આવેલો છે માટે સંગ્રામ કર અથવા તારા ધણીની સાથે પાતાળમાં જતો રહે.[૫]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીનું વચન સાંભળી ક્રોધથી ભરાએલો તે દૈત્ય તુરત સિંહની ઉપર દારૂણ બાણ નાખવા લાગ્યો.[૬] અંબિકાએ આકાશમાં આવતાં તે સર્પ સરખાં બાણોને જોઇ હાથની ચાલાકીથી ક્ષણમાત્રમાં પોતાનાં તીક્ષ્ણ બાણોવડે તેઓને કાપી નાખ્યાં.[૭] અંબિકાએ ધનુષથી મૂકેલાં અને કાન સુધી ખેંચેલાં બીજાં પણ સજેલાં જાડાં બાણો એ મોટા દૈત્ય રક્તબીજને માર્યાં.[૮] દેવીનાં બાણ વાગતાં તે પાપીને લોહી ન નીકળ્યું પણ તે મૂર્છા પામીને રથમાં પડી ગયો. રક્તબીજ પડી જતાં મોટો હાહાકાર થઈ રહ્યો[૯] અને સર્વે સેનાવાળાઓ બૂમો પાડવા લાગ્યા અને 'હાય માર્યા' એમ પોકારવા લાગ્યા. પછી એ અત્યંત દારૂણ બુંબાટ સાંભળી શુંભે દૈત્યોનાં સર્વ સૈન્યોને ઉદ્યોગ કરવાની આજ્ઞા કરી કે "અત્યંત બળવાળા અને વીર કાંબોજ જાતિના તથા વિશેષે કરી કાલિકેય જાતિના સઘળા દાનવો યુદ્ધ કરવાસારૂ નીકળો." આ પ્રમાણે શુંભે આજ્ઞા કરતાં મહોન્મત્ત

ચારે અંગવાળું સઘળું સૈન્ય દેવીની સાથે યુદ્ધ કરવા સારૂ નીકળ્યું. એ દાનવોના સૈન્યને આવેલું જોઇ ચંડિકાએ તુરત ઘંટાનો મહાભયંકર નાદ વારંવાર કર્યો અને અંબિકાએ ધનુષની દોરીનો તથા શંખનો નાદ કર્યો.[૧૦-૧૪] કાલીએ પણ મ્હોડું ફાડીને તે સઘળા નાદોના જેવો નાદ કર્યો. દેવીના વાહનરૂપ બળવાન સિંહે પણ તે ભયંકર નાદો સાંભળીને દૈત્યોને અદ્ભુત ભય ઉત્પન્ન કરવા સારૂ ગર્જના કરી. એ નાદો સાંભળીને ક્રોધથી વ્યાપ્ત થએલા સઘળા મહાબળવાન દાનવો દેવી ઉપર અસ્ત્રો નાખવા લાગ્યા. દારૂણ અને રૂંવાડાં ઉભાં કરે એવું તે યુદ્ધ ચાલતાં બ્રહ્મા આદિ દેવતાઓની શક્તિઓ ચંડિકાની પાસે આવી. જે દેવનાં જેવાં રૂપ, જેવાં ભૂષણ અને જેવાં વાહન છે તેવાં રૂપ, તેવાં ભૂષણ અને તેવાં વાહનવાળી તે શક્તિઓ યુદ્ધભૂમિમાં આવી. 'બ્રહ્માણી' એવા નામથી કહેવાતાં બ્રહ્માની શક્તિ હંસ ઉપર બેસીને અને ફેરવવાની માળા તથા કમંડલુ ધરીને આવ્યાં. ગરૂડ ઉપર બેઠેલાં અને પીળાં વસ્ત્રોથી શોભતાં વૈષ્ણવી શક્તિ શંખ, ચક્ર, ગદા તથા પદ્મ ધરીને યુદ્ધમાં આવ્યાં. અર્ધચંદ્રને ધરનારાં અને સર્પોરૂપી કંકણવાળાં મંગળરૂપ શાંકરી શક્તિ પોઠીઆ ઉપર બેસી હાથમાં ઉત્તમ ત્રિશૂળ લઇને આવ્યાં. કાર્ત્તિકેયસરખાં રૂપાળાં અને સુંદર મુખવાળાં કૌમારી શક્તિ મોર ઉપર બેસી હાથમાં સાંગ ધરીનેયુદ્ધ કરવાસારૂ આવ્યાં. સુંદર મુખવાળાં અને ઘણાં આભરણોવાળાં ઇંદ્રાણી શક્તિ ધોળા હાથીપર બેસી હાથમાં વજ્ર ધરીને સંગ્રામ કરવાસારૂ આવ્યાં. નૃસિંહના જેવું શરીર ધરનારાં નારસિંહી શક્તિ અને મોટા પ્રેત ઉપર બેઠેલાં તથા સૂકરના સરખા આકારવાળાં વારાહી શક્તિ પણ આવ્યાં.યમસરખાં રૂપવાળાં, સુંદર હાસ્ય કરતાં યામ્યા શક્તિ પાડા ઉપર બેસી હાથમાં કાળદંડ લઈને આવ્યાં. આ પ્રમાણેજ મહોન્મત્ત વારૂણી શક્તિ અને કૌબેરી શક્તિ પણ આવ્યાં. તે તે દેવના સરખા આકારવાળી એ શક્તિઓ પોતપોતાનાં સૈન્યોસહિત એવા પ્રકારથી આવતાં તેઓને જોઇને દેવી રાજી થયાં.[૧૫-૨૭] નિર્ભય થએલા દેવતાઓ પ્રસન્ન થયા અને દૈત્યો ભય પામ્યા. લોકોનું કલ્યાણ કરનાર સદાશિવે એ શાક્તઓની સાથે સંગ્રામમાં આવીને કૌશિકીને કહ્યું કેઃ—" દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાનેમાટે તુરત અસુરોને મારો. નિશુંભને, શુંભને, બીજા જે દૈત્યો ઉભેલા છે તેઓને તથા દૈત્યોના સઘળા સૈન્યને મારીને જગતને નિર્ભય કરીને શક્તિઓ પોતપોતના સ્થાનકોમાં જાય, યજ્ઞોના ભાગ દેવતાઓને મળે, બ્રાહ્મણો યજન કરવા લાગે, સઘળા સ્થાવર—જંગમ પ્રાણીઓ સંતુષ્ટ થાય, ઉત્પાતો તથા અતિવૃષ્ટિ આદિ ઇતિઓ શાંત થાય, મેઘ સમયસર વરસે અને ખેડ ઘણા પાકવાળી થાય એમ કરો.[૨૮-૩૩]

વ્યાસ કહે છેઃ—લોકોનું કલ્યાણ કરનાર મોટા દેવ શંકર આ પ્રમાણે બોલતાં તે સમયમાં કૌશિકીના શરીરમાંથી એક અદ્ભુત ભયંકર અને જેની સાથે નાદ કરતી હજારો ફ્યાવડીઓ હતી એવી શક્તિ નીકળી. અત્યંત પ્રચંડ અને ઘોર રૂપવાળી એ શક્તિએ હસીને શંકરને નીચે પ્રમાણે કહ્યું.[૩૩-૩૪]

શક્તિ કહે છેઃ હે દેવના દેવ ! હે કામદેવના શત્રુ ! તમે દૈત્યોના રાજાની પાસે દૂત થઇને તુરત જાઓ. કામદેવથી વ્યાકુલ થએલા મદોન્મત્ત એ શુંભને અને નિશુંભને મારૂં વચન કહો કે " તમો સ્વર્ગ છોડીને તુરત પાતાળમાં જતા રહો એટલે ઇંદ્રને પાછો સ્વર્ગ

મળતાં પોતાનું શુભ સિંહાસન પ્રાપ્ત થાય અને દેવતાઓને સ્વર્ગમાં સુખ મળે તથા યજ્ઞોના ભાગો મળે. હે દાનવો! તમારે જીવતા રહેવાની મોટી આશા હોય તો દૈત્યોના નિવાસરૂપ પાતાળમાં જાઓ અને મરવાનેસારૂજ બળ કરીને યુદ્ધની ઈચ્છા હોય તો આવો એટલે આ ક્રૂયાવડીઓ તમારા માંસથી તૃપ્ત થાય.[૩૫-૩૯]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે શક્તિનું વચન સાંભળી તુરત સદાશિવે ત્યાં જઇને સભામાં બેઠેલા દૈત્યોના રાજા શુંભને નીચે પ્રમાણે કહ્યું.[૪૦]

સદાશિવ કહે છેઃ–હે રાજા! હું કે જે ત્રિપુરાસુરનો નાશ કરનાર શિવ છું તે અંબાનો દૂત થઇનેતમારૂં સઘળાનું હિત કરવાસારૂ અહીં આવેલો છું. તમારા કલ્યાણનેવાસ્તે દેવીએ કહ્યું છે કેઃ–"તમો સ્વર્ગ તથા પૃથ્વીને છોડી દઈને પાતાળ કે જ્યાં પ્રહ્લાદ અને બળવાન્ બળિરાજા રહે છે ત્યાં જાઓ અને મરવાની ઈચ્છા હોય તો તુરત આવો એટલે સંગ્રામમાં તમો સઘળાઓને મારી નાખું."[૪૧-૪૩]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવીનું અમૃતસરખું હિતકારી વચન દૈત્યોને સંભળાવીને મહાદેવ પાછા આવ્યા. જે શક્તિએ મહાદેવને દૂત કરીને દૈત્યોની પાસે મોકલ્યા હતા તે શક્તિ સર્વલોકોમાં 'શિવદૂતી' એવા નામથી પ્રખ્યાત થયાં.[૪૪-૪૬] શંકરે કહેલી દેવીની દુષ્કર વાત સાંભળીને તુરત સઘળા દૈત્યો સજ્જ થઈ હાથમાં શસ્ત્રો લઈ યુદ્ધ કરવાને માટે નીકળ્યા.[૪૭] એ દાનવો તુરત રણમાં આવીને ચંડિકા ઉપર કાનસુધી ખેંચેલાં અને શિલાથી સજેલાં તીક્ષ્ણ બાણો નાખવા લાગ્યા.[૪૮] એ સમયમાં કાલિકાએ ફરી ફરીને ત્રિશૂલ, ગદા અને સાંગીથી દૈત્યોને મારવા માંડ્યા તથા ખાવા માંડ્યા.[૪૯] બ્રહ્માણી પણ તે યુદ્ધમાં કમંડલુનાં પાણી છાંટી છાંટીને મહાબળવાન દૈત્યોને પ્રાણરહિત કરવા લાગ્યાં.[૫૦] પોઠીઆ ઉપર બેઠેલાં સદાશિવની શક્તિએ મોટા વેગવાળા ત્રિશૂલથી યુદ્ધમાં દૈત્યોને મારી મારીને પૃથ્વીપર પાડવા માંડ્યા.[૫૧] વૈષ્ણવીએ ચક્ર અને ગદાના પ્રહારથી દૈત્યોને તુરત પ્રાણરહિત અને મસ્તકરહિત કરવા માંડ્યા.[૫૨] ઐંદ્રીએ ઐરાવતની સુંઢ વાગવાથી પીડાએલા મોટા મોટા દૈત્યોને વજ્રના પ્રહારથી ધરતીપર પાડવા માંડયા.

નારસિંહી પણ પોતાના તીવ્ર નખોથી મોટા મોટા દૈત્યોને ફાડીફાડી ભક્ષણ કરતાં કરતાં યુદ્ધમાં ફરવા લાગ્યાં અને વારંવાર નાદ કરવા લાગ્યાં.[૫૪] વારાહીએ પણ ક્રોધથી મોઢું મારીને અને દાઢની અણીઓ ભરાવીને સેંકડો દૈત્ય–દાનવોને મારી નાખ્યા.[૫૫] શિવદૂતીએ પોતાના અટ્ટાટહાસથી દૈત્યોને પૃથ્વી ઉપર પાડવા માંડયા અને ચામુંડાએ તથા કાલિકાએ તેઓને ખાવા માંડયા.[૫૬] મોર ઉપર બેઠેલાં કૌમારી દેવતાઓનું હિત કરવાસારૂ યુદ્ધમાં કાનસુધી ખેંચેલાં અને શિલાથી સજેલાં બાણોથી શત્રુઓને મારવા લાગ્યાં.[૫૭] વારૂણી શક્તિએ યુદ્ધભૂમિમાં દૈત્યોને પાશથી બાંધી મૂર્છિત અને ગતપ્રાણ કરીને ધરતી ઉપર પાડવા માંડયા.[૫૮]આ પ્રમાણે યુદ્ધમાં શક્તિઓએ મર્દન કરવા માંડતાં તે ઘણા બળ અને પરાક્રમવાળું દાનવોનું સૈન્ય ભાગવા લાગ્યું. એ દૈત્યોના સૈન્યરૂપી સમુદ્રમાં મોટો બુંબાટ ઉઠયો અને તે સમયે દેવતાઓ દેવીની શક્તિઓ ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૬૦] એ ભયંકર બુંબાટ અને દેવતાઓનો જય શબ્દ સાંભળી તથા દૈત્યોને નાસતા જોઈ રક્તબીજને તુરત કોપ ચડયો.[૬૧] દેવતાઓને ગર્જના કરતા જોઇને એ મહાબળવાન અને તેજસ્વી રક્તબીજ તે સમયે યુદ્ધભૂમિમાં આવ્યો.[૬૨] આયુધોવાળો, રથમાં બેઠેલો, ધનુષની દોરીનો

અદ્ભુત શબ્દ કરતો અને ક્રોધથી રાતાં નેત્રવાળો એ દૈત્ય સજ્જ થઇને દેવીની પાસે આવ્યો.[13]

**सायुधोरथसंविष्टः कुर्वन्ज्याशब्दमद्भुतम् ॥**
**आजगामतदादेवींक्रोधरक्तेक्षणोद्यतः ॥६३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૮**

---

## अध्याय २९ मो.

### રક્તબીજવધ અને શુંભનો યુદ્ધોદ્યમ.

**વ્યાસ ઉવાચ**

**वरदानमिदंतस्यदानवस्यशिवार्पितम् ॥**
**अत्यद्भुतवरंराजन्शृणु तत्प्रब्रवीम्यहम् ॥१॥**

વ્યાસ કહે છેઃ—હે રાજા! એ રક્તબીજને સદાશિવે જે અત્યંત અદ્ભુત વરદાન આપ્યું હતું તે કહું છું. સાંભળો.[1] એના દેહમાંથી લોહીનો છાંટો જ્યારે ધરતી ઉપર પડે ત્યારે તેના જેવાજ રૂપ અને પરાક્રમવાળા બીજા અસંખ્યાત દૈત્યો ઉત્પન્ન થતા હતા. 'તારૂં રૂધિર ધરતી ઉપર પડતાં તેમાંથી મોટા બળવાળા અસંખ્યાત દાનવો ઉત્પન્ન થજો.' એવું અતિ અદ્ભુત વરદાન રૂદ્રે તેને આપ્યું હતું.[2 3] એ વરદાનથી ગર્વ પામેલો એ રક્તબીજ ક્રોધ કરીને કાલિકાને તથા દેવીને મારવા સારૂ તુરત યુદ્ધમાં આવ્યો.[4] ગરૂડ ઉપર બેઠેલાં અને કમળસરખાં નેત્રવાળાં વૈષ્ણવી શક્તિને જોઇને તેણે તેમના ઉપર સાંગનો ઘા કર્યો.[5] ઘણા બળવાળાં એ શક્તિએ પોતાની ગદાથી તે સાંગનું વારણ કર્યું અને મોટા દૈત્ય રક્તબીજને ચક્ર માર્યું.[6] તેના દેહમાં ચક્ર વાગતાં વજ્રથી ત્રુટેલા પર્વતના શિખરમાંથી જેમ ગેરૂવાળા ઝરા નીકળે તેમ તેમાંથી ઘણું લોહી નીકળ્યું. એના લોહીના છાંટા પૃથ્વી ઉપર જે જે સ્થળમાં પડ્યા તે તે સ્થળમાંથી તેના જેવાજ આકારવાળા હજારો દૈત્યો ઉત્પન્ન થયા.[7 8] ક્રોધથી ઘેરાએલાં ઐન્દ્રી શક્તિએ તે ભયંકર રક્તબીજ દૈત્યને વજ્ર માર્યું તો તે પ્રહારથી પણ તેના દેહમાંથી લોહી નીકળ્યું.[9] એ રૂધિરમાંથી તેના જેવા બળવાળા, તેના જેવા આકારવાળા, આયુધોવાળા અને યુદ્ધમાં મહોન્મત્ત અનેક રક્તબીજો ઉત્પન્ન થયા.[10] બહુજ કોપ પામેલાં બ્રહ્માણીએ તેને બ્રહ્મદંડ માર્યો, માહેશ્વરીએ તેને ત્રિશૂલથી વિંધ્યો, નારસિંહીએ તેને નખ માર્યા, વારાહીએ તેને પોતાનું મોઢું માર્યું અને કૌમારીએ તે અધમ દાનવની છાતીમાં સાંગ મારી. ક્રોધ પામેલો તે દૈત્ય પણ સજેલાં બાણોની વૃષ્ટિઓથી, ગદાથી તથા સાંગથી તે શક્તિઓને નોખનોખા પ્રહાર દેવા લાગ્યો. તેણે કોપાવેલી શક્તિઓ અનેક બાણોથી તેને વિંધવા લાગી. ચંડિકા દેવીએ પણ કુપિત થઇને તીક્ષ્ણ બાણથી તેના બાણના કડકા કડકા કરી નાખી પોતાના બાણોથી એને દારૂણ પ્રહાર કર્યો.[11-15] એ રક્તબીજના શરીરમાંથી અનેક પ્રવાહરૂપે જે લોહી પડવા લાગ્યું તેમાંથી તેના જેવા બીજા હજારો વીર પ્રગટ થયા.[16] સજ્જ, આયુધોવાળા અને અત્યંત અદ્ભુત યુદ્ધ કરતા એ લોહીના ઓઘથી ઉત્પન્ન થએલા રક્તબીજોથી સઘળું જગત વ્યાપ્ત થયું.[17] એ અનેક રક્તબીજોને યુદ્ધ કરતા જોઈને ભયભીત થએલા, મુંઝાએલા અને શોકથી ઘેરાએલા દેવતાઓ ત્રાસ પામ્યા કે "હવે મોટી કાયાવાળા અને મોટા બળવાળા આ લોહીથી ઉત્પન્ન થએલા હજારો દૈત્યો શી રીતે ક્ષય પામશે?[18 19] અહીં યુદ્ધ કરનાર તો ચંડિકા, કાળી અને માતૃગણજ છે, તો એઓથી સઘળા દાનવોને શી રીતે જીતી શકાશે? આ વાત તો કષ્ટરૂપજ છે.[20] આવા સમયમાં પોતાના સૈન્યથી વીંટાઇને નિશુંભ અથવા શુંભ જો

સહસા આવશે તો તેથી મોટો અનર્થ થશે."[૨૧] આ પ્રમાણે ભયથી ઉદ્વેગ પામેલા દેવતાઓ જ્યારે મોટી ચિંતા પામ્યા ત્યારે કમલસરખાં નેત્રવાળાં અંબિકાએ કાલીને કહ્યું કે:—"હે ચામુંડા ! હવે તમે તુરત તમારૂં મ્હોડું અત્યંત વિસ્તીર્ણ કરો અને મારાં શસ્ત્રો વાગવાથી આ દૈત્યને જેટલું લોહી નીકળે તે સઘળું તુરત પી જાઓ.[૨૨ ૨૩] હું તીક્ષ્ણ બાણ, ગદા, તરવાર અને મુસલોથી દૈત્યોને મારીશ અને તમે તે મારેલા દૈત્યોનું ભક્ષણ કરતાં મનગમતી રીતે ફરજો.[૨૪] હે મોટાં નેત્રવાળાં ! આ દૈત્યનું રૂધિર તમે એવી રીતે પીજો કે જેવી રીતે હવે તેનો એક છાંટો પણ ધરતી ઉપર પડે નાહ.[૨૫] તમે ખાવા માંડતાં બીજા દૈત્યો ઉત્પન્ન થશે નહિ અને એવી રીતે આ લોકોનો ક્ષય થશે; આ વિના બીજો ઉપાય નથી.[૨૬] હું દૈત્યોને મારીશ અને તમે શત્રુઓનો ક્ષય કરવામાં કાળજી રાખી તુરતને તુરત સઘળું લોહી પી જજો અને દૈત્યોનું ભક્ષણ કરજો.[૨૭] આ પ્રમાણે દૈત્યોનો ક્ષય કરી અને ઇંદ્રને સઘળું સ્વર્ગનું રાજ્ય સ્થિર કરી આપીને આપણે આપણી અનુકૂલતા પ્રમાણે જઇશું."[૨૮] અંબિકાએ આ પ્રમાણે કહેલાં, ઘોર પરાક્રમવાળાં ચામુંડા રક્તબીજના શરીરમાંથી નીકળતું સઘળું લોહી પીવા લાગ્યાં.[૨૯] અંબિકાએ ખડ્ગ તથા મુસળથી રક્તબીજના શરીરને કાપવા માંડયું અને ઊંચા ચડેલા પેટવાળાં ચામુંડાએ તે દૈત્યના શરીરના કટકા ખાવા માંડયા.[૩૦] ક્રોધ પામેલો તે રક્તબીજ ગદાના પ્રહારોથી ચામુંડાને મારવા લાગ્યો તોપણ ચામુંડા તેનું લોહી તુરતજ પી જતાં હતાં અને તેના શરીરના કટકા ખાઈ જતાં હતાં.[૩૧] રક્તબીજના રૂધિરમાંથી મહાબળવાન અને ક્રૂર જે બીજા રક્તબીજો ઉત્પન્ન થયા હતા તે સઘળાઓને પણ પાડી નાખ્યા અને ચામુંડા તેઓને લોહી વગરના કરીને ખાઇ ગયાં.[૩૨] જેટલા નવા રક્તબીજો થયા હતા તે સઘળા ખવાઈ ગયા અને જે સ્વાભાવિક રક્તબીજ હતો તેને પણ ખડ્ગથી બહુજ કાપી નાખી મારીને પાડી દીધો. મહાભયંકર રક્તબીજ મરણ પામતાં જે બીજા દૈત્યો યુદ્ધમાં ઉભા હતા તેઓ સઘળા, ભયથી ધ્રુજીને ભાગી ગયા.[૩૩ ૩૪] હાય હાય કરતા, અત્યંત વિહ્વલ, લોહીથી રંગાએલા, આયુધો વગરના અને ભાનરહિત થએલા એ દૈત્યોએ શુંભને જઈને કહ્યું[૩૫] કે:—"હે રાજા ! અંબિકાએ રક્તબીજને પાડયો અને ચામુંડા તેના દેહમાંથી સઘળું લોહી પી ગઈ.[૩૬] બીજા જે વીર દાનવો હતા તે સઘળાઓને અત્યંત વેગવાળાં દેવીના વાહનરૂપ સિંહે મારી નાખ્યા અને કેટલાએકને કાલી ખાઈ ગઈ.[૩૭] હે રાજા ! એ યુદ્ધના વૃત્તાંતની અને યુદ્ધમાં દેવીના પરમ અદ્દભુત ચરિત્રની વાત કહેવાસારૂ અમે તમારી પાસે આવ્યા છીએ.[૩૮] હે મહારાજ ! એ દેવી સર્વથા દૈત્ય, દાનવ, ગંધર્વ, દેવ, યક્ષ, નાગ, સર્પ કે રાક્ષસોથી જીતી શકાય એમ નથી.[૩૯] વાહનો અને આયુધોવાળી ઈંદ્રાણી આદિ બીજી દેવીઓ પણ ત્યાં આવેલી છે અને ભારે યુદ્ધ કરે છે.[૪૦] એ દેવીઓએ મોટાં મોટાં આયુધોથી દાનવોના સઘળા સૈન્યને મારી નાખ્યું અને રક્તબીજને પાડી દીધો.[૪૧] એ દેવી એકલી હોય તોપણ તેને પહોંચી શકાય એમ નથી ત્યારે બીજી દેવીઓ તેની સહાયમાં આવતાં કેમજ પહોંચી શકાય ? અપાર કાંતિવાળો સિંહ પણ સંગ્રામમાં દાનવોને મારે છે.[૪૨] એટલામાટે હવે મંત્રીઓની સાથે વિચાર કરીને જે યોગ્ય જણાય તે કરો. એની સાથે વૈર કરવું યોગ્ય નથી, સંધિ કરવામાંજ સુખ છે.[૪૩] શ્રી

દૈત્યોને મારે છે, રક્તબીજ પણ મરાઈ ગયો અને વળી તેનું લોહી પીવાઇ ગયું એ સઘળું આશ્ચર્યરૂપ છે.[૪૪] હે રાજા! બીજા પણ સઘળા દૈત્યોને અંબિકાએ રણમાં પાડયા અને તેઓનું સઘળું માંસ ચામુંડા ખાઈ ગઈ.[૪૫] પાતાળમાં જતું રહેવું અથવા તે અંબિકાની સેવામાં રહેવું સારૂં છે પણ તેની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી.[૪૬] હે મહારાજ! એ કોઈ પ્રાકૃત સ્ત્રી નથી પણ દેવતાઓનું કાર્ય સાધવા સારૂ મહાપ્રબળ માયા દેવી આપણો નાશ કરવા પ્રગટી છે."[૪૭] આ પ્રમાણે તેઓનું સત્ય વચન સાંભળી કાળથી મોહ પામેલો અને ક્રોધથી જેના હોઠ ફરકવા લાગ્યા એવો શુંભ પોતાનું મોત સમીપમાં આવવાથી નીચે પ્રમાણે બોલ્યો.[૪૮]

શુંભ કહે છેઃ–તમોને બ્હીક લાગી છે એટલામાટે તમે પાતાળમાં જાઓ અથવા એ દેવીનું શરણ લો, પણ હું તો સજ્જ થઈને આજજ તે અંબિકાને તથા સઘળી શક્તિઓને માર્યા પછી મૂકીશ. હું કે જેણે યુદ્ધમાં સઘળા દેવતાઓને જીતીને મોટું રાજ્ય કર્યું છે તે હવે સ્ત્રીના ભયથી ઉદ્વેગ પામીને પાતાળમાં કેમ પ્રવેશ કરૂં?[૪૯ ૫૦] રક્તબીજ આદિ સઘળા પાર્ષદોને મરાવીને હું મારા પ્રાણના રક્ષણને વાસ્તે પાતાળમાં જઈ મોટી કીર્ત્તિનો ત્યાગ કરૂં?[૫૧] પ્રાણીઓને કાળે કલ્પેલું મરણ તો કોઈ રીતે ટળે એમ નથી અને મરણની બ્હીક તો જન્મની સાથેજ લીધી છે માટે તે બ્હીક રાખીને કયો વિચક્ષણ પુરૂષ દુર્લભ યશનો ત્યાગ કરે?[૫૨] હે નિશુંભ! હું રથમાં બેસીને રણભૂમિમાં જઈશ અને તેને મારીને પાછો આવીશ; માર્યાવિના નહિ આવું.[૫૩] હે વીર! તું સેના સહિત મારો સહાયક થા અને તુરત તીક્ષ્ણ બાણોથી મારીને તે સ્ત્રીને યમપુરીમાં મોકલી દે.[૫૪]

નિશુંભ કહે છેઃ–આજ હું જઈને એ દુષ્ટ કાલિકાને મારી નાખીશ અને તે અંબિકાને પકડીને તુરત પાછો આવીશ.[૫૫] હે રાજેંદ્ર! તમે ચિંતા ન કરો. યુદ્ધમાં એ બિચારી કોણ માત્ર છે? એ અબળા કયાં અને જગતને વશ કરનારૂં મારૂં બાહુબળ કયાં?[૫૬] હે ભાઈ! તમે મોટી ચિંતા છોડી દઇને સર્વોત્તમ ભોગ ભોગવો. હું એ અભિમાનવાળી સ્ત્રીને તમારી પાસે લાવી આપીશ.[૫૭] હે રાજા! હું છતાં તમારે યુદ્ધમાં જવું અયોગ્ય છે. હું જઇને તમારે સારૂ જયલક્ષ્મીને લાવીશ[૫૮]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મોટા ભાઇને કહીને બળથી ગર્વ પામેલો તે ન્હાનો ભાઈ નિશુંભ મોટા રથમાં બેસી સજ્જ થયો.[૫૯] મંગળ કરી, પોતાનાં સૈન્ય, આયુધો તથા પરિકરો સહિત વેગથી તુરત યુદ્ધમાં ગયો અને એ સમયે સૂત તથા બંદિજનો તેની સ્તુતિ કરવા લાગ્યા.[૬૦]

**जगाम तरसा तूर्णं संगरे कृतमंगलः ॥**
**संस्तुतो बंदिसूतैश्च सायुधः सपरिष्करः॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૯**

---

## अध्याय ३० मो. નિશુંભવધ

### व्यास उवाच

**निशुंभोनिश्चयंकृत्वामरणायजयायव ॥**
**सोद्यमःसबलःशूरोरणेदेवीमुपाययौ ॥१॥**

વ્યાસ કહે છેઃ–વીર અને ઉદ્યમી નિશુંભ દૈત્ય, મરવું અથવા જીતવું એવો નિશ્ચય કરી પોતાના સૈન્ય સહિત રણમાં દેવીની પાસે આવ્યો.[૧] વીરરસમાં પંડિત શુંભ રાજા પણ પોતાના સૈન્યથી વીંટાઈને ત્યાં આવ્યો અને નિશુંભનું યુદ્ધ જોવા ઉભો રહ્યો.[૨] સંગ્રામ

જોવાની ઇચ્છાવાળા ઇંદ્રિ આદિ દેવ અને યક્ષલોકો શુંભની બ્હીકથી આકાશમાં વાદળાંથી ઢંકાઇને ઉભા રહ્યા.[૩] પછી નિશુંભ યુદ્ધમાં જઈ શીંગડાંનું ધનુષ લઈ જગદંબાને બ્હીવડાવવા સારૂ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૪] યુદ્ધમાં નિશુંભને અનેક બાણ મૂકતો જોઇ જગદંબાએ ઉત્તમ ધનુષ્ય લઈ વારંવાર ઉગ્ર સ્વરથી હાસ્ય કરીને કાલિકાને કહ્યું[૫] કેઃ—"હે કાલિ ! હે દેવિ ! આ બે જણાની મૂર્ખતા જુવો. હમણાં મરવા સારૂજ અહીં મારી પાસે આવેલા છે.[૬] જયંકરરીતે દૈત્યોનો વધ થયો અને રક્તબીજનો નાશ થયો, તે જોયા છતાં પણ મારી માયાથી મોહ પામેલા આ બે દૈત્યો જીતવાની આશા કરે છે.[૭] માણસ ત્રુટી-જાય, બળ હરાઈ જાય, હતપ્રાય થઈ જાય અને પક્ષરહિત તથા સૂધરહિત થઈ જાય તો પણ આશા એવી બલવાન છે કે તે માણસને કદી છોડતી નથી.[૮] હે કાલિ ! આશારૂપી પાશથી બંધાઈને આ બે—શુંભ નિશુંભ યુદ્ધ કરવા આવેલા છે તેઓને મારે યુદ્ધમાં મારવા છે.[૯] દૈવે મોહ પમાડેલા આ બે જણા પોતાનું મરણ ઢુંકડું આવવાથીજ આવ્યા છે માટે સઘળા દેવતાઓ જોતાં હું આજ એઓને મારીશ.[૧૦]

વ્યાસ કહે છેઃ—જગદંબાએ આ પ્રમાણે કાલિકાને કહીને કાનસુધી ખેંચેલાં બાણોના સમૂહોથી તુરત સામે ઉભેલા નિશુંભને ઢાંકી દીધો.[૧૧] નિશુંભ પણ તેમનાં બાણોને પોતાનાં તીક્ષ્ણ બાણોથી કાપવા લાગ્યો. એઓને પરસ્પર અતિ ભયાનક યુદ્ધ થયું.[૧૨] પોતાની કેશવાળી હલાવતો મહા બળવાન્ સિંહ પણ હાથી જેમ તળાવમાં પેસે તેમ દૈત્યોના સૈન્યરૂપી સમુદ્રમાં પેઠો[૧૩] અને જેમ મદોન્મત્ત હાથીઓને ફાડી ખાય તેમ સામે ઉભેલા દૈત્યોને નખોના અને દાંતોના પ્રહારોથી ફાડી ફાડીને ખાવા લાગ્યો.[૧૪] સિંહે એવી રીતે સૈન્યનું મથન કરવા માંડતાં નિશુંભ મોટું ધનુષ ખેંચીને દેવીની સામે દોડયો.[૧૫] ક્રોધ પામેલા, રાતાં નેત્રવાળા અને જેઓએ હોઠ ડસ્યા હતા એવા બીજા પણ અનેક દૈત્યો દેવીને મારવા આવ્યા.[૧૬] તે સમયમાં સૈન્યથી વીંટાએલો શુંભ પણ કોપથી કાલિકાને મારી નાખવા અને જગદંબાને પકડવાસારૂ તુરત ત્યાં આવ્યો.[૧૭] શુંભે ત્યાં આવીને યુદ્ધમાં સામે ઉભેલાં અને રૌદ્રરસ તથા શૃંગારરસવાળાં સુંદર જગદંબાને દીઠાં.[૧૮] રમણીય, ત્રૈલોક્યમાં સર્વોત્તમ રૂપવાળાં અને જેનાં નેત્ર મોટાં, સ્વાભાવિક રીતેજ રાતાં છતાં ક્રોધથી ઘણાં રાતાં થતાં હતાં એવાં જગદંબાને જોઈ વિવાહની તથા જયની આશાને દૂર છોડી દેતાં મરવાનો નિશ્ચય કરી ધનુષ ચડાવીને શુંભ ઉભો રહ્યો.[૧૯,૨૦] યુદ્ધભૂમિમાં સઘળા દૈત્યો સાંભળતાં જગદંબાએ મંદહાસ્ય કરીને એ શુંભને નીચે પ્રમાણે વચન કહ્યું.[૨૧]

જગદંબા કહે છેઃ—હે પામર લોકો ! તમો જીવવાની આશા સ્થિર રાખી અહીંજ આયુધો છોડી દઇને પાતાળમાં અથવા સમુદ્રમાં જતા રહો;[૨૨] અથવા યુદ્ધમાં મારાં બાણ વાગવાથી મરણ પામી સ્વર્ગનું સુખ મળતાં તાપરહિત થઈને સર્વે ક્રીડા કરો.[૨૩] બ્હીકણપણું અને શૂરપણું સર્વથા એક કાળમાં થઈ શકે નહિ; પેહેલા પક્ષમાં હું અભયદાન આપું છું તો તમો સઘળા જેમ અનુકૂલ આવે તેમ જતા રહો.[૨૪]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવીનું વચન સાંભળી મદથી ગર્વ પામેલો નિશુંભ સજેલી તરવાર અને આઠ ચંદ્રકવાળી ઢાલ લઈને તુરત દેવીની સામે દોડયો.[૨૫] તેણે તરવાર ફેરવીને ઘણા બળથી મદોન્મત્ત સિંહના માથા

ઉપર તથા જગદંબા ઉપર ઘા કર્યો.[26] દેવીએ પોતાની ગદાથી તે તરવારને વાગવા નહિ દેતાં નિશુંભના હાથના મૂળમાં ફરશી મારી.[27] હાથના મૂળમાં ફરશી વાગતાં તે મહા અભિમાની નિશુંભે વેદના ખમીને ફરીવાર જગદંબા ઉપર તરવારનો ઘા કર્યો.[28] દેવીએ નિશુંભને મારી નાખવાની ઇચ્છાથી લોકોને ત્રાસ આપે એવો ભયંકર ઘંટાનાદ કર્યો અને વારંવાર મદિરાપાન કર્યું.[29] આ પ્રમાણે, પરસ્પરને જીતી લેવા ઈચ્છતા દેવ અને દાનવોને અત્યંત ત્રાસ આપે એવું તેઓને પરસ્પર યુદ્ધ થયું.[30] હાથી અને ઘોડાઓનાં શરીરોથી વ્યાપ્ત થએલી અને જેમાંથી લોહી ઝર્યા કરતાં હતાં એવાં દૈત્ય લોકોનાં ઘણાં શરીરોથી રણભૂમિ બહુજ ભયંકર દેખાવા લાગી.[31] માંસ ખાનારા ક્રૂર ગરંજ, કંક અને કાગડા આદિ પક્ષીઓ, કૂતરાઓ અને શીઆળીઆંઓ બહુજ રાજી થઈ ને નાચવા લાગ્યાં.[32] દાનવોને પડેલા જોઇ બહુજ ક્રોધ પામેલો નિશુંભ તુરત દારૂણ ગદા લઈ ને ચંડિકાને મારવા ગયો.[33] મદથી ગર્વ પામેલા નિશુંભે સિંહના માથામાં ગદા મારી અને તે પછી હાસ્ય કરીને દેવીને પણ ગદા મારી.[34] બહુજ કોપ પામેલાં દેવીએ આગળ ઉભેલા નિશુંભને પ્રહાર કરતો જોઇને તેને નીચે પ્રમાણે વચન કહ્યું.[35]

દેવી કહે છેઃ—હે મંદબુદ્ધિવાળા ! આ ખડ્ગ તારા કંઠમાં મારૂં ત્યાં સુધી ઉભો રહે. પછી તરતજ તારે યમપુરીમાં જવાનું છે.[36]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે બોલી તેને મારવામાં એકાગ્ર થએલાં ચંડિકા દેવીએ ખડ્ગથી તુરત તે નિશુંભનું માથું કાપી નાખ્યું[37] દેવીએ માથું કાપી નાખતાં હાથમાં ગદાવાળો અને અતિદારૂણ તેનો કબંધ ઘુમવા લાગ્યો અને દેવતાઓને ત્રાસ આપવા લાગ્યો.[38] દેવીએ તીક્ષ્ણ બાણોથી તેના હાથ અને પગ કાપી નાખ્યા એટલે પ્રાણ રહિત થઇને તે પહાડજેવો કબંધ ધરતી ઉપર પડયો.[39] ભયંકર પરાક્રમવાળો તે નિશુંભ દૈત્ય પડતાં ભયથી ધ્રુજતા તેના સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો.[40] લોહીથી ભીજાએલા સર્વે સેનાવાળાઓ સઘળાં આયુધો છોડી દઇને બુંબાટ કરતા કરતા શુંભની પાસે ગયા.[41] શત્રુઓને મારનારા શુંભે એઓને આવેલા જોઇને પૂછયું કે "નિશુંભ કયાં છે. તમે કેમ હાર્યા અને કેમ ભાગ્યા."[42] રાજાનું વચન સાંભળીને બહુજ પ્રણામ કરતા તે દૈત્યોએ તેમને નીચે પ્રમાણે કહ્યું.

દૈત્યો કહે છેઃ—હે રાજા ! દેવીએ મારી નાખેલો તમારો ભાઇ રણભૂમિમાં સૂતો છે.[43] એની સાથે ગએલા બીજા વીરલોકોને પણ તે દેવીએ મારી નાખ્યા. માત્ર અમોજ આ સઘળું વૃત્તાંત કહેવા સારૂ તમારી પાસે આવ્યા છીએ.[44] એ ચંડિકાએ રણમાં હમણાં નિશુંભને પણ મારી નાખ્યો; માટે હવે એ રણભૂમિમાં જઇને તમારે યુદ્ધ કરવાનો સમય નથી.[45] એ કોઈ ઉત્તમ સ્ત્રી દેવતાઓના કાર્યનો ઉદ્દેશ કરીને દૈત્યોના કુળને મારવા સારૂજ આવી છે એમ વિચાર કરો.[46] એ દેવી કોઈ પ્રાકૃત સ્ત્રી નથી પણ અચિંત્ય ચરિત્રવાળી અને દેવતાઓથી પણ જાણી શકાય નહિ એવી સર્વોત્તમ શક્તિછે.[47] અનેક પ્રકારનાં રૂપ ધરનારી, માયાના પ્રપંચો કરવામાં અતિનિપુણ, વિચિત્ર ભૂષણોવાળી, સઘળાં આયુધોને ધરનારી, અપારનો પણ પાર પામનારી, પૂર્ણ, ગહન અને સર્વ લક્ષણોવાળી એ સુંદર દેવી બીજી કાળરાત્રિના જેવી ગૂઢ ચરિત્રવાળી છે.[48.49] અંતરિક્ષમાં ઉભેલા દેવતાઓ, એ દેવતાઓનું કામ કરતી પરમ અદ્ભુત દેવીની નિર્ભયપણાથી સ્તુતિ કરેછે.[50] ભાગી જવું એ ઉત્તમ ધર્મ છે, કારણ કે તેથી

દેહનું રક્ષણ થશે. હે રાજા! દેહનું રક્ષણ કર્યું હશે તો પાછો આપણને અનુકૂલ કાળ આવતાં સંગ્રામમાં તમારો જય થશે એમાં સંશય નથી. કાળ કોઈ સમયે બળવાનને નિર્બળ કરી દે છે[૫૧ ૫૨] અને કોઇ સમયે તેનેજ પાછો સબળ કરીને જય મેળવવા યોગ્ય કરે છે. કાળ કોઈ સમયે દાતાને યાચક કરે છે[૫૩] અને કોઈ સમયે યાચકને દાતા કરે છે. વિષ્ણુ, બ્રહ્મા, સદાશિવ અને ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ પણ કાળને વશ છે. સઘળી વાતમાં કાળજ સમર્થ છે માટે તમે સારો કાળ આવવાની વાટ જુવો. હમણા તમારી દશા વિપરીત છે. હમણાનો કાળ દેવતાઓને અનુકૂલ છે અને દૈત્યોને પ્રતિકૂલ છે.[૫૪ ૫૫] કાળની ગતિ એક નથી પણ અનેક પ્રકારની છે, માટે તેની રીતિ જાણવી જોઇએ. કોઈ સમયે મનુષ્યોની ઉત્પત્તિ થાય છે અને કોઈ સમયે પ્રલય થાય છે, માટે ઉત્પત્તિનો કાળ બીજો અને ક્ષયનો કાળ બીજો છે. હે મહારાજ! તમને અનુભવ થયો છે કે તમને જ્યારે કાળ અનુકૂલ હતો ત્યારે તે કાળે ઇંદ્ર આદિ સર્વે દેવતાઓને તમારે સ્વાધીન અને તમને કર ભરે એવા કરી દીધા હતા અને એજ કાળે હમણાં વિમુખ થઈને અબળાના હાથથી બળવાન્ દૈત્યોને બહુજ મારવા માંડયા છે.[૫૬-૫૯] આ સઘળું શુભ અશુભ કાળેજ કરેલું છે માટે આમાં કાલી કે દેવતાઓ કારણભૂત નથી. હવે વિચાર કરીને જેમ તમારી રૂચિ થાય તેમ કરો. આ કાળ તમને તથા દાનવોને અનુકૂલ નથી.[૬૦ ૬૧] આગળ તમારી પાસે ઇંદ્રિ, વિષ્ણુ, વરૂણ, યમ અને કુબેર યુદ્ધમાં હારી જઇ આયુધો છોડી દઈને ભાગી ગયા હતા અને હમણાં તમારી આવી દશા આવી છે. હે રાજેંદ્ર! આગળ જેમ એ દેવતાઓ જતા રહ્યા હતા તેમ હમણાં તમે પણ જગતને કાળાધીન જોઇને તુરત પાતાળમાં જતા રહો. જીવતા હશો તો કોઇ દિવસે પણ સુખ પામશો.[૬૨.૬૩] હે મોટા રાજા! તમે મરી જશો તો તમારા શત્રુઓ રાજી થઈને મંગળ ગાતા ગાતા સર્વ સ્થળોમાં ફરશે.[૬૪]

**मृते त्वयि महाराज शत्रवस्ते मुदान्विताः ॥**
**मंगलानि प्रगायंतो विचरिष्यंति सर्वतः॥६४**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૦**

---

## अध्याय ३१ मो. શુંભનો સંહાર

**व्यास उवाच**

**इति तेषां वचः श्रुत्वा शुंभो दैत्यपतिस्तदा॥**
**उवाच सैनिकानाशु कोपाकुलितलोचनः॥१॥**

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તે દૈત્યોનું વચન સાંભળી દૈત્યોના અધિપતિ શુંભે તુરત ક્રોધથી રાતી આંખો કરીને તે યોદ્ધાઓને નીચે પ્રમાણે કહ્યું.[૧]

શુંભ કહે છેઃ—અરે મૂર્ખ લોકો! આ તમે શું બોલો છો. પોતાનાઓને મરાવવારૂપ ભુંડું કામ કરીને હું જીવવાની ઈચ્છા કરૂં? મંત્રિઓને અને ભાઇઓને મરાવીને હું નિર્લજ્જ થઇને ફરૂં કે?[૨] શુભ અને અશુભનો કરનાર મહા બળવાન્ કાળ કે જે રૂપરહિત છતાં સર્વનો નિયંતા છે તેને કોઇથી કોઇ રીતે અટકાવી શકાય એમ નથી માટે હું શા માટે ચિંતા રાખું.[૩] જે થવાનું હોય તે થાઓ અને કાળે જે કરવાનું ધાર્યું હોય તે ભલે કરે! સઘળું કાળને આધીન છે માટે મરવાની કે જીવવાની કોઈ રીતે મને ચિંતા નથી.[૪] કાળની ગમે તેટલી આરાધના કરીએ તો પણ એ કાળ દૈવે જે ધાર્યું હોય તેમાં ફેરફાર કરવાને કદી સમર્થ થતો નથી. કોઈ સમયે એવું બને છે કે શ્રાવણ માસમાં સર્વથા મેઘ વરસતો નથી અને

માગશર, પૌષ, માઘ કે ફાગણ મહિનામાં સમય વગર પણ તુરત વરસે છે તેથી જણાય છે કે કાળ મુખ્ય નથી પણ દૈવજ મુખ્ય છે.[૫,૬] કાળ તો નિમિત્ત માત્ર છે અને બળવત્તર તો દૈવજ છે. સઘળાં સુખ-દુઃખાદિક જે દૈવે નિર્મેલાં હોય તેમાં કશો ફેરફાર થતો નથી.[૭] આગળ હું પુરૂષાર્થને પ્રબળ માનતો હતો પણ હવે તો દૈવનેજ પ્રબળ માનું છું અને પુરૂષાર્થ કે જે વ્યર્થ છે તેને ધિક્કારૂં છું. સર્વ દેવતાઓને જીતનારા નિશુંભને અને મહાવીર રક્તબીજને પણ એ સ્રીએ માર્યા ત્યારે હવે મારાથી કીર્ત્તિને છોડીને જીવવાની આશા કેમ રખાય.[૮,૯] બે પરાર્દ્ધરૂપી કાળ પૂરો થાય ત્યારે જગતના કર્ત્તા અને સ્વતંત્ર પ્રભુ બ્રહ્મા પણ તુરત મરી જાય છે.[૧૦] ચાર હજાર યુગના બ્રહ્માના એક એક દિવસમાં ચૌદ ઇંદ્રો સ્વર્ગમાંથી પડે છે.[૧૧] બ્રહ્માથી બમણે કાળે વિષ્ણુ મરે છે અને તેથી બમણે કાળે સદાશિવ પણ શાંત થાય છે.[૧૨] હે મૂઢ લોકો ! આ પ્રમાણે દૈવે નિર્મેલું મરણ જ્યારે નિશ્ચલ છે ત્યારે પછી તે વિષે શા માટે ચિંતા કરવી જોઇએ ? પૃથ્વી, પર્વતો, સૂર્ય અને ચંદ્રનો પણ એક દિવસે નાશ થાય છે.[૧૩] જે જન્મ્યો હોય તેને મરવું અવશ્ય છે અને જે મરી જાય તેને જન્મવું અવશ્ય છે. આ પ્રમાણે આ શરીર તો વિનાશીજ છે માટે અવિચળ રહેનારા યશનું રક્ષણ કરવું એ સારૂં છે.[૧૪] મારા રથને તુરત સજ્જ કરો. હું રણભૂમિમાં જઈશ. દૈવગતિથી જય અથવા મરણ જે થવાનું હોય તે ભલે આજ થાય.[૧૫]

વ્યાસ કહે છેઃ-શુંભ આ પ્રમાણે સેનાવાળાઓને કહી તુરત રથમાં બેસીને હિમાલયનું સ્થળ કે જ્યાં અંબિકા ઉભાં હતાં ત્યાં ગયો. (નિશુંભના યુદ્ધના સમયમાં શુંભ યુદ્ધભૂમિમાંથી ઘેર ગયો હતો તે પાછો યુદ્ધભૂમિમાં ગયો)[૧૬] હાથી, ઘોડા, રથ અને પાળા, એ ચાર અંગોવાળું મોટું સૈન્ય આયુધો લઇને શુંભની સાથે ગયું.[૧૭] શુંભ હિમાલયમાં ગયો ત્યાં તે સ્થળમાં ઉભેલાં, અતિસુંદર અને ત્રૈલોક્યને મોહ ઉપજાવનારાં સિંહવાહિની જગદંબા તેના જોવામાં આવ્યાં.[૧૮] આકાશમાં ઉભેલા દેવ, ગંધર્વ, યક્ષ અને કિન્નરોએ સ્તુતિ કરાતાં તથા કલ્પવૃક્ષનાં પુષ્પોથી પૂજાતાં, સર્વ આભરણોના શણગારવાળાં અને સઘળાં શુભ લક્ષણોથી શોભતાં એ જગદંબાને જોઇને કામાતુર થએલો શુંભ મોહ પામી ગયો. કામદેવથી પીડાએલો શુંભ મનમાં અત્યંત વિચાર કરવા લાગ્યો[૨૦,૨૧] કે "અહો ! આનું રૂપ ઘણું સુંદર છે ! ! ચાતુરી ઘણી અદ્દ્ભુત છે!! સુકુમારતા અને યુદ્ધ કરવામાં ધીરતા એ બે ગુણો કે જેઓ પરસ્પરના વિરોધી છે તેઓ આ સ્રીમાં સાથે રહ્યા છે, એ મોટું આશ્ચર્ય છે.[૨૨] આ સ્રી સુકુમાર, પાતળાં અંગવાળી અને નવી જુવાનીવાળી છે છતાં આને રમણ કરવાની ઈચ્છા નથી એ આશ્ચર્ય છે.[૨૩] આ સ્રી રૂપમાં રતિ જેવી અને સઘળાં શુભ લક્ષણોવાળી છે તે છતાં શૃંગારરસરૂપ પોતાના કામને છોડીને સઘળા મહાબળવાન પુરૂષોને મારે છે એ શું હશે ! ! ![૨૪] અહીં કયો ઉપાય કરવો કે જેથી આ સ્રી મને વશ થાય. મારી પાસે આ સુંદરીને વશ કરે એવા મંત્રો પણ નથી.[૨૫] આ સ્રી સર્વને મોહ ઉપજાવે છે માટે એ પોતેજ સર્વ મંત્રમય હોય એમ જણાય છે. મદથી ગર્વ પામેલી અને ઉત્તમ વર્ણવાળી આ સ્રી મને શી રીતે વશ થાય.[૨૬] હવે યુદ્ધભૂમિને છોડીને મારે પાતાળમાં જવું તો યોગ્ય નથી અને આ મોટા બળવાળી સ્રી સામ, દાન કે ભેદથી વશ થાય એમ પણ નથી.[૨૭]

આ સાંકડ આવી પડી તો હવે શું કરવું અને ક્યાં જવું. આ સ્થલમાં મરવું પણ સારૂં નથી. કારણ કે સ્ત્રીના હાથથી મરવું એ કીર્ત્તિનો નાશ કરનાર છે.[૨૮] જો કે યુદ્ધમાં મરવું એ ઘણું ઉત્તમ છે એમ મુનિઓએ કહેલું છે, તો પણ તે વચન, સરખા બળવાળા બે યોદ્ધા પરસ્પર યુદ્ધ કરતા હોય તેઓને વાસ્તે છે.[૨૯] અબળા કહેવાતાં છતાં પણ અત્યંત બળવાળી અને સેંકડો પુરૂષો કરતાં પણ અધિકતા ધરાવનારી આ સ્ત્રીને સર્વથા અમારા કુળનો નાશ કરવાને વાસ્તેજ દૈવે ઉત્પન્ન કરીને અહીં મોકલી છે એમ જણાય છે.[૩૦] હવે આ સમયમાં સામનાં વચન વૃથા શા માટે બોલવાં? એવાં વચન બોલવાનો આ સમય નથી. આ સ્ત્રી કે જે મારવાને વાસ્તેજ આવી છે તે કાંઈ સામવચનથી પ્રસન્ન થાય? નજ થાય.[૩૧] આ સ્ત્રી સઘળાં શસ્ત્રોવાળી હોવાથી જે જોઇએ તે મેળવી શકે એવી છે માટે આને કાંઈ દાનથી પણ ચલાયમાન કરી શકાય એમ નથી. સઘળા દેવતાઓ આ સ્ત્રીના સેવક છે તેથી ભેદનો પ્રયોગ પણ કાંઇ કામ આવે એમ નથી.[૩૨] એટલામાટે સંગ્રામ કરીને મરવું એજ સારૂં છે. ભાગી જવું તો યોગ્ય નથી. હવે જય કે મરણ જે પ્રારબ્ધમાં હશે તે થઇ રહેશે.[૩૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મનમાં વિચાર કરી, ધીરજ ધરી યુદ્ધને વાસ્તે સ્થિર થઇને તેણે આગળ ઉભેલાં દેવીને નીચે પ્રમાણે કહ્યું.[૩૪]

શુંભ કહે છેઃ—હે દેવિ! હે સુંદરિ! ભલે યુદ્ધ કર, પણ આ તારો પરિશ્રમ વૃથા છે. તું મૂર્ખ છે. યુદ્ધ કરવું એ સ્ત્રીઓનો કદી પણ ધર્મ નથી.[૩૫] સ્ત્રીઓને તો નેત્રજ બાણરૂપ છે, ભ્રકુટીઓજ ધનુષ્યરૂપ છે, હાવ-ભાવજ શસ્ત્રરૂપ છે, ચંદનનું લેપનજ કવચરૂપ છે, મનોરથજ રથરૂપ છે, વિચક્ષણ નાયકજ લક્ષ્યરૂપ છે અને મંદ મંદ બોલવુંજ ભેરીના શબ્દરૂપ છે; સ્ત્રીઓને વાસ્તે આ વિના બીજો પ્રકાર કદી સંભવતો નથી.[૩૬-૩૭] સ્ત્રીઓએ બીજાં આયુધો ધરવાં એ તો માત્ર ચાળા ચુંથવા છે, એમાં કશો સંશય નથી. હે સુંદરિ! સ્ત્રીઓને લાજજ શોભા આપે છે પણ આવી રીતે ધૃષ્ટપણું શોભા આપતું નથી.[૩૮] સારી સ્ત્રી યુદ્ધ કરે તો તેમાં તેનો કરકશા જેવોજ દેખાવ થાય. સ્ત્રીઓએ પોતાનાં સ્તનને ઢાંકવાં જોઇએ ત્યાં ધનુષ્યનું ખેંચવું શી રીતે બની શકે?[૩૯] ધીરે ધીરે ચાલ્યું આવવું ક્યાં અને ગદા લઇને દોડવું ક્યાં? આ કાલિકા અને ચામુંડા જેવી મૂર્ખ દાસીઓ તને બુદ્ધિ આપનાર છે તો તેઓએ આપેલા વિચારોથી તારૂં શું શ્રેય થશે?[૪૦] તને વિચાર આપનારી આ દાસીઓનો શબ્દજ કઠોર છે તો એઓની વાત સાંભળવામાં તને રૂચિજ કેમ થાય છે? હે સુંદર રૂપવાળી! તેં કોઈ સારૂ વાહન નહિ રાખતાં સર્વ પ્રાણિઓને ત્રાસ આપે એવા સિંહને વાહન રાખ્યો છે અને તું વીણા નહિ વગાડતા ઘંટા વગાડે છે, તો એ સઘળું, રૂપ અને યૌવનનું વિરોધી છે. હે કામદેવની સ્ત્રીના જેવી રૂપાળી! હે ભામિનિ! જો તારે યુદ્ધ કરવાની ઈચ્છા હોય તો તું લાંબા હોઠવાળી, ભુંડા નખવાળી, ક્રૂર, કાગડા જેવી કાળી, આંધળી સરખી, લાંબા પગવાળી, ભુંડા દાંતવાળી અને બીલાડાંના જેવી આંખોવાળી કરૂપડી થઇને યુદ્ધમાં ઉભી રહે અને કઠોર વચન બોલ એટલે હું યુદ્ધ કરૂં. હે મૃગના બચ્ચાના સરખી આંખોવાળી! તને આવી રૂપાળી જોઇને યુદ્ધમાં તને મારવા મારો હાથ ઉપડતો નથી.[૪૧-૪૫]

વ્યાસ કહે છેઃ—હે રાજા! કામદેવથી પીડાએલા શુંભને આ પ્રમાણે બોલતો જોઈ જગ-

દંબાએ મંદહાસ્ય કરીને તેને નીચે પ્રમાણે કહ્યું.[૪૬]

દેવી કહે છેઃ—હે મંદબુદ્ધિવાળા ! તું કે જે કામદેવનાં બાણોથી મોહ પામેલો છે તે શા માટે મુંઝાય છે ?[૪૭] હે મૂઢ ! હું જોવાસારૂ ઉભી રહીશ અને તું કાલિકાની અથવા ચામુંડાની સાથે યુદ્ધ કરજે.[૪૮] યુદ્ધભૂમિમાં આ કાલિકા અને ચામુંડા તને યોગ્ય છે. એઓને તું તારી ઇચ્છા પ્રમાણે પ્રહાર કરજે. હું તારી સાથે યુદ્ધ કરવાને ઇચ્છતી નથી.[૪૯]

વ્યાસ કહે છેઃ—દેવીએ આ પ્રમાણે શુંભને કહીને પછી મધુર વચનથી કાલિકાને કહ્યું કેઃ— "હે ક્રૂર કાલિકા ! યુદ્ધમાં આ શુંભને મારો અને મને રાજી કરો."[૫૦] આ પ્રમાણે દેવીએ આજ્ઞા કરતાં કાળે પ્રેરેલાં અને કાળસરખા રૂપવાળાં કાલિકા તુરત સજ્જ થઇ ગદા લઇને યુદ્ધમાં ઉભાં. સર્વ દેવતાઓ અને મહાત્મા મુનિઓ જોતાં કાલિકાને અને શુંભને પરસ્પર અતિ ભયાનક યુદ્ધ થયું. શુંભે યુદ્ધમાં ગદા ઉપાડીને કાલિકાને મારી અને કાલિકાએ પણ તેને બહુજ ગદા મારી. દારૂણ નાદ કરતાં કાલિકાએ તુરત ગદાથી તેનો સોનાનો રથ ભાંગી નાખ્યો.[૫૧-૫૩] ખચ્ચરોને મારી નાખ્યા અને સારાથને પણ મારી નાખ્યો. પાળો થવાથી ક્રોધ પામેલા શુંભે મોટી ગદા લઇને હસતાં હસતાં કાલિકાની છાતી ઉપર નાખી. કાલિકાએ ચાતુરીથી પોતા ઉપર ગદા નહિ પડવા દેતાં તુરત ખડ્ગ લઇને આયુધસહિત અને ચંદનના લેપનવાળો શુંભનો ડાબો હાથ કાપી નાખ્યો. રથ વગરના, એક હાથ વગરના અને લોહીથી નાહી રહેલા શુંભે સમીપમાં આવી કાલિકાને ગદા મારી. કાલિકાએ હસતાં હસતાં ખડ્ગથી તેનો ગદાસહિત અને બાજુબંધસહિત જમણો હાથ પણ કાપી નાખ્યો. ક્રોધ પામેલો શુંભ પાટુ મારવાસારૂ વેગથી દોડયો ત્યાં કાલિકાએ તુરત ખડ્ગથી તેના પગ કાપી નાખ્યા. હાથ પગ કપાઈ જતાં પણ 'ઉભી રહેજે ઉભી રહેજે' એમ બોલતો અને બ્હીવરાવતો હોય એવો શુંભ દોડીને તુરત કાલિકાની પાસે ગયો. એને આવતો જોઇ કાલિકાએ તુરત તેના ગળા ઉપરથી માથું કાપી નાખ્યું અને તેમાંથી લોહીનો ઘણો પ્રવાહ નીકળ્યો. માથું કપાઇ જતાં તે પહાડ જેવો દૈત્ય પૃથ્વી ઉપર પડયો અને તેના દેહમાંથી પ્રાણ તુરત નીકળી ગયા. શુંભને મરણ પામેલો જોઈ ઇંદ્ર આદિ દેવતાઓએ તે સમયે જગદંબાની, ચામુંડાની તથા કાલિકાની સ્તુતિ કરી.*[૫૪-૬૨] તે સમયમાં પવનો અનુકૂલ વાવા લાગ્યા, દિશાઓ અત્યંત નિર્મળ થઈ ગઈ અને હોમમાં અગ્નિઓની શુભ જ્વાળાઓ જમણીકોર વળવા લાગી. જેઓ મરતાં અવશેષ રહ્યા હતા તે સઘળા દૈત્યો જગદંબાને પ્રણામ કરી આયુધો મૂકી દઈને પાતાળમાં ગયા. હે જનમેજયરાજા ! આ શુંભાદિકના વધરૂપ અને દેવતાઓના રક્ષણરૂપ દેવીનું સઘળું ઉત્તમચરિત્ર તમારી પાસે કહ્યું. પૃથ્વીમાં જે મનુષ્યો ભક્તિથી આ સઘળા આખ્યાનનો સર્વદા પાઠ કરે અને શ્રવણ કરે તેઓ કૃતાર્થ થાય છે. અપુત્રને પુત્ર પ્રાપ્ત થાય, નિર્ધનને ઘણું ધન મળે.[૬૩-૬૭] રોગીનો રોગ મટે અને તે ઉપરાંત પણ સઘળા મનોરથો પરિપૂર્ણ થાય. જે મનુષ્ય આ શુભ ચરિત્રનો નિત્ય પાઠ કરે તથા શ્રવણ કરે તેને શત્રુનો ભય રહે નહિ અને અંતે મુક્તિ પ્રાપ્ત થાય.[૬૮]

* આ ગ્રંથમાં દેવતાઓની સ્તુતિ પછી ભગવતીએ આપેલા વરદાનની અને ભગવતી અંતર્ધાન થવાની કથા કહી નથી પણ તે માર્કંડેયપુરાણ ઉપરથી જાણી લેવી.

रोगीच नवरोगा. सर्वान्कामानवाप्नुयात्।
ऋतुवो भयंत च य चरितं शुभम् ॥
ज्योतिष्वकेनित्यंमुक्तिमा- जायतेनरः॥६८॥

ઇતિશ્રી ભાગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૧

# अध्याय ३२ मो.

## દેવીભક્ત સુરથ રાજા અને સમાધિ વૈશ્યની કથા

### जनमेजय उवाच

महिमा वर्णितः सम्यक्चंडिकायास्त्वयामुने॥
केन चाराधिता पूर्वं चरित्रत्रययोमतः ॥१॥

જનમેજયરાજા પૂછે છેઃ—હે મુનિ ! તમે ચંડિકાનો મહિમા સારી રીતે કહ્યો. હવે હુ જાણવા માગું છું કે પૂર્વે ત્રણ ચરિત્રના પાઠથી જગદંબાનું કોણે આરાધન કર્યું હતું ?[૧] વર આપનારાં જગદંબા કોને પ્રસન્ન થયાં હતાં અને એ મનોરથ પૂરનારાં દેવીનું આરાધન કરવાથી કોને મોટું ફળ મળ્યું હતું? હે કૃપાના ભંડારરૂપ ! હે ભાગ્યશાળી ! જગદંબાના ઉપાસનનો, પૂજનનો અને તે સંબંધી હોમનો વિધિ મને વિસ્તારથી કહો.[૨,૩]

સૂત કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી રાજી થએલા સત્યવતીના પુત્ર વેદવ્યાસે રાજાને નીચે પ્રમાણે મહામાયાના પૂજન વિધિ વિષે કહ્યું.[૪]

વ્યાસ કહે છેઃ—પૂર્વે સ્વારોચિષ નામના મન્વંતરમાં સુરથ નામે રાજા હતો. એ રાજા પરમ ઉદાર, પ્રજાના પાલનમાં તત્પર, સત્યવાદી, કર્મકાંડમાં પ્રીતિ રાખનાર, બ્રાહ્મણોને પૂજનાર, નિરંતર ગુરૂની ભક્તિમાં તત્પર, પોતાની સ્ત્રીનોજ ભોગ કરનાર, દાન દેનાર, કોઈથી પણ વિરોધ નહિ કરનાર અને ધનુર્વેદમાં મુખ્ય પંડિત હતો. એ રાજા એવી રીતે રાજ્ય કરતો હતો, તે સમયમાં *અન્યાયથીજ લોકોને પીડનારા કેટલાએક પહાડી મ્લેચ્છો ×બલાત્કારથી તેના શત્રુ થયા. એ મ્લેચ્છ લોકો હાથી, ઘોડા, રથ અને પાળારૂપ ચારે અંગવાળું સૈન્ય સાથે લઇને સુરથની પૃથ્વી લઈ લેવા સારૂ આવ્યા. સુરથ રાજા પણ પોતાનું સૈન્ય લઇને તેઓની સામો થયો.[૫-૯] તેને એ અત્યંત દારૂણ મ્લેચ્છોની સાથે ભયંકર યુદ્ધ થયું. મ્લેચ્છોનું બળ થોડું હતું અને રાજાનું બળ તો અદ્ભુત હતું;[૧૦] તો પણ દૈવગતિથી યુદ્ધમાં મ્લેચ્છો જીત્યા અને રાજા હારી ગયો. રાજા પરાજય પામીને સારી રીતના રક્ષણવાળા અને ઉત્તમ ગઢવાળા પોતાના નગરમાં આવ્યો.[૧૧] કચવાએલો, બુદ્ધિમાન અને નીતિમાં નિપુણ એ સુરથ રાજા પોતાના પ્રધાનોને શ ના પક્ષમાં રહેલા જોઇને વિચાર કરવા લાગ્યો કે "ખાઈ અને ગઢની સારી ગોઠવણવાળું મોટું સ્થાન પકડીને સમયની વાટ જોવી સારી છે કે યુદ્ધ કરવું સારૂં છે ? મારા મંત્રિઓ શત્રુઓને મળી ગયા છે તેથી તેઓને વિચારમાં મેળવવા યોગ્ય નથી. હવે મારે શું કરવુ ?[૧૨-૧૪] શત્રુઓની સાથે મળી ગએલા એ દુષ્ટ મંત્રીઓ કદાચ મને પકડીને શત્રુઓને સ્વાધીન કરી દે તો પછી શું થાય?[૧૫] દુષ્ટબુદ્ધિવાળાઓનો કદી પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી. જે લોકો લોભને વશ થએલા હોય તેઓ કયું ભુંડું કામ ન કરે ?[૧૬] સર્વદા લોભથી

* મૂળમાં कोलाविध्वंसि શબ્દ છે તેના 'અન્યાયથી લોકોને પીડનારા અને રાજાની કોલા નામની નગરીનો ધ્વંસ કરનારા' એવા એ અર્થ ટીકાકારે લખ્યા છે. કોલ એટલે સુવર અને અવિધ્વંસી એટલે નહિ મારનારા એવો પણ અર્થ તેમાંથી નીકળી શકે છે, યવન લોકો સુવરને મારતા નથી એ વાત પ્રસિદ્ધ છે. × એક નંદિરૂત નામનો રાજા યુદ્ધ કરવા આવ્યો હતો તેની સહાયતામાં એ લોકો આવ્યા હતા તેથી બલાત્કારથી એમ કહ્યું છે.

ઘેરાએલો માણસ ભાઇનો, પિતાનો, મિત્રનો, સંબંધીનો, બાંધવનો, ગુરૂનો અને પૂજ્ય બ્રાહ્મણનો પણ દ્રષ કરે છે.[૧૭] એટલામાટે મારા મંત્રિઓ કે જેઓ અત્યંત પાપી અને શત્રુઓના પક્ષમાં મળી ગએલા છે તેઓનો આ સમયમાં મારે સર્વથા વિશ્વાસ કરવો નહિ."[૧૮] આ પ્રમાણે મનથી વિચાર કરીને અત્યંત ખેદ પામેલો તે સુરથ રાજા એકલોજ ઘોડા ઉપર બેસીને તે નગરમાંથી નીકળી ગયો.[૧૯] સહાય વગરનો એ બુદ્ધિમાન રાજા નગરમાંથી નીકળી ગહન વનમાં જઇને વિચાર કરવા લાગ્યો કે "હવે મારે શું કરવું."[૨૦] પછી તે રાજા ત્યાંથી સુમેધા નામના મુનિનો આશ્રમ ત્રણ યોજન દૂર છે એમ જાણીને તે આશ્રમમાં ગયો.[૨૧] નદીના કાંઠાપર ઘણાં વૃક્ષોવાળા, કોયલના ટૌકારાઓથી મનોહર લાગતા, શિષ્યોના પાઠના શબ્દવાળા, મૃગોનાં સેંકડો યૂથોથી વીંટાએલા, પાકેલાં નીવાર નામનાં અન્નોથી ભરપૂર, ઉત્તમ ફળ તથા પુષ્પોવાળાં વૃક્ષોથી વ્યાપ્ત, હોમના ધૂમાડાની સુગંધીથી સર્વદા પ્રાણિઓને પ્રીતિ આપનાર, સ્વર્ગથી પણ અધિક મનોહર, વેદના ઘોષથી ઘેરાએલા અને જેમાં ફાડી ખાનારાં પશુઓ પણ વૈર રાખતાં ન હતાં, એવા તે આશ્રમને જોઇને તે રાજા પ્રસન્ન થયો. ભય છોડી દઇને તે બ્રાહ્મણના આશ્રમમાં વિશ્રામ કરવાનું મન કર્યું.[૨૨-૨૫] પોતાના ઘોડાને ઝાડે બાંધીને તે રાજા નમ્રતાથી તે આશ્રમની અંદર ગયો. એ આશ્રમમાં સાળ વૃક્ષની છાયામાં મૃગચર્મપર બેઠેલા, શાંત, તપથી અત્યંત દુબળા શરીરવાળા, શિષ્યોને ભણાવતા, વેદશાસ્ત્રના અર્થને જાણનારા, ક્રોધ તથા લોભ આદિ દુર્ગુણોથી રહિત, સુખ–દુઃખ આદિ દ્વંદ્વ પદાર્થોને છોડી દેનારા, મત્સર રહિત, આત્મ વિચારમાં લાગેલા, સત્યવાદી અને મનને જીતનારા તે સુમેધા મુનિને જોઈ તેમની આગળ રાજા પૃથ્વીપર દંડની પેઠે પડયો અને પ્રેમનેલીધે તેની આંખો આંસુથી ઘેરાઈ ગઈ.[૨૬-૨૯] તે સમયે મુનિએ તેને કહ્યું કેઃ--"ઊઠો ઊઠો. તમારૂં કલ્યાણ થાઓ." ગુરૂની પ્રેરણાથી શિષ્યે તેને આસન આપ્યું.[૩૦] મુનિની આજ્ઞાથી રાજા ઊઠીને તે આસનપર બેઠો. સુમેધાએ અર્ઘ પાદ્યઆદિથી વિધિપૂર્વક તેની પૂજા કરીને પૂછ્યું કે "તમે અહીં ક્યાંથી આવ્યા છો ? કોણ છો ? ચિંતાતુર કેમ લાગો છો? તમારે અહીં આવવાનું જે કારણ હોય તે સારી રીતે કહો. અહીં આવવાનું તમારે શું પ્રયોજન છે ? તમારા મનમાં જે કાર્ય હોય તે કહો. તમારા મનમાં જે મનોરથોની ઇચ્છા હશે તે અસાધ્ય હશે તો પણ હું સંપૂર્ણ કરીશ.[૩૧-૩૩]

રાજા કહે છેઃ—હું સુરથ નામનો રાજા છું. શત્રુઓના હાથથી હારી ગયો છું. હું રાજ્ય, ઘર અને સ્ત્રીને છોડી દઇને તમારે શરણે આવેલો છું.[૩૪] હે મહારાજ ! તમે જેમ આજ્ઞા કરશો તેમ ભક્તિમાં તત્પર રહીને હું ચાલીશ. પૃથ્વીમાં તમારાવિના મારો બીજો કોઈ રક્ષક નથી.[૩૫] મને શત્રુઓથી ભારે ત્રાસ થયો છે અને તેથી હું તમારી પાસે આવેલો છું. હે મુનિઓમાં ઉત્તમ ! હે શરણાગતોપર પ્રેમ રાખનાર ! તમે મારૂં રક્ષણ કરો.[૩૬]

ઋષિ કહે છેઃ—હે મોટા રાજા ! અહીં તમે નિર્ભય થઇને રહો. તમારા બળવાન શત્રુઓ મારા તપોબળને લીધે અહીં આવી શકશે નહિ, એ નિશ્ચય છે.[૩૭] અહીં તમારે હિંસા ન કરવી પણ વનવાસિઓની રીતિ પ્રમાણે ઉત્તમ નાનવી, ફળ અને મૂળોથી નિર્વાહ કરવો.[૩૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઋષિનું વચન સાંભળી તે રાજા તેમના આશ્રમમાંજ રહ્યો

અને પવિત્રપણાથી ફળ મૂળ ખાઇનેજ નિર્વાહ કરવા લાગ્યો.[૩૯] કોઈ દિવસે એ રાજા તે આશ્રમમાં ઝાડની છાયામાં બેઠો હતો ત્યાં પોતાનું ચિત્ત ઘરમાં જતાં ચિંતાતુર થઇને વિચાર કરવા લાગ્યો[૪૦] કે "મારૂં રાજ્ય પાપી શત્રુ મ્લેચ્છ લોકોના હાથમાં આવ્યું છે તો નિર્લજ્જ અને નીચ આચારવાળા એ લોકો મારી પ્રજાને પીડતા હશે.[૪૧] મારા સઘળા હાથી, ઘોડા અને પાળાઓ, ખાવાનું નહિ મળતાં દુબળા થઈ ગયા હશે! એમાં સંદેહ નથી.[૪૨] મારા સઘળા સેવકો કે જેઓને પૂર્વે મેં સારી રીતે પાળ્યા હતા તેઓ પણ શત્રુઓના હાથમાં જવાથી દુ:ખીયા થયા હશે અને શત્રુઓ તેઓને પીડતા હશે.[૪૩] નીચ આચારવાળા અને કુમાર્ગે વ્યય કરનારા શત્રુઓએ મારૂં ધન જુગાર, મદિરા અને વેશ્યાઆદિના પ્રસંગોમાં વાપરી નાખ્યું હશે.[૪૪] પાપ બુદ્ધિવાળા અને પાત્રે દાન દેવામાં નહિ જાણનારા મ્લેચ્છો વ્યસનોમાં પડીને મારા ભંડારનો ક્ષય કરી નાખશે. મારા મંત્રીઓ પણ પાપ બુદ્ધિવાળાજ છે."[૪૫] આ પ્રમાણે ચિંતા કરતો રાજા ઝાડના મૂળ ઉપર બેઠો હતો ત્યાં તેવાજ દુ:ખવાળો કોઈ વાણીઓ આવી નીકળ્યો.[૪૬] રાજાએ તેને પાસે આવેલો જોઈ પોતાના પડખામાં બેસાડયો અને પૂછ્યું કે "તું કોણ છે? આ વનમાં ક્યાંથી આવ્યો છે![૪૭] તારી કઈ જાત છે? તું આવો દીન, પીળો પડી ગએલો અને શોકથી પીડાએલો શા માટે છે? હે ભલા માણસ! મારી પાસે સાચી વાત કહેજે. પરસ્પરની વાતમાં સાત શબ્દ બોલાય એટલે મૈત્રી થઈ એમ સત્પુરૂષો માને છે તો આટલી વાતથી મારી સાથે મિત્રતા થઈ સમજવી જોઇએ."[૪૮] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી સજ્જનનો સમાગમ થયો જાણી ત્યાં બેસી સ્થિર થઇને તે વાણીઆએ રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૪૯]

વાણીઓ કહે છેઃ—હે મિત્ર! હું જાતે વાણીઓ છું અને મારૂં નામ 'સમાધિ' કહેવાય છે. હું ધનવાન, ધર્મ પાળવામાં નિપુણ, સત્યવાદી અને કોઇનો દ્વેષ નહિ કરનાર હતો પણ મને 'આ કૃપણ છે' એમ બ્હાનુ કરી, ધનની લાલચવાળા દુષ્ટ છોકરાઓ અને સ્ત્રીઓએ કહાડી મૂકેલો છે. છોડી શકાય નહિ એવા સ્નેહને છોડી દઈ સ્વજનોએ મારો ત્યાગ કરતાં હું તુરત વનમાં આવ્યો છું.[૫૦-૫૧] હે પ્યારા! હવે તમે કોણ છો તે કહો. તમે કોઇ ભાગ્યશાળી જણાઓ છો.

રાજા કહે છેઃ—હું સુરથ નામનો રાજા છું. મને ચોર લોકોએ પીડયો, રાજ્ય લઇ લીધું અને મંત્રીઓએ પણ ઠગ્યો તેથી હું અહીં આવ્યો છું. હે વૈશ્યોમાં ઉત્તમ! ઘણું સારૂં થયું કે મને તું અહીં મિત્ર મળ્યો.[૫૨-૫૩] આ સારાં વૃક્ષોવાળા વનમાં આપણે સુખેથી વિહાર કરીશું. હે મોટી બુદ્ધિવાળા! તું શોક છોડી દે અને સ્વસ્થ થા. આ વનમાંજ મારી સાથે તારી ઇચ્છા હોય ત્યાં સુધી સુખેથી રહે.

વાણીઓ કહે છેઃ—મારૂં કુટુંબ મારા વગર નિરાધાર, દુઃખિત અને વ્યાધિ તથા શોકથી પીડાએલુ થઇ જશે એવી મને ચિંતા થયા કરે છે.[૫૪ ૫૫] હે રાજા! મારૂં ચિત્ત 'સ્ત્રી માંદી હશે કે દીકરો માંદો પડયો હશે' એવી ચિંતાથી ઘેરાએલું રહેવાને લીધે શાંતિ પામતું નથી.[૫૬] હે રાજા! હું દીકરાને, સ્ત્રીને, ઘરને અને સ્વજનને ક્યારે દેખીશ એવી રીતે ઘરની બહુજ ચિંતાથી વ્યાકુલ હોવાને લીધે મારૂં મન સ્વસ્થ થતું નથી.[૫૭]

રાજા કહે છેઃ—હે મોટી બુદ્ધિવાળા! જે મૂર્ખ અને નીચ આચારવાળા પુત્રાદિકોએ તારો ત્યાગ કરેલો છે તેઓને જોઈ ને તને હવે શું સુખ

થશે ?[૫૮] શત્રુ છતાં પણ જો તે હિત કરે તો તેને સારો સમજવો અને સંબંધી છતાં પણ તેઓ દુઃખ દેતાં હોય તો તેઓને સંબંધીજ નહિ સમજવાં જોઈએ. એટલા માટે મન સ્થિર કરીને તું અહીં મારી સાથે રહે.[૫૯]

વાણીઓ કહે છેઃ—હે રાજા ! કુટુંબ કે જે અજિતેંદ્રિય લોકથી છોડી શકાતું નથી તેની ચિંતાથી અહીં મારૂં મન સ્થિર થતું નથી પણ બહુજ દુઃખ પામ્યા કરે છે.[૬૦]

રાજા કહે છેઃ—રાજ્ય સંબંધી દુઃખથી મારૂં મન પણ બહુજ પીડાયા કરે છે માટે હવે આ આશ્રમમાં રહેનારા શાંત સુમેધા મુનિને આપણે શોકનો નાશ કરવાનું ઔષધ પૂછીએ.[૬૧]

વ્યાસ કહે છેઃ—તે રાજા અને વાણીઓ આ પ્રમાણે વિચાર કરી શોકનું કારણ પૂછવાને વાસ્તે નમ્રતાથી તે મુનિની પાસે ગયા.[૬૨] ત્યાં જઈ મુનિને પ્રણામ કરી સારી રીતે બેઠેલા અને કાંઇક શાંતિ પામેલા રાજાએ પોતાની પાસે બેઠેલા શાંતિવાળા મહાત્મા મુનિને નીચે પ્રમાણે કહ્યું.[૬૩]

**गत्वातंप्रणिपत्याहराजाऋषिमुत्तमम् ।**
**आसीनंसम्यगासीनःशांतंशांतिमुपागतः॥६३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૨**

---

## अध्याय ३३ मो. ભુવનેશ્વરી માહાત્મ્ય

### राजोवाच

**मुनेवैश्योऽयमधुना वनेमेमित्रतांगतः ॥**
**पुत्रदारैर्निरस्तोयंप्राप्तोत्रममसंगमम् ॥ १ ॥**

રાજા કહે છેઃ—હે મુનિ ! આ વાણીઓ હમણાં વનમાં મારો મિત્ર થયો છે. દીકરાઓ અને સ્ત્રીઓએ કહાડી મૂકતાં આ વનમાં આવ્યો અને મારો સમાગમ થયો.[૧] એને તેના કુટુંબે કહાડી મૂકેલો છતાં પણ કુટુંબના વિરહનું દુઃખ રહ્યા કરે છે અને તેથી મનમાં બહુજ કચવાતાં મનમાં શાંતિ પામતો નથી; તેમ મારે પણ હમણાં એ પ્રમાણેજ છે. હે મોટી બુદ્ધિવાળા ! મને રાજ્ય જતું રહેવાનું દુઃખ રહ્યા કરે છે અને શોકથી પીડાઉં છું. યોગ્ય કારણ નહિ છતાં પણ મારા મનમાં ચિંતા રહ્યા કરે છે કે "શત્રુઓના હાથમાં ગએલા મારા ઘોડા અને હાથીઓ દુબળા થઈ ગયા હશે, મારા વિના મારા નોકરો દુઃખી થતા હશે અને શત્રુઓ બહુજ વાપરીને ક્ષણમાત્રમાં મારા ભંડારનો ક્ષય કરી નાખશે." મારા મનમાંથી આવી રીતની ચિંતા મટતી નથી. મને નિદ્રા આવતી નથી અને દેહમાં સુખ થતું નથી. હે મહારાજ ! હું આ સઘળું જગત સ્વપ્નની પેઠે મિથ્યા છે એમ જાણું છું. તોપણ મારૂં મન ભમ્યા કરે છે અને સ્થિર થતું નથી. હું કોણ અને હાથી ઘોડા કોણ ? કોઈ સહોદર, પુત્ર કે મિત્ર મારાં નથી કે જેઓના દુઃખથી હું પીડાઉં છું. હું જાણું છું કે સઘળું અસત્‌રૂપ છે તોપણ મારા મનમાંથી મોહ દૂર થતો નથી તો તેનું વિચિત્ર કારણ શું હશે ? હે સ્વામી ! હે દયાના ભંડારરૂપ ! તમે સર્વજ્ઞ છો અને સઘળા સંશયોનો નાશ કરનાર છો માટે મારા આ મોહનું જે કારણ હોય તે કહો.[૨-૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાએ પૂછતાં તે સમયે મુનિઓમાં ઉત્તમ સુમેધાએ તે રાજાને નીચે પ્રમાણે શોક અને મોહને મટાડનાર ઉત્તમ જ્ઞાનનો ઉપદેશ કર્યો.[૯]

ઋષિ કહે છેઃ—હે રાજા ! સાંભળો. જે મૂલ પ્રકૃતિ 'મહામાયા' એવા નામથી પ્રખ્યાત છે તેજ આ સંસારમાં સર્વ પ્રાણીઓને બંધનું અને મોક્ષનું કારણ છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, વરૂણ તથા વાયુ આદિ સર્વે દેવતા, મનુષ્ય, ગંધર્વ, સર્પ, રાક્ષસો, વૃક્ષો, અનેક પ્રકારની

દેવતાઓ, પશુઓ અને પક્ષીઓ, એ સઘળાં માયાને આધીન છે અને તેને લીધે બંધ તથા મોક્ષના પાત્રરૂપ છે. આ સઘળું સ્થાવર જંગમરૂપ જગત તેણે સર્જેલું છે, તેનેજ વશ છે અને તેણેજ કરેલા મોહજાળથી બંધાયું છે. સઘળું જગત મોહજાળથી બંધાયું છે. ત્યારે તેમાં મનુષ્ય જાતનો અને રજોગુણથી ઘેરાએલો તું, એક ક્ષત્રિય કોણ માત્ર છે?[૧૦-૧૩] એ મહામાયા સર્વદા જ્ઞાની લોકોના ચિત્તને પણ મોહ ઉપજાવે છે. બ્રહ્મા, શિવ અને વિષ્ણુ આદિ મહાત્માઓ પોતાને બ્રહ્મજ્ઞાન છતાં પણ પ્રારબ્ધ કર્મના ભોગ પૂરા થતાં સુધી માયાનો અંશ અવશેષ રહેવાનેલીધે રાગને વશ થઈ મોહ પામીને સંસારમાં ભટક્યા કરે છે. હે રાજા! પૂર્વે સત્યયુગમાં નારાયણ કહેવાતા વિષ્ણુએ પોતે બ્રહ્મવિદ્યાની સ્થિરતા કરવાસારૂ દશહજાર વર્ષસુધી શ્વેતદ્વીપમાં રહીને મોટું તપ કર્યું હતું અને પછી જીવન્મુક્તદશાને સિદ્ધ કરવાસારૂ બ્રહ્મવિચાર કર્યો હતો.[૧૪-૧૬] બ્રહ્મા પણ પોતાનો મોહ મટાડવાસારૂ એક પરમ અદ્ભુત નિર્જન પ્રદેશમાં તપ કરવા બેઠા હતા. કોઈ સમયે એ વિષ્ણુ પોતાને બીજા સ્થળમાં જવાનું મન થતાં શ્વેતદ્વીપમાંથી ઉઠીને બીજું સ્થળ જોવાની ઈચ્છાથી નીકળ્યા અને બ્રહ્મા પણ એવીજ ઈચ્છાથી પોતાના સ્થળમાંથી નીકળ્યા. એ વિષ્ણુ અને બ્રહ્મા માર્ગમાં ભેગા થઇ ગયા અને 'તું કોણ છે? તું કોણ છે?' એમ એક બીજાને પૂછવા લાગ્યા.[૧૭-૨૦] બ્રહ્માએ વિષ્ણુને કહ્યું કે:- 'હું જગતનો કર્તા છું' વિષ્ણુએ તેને કહ્યું કે:-"હે મૂર્ખ! હું વિષ્ણુજ જગતનો કર્તા છું" બળવગરનો અને રજોગુણવાળો તું કોણ માત્ર છે. હું કે જે સનાતન વાસુદેવ છું તે સત્વગુણવાળો છું.[૨૧ ૨૨] હજી થોડોજ કાળ થયાં બે દાનવોએ પીડા કરતાં તું મારે શરણે આવ્યો હતો ત્યારે મેં તેઓની સાથે દારૂણ યુદ્ધ કરીને તારી રક્ષા કરી હતી. હે મંદબુદ્ધિવાળા! એ મધુકૈટભ નામના દૈત્યોને મેં માર્યા હતા તે છતાં તું વૃથા ગર્વ કેમ કરે છે? આ તારી ભૂલ છે માટે હવે એ ભૂલને છોડી દે.[૨૩-૨૪] આ સંસારમાં મારાથી અધિક કોઈ છેજ નહિ' આ પ્રમાણે પરસ્પરથી વિવાદ ચાલતાં તેઓ ક્રોધથી ધ્રુજવા લાગ્યા, બન્નેની આંખો રાતી થઈ ગઇ અને હોઠ ફરકવા લાગ્યા. એઓ વિવાદ કરતા હતા ત્યાં બન્નેની વચમાં અમૃતાકારનું શ્વેત, મોટું લાંબુ અને અદ્ભુત એક લિંગ તુરત પ્રકટ થયું. તે સમયમાં પરસ્પર વિવાદ કરતા એ બન્ને મોટા દેવને આકાશવાણીએ સંબોધન દઇને કહ્યું કે:–"હે બ્રહ્મા! હે વિષ્ણુ! તમો પરસ્પરની સાથે કજીયો શા માટે કરો છો?[૨૫-૨૮] તમારામાંથી એક જણે આ લિંગની નીચે જવું અને એક જણે ઉપર જવું. એમ જતાં જતાં જે ધણી આ લિંગના છેડા સુધી પહોંચી આવે તેને સર્વદા શ્રેષ્ઠ ગણવો.[૨૯] એટલા માટે તમારામાંથી એક જણ પાતાળમાં જાઓ અને બીજો આકાશમાં જાઓ. હવે આ વ્યર્થ કજીઓ છોડી દઇ મારા વચનને પ્રમાણે કરો. કારણ કે અહીં બેના વિવાદમાં સર્વથા ત્રીજાને મધ્યસ્થ કરવો જોઇએ."[૩૦] આ દિવ્ય વચન સાંભળીને તેઓ બન્ને જણા ઉદ્યમ કરી સજ્જ થઇને આગળ રહેલા તે અદ્ભુત લિંગની માપણી કરવા સારૂ ગયા. પોતાની મોટાઇ વધારવાને વાસ્તે તે મહા લિંગની માપણી કરવા સારૂ વિષ્ણુ પાતાળમાં ગયા અને બ્રહ્મા આકાશમાં ગયા. વિષ્ણુ કેટલેક સુધી જઇને જ્યારે સઘળી રીતે થાકી ગયા અને લિંગનો છેડો આવ્યો નહિ ત્યારે પાછા ફરીને પ્રથમના સ્થળમાં આવ્યા. બ્રહ્મા ઉપર જતા હતા ત્યાં શિવના મસ્તક ઉપરથી પડેલું

કેવડાનું ફૂલ હાથ આવતાં રાજી થઈ અધવચથી પાછા ફરીને પ્રથમના સ્થલમાં આવ્યા. મદથી મોહ પામેલા બ્રહ્માએ તુરત એ કેવડાનું ફૂલ વિષ્ણુને દેખાડીને ખોટી વાત કરી કે "આ કેવડાનું ફૂલ શિવના મસ્તક ઉપરથી લીધું છે અને તે તમારા ચિત્તને શાંત કરવા સારૂ એંધાણને વાસ્તે લાવ્યો છું.[૩૧–૩૭] આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી તથા કેવડાનું ફૂલ જોઈને વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કે:–" હવે આ વાતમાં સાક્ષી કોણ છે? તે કહો. વાંધો ઉત્પન્ન થાય ત્યાં સર્વ સ્થળમાં યથાર્થ બોલનારો, બુદ્ધિમાન, સારા આચારવાળો, પવિત્ર અને સમતાવાળો સાક્ષી અવશ્ય જોઇએ." બ્રહ્માએ કહ્યું કે:-"આ સમયે દૂર પ્રદેશથી સાક્ષી તો કોણ આવે માટે જે વાત સાચી છે તે આ ફૂલજ કહેશે." આ પ્રમાણે કહીને બ્રહ્માએ પ્રેરણા કરવાથી એ કેતકીના ફૂલે તુરત વિષ્ણુને સ્ફુટ રીતે કહ્યું કે:–" હું શિવના માથા ઉપર હતું ત્યાંથી મને લઈને બ્રહ્મા અહીં આવ્યા છે.[૩૮.૪૧] હે વિષ્ણુ ! આ વિષયમાં તમારે કદી સંદેહ કરવો નહિ. હું સત્ય વાત કહું છું. બ્રહ્મા આ લિંગના માથા સુધી પહોંચ્યા હતા અને ત્યાંથી હું કે જેને શિવ ભક્તોએ શિવને માથે ચડાવેલું હતું તેને લઈને અહીં આવ્યા છે." કેવડાના ફૂલનું વચન સાંભળીને વિષ્ણુ જાણે હસતા હોય એવી રીતે બોલ્યા[૪૨ ૪૩] કે "આ સદાશિવ જો બોલે તો તેમના વચનને હું પ્રમાણ માનું." આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી સનાતન સદાશિવે કોપ કરીને તે ફૂલને કહ્યું કે:–"ખોટું નહિ બોલ. તું કે જે મારા મસ્તક ઉપરથી પડતું હતું તે બ્રહ્માને માર્ગમાં અધવચ હાથ આવેલું છે.[૪૪ ૪૫] તેં ખોટી વાત કરી તેથી હવે પછી હું તારો સર્વદા ત્યાગ કરૂં છું."

આ પ્રમાણે થતાં બ્રહ્માએ લજાઇને વિષ્ણુને પ્રણામ કર્યો અને તે દિવસથી સદાશિવે પુષ્પોમાં કેતકીનો ત્યાગ કર્યો. હે સુરથ રાજા ! આ પ્રમાણે માયાનુ બળ જ્ઞાનિઓને પણ મોહ ઉપજાવે છે ત્યારે બીજા પ્રાણિઓને મોહ ઉપજાવે તેમાં તો શું કહેવું. લક્ષ્મીના પતિ વિષ્ણુ દેવતાઓનાં કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે પાપનો ભય છોડી દઈને સર્વદા દૈત્યોને ઠગવા સારૂ અનેક યોનિઓમાં અવતાર લે છે અને વૈકુંઠનો આનંદ છોડી દઇને દૈત્યોની સાથે યુદ્ધ કરે છે; તો આ પ્રમાણે સર્વજ્ઞ, જગતના ગુરૂ અને દેવતાઓના કાર્યને વાસ્તે અંશથી અવતરતા વિષ્ણુ પણ જ્યારે માયાના બળથી મોહ પામે છે ત્યારે બીજાની તો શી વાત કરવી. હે રાજા ! એ પરમ પ્રકૃતિ જ્ઞાનિઓનાં ચિત્તોને પણ બલાત્કારથી ખેંચીને મોહમાં નાખી દે છે. ભગવતી કે જેથી આ સઘળું ચરાચર જગત વ્યાપ્ત છે તેજ સર્વદા મોહ, બંધ, જ્ઞાન તથા મોક્ષને આપે છે.[૪૬–૫૨]

સુરથ રાજા પૂછે છે:–હે મહારાજ ! એ ભગવતીનું સ્વરૂપ, ઉત્તમ બળ, ઉત્પત્તિનું કારણ અને સર્વોત્તમ સ્થાનક મને કહો.[૫૩]

ઋષિ કહે છે:–હે રાજા ! એ ભગવતી અનાદિ છે માટે તેમની ઉત્પત્તિ કદી થતી નથી. કારણોના પણ કારણરૂપ એ પરમ દેવી મોક્ષપર્યંત નિત્ય છે અને સઘળાં કારણોને પણ ઉત્પન્ન કરે છે એવું તેમનું બળ છે. એ શક્તિનું કોઇ અમુકજ સ્થાનક છે એમ નથી, પણ સઘળી રીતે સર્વ પદાર્થોમાં તે રહેલ છે.[૫૪.૫૫] જે પ્રાણીમાં એ શક્તિ ન હોય તે સર્વથા શબસમાન થઈ જાય છે. સર્વ પદાર્થોમાં વ્યાપક જે ચૈતન્યરૂપ પરબ્રહ્મ છે તેની એ શક્તિ છે માટે પરબ્રહ્મજ એમનું સ્વરૂપ છે.[૫૬] દેવતાઓનાં કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે એ દેવી પોતાના

આવિર્ભાવ તિરોભાવજ કરે છે પણ કદી નવીન રીતે ઉત્પન્ન થતાં નથી. હે રાજા ! દેવતાઓ અને મનુષ્યો જ્યારે એમની સ્તુતિ કરે છે ત્યારે પ્રાણિઓનાં દુઃખનો નાશ કરવાને વાસ્તે તે પ્રકટ થાયછે, અનેક રૂપ ધરનારાં અને અનેક શક્તિઓવાળાં તે પરમેશ્વરી દેવી કાર્યને વાસ્તે પોતાની ઇચ્છાથીજ પ્રકટ થાય છે. સર્વે દેવતાઓ જેમ પ્રારબ્ધને આધીન છે તેમ એ દેવી પ્રારબ્ધને આધીન નથી. પણ પ્રારબ્ધ એમને આધીન છે. નિરંતર આત્માને વાસ્તે પ્રવૃત્તિ કરનારાં એ દેવી કાળને વશ નથી પણ કાળ એમનાથીજ ઉત્પન્ન થએલો હોવાને લીધે એમનેજ વશ છે.[૫૭–૬૦] આત્મા સર્વદા અકર્ત્તા અને દ્રષ્ટા છે. જે આ જગત છે તે સઘળું દૃશ્ય છે અને તેને ઉત્પન્ન કરનારાં એ દેવી છે. સઘળાં કાર્યો અને કારણોના ઉપાદાન રૂપ એ દેવી એકલાંજ બ્રહ્માંડરૂપ નાટક રચીને આત્માને રાજી કરે છે અને તે કામથી વિરામ પામે છે ત્યારે તુરત બ્રહ્માંડનો સંહાર કરે છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ તો જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારમાં નિમિત્ત માત્રજ છે. એ ત્રણે દેવતાઓને દેવીએજ લીલાથી પોતપોતાનાં કામોમાં પ્રેરેલા છે અને પોતાનો અંશ તેઓમાં નાખીને બળવત્તર કરેલા છે. એ દેવતાઓને સાવિત્રી, લક્ષ્મી તથા પાર્વતીરૂપ શક્તિઓ પણ દેવીએ આપેલી છે. એ મોટા દેવતાઓ એ જગદંબાનેજ સર્વનાં ઈશ્વરી અને સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારને કરનારાં જાણીને પરમ પ્રીતિથી તેમનું ધ્યાન તથા પૂજન કરે છે.[૬૧–૬૪] હે સુરથ રાજા ! આ સઘળું દેવીનું ઉત્તમ માહાત્મ્ય મારી બુદ્ધિ પ્રમાણે મેં તમારી પાસે કહ્યું. એમના મહિમાના અંતને હું જાણતો નથી.[૬૫]

**एतत्ते सर्वमाख्यातं देवीमाहात्म्यमुत्तमं ॥**
**ममबुद्ध्यनुसारेण नांतं जानामि भूपते ॥६५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૩**

# अध्याय ३४ मो.

## જગદંબાના પૂજનનો પ્રકાર

### राजोवाच

**भगवन्ब्रूहिमेसम्यक्तस्याआराधने विधिम् ॥**
**पूजाविधिंच मंत्रांश्च तथा होमविधिं वद ॥१॥**

સુરથરાજા પૂછે છે:–હે મહારાજ ! એ જગદંબાના આરાધનનો પ્રકાર સારી રીતે કહો. પૂજનના પ્રકારની સાથે હોમનો પ્રકાર અને મંત્રો પણ કહો.[૧]

ઋષિ કહે છેઃ–હે રાજા ! જગદંબાની પૂજાનો શુભ વિધિ કે જે મનુષ્યોને સુખ, જ્ઞાન તથા મોક્ષ આપે છે અને દુઃખનો નાશ કરે છે તે વિષે કહું છું તે સાંભળો.[૨] પ્રથમ સ્નાન વિધિ કરી, પવિત્ર થઇ, ધોળાં વસ્ત્ર પહેરી, આચમન લઇને સાવધાનપણાથી પોતાના શુભ સ્થાનકમાં જવું.[૩] લીંપેલી પૃથ્વી ઉપર પોતાનું ઉત્તમ આસન સ્થાપી તેનાપર બેસીને પ્રીતિથી વિધિસહિત ત્રણવાર આચમન લેવું.[૪] પોતાની શક્તિ પ્રમાણે પૂજનના પદાર્થો સ્થાપન કરી, પ્રાણાયામ કરીને ભૂતશુદ્ધિ કરવી. પ્રાણપ્રતિષ્ઠા અને માતૃકાન્યાસ કર્યા પછી મંત્રથી સરસામાનનું પ્રોક્ષણ કરવું.[૫] સંકલ્પ કરીને વિધિ પ્રમાણે ન્યાસ કરવા. પોતાના દેહમાં પીઠ કલ્પીને તેમાં આંતર પૂજા કર્યા પછી બાહ્ય પૂજાનો આરંભ કરવો.[૭] સુંદર ત્રાંબાના પાત્રમાં ધોળા ચંદનથી અથવા અષ્ટગંધથી છ ખુણાનો યંત્ર કાઢવો. તેની ઉપર અષ્ટપત્ર અને ભૂપુર પણ કાઢવું. પત્રોમાં નવાક્ષર મંત્રનાં બીજ લખીને નવમો અક્ષર ડોડીમાં દેવીની આગળ લખવો. પ્રાણપ્રતિષ્ઠાના મંત્રથી અથવા વેદોક્ત મંત્રથી યંત્રની પ્રતિષ્ઠા કરવી. મધ્યમાં આધાર શક્તાથી તે પીઠમંત્ર સુધી પૂજન કરી દેવીનું આવાહન કરવું. મૂલમંત્રથી આસન આદિ ઉપચારો અર્પણ કર્યા પછી

છ ખુણામાં મંત્રનાં છ અંગોની પૂજા કરવી. નવ અક્ષરોમાં શૈલપુત્રી આદિ નવદુર્ગાઓનું અને ભૂપુરમાં ઇંદ્રાદિક તથા વજ્રાદિકનું પૂજન કરવું.[૯] મંત્રને અભાવે ભગવતીની ધાતુની મૂર્ત્તિ કરવી અને યામલ આદિ તંત્રોમાં સદાશિવે કહેલા પૂજાના મંત્રોથી અથવા વેદોક્ત મંત્રોથી પ્રયત્નપૂર્વક તે મૂર્ત્તિમાં ભગવતીનું પૂજન કરવું. પછી સાવધાનપણાથી ન્યાસ કરી ધ્યાનપૂર્વક નવાક્ષર મંત્રનો અવિચ્છિન્ન જપ કરવો.[૧૦] જપના દશાંશથી હોમ કરવો, હોમના દશાંશથી તર્પણ કરવું અને તર્પણના દશાંશ પ્રમાણે બ્રાહ્મણોને જમાડવા;[૧૧] પછી (*માર્કંડેય પુરાણમાં કહેલાં) ત્રણ ચરિત્રનો નિત્ય પાઠ કરવો. પાઠ કર્યા પછી દેવીનું વિસર્જન કરવું. નવરાત્રનું વ્રત પણ વિધિ સહિત કરવું.[૧૨] હે રાજા ! શુભની ઈચ્છાવાળા પુરૂષે આશ્વિન તથા ચૈત્ર માસના શુદ્ધપક્ષમાં નવરાત્રના ઉપવાસ કરવા.[૧૩] જપ કરવાના મંત્રોવડે સાકર, ઘી અને મધવાળા સારી રીતે રાંધેલા દૂધપાકથી મોટો હોમ કરવો.[૧૪] બકરાંનાં ×માંસોથી, સુંદર બિલ્વપત્રોથી, રાતીકણેરનાં પુષ્પોથી અથવા સાકર મેળવેલા તિલથી હોમ કરવો.[૧૫] અષ્ટમી, ચતુર્દશી અને નવમીને દિવસે દેવીનું પૂજન અને બ્રાહ્મણભોજન વિશેષથી કરવું.[૧૬] આ પ્રમાણે કરવાથી નિર્ધનને ધન મળે, રોગી રોગમુક્ત થાય, અપુત્રને સારા અને વશ રહેનારા પુત્રોની પ્રાપ્તિ થાય, રાજ્યથી ભ્રષ્ટ થએલા રાજાને ચક્રવર્ત્તી રાજ્ય મળે અને શત્રુઓથી પીડાએલો માણસ ભગવતીના પ્રસાદથી શત્રુઓને મારવામાં સમર્થ થાય.[૧૭ ૧૮] જે માણસ જિતેંદ્રિય રહીને વિદ્યાની ઈચ્છાથી પૂજન કરે તેને દોષરહિત શુભવિદ્યા મળે એમાં સંશય નથી.[૧૯] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર જે કોઇ ભક્તિપૂર્વક જગદંબાનું પૂજન કરે તેને સર્વથા સુખની પ્રાપ્તિ થાય.[૨૦] સ્ત્રીઓ અથવા પુરૂષો જે કોઇ ભક્તિમાં તત્પર થઇને નવરાત્રનું વ્રત કરે તેઓને સર્વદા મનોવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય.[૨૧] જે માણસ આશ્વિન માસના શુદ્ધપક્ષમાં ભાવસહિત સર્વોત્તમ નવરાત્રનું વ્રત કરે તેની સઘળી કામનાઓ પરિપૂર્ણ થાય.[૨૨] વિધિપ્રમાણે મૃત્તિકાનું ચતુરસ્ર મંડલ કરીને પૂજાનું સ્થાન કરવું; તેમાં વેદ મંત્રના વિધાનથી કળશનું સ્થાપન કરવું.[૨૩] કળશની ઉપર સુંદર યંત્ર કરીને સ્થાપવો અને તે કળશની ચારેકોર સુંદર જવારા વાવવા.[૨૪] ઉપર પુષ્પોની માળાઓથી વીંટાએલો ઉલેચ (ચંદરવો) બાંધીને એ ચંડિકાના સ્થાનકમાં ઘેરા ધૂપદીપ કરવા.[૨૫] શક્તિ પ્રમાણે પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે અને સાયંકાળે તેમાં પૂજન કરવું. ચંડિકાના પૂજનમાં ધનનો લોભ કરવો નહિ.[૨૬] અનેક પ્રકારના ધૂપ, દીપ, સુંદર નૈવેદ્યો, ફળ, ફૂલ, ગાયન, વાજીંત્ર, સ્તોત્રપાઠ અને વેદનાં પારાયણોથી મોટો ઉત્સવ કરવો.[૨૭] મનગમતાં ચંદન, ભૂષણ, વસ્ત્ર અનેક પ્રકારનાં ભક્ષ્ય, સુગંધી તેલ અને સુગંધી પુષ્પોથી વિધિ સહિત કુમારિકાઓનું પૂજન કરવું.[૨૮ ૨૯] આ પ્રમાણે પૂજન કરીને અષ્ટમીને દિવસે અથવા નવમીને દિવસે વિધિ સહિત મંત્રોથી હોમ કરાવવો.[૩૦] પછી બ્રાહ્મણોને જમાડવા અને દશમીને દિવસે પારણું કરવું. ભક્તિમાં તત્પર રહીને પોતાની શક્તિપ્રમાણે દાન દેવાં.[૩૧] પુરૂષ અથવા સધવા કે વિધવા, પતિવ્રતા સ્ત્રી

* જો કે આ પુરાણના પણ એક ચરિત્ર પ્રથમ સ્કંધમાં અને બે ચરિત્ર આ પંચમ સ્કંધમાં છે તોપણ તે ઘણાં લાંબાં છે અને માર્કંડેય પુરાણમાંનાં ચરિત્ર એકંદર અને સંક્ષિપ્ત છે, માટે તેજ લેવાં યોગ્ય છે, એમ ટીકાકારે લખ્યું છે.

× માંસના હોમનો બ્રાહ્મણને અધિકાર નથી.

જે કોઈ ભક્તિપૂર્વક નિયમોમાં તત્પર રહીને આ પ્રમાણે નવરાત્રનું વ્રત કરે તેને આ લોકમાં સુખ અને મનગમતા વૈભવ મળે, તથા મરણ પામ્યા પછી દેવીના સ્થાનરૂપ મણિદ્વીપની પ્રાપ્તિ થાય.[૩૨-૩૩] જન્માંતર થાય તો પણ ઉત્તમ કુલમાં જન્મ થાય, સારો આચાર પાળે અને જગદંબાની અખંડ ભક્તિ પ્રાપ્ત થાય.[૩૪] સઘળાં વ્રતોમાં ઉત્તમ નવરાત્રનું વ્રત અને સર્વ સુખ આપનારૂં ઉત્તમ જગદંબાનું આરાધન મેં તમારી પાસે કહ્યું.[૩૫] હે રાજા! આ વિધિથી તમે જગદંબાનું આરાધન કરો. આ પ્રમાણે કરવાથી તમે શત્રુઓને જીતીને અખંડ અને સર્વોત્તમ રાજ્ય પામશો અને પુત્રો તથા સ્ત્રીઓ પ્રાપ્ત થવાથી તમને દેહમાં અને ઘરમાં પરમ સુખ પ્રાપ્ત થશે એમાં સંશય નથી.[૩૬-૩૭] હે વૈશ્યોમાં ઉત્તમ! તું પણ હવે જગતનાં ઈશ્વરી, મનોરથોને પૂરનારાં, અને સૃષ્ટિ તથા સંહારને કરનારાં મહામાયા દેવીનું આરાધન કર.[૩૮] આમ કરવાથી તું ઘેર જઇને સ્વજનોથી માન પામીશ, સંસાર સંબંધી મનોવાંછિત સુખ મળશે અને અંતે સુંદર મણિદ્વીપમાં તારો વાસ થશે, એમાં સંશય નથી.[૩૯-૪૦] જે મનુષ્યો ભગવતીનું આરાધન કરતા નથી તેઓ આ લોકમાં ઘણા દુ:ખથી પીડાએલા, અનેક રોગોથી દબાએલા, શત્રુઓએ હરાવેલા, સ્ત્રી પુત્રો વગરના, તૃષ્ણાથી ઘેરાએલા તથા પાપબુદ્ધિવાળા થાય છે અને પરલોકમાં પણ નરક ભોગવે છે. હે રાજા! બિલ્વપત્રો, કણેરનાં ફૂલ, કમળો અને ચંપક પુષ્પોથી જેઓ જગદંબાને પૂજે છે તેઓ અત્યંત વૈભવોવાળા થાય છે.[૪૧-૪૨] શક્તિની ભક્તિમાંતત્પર રહેનારા, ધર્માત્મા મનુષ્યો ધન તથા વૈભવોનાં સુખોથી પરિપૂર્ણ, વિદ્વાન, માનવાળા અને સઘળા ગુણોના પાત્રરૂપ થાય છે. જેઓ વેદોક્તમંત્રોથી જગદંબાનું પૂજન કરે તેઓ આ લોકમાં ઉત્તમ રાજાઓમાં પણ મુખ્ય થાય છે.[૪૪]

धनविभवसुखाढ्यामानवामानवंतः ।
सकल[illegible]णगणानांभाजनंभारतीशाः ॥
निग[illegible]मंत्रैःपूजितायैर्भवानी ।
नृपतितिलकमुख्यास्तेभवंतीहलोके ॥४४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૪

# अध्याय ३५ मो.

## રાજા અને વૈશ્યને દેવીનું પ્રત્યક્ષ દર્શન

### व्यास उवाच

इतितस्यवचःश्रुत्वादुःखितौवैश्यपार्थिवौ ।
प्रणिपत्य[illegible]निंप्रीत्याप्रश्रयावनतौभृशम् ॥१॥

વ્યાસ કહે છે:–એ વાણીઓ અને રાજા કે જેઓ દુ:ખી હતા તેઓ આ પ્રમાણે સુમેધા મુનિનાં વચન સાંભળીને રાજી થયા. હર્ષથી પ્રફુલ્લિત નેત્રવાળા, બોલવામાં ચતુર, ઘણા વિવેકથી નમ્રતા કરતા અને જેઓનાં ચિત્ત ભક્તિમાં આસક્ત થયાં હતાં, એવા એ બન્ને જણાએ મુનિને પ્રણામ કરી હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યું.[૧,૨]

રાજા તથા વાણીઓ કહે છે:–હે મહારાજ! અમો કે જેઓ દીન અને શોકાતુર છીએ તેઓને આજ તમારા વચનરૂપી સરસ્વતીએ, પૂર્વે જેમ ગંગાએ ભગીરથ રાજાને પવિત્ર કર્યા હતા તેમ પવિત્ર કર્યા.[૩] જગતમાં સાધુ પુરૂષો પરોપકાર કરવામાં તત્પર, સ્વાભાવિક સદ્ગુણોના નિવાસરૂપ અને સઘળા પ્રાણીઓને સુખ દેનારા હોય છે.[૪] હે મહાત્મા! અમો કોઇ જન્મના પુણ્યોના યોગથી મોટા દુ:ખનો નાશ કરનારા તમારા આશ્રમમાં આવી નીકળ્યા છીએ.[૫] પૃથ્વીમાં સ્વાર્થમાં તત્પર તો ઘણાં

મનુષ્યો થાય છે પણ આપ જેવા પરોપકાર કરનારા પુરૂષો કોઈ સ્થળમાં કોઈકજ થાયછે.[6] હે મુનિઓમાં ઉત્તમ ! હું દુઃખીઓ છું અને આ વાણીઓ પણ બહુજ દુઃખી છે. સંસારનાં દુઃખોથી તપેલા અમો બન્ને જણા પ્રીતિથી તમારા આશ્રમમાં આવ્યા ત્યાં તમારા દર્શનથીજ અમારા દેહનું દુઃખ મટી ગયું અને મનનું દુઃખ હમણાં તમારાં વચનો સાંભળવાથી મટી ગયું.[7,8] તમારાં વચનોરૂપી અમૃતના રસથી અમો ધન્ય અને કૃતાર્થ થયા છીએ. હે મહારાજ ! હે કરૂણાના સમુદ્રરૂપ ! તમે કૃપા કરીને અમોને પવિત્ર કર્યા.[9] હવે અમારા હાથ ઝાલો અને અમોને સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા તથા થાકેલા જાણી મંત્ર આપીને એ સમુદ્રને પાર પહોંચાડો.[10] મોટુ તપ કરી, સુખદાયી જગદંબાનું આરાધન કરી તેમનું દર્શન મેળવીને અમો પાછા પોતાને ઘેર જઈશું.[11] તમારા મુખથી દેવીના નવાક્ષર મંત્રનો ઉપદેશ લઈ અહંકારરહિત તથા નિયમ પાળનાર થઇને તેનું સ્મરણ કરીશું.[12]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તેઓએ વિજ્ઞપ્તિ કરતાં મુનિઓમાં ઉત્તમ સુમેધાએ તેઓને ધ્યાન તથા બીજ સહિત શુભ મંત્રનો ઉપદેશ કર્યો.[13] ગુરૂને ઇષ્ટદેવરૂપ માનતા એ વૈશ્ય અને રાજા મુનિપાસેથી મંત્રનો ઉપદેશ લઇ વિચાર કરીને ઉત્તમ નદીના કાંઠાપર ગયા.[14] તેઓ બન્ને જણા એકાંત અને નિર્જન સ્થાનકમાં આસન કરીને સ્થિર બુદ્ધિથી બેઠા.[15] મંત્રનો જપ કરવામાં લાગેલા, શાંત, ફલનો આહાર કરવાથી દુર્બળ થએલા અને ત્રણે ચરિત્રનો પાઠ કરતા એ બન્ને જણાએ ધ્યાનમાં તત્પર રહીને એક મહીનો કહાડયો.[16] મહીના દિવસના વ્રતથી એઓને જગદંબાના ચરણારવિંદમાં ઉત્તમ પ્રીતિ થઈ અને બુદ્ધિ અત્યંત સ્થિર થઈ.[17] પ્રત્યેક દિવસે એકવાર તે મહાત્મા મુનિની પાસે જઇ તેમના ચરણમાં પ્રણામ કરી પાછા આવીને દર્ભના આસન ઉપર બેસતા હતા. દેવીના ધ્યાનમાં લાગેલા અને સર્વદા મંત્રનો જપ કરતા એઓ કદીપણ બીજું કામ કરતા નહોતા.[18,19] હે જનમેજય રાજા ! આ પ્રમાણે કરતાં એક વર્ષ પૂરૂં થયું ત્યારે તેઓએ ફલનો આહાર છોડી દઇને પાંદડાંનો આહાર કરવા માંડયો.[20] સૂકાં પાંદડાંનો આહાર કરતા, જિતેંદ્રિય અને જપ તથા ધ્યાનમાં તત્પર રહેતા એ બે જણાએ તપ કરતાં કરતાં એવી રીતે બીજું વર્ષ કહાડયું.[21] બે વર્ષ પૂરાં થતાં તેઓને કોઈ કોઇ સમયે સ્વપ્નમાં જગદંબાનું મનોહર દર્શન મળવા લાગ્યું.[22] રાતાં વસ્ત્ર ધરનારાં અને સુંદર ભૂષણોથી શણગારેલાં જગદંબા સ્વપ્નમાં જોવામાં આવતાં તેઓ રાજી થવા લાગ્યા. ત્રીજા વર્ષમાં એઓ માત્ર જળનોજ આહાર કરીને રહ્યા.[23,24] આ પ્રમાણે ત્રણ વર્ષ પૂરાં થતાં એ વૈશ્ય અને રાજા કે જેઓના મનમાં ભગવતીના દર્શનની ઈચ્છા હતી તેઓ વિચાર કરવા લાગ્યા[25] કે "મનુષ્યોને શાંતિ આપનારૂં ભગવતીનું પ્રત્યક્ષ દર્શન આપણને મળ્યું નહિ એટલા માટે આપણે કે જેઓ બહુજ દુઃખિત અને આતુર છીએ તેઓ દેહનો ત્યાગ કરીશું."[26] આ પ્રમાણે મનમાં વિચાર કરીને રાજાએ એક હાથના પ્રમાણનો સ્થિર અને સુંદર ત્રિકોણ કુંડ કર્યો.[27] અત્યંત ભક્તિવાળા રાજા તથા વૈશ્ય એ કુંડમાં અગ્નિનું સ્થાપન કરી વારંવાર પોતાનું માંસ કાપી કાપીને તે પ્રદીપ્ત અગ્નિમાં હોમવા લાગ્યા અને પોતાના રૂધિરથી દેવીને બળિદાન દેવા લાગ્યા.*[28,29] આ પ્રમાણે

* પોતાના માંસનો હોમ અને પોતાના રૂધિરનું બળિદાન બ્રાહ્મણવિના બીજાઓએ કરવાનું છે, એમ કાલિકાપુરાણ આદિ ગ્રંથોમાં સ્પષ્ટ લખ્યું છે.

એઓએ ઉદ્યમ કરવા માંડયો, ત્યારે ભગવતીએ તેઓને પ્રત્યક્ષ દર્શન દીધું. ઘણી પ્રીતિથી સંભ્રમ પામેલા એબે દુઃખીઆઓને જોઇને જગદંબાએ તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૩૦]

જગદંબા કહે છેઃ–હે રાજા! તારા મનમાં જે ઇચ્છેલું હોય તે વરદાન માગી લે. આજ હું તારા તપથી પ્રસન્ન થઇ છું. હું તને મારો પ્યારો ભક્ત માનું છું.[૩૧] હે વૈશ્ય! હે મોટા બુદ્ધિવાળા! હું પ્રસન્ન થઈ છું તારે શું જોઇએ છે. જે તારા મનમાં હોય તે તુરત માગ.[૩૨]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે જગદંબાનું વચન સાંભળી રાજી થએલો રાજા બોલ્યો કેઃ– "મને મારૂં રાજ્ય આપો અને મારા શત્રુઓનું બળ મારા બળથી હણાઇ જાય તેમ કરો."[૩૩] રાજાનું વચન સાંભળીને દેવીએ તેને કહ્યું કેઃ–"હે રાજા! તું પોતાને ઘેર જા. નિર્બળ થએલા તારા શત્રુઓ હારી જઇને જતા રહેશે.[૩૪] તારા મંત્રિઓ તને મળીને તારા પગમાં પડશે. હે ભાગ્યશાળી! તારા નગરમાં તું અત્યંત સુખથી રાજ્ય કર.[૩૫] દશ હજાર વર્ષ સુધી મોટું રાજ્ય કરી મરણ પામ્યા પછી તું સૂર્યથી જન્મ લઇને 'સાવર્ણિ' નામનો મનુ થશે.[૩૬] પછી તે પવિત્ર વૈશ્યે હાથ જોડીને જગદંબાને કહ્યું કેઃ–"બંધનો નાશ કરે અને મોક્ષ આપે એવું નિર્મળ જ્ઞાન મને આપો. મારે ઘરનું, પુત્રનુ કે ધનનું કશું કામ નથી. હે મા! એ સઘળું બંધન કરનાર અને સ્વપ્નની પેઠે વિનાશીજ છે.[૩૭.૩૮] આ નિઃસાર સંસારમાં મોહ પામેલા પામર લોકો ડૂબે છે અને પંડિતો તરે છે. સંસારને દુઃખદાયી જાણીને હું જન્મ-મરણને ઈચ્છતો નથી."[૩૯] આ પ્રમાણે તેનું વચન સાંભળી જગદંબાએ આગળ ઉભેલા તે વૈશ્યને કહ્યું કેઃ–" હે વૈશ્યોમાં ઉત્તમ! તને જ્ઞાન પ્રાપ્ત થશે એમાં સંશય નથી."[૪૦] આ પ્રમાણે તેઓને વરદાન આપીને દેવી ત્યાંજ અંતર્ધાન થઈ ગયાં. જગદંબા અંતર્ધાન થયા પછી સુરથ રાજાએ સુમેધા મુનિને પ્રણામ કરી ઘોડાપર ચડીને જવાનું મન કર્યું. તેટલીવારમાં તેના મંત્રિઓ અને પ્રજાઓ ત્યાં આવીને તેને પગે લાગ્યાં. હાથ જોડીને ઉભેલા એ લોકોએ નમ્રતાથી રાજાને કહ્યું કેઃ-"હે રાજા! તમારા સર્વે શત્રુઓ પોતાનાં પાપનેલીધે યુદ્ધમાં અમારા હાથથી માર્યા ગયા છે એટલા માટે હવે તમે પુરમાં આવી નિષ્કંટક રાજ્ય કરો." એ લોકોનું વચન સાંભળી સુરથ રાજા તે મુનિને પ્રણામ કરી આજ્ઞા લઈ મંત્રિઓથી વીંટાઈ ને ત્યાંથી પોતાના પુરમાં ગયો. પોતાનું રાજ્ય, સ્ત્રીઓ, સ્વજનો અને બાંધવોને પામીને સમુદ્રરૂપી કટિમેખળાવાળી સઘળી પૃથ્વીને ભોગવવા લાગ્યો. વૈશ્ય પણ જ્ઞાન પામી સઘળા સંગથી મુક્ત થયો.[૪૧-૪૬] જીવન્મુક્ત થઇને ત્યાં વનમાંજ કાળક્ષેપ કરવા લાગ્યો. એ વૈશ્ય તીર્થોમાં ફરતાં ફરતાં ભગવતીના ગુણોનેજ ગાતો હતો.[૪૭] હે જનમેજય રાજા! આ પ્રમાણે દેવીનું અદ્‌ભુત ચરિત્ર, રાજા તથા વૈશ્યને સંપૂર્ણ રીતે આરાધનના ફળની પ્રાપ્તિ, દૈત્યોનો વધ અને દેવીનો શુભ પ્રાદુર્ભાવ, એ વિષયો મેં તમારી પાસે કહ્યા. જગદંબા એવા પ્રભાવવાળાં છે અને એવી રીતે ભક્તોને અભય આપે છે.[૪૮-૪૯] જે મનુષ્ય આ ઉત્તમ આખ્યાનનું નિત્ય શ્રવણ કરે તેને અવશ્ય સંસારનું અદ્‌ભુત સુખ મળે.[૫૦] આ અદ્‌ભુત આખ્યાન શ્રવણ માત્રથી, જ્ઞાન, મોક્ષ, કીર્ત્તિ તથા સુખ આપે છે અને પવિત્ર કરે છે.[૫૧] આ આખ્યાન મનુષ્યોને સઘળા પુરૂષાર્થ આપનારૂં, સઘળા ધર્મોથી ભરેલુ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના પરમ કારણરૂપ માનેલું છે.[૫૨]

સૂત કહે છેઃ–હે ઋષિઓ! જનમેજય

રાજાએ પૂછતાં સર્વ પુરૂષાર્થોના તત્વને જાણ-નારા સત્યવતીના પુત્ર વેદવ્યાસે આ પંચમ સ્કંધ કે જે ભાગવતરૂપી સંહિતાનો એક ભાગ છે તે કહ્યો હતો.[૫૩] દયાળુ મહાત્મા વેદવ્યાસ મુનિએ શુંભ દૈત્યના વધ સંબંધી ચંડિકાનું ચરિત્ર કહેલું છે. હે મુનીશ્વરો! આ પ્રમાણે મેં તમારી પાસે પુરાણોનો સાર કહ્યો.[૫૪]

च[illegible] कायास्तुशुंभदैत्यवधाश्रितम् ॥
[illegible]थयामास भगवान्कृष्णः कारुणिको [illegible]निः॥
इतिवः कथितः सारः पुराणानां मुनीश्वराः॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના પંચમ સ્કંધનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૫

## पंचमस्कंध समाप्त

# श्रीमद् भगवती भागवत

## षष्ठस्कंध

### अध्याय १ लो.

### વિશ્વરૂપના તપથી ઇંદ્રને ભય

**ऋषय ऊचुः**

**सूत सूत महाभाग मिष्टं ते वचनामृतम् ॥**
**न तृप्ताः स्मोवयं पीत्वा द्वैपायनकृतं शुभम् ॥१॥**

ઋષિઓ પૂછે છેઃ—હે સૂત ! હે સૂત ! હે ભાગ્યશાળી ! વેદવ્યાસે કરેલી કથારૂપી મીઠું અને શુભ અમૃત કે જે તમારા મુખથી નીકળે છે તેનું પાન કરતાં અમો તૃપ્તિ પામતા નથી,[1] તેથી ફરીવાર પણ પુરાણ સંબંધી શુભ કથા કે જે વેદમાં પણ કહેલી, પ્રસિદ્ધ અને પાપનો નાશ કરનારી છે તે વિષે તમને પૂછવા ઈચ્છીએ છીએ.[2] ત્વષ્ટાનો પુત્ર કે જે 'વૃત્રાસુર' એવા નામથી પ્રખ્યાત હતો અને મહાબળવાન હતો તેને મહાત્મા ઇંદ્રે યુદ્ધમાં કેમ માર્યો?[3] ત્વષ્ટા, દેવતાઓના પક્ષમાં છે તો તેના મહાબળવાન પુત્રને ઇંદ્રે શા માટે માર્યો? અને વળી તેમાં બ્રહ્મહત્યાનો ભય પણ કેમ ન રાખ્યો?[4] દેવતાઓ સત્વ ગુણથી ઉત્પન્ન થએલા છે. મનુષ્યો રજોગુણથી ઉત્પન્ન થએલાં છે, અને પશુ—પક્ષીઓ તમોગુણથી ઉત્પન્ન થએલાં છે, એમ વેદ અને પુરાણ જાણનારાઓ કહે છે તો આ વિષયમાં મોટો વિરોધ લાગે છે. કેમકે સો યજ્ઞ કરનારા ઇંદ્રે પોતે સત્વગુણી છતાં એ બળવાન વૃત્રાસુરને છળથી માર્યો અને ભગવાન વિષ્ણુ પ્રભુ કે જે મહાસાત્વિક છે તેમણે તેવા કામમાં પ્રેરક થઇને કપટથી ઇંદ્રના વજ્રમાં પ્રવેશ કર્યો તો એ દેવતાઓનું સાત્વિકપણું ક્યાં ગયું ?[5—7] મહાબળવાન વૃત્રાસુરની સાથે સંધિ કરીને તેને પૂર્ણ વિશ્વાસ આપેલો છતાં વિષ્ણુ અને ઇંદ્રે પોતાનું સત્ય છોડી દેતાં વિશ્વાસઘાત કરીને જળના ફીણથી તેને માર્યો,[8] તો આ મહાસાહસરૂપ કામ તેઓએ કેમ કર્યું ? ઉત્તમ દેવતાઓ મહાત્મા છતાં પણ મોહથી ઠગાઇ પાપ બુદ્ધિવાળા થઇને અત્યંત અન્યાયને માર્ગે વર્ત્યા એ અમને આશ્ચર્ય લાગે છે.[9] સદાચાર પાળવાથી દેવતાઓ શિષ્ટપણું પામેલા છે પણ આવું કામ કરવામાં તેઓનું શિષ્ટપણું ક્યાં રહ્યું ? વિશ્વાસ પામેલા વૃત્રાસુરને ઇંદ્રે કપટથી માર્યો તો એથી ઇંદ્રને બ્રહ્મહત્યાના પાપનું ફળ થયું કે નહિ ? વળી આગળ તમે કહી ગયા છો કે દેવીએ વૃત્રાસુરને માર્યો હતો, તો એ વિષયમાં પણ અમો મુંઝાઇએ છીએ કે વૃત્રાસુરને તે દેવીએ માર્યો કે ઇંદ્રે માર્યો ?

સૂત કહે છેઃ—હે મુનિઓ ! વૃત્રાસુરના વધ સંબંધી અને ઇંદ્રને બ્રહ્મહત્યાનું દુઃખ પ્રાપ્ત થવા સંબંધી વૃત્તાંત કહું છું તે સાંભળો.[10—14] પરીક્ષિતના પુત્ર જનમેજય રાજાએ આ પ્રમાણેજ પૂછતાં સત્યવતીના પુત્ર વ્યાસે તેમને જે કહ્યું હતું તે હું તમારી પાસે કહું છું.[15]

જનમેજય પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ વ્યાસ ! ઇંદ્રે પોતે સાત્વિક છતાં કપટ કરીને તથા વિષ્ણુની સહાયતા લઇને વૃત્રાસુરને કેમ માર્યો અને વળી દેવીએ વૃત્રાસુરને કેમ માર્યો તથા કયા કારણથી માર્યો ?[16] વૃત્રાસુરને ઇંદ્રે માર્યો એમ વેદમાં કહ્યું છે અને દેવીએ માર્યો

એમ પુરાણોમાં કહ્યું છે, તો એ વિરોધનું સમાધાન શી રીતે છે? આ વિષયમાં મને મોટું કૌતૂહલ થાય છે તેથી હું સાંભળવા ઈચ્છું છું.[17] મહાત્માઓનું ચરિત્ર સાંભળતાં કયા મનુષ્યને તૃપ્તિ થાય? કોઇને પણ થાય નહિ, એટલામાટે વૃત્રાસુરના વધ સંબંધી જગદંબાનું માહાત્મ્ય કહો.[18]

વ્યાસ કહે છેઃ—હે રાજા! પુરાણ સાંભળવામાં તમારી બુદ્ધિને આવો પ્રેમ થયો છે માટે તમે ભાગ્યશાળી છો. દેવતાઓ અમૃતપીને તેનો સ્વાદ જાણતાં છતાં પણ અમૃતપીવામાં તૃષ્ણા રહિત થાય છે અને તમે તો આટલા સુધી સાંભળીને પણ સાંભળવાની તૃષ્ણા રહિત થયા નથી.[19] પૂજ્ય કીર્ત્તિવાળાં જગદંબાની કથાઓમાં તમને દિવસે દિવસે ભક્તિભાવ વધતો જાય છે. શ્રોતા પરમપ્રેમથી એકાગ્ર થઇને સાંભળે તો વક્તા પણ મનમાં પ્રસન્ન થઇને કથા કહે છે.[20] પૂર્વે ઇંદ્ર અને વૃત્રાસુર વચ્ચે થએલું યુદ્ધ વેદમાં તથા પુરાણમાં પણ પ્રસિદ્ધ છે. ઇંદ્રે પણ પોતાના નિષ્પાપ શત્રુ વૃત્રાસુરને મારવાનું જેવું કામ કર્યું તેવુંજ તેને દુઃખ પણ પડયું હતું. વિષ્ણુએ અને ઇંદ્રે કપટથી ત્રણ માથાંવાળા બ્રાહ્મણને તથા વૃત્રાસુરને માર્યા એમાં શું આશ્ચર્ય છે? કાંઈ આશ્ચર્ય નથી. મુનિઓ કે જેઓ પોતાને પ્રત્યક્ષ થતાં દુઃખો દેખીને પાપથી બ્હીતા રહે છે તેઓ પણ પાપ કરે છે, ત્યારે કેવળ સુખનો અનુભવ કરનારા દેવતાઓ પાપ કરે એમાં શી નવાઈ છે?[21,22] સર્વે લોકો સર્વદા માયાના બળથી મોહ પામીને પાપ કરે છે. સત્વગુણમય મૂર્ત્તિવાળા વિષ્ણુ પણ જ્યારે અત્યંત મોહ પામીને સર્વદા કપટથી દૈત્યોને માર્યા કરે છે ત્યારે બીજો એવો કોણ છે કે જે સર્વ લોકોને મોહ ઉપજાવનારાં ભગવતી મહામાયાને મનથી પણ જીતવાને સમર્થ થાય.[23] નરના સખા, અનંત અને ભગવાન કહેવાતા સાક્ષાત્ નારાયણ પણ માયાની પ્રેરણાથી હજારો યુગોમાં મત્સ્ય આદિ યોનિઓમાં અવતરે છે અને કોઈ સમયે યોગ્ય તથા કોઇ સમયે અયોગ્ય કામ કરે છે ત્યારે બીજો તો કોણજ માયાને જીતી શકે?[24] સર્વે લોકો માયાના બલવત્તર ગુણોથી ઘેલા થએલા છે, તેથી દેહ, ધન, ઘર, સ્વજનો, પુત્રો અને સ્ત્રીઓ અમારાં છે એવો મોહ પામીને અનેક પુણ્ય અને અનેક પાપ કર્યા કરે છે.[25] હે રાજા! પૃથ્વીમાં કાર્ય તથા કારણને જાણનારો પણ કોઈ માણસ મોહને મટાડવાને સમર્થ નથી, કારણ કે માયાના એ ત્રણ ગુણોએ પ્રથમથીજ તેને અત્યંત વશ કરી લીધેલો હોય છે.[26] આ પ્રમાણે વિષ્ણુ અને ઇંદ્ર પણ કે જેઓ માયાથી અત્યંત મોહ પામેલા હતા તેઓએ સ્વાર્થ સાધવામાં તત્પર થઈને કપટથી વૃત્રાસુરને માર્યો હતો.[27] હે રાજા! હવે વૃત્રાસુર અને ઇંદ્રને પ્રથમ પરસ્પર વૈર ઉત્પન્ન થવાના કારણ સહિત એ વૃત્તાંત હું તમને કહું છું.[28] દેવતાઓમાં શ્રેષ્ઠ, મહા તપસ્વી, ચતુર, બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર અને દેવતાઓનાં કામ કરનારો 'ત્વષ્ટા' નામે પ્રજાપતિ હતો.[29] તેણે કોઈ કારણથી ઇંદ્રના ઉપર દ્વેષને લીધે ત્રણ માથાંવાળો અને રૂપથી મોહ ઉપજાવે એવો 'વિશ્વરૂપ' નામે પુત્ર ઉત્પન્ન કર્યો.[30] એ વિશ્વરૂપ મુનિ પોતાનાં શ્રેષ્ઠ અને મનોહર ત્રણ મ્હોડાંઓથી શોભતો હતો અને પ્રત્યેક મ્હોડાથી નોખનોખાં કામ કરતો હતો.[31] એક મ્હોડાથી વેદ ભણતો હતો, બીજા મ્હોડાથી સુરાપાન કરતો હતો અને ત્રીજા મ્હોડાથી સામટી ત્રણે દિશાઓને જોતો હતો.[32] એ વિશ્વરૂપ ભોગ છોડી દઇને, કોઇથી પણ ન થાય એવું તપ કરવા લાગ્યો. કોમળ, જિતેં-

દ્રિય અને ધર્મ કરવામાંજ લાગેલો એ તપસ્વી ઊનાળામાં પાંચ અગ્નિથી તાપતો હતો, ચોમાસામાં ઝાડની અણીપર બેસી રહેતો હતો અને શીઆળામાં જળની અંદર રહેતો હતો.[૩૩,૩૪] આહાર છોડી દઇ, મનને જીતી અને સઘળા પરિગ્રહનો ત્યાગ કરીને એ બુદ્ધિમાન વિશ્વરૂપ મંદબુદ્ધિવાળાઓથી કરી શકાય નહિ એવું તપ કરતો હતો.[૩૫] એને તપ કરતો જોઈને ઇંદ્રને 'રખેને આ ઇંદ્રિ થાય' એવો ખેદ થયો.[૩૬] અપાર તેજવાળા એ વિશ્વરૂપનું સત્ય અને તપોબળ જોઈને ઇંદ્રને નિરંતર ચિંતા થવા લાગી કે "આ વૃદ્ધિ પામતો ત્રણ માથાંવાળો મારો નાશ કરી નાખશે, જેનું બળ વધતું જતું હોય એવા શત્રુની સમજુઓએ સર્વથા ઉપેક્ષા નહિ કરવી જોઇએ.[૩૭,૩૮] એટલામાટે હવે આના તપનો નાશ કરવાનેવાસ્તે મારે ઉપાય કરવો. તપનો શત્રુ તો કામદેવજ છે. કામદેવથી તપનો નાશ થાય છે.[૩૯] તો જે રીતે આ વિશ્વરૂપ ભોગમાં આસક્ત થાય તેવી રીતેજ મારે કરવું." બુદ્ધિમાન ઈંદ્રે આ પ્રમાણે મનમાં વિચાર કરીને એ ત્વષ્ટાના પુત્રને લલચાવવાસારૂ અપ્સરાઓને આજ્ઞા કરી. રૂપથી ગર્વ પામેલી ઊર્વશી, મેનકા, રંભા અને ઘૃતાચીને બોલાવીને ઇંદ્રે કહ્યું[૪૦,૪૧] કે:—"આજ કામ પડયું છે માટે સઘળી મને રાજી કરો.[૪૨] આ જીતી શકાય નહિ એવો મારો મોટો શત્રુ તપ કરે છે માટે ત્યાં જઈને તેને તુરત લલચાવવાનું મારૂં કામ કરો.[૪૩] અનેક પ્રકારના શૃંગાર સંબંધી વેષોથી તથા દેહથી ઉત્પન્ન થતા અનેક હાવોથી તેને તમે લલચાવો અને મારા સંતાપને શાંત કરો. તમારૂં ભલું થશે.[૪૪] હે અપ્સરાઓ! એના તપનું બળ જાણીને હું ચિંતાતુર થયો છું કે એ પોતાના તપોબળથી તુરત મારૂં સિંહાસન લઈ લેશે.[૪૫] હે સ્ત્રીઓ! મને આવી રીતનો ભય ઉત્પન્ન થયો છે તેનો તુરત તમો નાશ કરી આપો. આ પ્રસંગમાં તમો સઘળી મળીને મારો ઉપકાર કરો."[૪૬] આ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળી નમ્રતાથી પાસે ઉભેલી તે અપ્સરાઓએ ઇંદ્રને કહ્યું કે:— "હે દેવતાઓના સ્વામી! તમે ભય રાખો માં. અમે તેને લલચાવવાનો પ્રયત્ન કરીશું[૪૭] હે મોટી કાંતિવાળા! નૃત્ય, ગાયન અને વિહારોથી અમો તે મુનિને લલચાવીએ તેમાં અમોને કોઇ જાતનો ત્રાસ ઉત્પન્ન ન થાય એવી ગોઠવણ તમારે કરવી.[૪૮] હે પ્રભુ! કટાક્ષોથી અને અંગોની ચેષ્ટાઓથી તે મુનિને લલચાવીને તેને લંપટ, વશ અને અમારો બંધીવાન કરી દઇશુ"[૪૯] આ પ્રમાણે ઇંદ્રને કહીને તે અપ્સરાઓ વિશ્વરૂપની પાસે ગઈ. એ ઉત્તમ સ્ત્રીઓ વિશ્વરૂપને લલચાવવાસારૂ કામશાસ્ત્રની રીતિ પ્રમાણે અનેક પ્રકારના હાવભાવ કરવા લાગી અને તેના સમીપમાં તાળ ભેદથી ગાવા લાગી તથા નાચવા લાગી.[૫૦,૫૧] ઇંદ્રિયોને વશ કરીને મુંગા, આંધળા અને બહેરાની પેઠે રહેલા એ મહાતપસ્વી વિશ્વરૂપે તે સ્ત્રીઓના ચાળાઓને જોયા પણ નહિ.[૫૨] અત્યંત મોહ કરનારા ગાયન અને નાચ આદિ પ્રપંચો કરતી એ સ્ત્રીઓ તેના ઉત્તમ આશ્રમમાં કેટલાક દિવસોસુધી રહી પણ જ્યારે એ ત્રણ માથાંવાળો મુનિ ધ્યાનમાંથી થોડો પણ ચલાયમાન થયો નહિ, ત્યારે સઘળી પાછી ફરીને ઇંદ્રની પાસે ગઈ. થાકેલી, દીન થએલી, ત્રાસ પામેલી અને જેઓનાં મ્હોડાં લેવાઇ ગયાં હતાં એવી તે સઘળી અપ્સરાઓએ હાથ જોડીને ઇંદ્રને કહ્યું[૫૩-૫૫] કે:—"હે દેવના દેવ! હે મોટા રાજા! અમોએ ઘણો ઘણો યત્ન કર્યો તોપણ એ મહાતેજસ્વી મુનિ ધૈર્યથી

ચલાયમાન કરી શકાયો નહિ.[૫૬] હે ઇંદ્ર ! હવે સર્વથા બીજો કોઈ ઉપાય કરો. એ જિતેંદ્રિય તપસ્વી ઉપર અમારૂં બળ ચાલે એમ નથી.[૫૭] તપથી અગ્નિની પેઠે પ્રકાશતા એ મહાત્મા મુનિએ અમોને શાપ દીધો નહિ એટલુંજ સારૂં થયું."[૫૮] પછી મંદ અને પાપબુદ્ધિવાળા ઇંદ્રે અપ્સરાઓનું વિસર્જન કરીને અયોગ્યરીતે તે વિશ્વરૂપને મારી નાખવાના ઉપાયનો વિચાર કરવા માંડયો.[૫૯] હે રાજા ! લોકલાજ અને પાપના ભયને અત્યંત છોડી દઇને ઇંદ્રે તેને મારી નાખવાવાસ્તે નીચ બુદ્ધિ કરી.[૬૦]

**विसृज्य लोकलज्जां स तथा पापभयं भृशम्॥**
**चकार [illegible] तु तद्वधाय महीपते ॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠસ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

## अध्याय २ जो.

### વિશ્વરૂપ વધ અને વૃત્રાસુરોત્પત્તિ

**વ્યાસ ઉવાચ**

**अथ स लोभमुपेत्य सुराधिपः ।**
**समधिगम्य गजासनसंस्थितः ॥**
**त्रिशिरसंप्रति दुष्टमतिस्तदा ।**
**मुनिमपश्यदमेयपराक्रमम् ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—પછી ઇંદ્રે રાજ્યના લોભથી ત્રણ માથાંવાળા અને અપાર શક્તિવાળા તે વિશ્વરૂપને મારી નાખવાની દુષ્ટ ધારણાથી હાથી ઉપર બેસી તેના આશ્રમમાં જઇને તેને જોયો.[૧] દૃઢ આસનવાળી બેઠેલા, મુનિવ્રતવાળા, સમાધિને વશ થએલા અને સૂર્ય તથા અગ્નિસરખા તેજવાળા તે વિશ્વરૂપને જોઈ ઇંદ્રને મોટો ખેદ થયો.[૨] "અહો ! આ નિષ્પાપ બુદ્ધિવાળા મુનિને મારી નાખવાનું મેં કેમ ધાર્યું છે? જેનું તપોબળ બહુજ વધ્યું છે એવા અને મારૂં આસન લેવાની ઇચ્છાવાળા આ શત્રુની ઉપેક્ષા પણ કેમ થઇ શકે?"[૩] આ પ્રમાણે વિચાર કરી દેવતાઓના સ્વામી ઇંદ્રે તપ કરતા અને સૂર્ય તથા ચંદ્રસરખા તેજવાળા તે મુનિ ઉપર વેગથી ચાલનારૂં વજ્ર નામનું મોટું આયુધ નાખ્યું.[૪] વજ્ર વાગવાથી તે તપસ્વી વિશ્વરૂપ ધરતીપર પડી ગયો અને મરી પણ ગયો. પડી ગએલો વિશ્વરૂપ, જાણે વજ્રના પ્રહારથી ત્રુટેલું પર્વતનું શિખર ધરતીપર પડેલું હોય એવો અદ્ભુત દેખાવા લાગ્યો.[૫] એને મારીને ઇંદ્ર રાજી થયો. ત્યાં ઉભેલા મુનિઓ અત્યંત ખેદપ્રદર્શક 'હાય હાય' શબ્દો ઉચ્ચારવા લાગ્યા અને કહેવા લાગ્યા કે 'પાપી ઇંદ્રે આ કેવું કામ કર્યું. આ તપના ભંડારરૂપ મુનિને અપરાધવિના મારી નાખ્યો. દુરાત્મા અને પાપબુદ્ધિવાળા ઇંદ્રને આ હત્યા કરવાનું ફળ તુરત થજો.'[૬,૭] ઇંદ્ર તો વિશ્વરૂપને મારીને તુરત પોતાને ઘેરજવા ચાલ્યો. તેજના ભંડારરૂપ મહાત્મા વિશ્વરૂપ મુવેલો છતાં પણ જાણે જીવતો હોય એમ શોભવા લાગ્યો.[૮] ધરતીપર પડેલા છતાં પણ જીવતા જેવા લાગતા એ વિશ્વરૂપને જોઈ અત્યંત ખેદ પામેલા ઇંદ્રને ચિંતા થઈ કે 'આ પાછો જીવતો થશે કે શું?'[૯] ઇંદ્રે મનથી બહુજ વિચાર કરી, પોતાની આગળ ઉભેલા સુતારને જોઇ તેને પોતાના કાર્યને અનુકૂલ પડતું વચન કહ્યું કેઃ- "હે સુતાર ! મારૂં વચન માનીને આનાં માંથાં કાપી નાખ. આ મહાતેજસ્વી મુનિ જાણે જીવતો થાય એવું લાગે છે તો તેને જીવતો નહિ થવા દેવાને વાસ્તે હું તને આ પ્રમાણે કહું છું."[૧૦-૧૧] ઇંદ્રનું વચન સાંભળી તે વાતને ધિક્કારતો સુતાર બોલ્યો કે "આની કાંધ મોટી છે તેથી આમાં મારો કુવાડો કામ કરે એમ લાગતું નથી.[૧૨] તમે આ સત્પુરૂષોએ ધિક્કારેલું નીચ કામ કર્યું પણ હું તો ભુંડું કામ કરીશ નહિ, જો કે મુવાને મારવો છે તોપણ

હું પાપથી બ્હીણ છું. હે ઈંદ્ર ! આ મુનિ મરીજ ગયો છે માટે આનાં માથાં કાપવાથી શું ફળ છે?[13,14] તમને આમાં શાથી ભય રહે છે તે કહો." ઈંદ્રે કહ્યું કેઃ—"આ દેહ જાણે જીવતો હોય એવો સ્વચ્છ લાગે છે માટે હું બ્હીણું છું કે રખેને આ મારો શત્રુ મુનિ જીવતો થાય." સુતાર બોલ્યો કેઃ—"હે વિદ્વાન્ ! આવું ક્રૂર કામ કરીને તમે લજાતા કેમ નથી?[15-16] આ ઋષિના પુત્રને મારી નાખીને તમને બ્રહ્મહત્યાની બ્હીક નથી કે શું ?" ઇંદ્રે કહ્યું કેઃ— "પાપના ક્ષયને વાસ્તે હું પાછળથી પ્રાયશ્ચિત્ત કરીશ.[17] હે મોટી બુદ્ધિવાળા ! છળ કરીને પણ શત્રુને તો સર્વથા મારવોજ જોઇએ." સુતાર બોલ્યો કેઃ—"હે ઈંદ્ર ! તમે લોભના માર્યા અહીં પાપ કરો છો, પરંતુ હું લોભ વિના પાપ કેમ કરૂં? તે કહો." ઈંદ્રે કહ્યું કેઃ—"હું સર્વદા યજ્ઞોમાં તને ભાગ મળે એમ કરી આપીશ.[18,19] મનુષ્યો યજ્ઞમાં તને પશુના મસ્તકરૂપ ભાગ આપશે. આ ભાગરૂપ મૂલ્ય લઈને તું આનાં માથાં કાપી નાખ અને મારૂં પ્રિય કર."[20] આ પ્રમાણે ઈંદ્રનું વચન સાંભળી રાજી થએલા સુતારે અત્યંત દ્રઢ કુવાડાથી વિશ્વરૂપનાં માથાં કાપી નાખ્યાં.[21] એનાં ત્રણે માથાં કપાઇને ધરતીપર પડયાં ત્યારે તેમાંથી તુરત હજારો પક્ષીઓ નીકળ્યાં.[22] કલવિંક, તેતર અને કપિંજલ, એ ત્રણ જાતનાં પક્ષીઓ તેનાં મ્હોંડાંઓમાંથી નોખનોખાં નીકળ્યાં.[23] જે મ્હોડાથી વેદ ભણતો હતો અને સોમપાન કરતો હતો તે મ્હોડામાંથી કપિંજલ પક્ષીઓ નીકળ્યાં.[24] જે મ્હોડાથી જાણે દિશાઓને પી જતો હોય એમ જોતો હતો તે અન્ન ખાવાના તેજસ્વી મ્હોડામાંથી તેતર પક્ષીઓ નીકળ્યાં.[25] જે મ્હોડાથી સુરાપાન કરતો હતો તેમાંથી કલવિંક પક્ષીઓ નીકળ્યાં.[26] આ પ્રમાણે ત્રણ માથાંવાળા વિશ્વરૂપમાંથી પક્ષીઓ ઉત્પન્ન થયાં. એનાં મ્હોડાંમાંથી પક્ષીઓને નીકળેલાં જોઇ મનમાં રાજી થઇને ઈંદ્ર પાછો સ્વર્ગમાં ગયો.[27] હે રાજા ! ઈંદ્ર ગયા પછી સુતાર પણ તુરત પોતાને ઘેર ગયો અને યજ્ઞમાં ઉત્તમ ભાગ મળવાથી રાજી થયો.[28] મહાબળવાન શત્રુને મારી ઘેર જઈને બ્રહ્મહત્યાને નહિ ગણકારતો ઇંદ્ર પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.[29] પોતાના પરમ ધર્માત્મા પુત્રને મારેલો સાંભળી, ત્વષ્ટાના મનમાં બહુજ કોપ ચડતાં તે બોલ્યો[30] કે "ઇંદ્રે મારા નિરપરાધ અને મુનિવ્રત પાળનાર પુત્રને માર્યો એટલા માટે ઇંદ્રના વધને વાસ્તે હું બીજો પુત્ર ઉત્પન્ન કરીશ.[31] મારી શક્તિને તથા તપોબળને દેવતાઓ જુએ અને પાપી ઇંદ્ર પણ પોતે કરેલા પાપકર્મનું મોટું ફળ થએલું જાણે એવી રીતે હું કરીશ."[32] ક્રોધથી વ્યાકુલ થએલા ત્વષ્ટાએ આ પ્રમાણે બોલીને પુત્ર ઉત્પન્ન કરવાને વાસ્તે અથર્વવેદમાં કહેલા મંત્રોથી હોમ કરવા માંડયો.[33] આઠ રાત્રિસુધી હોમ કરતાં પ્રદીપ્ત અગ્નિમાંથી તુરત અગ્નિ સરખો એક પુરૂષ ઉત્પન્ન થયો.[34] વેગને લીધે અગ્નિમાંથી પ્રકટ કરેલા, તેજ તથા બળવાળા અને અગ્નિની પેઠેજ પ્રકાશતા એ પુત્રને આગળ ઉભેલો જોઇને તેને ત્વષ્ટાએ કહ્યું કેઃ—"હે ઇંદ્રશત્રો ! મારા તપના પ્રતાપથી તું વૃદ્ધિ પામ."[35-36] ક્રોધથી બળતો ત્વષ્ટા આ પ્રમાણે બોલતાં અગ્નિ સરખી કાંતિવાળો તે પુરૂષ, આકાશ પણ રોકાઈ જાય એવી રીતે વધ્યો.[37] પર્વત સરખા આકારવાળો, પોતાના તેજથી શોભતો અને કાળ તથા મૃત્યુસરખો થઇને તેણે અત્યંત આતુર થએલા પિતાને કહ્યું[38] કેઃ—"હે પિતા ! હું કયું કામ કરૂં; મારૂં નામ પાડો અને જે કામ કરવું હોય તેની આજ્ઞા કરો. તમે શા માટે ચિંતાતુર થયા છો? તમારા

શોકનું જે કારણ હોય તે કહો.[૩૯] તમારા શોકનો તુરત નાશ કરવાની મારી પ્રતિજ્ઞા છે. જેનો પિતા દુઃખી હોય તેનો જન્મ વૃથા છે.[૪૦] હું સમુદ્રને તુરત પી જાઉં, પર્વતોનો ભૂકો કરી નાખું, ભયંકર તેજવાળા સૂર્યને ઉગતો રોકી દઉં, દેવતાઓ સહિત ઇંદ્રને, યમને કે બીજા કોઇ દેવને મારી નાખું અને ધરતીને ઉખેડી સઘળાઓને સમુદ્રમાં નાખી દઉં!"[૪૧-૪૨] આ પ્રમાણે પુત્રનું મનોહર વચન સાંભળી બહુજ રાજી થએલા ત્વષ્ટાએ તે પહાડ સરખા પુત્રને કહ્યું[૪૩] કેઃ-"હે પુત્ર ! તું હમણાં વૃજિન-(કષ્ટ) થી રક્ષણ કરવામાં સમર્થ છે એટલામાટે તારૂં 'વૃત્ર' એવું નામ પ્રખ્યાત થશે.[૪૪] હે ભાગ્યશાળી ! વિશ્વરૂપ નામનો તારો એક તપસ્વી ભાઈ હતો, એનાં ઘણી શક્તિવાળાં ત્રણ માથાં હતાં;[૪૫] વેદ તથા વેદનાં અંગોના તત્વને જાણનાર અને સઘળી વિદ્યાઓમાં નિપુણ એ વિશ્વરૂપ પોતાના ઘણા કાળમાં ત્રૈલોક્યને વિસ્મય આપે એવું તપજ કર્યા કરતો હતો.[૪૬] એને હમણાં અપરાધવિનાજ ઇંદ્રે વજ્રથી સહસા મારી નાખ્યો અને માથાં પણ કાપી નાખ્યાં છે.[૪૭] એટલા માટે હે પુરૂષોમાં સિંહતુલ્ય ! એ ઇંદ્ર કે જે અપરાધી, બ્રહ્મહત્યાવાળો, પાપી, નિર્લજ્જ, દુર્બુદ્ધિ અને શઠ છે, તેને તું મારી નાખ."[૪૮] પુત્રના શોકથી વ્યાકુલ થએલા ત્વષ્ટાએ આ પ્રમાણે કહી અનેક પ્રકારનાં દિવ્ય અને પ્રબળ આયુધો બનાવીને ઇંદ્રને મારવાને વાસ્તે તેને આપ્યાં. હે રાજા ! ખડ્ગ, ત્રિશૂલ, ગદા, સાંગ, શાર્ઙ્ગ-ધનુષ, બાણ, પરિઘ, પટ્ટિશ, દિવ્ય સુદર્શન સરખી કાંતિવાળું હજાર ધારવાળું ચક્ર, અખુટ બાણવાળા દિવ્ય ભાથા, અતિ સુંદર કવચ અને દૃઢ મેઘસરખો તથા યુદ્ધમાં કામ આવે એવો જયદાયીરથ ઇત્યાદિક બનાવી તેને આપ્યાં.[૪૯-૫૨] સઘળી યુદ્ધની સામગ્રી કરી આપીને ક્રોધવાળા ત્વષ્ટાએ એ પોતાના પુત્ર વૃત્રાસુરને ઇંદ્રનો વધ કરવાની પ્રેરણા કરી.[૫૩]

**युद्धोपकरणं सर्वं कृत्वा पुत्राय पार्थिव ॥**
**दत्वासौप्रेरयामासत्वष्टाक्रोधसमन्वितः॥५३॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

# अध्याय ३ जो.

## વૃત્રાસુર યુદ્ધમાં ઇંદ્રને નસાડી પિતાની આજ્ઞાથી તપ કરવા લાગ્યો

### व्यास उवाच

**कृतस्वस्त्ययनो वृत्रो ब्राह्मणैर्वेदपारगैः ॥**
**निर्जगाम रथारूढो हंतुं शक्रं महाबलः ॥१॥**

વ્યાસ કહે છેઃ—મોટા બળવાળો વૃત્રાસુર વેદનો પાર પામનારા બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવી રથમાં બેસીને ઇંદ્રને મારવા નીકળ્યો.[૧] તે સમયેજ ક્રૂર રાક્ષસો કે જેઓને પૂર્વે ઇંદ્રે હરાવ્યા હતા તેઓ વૃત્રાસુરને બળવત્તર જાણીને તેની સેવા કરવા ભેગા થયા.[૨] આ તેમનો ઉદ્યમ જાણીને ઇંદ્રના દૂતોએ ઇંદ્રની પાસે આવી તે વૃત્તાંત તથા તેની ચેષ્ટા વિષે નીચે પ્રમાણે કહ્યું.[૩]

દૂતો કહે છેઃ—હે સ્વામી ! પુત્રના વધથી તપેલા અને ક્રોધ પામેલા ત્વષ્ટાએ અભિચાર પ્રયોગથી તમને મારવા સારૂ ઉત્પન્ન કરેલો બળવાન અને સહન કરી શકાય નહિ એવો વૃત્રાસુર રથમાં બેસી અનેક રાક્ષસોની સાથે અહીં આવે છે.[૪-૫] હે ભાગ્યશાળી ! મેરૂ તથા મંદરાચલ સરખો, ભયંકર શબ્દવાળો અને અતિદારૂણ એ વૃત્રાસુર હમણાં તુરત આવશે એટલા માટે યત્ન કરો.[૬]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઇંદ્ર દૂતોની વાત સાંભળતો હતો તેટલીવારમાં અંત્યંત

ભય પામેલા દેવગણોએ આવીને ઇંદ્રને નીચે પ્રમાણે કહ્યું.[૭]

દેવગણો કહે છેઃ–હે ઇંદ્ર ! સ્વર્ગ લોકમાં પક્ષીઓના વિપરીત શબ્દો આદિ ભવિષ્યમાં ભય સૂચવનારા ઘણા અપશકુનો થાય છે.[૮] કાગડા, ગૃધ્ર, શકરા અને કંક આદિ દારૂણ પક્ષીઓ લોકોનાં ઘરોની ઉપર વિકાર ભરેલા રોવાના શબ્દો કરે છે અને 'ચીચી કૂચી' એવા અત્યંત ઘોર નાદ કરે છે. વાહનોનાં નેત્રોમાંથી આંસુની ધારાઓ નીચે પડે છે.[૯-૧૦] ઘરોની ઉપર રાત્રિઓમાં રોતી રાક્ષસીઓનો મોટો અને અતિ દારૂણ શબ્દ સાંભળવામાં આવે છે.[૧૧] ધ્વજાઓ વાયુ વગર પણ તુરત પડી જાય છે. પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ, એ ત્રણે ભુવનોમાં ઉત્પાત થતા જોવામાં આવે છે.[૧૨] કાળાં લુગડાંવાળી અને ભુંડાં મ્હોડાંવાળી સ્ત્રીઓ ઘેર ઘેર ભમ્યા કરે છે અને 'ઘરમાંથી તુરત નીકળો નીકળો' એમ બોલે છે.[૧૩] પોતાના ઘરમાં સૂતેલી દેવસ્ત્રીઓને રાત્રિમાં, બ્હીવડાવતી અને બહુજ આતુર દેખાતી રાક્ષસીઓ જાણે તેમના વાળ તોડી લેતી હોય, એવાં સ્વપ્ન જોવામાં આવે છે. હે દેવતાઓના સ્વામી! એવી રીતે બીજાં પણ ભૂકંપ અને ઉલ્કાપાત આદિ નિમિત્તો જોવામાં આવે છે. રાત્રિમાં શીઆળીઆઓ ઘરનાં આંગણાંમાં આવીને રૂવે છે.[૧૫] ઘેર ઘેર અનેક કાકીંડાઓના સમૂહ જોવામાં આવે છે. અંગ ફરકવાં આદિ બીજા પણ સઘળા અપશકુનો થાય છે.[૧૬]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવગણોનાં વચન સાંભળી બહુજ ચિંતા થતાં ઇંદ્રે બૃસ્પતિને બોલાવીને તેમને નીચે પ્રમાણે મનની વાત પૂછી.[૧૭]

ઇંદ્ર કહે છેઃ–હે મહારાજ ! ભયંકર અપશકુનો જોવામાં આવે છે, દારૂણ પવનો વાય છે તથા આકાશમાંથી કેશ પડે છે, તો આ સઘળું શા માટે થાય છે?[૧૮] તમે સર્વજ્ઞ, વિઘ્નોનો નાશ કરવામાં સમર્થ, બુદ્ધિમાન્ અને શાસ્ત્રોનાં તત્વને જાણનાર છો તથા દેવતાઓના ગુરૂ છો; માટે શત્રુઓના પક્ષનો ક્ષય કરે એવી શાંતિ કરો. હે વિધાનને જાણનાર! જે રીતે મને દુઃખ ઉત્પન્ન ન થાય તે રીતે કાર્ય કરો.[૧૯-૨૦]

બૃહસ્પતિ કહે છેઃ–હે ઇંદ્ર ! હું શું કરૂં ? તમે હમણાં ભુંડું કામ કર્યું છે. અપરાધ વગરના મુનિને મારીને તમે કયું ફળ મેળવ્યું ?[૨૧] જે પુણ્ય કે પાપ અતિ ઉગ્ર થાય તેઓનું ફળ તુરત થાય છે. સંપત્તિ ઈચ્છનારાએ જે કામ કરવું તે વિચારીને કરવું જોઈએ.[૨૨] જેથી બીજાને ઉપતાપ થાય એવું કામ કદીપણ કરવું નહિ. બીજાઓને પીડા કરવામાં તત્પર રહેનારો પ્રાણી સુખ પામતો નથી.[૨૩] હે ઇંદ્ર! તમે હમણાં મોહથી અને લોભથી જે બ્રહ્મહત્યા કરી છે તે પાપનું ફળ આ તુરત પ્રાપ્ત થયું છે.[૨૪] એ વૃત્રાસુર કે જે કોઈપણ દેવતાઓથી મારી ન શકાય એવો થયો છે, તે હમણાં અનેક દાનવોને સાથે લઈને તમને મારવા સારૂ આવે છે. હે ઇંદ્ર ! ત્વષ્ટાએ તેને દિવ્ય અને વજ્ર જેવાં સઘળાં આયુધો આપેલાં છે. રથમાં બેઠેલો એ મહાપ્રતાપી અને મહાતેજસ્વી વૃત્રાસુર પ્રલય કરવા સારૂજ આવે છે અને હમણાં એના જેવો પરાક્રમી બીજો કોઈ પુરૂષ નથી તેથી આ સમયમાં એનું મરણ થવાનો સંભવ નથી.[૨૫-૨૭]

વ્યાસ કહે છેઃ–બૃહસ્પતિ આ પ્રમાણે બોલતા હતા તે સમયેજ મોટો કોલાહલ થયો. ગંધર્વો, કિન્નરો, યક્ષો, તપસ્વી મુનિઓ અને દેવતાઓ પોતપોતાનાં સ્થાનકો છોડી દઈને ભાગી ગયા. આ મોટું આશ્ચર્ય જોઈને ઇંદ્ર ચિંતાતુર થયો.[૨૮-૨૯] ઇંદ્રે તે સમયે સેનાનો

ઉદ્યોગ કરવાને વાસ્તે નાયકોને આજ્ઞા કરી; "વસુ, રૂદ્ર, આશ્વિનીકુમાર, સૂર્ય, પૂષા, ભગ, વાયુ, વરૂણ, કુબેર અને યમને બોલાવો, અને તે સઘળા ઉત્તમ દેવતાઓએ વિમાનોમાં બેસી આયુધો લઈને તુરત આવવું, કારણ હમણાં આપણા ઉપર શત્રુ ચડી આવે છે."[30-31] આ પ્રમાણે આજ્ઞા કરી દેવતાઓનો સ્વામી ઇંદ્ર મોટા હાથીપર બેસી બૃહસ્પતિને આગળ કરીને પોતાના ઘરમાંથી નીકળ્યો. આ પ્રમાણે બીજા સઘળા દેવતાઓ પણ યુદ્ધનો સંકલ્પ કરી પોતપોતાનાં વાહનોપર બેસી આયુધો લઇને નીકળ્યા. એટલીવારમાં દાનવોથી વીંટાએલો વૃત્રાસુર દેવતાઓના નિવાસરૂપ અને વૃક્ષોથી શોભી રહેલા માનસસરોવરની ઉત્તરે આવેલા રમણીય પર્વતમાં આવ્યો. ઇંદ્ર પણ બૃહસ્પતિને અગ્રણી કરી સર્વ દેવતાઓસહિત એજ પર્વતમાં સંગ્રામ કરવાસારૂ આવ્યો. એ સ્થળમાં ઇંદ્ર અને વૃત્રાસુર યુદ્ધ કરવા લાગ્યા.[32-36] ગદા, તરવાર, પરિઘ, બાણ, પાશ, સાંગ અને ફરશીઓથી માણસોનાં સો વર્ષસુધી તે દારૂણ યુદ્ધ થયું. મનુષ્યો અને મહાત્મા મુનિઓ પણ એથી ત્રાસ પામવા લાગ્યા. પ્રથમ વરૂણ રણમાંથી ભાગી ગયા, તે પછી વાયુના ગણ ભાગી ગયા અને તે પછી યમ, અગ્નિ તથા ઇંદ્ર પણ ભાગી ગયા. ઇંદ્ર આદિ દેવતાઓને ભાગવા લાગેલા જોઈ વૃત્રાસુર આશ્રમમાં રહેલા અને રાજી થએલા પોતાના પિતાની પાસે આવ્યો. તેણે ત્વષ્ટાને પ્રણામ કરીને કહ્યું કેઃ—"હે પિતા! જે કામ કરવાનું હતું તે મેં કર્યું. યુદ્ધમાં ઉભેલા ઇંદ્ર આદિ સર્વે દેવતાઓને જીતી લીધા અને તેઓ સિંહથી જેમ હાથીઓ તથા હરિણો ભાગે તેમ મારાથી ભાગીને પોતપોતાને ઠેકાણે જતા રહ્યા.[37-41] ઇંદ્ર પાળો થઇને જતો રહ્યો અને તેના ઉત્તમ હાથીને હું લાવ્યો છું. હે પિતા! તમે આ ઐરાવત હાથીને રાખો.[42] બ્હીનેલાઓને મારવા એ યોગ્ય નહિ, તેથી તેઓને મેં માર્યા નહિ. હવે બીજી આજ્ઞા કરો. હું તમારી કઈ ઇચ્છા પરિપૂર્ણ કરૂં?[43] બ્હીનેલા અને આતુર થએલા સર્વે દેવતાઓ ભાગી ગયા અને ઇંદ્ર ભયભીત થઈ ઐરાવતને મૂકી દઇને ભાગી ગયો.[44] આ પ્રમાણે પુત્રનું વચન સાંભળી રાજી થએલો ત્વષ્ટા બોલ્યો કે "આજ હું પુત્રવાન થયો અને મારૂં જીવન સફલ થયું.[45] હે પુત્ર! તેં મને પવિત્ર કર્યો. મારા મનનો તાપ મટી ગયો. તારૂં અદ્ભુત પરાક્રમ જોઇને મારૂં મન સ્થિર થયું.[46] હે પુત્ર! હવે તું મારૂં વચન સાંભળ, હું તારૂં હિત કહું છું. તું સાવધાન રહી આસન સ્થિર રાખીને તપ કર.[47] તારે કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ કારણ કે છળ કરનાર અને અનેક પ્રકારના પ્રપંચો કરવામાં નિપુણ ઇંદ્ર તારો શત્રુ છે.[48] લક્ષ્મી અને ઉત્તમ રાજ્ય તપથી મળે છે. બળની વૃદ્ધિ અને સંગ્રામમાં જય પણ તપથી પ્રાપ્ત થાય છે.[49] તું બ્રહ્માની આરાધના કરી તેમની પાસેથી સર્વોત્તમ વરદાન મેળવીને, બ્રહ્મહત્યાથી ઘેરાએલા અને નીચ કર્મ કરનારા ઇંદ્રને મારજે.[50] તું સાવધાન અને સ્થિર રહીને સુખ આપનારા બ્રહ્માની ભક્તિ કરજે, બ્રહ્મા પ્રસન્ન થઇને તને તારૂં ધારેલું વરદાન આપશે.[51] જગતને ઉત્પન્ન કરનાર અને અપાર શક્તિવાળા બ્રહ્માને પ્રસન્ન કરી તેમની પાસેથી અમરપણું મેળવીને એ અપરાધી ઇંદ્રને મારજે.[52] હે પુત્ર! તારા ભાઇને ઇંદ્રે માર્યો છે તે સંબંધી વૈર મનમાં રહ્યા કરે છે તેથી મને શાંતિ મળતી નથી, તથા સુખથી નિદ્રા પણ આવતી નથી.[53] હે વૃત્ર! પાપી ઇંદ્રે મારા નિરપરાધ પુત્રને માર્યો છે તેથી મને સુખ

વળતું નથી. હું કે જે દુઃખીઓ છું તેનું દુઃખ તું મટાડજે."[૫૪] આ પ્રમાણે પિતાનું વચન સાંભળી ક્રોધવાળો વૃત્રાસુર પિતાની આજ્ઞા ને માથે ચડાવીને પ્રીતિથી તપ કરવાસારૂ ગયો.[૫૫] ગંધમાદન પર્વતમાં પવિત્ર ગંગાજીને કાંઠે આવી તેમાં સ્નાન કરી દર્ભનું આસન કરીને સ્થિરપણાથી બેઠો.[૫૬] અન્ન-પાણી છોડી દેતાં યોગાભ્યાસમાં તત્પર થઈ સ્થિર આસન-પર બેસીને મનમાં બ્રહ્માનું ધ્યાન કરવા લાગ્યો.[૫૭] એને તપ કરતો જાણી ઇંદ્ર ચિંતાતુર થયો. પછી ઇંદ્રે તેના તપમાં વિઘ્ન કરવા સારૂ અપાર શક્તિવાળા ગંધર્વો, યક્ષો, નાગો, સર્પો કિન્નરો તથા વિદ્યાધરોને અને બીજા અનેક દૂતોને પણ મોકલ્યા.[૫૮ ૫૯] માયા કરનારા એ લોકોએ તપમાં વિઘ્ન નાખવાસારૂ ભારે ઉપાય કર્યા પણ મહાતપસ્વી વૃત્રાસુર ધ્યાનથી ચલાયમાન થયો નહિ.

**उपायास्तैःकृताःसम्यक्तपोविघ्नायमायिभिः।**
**नचचालततो ध्यानान्वाष्ट्रःपरमतापसः॥६०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

# अध्याय ४ थो.

## વૃત્રાસુરથી પરાભૂત શરણાગત દેવોને લઇ શંકર વિષ્ણુ પાસે આવ્યા

### વ્યાસ ઉવાચ

**निर्गतास्ते परावृत्तास्तपोविघ्नकराः सुराः ॥**
**निराशाः कार्यसंसिध्यै तंद्रष्ट्वा दृढचेतसम्॥१॥**

વ્યાસ કહે છેઃ–તપમાં વિઘ્ન કરવા આવેલા તે દેવતાઓ વૃત્રાસુરને દૃઢ ચિત્તવાળો જોઈ કાર્ય સિદ્ધ થવાની આશા છોડી દઇને પાછા વળી ગયા.[૧] સો વર્ષ પૂરાં થતાં લોકોના પિતામહ ચાર મુખવાળા બ્રહ્મા હંસ ઉપર બેસીને ત્યાં આવ્યા;[૨] આવીને તેમણે વૃત્રાસુરને કહ્યું કેઃ-"હે ત્વષ્ટાના પુત્ર ! સુખી થા. ધ્યાન છોડી દઇને વરદાન માગ ! જે તારે જોઈતું હોય તે આપું.[૩] તને તપથી અતિ દુબળો થએલો જોઈ હું પ્રસન્ન થયો છું. તારા મનમાં જે ઇચ્છેલ હોય તે વર માગી લે. તારૂં કલ્યાણ થશે."[૪] સામે ઉભેલા બ્રહ્માની આ પ્રમાણે અમૃત સરખી મધુર અને અત્યંત સ્ફુટ વાણી સાંભળી વૃત્રાસુર યોગ ધારણા છોડી દઇને તુરત ઉઠયો અને તેનાં નેત્રમાંથી આનંદનાં આંસુનાં ઘણાં ટીપાં પડવા લાગ્યાં.[૫] પ્રેમથી બ્રહ્માના ચરણમાં મસ્તકવડે પ્રણામ કરી હાથ જોડી બ્રહ્માની પાસે આવ્યો. વિનયથી નમ્ર થએલા વૃત્રાસુરે તપથી પ્રસન્ન થએલા તે બ્રહ્માને પ્રેમપૂર્વક ગદ્‌ગદ્‌ વાણીથી કહ્યું[૬] કેઃ–"હે પ્રભુ ! તમારૂં દુર્લભ દર્શન મને તુરત મળ્યું એટલાથીજ મને સર્વે દેવતાઓની પદવી મળી ચૂકી;તોપણ મારા નમ્ર મનમાં એક દુર્લભ ઈચ્છા છે તે હું આપની પાસે કહું છું. હે બ્રહ્મા ! મારા અભિપ્રાયને આપ જાણતાજ હશો.[૭] લોઢાંથી, સૂકાંથી લીલાંથી, કાષ્ઠોથી, વાંસના સમૂહોથી અથવા બીજાં પણ કોઈ શસ્ત્રોથી મારૂં મરણ નહિ થવું જોઇએ અને યુદ્ધમાં મારૂં પરાક્રમ અત્યંત વધવું જોઈએ કે જેથી મને સૈન્યસહિત દેવતાઓ જીતી શકે નહિ."[૮] આ પ્રમાણે વૃત્રાસુરે પ્રાર્થના કરતાં પ્રસન્નતા દેખાડતા બ્રહ્માએ તેને કહ્યું કેઃ-"ઊઠ અને પોતાના સ્થાનમાં જા. તારી ઈચ્છા સર્વદા સફળ થશે.[૯] સૂકાંથી, લીલાંથી, કાષ્ઠથી કે પાષાણથી તારૂં મરણ થશે નહિ, એ હું સત્ય વચન કહું છું."[૧૦] આ પ્રમાણે તેને વરદાન આપીને બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા. વરદાન મળવાથી રાજી થઈ બુદ્ધિમાન્ વૃત્રાસુર ઘેર ગયો[૧૧] અને પોતાના પિતાની પાસે જઈ વરદાન મળવાની વાત કહી. પુત્રને વરદાન મળેલું જાણી રાજી થએલા ત્વષ્ટાએ

તેને કહ્યું[12] કે:-"હે ભાગ્યશાળી ! તારું કલ્યાણ થાઓ. ઇંદ્ર કે જે મારો શત્રુ છે તેને માર. વિશ્વરૂપને મારનારા એ બ્રહ્મહત્યાવાળા ઇંદ્રને મારીને તું મારી પાસે આવજે.[13] યુદ્ધમાં જય મેળવીને તુંજ ઇંદ્ર થજે. હે પુત્ર ! પુત્રના નાશથી ઉત્પન્ન થએલા મારા મોટા દુઃખને તું મટાડ.[14] પિતા જીવતો હોય ત્યાંસુધી તેની આજ્ઞા પાળવી, મરી ગયા પછી તેના સાંવત્સરિકને દિવસે બ્રાહ્મણભોજન કરાવવું અને ગયામાં પિંડદાન કરવું, એ ત્રણ વાત કરવાથી પુત્રને પુત્રપણું પ્રાપ્ત થાય છે.[15] એટલા માટે હે પુત્ર ! મારા મોટા દુઃખનો તારે નાશ કરવો જોઇએ. વિશ્વરૂપ કદીપણ મારા ચિત્તમાંથી ખસતો નથી.[16] સારા શીળવાળા, સત્યવાદી, તપસ્વી અને વેદમાં પંડિત એ વિશ્વરૂપને પાપબુદ્ધિવાળા ઇંદ્રે અપરાધ વગર મારી નાખ્યો છે."[17] આ પ્રમાણે પિતાનું વચન સાંભળી કોઈથી જીતી શકાય નહિ એવો વૃત્રાસુર રથમાં બેસીને તુરત પિતાના ઘરમાંથી નીકળ્યો.[18] ગર્વ પામેલા વૃત્રાસુરે યુદ્ધનાં દુંદુભિ વગડાવી તથા અત્યંત પ્રબળ શંખનાદ કરાવીને પ્રયાણ કર્યું.[19] ઇંદ્રને મારીને દેવતાઓનું રાજ્ય લઈશ એમ સેવકોને કહેતો, નીતિવાળો, પોતાના સૈન્યથી વીંટાએલો અને સૈન્યના મોટા નાદથી દેવતાઓને બ્હીવડાવતો વૃત્રાસુર તુરતઆવ્યો.[20-21] એને આવતો જાણીને ત્રાસ પામેલા ઇંદ્રે પણ સેનાનો ઉદ્યોગ કરાવ્યો.[22]હે રાજા ! શત્રુઓનું દમન કરનાર ઇંદ્રે તુરત સઘળા લોકપાળોને બોલાવીને યુદ્ધને વાસ્તે પ્રેરણા કરી;[23] પછી મોટી કાંતિવાળો ઇંદ્ર પોતાની સેનાનો ગૃધ્રવ્યૂહ કરીને ઊભો રહ્યો; ત્યાં શત્રુઓના સૈન્યને તોડનારો વૃત્રાસુર વેગથી આવી પહોંચ્યો.[24] એ સમયમાં મનમાં જય મેળવવાને ઇચ્છતા ઇંદ્ર અને વૃત્રાસુરને તુમુલ સંગ્રામ થયો.[25]

આ પ્રમાણે દેવ અને દાનવોને મહાભયંકર સંગ્રામ ચાલતાં દેવતાઓ ગ્લાનિ પામ્યા અને દૈત્યો અત્યંત રાજી થવા લાગ્યા.[26] દેવ અને દૈત્યો તોમર, ભિંદિપાલ, ખડ્ગ, ફરશી અને પટ્ટિશ આદિ પોતપોતાનાં ઉત્તમ આયુધોથી પરસ્પરને મારવા લાગ્યા.[27] આ પ્રમાણે રૂંવાડાં ઊભાં કરે એવો દારૂણ સંગ્રામ ચાલતાં ક્રોધવાળા વૃત્રાસુરે વેગથી ઇંદ્રને પકડી લીધો.[28] ઇંદ્રના શરીર ઉપરથી કવચ તથા વસ્ત્ર આદિ કહાડી નાખીને પૂર્વના વૈરને સંભારતો વૃત્રાસુર ઇંદ્રને મ્હોડામાં નાખીને ગળી ગયો અને બહુજ રાજી થયો.[29]વૃત્રાસુર ઇંદ્રને ગળી જતાં મોટી પીડા અને સંભ્રમમાં પડેલા દેવતાઓ 'હાય ઇંદ્ર ! હાય ઇંદ્ર' એમ બરકવા લાગ્યા.[30] ઇંદ્રને વૃત્રાસુરે ગળેલો જાણી ચિત્તમાં વ્યથા પામેલા અને રાંક થએલા દેવતાઓએ પ્રણામ કરીને બૃહસ્પતિને કહ્યું[31] કે:–"હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હવે અમારે શું કરવું તે કહો. તમે અમારા પરમ ગુરૂ છો અમો રક્ષા કરતા હતા તોપણ વૃત્રાસુર ઇંદ્રને ગળી ગયો.[32] ઓછા પરાક્રમવાળા અમો ઇંદ્રવિના શું કરી શકીએ. હે સ્વામી ! ઇંદ્રને છોડાવવાને વાસ્તે તુરત અભિચાર પ્રયોગ કરો."[33]

બૃહસ્પતિ કહે છે:–હે દેવતાઓ ! શું કરવું ? વૃત્રાસુર ઇંદ્રને હરાવી મ્હોડામાં નાખીને ગળી ગયો છે, પણ હજી વૃત્રાસુરના કોઠામાં ઇંદ્ર જીવતો છે માટે પ્રથમ તેને જીવતો કહાડવાનો ઉપાય કરવો જોઈએ. અભિચારની તો પછી વાત.[34]

વ્યાસ કહે છે:–ઇંદ્રનું એ પ્રમાણે થએલું જોઈ ચિંતાતુર થએલા સર્વે દેવતાઓ વિચાર કરીને તેને છોડાવવાનો યત્ન કરવા લાગ્યા.[35] દેવતાઓએ શત્રુઓનો નાશ કરનારી ઘણા બળવાળી જૃંભિકા (બગાસું) ઉત્પન્ન કરી.[36]

બગાસું આવવાથી વૃત્રાસુરનું મ્હોડું ફાટતાં પોતાનાં અંગો સંકોચીને ઇંદ્ર તુરત તેમાંથી બહાર નીકળી ગયો.[૩૭] લોકમાં તે દિવસથી માંડીને પ્રાણીઓને બગાસાં આવવા માંડયાં. ઇંદ્રને નીકળેલો જોઈ સર્વે દેવતાઓ રાજીથયા.[૩૮] તે પછી ઇંદ્ર અને વૃત્રાસુરને દારૂણ અને રૂંવાડાં ઉભાં કરે એવું યુદ્ધ દશ હજાર વર્ષસુધી ચાલ્યું.[૩૯] યુદ્ધમાં એક ઠોર સર્વે દેવતાઓ ઉભા હતા અને બીજી ઠોર એકલો વૃત્રાસુર ઉભો હતો.[૪૦] વરદાનના ગર્વથી ઘેરાએલા વૃત્રાસુરે યુદ્ધમાં વધવા માંડયું ત્યારે તેના તેજથી બ્હીનેલો ઇંદ્ર હારી ગયો.[૪૧] યુદ્ધમાં પરાજય થવાથી ઇંદ્રને વ્યથા થઈ અને ઇંદ્રને હારી ગએલો જોઈને દેવતાઓ પણ ખેદ પામ્યા.[૪૨] ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ યુદ્ધ છોડી દઇને ભાગી ગયા અને વૃત્રાસુરે વેગથી આવીને દેવતાઓનું નગર લઈ લીધું.[૪૩] એ વૃત્રાસુર પોતાના બળથી દેવતાઓની સઘળી વાડીઓને ભોગવવા લાગ્યો. ઐરાવત નામનો ઉત્તમ હાથી, સઘળાં વિમાનો, ઘોડાઓમાં ઉત્તમ ઉચ્ચૈઃશ્રવા, કામધેનુ, પારીજાત અને અપ્સરાઓના ગણ આદિ સઘળાં રત્નો વૃત્રાસુરે લઈ લીધાં.[૪૪-૪૬] સ્વર્ગમાંથી તથા યજ્ઞના ભાગોમાંથી પણ ભ્રષ્ટ થએલા સર્વે દેવતાઓ પર્વતોનાં ગહન સ્થળોમાં જઇને રહ્યા અને બહુજ દુઃખ પામવા લાગ્યા.[૪૭] વૃત્રાસુર ઇંદ્રનું સિંહાસન પામીને ભારે ગર્વિત થયો અને ત્વષ્ટા પણ અત્યંત સુખ પામીને તે પુત્રની સાથે આનંદ ભોગવવા લાગ્યો.[૪૮] આ પ્રમાણે થતાં ભયથી મુંઝાએલા દેવતાઓ મુનિઓની સાથે 'હવે શું કરવું?' એમ વિચાર કરવા લાગ્યા;[૪૯] વિચાર કરીને ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ કૈલાસ પર્વતમાં મહાદેવની પાસે ગયા. ઘણી નમ્રતાથી હાથ જોડીને તેઓએ મહાદેવને કહ્યું[૫૦] કે:-"હે દેવના દેવ! હે મહાદેવ! હે કૃપાના સમુદ્રરૂપ! હે મહેશ્વર! અમો કે જેઓ વૃત્રાસુરથી બહુજ હારી ગએલા અને ભયભીત છીએ તેઓનું રક્ષણ કરો.[૫૧] હે દેવ! હે સદાશિવ! એ બળવાને અમારો સ્વર્ગલોક લઈ લીધો છે, તો હવે અમારે શું કરવું? તે આપ સાચું કહો.[૫૨] હે ઈશ્વર! સ્થાનથી ભ્રષ્ટ થયેલા અમો શું કરીએ અને કયાં જઇએ? અમોને કોઇ દુઃખના નાશનો ઉપાય દેખાતો નથી.[૫૩] હે ભૂતનાથ! હે કૃપાના ભંડારરૂપ અમો મુંઝાણા છીએ માટે અમારી સહાયતા કરો અને વરદાનના બળથી ગર્વ પામેલા વૃત્રાસુરને મારો.[૫૪]

સદાશિવ કહે છેઃ–આપણે સઘળા બ્રહ્માને અગ્રણી કરી વિષ્ણુના સ્થાનકમાં જઇ વિષ્ણુની સાથે મળીને વૃત્રાસુરનો વધ કરવાના ઉદ્યમ વિષે વિચાર કરીએ.[૫૫] વિષ્ણુ ભગવાન શરણાગતોનું રક્ષણ કરનાર, દયાના સમુદ્રરૂપ, સમર્થ, છળ જાણનાર, બળવાન અને મહાબુદ્ધિમાન છે તો તે વિના કાર્યની સિદ્ધિ થશે નહિ માટે સર્વ કાર્યોની સિદ્ધિને વાસ્તે ત્યાં જવું યોગ્ય છે.[૫૬ ૫૭]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વિચાર કરી બ્રહ્મા, શંકર અને ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ ભક્તોપર પ્રીતિવાળા અને શરણાગતોનું રક્ષણ કરનારા વિષ્ણુના સ્થાનકમાં ગયા. ત્યાં જઈને સર્વે દેવતાઓએ પરમેશ્વર અને જગતના ગુરૂ વિષ્ણુની વેદોક્ત 'પુરૂષસૂક્ત' થી સ્તુતિ કરી.[૫૮ ૫૯] લક્ષ્મીના પતિ વિષ્ણુ ભગવાન્ તેઓને પ્રત્યક્ષ દર્શન દઈ સામા ઉભા રહી સર્વેને માન આપીને બોલ્યા[૬૦] કે "હે લોકના સ્વામીઓ! હે ઉત્તમ દેવતાઓ! બ્રહ્મા તથા સદાશિવને સાથે લઇને સર્વે અહીં કેમ આવેલા છો? જે તમારૂં કારણ હોય તે કહો!"[૬૧] આ પ્રમાણે લક્ષ્મીના પતિ વિષ્ણુનું વચન

સાંભળી એ દેવતાઓ કાંઇ બોલ્યા નહિ પણ ઘણી ચિંતાથી ઘેરાએલા હોવાને લીધે સર્વે હાથ જોડીને એમના એમ ઉભા રહ્યા.[૧૨]

इतिश्रु...देवारमापतिम् ॥
चिंतावि...स्थिताःप्रायःसर्वेप्रांजलयस्तथा ॥

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

---

## अध्याय ५ मो.

## દેવીની સ્તુતિથી દેવોને વરપ્રાપ્તિ

**व्यास उवाच**

**तथाचिंतातुरान्वीक्ष्यसर्वा- सर्वार्थतत्ववित् ।**
**प्राहप्रेमभरोद्भीतानमाधवोमेदिनीपते ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—હે રાજા! સર્વ વિષયોના તત્વને જાણનારા વિષ્ણુએ એ પ્રમાણે ઘણા પ્રેમથી સંભ્રમવાળા દેવતાઓને ચિંતાતુર જોઇને તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૧]

વિષ્ણુ કહે છેઃ—હે દેવતાઓ! તમે મુંગા કેમ રહો છો? તમારા દુઃખનું સબલ અથવા નિર્બલ જે કાંઇ કારણ હોય તે કહો. તમારી વાત સાંભળીને હું તે દુઃખના નિવારણનો યત્ન કરીશ.[૨]

દેવતાઓ કહે છેઃ—હે પ્રભુ! ત્રૈલોક્યમાં તમારાથી અજાણ્યું શું છે? સઘળા કાર્યોને તમે જાણો છો, તે છતાં વારંવાર શા માટે પૂછોછો?[૩] પૂર્વે તમેજ વામનરૂપ ધરીને ત્રણ પગલાંથી ત્રૈલોક્યને ભરી લીધું હતું, બળિરાજાને બાંધ્યો હતો અને ઇંદ્રને સ્વર્ગનું રાજ્ય અપાવ્યું હતું.[૪] હે વિષ્ણુ! મોહિનીરૂપ ધરી દૈત્યોના હાથમાંથી અમૃત લઈ લઇને તમેજ દૈત્યોને સ્થાનભ્રષ્ટ કર્યા હતા. દેવતાઓનાં સઘળાં કષ્ટોનું નિવારણ કરવામાં તમે સમર્થ છો.[૫]

વિષ્ણુ કહે છે.—હે ઉત્તમ દેવતાઓ! તમારે બ્હીવું નહિ. વૃત્રાસુરને મારવાનો ઉત્તમ ઉપાય કે જે કરવાથી સુખ થશે, તે હું જાણું છું. બુદ્ધિથી, બળથી, ધનથી અથવા ગમે તે છળથી પણ મારે તમારૂં હિત અવશ્ય કરવું જોઈએ. તત્વવેત્તા પુરૂષોએ સામ, દાન, ભેદ અને દંડ, એ ચાર ઉપાયો કહેલા છે. તેઓમાં કેટલાએક ઉપાયો મિત્રો ઉપર અને કેટલાએક ઉપાયો શત્રુઓ ઉપર ચલાવવાના છે.[૬-૮] તપથી રાજી થએલા બ્રહ્માએ એને વરદાન આપેલું છે, અને વરદાનના પ્રભાવથી તેને દુર્જયપણું મળેલું છે. ત્વષ્ટાએ પણ એને કોઇથી જીતાય નહિ એવો બનાવેલો છે, એટલામાટે એ વૃત્રાસુર બળમાં વધી ગયોછે.[૯,૧૦] હે દેવતાઓ! સામથી છેતર્યાવિના બીજી કોઈ રીતે એ શત્રુને પહોંચી શકાય એમ નથી.એને પ્રથમ લલચાવીને વશ કરવો અને પછી મારી નાખવો.[૧૧] તમો સઘળા એ બળવાન વૃત્રાસુરની પાસે જાઓ અને મનમાં ઠગાઈ રાખીને સામનો પ્રયોગ કરો. આમ કરવાથી તમો એને જીતી શકશો.[૧૨] શત્રુ પ્રબળ હોય તો પ્રથમ તેની સાથે મળી જઈ તે જેવા ઠરાવ કરવા માગે તેવા ઠરાવ અનેક શપથોથી કરીને, પૂરો વિશ્વાસ આપી મિત્ર કરી લઇને પછી તેને મારી નાખવો જોઇએ.[૧૩] હું અદૃશ્યરૂપે ઇંદ્રના ઉત્તમ આયુધવજ્રમાં પ્રવેશ કરીને ઇંદ્રને સહાયતા આપીશ.[૧૪] હે દેવતાઓ! આ કામમાં ઉતાવળ નહિ કરતાં સમય આવવાની વાટ જોવી જોઇએ. કારણકે આયુષ્ય પૂરૂં થશે ત્યારેજ એનું મરણ થશે. તે વિના થશે નહિ.[૧૫] મનમાં ભારે કપટ રાખીને ઋષિઓ અને ગંધર્વોની સાથે તેની પાસે જવું અને વચન આપીને ઇંદ્રની સાથે તેની મિત્રતા કરી દેવી.[૧૬] એ વૃત્રાસુર જેવી રીતે વિશ્વાસ પામે એવી રીતે તેને છેતરવો. હું ગુપ્ત રીતે ઇંદ્રના ઢાંકેલા દૃઢવજ્રમાં પ્રવેશ કરીશ.[૧૭] એ વૃત્રાસુર જો વિશ્વાસ કરશે

તો ઇંદ્ર તેને મારી શકશે. આમ કર્યા વિના કદી કામ થશે નહિ. આ પ્રસંગમાં ઇંદ્રે વિશ્વાસઘાતના પાપને મનમાં લાવવુંજ નહિ, કારણ કે શઠ શત્રુની સાથે શઠતા કરવામાં દોષ નથી.[૧૮ ૧૯] પાપ લાગવાની બ્હીકથી શઠતા ન કરીએ તો શૂરવીરના ધર્મથી તો બળવાન શત્રુને કદી મારી શકાય નહિ. ઇંદ્ર વિશ્વાસઘાતના પાપથી નહિ ડરે અને વળી હું તેને સહાયતા આપીશ ત્યારેજ ઇં એ પાપીને વજ્રથી કાપી શકશે. મેં પણ વામનરૂપ ધરીને બળિરાજાને છેતર્યો હતો તથા અમૃત લેવાસારૂ મોહિની વેષ ધરીને સઘળા દૈત્યોને છેતર્યા હતા. આપણે જે આ પ્રપંચ કરવા ધારીએ છીએ તે પ્રપંચ જો દેવીની કૃપા થશે તોજ સિદ્ધ થશે. એટલા માટે પ્રથમ તમો ભક્તિભાવથી, સ્તોત્રોથી અને મંત્રોથી દેવીનું શરણ લો. એ યોગમાયા તમારી સહાયતા કરશે.[૨૦—૨૨] શુદ્ધ સત્વમય અને પરા પ્રકૃતિરૂપ એ દેવી કે જે સિદ્ધિ આપનાર, મનોરથોને પૂર્ણ કરનાર અને અજિતેંદ્રિયોથી પામી શકાય નહિ એવાં છે, તેમનું આપણે સર્વદા સારી રીતે આરાધન કરીએ છીએ, તો આ સંકટમાં તેમને મૂકીને બીજા કોનું શરણ લઇએ ?[૨૩] ઇંદ્ર પણ એમની આરાધના કરવાથી યુદ્ધમાં શત્રુને મારી શકશે. એ મોહ ઉપજાવનારાં મહામાયા વૃત્રાસુરને ભૂલ ખવરાવશે એટલે પછી આપણે તેને સહજ મારી શકીશું. જગદંબા પ્રસન્ન થાય તો સઘળું કામ સહજ થઈ શકે છે, નહિતર કોઈનો પણ મનોરથ પૂરો થતો નથી. હે દેવતાઓ ! એ પરાપ્રકૃતિ જગદંબા કે જે સર્વ કારણોનાં કારણરૂપ અને અંતર્યામી સ્વરૂપ છે તેમનું પરમ આદરપૂર્વક સાત્વિક ભાવોથી શત્રુના નાશને વાસ્તે ભજન કરો.[૨૪—૨૭] પૂર્વે મેં પણ પાંચ હજાર વર્ષસુધી મહાદારૂણ સંગ્રામ કરીને જગદંબાની કૃપાથીજ મધુકૈટભ નામના બે દાનવોને માર્યા હતા.[૨૮] એ મદગર્વિત અને મહાબળવાન દૈત્યોને મારવાના સમયમાં મે અત્યંત સ્તુતિ કરતાં જગદંબાએ પ્રસન્ન થઈને તેઓને મોહ ઉપજાવ્યો હતો અને તેથીજ હું ઠગાઈ ચલાવીને છળથી તેઓને મારી શક્યો હતો. હે મોટા દેવતાઓ ! મેં જેમ કર્યું હતું તેમ તમો પણ ભક્તિભાવથી એ મહામાયાનું ભજન કરો. એ જગદંબા સર્વથા તમારાં કાર્યને સિદ્ધ કરશે.[૨૯—૩૦]



વ્યાસ કહે છેઃ—મહાસમર્થ વિષ્ણુએ આ પ્રમાણે બુદ્ધિ આપતાં તે દેવતાઓ કલ્પવૃક્ષોથી શોભી રહેલા મેરૂ પર્વતના શિખરમાં ગયા; ત્યાં એકાંતમાં બેસી ધ્યાન, જપ તથા તપ કર્યા પછી તેઓએ જગદંબા કે જે સૃષ્ટિ તથા સંહારને કરનારાં, ભક્તોના મનોરથોને પૂરનારાં, જગતને પાળનારાં અને સંસારના કલેશોનો નાશ કરનારાં છે તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૩૧—૩૩]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ—હે દેવિ ! હે દીન લોકોની પીડાનો નાશ કરવામાં તત્પર રહેનારાં ! હે પરબ્રહ્મ સ્વરૂપ ! અમારા ઉપર પ્રસન્ન થાઓ, અમો દેવ કે જેઓ અત્યંત તાપ પામેલા, વૃત્રાસુરે યુદ્ધમાં પીડેલા અને તમારા ચરણારવિંદના આશ્રયમાં આવેલા છીએ તેઓનું રક્ષણ કરો.[૩૪] સર્વ જગતનાં માતારૂપ આપ આ શત્રુના સંકટથી બહુજ પીડાયલા અમ લોકોને પુત્રની પેઠે પાળો. હે મા ! ત્રૈલોક્યમાં પણ તમારાથી અજાણ્યું કાંઈ નથી; માટે દૈત્યોથી તાપ પામેલા દેવતાઓની શામાટે ઉપેક્ષા કરો છો?[૩૫] આ સઘળું બ્રહ્માંડ તમેજ રચેલું છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ તમારી ઈચ્છાથીજ ઉત્પન્ન થએલા છે. એ બ્રહ્માદિક સઘળાં કાર્ય કરે છે પણ તેઓ સ્વતંત્ર નથી.

તેઓ સઘળા તમારી ભ્રકુટીના ચલનને આધીન રહીનેજ કાર્ય કરી શકે છે.[૩૬] દીકરાઓએ પ્રકટ રીતે અપરાધ કર્યો હોય તોપણ તેઓને રાંક જાણીને તેઓની માજ સઘળાં દુઃખોથી બચાવે છે; એ રીતિ તમેજ કલ્પેલી છે, તો આ પ્રમાણે અપરાધીઓની પણ તમારે રક્ષા કરવી જોઇએ, તે છતાં હે દેવિ! હે દયારૂપી રસના સમુદ્રરૂપ! અમો કે જેઓ નિરપરાધ છીએ અને વળી તમારા ચરણને શરણે આવેલા છીએ તેઓનું તમે કેમ પાલન કરતાં નથી?[૩૭] 'આ લોકોને જે પદવીઓ મળેલી છે તે સઘળી મારા ચરણના ભજનથી મળેલી છે તે છતાં આ લોકો ઐશ્વર્યના મદથી મારી ભક્તિ છોડી દઈને સુખભોગમાં આસક્ત થઈ ગયા છે માટે એઓના ઉપર હવે મારે કૃપાના કટાક્ષ નહિ નાખવા જોઈએ;' એમ તમારા મનમાં હોય તો તે યોગ્ય નથી. કારણ કે જ્યાં મા અને દીકરાનો સંબંધ હોય ત્યાંકોઈ સ્થળમાં પણ એ રીતિ જોવામાં આવતી નથી.[૩૮] હે મા! તમારૂં ભજન છોડી દઇને અમો સંસારના સુખમાં ડૂબી ગએલા છીએ એ અમારો વાંક હોય એમ અમારા ચિત્તમાં લાગતું નથી, કારણ કે અમોને સંસારના સુખમાં જે મોહ થયો છે તે તમેજ ઉત્પન્ન કરેલો છે, એટલા માટે હે સ્વભાવિક કરૂણાવાળાં! તમે અમારા ઉપર કેમ દયા કરતાં નથી?[૩૯] હે જનનિ! અમે તો જેવા હમણાં છીએ તેવાજ આગળ પણ હતા તે છતાં સર્વે લોકોને ત્રાસ આપનારા અને મહાબળવાન દૈત્યોના રાજા મહિષાસુરને તમે અમારે વાસ્તે પૂર્વે યુદ્ધમાં માર્યો હતો, તો તે પ્રમાણે હમણાં આ ભય આપનારા વૃત્રાસુરને તમે કેમ મારતાં નથી?[૪૦] હે દયાળુ! તમે જેમ પૂર્વે મહાબળવાન શુંભને, તેના ન્હાના ભાઈ નિશુંભને, અને તેઓના અનુચરોને પણ માર્યા હતા, તેમજ આ ખળ અને પ્રબળ વૃત્રાસુરને પણ મારો! એ મહોન્મત્તને મોહ ઉપજાવો કે જેથી એ તુરત મરી જાય.[૪૧] હે મા! દૈત્યે સંતાપેલા અને ભયથી અત્યંત વિકલ થએલા દેવતાઓનું આજ રક્ષણ કરો. ત્રૈલોક્યમાં પણ દેવતાઓની પીડા મટાડે એવો બીજો કોઈ નથી, કે જે પોતાની શક્તિથી સઘળા ક્લેશોના સમૂહને બાળી નાખે.[૪૨] હે ભવાનિ! તમે જેમ અમારી મા છો તેમ વૃત્રાસુરની પણ મા છો, તેથી તમને વૃત્રાસુર ઉપર દયા આવતી હોય તોપણ લોકોને દુઃખ દેનારા એ ખળને તુરત મારો; કારણ કે તમે જો બાણોથી પવિત્ર કરીને એનો ઉદ્ધાર નહિ કરો તો એ મંદબુદ્ધિવાળો વૃત્રાસુર નરકમાં પડશે.[૪૩] હે દયાથી ભીંજાએલાં! પૂર્વે દેવતાઓના જે જે શત્રુઓ હતા તેઓને પણ યુદ્ધમાં બાણોથી મારી પવિત્ર કરીને નરકમાં પડવાની બ્હીકથી બચાવીને તમે સ્વર્ગમાં નથી મોકલ્યા? મોકલ્યાજ છે. તો એ પ્રમાણે વૃત્રાસુર ઉપર પણ પ્રકારાંતરે દયા કરીને તેને કેમ મારતાં નથી?[૪૪] પાપબુદ્ધિવાળો અમારો શત્રુ વૃત્રાસુર કે જે અમને બહુજ પીડે છે તે તમારો સેવક નથી એમ જાણીએ છીએ, જો એ તમારો સેવક હોય તો અમો દેવતાઓ કે જેઓ તમારા ચરણારવિંદના ભક્ત છીએ તેઓને પીડેજ કેમ?[૪૫] હે જનનિ! પુષ્પ અને મંત્ર આદિ પૂજાનાં સઘળાં સાધનો તથા પૂજાના કર્ત્તા અમો પણ તમારા બનાવેલા અને તમારાથી અભિન્નજ છીએ, તેથી તમારૂં પૂજન શી રીતે કરી શકીએ? આ પ્રમાણે તમારૂં પૂજન થઇ શકે એમ નથી, એટલામાટે તમારા ચરણમાં અમો માત્ર પ્રણામજ કરીએ છીએ.[૪૬] સંસારરૂપી સમુદ્રના જળમાં વહાણરૂપ તમારૂં ચરણારવિંદ કે જેને રાગ, વિકાર

અને મોહથી રહિત થએલા યોગીઓ પણ મોક્ષની ઇચ્છાથી મનમાં નિરંતર ચિંતવે છે તેને જે મનુષ્યો ભક્તિભાવથી સેવે છે તેઓને ભાગ્યશાળી ગણીએ છીએ.[૪૭] સઘળા વેદને જાણનારા જે યાજ્ઞિક લોકો છે તેઓ પણ તમે કે જે સ્વાહારૂપે દેવતાઓને તૃપ્તિ આપનારાં છો તેમનું હોમના સમયમાં નિરંતર સ્મરણ કરે છે, અને સ્વધારૂપે પિતૃઓને તૃપ્તિ આપનારાં છો તેમનું શ્રાદ્ધના સમયમાં નિરંતર સ્મરણ કરે છે.[૪૮] ત્રૈલોક્યમાં મેધા, કાંતિ, શાંતિ અને પદાર્થોને સ્પષ્ટ સમજાવનારી બુદ્ધિ પણ તમેજ છો. ભજન કરનારા લોકોની ઉપર કૃપાથી મેધા આદિ સઘળા વૈભવને ઉત્પન્ન કરીને સર્વદા તે લોકોને આપો છો.[૪૯]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં તે સમયે જગદંબાએ તેઓને સઘળાં આભરણોથી શોભતા સુંદર રૂપથી પ્રત્યક્ષ દર્શન દીધું.[૫૦] એ જગદંબાના ચાર હાથમાં પાશ, અંકુશ, વર અને અભય શોભી રહ્યાં હતાં. કેડે ઘૂઘરીના સમૂહના શબ્દવાળી કટિમેખળા બાંધી હતી. એમનો સ્વર કોયલના સ્વરની પેઠે આનંદ આપતો હતો.[૫૧] હાથમાં કંકણ અને પગમાં ઝાંઝર શબ્દ કરતાં હતાં, રત્નમય મુકુટ અર્ધા ચંદ્રમાથી યુક્ત હતો.[૫૨] મુખારવિંદમાં મંદ હાસ્ય અને ત્રણ નેત્ર શોભી રહ્યાં હતાં. એમનો વર્ણ પારિજાતના ફૂલની સુંદર ડાંડલીના જેવો રાતો હતો.[૫૩] રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં અને રાતાં ચંદનનું લેપન કર્યું હતું. પ્રસન્નતાથી હસતાં મુખવાળાં, કરૂણાના સમુદ્રરૂપ, સઘળા શણગારોથી ભરપૂર, સઘળા દ્વૈતને ઉત્પન્ન કરનારાં, સર્વને જાણનારાં, સર્વને કરનારાં, સર્વના અધિષ્ઠાનરૂપ, સઘળાં વેદાંત–શાસ્ત્રોમાં નિરૂપણ કરેલાં અને સચ્ચિદાનંદરૂપ એ પરા શક્તિને આગળ ઉભેલાં જોઇને દેવતાઓ તેમને પગે લાગ્યા.[૫૪–૫૫] નમી રહેલા દેવતાઓને જગદંબાએ કહ્યું કેઃ-"તમારે શું કામ છે? મને કહો." દેવતાઓએ કહ્યું કેઃ-"હે દેવિ! અત્યંત દુઃખ દેનારા અમારા શત્રુ વૃત્રાસુરને મોહ ઉપજાવો.[૫૭] એ વૃત્રાસુર જે રીતે અમારો વિશ્વાસ કરે ને રીતે તેને મોહ પમાડો અને અમને આયુધો અને બળ આપો કે જેથી એ શત્રુનું મરણ થાય."[૫૮] આ પ્રમાણે દેવતાઓનું વચન સાંભળી '**तथास्तु**' એમ કહીને દેવી ત્યાંજ અંતર્ધાન થઈ ગયાં અને રાજી થએલા દેવતાઓ પોત પોતાનાં સ્થાનકોમાં ગયા.[૫૯]

**तथेत्युक्त्वा भगवती तत्रैवांतरधीयत ॥**
**स्वानिस्वानिनिकेतानिजग्मुर्देवा दान्विताः॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

---

# અધ્યાય ૬ ઠ્ઠો. વૃત્રાસુર વધ

## વ્યાસ ઉવાચ

**एवं प्राप्तवरा देवा ऋषयश्च तपोधनाः ॥**
**जग्मुःसर्वेचसंमंत्र्य त्वस्याश्रममुत्तमम् ॥१॥**

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે વરદાન મળ્યા પછી સઘળા દેવતાઓ અને તપસ્વી ઋષિઓ પરસ્પરમાં વિચાર કરીને વૃત્રાસુરના ઉત્તમ આશ્રમમાં ગયા.[૧] એ આશ્રમમાં જાણે તેજથી બળતો હોય, ત્રણ લોકોને બાળતો હોય અને દેવતાઓને ગળતો હોય એવો વૃત્રાસુર તેઓના જોવામાં આવ્યો. પછી ઋષિઓએ, વૃત્રાસુરની પાસે આવીને, તેને પ્યારૂં લાગે એવું, સામ ભરેલું રસરૂપ અને દેવતાઓના કાર્યને સિદ્ધ કરે એવું વચન કહ્યું.[૨ ૩]

ઋષિઓ કહે છેઃ–હે વૃત્ર! હે વૃત્ર! હે સર્વ લોકોને ભય ઉપજાવનારા! આ સઘળા બ્રહ્માંડમાં તમારો પ્રતાપ વ્યાપી રહ્યો છે તો

હવે ઇંદ્રની સાથે તમારે જે વૈર છે તે સુખની હાનિ કરનાર છે.[૪] એ વૈર તમને અને ઇંદ્રને, બન્નેને અત્યંત દુઃખદાયી છે અને કાંઇપણ ફળ નહિ છતાં બન્નેને ચિંતા વધારનાર છે. બન્નેને પરસ્પરનો ભય છે તેથી ચિંતાનેલીધે તમે પણ સુખે સૂતા નથી અને ઇંદ્ર પણ સુખે સૂતો નથી.[૫] તમો બન્નેને પરસ્પરનો દ્વેષ કરતાં ઘણો કાળ વીતી ગયો તેથી દેવ, અસુર અને મનુષ્યોસહિત સઘળી પ્રજા પીડાય છે. આ સંસારમાં સુખ લેવું અને દુઃખનો ત્યાગ કરવો એવી મર્યાદા છે અને જેણે વૈર કર્યું હોય તેને સુખ પ્રાપ્ત થતું નથી એવો નિર્ણય છે. સંગ્રામમાં પ્રીતિ ધરાવનારા વીર લોકો યુદ્ધને વખાણે છે પણ શૃંગારરસમાં ચતુર પંડિત લોકો તેને વખાણતા નથી. કારણ કે યુદ્ધથી વિષયસુખનો નાશ થાય છે. ફૂલથી પણ યુદ્ધ કરવું યોગ્ય નથી, ત્યારે સજેલાં બાણોથી યુદ્ધ કરવું તો કેમજ યોગ્ય હોય?[૬-૮] યુદ્ધમાં જીતવાનો સંદેહ રહે છે અને બાણ વાગવાનો તો નિશ્ચયજ હોય છે. આ સઘળું જગત દૈવને આધીન છે. માટે તેમાં જય પરાજય પણ દૈવનેજ આધીન છે, એમ જાણીને કદીપણ યુદ્ધ કરવું યોગ્ય નથી. સમયસર જમાય, નહવાય, શય્યામાં સૂવાય અને સ્ત્રી સેવા કરવામાં તત્પર રહે એજ સંસારમાં સુખનું સાધન છે, બાણોની વૃષ્ટિથી ત્રાસ આપનારા સંગ્રામમાંયુદ્ધ કરનારને શું સુખ છે? કાંઇ નથી. ખડ્ગે પડવાથી ત્રાસ આપનારા અને શત્રુઓને સુખ આપનારા સંગ્રામમાં મરવાથી સ્વર્ગનું સુખ મળે છે એ વચન તો કેવળ યુદ્ધની પ્રેરણા કરવાને વાસ્તે લલચાવનારૂં હોવાથી વ્યર્થ છે. એવો કોણ મૂર્ખ હોય કે જે પ્રથમ બાણની પીડા ભોગવીને અને શીઆળીઆ તથા કાગડાઓની પાસે દેહને કપાવી નાખીને પછીથી સ્વર્ગના સુખની ઈચ્છા કરે? હે વૃત્રાસુર ! એટલામાટે તમને ઇંદ્રની સાથે સર્વદા મિત્રતા રહેવી જોઇએ.[૧૦-૧૫] મિત્રતા કરવાથી તમે અને ઇંદ્ર બન્ને નિરંતર સુખી રહેશો. તમારૂં વૈર શાંત થશે એટલે અમો તપસ્વીઓ તથા ગંધર્વો પોતપોતાના આશ્રમના સુખવાસમાં તુરત જઈશું. હે ધીર! તમારા વચ્ચે નિરંતર સંગ્રામ ચાલ્યા કરે છે તેથી સર્વે મુનિ, ગંધર્વ, કિન્નર અને મનુષ્યો પીડાય છે. શાંતિ ઇચ્છનારા સર્વે લોકોના સુખનેવાસ્તે અમો તમારા બન્ને વચ્ચે મિત્રતાને ઇચ્છીએ છીએ.[૧૬-૧૮] તમે અને ઇંદ્ર સુખ પામો. અમો તો તમારી મિત્રતા કરી દેવામાં મધ્યસ્થ થઈને તમારા વચ્ચે શપથ લેવરાવીને બન્નેનું સારૂં થાય એવી યોજના કરીશું. તમે જેમ કહેશો તે પ્રમાણે ઇંદ્ર તમારી આગળ શપથ લઇને હમણાં તમારા ચિત્તને રાજી કરશે. પૃથ્વી સત્યના આધારથી રહે છે, સૂર્ય સત્યથી તપે છે, વાયુ સત્યથી સમયસર વાય છે અને સમુદ્ર પણ સત્યથીજ પોતાની મર્યાદા છોડતો નથી, તો તમારા વચ્ચે પણ સત્યથીજ મિત્રતા થાઓ એમ અમો ઇચ્છીએ છીએ. હવે પછી તમો બન્ને જણા સુખથી એક ઠેકાણે શયન કરો, એક ઠેકાણે ક્રીડા કરો, એક ઠેકાણે જળક્રીડા કરો અને એક ઠેકાણેજ બેસો. આવાં કારણનેલીધે તમો બન્ને જણાએ સર્વથા પરસ્પરની સાથે મિત્રતા કરવી જોઈએ.[૧૯-૨૪]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે મોટા ઋષિઓનું વચન સાંભળી મોટી બુદ્ધિવાળા વૃત્રાસુરે તેઓને કહ્યું કેઃ—“ તમો તપસ્વી લોકોને મારે અવશ્ય માન દેવું જોઇએ. તમો મુનિલોકો કદીપણ ખોટું બોલો નહિ એવો મને વિશ્વાસ છે પરંતુ તમ લોકો કે જેઓ સદાચારવાળા અને શાંત છો તેઓને છળકપટની ખબર પડે

નહિ. જે શત્રુ શઠ, મૂર્ખ, કામી, કીર્તિરહિત અને નિર્લજ્જ હોય તેની સાથે બુદ્ધિમાન પુરૂષે કદી મિત્રતા કરવી નહિ જોઇએ. તો એ ઈંદ્ર નિર્લજ્જ, દુરાચારવાળો, બ્રહ્મહત્યા કરનાર, વિષયોમાં લંપટ અને શઠ છે, માટે એવા પુરૂષનો સર્વથા વિશ્વાસ કરવો યોગ્ય નથી. તમે લોકો નિપુણ છો અને તમારી બુદ્ધિમાં કદી દ્રોહ નથી તોપણ શાંતપણાનેલીધે નીચ લોકોનાં ચિત્તને તમો જાણો નહિ.[૨૪-૨૮]

ઋષિઓ કહે છેઃ–પ્રાણી, જેવું શુભ કે અશુભ કરે છે તેવું તેનું ફળ ભોગવે છે. જે મૂર્ખ દ્રોહ કરે તેને શાંતિ કદી મળે નહિ. વિશ્વાસઘાત કરનારાઓ નરકમાં પડે છે એમાં સંશય નથી.[૨૯-૩૦] વિશ્વાસઘાત કરવાથી તે કરનારને દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રોમાં પણ બ્રહ્મહત્યા કરનારા અને સુરાપાન કરનારાઓને માટે પ્રાયશ્ચિત્ત છે પણ વિશ્વાસઘાત કરનારા અને મિત્રનો દ્રોહ કરનારાઓને વાસ્તે પ્રાયશ્ચિત્ત મળતું નથી. હે સર્વજ્ઞ ! તમારા ચિત્તમાં જેવો યોગ્ય લાગે એવો સમય (કરાર) કહો એટલે તે પ્રમાણે અમો, તમો બન્ને વચ્ચે આજ સંધિ કરાવી દઈશું.[૩૧ ૩૨]

વૃત્રાસુર કહે છેઃ–હે ઉત્તમ બ્રાહ્મણો ! ઇંદ્રે કે દેવતાઓએ મને દિવસે મારવો નહિ, અને રાત્રિએ પણ મારવો નહિ. તેમ સૂકાથી, લીલાથી, પાષાણથી કે કાષ્ઠથી પણ મારવો નહિ, આ પ્રમાણે જો ઇંદ્ર સ્વીકાર કરે તો તેની સાથે સંધિ કરવાની મને રૂચિ છે, નહિતર નથી.[૩૩,૩૪]

વ્યાસ કહે છેઃ–તે સમયે ઋષિઓએ તેને તે પ્રમાણે ઠરાવી દેવાની આદરપૂર્વક હા પાડી અને ઇંદ્રને બોલાવીને તે વાત સંભળાવી. ઈંદ્રે પણ મનમાં તાપ રહિત થઈને તે ઋષિઓના સમક્ષમાં અગ્નિને સાક્ષી રાખી તે વિષે શપથ લીધા. ઈંદ્રનાં વચનોથી વિશ્વાસ આવતાં વૃત્રાસુર મિત્રની પેઠે ઇંદ્રની સાથે ફરવા લાગ્યો. કોઇ દિવસે નંદનવનમાં, કોઈ દિવસે ગંધમાદનપર્વતમાં અને કોઈ દિવસે સમુદ્રના તીરમાં બન્ને જણા પ્રેમપૂર્વક ફરવા લાગ્યા. આ પ્રમાણે સંધિ થતાં વૃત્રાસુર રાજી થયો.[૩૫-૩૯] વૃત્રાસુરને મારી નાખવાની ઇચ્છાવાળો ઇંદ્ર તેને મારી નાખવાના ઉપાય વિચારવા લાગ્યો. છિદ્રને શોધ્યા કરતો ઈંદ્ર તો મારી નાખવાની ગોઠવણ સંબંધી ચિંતા કર્યા કરતો હતો. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ઘણો કાળ નીકળી ગયો. વૃત્રાસુરને અત્યંત દારૂણ સ્વભાવવાળા ઇંદ્ર ઉપર દૃઢ વિશ્વાસ આવી ગયો; પણ ઈંદ્ર તો મનમાં તેને મારી નાખવાના ઉપાય શોધતો હતો. એમ કરતાં કેટલાંક વર્ષો નીકળી ગયાં.[૪૦-૪૨] પાકી બોલી થવાથી ઇંદ્રના ઉપર જેને વિશ્વાસ આવ્યો હતો એવા વૃત્રાસુરને એક દિવસે ત્વષ્ટાએ ભલામણ કરી કે "હે ભાગ્યશાળી પુત્ર ! હે વૃત્ર ! મારૂં હિતકારી વચન સાંભળ.[૪૩] જેણે વૈર કરેલું હોય તેનો કદીપણ વિશ્વાસ કરવો નહિ. ઇંદ્રે તારી સાથે વૈર કર્યું હતું અને વળી તે ઇર્ષ્યા કરનાર, લોભથી પ્રમત્ત, પારકો દ્વેષ કરવામાં આસક્ત, પરાયાં દુઃખમાં રાજી રહેનાર, પરસ્ત્રીઓમાં લંપટ, પાપબુદ્ધિવાળો, છેતરનાર, છિદ્ર શોધનાર, દ્રોહમાં તત્પર, કપટી અને ગર્વિત છે. પાપનો ભય નહિ રાખનારા એ ઈંદ્રે માના ઉદરમાં પેસીને માના ગર્ભના સાત કટકા કર્યા અને એ સાત કટકાઓએ રોવા માંડ્યું ત્યારે વળી એકેકના સાત સાત કટકા કરી નાખ્યા હતા. એટલા માટે હે પુત્ર ! તું કોઇ રીતે ઈંદ્રનો વિશ્વાસ કરજે માં.[૪૪-૪૭] જે પાપી વારંવાર પાપ કર્યા કરતો હોય તેને પાપ કરવામાં શી લાજ હોય." આ પ્રમાણે કારણો-

ભરેલાં વચનોથી તેને સમજાવ્યો તોપણ જેનું મોત ઢુંકડું આવ્યું હતું એવો વૃત્રાસુર ચેત્યો નહિ. કોઈ દિવસે સાયંકાળના અત્યંત દારૂણ સમયમાં એ વૃત્રાસુર સમુદ્રને કાંઠે ફરતો હતો તે ઇંદ્રના જોવામાં આવ્યો. મહાત્માઓના વરદાન વિષે વિચાર કરીને ઇંદ્રે મનમાં કલ્પના કરી કે[૪૮-૫૦] "આ ભયંકર સંધ્યાકાળ છે તો આ રાત્રિ પણ નથી અને દિવસ પણ નથી. મારે આજ આ વૃત્રાસુરને બલાત્કારથી નિસ્સંશય મારીજ નાખવો. આ નિર્જન સ્થળમાં એકલો આવેલો છે, માટે આ તાકડો જેવો જોઈએ તેવો છે." આ પ્રમાણે મનમાં વિચાર કરીને ઇંદ્રે વિષ્ણુભગવાનનું સ્મરણ કર્યું.[૫૧ ૫૨] સ્મરણ કરતાંજ અદૃશ્ય રીતે વિષ્ણુ ત્યાં આવી પહોંચ્યા અને વજ્રમાં પ્રવેશ કરીને રહ્યા.[૫૩] "આ શત્રુને હું શી રીતે મારી શકીશ ? કેમકે દેવતાઓથી કે દૈત્યોથી તે સર્વથા જીતી શકાય એમ નથી; અને જો આ મહાબળવાન્ વૃત્રાસુરને આજ હું નહિ મારૂં તો તે જીવતો રહેવાથી સર્વથા મારૂં કલ્યાણ થશે નહિ." આ પ્રમાણે મનમાં ઇંદ્ર વિચાર કરતો હતો ત્યાં સમુદ્રમાં પહાડ જેવડું ફીણ તેના જોવામાં આવ્યું.[૫૪-૫૬] "આ ફીણ સૂકું નથી, લીલું નથી, તેમ શસ્ત્ર પણ નથી માટે આથી મારવો અનુકૂલ પડશે" આ પ્રમાણે વૃત્રાસુરને મારવાનો નિશ્ચય કરીને ઇંદ્રે લીલા માત્રથી તે પાણીનું ફીણ હાથમાં લઇ લીધું અને પરમ ભક્તિથી જગદંબાનું સ્મરણ કર્યું; સ્મરણ કરતાં જગદંબાએ પોતાનો અંશ તે ફીણમાં નાખ્યો અને ઇંદ્રે પોતાનું વજ્ર કે જેમાં વિષ્ણુએ પ્રવેશ કર્યો હતો તેને એ ફીણથી વીંટી લીધું. પછી ઈંદ્રે એ ફીણથી વીંટેલું વજ્ર વૃત્રાસુરની ઉપર ફેંક્યું.[૫૭-૫૯] તે વાગવાથી પર્વત જેમ વજ્ર વાગવાથી પડે તેમ તે વૃત્રાસુર તુરત પડી ગયો. વૃત્રાસુર મરણ પામતાં ઈંદ્ર બહુજ પ્રસન્ન થયો,[૬૦] અને ઋષિઓ અનેક પ્રકારનાં સ્તોત્રોથી ઈંદ્રની સ્તુતિ કરવા લાગ્યા. શત્રુ મરણ પામતાં રાજી થએલા ઈંદ્રે અને દેવતાઓએ જગદંબા કે જેની કૃપાથી શત્રુને માર્યો તેમની પૂજા કરી અને અનેક પ્રકારનાં સ્તોત્રોથી તેમને પ્રસન્ન કર્યાં.[૬૧.૬૨] ઈંદ્રે પોતાના નંદન વનમાં દેવીનો પ્રાસાદ કર્યો અને તેમાં જગદંબાની માણેકની મૂર્ત્તિનું સ્થાપન કર્યું.[૬૩] સર્વે દેવતાઓ તે મૂર્ત્તિનું ત્રણે સંધ્યામાં પૂજન કરવા લાગ્યા. તે દિવસથી જગદંબા દેવતાઓનાં કુલદેવી ઠર્યાં.[૬૪] ઇંદ્રે ત્રૈલોક્યમાં શ્રેષ્ઠ વિષ્ણુની પણ પૂજા કરી. દેવતાઓને ત્રાસ આપનારો મહાવીર વૃત્રાસુર મરણ પામતાં વાયુ અનુકૂળ વાવા લાગ્યો, તથા દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નરો રાજી થયા. આ પ્રમાણે વૃત્રાસુરને જગદંબાએ મોહ ઉપજાવ્યો અને વળી ફીણમાં પણ પ્રવેશ કર્યો હતો તેના પ્રભાવથી ઇંદ્ર તેને તુરત મારી શક્યો હતો.[૬૫-૬૭] આ કારણને લીધે લોકોમાં જગદંબા વૃત્રાસુરને મારનારાં કહેવાય છે અને ઇંદ્રના હાથથી તે મુવો તેથી ઇંદ્રે મારેલો પણ કહેવાય છે.[૬૮]

ततोवृत्रनिहंत्रीतिदेवीलोकेषुगीयते ॥
शक्रेणनिहतत्वाच्चशक्रेणहतउच्यते ॥६८॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

## अध्याय ७ मो.

### ઈંદ્રનો ગુપ્તવાસ અને નહુષનો અભિષેક.

**व्यास उवाच**

अथतंपतितंदृष्ट्वाविष्णुर्विष्णुपुरीययौ ॥
मनसाशंकमानस्तुतस्यहत्याकृतंभयम् ॥ १ ॥

વ્યાસ કહે છે:—પછી વૃત્રાસુરને મરેલો

જોઈ બ્રહ્મહત્યા લાગવાના ભયની શંકા કરતા વિષ્ણુ ભગવાન વૈકુંઠ લોકમાં ગયા.[1] એજ ભયથી ત્રાસ પામેલો ઇંદ્ર પણ પોતાની નગરીમાં ગયો. વૃત્રાસુર મરણ પામતાં મુનિઓ પણ ચિંતા કરવા લાગ્યા[2] કે "આપણે વૃત્રાસુરને છેતર્યો એ બહુ ભુંડું કામ કર્યું. ઇંદ્રના મતમાં મળવાનેલીધે આપણું 'મુનિ' એવું નામ વ્યર્થ થયું.[3] વૃત્રાસુરે આપણા વચનથી ઇંદ્રનો વિશ્વાસ કર્યો હતો માટે વિશ્વાસઘાતીના સંગથી આપણે પણ વિશ્વાસઘાતી થયા.[4] પાપના મૂળ રૂપ અને આવા અનર્થ કરાવનારી મમતાને ધિક્કાર છે કે જેને લીધે આપણે છળ કરીને ઇંદ્રના શપથોથી વૃત્રાસુરને છેતર્યો.[5] પાપ કરનારાઓને પ્રેરનાર, તેઓના વિચારમાં મળનાર, તેઓને બુદ્ધિ આપનાર અને તેઓનો પક્ષ કરનાર પણ અવશ્ય પાપનો ભાગી થાય છે.[6] વિષ્ણુએ પોતે સાત્વિક છતાં પણ વજ્રમાં પ્રવેશ કરીને વૃત્રાસુરને મારવામાં ઇંદ્રની સહાયતા કરી તેથી તેમણે પણ પાપ કર્યું.[7] સ્વાર્થમાં તત્પર થએલો પ્રાણી પાપનો ત્રાસ રાખેજ નહિ, તો એવીરીતે પાપના ભય વગરના ઇંદ્રિના પ્રસંગથી વિષ્ણુએ સર્વથા ભુંડું કામ કર્યું.[8] ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થોમાં જગતની અંદર અર્થ અને કામજ રહ્યા છે. ધર્મ અને મોક્ષ તો નાશજ પામ્યા છે કે જેથી ત્રૈલોક્યમાં કોઈ સ્થળે જોવામાં આવતા નથી. આ સમયમાં તો અર્થ અને કામ એ બેજ વખણાય છે અને સઘળાઓને પ્યારા લાગે છે. ધર્મ તો માત્ર વાતો કરવામાંજ રહ્યો છે અને મોટાઓ પણ ધર્મનો ઢોંગજ કરે છે."[9-10] કચવાએલા અને નિરાશ થએલા મુનિઓ આ પ્રમાણે વારંવાર પસ્તાવો કરીને પોતપોતાના આશ્રમોમાં ગયા.[11] હે જનમેજય રાજા! ત્વષ્ટા પોતાના પુત્રને ઇંદ્રે મારેલો સાંભળીને દુઃખના પરિતાપથી રોવા લાગ્યો અને પછી કાયર થઇ ગયો.[12] પછી જે ઠેકાણે વૃત્રાસુર પડયો હતો ત્યાં જઈ તેને મરણ પામેલો જોઇને ત્વષ્ટાએ તેનો વિધિસહિત પરલોક સંબંધી સંસ્કાર કરાવ્યો.[13] સ્નાન કરી દાહાંજલિ આપી તથા મરણસંબંધી ક્રિયાઓ કરીને શોકથી પીડાએલા ત્વષ્ટાએ પાપી અને મિત્રનો ઘાત કરનારા ઇંદ્રને શાપ દીધો[14] કે "ઘણા ઘણા શપથોથી લલચાવીને ઇંદ્રે મારા પુત્રને મારી નાખ્યો એટલામાટે ઇંદ્રને પણ દૈવે આપેલું મોટું દુઃખ પ્રાપ્ત થજો."[15] તાપ પામેલો ત્વષ્ટા આ પ્રમાણે ઇંદ્રને શાપ દીધા પછી મેરૂપર્વતના શિખરમાં રહીને ભારે તપ કરવા લાગ્યો.[16]

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ! વૃત્રાસુરને માર્યા પછી ઇંદ્રની શી સ્થિતિ થઈ? તેને જે કાંઈ સુખ–દુઃખ થયું હોય તે મને કહો.[17]

વ્યાસ કહે છેઃ–હે ભાગ્યશાળી રાજા! શું પૂછો છો અને આ તમને કેવો સંદેહ થયો! જે શુભ અથવા અશુભ કર્મ કરેલું હોય તે અવશ્ય ભોગવવુંજ પડે છે.[18] દેવ, અસુર અને મનુષ્ય આદિ જાતિઓમાં બળીઆએ કે નબળાએ જે કાંઈ પાપ–પુણ્ય કરેલું હોય તે તેઓએ સર્વથા ભોગવવું પડે છે.[19] વિષ્ણુએ ઇંદ્રને વૃત્રાસુરને મારવાની યુક્તિ કહી તથા પોતે વજ્રમાં પ્રવેશ કરીને ઇંદ્રની સહાયતા પણ કરી; પરંતુ જ્યારે ઇંદ્રને આપત્તિ પડી ત્યારે વિષ્ણુએ કાંઈ સહાયતા આપી નહિ. હે રાજા! સમય અનુકૂળ હોય ત્યારે સર્વ સહાયતા આપે છે પણ દૈવ વિમુખ થાય ત્યારે કોઈ પણ સહાય થતું નથી. પિતા, માતા, સ્રી, સહોદર ભાઈ, સેવક, મિત્ર અને પેટનો દીકરો કોઈ પણ, જ્યારે દૈવ પ્રતિકૂળ થાય ત્યારે સહાય થાય નહિ.[20-23] પાપ કે પુણ્ય જેણે કર્યું હોય તેનેજ સર્વથા તેનું ફળ ભોગવવું

પડે છે. વૃત્રાસુરને મરાવીને બીજા સઘળા જતા રહ્યા અને નિસ્તેજ તો એકલો ઇંદ્રજ થયો.[૨૪] સર્વે દેવતાઓ ઇંદ્રને ગાળો દેવા લાગ્યા અને છાનાછાના વાતો કરવા લાગ્યા કે "ઇંદ્રે તો બ્રહ્મહત્યા કરી. શપથો લઈ તથા સત્ય વચન આપીને ઇંદ્રવિના બીજો કોણ, વિશ્વાસ રાખીને મિત્ર થએલા મુનિને મારી નાખવાની ઈચ્છા કરે ?" દેવતાઓની સભાઓમાં, દેવતાઓની વાડીઓમાં અને ગંધર્વ લોકોના સમાગમમાં સઘળે ઠેકાણે ઇંદ્રનીજ વાત ચરચાવા લાગી કે, "વિશ્વાસ પામેલા વૃત્રાસુરને છળથી મારી નાખવાનું ઇંદ્રે હમણાં કેવું ભુંડું કામ કર્યું? મુનિઓએ પણ વૃત્રાસુરને છેતરવાથી વેદનું પ્રમાણ છોડી દઇને બૌદ્ધ લોકોનો મત સ્વીકાર્યો.[૨૫–૨૮] વચન દઇ અતિ સાહસથી ઠગી લઇને વૃત્રાસુરને માર્યો તોઆવું વિપરીત કામ ઇંદ્ર અને વિષ્ણુવિના બીજો કોણ કરે." આવી અને આવાજ પ્રકારની બીજી પણ ઘણી ઘણી વાતો સભાઓમાં થવા લાગી.[૨૯,૩૦] પોતાની કીર્તિની હાનિ કરનારી એવી ઘણી ઘણી વાતો ઇંદ્રના સાંભળવામાં આવી. લોકમાં જેની અપકીર્ત્તિ થાય તથા જેને માર્ગમાં જતો જોઇને શત્રુ હસે તેના દુર્ભાગ્ય જીવિતને ધિક્કાર છે.[૩૧] રાજર્ષિ ઇંદ્રદ્યુમ્ન પોતે કાંઈ પાપ કરેલું નહિ છતાં પણ કેવળ કીર્ત્તિનો ક્ષય થવાથીજ સ્વર્ગમાંથી પડયો હતો; ત્યારે પાપ કરનારા તો કેમજ ન પડે. યયાતિ રાજા એક ન્હાના અપરાધથી પણ સ્વર્ગમાંથી પડયો હતો.[૩૨-૩૩] એક રાજા થોડા અપરાધથી પણ અઢાર યુગ સુધી કર્કટનો અવતાર પામ્યો હતો. ભૃગુની સ્ત્રીનું માથું કાપી નાખવાથી ભગુનો શાપ મળતાંવિષ્ણુ ભગવાન પણ પશુ તથા માછલાં આદિ નીચ યોનિઓમાં જન્મ્યા હતા અને વામન થઇને બળિરાજાને ઘેર ગયા હતા તો પછી પાપ કરનારા માણસને પાપનું ફળ થાય તેમાં શુંજ કહેવું ? ભૃગુના શાપથી રામને પણ વનવાસમાં સીતાના વિરહનું ઘણું અને ભયંકર દુઃખ પડયું હતું.[૩૪–૩૭] ઇંદ્રનું ઘર સર્વ પ્રકારની સમૃદ્ધિઓવાળું હતું તોપણ બ્રહ્મહત્યાના દારૂણ ભયને લીધે તેમાં તેને શાંતિ મળી નહિ. ઇંદ્રને કાંતિરહિત, નીસાસા મૂકતો, ત્રાસ પામેલો, મુંઝાએલો અને ભાન વગરનો જોઇને ઇંદ્રાણીએ તેને પૂછ્યું કે "હે સ્વામી ! હે શત્રુઓને મારનારા ! તમારો જે દારૂણ શત્રુ હતો તે તો મરી ગયો, તે છતાં તમે કોના ત્રાસથી પીડાઓ છો?[૩૮,૩૯] તમને શી ચિંતા છે ? હે ત્રૈલોકયના નાથ ! તમે પ્રાકૃત પુરૂષની માફક નીસાસા મૂકીને કોનો શોક કરો છો ? તમારો હવે કોઈ બીજો તો બળવાન શ રહ્યો નથી; તો તમે કોની ચિંતામાં લાગ્યા છો?[૪૦]

ઇંદ્ર કહે છેઃ—હે રાણી ! મારો કોઈ બળવાન શત્રુ રહ્યો નથી તોપણ મને શાંતિ કે સુખ મળતાં નથી.[૪૧] હું બ્રહ્મહત્યાના ભયથી ઘરમાં નિરંતર ભય પામ્યા કરૂં છું. નંદન વન, અમૃત, ઘર, ગંધર્વોનું ગાયન, અપ્સરાઓના નાચ કે અરણ્ય પણ મને સુખદાયી થતાં નથી. તમારાથી કે બીજી પણ સુંદર સ્ત્રીઓથી મને સુખ પ્રાપ્ત થતું નથી. કામધેનુ કે કલ્પવૃક્ષથી પણ મને આનંદ મળતો નથી. 'શું કરૂં અને ક્યાં જાઉં મને કયા સ્થળમાં શાંતિ મળે ?' આવી રીતની ચિંતા લાગવાથી મને શરીરમાં સુખ વળતું નથી.[૪૨,૪૪]

વ્યાસ કહે છેઃ—બહુજ ખેદ પામેલાં ઈંદ્રાણીને આ પ્રમાણે કહી દુર્ભાગ્ય ઇંદ્ર ઘરમાંથી નીકળી જઈને ઉત્તમ માનસસરોવરમાં ગયો; અને ત્યાં ભય તથા શોકના દબાણને લીધે કમળના નાળમાં પેશી ગયો.[૪૫-૪૬] પાપના

બળથી દબાએલો, ચિંતાથી પીડાએલો, બેભાન થએલો અને જેને કોઇએ સહાયતા કરી નહિ એવો ઇંદ્ર પાણીમાં ફરનારા સર્પની પેઠે ગુપ્ત થઇને રહ્યો અને તેની કોઈને ખબર પડી નહિ. બ્રહ્મહત્યાના ભયથી પીડાએલો ઇંદ્ર ગુપ્ત થતાં દેવતાઓ ચિંતાતુર થયા, મોટા મોટા ઉત્પાત થવા લાગ્યા, જગત રાજા વગરનું થઈ જવાને લીધે ઉપદ્રવોથી પીડા પામવા લાગ્યું. ઋષિઓ, સિદ્ધ, તથા ગંધર્વ લોકો બહુજ બ્હીવા લાગ્યા, વરસાદ બંધ પડી ગયા, પૃથ્વીના વૈભવ ક્ષય પામ્યા, નદીઓના પ્રવાહ તુટી ગયા અને તળાવો સૂકાઈ ગયાં. અરાજક થઈ જતાં આ પ્રમાણે ઉપદ્રવ થતાં સર્વે દેવતાઓએ અને મુનિઓએ વિચાર કરીને નહુષરાજાને ઇંદ્રની પદવી આપી. નહુષરાજા ધર્માત્મા હતો તોપણ પોતાને ઇંદ્રની પદવી મળ્યા પછી રજોગુણના બળને લીધે વિષયોમાં લંપટ થયો અને કામદેવનાં બાણો વાગવાથી દેવતાઓની વાડીઓમાં અપ્સરાઓની સાથે ક્રીડા કરવા લાગ્યો.[૪૭-૫૩] ઇંદ્રાણીના ગુણ સાંભળવાથી તેને ભોગવવાની ઈચ્છા થતાં એ નહુષે ઋષિઓને કહ્યું કેઃ-" ઇંદ્રાણી મારી પાસે કેમ આવતી નથી?[૫૪] તમોએ તથા સઘળા દેવતાઓએ મને ઈંદ્ર કરેલો છે, તો હવે મારી સેવા કરવા સારૂ દેવતાઓએ ઇંદ્રાણીને મોકલવી જોઈએ.[૫૫] હું હમણાં દેવતાઓનો ઇંદ્ર હોવાથી સર્વ લોકોનો સ્વામી છું, એટલા માટે હે મુનિઓ તથા હે દેવતાઓ! તમારે મારૂં પ્રિય કરવું હોય તો સર્વથા ઈંદ્રાણીને મારી પાસે મોકલો.[૫૬] આજ ને આજ ઈંદ્રાણી મારા ઘરમાં આવવી જોઈએ." આ પ્રમાણે નહુષનું વચન સાંભળી ચિંતાતુર થએલા સર્વે દેવતા અને ઋષિઓએ ઇંદ્રાણીની પાસે જઈ પ્રણામ કરીને તેને કહ્યું કેઃ-" હે ઇંદ્રાણિ! નીચ રીતિવાળો નહુષ અહીં તમારી ઈચ્છા કરે છે[૫૭-૫૮] અને તેણે કોપ કરીને અમને કહ્યું છે કે ઇંદ્રાણીને મારી પાસે મોકલો. હવે અમો શું કરીએ? અમોએ તેને ઇંદ્ર કર્યો છે તેથી અમો તો તેને આધીન છીએ."[૫૯] આ વાત સાંભળી કચવાએલાં ઇંદ્રાણીએ બૃહસ્પતિને કહ્યું કેઃ-" હે મહારાજ! તમે નહુષ રાજાથી મારૂં રક્ષણ કરો. હું તમારે શરણ આવેલી છું."[૬૦]

બૃહસ્પતિ કહે છેઃ-હે દેવિ! પાપથી મોહ પામેલા નહુષરાજાથી તારે બ્હીવું નહિ. હે દીકરી! હું સનાતન ધર્મ છોડી દઈને તને નહુષના હાથમાં આપીશ નહિ.[૬૧] જે નીચ પુરૂષ પીડા પામેલા શરણાગતને શત્રુના હાથમાં સોંપી દે તે પુરૂષ જગતનો પ્રલય થતાં સુધી નરકમાં પડયો રહે છે. હે સુંદરિ! તું નિશ્ચિંત રહે. હું તને કદી છોડી દઈશ નહિ.[૬૨]

शरणागतमार्त्तंचयोददातिनराधमः ।
सएवनरकंयातियावदाभूतसंप्लवम् ।
स्वस्थाभवपृथुश्रोणिनत्यक्ष्येत्वांकदाचन॥६२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

## अध्याय ८ मो.

### નહુષની કામાંધતા અને ઇંદ્રાણીને ઇંદ્રનું દર્શન.

**વ્યાસ ઉવાચ**

नहुषस्त्वथतां श्रुत्वागुरोस्तुशरणंगताम् ॥
चुक्रोधस्मरबाणार्त्तस्तमांगीरसमाशुवै ॥१॥

વ્યાસ કહે છે:-કામદેવનાં બાણોથી પીડાએલો નહુષ ઇંદ્રાણીને બૃહસ્પતિના શરણમાં રહેલી સાંભળી તુરત બૃહસ્પતિ ઉપર ક્રોધાક્રાંત થયો.[૧] તેણે દેવતાઓને કહ્યું કેઃ-"બૃહ-

સ્પતિએ મૂર્ખતાથી ઇંદ્રાણીને પોતાના ઘરમાં રાખી છે એમ મારા સાંભળવામાં આવ્યું છે, એટલા માટે હું બૃહસ્પતિને મારી નાખીશ."[૨] આ પ્રમાણે તે દુષ્ટ નહુષને કોપ પામેલો જોઈ ઋષિઓએ અને દેવતાઓએ તેને સામપૂર્વક વચન કહ્યું[૩] કેઃ—" હે રાજેંદ્ર ! હે સ્વામી ! ક્રોધને શમાવો અને પાપબુદ્ધિ છોડી દો. ધર્મ-શાસ્ત્રોમાં પરસ્ત્રીનું મર્દન કરવાની ઘણી નિંદા લખી છે.[૪] પતિવ્રતા અને સૌભાગ્યવાળી ઇંદ્રાણી પોતાનો પતિ જીવતાં છતાં બીજાને પતિ કેમ કરે ?[૫] હે પ્રભુ ! તમે હમણાં ત્રૈલોક્યના સ્વામી અને ત્રૈલોક્યની મર્યાદા રાખનારા ઠરેલા છો, તો તમારા જેવાજ જો અધર્મને માર્ગે ચાલે તો પ્રજાનો અવશ્ય નાશ થઈ જાય.[૬] સમર્થ પુરૂષે સર્વથા શિષ્ટાચારનું રક્ષણ કરવું જોઇએ; આ લોકમાં ઇંદ્રાણી જેવી બીજી સેંકડો અપ્સરાઓ છે.[૭] પ્રીતિ એજ શૃંગારનું કારણ છે, એમ મહાત્માઓ કહે છે. બળાત્કાર કરવાથી રસની હાનિજ થાય છે.[૮] હે રાજાઓમાં ઉત્તમ ! સ્ત્રી તથા પુરૂષ એ બન્નેને સરખો પ્રેમ હોય તો તેથી બન્નેને સુખની પ્રાપ્તિ થાય છે.[૯] હે દેવતાઓના ઇંદ્ર ! આ કારણને લીધે પરસ્ત્રીના સમાગમની ઇચ્છા છોડી દો અને પવિત્ર મન રાખો. તમને મોટી પદવી મળી છે.[૧૦] હે રાજા ! પાપથી સમૃદ્ધિનો ક્ષય થાય છે અને પુણ્યથી વધારો થાય છે, એટલા માટે પાપને છોડી દઇને સારી બુદ્ધિ રાખો.[૧૧]

નહુષ કહે છેઃ—હે દેવતાઓ ! ઇંદ્રે ગૌતમની સ્ત્રીને ભોગવી અને ચંદ્રમાએ બૃહસ્પતિની સ્ત્રીને ભોગવી ત્યારે તમો ક્યાં ગયા હતા?[૧૨] લોકો બીજાઓને ઉપદેશ કરવામાં ડાહ્યા થાય છે. બીજાને કહેવા પ્રમાણે પોતે પાળનારો પુરૂષ તો દુર્લભ છે.[૧૩] હે દેવતાઓ ! ઇંદ્રાણી મારી પાસે આવવીજ જોઇએ. એ આવવાથી તમારૂં ઘણું હિત થશે અને ઇંદ્રાણીને પણ પરમ સુખ મળશે.[૧૪] ઇંદ્રાણી મારી પાસે આવ્યા વિના હું કોઈ રીતે રાજી નહિ થાઉં. આ વાત તમને સાચી કહું છું એટલા માટે વિનયથી અથવા બળથી પણ તેને અહીં તુરત પહોંચાડો.[૧૫]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નહુષનું વચન સાંભળી બહુજ ત્રાસ પામેલા દેવતાઓ તથા મુનિઓએ કામદેવથી આતુર થએલા તે રાજાને કહ્યું[૧૬] કેઃ—"ઇંદ્રાણીને વિનયથી સમજાવીને તમારી પાસે લાવીશું." આમ બોલીને તેઓ સર્વે બૃહસ્પતિને ઘેર ગયા.[૧૭] ત્યાં જઈ દેવતાઓએ હાથ જોડીને બૃહસ્પતિને કહ્યું કેઃ-"અમો જાણીએ છીએ કે ઇંદ્રાણી શરણાગત થઈને તમારે ઘેર આવેલ છે, તોપણ હવે એ ઇંદ્રાણી નહુષને સોંપી દેવા યોગ્ય છે. કારણ કે આપણે તેને ઇંદ્ર કરેલો છે. એ સુંદરી ભલે નહુષને પતિ કરે."[૧૮-૧૯] આ દારૂણ વચન સાંભળીને બૃહસ્પતિએ દેવતાઓને કહ્યું કેઃ-"ઇંદ્રાણી સતી છે અને મને શરણાગત થએલ છે માટે હું તેનો ત્યાગ કરીશ નહિ."[૨૦] દેવતાઓએ કહ્યું કેઃ— "એમ હોય તો બીજો કોઈ ઉપાય કરવો જોઇએ કે જેથી તે નહુષ રાજી થાય. જો નહુષ કોપ કરશે તો તેને કોઈ રીતે સમજાવી શકાશે નહિ."[૨૧] બૃહસ્પતિએ કહ્યું કેઃ-"ઇંદ્રાણીએ, તે રાજાની પાસે જઈ તેને વચનોથી બહુજ લલચાવીને બોલી કરવી કે 'મારો પતિ મરણ પામેલો જાણવામાં આવે તો હું તમારી સ્ત્રી થાઉં, પણ પતિ જીવતો હોય તો હું બીજાને શી રીતે પતિ કરી શકું ? માટે ઇંદ્રને શોધવાસારૂ મારે જવું જોઈએ.'[૨૨,૨૩] આ પ્રમાણે બોલી કરી તે રાજાને ઠગીને પછી તેણે મારા કહેવા પ્રમાણે પતિને લાવવાને યત્ન કરવો."[૨૪] આ પ્રમાણે વિચાર કરી બૃહસ્પતિ આદિ સર્વે દેવતાઓ

ઇંદ્રાણીને સાથે લઈને નહુષની પાસે ગયા.[૨૫] નવો ઇંદ્ર થએલો નહુષ તેઓને આવેલા જોઈને રાજી થયો. વળી ઇંદ્રાણીને જોઈ વધારે રાજી થઇને તેણે તેને કહ્યું[૨૬] કેઃ-"હે સુંદરિ! હે સુંદર નેત્રવાળી! હમણાં હું ઇંદ્ર છું માટે તું મારી સેવા કર. દેવતાઓએ મને પૂજ્ય માનીને સર્વ લોકનો સ્વામી ઠરાવ્યો છે."[૨૭] નહુષે આ પ્રમાણે કહેતાં ધ્રુજતાં અને લજાએલાં ઇંદ્રાણીએ તેને કહ્યું કેઃ—"હે રાજા! હે દેવતાઓના સ્વામી! હું તમારી પાસેથી કાંઈક વરદાન લેવાને ઈચ્છું છું.[૨૮] થોડાક સમયની વાટ જુવો કે હું જેટલામાં નિશ્ચય કરી લઉં. ઇંદ્ર જીવે છે કે નહિ એ વાતનો મારા મનમાં સંદેહ છે તો એ સંદેહનું નિરાકરણ કર્યા પછી મનમાં નિશ્ચય કરીને હું તમારી સ્ત્રી થઈશ. આ હું સત્ય વચન બોલું છું;[૨૯,૩૦] માટે ત્યાંસુધી ક્ષમા કરો. ઇંદ્ર મરણ પામેલ છે કે કોઈ સ્થળમાં ગએલ છે એ વાત હજી જાણવામાં આવી નથી."[૩૧] ઇંદ્રાણીએ આ પ્રમાણે કહેતાં નહુષ રાજી થયો અને તેણે તે વાતની હા પાડીને ઇંદ્રાણીને આજ્ઞા દીધી. રાજાએ છોડી દેતાં સતી ઇંદ્રાણીએ તુરત દેવતાઓની પાસે જઈને તેઓને કહ્યું[૩૨] કેઃ—"હે દેવતાઓ! તમો ઉદ્યમમાં મંડીને ઇંદ્રને લાવવાનો યત્ન કરો." હે જનમેજયરાજા! ઇંદ્રાણીનું એ પવિત્ર અને સારવાળું વચન સાંભળીને દેવતાઓએ એકાગ્ર થઈને ઇંદ્રને વાસ્તે વિચાર કર્યો અને વિચાર કરીને સર્વે વૈકુંઠલોકમાં ગયા.[૩૩ ૩૪] ત્યાં જઈ ઉદ્વેગવાળા દેવતાઓએ જગતના નાથ અને ભક્તવત્સલ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કર્યા પછી ચાતુરીથી કહ્યું[૩૫] કેઃ—"હે દેવના દેવ! હે ભગવાન! બ્રહ્મહત્યાથી પીડાએલો દેવતાઓનો પતિ ઇંદ્ર કોઈપણ પ્રાણીના દેખવામાં ન આવે એવી રીતે કોઈ સ્થળમાં રહેલ છે.[૩૬] તમે આપેલી સલાહ પ્રમાણે તેણે વૃત્રાસુરને માર્યો અને તેથી તેને બ્રહ્મહત્યા લાગી છે માટે હવે તેની અને અમારી ગતિરૂપ તમે છો.[૩૭] બહુજ કષ્ટમાં પડેલા અમ લોકોનું પાલન કરો અને તેના છુટકારાનો ઉપાય કહો." આ પ્રમાણે દેવતાઓનું દીન વચન સાંભળીને વિષ્ણુએ કહ્યું[૩૮] કેઃ—"ઈંદ્રે પાપની નિવૃત્તિને વાસ્તે અશ્વમેધ યજ્ઞ કરવો. અશ્વમેધના પુણ્યથી પવિત્ર થઈને ઈંદ્ર પાછો નિર્ભય રીતે દેવતાઓનું ઈંદ્રપણું પામશે. શ્રી જગદંબા દેવી અશ્વમેધથી સંતુષ્ટ થઇને બ્રહ્મહત્યા આદિ પાપોનો નાશ કરશે, એમાં સંશય નથી. દેવીના સ્મરણમાત્રથીજ પાપના સમૂહ નાશ પામે છે, ત્યારે તેમની પ્રીતિને-વાસ્તે કરેલા અશ્વમેધથી પાપો નાશ પામે એમાં તો શુંજ કહેવું? ઇંદ્રાણીએ નિત્ય જગદંબાનું પૂજન કરવું.[૩૯-૪૨] જગદંબાનું આરાધન ઇંદ્રાણીને સુખ આપશે. હે દેવતાઓ! નહુષ પણ જગદંબાની માયાથી મોહ પામેલો છે માટે તે પોતેજ કરેલા પાપથી તુરત નાશ પામશે. ઇંદ્ર અશ્વમેધ યજ્ઞના પ્રભાવથી પવિત્ર થઇને થોડા કાળમાં પોતાના સર્વોત્તમ આસનને પામશે." અપાર તેજવાળા વિષ્ણુનું આ શુભ વચન સાંભળીને દેવતાઓ જે સ્થળમાં ઇંદ્ર નિરંતર રહેતો હતો તે સ્થળમાં ગયા. બૃહસ્પતિ આદિ દેવતાઓએ તેની આશ્વાસના કરીને તેની પાસે અશ્વમેધ નામનો મોટો યજ્ઞ કરાવ્યો. પછી ઇંદ્રે પોતાની બ્રહ્મહત્યાના ભાગ કરીને તે ભાગો વૃક્ષ, નદી, પર્વત, પૃથ્વી અને સ્ત્રીઓમાં નાખ્યા. બ્રહ્મહત્યાના ભાગ નોખનોખા પદાર્થોમાં નાખી દેતાં તે પાપથી મુક્ત થએલો અને તાપથી રહિત થએલો ઇંદ્ર પોતાના ભાગ્યોદયની વાટ જોતાં કોઈ પ્રાણીના જોવામાં ન આવે એવી રીતે જળની અંદર કમ-

ળના નાળમાંજ રહ્યો.[४३-४९] એ અદ્ભુત કામ કરી તે સ્થળમાંથી નીકળીને દેવતાઓ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. દુઃખ પામેલાં અને વિરહથી આતુર થએલાં ઇંદ્રાણીએ બૃહસ્પતિને કહ્યું[૫૦] કેઃ-"મારો સ્વામી ઇંદ્ર યજ્ઞ કર્યો છતાં પણ હજી કેમ અદૃશ્ય રહે છે? હે મહારાજ! હું ઇંદ્રને જેથી દેખું એવો ઉપાય મને કહો.[૫૧]

બૃહસ્પતિ કહે છેઃ–હે ઇંદ્રાણિ! તું ભગવતી જગદંબાનું આરાધન કર, એટલે એ દેવી તારા નિષ્પાપ થયેલા પતિને દેખાડશે અને પ્રસન્ન થવાથી નહુષને મોહ ઉપજાવીને તેને સ્થાનમાંથી ભ્રષ્ટ કરશે.[૫૨-૫૩]

વ્યાસ કહે છેઃ–બૃહસ્પતિએ આ પ્રમાણે કહેતાં ઇંદ્રાણીએ તે ગુરૂના મુખથી દેવીના સાધન સહિત મંત્રનો વિધિ સહિત ઉપદેશ લીધો.[૫૪] ગુરૂની પાસેથી ભુવનેશ્વરીના મંત્રરૂપ વિદ્યા પામીને ઇંદ્રાણીએ શુભ બળિ, પુષ્પ અને અર્ચનોથી ભગવતીનું સારી રીતે આરાધન કરવા માંડ્યું.[૫૫] પતિના દર્શનની ઈચ્છાવાળાં ઇંદ્રાણી સઘળી ભોગની સામગ્રીનો ત્યાગ કરી તપસ્વીનો વેશ ધરીને પૂજન કરવા લાગ્યાં હતાં.[૫૬] કેટલેક કાળે ભુવનેશ્વરીએ પ્રસન્ન થઇને તેમને પ્રત્યક્ષ દર્શન દીધું. વરદાન દેનારાં, બ્રહ્માથી તે કીટપર્યંત જગતને ઉત્પન્ન કરનારાં, કરૂણારૂપી અમૃતના સમુદ્રરૂપ, અનંત કોટિ બ્રહ્માંડોને ચલાવનારાં, સર્વનાં ઈશ્વરી, સર્વને જાણનારાં અને સાક્ષાત્ પરબ્રહ્મરૂપ એ જગદંબાનું રૂપ ઘણું સૌમ્ય હતું. હંસ ઉપર બેઠાં હતાં, કરોડ સૂર્યોની પેઠે પ્રકાશતાં હતાં. કરોડ ચંદ્રમાના જેવાં અત્યંત શીતળ હતાં, કરોડ વિજળીઓની પેઠે શોભતાં હતાં. ચાર દિશામાં ચાર વેદ સ્તુતિ કરતા હતા.[૫૭-૫૮] પોતાના હસ્તોથી પાશ, અંકુશ, અભય અને વર ધર્યાં હતાં. પગસુધી લાંબી સ્વચ્છ મોતીની માળા પહેરી હતી.[૫૯] મુખારવિંદ પ્રસન્ન અને હસતું હતું. ત્રણ નેત્ર શોભી રહ્યાં હતાં અને શાંતિ આદિ મોક્ષદાયક અનેક રસોથી તેમનાં બે સ્તન ભરપૂર દેખાતાં હતાં. પ્રસન્ન થએલાં અને મેઘના સરખા ગંભીર શબ્દથી બહુજ આનંદ આપતાં એ જગદંબાએ કલ્યાણના ઉદ્યમમાં લાગેલાં ઈંદ્રાણીને નીચે પ્રમાણે કહ્યું.[૬૦-૬૨]

દેવી કહે છેઃ–હે સુંદરિ! હે ઇંદ્રાણિ! વરદાન માગ. તેં મારી ઘણી પૂજા કરી તેથી પ્રસન્ન થઇને હું વરદાન દેવા આવી છું માટે હમણાં જે માગે તે આપું. મારૂં દર્શન સહજ મળતું નથી પણ અનેક કરોડ જન્મોમાં કરેલાં પુણ્યોના સમૂહોથી મળે છે.[૬૩-૬૫]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે જગદંબાનાં વચન સાંભળી તેમની પાસે નમેલાં ઇંદ્રાણીએ પ્રસન્ન થએલાં તે પરમેશ્વરી ભગવતીને કહ્યું કેઃ—"હે મા! મારા પતિનું દર્શન કે જે અત્યંત દુર્લભ થઇ પડ્યું છે તે હું માગું છું અને નહુષથી થએલા ત્રાસના નાશને ઇચ્છું છું. મારો પતિ પાછો પોતાની પત્નીને પ્રાપ્ત થાય તે જોવાને પણ ઇચ્છું છું." આ પ્રમાણે ઇંદ્રાણીનાં વચન સાંભળી જગદંબાએ તેને કહ્યું કેઃ-"હે ઇંદ્રાણિ! આ મારી દૂતીની સાથે તું સુંદર માનસ સરોવરમાં જા.[૬૬-૬૭] એ સ્થળમાં મારી'વિશ્વકામા' નામની અચળ મૂર્ત્તિ છે. ત્યાં નહુષના ભયથી દુઃખિત અને વિહ્વળ થએલો તારો પતિ તારા જોવામાં આવશે.[૬૮] હે મોટાં નેત્રવાળી! હું કેટલાક કાળ પછી નહુષ રાજાને મોહ પમાડીને જે તારી બીજી ઇચ્છા છે તે પણ પરિપૂર્ણ કરીશ.[૬૯] તું નિશ્ચિંત રહે. એ રાજાને મોહ પમાડીને હું ઇંદ્રાસનથી ભ્રષ્ટ કરીશ." પછી જગદંબાની દૂતીએ મહા સમર્થ ઇંદ્રાણીને લઈને તેના પતિની પાસે પહોંચાડી દીધાં.[૭૦] ગુપ્ત રહેલો પોતાનો ઉત્તમ સ્વામી

ઇંદ્ર, કે જેના દર્શનની ઘણો કાળ થયાં ઇચ્છા હતી તેને જોઇને ઇંદ્રાણી રાજી થયાં.[૭૧]

साद्दष्ट्वातंपतिंबालासुरेशंगुप्तसंस्थितम् ॥
मुदिताभूद्वरंवीक्ष्यबहुकालाभिवांछितम्॥७१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ૫ષ્ઠ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮

# અધ્યાય ૯ મો.

## નહુષ રાજાને બ્રાહ્મણનો શાપ

### વ્યાસ ઉવાચ

तांवीक्ष्य विपुलापांगीं रहः शोकसमान्विताम् ॥
आखंडलः प्रियां भार्यां विस्मितश्चाब्रवीत्तदा ॥

વ્યાસ કહે છેઃ—મોટાં નેત્રવાળી તે પ્યારી સ્ત્રીને શોકથી ઘેરાએલી જોઈને વિસ્મય પામેલા ઇંદ્રે તે સમયે તેને એકાંતમાં કહ્યું[૧] કેઃ—"હે પ્યારી! હે સુંદર મ્હોડાવાળાં! તમે અહીં શી રીતે આવ્યાં? હું કે જે કોઈના જાણવામાં ન આવે એવી રીતે અહીં ગુપ્ત રહ્યો છું તે તમારા જાણવામાં શી રીતે આવ્યો?"[૨]

ઈંદ્રાણી કહે છેઃ—હે સ્વામી! હે સ્વર્ગના અધિપતિ! તમે અહીં રહ્યા છો, એમ દેવીની કૃપાથી મારા જાણવામાં આવ્યું અને એમનીજ કૃપાથી હું તમારી પાસે આવી છું.[૩] દેવતાઓ અને મુનિઓએ નહુષ નામના રાજર્ષિને તમારા આસન ઉપર સ્થાપ્યો છે અને તે મને નિરંતર દુઃખ દે છે. હે બળદૈત્યને મારનારા! એ પાપી નહુષ મને કહે છે કેઃ—"હે સુંદરિ! હું કે જે દેવતાઓનો અધિપતિ ઈંદ્ર છું તેને તું પતિ કર." હવે મારે શું કરવું?[૪.૫]

ઇંદ્ર કહે છેઃ—હે સુંદરિ! હું દૈવની ઈચ્છાથી સમયની વાટ જોઇ મનને સ્થિર રાખીને અહીં બેઠો છું, તો તે પ્રમાણે તમે પણ પોતાના મનને સ્થિર કરો.[૬]

વ્યાસ કહે છેઃ—ધણી પ્રશંસા કરતા ઇંદ્રનાં આ પ્રમાણે વચન સાંભળી ધ્રુજતાં, અતિ દુઃખિત અને નિસાસા મૂકતાં ઇંદ્રાણીએ તેને કહ્યું[૭] કેઃ-"હે ભાગ્યશાળી! મારાથી મન સ્થિર રાખીને શીરીતે રહી શકાય? કેમકે મદોન્મત્ત અને વરદાનથી ગર્વ પામેલો એ પાપી નહુષ મને પોતાના સ્વાધીનમાં કરી લેશે.[૮] તેના ભયથી વ્યાકુલ થએલા સર્વે દેવતા અને મુનિઓ તો મને કહી ચૂકયા કેઃ—"હે સુંદરિ! કામદેવથી આતુર થએલો નહુષ ઇંદ્રની પદવી ઉપર છે માટે તું તેની સેવા કર."[૯] હે શત્રુઓને હણનાર! એક બૃહસ્પતિ મારા પક્ષમાં છે, પણ તે બ્રાહ્મણ હોવાથી નિર્બળ છે અને તેનો દેવતાઓમાંથી સ્વાર્થ છે તેથી એ મારી સર્વદા રક્ષા શી રીતે કરશે?[૧૦] આ કારણને લીધે મને મોટી ચિંતા થાય છે. હું સ્ત્રી હોવાથી જાતે પરતંત્ર છું અને વળી દૈવ પ્રતિકુલ હોવાથી અનાથ થઈ ગએલી છું તો મારાથી પરિણામે શું બની શકશે?[૧૧] હું કુલટા સ્ત્રી નથી પણ તમારામાંજ ચિત્ત રાખનારી મહાપતિવ્રતા છું. સ્વર્ગમાં મારૂં શરણ કોઈ નથી કે જે મારૂં દુઃખમાંથી રક્ષણ કરે.[૧૨]

ઇંદ્ર કહે છેઃ—હે સુંદર મ્હોડાવાળાં! હું તમને એક ઉપાય કહું છું તે કરો કે જેથી આવા સંકટના સમયમાં તમારા શીલનું રક્ષણ થશે.[૧૩] સ્ત્રીજાતિ કે જે કામદેવથી ભેદાએલા ચિત્તવાળી અને અત્યંત ચંચલ હોય છે તેનું પતિવ્રતાપણું બીજો કોઈ કરોડ ઉપાયોથી રાખવા જાય તોપણ રહેતું નથી.[૧૪] સ્ત્રીઓનું પતિવ્રતાપણું તો તેઓનું શીલ સારૂં હોય તો તેથીજ રહે છે, માટે હે સુંદર હાસ્યવાળાં! તમે પોતાના શીલના આશ્રયથી સ્થિર રહો.[૧૫] એ ખળ નહુષ રાજા જ્યારે બલાત્કારથી તમારૂં આકર્ષણ કરવા માગે ત્યારે તમે કોઈના જાણવામાં ન આવે એવો પ્રપંચ કરીને

તેને ઠગી લેજો.[16] એકાંતમાં તેની પાસે જઇને તમે કહેજો કેઃ-"હે જગતનાપતિ ! તમે ઋષિઓએ ઉપાડેલા દિવ્ય વાહનમાં બેસીને મારી પાસે આવશો તો હું તમને ખુશીથી સ્વાધીન થઈશ, એવો મેં નિયમ કર્યો છે." હે સુંદરિ ! તમે આ પ્રમાણે કહેશો એટલે મોહ પામેલો તે રાજા, કામાંધપણાથી ઋષિઓને પોતાના વાહનમાં જોડશે અને એમ કરતાં કોઈ ઋષિ અવશ્ય તેને શાપથી બાળી દેશે.[17–19] જગદંબા તમારી સહાયતા કરશે એમાં સંશય નથી. જગદંબાના ચરણનું સ્મરણ કરનારને કદી સંકટ રહે નહિ.[20] કદાચ જો સંકટ થાય તોપણ તે પરિણામે કલ્યાણને વાસ્તેજ થાય છે, એમ સમજવું. એટલા માટે તમે ગુરુનાં વચન પ્રમાણે મણિદ્વીપમાં રહેનારાં ભુવનેશ્વરીનું સર્વ પ્રયત્નથી ભજન કરો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી તે પ્રમાણે કરવાની હા પાડી, બહુજ વિશ્વાસ પામેલાં ઇંદ્રાણી ભવિષ્યના શુભને વાસ્તે સજ્જ થઈને નહુષની પાસે ગયાં. ઇંદ્રાણીને આવ્યાં જોઈ રાજી થએલા નહુષે તેમને કહ્યું[21–23] કેઃ-"હે સત્ય બોલનારી કામિની ! તું ભલે આવી ! હું તારે આધીન-દાસ છું એમ સમજવું. સત્યની મર્યાદા પ્રમાણે પોતાનું વચન પાળવા સારૂ તું મારી પાસે આવી તેથી હું રાજી થયો છું. હે થોડબોલી ! હે સુંદર હાસ્યવાળી ! તારે કોઈ રીતે લજાવું નહિ. હું કે જે તારો ભક્ત છું તેનો સ્વીકાર કર.[24.25] હે મોટાં નેત્રવાળી ! જો તારે કોઈ કામ કરાવવાની ઈચ્છા હોય તો તે મને કહે એટલે હું તે કામ કરીને તને રાજી કરીશ."[26]

ઇંદ્રાણી કહે છેઃ—હે નવા ઇંદ્ર ! હે પ્રભુ ! હે દેવ ! હમણાં મારા ચિત્તમાં એક મનોરથ છે તે મારા ધાર્યા પ્રમાણે તમે સિદ્ધ કરો એટલે તમે મારાં સઘળાં કામ કરી દીધાં માનીશ. એ કામ થયા પછી હું તમારે સ્વાધીન થઈશ. મારા મનમાં જે ઉત્સાહ છે તે કહું છું તે પ્રમાણે તમારે કરી દેવું જોઇએ.

નહુષ કહે છેઃ—હે ચંદ્ર સરખા મુખવાળી! જે કામ હોય તે કહે. હું તારા ધાર્યા પ્રમાણે કરી આપીશ. જે વસ્તુ અલભ્ય હશે તે પણ હું તને આપીશ. સુખેથી બોલ.

ઇંદ્રાણી કહે છેઃ—હે રાજેંદ્ર ! મને તમારો વિશ્વાસ આવતો નથી તેથી હું કેમ બોલું ? જગતમાં બોલ્યું પાળનારા રાજાઓ મળતાજ નથી માટે તમે મારૂં પ્રિય કરી દેવાના શપથ લો.[27–30] તમને સત્યરૂપી પાશમાં બંધાએલા જાણ્યા પછી જે મારે કહેવાનું છે તે કહીશ. હે ઇંદ્ર ! જો એ કામ કરશો તો પછી હું તમારા વશમાં રહીશ, એ મારૂં સત્ય વચન માનજો.

નહુષ કહે છેઃ—હે સુંદરિ ! હું યજ્ઞ તથા દાનથી થએલા પુણ્યના શપથ લઈને કહું છું કે તારૂં વચન મારે અવશ્ય પાળવું.[31–33]

ઇંદ્રાણી કહે છેઃ—ઇંદ્રને હાથી, ઘોડા તથા રથનું, વિષ્ણુને ગરૂડનું, યમને પાડાનું, શંકરને પોઠીઆનું, બ્રહ્માને હંસનું, કાર્તિકેયને મોરનું અને ગણેશને ઉંદરનું વાહન છે; તો એ પ્રમાણે તમારે પણ કાંઈક વાહન હોવું જોઇએ, અને તે વાહન એવું અપૂર્વ હોવું જોઇએ કે જેવું વિષ્ણુ, રૂદ્ર, અસુરો કે રાક્ષસોને પણ ન હોય એમ હું ઈચ્છું છું. હે ઇંદ્ર ! હે મહારાજ ! તીક્ષ્ણ નિયમો પાળનારા ઋષિઓ તમારી પાલખી ઉપાડે એવી મારા મનમાં ઈચ્છા છે.[34–36] હે રાજા ! તમે સર્વ દેવથી આધક છો એમ જાણું છું અને વળી એવા વાહનથી તમારા તેજની વૃદ્ધિ થાય એમ હું ખરી કાળજીથી ઈચ્છું છું.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઇંદ્રાણીનું વચન સાંભળીને એ મૂર્ખ રાજા હરખ્યો.[૩૭-૩૮] જગદંબાએ કરેલા મોહથી મૂઢ થએલા તે રાજાએ તુરત ઇંદ્રાણીનાં વખાણ કરીને નીચે પ્રમાણે કહ્યું.[૩૯]

નહુષ કહે છેઃ—હે પાતળી! હે સારા કેશવાળી! તેં મારા સુંદર વાહન વિષે સાચું કહ્યું. તારૂં વચન હું સર્વથા પાળીશ.[૪૦] હે સુંદરિ! મુનિઓને જે ધણી વાહનરૂપ કરે તે થોડા પરાક્રમવાળો ગણાય નહિ એટલા માટે હું એવા વાહનપર બેસીને તારી પાસેઆવીશ[૪૧] મને ત્રણે લોકમાં તપથી અધિક અને સમર્થ જાણીને સઘળા સપ્તર્ષિઓ તથા દેવર્ષિઓ પણ ઉપાડશે.[૪૨]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે કહી રાજી થએલા નહુષે ઇંદ્રાણીને આજ્ઞા આપતાં કામાતુરપણાનેલીધે તુરત મુનિઓને બોલાવીને તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૪૩]

નહુષ કહે છેઃ—હે બ્રાહ્મણો! હું હમણાં સર્વ શક્તિવાળો ઇંદ્ર છું માટે તમો અભિમાન છોડી દઈને મારૂં કામ કરો.[૪૪] મને ઇંદ્રાસન મળ્યું છે પણ ઇંદ્રાણી મારી પાસે આવતી નથી. મે ઈંદ્રાણીને બોલાવતાં તેણે પ્રેમપૂર્વક કહ્યું[૪૫] કે:—'હે ઇંદ્ર! હે દેવતાઓના અધિપતિ! હે મહારાજ! મુનિઓને વાહનરૂપ કરીને મારી પાસે આવો અને મને રાજી કરો.'[૪૬] હે ઉત્તમ મુનિઓ! મારે આ ભારે મોટું કામ પડયું છે, તે તમોએ દયા કરીને સર્વથા કરવું.[૪૭] ઇંદ્રની સ્ત્રીમાં પ્રવર્ત્તાએલા મારા મનને કામદેવ બાળે છે, તો હવેઆ કામમાં મારા શરણરૂપ તમે છો, માટે આ અદ્ભુત કામ કરો.[૪૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નહુષનું નીચ વચન સાંભળીને પણ ભાવિને લીધે તે અગસ્ત્ય આદિ મોટા ઋષિઓએ કૃપાથી તે પ્રમાણે કરવાનું સ્વીકાર્યું.[૪૯] તત્વવેત્તા મુનિઓએ તે વાતનો અંગીકાર કરતાં જેનું મન ઇંદ્રાણીમય થઈ ગયું હતું એવો નહુષરાજા બહુજ રાજી થયો[૫૦] અને પછી તે મુનિઓએ ઉપાડેલી પાલખીમાં બેસીને ચાલ્યો. દિવ્ય મુનિઓને વાહનરૂપ કરીને જતા મૂઢ નહુષે કામાતુરપણાનેલીધે ઉતાવળ થવાથી લોપામુદ્રાના પતિ અને તપસ્વિઓમાં ઉત્તમ અગસ્ત્ય મુનિને સર્પ, સર્પ (ચાલ, ચાલ), એમ કહીને માથામાં પગ માર્યો. અગસ્ત્ય મુનિ કે જેણે વાતાપિ દૈત્યનું ભક્ષણ કર્યું હતું તથા સમુદ્રને પણ સૂકાવી નાખ્યો હતો તેમના માથામાં પાટુ મારવા ઉપરાંત તેણે તેમને ચાબકો પણ માર્યો.[૫૧-૫૩] કામદેવનાં બાણોથી પીડાએલો અને જેનું ચિત્ત ઇંદ્રાણીમાં લાગી રહ્યું હતું એવા નહુષે 'સર્પ,સર્પ' એમ બોલીને પાટુ મારતાં તથા ચાબકો મારતાં ક્રોધ પામેલા અગસ્ત્ય મુનિએ તેને શાપ દીધો[૫૪] કે "હે દુષ્ટ! તું વનમાં ભયંકર શરીરવાળો મોટો સર્પ થઈ જા અને એ યોનિમાં હજારો વર્ષસુધી ભારે દુઃખ ભોગવ. ઘણાં વર્ષોસુધી પોતાની શક્તિથી વનમાં ફરતાં જ્યારે તું યુધિષ્ઠિર રાજાને દેખીશ અને તેમના મ્હોડાથી પ્રશ્નોના ઉત્તર સાંભળીશ ત્યારે સર્પની યોનિથી તારો છુટકારો થશે અને પાછી સ્વર્ગની પ્રાપ્તિ થશે." આ પ્રમાણે અગસ્ત્ય મુનિએ શાપ દેતાં તે રાજા તેમને પ્રણામ કરીને તુરત સ્વર્ગમાંથી પડયો અને અજગરરૂપ થઇ ગયો. પછી બૃહસ્પતિએ તુરત માનસ સરોવરમાં જઈને તે સઘળી વાત ઇંદ્રની પાસે વિસ્તારથી કહી, સ્વર્ગમાંથી નહુષ રાજાનું પતન થવા આદિ વૃત્તાંત સાંભળી રાજી થઇને ઈંદ્ર ત્યાંજ રહ્યો. સર્વે દેવતા અને મુનિઓ નહુષ રાજાને પૃથ્વીમાં પડેલો જોઇ

માનસસરોવરમાં ગયા કે જ્યાં ઇંદ્ર રહ્યો હતો. તે સમયે મુનિઓસહિત સર્વ દેવતાઓ ઇંદ્રની આશ્વાસના કરી તેને માનપૂર્વક સ્વર્ગમાં લાવ્યા. ત્યાં આવેલા ઇંદ્રને મુનિઓ અને દેવતાઓએ સિંહાસનપર બેસાડીને મંગળકારી રાજ્યાભિષેક કર્યો. ઇંદ્ર સ્વર્ગલોકમાં પોતાનું સિંહાસન પામીને પ્રેમવાળાં ઇંદ્રાણીની સાથે સુંદર નંદનવનમાં રમવા લાગ્યો. યથેષ્ટ રૂપ ધરનારા મહામુનિ વિશ્વરૂપને મારવાથી ઇંદ્રને આ પ્રમાણે પરમ દારૂણ દુઃખ પ્રાપ્ત થયું હતું અને જગદંબાની કૃપાથી પાછી પોતાના સ્થાનકની પ્રાપ્તિ થઇ હતી.[૫૫-૬૫] હે જનમેજય રાજા! વૃત્રાસુરના વધ સંબંધી જે તમે પ્રશ્ન કર્યો હતો તેના ઉત્તરમાં આ સઘળી ઉત્તમ કથા મેં તમને કહી સંભળાવી.[૬૬] જીવ જેવું કર્મ કરે તેવું ફળ પામે છે. જે શુભ અથવા અશુભ કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવું જ પડે છે.[૬૭]

यादृशं कुतेकर्मतादृशंफलमाप्नुयात् ॥
अ श्यमेवभोक्तव्यं तंकर्मशुभाशुभम् ॥६७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ૫૪ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯

## अध्याय १० मो. ત્રિવિધ કર્મ સ્વરૂપ

जनमेजय उवाच

कथितंचारितंब्रह्मन्शक्रस्याद्भुतकर्मणः ॥
स्थानभ्रंशस्तथादुःखमाप्तिरुक्ताविशे तः॥१॥

જનમેજય પૂછે છેઃ-હે મહારાજ! ઇંદ્ર કે જેણે બ્રહ્મહત્યારૂપ કર્મ અદ્ભુત રીતે કર્યું તેનું ચરિત તમે કહ્યું અને તેમાં તેના સ્થાનભ્રંશની તથા તેને દુઃખ પ્રાપ્ત થયાની કથા વિશેષપૂર્વક કહી;[૧] પરંતુ આ વિષયમાં મને સંદેહ ઉત્પન્ન થયો છે. મહા તપસ્વિ ઇંદ્રને જેથી દુઃખનો નાશ થઇ જાય એવું દેવરાજ્ય મળ્યું તે છતાં પણ તેને દુઃખ ભોગવવું પડયું એ આશ્ચર્ય છે. હે કરૂણાના ભંડાર રૂપ! ઇંદ્રે સો અશ્વમેધ યજ્ઞ કરેલા તેથી તેને સર્વોત્તમ સ્થાન અને દેવતાઓનું સ્વામીપણું મળ્યું હતું, તો તે સ્થાન ભોગવતાં વચમાંજ તેને ત્યાંથી કેમ ભ્રષ્ટ થવું પડયું? આમ થવાનું જે કારણ હોય તે મને સઘળું કહો.[૨-૪] હે મુનિઓમાં ઉત્તમ! તમે સર્વજ્ઞ છો અને પુરાણના પ્રવર્ત્તાવનાર છો. મહાત્માઓને શ્રદ્ધાવાળા શિષ્યની પાસે ન કહેવા જેવી કોઈ વાત હોતી નથી.[૫] એટલા માટે હે ભાગ્યશાળી! મારો સંદેહ મટાડો. સ્વર્ગ કે જે સો અશ્વમેધના ફળરૂપ છે, તે (સ્વર્ગ પ્રાપ્તિ) વચમાંજ સો અશ્વમેધથી થએલા પુણ્યનો નાશ થયા વિના નષ્ટ થવું નહિ જોઇએ અને કદાચ એ પુણ્ય કરતાં અત્યંત દૃઢ બ્રહ્મહત્યારૂપ પાપ થવાથી વચમાંજ તેનું ફળ થયું એમ કહેવાનું હોય તો એવા પુણ્યના કરનારને બ્રહ્મહત્યારૂપ દુષ્ટ કર્મ કરવામાં પ્રવૃત્તિજ કેમ થઈ? એ સંદેહ રહે છે.

સૂત કહે છેઃ-આ પ્રમાણે જનમેજય રાજાએ પૂછતાં બહુજ પ્રસન્ન થએલા સત્યવતીના પુત્ર વ્યાસે તેને અનુક્રમથી નીચેપ્રમાણે ઉત્તર આપ્યો.

વ્યાસ કહે છેઃ-હે રાજાઓમાં ઉત્તમ! ઈંદ્રને સ્વર્ગ ભોગવવાનું પુણ્ય છતાં વચમાં દુઃખ ઉત્પન્ન થયાનું પરમ અદ્ભુત કારણ કહું છું તે સાંભળો.[૬-૭] તત્વવેત્તાઓમાં ઉત્તમ પુરૂષોએ સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ, એવી રીતે કર્મનાં ત્રણ સ્વરૂપ કહેલાં છે.[૮] આ જન્મથી પહેલાના અનેક જન્મોમાં જે સાત્વિક, રાજસ કે તામસ કર્મો કરવામાં આવ્યાં હોય છે તેઓ સંચિત કહેવાય છે.[૯] શુભ અથવા અશુભ જે સંચિત કર્મ હોય તે ઘણો કાળ વચમાં જતાં પણ નાશ પામતું નથી પણ

જેવું હોય તેવું ને તેવુંજ રહે છે એટલે તે
પાપ–પુણ્યરૂપ કર્મ કાળાંતરમાં અવશ્ય ભોગ-
વવું પડે છે.[૧૦] જુવો એ અનેક જન્મોમાં જે
કર્મો કરેલાં હોય તેઓનો ફળભોગ પ્રાપ્ત ન થયો
હોય ત્યાંસુધી સેંકડો અને કરોડો કલ્પોથી પણ
સર્વથા નાશ થતો નથી.[૧૧] આ વર્ત્તમાન દેહને
પામીને શુભ અથવા અશુભ જે કોઈ કર્મ થાય
તે ક્રિયમાણ કહેવાય છે.[૧૨] આ વર્ત્તમાન દેહનો
આરંભ થવાના સમયમાં કાળ, સંચિત કર્મો-
માંથી કેટલાંક કર્મને એકઠાં કરીને તેઓને આ
દેહમાં ફળ દેવાસારૂ પ્રેરે છે તો એવી રીતે પ્રેરા-
એલાં જે કર્મો હોય તેઓ પ્રારબ્ધ કહેવાય છે.
એ પ્રારબ્ધ કર્મ જ્યારે ભોગવાઈ રહે ત્યારેજ
વર્ત્તમાન દેહનો ક્ષય થાય છે. પ્રાણિઓએ વ-
ર્ત્તમાન દેહથીજ સઘળું પ્રારબ્ધ ભોગવવું પડે
છે એમાં સંશય નથી.[૧૩–૧૫] પ્રારબ્ધ ભોગ-
વાઈ રહ્યા પછી વર્ત્તમાન દેહ પડી જતાં તે
દેહથી થએલાં ક્રિયમાણ કર્મો સંચિત કર્મોમાં
મળી જાય છે અને તેઓમાંથી વળી નવાં
પ્રારબ્ધ બંધાઇને તે ભોગવવાને વાસ્તે બીજો
દેહ પ્રાપ્ત થાય છે અને તે દેહથી વળી ક્રિય-
માણ કર્મો થાય છે. હે રાજેંદ્ર ! આ પ્રમાણે
શુભ અને અશુભ જે કર્મો પૂર્વે કરેલાં હોય તે
અનુક્રમ પ્રમાણે અનેક અવતારોથી ભોગવ-
વાંજ પડે, એ નિશ્ચય છે. દેવ, મનુષ્ય, અસુર,
યક્ષ, ગંધર્વ અને કિન્નર આદિ કોઈને પણ
પોતાનાં કર્મ ભોગવ્યાવિના છુટકો નથી. દેહ
ઉત્પન્ન થવાનું કારણ કર્મજ છે; જો કર્મનો
ક્ષય થઈ ગયો હોય તો પ્રાણિઓને જન્મ થા-
યજ નહિ એમાં કશો સંશય નથી. હે રાજા !
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર તથા ઇંદ્ર આદિ દેવતાઓ,
દાનવો, યક્ષો અને ગંધર્વો આદિ સર્વે જીવ
કર્મોનેજ વશ છે. દેહનો સંબંધ કે જે પ્રાણીને
સુખ–દુઃખના ભોગનું કારણ છે તે, પ્રાણીઓ
જો કર્મોને આધીન ન હોય તો કેમજ થાય,
એટલા માટે અનેક જન્મોથી થએલાં સંચિત
કર્મોમાંથી બંધાએલાં વર્ત્તમાન દેહનાં પ્રાર-
બ્ધોમાંથી કાળને લીધે પાકી ગએલા કોઈ પ્રા-
રબ્ધ કર્મનો જ્યારે વેગ આવે છે ત્યારે તે
કર્મના અનુસારે દેવ અને મનુષ્ય આદિ સ-
ઘળા જીવ પુણ્યવાન ઠરે છે. આ પ્રમાણે છે
માટે જેમ ઇંદ્રને સારાં પ્રારબ્ધના યોગથી સો
અશ્વમેધરૂપ પુણ્ય કર્મ થતાં ઈંદ્રની પદવી મળી
હતી તેમજ દુષ્ટ પ્રારબ્ધના યોગથી બ્રહ્મહ-
ત્યારૂપ પાપ થતાં વચમાં સ્થાનકથી ભ્રષ્ટ પણ
થવું પડયું હતું. નારાયણ અને નર કે જેઓ
ધર્મના પુત્ર હતા તેઓ પણ કર્મના યોગથી
શ્રીકૃષ્ણ અને અર્જુનરૂપે અવતર્યા હતા. શ્રી-
કૃષ્ણ અને અર્જુન નરનારાયણના અંશરૂપ
હતા એ વિષયમાં મુનિઓએ કહેલી પુરાણોની
પીઠિકાજ પ્રમાણભૂત છે.[૧૬–૨૨] વળી બીજું
પ્રમાણ એ છે કે "જેની જેની પાસે અધિક
વૈભવ હોય તે તે પુરૂષને દેવતાઓના અંશરૂપ
સમજવો. જે પુરૂષ ઋષિના અંશરૂપ ન હોય
તેનાથી કાવ્ય થતું નથી, જે પુરૂષ રૂદ્રના
અંશરૂપ ન હોય તેનાથી રૂદ્રનું પૂજન થતું
નથી.[૨૩] જે પુરૂષ દેવના અંશરૂપ ન હોય તે-
નાથી અન્નદાન થતું નથી અને જે પુરૂષ વિ-
ષ્ણુના અંશરૂપ ન હોય તેનાથી રાજ્ય થતું
નથી એમ કહેવાય છે." હે રાજા ! ઇંદ્રમાંથી
પ્રભુતા, અગ્નિમાંથી પ્રતાપ, યમમાંથી કોપ,
વિષ્ણુમાંથી પરાક્રમ અને કુબેરમાંથી ઉદારતા
લઇને મોટા પુરૂષોનાં શરીર બનાવવામાં આવે
છે એવો નિશ્ચય છે.[૨૪,૨૫] લોકમાં જે કોઇ
બળવાન, ભાગ્યશાળી, વૈભવવાળો, વિદ્વાન કે
દાતા હોય તે દેવના અંશરૂપ હોય છે એમ
કહેવાય છે.[૨૬] હે જનમેજય ! પાંડવો પણ
એવીજ રીતે દેવના અંશરૂપ કહેવાયા હતા

અને નારાયણ સરખી કાંતિવાળા શ્રીકૃષ્ણ પણ એવીજ રીતે નારાયણના અંશરૂપ કહેવાયા હતા.[27] પ્રાણીઓનું શરીર સુખ–દુઃખના પાત્રરૂપજ છે માટે શરીરવાળાને સુખ અને દુઃખ પ્રાપ્ત થાય એમાં કશી નવાઈ નથી.[28] કોઇ પણ દેહધારી પોતાને આધીન નથી; પણ સર્વદા દૈવને આધીનજ છે. પ્રાણી પરતંત્ર હોવાથીજ સુખ, દુઃખ, જન્મ અને મરણને પ્રાપ્ત થાય છે.[29] પાંડવો વનમાં ઉત્પન્ન થયા, પાછા પોતાને ઘેર ગયા, ઘેર જઇને તેઓએ પોતાના બાહુબળથી રાજસૂય નામનો મોટો યજ્ઞ કર્યો;[30] અને વળી પાછો તેઓને મહાદુઃખદાયી વનવાસ પ્રાપ્ત થયો, તો એવી રીતે સ્થિતિના ફેરફારોમાં તેઓના પ્રારબ્ધ વિના બીજું કાંઇ કારણ ન હોવું જોઈએ. અર્જુને અજિતેંદ્રિય પુરૂષોથી ન બની શકે એવું તપ કર્યું અને તેથી પ્રસન્ન થઈને દેવતાઓએ તેને શુભ વરદાન આપ્યું; તો એથી જણાય છે કે તેણે પૂર્વ જન્મમાં વનમાં રહીને નરના દેહથી જે પુણ્ય કર્યું હતું તે તેને કાંઈ કામ આવ્યું નહિ. નવું તપ કરીને વરદાન મેળવવું પડયું ત્યારે તેના પૂર્વ દેહનું પુણ્ય ક્યાં ગયું? નરના દેહમાં બદરિકાશ્રમમાં રહીને તેણેજ ઉગ્ર તપ કર્યું હતું તેનું ફળ તો અર્જુનના શરીરમાં કાંઈ દેખાયું નહિ![31-33] પ્રાણિઓને દેહના સંબંધમાં કર્મોની જે ગહન ગતિ છે તે સર્વથા દેવતાઓથી પણ જણાતી નથી ત્યારે મનુષ્યોની તો શી વાત કરવી?[34] શ્રીકૃષ્ણ પણ મહાસંકટમાં કારાગૃહમાં જન્મ્યા તેને વસુદેવે નંદનામના ગોવાળીઆના ગોકુળમાં પહોંચાડ્યા, અગીઆર વર્ષસુધી ગોકુળમાં રહ્યા, પાછા મથુરામાં જઇને તેમણે પોતાના બળથી કંસને માર્યો, બહુ દુઃખ પામેલાં માબાપને બંધનથી છોડાવ્યાં, મથુરામાં ઉગ્રસેનને રાજ્ય આપવું પડયું, વળી મ્લેચ્છના ભયથી દ્વારકામાં ભાગી જવું પડયું; તો એ સઘળું ભાવિનાજ બળથી થયું હતું. શ્રીકૃષ્ણે જે જે કાંઈ મોટા પુરૂષાર્થ કર્યા તે પ્રારબ્ધના બળથીજ કર્યા હતા. દ્વારકામાં અનેક કામ કરી છેલ્લીવારે કુટુંબસહિત પ્રભાસમાં દેહ છોડી દઈને તે પરલોકમાં ગયા[35-39] અને તેમના પુત્રો, પાત્રો, સંબંધીઓ, ભાઈઓ અને સઘળા યાદવો બ્રાહ્મણના શાપને લીધે ક્ષય પામ્યા તથા તેમની સ્ત્રીઓનું હરણ થયું તો એ સઘળામાં પ્રારબ્ધ વિના કાંઈ કારણ ન હતું.[40] હે રાજા! આ પ્રમાણે કર્મની ગહનગતિવિષે મેં તમને કહ્યું, કે જે ગતિને લીધે શ્રીકૃષ્ણ પણ પારધિના બાણથી મરણ પામ્યા હતા.[41]

एवंतेकथिताराज कर्मणोग नागतः ॥
वासुदेवोपिव्याध यबाणेनानिधनंगतः॥४१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦

## अध्याय ११ मो. યુગધર્મ–કથા

### जनमेजय उवाच

भारावतरणार्थाय कथितं जन्म ष्णयोः ॥
संशयोयं द्विजश्रेष्ठ हृदये ममतिष्ठति ॥ १ ॥

જનમેજય પૂછે છેઃ–હે બ્રાહ્મણોમાં ઉત્તમ! શ્રીકૃષ્ણ અને અર્જુનનો જન્મ પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે થયો હતો, એમ તમે કહી ગયા તો તે વિષે મારા મનમાં સંશય રહે છે.[1] દ્વાપરયુગના અંતમાં ઘણા ભારથી પીડાએલી અને અત્યંત દીન થએલી પૃથ્વી ગાયનું રૂપ ધરીને બ્રહ્માને શરણે ગઇ, ત્યારે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અને સાધુઓનું રક્ષણ કરવા સારૂ બ્રહ્માએ લક્ષ્મીના પતિ અને મહાસમર્થ વિષ્ણુની પ્રાર્થના કરી કે "હે

પ્રભુ ! ભરતખંડમાં વસુદેવના ઘરમાં તમે તુરત અવતાર લો અને દેવતાઓ પણ તમારી સહાયતા કરવાનેવાસ્તે અવતાર લેશે.[૨-૪] આ પ્રમાણે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે શ્રીકૃષ્ણ અને બલભદ્રરૂપે વિષ્ણુ દેવકીના પુત્ર થયા હતા તો તેઓએ અવતાર ધરી અનેક દુષ્ટોને મારીને કેટલો ભાર ઉતાર્યો? કાંઇ પણ ઉતાર્યો નહિ. સર્વ રાજાઓને દુરાચાર અને પાપબુદ્ધિવાળા જાણ્યા અને તેથી ભીષ્મ, દ્રોણ, વિરાટ, દ્રુપદ, બાલ્હીક, સોમદત્ત અને કર્ણ આદિને માર્યા પણ આહેર, શક, મ્લેચ્છ અને ભીલ આદિ કરોડો દુષ્ટ લોકો પૃથ્વી ઉપર રહી ગયા કે જેઓમાંના કેટલાએક શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા પછી તેમનું સઘળું ધન લૂંટી લીધું તથા તેમની સ્ત્રીઓનું પણ હરણ કર્યું. એ લોકોને રહેવા દીધા તેથી બુદ્ધિમાન શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર તે શો ઉતાર્યો ?[૫-૯] હુ તો આ કલિયુગમાં સઘળી પ્રજાને પાપબુદ્ધિવાળી દેખું છું તેથી શ્રીકૃષ્ણે તે પૃથ્વીનો ભાર શો ઉતાર્યો? એ સંદેહ મારા ચિત્તમાંથી નિવૃત્ત થતો નથી.[૧૦]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! જે દૈત્યો વેદધર્મનો ઉચ્છેદ કરવાનુંજ ધારીને પૃથ્વીમાં મનુષ્યઆદિ રૂપે અવતર્યા હતા તેઓને શ્રીકૃષ્ણે માર્યા, પણ કાળના સ્વભાવથી જેઓ દુષ્ટ હતા તેઓને માર્યા ન હતા. શ્રીકૃષ્ણ સઘળા દુષ્ટ લોકોને મારી નાખવાનું કરત તો કલિકાળના સ્વભાવનેલીધે સર્વે લોકો દુષ્ટ હોવાથી સર્વને મારવા પડતાં પ્રજાનો ઉચ્છેદજ થઈ જાત. કાળની ગતિથી જે જે યુગ ચાલતો હોય તે તે યુગમાં તે તે યુગને અનુસરતીજ પ્રજા ઉત્પન્ન થાય છે, તેમાં કશો ફેરફાર થાય નહિ; કારણ કે એમ થવું એજ યુગનો ધર્મ છે. જે જીવો કેવળ ધર્મમાંજ આસક્ત હોય તેઓ સત્યયુગમાં જન્મે છે, જેઓ ધર્મ અને અર્થમાં આસક્ત હોય તેઓ ત્રેતાયુગમાં જન્મે છે, જેઓ ધર્મ, અર્થ અને કામમાં આસક્ત હોય તેઓ દ્વાપરયુગમાં જન્મે છે અને જેઓ અર્થ તથા કામમાંજ આસક્ત હોય તેઓ સઘળા આ કલિયુગમાં જન્મે છે.[૧૧-૧૩] હે રાજેંદ્ર ! જે યુગનો જે ધર્મ હોય તેમાં કદી ફેરફાર થતો નથી. કારણ કે ધર્મ અને અધર્મનો કર્તા કાળજ છે.[૧૪]

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! સત્યયુગમાં જેઓ ધર્મમાં તત્પર હતા અને ત્રેતાયુગ તથા દ્વાપરયુગમાં જેઓ દાન અને વ્રત કરવામાં તત્પર હતા તે પુણ્યભાગી જીવો હમણાં કયાં રહે છે?[૧૫,૧૬] અને આ કલિયુગના સમયમાં હમણાં જેઓ દુરાચાર, નિર્લજ્જ, પાપી અને દેવનિંદક છે તેઓ સત્યયુગમાં કયાં જશે? એ સઘળું મને વિસ્તારથી કહો. હે મોટી બુદ્ધિવાળા ! આ ધર્મના નિર્ણય વિષે હું સર્વ પ્રકાર સાંભળવા ઈચ્છું છું.[૧૭,૧૮]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! જે મનુષ્યો સત્યયુગમાં જન્મેલા હોય છે તેઓ પવિત્ર કર્મો કરીને દેવલોકમાં જાય છે.[૧૯] સત્યયુગમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો પોતપોતાના ધર્મમાંજ આસક્ત હોય છે તેથી તેઓ પુણ્યના પ્રભાવનેલીધે દેવલોકમાં જાય છે.[૨૦] એ યુગમાં ધોબી આદિ બીજા વર્ણો પણ સત્ય, દયા, દાન, પોતાની સ્ત્રીમાં ગમન, સર્વ પ્રાણીઓનો અદ્રોહ અને સઘળા જીવોમાં સમતા, કે જે સર્વના સાધારણ ધર્મો છે, તે ધર્મો પાળવાનેલીધે સ્વર્ગલોકમાં જાય છે.[૨૧,૨૨] ત્રેતા અને દ્વાપરયુગના જીવો પણ સુપાત્ર હોવાનેલીધે એવી રીતેજ સ્વર્ગમાં જાય છે.[૨૩] આ પાપિષ્ઠ કલિયુગમાં જે માણસો જન્મેલાં હોય છે તેઓ નરકમાં જાય છે અને તેઓ યુગનો ફેરફાર થતાં સુધી ત્યાંજ રહે

છે. તેઓ સમય આવતાં પાછા પૃથ્વીમાં મનુષ્યો પણ થાય છે.[24] હે રાજા ! જ્યારે કલિયુગનો અંતકાળ અને સત્યયુગનો આરંભકાળ થાય છે ત્યારે પુણ્ય કરનારા જીવો સ્વર્ગમાંથી ઉતરીને મનુષ્યરૂપે પૃથ્વીમાં અવતરે છે.[25] જ્યારે દ્વાપરયુગનો અંતકાળ અને કલિયુગનો આરંભકાળ થાય છે ત્યારે નરકમાં પડેલા સર્વે પાપી લોકો પૃથ્વીમાં મનુષ્યરૂપે અવતરે છે.[26] આવી રીતે કાળની મર્યાદા ચાલી જાય છે તેમાં કદી ફેરફાર થતો નથી. કલિયુગ અધર્મનેજ પ્રવર્ત્તાવનાર છે તેથી તેમાં અધર્મી પ્રજાજ જન્મે છે.[27] યુગોની રીતિ આ પ્રમાણે છતાં પણ કોઈ સમયે દૈવયોગથી તેમાં પ્રાણીઓમાં ફેરફાર થાય છે કે જેથી સત્યયુગમાં પણ કેટલાક પાપ કરે છે અને કલિયુગમાં પણ કેટલાક પુણ્ય કરે છે. કલિયુગમાં જન્મીને પણ સારી રીતે ચાલનારા લોકો પોતાનાં પુણ્યોની વધ–ઘટથી કેટલાએક દ્વાપરયુગમાં, કેટલાએક ત્રેતાયુગમાં અને કેટલાએક સત્યયુગમાં પણ જન્મે છે. તેમજ સત્યયુગમાં પણ જે દુષ્ટલોકો હોય તેઓ કલિયુગમાં પણ જન્મે છે.[28,29] જીવગણ પોતે કરેલાં કર્મોના પ્રભાવથી દુઃખ પામે છે તથા દુઃખ પામતાં છતાં પણ યુગના પ્રભાવથી પાછાં તેવાંજ કર્મ કરે છે.[30]

જનમેજય પૂછે છે:–હે વ્યાસ ! સઘળા યુગોના ધર્મો સંપૂર્ણરીતે મારી પાસે કહો. જે જે યુગમાં જે જે ધર્મ ચાલતો હોય તે હું જાણવાને ઈચ્છું છું.[31]

વ્યાસ કહે છેઃ–હે રાજાઓમાં ઉત્તમ! યુગોના ધર્મ કહેવાના પ્રકરણમાં એક દૃષ્ટાંત પ્રથમ કહું છું, તે સાંભળો. યુગના પ્રભાવનેલીધે સજ્જનોનાં ચિત્ત પણ ભમી જાય છે.[32] તમારા પિતા ધર્મને જાણનાર અને મહાત્મા હતા તોપણ તેમની બુદ્ધિને કલિયુગે બ્રાહ્મણોનો અપરાધ કરવામાં પ્રવર્ત્તાવી હતી;[33] નહિતર યયાતિના કુલમાં ઉત્પન્ન થએલો ક્ષત્રિય રાજા તપસ્વીના ગળામાં મુવેલો સર્પ શા માટે નાખે?[34] હે રાજા ! વિચક્ષણ પુરૂષે એ સઘળું યુગનું બળ જાણવું જોઈએ. આ પ્રમાણે યુગની ગતિ બળવાન છે તોપણ તેથી સાવધાન રહી પ્રયત્ન રાખીને ધર્મ સંબંધી કામ વિશેષ કરવું યોગ્ય છે.[35] હે જનમેજય ! સત્યયુગમાં સર્વે બ્રાહ્મણો વેદનો પાર પામેલા, જગદંબાના પૂજનમાં આસક્ત, જગદંબાના દર્શનની ઇચ્છાવાળા, ગાયત્રી તથા પ્રણવમાં આસક્ત, ગાયત્રીનું ધ્યાન કરનારા, ગાયત્રીનો જપ કરનારા, મુખ્યત્વે કરી માયાબીજનો જપ કરનારા, ગામે ગામ જગદંબાના પ્રાસાદ કરવામાં ઉત્સાહ ધરાવનારા, પોતાનાં સત્કર્મોમાંજ લાગેલા, વેદોક્ત કર્મમાં પ્રીતિ રાખનારા, સત્ય, પવિત્રતા તથા દયાવાળા અને તત્વજ્ઞાનમાં નિપુણ હતા.[36–38] ક્ષત્રિયો પ્રજાના પોષણમાં તત્પર હતા.[39] વૈશ્યો ખેડ, વેપાર અને ગાયોના સેવનમાં તત્પર હતા. શૂદ્રો ત્રણ વર્ણોની સેવામાં તત્પર હતા.[40] એ પવિત્ર સત્યયુગમાં સર્વે વર્ણોને જગદંબાના પૂજનમાં આસક્તિ હતીજ. પછી ત્રેતાયુગમાં ધર્મની સ્થિતિ સત્યયુગ કરતાં કાંઈક ન્યૂન થઈ[41] અને દ્વાપરયુગમાં વધારે ન્યૂન થઇ. હે રાજા ! પૂર્વે જે રાક્ષસો હોય તેઓમાંના કેટલાએક કલિયુગમાં બ્રાહ્મણો થાય છે.[42] જે બ્રાહ્મણો ઘણું કરી પાખંડમાં આસક્ત, લોકોને ઠગનારા, ખોટાબોલા, વેદધર્મથી રહિત, ઢોંગી, લોકોને સમજાવવામાં ચતુર, અભિમાની, વેદરહિત, શૂદ્રોની સેવા કરવામાં લાગેલા, અનેક અધર્મોને પ્રવર્ત્તાવનારા, વેદની નિંદા કરનારા, ક્રૂર, ધર્મભ્રષ્ટ અને બહુ બોલનારા હોય તેઓને રાક્ષસોના અવતારરૂપ સમજવા. જેમ જેમ કલિયુગ વધતો જાય છે તેમ તેમ સત્યરૂપી

આધારવાળા ધર્મનો સર્વથા ક્ષય થતો જાય છે. ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો ધર્મરહિત થાય છે.[૪૩–૪૬] વર્ણોથી બહિષ્કૃત બીજા લોકો પણ ખોટાબોલા અને પાપી થાય છે. હે રાજા! કલિયુગમાં શૂદ્રોના ધર્મમાં લાગેલા અને પ્રતિગ્રહ કરવામાં આસક્તિ ધરાવનારા બ્રાહ્મણો ઘણા થશે.[૪૭] સ્ત્રીઓ યથેષ્ટ રીતે ચાલનારી, પાપ કરનારી, મિથ્યા બોલનારી, સર્વદા કજીયામાં લાગેલી, પોતાના ધણીને છેતરનારી, ધર્મની વાતો કરવામાં નિપુણ અને કામ, લોભ તથા મોહથી ઘેરાએલી થશે. હે રાજાઓમાં ઉત્તમ! આહારની શુદ્ધિથી ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્તની શુદ્ધિથી તે ચિત્તમાં ધર્મનો પ્રકાશ થાય છે; પણ કલિયુગમાં આહારની શુદ્ધિ કોઈ સ્થળમાં રહેશે નહિ. વર્ણ તથા આશ્રમોના આચારની ગડબડ થયાથી ધર્મની ગડબડ થાય છે અને ધર્મની ગડબડ થયાથી વર્ણસંકર થાય છે. આ પ્રમાણે સર્વ ધર્મોથી રહિત કલિયુગમાં પોતાના વર્ણ અને આશ્રમના ધર્મની વાત પણ કોઈ ઠેકાણે જોવામાં આવતી નથી. ધર્મને જાણનારા મોટા પુરૂષો પણ અધર્મ કરે છે.[૪૮–૫૩] કલિયુગનો આવી રીતનો સ્વભાવજ છે તે કોઈથી ટાળી શકાય એમ નથી. હે રાજેંદ્ર! આ કારણનેલીધે કલિયુગનાં મનુષ્યો કે જેઓનો સ્વભાવજ પાપી હોય છે તેઓના પાપનું નિવારણ સામાન્ય ઉપાયથી થતું નથી.

જનમેજય પૂછે છેઃ–હે મહારાજ! હે સર્વ ધર્મોને જાણનારા! હે સર્વ શાસ્ત્રોમાં નિપુણ! અધર્મથી ઘેરાએલા કલિયુગમાં માણસોની શી ગતિ થશે. જો કોઇ સારી ગતિ થવાનો ઉપાય હોય તો દયા કરીને મને કહો.[૫૪–૫૬]

વ્યાસ કહે છેઃ–હે મોટા રાજા! એમાં એકજ ઉપાય છે. બીજો કોઇ ઉપાય નથી. તે ઉપાય એ છે કે સર્વ દોષોને મટાડનારાં દેવીના ચરણારવિંદનું ધ્યાન કરવું.[૫૭] દેવીના નામમાં જેટલાં પાપોને બાળી નાખવાની શક્તિ છે તેટલાં પાપોજ નથી તેથી શા માટે ભય રાખવો જોઈએ?[૫૮] પરવશપણામાં અને લીલામાત્રથી પણ દેવીના નામનું ઉચ્ચારણ થઇ જાય તો તે નામ શું શું આપે છે, તે જાણવાને શિવ આદિ દેવતાઓ પણ સમર્થ નથી.[૫૯]શ્રી જગદંબાના નામનું સ્મરણ એજ પાપોના પ્રાયશ્ચિત્તરૂપ છે, એટલામાટે કલિયુગની બ્હીકથી કોઇ પવિત્ર ક્ષેત્રમાં રહીને માણસે નિરંતર જગદંબાના નામનું સ્મરણ કરવું જોઈએ. પ્રાણીઓને કાપીને, ભેદીને અને આ સઘળા જગતને મારીને પણ જે માણસ ભક્તિપૂર્વક દેવીને નમે છે તે, કોઇ પણ પાપથી લેપાતો નથી. હે રાજા! આ સર્વ શાસ્ત્રોનું રહસ્ય મેં તમારી પાસે કહ્યું;[૬૦–૬૨] માટે આ સઘળાનો વિચાર કરીને દેવીના ચરણારવિંદનું ભજન કરો. હમણાં પણ સર્વે પ્રાણીઓ જન્મથી તે મરણ સુધી અજપા નામની ગાયત્રીનો જપ કર્યા કરે છે તોપણ એ મંત્ર છે એમ નહિ જાણવાથી મોક્ષ પામતા નથી. અહો! માયાના મોહનું પ્રાબલ્ય ઘણું ભારે છે!!! તેમજ સર્વે બ્રાહ્મણો ગાયત્રીને જપે છે તોપણ તેના મહિમાને પોતાના હૃદયમાં જાણતા નથી. અહો! માયાએ કરેલો મોહ ઘણો પ્રબળ છે!![૬૩.૬૪] હે રાજા! યુગોના ધર્મોની વ્યવસ્થાવિષે તમે જે મને પૂછ્યું તે સર્વનો ઉત્તર મેં તમને કહ્યો. હવે તમે કયો વિષય સાંભળવાને ઇચ્છો છો?[૬૫]

**एतत्सर्वं समाख्यातं यत्पृष्टं तत्त्वया-प।**
**युगधर्मव्यवस्थायांकिं भूयःश्रोतुमिच्छसि॥६५**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

# अध्याय १२ मो.

## તીર્થયાત્રા વિચાર અને આડીબક-યુદ્ધ પ્રસ્તાવ

### राजोवाच

**तीर्थानि[illegible]ख्यानि ब्रूहिमेमुनिसत्तम ॥**
**गम्य[illegible] :क्षेत्राणिसरितस्तथा ॥१॥**

જનમેજયરાજા પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ ! પૃથ્વીમાં જે તીર્થો, ક્ષેત્રો અને નદીઓ, પવિત્ર અને મનુષ્યો તથા દેવતાઓએ જવા યોગ્ય હોય તેઓનાં નામ મને કહો.[1] જે જે તીર્થોમાં સ્નાન—દાન કરવાથી જેવું ફળ થતું હોય તથા તીર્થયાત્રામાં જે વિધિ કરવાનો હોય અને જે નિયમો પાળવાના હોય તે મને વિ-શેષથી કહો.[2]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! અનેક પ્રકારનાં તીર્થસ્થલો કે જેઓમાં દેવીઓનાં ઉત્તમ સ્થા-નકો છે તેઓવિષે કહું છું તે સાંભળો.[3] નદી-ઓમાં ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, ગં-ડકી, સિંધુ, ગોમતી, તમસા, કાવેરી, ચંદ્ર-ભાગા, વેત્રવતી, ચર્મણ્વતી, સરયૂ, તાપી અને સાબરમતી, એ નદીઓ શ્રેષ્ઠ, પવિત્ર અને શુભ કહેવાય છે.[4 5] એ ઉપરાંત બીજી પણ સેંકડો નદીઓ પવિત્ર છે. જે નદીઓ સમુદ્ર-માં જતી હોય તેઓ વધારે પવિત્ર છે અને જેઓ સમુદ્રમાં ન મળતી હોય તેઓ ઓછી પવિત્ર છે.[6] સમુદ્રમાં મળતી નદીઓમાં પણ જેઓમાં સર્વદા જળનો પ્રવાહ ચાલતો હોય તેઓ વધારે શ્રેષ્ઠ છે. સઘળી નદીઓ શ્રાવણ અને ભાદ્રપદ. એ બે માસમાં રજસ્વલા ગ-ણાય છે. તીર્થ વિના બીજી નદીઓ વૃષ્ટિના યોગથી રજસ્વલા ગણાય છે.[7] ક્ષેત્રોમાં પુષ્કર, કુરૂક્ષેત્ર, ધર્મારણ્ય, પ્રભાસ, પ્રયાગ, નૈમિષા-રણ્ય અને અર્બુદારણ્ય, એઓ વધારે પવિત્ર ગણાય છે.[8 9] પર્વતોમાં શ્રીશૈલ, સુમેરૂ અને ગંધમાદન, એઓ વધારે પવિત્ર ગણાય છે.[10] સરોવરમાં અત્યંત પ્રખ્યાત માનસસરોવર, બિંદુસર અને અક્ષોદ, એઓ વધારે પવિત્ર ગ-ણાય છે. જિતેંદ્રિય મુનિઓના આશ્રમો પણ પવિત્ર છે.[11] તેઓમાં નરનારાયણના તપશ્ચર્યા કરવાના સ્થાનકરૂપ પ્રખ્યાત બદરિકાશ્રમ, વામ-નાશ્રમ અને શતયૂપાશ્રમ વધારે પવિત્ર ગણાય છે. જે આશ્રમમાં જે મુનિએ તપ કર્યું હોય તે મુનિના નામથી તે આશ્રમ પ્રખ્યાત થાય છે.[12 13] હે રાજા! આ પ્રમાણે પૃથ્વીમાં મુનિ-ઓએ કહેલાં અસંખ્યાત પવિત્ર સ્થલો છે. એ સર્વ સ્થલોમાં દર્શનમાત્રથી પાપોને હરનારાં જગદંબાનાં સ્થાનકો છે અને એ સ્થાનકોમાં જગદંબા નિયમથી રહે છે. જગદંબાનાં કેટ-લાંએક સ્થાનકોવિષે પ્રસંગ આવતાં આગળ (સપ્તમસ્કંધમાં) કહીશ.[14-16] હે રાજા! તીર્થ, દાન, વ્રત, યજ્ઞ અને તપ કે જેઓ પવિત્ર કર્મ કહેવાય છે તેઓ સ્વતંત્ર અને સરખી રીતે પવિત્ર કરતાં નથી પણ દ્રવ્યની શુદ્ધિ, ક્રિયાની શુદ્ધિ અને મનની શુદ્ધિની ન્યૂનાધિ-કતાને અનુસરીને પવિત્ર કરે છે. કોઇ સમયે દ્રવ્યની શુદ્ધિ અને ક્રિયાની શુદ્ધિ થાય છે પણ સર્વદા સર્વને મનની શુદ્ધિ દુર્લભ છે. મન કે જે ચંચલ, અનેક વિષયોમાં લાગેલું અને અ-નેક તરંગોથી ભરેલું છે તે શુદ્ધ થવું તો ઘણું કઠણ છે. કામ, ક્રોધ, લોભ, અહંકાર અને મદ એઓ તપ, તીર્થ અને વ્રતમાં સઘળા પ્ર-કારનાં વિઘ્ન કરે છે. અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, પવિત્રતા, જિતેંદ્રિયપણું અને સ્વધ-ર્મનું પાલન, એઓ સઘળાં તીર્થોનાં ફળ આપે છે. નિત્યકર્મોનો ત્યાગ થવાથી અને માર્ગમાં સંસર્ગદોષ લાગવાથી તીર્થયાત્રા વ્યર્થ થાય છે અને પાપજ અવશેષ રહે છે. હે રાજા ! એમ થવાથી તીર્થો સર્વથા દેહના મેલનેજ ધોઈ શકે

છે,[૧૭-૨૩] પણ મનના મેલને ધોવામાં સમર્થ થતાં નથી. તીર્થો મનના મેલને ધોવામાં સમર્થ હોય તો ગંગાને કાંઠે રહેનારા અને ઈશ્વરનું ધ્યાન કરનારા વસિષ્ઠ અને વિશ્વામિત્ર આદિ નમ્ર મુનિઓ દ્રોહબુદ્ધિવાળા કેમ હોય?[૨૪,૨૫] એ સઘળા મુનિઓ સર્વદા રાગદ્વેષમાં લાગેલા અને કામ–ક્રોધથી વ્યાકુલ છે. ચિત્તની શુદ્ધિરૂપીતીર્થ કે જે ગંગા આદિ તીર્થોથી પણ અત્યંત પવિત્ર છે તે જો દૈવયોગથી પ્રાપ્ત થાય તો મનના મેલને ધોઇ નાખે છે. જ્ઞાનમાં નિષ્ઠા ધરાવનારને વેદ, શાસ્ત્ર, વ્રત, તપ, યજ્ઞ કે દાન ચિત્તશુદ્ધિના કારણરૂપ થતાં નથી પણ જો નિરંતર સત્સંગ મળે તો તેથી ચિત્તની શુદ્ધિ થાય છે.[૨૬-૨૮] વસિષ્ઠ મુનિ કે જે બ્રહ્માના પુત્ર, વેદવિદ્યામાં નિપુણ અને ગંગાને કાંઠે રહેનારા છે તે પણ રાગદ્વેષથી બહુજ ઘેરાએલા હતા.[૨૯] વિશ્વામિત્ર અને વસિષ્ઠ મુનિને દ્વેષને લીધે આડીબક નામનું મોટું અને દેવતાઓને પણ વિસ્મય આપે એવું વ્યર્થ યુદ્ધ થયું હતું.[૩૦] એ યુદ્ધમાં મહા તપસ્વી વિશ્વામિત્ર હરિશ્ચંદ્રનેમાટે વસિષ્ઠે શાપ દેવાથી બગલો થયા હતા અને વસિષ્ઠ મુનિ વિશ્વામિત્રના શાપથી આડી નામના પક્ષી થયા હતા. પરસ્પરના શાપથી આડી તથા બગલા રૂપ થએલા એ મહાત્મા મુનિઓ માનસસરોવરને કાંઠે રહ્યા હતા અને ત્યાંરહીને રોષથી ઘેરાએલા એ બે ઋષિઓએ સિંહની પેઠે મદોન્મત્ત થઇને પરસ્પર નખ અને ચાંચોના પ્રહારથી દશ હજાર વર્ષ સુધી દારૂણ યુદ્ધ કર્યું હતું.[૩૧-૩૪]

જનમેજય પૂછે છેઃ—એ ધર્મમાં તત્પર, મોટી બુદ્ધિવાળા અને મહાતપસ્વી બે મુનિઓ પરસ્પરના વૈરી કેમ થયા? શા કારણથી થયા? અને એઓએ પરસ્પરને એવો શાપ શા કારણથી આપ્યો? કે જેથી બીજા મનુષ્યોને પણ ક્લેશ અને દુઃખ થયાં.[૩૫,૩૬]

વ્યાસ કહે છેઃ–પૂર્વે ત્રિશંકુનો પુત્ર, અને રામચંદ્રજીનો પૂર્વજ હરિશ્ચંદ્રનામે મોટો સૂર્યવંશી રાજા હતો.[૩૭] એ અપુત્ર રાજાએ પુત્રની ઈચ્છાથી વરૂણદેવને પ્રસન્ન કરવા સારૂ તેની ઉગ્ર માનતા કરી કે "હે દેવ! તમે જો મને પુત્ર આપો તો તે પુત્રથી નરમેધ નામનો મોટો યજ્ઞ તમારે માટે કરૂં."[૩૮] આ માનતાથી વરૂણ તેના ઉપર પ્રસન્ન થતાં એ રાજાની સુંદર રાણીને ગર્ભ રહ્યો.[૩૯] રાણીને ગર્ભવતી જોઇ રાજી થઇને રાજાએ વિધિપૂર્વક ગર્ભાધાન આદિ સંસ્કાર કર્યા.[૪૦] રાણીએ સઘળાં શુભ લક્ષણવાળો દીકરો જણતાં રાજાને મોટો આનંદ થયો.[૪૧] તેણે જાતકર્માદિક ઉત્તમ સંસ્કાર કરીને બ્રાહ્મણોને સુવર્ણ અને દુઝણી ગાયોનાં ઘણાં ઘણાં દાન આપ્યાં.[૪૨] જન્મોત્સવ થઇ રહ્યા પછી વરૂણ દેવ બ્રાહ્મણનો વેષ ધરીને તેને ઘેર આવ્યા.[૪૩] રાજાએ પૂજા કરી વિધિ પ્રમાણે આસન આપીને, આવવાના પ્રયોજન વિષે પૂછતાં વરૂણે કહ્યું કેઃ—"હું વરૂણ છું. તમારા પુત્રને મહાપવિત્ર પશુરૂપ કરીને મારૂં યજન કરો. તમે જે સંકલ્પ કરેલો છે તે સાચો કરો."[૪૪,૪૫] વરૂણનું આ વચન સાંભળી બહુ વ્યથા પામેલા અને વિહ્વલ થએલા હરિશ્ચંદ્રે પીડાને દબાવી હાથ જોડીને વરૂણને કહ્યું[૪૬] કેઃ— "હે સ્વામી! મેં પ્રતિજ્ઞા કરેલી છે તો તે પ્રમાણે સર્વથા એ યજ્ઞ વિધિપૂર્વક કરીને હું મારૂં વચન પાળીશ.[૪૭] પરંતુ એક મહીનો પૂરો થાય ત્યારે સ્ત્રી શુદ્ધ થાય, માટે મારી સ્ત્રી શુદ્ધ થયા પછી હું એ નરપશુ સંબંધી યજ્ઞ કરીશ."[૪૮] રાજાનું વચન સાંભળી વરૂણ પાછા પોતાને ઘેર ગયા અને રાજા તે સમયે પ્રસન્ન થયો પણ તેના મનમાં ચિંતા રહી હતી.[૪૯] મહીનો પૂરો

થતાં વળી તેની પરીક્ષા લેવા સારૂ વરૂણ દેવ સુંદર બ્રાહ્મણનો વેષ ધરી તે રાજાને ઘેર આવ્યા અને ન્યાયની રીતિથી યજ્ઞ કરવાની ઉઘરાણી કરી.[૫૦] રાજાએ તેમની પૂજા કરી સારી રીતે બેસાડીને નમ્રતાથી કારણ ભરેલું વચન કહ્યું[૫૧] કેઃ—"હે સ્વામી! મારા પુત્રને હજી સંસ્કાર થયા નથી તો તે થયા પહેલાં તેને હું ખીલામાં શી રીતે બાંધું? હે દેવ! મને દીન અને પોતાનો સેવક જાણીને ક્ષમા કરો, તો એ પુત્રને સંસ્કારથી ક્ષત્રિય કરીને પછી હું ઉત્તમ યજ્ઞ કરીશ. જેના સંસ્કાર થયા ન હોય તે બાળકનો કોઇ કર્મમાં અધિકાર નથી."[૫૨,૫૩] વરૂણે કહ્યું કેઃ—"હે રાજેંદ્ર! તમે વાયદા કરી કરીને મને ઠગો છો. હું જાણું છું કે તમને પ્રથમ પુત્ર નહતો, તેથી તમે આ પુત્ર ઉપરના સ્નેહને છોડી શકતા નથી,તોપણ આ તમારા કોમળ વચનથી હમણાં હું મારે ઘેર જાઉં છું, તે પાછો કેટલાક સમયની વાટ જોઇને તમારે ઘેર આવીશ.[૫૪,૫૫] તે સમયે તમે તમારૂં વચન સત્ય કરજો, નહિતર કોપનેલીધે હું તમને શાપ આપીશ."[૫૬] રાજાએ કહ્યું કેઃ-"હે વરૂણદેવ! સમાવર્તનનો સંસ્કાર થયા પછી સર્વથા હું મારા પુત્રને પશુ કરીને વિધિપૂર્વક યજ્ઞમાં તમારૂં યજન કરીશ."[૫૭] રાજાનું વચન સાંભળી રાજી થએલા વરૂણ તે વાતની હા પાડીને તુરત પોતાને ઘેર ગયા અને હરિશ્ચંદ્રરાજા સ્થિર થયો.[૫૮] હરિશ્ચંદ્રનો એ 'રોહિત' નામનો પુત્ર મોટો થયો અને ચતુર તથા સઘળી વિદ્યાઓમાં નિપુણ થયો.[૫૯] યજ્ઞનું સઘળું સવિસ્તર કારણ જાણવામાં આવતાં ભયભીત થએલો તે રોહિત ગામમાં રહેવાથી પોતાનું મોત થવાનું જાણી ભાગી જઇને પર્વતની ગુફામાં ગયો અને ત્યાં જઇ ભયાતુરપણાનેલીધે, રાજાથી ન જઈ શકાય એવા સ્થાનમાં રહ્યો.[૬૦,૬૧] સમય પ્રાપ્ત થતાં યજ્ઞની ઇચ્છાવાળા વરૂણદેવે રાજાને ઘેર જઇને તે રાજાને કહ્યું કેઃ—"હે રાજા! હવે યજ્ઞ કરો."[૬૨] ઇંદ્રિયોમાં વ્યથા થવાથી જેનું મોઢું લેવાઈ ગયું એવા હરિશ્ચંદ્રે વરૂણને કહ્યું કેઃ—"હે દેવતાઓમાં ઉત્તમ! હું શું કરૂં? મારો પુત્ર કોણ જાણે કયાંય નાશી ગયો છે!"[૬૩] હરિશ્ચંદ્રનું વચન સાંભળી બહુ કોપ પામેલા વરૂણ દેવે તે ખોટાબોલા રાજાને કોપથી શાપ દીધો કે "હે રાજા! હે કપટ કરવામાં પહોંચેલા! તેં મને ઠગ્યો એટલામાટે તારા દેહમાં જળોદર નામનો રોગ થજો."[૬૪,૬૫] આ પ્રમાણે શાપ દઇને વરૂણદેવ પોતાના સ્થાનકમાં ગયા અને રાજા પોતાના ઘરમાં રોગથી પીડાઇને બહુ ચિંતા કરવા લાગ્યો.[૬૬] શાપથી થએલા રોગની રાજાને જ્યારે બહુ પીડા થઈ ત્યારે તે વાત રોહિતના સાંભળવામાં આવી.[૬૭] કોઈ વટેમાર્ગુએ રોહિતને કહ્યું કેઃ—"હે રાજકુમાર! શાપથી થએલા જળોદરના વિકારથી તારો પિતા બહુ દુઃખી થાય છે.[૬૮] હે દુર્બુદ્ધિ! તું દુઃખીઆ પિતાને છોડી દઇને પર્વતની ગુફામાં બેઠો છે; માટે તારો જન્મ અને જીવન વૃથા છે.[૬૯] હે પુત્રોમાં અધમ! તું પિતાને દુઃખીઓ કરીને અહીં રહ્યો છે તો તારા આ શરીરથી તને જન્મનું શું ફળ થયું?[૭૦] સારા દીકરાએ તો બાપના કામનેમાટે પ્રાણ પણ છોડી દેવા જોઈએ, એવો નિશ્ચય છે. તારેસારૂ દુઃખી થએલો અને વ્યાધિથી પીડાએલો રાજા ચીસો પાડયા કરે છે."[૭૧] આ પ્રમાણે વટેમાર્ગુનું સત્ય અને ધર્મભરેલું વચન સાંભળી રોહિતે વ્યથાથી આતુર થએલા પોતાના પિતાને જોવા જવાનું મન કર્યું.[૭૨] તે સમયે ઇંદ્રે બ્રાહ્મણના રૂપથી આવીને દયાળુની પેઠે તેને એકાંતમાં હિત વચન કહ્યું[૭૩] કેઃ—"હે રાજકુમાર!

તું મૂર્ખ છે અને જવાનેમાટે વૃથા વિચાર કરે છે. અહીં બેઠાં તું જાણતો નથી કે હમણાં તારા પિતાને રોગ થયો છે?"[૭૪]

मूर्खोसि राजपुत्र त्वं गमनाय मतिं वृथा ।
करोषिपितरं[illegible]सिव्यथायुतम् ॥७४॥

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ૫ષ્ઠ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

---

## अध्याय १३ मो.

## શુનઃશેપની કથા અને આડીબકનું યુદ્ધ.

**इंद्र उवाच**

साहसं [illegible]तवानराजा पूर्वंयत्कथितोमखः ॥
वरुणायमतिज्ञातःपुत्रंकृत्वापशुंप्रियम् ॥ १ ॥

ઈંદ્ર કહે છેઃ–હે મોટી બુદ્ધિવાળા! તારા પિતા હરિશ્ચંદ્ર રાજાએ પ્યારા પુત્રને પશુરૂપ કરીને વરૂણનેમાટે વેદોક્ત નરમેધ કરવાની જે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે એ સાહસ કરેલું છે.[૧] તું અહીંથી ત્યાં જશે એટલે રોગથી પીડાએલો તારો બાપ નિર્દયપણાથી તને ખીલે બાંધી પશુ ઠરાવીને મારી નાખશે.[૨]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે અપાર તેજવાળા ઈંદ્રે અટકાવતાં ભગવતીની માયાથી બહુજ મોહ પામેલો તે રોહિત ત્યાંજ રહ્યો.[૩] વારંવાર પિતાને રોગથી પીડાએલો સાંભળીને તે જ્યારે જવાનું મન કરતો હતો ત્યારે ઈંદ્ર તેને વારેઘડીએ અટકાવી જતો હતો.[૪] એ સમયમાં દુઃખથી બહુજ પીડાએલા હરિશ્ચંદ્રે પોતાની પાસે બેઠેલા, સર્વને જાણનાર અને હિત કરવામાં તત્પર વસિષ્ઠ ગુરૂને એકાંતમાં પૂછ્યું[૫] કેઃ–"હે મહારાજ! હવે મારે શું કરવું? હું વ્યથાથી આતુર અને પરવશ થએલો છું. હું કે જે મોટા વ્યાધિના ભયથી આતુર અને દુઃખીઆ મનવાળો છું તેનું રક્ષણ કરો."[૬]

વસિષ્ઠ કહે છેઃ–હે રાજા! સાંભળો. રોગના નાશનેવાસ્તે એક સારો ઉપાય છે. ધર્મશાસ્ત્રમાં તેર પ્રકારના પુત્રો કહેલા છે માટે કોઈ છોકરાને વેચાતો લઇ તેને પુત્ર કરીને તેથી ઉત્તમ નરમેધ કરો. મ્હોમાગ્યું ધન આપીને કોઇ બ્રાહ્મણના છોકરાને લાવો. આમ કરવાથી તમારો રોગ મટી જશે અને વરૂણપણ સારી રીતે પ્રસન્ન થશે.[૭-૮]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વસિષ્ઠ મુનિનું વચન સાંભળી રાજાએ મંત્રીને કહ્યું કેઃ–"હે મોટી બુદ્ધિવાળા! આપણા દેશમાં ઘણા યત્નથી કોઈ બ્રાહ્મણના છોકરાની શોધ કરો.[૧૦] કોઈ બ્રાહ્મણ ધનની લાલચથી પોતાનો છોકરો આપે એમ હોય તો તે જેટલું માગે તેટલું ધન આપીને તે છોકરાને લાવો.[૧૧] યજ્ઞને માટે સર્વથા કોઇ બ્રાહ્મણના છોકરાને લાવજો. મારા કામને સારૂ તમારે કાંઇ પણ ધનનો લોભ કરવો નહિ.[૧૨] કોઈ બ્રાહ્મણની પાસે જઇને તમારે માગવું કે અમારે યજ્ઞમાં નરપશુ કરવાનો છે માટે ધન લઈને તમારો પુત્ર આપો."[૧૩] આ પ્રમાણે કાર્યને માટે રાજાએ આજ્ઞા કરતાં તેનો મંત્રી પ્રત્યેક નગરમાં, પ્રત્યેક ગામમાં અને પ્રત્યેક ઘરમાં તેની શોધ કરવા લાગ્યો.[૧૪] શોધ કરતાં કરતાં દેશમાં નિર્ધન, આતુર અને ત્રણ દીકરાનો બાપ એક અજીગર્ત્ત નામનો બ્રાહ્મણ મળી આવ્યો.[૧૫] તેણે જેટલું ધન માગ્યું તેટલું આપીને એ મોટા મંત્રી તેના 'શુનઃશેપ' નામના વચલા દીકરાને લઈ આવ્યો.[૧૬] કાર્યમાં તત્પર થએલા એ મંત્રીએ પશુ કરવાને યોગ્ય બ્રાહ્મણના દીકરા શુનઃશેપને લાવીને રાજાને નિવેદન કર્યું.[૧૭] આમ થવાથી બહુજ રાજી થએલા હરિશ્ચંદ્ર રાજાએ ચારેકોરથી ઉત્તમ વેદજ્ઞ બ્રાહ્મણોને બોલાવીને યજ્ઞનેમાટે સરસામાન કરાવ્યા.[૧૮] એ યજ્ઞનો આરંભ થતાં મહામુનિ

વિશ્વામિત્રે ત્યાં શુનઃશેપને બાંધેલો જોઇને રાજાને તેવું કામ કરવાની ના પાડી કે " હે રાજા ! તમે સાહસ કરો માં.[૧૯] હું તમારી પાસે માગી લઉં છું કે તમે આ બ્રાહ્મણના છોકરાને છોડી દો. તમે ચિરંજીવ રહેશો અને તમને હવે સુખ થશે.[૨૦] આ શુનઃશેપ ચીસો પાડે છે અને મને દયા બહુજ દુઃખ દે છે, માટે હે રાજેંદ્ર ! તમે દયાળુ થાઓ અને મારૂં વચન માનો.[૨૧] પૂર્વે સ્વર્ગની ઇચ્છાવાળા અને પવિત્ર નિયમ પાળનારા ક્ષત્રિયોએ દયાળુ થઇને પારકા દેહના રક્ષણનેમાટે પોતાના દેહ આપી દીધેલા છે[૨૨] અને તમે પોતાના દેહના રક્ષણનેસારૂ બલાત્કારથી બ્રાહ્મણના પુત્રને મારો છો તો આમ કરવું ઘણું અયોગ્ય છે માટે પાપ કરવું છોડી દો અને બાલક ઉપર દયા રાખો.[૨૩] તમે પોતે જાણો છો કે સર્વે પ્રાણીઓને પોતાના દેહમાં સરખી પ્રીતિ હોય છે માટે જો મારૂં વચન તમને પ્રમાણરૂપ હોય તો આ બાળકને છોડી દો."[૨૪] આ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યું તોપણ દુઃખથી બહુજ આતુર થએલા રાજાએ શુનઃશેપને છોડયો નહિ તેથી વિશ્વામિત્રને બહુજ ક્રોધ આવ્યો.[૨૫] પછી દયાળુ અને વેદજાણનારાઓમાં ઉત્તમ વિશ્વામિત્ર મુનિએ શુનઃશેપને વરૂણના મંત્રનો ઉપદેશ કર્યો.[૨૬] મરવાથી બ્હીતો શુનઃશેપ વરૂણદેવનું સ્મરણ કરીને વારંવાર એ મંત્રને બહુજ ઉંચા સ્વરે ચીસો નાખીને જપવા લાગ્યો.[૨૭] એ બ્રાહ્મણના પુત્ર શુનઃશેપને સ્તુતિ કરતો જાણી કરૂણાના સાગરરૂપ વરૂણદેવે ત્યાં આવીને શુનઃશેપને મૂકાવ્યો[૨૮] અને રાજાને પણ રોગમુક્ત કર્યો. વરૂણ દેવ પોતાને ઘેર ગયા અને વિશ્વામિત્રે, મરણથી મૂકાવેલા એ શુનઃશેપને પોતાનો પુત્ર કર્યો.[૨૯] રાજાએ મહાત્મા વિશ્વામિત્રનું વચન માન્યું નહિ તેથી વિશ્વામિત્રના મનમાં તે રાજા ઉપર બહુજ ક્રોધ રહ્યો હતો.[૩૦] એક દિવસે એ હરિશ્ચંદ્ર રાજા ઘોડાપર બેસી વનમાં જઈ સૂવરને મારવાની ઈચ્છાથી બપોરના સમયમાં કૌશિકી નદીને કાંઠે ગયો ત્યાં વિશ્વામિત્રે વૃદ્ધ બ્રાહ્મણના વેષથી તેને ઠગી લઈ સર્વસ્વ માગી લઇને તેનું સઘળું મહાઅદ્ભુત રાજ્ય હરી લીધું.[૩૧,૩૨] હરિશ્ચંદ્ર વસિષ્ઠનો યજમાન હતો. રાજ્ય જતાં તેને બહુજ પીડાએલો જોઇને વસિષ્ઠને પણ ખોટું લાગ્યું. એક દિવસ યદૃચ્છાથી વનમાં મળેલા વિશ્વામિત્રને વસિષ્ઠે કહ્યું કેઃ—" હે ક્ષત્રિયોમાં અધમ ! હે દુષ્ટ બુદ્ધિવાળા ! હે બ્રાહ્મણના ખોટા વેષને ધરનાર ! હે બગલાના જેવા ધર્મવાળા ! હે ઢોંગી ! તું વૃથા ગર્વ કેમ રાખે છે?[૩૩,૩૪] હે પામર ! આ મારા યજમાન મોટા રાજા હરિશ્ચંદ્રને તેં અપરાધવિના મોટા દુઃખમાં કેમ નાખ્યો?[૩૫] તું બગલાની પેઠે ધ્યાન ધરી બેસનારો છે એટલામાટે બગલો થઈ જા." વસિષ્ઠમુનિએ આ પ્રમાણે શાપ દેતાં વિશ્વામિત્રે પણ તેને સામો શાપ દીધો[૩૬] કે "હું જયાંસુધી બગલો રહું ત્યાંસુધી તું પણ આડી થઈને રહેજે." ક્રોધથી દબાએલા એ બન્ને મુનિઓ આ પ્રમાણે પરસ્પરને શાપ દઇને તુરત માનસસરોવરને કાંઠે આડી અને બક નામના પક્ષીઓ થયા. એ દિવ્ય સરોવરને કાંઠે બગલો થએલા વિશ્વામિત્ર એક ઝાડમાં માળો કરીને રહ્યા અને આડી થએલા વસિષ્ઠ બીજા ઝાડમાં માળો કરી રહ્યા.[૩૭-૩૯] ક્રોધવાળા અને એક બીજાના દ્વેષમાં તત્પર રહેતા એ બે મુનિઓ રોજને રોજ લડતા હતા, સર્વે લોકોને ઉદ્વેગ થાય એવી રીતે ચીસો નાખતા હતા તથા એકબીજાની ચાંચ, પાંખો અને નખના પ્રહારથી લોહીલુહાણ થવાનેલીધે ફૂલેલા ખાખરાના જેવા લાગતા હતા. હે જનમેજય !

શાપરૂપી પાશથી બંધાઇને પક્ષિરૂપ થએલા એ બે મુનિઓ એવી રીતે તે સ્થળમાં ઘણાં વર્ષોસુધી રહ્યા હતા.[૪૦-૪૨]

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! એ મોટા મુનિ વસિષ્ઠ અને વિશ્વામિત્ર છેલ્લીવારે કેવી રીતે શાપથી મુક્ત થયા એ કથા મારી પાસે કહો. એ સાંભળવાનું મને મોટું કૌતુક છે.[૪૩,૪૪]

વ્યાસ કહે છેઃ—એ બન્નેને લડતા જોઈ લોકોના પિતામહ બ્રહ્મા પોતાના સઘળા દયાળુ ગણોની સાથે ત્યાં આવ્યા. બ્રહ્માએ તેઓને લડતા અટકાવી આશ્વાસના કરીને પરસ્પરના શાપથી બન્નેને મુક્ત કર્યા. પછી સર્વે દેવતાઓ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા અને પ્રતાપી બ્રહ્મા પણ હંસ ઉપર બેસીને તુરત સત્યલોકમાં ગયા. બ્રહ્માના ઉપદેશથી પરસ્પર સ્નેહ કરીને પછી વિશ્વામિત્ર અને વસિષ્ઠ પણ તુરત પોતાના આશ્રમોમાં ગયા. હે રાજા ! મૈત્રાવરૂણિએ (વસિષ્ઠે) અને વિશ્વામિત્રે પણ એવી રીતે કારણ વગર પરસ્પરને દુઃખ દેનારૂં યુદ્ધ કર્યું હતું. લોકમાં એવો મનુષ્ય, દેવ કે દાનવ પણ કોણ છે કે જે પોતાના અહંકારને જીતીને સર્વદા સુખ ભોગવે? આ પ્રમાણે ચિત્તની શુદ્ધિ મહાત્માઓને પણ દુર્લભ છે માટે પ્રયત્નથી તેનું સાધન કરવું જોઈએ.[૪૫-૫૦] તીર્થ, દાન, તપ, સત્ય અને બીજાં પણ જેટલાં ધર્મનાં સાધનોછે તે સઘળાં ચિત્તની શુદ્ધિવિના વ્યર્થ છે.[૫૧] (સાત્વિકી, રાજસી અને તામસી એવી રીતે ત્રણ પ્રકારની શ્રદ્ધા કહેવાય છે તેમાં ઘણું કરી દેહધારીઓને ધર્મસંબંધી કર્મોમાં તામસી શ્રદ્ધાજ રહે છે. સર્વદા યથાર્થ ફળને આપનારી સાત્વિકી શ્રદ્ધા તો જગતમાં દુર્લભ છે. વિધિસહિત જે રાજસી શ્રદ્ધા રહે છે તે સાત્વિકીથી અર્ધું ફળ આપે છે અને કામ તથા ક્રોધથી ઘેરાએલા લોકોને જે તામસી શ્રદ્ધા રહે છે તે તો અત્યંત નિષ્ફલ છે અને કીર્તિ કરનારી પણ નથી.) એટલામાટે શ્રવણ મનન આદિથી ચિત્તને વાસનારહિત કરીને દેવીના પૂજનમાં તત્પર રહેતાં સર્વદા તીર્થાદિકમાં નિવાસ કરવો જોઇએ.[૫૨] કલિયુગના દોષ લાગવાની બ્હીક રાખીને વચનથી દેવીનાં નામ લીધા કરવાં, તેમના ગુણોની સ્તુતિ કર્યા કરવી અને તેમનાજ ચરણારવિંદનું ધ્યાન કર્યા કરવું.[૫૩] આ પ્રમાણે કરવાથી કલિયુગનો ભય કદી થતો નથી અને ગમે તેવો મહાપાપી હોય તોપણ દેવીના અનુગ્રહથી જ્ઞાન પામીને અનાયાસે સંસારમાંથી મુક્ત થાય છે.[૫૪]

एवंतुकुर्वतस्तस्यनकदाचित्कलेर्भयम् ॥
अनायासेनसंसारान्मुच्यतेपातकीजनः॥५४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

## अध्याय १४ मो.

## વસિષ્ઠજી મિત્રાવરૂણના વીર્યથી ઉત્પન્ન થયાની કથા

### जनमेजय उवाच

मैत्रावरुणिरित्युक्तंनामतस्यमुनेःकथम् ॥
वसिष्ठस्यमहाभागब्रह्मणस्तनुजस्यहि ॥१॥

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! એ વસિષ્ઠ મુનિનું 'મૈત્રાવરૂણિ' એવું નામ શાથી કહેવાયું છે ? જો 'મિત્રાવરૂણના પુત્ર' એવો તે નામનો અર્થ હોય તો વસિષ્ઠ બ્રહ્માના પુત્ર હોવાથી તેમનું એ નામ કેમ સંભવે ?[૧] એટલા માટે વસિષ્ઠમુનિ તેવું નામ કર્મથી પામ્યા હતા કે ગુણથી પામ્યા હતા ? હે વકતાઓમાં શ્રેષ્ઠ ! એમના નામનું જે કારણ હોય તે મને કહો.[૨]

વ્યાસ કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! બ્રહ્માના પુત્ર મોટી કાંતિવાળા વસિષ્ઠમુનિ નિમિરાજાના શાપનેલીધે દેહ છોડી દઇને મિત્રા-

વરૂણના પુત્ર થયા હતા, તેથી સર્વ લોકોમાં તેમનું 'મૈત્રાવરૂણિ'એ નામ પ્રખ્યાત થયું છે.[૩-૪]

જનમેજય પૂછે છેઃ—નિમિરાજાએ બ્રહ્માના પુત્ર વસિષ્ઠ મુનિને શામાટે શાપ દીધો ? એ શાપનું જે કારણ હોય તે આરંભથી મને કહો.[૫,૬]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! મેં તમને કારણ તો પ્રથમ નિશ્ચયપૂર્વક કહેલું છે કે આ સંસાર માયાના ત્રણ ગુણોથી વ્યાપ્ત છે.[૭] રાજાઓ ભલે ધર્મ કર્યા કરે અને તપસ્વીઓ ભલે તપ કર્યા કરે તો પણ જગતમાં ત્રણ ગુણોથી વિંધાએલું કોઇનું પણ ચિત્ત સાત્વિક થતું નથી.[૮] રાજાઓ અને મુનિઓ કામ તથા ક્રોધથી પરાભવ પામેલાજ હોય છે. જેઓ ભારે તપ કરે છે તેઓ પણ લોભ અને અહંકારને સાથે રાખીને કરે છે.[૯] ક્ષત્રિયો તથા બ્રાહ્મણો યજ્ઞ કરે છે તે પણ રજોગુણથી ઘેરાઇનેજ કરે છે. કેવળ સત્વગુણવાળો કોઈ નથી.[૧૦] વસિષ્ઠે નિમિને શાપ દીધો હતો અને નિમિએ વસિષ્ઠને શાપ દીધો હતો તેથી એ બન્ને જણા પ્રારબ્ધે પ્રેરેલા તમોગુણના બળથી મહા દુઃખ પામ્યા હતા.[૧૧] હે રાજા ! આ ત્રિગુણાત્મક સંસારમાં પ્રાણીઓને દ્રવ્યની શુદ્ધિ, ક્રિયાની શુદ્ધિ અને મનની શુદ્ધિ મળવી ઘણી કઠણ છે.[૧૨] માયાના પ્રભાવનું કોઈથી કોઈ સ્થળમાં પણ ઉલ્લંઘન થતું નથી. એ મહામાયા જેના ઉપર અનુગ્રહ કરવાને ઇચ્છે તેને ક્ષણમાત્રમાં સંસારથી મુક્ત કરે છે.[૧૩] એમની ઈચ્છા નહિ હોવાથી વિષ્ણુ, બ્રહ્મા અને રૂદ્ર આદિ મહાત્માઓ પણ મુક્ત થતા નથી અને એમની ઇચ્છા થવાથી સત્યવ્રત આદિ પામર લોકો પણ મુક્ત થઈ ગયા છે.[૧૪] જો કે એ મહામાયાના મનમાં શું કર્તવ્ય છે એ વાતને ત્રૈલોક્યમાં પણ કોઈ જાણતું નથી, તોપણ એ દેવી ભક્તોને વશ છે એટલામાટે નિરાશ નહિ થતાં દોષોના નાશને-સારૂ તેમની ભક્તિ કરવી જોઇએ. ભક્તિમાં જો રાગદ્વેષ સાથે રહ્યા હોય તો તે ભક્તિ સાંસારિક સુખ આપે છે પણ પારમાર્થિક સુખ આપતી નથી.[૧૫,૧૬] ઇક્ષ્વાકુ રાજાનો બારમો પુત્ર નિમિ નામે રાજા હતો. તે રૂપવાન, ગુણવાન, ધર્મને જાણનાર, લોકોને રાજી કરનાર, સત્યવાદી, દાન કરવામાં ઉદાર, યજ્ઞો કરનાર, જ્ઞાની, પવિત્ર, બુદ્ધિમાન અને પ્રજાનું પાલન કરવામાં તત્પર રહેતો હતો.[૧૭,૧૮] એ રાજાએ બ્રાહ્મણોના હિતનેસારૂ ગૌતમમુનિનાઆશ્રમની પાસે જયંતુપુર નામનું નગર વસાવ્યું હતું.[૧૯] એને રાજસી બુદ્ધિ ઉત્પન્ન થઇ કે "દક્ષિણાઓથી ભરપુર અને ઘણા કાળ સુધી ચાલે એવો યજ્ઞ મારે કરવો."[૨૦] પછી તેણે યજ્ઞ કરવાનેસારૂ પોતાના પિતા ઈશ્વાકુની આજ્ઞા લઈ મહાત્માઓના કહેવા પ્રમાણે યજ્ઞની સામગ્રી કરાવીને ભૃગુ, અંગીરા, વામદેવ, ગૌતમ, વસિષ્ઠ, પુલસ્ત્ય, ઋચીક, પુલહ અને ક્રતુ આદિ સર્વજ્ઞ, વેદનો પાર પામેલા અને યજ્ઞવિદ્યામાં પ્રવીણ મહાતપસ્વી મુનિઓને આમંત્રણ કર્યું.[૨૧-૨૩] સરસામાન સજ્જ થયા પછી ધર્મને જાણનારા તે રાજાએ પોતાના ગુરૂ વસિષ્ઠની પૂજા કરીને વિનયપૂર્વક કહ્યું કેઃ—"હે મુનિઓમાં ઉત્તમ ! હે કૃપાના ભંડારરૂપ ! મારે યજ્ઞ કરવો છે તો તે યજ્ઞ તમે કરાવો. તમે અમારા ગુરૂ અને સર્વજ્ઞ છો માટે મારૂં કાર્ય વિધિસહિત કરાવો.[૨૪,૨૫] મેં સારી રીતે સંસ્કાર આપેલી સઘળી યજ્ઞની સામગ્રી ભેગી કરી છે અને પાંચ હજાર વર્ષની દીક્ષા લેવાનો મારો વિચાર છે.[૨૬] શ્રીજગદંબિકા દેવીનું આરાધન કરવાનું છે અને તેમની પ્રીતિનેસાર વિધિપૂર્વક યજ્ઞ કરવાની મારી ઈચ્છા થઇ છે."[૨૭] આ પ્રમાણે નિમિ રાજાનું વચન સાંભળીને વસિષ્ઠે તેમને કહ્યું કેઃ—"હે રાજા-

ઓમાં ઉત્તમ ! તમારાથી પહેલાં ઈંદ્રે મારૂં વરણુ કરેલું છે.[૨૮] ઈંદ્ર પણ તમારી પેઠે દેવીનો યજ્ઞ કરે છે, અને તેમને મેં પાંચસો વર્ષની દીક્ષા આપેલી છે માટે ઈંદ્રનું કાર્ય કરી તેમનો યજ્ઞ સમાપ્ત થયા પછી હું તમારી પાસે આવીશ અને ત્યાંસુધી તમે મારે સારૂ થોભજો." નિમિએ કહ્યું કેઃ—"હે ગુરૂ ! યજ્ઞનેમાટે હું બીજા મુનિઓનું નિમંત્રણ કરી ચૂક્યો છું[૨૯-૩૧] અને સઘળી સામગ્રી પણ સજ્જ કરેલી છે માટે હું શી રીતે થોભી શકું ? ઇક્ષ્વાકુના કુલના તો આપ ગુરૂ છો તો મારૂં કામ છોડી દઇને આજ બીજાનું કામ કરવા જવાને કેમ સજ્જ થાઓ છો ? હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! મારો યજ્ઞ છોડી દઈને ધનના લોભથી આપને બીજે ઠેકાણે જવું યોગ્ય નથી." આ પ્રમાણે રાજાએ વાર્યા તો પણ લોભથી મન ખેંચાવાનેલીધે વસિષ્ઠમુનિ ઈંદ્રના યજ્ઞમાં ગયા.[૩૨-૩૪] પછી નિમિરાજાએ કચવાઇને વસિષ્ઠને ઠેકાણે ગોતમની પૂજા કરી અને હિમાલયના પડખામાં સમુદ્રની પાસે યજ્ઞનો આરંભ કર્યો. નિમિરાજાએ પાંચ હજાર વર્ષની દીક્ષા લઇને યજ્ઞના કર્મમાં પ્રસન્ન ચિત્તે બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી અને ધનથી તથા ગાયોથી ઋત્વિજોની બહુજ પૂજા કરી.[૩૫,૩૬] ઈંદ્રનો પાંચસો વર્ષનો યજ્ઞ સમાપ્ત થયા પછી વસિષ્ઠમુનિ નિમિરાજાનો યજ્ઞ જોવાસારૂ આવ્યા; ત્યાં આવીને રાજાના દર્શનનેમાટે ઉભા રહ્યા, પણ તે સમયે રાજા બહુજ નિદ્રાને વશ થઇને સુઇ રહ્યો હતો તેથી કોઇ સેવકોએ તેને નહિ જગાડતાં તેનો સમાગમ થયો નહિ.[૩૭-૩૯] આ પ્રમાણે રાજાનું દર્શન નહિ મળવાથી પોતાનું અપમાન થયું સમજીને વસિષ્ઠને બહુજ ક્રોધ ચડયો[૪૦] અને તેથી તેમણે રાજાને શાપ દીધો કે "હે અભાગીઆ રાજા ! હું કે જે તારો કુલગુરૂ છું તેને છોડી દેતાં તેં પોતાનો બીજો ગુરૂ કરીને દીક્ષા લીધી અને મેં અટકાવ્યા છતાં પણ માન્યું નહિ તેથી તું મરણ પામીને વિદેહ (દેહ રહિત) થા."[૪૦-૪૨] આ પ્રમાણે વસિષ્ઠનું વચન સાંભળી સેવકોએ રાજાને તુરત જગાડયો અને મુનિને ક્રોધ ચડયાની વાત તેની પાસે કહી. નિર્દોષ રાજાએ તે ક્રોધ પામેલા મુનિની પાસે આવીને યુક્તિસહિત અને કારણો ભરેલું વચન કહ્યું કેઃ—"હે ધર્મને જાણનાર ! તૃષ્ણાથી વ્યાકુલ થઇને તમે જતા રહ્યા તેમાં મારો દોષ નથી. હું કે જે તમારો યજમાન છું તેણે બહુજ પ્રાર્થના કર્યા છતાં પણ અનાદર કરી બીજે જવારૂપ ભુંડું કામ કરીને તમે લજાતા નથી?[૪૩-૪૬] 'બ્રાહ્મણને માટે સંતોષજ ઉત્તમ છે' એવા ધર્મ સંબંધી નિશ્ચયને જાણતાં છતાં, સાક્ષાત્ બ્રહ્માના પુત્ર છતાં અને વેદ તથા વેદનાં અંગોને સારી રીતે જાણનાર છતાં પણ તમે એવું કામ કરવામાં લજાયા નહિ ? હે બ્રાહ્મણ ! તમે ધર્મના સૂક્ષ્મ અને અવિચલ સ્વરૂપને જાણ્યા વિના પોતાનો દોષ મારા ઉપર નાખીને મને ખોટી રીતે વગોવવા ધારો છો ?[૪૭,૪૮] ક્રોધ કે જે ચાંડાલથી પણ વધારે નીચ છે તેને સજ્જનોએ છોડીજ દેવો જોઇએ તે છતાં મારા ઉપર ખોટી રીતનો કોપ કરીને તમે મને શાપ દીધો માટે ક્રોધથી ભરેલો આ તમારો દેહ પણ આજ પડી જશે." આ પ્રમાણે મુનિએ રાજાને અને રાજાએ મુનિને શાપ દેતાં તે બન્ને જણા પરસ્પરના શાપથી દુઃખી થયા. બહુજ ચિંતાથી પીડાએલા વસિષ્ઠમુનિ તો બ્રહ્માને શરણે ગયા[૪૯-૫૧] અને રાજાએ આપેલા શાપસંબંધી મોટું કષ્ટ નિવેદન કર્યું કે "હે પિતા ! રાજાએ આજ મારો દેહ પડી જવાનો શાપ દીધો, તો હવે આ મરવાનું કષ્ટ આવતાં મારે શું કરવું ? મારે બીજો

દેહ કયા પિતાના વીર્યથી ધરવો તે પણ કહો.[૫૨,૫૩] આ દેહ જેવા આકારનો છે તેવાજ આકારનો મારો બીજો દેહ થાય અને આ દેહમાં જેવું જ્ઞાન છે તેવુંજ બીજા દેહમાં પણ થાય એમ કરો.[૫૪] હે મહારાજ ! તમે સમર્થ છો માટે મારા ઉપર કૃપા કરવી જોઈએ." વસિષ્ઠનું વચન સાંભળીને બ્રહ્માએ તેમને કહ્યું[૫૫] કે:–"મિત્ર અને વરૂણ દેવના વીર્યમાં પ્રવેશ કરીને તમે સ્થિર રહો. સમય આવતાં એ વીર્યમાંથી કોઇ માતા વગરજ તમારો જન્મ થશે અને એ બીજા દેહમાં પણ તમે ધર્મવાળા, સર્વજ્ઞ, સારી રીતે વેદને જાણનારા, સઘળાઓએ પૂજેલા અને પ્રાણીઓને નિયમમાં રાખનારા થશો એમાં સંદેહ નથી."[૫૬,૫૭] આ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી વસિષ્ઠ મુનિ પ્રીતિથી તેમને પ્રદક્ષિણા તથા પ્રણામ કરીને વરૂણના લોકમાં ગયા[૫૮] અને ત્યાં જઈ પોતાના ઉત્તમ દેહને છોડી દઇ લિંગદેહથી મિત્ર તથા વરૂણના દેહમાં પ્રવેશ કરીને રહ્યા.[૫૯] હે રાજા ! કોઇ દિવસે બહુજ રૂપાળી ઉર્વશી અપ્સરા પોતાની સખીઓનાં ટોળાંની સાથે યદૃચ્છાથી વરૂણના લોકમાં આવી.[૬૦] તે યૌવનવાળી, દિવ્ય સઘળાં સુંદર અંગોવાળી અને મનને ગમે એવી અપ્સરાને જોઇ કામાતુર થએલા મિત્રાવરૂણ દેવતાઓએ તેને કહ્યું કે:–"હે સર્વોત્તમ રૂપવાળી ! હે નિર્દોષ અંગોવાળી ! અમો બન્ને જણા કે જેઓ કામાતુર થએલા છીએ તેઓને વરીને તું આ સ્થાનમાં મનગમતા વિહાર કર." તેઓએ આ પ્રમાણે કહેતાં પોતાનું મન સ્થિર રાખીને તે ઉર્વશી મિત્રાવરૂણના ઘરમાં જઇને ઉભી. બન્નેના મનનું આકર્ષણ કરીને તે સુંદરી ઉભી રહી તેટલીવારમાં તે બન્નેનું વીર્ય દૈવગતિથી સંભોગ વિનાજ સ્ખલિત થઈને એક ઉઘાડા ઘડામાં પડ્યું અને એ ઘડામાંથી અત્યંત મનોહર બે ઋષિઓ ઉત્પન્ન થયા.[૬૧-૬૫] મિત્ર તથા વરૂણદેવના વીર્યથી ઉત્પન્ન થયેલા એ બે ઋષિઓમાં પ્રથમ અગસ્ત્ય ઉત્પન્ન થયા હતા અને પછી વસિષ્ઠ ઉત્પન્ન થયા હતા.[૬૬] મહાતપસ્વી અગસ્ત્ય ઋષિ બાલ્યાવસ્થામાંજ વનમાં ગયા. બીજા મુનિને વસિષ્ઠ જાણીને રાજી થએલા ઈક્ષ્વાકુ રાજાએ તેમને બાળકપણુમાંજ પુરોહિત કરી રાખ્યા[૬૭] અને ઉછેર્યા કે જે વસિષ્ઠથી તમારા વંશને પણ સુખ પ્રાપ્ત થયું છે.[૬૮] હે જનમેજય રાજા ! આ પ્રમાણે વસિષ્ઠને શાપ થવાના કારણની અને શાપનેલીધે મિત્રાવરૂણના કુલમાં તેમનો જન્માંતર થયાની સઘળી કથા મેં તમારી પાસે કહી.[૬૯]

एतत्तेसर्वमाख्यातंवसिष्ठस्यचकारणम् ॥
शापादेहांतरमाप्तिर्मित्रावरुणयोःकुले ॥६९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪

## अध्याय १५ मो.

## નિમિરાજાની વિદેહ ગતિ અને હૈહય રાજાઓની કથા.

### जनमेजय उवाच

देहप्राप्तिर्वसिष्ठस्य कथिताभवताकिल ॥
निमिःकथं पुनर्देहंप्राप्तवानिति मे वद ॥१॥

જનમેજય પૂછે છેઃ–વસિષ્ઠને બીજો દેહ પ્રાપ્ત થવાની કથા તમે કહી. હવે નિમિરાજાને બીજા દેહની પ્રાપ્તિ શી રીતે થઈ તે મને કહો.[૧]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! શાપ થયા પછી વસિષ્ઠને જેવો બીજો દેહ મળ્યો તેવો નિમિ રાજાને મળ્યો નહિ.[૨] જ્યારે વસિષ્ઠે શાપ દીધો ત્યારે રાજાએ તે યજ્ઞમાં વરાવેલા સર્વે ઋત્વિજોએ વિચાર કરવા લાગ્યા કે "અહો ! રાજા

તો શાપથી હતપ્રાય થઇ ચૂક્યો, હવે આપણે શું કરવું ? હજી યજ્ઞ પૂરો થયો નથી અને ધર્માત્મા રાજા દીક્ષાની વચમાંજ મરી જાય છે એ વાત વિપરીત થાય છે તો હવે આપણે શું કરીશું ? આ વાત અવશ્ય બનનાર હોવાથી તેનું નિવારણ પણ આપણે કરી શકીએ એમ નથી."[૪-૫] આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણોએ એ મહાત્મા રાજાના લિંગદેહને ઘણા પ્રકારના મંત્રોની શક્તિથી યજ્ઞ પૂરો થતાં સુધી તેના સ્થૂલ દેહમાંજ અટકાવી રાખ્યો તેથી તે સ્થૂલ દેહમાં કાંઇક શ્વાસોશ્વાસ જોવામાં આવતા હતા. એવી રીતે મંત્રશક્તિથી નિર્વિકાર રહેલા તે કાંઇક જીવનવાળા દેહની અનેક પ્રકારના સુગંધ અને પુષ્પોથી વારંવાર પૂજા કરવી ચાલુ રાખી હતી.[૬,૭] યજ્ઞ પૂરો થતાં સર્વે દેવતાઓ ત્યાં આવ્યા ત્યારે ઋત્વિજોએ સ્તુતિવચનોથી તેઓને બહુ રાજી કરીને રાજાની એવી સ્થિતિ થયા વિષે નિવેદન કરતાં તેઓએ બહુજ મુંઝાએલા રાજાને કહ્યું કેઃ— "હે સારા નિયમ પાળનારા રાજા ! અમો પ્રસન્ન થયા છીએ માટે વરદાન માગો. આવા યજ્ઞથી ઉત્તમ દેહની પ્રાપ્તિ થાય છે માટે તમારા મનમાં દેવનો કે મનુષ્યનો દેહ ધરવાની જે ઈચ્છા હોય તે કહો. તમારા અભિમાની ગુરૂ વસિષ્ઠ તો બીજો દેહ ધરીને મર્ત્યલોકમાં રહ્યા છે." દેવતાઓએ આ પ્રમાણે કહેતાં રાજી થએલો નિમિનો આત્મા બોલ્યો[૮-૧૧] કે "દેહ કે જે સર્વથા વિનાશીજ છે તેની મને ઈચ્છા નથી. હે ઉત્તમ દેવતાઓ ! સર્વ પ્રાણીઓની દૃષ્ટિમાં મારો વાસ થવાનું વરદાન આપો કે જેથી સર્વના નેત્રમાં હું વાયુરૂપે રહું." નિમિના આત્માએ આ પ્રમાણે કહેતાં દેવતાઓએ તેને કહ્યું[૧૨,૧૩] કેઃ—" હે મોટા રાજા ! તમારી એ ઇચ્છા હોય તો સર્વનાં ઈશ્વરી જગદંબાની તમે પ્રાર્થના કરો. જગદંબા આ યજ્ઞથી પ્રસન્ન થયાં છે માટે તમારા ધાર્યા પ્રમાણે કરી આપશે."[૧૪] દેવતાઓનું વચન સાંભળી નિમિરાજાએ ભક્તિપૂર્વક ગદ્‌ગદ વાણીથી અનેક પ્રકારનાં દિવ્ય સ્તોત્રોવડે જગદંબાની પ્રાર્થના કરતાં પ્રસન્ન થએલાં જગદંબાએ કરોડ સૂર્ય સરખા તેજસ્વી અને લાવણ્યથી દીપી રહેલા પોતાના રૂપનું પ્રત્યક્ષ દર્શન દીધું.[૧૫-૧૬] જગદંબાને જોઇને સર્વે લોકો રાજી થયા અને મનમાં કૃતાર્થપણું માનવા લાગ્યા. જગદંબા પ્રસન્ન થતાં રાજાએ તેમની પાસે વરદાન માગ્યું[૧૭] કે "મને જેથી મોક્ષ થાય એવું નિર્મલ જ્ઞાન આપો અને મારાં પ્રારબ્ધ પૂરાં થતાં સુધી સર્વ પ્રાણીઓનાં નેત્રોમાં નિવાસ આપો."[૧૮] પ્રસન્ન થએલાં જગદંબાએ રાજાને કહ્યું કેઃ—" તમને નિર્મલ જ્ઞાન પ્રાપ્ત થશે અને પ્રારબ્ધ કર્મ અવશેષ છે ત્યાંસુધી સર્વ પ્રાણિઓનાં નેત્રોમાં નિવાસ પણ મળશે. વાયુરૂપે તમારો નિવાસ થવાથી પ્રાણીઓનાં નેત્રોમાં મટકાં મારવાનો સ્વભાવ થશે.[૧૯,૨૦] મનુષ્યો, પશુઓ અને પક્ષીઓનાં નેત્રોમાં એ સ્વભાવ થશે પણ દેવ આદિનાં નેત્રોમાં એ સ્વભાવ થશે નહિ."[૨૧] આ પ્રમાણે રાજાને વરદાન આપી સર્વ મુનિઓને જણાવીને જગદંબા ત્યાંજ અંતર્ધાન થઇ ગયાં.[૨૨] જગદંબા અંતર્ધાન થયા પછી તે સ્થળમાં ઉભેલા સર્વે મુનિઓએ વિચાર કરીને નિમિરાજાના દેહને મથન કરવા સારૂ લીધો.[૨૩] દેહ ઉપર અરણિનું સ્થાપન કરી મંત્રો ભણી ભણીને મથવા લાગ્યા.[૨૪] મહાત્મા બ્રાહ્મણોએ મંત્રોથી હોમ કરતાં અને નિમિરાજાનો પુત્ર ઉત્પન્ન કરવાનેસારૂ અરણીનું મથન કરતાં તે સમયે જાણે બીજો નિમિજ હોય એવો, સઘળાં શુભ લક્ષણવાળો પુત્ર પ્રકટ થયો.[૨૫] એ પુત્ર

અરણીના મથનથી ઉત્પન્ન થયો એટલામાટે 'મિથિ' અને પિતાથી ઉત્પન્ન થયો એટલા માટે જનક કહેવાયો.[૨૬] નિમિરાજા વિદેહ (દેહરહિત) થયો હતો એટલામાટે તેના વંશમાં ઉત્પન્ન થએલા સઘળા રાજાઓ વિદેહ કહેવાય છે.[૨૭] આ પ્રમાણે નિમિનો દીકરો 'જનકરાજા' એવા નામથી પ્રખ્યાત થયો હતો અને તેણે ગંગાજીને કાંઠે મનોહર, પ્રખ્યાત,મોટાં ઘર તથા કોઠાવાળી, ધન-ધાન્યથી સંપન્ન અને બજારોથી શોભી રહેલી મિથિલા નામની નગરી બનાવી હતી.[૨૮,૨૯] એ વંશમાં જેટલા રાજાઓ થયા તેઓ સઘળા જનક અને વિદેહ એવા નામથી પ્રખ્યાત થયા અને સર્વેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું.[૩૦] હે જનમેજય! નિમિરાજા કે જેને શાપથી વિદેહપણું પ્રાપ્ત થયું હતું તે સંબંધી આ ઉત્તમ આખ્યાન મેં તમારી પાસે વિસ્તારથી કહ્યું.[૩૧]

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ! તમે નિમિરાજાએ વસિષ્ઠને શાપ દેવાનું જે કારણ કહ્યું તે સાંભળીને સંદેહ થવાથી મારું મન અત્યંત ચંચળ થયું છે.[૩૨] વસિષ્ઠ મુનિ ઉત્તમ બ્રાહ્મણ, કુલના ગુરૂ અને વળી બ્રહ્માના પુત્ર હતા તો પણ નિમિરાજાએ તેમના ઉપર ક્ષમા નહિ કરતાં શાપ કેમ દીધો? નિમિ રાજા પોતે ઇક્ષ્વાકુનો પુત્ર અને ધર્મને જાણનાર છતાં ક્રોધને વશ કેમ થયો અને તેણે યજ્ઞ સંબંધી શુભ કામ કરીને તે સઘળું ધોઈ નાખે એવો ગુરૂબ્રાહ્મણને કેમ શાપ દીધો?[૩૩-૩૫]

વ્યાસ કહે છેઃ—હે રાજા! જેઓએ મન જીતેલું ન હોય એવા પ્રાણીઓએ ક્ષમા રાખવી ઘણી દુર્લભ છે. જગતમાં ક્ષમાવાન પુરૂષ દુર્લભ છે અને તેમાં પણ સામર્થ્ય છતાં ક્ષમા રાખનારો વધારે દુર્લભ છે.[૩૬] સઘળા સંગોને છોડી દીધા હોય, તપશ્ચર્યા માંડી હોય, નિદ્રા અને ક્ષુધાને જીતી હોય તથા યોગાભ્યાસમાં નિષ્ઠા રાખી હોય તોપણ કામ, ક્રોધ, લોભ અને અહંકાર એ ચારને જીતવા બહુ કઠણ છે. દેહની અંદર રહેનારા એ શત્રુઓ સર્વથા જીતાવા અશક્ય છે.[૩૭-૩૮] એ ચાર શત્રુઓને જીતનારો કોઈ પુરૂષ આ સંસારમાં થયો નથી, છે નહિ અને થવાનો પણ નથી.[૩૯] સ્વર્ગમાં, ભૂલોકમાં, બ્રહ્મલોકમાં, વૈકુંઠમાં કે કૈલાસમાં પણ એ શત્રુઓને જીતનારો કોઈ નથી.[૪૦] બ્રહ્માના પુત્ર તથા બીજા તપસ્વીઓમાં ઉત્તમ ગણાતા મુનિઓ પણ ત્રણ ગુણોથી વિંધાએલા છે ત્યારે પૃથ્વીમાં માણસોની તો શી વાત કરવી?[૪૧] કપિલમુનિ સાંખ્યને જાણનાર, યોગાભ્યાસમાં લાગેલા અને મહાપવિત્ર હતા તોપણ તેમણે દૈવયોગથી સગર રાજાના પુત્રોને બાળી નાખ્યા હતા.[૪૨] હે રાજા! સઘળું બ્રહ્માંડ અહંકારથી ઉત્પન્ન થવાનેલીધે અહંકારનું કાર્ય છે, તો જે કાર્ય હોય તે કારણથી રહિત કેમજ થાય?[૪૩] બ્રહ્મા, વિષ્ણુ, અને સદાશિવ પણ ત્રણ ગુણોથી ઘેરાએલા છે. એઓના શરીરોમાં પણ નોખનોખા ત્રણ ગુણોના ભાવ થાય છે ત્યારે મનુષ્યોની તો એકલા સત્વગુણમાં રહેવાની શીજ વાત કરવી! ત્રણ ગુણોની ભેળસેળ સર્વ સ્થળોમાં રહી છે.[૪૪,૪૫] તેમાં કોઇ સમયે સત્વગુણની અને કોઈ સમયે તમોગુણની વૃદ્ધિ થાય છે. ત્રણ ગુણોની સમતા તો કદાચિત્જ થાય છે.[૪૬] પરમાત્મા કે જે નિર્લેપ સર્વથી પર, અવિનાશી, કોઈ પણ પ્રાણીથી જણાય નહિ એવા, અપ્રમેય અને સનાતન છે. તે નિર્ગુણ છે[૪૭] અને બીજાં પરમ શક્તિ કે જે એ પરમાત્મામાં રહેલાં, અલ્પ બુદ્ધિવાળાઓથી જણાય નહિ એવાં અને સર્વ પદાર્થોમાં રહેલાં છે તે નિર્ગુણ છે. એએ વિના સઘળું બ્રહ્માંડ ત્રણ ગુણોથી બંધાએલું છે.[૪૮]

પરમાત્મા અને તેમની શક્તિની સર્વથા એકતાજ છે. એઓને એકરૂપ જાણવાથીજ સર્વ દોષોથી છુટાય છે.[૪૯] એ જાણવાથીજ મોક્ષ થાય એમ વેદાંતશાસ્ત્ર ડંકો વગાડે છે, માટે ત્રિગુણાત્મક સંસારમાં જેણે એ પ્રમાણે જાણ્યું હોય તેનેજ મુક્ત થએલો સમજવો.[૫૦] પરોક્ષ અને અપરોક્ષ એવી રીતે જ્ઞાન બે પ્રકારનું છે તેમાં શબ્દથી જે જ્ઞાન થાય છે તેને પરોક્ષ જ્ઞાન સમજવું. બુદ્ધિના યોગનેલીધે વેદ અને શાસ્ત્રોનો અર્થ સમજવામાં આવવાથી પરોક્ષ જ્ઞાન થાય છે.[૫૧] જ્યાંસુધી એ જ્ઞાન હોય ત્યાં સુધી બુદ્ધિથી કલ્પાએલા અનેક વિકલ્પો ઉત્પન્ન થાય છે, ( વિકલ્પોમાં કેટલાએક વિકલ્પો કુતર્કથી કલ્પાય છે અને કેટલાએક વિકલ્પો સુતર્કથી કલ્પાય છે. કુતર્કોથી પ્રાણિઓને વિભ્રમ થાય છે, વિભ્રમથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને બુદ્ધિ ભ્રષ્ટ થવાથી જ્ઞાનનો નાશ થાય છે એમ કહેવાય છે.) બીજું અનુભવરૂપ જે જ્ઞાન થાય છે તેને અપરોક્ષ જ્ઞાન સમજવું. એ જ્ઞાન ઘણું દુર્લભ છે.[૫૨] જ્યારે બ્રહ્મવેત્તાનો સંગ થાય ત્યારેજ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. શબ્દથી થતા પરોક્ષ જ્ઞાનથી કાર્યની સિદ્ધિ થતી નથી[૫૩] અને અપરોક્ષ જ્ઞાન કે જે અલૌકિક છે તે સહજ થતું નથી પણ ઘણા પરિશ્રમથી થાય છે. જેમ દીવાની વાત કરવાથી અંધારૂં મટતું નથી તેમ શબ્દથી થતા પરોક્ષ જ્ઞાનથી મનનું અજ્ઞાન કપાતું નથી. જેથી બંધન મટે તેનેજ કર્મ જાણવું અને જેથી મુક્તિ પ્રાપ્ત થાય તેનેજ વિદ્યા જાણવી.[૫૪,૫૫] એ વિના બીજું કર્મ પરિશ્રમને સારૂ છે અને બીજી વિદ્યા એક જાતનું શિલ્પ છે. સારૂં શીલ, પરાયું હિત કરવામાં પ્રવૃત્તિ, કોપનો અભાવ, ક્ષમા, ધીરજ અને સંતોષ, એ ઉજ્વળ ફળો સાચી વિદ્યાના પરિપાકથી થાય છે. હે રાજા ! વિદ્યા, તપ અને યોગાભ્યાસ વિના કામ આદિ શત્રુઓનો કદી પણ નાશ થતો નથી. (મન સ્વભાવથીજ ચંચલ હોવાનેલીધે પકડાવું ઘણું કઠણ છે. ત્રૈલોક્યમાં સઘળા પ્રકારના પ્રાણીઓ સર્વથા એ મનનેજ વશ છે.) કામ અને ક્રોધ આદિ પદાર્થો મનથીજ ઉત્પન્ન થતા કહેવાય છે, એટલામાટે જ્યારે મન જીતાય ત્યારે એઓની ઉત્પત્તિ થતી નથી. હે રાજા ! આ પ્રમાણે મન નહિ જીતાવાનેલીધે નિમિરાજાથી મુનિ ઉપર ક્ષમા રાખી શકાઈ ન હતી.[૫૬-૫૯] જેમ શુક્રાચાર્યે અપરાધ કર્યા છતાં પણ પૂર્વે યયાતિ રાજાએ ક્ષમા કરી હતી તેમ નિમિરાજાથી થઈ શક્યું નહિ. શુક્રાચાર્યે શાપ દીધો તોપણ રાજાઓમાં ઉત્તમ યયાતિએ તેમને ક્રોધથી સામો શાપ આપ્યો ન હતો[૬૦] અને જરા અવસ્થાનો સ્વીકાર કર્યો હતો. હે રાજા ! સ્વભાવના ભેદનેલીધે કોઇ રાજા સૌમ્ય થાય છે અને કોઈ રાજા ક્રૂર થાય છે,[૬૧] તેમાં કોનો દોષ માનવો? પૂર્વે હૈહય નામના ક્ષત્રિયોએ ધનના લોભે ક્રોધથી વ્યાપ્ત થઈ ભૃગુવંશીય બ્રાહ્મણ ગણોનો જડમૂળથી નાશ કર્યો હતો.[૬૨] બ્રહ્મહત્યાથી થતા દોષને નહિ ગણકારતાં પોતાના પુરોહિત સઘળા ભાર્ગવ બ્રાહ્મણોને મૂળ સહિત કાપી નાખ્યા હતા.[૬૩]

ब्राह्मणान्मूलतःसर्वांश्चिच्छिदुःक्रोधमूर्छिताः॥
पातकं पृष्ठतः कृत्वा ब्रह्महत्यासमुद्भवम्॥६३॥

ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫

---

## અધ્યાય ૧૬ મો.

## હૈહય ક્ષત્રિયોએ ભાર્ગવ બ્રાહ્મણોનો વિનાશ કર્યો

### जनमेजय उवाच.

[illegible]लेकस्यसमुत्पन्नाः [illegible]त्रिया हैहयान्वये ॥
ब्रह्म[illegible]त्यामनादृत्य निज[illegible]र्भार्गवांश्च ये॥ १ ॥

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! એ હૈહય નામના ક્ષત્રીઓ કે જેઓએ બ્રહ્મહત્યાને નહિ ગણકારતાં ભાર્ગવ બ્રાહ્મણોને માર્યા હતા તેઓ કોના કુલમાં ઉત્પન્ન થયા હતા ?[1] અને એઓને વૈરનું કારણ શું હતું તે કહો. સારા પુરૂષો યોગ્ય કારણ વિના ક્રોધ કરે નહિ એટલામાટે તેઓને પુરોહિતોની સાથે વૈર ઉત્પન્ન થવાનું શું કારણ હતું તે જાણવા માગું છું. ક્ષત્રિઓને એ વૈર થોડા કારણનેવાસ્તે નહિ થયું હોય.[2,3] સામાન્ય કારણ હોય તો એઓ નિરપરાધ અને પૂજ્ય બ્રાહ્મણોને કેમજ મારે. એ ક્ષત્રિઓ બળવાન હશે તોપણ તેઓ પાપથી કેમ બ્હીન્યા નહિ ?[4] જે પુરૂષ ઉત્તમ ક્ષત્રિય હોય તે તો થોડા અપરાધી બ્રાહ્મણોને મારેજ નહિ. હે મુનિઓમાં શ્રેષ્ઠ ! આ વિષયમાં મને સંદેહ ઉત્પન્ન થયો છે, માટે એ વૈરનું જે કારણ થયું હોય તે મને કહો.[5]

સૂત કહે છેઃ—આ પ્રમાણે જનમેજયે પૂછતાં બહુજ રાજી થએલા સત્યવતીના પુત્ર વ્યાસે ચિત્તમાં કથાનું સ્મરણ કરીને તેમને નીચે પ્રમાણે કહ્યું.[6]

વ્યાસ કહે છેઃ—હે પરીક્ષિતના પુત્ર ! આશ્ચર્ય આપનારી ક્ષત્રિયોની જુની કથા કે જે પૂર્વે સારી રીતે મારા જાણવામાં આવેલી છે, તે કહું છું; સાંભળો.[7] હૈહયના વંશમાં હજાર હાથવાળો, બળવાન અને ધર્મમાં તત્પર 'અર્જુન' નામનો રાજા હતો. એ રાજા 'કાર્ત્તવીર્ય'એવા નામથી પણ ઓળખાતો હતો.[8] દત્તાત્રેયનો શિષ્ય, સિદ્ધિઓવાળો, સર્વ પદાર્થોને આપનારો અને વિષ્ણુના અવતાર સરખો એ રાજા પરા શકિતનો ઉપાસક અને ભાર્ગવ બ્રાહ્મણોનો યજમાન હતો.[9] એ રાજા યજ્ઞો કરનાર, બહુજ ધર્માત્મા અને સર્વદા દાન દેવામાં ઉત્સાહી હતો; તેથી તેણે અનેક યજ્ઞો કરીને ભૃગુ કુલના બ્રાહ્મણોને ઘણું ધન આપ્યું હતું.[10] એ રાજાએ આપેલાં દાનોથી ભાર્ગવ બ્રાહ્મણો ધનવાળા, ઘોડા તથા રત્નોની સમૃદ્ધિઓવાળા અને પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલા થયા હતા.[11] રાજાઓમાં ઉત્તમ એ અર્જુન રાજા મરી ગયા પછી ઘણે કાળે હૈહય કુલના ક્ષત્રિઓ નિર્ધન થઈ ગયા.[12] એઓને કોઈ સમયે ધનનું આવશ્યક કામ પડતાં તેઓ ભાર્ગવ બ્રાહ્મણોની પાસે માગવા સારૂ ગયા. એ ક્ષત્રિયોએ ઘણો વિનય કરીને ધન માગ્યું;[13] તોપણ બહુજ લોભથી ઘેરાએલા તે બ્રાહ્મણોએ 'નથી નથી' એમ કહીને આપ્યું નહિ.[14] ક્ષત્રિયોની બ્હીકથી કેટલાએક બ્રાહ્મણોએ ઉત્તમ ધન ધરતીમાં દાટી મૂકયું અને કેટલાએકે બીજા બ્રાહ્મણોને આપી દીધું.[15] ભયથી વિહ્વલ થએલા અને તૃષ્ણાથી ઘેરાએલા સઘળા ભાર્ગવ બ્રાહ્મણો આ પ્રમાણે પોતાના ધનને ઠેકાણે નાખી આશ્રમો છોડી દઈને ભાગી ગયા.[16] પોતાના યજમાનોને દુઃખીઆ જોઇને પણ લોભથી મોહ પામેલા તે બ્રાહ્મણોએ કાંઇ આપ્યું નહિ અને સઘળા ભાગી જઇને પર્વતોની ગુફાઓમાં રહ્યા.[17] હે જનમેજય ! પછી ધનની ઘણી આવશ્યકતાનેલીધે મોટાં કામ અટકતાં દુઃખ પામેલા તે ઉત્તમ ક્ષત્રિયો ધનને માટે ભાર્ગવ બ્રાહ્મણોના આશ્રમોમાં ગયા.[18] બ્રાહ્મણોને પોતપોતાનાં ઘરો ઉજડ કરીને નીકળી ગએલા જોઇ, હૈહયોએ ધનનેસારૂ ત્યાંની ધરતીને બહુજ ખોદવા માંડી.[19] ખોદતાં ખોદતાં કોઇ હૈહયને ભાર્ગવના ઘરમાંથી ધન જડયું. એ જોઇને સર્વે ક્ષત્રિયોએ પરિશ્રમની પીડાને નહિ ગણકારતાં વધારે કાળજીથી તેઓના ઘરની ધરતી ખોદવા માંડી, ત્યાં સર્વ સ્થળોમાંથી ધન નીકળવા માંડયું. એ સમયે ધનની લાલચથી હૈહયોએ ભાર્ગવોના પાડોશી

બીજા બ્રાહ્મણોનાં ઘર પણ ખોદી નાખ્યાં, તો તેઓમાંથી પણ ધન નીકળવા માંડયું. જેમ જેમ વધારે શોધ કરવા માંડી તેમ તેમ બ્રાહ્મણોનાં ઘરમાંથી વધારે ધન નીકળતું ગયું. ભય પામેલા સર્વે બ્રાહ્મણો ચીસો પાડવા લાગ્યા અને શરણે ગયા તો તેઓને કોપને લીધે હૈહયોએ બાણોથી મારવા માંડયા.[૨૦-૨૩] સઘળા બ્રાહ્મણો જ્યાં ભાર્ગવો રહ્યા હતા તે પર્વતોની ગુફાઓમાં ગયા. હૈહયો તો ક્રોધથી, ગર્ભમાં રહેલા ભાર્ગવોને પણ કાપી નાખવા લાગ્યા અને પૃથ્વીમાં ફરવા લાગ્યા. જે જે ભાર્ગવો હાથમાં આવે તે સઘળાઓને સજેલાં બાણોથી મારી નાખવા લાગ્યા. પાપને નહિ ગણકારતાં બાલક અને વૃદ્ધ લોકોને પણ કાપી નાખતાં ભાર્ગવોની સ્ત્રીઓને પકડી પકડીને તેઓના ગર્ભોને પણ અત્યંત તોડવા લાગ્યા.[૨૫,૨૬] દુષ્ટ નિશ્ચયવાળા ક્ષત્રિયોએ જેઓના ગર્ભ કાપી નાખ્યા તે દુઃખ પામેલી સ્ત્રીઓ ટીટોડીઓની પેઠે બહુજ રોવા લાગી.[૨૭] બીજા તીર્થવાસી મુનિઓએ એ ગર્વ પામેલા ક્ષત્રિયોને જોઇ તેઓને કહ્યું કેઃ—"હે ક્ષત્રિયો ! બ્રાહ્મણોને ત્રાસ આપનારો આ ક્રોધ છોડી દો. ભાર્ગવોની સ્ત્રીઓના ગર્ભોને પણ તમો તોડી નાખો છો તો તમોએ આ અયોગ્ય અને ભુંડું કામ કરવા માંડયું છે.[૨૮,૨૯] જે પુણ્ય કે પાપ અત્યંત ઉગ્ર થાય તેઓનું ફલ આ જન્મમાંજ મળે છે. માટે કલ્યાણ ઈચ્છનારાએ ભુંડું કામ છોડી દેવું જોઇએ."[૩૦] ક્રોધ પામેલા હૈહયોએ એ દયાળુ મુનિઓને કહ્યું કેઃ—"તમો સઘળા સાધુ હોવાથી પાપીઓના અભિપ્રાયોને જાણો નહિ.[૩૧] ઠગાઇ કરવામાં નિપુણતા ધરાવનારા ભાર્ગવ લોકોએ, ચોર લોક જેમ માર્ગમાંથી લુંટ કરે તેમ અમારા મહાત્મા પૂર્વજોનું સઘળું ધન ઠગી ઠગીને લઇ લીધું છે.[૩૨] અમોને મોટું કામ પડતાં આ ઠગારા, ઢોંગી અને બગલાના સરખી વૃત્તિવાળા બ્રાહ્મણોની અમે ઘણા વિનયથી પ્રાર્થના કરી તથા એક મુદ્રાની પાછી સવા મુદ્રા આપવાનું કહ્યું તોપણ અમોને એઓએ ધન આપ્યું નહિ. યજમાન લોકોને દુઃખીઆ જોતાં છતાં પણ એ કઠણ મનના બ્રાહ્મણોએ 'નથી નથી' એમ કહ્યા કર્યું.[૩૩,૩૪] અર્જુન રાજા પાસેથી મળેલું ધન એ લોકોએ શા માટે રાખી મેલ્યું ? એ ધનમાંથી યજ્ઞો શા માટે કર્યા નહિ? અને માગણ લોકોને ઘણાં ઘણાં દાન શા માટે આપ્યાં નહિ ?[૩૫] બ્રાહ્મણોએ કોઈ સ્થળમાં કદી પણ ધનનો સંચય નહિ કરવો જોઇએ. જો ધન મળ્યું હોય તો તેમાંથી વિધિસહિત યજ્ઞ કરવા, દાન કરવાં અને ભોગ ભોગવવા જોઇએ.[૩૬] ધન ઉપર ચોરની, રાજાની, અગ્નિની અને ધૂતારાઓની મહાભયંકર બ્હીક છે.[૩૭] ધન પોતાને રાખી મેલનારને ગમે તે રીતે પણ છોડી દે છે અને ન છોડે તો રાખી મેલનાર એ ધનને છોડીને મરી જાય છે તથા મરીને અસદ્‌ગતિ પામે છે.[૩૮] અમે એ લોકોપાસે નમ્રતાપૂર્વક એકની સવા આપવાનું કહીને માગણી કરી તોપણ લોભનેલીધે શંકાથી ઘેરાએલા એ પુરોહિતોએ અમને આપ્યું નહિ.[૩૯] ધનની દાન, ભોગ અને નાશ, એ ત્રણજ ગતિઓ થાય છે, તેઓમાં ધર્માત્માઓનાં ધનનાં દાન અને ભોગ થાય છે અને પાપીઓના ધનનો નાશજ થાય છે.[૪૦] જે કૃપણ માણસ દાન કે ભોગ નહિ કરતાં ધનના રક્ષણમાં તત્પર રહેતો હોય તેને રાજાએ સર્વથા દંડવો જોઇએ.[૪૧] સંચી રાખનારો માણસ તો દુઃખ ભોગવવાનેજ પાત્ર છે. એટલામાટે અમો સઘળા ક્ષત્રિયો એ ઠગારા અને બ્રાહ્મણોમાં અધમ ગુરૂઓને મારી નાખવા સજ્જ થએલા છીએ, તો તેથી આપ મહાત્માઓએ ક્રોધ નહિ કરવો."[૪૨] આ

પ્રમાણે કારણો ભરેલાં વચન કહી તે મુનિઓને ટાઢા પાડીને એ ક્ષત્રિયો ભાર્ગવ બ્રાહ્મણોની અનેક સ્ત્રીઓની શોધ કરવા ફરવા લાગ્યા.[૪૩] બહુજ ભય પામેલી, રોતી, ધ્રુજતી અને દુર્બલ થઇ ગએલી ભાર્ગવોની સ્ત્રીઓ હિમાલયમાં જતી રહી.[૪૪] હે જનમેજય! ધનની લાલચવાળા, ક્રોધ પામેલા અને પાપકર્મ કરનારા એ હૈહય કુલના ક્ષત્રિયોએ આવી રીતે બ્રાહ્મણોને પીડ્યા હતા અને પોતાની ઇચ્છા પ્રમાણે મારી નાખ્યા હતા.[૪૫] મનુષ્યોના શરીરમાં રહેલો મોટા શત્રુરૂપ લોભજ સઘળાં દુઃખોની ખાણરૂપ અને પ્રાણનો નાશ કરનાર કહેલ છે. સર્વદા તૃષ્ણા રખાવનારો લોભજ સઘળાં પાપોનું મૂળ છે.[૪૬] લોભજ બ્રાહ્મણાદિ વર્ણોને વિરોધ કરાવનાર અને સઘળી પીડાના કારણરૂપ છે.[૪૭] માણસ લોભનેલીધેજ વર્ણાશ્રમના ધર્મને તથા કુળના ધર્મને છોડી દે છે અને મા, ભાઇ, બાંધવ, ગુરૂ, મિત્ર, પૂજ્ય, પુત્ર અને બ્હેનને પણ મારી નાખે છે. લોભથી ઘેરાઇને પાપથી મોહ પામેલો માણસ કયું અકૃત્ય ન કરે?[૪૮,૪૯] ક્રોધ, કામ અને અહંકાર કરતાં લોભજ મોટો શત્રુ છે; લોભથી પ્રાણને પણ છોડી દે છે ત્યારે પછી બીજું શું રહ્યું?[૫૦] (હે જનમેજય! તમારા પૂર્વજ પાંડવો અને કૌરવો ધર્મને જાણનારા તથા સારા માર્ગમાં રહેલા હતા તોપણ લોભથીજ મરણ પામ્યા હતા. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, બાલ્હીક, ભીમસેન, યુધિષ્ઠિર, અર્જુન અને શ્રીકૃષ્ણ એઓ મહાત્મા હતા તોપણ તેઓએ લોભથી આતુર થઇને અહીં પરસ્પર ભારે ઉગ્ર યુદ્ધ કર્યું હતું અને કુટુંબનો અત્યંત ઘાણ કહાડયો હતો. દ્રોણ, ભીષ્મ, પાંડવો, પાંડવોના પુત્રો, ભાઈઓ, પિતાઓ અને પુત્રો, એ સઘળા લોભનેલીધેજ રણમાં મરાયા હતા.) લોભનો આવો મહિમા છે માટે લોભથી ઘેરાએલો માણસ કયું પાપ ન કરે? પાપબુદ્ધિવાળા હૈહયોએ લોભથીજ સર્વે ભૃગુ કુલના બ્રાહ્મણોને માર્યા હતા.[૫૧]

**तस्मा[illegible]ोभाभिभूतस्तु किं न [illegible]याचरः किल।।**
**है[illegible]यैर्निहताः सर्वे भृगवः पापबुद्धिभिः ।।५१।।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

---

## अध्याय १७ मो.

## ભૃગુવંશની સ્થિતિ અને હૈહયની ઉત્પતિનો પ્રસ્તાવ.

### जनमेजय उवाच

**कथं ताश्च स्त्रियः सर्वा भृगूणां दुःखसागरात्।।**
**मुक्ता वंशःपुनस्तेषांब्राह्मणानांस्थिरोभवत्।।१।।**

જનમેજય પૂછે છેઃ–પછી તે ભાર્ગવ બ્રાહ્મણોની સ્ત્રીઓ દુઃખરૂપી સમુદ્રમાંથી શી રીતે છુટી અને તે બ્રાહ્મણોનો વંશ કેવી રીતે અવિચળ રહ્યો?[૧] દુષ્ટ આચારવાળા અને લોભમાં લાગેલા એ હૈહય નામના ક્ષત્રિયોએ તે બ્રાહ્મણોને મારીને પછી શું કર્યું? તે કહો.[૨] હે મહારાજ! તમારી પાસેથી પવિત્ર, મનુષ્યોને સુખ આપનાર અને પરલોકમાં ફળ દેનાર કથારૂપી અમૃતનું પાન કરતાં હું તૃપ્ત થતો નથી.[૩]

વ્યાસ કહે છેઃ–હે રાજા! એ સ્ત્રીઓ તે અપાર દુઃખમાંથી જે રીતે છુટી તે વિષેની પાપોને મટાડનારી કથા કહું છું, તે સાંભળો.[૪] ભયથી ત્રાસ પામેલી, હૈહયોએ બહુજ પીડેલી અને નિરાશ થએલી ભાર્ગવોની સ્ત્રીઓ એ હિમાલય પર્વતમાં ગઈ.[૫] ત્યાં જઈ તેમણે નદીને કાંઠે જગદંબાની માટીની મૂર્ત્તિનું સ્થાપન કરી તેની પાસે ઉપવાસો કરીને મરી જવાનો નિશ્ચય કર્યો.[૬] જગદંબાએ સ્વપ્નમાં જઈ તે ઉત્તમ સ્ત્રીઓને કહ્યું કેઃ–"તમારામાંથી કોઇ સ્ત્રીને સાથળમાંથી મારી શક્તિના અંશ-

વાળો પુત્ર જન્મશે[૭] અને તે તમારૂં કાર્ય કરી દેશે." જગદંબા આ પ્રમાણે આજ્ઞા કરીને અંતર્ધાન થઈ ગયાં[૮] અને તે સઘળી સ્ત્રીઓ જાગ્રત થઇને હર્ષ પામી. એસ્ત્રીમાંકોઈ સ્ત્રી બહુજ ચતુર હતી તેણે ભયથી ઉદ્વેગ પામીને કુલની વૃદ્ધિનેસારૂ પોતાના એક સાથળમાં ગર્ભને રાખ્યો હતો.[૯] ક્ષત્રિયોએ એ વિહ્વલ અને તેજવાળી સ્ત્રીને જ્યારે ભાગતી જોઈ ત્યારે તેઓ મોટાવેગથી તેની પછવાડે દોડયા. "આ સ્ત્રી સગર્ભા હોવાથી ભાગી જાય છે માટે આને પકડો અને મારી નાખો."[૧૦,૧૧] એમ બોલતા એ ક્ષત્રિયો હાથમાં ખડ્ગો લઇને તેની પાસે પહોંચ્યા. એઓને આવી પહોંચેલા જોઈ બહુજ ભયથી આતુર થએલી તે સ્ત્રી રોવા લાગી[૧૨] અને ગર્ભના રક્ષણનેસારૂ ચીસો પાડવા લાગી. પોતાની માને રોતી, રાંક, રક્ષણ વગરની નિરાધાર, ચીસો પાડતી, ક્ષત્રિયોએ બહુજ સંતાપેલી, સિંહે પકડેલી ગાભણી હરણીજેવી, ધ્રૂજતી અને જેનાં નેત્રોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં એવી જોઇ ક્રોધ પામેલો, તેના ગર્ભમાં રહેલો, બીજા સૂર્ય સરખો બાલક તુરત તેના સાથળને ભેદી બહાર નીકળ્યો.[૧૩-૧૫] એ ઉત્તમ બાલક પોતાના તેજથી ક્ષત્રિઓની દૃષ્ટિઓનો નાશ કરવા લાગ્યો. બાલકનું દર્શન થતાં તુરતજ નેત્ર રહિત થએલા તે સર્વે ક્ષત્રીઓ જન્માંધની પેઠે પર્વતોનાં વનોમાં ભટકવા લાગ્યા. એ સઘળાઓએ મનમાં વિચાર કર્યો કે "આપણને આ હમણાં શું થઇ ગયું ! બાલકના દર્શનથી આપણે સઘળા આંધળા થઈ ગયા, તો એ એની માનો પ્રભાવ હોવો જોઇએ. પતિવ્રતાપણાનું મોટું બલ છે. આપણી સઘળી ધારણાઓ વ્યર્થ થઇ ગઇ અને દુઃખીયા થઇ ગયા તો હવે આપણે શું કરીશું !" આ પ્રમાણે વિચાર કરી તે આંધળા, આધાર વગરના અને માન રહિત થએલા ક્ષત્રિયો એ બ્રાહ્મણીનેજ શરણે ગયા. ભયથી ઉદ્વેગ પામેલી તે બ્રાહ્મણીને પ્રણામ કરી હાથ જોડીને એ ક્ષત્રિયોએ દેખતા થવાનેસારૂ વિજ્ઞપ્તિ કરી કે "હે માવડી ! તમે કૃપા કરો. અમો તમારા સેવક છીએ.[૧૬-૨૧] તમારો અપરાધ કરનારા અને પાપબુદ્ધિવાળા અમો ક્ષત્રિયો તમારા દર્શનથી જન્માંધની પેઠે નેત્ર રહિત થઈ ગયા છીએ.[૨૨] તેથી તમારૂં મ્હોડું દેખતા નથી. તમારા તપની શક્તિ અદ્‌ભુત છે. અમો પાપી લોકોને હવે શું કરવાની આજ્ઞા કરો છો ? હે માન આપનારાં ! અમો શરણાગત થએલા છીએ. અમોને દૃષ્ટિ આપો. અંધાપો તો મરણથી પણ ભુંડો છે માટે તમારે કૃપા કરવી જોઇએ.[૨૩,૨૪] અમો ક્ષત્રિય લોકોને પાછી દૃષ્ટિઓ આપીને તમારા સેવક કરો. અમો સઘળા હવે આ પાપકર્મ કરવું છોડી દઇને જતા રહીશું.[૨૫] હવે પછી આવું કામ અમો કદી પણ કરીશું નહિ. અમો ભાર્ગવ બ્રાહ્મણોના સેવક છીએ.[૨૬] અજ્ઞાનથી જે કામ થઈ ગયું તે વિષે હવે તમારે ક્ષમા કરવી. હવે પછી ભાર્ગવોની સાથે ક્ષત્રિયોને કાંઈ પણ વૈર રાખવું નથી.[૨૭] અમો હૈહયો શપથ લઇને સારી રીતે ચાલીશું. તમારો પુત્ર જીવતો રહો. અમે તમને પ્રણામ કરીએ છીએ.[૨૮] કૃપા કરો ! અમે કદી પણ દ્વેષ નહિ કરીએ." આ પ્રમાણે હૈહયોનું વચન સાંભળી વિસ્મય પામેલી તે બ્રાહ્મણીએ તે પ્રણામ કરતા, દુઃખીઆ તથા આંધળા હૈહયોને ધીરા પાડીને કહ્યું કે:–"હે ક્ષત્રિયો! તમારી દૃષ્ટિઓને મેં લીધી નથી.[૨૯,૩૦] મને તમારા ઉપર ક્રોધ પણ નથી. હવે હું તમને સાચું કારણ કહું છું તે સાંભળો. મારા સાથળમાંથી હમણાં ઉત્પન્ન થએલો આ ભાર્ગવ બ્રાહ્મણ તમારા ઉપર ક્રોધાક્રાંત થયોછે.[૩૧] તેણે ક્રોધનેલીધે તમોને આંધળા કરી મેલ્યા

છે. તમોએ ક્ષત્રિય થઇને એના બંધુઓને ગર્ભમાંથી પણ કાપી નાખ્યા તેથી એને ક્રોધ ચડયો છે. હે પુત્રો ! તમોએ ધનની લાલચથી નિરપરાધ અને ધર્માત્મા તપસ્વીઓને માર્યા અને તે ઉપરાંત જ્યારે ભૃગુકુલના ગર્ભોને પણ તોડવા માંડયા ત્યારે મેં તમારી બ્હીકથી આ બાલકને સો વર્ષ સુધી સાથળમાંજ રાખ્યો હતો. આ બાલકે ભૃગુના વંશની વૃદ્ધિને સારૂ ગર્ભમાંજ રહીને અનાયાસથી છ અંગવાળા વેદનો અભ્યાસ કરી લીધો છે[૩૨-૩૪] અને તે હવે બાપના વધનેલીધે થએલા ક્રોધથી પ્રદીપ્ત થઇને તમોને મારી નાખવા ઇચ્છે છે.[૩૫] આ બાલક કે જેના દિવ્ય તેજથી તમો આંધળા થયા છો, તે મને ભગવતીના પ્રસાદથી પ્રાપ્ત થયો છે.[૩૬] તમારે જો દેખતા થવાની ઈચ્છા હોય તો નમ્રતાથી આ મારા સાથળમાંથી જન્મેલા પુત્રની પ્રાર્થના કરો. તમારા પ્રણામથી પ્રસન્ન થઇને આ પુત્ર તમારી દૃષ્ટિઓને પાછી આપશે."[૩૭] આ પ્રમાણે તે બ્રાહ્મણીનું વચન સાંભળી હૈહયોએ સાથળમાંથી ઉત્પન્ન થએલા તે મોટા મુનિને નમ્રતાથી પ્રણામ કર્યા તથા સ્તુતિ કરી.[૩૮] તેથી પ્રસન્ન થઇને એ મુનિએ તે આંધળા ક્ષત્રિયોને કહ્યું કે:–"હે રાજાઓ ! તમો પોતપોતાને ઘેર જાઓ અને આ મારા આખ્યાનને લગતા 'દૈવે રચેલા ભવિષ્ય પદાર્થો અવશ્ય થાય છે માટે સમજુ પુરૂષે એ વિષયમાં શોક કરવો નહિ.' એ વાકયનો વૈરાગ્યને સારૂ પાઠ કર્યા કરો. સર્વે ઋષિઓ પૂર્વની પેઠે સુખ પામો અને તમો ક્રોધ છોડી દઈ સુખી થઇને ઘેર જાઓ."[૩૯-૪૧] આ પ્રમાણે તે ઔર્વ નામના મુનિએ આજ્ઞા કરતાં દેખતા થએલા તે ક્ષત્રિયો ઔર્વની આજ્ઞા લઇને પોતાની રૂચિ પ્રમાણે ઘેર ગયા.[૪૨] પછી એ બ્રાહ્મણીએ પોતાના તે તેજસ્વી દિવ્ય પુત્રને લઈ પોતાના આશ્રમમાં જઇને ઘણી કાળજીથી તેનું પાલન કર્યું.[૪૩] હે જનમેજય ! લોભથી ઘેરાએલા ક્ષત્રિયોએ ભાર્ગવોનો નાશ કરવારૂપ જે પાપ કર્યું તેના સંબંધની આ સઘળી કથા મેં તમને કહી.[૪૪]

જનમેજય પૂછે છે:–ક્ષત્રિયોના મહા દારૂણ કામવિષે મેં સાંભળ્યું. ક્ષત્રિયોને અને બ્રાહ્મણોને દુઃખ થવાનું કારણ લોભજ હતો.[૪૫] હે વ્યાસ ! હવે એક સંશય પૂછવાને ઇચ્છું છું. તે સંશય એ છે કે એ રાજવંશીઓ પૃથ્વીમાં 'હૈહય' એવા નામથી કેમ પ્રખ્યાત થયા હતા?[૪૬] યદુના કુલમાં થયા તે યાદવ અને ભરતના કુલમાં થયા તે ભારત કહેવાય છે, પણ 'હૈહય' નામનો રાજા કોણ થયો હતો ? કે જેના વંશજો હૈહય કહેવાયા.[૪૭] હે કરૂણાના ભંડારરૂપ ! એ ક્ષત્રિયો કયા કારણનેલીધે હૈહય કહેવાયા હતા તે હું સાંભળવા ઇચ્છું છું.[૪૮]

વ્યાસ કહે છે:–હે રાજા ! હૈહયોની ઉત્પત્તિ વિષેની જુની, પવિત્ર, અને પાપનો નાશ કરનારી કથા વિસ્તારથી કહું છું તે સાંભળો.[૪૯] કોઇ સમયે સારી શોભાવાળો, રૂપાળો અને અપાર કાંતિવાળો રેવંત નામનો સૂર્યનો પુત્ર ઉચ્ચૈઃશ્રવા નામના રત્ન સરખા મનોહર ઘોડા ઉપર બેસીને વિષ્ણુના સ્થાનકરૂપ વૈકુંઠ લોકમાં ગયો હતો.[૫૦-૫૧] એ સૂર્યનો પુત્ર વિષ્ણુનું દર્શન કરવાની ઇચ્છાથી ઘોડાપર બેસીને જ્યારે વૈકુંઠમાં ગયો ત્યારે લક્ષ્મીએ તેને દીઠો.[૫૨] સમુદ્રથી ઉત્પન્ન થએલો હોવાનેલીધે પોતાના ભાઈ થતા એ ઘોડાને જોઈ લક્ષ્મી તેના રૂપથી મોહ પામી પોતાનાં નેત્રને સ્તંભિત કરી ઉભાં રહ્યાં.[૫૩] ઘોડાપર બેઠેલા તે મનોહર રેવંતને આવતો જોઈ વિષ્ણુએ સ્નેહથી લક્ષ્મીને પૂછ્યું[૫૪] કે "હે સુંદરિ ! ત્રૈલોક્યને મોહ ઉપજાવતો અને બીજા કામદેવ સરખો રૂપાળો આ કોણ

પુરૂષ ઘોડાપર બેસીને આવે છે?"[૫૫] જોઇ રહેલાં લક્ષ્મી કે જેનું ચિત્ત દૈવયોગથી તે ઘોડામાંજ લાગી રહ્યું હતું તેમણે, પોતાને વિષ્ણુએ વારંવાર પૂછતાં પણ કાંઈ ઉત્તર આપ્યો નહિ.[૫૬] ઘોડામાં આસક્તિ પામેલાં, અત્યંત મોહિત થએલાં, પરમ પ્રેમથી જોયા કરતાં, ચંચલ નેત્રવાળાં અને ચંચલ મનવાળાં એ લક્ષ્મીને જોઇને ક્રોધ પામેલા વિષ્ણુએ તેમને કહ્યું કેઃ–"હે સુંદર નેત્રવાળાં ! તમે શું જોઈ રહ્યાં છો ? ઘોડાને જોઇને મોહ પામી ગયાં છો કે જેથી હું પૂછું છું તોપણ બોલતાં નથી?[૫૭.૫૮] તમે સર્વ સ્થલમાં આસક્ત થાઓ છો માટે 'રમા' અને ચંચલ છો માટે 'ચલા' એવાં સર્વથા તમારાં નામ પડશે એમાં સંશય નથી.[૫૯] હે કલ્યાણિ! જેમ કોઈ પામર સ્ત્રી ચંચલ હોય તેમ તમે પણ ચંચલ છો. કદી પણ સ્થિર રહેતાં નથી.[૬૦] મારી પાસે ઉભાં છતાં ઘોડાને જોઇને તમે મોહ પામ્યાં માટે અતિદારૂણ મર્ત્યલોકમાં તમે ઘોડી થઈ જાઓ."[૬૧] દૈવયોગથી વિષ્ણુએ આવો શાપ દેતાં ધ્રૂજતાં, ભય પામેલાં અને બહુજ દુઃખ પામેલાં લક્ષ્મી રોવા લાગ્યાં.[૬૨] શંકા પામેલાં લક્ષ્મીએ તે પોતાના સ્વામી વિષ્ણુને મસ્તકવડે પ્રણામ કરીનમ્રતાથી કહ્યું[૬૩] કેઃ–"હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે કરૂણાના ભંડારરૂપ ! હે કેશવ ! હે ગોવિંદ ! થોડા અપરાધમાં મને આવો મોટો શાપ શા માટે આપો છો?[૬૪] હે પ્રભુ ! તમારો આવો ક્રોધ મેં કદી દીઠો નથી. મારા ઉપર તમારો કૃત્રિમ નહિ, પણ સ્વાભાવિક સ્નેહ હતો તે ક્યાં ગયો?[૬૫] આવો વજ્રપાત શત્રુ ઉપર કરવો જોઇએ પણ સ્નેહી ઉપર નહિ કરવો જોઇએ. હું તો સર્વદા તમારા વરદાનને યોગ્ય છું તેને તમે શાપને યોગ્ય કેમ માની?[૬૬] હે ગોવિંદ ! આજ તમારા દેખતાં હું તમારા મ્હોડા આગળ પ્રાણ છોડી દઈશ. તમારા વિના વિરહરૂપી અગ્નિથી તપી ગએલી હું શી રીતે જીવી શકું?[૬૭] હે દેવતાઓના સ્વામી ! કૃપા કરો. આ મહાદારૂણ શાપમાંથી છુટીને હું પાછી તમારા સુખદાયી સમીપમાં ક્યારે આવીશ?"[૬૮] વિષ્ણુએ કહ્યું કેઃ–"હે પ્યારી ! હે સુંદરિ ! જ્યારે તમને પૃથ્વીમાં મારા જેવો પુત્ર થશે ત્યારે તમે મને પામીને સુખી થશો."[૬૯]

**यदा ते भविता पुत्रः पृथिव्यां मत्समः प्रिये॥**
**तदामांप्राप्यतन्वंगि सुखितात्वंभविष्यसि॥६९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

---

## अध्याय १८ मो.

## વિષ્ણુના શાપથી ઘોડી થએલાં તપ કરતાં લક્ષ્મીને સદાશિવનું વરદાન

**जनमेजय उवाच**

**इतिशप्ताभगवता सिंधुजाकालयोगतः ॥**
**कथंसावडवाजाता रेवंतेनचकिंकृतम् ॥१॥**

જનમેજય પૂછે છેઃ–એ પ્રમાણે કાળના યોગનેલીધે વિષ્ણુએ શાપ દેતાં લક્ષ્મીજી કયા પ્રકારથી ઘોડી થયાં અને તે પછી રેવંતે શું કર્યું ?[૧] કોમળ લક્ષ્મીજી ઘોડીનું રૂપ ધરીને જેનો પતિ પરદેશ ગયો હોય એવી સ્ત્રીની પેઠે કયા સ્થળમાં એકલાં રહ્યાં?[૨] પતિનો વિયોગ પામેલાં એ દેવી નિર્જન વનમાં કેટલા કાલ સુધી રહ્યાં અને ત્યાં રહીને તેમણે શું કર્યું ?[૩] એ લક્ષ્મીજીને પાછો વિષ્ણુનો સમાગમ શી રીતે થયો અને સ્વામીનો વિયોગ છતાં તેમને પુત્રની પ્રાપ્તિ કેમ થઇ ?[૪] હે મહાત્માઓમાં ઉત્તમ ! હે વ્યાસ ! આ વૃત્તાંત વિસ્તારથી કહો. હું આ ઉત્તમ આખ્યાન સાંભળવા ઈચ્છું છું.[૫]

સૂત કહે છેઃ—હે બ્રાહ્મણો! જનમેજયે એ પ્રમાણે પૂછતાં તે સમયે વેદવ્યાસે નીચે પ્રમાણે વિસ્તાર સહિત એ કથા કહી.[૬]

વ્યાસ કહે છેઃ—હે રાજા! પવિત્ર અને કાનને સુખ આપનારી એ શુભ કથા સ્પષ્ટ અક્ષરોથી કહું છું તે સાંભળો.[૭] લક્ષ્મીજીને વિષ્ણુનો શાપ થએલો જોઇ ભયથી પીડાએલો રૈવંત વિષ્ણુને પ્રણામ કરીને દૂર જતો રહ્યો.[૮] તેણે વિષ્ણુનો કોપ જોઈ તુરત પોતાના પિતા સૂર્યની પાસે જઈને શાપ સંબંધી તે વૃત્તાંતનું નિવેદન કર્યું.[૯] કમળ સરખાં નેત્રવાળાં લક્ષ્મીજી દુઃખ પામી વિષ્ણુને પ્રણામ કરી તેમની આજ્ઞા થતાં મનુષ્ય લોકમાં આવ્યાં[૧૦] અને જ્યાં પૂર્વે સૂર્યની સ્ત્રી છાયાએ દારુણ તપ કર્યું હતું તે સ્થળમાં ઘોડીનું રૂપ ધરીને તુતર ગયાં.[૧૧] સુપર્ણાક્ષના ઉત્તર ભાગમાં યમુના અને તમસા નદીના સમાગમની પાસે સર્વ મનોરથ પૂરનારા અને રમણીય વનોથી શોભી રહેલા સ્થાનમાં રહીને સદાશિવનું ધ્યાન કરવા લાગ્યાં. ત્રિશૂલ ધરનારા, ચંદ્રરૂપી મુકુટવાળા, પાંચ મુખવાળા, દશ ભુજાવાળા, અર્ધા શરીરમાં પાર્વતીના શરીરવાળા, કપૂરસરખા શ્વેત, શ્યામ કંઠવાળા, ત્રણ નેત્રવાળા, મનોરથોને પૂરનારા, વાઘના ચામડાને ધરનારા, હાથીના ચામડારૂપી ઉત્તરીય વસ્ત્રવાળા, ખોપરીઓની માળાથી શોભતા અને સર્પરૂપી યજ્ઞોપવીતવાળા સદાશિવનું એકાગ્ર ચિત્તથી ધ્યાન કરતાં અને મનોહર ઘોડીનું રૂપ ધરીને રહેલાં એ લક્ષ્મીજીએ એ તીર્થમાં કોઇથી થઈ શકે નહિ એવું ભારે તપ કર્યું.[૧૨-૧૬] વૈરાગ્ય પામેલાં અને સદાશિવનું ધ્યાન કરતાં એ દેવીને તે સ્થળમાં દેવતાઓનાં હજાર વર્ષ નીકળી ગયાં.[૧૭] પછી ત્રણ નેત્રવાળા પ્રભુ સદાશિવે તેમના ઉપર પ્રસન્ન થઇ પોઠીઆ ઉપર બેસીને તેમને પાર્વતી સહિત દર્શન દીધું.[૧૮] સદાશિવે પોતાના ગણો સહિત ત્યાં આવીને ઘોડીનું રૂપ ધરનારાં અને તપ કરતાં એ લક્ષ્મી દેવીને કહ્યું[૧૯] કેઃ—"હે કલ્યાણિ! હે જગતની મા! તમે શા માટે તપ કરો છો? તે મને કહો. સર્વ લોકોના કર્ત્તા અને સઘળાં સુખ આપનારા વિષ્ણુ તમારા સ્વામી છે, તો તે જગતના પતિને છોડીને મારી સ્તુતિ શામાટે કરો છો? જગતના સ્વામી વિષ્ણુ કે જે ભુક્તિ તથા મુક્તિને આપનાર છે, તેમની સ્તુતિ શા માટે કરતાં નથી?[૨૦,૨૧] સ્ત્રીઓને તો પોતાનો પતિજ દેવતારૂપ છે માટે તેને છોડીને સ્ત્રીઓએ કોઇ સમયમાં અને કોઈ કાળમાં પણ બીજા ઉપર ભાવ કરવો નહિ.[૨૨] પતિની સેવા કરવી એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે. પતિ સારો કે ભુંડો ગમે તેવો હોય તોપણ શુભની ઈચ્છાવાળી સ્ત્રીએ સર્વથા તેનુંજ સેવન કરવું જોઈએ.[૨૩] એ વેદનું વચન પાળવું યોગ્ય છે. તેમાં તમારા પતિ નારાયણ તો સઘળાઓના સેવ્ય અને સર્વદા યોગ્ય છે તો તેમને છોડીને મારૂં ધ્યાન કેમ કરો છો?"[૨૪]

લક્ષ્મી કહે છેઃ—હે તુરત પ્રસન્ન થનાર! હે મોટા ઈશ્વર! હે શિવ! હે દેવતાઓના સ્વામી! હે દયાના ભંડારરૂપ! મને મારા પતિએ જે શાપ આપ્યો છે તેમાંથી મારો ઉદ્ધાર કરો.[૨૫] હે શંભુ! તે સમયે મેં પ્રાર્થના કરતાં દયાળુ વિષ્ણુએ મને શાપથી છુટકારાનું કારણ કહ્યું છે કેઃ—"જ્યારે તને પુત્ર પ્રાપ્ત થશે ત્યારે તારો શાપથી છુટકારો થશે અને પાછો વૈકુંઠમાં વાસ મળશે."[૨૬-૨૭] આ પ્રમાણે મારા સ્વામીએ આજ્ઞા કરતાં હું તપોવનમાં તપ કરવા આવી છું અને સઘળા મનોરથોને પૂરનારા આપની મેં આરાધના કરી છે.[૨૮] હે દેવના દેવ! મારા સ્વામી મને અપરાધ વગર

છોડી દઇને વૈકુંઠમાં બેઠા છે તો હવે પતિના સંગ વિના મને પુત્રની પ્રાપ્તિ શી રીતે થાય?[૨૯] હે શંકર! તમે પ્રસન્ન થયા હો તો મને વરદાન આપો. હે પાર્વતીના પતિ! 'તમારામાં અને વિષ્ણુમાં કદી પણ ભિન્નતા નથી' એ વાત મેં મારા સ્વામી વિષ્ણુની પાસેથી જાણેલી છે. જે તમે છો તેજ વિષ્ણુ છે અને જે વિષ્ણુ છે તેજ તમે છો. તમારા બન્નેની એકતા જાણીને મેં તમારૂં સ્મરણ કર્યું છે. હે શિવ! જો મેં એકતા જાણ્યા વિના તમારો આશ્રય લીધો હોય તો મને દોષ લાગે.[૩૦-૩૨]

સદાશિવ કહે છેઃ—હે દેવિ! હે સમુદ્રની પુત્રિ! મારી અને વિષ્ણુની એકતા તમે શી રીતે જાણી? એ સત્ય વાત મને કહો.[૩૩] કુતર્કોથી જડ થએલા દેવ, મુનિઓ અને વેદનું તત્વ જાણનારા જ્ઞાનિઓ પણ અમારી એકતા જાણતા નથી.[૩૪] મારા ઘણા ભક્તો વિષ્ણુની નિંદા કરે છે અને વિષ્ણુના ઘણા ભક્તો મારી નિંદા કરે છે.[૩૫] હે દેવિ! કાળના અનુક્રમનેલીધે કળિયુગમાં એવા નિંદક લોકો વિશેષ થાય છે. હે કલ્યાણિ! મારી અને વિષ્ણુની એકતા કે જે અજિતેંદ્રિય લોકોના સમજવામાં આવવી દુર્લભ છે, તે તમારા જાણવામાં કેમ આવી છે?

વ્યાસ કહે છેઃ—પ્રસન્ન થએલા સદાશિવે આ પ્રમાણે પૂછતાં લક્ષ્મીજીએ બહુજ પ્રફુલ્લિત થએલા મ્હોડાથી સદાશિવને નીચે પ્રમાણે પોતાનું જાણેલું વૃત્તાંત કહ્યું.[૩૬-૩૮]

લક્ષ્મીજી કહે છેઃ—હે દેવના દેવ! હે ઈશ્વર! એક દિવસે એકાંતમાં તપ કરતા અને પદ્માસન વાળીને ધ્યાનમાં લાગેલા વિષ્ણુને જોઇને હું બહુજ વિસ્મય પામી હતી. પછી તેમને સમાધિમાંથી ઉઠેલા અને સ્વસ્થ થએલા જાણી મેં નમ્રતાથી પૂછ્યું[૩૯,૪૦] કે 'હે દેવના દેવ! હે જગતના નાથ! બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ અને દૈત્યોએ મથન કરવા માંડેલા સમુદ્રમાંથી હું નીકળી હતી ત્યારે પતિ કરવાનો નિશ્ચય કરવામાટે મેં સઘળાઓને જોયા હતા. તે સમયે તમે સર્વ દેવતાઓથી શ્રેષ્ઠ છો, એવો નિશ્ચય થતાં હું તમને વરી છું.[૪૧,૪૨] હે કૈટભના શત્રુ! આ પ્રમાણે હું જેને સર્વોત્તમ ધારૂં છું એવા તમે હમણાં કયા દેવનું ધ્યાન કરો છો? તમે મારા પ્યારા છો માટે તમારૂં તપ જોઇને મારા મનમાં થએલા આ મોટા સંશયનું નિવારણ કરો.[૪૩] વિષ્ણુએ મને કહ્યું કેઃ—"હે સુંદરિ! સાંભળો. હું તમારી પાસે કહું છું. હું તુરત પ્રસન્ન થનારા, મોટા ઈશ્વર અને સર્વ દેવતાઓમાં ઉત્તમ પાર્વતીના પતિ સદાશિવનું મારા હૃદયમાં ધ્યાન કરૂં છું.[૪૪] કોઈ સમયે અપાર શક્તિવાળા સદાશિવ મારૂં ધ્યાન કરે છે અને કોઇ સમયે ત્રિપુરનો નાશ કરનારા એ મોટા દેવ સદાશિવનું હું ધ્યાન કરૂં છું.[૪૫] હું શિવના પ્યારા પ્રાણરૂપ છું અને શિવ મારા પ્યારા પ્રાણરૂપ છે. પરસ્પરના ધ્યાનમાં લાગેલા અમો બન્નેમાં કાંઇ ભેદ નથી.[૪૬] હે મોટાં નેત્રવાળાં! જે મારા ભક્તો સદાશિવનો દ્વેષ કરે છે, તેઓ અવશ્ય નરકમાં પડે છેઃ એ હું સત્ય વચન કહું છું."[૪૭] હે પાર્વતીના પતિ! મેં પૂછતાં દેવના દેવ અને મહાસમર્થ વિષ્ણુએ મને એકાંતમાં આ પ્રમાણે કહ્યું હતું, તે ઉપરથી તમે મારા સ્વામીને પ્રિય છો એમ જાણીને મેં તમારૂં ધ્યાન કર્યું છે. હે મહેશ્વર! હવે મને જે રીતે મારા પતિનો સમાગમ થાય તેમ કરી આપો.[૪૮,૪૯]

વ્યાસ કહે છેઃ—વચન બોલવામાં ચતુર સદાશિવે આ પ્રમાણે લક્ષ્મીનું વચન સાંભળી પ્રિયવચનોથી આશ્વાસના કરીને તેમને નીચે પ્રમાણે સત્ય વચન કહ્યું.[૫૦]

સદાશિવ કહે છેઃ—હે સુંદરિ ! તમે સ્વસ્થ થાઓ. તમારા તપથી હું પ્રસન્ન થયો છું. તમને તમારા પતિનો સમાગમ થશે,એમાં સંશય નથી.[૫૧] જગતના ઈશ્વર વિષ્ણુ મારી પ્રેરણાથી ઘોડાનું રૂપ ધરીને તમારી કામના પરિપૂર્ણ કરવા સારૂ અહીં આવશે.[૫૨] એ વિષ્ણુ ઘોડાનું રૂપ ધરી મહોન્મત્ત થઈને અહીં તમારી પાસે આવશે, એવી હું તેમને પ્રેરણા કરીશ.[૫૩] વિષ્ણુના સમાગમથી તમને પૃથ્વીમાં નારાયણ સમાન પુત્ર પ્રાપ્ત થશે અને એ પુત્ર સર્વ લોકોએ માન આપેલો રાજા થશે.[૫૪] હે લક્ષ્મી ! તમે એ પુત્રને જણીને તમારા પતિની સાથે વૈકુંઠ લોકમાં જશો અને તેમને પ્યારાં થશો.[૫૫] તમારો પુત્ર 'એકવીર' એવા નામથી પ્રખ્યાત થશે અને તેમાંથી 'હૈહય' નામનો વંશ પૃથ્વીમાં વિસ્તાર પામશે.[૫૬] તમે મદાંધ અને મત્ત ચિત્તવાળાં થઈને, તમારા હૃદયમાં રહેલાં જગદંબાને ભૂલી ગયાં છો તેથી તમને આવું ફળ થયું છે.[૫૭] માટે તે દોષની શાંતિ કરવાસારૂ સર્વથા હૃદયમાં રહેલાં ભગવતીનું શરણ લો.[૫૮] હે સમુદ્રની પુત્રિ ! તમારૂં મન જો ભગવતીમાં લાગ્યું હોય તો તે ઘોડામાં કેમજ જાય ?

વ્યાસ કહે છેઃ—પાર્વતીના પતિ સદાશિવ આ પ્રમાણે લક્ષ્મીને વરદાન આપી પાર્વતીની સાથે ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. પછી સુંદર અંગોવાળાં લક્ષ્મી ત્યાંજ રહી, દેવ અને દૈત્યોના મુકુટોનાં રત્નોથી જેનું નખમંડલ ઘસાય છે એવું અત્યંત સુંદર ભગવતીનું ચરણારવિંદ મનમાં સ્મરણ કરવા લાગ્યાં.[૫૯-૬૧] પ્રેમનેલીધે ગદ્ગદવચનોથી વારંવાર તેમની સ્તુતિ કરવા લાગ્યાં અને ઘોડાનું રૂપ ધરીને આવનારા પોતાના સ્વામી વિષ્ણુની વાટ જોવા લાગ્યાં.[૬૨]

प्रेमगद्गदया वाचा तुष्टाव च मुहुर्मुहुः ॥
प्रतीक्षमाणा भर्त्तारं हयरूपधरं हरिम् ॥६२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮

---

# अध्याय १९ मो.

## અશ્વાવતારમાં લક્ષ્મીને વિષ્ણુથી થયેલી પુત્રપ્રાપ્તિ

### व्यास उवाच

तस्यैदत्वावरंशंभुः कैलासंत्वा लोयया॥
रम्यंदेवगणैर्जुष्टमप्सरोभिश्चमंडितम् ॥१॥

વ્યાસ કહે છેઃ—સદાશિવ એ પ્રમાણે લક્ષ્મીને વરદાન આપી દેવતાઓએ સેવેલા, રમણીય અને અપ્સરાઓથી શણગારેલા કૈલાસ પર્વતમાં તુરત ગયા.[૧] ત્યાં જઇ લક્ષ્મીનું કાર્ય સિદ્ધ કરવાને સારૂ સઘળાં કાર્યોમાં ચતુર 'ચિત્રરૂપ' નામના ગણને નીચે પ્રમાણે કહીને વૈકુંઠમાં જવાની આજ્ઞા કરી.

શિવ કહે છેઃ—હે ચિત્રરૂપ! તું જઇને મારા વચનથી વિષ્ણુને કહે કેઃ—'તમારી દુઃખ પામેલી પત્નીને શોક રહિત કરો.'[૨,૩]

વ્યાસ કહે છેઃ—મહાદેવનાં વચન સમજી લઇ તેમની આજ્ઞાથી ચિત્રરૂપ તુરત કૈલાસમાંથી નીકળીને વિષ્ણુભક્તોથી વીંટાએલા વૈકુંઠ નામના ઉત્તમ લોકમાં ગયો.[૪] અનેક વૃક્ષોના સમૂહથી વ્યાપ્ત, સેંકડો વાવોથી શોભી રહેલા, હંસ, કારંડવ, મોર, પોપટ તથા કોયલોએ સેવેલા, ઉંચાં ઘરોવાળા, પતાકાઓથી શણગારેલા, નૃત્ય તથા ગાયનની કળાઓથી ભરપૂર, કલ્પવૃક્ષ, આસોપાલવ, બોલસરી, તિલક તથા ચંપકની પંક્તિઓથી શોભા પામેલા અને કાનને આનંદ આપનારા પક્ષીઓના શબ્દોથી વ્યાપ્ત થએલા વૈકુંઠ લોકમાં જઈ ત્યાં વિષ્ણુના ઘર આગળ છડી

ધરીને ઉભેલા જય વિજય નામના બે પાર્ષદોને પ્રણામ કરીને તેણે નીચે પ્રમાણે કહ્યું.[૫-૮]

ચિત્રરૂપ કહે છેઃ–હે દ્વારપાલો ! હું મહાદેવનો દૂત મહાદેવની પ્રેરણાથી આવ્યો છું, તો તે વાતનું પરમાત્મા વિષ્ણુને તુરત નિવેદન કરો.[૯]

વ્યાસ કહે છેઃ–ચિત્રરૂપનું વચન સાંભળી મહાબુદ્ધિમાન જય નામના પાર્ષદે વિષ્ણુની પાસે જઇ પ્રણામ કરી હાથ જોડી સામો ઊભો રહીને તેમને નીચે પ્રમાણે કહ્યું.[૧૦]

જય કહે છેઃ–હે દેવના દેવ ! હે લક્ષ્મીના પતિ ! હે કરૂણાના ભંડારરૂપ ! હે વિષ્ણુ ! કૈલાસમાંથી આવેલો શંકરનો દૂત આપણા દ્વારમાં ઉભો છે. હે પ્રભુ ! એ દૂતનું રૂપ પણ વિચિત્ર છે માટે તેને અંદર આવવા દેવો કે નહિ તે વિષે આજ્ઞા કરો. એ કયા મોટા કામથી આવેલો છે તે હું જાણતો નથી.[૧૧,૧૨]

વ્યાસ કહે છેઃ–જયનું વચન સાંભળી જેણે કારણ જાણી લીધું એવા વિષ્ણુએ જયને કહ્યું કેઃ–"સદાશિવના એ યોગ્ય સમયમાં આવેલા દૂતને અહીં બોલાવી લાવ."[૧૩] વિષ્ણુનું વચન સાંભળી જયે તુરત જઇને એ પરમ અદ્દ્ભુત શંકરના સેવકને 'આવો' એમ કહીને અંદર બોલાવ્યો. જયે અંદર પ્રવેશ કરાવતાં વિચિત્ર રૂપવાળો એ ચિત્રરૂપ વિષ્ણુને દંડવત્ પ્રણામ કરી હાથ જોડીને ઊભો રહ્યો.[૧૪,૧૫] વિચિત્રરૂપ ધરનારા અને વિનયવાળા એ શંકરના સેવકને જોઈ વિસ્મય પામેલા વિષ્ણુ ભગવાને મંદ હાસ્ય કરીને તેને નીચે પ્રમાણે પૂછ્યું.

વિષ્ણુ પૂછે છેઃ–હે નિર્દોષ દૂત ! દેવના દેવ સદાશિવ પોતાના કુટુંબસહિત કુશલ છે?[૧૬,૧૭] એમણે તને અહીં શામાટે મોકલ્યો છે તે કહે. શંકરનું પોતાનું કાંઈ કામ છે કે દેવતાઓનું કાંઈ કામ પ્રાપ્ત થયું છે?[૧૮]

દૂત કહે છેઃ–હે વિષ્ણુ ! હે ત્રણે કાળને જાણનારા ! આ સંસારમાં જે કાંઇ છે તેમાં તમારાથી અજાણ્યું શું છે કે જે મારે કહેવું પડે.[૧૯] મહાદેવે વિજ્ઞપ્તિ કરવાનેસારૂ મને અહીં મોકલ્યો છે માટે મહાદેવનાં કહેલાં વાક્ય તમને કહું છું.[૨૦] મહાદેવે કહ્યું છે કે "હે મોટા દેવ ! તમારી સ્ત્રી લક્ષ્મી કે જે સર્વ મનોરથોની સિદ્ધિ આપનાર છે તથા દેવ, મનુષ્ય, યક્ષ અને કિન્નરોએ ધ્યાન કરવા યોગ્ય છે, તે હમણાં ઘોડીનું રૂપ ધરીને યમુના અને તમસાના સંગમસ્થલમાં તપ કરે છે.[૨૧,૨૨] પૃથ્વીમાં કોઇ પણ પુરૂષ લક્ષ્મી વિના સુખ પામતો નથી, તો તમને એ વિના સુખ કેમ પ્રાપ્ત થાય છે?[૨૩] હે કમળ સરખાં નેત્રવાળા ! હે વિષ્ણુ ! દુર્બલ અને નિર્ધન પુરૂષ પણ પોતાની સ્ત્રીનો ત્યાગ કરે નહિ, તો તમે અપરાધવિના એ જગદીશ્વરીનો ત્યાગ કેમ કર્યો છે?[૨૪] સંસારમાં જેની સ્ત્રી દુઃખ પામતી હોય તે પુરૂષનું જીવિત કે જે જગતમાં શત્રુઓના મંડલમાં નિંદિત થાય છે તેને ધિક્કાર છે.[૨૫] તમારી સ્ત્રીને બહુજ દુઃખ પામતી જોઇને હમણાં તમારા શત્રુઓ રાજી થાય છે; અને તમે કે જે તે લક્ષ્મીથી નોખા પડેલા છો તેમની એ લોકો રાત–દિવસ હાંસી કરે છે.[૨૬] હે દેવતાઓના સ્વામી ! લક્ષ્મી કે જે સઘળાં શુભ લક્ષણોવાળાં, સારા સ્વભાવવાળાં અને બહુજ રૂપાળાં છે; તેમને રમાડો અને તમારા ખોળામાં લો.[૨૭] સુંદર મંદહાસ્યવાળાં એ પ્રિયાને પામીને સુખ ભોગવો. હમણાં હું સ્વસ્થ છું તોપણ મને આગળ થએલા સ્ત્રીના વિરહના દુઃખનું સ્મરણ આવ્યા કરે છે.[૨૮] હે વિષ્ણુ ! જ્યારે મારી સ્ત્રી સતી દક્ષના યજ્ઞમાં મરીગયાં ત્યારે મેં અસહ્ય દુઃખ ભોગવ્યું હતું.[૨૯] તેના વિરહથી પીડાઇને તે સમયે હું શોક કરતો

હતો કે 'આ સંસારમાં કોઈ બીજો પુરૂષ મારાજેવો દુખીઓ થજો માં.'[30] પછી મેં બહુજ ઉગ્ર તપશ્ચર્યા કરી અને ક્રોધથી કામદેવને બાળ્યો તે સમયે ઘણે કાળે મને એ સતી પાછાં પાર્વતીરૂપે પ્રાપ્ત થયાં છે.[31] હે વિષ્ણુ! સ્ત્રીને છોડી દઇને હજાર વર્ષ સુધી એકલા રહેતાં તમને કયા સુખની પ્રાપ્તિ થઈ છે?[32] હવે તમે ત્યાં જઈ આશ્વાસના કરીને તેમને પોતાના સ્થાનકમાં લઈ આવો. આ સંસારમાં કોઇપણ પુરૂષ લક્ષ્મી રહિત થજો માં એમ હું ઈચ્છું છું.[33] તમે ઘોડાનું રૂપ ધરીને લક્ષ્મીનો સંગ કરો અને પુત્ર ઉત્પન્ન કરીને તે સુંદરીને વૈકુંઠમાં લાવો."[34]

વ્યાસ કહે છેઃ–હે જનમેજય ! એ પ્રમાણે ચિત્રરૂપનું વચન સાંભળી વિષ્ણુએ તે પ્રમાણે કરવાનું અંગીકાર કરીને તે દૂતને શંકરની પાસે મોકલ્યો.[35,36] દૂત ગયા પછી કામાતુર થએલા વિષ્ણુ ભગવાન સુંદર ઘોડાનું રૂપ ધરીને વૈકુંઠમાંથી તુરત ત્યાં ગયા કે જ્યાં લક્ષ્મી ઘોડીનું રૂપ ધરીને તપ કરતાં હતાં. વિષ્ણુએ તે સ્થલમાં જઇને ત્યાં ઉભેલી ઘોડીને દીઠી અને એ ઘોડીના રૂપથી રહેલાં પતિવ્રતા લક્ષ્મી પણ ઘોડાના રૂપવાળા પોતાના પતિ વિષ્ણુને જોઇ વિસ્મય પામીને ઉભાં રહ્યાં તથા રોઈ પડયાં.[37,38] પવિત્ર અને લોકોમાં વિખ્યાતિ પામેલા તે યમુના અને તમસાના સંગમસ્થળમાં કામદેવથી પીડાએલા તે ઘોડારૂપ વિષ્ણુ અને ઘોડીરૂપ લક્ષ્મીનો સમાગમ થયો.[39] તે સમયે ભગવાનની એ પ્યારી ઘોડી ગાભણી થઈ ગઇ અને તેણે ત્યાંજ ઉત્તમ ગુણવાળો સુંદર દીકરો જણ્યો.[40] પોતાની બોલી પૂરી થતાં વિષ્ણુએ હસીને લક્ષ્મીને કહ્યું કેઃ– "હવે ઘોડીનો દેહ છોડીને જેવો પ્રથમ હતો તેવો દેહ ધરો.[41] હે સુંદર નેત્રવાળાં ! આપણે પોતાનું રૂપ ધરીને વૈકુંઠમાં જઈશું અને તમે જણેલો આ કુમાર અહીંજ રહેશે."[42]

લક્ષ્મી કહે છેઃ–હે દેવતાઓમાં ઉત્તમ ! પોતાના દેહથી ઉત્પન્ન થએલા આ પુત્રને છોડી દઈ ને હું શી રીતે આવું ? પોતાના દીકરાનો સ્નેહ છોડી દેવો અત્યંત કઠણ છે.[43] હે પ્રભુ ! નદીને કાંઠે અરણ્યમાં આ અનાથ, અસમર્થ અને અલ્પ વયના બાલકની શી ગતિ થાય ?[44] હે કમળ સરખાં નેત્રવાળા સ્વામી ! મારૂં દયાભરેલું મન પુત્રને નિરાધાર છોડી દઇને ત્યાં આવવામાં કેમ પ્રવૃત્ત થાય ?[45]

વ્યાસ કહે છેઃ–તેટલી વારમાં લક્ષ્મી અને નારાયણ એ બન્ને, દિવ્ય દેહવાળાં થઇ રહ્યાં, વિમાનમાં બેઠાં અને આકાશમાં દેવતાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા.[46] વિષ્ણુએ જવાનું મન કર્યું ત્યારે લક્ષ્મીએ તેમને કહ્યું કેઃ– "હે નાથ ! આ પુત્રને સાથે લો. આને હું અહીં છોડી શકતી નથી.[47] કાંતિથી તમારા જેવો આ પુત્ર મને પ્રાણથી પ્યારો છે માટે આને સાથે લઇને આપણે વૈકુંઠમાં જઈશું."[48]

વિષ્ણુ કહે છેઃ–હે પ્યારાં ! હે સુંદર મુખવાળાં ! તમે ખેદ રાખો માં. આ પુત્ર ભલે સુખથી અહીંજ રહે. અહીં આના રક્ષણની મેં ગોઠવણ કરી છે.[49] હે સુંદરિ ! આ પુત્રને અહીંજ મૂકી દેવામાં એક મોટું અદ્ભુત કારણ છે તે કહું છું, સાંભળો.[50] પૃથ્વીમાં 'તુર્વસુ ' નામનો યયાતિ રાજાનો દીકરો છે અને તેનું એના પિતાએ રાખેલું 'હરિવર્મા' એવું નામ પણ પ્રખ્યાત છે.[51] એ રાજા હમણાં પુત્રની ઈચ્છાથી પવિત્ર તીર્થમાં તપ કરે છે અને તપ કરતાં તેને સો વર્ષ નીકળી ગયાં છે.[52] હે લક્ષ્મી ! મેં એ રાજાનેસારૂ આ પુત્રને બનાવ્યો છે. હું ત્યાં જઈને હવે એ રાજાને પ્રેરણા કરીશ એટલે એ રાજા આ બાલકને ઘેર તેડી

જશે. એ રાજાને પુત્રની ઈચ્છા છે માટે આ પુત્ર મારે તેને આપવો છે.[૫૩,૫૪]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે લક્ષ્મીની આશ્વાસના તથા બાલકની રક્ષા કરી ઉત્તમ વિમાનમાં બેસીને વિષ્ણુ ભગવાન પોતાની પ્યારીની સાથે વૈકુંઠમાં ગયા.[૫૫]

**इत्या[illegible]त्यामयांपद्मां त्वार[illegible]ांचबालके ॥**
**विमानवरमारु[illegible] प्रययौ प्रियया सह ॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

---

# अध्याय २० मो.

## તુર્વસુ રાજાને વિષ્ણુ અને લક્ષ્મીથી ઉત્પન્ન થયેલ બાલકની પ્રાપ્તિ

**जनमेजय उवाच**

**संशयोयंमहानत्र जातमात्रःशिशुस्तथा ॥**
**मुक्तः केन गृहीतो[illegible]वेकाकी निर्जने वने॥१॥**

જનમેજય પૂછે છેઃ—હે સત્યવતીના પુત્ર ! એ પ્રમાણે તુરતના જન્મેલા બાલકને નિર્જન વનમાં લક્ષ્મી તથા વિષ્ણુએ એકલો છોડી દેતાં તેને કોણે લીધો?[૧] એ બાલકની શી ગતિ થઇ અને તેને વાઘ તથા સિંહ આદિ ઘાતક પ્રાણીઓએ કેમ ફાડી ખાધો નહિ ? એ વિષે મને મોટો સંશય છે.[૨]

વ્યાસ કહે છેઃ—લક્ષ્મી અને વિષ્ણુ તે સ્થળમાંથી જે સમયે ચાલ્યાં તેજ સમયે ત્યાં ચંપક નામનો વિદ્યાધર આવ્યો.[૩] પોતાની 'મદનાલસા' નામની સ્ત્રીની સાથે ઉત્તમ વિમાનમાં બેઠેલો, તેની સાથે યથેષ્ટ રીતે રમણ કરતો અને યદૃચ્છાથી આવી નીકળેલો તે વિદ્યાધર દેવકુમાર સરખા એ એકલા ઉત્તમ બાલકને ધરતીપર સુખથી રમતો જોઈ તુરત વિમાનમાંથી ઉતરીને તેની પાસે ગયો. નિર્ધન માણસ જેમ ધન મળવાથી રાજી થાય તેમ એ વિદ્યાધર પોતાને કામદેવ સરખો બાલક મળતાં રાજી થયો[૪-૬] અને તેણે તુરતના જન્મેલા એ મનોહર બાલકને લઇને પોતાની સ્ત્રી મદનાલસાના હાથમાં આપ્યો. એ બાલકને લઈ વિસ્મય પામેલી અને પ્રેમને લીધે જેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં એવી તે મદનાલસા, બાલકને છાતીમાં ઘાલીને તેના મુખનું ચુંબન કરવા લાગી.[૭,૮] તેણે પ્રીતિપૂર્વક આલિંગન અને ચુંબન કરીને તેને પુત્રભાવથી પોતાના ખોળામાં લીધો.[૯] ખોળામાં લઇને બન્ને જણાં વિમાનમાં બેઠાં ત્યારે સુંદરી મદનાલસાએ આનંદથી હસીને પતિને પૂછ્યું[૧૦] કે "હે પ્યારા ! આ બાલક કોનો હશે અને વનમાં કોણે છોડી દીધેલો હશે ? આ પુત્ર મને સાક્ષાત્ સદાશિવે આપ્યો છે એમ માનું છું."[૧૧]

ચંપક કહે છેઃ—હે પ્યારી ! આજ હું તુરત સર્વને જાણનારા ઇંદ્રની પાસે જઇને પૂછીશ કે 'આ પુત્ર દેવ છે, દાનવ છે કે ગંધર્વ છે ?[૧૨] ઈંદ્રની આજ્ઞા લઇને વનમાંથી મળેલા આ બાલકને વિધિપુરઃસર હું પુત્ર કરીશ. હું વિચાર કર્યાવિના કાંઈ પણ કામ કરતો નથી.[૧૩]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે બોલી જેનાં નેત્ર હર્ષથી પ્રફુલ્લિત થયાં હતાં એવો એ ચંપક વિમાન ચલાવી તે બાલકને સાથે લઇને તુરત ઇંદ્રના પુરમાં ગયો.[૧૪] ચરણમાં પ્રણામ કરી હાથ જોડી ઊભા રહેલા તે ચંપકે બાલકનું વૃતાન્ત નિવેદન કરીને ઇંદ્રને કહ્યું[૧૫] કેઃ—" હે દેવતાઓના સ્વામી ! પરમ પવિત્ર યમુના અને તમસાના સંગમ તીર્થમાંથી આ ઉત્તમ કાંતિવાળો બાલક મને મળ્યો છે, તો આ કોનો પુત્ર છે અને કેવી રીતે છોડી દેવાએલો છે ? તમારી આજ્ઞા હોય તો આ બાલકને હું મારો પુત્ર કરૂં ?[૧૬,૧૭] આ અત્યંત રૂપાળા બાલકને પુત્ર કરવામાં મારી સ્ત્રી બહુજ રાજી છે અને

ધર્મશાસ્ત્રોમાં કૃત્રિમ પુત્ર કરવાનું પણ લખેલું છે."[૧૮]

ઇંદ્ર કહે છેઃ-ઘોડાનું રૂપ ધરનારા વિષ્ણુનો લક્ષ્મીના ઉદરથી ઉત્પન્ન થએલો આ હૈહય નામનો પુત્ર છે.[૧૯] આ બાલકને કાર્યનેસારૂ વિષ્ણુએ ઉત્પન્ન કરેલો છે અને તે યયાતિના પુત્ર હરિવર્મા રાજાને આપવાનો છે.[૨૦] એ પરમ ધર્માત્મા રાજા વિષ્ણુની પ્રેરણાથી પુત્રને સારૂ આજ તે મનોહર તીર્થમાં આવશે;[૨૧] તો એ રાજા હજી ત્યાં ગએલ નથી તે પહેલાં તું આ બાલકને લઈ ત્યાં જઇને મૂકી દે.[૨૨] આ કામમાં વિલંબ કરવો નહિ. રાજા જો તે સ્થળમાં પુત્રને નહિ દેખે તો દુઃખ પામશે;[૨૩] માટે હે ચંપક! તું આ બાલકને પાછો ત્યાં મૂકી દે કે જેથી તે રાજાને મળે. પૃથ્વીમાં આ બાલકનું 'એકવીર' એવું બીજું નામ પણ પ્રખ્યાત થશે.[૨૪]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળી ચંપક વિદ્યાધર તુરત તે પુત્રને લઇને એ સ્થળમાં ગયો અને એ બાલક જ્યાં પ્રથમ હતો ત્યાંજ તેને મૂકી દઇ વિમાનમાં બેસીને પોતાના આશ્રમમાં ગયો.[૨૫,૨૬] એ સમયેજ લક્ષ્મીના પતિ વિષ્ણુ લક્ષ્મીની સાથે ઉત્તમ વિમાનમાં બેસીને હરિવર્મા રાજાની પાસે ગયા.[૨૭] એ રાજા વિષ્ણુને વિમાનમાંથી ઉતરતા જોઈ તેમના દર્શનથી રાજી થયો અને પૃથ્વી ઉપર લાકડીની પેઠે પડયો.[૨૮] પૃથ્વીપર લાંબો પડીને પ્રણામ કરતા એ પોતાના ભક્ત રાજાને 'હે પુત્ર! ઉઠ' એમ કહીને વિષ્ણુએ તેની આશ્વાસના કરી. ઉત્સાહ પામેલા તે રાજાએ ભક્તિના વેગથી, પોતાની સામે ઉભેલા વિષ્ણુની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૨૯]

રાજા સ્તુતિ કરે છેઃ—હે દેવના દેવ! હે સર્વ લોકના નાથ! હે કૃપાના ભંડારરૂપ! હે લોકોના ગુરૂ! હે લક્ષ્મીના પતિ! આપનું દર્શન કે જે યોગી લોકોને પણ મળતું નથી તે આજ મારા જેવા પામરને મળ્યું એ આશ્ચર્ય છે.[૩૦] હે પ્રભુ! હે અનંત! જે લોકો વિષયોથી વિમુખ અને નિઃસ્પૃહ હોય તેઓને તમારૂં દર્શન મળે છે. હું કે જે સ્પૃહાથી ઘેરાયલો છું તે તો તમારા દર્શનને યોગ્ય પણ નથી.[૩૧]

વ્યાસ કહે છેઃ—રાજાએ આ પ્રમાણે સ્તુતિ કરતાં વિષ્ણુએ તેને અમૃતમય વાણીથી કહ્યું કેઃ—"હે રાજા! હું તારા તપથી પ્રસન્ન થયો છું માટે જે તારા મનમાં ઇચ્છેલું હશે તે આપીશ, માગી લે."[૩૨]

વ્યાસ કહે છેઃ—પછી પોતાની સન્મુખ ઉભેલા વિષ્ણુના ચરણમાં પડીને રાજાએ કહ્યું કેઃ—હે પ્રભુ! તીર્થમાં પુત્રને માટે મેં તપશ્ચર્યા કરી છે માટે મને તમારા જેવો પુત્ર આપો."[૩૩] રાજાની માગણી સાંભળીને વિષ્ણુએ રાજાને સત્ય વચન કહ્યું કેઃ—"હે યયાતિના પુત્ર! તું યમુનાના અને તમસાના સંગમ તીર્થમાં જા.[૩૪] એ સ્થળમાં તને જેવો જોઈએ છે તેવો મોટા પ્રભાવવાળો પુત્ર મેં મૂકેલો છે. મારા વીર્યથી અને લક્ષ્મીના ઉદરથી જન્મેલો એ પુત્ર મેં તારેસારૂજ કરી રાખેલો છે માટે તેને તું લઈ લે."[૩૫] વિષ્ણુનું અત્યંત મધુર વચન સાંભળીને તે રાજા પ્રસન્ન થયો અને વિષ્ણુ એ પ્રમાણે વરદાન દઇને લક્ષ્મી સહિત વૈકુંઠ લોકમાં ગયા.[૩૬] વિષ્ણુ ગયા પછી હરિવર્મા રાજા વિષ્ણુના વચનથી પ્રેમપૂર્વક અટકાવ વગરની ગતિવાળા રથમાં બેસીને જે સ્થલમાં એ પુત્ર હતો તે સ્થળમાં ગયો.[૩૭] અત્યંત ઉત્કંઠાવાળા રાજાએ ત્યાં જઇ, અત્યંત મનોહર અને એક હાથથી પગનો સુંદર અંગુઠો મુખમાં ઘાલીને ધરતીપર રમતા એ બાલકને દીઠો.[૩૮] કામદેવ જેવા રૂપાળા, વિષ્ણુના અંશરૂપ, લક્ષ્મીએ જણેલા, અને વિષ્ણુ સરખા

પ્રભાવવાળા એ પુત્રને જોઈને હરિવર્મા રાજાનું મુખારવિંદ હર્ષથી પ્રફુલ્લિત થયું.[૩૯] તુરત પોતાના હસ્તકમળવડે એ પુત્રનું ગ્રહણ કરતાં રાજાનો દેહ જાણે પ્રેમરૂપી સમુદ્રમાં ડૂબેલો હોય એવો થઇ ગયો. એ રાજાએ ઘણા પ્રેમથી તે પુત્રનું આલિંગન કરી, માથું સુંઘ્યું.[૪૦] પુત્રનું અત્યંત મનોહર મુખ જોઇ આનંદનાં અશ્રુથી જેનો કંઠ ગળગળો થઇ ગયો એવા રાજાએ તે પુત્રને કહ્યું કેઃ– " પુત્ર ! તારેમાટે મેં પૂરાં સો વર્ષ સુધી ઉગ્ર તપ કરતાં લક્ષ્મીના પતિ વિષ્ણુએ પ્રસન્ન થઇને મારા સંસારસંબંધી સુખના ઉદયનેસારૂ તને આપેલો છે.[૪૧,૪૨] તારી મા લક્ષ્મીજી મારે સારૂજ તારો ત્યાગ કરીને વિષ્ણુની સાથે વૈકુંઠલોકમાં ગયાં છે. તને પુત્ર કરનારી મારી રાણી કે જે તને એકલો હસતો જોઇને પ્રસન્ન થશે તે ભાગ્યશાળી છે.[૪૩] વિષ્ણુએ મારેમાટે સંસારરૂપી સમુદ્રમાં વહાણરૂપ તને કરેલો છે, માટે નરકમાં પડવાની મારી બ્હીક મટાડજે. " રાજા આ પ્રમાણે બોલી પ્રેમથી તે પુત્રને લઇને પોતાના નગરના સમીપમાં ગયો.[૪૪] એ રાજાને નગરના સમીપમાં આવેલો સાંભળી તેના સર્વે મંત્રીઓ, પ્રજા અને પુરોહિતો નોખનોખી ભેટો લઇને તુરત તેની સામા ગયા.[૪૫] બંદીજનો, સૂત અને ગવૈયા લોકો પણ ત્યાં ગયા. રાજાએ નગરની પાસે આવી પોતાની સામે આવેલા સર્વ લોકોનું વચનોથી અને દ્રષ્ટિથી સન્માન કર્યું.[૪૬] સત્કાર પામેલો રાજા પુત્રને લઈને નગરમાં પેઠો તે સમયે માર્ગોમાં લોકોએ શાળથી અને પુષ્પોથી ચારે કોર વધાવ્યો.[૪૭] મંત્રીઓની સાથે પોતાના સમૃદ્ધિથી ભરપૂર ઘરમાં જઈ તે તુરતના જન્મેલા અને કામદેવ સરખા મનોહર પુત્રને બે હાથમાં લઇ રાણીને આપ્યો.[૪૮] પતિવ્રતા રાણીએ એ નવીન પુત્રને લઇને રાજાને પૂછ્યું કેઃ–" હે રાજા ! આ ઉત્તમ જન્મવાળો અને કામદેવ સરખો પુત્ર તમને કયાંથી મળ્યો ?[૪૯] હે સ્વામી ! આ પુત્ર તમને કોણે આપ્યો ? તુરત કહો. આ પુત્રે મારૂં ચિત્ત હરી લીધું છે. " રાજાએ પ્રેમપૂર્વક કહ્યું કેઃ–" હે પ્યારી ! હે ચપળ નેત્રવાળી ! આ પુત્ર મને વિષ્ણુ ભગવાને આપ્યો છે.[૫૦] આ પુત્ર વિષ્ણુના અંશરૂપ છે, લક્ષ્મીજીના ઉદરથી જન્મેલો છે અને મહાવીર થવાનો છે. " રાણી એ પુત્રને લઇને બહુ રાજી થઇ, અને રાજાએ મોટો ઉત્સવ કર્યો.[૫૧] યાચક લોકોને દાન આપ્યાં, ગાયન કરાવ્યાં તથા ઘણાં ઘણાં વાજાં વગડાવ્યાં. ઉત્સવ કર્યા પછી રાજાએ એ પુત્રનું 'એકવીર' એવું પ્રખ્યાત નામ રાખ્યું.[૫૨] બહુજ રાજી થએલો, ઇંદ્ર સરખા પરાક્રમવાળો એ રાજા, વિષ્ણુના સરખા ગુણવાળો પુત્ર પ્રાપ્ત થવાથી પરમ સંતોષને પામ્યો અને પિતૃઓના ઋણથી મુક્ત થયો.[૫૩] એ પ્રમાણે ઇંદ્ર સરખા પ્રતાપવાળો એ રાજા સર્વ દેવતાઓના ઈશ્વર વિષ્ણુ ભગવાને આપેલા અને સઘળા ગુણોની સંપત્તિવાળા પુત્રને પામીને પોતાના ઘરમાં વિહાર કરવા લાગ્યો, અને તેની રાણી અનેક પ્રકારના સુખદાયી વિનોદોથી તેની સેવા કરવા લાગી.[૫૪]

इतिसकल[illegible]राणामीश्वरेणार्पितं तं
सकलशुभगुणाढ्यं [illegible]त्रमासाद्यराजा ।
विविध[illegible]खविनोदैर्भार्ययासेव्यमानो
व्यहरत निजगेहे स[illegible]प्रतापः ॥५४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦

# अध्याय २१ मो.

## હૈહયનો રાજ્યાભિષેક વગેરે

### વ્યાસ ઉવાચ

जातकर्मादि संस्कारांश्चकारनृपतिस्तदा ॥
दिनेदिनेजगामाशुवृद्धिंबालःसुलालितः ॥

વ્યાસ કહે છેઃ—એ સમયે રાજાએ તેના જાતકર્મ આદિ સંસ્કારો કર્યા અને સારી રીતે લાલન કરાતો એ બાલક તુરત દિવસે દિવસે વૃદ્ધિ પામ્યો.[૧] રાજા પુત્રસંબંધી સાંસારિક સુખ પામીને એ મહાત્મા પુત્રે પોતાને ત્રણે ઋણથી છોડાવ્યો એમ માનવા લાગ્યો.[૨] છઠ્ઠે મહિને વિધિસહિત અન્નપ્રાશન કરાવીને ત્રીજે વર્ષે તેને ઉત્તમ ચૌલસંસ્કાર કરાવ્યો.[૩] એ સમયોમાં તેણે અનેક પ્રકારના પદાર્થોથી, ધનોથી તથા ગાયોથી, બ્રાહ્મણોની પૂજા કરી અને બીજા યાચકોને પણ અનેક દાન આપ્યાં.[૪] રાજાએ અગીયારમે વર્ષે તેને મૌંજીબંધન(જનોઇ)નો સંસ્કાર કરાવ્યા પછી ધનુર્વેદ ભણાવ્યો.[૫] પુત્રને વેદ ભણેલો અને રાજનીતિમાં નિપુણ થએલો જોઇને રાજાએ તેનો અભિષેક કરવાનું મન કર્યું.[૬] રાજાઓમાં ઉત્તમ એ હરિવર્માએ રવિવાર તથા પુષ્ય નક્ષત્રના યોગને દિવસે અભિષેકનેસારૂ આદરપૂર્વક સરસામાન કરાવ્યા.[૭] વેદને જાણનારા અને સર્વ શાસ્ત્રોમાં વિચક્ષણ બ્રાહ્મણોને બોલાવીને રાજાએ વિધિસહિત પોતાના પુત્રના રાજ્યાભિષેકની ગોઠવણ કરી.[૮] તીર્થોમાંથી અને સમુદ્રોમાંથી જળ મગાવીને શુભ દિવસે રાજાએ પોતે તે પુત્રનો રાજ્યાભિષેક કર્યો.[૯] પોતાના પુત્ર એકવીરને રાજ્ય, બ્રાહ્મણોને ધનનાં દાન અને મંત્રિઓને માન આપીને એ જિતેંદ્રિય રાજા સ્વર્ગ પામવાની ઈચ્છાથી પોતાની સ્ત્રીની સાથે તુરત વનમાં ગયો.[૧૦,૧૧] મૈનાક પર્વતના શિખરમાં ત્રીજો આશ્રમ (વાનપ્રસ્થાશ્રમ) કરી પ્રતિ દિવસે પાંદડાં તથા ફૂલનો આહાર કરી રહેલાં તે રાજા—રાણી ભગવતીનું ચિંતન કરવા લાગ્યાં.[૧૨] આ પ્રમાણે કરતાં પ્રારબ્ધની સમાપ્તિ થઈ ત્યારે મરણ પ્રાપ્ત થવાથી એ રાજા પુણ્યકર્મના પ્રભાવનેલીધે સ્ત્રીની સાથે ઈંદ્રલોકમાં ગયો.[૧૩] પિતાને ઈંદ્રલોકની પ્રાપ્તિ થએલી સાંભળીને તેના પુત્ર હૈહયે તેની વેદમાં કહ્યા પ્રમાણે સઘળી પારલૌકિક ક્રિયાઓ કરી.[૧૪] પિતાની સઘળી ઉત્તર ક્રિયાઓ કરીને બુદ્ધિમાન અને ધર્મને જાણનાર એ એકવીર પિતાએ આપેલું રાજ્ય સારી રીતે ચલાવવા લાગ્યો અને અનેક પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યો. મંત્રીઓ પણ તેને સારી રીતે માન આપતા હતા.[૧૫,૧૬] એક દિવસે એ પ્રતાપી રાજા, મંત્રીઓ અને પુત્રોને સાથે લઈ ઘોડાપર ચડીને ગંગાજીને કાંઠે ગયો.[૧૭] ફૂલ તથા ફળવાળાં, ભ્રમરોની પંક્તિઓથી શોભતાં અને કોયલના ટૌકારાવાળાં રમણીય વૃક્ષોને; વેદના શબ્દોથી ગાજી રહેલા, હોમના ધૂમાડાથી ઘેરાએલા આકાશવાળા અને મૃગનાં બચ્ચાંઓથી વ્યાપી રહેલા મુનિલોકોના દિવ્ય આશ્રમોને; પાકી શાળોવાળા અને રક્ષા કરનારી સ્ત્રીઓએ સારી રીતે રક્ષણ કરેલા કયારાઓને; પ્રફુલ્લિત થએલાં કમળોવાળી વાડીઓને; મનોહર નિકુંજોને તથા પ્રફુલ્લિત થએલાં રાણ, ચંપક, પનસ, બોલસરી, તિલક, આસોપાલવ મંદાર, શાલ, તાલ, તમાલ, જાંબુ, આંબા અને કદંબોને જોતો જોતો જતો હતો; ત્યાં ગંગાજીના જળમાં ઉઘડી રહેલું સો પાંખડીઓવાળું અને અતિ સુગંધવાળું એક કમળ તેના જોવામાં આવ્યું. કમળના જમણા પડખામાં કમળ સરખા નેત્રવાળી, સોના સરખી કાંતિવાળી, સારા કેશવાળી, શંખની પેઠે કંઠમાં ત્રણ વળિઓવાળી, પાતળા પેટવાળી,

ઘોલા સરખા હોઠવાળી, રૂપાળી, કાંઈક નીકળતાં સ્તનવાળી, સારી નાસિકાવાળી અને સઘળાં અંગોમાં શોભાવાળી એક કન્યા રોતી હતી તે તેના જોવામાં આવી. સખીને એકલી મૂકીને આવેલી, વિહ્વલ, દુઃખથી પીડાએલી, આંસુ ભરેલાં નેત્રવાળી અને નિર્જન સ્થલમાં ટીટોડીની પેઠે ચીસો નાખતી એ કન્યાને જોઇ હૈહયે તેના શોકના કારણવિષે નીચે પ્રમાણે પૂછ્યું.[૧૮-૨૬]

હૈહય પૂછે છેઃ—હે રૂડા મુખવાળી ! હે સુંદરિ ! તું કોણ છે ? કોની પુત્રી છે ? તું ગંધર્વની કન્યા છે કે દેવની કન્યા છે ? તું શા માટે રૂવે છે ?[૨૭] હે બાલા ! હે કોયલ સરખા સ્વરવાળી ! તું એકલી કેમ છે ? તને કોણે છોડી દીધી છે ? તારો પતિ અથવા પિતા ક્યાં ગએલ છે?[૨૮] હે વાંકી ભમરોવાળી ! હે પાતળા પેટવાળી ! તને શું દુઃખ છે? જે દુઃખ હોય તે આજ મારી પાસે કહે. હું સર્વથા તારા દુઃખનો નાશ કરીશ.[૨૯] હે સુંદરિ ! મારા રાજ્યમાં કોઇથી પણ કોઇને પીડા થતી નથી. મારી આજ્ઞા પ્રબળ હોવાનેલીધે ચોરનો કે રાક્ષસનો ભય નથી.[૩૦] મારા રાજ્યમાં પૃથ્વીપર દારૂણ ઉત્પાતો થતા નથી અને વાઘ કે સિંહથી પણ કોઇને ભય થતો નથી.[૩૧] તું ગંગાજીને કાંઠે અનાથ થઈને શામાટે વિલાપ કરે છે? તારે જે દુઃખ હોય તે મને કહે.[૩૨] પૃથ્વીમાં પ્રાણીઓને દૈવી કે મનુષ્યસંબંધી ગમે તેવું ઉગ્ર દુઃખ હોય પણ તે દુઃખનો નાશ કરવાનો મારો અદ્ભુત નિયમ છે.[૩૩] હે મોટાં નેત્રવાળી ! તારે શી ચિંતા છે? તે મને કહે.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી તે કન્યા કોમળ સ્વરથી નીચે પ્રમાણે બોલી.[૩૪]

કન્યા કહે છેઃ—હે રાજેંદ્ર ! મારા શોકનું કારણ કહું છું તે સાંભળો. જેને વિપત્તિ ન હોય તે પ્રાણી રૂવેજ કેમ ?[૩૫] હે મહાબાહુ ! જેને વાસ્તે હું રોઉં છું તે કારણ આ પ્રમાણે છે. તમારા દેશથી બીજા દેશમાં મહા ધર્માત્મા 'રભ્ય' નામનો રાજા છે. એની રાણી 'રૂક્મરેખા' એવા નામથી પ્રખ્યાત છે.[૩૬,૩૭] સારા રૂપવાળી, ચતુર, પતિવ્રતા અને સઘળાં શુભ લક્ષણોવાળી છતાં પણ પોતાના પતિને અપુત્ર જોઈને બહુજ દુઃખ પામેલી તે રાણીએ પોતાના પતિને વારંવાર કહેવા માંડ્યું કે[૩૮] 'હે નાથ ! મારા જીવનનું શું ફળ છે ? હું કે જે પૃથ્વીમાં વાંઝણી અને સુખ વગરની છું તેના વ્યર્થ જીવનને ધિક્કાર છે.'[૩૯] આ પ્રમાણે સ્ત્રીનાં વચન સાંભળી પુત્રની ઈચ્છાવાળા રાજાએ તે સમયે વિધિ જાણનારા બ્રાહ્મણોને બોલાવીને ઉત્તમ યજ્ઞ કર્યો[૪૦] અને તેમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઘણું ધન આપ્યું. ઘીનો ઘણોજ હોમ થતાં બહુ પ્રકાશેલા અગ્નિમાંથી રૂપાળી, સારાં લક્ષણોવાળી, ઘોલા સરખા હોઠવાળી, સુંદર ભમરોવાળી, પરિપૂર્ણ ચંદ્રના સરખા મુખવાળી, રૂડા દાંતવાળી, સોનાસરખી કાંતિવાળી, સારા કેશવાળી, હાથનાં રાતાં તળાંવાળી, કોમળ, પાતળી અને સુશોભિત નેત્રોવાળી એક કન્યા ઉત્પન્ન થતાં તેને હોતા બ્રાહ્મણે લઇ લીધી. એ સુંદર કન્યાને લઇને હોતાએ રાજાને કહ્યું[૪૧-૪૪] કેઃ-'હે રાજા ! સઘળાં શુભ લક્ષણોવાળી આ કન્યાને લો. હોમાતા અગ્નિમાંથી મોતીની માળા જેવી આ કન્યા ઉત્પન્ન થઇ છે તો, મોતીની માળાનું 'એકાવલી' એવું નામ હોવાથી આ પુત્રી પણ લોકમાં 'એકાવલી' એવા નામથી પ્રખ્યાત થશે. હે રાજેંદ્ર ! દીકરાજેવી આ દીકરીથી સુખી થાઓ અને સંતોષ માનો. આ પુત્રી વિષ્ણુ દેવે આપેલી છે.'[૪૫-૪૬] આ પ્રમાણે હોતાનું વચન

સાંભળી અને તે કન્યાને રૂપાળી જોઈ બહુજ પ્રસન્ન થએલા રાજાએ તે કન્યાનું ગ્રહણ કર્યું. હોતાએ આપેલી એ સુંદર મુખવાળી વહાલી કન્યાને લઈ રાજાએ પોતાની રાણી રૂક્મરેખાને બોલાવીને તેના હાથમાં આપી અને કહ્યું[૪૭,૪૮] કેઃ-'હે સૌભાગ્યવતિ ! આ કન્યાને પુત્રી કરીને રાખો.' કમળપત્ર સરખાં નેત્રવાળી એ મનોહર કન્યા પ્રાપ્ત થતાં રાણી બહુજ રાજી થઈ અને પુત્રની પ્રાપ્તિ સરખું સુખ માનવા લાગી. રાજાએ પુત્રના જન્મમાં જેવું જોઈએ તેવું એ કન્યાનું જાતકર્મ આદિ સઘળું મંગળ વિધિ પ્રમાણે કર્યું. સંસ્કાર સંબંધી ઉત્સવ પુરો કરી બ્રાહ્મણોને શુભ દક્ષિણા આપી તેઓનું વિસર્જન કરીને રાજા પ્રસન્ન થયો. પુત્રની પેઠે ઉછેરવામાં આવતી એ સુંદર કન્યા દિવસે દિવસે મોટી થતાં બહુજ શોભવા લાગી.[૪૯-૫૨] રાજાની રાણી કન્યાની સાથે બહુજ પ્રેમથી વર્તવા લાગી. એના જન્મને દિવસે પુત્રના જન્મદિવસ સરખોજ ઉત્સવ કરવા માંડયો[૫૩] અને દીકરી ઉપર પણ દીકરા જેટલોજ પ્યાર વધ્યો. હે સારી બુદ્ધિવાળા ! હે કામદેવ જેવા રૂપાળા ! હું એ રાજાના મંત્રીની પુત્રી છું.[૫૪] મારૂં નામ 'યશોવતી' છે. એ એકાવલીની અને મારી અવસ્થા સરખી છે. મને તેની સાથે રમવાને સારૂ રાજાએ તેની સખી કરી છે;[૫૫] તેથી પ્રેમને લીધે રાત્રિ–દિવસ હું તેની સાથે ફરતી હતી. જ્યાં જ્યાં સુગંધી કમળ જોવામાં આવે ત્યાં ત્યાં એ એકાવલીને આનંદ મળતો હતો; બીજા કોઈ સ્થલમાં એવી રૂચિ થતી નહિ. ગંગાજીના કાંઠામાં ઘણેજ છેટે કમળો હોય તો પણ મારી ને બીજી સખીઓની સાથે એ એકાવલી રમવાસારૂ તે સ્થલમાં જતી હતી. એ જોઇને મેં એક દિવસે રાજાને કહ્યું કે;-'હે રાજા! તમારી કુંવરી દૂર અને નિર્જન સ્થલમાં કમળ દેખે તો ત્યાં પણ જાય છે.' આ ઉપરથી રાજાએ પોતાના ઘરમાંજ જળાશયો કરી અને તેમાં ભ્રમરાઓને આનંદ આપે એવાં સુંદર કમળો વવરાવીને તે કન્યાને બીજે જતાં અટકાવી.[૫૬-૫૯] આમ થતાં પણ કમળોમાં આસક્તિવાળી એ એકાવલી બહાર જવા લાગી ત્યારે તેના રક્ષણને માટે કેટલાએક શસ્ત્રધારી યોદ્ધાઓને તેની સાથે જવા આવવાની આજ્ઞા કરી.[૬૦] આ પ્રમાણે રક્ષણવાળી એ રાજકન્યા મારી અને બીજી સખીઓની સાથે ગંગાજીના જળમાં રમવાને સારૂ નિત્ય જતી હતી અને પાછી ત્યાંથી ઘેર આવતી હતી.[૬૧]

**एवं रक्षायुता तन्वी मत्समेता सखीयुता ॥**
**क्रीडार्थं जाह्नवीतोये नित्यमायाति याति च॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

---

## अध्याय २२ मो.

### યશોવતીને મુખે એકાવલીના બંધનની વાત હૈહયે સાંભળી

**यशोवत्युवाच**

**प्रातरुत्थाय तन्वंगी चलिता च सखीयुता ॥**
**[illegible]ज्यमानासारक्षिता बहुरक्षिभिः ॥१॥**

યશોવતી કહે છેઃ—એક દિવસે પ્રભાતમાં ઉઠીને એ એકાવલી સખીઓની સાથે ગંગાજીને કાંઠે જવા નીકળી. જેના ઉપર ચમર ઢોળાતાં હતાં એવી અને શસ્ત્રોવાળા સજ્જ થએલા યોદ્ધાઓએ રક્ષણ કરાતી એ સુંદર કન્યા ઘરમાંથી નીકળીને ક્રીડા કરવાસારૂ આ ગંગાના સ્થલમાં મનોહર કમળના વનમાં આવી; ત્યારે હું પણ એની સાથે આવી હતી. એકાવલી અને હું બન્ને જણાં કમળોથી ક્રીડા કરતી અપ્સરાઓની સાથે મળી. અહને એ

સમયે ક્રીડા કરવા લાગ્યાં કે તુરત બળવાન અને ઘણા રાક્ષસોથી વીંટાએલો 'કાલકેતુ' નામનો એક દાનવ ત્યાં આવ્યો. કાલકેતુની સાથેના રાક્ષસોના હાથમાં પરિઘ, તરવાર, ગદા, ધનુષ, બાણ અને તોમર આદિ શસ્ત્રો હતાં.[૨-૫] એ સમયે બીજી રતિની પેઠે રૂપ તથા યૌવનથી શોભતી અને ઉત્તમ કમળોથી ક્રીડા કરતી એકાવલી એ દાનવના જોવામાં આવી.[૬] મેં એકાવલીને કહ્યું કેઃ–'હે કમળ સરખાં નેત્રવાળી ! આ કોઈક દાનવ આવ્યો છે માટે આપણે આપણા રક્ષક યોદ્ધાઓના મધ્યમાં જઇએ.' હે રાજા ! પછી મારી સખી અને હું વિચાર કરી ભયનેલીધે તુરતજ, શસ્ત્રો ધરનાર અમારા રક્ષકોના મધ્યમાં જતાં રહ્યાં.[૮] એ મોહ ઉપજાવનારી કન્યાને જોઈ કામાતુર થએલો કાલકેતુ તો મોટી ગદા લઇને દોડતો આવ્યો[૯] અને તેણે રક્ષકોને દૂર કરી નાખીને, ત્રાસ પામેલી, ધ્રૂજતી અને ચીસો પાડતી એ મનોહર કન્યાને પકડી લીધી.[૧૦] 'એને છોડી દે અને મને લે' એમ મેં એ દાનવને કહ્યું તો પણ એ કામાતુર થએલો દાનવ મને નહિ લેતાં તેને લઇને નીકળી ગયો.[૧૧] 'ઉભો રહે ! ઉભો રહે !' એમ બોલતા અમારા રક્ષકો એ મહા બળવાન દાનવને અટકાવીને વિસ્મય આપે એવો સંગ્રામ કરવા લાગતાં શસ્ત્રો ધરનારા એના પક્ષના ક્રૂર રાક્ષસો પણ સ્વામીના કાર્યને સિદ્ધ કરવા સારૂ ચારેકોરથી અમારા રક્ષકોની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૧૨,૧૩] એ સમયમાં ભારે સંગ્રામ થયો પણ મોટા બળવાળો કાલકેતુ અમારા સઘળા રક્ષકોને મારી નાખી એકાવલીને લઇને પોતાના સૈન્યની સાથે પોતાના નગર તરફ ચાલ્યો.[૧૪] દાનવે પકડેલી એકાવલીને રોતી જોઇને હું પણ તેની પછવાડે ચાલી ગઈ અને તે દાનવ જે સ્થલમાં મારી સખીને લઈ ગયો હતો ત્યાં પહોંચી.[૧૫] એકાવલીની દૃષ્ટિ મારા ઉપર પડે એટલામાટે ચીસો પાડતી પાડતી હું તેની પછવાડે પહોંચી, ત્યાં મને જોઈને એકાવલી પણ કાંઇક સ્વસ્થ થઈ. હે રાજા ! વારંવાર બોલાવીને હું તેની પાસે ગઇ.[૧૬,૧૭] ત્યાં બહુજ દુઃખથી પીડાએલી, સજ્જડ થઈ ગએલી અને પસીનાથી વ્યાકુલ થએલી એ એકાવલી મારે ગળે વળગીને બહુજ રોવા લાગી.[૧૮] કાલકેતુએ પ્રીતિપૂર્વક મને કહ્યું કેઃ–"બ્હીનેલી અને ચપલ નેત્રવાળી આ તારી સખીની તું આશ્વાસના કર.[૧૯] હે સુંદર નેત્રવાળી ! તું સ્વસ્થ થા અને આ તારી સખીને મારૂં વચન કહે કેઃ-હે પ્રિયા ! તું આજ મારા દેવલોક સરખા નગરમાં આવી પહોંચી છે, અને ક્રીડાને વાસ્તે હું તારો દાસ છું તો તું શામાટે ભયભીત થઈ ને ચીસો પાડે છે ?" આ પ્રમાણે કહી એ દુષ્ટ દાનવ મને પણ રથમાં મારી સખીને પડખે બેસાડીને પોતાના સુંદર નગરમાં મોટા સૈન્યની સાથે હસતે મ્હોડે ગયો.[૨૦-૨૨] એકાવલીને તથા મને એક સ્વચ્છ ઘરમાં રાખીને એ દાનવે તે ઘરના રક્ષણને વાસ્તે કરોડો રાક્ષસોને રાખ્યા.[૨૩] બીજે દિવસે કાલકેતુએ એકાંતમાં મને કહ્યું કેઃ–"આ શોક કરતી અને સંબંધીઓના વિરહથી આકુલ થએલી તારી સખીને સમજાવ અને મારૂં વચન કહે કે, હે સુંદરિ ! હે ચંદ્ર સરખા મુખવાળી ! તું મારી સ્ત્રી થા અને મનગમતાં સુખ ભોગવ. આ રાજ્ય તારૂં છે અને હું તારો સર્વદા સેવક થઇને રહીશ."[૨૪,૨૫] આ પ્રમાણે તેણે બીજી વાર કહેલું કઠણ વચન સાંભળીને મેં તેને કહ્યું કેઃ–" હે રાજા ! મારી સખીને અપ્રિય વચન કહેવામાં હું સમર્થ નથી માટે તમેજ એને કહો."[૨૬] મારૂં વચન સાંભળી કામદેવથી ઘવાએલા મનવાળા

એ દુષ્ટ દાનવે નમ્રતાથી મારી સુંદર સખીને કહ્યું[૨૭] કે:-"હે સુંદરિ ! હે પ્યારી ! તેં મારા ઉપર કોઈ વશીકરણનો મંત્ર ચલાવ્યો છે કે જેથી મારૂં હૃદય ખેંચાઈને તને વશ થએલું છે.[૨૮] એ મંત્રે આજ મને તારો દાસ કરી મૂકેલો છે એ નિશ્ચય છે, એટલામાટે હું કે જે કામદેવના બાણથી પીડાઈને બહુજ પરવશ થએલો છું તેનો તું સ્વીકાર કર.[૨૯] હે કેળના થંભ સરખા સાથળોવાળી ! હે કલ્યાણિ ! આ ચંચલ યૌવન જતું રહે છે તે પાછું મળવાનું નથી માટે મારૂં આલિંગન કરીને તે યૌવનને સફલ કર."[૩૦] એકાવલી બોલી કે "હે રાજા ! મારા પિતાએ હૈહય નામના રાજકુમારને મારૂં કન્યાદાન દેવાનો પ્રથમ સંકલ્પ કરેલો છે અને હું પણ મનથી તેને વરી ચૂકી છું.[૩૧] તો હવે વર્ણાશ્રમના ધર્મનો તથા કન્યાના ધર્મનો ત્યાગ કરીને હું બીજાને કેમ વરૂં ?[૩૨] તમે પણ શાસ્ત્રના નિશ્ચયને જાણો છો કે પિતા જેને કન્યાદાન આપે તેનેજ કન્યાથી પતિ કરી શકાય. કન્યા સર્વદા પરતંત્રજ હોય છે. કદી પણ સ્વતંત્ર હોતી નથી."[૩૩] આ પ્રમાણે એકાવલીએ કહ્યું તો પણ તે મોહ પામેલા પાપીએ ક્રૂરતાથી નહિ અટકતાં એ એકાવલીને તથા તેની પાસે રહેનારી મને પણ છોડી નહિ.[૩૩] એ દાનવનું નગર અત્યંત વિષમ પાતાળના છિદ્રમાં છે. ગઢથી શોભતા અને ખાઇઓથી વીંટાએલા એ નગરની ઘણા દાનવો રક્ષા કરે છે.[૩૫] દુઃખથી પીડાએલી અને મને પ્રાણ કરતાં પણ પ્યારી એ સખી એ નગરમાં બેઠી છે, તો એ દુઃખના મોટા પરિતાપનેલીધે હું અહીં રોયા કરૂં છું."[૩૬]

એકવીર કહે છેઃ—હે રૂડા મ્હોડાવાળી ! એ દુરાત્માના નગરમાંથી તું અહીં શી રીતે આવી શકી એ વિષયમાં મને મોટો વિસ્મય થાય છે.[૩૭] હૈહય રાજાને એ એકાવલીનું કન્યાદાન આપવાનો તેના પિતાએ સંકલ્પ કર્યો છે એમ તું હમણાં બોલી ગઇ તો એ વચનમાં મને સંદેહ પડે છે કે એ હૈહય હું જ કે કોઇ બીજો ? હૈહય નામનો રાજા તો હું જ છું. બીજા કોઇ રાજાનું 'હૈહય' નામ નથી. જો એ તારી સુંદર સખીનો મારે વાસ્તે સંકલ્પ થયો હોય તો એ મારીજ સ્ત્રી સંકટમાં પડી છે એમ મારે સમજવું જોઇએ. હે સુંદરિ ! આ મારો સંશય તારે કાપવો યોગ્ય છે. જો હું ધારૂં છું તેમજ હશે તો એ અધમ દાનવને મારીને હું એ એકાવલીને લાવીશ.[૩૮-૪૦] તને જો એના ઠેકાણાની ખબર હોય તો તે ઠેકાણું મને દેખાડ; આ વાતની તેના પિતાને ખબર પડી છે કે નહિ ?[૪૧] પોતાની વહાલી પુત્રી દાનવના હાથથી હરાઇને અતિ દુઃખ પામે છે એ વાતને એ નથી જાણતો કે શું ? અને જાણે છે તો તેણે દીકરીને છોડાવવાનેવાસ્તે ઉદ્યમ કેમ કર્યો નથી ?[૪૨] પોતાની દીકરીને બાન પકડાએલી જાણતાં છતાં એ રાજા બેશી રહ્યો હોય તો તે અસમર્થ છે કે શું ? જે કારણ હોય તે મને તુરત કહે.[૪૩] હે કમળપત્ર સરખાં નેત્રવાળી ! તેં તારી સખીના દૈવી ગુણો કહીને મારૂં ચિત્ત હરી લીધું છે અને મને અત્યંત કામવશ કરી દીધો છે.[૪૪] એ સુંદરીને મહા સંકટમાંથી છોડાવીને હું કયારે દેખું ? એવી રીતે હવે મારૂં મન બહુજ મનોરથ કરે છે.[૪૫] કોઇથી જઈ શકાય નહિ એવા એ દાનવના પુરમાં જવાનો ઉપાય અને તું એ સંકટમાંથી અહીં શી રીતે આવેલી છે એ વાત મને કહે.[૪૬]

યશોવતી કહે છેઃ—હે રાજા ! મને બાલકપણામાંથી કોઈ સિદ્ધ બ્રાહ્મણ પાસેથી જગદંબાનો બીજ અને ધ્યાન સહિત મંત્ર મળેલો છે, તે ઉપરથી મેં ત્યાં રહેતાં વિચાર કર્યો કે

"હું પ્રચંડ પરાક્રમવાળાં ચંડિકાનું આરાધન કરીશ તો એ ભક્તવત્સલ ભગવતી સારી રીતે બંધનમાંથી છોડાવશે. ભગવતી સઘળું કરવામાં સમર્થ છે. નિરાકાર અને પરાયા આધાર વગરનાં જે દેવી પોતાની શક્તિથી જગતને સૃજે છે, પાળે છે અને પ્રલયકાળમાં પાછું નષ્ટ કરે છે તેમને કયું કામ કરવું અશક્ય છે?"[૪૭-૫૦] આ પ્રમાણે મનથી વિચાર કરીને હું જગતનાં ઈશ્વરી, મહામંગલરૂપ, રાતાં વસ્ત્રવાળાં, સૌમ્ય અને રાતાં નેત્રવાળાં તે જગદંબાનું ધ્યાન કરી તથા તેમના રૂપનું મનમાં સ્મરણ કરીને મંત્ર જપવા લાગી.[૫૧] મેં એક મહીનાસુધી એકાગ્રતાથી તેમની ઉપાસના કરતાં ભક્તિભાવથી પ્રસન્ન થએલાં તે ચંડિકાએ મારા સ્વપ્નમાં આવીને મને અમૃતસરખી વાણીથી કહ્યું કેઃ– "તું સૂતી છે કેમ?[૫૨,૫૩] ઉઠ અને તુરત મનોહર ગંગાના તીરમાં જા. સર્વ શત્રુઓનો નાશ કરનારો અને હૈહય તથા એકવીર એવા નામવાળો મહાબાહુ રાજા તે સ્થળમાં આવશે. એ રાજાને ગુરૂ દત્તાત્રેયે શ્રીવિદ્યા નામનો મારો મહામંત્ર આપેલો છે.[૫૪,૫૫] મારામાં લાગેલી બુદ્ધિવાળો અને નિરંતર મારા પૂજનમાં તત્પર રહેનારો એ રાજા અત્યંત ભક્તિથી નિરંતર મારી ઉપાસના કરે છે અને સર્વ પદાર્થોમાં મારીજ ભાવના કર્યા કરે છે. મોટી બુદ્ધિવાળો એ લક્ષ્મીનો પુત્ર હૈહય રાજા વિહાર કરતાં કરતાં ત્યાં આવી નીકળશે અને તે તારા દુઃખનો વિનાશ કરીને તારૂં રક્ષણ કરશે તથા દુષ્ટ કાલકેતુને મારીને તારી સખી એકાવલીને પણ મૂકાવશે. પછી તમે બન્ને સખીઓ સર્વ શાસ્ત્રોમાં ચતુર એ રાજકુમાર એકવીરનેજ તમારો પતિ કરજો."[૫૬-૫૯] આ પ્રમાણે કહીને જગદંબા અંતર્ધાન થઇ ગયાં અને હું તેજ સમયે જાગી ગઇ. મેં દેવીના આરાધનની તથા સ્વપ્નના વૃત્તાંતની વાત એકાવલીની પાસે કહી.[૬૦] તે સાંભળીને એ મારી સખીનું મુખ પ્રસન્ન થયું. સ્વચ્છ મંદ હાસ્યવાળી એ સખીએ બહુજ રાજી થઇને મને કહ્યું[૬૧] કેઃ– "હે પ્યારી! તું હવે તુરત ત્યાંજા અને મારૂં કામ કર. સત્ય વચન બોલનારાં ભગવતી આપણને બંધનથી છોડાવશે."[૬૨] પ્રેમવાળી સખીએ આ પ્રમાણે આજ્ઞા કરતાં હું પણ ત્યાંથી નીકળવું યોગ્ય માનીને તે સ્થાનમાંથી તુરત ચાલી.[૬૩] હે રાજા! જગદંબાના પ્રસાદનેલીધે મને માર્ગનું જ્ઞાન પ્રાપ્ત થતાં શીઘ્ર ગતિ પણ પ્રાપ્ત થઇ.[૬૪] હે વીર! મારા દુઃખનું આ સઘળું કારણ મે તમારી પાસે કહ્યું. હવે તમે કોણ છો તથા કોના પુત્ર છો, એ સાચે સાચું મારી પાસે કહો.[૬૫]

इत्येतत्कथितं सर्वं कारणं मम दुःखजम् ॥
कस्त्वं कस्य सुतश्चेति वद वीर यथा तथा॥

ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

---

## अध्याय २३ मो.

### કાલકેતુનો વધ અને એકાવલી તથા યશોવતીની સાથે હૈહયનો વિવાહ.

**व्यास उवाच**

तस्यास्तु वचनं श्रुत्वा रमापुत्रः प्रतापवान् ॥
म[illegible]वदनांभोजस्तामुवाच विशांपते ॥१॥

વ્યાસ કહે છેઃ–હે જનમેજય! એ પ્રમાણે યશોવતીનું વચન સાંભળી જેનું મુખારવિંદ પ્રફુલ્લિત થયું એવા એ મહા પ્રતાપી હૈહયે તે યશોવતીને નીચે પ્રમાણે કહ્યું.[૧]

હૈહય કહે છેઃ–હે સુંદરિ! મારા વિષે સાચે સાચું વૃત્તાંત જે પૂછ્યું તે હું કહું છું, સાંભળ. હું લક્ષ્મીનો પુત્ર છું અને હૈહય તથા

એકવીર એ બે મારાં નામ છે.[૨] તેં મારા મનને પરવશ કરી નાખ્યું છે. હું હવે શું કરૂં અને કયાં જાઉં ? હું વિરહથી બહુજ પીડાઉં છું.[૩] પ્રથમ એકાવલીના સર્વોત્તમ રૂપની તેં વાત કહી તેથી કામદેવનાં બાણ વાગતાં મારૂં મન વિહ્વલ થયું.[૪] વળી તેં તેના ગુણ કહ્યા તેથી મારૂં મન હરાઈ ગયું અને વળી તેના મોઢાની વાત કહી તેથી મારૂં મન વિસ્મયમાં ડૂબી ગયુ છે.[૫] એકાવલીએ એ દાનવની પાસે પોતાના મોઢાથી કહ્યું કે:–'હું તો હૈહયને વરી ચૂકી છું તેથી તે વિના બીજાને વરીશ નહિ એવો મારો નિશ્ચય છે' તો એ વાકય સંભળાવીને તેં હમણાં મને એકાવલીનો દાસ કરી દીધો છે; માટે હે સુંદરિ ! હે પાતળા અંગવાળી ! હવે હું તમારૂં બન્નેનું શું કામ કરૂં તે કહે.[૬,૭] હે સુંદર નેત્રવાળી ! હું એ દુરાત્મા દાનવનું ઠેકાણું જાણતો નથી અને તે પુરમાં જવાની મારી ગતિ નથી માટે ત્યાં જવાનો જે ઉપાય હોય તે તું મને કહે.[૮] તું તે સ્થલમાંથી આવી છે માટે ત્યાં જવાનો ઉપાય તારા જાણવામાં હશે. તારી એ સુંદર સખી જે સ્થલમાં બેઠી હોય ત્યાં મને પહોંચાડી દે.[૯] પછી તુરતજ એ ક્રૂર દાનવને મારી નાખીને તારી વહાલી અને શોકથી તપી રહેલી પરવશ સખીને છોડાવીશ.[૧૦] એ રાજકુમારી એકાવલીને દુઃખથી મુક્ત કરીને તુરત તારા પુરમાં પહોંચાડીશ અને તેના પિતાના હાથમાં સોંપીશ.[૧૧] પછી રાજા પોતાની પુત્રીનો વિવાહ કરશે. આ પ્રમાણે થવાથી તારા અને મારા મનના મનોરથ સારી રીતે પૂર્ણ થશે.[૧૨] હવે તું કોઇ યુક્તિથી તે દાનવનું પુર દેખાડ અને પછી તરત મારૂં પરાક્રમ જોઈ લે.[૧૩] એ પરસ્ત્રીનું હરણ કરનારા દુષ્ટને જે રીતે હું મારી શકું તે રીતની સગવડ તું કરી દે. એ કામ તારાથીજ થઇ શકશે.[૧૪] હે સુંદરિ ! હવે તું કોઇથી જઈ શકાય નહિ એવા એ દાનવના પુરનો માર્ગ દેખાડ.

વ્યાસ કહે છેઃ–હે રાજેંદ્ર ! આ પ્રમાણે હૈહયનું વચન સાંભળી રાજી થએલી યશોવતીએ તેને પ્રેમથી ત્યાં જવાનો નીચે પ્રમાણે ઉપાય કહ્યો.

યશોવતી કહે છેઃ–હે રાજેંદ્ર ! ભગવતીના સિદ્ધિ આપનારા મંત્રનો ઉપદેશ લો.[૧૫,૧૬] આજ હું તમને રાક્ષસોએ પાળેલું તે કાલકેતુનું પુર દેખાડીશ. મારી સાથે આવવાનેમાટે મોટા સૈન્યની સાથે સજ્જ થાઓ.[૧૭] કેમકે ત્યાં મોટું યુદ્ધ થશે. કાલકેતુ દાનવ મોટો વીર છે અને વળી બલવત્તર રાક્ષસો તેના સહાય છે.[૧૮] એટલામાટે મંત્રનો ઉપદેશ લઈને ત્યાં મારી સાથે આવો. એ દુરાત્માના નગરનો માર્ગ હું તમને દેખાડીશ.[૧૯] એટલે તમે ત્યાં આવી એ પાપી દાનવને મારીને તુરત મારી સખીને મૂકાવજો.

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે હૈહય રાજા યશોવતીનું વચન સાંભળે છે એટલી વારમાં સર્વ જ્ઞાનિઓમાં ઉત્તમ મહાત્મા ગુરૂદત્તાત્રેય દૈવયોગથી ત્યાં આવતાં તેમની પાસેથી તુરત હૈહયે 'ત્રિલોકીતિલક' નામનો યોગેશ્વરીનો 'ह्रीं गौरि रुद्रदयिते योगेश्वरि हुं फट्स्वाहा' એ મહામંત્રનો ઉપદેશ લીધો.[૨૦,૨૧] આ મંત્ર પ્રાપ્ત થતાં હૈહયને સર્વજ્ઞપણું મળ્યું અને પંચભૂતોને ભેદી નાખવાની શક્તિ પણ મળી. પછી યશોવતીને અને મોટા સૈન્યને સાથે લઈ હૈહય રાજા, કોઈથી જઈ શકાય નહિ એવું એ કાલકેતુનું નગર કે જેનું, સર્પો જેમ પાતાળનું રક્ષણ કરે છે તેમ ભયંકર રાક્ષસો રક્ષણ કરતા હતા તેના સમીપમાં તુરત પહોંચ્યો.[૨૨,૨૩] હૈહયને આવતો જોઇ ભયથી આતુર થએલા

બલવાન કાલકેતુના દૂતો કોલાહલ કરતા કરતા કાલકેતુની પાસે ગયા.[૨૪] ત્યાં જઇને તેઓએ કામદેવથી મોહ પામેલા અને એકાવલીની પાસે બેસીને કાલાવાલા કરતા કાલકેતુને તુરત નીચે પ્રમાણે કહ્યું.

દૂતો કહે છેઃ–હે રાજા ! આ એકાવલીની સાથે રહેનારી યશોવતી મોટા સૈન્યવાળા કોઈ રાજકુમારને તેડીને અહીં આવે છે.[૨૫,૨૬] હે મહારાજ ! એ મોટા સૈન્યવાળો અને બળથી ઉન્મત્ત થએલો જે રાજકુમાર આવે છે તે ઇંદ્રનો પુત્ર જયંત હશે કે કાર્ત્તિકેય હશે? તે સમજાતું નથી.[૨૭] હે સ્વામી ! આ સંગ્રામ પ્રાપ્ત થયો માટે સજ્જ થાઓ. એ દેવકુમારની સાથે યુદ્ધ કરો અથવા એકાવલીને છોડી દો.[૨૮] એ સૈન્ય અહીંથી ત્રણ યોજન દૂર છે તો એટલા સમયમાં તમે સજ્જ થાઓ અને તુરત દુંદુભી વગડાવો.[૨૯]

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે દૂતોનું વચન સાંભળી ક્રોધથી વ્યાપ્ત થએલા કાલકેતુએ આયુધોવાળા અને સૈન્યોવાળા ઘણા રાક્ષસોને આજ્ઞા કરી કે "હે રાક્ષસો ! તમો સઘળા શસ્ત્રો લઈને એ શત્રુની સામા જાઓ." પછી કાલકેતુએ પોતાના સમીપમાં બેઠેલી, પરવશ અને બહુજ દુઃખ પામેલી એકાવલીને સ્નેહ દેખાડીને પૂછ્યું કે "હે સુંદરિ ! જે ધણી તારેસારૂ સૈન્ય લઇને આવે છે તે તારો પિતા છે કે કોઈ બીજો પુરૂષ છે?[૩૦,૩૨] સાચું કહેજે; વિરહથી આતુર થઇને તારો પિતા જો તને તેડવા આવતો હોય તો હું તેવું સમજીને સંગ્રામ ન કરૂં અને તેને ઘેર લાવીને ઉત્તમ રત્નો, વસ્ત્રો તથા ઘોડાઓ આપીને સન્માન કરૂં.[૩૩,૩૪] તારો પિતા મારે ઘેર આવે તો સર્વથા મારે તેની મહેમાની કરવી જોઈએ. કદાચ કોઈ બીજો પુરૂષ આવતો હોય તો હું તેને સજેલાં બાણોથી મારી નાખીશ; અને તેને મહાપ્રબળ કાળે મરણને માટેજ આણ્યો છે એમ સમજવું. હે મોટાં નેત્રવાળી ! સાચું બોલજે. મને મહાતેજસ્વી, મહાબળવાન અને કાળરૂપ નહિ જાણીને આ કયો મૂર્ખ આવે છે?[૩૫,૩૬]

એકાવલી કહે છેઃ–હે રાજા ! એ ઉતાવળ કરીને કોણ આવે છે તે હું જાણતી નથી. હું તો તમારા બંધનમાં છું તેથી કશી વાત જાણતી નથી.[૩૭] એ મારો બાપ કે ભાઈ નહિ હોય. એ તો કોઈ બીજો મહાબળવાન આવતો હશે. એ શામાટે આવે છે એ હું નિશ્ચયપૂર્વક જાણતી નથી.

કાલકેતુ કહે છેઃ–હે સુંદરિ ! આ મારા દૂતો કહે છે કે "તારી સખી યશોવતી એ વીરને તેડી આવી છે અને આ તેનો ઉદ્યમ જણાય છે." કામ કરવામાં પહોંચેલી એ તારી સખી ક્યાં ગઇ હતી ?[૩૮-૪૦] હું ધારૂં છું કે તેંજ આ પ્રપંચ કરવાનેસારૂ તેને મોકલી હશે ? બીજો તો એવો કોઈ પણ મારો શત્રુ નથી કે જે મારી સામો થઇને મને પહોંચી જાય.

વ્યાસ કહે છેઃ–કાલકેતુ આ પ્રમાણે વાત કરતો હતો તેટલીવારમાં વળી ભય પામેલા બીજા દૂતો ઉતાવળા ઉતાવળા ત્યાં આવ્યા.[૪૧] તેઓએ ઘરમાં બેઠેલા કાલકેતુને કહ્યું કેઃ–"હે મહારાજ ! તમે નિશ્ચિંત થઇને કેમ બેઠા છો? શત્રુનું સૈન્ય સમીપમાં આવી ચૂક્યું માટે મોટા સૈન્યથી વીંટાઇને તુરત યુદ્ધ કરવાસારૂ ગામ બહાર જવા નીકળો." આ પ્રમાણે દૂતોનું વચન સાંભળી મહાબળવાન કાલકેતુ તુરત રથમાં બેસીને પોતાના પુરથી બહાર નીકળ્યો. સ્ત્રીના વિરહથી વ્યાકુલ થએલો પ્રતાપી એકવીર પણ ઘોડાપર બેસીને તુરત ત્યાં આવ્યો. ત્યાં પૂર્વે જેવું વૃત્રાસુર અને ઇંદ્રને યુદ્ધ થયું

હતું તેવું યુદ્ધ એ બે જણાને થયું.[૪૨-૪૫]અનેક પ્રકારોથી મૂકાએલાં શસ્ત્રોથી અને અસ્ત્રોથી સઘળી દિશાઓ પ્રદીપ્ત થઈ ગઈ. બ્હીકણ લોકોને ત્રાસ આપે એવું ઉગ્ર યુદ્ધ ચાલતાં લક્ષ્મીજીના પુત્ર એકવીરે તે દૈત્યને ગદા મારી. ગદા વાગતાં પ્રાણરહિત થએલો તે કાલકેતુ વજ્રથી ત્રુટેલા પર્વતની પેઠે ધરતીપર પડયો.[૪૬,૪૭] બીજા સઘળા રાક્ષસો ભય પામીને ભાગી ગયા. તે સમયે યશોવતીએ તુરત વિસ્મય પામેલી એકાવલીની પાસે જઈ ને બહુજ પ્રસન્નતાથી તેને મધુર વચન કહ્યું કેઃ—" હે સખિ ! ચાલો. મહાધીર રાજકુમાર એકવીરે મહાદારૂણ યુદ્ધ કરીને કાલકેતુને મારી નાખ્યો. એ રાજા હમણાં પરિશ્રમનેલીધે પોતાની સેનાના ઉતારામાં બેઠેલા છે અને તેણે તમારાં રૂપ અને ગુણની વાત સાંભળી છે તેથી તમારા દર્શનને ઇચ્છે છે. હે કુટિલ કટાક્ષોવાળાં ! તમે એ કામદેવ જેવા રાજાને જુવો.[૪૮-૫૧] મેં પ્રથમ ગંગાજીને કાંઠે તેમની પાસે તમારી વાત કરી છે; તેથી તમારા ઉપર તેમને પરિપૂર્ણ પ્રેમ થયો છે અને વિરહથી આતુર થઈ ગએલ છે તેથી એ રાજા તમે કે જે મનોહર રૂપવાળાં છો તેમને જોવાની ઇચ્છા કરે છે." આ પ્રમાણે યશોવતીનું વચન સાંભળી એકાવલીએ ત્યાં જવાનું મન કર્યું.[૫૨,૫૩] બાલ્યાવસ્થાનેલીધે થતા સ્વાભાવિક ભયથી તેણે બહુજ લજાવા માંડયું કે ' હું કુમારી હોવાનેલીધે સ્વતંત્ર નથી તો એ રાજાનું મુખ મારાથી શી રીતે જોવાય ?[૫૪] કદાચ એ રાજા કામાતુર થઇને મારો હાથ પકડે તો પછી શું થાય ? ' આ પ્રમાણે ચિંતાથી વ્યાકુલ થએલી, મેલી અને મેલાં વસ્ત્રવાળી તે એકાવલી યશોવતીની સાથે પાલખીમાં બેસીને રાજાના ઉતારામાં ગઈ. એ મોટાં નેત્રવાળી રાજકુમારીને આવેલી જોઈ એકવીર બોલ્યો[૫૫,૫૬] કે ' હે સુંદરિ ! દર્શન દે. મારાં નેત્ર તારા દર્શનનેસારૂ તરસ્યાં થયાં છે. ' પછી એકવીરને કામાતુર થએલો જોઇને અને એકાવલીને ઘણી લાજથી ઘેરાએલી જોઇને નીતિને તથા સજ્જનોના માર્ગને જાણનારી યશોવતીએ એકવીરને કહ્યું કેઃ—" હે રાજા ! આનો બાપ પણ તમનેજ કન્યા દેવાને ઇચ્છે છે, અને આ પણ તમારામાંજ આસક્ત છે તેથી તમારો સંગમ અવશ્ય થશે એટલા માટે સમયની વાટ જોઇને આ એકાવલીને તેના પિતાની પાસે પહોંચાડવી જોઇએ.[૫૭-૫૯]આનો પિતા વિવાહના વિધિથી તમનેજ આપશે એવો નિશ્ચય છે." યશોવતીના વચનને સત્ય માનીને એ હૈહય અથવા એકવીર રાજા પોતાના સૈન્ય સહિત એ બે કન્યાઓની સાથે એકાવલીના પિતાના નગરમાં ગયો; પોતાની કુંવરીને એ પ્રમાણે આવેલી સાંભળી પ્રેમયુક્ત થયેલો એ રભ્ય રાજા પોતાના મંત્રીઓથી વીંટાઇને તુરત તેઓની સામે ગયો. રભ્ય રાજાએ ઘણે દિવસે મેલાં વસ્ત્રવાળી એ કુંવરીને દીઠી અને તેને જોઇને ખુશી થયો.[૬૦-૬૨] યશોવતીએ વિસ્તારથી સઘળી વાત તેને કહી સંભળાવી. પછી રભ્ય રાજાએ એકવીરને મળી પ્રેમપૂર્વક ઘેર તેડી લાવીને શુભ દિવસે વિધિપૂર્વક તેઓનો વિવાહ કરાવ્યો અને પહેરામણી આપી તથા યોગ્ય રીતે પૂજા કરીને યશોવતીની સાથે પોતાની કુંવરીને સાસરે વળાવી. આ પ્રમાણે બે સ્ત્રીઓને પરણી બહુજ રાજી થયેલો એકવીર ઘેર આવીને એ પ્યારીઓની સાથે ઘણા ભોગ ભોગવવા લાગ્યો.[૬૩-૬૫] એ રાજાને એકાવલીમાં 'કૃતવીર્ય' નામનો પુત્ર થયો અને તે કૃતવીર્યનો 'કાર્ત્તવીર્ય' નામે પુત્ર થયો હતો. હે જન્મેજય રાજા ! આ હૈહય વંશ થવાનું કારણ મેં તમારી પાસે કહ્યું.[૬૬]

बभूव तस्यां पुत्रस्तु कृतवीर्याभिधः किल ॥
[illegible]तःकार्तवीर्य [illegible] वंशोयंकथितोमया॥६६॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ૫૪ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩

## अध्याय २४ मो. માયાની વિક્ષેપ શક્તિ

**व्यास उवाच**

भगवंस्त्वन्मुखांभोजाच्युतं दिव्यकथारसं ॥
न तृप्तिमाधिगच्छामि पिबंस्तु सुधया समम्॥१॥

જનમેજય પૂછે છેઃ–હે મહારાજ! તમારા મુખ કમળમાંથી નીકળતા દિવ્ય કથાના અમૃત જેવા રસનું પાન કરતાં હું તૃપ્ત થતો નથી.[1] આ આપે મને વિચિત્ર આખ્યાન કહ્યું કે જેમાં વિસ્મય આપનારી હૈહયોની ઉત્પત્તિનું વિસ્તારથી નિરૂપણ કર્યું,[2] પરંતુ એ વિષયમાં મને સંદેહ થયો છે કે લક્ષ્મીના પતિ, દેવના દેવ, જગતના નાથ, સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયના કરનાર, અવિનાશી, પાપને હરનાર અને સર્વ પુરૂષોમાં ઉત્તમ વિષ્ણુ ભગવાન કે જે પોતે સ્વતંત્ર છે તે ઘોડાનું રૂપ પામીને પરતંત્ર કેમ થયા?[3,4] હે વ્યાસ! આ મારો સંશય હમણાં આપે કાપવો જોઈએ. હે મુનિઓમાં ઉત્તમ! તમે સર્વજ્ઞ છો માટે આ અદ્ભુત વૃત્તાંતનું કારણ કહો. (વિષ્ણુ આદિ મહાત્માઓ જો જ્ઞાની હોય તો તેઓને માયા અને અવિવેકનો નાશ થવાનેલીધે ઘોડાનું રૂપ ધરવા આદિ આચરણ કે જે અવિવેકથીજ થાય છે તે શી રીતે થવું જોઇએ? અને જો તેઓ પણ અજ્ઞાની હોય તો પછી સંસારમાં કોઇ પણ જ્ઞાની નથીજ તેથી જ્ઞાનશાસ્ત્ર વ્યર્થ થાય છે અને કર્મ તથા ઉપાસનાને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો કે જેઓ ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનમાં ઉપયોગી થાય છે તેઓ પણ જ્ઞાનનોજ અસંભવ હોવાથી વ્યર્થ થાય છે.)[5]



વ્યાસ કહે છેઃ–(વિષ્ણુ આદિ મહાત્માઓ જ્ઞાનીજ છે પરંતુ માયાની આવરણ અને વિક્ષેપ નામની બે શક્તિઓમાં, તેઓને જ્ઞાનથી આવરણશક્તિનો નાશ થતાં પણ જ્યાંસુધી પ્રારબ્ધકર્મનેલીધે દેહ રહે છે ત્યાંસુધી વિક્ષેપશક્તિ રહે છે તેથી તેઓને પરતંત્રતા આદિ સઘળું સંભવે છે માટે જ્ઞાની પુરૂષોનો અભાવજ થઇ જાય એમ નથી અને શાસ્ત્રોનું પણ વ્યર્થપણું નથી. માત્ર આવરણશક્તિના નાશથીજ જીવન્મુક્તપણું અને અંતે વિદેહમુક્તિ પણ સિદ્ધ થાય છે.) હે રાજા! સાંભળો. મુનિઓમાં ઉત્તમ નારદજીની પાસેથી આ સંદેહના નિર્ણયવિષે પૂર્વે મેં સાંભળ્યું છે તે કહું છું.[6] બ્રહ્માના માનસિક પુત્ર, તપસ્વી, સર્વને જાણનાર, સર્વ સ્થળોમાં ગતિવાળા, શાંત, સર્વ લોકોને પ્યારા, વિદ્વાન અને મુનિઓમાં ઉત્તમ નારદજી એક દિવસે પૃથ્વીમાં ફરતાં ફરતાં સરસ્વતીના મોટા તીર્થરૂપ શમ્યાપ્રાસ નામના મારા પવિત્ર આશ્રમમાં આવ્યા હતા. સ્વર અને તાનવાળી મહતી નામની વીણાને વગાડતા અને બૃહદ્રથંતર આદિ સામના અનેક ભેદોને તથા અમૃતસરખા ગાયત્ર સામને ગાતા એ મોટી કાંતિવાળા નારદજીને મોટા મોટા મુનિઓના નિવાસરૂપ અને સુખ તથા જ્ઞાનને દેનારા મારા આશ્રમમાં આવેલા જોઇને મેં અભ્યુત્થાન તથા પૂજન આદિ સઘળો વિધિ કર્યો.[7-11] અર્ઘ તથા પાદ્યનો વિધિ થયા પછી એ અપાર તેજવાળા મુનિ આસનપર બેઠા ત્યારે તેમના સમીપમાં હું પણ બેઠો.[12] શાંત અને જ્ઞાનનો પાર આપનારા નારદજીને વિશ્રાંતિ પામેલા જોઇને પછી તેમને આ તમે કરેલો પ્રશ્નજ મેં નીચે પ્રમાણે પૂછ્યો.[13]

મેં પૂછ્યું કેઃ–હે મુનિ! આ સાર વગરના

સંસારમાં પ્રાણીઓને શું સુખ છે? હું તો નિશ્ચય કરતાં કોઈ સ્થળે અને કોઈ સમયમાં પણ પ્રાણીઓને સુખ દેખતો નથી. આ પ્રમાણે સુખજ નથી ત્યારે મહાત્માઓ પણ શા માટે કર્મ કરે છે?[૧૪] પ્રાણીઓને સુખ નથી એ વાતનો મેં મારા પોતાના અનુભવથી નિશ્ચય કર્યો છે. મારો જન્મ બેટમાં થતાં મારી માએ તુરતજ મને છોડી દીધો હતો. પછી કોઈ આશ્રય વગર કર્મના અનુસારથી હું વનમાં મોટો થયો.[૧૫] મેં પર્વતમાં ઘણાં વર્ષો સુધી પુત્રની ઇચ્છાથી ઉગ્ર તપ કર્યું અને શંકરની ઉપાસના કરી. આમ કરવાથી મને જ્ઞાનીઓમાં ઉત્તમ 'શુક' નામના પુત્રની પ્રાપ્તિ થઈ. મેં એ પુત્રને વેદના સારરૂપી શ્રી દેવીભાગવત આરંભથી સારી રીતે ભણાવ્યું.[૧૬,૧૭] એ પુત્ર તમારા વચનથી બોધ પામી મને વિરહાતુર અને શોતોજ મૂકી દઇને આ લોકમાંથી બીજા લોકમાં જતો રહ્યો.[૧૮] પછી પુત્રના તાપથી તપી રહેલો હું મેરૂ પર્વતને છોડી દઈ મારી માને મળવાનું ધારીને કુરૂજાંગલ દેશમાં આવ્યો. હું સંસારને મિથ્યા જાણતો હતો તોપણ માયારૂપ પાશના સંબંધને લીધે પુત્રના સ્નેહથી બહુજ દુબળો અને શોકથી ઘેરાએલો હતો.[૧૯,૨૦] કુરૂજાંગલ દેશમાં આવ્યો, ત્યાં મારી મા સત્યવતીને શંતનુ રાજાને પરણેલાં જાણી, હું આ સરસ્વતીના શુભ તીરમાંજ આશ્રમ કરીને રહી ગયો.[૨૧] શંતનુ મરણ પામતાં બે પુત્રવાળાં અને વિધવા થએલાં મારી મા સત્યવતી ભીષ્મના આશ્રય તળે રહ્યાં અને બુદ્ધિમાન ભીષ્મે મારા દૂધભાઇ ચિત્રાંગદને રાજા કર્યો. કામદેવ સરખી કાંતિવાળો એ મારો ભાઈ પણ કાળયોગથી મરણ પામતાં શોકરૂપી સમુદ્રમાં ડૂબેલાં અને બહુજ આતુર થએલાં મારી મા મરણ પામેલા પોતાના પુત્ર ચિત્રાંગદને રોવા લાગ્યાં.[૨૨-૨૪] મારી માને દુઃખ પામેલાં જાણીને હું તેમની પાસે ગયો અને મેં તથા મહાત્મા ભીષ્મે મળીને તેમની આશ્વાસના કરી.[૨૫] પછી સ્ત્રીનો અને રાજ્યનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞાવાળા ભીષ્મે મારા બીજા દૂધભાઇ મહાપરાક્રમી વિચિત્રવીર્યને રાજા કર્યો.[૨૬] ભીષ્મે સ્વયંવરમાં રાજાઓને જીતી કાશીરાજાની બે રૂપાળી કન્યાઓને હરી લાવીને તે કન્યા આ મારી માના હાથમાં સોંપી.[૨૭] શુભ કાળમાં મારા ભાઇ વિચિત્રવીર્યનો તે કન્યાઓની સાથે વિવાહ કરાવ્યો ત્યારે મેં પોતાને સુખ થએલું માન્યું.[૨૮] એ જુવાન અને વીર મારો ભાઇ વિચિત્રવીર્ય પણ ક્ષયરોગની મહા પીડાથી વાંઝીઓજ ગુજરી ગયો અને તે સમયે મારી માને બહુ દુઃખ થયું.[૨૯] કાશિરાજાની દીકરીઓ કે જેઓ પરસ્પર બ્હેન થતી હતી તેઓ પોતાના પતિને મરણ પામેલો જોઇ પતિવ્રતાના ધર્મમાં તત્પર થઇ. તેઓએ બહુ દુઃખ પામેલાં અને રૂદન કરતાં પોતાની સાસુ સત્યવતીને કહ્યું કેઃ-"હે સાસુ! અમે અમારા પતિની સાથે અગ્નિમાં સહગમન કરીશું અને સ્વર્ગમાં જઈને તે તમારા પુત્રની સાથે નંદનવનમાં સુખથી વિહાર કરીશું."[૩૦-૩૨] વહુઓનું આવું વચન સાંભળી સ્નેહભાવનેલીધે તથા ભીષ્મના વચનથી મારી માએ તેઓને સહગમન કરવાના મોટા ઉદ્યમમાંથી અટકાવી.[૩૩] પછી ભીષ્મે તથા મારી માએ પરસ્પર વિચાર કરી વિચિત્રવીર્યની સઘળી પરલોક સંબંધી ક્રિયાઓ કર્યા પછી હાસ્તનાપુરમાં મારૂં સ્મરણ કર્યું.[૩૪] માએ સ્મરણ કરતાંજ હું તેમના મનનો અભિપ્રાય જાણીને તુરત હસ્તિનાપુરમાં જઇ મસ્તકથી માને પ્રણામ કરી હાથ જોડીને ઉભો રહ્યો. તાપ પામેલાં અને પુત્રના શોકથી દુબળાં

થએલાં એ સત્યવતીને મેં કહ્યું[૩૫,૩૬] કેઃ-"હે મા ! કયું મોટું કામ કરવાનેસારૂ તમે મને બોલાવ્યો છે ? આજ્ઞા કરો. હું તમારો દાસ છું. શું કરી આપું ?[૩૭] હે મા ! મારે તીર્થ અને ઈષ્ટદેવરૂપ તમે છો. હું તમારા ચિંતવવાથી આવ્યો છું. જે કાંઇ તમારે પ્યારૂં કાર્ય હોય તે કહો."[૩૮] હે નારદજી ! આમ બોલીને હું જ્યારે એમની પાસે ઉભો રહ્યો ત્યારે એ સત્યવતીએ પાસે ઉભેલા ભીષ્મની સામું જોઇને મને કહ્યું[૩૯] કેઃ-"હે પુત્ર ! હમણાં ક્ષયરોગથી પીડાઇને તમારો ભાઇ મરી જતાં વંશનો ઉચ્છેદ થવાની બ્હીકથી હું બહુજ દુઃખ પામું છું;[૪૦] એટલામાટે મેં ભીષ્મનો મત લઇને તમને સ્મરણથી બોલાવ્યા છે, તો હે પરાશરના પુત્ર ! સર્વ કાર્ય સિદ્ધ કરવા માટે અને શંતનુનું નામ રાખવા માટે તમે આ નાશ પામેલા કુલનું સ્થાપન કરો. દુઃખથી અને વંશચ્છેદનના ભયથી તુરત મારૂં રક્ષણ કરો![૪૧,૪૨] રૂપ અને યૌવનથી શોભી રહેલી કાશિરાજાની બે દીકરીઓ કે જેઓ તમારા ન્હાના ભાઈ વિચિત્રવીર્યની સ્ત્રીઓ છે તેઓનો સંગ કરીને પુત્ર ઉત્પન્ન કરો અને એમ કરીને ભરતરાજાના વંશનું રક્ષણ કરો. હે મોટી બુદ્ધિવાળા! આમ કરવામાં કદી દોષ લાગશે નહિ."[૪૩,૪૪] આ પ્રમાણે માનું વચન સાંભળી હું લજ્જાથી વ્યાકુલ થયો અને ચિંતાથી આતુર થયો. પછી મેં નમ્રતાથી કહ્યું[૪૫] કેઃ-"હે મા ! પરસ્ત્રીનો સંગ કરવો એ સઘળાં પાપોમાં મોટું પાપ છે તો હું સારી રીતે ધર્મના માર્ગને જાણનાર થઇને એવું કામ રૂચિપૂર્વક કેમ કરૂં ?[૪૬] વળી ન્હાના ભાઈની વહુ મોટા ભાઇને પુત્રી સમાન કહેવાય છે તો હું વેદનું અધ્યયન કરીને એવો નીચ વ્યભિચાર કેમ કરૂં ?[૪૭] સર્વથા અન્યાયના માર્ગથી કુલનું રક્ષણ કરવું યોગ્ય નથી. પાપની રીતિથી જે વંશ રહે તેના પિતૃઓ સંસારમાંથી તરેજ નહિ.[૪૮] હું લોકોને ઉપદેશ દેનાર અને પુરાણોનો પ્રવર્ત્તાવનાર છું તો મારાથી જાણી જોઇને આવું મોટું નીચ કામ કેમ કરી શકાય?"[૪૯] આ પ્રમાણે મારાં વચન સાંભળી પુત્રના શોકથી તપી રહેલાં અને પાસે બેસીને બહુ જ રોયા કરતાં મારી માએ વંશના રક્ષણની ઇચ્છાથી ફરીવાર મને કહ્યું[૫૦] કેઃ-"હે પુત્ર ! હે વ્યાસ! મારા વચનનેલીધે તમને કાંઈ પણ દોષ લાગશે નહિ. ગુરૂજનનું વચન દોષ ભરેલું હોય તો પણ શિષ્ટાચારને પ્રમાણ માની કાંઇ પણ વિચાર નહિ કરતાં મનુષ્યોએ તેને પાળવું જોઇએ. એટલામાટે હે માન આપનારા પુત્ર ! મારૂં વચન માનો અને તે માનવામાં તમને કશો દોષ પ્રાપ્ત થશે નહિ.[૫૧,૫૨] હે પુત્ર ! તમારી મા હું કે જે અત્યંત તાપ પામેલી અને શોકરૂપી સમુદ્રમાં ડૂબેલી છું તેને પુત્ર ઉત્પન્ન કરીને સુખી કરો."[૫૩] આ પ્રમાણે સત્યવતીને બોલતાં સાંભળી સૂક્ષ્મ ધર્મનો નિર્ણય કરવામાં મહાવિદ્વાન ભીષ્મે મને કહ્યું[૫૪] કેઃ-"હે વ્યાસ ! આ કામમાં તમારે કાંઈ વિચાર કરવો નહિ. માના વચનને માથે ચડાવી સુખેથી વિહાર કરો."[૫૫] આ પ્રમાણે ભીષ્મનું વચન તથા મારી માની માગણી સાંભળીને હું તે નીચ કામ કરવામાં પણ નિશ્શંક થયો.[૫૬] પછી રજસ્વલા થએલી અંબિકાનો મેં મોટા આનંદથી રાત્રિએ ભોગ કર્યો. મારૂં ભયંકર રૂપ જોઇને અંબિકા કચવાતાં મેં તેને પેહેલા સમાગમમાંજ શાપ દીધો કે "તું આંખો મીચી ગઈ એટલામાટે તને આંધળો પુત્ર આવશે."[૫૭,૫૮] બીજે દિવસે મારી માએ મને એકાંતમાં પૂછ્યું કે "હે પુત્ર ! અંબિકાના ઉદરમાં ગર્ભ રહ્યો કે નહિ ?" મેં લાજથી નીચું મ્હોડું કરીને મારી માને કહ્યું

કે:—"હે મા ! અંબિકાને પુત્ર આવશે પણ તે મારાજ શાપનેલીધે આંધળો આવશે."[10] હે નારદજી ! મારી માએ કહ્યું કે:—"હે પુત્ર ! અંબિકાએ કઠોર વચનથી તમારો તિરસ્કાર કર્યો હશે પણ તમે તેનો પુત્ર આંધળો થવાનો શાપ શામાટે આપ્યો ? શાપ આપ્યો એ યોગ્ય કર્યું નહિ."[11]

**तयानिर्भर्त्सितस्तत्र कठोरवचसा मुने ॥**
**कथं त्वयाशप्ता पुत्रस्तेंधोभविष्य ति ॥६१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

## अध्याय २५ मो. વ્યાસનો મોહ

**व्यासउवाच**

**वासवी चकिता जाता श्रुत्वा मे वाक्यमीदृशम्॥**
**दाशेयी मामुवाचेदं पुत्रार्थे भृशमातुरा ॥१॥**

વ્યાસ કહે છે:—મારું એ વચન સાંભળી ભય પામેલાં સત્યવતી કે જેને માછીમારે કન્યા કરીને રાખ્યાં હતાં તેમણે પુત્રનેવાસ્તે બહુજ આતુર થઈને મને કહ્યું[1] કે:—"હે પુત્ર ! તારા ભાઇ વિચિત્રવીર્યની બીજી અંબાલિકા નામની વિધવા સ્ત્રી છે તો તેનો સંગ કરીને તમે અત્યંત ઉત્તમ બીજો પુત્ર ઉત્પન્ન કરો. કાશીના રાજાની બીજી દીકરી એ અંબાલિકા પણ ભાગ્યશાળી, સઘળાં શુભ લક્ષણોવાળી અને રૂપ તથા યૌવનની શોભાવાળી છે.[2,3] હે માન આપનારા ! આંધળા પુત્રને રાજ્યનો અધિકાર નથી એટલામાટે મારા વચનથી સંગ કરીને અંબાલિકામાં પણ પુત્ર ઉત્પન્ન કરો."[4] હે નારદજી ! આ પ્રમાણે માનું વચન સાંભળીને હું, જ્યાંસુધી એ અંબાલિકા રજસ્વલા થઈ ત્યાં સુધી હસ્તિનાપુરમાંજ રહ્યો.[5] તે સમયે એ સુંદરી અંબાલિકા પોતાની સાસુના વચનથી એકાંતમાં સૂવાના ઘરમાં લજાતી લજાતી મારી પાસે આવી.[6] અને જટાવાળો, તપસ્વી, જિતેંદ્રિય અને રસવગરનો જોઈ તે અંબાલિકા બહુજ ગ્લાનિ પામીને ફીક્કી પડી ગઈ તથા તેના મ્હોડા ઉપર પસીનો આવી ગયો.[7] રાત્રિમાં મળેલી એ કામિનીને ધ્રૂજતી ધ્રૂજતી પાસે ઉભેલી જોઈ મારા ઉપર તેને પ્રીતિ નથી એમ જાણીને ક્રોધનેલીધે મેં તેને કહ્યું[8] કે:—"પોતાના રૂપના ગર્વથી તું મને જોઇને પાંડુ વર્ણવાળી થઈ ગઈ એટલામાટે તારો પુત્ર પાંડુ વર્ણવાળો થશે."[9] આમ કહી પછી મેં રાત્રિમાં તે અંબાલિકાનો સંભોગ કર્યો અને સંભોગ કરી મારી માની આજ્ઞા લઇને હું તુરત મારા આશ્રમમાં ગયો.[10] પછી એ બે સ્ત્રીઓમાં એક આંધળો અને બીજીએ પાંડુ વર્ણવાળો પુત્ર જણ્યો. પહેલો 'ધૃતરાષ્ટ્ર' એવા નામથી અને બીજો 'પાંડુ' એવા નામથી પ્રખ્યાત થયો.[11] બન્ને પુત્રોને દોષવાળા જોઈ મારી મા મનમાં કચવાવા લાગ્યાં અને તે કારણનેલીધે તેમણે એક વર્ષ પછી મને બોલાવીને કહ્યું[12] કે:—"હે વ્યાસ ! બે પુત્રો ઉત્પન્ન થયા ખરા પણ એવા પુત્રો રાજ્યને યોગ્ય નથી, એટલામાટે તમે, મને પ્યારો લાગે એવો ત્રીજો પુત્ર ઉત્પન્ન કરો."[13] મેં એ વાતની હા પાડતાં રાજી થએલાં મારી માએ પોતાની વહુ અંબિકાની તેના રજસ્વલાપણાના સમયમાં પુત્રનેવાસ્તે પ્રાર્થના કરી[14] કે "હે પુત્રિ ! હે રૂડા મ્હોડાવાળી ! વ્યાસનું આલિંગન કરીને રાજ્યને યોગ્ય અને જેથી વંશ રહે એવો ઉત્તમ પુત્ર ઉત્પન્ન કરો."[15] સાસુનું વચન સાંભળી લજાઈ ગએલી અંબિકાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. હું તો માના વચનથી રાત્રિએ સૂવાના ઘરમાં ગયો,[16] તે સમયે રૂપ અને યૌવનવાળી, વિચિત્રવીર્યની એક દાસીને વિચિત્ર આભરણો અને વસ્ત્રો પહેરાવીને અંબિકાએ મારી પાસે મોકલી.[17] રાતાં ચંદનના લેપનવાળી, ફૂલની

માળાઓથી શણગારેલી અને હંસ જેવી ગતિવાળી એ દાસી હાવ-ભાવ કરતી મારી પાસે આવી અને તેણે પ્રેમભરેલી રીતે મને પલંગમાં સૂવાડીને સમાગમ કર્યો. હે નારદજી ! એના વિલાસથી હું રાજી થયો અને પ્રેમને-લીધે આખી રાત્રિ મેં તેની સાથે બહુજ ક્રીડા કરી. મેં રાજી થઇને તેને વરદાન આપ્યું કે "હે સુંદરિ ! તને સઘળાં શુભ લક્ષણોવાળો, રૂપાળો, સર્વ ધર્મને જાણનાર, સત્યવાદી અને શાંતિમાં રૂચિ ધરાવનારો પુત્ર થશે."[૧૮-૨૧] પછી એ દાસીને જે પુત્ર આવ્યો તે 'વિદુર' એવા નામથી પ્રખ્યાત થયો. હે નારદજી ! મારાથી આ પ્રમાણે ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. તે પરસ્ત્રીઓમાં ઉત્પન્ન થએલા છતાં પણ એ પુત્રો મારા છે એવો મને તેઓના ઉપર ભાવ થયો.[૨૨] પરાક્રમવાળા અને વીર પુરૂષોએ માન આપેલા એ ત્રણ પુત્રોને જોઇને શુકદેવજીનો વિરહ કે જે શોકના કારણરૂપ હતો તેને હું ભૂલી ગયો.[૨૩] હે મુનિઓમાં ઉત્તમ ! હે નારદજી ! રૂપરહિત, નિરાધાર, જ્ઞાનીઓને પણ મોહ ઉપજાવનારી અને મનને નહિ જીતનારાઓથી છોડી શકાય નહિ એવી માયા બહુજ બળવત્તર છે.[૨૪] મારૂં મન સ્નેહથી મારી મામાં લાગી રહ્યું હતું અને વળી તે પુત્રોમાં પણ વીંટાઈ રહ્યું હતું તેથી વનમાં શાંતિ મળી નહિ.[૨૫] જાણે હીંડોળે હીંચતું હોય તેમ મારૂં મન કોઈ સમયે હસ્તિનાપુરમાં અને કોઈ સમયે સરસ્વતીને કાંઠે જવા લાગ્યું; એક ઠેકાણે સ્થિર રહ્યું નહિ.[૨૬] કોઈ સમયે વિચાર કરતાં મારા મનમાં જ્ઞાન આવતું કે "આ પુત્રો મને શા કામના છે ? આ લોકો કાંઇ મારૂં શ્રાદ્ધ કરશે નહિ તેથી તેઓના ઉપર મોહ રાખવો એ વ્યર્થજ છે.[૨૭] વ્યભિચારથી ઉત્પન્ન થએલા આ પુત્રો મને સુખ આપશે કે ? નહિ જ આપે." હે નારદજી ! વળી કોઇ સમયે બળવત્તર માયા મારા મનમાં મોહ પણ કરી દેતી હતી.[૨૮] વળી કોઈ સમયે સાવધાન થઇને એકાંતમાં હું પસ્તાવો કરતો હતો કે "જાણતાં છતાં પણ આ મોહ રૂપી ઉંડી ખાડમાં હું પડેલો છું."[૨૯] એટલામાં વળી બળવાન પાંડુને ભીષ્મની સંમતિથી રાજ્ય મળતાં મારા પુત્રને રાજ્ય મળ્યું જાણી મારૂં મન પ્રસન્ન થયું.[૩૦] એ પાંડુને સારા રૂપવાળી કુંતી અને માદ્રી નામની બે રાણીઓ હતી. કુંતી શૂરસેનની દીકરી હતી; અને માદ્રી મદ્રદેશના રાજાની દીકરી હતી.[૩૧] વનમાં ગએલો પાંડુ પોતાને બ્રાહ્મણનો શાપ થતાં રાજ્ય છોડી દઈ વૈરાગ્ય પામીને બન્ને સ્ત્રીઓની સાથે વનમાંજ રહ્યો.[૩૨] મારા પુત્રને વનમાં રહેલો સાંભળી તે સમયે મને શોક થયો અને તે શોકથી હું, જે સ્થલમાં બન્ને સ્ત્રીઓની સાથે પાંડુ રહ્યો હતો ત્યાં ગયો.[૩૩] વનમાં પાંડુની આશ્વાસના કરી પાછો હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્રની સાથે વાતચિત કરીને હું સરસ્વતીને કાંઠે ગયો.[૩૪] પાંડુએ પોતાના વાનપ્રસ્થ આશ્રમમાં પાંચ ક્ષેત્રજ પુત્રો ઉત્પન્ન કર્યા. એ પુત્રો ધર્મ, વાયુ, ઈંદ્ર અને અશ્વિનીકુમારે પાંડુની સ્ત્રીઓમાં ઉત્પન્ન કર્યા હતા.[૩૫] યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન, એ ત્રણ કુંતીના પુત્રો હતા અને એઓ અનુક્રમે ધર્મ, વાયુ અને ઇંદ્રથી ઉત્પન્ન થયા હતા.[૩૬] નકુલ અને સહદેવ, એ બે માદ્રીના પુત્રો હતા અને તેઓ અશ્વિનીકુમારથી ઉત્પન્ન થયા હતા. કોઈ દિવસે પાંડુરાજા માદ્રીનું આલિંગન કરતાં મુનિના શાપના પ્રભાવથી મરી ગયા અને મુનિઓએ તેમનો અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં માદ્રી સતી થઇને પ્રજ્વલિત અગ્નિમાં પતિની સાથે બળી મૂઈ.[૩૭,૩૮] પાંચ પુત્રો સહિત કુંતી જીવતી

રહી. દુઃખી અને વિધવા થએલી કુંતીને તેના પુત્રોની સાથે મુનિઓ હસ્તિનાપુરમાં લાવ્યા. ત્યાં લાવીને મુનિઓએ તેઓને મહાત્મા ભીષ્મ તથા વિદુરના હાથમાં સોંપ્યાં.[૩૯,૪૦] આ વાત સાંભળી મને એ પરાયા શરીરોનેવાસ્તે સુખ–દુઃખનાં દબાણ બહુજ થયાં. બુદ્ધિમાન ભીષ્મ, વિદુર અને ધૃતરાષ્ટ્ર એ પાંડુના પુત્રોને પ્રીતિપૂર્વક પાળે છે એમ વિચારીને સાથે રહેનારા અને ક્રૂર મનવાળા દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્રના પુત્રો પાંડવોની સાથે અદ્ભુત વિરોધ કરવા લાગ્યા. હસ્તિનાપુરમાં આવેલા દ્રોણાચાર્યને ભીષ્મે માન આપીને રાજકુમારોને ભણાવવા સારૂ ત્યાંજ રાખ્યા. કુંતીએ કુમારીપણામાં તુરતના જન્મેલા પોતાના પુત્ર કર્ણને નદીમાં નાખી દેતાં એ અધિરથ નામના સૂતના હાથમાં આવ્યો હતો અને તેણેજ તેને ઉછેર્યો હતો. એ કર્ણ મહાવીર હતો અને દુર્યોધનને બહુજ પ્યારો થયો હતો.[૪૧-૪૫] ભીમ અને દુર્યોધન આદિ વચ્ચે વિરોધ ઉત્પન્ન થતાં ધૃતરાષ્ટ્રે એ દીકરાઓના કલેશ વિષે વિચાર કરીને તે વિરોધ શમાવવા સારૂ વારણાવત નામના નગરમાં મહાત્મા પાંડવોને વાસ્તે ઘર કરાવી દીધાં.[૪૬,૪૭] દુર્યોધને દ્રોહને લીધે પોતાના મિત્ર પુરોચનને ત્યાં મોકલીને લાખનાં સુંદર ઘર કરાવ્યાં.[૪૮] એ ઘરમાં કુંતીસહિત પાંડવોને બળી ગએલા સાંભળીને એ પૌત્રોના મરણના દુઃખથી હું શોકરૂપી સમુદ્રમાં ડૂબી ગયો હતો.[૪૯] બહુજ શોકાતુર થઇને હું રાત્રિ-દિવસ નિર્જન વનોમાં શોધ્યા કરતો હતો ત્યાં એકચક્રા નામની નગરીમાં દુઃખથી દુબળા થએલા પાંડવો મારા જોવામાં આવ્યા.[૫૦] પાંડવોને જોઇને હું રાજી થયો અને મેં તેઓને તુરત દ્રુપદરાજાના નગરમાં જવાની પ્રેરણા કરી.[૫૧] દુઃખ પામેલા, બ્રાહ્મણોનો વેષ ધરનારા, દુબળા અને મૃગચર્મ પહેરનારા, એ પાંડવો મારી પ્રેરણા ઉપરથી દ્રુપદરાજાની સભામાં ગયા.[૫૨] ત્યાં અર્જુને પરાક્રમ કરીને દ્રૌપદીને મેળવ્યાં પણ માના વચનથી એ પાંચે જણાઓ તે દ્રૌપદીને પરણ્યા.[૫૩] પાંડવોને પરણેલા જોઇ હું તે સમયે બહુજ રાજી થયો. હે નારદજી! તે પછી ધૃતરાષ્ટ્રે દ્રૌપદી સહિત પાંડવોને હસ્તિનાપુરમાં બોલાવીને તેઓને ઇંદ્રપસ્થમાં રહેવાની ગોઠવણ કરી આપી. ઇંદ્રપસ્થમાં રહીને અર્જુને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની સહાયતાથી અગ્નિને તૃપ્ત કર્યો અને યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે હું બહુજ રાજી થયો.[૫૪-૫૬] તે સમયે પાંડવોના વૈભવને અને મયદાનવે કરી આપેલી સભાને જોઈને અસહનતાથી બહુજ તાપ પામેલા દુર્યોધને જુગાર રમવાની ગોઠવણ કરી.[૫૭] જુગારમાં શકુનિ ભારે કપટી હતો અને યુધિષ્ઠિર જુગાર રમવામાં અજ્ઞાન હતા; તેથી કૌરવોએ તેઓનું સઘળું રાજ્ય તથા ધન હરી લીધું. દ્રૌપદીને ભારે દુઃખ દીધું[૫૮] અને પાંડવોને દ્રૌપદીની સાથે બાર વર્ષ સુધી વનવાસમાં મોકલ્યા, તેથી મારા મનમાં બહુજ દુઃખ થયું.[૬૦] હે નારદજી ! હું બ્રહ્મવિદ્યા અને તેનાં સાધનોને જાણું છું તો પણ ભ્રમનેલીધેજ આ સુખ–દુઃખરૂપ સંસારમાં ડૂબી ગયો છું. હું કોણ? એ દીકરા કોના? મા કોણ અને વળી સુખ શું? કે જેથી મોહને લીધે મારૂં મન રાત્રિ–દિવસ ભમ્યા કરે છે.[૬૧] હું શું કરૂં ? ક્યાં જાઉં? મને સંતોષ મળતો નથી. હીંચકે ચડેલા જેવું મારૂં ચંચલ મન કોઇ રીતે સ્થિર થતું નથી.[૬૨] હે મુનિઓમાં ઉત્તમ ! તમે સર્વજ્ઞ છો માટે મારો સંદેહ મટાડો. જે રીતે હું તાપ રહિત અને સુખી થાઉં તેમ કરો.[૬૩]

सर्वं ोसि मुनिश्रेष्ठ संदेहं मे निवर्त्तय॥
तथा त्वया स्या सुखितोविगतज्वरः॥६३॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ૫૪ સ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫

---

## अध्याय २६ मो.

### નારદને પોતાને થયેલા મોહનું વર્ણન

**व्यास उवाच**

इति मे वचनं श्रुत्वा नारदः परमार्थवित्॥
मामाहचस्मितंकृत्वापृच्छंतंमोहकारणम्॥१॥

વ્યાસ કહે છે:-આ પ્રમાણે મોહના કારણ વિષે મેં પૂછતાં મારૂં વચન સાંભળી પરમાર્થ જાણનારા નારદજીએ હસીને મને નીચે પ્રમાણે કહ્યું.[1]

નારદજી કહે છે:-હે પરાશરના પુત્ર! હે પુરાણોને જાણનાર! તમે મોહવિષે મારો નિશ્ચય શું પૂછો છો? કોઇ પણ દેહધારી આ સંસારમાં મોહવગરનો નથી. (જ્ઞાનથી આવરણજ મટે છે પણ વિક્ષેપ મટતો નથી. વિક્ષેપ તો પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં સુધી જ્ઞાનીઓને પણ એવોને એવોજ રહે છે તેથી તેઓને કોઈ સમયે મોહાદિક થાય તેમાં કાંઇ આશ્ચર્ય સમજવું નહિ.)[2] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સનક અને કપિલ, એ સઘળા ઈશ્વરકોટિવાળાઓ પણ માયાથી વીંટાઇને સંસારના માર્ગમાં ભમ્યા કરે છે.[3] લોકો મને જ્ઞાની જાણે છે પણ હું તો સર્વ લોકોની પેઠે ભમ્યા કરૂં છું. નિશ્ચયપૂર્વક હું મારૂં પૂર્વવૃત્તાંત કહું છું તે સાભળો.[4] હે વ્યાસ! પોતે કરેલા મોહને લીધે મેં પૂર્વે સ્રીનેવાસ્તે મોટું દુ:ખ ભોગવ્યું હતું.[5] એક દિવસે હું અને મારા*બીજા જન્મનો ભાણેજ પર્વત મુનિ બન્ને જણા ઉત્તમ ભરતખંડને જોવા સારૂ દેવલોકમાંથી પૃથ્વી ઉપર આવ્યા હતા.[6] તીર્થમંડલ, પવિત્ર સ્થલો અને મુનિઓના શુભ આશ્રમોને જોતા જોતા અમો બન્ને, પૃથ્વીમાં સાથેજ ફરતા હતા.[7] અમો દેવલોકમાંથી નીકળ્યા તે સમયે નિશ્ચયથી વિચાર મેળવીને પરસ્પરની સાથે શપથપૂર્વક ઠરાવ કર્યો હતો કે 'જેની સારી કે નરસી જેવી ચિત્તવૃત્તિ થાય તે પરસ્પરને કહી દેવી, કદી પણ ગુપ્ત રાખવી નહિ.[8,9] ભોજનની, ધનની, અથવા રતિની પણ જેના મનમાં જેવી ઇચ્છા થાય તે પરસ્પરને કહી દેવી.'[10] આવો ઠરાવ કરી સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવી એકસંપીથી મુનિઓની રીતે ઇચ્છા પ્રમાણે ફરતા હતા.[11] આ લોકમાં એ પ્રમાણે ફરતા અમો વર્ષાઋતુ આવતાં સંજય રાજાના રમણીય નગરમાં આવ્યા.[12] એ રાજાએ ભક્તિથી સારી રીતે પૂજેલા અમો બહુજ માન પામીને એ મહાત્મા રાજાના ઘરમાં ચાર મહીના સુધી રહ્યા હતા.[13] વર્ષાઋતુના ચાર મહીના સર્વદા માર્ગમાં કહાડવા કઠણ છે એટલામાટે વિદ્વાનોએ એ સમયમાં એક ઠેકાણે રહેવું એવો નિશ્ચય છે.[14] બ્રાહ્મણે કાર્યના પ્રસંગને લીધે આઠ મહીના પ્રવાસ કરવો, પણ સુખની ઈચ્છા હોય તો ચોમાસામાં પ્રવાસ નહિ કરવો જોઇએ.[15] આ પ્રમાણે મનમાં વિચાર કરી અમો તે સમયે સંજય રાજાના ઘરમાં રહ્યા અને રાજાએ અમારૂં આતિથ્ય કરીને બહુજ માન આપ્યું.[16] એ રાજાની 'દમયંતી' નામની બહુજ રૂપાળી પુત્રી હતી;તેને રાજાએ અમારી સેવા કરવાસારૂ આજ્ઞા કરી.[17] વિવેક જાણનારી, મોટાં નેત્રવાળી અને સુંદર દાંતવાળી એ રાજકુમારી સર્વદા સજ્જ રહીને અમારી બન્નેની સેવા કરવા લાગી.[18] સમયસર ન્હાવાનેસારૂ જળ, મીઠાં મીઠાં ઘણાં

* દક્ષ પ્રજાપતિને ઘેર નારદજીનો બીજો જન્મ થયો હતો એ કથા પ્રથમ સ્કંધમાં કહેવાશે.

ભોજન, મુખવાસ અને બીજું પણ જે કાંઇ ઇચ્છતા હતા તે સઘળું એ કન્યા આપતી હતી.[૧૯] એ કન્યા બન્નેને સારૂ પંખા, આસન અને શય્યા આદિ મનગમતા પદાર્થો સજ્જ કરી રાખતી હતી.[૨૦] આ પ્રમાણે કન્યાએ સેવાતા અમો રાજાના ઘરમાં રહીને વેદ ભણ્યા કરતા હતા અને વેદમાં કહેલા નિયમો પાળતા હતા.[૨૧] હું હાથમાં વીણા લઇ ઉત્તમ સ્વર સાધીને કાનને બહુ તૃપ્તિ આપનારૂં અને બહુજ મીઠું ગાયત્ર સામ ગાતો હતો.[૨૨] એ સામવેદનું મનોહર ગાન સાંભળી તે ચતુર કન્યાને મારા ઉપર બહુજ પ્રીતિસહિત મોહ થયો.[૨૩] દિવસે દિવસે એ કન્યાને મારા ઉપર મોહ વધતો ગયો અને મારૂં મન પણ તે પ્રીતિવાળી કન્યામાં મોહિત થઈ ગયું.[૨૪] પછી રસ જાણનારી એ કન્યા કોઈ કોઈ સમયે મારી અને પર્વત મુનિની ભોજન આદિ સેવામાં કાંઈક કાંઇક અંતર કરવા લાગી.[૨૫] ન્હાવાનેસારૂ મને ઉન્હું જળ અને પર્વતને ટાઢું જળ આપવા લાગી. મારાસારૂ દહીં અને પર્વતને વાસ્તે છાશ રાખવા લાગી.[૨૬] મારેમાટે બહુજ પ્રેમથી શયન અને આસન સ્વચ્છ રાખવા લાગી અને પર્વતને વાસ્તે તેવું નાહ રાખવા લાગી.[૨૭] એ સુંદરી પ્રેમનેલીધે મારા સામું જોયા કરતી પણ પર્વતની સામું જોતી નહિ. આ પ્રમાણે એ કન્યાનો મારા ઉપર પ્રેમ વધતો જોઇને વિસ્મય પામેલા પર્વતે વિચાર કરવા માંડયો કે 'આ કન્યા આમ શામાટે કરતી હશે?' પછી પર્વતે મને એકાંતમાં પૂછ્યું કે "હે નારદ ! આ રાજકુમારી સર્વથા તમારા ઉપર પ્રેમ રાખે છે અને બહુજ રાજી રહીને તમને સઘળીરીતે સ્નેહસહિત ભક્ષ-ભોજ્ય આપે છે; પણ મારી સાથે તેવી રીતે વર્તતી નથી તો એનું જે કારણ હોય તે મને સારી રીતે કહો. તમારા અને મારા વચ્ચે સેવામાં અંતર રાખે છે તેથી મને સંદેહ ઉત્પન્ન થાય છે. હું ધારૂં છું કે સર્વથા એ કન્યા તમને પતિ કરવાની ઈચ્છા કરે છે.[૨૮-૩૧] તમારાં લક્ષણો ઉપરથી તમારો પણ એવોજ ભાવ જાણવામાં આવે છે. નેત્રના અને મુખના વિકારો ઉપરથી પ્રીતિનું કારણ જણાઈ રહે છે.[૩૨] હે મુનિ ! તમે સાચું બોલજો. ખોટું બોલવું નહિ. આપણે સ્વર્ગમાંથી ઠરાવ કરી નીકળેલા છીએ તે વાતનું હમણાં સ્મરણ કરજો."[૩૩] પર્વતે આ પ્રમાણે હઠ લઇને પ્રેમના કારણવિષે પૂછતાં તે સમયે હું તો બહુ જ લજાઇ ગયો અને બોલ્યો[૩૪] કે "હે પર્વત ! આ મોટાં નેત્રવાળી રાજકુમારી મને પતિ કરવાનો ઉદ્યમ કરે છે અને એનાવિષે મારા મનનો ભાવ પણ એવાજ પ્રકારથી વિશેષ થયો છે."[૩૫] મારૂં આ સત્ય વચન સાંભળી કોપ પામેલા પર્વતમુનિએ વારંવાર મને ધિક્કારીને કહ્યું કેઃ—"તેં પ્રથમ શપથો લીધા છતાં મને છેતર્યો એટલામાટે તું કે જે મિત્રદ્રોહી છે તેનું મારા શાપથી વાનરના જેવું મ્હોડું થાઓ."[૩૬,૩૭] એ મહાત્માએ કોપ કરીને એ પ્રમાણે શાપ દેતાં હું તુરત વાનરના જેવા મ્હોડાવાળો અને વદરામણો થઈ ગયો.[૩૮] મેં પણ એ ભાણેજના ઉપર ક્ષમા ન કરતાં કોપથી તેને સામો શાપ દીધો કેઃ—"હે પર્વત ! તું સ્વર્ગમાં જઈ શકશે નહિ.[૩૯] થોડા અપરાધથી મને તેં શાપ દીધો એટલામાટે તારી સ્થિતિ પણ મર્ત્યલોકમાંજ રહેશે."[૪૦] આ પ્રમાણે થતાં પર્વતમુનિ બહુ કચવાઇને તે નગરમાંથી જતા રહ્યા અને હું વાનરના જેવા મ્હોડાવાળો થઇને ત્યાંજ રહ્યો.[૪૧] વીણા સાંભળવાની લાલસાવાળી એ વિચક્ષણ રાજકુમારી મને ક્રૂર અને વાનરના જેવા મ્હોડાવાળો જોઇને મનમાં બહુજ ખેદ પામી.[૪૨]

વ્યાસ પૂછે છેઃ—હે નારદજી ! પછી શું થયું ? તમે એ શાપમાંથી નિવૃત્ત થઈને પાછા માણસના મ્હોડાવાળા શી રીતે થયા ? તે યથાર્થ રીતે કહો.[૪૩] પર્વત મુનિ ત્યાંથી ક્યાં ગયા ? અને પાછો તમારો સમાગમ ક્યારે કયા સ્થલમાં અને કેવીરીતે થયો ? એ સઘળું વિસ્તારથી કહો.[૪૪]

નારદજી કહે છેઃ—હે ભાગ્યશાળી વ્યાસ ! માયાના મોટા ચરિત્રવિષે હું શું કહું ? પર્વત મુનિ રીસાઈને જતા રહેતાં હું બહુજ દુઃખ પામ્યો[૪૫] અને તે રાજકુમારી તેમ થયા છતાં પણ મારી સેવા કરવામાં બહુજ તત્પર થઇ. પર્વત મુનિ ગયા પછી દુઃખ પામેલો, દીન અને વાનરના જેવા મ્હોડાવાળો હું મારી ઇચ્છાથી તેજ ઘરમાં રહ્યો હતો અને 'હવે શું થશે ?' એવી ભારે ચિંતાથી પીડાતો હતો.[૪૬,૪૭] પછી સંજયરાજાએ પોતાની દીકરીને કાંઈક જુવાની પ્રકટ થએલી જોઇને તેના વિવાહને-માટે તે સમયે પોતાના મંત્રીને પૂછ્યું[૪૮] કે "મારી પુત્રીનો હવે વિવાહનો સમય આવ્યો છે માટે કયા રાજકુમારને જમાઈ કરવો યોગ્ય છે તે કહો. રૂપ, ઉદારતા અને શૂરતા આદિ ગુણોવાળો અને ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલ જે રાજકુમાર હોય તેનું નામ આપો. હવે મારી કુંવરીનો હું વિધિસહિત વિવાહ કરીશ."[૪૯,૫૦] પ્રધાને કહ્યું કેઃ—હે રાજા ! પૃથ્વીમાં સઘળા ગુણોવાળા અનેક રાજકુમારો તમારી કુંવરીને યોગ્ય છે.[૫૧] માટે જેના ઉપર તમારી રૂચિ હોય તેને બોલાવીને કન્યાદાન આપો અને તેને હાથી, ઘોડા તથા રથો સહિત ઘણું ધન આપો.[૫૨] આ પ્રમાણે પોતાના બાપનો વિચાર થએલો જાણી બોલવામાં ચતુર દમયંતીએ પોતાના પિતાને એકાંતમાં કહેવા-સારૂ તે સમયે એક દાસીને મોકલી.[૫૩] દાસીએ જઈને રાજાને કહ્યું કેઃ—હે મહારાજ ! તમારી કુંવરીએ મને કહ્યું છે કે હે દાસિ ! મારા વચનથી તું મારા સુખીઆ પિતાને કહેજે કે "હું નાદમાં બહુજ મોહ પામવાથી મહતી વીણાવાળા નારદજીને વરી ચૂકી છું. બીજા કોઇના ઉપર મારી પ્રીતિ નથી.[૫૪,૫૫] હે પિતા ! નારદજીની સાથે વિવાહ કરવાની મારી ઈચ્છા છે તેને પરિપૂર્ણ કરો. હે ધર્મને જાણનાર ! હું નારદજી વિના બીજા પતિને વરીશ નહિ.[૫૬] ઝૂડ તથા મઘર વગરના, મીઠા રસરૂપ અને સુખથી ભરેલા, નાદરૂપી સમુદ્રમાં હું ડૂબી ગઈ છું."[૫૭]



**मग्नाहंनादासिंधौ वै नक्रहीने रसात्मके ॥**
**अक्षारे सुखसंपूर्णे तिमिगिलविवर्जिते॥५६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો છવ્વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૬**

---

# अध्याय २७ मो.

## સંજયની પુત્રી દમયંતી સાથે નારદનો વિવાહ

### નારદ ઉવાચ

**तत्पुत्र्यावचनंश्रुत्वा राजा धात्रीमुखात्ततः ॥**
**भार्यांप्रोवाचकैकेयींसमीपस्थांसुलोचनाम्॥१॥**

નારદજી કહે છેઃ—એ પ્રમાણે દાસીના મ્હોડાથી કુંવરીનું વચન સાંભળી સંજયરાજાએ પોતાની પાસે બેઠેલી મનોહર નેત્રવાળી કૈકેયી નામની રાણીને નીચે પ્રમાણે કહ્યું.[૧]

રાજા કહે છેઃ—હે સુંદરિ ! આ દાસીએ જે વચન કહ્યું તે તમે સાંભળ્યું ? વાનરના મ્હોડાવાળા નારદજીને દમયંતી મનથી વરી છે, તો તેણે આ મૂર્ખતા ભરેલો શો વિચાર કર્યો ? વાનરના જેવા મ્હોડાવાળાને મારે શી રીતે કન્યા આપવી ?[૨,૩] એ કરૂપડો ભિખારી ક્યાં અને મારી પુત્રી દમયંતી ક્યાં ! આવું

વિપરીત કામ મારાથી કદી બનશે નહિ.[4] હે રાણી! તમે મુનિમાં આસક્ત થએલી એ મૂઢ દીકરીને શાસ્ત્ર તથા વૃદ્ધોને અનુસરતી યુક્તિઓવડે હઠથી અટકાવો.[5]

નારદજી કહે છેઃ—આ પ્રમાણે પતિનું વચન સાંભળી તે કૈકેયીએ દમયંતીને નીચે પ્રમાણે કહ્યું.

કૈકેયી કહે છેઃ—હે પ્યારી દીકરી! તારૂં રૂપ ક્યાં અને એ વાનરના મ્હોડાવાળો નિર્ધન મુનિ ક્યાં?[6] તું ચતુર થઇને ભિખારીમાં કેમ મોહ પામી છે? તારો દેહ લતા જેવો સુકોમળ છે અને મુનિનો દેહ ભસ્મથી રૂક્ષ થએલો છે.[7] વાનરના મ્હોડાવાળાની સાથે તારે વાત કરવી પણ કેમ અનુકૂલ આવે? હે સ્વચ્છ મંદહાસ્યવાળી! એ કુત્સિત પુરૂષ ઉપર તારા જેવીની પ્રીતિ પણ કેમ થવી જોઇએ?[8] કોઈ રાજકુમારને તારો વર કરવા દે. આ ખોટી હઠ છોડી દે.દાસીના મ્હોડાથી તારી વાત સાંભળીને તારો પિતા દુઃખ પામે છે.[9] કોમળ માલતીની લતાને બાવળ સાથે લાગેલી જોઇને કયા ચતુર માણસનું મન ખેદ ન પામે?[10] પૃથ્વીમાં એવો મૂર્ખ કોણ હોય કે જે ઊંટની પાસે ભક્ષણ કરવાનેસારૂ કુણાં કુણાં તાંબુલની નીરણ કરે.[11] વિવાહની ક્રિયા ચાલતાં સમીપમાં તને નારદના હાથમાં લાગેલી જોઇને કોના મનમાં બળતરા ન થાય?[12] ભુંડા મ્હોડાવાળાની સાથે વાત કરવી પણ ગમે નહિ ત્યારે તેની પાસે આખો જન્મારો તારાથી શી રીતે કહાડી શકાશે?[13]

નારદજી કહે છેઃ—મને વરવાનોજ જેણે નિશ્ચય કર્યો હતો એવી એ સુંદરી દમયંતીએ એ પ્રમાણે પોતાની માનું વચન સાંભળી બહુજ આતુરતાથી નીચે પ્રમાણે કહ્યું.[14]

દમયંતી કહે છેઃ—મૂર્ખ માણસનું રૂપાળું મ્હોડું હોય તેને શું કરવું? અને તેના રૂપ તથા ધનને પણ શું કરવું? જે ધણી મૂર્ખ અને રસના માર્ગને નહિ જાણનાર હોય તેના રાજ્યને પણ શું કરવું?[15] વનમાં રહેનારી મૃગલીઓ પણ ભાગ્યશાળી છે કે જેઓ નાદથી મોહ પામીને ગાનારાને પોતાના પ્રાણ પણ આપી દે છે. પૃથ્વીમાં મૂર્ખ મનુષ્યોને તો ધિક્કાર છે![16] હે મા! સાત સ્વરવાળી જે વિદ્યાને સદાશિવ કે નારદજી જાણે છે તે વિદ્યાને ત્રીજો કોઇ પણ પુરૂષ જાણતો નથી.[17] મૂર્ખની સાથે સહવાસ થાય તો તે ક્ષણે ક્ષણે મરણ થવા જેવો લાગે છે. રૂપાળો અને ધનવાન પુરૂષ પણ જો ગુણહીન હોય તો તેને છોડીજ દેવો જોઇએ.[18] મિથ્યા અભિમાનવાળા મૂર્ખ રાજાની સાથે થએલી મિત્રતાને પણ ધિક્કાર છે. જે પુરૂષ ભિખારી છતાં પણ ગુણવાન હોય તેની સાથે મિત્રતા થાય એ શ્રેષ્ઠ છે. કારણ કે એ મિત્રતા પાધરી વાતચિત કરતાંજ સુખદાયી થઇ પડે છે.[19] સ્વર, ગ્રામ, મૂર્છનાના ભેદ, અને આઠ રસોને જાણનારો પુરૂષ ઘણો દુર્લભ છે. એવો પુરૂષ દુર્બલ હોય તો પણ તેને સર્વથી અધિક ગણવો જોઇએ.[20] જેમ ગંગા અને સરસ્વતી નદી કૈલાસની પ્રાપ્તિ આપે છે તેમ સ્વરોના જ્ઞાનમાં નિપુણ પુરૂષ પણ કૈલાસની પ્રાપ્તિ આપે છે.[21] જેને સ્વરોના માપનું જ્ઞાન હોય તે મનુષ્યને પણ દેવ ગણવો જોઈએ. જેને સાત સ્વરના ભેદવાળા ગાયનનું જ્ઞાન ન હોય તે ઈંદ્ર હોય તો પણ પશુ સમાન છે.[22] મૂર્છના સંબંધી તાનોની ગતિ સાંભળીને જેને આનંદ ન થાય તેને સર્વથા પશુજ સમજવો. હરિણો પશુ છતાં પણ ગાયનમાં લુબ્ધ છે તેથી તેઓ પશુજ નથી.[23] ઝેરી નાગ કાન વગરનો છતાં પણ મનોહર નાદ સાંભળીને રાજી થાય છે માટે તે ઉત્તમ છે અને જે માણસો કાનવાળા છતાં રસમાં

લુબ્ધ નથી તેઓને ધિક્કાર છે.[૨૪] બાલક પણ સારા સ્વરવાળું ગાયન સાંભળીને રાજી થાય છે, માટે જેઓ વૃદ્ધ છતાં પણ રાગ જાણતા નથી તેઓને ધિક્કાર છે.[૨૫] મારા પિતા નારદજીના ઘણા ગુણોને કેમ જાણતા નથી ? ત્રણે લોકમાં નારદજીના જેવો સામનું ગાયન કરનાર બીજો કોઇ નથી; એટલામાટે પ્રથમના સમાગમથી હું નારદજીને વરી ચૂકી છું. ગુણોનાભંડારરૂપ એ નારદજી વાનરના મ્હોડાવાળા તો શાપનેલીધે પાછળથી થયા છે.[૨૬,૨૭] કિન્નરલોકો ઘોડાના મ્હોડાવાળા છતાં પણ ગાનવિદ્યાવાળા હોવાનેલીધે કોને પ્યારા લાગતા નથી ? રૂપાળા મ્હોડાને શું કરવું છે ?[૨૮] હે મા ! તમે મારા પિતાને કહો કે ' દમયંતી નારદજીને વરી ચૂકીછે માટે તમે આગ્રહ છોડી દઇને રાજીપાથી નારદજીને કન્યાદાન દ્યો.'[૨૯]

નારદજી કહે છેઃ–આ પ્રમાણે દીકરીનું વચન સાંભળી અને તેનો મારા ઉપર આગ્રહ જાણીને એ કૈકેયી રાણીએ રાજાને કહ્યું[૩૦] કેઃ–" હે રાજેંદ્ર ! સારા મુહૂર્ત્તમાં દમયંતીનો નારદજીની સાથે વિવાહ કરો. દમયંતી મનથી એ સર્વજ્ઞ મુનિને વરી ચૂકી છે. "[૩૧] આ પ્રમાણે રાણીએ પ્રેરણા કરવાથી સંજયરાજાએ વિધિ સહિત સઘળો વિવાહનો પ્રકાર કરીને મને દમયંતીનું કન્યાદાન આપ્યું.[૩૨] હે વ્યાસ! આ પ્રમાણે વાનરના મ્હોડાવાળો હું સ્ત્રી પરણીને તેજ સ્થાનકમાં રહ્યો હતો પણ મનમાં બળ્યા કરતો હતો.[૩૩] એ રાજકુમારી સેવા કરવાને વાસ્તે જ્યારે મારી પાસે આવતી હતી ત્યારે હું મારૂં મ્હોડું વાનરના જેવું હોવાથી બહુજ ખેદ પામતો હતો.[૩૪] દમયંતીનું મુખ તો મને જોઇને પ્રફુલ્લિત થતું હતું. કોઇ સમયે પણ મારા વાનરના જેવા મ્હોડાનો એ શોક કરતી નહિ.[૩૫] આવી રીતે કેટલોક સમય જતાં પર્વત મુનિ અનેકતીર્થો કરતા કરતા મને જોવા સારૂ અકસ્માત આવ્યા.[૩૬] મેં પ્રેમથી તેમને ઘણું માન આપ્યું તથા વિધિ સહિત પૂજા કરી. દિવ્ય આસનપર બેઠેલા તે મુનિ મને પરણેલો, વાનરના મ્હોડાવાળો, રાંક અને બહુજ ચિંતાથી આતુર જોઇને બહુજ ખેદ પામ્યા. એ મારા દયાળુ ભાણેજ પર્વત મુનિએ મને દુબળો થએલો જોઇને કહ્યું કેઃ–" હે મામા ! હે મુનિઓમાં ઉત્તમ ! મેં કોપથી તમને શાપ દીધો છે તો હવે એ શાપનું નિવારણ કરૂં છું તે સાંભળો.[૩૭-૩૯] આ રાજકુમારીને જોઇને મારા ચિત્તમાં હમણાં દયા ઉત્પન્ન થઇ છે તેથી કહું છું કે મારા પુણ્યથી તમારૂં મ્હોડું સુંદર થાઓ."[૪૦] આ પ્રમાણે પર્વતનું વચન સાંભળી મેં પણ મારા ચિત્તને નમ્ર કરીને તુરત તેને શાપનો અનુગ્રહ કર્યો કે "હે ભાણેજ ! તમારી પણ સ્વર્ગમાં ગતિ થજો. હે પર્વત ! આ હું મારા શાપનું પરિપૂર્ણ નિવારણ કરૂં છું."[૪૧,૪૨] હે વ્યાસ ! પછી હું તેમના વચનનેલીધે તેમના જોતાં છતાંજ સુંદર મ્હોડાવાળો થયો. મને જોઇને રાજી થએલી દમયંતીએ પોતાની માને કહ્યું કેઃ–"હે મા ! તમારા જમાઈ રૂડા મ્હોડાવાળા અને સુંદર કાંતિવાળા થયા. પર્વત મુનિએ પોતાના વચનથી તેમને શાપમુક્ત કર્યા."[૪૩,૪૪] દીકરીનું વચન સાંભળી કૈકેયીએ રાજાની પાસે નિવેદન કરતાં તે સંજય રાજા રાજી થઈને તે સમયે અમોને જોવા સારૂ આવ્યો.[૪૫] એ મહાત્મા રાજાએ પ્રસન્ન થઇને મને અને મારા ભાણેજને ઘણું ધન તથા ઘણી પહેરામણી આપી.[૪૬] હે વ્યાસ ! માયાના બળના મહિમા સંબંધી મને જે પૂર્વે અનુભવ થયો હતો તે વિષેનું આ સઘળું આખ્યાન મેં તમારી પાસે કહ્યું. (જ્ઞાનીને પણ વિક્ષેપરૂપ માયા રહેવાને-

લીધે મોહ અને સુખ-દુઃખાદિક પ્રાપ્ત થાય છે)[૪૭] માયાના ગુણોએ કરેલા આ મિથ્યા સંસારમાં કોઈ દેહધારી સુખી થયો નથી, સુખી નથી અને સુખી થશે પણ નહિ.[૪૮] ત્રણ ગુણોથી ઉત્પન્ન થએલો દેહ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી માયા, મોહ, સુખ અને દુઃખ આદિ વિક્ષેપો કોઇને પણ છોડતા નથી, માટે આવરણ મટાડવાનો ઉપાય છે પણ વિક્ષેપ મટાડવાનો કોઇ ઉપાય નથી. કામ, ક્રોધ, લોભ, મમતા, અહંકાર અને મદ, એ સઘળા મહા પ્રબલ વિકારોને કોણે જીત્યા છે? કોઇએ પણ જીત્યા નથી.[૪૯] હે મુનિ ! સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો સઘળી રીતે પ્રાણીઓના દેહ ઉત્પન્ન થવામાં કારણભૂત છે, માટે એ ત્રણ ગુણોનું વૈષમ્ય જ્યાંસુધી રહેશે ત્યાંસુધી મોહાદિક થયા વિના રહેશેજ નહિ.[૫૦] હે વ્યાસ ! કોઇ સમયે હું વિષ્ણુની સાથે ગયો હતો ત્યાં હાસ્યવિનોદથી ક્ષણ માત્રમાં તેમણે મને સ્ત્રી બનાવી દીધો હતો.[૫૧] હું સ્ત્રીરૂપ થઇને માયાના બળથી થએલા મોહનેલીધે રાજાની રાણી થયો હતો અને તે રાજાના ઘરમાં મેં ઘણા દીકરા જણ્યા હતા.[૫૨]

વ્યાસ પૂછે છેઃ—હે સાધુ ! તમારૂં વચન સાંભળી મને મોટો સંદેહ ઉત્પન્ન થયો છે. તમે મોટા જ્ઞાની છતાં સ્ત્રીપણું કેમ પામ્યા હતા?[૫૩] કયા રાજાના ઘરમાં કેવી રીતે તમે પોતાના ઉદરથી પુત્ર જણ્યા હતા અને પાછા તમે કેવી રીતે પુરૂષ થયા ? એ સઘળી વાત મને કહો.[૫૪] માયા કે જેણે આ સઘળા સ્થાવર—જંગમ જગતને મોહિત કરેલું છે તેનું એ મોટું અદ્દ્ભુત ચરિત્ર મને કહો.[૫૫] તમારી વાતોરૂપી અમૃત કે જે સર્વ ગ્રંથોના અર્થના તત્વરૂપ અને સઘળા સંશયનો નાશ કરનાર છે તેને સાંભળતાં હું તૃપ્ત થતો નથી.[૫૬]

**नतृप्तिमधिगच्छामि शृण्वंस्तवकथामृतं ॥**
**सर्वग्रंथार्थतत्वंच सर्वसंशयनाशनम् ॥५६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૭**

---

## अध्याय २८ मो. નારદને માયાનું દર્શન

### नारद उवाच

**निशामयमुनिश्रेष्ठ गदतोममसत्कथाम् ॥**
**मायाबलंसुदुर्ज्ञेयं मुनिभिर्योग[illegible]ः ॥ १ ॥**

નારદજી કહે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ ! હું ઉત્તમ કથા કહું છું તે સાંભળો. મોટા યોગને જાણનારા મુનિઓથી પણ માયાના બળને જાણી શકાતું નથી.[૧] તર્કમાં લાવી શકાય નહિ એવી એ માયાએ બ્રહ્માથી સ્તંભ પર્યંત સઘળા સ્થાવર—જંગમ જગતને મોહિત કરેલું છે.[૨] કોઇ દિવસે અદ્દ્ભુત કર્મ કરનારા વિષ્ણુનું દર્શન કરવાની ઇચ્છાથી હું સ્વર અને તાનથી શોભતી મહતી નામની વીણાને વગાડતો અને સાત સ્વરવાળું ગાયત્ર સામ ગાતો ગાતો સત્યલોકમાં મનોહર શ્વેતદ્વીપમાં ગયો હતો.[૩,૪] એ દ્વીપમાં દેવના દેવ, ચક્ર તથા ગદાને ધરનારા, કૌસ્તુભ મણિથી પ્રદીપ્ત વક્ષઃસ્થળવાળા, મેઘની પેઠે શ્યામ કાંતિવાળા, ચાર ભુજાવાળા, પીળાં વસ્ત્રવાળા, મુકુટ તથા અંગદોથી શોભી રહેલા અને વિલાસ કરતાં લક્ષ્મીજીની સાથે આનંદ ભરેલી રીતે ક્રીડા કરતા વિષ્ણુ ભગવાનને મેં દીઠા.[૫,૬] સઘળાં શુભ લક્ષણોવાળાં અને સઘળાં ભૂષણોથી શણગારેલાં લક્ષ્મીદેવી મને પાસે આવતો જોઇને ઘરની અંદર જતાં રહ્યાં. સ્ત્રીઓમાં ઉત્તમ, સુશોભિત રૂપ તથા યૌવનથી ગર્વ પામેલાં, ઉત્તમ સુવર્ણ સરખી કાંતિવાળાં અને ઝીણાં વસ્ત્રોમાંથી જેના અવયવો દેખાતા હતા, એવાં એ વિષ્ણુનાં પ્યારાં લક્ષ્મીજીને ઘરની અંદર

ગએલાં જોઈને મેં જગતના પ્રભુ અને દેવના દેવ વિષ્ણુને પૂછ્યું[૭-૯] કે "હે વિષ્ણુ! હે પદ્મનાભ! હે સુર દૈત્યને હણનાર! મને પાસે આવતો જોઇને લક્ષ્મીજી કેમ જતાં રહ્યાં?[૧૦] હે જગતના ગુરૂ! હું કોઈ વ્યભિચારી કે ધુતારો નથી. હું તો જિતેંદ્રિય, ક્રોધને જીતનાર અને માયાને જીતનાર તપસ્વી છું."[૧૧] આ પ્રમાણે મારૂં કાંઈક ગર્વનું ભરેલું વચન સાંભળી વિષ્ણુએ મંદ હાસ્ય કરીને મને વીણાજેવી મધુર વાણીથી નીચે પ્રમાણે કહ્યું.[૧૨]

વિષ્ણુ કહે છેઃ—હે નારદ! કોઈની પણ સ્ત્રીએ પોતાના પતિ વિના બીજાના સમીપમાં કોઇ સ્થળે કદી પણ ઉભું રહેવું નહિ એવી નીતિ છે.[૧૩] હે વિદ્વાન! પવનને જીતનારા, સાંખ્ય જ્ઞાનવાળા, તપ કરનારા અને ઈંદ્રિયોને જીતનારા યોગીઓથી અને દેવતાઓથી પણ માયા જીતી શકાતી નથી એટલામાટે હે મુનિઓમાં ઉત્તમ! હે સંગીતને જાણનાર! 'હું માયાને જીતનાર છું' એ વચન તમે હમણાં બોલ્યા પણ ફરીવાર કદી બોલશો માં.[૧૪,૧૫] હું, શિવ, બ્રહ્મા અને સનકાદિક મુનિઓ પણ એ માયાને જીતવામાં સમર્થ થતા નથી ત્યારે તે માયાને જીતવામાં તમે અને બીજાઓ તો કોણ માત્ર છો?[૧૬] દેવનું, મનુષ્યનું, પશુ-પક્ષીનું અથવા બીજા કોઈ પણ પ્રકારનું જેણે શરીર ધરેલું હોય તે તો એ માયાને કેમ જીતી શકે? માયા જીતાઈ હોય તો શરીર રહેવાનોજ સંભવ નથી.[૧૭] વેદ જાણનાર, યોગ જાણનાર, સર્વજ્ઞ અથવા જિતેંદ્રિય ગમે તેવો હોય તોપણ જે પુરૂષ ત્રણ ગુણોથી બનેલા શરીરવાળો હોય તે માયાને જીતવામાં કેમ સમર્થ થાય?[૧૮] રૂપ વગરનો અને સઘળાં રૂપને બનાવનારો કાલ કે જેના સ્વાધીનમાં વિદ્વાન, મૂર્ખ અને મધ્યમ વર્ગના સર્વે પ્રાણીઓ છે તે પણ એ માયાનું રૂપ છે.[૧૯] સ્વભાવના અથવા કર્મના અનુસારથી કાળ પ્રાણીને કોઈ સમયે ધર્મવેત્તા બનાવે છે અને કોઇ સમયે પાછો મૂઢ પણ બનાવે છે. કાળની ગતિ જાણી શકાતી નથી.[૨૦]

નારદજી કહે છેઃ—એટલું બોલીને વિષ્ણુ બંધ પડતાં મારા મનમાં મોટો વિસ્મય થવાથી એ જગતના નાથ અને અવિનાશી વિષ્ણુને મેં પૂછ્યું[૨૧] કે "હે લક્ષ્મીના પતિ! એ માયા કેવા રૂપવાળી છે? કેવી છે? કેવા બળવાળી છે? ક્યાં રહેલી છે? અને કોના આધારરૂપ છે? એ મને કહો.[૨૨] હે પૃથ્વીને ધરનાર! એ માયાને હું જોવા ઈચ્છું છું અને જાણવાને ઇચ્છું છું. માટે મને તુરત દેખાડો અને તુરત સમજાવો."[૨૩]

વિષ્ણુ કહે છેઃ—સર્વને પ્યારી, અને અનેક રૂપવાળી એ માયા ત્રણ ગુણોવાળી છે, સર્વજ્ઞ છે, કોઈથી જીતાય નહિ એવી છે, સર્વ જગતમાં વ્યાપી રહી છે અને સર્વના આધારરૂપ છે.[૨૪] હે નારદ! તમારા ચિત્તમાં એ માયાને જોવાની ઈચ્છા હોય તો હમણાં મારી સાથે ગરૂડજી ઉપર ચડી બેસો એટલે આપણે બીજે ઠેકાણે જઇએ.[૨૫] હે બ્રહ્માના પુત્ર! પરતંત્ર મનવાળાઓથી જીતી શકાય નહિ એવી એ માયા હું તમને દેખાડીશ; પણ જોઇને તમે મુંઝાશો માં.[૨૬]

નારદજી કહે છેઃ—મને આ પ્રમાણે કહીને વિષ્ણુએ ગરૂડનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં ગરૂડ તુરતજ વિષ્ણુની પાસે આવ્યા.[૨૭] ગરૂડને આવેલા જોઈ જવાને સજ્જ થએલા વિષ્ણુએ પ્રથમ ગરૂડની પીઠ ઉપર મને બેસાડયો અને પછી પોતે બેઠા.[૨૮] વનમાં જવાને ઈચ્છતા વિષ્ણુએ પ્રેરણા કરતાં તેમની જ્યાં જવાની ઇચ્છા હતી તે સ્થળમાં પહોંચવા સારૂ ગરૂડ વૈકુંઠમાંથી (શ્વેતદ્વીપમાંથી)

વાયુના સરખા વેગથી ચાલ્યા.[૨૮] મોટાં વન, દિવ્ય સરોવર, નદીઓ, નગર, ગામ, ખાણુ, ખેટ,* ખર્વટ,× ગાયોના વ્રજ, મુનિઓના રમ્ય આશ્રમો, મોટી પાણીની ખાડો, કમળોથી શોભી રહેલા હ્રદો અને મૃગ તથા સૂવરોના સમૂહોને જોતા જોતા અમો કનોજની પાસે ગયા.[૨૯-૩૨] એ સ્થળમાં દિવ્ય કમળોથી શોભી રહેલું, હંસ, કારંડવ તથા ચક્રવાકોથી વ્યાપ્ત, પ્રફુલ્લિત થએલાં અનેક રંગનાં પુષ્પોથી રંગાએલું, પવિત્ર, મીઠા જળવાળું અને ભ્રમરનાં ટોળાઓના ગુંજારથી ગાજી રહેલું એક સરોવર જોવામાં આવ્યું. પરમ અદ્ભુત, સમુદ્ર જેવું લાગતું અને વિશેષે કરી દૂધ જેવા મીઠા જળવાળું એ સરોવર જોઇને વિષ્ણુએ મને નીચે પ્રમાણે કહ્યું.[૩૩-૩૫]

વિષ્ણુ કહે છેઃ—હે નારદ ! મહાઅદ્ભુત, સારસોએ ગજાવી મૂકેલું, સર્વ સ્થળોમાં કમળોથી ઢંકાએલું અને ચારે કોર પાણીથી ભરપૂર આ ગંભીર તળાવ જુવો. આપણે અહીં નાહીને પછી મોટા નગર કનોજમાં જઇશું.

નારદજી કહે છેઃ—વિષ્ણુ આ પ્રમાણે બોલી તુરત ગરૂડ ઉપરથી મને ઉતારી હાસ્યપૂર્વક મારી આંગળી ઝાલીને મને ચલાવવા લાગ્યા. સરોવરનાં વખાણ કરતાં મને તેને કાંઠે લાવ્યા[૩૬-૩૮] અને પછી તેના મનોહર તથા ઘાટી છાયાવાળા તટ ઉપર વિસામો લઈ ને તેમણે મને કહ્યું કેઃ—"હે મુનિ ! તમે આ નિર્મળ જળમાં ન્હાઓ.[૩૯] હું આ પવિત્ર તળાવમાં તમે નાહ્યા પછી નાહીશ. આ તળાવનું પાણી સાધુજનોના ચિત્તની પેઠે નિર્મળ છે અને કમળોના પરાગોથી સુગંધવાળું છે." હું આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી મારી વીણા અને મૃગચર્મને કાંઠે મૂકી ન્હાવાસારૂ પ્રેમપૂર્વક કાંઠા ઉપર ગયો. પગ તથા હાથ ધોઈ, શિખા બાંધી, દર્ભ ગ્રહણ કરી, આચમન લઇ પવિત્રપણાથી હું એ જળમાં નાહ્યો. એ રમણીય જળમાં સ્નાન કર્યું તેટલીવારમાં વિષ્ણુ ભગવાન જોતાં છતાં પુરૂષનું રૂપ છુટી જઇને મને ઉત્તમ સ્રીનું રૂપ પ્રાપ્ત થયું. વિષ્ણુ તો તુરત મારી વીણાને તથા સુંદર મૃગચર્મને ઉપાડી લઇ ગરૂડ ઉપર બેસી ક્ષણમાત્રમાં પોતાને ઘેર જતા રહ્યા. પછી સુંદર ભૂષણોથી શોભી રહેલું સ્રીપણું પ્રાપ્ત થતાં હું તુરત પૂર્વના દેહને, વિષ્ણુને અને મહતી નામની વીણાને ભૂલી ગયો.[૪૦-૪૬] મોહિનીરૂપ પામી તળાવમાંથી બહાર નીકળીને કમળોથી શોભતા અને નિર્મળ જળવાળા તે તળાવને જોવા લાગ્યો[૪૭] અને 'આ શું?' એમ મનથી વારંવાર વિસ્મય પામવા લાગ્યો. સ્રીના રૂપવાળો હું એ પ્રમાણે વિચાર કરતો હતો તેટલી વારમાં તુરત તાલધ્વજ નામનો રાજા મારા જોવામાં આવ્યો. હાથી, ઘોડા અને રથોના સમૂહોથી વીંટાએલો, રથમાં બેઠેલો, જુવાન, અનેક આભરણોથી શણગારેલો અને દેહધારી કામદેવ સરખો રૂપાળો એ રાજા તે સ્થળમાં હું કે જે દિવ્ય ભૂષણોથી શણગારેલી અને પુનમના ચંદ્ર સરખા મુખવાળી સ્રીરૂપ હતો તેને જોઇને બહુજ વિસ્મય પામ્યો. તેણે મને પૂછ્યું કેઃ—" હે સુંદરિ ! હે કલ્યાણિ ! તું કોણ છે ? અને કોની પુત્રી છે ?[૪૭-૫૧] તું કોઇ દેવની પુત્રી છે ? મનુષ્યની છે ? ગંધર્વની છે કે નાગની છે ? હે સુંદર નેત્રવાળી ! તું રૂપ અને યૌવનવાળી છતાં એકલી કેમ છે ?[૫૨] તું પરણેલી છે કે કુંવારી છે ? સાચું કહેજે. હે ઉત્તમ કેશવાળી ! તું આ તળાવમાં શું જુએ છે ?[૫૩] હે કોયલ સરખા સ્વરવાળી ! હે કામદેવને પણ મોહ કરનારી ! તારી શું કરવાની

* ખેડૂ લોકોનાં ગામ. × પહાડી ગામ.

ઈચ્છા છે તે કહે. હે હંસના સરખાં નેત્રવાળી! હે પાતળા પેટવાળી, હું કે જે સર્વોત્તમ છું તેને પતિ કરીને તું મારી સાથે તારા મનને ગમે એવાં સુખ ભોગવ.[૫૪]

[illegible]की षितंपिकालापे [illegible]मोहिनि ॥
भुंक्ष्वभोगान्मरालाक्षि मयासहकृशोदरि ॥
वांछितान्मनसानूनं [illegible]त्वामांपतिमुत्तमं ॥५४॥

ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૮

---

## अध्याय २९ मो.

### સ્ત્રીરૂપ નારદજીનો–તાલધ્વજ રાજા સાથે ગૃહસંસાર.

**नारद उवाच**

**इत्युक्तोऽहं तदा तेन राज्ञा तालध्वजेन च ॥**
**विमृश्य मनसात्यर्थं तमुवाच विशांपते ॥१॥**

નારદજી કહે છેઃ-તાલધ્વજ રાજાનું એ પ્રમાણે વચન સાંભળી મનમાં બહુજ વિચાર કરીને મેં તેને કહ્યું કે:–"હે રાજા! હું કોની પુત્રી છું, મારાં માબાપ ક્યાં છે અને આ સરોવરને કાંઠે મને કોણે રાખેલી છે? તે વાત હું નિશ્ચયથી જાણતી નથી. હું શું કરૂં? ક્યાં જાઉં? અને મારૂં કલ્યાણ કેમ થાય એ વિષે વિચાર કરૂં છું અને નિરાધાર છું. હે રાજેંદ્ર! દૈવજ સર્વથી પ્રબળ છે, મારામાં કાંઈ પણ શક્તિ નથી. તમે ધર્મને જાણનારા છો માટે ધર્મને અનુસરીને જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો.[૧-૪] હે રાજા! હું તમારે આધીન છું. મારો કોઇ પણ પાલક નથી. મારાં માબાપ કે બાંધવો કોઈ પણ નથી અને મારૂં ઠેકાણું પણ નથી."[૫] આ પ્રમાણે બોલતાં મારૂં રૂપ જોઇ કામદેવથી વ્યાકુલ થએલા તે રાજાએ પોતાના સેવકોને આજ્ઞા કરી[૬] કે "આ સ્ત્રીને બેસવાનેસારૂ ચાર ભોઇવાળી, મનોહર, રેશમી વસ્ત્રોથી મઢેલી, કોમળ બિછાનાવાળી, મોતીની માળાઓથી શણગારેલી, ચોરસ, વિશાલ અને સુંદર સોનાની પાલખી લાવો."[૭,૮] રાજાનું વચન સાંભળી તુરત ચાલનારા તેના સેવકો મારેસારૂ સુંદર પડદાથી વીંટેલી દિવ્યપાલખી લાવ્યા.[૯] તે સમયે રાજાને રાજી કરવા સારૂ હું તે પાલખીમાં બેસતાં મને ઘેર લઈ જઇને એ રાજા બહુજ પ્રસન્ન થયો અને શુભ દિવસે સારા લગ્નમાં અગ્નિના સમીપે તેણે વિધિસહિત મારો વિવાહ કર્યો.[૧૦,૧૧] એ રાજાને હું પ્રાણ કરતાં પણ વધારે પ્યારી થઇ અને ત્યાં 'સૌભાગ્યાસુંદરી' એવું મારૂં નામ પાડવામાં આવ્યું.[૧૨] મારી સાથે કામશાસ્ત્રમાં કહેલા અનેક પ્રકારના ભોગવિલાસોથી રમણ કરતો એ રાજા બહુજ સુખ પામ્યો.[૧૩] રાજકાજ છોડી દઇને રાત્રિ-દિવસ ક્રીડામાં આસક્ત થએલા અને કામદેવ સંબંધી કળાઓમાં લાગેલા એ રાજાને 'કેટલો કાળ ગયો' એ પણ જાણવામાં રહ્યું નહિ.[૧૪] સઘળાં કામ છોડી દઈને રમણીય બગીચાઓમાં, વાવોમાં, ઘરોમાં, પ્રાસાદોમાં, ઉત્તમ પર્વતોમાં, ઉત્તમ તળાવોમાં અને સુંદર વનોમાં મારી સાથે વિહાર કરતો અને મદિરાના મદથી સર્વદા મત્ત રહેતો તે રાજા મનેજ આધીન થઈ ગયો.[૧૫,૧૬] હે વ્યાસ! હું કે જે ક્રીડાના રસને વશ થઈને તે રાજામાંજ આસક્ત થઈ ગઈ હતી તેને તે સમયે પૂર્વદેહનું, પુરૂષપણાનું કે મુનિના જન્મનું કાંઈ પણ સ્મરણ રહ્યું ન હતું.[૧૭] 'આ મારો પતિ છે અને હું કે જે વિલાસ જાણનારી પટરાણી છું તેજ આ રાજાને સઘળી સ્ત્રીઓમાં પ્યારી છું, મારૂં જીવિત સફળ છે.' આ પ્રમાણે વિચાર કરતી, એ રાજામાંજ પ્રેમથી બંધાએલી, રાત્રિ-દિવસ ક્રીડામાં આસક્ત થએલી અને સુખમાં લોભ પામેલી, એ રાજાનેજ વશ

થઇને રહી હતી.[૧૮-૧૯] વેદનું જ્ઞાન, ધર્મશાસ્ત્રોનું જ્ઞાન અને પરિપૂર્ણ બ્રહ્મજ્ઞાન* ભૂલાઇ જતાં મારૂં મન ક્રીડાના રસમાંજ લાગ્યું હતું.[૨૦] હે વ્યાસ ! આ પ્રમાણે વિહાર કરતાં અને ક્રીડામાં આસક્ત થઇને રહેતાં તે રાજ્યમાં મને એક ક્ષણની પેઠે બાર વર્ષ નીકળી ગયાં.[૨૧] પછી મને ગર્ભ રહ્યો અને રાજા બહુજ રાજી થયો. રાજાએ ગર્ભના સંસ્કારની ક્રિયા વિધિસહિત કરાવી.[૨૨] મને રાજી કરવા સારૂ રાજાએ મને મારા ભાવા અભાવા વિષે પૂછવા માંડયું પણ હું લજાઈને કાંઈ બોલતી ન હતી પણ મનમાં બહુજ રાજી થતી હતી.[૨૩] દશમો મહિનો પૂરો થતાં ગ્રહ, નક્ષત્ર, લગ્ન અને તારાના બળવાળા શુભ દિવસે મને દીકરો આવ્યો.[૨૪] રાજાના ઘરમાં દીકરાના જન્મ સંબંધી મોટો ઉત્સવ થયો. પુત્રના જન્મથી બહુજ રાજી થએલો રાજા સૂતકને અંતે પુત્રનું મુખ જોઈને પરમ આનંદ પામ્યો અને રાજાને સઘળી સ્ત્રીઓમાં એકલી હુંજ પ્યારી સ્ત્રી થઇ.[૨૫,૨૬] બે વર્ષ પછી વળી મને બીજો ગર્ભ રહેતાં સઘળાં શુભ લક્ષણવાળો બીજો દીકરો આવ્યો.[૨૭] બ્રાહ્મણોના કહેવાથી રાજાએ મોટા દીકરાનું ‘ વીરવર્મા ’ એવું નામ રાખ્યું હતું અને બીજા દીકરાનું ‘ સુધન્વા ’ એવું નામ રાખ્યું.[૨૮] આ પ્રમાણે અનુક્રમે બાર દીકરા જણ્યા અને તે સઘળાઓ રાજાને પ્યારા થયા. એઓના ઉપર પ્રીતિનેલીધે તેઓના પાલન અને લાલનમાં મને બહુજ મોહ થયો,[૨૯] વળી પણ સમયે સમયે સારા રૂપવાળા આઠ બીજા દીકરા મેં જણ્યા. આ પ્રમાણે થતાં ગૃહસ્થાશ્રમ સંબંધી સુખનાં સાધનો મને સંપૂર્ણ રીતે પ્રાપ્ત થયાં.[૩૦] રાજાએ સમય પર યથાયોગ્ય રીતે તે દીકરાઓને પરણાવ્યા. વહુઓ અને પુત્રોથી મારો પરિવાર બહુ વૃદ્ધિ પામ્યો.[૩૧] પછી દીકરાઓને પણ છોકરાં આવ્યાં અને તે સઘળાં ઘણાં રમતીઆળ અને અનેક પ્રકારની મીઠાશ આપનારાં હોવાનેલીધે બહુજ મોહની વૃદ્ધિ કરનારાં થયાં.[૩૨] કોઇ સમયે મને ઐશ્વર્ય અને બાલબચ્ચાં જોઇને અદ્‌ભુત સુખ ઉત્પન્ન થવા લાગ્યું અને કોઇ સમયે તેઓને માંદાં પડતાં જોઈને દેહને સંતાપ આપે એવું અદ્‌ભુત દુઃખ પણ ઉત્પન્ન થવા લાગ્યું.[૩૩] કોઈ સમયે દીકરાઓ અને વહુઓમાં પરસ્પર દારૂણ કજિયો ઉત્પન્ન થતાં તેથી પણ મને સંતાપ થવા લાગ્યો.[૩૪] હે વ્યાસ ! આ પ્રમાણે સુખ-દુઃખ રૂપ, ત્રાસદાયી, ખોટી રીતોમાં નાખનાર અને માત્ર મનોરથથી કલ્પાએલા ક્ષુદ્ર સંસારમાં હું બહુજ ડૂબી ગયો હતો.[૩૫] પહેલા જન્મનું બ્રહ્મજ્ઞાન તથા શાસ્ત્રસંબંધી જ્ઞાન ભૂલાઇ ગયું અને હું તો સઘળી રીતે સ્ત્રીપણાનેલીધે ઘરનાં કામકાજમાં લીન થઈ ગયો.[૩૬] મને બહુજ મોહ વધારનારો અહંકાર થયો કે “ આ મારા સઘળા દીકરા બળવાન છે. વહુઓ પણ સારા કુલની છે. આ દીકરાઓ હૃષ્ટપુષ્ટ થઇને મારા ઘરમાં રમે છે. અહો આ સંસારમાં સઘળી સ્ત્રીઓમાં હુંજ મહાભાગ્યશાળી છું.”[૩૭,૩૮] ‘હું નારદ છું અને મને વિષ્ણુએ માયાથી છેતર્યો છે’ એવો વિચાર તો મારા મનમાં કદી પણ આવ્યો નહિ.[૩૯] હે વ્યાસ ! ‘હું સારાં લક્ષણવાળી, ઘણા પુત્રવાળી, પતિવ્રતા અને વળી રાજાની રાણી છું તેથી મહાભાગ્યશાળી છું” એવી રીતનો સંસાર સંબંધી મોહજ મારા

*બ્રહ્મજ્ઞાન થયા પછી પણ બળી ગએલા બીજની પેઠે સંસ્કારરૂપે રહેલું આવરણ શક્તિરૂપ અજ્ઞાન માયાના બળથી કોઇ સમયે પ્રગટ થાય છે પણ તે આ જન્મમાંજ પ્રગટ થાય છે એટલે તે બીજો જન્મ આપી શકતું નથી. માટે વચમાં જ્ઞાનનું વિસ્મરણ થાય તોપણ જ્ઞાનીને મુક્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે.

મનમાં ઠસી રહ્યો હતો.[૪૦] પછી દૂર દેશનો અધિપતિ કોઇ મહાપ્રબલ રાજા મારા પતિનો શત્રુ થયો અને તે રાજા રથો તથા હાથીઓવાળું સૈન્ય એકઠું કરી કનોજ ઉપર આવીને યુદ્ધ કરવાની ગોઠવણ કરવા લાગ્યો.[૪૧,૪૨] સૈન્યવાળા તે રાજાએ કનોજને ઘેરી લેતાં તે સમયે મારા દીકરા અને પૌતરાઓ યુદ્ધ કરવાસારૂ ગામ બહાર નીકળ્યા. મારા દીકરાઓએ ત્યાં ભારે સંગ્રામ કર્યો પણ કાળના યોગનેલીધે તે સર્વે શત્રુના હાથથી મરાઈ ગયા.[૪૩,૪૪] મારો પતિ સંગ્રામમાંથી ભાગીને પાછો ઘરમાં આવ્યો અને તે મહા બળવાન પરદેશી શત્રુ, મારા દીકરા તથા દીકરાના દીકરાઓને મારીને પોતાના દેશમાં ગયો. મહા દારૂણ સંગ્રામમાં દીકરાઓ તથા દીકરાના દીકરાઓને મરણ પામેલા સાંભળી હું રોતી રોતી તે યુદ્ધભૂમિમાં ગઈ.[૪૫,૪૬] દીકરાઓ તથા પૌત્રોને મરણ પામેલા જોઇ તથા કેટલાએક પૌત્રોને દુ:ખથી પીડાતા જોઇ શોકરૂપી સમુદ્રના પૂરમાં ડૂબીને વિલાપ કરવા લાગી કે "હાય ! આજ મારા દીકરા ક્યાં ગયા? હાય હાય બહુ તાપ કરનારા, બલવત્તર અને કોઈથી અટકાવી શકાય નહિ એવા દુષ્ટ દૈવે મને મારી નાખી."[૪૭,૪૮] હું આ પ્રમાણે વિલાપ કરતી હતી તે સમયમાં વિષ્ણુ ભગવાન અત્યંત સુંદર વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરીને ત્યાં આવ્યા.[૪૯] વેદમાં મહા પંડિત અને સારાં વસ્ત્રવાળા તે બ્રાહ્મણે હું કે જે અત્યંત દીન થઈને યુદ્ધભૂમિમાં ચીસો પાડયા કરતી હતી તેની પાસે આવીને નીચે પ્રમાણે કહ્યું.[૫૦]

બ્રાહ્મણ કહે છે:–હે સુંદરિ ! હે કોયલ સરખા સ્વરવાળી ! તું શામાટે ખેદ કરે છે? તને મોહેજ આ પતિ, પુત્ર અને ઘરઆદિરૂપ ભ્રાંતિ દેખાડી છે. તું કોણ છે અને આ કોના દીકરા છે ? તું તારા પરમ સ્વરૂપનો વિચાર કરી જો. હે સુંદર નેત્રવાળી ! રોવું મૂકીને ઉભી થા અને સ્વસ્થપણું ધર.[૫૧,૫૨] શાસ્ત્રની મર્યાદા રાખવાસારૂ પરલોકમાં ગએલા પુત્રોનેવાસ્તે સ્નાન કર અને તલનાં દાન કર.[૫૩] મરી ગએલાં સંબંધીઓની પછવાડે સર્વથા તીર્થમાંજ સ્નાન કરવું જોઇએ, ઘરમાં કદી પણ કરવું નહિ એવો ધર્મશાસ્ત્રનો નિર્ણય છે.[૫૪]

નારદજી કહે છે:–એ વૃદ્ધ બ્રાહ્મણે આવાં વચન કહી મને સમજાવતાં હું તે રાજા અને બંધુઓની સાથે ઉભી થઈ.[૫૫] બ્રાહ્મણનું રૂપ ધરી આવેલા વિષ્ણુ ભગવાન આગળ ચાલ્યા અને હું તુરત તેમની પછવાડે ચાલી. પરમ પવિત્ર 'પુંતીર્થ' નામના સરોવરની પાસે લઇ જઈને કૃપાથી એ બ્રાહ્મણરૂપી વિષ્ણુ ભગવાને મને કહ્યું કે:–"હે સુંદરિ ! આ પવિત્ર તળાવમાં સ્નાન કર અને આ પુત્રોની ક્રિયા કરવાના સમયમાં વ્યર્થ શોક કરવો છોડી દે.[૫૬-૫૮] તારા અનેક જન્મોમાં થએલા કરોડો પુત્રો મરી ગયા છે અને પિતા, પતિઓ, ભાઇઓ તથા સંબંધીઓ પણ કરોડો મરી ગયા છે તો આ સ્વપ્નની પેઠે મિથ્યા છતાં પ્રાણિઓને તાપ આપનારાં અને માત્ર મનથી ઉત્પન્ન થએલા ભ્રમરૂપ સંસારમાં તું કેટલાકનેવાસ્તે દુ:ખ ધરીશ?"[૫૯,૬૦] આ પ્રમાણે બોધ દઇને વિષ્ણુએ પ્રેરણા કરવાથી હું એ પુરૂષતીર્થમાં ન્હાવાસારૂ પેઠી. હું એ તીર્થમાં ન્હાતવેંતજ ક્ષણમાત્રમાં પુરૂષ થઇ ગયો અને વિષ્ણુ પણ પોતાનો દેહ ધરી હાથમાં વીણા લઈને કાંઠે ઉભા.[૬૧,૬૨] મેં પાણીમાંથી બહાર મ્હોડું કહાડયું ત્યાં કાંઠે ઉભેલા વિષ્ણુ જોવામાં આવતાં મારા ચિત્તમાં સઘળી વાતનું સ્મરણ થઈ આવ્યું.[૬૩] 'હું તો નારદ છું તે અહીં વિષ્ણુની સાથે આવ્યો હતો અને માયાથી મોહ પામીને

સ્ત્રી થઈ ગયો હતો.' આ પ્રમાણે હું વિચારમાં લાગ્યો હતો ત્યાં વિષ્ણુએ મને કહ્યું કેઃ—"હે નારદ ! આવો, જળમાં ઉભા ઉભા શું કરો છો?"[૬૪,૬૫] એ વચન સાંભળી મહાદારૂણ સ્ત્રીપણું સંભારીને મને વિસ્મય થયો કે મને પાછું પુરૂષપણું શા કારણથી પ્રાપ્ત થયું ?[૬૬]

**विस्मितोहं तदास्मृत्वास्त्रीभावंदारुणंभृशम् ॥**
**पुनःपुरुषभावश्च संपन्नःकेन हेतुना ॥ ६६ ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.૨૯

---

## अध्याय ३० मो.

### નારદના આગળ વિષ્ણુએ વર્ણવેલો માયાનો મહિમા

### नारद उवाच

**मां दृष्ट्वा नारदं विप्रं विस्मितोसौ महीपतिः॥**
**क्व गता मम भार्या सा कुतोयं मुनिसत्तमः॥१॥**

નારદજી કહે છેઃ—હું કે જે નારદ નામનો બ્રાહ્મણ થઇ રહ્યો તેને જોઇને વિસ્મય પામેલો એ રાજા વિચાર કરવા લાગ્યો કે 'મારી એ સ્ત્રી ક્યાં ગઇ અને આ મહામુનિ ક્યાંથી આવ્યા?'[૧] 'હાય હાય પ્યારી' એમ વારંવાર બોલતો એ રાજા તે સ્થલમાં વિલાપ કરવા લાગ્યો કે "હે સુંદરિ ! હું કે જે વિયોગી થઈને વિલાપ કરૂં છું તેને છોડીને તું ક્યાં ગઇ ?[૨] હે કમળપત્ર સરખાં નેત્રવાળી ! હે સ્વચ્છ મંદહાસ્યવાળી ! તારા વિના મારૂં જીવિત, ઘર અને રાજ્ય વૃથા છે.[૩] તારા વિરહથી મારા પ્રાણ નીકળી જાય તો સારૂં પણ તે નીકળતા નથી. હવેપછી હું જીવતાંસુધી મને તારા વિના કોઇમાં પ્રીતિ રહેશે નહિ. મારો પ્રીતિધર્મ તો જતોજ રહ્યો.[૪] હું વિલાપ કરૂં છું માટે મને પ્યારો પ્રત્યુત્તર દે. તને પહેલા સમાગમમાં જે મારા ઉપર પ્રીતિ હતી તે ક્યાં ગઈ ?[૫] હે સુંદર ભમરોવાળી ! મારા દુર્ભાગ્યના યોગથી તું પાણીમાં તુરત ડૂબી ગઈ કે તને માછલાં અથવા કાચબા ખાઇ ગયા કે તને વરૂણે પકડી લીધી ?[૬] હે સઘળાં રૂપાળાં અંગોવાળી ! તું મરણ પામેલા પુત્રોની સાથે મળી એટલામાટે ભાગ્યશાળી છે. હે મધુર બોલનારી ! પુત્રો ઉપર તારો સાચેસાચો સ્નેહ જોવામાં આવ્યો, પરંતુ પુત્રના સ્નેહથી બંધાઇને તું હમણાં હું જે તારો રાંક પતિ છું તેને વિલાપ કરતો મૂકીને સ્વર્ગમાં ગઈ એ સારૂં કર્યું નથી.[૭,૮] હે પ્યારી ! મારા દીકરા, અને પ્રાણથી પણ પ્યારી તું, બન્ને જતાં રહ્યાં તોપણ મારૂં મોત આવતું નથી. હું કે જે અત્યંત દુઃખીઓ છું તે હવે શું કરૂં અને ક્યાં જાઉં ? હમણાં પૃથ્વીમાં રામચંદ્રજી નથી કે જેની પાસે આ દુઃખનું નિવેદન કરૂં. સ્ત્રીના વિરહથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તેને તો એક રામચંદ્રજીજ જાણે છે. બીજો કોઈ જાણતો નથી.[૯,૧૦] પૃથ્વીમાં એક ચિત્તવાળાં સ્ત્રી-પુરૂષનાં જોડાનું મરણ નોખનોખા સમયમાં થાય છે તો એ કામ કઠોર મનવાળા વિધાતાએ અવળું કર્યું છે.[૧૧] ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીને પતિની સાથે બળી મરવાની આજ્ઞા આપવાથી મુનિઓએ જેમ સ્ત્રીઓનો ઉપકાર કર્યો છે તેમ સ્ત્રીની સાથે બળી મરવાની આજ્ઞા આપીને પુરૂષોનો ઉપકાર કેમ કર્યો નથી?"[૧૨] આ પ્રમાણે વિલાપ કરતા તે રાજાને વિષ્ણુ ભગવાને નીચે પ્રમાણે યુક્તિભરેલાં વચનો કહીને મરવાથી અટકાવ્યો.[૧૩]

વિષ્ણુ કહે છેઃ—હે રાજેંદ્ર ! તારી સ્ત્રી જતી રહેવાનો તું શામાટે શોક કરે છે ? તેં શાસ્ત્ર સાંભળ્યું નથી કે શું ! અને પંડિત જનોનો આશ્રય નથી કર્યો કે શું ?[૧૪] તે કોણ અને તું કોણ ? તને સંયોગ અને વિયોગ વાસ્તવિક રીતે છેજ નહિ. વહાણમાં બેસીને

સમુદ્રને તરતાં માણસોના જેવા સંયોગ-વિયોગ થાય છે તેવાજ, આ પ્રવાહરૂપ સંસારમાં પણ થાય છે.[૧૫] હે રાજાઓમાં ઉત્તમ ! તું ઘેર જા. વૃથા રોવાથી કાંઈ વળે એમ નથી. મનુષ્યોના સંયોગ અને વિયોગ સર્વદા દૈવનેજ આધીન છે.[૧૬] એ સ્ત્રીની સાથે તારે જે સંયોગ થયો હતો તેનો અવધિ પૂરો થઈ રહેતાં એ મોટાં નેત્રવાળી સુંદરી તારાથી છુટી પડી. એનાં માબાપને તેં દીઠાં ન હતાં. માત્ર સરોવરના કાંઠામાંથી તને એ મળી હતી તો કાકતાલીય ન્યાયથી જેમ મળી હતી તેમજ જતી રહી છે માટે ખેદ કરવો યોગ્ય નથી.[૧૭,૧૮] હે રાજેંદ્ર ! કાળની ગતિનું કોઈથી ઉલ્લંઘન થતું નથી માટે શોક કરવો છોડી દે. કાળની ગતિથી જે પ્રાપ્ત થયું તેને સ્વીકારી ઘેર જઇને યોગ્ય રીતે સુખ ભોગવ.[૧૯] એ સુંદરી જેમ આવી હતી તેમજ જતી રહી માટે તે પેહેલાં તું જેમ કાર્ય કરતો હતો તેમજ કર.[૨૦] હવે તારા રોવાથી એ કામિની પાછી આવવાની નથી માટે તું વૃથા શોક કરે છે. હવે તું યોગ લે. ભોગ, કાળનેલીધે જેમ આવે છે તેમજ કાળને લીધે પાછા જતા રહે છે માટે સંસારના નિષ્ફલ માર્ગમાં એવિષે શોક કરવો યોગ્ય નથી.[૨૧,૨૨] કોઇને સર્વદા સુખ રહેતું નથી અને કોઇને સર્વદા દુઃખ પણ રહેતું નથી. રેંટના યંત્રની પેઠે સર્વદા સુખ-દુઃખનું ભ્રમણ થયા કરે છે.[૨૩] હે રાજા ! તું તારૂં મન સ્થિર કરીને જેમ અનુકૂલ લાગે તેમ રાજ્ય કર અથવા હવે પૌત્રને રાજ્ય આપી દઇને વનનું સેવન કર.[૨૪] પ્રાણિઓને મનુષ્યનો દેહ જોકે ક્ષણભંગુર છે તો પણ પાછો પ્રાપ્ત થવો બહુ કઠણ છે માટે મનુષ્ય-દેહને પ્રાપ્ત થઇને સર્વથા આત્માનું સાધનજ કરવું યોગ્ય છે.[૨૫] જીભ અને ઉપસ્થનો જય તો પશુઓની યોનિઓમાં પણ થાય છે. પરંતુ જ્ઞાન તો એક મનુષ્ય દેહમાંજ પ્રાપ્ત થાય છે! બીજી કોઇ નીચ યોનિમાં પ્રાપ્ત થતું નથી.[૨૬] એટલામાટે સ્ત્રીનો શોક છોડી દઇને ઘેર જા. આ જે કાંઈ દેખાય છે તે સઘળું સચ્ચિદાનંદરૂપ ભગવતીની માયાજ છે કે જેણે સર્વ જગતને મોહિત કરેલું છે.[૨૭]

નારદજી કહે છેઃ—આ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી તે રાજા વિષ્ણુને પ્રણામ કરી સારી રીતે સ્નાનવિધિ કરીને પોતાને ઘેર ગયો.[૨૮] ઘેર જઈ પોતાના પૌત્રને રાજ્ય આપી પરમ વૈરાગ્ય ધરીને એ રાજા વનમાં ગયો અને ત્યાં તેને તત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ.[૨૯] રાજા ગયા પછી જગતના નાથ વિષ્ણુ ભગવાનને વારંવાર હસતા જોઇને મેં કહ્યું[૩૦] કેઃ—"હે દેવ! તમે મને છેતર્યો. માયાનું મોટું બળ મારા જાણવામાં આવ્યું. હે દેવના દેવ! મારા મનમાં એક સંશય થયો છે તેથી પૂછું છું કે સ્ત્રીના દેહમાં મેં જે કાંઇ ચરિત્ર કર્યું તેનું હમણાં મને સ્મરણ થાય છે ત્યારે તે પ્રમાણે પ્રથમ સરોવરમાં હું પેઠો તે સમયે નાહતાં વેતજ મારૂં પૂર્વનું જ્ઞાન જતું રહેતાં તેનું સ્મરણ કેમ રહ્યું ન હતું?[૩૧,૩૨] હે જગતના ગુરૂ ! સ્ત્રીનો દેહ પ્રાપ્ત થવાથી ઉત્તમ રાજાને પતિ કરીને, ઇંદ્રાણી જેમ ઇંદ્રમાં મોહ પામી હતી તેમ હું મોહ પામ્યો હતો. મારૂં મન એનું એજ હતું, ચિત્ત એનું એજ હતું, લિંગ શરીર એનું એજ હતું અને પુરાતન દેહ પણ નષ્ટ થયો ન હતો તે છતાં સ્મરણનો નાશ કેમ થયો હતો?[૩૩,૩૪] હે પ્રભુ! પહેલાંના જ્ઞાનનો નાશ થવાવિષે મને મોટો સંશય થયો છે માટે એ જ્ઞાનનો નાશ થવાનું જે અદ્ભુત કારણ હોય તે કહો.[૩૫] હું સ્ત્રીનો દેહ પામીને અનેક ભોગ ભોગવતો હતો, નિત્ય સુરાપાન કરતો હતો અને વિધિરહિત ભોજન કરતો, તે સમયે 'હું નારદ છું' એમ મને કાંઇ પણ

સ્મરણ થયું ન હતું અને હમણાં આ દેહ પ્રાપ્ત થતાં સ્ત્રીના દેહ સંબંધી સઘળી વાતનું મને યથાર્થ સ્મરણ છે તેનું કારણ શું?[૩૬,૩૭]

વિષ્ણુ કહે છેઃ-જ્યારે ભ્રાંતિ થાય છે ત્યારે કોઇ પણ સ્થળમાં વિવેક રહેતો નથી. રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય ત્યારે રજ્જુનું જ્ઞાન રહેવાનો સંભવજ નથી. સર્વે પ્રાણિઓનાં શરીરોમાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા, એવી રીતે જે અનેક દશાઓ થાય છે; તે દશાઓ જો કે ભ્રમરૂપ થઈને આત્મામાં રહે છે તો પણ તે તે દશાઓના અનુભવના સમયમાં ઉપદેશ વગર 'આ ભ્રાંતિ છે' એમ કોઇને પણ વિવેકજ્ઞાન થતું નથી, તો તે પ્રમાણે તને પણ દેહાંતર પ્રાપ્ત થતાં 'આ ભ્રમ છે' એવું જ્ઞાન થયું ન હતું; માટે આ વિષયમાં સંદેહનું સ્થળજ નથી. હે નારદ ! હે મોટી બુદ્ધિવાળા ! માયાનો વિલાસ એવોજ છે એમ સમજો.[૩૮,૩૯] સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થએલો માણસ કાંઈ જાણતો નથી, સાંભળતો નથી અને બોલતો પણ નથી પણ તે જ્યારે જાગે છે ત્યારે 'હું આટલીવાર આવી સ્થિતિમાં હતો' એમ જાણે છે.[૪૦] આ પ્રમાણે પ્રબોધ થયા પછી 'મને ભ્રમ હતો' એમ જાણવામાં આવે છે પણ ભ્રમના સમયમાં 'આ ભ્રમ છે' એમ જાણવામાં આવતું નથી. તેમજ સ્વપ્ન અવસ્થામાં પણ નિદ્રાથી ચિત્ત ચલાયમાન થતાં મનના અનેક પ્રકારના ભેદ અને ભાવ થાય છે.[૪૧] 'મને હાથી મારવા આવે છે. હું ભાગી જવામાં સમર્થ નથી. શું કરૂં ? મારૂં કોઇ ઠેકાણું નથી કે જ્યાં હું તુરત જતો રહું'. એવી રીતની અનેક કલ્પનાઓ થાય છે.[૪૨] મરી ગએલો દાદો સ્વપ્નમાં ઘેર આવેલો જોવામાં આવે છે અને તેની સાથે સમાગમ, વાત તથા ભોજન થતું પણ માનવામાં આવે છે.[૪૩] સ્વપ્નમાં જોએલાં સઘળાં સુખ-દુઃખ જાગ્યા પછી સ્મરણમાં આવે છે અને સ્મરણ કરીને લોકોની પાસે વિસ્તારથી કહેવામાં આવે છે.[૪૪] પણ સ્વપ્નના સમયમાં 'આ મને ભ્રાંતિ થએલી છે,' એમ કોઇ પણ જાણતો નથી, એ નિશ્ચય છે. આ પ્રમાણે જ્યારે ભ્રમ હોય છે ત્યારે માયાનો વૈભવ જાણી શકાતો નથી.[૪૫] હે નારદ ! માયાના ગુણોના પરમ દુર્ઘટ પારને હું, સદાશિવ કે બ્રહ્મા પણ જાણતા નથી, ત્યારે બીજો મંદબુદ્ધિવાળો પુરૂષ તો પ્રમાણથી ક્યાંથીજ જાણી શકે ? માયાના ગુણોનું જ્ઞાન કોઇને પણ થતું નથી. (જે ધણી ત્રણ ગુણોની અંદર નથી તે પરમાત્મા છે, તો તે નિર્વિકાર હોવાથી માયાની અઘટિત ઘટના તેનાથી જાણી શકાય નહિ; અને જે ધણી ત્રણ ગુણોની અંદર છે તે પાછળથી ઉત્પન્ન થએલો હોવાનેલીધે તેનાથી પણ પોતાને ઉત્પન્ન કરનારી અનાદિસિદ્ધ માયાની અઘટિત ઘટના જાણી શકાય નહિ, માટે માયાના વૈભવને કોઈ પણ જાણતો નથી.)[૪૬,૪૭] સઘળું સ્થાવર જંગમ જગત ત્રણ ગુણોએ કરેલું છે. સંસારનો કોઈ પણ ભાગ ગુણવગરનો નથી.[૪૮] હું કે જે લોકોનો ઈશ્વર છું તેમાં સત્વ ગુણ પ્રધાન છે અને રજો ગુણ તથા તમો ગુણ ગૌણપણે રહેલા છે. તમારા પિતા બ્રહ્મામાં રજો ગુણ મુખ્ય છે અને સત્વ ગુણ તથા તમો ગુણ ગૌણપણે રહેલા છે. તેમજ સદાશિવમાં પણ તમો ગુણ મુખ્ય છે. અને સત્વ ગુણ તથા રજો ગુણ ગૌણપણે રહેલા છે, માટે અમો, ત્રણ ગુણોથી રહિત કદી પણ થતા નથી. ત્રણ ગુણોથી રહિત થએલો કોઇ પણ મહાત્મા મેં સાંભળેલો નથી.[૪૯-૫૧] એટલામાટે હે મુનિઓમાં ઉત્તમ ! માયાએ બનાવેલા, અપાર, નિસ્સાર અને પરમ દુર્ઘટ આ સંસારમાં મોહ રાખવો નહિ. માયાનો વૈભવ

જાણવામાં કાંઈ ફળ નથી પણ તેને મિથ્યા જાણીને તેમાં મોહ ન રાખવામાં ફળ છે.[૫૨] હે ભાગ્યશાળી નારદ ! તમે હમણાંજ માયા જોઇ તથા અનેક ભોગ ભોગવ્યા, તે છતાં માયાના અદ્દ્ભુત ચરિત્ર વિષે શું પૂછો છો ?[૫૩]

**दृष्टा माया त्वयाद्यैव भुक्ता भोगा ह्यनेकशः ॥**
**किंपृच्छसिमहाभागतस्याश्चरितमद्भुतम् ॥५३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૦**

---

## अध्याय ३१ मो.

## માયાનો મહિમા અને તેની શાંતિનો ઉપાય.

**व्यास उवाच**

**निशामय महाराजा ब्रवीमि विशदाक्षरम् ॥**
**माहात्म्यंखलुमायायानारदाशुमयाश्रुतम् ॥१॥**

વ્યાસ કહે છે:—હે જનમેજય રાજા ! મેં નારદજી પાસેથી માયાનું જે માહાત્મ્ય સાંભળ્યું છે તે હું સ્પષ્ટ અક્ષરથી તમારી પાસે કહું છું તે સાંભળો.[૧] નારદજીને સ્ત્રીનો દેહ પ્રાપ્ત થવા સંબંધી તેમનાજ મુખથી સાંભળ્યા પછી એ મોટા જ્ઞાની નારદમુનિને મેં ફરીવાર પૂછ્યું[૨] કે હે નારદજી ! પછી તે સમયે વિષ્ણુએ તમને શું કહ્યું અને જગતના નાથ વિષ્ણુ તમારી સાથે કયાં ગયા તે કહો.[૩]

નારદજી કહે છે:—એ મનોહર તળાવને કાંઠે એટલાં વચન બોલી વિષ્ણુએ ગરૂડપર બેસીને વૈકુંઠમાં જવાનું મન કર્યું.[૪] તે સમયે વિષ્ણુએ મને કહ્યું કે:—" હે નારદ ! તમને ગમે ત્યાં જાઓ અથવા મારી સાથે મારા લોકમાં આવો. જેમ રૂચિ હોય તેમ કરો. "[૫] વિષ્ણુનું વચન સાંભળી તેમની આજ્ઞા લઈને હું બ્રહ્મલોકમાં ગયો અને ગરૂડપર બેઠેલા વિષ્ણુ ભગવાન મને સુખદાયી આજ્ઞા કરીને તુરત વૈકુંઠમાં ગયા. વિષ્ણુ ગયા પછી બ્રહ્મલોકમાં જઇને, અનુભવમાં આવેલાં સઘળાં મહા અદ્દ્ભુત સુખ–દુ:ખોનો વિચાર કરતો કરતો હું બ્રહ્માને પ્રણામ કરી તેમની સામે ઉભો રહ્યો; તેટલી વારમાં મને ચિંતાતુર જોઈને બ્રહ્માએ નીચે પ્રમાણે પૂછ્યું.

બ્રહ્મા પૂછે છે:—હે ભાગ્યશાળી પુત્ર ! તમે કયાં ગયા હતા અને ચિંતાથી આતુર કેમ થયા છો ?[૬-૯] હમણાં તમારૂં મન સ્વસ્થ જોવામાં આવતું નથી. તમને કોઈએ છેતર્યા છે કે તમે કાંઈ અદ્દ્ભુત દીઠું છે ?[૧૦] તમને ખેદ પામેલા અને સુધ વગરના હું કેમ દેખું છું ?

નારદજી કહે છે:—આ પ્રમાણે મને બ્રહ્માએ પૂછીને આસનપર બેસાડયો ત્યારે મેં માયાના બળ સંબંધી મારૂં વૃત્તાંત તેમની પાસે કહ્યું કે:—" હે પિતા ! મહાસમર્થ વિષ્ણુએ મને બહુજ છેતર્યો.[૧૧,૧૨] મને તેમણે ઘણાં ઘણાં વર્ષોસુધી સ્ત્રીરૂપ બનાવી દીધો હતો. સ્ત્રીના દેહથી પુત્રોના શોક સંબંધી મેં મોટું દુઃખ ભોગવ્યું;[૧૩] તે પછી તેમણેજ કોમળ વચનરૂપી અમૃતથી સમજાવતાં હું સરોવરમાં નાહ્યો ત્યાં પાછો નારદ થઇ રહ્યો.[૧૪] હે બ્રહ્મા ! હું એ પ્રમાણે મોહ પામ્યો, તુરત તન્મય થઈ ગયો અને પૂર્વનું જ્ઞાન ભૂલી ગયો તેનું કારણ શું ?[૧૫] મોહના મૂળરૂપ અને ટાળ્યું ટળે નહિ એવું એ માયાનું બળ કે જેણે મારા જ્ઞાનની હાનિ કરી હતી તેને હું સ્ફુટરૂપે જાણતો નથી; સઘળાં શુભ—અશુભનો અનુભવ કરી એ સઘળું માયાથી થયું એમ મેં સારી રીતે જાણ્યું પણ એ માયા મારાથી જીતાઈ નથી માટે તમો કયા ઉપાયથી માયાને જીત્યા છો તે મને કહો. "[૧૬,૧૭] હે સત્યવતીના પુત્ર ! આ પ્રમાણે મેં પ્રાર્થના કરતાં મારા પિતા બ્રહ્માએ મંદ હાસ્ય કરીને તે પછી મને પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.[૧૮]

બ્રહ્મા કહે છેઃ—સઘળા દેવતાઓ, મહાત્મા મુનિઓ, જ્ઞાનવાળા તપસ્વીઓ અને પવનનો આહાર કરી રહેનારા યોગીઓથી પણ એ માયા જીતી શકાતી નથી.[૧૯] એ મોટા બળવાળી માયાને સઘળી રીતે જાણવામાં હું, વિષ્ણુ કે પાર્વતીના પતિ સદાશિવ પણ સમર્થ નથી. સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારી તથા કાળ, કર્મ અને સ્વભાવ આદિ નિમિત્ત કારણોથી વીંટાએલી એ મહામાયા જાણી શકાય એમ નથી.[૨૦,૨૧] હે ઉત્તમ બુદ્ધિવાળા! માયાના એ મોટા બળવિષે તમે મુંઝાઓ માં. અમો સઘળા પણ મોહ પામેલા છીએ માટે તમને મોહ થયાવિષે તમારે કાંઇ પણ વિસ્મય કરવો નહિ. ( અજ્ઞાની લોકો આવરણશક્તિ તથા વિક્ષેપશક્તિ, એ બન્નેથી મોહ પામેલા છે અને અમો જ્ઞાની લોકો આ વર્ત્તમાન દેહ છે ત્યાંસુધી કેવળ વિક્ષેપ શક્તિથી મોહ પામેલા છીએ.)"[૨૨]

નારદજી કહે છેઃ—હે વ્યાસ! આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી, વિસ્મયરહિત થઈ તેમની આજ્ઞા લઈને ઉત્તમ તીર્થોને જોતા જોતા હું અહીં આવેલો છું.[૨૩] માયાનું પ્રાબલ્ય એવી રીતનું છે માટે તમે પણ કૈરવોના નાશ સંબંધી મોહને છોડી દઈ પરમાનંદરૂપ ભગવતીમાં નિષ્ઠા રાખતાં આ સ્થળમાં કાલક્ષેપ કરો. (જગત ઉપર કે જગત સંબંધી મોહ ઉપર દૃષ્ટિ નહિ કરતાં જીવન્મુક્તિના લાભનેવાસ્તે ભગવતીના સ્વરૂપમાં એકાગ્ર થાઓ. એકાગ્રતા રાખતાં પણ કોઇ સમયે પ્રારબ્ધનેલીધે ચિત્ત ઉઠે તો પછી વિક્ષેપ ભોગવવોજ જોઈએ. એમ નહિ થવાનો કોઈ ઉપાય નથી.)[૨૪] પોતે કરેલાં શુભ—અશુભ કર્મો અવશ્ય ભોગવવાંજ પડે છે એવો હૃદયમાં નિશ્ચય કરીને જેમ સુખ પ્રાપ્ત થાય તેમ વિચરો.[૨૫]

વ્યાસ કહે છેઃ—હે જનમેજય રાજા! આ પ્રમાણે મને સમજાવીને નારદજી મારા આશ્રમમાંથી ગયા અને હું તે મુનિએ કહેલાં વાક્યનું ચિંતન કરતાં સરસ્વતીને કાંઠેજ રહ્યો હતો. એ સ્થળમાં રહી કાલક્ષેપ કરવાને વાસ્તે ઉત્તમ સારસ્વત કલ્પમાં *મેં સર્વ સંશયોનો નાશ કરનારૂં, અનેક આખ્યાનોવાળું અને વેદનાં પ્રમાણોવાળું આ ભાગવત નામનું ઉત્તમ પુરાણ કર્યું હતું. હે રાજાઓમાં ઉત્તમ! માયાજ સર્વ પદાર્થોના કારણરૂપ છે એમાં સંદેહ રાખવો નહિ. જેમ કોઈ ઇંદ્રજાળ કરનારો પુરૂષ પોતાના સ્વાધીનમાં રહેલી લાકડાની પુતળીને હાથમાં લઇને પોતાની ઇચ્છા પ્રમાણે બહુજ નચાવે છે તેમ માયા પણ આ બ્રહ્માથી તે સ્તંભ પર્યંત સ્થાવર—જંગમ જગતને નચાવે છે. દેવ, દૈત્ય તથા મનુષ્યોસહિત, પાંચ ઇંદ્રિયોવાળું અને મનની કલ્પનાને અનુસરનારૂં આ જગત માયાથીજ નાચ્યા કરે છે.[૨૬-૩૧] હે રાજા! સર્વથા ત્રણ ગુણોજ સઘળાંઓનું કારણ છે, માટે સઘળા કાર્ય—પદાર્થોમાં તેઓ વર્ત્તે છે.[૩૨] જે કાર્ય હોય તે કારણથી સંયુક્તજ હોય એવો નિશ્ચય છે. માયાથી ઉત્પન્ન થએલા એ ગુણો ભિન્ન ભિન્ન સ્વભાવવાળા છે. સત્વ ગુણનો શાંત સ્વભાવ છે, રજોગુણનો ઘોર સ્વભાવ છે અને તમો ગુણનો મૂઢ સ્વભાવ છે.[૩૩] એઓમાં પરસ્પરની મિશ્રતા કરીને પ્રસ્તાર કરીએ તો તેઓના અનેક ભેદ થાય છે. પુરૂષ સર્વદા એ ગુણોથી યુક્તજ છે માટે તેઓથી રહિત કેમ થાય? જેમ વસ્ત્ર તંતુઓથી રહિત હોતુંજ નથી તેમ સંસારમાં દેહધારી, ગુણોથી રહિત હોતોજ નથી

* 'સારસ્વત કલ્પમાં' એ શબ્દમાંથી એવો પણ અર્થ ટીકાકારે લખ્યો છે કે દેવીના આવિર્ભાવ આદિ જે વૃત્તાંતો સારસ્વત કલ્પમાં થયા હતા તે વૃત્તાંતોને લઇને આ ભાગવત પુરાણ કર્યું છે.

એવો નિશ્ચય છે.[૩૪] હે રાજા! જેમ ઘડો માટી વગરનો હોતો નથી, તેમ દેવ, મનુષ્ય કે પશુ-આદિ કોઇનો પણ દેહ ગુણો વગરનો હોતો નથી. એ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણે દેવ ગુણવાળા હોવાનેલીધે તે ગુણોના યોગથી કોઈ સમયે પ્રીતિવાળા, કોઈ સમયે અપ્રીતિવાળા અને કોઈ સમયે ખેદવાળા થાય છે.[૩૫,૩૭] બ્રહ્મા કોઈ સમયે સત્વ ગુણમાં હોય છે ત્યારે શાંત, સમાધિવાળા, જ્ઞાનવાળા અને સર્વ પ્રાણિઓ ઉપર પ્રીતિવાળા થાય છે.[૩૮] એજ બ્રહ્મા કોઈ સમયે ઘણા સત્વ ગુણથી રહિત થઇને રજો ગુણથી ઘેરાય છે ત્યારે ઘોર રૂપવાળા અને સર્વ પદાર્થોમાં અપ્રીતિ-વાળા થાય છે.[૩૯] તેમજ એ બ્રહ્મા જ્યારે વૃદ્ધિ પામેલા તમો ગુણથી ઘેરાય છે ત્યારે ખેદવાળા અને મૂઢ થઈ જાય છે. એ ફેરફારો ગુણો વિના થતા નથી.[૪૦] સર્વદા સત્વગુણી કહેવાતા વિ-ષ્ણુમાં પણ જ્યારે સત્વ ગુણ વધે છે ત્યારે તે વિષ્ણુ શાંત, પ્રીતિવાળા અને જ્ઞાનવાળા થાય છે.[૪૧] જ્યારે રજો ગુણ વધે છે ત્યારે તે ગુણના બળથી સર્વ પ્રાણિઓપર અપ્રીતિવાળા અને ઘોર થાય છે અને તમો ગુણ વધે છે ત્યારે ખેદવાળા અને મોહવાળા થાય છે.[૪૨] રૂદ્રમાં પણ જ્યારે સત્વ ગુણ વધે છે ત્યારે તે પ્રીતિવાળા તથા શાંત થાય છે, રજો ગુણ વધે છે ત્યારે ઘોર તથા પ્રીતિ વગરના થાય છે અને તમો ગુણ વધે છે ત્યારે મૂઢ અને ખેદવાળા થાય છે. એ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આદિ, સૂર્ય તથા ચંદ્રના વં-શમાં ઉત્પન્ન થએલા મહાત્મા રાજાઓ, અને યુગે યુગે બદલી જતા ચૌદ મનુ આદિ લોકો પણ ગુણોને આધીન છે, ત્યારે આ સંસારમાં બીજાઓની તો શીજ વાત કરવી? હે રાજા-ઓમાં ઉત્તમ! દેવ, અસુર અને મનુષ્યો સ-હિત સઘળું જગત માયાનેજ આધીન છે માટે 'વિષ્ણુ સર્વજ્ઞ છતાં ઘોડારૂપ કેમ થયા હતા?' ઇત્યાદિ સંદેહ કદી પણ કરવા નહિ. માયાને આધીન રહેતો પ્રાણી સર્વદા માયાને અનુ-સરીનેજ ચેષ્ટા કરે છે.[૪૩-૪૭] તે માયા સર્વદા અખંડ જ્ઞાનરૂપ પરતત્વ ભગવતીમાં રહે છે અને ભગવતીની પ્રેરણાથી તેમને આધીન રહીને જીવોમાં વર્ત્તે છે;[૪૮] એટલામાટે માયાનાં ઈશ્વરી અને સચ્ચિદાનંદરૂપ પરમેશ્વરી ભગ-વતી કે જે અખંડ જ્ઞાનરૂપ અને માયાના અ-ધિષ્ઠાનરૂપ છે તેમનું ધ્યાન, તેમનું આરાધન, તેમને પ્રણામ તથા તેમનોજ જપ કરવો જો-ઇએ. આમ કરવાથી તે ભગવતી દયા ધરીને પ્રાણીને માયામાંથી મુક્ત કરે છે. ભજન કર-નારા પ્રાણીને પોતાનો સાક્ષાત્કાર આપી ભગ-વતી તેના ઉપરથી પોતાની સઘળી માયાને સમેટી લે છે, તેથી પછી એ પ્રાણીને કદી પણ માયાની પીડા થતી નથી. 'ભુવન' એ માયાનું નામ છે અને 'ઈશ્વરી' એ સ્વામિનીનું નામ છે, તે ઉપરથી 'માયાનું નિયમન કરનારાં' એવા અર્થનું, ત્રૈલોક્યમાં સર્વોત્કૃષ્ટ ભગવતીનું 'ભુવ-નેશ્વરી' એ નામ કહેવાય છે. હે રાજા! જો એમ-ના રૂપમાં સર્વદા ચિત્ત આસક્ત રહે તો માયા કે જે સત્ અને અસત્થી પણ વિલક્ષણ છે તેથી શું થવાનું છે? (અગ્નિ સમીપમાં હોય ત્યાં ટાઢની પીડા થવી સંભવેજ નહિ) એટ-લામાટે માયાને દૂર કરવાસારૂ દેવીનુંજ ભજન કરવું. બીજા કોઇ દેવનું ભજન કરવું નહિ. સચ્ચિદાનંદરૂપ ભગવતી વિના બીજો કોઇ દેવ માયાને મટાડવામાં સમર્થ નથી. રજ્જુમાં ભ્રાંતિથી થએલો સર્પ વિષ્ણુ આદિ દેવતાઓના આરાધનથી, તેઓના અનુગ્રહથી કે અશ્વમેધ આદિ કર્મોથી મટતો નથી પણ અધિષ્ઠાનરૂપ રજ્જુના જ્ઞાનથીજ મટે છે. તેમ રજ્જુ-સર્પની પેઠે ભાસતી માયાનો, વિષ્ણુ આદિની ઉપાસ-

નાથી કે અશ્વમેધ આદિ કર્મોથી નાશ થાય નહિ, પણ માયાના અધિષ્ઠાનરૂપ ભગવતીના આરાધનપૂર્વક અનુભવથીજ થાય છે. જેમ અંધકારના સમૂહનો નાશ કરવામાં અંધકાર સમર્થ નથી પણ સૂર્ય, ચંદ્ર, વિજળી અને અગ્નિ આદિની પ્રભાજ સમર્થ છે, તેમ માયારૂપી અંધકારનો નાશ કરવામાં માયાના અધિકારરૂપ વિષ્ણુ આદિ દેવ સમર્થ નથી, પણ સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ ભગવતીજ સમર્થ છે. આ પ્રમાણે છે એટલામાટે માયાના ગુણોની નિવૃત્તિનેવાસ્તે જગદંબા કે જે માયાનાં ઈશ્વરી અને સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ છે, તેમનું ઘણી પ્રીતિથી આરાધન કરવું જોઇએ. હે રાજાઓમાં ઉત્તમ ! તમે જે વૃત્રાસુરના વધ આદિવિષે પૂછ્યું હતું તે સઘળાંની કથા મેં વિસ્તારથી તમારી પાસે કહી.[४८-५६] હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો? ભગવતી ભાગવત નામના પુરાણનું આ પૂર્વાર્દ્ધ મેં તમારી પાસે કહ્યું કે જેમાં દેવીના મહિમાનું વિસ્તારથી ઉપપાદન થયું. હે ઉત્તમ નિયમોવાળા રાજા! આ શ્રી જગદંબાનું રહસ્ય ગમે તેને આપવું નહિ પણ જે શિષ્ય અથવા મોટા પુત્ર, પ્રીતિમાન, શાંત, દેવીની ભક્તિમાં આસક્ત અને ગુરૂની ભક્તિવાળો હોય તેનેજ આપવું.[५७-५९] જે માણસ સઘળી કથાઓના સારરૂપ, સઘળા વેદ સમાન અને ઉત્તમ પ્રમાણવાળા આ પુરાણને ભક્તિપૂર્વક પરમ ભાવથી ભણે અથવા સાંભળે તે માણસ આ સંસારમાં ધનવાન અને જ્ઞાનવાન થાય છે.[६०]

इदमखिलकथानां सारभूतं पुराणं
निखिलनिगमतुल्यं सत्प्रमाणानुविद्धम् ॥
पठति परमभावाद्यः शृणोतीह भक्त्या
स भवति धनवान्वै ज्ञानवान्मानवोत्र ॥६०॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના ષષ્ઠ સ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૧

समाप्तमिदं श्रीभगवतीभागवतपूर्वार्द्धम् ॥

શ્રી ભગવતી ભાગવતનું પૂર્વાર્દ્ધ પૂરું થયું.

## षष्ठस्कंध समाप्त

# श्रीमद् भगवती भागवत

## सप्तमस्कंध

### अध्याय १ लो.

### સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓની કથાનો ઉપક્રમ

**सूत उवाच**

**श्रुत्वैतां तापसा दिव्यांकथांराजामुदान्वितः॥**
**व्यासं पप्रच्छ धर्मात्मापारीक्षितसुतःपुनः॥१॥**

સૂત કહે છેઃ–હે તપસ્વીઓ ! એ પ્રમાણે દિવ્ય કથા સાંભળીને રાજી થએલા પરીક્ષિતના પુત્ર ધર્માત્મા જનમેજય રાજાએ ફરીવાર નીચે પ્રમાણે વ્યાસને પૂછ્યું.[1]

જનમેજય પૂછે છેઃ–હે સ્વામી ! સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓના વંશનો વિસ્તાર સઘળી રીતે સાંભળવાને ઇચ્છું છું.[2] હે નિર્દોષ ! હે સર્વજ્ઞ ! પાપોનો નાશ કરનારી એ બન્ને વંશની કથા, અને તે વંશોમાં થએલા રાજાઓનાં ચરિત્ર વિસ્તારથી કહો.[3] એ સઘળા રાજાઓ જગદંબાના ભક્ત હતા એમ મેં સાંભળ્યું છે માટે દેવીના ભક્તોનું ચરિત્ર સાંભળતાં કોને તૃપ્તિ થાય ?[4]

સૂત કહે છેઃ—આ પ્રમાણે રાજાએ પૂછતાં મુનિઓમાં ઉત્તમ વેદવ્યાસે પ્રસન્ન થઈને તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[5]

વ્યાસ કહે છેઃ–હે મોટા રાજા ! સૂર્ય તથા ચંદ્રવંશી રાજાઓની અને તેઓના પ્રસંગથી બીજા રાજાઓની ઉત્પત્તિ પણ વિસ્તારથી કહું છું તે સાંભળો.[6] વિષ્ણુના નાભિકમળમાંથી ચાર મુખવાળા બ્રહ્મા ઉત્પન્ન થયા. તેમણે તપ કરી તથા માયાબીજનો જપ કરીને જગદંબાનું આરાધન કર્યું છે.[7] જગદંબાની પાસેથી વરદાન મેળવીને બ્રહ્મા જગતને રચવામાં સજ્જ થયા પણ મનુષ્યોની સૃષ્ટિ કરી શકયા નહિ.[8] તેમણે સૃષ્ટિનેસારૂ ચિત્તમાં ઘણો ઘણો વિચાર કર્યો તથા સૃષ્ટિની રચના કરી તોપણ તે સૃષ્ટિ તુરત વિસ્તાર પામી નહિ.[9] પછી બ્રહ્માએ પોતાના મનમાંથી સાત પુત્રો ઉત્પન્ન કર્યા. મરીચિ, અંગિરા, અત્રિ, વસિષ્ઠ, પુલહ, ક્રતુ અને પુલસ્ત્ય એવાં નામોથી એ સાત પુત્રો પ્રખ્યાત થયા.[10] બ્રહ્માના રોષમાંથી રૂદ્ર ઉત્પન્ન થયા. ખોળામાંથી નારદજી થયા અને અંગુઠામાંથી દક્ષ પ્રજાપતિ થયા. સનક આદિ બીજા પુત્રો પણ તેમના મનમાંથી થયા.[11] હે રાજા ! બ્રહ્માના ડાબા અંગુઠામાંથી સર્વ અંગોમાં રૂપાળી દક્ષ પ્રજાપતિની સ્ત્રી ઉત્પન્ન થઇ કે જે પુરાણોમાં 'વીરિણી' અને 'અસિક્ની' એવાં બે નામોથી પ્રખ્યાત છે.[12] દેવર્ષિઓમાં ઉત્તમ અને બ્રહ્માના માનસ * પુત્ર નારદજી બીજા જન્મમાં એ વીરિણીથી જન્મ્યા હતા.[13]

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ ! મહાતપસ્વી નારદજી દક્ષ પ્રજાપતિથી વીરિણીમાં ઉત્પન્ન થયાનું તમે જે કહી ગયા તે વિષે મને

* જોકે નારદજી બ્રહ્માના ખોળામાંથી ઉત્પન્ન થયા એમ પ્રથમ કહેવાઇ ગયું છે તોપણ કોઇ કલ્પમાં બ્રહ્માના મનથી પણ થયા હતા તેથી અહીં તેમને માનસ પુત્ર કહ્યા છે.

સંશય થયો છે.[14] બ્રહ્માના પુત્ર, ધર્મને જાણનાર અને તપસ્વીઓમાં ઉત્તમ નારદ મુનિ દક્ષની વીરિણીમાં કેમ ઉત્પન્ન થયા ?[15] દક્ષની સ્ત્રીમાં નારદજીનો બીજો જન્મ થયાની આ વિચિત્ર વાત તમે કહી માટે તે વિસ્તારથી કહો.[16] મહાવિદ્વાન નારદજીએ પ્રથમનો દેહ કેમ મૂક્યો, કોના શાપથી મૂક્યો અને બીજો જન્મ કેવી રીતે લીધો ?[17]

વ્યાસ કહે છે;–પ્રથમ બ્રહ્માએ સૃષ્ટિની વૃદ્ધિ કરવાનેસારૂ 'ઘણી પ્રજાની સૃષ્ટિ કરો!' એમ આજ્ઞા કરતાં શક્તિવાળા દક્ષ પ્રજાપતિએ વીરિણીમાં બલવત્તર પાંચ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા.[18,19] દક્ષના એ સઘળા પુત્રોને સૃષ્ટિ વધારવાની ઈચ્છાવાળા જોઈને કાળે પ્રેરેલા દેવર્ષિ નારદજીએ હસતાં હસતાં તેઓને કહ્યું કેઃ–" તમો પૃથ્વીનું પ્રમાણ જાણ્યા વિના પ્રજાની સૃષ્ટિ કરવાની ઇચ્છા કેમ કરો છે ? આમ કરવાથી લોકો તમારી હાંસી કરશે, એમાં સંશય નથી.[20,21] પૃથ્વીનું પ્રમાણ જાણ્યા પછી સૃષ્ટિનો ઉદ્યમ કરવો જોઈએ. જે કામ સમજીને કરવામાં આવે તે સિદ્ધ થાય છે. સમજ્યા વગર કરેલું કામ સિદ્ધ થતું નથી એવો નિશ્ચય છે.[22] તમો પૃથ્વીના સ્વરૂપને જાણ્યા વિના પ્રજા ઉત્પન્ન કરવામાં સજ્જ થયા છો માટે મૂર્ખ છો. તમારૂં એ કામ શી રીતે સિદ્ધ થશે?"[23] નારદજીએ આ પ્રમાણે કહેતાં તે દક્ષના હર્યશ્વ નામના પુત્રો દૈવયોગથી તુરત પરસ્પરને કહેવા લાગ્યા કે "નારદજી ઠીક કહે છે. આપણે પૃથ્વીનું પ્રમાણ જાણ્યા પછી સારી રીતે પ્રજાની સૃષ્ટિ કરીશું." નારદજીના વચન ઉપરથી તેઓ સઘળા આ પ્રમાણે વિચારી પૃથ્વીનું સઘળું પ્રમાણ જાણવાનેસારૂ નીકળ્યા.[24-25] એ હર્યશ્વો ઉત્સાહ ધરીને કેટલાએક પૂર્વમાં, કેટલાએક દક્ષિણમાં, કેટલાએક પશ્ચિમમાં અને કેટલાએક ઉત્તરમાં ગયા. દીકરાઓને જતા રહેલા જોઇ શોકથી બહુજ પીડાએલા દક્ષે પ્રજાનેસારૂ નિશ્ચય કરીને બીજા પુત્રો ઉત્પન્ન કર્યા. દક્ષના એ બીજીવારના પુત્રો પણ પ્રજાની સૃષ્ટિ કરવાને સજ્જ થયા.[26-28] તેઓને જોઈ નારદજીએ તેઓના મોટા ભાઇઓને જે વચન કહ્યું હતું તેજ તેઓને પણ કહ્યું કેઃ–"પૃથ્વીનું પ્રમાણ જાણ્યા વિના કયા કારણથી તમો પ્રજાની સૃષ્ટિ કરવા સજ્જ થએલા છો ? જાણ્યા વિના આરંભ કરો છો માટે મૂર્ખ છો" એઓ પણ નારદજીનાં વચન સાંભળી મોહથી તે વચનોને સત્ય માની જેમ પૂર્વે પોતાના મોટા ભાઇઓ ચાલી નીકળ્યા હતા તેમ ચાલી નીકળ્યા. બીજી વારના પુત્રોને પણ ચાલી નીકળેલા જોઇ કોપ પામેલા દક્ષે પુત્રોના શોકથી થએલા ઉગ્ર રોષથી નારદજીને શાપ દીધો કે "હે દુષ્ટબુદ્ધિવાળા ! તેં મારા પુત્રોનો નાશ કર્યો એટલામાટે તું પણ નાશ પામીને ગર્ભવાસ પામ. તેં મારા પુત્રોને ભ્રષ્ટ કર્યા માટે તું મારોજ પુત્ર થા.[29-33] આ પ્રમાણે શાપ મળવાથી નારદજી વીરિણીના ઉદરથી જન્મ્યા હતા. પછી ઉત્તમ ધર્મને જાણનારા દક્ષે પુત્રોનો શોક છોડી દઇને વીરિણીમાં સાઠ દીકરીઓ ઉત્પન્ન કરી હતી એમ અમે સાંભળ્યું છે.[34] એ સાઠ દીકરીઓમાં મહાત્મા કશ્યપને તેર, ધર્મને દશ, ચંદ્રને સત્તાવીશ, ભૃગુને બે, અરિષ્ટનેમિને ચાર, કૃશાશ્વને બે અને અંગિરાને બે આપી હતી. એ દક્ષની પુત્રીઓના દીકરા પૌત્રો મહાબળવાન દાનવ અને દેવતાઓ થયા. એ સઘળાઓ પરસ્પરના વિરોધી,[35-37] રાગદ્વેષવાળા, મોહથી ઘેરાએલા, વીર, પરસ્પરનું ભુંડું કરનારા અને મહામાયાવી થયા.[38]

रागद्वेषान्विताः सर्वे परस्परविरोधिनः ॥
सर्वे मोहवृताः शूरा ह्यभवन्नतिमायिनः ॥३८॥
ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧

## अध्याय २ जो.

### શર્યાતિની પુત્રી સુકન્યાની કથા

**जनमेजय उवाच**

समाख्याहि महाभाग राज्ञां वंशं सुविस्तरं ॥
सूर्यान्वयप्रसूतानां धर्मज्ञानां विशेषतः ॥१॥

જનમેજય પૂછે છેઃ—હે વેદવ્યાસ ! સૂર્યના વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનો વંશ મને વિસ્તારથી કહો અને તેઓમાં પણ જેઓ ધર્મવેત્તા થયા હોય તેઓ વિષે વિશેષથી કહો.[1]

વ્યાસ કહે છેઃ—હે જનમેજય ! પૂર્વે ઋષિઓમાં ઉત્તમ નારદજીની પાસેથી જેવું મેં સાંભળ્યું છે તે પ્રમાણે સૂર્યના વંશનો વિસ્તાર કહું છું તે સાંભળો.[2] એક દિવસે મહાત્મા નારદજી ફરતાં ફરતાં પોતાની ઈચ્છાથી સરસ્વતીને કાંઠે મારા પવિત્ર આશ્રમમાં આવ્યા.[3] તેમના ચરણમાં પ્રણામ કરીને હું તેમની આગળ ઉભો રહ્યો. પછી તેમને આદરપૂર્વક આસન આપી તથા વિધિ સહિત પૂજીને મેં કહ્યું કે—:"હે મુનિઓમાં ઉત્તમ! આપના પધારવાથી હું પવિત્ર થયો છું.[4,5] હે સર્વજ્ઞ ! મને રાજાઓના ચરિત્રવાળી કથા કહો. સાતમા આ વૈવસ્વત મનુના કુલમાં જે રાજાઓ થયા હોય તેઓની ઉત્પત્તિ અને તેઓનું પરમ અદ્ભુત ચરિત્ર મને સંભળાવો.[6-7] હું સૂર્યવંશનો વિસ્તાર સાંભળવા ઇચ્છું છું માટે યોગ્ય લાગે ત્યાં સંક્ષેપ અને યોગ્ય લાગેત્યાં વિસ્તાર કરીને મને સૂર્યવંશની કથા કહો." હે રાજા! મેં આ પ્રમાણે પૂછતાં રાજી થએલા પરમાર્થને જાણનારા નારદજીએ હસી પ્રેમથી મને બોલાવીને નીચે પ્રમાણે કહ્યું.

નારદજી કહે છેઃ—હે સત્યવતીના પુત્ર ! પવિત્ર, કામને સુખ આપનાર તથા જ્ઞાનાદિકથી ભરેલી રાજાઓના ઉત્તમ વંશની કથા સાંભળો. જગતના કર્ત્તા બ્રહ્મા પ્રથમ વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા હતા એમ પુરાણોમાં પ્રસિદ્ધ છે. સર્વને જાણનાર, સર્વના કર્ત્તા, જગતના નિયંતા અને સઘળી શક્તિવાળા એ બ્રહ્માએ પૂર્વે સૃષ્ટિની ઇચ્છાથી દશ હજાર વર્ષ સુધી તપ કરી જગદંબાનું આરાધન કરી સર્વોત્તમ શક્તિ પામીને મનમાંથી શુભ લક્ષણવાળા પુત્રો ઉત્પન્ન કર્યા. એ પુત્રોમાં મરીચિ નામનો પુત્ર સૃષ્ટિના કામમાં બહુ પ્રખ્યાત થયો.[8-13] મરીચિનો, સર્વમાં માન પામેલો કશ્યપ નામનો પ્રખ્યાત પુત્ર થયો. દક્ષ પ્રજાપતિની તેર દીકરીઓ એ કશ્યપની સ્ત્રીઓ હતી.[14] સર્વ દેવ, દૈત્ય, યક્ષ, નાગ, પશુ અને પક્ષીઓ એઓથી ઉત્પન્ન થયાં એટલામાટે કાશ્યપી સૃષ્ટિ કહેવાય છે.[15] દેવતાઓમાં વિવસ્વાન નામના સૂર્ય બહુ પ્રખ્યાત છે. એ સૂર્યનો પુત્ર વૈવસ્વત મનુ રાજા થયો.[16] વૈવસ્તનો સૂર્યવંશને વધારનાર ઇક્ષ્વાકુ નામનો પુત્ર થયો. એ મનુને ઈક્ષ્વાકુ પછી બીજા પણ નવ પુત્રો થયા હતા.[17] તેઓનાં નામ કહું છું તે એકાગ્રચિત્તથી સાંભળો. નાભાગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, પ્રાંશુ, નૃગ, દિષ્ટ, કરૂષ અને પૃષધ્ર, એ નામના એ નવ પુત્રો હતા.[18,19] મનુના પહેલા પુત્ર ઇક્ષ્વાકુને સો પુત્ર થયા હતા તેઓમાં વિકુક્ષિ નામનો પુત્ર મોટો હતો અને તે વિચક્ષણ હતો.[20] વૈવસ્તના પુત્ર અને તેનાજ મન્વંતરમાં જન્મેલા બીજા નવ જણાઓમાં કેટલાએકનો વંશ સંક્ષેપથી કહું છું તે સાંભળો.[21] નાભાગનો અંબરીષ નામે પુત્ર થયો. એ

અંબરીષ પ્રતાપી, ધર્માત્મા, સત્યપ્રતિજ્ઞાવાળો અને પ્રજાના પાલનમાં તત્પર હતો.[૨૨] ધૃષ્ટના વંશમાં ધાર્ષ્ટક નામના ક્ષત્રિયો થયા એઓ સંગ્રામથી બ્હીકણ હતા અને સારી રીતે બ્રાહ્મણોનાં કર્મ કરતા હતા તેથી ઘણા ખરા બ્રહ્મક્ષત્રિય કહેવાયા હતા.[૨૩] શર્યાતિને આનર્ત્ત નામનો પ્રખ્યાત પુત્ર અને સુકન્યા નામની રૂપ તથા લાવણ્યથી શોભતી પુત્રી, એ બે સંતાન થયાં હતાં.[૨૪] રાજાએ એ રૂપાળી કન્યા આંધળા ચ્યવન મુનિને આપી હતી અને તેના શીલના ગુણનેલીધે સૂર્યના પુત્ર અશ્વિનીકુમારોએ તેમને દેખતા કર્યા હતા એવું અમે સાંભળ્યું છે.

જનમેજય પૂછે છેઃ–હે મુનિ ! આ તમે કહેલી કથામાં મને મોટો સંદેહ થાય છે કે "રાજાએ આંધળા મુનિને પોતાની રૂપાળી કન્યા કેમ આપી ? દીકરી કરૂપડી, ગુણ વગરની કે સ્ત્રીઓનાં લક્ષણ વગરની હોય તો રાજા આંધળાને આપે એ સંભવિત છે પણ રૂપાળી અને ગુણવાળી દીકરી જાણી જોઇને આંધળાને કેમ આપી ?"આ વિષે જે કારણ હોય તે કહો. તમે સર્વદા મારા ઉપર અનુગ્રહ રાખો છો.

સૂત કહે છેઃ—આ પ્રમાણે જનમેજય રાજાનું વચન સાંભળી પ્રસન્ન થએલા વેદવ્યાસે હસીને તેમને નીચે પ્રમાણે કહ્યું.

વ્યાસ કહે છેઃ–વૈવસ્વત મનુના દીકરા શર્યાતિ રાજાને ચાર હજાર રાણીઓ હતી. એ સઘળી ઉત્તમ રૂપવાળી, રાજાઓની દીકરીઓ, સઘળાં શુભ લક્ષણવાળી, પ્રેમવાળી અને શર્યાતિ રાજાને બહુજ પ્યારી હતી. સઘળી રાણીઓને સુકન્યા નામની એકજ દીકરી હતી.[૨૫-૩૨] તે સુકન્યા પિતા તથા માતાઓને વહાલી, રૂપાળી અને સુંદર મંદહાસ્યવાળી હતી. શર્યાતિના નગરથી થોડેક છેટે માનસ સરોવર જેવું એક તળાવ હતું.[૩૩] એ તળાવમાં પગથીઆં તથા માર્ગ બાંધ્યા હતા. સ્વચ્છ પાણી ભર્યું હતું. હંસ, કારંડવ, ચક્રવાક, બપૈયા, અને સારસ આદિ સઘળાં પક્ષીઓનાં ટોળાં તેમાં આનંદ કરતાં હતાં. પાંચ પ્રકારનાં કમળો ઉઘડી રહ્યાં હતાં. પુષ્પોમાં ભ્રમરાઓ ગુંજાર કરી રહ્યા હતા.[૩૪,૩૫] આસપાસ અનેક ઝાડ વ્યાપી રહ્યાં હતાં. સાલ, તમાલ, દેવદાર, પુન્નાગ, આસોપાલવ, વડ, પીપળ, કદંબ, કેળનાં વન, લીંબુ, બીજોરાં, ખજુરીઓ, પનસ, સોપારી, નાળીએર, કેતકી, કાંચનાર, જુઇની તથા માલતીની ઘેરી લતાઓ, જાંબુ, આંબા, આંબલીઓ, કરંજ, કાંટાઅશેરીયા, ખાખરા, લીંબડા, ખેર, બિલાં અને આમળાનાં વૃક્ષો ચારેકોર શોભી રહ્યાં હતાં.[૩૬,૩૮] કોયલના અને મોરના સુંદર ટૌકારા થઇ રહ્યા હતા. એ તળાવની પાસે વૃક્ષોના સમૂહવાળા સુંદર પ્રદેશમાં ભૃગુના પુત્ર મહાત્મા ચ્યવન મુનિ રહ્યા હતા. એ સ્થળને નિર્જન જાણી ત્યાં રહેલા ચ્યવન મુનિ દૃઢ આસન વાળી, મૌન ધરી, પ્રાણવાયુને જીતી, ઇંદ્રિયોનો નિગ્રહ કરી અને આહાર તથા જળપાન આદિને પણ છોડી દઇ એકાગ્રપણાથી તપ કરતા હતા અને જગદંબાનું ધ્યાન કરતા હતા. ઘણો કાળ છતાં તેના ઉપર લતાઓથી વીંટાએલો રાફડો થઇ ગયો હતો.[૪૦,૪૩] તે રાફડો કીડીઓથી વ્યાપ્ત થઈ ગયો હતો. ચારેકોરથી વીંટાઇને ચ્યવન મુનિ માટીના પીંડાની પેઠે રહ્યા હતા.[૪૪] ત્યાં કોઇ દિવસે એ શર્યાતિ રાજા અનેક સ્ત્રીઓની સાથે એ ઉત્તમ તળાવમાં વિહાર કરવા સારૂ આવ્યો. સુંદરીઓના સમૂહથી વીંટાએલો એ રાજા નિર્મળ જળમાં કમળોના વનમાં ક્રીડા કરવા લાગ્યો.[૪૫-૪૬] તે વખતે તેની દીકરી સુકન્યા પોતાની સખીઓની સાથે એ ચ્યવન મુનિવાળા

વનમાં જઇને રમવા લાગી. વિજળી જેવી ચપળ, સઘળાં આભરણોવાળી અને જેનાં ઝાંઝર ઝમકતાં હતાં એવી એ સુન્કયા ફૂલ વીણવા સારૂ ફરતાં ફરતાં ચ્યવન મુનિના રાફડાની પાસે આવી.[47,48] રમત કરવાની આસક્તિનેલીધે તે કન્યા રાફડાની પાસે બેઠી ત્યાં તે રાફડાના છિદ્રમાં પતંગીઆ જેવાં બે તેજ તેના જોવામાં આવ્યાં.[49] 'આ શું હશે' એમ વિચાર કરી ઉતાવળથી તીક્ષ્ણ કાંટા લઇને તેનાથી એ બે તેજને કહાડી લેવાનું મન કર્યું.[50] તેટલી વારમાં પાસે ઉભેલી, કામદેવની સ્ત્રી જેવી રૂપાળી, પાતળા પેટવાળી અને સારા કેશવાળી તે સુકન્યા ચ્યવન મુનિના જોવામાં આવી.[51] એ સુંદર કન્યાને જોઇ ભૂખથી લેવાઇ ગએલા કંઠવાળા ચ્યવન મુનિએ તેને કહ્યું કેઃ-"અરે ! આ શું કરે છે ?[52] હે મોટાં નેત્રવાળી ! હે રૂડા મુખવાળી ! હે પાતળા પેટવાળી ! દૂર જા. હું તપસ્વી છું. તું આ રાફડામાં કાંટા ઘોંચીશ માં."[53] ચ્યવન મુનિ આ પ્રમાણે બોલતા હતા તોપણ તેના સ્વર નહિ સાંભળતાં 'આ શું છે' એમ કહી દૈવની પ્રેરણાથી કાંટા ઘોંચીને સુકન્યાએ તેની આંખો ફોડી નાખી.[54] આ પ્રમાણે કરીને તે સુકન્યા ત્યાંથી ગઈ પણ રમતાં રમતાં તેના મનમાં શંકા થવા લાગી કે 'આ તે મેં શું કર્યું'?[55] મહા ક્રોધી સ્વભાવવાળા ચ્યવન મુનિ પોતાની આંખો ફુટી જવાથી બહુજ વેદના તથા પરિતાપ પામ્યા અને તેમને ભારે ક્રોધ ચડયો.[56] એમના ક્રોધથી તુરતજ સેનાવાળાઓનાં વિષ્ઠા તથા મૂત્ર રોકાઈ ગયાં અને રાજા તથા તેના કારભારીઓનાં તો બહુજ રોકાઈ ગયાં. હાથી, ઊંટ અને ઘોડા આદિ સઘળાં પ્રાણીઓને પણ ચારેકાર એ રોગ ઉત્પન્ન થતાં શર્યાતિ રાજાને બહુજ દુઃખ થયું.[57,58] સેનાવાળાઓએ પોતાનાં વિષ્ઠા તથા મૂત્ર રોકાઇ જવાની રાજાની પાસે વાત કરી. શર્યાતિરાજા દુઃખની ઉત્પત્તિ થવાના કારણ વિષે વિચાર કરવા લાગ્યો.[59] પછી એમનેએમ ઘેર આવી ચિંતાથી ઘેરાએલા રાજાએ વિચાર કરીને પોતાના સ્વજનો તથા સેનાવાળાઓને કહ્યું કેઃ-"આ ભુંડું કામ કોણે કર્યું છે ? તળાવથી પશ્ચિમ ભાગમાં વનની અંદર મહાતપસ્વી ચ્યવન મુનિ કોઈથી થઇ શકે નહિ એવું ભારે તપ કરે છે તો અવશ્ય કોઇએ પણ એ અગ્નિ સરખા તેજસ્વી તપસ્વીનો અપરાધ કર્યો છે અને તેથીજ સઘળાઓને આ પીડા ઉત્પન્ન થઇ છે એ નક્કી છે.[60-62] તપસ્વી તથા અવસ્થાથી વૃદ્ધ, સર્વોત્તમ અને મહાત્મા એ ભૃગુના પુત્ર ચ્યવન મુનિનો જાણતાં કે અજાણતાં કોઇએ પણ અપરાધ કરેલો છે અને એ અપરાધનું આ મહા દુષ્ટ ફળ થયું છે એમ માનું છું. આમ છે માટે તમારામાંના કયા દુષ્ટ લોકોએ એ મુનિનો અપરાધ કર્યો છે તે કહો."[63,64] આ પ્રમાણે રાજાએ પૂછતાં વેદનાથી પીડાએલા સેનાવાળાઓએ રાજાને કહ્યું કેઃ-"મનથી, વાણીથી કે કાયાથી કોઈ પણ જાતનો અપરાધ થયો હોય એ અમો જાણતા નથી."[65]

इति पृष्टास्तमूचुस्ते सैनिका वेदनार्दिताः ॥
मनोवाक्क[illegible]नितंनाविद्मोपकृतं वयम् ॥६५॥

ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

## अध्याय ३ जो.

### અંધ થયેલા ચ્યવનને સુકન્યાનું દાન

व्यास उवाच

[illegible]तिपमच्छतान्सर्वान्राजाचिंता[illegible]लस्तथा ॥
पर्य[illegible]णं साम्ना चा[illegible]तयापि च ॥१॥

વ્યાસ કહે છે કેઃ–ચિંતાથી વ્યાકુલ થએલા રાજાએ સેનાવાળાઓને પૂછયા પછી પોતાના સંબંધીવર્ગને શાંતિથી તથા ક્રોધથી પણ પૂછ્યું.[૧] લોકોને પીડાતા તથા પિતાને દુઃખ પામેલો જોઇ કાંટો ઘોંચ્યાની વાત સંભારીને સુકન્યા બોલી[૨] કેઃ–"હે પિતા ! એ વનમાં મેં રમતાં રમતાં લતાઓથી વીંટાએલો, બહુજ દૃઢ અને બે છિદ્રવાળો એક રાફડો દીઠો હતો.[૩] તેમાં પતંગીઆની પેઠે ઝળકતાં બે તેજ જોવામાં આવતાં પતંગીઆની શંકાથી મેં તેઓને કાંટાથી વિંધી નાખ્યાં.[૪] અને તે કાંટો પાછો જળથી ભીંજાએલો મારા જોવામાં આવ્યો હતો અને રાફડામાંથી 'હાય હાય' એવો ધીરો ધીરો શબ્દ પણ મારા સાંભળવામાં આવ્યો હતો.[૫] એ સમયે 'આ શું થયું' એમ હું વિસ્મય પામી હતી પણ એ મોટા રાફડામાં મેં કોને વિંધ્યું એ હું જાણતી નથી."[૬] શર્યાતિ રાજા સુકન્યાનું એ કોમળ વચન સાંભળી,એથી કાંઈક મુનિનો અપરાધ થયો જાણીને તુરત રાફડાની પાસે આવ્યો.[૭] તેમાં તપથી વૃદ્ધ અને બહુજ દુઃખ પામેલા ચ્યવન ઋષિ છે એમ જાણવામાં આવતાં તેણે મુનિના દેહ ઉપર ચારેકોર ચડી ગએલો રાફડો ફોડાવી નાખ્યો.[૮] પછી તે ચ્યવનમુનિને પૃથ્વી ઉપર દંડવત્પ્રણામ તથા નમ્રતાપૂર્વક સ્તુતિ કરી હાથ જોડીને રાજાએ કહ્યું[૯] કેઃ–"હે મોટા મુનિ ! મારી બાળક પુત્રીએ રમતાં રમતાં અજાણતાં ભુંડું કામ કર્યું તે વિષે આપે ક્ષમા કરવી જોઇએ.[૧૦] મુનિ લોકો ક્રોધરહિત હોય છે એમ મેં સાંભળ્યું છે માટે આપે હવે એ બાળક ઉપર ક્ષમા કરવી યોગ્ય છે."[૧૧] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી અને તે રાજાને નમ્રતા કરતો તથા બહુજ દુઃખ પામેલો જોઇને ચ્યવનમુનિએ તેને નીચે પ્રમાણે કહ્યું.[૧૨]

ચ્યવન કહે છેઃ–હે રાજા ! હું કદી જરા પણ ક્રોધ કરતો નથી. તમારી દીકરીએ પીડા કરી તોપણ મેં તમને શાપ દીધો નથી.[૧૩] હું નિરપરાધ છતાં મારા નેત્રમાં પીડા ઉત્પન્ન કરી તો હું ધારૂં છું કે તે પાપથી તમને દુઃખ થયું છે.[૧૪] જો કે સદાશિવ રક્ષક હોય તોપણ દેવીના ભક્તનો મોટો અપરાધ કરીને કયા પ્રાણીને સુખની પ્રાપ્તિ થાય ? કોઇને પણ થાય નહિ.[૧૫] હે રાજા ! હવે વૃદ્ધપણામાં આંધળો થએલો હું કેમ કરીશ ? આંધળાની ચાકરી પણ કોણ કરશે ?[૧૬]

રાજા કહે છેઃ–હે મુનિઓમાં શ્રેષ્ઠ ! મારા સેવકો ઘણા છે તે તમારી નિરંતર સેવા કરશે માટે ક્ષમા કરો. તપસ્વીઓ સ્વલ્પ ક્રોધવાળાજ હોય છે.[૧૭]

ચ્યવન કહે છેઃ–હે રાજા ! આંધળો થએલો હું હવે માણસ વિના શી રીતે તપ કરી શકું અને તમારા સેવકો મારૂં શું ભલું કરે ?[૧૮] તમે જો ક્ષમા માગતા હો તો મારૂં કહ્યું કરો. મારી સેવા કરવાસારૂ કમળસરખાં નેત્રવાળી કન્યા આપો.[૧૯] હે મોટી બુદ્ધિવાળા રાજા ! એ તમારી દીકરી મળવાથી હું રાજી થઈશ. હું તપ કરીશ અને એ મારી સેવા કરશે.[૨૦] આમ કરવાથી હું રાજી થતાં મને, તમને અને તમારી સેનાવાળાઓને પણ સુખ થશે એમાં સંશય નથી.[૨૧] હે રાજા ! મનથી વિચાર કરીને મને કન્યાદાન આપો એમાં કાંઈ તમને કલંક લાગે એમ નથી, કારણ કે હું ઉત્તમ નિયમવાળો તપસ્વી છું.[૨૨]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે મુનિનું વચન સાંભળી શર્યાતિરાજા ચિંતાતુર થઇને 'આપીશ કે નહિ આપીશ' એમ કાંઈ પણ બોલ્યો નહિ.[૨૩] રાજા વિચાર કરવા લાગ્યો કે "આંધળા, ઘરડા અને કદરૂપડાને મારી દેવકન્યા-

સરખી દીકરી આપીને હું શી રીતે સુખી થાઉં ?[૨૪] શુભાશુભ જાણતાં છતાં પણ એવો મૂર્ખ અને પાપી કોણ હોય કે જે પોતાની દીકરીના સંસારસંબંધી સુખનો નાશ કરે.[૨૫] હું ચ્યવનને જમાઈ કરૂં તો કામદેવનાં બાણોથી પીડાએલી એ રૂપાળી દીકરી આંધળા અને વૃદ્ધપતિને પામીને શી રીતે જન્મારો કહાડી શકશે ?[૨૬] વિશેષે કરી સારા રૂપવાળી સ્ત્રીને પોતા જેવો પતિ મળ્યો હોય તોપણ જુવાનીમાં તેનાથી કામદેવ જીતાવો કઠણ છે ત્યારે આંધળો અને ઘરડો પતિ મળ્યો હોય તો કેમજ જીતાય ?[૨૭] રૂપ અને યૌવનવાળી અહલ્યા ગૌતમ નામના તપસ્વીને વરી હતી તો તે તુરત ઈંદ્રના હાથથી ઠગાઈ હતી અને પછી અધર્મ કર્યો જાણીને તેને તેના પતિએ શાપ પણ દીધો હતો. એટલામાટે મારૂં દુઃખ ભલે રહ્યું પણ હું તો ચ્યવનને સુકન્યા આપીશ નહિ."[૨૮,૨૯] આવો વિચાર કરી ખેદ પામેલો શર્યાતિ રાજા પોતાને ઘેર ગયો. પછી બહુજ દુઃખ પામેલા તે રાજાએ મંત્રિઓને બોલાવીને વિચાર પૂછયો કે "હે મંત્રીઓ ! હવે મારે શું કરવું તે કહો. ચ્યવનને દીકરી દેવી કે દુઃખજ ભોગવ્યા કરવું ?[૩૦,૩૧] તમે સઘળા એકઠા થઈને મારૂં હિત શી રીતે થાય તેનો વિચાર કરો." મંત્રિઓ બોલ્યા કેઃ—"હે મહારાજ ! આ મહાત્રાસદાયી સંકટમાં અમો શું કહીએ ?[૩૨] અભાગીઆને આ અતિ સુંદર કન્યા શી રીતે આપી શકાય ?" તે સમયે પોતાના પિતાને તથા મંત્રીઓને ચિંતાથી ઘેરાએલા જોઈ તેનું કારણ અને તેઓનો અભિપ્રાય જાણી સુકન્યા હસીને બોલી કેઃ–" હે પિતા ! આજ તમારૂં મન ચિંતાથી વ્યાકુલ કેમ થયું છે ?[૩૩,૩૪] તમે મારેવાસ્તે દુઃખ અને ઉદ્વેગ પામ્યા છો તથા તમારૂં સુખ લેવાઇ ગયું છે માટે હું ત્યાં જઈ મારાથી પીડાએલા તે મુનિને ધીરા પાડી મારૂં શરીર આપીને પ્રસન્ન કરીશ." સુકન્યાનું વચન સાંભળી પ્રસન્ન થએલા રાજાએ મંત્રિઓ સાંભળતાં તેને કહ્યું કેઃ—"હે પુત્રિ ! તું કે જે અબળા છે, તે વનમાં ઘડપણથી પીડાએલા, આંધળા અને વળી મહાક્રોધી મુનિની સેવા શી રીતે કરીશ ? હું પોતાના સુખનેવાસ્તે ઘડપણથી ઘેરાએલા અને આંધળાને રતિના જેવી રૂપવાળી દીકરી કેમ આપું ? પિતાએ અવસ્થા તથા જ્ઞાતિના બળવાળા અને ધનધાન્યથી સમૃદ્ધિવાળાને કન્યા દેવી જોઇએ.[૩૫-૩૯] નિર્ધનને કદીપણ કન્યા દેવી નહિ જોઇએ. હે મોટાં નેત્રવાળી ! તારૂં રૂપ ક્યાં અને વગડામાં રહેનારો બુઢ્ઢો ક્યાં![૪૦] એ અયોગ્ય વરને મારાથી દીકરી શી રીતે અપાય ? હે કમળ સરખાં નેત્રવાળી ! જે ધણી નિરંતર ઝુંપડીમાં રહેનાર છે તેને મારાથી તારો વર શી રીતે કરી શકાય ? મારૂં અને સેનાવાળાઓનું મોત થાય તોપણ ભલે, પરંતુ આંધળાને તારૂં દાન દેવું મને ગમતું નથી. હે કોયલ સરખા સ્વરવાળી ! જે બનવાનું હશે તે બનશે પણ હું તો ધીરજ છોડીશ નહિ.[૪૧-૪૩] હે દીકરી ! તું સ્થિર થા. હું આંધળાને કદી આપીશ નહિ. હે બાલકી ! મારૂં રાજ્ય અને દેહ જતાં રહે કે રહે પરંતુ આંધળાને હું તારૂં કન્યાદાન આપવાનો નથી" એ પ્રમાણે પિતાનું વચન સાંભળી સુકન્યાએ પ્રસન્ન મુખથી તેને નીચે પ્રમાણે સ્નેહ ભરેલું વચન કહ્યું.

સુકન્યા કહે છેઃ—"હે પિતા ! તમારે મારી ચિંતા કરવી નહિ. સુખેથી હમણાં એ મુનિને મારૂં કન્યાદાન આપો.[૪૪-૪૬] મારી ક્રિયાથી સર્વ લોકોને સુખ થવું જોઇએ. હું સંતોષ રાખીને પરમ ભક્તિથી નિર્જન વનમાં એ પ્ર-

રમ પવિત્ર વૃદ્ધ પતિની સેવા કરીશ. હું સતીના ધર્મમાં તત્પર રહીને યોગ્ય આચરણ કરીશ.[૪૭,૪૮] હે નિર્દોષ પિતા ! મને ભોગની ઇચ્છા નથી. મારૂં ચિત્ત સ્વસ્થ છે."

વ્યાસ કહે છેઃ–સુકન્યાનું એ વચન સાંભળી મંત્રિઓ વિસ્મય પામ્યા અને બહુજ રાજી થએલો રાજા ચ્યવન મુનિની પાસે ગયો. ત્યાં જઈ મસ્તકથી પ્રણામ કરીને તેણે મુનિને કહ્યું[૪૯-૫૦] કેઃ–"હે સ્વામી! સેવાનેવાસ્તે વિધિ સહિત મારી પુત્રીનો આપ પ્રતિગ્રહ કરો" એમ કહીને તેણે વિવાહના વિધિ પ્રમાણે ચ્યવન મુનિને કન્યાદાન આપ્યું.[૫૧] કન્યાનો પ્રતિગ્રહ કરીને ચ્યવન મુનિ રાજી થયા. તેમણે રાજાએ આપવા માંડેલી કાંઈ પણ પહેરામણી નહિ લેતાં માત્ર પોતાની સેવાનેવાસ્તે કન્યાનુંજ ગ્રહણ કર્યું. મુનિ પ્રસન્ન થતાં તુરતજ સેનાવાળાઓને સુખ થયું.[૫૨] અને રાજાને પરમ આનંદ થયો. રાજાએ કન્યાદાન આપીને જ્યારે ઘેર જવાનું મન કર્યું ત્યારે સુંદર કન્યાએ તેને નીચે પ્રમાણે કહ્યું.

સુકન્યા કહે છેઃ–"હે પિતા ! મારાં વસ્ત્રો અને ભૂષણો તમે લ્યો અને મને પહેરવાને વાસ્તે ઉત્તમ વલ્કલ તથા મૃગચર્મ આપો. હું મુનિઓની સ્ત્રીઓનો તપશ્ચર્યાને યોગ્ય વેષ ધરીને પતિની એવી સેવા કરીશ કે જેથી પૃથ્વીમાં, સ્વર્ગમાં તથા પાતાળમાં તમારી અવિચળ કીર્ત્તિ રહેશે."[૫૪-૫૭] હું પરલોકના સુખનેસારૂ રાત્રિ દિવસ પતિનીજ સેવા કરીશ, હું કે જે રૂપાળી અને જુવાન છું તેનું ઘરડા અને આંધળા પતિને કન્યાદાન આપ્યા છતાં મારા શીલનો નાશ થવાની તમારે કશી ચિંતા રાખવી નહિ. જેમ પૃથ્વીમાં અરૂંધતી વસિષ્ઠની ધર્મપત્ની થયાં છે તેમ હું પણ ચ્યવનની ધર્મપત્ની થઈશ. તમારે કોઇ જાતનો બીજો વિચાર કરવો નહિ. અત્રિની સ્ત્રી અનસૂયા પૃથ્વીમાં જેવાં વિખ્યાત છે તે પ્રમાણે હું પણ પતિવ્રતાધર્મથી પ્રખ્યાત થઇને તમારી કીર્ત્તિ વધારીશ."

વ્યાસ કહે છેઃ–પરમ ધર્મને જાણનારો શર્યાતિરાજા એ પ્રમાણે સુકન્યાનું વચન સાંભળી તે રૂપાળી દીકરીને જોઈને તુરત રોવા લાગ્યો. ભૂષણો અને વસ્ત્રોનો ત્યાગ કરી જેણે મુનિનો વેષ ધરી લીધો એવી તે દીકરીને જોઈ લેવાઇ ગએલા મુખથી રાજા ત્યાંજ ઉભો રહ્યો. દીકરીને વલ્કલ તથા મૃગચર્મ ધરનારી જોઈને બહુજ શોકથી પીડાએલી સઘળી રાણીઓ રોવા લાગી અને જાણે ધ્રુજતી હોય એવી થઇ ગઇ.[૫૮-૬૩] પછી વિરહના શોકથી વ્યાસ થએલી સુકન્યાને ત્યાં મૂકી તેની સંમતિથી શર્યાતિરાજા મંત્રીઓની સાથે પોતાના નગરમાં ગયો.[૬૪]

तामापृच्छयमहीपालोमंत्रिभिःपरिवारितः ॥
ययौस्वनगरंराजा मुक्त्वा पुत्रीं शुचार्पितः ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩

## अध्याय ४ थो.

### સુકન્યાની પતિ સેવા–અને અશ્વિનીકુમારોએ કરેલી તેની પરીક્ષા.

**વ્યાસ ઉવાચ**

गते राजनि सा बाला पतिसेवापरायणा ॥
बभूव च तथाग्नीनां सेवने धर्मतत्परा ॥ १ ॥

વ્યાસ કહે છેઃ–શર્યાતિરાજા ગયા પછી ધર્મમાં નિષ્ઠાવાળી તે સુકન્યા પતિની અને અગ્નિહોત્રની સેવા કરવામાં તત્પર થઇ.[૧] પતિની સેવામાં લાગેલી એ સુકન્યા અનેક પ્રકારનાં મીઠાં મીઠાં ફળ અને મૂળ લઈને પતિને આપતી હતી.[૨] ઉના પાણીથી પતિને નવ-

રાવી તુરત મૃગચર્મ ઓઢાડીને સારા આસન પર બેસાડતી હતી.[૩] તિલ, જવ, દર્ભ અને કમંડલુ આગળ ધરીને તેમને કહેતી હતી કે 'હે મુનિઓમાં ઉત્તમ ! નિત્ય કર્મ કરો.'[૪] નિત્ય કર્મ પૂરૂં થઈ રહ્યા પછી તે સ્વામીનો હાથ ઝાલી ઉઠાડીને આસન ઉપર કે શયન ઉપર સૂવાડતી હતી.[૫] પછી પાકાં ફળ લાવી અને સારા પ્રકારથી નાનવી રાંધીને તેમને જમાડતી હતી.[૬] જમીને તૃપ્ત થયા પછી તેમને આદરપૂર્વક આચમન કરાવીને પ્રેમથી પાનબીડી આપતી હતી.[૭] પતિ મુખવાસ ખાઇ રહ્યા પછી તેમને સારા આસનપર બેસાડી તેમની આજ્ઞા લઇને પોતાના શરીરનું સાધન કરતી હતી.[૮] પોતે ફલાહાર કરીને પાછી પતિની પાસે જઇને સ્નેહથી તેમને કહેતી હતી કે "હે પ્રભુ ! હવે શી આજ્ઞા કરો છો ?[૯] તમારી રૂચિ હોય તો હવે તમારા પગ ચાંપું ?" આ પ્રમાણે એ પતિવ્રતા સુકન્યા પતિની સેવામાં નિરંતર તત્પર રહેતી હતી.[૧૦] સાયંકાળનો હોમ થઈ રહ્યા પછી મીઠાં અને કુણાં કુણાં ફળ લાવીને પતિને આપતી હતી.[૧૧] પતિ જમી રહ્યા પછી જે ફળો અવશેષ રહે તેઓને તેમની આજ્ઞા લઇને પોતે ખાતી હતી. પ્રેમપૂર્વક કુણી કુણી પથારી કરીને તેમને સવાડતી હતી.[૧૨] પતિ શયનપર સુખથી સૂતા પછી તેમની પગચંપી કરતાં કરતાં એ રૂપાળી સુકન્યા પતિવ્રતાઓના ધર્મ પૂછતી હતી.[૧૩] ભક્તિમાં તત્પર રહી રાતે તેમની પગચંપી કર્યા પછી તેમને ઉંઘી ગએલા જાણીને પછી તેમના ચરણની પાસે સૂતી હતી.[૧૪] ઉનાળામાં પતિને બેઠેલા જોઈ પંખાથી શીતલ પવન નાખીને તેમની સેવા કરતી હતી.[૧૫] શીઆળામાં લાકડાંની ભારી લાવી અગ્નિ સળગાવી, તેની આગળ પતિને બેસાડીને 'તમને સુખ છે ?' એમ વારંવાર પૂછતી હતી.[૧૬] પાછલી બે ઘડી રાત રહે ત્યારે ઉઠી પાણીનું પાત્ર અને મૃત્તિકા આપીને શૌચનેવાસ્તે પતિને ઉઠાડીને તેડી જતી. તેમને શૌચ કરવાસારૂ આશ્રમથી દૂર બેસાડી પોતે દૂર જઇને ઉભી રહેતી હતી. પતિએ શૌચ કરી લીધેલું જાણી પાછી ત્યાં જઇ તેનો હાથ પકડી સ્થિરપણાથી આશ્રમમાં લાવીને સારા આસનપર બેસાડતી હતી. પછી વિધપ્રમાણે માટી અને જળથી તેના પગ ધોઈ કોગળા કરાવીને દાતણ લાવી આપતી હતી.[૧૭-૨૦] શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દાતણ આપ્યા પછી પવિત્ર અને ચોખ્ખું જળ ભરી આવીને તેને ઉનું કરતી હતી. નહાવાને સારૂ પાણી લાવી સ્નેહપૂર્વક પૂછતી હતી કે "હે મહારાજ ! શી આજ્ઞા કરો છો ? દાતણ કરી રહ્યા ? ઉનું પાણી લાવી છું, તો હવે મંત્રપૂર્વક સ્નાન કરો.[૨૧,૨૨] પ્રભાત કાળ થયો છે અને હોમનો સમય છે માટે વિધિ સહિત હોમ કરીને દેવતાનું પૂજન કરો."[૨૩] આ પ્રમાણે પવિત્ર સુકન્યા તપસ્વી પતિને પામી નિરંતર પ્રીતિથી તપથી અને નિયમથી તેમની સેવા કરતી હતી.[૨૦] અગ્નિઓની અને અતિથિઓની સેવા કરતી તે રૂડા મુખવાળી સુકન્યા પ્રેમપૂર્વક પતિની આરાધના કરતી હતી.[૨૫] આ પ્રમાણે કેટલોક સમય જતાં સૂર્યના પુત્ર બે આશ્વનીકુમાર ક્રીડા કરતાં કરતાં એક દિવસે ચ્યવન મુનિના આશ્રમની પાસે આવ્યા.[૨૬] ત્યાં, એ સઘળાં અંગોમાં રૂપાળી સુકન્યા જળમાં નાહી પાછી વળીને પોતાના આશ્રમમાં જતી હતી, તે તેઓના જોવામાં આવી.[૨૭] દેવકન્યા સરખી તે સુકન્યાને જોઈ મોહ પામેલા અશ્વિનીકુમારોએ પ્રેમપૂર્વક દોડી તેની પાસે જઇને તેને કહ્યું કેઃ–"હે સુંદરિ ! હે સુંદર મંદહાસ્ય કરનારી !

જરા ઉભી રહે. અમે દેવકુમાર તને પૂછવા આવેલા છીએ માટે સાચું કહે જે. તું કોની દીકરી છે? તારો પતિ કોણ છે? હે સુંદર નેત્રવાળી! તું આ બગીચાની અંદર તળાવમાં નહાવાસારૂ એકલી કેમ આવી હતી?[૨૮-૩૦] હે કમળ સરખાં નેત્રવાળી! તું કાંતિને લીધે જાણે બીજી લક્ષ્મી હોય એવી જણાય છે. અમે તને જાણવાને ઇચ્છીએ છીએ માટે હે સુંદરિ! સાચું બોલજે.[૩૧] હે ચપળ નેત્રવાળી! આ તારા કોમળ પગ પગરખાં વિના ધરતી પર ચાલે છે તેથી અમારા હૃદયમાં પીડા ઉત્પન્ન થાય છે. હે પાતળાં અંગવાળી! તું વિમાનને યોગ્ય છે તે છતાં આ સ્થળમાં પગેપાળી કેમ ચાલે છે?[૩૨,૩૩] ઉત્તમ વસ્ત્ર ઓઢયા વગર આ વનમાં તું શા માટે આવી છે? સેંકડો દાસીઓની સાથે તું કેમ નીકળી નથી? હે રૂડા મુખવાળી! તું રાજાની કુંવરી છે કે અપ્સરા છે? સાચું કહે.[૩૪] તારી મા અને તારો પિતા ભાગ્યશાળી છે કે જેઓએ તને જન્મ આપ્યો છે. તારો જે પતિ હશે તેના ભાગ્યનું વર્ણન કરવાને અમો સમર્થ નથી.[૩૫] આ ભૂમિ દેવલોકથી પણ અધિક છે કે જેને હમણાં તારા પગ, ચાલીને પવિત્ર કરે છે.[૩૬] હે સુંદરિ! જે મૃગો, પક્ષીઓ અને બીજાઓ પણ આ વનમાં તને જુવે છે તેઓ સઘળા ભાગ્યશાળી છે. આ પૃથ્વી કે જેમાં તું ફરે છે તે પણ ભાગ્યશાળી છે.[૩૭] હે સુંદર નેત્રવાળી! હવે અમો તારાં વધારે વખાણ કરતા નથી. તારો પિતા કોણ છે અને પતિ ક્યાં છે? સાચું કહે. અમો તેઓને આદરપૂર્વક જોવાને ઈચ્છીએ છીએ."[૩૮] આ પ્રમાણે તે દેવકુમારોનાં વચન સાંભળી લાજથી દબાએલી તે રૂપાળી રાજકન્યાએ તેઓને કહ્યું[૩૯] કેઃ—"હું શર્યાતિ રાજાની દીકરી છું અને ચ્યવન મુનિની પતિવ્રતા સ્ત્રી છું. મારા પિતાએ યદૃચ્છાથી મને ચ્યવન મુનિને પરણાવેલી છે.[૪૦] હે દેવતાઓ! મારા પતિ મહાતપસ્વી ચ્યવન મુનિ વૃદ્ધ અને અંધ છે માટે રાતદિવસ પ્રેમથી માત્ર તેમની સેવા કર્યા કરૂં છું.[૪૧] તમે કોણ છો? અને અહીં શા પ્રયોજનથી આવેલા છો? મારા સ્વામી આશ્રમમાં બેઠા છે માટે ત્યાં આવીને આજ એ આશ્રમને પવિત્ર કરો."[૪૨]

હે જનમેજય રાજા! આ પ્રમાણે સુકન્યાનું વચન સાંભળી અશ્વિનીકુમારોએ તેને કહ્યું કેઃ—"હે કલ્યાણિ! તારા પિતાએ તપસ્વીને તારૂં કન્યાદાન કેમ આપ્યું?[૪૩] સુદામા પર્વતની દિશામાં થએલી વિજળીની પેઠે તું આ વનના પ્રદેશમાં શોભે છે. દેવજાતિમાં પણ તારા જેવી કોઈ સુંદરી અમોએ દીઠી નથી.[૪૪] તું કે જે શ્યામ કેશના સુંદર સમૂહવાળી છે, તે સઘળાં આભરણોને તથા દિવ્ય વસ્ત્રોને યોગ્ય છે; માટે આ મૃગચર્મ ઓઢવાથી શોભતી નથી.[૪૫] હે કેળના થંભ સરખા સાથળોવાળી! હે મોટાં નેત્રવાળી! અહો! દૈવનું ચેષ્ટિત કોઈના જાણવામાં આવતું નથી કે જેથી તું એ બહુજ ઘરડા અને આંધળા પતિને પામીને આ વનમાં સીદાય છે.[૪૬] હે ત્યની કળામાં ચતુર! તું આંધળા પતિને વૃથાજ વરેલી છે. તું જુવાનીમાં આવેલી છે તેથી એ પતિથી શોભતી નથી. તારો પતિ તો એવો છે ત્યારે કામદેવે વેગથી સાંધેલા બાણ કોના ઉપર પડે છે?[૪૭] તું કે જે નવી જુવાનીવાળી છે તેને વિધાતાએ આંધળાની સ્ત્રી કરેલી છે માટે વિધાતાની બુદ્ધિ મંદ છે. હે શ્યામ અને વિસ્તીર્ણ નેત્રવાળી! તું એ પતિને યોગ્ય નથી માટે બીજો પતિ કર.[૪૮] હે કમળ સરખાં નેત્રવાળી! એ આંધળો મુનિ તારો પતિ હોવાથી તારૂં સઘળું જીવિત વૃથા જાય છે. વનમાં

રહેવું અને મૃગચર્મ પહેરવાં, એ તને યોગ્ય હોય એમ અમો માનતા નથી.[૪૯] એટલામાટે હે સુંદરિ! તું સાવધાન થઇને અમારા બેમાંથી એકને તારો વર કર. હે માનવાળી! આંધળા પતિને સેવીને તું તારા યૌવનને નિષ્ફળ શા માટે કરે છે?[૫૦] તારૂં પોષણ અને રક્ષણ કરવામાં પણ અસમર્થ એ અભાગીઆ પતિને તું શામાટે સેવે છે? સઘળાં સુખોથી રહિત થએલા એ મુનિને છોડી દઇને અમારામાંથી એકનો સ્વીકાર કર.[૫૧] હે સુંદરિ! હે માનવાળી! નંદન અને ચૈત્રરથ નામનાં દિવ્ય વનોમાં તું વિહાર કર. બુઢ્ઢા અને આંધળા પતિની સાથે તું તારો જન્મારો શી રીતે કહાડી શકીશ?[૫૨] તું રાજાની દીકરી અને વળી શુભ લક્ષણોવાળી હોવાથી સંસાર સંબંધી વિહારની રીતને જાણે છે તે છતાં અભાગણી બનીને આ નિર્જન વનમાં વૃથા કાળક્ષેપ શામાટે કરે છે?[૫૩] હે કોયલના સરખા સ્વરવાળી! હે સુંદર મુખવાળી! હે મોટાં નેત્રવાળી! એટલામાટે સુખ ભોગવવાસારૂ અમારામાંથી એકને તું પતિ કર. હે રાજકુમારિ! હે પાતળા પેટવાળી! બુઢ્ઢા મુનિને તુરત છોડી દઇને દેવતાઓનાં સ્થાનકોમાં ભોગ ભોગવ.[૫૪] હે સારા કેશવાળી! હે મૃગના સરખાં નેત્રવાળી! આ નિર્જન વનમાં બુઢ્ઢાની સાથે રહેવાથી તું કયું સુખ માને છે? હે રાજપુત્રિ! આ જુવાન અવસ્થામાં આંધળાની સેવા કરવારૂપ દુઃખ તને ગમે છે?[૫૫] હે ચંદ્ર સરખા મુખવાળી! તું અત્યંત સુકોમળ છે માટે તને ફળ લાવવાં અને પાણી ભરી આવવું યોગ્ય નથી.

**किं ते सुखं चात्र वने सुकेशि ।**
**वृद्धेन सार्द्धं विजने मृगाक्षि ॥**
**सेवा तथांधस्य नवं वयश्च ।**
**किं ते मतं भूपतिपुत्रि दुःखम् ॥ ५५ ॥**
**शशिमुखि त्वमतीव सुकोमला ।**
**फलजलाहरणं तव नोचितम् ॥**

**ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

---

# अध्याय ५ मो.

## ચ્યવન મુનિને નેત્રાદિની પ્રાપ્તિ

**વ્યાસ ઉવાચ**

**तयोस्तद्भाषितं श्रुत्वा वेपमाना नृपात्मजा ॥**
**धैर्यमालंब्य तौ तत्रबभाषे मितभाषिणी ॥१॥**

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે અશ્વિનીકુમારોનું બોલવું સાંભળી ધ્રુજતી સુકન્યાએ પોતે થોડાબોલી છતાં પણ ધીરજ રાખીને તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૧]

સુકન્યા કહે છેઃ—તમો દેવ, સૂર્યના પુત્ર, સઘળું જાણનારા અને દેવતાઓમાં માન પામેલા છો માટે હું કે જે ધાર્મિક સ્વભાવવાળી સતી છું તેને તમારે આ પ્રમાણે કહેવું યોગ્ય નથી.[૨] મારા પિતાએ મને યોગધર્મ પાળનારા મુનિને આપેલી છે માટે હું દુષ્ટ સ્ત્રીઓએ સેવેલા માર્ગમાં શી રીતે જાઉં? કશ્યપથી ઉત્પન્ન થએલા અને કર્મોના સાક્ષી આ સૂર્યદેવ સઘળા લોકોને જેયા કરે છે માટે તમારે આવું બોલવું નહિ જોઇએ.[૪] સારા કુલની કન્યા પોતાના પતિનો ત્યાગ કરીને બીજા નરને કેમજ ભજે? તમો દેવ હોવાથી આ નિસ્સાર સંસારમાં ધર્મના નિર્ણયને જાણો છો; માટે તમારી જ્યાં ઈચ્છા હોય ત્યાં જતા રહો; નહિ જાઓ તો હું કે જે પતિની ભક્તિમાં તત્પર અને શર્યાતિ રાજાની દીકરી છું તે તમોને શાપ આપીશ.[૫,૬]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે સુકન્યાનું વચન સાંભળી બહુજ વિસ્મય પામેલા અશ્વિનીકુમારોએ 'મુનિ કોપ કરશે' એવી શંકાથી

તેને ફરીવાર કહ્યું કેઃ–"હે રાજકુમારિ ! હે સુંદરિ ! તારો ધર્મ જોઈને અમો પ્રસન્ન થયા છીએ માટે વરદાન માગ. તારૂં કલ્યાણ કરવા સારૂ અમો વરદાન આપીશું.[૭,૮] અમો દેવતાઓના મોટા વૈદ્ય છીએ. હે મોટી ચાતુરીવાળી ! અમો તારા પતિને અમારા જેવોજ જુવાન અને રૂપાળો કરીશું.[૯] પછી સરખાંજ રૂપ અને શરીરવાળા ત્રણ જણમાંથી તું એકને પતિ કરજે."[૧૦] આ પ્રમાણે અશ્વિનીકુમારોનું વચન સાંભળી વિસ્મય પામેલી સુકન્યાએ પોતાના પતિની પાસે જઇને તેઓએ કહેલી અદ્ભુત વાત કહી કેઃ–"હે સ્વામી ! હે ભૃગુના પુત્ર ! સૂર્યના પુત્ર અને દિવ્ય દેહવાળા બે અશ્વિનીકુમાર નામના દેવ આ આશ્રમમાં આવ્યા છે તેઓને મેં દીઠા.[૧૧,૧૨] મને રૂપાળી જોઇને કામાતુર થએલા એ બે જણાઓએ કહ્યું કેઃ–'તારા પતિને અમો નવી જુવાનીવાળો, દિવ્ય દેહવાળો અને દેખતો કરી આપીશું, પણ તેમાં આ પ્રમાણે બોલી કરીએ છીએ તે સાંભળ. અમો તારા પતિને અમારા જેવાજ અવયવો અને રૂપવાળો કરીએ તે પછી ત્રણ જણામાંથી તારે એકને પતિ કરવો.'[૧૩-૧૫] એ સાંભળીને આ અદ્ભુત કાર્યવિષે પૂછવા સારૂ હું અહીં આવી છું; માટે હે સ્વામી ! આ અટપટા કાર્યમાં શું કરવું તે કહો. દેવતાઓની માયા પણ જાણી શકાય એવી નથી. તેઓએ આ વિષયમાં કાંઈ પ્રપંચ કરવા ધાર્યો હોય તો તે હું જાણતી નથી. જેવી તમારી રૂચિ હોય તેવી આજ્ઞા કરો. જેમ કહો તેમ કરૂં."[૧૬,૧૭] સુકન્યાનું વચન સાંભળી ચ્યવને કહ્યું કેઃ–"હે પતિવ્રતા સ્ત્રી ! તું મારા વચનથી ત્યાં જા અને તે દેવતાઓના ઉત્તમ વૈદ્યોને મારી પાસે બોલાવી લાવ.[૧૮] એઓના કહેવા પ્રમાણે હા પાડવી એમાં કશો વિચાર કરવો નહિ." આ પ્રમાણે પતિએ આજ્ઞા આપતાં સુકન્યાએ અશ્વિનીકુમારની પાસે જઇને કહ્યું[૧૯] કેઃ–"હે દેવતાઓમાં ઉત્તમ ! તમારી બોલીને હું સ્વીકારૂં છું માટે તે પ્રમાણે કરો." સુકન્યાનું વચન સાંભળી આશ્રમમાં આવીને તેઓએ સુકન્યાને કહ્યું કેઃ–"તારા પતિએ સારૂં રૂપ મેળવવાને વાસ્તે આ જળમાં પેસવું જોઇએ." આ વચન સાંભળી ચ્યવન મુનિ તુરત સરોવરમાં પેઠા.[૨૦,૨૧] અને તેની પછવાડે અશ્વિનીકુમાર પણ પેઠા. જરાવારમાં સરખા રૂપવાળા, દિવ્ય દેહવાળા, જુવાન, દિવ્ય કુંડલ આદિ આભરણોવાળા અને સરખી અવસ્થાવાળા ત્રણ પુરૂષો એ તળાવમાંથી નીકળ્યા.[૨૨,૨૩] એ ત્રણે જણાઓએ સુકન્યાને કહ્યું કેઃ–"હે સુંદરિ ! હે રૂડા મુખવાળી ! અમારામાંથી જે તને રૂપાળો લાગતો હોય તેને, અથવા જેના ઉપર અધિક પ્રીતિ હોય તેને, તું પતિ કર." ત્રણેને સરખાં રૂપવાળા, સરખી અવસ્થાવાળા, સરખા સ્વરવાળા, સરખા વેષવાળા, અને દેવકુમાર સરખા જોઇને સુકન્યાને સંશય થયો.[૨૪-૨૬] પોતાનો પતિ નહિ ઓળખાવાથી વ્યાકુલ થએલી સુકન્યા વિચાર કરવા લાગી કે "શું કરૂં ? આ ત્રણે સરખા છે. આમાં ચ્યવન કયા અને અશ્વિનીકુમાર કયા ? એ હું જાણતી નથી. આ તો હું મોટા સંશયમાં પડી. દેવતાઓએ અહીં આ ભારે ઇંદ્રજાળ કર્યું. હવે મારે શું કરવું ? આતો મોત આવ્યું. મારે પતિને છોડીને હમણાના કોઈ દેવને કદી વરવો નથી એ મારો નિશ્ચય છે." આ પ્રમાણે મનમાં વિચાર કરી તે સુકન્યાએ સર્વથી પર, જગતનાં ઈશ્વરી અને મહામંગલરૂપ ભગવતી દેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

સુકન્યા કહે છેઃ–હે જગદંબા ! હું બહુજ દુઃખ પામીને તમારે શરણે આવેલી છું. આજ

મારા પતિવ્રતા—ધર્મનું રક્ષણ કરો.[૨૭-૩૧] હું તમારા ચરણમાં પ્રણામ કરૂં છું. હે દેવિ! હે બ્રહ્માંડને ઉત્પન્ન કરનારાં! હે શંકરને પ્યારાં! હું તમને પ્રણામ કરૂં છું. હે લક્ષ્મી! હે વિષ્ણુને પ્યારાં! હે વેદોને ઉત્પન્ન કરનારાં! હે સરસ્વતિ! તમને પ્રણામ કરૂં છું. આ સઘળું સ્થાવરજંગમ જગત તમે સ્રજેલું છે.[૩૨,૩૩] સ્વસ્થ રહીને જગતનું પાલન તથા પ્રલય પણ તમેજ કરો છો. જગતમાં શાંતિ રાખવાસારૂ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને પણ તમેજ ઉત્પન્ન કરેલા છે એમ માનવામાં આવે છે. અજ્ઞાનીઓને સર્વદા જ્ઞાન આપનારાં અને જ્ઞાનીઓને મોક્ષ આપનારાં તમે છો. સર્વનાં આદિ, પૂર્ણ પ્રકૃતિરૂપ, સ્વચ્છ મનવાળા પ્રાણિઓને ભુક્તિ તથા મુક્તિ આપનારાં, અજ્ઞાનીઓને બહુજ ભમાવનારાં, પ્રાણીઓને સુખના સાધનરૂપ, યોગીઓને સિદ્ધિ આપનારાં, જય તથા કીર્ત્તિ આપનારાં અને જેનું દર્શન પુરૂષને પ્યારૂં છે એવાં તમે છો. હું પરમ વિસ્મય પામીને તમને શરણાગત થએલી છું.[૩૪-૩૭] હે મા! મને મારો પતિ દેખાડો. આ શોકરૂપી સમુદ્રમાં હું ડૂબી ગઈ છું. મોહ પામેલી હું કોને વરૂં? દેવતાઓનું ચરિત્ર કપટ ભરેલું છે માટે હે સર્વને જાણનારાં! મારો પાતિવ્રત્ય—ધર્મ જાણીને મને મારો પતિ દેખાડો.

વ્યાસ કહે છેઃ—સુકન્યાએ આ પ્રમાણે સ્તુતિ કરતાં તે સમયે ત્રિપુરસુંદરી દેવીએ તુરત તેના હૃદયમાં સુખકારી જ્ઞાન આપ્યું. એ જ્ઞાનના બળથી સરખી અવસ્થા અને રૂપવાળા ત્રણમાંથી વિચાર કરી મનથી નિશ્ચય કરીને સુકન્યા પોતાનાજ પતિને વરી. સુકન્યા ચ્યવનને વરતાં તેનો પાતિવ્રત્ય—ધર્મ જોઇને અશ્વિનીકુમાર રાજી થયા.[૩૮-૪૧] ભગવતીના પ્રસાદનેલીધે પ્રસન્ન થએલા એ બે ઉત્તમ દેવતાઓએ સુકન્યાને વરદાન દીધું.[૪૨] એ બે દેવ આજ્ઞા લઇને તુરત જવા સજ્જ થયા ત્યારે રૂપ, નેત્ર, ભાર્યા અને યૌવન પામીને રાજી થએલા મહા તેજસ્વી ચ્યવન મુનિએ તેઓને કહ્યું કેઃ—"હે ઉત્તમ દેવતાઓ! તમે આ મારો ઉપકાર કર્યો.[૪૩,૪૪] ઘડપણમાં રૂપાળી સ્ત્રી મળવાથી મારા મનમાં જે દુઃખ થતું હતું તે મટીને આ સંસારમાં મને સર્વોત્તમ સુખ મળ્યું.[૪૫] હું કે જે વગડામાં સુખરહિત, આંધળો અને અત્યંત વૃદ્ધ હતો તેને તમોએ યૌવન, અદ્ભુત રૂપ અને નેત્ર આપ્યાં તો તેના બદલામાં તમારો કાંઇક સામો ઉપકાર કરવાસારૂ હું કાંઇક બોલું છું. હે દેવતાઓ! જે ધણી ઉપકાર કરનારા મિત્રનો સામો ઉપકાર ન કરે તે માણસને ધિક્કાર છે, અને તે માણસ પૃથ્વીમાં ઋણવાળોજ રહે છે; એટલામાટે હવે તમારે જે વસ્તુની ઇચ્છા હોય તે દેવાને મારા મનમાં કાંઈક ઈચ્છા થઇ છે.[૪૬-૪૮] મારા ઉપર જે આ નવું ઋણ થયું તેમાંથી છુટવાનેવાસ્તે દેવ અને દૈત્યોને પણ ન મળે એવી પણ જે વસ્તુ તમો માગશો તે આપીશ.[૪૯] તમારા મનમાં જે ઈચ્છેલું હોય તે કહો. તમોએ કરેલા ઉપકારથી હું રાજી થયો છું." આ પ્રમાણે ચ્યવન મુનિનું વચન સાંભળી આશ્વનીકુમારોએ પરસ્પરમાં વિચાર કરીને, સુકન્યાની સાથે ઉભેલા તે મોટા મુનિને કહ્યું કેઃ—"હે મુનિ! અમારા પિતાની કૃપાથી અમને સઘળું પરિપૂર્ણ છે પરંતુ દેવતાઓની સાથે સોમપાન કરવાની અમોને ઉત્કંઠા છે.[૫૦,૫૧] મેરૂપર્વતમાં બ્રહ્માનો યજ્ઞ થયો હતો તેમાં ઈંદ્રે અમોને વૈદ્યપણાનેલીધે અયોગ્ય જાણીને સોમનું પાત્ર લેવાનો અટકાવ કરેલો છે, માટે હે ધર્મને જાણનાર! હે મોટા તપસ્વી! તમારાથી બની શકે તો સોમપાન કરવાનું પાત્ર અમોને

અપાવવું.[૫૨,૫૩] સોમનું પાત્ર મેળવવાની અમારા મનમાં બહુજ ઇચ્છા છે. આ વાત-પર ધ્યાન દઇને તમારે અમોને સોમપાનના અધિકારી કરવા. અમોને સોમ પીવાની તરસ કોઈ બીજા ઉપાયથી મટે એમ નથી તે તમારી કૃપાથી મટશે." અશ્વિનીકુમારનું આ પ્રમાણે કોમળ વચન સાંભળીને ચ્યવને કહ્યું કેઃ—"હું કે જે વૃદ્ધ હતો તેને તમોએ રૂપાળો તથા જુવાન કરી દીધો અને તેથી મને સ્રીનું સુખ પ્રાપ્ત થયું એટલામાટે ઇંદ્ર જોતાં છતાં પ્રીતિથી હું તમને સોમપાન કરાવીશ એ સત્ય વચન કહું છું. મોટી કાંતિવાળા શર્યાતિ રાજાનો યજ્ઞ થશે તેમાં હું એ તમારી ઇચ્છા પાર પાડીશ.[૫૪-૫૭] ચ્યવન મુનિનું આ પ્રમાણે વચન સાંભળી રાજી થએલા બે અશ્વિનીકુમાર સ્વર્ગલોકમાં ગયા અને ચ્યવનમુનિ સુકન્યાને લઇને પોતાના આશ્રમના મંડલમાં ગયા.[૫૮]

**इत्याकर्ण्य वचो हृष्टौ तौ दिवं प्रति जग्मतुः ॥**
**च्यवनस्तां गृहीत्वा तु जगामाश्रममंडलम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

## अध्याय ६ ठो. શર્યાતિનો યજ્ઞ

**जनमेजय उवाच.**

**च्यवनेनकथंवैद्यौ तौकृतौसोमपायिनौ ॥**
**वचनंचकथंसत्यंजातं तस्य महात्मनः ॥ १ ॥**

જનમેજય પૂછે છેઃ—ચ્યવન મુનિએ એ વૈદ્યોને સોમપાન કરનારા શી રીતે કર્યા અને તે મહાત્માનું વચન શી રીતે સત્ય થયું ?[૧] ઇંદ્રના બળ આગળ મનુષ્યનું બળ શી રીતે ચાલ્યું કે જેનેલીધે ચ્યવને વૈદ્યોને ઇંદ્રનો નિષેધ છતાં સોમપાન કરાવ્યું ?[૨] હે વ્યાસ ! હે ધર્મમાં નિષ્ઠા ધરાવનાર ! આ આશ્ચર્યની વાત વિસ્તારથી કહો, હું હમણાં ચ્યવનનું ચરિત્ર સઘળી રીતે સાંભળવા ઈચ્છું છું.[૩]

વ્યાસ કહે છેઃ—હે ભરતવંશના મોટા રાજા ! પૃથ્વીમાં શર્યાતિ રાજાના યજ્ઞમાં ચ્યવને જે અતિ અદ્ભુત ચરિત્ર કર્યું તે સાંભળો.[૪] સર્વોત્તમ અને દેવતા સરખા ચ્યવન મુનિ દેવકન્યા સરખી રૂપાળી સુકન્યાને પરણી ઘણી પ્રસન્નતાથી વિહાર કરતા હતા.[૫] તે સમયમાં કોઈ દિવસે બહુજ ચિંતાતુર થએલી, ધ્રુજતી અને રોતી શર્યાતિ રાજાની સ્રીએ શર્યાતિને કહ્યું[૬] કેઃ—"હે રાજા ! તમે વનમાં આંધળા મુનિને દીકરી દીધી છે પણ તે જીવતી છે કે મરી ગઈ છે ? તેનો તમારે સર્વથા નિશ્ચય કરવો જોઈએ. હે સ્વામી ! તમે આદરપૂર્વક પુત્રીને જોવાસારૂ ચ્યવનના આશ્રમમાં જાઓ અને જુવો કે તે સુકન્યા એવા પતિને પામીને શું કરે છે ?[૮] હે રાજા ! હું દીકરીના દુઃખથી સર્વથા હૃદયમાં બળી ગઈ છું. તપથી દુબળી થએલી એ મોટાં નેત્રવાળી દીકરીને મારી પાસે તેડી આવો.[૯] દુબળી, વલ્કલ પેહેરનારી અને આંધળા પતિને પામી દુઃખ ભોગવનારી રૂપાળી દીકરીને જોવા હું બહુજ ઈચ્છું છું."[૧૦]

શર્યાતિ કહે છેઃ—હે સુંદરિ ! હે મોટાં નેત્રવાળી ! સુકન્યાને અને તીક્ષ્ણ નિયમોવાળા મુનિને પ્રેમપૂર્વક જોવાસારૂ આપણે આજજ જઈશું.[૧૧]

વ્યાસ કહે છેઃ—શર્યાતિ રાજા શોકથી ઘેરાએલી રાણીને એ પ્રમાણે કહી રથમાં બેસીને તુરત મુનિના આશ્રમમાં ગયો.[૧૨] રાજા આશ્રમની પાસે ગયો ત્યાં નવી જુવાનીવાળા અને દેવકુમાર સરખા ચ્યવન મુનિ તેના જોવામાં આવ્યા.[૧૩] પુત્રીના પતિને દેવસરખો રૂપાળો જોઈ વિસ્મય પામેલો શર્યાતિ રાજા વિચાર કરવા લાગ્યો કેઃ—"દીકરીએ લોકમાં નિંદાએલું આ નીચ કર્મ શું કર્યું.[૧૪] અવશ્ય કામદેવની

પીડાથી દીકરીએ અત્યંત નિર્ધન, શાંત અને વૃદ્ધ મુનિને મારી નાખ્યા અને બીજો પતિ કરી લીધો.[૧૫] કામદેવ અસહ્ય છે, તેમાં વળી જુવાનીમાં તો બહુજ અસહ્ય છે. એ દીકરીએ મનુના કુલમાં બહુજ મોટું કલંક લગાડી દીધું.[૧૬] લોકમાં જેની દીકરી નીચ થાય તેના જીવતરને ધિક્કાર છે. પ્રાણીઓને સઘળાં પાપોના ફળરૂપ દીકરી દુઃખ દેવાનેવાસ્તેજ જન્મે છે.[૧૭] મેં પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાનેસારૂ વૃદ્ધ અને આંધળાને દીકરી દીધી એ સર્વથી અયોગ્ય કામ કર્યું છે. પિતાએ સઘળી રીતે યોગ્ય વરનેજ કન્યા દેવી જોઇએ. મેં જેવું કામ કર્યું તેવુંજ મને ફલ મળ્યું.[૧૮,૧૯] હું જો આજ દુષ્ટ સ્વભાવવાળી અને પાપ કરનારી દીકરીને મારી નાખું તો મને કોઇ રીતે ટાળી ટળે નહિ એવી સ્રીહત્યા અને કન્યાહત્યા, બન્ને લાગે.[૨૦] મેં વિખ્યાતિ પામેલા મનુના વંશમાં કલંક લગાડી દીધું. જગતમાં થતી નિંદા પણ મહાદુઃખદાયી છે અને સ્નેહની સાંકળમાંથી છુટવુ પણ ઘણું કઠણ છે. હવે મારે શું કરવું?[૨૧] આ પ્રમાણે શર્યાતિ રાજા જ્યારે ચિંતારૂપી સમુદ્રમાં ડુબી ગયો ત્યારે દૈવગતિથી સુકન્યાની દ્રષ્ટિ તેના ઉપર પડી.[૨૨] ચિંતાથી વ્યાકુળ થએલા પિતાને જોઇ સુકન્યા તુરત તેની પાસે ગઇ. પ્રેમથી પરિપૂર્ણ મનવાળી સુકન્યાએ જઇને તે રાજાને પૂછ્યું[૨૩] કે "હે રાજા! આ જુવાન અને કમળ સરખાં નેત્રવાળા મુનિને બેઠેલા જોઈ તમે શું વિચારો છો અને તમારૂં મુખ ચિંતાથી કેમ વ્યાકુલ થયું છે?[૨૪] હે પુરૂષોમાં સિંહતુલ્ય! હે રાજાઓમાં શ્રેષ્ઠ! આવો આવો. મારા પતિને પ્રણામ કરો. હમણાં ચિત્તમાં ખેદ રાખો માં."[૨૫] આ પ્રમાણે દીકરીનું વચન સાંભળી ક્રોધથી પીડાએલા શર્યાતિ રાજાએ પોતાની આગળ ઉભેલી દીકરીને નીચે પ્રમાણે વચન કહ્યું.[૨૬]

શર્યાતિ કહે છેઃ—હે દીકરી! તપસ્વીઓમાં ઉત્તમ ચ્યવન મુનિ કે જે વૃદ્ધ અને આંધળા હતા તે કયાં છે અને આ મદોન્મત્ત જુવાન કોણ છે? આ વિષયમાં મને મોટો સંદેહ થયો છે. હે પાપણી! હે નીચ કર્મ કરનારી! હે કુલનો નાશ કરનારી! તેં મુનિને મારી નાખીને કામનાથી આ નવો પતિ કર્યો કે શું? એ મુનિને હું આશ્રમમાં દેખતો નથી તેથી ચિંતાથી ઘેરાઇ ગયો છું. તેં આ નીચ કર્મ કે જે દુષ્ટ સ્રીનું આચરણ છે તે કેમ કર્યું? હે દુષ્ટ આચારવાળી! હું આ રૂપાળા પુરૂષને જોઇને અને ચ્યવન મુનિને નહિ દેખીને તારેવાસ્તે શોકરૂપી સમુદ્રમાં હમણાં ડૂબી ગયો છું.[૨૭-૩૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે પિતાનું વચન સાંભળી સુકન્યા હસીને તેને પ્રેમપૂર્વક પોતાના પતિની પાસે લાવી હસીને બોલી[૩૧] કે "હે પિતા! આ તમારા જમાઈ ચ્યવન મુનિ છે એમાં કશો સંશય રાખો માં. આશ્વનીકુમારોએ ચ્યવનમુનિને આવા રૂપાળા અને કમળ સરખાં નેત્રવાળા કર્યા છે.[૩૨] અશ્વિનીકુમારો યદૃચ્છાથી આ મારા આશ્રમમાં આવ્યા હતા અને તેઓએ કરૂણા કરીને ચ્યવનમુનિને આવા કર્યા છે.[૩૩] હું તમારી દીકરી થઇને, રૂપના સંશયથી મોહ પામેલા તમે જેવું ધારો છો તે પ્રમાણે કદી પણ પાપકર્મ કરૂં નહિ.[૩૪] હે પિતા! આ ભૃગુના પુત્ર ચ્યવનમુનિને તમે પ્રણામ કરો અને સઘળું કારણ પૂછો એટલે તે પોતાના મુખથી સઘળો વૃત્તાંત સવિસ્તર કહી સંભળાવશે."[૩૫] આ પ્રમાણે દીકરીનું વચન સાંભળી શર્યાતિએ ઉતાવળથી પાસે જઇને તે મુનિને પ્રણામ કર્યો અને પ્રેમથી નીચે પ્રમાણે પૂછ્યું.[૩૬]

શર્યાતિ પૂછે છેઃ—હે ભૃગુના પુત્ર! તમે પોતાનો યોગ્ય વૃત્તાંત તુરત કહો. તમને નેત્ર શી રીતે મળ્યાં અને ઘડપણ ક્યાં ગયું? હે મહારાજ! તમારૂં અતિ સુંદર રૂપ જોઇને મને મોટો સંદેહ થયો છે માટે વિસ્તારથી કહો કે જે સાંભળીને હું સુખ પામું.[૩૭,૩૮]

ચ્યવન કહે છેઃ—દેવતાઓના વૈદ્ય બન્ને આશ્વિનીકુમારો અહીં આવ્યા હતા અને તેઓએ કૃપાથી આ મારા ઉપર ઉપકાર કર્યો છે.[૩૯] હે રાજાઓમાં ઉત્તમ! મેં સામો ઉપકાર કરવાસારૂ તેઓને વચન આપ્યું છે કે 'શર્યાતિ રાજાના યજ્ઞમાં તમોને હું સોમપાન કરાવીશ.'[૪૦] હે મોટા રાજા! આ પ્રમાણે મને જુવાની અને નિર્મળ નેત્ર મળેલાં છે માટે સ્વસ્થ થાઓ અને આ નિર્મળ આસનપર બેસો.[૪૧]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ચ્યવનનાં વચન સાંભળી પોતાની સ્ત્રી સહિત રાજી થએલો રાજા આસનપર બેસીને તે મહાત્માની સાથે સારીસારી વાતો કરવા લાગ્યો.[૪૨] પછી ચ્યવન મુનિએ રાજાને સારી રીતે શાંત કરતાં કહ્યું કેઃ—"હે રાજા! હું તમને યજ્ઞ કરાવીશ માટે યજ્ઞની સામગ્રીઓ સજ્જ કરો.[૪૩] હે રાજાઓમાં ઉત્તમ! મેં અશ્વિનીકુમારોને વચન આપ્યું છે કે 'તમને સોમપાન કરાવવું,' તો એ વચન પ્રમાણે મારે તમારા મોટા યજ્ઞમાં કરી દેવાનું છે.[૪૪] ક્રોધ પામેલા ઇંદ્રને હું મારા તેજોબળથી અટકાવીશ અને તમારા સોમયજ્ઞમાં અશ્વિનીકુમારોને સોમપાન કરાવીશ."[૪૫] આ પ્રમાણે ચ્યવનનું વચન સાંભળી બહુજ રાજી થએલા શર્યાતિરાજાએ તેમના તે વચનને માન આપ્યું.[૪૬] ચ્યવનને માન આપી બહુ પ્રસન્ન થએલો રાજા મુનિની વાતો કરતો કરતો પોતાની સ્ત્રીસહિત નગરમાં ગયો.[૪૭] પછી સર્વ પ્રકારનાં સુખ અને સમૃદ્ધિવાળા રાજાએ યજ્ઞ કરવાને યોગ્ય સારો દિવસ જોઇને ઉત્તમ યજ્ઞનું સ્થાનક કરાવ્યું.[૪૮] ચ્યવન મુનિએ વસિષ્ઠ આદિ મહાત્મા મુનિઓને બોલાવી શર્યાતિરાજાના યજ્ઞનો આરંભ કર્યો.[૪૯] યજ્ઞનું કામ ચાલતાં ઇંદ્રસહિત સર્વે દેવતાઓ ત્યાં આવ્યા અને અશ્વિનીકુમારો પણ સોમપાન કરવાનેસારૂ આવ્યા.[૫૦] અશ્વિનીકુમારોને ત્યાં આવેલા જોઈ શંકા પામેલા ઇંદ્રે સઘળા દેવતાઓને પૂછ્યું કે "આ બે જણ શામાટે આવ્યા છે?[૫૧] આ વૈદ્યો હોવાથી સોમપાન કરવાને યોગ્ય નથી તે છતાં એઓને અહીં કોણ લાવ્યું છે?" ઇંદ્રનું વચન સાંભળી દેવતાઓ કાંઈ બોલ્યા નહિ.[૫૨] પછી રાજાનો એ વિસ્તીર્ણ યજ્ઞ ચાલતાં ચ્યવન મુનિએ અશ્વિનીકુમારનેસારૂ સોમપાત્ર ઉપાડ્યું ત્યારે ઇંદ્રે તેમને વાર્યા કે 'એઓનેવાસ્તે તમે સોમરસનું પાત્ર ઉપાડો માં.'[૫૩] ચ્યવન મુનિએ ઇંદ્રને કહ્યું કેઃ—"હે ઇંદ્ર! એ અશ્વિનીકુમારો સૂર્યના પુત્ર છતાં સોમરસના પાત્રને યોગ્ય કેમ નથી? સાચું કહો.[૫૪] હે દેવતાઓના સ્વામી! એ ઉત્તમ વૈદ્યો વર્ણસંકરથી ઉત્પન્ન થયા નથી પણ સૂર્યની ધર્મપત્નીના પુત્ર છે તો તેમ છતાં એઓ કયા દોષથી સોમપાનને યોગ્ય નથી?[૫૫] આ યજ્ઞમાં સઘળા દેવતાઓએ એ વિષયમાં નિર્ણય કરવો યોગ્ય છે. મેં એઓને સોમ પીવાના અધિકારી ઠરાવ્યા છે માટે હું એઓને સોમનું પાત્ર આપીશ. હે ઇંદ્ર! મેં એઓનેવાસ્તે આ રાજાને યજ્ઞ કરવાની પ્રેરણા કરી છે તો હવે હું મારૂં વચન સત્ય કરીશ.[૫૭] એઓએ મારો ઉપકાર કર્યો છે અને જુવાની આપી છે માટે મારે સર્વથા એઓનો સામો ઉપકાર કરવાનો છે.[૫૮]

ઇંદ્ર કહે છેઃ—આ અશ્વિનીકુમારોને દેવતાઓએ વૈદ્ય કરેલા છે તો વૈદ્યનું કામ નિંદિત

હોવાથી એઓ સોમ પીવાને યોગ્ય નથી માટે એઓનેમાટે તમારે સોમપાત્ર લેવું નહિ.[૫૯]

ચ્યવન કહે છેઃ—હે અહલ્યાના જાર! હવે વ્યર્થ કોપ કરવો છોડી દે. હે વૃત્રાસુરને મારનાર! એઓ દેવના પુત્ર છતાં સોમપાન કરવાને યોગ્ય શામાટે નહિ ગણાય?[૬૦]

વ્યાસ કહે છેઃ—હે જનમેજય રાજા! આ પ્રમાણે વિવાદ થતાં બીજા કોઇ પણ કાંઇ વચન બોલ્યા નહિ અને ઉગ્ર તેજવાળા ચ્યવન મુનિએ પોતાના તપોબળથી અશ્વિનીકુમારોને સોમરસનું પાત્ર આપ્યું.[૬૧]

एवं विवादे समुपस्थिते च ।
न कोपि वाचं तमुवाच भूप ॥
ग्रहं तयोर्भार्गवस्तिग्मतेजाः ।
संग्राहयामास तपोबलेन ॥६१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

## अध्याय ७ मो.

## અશ્વિનીકુમારને સોમપાન

### વ્યાસ ઉવાચ

दत्ते ग्रहे तु राजेंद्र वासवः कुपितो भृशम् ॥
प्रोवाच च्यवनं तत्र दर्शयन् बलमात्मनः॥१॥

વ્યાસ કહે છેઃ—હે જનમેજય! એ પ્રમાણે અશ્વિનીકુમારોને સોમપાત્ર આપતાં તે સમયમાં બહુજ કોપ પામેલા ઇંદ્રે પોતાનું બળ દેખાડતાં ચ્યવનને કહ્યું[૧] કેઃ—"હે બ્રાહ્મણોમાં અધમ! તારે આ નવી મર્યાદા નહિ કરવી જોઇએ. તું કે જે મારો શત્રુ થયો તેને બીજા વિશ્વરૂપ જેવો ગણીને મારી નાખીશ.[૨]

ચ્યવન કહે છેઃ—હે ઇંદ્ર! મહાત્મા અશ્વિનીકુમારો કે જેઓએ મને રૂપ, શક્તિ અને તેજથી બીજા દેવ સમાન બનાવી દીધો તેઓનું અપમાન નહિ કર.[૩] હે દેવતાઓના સ્વામી! તારાથી નોખા બીજા દેવતાઓ જેમ સોમપાત્ર લે છે તેમ અશ્વિનીકુમારો કે જેઓ સમર્થ દેવ છે તેઓ પણ સોમપાત્ર લેવાના અધિકારી શામાટે નહિ?[૪]

ઇંદ્ર કહે છેઃ—એઓ વૈદ્ય હોવાનેલીધે કોઈ રીતે યજ્ઞમાં સોમપાત્ર લેવાને યોગ્ય નથી, તે છતાં હે મંદબુદ્ધિવાળા! તું જો એઓને સોમપાત્ર આપીશ તો હમણાં હું તારૂં માથું કાપી નાખીશ.[૫]

વ્યાસ કહે છેઃ—ઇંદ્રના એ વચનને નહિ ગણકારતાં જાણે તેનો બહુજ તિરસ્કાર કરતા હોય એવી રીતે ચ્યવને અશ્વિનીકુમારોને સોમપાત્ર આપ્યું.[૬] અશ્વિનીકુમારોને પીવરાવવાની ઈચ્છાથી સોમપાત્ર લીધેલું જોઈ ઇંદ્ર બોલ્યો કેઃ—"તું પોતે જો તારા સ્વાર્થનેવાસ્તે આ અશ્વિનીકુમારોને સોમપાત્ર આપીશ તો તને બીજા વિશ્વરૂપ જેવો ગણીને હું તારા ઉપર વજ્ર નાખીશ."[૭,૮] ઇંદ્ર આ પ્રમાણે બોલતાં છતાં પણ બહુજ ક્રોધ પામેલા મહા અભિમાની ચ્યવને અશ્વિનીકુમારોને વિધિપૂર્વક સોમપાત્ર આપ્યું.[૯] ઇંદ્રે પણ સઘળા દેવતાઓ જોતાં છતાં કરોડ સૂર્યોના સરખા તેજવાળું વજ્ર નામનું પોતાનું આયુધ ચ્યવનને મારી નાખવાસારૂ ક્રોધથી ઉપાડયું.[૧૦] પછી અપાર તેજવાળા ઇંદ્રે વજ્ર ઉગામેલું જોઈ ચ્યવન મુનિએ પોતાના તપોબળથી તેનો હાથ થંભાવી દીધો.[૧૧] અને ત્યાં કૃત્યાથી ઇંદ્રને મારી નાખવાનો આરંભ કર્યો. ચ્યવને મંત્ર ભણીને પરિપક્વ હવિષ્ય અગ્નિમાં હોમતાં તેમના તપોબળને લીધે અગ્નિમાંથી કૃત્યા ઉત્પન્ન થઇ. જે કૃત્યા ઉત્પન્ન થઇ તે મહાપ્રબલ, ક્રૂર, મોટી કાયાવાળો, મહાઘોર અને જગતમાં પ્રાણીઓને ભય આપનારો મદ નામનો મોટો અસુર થયો. એ ભયંકર અ-

સુરનું શરીર પર્વત જેવું હતું. દાઢો તીક્ષ્ણ હતી. ચાર દાઢો સો સો યોજનના વિસ્તારવાળી હતી અને બીજા દાંત દશ દશ યોજન લાંબા હતા.[12-15] ક્રૂર દેખાવવાળા બે હાથ વિસ્તીર્ણ અને પર્વત જેવડા હતા. એની જીભ આકાશને ચાટે એવી ભયંકર અને ક્રૂર હતી.[16] હોઠ પર્વતના શિખર જેવી બહુજ કઠણ અને ભયંકર હતી. નખો વાઘના નખ જેવા હતા. કેશ અત્યંત ભયંકર હતા.[17] શરીર કાજળજેવું કાળું હતું. મ્હોડું ભયાનક હતું. નેત્ર દાવાનળ જેવાં પીંગળાં અને અત્યંત ભયંકર હતાં.[18] એક હોઠ ધરતીપર હતો અને બીજો હોઠ આકાશમાં પહોંચ્યો હતો. આ પ્રમાણે મોટી કાયાવાળો મદ નામનો અસુર ઉત્પન્ન થતાં તેને જોઇને સર્વે દેવતાઓ તુરત ભય પામ્યા. ભયથી ત્રાસ પામેલા ઇંદ્રે પણ યુદ્ધ કરવાનું મન કર્યું નહિ.[19,20] એ દૈત્ય ઇંદ્રના વજ્રને મ્હોડામાં ઘાલીને ઉભો રહેતાં તેનાથી સઘળું આકાશ વ્યાપ્ત થઈ ગયું. ભયંકર દૃષ્ટિવાળો અને જાણે ત્રણે લોકને ગળતો હોય એવો એ અસુર ક્રોધ કરીને ઇંદ્રને ખાઇ જવાસારૂ દોડયો. ત્યાં ઉભેલા સર્વે દેવતાઓ 'હાય માર્યા' એમ બરકવા લાગ્યા.[21 22] ઇંદ્રને તુરત વજ્ર મૂકવાની ઇચ્છા હતી. પણ હાથ ઝલાઇ જવાનેલીધે તેનાથી મૂકી શકાયું નહિ.[23] વજ્ર ધરીને ઉભેલા ઇંદ્રે એ કાળ જેવા અસુરને જોઈ તે સમયે સમયની ક્રિયાને જાણનારા બૃહસ્પતિનું મનમાં સ્મરણ કર્યું.[24] સ્મરણ કરતાંજ મોટી બુદ્ધિવાળા બૃહસ્પતિ ત્યાં તુરત આવી પહોંચ્યા.[25] બૃહસ્પતિએ એ વિપત્તિ જેવો ભારે સમય જોઈ મનથી કાર્યનો વિચાર કરીને ઇંદ્રને કહ્યું કેઃ–" હે ઇંદ્ર ! યજ્ઞના કુંડમાંથી ઉઠેલો આ મદ નામનો અસુર વજ્રથી કે મોટા મંત્રોથી પણ જીતી શકાય એવો નથી.[26] ચ્યવનમુનિના ભારે તપોબળને લીધે આ મહાબળવાન શત્રુનું દેવતાઓથી, તમારાથી કે મારાથી પણ નિવારણ થઈ શકે એમ નથી. હે દેવતાઓના સ્વામી! એટલામાટે મહાત્મા ચ્યવનમુનિનો આશ્રય લો;[27,28] એટલે તે પોતે ઉત્પન્ન કરેલી આ કૃત્યાનું નિવારણ કરશે. જે પરાશક્તિનો ભક્ત હોય તેના ક્રોધનું નિવારણ કરવાને બીજો કોઇપણ સમર્થ નથી."[29] આ પ્રમાણે બૃહસ્પતિનું વચન સાંભળી ભય પામેલો ઇંદ્ર ચ્યવનમુનિની પાસે આવી તેમને મસ્તકવડે પ્રણામ કરી નમ્રતાથી બોલ્યો કેઃ–"હે મુનિઓમાં ઉત્તમ! હે સર્વજ્ઞ ! ક્ષમા કરો, સજ્જ થએલા અસુરને શમાવો અને પ્રસન્ન થાઓ. હું તમારા વચનનો સ્વીકાર કરૂં છું.[30,31] હે ભૃગુના પુત્ર ! આ અશ્વિનીકુમારો આજથી સોમપાન કરવાને યોગ્ય ગણાશે, એ સત્ય વચન કહું છું માટે મારા ઉપર ક્ષમા કરો.[32] હે તપસ્વી ! આ આપનો ઉદ્યમ વ્યર્થ ન થયો અને હું પણ જાણું છું કે તમે તમારા વચનને વ્યર્થ કરોજ નહિ.[33] તમારા વચનથી હવે આ અશ્વિનીકુમાર સર્વદા સોમપાન કરશે અને શર્યાતિ રાજાની કીર્ત્તિ પણ વૃદ્ધિ પામશે.[34] હે મુનિઓમાં ઉત્તમ ! મે જે કામ કર્યું તે આપની પરીક્ષાને વાસ્તે કર્યું અને એથી સર્વથા આપની શક્તિનો પ્રકાશ થયો એમ સમજવું.[35] હે મહારાજ ! હવે મારા ઉપર કૃપા કરો અને આ ઉત્પન્ન થએલા મદાસુરનો સંહાર કરો. જેમ સઘળા દેવતાઓનું કલ્યાણ થાય તેવી ગોઠવણ થવી જોઈએ."[36] આ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી વાસ્તવિક જ્ઞાનવાળા ચ્યવને વિરોધથી ઉત્પન્ન થએલા પોતાના ક્રોધને શમાવ્યો.[37] ઉદ્વેગ પામેલા ઇંદ્રની આશ્વાસના કર્યા પછી ચ્યવને મદાસુરને સ્ત્રીઓમાં, મદ્ય-

પાનમાં, જુગારમાં અને મૃગયામાં વ્હેંચી નાખ્યો.[૩૮] મદના વિભાગ કરી, ભય પામેલા ઈંદ્રની આશ્વાસના કરી અને સઘળા દેવતાઓને સ્થિર કરીને શર્યાતિ રાજાના યજ્ઞને પૂર્ણ સ્થિતિમાં કર્યો.[૩૯] પછી સર્વ ધર્મોને જાણનારા ચ્યવને સંસ્કાર આપેલો સોમરસ મહાત્મા ઇંદ્રને અને અશ્વિનીકુમારોને પાયો.[૪૦] હે રાજા ! આ પ્રમાણે ચ્યવન મુનિએ કેવળ પોતાના તપોબળથીજ મહાત્મા અને સૂર્યના પુત્ર અશ્વિનીકુમારોને સોમપાનના અધિકારી કર્યા હતા.[૪૧] યજ્ઞ સંબંધી ખીલાઓથી શોભી રહેલું એ તળાવ પણ તે દિવસથી પ્રખ્યાત થયું અને ચ્યવન મુનિનો આશ્રમ પણ પૃથ્વીમાં સારી રીતે પ્રખ્યાત થયો.[૪૨] યજ્ઞમાં એ પ્રમાણે થવાથી શર્યાતિ રાજા સંતુષ્ટ થયો અને પછી યજ્ઞ સમાપ્ત કરી મંત્રિઓથી વીંટાઇને પોતાના નગરમાં જઈ ધર્મની રીતિથી રાજ્ય કરવા લાગ્યો. મનુના પુત્ર અને પ્રતાપી એ શર્યાતિ રાજાનો આનર્ત્ત નામે પુત્ર થયો અને આનર્ત્તનો રેવત નામે પુત્ર થયો.[૪૩,૪૪] શત્રુઓનું દમન કરનારો એ રેવત સમુદ્રની અંદર કુશસ્થલી (દ્વારકા) નામની નગરી બનાવીને રહ્યો હતો અને આનર્ત્ત (ઓખા મંડલ) આદિ દેશોને ભોગવતો હતો. [૫] એ રેવતને ઉત્તમ સો પુત્રો થયા હતા તેમાં કકુદ્મી મોટો હતો. એને રૂપાળી અને શુભ લક્ષણોવાળી રેવતી નામની એક કન્યા પણ હતી.[૪૬] એ કન્યા જ્યારે વરને યોગ્ય થઇ ત્યારે મોટારાજા રેવતે કુલીન રાજકુમારવિષે વિચાર કરવા માંડયો.[૪૭] રેવત નામના ( ગિરનાર ) પર્વતમાં રહેતો એ બળવાન રાજા આનર્ત્ત દેશમાં રાજ્ય કરતો હતો.[૪૮] 'મારે આ પુત્રી કોને દેવી' એમ વિચાર કરીને તેણે ધાર્યું કેઃ–"દેવતાઓએ પૂજેલા અને સર્વ વિષયને જાણનારા બ્રહ્માની પાસે જઈને તેમને આ વિષયમાં પૂછવું."[૪૯] આ પ્રમાણે નિશ્ચય કરી બ્રહ્માને પૂછવાની ઇચ્છાથી એ રાજા પોતાની પુત્રી રેવતીને સાથે લઈને તુરત બ્રહ્મલોકમાં ગયો.[૫૦] ત્યાં દેવતાઓ, યજ્ઞો, વેદો, પર્વતો, સમુદ્રો, નદીઓ,[૫૧] પ્રાચીન ઋષિઓ, સિદ્ધ, ગંધર્વ, નાગ અને ચારણો, એ સઘળાઓ દિવ્ય રૂપ ધરી હાથ જોડીને ઉભા હતા અને બ્રહ્માની સ્તુતિ કરતા હતા.[૫૧,૫૨]

**ऋषयः सिद्धगंधर्वाः पन्नगाश्चारणास्तथा ॥**
**तस्थुः प्रांजलयः सर्वे स्तुवंतश्चपुरातनाः।५२।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

---

## अध्याय ८ मो. રેવત રાજાની કથા

### जनमेजय उवाच

**संशयोयं महान् ब्रह्मन् वर्त्तते मम मानसे ॥**
**ब्रह्मलोकं गतो राजा रेवतीसंयुतः स्वयम् ॥१॥**

જનમેજય પૂછે છે–હે મહારાજ ! રેવત રાજા રેવતીની સાથે મનુષ્ય શરીરથી બ્રહ્મલોકમાં ગયો એ વિષયમાં મારા મનને મોટો સંશય છે.[૧] પૂર્વે મેં કથાઓના પ્રસંગમાં બ્રાહ્મણો પાસેથી સાંભળ્યું છે કેઃ–"બ્રહ્મવેત્તા અને શાંતિવાળો જે બ્રાહ્મણ હોય તે બ્રહ્મલોકને પામે છે."[૨] તો આમ છતાં એ રાજા રેવતીની સાથે બ્રહ્મલોક કે જે મળવો અત્યંત કઠણ છે તેમાં ભૂલોકમાંથી શી રીતે ગયો ? એ સંશય છે.[૩] સર્વ શાસ્ત્રોમાં એવો નિર્ણય કરેલો છે કેઃ–"મરણ પામ્યા પછી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે." ત્યારે તે રાજાની ગતિ મનુષ્યદેહે બ્રહ્મલોકમાં કેમ થઈ અને બ્રહ્મલોકમાંથી પાછી મનુષ્યમાં ગતિ કેમ થઈ ?[૪] હે વિદ્વાન ! બ્રહ્માને પૂછવાસારૂ રાજા બ્રહ્મલોકમાં ગયો એવિષે આ પ્રમાણે મને સંશય થયો છે તેનું

હમણાંજ આપે નિવારણ કરવું જોઈએ.[૫]

વ્યાસ કહે છેઃ—હે રાજા! સર્વે લોકો મેરૂ પર્વતના શિખરમાં છે. ઇંદ્રલોક, અગ્નિલોક, યમપુરી, સત્યલોક, કૈલાસ અને વિષ્ણુના સ્થાનકરૂપ કહેવાતો વૈકુંઠલોક, એ સઘળા લોક મેરૂપર્વતના શિખરમાંજ છે.[૬,૭] ધનુષ ધરનાર કુંતીનો પુત્ર અર્જુન મનુષ્યદેહથીજ દેવલોકમાં ગયો હતો અને ત્યાં પાંચ વર્ષ સુધી ઇંદ્રની પાસે રહ્યો હતો.[૮] એવી રીતેજ પૂર્વે કકુત્સ્થ આદિ બીજા રાજાઓ પણ સ્વર્ગલોકમાં ગયા હતા. પૂર્વે મહાબળવાન દૈત્યો પણ ઇંદ્રલોકમાં જઇ તેને જીતીને પોતાની ઈચ્છા પ્રમાણે રહ્યા હતા.[૯,૧૦] પૂર્વે ચક્રવર્ત્તી રાજા મહાભિષ પણ બ્રહ્મલોકમાં ગયો હતો અને ત્યાં અતિ રૂપાળાં ગંગાજી સભામાં આવતાં હતાં તે તેના જોવામાં આવ્યાં હતાં.[૧૨] હે રાજા! દૈવયોગને લીધે વાયુથી તેમનું વસ્ત્ર ઉંચું થઈ જતાં તે સુંદરીને રાજાએ કાંઈક નગ્ન દીઠાં હતાં. કામદેવથી પીડાએલો મહાભિષ રાજા કાંઈક હસ્યો હતો અને ગંગાજી પણ કાંઇક હસ્યાં હતાં. એઓને એવી સ્થિતિમાં જોઈ બ્રહ્માએ શાપ આપતાં તેઓ પાછાં પૃથ્વીમાં પણ આવ્યાં હતાં.[૧૩] દૈત્ય તથા દાનવોએ પીડેલા સર્વે દેવતાઓ પણ વૈકુંઠમાં ગયા હતા અને તેઓએ જગતના નાથ અને લક્ષ્મીનાપતિ વિષ્ણુની સ્તુતિ કરી હતી.[૧૪] એટલામાટે હે રાજાઓમાં ઉત્તમ! આ વિષયમાં સંદેહ રાખવો નહિ. પુણ્ય કરનારા અને તપ કરનારા મનુષ્યો પણ અવશ્ય સર્વ લોકોમાં જઈ શકે છે. પુણ્ય કરેલું હોય એજ એ સ્થાનકોમાં ગતિ થવાનું કારણ છે. યજ્ઞ કરવાથી શુદ્ધ થએલા યજમાનો પણ પુણ્યનેલીધેજ તે લોકોમાં જાય છે.

જનમેજય પૂછે છેઃ—રેવત રાજા કે જે પોતાની રૂપાળી કન્યા રેવતીને સાથે લઇ બ્રહ્મલોકમાં ગયો તેણે ત્યાં જઈને શું કર્યું? બ્રહ્માએ તેને કેવી આજ્ઞા કરી અને તેણે પોતાની કન્યા કોને આપી? હે મહારાજ! હમણાં આ સઘળી કથા મને વિસ્તારથી કહો.

વ્યાસ કહે છેઃ—હે રાજા! સાંભળો. રેવત રાજા કન્યાનો વર કરવાવિષે પૂછવાસારૂ બ્રહ્મલોકમાં જ્યારે ગયા ત્યારે ત્યાં ગાયન ચાલતું હતું. તેથી અવકાશ લઇને થોડીવાર બેઠો.[૧૫-૨૦] સભામાં ગાયન સાંભળવામાં આવતાં એ રાજા અને રેવતી રાજી થયાં અને તૃપ્તિ પામ્યાં. ગાયન પૂરૂં થઈ રહ્યા પછી બ્રહ્માને પ્રણામ કરી, પોતાની કન્યા દેખાડીને તેણે તેમની પાસે પોતાનો નીચે પ્રમાણે અભિપ્રાય કહ્યો.

રેવત કહે છેઃ—હે દેવતાઓના સ્વામી! આ મારી પુત્રી કન્યા છે માટે તેનો વર કોને કરવો તે કહો.[૨૧,૨૨] આ કન્યા કોને આપવી તે પૂછવાસારૂ હું આપની પાસે આવ્યો છું. સારા કુળમાં ઉત્પન્ન થએલા ઘણા રાજકુમારો મેં જોયા પરંતુ મારૂં ચંચળ મન કોઈમાં પણ પુરૂં બેસતું નથી એટલામાટે આપને પૂછવાસારૂ હું અહીં આવેલો છું.[૨૩,૨૪] તો હે સર્વજ્ઞ! યોગ્ય, કુળવાન્, બળવાન્ અને સઘળાં શુભ લક્ષણોવાળો કયો રાજકુમાર આ કન્યાનો વર થવા યોગ્ય છે તે કહો. જે રાજકુમાર ઉપર કહેલાં લક્ષણોવાળો, દાતા અને ધર્માત્મા હોય તેનું નામ કહો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી ઘણો કાળ ફરી ગયાનો વિચાર કરી બ્રહ્માએ હસતાં હસતાં તેને નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કહે છેઃ—હે રાજા! જે રાજકુમારોને કન્યાના વર થવા યોગ્ય તમે મનમાં ધાર્યા હતા તેઓ તો તેઓના પિતા, પૌત્ર અને બાંધવોસહિત કાળના ગ્રાસરૂપ થઈ ગયા છે. હમણાં સત્તાવીશમો દ્વાપરયુગ ચાલે છે.[૨૫-૨૮] તમારા

સઘળા વંશજો પણ મરી ગયા છે અને નગરીને દૈત્યોએ લુંટી છે. હમણાં એ નગરીમાં ચંદ્રવંશી રાજા રાજ્ય કરે છે.[૨૯] યયાતિના વંશમાં ઉત્પન્ન થએલો ઉગ્રસેન નામનો પ્રખ્યાત રાજા મથુરા અને તેની નિકટના પ્રાંતોનો આધપતિ હતો.[૩૦] ઉગ્રસેનનો દીકરો કંસ કે જે દૈત્યનો અંશ હોવાથી મહાબળવાન્ અને દેવતાઓનો દ્વેષી હતો તેણે પોતાના પિતાને કારાગૃહમાં નાખ્યો હતો[૩૧] અને તે પોતે મદોન્મત્ત થઇને તુરત રાજાધિરાજની પદવી ભોગવતો હતો. એ સમયમાં દુષ્ટ રાજાઓના સૈન્યોના ભારથી બહુજ પીડાએલી પૃથ્વી વિહ્વલ થઇને મારે શરણે આવી હતી અને ત્યાં મોટા મોટા દેવતાઓએ પોતપોતાના અંશોથી પૃથ્વીમાં અવતરવાનો ઠરાવ કર્યો હતો.[૩૨,૩૩] જે નારાયણ મુનિ કહેવાય છે તેજ એ ઠરાવ ઉપરથી દેવતાસરખી દેવકીના ઉદરમાંથી કમળસરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણરૂપે અવતર્યા છે અને તે 'વાસુદેવ' એવા નામથી પણ ઓળખાય છે.[૩૪] ધર્મના પુત્ર અને નરના સરખા સનાતન નારાયણ મુનિ કે જેમણે ગંગાજીને કાંઠે પવિત્ર બદરિકાશ્રમમાં અતિ ઉગ્ર તપ કર્યું હતું તે પોતે હમણાં યદુકુલમાં અવતર્યા છે અને ' વાસુદેવ ' કહેવાય છે. હે રૈવત રાજા ! એ મહાપ્રખ્યાત શ્રીકૃષ્ણે પાપી અને ખળતાવાળા કંસને માર્યો અને તેના પિતા ઉગ્રસેનને મથુરાનું રાજ્ય આપ્યું હતું. આમ થયા પછી કંસનો સસરો જરાસંધ કે જે પાપી અને મહાબળવાન્ છે તેણે ક્રોધથી મથુરા ઉપર ચડી આવીને ઘણા આગ્રહથી યુદ્ધ કર્યું પણ શ્રીકૃષ્ણે યુદ્ધમાં તેને જીતી લીધો હતો.[૩૫-૩૮] પછી હારી ગએલા જરાસંધે મોટા સૈન્યવાળા કાળયવનને યુદ્ધ કરવાવાસ્તે મોકલ્યો હતો. સૈન્યવાળા અને મહાવીર યવનોના રાજાને આવતો સાંભળી શ્રીકૃષ્ણ મથુરાને છોડીદઇને દ્વારકાપુરીમાં જઈ રહ્યા છે. દ્વારકાપુરી ભાંગીતુટી ગઈ હતી તેને પોતાની સાથે આવેલા શિલ્પીલોકો પાસે ગઢવાળી તથા હાટ અને શાળાઓથી શોભાયમાન કરાવી છે. દ્વારકાનો જીર્ણોદ્ધાર કરાવ્યા પછી પ્રતાપી શ્રીકૃષ્ણે પોતાના તંત્રમાં રહેનારા ઉગ્રસેનનેજ ત્યાંનો રાજા કર્યો છે અને યાદવોને પણ ત્યાં રાખ્યા છે. એ વાસુદેવ હમણાં પોતાના બાંધવોની સાથે તે દ્વારકામાં છે.[૩૯,૪૦] એમના મોટાભાઈ બળદેવ કે જે મહાપ્રખ્યાત, મુસલ તથા હલરૂપી આયુધોવાળા, વીર અને શેષનાગના અંશરૂપ છે તે તમારી કન્યાના પતિ થવાને યોગ્ય છે.[૪૧] એટલા માટે કમળસરખાં નેત્રવાળી તમારી કન્યા રેવતી વિવાહના વિધિથી તુરત બળદેવને આપો.[૪૨] હે રાજાઓમાં ઉત્તમ ! તમે પુત્રીનું કન્યાદાન કરીને બદરિકાશ્રમ કે જે દેવતાઓને પ્રીતિ આપનાર, પવિત્ર કરનાર અને મનુષ્યોના મનોરથોને પૂર્ણ કરનાર છે ત્યાં તપ કરવા જજો.[૪૩]

વ્યાસ કહે છેઃ–હે જનમેજય ! કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્માએ આ પ્રમાણે આજ્ઞા કરતાં તે રૈવત રાજા તુરત પોતાની કન્યાની સાથે દ્વારકામાં ગયો અને ત્યાં જઇને તેણે શુભ લક્ષણોવાળી એ કન્યા બળદેવને આપી. પછી પોતે તીવ્ર તપ કરીને સમય પ્રાપ્ત થતાં ગંગાજીને કાંઠે દેહનો ત્યાગ કરી સ્વર્ગ લોકમાં ગયો.

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ ! આ આપે મોટા આશ્ચર્યની વાત કહી. રૈવત રાજા પોતાની પુત્રીનેવાસ્તે બ્રહ્મલોકમાં બેઠો તેટલી વારમાં પૃથ્વીમાં એકસોને આઠ યુગ વ્યતીત થઈ ગયા તો એટલા કાળમાં એ રાજા અને તેની કન્યા અત્યંત વૃદ્ધ ન થઇ ગયાં કે શું ? અને તેઓનું એવડું બધું પરિપૂર્ણ આયુષ્ય

કેમ થયું ?[૪૪-૪૮]

વ્યાસ કહે છેઃ–હે જનમેજય ! બ્રહ્મલોકમાં જરા, ક્ષુધા, તરસ, મરણ, ભય કે ગ્લાનિ કદી પણ થતાં નથી. રેવત રાજા મેરૂપર્વત ઉપર બ્રહ્માની સભામાં ગયો હતો ત્યાં પછવાડેથી તેના વંશજોને રાક્ષસોએ મારવા માંડતાં તેઓ ત્રાસ પામી દ્વારકાને છોડી દઇને ચારેકોર ભાગી ગયા હતા.[૪૯,૫૦] વૈવસ્વત મનુ છીંક ખાતાં તેના નાકમાંથી 'ઇક્ષ્વાકુ' એવા નામથી વિખ્યાત મોટા સામર્થ્યવાળો પુત્ર ઉત્પન્ન થયો હતો. મુખ્ય સૂર્યવંશ એ ઇક્ષ્વાકુથી ચાલેલો છે.[૫૧] 'વંશનેવાસ્તે નિરંતર દેવીનું ધ્યાન કરતાં તપ કરો' એવા નારદજીના ઉપદેશથી તેણે સર્વોત્તમ દીક્ષા લઈને તપ કર્યું હતું.[૫૨] એ ઇક્ષ્વાકુરાજાને સો પુત્ર થયા હતા એમ સાંભળ્યું છે. એ પુત્રોમાં બળ અને સામર્થ્યવાળો વિકુક્ષિ મોટો હતો.[૫૩] પ્રખ્યાત રાજા ઇક્ષ્વાકુ અયોધ્યામાં રાજ્ય કરતો હતો. એ મહાત્મા ઇક્ષ્વાકુએ પોતાના સો પુત્રોમાં શકુનિ આદિ મહાબળવાન પચાશ પુત્રોને ઉત્તર અને પૂર્વ દેશમાં રાજ્ય આપ્યાં હતાં[૫૪,૫૫] અને અડતાલીશ પુત્રોને દક્ષિણ તથા પશ્ચિમ દેશમાં રાજ્ય આપ્યાં હતાં. બીજા બે પુત્રો ઇક્ષ્વાકુની સેવા કરવાનેવાસ્તે તેની પાસેજ રહ્યા હતા.[૫૬]

चत्वारिंशत्तथाष्टौ च रक्षणार्थं महात्मना ॥
अन्यौ द्वौ सांस्थितौ पार्श्वे सेवार्थं तस्य भूपतेः॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮

# अध्याय ९ मो.

## કકુત્સ્થની અને માંધાતાની ઉત્પત્તિ

### व्यास उवाच

[illegible]काश्राद्धे विकुक्षिपृथिवीपतिः ॥
[illegible] मांसमानय सत्वरम् ॥१॥

વ્યાસ કહે છેઃ–કોઈ દિવસે શાસ્ત્રોને જાણનાર ઇક્ષ્વાકુ રાજાએ અષ્ટકા નામનું શ્રાદ્ધ કરવાસારૂ પોતાના પુત્ર વિકુક્ષિને આજ્ઞા કરી કેઃ–"હે પુત્ર ! હમણાં તું વનમાં જઈ શ્રાદ્ધને સારૂ કાળજી રાખીને તુરત પવિત્ર માંસ લાવી દે."[૧] આ પ્રમાણે આજ્ઞા થતાં તેનો સ્વીકાર કરી અસ્ત્ર લઈને વિકુક્ષિ તુરત વનમાં ગયો.[૨] ત્યાં જઈને તેણે બાણોથી વરાહ, સૂવર, હરિણ અને સસલાઓને માર્યા પણ તેમ કરતાં તે થાકી ગયો અને ભૂખ્યો થયો તેથી અષ્ટકા શ્રાદ્ધને ભૂલી જઇ વનમાંજ એક સસલાને ખાઈજતાં અવશેષ રહેલું ઉત્તમ માંસ તેણે પિતાને આપ્યું.[૩,૪] એ માંસ પ્રોક્ષણનેવાસ્તે જ્યારે વસિષ્ઠમુનિની પાસે મોકલવામાં આવ્યું ત્યારે તેને જોઇ 'અયોગ્ય છે' એમ જાણીને વસિષ્ઠે કોપ કર્યો.[૫] 'ઉચ્છિષ્ટ માંસ શ્રાદ્ધમાં પ્રોક્ષણ કરવાને યોગ્ય નથી એવી મર્યાદા છે' એમ કહીને વસિષ્ઠે પાકમાં દૂષણ થયાનું રાજાની પાસે નિવેદન કર્યું.[૬] ગુરૂના કહેવાથી પુત્રનું એ દુષ્ટ કૃત્ય જાણી વિધિનો લોપ થવાનેલીધે રાજાને ક્રોધ ચડયો અને તેથી તેણે વિકુક્ષિને દેશમાંથી કાહાડી મૂકયો.[૭] ત્યારથી એ રાજકુમાર 'શશાદ' એવા નામથી પ્રખ્યાત થયો. પિતાના કોપનેલીધે એ શશાદ વનમાં ગયો અને ત્યાં કાંઈપણ સંભ્રમ નહિ રાખતાં ધર્મમાં તત્પર રહીને ફળ ફૂલોથી નિર્વાહ ચલાવી સમય કહાડવા લાગ્યો. ઇક્ષ્વાકુ મરણ પામ્યા પછી એ મહાત્મા શશાદને રાજ્ય મળ્યું.[૮,૯] અયોધ્યાના પતિ એ શશાદે રાજ્ય કરતાં સરયૂ નદીને કાંઠે સંપૂર્ણ રીતે અનેક યજ્ઞો પણ કર્યા.[૧૦] શશાદનો કકુત્સ્થ એવા નામનો પ્રખ્યાત પુત્ર થયો. 'કકુત્સ્થ'નાં ઇંદ્રવાહ અને પુરંજય એવાં બીજાં પણ બે નામ હતાં.[૧૧]

જનમેજય પૂછે છેઃ–હે વ્યાસ! રાજકુમારનાં એ નોખનોખાં નામ કેમ થયાં અને કયાં કામો ઉપરથી થયાં એ વિષે સઘળું કારણ મને કહો.[૧૨]

વ્યાસ કહે છેઃ–શશાદ રાજા સ્વર્ગવાસી થયા પછી એ ધર્મને જાણનારા રાજકુમારને રાજ્ય મળતાં તે પોતાના બળનેલીધે બાપદાદાઓની પરંપરાથી આવેલા રાજ્યને સારી રીતે ચલાવવા લાગ્યો. એ સમયમાં દૈત્યોએ પરાજય પમાડેલા સર્વે દેવતાઓ ત્રૈલોક્યના નાથ અને અવિનાશી વિષ્ણુને શરણે જતાં સનાતન વિષ્ણુ ભગવાને તેઓને કહ્યું કેઃ–"હે ઉત્તમ દેવતાઓ! શશાદ રાજાનો પુત્ર કે જે રાજ્ય કરે છે તેની તમે સહાયતા માગો એટલે ધર્માત્મા એ રાજા ધનુષ લઈને સહાયતા કરવા સંગ્રામમાં આવશે અને દૈત્યોને મારશે.[૧૩-૧૫] જગદંબાના પ્રસાદનેલીધે એનામાં અપાર સામર્થ્ય છે." પ્રાર્થના કરતાં એ તમને તરત સહાય કરશે.[૧૬] આ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી ઇંદ્ર સહિત સર્વે દેવતાઓ અયોધ્યામાં શશાદ રાજાના પુત્રની પાસે ગયા.[૧૭] દેવતાઓ આવતાં રાજાએ ધર્મની રીતિથી તેઓની પૂજા કરી અને તેઓના આવવાના પ્રયોજનવિષે નીચે પ્રમાણે પૂછ્યું.[૧૮]

રાજા કહે છેઃ–હે દેવતાઓ! તમે મારે ઘેર આવીને મને ઉત્તમ દર્શન દીધું તેથી મને ભાગ્યશાળી અને પવિત્ર કર્યો. આજ મારૂં જીવિત સફલ થયું.[૧૯] હે મોટા દેવતાઓ! જે કામ હોય તે કહો. તમારૂં મોટું કામ જો માણસોથી ન થઈ શકે એવું હશે તોપણ હું સર્વથા કર્યા વગર રહીશ નહિ.[૨૦]

દેવતાઓ કહે છેઃ–હે રાજેંદ્ર! અમારી સહાયતા કરો, ઇંદ્રના સખા થાઓ અને દેવતાઓથી પણ જીતી શકાતા નથી એવા પ્રબળ દૈત્યોને સંગ્રામમાં જીતો.[૨૧] જગદંબાના પ્રસાદનેલીધે તમારાથી ન થઇ શકે એવું કાંઇ નથી. વિષ્ણુએ પ્રેરણા કરવાથી અમો તમારી પાસે આવ્યા છીએ.[૨૨]

રાજા કહે છેઃ–હે ઉત્તમ દેવતાઓ! તમારો અધિપતિ ઇંદ્ર જો મારૂં વાહન થાય તો હું આજ તમોને સહાય થઇશ અને હમણાં તમારેવાસ્તે દૈત્યોની સાથે સંગ્રામ કરીશ. હું ઇંદ્ર ઉપર બેસીને સંગ્રામ કરવા નીકળીશ એ સત્ય વચન કહું છું.[૨૩,૨૪]

વ્યાસ કહે છેઃ–તે સમયે દેવતાઓએ ઇંદ્રને કહ્યું કે "આ મોટું કામ કરવાનું છે એટલામાટે લાજ છોડી દઇને રાજાના વાહનરૂપ થાઓ."[૨૫] ઇંદ્ર લજાતો હતો તોપણ દેવતાઓના કહેવાથી તથા વિષ્ણુની અત્યંત પ્રેરણાથી તુરત જાણે બીજો નંદિકેશ્વર હોય એવો મોટો બળદ થયો.[૨૬] અને તે રાજા સંગ્રામમાં જવાનેવાસ્તે તેના પર ચડયો. પોતે એની ખાંધ ઉપર બેઠો હતો તેથી તેનું 'કકુત્સ્થ' નામ કહેવાયું.[૨૭] ઇંદ્રને વાહનરૂપ કર્યો તેથી 'ઇંદ્રવાહ' અને દૈત્યોના પુરને જીતી લીધું તેથી 'પુરંજય' નામ કહેવાયું.[૨૮] મહાવીર કકુત્સ્થે દૈત્યોને જીતીને તેનું ધન દેવતાઓને આપ્યું અને પછી પોતાના નગરમાં જવાનેવાસ્તે દેવતાઓની આજ્ઞા લીધી. આ પ્રમાણે એ રાજાને ઇંદ્રની સાથે મિત્રતા થઇ હતી.[૨૯] એ કકુત્સ્થ રાજા કે જે અત્યંત પ્રખ્યાત હતો તેના વંશના રાજાઓ 'કાકુત્સ્થ' એવા નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયા.[૩૦] કકુત્સ્થનો તેની ધર્મપત્નીમાં મહાબળવાન અને પ્રખ્યાત 'અનેના' નામનો પુત્ર થયો, અને તેનો મોટી શક્તિવાળો 'પૃથુ' નામનો પુત્ર થયો.[૩૧] એ પૃથુ સાક્ષાત્ વિષ્ણુના અંશરૂપ હતો અને જગદંબાના ચરણનું પૂજન કરનાર હતો. પૃથુનો 'ચંદ્ર' નામે વંશ ચલાવનાર પુત્ર થયો અને તેનો તેજસ્વી

અને મહાબળવાન 'યુવનાશ્વ' નામે પુત્ર થયો.[૩૨,૩૩] યુવનાશ્વનો મહાધર્માત્મા 'શાવસ્ત' નામે પુત્ર થયો કે જેણે ઇંદ્રની નગરી જેવી 'શાવસ્તી' નામની નગરી બનાવી છે.[૩૪] મહાત્મા શાવસ્તનો 'બૃહદશ્વ' નામે પુત્ર થયો અને બૃહદશ્વને કુવલયાશ્વ નામે પૃથ્વીપતિ પુત્ર થયો.[૩૫] એ રાજાએ 'ધુંધુ' નામના દૈત્યને માર્યો હતો તેથી તેને પૃથ્વીમાં 'ધુંધુમાર' એવું વિખ્યાત નામ મળ્યું હતું.[૩૬] ધુંધુમારનો 'દૃઢાશ્વ' નામે પુત્ર થયો; તેણે પૃથ્વીનું પાલન કર્યું હતું. દઢાશ્વનો 'હર્યશ્વ' નામે મોટી કીર્ત્તિવાળો પુત્ર થયો.[૩૭] હર્યશ્વનો પુત્ર 'નિકુંભ' નામે રાજા થયો. નિકુંભનો 'બર્હણાશ્વ' અને બર્હણાશ્વનો 'કૃશાશ્વ' નામે પુત્ર થયો.[૩૮] કૃશાશ્વનો મહાબળવાન અને સાચા પરાક્રમવાળો 'પ્રસેનજિત' નામે પુત્ર થયો અને પ્રસેનજિતનો મહાભાગ્યશાળી અને પ્રખ્યાત 'યૌવનાશ્વ' નામે પુત્ર થયો.[૩૯] યૌવનાશ્વનો 'માંધાતા' નામે પ્રખ્યાત પુત્ર થયો કે જેણે ભગવતીને પ્રસન્ન કરવાસારૂ મોટાં તીર્થોમાં એક હજાર અને આઠ પ્રાસાદ કરાવ્યા હતા.[૪૦] એ માંધાતા માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો ન હતો પણ પિતાના ઉદરમાં ઉત્પન્ન થયો હતો અને તેને તેના બાપની કૂખ ફાડીને બહાર કહાડવામાં આવ્યો હતો.

જનમેજય પૂછે છેઃ—હે વ્યાસ ! આપે જે વાત કહી એવી વાત જોવામાં કે સાંભળવામાં આવી નથી.[૪૧,૪૨] માંધાતાનો પિતાના ઉદરથી જન્મ થવો સંભવતો નથી એટલામાટે એ સર્વ અંગોમાં રૂપાળો પુત્ર યૌવનાશ્વરાજાના ઉદરમાં જે કારણથી ઉત્પન્ન થયો હોય તે કારણ આજ મને વિસ્તારથી કહો.

વ્યાસ કહે છેઃ—હે જનમેજય ! પરમ ધર્માત્મા યૌવનાશ્વરાજાને કાંઇ પણ સંતાન ન હતું.[૪૩] તેને રાણીઓ સો હતી. ચિંતાથી ઘેરાએલો એ રાજા તે વિષેજ નિરંતર વિચાર કર્યા કરતો હતો.[૪૪] સંતાનનેમાટે દુઃખ પામેલો અને કાયર થએલો તે રાજા વનમાં જઇને ઋષિઓના પવિત્ર આશ્રમમાં રહ્યો હતો અને તપસ્વીઓ દેખતાં દુઃખથી નિસાસા મૂકતો હતો. એને દુખીઓ જોઇને બ્રાહ્મણોને દયા આવતાં તેઓએ તેને કહ્યું કેઃ—હે રાજા ! તું શામાટે શોક કરે છે ? તારા મનમાં શું દુઃખ છે તે તું સાચું કહે. સર્વથા અમો તારૂં દુઃખ મટાડવાનો ઉપાય કરીશું.

યૌવનાશ્વ કહે છેઃ—હે મુનિઓ ! મને રાજ્ય, ધન અને ઉત્તમ ઘોડા પણ છે;[૪૫-૪૯] શુદ્ધ અને નિર્મળ કાંતિવાળી સો સ્ત્રીઓ પણ છે, ત્રણે લોકમાં મારો કોઇ બળવાન શત્રુ પણ નથી;[૫૦] સામંત રાજાઓ તથા મંત્રીઓ મારી આજ્ઞા પ્રમાણે ચાલે છે; હે તપસ્વીઓ ! મને એક સંતાન સંબંધીજ દુઃખ છે; બીજું કશું દુઃખ મારા જોવામાં નથી.[૫૧] અપુત્ર માણસને સારી ગતિ મળતી નથી અને સ્વર્ગ તો કદી પણ મળતું નથી. આમ છે એટલામાટે હું સંતાનનેવાસ્તે બહુ શોક કરૂં છું.[૫૨] તમો તપસ્વી લોકો તર્કને જાણનાર અને વેદ તથા શાસ્ત્રોના અર્થને જાણનારા છો તથા તેમાં પરિપૂર્ણ અભ્યાસવાળા છો માટે હું કે જે સંતાનનીજ ઇચ્છાવાળો છું તેને માટે યોગ્ય ઇષ્ટિનો વિચાર કરીને મને આજ્ઞા કરો.[૫૩] હે મુનિઓ ! મારા ઉપર જો કૃપા હોય તો મારૂં આ કાર્ય કરો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી કૃપાથી પૂર્ણ મનવાળા તે બ્રાહ્મણોએ ધીરજથી તે રાજાને ઇંદ્રદેવની ઇષ્ટિ કરાવી. તે રાજાને પુત્ર આપવાનેવાસ્તે બ્રાહ્મણોએ વેદમંત્રોથી મંત્રીને જળથી ભરેલો કળશ તે

સ્થાનકમાં સ્થાપ્યો હતો. રાતમાં તરસ લાગતાં યૌવનાશ્વરાજા તે યજ્ઞના સ્થાનકમાં ગયો. અને ત્યાં બ્રાહ્મણોને સૂઇ ગએલા જોઈ, તે બ્રાહ્મણોએ રાણીનેવાસ્તે વિધિથી મંત્રી રાખેલું જળ કળશમાંથી કહાડીને પી ગયો. હે જનમેજય! તરસથી પીડાએલા રાજાએ એ જળ અજ્ઞાનથી પી લીધું. કળશને પાણી વગરનો જોઇ તે સમયે શંકા પામેલા બ્રાહ્મણોએ રાજાને પૂછ્યું કે "આમાંથી પાણી કોણે પીધું?" રાજાએ પીધેલું જાણવામાં આવતાં દૈવના બળને મોટું જાણી ઇષ્ટિ સમાપ્ત કરીને તે મુનિઓ પોતપોતાને ઘેર ગયા. પછી મંત્રના બળનેલીધે યૌવનાશ્વરાજાને પોતાને ગર્ભ રહ્યો.[૫૪-૬૦] સમય પૂર્ણ થતાં તેની જમણી કૂખ ભેદીને પુત્રને બહાર કહાડયો.[૬૧] મંત્રીઓએ રાજાની કૂખ ભેદીને પુત્રને કહાડી લીધો પણ દેવતાઓની કૃપાથી રાજાનું મરણ થયું નહિ. 'આ કુમાર કોને ધાવશે' એમ મંત્રીઓ બહુજ બરકવા લાગ્યા ત્યારે ઇંદ્રે પોતાની આંગળી એ કુમારના મુખડામાં આપીને કહ્યું કે:–( માં ધાતા ) મને ધાવશે.[૬૨] આ ઉપરથી એ કુમાર 'માંધાતા' એવા નામથી ઓળખાયો અને મહાબળવાન રાજા થયો. હે જનમેજય! આ પ્રમાણે માંધાતાની ઉત્પત્તિ મેં તમારી પાસે વિસ્તારથી કહી.[૬૩]

**सोभवद्बलवान्राजा मांधाता पृथिवीपतिः ॥**
**तदुत्पत्तिस्तुभूपालकथितातवविस्तरात्॥६३॥**

**ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

---

# અધ્યાય ૧૦ મો.

## માંધાતાનો વંશ અને ત્રિશંકુનું આખ્યાન.

**વ્યાસ ઉવાચ**

**बभूव चक्रवर्ती स नृपतिः सत्यसंगरः ॥**
**मांधाता पृथिवीं सर्वामजयन्नृपतीश्वरः ॥१॥**



વ્યાસ કહે છેઃ–એ માંધાતા રાજા પોતાના વચનને પાળનાર હતો અને સઘળી પૃથ્વીને જીતીને ચક્રવર્તી રાજાધિરાજ થયો હતો.[૧] ચોર લોકો એના ભયથી ત્રાસ પામીને પર્વતોની ગુફાઓમાં જતા રહ્યા હતા તેથી ઇંદ્રે પ્રસિદ્ધ રીતે તેનું 'ત્રસદસ્યુ' એવું નામ પાડયું હતું.[૨] પતિવ્રતા, રૂપાળી અને સઘળાં શુભ લક્ષણોવાળી શશબિંદુની દીકરી બિંદુમતી તેની સ્ત્રી હતી.[૩] એ સ્ત્રીમાં માંધાતાએ પુરૂકુત્સ અને મુચુકુંદ નામના બે પ્રખ્યાત પુત્ર ઉત્પન્ન કર્યા હતા.[૪] પુરૂકુત્સનો મહાધર્માત્મા અનરણ્ય નામનો પુત્ર થયો અને અનરણ્યનો બૃહદશ્વ નામે પુત્ર થયો. બૃહદશ્વ પિતાની ભક્તિમાં તત્પર હતો.[૫] તેનો મહાધર્માત્મા અને પરમાર્થને જાણનાર હર્યશ્વ નામનો પુત્ર થયો. હર્યશ્વનો ત્રિધન્વા અને ત્રિધન્વાનો અરૂણ નામનો પુત્ર થયો.[૬] અરૂણનો મોટી લક્ષ્મીવાળો સત્યવ્રત નામનો પુત્ર થયો. એ સત્યવ્રત સ્વેચ્છાચારી, કામી, મંદબુદ્ધિવાળો અને વિષયોમાં અતિ લંપટ હતો.[૭] એક સમય કામદેવથી મોહ પામેલા એ પાપી રાજકુમારે બ્રાહ્મણની સ્ત્રીનું હરણ કરીને તે બ્રાહ્મણના વિવાહમાં વિઘ્ન કર્યું.[૮] પછી બહુજ દુઃખ પામેલા બ્રાહ્મણોએ ભેળા થઇ અરૂણ રાજાની પાસે જઇને વારંવાર 'હાય માર્યા' એવો પોકાર કર્યો.[૯] રાજાએ દુઃખ પામેલા તે નગરના બ્રાહ્મણોને પૂછ્યું કે 'હે બ્રાહ્મણો! મારા પુત્રે તમારૂં શું અશુભ કર્યું?"[૧૦] રાજાનું નમ્રતા ભરેલું વચન સાંભળી તેને બહુજ આશીર્વાદ આપીને બ્રાહ્મણોએ કહ્યું કે:–"હે રાજા! હે બળીઆઓમાં ઉત્તમ! આજ તમારા પુત્રે વિવાહમાં પરણેલી બ્રાહ્મણની કન્યાનું બલાત્કારથી હરણ કર્યું છે."[૧૧,૧૨] એ પ્રમાણે બ્રાહ્મણોનું સત્ય વચન સાંભળી મહા ધર્માત્મા

અરૂણ રાજાએ પુત્રને કહ્યું કેઃ–"તેં આ દુષ્ટ કર્મ કરીને તારા નામને મિથ્યા કર્યું.[૧૩] હે મંદબુદ્ધિવાળા ! હે દુરાચાર ! તું મારા ઘરમાંથી દૂર જતો રહે. હે પાપી ! તારે સર્વથા મારા દેશમાં રહેવું નહિ."[૧૪] ક્રોપ પામેલા પિતાને સત્યવ્રતે વારંવાર 'મારે કયાં જવું' એમ પૂછતાં તેણે કહ્યું કેઃ–"ચાંડાલોની સાથે રહે.[૧૫] તેં બ્રાહ્મણની સ્ત્રીનું હરણ કર્યું એ સર્વથા ચાંડાલનું કામ કર્યું એટલામાટે ચાંડાલોની સાથે સંસર્ગ કરીને તને અનુકૂલ પડે તેમ રહે.[૧૬] હે કુળને અભડાવનારા ! હું તારા જેવા પુત્રને પુત્ર માનવામાં રાજી નથી. હે દુષ્ટ બુદ્ધિવાળા ! તેં મારી કીર્ત્તિનો નાશ કર્યો એટલામાટે તારે જોઈએ ત્યાં જા."[૧૭] આ પ્રમાણે ક્રોપ પામેલા મહાત્મા પિતાનું વચન સાંભળી તે સત્યવ્રત તે ગામમાંથી નીકળીને તુરત ચાંડાલોની પાસે ગયો.[૧૮] ધનુષ, બાણ તથા કવચને ધરનાર અને દયાળુ સ્વભાવવાળો એ સત્યવ્રત ચાંડાલોની સાથે રહેવા લાગ્યો.[૧૯] ક્રોપ પામેલા મહાત્મા અરૂણ રાજાએ જ્યારે તેને કહાડી મૂકયો ત્યારે ગુરૂ વસિષ્ઠમુનિએ રાજાને નહિ વારતાં ઉલટી તે કામમાં પ્રેરણા કરી હતી.[૨૦] ધર્મશાસ્ત્રને જાણનારા વસિષ્ઠ મુનિએ અરૂણને વાર્યો નહિ તેથી સત્યવ્રતને વસિષ્ઠઉપર ક્રોધ ચડયો હતો.[૨૧] પછી સત્યવ્રતનો બાપ અરૂણરાજા કોઈ કારણનેલીધે પુત્રનેસારૂ તપ કરવામાટે નગરને છોડીને વનમાં ગયો હતો.[૨૨] તે સમયમાં એ અધર્મનેલીધે તેના દેશમાં બાર વર્ષસુધી સર્વથા મેઘ વરશ્યો નહિ.[૨૩] હે જનમેજય ! એ સમયમાં વિશ્વામિત્ર મુનિ પોતાની સ્ત્રીને તે દેશમાં મૂકીને કૌશિકી નદીને કાંઠે ભારે તપ કરવા ગયા હતા.[૨૪] વિશ્વામિત્રની સ્ત્રી અનાવૃષ્ટિના સમયમાં કુટુંબના પોષણનેવાસ્તે બહુ દુઃખ પામવા લાગ્યાં અને કાયર થઇ ગયાં.[૨૫] ભૂખથી પીડાએલા એના બાલકો બહુજ રોતા હતા અને નાનવી માગતા હતા; તેઓને જોઇને પતિવ્રતા ઋષિપત્નીને બહુ દુઃખ પ્રાપ્ત થયું.[૨૬] દુઃખથી પીડાએલાં તે ઋષિપત્નીએ બાલકોને ભૂખથી આતુર થએલા જોઇ વિચાર કર્યો કે "આ ગામમાં હમણાં રાજા નથી માટે હું કોની પાસે માગું અને શું કરૂં ?[૨૭] મારા પુત્રોનો કોઇ રક્ષક નથી, મારો પતિ પાસે નથી અને બાલકો બહુજ રૂવે છે; માટે આજ મારા જીવિતને ધિક્કાર છે.[૨૮] મને ધન વગરની મૂકી દઇને પતિ તપ કરવા ગયા છે. પોતે સમર્થ છે તો પણ મને દુખણી અને ધન વગરની જાણતા નથી.[૨૯] હવે પતિ વિના હું બાલકોનું ભરણપોષણ શાથી કરૂં ? સઘળા પુત્રો બહુજ ભૂખથી પીડાઇને મરી જશે.[૩૦] માટે એક પુત્રને વેચી તેનું કેટલુંક દ્રવ્ય લઇને હું બીજા પુત્રોનું પાલન કરૂં; આ પ્રકાર મને અનુકૂલ લાગે છે.[૩૧] મારી ભૂલથી મારે સર્વને મરવા દેવા યોગ્ય નથી એટલામાટે કાળ કહાડવા સારૂ એક પુત્રને હું વેચી નાખીશ."[૩૨] આ પ્રમાણે મનમાં વિચાર કરી હૃદયને કઠણ કરી તે વિશ્વામિત્રની સ્ત્રી દર્ભની દોરીથી પુત્રને ગળામાં બાંધીને બહાર નીકળ્યાં.[૩૩] પોતાના વચલા ઔરસ પુત્રને ગળામાં બાંધી લઇને બીજા પુત્રોના પોષણનેવાસ્તે ઋષિપત્ની ઘરમાંથી ચાલ્યાં.[૩૪] પીડાએલાં અને શોકથી ઘેરાએલાં તે ઋષિપત્ની સત્યવ્રતના જોવામાં આવતાં સત્યવ્રતે તેમને પૂછ્યું કે "હે સુંદરિ ! તમે શું કરવા ધારો છો ?[૩૫] આ રોતા બાલકને ગળામાં બાંધીને હમણાં કયાં લઇ જાઓ છો અને શામાટે લઈ જાઓ છો? મારી પાસે સાચું કહેજો."[૩૬] સત્યવ્રતનાં વચન સાંભળી ઋષિપત્નીએ કે કહ્યું "હે રાજકુમાર !

હું વિશ્વામિત્રની સ્ત્રી છું અને આ મારો પુત્ર છે. સંકટ પડવાનેલીધે આ ઔરસ પુત્રને વેચવાસારૂ મારી ઇચ્છાથી જાઉં છું.[૩૭] અમને અન્ન મળતું નથી અને મારા પતિ વિશ્વામિત્ર અમને છોડી દઈને કોઈ સ્થળમાં તપ કરવા ગયા છે. ભૂખથી પીડાએલી હું બીજા પુત્રોના પોષણનેવાસ્તે આ પુત્રને વેચી નાખીશ."[૩૮]

સત્યવ્રત કહે છેઃ–હે પતિવ્રતા! તમારા પુત્રનું રક્ષણ કરો. તમને ભરણપોષણ હું આપ્યા કરીશ, તેટલામાં તમારો પતિ વનમાંથી અહીં આવશે.[૩૯] તમારા આશ્રમની પાસે ઝાડમાં પ્રત્યેક દિવસ હું કાંઇક ભક્ષ્ય બાંધી જઇશ, એ સત્ય વચન કહું છું.[૪૦]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે સત્યવ્રતનું વચન સાંભળી તે ઋષિપત્ની પોતાના પુત્રને બંધનથી છોડીને પોતાના આશ્રમમાં ગયાં.[૪૧] ગળામાં બાંધ્યો હતો તેને લીધે વિશ્વામિત્રના એ પુત્રનું 'ગાલવ' એવું નામ કહેવાયું અને તે મહાતપસ્વી થયો હતો. ઋષિપત્ની પોતાના આશ્રમમાં જઇ બાલકોથી વીંટાઇને રાજી થવા લાગ્યાં.[૪૨] ભક્તિથી અને દયાથી ઘેરાએલો સત્યવ્રત વિશ્વામિત્રની સ્ત્રીનું ભરણપોષણ કરવા લાગ્યો.[૪૩] વનમાં રહેનારા મૃગ, સૂવર અને પાડાઓને મારી તેઓનું માંસ વિશ્વામિત્રના આશ્રમની પાસેના વૃક્ષમાં બાંધવા લાગ્યો.[૪૪] વિશ્વામિત્રની સ્ત્રી તે માંસનેલઇ પુત્રોને આપતાં હતાં અને એ ઉત્તમ ભક્ષ્ય મળવાથી પરમ સુખ પામતાં હતાં.[૪૫] અરૂણ રાજા તપ કરવા ગયો હતો તેથી વસિષ્ઠમુનિ અયોધ્યાના રાજ્યનું તથા અંતઃપુરનું રક્ષણ કરતા હતા.[૪૬] ધર્માત્મા સત્યવ્રત પણ પિતાની આજ્ઞાને અનુસરી વનમાં પારાધનો નિયમ રાખીને નગરથી બહાર રહેતો હતો.[૪૭] એ સત્યવ્રત કોઇ આકસ્મિક કારણને લીધે સર્વદા વસિષ્ઠ ઉપર અધિક ક્રોધ રાખતો હતો. એ ધર્મિષ્ઠ અને પ્યારા પુત્ર સત્યવ્રતને તેના પિતાએ વનમાં કહાડવા માંડયો તે સમયે તેના પિતાને અટકાવવાનું યોગ્ય કારણ છતાં વસિષ્ઠે અટકાવ્યો નહિ હતો, "જ્યારે સપ્તપદીનું કર્મ થાય ત્યારે પાણિગ્રહણના મંત્રોની સમાપ્તિ થાય છે માટે તે કર્મ થયા પહેલાં કન્યાનું હરણ કરવામાં આવે તો બીજાની સ્ત્રી હરી લીધેલી નહિ કહેવાય પણ કન્યાનુંજ હરણ કર્યું કહેવાય" એ ધર્મ શાસ્ત્રની મર્યાદાને જાણતાં છતાં પણ વસિષ્ઠમુનિએ અરૂણને અટકાવ્યો નહિ હતો; તેથી સત્યવ્રત વસિષ્ઠ ઉપર બહુ ક્રોધ રાખતો હતો.[૪૮-૫૦] કોઈ દિવસે વનમાં બીજાં પશુ નહિ મળતાં વસિષ્ઠ મુનિની દુઝણી ગાય વનમાં ફરતી હતી તે સત્યવ્રતના જોવામાં આવી.[૫૧] ભૂખથી પીડાએલા સત્યવ્રતે ચોરની પેઠે ક્રોધથી અને મોહથી તે ગાયને મારી નાખીને તેનું માંસ વૃક્ષમાં બાંધ્યું અને થોડુંક લઇ જઈને પોતે પણ ખાધું.[૫૨] હે જનમેજય! આ માંસ ગાયનું નથી પણ મૃગનું છે એમ જાણીને ઋષિપત્નીએ પણ તે સમયે તે માંસ પોતાના દીકરાઓને ખવરાવ્યું.[૫૩] પોતાની ગાયને મારી નાખેલી જાણીને વસિષ્ઠે ક્રોધથી સત્યવ્રતને કહ્યું કે "હે દુષ્ટ! તેં આ પિશાચની પેઠે ગોહત્યાનું ભારે પાપ કેમ કર્યું?[૫૪] ગોહત્યા, સ્ત્રીનું હરણ અને બાપનો અત્યંત ક્રોધ, એ ત્રણ કારણોનેલીધે તારા માથામાં તુરત ત્રણ ખીલા ઉત્પન્ન થશે.[૫૫] અને તારૂં પૃથ્વીમાં 'ત્રિશંકુ' એવું નામ કહેવાશે. સર્વ પ્રાણીઓને તારે પિશાચ જેવું પોતાનું રૂપ દેખાડવું પડશે."[૫૬] આ પ્રમાણે વસિષ્ઠમુનિએ શાપ દેતાં એ સત્યવ્રત તેજ આશ્રમમાં રહીને

તીવ્ર તપ કરવા લાગ્યો.[૫૭] તપ કરતાં કોઈ મુનિના પુત્ર પાસેથી ઉત્તમ મંત્ર પામીને મહા મંગળરૂપ અને પરમ પ્રકૃતિરૂપ ભગવતી દેવીનું ધ્યાન કરતો હતો.[૫૮]

**कस्माच्चिन्मुनिपुत्रात्तु प्राप्य मंत्रमनुत्तमम् ।**
**ध्यायन् भगवतींदेवीं प्रकृतिं परमां शिवाम्॥५८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

## अध्याय ११ मो. ત્રિશંકુને દેવીનું દર્શન

**जनमेजय उवाच.**

**वसिष्ठेन च शप्तोसौ त्रिशंकुर्नृपतेःसुतः ॥**
**कथं शापाद्विनिर्मुक्तस्तन्मेब्रूहि महामते ॥१॥**

જનમેજય પૂછે છેઃ–હે મોટી બુદ્ધિવાળા વ્યાસ! રાજકુમાર ત્રિશંકુ કે જેને વસિષ્ઠ મુનિનો શાપ લાગ્યો તે પોતે પરિણામે તે શાપમાંથી કેમ છુટો થયો ? તે મને કહો.[૧]

વ્યાસ કહે છેઃ–સત્યવ્રત શાપને લીધે પિશાચપણું પામીને પણ દેવીની ભક્તિમાં તત્પર થઇને તેજ આશ્રમમાં રહ્યો હતો.[૨] કોઇ દિવસે સત્યવ્રતે એ આશ્રમમાં નવાક્ષર મંત્રનો જપ કરી ભક્તિથી હોમને વાસ્તે બ્રાહ્મણોની પાસે જઇ પ્રણામ કરીને તેઓને કહ્યું કેઃ–"હે બ્રાહ્મણો! હું કે જે પ્રણામ કરૂં છું તેનું વચન સાંભળો. મારે જપના દશાંશ પ્રમાણે વિધિસહિત હોમ કરવાનો છે; માટે એ કામમાં તમો સઘળા મારા ઋત્વિજ થાઓ.[૩,૪] તમો વેદ જાણનારા અને દયાળુ છો માટે મારૂં કામ સિદ્ધ કરવાને વાસ્તે ઋત્વિજ થવું.[૫] હે વેદજાણનારાઓમાં ઉત્તમો! હું રાજાનો પુત્ર છું માટે સર્વથા મને સુખ થવા સારૂ તમારે એ કામ કરવું."[૬] એ પ્રમાણે સત્યવ્રતનું વચન સાંભળી તે સમયે તેને બ્રાહ્મણોએ કહ્યું કેઃ–"તને ગુરૂનો શાપ લાગવાથી પિશાચપણું પ્રાપ્ત થયું છે;[૭] માટે વેદનો અધિકાર નહિ રહેવાને લીધે તું યજ્ઞ કરવાને યોગ્ય નથી. તને સર્વ લોકોમાં નિંદિત પિશાચપણું મળેલું છે."[૮] આ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળીને ત્રિશંકુ દુઃખ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે "હવે આજ આ મારા જીવિતને ધિક્કાર છે. હું વનમાં રહ્યો છું તેથી શું કરી શકું ?[૯] મને પિતાએ કહાડી મૂક્યો, ગુરૂએ ભારે શાપ આપ્યો, રાજ્યથી ભ્રષ્ટ થયો છું અને વળી પિશાચપણું પામ્યો છું, તો હવે શું કરૂં ?"[૧૦] આ પ્રમાણે વિચાર કરી કાષ્ઠોની મોટી ચિતા ખડકી તેમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કરીને તે રાજકુમારે ચંડિકા દેવીનું સ્મરણ કર્યું.[૧૧] મહા માયારૂપ જગદંબાનું સ્મરણ કરી મ્હોડા આગળ ચિતાને સળગાવી નાહીને તેની આગળ હાથ જોડીને ઉભો.[૧૨] એ રાજકુમારને મરવા સજ્જ થએલો જાણીને જગદંબા પ્રત્યક્ષ રીતે આકાશમાં તેની આગળ આવ્યાં.[૧૩] સિંહ ઉપર બિરાજેલાં જગદંબાએ દર્શન દઇને મેઘ સરખી ગંભીર વાણીથી તે રાજકુમારને નીચે પ્રમાણે કહ્યું.[૧૩,૧૪]

જગદંબા કહે છેઃ–હે ભાગ્યશાળી રાજકુમાર! આ તેં શું ધાર્યું છે ? તારે અગ્નિમાં પડીને દેહનો ત્યાગ કરવો નહિ. સ્થિર થા. તારો વૃદ્ધ પિતા તને રાજ્ય આપીને પરમ દહાડે વનમાં જશે; માટે તું ખેદ છોડી દે. તારા પિતાના મંત્રીઓ તને તેડવાને વાસ્તે આવશે. હે વીર! તારો પિતા તારો રાજ્યાભિષેક કરી તૃષ્ણા છોડી દઇને બ્રહ્મલોકમાં જશે, એ નિશ્ચય છે.

વ્યાસ કહે છેઃ–જગદંબા એ રાજકુમારને એ પ્રમાણે કહીને ત્યાંજ અંતર્ધાન થઈ ગયાં.[૧૫-૧૮] અને રાજકુમાર અગ્નિમાં પડી

મરતો અટકયો. તે સમયમાં મહાત્મા નારદજીએ તુરત અયોધ્યામાં જઇને આરંભથી સઘળી વાત અરૂણ રાજાને કહી સંભળાવી. પુત્ર મરવાને સજ્જ થયો હતો એ વાત સાંભળી મનમાં ખેદ ધરીને રાજાએ ઘણી રીતે શોક કર્યો. પછી પુત્રના શોકથી ઘેરાએલા રાજાએ મંત્રીઓને કહ્યું[૧૯-૨૧] કેઃ—"મારા પુત્રે ઉગ્ર કર્મ કર્યાની વાત તમારા જાણવામાં છે. એ બુદ્ધિમાન્ સત્યવ્રત જો કે રાજ્યને યોગ્ય અને વાસ્તવિક વાતને જાણનાર હતો તોપણ મેં તેને વનમાં જવાની આજ્ઞા કરતાં તે પ્રમાણે તે તુરત વનમાં ગયો અને ધનહીન છતાં પણ ક્ષમા રાખીને સારી સમજણથી ત્યાંજ રહ્યો.[૨૨,૨૩] ત્યાં વળી વસિષ્ઠે શાપ દઇને તેને પિશાચ જેવો કરી નાખ્યો તેથી દુઃખમાં મુંઝાઈને તે આજ અગ્નિમાં પ્રવેશ કરવાને સજ્જ થયો હતો,[૨૪] પણ જગદંબાએ ના પાડવાથી તેમ કરતાં અટકયો છે. એટલા માટે તમો ત્યાં તુરત જાઓ અને એ મારા બળવાન મોટા પુત્રને વચનોથી ધીરજ આપીને તુરત અહીં તેડી લાવો. પાલન કરવાની શક્તિવાળા એ પુત્રનો રાજ્યાભિષેક કરી શાંત થઈને હું વનમાં જઈશ. મેં હવે તપ કરવાનો નિશ્ચય કર્યો છે." આ પ્રમાણે કહીને પ્રીતિથી નમ્ર મનવાળા રાજાએ પુત્રને તેડી આવવાને વાસ્તે સઘળા મંત્રીઓને મોકલ્યા.[૨૫-૨૭] એ મંત્રીઓ વનમાં જઈ આશ્વાસના કરીને તે રાજકુમારને માનપૂર્વક અયોધ્યામાં લાવ્યા. સત્યવ્રતને દુબળો, મેલાં વસ્ત્રવાળો, જટાધારી, ક્રૂર દેખાવનો અને ચિંતાથી ઘેરાએલો જોઈ રાજા વિચાર કરવા લાગ્યો કે "મેં ધર્મના નિશ્ચયને જાણતાં છતાં આ રાજ્યને યોગ્ય અને મહાબુદ્ધિમાન પુત્રને કહાડી મૂકયો હતો, એ કેવું નિર્દય કામ કર્યું હતું?" આ પ્રમાણે મનમાં વિચાર કરી રાજાએ તેનું આલિંગન કરી ધીરજ આપીને પોતાની પાસેના આસનપર બેસાડયો. નીતિશાસ્ત્રમાં વિચક્ષણતા ધરાવનારા રાજાએ પાસે બેઠેલા પુત્રને પ્રેમથી ગદ્ગદ્ વાણી વડે નીચે પ્રમાણે ભલામણ કરી.

અરૂણ રાજા કહે છેઃ—હે પુત્ર! તું તારી બુદ્ધિને ધર્મમાં રાખજે. બ્રાહ્મણોને માન દેજે.[૨૮-૩૩] જે ધન ન્યાય માર્ગથી આવતું હોય તે રાખજે. સર્વદા પ્રજાઓનું રક્ષણ કરજે. કદી પણ અસત્ય બોલજે માં, અને કુમાર્ગે જઈશ માં.[૩૪] સારા માણસોનું કહ્યું માનજે. તપસ્વીઓની પૂજા કરજે. ક્રૂર ચોર લોકોને મારજે. ઇંદ્રિયોને જીતજે.[૩૫] હે પુત્ર! રાજાએ કાર્યોની સિદ્ધિને વાસ્તે સર્વદા ઇંદ્રિયોને જીતવીજ જોઈએ. જે વિચાર કરવો હોય તે મંત્રીઓની સાથે ઘણોજ ગુપ્ત કરજે.[૩૬] શત્રુ ન્હાનો હોય તો પણ સમજુએ તેની ઉપેક્ષા નહિ કરવી જોઇએ. મંત્રી અથવા બીજો કોઈ પોતાનો મળતો પુરૂષ શત્રુમાં આસક્ત હોય તો તેનો વિશ્વાસ કરવો નહિ.[૩૭] શત્રુ અને મિત્ર આદિ સર્વનાં કામ જોવાને વાસ્તે સર્વથા ચાર મોકલ્યા કરવા. સર્વદા ધર્મમાં બુદ્ધિ રાખવી. પ્રત્યેક દિવસે દાન દેવાની ટેવ રાખવી.[૩૮] વૃથાવાદ કરવો નહિ. દુષ્ટનો સંગ છોડી દેવો. અનેક પ્રકારના યજ્ઞો કરવા. મોટા ઋષિઓની પૂજા કરવી.[૩૯] સ્ત્રીનો, સ્ત્રીઓમાં લંપટ પુરૂષનો અને જુગારીનો કદી વિશ્વાસ કરવો નહિ. મૃગયા કરવામાં, મદ્ય પીવામાં, ગાયનમાં અને વેશ્યાઓમાં કદી અત્યંત પ્રીતિ કરવી નહિ. પોતે એઓથી વિમુખ રહીને પ્રજાઓને પણ એ વ્યસનોથી અટકાવવી.[૪૦,૪૧] પ્રત્યેક દિવસે સર્વથા બ્રાહ્મ મુહૂર્તમાં (પાછલી બે ઘડી રાત રહે ત્યારે)

ઉઠવું. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સ્નાન આદિ સઘળો વિધિ કરવો.[૪૨] ગુરૂના ઉપદેશથી જગદંબાના મંત્રનું ગ્રહણ કરી ભક્તિથી જગદંબાની પૂજા કરવી. હે પુત્ર! જગદંબાના ચરણનું પૂજન થાય એજ જન્મનું સફલપણું છે.[૪૩] જે જીવ એકવાર પણ મહાપૂજા કરીને દેવીના ચરણ ધોયાનું જળ પીએ તે જીવ કદી પણ ફરીવાર માના ગર્ભમાં ન જાય એવો નિશ્ચય છે.[૪૪] સઘળું દૃશ્ય, દ્રષ્ટા અને સાક્ષી પણ જગદંબાજ છે. એવી રીતે ભાવથી પરિપૂર્ણ થઇને નિર્ભય ચિત્તથી રહેવું.[૪૫] સારી રીતે નિત્ય વિધિ કર્યા પછી સભામાં જવું. ત્યાં બ્રાહ્મણોને બોલાવીને તેઓને ધર્મશાસ્ત્રનો નિર્ણય પૂછવો.[૪૬] વેદ અને વેદાંતનો પાર પામેલા પૂજ્ય બ્રાહ્મણોની પૂજા કરીને સર્વદા સત્પાત્રોને ગાય, પૃથ્વી અને સુવર્ણ આદિ દાન દેવાં.[૪૭] અવિદ્વાન્ બ્રાહ્મણને કદી પણ પૂજવો નહિ. મૂર્ખને તેના આહારથી અધિક કદી દેવું નહિ.[૪૮] હે પુત્ર! તું લોભને લીધે ધર્મનું ઉલ્લંઘન કરીશ માં અને હવે પછી બ્રાહ્મણનું અપમાન પણ કદી કરીશ માં.[૪૯] બ્રાહ્મણો પૃથ્વીના દેવ છે, એટલા માટે તેઓને પ્રયત્નથી માન દેજે. ક્ષત્રિયોનું કારણ પણ બ્રાહ્મણોજ છે એમાં કાંઈ સંશય નથી.[૫૦] અગ્નિ જળથી, ક્ષત્રિયો બ્રાહ્મણથી અને લોઢું પથરાથી ઉત્પન્ન થયું છે. માટે તે જળ આદિનું સામર્થ્ય જો કે સર્વત્ર વ્યાપે છે તોપણ પોતાનાં કારણોમાં ચાલી શકતું નથી, એટલા માટે સુખ ઇચ્છનારા રાજાએ સર્વથા દાનથી અને વિનયથી બ્રાહ્મણોને વિશેષ માન દેવું જોઇએ.[૫૧,૫૨] સર્વદા ધર્મશાસ્ત્રને અનુસરીને ન્યાયની વ્યવસ્થા કરવી અને નીતિના માર્ગથી પ્રાપ્ત થએલા ધનનો સંગ્રહ કરવો.[૫૩]

**दंडनीतिः सदा कार्या धर्मशास्त्रानुसारतः ॥**
**कोशस्यसंग्रहःकार्योनूनंन्यायागतस्यह॥५३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

# अध्याय १२ मो.

## ત્રિશંકુ વસિષ્ઠના શાપથી ચાંડાળ થયો

**વ્યાસ ઉવાચ**

**एवं प्रबोधितः पित्रा त्रिशंकुः प्रणतो नृपः ॥**
**तथेति पितरं प्राह प्रेमगद्गदया गिरा ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ— આ પ્રમાણે પિતાએ ઉપદેશ આપતાં નમ્રતાવાળા ત્રિશંકુએ પ્રેમથી ગદ્ગદ વાણીવડે "હું આપના કહ્યા પ્રમાણે ચાલીશ" એમ પિતાને કહ્યું.[૧] પછી અરૂણ રાજાએ મંત્રોને જાણનારા અને વેદશાસ્ત્રમાં વિચક્ષણતાવાળા બ્રાહ્મણોને બોલાવીને તુરત અભિષેક કરવાને વાસ્તે સામગ્રીઓ કરાવી.[૨] સઘળાં તીર્થોનું જળ મગાવી, મંત્રિઓને તથા સામંત રાજા આદિને બોલાવીને પવિત્ર દિવસે વિધિ સહિત ત્રિશંકુને રાજ્યાસન આપ્યું.[૩,૪] પોતાના પુત્ર ત્રિશંકુનો રાજ્યાભિષેક કરી રાજાએ પોતાની સ્ત્રી સહિત ત્રીજે દિવસે વિધિ સહિત વાનપ્રસ્થાશ્રમ લીધો. એ આશ્રમ લઈ વનમાં ગંગાજીને કાંઠે ઉગ્ર તપ કરીને કાળ પ્રાપ્ત થતાં સ્વર્ગમાં ગયો. એ રાજા સ્વર્ગમાં ગયો ત્યાં દેવતાઓએ સત્કાર કર્યો અને ઇંદ્રના આસનની પાસે બેસીને સર્વદા સૂર્યની પેઠે શોભવા લાગ્યો.[૫,૬]

જનમેજય પૂછે છેઃ—હે બ્રહ્મર્ષિ! હે વ્યાસ! પ્રથમ આપે કથાના પ્રસંગમાં કહ્યું કેઃ— "ગાયના વધથી કોપ પામેલા ગુરૂ વસિષ્ઠે શાપ દેવાથી સત્યવ્રત પિશાચપણું પામ્યો હતો, તો એ સત્યવ્રત પાછો પિશાચપણાથી શી રીતે મુક્ત થયો? એ વિષયમાં મને સંશય

છે.[૭] શાપવાળો માણસ સિંહાસનને યોગ્ય ગણાય જ નહિ માટે તેને વસિષ્ઠેજ શાપથી મુક્ત કર્યો કે કોઇ બીજું કર્મ કરીને તે શાપથી મુક્ત થયો ? શાપથી છુટવાનું જે કારણ હોય તે મને કહો. પિશાચ જેવી આકૃતિવાળાને તેના પિતાએ ઘરમાં કેમ આણ્યો ?[૯,૧૦]

વ્યાસ કહે છેઃ—વસિષ્ઠનો શાપ લાગવાથી એ સત્યવ્રત તુરતજ પિશાચપણું પામીને ભુંડા વેષવાળો, અસહ્ય અને સર્વ લોકોને ત્રાસ આપે એવો થઇ ગયો હતો.[૧૧] પરંતુ તેણે ભક્તિથી જ્યારે દેવીની ઉપાસના કરી ત્યારે દેવીએ પ્રસન્ન થઈ ક્ષણમાત્રમાંજ તેનો દિવ્ય દેહ બનાવી દીધો હતો.[૧૨] પાપનો ક્ષય થતાં તેનું પિશાચપણું જતું રહ્યું. દેવીની કૃપારૂપી અમૃતથી તે પાપ રહિત અને અત્યંત તેજસ્વી થયો.[૧૩] તેના ઉપર જગદંબાની કૃપા થવાને લીધે વસિષ્ઠ પણ પ્રસન્ન થયા અને તેનો પિતા પણ પ્રેમયુક્ત થયો.[૧૪] પિતા મરણ પામ્યા પછી ધર્માત્મા સત્યવ્રત રાજ્ય કરવા લાગ્યો અને તેણે અનેક પ્રકારના યજ્ઞોથી સનાતન જગદંબાનું પૂજન કર્યું.[૧૫] તેને અત્યંત રૂપાળો, સારા સ્વભાવવાળો અને શાસ્ત્રોમાં કહેલાં શુભ લક્ષણવાળો હરિશ્ચંદ્ર નામનો પુત્ર થયો.[૧૬] હરિશ્ચંદ્રને યુવરાજ પદવી આપીને ત્રિશંકુ રાજાએ મનુષ્યના શરીરથીજ સ્વર્ગનાં સુખ ભોગવવાનું મન કર્યું.[૧૭] તે સમયે એ રાજાએ વસિષ્ઠના આશ્રમમાં જઈ વિધિસહિત પ્રણામ કરી પ્રસન્નતાથી હાથ જોડીને તેમને નીચે પ્રમાણે કહ્યું.[૧૮]

સત્યવ્રત કહે છેઃ—હે બ્રહ્માના પુત્ર ! હે ભાગ્યશાળી ! હે સર્વ મંત્રોમાં વિચક્ષણ ! હે મુનિ ! આપે મારી પ્રાર્થના સારા મનથી સાંભળવી જોઈએ.[૧૯] આજ મને સ્વર્ગનાં સુખ ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. આના આજ શરીરથી દિવ્ય ભોગ ભોગવવાને, અપ્સરાઓની સાથે સહવાસ કરવાને, નંદનવનમાં ક્રીડા કરવાને અને દેવતાઓના ગંધર્વોનું મધુર ગાયન સાંભળવાને હું ઈચ્છું છું.[૨૦,૨૧] માટે હે મોટા મુનિ ! મને તુરત એવો યજ્ઞ કરાવો કે જેથી આના આજ શરીરે સ્વર્ગલોકમાં નિવાસ મળે.[૨૨] હે મુનિઓમાં ઉત્તમ ! તમે સમર્થ છો માટે હમણાં આ મારૂં કાર્ય કરો અને યજ્ઞ કરાવીને દુર્લભ દેવલોક મને તુરત પ્રાપ્ત કરાવો.[૨૩]

વસિષ્ઠ કહે છેઃ—હે રાજા ! મનુષ્યદેહથી સ્વર્ગમાં રહેવું ઘણું દુર્લભ છે. પુણ્યનો યોગ હોય તો મુવા પછી સ્વર્ગની પ્રાપ્તિ થાય એમ શાસ્ત્રોમાં કહેલું છે, માટે આ તારો દુર્લભ મનોરથ સાંભળીને મને ત્રાસ થાય છે. જીવતા માણસને અપ્સરાઓની સાથે રહેવું દુર્લભ છે.[૨૪,૨૫] તું યજ્ઞ કર અને તે પુણ્યના યોગથી તને મુવા પછી સ્વર્ગની પ્રાપ્તિ થશે.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વસિષ્ઠનું વચન સાંભળી બહુજ ખેદ પામેલા રાજાએ વસિષ્ઠ મુનિ કે જેમને પોતે પ્રથમ પણ કચવાવ્યા હતા તેમને કહ્યું કેઃ—"હે બ્રાહ્મણ ! તમે ગર્વના આવેશથી જો મને યજ્ઞ નહિ કરાવો તો હું હવે બીજાને ગુરૂ કરીને યજ્ઞ કરીશ." આ પ્રમાણે રાજાનું વચન સાંભળી જેને ક્રોધ ચડયો એવા વસિષ્ઠે તેને શાપ દીધો કે "હે દુષ્ટ બુદ્ધિવાળા ! હે સ્વર્ગની મર્યાદા તોડનારા! હે પાપી ! હે ગોહત્યાના અપરાધવાળા ! હે બ્રાહ્મણની સ્ત્રીને હરનારા ! હે ધર્મનો ઉચ્છેદ કરનારા ! હે માર્ગને બગાડનારા ! તું ચાંડાલ થઈ જા. આના આજ શરીરથી તુરત ચાંડાલ થા. હે પાપી ! તને મુવા પછી પણ કોઇ રીતે સ્વર્ગની ગતિ મળશે નહિ." હે જનમેજય ! ગુરૂએ આ પ્રમાણે શાપ દેવાથી ત્રિશંકુરાજા

ત્યાંજ તુરત એના એજ શરીરથી ચાંડાલની આકૃતિવાળો થયો. તેનાં સુવર્ણનાં કુંડલ તુરત પથરાનાં થઈ ગયાં.[૩૧-૩૨] દેહમાં ચંદનનો સુગંધ હતો તે વિષ્ઠાના ગંધરૂપ થયો. શરીર ઉપર દિવ્ય પીતાંબર પહેર્યાં હતાં તે શ્યામ વસ્ત્ર થઇ ગયાં.[૩૩] મહાત્માના શાપને લીધે તેના દેહનો વર્ણ પણ હાથીના વર્ણ જેવો થયો. વસિષ્ઠમુનિ કે જે જગદંબાના ઉપાસક હતા તેમના ક્રોધથી ત્રિશંકુને આવું ફલ થયું; માટે જગદંબાના ભક્તનું કદી પણ અપમાન કરવું નહિ. મુનિઓમાં ઉત્તમ વસિષ્ઠ ગાયત્રીના જપમાં તત્પર હતા તેથી તે જગદંબાનાજ ઉપાસક હતા.[૩૪,૩૫] પોતાના દેહને ચાંડાલ થએલો જોઈ દુ:ખ પામેલો અને રાંક થએલો ત્રિશંકુરાજા પોતાને ઘેર નહિ જતાં પરભારો વનમાંજ ગયો.[૩૬] દુ:ખથી પીડાએલો અને શોકથી વિહ્વલ થએલો ત્રિશંકુરાજા વિચાર કરવા લાગ્યો કે "હું શું કરૂં અને ક્યાં જાઉં? મારો દેહ અત્યંત નિંદિત થઈ ગયો.[૩૭] જેથી મારા દુ:ખનો ક્ષય થાય એવું કાંઇ કરવાનું મને સુજતું નથી. હું જો ઘેર જઇશ તો આજ મારા દીકરાને પીડા થશે.[૩૮] મને ચાંડાલ જોઇને મારી સ્ત્રી પણ મારો અંગીકાર નહિ કરે. મને આવો જોઈને મંત્રિઓ આદર નહિ આપે,[૩૯] અને જ્ઞાતિ તથા બંધુજનો પણ સંસર્ગ કરશે નહિ. હું કે જે સઘળાઓએ છોડી દેવા જેવો થયો તેને જીવવા કરતાં મરવું સારૂં છે.[૪૦] હું હવે ઝેર ખાઇને, જળમાં પડીને અથવા ફાંસી ખાઇને દેહ ત્યાગ કરૂં.[૪૧] હું પ્રજ્વલિત અગ્નિમાં બલાત્કારથી વિધિસહિત દેહ હોમી દઉં કે અનશન વ્રત લઇને આ મહા દુષ્ટ પ્રાણનો ત્યાગ કરૂં ?[૪૨] અરે! એ પ્રમાણે કરીશ તો મને આત્મહત્યા લાગશે અને પાછો જન્મોજન્મમાં ચાંડાલપણું તથા શાપ લાગશે અને આત્મહત્યા પણ કરવી પડશે.[૪૩] વળી વિચાર કરીને તે રાજાએ ધાર્યું કે "હમણાં મારે આત્મહત્યા તો સર્વથા કરવી નહિ.[૪૪] પોતે કરેલું કર્મ વનમાં આ દેહથીજ ભોગવવું. સર્વથા આ ફળનો ભોગવવાથીજ ક્ષય થશે.[૪૫] પ્રારબ્ધ કર્મનો ક્ષય ભોગવ્યા વિના બીજી રીતે થાયજ નહિ; એટલા માટે મારે આ દેહમાંજ પોતાનું કરેલું શુભાશુભ કર્મ ભોગવવું.[૪૬] વનમાં પવિત્ર આશ્રમોના સમીપમાં રહીને તીર્થોનું સેવન, જગદંબાનું સ્મરણ અને સાધુઓનું સેવન કરતાં મારાં પાપ કર્મનો ક્ષય કરીશ. આમ કરતાં ભાગ્યયોગથી કદાચ સાધુનો સમાગમ થશે તો મારૂં કાર્ય પણ થઈ જશે."[૪૭,૪૮] ત્રિશંકુરાજા મનમાં આ પ્રમાણે વિચાર કરી ગામમાં જવાનું છોડી દેતાં ગંગાજીને કાંઠે જઈ બહુજ શોકાતુર થઈને ત્યાંજ રહ્યો.[૪૯] તે સમયે પિતાને શાપ થયાનું કારણ જાણવામાં આવતાં દુ:ખ પામેલા હરિશ્ચંદ્રે વૃદ્ધ મંત્રિઓને પોતાના પિતાની પાસે મોકલ્યા.[૫૦] મંત્રિઓએ તુરત ત્યાં જઇ નમ્રતાથી પ્રણામ કરીને તે ચાંડાલની આકૃતિવાળા અને વારંવાર નિસાસા મૂકતા ત્રિશંકુને કહ્યું કે:–"હે રાજા ! અમો મંત્રીઓ તમારા પુત્ર હરિશ્ચંદ્રના મોકલવાથી આવ્યા છીએ, અને હરિશ્ચંદ્રની આજ્ઞામાં રહેલા છીએ.[૫૧,૫૨] આપના યુવરાજ કુમારે અમોને જે કહ્યું છે તે સાંભળો. એમણે કહ્યું છે કે 'મારા પિતા ત્રિશંકુને માન પૂર્વક અહીં તેડી આવો.'[૫૩] આમ છે એટલા માટે હે રાજા ! ચિંતા છોડી દઈને રાજ્યમાં પધારો. સર્વે મંત્રીઓ અને પ્રજાઓ તમારી સેવા કરશે.[૫૪] 'ગુરૂને પ્રસન્ન કરીશું કે જેથી તે આપ ઉપર દયા કરશે. એ મહા તેજસ્વી ગુરૂ પ્રસન્ન થઈને દુ:ખની શાંતિ કરશે.'[૫૫]

એમ આપના કુમારે ઘણું ઘણું કહેલું છે માટે હે રાજા ! તુરત આપના ઘરમાં પધારવાની રૂચિ કરો."[૫૬] ચાંડાલના આકારવાળા ત્રિશંકુ રાજાએ એ પ્રમાણે મંત્રિઓનું વચન સાંભળ્યું પણ તેને ઘેર જવાનું મન થયું નહિ.[૫૭] ત્રિશંકુએ મંત્રિઓને કહ્યું કે:–"હે મંત્રીઓ તમો નગરમાં જાઓ અને મારા વચનથી હરિશ્ચંદ્રને કહો[૫૮] કે 'હે પુત્ર ! હું આવીશ નહિ. તું આલસ્ય છોડી દઇને બ્રાહ્મણોને માન દેતાં અને અનેક યજ્ઞોથી દેવતાઓનું પૂજન કરતાં રાજ્ય કર.[૫૯] મહાત્માઓએ ધિક્કારેલા આ ચાંડાલના વેષથી હું અયોધ્યામાં આવીશ નહિ.' તમો તુરત પાછા જઇ મારી આજ્ઞાથી મહાબળવાન મારા પુત્ર હરિશ્ચંદ્રને સિંહાસન પર બેસાડીને રાજ્ય સંબંધી કામ કરજો."[૬૦,૬૧] ત્રિશંકુએ આ પ્રમાણે આજ્ઞા કરતાં આતુર થએલા તે મંત્રિઓ બહુજ રોઇ પડયા અને પછી તેને પ્રણામ કરી તે ચ્યવનના આશ્રમના સ્થળમાંથી અયોધ્યામાં આવ્યા.[૬૨] ત્યાં આવી સારે દિવસે વિધિપૂર્વક તેઓએ હરિશ્ચંદ્રનો રાજ્યાભિષેક કર્યો.[૬૩] ત્રિશંકુની આજ્ઞાથી મંત્રિઓએ જેનો અભિષેક કર્યો એવો ધર્માત્મા હરિશ્ચંદ્ર પોતાના પ્રતાપથી રાજ્ય કરવા લાગ્યો પણ તેના મનમાં પિતાની બહુજ ચિંતા રહેતી હતી.[૬૪]

**अभिषेक्तः तेजस्वी सचिवैश्च नृपाज्ञया ।**
**राज्यं चकार धर्मिष्ठःपितरं चिंतयन् भृशम्॥६४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

# અધ્યાય ૧૩ મો.

## દુષ્કાળમાં વિશ્વામિત્રની સ્થિતિ અને ત્રિશંકુને પ્રત્યુપકાર માટે વચન.

**राजोवाच**

**हरिश्चंद्रः कृतो राजा सचिवैर्नृपशासनात् ॥**
**त्रिशंकुस्तु कथं मुक्तस्तस्माच्चांडालदेहतः ॥१॥**

જનમેજય પૂછે છે:–ત્રિશંકુની આજ્ઞાથી મંત્રિઓએ હરિશ્ચંદ્રને રાજા કર્યો પણ ત્રિશંકુએ ચાંડાલના દેહથી શી રીતે મુક્ત થયો ?[૧] ગંગાજીના જળમાં સ્નાન કરતો એ રાજા વનમાંજ મરી ગયો, કે ગુરૂએ કૃપા કરીને તેને શાપમાંથી મુક્ત કર્યો ?[૨] આ સઘળો વૃત્તાંત મારી પાસે કહો. એ રાજાનું સઘળું ચરિત્ર સાંભળવાની મને ઈચ્છા છે.[૩]

વ્યાસ કહે છે:–પુત્રનો અભિષેક કરાવી સંતોષ પામેલો ત્રિશંકુ રાજા જગદંબાનું ચિંતન કરતાં વનમાંજ કાળક્ષેપ કરતો હતો.[૪] આ પ્રમાણે કેટલોએક સમય જતાં વિશ્વામિત્ર મુનિ તે સમયે તપ કરી સ્વસ્થ થઇને પોતાની સ્ત્રી અને પુત્ર આદિને જોવા સારૂ ત્યાં આવ્યા.[૫] ત્યાં આવી સ્વજનને જીવતાં જોઇને રાજી થયા. પછી તે બુદ્ધિમાન મુનિએ પૂજા કરવા સારૂ આગળ ઉભેલી પોતાની સ્ત્રીને પૂછ્યું[૬] કે:–"હે સુંદરિ ! દુષ્કાળનો સમય તેં શી રીતે કહાડયો ? આ બાળકોનું અન્નવિના કયા ઉપાયથી પાલન કર્યું તે કહે.[૭] હે પ્યારી ! હું તપમાં લાગ્યો હતો તેથી આવ્યો નહિ પણ તેં દ્રવ્ય વિના શું કર્યું ?[૮] અદ્ભુત દુષ્કાળ પડેલો સાંભળીને મને ત્યાં ચિંતા થઇ હતી પણ હું જે વિચારથી આવ્યો નહિ તે સાંભળ. મેં વિચાર કર્યો કે 'મારી પાસે ધન નથી માટે હું જઇને પણ શું કરી શકીશ.[૧૦] હે સુંદરિ ! હું પણ એક દિવસ વ-

નમાં ભૂખથી બહુ પીડાયો હતો તેથી ચોર થઇને કોઈ ચાંડાલના ઘરમાં પેઠો હતો.[૧૦] ચાંડાલને ઉંઘી ગએલો જોઇ ભૂખની પીડાને લીધે તેનું રસોડું શોધી કહાડીને હું ખાવાનું લેવાને વાસ્તે તેની અંદર ગયો.[૧૧] ખાવાને વાસ્તે હું વાસણ ઉઘાડીને તેમાંથી કુતરાના પાકા માંસને લેતો હતો તેટલી વારમાં મને ચાંડાલે દીઠો.[૧૨] ચાંડાલે પૂછ્યું કે "તું કોણ છે અને આવી રીતે રાતનો મારા ઘરમાં કેમ આવ્યો છે? જે કામ હોય તે કહે. મારૂં વાસણ તું શા માટે ઉઘાડે છે?"[૧૩] હે સુંદરિ! એ પ્રમાણે ચાંડાલનું વચન સાંભળી હું કે જે ભૂખથી બહુજ પીડાયો હતો તેણે ગદ્ગદ વાણીથી તેને ચોખ્ખું કહ્યું[૧૪] કેઃ—"હે ભાગ્યશાળી! હું તપસ્વી બ્રાહ્મણ છું તે ભૂખની પીડાનેલીધે ચોર થઇને તારા વાસણમાં ખાવાનું જોઉં છું.[૧૫] હે મોટી બુદ્ધિવાળા! હું જો કે ચોર થઈને આવેલો છું, તોપણ તારો અતિથિ છું. અને ભૂખ્યો છું માટે મને આજ્ઞા દે એટલે હું આ સારી રીતે પકાવેલું માંસ ખાઉં"[૧૬] મારૂં વચન સાંભળી ધર્મના નિશ્ચયવાળો તે ચાંડાલ બોલ્યો કે "હે બ્રાહ્મણ! તું ખાજે માં. કેમકે આ ચાંડાલનું ઘર છે.[૧૭] મનુષ્યનો અવતાર દુર્લભ છે, તેમાં દ્વિજપણું દુર્લભ છે અને તેમાં પણ બ્રાહ્મણપણું દુર્લભ છે, એ તું કેમ જાણતો નથી.[૧૮] સારી ગતિની ઇચ્છાવાળાએ સર્વથા દુષ્ટ આહાર નહિ કરવો જોઈએ. મનુએ કહ્યું છે કે "નીચ કર્મોનેલીધે સાત અંત્યજો ત્યાજ્ય છે."[૧૯] હે બ્રાહ્મણ! હું કર્મથી ચાંડાલ છું માટે ત્યાગ કરવા યોગ્ય છું એમાં સંશય નથી. હું તને તારો ધર્મ રહેવાને વાસ્તે ભક્ષ્યથી વારૂં છું. લોભને લીધે અટકાવતો નથી.[૨૦] હે બ્રાહ્મણોમાં ઉત્તમ! તમે વટલવાનો દોષ પ્રાપ્ત થવો નહિ જોઇએ." એ પ્રમાણે ચાંડાલનું વચન સાંભળીને મેં કહ્યું કેઃ—"હે ધર્મને જાણનારા ચાંડાલ! તું સાચું કહે છે. તારી બુદ્ધિ નિર્મલ છે.[૨૧] તોપણ આપત્કાલમાં ધર્મનો જે સૂક્ષ્મ માર્ગ છે તે હું કહું છું. આપત્કાલમાં ગમે તેમ કરીને પણ દેહનું રક્ષણ કરવું જોઇએ.[૨૨] અને આપત્કાલ મટે ત્યારે પાપથી શુદ્ધ થવાને વાસ્તે પાછું પ્રાયશ્ચિત્ત કરવું. આપત્કાલ વગર પાપ કરવાથી દુર્ગતિ થાય છે, પણ આપત્કાલમાં પાપ કરવાથી દુર્ગતિ થતી નથી.[૨૩] હરકોઇ ઉપાય છતાં પણ જે ધણી ભૂખે મરીને પ્રાણનો ત્યાગ કરે તેને નરકની પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી એટલા માટે શુભ ઈચ્છનારાએ ગમે તે ઉપાયથી પણ ભૂખ મટાડવી જોઇએ.[૨૪] આ નિયમ પ્રમાણે હું ચોરની રીતે દેહની રક્ષા કરવા આવ્યો છું. હે ચાંડાલ! ચોરી કરવામાં પંડિતોએ જે પાપ કહેલું છે તે પાપ અનાવૃષ્ટિનો સમય હોવાથી જે ધણી વરસાદ વરસાવતો નથી તેને લાગશે." હે સ્ત્રી! હું આ પ્રમાણે બોલ્યો એટલીવારમાં તુરત જેવો જોઇએ તેવો મેઘ આકાશમાંથી હાથીની સુંઢ સરખી જાડી ધારાઓથી વરસ્યો. વિજળીના ચમકારાની સાથે મેઘ વરસતો જોઇને હું રાજી થયો.[૨૫-૨૭] અને તે સમયે ચાંડાલનું ઘર છોડીને મોટા આનંદથી બહાર નીકળ્યો. હે સુંદરિ! તેં આ મહાક્રૂર અને પ્રાણિઓનો ક્ષય કરનાર દુષ્કાલ અહીં કેવી રીતે કહાડયો તે કહે." આ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી પ્રિય બોલનારી તેમની પત્નીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૨૮,૨૯]

પત્ની કહે છેઃ—મેં પરમ દારૂણ કાળ જેવી રીતે કહાડયો તે સાંભળો. હે મુનિઓમાં ઉત્તમ! તમે ગયા પછી દુર્ભિક્ષ આવી પડતાં

સર્વે પુત્રો અન્નને વાસ્તે બહુ દુઃખ પામવા લાગ્યા. બાળકોને જોઈને ચિંતાથી ઘેરાએલી હું નાનવીને વાસ્તે પ્રત્યેક વનમાં ફરવા લાગી અને તેમ કરવાથી મને કાંઈક પેટ ભરાય તેટલું મળવા લાગ્યું. આ પ્રમાણે નાનવીથીજ મેં કેટલાક મહીના કહાડ્યા.[૩૦-૩૨] પણ અંતે નાનવી પણ નહિ મળવાથી મેં મનમાં વિચાર કર્યો કે "દુષ્કાળમાં ભિક્ષા મળશે નહિ, વનમાં નાનવી મળતી નથી; ઝાડમાં ફળો થતાં નથી, પૃથ્વીમાં કંદમૂળ રહ્યાં નથી અને આ બાળકો બહુજ ભૂખની પીડાથી આતુર થઈને રૂવે છે માટે શું કરૂં, ક્યાં જાઉં અને ભૂખે મરતાં બાળકોને શું કહું ?" આ પ્રમાણે વિચાર કરીને મે નિશ્ચય કર્યો કે "કોઈ ધનવાનને હવે એક પુત્ર આપી દઉં અને તેની પાસેથી મૂલ્ય લઇને તે દ્રવ્યથી બીજા ભૂખે મરતા બાળકોનું પાલન કરૂં. પાલન કરવાનો બીજો કોઈ ઉપાય નથી." હે મુનિ ! આ પ્રમાણે નિશ્ચય કરીને મેં ચીસો નાખતા અને બહુજ આતુર થએલા પુત્રને વેચી નાખવાની ગોઠવણ કરી.[૩૩-૩૭] લાજ છોડી દઈ હું ચીસો પાડતા આ વચલા બાળકને લઇને બહાર નીકળતાં મને બહુજ આતુર જોઇને માર્ગમાં સત્યવ્રત રાજાએ પૂછ્યું કે "આ બાળક શામાટે રૂવે છે ?"[૩૮,૩૯] મેં એ રાજાને કહ્યું કેઃ–"હે રાજા ! આજ આ બાળકને વેચવાનેવાસ્તે હું લઈ જાઉં છું."[૪૦] મારૂં વચન સાંભળી દયાથી કુણા હૃદયવાળા એ રાજાએ મને કહ્યું કેઃ–"તું આ બાળકને લઇને પાછી ઘેર જા.[૪૧] મુનિ આવશે ત્યાંસુધી તારા બાળકોને જમાડવાનેવાસ્તે નિત્ય તમારે ખપે એટલું માંસ હું પહોંચાડતો જઇશ."[૪૨] આ વચન પ્રમાણે એ દયાળુ રાજા રોજ રોજ મૃગ અને સૂવરોને મારી આ ઝાડમાં બાંધી જતો હતો.[૪૩] અને એ માંસવડે મેં દુઃખના સમુદ્રમાંથી બાળકોનું પાલન કર્યું છે. પછી એ રાજાને મારેવાસ્તે વસિષ્ઠથી શાપ મળ્યો છે.[૪૪] કોઇ દિવસે એ રાજાને વનમાં માંસ નહિ મળતાં તેણે વસિષ્ઠની ગાયને મારી નાખવાથી વસિષ્ઠને ક્રોધ ચડયો.[૪૫] ગાય મારવાના અપરાધને લીધે કોપ પામેલા મહાત્મા વસિષ્ઠમુનિએ એ રાજાને ચાંડાલ કરીને તેનું 'ત્રિશંકુ' નામ પાડયું છે.[૪૬] હે સ્વામી ! એ રાજાના દુઃખથી હું બહુજ દુઃખ પામું છું. કેમકે એ રાજા મારેવાસ્તે ચાંડાલપણું પામ્યો છે.[૪૭] હવે આપે આપના તપોબળથી ગમે તે ઉપાય કરીને પણ તે રાજાની રક્ષા કરવી યોગ્ય છે.[૪૮]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે સ્ત્રીનું વચન સાંભળી મુનિઓમાં ઉત્તમ વિશ્વામિત્રે તે રાંક સ્ત્રીની સાંત્વના કરીને તેને નીચે પ્રમાણે વચન કહ્યું.[૪૯]

વિશ્વામિત્ર કહે છેઃ–હે કમળસરખાંનેત્રવાળી ! એ રાજા કે જેણે ઉપકાર કર્યો અને સંકટમાંથી તારી રક્ષા કરી તેને હું શાપમાંથી છોડાવીશ. હું મારી વિદ્યા અને તપના બળથી તેના દુઃખનો ક્ષય કરીશ.

વ્યાસ કહે છેઃ–સત્ય વસ્તુ જાણનારા વિશ્વામિત્રે ત્યાં એ પ્રમાણે સ્ત્રીની આશ્વાસના કરીને વિચાર કર્યો કે "હવે રાજાનું દુઃખ શી રીતે મટાડવું." આ પ્રમાણે વિચાર કરીને વિશ્વામિત્ર મુનિ, મોટા નગરની બાહારના જે પરામાં એ રાંક અને ચાંડાલની આકૃતિવાળો ત્રિશંકુ રાજા રહ્યો હતો ત્યાં ગયા. મુનિને આવતા જોઈ વિસ્મય પામેલો રાજા પૃથ્વીપર તેના ચરણમાં દંડની પેઠે પડયો. પડેલા રાજાનો હાથ ઝાલી ઉઠાડી સાંત્વના કરીને વિશ્વામિત્રે કહ્યું કેઃ–"હે રાજા ! તને મારે વાસ્તે

વસિષ્ઠે શાપ દીધો છે એટલા માટે હું તારૂં ધારેલું કામ કરી આપીશ. જે કરવું હોય તે કહે. ”

ત્રિશંકુ કહે છેઃ—પ્રથમ યજ્ઞ કરવાને વાસ્તે વસિષ્ઠની મેં પ્રાર્થના કરી કે “ હે મોટા મુનિ ! મારે ઉત્તમ યજ્ઞ કરવો છે તો તે તમે તમારી મન ગમતી રીતે કરાવો કે જે રીતે હું આ દેહથીજ સુખના સ્થાનરૂપ ઇંદ્રલોકમાં જાઉં. ” મેં આ પ્રમાણે પ્રાર્થના કરતાં વસિષ્ઠ મુનિએ કોપ કરીને મને કહ્યું કે:—“ હે દુષ્ટ બુદ્ધિવાળા ! મનુષ્યદેહથી તને સ્વર્ગમાં નિવાસ શી રીતે મળશે ?” હે વિશ્વામિત્ર મુનિ ! વસિષ્ઠનાં વચન સાંભળી સ્વર્ગની લાલચથી મેં ફરીવાર તેમને કહ્યું કે:—“ તમે યજ્ઞ નહિ કરાવો તો હું બીજાને ગોર કરીને ઉત્તમ યજ્ઞ કરીશ.” તે સમયે તુરતજ મને વસિષ્ઠે શાપ દીધો કે “હે પામર ! તું ચાંડાલ થઈ જા.”[૫૦-૬૦] હે મોટા મુનિ ! શાપ થવાનું આ સઘળું કારણ મેં તમને કહી સંભળાવ્યું મારા દુઃખનો નાશ કરવાને તમે સમર્થ છો.[૬૧]

વ્યાસ કહે છેઃ—દુઃખથી પીડાએલો એ ત્રિશંકુ રાજા એટલું બોલીને બંધ પડયો અને તેના શાપનું નિવારણ કરવાને વિશ્વામિત્ર વિચાર કરવા લાગ્યા.[૬૨]

इ[illegible]त्वा विररामासौ राजादुःखरुजार्दितः ।
कौशिकोपिनिराकर्त्तुंतस्यशापंव्य[illegible]तयत् ।६२।

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

---

## अध्याय १४ मो.

### ત્રિશંકુને સ્વર્ગપ્રાપ્તિ અને હરિશ્ચંદ્રની કથા.

**व्यास उवाच**

विचिंत्य मनसा कृत्यं गाधिसूनुर्महातपाः ॥
[illegible] यज्ञसंभारा- [illegible]नान [illegible] ॥१॥

વ્યાસ કહે છેઃ—ગાધિરાજાના પુત્ર મહાતપસ્વી વિશ્વામિત્રે મનથી કામ કરવાનો વિચાર કરી યજ્ઞની સામગ્રીઓ સજ્જ કરીને મુનિઓને નિમંત્રણ મોકલ્યાં.[૧] વિશ્વામિત્રે નોતરેલા મુનિઓએ ત્રિશંકુનો યજ્ઞ થવાની વાત જાણી, પણ વસિષ્ઠે અટકાવવાને લીધે કોઇ પણ આવ્યા નહિ.[૨] એ વાત જાણી કચવાએલા અને બહુજ દુઃખ પામેલા વિશ્વામિત્ર, જે આશ્રમમાં એ રાજા હતો ત્યાં આવ્યા.[૩] ક્રોધ પામેલા વિશ્વામિત્રે રાજાને કહ્યું કેઃ—“હે રાજાઓમાં ઉત્તમ ! વસિષ્ઠે અટકાવવાને લીધે યજ્ઞના પ્રસંગમાં કોઇ પણ બ્રાહ્મણો આવ્યા નહિ.[૪] પરંતુ હે રાજા ! તું મારા તપની સિદ્ધિ જોઇ લે. હું તને તારા આ શરીરથીજ સ્વર્ગલોકમાં પહોંચાડીને તારૂં મનધાર્યું કરી આપું છું”[૫] આ પ્રમાણે બોલી વિશ્વામિત્રે એક હાથથી જળ લઇને તે સમયે ગાયત્રીના જપનું પુણ્ય એ રાજાને આપ્યું.[૬] પુણ્ય આપીને રાજાને વિશ્વામિત્રે કહ્યુ કેઃ—“હે મોટા રાજા ! તું નિઃશંકપણાથી યથેષ્ટ રીતે સ્વર્ગમાં જા.[૭] તું ઘણા કાળના મેળવેલા મારા પુણ્યથી પ્રેમ પૂર્વક સ્વર્ગમાં જા અને ત્યાં તારૂં કલ્યાણ થજો.[૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વિશ્વામિત્ર બોલતાં ત્રિશંકુ રાજા તુરત તેમના તપોબળને લીધે પક્ષીના જેવા વેગથી ઉડયો.[૯] એ રાજા આકાશમાં ઉછળીને જ્યારે ઇંદ્રની પુરીમાં ગયો, ત્યારે તેને ક્રૂર અને ચાંડાલના વેષવાળો જોઇને દેવતાઓના ગણોએ ઇંદ્રને કહ્યું કેઃ—“ જોઇ શકાય નહિ એવો અને ચાંડાલની આકૃતિવાળો આ કયો પુરૂષ આકાશમાં દેવની પેઠે વેગથી આવે છે ”[૧૦,૧૧] ઇંદ્રે તુરત ઉઠીને જોતાં ‘ એ અધમ પુરૂષ ત્રિશંકુ રાજા છે ’ એમ જાણી તેનો તુરત તિરસ્કાર કરીને કહ્યું[૧૨] કેઃ—“ નિં-

દિત ચાંડાલને દેવ લોકમાં આવવાનો અધિકાર નથી, માટે તું તુરત પૃથ્વીમાં જા. તું અહીં રહેવાને યોગ્ય નથી."[13] હે જનમેજય ! ઇંદ્ર આ પ્રમાણે વચન બોલતાં જેનું પુણ્ય ક્ષીણ થયું હોય એવા દેવની પેઠે એ રાજા સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇને નીચે પડયો.[14] એ રાજા પડતાં પડતાં વારંવાર બરકવા લાગ્યો કે 'હે વિશ્વામિત્ર ! હું કે જે સ્વર્ગમાંથી ચલિત થઈને તુરત પડું છું અને દુઃખથી પીડાએલો છું તેનું રક્ષણ કરો.'[15] નીચે પડતા રાજાની ચીસ સાંભળી તેને પડતો જોઈને વિશ્વામિત્ર બોલ્યા કે 'ઉભો રહે જ.'[16] એ રાજા દેવલોકમાંથી ચલિત થયો હતો તો પણ વિશ્વામિત્રના વચનથી તેમના તપોબળને લીધે આકાશમાં જે સ્થળમાં હતો તેજ સ્થળમાં સ્થિર રહ્યો.[17] વિશ્વામિત્ર પણ નવી સૃષ્ટિ અને બીજો સ્વર્ગ લોક કરવાસારૂ જળનું આચમન લઇને ઇષ્ટિ કરવા લાગ્યા.[18] વિશ્વામિત્રનો નવી સૃષ્ટિ કરવાનો ઉદ્યમ જાણી તુરત તેમની પાસે આવીને ઇંદ્રે કહ્યું[19] કેઃ– "હે મહારાજ ! હે સૌમ્ય ! આ શું કરો છો અને ક્રોધથી વ્યાકુલ શા માટે થયા છો ? હે મુનિઓમાં ઉત્તમ ! સૃષ્ટિ કરવાનું બંધ રાખો. આપ જેમ કહો તેમ કરી આપું.[20]

વિશ્વામિત્ર કહે છેઃ–હે ઇંદ્ર ! આ ત્રિશંકુ રાજા કે જે તમારા લોકમાંથી ભ્રષ્ટ થઇને અતિ દુઃખ પામે છે તેને પ્રસન્નતાથી તમારા લોકમાં તેડી જાઓ.[21]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે વિશ્વામિત્રના નિશ્ચયને અને તેમના ઉગ્ર તપોબળને જાણી બહુ ભય પામેલા ઇંદ્રે તેમના વચનનો સ્વીકાર કર્યો.[2] રાજાને દિવ્ય દેહવાળો કરી વિમાનમાં બેસાડી વિશ્વામિત્રની આજ્ઞા લઇને ઇંદ્ર પોતાની નગરીમાં ગયો.[23] ત્રિશંકુને સાથે લઇ ઇંદ્ર સ્વર્ગમાં ગયા પછી વિશ્વામિત્ર સુખ પામીને પોતાના આશ્રમમાં સ્થિરતાથી રહ્યા.[24] વિશ્વામિત્રે પિતાને સ્વર્ગમાં મોકલવારૂપ મોટો ઉપકાર કર્યો સાંભળી બહુજ રાજી થઇને હરિશ્ચંદ્ર રાજ્ય કરવા લાગ્યો.[25] અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર રૂપ યૌવન અને ચાતુરીવાળી પોતાની રાણીની સાથે પ્રીતિ પૂર્વક વિહાર કરવા લાગ્યો.[26] ઘણો સમય જતાં પણ તે રાણીને જ્યારે ગર્ભ ન રહ્યો ત્યારે તે રાજા બહુજ દુઃખિત અને ચિંતાતુર થયો.[27] તેણે વસિષ્ઠના આશ્રમમાં જઈ મસ્તક વડે પ્રણામ કરીને તેમની પાસે પોતાના નિસ્સંતાનપણાની ચિંતાનું નિવેદન કર્યું.[28] હરિશ્ચંદ્રે પોતાના ગુરૂ વસિષ્ઠ મુનિને કહ્યું કેઃ આપ દૈવને જાણનાર અને મંત્રવિદ્યામાં અત્યંત નિપુણ છો માટે મને સંતાન થવાનો ઉપાય કરો.[29] હે ધર્મને જાણનાર ! હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! અપુત્ર માણસને સારી ગતિ થતી નથી એ આપ જાણો છો અને વળી શક્તિમાન છો તે છતાં મારા દુઃખની ઉપેક્ષા કેમ કરો છો ?[30] આ કલવિંક પક્ષીઓ પણ ભાગ્યશાળી છે કે જેઓ બચ્ચાંઓને રમાડે છે. મારાં ભાગ્ય તો મંદ છે તેથી હું રાત દિવસ સંતાનની ચિંતા કર્યા કરૂં છું."[31] એ પ્રમાણે હરિશ્ચંદ્ર રાજાનું ખેદ ભરેલું વચન સાંભળી મનમાં સારી રીતે વિચાર કરીને વસિષ્ઠે તેને નીચે પ્રમાણે કહ્યું.[32]

વસિષ્ઠ કહે છેઃ–હે મોટા રાજા ! તમે સાચું કહો છો. આ સંસારમાં જેવું નિસ્સંતાનપણાનું અદ્દભુત દુઃખ છે તેવું બીજું કોઈ દુઃખ નથી.[33] એટલા માટે તમે યત્નથી જળજંતુઓના પતિ વરૂણ દેવનું આરાધન કરો એટલે તે તમારૂં કાર્ય કરશે.[34] વરૂણથી અધિક બીજો સંતાન આપનારો કોઇ દેવ

નથી માટે હે ધર્માત્મા ! વરૂણનું આરાધન કરશો તો તેથી તમારૂં કાર્ય સિદ્ધ થશે.[૩૫] મનુષ્યોએ દૈવ અને પુરૂષાર્થ એ બન્નેને માનવાં જોઇએ. ઉદ્યમ કર્યા વિના કાર્યની સિદ્ધિ કેમજ થાય.[૩૬] હે રાજાઓમાં ઉત્તમ ! વિચક્ષણ મનુષ્યોએ ન્યાયની રીતિથી ઉદ્યમ કરવો જોઇએ. કેમકે ઉદ્યમ કર્યો હોય તો સિદ્ધિ થાય છે, ઉદ્યમ વગર થતી નથી.[૩૭]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મહાતેજસ્વી ગુરૂનું વચન સાંભળી હરિશ્ચંદ્ર તપ કરવાનો નિશ્ચય કરી ગુરૂને પ્રણામ કરીને ત્યાંથી ગયો.[૩૮] ગંગાજીને કાંઠે સારા સ્થાનમાં પદ્માસન વાળીને ચિત્તમાં વરૂણનું ધ્યાન કરતો એ રાજા ઉગ્ર તપ કરવા લાગ્યો.[૩૯] આ પ્રમાણે હરિશ્ચંદ્ર રાજા તપ કરતાં કૃપાને લીધે પ્રસન્ન મુખારવિંદવાળા વરૂણદેવે તેને પ્રત્યક્ષ દર્શન દઈને કહ્યું કેઃ—"હે ધર્મને જાણનાર ! હું તારા તપથી પ્રસન્ન થયો છું માટે વરદાન માગ."[૪૦,૪૧]

હરિશ્ચંદ્ર કહે છેઃ—હે મોટા દેવ ! મને સંતાન નથી માટે મને સુખ આપે એવો પુત્ર દો. ત્રણે પ્રકારના ઋણને ફીટાડવા સારૂ મેં આ ઉદ્યમ કર્યો છે.[૪૨]

વ્યાસ કહે છેઃ—એ પ્રમાણે દુઃખ પામેલા રાજાનું ચાતુરી ભરેલું વચન સાંભળી વરૂણદેવે પોતાની સામે ઉભેલા તે રાજાને મંદ હાસ્યપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.[૪૩]

વરૂણ કહે છેઃ—હે રાજા ! જો તને મનમાં ધાર્યા પ્રમાણે ગુણવાન પુત્ર આવે તો તે કાર્ય સિદ્ધ થયા પછી તું મારૂં શું પ્રિય કરીશ ?[૪૪] કાંઈ પણ શંકા રાખ્યા વિના એ પુત્રને પશુરૂપ કરીને તેથી તું મારૂં યજન કરે, તો એવી બોલીથી હું તને વરદાન આપું.[૪૫]

હરિશ્ચંદ્ર કહે છેઃ—હે દેવ ! હે જળના અધિપતિ ! મને વાંઝીઆપણું મટતું હોય તો પુત્રને પશુરૂપ કરીને તેથી હું તમારૂં યજન કરીશ, એ સત્ય વચન કહું છું.[૪૬] પૃથ્વીમાં વાંઝીઆપણાનું ભારે અસહ્ય દુઃખ છે માટે મને સારો પુત્ર આપો. પુત્ર આવ્યા પછી મરી જાય તો પણ મનુષ્યોને વાંઝીઆપણાના શોકરૂપી અગ્નિની શાંતિ થાય છે.[૪૭]

વરૂણ કહે છેઃ—હે રાજા ! સુખેથી તું ઘેર જા. તને પુત્ર પ્રાપ્ત થશે પણ હમણા તું જે મારી પાસે બોલે છે તે વચન પાળજે.[૪૮]

વ્યાસ કહે છેઃ— આ પ્રમાણે વરૂણનું વરદાન લઇ હરિશ્ચંદ્ર ઘેર ગયો અને ત્યાં જઇને તેણે સ્ત્રીની પાસે વરદાન મળ્યાની વાત કહી સંભળાવી.[૪૯] એ રાજાને અત્યંત મનોહર પુરેપુરી સો સ્ત્રીઓ હતી અને તેઓમાં સારા સ્વભાવવાળી પતિવ્રતા ધર્મપત્ની 'શૈબ્યા' નામની પટરાણી હતી.[૫૦] સમય જતાં એ પટરાણીને ગર્ભ રહેવાથી તેના ભાવા અભાવાની વાત સાંભળીને રાજા રાજી થયો.[૫૧] અને તેના વિધિ પ્રમાણે સંસ્કાર કરાવ્યા. દશમો મહીનો પૂર્ણ થતાં સારે દિવસે તારા તથા ગ્રહના બળવાળા લગ્નમાં તેણે દેવકુમાર સરખો દીકરો જણ્યો. દીકરાનો જન્મ થતાં રાજાએ નાહી ઘણા બ્રાહ્મણોને બોલાવી પ્રથમ જાતકર્મ સંસ્કાર કરીને ઘણાં ઘણાં દાન દીધાં. રાજાને પુત્રના જન્મથી મોટો આનંદ થયો.[૫૨-૫૪] રાજદ્વારમાં ઘણાં ઘણાં દાન સહિત ભારે ઉત્સવની ધામધુમ થઈ. ગાયન અને વાજીંત્રના શબ્દ વ્યાપી રહ્યા તથા ધન ધાન્ય બહુજ વાપરવામાં આવ્યાં.[૫૫]

बभूव परमा [illegible]रो धनध[illegible]तः ॥
विशषदानसं[illegible]कोगीतवाद्यसं[illegible]कः ॥५५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ચોદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪.

# અધ્યાય ૧૫ મો.

## હરિશ્ચંદ્રનો પુત્રસ્નેહ અને વરૂણનો શાપ.

### વ્યાસ ઉવાચ

**प्रवृत्ते सदने तस्य राज्ञः पुत्रमहोत्सवे ॥**
**आजगाम तदापाशी विप्रवेषधरःशुभः ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—એ રાજાના ઘરમાં પુત્રના જન્મ સંબંધી મોટો ઉત્સવ ચાલતો હતો તે સમયે સારા બ્રાહ્મણનો વેષ ધરીને વરૂણ દેવ ત્યાં આવ્યા.[૧] તેમણે રાજાને આશીર્વચન કહીને કહ્યું કેઃ—"હે રાજા! સાંભળો તમને દીકરો આવ્યો માટે હવે એ દીકરાથી તુરત મારૂં યજન કરો.[૨] પ્રથમ તમે જે વચન કહ્યું છે તેને સાચું કરો. મારા વરદાનથી આજ તમારૂં વાંઝીયાપણું તો મટી ગયું"[૩] આ પ્રમાણે વરૂણનું વચન સાંભળી રાજા ચિંતા કરવા લાગ્યો કે "કમળ સરખા મુખવાળા તુરત જન્મેલા પુત્રને હું કેમ મારી શકું.[૪] મોટી શક્તિવાળા વરૂણ દેવ તો બ્રાહ્મણના વેષથી આવી ચૂકયા. જેને શુભની ઇચ્છા હોય તેણે દેવનું અપમાન નહિ કરવું જોઈએ.[૫] તેમ પ્રાણીઓથી સર્વથા પુત્રનો સ્નેહ પણ છોડી શકાય એમ નથી. હવે શું કરવું? મને સંતાનનું સુખ શી રીતે રહે."[૬] આ પ્રમાણે વિચાર કરી ધીરજ રાખતાં રાજાએ વરૂણ દેવને વિનય પૂર્વક યુક્તિ ભરેલું મધુર વચન કહ્યું.[૭]

રાજા કહે છેઃ—હે દેવના દેવ! હે દયાના ભંડાર રૂપ! તમારી આજ્ઞા પ્રમાણે વેદોક્ત રીતિથી ઘણી દક્ષિણાવાળો નરમેધ યજ્ઞ મારે કરવો છે,[૮] પરંતુ સ્ત્રી અને પતિ કે જેઓ તે કરવામાં અધિકારી છે, તેઓમાં પિતા, પુત્રનો જન્મ થયા પછી દશ દિવસે શુદ્ધ થાય છે; અને મા, એક મહીને શુદ્ધ થાય છે; માટે હમણાં તુરતજ તે યજ્ઞ શી રીતે થઇ શકે?[૯] હે વરૂણ! હે જળના સ્વામી! તમે સર્વજ્ઞ હોવાથી શાસ્ત્રસંબંધી ધર્મને જાણો છો. માટે હે પ્રભુ! હમણાં કૃપા કરીને ક્ષમા કરો.[૧૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે હરિશ્ચંદ્રનાં વચન સાંભળી વરૂણ દેવે તેને કહ્યું કેઃ—"હે રાજા! તમારૂં કલ્યાણ થાઓ હું જાઉં છું. તમે સુખેથી બીજાં કામ કરો. મહીનો પુરો થયાથી હું પાછો આવીશ ત્યારે તમારે અવશ્ય મારૂં યજન કરવું. તેટલામાં કેટલીક પુત્રના જન્મ સંબંધી રીતભાત કરવાનું કામ પહોંચી લેજો."[૧૧,૧૨] આ પ્રમાણે મધુર વચન કહીને વરૂણ દેવ જતાં તેના જવાથી રાજાને આનંદ થયો.[૧૩] રાજાએ વેદ જાણનારા બ્રાહ્મણોને સુવર્ણથી શણગારેલી મોટાં આઉવાળી કરોડો ગાયો અને તિલના પર્વતોનાં દાન દીધાં.[૧૪] પુત્રનું મુખ જોઇ રાજાને પરમ સુખ થયું અને તે પુત્રનું વિધિ સહિત તેણે રોહિત એવું નામ રાખ્યું.[૧૫] મહિનો પુરો થતાં વરૂણ દેવ બ્રાહ્મણનું રૂપ ધરીને રાજાને ઘેર આવ્યા અને તુરત યજન કરો એમ વારંવાર બોલવા લાગ્યા.[૧૬] વરૂણને આવેલા જોઈ શોકરૂપી સમુદ્રમાં ડુબેલા રાજાએ તેમને પગે લાગી સત્કાર કરી હાથ જોડીને કહ્યુ[૧૭] કેઃ—"હે દેવ! હે પ્રભુ! તમે ભલે આવ્યા આવીને મારૂં ઘર પાવન કર્યું. હે જળના સ્વામી! હું આપની ઈચ્છા પ્રમાણે વિધિ સહિત યજ્ઞ કરવા સજ્જ છુ.[૧૮] પરંતુ વેદ જાણનારા વિદ્વાનો કહે છે કે 'દાંત વગરનો પશુ વખાણવા યોગ્ય નથી' એટલા માટે મારા પુત્રને દાંત આવશે ત્યારે હું તમારૂં યજન કરીશ."[૧૯] રાજાનાં વચન સાંભળી તે પ્રમાણે હા પાડીને વરૂણદેવ ગયા અને હરિશ્ચંદ્ર રાજા રાજી થઈને ગૃહસ્થાશ્રમમાં વિહાર કરવા લાગ્યો.[૨૦] પછી રોહિતને દાંત ઉત્પન્ન થએલા જાણી વરૂણદેવ બ્રાહ્મણનો વેષ લઇ 'તુરત યજન

કરો' એમ બોલતા બોલતા હરિશ્ચંદ્રને ઘેર આવ્યા.[21] વરૂણદેવને આવેલા જોઇ હરિશ્ચંદ્રે તેમને પ્રણામ કરી આદર સહિત આસન અને સન્માનોથી તેમની પૂજા કરી.[22] સ્તુતિ કરી નમ્રતાથી માથું નમાવીને હરિશ્ચંદ્ર બોલ્યો કે "વિધિ પૂર્વક ઘણી દક્ષિણાવાળો યજ્ઞ મારે કરવાનો છે પરંતુ આ બાળકનો હજી ચૌલ-સંસ્કાર કર્યો નથી. માથામાં બાલ મોવાળાજ છે માટે ચૌલસંસ્કાર થાય ત્યાં સુધી ક્ષમા કરવી. માથામાં બાલ મોવાવાળો નરપશુ યજ્ઞમાં યોગ્ય નથી એમ મેં વૃદ્ધ લોકોના મ્હોડાથી સાંભળ્યું છે.[23,24] તમે વેદોક્ત વિધિને જાણો છો. બાળકનું પેહેલીવારનું મુંડન થયા પછી યજ્ઞ મારે અવશ્ય કરવો છે."[25] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી વરૂણદેવે તેને કહ્યું કેઃ—"હે રાજા! તું વારંવાર આવા વાયદા કરીને મને ઠગે છે.[26] હમણાં તારી પાસે સઘળી સામગ્રી છે તે છતાં પુત્રના સ્નેહથી બંધાઇને તું મને છેતરે છે.[27] તોપણ હવે મુંડન થયા પછી તું જો યજ્ઞ નહિ કરીશ તો હું કોપ કરીને તને દારૂણ શાપ આપીશ.[28] હે મોટા રાજા! આજ તો તારા કહેવા ઉપરથી હું જાઉં છું; પણ તું કે જે ઈક્ષ્વાકુના કુલમાં ઉત્પન્ન થએલો છે તેણે પોતાનું વચન ખોટું નહિ કરવું."[29] આ પ્રમાણે કહીને તુરત વરૂણદેવ રાજદ્વારમાંથી ગયા અને પરમ સંતોષ પામેલો રાજા ઘરમાં આનંદ કરવા લાગ્યો.[30] પછી ચૌલકર્મનો સમય આવતાં રાજદ્વારમાં મોટો ઉત્સવ વર્તી રહ્યો હતો તે સમયે વરૂણદેવ પાછા રાજાને ઘેર આવ્યા.[31] ક્રિયા કરવાના સમયમાં રાણી પોતાના પુત્રને ખોળામાં લઇને રાજાની પાસે બેઠી હતી તેજ સમયે વરૂણે અગ્નિ જેવા તેજસ્વી બ્રાહ્મણના વેષથી આવીને સ્પષ્ટ રીતે રાજાને કહ્યું કેઃ—"મારૂં યજન કર."[32,33] વરૂણને બહુજ વિકલ થએલા રાજાએ ભયથી હાથ જોડીને પ્રણામ કર્યા તેમની વિધિપ્રમાણે પૂજા કર્યા પછી રાજાએ નમ્રતાથી કહ્યું કેઃ—"હે સ્વામી! હું યજ્ઞ સંબંધી કામ વિધિપૂર્વક કરવાને સજ્જ છું. પરંતુ તે વિષયમાં મારે એક બોલવાનું છે તે આપ એક ચિત્તથી સાંભળો. મારી વાત સાંભળવી આપને યોગ્ય જણાય તો હું આપની પાસે કહું.[34-36] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણ વર્ણો જનોઇનો સંસ્કાર પામે ત્યારે દ્વિજ થાય છે અને એ સંસ્કાર ન પામ્યા હોય ત્યાં સુધી તેઓ શૂદ્રજ છે એમ વેદ જાણનારાઓ કહે છે.[37] તો એ વેદના નિર્ણય પ્રમાણે હજી સુધી આ મારો બાળક પુત્ર શૂદ્ર જેવો છે. જનોઇ દેવાશે ત્યારે ક્રિયાને યોગ્ય થશે.[38] ક્ષત્રિયોને અગીઆરમે વર્ષે, બ્રાહ્મણોને આઠમે વર્ષે અને વૈશ્યોને બારમે વર્ષે જનોઈ દેવાનું ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે;[39] માટે હે મોટા દેવ! હું કે જે તમારો રાંક સેવક છું તેના ઉપર દયા કરો તો અગીઆરમે વર્ષે જનોઈ દીધા પછી એને પશુરૂપ કલ્પીને હું આપનો ઉત્તમ યજ્ઞ કરીશ.[40] હે ધર્મને જાણનાર! આપ લોકપાલ દેવ છો અને વળી સઘળાં શાસ્ત્રોને જાણનાર છો માટે મારૂં કહેવું આપને સાચું જણાતું હોય તો હમણાં આપને ઘેર પધારો"[41] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી દયાળુ વરૂણદેવ તે પ્રમાણે હા કહી પ્રસન્ન થએલા મુખથી તુરત પાછા ગયા.[42] વરૂણ ગયા પછી દીકરાનું મુખ મળવાથી રાજા અને રાણી મનમાં બહુજ રાજી થયાં.[43] હરિશ્ચંદ્રરાજા રાજ્ય સંબંધી કામ કરવા લાગ્યો. સમય જતાં રોહિત દશ વર્ષનો થયો ત્યારે હરિશ્ચંદ્રે સારા બ્રાહ્મણો અને મંત્રિઓની સાથે

પોતાની રાજલક્ષ્મીને ઘટે એવી તેને જનોઈ દેવાની સામગ્રી કરી.[૪૪,૪૫] અગીઆરમું વર્ષ બેસતાં જનોઇ દેવાના વિધિ સંબંધી સઘળાં કાર્ય શાસ્ત્રપ્રમાણે કર્યાં પણ મનમાં વરૂણદેવની ચિંતા વ્યાપી રહી હતી.[૪૬] બાલકને જનોઇ દેવાયા પછી હજી તે સંબંધી કાર્ય ચાલતું હતું તે સમયમાંજ વરૂણદેવ બ્રાહ્મણનું રૂપ ધરીને આવ્યા.[૪૭] તેમને આવેલા જોઇ પ્રીતિ દેખાડતાં પ્રણામ કરી સામે ઉભા રહી હાથ જોડીને રાજાએ કહ્યું[૪૮] કેઃ–"હે દેવ! આ મારા પુત્રને જનોઈ દેવાયું તેથી હવે પશુપણાને યોગ્ય થયો છે અને તમારી કૃપાથી વાંઝીઆપણાના ધિક્કાર સંબંધી મારો શોક પણ મટી ગયો છે.[૪૯] માટે ઘણી ઘણી ઉત્તમ દક્ષિણાવાળો યજ્ઞ કરવાની મારી ઈચ્છા છે, પણ હે ધર્મને જાણનારા! હવે તે કામ કરવાનો હું સાચો સમય કહું છું તે સાંભળો.[૫૦] ભણીને ગુરૂના ઘરથી આવતાં જે સમાવર્ત્તન નામનો સંસ્કાર કરવામાં આવે છે તે થયા પછી હું આપનું ધારેલું કરી આપીશ માટે ત્યાં સુધી મારા ઉપર દયા કરીને આપે ક્ષમા કરવી જોઇએ."[૫૧] રાજાનાં વચન સાંભળી વરૂણદેવે કહ્યું કેઃ–"હે રાજા! તું કે જે પુત્ર ઉપરના પ્રેમથી બહુજ ઘેરાએલો છે તે વારંવાર બુદ્ધિમાં યુક્તિઓ ગોઠવીને મને ઠગ્યા કરે છે.[૫૨] પણ હે બુદ્ધિમાન રાજા! આ ફેરે તો તારૂં વચન સ્વીકારીને જાઉં છું તે સમાવર્ત્તનનો સંસ્કાર થયા પછી આવીશ."[૫૩] હે જનમેજય! આ પ્રમાણે બોલી હરિશ્ચંદ્રની આજ્ઞા લઈને વરૂણદેવ પાછા ગયા અને રાજા રાજી થઈને તે પછીનાં કાર્ય કરવા લાગ્યો.[૫૪] સમય જતાં સમાવર્ત્તનનો સંસ્કાર થયા પછી વરૂણદેવને આવ્યા જોઇ યજ્ઞનો સમય જાણીને રાજા ચિંતાતુર થતાં મહાવિચક્ષણ રાજકુમાર રોહિતે રાજાના શોકના કારણ વિષે લોકોને પૂછવા માંડયું. પૂછપરછ કરતાં પોતાનો વધ થવાનું જાણીને તેણે ભાગીજવાનો વિચાર કર્યો.[૫૫,૫૬] પાકો નિશ્ચય કરી મંત્રિઓના પુત્રોની સાથે વિચાર મેળવી નગરમાંથી નીકળીને વનમાં જતો રહ્યો.[૫૭] પુત્ર જતો રહેતાં તે સમયે રાજા બહુ દુઃખિત થયો અને તેણે પુત્રને શોધી કહાડવા સારૂ પોતાના દૂતોને મોકલ્યા.[૫૮] આમ કરવામાં કેટલોક સમય જતાં, પ્રથમથીજ તેને ઘેર આવીને રહેલા વરૂણદેવે શોકથી તપી રહેલા રાજાને કહ્યું કેઃ–'મારૂં યજન કર'[૫૯] રાજાએ પ્રણામ કરીને તેમને કહ્યું કેઃ–"હે મોટા દેવ! હું શું કરૂં. બ્હીકથી વ્યાકુલ થઇને હમણાં મારો પુત્ર ક્યાં જતો રહ્યો તે હું જાણતો નથી.[૬૦] પર્વતોની ગુફાઓમાં અને મુનિઓના આશ્રમોમાં મારા દૂતોએ તેને શોધ્યો પણ કોઈ ઠેકાણે પત્તો મળ્યો નથી.[૬૧] હે સ્વામી આજ્ઞા કરો. પુત્ર જતો રહ્યો તેમાં મારો વાંક નથી પણ મારા ભાગ્યનો સઘળો વાંક છે માટે હું શું કરૂં?"[૬૨] આ પ્રમાણે રાજાનું વચન સાંભળી ઘણી વાર ઠગાવાથી બહુજ ક્રોધ પામેલા વરૂણદેવે રાજાને શાપ દીધો કે "હે રાજા! તેં મને વચનોથી ઘણી વાર ઠગ્યો એટલામાટે મહાદારૂણ જળોદરરોગની તને પીડા થશે.[૬૩,૬૪] કોપ પામેલા વરૂણદેવે આ પ્રમાણે શાપ દેતાં તે સમયે હરિશ્ચંદ્ર રાજા દુખદાયી વ્યાધિથી પીડિત થયો.[૬૫] વરૂણદેવ તો એ પ્રમાણે શાપ દઈને પોતાને ઘેર ગયા, પણ રાજા મોટા વ્યાધિથી ગ્રસ્ત થઈને અત્યંત દુઃખ પામવા લાગ્યો.[૬૬]

**एवं शप्त्वा नृपं पाशी जगाम निजमास्पदम् ।**
**राजाप्राप्यमहाव्याधिं बभूवातीवदुःखितः।६६।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

# અધ્યાય ૧૯ મો.

## વરૂણના શાપથી છુટવાને હરિશ્ચંદ્રનો યજ્ઞસમારંભ

### વ્યાસ ઉવાચ

गतेथ वरुणे राजा रोगेणातीवपीडितः ॥
दुःखाद्दुःखं परं प्राप्य व्यथितोभूद्भृशं तथा॥१॥

વ્યાસ કહે છેઃ—વરૂણ ગયા પછી રોગથી બહુજ પીડાએલો હરિશ્ચંદ્ર રાજા એ મોટામાં મોટું દુઃખ પામીને બહુજ મુંઝાવા લાગ્યો.[1] વનમાં ગએલા તેના પુત્ર રોહિતે પોતાના પિતાને રોગથી પીડાએલો સાંભળીને સ્નેહના બંધનને લીધે તેની પાસે જવાનુ મન કર્યું,[2] એક વર્ષ વીત્યા પછી પિતાને જોવા સારૂ તેને પ્રેમપૂર્વક સજ્જ થએલો જાણીને ઈંદ્ર ત્યાં આવ્યો.[3] બ્રાહ્મણનું રૂપ ધરીને તુરત આવેલા ઈંદ્રે જવાને સજ્જ થએલા કુમારને નીચે પ્રમાણે યુક્તિથી વાર્યો.[4]

ઈંદ્ર કહે છેઃ—હે રાજકુમાર! તું અત્યંત દુર્લભ રાજનીતિને જાણતો નથી તેથી મૂઢ બનીને ત્યાં જવાને વાસ્તે વૃથા વિચાર કરે છે.[5] હે ભાગ્યશાળી! તારો પિતા વેદનો પાર પામેલા બ્રાહ્મણોની પાસે પ્રજ્વલિત અગ્નિમાં તારો હોમ કરાવશે.[6] હે ભાઇ! સર્વે પ્રાણિઓને આત્મા પરમ પ્રિય છે. પુત્ર, સ્ત્રી અને ધન આદિક તો આત્માને વાસ્તે પ્રિય છે.[7] તારો પિતા પોતાના દેહનું રક્ષણ કરવા સારૂ તું કે જે પ્યારો પુત્ર છે તેનો હવન કરાવીને પોતે રોગમુક્ત થવા ઈચ્છે છે;[8] માટે તારે પિતાને ઘેર સર્વથા નહિ જવું. પિતા મરી જાય ત્યારે રાજ્ય લેવાને વાસ્તે પછી ત્યાં જજે.[9]

વ્યાસ કહે છેઃ—હે જનમેજય! આ પ્રમાણે ઈંદ્રે જવાની ના પાડતાં એ રાજકુમાર ફરી એક વર્ષ સુધી વનમાં રહ્યો.[10] પછી હરિશ્ચંદ્રને બહુજ દુઃખ પામતો સાંભળી રોહિતે, મરવાનો નિશ્ચય કરીને જવાનું મન કર્યું.[11] તે સમયે પણ ઈંદ્રે બ્રાહ્મણના રૂપથી ત્યાં આવીને વારંવાર યુક્તિ ભરેલાં વચનોથી તેને અટકાવ્યો.[12] બહુ દુઃખથી પીડાએલા હરિશ્ચંદ્રે રોગના નાશને વાસ્તે પોતાના ગોર વસિષ્ઠને નિશ્ચય ભરેલો ઉપાય પૂછતાં તેને વસિષ્ઠે કહ્યું કેઃ—"હે રાજાઓમાં ઉત્તમ! કોઈ મૂલ્ય આપીને ખરીદેલા પુત્રથી યજ્ઞ કરો. એમ કરવાથી તમે શાપમુક્ત થશો.[13,14] વેદનો પાર પામેલા બ્રાહ્મણોએ તેર પ્રકારના પુત્રો કહેલા છે માટે દ્રવ્યથી પુત્ર લાવીને તેથી તમે યજ્ઞ કરો.[15] યજ્ઞ કરવાથી વરૂણદેવ પ્રસન્ન થઈને તમને સુખ કરશે. તમારા દેશનો કોઈ બ્રાહ્મણ લોભનેલીધે તમને પોતાનો પુત્ર દેશે."[16] આ પ્રમાણે મહાત્મા વસિષ્ઠ મુનિએ માર્ગ બતાવતાં રાજાએ તેવા પુત્રને શોધવાવાસ્તે પોતાના પ્રધાનને મોકલ્યો.[17] એ રાજાના દેશમાં અજીગર્ત્ત નામનો કોઈ અત્યંત નિર્ધન બ્રાહ્મણ હતો અને તેના પુત્રો ત્રણ હતા.[18] એ દરિદ્ર બ્રાહ્મણને તેનો પુત્ર લેવાસારૂ પ્રધાને પૂછ્યું કે "જો યજ્ઞ કરવાવાસ્તે તમે તમારો પુત્ર આપો તો હું તમને સો ગાય આપું.[19] શુનઃપુચ્છ, શુનઃશેપ અને શુનોલાંગૂલ એવા નામના તમારા ત્રણ પુત્રો છે તેઓમાંથી એક આપો એટલે હું તમને સો ગાય આપું."[20] બહુજ ભૂખે મરતા અજીગર્ત્તે એ વાત સાંભળીને તેઓમાંથી એક પુત્રને વેચી નાખવાનું મન કર્યું.[21] 'પોતે મુવા પછી મોટો દીકરો શ્રાદ્ધ કરવાનો અધિકારી છે' એમ જાણીને તેણે મોટો પુત્ર પ્રધાનને આપ્યો નહિ અને અજીગર્ત્તની સ્ત્રીએ 'ન્હાનો પુત્ર તો મારો છે' એમ કહીને ન્હાનો પુત્ર આપ્યો નહિ.[22] આમ થવાથી તેણે સો ગાય લઇને વચલો પુત્ર શુનઃશેપ પ્રધાનને

આપ્યો. પ્રધાને શુનઃશેપને લાવતાં રાજાએ નરમેધમાં તેને પશુરૂપ કલ્પીને બાંધ્યો.[૨૩] ખીલે બાંધેલા શુનઃશેપને રોતો, દુખીઓ, રાંક, ધ્રુજતો અને અત્યંત આતુર જોઇને તે સમયે મુનિઓ બરકવા લાગ્યા.[૨૪] રાજાએ નરમેધમાં તેને પશુની રીતે કાપી નાખવાને આપતાં કાપવાનું કામ કરનારાએ તે બાળકને કાપવાસારૂ હાથમાં શસ્ત્ર લીધું નહિ.[૨૫] અને કહ્યું કેઃ–"આ બ્રાહ્મણનો પુત્ર કે જે રાંક છે અને અત્યંત દયામણી રીતે રૂવે છે તેને હું પોતાના લોભને વાસ્તે મારીશ નહિ."[૨૬] આમ કહીને તે ધણીએ ભુંડા કામથી અટકતાં રાજાએ સભાસદોને કહ્યું કેઃ–"હે બ્રાહ્મણો! હવે શું કરવું?"[૨૭] તે સમયે લોકો બરકવા લાગતાં અને શુનઃશેપ બહુ ચીસો પાડતાં સભામાં ભારે અદ્ભુત કોલાહલ થઈ રહ્યો.[૨૮] તે સમયે અજીગર્ત્તે લોભને લીધે ઉઠીને રાજાને કહ્યું કેઃ–હે રાજા! આ કામ હું કરીશ.[૨૯] તમે નિશ્ચિંત રહો. તમે મને બમણું મૂલ્ય આપો એટલે આ પશુને હુંજ મારી નાખીશ. ધન લેવાસારૂ આજ તમારા યજ્ઞનું કામ મારે કરી દેવું છે.[૩૦] દુખીઆ માણસને ધનને વાસ્તે સર્વથા દીકરા ઉપર પણ દ્વેષબુદ્ધિ થાય છે. અજીગર્ત્તનું વચન સાંભળી રાજી થએલા હરિશ્ચંદ્રે તેને કહ્યું કેઃ–"હું તમને આજ બીજી સો ઉત્તમ ગાયો આપીશ." હરિશ્ચંદ્રનું વચન સાંભળી લોભથી ઘેરાએલા ચિત્તવાળો અજીગર્ત્ત પોતાના પુત્રને કાપી નાખવા સજ્જ થયો. નિશ્ચયપૂર્વક તેને એ કામ કરવા સજ્જ થએલો જોઇ સર્વ સભાસદો અને બીજા લોકો ઘણા દુઃખથી પીડાઈને હાહાકાર કરવા લાગ્યા અને બરકી બરકીને ધિક્કારવા લાગ્યા કે "ક્રૂર કર્મ કરનારો અને કુળને વટલાવનારો આ અજીગર્ત્ત બ્રાહ્મણને રૂપે મહાપાપી પિશાચ છે કે જેથી પોતાના પુત્રને મારી નાખવા સજ્જ થયો છે. અરે ચાંડાલ! તને ધિક્કાર છે. આવું પાપ કર્મ કરવાની તને ઈચ્છા કેમ થાય છે?[૩૧-૩૫] દીકરાને મારી નાખીને ધન મળવાથી તને શું સુખ થશે. 'પોતેજ પોતાના અંગમાંથી પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે.' એમ વેદમાં કહ્યું છે તો હે નીચ બુદ્ધિવાળા! તું પોતાનેજ મારી નાખવાને કેમ સજ્જ થયો છે? આ પ્રમાણે તે સ્થમાં કોલાહલ થતાં દયાળુ વિશ્વામિત્ર મુનિએ રાજાની પાસે જઈને તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.

વિશ્વામિત્ર કહે છેઃ–હે રાજા! આ રોતા અને બહુ દુખીઆ શુનઃશેપને છોડી દે.[૩૬-૩૮] સર્વથા તારો યજ્ઞ પરિપૂર્ણ થશે અને રોગનો નાશ પણ થશે. દયા સમાન પુણ્ય નથી અને હિંસા સમાન પાપ નથી.[૩૯] વેદનાં વચનો તો રાગી પુરૂષોને રૂચિ ઉપજાવવાને વાસ્તે છે. વાસ્તવિક રીતે એ વચનોનો અભિપ્રાય હિંસાની નિવૃત્તિ કરાવાવા ઉપરજ છે. હે મોટા રાજા! વિચાર કર કે સઘળી રીતે શુભ ઇચ્છનારાએ પોતાના દેહના રક્ષણને વાસ્તે પરાયા દેહને કાપી નાખવો યોગ્ય નથી. સર્વ પ્રાણીઓપર દયા રાખવાથી જે કાંઇ મળે તેથી સંતોષ રાખવાથી અને સઘળી ઇંદ્રિયોને વશ કરવાથી ઈશ્વર તુરત પ્રસન્ન થાય છે. હે રાજાઓમાં ઉત્તમ! સર્વ પ્રાણીઓ વિષે પોતાના શરીર સરખોજ વિચાર રાખવો જોઈએ. સર્વદા સર્વ પ્રાણીઓને જીવવું વહાલું હોય છે. તું આ બ્રાહ્મણને મારીને પોતાના દેહમાં સુખ કરવા ઇચ્છે છે, ત્યારે આ બ્રાહ્મણને પોતાના સુખના સ્થાનકરૂપ દેહનું રક્ષણ કરવાની ઇચ્છા કેમ ન હોય? હે રાજા! આ છોકરાની સાથે તારે પૂર્વજન્મનું વૈર નથી કે જે વૈરને લીધે તું આ નિરપરાધ બ્રાહ્મણના છોકરાને

મારી નાખવા ઇચ્છે છે. વૈર વિના પોતાના સુખની ઈચ્છાથી જે ધણી જેને મારી નાખે છે તે ધણીને પેલો મારેલો પ્રાણી જન્માંતરમાં મારે છે, એ નિશ્ચય છે. આનો બાપ તો મહા દુષ્ટ, દુર્બુદ્ધિ અને પાપ કર્મ કરનારો છે કે જેણે ધનના લોભથી પોતાનો પુત્ર તને આપ્યો છે. માણસ ઘણા પુત્રોની ઈચ્છા કરે છે, તે એટલા માટેજ કે તેઓમાંથી કોઈ પણ ગયા શ્રાદ્ધ કરે, અશ્વમેધ યજ્ઞ કરે કે નીલોત્સર્ગ કરે. દેશની અંદર જે કોઇ પાપ કૃત્ય થાય તેનો છઠ્ઠો ભાગ રાજાને ભોગવવો પડે છે, એમાં સંશય નથી. જે કોઈ પાપ કરવા સજ્જ થાય તેને અટકાવવાનો રાજાનો ધર્મ છે તે છતાં આ અજીગર્ત્ત દીકરાને વેચવા સજ્જ થયો ત્યારે તેં તેને શા માટે અટકાવ્યો નહિ ? હે રાજા! તું સૂર્યવંશી અને ત્રિશંકુ રાજાનો પુત્ર છે, તો ઉત્તમ થઇને આ નીચના જેવું કામ કરવાને કેમ ઈચ્છે છે. આ બ્રાહ્મણના છોકરાને મૂકી દેવાથી અને મારું વચન માનવાથી તારા દેહમાં સુખ થશે, એમાં સંશય નથી. તારો પિતા શાપના યોગથી ચાંડાલ થઇ ગયો હતો તેને મેં એના એજ દેહથી સ્વર્ગમાં મોકલ્યો છે, તો એ પ્રીતિના સંબંધથી મારું આ હિત વચન માનીને આ રોતા અને અત્યંત આતુર રાંક છોકરાને છોડી દે. આ નરમેધ યજ્ઞમાં હું તારી પાસે પ્રાર્થના કરું છું તો પ્રાર્થનાનો ભંગ કરવાના દોષને તું કેમ સમજતો નથી ? હે રાજાઓમાં ઉત્તમ ! આ યજ્ઞમાં જે ધણી જે માગે તેને તે વસ્તુ સર્વથા દેવીજ જોઇએ માટે મારું વચન નહિ માનીશ તો તને પાપજ લાગશે, એમાં સંશય નથી.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વિશ્વામિત્રનાં વચન સાંભળી તે મોટા રાજાએ મુનિઓમાં ઉત્તમ વિશ્વામિત્રને નીચે પ્રમાણે કહ્યું.

હરિશ્ચંદ્ર કહે છેઃ—હે ગાધિરાજાના પુત્ર ! હે મુનિ ! હું જળોદરથી બહુજ દુઃખ પામું છું માટે આ છોકરાને નહિ છોડું; તમે કાંઈક બીજું માગો. આપે આ કામમાં મને સર્વથા અટકાવવો નહિ.[૪૦-૫૮]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી મહાક્રોધી વિશ્વામિત્ર બ્રાહ્મણના દીકરાને રાંક જોઇને દુઃખથી બહુજ તપવા લાગ્યા.[૫૯]

तच्छ्रुत्वा वचनं राज्ञो विश्वामित्रोतिकोपनः ॥
बभूव दुःखसंतप्तो वीक्ष्य दीनं द्विजात्मजम् ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬

---

# अध्याय १७ मो.

## હરિશ્ચંદ્રનો શાપથી છુટકારો અને વસિષ્ઠ વિશ્વામિત્રને વાદ.

### વ્યાસ ઉવાચ

रुदंतं बालकं वीक्ष्य विश्वामित्रो दयातुरः ॥
शुनःशेपमुवाचेदं गत्वा पार्श्वेतिदुःखितम् ॥१॥

વ્યાસ કહે છેઃ—એ બાલક શુનઃશેપને રોતો અને અત્યંત દુખીઓ જોઇ દયાથી આતુર થએલા વિશ્વામિત્રે તેના પડખામાં જઇને કહ્યું[૧] કેઃ—“હે પુત્ર ! હું તને વરૂણ દેવનો મંત્ર કહું છું તેનો મનમાં જપ કર. મારી આજ્ઞાથી જપ કરવાને લીધે તારૂં કલ્યાણ થશે.!”[૨] શોકથી વ્યાકુલ થએલો શુનઃશેપ વિશ્વામિત્રનું વચન સાંભળી સ્ફુટ અક્ષરથી તેમણે કહેલા મંત્રનો જપ કરવા લાગ્યો.[૩] મંત્ર જપવાથી તે બાલક ઉપર તુરત પ્રસન્ન થએલા દયાળુ વરૂણદેવે અકસ્માત દર્શન દીધું.[૪] વરૂણને આવેલા જોઈ પરમ વિસ્મય પામેલા અને તેમના દર્શનથી રાજી થએલા લોકો તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૫] રોગથી પીડાએલા રાજાએ અત્યંત

વિસ્મય પામી તેમના ચરણમાં પ્રણામ કરી હાથ જોડીને વરૂણદેવ કે જે પોતાની સામા ઉભા હતા તેમને નીચે પ્રમાણે સ્તુતિવચન કહ્યું.[૬]

હરિશ્ચંદ્ર કહે છેઃ–હે દેવના દેવ! હે કરૂણાના સમુદ્રરૂપ! હું કે જે મંદબુદ્ધિવાળો, પાપી, અપરાધી અને કંગાળ છું, તેને આપે પવિત્ર કર્યો.[૭] મેં પુત્રને જીવતો રાખવાની ઇચ્છાથી કપટ કરીને આપનો અપરાધ કર્યો છે તે વિષે આપે ક્ષમા કરવી. મૂર્ખ માણસનો અપરાધ નહિ ગણવો જોઇએ. અર્થીને દોષનું જ્ઞાન હોય નહિ એ નિયમ છે તેથી અને વળી 'હું અપુત્ર મરી જઈશ તો નરકમાં પડીશ' એવી બ્હીકથી પુત્રના રક્ષણનેવાસ્તે મેં આપને ઠગ્યા છે.[૮,૯] હે પ્રભુ! 'અપુત્રને સારી ગતિ મળતી નથી અને સ્વર્ગ તો નથીજ મળતો' એ વાક્યના ભયનેલીધે મેં આપનો અપરાધ કર્યો છે પણ સમજુએ મૂર્ખના અપરાધનો વિચાર નહિ કરવો જોઇએ. મારા પુત્રે મને ઠગ્યો તેથી હું રોગથી પીડાઇને દુખીઓ થયો છું.[૧૦,૧૧] હે મહારાજ! હે કૃપાના ભંડારરૂપ! મરણથી ભય પામેલો મારો પુત્ર મને છેતરીને વનમાં કયાં જતો રહ્યો, એ હું જાણતો નથી.[૧૨] આમ થતાં દ્રવ્ય દઇને એક બ્રાહ્મણના બાળકને મેં વેચાતો લીધો છે અને એ ખરીદેલા પુત્રથી આપને પ્રસન્ન કરવાસારૂ આ યજ્ઞ કરૂં છું.[૧૩] હમણા આપ પ્રસન્ન થતાં આપનું દર્શન મળવાથી મારૂં જળોદર થયાનું સઘળું દુઃખ મટી ગયું છે.[૧૪]

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે રોગથી આતુર થએલા રાજાનું વચન સાંભળી દયાળુ વરૂણદેવે તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૧૫]

વરૂણ કહે છેઃ–હે રાજા! આ શુનઃશેપ કે જે મારી સ્તુતિ કરે છે અને અત્યંત આતુર છે તેને છોડી દે. આ તારો યજ્ઞ પરિપૂર્ણ થયો. હવે તું રોગ મુક્ત થા.[૧૬]

વ્યાસ કહે છેઃ–વરૂણદેવે આ પ્રમાણે કહીને રોગથી પીડાએલા રાજાને, સભાસદો જોતાં તુરતજ રોગ રહિત કરીને સ્વસ્થ કર્યો.[૧૭] આ પ્રમાણે કરીને મહાત્મા વરૂણદેવે શુનઃશેપને પાશથી છોડાવતાં તે યજ્ઞમંડપમાં જયજયકાર થઈ રહ્યો.[૧૮] રાજા તુરત મહાદારૂણ રોગથી છુટીને અત્યંત રાજી થયો; અને શુનઃશેપ પણ ખીલેથી છુટીને અત્યંત રાજી થયો.[૧૯] પછી વિનયવાળા રાજાએ એ યજ્ઞને પરિપૂર્ણ કર્યો. તે સમયે શુનઃશેપે હાથ જોડીને સભાસદોને નીચે પ્રમાણે કહ્યું.[૨૦]

શુનઃશેપ કહે છેઃ–હે ધર્મને જાણનારા સભાસદો! તમે વેદશાસ્ત્રના અનુસારથી યથાર્થ રીતે ધર્મનો નિર્ણય કહો.[૨૧] હે વિદ્વાનો! હું કોનો પુત્ર છું અને હવે પછી મારો પિતા કોણ ઠરશે? આપ લોકોના વચનથી જે મારો પિતા ઠરે, તેનો હું આશ્રય લઉં.[૨૨]

વ્યાસ કહે છેઃ–શુનશેઃપે આ પ્રમાણે પ્રશ્ન પૂછતાં સભાસદો પરસ્પરમાં વાતો કરવા લાગ્યા કે "આ અજીગર્ત્તનો પુત્ર છે તે બીજા કોનો પુત્ર થાય?[૨૩] આ શુનઃશેપ અજીગર્ત્તના વીર્યથી અજીગર્ત્તની સ્ત્રીના ઉદરમાં આવીને ઉત્પન્ન થયો છે; અને અજીગર્ત્તે પ્રેમથી ઉછેરેલો છે માટે બીજા કોઇનો પણ પુત્ર ન હોવો જોઈએ; એ નિશ્ચય છે."[૨૪] એ સાંભળીને વામદેવે તે સભાસદોને કહ્યું કેઃ–"અજીગર્ત્તે તો દ્રવ્યના લોભથી અને વેચી નાખ્યો છે.[૨૫] માટે દ્રવ્ય આપનારા હરિશ્ચંદ્રનો પુત્ર હોવો જોઇએ એમાં સંશય નથી. અથવા વરૂણનો પુત્ર હોવો જોઇએ. કારણ કે વરૂણે આને પાશથી છોડાવેલો છે.[૨૬] અન્ન દેનાર, ભયથી રક્ષણ કરનાર, વિદ્યા દેનાર, જન્મ દેનાર અને ધન દેનાર એ પાંચે પિતા કહેવાય છે."[૨૭] આવી રીતે કેટલાએક

અજીગર્ત્તનો, કેટલાએક રાજાનો અને કેટલાએક વરૂણનો પુત્ર કહ્યો, પણ વાસ્તવિક નિર્ણય કોઇનાથી થઇ શકયો નહિ.[૨૮] આ પ્રમાણે સંદેહ પડતાં સર્વજ્ઞ અને સઘળાઓએ પૂજેલા વસિષ્ઠ મુનિએ વિવાદ કરતા સભાસદોને કહ્યું[૨૯] કેઃ–"મહાશયો ! હું વેદે સ્વીકારેલો નિર્ણય કહું છું તે સાંભળો. આને એના પિતાએ જ્યારથી સ્નેહ છોડી દઈ ધન લઇને વેચ્યો ત્યારથીજ તેના તરફનો સંબંધ છુટી ગયો છે. હરિશ્ચંદ્રે ધન આપીને આને ખરીદ્યો તેથી જો કે એ હરિશ્ચંદ્રનો 'ક્રીત' પુત્ર થયો હતો, તોપણ હરિશ્ચંદ્રે એને જ્યારે ખીલામાં બાંધ્યો ત્યારે એનો પુત્ર મટી ગયો છે. આ બાલકે વરૂણની સ્તુતિ કરી તેથી રાજી થઇને વરૂણે આને છોડાવ્યો તેથી આ વરૂણનો પુત્ર પણ ન હોવો જોઈએ. કેમકે જે માણસ જે દેવની મોટા મંત્રોથી સ્તુતિ કરે તે દેવ સ્તુતિ ઉપરથી પ્રસન્ન થઇને તેને ધન, પ્રાણ, પશુ, રાજ્ય કે મોક્ષમાંનું જે કાંઈ જોઇતું હોય તે આપે એમાં કાંઇ નવાઈ નથી. વાસ્તવિક રીતે આ શુનઃશેપ વિશ્વામિત્રનો પુત્ર હોવો જોઇએ. કેમકે વિશ્વામિત્રે આને અતિ સંકટના સમયમાં ઉગ્ર શક્તિવાળો મંત્ર આપીને મોતથી બચાવેલો છે." આ પ્રમાણે વસિષ્ઠનું વચન સાંભળી સર્વે સભાસદોએ તે વાતનો સ્વીકાર કર્યો.[૩૦-૩૫] પછી પ્રેમ ભરેલા વિશ્વામિત્રે 'હે પુત્ર ! તું મારે ઘેર આવ' એમ કહીને તેનો જમણો હાથ પકડયો.[૩૬] શુનઃશેપ તુરતજ તેમની સાથે ગયો અને વરૂણદેવ રાજી થઈ પોતાને ઘેર ગયા.[૩૭] ઋત્વિજો તથા સભાસદો પોતપોતાને ઘેર ગયા અને રોગથી છુટીને બહુજ રાજી થએલો હરિશ્ચંદ્ર પ્રસન્ન ચિત્તથી પ્રજાઓનું પાલન કરવા લાગ્યો. હરિશ્ચંદ્રનો ઔરસ પુત્ર રોહિત કે જે વનમાંજ હતો તે, વરૂણનું વૃત્તાંત સાંભળી રાજી થઇને તે વિષમ વનની અંદરના પર્વતમાંથી આવ્યો. દૂતોએ રાજાની પાસે આવીને તેને પુત્ર આવવાની વધામણી દીધી; તેથી રાજી થએલો હરિશ્ચંદ્રરાજા પુત્રની સામે ગયો. પિતાને આવતા જોઈ પ્રેમથી ઉછળતો અને શોકનાં આંસુ જેના મ્હોડામાં ભરાયાં હતાં એવો રોહિત મોટા આદરથી પૃથ્વી પર તેમના ચરણમાં દંડની પેઠે પડયો. રાજાએ તે પુત્રને ઉઠાડી રાજી થઇને આલિંગન કર્યું.[૩૮-૪૨] આનંદથી તેને માથું સુંઘીને કુશલ પૂછયું અને પ્રસન્નતાથી ખોળામાં બેસાડી ઉનાં ઉનાં આંસુઓથી તેનું માથું ભીજવી દીધું. પછી તે અત્યંત વહાલા પુત્રને નગરમાં તેડી જઈ તેને વિસ્તારથી નરમેધની વાત કહી સંભળાવી અને તેને સાથે રાખીને રાજ્ય કરવા લાગ્યો. કેટલોક સમય જતાં એ મોટા રાજાએ રાજસૂય નામનો મોટો યજ્ઞ કર્યો અને તેમાં સત્કાર પૂર્વક વસિષ્ઠ મુનિને હોતા કર્યા હતા. એ મોટો યજ્ઞ પૂરો થયા પછી રાજાએ પ્રેમપૂર્વક બહુજ પૂજેલા વસિષ્ઠ મુનિ સુંદર ઇંદ્રની સભામાં ગયા ત્યાં વિશ્વામિત્ર મુનિને તેમની સાથે સમાગમ થયો.[૪૩-૪૭] એ બન્ને મુનિઓ મળીને ઈંદ્રની સભામાં બેઠા હતા ત્યાં વિશ્વામિત્રે વસિષ્ઠને બહુજ પૂજા પામેલા જોઇ વિસ્મયને લીધે તેમને પૂછયું કે "હે મુનિઓમાં ઉત્તમ ! આ મોટી પૂજા આપને કયે ઠેકાણે પ્રાપ્ત થઇ?[૪૮,૪૯] અને કોણે કરી? મારી પાસે સાચું કહેજો." વસિષ્ઠ બોલ્યો કે "મહા પ્રતાપી હરિશ્ચંદ્ર રાજા મારો યજમાન છે તેણે ભારે ઉત્તમ દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ કર્યો તેમાં મારી ઉત્તમ પૂજા થઈ છે; એના જેવો સત્યવાદી, નિયમ પાળનાર, દાતા અને પ્રજાને રાજી રાખવામાં તત્પર બીજો કોઇ રાજા નથી.[૫૦-૫૨] તમે શું પૂછો છો ? હું કાંઈ પણ નવું ભેળવ્યાવિના સાચું કહું છું કે હરિશ્ચંદ્ર

રાજા જેવો સત્યવાદી, દાતા, શૂર અને પરમ ધર્માત્મા બીજો કોઇ રાજા થયો નથી અને થશે પણ નહિ."[૫૩] આ પ્રમાણે વસિષ્ઠનાં વચન સાંભળી વિશ્વામિત્ર કે જેને પોતે ત્રિશંકુના ઉપકારી છતાં પોતાનું વચન નહિ માનવાનેલીધે હરિશ્ચંદ્ર ઉપર પ્રથમથીજ કોપ હતો તેમને રીસ ચડી કે એવા અતિ દુષ્ટ હરિશ્ચંદ્રનાં વખાણ મારી પાસે કેમ કરે છે, આવા ક્રોધથી જેનાં નેત્ર રાતાં થઈ ગયાં એવા વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યું કે:—"મિથ્યાવાદી અને કપટ પર પ્યાર રાખનાર હરિશ્ચંદ્ર કે જેણે વચન આપીને વરૂણદેવને પણ ઠગ્યા હતા તેનાં તમે આ પ્રમાણે વખાણ કરો છો; માટે જન્મભર તપ કરવાનું અને વેદાધ્યયન કરવાનું જે મારૂં પુણ્ય છે અને જે તમારૂં ભારે તપનું પુણ્ય છે તેની સરત કરો.[૫૪-૫૬] હે મોટી બુદ્ધિવાળા! તમે બહુજ વખાણેલા એ રાજાને હું જો તુરતજ ખોટા બોલો, અત્યંત અદાતા અને મહા ખળ ન કરૂં તો જન્મભરથી સચેલું મારૂં સઘળું પુણ્ય નાશ પામે અને તેવો કરૂં તો તમારૂં સઘળું પુણ્ય નાશ પામે એવી આપણે સરત કરીએ."[૫૭,૫૮] પછી વિવાદ કરતા એ બે મુનિઓ પરસ્પર ઉપર મોટા ક્રોધથી એ પ્રમાણે સરત કરીને તે સમયે સ્વર્ગ લોકમાંથી પોતપોતાના આશ્રમોમાં આવ્યા.

**ग्लहंकृत्वा ततस्तौ तु विवदंतौ मुनी तदा ॥**
**स्वाश्रमं स्वर्गलोकाच्च गतौ परमकोपनौ ॥५९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

---

# अध्याय १८ मो.

## વિશ્વામિત્રના કોપથી હરિશ્ચંદ્રની હાનિ

**વ્યાસ ઉવાચ**

**कदाचित्तु हरिश्चंद्रो मृगयार्थवनंययौ ॥**
**अपश्यद्रुदतीं बालां सुंदरीं चारुलोचनाम् ॥**

વ્યાસ કહે છેઃ—પછી કોઈ દિવસે હરિશ્ચંદ્ર રાજા મૃગયા કરવાસારૂ વનમાં ગયો હતો ત્યાં સુંદર નેત્રવાળી કોઈ રૂપાળી સ્ત્રી રોતી હતી તે તેના જોવામાં આવી. ( આ સ્ત્રી વિશ્વામિત્રની માયા હતી. )[૧] દયાળુ રાજાએ તે સ્ત્રીને પૂછ્યું કે "હે કમળ પત્ર સરખાં મોટાં નેત્રવાળી ! તું શા માટે રૂવે છે ?[૨] તને કોણે અત્યંત પીડી છે? તને જે દુઃખ હોય તે તુરત મને કહે. આ નિર્જન અરણ્યમાં તું કોણ છે. તારો પતિ કોણ છે અને પિતા કોણ છે?[૩] મારા રાજ્યમાં રાક્ષસ પણ પરસ્ત્રીને અડચણ કરી શકે નહિ; માટે હે સુંદરિ ! તને જે દુઃખ દેતો હોય તેને તુરત મારી નાખું.[૪] હે પાતળા પેટવાળી ! તારા દુઃખની વાત કહે અને સ્વસ્થ થા. મારા દેશમાં કોઇ પાપી રહી શકેજ નહિ."[૫] આ પ્રમાણે હરિશ્ચંદ્રનાં વચન સાંભળી મ્હોડા ઉપરથી આંસુ લુછી નાખીને તે સ્ત્રીએ એ મોટા રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૬]

સ્ત્રી કહે છેઃ—હે રાજા ! હું સિદ્ધિ છું. મોટા મુનિ વિશ્વામિત્ર મને બહુ પીડે છે. કારણ કે તે મને સ્વાધીન કરવા સારૂ વનમાં ઉગ્ર તપ કરે છે.[૭] હે સારા નિયમોવાળા ! તમારા દેશમાં વિશ્વામિત્રના તપથી હું દુઃખ પામું છું. હું કે જે સુંદરી અને મન ખેંચનારી છું, તેને એ મુનિએ બહુજ પીડેલી છે.[૮]

હરિશ્ચંદ્ર કહે છેઃ—હે મોટાં નેત્રવાળી તું સ્વસ્થ થા. તારૂં દુઃખ રેહેશે નહિ. તપશ્ચર્યામાં લાગેલા એ મુનિને હું અટકાવીશ.[૯]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તે સ્ત્રીની આશ્વાસના કરી તુરત મુનિની પાસે જઈ તેમને મસ્તક વડે પ્રણામ કરીને રાજાએ નીચે પ્રમાણે કહ્યું.[૧૦]

હરિશ્ચંદ્ર કહે છેઃ—હે સ્વામી ! હે મોટી બુદ્ધિવાળા ! તમે તપ કરીને પોતાના દેહને

શા માટે બહુજ પીડો છો? આ તમારો આ-રંભ શા માટે છે? સાચું કહો.[૧૧] હે વિશ્વા-મિત્ર! તમે તુરત ઉઠો, ઉઠો. જે તમારી ઈ-ચ્છા હોય તેને હું સફલ કરૂં. હવે પછી તપ કરવું બંધ રાખો.[૧૨] હે સર્વજ્ઞ! મારા દેશમાં દારૂણ અને લોકોને પીડા કરે એવું ઉગ્ર તપ કોઈએ કદી પણ કરવું નહિ.[૧૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે વિશ્વામિત્રને અટકાવીને રાજા પોતાને ઘેર ગયો અને વિશ્વામિત્ર મુનિ મનમાં તપથી અટકાવવાનો ક્રોધ રાખીને બીજા સ્થાનકમાં ગયા;[૧૪] જઇને વિશ્વામિત્ર વિચાર કરવા લાગ્યા કે "મને ત-પથી અટકાવ્યો એ રાજાએ કેવું ભુંડું કામ કર્યું. વસિષ્ઠના વખાણવા પ્રમાણે એ રાજા ધ-ર્માત્મા હોય તો મને અટકાવેજ કેમ?"[૧૫] આવી રીતે મનમાં ક્રોધ ભરાવાને લીધે વિશ્વા-મિત્રે હરિશ્ચંદ્રનું ભુંડું કરવાનો મનમાં વિ-ચાર ગોઠવ્યો. મનમાં ઘણી રીતે વિચાર કરી એક ભયંકર શરીરવાળા દાનવને સૂવર બ-નાવી હરિશ્ચંદ્રના દેશમાં મોકલ્યો. મોટી કા-યાવાળો ઉગ્ર સૂવર દારૂણ નાદ કરતો અને વાડીના રક્ષકોને ત્રાસ ઉપજાવતો રાજાની વા-ડીમાં ગયો; અને માલતી, કદંબ અને જુઇઓના સમૂહોને વારંવાર કંપાવવા લાગ્યો; દાંતથી ધરતીને ઉખેડવા લાગ્યો; વૃક્ષોને ઉખેડી ના-ખવા લાગ્યો. ચંપક, કેતકી, મલ્લિકા, કરવીર, અને ઉશીર આદિ શુભ અને કોમલ વૃક્ષોને ખોદી નાખવા લાગ્યો. એ સૂવર મુચુકુંદ, આસો-પાલવ, બોલસરી અને તિલકનાં વૃક્ષોને ઉખેડી નાખીને વાડીમાં કદન કરવા લાગ્યો.[૧૬-૨૧] વાડીના સઘળા રક્ષકો હથીઆર લઇને તેના ઉપર દોડ્યા. અત્યંત આતુર થએલા માળીઓ હાય હાય કરીને બરકવા લાગ્યા.[૨૨] રક્ષકોએ તેને બાણોથી મારવા માંડયો; તોપણ તેઓથી ત્રાસ નહિ પામતાં એ કાળસરખો સૂવર ઉલટો રક્ષકોને પીડવા લાગ્યો.[૨૩] તે સમયે અત્યંત ભયથી દબાએલા રક્ષકો રાજાને શરણે ગયા અને રક્ષા કરો રક્ષા કરો એમ ધ્રુજતા ધ્રુજતા બોલવા લાગ્યા.[૨૪] તેઓને ભયભીત થઇને આવેલા જોઇ રાજાએ પૂછ્યું કે "તમોને શો ભય છે અને શાથી ભય થયો છે? તે મને કહો.[૨૫] હું દેવથી કે રાક્ષસોથી પણ બ્હીતો નથી. હે રક્ષકો! તમો કોણે બ્હીવરાવવાથી અહીં આવ્યા છો? તે મારી આગળ કહો.[૨૬] જે દુર્બુદ્ધિ ખળ પુરૂષ લોકમાં મારો શત્રુ થયો હશે તે અભાગીઆને હું એક બાણથી કાપી નાખીશ.[૨૭] દેવ કે દાનવ ગમે તે હશે પણ તેને સજેલાં બાણોથી મારી નાખીશ. એ શત્રુ ક્યાં છે? તેનું કેવું રૂપ છે અને કેવું બળ છે?[૨૮]

રક્ષકો કહે છેઃ—હે રાજા! એ દેવ, દૈત્ય, યક્ષ કે કિન્નર નથી પણ વાડીમાં મોટી કાયા-વાળો કોઈ સૂવર ઉભેલો છે.[૨૯] એ સૂવર કુણાં કુણાં ફૂલઝાડોને દાંતથી ઉખેડી નાખે છે. એણે ભારે વેગથી સઘળી વાડીને વીખી નાખી છે.[૩૦] હે મોટા રાજા! અમોએ એના ઉપર બાણ, લાકડીઓ તથા બીજાં હથીઆરોના ઘા કર્યા પણ તેઓથી નહિ બીતાં ઉલટો અમને મારવા દોડે છે.[૩૧]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે તેઓનાં વચન સાંભળી કોપથી વ્યાકુલ થએલો રાજા તુરત ઘોડાપર ચડીને વાડીમાં ગયો.[૩૨] હાથી, રથ, ઘોડા અને પ્યાદાઓવાળું મોટું સૈન્ય સાથે લઈ ઉત્તમ વાડીમાં ગયો.[૩૩] ત્યાં ઘુઘવાટી ક-રતો ભયાનક મોટો સૂવર તેના જોવામાં આવ્યો. સૂવરને જોઇ તથા વાડીને ભાગી ના-ખેલી જોઈ ક્રોધથી વ્યાપ્ત થએલો રાજા તુરત ધનુષ ખેંચી તેમાં બાણ ચડાવીને તે સૂવરને મારવા દોડયો.[૩૪,૩૫] ક્રોધથી વ્યાકુલ થએલા

રાજાને ધનુષ ધરીને આવતો જોઇ એ સૂવર તુરત મહાદારૂણ શબ્દ કરતો કરતો તેની સામો દોડયો.[૩૬] ભુંડા મ્હોડાવાળા સૂવરને આવતો જોઈ તેને મારી નાખવાની ઈચ્છાથી રાજાએ તેના ઉપર બાણ મૂક્યું.[૩૭] લોંચીખાઇ તે બાણ વાગવા નહિ દેતાં સૂવર બળને લીધે તુરત મોટા વેગથી રાજાનું ઉલ્લંઘન કરીને નીકળી ગયો.[૩૮] સૂવરને જતો જોઇ કોપ પામેલા રાજાએ યત્નથી ધનુષ ખેંચીને તીક્ષ્ણ બાણ મૂક્યાં.[૩૯] થોડી વારમાં જોવામાં આવતો અને થોડી વારમાં નહિ જોવામાં આવતો એ સૂવર ઘણા પ્રકારના શબ્દ કરતો કરતો ત્યાંથી ભાગ્યો.[૪૦] કોપ પામેલો હરિશ્ચંદ્ર રાજા ધનુષ ખેંચીને વાયુસરખા વેગવાળા ઘોડાથી તેની પછવાડે ગયો.[૪૧] તેનું સૈન્ય તેનાથી જુદું પડીને ભટકતાં ભટકતાં બીજા વનમાં નીકળી ગયું અને રાજા એકલોજ સૂવરની પછવાડે દોડયો.[૪૨] મધ્યાહ્નકાળે રાજા નિર્જન વનમાં પહોંચ્યો ત્યાં અત્યંત ભૂખ્યો તરસ્યો થઇ ગયો અને તેનો ઘોડો પણ થાકી ગયો.[૪૩] સૂવર દેખવામાં નહિ આવતાં ચિંતાથી આતુર અને માર્ગ ભૂલી ગએલો રાજા દારૂણ વનમાં દીનની પેઠે ઉભો રહ્યો.[૪૪] 'શું કરૂં, ક્યાં જાઉં, મારો કોઇ સહાય નથી. આ વનમાં મને પોતાના માર્ગની ખબર પડતી નથી તેથી ક્યાં જાઉં,' એમ વિચાર કરવા લાગ્યો.[૪૫] નિર્જન વનમાં ચિંતાતુર થએલો રાજા એ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં નિર્મલ જળવાળી એક નદી તેના જોવામાં આવી.[૪૬] નદીને જોઇ રાજી થએલા રાજાએ ઘોડાને પાણી પાઇ ઘોડાપરથી ઉતરીને પોતે પણ નિર્મલ ઉત્તમ પાણી પીધું.[૪૭] દિશાઓના ભ્રમથી અત્યંત મોહ પામેલા રાજાને પાણી પીવાથી ત્યાં સુખ થયું અને પછી તેણે નગરમાં જવાની ઇચ્છા કરી.[૪૮]



એટલી વારમાં વિશ્વામિત્ર મુનિ, વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરીને ત્યાં આવ્યા, એ ઉત્તમ બ્રાહ્મણને રાજાએ પ્રીતિ પૂર્વક પ્રણામ કર્યા.[૪૯] પ્રણામ કરતા રાજાને વિશ્વામિત્રે કહ્યું કે "હે રાજા! કલ્યાણ થાઓ આ નિર્જનવનમાં એકલા કેમ આવ્યા છો?[૫૦] અહીં તમારે શું કરવાની ઇચ્છા છે? હે રાજાઓમાં ઉત્તમ! સ્થિર થઇને સઘળું કારણ કહો."[૫૧]

હરિશ્ચંદ્ર કહે છેઃ—બહુ મોટી કાયાવાળા એક બળવાન સૂવરે મારી ફૂલવાડીમાં આવીને તુરત કુણાં કુણાં ફૂલઝાડોને કચરી નાખ્યાં તેથી તે દુષ્ટને વારવા સારૂ હાથમાં ધનુષ લઇ હું પોતાના સૈન્ય સહિત નગરમાંથી નીકળ્યો, પણ એ પાપી અને માયાવી સૂવર વેગ કરી મારી દૃષ્ટિ ચૂકાવીને ક્યાંય જતો રહ્યો છે, હું તેની પછવાડે આવ્યો છું અને મારૂં સૈન્ય ભૂલું પડીને બીજા સ્થળમાં ગયું છે.[૫૨-૫૪] ભૂખ્યો અને સૈન્યથી જુદો પડેલો હું અહીં આવ્યો છું. હે મુનિઓમાં ઉત્તમ! હું મારા પુરના માર્ગને અને સૈન્ય ક્યાં ગયું તેને જાણતો નથી.[૫૫] હે મહારાજ! માર્ગ દેખાડો કે જેથી હું મારા નગરમાં જાઉં. આ નિર્જનવનમાં મારા ભાગ્યયોગથી તમે આવી મળ્યા છો.[૫૬] હું અત્યંત પ્રખ્યાત, રાજસૂયનો કરનાર અને સર્વદા લોકોને જોઇતા પદાર્થ આપનારો અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર છું.[૫૭] હે મહારાજ! હે બ્રાહ્મણોમાં ઉત્તમ! યજ્ઞ કરવાવાસ્તે તમારે ધનની ઈચ્છા હોય તો અયોધ્યામાં આવજો, એટલે ઘણું ધન આપીશ.[૫૮]

**धनेच्छा यदि ते ब्रह्मन् यज्ञार्थं द्विजसत्तम॥**
**आगंतव्यमयोध्यायां दास्यामि विपुलं धनम्॥**

**ઇતિ શ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

# अध्याय १९ मो.

## વિશ્વામિત્રને હરિશ્ચંદ્રે રાજ્યનું દાન કર્યું

### વ્યાસ ઉવાચ

**इति तस्य वचः श्रुत्वा भूपतेः कौशिकोमुनिः॥ प्रहस्य प्रत्युवाचेदं हरिश्चंद्रं तदा नृपं ॥ १ ॥**

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે હરિશ્ચંદ્રનું વચન સાંભળી વિશ્વામિત્રે હસીને તે સમયે તેને નીચે પ્રમાણે કહ્યું.[1]

વિશ્વામિત્ર કહે છેઃ–હે ભાગ્યશાળી રાજા ! આ તીર્થ પુણ્યકારી, પવિત્ર અને પાપનો નાશ કરનાર છે, માટે અહીં સ્નાન કરો અને પિતૃઓનુ તર્પણ કરો.[2] આજ ઘણો પવિત્ર સમય છે માટે આ પવિત્ર તીર્થમાં નાહીને તમારી શક્તિ પ્રમાણે દાન દો.[3] 'જે ધણી મહાપવિત્ર તીર્થમાં આવીને નાહ્યા વિના જાય તે જન્માંતરમાં આત્મહત્યા કરે' એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[4] એટલામાટે આ ઉત્તમ તીર્થમાં નાહીને તમારી શક્તિ પ્રમાણે પુણ્ય કરો. પછી હું તમને માર્ગ દેખાડીશ એટલે તમે નગરમાં જજો.[5] હે સૂર્યવંશી રાજા ! તમે દાનથી રાજી કર્યો એટલે પછી માર્ગ દેખાડવાસારૂ હું તમારી સાથે આવીશ.[6]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે મુનિનું કપટભરેલું વચન સાંભળી રાજા લુગડાં ઉતારીને નદીમાં વિધિ સહિત ન્હાવા સજ્જ થયો. મુનિના વચનથી મોહ પામી ઘોડાને ઝાડની સાથે બાંધીને અવશ્ય ભાવિ પદાર્થના યોગનેલીધે રાજા તેમને વશ થઈ ગયો.[7,8] રાજાએ સ્નાનવિધિ કરી પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરીને વિશ્વામિત્રને કહ્યું કે.—"હે સ્વામી ! હવે હું તમને દાન આપીશ.[9] ગાય, પૃથ્વી, સોનું, હાથી, ઘોડા, રથ, વાહન કે બીજું પણ જે કાંઇ લેવાની તમારી ઈચ્છા હોય તે હમણાં આપું.[10] મારે ન દેવા જેવી કોઈ વસ્તુ નથી, એવો મારો પહેલાનોજ નિયમ છે. એ નિયમ મેં રાજસૂય નામના ઉત્તમ યજ્ઞમાં મુનિઓની સમક્ષ લીધેલો છે.[11] એટલામાટે આ ઉત્તમ તીર્થમાં તમે મળ્યા છો તો હવે જે તમારી ઇચ્છા હોય તે કહો તમે જે કહેશો તે હું આપીશ."[12]

વિશ્વામિત્ર કહે છેઃ–હે રાજા ! પૃથ્વીમાં પ્રથમ મેં તમારી મોટી કીર્ત્તિ સાંભળી છે અને વસિષ્ઠે પણ મારી પાસે વાત કરી છે કે 'હરિશ્ચંદ્ર જેવો બીજો કોઇ પણ પૃથ્વીમાં દાતા નથી. સૂર્યવંશનો હરિશ્ચંદ્રરાજા સર્વ રાજાઓમાં ઉત્તમ છે. તેના જેવો રાજા દાતા થયો નથી અને થશે પણ નહિ. ત્રિશંકુના પુત્ર હરિશ્ચંદ્ર જેવો પૃથ્વીમાં કોઈ પણ મોટો ઉદાર નથી.' એટલામાટે હે રાજા ! આજ હું તમારી પાસે માગું છું કે મારા દીકરાનો વિવાહ કરવાનો છે તો તેને વાસ્તે ધન આપો.

હરિશ્ચંદ્ર કહે છેઃ–હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! સુખેથી વિવાહ કરો. તમારા માગવા પ્રમાણે આપીશ. તમે જેટલા ધનને ઈચ્છતા હશો તે હું અવશ્ય પુરતી રીતે આપીશ.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી ઠગવામાં તત્પર થએલા વિશ્વામિત્ર મુનિએ ગાંધર્વી માયા પ્રગટ કરીને રાજાને એક સુંદર પુત્ર અને દશ વર્ષની કન્યા દેખાડયાં. દેખાડીને કહ્યું કેઃ–"હે રાજાઓમાં ઉત્તમ! આ વર કન્યાનો હમણા વિવાહ કરવાનો છે. તમે કે જે ઉત્તમ ગૃહસ્થ છો તેમને આજ બ્રાહ્મણના દીકરા દીકરીનો વિવાહ કરી દેવાથી રાજસૂય કરતાં પણ અધિક પુણ્ય થશે." આ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી તેમની માયાથી મોહ પામેલો રાજા 'હા હું આપીશ' એટલુંજ બોલ્યો બીજું કાંઈ પણ બોલ્યો નહિ. પછી વિશ્વામિત્રે માર્ગ દેખાડતાં રાજા પોતાના

નગરમાં ગયો.[૧૩-૨૧] વિશ્વામિત્ર પણ રાજાને ઠગીને પોતાના આશ્રમમાં ગયા. પછી વિવાહનો વિધિ પૂરો કરી વિશ્વામિત્રે અયોધ્યામાં આવીને તે સમયે અગ્નિહોત્રની શાળામાં ઉભેલા રાજાને કહ્યું કેઃ–"હે રાજા! આજ આ અગ્નિહોત્રની વેદીમાંજ મને જે જોઇએ છે તે દાન આપો." રાજાએ કહ્યું કેઃ–"હે બ્રાહ્મણ! તમારે શું જોઇએ છે તે કહો.[૨૨,૨૩] જે જોઈતું હશે તે ન દેવા જેવું હશે તોપણ આપીશ. હમણાં આ સંસારમાં યશ મેળવવાની મારી ઇચ્છા છે. જે માણસ વૈભવ પામ્યા છતાં પણ પરલોકમાં સુખ આપનારા શુદ્ધ યશને મેળવે નહિ તેનું જીવવું વ્યર્થ છે."

વિશ્વામિત્ર કહે છેઃ–હે મોટા રાજા! આ અત્યંત પવિત્ર વેદીના મધ્યમાં વરને હાથી, ઘોડા, રથ અને રત્નોથી ભરપૂર સઘળી સામગ્રીઓવાળું તમારૂં રાજ્ય આપો.

વ્યાસ કહે છેઃ–મુનિનું વચન સાંભળી તેમની માયાથી મોહ પામેલા રાજાએ દૈવયોગનેલીધે કાંઈપણ વિચાર કર્યા વગર 'આપ્યુ' એમ કહ્યુ અને અતિ કઠોર વિશ્વામિત્રે 'લીધુ' એમ કહ્યુ.[૨૪-૨૭] પછી વિશ્વામિત્રે કહ્યું કે.–"હે રાજેંદ્ર! હે મોટી બુદ્ધિવાળા! આ દાનમાં જેવી જોઇએ તેવી દક્ષિણા આપો. જે દાન દક્ષિણા વગરનું હોય તે નિષ્ફળ થાય છે એમ મનુએ કહ્યું છે માટે દાનને સફલ કરવાસારૂ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દક્ષિણા આપો." વિશ્વામિત્રનું વચન સાંભળી બહુજ વિસ્મય પામેલો રાજા બોલ્યો[૨૮,૨૯] કે.–"હે સ્વામી! હમણાં મારે કેટલું ધન આપવું તે કહો. હે મહારાજ! દક્ષિણાના નિષ્કયનું જે પ્રમાણ હોય તે કહો.[૩૦] હે તપસ્વી! તમે નિશ્ચિંત રહો. દાનને પરિપૂર્ણ કરવા સારૂ હું પુરતી દક્ષિણા આપીશ." રાજાનું વચન સાંભળીને વિશ્વામિત્ર બોલ્યા[૩૧] કેઃ–"હમણાં અઢી ભાર સુવર્ણ રૂપ દક્ષિણા આપો." રાજાએ 'આપીશ' એમ કહ્યું.[૩૨] પછી પોતાની પાસે ધન નહિ હોવાથી 'આ મે શુ કર્યું' એમ રાજાને મોટો વિસ્મય થયો.[૩૨] આ સમયેજ એ રાજાની સેનાવાળાઓ કે જેઓ માર્ગ ભૂલાઈ જવાને લીધે વનમાં રાજાથી છુટા પડ્યા હતા તેઓ શોધતા શોધતા આવ્યા અને ત્યાં વ્યગ્ર થએલા રાજાને જોઇ મળવાના આનંદથી ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા.[૩૩] સેનાવાળાઓની વાત સાંભળી કાંઈ પણ શુભ અશુભ નહિ બોલતાં પોતે કરેલા કામનો વિચાર કરતો રાજા પોતાના અંતઃપુરમાં ગયો.[૩૪] 'જેમાં આ સર્વસ્વ આપી દેવું પડયુ એવા દાનનો મેં કેમ સ્વીકાર કર્યો. વગડામાં જેમ લુંટારાઓ ઠગી જાય તેમ બ્રાહ્મણે મને ઠગી લીધો.[૩૫] તપસ્વી બ્રાહ્મણે સહસા મને ઠગી લીધો. દૈવના કૃત્યની ખબર પડતી નથી. હાય દૈવ! હવે શું થશે' એવી ચિંતામાં પડેલો રાજા વિકલ થઇને ઘરમાં આવ્યો.[૩૬-૩૮] પતિને ચિંતામાં પડેલો જોઇ રાણીએ તેના કારણ વિષે પૂછ્યું કે "હે સ્વામી! તમે કચવાએલા કેમ જણાઓ છો. હમણાં શી ચિંતા છે તે કહો.[૩૯] આપણો દીકરો વનમાંથી આવ્યો અને વળી તમે રાજસૂય પણ કરી લીધો,તે છતાં શામાટે શોક કરો છો? શોકનું જે કારણ હોય તે કહો.[૪૦] તમારો ક્યાંય દુબળો કે બળવાન કોઇ પણ શત્રુ નથી. વરૂણ દેવ પણ સંતોષ પામ્યા છે. પૃથ્વીમાં તમે સઘળાં કામ કરી લીધાં છે તે છતાં શા માટે શોક કરો છો?[૪૧] ચિંતાથી દેહની ક્ષીણતા થાય છે અને ચિંતા સમાન કોઈ પણ દુઃખ નથી, માટે હે રાજાઓમાં ઉત્તમ! હે વિચક્ષણ! ચિંતા છોડી દો અને સ્વસ્થ થાઓ."[૪૨] આ પ્રમાણે સ્ત્રીનું પ્રીતિ ભરેલું વચન

સાંભળ્યું તો પણ રાજાએ પોતાની ચિંતાનું કાંઇ પણ શુભ કે અશુભ કારણ કહ્યું નહિ.[૪૩] ચિંતાથી ઘેરાએલા રાજાએ ભોજન કર્યું નહિ અને શયનમાં સૂતો તોપણ તેને નિદ્રા આવી નહિ.[૪૪] સવારમાં ઉઠીને એ ચિંતાથી પીડાએલો રાજા સંધ્યા આદિ ક્રિયા કરતો હતો તેટલી વારમાં વિશ્વામિત્ર આવ્યા.[૪૫] એ સર્વસ્વ હરી લેનારા મુનિએ દ્વારપાલ પાસે ખબર કહેવરાવી અંદર આવીને, વારંવાર પ્રણામ કરતા રાજાને કહ્યું કેઃ–"હે રાજા! તેં વચનથી આપવા સ્વીકારેલું રાજ્ય અને તેની દક્ષિણારૂપ સુવર્ણ મને દે. હવે તારૂં વચન સત્ય કર"[૪૬,૪૭] રાજા બોલ્યો કે "હે સ્વામી! હે વિશ્વામિત્ર! રાજ્ય કે જે હમણાં મેં તમને આપી દીધું છે તે છોડી દઇને હું બીજા સ્થળમાં જઇશ તમે ચિંતા ન કરો.[૪૮] હે મહારાજ! તમે મારૂં સર્વસ્વ શાસ્ત્ર રીતિ પ્રમાણે લઈ લીધું છે માટે દાન ઉપરની સુવર્ણ રૂપ દક્ષિણા આપવામાં હમણાં હું અશક્ત છું હમણાં હું સઘળું રાજ્ય તમને આપી દઉ છું પણ તેના ઉપરની દક્ષિણા તો કાળના યોગથી જ્યારે પાછું મારી પાસે ધન આવશે ત્યારે આપીશ"[૪૯,૫૦] રાજાએ મુનિને એ પ્રમાણે કહીને પછી પોતાના પુત્રને અને રાણીને કહ્યું કેઃ–"આ બ્રાહ્મણને વેદીમાં ઉભીને મે મારૂં, હાથી, ઘોડા, રથ, રત્ન અને સુવર્ણોથી ભરપૂર મોટું રાજ્ય આપી દીધું છે. ત્રણ શરીર વિના બીજું સઘળું આપી દીધું છે માટે હું અયોધ્યા છોડીને કોઇ ઘાટા વનમાં જઇશ. સઘળી સમૃદ્ધિવાળા આ રાજ્યને વિશ્વામિત્ર મુનિ ભલે સારીરીતે ભોગવે."[૫૧-૫૩] વિશ્વામિત્રને માન આપતો એ મહાધર્માત્મા હરિશ્ચંદ્ર રાજા પોતાના પુત્રને અને સ્ત્રીને એ પ્રમાણે કહીને પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો.[૫૪]

રાજાને જતો જોઈ ચિંતાથી આતુર થએલાં અને રાંક મ્હોડાંવાળાં તેનાં સ્ત્રી અને પુત્ર, બન્ને તેની પછવાડે ચાલ્યાં.[૫૫] એઓને જતાં જોઇ નગરમાં મોટો હાહાકાર વ્યાપી રહ્યો. અયોધ્યામાં રહેનારાં સઘળાં પ્રાણિઓ કોલાહલ કરવા લાગ્યાં કે "હાય હાય! હે રાજા! આ તમે શું કામ કર્યું? આ ક્લેશ ક્યાંથી આવ્યો? પોતાનું ધારેલું કરનારા દૈવે તમને ઠગ્યા છે."[૫૬,૫૭] રાજાને રાણી અને મહાત્મા પુત્રની સાથે એ સ્થિતિમાં જતો જોઇ ગામમાં સર્વ વર્ણો તે સમયમાં દુઃખ પામ્યા.[૫૮] દુઃખથી પીડાએલા બ્રાહ્મણ આદિ વર્ણો વિશ્વામિત્રને 'દુરાચાર અને ધૂર્ત છે' એમ કહીને ધિક્કારવા લાગ્યા.[૫૯] એ નગરમાંથી બહાર નીકળીને વિશ્વામિત્રે વનમાં જતા રાજાને મળીને કઠોર વચન કહ્યું કે;–"હે રાજા! મને સુવર્ણરૂપ દક્ષિણા આપીને પછી જજે, જો તું એમ કહે કે 'હું દેવા સ્વીકારેલું સોનું નહિ આપું' તો હું એ સોનું છોડી દઉ છું. તારા હૃદયમાં લોભ હોયતો સઘળું રાજ્ય પાછું લે અને તું આપી દીધેલું છે એમ માનતો હોય તો દક્ષિણા દેવાનું જે સ્વીકાર્યું છે તે પણ દે."[૬૦,૬૨] અત્યંત રાંક ચિત્તવાળા હરિશ્ચંદ્ર રાજાએ, ઉપર પ્રમાણે બોલતા વિશ્વામિત્રને પ્રણામ કરી સામા હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યું.[૬૩]

**एवं ब्रुवंतं गाधेयं हरिश्चंद्रोमहीपतिः ॥**
**प्रणिपत्यसुदीनात्माकृतांजलिपुटोऽब्रवीत् ॥६३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

## अध्याय २० मो.

### રાજ્યદાનપર દક્ષિણા આપવા માટે વિચાર

**हरिश्चंद्र उवाच**

**अदत्वा ते हिरण्यं वै न करिष्यामि भोजनम् ॥**
**प्रतिज्ञा मे मुनिश्रेष्ठ विषादं त्यज सुव्रत ॥ १ ॥**

હરિશ્ચંદ્ર કહે છેઃ-હે મુનિઓમાં ઉત્તમ! હે સારા નિયમોવાળા! હું પ્રતિજ્ઞા કરૂં છું કે તમને સુવર્ણ આપ્યા વિના અન્નનું ભોજન નહિ કરૂં. ચિંતા છોડી દો.[૧] હે સ્વામી! હું કે જે સૂર્યવંશમાં ઉત્પન્ન થએલ, રાજસૂયનો કરનાર અને મનુષ્યોને મનોવાંછિત આપનાર ક્ષત્રિય રાજા છું, તે યદૃચ્છાથી આપીને પછી ના કેમ પાડું? મારા ઉપર જે ઋણ છે તે મારે અવશ્ય આપવું છે. તમે નિશ્ચિંત રહો.[૨,૩]તમે મનથી ઇચ્છેલું સુવર્ણ હું આપીશ પણ મને ધન મળે ત્યાં સુધીના સમયની વાટ જુવો.[૪]

વિશ્વામિત્ર કહે છેઃ-હે રાજા! તારાં રાજ્ય, ભંડાર અને સૈન્ય કે જે ધનનાં સાધન હતાં, તે ગયાં તો હવે પછી તને ધનની પ્રાપ્તિ કયાંથી થશે?[૫] તને હવે ધનની આશા વૃથા રહે છે. હું શું કરૂં? તું કે જે નિર્ધન છે, તેને લોભથી પીડતાં મને લાજ થાય છે.[૬] માટે હમણાં તું 'નહિ આપું' એમ કહી નાખ એટલે હું મોટી આશા છોડી દઇને જ્યાં મને ગમે ત્યાં જાઉં;[૭] અને તું પણ 'મારી પાસે કંઇ સુવર્ણ નથી હવે શું આપું,' એમ કહી મરજીમાં આવે ત્યાં જા.[૮]

વ્યાસ કહે છેઃ-ચાલ્યા જતા રાજાએ આ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી તેમને ઉત્તર આપ્યો કે "હે મહારાજ! ધીરજ રાખો. હું ગમે તેમ કરીને પણ આપીશ.[૯] મારો, મારી સ્ત્રીનો અને મારા પુત્રનો દેહ હજી સ્વાધીન છે તો તે દેહોને વેચીને પણ હું તમને ઋણ આપીશ.[૧૦] હે બ્રાહ્મણોમાં ઉત્તમ! અયોધ્યા પુરીમાં કોઇ અમારો ગ્રાહક થતો હોય તો જુવો. નહિતર હું કાશીમાં જઈ ત્રણે દેહને મૂલ્યથી આપીને દાસ થઈશ એટલે તમે અઢીભાર સોનું લઇને સંતુષ્ટ થજો."[૧૧,૧૨] આમ બોલતો હરિશ્ચંદ્ર રાજા પોતાની સ્ત્રી અને પુત્ર સહિત કાશીપુરીમાં ગયો કે જ્યાં પાર્વતીજીની સાથે સાક્ષાત્ સદાશિવ રહ્યા છે.[૧૩] મનને આનંદ આપનારી તે નગરીમાં જઇને રાજાએ કહ્યું કેઃ-"આ સુંદર નગરીનાં દર્શન થવાથી હું કૃતાર્થ થયો છું."[૧૪] પછી ગંગાજીની પાસે આવી નાહી દેવ આદિનું તર્પણ તથા દેવપૂજન કરીને તેણે જવાને વાસ્તે માર્ગ જોવા માંડયો.[૧૫] દિવ્ય કાશીપુરીમાં પ્રવેશ કરીને તે રાજાને વિશ્વાસ આવ્યો કે 'આ નગરી કોઈ મનુષ્યની નથી પણ સદાશિવની છે માટે અહીં કાંઇક મારૂં થશે'[૧૬] દુઃખથી પીડાએલો એ રાજા સ્ત્રીની સાથે કાશીમાં પગે ચાલ્યો જતો હતો, ત્યાં દક્ષિણા લેવા સારૂ પાછળ આવેલા વિશ્વામિત્ર તેના જોવામાં આવ્યા, તેમને આવેલા જોઇ વિનયથી નમી હાથ જોડીને હરિશ્ચંદ્રે કહ્યું કેઃ-"હે બ્રાહ્મણોમાં ઉત્તમ! આ મારા પ્રાણ, મારી સ્ત્રી અને મારો પુત્ર છે, તેઓમાંથી તમારે જેનું કામ હોય તેને લો. બીજું પણ જે કાંઈ અમારૂં કામ હોય તે આપે કહેવું જોઇએ."[૧૭-૨૦]

વિશ્વામિત્ર કહે છેઃ-તમે મને દક્ષિણા આપવાની એક મહીનાની અવધિ કહી હતી, માટે જો તમારા વચનનું તમને સ્મરણ હોય તો આજ એ અવધિ પૂર્ણ થવાને લીધે મને દક્ષિણા દેવી જોઇએ.[૨૧]

હરિશ્ચંદ્ર કહે છેઃ-હે મહારાજ! હે જ્ઞાન તથા તપના બળવાળા! હજી અવધિ પૂર્ણ થઇ નથી પણ તેમાં અર્ધો દિવસ ઓછો છે, માટે તે પૂર્ણ થવાની વાટ જુવો. વધારે વાટ જોવાની નથી.[૨૨]

વિશ્વામિત્ર કહે છેઃ-હે રાજા! ત્યારે ઠીક. હું આવતી કાલે આવીશ પછી જો તે સમયે તું નહિ આપે તો હું તને શાપ દઇશ.[૨૩]

વ્યાસ કહે છેઃ-આ પ્રમાણે કહીને વિશ્વા-

મિત્ર ગયા પછી રાજા ચિંતા કરવા લાગ્યો કે "મેં જે સ્વીકારી છે તે દક્ષિણા હું વિશ્વામિત્રને શી રીતે આપી શકીશ?[૨૪] મને ધન આપે એવા સંપત્તિવાળા મિત્રો મને આ નગરીમાં ક્યાંથી મળે? અને બીજી રીતે મને હમણાં ધન ક્યાંથી મળે? રાજાને પ્રતિગ્રહ કરવાનો દોષ છે. માટે મારાથી માગવાનું પણ શી રીતે બની શકે?[૨૫] ધર્મશાસ્ત્રોમાં દાન, અધ્યયન અને યજન, એ ત્રણજ રાજાઓની વૃત્તિઓ છે એમ નિશ્ચય કરેલો છે. દક્ષિણા આપ્યાવિના જો હું એમજ પ્રાણ છોડી દઉં તો બ્રાહ્મણનું ધન ન આપવાના પાપને લીધે મારે નીચમાં નીચ કીડો થવું પડે અથવા પ્રેત થવું પડે, માટે તે કરતાં શરીરને વેચવું એજ સારૂં છે."[૨૬,૨૭] આ પ્રમાણે રાજાને વ્યાકુલ, રાંક, ચિંતા કરતો અને મ્હોડું નીચું કરી ઉભેલો જોઇને તેની સ્ત્રીએ આંસુથી ગદ્‌ગદ વાણીવડે તે સમયે કહ્યું કેઃ– "હે સ્વામી! ચિંતા છોડી દો અને સ્વધર્મ પાળો. સત્યથી રહિત થએલો મનુષ્ય પ્રેતની પેઠે ત્યાગ કરી દેવા યોગ્ય છે.[૨૮,૨૯] હે પુરૂષોમાં સિંહતુલ્ય! પુરૂષને સત્ય પાળવાથી અધિક બીજો કોઈ પણ ધર્મ નથી એમ વિદ્વાનો કહે છે.[૩૦] જેનું વચન મિથ્યા થાય તેની, અગ્નિહોત્ર, અધ્યયન અને દાન આદિ સઘળી ક્રિયાઓ વ્યર્થ થાય છે.[૩૧] સત્ય બોલનારા બુદ્ધિમાન પુરૂષો સંસારમાંથી અત્યંત તરે છે, અને ખોટું બોલનારા અજિતેંદ્રિય પુરૂષો નરકમાં પડે છે. એમ ધર્મશાસ્ત્રોમાં કહેલું છે.[૩૨] એક રાજા રાજસૂય તથા સો અશ્વમેધ યજ્ઞ કરીને સ્વર્ગમાં ગયો હતો પણ એકવાર ખોટું બોલવાનેલીધે ત્યાંથી ભ્રષ્ટ થયો હતો."[૩૩] આ પ્રમાણે સ્ત્રીનાં વચન સાંભળી રાજા બોલ્યો કે "આપણા વંશની વૃદ્ધિ કરનારો આ એક પુત્ર છે તેથી તેને વેચવો એ શાસ્ત્રવિરૂદ્ધ છે, અને સ્ત્રીને પણ વેચવી નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે; માટે હે સુંદરિ! તું ડહાપણની વાતો કરે છે પણ આવા સંકટમાં મારે શું કરવું તે તુંજ કહે."[૩૪] સ્ત્રી બોલી કે "હે રાજા! તમારૂં વચન મિથ્યા નહિ હોવું જોઇએ એટલામાટે મને વેચીને બ્રાહ્મણને દક્ષિણા આપો. પુત્ર ઉત્પન્ન થાય એજ સ્ત્રીઓને રાખવાનું ફળ છે, તો એ ફળ તમને થઇ ચૂક્યું છે માટે હવે મને રાખવાનું ફળ નથી."[૩૫] આ વચન સાંભળી રાજા મૂર્છા પામી ગયો. પાછી સંજ્ઞા આવતાં અત્યંત દુઃખથી વિલાપ કરવા લાગ્યો[૩૬] કે "હે પ્રિયા! તું મને આમ કહે છે એ મોટું દુઃખ છે. હું કે જે પાપી છું તે પ્રેમભરેલાં મંદ હાસ્ય સહિત તારાં ભાષણોને ભૂલી ગયો, એમ તું માને છે કે શું? હાય! હાય! હે સ્વચ્છ હસવાવાળી! તારે આવું બોલવું જોઇએ કે? તું આ ન બોલવાનું વચન કેમ બોલે છે?"[૩૭,૩૮] સ્ત્રીને વેચી નાખવાનું જેને મન થતું ન હતું એવો રાજા એટલાં વચન બોલી મૂર્છાથી અત્યંત ઘેરાઇને ધરતીપર પડી ગયો.[૩૯] મૂર્છાથી ધરતીપર સૂતેલા તે રાજાને જોઈ બહુજ દુઃખ પામેલી તેની રાણી દયામણી રીતે વિલાપ કરવા લાગી કે "હે મોટા રાજા! હાય હાય, આવું સંકટ કોના કોપથી આવ્યું, કે જેને લીધે ઉત્તમ શયનમાં સૂવા યોગ્ય તમે આ સમયે રાંકની પેઠે ધરતીપર પડ્યા છો![૪૦,૪૧] જે રાજાએ બ્રાહ્મણોને કરોડો ધન આપેલાં છે, તે મારો પતિ આજ ધરતીપર સૂતેલો છે![૪૨] હાય! હાય! હે દૈવ! આ રાજાએ તારૂં શું ભુંડું કર્યું છે કે જેને લીધે ઇંદ્ર તથા વિષ્ણુસરખા રાજાને તેં આવી નીચ દશામાં પહોંચાડેલો છે?"[૪૩] પતિના દુઃખના અસહ્ય ભારથી દબાએલી તે રાણી આટલાં વચન બોલીને ધરતીપર પડી ગઈ.[૪૪] એ જોઇ મહા

દુઃખ પામેલો અને ભૂખથી વ્યાપ્ત થએલો તેઓનો બાલક પુત્ર બોલ્યો કેઃ–"હે બાપ ! હે બાપ ! મને અન્ન આપો. હે મા ! મને જમવા આપો. મને બહુજ ભૂખ લાગી છે. મારી જીભની અણી બહુજ સૂકાય છે.[૪૫]

**शिशु र्दृष्ट्वाक्षुधाविष्टः प्राह वाक्यं सुदुःखितः ॥**
**तात तात प्रदेह्यन्नं मातर्मे देहि भोजनम् ॥**
**क्षुन्मे बलवतीजाताजिह्वाग्रंमेतिशुष्यति॥४५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦**

## अध्याय २१ मो. હરિશ્ચંદ્રનો શોક

**વ્યાસ ઉવાચ**

**एतस्मिन्नंतरे प्राप्तो विश्वामित्रो महातपाः ॥**
**अंतकेन समः क्रुद्धो धनं स्वं याचितुं हृदा॥१॥**

વ્યાસ કહે છેઃ–આ સમયમાં મહાતપસ્વી વિશ્વામિત્ર કાળ જેવો ક્રોધ કરી મનમાં પોતાનું ધન માગવાની ઇચ્છાથી ત્યાં આવ્યા.[૧] એમને જોઇ હરિશ્ચદ્ર રાજા મૂર્છા પામીને ધરતી પર પડી ગયો. એ રાજાના શરીર ઉપર પાણી છાંટીને વિશ્વામિત્ર બોલ્યા[૨] કે "હે મોટા રાજા ઉઠ ઉઠ. તેં કહેલી દક્ષિણા મને દે. ઋણ ન આપનારાઓને દિવસે દિવસે દુઃખ વધતું જાય છે."[૩] હિમ જેવું ટાઢું પાણી શરીરપર પડતાં તે સમયે રાજાને ચેતના આવી પણ વિશ્વામિત્રને જોઇને પાછો મૂર્છિત થઇ ગયો. પછી જેને ભારે ક્રોધ ચડયો એવા વિશ્વામિત્રે તેને સચેત કરીને પાછું નીચે પ્રમાણે કહ્યું.[૪,૫]

વિશ્વામિત્ર કહે છેઃ– મારી ધીરજ સામું જોઈને હવે તું મને મારી દક્ષિણા દે. સૂરજ સત્યથી તપે છે, પૃથ્વી સત્યથી સ્થિર રહે છે અને સ્વર્ગ પણ સત્યમાંજ રહેલ છે. સત્યપાળવામાં મોટો ધર્મ કહેલો છે. હજાર અશ્વમેધને અને સત્યને કાંટામાં મૂકયાં હતાં તેમાં હજાર અશ્વમેધથી સત્ય વધી ગયું હતું. અથવા મારે આ બોલવાનું શું પ્રયોજન છે? કશું પ્રયોજન નથી.[૬,૮] હે રાજા! તું જો મારી દક્ષિણા નહિ આપે તો સૂર્ય આથમ્યા પછી હું તને અવશ્ય શાપ આપીશ.[૯]

વ્યાસ કહે છે.–આ પ્રમાણે કહીને વિશ્વામિત્ર ત્યાંથી ગયા. વનમાં દુઃખ પામેલો, નિર્ધન, અને ક્રૂર લેણદારે સંતાપેલો રાજા ભયથી આતુર થયો.[૧૦] આ સમયમાં વેદનો પાર પામેલો કોઈ બ્રાહ્મણ ઘણા બ્રાહ્મણોની સાથે પોતાના ઘરથી બહાર નીકળીને ચાલ્યો આવતો જોવામાં આવ્યો.[૧૧] એ તપસ્વીને આવતો જોઈ રાણીએ રાજાને ધર્મ તથા અર્થથી અવિરૂદ્ધ વચન કહ્યું[૧૨] કે.–"બ્રાહ્મણ ત્રણે વર્ણનો પિતા કહેવાય છે અને પિતાનું દ્રવ્ય પુત્રે લેવું જોઈએ એમાં કશો સંશય નથી; એટલા માટે ધનને વાસ્તે આ બ્રાહ્મણની પ્રાર્થના કરવી એવો મારો મત છે." રાજા બોલ્યો કે "હે સુંદરિ ! હું ક્ષત્રિય છું તેથી પ્રતિગ્રહ લેવાને ઈચ્છતો નથી.[૧૩,૧૪] માગવું એ બ્રાહ્મણોનો ધર્મ છે પણ ક્ષત્રિયોનો નથી. બ્રાહ્મણ સઘળા વર્ણોના ગુરૂ છે માટે તેની તો સર્વદા પૂજા કરવી જોઇએ પણ તેની પાસે ક્ષત્રિયોએ માગવું નહિ જોઇએ. વિશેષે કરી યજન, અધ્યયન, દાન, શરણાગતોને અભયદાન અને પ્રજાઓનું પાલન, એજ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે. 'આપો' એવું કંગાલ વચન તો મારાથી બોલાયજ નહિ. મારા હૃદયમાં તો 'દઉં' એ વચન ગોઠી રહ્યું છે. કોઇ સ્થાનકમાંથી પણ દ્રવ્ય મેળવીને હું બ્રાહ્મણને આપવા ધારૂં છું."[૧૫-૧૮]

સ્ત્રી કહે છેઃ–સમતા, વિષમતા, પરાભવ અને સન્માન કાળથીજ થાય છે. પુરૂષને દાતા બનાવનારો અને યાચક બનાવનારો પણ કા-

ળજ છે.[૧૯] વિશ્વામિત્ર કે જે મોટા જ્ઞાની છે તેમણે પણ ક્રોધથી ભારે બળ વાપરીને તમને રાજ્યથી અને સુખથી ભ્રષ્ટ કર્યા, એ સ્વધર્મનો ત્યાગ કર્યો તો હવે તમે સ્વધર્મનો ત્યાગ શામાટે કરતા નથી ? કાળની ગતિ જોઇને સઘળું કામ સમયાનુકૂલ કરવું જોઇએ.[૨૦]

રાજા કહે છેઃ-તીક્ષ્ણ ધારવાળી તરવારથી જીભના બે કટકા કરી નાખવા એ સારૂં છે, પણ માન છોડી દઈ ને 'દો' એમ બોલવું સારૂં નથી. હું ક્ષત્રિય છું માટે કોઈની પાસે માગું તો નહિજ. હું તો મારા બાહુબળથી મેળવેલું ધન નિરંતર આપ્યા કરૂં એમ ઈચ્છું છું.[૨૧,૨૨]

સ્ત્રી કહે છેઃ-હે સ્વામી! માગવામાં તમારૂં મન અટકતું હોય તો પણ હું તો ન્યાય માર્ગથી ઈંદ્રાદિક દેવતાઓએ પણ તમને આપેલી છું અને શિક્ષા કરવી અથવા મારૂં રક્ષણ કરવું, એ તમારૂં કામ છે માટે મારૂં મૂલ્ય લઇને બ્રાહ્મણને દક્ષિણા આપો.[૨૩,૨૪]

વ્યાસ કહે છેઃ-આ વચન સાંભળી હરિશ્ચંદ્ર રાજા 'હાય હાય ભુંડું થાય છે' એમ કહીને મહા દુઃખથી વિલાપ કરવા લાગ્યો.[૨૫] વળી ફરીવાર સ્ત્રીએ કહ્યું કે "આ મારૂં વચન માનો નહિતર તમે બ્રાહ્મણના શાપ રૂપ અગ્નિથી બળી જઇને નીચપણું પામશો.[૨૬] મને કાંઇ જુગાર, મદ્યપાન, રાજ્ય કે ભોગને વાસ્તે વેચવી નથી પણ બ્રાહ્મણને વાસ્તે વેચવી છે માટે કશી અડચણ નહિ ગણતાં વેચો અને બ્રાહ્મણને દક્ષિણા આપો. મને વેચીને તમારા વચનને સફલ કરો."[૨૭]

**न द्यूतहेतोर्न च मद्यहेतोर्न राज्यहेतोर्न च भोगहेतोः ॥ ददस्व गुर्वर्थमतो मया त्वं सत्यव्रतत्वं सफलं कुरुष्व ॥ २७ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

# અધ્યાય ૨૨ મો.

## હરિશ્ચંદ્રે સ્ત્રી પુત્રને વેચ્યાં

### વ્યાસ ઉવાચ

**स तया नोद्यमानस्तु राजा पत्न्या पुनः पुनः। प्राह भद्रे करोम्येष विक्रयं ते सुनिर्घृणः ।१।**

વ્યાસ કહે છેઃ-આ પ્રમાણે સ્ત્રીએ વારંવાર પ્રેરણા કરતાં રાજા બોલ્યો કે 'હે ભલી સ્ત્રિ ! ત્યારે હું નિર્દય થઇને તને વેચું છું.[૧] તને આવું બોલવાનો ઉત્સાહ આવ્યો તો હું હવે ક્રૂર પુરૂષોથી પણ ન થઈ શકે એવું નિષ્ઠુર કામ કરૂં છું.'[૨] આ પ્રમાણે બોલી આતુર થએલા રાજાએ નગરમાં જઈ સ્ત્રીને બજારમાં મૂકીને આંસુથી ગળગળા કંઠવડે કહ્યું કેઃ-"હે સઘળા નગરના લોકો ! મારૂં વચન સાંભળો.[૩,૪] આ મારી પ્રાણપ્યારીને દાસી કરીને રાખવાનું કોઈને કામ હોય તો હું જેટલું કહું તેટલું ધન આપવાની જેની શક્તિ હોય તે તુરત બોલો."[૫] ડહાપણવાળા નગરના લોકો બોલ્યા કે "અરે ! સ્ત્રીને વેચવા આવેલો તું કોણ છે." રાજાએ કહ્યું કે "મને તું કોણ છે એમ શું પૂછો છો. હું માણસ નથી પણ ર છું અથવા કઠણ છાતીવાળો રાક્ષસ છું માટે પાપ કરૂં છું." એ શબ્દ સાંભળી તુરત વિશ્વામિત્રે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરીને હરિશ્ચંદ્રને કહ્યું કેઃ-"આ દાસી મને દે. હું ધન આપીને ખરીદનાર છું. મારી પાસે ઘણું નાણું છે. મારી સ્ત્રી સુકુમાર હોવાથી ઘરનાં કામ કરી શકતી નથી એટલા માટે હું દાસીને ખરીદું છું.[૬-૯] તને કેટલું ધન આપું?" વૃદ્ધ બ્રાહ્મણ આ પ્રમાણે બોલતાં હરિશ્ચંદ્રનું મન દુઃખથી ફાટી ગયું તેથી તેણે કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. પછી એ વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો કે "તારી સ્ત્રીનાં કામ, અવસ્થા, રૂપ અને શીલના પ્રમાણમાં ધન લે અને મને તારી સ્ત્રી

દે. સ્ત્રીના અને પુરૂષના મૂલ્ય વિષે ધર્મ-શાસ્ત્રોમાં લખ્યું છે કે બત્રીશ લક્ષણોવાળી, ચતુર અને શીલ તથા ગુણવાળી સ્ત્રી હોય તો તેનું કરોડ સોનામહોર મૂલ્ય છે, અને પુરૂષ તેવો હોય તો તેનુ દશ કરોડ સોનામહોર મૂલ્ય છે."[૧૦-૧૩] આ પ્રમાણે એ બ્રાહ્મણ બોલતાં મોટા દુઃખથી ઘેરાએલા હરિશ્ચંદ્ર રાજાએ તેને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.[૧૪] પછી એ બ્રાહ્મણે હરિશ્ચંદ્ર રાજાની સામે વલ્કલ ઉપર ધન મૂકીને તેની રાણીને ચોટલો ઝાલીને ખેંચી.[૧૫] રાણી બોલી કે "હે ભલા બ્રાહ્મણ! હું મારા દીકરાને જોઇ લઉ તેટલી વાર મને મૂકી દો, મૂકી દો; ફરીથી આ બાલકનું દર્શન મને દુર્લભ થશે."[૧૬] એમ કહીને તેણે પોતાના પુત્રને કહ્યું કેઃ—"હે પુત્ર ! હું તારી મા કે જે અહીં દાસીપણું પામી છું તેને જો. હે રાજકુમાર ! તું મને અડીશ માં, હવે હું સ્પર્શ કરવાને યોગ્ય રહી નથી."[૧૭] પછી પોતાની માને ખેંચાતી જોઈ જેના નેત્રમાં આંસુ આવી ગયાં એવો એ બાલક તુરત 'મા—મા' એમ બોલતો બોલતો દોડયો.[૧૮] પડી જતો એ જલ-ફાંવાળો બાલક માના વસ્ત્રને હાથમાં લઈ ખેંચવા લાગ્યો. ત્યારે એ બ્રાહ્મણે ક્રોધથી તેને થપડ મારી.[૧૯] આમ થયા છતાં પણ 'મા—મા' એમ બોલતો એ બાલક પોતાને છોડતો નહતો; તેને જોઇને રાણીએ બ્રાહ્મણને કહ્યું કેઃ— "હે પ્રભો ! મારા પર કૃપા કરીને આ બાલકને પણ ખરીદો.[૨૦] મને ખરીદી તોપણ એના વિના હુ કામ કરી શકીશ નહિ એટલામાટે હે મહારાજ ! હું કે જે અલ્પ ભાગ્યવાળી છું તેના ઉપર આટલી કૃપા કરો."[૨૧] સ્ત્રીનાં વચન સાંભળી બ્રાહ્મણે હરિશ્ચંદ્રને કહ્યું કેઃ—"આ બીજું પણ ધન લે અને તારો બાલક મને દે. ધર્મશાસ્ત્ર જાણનારાઓએ સ્ત્રી અને પુરૂષના ગુણોની ન્યૂનાધિકતા ઉપરથી સો, હજાર અને લાખનું મૂલ્ય ઠરાવેલું છે. બીજા વિદ્વાનોએ સ્ત્રીનું કરોડનું મૂલ્ય પણ કહેલું છે. સ્ત્રી જો બત્રીશ લક્ષણવાળી, ચતુર અને શીલ તથા ગુણોવાળી હોય તો તેનું એક કરોડનું મૂલ્ય થાય અને પુરૂષ તેવો હોય તો એક અર્બુદનું મૂલ્ય થાય." આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે આગળની પેઠે બાલકનુ મૂલ્ય પણ હરિશ્ચંદ્રની પાસે વસ્ત્રમાં નાખ્યુ.[૨૨-૨૪] પછી બાલકને લઈ તેની માની સાથે એકઠો બાંધ્યો. બન્નેને લઇ રાજી થઇને બ્રાહ્મણે તુરત પોતાને ઘેર જવા માંડયુ.[૨૫] ત્યારે આંસુથી વ્યાકુલ થએલી રાંક રાણીએ હરિશ્ચંદ્રને પ્રદક્ષિણા કરી ગોઠણભર રહીને પ્રણામ કરતાં કહ્યું કે—"મેં કાંઈ દાન કરેલ હોય, હોમ કરેલ હોય, અને બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય, તો તે પુણ્યથી પાછા હરિશ્ચંદ્રજ મારા પતિ થજો."[૨૬,૨૭] પ્રાણ કરતાં પણ પ્યારી એ રાણીને પગમાં પડેલી જોઈ હાય હાય એમ બોલતો રાજા વ્યાકુલ થઇને વિલાપ કરવા લાગ્યો[૨૮] કે "વૃક્ષની છાયા કે જેમાં સત્ય, શીલ, કે ગુણ, કાંઈ પણ નથી, તે પણ વૃક્ષને કદી છોડી દેતી નથી, ત્યારે આ સ્ત્રી કે જેમાં એ સઘળા ગુણો છે, તે મારાથી કેમ છુટી પડી."[૨૯] આ પ્રમાણે સ્ત્રી વિષે બોલીને તેણે સ્ત્રીના શરીરની સાથે બંધાએલા પુત્રને કહ્યુ કેઃ—"મને છોડી દઇને તું કયાં જશે ?[૩૦] હુ હવે કઇ દિશામાં જાઉં ? મારા દુઃખનું નિવારણ કોણ કરે ? મને રાજ્યત્યાગથી કે વનવાસથી જેવું દુઃખ થયું ન હતું, તેવું દુઃખ પુત્રના વિયોગથી થાય છે." વળી તેણે સ્ત્રીને કહ્યું કેઃ—લોકમાં જે સારો પતિ હોય તે તો સર્વદા સ્ત્રીનો ત્યાગ કરે નહિ.[૩૧,૩૨] હે કલ્યાણિ ! મેં તો તને છોડી દીધી છે અને દુઃખમાં નાંખી છે. હું તારો પતિ કે જે ઈક્ષ્વા-

કુના વંશમાં ઉત્પન્ન થએલ અને રાજ્યનાં સઘળાં સુખ ભોગવવવાનો અભ્યાસી છતાં આવો અભાગીઓ છું તેને પામીને તું બીજાની દાસી થઈ છે; આવા અત્યંત મોટા શોકરૂપી સમુદ્રમાં હું ડૂબું છું;[૩૩,૩૪]તેને હવે દેવીના પુરાણનાં ઘણાં ઘણાં આખ્યાનો સંભળાવીને એ સમુદ્રમાંથી કોણ બહાર કહાડશે ?" આ પ્રમાણે વિલાપ કરતાં રાજા જોતાં છતાં એ બ્રાહ્મણ પેલી સ્ત્રીને તીક્ષ્ણ ચાબખા મારીને લઈ જવા લાગ્યો. સ્ત્રી અને પુત્રને લઈ જવાતાં જોઈ બહુ દુઃખથી પીડાએલો રાજા વારંવાર ઉના નિસાસા મૂકીને વિલાપ કરવા લાગ્યો કે "પૂર્વે જે મારી સ્ત્રીને વાયુ, સૂર્ય, ચંદ્ર અને બીજા પણ કોઇ લોકો જોવા પામતા નહિ તે આજ દાસીપણું પામેલી છે.સૂર્યવંશમાં ઉત્પન્ન થએલ અને કુણી કુણી આંગળીવાળો આ બાળક પણ વેચાયો માટે હું કે જે અત્યંત દુર્બુદ્ધિ છું તેને ધિક્કાર છે. હે પ્રિયા ! હે બાલક પુત્ર! હું કે જે દુષ્ટ છું તેના અપરાધથી તમે દુઃખી થયાં છો.[૩૫,૩૬]હુ દૈવાધીન થઈને આવી નીચ દશાને પામ્યા છતાં પણ મુવો નહિ માટે મને ધિક્કાર છે." આ પ્રમાણે રાજા વિલાપ કરતો હતો ત્યાં પેલો બ્રાહ્મણ કે જે તેની રાણીને અને પુત્રને લઇને ઉતાવળથી જતો હતો તે દૂર નીકળી ગયો અને ઉંચાં ઉંચાં વૃક્ષો તથા ઘરો આદિ આડાં આવી જવાથી દેખવામાં પણ આવ્યો નહિ. આ સમયમાં મુનિઓમાં ઉત્તમ, મહાતપસ્વી, કઠોર અને ક્રૂર રૂપવાળા વિશ્વામિત્ર બીજું રૂપ ધરી પોતાના શિષ્યોસહિત રાજાની પાસે આવીને બોલ્યા કે " હે રાજા ! જો તારે તારૂં સત્ય પાળવું હોય તો મને રાજ્યના દાનની દક્ષિણા દે, અને તેની સાથે, તેં મને યજ્ઞમાં જેટલી જોઇએ, તે દક્ષિણા આપવાનું પણ પ્રથમ કહેલું છે તે પણ દે. હું યજમાન થઇને રાજસૂય કરૂં તેમાં મારે બ્રાહ્મણોને જેટલી દક્ષિણા દેવી જોઇએ તેટલી દક્ષિણા રાજ્યના દાનની દક્ષિણા ઉપરાંત તારે દેવી પડશે." વિશ્વામિત્રનાં વચન સાંભળીને હરિશ્ચંદ્ર બોલ્યો કે "હે રાજર્ષિ ! મારી પાસે અઢીભાર સોનાથી વધારે ધન આવેલું છે તો તે સઘળું લઇને તમે મારા કહેવા પ્રમાણે રાજ્યના દાનની દક્ષિણા તથા રાજસૂયની દક્ષિણા પણ આપને મળી ચૂકેલી માનો." વિશ્વામિત્ર બોલ્યો કે "હે રાજેંદ્ર ! આ દ્રવ્ય કે જે તું દક્ષિણાનેવાસ્તે આપે છે તે તને ક્યાંથી મળ્યું ?[૪૦-૪૪] તેં કઈ રીતે દ્રવ્ય મેળવ્યું, તે મને કહે." રાજા બોલ્યો કે "હે ભાગ્યશાળી બ્રાહ્મણ ! એ વાત કહેવરાવવાનું તમારે શું પ્રયોજન છે ? એ વાત સાંભળવાથી તમને પણ ખેદ થશે." વિશ્વામિત્ર બોલ્યા કે "જે દ્રવ્ય કુમાર્ગથી આવેલું હોય તે હું લેતો નથી; સારા માર્ગથી આવેલુ હોય તેજ લઉં છું.[૪૫,૪૬] એટલામાટે આ દ્રવ્ય તારી પાસે શી રીતે આવેલું છે, તે તું યથાર્થ રીતે કહે." રાજા બોલ્યો કેઃ–" હે મહારાજ ! મેં મારી રાણીને કરોડ સોના મહોરથી અને રોહિત નામના દીકરાને દશ કરોડ સોના મહોરથી વેચી નાખેલ છે. તો આ અગીઆર કરોડ સોના મહોર તમે મારી પાસેથી લો."[૪૭,૪૮] રાજ્યના દાનની દક્ષિણા પુરી થવા ઉપરાંત જે વેચાણનું દ્રવ્ય વધ્યું તે રાજસૂયની દક્ષિણાને વાસ્તે થોડું છે, એમ જોઇ કોપ પામેલા વિશ્વામિત્રે શોકથી દબાએલા રાજાને કહ્યું કેઃ– " આ દક્ષિણા રાજસૂય યજ્ઞનેવાસ્તે પુરતી નથી એટલામાટે જેટલાથી એ પુરી થાય તેટલું બીજું દ્રવ્ય તુરત ઉત્પન્ન કર.[૪૯,૫૦] હે ક્ષત્રિયોમાં અધમ ! તું મને આટલી થોડી દક્ષિણા લેવાને યોગ્ય માને છે ! મારૂં ઉત્તમ

બ્રાહ્મણપણું, ભારેમાં ભારે તપોબળ, ઉગ્ર પ્રભાવ અને શુદ્ધ અધ્યયન જોઈને મને યોગ્ય દક્ષિણા દે. મારા જેવાથી યજ્ઞની ઓછી દક્ષિણા લેવાય નહિ."[૫૧,૫૨] રાજા બોલ્યો કે "હે મહારાજ ! બીજું પણ આપીશ પરંતુ કાંઇક સમયની વાટ જુવો. મારી સ્ત્રીને અને બાલક પુત્રને હજી હમણાંજ મેં વેચેલાં છે."[૫૩] વિશ્વામિત્ર બોલ્યા કે "હે રાજા ! દિવસનો ચોથો ભાગ કે જે હજી અવશેષ છે તે પુરો થતાં સુધી હું વાટ જોઇશ. એ પછી તારે બીજી મુદત કરવી નહિ.[૫૪]

चतुर्भागः स्थितो योयं दिवसस्य नराधिप ॥
एष एव प्रतीक्ष्योमे वक्तव्यं नोत्तरंत्वया॥५४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

# अध्याय २३ मो.

## હરિશ્ચંદ્ર ઋણમાંથી છૂટયો.

### વ્યાસ ઉવાચ

तमेवमुक्त्वा राजानं निष्ठुरं निर्घृणं वचः ॥
तदादायधनंपूर्णं कुपितः कौशिको ययौ ॥१॥

વ્યાસ કહે છેઃ–એ પ્રમાણે રાજાને કઠોર અને નિર્દય વચન કહી, તે રાજ્યની દક્ષિણાનું પુરતું ધન લઇને રીસમાં ને રીસમાં વિશ્વામિત્ર ત્યાંથી ગયા.[૧] વિશ્વામિત્ર ગયા પછી શોકથી દબાએલો રાજા વારંવાર નિસાસા મૂકી નીચું મ્હોડું કરી ઉંચા સાદથી બોલ્યો[૨] કે "હું કે જે શબ જેવો નિસ્સાર થઈ ગયો છું; તેને નાણાવડે ખરીદવાથી જેનું કામ થતું હોય તે ધણી સૂર્ય આથમતાં પેહેલાં તુરત બોલો."[૩] આ પ્રમાણે રાજા બોલતાં તેની પરીક્ષા લેવા સારૂ તરત ધર્મદેવ ચાંડાલનું રૂપ ધરીને ત્યાં આવ્યા. એના શરીરમાંથી દુર્ગંધ નીકળતો હતો, છાતી વિકરાલ હતી. દાઢી અને મૂછ મોટી હતી, દાંત ઊંચા હતા, શરીર શ્યામ અને માંસથી ભરેલું હતું. પેટ લાંબુ હતુ. હાથમાં જુની લાકડી હતી અને શબનાં ફૂલ પેહેર્યાં હતાં; વિકરાલ અને નિર્દય એ અધમ પુરૂષે રાજાને કહ્યુ કેઃ–"હું તને દાસ કરવા સારૂ ખરીદું છું. મારે દાસનું મોટું કામ છે. તને કેટલું મૂલ્ય આપવું તેતુરત કહે"[૪,૫] એવા ક્રૂર દૃષ્ટિવાળા, મહાનિર્દય અને ભુંડા સ્વભાવવાળા એ પુરૂષને બોલતો જોઈ રાજાએ પૂછ્યું કે 'તું કોણ છે?'[૭] ચાંડાલ બોલ્યો કે "હે રાજાઓમાં ઉત્તમ ! આ નગરીમાં 'પ્રવીર' એવા નામથી પ્રખ્યાતિ પામેલો હું ચાંડાલછું. તું મારી આજ્ઞામાં સર્વદા રેહેજે અને મુવેલાં માણસોનાં ખપણ લેવાનું કામ કરજે."[૮] આ પ્રમાણે ચાંડાલનું વચન સાંભળીને રાજા બોલ્યો કે "બ્રાહ્મણ અથવા ક્ષત્રિય મને ખરીદે એવો મારો વિચાર છે.[૯] ઉત્તમનો ઉત્તમ, મધ્યમનો મધ્યમ અને અધમનો અધમ ધર્મ હોય, એમ વિદ્વાનો કહે છે; માટે તું કે જે અધમ છે તેના ઘરમાં મારો ઉત્તમ ધર્મ ચાલશે નહિ."[૧૦] ચાંડાલ બોલ્યો કે "હે રાજાઓમાં ઉત્તમ ! તારા મનમાં જો એમજ હતું તો 'જે કોઈ મને લે' એવું તું ખોટું શા માટે બોલ્યો? હમણાં તું મારી પાસે વિચાર કર્યા વગર બોલ્યો તેથી તને ખોટું બોલવાનો અધર્મ પ્રાપ્ત થયો છે. જે માણસ વિચારીને બોલે તેનું મનગમતું થાય છે, પણ તેં તો વિચાર કર્યા વગરજ વચન કહાડયું છે.[૧૧,૧૨] તું જો સત્યને પ્રમાણ માનતો હોય તો મેં તને ખરીદી લીધો છે એમાં સંશય નથી." રાજા બોલ્યો કે "અસત્ય બોલવાથી અધમપણું પામીને માણસ તુરતજ ક્રૂર નરકમાં પડે છે માટે મને ચાંડાલપણું પ્રાપ્ત થાય એ સારૂં છે, પણ અસત્યનો દોષ પ્રાપ્ત થાય

એ સારૂં નથી." આ પ્રમાણે હરિશ્ચંદ્ર બોલતો હતો ત્યાં વિશ્વામિત્ર મુનિ આવ્યા.[૧૩,૧૪] ક્રોધ અને અસહનતાથી આંખ્યો કાહાડીને તેમણે હરિશ્ચંદ્રને કહ્યું કે "આ ચાંડાલ તને મન માન્યું ધન આપવા આવ્યો છે તે છતાં તું મને યજ્ઞની સઘળી દક્ષિણા કેમ દેતો નથી?" રાજા બોલ્યો કે "હે મહારાજ વિશ્વામિત્ર! હું કે જે સૂર્યવંશમાં ઉત્પન્ન થયો છું તે ધનની ઈચ્છાથી ચાંડાલનો દાસ કેમ થાઉં? એમ વિચાર કરૂં છું" વિશ્વામિત્ર બોલ્યા કે "જો તું ચાંડાલના હાથમાં નહિ વેચાઇને મારૂં ધન નહિ આપીશ તો હું તને શાપ દઈશ એમાં સંશય નથી. તું ચાંડાલની પાસેથી અથવા બ્રાહ્મણની પાસેથી ધન લઇને મને દક્ષિણા દે એમાં મારે કશો વાંધો નથી પરંતુ હમણાં ચાંડાલ વિના બીજો કોઈ ધન આપનારો જોવામાં આવતો નથી અને હું હવે ધન લીધા વિના કદી પણ પાછો જનાર નથી.[૧૫-૧૯] હવે અર્ધી ઘડી દિવસ અવશેષ રહ્યો છે; માટે હમણાંજ તું મને મારૂં લેણું ધન નહિ આપીશ તો હું તને શાપ રૂપી અગ્નિથી બાળી નાખીશ."[૨૦] આ પ્રમાણે વિશ્વામિત્રનાં વચન સાંભળી અર્ધા મુવેલાની પેઠે વિહ્વલ થએલા હરિશ્ચંદ્ર રાજાએ 'ક્ષમા કરજો' એમ કહીને તેમના પગ ઝાલ્યા.[૨૧] હરિશ્ચંદ્ર બોલ્યો કે "હું તમારો દાસ, દુ:ખીઓ, રાંક અને વળી તમારો ભક્ત છું માટે ક્ષમા કરો. ચાંડાલનો સમાગમ બહુ ભુંડો છે.[૨૨] હે મુનિઓમાં ઉત્તમ! અવશેષ રહેલા ધનના બદલામાં હું તમારેજ સ્વાધીન, તમારૂં કામ કરનાર અને તમારા ચિત્તને અનુસરીને ચાલનાર દાસ થવાને સજ્જ છું."[૨૩] વિશ્વામિત્ર બોલ્યા કે "હે રાજા! ત્યારે ભલે એમ થાય. તું મારોજ દાસ થા, પણ તારે સર્વદા મારૂં વચન માનવું."[૨૪]

આ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી હર્ષ પામેલા રાજાએ પોતાનો નવો અવતાર થયો માન્યો અને પછી વિશ્વામિત્રને કહ્યું[૨૫] કે:—"હે બ્રાહ્મણોમાં ઉત્તમ! હું સર્વદા તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ એમાં સંશય નથી. મને આજ્ઞા કરો. હું તમારૂં શું કામ કરૂં?"[૨૬] આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી વિશ્વામિત્રે પેલા ચાંડાલને કહ્યું કે:—"હે ચાંડાલ! તું મારી પાસે આવ. તું આ મારા દાસનું કેટલું મૂલ્ય આપીશ. હમણાં મૂલ્ય લઇને હું આ મારો દાસ તને આપું છું. માટે આને તું લે.[૨૭] મારે કાંઈ દાસનું કામ નથી. મારે તો ધન લેવાની આશા છે." વિશ્વામિત્ર આ પ્રમાણે બોલતાં રાજી થએલા ચાંડાલે તુરત સમીપમાં આવીને વિશ્વામિત્રને કહ્યુ કે:—હે બ્રાહ્મણોમાં ઉત્તમ! દશયોજનના વિસ્તારવાળા પ્રયાગના મંડળમાં રત્નની પૃથ્વી કરીને હું તમને આપીશ. આ દાસને વેચીને તમે મારી પીડા મટાડી છે."[૨૮-૩૦] પછી એ ચાંડાલે હજારો રત્ન, સોના મોહોર, મણિ અને મોતી આપ્યાં તે વિશ્વામિત્રે લીધાં.[૩૧] આ પ્રમાણે થતાં હરિશ્ચંદ્રના મુખ પર કાંઇ પણ વિકાર દેખાયો નહિ તેણે તો ધીરજથી એમજ માન્યું કે "વિશ્વામિત્ર મારા ધણી થયા છે; માટે તેજે કામ કરવાનું કહે તે મારે કરવું." એ સમયમાં તુરત આકાશ વાણી થઇ[૩૨,૩૩] કે "હે રાજા! તું ઋણમુક્ત થયો અને રહેલી દક્ષિણા આપી ચૂક્યો" આકાશવાણી થયા પછી રાજાને માથે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.[૩૪] અને ઇંદ્ર સહિત મોટા મોટા દેવતાઓ રાજાને વાહવાહ કહેવા લાગ્યા. મોટા હર્ષથી વ્યાપ્ત થએલા રાજાએ વિશ્વામિત્રને કહ્યું[૩૫] કે "હે મોટી બુદ્ધિવાળા મુનિ! તમે મને છોડાવ્યો અને ક્ષણમાત્રમાં ઋણમુક્ત કર્યો તેથી તમેજ મારા માતા, પિતા અને બંધુ છો.[૩૬] હું

હવે શું કરૂં ? તમારૂં વચન માનવામાં મારૂં કલ્યાણછે." આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી વિશ્વામિત્રે તેને કહ્યું. [૩૭] કે:—"હેરાજા! આજથી તારે ચાંડાલનું કહ્યું કરવું. તારૂં કલ્યાણ થાઓ." આમ કહી ચાંડાલની પાસેથી ધન લઇ હરિશ્ચંદ્રને ચાંડાલના હાથમાં આપીને વિશ્વામિત્ર ત્યાંથી ગયા. [૩૮]

**चांडालवचनं कार्यमद्यप्रभृति ते नृप ॥**
**स्वस्ति तेस्त्विति तं प्रोच्य तदादाय धनं ययौ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩**

# अध्याय २४ मो.

## હરિશ્ચંદ્રરાજા ને ચાંડાલની ચાકરી.

### शौनक उवाच

**ततः किमकरोद्राजा चांडालस्य गृहे गतः॥**
**तद्ब्रूहि सूतवर्य त्वं पृच्छतः सत्वरं हि मे॥१॥**

શૌનક સૂતને પૂછે છેઃ -હે સૂતજાતિમાં ઉત્તમ ! પછી ચાંડાલના ઘરમાં ગએલા હરિશ્ચંદ્ર રાજાએ શુ કર્યું? મારા આ પ્રશ્નનો ઉત્તર મને તુરત આપો. [૧]

સૂત કહે છે:—ધન લઇને વિશ્વામિત્ર ગયા પછી રાજી થએલા ચાંડાલે રાજાને બાંધી 'હવે ક્યાં જશે?' એમ કહીને લાકડી મારી. લાકડી વાગવાથી સંભ્રમ પામેલા, અત્યંત વ્યાકુલ ઈંદ્રિયોવાળા અને પ્યારાં બંધુઓના વિયોગથી પીડાએલા રાજાને પોતાના પરામાં લાવી લોઢાની બેડી નાખીને પોતે નિશ્ચંત થઈ સૂઈ રહ્યો. [૨-૪] બેડીમાં પડીને ચાંડાલના પરામાં રહેતો હરિશ્ચંદ્ર રાજા અન્નપાન છોડી દઈને સર્વદા શોક કરવા લાગ્યો કે "દુઃખથી ઘેરાએલી અને રાંક મ્હોડાવાળી મારી સ્ત્રી પોતાની પાસે રાંક મ્હોડાવાળા બાલકને જોઇ મને સંભારતી હશે કે'રાજા નાણું કમાઇ, બ્રાહ્મણને જે દેવા કહેલું છે તે આપીને અમને છોડાવશે અને પુત્રને તથા મને રોતાં જોઇને આશ્વાસના કરશે. બાપની પાસે જવું છે એમ કહીને રોતા અને બાપ બાપ કરતા બાલકને સારી રીતે ઠંડો પાડશે. [૫-૮] અહો ! મૃગનાં બચ્ચાંનાં સરખાં નેત્રવાળી એ પ્યારી મને ચાંડાલ થએલો નહિ જાણતી હોય. અહો ! હું રાજ્યથી ભ્રષ્ટ થયો, સંબંધીઓથી છુટો પડયો, સ્ત્રી તથા દીકરો વેચવાં પડ્યાં અને છેલ્લી વારે આ ચાંડાલપણું પ્રાપ્ત થયું. અહો! મારા ઉપર એક પછી બીજું અને બીજા પછી ત્રીજું એમ ઉપરાઉપર દુઃખોજ આવી પડ્યાં." આ પ્રમાણે સ્ત્રી તથા પુત્રને નિરંતર સંભારતો અને દૈવે પીડેલો એ ચતુર રાજા ચાંડાલના ઘરમાં રહીને દિવસ કહાડવા લાગ્યોઃ પછી પાંચમે દિવસે એ રાજાને બેડીમાંથી છોડી ક્રોધી ચાંડાલે કઠોર વચનોથી વારંવાર તરછોડીને મુવેલાં માણસોનાં વસ્ત્ર લેવાનું કામ કવાની આજ્ઞા કરીને કહ્યું કે " કાશીના દક્ષિણ ભાગમાં મોટું મસાણ છે; તેનું તું યોગ્ય રીતે રક્ષણ કરજે અને કદી પણ એ સ્થાનકને છોડીને બહાર જજે માં. [૯-૧૩] આ જુનો ધોકો લઈને તું તે સ્થલમાં તુરત જા અને 'આ ધોકો વીરબાહુનો છે' એમ ચારેકોર બોલજે." [૧૪] રાજ્યથી ભ્રષ્ટ થયા પછી કેટલેક કાળે હરિશ્ચંદ્રરાજા આ પ્રમાણે ચાંડાલના હાથમાં આવીને મસાણમાં મુવેલા માણસોનાં ખપણ લેવાનું કામ કરવામાં જોડાયો. [૧૫] ખપણ લેનારા એ વીરબાહુ નામના ચાંડાલોના પટેલની આજ્ઞાથી રાજા મસાણમાં ગયો. [૧૬] એ ભયાનક મસાણ નગરીથી દક્ષિણ ભાગમાં હતું. એ સ્થલમાં ભારે દુર્ગંધી ધૂમાડો ફેલાઈ રહ્યો હતો. ચારેકોર શબનાં કૂલ પડયાં હતાં. [૧૭] માંસ ખાનારાં પશુઓ ભયંકર નાદ કરી રહ્યાં હતાં. સેંકડો

ફુચાવડી, ગરંજ, શીઆળીઆં અને કુતરાં ચારેકોર ફરતાં હતાં.[૧૮] હાડકાંઓના ગંજ પડયા હતા. ઉગ્ર દુર્ગંધ વ્યાપી રહ્યો હતો. અગ્નિમાં પડેલાં અને અર્ધાં બળેલાં શબનાં મ્હોડાં ખુલ્લા થએલા દાંતની પંક્તિઓથી જાણે કાયાની એવી સ્થિતિ જોઇને હસતાં હોય એવાં લાગતાં હતાં. મરણ પામેલાં અનેક માણસોના સંબંધીઓનો ઉગ્ર કોલાહલ થઈ રહ્યો હતો.[૧૯-૨૦] 'હાય દીકરા, હાય મિત્ર, હાય બંધુ, હાય ભાઈ, હાય પ્યારી, હાય ભલા ભાણેજ; હાય અમ્મા, હાય દાદા, હાય ન્હાના, હાય બાપ, હાય પૌત્ર! તું મને છોડીને કયાં ગયો. આવ આવ' એવી રીતના સર્વ પ્રાણીઓને ત્રાસ આપનારા શબ્દો ચારેકોર સાંભળવામાં આવતા હતા.[૨૧,૨૨] બળતાં માંસ, વસા અને મેદના છમછમાટ થઈ રહ્યા હતા. અને અગ્નિમાંથી મહાભયંકર ચડચડાટી નિકળતી હતી.[૨૩] પ્રલયકાળ સરખા એ દારૂણ મસાણમાં ગએલો હરિશ્ચંદ્ર રાજા દુઃખથી શોક કરતો હતો કે "હે સેવકો! હે મંત્રીઓ! તમે કયાં છો? કુળ-પરંપરાનું રાજ્ય કયાં ગયું? હે પ્યારિ! હે બાલક પુત્ર! બ્રાહ્મણના કોપથી હું કે જે મંદભાગ્ય છું તેને છોડીને તમો કયાં દૂર ગયાં? કોઇ સ્થળમાં પણ ધર્મવિના માણસોનું શુભ થતું નથી.[૨૪-૨૬] માટે માણસે યત્ન કરીને ધર્મનેજ સાચવવો જોઈએ." આ પ્રમાણે વિલાપ કરતાં વળી ચાંડાલનું કહેલું સંભારીને વારંવાર મુડદાં જોવા જતો હતો. સઘળાં અંગોમાં મેલથી ખરડાએલો, સૂકાઇને લાકડી જેવો થઇ ગએલો અને મુડદાં શોધવા વાસ્તે આમ તેમ દોડયા કરતો એ રાજા 'આ શબનું આટલું મૂલ્ય મળ્યું; હવે બીજાનું સો શિક્કા મૂલ્ય મળશે; તેમાંથી આટલું મારૂં, આટલું રાજાનું અને આટલું મારા ધણી ચાંડાલનું' એમ વિચાર કર્યા કરતો હતો. દુસ્તર દશાને પામેલા એ રાજાએ જુના એકજ લુગડાની ગાંઠયો વાળીને કંથા પહેરી હતી.[૨૭-૩૦] તેના હાથ, પેટ, મ્હોડું અને પગ ચિતાની ભસ્મથી અને રજથી ખરડાએલાં હતાં. હાથની આંગળીઓ અનેક જાતનાં મેદ, વસા અને મજ્જાથી ખરડાએલી હતી. અનેક શબોને વાસ્તે મૂકાએલા ચોખાના પિંડો ખાઇને ઉદરનો નિર્વાહ કરતો હતો. શબોને પહેરાવેલાં ફૂલો ભેળાં કરીને તેણે માથે પહેરવાની ટોપી બનાવી હતી.[૩૧,૩૨] રાતે કે દિવસે તેને નિદ્રા આવતી ન હતી, અને વારંવાર નીસાસા મૂકીને 'હાય હાય' એમ બોલ્યા કરતો હતો. આ પ્રમાણે એ રાજાએ સો વર્ષ જેવા બાર મહીના કહાડયા.[૩૩]

**न रात्रौ न दिवा शेते हाहेति प्रवदन्मुहुः ॥**
**एवं द्वादशमासास्तु नीता वर्षशतोपमाः॥३३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

---

## अध्याय २५ मो.

## રોહિતકુમારનું મરણ, અને તેની માના વિલાપ, ઇત્યાદિ.

### व्यास उवाच

**एकदा तु गतो रंतुं बालकैः सहितो बहिः ॥**
**वाराण या नातिदूरे रोहिताख्यः कुमारकः॥१॥**

વ્યાસ કહે છેઃ-એક દિવસે રોહિત નામનો એ રાજાનો કુંવર કાશીથી થોડેક છેટે બાલકોની સાથે રમવા સારૂ બહાર ગયો.[૧] રમી લીધા પછી તેણે કોમળ અને નાનાં મૂળવાળા અણીઓ સહિત દર્ભ પોતાથી ઉપડે તેટલા લેવા માંડયા.[૨] 'મારા ધણી બ્રાહ્મણને રાજી કરવા સારૂ લઉં છું' એમ કહી યત્નપૂર્વક અગ્નિમાં હોમને વાસ્તે બન્ને હાથથી સારાં સારાં સમિધ, દર્ભ, કાષ્ઠ અને ખાખરાનાં લાકડાં લઇ

માથે ભારી ચડાવીને ત્યાંથી ચાલ્યો. પગલે પગલે ખેદ પામતો હતો પણ પ્રેમથી ચાલ્યો જતો હતો. ત્યાં માર્ગમાં તરસ લાગતાં પાણીનું ઠેકાણું આવ્યું એટલે ત્યાં તેણે ધરતીપર ભારી ઉતારીને પાણી પીધું. પાણી પી જરાવાર વિસામો લઇ રાફડાપર ભારી મૂકીને ઉપાડવા લાગ્યો, એટલી વારમાં વિશ્વામિત્રની આજ્ઞાથી મહાઝેરી અને મહાભયંકર એક કાળોતરો નાગ રાફડામાંથી નીકળ્યો. એ નાગે કરડવાથી તે સમયેજ એ બાલક પડી ગયો. રોહિતને મરી ગએલો જોઈ તેની સાથેના બાલકોએ ભય પામી ઉતાવળથી બ્રાહ્મણને ઘેર જઇને તેની માને કહ્યું કે "હે દાસિ! તારો પુત્ર ક્રીડા કરવાસારૂ અમારી સાથે બહાર આવ્યો હતો ત્યાં સર્પે કરડવાથી મરી ગયો છે." આ પ્રમાણે તેઓનું વજ્રપાત જેવું વચન સાંભળી મૂર્ચ્છા પામેલી રાણી કાપી નાખેલી કેળની પેઠે ધરતીપર પડી ગઈ. એને જોઇ ક્રોધ પામેલા બ્રાહ્મણે તેનાપર પાણી છાટયુ એટલે તેને થોડીવારમાં ચેતના આવી. પછી બ્રાહ્મણે તેને કહ્યું કેઃ—"હે દુષ્ટા! સાયંકાળે રોવું એ અલક્ષ્મી કરનાર અને નિંદિત છે, એમ જાણતાં છતાં તું કેમ રૂવે છે? તારા હૃદયમાં લાજ છે કે નથી?" આ પ્રમાણે બ્રાહ્મણે કહ્યું પણ તે રાણી કાંઇ પણ બોલી નહિ.[૭-૧૩] રાંક,પુત્રના શોકથી પીડાએલી, આંસુભરેલા મ્હોડાવાળી અને રજથી ખરડાએલી તે રાણી દયામણી રીતે રોતી હતી.[૧૪] પછી ક્રોધ પામેલા બ્રાહ્મણે તેને કહ્યું કેઃ—"તું મારી પાસેથી તારૂં મૂલ્ય લઈને મારા કામને બગાડે છે માટે તને ધિક્કાર છે.[૧૫] તું અશક્ત હતી ત્યારે મારૂં ધન શા માટે લીધું?" આ પ્રમાણે તે બ્રાહ્મણે કઠોર વચનોથી વારંવાર તરછોડતાં રૂદન કરતી રાણીએ ગદ્ગદ વાણીથી દયામણી રીતે તેને કહ્યું કેઃ—"હે સ્વામી! મારો બાલક પુત્ર સર્પે કરડવાનેલીધે ગામ બહાર મરી ગયો છે.[૧૬,૧૭] મને આજ્ઞા આપો. હું એને જોવાસારૂ જાઉ. હે સારા નિયમોવાળા! મારે હવે એ બાલકનું દર્શન દુર્લભ થયું છે."[૧૮] આમ કહીને એ રાણી કંગાલની પેઠે રોવા લાગી. કોપ પામેલા બ્રાહ્મણે ફરીવાર તેને કહ્યું[૧૯] કેઃ—"હે દુષ્ટ આચારવાળી! હે ખંદી! તને પાપની ખબર નથી કે શું? જે માણસ ધણીની પાસેથી મૂલ્ય લઇને તેના કામમાં અડચણ કરેછે તે માણસ મહારૌરવઆદિ નરકોમાં રધાય છે. એક કલ્પસુધી નરકમાં રહ્યા પછી પાછો તેને કુકડાનો અવતાર આવે છે.[૨૦,૨૧] અથવા તારી પાસે આ ધર્મની વાતો કરવાથી મારૂં શું વળશે? જે માણસ પાપમાં લાગેલ, મૂર્ખ, ક્રૂર, નીચ, ખોટું બોલનાર અને શઠ હોય તેની પાસે ઉપદેશનું વચન ખારી ધરતીમાં વાવેલા બીજની પેઠે નિષ્ફળ થાય છે. તને જો કાંઇ પણ પરલોકનો ભય હોય તો ઘરનું કામ કરવા આવ."[૨૨,૨૩] બ્રાહ્મણ એ પ્રમાણે બોલતાં તે રાણીએ ધ્રુજતાં ધ્રુજતાં તેને કહ્યું કેઃ—"હે સ્વામી! મારાપર કરૂણા કરો. ક્રોધ છોડી દો અને પ્રસન્ન થાઓ.[૨૪] હું બાલકને જોઈ આવું એટલી વાર મને જવા દો." આ પ્રમાણે કહી પુત્રના શોકથી પીડાએલી તે રાણી બ્રાહ્મણના પગમાં માથું મૂકીને રાંકની માફક રોવા લાગી. ક્રોધ પામેલા અને તેનેલીધે જેનાં નેત્ર રાતાં થઇ ગયાં એવા તે બ્રાહ્મણે રાણીને કહ્યુ[૨૫,૨૬] કેઃ—"તારા દીકરાનું મારે શું કામ છે. તું મારા ઘરનું કામ કર. મારા ક્રોધમાંથી તને ચાબકા વાગવાનું ફલ જડશે, એ તું જાણતી નથી?"[૨૭] બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું તેથી તે રાણી ત્યાંજ રહીને ધીરજથી ઘરનું કામ કરવા લાગી. પગને તેલ

બાળવા આદિ કામ કરતાં તેને અધરાત વીતી ગઈ.[૨૮] પછી બ્રાહ્મણે કહ્યું કે "હવે તું તારા દીકરાની પાસે જા. તેને બાળવા આદિ કામ કરીને પાછી તુરત આવજે,[૨૯] કે જેથી સવારે કરવાના મારા ઘરના કામમાં કશી અડચણ આવે નહિ." આ પ્રમાણે બ્રાહ્મણની આજ્ઞા મળતાં તે રાણી રાતે વિલાપ કરતી કરતી એકલી બહાર ગઈ.[૩૦] ટોળામાંથી છુટી પડેલી હરણીની પેઠે અને વાછડા વગરની ગાયની પેઠે શોકથી અત્યંત પીડાએલી તે રાણી કાશીથી બહાર જઇ પોતાના પુત્રને મરણ પામેલો અને રાંકની પેઠે કાષ્ઠ, દર્ભ તથા ખડ ઉપર પૃથ્વીમાં પડેલો જોઈ ઘણા દુઃખથી મોટી ચીસ નાખીને વિલાપ કરવા લાગી કે "હે પુત્ર! મારી પાસે આવ.[૩૧ ૩૩] હમણાં તને શાથી રીસ ચડી છે તે કહે. રોજ તો તું હે મા ! હે મા ! એમ વારંવાર બોલતો મારી પાસે આવે છે અને આજ કેમ આવતો નથી." આમ વિલાપ કરતી તે રાણી લથડતી લથડતી તેની પાસે જઈ મૂર્છા પામીને તેની ઉપર પડી.[૩૪] પછી સંજ્ઞા આવતાં બાળકને બન્ને હાથથી છાતીમાં લઈ તેના મ્હોડાપર પોતાનું મ્હોડું રાખીને પીડા ભરેલા શબ્દોથી રોવા લાગી,[૩૫] અને બન્ને હાથથી પોતાનું માથું તથા પેટ કુટવા લાગી. "હે પુત્ર ! હે બાલક ! હે પ્યારા ! હે કુમાર ! હે સુંદર ! હવે મારી શી ગતિ થશે ?[૩૬] હે રાજા ! તમે ક્યાં ગયા ? પ્રાણ કરતાં પણ વધારે પ્યારો આ તમારો પુત્ર મરણ પામીને ધરતી પર પડયો છે તેને જુવો."[૩] આવા વિલાપ કરતાં વળી જીવતો હશે એવી શંકાથી તેણે તેનું મ્હોડું જોયું. જોતાં મડામ્હોડું થએલું જાણવામાં આવતાં મૂર્છા પામીને પડી ગઇ.[૩૮] વળી દીકરાનું મ્હોડું હાથમાં લઇને કહેવા લાગી કે "હે બાલક ! સૂવું છોડી દે. તુરત જાગ. આ મહા ભયંકર અધરાતનો સમય છે. આ સમયે સેંકડો ફ્યાવડીઓ, ભૂત, પ્રેત, પિશાચ અને ડાકણો આદિનાં ઘણાં યૂથ નાદ કરે છે.[૩૯,૪૦] સૂર્ય આથમતાં તારા સઘળા મિત્રો જતા રહ્યા તે છતાં તું એકલોજ અહીં શા માટે રહ્યો છે ?" આમ બોલીને વળી દયામણી રીતે રોવા લાગી.[૪૧] "હે બાલક ! હે પુત્ર ! હે રોહિત-કુમાર ! હે દીકરા ! તું મને ઉત્તર કેમ આપતો નથી ?[૪૨] હું તારી મા છું તેને તું જાણતો નથી કે શું ? મારી સામું જો. હે પુત્ર ! હું દેશનો ત્યાગ થતાં, રાજ્યનો નાશ થતાં, ધણી-ના હાથથી વેચાતાં અને દાસીપણું પ્રાપ્ત થતાં પણ જે જીવું છું તે તારૂં મ્હોડું જોઇનેજ જીવું છું. તારા જન્મના સમયમાં બ્રાહ્મણોએ ભવિષ્ય કહ્યું હતું કે 'આ દીકરો લાંબા આ-યુષ્યવાળો, સઘળી પૃથ્વીનો રાજા, શૂર, ઉદાર, ધીર, માતા પિતાને રાજી કરનાર, સત્યવાદી, જિતેંદ્રિય અને ગુરૂ, દેવ તથા બ્રાહ્મણોને પૂ-જનારો થશે.' તો એ સઘળાં વચનો આજ મિથ્યા થઇ ગયાં.[૪૩-૪૬] ચક્ર, મત્સ્ય, છત્ર, શ્રીવત્સ, સાથીઓ, ધ્વજા, કલશ, ચામર તથા બીજાં પણ જે લક્ષણો તારા હાથની હથેળીમાં છે, તે સઘળાં આજ ખોટાં પડી ગયાં.[૪૭,૪૮] હે રાજા ! હે પૃથ્વીનાથ ! તારૂં રાજ્ય, મંત્રીઓ, સિંહાસન, છત્ર, ખડ્ગ, અપાર ધન, અયો-ધ્યા, મહેલ, હાથી, ઘોડા, રથ અને પ્રજા ક્યાં ગયાં ? હે પુત્ર ! એ સઘળાંને તથા મને પણ છોડી દઇને તું ક્યાં ગયો ?[૪૯,૫૦] હે પતિ ! હે હરિશ્ચંદ્ર રાજા ! આવો અને આ પોતાના પ્યારા દીકરાને જુવો. જેણે કેસરના લેપનવાળી ત-મારી મોટી છાતીને રીખતાં રીખતાં પોતાના શરીર ઉપરની રજના ગારાથી મેલી કરી નાખી હતી અને જેણે ખોલામાં બેસીને ત-મારા કપાળમાં રહેલા કસ્તૂરીના ચાંલ્લાને

બાલકપણાથી ભુંસી નાખ્યો હતો, તે બાલકની આ દશા થએલી છે તે જુવો. જે મુખને માટીથી ખરડાએલું છતાં પણ સ્નેહલીધે હું બચી લેતી હતી, તે મુખ આજ માખીઓથી ઘેરાએલું અને કીડાઓએ દૂષિત કરી નાખેલું છે તે જુવો. હે રાજા ! આ પુત્ર મરણ પામીને રાંકની પેઠે ધરતીપર પડેલો છે તેને જુવો.[૫૧-૫૪] હે દૈવ ! પૂર્વ જન્મોમાં મેં તારૂં શું ભુંડું કર્યું હતું કે જે કર્મના ફળનો અહીં છેડોજ જોવામાં આવતો નથી ?[૫૫] હે પુત્ર ! હે બાલક ! હે વત્સ ! રે દીકરા ! હાય હાય !" આવી રીતના એ રાણીના વિલાપ સાંભળી જાગી ગએલા નગરના ચોકીવાળાઓ બહુજ વિસ્મય પામીને તેની પાસે આવ્યા. એ લોકોએ તેને પૂછ્યું કે "તું કોણ છે અને આ બાલક કોણ છે ? તારો પતિ ક્યાં છે ?[૫૬,૫૭] અહીં રાતના સમયમાં તું એકલી છતાં બ્હીતી કેમ નથી અને શા માટે રૂવે છે ?" આ પ્રમાણે તેઓએ પૂછ્યું પણ તે રાણીએ કાંઇ ઉત્તર દીધો નહિ.[૫૮] વળી બીજી વાર તેઓએ પૂછ્યું પણ તે રાણી સજ્જડ રહી, કાંઈ પણ ઉત્તર નહિ દેતાં ઉગ્ર દુઃખની પીડાથી વિલાપ કરવા લાગી અને આંસુની ધારાઓ ચલાવવા લાગી.[૫૯] પછી તેના ઉપર વિપરીત શંકા આવતાં ત્રાસ પામેલા અને જેઓનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં એવા એ લોકો હાથમાં હથીઆરો લઈ પરસ્પરમાં બોલવા લાગ્યા[૬૦] કે "આ કાંઈ બોલતી નથી તેથી અવશ્ય સ્ત્રી જાતિ તો નથી. આ તો કોઈ બાલકોને મારનારી રાક્ષસી છે; માટે યત્ન પૂર્વક આને મારી નાખવી યોગ્ય છે.[૬૧] જો રાક્ષસી ન હોય તો મધરાતને સમયે અહીં ગામથી બહાર શામાટે બેસે ? અવશ્ય આ રાક્ષસી ખાઇ જવાને વાસ્તે કોઇના બાલકને લાવી છે."[૬૨] આ પ્રમાણે બોલીને તેઓએ તુરત ઘણી દૃઢતાથી તેનો ચોટલો પકડયો. કેટલાએક તેના હાથ ઝાલ્યા અને કેટલાએક ગળું પકડયું.[૬૩] આ આકાશમાં ફરનારી છે તેથી ઉડી જશે એમ કહી દૃઢ રીતે પકડી ખેંચી ખેંચીને શસ્ત્રધારી ઘણા લોકો તેને પરામાં લઇ ગયા અને ચાંડાલના હાથમાં સોંપી.[૬૪] એ લોકોએ ચાંડાલને કહ્યું કેઃ—"હે ચાંડાલ ! આ બાલહત્યા કરનારીને અમે ગામ બહાર દીઠી તેથી પકડીને તારી પાસે લાવ્યા છીએ માટે આને તુરત બહારના સ્થળમાં લઇ જઇને તારે મારી નાખવી."[૬૫] ચાંડાલે એ સ્ત્રીને જોઇને કહ્યું કેઃ—"આ લોકપ્રખ્યાત રાક્ષસીને હું જાણું છું, બીજા કોઇએ જોએલી પણ નથી. આ રાક્ષસીએ લોકોનાં અનેક છોકરાંઓને લાવી લાવીને ખાધાં છે. આને પકડવાથી તમોએ આજ મોટું પુણ્ય કર્યું અને આ પુણ્ય કરવાથી જગતમાં તમારૂં નામ અવિચળ રહેશે. હવે સુખેથી જાઓ.[૬૬,૬૭] જે પ્રાણી બ્રાહ્મણ, સ્ત્રી, તથા બાલકની હત્યા કરનાર, સોનાની ચોરી કરનાર, અગ્નિ મૂકનાર, વાટ પાડુ, મદ્ય પીનાર, સાવકી માનો સંગ કરનાર કે ઘણા લોકોનો વિરોધી હોય તેનો વધ કરવામાં પુણ્ય થાય છે. આવાં કામ કરનાર બ્રાહ્મણ કે સ્ત્રી હોય તોપણ તેને મારી નાખવામાં દોષ નથી.[૬૮,૬૯] આનો વધ કરવો મારે યોગ્યજ છે" એમ કહીને એ ચાંડાલે તે રાણીને દૃઢ બંધનોથી બાંધી, ચોટલો ઝાલીને રસીઓથી પ્રહાર દીધો.[૭૦] પછી તેણે કઠોર વચનથી હરિશ્ચંદ્રને કહ્યું કેઃ—"અરે દાસ ! આ દુષ્ટ સ્ત્રીને મારી નાખ. આમાં તારે કાંઇ પણ વિચાર કરવો નહિ."[૭૧] વજ્રપાત સરખું ચાંડાલનું વચન સાંભળી ધ્રુજતા અને સ્ત્રીની હત્યાથી શંકા પામેલા હરિશ્ચંદ્રે તે ચાંડાલને કહ્યું[૭૨] કેઃ—"આ

કામ મારાથી થઇ શકશે નહિ; માટે બીજો કોઈ સેવક આપો એટલે તે આનો વધ કરશે. આ વિના બીજું અસાધ્ય કામ કરવાનું તમે કહેશો તોપણ હું કરી આપીશ."[૭૩] હરિશ્ચંદ્રનું વચન સાંભળી ચાંડાલે કહ્યું કે:–"તું ભય નહિ રાખતાં હાથમાં તરવાર લે. આને મારી નાખવામાં પુણ્ય થશે.[૭૪] આ સ્ત્રી બાલકોને ત્રાસ આપનારી છે અને આને કદી પણ બચાવવી નહિ જોઈએ." ચાંડાલનું વચન સાંભળી રાજા બોલ્યો[૭૫] કે:–"સ્ત્રીઓની તો ઘણા યત્નથી રક્ષા કરવી જોઈએ. કદી પણ મારી નાખવી નહિ જોઈએ. ધર્મમાં તત્પર રહેનારા મુનિઓએ સ્ત્રીને મારવામાં પાપ કહેલું છે.[૭૬] જે પુરૂષ જાણતાં કે અજાણતાં સ્ત્રીનો વધ કરે તે પુરૂષ મહારૈરવ નામના નરકમાં રંધાય છે."[૭૭] ચાંડાલ બોલ્યો કે "તું એમ નહિ બોલ અને વિજળી જેવી ચમકતી આ તીક્ષ્ણ તરવાર લે. જે એક જણને મારી નાખવાથી ઘણાં જણને સુખ થતું હોય તેને મારી નાખવામાં ઘણું પુણ્ય છે. આ દુષ્ટ સ્ત્રી લોકોનાં ઘણાં બાલકોને ખાઇ ગઇ છે.[૭૮,૭૯] માટે આને તુરત મારી નાખ. આમ કરવાથી લોકો સુખી થશે." રાજા બોલ્યો કે "હે ચાંડાલોના પટેલ! સ્ત્રીની હત્યા ન કરવી એ મારૂં જન્મભરનું પાકું વ્રત છે માટે હું સ્ત્રીનો વધ નહિ કરૂં." ચાંડાલ બોલ્યો કે "હે દુષ્ટ! ધણીના કામથી ઉપરાંત બીજું કયું કામ છે.[૮૦,૮૧] તું મૂલ્ય લઇને આજ મારા કામને કેમ બગાડે છે? જે માણસ ધણીની પાસેથી મૂલ્ય લીધા છતાં તેનું કામ ન કરે તેનો હજારો કલ્પે પણ નરકમાંથી છુટકારો થતો નથી." રાજા બોલ્યો કે "હે સ્વામી! હે ચાંડાલોના પટેલ! બીજું ભારે કામ આવે તો તે પણ મને સોંપજો એટલે હું કરી આવીશ; પણ આ કામ મારાથી થશે નહિ.[૮૨,૮૩] તમારો કોઈ શત્રુ હોય તો તેનું નામ આપો એટલે હું અવશ્ય તેને મારી નાખીશ અને મારીને પૃથ્વી તમારા સ્વાધીનમાં આપીશ.[૮૪] દેવ, દૈત્ય, નાગ, સિદ્ધ અને ગંધર્વોસહિત ઈંદ્ર તમારો શત્રુ થયો હશે તો તેને પણ સજેલાં બાણો મારીને જીતી લઇશ."[૮૫] આ પ્રમાણે હરિશ્ચંદ્ર રાજાનું વચન સાંભળી કોપ પામેલા ચાંડાલે એ ધ્રુજતા રાજાને કહ્યું કે:–"હે દાસ! તેં જે વચન કહ્યું તે ઘટિત નથી. તું ચાંડાલનો દાસ થઇને શૂરવીરનું વચન બોલે છે એ યોગ્ય નથી. હે દાસ! હું ઝાઝું શું કહું મારી વાત સાંભળ.[૮૬,૮૭] હે લાજ વગરના! તારા મનમાં જો કાંઈ પાપની બ્હીક હતી તો તું ચાંડાલના ઘરમાં દાસ શામાટે થયો?[૮૮] તું મારો દાસ છે એટલામાટે આ તરવાર લે અને આ સ્ત્રીનું માથું કાપી નાખ." આમ બોલીને પછી એ ચાંડાલે હરિશ્ચંદ્રના હાથમાં તરવાર આપી.[૮૯]

**गृहाणैनं ततः खड्गमस्याश्छिंधिशिरोंबुजम् ॥**
**एवमुक्त्वाथचांडालोराज्ञेखड्गं न्यवेदयत् ॥८९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫**

# अध्याय २६ मो

## હરિશ્ચંદ્ર અને તેની રાણીનું શ્મશાનમાં સંમેલન અને શોકોદ્ગાર વગેરે.

**વ્યાસ ઉવાચ**

**ततोथ भूपतिः प्राह राज्ञीं स्थित्वा ह्यधोमुखः॥**
**अत्रोपविश्यतां बाले पापस्य पुरतो मम ॥१॥**

વ્યાસ કહે છે:–પછી હરિશ્ચંદ્રે નીચું મ્હોડું કરી ઉભો રહીને રાણીને કહ્યું કે:–"હે સુંદરિ! હું કે જે પાપી છું તેની આગળ આ સ્થળમાં બેસ.[૧] જો મારો હાથ ઉપડશે

તો હું તારૂં માથું કાપી નાખીશ." એમ કહી ખડ્ગ ઉગામીને રાજા મારવા ગયો.[૨] રાજા એ પોતાની સ્ત્રીને ઓળખતો ન હતો અને રાણી એ રાજાને ઓળખતી ન હતી. બહુ દુઃખથી પીડાએલી અને પોતાના મરણને ઈચ્છતી રાણી બોલી[૩] કેઃ–"હે ચાંડાલ ! મારી કાંઈક વાત સાંભળ. જો તું હા પાડે તો મારો પુત્ર મરી ગયો છે અને ગામથી બહાર દૂર નથી માટે તેને તારી પાસે લાવી બાળું; એટલીવાર તું ખોભરી જા. પછી તરવારથી મને મારી નાખજે."[૪,૫] હરિશ્ચંદ્રે હા પાડીને તેને બાલકની પાસે જવાનું કહેતાં અત્યંત દુઃખ પામેલી અને દારૂણ વિલાપ કરતી તે રાણી બાલકની પાસે ગઈ.[૬] સર્પે કરડેલા બાલકને 'હે પુત્ર ! હે વત્સ ! હે બાલક !' એમ વારંવાર બોલાવતી, દુબળી, ઝાંખી થઈ ગએલી, મેલી અને જેના કેશ ધૂળથી ભરાઈ રહ્યા હતા એવી તે રાણી બાલકને લઇ સ્મશાનમાં આવી તે બાલકને નીચે મૂકીને ધરતીપર બેઠી. પછી પતિનું સ્મરણ કરીને વિલાપ કરવા લાગી કે "હે રાજા ! પોતાના મિત્રોની સાથે રમતાં દુષ્ટ સર્પ કરડવાથી મરણ પામીને આજ આ ધરતીપર પડેલા મારા પુત્રને દેખો છો કે નહિ?"[૭,૮] તેના વિલાપનો શબ્દ સાંભળી હરિશ્ચંદ્રે શબની પાસે આવીને તે શબને જોવા સારૂ તે શબ ઉપરનું વસ્ત્ર ખેંચ્યું.[૯] રૂદન કરતી પોતાની અબળા સ્ત્રી કે જે, લાંબા દિવસના પ્રવાસથી તપી રહેલી અને જાણે જન્માંતર પામેલી હોય એવી થઈ ગઈ હતી તેને રાજા ઓળખતો નહતો.[૧૦] રાણી પણ સુંદર કેશવાળા, જટાધારી અને સૂકેલા ઝાડની છાલ જેવા થઈ ગએલા રાજાને, પાસે ઉભેલો જોતાં છતાં પણ ઓળખતી ન હતી.[૧૧] ઝેરથી મરણ પામીને ધરતીપર પડેલા તે બાલકને રાજલક્ષણવાળો જોઇને તે રાજા વિચાર કરવા લાગ્યો કે "આનું મ્હોડું પુનમના ચંદ્રમા જેવું સુંદર, ઉંચી નાસિકાવાળું, વ્રણ વગરનું અને બે અરીસા જેવા ઉંચા ગાલથી શોભી રહેલું છે.[૧૨,૧૩] કેશ શ્યામ, વળેલી અણીઓવાળા, સરખા, લાંબા અને વાંકા છે. નેત્ર કમળ સરખાં છે. હોઠ ઘોલાં જેવા રાતા છે. છાતી મોટી છે. આંખો લાંબી છે. હાથ લાંબા છે. ખભા ઉંચા છે. પગ વિશાલ અને કમળના નાળ સરખા કોમળ છે. આંગળીઓ ઝીણી છે. નાભિ ઉંડી છે અને ડોક ઉંચી છે. અહો ! આ ખેદની વાત છે. આ કોઈ રાજાના કુળનો બાલક છે તેને દુરાત્મા કાળે પોતાના પાશમાં લઈ લીધો છે." પછી માએ ખોળામાં સુવાડેલા તે બાળકને એવી રીતે સારી પેઠે જોઇ સ્મરણ આવવાનો લીધે "હાય હાય" કરીને રાજા આંસુ ખેરવા લાગ્યો. રાજા મનમાં બોલ્યો કે "રખેને આ, દુષ્ટ કાળે પોતાના તંત્રમાં લઇ આવી દશાને પમાડેલો મારો પુત્ર હોય. વિચાર કરીને હરિશ્ચંદ્ર રાજા એમ ને એમ ઉભો હતો ત્યાં દુઃખના આવેશથી રાણી વિલાપ કરવા લાગી કે "હે પુત્ર ! કયા દુષ્ટ પુરૂષના કોપથી આ મોટું ભયંકર દુઃખ આવી પડયું છે તે જણાતું નથી. હે સ્વામી! હે રાજા ! હું કે જે દુખણી છું તેને છોડી દઇને તમે કયા સ્થાનકમાં નિશ્ચિંતપણાથી રહ્યા છો અને કયા કારણથી રહ્યા છો? હે દૈવ ! તેં આ તે શું કર્યું? હરિશ્ચંદ્ર રાજાને રાજ્યથી ભ્રષ્ટ કર્યા, સંબંધીઓથી છુટા પાડ્યા અને છેલ્લી વારે તેમની પાસે સ્ત્રી તથા પુત્રને પણ વેચાવ્યાં."[૧૪-૨૨] આ પ્રમાણે સ્ત્રીનાં વિલાપનાં વચન સાંભળી સ્થાનભ્રષ્ટ થએલા હરિશ્ચંદ્ર રાજાએ એ રાણીને તથા મરણ પામેલા પુત્રને ઓળખ્યાં, કે આ સ્ત્રી પણ મારી છે અને બાલક પુત્ર પણ મારોજ છે. બહુ

ભુંડું થયું.[૨૩,૨૪] ઓળખીને સંતાપ પામેલા રાજાને બહુ મૂર્છા આવી ગઈ. પીડા પામેલી તે રાણી પણ એ અવસ્થાને પામેલા રાજાને કાંઈક ઓળખી મૂર્છાથી ચેષ્ટા રાહત થઇને ધરતીપર પડી. પછી બન્નેને સાથે સંજ્ઞા આવતાં તાપ પામેલાં અને શોકના ભારથી દબાએલાં તે રાજા અને રાણી વિલાપ કરવા લાગ્યાં. રાજા બોલ્યો કે "હે પુત્ર ! તારા સુકુમાર અને વાંકા કેશવાળા મુખને આ સમયે હું રાંક થએલું જોઉં છું તે છતાં મારી છાતી કેમ ફાટી પડતી નથી. હવે 'બાપુ ! બાપુ !' એમ બોલતાં પોતાની મેળે આવેલા કયા જણનું આલિંગન કરીને હું સ્નેહથી બચ્ચા બચ્ચા કરી બોલાવીશ. હવે કોના ગોઠણથી ચોપડાએલી ધરતીની પીળી રજથી મારૂં વસ્ત્ર, ખોળો તથા અંગ મેલાં થશે ? હે મનને તથા હૃદયને રાજી કરનારા પુત્ર ! મને હજી સુધી પુત્રનું પુરૂં સુખ મળ્યું નથી.[૨૫-૩૦] તું મારા જેવા બાપને પામીને સાધારણ વસ્તુની પેઠે વેચાયો છે. ભાગ્યના દોષને લીધે બાંધવ તથા ધનસહિત મારૂં સઘળું મોટું રાજ્ય ગયું. હું કે જે દુષ્ટ છું તેણે આવી સ્થિતિમાં સર્પે કરડેલા પુત્રનું મુખ દીઠું તેથી વળી હમણાં સંતાપરૂપી ઉગ્ર ઝેરથી પીડાઉં છું." આમ બોલી તે મરણ પામેલા બાલકને લઇ આલિંગન કરી આંસુથી ગળગળો થઈને મૂર્છા આવવાથી પડી ગયો. એને પડેલો જોઇ શૈબ્યા રાણીએ વિચાર કર્યો[૩૧-૩૩] કે " સ્વર ઉપરથીજ જણાય છે કે પુરૂષોમાં સિંહતુલ્ય, અને વિદ્વાન લોકોના મનને ચંદ્રની પેઠે આનંદ આપનાર આ હરિશ્ચંદ્રજ છે.[૩૪] આની નાસિકા ઉંચી તથા તલના ફૂલ જેવી સુંદર છે અને દાંત પણ કળી જેવા છે તેથી આ પ્રખ્યાત કીર્તિવાળો મહાત્મા હરિશ્ચંદ્રજ છે.[૩૫] પણ જો એજ રાજા હોય તો મસાણમાં શા માટે આવેલ હશે ?" પછી એ રાણી પડેલા પતિને પુત્રનો શોક ઓછો કરીને જોવા લાગી ત્યાં નિશ્ચય થવાથી વિસ્મય પામી અને કાંઈક રાજી થઇ. રાંક અને પતિ તથા પુત્રના શોકની પીડાથી દબાએલી તે રાણી જોતાં જોતાં મૂર્છા આવવાથી ધરતીપર પડી ગઇ.[૩૬,૩૭] ઘણી વારે ચેતના પામીને તે ગદ્ગદ વચન બોલી કે "હે દૈવ ! હે નિર્દય ! હે મર્યાદા રહિત ! હે દુષ્ટ ! તું કે જેણે આ દેવ સરખા રાજાને ચાંડાલપણું આપ્યું છે તેને ધિક્કાર છે ! રાજ્યનો નાશ કરી, સંબંધીઓનો ત્યાગ કરાવી, સ્ત્રી તથા પુત્રને વેચાવીને તેં છેલ્લી વારે આ રાજાને ચાંડાલ પણ કર્યો.[૩૮,૩૯] હે રાજા ! આજ તમારી પાસે છત્ર, સિંહાસન કે ચામર જોવામાં આવતાં નથી, તો આતે ભાગ્યનો કેવો ફેરફાર થયો ! પૂર્વે જે રાજા ચાલતાં, સેવક થએલા રાજાઓ પોતાનાં વસ્ત્રોથી પૃથ્વીને રજવગરની કરતા હતા, તે રાજા આજ માણસોની ખોપરીઓ, શબના ઘડા અને ખપણોથી સંકીર્ણ થએલા અપવિત્ર શ્મશાનમાં ફરે છે ! ! ! આ દારૂણ શ્મશાન કે જેમાં મુડદાંને પહેરાવેલી ફૂલોની માળાઓના ઉડતા દોરાઓની અંદર વાળનાં ગુંચળાં લાગી રહેલાં છે; જેમાં સઘળી ધરતી સૂરજનાં કિરણોથી સૂકાએલા ચરબીના ઝરાઓથી વ્યાપ્ત છે; જેમાં ભસ્મ, અંગારા, અર્ધબળેલાં લાકડાં અને માંસની ગલગીચથી ત્રાસ વર્તી રહ્યો છે; જેમાં ગરંજ અને શીઆળીઆઓના નાદ વ્યાપી રહ્યા છે; જેમાં માંસ ખાનારાં પક્ષીઓ પુષ્ટ થએલાં જોવામાં આવે છે; જેમાં સઘળી દિશાઓ ચિતાઓના ધૂમાડારૂપી લાંબાં લુગડાંઓથી શ્યામ થઇ રહેલી છે અને જેમાં શબોને ભક્ષણ કરવાના આનંદથી રાક્ષસો ખેંચાયા આવે છે; તેમાં આ એક

રાજા દુઃખથી પીડાઇને ફર્યા કરે છે; એ કેવા ખેદની વાત છે." આ પ્રમાણે બોલી રાજાના ગળામાં વળગી રહીને તે શોકથી ઘેરાએલી રાણીએ પીડા ભરેલા શબ્દથી રાજાને કહ્યું કે "હે રાજા! આ સ્વપ્ન છે કે સાચું છે?[૪૦-૪૭] આપ જેવું ધારતા હો તેવું કહો. મારૂં મન મુંઝાય છે. હે ધર્મને જાણનાર! જો આ વાત સાચી હોય તો ધર્મ, સત્ય, અને બ્રાહ્મણ તથા દેવ આદિનાં પૂજનો કાંઈ પણ સહાયતા કરતાં નથી, એમ નિશ્ચય થાય છે. ધર્મમાં તત્પર રહેનારા તમે પણ પોતાના રાજ્યમાંથી ભ્રષ્ટ થયા તેથી સિદ્ધ થાય છે કે ધર્મ, સત્ય, સરળતા અને સૌમ્યપણામાં કાંઈ પણ સાર નથી." આ પ્રમાણે રાણીનાં વચન સાંભળી રાજાએ ઉના નિસાસા મૂકી ગળગળા કંઠથી તેની પાસે પોતાને ચાંડાલપણું પ્રાપ્ત થયાની વાત કહી દેખાડી. દુઃખ પામેલી રાણીએ પણ ઘણીવાર રૂદન કરી ઉના નિસાસા મૂકીને પોતાના પુત્રનું મરણ થયાની સઘળી વાત તે રાજાને કહી સંભળાવી. સ્ત્રીનું વચન સાંભળીને રાજા ધરતીપર પડી ગયો અને મુવેલા પુત્રને પોતાની પાસે લઈને તેને જીભથી વારંવાર ચાટવા લાગ્યો. પછી એ શૈબ્યા નામની રાણીએ ગદ્ગદવાણીથી હરિશ્ચંદ્રને કહ્યું[૪૮,૫૩] કેઃ— "હે રાજા! મારૂં માથું કાપી નાખવાની તમને તમારા ધણીની આજ્ઞા છે તે પાળો. તમારે સ્વામિના દ્રોહના પાપમાં અને અસત્યમાં નહિ આવવું જોઈએ.[૫૪] અસત્ય અને સ્વામિનો દ્રોહ કે જે પાપરૂપ છે, તે તમારા હાથથી નહિ થવાં જોઇએ. આ વચન સાંભળી રાજા મૂર્છા પામીને ધરતીપર પડી ગયો.[૫૫] થોડીવાર પછી સંજ્ઞા આવતાં તે રાજાએ અતિ દુઃખથી વિલાપ કર્યો કે "હે પ્યારી! તેં આ અત્યંત કઠોર વચન કેમ કહ્યું?[૫૬] જે કામ કહી શકાય નહિ તે કામ કરી તો કેમજ શકાય?" રાણી બોલી કે "મેં જગદંબાની તથા બ્રાહ્મણોની પૂજા કરી છે તો તેનાં ફળથી મારા બીજા જન્મમાં પણ તમેજ પતિ થશો." સ્ત્રીનું વચન સાંભળીને રાજા ધરતીપર પડી ગયો.[૫૭,૫૮] અને મરી ગએલા પુત્રના મુખનું ચુંબન કરવા લાગ્યો. રાજા બોલ્યો કે "હે પ્રિયા! હવે લાંબા કાળસુધી કલેશ ભોગવવો મને ગમતો નથી, પણ મારૂં શરીર મારા હાથમાં નથી. મારાં કેવાં દુર્ભાગ્ય છે તે જો. ચાંડાલની આજ્ઞા વિના હું જો અગ્નિમાં પ્રવેશ કરૂં તો ફરી પણ બીજા જન્મમાં મારે ચાંડાલનો દાસ થવું પડે અને ઉગ્ર નરકમાં પડીને દારૂણ પીડા ભોગવવી પડે.[૫૯,૬૧] મહારૌરવ નામના નરકમાં પડીને મારે દુઃખ ભોગવવું પડશે. પણ હમણાં હું દુઃખરૂપી સમુદ્રમાં એવો ડુબી ગયો છું કે નરકના દુઃખને નહિ ગણકારતાં પ્રાણ છોડી દેવા સારા લાગે છે.[૬૨] મારો એકજ એક દીકરો કે જે વંશ રાખે એવો થયો હતો તે પણ મારા દુર્ભાગ્યના ઉગ્ર યોગનેલીધે મરી ગયો.[૬૩] હું દુઃખીઓ છતાં પણ પરાધીન છું તેથી પ્રાણનો ત્યાગ કેમ કરૂં? એમ મારા મનમાં થાય છે; તો પણ દુઃખ ઘણું હોવાનેલીધે હું દેહનો ત્યાગ કરીશ.[૬૪] જેવું પુત્રના મરણનું દુઃખ છે તેવું બીજું દુઃખ ત્રૈલોક્યમાં પણ નથી, અસિપત્રવન અને વૈતરણી નામના નરકમાં પણ નથી[૬૫] એટલા માટે હું પુત્રના શરીરની સાથે હમણા પ્રદીપ્ત અગ્નિમાં પડીશ.[૬૬] હે સુંદરિ! એ વિષે મારા ઉપર ક્ષમા કરવી અને તારે કાંઈ પણ બોલવું નહિ. મારા વચનને માન આપી મનને શાંત રાખીને તું બ્રાહ્મણને ઘેર જા. હું તને આજ્ઞા આપું છું. મેં જો દાન અને હોમ કરેલ હશે અને ગુરૂ-

ઓને પ્રસન્ન કર્યા હશે તો તારી સાથે અને પોતાના પુત્રની સાથે મને પરલોકમાં સમાગમ થશે. આ લોકમાં તો એ મારી ધારેલી વાત ક્યાંથી પાર પડે [૬૭,૬૮] હે પ્રિયા ! મેં હસતાં હસતાં એકાંતમાં જે કાંઈ તને કહ્યુ હોય તે સઘળાની આ મારા પ્રયાણના સમયમાં તારે ક્ષમા કરવી.[૭૦] હે દેવતાઓનું પૂજન કરનારી ! તારે રાજપત્નીપણાના ગર્વથી તારા સ્વામી બ્રાહ્મણની કદી પણ અવજ્ઞા કરવી નહિ પણ સર્વ પ્રકારના યત્નથી તેને રાજી રાખવો.[૭૧] રાણી બોલી કે "હે રાજર્ષિ ! મારાથી પણ દુઃખનો ભાર ખમી શકાતો નથી તેથી હું અહીં અગ્નિમાં પડીને તમારી સાથેજ આવીશ.[૭૨] તમારી સાથે આવવું એ મારે સારૂં છે. બીજી કોઇ રીતે જવું યોગ્ય નથી. હે માન આપનારા ! હું તમારી સાથેજ સ્વર્ગ અથવા નરકને ભોગવીશ. આ પ્રમાણે રાણીનાં વચન સાંભળીને તે સમયે રાજાએ કહ્યું કેઃ— "હે પતિવ્રતા ! ત્યારે ભલે એ પ્રમાણે કર."[૭૩]

**त्वया सह मम श्रेयो गमनं नान्यथा भवेत् ॥**
**सह स्वर्गं च नरकं त्वया भोक्ष्यामि मानद ॥**
**श्रुत्वा राजा तदोवाच एवमस्तु पतिव्रते ॥७३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો છવ્વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૬**

---

# अध्याय २७ मो.

## હરિશ્ચંદ્રનું સ્વર્ગારોહણ

### વ્યાસ ઉવાચ

**ततः कृत्वाचितांराजा आरोप्य तनयं स्वकम् ॥**
**[illegible]त्नया सहितो राजा बद्धांजलि[illegible]टस्तदा ॥१॥**

વ્યાસ કહે છેઃ—પછી સ્ત્રી સહિત હરિશ્ચંદ્ર રાજા ચિતા ખડકી તેમાં પોતાના પુત્રને નાખી હાથ જોડીને તે સમયે મહાસમર્થ અને જગતનાં ઈશ્વરી શતાક્ષીદેવીનું ધ્યાન કરવા લાગ્યો. પાંચે કોશમાં વ્યાપક, શ્રુતિમાં પ્રતિપાદન કરેલાં પુચ્છ—બ્રહ્મરૂપ, રાતાં વસ્ત્રવાળાં, કરૂણારસના સમુદ્રરૂપ, અનેક આયુધો ધરનારાં અને જગતના પાલનમાં તત્પર રહેનારાં જગદંબાનું ધ્યાન કરવાથી ઇંદ્ર સહિત સઘળા દેવતાઓ ધર્મને અગ્રણી કરીને તુરત ત્યાં આવ્યા.[૧-૪] સઘળાઓએ આવીને કહ્યું કેઃ—" હે મોટી ધીરજવાળા રાજા! સાંભળો. આ સાક્ષાત્ બ્રહ્મા છે. આ પોતે મહાત્મા ધર્મ છે. ભગવાન વિષ્ણુ સાધ્ય, વિશ્વેદેવા, મરૂત, લોકપાલ, ચારણો, નાગ, સિદ્ધ, ગંધર્વો, રૂદ્ર, અશ્વનીકુમાર અને બીજા પણ ઘણા ઘણા દેવતાઓ તમારી પાસે આવ્યા છે. આ વિશ્વામિત્ર છે કે જે પોતે ધર્મની રીતિથી ત્રણે લોકની સાથે મૈત્રી કરવાની ઇચ્છાનેલીધે એ નામ પામેલા છે.[૫-૭] આ વિશ્વામિત્ર સારી રીતે તમારૂં મનોવાંછિત કરી આપવાને ઇચ્છે છે.

ધર્મ કહે છેઃ—હે રાજા! સાહસ નહિ કરો.[૮] તિતિક્ષા, જિતેંદ્રિયપણું અને ધૈર્ય આદિ તમારા ગુણોથી રાજી થઈને હું પોતે ધર્મદેવ તમારી પાસે આવેલો છું.

ઇંદ્ર કહે છેઃ—હે ભાગ્યશાળી હરિશ્ચંદ્ર રાજા! હું ઇંદ્ર તમારી પાસે આવ્યો છું.[૯] તમે તમારી સ્ત્રીએ અને તમારા પુત્રે સનાતન લોકની પ્રાપ્તિ થવા યોગ્ય ધર્મ કર્યો છે માટે સ્ત્રી તથા પુત્ર સહિત સ્વર્ગમાં પધારો.[૧૦] એ સ્વર્ગલોક બીજા મનુષ્યોને મળવો બહુ કઠણ છે પણ તમોએ પોતાનાં કર્મોથી તેને હસ્તગત કર્યો છે."

વ્યાસ કહે છેઃ—તે સમયમાં ઇંદ્રે ચિતામાં પડેલા બાલક ઉપર દુર્મરણનો નાશ કરનારી અમૃતની વૃષ્ટિ આકાશમાંથી કરી. પુષ્પોની ઘણી વૃષ્ટિ થવા લાગી અને દુંદુભિઓ વાગવા લાગ્યાં.[૧૧,૧૨] તુરતજ એ મહાત્મા રાજાનો

મરણ પામેલો પુત્ર જીવતો થઇને ચિતામાંથી ઉઠયો. સુકુમાર શરીરવાળા, સ્વસ્થ અને પ્રસન્ન મનવાળા એ પુત્રનું આલિંગન કરીને હરિશ્ચંદ્ર રાજા તથા તેમની રાણી, બન્ને રાજી થયાં. એ રાજા, રાણી અને તેમના પુત્રને સ્વભાવિક શોભા, દિવ્ય પુષ્પ અને દિવ્ય વસ્ત્રો પણ પ્રાપ્ત થયાં અને તેઓ સ્વસ્થ તથા સંપૂર્ણ હૃદયવાળાં થઇને પરમ આનંદમાં મગ્ન થયાં. પછી તુરતજ ઇંદ્રે રાજાને કહ્યું કે "હે ભાગ્યશાળી રાજા ! તમે, તમારી રાણી અને તમારા પુત્રની સાથે પોતાનાં કર્મોના ફલરૂપ સ્વર્ગલોક કે જે પરમ સદ્ગતિ કહેવાય છે તેમાં આવો."[૧૩-૧૬]

હરિશ્ચંદ્ર કહે છેઃ–હે દેવતાઓના રાજા ! મારા ધણી ચાંડાલની આજ્ઞા વિના અને તેને બદલો આપ્યા વિના હું સ્વર્ગલોકમાં નહિ આવું.[૧૭]

ધર્મ કહે છેઃ–તમને એ પ્રમાણે ક્લેશ થવાનો જાણીને હુંજ મારી માયાથી ચાંડાલ થયો હતો અને મેંજ તમને એ ચાંડાલનું પરૂં દેખાડયું હતું.[૧૮]

ઇંદ્ર કહે છેઃ–હે હરિશ્ચંદ્ર ! પૃથ્વીમાં ઉત્પન્ન થએલાં મનુષ્યો, જે ઉત્તમ સ્થાનની પ્રાર્થના કરે છે અને જે સ્થાનને પુણ્ય કરનારાં મનુષ્યોજ પ્રાપ્ત થાય છે તે સ્થાનકમાં પધારો.[૧૯]

હરિશ્ચંદ્ર કહે છેઃ–હે ઇંદ્ર ! હું તમને પ્રણામ કરૂં છું. મારી એક વાત સાંભળો. અયોધ્યા નગરીના લોકો કે જેઓનાં મન મારા શોકમાંજ મગ્ન થઈ રહ્યાં છે,[૨૦] તેઓને છોડીને હું સ્વર્ગલોકમાં કેમ આવું ? ભક્તનો ત્યાગ કરવાનું જે પાપ છે તે પાપ બ્રહ્મહત્યા, સુરાપાન, ગોવધ અને સ્ત્રીવધના જેવું મોટું છે, એમ કહેવાય છે. પ્રીતિ રાખનારો ભક્ત કે જે ત્યાગ કરવાને યોગ્ય નથી, તેનો ત્યાગ કરનારને સુખ કેમજ મળે ?[૨૧,૨૨] એટલા માટે હે ઇંદ્ર ! હું અયોધ્યાના લોકો વિના એકલો નહિ આવું. તમે સુખેથી પાછા સ્વર્ગમાં જાઓ, એ સઘળા લોકો મારી સાથે આવતા હોય તો હું સ્વર્ગમાં કે નરકમાં જયાં જવું હોય ત્યાં જવા રાજી છું.

ઇંદ્ર કહે છેઃ–હે રાજા ! એ લોકોનાં અનેક પુણ્ય અને અનેક પાપ નોખનોખાં છે માટે સર્વની સાથે તમે સ્વર્ગલોકને ભોગવવાનું કેમ ઇચ્છો છો ?

હરિશ્ચંદ્ર કહેઃ–હે ઇંદ્ર ! રાજા પ્રજાઓના પ્રભાવથીજ રાજ્ય ભોગવે છે, મોટા યજ્ઞ કરે છે અને વાવ, કૂવા આદિ કરાવે છે. મેં પ્રજાઓના પ્રભાવથીજ એ સઘળું કરેલું છે.[૨૩-૨૬] માટે જે લોકોએ મને કર આપેલા છે તે લોકોને હું સ્વર્ગની ઈચ્છાથી કેમ છોડી દઉં ? હે ઇંદ્ર ! મારી આ પ્રમાણે ઈચ્છા છે માટે દાન, યજ્ઞ, અને જપ આદિ જે કાંઇ મારૂં સત્કર્મ છે તથા એ લોકોનું જે સત્કર્મ હોય તે સઘળું અમો સર્વનું મજમું થાય એમ કરો. કદાચ એ લોકોનું કાંઇ પુણ્ય ન હોય અને ઘણા કાળસુધી ભોગવવાનું મારૂં એકલાનુંજ પુણ્ય હોય તો એ મારૂં પુણ્ય સઘળા વચ્ચે વહેંચાઈ જઇને ભલે એક દિવસમાંજ ભોગવાઈ જાય. આવી રીતની કૃપા કરો તો મારાથી સ્વર્ગમાં આવી શકાય.

વ્યાસ કહે છેઃ–ત્રૈલોક્યના રાજા ઇંદ્રે, ધર્મે અને ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્રે પ્રસન્ન થઇને કહ્યું કે;–"તમારી ઇચ્છા પ્રમાણે થશે." પછી તે સઘળાઓએ તુરતજ કાશીમાંથી અયોધ્યામાં જઇને ત્યાંના લોકોને સ્વર્ગમાં જવાનેવાસ્તે હરિશ્ચંદ્રની પાસે બોલાવ્યા. ફરી અયોધ્યામાંથી હરિશ્ચંદ્રની પાસે જઇને ઇંદ્રે કહ્યું કે:– "અયોધ્યાવાસી લોકો મહાદુર્લભ સ્વર્ગલોકમાં

આવવાસારૂ તમારી પાસે આવે છે. ધર્મની કૃપાથી તમો સઘળાઓને સ્વર્ગનું સુખ મળશે." અયોધ્યાવાસી લોકોને આવેલા જોઇ ધર્માત્મા હરિશ્ચંદ્રે પણ તેઓને કહ્યું કે–'સ્વર્ગમાં ચાલો' ઇંદ્રનું તથા એ રાજાનું વચન સાંભળીને સર્વે લોકો રાજી થયા. એ લોકોમાં જેઓ સંસારમાંથી વિરક્ત થયા હતા તેઓ પોતપોતાનાં કામ પોતાના પુત્રોને સોંપી દઈ રાજી થઇને સ્વર્ગમાં ગયા.[૨૭-૩૪] સર્વે લોકો દિવ્ય દેહવાળા થઇ પરમ આનંદથી વિમાનમાં બેસીને હરિશ્ચંદ્રથી પહેલાંજ સ્વર્ગમાં ગયા. પછી મોટા મનવાળો હરિશ્ચંદ્રરાજા પોતાના રોહિત નામના પુત્રને હૃષ્ટપુષ્ટ માણસોવાળા અયોધ્યા નામના રમણીય નગરમાં રાજ્યાભિષેક કરી, સંબંધીઓનું પૂજન તથા સત્કાર કરી પુણ્યના યોગથી દેવતાઓને પણ ન મળે એવી મોટી કીર્ત્તિ મેળવીને ઇચ્છા પ્રમાણે સર્વ સ્થળમાં પહોંચે એવા ધુધરીઓવાળા વિમાનમાં બેઠો.[૩૫-૩૮] એ જોઇને સર્વ શાસ્ત્રોના અર્થના તત્વને જાણનારા મહાભાગ્યશાલી શુક્રાચાર્યે નીચે પ્રમાણે અર્થવાળો મંત્રરૂપ શ્લોક કહ્યો.[૩૯]

શુક્રાચાર્ય કહે છેઃ–અહો ! તિતિક્ષાનું માહાત્મ્ય અને દાનનું ફલ મોટું છે કે જેને લીધે હરિશ્ચંદ્ર રાજાને ઇંદ્રના લોકની પ્રાપ્તિ થઈ.[૪૦]

વ્યાસ કહે છેઃ–આ સઘળી હરિશ્ચંદ્રની કથા મેં તમારી પાસે કહી. આ આખ્યાન સાંભળવાથી દુખીઆને અવિચલ સુખ મળે.[૪૧] સ્વર્ગની ઇચ્છાવાળાને સ્વર્ગ મળે, પુત્રની ઇચ્છાવાળાને પુત્ર, સ્રીની ઇચ્છાવાળાને સ્રી મળે, અને રાજ્યની ઇચ્છાવાળાને રાજ્ય પ્રાપ્ત થાય.[૪૨]

**स्वर्गार्थी माप्नुयात्स्वर्गं सुतार्थी सुतमाप्नुयात् ॥**
**भार्यार्थीप्राप्नुयाद्भार्यांराज्यार्थीराज्यमाप्नुयात्॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૭**

# અધ્યાય ૨૮ મો.

## દુર્ગમ દૈત્ય અને શતાક્ષી દેવી.

### जनमेजय उवाच

**विचित्रमिदमाख्यानं हरिश्चंद्रस्य कीर्त्तितम् ॥**
**शताक्षीपादभक्तस्य राजर्षेर्धार्मिकस्यच॥१॥**

જનમેજય પૂછે છેઃ–તમે શતાક્ષીના ચરણના ભક્ત ધર્માત્મા હરિશ્ચંદ્ર રાજાનું આ વિચિત્ર આખ્યાન કહ્યું.[૧] હવે હે મુનિ! મહામંગલરૂપ એ ભગવતી, શતાક્ષી એટલે સેંકડો નેત્રવાળાં શાથી થયાં તે કારણ કહીને મારો જન્મ સફલ કરો.[૨] શુદ્ધ બુદ્ધિવાળો કયો પુરૂષ દેવીના ગુણ સાંભળતાં તૃપ્તિ પામે? કે જે સાંભળવાથી પદે પદે અશ્વમેધ યજ્ઞનું અક્ષય ફલ થાય છે.[૩]

વ્યાસ કહે છેઃ–હે રાજા ! શતાક્ષીના ઉત્તમ અવતારની કથા કહું છું તે સાંભળો. તમે દેવીના ભક્ત છો તેથી તમારી પાસે મારે નહિ કહેવાનું કાંઈ પણ નથી.[૪] પૂર્વે હિરણ્યાક્ષના વંશમાં રૂરૂનો દીકરો દુર્ગમ નામનો મોટો દૈત્ય હતો. એ દૈત્ય મહાદારૂણ અને અત્યંત ખળ હતો.[૫] એણે એક સમયે વિચાર કર્યો કે "દેવતાઓ વેદમાં કહેલાં શસ્ત્ર તથા અસ્ત્રોથી દૈત્યોને મારે છે, અને વેદમંત્રોથી હોમાએલાં હવિ ખાઈને પુષ્ટ થાય છે; તેથી દેવતાઓનું વેદવિના બીજું કાંઈ બળ નથી; માટે વેદનો નાશ થાય તો દેવતાઓનો નાશ થાયજ, એમાં કશો સંદેહ નથી. મારે વેદનો નાશ કરવો એટલુંજ કામ કરવાનું છે."[૬] આ પ્રમાણે વિચાર કરી એ દૈત્ય તપશ્ચર્યા કરવા સારૂ હિમાલયમાં ગયો અને ત્યાં જઇ મનમાં બ્રહ્માનું ધ્યાન કરતાં વાયુનું ભક્ષણ કરીને રહેવા લાગ્યો. તપ કરતાં હજાર વર્ષ પુરાં થયાં ત્યારે તેના તેજથી દેવ દૈત્ય સઘળા લોકો તપવા લાગ્યા.[૭,૮] પછી પ્રસન્ન થએલા બ્રહ્મા તેને

વરદાન આપવાસારૂ હંસ ઉપર બેસીને તેની પાસે ગયા.[૯] આંખો મીંચીને સમાધિમાં બેઠેલા તે દૈત્યને બ્રહ્માએ હસતે મ્હોડે સ્ફુટરીતે કહ્યું કેઃ—"તારૂં કલ્યાણ થાઓ. જે તારા મનમાં હોય તે વર માગ.[૧૦] હું કે જે વરદાન આપનારાઓમાં મુખ્ય છું તે આજ તારા તપથી પ્રસન્ન થઇને આવેલો છું." આ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી, ઉઠી સાવધાન થઈ બ્રહ્માની પૂજા કરીને તેણે વરદાન માગ્યું કે "હે દેવતાઓના સ્વામી ! મને વેદ આપો. ત્રૈલોક્યમાં બ્રાહ્મણોની પાસે અને દેવતાઓની પાસે જે મંત્રો છે તે સઘળા મને આપો; કે જેથી તેઓની પાસે એક પણ મંત્ર ન રહે. એ ઉપરાંત જેથી દેવતાઓનો પરાજય થાય એવું બળ પણ મને આપો."[૧૧-૧૩] આ પ્રમાણે દુર્ગમનાં વચન સાંભળી ચારે વેદના સ્વામી બ્રહ્મા 'તથાસ્તુ' એમ બોલતા બોલતા સત્યલોકમાં ગયા.[૧૪] તે દિવસથી બ્રાહ્મણો વેદના સમૂહોને ભૂલી ગયા. પૃથ્વીમાં સ્નાન, સંધ્યા, નિત્યહોમ, શ્રાદ્ધ, યજ્ઞ અને જપ આદિનો લોપ થતાં મોટો હાહાકાર વર્તી રહ્યો. બ્રાહ્મણો પરસ્પરમાં કહેવા લાગ્યા કે 'આ તે શું થયું ! વેદનોજ અભાવ થઈ ગયો તો હવે પછી આપણે શું કરવું ?' આ પ્રમાણે પૃથ્વીમાં મહાદારૂણ અનર્થ ઉત્પન્ન થતાં યજ્ઞના ભાગ આદિ નહિ મળવાને લીધે દેવતાઓ નિર્બળ થઇ ગયા. એ સમયે દુર્ગમ દૈત્યે સ્વર્ગને ઘેરો ઘાલતાં તે વજ્રસરખા દેહવાળા દૈત્યની સાથે યુદ્ધ કરવામાં અશક્ત થએલા દેવતાઓ સ્વર્ગમાંથી ભાગી નીકળીને બીજા પ્રદેશોમાં જતા રહ્યા.[૧૫-૧૯] એ દેવતાઓ પર્વતોનાં વનોમાં અને મેરૂપર્વતની ગુફાઓમાં રહીને પરમશક્તિરૂપ જગદંબાનું ધ્યાન કરવા લાગ્યા.[૨૦] અગ્નિમાં હોમ આદિ નહિ થવાને લીધે વૃષ્ટિનો અભાવ થયો. વૃષ્ટિ નહિ પડવાથી જળ વગરની પૃથ્વી સૂકાઇ ગઈ.[૨૧] કૂવા, વાવ, તળાવ અને નદીઓ સૂકાઈ ગયાં. હે રાજા ! એ અનાવૃષ્ટિ સો વર્ષ સુધી રહી.[૨૨] ઘણી ઘણી પ્રજા અને ગાય ભેંસ આદિ પશુઓ મરી ગયાં. શબોને ઉપાડી જનારાં માણસો નહિ મળવાથી મનુષ્યોનાં ઘરોમાંજ શબો પડી રહેવા લાગ્યાં.[૨૩] આ પ્રમાણે અનર્થ ઉત્પન્ન થતાં શાંતચિત્તવાળા બ્રાહ્મણો જગદંબાનું આરાધન કરવા સારૂ હિમાલયના પડખામાં જઇને સમાધિ, ધ્યાન અને પૂજાઓથી નિરંતર દેવીનું ભજન કરવા લાગ્યા. આહાર છોડી દઈ ભજનમાંજ આસક્ત રહી તેમનુંજ શરણ લઇ બેઠેલા એ બ્રાહ્મણો જગદંબાની પ્રાર્થના કરવા લાગ્યા કે "હે મોટાં ઈશ્વરિ ! દયા કરો. જો કે પામર લોકો સઘળા અપરાધોમાં આવ્યા હોય તોપણ તમારે આમ કરવું યોગ્ય નથી.[૨૪-૨૬] હે દેવતાઓનાં ઈશ્વરિ ! કદાચ અમોએ અપરાધ કર્યાથી તમને ક્રોધ ઉત્પન્ન થયો હોય તોપણ, તમે સર્વના અંતર્યામીપણાને લીધે લોકોને જેવી પ્રેરણા કરો છો તે પ્રમાણે લોકો કરે છે, માટે અમારો અપરાધ નહિ ગણવો જોઇએ. હે મહેશ્વરિ ! તમે વારંવાર શું જોયા કરો છો ? તમારા વિના અમ લોકોની બીજી કોઈ પણ ગતિ નથી અને તમે જેમ ઈચ્છો તેમ કરવાને સમર્થ છો. હે અંબિકા ! આ ઉત્પન્ન થએલા મોટા સંકટમાંથી અમને કહાડો.[૨૭,૨૮] અમો જળવિના શી રીતે રહી શકીએ ! હે મોટાં ઈશ્વરિ ! હે જગદંબ ! પ્રસન્ન થાઓ. હે અનંતકોટિ બ્રહ્માંડોને ચલાવનારાં ! તમને વારંવાર પ્રણામ કરીએ છીએ. તમે કે જે કૂટસ્થ રૂપ, ચૈતન્યરૂપ, વેદાંતથી જાણવા યોગ્ય અને બ્રહ્માંડનાં ઈશ્વરી છો તેમને

વારંવાર પ્રણામ કરીએ છીએ.[૨૯-૩૧] સર્વનાં કારણરૂપ તમેકે જેને સઘળા વેદો 'નેતિ નેતિ' એમ સર્વના નિષેધના અવધિપણાથી જણાવે છે, તેમને અમો પરિપૂર્ણ ભાવથી નમીએ છીએ."[૩૨] આ પ્રમાણે ઋષિઓએ પ્રાર્થના કરતાં ભુવનોનાં ઈશ્વરી શ્રીપાર્વતીદેવીએ પોતાનું અનંત નેત્રમય અને અંજનના સરખું શ્યામરૂપ દેખાડયું. એમનાં નેત્ર નીલ કમળના જેવાં વિસ્તીર્ણ હતાં. સ્તન અત્યંત કઠણ, સરખાં, ઉંચાં, ગોળ, પુષ્ટ અને ધાટાં હતાં.[૩૩,૩૪] એક હાથમાં બાણ, એક હાથમાં કમળ, એક હાથમાં ભૂખ, તરસ તથા જરાને મટાડે એવાં અનંત રસવાળાં ફળમૂળ તથા શાક વગેરે; અને એક હાથમાં મોટાં આયુધ ધર્યાં હતાં. સઘળાં સૌંદર્યના સારરૂપ, લાવણ્યથી શોભાયમાન, કરોડ સૂર્યો સરખું તેજસ્વી અને દયારસના સમુદ્ર જેવું, એ રૂપ દેખાડીને જગદંબાએ લોકોમાં પોતાનાં અનંત નેત્રોમાંથી જળની હજારો ધારાઓ ચલાવી દીધી. નેત્રોમાંથી ઉત્પન્ન થતાં જળોની નવ દિવસસુધી મોટી વૃષ્ટિ થઇ.[૩૫-૩૮] સઘળાઓને દુઃખીઆ જોઇને જગદંબાએ પોતાનાં નેત્રોમાંથી આંસુ કહાડયાં તેથી સર્વે લોકો અને સઘળી ઔષધિઓ તૃપ્ત થઈ.[૩૯] હે રાજા! એ જળોથી નદીઓ અને નદોના પ્રવાહ ચાલ્યા. દેવતાઓ છુપી રહ્યા હતા તેઓ પણ બહાર નીકળ્યા.[૪૦] દેવ અને બ્રાહ્મણોએ મળીને જગદંબાની સ્તુતિ કરી કે "હે વેદાંતોથી જાણવા યોગ્ય! હે બ્રહ્મસ્વરૂપ! તમને પ્રણામ કરીએ છીએ.[૪૧] તમે કે જે પોતાની માયાથી સર્વ જગતને રચનારાં છો તેમને પ્રણામ કરીએ છીએ. હે દેવિ! હે ભક્તોને કલ્પવૃક્ષરૂપ! હે ભક્તોને વાસ્તે અવતાર ધરનારાં, હે સર્વદા તૃપ્તિવાળાં, હે ઉપમા રહિત! હે ભુવનેશ્વરિ! અમો તમને પ્રણામ કરીએ છીએ. અમ લોકોને સુખ દેવાસારૂ તમે આ અતુલ હજારો નેત્ર ધર્યાં એટલામાટે આજથી તમારૂં 'શતાક્ષી' નામ કહેવાશે. હે મા! હે દેવિ! હે અંબિકા! અમો ભૂખથી પીડાયા છીએ તેથી સ્તુતિ કરવાની અમારી શક્તિ નથી.[૪૨-૪૪] હે ઈશ્વરિ! કૃપા કરો અને વેદોને પણ લઈ આવો." આ પ્રમાણે તેઓનાં વચન સાંભળી જગદંબાએ ભક્ષણને વાસ્તે તેઓને પોતાના હાથમાં રહેલાં શાક અને મીઠાં મીઠાં ફળમૂળ આપ્યાં.[૪૫,૪૬] નવાં અન્ન ઉત્પન્ન થતાંસુધી પહોંચે એટલાં, જોઇએ તેવાં અનંત રસોવાળાં અનેક પ્રકારનાં અન્ન તથા પશુઓને ખાવાના પદાર્થો પણ આપ્યા. હે રાજા! તે દિવસથી એમનું 'શાકંભરી' એ નામ પણ પ્રસિદ્ધ થયું.[૪૭] પછી આ વાતનો કોલાહલ થતાં દુર્ગમ દૈત્ય દૂતોના કહેવા ઉપરથી વૃત્તાંત જાણીને સૈન્ય તથા આયુધો સહિત યુદ્ધ કરવા ગયો.[૪૮] હજાર અક્ષૌહિણીવાળા અને તુરતાતુરત અનેક બાણ મૂકતા એ દૈત્યે દેવીની આગળ ઉભેલા દેવતાઓના સૈન્યને અને બ્રાહ્મણોના સમૂહને ચારેકોરથી ઘેરી લીધો. આમ થતાં દેવતાઓના મંડલમાં મોટો કિલકિલા શબ્દ થવા લાગ્યો.[૪૯,૫૦] સઘળા બ્રાહ્મણો તથા દેવતાઓ 'રક્ષા કરો રક્ષ કરો' એવાં વાક્ય બોલવા લાગ્યા. પછી જગદંબાએ દેવતાઓ અને બ્રાહ્મણોના રક્ષણનેવાસ્તે તેઓને ફરતું પોતાનું તેજોમય ચક્ર રાખ્યું અને પોતે તે ચક્રથી બહાર ઉભાં રહ્યાં. આમ થયા પછી દેવીને અને દૈત્યને મોટું યુદ્ધ થવા લાગ્યું.[૫૧,૫૨] એ અદ્ભૂત યુદ્ધમાં બાણોની વૃષ્ટિઓથી સૂર્યનું મંડલ ઢંકાઈ જતાં પરસ્પરનાં બાણો ઘસાવાથી ઉત્પન્ન થએલા અગ્નિના પ્રકાશથીજ કામ ચાલવા લાગ્યું.[૫૩]

ધનુષની દોરીઓના કઠણ ટંકારોથી દિશાઓ પણ બહેરી થઇ ગઇ. તે સમયે દેવીના શરીરમાંથી બીજી તીવ્ર શક્તિઓ નીકળી.[૫૪] કાલિકા, તારિણી, બાલાત્રિપુરા, ભૈરવી, રમા, બગલા, માતંગી, ત્રિપુરસુંદરી, કામાક્ષી, તુલજાદેવી, જંભિની, મોહની, છિન્નમસ્તા અને દશહજાર હાથવાળાં ગુહ્યકાળી, એ શક્તિઓ તથા બીજી બત્રીશ અને ચોસઠ શક્તિઓ નીકળી. એ પછી આયુધો ધરનારી બીજી પણ અસંખ્યાત દેવીઓ ઉત્પન્ન થઈ.[૫૫-૫૭] યુદ્ધભૂમિમાં મૃદંગ, શંખ, અને વીણા આદિના નાદ થવા લાગ્યા. શક્તિઓએ દૈત્યોના હજાર અક્ષૌહિણી સૈન્યનો પરાભવ કરતાં અગ્રેસર થએલા સઘળી સેનાના પતિ દુર્ગમ દૈત્યે પ્રથમ એ શક્તિઓની સાથે યુદ્ધ કરવા માંડયું.[૫૮,૫૯] એ યુદ્ધ ઘણું મોટું થયું અને તેમાં લોહીની નદી ચાલી. દશ દિવસે સઘળી અક્ષૌહિણીઓનો નાશ થઇ ગયો.[૬૦] પછી મહાદારૂણ અગીયારમો દિવસ પ્રાપ્ત થતાં મોટો ઉત્સવ કરી રાતાં પુષ્પ તથા રાતાં વસ્ત્રો ધરી અને રાતાં ચંદનનું લેપન કરીને દુર્ગમ દૈત્ય રથમાં બેસીને યુદ્ધ કરવા ગયો. તેણે મોટા વેગથી સઘળીજ શાક્તઓને જીતી લઇને શતાક્ષીના રથની આગળ પોતાનો રથ ઉભો રાખ્યો. પછી દેવીને અને દૈત્યને બે પહોર સુધી હૃદયને ત્રાસ આપે એવું મોટું યુદ્ધ થયું.[૬૧-૬૩] દેવીએ મહાઉગ્ર પંદર બાણ મૂકીને તેઓમાંથી ચાર બાણવડે દુર્ગમના ચાર ઘોડાને, એક બાણથી સારથિને, બે બાણથી નેત્રોને, બે બાણથી બે હાથને, એક બાણથી ધ્વજને અને પાંચ બાણથી હૃદયને વિંધી નાખતાં લોહી નાખતો એ દૈત્ય જગદંબાની આગળ પડી ગયો અને મરણ પામ્યો.[૬૪-૬૬] એના શરીરમાંથી તેજ નીકળીને દેવીના રૂપમાં પેશી ગયું. મહા પરાક્રમી એ દૈત્ય મરણ પામતાં ત્રૈલોક્ય શાંત થયું.[૬૭] પછી બ્રહ્મા આદિ સર્વે દેવતાઓએ વિષ્ણુ તથા શિવને અગ્રણી કરી ભક્તિપૂર્વક ગદ્ગદ વાણીથી જગદંબાની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૬૮]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–હે જગતની ભ્રાંતિરૂપ વિવર્ત્તનાં મુખ્ય કારણરૂપ ! હે પરમેશ્વરિ ! હે શાકંભરિ! હે શતાક્ષિ ! તમને વારંવાર પ્રણામ કરીએ છીએ.[૬૯] હે સર્વ ઉપનિષદોએ ગાએલાં! હે દુર્ગમ દૈત્યનો નાશ કરનારાં! હે માયાનાં ઈશ્વરિ ! હે શિવા ! હે પાંચે કોશમાં વ્યાપી રહેલાં! તમને નમીએ છીએ.[૭૦] મુનીશ્વરો નિર્વિકલ્પ ચિત્તથી જેનું ધ્યાન કરે છે એવાં ઓંકારના અર્થરૂપ ભુવનેશ્વરીને ભજીએ છીએ.[૭૧] તમે કે જે અનંત કોટી બ્રહ્માંડોને ઉત્પન્ન કરનારાં, દિવ્યરૂપવાળાં અને બ્રહ્મા તથા વિષ્ણુ આદિનાં જનની છો તેમને પરિપૂર્ણ ભાવથી અમો નમીએ છીએ.[૭૨] દયાળુ અને પરમેશ્વરી શતાક્ષી જગદંબા વિના બીજો કયો સર્વેશ્વર, પામરલોકોનું દુઃખ જોઇને રૂદન કરે ? કોઇ પણ કરે નાહ.[૭૩]

વ્યાસ કહે છેઃ–બ્રહ્મા અને વિષ્ણુ આદિ ઉત્તમ દેવતાઓએ આ પ્રમાણે સ્તુતિ કરતાં અને અનેક પદાર્થોથી પૂજન કરતાં જગદંબા તુરતજ પ્રસન્ન થયાં.[૭૪] તે સમયે પ્રસન્ન થએલાં તે દેવીએ બ્રાહ્મણોને વેદ લાવી આપ્યા. વેદ લાવીને કોયલ સરખા મધુર સ્વરથી તેમણે વિશેષ ભલામણ પણ કરી[૭૫] કે " મારા ઉત્તમ શરીર રૂપ આ વેદનું તમારે સારી રીતે પાલન કરવું. આ વિના જે અનર્થ થયો હતો તે હમણાંજ તમારા જોવામાં આવ્યો છે. તમારે સર્વદા મારૂં સેવન અને મારૂં પૂજન કરવું. એ જેવું બીજું કલ્યાણનું સાધન કાંઇ પણ નથી. તમારે સર્વદા

આ મારા ઉત્તમ માહાત્મ્યનો પાઠ કરવો. પાઠ કરવાથી હું પ્રસન્ન થઇશ અને સઘળી વિપત્તિઓને મટાડીશ. દુર્ગમદૈત્યને મારવાથી થએલા મારા 'દુર્ગા' એ નામનું અને હજારો નેત્રોને લીધે થએલા 'શતાક્ષી' એ નામનું જે મનુષ્ય ઉચ્ચારણ કરશે તે મનુષ્ય માયાને ભેદીને મારા સ્વરૂપને પામશે.[૭૬-૭૯] આ વિષયમાં હું ઝાઝું શું કહું? વાસ્તવિક જે સાર છે તે કહું છું, કે સઘળા દેવ અને દૈત્યોએ પણ મારૂંજ સર્વદા સેવન કરવું યોગ્ય છે."[૮૦] સંતોષને ઉત્પન્ન કરતાં સચ્ચિદાનંદરૂપ ભગવતી એ પ્રમાણે કહીને દેવતાઓ જોતાં છતાં અંતર્ધાન થઈ ગયાં.[૮૧] આ અત્યંત મોટા રહસ્યરૂપ સઘળું આખ્યાન કહ્યું. સર્વ કલ્યાણ આપનારા આ આખ્યાનને પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખજો.[૮૨] જે માણસ ભક્તિમાં તત્પર થઈને આ અધ્યાયનું નિત્ય શ્રવણ કરે તેની સઘળી મનોવાંચ્છા પૂર્ણ થાય અને તે અંતે દેવીના લોકમાં પૂજાય.[૮૩]

**य इमं शृणुयान्नित्यमध्यायं भक्तितत्परः ॥**
**सर्वान् कामानवाप्नोति देवीलोके महीयते॥८३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૮**

## अध्याय २९ मो.

### લક્ષ્મી અને ગૌરીના અવતાર

**व्यास उवाच**

**इत्येवं सूर्यवंश्यानां राज्ञां चारित्रमद्भुतम् ॥**
**सोमवंशोद्भवानांच वर्णनीयं मया कियत्॥१॥**

વ્યાસ કહે છેઃ—હે રાજા! સૂર્ય અને ચંદ્રના વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનાં ઉત્તમ ચરિત્ર આવી રીતે કેટલાંક કહેવાં.[૧] આમાં સાર જાણવાનો એટલોજ છે કે એ સઘળા રાજાઓ પરાશક્તિની કૃપાથી મોટાઇ પામ્યા હતા. જે જે કાંઈ મોટાઇ મળે છે તે જગદંબાના પ્રસાદથીજ મળે છે એમ નિશ્ચયથી સમજો.[૨] જે જે પદાર્થ વિભૂતિવાળો, લક્ષ્મીવાળો કે વૃદ્ધિવાળો હોય તે તે પદાર્થ પરાશક્તિના અંશથી થયો છે એમ જાણો.[૩] હે જનમેજય! પરાશક્તિની ઉપાસના કરનારા એઓ તથા બીજા પણ રાજાઓ સંસારરૂપી વૃક્ષના મૂળમાં કુવાડારૂપ થયા હતા.[૪] એટલા માટે સર્વ પ્રયત્નથી ભુવનેશ્વરીનુંજ સેવન કરવું જોઈએ. ધાન્યને ઈચ્છનારો જેમ ફોતરાંને છોડી દે છે તેમ બીજું સઘળું છોડી દેવું.[૫] મેં વેદરૂપી ક્ષીર સમુદ્રનું મથન કર્યું તેમાંથી મને પરાશક્તિના ચરણારવિંદરૂપ રત્ન મળ્યું છે તેથી હું કૃતાર્થ થયો છું.[૬] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ઈશ્વર એઓ પરાશક્તિના પલંગના ચાર પાયારૂપ છે અને સદાશિવ પલંગરૂપ છે. આવા પાંચ દેવતારૂપ આસન ઉપર બીજો કોઇ પણ દેવ બેઠેલ નથી. જગદંબાએ પોતાનો ઉત્કર્ષ જણાવવાસારૂજ એ પાંચ દેવને આસનરૂપ કર્યા છે.[૭] પૃથ્વી આદિ પાંચ મહા ભૂતોના અધિપતિ એ બ્રહ્મા આદિ પાંચ દેવ છે. એઓથી પણ જે અધિક વસ્તુ છે તેને વેદમાં 'અવ્યક્ત' એવું નામ આપેલું છે. જેમાં સઘળું જગત તંતુઓમાં વસ્ત્રની પેઠે ઓતપ્રોત છે એવું જે અવ્યક્ત છે તે શ્રી ભુવનેશ્વરી દેવી છે.[૮] હે રાજેંદ્ર! એ દેવીને જાણ્યા વિના મનુષ્ય મુક્ત થતોજ નથી.[૯] જ્યારે મનુષ્યો આકાશને ચામડાની પેઠે વીંટી લેશે ત્યારે ભુવનેશ્વરીને જાણ્યા વિના દુઃખનો છેડો આવશે. આકાશને ચામડાની પેઠે વીંટાયજ નહિ તેમ માયોપાધિક બ્રહ્મરૂપ ભુવનેશ્વરીને જાણ્યા વિના મોક્ષ થાયજ નહિ.[૧૦] એટલામાટેજ શ્વેતાશ્વતર શાખાવાળાઓ પોતાની શ્રુતિમાં કહે છે કે "ધ્યાન યોગને અનુસરનારા એ યોગી-

ઓએ સમતામાં રહેલા સત્વાદિક ગુણોથી ઢંકાએલી પરમાત્માની શક્તિને જોઇ હતી."[૧૧] આમ છે એટલા માટે જન્મને સફળ કરવા-સારૂ સઘળા પ્રકારના પ્રયત્નથી સઘળા સંગ છોડી દેતાં મનને હૃદયમાં રોકીને એ ભગવતીમાંજ નિષ્ઠા રાખવી અને તેમાંજ તત્પર રહેવું એવો વેદાંતનો ડંકો છે; પ્રેમયુક્ત ભક્તિ ન બને તો લજ્જાથી કે ભયથી પણ તેમાં તત્પર રહેવું ઉત્તમ છે. હરકોઈ સ્થળમાં, સૂતાં, બેસતાં તથા ચાલતાં પણ જે માણસ નિરંતર દેવીનું કીર્ત્તન કરે તે માણસ બંધનથી મુક્ત થાય છે.[૧૨-૧૪] એટલામાટે હે રાજા! પ્રથમ પગથીએ પગથીએ ચડવાની રીતે વિરાટ્, સૂક્ષ્મ અને અંતર્યામિરૂપ ભગવતીને ભજો અને પછી ચિત્ત શુદ્ધ થાય ત્યારે સચ્ચિદાનંદ શબ્દના લક્ષ્યાર્થરૂપ અને પ્રપંચના ઉલ્લાસથી રહિત પરબ્રહ્મરૂપ પરાશક્તિનું આરાધન કરો.[૧૫,૧૬] એ પરાશકિતમાં ચિત્તનો લય કરવો એજ તેમનું આરાધન કહેવાય છે. હે રાજા! ધર્માત્મા અને ઉદાર મનવાળા સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ કે જેઓ પરાશકિતના ભક્ત હતા તેઓનું પવિત્ર, કીર્ત્તિ આપનાર, ધર્મ ધારનાર અને બુદ્ધિ તથા સદ્ગતિ આપનાર ચરિત્ર મેં તમારી પાસે કહ્યું.[૧૭,૧૮] હવે બીજું શું સાંભળવાની તમારી ઈચ્છા છે?

જનમેજય પૂછે છેઃ– પ્રથમ (તૃતીય સ્કંધમાં) તમે કહી ગયા છો કે 'ભુવનેશ્વરીએ સદાશિવને ગૌરી, વિષ્ણુને લક્ષ્મી અને નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માને સરસ્વતી આપ્યાં હતાં' પણ જગતમાં કહેવાય છે કે 'ગૌરી દક્ષની તથા હિમાલયની પુત્રી છે,[૧૯,૨૦] અને લક્ષ્મી ક્ષીરસાગરની પુત્રી છે.' આમ છે ત્યારે ભુવનેશ્વરીથી ઉત્પન્ન થયેલી ગૌરી અને લક્ષ્મીને બીજાની કન્યાપણું કેમ ઘટે?[૨૧] હે મોટા મુનિ! લોકોની વાત અસંભવિત લાગે છે, તેમાં સંશય રહે છે, માટે આપ કે જે સંશયોના છેદનમાં તત્પર છો તે, મારા સંશયને જ્ઞાનરૂપ ખડ્ગથી કાપો.[૨૨]

વ્યાસ કહે છેઃ–હે રાજા! સાંભળો. હું પરમ અદ્ભુત રહસ્યવાત તમારી પાસે કહું છું. તમે દેવીના ભક્ત છો માટે તમારી પાસે નાહિ કહેવા યોગ્ય કાંઇ પણ નથી.[૨૩] જ્યારે ભુવનેશ્વરીએ ત્રણ દેવને ત્રણ દેવીઓ આપી ત્યારથી એ ત્રણ દેવો સૃષ્ટિ સંબંધી કાર્યો કરવા લાગ્યા હતા.[૨૪] હે રાજા! કેટલોક સમય ગયા પછી મોટા પરાક્રમવાળા હાલાહલ નામના દૈત્યો ઉત્પન્ન થયા અને તેઓએ ક્ષણમાત્રમાં ત્રૈલોક્યને જીતી લીધું.[૨૫] બ્રહ્માના વરદાનથી ગર્વ પામેલા એ દૈત્યોએ પોતાની સેનાઓથી કૈલાસને તથા વૈકુંઠલોકને પણ ઘેરી લીધો.[૨૬] એ જોઇને શિવે તથા વિષ્ણુએ યુદ્ધનો ઉદ્યોગ કર્યો અને સાઠ હજાર વર્ષ સુધી મહાભયંકર યુદ્ધ થયું.[૨૭] દેવ અને દૈત્યોની સેનાઓમાં મોટો હાહાકાર વર્તી રહ્યો. પછી શિવે અને વિષ્ણુએ મોટા પ્રયત્નથી એ દૈત્યોને માર્યા.[૨૮] માર્યા પછી શિવ અને વિષ્ણુએ પોતપોતાના સ્થાનકમાં જઇને પોતાની શક્તિઓ; કે જેઓના પ્રભાવથી પોતે દૈત્યોને મારી શક્યા હતા તેઓની પાસે પોતાના પરાક્રમનું અભિમાન કર્યું.[૨૯] એઓને ખોટું અભિમાન થએલું જાણી ગૌરી અને લક્ષ્મીએ છળથી તેઓની હાંસી કરી. એ સ્ત્રીઓને હસતી જોઈ, માયાએ કરેલા મોહને લીધે ક્રોધ પામેલા એ બે દેવોએ પોતાની એ સ્ત્રીઓનું અપમાન કરીને કઠોર વચન કહ્યાં.[૩૦,૩૧] આ ઉપરથી ગૌરી તથા લક્ષ્મી તેજ ક્ષણે પોતાના પતિઓને છોડી દઇને અંતર્હિત થઈ ગયાં અને તે સમયે હાહા-

કાર થઈ રહ્યો.[32] પોતાની શક્તિઓનું અપમાન કરવાને લીધે શિવ અને વિષ્ણુ, એ બન્ને તે સમયે તેજ વગરના, શક્તિ રહિત, વિક્ષેપ પામેલા અને બુદ્ધિ વગરના થઈ ગયા.[33] એઓને જોઈ બ્રહ્માને ભારે ચિંતા થઇ કે 'આ તે શું થયું ? આ શિવ અને વિષ્ણુ કે જેઓ દેવતાઓમાં મુખ્ય છે તેઓ કાર્ય કરવામાંઅશક્ત કેમ થઈ ગયા. આ સંકટ કયા કારણથી પ્રાપ્ત થયું ?[34] નિરપરાધ જગતનો આ અકાળમાં પ્રલય થવાનો છે કે શું ? આનું કારણ મારા જાણવામાં આવતું નથી તો તેનો ઉપાય શી રીતે બની શકે ?" આ પ્રમાણે અત્યંત ચિંતાતુર થએલા બ્રહ્માએ નેત્રો મીચીને ધ્યાન કર્યું.[35,36] ત્યાં એ સઘળું પરાશક્તિના કોપથી થયું છે એમ જાણવામાં આવવાથી બ્રહ્મા ઉપાય કરવામાં તત્પર થયા. ઉપાયની યોગ્ય ગોઠવણ થઈ ને શિવ અને વિષ્ણુ સ્વસ્થ થતાં સુધી બ્રહ્માએ પોતાની શક્તિના પ્રભાવથી તેઓનું કામ પોતે ચલાવવા માંડયું.[37,38] પછી તેઓનું કલ્યાણ કરવા સારૂ તુરત મનુ અને સનક આદિ પોતાના પુત્રોને બોલાવ્યા.[39] પાસે આવી પ્રણામ કરી ઉભેલા તે પુત્રોને બ્રહ્માએ કહ્યું કેઃ—"હું હમણાં કામમાં લાગેલો છું અને પરાશક્તિને રાજી કરવા સારૂ જગતનો ભાર મેં ઉઠાવેલો છે તેથી આ સમયમાં મારાથી તપ કરી શકાય એમ નથી. હમણાં પરાશક્તિના કોપથી શિવ અને વિષ્ણુ વિક્ષેપ પામેલા છે માટે તેઓને સ્વસ્થ કરવા સારૂ તમો પરમભક્તિથી અદ્‌ભુત તપ કરીને એ પરાશક્તિને પ્રસન્ન કરો.[40-42] જેવી રીતે એઓ પોતપોતાની શક્તિઓ પામીને આગળ હતા તેવા થાય એ પ્રમાણે કરો. હે પુત્રો ! આમ કરવાથી તમારો યશ વધશે.[43] જેના કુલમાં એ બે શક્તિઓનો જન્મ થશે તે ભાગ્યશાળી ગણાતાં તેનું કુલ સર્વ જગતને પવિત્ર કરશે અને પોતે પણ કૃતાર્થ થશે."[44] આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી નિર્મળ અંતઃકરણવાળા દક્ષ આદિ તેમના સઘળા પુત્રો પરાશક્તિનું આરાધન કરવા સારૂ વનમાં ગયા.[45]

**पितामहवचः श्रुत्वा गताः सर्वे वनांतरे ॥**
**रिराधयिषवः सर्वे दक्षाद्या विमलांतराः॥४६॥**

**ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૯**

---

## अध्याय ३० मो.

### ગૌરીનો જન્મ અને દેવીનાં પીઠાદિનું વર્ણન.

**व्यास उवाच**

**ततस्ते तु वनोद्देशे हिमाचलतटाश्रयाः ॥**
**मायाबीजजपासक्तास्तपश्चेरुःसमाहिताः ॥१॥**

વ્યાસ કહે છેઃ—પછી તેઓ હિમાલયની તળેટીના વનમાં રહી માયાબીજના જપમાં તત્પર થઇ ધ્યાન ધરીને તપ કરવા લાગ્યા.[1] પરાશક્તિનું ધ્યાન કરતાં લાખ વર્ષ નીકળી ગયાં ત્યારે તે દેવીએ પ્રસન્ન થઇને તેઓને પ્રત્યક્ષ દર્શન દીધું.[2] એમના ચાર હાથમાં અનુક્રમથી પાશ, અંકુશ, વરદાનની મુદ્રા અને અભયની મુદ્રા હતી.[3] ત્રણ નેત્રવાળાં, કરૂણારસથી ભરપૂર અને સચ્ચિદાનંદ તે જગદંબાને જોઈ નિર્મળ મનવાળા તે લોકોએ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

દક્ષાદિક સ્તુતિ કરે છેઃ—હે દેવિ ! આપ કે જે વ્યષ્ટિ સ્થૂલ દેહના અભિમાની વિશ્વરૂપ, સમષ્ટિ સ્થૂલ દેહના અભિમાની વૈશ્વાનર રૂપ, વ્યષ્ટિ લિંગ દેહના અભિમાની તૈજસરૂપ, સમષ્ટિ લિંગ દેહના અભિમાની સૂત્રાત્મારૂપ, વ્યષ્ટિ કારણ દેહના અભિમાની પ્રજ્ઞારૂપ અને સમષ્ટિ કારણ દેહના અભિમાની અવ્યાકૃત-

રૂપ છો તેમને અમો પ્રણામ કરીએ છીએ. વળી આપ કે જે જીવના અધિષ્ઠાનભૂત બ્રહ્મરૂપ, સર્વરૂપ અને સર્વ શબ્દોના લક્ષ્યાર્થ રૂપ છો, તેમને વારંવાર નમીએ છીએ."

વ્યાસ કહે છેઃ–દક્ષ આદિ નિર્મલ મુનિઓ આ પ્રમાણે જગદંબાની સ્તુતિ કરીને તેમના ચરણારવિંદમાં નમ્યા. પછી પ્રસન્ન થએલાં દેવીએ કોયલ સરખા સ્વરથી તેઓને કહ્યું[૪-૮] કેઃ–"હે ભાગ્યશાળીઓ ! વર માગો. હું સર્વદા વરદાન દેનારી છું." એ પ્રમાણે જગદંબાનું વચન સાંભળી તેઓએ માગ્યું કે 'શિવ અને વિષ્ણુના શરીરમાં શાંતિ થવી જોઈએ અને તેઓને તેઓની શક્તિઓ મળવી જોઇએ.' એઓમાં દક્ષપ્રજાપતિએ વળી વધારે માગ્યું કે "હે જગદંબ ! તમારો જન્મ મારા કુલમાં થવો જોઇએ કે જેથી હું કૃતાર્થ થાઉં. હે પરમેશ્વરિ ! જપ, ધ્યાન, પૂજા અને નોખનોખાં આપનાં સ્થાનકો વિષે આપના મ્હોડાથીજ મને કહો."

દેવી કહે છેઃ–મારી શક્તિઓનું અપમાન કરવાને લીધે શિવ તથા વિષ્ણુની એવી દશા થઈ છે.[૯-૧૨] માટે એવો અપરાધ કદી પણ નહિ કરવો જોઇએ. હવે મારી કૃપાના લેશથી તેઓના શરીરમાં સ્વસ્થતા થશે.[૧૩] અને એઓનેવાસ્તે મારી પ્રેરણાથી એક શક્તિ તમારા ઘરમાં જન્મશે અને બીજી શક્તિ ક્ષીરસાગરમાં જન્મશે.[૧૪] જે માયાબીજ છે તે મારો મુખ્ય મંત્રી છે. એથી સર્વદા હું રાજી થાઉં છું. મારા વિરાટ સ્વરૂપનું અથવા હમણાં તમારી આગળ ઉભેલા આ સ્વરૂપનું અથવા સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન કરવું. આ સઘળું જગત મારા સ્થાનરૂપ છે. તમ લોકોએ સર્વદા મારૂં પૂજન અને મારૂં ધ્યાન કરવું.[૧૫,૧૬]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે કહીને તે મણિદ્વીપમાં રહેનારાં દેવી અંતર્ધાન થઈ ગયાં, અને દક્ષ આદિ સઘળા મુનિઓ બ્રહ્માની પાસે આવ્યા.[૧૭] તેમની પાસે આવીને તેઓએ પ્રેમથી સઘળી વાત કહી સંભળાવી. પછી પરાશક્તિની કૃપાથી શિવ અને વિષ્ણુ સ્વસ્થ થઈને પોતપોતાનું કામ કરવામાં સમર્થ થયા અને ગર્વ છોડીને રહેવા લાગ્યા. હે જનમેજય ! આ વાતને કેટલોક સમય ગયા પછી દક્ષને ઘેર પરાશક્તિના તેજનો અવતાર થયો. એ સમયે રાજી થએલા સર્વે દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૮-૨૦] સ્વર્ગલોકમાં સંભ્રમમાં પડેલા લોકો હાથની ઠોણીઓથીજ દુંદુભિઓ વગાડવા લાગ્યા, નિર્મળ અંતઃકરણવાળા સાધુ લોકોનાં મન પ્રસન્ન થયાં,[૨૧] નદીઓ માર્ગે ચાલવા લાગી અને સૂર્યની કાંતિ સ્વચ્છ થઈ. મહામંગળરૂપ જગદંબાના જન્મસમયમાં સર્વત્ર મંગળ વર્તી રહ્યું.[૨૨] પરાશક્તિ સત્ય હોવાને લીધે દક્ષપ્રજાપતિએ તેમના અવતારરૂપ પોતાની પુત્રીનું નામ 'સતી' એવું રાખ્યું. એ સતી કે જે પ્રથમ શિવની શક્તિ હતાં તેજ પાછાં દક્ષપ્રજાપતિએ શિવને આપ્યાં.[૨૩] હે રાજા ! દુર્ભાગ્યના યોગથી દક્ષે અપરાધ કરતાં એ સતી પાછાં અગ્નિમાં બળી મુવાં હતાં.

જનમેજય પૂછે છેઃ–હે મુનિ ! આ તો અનર્થજેવી વાત તમે સંભળાવી.[૨૪] જેના નામનું સ્મરણ કરવાથી મનુષ્યોને સંસારરૂપી અગ્નિનો ભય થતો નથી તે પોતે મહાવસ્તુરૂપ સતી અગ્નિમાં કેમ બળી મુવાં? દક્ષ પ્રજાપતિના કયા કર્મના પરિપાકથી એવું અનિષ્ટ થયું?

વ્યાસ કહે છેઃ–હે રાજા ! સતીને બળવાના કારણરૂપ જે પૂર્વનું વૃત્તાંત છે તે સાંભળો.[૨૫,૨૬] કોઇ દિવસે દુર્વાસા મુનિ જાંબુના રસની નદી કે જ્યાં સુવર્ણ થાય છે ત્યાં ગયા

હતા. એ સ્થાનકમાં ‘જંબૂનદેશ્વરી’ નામનાં દેવીનાં દર્શન કરીને તેમણે માયાબીજનો જપ કર્યો.[૨૭] એ ઉપરથી દેવીએ પ્રસન્ન થઈને તેમને પ્રસાદરૂપે પોતાના ગળામાં પહેરેલી માળા આપી. મકરંદરૂપી મદથી વ્યાપ્ત અને જે ઉપર ઘણા ભ્રમરો ફરતા હતા, એવી એ માળાને દુર્વાસાએ માથે ચડાવી. ત્યાંથી નીકળીને એ તપસ્વી આકાશ માર્ગથી સતીના દર્શનને વાસ્તે સતીના પિતા દક્ષની પાસે આવ્યા અને ત્યાં સતીના ચરણમાં નમ્યા.[૨૮-૩૦] એ મુનિને દક્ષે પૂછ્યું કે ‘હે સ્વામી! પૃથ્વીમાં મનુષ્યોને ન મળે એવી આ અલૌકિક માળા કોની છે અને તમને શી રીતે મળી છે?’[૩૧] એ પ્રમાણે દક્ષનું વચન સાંભળી જેના નેત્રમાં આનંદનાં આંસુ ભરાઇ આવ્યાં એવા દુર્વાસાએ પ્રેમથી ગદ્ગદ વાણીવડે તેને ઉત્તર આપ્યો કે ‘જગદંબાનો આ મોટો પ્રસાદ મને મળ્યો છે.’[૩૨] મુનિનું વચન સાંભળી દક્ષે તેમની પાસેથી એ માળા માગી. ‘સઘળા ત્રૈલોક્યમાં શક્તિના ભક્તને ન આપવા જેવી કોઈ વસ્તુ નથી’ એમ જાણીને દુર્વાસાએ તે માળા દક્ષને આપી. દક્ષે એ માળાને માથે ચડાવીને પોતાને સ્ત્રીની સાથે સૂવાનું જે રમણીય શયન હતું તેમાં રાખી. પછી એ દક્ષ માળાના ગંધથી વધારે કામાતુર થઇને રાત્રે તે સ્થલમાં મૈથુન કરવા લાગ્યો.[૩૩-૩૫] એ પાપને લીધે તેને સદાશિવ ઉપર અને સતી ઉપર દ્વેષ ઉત્પન્ન થયો. હે રાજા! સતીએ પોતાના પિતાને અપરાધી જોઇને પતિવ્રતાનો ધર્મ દેખાડવા સારૂ, તેના શરીરથી ઉત્પન્ન થએલા પોતાના દેહને યોગરૂપ અગ્નિથી બાળી નાખ્યો અને પાછાં તે દેવી હિમાલયમાં પ્રકટ થયાં.

જનમેજય પૂછે છેઃ–સતી કે જે સદાશિવને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં હતાં તેમનો દેહ બળતાં તેના વિયોગથી પરવશ થઈને સદાશિવે શું કર્યું?

વ્યાસ કહે છેઃ–હે રાજા! એ પછી જે થયું તે મારાથી કહી શકાતું નથી.[૩૬-૩૯] શિવના કોપરૂપ અગ્નિથી ત્રૈલોક્યનો પ્રલય થવા લાગ્યો હતો. શિવના કોપને લીધે ભદ્રકાળી તથા બીજા પાર્ષદો સહિત વીરભદ્ર ઉત્પન્ન થયા. એ વીરભદ્રે જ્યારે ત્રૈલોક્યનો પ્રલય કરવાનો ઉદ્યોગ કર્યો ત્યારે બ્રહ્માદિક દેવતાઓ સદાશિવને શરણે ગયા.[૪૦,૪૧] પોતાના સર્વસ્વનો નાશ થયા છતાં પણ કરૂણાના ભંડારરૂપ સદાશિવે તેઓને અભયદાન દીધું અને વીરભદ્રે મારી નાખેલા દક્ષના ધડની સાથે બોકડાનું માથું સંધાવીને તેને જીવતો કર્યો. પછી ખેદ પામેલા મહાત્મા સદાશિવ દક્ષના યજ્ઞના સ્થાનકમાં આવીને ઘણા દુઃખથી રોવા લાગ્યા[૪૨,૪૩] અને તે પછી પરાશક્તિના અંશરૂપ સતીને અગ્નિમાં બળતાં જોઈ ‘હાય સતી હાય સતી’ એમ વારંવાર બોલતાં તેમના શરીરને કાંધ ઉપર ચડાવીને ઉન્મત્ત ચિત્તથી અનેક પ્રદેશોમાં ભમવા લાગ્યા. એ સમયમાં બ્રહ્માદિક દેવતાઓને મોટી ચિંતા થઈ.[૪૪,૪૫] વિષ્ણુએ વિચાર કર્યો કે “જો સતીના અવયવોને કાપી નાખીને હું નોખનોખા પ્રદેશમાં ફેંકી દઉં તો મોહને લીધે સદાશિવ તે તે પ્રદેશોમાં રહેશેઃ નહિ તો સતીને લઇને બ્રહ્માંડથી બહાર જતા રહેશે.”આવો વિચાર કરી વિષ્ણુએ ધનુષ હાથમાં લઇને સતીના અવયવોને કાપી નાખ્યા અને તે અવયવો નોખનોખાં સ્થાનકોમાં પડ્યા. જે જે સ્થાનકોમાં સતીના અવયવો પડ્યા તે તે સ્થાનકોમાં નોખનોખી મૂર્તિઓથી સદાશિવ રહ્યા. પછી સદાશિવે દેવતાઓને કહ્યું કેઃ–“જે પુરૂષો આ સ્થાનકોમાં પરમ ભક્તિથી દેવીનું પૂજન કરશે તેઓને કાંઈ પણ દુર્લભ રહેશે

નહિ.[૪૬-૪૮] દેવી પોતાનાં અંગોમાં સર્વદા રહેલાં છે માટે આ સ્થાનકોમાં જે મનુષ્યો પુરશ્ચરણ કરશે તેઓનો મંત્ર સિદ્ધ થશે. તેમાં પણ માયાબીજના પુરશ્ચરણનો વિશેષ ચમત્કાર થશે."[૪૯] હે રાજાઓમાં ઉત્તમ ! આ પ્રમાણે કહીને વિરહથી આતુર થયેલા શંકર તે સ્થાનકોમાં જપ, ધ્યાન અને સમાધિથી કાલક્ષેપ કરવા લાગ્યા.[૫૦]

જનમેજય પૂછે છેઃ—એ સ્થાનકો અને તેઓમાં સિદ્ધ પીઠો ક્યાં ક્યાં છે અને કેટલાં છે ? તે મને કહો. સ્થાનકોનાં નામોની સાથે ત્યાં રહેલી દેવીઓનાં નામો પણ કહો.[૫૧] હે મોટા મુનિ ! આ વાત સાંભળવાથી હું કૃતાર્થ થઇશ માટે તુરત સંભળાવો.[૫૨]

વ્યાસ કહે છેઃ—હે રાજા ! સાંભળો. હવે દેવીનાં પીઠો કહું છું કે જેઓના શ્રવણ માત્રથી મનુષ્ય પાપરહિત થાય છે.[૫૩] સિદ્ધિને તથા સમૃદ્ધિને ઇચ્છનારા લોકોએ જે જે પીઠોમાં દેવીનું ઉપાસન તથા ધ્યાન કરવું યોગ્ય છે તે પીઠો વિષે હું યથાર્થ રીતે કહું છું.[૫૪] કાશીમાં ગૌરીનું મુખ પડયું હતું તો તે પીઠમાં જે ભગવતીનું રૂપ છે તેનું 'વિશાલાક્ષી' એવું નામ છે. નૈમિષારણ્યક્ષેત્રમાં 'લિંગધારિણી' નામ છે.[૫૫] પ્રયાગમાં 'લલિતા' કહેવાય છે. ગંધમાદનમાં 'કામુકી' કહેવાય છે. દક્ષિણ માનસમાં 'કુમુદા' કહેવાય છે. ઉત્તર માનસમાં 'વિશ્વકામા' કહેવાય છે, અને તે સઘળા મનોરથોને પૂર્ણ કરે છે. ગોમત પર્વતમાં 'ગોમતી' કહેવાય છે, મંદારાચલમાં 'કામચારિણી' કહેવાય છે.[૫૬,૫૭] ચૈત્રરથમાં 'મદોત્કટા' કહેવાય છે. હસ્તિનાપુરમાં 'જયંતી' કહેવાય છે. કનોજમાં 'ગૌરી' કહેવાય છે. મલયાચળમાં 'રંભા' કહેવાય છે.[૫૮] એકામ્રપીઠમાં 'કીર્ત્તિમતી' કહેવાય છે. વિશ્વક્ષેત્રમાં 'વિશ્વેશ્વરી' કહેવાય છે. પુષ્કરમાં 'પુરૂહૂતા' કહેવાય છે.[૫૯] કેદારપીઠમાં 'સન્માર્ગદાયિની' કહેવાય છે. હિમાલયના પૃષ્ઠમાં 'મંદા' કહેવાય છે. ગોકર્ણમાં 'ભદ્રકર્ણિકા' કહેવાય છે.[૬૦] સ્થાનેશ્વરમાં 'ભવાની' કહેવાય છે. બિલ્વકમાં 'બિલ્વપત્રિકા' કહેવાય છે. શ્રીશૈલમાં 'માધવી' કહેવાય છે. ભદ્રેશ્વરમાં 'ભદ્રા' કહેવાય છે.[૬૧] વરાહશૈલમાં 'જયા' કહેવાય છે. કમલાલયમાં 'કમળા' કહેવાય છે. રૂદ્રકોટિમાં 'રૂદ્રાણી' કહેવાય છે. કાલંજરમાં 'કાળી' કહેવાય છે.[૬૨] શાલગ્રામમાં ' મહાદેવી ' કહેવાય છે. શિવલિંગમાં ' જલપ્રિયા ' કહેવાય છે. મહાલિંગમાં ' કપિલા ' કહેવાય છે. માકોટમાં 'મુકુટેશ્વરી' કહેવાય છે.[૬૩] હરિદ્વારમાં 'કુમારી' કહેવાય છે. સંતાનમાં 'લલિતાંબિકા' કહેવાય છે. ગયામાં 'મંગલા' કહેવાય છે. પુરૂષોત્તમમાં 'વિમલા' કહેવાય છે.[૬૪] સહસ્રાક્ષમાં 'ઉત્પલાક્ષી' કહેવાય છે. હિરણ્યાક્ષમાં 'મહોત્પલા' કહેવાય છે. વિપાશામાં 'અમોઘાક્ષી' કહેવાય છે. પુંડ્રવર્દ્ધનમાં 'પાટલા' કહેવાય છે.[૬૫] સુપાર્શ્વમાં 'નારાયણી' કહેવાય છે. ત્રિકૂટમાં 'રૂદ્રસુંદરી' કહેવાય છે. વિપુલમાં 'વિપુલાદેવી' કહેવાય છે. મલયાચલમાં ' કલ્યાણી ' કહેવાય છે.[૬૬] સહ્યાદ્રિમાં 'એકવીરા' કહેવાય છે. હરિશ્ચંદ્રમાં 'ચંદ્રિકા' કહેવાય છે. રામતીર્થમાં 'રમણા' કહેવાય છે. યમુનામાં 'મૃગાવતી' કહેવાય છે.[૬૭] કોટિતીર્થમાં 'કોટવી' કહેવાય છે. માધવવનમાં 'સુગંધા' કહેવાય છે. ગોદાવરીમાં 'ત્રિસંધ્યા' કહેવાય છે. ગંગાદ્વારમાં 'રતિપ્રિયા' કહેવાય છે.[૬૮] શિવકુંડમાં 'શુભાનંદા' કહેવાય છે. દેવિકાના તટમાં 'નંદિની' કહેવાય છે. દ્વારકામાં 'રૂક્મિણી' કહેવાય છે. વૃંદાવનમાં 'રાધા' કહેવાય છે.[૬૯] મથુરામાં 'દેવકી' કહેવાય છે. પાતાલમાં 'પરમેશ્વરી' કહે-

વાય છે. ચિત્રકૂટમાં 'સીતા' કહેવાય છે. વિંધ્યાચળમાં 'વિંધ્યવાસિની' કહેવાયછે.[૭૦] કરવીરમાં 'મહાલક્ષ્મી' કહેવાય છે. વિનાયકમાં 'ઉમાદેવી' કહેવાય છે. વૈદ્યનાથમાં 'આરોગ્યા' કહેવાય છે. મહાકાલમાં 'મહેશ્વરી' કહેવાય છે.[૭૧] ઉષ્ણતીર્થમાં 'અભયા' કહેવાય છે. વિંધ્યપર્વતમાં 'નિતંબા' નામનું બીજું પણ સિદ્ધ પીઠ છે. માંડવ્યમાં 'માંડવી' કહેવાય છે. માહેશ્વરીપુરમાં 'સ્વાહા' કહેવાય છે.[૭૨] છલગંડમાં 'પ્રચંડા' કહેવાય છે. અમરકંટકમાં 'ચંડિકા' કહેવાય છે. સોમેશ્વરમાં 'વરારોહા' કહેવાય છે. પ્રભાસમાં 'પુષ્કરાવતી' કહેવાય છે.[૭૩] સરસ્વતીમાં 'દેવમાતા' કહેવાય છે. સમુદ્રના તટમાં 'પારાવારા' કહેવાય છે. મહાલયમાં 'મહાભાગા' કહેવાય છે. પયોષ્ણીમાં 'પિંગલેશ્વરી' કહેવાય છે.[૭૪] કૃતશાચમાં 'સિંહિકા' કહેવાય છે. કાર્ત્તિકમાં 'અતિશાંકરી' કહેવાય છે. ઉત્પલા વર્તકમાં 'લોલા' કહેવાય છે. શોણના સંગમમાં 'સુભદ્રા' કહેવાય છે.[૭૫] સિદ્ધવનમાં 'લક્ષ્મીમાતા' કહેવાય છે, અને ભરતના આશ્રમમાં અનંગા કહેવાય છે. જાલંધરમાં 'વિશ્વમુખી' કહેવાય છે. 'કિષ્કિંધ' પર્વતમાં 'તારા' કહેવાય છે.[૭૬] દારૂવનમાં 'પુષ્ટિ' કહેવાય છે. કાશ્મીર દેશમાં 'મેધા' કહેવાય છે. હિમાલયમાં 'ભીમાદેવી' કહેવાય છે. વિશ્વેશ્વરમાં 'તુષ્ટિ' કહેવાય છે.[૭૭] કપાલમોચનમાં 'શુદ્ધિ' કહેવાય છે. કાયા–વરોહણમાં 'માતા' કહેવાય છે. શંખોદ્ધારમાં 'ધરા' કહેવાય છે. પિંડારકમાં 'ધૃતિ' કહેવાય છે.[૭૮] ચંદ્રભાગામાં 'કલા' કહેવાય છે. અચ્છોદમાં 'શિવધારિણી' કહેવાય છે. વેણામાં 'અમૃતા' કહેવાય છે. બદરીમાં 'ઉર્વશી' કહેવાય છે.[૭૯] ઉત્તરકુરૂમાં 'ઔષધી' કહેવાય છે. કુશદ્વીપમાં 'કુશોદકા' કહેવાય છે. હેમકુટમાં 'મન્મથા' કહેવાય છે. કુમુદમાં 'સત્યવાદિની' કહેવાય છે.[૮૦] અશ્વત્થમાં 'વંદનીયા' કહેવાય છે. કુબેરના સ્થાનમાં 'નિધિ' કહેવાય છે. વેદના મુખમાં 'ગાયત્રી' કહેવાય છે. સદાશિવની પાસે 'પાર્વતી' કહેવાય છે.[૮૧] દેવલોકમાં 'ઇંદ્રાણી' કહેવાય છે. બ્રહ્માનાં મુખોમાં 'સરસ્વતી' કહેવાય છે. સૂર્યબિંબમાં 'પ્રભા' કહેવાય છે. માતૃગણમાં 'વૈષ્ણવી' કહેવાય છે.[૮૨] સતીઓમાં 'અરૂંધતી' કહેવાય છે. સ્ત્રીઓમાં 'તિલોત્તમા' કહેવાય છે. ચિત્તમાં જે બ્રહ્મકળા છે અને સર્વ પ્રાણિઓમાં જે શક્તિ છે તે પણ દેવીરૂપજ છે.[૮૩] હે જનમેજય ! આ એકસો આઠ પીઠ કહ્યાં અને તેટલીજ તેઓની ઈશ્વરી દેવીઓ પણ કહી.[૮૪] ઉપર જે મેં કહ્યું તેમ કેટલાંએક સતી દેવીનાં અંગો પડવાનાં સ્થાનરૂપ પીઠ કહ્યાં અને પ્રસંગને લીધે કેટલીએક દેવીની વિભૂતિઓ પણ કહી.[૮૫] પૃથ્વીમાં જે માણસ ઉપર કહેલાં એકસો આઠ નામોનું સ્મરણ કરે અથવા શ્રવણ કરે તે માણસ સર્વ પાપોથી મુક્ત થઇને દેવીના પરમ લોકમાં જાય.[૮૬] યાત્રાની રીતિને અનુસરીને જગદંબાનાં સઘળાં પીઠોમાં જવું અને ત્યાં શ્રાદ્ધાદિક કરીને પિતૃ આદિને તૃપ્ત કરવા.[૮૭] શાસ્ત્ર વિધિથી જગદંબાની મોટી પૂજા કરવી. જગદંબાની પાસે વારંવાર ક્ષમા માગવી.[૮૮] પોતાના આત્માને કૃતાર્થ જાણવો. પછી સઘળા બ્રાહ્મણોને, સુવાસિનિઓને, કુમારિકાઓને અને બટુક આદિને ભક્ષ્ય ભોજ્ય આદિથી જમાડવાં. હે જનમેજય ! એ ક્ષેત્રોમાં જેઓ ચાંડાલાદિક હોય તેઓ પણ દેવીરૂપ કહેલા છે; એટલા માટે તે સઘળાઓને સન્માન દેવું. એ ક્ષેત્રોમાં પ્રતિગ્રહ કરવા આદિ સઘળી ખટપટનો ત્યાગ કરવો.[૮૯-૯૧] પોતાની શક્તિ પ્રમાણે મંત્રનું પુરશ્ચરણ કરવું.

તે તે પીઠમાં રહેનારાં જગદંબાનું માયાબીજથી નિત્ય પૂજન કરવું અને પુરશ્ચરણ કરવું. દેવીની ભક્તિમાં તત્પર મનુષ્યે ધનનો લોભ નહિ કરવો.[૯૨-૯૩] જે પુરૂષ મનમાં પ્રસન્નતા રાખીને આ પ્રમાણે જગદંબાની યાત્રા કરે તે પુરૂષના પિતૃઓ હજાર કલ્પ સુધી મોટા બ્રહ્મલોકમાં વસે. પોતે પણ મણિદ્વીપમાં રહી અંતે પરમ જ્ઞાન પામીને સંસારરૂપી સમુદ્રમાંથી મુક્ત થાય.[૯૪,૯૫] એકસો આઠ નામોનો જપ કરવાથી ઘણા લોકો સિદ્ધ થએલા છે. જે ઠેકાણે નોખાં અથવા પુસ્તકમાં પણ લખેલાં એ નામો હોય તે ઠેકાણે ભૂતાદિકના કે મારીના ભય આદિ કાંઇ થતું નથી. પર્વણીમાં જેમ સમુદ્ર વધે છે તેમ નિત્ય સૌભાગ્ય વધતું જાય છે.[૯૬,૯૭] એકસોઆઠ નામોના જપ કરનારાને કાંઇ દુર્લભ રહેતું નથી. દેવીની ભક્તિમાં તત્પર રહેનારો મનુષ્ય કૃતાર્થ થાય છે.[૯૮] એ માણસ દેવીરૂપ કહેવાય છે તેથી તેને દેવતાઓ પણ નમે છે. દેવતાઓ પણ જ્યારે સઘળી રીતે પૂજે ત્યારે ઉત્તમ મનુષ્યો પૂજે તેમાં તો શું કહેવું?[૯૯] જે માણસ શ્રાદ્ધના સમયમાં આ ઉત્તમ એકસો આઠ નામોનો પાઠ કરે તેના સઘળા પિતૃઓ તૃપ્ત થઇને પરમ ગતિ પામે.[૧૦૦] હે રાજાઓમાં ઉત્તમ! આ મુક્તિના ક્ષેત્રરૂપ અને સાક્ષાત્ જ્ઞાનમય સિદ્ધ પીઠોને બુદ્ધિમાન્ મનુષ્યે સેવવાં જોઇએ.[૧૦૧] હે રાજા! જગદંબાના મહારહસ્ય વિષે જે તમે પૂછ્યું હતું તેનો સર્વ ઉત્તર મેં તમને કહ્યો. હવે તમે શું સાંભળવા ઇચ્છો છો?[૧૦૨]

पृष्टं यत्तत्त्वया राजन्नुक्तं सर्वं महेशि[illegible]: ॥
[illegible]र स्यान्तरहस्यं चा कि[illegible]य: श्रोतुमिच्छसि ॥१०२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૦

# अध्याय ३१ मो.

## હિમાલયને ત્યાં પ્રકટ થવાનું દેવીનું વરદાન

### जनमेजय उवाच

धराधराधीशमौलावाविरासीत्परं महः ॥
यदुक्तं भवता पूर्वं विस्तरात्तद्वदस्वमे ॥१॥

જનમેજય પૂછે છેઃ–આગળ તમે કહી ગયા છો કે 'હિમાલયને માથે બીજું પરમ તેજ પ્રકટ થયું હતુ" તો તે કથા મારી પાસે વિસ્તારથી કહો.[૧] કયો બુદ્ધિમાન પુરૂષ શક્તિની કથારૂપી અમૃત પીતાં તૃપ્ત થઇને અટકે. અમૃત પીનારાઓને તો કોઈ દિવસે પણ મૃત્યુ પ્રાપ્ત થાય છે પણ શકિતની કથારૂપ અમૃત પીનારાઓને કદી મૃત્યુ પ્રાપ્ત થતું નથી.[૨]

વ્યાસ કહે છે.–હે રાજા! તમને દેવીમાં સાચી ભક્તિ છે માટે તમે ધન્ય, કૃતાર્થ અને ભાગ્યશાળી છો. તમને મહાત્માઓએ સારો ઉપદેશ આપ્યો છે.[૩] હવે પૂર્વનું વૃત્તાંત સાંભળો. સતીનો દેહ અગ્નિમાં બળી જતાં સદાશિવ ભટકતા ભટકતા કોઇ દેશમાં સ્થિર થઈ પ્રપંચનું ભાન ભૂલી જઈ સમાધિમાં ચિત્ત રાખીને દેવીના સ્વરૂપનું ધ્યાન કરતાં ધૈર્યથી કાળ કહાડતા હતા.[૪,૫] એ સમયે સમુદ્રો, પર્વતો અને દ્વીપો સહિત સઘળું સચરાચર ત્રૈલોક્ય શક્તિહીન થઈ જવાને લીધે સૌભાગ્ય રહિત થયું હતુ.[૬] સઘળાઓના હૃદયની અંદર આનંદ સૂકાઇ ગયો હતો. સર્વે લોકો ઉદાસીન અને ચિંતાથી ઉજાજરા ચિત્તવાળા થયા હતા.[૭] સઘળા જીવો દુઃખરૂપી સમુદ્રમાં ડુબેલા અને રોગોથી ઘેરાઈ ગયા હતા. ગ્રહો અને દેવતાઓ વિપરીત ગતિથી ચાલવા લાગ્યા હતા.[૮] અધિભૂત અને અધિદૈવોમાં પણ ઘણા ઘણા ફેરફાર થઇ ગયા હતા.[૯] એજ સમયમાં 'તારક' નામનો મોટો દૈત્ય ઉત્પન્ન થયો હતો

અને તે બ્રહ્માના વરદાનને લીધે ત્રૈલોક્યનો અધિપતિ થયો હતો.[૧૦] 'સદાશિવનો જે ઔરસ પુત્ર થશે તે તને મારશે' એવી રીતનું વરદાન મળેલું હોવાથી અને તે સમયમાં શિવનો કોઈ ઔરસ પુત્ર નહિ હોવાને લીધે એ દૈત્ય ગર્જના કરતો હતો અને રાજી થતો હતો.[૧૧] તેણે ઉપદ્રવ કરવાથી સ્થાનભ્રષ્ટ થએલા સર્વે દેવતાઓ શિવનો ઔરસ પુત્ર નહિ હોવાને લીધે ભારે ચિંતા કરવા લાગ્યા કે "શિવને સ્ત્રીજ નથી તો તેમનો ઔરસ પુત્ર થવાનો સંભવ ક્યાંથીજ થાય ? આપણે કે જેઓ ભાગ્યરહિત છીએ તેઓનું કાર્ય કેમ સિદ્ધ થશે ?"[૧૨,૧૩] આ પ્રમાણે ચિંતાથી આતુર થએલા સર્વે દેવતાઓએ વૈકુંઠમાં જઈને એકાંતમાં વિષ્ણુની પાસે તે વાતનું નિવેદન કરતાં તેમણે ઉપાય કહ્યો[૧૪] કે "મનોરથો પૂરવામાં કલ્પવૃક્ષ સરખાં અને મહામંગલરૂપ, મણિદ્વીપમાં રહેનારાં ભુવનેશ્વરી વિદ્યમાન છે તે છતાં તમો સઘળા ચિંતાતુર શા માટે થયા છો ?[૧૫] આપણા અપરાધને લીધે તે આપણી ઉપેક્ષા કરે છે, બીજું કાંઈ કારણ નથી. આપણને શીખામણ દેવાને વાસ્તે જગદંબા આપણી ઉપેક્ષા કરે છે પણ મારી નાખવા સારૂ કરતાં નથી.[૧૬] મા જેમ દીકરાને રમાડે છે અને પ્રહાર પણ કરે છે તેમ જગદંબા આપણને લડાવે છે અને સમયપર શિક્ષા પણ કરે છે. મા જેમ દીકરાને પ્રહાર કરતાં પણ નિર્દયપણું વાપરે નહિ; તેમ ગુણદોષને સ્વાધીનમાં રાખનારાં જગદંબા પણ આપણને શિક્ષા આપવામાં નિર્દયપણું વાપરેજ નહિ.[૧૭] દીકરાનો અપરાધ તો પગલે પગલે થાય છે પણ મા વિના લોકમાં તે અપરાધને બીજો કોણ સહન કરે ?[૧૮] એટલા માટે તમો નિષ્કપટ ચિત્તવૃત્તિથી તે પરાશક્તિનું શરણ લો. વિલંબ કરો નહિ. એ પરાશક્તિ તમારૂં કાર્ય કરી આપશે."[૧૯] આ પ્રમાણે દેવતાઓને આજ્ઞા કરી સર્વ દેવના અધિપતિ વિષ્ણુ, દેવતાઓની સાથે તથા પોતાની સ્ત્રી લક્ષ્મીજીની સાથે ભગવતીનું આરાધન કરવા સારૂ હિમાલય નામના મોટા પર્વતમાં આવ્યા. ત્યાં આવી સર્વે દેવતાઓ પુરશ્ચરણ કરવા લાગ્યા.[૨૦,૨૧] દેવીના યજ્ઞના વિધિને જાણનારા સર્વે દેવતાઓએ દેવીના યજ્ઞ કર્યા અને તૃતીયા આદિનાં વ્રતો પણ તુરત કર્યાં.[૨૨] કેટલાએક નામના જપમાં તત્પર થયા, કેટલાએક દેવીનાં સૂક્તોનો જપ કરવા લાગ્યા, કેટલાએક દેવીનાં નામોનું પારાયણ કરવા લાગ્યા.[૨૩] કેટલાએક મંત્રોનું પારાયણ કરવા લાગ્યા, કેટલાએક કૃચ્છ્ર આદિ વ્રતો કરવા લાગ્યા, કેટલાએક અંતર્યોગ કરવા લાગ્યા, કેટલાએક ન્યાસમાં તત્પર થયા[૨૪] અને કેટલાએક આલસ્ય છોડી દઇને માયા–બીજથી પરાશક્તિની પૂજા કરવા લાગ્યા. હે જનમેજય ! આમ કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં[૨૫] ત્યારે અકસ્માત્ ચૈત્રમાસની નવમી અને શુક્રવારને દિવસે તેઓની આગળ વેદોક્ત તેજ પ્રકટ થયું.[૨૬] એનો પ્રકાશ કરોડ સૂર્યના જેવો હતો. ચારે દિશામાં દેહધારી ચાર વેદ સ્તુતિ કરતા હતા. શીતલતા કરોડ ચંદ્રમાના જેવી હતી. રતાશ કરોડ વિજળીના જેવી હતી. આડે ઉંચે કે મધ્યમાં તેનું કાંઇ માપ થઈ શકતું ન હતું.[૨૭,૨૮] આદિ કે અંત જણાતા ન હતા. હસ્તપાદાદિક અંગો હતાં નહિ. સ્ત્રીનું, પુરૂષનું કે નપુંસકનું પણ રૂપ ન હતું.[૨૯] હે રાજા ! એની પ્રભાથી સર્વે દેવતાઓનાં નેત્ર અંજાઇ ગયાં. પછી બીજી વાર ધૈર્ય રાખીને દેવતાઓએ જોયું તેટલી વારમાં એનું એ મનોહર દિવ્ય તેજ સ્ત્રીરૂપે જોવામાં આવ્યું. ફુટતી જુવાનીવાળાં એ દેવીનાં અંગ

અત્યંત રમણીય અને સુકુમાર હતાં. નીકળતાં અને પુષ્ટિવાળાં બે સ્તનોએ કમળના પોટાઓની શોભાને જીતી લીધી હતી. ઝાંઝર અને કટિમેખલામાં ઘુઘરીઓના સમૂહનો ઝમકાર થઇ રહ્યો હતો.[૩૦-૩૨] સોનાના બાજુબંધ, કેયૂર અને કંઠભૂષણ શોભી રહ્યાં હતાં. અમૂલ્ય મણિઓવાળો ગલબંધ પહેર્યો હતો.[૩૩] ગાલ ઉપર શ્યામ ચોટલાની લટો કેતકીના ન્હાના પત્રમાં બેઠેલા ભ્રમરોના જેવી શોભતી હતી. નિતંબ અને રોમપંક્તિની અપાર શોભા દેખાતી હતી.[૩૪] મ્હોડામાં કપૂરની કટકીવાળી પાન બીડી ભરી હતી. ઝળકતાં સોનાનાં કર્ણભૂષણોથી મુખારવિંદ દીપી રહ્યું હતું. એમનું લલાટ શુકલ પક્ષની આઠમના ચંદ્રમાના બિંબ જેવું હતું. ભમરો લાંબી હતી. નેત્ર રાતાં કમળસરખાં હતાં. નાસિકા રૂપાળી હતી. અધર મધુરતા ભરેલો હતો.[૩૫,૩૬] દાંતની અણીઓ મોગરાના ફૂલ જેવી હતી. મોતીના હાર શોભી રહ્યા હતા. રત્ન જડેલો મુકુટ પહેર્યો હતો. મસ્તકમાં આભૂષણરૂપે ચંદ્રમાની રેખા રાખી હતી. ચોટલામાં મલ્લિકા અને માલતીની માળાઓ ગુંથી હતી. કપાળમાં કેસરનો ચાંલ્લો કર્યો હતો. ચાર હાથમાં અનુક્રમે પાશ, અંકુશ, વર અને અભય ધર્યાં હતાં. ત્રણ નેત્ર અપાર રીતે શોભતાં હતાં. રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં. કાંતિ દાડમના ફૂલના જેવી હતી.[૩૭,૩૯] સઘળા શણગારવાળો વેષ ધર્યો હતો. સઘળા પાર્ષદો પ્રણામ કરતા હતા. પ્રસન્નતાને લીધે મુખારવિંદથી મંદમંદ હસતાં હતાં. સાચી કરૂણાની મૂર્ત્તિરૂપ, સઘળી આશાઓને પૂરનારાં, સર્વને ઉત્પન્ન કરનારાં અને સર્વને મોહિત કરનારાં એ જગદંબાને દેવતાઓએ પોતાના સમીપમાં દીઠાં.[૪૦,૪૧] એમને જોઈ સઘળા દેવતાઓ પગે લાગ્યા પણ આંસુઓથી કંઠ રોકાઈ જવાને લીધે કાંઇ બોલી શકયા નહિ.[૪૨] પછી પ્રેમનાં આંસુઓથી જેઓનાં નેત્ર ભરાઇ રહ્યાં હતાં એવા દેવતાઓ ભક્તિથી માથાં નમાવી માંડ માંડ સ્થિરતા પકડીને તે જગદંબાની સ્તુતિ કરવા લાગ્યા.[૪૩]

દેવતાઓ સ્તુતિ કરે છે–જગત્‌માં ક્રીડા કરનારાં આપ મોટાં દેવી કે જે મંગલરૂપ, સર્વના ઉપાદાન કારણરૂપ, અને કલ્યાણમય છો તેમને અમો સાવધાનપણાથી વારંવાર પ્રણામ કરીએ છીએ.[૪૪] આપ કે જે અગ્નિજેવા રાતા વર્ણવાળાં, સર્વજ્ઞ, અત્યંત દીપ્તિવાળાં, કર્મોનાં ફલોને વાસ્તે લોકોએ સેવેલાં અને જેની પ્રાપ્તિ અષ્ટાંગ યોગથી પણ મળવી કઠણ છે એવાં છો, તેમને અમો જ્ઞાનથી તરી શકાય એવા આ સંસારમાંથી તરવાને વાસ્તે શરણાગત થએલા છીએ અને પ્રણામ કરીએ છીએ.[૪૫] પ્રકાશવાળી વૈખરી વાણી કે જેને પ્રાણીએ ઉત્પન્ન કરી છે, જેને ઘણા રૂપવાળા અમ જેવા પશુઓ બોલે છે, જેથી સર્વ વ્યવહારો સિદ્ધ થાય છે, જેથી અન્ન તથા બળ મળે છે અને જે પ્રતિષ્ઠા આદિથી મત્ત કરનારી છે તે વાણી આ સ્તુતિ કરવાને લીધે અમોને પ્રાપ્ત થાઓ.[૪૬] પરમ પવિત્ર મહામંગલરૂપ આપ કે જે પ્રલયમાં કાળનો પણ નાશ કરનારાં, વેદે વખાણેલાં, લક્ષ્મીરૂપ, પાર્વતીરૂપ, સરસ્વતીરૂપ, અદિતિરૂપ અને દક્ષની પુત્રી સતીરૂપ છો તેમને નમીએ છીએ.[૪૭] મહાલક્ષ્મીને જાણીએ છીએ અને સર્વ શક્તિનું ધ્યાન કરીએ છીએ, માટે હે દેવિ ! અમોને જ્ઞાનમાં સારી રીતે જોડજો.[૪૮] તમે કે જે વિરાટ્, સૂત્રાત્મા, અવ્યાકૃત અને પરબ્રહ્મરૂપ છો તેમને વારંવાર નમીએ છીએ.[૪૯] જેના અજ્ઞાનથી રજ્જુમાં અને માળામાં સર્પની પેઠે

આ જગત દેખાય છે અને જેને જાણવાથી લય પામે છે તે ભુવનેશ્વરીને પ્રણામ કરીએ છીએ.[૫૦] 'તત્ત્વમસિ' એ શ્રુતિમાંના તત્પદનો લક્ષ્યાર્થ કે જે અખંડ આનંદરૂપ, એકરસ, ચૈતન્યરૂપ અને વેદના તાત્પર્યની ભૂમિકારૂપ છે, તે રૂપ આપને પ્રણામ કરીએ છીએ. તેમજ એ શ્રુતિમાના ત્વં પદનો પણ લક્ષ્યાર્થ કે જે પાંચે કોશથી ન્યારો, ત્રણે અવસ્થાનો સાક્ષી અને પ્રત્યગાત્મારૂપ છે, તે રૂપ આપને પ્રણામ કરીએ છીએ.[૫૧-૫૨] આપ કે જે ઓંકાર રૂપ, હ્રીંકારરૂપ મૂર્તિવાળાં, કરૂણારૂપ અને અનેક પ્રકારના મંત્રોરૂપ છો તેમને વારંવાર પ્રણામ કરીએ છીએ.[૫૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં તે મણિદ્વીપમાં રહેનારાં અને મદોન્મત્ત કોયલ સરખા શબ્દવાળાં ભગવતીએ મધુરવાણીથી તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૫૪]

દેવી કહે છેઃ—હે દેવતાઓ! તમો જેને વાસ્તે અહીં ભેળા થયા છો તે કામ કહો. હું વરદાન આપનારી અને સર્વદા કલ્પવૃક્ષની પેઠે ભક્તોના મનોરથોને પૂરનારી છું.[૫૫] તમો કે જેઓ ભક્તિવાળા છો તેઓને હું વિદ્યમાન છતાં શી ચિંતા છે? હે ઉત્તમ દેવતાઓ! હું મારા ભક્તોને દુઃખમય સંસારરૂપી સમુદ્રમાંથી બહાર કહાડું છું એ મારી સત્ય પ્રતિજ્ઞા જાણો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ભગવતીની પ્રેમ ભરેલી વાણી સાંભળી રાજી થએલા અને નિર્ભય થએલા દેવતાઓએ તેમની પાસે નીચે પ્રમાણે પોતાના દુઃખનું નિવેદન કર્યું.

દેવતાઓ કહે છેઃ—આ ત્રૈલોક્યમાં કાંઇ પણ તમારાથી અજાણ્યું નથી, કારણ કે તમે સર્વજ્ઞ અને સર્વના સાક્ષિરૂપ છો. હે પરમેશ્વરિ! તારક નામનો મોટો દૈત્ય અમને નિરંતર પીડા કરે છે.[૫૬-૫૯] એનો વધ શિવના ઔરસ પુત્રના હાથથી થશે, એમ બ્રહ્માએ ઠરાવેલું છે પણ આપ જાણો છો કે શિવની કોઈ સ્રીજ નથી.[૬૦] હે અંબિકા! સર્વજ્ઞની પાસે પામર લોકોએ શું નિવેદન કરવું? જે નિવેદન કરવાનું છે તેને તમે નથી જાણતાં? આટલું અમે સંક્ષેપથી કહ્યું. બીજું જે રહ્યું તેનો આપ વિચાર કરી લો.[૬૧] અમોને આપના ચરણારવિંદમાં સર્વદા અવિચળ ભક્તિ રહો! એટલુંજ અમારે મુખ્ય માગવાનું છે. બીજું તો દેહાભિમાનને લઇને માગીએ છીએ.[૬૨]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી જગદંબાએ તેઓને નીચે પ્રમાણે કહ્યું.

જગદંબા કહે છેઃ—મારી શક્તિરૂપ જે ગૌરી છે તે હમણાં હિમાલયને ઘેર અવતરશે.[૬૩] તે ગૌરીનો સદાશિવની સાથે વિવાહ કરાવજો એટલે એ તમારૂં કાર્ય કરી આપશે. તમોને મારા ચરણારવિંદમાં પ્રેમભક્તિ પ્રાપ્ત થજો.[૬૪] હિમાલય ઘણી ભક્તિથી મનવડે મારી ઉપાસના કરે છે એટલામાટે તેને ઘેર અવતરવામાં મારી રૂચિ છે.[૬૫]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે જગદંબાનું મોટા અનુગ્રહથી ભરેલું વચન સાંભળી જેનાં નેત્ર અને કંઠ આંસુથી રોકાઇ ગયાં એવા હિમાલયે જગદંબાને નીચે પ્રમાણે કહ્યું.[૬૬]

હિમાલય કહે છેઃ—તમે જેના ઉપર અનુગ્રહ કરવાનું ધારો તેને મોટામાં મોટો કરો છો. નહિતર જડ અને સ્થાવરરૂપ હું ક્યાં અને સચ્ચિદાનંદરૂપ તમે ક્યાં? સેંકડો જન્મોનાં અશ્વમેધ આદિ પુણ્યોથી અથવા સમાધિનાં પુણ્યોથી પણ હું તમારો પિતા થાઉં એ વાત ધારી શકાયજ નહિ. હવે આ સંસારમાં મારી કીર્ત્તિ થશે, કે "અહો! જગદંબા

આ હિમાલયની દીકરી થયાં, માટે હિમાલય ધન્ય અને ભાગ્યશાળી છે.[૬૭-૬૮] જેના ઉદરમાં કરોડો બ્રહ્માંડો છે, તે જગદંબા જેની દીકરી થયાં તેના જેવો પૃથ્વીમાં બીજો કોણ થાય?"[૭૦] મારા પિતૃઓ કે જેઓના વંશમાં મારા જેવો થયો તેઓને વાસ્તે કયા ઉત્તમ સ્થાનનું નિર્માણ થયું હશે તે હું જાણતો નથી.[૭૧] આપે પ્રેમ ભરેલી કૃપાથી મને જેમ આ વરદાન આપ્યું તેમ સર્વ વેદાંતોથી સિદ્ધ જે આપનું સ્વરૂપ હોય તે પણ મને કહો. હે પરમેશ્વરિ ! વેદપ્રતિપાદિત યોગ અને ભક્તિસહિત જ્ઞાન પણ તેની સાથે કહો કે જેથી હું તમારા રૂપજ થઇ જાઉં.[૭૨,૭૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે હિમાલયનાં વચન સાંભળી જેમનું મુખારવિંદ પ્રસન્ન થયું એવાં જગદંબાએ વેદમાં પણ ગુપ્ત રહેલું પોતાનું રહસ્ય કહેવાનો આરંભ કર્યો.[૭૪]

**इति तस्य वचः श्रुत्वा प्रसन्नमुखपंकजाः ॥**
**वक्तुमारभतांबा सा रहस्यं श्रुतिगूहितम् ॥७४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૧**

## अध्याय ३२ मो. આત્મતત્વ નિરૂપણ

### श्री देव्युवाच.

**शृण्वंतु निर्जराः सर्वे व्याहरंत्यावचो मम ॥**
**यस्य श्रवणमात्रेण मद्रूपत्वं प्रपद्यते ॥ १ ॥**

દેવી કહે છેઃ—હું હવે ભાષણ કરૂં છું તે સર્વે દેવતાઓ સાંભળજો. આ ભાષણ સાંભળવાથી મારા રૂપની પ્રાપ્તિ થાય છે.[૧] હે પર્વતોના અધિપતિ હિમાલય ! સૃષ્ટિથી પહેલાં આત્મસ્વરૂપે હુંજ હતી. બીજું કાંઇ ન હતું કે જે આત્મસ્વરૂપને શ્રુતિઓ ચૈતન્ય, જ્ઞાન અને પરબ્રહ્મ આદિ શબ્દોથી કહે છે.[૨] એ આત્મસ્વરૂપ અનુમાનથી જણાય એમ નથી. શ્રુતિઓ પણ જાતિ, ગુણ, ક્રિયા કે સંજ્ઞાઓથી તેને બતાવી શકતી નથી. એને કોઇની ઉપમા લાગુ પડતી નથી. એ તત્વમાં કોઇ પણ વિકાર નથી. એ મારા આત્મરૂપમાં કોઇ સ્વતઃસિદ્ધ શક્તિ છે કે જે માયા કહેવાય છે.[૩] એનો બ્રહ્મજ્ઞાનથી બોધ થાય છે માટે સાચી કહેવાતી નથી, તેમ એમાં વ્યાવહારિક સત્તા હોવાથી ખોટી પણ કહેવાય એમ નથી. પરસ્પર વિરૂદ્ધ ધર્મો એક ઠેકાણે રહેવા સંભવે નહિ તેથી એ શક્તિમાં સત્યપણું અને અસત્યપણું બન્ને રહ્યાં છે, એમ પણ કહી શકાતું નથી. એટલા માટે એ કોઈ શક્તિ અનિર્વચનીય છે અને સર્વદા ભાવરૂપ છે.[૪] અગ્નિની ઉષ્ણતાની પેઠે, સૂર્યના પ્રભાવની પેઠે અને ચંદ્રની ચંદ્રિકાની પેઠે એ શક્તિ મારામાં સ્વાભાવિક અને અવિચળ છે.[૫] જેમ દિવસે દિવસે સુષુપ્તિમાં સઘળો વ્યહવાર લીન થાય છે, તેમ પ્રલયકાળમાં જીવો, જીવોનાં કર્મો અને કાળ, એ સઘળાં માયામાં અભેદથી લીન થાય છે.[૬] હું નિર્ગુણ છું તોપણ એ શક્તિના યોગથી જગતના કારણરૂપ થાઉં છું. એનાં માયા અને અવિદ્યા એવા નામનાં બે રૂપ છે. તેમાં માયા પોતાના આશ્રયને મોહ કરતી નથી અને અવિદ્યા પોતાના આશ્રયરૂપ જીવને મોહ કરે છે. આ કારણનેલીધે અવિદ્યા દોષરૂપ કહેવાય છે.[૭] માયામાં પ્રતિબિંબિત જે ચિદાભાસ છે તે જગતનું નિમિત્ત કારણ છે અને માયા પ્રપંચરૂપે પરિણામ પામે છે, માટે માયા જગતનું ઉપાદાન કારણ છે.[૮] સર્વના અધિષ્ઠાનરૂપ બિંબભૂત શુદ્ધ ચૈતન્ય તો જેમ રજ્જુ સર્પનું વિવર્ત્તોપાદાન છે તેમ જગતનું વિવર્ત્તોપાદાન છે. એ માયાને કેટલાએક તપ કહે છે, કેટલાએક તમ કહે છે, કેટલાએક જડ કહે છે અને કેટલાએક જ્ઞાન પણ કહે છે. પ્રધાન,

પ્રકૃતિ, શક્તિ અને અજા ઇત્યાદિક પણ એનાં જ નામ છે.[૯] શૈવશાસ્ત્રના પંડિતો એને વિમર્શ કહે છે અને વેદના સત્ય અર્થને વિચારનારાઓ એને અવિદ્યા કહે છે. વેદ આદિ ગ્રંથોમાં એ માયાનાં એવી રીતનાં ઘણાં નામ કહેલાં છે.[૧૦] એ માયા દૃશ્ય હોવાથી જડ છે અને જ્ઞાનથી નાશ પામે છે માટે મિથ્યા છે. ચૈતન્ય દૃશ્ય નથી. જો દૃશ્ય હોય તો તે જડ થઈ જાય.[૧૧] એ ચૈતન્યનો કોઇ બીજાથી કે પોતાથી પણ પ્રકાશ થતો નથી. પણ તે દીવાની પેઠે પોતેજ પ્રકાશરૂપ છે. તેનો બીજાથી પ્રકાશ થતો હોય તો બીજાના પ્રકાશને વાસ્તે ત્રીજો અને ત્રીજાના પ્રકાશને વાસ્તે ચોથો જોઇએ. એમ અનવસ્થા દોષ પ્રાપ્ત થાય અને બીજાથી પ્રકાશ ન થતો હોય તો પોતેજ કર્મ અને પોતેજ કર્ત્તા થવાનો વિરોધ આવે.[૧૨,૧૩] હે હિમાલય ! એ ચૈતન્ય પોતે પ્રકાશમાન અને બીજાઓનું પ્રકાશક છે. મારૂં એ જ્ઞાનરૂપ સ્વરૂપ નિત્ય છે.[૧૪] કારણ કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં દૃશ્યભૂત પદાર્થ માત્રનો વ્યભિચાર થાય છે અને જ્ઞાનનો વ્યભિચાર (બદલાવું) કદી અનુભવમાં આવેલો નથી.[૧૫] જો જ્ઞાનના અભાવનો અનુભવ થતો હોય તો એ અનુભવ જેને થાય તે પોતે જ્ઞાન સ્વરૂપવાળો સાક્ષી અવશેષ રહે છે તેથી જ્ઞાનની નિત્યતા સિદ્ધ થાય છે.[૧૬] એટલા માટેજ ઉત્તમ શાસ્ત્રના પંડિતો એ જ્ઞાનને નિત્ય કહે છે. એ જ્ઞાનરૂપ આત્મા પરમ પ્રેમના સ્થાનકરૂપ છે તેથી આનંદરૂપ કહેવાય છે.[૧૭] 'મારો કોઈ સમયે પણ અભાવ નહિ થતાં સર્વદા ભાવ રહે તોજ સારૂં' એવી રીતે આત્મા ઉપર પરમ પ્રેમ જોવામાં આવે છે. આત્માથી અન્ય એટલે અનાત્મભૂત સઘળા પદાર્થ મિથ્યા હોવાથી હું કે જે આત્મસ્વરૂપ છું તેનું અસંગપણું સ્ફુટ રીતે સિદ્ધ થાય છે. પરિચ્છેદક પદાર્થ માત્ર મિથ્યા હોવાને લીધે મારૂં અપરિચ્છિન્નપણું પણ સિદ્ધ થાય છે.[૧૮] એ જ્ઞાન આત્માનો ધર્મ નથી પણ આત્માનું સ્વરૂપજ છે. ધર્મ હોય તો આત્માને જડતા પ્રાપ્ત થાય. જ્ઞાન એ જડના અંગભૂત હોય એ વાત અનુભવમાં આવતી નથી અને સંભવિત પણ નથી.[૧૯] આત્મા ચૈતન્ય છે અને જ્ઞાન પણ ચૈતન્ય છે, માટે જ્ઞાનને ચૈતન્યના ધર્મપણું સંભવે નહિ; કારણ કે ચૈતન્ય, ચૈતન્યથી ભિન્ન હોયજ નહિ.[૨૦] એટલા માટે આત્મા સર્વદા જ્ઞાનરૂપ, સુખરૂપ, સત્ય, પૂર્ણ, અસંગ અને દ્વૈત–જાળથી રહિત છે.[૨૧] જગતના પહેલાના અનુભવથી થએલા સંસ્કારરૂપ હેતુને લીધે અને ફળ આપવાને ઉન્મુખ થએલા કર્મોના પરિપાકરૂપ હેતુને લીધે ચોવીશ તત્વોને નોખાં પ્રકટ કરવા સારૂ તે આત્માને કામ, જીવો, જીવોનાં અદૃષ્ટો અને કાળથી જોડાએલી પોતાની માયાથી સૃષ્ટિ કરવાની એક કલ્પિત ઈચ્છા ઉત્પન્ન થાય છે.[૨૨,૨૩] હે હિમાલય ! અંતે અપવાદ કરવાને વાસ્તે આ એક આરોપિત સૃષ્ટિ તમારી પાસે કહેવામાં આવે છે. આ મારૂં માયાવિશિષ્ટ જે અલૌકિક રૂપ મેં તમને કહ્યું એ રૂપ સર્વ શાસ્ત્રોમાં અવ્યાકૃત, અવ્યક્ત અને માયાશબલ ઇત્યાદિ નામોથી કહેવાય છે.[૨૪] સઘળાં કારણોના કારણરૂપ, તત્વોના આદિરૂપ, સચ્ચિદાનંદ રૂપ, સઘળાં પ્રાણીઓનાં કર્મોના અધિષ્ઠાનરૂપ, હ્રીંકારના અર્થરૂપ અને ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયાઓના આશ્રયરૂપ એ તત્વ, આદિતત્વ કહેવાય છે.[૨૫,૨૬] એ તત્વમાંથી શબ્દતન્માત્રારૂપે આકાશ ઉત્પન્ન થયું. આકાશમાંથી સ્પર્શતન્માત્રારૂપે વાયુ ઉત્પન્ન થયો. વાયુમાંથી રૂપતન્માત્રારૂપે તેજ ઉત્પન્ન થયું.[૨૭] તેજમાંથી રસતન્માત્રા-

રૂપે જળ ઉત્પન્ન થયું અને જળમાંથી ગંધ-તન્માત્રારૂપે પૃથ્વી ઉત્પન્ન થઈ. આકાશમાં એકલો શબ્દજ ગુણ છે. વાયુમાં શબ્દ અને સ્પર્શ, એ બે ગુણ છે.[૨૮] તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ, એ ત્રણ ગુણ છે. જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ, એ ચાર ગુણ છે[૨૯] અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચે ગુણો છે. ઉપર કહેલાં સૂક્ષ્મ ભૂતોમાંથી વ્યાપક સૂત્ર ઉત્પન્ન થયું કે જેને લિંગ શરીર કહે છે.[૩૦] એ લિંગ શરીર કે જે સર્વરૂપ છે તે આત્માનો સૂક્ષ્મ દેહ છે. આત્માનો 'અવ્યકત' નામનો જે કારણ દેહ છે તે વિષે મેં પ્રથમજ નિરૂપણ કર્યું છે કે જે દેહમાં જગત બીજ રૂપે રહેલું છે અને જેથી લિંગ દેહ ઉત્પન્ન થાય છે. ઉપર પ્રમાણે અપંચીકૃત સૂક્ષ્મ ભૂતો ઉત્પન્ન થયા પછી પંચીકરણની રીતિથી પાંચ સ્થલ ભૂત ઉત્પન્ન થાય છે તેનો પ્રકાર કહું છું. ઉપર કહેલાં સૂક્ષ્મ ભૂતોમાં પ્રત્યેકના બબ્બે વિભાગ કરવા.[૩૧-૩૩] તેઓમાં પાછા એક એક ભાગના ચાર ભાગ કરીને પોતપોતાથી નોખા ભૂતના અવશેષ રાખેલા બીજા અર્ધ ભાગમાં મેળવી દઇએ એટલે પાંચે પદાર્થો પાંચ પાંચ અવયવોવાળા થાય છે.[૩૪] એ પંચીકૃત ભૂતોમાંથી વિરાટદેહ થાય છે કે જે આત્માનો સ્થૂલ દેહ કહેવાય છે. પાંચે ભૂતમાં રહેલા સત્વગુણના અંશોથી પ્રત્યેક શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થાય છે.[૩૫] અને એ સઘળા અંશો ભેળા મળીને તેઓમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે. એ અંતઃકરણ જો કે એક છે તોપણ વૃત્તિઓના ભેદથી ચાર પ્રકારનું થાય છે.[૩૬] જ્યારે એ અંતઃકરણ સંકલ્પ વિકલ્પ કરે છે ત્યારે મન કહેવાય છે, જ્યારે સંશય રહિત થઇને નિશ્ચયથી જાણે છે ત્યારે બુદ્ધિ કહેવાય છે.[૩૭] જ્યારે અનુસંધાન કરે છે ત્યારે ચિત્ત કહેવાય છે, અને જ્યારે અહંવૃત્તિ કરે છે ત્યારે અહંકાર કહેવાય છે.[૩૮] પાંચે ભૂતોમાં રહેલા રજોગુણના અંશોથી પ્રત્યેક કર્મેંદ્રિયો ઉત્પન્ન થાય છે અને એ સઘળા અંશો ભેળા મળીને તેઓમાંથી પાંચ પ્રકારનો પ્રાણ થાય છે.[૩૯] હૃદયમાં પ્રાણ, ગુદમાં અપાન, નાભિમાં સમાન, કંઠમાં ઉદાન અને સર્વ શરીરમાં વ્યાન વાયુ રહેલો છે.[૪૦] પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, બુદ્ધિ અને મન, એ સત્તર તત્વો મળીને લિંગ શરીર થાય છે, કે જે આત્માનો સૂક્ષ્મ દેહ કહેવાય છે. તેમાં ઉપર જે પ્રકૃતિ કહી છે તેના બે પ્રકાર છે.[૪૧,૪૨] શુદ્ધસત્વપ્રધાન છે તે માયા કહેવાય છે અને મલિનસત્વપ્રધાન છે તે અવિદ્યા કહેવાય છે. એ બે ભેદમાં જે માયા છે તે પોતાના આશ્રયનું આવરણ કરતી નથી.[૪૩] બિંબભૂત પરમાત્માનું એ માયામાં જે પ્રતિબિંબ પડયું છે તે ઈશ્વર કહેવાય છે, એ ઈશ્વરને પોતાના આશ્રયરૂપ પરબ્રહ્મનું જ્ઞાન છે. ઈશ્વર સર્વજ્ઞ, સર્વનો કર્ત્તા અને સર્વ ઉપર અનુગ્રહ કરનાર છે.[૪૪] બિંબભૂત પરમાત્માનું જે કાંઇ અવિદ્યામાં પ્રતિબિંબ પડયું તે જીવ કહેવાય છે.[૪૫] એ જીવ પોતાને સર્વ દુઃખોના આશ્રયરૂપ માને છે. માયાને લીધે ઈશ્વરના અને અવિદ્યાને લીધે જીવના પણ ત્રણ દેહ થયા છે.[૪૬] ત્રણ દેહના અભિમાનને લીધે બન્નેનાં ત્રણ નામ થયાં છે. જીવ કારણ દેહનું અભિમાન રાખે છે ત્યારે પ્રાજ્ઞ કહેવાય છે, સૂક્ષ્મ દેહનું અભિમાન રાખે છે ત્યારે તૈજસ કહેવાય છે;[૪૭] અને સ્થૂલ દેહનું અભિમાન રાખે છે ત્યારે વિશ્વ કહેવાય છે. એવી રીતે ઈશ્વર પણ જ્યારે કારણ દેહનું અભિમાન રાખે છે ત્યારે ઈશ, સૂક્ષ્મ દેહનું અભિમાન રાખે છે ત્યારે સૂત્ર,

અને સ્થૂલ દેહનું અભિમાન રાખે છે ત્યારે વિરાટ્ કહેવાય છે.[૪૮] જીવને વ્યષ્ટિરૂપ ત્રણ દેહનાં અભિમાન થાય છે, અને ઈશ્વરને સમષ્ટિરૂપ ત્રણ દેહનાં અભિમાન થાય છે. સર્વનો સ્વામી એ ઈશ્વર જીવોને મોક્ષની સગવડ કરી દેવા સારૂ,[૪૯] અનેક ભોગના આશ્રયરૂપ વિવિધ પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે. હે પર્વત હું કે જે બ્રહ્મ છું તેની માયા શક્તિની નિત્ય પ્રેરણાને લીધે ઈશ્વર એ સઘળું કરે છે અને તે ઈશ્વર રજ્જુમાં સર્પની પેઠે મારા સ્વરૂપમાં કલ્પિત છે.[૫૦]

**करोति विविधं विश्वं नानाभोगाश्रयं पुनः॥**
**मच्छक्तिप्रेरितो नित्यं मयि राजन् प्रकल्पितः॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૨**

## अध्याय ३३ मो. દેવીનું વિરાટ્ સ્વરૂપ

### देव्युवाच

**मन्मायाशक्तिसंक्लृप्तं जगत्सर्वं चराचरम् ॥**
**सापिमत्तः पृथङ् माया नास्त्येव परमार्थतः॥१॥**

દેવી કહે છેઃ—આ સચરાચર સઘળું જગત મારી માયાશક્તિથી કલ્પાએલું છે અને વાસ્તવિક રીતે એ માયા પણ મારાથી ભિન્ન નથી.[૧] ભ્રાંતિ પામેલા જીવોના વ્યવહાર ઉપર દૃષ્ટિ રાખીને માયા અને અવિદ્યાની કલ્પના કરી છે. વાસ્તવિક વિચાર કરતાં તો માયા છેજ નહિ. કેવળ પરબ્રહ્મજ છે.[૨] હે હિમાલય! હું કે જે કૂટસ્થ બ્રહ્મરૂપ છું તે માયા અને કર્મ આદિને સાથે લઇ તથા પ્રાણને અગ્રણી કરીને, સઘળું જગત્ સર્જ્યા પછી તેની અંદર પ્રવેશ કરૂં છું.[૩] હું વ્યાપક છું તેથી જવું આવવું, દેહનો સંબંધ અને દેહનો ત્યાગ કરવો સંભવે નહિ એટલામાટે પ્રાણાદિક ઉપાધિઓને સાથે લઉં છું. ઉપાધિના સ્વીકારથી જન્મ, મરણ, પરલોક ગમન આદિ સઘળું સિદ્ધ થાય છે. જેમ આકાશ એક છે તોપણ ઘટ આદિ ઉપાધિઓના ભેદથી ભિન્ન ભિન્ન દેખાય છે તેમ કૂટસ્થ આત્મા એક છતાં પણ અવિદ્યા અને અંતઃકરણરૂપ ઉપાધિઓના ભેદથી જીવરૂપે ભિન્ન ભિન્ન દેખાય છે.[૪] જેમ સૂર્ય ઉંચ નીચ આદિ વસ્તુઓને પ્રકાશ આપતાં તે વસ્તુઓના દોષોથી કદી દૂષિત થતો નથી તેમ હું પણ ઉપાધિઓના દોષોથી કદી લેપાતી નથી.[૫] જો કે કર્તાપણું બુદ્ધિ આદિમાં રહેલું છે તોપણ મૂઢલોકો તેનો મારામાં અધ્યાસ 'આત્મા કર્તા છે' એમ કહે છે. વિવેકી પુરૂષો કદી પણ એમ કહે નહિ.[૬] જેમ અજ્ઞાનના ભેદથી જીવોનું બહુત્વ કલ્પાએલું છે તેમ માયાના ભેદોથી બ્રહ્મા અને વિષ્ણુ આદિ રૂપે ઈશ્વરોનું પણ બહુત્વ કલ્પાએલું છે.[૭] ઘટાકાશ અને મહાકાશનો વિભાગ જેમ કલ્પાએલો છે તેમ અવિદ્યા એટલે અજ્ઞાનને લીધે જીવાત્મા અને પરમાત્માનો ભેદ કલ્પાએલો છે.[૮] જેમ જીવોનું બહુત્વ અવિદ્યાથી છે, પણ વાસ્તવિક રીતે નથી. તેમ ઈશ્વરોનુ બહુત્વ પણ માયાથી છે, વાસ્તવિક નથી.[૯] દેહ અને ઇંદ્રિય આદિના સંઘાતની વાસનાઓના ભેદથી ઘણા પ્રકારની થએલી અવિદ્યાજ જીવોના ભિન્ન ભિન્નપણામાં કારણ છે, બીજુ કશુ કારણ નથી.[૧૦] તેમ ગુણોની વાસનાઓના સાત્વિક, રાજસ અને તામસ ભેદોથી ઘણા પ્રકારની થએલી માયાજ ઈશ્વરોના ભિન્નભિન્નપણામાં કારણ છે; બીજું કશું કારણ નથી. હે પર્વત! વાસ્તવિક રીતે ચૈતન્ય એકજ છે માટે આ સઘળો પ્રપંચ મારામાંજ ઓતપ્રોત છે.[૧૧,૧૨] ઈશ્વર, સૂત્રાત્મા અને વિરાટ્ પણ હું છું. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સરસ્વતી, લક્ષ્મી અને ગૌરી પણ હુંજ છું.[૧૩] સૂર્ય, ચંદ્ર, તારા, પશુ, પક્ષી, ચાંડાલ,

ચોર, પારધિ, ક્રૂર કર્મ કરનાર, સત્કર્મ કરનાર, મહાજન, સ્ત્રી, પુરૂષ અને નપુંસક પણ હુંજ છું. એમાં કશો સંશય નથી.[૧૪,૧૫] કોઈ પણ સ્થળ કે કાળમાં જે કાંઇ વસ્તુ દેખવામાં કે સાંભળવામાં આવે છે તે સઘળી વસ્તુઓમાં સર્વદા અંદર અને બહાર વ્યાપીને હુંજ રહેલી છું.[૧૬] સચરાચર કાંઇ પણ વસ્તુ મારાવિના નથી. જે મારાવિના હોય તે વંધ્યાના પુત્રની પેઠે શૂન્યજ હોય.[૧૭] જેમ એકજ દોરી સર્પ અને માળા આદિ ભેદોથી અનેક પ્રકારની ભાસે છે તેમ હું એકજ ઈશ્વર આદિ રૂપોથી ભાસું છું એમાં સંશય નથી.[૧૮] જે કલ્પિત વસ્તુ હોય તે અધિષ્ઠાનની સત્તાવિના ભાસેજ નહિ, માટે આ કલ્પિત જગત્ મારી સત્તા વિના ભાસતું નથી. મારી સત્તાથી જગતની સત્તા જુદી નથી.[૧૯]

હિમાલય કહે છે–હે દેવતાઓનાં ઈશ્વરિ ! તમે આ સમષ્ટિરૂપ પોતાના શરીર વિષે જે પ્રમાણે કહો છો તે પ્રમાણે હુ પ્રત્યક્ષ જોવાને ઇચ્છું છું માટે જો મારા ઉપર કૃપા હોય તો પ્રત્યક્ષ રીતે આપનું વિશ્વરૂપ દેખાડો.[૨૦]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે હિમાલયનું વચન સાંભળી વિષ્ણુ સહિત સર્વે દેવતાઓ રાજી થયા અને રાજી થઇને હિમાલયની માગણીને વખાણવા લાગ્યા.[૨૧] પછી ભક્તોના મનોરથોને કામધેનુની પેઠે પૂરનારાં જગદંબાએ દેવતાઓનો અભિપ્રાય જાણીને પોતાનું વિરાટ્‌રૂપ દેખાડયું.[૨૨] અત્યંત ઉત્તમ, દિવ્ય અને મોટું એ વિરાટ્‌રૂપ સઘળાઓના જોવામાં આવ્યું. એના મસ્તકમાં સત્યલોક, ચક્ષુમાં ચંદ્ર સૂર્ય, કર્ણગોલકમાં દિશાઓ, વચનમાં વેદ, પ્રાણમાં વાયુ, હૃદયમાં અવ્યક્ત, પેડુમાં પૃથ્વી, નાભિમાં આકાશ, વક્ષઃસ્થલમાં જ્યોતિશ્ચક્ર, કંઠમાં મહર્લોક, મુખમાં જનલોક, લલાટમાં તપલોક, બાહુઓમાં ઈંદ્રાદિક, શ્રોત્રેંદ્રિયમાં શબ્દ, નાસિકામાં અશ્વિનીકુમાર, ઘ્રાણેંદ્રિયમાં ગંધ, મુખમાં અગ્નિ, પાંપણોમાં રાત્રિદિવસ, ભમરના ચાળામાં બ્રહ્માનું સ્થાનક, તાળવામાં જળ, જીભમાં રસ, દાઢોમાં યમ, દાંતોમાં પુત્રાદિક ઉપરના સ્નેહના લેશ, હાસ્યમાં માયા, કટાક્ષમાં સ્વર્ગલોક, ઉપલા હોઠમાં લજ્જા, હેઠલા હોઠમાં લોભ, પીઠમાં અધર્મ, મેઢ્રમાં જગતને સરજનાર પ્રજાપતિ, કૂખમાં સમુદ્રો, અસ્થિઓમાં પર્વતો, નાડીઓમાં નદીઓ, રૂંવાડાંઓમાં વૃક્ષો, કેશોમાં વાદળાં, વસ્ત્રોમાં બે સંધ્યા, અને ગતિમાં બાલ્ય, યૌવન તથા જરા અવસ્થાઓ જોવામાં આવી.[૨૩-૩૨] હે રાજા ! એ જગદંબાના મનમાં ચંદ્રમા, બુદ્ધિમાં વિષ્ણુ, અંતઃકરણમાં રૂદ્ર, કટિપશ્ચાદ્‌ભાગમાં અશ્વ આદિ સઘળી જાતિઓ અને કેડથી નીચા ભાગમાં અતલ આદિ પાતાળો જોવામાં આવ્યાં.[૩૩-૩૪] એ ભયંકર મોટું રૂપ સર્વ દેવતાઓએ દીઠું. એ રૂપમાં જ્વાળાઓની હજારો પંક્તિઓ જોવામાં આવતી હતી. જીભ ચારેકોર આકાશમાં લબકારા મારતી હતી.[૩૫] દાઢોમાંથી કડકડાટી થતી હતી. નેત્રોમાંથી અગ્નિ નીકળતો હતો. આયુધો અનેક ધર્યાં હતાં. બ્રાહ્મણો અને ક્ષત્રિઓ આદિ ચવાઈ જતા હતા. માથાં, નેત્ર અને પગ હજારો હતા. કરોડ સૂર્યના જેવો પ્રકાશ હતો. પ્રભા કરોડ વીજળીઓના જેવી હતી.[૩૬,૩૭] મહા ભયંકર, વીર અને હૃદય તથા નેત્રોને ત્રાસ આપનાર એ રૂપને જોઈને સર્વે દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા.[૩૮] અને ધ્રુજી ધ્રુજીને દૃઢ મૂર્છા પામ્યા. આ જગદંબા છે એવું તેઓને સ્મરણ પણ જતું રહ્યું.[૩૯] હે મોટા રાજા ! એ સમયમાં ચારે દિશાઓમાં ઉભેલા વેદોએ મૂર્છા પામેલા દેવતાઓને ઉગ્ર મૂર્છામાંથી સાવચેત

કર્યા.[૪૦] પછી વેદમંત્રોનું ઉત્તમ શ્રવણ મળતાં પ્રેમનાં આંસુઓથી જેઓનાં નેત્ર અને કંઠ રોકાઈ ગયાં એવા તે દેવતાઓ ધીરજ ધરીને આંસુથી ગદ્ગદ વાણી વડે સ્તુતિ કરવા લાગ્યા.

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–હે જગદંબ ! અપરાધની ક્ષમા કરો. અમો કે જેઓ તમારા બાલક છીએ તેઓનું રક્ષણ કરો.[૪૧,૪૨] હે ઈશ્વરિ ! કોપને શમાવો. તમારૂં રૂપ દેખીને ભય પામીએ છીએ. અમો દેવતાઓ કે જેઓ પામર છીએ તેઓથી તમારી શી સ્તુતિ થાય?[૪૩] તમારો આ અદ્ભુત ચમત્કાર જે છે અને જેટલો છે તે તમારા જાણવામાં પણ નહિ હોય ત્યારે તમારા પછીના બીજા લોકોથી તો શી રીતેજ માપી શકાય?[૪૪] હે ભુવનેશ્વરિ! હે ઓંકારરૂપ ! હે સર્વ વેદાંતોથી સિદ્ધ ! હે હ્રીંકારરૂપ મૂર્તિવાળાં ! તમને વારંવાર પ્રણામ કરીએ છીએ.[૪૫] અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને સઘળી ઔષધીઓ જેથી ઉત્પન્ન થએલ છે, તે સર્વ રૂપ આપને પ્રણામ કરીએ છીએ.[૪૬] દેવ, સાધ્ય, પક્ષીઓ, પશુઓ અને મનુષ્યો જેથી ઉત્પન્ન થએલ છે, તે સર્વ રૂપ આપને પ્રણામ કરીએ છીએ.[૪૭] પ્રાણ, અપાન, ડાંગર, જવ, તપ, શ્રદ્ધા, સત્ય અને બ્રહ્મચર્યનો પ્રકાર, જેથી થએલ છે, તે આપને પ્રણામ કરીએ છીએ.[૪૮] ઉપરના ભાગની સાત ઇંદ્રિયો, તેઓના વિષયોના સાત પ્રકાશ, સાત વિષયો, વિષયોના સાત અનુભવો અને તેઓનાં સાત સ્થાનકો જેથી ઉત્પન્ન થએલ છે, તે સર્વ રૂપ આપને પ્રણામ કરીએ છીએ.[૪૯] સમુદ્રો, પર્વતો, નદીઓ, સઘળી ઔષધીઓ, અને રસો જેથી ઉત્પન્ન થએલ છે તે આપને પ્રણામ કરીએ છીએ.[૫૦] યજ્ઞ, દીક્ષા, ખીલા, દક્ષિણા, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જેથી ઉત્પન્ન થએલ છે તે સર્વરૂપ આપને પ્રણામ કરીએ છીએ.[૫૧] હે મા ! તમને આગળ, પાછળ, બે પડખામાં, નીચે, ઉંચે અને ચાર દિશાઓમાં વારંવાર નમસ્કાર કરીએ છીએ.[૫૨] હે મોટાં ઈશ્વરિ ! આ અલૌકિક રૂપને શમાવો અને સુંદરમાં સુંદર જે પહેલાંનું રૂપ હતું તેજ દેખાડો.[૫૩]

વ્યાસ કહે છેઃ–આ પ્રમાણે દેવતાઓને ભય પામેલા જોઇ કૃપાના સાગરરૂપ જગદંબાએ તે ઘોર રૂપને શમાવીને સુંદર રૂપ દેખાડયું.[૫૪] પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારૂં, સઘળાં અંગોમાં કોમળ, કરૂણા ભરેલાં નેત્રોવાળું અને મંદ મંદ હસતા મુખવાળું[૫૫] એ સુંદર રૂપ જોઈ ભય રહિત થએલા અને ચિત્તમાં શાંતિ પામેલા દેવતાઓ હર્ષથી ગદ્ગદ્ શબ્દો કરીને જગદંબાને પગે લાગ્યા.[૫૬]

दृष्ट्वा तत्सुंदरं रूपं तदा भीतिविवर्जिताः ॥
शांतचित्ताः प्रणेमुस्ते हर्षगद्गद [illegible] न ः॥५६॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૩

## अध्याय ३४ मो.

### મોક્ષનું સાધન જ્ઞાનજ છે

श्री देव्युवाच

क्व यूयं मंदभाग्या वै क्वेदं रूपंमहाद्भुतम् ॥
तथापि भक्तवात्सल्यादीदृशं [illegible] मया ॥१॥

દેવી કહે છેઃ–મંદભાગ્યવાળા તમ લોકો કયાં અને આ મારૂં ભારે અદ્ભુત રૂપ કયાં? તોપણ મેં ભક્તવત્સલપણાને લીધે એ રૂપ દેખાડયું.[૧] વેદનાં અધ્યયનોથી, યોગથી, દાનથી, તપથી કે યજ્ઞથી મારા એ રૂપનું દર્શન થાય નહિ, કેવલ મારી કૃપાથીજ થાય છે.[૨] હે હિમાલય ! હવે ચાલતી વાત સાંભળો. પરમાત્મા આ સંસારમાં ઉપાધિના યોગને લીધેજ જીવપણાને તથા કર્તાપણા આદિને પણ

પામેલ છે.[૩] એમ થવાથી ધર્મને અને અધર્મને ઉત્પન્ન કરનારી અનેક ક્રિયાઓ કરે છે અને એ ક્રિયાઓથી થએલા અદૃષ્ટને લીધે અનેક પ્રકારના અવતારો પામીને સુખ દુઃખોથી જોડાય છે.[૪] વળી પણ તે સુખ દુઃખના સંસ્કારોને લીધે સર્વદા અનેક કર્મોમાં લાગીને અનેક પ્રકારના દેહ ધરે છે અને સુખ દુઃખો પામ્યા કરે છે.[૫] આ જન્મમરણના પ્રવાહરૂપ સંસારની રેંટના યંત્રની પેઠે કદી પણ સમાપ્તિ થતી નથી. આનું મૂળ અજ્ઞાનજ છે. અજ્ઞાનથી ઇચ્છા થાય છે અને ઇચ્છાથી ક્રિયાઓ થાય છે.[૬] એટલા માટે અવશ્ય કરી અજ્ઞાનના નાશને વાસ્તે મનુષ્યે યત્ન કરવો જોઇએ. અજ્ઞાનનો નાશ થાય એજ જન્મનું સાફલ્ય, પુરૂષાર્થની સમાપ્તિ અને જીવન્મુક્ત સ્થિતિ છે. હે પર્વત! અજ્ઞાનનો નાશ કરવામાં જ્ઞાનજ સમર્થ છે,[૭-૮] પણ અજ્ઞાનથી થતાં કર્મ કે ઉપાસના સમર્થ નથી. કારણ કે કર્મ કે ઉપાસના અજ્ઞાનનાં વિરોધી નથી પણ જ્ઞાનજ વિરોધી છે. કર્મથી તો અજ્ઞાનનો નાશ થવાની આશાજ રાખવી નહિ.[૯] કર્મો તો વારંવાર જન્મ મરણજ આપ્યા કરે છે, એમ વેદ કહે છે. કર્મો કરવાથી રાગ થાય છે, રાગથી દ્વેષ થાય છે અને દ્વેષથી મોટો અનર્થ થાય છે.[૧૦] એટલા માટે સર્વ પ્રયત્નથી મનુષ્યે જ્ઞાનજ સંપાદન કરવું જોઇએ. કેટલાએક કહે છે કે "જીવતાં સુધી કર્મ કર્યાં કરવાં એમ વેદમાં કહ્યું છે માટે કર્મ પણ આવશ્યક છે,[૧૧] અને જ્ઞાનથીજ મોક્ષ થાય છે એમ પણ વેદમાં કહ્યું છે તેથી જ્ઞાન પણ આવશ્યક છે, માટે જ્ઞાન અને કર્મ સાથે કરવાં. કર્મ જ્ઞાનનું હિતકારી છે માટે જ્ઞાનમાં સહાય થાય છે." પણ આ વાત સંભવતી નથી. કારણ કે જ્ઞાનને અને કર્મને વિરોધ છે. જ્ઞાનથી સ્થૂલ તથા સૂક્ષ્મ દેહનું અભિમાન, કે જે હૃદયની ગાંઠ કહેવાય છે તે ત્રુટે છે અને કર્મ તો એ હૃદયની ગાંઠ હોય તોજ થાય છે. આ પ્રમાણે જ્ઞાન થયા પછી તુરતજ હૃદયની ગાંઠ ત્રુટે છે માટે જ્ઞાન થયા પછી કર્મ થવાનો સંભવજ નથી; જેમ કે અંધારાને અને પ્રકાશને પરસ્પર વિરોધ હોવાથી તેઓનું સાથે રહેવું સંભવતું નથી. એટલા માટે 'જીવતાં સુધી કર્મ કર્યા કરવાં' એ વચનનો સંકોચ કરવો યોગ્ય છે; તે આ રીતે કે ચિત્તશુદ્ધિ એટલે વૈરાગ્યાદિક ન થએલ હોય ત્યાં સુધી સઘળાં વેદોક્ત કર્મ પ્રયત્ન રાખીને કર્યા કરવાં. મનનો નિગ્રહ, ઇંદ્રિયોનો નિગ્રહ, શીત ઉષ્ણ આદિને સહન કરનારપણું અને વૈરાગ્ય પ્રાપ્ત થાય એજ અંતઃકરણની શુદ્ધિ છે માટે તે પ્રાપ્ત ન થએલ હોય ત્યાંસુધી કર્મ કરવાં. પ્રાપ્ત થયા પછી કરવાની આવશ્યકતા નથી.[૧૨-૧૬] ધીર પુરૂષે અંતઃકરણ શુદ્ધ થયા પછી સંન્યાસ લઈ સર્વ કર્મો ત્યાગ કરીને વિદ્વાન્ તથા બ્રહ્મનિષ્ઠ ગુરૂનો સાચી ભક્તિથી આશ્રય કરવો. આલસ્યાદિક છોડી દઇને ગુરૂ પાસેથી નિરંતર વેદાંતનું શ્રવણ કરવું અને 'तत्त्वमसि' આદિ વાક્યના અર્થનો સર્વદા વિચાર કરવો.[૧૭,૧૮] तत्त्वमसि આદિ વાક્ય જીવની અને બ્રહ્મની એકતા જણાવે છે. એકતા જાણવામાં આવે એટલે નિર્ભય થઇને હું રૂપજ થઈ જાય છે.[૧૯] પ્રથમ तत् અને त्वं પદનો અર્થ સમજવો અને પછી સઘળા વાક્યનો અર્થ સમજવો. હે પર્વત! तत् પદનો વાચ્યાર્થ હું (ઈશ્વર) છું[૨૦] અને त्वं પદનો વાચ્યાર્થ જીવ છે, એમાં સંશય નથી. असि પદ એ બન્નેની એકતાને જણાવે છે.[૨૧] જીવમાં અલ્પજ્ઞપણું અને પરિચ્છિન્નપણું આદિ નિકૃષ્ટ ધર્મો છે, અને ઈશ્વરમાં સર્વજ્ઞપણું અને વ્યાપકપણું આદિ ઉત્કૃષ્ટ ધર્મો છે; તેથી વાચ્યા-

ર્થની રીતે તેઓની એકતા ઘટતી નથી. એટ-લા માટે શ્રુતિમાંના तत् પદની અને त्वं પદની લક્ષણા કરવી.[૨૨] બન્નેનો લક્ષ્યાર્થ ચૈતન્ય માત્ર છે માટે તે રૂપથી તેઓની એકતા સંભવે છે. આ પ્રમાણે બન્નેની એકતા જાણીને અભેદથી એક રૂપ થઈ જવું. જેમ 'તે આ દેવદત્ત છે' એ વાક્યમાં ભૂતકાળવિશિષ્ટ દેવદત્તનો અને વર્ત્તમાનકાળવિશિષ્ટ દેવદત્તનો ભેદ છતાં પણ ભૂતકાળવિશિષ્ટતા અને વર્ત્તમાનકાળવિશિષ્ટતા રૂપ વિરૂદ્ધાંશનો ત્યાગ કરીને ભાગત્યાગ લક્ષણાથી સ્વરૂપનો અભેદ ગ્રહણ કરવામાં આવે છે. તેમ આ વિષયમાં પણ ભાગત્યાગ લક્ષણાથી ચૈતન્યસ્વરૂપનો અભેદ સમજવો. આવો અનુભવ થતાં મનુષ્ય સ્થૂલ આદિ ત્રણ દેહથી રહિત થઈને બ્રહ્મરૂપ થાય છે.[૨૩,૨૪] પંચીકૃત મહાભૂતોથી થએલો સ્થૂલ દેહ કે જે સર્વ કર્મોને ભોગવવાના સ્થાનકરૂપ અને જરા તથા વ્યાધિવાળો છે, તે દેહ માયામયપણાને લીધે સ્ફુટ રીતેજ મિથ્યાભૂત જણાય છે. હે પર્વતોના અધિપતિ! હું કે જે આત્મારૂપ છું તેનો એ સ્થૂલ દેહ પહેલો ઉપાધિ છે.[૨૫,૨૬] પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ, એ સત્તર તત્વનું જે લિંગ શરીર છે તે સૂક્ષ્મદેહ કહેવાય છે. એ પંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થએલો અને સુખ દુઃખાદિકને જણાવનારો એ સૂક્ષ્મદેહ આત્માનો બીજો ઉપાધિ છે.[૨૭,૨૮] અનાદિ અને અનિર્વચનીય અજ્ઞાન કે જે કારણ દેહ કહેવાય છે તે આત્માનો ત્રીજો ઉપાધિ છે.[૨૯] એ ઉપાધિઓનો બાધ થઇ જતાં કેવળ આત્માજ અવશેષ રહે છે. ઉપર કહેલા ત્રણ દેહમાં પાંચે કોશનો અંતર્ભાવ થઇ જાય છે.[૩૦] પાંચે કોશનો ત્યાગ કરતાં શ્રુતિમાં પુચ્છરૂપ કહેલું બ્રહ્મ પ્રાપ્ત થાય છે, કે જે બ્રહ્મને નેતિ નેતિ ઇત્યાદિ વાક્યો સર્વ નિષેધોના અવધિપણાથી મારૂં રૂપ કહે છે.[૩૧] એ બ્રહ્મરૂપ આત્મા કદિ જન્મતો નથી, મરતો નથી અને ઉત્પન્ન થઇને અસ્તિત્વ પામતો નથી. અજન્મા, નિત્ય અને પરિણામરહિત એ અનાદિ આત્મા શરીર હણાતાં હણાતો નથી.[૩૨] જો મારનાર એમ માને કે 'મેં માર્યો' અને મરનાર એમ માને કે 'હું મુવો' તો એ બન્ને જણા સમજતા નથી. કારણ કે આત્મા કોઇને હણતો નથી અને હણાતો પણ નથી.[૩૩] સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ અને મોટા કરતાં પણ મોટો એ આત્મા જીવની બુદ્ધિથી જણાય છે, માટે બુદ્ધિમાં રહેલો કહેવાય છે. અંતઃકરણ શુદ્ધ થવાથી સંકલ્પ તથા વિકલ્પથી રહિત થએલા પુરૂષ એ આત્માના મહિમાને જાણે છે અને જાણીને શોક રહિત થાય છે.[૩૪] 'આ શરીર રથ છે, ઇંદ્રિયો ઘોડારૂપ છે, મન ઘોડાની રેનરૂપ છે, બુદ્ધિ સારથિરૂપ છે, વિષયો રથને જવાના માર્ગરૂપ છે, અને ચિદાભાસ ઇંદ્રિય તથા મનવાળો જે ભોક્તા છે તે રથનો સ્વામી છે,' એમ વિદ્વાનો કહે છે.[૩૫,૩૬] જે પુરૂષ અવિવેકી, અસ્વાધીન મનવાળો અને સર્વદા સત્કર્મરહિત હોય તે પુરૂષ પરમાત્મારૂપ પદને પામતો નથી, પણ જન્મ મરણનેજ પામ્યા કરે છે.[૩૭] જે પુરૂષ વિવેકી, સ્વાધીન મનવાળો અને સર્વદા સત્કર્મ કરનાર હોય તે પુરૂષ પરમાત્મારૂપ પદને પામે છે અને ફરીવાર જન્મતો નથી.[૩૮] જે માણસને બુદ્ધિરૂપી સારથિ વશ હોય અને મનરૂપી રેન વશ હોય તે માણસ આ સંસારરૂપી માર્ગના પારરૂપ મારા પરમ સ્વરૂપને પામે છે.[૩૯] આ પ્રમાણે શ્રવણથી અને મનનથી આત્માનો પરોક્ષ નિશ્ચય કરીને તેના સાક્ષાત્કારને વાસ્તે અંતઃકરણની વૃત્તિને એકાગ્ર કરી હું કે જે આત્મ-

સ્વરૂપ છું તેની ભાવના કરવી.[૪૦] નિદિધ્યાસના અભ્યાસથી ચિત્ત જ્યારે સમાધિને યોગ્ય થાય ત્યારે સમાધિથી પહેલાં તે ચિત્તમાં માયાબીજના ત્રણ અક્ષરોની તે મંત્રના તથા તેના અર્થના ધ્યાનને વારતે નીચે પ્રમાણે ભાવના કરવી.[૪૧] હકાર સ્થૂળ દેહરૂપ છે, રકાર સૂક્ષ્મ દેહરૂપ છે, ઈકાર કારણ દેહરૂપ છે અને સર્વ મળીને હ્રીંકાર તુરીયરૂપ છે, કે જે તુરીય હું છું.[૪૨] આ પ્રમાણે સમષ્ટિ દેહમાં પણ અનુક્રમથી ત્રણ બીજ જાણીને બુદ્ધિમાન પુરૂષે સમષ્ટિ અને વ્યષ્ટિ દેહની અર્થાત્ પિંડની અને બ્રહ્માંડની એકતાની ભાવના કરવી.[૪૩] સમાધકાળથી પહેલાં યત્નપૂર્વક એ પ્રમાણે ભાવના કરી ને પછી નેત્રો વીંચીને હું કે જે જગતની ઈશ્વરી દેવી છું તેનું ધ્યાન કરવુ.[૪૪] નાસિકાની અંદર ફરનારા પ્રાણ તથા અપાન વાયુને સરખા કરી વિષયોની આકાંક્ષા દ્વેષ અને મત્સરથીરહિત થએલા પુરૂષે સાચી ભક્તિ રાખી ગુફામાં શબ્દરહિત સ્થલમાં બેસીને હકારના અર્થરૂપ સ્થૂળ દેહનો, રકારના અર્થરૂપ સૂક્ષ્મ દેહમાં લય કરવો.[૪૫ ૪૬] પછી એ સૂક્ષ્મ દેહનો ઈકારના અર્થરૂપ કારણ દેહમાં લય કરવો અને કારણ દેહનો હ્રીંકારના અર્થરૂપ પરબ્રહ્મમાં લય કરવો.[૪૭] શબ્દ તથા અર્થથી રહિત, દ્વૈતભાવરહિત, અખંડ અને સચ્ચિદાનંદ તે પરબ્રહ્મનુ ચૈતન્યરૂપ દીવાની શિખાના મધ્યમાં ચિંતન કરવું.[૪૮] હે હિમાલય! આ પ્રમાણે ઉત્તમ મનુષ્ય, ધ્યાનથી મારો સાક્ષાત્કાર કરીને હુ રૂપજ થઈ જાય છે. કારણ કે જ્ઞાનથી પહેલાં પણ જીવ અને પરબ્રહ્મ એકજ છે.[૪૯] હું કે જે પરથી પણ પર આત્મા છું તેને ઉપર પ્રમાણે યોગની યુક્તિવડે જોવાથી પુરૂષ તેજ ક્ષણે અજ્ઞાનનો અને અજ્ઞાનના કાર્યનો નાશ કરે છે.[૫૦]

**योगयुक्त्यानया दृष्ट्वा मामात्मानं परात्परम् ॥**
**अज्ञानस्य सकार्यस्य तत्क्षणे नाशको भवेत् ॥**

ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૪

---

## अध्याय ३५ मो. યોગસિદ્ધિ પ્રકાર

**हिमालय उवाच**

**योगं वद महेशानि सांगं संवित्प्रदायकम् ॥**
**कृतेन येन योग्योहं भवेयं तत्वदर्शने ॥१॥**

હિમાલય પૂછે છેઃ-હે મોટાં ઈશ્વરિ! બ્રહ્માકાર જ્ઞાનના સાધન રૂપ યોગ, અંગો સહિત મારી પાસે કહો, કે જે કરવાથી હુ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં યોગ્ય થાઉ ?[૧]

દેવી કહે છે-યોગ કાંઇ આકાશમાં, પૃથ્વીમાં કે પાતાલમાં નથી. જીવ અને પરબ્રહ્મનો અભેદ અનુભવમાં આવે એજ યોગ છે, એમ યોગશાસ્ત્રને જાણનારાઓ કહે છે.[૨] કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માત્સર્ય, એ છ શત્રુઓ યોગમાં વિઘ્ન કરનારા કહેવાય છે.[૩] યોગિઓ યોગનાં અંગોથીજ એ શત્રુઓને તોડીને યોગ કરે છે. યોગિઓને યોગ સાધવામાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સવિકલ્પક સમાધ એ આઠ અંગ કહેવાય છે.[૪-૫] કોઇને પીડા નહિ કરવી, સત્ય બોલવું, ચોરી નહિ કરવી, આઠે પ્રકારનુ *મૈથુન છોડી દેવુ, પ્રાણીઓ ઉપર દયા રાખવી, સરલતા રાખવી, ક્ષમા રાખવી સર્વસ્વ જતું રહે તો પણ ધીરતા રાખવી, અલ્પ ×આહાર કરવો અને અંદર તથા બ-

*સ્રીનુ દર્શન, સ્પર્શ, ક્રીડા, વાત કરવી, ગુપ્ત ભાષણ કરવુ, સંકલ્પ કરવો મનમા મૈથુનનો નિશ્ચય કરવો અને સંભોગ કરવો, એ આઠપ્રકારનું મૈથુન કહેવાય છે.

× પેટના બેભાગ અન્નથી પૂરવા, એક ભાગ જળથી પૂરવો અને પવનને ફરવાને એક ભાગ ખાલી રાખવો, એ અલ્પ આહાર કહેવાય છે.

હાર પવિત્રતા રાખવી, એ દશ યમ કહેવાય છે.[6] વિધિમાં કહેલું કરવું, સંતોષ રાખવો, આસ્તિકપણું રાખવું, યથાશક્તિ સુપાત્રને દેવું, ઈશ્વરનું પૂજન કરવું, વેદાંતનું શ્રવણ કરવું, દુષ્ટ કૃત્યથી લજાવું, સારાં કર્મ તથા સારાં શાસ્ત્રોને સમજવાં, મંત્રોનો જપ કરવો અને નિત્યહોમ આદિ કરવું, એ દશ નિયમો કહેલા છે. પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન, વજ્રાસન અને વીરાસન, એ પાંચ આસન કહેલાં છે. બે સાથળ ઉપર, બે પગ સારી રીતે મૂકી પીઠથી બે હાથને ફેરવી લાવીને જમણા હાથથી જમણા પગનો અંગુઠો અને ડાબા હાથથી ડાબા પગનો અંગુઠો પકડીને બેસવું એ પદ્માસન કહેવાય છે. એ આસન યોગીઓને ગમે છે.[7-10] ગોઠણ અને સાથળની વચમાં બન્ને પગનાં તળાં રાખીને સરલ કાયાથી બેસવું એ સ્વસ્તિકાસન કહેવાય છે.[11] સીવણીના બે પડખામાં નિશ્ચલ રીતે બે ઘુંટીઓ રાખી વૃષણની નીચે રહેલી બે પગની પેનીઓને હાથથી પકડી બેસવું એ ભદ્રાસન કહેવાય છે. એ આસનને યોગીઓ ઉત્તમ માને છે. અનુક્રમથી બે સાથળ ઉપર બે પગ મૂકીને બે ગોઠણ ઉપર આંગળીઓ પેટ સામી રહે એવી રીતે બે હાથ રાખીને બેસવું એ ઉત્તમ વજ્રાસન કહેવાય છે. એક પગ નીચે રાખી બીજા પગ ઉપર સાથળ રાખીને સરખી કાયાથી બેસવું એ વીરાસન કહેવાય છે. સોળવાર પ્રણવનું ઉચ્ચારણ થાય એટલી વાર ડાબી નાસિકાથી બાહારના વાયુને ખેંચવો, ચોસઠ પ્રણવનું ઉચ્ચારણ થાય એટલી વાર કુંભક કરવો અને બત્રીશ પ્રણવનું ઉચ્ચારણ થાય એટલી વારે જમણી નાસિકાથી પવનને કહાડવો એ પ્રાણાયામનું સ્વરૂપ છે; એમ યોગ શાસ્ત્ર જાણનારાઓ કહે છે.[12-17] આ પ્રમાણે સમયનો નિયમ રાખી ડાબી નાસિકાથી ચડાવીને જમણી નાસિકાથી ઉતારવાનો અને જમણી નાસિકાથી ચડાવીને ડાબી નાસિકાથી ઉતારવાનો વારંવાર અભ્યાસ કરવો. પછી અનુક્રમે પ્રણવની સંખ્યાને વધાર્યા કરવી અને પ્રાણાયામોને પણ પ્રથમ બાર અને પછી સોળ એવા અનુક્રમથી વધારવાનો અભ્યાસ કરવો.[18] જપ અને ધ્યાનાદિકને સાથે રાખીને જે પ્રાણાયામ કરવામાં આવે તે સગર્ભ પ્રાણાયામ અને તેઓને સાથે નહિ રાખતાં જે પ્રાણાયામ કરવામાં આવે તે વિગર્ભ પ્રાણાયામ છે, એમ વિદ્વાનો કહે છે.[19] આવા અનુક્રમથી અભ્યાસ કરનારા પુરૂષને જે પ્રાણાયામમાં પ્રથમ પસીનો ઉત્પન્ન થાય તે અધમ પ્રાણાયામ છે, જેમાં કંપ થાય તે મધ્યમ પ્રાણાયામ છે અને જેમાં આસનનો ત્યાગ કરી ઉંચું થઇ જવાય તે ઉત્તમ પ્રાણાયામ છે.[20] શરીરનો પ્રકાશ તથા હલકાઈ, અગ્નિનું પ્રદીપ્તપણું અને અલ્પ આહાર ઇત્યાદિક ઉત્તમ પ્રાણાયામના ગુણો જ્યાં સુધી પ્રાપ્ત થાય ત્યાં સુધી વધતા વધતા પ્રાણાયામ કરવાનો અભ્યાસ કર્યા કરવો.[21] વિષયોમાં ફરતી ઇંદ્રિયોને નિર્વિઘ્ન રીતે બલાત્કારથી ખેંચી લેવી એ પ્રત્યાહાર કહેવાય છે. અંગુઠા, ઘુંટી, ગોઠણ, સાથળ, મૂલાધાર, લિંગ, નાભિ, હૃદય, ગ્રીવા, કંઠ, લંબિકા, નાસિકા, ભમરોનું મધ્ય, મસ્તક, મસ્તકનો ઉપરનો ભાગ અને દ્વાદશાંત, એટલાં સ્થાનકોમાં પ્રાણવાયુને રોકવો એ ધારણા કહેવાય છે. પવનને એવો સ્વાધીન કરી લેવો જોઇએ. ચૈતન્યની અંદર રહેનારા સાવધાન મનથી પોતામાં ઈષ્ટદેવનું ચિંતન કરવું એ ધ્યાન કહેવાય છે. જીવાત્મા અને પરમાત્માના એકપણાની ભાવના કરવી એ યોગના આઠમા અંગરૂપ સવિકલ્પ સમાધિ

કહેવાય છે. નિર્વિકલ્પ સમાધિ તો યોગનું સ્વરૂપજ છે. આવી રીતે યોગનાં આઠ અંગ કહ્યાં. હવે મંત્રોમાંથી છિન્નાદિક દોષ મટાડીને તેઓની સિદ્ધિ આપનાર જે ઉત્તમ યોગ છે તે કહું છું.[૨૨-૨૬] હે હિમાલય ! આ જે શરીર છે તે બ્રહ્માંડજ છે. કારણ કે એ પણ પંચભૂતાત્મક, જીવ બ્રહ્મની એકતા રૂપ અને ચંદ્ર સૂર્ય તથા અગ્નિઓથી યુક્ત છે.[૨૭] શરીરમાં સાડા ત્રણ કરોડ નાડીઓ છે. તેઓમાં મુખ્ય દશ છે, અને દશમાં પણ ત્રણ મુખ્ય છે.[૨૮] ત્રણમાં પણ મુખ્ય જે સુષુમ્ણા નાડી છે, તે મૂલાધારથી માંડીને બરડાના માર્ગથી બ્રહ્મરંધ્રપર્યંત ગએલી છે. એ નાડી સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપ છે. સુષુમ્ણાના ડાબા ભાગમાં ધોળી અને ચંદ્રરૂપ ઇડા નામની નાડી રહેલી છે.[૨૯] એ નાડી શક્તિરૂપ અને સાક્ષાત્ અમૃતમય છે. સુષુમ્ણાના જમણા ભાગમાં સૂર્યરૂપ પિંગળા નામની નાડી છે,[૩૦] એ પુરૂષરૂપ છે. સુષુમ્ણા નાડી કે જે સર્વ તેજોમય છે, તેના મૂળભાગમાં ચિત્રા નામની સૂક્ષ્મ નાડી છે અને ચિત્રાની અંદર મધ્યભાગમાં ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયારૂપ અને કરોડ સૂર્યના સરખા પ્રભાવવાળું સ્વયંભૂ લિંગ છે. તેની ઉપર હકાર, રકાર, ઇકાર, બિંદુ અને નાદરૂપ માયાબીજ રહેલું છે.[૩૧,૩૨] તેની ઉપર શિખા સરખા આકારવાળી રાતા રંગની કુંડલિની શક્તિ છે. હે પર્વતોના અધિપતિ ! એ કુંડલિની દેવીરૂપ કહેવાય છે અને તે મારાથી અભિન્ન છે.[૩૩] તેની બહાર પીળાવર્ણનું व થી તે स સુધીના ચાર અક્ષરો રૂપી ચાર પત્રવાળું અને પીગળેલા સોના સરખું કમળ છે.[૩૪] તેની ઉપર ब થી તે ल સુધીના છ અક્ષરોરૂપી છ પાંખડીઓવાળું, અગ્નિ જેવું અને હીરાની પેઠે ચળકતું મહા ઉત્તમ સ્વાધિષ્ઠાન ચક્ર છે. એ ચક્ર છ આધારના આધાર રૂપ છે.તેથી મૂળાધાર કહેવાય છે અને સ્વ એટલે પરલિંગના અધિષ્ઠાન રૂપ છે તેથી સ્વાધિષ્ઠાન પણ કહેવાય છે.[૩૫,૩૬] તેની ઉપર નાભિના પ્રદેશમાં મોટી કાંતિવાળું મણિપૂર ચક્ર છે. એ મણિપૂર મણિની પેઠે મેઘ અને વિજળી આદિના જેવાં ઘણાં તેજવાળું છે અને વળી ड થી તે फ સુધીના દશ અક્ષરો રૂપી દશ પાંખડીઓવાળું છે તેથી મણિપદ્મ પણ કહેવાય છે.[૩૭,૩૮] એ પદ્મમાં વિષ્ણુ રહ્યા છે અને તે વિષ્ણુના દર્શનનું કારણ છે. તેની ઉપર હૃદયના પ્રદેશમાં ઉગતા સૂર્યસરખું અનાહત પદ્મ છે અને क થી તે ઠ સુધીના બાર અક્ષરો રૂપી બાર પાંખડીવાળું છે. તેના મધ્યમાં દશ હજાર સૂર્યસરખી પ્રભાવાળું બાણલિંગ રહેલું છે.[૩૯,૪૦] એ પદ્મમાં શબ્દબ્રહ્મમય સ્વાભાવિક શબ્દ થયા કરે છે તેથી યોગિઓ તેને અનાહત ( ઠોક્યા વગરના શબ્દવાળું ) પદ્મ કહે છે.[૪૧] એ પદ્મ આનંદના સ્થાનક રૂપ છે અને તેમાં રૂદ્ર રહ્યા છે. અનાહત પદ્મની ઉપર કંઠના પ્રદેશમાં સોળ સ્વરરૂપી સોળ પાંખડીઓવાળું, ધૂમાડા સરખા વર્ણવાળું અને બહુજ ચળકતું વિશુદ્ધિ પદ્મ છે. એ ભારે અદ્‌ભૂત અને આકાશ કહેવાતું પદ્મ જીવને પરમાત્માનું સ્વરૂપ દેખાડીને શુદ્ધ કરે છે તેથી વિશુદ્ધિપદ્મ કહેવાય છે. તેની ઉપર ભ્રકુટીની મધ્યમાં આજ્ઞાચક્ર છે અને તેમાં ઈશ્વર રહેલ છે.[૪૨ ૪૪] ह અને क्ष રૂપી બે પાંખડીઓવાળા એ મનોહર ચક્રમાં યોગીને પરમેશ્વરની આજ્ઞા મળે છે તેથી તે આજ્ઞાચક્ર અથવા આજ્ઞાપદ્મ કહેવાય છે.[૪૫] તેની ઉપર કૈલાસચક્ર છે અને તેની ઉપર રોધિની ચક્ર છે. આવી રીતે છ આધાર–ચક્રો તમારી પાસે કહ્યાં.[૪૬] એ સઘળાંઓની ઉપર પરમાત્માના સ્થાનકરૂપ સહસ્રાર ચક્ર કહેવાય

છે. આ રીતે સઘળો મહા ઉત્તમ યોગમાર્ગ જાણી પ્રથમ બહારના વાયુને ખેંચી કુંભક કરીને વાયુ સહિત પોતાના મનને મૂલાધારમાં જોડી દેવું. ગુદા અને લિંગના મધ્યમાં મૂલાધારની અંદર જે કુંડલિની શક્તિ છે, તેને મૂલાધારમાં રહેલા વાયુથી દબાવીને ઉઠાડવી અને ઉઠાડ્યા પછી તેની પાસે તે તે લિંગોનું ભેદન કરાવતાં તેજ ક્રમથી તેને સહસ્રારમાં પહોંચાડીને તે સ્થળમાં રહેલા પરમ શિવની સાથે મળી ગએલી ધારવી.[૪૭-૪૯] આ પ્રમાણે શિવ અને શક્તિનો સમાગમ થતાં તેમાંથી પીંગળાવેલી લાખના જેવા વર્ણવાળું જે અમૃત નીકળે છે, તે અમૃત કુંડલિનીને પાઇને તેને તૃપ્તિ કરવી.[૫૦] ત્યાં ઉપર કહેલાં છ ચક્રોમાં રહેલા દેવતાઓને પણ અમૃતની ધારાથી તૃપ્ત કરીને પછી યોગસિદ્ધિ આપનારી અને માયા નામની તે કુંડલિની શક્તિને પાછી તેજ માર્ગથી મૂળાધારમાં પહોંચાડવી.[૫૧] જે યોગી નિશ્ચય રાખીને આ પ્રમાણે દિવસે દિવસે અભ્યાસ કરે તે યોગી જરા, મરણ અને દુઃખ આદિ સંસારનાં બંધનમાંથી મુક્ત થાય છે. આ પ્રમાણે કરવાથી, છિન્ન આદિ દોષોથી દૂષિત થએલા મંત્રો સિદ્ધ થાય છે. આમ કર્યા વિના સિદ્ધ થતા નથી. હું કે જે જગદંબા દેવી છું તેના જે ગુણો છે તેઓ સઘળા, યથાર્થ રીતે આમ કરવાથી ઉત્તમ સાધકને પ્રાપ્ત થાય છે; તે વિના પ્રાપ્ત થતા નથી. હે હિમાલય! આ પ્રમાણે વાયુની ધારણા મેં તમારી પાસે કહી.[૫૨-૫૪] હવે ચિત્તની ઉત્તમ ધારણા વિષે કહું છું તે સાવધાનપણાથી સાંભળો. દિશા અને કાળ આદિના પરિચ્છેદથી રહિત દેવીમાં ચિત્ત રાખીને જીવ તથા બ્રહ્મની એકતાનું ચિંતન કર્યાથી તુરત તન્મય થઈ જવાય છે. જો ચિત્ત મલિન હોવાને લીધે તે સિદ્ધિ પ્રાપ્ત ન થાય તો યોગીએ મારા અવયવોની ધારણાથી યોગાભ્યાસ કરવો. હે હિમાલય! મંત્રસિદ્ધિને ઇચ્છનારાએ મારા હાથ અને પગ આદિ એક એક મધુર અંગમાં પ્રથમ ચિત્તનું સ્થાપન કરવું. એક અંગ વશ થાય ત્યારે વળી તે ઉપરના બીજા અંગમાં ચિત્તનું સ્થાપન કરવું. આમ કરતાં સઘળાં અંગો વશ થાય ત્યારે નિર્મળ થએલા તે ચિત્તને મારા સમગ્ર રૂપમાં સ્થાપવું.[૫૫,૫૮] હે પર્વત! જ્યાં સુધી અખંડજ્ઞાનમય દેવીમાં મનનો લય થાય ત્યાં સુધી મંત્રવાળાએ પોતાના ઇષ્ટમંત્રના જપથી અને હોમાદિકથી અભ્યાસ કરવો.[૫૯] મંત્રના અભ્યાસથી અને યોગથી જ્ઞેય પદાર્થને જાણવામાં સમર્થ થવાય છે. યોગ વિના મંત્ર નથી અને મંત્ર વિના યોગ નથી, એટલા માટે તે બન્નેનો અભ્યાસ પરબ્રહ્મપણાની પ્રાપ્તિ થવામાં કારણરૂપ છે.[૬૦] જેમ અંધારાથી ઘેરાએલા ઘરમાં પડેલો ઘડો દીવાથી દેખવામાં આવે છે તેમ માયાથી વીંટાએલો આત્મા મંત્રથી જોવામાં આવે છે.[૬૧] આ પ્રમાણે મેં હમણાં અંગોસહિત સઘળો યોગનો પ્રકાર કહ્યો. આ પ્રકાર ગુરૂના ઉપદેશથી જાણવામાં આવે છે. ગુરૂના ઉપદેશ વિના કરોડ શાસ્ત્રોથી પણ જાણવામાં આવતો નથી.[૬૨]

**इति योगविधिःकृत्स्नः सांगः प्रोक्तो मयाधुना॥**
**गुरूपदेशतो ज्ञेयो नान्यथा शास्त्रकोटिभिः॥६२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૫**

## अध्याय ३६ मो.

### બ્રહ્મસ્વરૂપની સ્થિતિ અને બ્રહ્મવિદ્યાનું દુર્લભપણું.

**श्रीदेव्युवाच**

**इत्यादियोगयुक्तात्माध्यायेन्मां ब्रह्मरूपिणीम्॥**
**भक्त्या निर्व्याजया राजन्नासने समुपस्थितः॥**

દેવી કહે છેઃ—હે હિમાલય ! આસનપર બેસી સાચી ભક્તિથી ઉપર કહી એવી રીતિથી યોગ કરીને હું કે જે બ્રહ્મ સ્વરૂપ છું તેનું ધ્યાન કરવું.[1] એ પરબ્રહ્મ જગતરૂપે પ્રકાશે છે. અત્યંત સમીપમાં છે. સર્વવ્યાપક છતાં પણ બુદ્ધિમાં દેખાય છે. પક્ષી આદિ, મનુષ્ય આદિ, ક્રિયાવાળા અને ક્રિયા રહિત સઘળા પદાર્થો એ મોટા પદરૂપ પરબ્રહ્મમાંજ કલ્પાએલા છે. કાર્ય તથા કારણોથી ઉત્તમ, સૂર્યાદિક તેજોને પણ પ્રકાશ આપનાર, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને જેને લોકો જાણતા નથી તથા જેમાં પૃથ્વી આદિ ભુવનો અને તેમાં રહેનારા લોકો કલ્પાએલા છે, તે પરબ્રહ્મને મારૂં સ્વરૂપ જાણો.[3] સર્વના આશ્રયરૂપ એ જે અવિનાશી બ્રહ્મ છે; તેજ પ્રાણ, વાણી અને મનરૂપ છે. સત્ય અને મોક્ષરૂપ એજ છે. માટે હે હિમાલય ! મનરૂપી બાણથી તેનો વેધ કરો.[4] ઉપનિષદોમાં કહેલું ધનુષ, કે જે મોટા આયુધરૂપ છે તે લઇને તેમાં ઉપાસનાથી સજેલું બાણ સાંધવું. એ બાણ ખેંચીને બ્રહ્મરૂપ થએલા ચિત્તથી તેજ બ્રહ્મરૂપ નિશાનને વિંધો.[5] ઓંકાર ધનુષરૂપ, મન બાણરૂપ અને પરબ્રહ્મ નિશાનરૂપ કહેવાય છે. જેમ બાણથી નિશાન વિંધાય છે, તેમ સાવધાન પુરૂષે મનથી તે બ્રહ્મને વિંધવું એટલે તે મન બ્રહ્મરૂપ થઇ જાય છે.[6] સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષ, મન અને સઘળી ઇંદ્રિયો જેમાં કલ્પાએલ છે, તે એક તત્વરૂપ આત્માનેજ જાણો. બીજી વિદ્યાઓને છોડી દો. કારણ કે મોક્ષની પ્રાપ્તિને વાસ્તે સંસારરૂપી સમુદ્રને તરવાનો સેતુ એજ છે.[7] રથના પઇડાની કુંડલીમાં જેમ આરાઓ પેઠેલી હોય છે તેમ જેમાં સઘળી નાડીઓ પેઠેલી છે, તે હૃદયમાં એ આત્મા વર્ત્તે છે, અને બુદ્ધિના પ્રત્યયોથી જાણે ક્રોધ અને હર્ષ આદિ ઘણા વિકારો પામતો હોય એવો જણાય છે.[8] ઓંકારનું આલંબન લઈને એ આત્માનું ચિંતન કરો. પેલે કાંઠે પહોંચવામાં એટલે અવિદ્યાથી રહિત બ્રહ્મસ્વરૂપને પામવામાં તમને કશી અડચણ હોજો માં. એ આત્મા પ્રકાશવાળા હૃદયકમલમાં જે હાર્દાકાશ છે તેમાં જાણે રહેલો હોય એમ જણાય છે.[9] એ આત્માની ભાવના મનની વૃત્તિઓથીજ થાય છે. પોતે સ્થિર છે અને પ્રાણ તથા શરીરને ચલાવે છે. વિવેકી પુરૂષો હૃદયમાં બુદ્ધિને સ્થિર કરીને સાક્ષાત્કારથી એ આત્માને સર્વત્ર પરિપૂર્ણ દેખે છે, કે જે આત્મા સર્વદા આનંદરૂપ અને મોક્ષરૂપ પ્રકાશે છે.[10] એ પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે ચૈતન્યની અને જડની અધ્યાસરૂપ જે ગાંઠ પડેલી છે તે ત્રુટી જાય છે. અસંભાવના આદિ સઘળા સંશયો છેદાઈ જાય છે અને પ્રારબ્ધ કર્મો વિના બીજાં સઘળાં કર્મોનો ક્ષય થાય છે.[11] એ નિર્મલ અને માયા રહિત બ્રહ્મ આનંદમય કોશને મૂકીને જાણવામાં આવે છે. જેને જ્ઞાનીઓ મોટા પરિશ્રમથી જાણે છે તે શુદ્ધ બ્રહ્મજ સૂર્યાદિકને પ્રકાશ આપે છે.[12] સૂર્ય, ચંદ્ર કે તારાથી એનો પ્રકાશ થતો નથી. વિજળીઓથી પણ એનો પ્રકાશ થતો નથી; ત્યારે અગ્નિથી તો કેમજ થાય. જે આ જગત દેખાય છે તે એ બ્રહ્મના પ્રકાશથીજ દેખાય છે. આ સઘળું જગત એના પ્રકાશની પછવાડે પ્રકાશે છે.[13] પૂર્વમાં, પશ્ચિમમાં, દક્ષિણમાં, ઉત્તરમાં, નીચે અને ઉંચે એ અમૃતરૂપ બ્રહ્મજ ફેલાઇ રહેલ છે. આ સઘળું જગત એ ઉત્તમ બ્રહ્મસ્વરૂપથી કાંઇ પણ ભિન્ન નથી.[14] જે માણસને આવી રીતનો અનુભવ થાય તે ઉત્તમ માણસ કૃતાર્થ થાય છે. બ્રહ્મરૂપ થએલો એ સ્વચ્છ મનવાળો પુરૂષ કશાનો શોક કરતો નથી

અને કશું ઇચ્છતો નથી.[15] હે પર્વતોના રાજા! જે ભય થાય છે તે બીજા પદાર્થથી થાય છે. બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં કોઇ પોતાથી ભિન્ન પદાર્થજ રહેતો નથી માટે બ્રહ્મવેત્તા કોઈથી બ્હીતો નથી. એ બ્રહ્મવેત્તાને મારો વિયોગ નથી અને મને એ બ્રહ્મવેત્તાનો વિયોગ નથી.[16] હે પર્વત ! જે બ્રહ્મવેત્તા છે તે હું છું અને જે હું છું તે બ્રહ્મવેત્તા છે. જે સ્થળમાં એ બ્રહ્મવેત્તા રહેલો હોય તે સ્થળમાં મારૂં જ્ઞાન થાય છે.[17] હું કોઇ તીર્થમાં, કૈલાસમાં કે વૈકુંઠમાં કદી રહેતી નથી પણ જ્ઞાની લોકોના હૃદયકમળની અંદર રહું છું.[18] મને જાણનારનું એકવાર પૂજન કરવામાં આવે, તોપણ તે મારી કરોડવાર પૂજા કર્યાનું ફળ આપે છે. જેના ચિત્તનો લય મારા સ્વરૂપમાં થયો હોય તેનું કુળ પવિત્ર થાય છે, તેની મા કૃતાર્થ થાય છે;[19] અને તેના જન્મનેલીધે પૃથ્વી પણ ભાગ્યશાળી ગણાય છે. હે પર્વતોમાં ઉત્તમ ! તમે જે બ્રહ્મજ્ઞાન મને પૂછ્યું હતું તે સઘળું મેં તમારી પાસે કહ્યું. આથી વધારે કાંઇ પણ કહેવાનું નથી. આ જ્ઞાન, ભક્તિવાળા અને સારા સ્વભાવવાળા મોટા પુત્રને આપવું ! અને શિષ્ય પણ જો તેવોજ હોય તો તેને આપવું ! ભક્તિ તથા સારા સ્વભાવ વગરના કોઇ માણસને કદી પણ આપવું નહિ. જેને ઈશ્વરમાં પરમ ભક્તિ હોય અને જેવી ઈશ્વરમાં ભક્તિ હોય તેવીજ ગુરૂમાં ભક્તિ હોય તે મહાત્મા માણસને ઉપર કહેલા વિષયો યથાર્થ રીતે મનમાં આવે છે. જે પુરૂષ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે તેજ પરમેશ્વર છે એમ સમજવું.[20-23] બ્રહ્મવિદ્યાના ઉપદેશનો બદલો વાળવામાં કોઇ પણ સમર્થ નથી માટે શિષ્યો પોતે જીવતાં સુધી તેવા ગુરૂના ઋણવાળાજ રહે છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશથી બ્રહ્મરૂપ જન્મ આપનારો ગુરૂ માતાપિતા કરતાં પણ અધિક કહેવાય છે.[24] કારણ કે માતાપિતાએ આપેલા જન્મનો નાશ થાય છે પણ ગુરૂએ ઉપદેશથી આપેલા જન્મનો કદી નાશ થતો નથી. હે પર્વત ! એટલા માટેજ 'ગુરૂનો દ્રોહ ન કરવો' ઇત્યાદિક વચન વેદે કહેલાં છે.[25] આ પ્રમાણે છે માટે શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે 'બ્રહ્મવિદ્યા આપનાર ગુરૂ સર્વથી ઉત્તમ છે.' શિવ રૂઠયા હોય તો ગુરૂ રક્ષણ કરે છે પણ ગુરૂ રૂઠે તો શિવ રક્ષણ કરતા નથી.[26] એટલા માટે સર્વ પ્રકારના પ્રયત્નથી ગુરૂને સંતુષ્ટ કરવા જોઇએ. કાયાથી, મનથી અને વાણીથી સર્વદા ગુરૂની ભક્તિમાં તત્પર રહેવું.[27] નહિતર શિષ્ય કૃતઘ્ન થાય છે. જે કૃતઘ્ન થાય તેના દોષનું નિવારણ કરવાને કોઈ પ્રાયશ્ચિત્ત નથી. દધ્યઙ્ નામના અથર્વાના પુત્રે ઇંદ્રની પાસે બ્રહ્મવિદ્યાના ઉપદેશની પ્રાર્થના કરતાં ઇંદ્રે તેને બ્રહ્મવિદ્યા આપીને કહ્યું હતું કે 'તમે જો આ બ્રહ્મવિદ્યા બીજાને આપશો તો હું તે સમયેજ તમારૂં માથું કાપી નાખીશ'.[28] પછી કેટલેક કાળે દધ્યઙ્.ની પાસે આવીને દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારોએ બ્રહ્મવિદ્યાની માગણી કરતાં તેમણે તેઓને કહ્યું કેઃ—'હું જો તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપીશ તો તેજ સમયે ઇંદ્ર મારૂં માથું કાપી નાખશે.' એ સાંભળીને અશ્વિનીકુમારોએ કહ્યું કેઃ—'અમો તમારૂં આ માથું કાપીને બીજે ઠેકાણે રાખીશું અને હમણાં ઘોડાનું માથું તમારા દેહમાં જોડી દઈશું. તમે ઘોડાના માથાથી અમને ઉપદેશ કરજો. પછી ઇંદ્ર આવીને તમારૂં માથું કાપી નાખશે એટલે અમો તમારૂં પહેલાનું માથું તમારા દેહમાં જોડી દઈશું.'અશ્વિનીકુમારનાં આવાં વચન સાંભળીને દધ્યઙ્. મુનિએ તે પ્રમાણેજ કર્યું હતું અને ઉપ-

દેશ લીધા પછી આશ્વિનીકુમારોએ પણ પોતાના કહ્યા પ્રમાણેજ કર્યું હતું.[૨૯] હે પર્વતોના અધિપતિ ! આ પ્રમાણે બ્રહ્મવિદ્યા ઘણા સંકટથી મેળવી શકાય એવી છે. એ બ્રહ્મવિદ્યા જેને મળે તે પુરૂષને ભાગ્યશાળી અને કૃતાર્થ ગણવો જોઈએ.[૩૦]

**इति संकटसंपाद्या ब्रह्मविद्या नगाधिप ॥**
**लब्धा येन स धन्यः स्यात् कृतकृत्यश्च भूधर ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૬**

## अध्याय ३७मो ભક્તિસ્વરૂપ વર્ણન

### हिमालय उवाच

**स्वीयां भक्तिं वदस्वांब येन ज्ञानं सुखेनहि ॥**
**जायेत मनुजस्यास्य मध्यमस्याविरागिणः॥१॥**

હિમાલય કહે છેઃ—હે મા ! હવે તમારી ભક્તિનું સ્વરૂપ કહો કે જે ભક્તિ કરવાથી વૈરાગ્ય વગરના મધ્યમ અધિકારીને પણ અનાયાસથી જ્ઞાન ઉત્પન્ન થાય.[૧]

દેવી કહે છેઃ—હે પર્વતોના અધિપતિ ! મોક્ષની પ્રાપ્તિ થવાને વાસ્તે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ, એ ત્રણ માર્ગ પ્રખ્યાત છે.[૨] ત્રણ માર્ગોમાં જ્ઞાનયોગ સાક્ષાત્ મોક્ષનું સાધન છે અને બીજા બે ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષનાં સાધન છે, પરંતુ એ ત્રણ ઉપાયોમાં ભક્તિયોગ કરવા યોગ્ય છે અને સર્વદા કરી શકાય એવો છે. કારણ કે તે કાયાના કે ધન ખરચવા આદિના પરિશ્રમવિના કેવળ મનથીજ થાય એવો હોવાને લીધે સુલભ છે.[૩] મનુષ્યોમાં સત્વ, રજ અને તમ, એ ગુણોના ભેદને લીધે ભક્તિ પણ ત્રણ પ્રકારની છે. બીજાને પીડા કરવાને વાસ્તે અથવા ઠગવાને વાસ્તે ક્રોધ અને મત્સર રાખીને જે ભક્તિ કરવામાં આવે તે તમોગુણી ભક્તિ છે. બીજાને પીડા કરવા આદિનો ઉદ્દેશ નહિ રાખતાં યશ અને ભોગરૂપ પોતાના કલ્યાણને વાસ્તે હૃદયમાં કામના રાખીને જે નિરંતર મારી ભક્તિ કરવામાં આવે તે ભક્તિ રજોગુણી છે. પામર મનુષ્ય નોખાં નોખાં ફ્ળોની પ્રાપ્તિનેવાસ્તે મને ભજે છે પણ તેમાં ભેદબુદ્ધિ હોવાને લીધે મને પોતાથી જુદી જાણે છે, માટે તે ભક્તિને રજોગુણી કહું છું.[૪-] 'કર્મો પરમેશ્વરને અર્પણ કરવાથી પાપ ધોવાય છે અને તે કર્મો વેદમાં કહેલાં છે માટે મારે અવશ્ય સર્વદા કરવાં જોઈએ' એવા નિશ્ચયથી ભેદબુદ્ધિ રાખીને મને પ્રસન્ન કરવાસારૂ જે ભક્તિ કરવામાં આવે તે સત્વગુણી ભક્તિ છે.[૮,૯] આ સત્વગુણી ભક્તિ પ્રેમલક્ષણા ભક્તિને પ્રાપ્ત કરનાર છે પણ પોતે પ્રેમલક્ષણા ભક્તિરૂપ નથી. કારણ કે એમાં પણ ભેદબુદ્ધિ રહેવાનેલીધે મારા ઉપર પોતાના આત્મા જેવો નિરતિશય પ્રેમ રહેતો નથી. રજોગુણી અને તમોગુણી ભક્તિ તો પ્રેમલક્ષણાભક્તિને પ્રાપ્ત કરનારી નથી, માટે તેઓને છોડી દેવી જોઇએ.[૧૦] હવે હું પ્રેમલક્ષણાભક્તિનું સ્વરૂપ કહું છું તે શ્રવણ કરો. નિરંતર મારા ગુણોનું શ્રવણ કરવામાં આવે, મારાં નામોનું ઉચ્ચારણ કરવામાં આવે,[૧૧] અને હું કે જે કલ્યાણમય ગુણરૂપી રત્નોની ખાણરૂપ છું, તેમાં સર્વદા તૈલની ધારાની પેઠે અવિચ્છિન્ન ચિત્ત વર્ત્તાવવામાં આવે,[૧૨] પણ આ પ્રમાણે કરવામાં કદી પણ કોઈ જાતનાં ફ્ળની ઈચ્છા રાખવામાં ન આવે, એ મારી પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ છે. મારા સમીપમાં રહેવાની, મારા સરખું ઐશ્વર્ય મળવાની, મારી સાથે મળી જવાની કે મારા લોકમાં રહેવાની કશી પણ ઇચ્છા ન રાખતાં[૧૩] બીજું કાંઇ પણ મારી સેવાથી અધિક માનવામાં ન આવે, સેવ્ય-સેવક-ભાવ છોડીને મોક્ષની ઇચ્છા

પણ રાખવામાં ન આવે,[૧૪] આલસ્ય છોડીને પરમ પ્રેમથી મારૂંજ ચિંતન કરવામાં આવે અને મારૂં સ્વરૂપ સર્વદા પોતાથી અભિન્નજ જાણવામાં આવે એ મારી પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ છે.[૧૫] પ્રેમલક્ષણા ભક્તિવાળો પુરૂષ સઘળા જીવોને મારા સ્વરૂપભૂત જાણે છે, જેવો પોતાના આત્મા ઉપર પ્રેમ હોય તેવોજ સર્વના ઉપર રાખે છે.[૧૬] સર્વમાં ચૈતન્યને સમાન ગણીને ભેદબુદ્ધિ રાખતો નથી અને મને સર્વદા સર્વમાં સર્વરૂપે રહેલી જાણીને ચાંડાલપર્યંતને પણ નમે છે અને પૂજે છે. એ પુરૂષને ભેદ છુટી ગએલો હોવાથી કોઇના ઉપર દ્રોહબુદ્ધિ થતી નથી.[૧૭,૧૮] મારાં સ્થાનકોનાં દર્શનમાં, મારા ભકતોનાં દર્શનમાં, મારાં શાસ્ત્રોના શ્રવણમાં અને મારાં મંત્ર તંત્ર આદિમાં શ્રદ્ધા રહે છે. મારા વિષે પ્રેમાકુળપણાને લીધે સર્વદા રૂંવાડાં ઉભાં થઇ જાય છે. એની આંખો પ્રેમનાં આંસુથી ભરાઈ જાય છે અને કંઠમાંથી ગળગળો શબ્દ નીકળે છે.[૧૯,૨૦] હું કે જે સર્વ કારણોના કારણરૂપ અને જગતની માતા ઈશ્વરી છું તેનું ઐકયભાવથી પૂજન, ધનનો ખોટો લોભ નહિ રાખતાં ભક્તિપૂર્વક સર્વદા મારાં નિત્ય અને નૈમિત્તિક દિવ્ય વ્રતોનું પાલન, સ્વાભાવિક રીતે મારા ઉત્સવોનાં દર્શનની ઇચ્છા અને પોતાથી પણ મારા ઉત્સવો કરવામાં પ્રવૃત્તિ, એ સઘળાં મારી પ્રેમલક્ષણા ભક્તિનાં સ્વરૂપ છે.[૨૧-૨૩] મારી પ્રેમલક્ષણા ભક્તિ કરનારો પુરૂષ, ઉંચા સ્વરથી મારાં નામોનું ગાયન કરતાં નાચે છે અને અહંકાર તથા દેહના અધ્યાસથી રહિત થઇને[૨૪] 'જેમ પ્રારબ્ધમાં હશે તેમજ થશે માટે દેહના રક્ષણ આદિની ચિંતા રાખવાનું કાંઇ કામ નથી' એમ ધારીને મારા ભજનમાંજ તત્પર રહે છે.[૨૫] આવા પ્રકારની ભક્તિ કે જેમાં દેવી વિના કાંઈ વસ્તુ નથી એવી ભાવના કરવામાં આવે છે, તે મારી પરા અથવા પ્રેમલક્ષણા ભક્તિ છે.[૨૬] હે હિમાલય! આ પ્રમાણે વાસ્તવિક રીતે જે સમયે પરાભક્તિ ઉત્પન્ન થાય તે સમયેજ ભક્તનું ચિત્ત મારા ચૈતન્યમાત્ર સ્વરૂપમાં લય પામવાને યોગ્ય થાય છે.[૨૭] જ્યારે જ્ઞાન થાય ત્યારેજ ભક્તિ અને વૈરાગ્ય સઘળાં અંગોથી પરિપૂર્ણ થાય છે. માટે ભક્તિની જે પરાકાષ્ઠા છે તેજ જ્ઞાન છે અને વૈરાગ્યની સીમા પણ તેજ છે.[૨૮] જે પુરૂષને ભક્તિ કર્યા છતાં પણ પ્રારબ્ધનેલીધે મારા સ્વરૂપનું જ્ઞાન ન થાય તે પુરૂષ મણિદ્વીપમાં જાય છે.[૨૯] અને ત્યાં જઇને પોતે નહિ ઇચ્છતાં છતાં પણ સઘળાં સુખોને પ્રાપ્ત થાય છે. એ ભોગ ભોગવાઇ રહ્યા પછી તેને મારા ચૈતન્ય સ્વરૂપનું સારી રીતે જ્ઞાન થાય છે.[૩૦] અને તે જ્ઞાન થતાં તુરતજ મુક્ત થાય છે. મુક્તિ તો કેવળ જ્ઞાનથીજ થાય છે; બીજા કોઇ ઉપાયથી થતી નથી. હું કે જે અખંડ જ્ઞાનરૂપ પરમાત્મા છું તેનું જેને અહીંજ હૃદયમાં જ્ઞાન થાય તેના પ્રાણ નીકળીને દેહાંતરમાં જતા નથી પણ અહીંજ લય પામે છે.[૩૧,૩૨] જેમ કંઠમાં પહેરેલું સુવર્ણનું ભૂષણ વિસ્મરણરૂપ અજ્ઞાન થવાથી તિરોહિત થઈ ગયું હોય તે પાછું જાણવામાં આવે છે, ત્યારે મળેલું કહેવાય છે; તેમ પોતાનું બ્રહ્મસ્વરૂપ અજ્ઞાનથી ભૂલાઈ ગયું હોય છે, તે પાછું જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય ત્યારે મળેલું કહેવાય છે. પણ તે કાંઈ નવું મળતું નથી પણ મળેલુંજ મળે છે. આવી રીતે છે એટલામાટે શ્રુતિ કહે છે 'કે જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ છે અને પોતે બ્રહ્મ છતાંજ બ્રહ્મને પામે છે.'[૩૩] હે પર્વતોમાં ઉત્તમ! એ મારૂં બ્રહ્મસ્વરૂપ કાર્ય અને કારણોથી નોખું છે. જેમ અરીસામાં પ્રતિબિંબ પડે

છે, તેમ આ દેહમાં તેનો અનુભવ થાય છે. જેમ જળમાં પ્રતિબિંબ અરીસાના પ્રતિબિંબ કરતાં સ્વચ્છ પડે છે તેમ પિતૃલોકમાં આ દેહના અનુભવ કરતાં સ્વચ્છ અનુભવ થાય છે.[૩૪] જેમ છાયા અને તડકો અત્યંત પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેમ મણિદ્વીપમાં પિતૃલોકના અનુભવ કરતાં પણ અત્યંત સ્વચ્છ પ્રત્યક્ષ અનુભવ થાય છે, કે જેમાં દ્વૈતની પ્રતીતિ પણ રહેતી નથી.[૩૫] કોઈ વૈરાગ્યવાન પુરૂષ જ્ઞાનરહિત મરી જાય તો કલ્પ પૂરો થતાં સુધી બ્રહ્મલોકમાં તેનો અખંડિત વાસ થાય છે,[૩૬] અને તે પછી પવિત્ર અને ધનાઢ્ય લોકોનાં ઘરમાં તેનો પુનર્જન્મ થાય છે. એ જન્મમાં સાધન કરે છે અને તેથી જ્ઞાન ઉત્પન્ન થાય છે.[૩૭] જ્ઞાન અનેક જન્મથી થાય છે પણ એક જન્મથી થતું નથી, માટે જ્ઞાનને વાસ્તે ઘણા આગ્રહથી પરમ પ્રયત્ન કરવો જોઇએ.[૩૮] જ્ઞાનને વાસ્તે યત્ન ન કરવામાં આવે તો મોટી હાનિ થઈ સમજવી. ફરીવાર મનુષ્યનો અવતાર મળવો દુર્લભ છે, તેમાં પણ બ્રાહ્મણ કુલમાં અવતાર મળવો દુર્લભ છે, તેમાં પણ વેદની પ્રાપ્તિ દુર્લભ છે.[૩૯] અને વેદની પ્રાપ્તિ થયા છતાં પણ શમ આદિ છ સાધનોની સંપત્તિ, યોગસિદ્ધિ અને ઉત્તમ ગુરૂની પ્રાપ્ત, એ સઘળું દુર્લભ છે.[૪૦] ઇંદ્રિયોનું સામર્થ્ય અને શરીરને વેદોક્ત સંસ્કાર પણ વારે ઘડીએ મળતા નથી. મોક્ષની ઇચ્છા પણ અનેક જન્મોનાં પુણ્યોથીજ થાય છે.[૪૧] આ પ્રમાણે સઘળાં સાધનો મળતાં છતાં પણ જે માણસ જ્ઞાનને વાસ્તે યત્ન ન કરે તેનો જન્મ વ્યર્થ છે.[૪૨] એટલા માટે હે પર્વતોના રાજા! પોતાની શક્તિને અનુસરીને જ્ઞાનને વાસ્તે યત્ન કરવો જોઇએ. શ્રવણાદિક યત્ન કરનારને પણ ક્ષણે ક્ષણે અશ્વમેધના ફળની પ્રાપ્તિ થાય છે.[૪૩] જેમ દૂધમાં ઘી ગુપ્ત રહ્યું છે તેમ સર્વ પદાર્થોમાં બ્રહ્મ ગુપ્ત રહ્યું છે. માટે મનરૂપ રવાઇથી નિરંતર મથન કરવું જોઇએ.[૪૪] 'જ્ઞાન મળવાથી જીવ કૃતાર્થ થાય છે' એવો વેદાંતનો ડંકો છે. તમારા પ્રશ્નનો સઘળો ઉત્તર મેં સંક્ષેપથી કહ્યો હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો?[૪૫]

**ज्ञानं लब्ध्वा कृतार्थःस्यादितिवेदांतडिंडिमः॥ सर्वमुक्तंसमासेनकिंभूयःश्रोतुमिच्छसि॥४५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.૩૭**

## अध्याय ३८ मो.

### દેવીનાં સ્થાન અને વ્રતોત્સવ.

**હિમાલય ઉવાચ**

**कति स्थानानि देवेशि द्रष्टव्यानि महीतले॥ मुख्यानि च पवित्राणि देवीप्रियतमानिच॥१॥**

હિમાલય પૂછે છે'–હે દેવતાઓનાં ઈશ્વરિ! પૃથ્વીમાં પવિત્ર અને આપને પ્યારાં મુખ્ય મુખ્ય કેટલાં સ્થાનકો જોવા યોગ્ય છે તે કહો.[૧] આપને પ્રસન્ન કરે એવાં જે જે વ્રતો હોય તથા ઉત્સવો હોય તે વિષે પણ સઘળું કહો; કે જે કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય.[૨]

દેવી કહે છેઃ–હું સર્વરૂપ છું એટલા માટે જે કાંઇ દૃશ્ય પદાર્થ છે તે મારા સ્થાનકરૂપ છે. સઘળા કાળ વ્રતરૂપ છે અને સર્વ સમયો ઉત્સવરૂપ છે.[૩] તો પણ હે પર્વતોના રાજા! ભક્તવત્સલપણાને લીધે હું તેઓમાંથી કાંઇક કાંઇક કહું છું તે સાવધાનપણાથી સાંભળો.[૪] કોલાપુર કે જેમાં સર્વદા લક્ષ્મી રહે છે તે મારૂં મોટું સ્થાનક છે. બીજું (સહ્યાદ્રિમાં) માતુઃપુર કે જેમાં રેણુકા રહે છે, તે મારૂં મોટું સ્થાનક છે.[૫] ત્રીજું તુલજાપુર, ચોથું સપ્તશૃંગ, પાંચમું હિંગલાજ, છઠ્ઠું જ્વાળામુખી, સાતમું

શાકંભરી, આઠમું ભ્રામરી, નવમું રક્તદંતિકા, દશમું દુર્ગા, અગીયારમું સર્વોત્તમ વિંધ્યવાસિની, બારમું અન્નપૂર્ણા, તેરમું કાંચીપુર, ચૌદમું ભીમાદેવી, પંદરમું વિમળા, સોળમું (કર્નાટ પર્વતમાં) ચંદ્રકલા દેવી, સત્તરમું કૌશિકી, અઢારમું નીલ પર્વત ઉપર નીલાંબા, ઓગણીશમું જાંબૂનદેશ્વરી, વીશમું શ્રીનગર, એકવીશમું નેપાલ દેશમાં ગુહ્યકાલી, બાવીશમું હાલાસ્યમાં મીનાક્ષી, ત્રેવીશમું વેદારણ્યમાં સુંદરી, ચોવીશમું (પુરૂષોત્તમ ક્ષેત્રની પાસે) ભુવનેશ્વરી, પચીશમું મહાલસા (કે જે દક્ષિણ દેશમાં મલ્લારિસ્થાન કહેવાય છે), છવીશમું યોગેશ્વરી, સત્તાવીશમું ચીનદેશમાં નીલસરસ્વતી, અઠ્ઠાવીશમું વૈદ્યનાથમાં સર્વોત્તમ બગલા, ઓગણત્રીશમું ભુવનેશ્વરીના નિવાસરૂપ મણિદ્વીપ અને ત્રીશમું (કામરૂદેશમાં) સતીના યોનિમંડલરૂપ અને કામાખ્યા એવા નામથી પ્રખ્યાત ત્રિપુરભૈરવીનું સ્થાન, એ મારાં મોટાં સ્થાનકો છે. મહામાયાના નિવાસરૂપ ઉપર કહેલું કામાખ્યા નામનું સ્થાનક ભૂમંડલનાં સઘળાં ક્ષેત્રોમાં રત્નરૂપ છે. એ સ્થાન કે જેમાં પ્રત્યેક મહીને મારી પ્રતિમા સાક્ષાત્ રજસ્વલા થાય છે, તેથી ઉત્તમ સ્થાનક સઘળી પૃથ્વીમાં બીજું કોઇ પણ નથી.[16] એ કામાખ્યામાં ત્યાંના સર્વ દેવતાઓ પર્વતરૂપ થએલ છે અને તે પર્વતોમાં મોટા મોટા દેવ રહે છે.[17] ત્યાંની સઘળી પૃથ્વી દેવીરૂપ છે. એ સતીના યોનિમંડલના સ્થાનથી ઉત્તમ બીજું કોઈપણ સ્થાન નથી.[18] ઉપર કહેલાં સ્થાનકો ઉપરાંત પણ પુષ્કર ક્ષેત્રમાં ગાયત્રી, અમરેશમાં ચંડિકા, પ્રભાસમાં પુષ્કરેક્ષણા, નૈમિષારણ્યમાં લિંગધારિણી, પુષ્કરાક્ષમાં પુરૂહૂતા, આષાઢિમાં રતિ, ચંડમુંડીમાં દંડિની, ભારભૂતિમાં ભૂતિ, નાકુલમાં નકુલેશ્વરી, હરિશ્ચંદ્રમાં ચંદ્રિકા, શ્રીગિરિમાં શાંકરી, જપ્યેશ્વરમાં ત્રિશૂલા, આમ્રાતકેશ્વરમાં સૂક્ષ્મા, મહાકાળમાં શાંકરી, મધ્યમમાં શર્વાણી, કેદારક્ષેત્રમાં માર્ગદાયિની, ભૈરવક્ષેત્રમાં ભૈરવી, ગયામાં મંગલા, કુરૂક્ષેત્રમાં સ્થાણુપ્રિયા, નાકુલમાં સ્વાયંભુવી, કનખળમાં ઉગ્રા, વિમલેશ્વરમાં વિશ્વેશા, અટ્ટહાસમાં મહાનંદા, મહેંદ્રમાં મહાંતકા, ભીમમાં ભીમેશ્વરી, વસ્ત્રાપથ ક્ષેત્રમાં શાંકરી ભવાની, સ્વર્ધકોટિકમાં રૂદ્રાણી, કાશીમાં વિશાલાક્ષી, મહાલયમાં મહાભાગા, ગોકર્ણમાં ભદ્રકર્ણી, ભદ્રકર્ણકમાં ભદ્રા, સુવર્ણાક્ષમાં ઉત્પલાક્ષી, સ્થાણુમાં સ્થાણ્વીશા, કમલાલયમાં કમલા, (દક્ષિણ દેશમાં સમુદ્રની પાસે) છગલંડકમાં પ્રચંડા, કુરંડલમાં ત્રિસંધ્યા, માકોટમાં મુકુટેશ્વરી, મંડલેશ્વરમાં શાંડકી, કલંજર પર્વતમાં કાળી, શંકુકર્ણમાં ધ્વનિ, સ્થૂલકેશ્વરમાં સ્થૂલા અને જ્ઞાનીઓના હૃદયકમળમાં હૃલ્લેખા, એટલાં મને અત્યંત પ્યારાં મારાં સ્થાનકો છે. હે પર્વતોમાં ઉત્તમ ! પ્રથમ તે તે ક્ષેત્રનું માહાત્મ્ય સાંભળીને પછી તેમાં કહેલા વિધિથી મારૂં પૂજન કરવું. અથવા સર્વ ક્ષેત્રો કાશીમાંજ છે.[19-32] એટલામાટે દેવીની ભક્તિમાં તત્પર થઇને સર્વદા કાશીમાંજ રહેવું. એ સ્થાનકોનાં દર્શન, નિરંતર દેવીના મંત્રોનો જપ અને તેમના ચરણારવિંદનું ધ્યાન કરવાથી મનુષ્ય બંધનથી મુક્ત થાય છે. જે માણસ પ્રાતઃકાળમાં ઉઠીને ઉપર કહેલાં દેવીનાં નામોનો પાઠ કરે તે માણસનાં પાપ તે ઘડીએ તુરતજ ભસ્મ થઈ જાય છે. જે માણસ શ્રાદ્ધના સમયમાં બ્રાહ્મણોની પાસે આ નિર્મળ નામનો પાઠ કરે તેના સઘળા પિતૃઓ મુક્ત થઇને પરમ ગતિ પામે છે. હે હિમાલય ! હવે સ્ત્રીઓએ અને પુરૂષોએ પ્રયત્નપૂર્વક કરવા યોગ્ય મારાં

વ્રતો તમારી પાસે કહું છું. અનંતતૃતીયા, રસકલ્યાણિની અને આર્દ્રાનંદકર એ નામનાં ત્રણ ત્રીજનાં વ્રત છે. શુક્રવારનું, કૃષ્ણપક્ષની ચૌદશનું, ભૌમવારનું, પ્રદોષનું અને સોમવારનું પણ વ્રત છે. પ્રદોષકાળમાં સદાશિવ દેવીને આસનપર બેસાડીને દેવતાઓની સાથે દેવીની આગળ નાચે છે. ઉપવાસ કરીને પ્રત્યેક પખવાડીઆમાં રાત્રિના આરંભરૂપ પ્રદોષકાળમાં મારી પૂજા કરવી.[૩૩-૪૦] એ કરવાથી હું અત્યંત પ્રસન્ન થાઉં છું. સોમવારનું વ્રત પણ મને પ્રસન્ન કરનાર છે.[૪૧] તે દિવસે દેવીનું પૂજન કર્યા પછી રાતે ભોજન કરવું. આશ્વિનનાં અને ચૈત્રનાં નવરાત્રનું વ્રત પણ મને પ્રસન્ન કરે છે. (માઘ અને આષાઢનાં નવરાત્ર પણ એવાંજ છે.)[૪૨] આ પ્રમાણે બીજાં પણ કેટલાંએક નિત્ય નૈમિત્તિક વ્રતો છે. જે પુરૂષ મત્સરરહિત થઇને મને પ્રસન્ન કરવાને વાસ્તે મારાં વ્રતો કરે છે તે મારી સાથે જોડાઈ જાય છે. એ પુરૂષજ મારો સાચો ભક્ત અને પ્યારો છે. હે પર્વત ! ચૈત્ર શુદ ત્રીજને દિવસે મારો દોલોત્સવ કરવો.*[૪૩,૪૪] આષાઢની પુનમ કે તે પછી જે ત્રીજ આવે છે તે દિવસે મારો શયનોત્સવ કરવો. કાર્તિકની પુનમ પછી જે ત્રીજ આવે છે તે દિવસે મારો જાગરણોત્સવ કરવો. આષાઢ શુદ ત્રીજને દિવસે મારો રથોત્સવ કરવો.+ ચૈત્ર શુદ પુનમને દિવસે મારો દમનોત્સવ કરવો.[૪૫] શ્રાવણ શુદ પુનમને દિવસે મારો પવિત્રોત્સવ કરવો. આ પ્રમાણે મારા ભક્તે મને પ્રીતિ આપનારા બીજા ઉત્સવો પણ સર્વદા કરવા.[૪૬] ઉત્સવોમાં પ્રેમથી મારામાંજ ચિત્ત રાખી મારા ભક્તોને, સુવાસિનીઓને, કુમારિકાઓને, તથા બટુકોને હુંરૂપ જાણીને જમાડવા.[૪૭] ધનનો ખોટો લોભ નહિ કરતાં પુષ્પ આદિ ઉપચારોથી એ લોકોની પૂજા કરવી. આ પ્રમાણે જે પુરૂષ આલસ્ય નહિ રાખતાં પ્રતિવર્ષે ઉત્સવાદિક કરે તે પુરૂષ ભાગ્યશાળી કૃતાર્થ અને સાક્ષાત્ મારી પ્રીતિનું પાત્ર થાય છે.[૪૮] જે જે ક્રિયાઓ મને પ્રીતિ આપનાર છે તે તે ક્રિયાઓ વિષે મેં સંક્ષેપથી સઘળું તમારી પાસે કહ્યું. આ વિષયનો રહસ્ય ઉપદેશ અશિષ્યને અને મારા અભક્તને કદી પણ દેવો નહિ.[૪૯]

**सर्वमुक्तं समासेन मम प्रीतिप्रदायकम् ।**
**नाशिष्याय प्रदातव्यं नाभक्ताय कदाचन॥४९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૮**

## અધ્યાય ૩૯ મો. દેવીના પૂજનનો પ્રકાર

### हिमालय उवाच

**देवदेवि महेशानि करुणासागरेंबिके ॥**
**ब्रूहि पूजाविधिं सम्यग्यथावदधुना निजम् ॥१॥**

હિમાલય કહે છેઃ–હે દેવતાઓમાં પૂજ્ય ! હે મોટાં ઈશ્વરિ ! હે કરૂણાના સાગરરૂપ ! હે અંબિકા ! હવે આપની પૂજા કરવાનો જે ઉત્તમ પ્રકાર હોય તે યથાર્થ રીતે કહો.[૧]

દેવી કહે છેઃ–હે પર્વતોમાં ઉત્તમ ! પૂજાનો

---

*દોલોત્સવમાં શંકર સહિત દેવીને કુંકુમ, અગર, કપૂર, મણિ, વસ્ત્ર, સુગંધી પદાર્થો, માળા, ધૂપ, દીપ વગેરેથી પૂજા કરીને ઝુલાવે છે.

+ એમાં પૃથ્વીને રથ, ચંદ્ર સૂર્યને પૈડાં, વેદને અશ્વ, અને બ્રહ્માને સારથિ માની અનેક મણિથી ગુંથેલી પુષ્પમાળાયુક્ત રથની કલ્પના કરી એમાં શિવને પધરાવી પછી એમ ભાવના કરવી કે જાણે લોકોની રક્ષા કરવા તથા લોકોની નિરીક્ષા કરવા દેવી રથપર ચઢયાં છે, તેમની આગળ રથ ચાલતાં હજારો જયઘોષ કરે અને 'હે ભગવતિ ! અમ રંકજનોની રક્ષા કરો' એ પ્રમાણે સ્તોત્રપાઠ કરે, વાજાં વગાડે, રીઆડે રથ લઇ જાય પૂજા કરે, પછી ઘેર લાવે. ઉમામહિતા-(શિવપુરાણ) માં આ વિધિ કહેલો છે.

જે પ્રકાર મને અત્યંત પ્રિય છે, તે હું તમારી પાસે કહું છું. અત્યંત શ્રદ્ધા રાખીને સાંભળો.[૨] બાહ્ય અને આભ્યંતર એવી રીતે મારી પૂજા બે પ્રકારની છે. બાહ્યપૂજાના પણ વૈદિકી અને તાંત્રિકી એવા બે ભેદ છે.[૩] હે પર્વત ! વૈદિકી પૂજાના પણ મારી મૂર્ત્તિના ભેદને લીધે બે ભેદ છે. જેઓને વેદોક્ત દીક્ષા મળી હોય એવા વૈદિક લોકોએ વૈદિકી પૂજા કરવી જોઈએ અને જેઓને તંત્રોક્ત દીક્ષા મળી હોય તેઓએ તાંત્રિકી પૂજા કરવી જોઇએ. આ પ્રમાણે પૂજાના રહસ્યને જાણ્યા વિના જે માણસ વૈદિક છતાં તાંત્રિકી પૂજા કરે અને તાંત્રિક છતાં વૈદિકી પૂજા કરે તે મૂઢ માણુસ સર્વથા નરકમાંજ પડે છે. હવે મૂર્ત્તિના ભેદને લીધે બે પ્રકારવાળી વૈદિકી પૂજામાં હું પહેલા પ્રકારની પૂજા વિષે કહું છું.[૪-૬] હે પર્વત ! મસ્તકો, નેત્રો અને ચરણો જેમાં અનંત હતાં એવું, મોટું, સઘળી શક્તિઓવાળું અને સર્વોત્તમ જે મારૂં વિરાટ્રૂપ તમે દીઠું તેનુંજ નિત્ય પૂજન કરવું, તેને પ્રણામ કરવા, તેનું ધ્યાન કરવું અને સ્મરણ પણ તેનુંજ કરવું.[૭,૮] એ મારી પહેલા પ્રકારની વૈદિકી પૂજાનું સ્વરૂપ છે. હે હિમાલય ! તમે શાંત, સ્થિર મનવાળા અને દંભ તથા અહંકારથી રહિત થઇને તે સ્વરૂપમાંજ તત્પર રહો, તેનુંજ પૂજન કરો, તેનોજ આશ્રય લો, સર્વદા ચિત્તથી તેનેજ જુવો, તેનોજ જપ કરો અને તેનુંજ ધ્યાન કરો.[૯,૧૦] પ્રેમભરેલી અનન્ય ભક્તિથી હું રૂપજ થઇ યજ્ઞોથી મારૂં યજન કરો અને તપથી તથા દાનોથી મનેજ પ્રસન્ન કરો.[૧૧] આ પ્રમાણે મારા વિરાટ્સ્વરૂપની પૂજા કરતાં મારો અનુગ્રહ મળવાથી સંસારના બંધનમાંથી છુટશો. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે 'મારા સ્વરૂપમાંજ તત્પર રહેનારા અને મારામાંજ લાગેલા ચિત્તવાળા ભક્તોનો હું આ સંસારમાંથી તુરત ઉદ્ધાર કરૂં છું અને એવા ભક્તોનેજ ઉત્તમ માનું છું.' સર્વથા વેદોક્ત કર્મસહિત ધ્યાનથી અથવા ભક્તિ સહિત જ્ઞાનથી મારી પ્રાપ્તિ થાય છે પણ એકલાં કર્મોથી થતી નથી. આટલા ઉપરથી કેવળ કર્મોને પણ વ્યર્થ સમજવાં નહિ કારણ કે એ કર્મોરૂપ ધર્મ કરવાથી ભક્તિ થાય છે અને ભક્તિથી જ્ઞાન થાય છે.[૧૨,૧૪] શ્રુતિઓ અને સ્મૃતિઓએ જેનું પ્રતિપાદન કર્યું છે તે ધર્મ કહેવાય છે અને બીજાં શાસ્ત્રોમાં જે કહેલ છે તે ધર્માભાસ કહેવાય છે.[૧૫] હું કે જે સર્વજ્ઞ અને સર્વ શક્તિઓવાળી છું તેમાંથી વેદ ઉત્પન્ન થએલ છે, માટે મને અજ્ઞાન નહિ હોવાથી મારા વચનરૂપ વેદ અપ્રમાણ ગણાય નહિ. સ્મૃતિઓ પણ વેદનો અર્થ લઇને નીકળેલી છે માટે શ્રુતિઓની સાથે મન્વાદિક સ્મૃતિઓનું પણ પ્રમાણપણું મનાય છે. પુરાણ આદિ સ્મૃતિઓમાં તંત્રગ્રંથોના અર્થ જોઇને કદાચ કોઈ સ્થળમાં વેદવિરૂદ્ધ ધર્મ કહ્યો હોય તો તે અંશનું વૈદિક લોકોએ ગ્રહણ નહિજ કરવું. બીજા શાસ્ત્રકારોનાં વચનો અજ્ઞાનથી ઉત્પન્ન થએલાં હોય માટે તે દોષનેલીધે તે વચનો પ્રમાણ મનાય નહિ. આમ છે એટલામાટે મુમુક્ષુએ ધર્મને વાસ્તે સર્વથા વેદનોજ આધાર લેવો.[૧૬-૧૯] જેમ લોકમાં રાજાની આજ્ઞાને કદી તોડી શકતા નથી તેમ વેદ પણ હું કે જે સર્વની ઈશ્વરી છું તેની આજ્ઞા છે, માટે મનુષ્યોએ તેનું ઉલ્લંઘન નહિ કરવું જોઇએ. મેં મારી આજ્ઞારૂપ વેદના રક્ષણને વાસ્તેજ બ્રાહ્મણ અને ક્ષત્રિયોની જાતિઓને સજી છે, તે ઉપરથી જાણવું કે વેદનું વચન મારા રહસ્યરૂપ છે. હે પર્વત ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું

અવતારો ધરૂં છું. જેઓ વેદની રક્ષા કરનારા છે તે દેવ અને જેઓ વેદનો નાશ કરનારા છે તેઓ દૈત્યો, એવો વિભાગ પણ વેદ હોવાને લીધેજ થયો છે.[20-23] જેઓ વેદોક્ત ઉત્તમ ધર્મ પાળતા નથી તેઓને શિક્ષા કરવાને વાસ્તે મેં નરકો કરી રાખેલાં છે, કે જેઓની વાત સાંભળવાથી પણ ત્રાસ થાય છે.[24] જે લોકો વેદોક્ત ધર્મ છોડીને બીજા ધર્મનો આશ્રય કરે તે અધર્મી લોકોને રાજાએ પોતાના દેશમાંથી કહાડી મૂકવા.[25] બ્રાહ્મણોએ તેઓની સાથે ભાષણ કરવું નહિ, અને દ્વિજ લોકોએ તેઓને પંક્તિ પણ દેવી નહિ. આ લોકમાં શ્રુતિ અને સ્મૃતિથી વિરૂદ્ધ જે બીજાં શાસ્ત્રો છે તે સઘળાં તમોગુણીજ છે. પાપી લોકો વૈદિક ધર્મ પાળે તો તે સઘળાઓને સદ્ગતિ થતાં, પછી પ્રપંચની વિચિત્રતા ન રહે એટલા માટે તેઓને મોહ કરવાને વાસ્તેજ સદાશિવે વામ, કાપાલિક, કૌલક અને ભૈરવાગમ રચેલા છે. એમાં બીજો કશો હેતુ નથી. દક્ષના, ભૃગુના તથા દધીચિના શાપથી દગ્ધ થઇને જે બ્રાહ્મણો ઉત્તમ છતાં પણ વેદમાર્ગથી બહિષ્કૃત થએલા છે, તેઓને પગથીએ પગથીએ ચડાવીને અંતે ઉદ્ધાર કરવા સારૂ સદાશિવે શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત અને ગાણપત્ય આદિ આગમો કરેલા છે.[26-30] એ તંત્રોમાં કોઇ કોઈ સ્થળમાં વેદથી અવિરૂદ્ધ ભાગ પણ કહેલો છે તો તે ભાગ લેવામાં વૈદિકોને દોષ પણ નથી. પરંતુ જે વાત વેદથી વિરૂદ્ધ હોય તે લેવામાં દ્વિજ વર્ણને કદી અધિકાર નથી. જેને વેદનો અધિકાર ન હોય તે માણસને તંત્રનો અધિકાર છે. એટલા માટે વૈદિક માણસે સર્વ પ્રયત્નથી વેદનો આશ્રય કરવો જોઈએ. વેદોક્ત ધર્મથી ચિત્તશુદ્ધિ થતાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે પરબ્રહ્મનો અનુભવ કરાવે છે.[31-33] સઘળી તૃષ્ણાઓને છોડી દઇને મારેજ શરણે રહેલા, સર્વ પ્રાણીઓપર દયા રાખનારા, માન તથા અહંકારથી રહિત, મારાં સ્થાનકોની વાતોમાંજ રૂચિવાળા, અને જેઓનાં ચિત્ત તથા પ્રાણ મારામાંજ રહેલાં હોય છે એવા સંન્યાસીઓ, વાનપ્રસ્થો, ગૃહસ્થો તથા બ્રહ્મચારીઓ સર્વદા ભક્તિથી મારા વિરાટ્ સ્વરૂપની ઉપાસના કરવા રૂપ યોગ કરે છે. આવી રીતે સર્વદા મારા ભજનમાં લાગેલા લોકોના અજ્ઞાન રૂપી અંધારાને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી હું નાશ કરૂં છું એમાં સંશય નથી. આ મેં પહેલા પ્રકારની વૈદિકી પૂજાનું સ્વરૂપ સંક્ષેપથી કહ્યું. હવે બીજા પ્રકારની વૈદિકી પૂજાનું સ્વરૂપ કહું છું. ધાતુ આદિની મૂર્ત્તિમાં, પૃથ્વીમાં, સૂર્યમાં, ચંદ્રમામાં, જળમાં, બાણ લિંગમાં, યંત્રમાં, મોટા વસ્ત્રમાં અથવા પોતાના હૃદયકમળમાંજ સર્વના કારણરૂપ મારા સ્વરૂપનું ધ્યાન કરવું.[34-39] સગુણ, કરૂણાથી પરિપૂર્ણ, અત્યંત રાતાં, સુંદરતાના સારના સીમાડા રૂપ, સઘળા અવયવોમાં રૂપાળાં, શૃંગારરસથી ભરપૂર, કદી પણ ભક્તની પીડાને નહિ સહન કરનારાં, પ્રસન્નતાથી હસતા મુખવાળાં, અર્દ્ધચંદ્રરૂપ મુકુટવાળાં; અને પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારાં, આનંદરૂપ ભગવતીનું ધ્યાન કરીને પોતાના ધન પ્રમાણે યોગ્ય ઉપચારોથી પૂજા કરવી.[40-42] જ્યાં સુધી આભ્યંતર પૂજા કે જે હવે કહેવાશે તેમાં અધિકાર પ્રાપ્ત ન થયો હોય ત્યાં સુધી આ બાહ્ય પૂજા કર્યા કરવી. જ્યારે આભ્યંતર પૂજાનો અધિકાર પ્રાપ્ત થાય ત્યારે છોડી દેવી.[43] અખંડ જ્ઞાનરૂપ પરબ્રહ્મમાં ચિત્તનો લય થાય એ આભ્યંતર પૂજાનું સ્વરૂપ છે. જે ઉપાધિરહિત અખંડ જ્ઞાન છે તેજ મારૂં સ્વરૂપ છે.[44]

એટલા માટે મારા સ્વરૂપભૂત એ અખંડ જ્ઞાન કે જે પરબ્રહ્મ કહેવાય છે તેમાં નિરૂપાધિક ચિત્તની સ્થાપના કરવી. અખંડ જ્ઞાનથી જુદું જે માયામય જગત્ છે તે મિથ્યા છે.[૪૫] સંસારના નાશને વાસ્તે પ્રાતઃકાલમાં યોગવાળા નિર્વિકલ્પ ચિત્તથી હું કે જે સાક્ષિરૂપ આત્મા છું તેની ભાવના કરવી.[૪૬] હે પર્વતોમાં ઉત્તમ! હવે હું બાહ્ય પૂજાનો વિસ્તાર કહું છું તે સાવધાન મનથી સાંભળો.[૪૭]

**अतःपरं बाह्यपूजाविस्तारः कथ्यतेमया ॥**
**सावधानेन मनसा शृणु पर्वतसत्तम ॥ ४७ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૯**

---

## अध्याय ४० मो. બાહ્યપૂજાવિધિ

### श्री देव्युवाच

**प्रातरुत्थाय शिरसि संस्मरेत्पद्ममुज्वलम् ॥**
**कर्पूराभं स्मरेत्तत्र श्रीगुरुं निजरूपिणम् ॥१॥**

દેવી કહે છેઃ-પ્રાતઃકાલમાં ઉઠીને બ્રહ્મરંધ્રમાં જે ઉજ્વલ સહસ્રાર કમળ છે તેનું સ્મરણ કરીને તેમાં અત્યંત પ્રસન્ન શ્વેત અને સુંદર ભૂષણોથી શણગારેલ પોતાના ગુરૂની મૂર્તિનું તેની પત્નીની મૂર્તિ સહિત ધ્યાન કરવું. ગુરૂને નમસ્કાર કર્યા પછી કુંડલિની શક્તિનું સ્મરણ કરવું.[૧,૨] "કુંડલિની શક્તિ કે જે બ્રહ્મરંધ્રમાં જવાના સમયમાં ચૈતન્યરૂપે પ્રકાશે છે, ત્યાંથી પાછી મૂલાધારમાં આવવાના સયયમાં આનંદરૂપી અમૃતથી ભરાઈ રહે છે, સુષુમ્ણા નાડીની અંદર જવું આવવું કર્યા કરે છે, આનંદરૂપ છે અને સર્વથી બલવત્તર છે તેનો હું શરણાગત છું."[૩] એવી રીતે ધ્યાન કરીને પછી તે કુંડલિનીના મધ્યમાં હું કે જે સચ્ચિદાનંદરૂપ છું તેનું ધ્યાન કરવું. તે પછી શૌચ અને દંતધાવન આદિ શારીર ક્રિયાઓ કરીને સ્નાનથી તે સંધ્યાવંદન સુધીની ક્રિયાઓ પહોંચી લેવી.[૪] પછી મને પ્રસન્ન કરવા સારૂ અગ્નિહોત્રમાં હોમ કરી હોમને અંતે પોતાના આસનપર બેસીને બ્રાહ્મણ આદિ ઉત્તમ વર્ણે પૂજાનો સંકલ્પ કરવો.[૫] પ્રથમ ભૂતશુદ્ધિ અને માતૃકાન્યાસ કરીને પછી પ્રત્યેક અક્ષરે માયા બીજ આપીને નિત્ય માતૃકાન્યાસ કરવો.[૬] મૂલાધારમાં હકારનો, હૃદયમાં રકારનો, ભ્રકુટીના મધ્યમાં ઇકારનો અને મસ્તકમાં હ્રીંકારનો ન્યાસ કરવો.[૭] તે તે મંત્રોના સંબંધમાં કહેલા બીજા પણ ન્યાસો કરવા. પછી પોતાના દેહમાં ધર્મ અને જ્ઞાન આદિથી પીઠની* કલ્પના કરીને પૂજા કરવી.[૮] પછી પ્રાણાયામથી પ્રફુલ્લિત થએલા મારા સ્થાનકરૂપ હૃદયકમળમાં પંચ પ્રેતવાળા આસનપર મારૂં ધ્યાન કરવું.[૯] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઈશ્વર અને સદાશિવ, એ પાંચ મહા પ્રેત મારા ચરણની નીચે રહેલા છે. એ પાંચ દેવ પાંચ ભૂતના અધિપતિ છે અને હું તો એઓને ઉત્પન્ન કરનાર માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ છું, તેમજ એ પાંચ દેવ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા અને તુર્યાતીત, એ નામની પાંચ અવસ્થાઓના અધિપતિ છે અને હું તો તુર્યાતીતથી પણ અધિક જે પરબ્રહ્મ છે તે રૂપ છું.[૧૦-૧૧] એટલા માટે એ સઘળાઓ સર્વદા મારા આસનરૂપ થએલા છે એમ શક્તિશાસ્ત્રોમાં કહેલું છે.

---

* એ પીઠપર अनन्तायनमः पद्मायनमः अं सूर्यमंडलायनमः सं सत्वायनमः रं रजसेनमः तं तमसेनमः। પૂર્વાદિ દિશામાં आं आत्मने नमः। अं अंतरात्मने नमः। पं परमात्माने नमः। ह्रीं ज्ञानात्मने नमः। વળી પદ્મના પૂર્વાદિ દલમાં जयायै नमः। विजयायै नमः। अपराजितायै नमः। नित्यायै नमः। विलासिन्यै नमः। दोद्र्यै नमः। अघोरायै नमः। મધ્યે मंगलायै नमः। એ પ્રમાણે સ્થાપના હોય છે. આ પીઠશક્તિની પૂજા શારદામાં છે.

આ પ્રમાણે ધ્યાન કરીને પ્રથમ માનસોપચારથી મારૂં પૂજન કરવું અને જપ કરવો.[૧૨] પછી એ જપ મને અર્પણ કરીને અર્ધ્યનું સ્થાપન કરવું. પાત્રાસાદન કર્યા પછી ઇષ્ટમંત્રથી અને ફટ્ મંત્રથી મંત્રેલા જળવડે પૂજાના પદાર્થોને શુદ્ધ કરવા. પછી ઉપાસકે પ્રથમ દિગ્બંધ કરી ગુરૂઓને નમસ્કાર કરી તેઓની આજ્ઞા લઇને હૃદયમાં રહેલી અને સારી રીતે ધ્યાન કરેલી મારી મનોહર દિવ્ય મૂર્ત્તિનું બાહ્ય પીઠમાં પ્રાણપ્રતિષ્ઠાના મંત્રથી આવાહન કરવું. આસન, આવાહન, અર્ધ્ય, પાદ્યાદિક, આચમન, સ્નાન, બે વસ્ત્ર, સઘળાં ભૂષણો, ગંધ અને પુષ્પો યથાયોગ્ય રીતે ભક્તિપૂર્વક મને અર્પણ કરીને તે પછી યંત્રમાં રહેલા આવરણ દેવતાઓનું સારી રીતે પૂજન કરવું. પ્રત્યેક દિવસે આવરણ દેવતાઓનું પૂજન કરવાની શક્તિ ન હોય તો શુક્રવારને દિવસે પૂજન કરવાનો નિયમ રાખવો.[૧૩-૧૮] એ સર્વ દેવતાઓ મૂળ દેવીની પ્રભારૂપ છે અને તે પ્રભાનાં મંડલોથી ત્રૈલોક્ય વ્યાપ્ત છે એમ ચિંતન કરવું.[૧૯] આવરણ દેવતાઓનું ધ્યાન કરીને ફરીવાર આવરણ, આયુધ અને શક્તિ સહિત ભુવનેશ્વરીનું ચંદન, સુગંધી પુષ્પ, સારાં સારાં નૈવેદ્ય, તર્પણ, તાંબૂલ અને દક્ષિણા આદિથી પૂજન કરવું. પછી મૂલમંત્રનો જપ કરીને મારાં હજાર નામ* કે જેઓ તમારાં કરેલાં છે તેના પાઠથી, ×કવચના પાઠથી, अहं रुद्रेभिः એ સૂક્તના પાઠથી, દેવ્યથર્વશિરના મંત્રોના પાઠથી અને ભુવનેશ્વરીના ઉપનિષદ્‌ના પાઠથી મને પ્રસન્ન કરવી. હું કે જે મહા વિદ્યારૂપ જગદંબા છું તેને વારંવાર મોટા મંત્રોથી પ્રસન્ન કરીને ક્ષમા માગવી.[૨૦-૨૩] તે સમયે હૃદય પ્રેમથી એવું ભીંજાઇ જવું જોઇએ કે જેથી સઘળાં અંગોમાં રૂંવાડાં ઉભાં થઈ જાય અને નેત્ર તથા કંઠનો શબ્દ આંસુઓથી રોકાઇ જાય. પછી નૃત્ય અને ગાયન આદિના વારંવાર શબ્દો કરીને મને રાજી કરવી.[૨૪] વેદનાં પારાયણો અને સઘળાં પુરાણોથી પણ મને રાજી કરવી. કારણ કે તેઓ પણ મારૂં જ પ્રતિપાદન કરે છે.[૨૫] પ્રત્યેક દિવસે પોતાનો દેહ અને પોતાનું સર્વસ્વ મને અર્પણ કરી દેવાં. પછી નિત્ય હોમ કરવો અને બ્રાહ્મણો, સુવાસિનીઓ, કુમારિકાઓ, બટુકો તથા બીજા પામર લોકોને પણ હુરૂપ સમજીને જમાડવા. પછી નમસ્કાર કરીને સંહારમુદ્રાથી પોતાના હૃદયમાં મારૂં વિસર્જન કરવું.[૨૬,૨૭] હે હિમાલય! મારૂં સઘળું પૂજન માયાબીજરૂપ મંત્રથી કરવું. કારણ કે એ મંત્ર (ह्रीं) સર્વ મંત્રોનો અધિપતિ અને ઉત્તમ છે.[૨૮] એ મંત્રરૂપ દર્પણમાં હું સર્વદા પ્રતિબિંબ છું. એટલામાટે તે મંત્રથી જે અર્પણ કરવામાં આવે તે સર્વ મંત્રોથી અર્પણ કરેલું ગણાય છે.[૨૯] પછી આભૂષણ આદિથી ગુરૂનું પૂજન કરીને પોતાનું કૃતાર્થપણું માનવુ, આ પ્રમાણે જે માણસ શ્રીભુવનેશ્વરી દેવીનું પૂજન કરે તે માણસને કોઈ કાળમાં કે કોઈ સ્થળમાં કાંઇ પણ દુર્લભ રહેતું નથી. શરીર પડયા પછી એ માણસને સર્વથા મારા મણિદ્વીપની પ્રાપ્તિ થાય છે.[૩૦,૩૧] એ માણસને દેવીરૂપજ સમજવો અને તેને દેવતાઓ પણ સર્વદા નમે છે. હે હિમાલય! આ પ્રમાણે મારા પૂજનનો વિધિ તમારી પાસે કહ્યો.[૩૨] આ સર્વ વિષયનો વિચાર કરી તમે અધિકાર પ્રમાણે મારૂં પૂજન કરો. એ કરવાથી

---

* હિમાલયે કહેલું સહસ્રનામરૂપ સ્તોત્ર જો કે આ પુરાણમાં નથી તોપણ કૂર્મ પુરાણના બારમા અધ્યાયમાં છે ત્યાંથી લેવું. ત્યાં પણ આજ પ્રસંગથી સહસ્રનામ કહેલ છે.

× કૂર્મ પુરાણના બારમા અધ્યાયમાં આ સ્તોત્ર છે.

કૃતાર્થ થશો.[33] આ મારૂં *ગીતાશાસ્ત્ર કોઇ અશિષ્ય, અભક્ત, ધૂર્ત્ત કે દુષ્ટ હૃદયવાળાની પાસે કદી કહેવું નહિ.[34] આનો પ્રકાશ કરવો એ પોતાની માનાં સ્તનને ઉઘાડાં કર્યા જેવું છે, માટે અવશ્ય યત્નપૂર્વક સર્વદા આનું ગોપન કરવું.[35] સારા સ્વભાવવાળા, સારા વેષવાળા અને મારી ભક્તિવાળા ભક્તને, શિષ્યને અને મોટા પુત્રને આ મારી ગીતાનો ઉપદેશ કરવો.[36] શ્રાદ્ધના સમયમાં બ્રાહ્મણોની પાસે જે માણસ આ ગીતાશાસ્ત્રનો પાઠ કરે તેના સઘળા પિતૃઓ તૃપ્ત થઇને પરમપદ પામે છે.[37]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે કહીને તે ભગવતી દેવી ત્યાંજ અંતર્ધાન થઇ ગયાં. દેવીનું દર્શન મળવાથી સર્વે દેવતાઓ પણપ્રસન્ન થયા.[38] પછી એ દેવી હિમાલયને ઘેર જન્મ્યાં.§ ત્યાં એમનાં 'ગૌરી' અને 'હૈમવતી' આદિ નામ પ્રસિદ્ધ થયાં. હિમાલયે એ ગૌરી સદાશિવને આપ્યાં.[39] એઓના પુત્ર કાર્તિકેય સ્વામી થયા; અને એ કાર્તિકેયે તારકાસુરને માર્યો. હે જનમેજય રાજા! પૂર્વે દેવ અને દૈત્યોએ સમુદ્રનું મથન કર્યું તે સમયે તેમાંથી રત્નો ઉત્પન્ન થયાં હતાં.[40] એ પ્રસંગમાં દેવતાઓએ લક્ષ્મીની પ્રાપ્તિને વાસ્તે પરાશક્તિની સ્તુતિ કરતાં તેઓના ઉપર અનુગ્રહ કરવા સારૂ જગદંબા પોતાના અંશથી લક્ષ્મીરૂપે સમુદ્રમાંથી નીકળ્યાં હતાં.[41] દેવતાઓએ એ લક્ષ્મી વિષ્ણુને આપ્યાં હતાં અને તેથી વિષ્ણુને શાંતિ મળી હતી. આ પ્રમાણે ગૌરી અને લક્ષ્મીની ઉત્પત્તિ વિષેનું સર્વ મનોરથોને પૂરનારૂં જગદંબાનું ઉત્તમ માહાત્મ્ય તમારી પાસે મેં કહ્યું.[42] આ રહસ્ય કથા મેં તમારી પાસે કહી છે માટે એ કથા તમારે બીજાની પાસે કહેવી નહિ. આ રહસ્યરૂપ દેવીગીતાનું પ્રયત્નથી ગોપન કરવું યોગ્ય છે.[43] હે રાજા! તમે જે મને પૂછ્યું હતું તેનો પવિત્ર અને દિવ્ય સઘળો ઉત્તર સંક્ષેપથી મેં તમને કહ્યો. હવે બીજું શું સાંભળવાની તમારી ઈચ્છા છે?[44]

**सर्वमुक्तं समासेन यत्पृष्टं त्वयानघ । पवित्रं पावनं दिव्यं किंभूयःश्रोतुमिच्छसि॥४४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના સપ્તમ સ્કંધનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૦**

*આ સ્કંધના છેલ્લા દશ અધ્યાય 'દેવીગીતા' કહેવાય છે.

§ આ ગૌરીની ઉત્પત્તિ જ્યેઠ શુદ ચોથને દિવસે અરૂણોદયના સમયમા થઇ છે.

**सप्तमस्कंध समाप्त.**

# શ્રીમદ્ ભગવતી ભાગવત

## અષ્ટમ સ્કંધ

### અધ્યાય ૧ લો. મનુને દેવીનું વરદાન

**जनमेजय उवाच**

**सूर्यचंद्रान्वयोत्थानां नृपाणां सत्कथाश्रितम् ॥**
**चरितं भवता प्रोक्तं श्रुतं तदमृतास्पदम् ॥१॥**

જનમેજય પૂછે છેઃ—હે બ્રહ્મર્ષિ! સૂર્ય અને ચંદ્રના વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનું ઉત્તમ કથાઓના સંબંધવાળું અને અમૃત-જેવું મીઠું ચરિત્ર આપે કહ્યું, તે મેં સાંભળ્યું.[1] કોઈ પણ આકારથી દેવીનું પૂજન કરીએ તો દેવી ફલ આપે છે એટલા માટે સાંભળવાને ઇચ્છું છું કે, સઘળા મન્વંતરોમાં કયા કયા રૂપથી કયા કયા સ્થાનમાં, કયા કયા પ્રકારથી અને કયા કયા મંત્રબીજથી જગદંબાનું પૂજન કરવામાં આવે છે? આ સાથે વિરાટ-સ્વરૂપનું વર્ણન પણ યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું; કારણ કે વિરાટ સ્વરૂપના ધ્યાનથી સૂક્ષ્મ રૂપમાં બુદ્ધિનો પ્રવેશ થાય છે. આ સઘળી વાત મારી પાસે કહો કે જેથી મને કલ્યાણની પ્રાપ્તિ થાય.[૨-૪]

વ્યાસ કહે છેઃ—હે રાજા! સાંભળો. હું વિરાટ સ્વરૂપ જગદંબાનું ઉત્તમ આરાધન કહું છું, કે જે કરવાથી અને સાંભળવાથી પણ સંસારમાં મનુષ્યનું કલ્યાણ થાય છે.[૫] પૂર્વે નારદજીએ નારાયણને આ વિષયજ પૂછયો હતો અને યોગમાર્ગને પ્રવર્ત્તાવનારા નારાયણે તેમને ઉત્તર આપ્યો હતો.[૬] એક દિવસે મહાત્મા નારદજી પૃથ્વીમાં ફરતાં ફરતાં નારાયણના આશ્રમમાં ગયા અને ત્યાં શાંતિથી બેઠા.[૭] પછી નારદજીએ નારાયણને પ્રણામ કરીને, તમે જે મને પૂછ્યું તે વિષય તથા બીજું પણ કેટલુંક તેમને પૂછ્યું.[૮]

નારદજી પૂછે છેઃ—હે દેવના દેવ! હે મોટા દેવ! હે પુરાણ પુરૂષોત્તમ! હે જગતના આધાર! હે સર્વજ્ઞ! હે વખાણવા યોગ્ય ઘણા ઉત્તમ ગુણોવાળા! આ જગતનું જે આદિ તત્વ હોય તે આપના ધાર્યા પ્રમાણે મને કહો. આ જગત કોનાથી ઉત્પન્ન થાય છે? આનો પાળનાર કોણ છે? અને પાછો પ્રલય કોનાથી તથા કયા કાળમાં થાય છે? સઘળાં ફળોની પ્રાપ્તિ કોના હોવાથી થાય છે? જેમ સૂર્યના ઉદયથી અંધારૂં મટીને પ્રકાશ થાય છે, તેમ કોના પૂજનથી, કયા જપથી અને કયા ધ્યાનથી હૃદયકમળમાં આત્માનો પ્રકાશ થાય છે. હે દેવ! આ સઘળા પ્રશ્નોનો ઉત્તર સંપૂર્ણ રીતે આપો કે જે જાણવાથી લોકો અનાયાસે અજ્ઞાન રૂપી અંધકારને તરી જાય.[૯-૧૩]

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે નારદજીએ પૂછતાં જુના યોગી નારાયણ મુનિએ તેમના વચનનો સતકાર કરીને નીચે પ્રમાણે કહ્યું.[૧૪]

નારાયણ કહે છેઃ—હે દેવર્ષિઓમાં ઉત્તમ! જગતનું ઉત્તમ તત્વ સાંભળો, કે જે જાણવાથી મનુષ્યને જગતની ભ્રાંતિ થાય નહિ.[૧૫] જગતનું વાસ્તવિક તત્વ દેવીજ છે એમ હું કહું છું. ઋષિઓ, દેવ, ગંધર્વ અને બીજા

વિદ્વાનો પણ એમજ કહે છે.[૧૬] એ દેવી ત્રણ ગુણોના સંબંધથી જગતને સર્જે છે, પાળે છે અને પાછું નષ્ટ પણ કરે છે. સિદ્ધ તથા ઋષિઓએ પૂજેલું, સ્મરણ કરનારાઓનાં સર્વ પાપોને હણનારૂં, મનોરથ પૂરનારૂં અને મોક્ષ આપનારૂં એ દેવીનું સ્વરૂપ હું તમારી પાસે કહીશ.[૧૭-૧૮] બ્રહ્માના મહાપ્રતાપી પુત્ર પહેલા મનુ સ્વાયંભુવ કે જે શતરૂપાના પતિ, મોટી સમૃદ્ધિવાળા અને સર્વ મન્વંતરોના અધિપતિ છે, તેમણે ભક્તિથી પોતાના નિર્દોષ પિતા બ્રહ્માની સેવા કરતાં બ્રહ્માએ તેમને કહ્યું[૧૯-૨૦] કેઃ–"હે પુત્ર! હે પુત્ર! તમે દેવીનું ઉત્તમ આરાધન કરજો. દેવીની કૃપાથી તમારી પ્રજાની સૃષ્ટિ સિદ્ધ થશે."[૨૧] આ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી મહાત્મા સ્વાયંભુવ મનુ, જગતનાં કારણરૂપ દેવીને તપથી રાજી કરવા લાગ્યા.[૨૨] તેમણે સર્વની શક્તિરૂપ અને સર્વ કારણોનાં કારણરૂપ આદિજગદંબાની એકાગ્ર ચિત્તથી નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૨૩]

મનુ સ્તુતિ કરે છેઃ–હે દેવતાઓનાં ઈશ્વરિ! હે જગતનાં કારણોનાંપણ કારણરૂપ! હે શંખ, ચક્ર તથા ગદાને ધરનારાં! હે નારાયણના હૃદયમાં રહેલાં, હે વેદરૂપ શરીરવાળાં! હે જગદંબ! હે અધિષ્ઠાન બ્રહ્મરૂપ! હે સર્વજ્ઞ! હે શિવા! હે માહેશ્વરિ! હે સર્વ દેવતાઓએ વખાણેલાં, હે મોટાં સૌભાગ્યવાળાં, હે મહામાયા! હે મોટા ઉદયવાળાં! હે મહાદેવના શરીરમાં પ્રેમથી રહેનારાં? હે મહાદેવનું પ્રિય કરનારાં! હે નંદની પુત્રિ! હે વિંધ્યવાસિનિ! હે સર્વથી મોટાં! હે મોટા આનંદ તથા ઉત્સવવાળાં! હે મહામારીના ભયને હરનારાં! હે દેવ આદિ લોકોએ પૂજેલાં! હે સર્વ મંગળો કરતાં અધિક મંગળરૂપ! હે સુખમય! હે સર્વ અર્થોને સિદ્ધ કરનારાં! હે શરણાગતવત્સલ! હે ત્રણ નેત્રવાળાં! હે ગૌરિ! હે નારાયણિ! આપને હું વારંવાર પ્રણામ કરૂં છું.[૨૪-૨૮] આદિ તથા અંતથી રહિત અને તેજના સમૂહરૂપ એક ચૈતન્યમય જગદંબા, કે જેથી આ જગત ઉત્પન્ન થયું છે અને જેથીજ સર્વદા ગુંથાએલું છે, તેમને પ્રણામ કરૂં છું.[૨૯] જેના અનુગ્રહથી બ્રહ્મા સૃષ્ટિ કરે છે, વિષ્ણુ પાળે છે અને મહાદેવ સંહાર કરે છે, તે જગદંબાને પ્રણામ કરૂં છું.[૩૦] મધુકૈટભના ભયથી પીડાએલા બ્રહ્મા, જેની સ્તુતિ કરવાથી તે દૈત્યોના ભયરૂપ ઘોર સમુદ્રમાંથી મુક્ત થયા હતા, તેમને પ્રણામ કરૂં છું.[૩૧] હે જગદંબા! તમેજ લજ્જા, કીર્ત્તિ, સ્મૃતિ, કાંતિ, લક્ષ્મી, પાર્વતી, દક્ષની પુત્રી સતી, સરસ્વતી, બુદ્ધિ દેનારાં અને સર્વદા નિર્ભય છો.[૩૨] હું તમનેજ નમીશ, તમનેજ પૂજીશ, તમારોજ જપ કરીશ, તમારૂંજ ધ્યાન કરીશ, તમારીજ ભાવના કરીશ, તમારાંજ દર્શન કરીશ અને તમારૂંજ શ્રવણ કરીશ. હે દેવિ! મને પ્રસન્ન થાઓ.[૩૩] તમારા અનુગ્રહથી બ્રહ્મા વેદના ભંડારરૂપ, વિષ્ણુ લક્ષ્મીના નિવાસરૂપ, ઈંદ્ર ત્રૈલોક્યના અધિપતિ, વરૂણ જળજંતુઓના અધિપતિ, કુબેર ભંડારના અધિપતિ, યમ પ્રેતલોકના અધિપતિ, નિર્ઋતિ રાક્ષસોનો આધપતિ અને ચંદ્રમા ઔષધિઓના આધપતિ થએલ છે.[૩૪,૩૫] હે સર્વે લોકોએ પ્રણામ કરવા યોગ્ય! હે લોકોનાં ઈશ્વરિ! હે મહામંગળ સ્વરૂપ! હે જગતનાં જનનિ! તમને ઘણી ઘણી વાર મારા પ્રણામ હોજો.[૩]

નારાયણ કહે છેઃ–હે નારદજી! મનુએ આ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થએલાં સર્વોત્તમ નારાયણી ભગવતીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૩૭]

દેવી કહે છેઃ–હે રાજેંદ્ર! હે બ્રહ્માના પુત્ર!

જે તમારી ઈચ્છા હોય તે માગો. સ્તુતિથી અને ભક્તિપૂર્વક આરાધનથી હું પ્રસન્ન થઈ છું.[૩૮]

મનુ કહે છેઃ—હે દયાળુઓમાં ઉત્તમ ! હે દેવિ ! તમે ભક્તિથી પ્રસન્ન થયાં હો તો તમારી આજ્ઞાથી પ્રજાની નિર્વિઘ્ન સૃષ્ટિ થવી જોઇએ.[૩૯]

દેવી કહે છેઃ—મારા અનુગ્રહથી તમે નિર્વિઘ્ન રીતે પ્રજાની સૃષ્ટિ કરી શકશો અને પ્રજાની ઉત્તરોત્તર વૃદ્ધિ થશે. મારી ભક્તિથી તમે કરેલા આ સ્તોત્રનો જે માણસ પાઠ કરશે તેને વિદ્યા, પ્રજા, સિદ્ધિ, કીર્ત્તિ, કાંતિનો ઉદય, ધનધાન્ય અને કોઈથી તોડાય નહિ એવી શક્તિ પ્રાપ્ત થશે. સર્વ સ્થલોમાં વિજય થશે અને અનાયાસે શત્રુઓનો ક્ષય થશે.[૪૦-૪૨]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! બ્રહ્માના પુત્ર સ્વાયંભુવ મનુને એ પ્રમાણે વરદાન દઈને જગદંબા એ મનુ જોતાં છતાં અંતર્ધાન થઈ ગયાં.[૪૩] પછી વરદાન મળવાથી મહા પ્રતાપી થએલા સ્વાયંભુવે એકાંતમાં બ્રહ્માને કહ્યું કેઃ—"હે પિતા ! મને સ્થાનક આપો કે જ્યાં રહીને હું પુષ્કલ પ્રજાની સૃષ્ટિ કરૂં અને યજ્ઞોથી ઈશ્વરનું પૂજન કરૂં. મને સ્થાનકની આજ્ઞા કરવામાં વિલંબ નહિ થવો જોઇએ."[૪૪.૪૫] આ પ્રમાણે પુત્રનું વચન સાંભળી પ્રજાપતિઓના પતિ મહાત્મા બ્રહ્મા ઘણીવાર સુધી વિચાર કરવા લાગ્યા કે " મને સૃષ્ટિ કરતાં ઘણામાં ઘણો અનંત કાળ વીતી ગયો છે અને સર્વના આશ્રયરૂપ પૃથ્વી આકસ્મિક પ્રલયથી જળમાં ડુબીને પાતાલમાં ગઈ છે;[૪૬-૪૭] તો હવે આદિપુરૂષ વિષ્ણુ ભગવાન કે જેની આજ્ઞામાં હું રહ્યો છું તેમણે સહાયતા આપીને આ મારૂં ચિંતવેલું કાર્ય કરવું જોઇએ.[૪૮]

**इदं मच्चिंतितं कार्यं भगवानादिपूरुषः॥**
**करिष्यति सहायोमे यदादेशेऽहमाश्रितः।४८।**

**ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**



# અધ્યાય ૨ જો. વરાહ અવતારની કથા

## નારાયણ ઉવાચ

**इति मीमांसतस्तस्य पद्मयोनेः परंतप॥**
**मन्वादिभिर्मुनिवरैर्मरीच्याद्यैः समंततः ॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! એ પ્રમાણે મનુ આદિની સાથે અને મરીચિ આદિ મુનિવરોની સાથે સઘળી રીતે નિશ્ચય કરવા સારૂ બ્રહ્મા વિચાર કરતા હતા; ત્યાં તુરત તેમની નાસિકાના અગ્રમાંથી એક આંગળી જેવડો વરાહ નીકળ્યો.[૧,૨] બ્રહ્મા જોતાં છતાંજ આકાશમાં ઉભેલો એ વરાહ ક્ષણ માત્રમાં હાથી જેવડો વધી ગયો. આ વાત મોટા આશ્ચર્યરૂપ થઈ પડી.[૩] મરીચિ અને સનક આદિ બ્રહ્મર્ષિઓથી વીંટાએલા બ્રહ્મા તે વરાહનું રૂપ જોઈ ને તર્ક કરવા લાગ્યા કે "વરાહના મિષથી આ કયું મોટું દિવ્ય ભૂત આવેલું છે? આ મારા નાકમાંથી નીકળ્યું એ ભારે આશ્ચર્ય થયું છે.[૪,૫] પ્રથમ તો આ વરાહ અંગુઠાના માથા જેવડો જોવામાં આવ્યો અને ક્ષણ માત્રમાં મોટા પહાડ જેવડો થઈ ગયો. રખે ને મારા મનને મુંઝવતા આ વિષ્ણુ ભગવાન હોય?"[૬] બ્રહ્મા આ પ્રમાણે તર્ક કરતા હતા ત્યાં તેમની આગળ પહાડ જેવડા વરાહ ભગવાને ગર્જના કરી.[૭] પોતાની ગર્જનાના શબ્દથી દિશાઓને ગજાવી મૂકતા વરાહજીએ બ્રહ્માને અને ત્યાં ભેળા થએલા બ્રાહ્મણોને રાજી કર્યા.[૮] જન, તપ અને સત્ય, લોકમાં રહેનારા તે મોટા દેવતાઓ અને બ્રાહ્મણો પોતાના ખેદનો ક્ષય કરનારી તે વરાહની ઘુઘવાટી સાંભળીને ઋગ્વેદ સામવેદ અને અથર્વવેદનાં છંદોમય ઉત્તમ સ્તોત્રોથી અને વચનોથી તે આદિપુરૂષની સ્તુતિ કરવા લાગ્યા.[૯,૧૦] ઈશ્વર વિષ્ણુ ભગવાન તેઓએ કરેલી

સ્તુતિઓ સાંભળી માત્ર કૃપાકટાક્ષથી તેઓના-પર અનુગ્રહ દેખાડીને જળમાં પેઠા.[११] વરાહજી અંદર પેસતાં તેમની ક્રૂર કેશવાળીની પછાટથી પીડાએલો સમુદ્ર બોલ્યો કે "હે શરણાગતની પીડાનો ક્ષય કરનારા દેવ ! મારી રક્ષા કરજો."[१२] ઈશ્વર, વિષ્ણુ ભગવાન એ સમુદ્રનું વચન સાંભળી, જળચરોને ચીરતા ચીરતા જળની અંદર ઉંડા ગયા.[१३] ચારેકોર દોડતા અને પૃથ્વીને શોધતા એ સર્વેશ્વર વરાહજીએ ધીરે ધીરે સુંઘી સુંઘીને પૃથ્વીને શોધી કહાડી.[१४] તે સમયે તે મોટા દેવ વિષ્ણુ ભગવાને, જળની અંદર રહેલી સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ પૃથ્વીને પોતાની દાઢથી ઉપાડી લીધી.[१५] પૃથ્વીને દાઢની અણીમાં ઉપાડીને આવતા યજ્ઞ પુરૂષ, વિષ્ણુ ભગવાન જેમ કમલિનીને ઉપાડીને દિગ્ગજ શોભે તેમ શોભવા લાગ્યા.[१६] મનુસહિત દેવતાઓના સ્વામી બ્રહ્માએ, દાઢથી પૃથ્વીને ઉપાડીને આવતા તે ભગવાનને જોઈ નીચે પ્રમાણે વચનોથી સ્તુતિ કરી.[१७]

બ્રહ્મા સ્તુતિ કરે છેઃ—હે કમળ સરખાં નેત્રવાળા ! હે ભક્તોની પીડાનો નાશ કરનારા ! હે સ્વર્ગ લોકથી પણ અધિક, સર્વ મનોરથોને પૂરનારા ! જય ! જય ! હે દેવ ! તમે ઉપાડેલી આ પૃથ્વી હાથીએ સુંઢથી ઉપાડેલી સારાં પત્રોવાળી કમલિનીની પેઠે શોભે છે.[१८,१९] ભૂમિના સમાગમને લીધે આ તમારૂં શરીર, સુંઢમાં કમળ લઈને આવતા મોટા હાથીના શરીર જેવું શોભે છે.[२०] હે દેવતાઓના સ્વામી ! હે સૃષ્ટિ તથા સંહારને કરનારા ! હે પ્રભુ ! હે દાનવોના વિનાશને વાસ્તે અનેક રૂપ ધરનારા ! તમને પ્રણામ કરીએ છીએ.[२१] તમારી આગળ અને પાછળ પણ અમારા પ્રણામ હોજો. હે મોટા તેજવાળા ! હે સઘળા દેવતાઓના આધારરૂપ ! તમને પ્રણામ કરીએ છીએ.[२२] તમેજ મને પ્રજાની સૃષ્ટિમાં જોડયો છે અને મોટી શક્તિ આપેલી છે. હું તમારી આજ્ઞાથીજ સૃષ્ટિ કરીને તેમાં કેટલોક ફેરફાર કરૂં છું.[२३] હે વિષ્ણુ ! પૂર્વે સઘળા દેવતાઓએ તમારી સહાયતાથીજ સમય અને બળ પ્રમાણે અમૃત વહેંચી લીધું હતું.[२४] તમે સ્થાપવાને લીધેજ દેવતાઓએ પૂજેલા ઇંદ્રને ત્રૈલોક્યનું ચક્રવર્ત્તીપણું મળ્યું છે અને તે મોટી લક્ષ્મી ભોગવે છે.[२५] અગ્નિ પણ તમે સ્થાપવાથીજ જઠર આદિ ભેદથી અગ્નિપણું પામીને દેવ, અસુર અને મનુષ્યોને તૃપ્ત કરે છે.[२६] યમરાજા પણ તમારી આજ્ઞાથીજ પિતૃઓના અધિપતિ, સર્વનાં કર્મોને જોનારા અને કર્મોનાં ફળ દેનારા, મહાસમર્થ થએલા છે.[२७] નૈઋત પણ તમારી આજ્ઞાથીજ રાક્ષસોના સ્વામી, રાક્ષસોના વિઘ્નોનો નાશ કરનાર અને સઘળાં પ્રાણીઓનાં કર્મોના સાક્ષી થએલા છે.[२८] વરૂણ તમારી આજ્ઞાના બળને લીધેજ લોકપાલપણું પામીને જળજંતુઓના તથા જળના સ્વામી થએલા છે.[२९] વાયુ પણ તમારી આજ્ઞાથીજ ગંધને લઈ જનાર, સર્વ પ્રાણીઓને જીવવાના કારણરૂપ, લોકોનું પાલન કરનાર અને જગતના ગુરૂ થએલ છે.[३०] કુબેર પણ તમારી આજ્ઞાથીજ કિન્નર તથા યક્ષ આદિના આશ્રયરૂપ અને સર્વ લોકપાલોમાં માનપાત્ર થએલ છે.[३१] ઈશાન પણ તમારી આજ્ઞાથીજ સર્વ રૂદ્રોના ઈશ્વર, જગતનો પ્રલય કરનાર, લોકપાલોએ પ્રણામ કરવા યોગ્ય, સમર્થ અને સર્વ દેવતાઓને પાળનાર થએલ છે.[३२] જગતના ઈશ્વર આપ વિષ્ણુ ભગવાનને પ્રણામ કરીએ છીએ, કે જેમના અંશોથી સઘળા અપરિમિત દેવતાઓ થએલા છે.[३३]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બ્રહ્માએ

સ્તુતિ કરતાં તે આદિ પુરૂષ વિષ્ણુ ભગવાને લીલાપૂર્વક સામું જોઇને તેમના ઉપર અનુગ્રહ કર્યો.[३४] એ સમયમાંજ હિરણ્યાક્ષ નામનો મોટો ભયંકર દૈત્ય, કે જે આડો આવીને માર્ગ રોકીને ઉભો હતો તેને વિષ્ણુએ ગદાથી મારી નાખ્યો.[३५] એ દૈત્યના લોહીના ગારાથી ખરડાએલા વરાહજી ભગવાન, રમતાં રમતાં દાઢવડે પૃથ્વીને લાવીને અને તેને જળ ઉપર સ્થાપીને પોતાના સ્થાનકમાં ગયા. આ વરાહજીનું પૃથ્વીને લાવવારૂપ ઉત્તમ અને વિચિત્ર ચરિત્ર તમારી પાસે કહ્યું.[३६,३७] જે પુરૂષ આ ઉત્તમ ચરિત્રનું શ્રવણ કરે અને જે પાઠ કરે તે માણસ સધળાં પાપોથી મુક્ત થઇને વિષ્ણુની ગતિ પામે.[३८]

**शृणुयाद्यः पुमान्यश्च पठेच्चरितमुत्तमम् ॥**
**सर्वपापविनिर्मुक्तो वैष्णवींगतिमाप्नुयात् ॥३८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

---

## अध्याय ३ जो. સ્વાયંભુવ મનુનો વંશ

### નારાયણ ઉવાચ

**महीं देवः प्रतिष्ठाप्य यथास्थाने च नारद ॥**
**वैकुंठलोकमगमद्ब्रह्मोवाच स्वमात्मजम् ॥ १ ॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! વિષ્ણુ ભગવાન યોગ્ય સ્થાનકપર પૃથ્વીને સ્થાપીને વૈકુંઠ લોકમાં ગયા પછી, બ્રહ્માએ પોતાના પુત્ર સ્વાયંભુવને નીચે પ્રમાણે કહ્યું.[१]

બ્રહ્મા કહે છેઃ–હે પુત્ર! હે સ્વાયંભુવ ! હે મહાબાહુ ! હે તેજસ્વીઓમાં ઉત્તમ ! આ પૃથ્વીરૂપ સ્થાનમાં રહીને યોગ્ય રીતે પ્રજાને ઉત્પન્ન કરો.[२] દેશ કાલને અનુસરીને ન્હાના મોટા પદાર્થોરૂપ સાધનોથી વિષ્ણુનું યજન કરજો.[३] શાસ્ત્રોક્ત વર્ણાશ્રમ ધર્મનું આચરણ કરો; એ ક્રમથી પ્રજાની વૃદ્ધિ થશે.[४] ગુણ, કીર્તિ તથા કાંતિથી તમારા સરખા, વિદ્યા તથા વિનયવાળા અને ઉત્તમ સદાચાર પાળનારા, પુત્રોને તથા કન્યાઓને ઉત્પન્ન કરજો. મન સાવધાન રાખીને ગુણવાળા અને યશવાળા વરોને કન્યાદાન દેજો. પ્રધાન પુરૂષ વિષ્ણુમાંજ સારી રીતે મનને જોડી રાખજો. ભક્તિનાં સાધનો કરવાથી અને ભગવાનની સેવા કરવાથી, તમે યોગીઓ પણ જેને સર્વદા નમે એવી મનોવાંછિત ગતિ પામશો.[५-७]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે બ્રહ્મા પોતાના પુત્ર મનુની આશ્વાસના કરી તથા તેને પ્રજાની સૃષ્ટિમાં નીમીને પોતાના સ્થાનકમાં ગયા,[८] 'પ્રજાને સજો' એવી પિતાની આજ્ઞાને માથે ચડાવીને સ્વાયંભુવ મનુએ પ્રજાની સૃષ્ટિ કરી.[९] એ મનુને, પ્રિયવ્રત અને ઉત્તનપાદ નામના બે મહાત્મા તેજસ્વી પુત્રો થયા અને ત્રણ કન્યાઓ થઇ; કન્યાઓનાં નામ કહું છું તે સાંભળો.[१०] લોકોને પવિત્ર કરનારી પહેલી કન્યા આકૂતિ, બીજી દેવહૂતિ અને ત્રીજી પ્રસૂતિ એવા નામથી પ્રખ્યાત હતી.[११] એઓમાં આકૂતિ રૂચિઋષિને, દેવહૂતિ કર્દમમુનિને અને પ્રસૂતિ દક્ષપ્રજાપતિને આપી કે જેનાથી આ સધળી પ્રજાઓ ઉત્પન્ન થઈ છે.[१२] રૂચિઋષિની આકૃતિ નામની સ્ત્રીમાં આદિપુરૂષ યજ્ઞાવતાર ભગવાન ઉત્પન્ન થયા. કર્દમની દેવહૂતિ નામની સ્ત્રીમાં કપિલ ભગવાન ઉત્પન્ન થયા, કે જે સર્વે લોકોમાં સાંખ્યશાસ્ત્રના આચાર્યપણાથી પ્રખ્યાત છે. દક્ષપ્રજાપતિની પ્રસૂતિ નામની સ્ત્રીમાં તેમની પ્રજારૂપ ઘણી કન્યાઓ ઉત્પન્ન થઈ, કે જેઓના વંશમાં લોકવિખ્યાત અને સૃષ્ટિને પ્રવર્તાવનારાં સધળા દેવ, પશુ, પક્ષી અને મનુષ્ય આદિ ઉત્પન્ન થયા છે.[१३-१५] યામ નામના દેવગણોથી વીંટાએલા યજ્ઞભગવાને સ્વાયંભુવના મન્વંતરમાં

યક્ષોથી તથા રાક્ષસોથી સ્વાયંભુવની રક્ષા કરી હતી.[૧૬] મોટા યોગી કપિલ મુનિએ પોતાના આશ્રમમાં રહીને પોતાની મા દેવહૂતિને સઘળી અવિદ્યાનો નાશ કરનારું સાંખ્યજ્ઞાન આપ્યું હતું. એ સાથે વિશેષ સહિત ધ્યાનના પ્રકારનો તથા બ્રહ્મવિદ્યાના નિશ્ચયનો પણ ઉપદેશ કર્યો હતો. એ કપિલ મુનિનું શાસ્ત્ર સર્વ પ્રકારના અજ્ઞાનની નિવૃત્તિ કરનારૂં કહેવાય છે. માને ઉપદેશ કર્યા પછી એ મોટા યોગી સાંખ્યના આચાર્ય અને ઉદાર મનવાળા કપિલ મુનિ પુલહના આશ્રમમાં ગયા, તે અદ્યાપિ સુધી ત્યાંજ રહ્યા છે.[૧૭-૧૯] યોગના આચાર્ય અને સઘળા વર દેનારા કપિલ મુનિ, કે જેના નામના સ્મરણથી પણ સાંખ્ય અને યોગ સિદ્ધ થાય છે, તેમને હું પ્રણામ કરૂં છું.[૨૦] આ પ્રમાણે મનુની કન્યાઓના વંશનું ઉત્તમ વર્ણન, કે જે સાંભળનારાઓનાં અને પાઠ કરનારાઓનાં સર્વે પાપોનો નાશ કરનારૂં છે, તે તમારી પાસે કહ્યું[૨૧] હવે મનુના પુત્રોનો શુભ વંશ કહું છું કે જેને સાંભળવાથી પરમ પદની પ્રાપ્તિ થાય છે.[૨૨] વ્યવહાર સરલ ચાલવા સારૂ અને સર્વ પ્રાણીઓને સુખ દેવાસારૂ મનુના વંશજોએ દ્વીપ, ખંડ અને સમુદ્ર આદિની વ્યવસ્થા કરેલી છે.[૨૩]

**द्वीपवर्षसमुद्रादिव्यवस्थायत्सुतैः कृता ॥**
**व्यवहारप्रसिद्ध्यर्थं सर्वभूतसुखाप्तये ॥२३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

## अध्याय ४ थो. સપ્તદ્વીપ વિભાગ

### नारायण उवाच

**मनोः स्वायंभुवस्यासीत् ज्येष्ठः पुत्रः प्रियव्रतः ॥**
**पितुः से[वा]परो नित्यं सत्यधर्मपरायणः ॥१॥**

નારાયણ કહે છેઃ—સ્વાયંભુવ મનુનો પ્રિયવ્રત નામે મોટો પુત્ર હતો. એ પ્રિયવ્રત નિરંતર પિતાની સેવામાં અને સત્ય ધર્મમાં તત્પર રહેતો હતો.[૧] સારા રૂપવાળી અને શીલ તથા કર્મોથી પોતાના સરખી, વિશ્વકર્મા પ્રજાપતિની દીકરી બર્હિષ્મતીને એ પરણ્યો હતો.[૨] બર્હિષ્મતીમાં તેણે ગુણવાળા અને જિતેંદ્રિય દશ પુત્ર ઉત્પન્ન કર્યા હતા. અને ઉર્જસ્વતી નામની એક સૌથી ન્હાની કન્યા ઉત્પન્ન કરી હતી.[૩] આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ધૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ એવા નામના એ દશ પુત્રો હતા. એટલે સઘળાઓનાં નામ અગ્નિનાં નામ ઉપરથીજ રાખ્યાં હતાં.[૪-૫] એ દશ પુત્રોમાં કવિ, સવન અને મહાવીર, એ ત્રણ તો વૈરાગ્યને લીધે બાલ બ્રહ્મચારીજ રહ્યા હતા.[૬] એઓ આત્મવિદ્યામાં પહોંચેલા હોવાને લીધે નિઃસ્પૃહ થઇને છેલ્લી વારે પ્રીતિપૂર્વક પરમહંસ આશ્રમમાં ગયા હતા.[૭] પ્રિયવ્રતને બીજી સ્ત્રીમાં ઉત્તમ, તામસ અને રૈવત એવા નામના બીજા પણ મોટી શક્તિવાળા ત્રણ પુત્રો થયા હતા! અને એઓ મન્વંતરના અધિપતિઓમાં ગણાયા છે. જેની ઇંદ્રિયોનું બળ કદી પણ ઓછું થયું નહિ એવા મહારાજ પ્રિયવ્રતે અગીઆર અર્બુદ વર્ષોસુધી પૃથ્વીને ભોગવી હતી. 'જ્યારે સૂર્ય પૃથ્વીના પહેલા ભાગ ઉપર આવે છે ત્યારે બીજા ભાગમાં અંધકાર આદિ થઇ જાય છે.' એ ગડબડ જોઇને પ્રિયવ્રતે મનમાં ઘણીવાર વિચાર કર્યો કે "મારા રાજ્યમાં પૃથ્વીમાં અંધારૂં કેમ થવું જોઇએ? મારા યોગબળથી હું અંધકારનું આ રીતે નિવારણ કરીશ."[૮-૧૨] એમ નિશ્ચય કરીને એ સ્વાયંભુવના પુત્ર પ્રિયવ્રત! સૂર્યસરખા તેજસ્વી રથમાં બેસીને, પ્રકાશ કરવા સારૂ સાતવાર ફર્યા

હતા.[૧૩] તેમના રથનાં પૈડાંની ધારથી પૃથ્વીમાં જે ખાડા પડ્યા તે લોકોના વ્યવહાર વાસ્તે સમુદ્રો કહેવાયા છે.[૧૪] બબ્બે સમુદ્રોની વચમાં જે છ ભૂપ્રદેશો રહ્યા અને જે સાતમો મધ્યમાં રહ્યો, એ સાત પ્રદેશ વિભાગ પ્રમાણે પૃથ્વીમાં સાત દ્વીપ કહેવાયા છે. રથનાં પૈડાંની ધારથી જે સાત ખાઇઓ થઈ તે સાત સમુદ્ર કહેવાયા છે.[૧૫] અને તેઓની વચમાં જે ભૂપ્રદેશ રહ્યા તે સાત દ્વીપ કહેવાયા છે. જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલી દ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ, અને પુષ્કરદ્વીપ એવા નામના એ સાત દ્વીપ છે. એ દ્વીપોમાં પહેલા પહેલા કરતાં પછી પછીનો દ્વીપ બમણા વિસ્તારવાળો છે.[૧૬-૧૭] એવી રીતે દ્વીપ, પછી ફરતો સમુદ્ર અને સમુદ્ર પછી ફરતો દ્વીપ એમ ચારે કોર રચના થઇ છે. ક્ષારોદ (ખારા પાણીનો), ઇક્ષુરસોદ (શેરડીના રસનો), સુરોદ (મદિરાનો), ધૃતોદ (ઘીનો), ક્ષીરોદ (દૂધનો), દધિમંડોદ (દહીંના રસનો) અને શુદ્ધોદ (મીઠાં પાણીનો), એ સાત સમુદ્ર પૃથ્વીમાં પ્રખ્યાત છે.[૧૮,૧૯] પહેલો જંબુદ્વીપ કે જે ખારા સમુદ્રથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના પુત્ર આગ્નીધ્રને રાજ્ય આપ્યું.[૨૦] બીજો પ્લક્ષદ્વીપ કે જે ઇક્ષુરસોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના પુત્ર ઇધ્મજિહ્વને રાજ્ય આપ્યું.[૨૧] ત્રીજો શાલ્મલીદ્વીપ કે જે સુરોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના પુત્ર યજ્ઞબાહુને રાજ્ય આપ્યું.[૨૨] ચોથો અતિરમણીય કુશદ્વીપ કે જે ધૃતોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના પુત્ર હિરણ્યરેતાને રાજ્ય આપ્યું.[૨૩] પાંચમો ક્રૌંચ દ્વીપ કે જે ક્ષીરોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના મહાબળવાન પુત્ર ધૃતપૃષ્ઠને રાજ્ય આપ્યું.[૨૪] છઠ્ઠો શાકદ્વીપ કે જે દધિમંડોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના ઉત્તમ પુત્ર મેધાતિથિને રાજ્ય આપ્યું.[૨૫] અને સાતમો પુષ્કરદ્વીપ કે જે શુદ્ધોદથી વીંટાએલો છે તેમાં પ્રિયવ્રતે પોતાના પ્યારા પુત્ર વીતિહોત્રને રાજ્ય આપ્યું.[૨૬] પ્રિયવ્રતે પોતાની ઉર્જસ્વતી નામની કન્યા શુક્રાચાર્યને આપી હતી. શુક્રાચાર્યને એ ઉર્જસ્વતીમાં દેવયાનિ નામે પ્રખ્યાત દીકરી જન્મી હતી.[૨૭] આ પ્રમાણે પ્રિયવ્રત રાજા પોતાના પુત્રોને સાત દ્વીપો વહેંચી આપી છેલ્લીવારે પરમ વિવેક પામીને યોગમાર્ગમાં લાગ્યો હતો.[૨૮]

**एवं विभज्य पुत्रेभ्यः सप्त द्वीपान्प्रियव्रतः ॥**
**विवेकवशगोभूत्वायोगमार्गाश्रितोभवत् ॥२८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

---

# अध्याय ५ मो.

## દ્વીપ-ખંડ-મર્યાદાદિ વર્ણન

### નારાયણ ઉવાચ

**देवर्षे शृणु विस्तारं द्वीपवर्षविभेदतः ॥**
**भूमंडलस्य सर्वस्य यथा देवप्रकल्पितम् ॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! સઘળા ભૂમંડલનો ઈશ્વરે દ્વીપ અને ખંડોના ભેદથી જે વિસ્તાર કલ્પેલો છે તે કહું છું, સાંભળો.[૧] આ વિષય હું સંક્ષેપથી કહીશ પણ કોઇ સ્થલમાં ઘણા વિસ્તારથી કહીશ નહિ.સાત દ્વીપમાં પહેલો જંબુદ્વીપ પ્રમાણમાં લાખ યોજનનો છે. કમળની ડોડી જેવા ગોળાકાર અને વિશાલતાવાળા એ દ્વીપમાં નવ ખંડ છે. તેમાં સાત નવ નવ હજાર યોજનના છે અને બે ચોત્રીશ હજાર યોજનના છે. ચારેકોર વચમાં લાંબા પડેલા આઠ પર્વતોથી એ નવ ખંડ વહેંચાયેલા છે.[૩,૪] એઓમાં છેડાના દક્ષિણ ઉત્તરના બે ખંડ ધનુષની પેઠે રહેલા છે, ચાર લાંબા છે અને ઇલાવૃત્ત ખંડ ચોરસ છે. સૌમાં વચલો ખંડ ઇલાવૃત્ત

છે. ઇલાવૃત્તના મધ્યમાં ભૂગોળરૂપી કમળની ડોડી જેવો સોનાનો મેરૂ પર્વત છે. એ પર્વત લાખ યોજન ઉંચો છે. એની ઉપરના ભાગમાં બત્રીશ હજાર યોજનની અને મૂળના ભાગમાં સોળ હજાર યોજનની પહોળાઈ છે. ધરતીમાં એનો પાયો પણ સોળ હજાર યોજન ઉંડો છે. ઇલાવૃત્તથી ઉત્તર ભાગમાં આવેલા નીલ, શ્વેત અને શૃંગવાન્ નામના ત્રણ પર્વતો, અનુક્રમે રમ્યક, હિરણ્મય અને કુરૂખંડના સીમાડા રૂપ છે. એ પર્વતો પૂર્વ ભાગમાં લાંબા, બન્ને કોરથી ખારા સમુદ્ર સુધી પહોંચેલા અને બબ્બે હજાર યોજન પહોળા છે, એ પર્વતોમાં પહેલા પહેલા કરતાં પછી પછીનો પર્વત દશમાંશથી કાંઈક વધારે અંશે ઉત્તર દિશામાં લંબાઇમાં ન્યૂન થાય છે.[૫-૧૧]એઓમાં નદ અને નદીઓ અનેક છે. તેમજ ઇલાવૃતથી દક્ષિણ ભાગમાં નિષધ, હેમકૂટ અને હિમાલય નામના ત્રણ સુંદર પર્વતો અનુક્રમથી હરિવર્ષ, કિંપુરૂષ અને ભરતખંડના સીમાડારૂપ છે. પૂર્વ ભાગમાં લાંબા છે અને દશ દશ હજાર યોજન ઉંચા છે.[૧૨-૧૪]ઇલાવૃતથી પશ્ચિમ ભાગમાં માલ્યવાન નામનો પર્વત કેતુમાલખંડના સીમાડારૂપ છે અને પૂર્વ ભાગમાં ગંધમાદન પર્વત ભદ્રાશ્વખંડના સીમાડારૂપ છે. એ બે પર્વતો નીલ અને નિષધ સુધી લાંબા છે. અને બબ્બે હજાર યોજન પહોળા છે. મંદર, મેરૂમંદર, સુપાર્શ્વ અને કુમુદ એવા નામના દશ દશ હજાર યોજન પહોળા અને ઉંચા ચાર પર્વતો મેરૂપર્વતની ચારે દિશાઓમાં સઘળી રીતે ટેકારૂપ થઇ રહેલા છે અને તેઓ મેરૂપર્વતના પાદ કહેવાય છે. એ ચારે પર્વતોની ઉપર અનુક્રમથી આંબો, જાંબૂ, કદંબ અને વડ, એ ચાર મોટાં ઝાડ છે. તે ઝાડ એ પર્વતોની ધ્વજા જેવાં લાગે છે, તે અગીયારસો યોજન ઉંચાં છે.[૧૫-૨૦]શાખાઓનો વિસ્તાર પણ અગીયાર સો યોજનનો છે અને સો સો યોજન જાડાં છે. એ પર્વતો ઉપર દૂધનો, મધનો, શેલડીના રસનો અને મીઠાં પાણીનો, એવા અનુક્રમે ચાર ધરા છે,[૨૧] કે જેઓનો સ્પર્શ કરનારા ઉપદેવ લોકો સ્વાભાવિક સિદ્ધિઓ પામે છે. એ પર્વતોની ઉપર અનુક્રમે નંદન, ચૈત્રરથ, વૈભ્રાજ અને સર્વભદ્ર નામના સ્ત્રીઓને સુખ આપનારા, ચાર દેવતાઓના બગીચા છે. ઉદાર મનવાળા અનેક દેવતાઓ સ્ત્રીઓનાં યૂથ સહિત એ પર્વતોમાં રહીને સ્વતંત્ર રીતે પોતાની ઈચ્છાને અનુસરતાં સુખ આવે તેમ વિહાર કરે છે અને એઓના મહિમાને ગંધર્વાદિક લોકો ગાય છે.[૨૨-૨૪] મંદર પર્વતની ઉપરના અગીયારસો યોજન ઉંચા દેવતાઈ આંબામાંથી પર્વતના શિખર જેવાં મોટાં અને અમૃત જેવાં મીઠાં કુણાં કુણાં ફળ પડે છે. એ ફળો નીચે પડીને ફાટી જતાં તેઓના રાતા જળજેવા સુંદર રસથી અરૂણોદા નામની મનોહર નદી ચાલે છે. એ પર્વતમાં દેવ અને દૈત્યોના રાજાઓએ પૂજેલાં અને પાપોને હરનારાં અરૂણા નામનાં જગદંબા રહ્યાં છે. સઘળાં ઇચ્છેલાં ફળ આપનારાં, દોષને મટાડનારાં અને અભય દેનારાં એ જગદંબાને ભક્ત લોકો અનેક ઉપહાર અને બળિઓથી પૂજે છે અને એમની કૃપાદૃષ્ટિથી ક્ષેમ તથા આરોગ્યને પામે છે.[૨૫-૨૯] એ દેવીનાં પૃથ્વીમાં આદ્યા, માયા, અતુલા, અનંતા, પુષ્ટિ, ઈશ્વરમાલિની, દુષ્ટનાશકરી અને કાંતિદાયિની એવાં નામ કહેવાય છે.[૩૦] એમની પૂજાના પ્રભાવથી ત્યાં સુવર્ણ નીકળે છે.

आद्या मायातुलानंता पुष्टिरीश्वरमालिनी ॥
दुष्टनाशकरीकांतिदायिनीति स्मृताभुवि ॥३०॥
अस्याः पूजाप्रभावेण जांबूनदमुदावहत् ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫

# अध्याय ६ ठो.

## જમ્બ્વાદિ દેવી અને તેમની ઉપાસનાનાં વર્ણન વગેરે

### नारायण उवाच

**अरुणोदानदीयातु मया प्रोक्ता च नारद ॥ मंदरान्निपतंती सा पूर्वेणेलावृतं प्लवेत् ॥ १ ॥**

નારાયણ કહે છે.–હે નારદજી ! મેં મંદરાચલથી પડતી જે અરૂણોદા નામની નદી કહી, તે ઇલાવૃતના પૂર્વ ભાગમાં ચાલી જાય છે.[1] એ અરૂણોદાના રસનો ઉપભોગ લેનારી યક્ષ અને ગંધર્વ લોકોની સ્ત્રીઓ, કે જેઓ પાર્વતીની દાસીઓ છે, તેઓના દેહના સ્પર્શથી સુગંધી થએલો વાયુ દશ દશ યોજન સુધીની ભૂમિને ચારે કોર સુગંધી કરી મેલે છે. એવી રીતેજ ઉંચા પ્રદેશથી પડીને ફાટી જતાં, અત્યંત ઝીણા ઠળીઆવાળાં અને હાથી જેવડાં જાંબુના રસમાંથી 'જંબૂ' નાનામની નદી મેરૂમંદર પર્વત ઉપરથી પડીને ઇલાવૃતના દક્ષિણ ભાગમાં ચાલી જાય છે. એ પર્વતમાં 'જમ્બ્વાદિની' નામનાં જગદંબા છે, કે જે જાંબુના ભક્ષણથી પ્રસન્ન થાય છે.[૨-૫] સર્વ પ્રાણિઓ ઉપર દયા કરનારાં, પાપિઓને પવિત્ર કરનારાં, સ્મરણ માત્રથી પણ રોગોને મટાડનારાં, નામ લેવાથી વિઘ્નોનો નાશ કરનારાં અને દેવતાઓએ પૂજવા યોગ્ય એ જગદંબાના ચરણારવિંદનું ત્યાંના રહેવાશી દેવ, નાગ, ઋષિ અને રાક્ષસો ઘણા માનથી પૂજન કરે છે.[૬,૭] કોકિલાક્ષી, કામકલા, કરૂણા, કામપૂજીતા, કઠોરવિગ્રહા, ધન્યા, નાકિમાન્યા અને ગભસ્તિની એ નામોથી એ દેવીનો મનુષ્યોએ સર્વદા જપ કરવો જોઈએ. જંબૂ નદીના બન્ને કાંઠામાં જે માટી છે તે જાંબુના રસથી મળીને વાયુ અને સૂર્યના સંયોગથી પાકતાં તેમાંથી ઈશ્વરે બનાવેલું 'જાંબૂનદ' નામનું સોનું થાય છે, કે જે વિદ્યાધર અને દેવતાઓની સ્ત્રીઓનાં અનેક પ્રકારનાં મોટાં મોટાં આભરણોમાં કામ આવે છે. સ્ત્રીઓની સાથે સદા કામનાવાળા દેવતાઓ એ સુવર્ણમાંથી મુકુટ, કટિમેખળા અને બાજુબંધ આદિ ઘરેણાં બનાવે છે. જે મોટું કદંબનું ઝાડ સુપાર્શ્વ પર્વત ઉપર ઉગેલું છે, તેનાં કોતરોમાંથી મધની પાંચ ધારાઓ નીકળે છે. એ ધારાઓ સુપાર્શ્વનાં શિખરો પરથી પૃથ્વી ઉપર પડીને ઇલાવૃતના પશ્ચિમ ભાગમાં ચાલી જાય છે. એ મધની ધારાઓનો ઉપયોગ કરનારા દેવતાઓના નિઃશ્વાસથી સુગંધી થયેલો વાયુ ચારેકોર જઇને સો સો યોજન સુધી સુગંધી કરી મેલે છે. એ પર્વતમાં ભક્તોનાં કાર્યોને સિદ્ધ કરનારાં 'ધારેશ્વરી' નામનાં જગદંબા છે.[૮-૧૫] સર્વ દેવતાઓનાં ઈશ્વરી એ દેવીનું પૂજન દેવપૂજ્યા, મહોત્સાહા, કાલરૂપા, મહાનના, કર્મફલદા, કાંતાર–ગ્રહણેશ્વરી, કરાલદેહા, કાલાંગી અને કામકોટિ–પ્રવર્તિની એ નામોથી થાય છે.[૧૬,૧૭] એ પ્રમાણેજ શતબલ નામનો, વડ કે જે કુમુદ પર્વત ઉપર ઉગેલો છે, તેના સ્કંધોમાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ, અન્નાદિક, વસ્ત્રાદિક, શય્યા, આસનાદિક અને આભરણ આદિના નદ નીચે પડે છે. કામનાઓને પરિપૂર્ણ કરનારા એ સઘળા નદ કુમુદ પર્વતનાં શિખર ઉપરથી પડીને ઇલાવૃતના ઉત્તર ભાગને ચારેકોર ભીંજવી દે છે. એ પર્વતની તલાટીમાં દેવ અને દૈત્યોએ સેવેલાં 'મીનાક્ષી' નામનાં જગદંબા છે.[૧૮-૨૦] નીલાંબરા, રૌદ્રમુખી, નીલાલકયુક્તા, નાકિફળદા, દેવસંઘવરદા, અતિમાન્યા, અતિપૂજ્યા, મત્તમાતંગગામિની, મદનોન્માદિની, માનપ્રિયા, માનપ્રિયાંતરા, મારવેગધરા, મારપૂજિતા માર-

આદિની, મયૂરવરશોભાઢયા અને શિખિવાહન–ગર્ભભૂ એટલાં નામોથી એ જગદંબા પૂજાય છે. સદાશિવના સંબંધવાળાં એ દેવી જપ કરનારાઓને અને સ્મરણ કરનારાઓને માન આપે છે.[૨૧-૨૪] ઉપર કહેલા નદોનાં પાણીનો ઉપયોગ કરવાથી તેજસ્વી થયેલી પ્રજાઓને વળી, ધોળા મોવાળા, થાક, પસીનો, દુર્ગંધિપણું, જરા, રોગ, મરણ, શ્રમ, ટાઢ, ગરમી, વાયુ, રંગનો ફેરફાર અને વિઘ્ન આદિ જુદા જુદા તાપો કદી પણ થતા નથી; અને જીવતાં સુધી કોઈ આપદા નહિ થતાં નિરંતર સર્વોત્તમ સુખ રહ્યા કરે. છે.[૨૫-૨૭] હવે મેરૂપર્વતની સ્થિતિ વિષે કહું છું. સુવર્ણમય કહેવાતા મેરૂપર્વતના મૂળ ભાગમાં ચારે કોર ડોડીના કેસરાઓની પેઠે બીજા વીશ પર્વતો ઈશ્વરે કલ્પેલા છે; તેઓનાં નામ કહું છું તે સાંભળો, કુરંગ, કુરર, કુસુંભ, વિકંકત, ત્રિકૂટ, શિશિર, પતંગ, રૂચક, નિષધ, શિતી, વાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, આરૂધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર અને નારદ એ નામના વીશ પર્વતો છે.[૨૮-૩૨]

**वैदुर्यश्चारुधिश्चैव हंसो ऋषभ एव च ॥**
**नागः कालंजरश्चैव नारदश्चेति विंशतिः॥३२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬**

---

# अध्याय ७ मो.

## મેરૂ અને ગંગાજીનું વર્ણન

### नारायण उवाच

**गिरिं मेरुं च पूर्वेण द्वौचाष्टादशयोजनैः ॥**
**सहस्रैरायतौ चोदक् द्विसहस्रं पृथून्नकौ ॥१॥**

નારાયણ કહે છેઃ–મેરૂના પૂર્વ ભાગમાં જઠર અને દેવકૂટ નામના બે મોટા પર્વતો અઢારહજાર યોજન ઉત્તર દિશામાં લાંબા છે; અને બબ્બે હજાર યોજન પહોળા તથા ઉંચા છે. મેરૂના પશ્ચિમ ભાગમાં પવન અને પારિયાત્ર નામના બે પર્વતો છે. મેરૂના દક્ષિણભાગમાં કૈલાસ અને કરવીર નામના બે મોટા પર્વતો છે, તેઓ પૂર્વમાં લાંબા છે. મેરૂના ઉત્તર ભાગમાં ત્રિશૃંગ અને મકર નામના બે પર્વતો છે. એ સઘળાઓનાં પ્રમાણ જઠર અને દેવકૂટના સરખાંજ છે.[૧-૪] એ આઠ મોટા પર્વતોથી ઘેરાએલો સોનાનો મેરૂ પર્વત સૂર્યની પેઠે ચારેકોર શોભે છે.[૫] મેરૂ પર્વતને માથે સોનાની સમચોરસ અને દશહજાર યોજનની બ્રહ્માની નગરી મધ્યમાં છે, એમ ભૂત ભવિષ્ય જાણનારા મહાત્મા વિદ્વાન લોકો કહે છે.[૬,૭] એ બ્રહ્માની નગરીને અનુસરતી આઠ લોકપાળ દેવતાઓની આઠ નગરીઓ તે તે લોકપાળોની દિશાઓમાં છે.[૮] એ સોનાની નગરીઓનાં રૂપ તે તે દેવતાઓના જેવાંજ છે. અને તે સઘળી નગરીઓ અઢી અઢી હજાર યોજનની છે. મેરૂ ઉપર બ્રહ્માની અને બીજા ઇંદ્ર તથા અગ્નિ આદિ લોકપાળોની જે નવ નગરીઓ કહી તેઓ અનુક્રમે મનોવતી, અમરાવતી, તેજોવતી, સંયમિની, કૃષ્ણાંગના, શ્રદ્ધાવતી, ગંધવતી, મનોહરા અને યશોવતી એ નામોથી ઓળખાય છે. સાક્ષાત્ વામનજી ભગવાને બળિરાજાના યજ્ઞમાં મોટું સ્વરૂપ કરી જમણા ચરણથી પૃથ્વીને દબાવી ડાબો ચરણ ઉંચો કરતાં તે ચરણના અંગુઠાના નખથી બ્રહ્માંડનો ઉપલો ભાગ ફુટી પડયો હતો. તેના છિદ્રમાંથી બહારના (આવરણના) જળની ધારા અંદર આવતી હતી, તે ધારા હજાર યુગરૂપ મોટા કાળે સ્વર્ગને માથે ઉતરી હતી. સર્વ લોકોનાં પાપોનાં હરણ કરનારાં પવિત્ર, જળથી વ્યાપ્ત, એ ગંગાજી પ્રથમ તો સાક્ષાત્ 'ભગવત્પદી' એવા સાધારણ નામથી

લોકોમાં પ્રખ્યાત હતાં. એ ગંગા ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ સ્વર્ગનું માથું, કે જે 'વિષ્ણુ પદ' એવા નામથી ત્રૈલોક્યમાં પ્રખ્યાત છે, ત્યાં આવ્યાં, કે જ્યાં અવિચળ પદવીને પામેલા, પરમ પવિત્ર, ઉત્તાનપાદના પુત્ર અને ભગવચ્ચરણારવિંદની રજને મસ્તકપર ધરનારા રાજર્ષિ ધ્રુવ હજી સુધી રહેલા છે. તે સ્થળમાં ધ્રુવના પ્રભાવને જાણનારા મોટા મન વાળા અને સર્વ લોકોનું હિત ઈચ્છનારા સપ્તર્ષિઓ, કે જેઓ ધ્રુવને પ્રદક્ષિણા કર્યા કરે કરે છે તેઓ ગંગાજીને મોક્ષરૂપ અને તપ કરનારાઓને સિદ્ધિ આપનારાં જાણીને, તેમને જટાજૂટવાળાં પોતાનાં મસ્તકોથી આદર આપે છે. એ વિષ્ણુપદથી આકાશ માર્ગ કે જે અનેક હજારો અને કરોડો વિમાનો ફરવાથી સાંકડો છે, તેમાં થઈ નીચે ઉતરતાં ચંદ્રમંડળને ભીંજવી દઈને, એ ગંગાજી, મેરૂ પર્વત ઉપર બ્રહ્માની નગરીમાં પડે છે.[૯-૨૦] ત્યાં ચાર ભાગથી વહેંચાઈ જતાં ચાર નામથી ચાર દિશાઓમાં ચાલીને સમુદ્રમાંજ પ્રવેશ કરે છે. સીતા, અલકનંદા, ચક્ષુ અને ભદ્રા એવી રીતે ચાર ધારાઓનાં ચાર નામ થયાં છે.[૨૧-૨૨] તેઓમાં સીતા નામની ધારા બ્રહ્માના સ્થાનકમાંથી કેસરાચલ આદિ પર્વતોનાં શિખરો ઉપર થઇને નીચે નીચે ઉતરતાં ગંધમાદન પર્વતનાં શિખર પર પડી, ભદ્રાશ્વખંડના મધ્યમાં થઇને પૂર્વદિશામાં ખારા સમુદ્રમાં પ્રવેશ કરે છે.[૨૩,૨૪] એ પ્રમાણે મહાપવિત્ર અને દેવતાઓએ પૂજેલાં ગંગાજીની બીજી ચક્ષુ નામની ધારા માલ્યવાન પર્વતના શિખર ઉપરથી કેતુમાલખંડમાં આવે છે, અને ત્યાંથી મોટા વેગે પશ્ચિમ દિશામાં સમુદ્રમાં પ્રવેશ કરે છે. પવિત્ર અને અલકનંદા નામથી પ્રખ્યાતિ પામેલી ત્રીજી ધારા દક્ષિણ ભાગમાં બ્રહ્માની નગરીમાંથી ચાલતાં ઘણાં પર્વતોનાં શિખરો મૂકી આવી, હેમકૂટ પર્વતમાં પહોંચી, ત્યાંથી પણ નીકળીને મોટા વેગથી ભરતખંડમાં આવે છે અને ત્યાંથી દક્ષિણ સમુદ્રમાં પ્રવેશ કરે છે. એ ધારામાં સ્નાન કરવાને વાસ્તે જતાં માણસોને પગલે પગલે રાજસૂય અને અશ્વમેધ આદિ યજ્ઞોનું ફળ દુર્લભ રહેતું નથી. તેમજ ત્રૈલોક્યને પવિત્ર કરનારી ભદ્રા નામની ચોથી ધારા શૃંગવાન પર્વતમાંથી પડી, ઉત્તર કુરૂખંડને તૃપ્ત કરીને સમુદ્રમાં પ્રવેશ કરે છે.[૨૫-૩૨]

હે નારદજી ! પ્રત્યેક ખંડમાં મેરૂ અને મંદર આદિ પર્વતોથી ઉત્પન્ન થએલી બીજી પણ કેટલીક નદીઓ છે અને નદ પણ છે.[૩૩] ઉપર કહેલા સઘળા ખંડોમાં ભરતખંડજ કર્મ કરવાનું ક્ષેત્ર કહેવાય છે. બીજા આઠ ખંડો તો દેવતાઓને સ્વર્ગમાં ભોગવતાં અવશેષ રહેલાં પુણ્યોના ભોગ ભોગવવાનાં સ્થાનકરૂપ છે. ભરતખંડ વિના બીજા આઠ ખંડોમાં માણસની ગણતરીથી દશ દશ હજાર વર્ષનું લોકોનું આયુષ્ય છે. એઓમાં દેવતા જેવા અને દશ દશ હજાર હાથીના બળવાળા પુરૂષો રહે છે. એઓનાં શરીર વજ્ર જેવાં દૃઢ છે. સઘળા લોકો ભારે મૈથુનથી આનંદ પામતા, સ્ત્રીઓવાળા અને સુખી છે.[૩૪-૩૬] આયુષ્યનું એક વર્ષ અવશેષ રહે, ત્યારે ત્યાંની સ્ત્રીઓને ગર્ભ રહે છે. એ આઠ ખંડોમાં સર્વદા ત્રેતાયુગ જેવો કાળ વર્તે છે.[૩૭]

**एकवर्षोनके चायुष्यासगर्भाः स्त्रियोपि हि ॥**
**त्रेतायुगसमः कालो वर्त्तते सर्वदैवहि ॥ ३७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

# अध्याय ८ मो.

## ઇલાવૃત અને ભદ્રાશ્વખંડમાં પૂજાતા દેવતાઓ

### नारायण उवाच

**तेषु सर्वेषु देवेशाः पूर्वोक्तैः स्तवनैः सदा ॥ पूजयंति महादेवीं जपध्यानसमाधिभिः ॥१॥**

નારાયણ કહે છે:—નવે ખંડોમાં તથા બીજા દ્વીપોમાં તે તે સ્થાનકોના સ્વામી વિષ્ણુ, સંકર્ષણ તથા અગ્નિ આદિ દેવતાઓ, અરૂણા આદિ દેવીઓનું, આગળ કહેલાં સ્તોત્રોથી, જપથી, ધ્યાનથી અને સમાધિથી પૂજન કરે છે.[1] એ સ્થળોમાં વનની પંક્તિઓ પ્રત્યેક ઋતુઓનાં પુષ્પોની પંક્તિઓથી સુશોભિત રહે છે. ફળોની અને પાંદડાંઓની શોભા પણ નિરંતર રહે છે.[2] ઉત્તમ વનોમાં અને મર્યાદાના પર્વતોના શિખરોમાં પક્ષિઓ આનંદના શબ્દ કર્યા કરે છે. પર્વતોની સઘળી ગુફાઓમાં નિર્મળ જલાશયો ભરેલાં છે. જળાશયોમાં કમળોની પંક્તિઓ ઉઘડી રહેલી હોય છે અને હંસ તથા સારસ પક્ષીઓ ફર્યા કરે છે.[3,4] ત્યાંના રહેવાશી લોકો સુંદર ભ્રકુટીવાળી સ્ત્રીઓને વિહાર કરવાનાં સ્થળોમાં તેઓની સાથે જળક્રીડા આદિ વિચિત્ર વિનોદોથી પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે. જંબુદ્વીપના નવે ખંડોમાં લોકો ઉપર અનુગ્રહ કરવામાંજ તત્પર રહેતા, આદિ પુરૂષ નારાયણ ભગવાન દેવીનું આરાધન કર્યા કરે છે; અને બીજા સર્વ લોકો નારાયણનું પૂજન કરે છે. લોકોએ કરેલી પૂજાને સ્વીકારવા વાસ્તે નારાયણ ભગવાન પોતાની જુદી જુદી મૂર્તિઓથી ઘણા પ્રેમ સહિત સન્નિહિત રહે છે.[5-7] ઇલાવૃત ખંડમાં તો બ્રહ્માની ભ્રકુટીઓના મધ્યમાંથી ઉત્પન્ન થએલા એકલા રૂદ્ર દેવજ નિરંતર પોતાની સ્ત્રીની સાથે રહે છે.[8] બીજા કોઇ પણ પુરૂષથી તેમાં પ્રવેશ થઈ શકતો નથી, કારણ કે ત્યાં પાર્વતીના શાપને લીધે જે પુરૂષ હોય તે સ્ફુટ રીતે સ્ત્રીરૂપ થઈ જાય છે.[9] એ ઇલાવૃતમાં પાર્વતીની દાસીઓ, કરોડો સ્ત્રીઓ રૂદ્રની સેવા કરે છે અને રૂદ્ર પોતે શેષનાગની ભક્તિ કરે છે.[10] વિષ્ણુની ચાર મૂર્ત્તિઓમાં સંકર્ષણ (શેષનાગ) નામની ચોથી તમોગુણી મૂર્ત્તિને મહાત્મા રૂદ્ર સર્વ પ્રાણિઓનું હિત કરવાની ઇચ્છાથી એકાગ્ર ચિત્તમાં ધ્યાન ધરીને ભજે છે (તે આ રીતે કે):—

રૂદ્ર બોલે છે:—"ॐनमो भगवते महापुरुषाय सर्वगुणसंख्यानायानंतायाव्यक्तायनमः ॥ (મહા પુરૂષ, સર્વ ગુણોનો પ્રકાશ કરનાર, અનંત અને માપવામાં ન આવે એવા ભગવાનને નમસ્કાર કરૂં છું.[12] હે ભજવા યોગ્ય પરમેશ્વર! સર્વ પ્રકારના ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ, ભક્તોને પોતાના અત્યંત દયાળુ સ્વરૂપનું દર્શન આપનાર, સંસારને મટાડનાર અને જેનું ચરણારવિંદ શરણરૂપ છે એવા આપને ભજું છું.[13] જગતને નિયમમાં રાખવાને વાસ્તે આપ જોયા કરો છો તોપણ આપની દૃષ્ટિ, ક્રોધના વેગને નહિ જીતી શકનાર અમ લોકોની દૃષ્ટિ જેમ લેપાઈ જાય છે તેમ વિષયોથી અને ઇંદ્રીઓથી જરાપણ લેપાતી નથી; એવા આપને મુક્તિ પામવાને ઈચ્છનાર કયો પુરૂષ ન ભજે?[14] ખોટી દૃષ્ટિવાળા પુરૂષને ભયંકર જેવા અને મદિરાથી તથા આસવથી રાતી આંખોવાળા જેવા, માયાને લીધે જણાઓ છો; કેમકે આપના ચરણના સ્પર્શથી કામાતુર થએલી નાગણીઓ લાજને લીધે, પુરૂં પૂજન પણ કરી શકતી નથી.[15] વેદના મંત્રો આપને આ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયના કરનાર, અનંત અને ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયથી રહિત કહે છે. આપનાં હજાર મસ્તકોમાં કોઇ એક માથા

ઉપર સર્ષપની પેઠે આ ભૂમંડલ રહ્યું છે, તેને આપ જાણતા પણ નથી.[૧૬] મહત્તત્વ, કે જેનો આશ્રય સત્વ ગુણ છે, તે, ગુણના સંબંધને લીધે થએલો આપનો પ્રથમ દેહ છે. એ દેહમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે. અને બ્રહ્મામાંથી ઉત્પન્ન થએલો હું, ત્રિગુણાત્મક અહંકારથી દેવતાઓને, પંચભૂતને અને ઇંદ્રિયોના વર્ગને ઉત્પન્ન કરૂં છું. એ અમે મહત્તત્વ, અહંકાર, દેવતાઓ, પંચભૂત અને ઇંદ્રિયો, પક્ષિઓ જેમ દોરીથી બંધાઈ રહે છે તેમ ક્રિયાશક્તિથી બંધાઇને, આપ કે જે મહાત્મા છો તેમના વશમાં રહેતાં આપના અનુગ્રહથી આ જગતને સજીએ છીએ. સંસારમાં મોહ પામેલો આ જન જેમણે બનાવેલી અને કર્મરૂપ ગાંઠોથી બાંધેલી માયાને સહજ જાણે છે; પણ તેમાંથી તરવાના ઉપાયને કદી પણ જાણતો નથી, તે આપ કે જેમના સ્વરૂપમાંજ જગતનો લય અને સૃષ્ટિ થાય છે તેમને પ્રણામ કરૂં છું."[૧૭-૧૯]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે પાર્વતીની દાસીઓ સહિત મહાત્મા રૂદ્ર ઇલાવૃત ખંડમાં મહાસમર્થ સંકર્ષણ દેવની ઉપાસના કરે છે.[૨૦] એ પ્રમાણેજ ભદ્રાશ્વખંડમાં ધર્મનો પુત્ર ભદ્રશ્રવા અને તેના કુલના મુખ્ય પુરૂષો તથા સેવકો વિષ્ણુની હયગ્રીવ નામવાળી પ્રખ્યાત મૂર્ત્તિને, બાહ્ય વસ્તુને વારનાર પરમ સમાધિથી ચિત્તમાં લાવીને નીચેનો મંત્ર બોલે છે, અને સ્તુતિ કરે છે.[૨૧ ૨૩]

ભદ્રશ્રવાઓ* બોલે છેઃ—"ૐનમો भगवते धर्मायात्मविशोधनायनमः (ભગવાન અને અંતઃકરણને શુદ્ધ કરનાર ધર્મરૂપ આપને પ્રણામ કરીએ છીએ.) પુત્રને અથવા પિતાને બાળી આવીને તેઓનાં ધનથી જીવવાને ઇચ્છનારાં અને જીવીને પાપકર્મ કરવાનોજ વિચાર કરનારાં આ માણસો દેખતાં છતાં, પણ મારનાર (કાળ)ને દેખતાં નથી. એ આપનીજ લીલા છે અને તે ભારે વિચિત્ર છે.[૨૪] વિદ્વાન લોકો, જગત નાશ પામનાર છે, એમ શાસ્ત્ર ઉપરથી કહે છે અને યોગિઓ તો સમાધિમાં એ વાત પ્રત્યક્ષ દેખે છે; તો પણ હે પરમેશ્વર ! એ સઘળા તમારી માયામાં મોહ પામી રહ્યા છે, એ આપનું કર્ત્તવ્ય અતિ વિચિત્ર છે, માટે બીજું સઘળું મૂકી દઇને આપ, કે જે અજન્મા છો તેમને નમસ્કાર કરીએ છીએ.[૨૫] આપ અકર્ત્તા અને આવરણરહિત છતાં પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનાં કામ કરો છો એમ વેદ સ્વીકારેલું છે; તે કાંઇ આશ્ચર્ય રૂપ નથી, કેમકે માયાને લઇને સર્વસ્વરૂપ અને સર્વ કાર્યોના કર્ત્તા આપમાં સૃષ્ટિકર્ત્તાપણું ઘટે છે અને વાસ્તવિક રીતે ઉપાધિ રહિત આપમાં અકર્ત્તાપણું અને આવરણરહિતપણું પણ ઘટે છે.[૨૬] પ્રલય કાળમાં દૈત્યરૂપ તમોગુણ વેદને લઈ જતાં આપે બ્રહ્માની પ્રાર્થના ઉપરથી હયગ્રીવ (ઘોડાના માથાવાળા પુરૂષ)નો અવતાર ધરી પાતાળમાંથી તે વેદ લાવી આપ્યા હતા. એવા સત્ય સંકલ્પવાળા આપને નમસ્કાર કરીએ છીએ."[૨૭]

નારાયણ કહે છેઃ—ભદ્રશ્રવા એવા નામથી ઓળખાતા એ સઘળા લોકો આ પ્રમાણે દેવતાઓના સ્વામી હયગ્રીવ ભગવાનની સ્તુતિ કરે છે અને તેમના ગુણોનું વર્ણન કરે છે.[૨૮] એ લોકોના આ ચરિત્રને જે પુરૂષ જાણે અને જે સંભળાવે તે પુરૂષ પાપરૂપી કંચુકને છોડી દઇ મણિદ્રીપમાં જાય છે.[૨૯]

एषां चरितमेतद्धि यः पठेच्छ्रावयेच्च यः॥
पापकंचुकमुत्सृज्य देवीलोके व्रजेच्च सः॥२९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮

*સર્વમાં ભદ્રશ્રવા મુખ્ય છે તેથી સર્વને 'ભદ્રશ્રવા' એ નામ આપેલું છે.

# अध्याय ९ मो.

## હરિવર્ષ, કેતુમાલ અને રમ્યકખંડમાં પૂજાતા દેવતાઓ

**ना ायण उवाच**

**हरिवर्षे च ?गवान्नृहरिः पापनाशनः।।**
**वर्त्तते योग ्क्तात्मा भक्ता ्ग्रहकारकः।।१।।**

નારાયણ કહે છેઃ—હરિવર્ષ ખંડમાં પાપનો નાશ કરનાર યોગમાં તત્પર રહેનારા અને ભક્તો ઉપર અનુગ્રહ કરનાર નૃસિંહ ભગવાન રહે છે.[1] ભગવાનના એ પ્યારા નૃસિંહરૂપનું દર્શન કરતા, ભક્તિવાળા અને નૃસિંહના ગુણોનાં તત્વને જાણતા મહાવૈષ્ણવ દૈત્ય પ્રહ્લાદજી નીચે પ્રમાણે સ્તુતિ કરે છે.[2]

પ્રહ્લાદ બોલે છેઃ—"**ओंनमो भगवते नरसिंहायनमस्तेजस्तेजसे आविराविर्भव वज्रदंष्ट्र कर्माशयान् रंधय रंधय तमोग्रस ओंस्वाहा अभयमभयमात्मनि भूयिष्ठा ओं क्षौम्** ।। (તેજના પણ તેજરૂપ નૃસિંહ ભગવાનને નમસ્કાર કરૂં છું. હે વજ્ર જેવી દાઢોવાળા ! પ્રકટ થાઓ. પ્રકટ થાઓ. કર્મની વાસનાઓને બાળો બાળો. અજ્ઞાનને ગળી જાઓ. મારા અંતઃકરણમાં અભયરૂપ થાઓ.) જગતનું કલ્યાણ થાઓ. ખળ પુરૂષો પોતાની ક્રૂરતા છોડી દો. પ્રાણીઓ પોતાની બુદ્ધિથી પરસ્પરનું કલ્યાણ ઈચ્છો. મનમાં શાંતિ આદિ સદ્ગુણો આવો અને અમારી બુદ્ધિ નિષ્કામ થઇને ભગવાનમાં પ્રવેશ કરો.[3] અમને કોઇનો પણ સંગ થજો માં અને જો કદાચ થાય તો ઘર, સ્ત્રી, પુત્ર ધન અને સંબંધીઓનો થજો માં; પણ ભગવાનના ભક્તોનો થજો. કેમકે આહાર માત્રથી સંતોષ રાખનાર જે જ્ઞાની હોય, તેને જેમ તુરત મોક્ષ મળે છે તેમ ઇંદ્રિયોને રાજી રાખનારને મળતો નથી. ગંગાઆદિ તીર્થ તો કેવળ વારંવાર સ્નાન કરનારાઓનાં શરીરના મેલને હરે છે, પણ ભગવાનના ભક્તના સંગથી મળેલું ભગવત્કથારૂપ તીર્થ કે જેમાં ભગવાનના અસાધારણ પ્રભાવનો અતિશય છે, તેને સેવનારા પુરૂષોના મનમાં શ્રવણદ્વારા આવેલા ભગવાન મનના મેલને હરે છે, માટે એવા ભક્તોને કોણ ન સેવે ?[4,5] જે માણસને ભગવાનમાં નિષ્કામ ભક્તિ હોય તે માણસમાં સઘળા સદ્ગુણોની સાથે દેવતાઓ સારી રીતે વસે છે. ભગવાનની ભક્તિથી રહિત અને મનોરથથી ખોટાં વિષયસુખમાં દોડનાર માણસને મહાત્માઓના ગુણો ક્યાંથીજ પ્રાપ્ત થાય ?[6] માછલાંઓને જેમ પ્યારૂં પાણીજ આત્મા છે, તેમ સાક્ષાત્ ભગવાન પ્રાણીઓના પ્યારા આત્મા છે; માટે ભગવાનને છોડી દઈ ઘરમાં આસક્તિ રાખનાર માણસો જો મોટાં કહેવાતાં હોય તો તે મોટાઈ કેવળ સ્ત્રી પુરૂષોનાં શરીરને ઝાઝાં વર્ષો થયાં ઉપરથી જેવી મોટાઇ ગણાય છે, તેવીજ છે.[7] એટલા માટે હે લોકો ! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા અને મનની પીડાઓનું મૂળ ઘર, કે જેને લીધે જન્મ મરણ ચાલ્યાજ કરે છે, તેનો ત્યાગ કરી નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદનેજ ભજો."[8]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે દૈત્યોના સ્વામી પ્રહ્લાદજી ભક્તિથી પાપરૂપી હસ્તિઓને મારવામાં સિંહરૂપ અને હૃદય કમળમાં રહેનારા નૃસિંહજીની નિત્ય સ્તુતિ કરે છે.[9] કેતુમાલખંડમાં કામદેવના રૂપથી વિષ્ણુ રહ્યા છે. એ ખંડના અધિપતિઓ સર્વદા એમનું પૂજન કરે છે.[10] કેતુમાલખંડનાં અધ્યક્ષ અને મહાત્માઓને માન આપનારાં સમુદ્રની પુત્રી લક્ષ્મીજી નીચે પ્રમાણે સ્તોત્રજાળથી ભગવાનની ઉપાસના કરે છે.[11]

લક્ષ્મીજી બોલે છેઃ—"**ओंह्रांह्रींह्रूं ओंनमो**

भगवते हृषीकेशाय सर्वगुणविशेषैर्विलक्षितात्मने आकूतीनां चित्तीनां चेतसां विशेषाणां चाधिपतये षोडशकलाय छंदोमयायान्नमयायामृतमयाय सहजे ओजसे बलाय कांताय कामाय नमस्ते उभयत्र भूयात् ॥ ( ઇંદ્રિયોના સ્વામી, સુશોભિત અને ઐશ્વર્યવાળા આપ કામદેવને આ લોકમાં તથા પરલોકમાં મારા પ્રણામ હોજો. સઘળી શ્રેષ્ઠ વસ્તુઓ ઉપરથી આપ જણાઓ છો. ક્રિયા, જ્ઞાન, સંકલ્પાદિક અને તેઓના વિષયોના અધિપતિ છો. અગીયાર ઇંદ્રિયો અને પાંચ વિષયો તમારા અંશ છે. વેદોક્ત કર્મથી તમારી પ્રાપ્તિ થાય છે. અન્નથી ઉદય પામતા અને પરમાનંદરૂપ તમે છો. શરીર, ઇંદ્રિય અને મનના બળને વધારનાર છો. ) આપ, કે જે પોતાથીજ ઇંદ્રિયોના સ્વામી છો, તેમની વ્રતથી આરાધના કરીને સ્ત્રીઓ લોકમાં બીજા પતિને ઇચ્છે છે, પણ તે બીજા પતિઓ પરતંત્ર હોવાથી એ સ્ત્રીઓનાં સંતાનને, પ્રિય વસ્તુને, ધનને કે આયુષ્યને બચાવી શકતા નથી.[૧૨] વાસ્તવિક રીતે પતિ તો એવોજ કરવો જોઇએ કે જે ચારે કોરથી ભયાતુર રહેનારા જનની રક્ષા કરે અને પોતે અત્યંત નિર્ભય હોય. એવા પતિ તો એક આપજ છો. કેમકે આપ પોતાના સ્વરૂપના લાભ કરતાં બીજા કશાને અધિક માનતા નથી. જેને બીજાથી સુખ મળતું હોય તે સ્વતંત્ર કહેવાયજ નહિ અને અસ્વતંત્ર લોકોને પરસ્પરમાંથી ભય ઉત્પન્ન થયા વિના રહેજ નહિ.[૧૩] જે સ્ત્રી કેવળ આપના ચરણારવિંદની પૂજાને ઈચ્છે, પણ બીજા કશાને ઇચ્છે નહિ તે સ્ત્રી પોતાની મેળેજ સઘળાં ઈષ્ટ સુખોને પામે છે. બીજા ફળની ઈચ્છાથી તમારી ગરજ રાખીને પૂજા કરે તો જેટલું ધાર્યું હોય તેટલુંજ ફળ તમે આપો છો, કે જે ફળનો ભોગવાયા પછી નાશ થતાં તે સ્ત્રીને પાછું દુઃખ પામવું પડે છે.[૧૪] હે અજિત ! જેઓનું મન વિષયસુખમાંજ લાગી રહ્યું છે એવા, બ્રહ્મા, રૂદ્ર, સુર અને અસુર આદિ લોકો મને પામવાને માટે ભારે તપ કરે છે; પરંતુ તમારા ચરણનું શરણ લીધા વિના તેઓ મને પામી શકતા નથી. કેમકે મારૂં હૃદય તમારામાંજ રહ્યું છે.[૧૫] આપનું હસ્તકમળ કે જેને ભક્ત લોકોનાં મસ્તકપર ધરો છો તે મારા મસ્તક ઉપર પણ ધરો. મને આપ ચિહ્નરૂપે કરી પોતાના શ્રીઅંગમાં ધરી રહ્યા છો તેથી જો કે મારે વિષે આપનો અનાદર નથી તોપણ ભક્ત લોકો કરતાં મારા ઉપર આપની કૃપા ઓછી જણાય છે. પરંતુ તેનું ખરૂં કારણ કેમ જાણી શકાય ? આપ કે જે ઈશ્વર છો તેમના, માયાને લીધે કરવા ધારેલાનો નિશ્ચય કરવાને કોણ સમર્થ છે ?"[૧૬]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે પ્રજાપતિ આદિ તે ખંડના બીજા અધિપતિઓ પણ કામની સિદ્ધિને વાસ્તે સર્વ લોકોના બંધુરૂપ કામદેવ ભગવાનની સ્તુતિ કરે છે.[૧૭] રમ્યક નામના ખંડમાં દેવ અને દૈત્યોએ વંદન કરવા યોગ્ય ભગવાન મત્સ્યાવતારની મૂર્ત્તિની ત્યાંનો રહેવાસી મનુ, નિરંતર નીચે પ્રમાણે સ્તુતિ કરે છે.[૧૮]

મનુ બોલે છેઃ—"ओंनमो मुख्यतमाय नमः सत्वाय प्राणायौजसे बलाय महामत्स्याय नमः ॥ (જેમાં સત્વગુણ મુખ્ય છે, એવા, સર્વમાં મુખ્ય, પ્રાણરૂપ અને શરીર, મન તથા ઇંદ્રિયોના બળરૂપ મોટા મત્સ્ય આપ છો તેમને નમસ્કાર કરૂં છું.) વેદરૂપી નાદવાળા તથા સઘળા લોકપાળો જેના સ્વરૂપને દેખતા નથી એવા, આપ અંદર અને બહાર વ્યાપી રહ્યા છો. માણસ જેમ લાકડાની પુતળીને વશ રાખે તેમ વિધિ અને નિષેધનાં વચનોથી આખા જગતને જેણે વશ

કર્યું છે તે ઈશ્વર આપ છો.[૧૯] મત્સરરૂપ જ્વરને લીધે તમારો ત્યાગ કરી (પ્રાણરૂપ તમે છો તેની ગરજ નહિ રાખતાં) લોકપાલ દેવતાઓ જુદા જુદા રહીને અને ભેળા મળીને પણ જગતની રક્ષા કરવાનો યત્ન કરવા લાગ્યા હતા. તોપણ મનુષ્ય, પશુ સરપોલીઆં કે સ્થાવર, જે કાંઈ આ જગતમાં દેખાય છે તેમાંના એકની પણ રક્ષા કરી શકયા ન હતા.[૨૦] મોટા મોટા મોજા જેમાં ઉપડતા એવા પ્રલયકાળના સમુદ્રમાં ઔષધિ અને લતાઓના ભંડારરૂપ આ પૃથ્વીને અને તેની સાથે મને પણ ધરીને, જે આપ બળથી બહુજ ફર્યા હતા, તે સર્વ જગતના પ્રાણના નિયંતા આપને પ્રણામ કરૂં છું."[૨૨]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે રાજાઓમાં ઉત્તમ મનુ, દેવતાઓના સ્વામી અને પોતાના સંશયોને કાપનારા મત્સ્યાવતારની સ્તુતિ કરે છે.[૨૨] જેણે ભગવાનના ધ્યાનયોગથી સઘળા દોષોને ટાળ્યા છે, એવા એ મોટા વૈષ્ણવોમાં ઉત્તમ મનુ ભક્તિથી સેવા કર્યા કરે છે.[૨૩]

**ध्यानयोगेन देवस्य निर्धूताशेषकल्मषः।**
**आस्ते परिचरन् भक्त्या महाभागवतोत्तमः।२३।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

---

## अध्याय १० मो.

## હિરણ્મય, ઉત્તરકુરૂ અને કિંપુરૂષ ખંડમાં પૂજાતા દેવતાઓ

### नारायण उवाच

**हिरण्मये नाम वर्षे भगवान् कूर्मरूपधृक् ॥**
**आस्ते योगपतिःसोयमर्यम्णा पूज्य इज्यते॥१॥**

નારાયણ કહે છેઃ–હિરણ્મયખંડમાં યોગના પતિ વિષ્ણુ કાચબાના રૂપથી રહ્યા છે. અને પિતૃગણોના અધિપતિ અર્યમા એમની પૂજા તથા સ્તુતિ કરે છે.[૧]

અર્યમા બોલે છેઃ–"ओंनमो भगवते अकूपाराय सर्वसत्वगुणविशेषणाय नोपलक्षितस्थानाय नमो वर्ष्मणे नमो भूम्ने नमोवस्थानाय नमस्ते ॥ સંપૂર્ણ સત્વ ગુણવાળા અને જેનું સ્થાનક જણાતું નથી એવા કચ્છપ સ્વરૂપી આપને નમસ્કાર કરૂં છું, કાળથી જેનો પરિચ્છેદ થતો નથી એવા આપને નમસ્કાર કરૂં છું. સર્વ વ્યાપક આપને નમસ્કાર કરૂં છું. અને સર્વના આધારરૂપ આપને નમસ્કાર કરૂં છું. તમારી માયાથી પ્રકાશેલું અને ઘણાં રૂપોથી નિરૂપણ કરવામાં આવતું આ પૃથ્વી આદિ સઘળું દૃશ્ય તમારૂંજ સ્વરૂપ છે; તમારાથી જુદું નથી. ખોટું છતાં દેખાવાને લીધે ઝાંઝવાના પાણીની પેઠે તેનો કાંઈ હિસાબ થઈ શકતો નથી; એટલા માટે અનિર્વચનીય (નિરૂપણ કરી શકાય નહિ ) એવો આ પ્રપંચ જેનું સ્વરૂપ છે એવા આપને નમસ્કાર કરૂં છું.[૨] જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, સ્થાવર જંગમ, દેવ, ઋષિ, પિતૃ, ભૂત, ઈંદ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પર્વતો, નદીઓ, સમુદ્ર, દ્વીપ, ગ્રહ અને નક્ષત્ર એવાં એવાં નામોથી આપ એકજ કહેવાઓ છો.[૩] જેમાં અસંખ્યાત ભેદનાં નામ, રૂપ અને જાતિઓ છે એવા આપના સ્વરૂપમાં વિદ્વાનોએ કલ્પેલી ચોવીશ તત્વની સંખ્યા, જે તત્વજ્ઞાનથી મટી જાય છે, તે તત્વજ્ઞાનરૂપ આપને નમસ્કાર કરૂં છું.[૪]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે તે ખંડના અધિપતિઓની સાથે અર્યમા સર્વે પદાર્થોના ઉત્પત્તિસ્થાનરૂપ પ્રભુ, વિષ્ણુની સ્તુતિ કરે છે, ગાય છે અને ભજે છે.[૫] તેમજ ઉત્તર કુરૂખડમાં વિષ્ણુ ભગવાન પોતે આદિવરાહના રૂપથી રહ્યા છે અને પૃથ્વી તેમની સર્વદા પૂજા

કરે છે.[૬] વિષ્ણુનું વિધિસહિત પૂજન કરી ભક્તિથી અત્યંત પીગળેલા હૃદયકમળવાળી પૃથ્વી દૈત્યનું મર્દન કરનારા વરાહજીની નીચે પ્રમાણે સ્તુતિ કરે છે.[૭]

પૃથ્વી બોલે છેઃ–"ॐनमो भगवते मंत्रतत्वलिंगाय यज्ञक्रतवे महाध्वरावयवाय महावराहाय नमः कर्मशुक्लाय त्रियुगाय नमस्ते ॥ મંત્રથી બરાબર જાણવામાં આવે એવા સર્વ પ્રકારના યજ્ઞરૂપ, મોટા યજ્ઞોરૂપી અવયવોવાળા, યજ્ઞોના કરનાર અને ત્રણ યુગોમાં પ્રકટ દેખનાર આપ મહાવરાહને વારંવાર નમસ્કાર કરૂં છું.[૮] કર્મથી અને કર્મનાં ફલોથી નહિ પ્રકાશતાં આપનાં સ્વરૂપને જોવા ઇચ્છતા નિપુણ વિદ્વાનો, રવાઇ વડે લાકડામાંથી અગ્નિની પેઠે, વિવેકના સાધનરૂપ મનવડે દેહ અને ઈંદ્રિય આદિ કાર્ય પદાર્થોમાંથી શોધી કહાડે છે, અને એવી રીતે શોધ કરતાં જે આપ પોતાના સ્વરૂપને પ્રકટ કરો છો તેમને હું નમસ્કાર કરૂં છું.[૯] વિષયો, ઇંદ્રિયોના વ્યાપારો, ઈંદ્રિયોના દેવતાઓ, દેહ, કાળ અને અહંકાર એટલાં માયાનાં કાર્યો ઉપરથી જેમનું ખરૂં સ્વરૂપ જોવામાં આવે છે અને વિચાર તથા યમનિયમાદિક સાધનોથી નિશ્ચય પામેલી બુદ્ધિવાળા લોકો જેમના સ્વરૂપમાંથી માયાના સંબંધને લીધે થએલાં નામ અને રૂપ કહાડી નાખે છે, તે આપને હું નમસ્કાર કરૂં છું.[૧૦] આપે પોતાને વાસ્તે નહિ પણ જીવના ઉપભોગને વાસ્તે ઈચ્છેલાં જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને માયા પોતાના ગુણોથી કરે છે. જોકે માયા પોતે જડ છે તોપણ જેમ લોહચુંબકના સમીપપણાથી લોઢું પોતાની મેળેજ ફર્યા કરે છે, તેમ આપના સમીપપણાથી એ સઘળી ક્રિયાઓ કર્યા કરે છે. એ માયાના ગુણોના અને જીવ લોકોનાં અદૃષ્ટના સાક્ષી આપ છો, તેમને હું નમસ્કાર કરૂં છું.[૧૧] જે આપ જગતના કારણરૂપ વરાહનો અવતાર ધરી પાતાળમાંથી અને આગલી દાઢમાં લઇને પ્રલયના સમુદ્રમાંથી હાથીની પેઠે નીકળ્યા હતા અને નીકળ્યા પછી જેણે સામા હાથી જેવા હિરણ્યાક્ષ દૈત્યને યુદ્ધમાં રમતાં રમતાંજ મારી નાખ્યો હતો તે સર્વવ્યાપી પરમેશ્વર આપને હું નમું છું"[૧૨]

નારાયણ કહે છેઃ–કિંપુરૂષ ખંડમાં સર્વના સ્વામી, સીતાના પતિ, આદિ પુરૂષ અને ઐશ્વર્યવાળા દશરથના પુત્ર રામચંદ્રજીની હનુમાનજી નીચે પ્રમાણે સ્તુતિ કરે છે.[૧૩]

હનુમાનજી બોલે છેઃ–"ॐनमो भगवते उत्तमश्लोकाय नम आर्यलक्षणशीलव्रताय नम उपशिक्षितात्मने उपासितलोकाय नमः साधुवादनिकषणाय नमो ब्रह्मण्यदेवाय महापुरुषाय महाभागाय नमः ॥ ( ઉત્તમ કીર્ત્તિવાળા, ઉત્તમ શીલવ્રત અને લક્ષણવાળા, મનને જીતનાર, લોકરીતિને અનુસરનાર, સજ્જનપણાની કસોટીરૂપ, બ્રહ્મણ્યદેવ, મહાપુરૂષ અને મહાભાગ્યશાળી રામચંદ્રજી ભગવાનને વારંવાર નમસ્કાર કરૂં છું. ) શુદ્ધ અનુભવસ્વરૂપ, શાંત સ્વરૂપના પ્રકાશથી જાગ્રત આદિ અવસ્થાઓને મટાડનાર, દૃશ્ય પદાર્થોથી જુદું, નામરૂપ રહિત, શુદ્ધ ચિત્તથી જણાય એવું અને અહંકાર રહિત જે પરબ્રહ્મ છે, તેને હું નમસ્કાર કરૂં છું.[૧૪] રામચંદ્રજીએ જે મનુષ્ય અવતાર લીધો હતો તે કેવળ રાક્ષસોને મારવા સારૂજ નહિ પણ મનુષ્યોને, સ્ત્રી સંગાદિકથી થએલું દુઃખ વારી શકાતું નથી, એમ જણાવવાને વાસ્તે પણ લીધો હતો. નહિતર પોતાના સ્વરૂપમાંજ રમનાર અને જગતના આત્મા પરમેશ્વરને સીતાને લીધે થએલાં દુઃખો કેમજ સંભવે?[૧૫] ધીરલોકોના આત્મા અને પરમ સંબંધી તે ભગવાન રામચંદ્રજી ત્રૈલોક્યમાં કોઇ ઠેકાણે

પણ આસક્ત નહતા; તેથી સ્રીને લીધે થએલું દુઃખ તેમને નહિ ભોગવવું જોઇએ અને લક્ષ્મણનો ત્યાગ* પણ ન કરવો જોઇએ (પણ તે પ્રમાણે થયું હતું તેથી તે સઘળું લોકોને ઉપદેશ દેવા સારૂ હતું એમજ નિશ્ચય થાય છે).[16] મહાત્મા પિતાથી જન્મ, સારૂં રૂપ, સારી વાણી, સારી બુદ્ધિ કે સારી જાતિથી ભગવાન પ્રસન્ન થાય એમ નથી. કેમ કે એ ગુણો વિનાના અમો વાનરોને પણ રામચંદ્રજી ભગવાને પોતાના મિત્ર કર્યા હતા. (એટલા માટે ભક્તિથીજ તે પ્રસન્ન થાય છે એવો નિશ્ચય છે).[17] સુર, અસુર, વાનર અથવા નર ગમે તે હોય પણ તેણે મનુષ્યાવતાર, ઉત્તમ રામચંદ્રજી, કે જે થોડાં ભજનને ઘણું કરી માને છે, અને જે સઘળા અયોધ્યાવાસીઓને વૈકુંઠમાં લઈ ગયા હતા તેમનું સર્વ પ્રકારે ભજન કરવું જોઇએ."

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કિંપુરૂષ ખંડમાં વાનરોમાં ઉત્તમ હનુમાનજી સાચી પ્રતિજ્ઞાવાળા, દૃઢ નિયમો પાલનારા અને કમળસરખાં નેત્રવાળા રામચંદ્રજીની ભક્તિપૂર્વક સ્તુતિ કરે છે, ગાય છે અને એમનું સઘળી રીતે પૂજન કરે છે.[18,19] રામચંદ્રજીના આ વિચિત્ર કથાનકને જે સાંભળે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઈને રામચંદ્રજીના લોકમાં જાય છે.[20]

**यएतच्छृणुयाच्चित्रं रामचंद्रकथानकम् ॥**
**सर्वपापविशुद्धात्मायातिरामसलोकताम् ॥२०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

---

* લક્ષ્મણના ત્યાગની કથા વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડમાં છે.

# अध्याय ११ मो.

## ભારતવર્ષમાં પૂજાતા દેવતા

### नारायण उवाच

**भारताख्ये च वर्षेस्मिन्नहमादिजपूरुषः ॥**
**तिष्ठामि भवता चैव स्तवनं क्रियतेऽनिशम् ॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! આ ભરતખંડમાં હું રહ્યો છું અને તમે નીચે પ્રમાણે મારી નિરંતર સ્તુતિ કરો છો.[1]

નારદજી બોલે છેઃ—" **ओं नमो भगवते उपशमशीलायोपरतानात्म्याय नमोऽकिंचनवित्ताय ऋषिऋषभाय नरनारायण परमहंसपरमगुरवेआत्मारामाधिपतयेनमोनमः** (સ્વભાવથીજ શાંતિવાળા, અહંકાર રહિત, વૈરાગ્યવાન પુરૂષોના ધનરૂપ, ઋષિઓમાં ઉત્તમ, પરમહંસ લોકોના મોટાગુરૂ અને જ્ઞાનીઓના અધિપતિ નરનારાયણ ભગવાનને વારંવાર પ્રણામ કરૂં છું.) જે પોતે આ જગતની સૃષ્ટિ આદિના કર્ત્તા છતાં પણ હું કર્ત્તા છું એવું અભિમાન ધરાવતા નથી, દેહમાં રહેલા છતાં પણ ક્ષુધા અને પિપાસા આદિ દેહના ધર્મોથી પરાભવ પામતા નથી અને દ્રષ્ટા છતાં પણ જેની દ્રષ્ટિને દ્રશ્ય પદાર્થો વિકાર પમાડી શકતા નથી, તે આસક્તિરહિત શુદ્ધ અને સર્વના સાક્ષી ભગવાનને નમસ્કાર કરૂં છું.[2] હે યોગેશ્વર ! મરણના સમયમાં આ દુષ્ટ દેહનું અભિમાન છોડી દઈ આપના નિર્ગુણ સ્વરૂપમાં ભક્તિપૂર્વક મન રાખવું એજ બ્રહ્માએ કહેલું યોગસંબંધી મોટું ડહાપણ છે.[3] આ લોક અને પરલોકના સુખમાં લંપટ તથા પુત્ર, સ્રી અને ધનની ચિંતા કરનાર મૂર્ખ માણસ જેમ આ અધમ દેહના મરણથી બ્હીએ છે તેમ જો વિદ્વાન માણસ પણ આ દેહના મરણથી બ્હીએ તો તેણે જે વિદ્યા આદિનો યત્ન કર્યો હોય તે કેવળ પરિશ્રમ

થયો એમ સમજવું.[૪] એટલામાટે હે પ્રભુ! તમેજ અમને તમારે વિષે સહજ વાસના રહેવારૂપ યોગ આપો; કે જેના પ્રભાવથી અમે આ અધમ દેહમાં તમારી માયાએ કરાવી દીધેલી અત્યંત દ્રઢ અહંતા–મમતાને તુરત તોડી નાખીએ."[૫]

નારાયણ કહે છેઃ–મુનિઓમાં સિંહતુલ્ય અને સર્વ સારને જાણનારી બુદ્ધિવાળા તમે, હું કે જે અવિનાશી નારાયણ દેવ છું તેની એ પ્રમાણે સ્તુતિ કરો છો.[૬] હે નારદજી! આ ભરતખંડમાં જે મુખ્ય મુખ્ય નદીઓ અને પર્વતો છે તેઓનાં નામ કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો.[૭] મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લ, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વ્યંકટાદ્રિ, મહેંદ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન, ઋક્ષપર્વત, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્દ્ધન, રૈવતક, કકુભ, નીલપર્વત, ગોકામુખ, ઇંદ્રકીલ, કામગિરિ એઓ અને બીજા પણ ઘણું પુણ્ય આપનારા અસંખ્યાત પર્વતો છે.[૮-૧૧] એઓથી ઉત્પન્ન થએલી નદીઓ પણ સેંકડો અને હજારો છે અને તેઓ પીવાથી, નહાવાથી, અંદર પેસવાથી, દર્શનથી અને નામ લેવાથી પણ માણસોનાં ત્રણ પ્રકારનાં પાપોને ટાળે છે. તામ્રપર્ણી, ચંદ્રવશા, કૃતમાલા, વટોદકા, વૈહાયસી, કાવેરી, વેણા, પયસ્વિની, તુંગભદ્રા, કૃષ્ણવેણા, શર્કરાવર્ત્તકા, ગોદાવરી, ભીમરથી, નિર્વિંધ્યા, પયોષ્ણિકા, તાપી, રેવા, સુરસા, નર્મદા, સરસ્વતી, ચર્મણ્વતી, સિંધુ, ઋષિકુલ્યા, ત્રિસામા, વેદસ્મૃતિ, મહાનદી કૌશિકી, યમુના, મંદાકિની, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રુ, ચંદ્રભાગા, મરૂદ્‌વૃધા, વિતસ્તા, અસિક્ની અને વિશ્વા એટલી નદીઓ અને અંધ તથા શોણ નામના બે નદો પ્રખ્યાત છે.[૧૨-૧૮] જન્મ પામેલા સઘળા લોકોને પોતે કરેલાં સાત્વિક, રાજસ અને તામસ કર્મો પ્રમાણે અનુક્રમથી સ્વર્ગ, પૃથ્વી અને નરક સંબંધી અનેક પ્રકારના ભોગ મળે છે, પરંતુ વર્ણાશ્રમના ધર્મ આ ખડમાંજ છે અને મોક્ષને વાસ્તે જુદાં જુદાં સાધનો થવાનો સંભવ અને તે સાધનોથી થતો મોક્ષ પણ આ ખંડમાંજ થાય છે. વેદવાદિ મુનિઓ અને સ્વર્ગવાસી દેવતાઓ પણ એ પ્રમાણે આ ખંડમાંજ કાર્યસિદ્ધિ થવાને લીધે આ ખંડનાં વખાણ કરે છે કે "જે લોકોને ભરતખંડમાં ભગવાનની સેવામાં ઉપયોગી થાય એવો મનુષ્યાવતાર મળ્યો છે તેઓએ શાં શાં પુણ્ય કર્યાં હશે? એઓને ભગવાન પોતેજ પ્રસન્ન થયા હશે કે શું? એવા અવતારની તો અમને ઇચ્છાજ રહ્યા કરે છે.[૧૯-૨૨] કોઈનાથી થઇ શકે નહિ એવા યજ્ઞો, તપ, વ્રત અને દાનાદિકથી આ તુચ્છ સ્વર્ગ લોક અમને મળ્યો છે તેમાં શું વળ્યું? કેમકે આ સ્વર્ગમાં નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું નથી; અને તે, ઇંદ્રિયોને ઘણાંજ વિષયસુખ મળવાને લીધે રોકાઇ ગયું છે.[૨૩] આ સ્વર્ગ લોકને પામી એક કલ્પપર્યંત જીવવું પણ પાછો જન્મ લેવો પડશે, તે કરતાં અલ્પ આયુષ્ય થતાં પણ ભરતખંડમાં મનુષ્ય જન્મ થાય એ ઘણું સારૂં છે. કેમકે એ ખંડમાં જો કે મનુષ્યને માથે મોત ફર્યા કરે છે તોપણ તે મનુષ્યદેહને લીધે ક્ષણ માત્રમાંજ સઘળાં કર્મોનો ત્યાગ કરી ભગવાનના નિર્ભય પદને કેટલાએક બુદ્ધિમાનપુરૂષો પામી જાય છે.[૨૪] જ્યાં ભગવાનની કથા રૂપી અમૃતની નદીઓ નથી, જ્યાં ભગવાનના આશરાથી રહેતા સજ્જન નથી, જ્યાં મોટા ઉત્સવવાળી ભગવાનની પૂજાઓ થતી નથી તે જો

કે બ્રહ્માનો લોક હોય તો પણ તેને નહિ સેવવો જોઈએ.[૨૫] જ્ઞાનનેવાસ્તે ક્રિયાઓ અને ક્રિયાઓને વાસ્તે જોઇતા પદાર્થોથી પરિપૂર્ણ મનુષ્ય અવતારને પામ્યા છતાં જે લોકો મોક્ષને વાસ્તે યત્ન કરતા નથી તે લોકો, જેમ પારધિથી છુટેલા પક્ષીઓ પાછા તેજ વૃક્ષમાં ગાફલ થઇને વિહાર કરવાથી ફરીવાર પણ બંધન પામે છે, તેમ બંધાઇ જાય છે.[૨૬] ભરતખંડના લોકો ભાગ્યશાળી છે. કેમકે તેઓને શ્રદ્ધાસહિત વિધિથી મંત્રથી અને તે તે વસ્તુના ભેદથી અગ્નિમાંતે તે દેવતાઓના ઉદ્દેશથી ભાગ પ્રમાણે હોમેલા અને 'નમમ' (મારૂં નથી) એમ કહી પોતાના સ્વામિત્વથી જુદા પાડેલા પદાર્થોને, ભગવાન કે જે એક છતાં ઈંદ્રાદિક જુદાં જુદાં નામોથી બોલાવવામાં આવે છે તે પોતે પૂર્ણકામ છતાં પણ સ્વીકારે છે.[૨૭] ભગવાનની પાસેથી માગે તો ભગવાન માગેલી વસ્તુ આપે છે, એ વાત સાચી છે પણ તેમ કરવાથી તે મોક્ષ આપતા નથી. કેમકે એક વસ્તુ માગ્યા પછી વળી બીજી વસ્તુ માગવાનો સંભવ છે. અને નિષ્કામ રીતિથી જેઓ ભજે છે તેઓને તો ભગવાન પોતાની મેળેજ પોતાનું ચરણારવિંદ (મોક્ષ) આપે છે, કે જેથી બીજી સઘળી ઈચ્છા પરિપૂર્ણ થઇ જાય છે.[૨૮] અહીં અમે આટલું સ્વર્ગનું સુખ ભોગવી લીધું તે ઉપરાંત યજ્ઞ, વ્યાખ્યાન અથવા બીજાં કોઇ સત્કર્મનાં ફળમાં કાંઇ અવશેષ રહ્યું હોય તો તે ફળથી ભરતખંડમાં આવા પ્રકારના સ્મરણવાળો અમારો જન્મ થજો. કેમકે એ ખંડમાં ભજનારાઓને ભગવાન પરમ સુખ આપે છે." સ્વર્ગમાં રહેલા, દેવતા, સિદ્ધ અને મોટા ઋષિઓ આ પ્રમાણે ભરતખંડના ઉત્તમ માહાત્મ્યનું વર્ણન કરે છે.[૨૯] જંબૂદ્વીપની અંદર બીજા આઠ ઉપદ્વીપ કહેવાય છે. સગરરાજાના દીકરાઓ ઘોડા શોધવાસારૂ ગયા હતા તે સમયે ચારેકોર ધરતીને ખોદી નાખતાં તેઓએ એ ઉપદ્વીપ કરેલા છે.[૩૦] સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્લ, આવર્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા, એ આઠ ઉપદ્વીપોનાં નામ છે.[૩૧] જંબુદ્વીપનું પ્રમાણ મેં વિસ્તારથી કહ્યું. હવે પ્લક્ષ આદિ બીજા છ દ્વીપો વિષે કહીશ.[૩૨]

**जंबुद्वीपस्य मानं हि कीर्त्तितं विस्तरेण च ॥**
**अतःपरं प्रवक्ष्यामि प्लक्षादिद्वीपषट्ककम् ॥३२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

---

## अध्याय १२ मो.

### પ્લક્ષ, શાલ્મલી, અને કુશદ્વીપનાં વર્ણન

**नारायण उवाच**

**जंबुद्वीपो यथा चायं यत्प्रमाणेन कीर्त्तितः॥**
**तावता सर्वतः क्षारोदधिना परिवेष्टितः॥१॥**

નારાયણ કહે છેઃ—આ જંબુદ્વીપનું જેટલું પ્રમાણ કહેવાયું તેટલાજ પ્રમાણવાળા (લાખ યોજનના) ખારા સમુદ્રથી એ દ્વીપ વીંટાએલો છે.[૧] જેમ મેરૂપર્વત જંબુદ્વીપથી વીંટાએલો છે અને જંબુદ્વીપ ખારા સમુદ્રથી વીંટાએલો છે તેમ ખારો સમુદ્ર પોતાથી બમણા વિસ્તારવાળા પ્લક્ષ દ્વીપથી વીંટાએલો છે.[૨] જેમ ખાઇને બહારના બગીચાનો ફરતો આંટો હોય છે તેમ ખારા સમુદ્રને ફરતો પ્લક્ષ દ્વીપનો આંટો છે. એ દ્વીપમાં જંબુદ્વીપમાંના જાંબુના ઝાડ જેવડું અને સોના જેવી કાંતિવાળું પ્લક્ષ (પીપર)નું ઝાડ છે તે ઉપરથી એ પ્લક્ષદ્વીપ કહેવાય છે. એ વૃક્ષની નીચે સાત જિહ્વાવાળો અગ્નિ રહે છે એવો નિશ્ચય છે. એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો દીકરો ઇધ્મજિહ્વ પોતાના દ્વીપના સાત ભાગ કરી સાત દીકરાઓને

વહેંચી આપીને પોતે આત્મવેત્તાઓએ માન આપેલી યોગચર્યા કરવા લાગ્યો અને તે યોગના પ્રભાવથી ભગવાનને પામી ગયો.[૩-૬] શિવ, યવસ, ભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય, એ પ્લક્ષદ્વીપની અંદરના સાત ખંડોનાં નામ છે.[૭] એઓમાં એક એક નદી અને એક એક પર્વત છે. અરૂણા, નૃમ્ણા, આંગરિસી, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને સત્યંભરા, એ સાત નદીઓ છે. મણિકૂટ, વજ્રકૂટ, ઇંદ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ અને મેઘમાલ, એ સાત પર્વતો છે.[૮-૧૦] એ પ્લક્ષદ્વીપમાં હંસ, પતંગ, ઊર્ધ્વાયન, અને સત્યાંગ નામના ચાર વર્ણો છે, એઓનું આયુષ્ય હજાર હજાર વર્ષનું છે અને રૂપ દેવતાઓના જેવું છે. એ લોકો સ્વર્ગનાં દ્વારરૂપ સૂર્યનારાયણનું વેદોક્ત કર્મના વિધિથી યજન કરે છે. અને નીચેનો મંત્ર બોલે છે.[૧૧-૧૩] (प्रत्नम्य विष्णोरूपंच सत्यर्त्तस्यच ब्रह्मणः॥ अमृतस्यच मृत्योश्च सूर्यमात्मानमीमहि ॥ ) ચાલતો ધર્મ, અનુમાન કરવામાં આવતો ધર્મ, વેદ, શુભ ફળ અને અશુભ ફળના અધિષ્ઠાતા જે સૂર્યનારાયણ પુરાણ પુરૂષ વિષ્ણુનું સ્વરૂપ છે તેમને શરણે જઇએ છીએ.[૧૪] હે નારદજી ! પ્લક્ષદ્વીપ આદિ છ દ્વીપોના માણસોમાં આયુષ્ય, ઇંદ્રિયસુખ, બળ, બુદ્ધિ અને પરાક્રમ એટલી સ્વાભાવિક સિદ્ધિઓ સરખી રીતે વર્તે છે. પ્લક્ષદ્વીપ પછી શેલડીના રસનો સમુદ્ર છે, તે સઘળા પ્લક્ષદ્વીપને આંટો લઇ રહેલો છે. એ સમુદ્ર પછી તેથી બમણા વિસ્તારવાળો શાલ્મલીદ્વીપ છે કે જેને તેના જેવડોજ મદિરાનો સમુદ્ર વીંટી રહ્યો છે. એ દ્વીપમાં ઉપર કહેલી પીપર જેવડું શીમળાનું ઝાડ છે તેથી એ શાલ્મલીદ્વીપ કહેવાય છે.[૧૫-૧૮] એ ઝાડમાં પક્ષીઓના રાજા મહાત્મા ગરૂડજીનું સ્થાનક છે. એ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના દીકરા યજ્ઞબાહુએ પોતાના દ્વીપના સાત ખંડ કરીને પોતાના સાત દીકરાઓને વહેંચી આપ્યા હતા.[૧૯,૨૦] સુરોચન, સૌમનસ્ય, રમણ, દેવવર્ષક, પારિભદ્ર, આપ્યાયન અને વિજ્ઞાત, એ નામના સાત ખંડો છે.[૨૧] એઓમાં એક એક નદી અને એક એક પર્વત છે. સરસ, શતશૃંગ, વામદેવ, કંદક, કુમુદ, પુષ્પવર્ષ અને સહસ્રશ્રુતિ, એ નામના સાત પર્વતો છે. અનુમતિ, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા અને રાકા, એ નામની સાત નદીઓ છે.[૨૨-૨૪] એ દ્વીપમાં શ્રુતધર, વીર્યધર, વસુંધર અને ઇષંધર નામના ચાર વર્ણો વેદમય ચંદ્રમારૂપી ભગવાનને ભજે છે અને આ મંત્ર બોલે છે. (स्वगोभिः पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयोः ॥ सर्वासांच प्रजानां च राजा सोमः प्रसीदतु ॥ ) શુક્લપક્ષમાં દેવતાઓને અને કૃષ્ણપક્ષમાં પિતૃઓને પોતાનાં કિરણોથી અન્ન વહેંચી આપનાર અને સઘળી પ્રજાઓનો રાજા ચંદ્ર પ્રસન્ન થજો.)[૨૫,૨૬] એ પ્રમાણે મદિરાના સમુદ્રની બહાર તેથી બમણા પ્રમાણવાળો અને ઘીના સમુદ્રથી વીંટાએલો કુશદ્વીપ છે. એ દ્વીપમાં પોતાની સળીઓની કાંતિથી દિશાઓને શોભાવતું ઘણી દીપ્તિવાળું એક કુશ એટલે દર્ભનું થુંબડું છે, તે ઉપરથી તે કુશદ્વીપ કહેવાય છે. એ દ્વીપના અધિપતિ પ્રિયવ્રત રાજાના દીકરા ચક્રવર્ત્તી હિરણ્યરેતાએ પોતાના દ્વીપના સાત ખંડ કરી સાત દીકરાઓને વહેંચી આપ્યા. વસુ, વસુદાન, રૂઢરૂચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ, એ નામના સાત ખંડ છે. એ ખંડોમાં એક એક સીમાડાનો પર્વત અને એક એક નદી છે.[૨૭-૩૧] ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઊર્ધ્વરોમા અને દ્રવિણ, એ નામના સાત પર્વતો છે. રસકુલ્યા,

મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ધૃતચ્યુતા અને મંત્રમાળા, એ નામની સાત નદીઓ છે. એ નદીઓના જળથી પવિત્ર થએલા કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામના કુશદ્વીપમાં રહેનારા ચાર વર્ણો કે જેઓ ઉત્તમ દેવતા સરખા અને સર્વજ્ઞ છે, તેઓ સઘળા અગ્નિરૂપ ભગવાનને કર્મમાં નિપુણતાથી પૂજે છે અને નીચેનો મંત્ર બોલે છે.[३२-३६]

(परस्य ब्रह्मणः साक्षाज्जातवेदोसिहव्यवाट्। देवानां पुरुषांगानां यज्ञेन पुरुषं यज॥) (હે અગ્નિ! તમે સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાનને હવ્ય પહોંચાડનાર છો એટલા માટે ભગવાનના અંશરૂપ દેવતાઓનાં નામથી કરેલી પૂજા ભગવાનને પહોંચાડજો.)[३७] તે દ્વીપમાં રહેનારા સર્વે લોકો આ પ્રમાણે અગ્નિને પૂજે છે.

**एवं यजंते ज्वलनं सर्वे द्वीपाधिवासिनः॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

## अध्याय १३ मो.

### ક્રૌંચ, શાક અને પુષ્કરદ્વીપનાં વર્ણન

### नारद उवाच

**शिष्टद्वीपप्रमाणं च वद सर्वार्थदर्शन॥**
**येन विज्ञातमात्रेण परानंदमयो भवेत्॥१॥**

નારદજી પૂછે છેઃ—હે સર્વજ્ઞ! અવશેષ રહેલા દ્વીપોનું પ્રમાણ કહો કે જે જાણવા માત્રથી પરમાનંદમય થઈ જવાય.[१]

નારાયણ કહે છેઃ—કુશદ્વીપને ફરતું ઘીના સમુદ્રનું મોટું આવરણ છે. એની બહાર તેથી બમણા પ્રમાણનો ક્રૌંચદ્વીપ છે.[२] ક્રૌંચદ્વીપને ક્ષીરસમુદ્રનો આંટો છે. એમાં ક્રૌંચ નામનો પર્વત છે તે ઉપરથી એ દ્વીપનું 'ક્રૌંચદ્વીપ' એવું નામ પડેલું છે.[३] કાર્ત્તિકેય સ્વામીએ પોતાની સાંગથી એ પર્વતના મધ્યભાગને તોડી નાખ્યો હતો પણ દૂધના સમુદ્રથી સીંચાવાને લીધે અને વરૂણ દેવતાએ રક્ષા કરવાને લીધે પાછો સારી સ્થિતિમાં રહ્યો છે.[४] તે દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો પુત્ર ધૃતપૃષ્ટ કે જેને સર્વે લોકો નમસ્કાર કરતા હતા તેણે પોતાના દ્વીપના સાત ખંડ કરી દીકરાઓનાં નામ પ્રમાણેજ તેઓનાં નામ પાડી તેઓમાં દીકરાઓને રાજ્ય આપીને અંતે ભગવાનનું શરણ લીધું હતું. આમ, મધુરૂહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ, એ નામના એ સાત ખંડ છે. એઓમાં એક એક પર્વત અને એક એક નદી છે.[५-८] શુક્લ, વર્દ્ધમાન, ભોજન, ઉપબર્હણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર, એ નામના સાત પર્વતો છે.[९] અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, શુકલા અને પવિત્રવતી, એ નામની સાત નદીઓ છે.[१०] એ નદીઓનાં પવિત્ર જળનું પાન કરતા, પુરૂષ, ઋષભ, દ્રવિણ અને દેવક નામના એ દ્વીપના રહેવાશી ચાર વર્ણો જળથી ભરેલી અંજલિથી જળરૂપ અને જળના પતિ ભગવાનનું પૂજન કરે છે, અનેક પ્રકારની ક્રિયાઓવાળા યજ્ઞો કરે છે અને નીચેનો મંત્ર બોલે છે. 'आपः पुरुषवीर्याःस्थ पुनंतीर्भूर्भुवः सुवः। ता नः पुनीतामीवघ्नीः स्पृशतामात्मना भुवः' હે જળ! તમને ઈશ્વર પાસેથી સામર્થ્ય મળ્યું છે. તેને લીધે ત્રૈલોક્યને પવિત્ર કરનાર અને પાપને મટાડનાર તમે તમારો સ્પર્શ કરનારા અમ લોકોનાં શરીરોને પવિત્ર કરો.[११-१४] એવી રીતેજ દૂધના સમુદ્ર પછી ફરતો શાકદ્વીપ સ્થપાયો છે. તેનો વિસ્તાર બત્રીશલાખ યોજનનો છે. એ દ્વીપ પોતાના જેવડાજ દહીંના રસના સમુદ્રથી વીંટાએલો છે. એ દ્વીપમાં શાક નામનું એક ઝાડ છે તે ઉપરથી તેનું શાકદ્વીપ એવું નામ પડેલું છે.

એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો દીકરો મેધાતિથિ પોતાના દ્વીપમાં પુત્ર સરખાંજ નામવાળા સાત ખંડ પાડી તેઓમાં પુત્રોને રાજ્ય આપીને યોગગતિ પામ્યો હતો.[૧૫-૧૮] પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ અને વિશ્વધૃક્, એ નામના સાત ખંડો છે.[૧૯] એઓમાં એક એક સીમાડાનો પર્વત અને એક એક નદી છે. ઈશાન, ઉરૂશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્રસ્રોતક, દેવપાલ અને મહાસન, એ નામના સાત પર્વતો છે. અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ અને નિધૃતિ નામની સાત ઘણી સુશોભિત નદીઓ છે. સત્યવ્રત, ક્રતુવ્રત, દાનવ્રત, અને અનુવ્રત નામના એ દ્વીપના ચારવર્ણો પ્રાણાયામથી રજોગુણ મટાડી નાખી પ્રાણવાયુરૂપ સર્વોત્તમ ભગવાનને ભજે છે અને નીચે પ્રમાણે મંત્ર બોલે છે. 'अंतः प्रविश्य भूतानि यो बिभर्त्यात्मकेतुभिः ॥ अंतर्यामीश्वरःसाक्षात् पातु नो यद्वशे इदम् ॥' (સાક્ષાત્ અંતર્યામી ઈશ્વરરૂપ વાયુ કે જે સર્વમાં અંદર પેશીને પ્રાણ અને અપાન આદિ પોતાની વૃત્તિઓથી પ્રાણીઓનું રક્ષણ કરે છે અને જેના સ્વાધીનમાં આ સઘળું જગત છે, તે અમારી રક્ષા કરો.) દહીંના સમુદ્ર પછી ઘણા વિસ્તારવાળો પુષ્કર દ્વીપ છે. એનું પ્રમાણ શાકદ્વીપથી બમણું છે, એ દ્વીપ પોતાના જેટલાજ પ્રમાણવાળા મીઠા પાણીના સમુદ્રથી વીંટાએલો છે.[૨૦-૨૭] એમાં જગદીશ્વર બ્રહ્માના આસનરૂપ એક સુશોભિત પુષ્કર (કમળ) છે, જેની કરોડો પાંખડીઓ અગ્નિની શિખાઓની પેઠે સ્વચ્છ અને પ્રદીપ્ત છે.[૨૮] લોકોના ગુરૂ બ્રહ્માએ સઘળા લોકોને સ્રજવાની ઈચ્છા કરી ત્યારે પોતાનું એ આસન કલ્પ્યું હતું.[૨૯] એ દ્વીપની વચમાં માનસોત્તર નામનો એકજ પર્વત છે. તે બે આગલા અને પાછલા ખંડના સીમાડારૂપ છે.[૩૦] દશ દશ હજાર યોજન ઉંચો અને દશહજાર યોજન પહોળો છે. એ પર્વત ઉપર ચાર દિશાઓમાં ઈંદ્ર આદિ લોકપાળોનાં ચાર પુર છે, કે જેઓના ઉપર સૂર્યનું નીકળવું થાય છે. સૂર્યનો રથ કે જે મેરૂને ફર્યા કરે છે તેનું વર્ષરૂપ પઈડું દક્ષિણાયન અને ઉત્તરાયનથી એ માનસોત્તરની ઉપર ફર્યા કરે છે. પ્રિયવ્રતનો દીકરો વીતિહોત્ર એ દ્વીપનો અધિપતિ હતો તે, રમણક અને ધાતકી નામના પોતાના બે પુત્રોને, પોતાના દ્વીપના પુત્રના સરખાજ નામવાળા બે ખંડો કરી રાજ્ય આપીને પોતાના મોટા ભાઇઓની પેઠે ભગવદ્ભક્તિમાં લાગી ગયો. એ ખંડોના રહેવાશી લોકો પોતાના જાણીતા બ્રહ્મારૂપ ભગવાનનું સકામ યોગથી પૂજન કરે છે અને નીચે પ્રમાણે મંત્ર બોલે છે.[૩૧-૩૫] 'यत्तत् कर्ममयं लिंगं ब्रह्मलिंगं जनोर्चयेत् ॥ एकांतमद्वयं शांतं तस्मै भगवतेनमः' ॥ કર્મનાં ફલરૂપ, પરબ્રહ્મને જણાવનાર, પરબ્રહ્મમાંજ સમાપ્તિવાળા, અદ્વૈત અને શાંત જે સ્વરૂપને લોકો પૂજે છે તે ભગવાનને પ્રણામ હોજો.[૩૬]

**यत्तत् कर्ममयं लिंगं ब्रह्मलिंगं जनोर्चयेत् ॥**
**एकांतमद्वयं शांतं तस्मै भगवते नमः ॥ ३६ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩**

---

# अध्याय १४ मो.

## લોકાલોક પર્વતનું વર્ણન.

### नारायण उवाच

**ततः परस्तादचलोलोकालोकेतिनामकः ॥**
**अंतराले च लोक लोकयोयःपरिकल्पितः॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! મીઠા પાણીના સમુદ્ર પછી લોકાલોક નામનો એક પર્વત

છે તેને લોક (સૂર્ય આદિના પ્રકાશવાળું સ્થળ) અને અલોક (સૂર્ય આદિના પ્રકાશથી રહિત સ્થળ)ના મધ્યમાં તેઓના વિભાગને વાસ્તે ઈશ્વરે ફરતા ગઢની પેઠે રાખેલો છે.[1] માનસોત્તર અને મેરૂ પર્વતની વચ્ચે જેટલું અંતર છે તેટલા પ્રમાણનીજ (દોઢ કરોડ અને સાડા સાત લાખ યોજનની) બીજી ભૂમિ મીઠા સમુદ્ર પછી આવે છે અને તેમાં પ્રાણિઓ પણ રહે છે. તે પછી વળી સોનાની ધરતી આવે છે, તે આઠ કરોડ અને ઓગણચાળીશ લાખ યોજનની અને અરીસા જેવી છે. તેમાં કોઇ પદાર્થ નાખ્યો હોય તો તે પાછો હાથ આવતો નથી, એટલા માટે (દેવવિના) સઘળાં પ્રાણીઓએ તેને તજી દીધેલી છે.[૨-૪] એ પછી લોકાલોક પર્વત આવે છે. તેનું એ નામ પડવાનું કારણ એ છે કે લોક અને અલોકના મધ્યમાં તેની સ્થિતિ છે. ઈશ્વરે ત્રણે લોકના છેડામાં એ પર્વતને કરેલો છે. સૂર્યથી તે છેક ધ્રુવસુધીના તેજસ્વી પદાર્થોનાં કિરણો કે જેઓ ત્રૈલોક્યમાં ચારેકોર અજવાળું કરે છે તેઓ પરલી કોર પહોંચી શકે નહિ એટલી તે પર્વતની ઉંચાઈ અને પહોળાઈ છે.[૫-૭] પ્રમાણ, લક્ષણ અને સ્થિતિથી લોકની રચના એ પ્રમાણેજ વિદ્વાનોએ નિશ્ચય કરેલી છે. એ લોકાલોક પર્વત પચાસ કરોડ યોજનના ભૂમંડળનો ચોથો ભાગ પૂરો થાય ત્યાં આવે છે એટલે મેરૂથી સઘળી કોર સાડાબાર બાર કરોડ યોજનને છેટે છે. એ પર્વતની ઉપર ચારે દિશાઓમાં સ્વયંભૂ બ્રહ્માએ ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર દિગ્ગજો રાખેલા છે, તેઓથી સર્વ લોકની સ્થિતિ રહે છે. એ દિગ્ગજોની અને પોતાની વિભૂતિરૂપ ઇંદ્રાદિક લોકપાલોની અનેક પ્રકારની શક્તિઓને સ્થિર રાખવાસારૂ આઠ સિદ્ધિઓવાળા પરમેશ્વર વિષ્ણુ ભગવાન લોકોના કલ્યાણના ઉદ્દેશથી તે મોટા પર્વત લોકાલોકમાં રહ્યા છે; વિષ્વક્સેન આદિ પાર્ષદોથી અને પોતાનાં આયુધોથી વીંટાઇ રહેલા છે. એમના ભુજદંડો આયુધોથી શોભી રહેલા છે.[૮-૧૩] પોતાની યોગમાયાએ બનાવેલા લોકોની મર્યાદાનું રક્ષણ કરવાસારૂ સ્વતંત્ર વિષ્ણુ ભગવાન કલ્પ પુરો થતાંસુધી એવીજ લીલાથી રહે છે.[૧૪] જેટલો લોકનો વિસ્તાર છે તેટલોજ અલોકનો વિસ્તાર કહેલો છે કે જે અલોક લોકાલોક પર્વતથી બહાર છે.[૧૫] એ અલોકથી પરલી કોર યોગેશ્વર લોકોની શુદ્ધ ગતિ છે એમ કહે છે. છેક ઉપરના લોકથી તે નીચેના લોક સુધીનાં બ્રહ્માંડનું જે મધ્ય છે તે મધ્યમાં સૂર્ય રહેલ છે, એટલે સૂર્યથી નીચે બ્રહ્માંડના છેલ્લા ભાગસુધી અને સૂર્યથી ઉપર બ્રહ્માંડના ઉપલા ભાગ સુધીમાં પચીશ પચીશ કરોડ યોજનનું અંતર છે. આ બ્રહ્માંડ અચેતન હતું તે સમયમાં વૈરાજરૂપથી સૂર્ય તેમાં પેઠા હતા તે ઉપરથી તેમનું માર્ત્તંડ એવું નામ કહેવાય છે અને સોનાની પેઠે પ્રકાશતું બ્રહ્માંડ તેમાંથી ઉત્પન્ન થયું છે માટે હિરણ્યગર્ભએવું નામ કહેવાય છે. દિશાઓ, અંતરિક્ષ ઉપરના લોક, પૃથ્વી, સ્વર્ગ, મોક્ષનું સ્થળ, નરક, પાતાળો અને બીજા પણ સઘળા ભેદોના વિભાગ સૂર્યથીજ થાય છે. દેવ, પશુ, પક્ષી, મનુષ્યો, સરપોલીઆં અને લતાઓ આદિ સઘળા જીવોના સમૂહના આત્મા અને નેત્રના અધિષ્ઠાતા સૂર્ય છે. ભૂમંડળની રચના એટલીજ કહેવાય છે.[૧૬-૨૦] ખગોળનું પ્રમાણ પણ ભૂમંડળના જેટલુંજ છે એમ તે વિષયને જાણનારાઓ કહે છે. જેમ ચોળા આદિ ધાન્યની બે દાળ સરખીજ હોય તેમ ભૂગોળ અને ખગોળ એ બન્ને પ્રમાણથી સરખાંજ છે.[૨૧] એ બેની વચમાં

અંતરિક્ષ છે તે બન્નેને ત્રાગેલું છે. એ અંતરિક્ષના મધ્યમાં રહેલા અને પ્રકાશ કરનારાઓમાં શ્રેષ્ઠ સૂર્યનારાયણ તડકાથી ત્રૈલોકયને તપાવે છે અને પોતાના પ્રકાશથી પ્રકાશ આપે છે. એ સૂર્ય ઉત્તરાયણમાં આરોહણના (ઉંચે ચડવાના) સ્થાનમાં જઇ પોતાની મંદ ગતિ થવાને લીધે દિવસોને લાંબા કરે છે, દક્ષિણાયનમાં અવરોહણના (નીચે ઉતરવાના) સ્થાનમાં જઈ પોતાની શીઘ્ર ગતિ થવાને લીધે દિવસોને ટુંકા કરે છે અને વિષુવત્‌માં સમસ્થાનમાં જઇ પોતાની સમાન ગતિ થવાને લીધે દિવસોને સમાન કરે છે. સૂર્ય મેષ અને તુલારાશિમાં જ્યારે ફરે છે ત્યારે દિવસ અને રાત્રિઓ સમાન થાય છે. જ્યારે વૃષ આદિ પાંચ રાશિઓમાં ફરે છે ત્યારે દિવસો વધે છે અને રાત્રિઓ ધટે છે.[૨૨-૨૭] જ્યારે વૃશ્ચિક આદિ પાંચ રાશિઓમાં ફરે છે ત્યારે દિવસ ટુંકા અને રાત્રીઓ લાંબી થાય છે.[૨૮]

वृश्चिकादिषु सूर्योहि यदा संचरते रविः ॥
तदापीमान्यहोरात्राणिभवंतिविपर्ययात् ॥२८॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.૧૪

---

## अध्याय १५ मो. સૂર્યની ગતિઓ

### नारायण उवाच

अतः परं प्रवक्ष्याभिभानोर्गमनमुत्तमम् ॥
शीघ्रमंदादिगतिभिस्त्रिविधं गमनं रवेः ॥ १ ॥

નારાયણ કહે છેઃ—હવે હું સૂર્યની ઉત્તમ ગતિ વિષે કહું છું. શીઘ્ર, મંદ અને સમાન એ ત્રણ ગતિથી સૂર્યનું ગમન ત્રણ પ્રકારનું છે.[૧] હે નારદજી ! સઘળા અહોનાં ત્રણજ સ્થાન છે તેઓમાં વચમાં જરદ્‌ગવ નામનું, ઉત્તરમાં ઐરાવત નામનું અને દક્ષિણમાં વૈશ્વાનર નામનું સ્થાન છે. પ્રત્યેક સ્થાનકમાં ત્રણ ત્રણ વીથિઓ એટલે ગલીઓ છે. અશ્વિની, ભરણી અને કૃત્તિકા એ નાગવીથિ કહેવાય છે.[૨-૩] રોહિણી, મૃગશીર અને આર્દ્રા એ ગજવીથિ કહેવાય છે. પુનર્વસુ, પુષ્ય અને અશ્લેષા એ ઐરાવતીવીથિ કહેવાય છે. એ ત્રણ વીથિઓ મળીને ઐરાવત સ્થાન ગણાગ છે. મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની એ આર્ષભીવીથિ કહેવાય છે. હસ્ત, ચિત્રા અને સ્વાતિ એ ગોવીથિ કહેવાય છે. વિશાખા, અનુરાધા અને જયેષ્ઠા એ જારર્ફ્રવીવીથિ કહેવાય છે.[૪-૬] એ ત્રણ વીથિઓ મળીને વચલુ જરર્ફ્રવ સ્થાન ગણાય છે. મૂલ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ત્રણ અજવીથ કહેવાય છે. શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા એ મૃગવીથ કહેવાય છે. પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી એ વૈશ્વાનરીવીથ કહેવાય છે. એ ત્રણ વીથઓ મળીને અહોના દક્ષિણ માર્ગ રૂપ વૈશ્વાનર સ્થાન કહેવાય છે. જ્યારે ઉત્તરાયણ આવે છે ત્યારે સૂર્યના રથમાં ધોંસરી અને ધરીની અંદર વાયુથી બંધાએલા બે પાશ ઉંચા ખેંચાયછે, એ રથનું ઉંચું ચડવું કહેવાય છે. ઉંચે ચડવાથી રથનો અભ્યંતરના મંડળમાં પ્રવેશ થતાં ગતિની મંદતા થવાને લીધે દિવસની વૃદ્ધિ અને રાત્રિની ટુંકાઈ થાય છે.[૭-૧૧] જ્યારે દક્ષિણાયન આવે છે ત્યારે ઉપર કહેલા બે પાશ પોચા પડીને નીચે ઉતરતાં રથનો બહારના મંડળમાં પ્રવેશ થવાથી ગતિની શીઘ્રતા થવાને લીધે રાત્રિની વૃદ્ધિ અને દિવસની ટુંકાઈ થાય છે. જ્યારે વિષુવત્ આવે છે ત્યારે પાશા સરખા રહેવાથી રથનો વચલા મંડલમાં પ્રવેશ થવાને લીધે ગતિની સમતા થતાં દિવસ અને રાત્રની સમાનતા થાય છે. જ્યારે ધ્રુવ પોતામાં લાગેલા એ બે પાશને ખેંચે છે ત્યારે સૂર્ય અભ્યંતરના મંડળમાં ફરે છે અને જ્યારે ધ્રુવ એ બે

પાશને પોચા મૂકીને નીચે ઉતારે છે ત્યારે સૂર્ય બહારના મંડલમાં ફરે છે. પ્રથમ મેરૂમાં આઠ પુરીઓ કહેલી છે તેઓમાં દેવધાની નામની ઈંદ્રની પુરી પૂર્વ ભાગમાં છે.[૧૨-૧૬] સંયમની નામની યમની પુરી દક્ષિણ ભાગમાં છે, નિમ્લોચની નામની વરૂણની પુરી પશ્ચિમમાં છે.[૧૭] અને વિભાવરી નામની સોમની પુરી ઉત્તર ભાગમાં છે. ઇંદ્રની પુરીમાં સૂર્યનો ઉદય, યમની પુરીમાં મધ્યાહ્ન, વરૂણની પુરીમાં અસ્ત અને સોમની પુરીમાં અર્દ્ધરાત્ર થાય છે, એમ વિદ્વાનો કહે છે.[૧૮-૧૯] એ ચાર કાળ પ્રાણિઓની પ્રવૃત્તિઓનાં કારણ રૂપ છે. જેઓ મેરૂના દક્ષિણ ભાગમાં છે તેઓને ઇંદ્રની પુરીથી માંડીને, જેઓ પશ્ચિમ ભાગમાં છે તેઓને યમની પુરીથી માંડીને, જેઓ ઉત્તર ભાગમાં છે તેઓને વરૂણની પુરીથી માંડીને અને જેઓ પૂર્વ ભાગમાં છે તેઓને સોમની પુરીથી માંડીને સૂર્યનાં ઉદયાદિક થાય છે. મેરૂમાં રહેનારાઓને સર્વદા મધ્યાહ્ન કાળજ જોવામાં આવેછે. નક્ષત્રોની સામેની ગતિથી સૂર્ય જો કે મેરૂને ડાબીકોર રાખતા જાય છે તોપણ પ્રવહ નામના વાયુને લીધે ફરતા જ્યોતિશ્ચક્રની ગતિથી મેરૂપર્વત સૂર્યને જમણી કોર રહે છે. સર્વ કાળમાં ઉદય અને અસ્ત સામા સામાજ થાય છે. હે નારદજી ! સઘળી દિશાઓમાં અને ખુણાઓમાં જે લોકો જ્યાં સૂર્યને પ્રથમ દેખે તે લોકો ત્યાં ઉદય થએલો માને છે અને જ્યાં સૂર્યને તિરોહિત થએલ દેખે ત્યાં અસ્ત થએલો માને છે. વાસ્તવિક રીતે સર્વદા ફર્યા કરતા સૂર્યનો ઉદય કે અસ્ત થતો નથી; માટે સૂર્યનું દેખાવું એ ઉદય ગણાય છે અને ન દેખાવું એ અસ્ત ગણાય છે.[૨૦-૨૪] જ્યારે સૂર્ય, ઈંદ્ર આદિની કોઈ નગરીમાં હોય ત્યારે ત્રણ નગરીનો અને બે ખુણાનો સ્પર્શ કરે છે અને જ્યારે કોઇ ખુણામાં હોય ત્યારે ત્રણ ખુણાનો અને બે નગરીનો સ્પર્શ કરે છે. મેરૂ આડો આવવાથી બીજી નગરીનો કે બીજા ખુણાનો સ્પર્શ થતો નથી. સઘળા દ્વીપોને અને સઘળા ખંડોને મેરૂ ઉત્તર ભાગમાંજ રહે છે. જે લોકો જ્યાં સૂર્યને દેખે તે લોકો તે દિશાને પૂર્વદિશા ગણે છે, એટલે મેરૂ સર્વના ડાબા ભાગમાંજ રહે છે એવો નિર્ણય કરેલો છે. કાળના માર્ગને દેખાડનાર સૂર્ય ઇંદ્રની પુરીથી ચાલીને પંદર ઘડીએ યમની પુરીમાં આવે છે, તેટલીવારમાં સવાબે કરોડ, સાડાબાર લાખ અને પચીશ હજાર યોજનનો માર્ગ તેને કાપવો પડે છે. એ પ્રમાણે યમની પુરીથી વરૂણની પુરીમાં વરૂણની પુરીથી સોમની પુરીમાં અને સોમની પુરીથી પાછી ઈંદ્રની પુરીમાં જતાં સૂર્યને તેટલીજ વાર લાગે છે અને તેટલોજ માર્ગ કાપવો પડે છે.[૨૫-૨૮] કાળચક્રરૂપ સૂર્ય લોકોને કાળની ગતિ સમજાવવા સારૂ જેમ ઉદય અસ્ત પામ્યા કરે છે તેમ આકાશમાં ફરનારા ચંદ્ર આદિ બીજા ગ્રહો પણ નક્ષત્રોની સાથે ઉદય પામેછે અને નક્ષત્રોની સાથે અસ્ત પામે છે. વેદમય એ સૂર્યનો રથ પ્રવહ નામના વાયુને લીધે ચારે પુરીઓમાં ફરે છે તેમાં બે ઘડીવારે ચોત્રીશ લાખ અને આઠસો યોજનનો રસ્તો કાપે છે. કાળચક્રમાં ફરતા સૂર્યના રથનું સંવત્સર (વર્ષ) રૂપ એક પૈડું છે એમ વિદ્વાનો કહે છે. એ પૈડાને માસરૂપ બાર આરા છે, ઋતુરૂપ છ પાટા છે અને શિઆળો, ઉનાળો, તથા ચોમાસારૂપ ત્રણ કુંડલીઓ છે. એના આંકડાનો ઉપલો ભાગ મેરૂપર્વતને માથે છે અને નીચલો ભાગ માનસોત્તર પર્વતને માથે છે કે જેમાં પરોવાએલું અને તેલની ઘાણીના ચક્રની પેઠે ફરતું

સૂર્યના રથનું પૈડું માનસોત્તર પર્વત ઉપર ફર્યા કરે છે. એ આંકડામાં જેનું મૂળ લાગેલું છે એવો અને તેનાથી ચોથા ભાગના પ્રમાણનો તેલની ધાણીના આંકડા જેવો બીજો આંકડો છે તેનો ઉપરનો ભાગ ધ્રુવમાં લાગેલો છે.[30-37] જગતના પતિ સૂર્યનો જે રથ છે તેમાં બેસવાની જગ્યા છત્રીશ હજાર યોજન લાંબી અને તેના ચોથા ભાગની પહોળી છે. સૂર્યના રથની ધોંસરી પણ તેવડીજ છે, કે જેમાં અરૂણે જોડેલા અને છંદને નામે નામવાળા સુંદર ઘોડા લોકોને સુખ દેવાસારૂ સૂર્યના રથને તાણી જાય છે.[38,39] સૂર્યનો સારથિ ગરૂડનો મોટો ભાઈ અરૂણ જો કે સૂર્યના મ્હોડા આગળ બેસે છે તોપણ તેનું મ્હોડું આથમણી કોરેજ રહે છે. (કેમકે સૂર્ય તેનાથી પછવાડે રહે છે.)[40] અંગુઠાની અણી જેવડા વાલખિલ્ય નામના સાઠ હજાર ઋષિઓ સૂર્યના મ્હોડા આગળ અત્યંત સુંદર વેદનાં સૂક્તરૂપ વાક્યોથી સ્તુતિ કરતા જાયછે.[41,42] તેવીજ રીતે બીજા ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો રાક્ષસો અને દેવતાઓ કે જેઓ જોટા લેખાતાં સાત સાત છે, તેઓ મહીને મહીને સૂર્યનારાયણની વારા ફરતી સેવા કરે છે. સાડાનવ કરોડ અને એક લાખ યોજનના, ભૂમંડલ ઉપરના નિત્યના ફેરામાં, દેવતાઓના મોટા સ્વામી અને જગતના વ્યાપક એ સૂર્યનારાયણ નિરંતર એક ક્ષણે બે હજાર યોજન અને બે ગાઉનો રસ્તો કાપે છે.[43-45]

**द्विसहस्रं योजनानां स गव्यूत्युत्तरं क्षणात् ॥**
**पर्येति देव वेशो विश्वव्यापी निरंतरम् ॥४५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

---



# अध्याय १६ मो.

## ચંદ્રાદિકનાં સ્થાન અને ગતિઓ.

### नारायण उवाच

**अथातः श्रूयतां चित्रं सोमादीनां गमादिकम् ॥**
**तद्गत्यनुसृतानृणां शुभाशुभनिदर्शना ॥१॥**

નારાયણ કહે છેઃ–હવે ચંદ્ર આદિ ગ્રહોનાં વિચિત્ર ગમન અને સ્થાન આદિ વિષે કહું છું તે સાંભળો. મનુષ્યોને શુભ અશુભની પ્રાપ્તિ તેઓની ગતિને અનુસરીને થાયછે.[1] જેમ કુંભારના ચાકડાપર ચાલતાં કીડી આદિ પ્રાણીઓ, એ ફરતા ચાકડાની સાથે ફરતાં હોય છે તોપણ તેઓની ગતિ જુદીજ છે; કેમકે ચાકડાના એક એક ભાગને મૂકીને બીજા બીજા ભાગમાં પણ તેઓ આવેલાં જોવામાં આવે છે. એવી રીતે નક્ષત્રોની રાશિઓથી જણાએલું કાલચક્ર કે જે ધ્રુવ અને મેરૂને સર્વદા પ્રદક્ષિણા ફર્યા કરે છે તેની સાથે તેમાં રહેનારા સૂર્ય આદિ ગ્રહો જો કે ફર્યા કરે છે તોપણ એ ગ્રહોની ગતિ જુદીજ છે. કેમકે કાલચક્રના એક એક ભાગને મૂકીને બીજા નક્ષત્રમાં અને બીજી રાશિમાં તેઓ આવેલા જોવામાં આવે છે.[2-4] આ પ્રમાણે હોવાથી બન્ને ગતિઓનો પરસ્પર વિરોધ નથી એવો સર્વ શાસ્ત્રોમાં નિર્ણય છે. લોકોનું પાલન કરનાર, સર્વના આધારરૂપ, વિદ્વાનોથી પણ જાણી ન શકાય એવા અને લોકોના કલ્યાણને વાસ્તે આકાશમાં ફરતા એ ભગવાન આદિપુરૂષ સૂર્યનારાયણ વેદમય અને તે તે કાળના નિયમોથી કર્મોની શુદ્ધિના કારણરૂપ પોતાનાં સ્વરૂપને બાર પ્રકારે વહેંચી નાખી વસંત આદિ છ ઋતુઓમાં પ્રાણીઓના પ્રારબ્ધ પ્રમાણે શીત અને ઉષ્ણ આદિ ઋતુઓના ધર્મોને પ્રકટ કરે છે. વર્ણાશ્રમના આચારને અનુસરનારા સર્વે લોકો વેદમાં કહ્યા પ્રમાણે નાનાં મોટાં કર્મોથી અને યોગના

અંગોથી શ્રદ્ધાપૂર્વક તે સૂર્યનું પૂજન કરે છે અને તેઓ અનાયાસે યોગ્ય કલ્યાણને પ્રાપ્ત થાય છે. સ્વર્ગ અને પૃથ્વીની વચમાં જે અંતરિક્ષ છે તેની અંદર કાળચક્રમાં રહેલા અને લોકોના આત્મા એ સૂર્ય, વર્ષના અવયવોરૂપ અને રાશિઓના ઉપરથી જેઓનાં નામ પડેલાં છે એવા બાર મહીના ભોગવે છે. બે પખવાડીઆંનો જે મહિનો ગણાય છે તે ચંદ્રમાની ગણત્રી ઉપરથી છે. સૂર્ય સવાબે નક્ષત્રને ભોગવી લે એટલો કાલ સૌર માસ કહેવાય છે. એક મહીનો એ પિતૃઓનું એક અહોરાત્ર થયું કહેવાય છે. સૂર્ય જેટલા કાળમાં બે રાશિને ભોગવી લે તેટલો કાળ ઋતુ કહેવાય છે;[૫-૧૨] કે જે ઋતુને વિદ્વાનો વર્ષના અવયવરૂપ કહે છે. સૂર્ય, જેટલા કાળમાં આકાશના અર્ધ ભાગમાં ફરે છે તેટલા કાળને પ્રાચીન મહાત્મા લોકોએ અયન કહેલો છે. સૂર્ય, આકાશના આખા મંડલમાં જેટલા કાળમાં ફરી લે છે તેટલા કાળને વર્ષ કહે છે. એક વર્ષમાં મંદ, શીઘ્ર અને સમાન, એવા ત્રણ પ્રકારની સૂર્યની ગતિ ઉપરથી કાળ જાણનારા વિદ્વાનોએ સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર, એવી રીતે વર્ષના પાંચ ભેદ કલ્પેલાછે. (શુક્લપક્ષની પ્રતિપદાને દિવસ સંક્રાંતિ બેસે ત્યારે સૌર માસ અને ચાંદ્ર માસનો સાથે આરંભ થાય છે અને એવી રીતે ચાલેલું વર્ષ સંવત્સર કહેવાય છે; પછી સૂર્યની ગણત્રી પ્રમાણે વર્ષમાં છ દિવસ વધે છે, અને ચંદ્રની ગણત્રી પ્રમાણે છ દિવસ ઘટે છે એટલે બાર દિવસનું અંતર પડતાં સૌર માસ અને ચાંદ્ર માસ આગળ પાછળ થઇ જાય છે. એમ કરતાં પાંચ વર્ષ જાય તેમાં બે મળમાસ આવે છે અને છઠ્ઠા વર્ષમાં પાછી શુક્લપક્ષની પ્રતિપદાને દિવસ સંક્રાંતિ બેસવાથી તે પાછું સંવત્સર ગણાય છે. એ પાંચ વર્ષમાં પહેલું સંવત્સર, બીજું પરિવત્સર, ત્રીજું ઇડાવત્સર, ચોથું અનુવત્સર અને પાંચમું વત્સર કહેવાય છે. આ પ્રમાણે સૂર્યની ગતિ કહી.) હવે ચંદ્ર આદિની ગતિઓ કહું છું તે સાંભળો. એ પ્રમાણે ચંદ્રમા, સૂર્યનાં કિરણોની ઉપર લાખ યોજનને છેટે જણાએલો છે.[૧૩-૧૭] સૂર્ય એક વર્ષમાં જેટલું ચાલે તેટલું ચંદ્રમા બે પખવાડીઆમાં ચાલે છે.[૧૮] સૂર્ય જેટલું એક મહીનામાં ચાલે તેટલું ચંદ્રમા સવાબે દિવસમાં ચાલે છે અને સૂર્ય જેટલું પખવાડીઆમાં ચાલે તેટલું ચંદ્રમા એક દિવસમાં ચાલે છે. ચંદ્રમા એવી ઉતાવળી ચાલથી રાશિના ચક્રને ભોગવે છે. એ ચંદ્રમા પૂર્ણ થતી કળાઓથી દેવતાઓને તૃપ્ત કરે છે અને ક્ષય પામતી કળાઓથી પિતૃઓને રાજી કરે છે.[૧૯-૨૦] કૃષ્ણપક્ષ એ પિતૃઓનો દિવસ છે અને શુક્લપક્ષ એ પિતૃઓની રાત્રિ છે. સઘળા જીવોના પ્રાણરૂપ અને સર્વને જીવન દેનાર એ ચંદ્રમા સાઠ ઘડીએ એક નક્ષત્ર ભોગવે છે. સોળ કળાવાળા, મનોમય, અન્નમય, અમૃતના સ્થાનકરૂપ, અનાદિ અને ઉત્તમ પુરૂષરૂપ એ ચંદ્રમાનો સ્વભાવ દેવ, પિતૃ, મનુષ્ય, સરપોલીઆં અને લતા આદિને તૃપ્તિ અને જીવન આપનાર હોવાથી ચંદ્રમાને 'સર્વમય' પણ કહે છે. ચંદ્રમાથી ઉપર ત્રણ લાખ યોજનને છેટે નક્ષત્રોનું ચક્ર ફર્યા કરે છે.[૨૧-૨૪] કાળચક્રમાં ઈશ્વરે જોડેલાં એ નક્ષત્રો મેરૂની પ્રદક્ષિણા કર્યા કરે છે. અભિજિતને સાથે લેખીએ તો એઓની સંખ્યા અઠ્ઠાવીશની છે.[૨૫] નક્ષત્રોથી ઉપર બે લાખ યોજનને છેટે શુક્ર છે. એ શુક્ર સૂર્યની આગળ, પાછળ અથવા સાથેજ શીઘ્ર, મંદ અને સમાન ગતિથી ફરીને સર્વદા સૂર્યની લગભગ રહે છે. એ શુક્ર, લોકોને વાસ્તે નિરંતર સારો

છે અને જે ગ્રહ વૃષ્ટિને રોકી બેઠો હોય તેને પણ ઘણું કરીને શમાવે છે, તેથી સર્વદા શુભ કહેવાય છે. શુક્રની ઉપર બે લાખ યોજનને છેટે બુધ છે.[૨૬-૨૮] એ બુધ શીઘ્ર, મંદ અને સમાન ગતિથી સર્વદા શુક્રની પેઠે ચાલ્યા કરે છે. બુધ જ્યારે સૂર્યથી જુદો પડે છે ત્યારે ઘણું કરીને અત્યંત વાયુ, વૃથા વાદળાં અને અનાવૃષ્ટિ આદિ ભયની સૂચના આપે છે. બુધથી ઉપર બે લાખ યોજનને છેટે મંગલ છે.[૨૯,૩૦] તે જો વક્રગતિમાં ન હોય તો ત્રણ ત્રણ પખવાડીએ એક એક રાશિને ભોગવે છે.[૩૧] હે નારદજી ! એવી રીતે બારે રાશિઓમાં ફરતો એ મંગલ ઘણું કરીને અશુભ કરે છે અને દુઃખોની સૂચના આપે છે. મંગલથી ઉપર બે લાખ યોજનને છેટે બૃહસ્પતિ છે.[૩૨] તે જો વક્રગતિનો ન હોય તો એક એક વર્ષે એક એક રાશિને ભોગવે છે અને બ્રાહ્મણોને અનુકૂલ રહે છે.[૩૩] બૃહસ્પતિથી ઉપર બે લાખ યોજનને છેટે સૂર્યનો પુત્ર મહાભયંકર શનૈશ્ચર છે. એ મોટો ગ્રહ એક એક રાશિને ત્રીશ ત્રીશ મહિને ભોગવતાં અનુક્રમે બારે રાશિઓમાં ફરે છે. મંદ ગતિવાળો એ ગ્રહ સઘળાઓને અશુભ દેનાર છે એમ વિદ્વાન જોશીઓ કહે છે.[૩૪,૩૫] શનૈશ્ચરથી ઉપર અગીયાર લાખ યોજનને છેટે સપ્તર્ષિઓનું મંડલ છે.[૩૬] એ સાત ઋષિઓ લોકોનું કલ્યાણ કરે છે અને વિષ્ણુપદનામના સ્થાનકની પ્રદક્ષિણા ફર્યા કરે છે.[૩૭]

**लोकानां शं भावयंतो मुनयः सप्त ते मुने ॥**
**यत्तद्विष्णुपदं स्थानं दक्षिणं क्रमते च ते॥३७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

# अध्याय १७ मो. ધ્રુવમંડલ

## નારાયણ ઉવાચ

**अथर्षिमंडलादूर्ध्वं योजनानां प्रमाणतः ॥**
**लक्षैस्त्रयोदशमितैः परमं वैष्णवं पदम् ॥१॥**

નારાયણ કહે છેઃ–સપ્તર્ષિઓના મંડળથી ઉપર ત્રણ લાખ યોજનને છેટે સર્વોત્તમ વિષ્ણુપદ છે.[૧] એ વિષ્ણુપદમાં મહાવૈષ્ણવ, લોકપૂજ્ય અને ઉત્તાનપાદ રાજાનો પુત્ર શ્રીમાન ધ્રુવ કે જે કલ્પ સુધી જીવનારાઓના આધારરૂપ છે, તે રહે છે; એ ધ્રુવને તેની સાથે એક સમયમાં જોડાએલા (નક્ષત્રરૂપે રહેલા) ઇંદ્ર, અગ્નિ, કશ્યપ અને ધર્મ જોયા કરે છે અને ઘણું માન દેવા સારૂ સર્વદા પ્રદક્ષિણા ફર્યા કરે છે. કદી પણ બંધ નહિ પડતો અને છાના વેગવાળો કાળ જેને ફેરવ્યા કરે છે એવા ગ્રહ અને નક્ષત્ર આદિ તેજના સમૂહોને બાંધી રાખવાનું જાણે એક ઠુંઠ ઈશ્વરે બનાવેલું હોય એવો એ દેવપૂજ્ય ધ્રુવ પ્રકાશે છે અને પોતાની કાંતિથી બીજાને પ્રકાશ આપે છે; જેમ ધાન્યને કચરવાને વાસ્તે હાલરાંના થાંભલામાં બાંધેલા બળદો પોતપોતાના ઠેકાણામાં રહીને સમયે સમય થાંભલાના આશ્રયથી ફર્યા કરે છે, એવી રીતે કાળચક્રમાં અંદર અને બહાર જોડાએલા ગ્રહ અને નક્ષત્ર આદિ સઘળા તારાઓ કે જેઓને વાયુ ઠેલ્યા કરે છે, તેઓ ધ્રુવના આશ્રયથી ક્રમ પ્રમાણે વેગ ધરીને કલ્પ પૂરો થતાં સુધી ફર્યા કરે છે.[૨-૮] જેમ શકરા આદિ પક્ષિઓ પોતપોતાનાં કર્મની સહાયતાથી વાયુના સ્વાધીનમાં રહી આકાશમાં ચારેકોર ફર્યા કરે છે પણ પડતાં નથી; એવી રીતે પ્રકૃતિ પુરૂષના સંયોગથી ગોઠવાએલા અને પોતપોતાનાં કર્મોએ જેઓને ગતિ આવી છે એવા તારાઓ ફર્યા કરે છે પણ ધરતીપર પડતા નથી.[૯-૧૦] એ જ્યોતિશ્ચક્ર, ભગવાનની

યોગધારણામાં બળદના આકારથી રહ્યું છે એમ કેટલાએક કહે છે.[11] માથું આડું કરી કુંડલી વળીને બેઠેલા એ જ્યોતિશ્ચક્ર રૂપ બળદના પૂંછડાની અણીમાં ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ છે;[12] અણીથી નીચેના ભાગમાં નિર્દોષ અને દેવતાઓએ પૂજેલા પ્રજાપતિ, અગ્નિ, ઈંદ્ર તથા ધર્મ રહેલા છે;[13] પૂંછડાના મૂળમાં ધાતા અને વિધાતા રહ્યા છે અને કેડમાં સપ્તર્ષિઓ છે;[14] જમણી કોર કુંડલી વળીને બેઠેલા એ બળદના જમણા પડખામાં અભિજિતથી પુનર્વસુ સુધીનાં ઉત્તરચારી ચૌદ નક્ષત્રો રહેલાં છે અને ડાબા પડખામાં પુષ્યથી ઉત્તરાષાઢા સુધીનાં દક્ષિણચારી ચૌદ નક્ષત્રો રહ્યાં છે, એવી કલ્પના કરી છે.[15] હે બ્રહ્માના પુત્ર! કુંડલી વળીને બેઠેલાનાં બન્ને પડખાંમાં અવયવો સરખી સંખ્યાનાજ હોય છે.[16] અજવીથમાં ગણાતાં નક્ષત્રો પીઠમાં છે; આકાશગંગા ઉદરમાં છે; પુનર્વસુ અને પુષ્ય, જમણા અને ડાબા નિતંબમાં છે.[17] આર્દ્રા અને અશ્લેષા,જમણા તથા ડાબા પાછલા પગોમાં છે;અભિજિત અને ઉત્તરાષાઢા જમણી તથા ડાબી નાસિકાઓમાં છે;[18] શ્રવણ અને પૂર્વાષાઢાને અનુક્રમથી જમણા અને ડાબા નેત્રમાં કલ્પના જાણનારાએ કલ્પેલાં છે.[19] ધનિષ્ઠા અને મૂળ જમણા તથા ડાબા કાનમાં છે. મઘા આદિ આઠ દક્ષિણચારી નક્ષત્રો ડાબા પડખાનાં અસ્થિઓમાં છે અને મૃગશિર આદિ ઉત્તરચારી નક્ષત્રો પોતાની દિશાથી ઉલટાં એટલે જમણા પડખાનાં અાસ્થઓમાં છે. શતભિષા અને જ્યેષ્ઠા, જમણા તથા ડાબા ખભામાં છે.[20-22] ઉપલા હોઠમાં અગસ્તિ છે. નીચલા હોઠમાં યમ છે. મોઢામાં મંગળ છે. ઉપસ્થમાં શનૈશ્ચર છે.[23] કોઠ (ખાંધ)માં બૃહસ્પતિ છે. વક્ષઃસ્થલમાં સૂર્યનારાયણ છે. મનમાં ચંદ્રમા છે.[24] સ્તનમાં અશ્વિનીકુમાર છે. નાભિમાં શુક્ર છે. પ્રાણ અને અપાનમાં બુધ છે. ગળામાં રાહુ છે. સર્વ અંગોમાં કેતુઓ છે અને રૂંવાડાંઓમાં તારાઓના સમૂહો છે. પ્રતિદિવસે સંધ્યાકાળે સાવધાનપણાથી મૌનવ્રત ધરીને વિષ્ણુભગવાનના આ જ્યોતિશ્ચક્રરૂપ સર્વ દેવતામયરૂપનું દર્શન કરતાં બુદ્ધિમાન મનુષ્યે નીચેના મંત્રથી સ્તુતિ કરવી. (नमोज्योतिर्लोकाय कालायानिमिषांपतये महापुरुषायाभिधीमहि, ॥ તેજના આશ્રયરૂપ, કાળરૂપ અને દેવતાઓના સ્વામી મહાપુરૂષને નમીએ છીએ અને તેમનું ધ્યાન કરીએ છીએ).[25-28] ગ્રહ, નક્ષત્ર અને તારામય, સર્વ દેવરૂપ અને ત્રણે કાળમાં ઉપર રહેલા મંત્રનો જપ કરનારાઓનાં પાપને મટાડનાર આ શિશુમાર ચક્રને ત્રણે સમયમાં જે માણસ નમસ્કાર કરે અથવા સંભારે તે માણસનું તે તે સમયનું પાપ તુરત નાશ પામે છે.[29]

ग्रहर्क्षतारामयमाधिदैविकं पापापहं मंत्रकृतांत्रिकालं ॥ नमस्यतः स्मरतोवा त्रिकालं नश्येत तत्कालजमाशु पापम् ॥ २९ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭

---

## अध्याय १८ मो.

### રાહુમંડલ અને પાતાલનાં વર્ણન.

**नारायण उवाच**

अधस्तात्सवितुः प्रोक्तमयुतंराहुमंडलम् ॥ नक्षत्रवच्चरतिचसैंहिकेयोऽतदर्हणः ॥ १ ॥

નારાયણ કહે છેઃ—સૂર્યની નીચે દશહજાર યોજન રાહુનું મંડલ કહેવાય છે કે જે રાહુ અયોગ્ય છતાં નક્ષત્રની પેઠે ફરે છે.[1] સૂર્ય અને ચંદ્રનું મર્દન કરનારો એ સિંહિકાનો પુત્ર રાહુ વિષ્ણુના અનુગ્રહથી અમરપણું અને ગ્રહપણું પામેલો છે.[2] પ્રકાશ કરનારા સૂર્ય-

નારાયણનું મંડલ દશ હજાર યોજનનું છે અને ચંદ્રનું મંડલ બાર હજાર યોજનનું છે. એ બન્નેને ઢાંકનારા રાહુનું મંડલ તેર હજાર યોજનનું છે. એ રાહુ વૈરના સંબંધને લીધે પર્વણીના સમયમાં સૂર્ય અને ચંદ્રને ઢાંકેછે.[૩,૪] રાહુને દૂરથી આચ્છાદન કરતો જોઇ બન્નેને વાસ્તે જુદા જુદા સમયમાં રક્ષા કરવા સારૂ વિષ્ણુએ પોતાનું સુદર્શન ચક્ર રાખેલુંછે. જ્વાળાઓની પંક્તિઓથી ભયંકર અને ચારે કોર અસહ્ય તેજથી વીંટાએલું, એ વિષ્ણુએ પ્રેરેલું ચક્ર જોવામાં આવતાં ભયને લીધે રાહુ થોડીક વાર ઉભો રહીને દૂરથીજ પાછો વળી જાય છે. હે નારદજી ! જેટલી વાર રાહુ ઉભો રહે છે તેટલા સમયને લોકો 'ગ્રહણ' કહે છે. રાહુથી નીચે દશ હજાર યોજનને છેટે સિદ્ધ, ચારણ અને વિદ્યાધરોનાં પરમ પવિત્ર અને પુણ્યથી પ્રાપ્ત થાય એવાં સ્થાનકો છે.[૫-૯] તેઓની નીચે યક્ષ, રાક્ષસ, પિશાચ, પ્રેત અને ભૂતોને રમવાના સ્થાનકરૂપ અંતરિક્ષ છે.[૧૦] જ્યાંસુધી તીવ્ર વાયુ વાય છે અને જ્યાં સુધી વાદળાં થતાં જોવામાં આવે છે ત્યાં સુધીના સ્થળને વિદ્વાન લોકો અંતરિક્ષ કહે છે.[૧૧] હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! અંતરિક્ષથી નીચે સો યોજનને છેટે પૃથ્વી છે. ગરૂડ, શકરા, સારસ અને હંસ આદિ પૃથ્વીનાં પક્ષીઓ જ્યાં સુધી ઉડી શકેછે ત્યાં સુધી ભૂર્લોક કહેવાય છે. પૃથ્વીની સ્થિતિ મેં તમારી પાસે યથાર્થ રીતે કહી દેખાડી.[૧૨,૧૩] હે નારદજી ! પૃથ્વીની નીચે પણ સાત પાતાલ છે, તેઓ પ્રત્યેક દશ દશ હજાર યોજનને છેટે છે[૧૪] અને દશ દશ હજાર યોજન ઊંચાં છે. એઓની પહોળાઈ તો અંડકટાહના વિસ્તાર પ્રમાણે છે. સઘળી ઋતુઓમાં સુખ આપનારાં એ પાતાલોનાં અનુક્રમે અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ એ સાત નામો છે. કામભોગ અને ઐશ્વર્યનાં સુખોથી ભરપૂર ઘરોવાળાં અને સર્વદા વિહાર કરવાના ઉત્તમ બગીચાઓવાળાં એ પાતાલોમાં સુખનો સ્વાદ સ્વર્ગ કરતાં પણ અધિક છે.[૧૫-૧૮] એ સ્થળોમાં ઘરના ધણી, નિરંતર આનંદમાં મગ્ન રહેતા, સ્ત્રી, પુત્ર તથા બંધુઓમાં આસક્તિ પામેલા, અનુચર આદિ સ્નેહી જનોથી વીંટાએલા, માયાવી, સર્વ ઋતુઓમાં સુખ ભોગવતા અને જેઓની ઇચ્છા ઈશ્વરથી પણ તોડી શકાતી નથી એવા મહાબળવાન દૈત્યો, દાનવો અને નાગો રહે છે. એ પાતાલોમાં માયાવી મયદાનવે જોઇએ તેવા વિભાગોથી બનાવેલી સુશોભિત નગરીઓમાં ઉત્તમ મણિઓથી શોભતાં અને દેવતાઓને પણ ન મળે એવાં વિચિત્ર ઘર, અગાશીઓ, નાકાં, સભા, ચોટાં અને વિશ્રામનાં સ્થાનકો આદિ હજારો સ્થળોછે. નાગ અને અસુર લોકોનાં જોડાં, પારેવાં તથા મેનાઓથી, પાતાળોના સ્વામિઓનાં ઉત્તમ ઘરોની બાંધેલી ભૂમિકાઓ વ્યાપ્ત થઇ રહેલી છે. સારી રીતે શણગારેલી એ નગરીઓમાં મનને પ્રસન્ન કરે એવા મોટા બગીચાઓ છે.[૧૯-૨૪] બગીચાઓમાં સ્ત્રીઓને વિલાસ કરવાનાં સ્થાનકો ફળ ફૂલથી શોભી રહેલાં વૃક્ષોથી અને અનેક પ્રકારનાં પક્ષિઓના સમૂહવાળા જળાશયોથી શોભી રહેલાં છે. જળાશયોમાં નિર્મળ જળ ભરેલાં છે. સુંદર માછલાં રમ્યા કરે છે, કુમુદ, ઉત્પલ, કલ્હાર, નીલોત્પલ અને રક્તોત્પલ આદિ અનેક કમળોની જાતિઓ પ્રફુલ્લિત થઇ રહેલી છે. જળ અને કમળો જલજંતુઓના ઉછળવાથી હાલ્યા કરે છે. અનેક વિહારોમાં લાગેલાં ત્યાં રહેનારાં પક્ષીઓના અનેક પ્રકારના સ્વરો ઇંદ્રિયોને આનંદ આપ્યા કરેછે. એ સ્થળોની શોભા દેવલોકની ભારે શોભા કરતાં પણ અધિક છે. પાતાલોમાં સૂર્યાદિક નહિ હોવાથી

દિવસ રાત્રિ આદિ કાલના વિભાગોની બ્હીક રહેલી નથી.[૨૫-૨૯] ત્યાં મોટા મોટા નાગલોકોના માથામાં રહેલા મણિઓનાં ભારે કાંતિવાળાં કિરણોથીજ નિરંતર અજવાળું રહેછે.[૩૦] એઓમાં રહેનારાઓને ઔષધિ, રસ, રસાયન, અન્ન, પાન અને સ્નાન આદિની દિવ્યતાને લીધે આધિ, વ્યાધિ, વળીઆં, ધોળા કેશ તથા જરા આદિ દેહની અવસ્થાઓ અને વિવર્ણપણું, પસીનો, દુર્ગંધિપણું કે ગ્લાનિ કદી પણ થતાં નથી.[૩૧,૩૨] એ ભાગ્યશાળી લોકોને ભગવાનના તેજરૂપ સુદર્શન ચક્ર વિના બીજા કોઈથી પણ મરવાની બ્હીક નથી.[૩૩] હે નારદજી ! જ્યારે ચક્ર પાતાલમાં આવે છે ત્યારે દૈત્યોની સ્ત્રીઓના ગર્ભો ઘણું કરીને બ્હીકને લીધે સ્રવી જાય છે અને પડી જાય છે.[૩૪]

**यस्मिन् प्रविष्टे दैतेयवधूनां गर्भराशयः ॥**
**प्रायो भयात्पतंत्येवंस्रवंति ब्रह्मपुत्रक ॥३४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

---

## अध्याय १९ मो.

### અતલ, વિતલ અને સુતલ પાતાલ

### नारायण उवाच

**प्रथमे विवरे विप्र अनलाख्ये मनोरमे ॥**
**मयपुत्रोबलो नाम वर्त्ततेऽखर्वगर्वकृत् ॥ १ ॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! અતલ નામના સુંદર પહેલા પાતાલમાં મયદાનવનો દીકરો મહા અભિમાની બળદાનવ રહે છે.[૧] એણે સર્વ અર્થોને સિદ્ધ કરનારી છન્નુ માયાઓ સજી છે, કે જેઓમાંથી કેટલીએક માયાઓને માયાવી લોકો ધારણ કરે છે.[૨] એ ભારે બળવાળો બળદાનવ બગાસું ખાતાં તેના મુખમાંથી લોકોને મોહ કરનારી સ્વૈરિણી (પોતાની જાતના પુરૂષોમાંજ પ્રીતિ રાખનારી ), કામિની ( પરજાતના પુરૂષોમાં પ્રીતિ રાખનારી), અને પુંશ્ચલી (કશોપણ નિયમ નહિ રાખતાં બહુજ વ્યભિચાર કરનારી) સ્ત્રીઓનાં ત્રણ ટોળાં ઉત્પન્ન થયાં છે. એ સ્ત્રીઓ પાતાલમાં આવેલા પુરૂષને એકાંતમાં પ્રયત્નથી સોનાનો રસ પાઈ સંભોગમાં સમર્થ બનાવી લઇને પોતાના વિલાસ, જોવાં, સ્નેહ સહિત મંદહાસ્ય, આલિંગન, ભાષણ અને વિભ્રમ આદિથી રમાડે છે. એ રસ પીવાથી પુરૂષ દશ હજાર હાથીનું બળ પામી ભારે પ્રબળ થઇને (હું ઈશ્વર છું અને સિદ્ધ છું ) એમ મદાંધની પેઠે બકે છે અને એવા અભિમાનથી પોતાને ઘણા પ્રકારથી સમર્થ માને છે.[૨-૭] હે નારદજી ! આ પ્રમાણે પહેલાં અતલ પાતાલની સ્થિતિ કહી હવે બીજા વિતલ પાતાલની સ્થિતિ સાંભળો.[૮] વિતલ પાતાલમાં પોતાના પાર્ષદોના ટોળાંઓથી વીંટાએલા સાક્ષાત્ હાટકેશ્વર નામના દેવપૂજ્ય સદાશિવ, બ્રહ્માની સૃષ્ટિ વધારવાને વાસ્તે પાર્વતીની સાથે જોડું થઇને રહ્યા છે,[૯-૧૦] એ મહાદેવના વીર્યમાંથી હાટકી નામની ઉત્તમ નદી ત્યાં ચાલે છે. પવને ઉત્તેજન આપેલો અગ્નિ એ વીર્યને બળથી પી જાય છે અને પીને પાછું કહાડી નાખે છે તેમાંથી દૈત્યોને પ્યારૂં હાટક નામનું સોનું બને છે. એ સોનાને દૈત્યોની સ્ત્રીઓ ભૂષણરૂપ કરીને સર્વદા પહેરે છે.[૧૧-૧૨] વિતલની નીચે સુતલ પાતાલછે તેમાં પવિત્ર કીર્ત્તિવાળો વિરોચનનો પુત્ર બલિરાજા રહે છે.[૧૩] ઇંદ્રદેવનું ઉત્તમ પ્રિય કરવાની ઇચ્છાથી વામનજી ભગવાને બલિરાજાનું ત્રૈલોક્યનું રાજ્ય હરી લઇને તેને સુતલ પાતાલમાં રાખ્યો છે. તેની પાસે એવી મોટી લક્ષ્મી છે કે જે ઇંદ્રાદિકની પાસે પણ નથી.[૧૪,૧૫] એ બલિરાજા ભક્તિથી તે વિષ્ણુનુંજ આરા-

ધન કરે છે અને નિર્ભય રીતે હજી સુધી સુતલનું રાજ્ય કર્યા કરે છે.[૧૬] હે નારદજી ! કેટલાએક મહાત્માઓ કહે છે કે "સર્વના ઈશ્વર વિષ્ણુભગવાનરૂપ, દાનનું પાત્ર મળતાં બળિરાજાએ જે પૃથ્વીનું દાન દીધું તેના ફળરૂપે તેને એ સુતલનું રાજ્ય મળ્યું છે" પણ એમ કહેવું યોગ્ય નથી. કારણ કે પુરૂષાર્થને આપનારા સર્વના ઈશ્વર અને દેવના દેવ વિષ્ણુ કે જેનું નામ પરવશપણામાં લેવાયાથી પણ માણસ પોતાનાં કર્મબંધન સંબંધી ક્લેશોને અનાયાસથી તોડે છે તેમને દાન દેવાના ફળ રૂપે બલિરાજાને રાજ્ય મળ્યું એમ કહેવું સર્વથા ઘટતું નથી. કર્મબંધન સંબંધી જે ક્લેશોને દૂર કરવાને વાસ્તે સંન્યાસીઓ સાંખ્ય અને યોગ આદિ સાધનો નિરંતર કર્યા કરે છે, તે ક્લેશો જેનું નામ લેવાથી મટે છે એવા ભગવાનને જે દાન દીધું તેનું ફળ તો વાસ્તવિક રીતે મોક્ષજ હોવું જોઈએ. સૂક્ષ્મ વિચાર કરતાં જણાય છે કે તે બલિરાજાની ઉપર ભગવાને અનુગ્રહ કર્યોજ નથી. કેમકે મિથ્યાભૂત ભોગનું ઐશ્વર્ય કે જે આત્મસ્વરૂપના સ્મરણથી ભ્રષ્ટ કરનાર અને અનેક ક્લેશ તથા મનની પીડાઓનું મૂળ છે તે તેને આપ્યું છે. સર્વ ઉપાયોને જાણનારા ભગવાને પોતાને બીજો કોઈ ઉપાય નાહ મળતાં ભીખ માગવાનો છળ કરી તેનું માત્ર શરીર અવશેષ રાખતાં સઘળું રાજ્ય હરી લીધું, વરૂણપાશથી બાંધ્યો અને બાંધીને વળી પર્વતની ગુફા જેવા પાતાલમાં નાખ્યો, તોપણ તે સમયે બલિરાજા નીચે પ્રમાણે બોલ્યો હતોઃ "જો કે ઇંદ્રના મંત્રિ બૃહસ્પતિ છે તોપણ એ ઇંદ્ર મહામૂર્ખ છે,[૧૭-૨૪] કારણ કે તેણે ભગવાનને પ્રસન્ન કરીને સંપત્તિ માગી લીધી. આ ત્રૈલોક્યનું અતિ તુચ્છ ઐશ્વર્ય કોણ માત્ર છે![૨૫] જેથી સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે એવા ભગવાનને પોતાનેજ નહિ માગી લેતાં ઇંદ્ર ત્રૈલોક્યના રાજ્યમાં મોહ પામ્યો માટે તે મોટો મૂઢ છે. અમારા દાદા મહાવૈષ્ણવ પ્રહ્‌લાદજીજ પોતાના સ્વાર્થમાં પહોંચેલા હતા, કેમ કે તેમનો પિતા હિરણ્યકશિપુ મરી ગયા પછી તેમને ભગવાને હિરણ્યકશિપુનું અતુલ ઐશ્વર્ય આપવા માંડયુ હતું તોપણ તે નહિ લેતાં કેવળ દાસપણુંજ માગ્યું હતું કે જેથી સર્વ લોકોનો ઉપકાર થયો છે. અમારા જેવો પુરૂષ કે જેના ઘણા ઘણા રાગ દ્વેષાદિક દોષ ક્ષીણ થયા નથી તેતો એ મોટા પ્રભાવવાળા અને સર્વ લોકો કરતાં અધિક બુદ્ધિવાળા પ્રહ્‌લાદજીની બરોબરી નજ કરી શકે." દૈત્યોનો રાજા અને લોકોમાં પરમ સતકાર પામેલો બલિ, એ રીતે સુતલ પાતાલમાં રહેલ છે. સુતલ પાતાલમાં પોતે વિષ્ણુ ભગવાન બલિરાજાના દ્વારપાળ થઇને રહ્યા છે. લોકોને રોવરાવનારો રાવણ રાજા એક દિવસે સુતલમાં પેસતો હતો ત્યાં ભક્તો ઉપર અનુગ્રહ કરનારા વિષ્ણુએ પોતાના પગના અંગુઠાથી તેને દશ હજાર યોજન દૂર ફેંકી દીધો હતો.[૨૬-૩૧] એવા પ્રભાવવાળો એ બલિરાજા વિષ્ણુની કૃપાથી સુતલનું રાજ્ય કરે છે અને સઘળાં સુખોને સ્વતંત્ર રીતે ભોગવે છે.[૩૨]

**एवंभूतानुभावोयंबलिः सर्वसुखैकभुक् ॥**
**आस्ते सुतलराज्यस्थो देवदेवप्रसादतः॥३२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

# अध्याय २० मो.

## તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલનું વર્ણન

### नारायण उवाच

**ततोधस्ताद्विवरकं तलातलमुदीरितम् ॥**
**दानवेंद्रो मयो नाम त्रिपुराधिपतिर्महान् ॥१॥**

નારાયણ કહે છેઃ—સુતલની નીચે તલાતલ પાતાલમાં ત્રણ પુરનો અધિપતિ 'મય' નામનો મોટો દાનવ રહે છે.[1] ત્રણે લોકને સુખ કરવાની ઈચ્છાથી સદાશિવે તેનાં ત્રણ પુરને બાળી નાખીને પાછું કૃપાથી તેને એ સ્થલનું રાજ્યસુખ આપ્યું છે.[2] ભયંકર રાક્ષસો સઘળાં કાર્યોની સિદ્ધિને વાસ્તે, માયાવીઓના આચાર્ય અને અનેક માયાઓમાં નિપુણતાવાળા એ મયદાનવનું પૂજન કરે છે.[3] તલાતલની નીચે પ્રખ્યાત મહાતલ પાતાલ છે તેમાં અનેક માથાંવાળા, કદ્રુના પુત્ર સર્પ લોકોનું ક્રોધવશ નામનું મોટું ટોળું રહે છે.[4] એ ટોળામાં કુહક, તક્ષક, સુષેણ અને કાલિય એટલા મુખ્ય છે.[5] મોટી કાયાવાળા, મોટા બળવાળા અને ક્રૂર સ્વભાવવાળા એ સઘળા સર્પ લોકો ગરૂડજીથી નિરંતર ઉદ્વેગ પામ્યા કરે છે;[6] તોપણ પોતાની સ્ત્રીઓ, સંતાન, સંબંધી અને કુટુંબના પ્રસંગથી પ્રમત્ત થઇને ચાતુરીથી અનેક જાતના વિહાર કરે છે.[7] મહાતલની નીચે રસાતલ નામનું પાતાલ છે. એમાં નિવાતકવચ, હિરણ્યપુરવાસી અને કાલેય એવા ત્રણ વર્ગમાં વહેંચાયેલા અને 'પણિ' નામથી ઓળખાતા દૈત્ય–દાનવો રહે છે.[8,9] એ લોકો જન્મથીજ દેવતાઓના શત્રુ, મોટા પરાક્રમી અને મહાસાહસી છે, તોપણ સર્વના સ્વામી ભગવાનના તેજથી પરાક્રમ હણાઇ જવાને લીધે જેમ રાફડામાં સર્પો રહે તેમ રસાતલ પાતાલમાં રહે છે. ત્યાં એક કૂતરી કે જે ઇંદ્રની દૂતી થઇને સર્વદા રહે છે તેની મંત્રરૂપ વાણીનો પ્રહાર વાગવાથી એ લોકો ઇંદ્રથી બ્હીએ છે* રસાતલની નીચે પાતાલ નામનું સાતમું પાતાલ છે તેમાં મોટા દેહવાળા, મહાક્રોધી અને ઉગ્ર ઝેરવાળા નાગલોકો રહે છે.[10-12] એઓનો રાજા વાસુકિનાગ છે. શંખ, કુલિક, શ્વેત, ધનંજય, મહાશંખ, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વતર અને દેવદત્ત આદિ નાગો એઓમાં મુખ્ય ગણાય છે. એઓમાં કેટલાએકને પાંચ, કેટલાએકને સાત, કેટલાએકને દશ, કેટલાએકને સો અને કેટલાએકને હજાર માથાં છે. હે નારદજી ! નિરંતર ક્રોધથી ભરેલા એ નાગલોકો પોતાની ફણાઓ ઉપર રહેલા મોટા પ્રકાશવાળા મણિઓથી પાતાલમાંના ઘાટા અંધારાને મટાડી નાખે છે.[13-16] પાતાલની નીચે ત્રીશ હજાર યોજનને છેટે શેષનાગ રહ્યા છે કે જે ભગવાનના તમોગુણી અંશરૂપ કહેવાય છે. સર્વ દેવતાઓએ પૂજેલા એ શેષનાગ અનંત પણ કહેવાય છે.[17,18] એ અહંકારના અધિષ્ટાતા છે તથા અહંકાર રૂપથી દેહને અને આત્માને એક ગણાવી દે છે તેથી પંચરાત્રના સિદ્ધાંતવાળાઓ તેમને 'સંકર્ષણ' નામ આપે છે.[19] અનંત મૂર્ત્તિઓવાળા અને હજાર માથાંવાળા એ શેષનાગના એક માથા ઉપર રહેલું આ ભૂમંડલ સર્ષપના દાણા જેવડું જણાય છે. એ શેષનાગ પ્રલયકાળમાં આ જગતનો સંહાર કરવા ધારે છે ત્યારે તેમની

---

* પણિલોકોએ સંતાડી રાખેલી ગાયોને શોધી કહાડવા સારૂ ઇંદ્રે દેવલોકોની એક કૂતરીને ત્યાં મોકલી છે. તેને પણિઓ સંધિ કરવાની ઇચ્છાથી "તારી શી ઇચ્છા છે?" ઇત્યાદિ પૂછે છે ત્યારે સંધિને નહિ ઇચ્છતી તે કૂતરી ઇંદ્રનાં વખાણ સહિત તેઓને કઠણ વચન કહે છે "હે પણિઓ ! ઇંદ્રના હાથથી માર ખાઇને તમો મરી જાઓ". એ વચન સાંભળીને તે લોકો બ્હી જાય છે, એમ વેદમાં લખ્યું છે.

ભમરોના મધ્યમાંથી ત્રણ ત્રણ આંખોવાળા સંકર્ષણ નામના અગીઆર રૂદ્રો ત્રણ શિખાવાળાં ત્રિશૂલો ઉપાડીને નીકળે છે. એ રૂદ્રો મહાબળવાન અને સર્વ પ્રાણિઓનો ક્ષય કરનારા હોય છે.[૨૦-૨૩] ઉત્તમ ભક્તોની સાથે પરમ ભક્તિથી મસ્તકવડે નમતા નાગલોકો, કુંડલનાં માણિક્યોની ચળકતી કાંતિથી શોભતા ગાલવાળાં અતિ સુંદર પોતાનાં મ્હોડાંઓને શેષનાગના ચરણ કમળના રાતા અને સ્વચ્છ મણિ સરખા નખોના મંડલમાં પ્રીતિપૂર્વક જુવે છે.[૨૪-૨૬] સુંદર અંગવાળી, ચળકતી કાંતિવાળી, સ્વચ્છ મોટા ધોળા સુભગ અને રૂચિર ભુજદંડોથી ચારેકોર શોભતી, ચંદન, અગરૂ અને કેસરના લેપનથી શણગારેલી, શેષનાગના સ્પર્શથી થએલા કામદેવના આવેશથી વ્યાકુલ અને સુંદર મંદ હાસ્ય કરતી નાગલોકોની કુમારિકાઓ સ્નેહથી અને મદના આવેશથી ઘુમતાં રાતાં નેત્રવાળાં અને દયાભરેલા કટાક્ષવાળાં શેષનાગનાં મુખારવિંદને અનેક કામનાઓથી લાજ ભરેલી રીતે જુવે છે.[૨૭-૨૯] અનંત, અપાર બળવાળા, મોટા મનવાળા, અપાર ગુણોના સમુદ્રરૂપ, મોટી કાંતિવાળા, મોટા ધૈર્યના ભંડારરૂપ અને સર્વ દેવતાઓએ પૂજેલા તે આદિદેવ શેષનાગ, હમણાં અસહન અને ક્રોધ આદિના વેગને બંધ પાડી લોકોનાં કલ્યાણને વાસ્તે બેઠા છે.[૩૦-૩૨] સુર, અસુર, નાગ, સિદ્ધ, વિદ્યાધર, ગંધર્વ અને મુનિ લોકો નિરંતર તેમનું ધ્યાન કરે છે. તેમનાં નેત્ર નિરંતરના મદનેલીધે ઉન્મત્ત અને વિહ્વલ રહે છે. પોતાનાં ભાષણરૂપ અમૃતથી પાર્ષદોને અને દેવતાઓના અધિપતિઓને તૃપ્ત કર્યા કરેછે. નહિ કરમાતાં, નવીન અને સ્વચ્છ તુલસી દલોથી બનાવેલી વૈજયંતી માળાને પહેરે છે.[૩૩-૩૫] એ માળામાં મદોન્મત્ત ભ્રમરો ગુંજાર કરે છે તેથી ભારે આનંદ થઈ રહે છે. તે અવિનાશી દેવના દેવે, નીલ વસ્ત્ર પહેરેલાં છે, એક કુંડલ ધારણ કર્યું છે[૩૬] અને હળને માથે પોતાનો અત્યંત પુષ્ટ હાથ મૂકીને બેઠેલા એ શેષનાગ, ઇંદ્રનો હાથી જેમ સોનાના નાડાને ધરી રહે તેમ વૈજયંતી માળાને ધરી રહ્યા છે.[૩૭] ઉદાર લીલાવાળા એ મોટા દેવને ઉત્તમ ભક્તલોકો બહુ વર્ણવે છે.

**हलस्य ककुदि न्यस्तसुपीवरभुजोऽव्ययः ॥**
**माहेंद्रः कांचनीं यद्वदरित्रांचमतंगमः॥ ३७ ॥**
**उदारलीलो देवेशो वर्णितःसात्वतर्षभैः ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦**

---

# अध्याय २१ मो.

## શેષનાગની સ્તુતિ અને નરકવર્ણન.

### नारायण उवाच

**तस्यानुभावं भगवान् ब्रह्मपुत्रः सनातनः ॥**
**सभायां ब्रह्मलोकस्य गायमान उपासते ॥ १ ॥**

નારાયણ કહે છેઃ–બ્રહ્માના પુત્ર મહાત્મા સનાતન, બ્રહ્માની સભામાં શેષનાગના પ્રભાવને નીચે પ્રમાણે ગાય છે અને તેમની ઉપાસના કરે છે.[૧]

સનાતન ગાય છેઃ–"આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ, સત્વ આદિ માયાના ગુણો જેની દૃષ્ટિ પડવાથી પોત પોતાનું કામ કરવામાં સમર્થ થયા છે, અને જેણે અનંત તથા અનાદિરૂપે પોતે એક છતાં પોતામાં અનેક પ્રકારનો કાર્યપ્રપંચ ઉત્પન્ન કર્યો છે, તે પરબ્રહ્મરૂપ શેષનાગનાં તત્વને લોકો કેમજ જાણી શકે![૨] ભક્તોનાં અંતઃકરણોને વશ કરવા સારૂ કરેલી જેની ઉત્તમ લીલાને સિંહ પણ શીખે છે, એવા ઉદાર પરાક્રમવાળા અને જેના સ્વરૂપમાંજ આ કાર્ય–કારણરૂપ

જગત દેખાય છે, એવા શેષનાગે આપણા ઉપર મોટી કૃપાથી શુદ્ધ સત્વરૂપ મૂર્તિ ધરી છે.[૩] જેનાં બીજા પાસેથી સાંભળેલાં નામને પણ મહાપાપી માણસ પણ અકસ્માત્ પીડાને લીધે અથવા હાંસીમાં પણ બોલી જાય તો તે નામ તુરત માણસોનાં સઘળાં પાપોનો ક્ષય કરે છે; તે શેષનાગ ભગવાનવિના, મુમુક્ષુ માણસ બીજા કોનો આશ્રય લે?[૪] અનંત પણાને લીધે અપાર પરાક્રમવાળા અને હજાર માથાવાળા જે શેષનાગ ભગવાને પોતાના એક માથાની ઉપર પર્વતો, નદીઓ, સમુદ્રો અને પ્રાણિઓ સહિત આ ભૂગોળને પરમાણુની પેઠે ધરેલું છે, તેમના પરાક્રમોને હજાર જીભોથી પણ કયો માણસ ગણી શકે?[૫] એવા પ્રભાવવાળા, અનંત, અપાર બળવાળા, સ્વતંત્ર અને ઘણા ગુણ તથા પ્રતાપવાળા એ શેષનાગ ભગવાન પાતાલના મૂળમાં રહીને જગતની રક્ષા કરવા સારૂ લીલાથી ધરતીને ધરી રહ્યા છે."[૬]

નારાયણ કહે છે.-હે મુનિઓમાં ઉત્તમ! સંસાર સંબંધી સુખોને ઈચ્છનારા મનુષ્યો પોતપોતાનાં કર્મોથી જે લોકને પામે છે તે મેં શાસ્ત્રરીતિ પ્રમાણે તમારી પાસે વર્ણન કરી સંભળાવ્યું. હે નારદજી! પુરૂષોને પ્રવૃત્તિ રૂપ ધર્મથી મળવાની અને એક એકથી નોખા પ્રકારની ઊંચી નીચી એટલીજ ગતિઓ (સ્થાનકો) છે કે જેઓનું વર્ણન મેં તમારા પૂછવાથી આપ્યું. હવે બીજું શું પૂછો છો?[૭-૮]

નારદજી પૂછે છેઃ-હે મહારાજ! પ્રાણીઓનાં કર્મો સરખાં છતાં ઈશ્વરે લોકની આ વિચિત્રતા શામાટે કરી છે? એ વિષય યથાર્થ રીતે કહો.[૧૦]

નારાયણ કહે છેઃ-કર્મ કરનારની શ્રદ્ધાને અનુસારે નોખા નોખા પ્રકારની ગતિઓ પ્રાપ્ત થાય છે. સર્વદા શ્રદ્ધાઓ ત્રિગુણાત્મક હોવાને લીધે જુદા જુદા પ્રકારનું ફળ થાય છે.[૧૧] સાત્વિક શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને સર્વદા સુખજ મળે છે, રાજસી શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને સુખ તથા દુઃખ બન્ને મળે છે,[૧૨] અને તામસી શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને દુઃખ તથા મૂઢપણુંજ મળે છે. તે એક પ્રકારની શ્રદ્ધામાં પણ પેટાના અનંત ભેદ અને ફેરફાર થવાથી એક પ્રકારનાં કર્મ કરનારાઓને પણ નોખાં નોખાં ફળ થાય છે.[૧૩] હે નારદજી! હવે અનાદિ કાળની અવિદ્યાને લીધે થતાં પાપ કર્મોનાં પરિણામ રૂપ જે હજારો નરકો છે તેઓમાંથી ઘણાંખરાંનું વર્ણન આપું છું. એ નરકો ત્રૈલોક્યની અંદરજ છે. દક્ષિણ દિશામાં પૃથ્વીની નીચે અને અતલપાતાલથી ઉપર નરકોનું સ્થળ છે, કે જે દિશામાં અગ્નિષ્વાત્ત આદિ પિતૃઓના ગણો ચિત્તની પૂર્ણ એકાગ્રતાથી પોતાના વંશજોને ઉત્તમ અને સાચા આશીર્વાદ આપતા રહે છે.[૧૪-૧૭] પિતૃઓના અધિપતિ યમરાજા પણ મરણ પામેલા પ્રાણીઓને પોતાના દૂતો પોતાની પાસે લાવતાં, ભગવાને જે નિયમ બાંધી આપ્યો છે તેને અનુસરી ચિત્રગુપ્ત આદિ પોતાના ગણોની સાથે વિચારીને સૌ સૌનાં કર્મ અને દોષ પ્રમાણે સૌને દંડ આપે છે. મહાવિદ્વાન યમરાજા ધર્મના તત્વને જાણનારા, પોતાની આજ્ઞાને પ્રવર્તાવનારા અને તે તે નરકોમાં કામ કરવાને જોડેલા પોતાના ગણોને સર્વદા પાપી પ્રાણીઓને લાવવા સારૂ પ્રેરે છે.[૧૮-૨૦] કેટલાએક વિદ્વાનો કહે છે કે ત્યાં એકવીશ નરકો છે અને કેટલાએક કહે છે કે અઠ્ઠાવીશ નરકો છે. હવે એ નરકોનાં નામ અનુક્રમથી કહું છું.[૨૧] તામિસ્ર, અંધતામિસ્ર, રૈરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ,

અંધકૂપ, કૃમિભોજન, સંદંશ, તપ્તમૂર્તિ, વજ્રકંટકશાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ, અને અયઃપાન, એ એકવીશ નરક ગણવામાં આવે છે. ક્ષારકર્દમ, રક્ષોગણસંભોજ શૂલપ્રોત, દંદશૂક, અવટરોધ, પર્યાવર્તન અને સૂચીમુખ એ નામનાં બીજાં પણ સાત ગણવામાં આવે છે.[૨૨-૨૭] હે બ્રહ્માના પુત્ર ! આ અઠ્ઠાવીશ નરકો છે તે અનેક પ્રકારનાં મહાદુઃખ ભોગવવાનાં સ્થાનક છે. પ્રાણીઓ પોતે કરેલાં પાપોના અનુસારથી એ નરકોમાં પડે છે.[૨૮]

**इत्येते नारका नाम यातनाभूमयः पराः ॥**
**कर्मभिश्चापिभूतानांगम्याः पद्मजसंभव ॥२८॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧

## अध्याय २२ मो.

### નરક અને નરકપ્રાપ્તિનાં કારણ.

### नारद उवाच

**कर्मभेदाः कतिविधाः सनातनमुने मम ॥**
**श्रोतव्याः सर्वथैवैते यातनाप्राप्तिभूमयः ॥१॥**

નારદજી પૂછે છે—હે પ્રાચીન મુનિ નારાયણ ! નરકમાં પાડનારાં કર્મો કેટલા પ્રકારનાં છે એ મને કહો. એ વિષય મારે સર્વથા સાંભળવોજ જોઇએ.[૧]

નારાયણ કહે છેઃ—જે દુષ્ટ પુરૂષ પારકાં ધન, સ્ત્રી કે સંતાનનું હરણ કરે છે તેને અત્યંત ભયાનક યમદૂતો કાળપાશથી બાંધીને મહા દુઃખદાયી તામિસ્ર નામના નરકમાં નાખે છે. પાશ ધરનારા યમદૂતો એ નરકમાં પડેલા પ્રાણીને મારે છે, તિરસ્કાર કરે છે અને બીજી પણ શિક્ષા કરે છે કે જેથી પ્રાણી પરવશ થઇ દુઃખને લીધે મૂર્છા પામે છે. જે માણસ પતિને છેતરીને તેની સ્ત્રી આદિનો ઉપભોગ્ય કરે છે તેને યમના દૂતો અંધતામિસ્ર નામના નરકમાં નાખે છે. એ નરકમાં નખાતા અને પીડામાં પડેલા જીવની મતિ અને દૃષ્ટિ તુરત નાશ પામે છે. મૂળ કપાતું હોય તે સમયે ઝાડની જેવી દશા થાય તેવી એ જીવની દશા થાય છે.[૨-૭] એટલામાટે એ નરકને અંધતામિસ્ર એવું નામ આપેલું છે. જે લંપટ માણસ 'આ શરીર હું છું અને આ ધનાદિક મારૂં છે' એમ માનીને બીજાં પ્રાણીઓનો દ્રોહ કરતાં નિત્ય પોતાના કુટુંબનું પોષણ કરે છે તે માણસ કુટુંબને અહીંજ મૂકીને પોતે એકલો પોતાના પાપને લીધે સર્વ પ્રાણીઓને ત્રાસ આપનારા રૌરવ નામના નરકમાં પડે છે. એ માણસે પોતે જીવતાં આ લોકમાં જે જે જીવોને માર્યા હોય તે સઘળા જીવો રૂરૂ થઇને નરકમાં તેને પીડે છે. 'રૂરૂ' એ એક જાતના સર્પ કરતાં પણ વધારે ક્રૂર પ્રાણીનું નામ છે, એમ પ્રાચીન લોકો કહે છે. જે માણસ પોતાના દેહનુંજ પોષણ કરે છે તે મહારૌરવ નામના નરકમાં પીડા ભોગવે છે. એ નરકમાં પડેલાં માણસને ક્રવ્યાદ નામના રૂરૂઓ માંસને વાસ્તે કાપી નાખે છે.[૮-૧૩] જે ક્રૂર અને મૂઢ માણસ, પશુઓ અને પક્ષીઓને જીવતાંજ રાંધી નાખે છે, તે માણસને યમના દૂતો જેમાં તેલ ઉકળ્યા કરે છે એવા કુંભીપાક નામના નરકમાં રાંધી નાખે છે. જે માણસે પિતા અને બ્રાહ્મણોનો દ્રોહ કર્યો હોય તે માણસને કાલસૂત્ર નામના નરકમાં નાખે છે. ત્યાંની ભૂમિ અગ્નિ તથા સૂર્યથી તપ્યા કરે છે. અંદર તથા બહાર ભૂખતરસથી બળી જતો એ માણસ, પશુનાં જેટલાં રૂંવાડાં હોય તેટલાં હજાર વર્ષ સુધી ત્યાંજ બેસે છે, સૂવે છે, ફરે છે, ઉભો રહે છે અને દોડે છે.[૧૪-૧૭] હે નારદજી ! જે માણસ આપત્કાલ વગર પણ પોતાનો વેદમાર્ગ

છોડી દઇને પાખંડમાં મંડયો હોય, તેને અસિપત્રવન નામના નરકમાં નાખીને ચાબખાથી મારે છે. એ નરકમાં મારને લીધે ચારેકોર દોડતા પ્રાણીની ઉપર બન્ને કોર ધારવાળાં તાલવનનાં તરવાર જેવાં પાંદડાં પડે છે તેથી સઘળાં અંગ કપાઈ જાય છે. હાય મુવો ! હાય મુવો ! એવી ચીસો પાડ્યા કરે છે ને ભારે વેદનાથી મૂર્છા પામીને પગલે પગલે પડી જાય છે. સ્વધર્મને તજી દેનારો મૂર્ખ માણસ પાખંડમાર્ગમાં ભળવાનું એવું ફળ ભોગવે છે. જે રાજા અથવા રાજાનો માણસ ધર્મની રીતિ છોડી દઇને લોકોને શિક્ષા કરે છે અને બ્રાહ્મણને દેહાંત શિક્ષા કરે છે તે પાપીને યમના દૂતો સૂકરમૂખ નામના નરકમાં પાડે છે.[૧૮-૨૩] એ નરકમાં ભારે બળવાળા યમદૂતો તેના શરીરના અવયવોને ચીચોડામાં પીલાતા શેલડીના સાંઠાની પેઠે પીલી નાખતાં તે ઘણી પીડાથી ચીસો પાડે છે અને કષ્ટ પામીને મૂર્છિત થઈ જાય છે.[૨૪] વળી સંજ્ઞા આવતાં પીલાવાની ઘણી વેદના ભોગવે છે. જે માણસ પોતે ઈશ્વરે ઠરાવી આપેલા ધર્મવાળો અને પરાઇ પીડાને જાણનારો છતાં, માંકડ આદિ પ્રાણીઓ કે જેઓને માણસનાં લોહી પીવા આદિ જીવિકાજ ઈશ્વરે આપેલી છે અને જેઓ પરાઇ પીડાને જાણતાં નથી તેઓને પીડા કરે છે, તે માણસ તે પાપને લીધે અંધકૂપ નામના નરકમાં પડે છે.[૨૫,૨૬] એ નરકમાં પશુ, પક્ષી, મૃગ, સરપોલીઆં, મચ્છર, જૂ, માંકડ, માખીઓ અને વીંછીઓથી એ માણસ અંધારામાં બહુજ પીડાય છે અને કીડા વગેરેના શરીરમાં જેમ જીવ તરફડ્યા કરે છે; તેમ નરકમાં તરફડ્યા કરે છે.[૨૭-૨૮] જે કાંઈ ખાવાનું આવ્યું હોય તેને બીજાને વહેંચી દીધા વિના ખાય અને વૈશ્વદેવાદિક શાસ્ત્રોક્ત પંચયજ્ઞ ન કરે તે કાગડા જેવા પાપી માણસને તેના દુષ્ટ કર્મને લીધે યમના ક્રૂર દૂતો કૃમિભોજન નામના અધમ નરકમાં નાખે છે. લાખ યોજનના એ કીડાઓના કુંડરૂપ ભયંકર નરકમાં કીડો થઇને પડેલા જીવને બીજા કીડાઓ ખાય છે.[૨૯-૩૧] અતિથિ વગેરેને આપ્યા વગર અને હોમ કર્યા વગર ખાનારો માણસ એ પ્રમાણે કૃમિભોજનમાં પડે છે. જે માણસ ચોરીથી અથવા બલાત્કારથી બ્રાહ્મણના સોનાનું કે રત્નનું હરણ કરે અથવા કષ્ટ પડયું ન હોય તેવા સમયમાં બીજા કોઈના સોના આદિનું હરણ કરે તે માણસને મરણ પછી યમદૂતો સંદંશ નામના નરકમાં નાખે છે અને તેની ચામડીને લોઢાના ધગધગતા ચીપીઆઓથી તોડી લે છે. જે પુરૂષ અગમ્યા સ્ત્રીમાં ગમન કરે અને જે સ્ત્રી અગમ્ય પુરૂષમાં ગમન કરે તે બન્ને તપ્તમૂર્તિ નામના નરકમાં પડે છે, ત્યાં યમદૂતો તેઓને મારે છે. પુરૂષને, ધગાવેલી લોઢાની સ્ત્રીની મૂર્તિ સાથે અને સ્ત્રીને ધગાવેલી પુરૂષની મૂર્તિ સાથે બાથ ભીડાવે છે. જે પાપી પુરૂષ પશુ આદિમાં પણ ગમન કરે છે તે મુવા પછી વજ્રકંટકશાલ્મલી નામના નરકમાં પડે છે. ત્યાં યમદૂતો તેને વજ્ર જેવા કાંટાવાળા લોઢાના શેમળાના ઝાડપર ચડાવીને તાણે છે.[૩૨-૩૭] જે રાજાઓ અથવા રાજાના માણસો પોતે સારા કુળમાં ઉત્પન્ન થએલા છતાં ધર્મની મર્યાદાઓને તોડી નાખે છે તેઓ મુવા પછી નરકના ગઢની ખાઇરૂપ વૈતરણી નદી નામના નરકમાં પડે છે.[૩૮,૩૯] હે નારદજી ! એ નરકમાં એઓને પાણીના જીવડા ચારેકોરથી ખાવા માંડે છે તોપણ પોતાનાં કર્મનાં ફળોને લીધે તે પાપીઓના શ્વાસ ચાલ્યા કરતાં પ્રાણ જતા નથી અને વિષ્ટા, મૂત્ર, પરૂ, લોહી, મોવાળા, હાડકાં, નખ, માંસ, મેદ

અને વસાની એ નદીમાં સઘળી રીતે પરિતાપ પામ્યા કરે છે. નીચ રાંડોને રાખનારા, લાજને તજી દેનારા અને પવિત્રતા, આચાર તથા નિયમોનો ત્યાગ કરનારા જે લોકો પશુની પેઠે યથેષ્ટ આચરણ કરે છે તે દુરાગ્રહી લોકો મુવા પછી પૂયોદ નામના નરકમાં પડે છે. એ નરક વિષ્ટા, મૂત્ર, લીંટ, બડખા અને લોહી આદિ મેલોથી ભરેલું છે. એમાં પડેલા પાપી લોકોને યમદૂતોના વર્ગો એજ પદાર્થો ખવરાવે છે.[૪૦-૪૪] કૂતરાં અને ગધેડાં, આદિને પાળનારા જે બ્રાહ્મણઆદિ લોકો મૃગયાને એક રમતના જેવીજ ગણીને શાસ્ત્રમાં કહેલા સમયવગર પણ પશુઓને મારે છે તેઓ મુવા પછી પ્રાણરોધ નામના નરકમાં પડે છે. ત્યાં યમદૂતો તે અપરાધી અધમ મનુષ્યોને નિશાનરૂપ કરી બાણોથી વિંધી નાખે છે.[૪૫,૪૬] જે ઢોંગ કરનારા અધમ મનુષ્યો ઢોંગના યજ્ઞોમાં પશુઓને કાપી નાખે છે તેઓ મુવા પછી વિશસન નામના નરકમાં પડે છે. યમદૂતો એ લોકોને એ નરકમાં નાખીને ભયંકર ચાબખાઓના પ્રહારોથી પીડે છે. જે દ્વિજવર્ણનો પુરૂષ કામદેવથી મોહ પામીને પોતાની જાતની સ્ત્રીને વીર્ય પાય છે તે પાપી મુવા પછી લાલાભક્ષ નામના નરકમાં પડે છે. ત્યાં તેને વીર્યના કુંડમાં નાખીને યમદૂતો વીર્યજ પાય છે.[૪૭-૪૯] જે ચોર લોકો, રાજાઓ અથવા રાજાના માણસો અગ્નિથી સળગાવી દે છે. ઝેર દે છે, સંઘને મારે છે અથવા ગામડે સંઘોને લુંટે છે તેઓ મુવા પછી સારમેયાદ નામના દારૂણ નરકમાં પડે છે. ત્યાં યમના દૂતો એઓને કૂતરાઓની પાસે કરડાવે છે. મહાઅદ્ભુત સાતસોને વીશ કૂતરાઓ ત્યાં રહે છે તેઓ તે અપરાધીઓને મોટા વેગથી ફાડી ખાય છે.[૫૦-૫૨] હે નારદજી ! હવે અવીચિ આદિ બીજાં નરકોનું હું વર્ણન કરીશ.

अतःपरं प्रवक्ष्यामि अवीचिप्रमुखान् मुने ॥

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.૨૨**

---

# अध्याय २३ मो.

## અવીચિ વગેરે નરકોનું વર્ણન

### नारायण उवाच

**ये नराः सर्वदा साक्ष्ये अनृतं भाषयंतिच ॥**
**दाने विनिमयेर्थस्य देवर्षे पापबुद्धयः ॥१॥**

નારાયણ કહે છેઃ–હે નારદ ! જે માણસો સાક્ષીમાં, દાનમાં કે ધનની લેવડદેવડમાં સર્વદા ખોટું બોલે છે,[૧] તે પાપબુદ્ધિવાળા લોકો મુવા પછી અતિદારૂણ અને આશ્રય વગરના અવીચિ નામના નરકમાં પડે છે. ત્યાં સો યોજન ઊંચા પર્વતના શિખર ઉપરથી તેઓને ઊંધે માથે પાડવામાં આવે છે. એ નરકમાં પહાણાનું સ્થલ પાણીની પેઠે જાણે મોજા ઉછાળતું હોય એવું દેખાય છે એટલા માટે તેનું નામ અવીચિ કહેવાય છે. એ નરકમાં પડવાથી તિલ તિલ જેવડા શરીરના કટકા થઈ જાય છે તોપણ પ્રાણીઓ મરતા નથી તેથી તેઓને પાછા શિખરપર ચડાવીને પાડવામાં આવે છે.[૨-૪] જે બ્રાહ્મણ, બ્રાહ્મણી અથવા બીજો પણ કોઇ નિયમમાં રહેલો માણસ પ્રમાદથી પણ મદિરા પીએ છે અને જે ક્ષત્રીય અથવા વૈશ્ય સોમપાન કરે છે તે અયઃપાન નામના નરકમાં પડે છે, ત્યાં યમદૂતો તે માણસના મોઢામાં અગ્નિથી બહુજ પીગળાવેલો લોઢાનો રસ રેડે છે. પોતેજ પોતાને ઉત્તમ માનનારો જે અધમ માણસ વિદ્યા, કુલીનપણું, તપ અને વર્ણાશ્રમના આચારવાળા ઊંચ લોકોને માન ન આપે તે માણસને મુવા પછી યમદૂતો ક્ષારકર્દમ

નામના નરકમાં ઊંધે માથે નાખે છે અને ત્યાં તે માણસ અપાર પીડા ભોગવે છે.[૫–૯] જે પુરૂષો નરબલિથી પૂજન કરે છે અને જે સ્ત્રીઓ એ મારેલા માણસોને ખાય છે તેઓ રક્ષોગણસંભોજ નામના નરકમાં પડે છે. એ યમના સ્થાનમાં તે લોકોએ મારી નાખેલાં સઘળાં માણસો ભેગાં થઇને કસાઈની પેઠે હથીઆરોની ધારાથી કાપીને તેઓનું લોહી પીએ છે, નાચે છે અને ઘણાં પ્રકારનાં ગાયન કરે છે. અહીં માંસ ખાનારા ભયંકર રાક્ષસો જેમ માણસોને પીડીને રાજી થાય છે તેમ ત્યાં એ લોકો તે માણસોને પીડીને રાજી થાય છે.[૧૦-૧૨] હે નારદજી ! જે માણસો જગડામાં અથવા ગામમાં નિરપરાધી અને જીવવાને ઇચ્છનારા પ્રાણીઓને વિશ્વાસના ઉપાયોથી વિશ્વાસ આપી પછી શૂળીમાં કે દોરા આદિમાં પરોવી રમકડાંની પેઠે માનીને દુ:ખ દે છે તેઓ મુવા પછી શૂલપ્રોત નામના નરકમાં પડે છે.[૧૩,૧૪] તેઓને ત્યાં યમદૂતો શૂળી આદિમાં પરોવે છે. એ માણસો ભૂખતરસથી પીડાય છે. તીખી ચાંચવાળા કંક અને બગલા આદિ પક્ષિઓ તેઓને ચારે કોરથી ટોલા માર્યા કરે છે;[૧૫] અને તેથી તે પાપીઓ ઘણી રીતે પોતાના પાપનું સ્મરણ કરે છે. સર્પાદિકની પેઠે ક્રૂર સ્વભાવવાળા જે લોકો પ્રાણીઓને ઉદ્વેગ આપે છે તેઓ મુવા પછી દંદશૂક નામના નરકમાં પડે છે.[૧૬,૧૭] ત્યાં પાંચ મોઢાંવાળા અને સાત મોઢાંવાળા ક્રૂર સર્પો ચારે કોરથી ઝડપ મારીને તેઓને ઊંદરોની પેઠે ગળી જાય છે.[૧૮] જે લોકો અહીં ખાડા, કોઠીઓ અને ગુફાઓ આદિમાં પ્રાણીઓને રૂંધી મૂકે છે તેઓ મુવા પછી અવટરોધ નામના નરકમાં પડે છે. ત્યાં સજ્જ રહેલા યમના દૂતો એ પાપી લોકોને એવાજ ખાડાઓ આદિમાં રૂંધી મૂકીને ઝેરવાળા અગ્નિના ધૂમાડાથી મુંઝવે છે.[૧૯] જે ઘરધણી દ્વિજ વર્ણનો પુરૂષ અતિથિ અથવા અભ્યાગતોની ઉપર ક્રોધ કરીને જાણે તેઓને બાળી નાખવા ઇચ્છતો હોય તેમ ક્રૂર દ્રષ્ટિથી જુવે છે, તે પર્યાવર્ત્તન નામના નરકમાં પડેછે. ત્યાં યમના દૂત વજ્ર જેવી ચાંચવાળા ગરંજ, કંક, કાગડા તથા વટ આદિ પક્ષીઓ તે ક્રૂર દૃષ્ટિવાળાની આંખોને બલાત્કારથી ઉખેડી લે છે. ધનના અભિમાનવાળો, પોતાનેજ શ્રેષ્ઠ માનનાર, આડું જોનારો, સર્વની ઉપર શંકા રાખનાર અને સર્વ સ્થળમાં ધનની આવક જાવકની ચિંતાથી જેનું હૃદય તથા મ્હોડું સૂકાયા કરે છે એવો જે અધમ માણસ જંપીને બેસતોજ નથી અને યક્ષની પેઠે ધનની રક્ષા કર્યા કરે છે તે માણસ મુવા પછી સૂચીમુખ નામના નરકમાં પડે છે. નિંદિત કર્મોને લીધે સૂચીમુખમાં પડેલા તે યક્ષ જેવા માણસને યમના દૂતો દરજીઓની પેઠે દોરાઓવડે સઘળાં અંગોમાં ખીલી લે છે. પાપ કર્મ કરનારાઓને વાસ્તે યમપુરીમાં આવી રીતનાં દુ:ખ ભોગવવાના સ્થાનકરૂપ સેંકડો અને હજારો નરકો છે. હે નારદજી ! એ સઘળાં નરકોમાં અધર્મી લોકો કે જેઓમાંના કેટલાએકનું મેં વર્ણન આપ્યું અને કેટલાએકનું નથી પણ આપ્યું તેઓ પડે છે. એવી રીતેજ ધર્મને પાળનારા લોકો સુખદાયી સ્વર્ગાદિક સ્થાનકોમાં જાય છે.[૨૧–૨૯] હે મોટા મુનિ ! મેં તમને ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ આપનારા સ્વધર્મ ઘણા પ્રકારના કહ્યા પણ તેઓમાં દેવીની મૂર્ત્તિની પૂજારૂપ અને દેવીના વિરાટ્‌રૂપની પૂજારૂપ સ્વધર્મજ મુખ્ય છે;[૩૦] કે જેને પાળવા માત્રથી મનુષ્યને નરકમાં જવું પડતું નથી. દેવીની પૂજા કરે તો તે દેવી સંસારરૂપ સમુદ્રમાંથી મનુષ્યોનો ઉદ્ધાર કરે છે.[૩૧]

येनानुष्ठितमात्रेण नरो न नरकं व्रजेत् ॥
सादेवी भवपाथोधेरुद्धर्त्रीं पूजितानृणाम् ॥२१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩

## अध्याय २४ मो.

## તિથિ–નક્ષત્રાદિકના યોગમાં દેવીનું પૂજન કરવાનો વિધિ

### नारद उवाच

धर्मश्च कीदृशस्तात देव्याराधनलक्षणः ॥
कथमाराधिता देवी सा ददाति परं पदम् ॥१॥

નારદજી કહે છે:–હે નારાયણ મુનિ, દેવીના આરાધનરૂપ ધર્મ કેવા પ્રકારનો છે? કયા સ્થળમાં અને કયા કાળમાં આરાધન કરવાથી દેવી પરમપદ આપે છે તેમના આરાધનનો શો વિધિ છે અને કયા સ્તોત્રથી આરાધન કરીએ તો તે દેવી મહાદુષ્ટ નરકથી રક્ષણ કરે? [૧,૨]

નારાયણ કહે છે:–હે વિદ્વાનોમાં ઉત્તમ નારદજી! સ્વધર્મપૂર્વક જેવા આરાધનથી દેવી પ્રસન્ન થાય છે અને જેવા પ્રકારનો સ્વધર્મ છે તે વિષે હું કહું છું. એકાગ્ર ચિત્તથી સાંભળો. દેવીનું પૂજન કરીએ તો તે દેવી આ અનાદિ સંસારમાં ભયંકર સંકટ આદિથી રક્ષણ કરે છે. એ દેવીના પૂજનનો વિધિ આ પ્રમાણે છે. [૩-૫] પ્રતિપદાને દિવસે ગાયનાં ઘીરૂપ નૈવેદ્યથી દેવીનું પૂજન કરવું, બ્રાહ્મણને ઘી આપવું એમ કરવાથી મનુષ્ય સર્વદા રોગરહિત રહે છે. [૬] બીજને દિવસે સાકરના નૈવેદ્યથી જગદંબાનું પૂજન કરવું અને બ્રાહ્મણને સાકર આપવી. આમ કરવાથી લાંબુ આયુષ્ય થાય છે. [૭] ત્રીજને દિવસે દૂધના નૈવેદ્યથી દેવીનું પૂજન કરે અને બ્રાહ્મણને દૂધ આપે તો સઘળાં દુઃખ મટે છે. [૮] ચોથને દિવસે દેવીને પુડલાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને પુડલા આપે તો કોઈ દિવસ વિઘ્નો નડે નહિ. [૯] પાંચમને દિવસે દેવીને કેળાંનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને કેળાં આપે તો ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય. [૧૦] છઠને દિવસે દેવીને મધનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને મધ આપે તો સુંદર કાંતિ પ્રાપ્ત થાય. [૧૧] સાતમને દિવસે દેવીને ગોળનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને ગોળ આપે તો કદી શોક પ્રાપ્ત થાય નહિ. [૧૨] આઠમને દિવસે દેવીને ટોપરાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને ટોપરૂં આપે તો કદી તાપ પ્રાપ્ત થાય નહિ. [૧૩] નોમને દિવસે દેવીને ચોખાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને ચોખા આપે તો આ લોકમાં તથા પરલોકમાં અધિક સુખની પ્રાપ્તિ થાય. [૧૪] દશમને દિવસે દેવીને કાળાતલનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને કાળા તલ આપે તો યમ લોકના ભયથી મુક્ત થાય. [૧૫] અગીયારશને દિવસે દેવીને દહીંનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને દહીં આપે તો દેવીની અત્યંત પ્રીતિનું પાત્ર થાય. [૧૬] બારશને દિવસે દેવીને પવાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને પવા આપે તો દેવીની પ્રીતિનું પાત્ર થાય. [૧૭] તેરશને દિવસે દેવીને ચણાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને ચણા આપે તો સંતાનની વૃદ્ધિ થાય. [૧૮] ચૌદશને દિવસે દેવીને સાથવાનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને સાથવો આપે તો શિવને પ્યારો થાય. [૧૯] પુનમને દિવસે દેવીને દૂધપાકનું નૈવેદ્ય ધરે અને બ્રાહ્મણને દૂધપાક આપે તો સઘળા પિતૃઓનો ઉદ્ધાર થાય છે. (અમાવાસ્યાને દિવસે પણ પુનમની પેઠેજ કરવું.) [૨૦] હે નારદજી! દેવીને પ્રસન્ન કરવા સારૂ તે તે તિથિમાં ઉપર કહેલા તે તે તિથિના પદાર્થોથી હવન કરવો, હવન કરવાથી સઘળાં કષ્ટનો નાશ થાય છે. [૨૧] રવિવારને દિવસે દૂધપાકનું નૈવેદ્ય ધરવું, સોમવારને દિવસે દૂધનું નૈવેદ્ય ધરવું, મંગળવારને દિવસે કેળાંનું

નૈવેદ્ય ધરવું; બુધવારને દિવસે તાજા માંખણનું નૈવેદ્ય ધરવું, ગુરૂવારને દિવસે રાતી સાકરનું નૈવેદ્ય ધરવું, શુક્રવારને દિવસે ધોળી સાકરનું નૈવેદ્ય ધરવું, અને શનિવારને દિવસે ગાયના ઘીનું નૈવેદ્ય ધરવું. હે નારદજી ! હવે સત્તાવીશ નક્ષત્રોનાં જુદાં જુદાં નૈવેદ્યો કહું છું તે સાંભળો. ઘી, તલ, સાકર, દહીં, દૂધ, દૂધની મલાઈ, દહીંની મલાઈ, લાડવા, સુતરફેણી, શકરપારા, કંસાર, પાપડ, ઘેવર, વડાં, ખજુરમાણું, પૂરણ, મધ, સૂરણ, ગોળ, પવા, દ્રાક્ષ, ખજુર, રાજગરો, પુડલા, માખણ, મગના લાડવા અને બીજોરૂં, એ સત્તાવીશ નૈવેદ્યો અશ્વિની આદિ જુદા જુદા નક્ષત્રોના દિવસોમાં અનુક્રમે ધરવાં. હવે વિષ્કુંભ આદિ યોગોમાં ધરવાનાં નૈવેદ્યો વિષે કહું છું[૨૨-૨૮] કે જેઓથી જગદંબા પ્રસન્ન થાય છે. ગોળ, મધ, ઘી, દૂધ, દહીં, છાશ, પુડલા, માંખણ, કાકડી, કોળું, લાડવા, ફનસ, કેળાં, જાંબૂ, કેરી, તલ, નારંગી, દાડિમ, બોર, આમળાં, દૂધપાક, પવા, ચણા, ટોપરૂં, લીંબુ, કસેરૂ (એક જાતનો કંદ હોય એમ જણાય છે) અને સૂરણ, એ સત્તાવીશ નૈવેદ્યો સત્તાવીશ યોગોના દિવસોમાં અનુક્રમે ધરવાં એમ વિદ્વાનોએ નિર્ણય કરેલો છે. હે નારદજી ! હવે કરણોમાં કરવાનાં જુદાં જુદાં નૈવેદ્યો વિષે કહું છું.[૨૯-૩૩] કંસાર, શકરપારા, સુતરફેણી, લાડુ, પાપડ, લાડુ, ઘેબર, તિલ, દહીં, ઘી અને મધ એ કરણોના દિવસોમાં કરવાનાં દેવીનાં નૈવેદ્ય સમજવાં. હવે દેવીની પ્રસન્નતા આપે એવું બીજું વિધાન કહું છું તે પ્રેમપૂર્વક સાંભળો. ચૈત્ર શુદ ત્રીજને દિવસે મનુષ્યે મહુડાના ઝાડની પૂજા કરવી અને પાંચ જણ ખાય એટલું નૈવેદ્ય ધરવું. આ પ્રમાણે બારે મહીનાની શુક્લપક્ષની ત્રીજોને દિવસે જે નૈવેદ્ય ધરવાં જોઇએ તેઓનો વિધિ કહું છું. વૈશાખ માસમાં ગોળનું, જેઠમાં મધનું, આષાઢમાં માંખણનું, શ્રાવણમાં દહીંનું, ભાદરવામાં સાકરનું, આસોમાં દૂધપાકનું, કાર્તિકમાં દૂધનું, માગશરમાં સુતરફેણીનું, પોષમાં દહીંની મલાઈનું, માઘમાં ગાયના ઘીનું અને ફાગણમાં ટોપરાનું નૈવેદ્ય મહુડાંના ઝાડ આગળ ધરવું તેથી દેવી પ્રસન્ન થાય છે. આ પ્રમાણે બાર નૈવેદ્યથી બાર મહિનામાં પૂજા કરવી.[૩૪-૪૨] મંગલા, વૈષ્ણવી, માયા, કાલરાત્રિ, દુરત્યયા, મહામાયા, માતંગી, કાળી, કમલવાસિની, શિવા, સહસ્રચરણા અને સર્વમંગલરૂપિણી, એ બાર નામોથી મહુડાના વૃક્ષમાં દેવીનું પૂજન કરવું.[૪૩-૪૪] પછી વ્રતની પૂર્ણતાને વાસ્તે અને સર્વ મનોરથોની સિદ્ધિને વાસ્તે મહુડાના વૃક્ષમાં રહેલાં મહેશ્વરી જગદંબાની નીચે પ્રમાણે સ્તુતિ કરવી.[૪૫] "તમે કે જે કમળસરખાં નેત્રવાળાં, જગતને ઉત્પન્ન કરનારાં માહેશ્વરી, મહાદેવી અને મહામંગલરૂપ છો તેમને વારંવાર પ્રણામ હોજો.[૪૬] સર્વોત્તમ, પાપને હણનારાં, ઉત્તમ મુક્તિ માર્ગ દેનારાં, પરમેશ્વરી, પ્રજાની ઉત્પત્તિ કરનારાં, પરબ્રહ્મરૂપ, મદને દેનારાં મદોન્મત્ત, માનથી પ્રાપ્ત થાઓ એવાં મહાઉત્કૃષ્ટ, મોટાં મનવાળાં, મુનિઓએ ધ્યાન કરવા યોગ્ય અને સૂર્યની અંદર રહેનારાં તમે છો.[૪૭,૪૮] હે લોકોનાં ઈશ્વરિ ! હે ચતુર ! હે પ્રલયકાલના મેઘસરખાં, જય ! જય ! દેવ અને દૈત્યો મોટા મોહનો નાશ કરવાને વાસ્તે તમને પૂજે છે.[૪૯] યમ લોકનો અભાવ કરનારાં, યમનાં પૂજ્ય મોટાં બ્હેન અને યમના દંડરૂપ તમે છો. હે પૂજન કરવા યોગ્ય ! તમને વારંવાર પ્રણામ કરૂં છું.[૫૦] સમસ્વભાવવાળાં, સર્વનાં ઈશ્વરી, સર્વ સંગોથી રહિત, સંગનો નાશ કરનારાં, યથેષ્ટ રૂપવાળાં, કરૂણારૂપ, કંકાલની

પેઠે ૨, કામાક્ષી, મીનાક્ષી, મર્મને તોડનારાં, મધુર રૂપવાળાં, મધુર સ્વભાવવાળાં, ઓંકારથી પૂજાએલાં, મોટા મંત્રવાળાં, મંત્રથી પ્રાપ્ત થાઓ એવાં, નિદિધ્યાસનથી રાજી થનારાં, મનુષ્યના મનથી પમાઓ એવાં અને સદાશિવનું પ્રિય કરનારાં તમે છો.[૫૧-૫૩] હે પીપળા, વડ, લીમડા, આંબા, કોઠ અને બોરડીના ઝાડમાં રહેનારાં! હે ફનસ, આકડા અને કેળ આદિ છીર-(ક્ષીર–દૂધ)વાળાં વૃક્ષોરૂપ! હે દૂધેલાની વેલમાં રહેવા યોગ્ય!(આ ઉપરથી જણાય છે કે મહુડાના વૃક્ષમાં જેમ દેવીનું પૂજન થાય તેમ પીપળા આદિ વૃક્ષોમાં પણ દેવીનું પૂજન થાય.)હે દયા કરવા યોગ્ય! હે અધિક દયાવાળાં! હે ચતુરાઇ તથા કરુણારૂપ! હે સદાશિવને પ્યારાં! જય! જય!"[૫૪,૫૫] પૂજન કર્યા પછી એ સ્તોત્રથી દેવીની સ્તુતિ કરવી. આ પ્રમાણે કરવાથી માણસને સર્વદા વ્રતનું સંપૂર્ણ ફળ મળે છે.[૫૬] જે માણસ દેવીને પ્રસન્ન કરનારા આ સ્તોત્રનો પાઠ કરે તેને આધિ, વ્યાધિ કે શત્રુનો ભય થાય નહિ.[૫૭] ધનની ઇચ્છાવાળાને ધન, ધર્મની ઈચ્છાવાળાને ધર્મ, કામની ઇચ્છાવાળાને કામ અને મોક્ષની ઈચ્છાવાળાને મોક્ષ પ્રાપ્ત થાય.[૫૮] આ સ્તોત્રનો પાઠ કરવાથી બ્રાહ્મણ વેદસંપન્ન થાય, ક્ષત્રિયને જીત મળે, વૈશ્યને ઘણું ઘણું ધન ધાન્ય મળે અને શૂદ્રને સુખાદિકની પ્રાપ્તિ થાય.[૫૯] જે માણસ શ્રાદ્ધના સમયમાં સાવધાનપણાથી આ સ્તોત્રનો પાઠ કરે તેના પિતૃઓને એક કલ્પ સુધીની અક્ષય તૃપ્તિ થાય.[૬૦] આ રીતે દેવતાઓ પણ જેને વખાણે છે એવું દેવીનું આરાધન તમારી પાસે કહ્યું તે જે માણસ ભક્તિપૂર્વક આ પ્રમાણે દેવીનું આરાધન કરે તેને દેવીના લોકની પ્રાપ્તિ થાય છે.[૬૧] હે નારદજી! દેવીનાં પૂજનથી સર્વે મનોરથો સિદ્ધ થાય છે, સઘળાં પાપો હણાય છે અને અંતે નિર્મળ મતિ થાય છે.[૬૨] હે બ્રહ્માના પુત્ર! જગદંબાના પ્રસાદથી સર્વ સ્થળમાં પૂજાપાત્ર અને જેઓ માનનેજ ધન માને છે તે લોકોમાં માનપાત્ર થવાય છે.[૬૩] જેના ઉપર મહામાયાનો પ્રસાદ થાય તે માણસને સ્વપ્નમાં પણ કદી નરકનો ભય થતો નથી અને પુત્ર પૌત્ર આદિ વંશની વૃદ્ધિ થાય છે.[૬૪] દેવીના ભક્તનું સઘળી રીતે શુભ થાય છે એમાં કાંઇ પણ સંદેહ રાખવો નહિ. આ પ્રમાણે જેથી નરકમાં ન પડવું પડે એવું સાધન તમારી પાસે કહ્યું.[૬૫] જગદંબાનું પૂજન સર્વ પ્રકારનાં કલ્યાણ કરે છે. હે મુનિ! ચૈત્ર માસની જે રીતિ કહી તે પ્રમાણે જે માણસ મહીનાઓના અનુક્રમથી મહુડાના ઝાડમાં દેવીનું સંપૂર્ણ પૂજન કરે તેને રોગની પીડા આદિ કશો ભય થાય નહિ.[૬૬,૬૭] હે નિર્દોષ મુનિ! ધારેશ્વરી આદિ પાંચ પ્રકૃતિઓ વિષે જેમ કહ્યું તેમ હવે નામથી, રૂપથી અને ઉત્પત્તિથી જગતને આનંદ આપનારી બીજી પાંચ પ્રકૃતિઓ વિષે તમારી પાસે કહીશ.[૬૮] કુતૂહલ આપનારી અને મુક્ત દેનારી પાંચ પ્રકૃતિઓ વિષે આખ્યાન અને માહાત્મ્ય સહિત વર્ણન આપું છું તે સાંભળો.*[૬૯]

**साख्यानं च समाहात्म्यं प्रकृतेः पंचकं मुने ॥**
**कुतूहलकरं चैव शृणु मुक्तिविधायकम् ॥६९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના અષ્ટમ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

* મનુ આદિ લોકો દેવીને શી રીતે પૂજે છે? કયા કયા સ્થાનમાં કયા કયા રૂપથી પૂજાય છે? સદાચાર કેવા પ્રકારનો છે? અને વિરાટ્સ્વરૂપ કેવું છે? એ ચાર પ્રશ્નો અષ્ટમસ્કંધના આરંભમાં કર્યા હતા તેમાં નારાયણ અને નારદજીના સંવાદના મિષથી ચોથા પ્રશ્નનો સંપૂર્ણ અને બીજા પ્રશ્નનો પણ કાંઇક ઉત્તર આપ્યો, નવમસ્કંધમાં બીજા પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર આપવામાં આવશે અને દશમસ્કંધમાં પહેલા પ્રશ્નનો ઉત્તર આપવામાં આવશે.

# श्रीमद् भगवती भागवत

## नवम स्कंध

### अध्याय १ लो.

**પંચ પ્રકૃતિ અને તેના અંશરૂપ શક્તિઓ.**

**नारायण उवाच**

**गणेशजननी दुर्गा राधा लक्ष्मीः सरस्वती ॥**
**सावित्री च सृष्टिविधौ प्रकृतिःपंचधास्मृता ॥१॥**

નારાયણ કહે છેઃ—ગણેશની મા દુર્ગા, રાધા, લક્ષ્મી, સરસ્વતી અને સાવિત્રી (ગાયત્રી), એ રીતે સૃષ્ટિના ઉપકારને વાસ્તે પ્રકૃતિ પાંચ પ્રકારની થએલ છે*[1]

નારદજી પૂછે છેઃ—હે નારાયણ ! એ પ્રકૃતિ કયા નિમિત્તને લીધે પાંચ પ્રકારે પ્રકટ થઇ ? એ પોતે જડ છે કે ચેતન છે ? એનું લક્ષણ શું છે અને તે કઇ રીતથી પાંચ પ્રકારની થઈ ?[2] સઘળી પ્રકૃતિઓના અવતાર, ચરિત્ર, પૂજાના પ્રકાર અને ઉપાસનાથી થતાં ફળ વિષે કહો. એ પ્રકૃતિઓ કોના અવતારરૂપ છે અને કયા કયા સ્થલમાં રહે છે તે વિષે મારી પાસે વ્યાખ્યાન કરવું જોઇએ.[3]

* ટીકાકાર જણાવે છે કેઃ—"જો કે તૃતીય સ્કંધમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રની તથા ગૌરી, લક્ષ્મી અને સરસ્વતીની ઉત્પત્તિ સામ્યાવસ્થોપાધિક બ્રહ્મરૂપ ભગવતીથી થઈ છે એમ કહેવાઈ ગયું છે અને આ સ્કંધમાં એઓની ઉત્પત્તિ શ્રીકૃષ્ણથી થઈ એમ કહેવાશે તો એ પૂર્વાપર વિરોધ છે અને એવા બીજા પણ સૃષ્ટિ પ્રકરણ સંબંધી કેટલાએક વિરોધ છે તોપણ એ દૂષણરૂપ નથી પણ ભૂષણરૂપ છે. કારણ કે એ વિરોધો સૃષ્ટિનું મિથ્યાપણું સિદ્ધ કરી આપે છે મિથ્યા પદાર્થના વિષયમાં જેમ બોલીએ તેમ સંભવે એ સ્વાભાવિક છે."

નારાયણ કહે છેઃ—પ્રકૃતિ અનાદિ તથા અનિર્વચનીય છે અને આપણે અલ્પબુદ્ધિવાળા છીએ તેથી સંપૂર્ણ રીતે તેનું લક્ષણ કહેવામાં કોણ સમર્થ થાય ? કોઈ પણ થાય નહિ. તોપણ જે કાંઇ મેં ધર્મના મુખથી સાંભળ્યું છે તે કહું છું.[4] 'પ્ર' એટલે ઉત્તમ અને 'કૃતિ' એટલે સૃષ્ટિ; અર્થાત્ જે દેવી સૃષ્ટિમાં મુખ્ય છે તે પ્રકૃતિ કહેવાય છે[5] અથવા 'પ્ર' એટલે ઉત્તમ સત્વગુણ, 'કૃ' એટલે રજોગુણ અને 'તિ' એટલે તમોગુણ, અર્થાત્ ત્રણે ગુણોની સામ્યાવસ્થા કે જે અપાર શક્તિવાળી અને સૃષ્ટિ કરવામાં મુખ્ય છે તે પ્રકૃતિ કહેવાય છે.[6,7] અથવા 'પ્ર' એટલે પ્રથમ અને 'કૃતિ' એટલે સૃષ્ટિ, અર્થાત્ સૃષ્ટિથી પ્રથમ કાળમાં જે દેવી છે તે પ્રકૃતિ કહેવાય છે.[8] ઉપર કહેલા ત્રણ અર્થોવાળી પ્રકૃતિથી જોડાએલાં આત્માનાં બે રૂપ થયાં તેમાં જે દક્ષિણ અર્દ્ધ ભાગ છે તે પુરૂષ અને જે વામ અર્દ્ધ ભાગ છે તે પ્રકૃતિ કહેવાયો.[9] જેમ અગ્નિમાં જે દાહશક્તિ છે તે અગ્નિથી ભિન્ન રહેતી નથી પણ અગ્નિરૂપેજ રહે છે, તેમ એ પ્રકૃતિ પણ પરબ્રહ્મથી ભિન્ન રહેતી નથી પણ બ્રહ્મરૂપેજ રહે છે. એ પ્રકૃતિ પોતે અનાદિ છે અને તે મોક્ષપર્યંત રહે છે. જેવો આત્મા છે તેવીજ તેની શક્તિ છે. હે નારદજી ! સઘળું બ્રહ્મરૂપ છે અને બ્રહ્મરૂપ નિત્ય તથા સત્ય છે માટે વિવેકી પુરૂષો પ્રકૃતિ અને આત્મામાં ભેદ ગણતા નથી.[10,11] શ્રીકૃષ્ણ

કે જે ગોપાલસુંદરી કહેવાય છે તેને ઉત્પન્ન કરવાની પરમાત્માની ઇચ્છા થવાથી તે મૂલ પ્રકૃતિ પ્રથમ શ્રીકૃષ્ણરૂપે તુરત પ્રકટ થયાં પછી પરમાત્માની આજ્ઞાથી અનેક પ્રકારનાં સૃષ્ટિનાં કામ કરવા સારૂ અથવા ભક્તો ઉપર અનુગ્રહ કરવા સારૂ પાંચ પ્રકારનાં થયાં. પ્રકૃતિનું સ્વરૂપ ભક્તો ઉપર અનુગ્રહ કરવા સારૂજ ઘણું કરીને પ્રકટ થાય છે. ગણેશની મા દુર્ગા શિવરૂપ, શિવને પ્યારાં અને પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છે. બ્રહ્માદિક દેવ, મુનિઓ અને મનુઓ એમની પૂજા તથા સ્તુતિ કરે છે.[૧૨-૧૫] નારાયણી અને વિષ્ણુમાયા શબ્દથી કહેવાતાં એ દુર્ગાદેવી સર્વનાં ઈશ્વરી, સર્વરૂપ, અનાદિ, અખંડિત ધર્મવાળાં, પવિત્ર કીર્તિવાળાં, યશ તથા મંગલને આપનારાં, સુખ, મોક્ષ તથા હર્ષને આપનારાં, શોક, પીડા તથા દુઃખને નાશ કરનારાં, શરણે આવેલા રાંક તથા દુઃખી લોકોના રક્ષણમાં તત્પર, તેજઃસ્વરૂપ, સર્વોત્તમ, સમષ્ટિ તથા વ્યષ્ટિનાં અંતઃકરણોનાં આધષ્ઠાત્રી, સર્વની શક્તિરૂપ, નિરંતર ઈશ્વરની શક્તિરૂપ, સિદ્ધ લોકોનાં ઈશ્વરી અને સિદ્ધરૂપ છે. સિદ્ધિ દેનારાં, સિદ્ધિરૂપ, ઈશ્વરી અને બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, પિપાસા, છાયા, તંદ્રા, દશા, સ્મૃતિ, જાતિ, ક્ષમા, ભ્રાંત, શાંતિ, કાંતિ, ચેતના, તુષ્ટિ, પુષ્ટિ, લક્ષ્મી, ધૃતિ અને માયારૂપ પણ એજ છે. પરમાત્મા શ્રીકૃષ્ણની સર્વ શક્તિરૂપ એ દુર્ગાનો મહિમા કે જે વેદમાં બહુજ ગાયેલો છે તે મેં શાસ્ત્રને અનુસરીને સંક્ષેપથી કહ્યો. દુર્ગા પોતે અંતરહિત હોવાથી તેમના ગુણો પણ અનંત છે. આ પહેલી શક્તિ વિષે કહ્યું હવે બીજી શક્તિ વિષે સાંભળો.[૧૬-૨૧] શુદ્ધ સત્વગુણરૂપ જે લક્ષ્મી છે તે પરમાત્માની બીજી શક્તિ છે. એ લક્ષ્મી સઘળી સંપત્તિરૂપ, સઘળી સંપત્તિઓનાં અધિષ્ઠાતા, સુશોભિત, જિતેંદ્રિય, શાંત, સુશીલ, સર્વ મંગલરૂપ અને લોભ, મોહ, કામ, રોષ, મદ તથા અહંકારથી રહિત, ભક્તોપર પ્રેમ રાખનારાં, પતિપર પ્રેમ રાખનાર, સર્વ સ્ત્રીઓથી અધિક પતિવ્રતા, ભગવાનને પ્રાણ જેવાં પ્યારાં, પ્રિય બોલનારાં, સઘળાં ધાન્યરૂપ, ક્રીડા કરનારાં અને જીવનના ઉપાયરૂપ છે. એ સતી મહાલક્ષ્મી વૈકુંઠમાં રહે છે અને પતિની સેવા કર્યા કરે છે.[૨૨-૨૫] સ્વર્ગમાં દેવલક્ષ્મીરૂપ, રાજાઓમાં રાજલક્ષ્મીરૂપ, ઘરવાળા માણસોના ઘરમાં ઘરની લક્ષ્મીરૂપ, સર્વ પ્રાણિઓમાં તથા પદાર્થોમાં શોભારૂપ, મનોહર, પુણ્યાત્માઓની પ્રીતિરૂપ, રાજાઓમાં કાંતિરૂપ, વેપારીઓના વેપારરૂપ, પાપીઓના કજીઆના અંકુરરૂપ, સાધુઓનાં દયારૂપ, સર્વનાં માનપાત્ર, સર્વનાં પૂજ્ય, વેદમાં ગવાએલાં અને સઘળાંઓએ પ્રણામ કરવા યોગ્ય એ મહાલક્ષ્મી છે. આ બીજી શક્તિવિષે કહ્યું. હવે ત્રીજી શક્તિવિષે સાંભળો.[૨૬-૨૮] સઘળી વિદ્યારૂપ જે સરસ્વતી દેવી છે તે પરમાત્માની ત્રીજી શક્તિ છે. એ સરસ્વતી સર્વનાં વાણી, બુદ્ધિ, જ્ઞાન તથા વિદ્યાનાં અધિષ્ઠાતા છે. એ દેવી બુદ્ધિરૂપ, કવિતારૂપ, ગ્રંથધારણના સામર્થ્યરૂપ, વિષયના સ્ફુરણરૂપ, અનેક પ્રકારના નોખનોખા સિદ્ધાંતોના અર્થની સમજણરૂપ, વ્યાખ્યાથી થતા બોધરૂપ, સઘળા સંદેહોને ભાંગનારાં, વિચાર કરનારાં, ગ્રંથો કરનારાં, શક્તિરૂપ, સ્વરસહિત ગાયનના અનુસંધાનથી થતા તાલને પ્રતિપાદન કરનારા શાસ્ત્રને કરનારાં, વિષયોના જ્ઞાનરૂપ, વાણીરૂપ, સર્વ જીવોને જીવાડનારાં, વ્યાખ્યા સંબંધી વાદ કરનારાં, શાંત, વીણા તથા પુસ્તકને ધરનારાં, શુદ્ધસત્વ સ્વરૂપ, સારા સ્વભાવવાળાં, વિષ્ણુને પ્યારાં, હિમ, ચંદન, મોગરાનાં ફૂલ, ચંદ્ર, કુમુદ, તથા શ્વેત કમલ-

સરખાં રત્નોની માળાથી પરમાત્મા શ્રીકૃષ્ણનું પૂજન કરનારાં, તપરૂપ, તપસ્વીઓને તપનાં ફલ આપનારાં, સિદ્ધ વિદ્યારૂપ, સર્વદા સઘળી સિદ્ધિઓ આપનારાં અને જે વિના બ્રાહ્મણ લોકો સર્વદા મૂઢ અને મરી ગએલા જેવા રહે છે એવાં છે. આ વેદોક્ત ત્રીજી શક્તિવિષે કહ્યું. હવે શાસ્ત્રપ્રમાણે ચોથી શક્તિવિષે થોડુંક સાંભળો.[૩૦-૩૭] ચારે વર્ણ, વેદ, વેદનાં અંગ અને સંધ્યાવંદનના મંત્રોની માતારૂપ જે ગાયત્રી છે તે પરમાત્માની ચોથી શક્તિ છે. એ ગાયત્રી તંત્રોમાં વિચક્ષણ, દ્વિજલોકોની જાતિરૂપ, જપરૂપ, તપવાળાં, બ્રહ્મણ્ય લોકોનાં તેજરૂપ, સઘળા સંસ્કારરૂપ, પવિત્રરૂપ, સાવિત્રી નામવાળાં, બ્રહ્માને પ્યારાં, શુદ્ધ સ્ફટિક સરખાં, શુદ્ધ સત્વ સ્વરૂપ, પરમાનંદરૂપ, ઉત્તમ સનાતન પરબ્રહ્મ સ્વરૂપ, મુક્તિપદ આપનારાં, બ્રહ્મતેજોમય, ચિદાભાસનાં અધિષ્ઠાતા અને જેના સ્પર્શને તીર્થો પણ પોતાની શુદ્ધિને વાસ્તે ઇચ્છે છે તથા જેના ચરણની રજથી સઘળુ જગત પવિત્ર થાય છે એવાં છે. હે નારદજી ! આ ચોથી શક્તિવિષે કહ્યું. હવે પાંચમી શક્તિવિષે કહું છું.[૩૮-૪૩] પાંચે પ્રાણરૂપ જે રાધા છે તે પરમાત્માની પાંચમી શક્તિ છે. એ રાધા પાંચે પ્રાણોનાં અધિષ્ઠાતા, પતિને સઘળી સ્ત્રીઓથી અધિક પ્યારાં, સર્વોત્તમ રૂપવાળાં, સર્વમાં જોડાએલાં, સૌભાગ્ય, માન તથા ગૌરવવાળાં, પરમાત્માના ડાબા અર્દ્ધ અંગરૂપ, ગુણ તથા તેજથી શ્રીકૃષ્ણ સરખાં, કાર્ય કારણરૂપ, સારરૂપ, ઉત્તમ, આદિ, સનાતન, પરમાનંદરૂપ, ધન્ય, માનપાત્ર, પૂજા પામેલાં, પરમાત્મા શ્રીકૃષ્ણની રાસક્રીડામાં મુખ્ય, રાસમંડલને વાસ્તે ઉત્પન્ન થએલાં, રાસમંડલમાં શોભતાં, રાસનાં ઈશ્વરી, મહારસિક, રાસના સ્થાનમાં રહેનારાં, ગોલોકમાં રહેનારાં, ક્રીડા કરનારાં, ગોપીઓને ઉત્પન્ન કરનારાં, પરમ સુખરૂપ, સંતોષ તથા હર્ષરૂપ, નિર્ગુણ, નિરાકાર, લેપરહિત, આત્મારૂપ, ક્રિયારહિત, અહંકારરહિત અને ભક્તોપર અનુગ્રહ કરવા સારૂ રૂપ ધરનારાં છે. એમને વિચક્ષણ લોકોએ વેદને અનુસરતાં ધ્યાનથી જાણેલાં છે. મોટા મોટા દેવ અને મુનિઓએ પોતે સમર્થ છતાં પણ દૃષ્ટિથી એમને જોએલાં નથી. અગ્નિમાં નાખતાં પણ બળે નહિ એવાં વસ્ત્રો પહેરે છે. અનેક પ્રકારના અલંકારોથી શણગારેલાં છે.[૪૪-૫૧] કરોડ ચંદ્રમા સરખી કાંતિથી સંપૂર્ણ સઘળી શોભાવાળો એમનો દેહ છે. મુખ્યત્વે કરી શ્રીકૃષ્ણનું ભજન અને તેમની આગળ દાસીપણું કર્યા કરે છે. સઘળી સંપત્તિઓને આપનારાં છે. એ રાધા વારાહકલ્પમાં વૃષભાનુ નામના ગોવાળીઆની દીકરી થયાં હતાં. એમના ચરણારવિંદના સ્પર્શથી પૃથ્વી પવિત્ર થએલી છે.[૫૨,૫૩] જે રાધાને બ્રહ્મા આદિ દેવતાઓએ પણ દીઠાં ન હતાં તે પોતે ભરતખંડમાં વૃંદાવનમાં સૌના જોવામાં આવ્યાં હતાં. સઘળી ઉત્તમ સ્ત્રીઓના સારમાંથી જાણે ઉત્પન્ન થયાં હોય એવાં એ રાધા જેમ નવાં વાદળાંવાળા આકાશમાં ચપળ વિજળી શોભે તેમ શ્રીકૃષ્ણના વક્ષઃસ્થલમાં શોભે છે. પૂર્વે બ્રહ્માએ એમના ચરણારવિંદના નખના દર્શનને વાસ્તે અને પોતાની શુદ્ધિને વાસ્તે સાઠ હજાર વર્ષસુધી તપ કર્યું હતું તોપણ તેમનાં દર્શન સ્વપ્નમાં પણ થયાં ન હતાં; ત્યારે પ્રત્યક્ષ દર્શન થવાની તોશી વાત કરવી ? એજ બ્રહ્માએ તપ કરીને એમને પૃથ્વીમાં વૃંદાવન નામના વનમાં દીઠાં હતાં. આ 'રાધા' નામથી કહેવાતાં પરમાત્માની પાંચમી શક્તિ વિષે કહ્યું.[૫૪-૫૭] આ પાંચ ઉપરાંત બીજીપણ દેવીઓ છે. તેઓમાં કેટલીએક પ્રકૃતિના અર્ધા અંશરૂપ, કેટલીએક કલારૂપ, કેટલીએક કલાના

અંશરૂપ અને કેટલીએક તે કળાના અંશના પણ અંશરૂપ છે. સઘળા લોકોમાં જે દેવીઓ છે અને જે સ્ત્રીઓ છે તે સઘળી, પ્રકૃતિનાં સ્વરૂપભૂત છે. ઉપર કહેલી પાંચ દેવીઓ કે જેઓ પ્રકૃતિના પૂર્ણાવતાર રૂપ છે તેઓનું વર્ણન તમારી પાસે કર્યું. હવે જેઓ પ્રકૃતિના અંશરૂપ છે તેઓનું વર્ણન કરૂં છું તે સાંભળો.[૫૮,૫૯] ત્રૈલોક્યને પવિત્ર કરનારાં, વિષ્ણુના દેહથી ઉત્પન્ન થએલાં, દ્રવરૂપ અને સનાતન જે ગંગાજી છે તે મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. એ ગંગાજી પાપી લોકોનાં પાપરૂપી કાષ્ઠોને બાળવાના કામમાં પ્રજ્વલિત અગ્નિરૂપ છે, સ્નાન અને પાન કરવામાં સુખકારી સ્પર્શવાળાં છે, મોક્ષપદને આપનારાં છે; ગોલોકપર ચડવાના કામમાં સગવડ ભરેલાં પગથીઆંરૂપ છે, પવિત્ર છે, તીર્થોમાં અને નદીઓમાં સર્વોત્તમ છે, સદાશિવના મસ્તકમાં જટારૂપ મેરૂ ઉપર જાણે મોતીની પંક્તિ હોય એવાં છે, ભરતખંડમાં તપસ્વી લોકોને તુરત તપની સિદ્ધિ આપનારાં છે, ચંદ્રમા કમળ તથા દૂધ જેવાં ધોળાં છે, શુદ્ધ સત્વ સ્વરૂપ છે, નિર્મળ છે, અહંકાર રહિત છે, સુશીલ છે અને નારાયણને પ્યારાં છે.[૬૦-૬૪] તુલસી પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. એ તુલસી વિષ્ણુની સ્ત્રી છે, વિષ્ણુના ભૂષણરૂપ છે, વિષ્ણુના ચરણમાં રહે છે, સતી છે, તપ, સંકલ્પ તથા પૂજા આદિ અનેક સત્કર્મોને સફળ કરનાર છે, પુષ્પોમાં સારરૂપ છે, પવિત્ર છે, સર્વદા પુણ્ય આપનાર છે, દર્શનથી તથા સ્પર્શથી તુરત મોક્ષ આપનાર છે અને કળિયુગના દોષરૂપી સૂકાં કાષ્ઠોને બાળવામાં અગ્નિરૂપ છે; એના ચરણારવિંદના સ્પર્શથી પૃથ્વી તુરત પવિત્ર થાય છે. પોતાની શુદ્ધિને વાસ્તે તીર્થો પણ એના સ્પર્શને અને દર્શનને ઇચ્છે છે. લોકોમાં તુલસી વિના સઘળાં કર્મો નિષ્ફળ થાય છે. મુમુક્ષુઓને મોક્ષ આપનાર અને કામનાવાળાઓના સઘળા મનોરથોને પૂરવામાં કલ્પવૃક્ષરૂપ એ મોટાં દેવી તુલસી ભરતખંડની પ્રજાઓને રાજી કરવા સારૂ ભરતખંડમાં વૃક્ષરૂપ ઉત્પન્ન થએલાં છે. મનસા નામની જે કશ્યપની પુત્રી છે તે પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. એ મનસા સદાશિવની પ્યારી શિષ્યા છે, મોટા જ્ઞાનમાં વિચક્ષણ છે.[૬૫-૭૧] નાગોના ઈશ્વર શેષનાગની બ્હેન છે, નાગલોકોએ પૂજેલી છે, નાગોની ઈશ્વરી છે, નાગલોકોની માતા છે, નાગલોકોને ચલાવનારી છે, મોટા મોટા નાગોના સમૂહથી સંયુક્ત છે, નાગરૂપી ભૂષણોથી શણગારેલી છે, મોટા નાગોએ વંદન કરેલી છે, સિદ્ધ છે, યોગવાળી છે, નાગ ઉપર શયન કરનારી છે, વિષ્ણુરૂપ છે, વિષ્ણુની ભક્ત છે, વિષ્ણુની પૂજામાં તત્પર છે, તપરૂપ છે, તપનાં ફળ આપનારી છે અને તપ કરનારી છે. તેણે ત્રણ લાખ વર્ષ સુધી વિષ્ણુ ઉપર તપ કરીને તપસ્વીઓમાં અને તેઓની પવિત્ર સ્ત્રીઓમાં પૂજ્યપણું મેળવ્યું છે. એ મનસા સઘળા મંત્રોની અધિષ્ઠાતા છે, બ્રહ્મતેજથી પ્રદીપ્ત છે, બ્રહ્મસ્વરૂપ છે, ઉત્તમ છે, બ્રહ્મના નિદિધ્યાસમાં તત્પર છે, કૃષ્ણના અંશરૂપ જરત્કારૂ નામના મુનિની સ્ત્રી છે, પતિવ્રતા છે અને તપસ્વિઓમાં ઉત્તમ આસ્તિક નામના મુનિની મા છે.[૭૨-૭૭] હે નારદજી ! જે દેવસેના કહેવાય છે તે પણ મૂલ પ્રકૃતિના અંશરૂપ છે. એ દેવસેના માતૃકાઓમાં પૂજાય છે, પ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ છે, તેથી ષષ્ઠી પણ કહેવાય છે, પુત્ર તથા પૌત્ર-આદિ વંશને આપનારી છે, ત્રૈલોક્યની મા છે, સતી છે, બાલકોના સ્થાનમાં રહે છે, ઉત્તમ છે, વૃદ્ધ છે અને યોગ કરનારી છે. લોકોએ બારે માસમાં નિરંતર તેની પૂજા કરવી જોઈએ

પણ તે ન બની શકે તો સુવાવડના ઘરમાં બાલકના જન્મને છઠ્ઠે દિવસે અથવા એકવીશમે દિવસે પૂજા કરવી; તેથી કલ્યાણ થાય છે. એ દેવીને મુનિઓ નમે છે. એ પોતે પૂર્ણકામ, જગતમાં ઉત્તમ, માતૃકારૂપ, દયારૂપ, નિરંતર રક્ષણ કરનારી અને જળ, સ્થળ તથા અંતરિક્ષમાં જ્યાં જ્યાં બાલકોનાં સ્થાનક હોય ત્યાં રહે છે. જે મંગલચંડી કહેવાય છે તે પણ મૂલ પ્રકૃતિના અંશરૂપ છે. એ દેવી દુર્ગાના મુખથી ઉત્પન્ન થએલ છે, સર્વદા સઘળાં મંગલ આપે છે, સૃષ્ટિમાં મંગલરૂપ છે તથા સંહારમાં કોપરૂપ છે તેથી તેને પંડિતો મંગલચંડી કહે છે. લોકોએ પ્રત્યેક મંગલવારને દિવસે તેની પૂજા કરવી જોઇએ; એ મંગલચંડી પુત્ર, પૌત્ર, ધન, ઐશ્વર્ય, યશ તથા સુખને આપે છે, પ્રસન્ન થાય તો સઘળી સ્ત્રીઓની સર્વ કામનાઓને પરિપૂર્ણ કરે છે, રોષ કરે તો ક્ષણમાત્રમાં જગતનો સંહાર કરવાને સમર્થ છે અને મહા સમર્થ છે. જે કાળી કહેવાય છે તે પણ મૂલ પ્રકૃતિના અંશરૂપ છે. એ દેવી કમળસરખાં નેત્રવાળી છે, શુંભ નિશુંભના સંગ્રામમાં દુર્ગાના લલાટમાંથી ઉત્પન્ન થએલ છે, મૂલ પ્રકૃતિના અર્ધ અંશરૂપ છે તોપણ ગુણ અને તેજથી તે સરખીજ છે, કરોડ સૂર્ય સરખી તેજસ્વી છે, હૃષ્ટપુષ્ટ અને પ્રજ્વલિત શરીરવાળી છે, સર્વ શક્તિઓમાં પ્રધાન છે, ઉત્તમ છે, મહાબળવાળી છે, સઘળી સિદ્ધિઓને આપે છે, ક્રીડા કરે છે, પ્રબળ છે, યોગરૂપ છે, કૃષ્ણની ભક્ત છે, તેજ, પરાક્રમ અને ગુણથી કૃષ્ણના જેવી છે. કૃષ્ણના ધ્યાનને લીધે સર્વદા કાળા વર્ણવાળી છે, નિશ્વાસ મૂકવાથીજ સઘળા બ્રહ્માંડનો સંહાર કરવાને સમર્થ છે, તોપણ ક્રીડાથી લોકોને રાજી કરવા સારૂ દૈત્યોની સાથે યુદ્ધ કરે છે, પૂજા કરીએ તો ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપી શકે છે; અને બ્રહ્મા, મુનિઓ, મનુઓ તથા મનુષ્યો તેની સ્તુતિ કરે છે.[૭૮-૯૨] સર્વના આધારરૂપ અને સર્વ ધાન્યવાળી જે પૃથ્વી કહેવાય છે તે પણ મૂલપ્રકૃતિના અંશરૂપ છે. એ પૃથ્વી રત્નોની ખાણરૂપ, ગર્ભમાં રત્નોવાળી, સઘળા સમુદ્રોના આશ્રયરૂપ, સર્વદા પ્રજાઓએ તથા પ્રજાપતિઓએ વંદનપૂર્વક પૂજેલી, સર્વની આજીવિકારૂપ, સઘળી સંપત્તિઓને કરનારી અને જે વિના સચરાચર સઘળું જગત નિરાધાર થઈ જાય એવી છે. હે નારદજી! હવે જે મૂલ પ્રકૃતિની કળાઓ છે અને તેઓમાં જેની જેની જે જે સ્ત્રી છે તે વિષે કહું છું તે સાંભળો. જે સ્વાહા કહેવાય છે તે અગ્નિની સ્ત્રી છે. સર્વ લોકોમાં એની પૂજા થાય છે અને એના ઉચ્ચારણ વિના દેવતાઓ હવિના ભાગ લેવાને સમર્થ થતા નથી. જે દક્ષિણા અને દીક્ષા કહેવાય છે તે યજ્ઞની સ્ત્રીઓ છે. એઓ સર્વ સ્થલમાં પૂજાય છે અને એઓ વિના યજ્ઞસંબંધી સઘળું કર્મ નિષ્ફલ થાય છે. જે સ્વસ્તિ કહેવાય છે તે વાયુની સ્ત્રી છે. એ સર્વ સ્થળમાં પૂજાય છે અને એ વિના દાન અને પ્રતિગ્રહ વ્યર્થ થાય છે. જે સ્વધા કહેવાય છે તે પિતૃઓની સ્ત્રી છે. મુનિઓ, મનુઓ તથા મનુષ્યો તેની પૂજા કરે છે અને તે વિના પિતૃઓને અપાએલું સઘળું વ્યર્થ થાય છે. જે પુષ્ટિ કહેવાય છે તે ગણપતિની સ્ત્રી છે. એ સર્વ લોકોમાં પૂજાય છે અને તે વિના પુરૂષો તથા સ્ત્રીઓ ક્ષીણ થાય છે. જે તુષ્ટિ કહેવાય છે તે અનંતની સ્ત્રી છે. એ જગતમાં પૂજન અને વંદન પામેલી છે અને તે વિના સર્વ સ્થળમાં સર્વ લોકો સંતુષ્ટ થતા નથી. જે સંપત્તિ કહેવાય છે તે ઈશાનની સ્ત્રી છે. દેવ તથા મનુષ્યો એની પૂજા કરે છે અને એ વિના જગતમાં

સર્વે લોકો દરિદ્રિ રહે છે. જે ધૃતિ કહેવાય છે તે કપિલની સ્ત્રી છે. સર્વે સ્થલમાં સર્વે લોકો એની પૂજા કરે છે અને એ વિના જગતમાં સર્વે લોકો ધીરજ વગરના રહે છે. જે સતી કહેવાય છે તે સત્યની સ્ત્રી છે. જગતમાં મુક્ત લોકો એને પૂજે છે તથા એના ઉપર પ્યાર રાખે છે અને એ વિના લોકો કોઈના સ્નેહપાત્ર થતા નથી. જે દયા કહેવાય છે તે મોહની સ્ત્રી છે. એ ભલી, પૂજાએલી તથા જગતને પ્યારી છે અને એ વિના સર્વે લોકો સર્વ સ્થળમાં નિષ્ફળ થાય છે. જે પ્રતિષ્ઠા કહેવાય છે તે પુણ્યની સ્ત્રી છે. એ સર્વદા પૂજાએલી તથા પુણ્ય આપનારી છે અને એ વિના સઘળું જગત જીવતે મુવા જેવું થાય છે. જે કીર્ત્તિ કહેવાય છે તે સુકર્મની સ્ત્રી છે. એ ભાગ્યશાળીઓએ પૂજેલી તથા સિદ્ધિવાળી અને એ વિના સઘળું જગત મુડદા જેવું તથા યશવગરનું થાય છે. જે ક્રિયા કહેવાય છે તે ઉદ્યોગની સ્ત્રી છે. એ પૂજાએલી તથા સર્વમાં માન્ય છે અને એ વિના સઘળું જગત વિધિરહિત થાય છે. જે મિથ્યા કહેવાય છે તે અધર્મની સ્ત્રી છે. સઘળા ધૂર્ત્ત લોકો એને પૂજે છે અને એ વિના ઈશ્વરે બનાવેલા ધૂર્ત્ત લોકોના સમુદાયો ઉચ્છિન્ન થાય છે. એ મિથ્યા સત્યયુગમાં દેખાતી નથી, ત્રેતાયુગમાં સૂક્ષ્મરૂપે રહે છે, દ્વાપરયુગમાં અર્ધા અવયવોરૂપે કાંઇક ગુપ્ત રહે છે અને કલિયુગમાં બળને લીધે અત્યંત સંપૂર્ણપણાથી સર્વ સ્થળમાં વ્યાપી રહે છે, તથા પોતાના ભાઇ કપટની સાથે ઘેર ઘેર ભમે છે. જે શાંતિ અને લજ્જા કહેવાય છે તેઓ સુશીલની સ્ત્રીઓ છે.[૯૩-૧૧૩] એઓ પૂજાએલી છે અને એઓ વિના સઘળું જગત ઉન્મત્ત જેવું થઇ જાય છે. જે બુદ્ધિ, મેધા અને ધારણા કહેવાય છે તેઓ જ્ઞાનની સ્ત્રીઓ છે.[૧૧૪] એઓ વિના સઘળું જગત સર્વદા મૂઢ અને મત્ત જેવું થઇ જાય છે. જે મૂર્ત્તિ કહેવાય છે તે ધર્મની સ્ત્રી છે. એ મનોહર કાંતિરૂપ છે અને એ વિના પરમાત્મા તથા સર્વ લોકો નિરર્થક થઈ જાય છે. એ દેવી સર્વ સ્થળમાં શોભારૂપે અને દેહધારી લક્ષ્મીરૂપે પણ છે તેથી બન્નેરૂપે પૂજ્ય, ધન્ય અને માન્ય છે. જે નિદ્રા કહેવાય છે તે કાલાગ્નિ રૂદ્રની સ્ત્રી છે.[૧૧૫-૧૧૭] એ નિદ્રા સિદ્ધ યોગવાળી છે અને તેના યોગથી રાત્રિઓમાં સર્વ પ્રાણીઓ ઘેરાઈ જાય છે. જે સંધ્યા, રાત્રિ અને દિન કહેવાય છે, એ ત્રણે, કાળની સ્ત્રીઓ છે.[૧૧૮] એઓ વિના વિધાતા પણ સંખ્યા કરવાને સમર્થ થતો નથી. જે ક્ષુધા અને પિપાસા કહેવાય છે તેઓ લોભની સ્ત્રીઓ છે. એ બન્ને ધન્ય, માન્ય તથા પૂજિત છે અને તેઓની વ્યાપ્તિને લીધે સઘળું જગત સર્વદા અન્નજળની ચિંતા કર્યા કરે છે. જે પ્રભા અને દાહિકા કહેવાય છે. તેઓ તેજની સ્ત્રીઓ છે.[૧૧૯-૧૨૦] એઓ વિના બ્રહ્મા પણ જગતને સજવાને અને બીજી કોઈ પણ ગોઠવણ કરવાને સમર્થ થતા નથી. જેઓ મૃત્યુ અને જરા કહેવાય છે તેઓ કાલની કન્યાઓ છે અને કાળજ્વરની પ્યારી સ્ત્રીઓ છે.[૧૨૧] બ્રહ્માની રચનામાં સઘળું જગત એઓથી ઉચ્છિન્ન થાય છે. જેઓ શ્રદ્ધા અને ભક્તિ કહેવાય છે તેઓ વૈરાગ્યની સ્ત્રીઓ છે. એઓ પૂજાએલી છે અને એઓને લીધે જગત જીવન્મુક્તિને યોગ્ય ગણાય છે. જેઓ તંદ્રા અને પ્રીતિ કહેવાય છે તેઓ નિદ્રાની દીકરીઓ છે અને સુખની સ્ત્રીઓ છે. બ્રહ્માએ રચેલું સઘળું જગત એઓથી વ્યાપ્ત છે. દેવતાઓની મા અદિતિ, ગાયોની મા સુરભિ, દૈત્યોની મા દિતિ, કદ્રૂ, વિનતા અને દનુ કે જેઓ

સૃષ્ટિના કાર્યમાં ઉપયુક્ત થાય છે તેઓ પણ દેવીની કલારૂપ કહેવાય છે.[૧૨૨-૧૨૫] બીજી પણ ઘણી કળાઓ છે તેઓમાં કેટલીએકનાં નામ આપું છું તે સાંભળો. ચંદ્રની સ્ત્રી રોહિણી, સૂર્યની સ્ત્રી સંજ્ઞા,[૧૨૬] મનુની સ્ત્રી શતરૂપા, ઇંદ્રની સ્ત્રી ઇંદ્રાણી, બૃહસ્પતિની સ્ત્રી તારા, વસિષ્ઠની સ્ત્રી અરૂંધતી,[૧૨૭] ગૌતમની સ્ત્રી અહલ્યા, અત્રિની સ્ત્રી અનસૂયા, કર્દમની સ્ત્રી દેવહૂતિ, દક્ષની સ્ત્રી પ્રસૂતિ,[૧૨૮] પિતૃઓની માનસી કન્યા અને પાર્વતીની મા મેનકા, લોપામુદ્રા, કુંતી, કુબેરની સ્ત્રી,[૧૨૯] વરૂણની સ્ત્રી, બળિરાજાની સ્ત્રી વિંધ્યાવળિ, કાંતા દમયંતી, યશોદા, દેવકી,[૧૩૦] ગાંધારી, દ્રૌપદી, શૈબ્યા, સત્યવતી, વૃષભાનુની સ્ત્રી કે જે કુળમાં ઉત્તમ અને રાધાજીની મા હતાં તે,[૧૩૧] મંદોદરી, કૌશલ્યા, સુભદ્રા, કૌરવી, રેવતી, સત્યભામા, કાલિંદી, લક્ષ્મણા,[૧૩૨] જાંબવતી, નાગ્નજિતી, મિત્રવિંદા, બીજી લક્ષ્મણા, રૂક્મિણી અને સીતા કે જેઓ પોતે લક્ષ્મી કહેવાય છે તેઓ,[૧૩૩] મહાસતી વ્યાસની મા યોજનગંધા કે જે કાળી કહેવાય છે તે, બાણાસુરની દીકરી ઉષા, તેની સખી ચિત્રલેખા,[૧૩૪] પ્રભાવતી, ભાનુમતી, માયાવતી, પરશુરામની મા રેણુકા, બલભદ્રની મા રોહિણી,[૧૩૫] એકનંદા અને શ્રીકૃષ્ણની બ્હેન વિંધ્યવાસિની, એ સઘળી દેવીની કળાઓ છે. એ પ્રમાણે પ્રકૃતિની બીજી પણ ઘણી ઘણી કળાઓ છે.[૧૩૬] જે જે ગ્રામદેવીઓ કહેવાય છે તેઓ પણ પ્રકૃતિની કળાઓ છે. સર્વ પ્રજામાં જે જે સ્ત્રીઓ છે તે સઘળી દેવીની કળાના અંશના અંશરૂપ છે.[૧૩૭] માટે સ્ત્રીઓનું અપમાન કરવાથી પ્રકૃતિનું અપમાન કર્યું ગણાય છે. પતિ અને પુત્રવાળી સતી બ્રાહ્મણીની વસ્ત્ર, અલંકાર અને ચંદનથી જે પૂજા કરે તેણે પ્રકૃતિની પૂજા કરી સમજવી. બ્રાહ્મણની આઠ વર્ષની કુમારિકાની વસ્ત્ર, અલંકાર અને ચંદનથી જે પૂજા કરે તેણે પણ પ્રકૃતિનીજ પૂજા કરી એમ જાણવું. ઉત્તમ, મધ્યમ અને અધમ સઘળી સ્ત્રીઓ પ્રકૃતિથી ઉત્પન્ન થએલી છે.[૧૩૮-૧૪૦] તેઓમાં જેઓ સુશીલ અને પતિવ્રતા હોય અર્થાત્ ઉત્તમ હોય તેઓને પ્રકૃતિના સત્વગુણના અંશથી ઉત્પન્ન થએલી સમજવી. જે સ્ત્રીઓ વિષયોમાં આસક્ત અર્થાત્ મધ્યમ હોય તેઓને પ્રકૃતિના રજોગુણના અંશથી ઉત્પન્ન થએલી સમજવી. પોતાના કામમાં તત્પર રહેનારી એ મધ્યમ સ્ત્રીઓ પૂજાથી પ્રસન્ન થાય નહિ એટલા માટે તેઓને સુખસંભોગથી પ્રસન્ન કરવી. પૃથ્વીમાં જેઓનાં કુળ કે જન્મ જાણવામાં ન હોય તથા જેઓ ભુંડા મ્હોડાવાળી, કુળનો નાશ કરનારી, ધુતારી, સ્વતંત્ર, કજીઆમાંજ પ્રેમવાળી અને ભારે છીનાળ હોય અર્થાત્ અધમ હોય તેઓને પ્રકૃતિના તમોગુણના અંશથી ઉત્પન્ન થએલી સમજવી. સ્વર્ગમાં જે અપ્સરાઓનાં ટોળાં છે તેઓ પણ તમોગુણના અંશરૂપ કહેવાય છે. કારણ કે તેઓ ભારે છીનાળાં કરે છે. આ પ્રમાણે પ્રકૃતિના રૂપનું સઘળું વર્ણન તમારી પાસે કહ્યું.[૧૪૧-૧૪૪] પૃથ્વીમાં ભરતખંડ કે જે પવિત્ર ક્ષેત્ર છે તેમાં એ ત્રણે પ્રકારની સ્ત્રીઓની યથાયોગ્ય પૂજા કરવી. પાંચ પ્રકૃતિઓ તો અત્યંત પૂજ્ય છે. મહા વિષમ પીડાનો નાશ કરનારાં દુર્ગાની સુરથરાજાએ પ્રથમ પૃથ્વીમાં પૂજા કરી હતી.[૧૪૫] તે પછી રાવણને મારવા સારૂ શ્રીરામચંદ્રજીએ પૂજા કરી હતી અને તે પછી એ જગદંબાની સર્વે લોકોમાં પૂજા ચાલુ થઇ.[૧૪૬] એ દુર્ગાદેવી પ્રથમ દક્ષની કન્યા થયાં હતાં અને તે જન્મમાં ઘણા દૈત્યો અને દાનવોને માર્યા હતા. પછી દક્ષે યજ્ઞમાં શિ-

વની નિંદા કરવાને લીધે સતી પોતાના દેહનો ત્યાગ કરીને હિમાલયની સ્ત્રીના ઉદરથી જન્મ્યાં અને પાછાં મહાદેવનેજ વર્યાં. પાર્વતીના પુત્ર જે ગણપતિ કહેવાય છે તે શ્રીકૃષ્ણનોજ પૂર્ણાવતાર છે અને કાર્તિકેયસ્વામી શ્રીકૃષ્ણનો અંશાવતાર છે.[૧૪૭-૧૪૮] હે નારદજી ! પાર્વતીને એ પુત્રો પાછળથી થયા હતા. પૃથ્વીમાં પ્રથમ મંગળ નામના રાજાએ લક્ષ્મીની પૂજા કરી હતી. તે પછી દેવતા, મુનિ અને મનુષ્યો ત્રૈલોક્યમાં તેમની પૂજા કરે છે. પૃથ્વીમાં સાવિત્રીની પૂજા પ્રથમ અશ્વપતિ નામના રાજાએ કરી હતી.[૧૪૯-૧૫૦] તે પછી દેવ અને મોટા મુનિઓ ત્રૈલોક્યમાં તેમની પૂજા કરે છે. સરસ્વતી દેવીની પ્રથમ બ્રહ્માએ પૂજા કરી હતી,[૧૫૧] તે પછી ત્રૈલોક્યમાં દેવ અને મોટા મુનિઓ તેમની પૂજા કરે છે. કાર્તિક માસની પુનમની રાત્રિમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ગોલોકમાં રાસમંડલની અંદર પ્રથમ રાધાની પૂજા કરી હતી. ગોપીઓ, ગોવાળીઆઓ, બાલિકા અને બાલકોએ, તેમજ ગાયોનાં ટોળાં અને કામધેનુએ પણ પૂજા કરી હતી. તે પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રહ્મા આદિ દેવ અને મુનિઓએ પણ ભક્તિપૂર્વક પરમ પ્રીતિથી પુષ્પ અને ધૂપ આદિ ઉપચારોવડે સર્વદા રાધાની પૂજા અને વંદના ચાલુ કરી. પૃથ્વીના પવિત્ર ક્ષેત્રરૂપ ભરતખંડમાં તો શંકરના ઉપદેશથી સુયજ્ઞ રાજાએ પ્રથમ રાધાની પૂજા કરી હતી. તે પછી પરમાત્માની આજ્ઞાથી મુનિઓએ સર્વદા ભક્તિપૂર્વક ત્રૈલોક્યમાં પુષ્પ અને ધૂપ આદિ ઉપચારો વડે રાધાની પૂજા કરવાનું ચાલુ કર્યું. પ્રકૃતિની જે જે કળાઓ ઉત્પન્ન થઇ છે તેઓની પૂજા થાય છે.[૧૫૨-૧૫૭] પ્રત્યેક ગામ તથા નગરમાં ગ્રામદેવીઓની પણ પૂજા થાય છે, હે નારદજી ! આ રીતે શાસ્ત્ર પ્રમાણે પ્રકૃતિનું સઘળું શુભ ચરિત્ર અને લક્ષણ તમારી પાસે કહ્યાં. હવે તમે શું સાંભળવા ઇચ્છો છો ?[૧૫૮]

पूजिता ग्रामदेव्यश्च ग्रामे च नगरे मुने ॥
एवं ते कथितं सर्वं प्रकृतेश्चरितं शुभम् ॥
यथागमं लक्षणं च किं भूयः श्रोतुमिच्छसि ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧

## अध्याय २ जो. શક્તિઓનું વર્ણન

### नारद उवाच

समासेन श्रुतं सर्वं देवीनां चरितं प्रभो ॥
विबोधनाय बोधस्य व्यासेन वक्तुमर्हसि ॥१॥

નારદજી પૂછે છેઃ—હે પ્રભુ ! મેં દેવીઓનું સઘળું ચરિત્ર સંક્ષેપથી સાંભળ્યું પણ હવે તેમાં મને વિશેષ બોધ થવા સારૂ આપે વિસ્તારથી કહેવું જોઇએ.[૧] હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! સૃષ્ટિના કારણરૂપ પ્રકૃતિ સૃષ્ટિમાં પ્રથમ કેવી રીતે પ્રકટ થયાં ? અને પછી પાંચ પ્રકારનાં શી રીતે થયાં ? તે કહો.[૨] સંસારમાં એ ત્રિગુણાત્મક પ્રકૃતિની અંશ—કળાથી ગંગા આદિ બીજી જે જે શક્તિઓ ઉત્પન્ન થઇ તેઓનું ચરિત્ર સાંભળવાની હવે મારી ઈચ્છા થઇ છે.[૩] એટલા માટે હે વિદ્વાન ! એઓના જન્મની કથા, પૂજા તથા ધ્યાનના પ્રકાર, સ્તોત્ર, કવચ, ઐશ્વર્ય અને શૌર્ય કે જે મંગલકારી છે તે મારી પાસે કહો.[૪]

નારાયણ કહે છેઃ—જીવ મોક્ષ થતાં સુધી નિત્ય છે અને આકાશ, કાળ, દિશા, બ્રહ્માંડ તથા ગોલોક એઓ પ્રાકૃત પ્રલય થતાં સુધી નિત્ય છે. ગોલોકના નીચલા પ્રદેશમાં ગોલોકના એક ભાગ રૂપ વૈકુંઠ લોક છે તે પણ એવી રીતેજ નિત્ય છે. બ્રહ્મની લીલારૂપ સનાતન પ્રકૃતિ પણ એ પ્રમાણે નિત્ય છે.[૫,૬] જેમ

અગ્નિમાં દાહશક્તિ, ચંદ્ર તથા કમળમાં શોભા અને સૂર્યમાં પ્રભા, એઓ સર્વદા પોતાના આશ્રયમાં રહેલાં છે અને આશ્રયથી ભિન્ન પડતાં નથી; તેમ પ્રકૃતિ પણ પોતાના આશ્રયરૂપ પરમાત્મામાં રહેલ છે અને આશ્રયથી કદી પણ ભિન્ન પડતી નથી.[૭] જેમ સોની સોના વિના કુંડલ કરવાને અશક્ત છે અને કુંભાર માટી વિના ઘડો કરવાને અશક્ત છે તેમ પરમાત્મા એ પ્રકૃતિ વિના સૃષ્ટિ કરવાને અસમર્થ છે. એ પ્રકૃતિ સઘળી શક્તિઓ રૂપ છે અને પરમાત્મા એને લીધે સર્વદા શક્તિમાન કહેવાય છે.[૮,૯] 'શ' એટલે ઐશ્વર્ય અને 'ક્તિ' એટલે પરાક્રમ, અર્થાત્ ઐશ્વર્ય તથા પરાક્રમરૂપ અને તેઓને આપનારી જે છે તે શક્તિ કહેવાય છે.[૧૦] જ્ઞાન, સમૃદ્ધિ, સંપત્તિ, યશ અને બળ એઓ ભગ કહેવાય છે. એ સઘળાં ભગો પ્રકૃતિમાં છે તેથી પ્રકૃતિ ભગવતી કહેવાય છે. સર્વદા ભગરૂપ પણ એજ છે.[૧૧] પરમાત્મા સર્વદા એ ભગવતીથી યુક્ત છે માટે ભગવાન કહેવાય છે. જે પ્રકૃતિની ઇચ્છા છે તેજ એમની ઇચ્છા છે તેથી સ્વેચ્છામય કહેવાતા એ પરમાત્મા સાકાર છે અને નિરાકાર પણ છે.[૧૨] એમાં સ્વયંપ્રકાશ તેજરૂપ જે નિરાકાર સ્વરૂપ છે તેનું યોગિઓ સર્વદા ધ્યાન કરે છે અને તેનેજ પરબ્રહ્મ, પરમાનંદ અને ઈશ્વર કહે છે.[૧૩] અદૃશ્ય, સર્વના દ્રષ્ટા, સર્વજ્ઞ, સર્વનાં કારણરૂપ, સઘળી વસ્તુ આપનાર અને રૂપરહિત તે પરમાત્માને સ્થૂલ મૂર્ત્તિનું અભિમાન ધરાવનારા વૈષ્ણવલોકો સ્વયંપ્રકાશ તેજરૂપ માનતા નથી પણ એમ કહે છે કેઃ--"કોઇ તેજવાળો પદાર્થ ન હોય તો એ તેજ કોનું માનવું? આશ્રય વિના એકલું તેજ રહેવું સંભવેજ નહિ એટલા માટે એ તેજના મંડલના મધ્યમાં તેના આશ્રયરૂપ મહાતેજસ્વી સાકાર પરમાત્મા રહ્યા છે. એ પરમાત્માનું શરીર ઇચ્છામય છે, સર્વરૂપ છે, સઘળાં કારણોનાં કારણરૂપ છે, અત્યંત સુંદર છે, મનોહર છે,[૧૪-૧૬] અવસ્થામાં કિશોર છે, શાંત છે, સર્વથી અધિક સુશોભિત છે, પરથી પણ પર છે અને નવીન મેઘના સરખી શ્યામ કાંતિવાળું છે.[૧૭] એમનાં નેત્ર, શરદ્ ઋતુના મધ્યાહ્ન કાળમાં ઉઘડેલાં અનેક કમળોની શોભાને હઠાવી દે એવાં છે. મનોહર અને વચમાં માર્ગ વગરના એમના દાંતોની પંક્તિ, મોતીની કાંતિને પણ હઠાવી દે એવી છે.[૧૮] એમણે મયૂરપિચ્છનો મુકુટ પહેરેલો છે. માલતીનાં પુષ્પોની માળાઓ ધરેલી છે. નાસિકા અને મંદ હાસ્ય ઘણાં સુંદર છે, ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર છે.[૧૯] અગ્નિમાં નાખવાથી નિર્મળ થઇ જાય એવાં મુખ્ય પીતાંબર પહેરેલાં છે. ભુજા બે છે. હાથમાં મુરલી ધરી છે. રત્નોનાં આભરણોનો શણગાર ધર્યો છે.[૨૦] એ પરમાત્મા સર્વના આધારરૂપ છે. સર્વના સ્વામી છે. સઘળી શક્તિઓવાળા છે. વ્યાપક છે. સઘળાં ઐશ્વર્યને આપનારા છે. સર્વરૂપ છે. સ્વતંત્ર છે.[૨૧] સઘળાં મંગલરૂપ છે. અત્યંત પરિપૂર્ણ છે. સિદ્ધ છે. સિદ્ધોના સ્વામી છે. સિદ્ધિ કરનારા છે. દેવના દેવ એ સનાતન પરમાત્માનું ભક્ત લોકો ધ્યાન કરે છે.[૨૨] એ ઈશ્વર જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, શોક અને ભયને હરી લેનારા સર્વોત્તમ છે. બ્રહ્માની આખી અવસ્થા પુરી થઇ રહે ત્યારે એમનો એક નિમેષ થયો કહેવાય છે.[૨૩] એજ પરમાત્મા પરબ્રહ્મ તથા કૃષ્ણ કહેવાય છે. 'કૃષ્' એટલે ભક્તિ અને 'ણ' એટલે દાસપણું અર્થાત્ ભક્તિ તથા દાસપણાને આપે છે માટે તે કૃષ્ણ કહેવાય છે." જો કે વૈષ્ણવ લોકો એ પ્રમાણે કહે છે તોપણ એ વાત યથાર્થ નથી. કારણ કે ચંદ્ર અને સૂર્યના તેજ જેવું કાંઈ

બ્રહ્મનું તેજ નથી કે જેથી તેનો કોઈ આધાર માનવો પડે. જે સ્વયંપ્રકાશ જ્ઞાન છે એજ તેજ શબ્દનો અર્થ છે, તો એ સર્વના આધારભૂત જ્ઞાનને બીજા કોઇ આધારની અપેક્ષા નથી. જે સાવયવ હોય તે નાશ પામી જાય એવી વ્યાપ્તિ છે, માટે વૈષ્ણવોના કહેવા પ્રમાણે પરમાત્મા સાવયવ હોય તો તેનો નાશ થવો જોઇએ. વૈષ્ણવોએ માનેલી ભગવાનની મૂર્ત્તિ જો પંચભૂતથી બનેલી હોય તો તેમાં અનિત્યતા પ્રાપ્ત થાય છે અને પંચભૂત રહિત હોય તો તેનું દેખાવું નહિ સંભવવાથી તેના અસ્તિત્વમાંજ કોઇ પ્રમાણ રહેતું નથી; એટલા માટે પરમાત્મા વૈષ્ણવોના માનવા પ્રમાણે દેહધારી છેજ નહિ. હવે આ વિષયમાં સાચો સિદ્ધાંત કહું છું તે સાંભળો. ચૈતન્ય શક્તિરૂપ અને અદ્વિતીય પરમાત્માને અપંચીકૃત પંચભૂતરૂપ હિરણ્યગર્ભની ઉત્પત્તિદ્વારા પંચીકૃત પંચભૂતરૂપ બ્રહ્માંડની ઉત્પત્તિ થયા પછી પોતામાં રહેલા કાળની પ્રેરણાને લીધે સર્જેલા પદાર્થોના અધિષ્ઠાતા દેવતાઓને ઉત્પન્ન કરવાની ઇચ્છા થતાં તે પોતે સૃષ્ટિ કરવામાં ઉન્મુખ થયા. ઉન્મુખ થઈને એ સ્વેચ્છામય પરમાત્માએ પોતાની ઈચ્છાથી બે રૂપ ધર્યાં. ડાબા ભાગમાંથી સ્ત્રીરૂપ થયા અને જમણા ભાગમાંથી પુરૂષરૂપ થયા. જો કે બે રૂપે થવું એ પ્રકૃતિનું કાર્ય છે તોપણ પ્રકૃતિનો આત્મામાં આરોપ કરીને, આત્મા બે રૂપે થયો એમ કહ્યું છે. એ અર્દ્ધનારીશ્વરમાં જે પુરૂષ શ્રીકૃષ્ણ થયા તેમણે કામના આધારરૂપ નારીને દીઠી, અત્યંત રૂપાળી, સુશોભિત કમળ સરખી, ચંદ્રબિંબથી પણ અધિક શોભાવાળા નિતંબોવાળી, અતિસુંદર કેળના થાંભલાઓથી પણ અધિક શોભાવાળા સાથળોવાળી, શોભતાં, બીલાં સરખાં બે સ્તનોથી મનનું હરણ કરતી, પુષ્પોની માળાઓવાળી, પાતળી કેડવાળી, ઉદરમાં ત્રણ વળીઓવાળી, મનોહર, શાંત, મંદ હાસ્ય કરતી, કુટિલ કટાક્ષવાળી, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રોવાળી, રત્નોનાં આભરણોના શણગારવાળી, કરોડ ચંદ્રમાથી પણ અધિક શોભાવાળા પોતાના (શ્રીકૃષ્ણના) મુખને પ્રીતિપૂર્વક નિરંતર ચક્ષુરૂપ ચકોરથી પીતી, માલતીનાં પુષ્પોથી શણગારેલા અને ઉત્તમ ઇંદ્રનીલ મણિ સરખા કાળા વાંકા ચોટલાને ધારણ કરતી, પતિની ઈચ્છાવાળી, કરોડ ચંદ્ર સરખી સ્વચ્છ અને ભરપૂર શોભાવાળી, સુંદર ચાલથી રાજહંસના તથા હાથીના ગર્વનો નાશ કરનારી અને જેના કપાળના મધ્યમાં સિંદૂરના ચાંલ્લાની નીચે કેસરનો અને કેસરના ચાંલ્લાની નીચે કસ્તુરીનો ચાંલ્લો શોભતો હતો એવી તે નારીને જોઈ રાસના સ્વામી અને રાસવિલાસમાં મહારસિક શ્રીકૃષ્ણે રાસમંડલમાં તેની સાથે રાસક્રીડા કરી.[૨૪-૩૬] જાણે દેહધારી શૃંગારરસ હોય એવા શ્રીકૃષ્ણે બ્રહ્માના એક દિવસના કાળપર્યંત અનેક પ્રકારના શૃંગારવાળો સુખસંભોગ કર્યો.[૩૭] પછી થાકી ગએલા એ શ્રીકૃષ્ણ ભગવાને પરમ આનંદ ભરેલા સારા સમયમાં તે નારીની યોનિમાં વીર્ય નાખ્યું.[૩૮] હે નારદજી! મૈથુન પૂરૂં થતાં ભગવાનના સમાગમથી થાકી રહેલી અને ઘણા દાબથી મુંઝાએલી તે નારીના શરીરમાંથી પસીનાનું જળ ચાલવા લાગ્યું અને નિઃશ્વાસ પણ ચાલવા લાગ્યા. એ પસીનાનું જળ સઘળા બ્રહ્માંડમાં વ્યાપ્ત થઇ ગયું[૩૯,૪૦] અને જે નિઃશ્વાસનો વાયુ હતો તે સર્વ પ્રાણીઓના આધારરૂપ અને સર્વને જીવન આપનાર વાયુ થયો.[૪૧] એજ સમયે પ્રકૃતિએ પ્રાણિઓના નિઃશ્વાસના અધિષ્ઠાતા દેહધારી વાયુદેવને પણ પ્રકટ કર્યો. એ દેહધારી વાયુના ડાબા અંગમાંથી તેના પ્રાણ

કરતાં પણ પ્યારી સ્ત્રી ઉત્પન્ન થઈ. એ સ્ત્રી-માંથી વાયુદેવના સમાગમને લીધે પ્રાણીઓના પાંચ પ્રાણરૂપ તેના પુત્રો થયા. પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન, એ નામના પંચ-પ્રાણરૂપ તેઓના પુત્રો થયા. એ વિના ના-ગાદિ અન્ય પાંચ પ્રાણની પણ ઉત્પત્તિ થ-ઇ.[૪૨-૪૩] જે પસીનાનું જળ હતું તેનો અધિ-ષ્ઠાતા મોટો વરૂણ દેવ અને તેની સ્ત્રી પણ તે સમયે પ્રકૃતિની ઈચ્છાથી ઉત્પન્ન થયાં.[૪૪] પછી શ્રીકૃષ્ણના તેજથી પ્રકાશતી કૃષ્ણની ચૈતન્ય શક્તિરૂપ પેલી નારીને ગર્ભ રહ્યો. કૃષ્ણને પ્રાણ કરતાં પણ વધારે પ્યારી, સર્વના સ્વામી કૃષ્ણના સમાગમવાળી અને કૃષ્ણના વક્ષઃસ્થલમાં રહેનારી એ રૂપાળી નારીએ સો મન્વંતર સુધી ગર્ભનું ધારણ કર્યું. સો મન્વં-તર જેટલા સમયને અંતે તેણે સુવર્ણ સરખો અને સર્વ આધારના પણ આધારરૂપ એક ઉ-ત્તમ બાળક જણ્યો. એ બાળકને મોટા ઇંડા-રૂપ અને ભયંકર જોઈને તે નારીના મનમાં ખેદ અને કોપ ઉત્પન્ન થયા. પછી એ નારી-એ કોપને લીધે તે બાલકને બ્રહ્માંડની અંદ-રના જળમાં ફેંકી દીધો.[૪૫-૪૮] એને ફેંકી દીધેલો જોઇને મોટા દેવ શ્રીકૃષ્ણે હાહાકાર કર્યો અને તે સમયેજ પેલી નારીને યથાયોગ્ય શાપ દીધો કેઃ—"હે ક્રોધી સ્વભાવવાળી ! હે કઠોર મનવાળી ! આ સંતાનનો તેં ત્યાગ કર્યો એટલા માટે આજથી તું સંતાન વગરનીજ રહીશ એ નિશ્ચય છે.[૪૯,૫૦] તેમજ તારા અં-શોરૂપ જે જે દેવીઓ થશે તેઓ પણ તારી પેઠે સંતાન વગરની અને અખંડિત યૌવન-વાળી રહેશે."[૫૧] એ સમયમાં એ નારીની જીભની અણીમાંથી તુરત શ્વેત વર્ણવાળી એક મનોહર કન્યા પ્રકટ થઈ.[૫૨] સર્વ શાસ્ત્રોની અધિષ્ઠાતા એ સરસ્વતીએ ધોળાં વસ્ત્ર પહેર્યાં હતાં, વીણા તથા પુસ્તક હાથમાં ધર્યાં હતાં અને રત્નનાં આભરણો ધર્યાં હતાં.[૫૩] પછી કેટલોક સમય વીતતાં પેલી શ્રીકૃષ્ણની નારીનાં બે રૂપ થયાં તેમાં ડાબા અંગમાંથી લક્ષ્મી થયાં અને જે જમણું અંગ હતું તે રાધા રૂપ થયું.[૫૪] એ સમયે કૃષ્ણનાં પણ બે રૂપ થયાં તેમાં જે જમણું અંગ હતું તે બે ભુજાવાળા કૃષ્ણ-રૂપ થયું અને ડાબું અંગ હતું તે ચાર ભુ-જાવાળા નારાયણરૂપ થયું.[૫૫] બે ભુજાવાળા કૃષ્ણે સરસ્વતીને અને લક્ષ્મીને કહ્યું કેઃ—"તમો બન્ને આ ચાર ભુજાવાળા નારાયણની સ્ત્રીઓ થાઓ અને આ અભિમાનવાળી રાધા મારી પાસેજ રેહેશે. તમારૂં કલ્યાણ થશે."[૫૬] આમ કહીને એ બે ભુજાવાળા કૃષ્ણે પ્રસન્નતાથી લ-ક્ષ્મી અને સરસ્વતી નારાયણને આપ્યાં એટલે તે નારાયણ એ બે સ્ત્રીઓની સાથે વૈકુંઠ લો-કમાં ગયા.[૫૭] રાધાના અંશથી ઉત્પન્ન થએલી એ બે સ્ત્રીઓ સંતાન વગરની રહી. પછી ના-રાયણના અંગમાંથી ચાર ભુજાવાળા અને તેજ, અવસ્થા, રૂપ તથા ગુણોથી નારાયણ જેવાજ પાર્ષદો ઉત્પન્ન થયા. લક્ષ્મીનાં અંગમાંથી લ-ક્ષ્મી જેવી કરોડો દાસીઓ ઉત્પન્ન થઈ.[૫૮,૫૯] પછી ગોલોકના ધણી બે ભુજાવાળા કૃષ્ણનાં રૂંવાડાંનાં છિદ્રોમાંથી અસંખ્યાત ગોવાળીઆ ઉત્પન્ન થયા.[૬૦] એ ગોવાળીઆઓ અવસ્થા, તેજ, રૂપ, ગુણ, બળ અને પરાક્રમથી કૃષ્ણ જેવાજ થયા અને કૃષ્ણનું પાર્ષદપણું કરવા લાગ્યા. એઓ કૃષ્ણને પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્યારા છે.[૬૧] રાધાના અંગનાં રૂંવાડાંનાં છિદ્રોમાંથી પ્રિય બોલનારી, રાધાસરખી, રત્નો-નાં આભરણોવાળી અને નિરંતર સ્થિર યૌવ-નવાળી ગોપકન્યાઓ ઉત્પન્ન થઇ. એ સઘળી રાધાની દાસીઓ થઇ અને શ્રીકૃષ્ણના શાપને લીધે નિરંતર સંતાન વગરનીજ રહી.[૬૨-૬૩]

એ સમયમાં શ્રીકૃષ્ણનાં ઈષ્ટદેવતારૂપ પરમાત્માની સનાતન માયાશક્તિ, દુર્ગારૂપે પ્રકટ થયાં.[૬૪] ક્રીડા કરનારાં, નારાયણી, ઈશ્વરી, સઘળી શક્તિરૂપ, સમષ્ટિ તથા વ્યષ્ટિ બ્રહ્માંડની બુદ્ધિની અધિષ્ઠાતા, દેવીઓનાં બીજરૂપ, અત્યંત પરિપૂર્ણ અને તેજરૂપ એ દુર્ગાદેવી, લક્ષ્મી અને સરસ્વતીની પેઠે રાધાના અવતારરૂપ નથી પણ સાક્ષાત્ મૂલ પ્રકૃતિનાજ પૂર્ણાવતાર રૂપ છે.[૬૫,૬૬] એ દુર્ગાનો વર્ણ તપાવેલા સોના સરખો છે. પ્રભા કરોડ સૂર્યના જેવી છે. મુખારવિંદ મંદ હાસ્યથી શોભે છે. ભુજાઓ હજારો છે.[૬૭] અનેક શસ્ત્રો અને અસ્ત્રોના સમૂહ ધર્યા છે. નેત્ર ત્રણ છે. અગ્નિથી ધોવાએલાં વસ્ત્રો પહેરેલાં છે. રત્નોનાં ભૂષણોથી શણગારેલાં છે.[૬૮] સઘળી સ્ત્રીઓ એના અંશોથી અને અંશોની કળાઓથી ઉત્પન્ન થએલી છે. જગતમાં રહેલા સર્વે લોકો એની માયાથી મોહ પામેલા છે.[૬૯] કામનાવાળા ગૃહસ્થ લોકોને એજ સઘળાં ઐશ્વર્ય આપે છે, વૈષ્ણવોને શ્રીકૃષ્ણની ભક્તિ પણ એજ આપે છે.[૭૦] મુમુક્ષુઓને મોક્ષ તથા સુખની ઈચ્છાવાળાઓને સુખ આપનારાં એજ છે. લક્ષ્મીરૂપ પણ એજ છે. સ્વર્ગમાં સ્વર્ગની લક્ષ્મીરૂપે, ઘરમાં ઘરની લક્ષ્મીરૂપે, તપસ્વિઓમાં તપશ્ચર્યારૂપે અને રાજાઓમાં રાજલક્ષ્મીરૂપે એજ રહેલાં છે. અગ્નિમાં દાહશક્તિ, સૂર્યમાં પ્રભા, ચંદ્રમાં શોભા અને પદ્મમાં કાંતિરૂપે પણ એજ છે. શ્રીકૃષ્ણ પરમાત્મામાં સઘળી શક્તિરૂપે પણ એજ રહેલાં છે.[૭૧-૭૩] આત્મા એને લીધે શક્તિવાળા છે અને જગત પણ એને લીધેજ શક્તિવાળું છે. જો એ ન હોય તો સઘળું જગત જીવતે મુવા જેવું થઇ જાય.[૭૪] એજ દુર્ગા સંસારરૂપી વૃક્ષના બીજરૂપ, સનાતન, સ્થિતિરૂપ, બુદ્ધિરૂપ અને ફળરૂપ છે.[૭૫] ક્ષુધા, પિપાસા, દયા, નિદ્રા, તંદ્રા, ક્ષમા, ધૃતિ, શાંતિ, લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, ભ્રાંતિ અને કાંતિ આદિ પણ એમનાંજ રૂપ છે.[૭૬] એ દુર્ગાદેવી સર્વેના ઈશ્વર શ્રીકૃષ્ણનાં વખાણ કરીને તેમની પાસે ઉભાં, ત્યાં રાધિકાના સ્વામી શ્રીકૃષ્ણે એમને રત્નનું સિંહાસન આપ્યું.[૭૭] હે નારદજી ! એ સમયમાં પોતાની સ્ત્રી ગાયત્રીસહિત ચાર મ્હોડાંવાળા બ્રહ્મા શ્રીકૃષ્ણના નાભિકમળમાંથી નીકળ્યા.[૭૮] કમંડલુને ધરનારા, શોભાવાળા, તપસ્વી, જ્ઞાનિઓમાં ઉત્તમ અને બ્રહ્મતેજથી પ્રકાશતા બ્રહ્મા ચારે મ્હોંડાથી એ બે ભુજાવાળા શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા.[૭૯] તે સમયે બ્રહ્માની સાથે સરજાએલાં, સો ચંદ્રના સરખી કાંતિવાળાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રો પહેરનારાં, રત્નનાં આભરણોથી શણગારેલાં અને બહુજ રૂપાળાં ગાયત્રી સર્વેના કારણરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને પોતાના સ્વામીની સાથે પ્રીતિપૂર્વક શ્રીકૃષ્ણની સામે રત્નના રમણીય સિંહાસનપર બેઠાં.[૮૦,૮૧] એ સમયે શ્રીકૃષ્ણનાં બે રૂપ થયાં. તેમાં જે ડાબું અંગ હતું તે મહાદેવરૂપે થયું અને જે જમણું અંગ હતું તે રાધાના પતિ શ્રીકૃષ્ણરૂપે રહ્યું.[૮૨] મહાદેવનો વર્ણ શુદ્ધ સ્ફટિકના જેવો છે. પ્રભા સો કરોડ સૂર્યોના જેવી છે. ત્રિશૂલ અને પટ્ટિશ ધરેલાં છે. વાઘના ચર્મરૂપી વસ્ત્ર પહેરેલાં છે. શુદ્ધતા તપાવેલા સોનાના જેવી છે. માથે મોટી જટા ધરેલી છે. ગાત્રોમાં ભસ્મરૂપી શણગાર ધરેલો છે. મુકુટમાં ચંદ્રમા છે. સમયપર નગ્ન પણ રહે છે. કંઠ શ્યામ છે. સર્પરૂપી ભૂષણો પહેરે છે. જમણા હાથમાં સંસ્કાર આપેલી અક્ષમાલા ધરે છે અને પાંચે મ્હોડાંઓથી પ્રણવ અને માયાબીજ આદિ મંત્રોનો જપ કર્યા કરે છે, એ મહાદેવ સત્યસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરીને તેમની પાસે રત્નના સુંદર સિંહાસનપર બેઠા.

શ્રીકૃષ્ણ કે જે ઈશ્વર, સઘળાં કારણોના કારણ, સઘળાં મંગલોમાં અતિ મંગલરૂપ, સર્વોત્તમ, મૃત્યુના મૃત્યુરૂપ અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ શોક તથા ભયને હરનાર છે; તેમણે મહાદેવને દુર્ગાદેવી આપ્યાં. શ્રીકૃષ્ણ કે જે મૃત્યુને પણ મારનાર છે તેમની સાથે અભેદને લીધે મહાદેવનું 'મૃત્યુંજય' નામ કહેવાય છે.[૮૩-૮૮]

**संस्तूय मृत्योर्मृत्युं तं यतो मृत्युंजयाभिधः ॥**
**रत्नसिंहासने रम्ये समुवास हरः परः ॥८८॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

# अध्याय ३ जो.

## મહાવિરાટ્‌ની ઉત્પત્તિ અને બ્રહ્માંડોનાં વર્ણન.

### શ્રીનારાયણ ઉવાચ

**अथ डिंभो जले तिष्ठन् यावद्वै ब्रह्मणो वयः॥**
**ततः स काले सहसा द्विधा भूतो बभूव ह ॥१॥**

નારાયણ કહે છેઃ—પ્રથમ રાધાએ જે ઈંડારૂપ પોતાનો બાળક જલમાં ફેંકી દીધો હતો તે, બ્રહ્માનાં સો વર્ષ સુધી એમને એમ જળમાં પડયો રહ્યો. પછી સમય પ્રાપ્ત થતાં તુરત તે ઈંડું ફુટયું અને બે ભાગ થયા.[૧] ઈંડાના મધ્યમાં સો કરોડ સૂર્યોના સરખી કાંતિવાળો એક બાળક જોવામાં આવ્યો. પિતા અને માતાએ છોડી દીધેલો, ભૂખથી પીડાએલો અને સ્તનપાનથી જીવી શકે એવો એ બાળક અનાથ હોવાથી જળના મધ્યમાં ક્ષણે ક્ષણે બહુજ રોવા લાગ્યો.[૨] એ પોતે અસંખ્યાત બ્રહ્માંડોનો અધિપતિ છતાં એવી દુર્દશા પામીને અનાથની પેઠે ઊંચે જોવા લાગ્યો.[૩] જેમ પરમાણુ સઘળા સૂક્ષ્મ પદાર્થોથી પણ અત્યંત સૂક્ષ્મ છે, તેમ સઘળા સ્થૂલ પદાર્થોથી પણ અત્યંત સ્થૂલ એ મહાવિરાટ્ નામનો બાળકરૂપ દેવ 'મને કોણ પાળશે' એમ વિચાર કરવા લાગ્યો.[૪] રાધાથી ઉત્પન્ન થએલા એ વિરાટ્‌માં કૃષ્ણ પરમાત્માની શક્તિનો સોળમો ભાગ રહ્યો છે. એજ સર્વ જગતનો આધાર છે અને મહાવિષ્ણુ કહેવાય છે.[૫] એનાં પ્રત્યેક રૂંવાડાંનાં છિદ્રોમાં સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે. એ બ્રહ્માંડો કેટલાં છે એવી નિશ્ચિત સંખ્યા કહેવાને કૃષ્ણ પણ સમર્થ નથી.[૬] પૃથ્વીમાં રહેલી રજની કણીઓની સંખ્યા કદાચ થઇ શકે પણ એ વિરાટ્‌ની અંદર રહેલાં ક્ષુદ્ર બ્રહ્માંડોની અને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિની સંખ્યા કદી પણ થઈ શકે એમ નથી.[૭] ક્ષુદ્ર બ્રહ્માંડોની પણ સંખ્યા થઇ શકતી નથી ત્યારે તે પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિની સંખ્યા તો કેમજ થઈ શકે? પાતાલથી બ્રહ્મલોક સુધીનો ભાગ બ્રહ્માંડ કહેવાય છે.[૮] બ્રહ્માંડથી ઉપર વૈકુંઠલોક છે તે બ્રહ્માંડથી બહારજ છે. વૈકુંઠથી ઉપર પચાશ કરોડ યોજને ગોલોક છે.[૯] એ લોક કૃષ્ણની પેઠે પ્રાકૃત પ્રલય થતાં સુધી નિત્ય છે અને સત્ય છે. પૃથ્વીમાં સાત દ્વીપ, સાત સમુદ્ર અને ઓગણપચાશ ઉપદ્વીપ છે. પર્વતો અને વનો તો અસંખ્યાત છે. પૃથ્વીથી ઊંચે બ્રહ્મલોક સહિત સાત દેવલોક છે[૧૦-૧૧] અને પૃથ્વીથી નીચે સાત પાતાલ છે. એવી રીતે બ્રહ્માંડની રચના છે. પૃથ્વીથી ઊંચે સાત લોકમાં પહેલો ભૂર્લોક, બીજો ભુવર્લોક, ત્રીજો સ્વર્લોક, ચોથો જનલોક, પાંચમો તપોલોક, છઠ્ઠો સત્યલોક અને સાતમો તપાવેલાં સોના સરખા પ્રકાશવાળો બ્રહ્મલોક; એવી રીતે એક બીજાથી ઉપર ઉપર છે. આ પ્રમાણે બ્રહ્માંડથી બહાર અને બ્રહ્માંડની અંદર જે કાંઇ છે તે સઘળું કૃત્રિમ છે.[૧૨-૧૪] બ્રહ્માંડનો વિનાશ થતાં સર્વ લોકોનો વિનાશ થઈ જાય છે. બ્રહ્માંડની અંદરના જે પદાર્થો છે તે

સઘળા જળના પરપોટાની પેઠે અનિત્ય છે.[૧૫] વૈકુંઠલોક અને ગોલોક, કે જેઓ સર્વદા અકૃત્રિમ અને નિત્ય કહેવાય છે તેઓ પણ પ્રાકૃત પ્રલય થતાં સુધીજ રહે છે. મહાવિરાટ્‌નાં પ્રત્યેક રૂંવાડાંનાં છિદ્રોમાં બ્રહ્માંડો રહ્યાં છે એવો નિશ્ચય છે.[૧૬] એ બ્રહ્માંડોની સંખ્યાને કૃષ્ણ પણ જાણતા નથી ત્યારે બીજાની તો શી વાત કરવી? પ્રત્યેક બ્રહ્માંડોમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ ત્રણ કરોડ દેવતાઓ રહેલા છે. દિશાઓના સ્વામી, દિક્પાલ, નક્ષત્રો, ગ્રહાદિક, પૃથ્વીમાંના ચાર વર્ણો, પૃથ્વીથી નીચેના નાગલોકો અને સચરાચર જગત, એ સઘળું બ્રહ્માંડમાં અંતર્ગત છે.[૧૭-૧૯] પછી એ મહાવિરાટ્ નામના બાળકે ઉંચું જોયું તથા પોતાની સ્થિતિવાળા ઇંડાની અંદર પણ જોયું ત્યાં માત્ર શૂન્યજ જોવામાં આવ્યું. બીજું કાંઇ પણ જોવામાં આવ્યું નહિ. આમ થતાં ભૂખ્યો થએલો એ બાળક ચિંતામાં પડયો અને વારંવાર રોવા લાગ્યો.[૨૦] પછી પૂર્વકર્મના સંસ્કારને લીધે 'કોઈ ઈશ્વર છે' એવું જ્ઞાન પ્રાપ્ત થતાં તે બાળક, પરમપુરૂષ શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગ્યો. ધ્યાન કરતાં તેને સનાતન, બ્રહ્મજ્યોતિરૂપ, નવા મેઘની પેઠે શ્યામ, બે ભુજાવાળા, પીળાં વસ્ત્રોને ધરનાર, મંદ હાસ્ય કરતા, હાથમાં મુરલીવાળા અને ભક્ત લોકો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારા શ્રીકૃષ્ણનું દર્શન થયું.[૨૧,૨૨] પોતાને ઉત્પન્ન કરનારા તે ઈશ્વરને જોઈને એ બાળક રાજીપાથી હસવા લાગ્યો. પછી શ્રીકૃષ્ણે તેને તે સમયમાં યોગ્ય વરદાન દીધું કે "હે પુત્ર! તું પ્રલય થતાં સુધી ભૂખ તરસ આદિથી રહિત, જ્ઞાનવાળો, અસંખ્યાત બ્રહ્માંડોના સ્થાનકરૂપ અને મારા સમાનપણાને ધરાવનારો થા.[૨૩-૨૪] નિષ્કામ, નિર્ભય, સઘળાઓને વરદાન આપનાર અને જરા,મૃત્યુ, રોગ, શોક, તથા પીડા આદિથી રહિત થા."[૨૫] આમ કહીને શ્રીકૃષ્ણે તેના કાનમાં વેદના ઉત્તમ અંગરૂપ, છ અક્ષરવાળા મહામંત્રનો ત્રણવાર જપ કર્યો. સઘળા વિઘ્નોને હરનારા એ ઉત્તમ મંત્રમાં પ્રથમ 'ૐકાર' છે, પછી 'कृष्णाय' એ ત્રણ અક્ષર છે અને તે પછી 'स्वाहा' એ બે અક્ષર છે.[૨૬,૨૭] હે નારદજી! આ પ્રમાણે પ્રિય મંત્રનો ઉપદેશ કર્યા પછી શ્રીકૃષ્ણે તે મહાવિરાટ્‌નો જે આહાર ઠરાવ્યો તે વિષે મારા મુખથી સાંભળો.[૨૮] પ્રત્યેક બ્રહ્માંડમાં વૈષ્ણવ જન જે કાંઈ નૈવેદ્ય ધરે તેનો સોળમો ભાગ વૈકુંઠવાસી ચાર ભુજાવાળા વિષ્ણુનો અને પંદર ભાગ એ મહાવિરાટ્‌ના ઠરાવ્યા.[૨૯] પોતે બે ભુજાવાળા શ્રીકૃષ્ણ કે જે નિર્ગુણ અને અત્યંત પરિપૂર્ણ આત્મારૂપ છે તે, સર્વદા તૃપ્ત હોવાનેલીધે તેમને નૈવેદ્યનું કાંઇ પ્રયોજન ન હતું.[૩૦] માણસ જે જે નૈવેદ્ય આપે છે તે સઘળું વૈકુંઠના અધિપતિ વિષ્ણુ અને મહાવિરાટ્ ખાઈ જાય છે.[૩૧] શ્રીકૃષ્ણે ઉત્તમ મંત્ર આપીને વળી પણ તેને કહ્યું:–કે "તને બીજું કયું વરદાન આપું? જે જોઇતું હોય તે કહે."[૩૨] એ પ્રમાણે શ્રીકૃષ્ણનું વચન સાંભળી એ બાળકરૂપ મહાવિરાટે તે સમયમાં જોઇએ તેવું નીચે પ્રમાણે વચન કહ્યું.[૩૩]

મહાવિરાટ્ કહે છેઃ–મારૂં આયુષ્ય ક્ષણમાત્રનું હોય અથવા ઘણું લાંબુ હોય પણ તે જ્યાંસુધી હોય ત્યાંસુધી મને તમારા ચરણારવિંદમાં નિરંતર અવિચળ ભક્તિ પ્રાપ્ત થાઓ.[૩૪] આ લોકમાં જેને તમારી ભક્તિ હોય તે સર્વદા જીવન્મુક્તજ છે અને જે મૂર્ખ તમારી ભક્તિથી રહિત હોય તે જીવતો છતાં પણ મુવેલોજ છે.[૩૫] જેથી આપની ભક્તિ પ્રાપ્ત ન થાય એવા જપનું, તપનું, યજ્ઞનું પૂજનનું, વ્રતનું, ઉપવાસનું, પુણ્યનું, કે

તીર્થાટનનું શું ફળ છે? કશું ફળ નથી.[૩૬] કૃષ્ણની ભક્તિ વગરનો મૂર્ખ, કે જે પોતાને જીવાડનારનેજ માનતો નથી, તેનું જીવન વ્યર્થ છે.[૩૭] શરીરમાં જ્યાંસુધી આત્મા છે ત્યાં સુધી શક્તિ રહે છે. આત્મા ગયા પછી સઘળી શક્તિઓ પોતાની મેળે જતી રહે છે.[૩૮] હે શ્રીકૃષ્ણ! પ્રકૃતિથી પર, સ્વેચ્છામય, સર્વથી આદિ, સનાતન અને બ્રહ્મજ્યોતિરૂપ તે આત્મા તમે છો.[૩૯]

નારાયણ કહે છેઃ—હે નારદજી! એ બાલક એટલું બોલીને બંધ પડતાં શ્રીકૃષ્ણે નીચે પ્રમાણે તેને મધુર અને કાનને પ્રિય લાગે એવો પ્રત્યુત્તર દીધો.[૪૦]

શ્રીકૃષ્ણ કહે છેઃ—તું ઘણા કાળ સુધી સ્થિર રહે અને જેવો હું છું તેવોજ થા. ક્ષુદ્ર બ્રહ્માંડોના અનેક બ્રહ્માનો નાશ થતાં પણ તારો નાશ થશે નહિ.[૪૧] તું પોતાના અંશોથી પ્રત્યેક ક્ષુદ્ર બ્રહ્માંડોમાં ક્ષુદ્રવિરાટ્ થા (આ ઉપરથી જણાય છે કે આ મહાવિરાટ્ અનેક કરોડ બ્રહ્માંડોમાં રહેલા ક્ષુદ્ર વિરાટોનો સમષ્ટિ અધિપતિ છે.) અને તારા નાભિકમળમાંથી જગતને સરજનાર બીજા બ્રહ્મા પણ ઉત્પન્ન થશે.[૪૨] સૃષ્ટિનો સંહાર કરવાને વાસ્તે પ્રત્યેક બ્રહ્માંડમાં શિવના અંશરૂપે બ્રહ્માના લલાટમાંથી અગીયાર રૂદ્રો ઉત્પન્ન થશે.[૪૩] એઓમાં એક કાલાગ્નિ રૂદ્ર સઘળા જગતનો સંહાર કરશે. વિષયોના ભોગવાળા વિષ્ણુ પણ પોતાના ક્ષુદ્ર અંશોથી પ્રત્યેક બ્રહ્માંડોનું રક્ષણ કરનારા ક્ષુદ્ર વિષ્ણુઓરૂપ થશે.[૪૪] મારા વરદાનથી તને મારી ભક્તિ નિરંતર રહેશે. તું ધ્યાનના પ્રભાવથી સુંદર આકૃતિવાળા મને અને મારા વક્ષઃસ્થળમાં રહેલી તારી સુંદર માને નિરંતર દેખીશ. હે પુત્ર! તું અહીં રહેજે અને હું ગોલોકમાં જાઉં છું.

નારાયણ કહે છેઃ—આમ કહીને શ્રીકૃષ્ણ તુરત અંતર્દ્ધાન થઈ ગયા.[૪૫-૪૬] તેમણે પોતાના લોકમાં જઈને, સૃષ્ટિ કરવામાં સમર્થ બ્રહ્માને અને સંહાર કરવામાં સમર્થ શંકરને નીચે પ્રમાણે કહ્યું. (આ બ્રહ્મા અને શંકર એ છે, કે જેઓ પ્રથમ શ્રીકૃષ્ણના શરીરમાંથી ઉત્પન્ન થયા હતા.)[૪૭]

શ્રીકૃષ્ણ કહે છેઃ—હે પુત્ર! હે નાભિકમળથી ઉત્પન્ન થએલા બ્રહ્મા! સૃષ્ટિ કરવાનેવાસ્તે તમે મહાવિરાટ્‌નાં રૂંવાડાંનાં છિદ્રોમાં રહેલાં પ્રત્યેક બ્રહ્માંડમાં રહેનારા ક્ષુદ્ર વિરાટોના નાભિકમળોમાંથી ક્ષુદ્ર બ્રહ્મારૂપે ઉત્પન્ન થજો.[૪૮] હે પુત્ર! હે મહાદેવ! તમે પણ જાઓ અને મહાવિરાટ્‌નાં રૂંવાડાંનાં છિદ્રોમાં પ્રત્યેક ક્ષુદ્ર બ્રહ્માંડોમાં રહેનારા અનેક ક્ષુદ્ર બ્રહ્માઓનાં લલાટોમાંથી ક્ષુદ્ર શિવરૂપે ઉત્પન્ન થજો અને ઘણા કાળસુધી તપ કરજો.[૪૯]

નારાયણ કહે છેઃ—હે નારદજી! આ પ્રમાણે આજ્ઞા કરીને શ્રીકૃષ્ણ ભગવાન ચૂપ રહ્યા. પછી કલ્યાણ આપનારા બ્રહ્મા અને શિવ તેમને પ્રણામ કરીને ત્યાંથી ગયા. (શ્રીકૃષ્ણે જેમ બ્રહ્મા તથા શિવને કહ્યું તેમજ ચાર ભુજાવાળા વિષ્ણુને પણ જગતના પાલનનેવાસ્તે પ્રત્યેક બ્રહ્માંડોમાં ભિન્ન ભિન્ન ક્ષુદ્રરૂપે ઉત્પન્ન થવાનું કહ્યું, એમ આ સ્થલમાં સમજી લેવું.)[૫૦] બ્રહ્મા અને શિવ હજી ત્યાં પહોંચ્યા ન હતા તે પહેલાંજ મહાવિરાટ્ પોતાના અંશથી બ્રહ્માંડના જળમાં નોખનોખા ક્ષુદ્ર વિરાટ્‌રૂપે થયો, કે જે વિશ્વમાં વ્યાપક જળશાયી નારાયણ કહેવાય છે.[૫૧] એ નારાયણ શ્યામ, જુવાન, પીળા વસ્ત્રને ધરનાર અને મંદ હાસ્યથી શોભતા મુખવાળા છે.[૫૨] એમના નાભિકમળમાંથી ક્ષુદ્ર બ્રહ્મા ઉત્પન્ન થયા. એ બ્રહ્મા કમળના નાળમાં લાખ યુગો સુધી ફર્યા પણ તેમને તે

નાળનો અંત જડયો નહિ. હે નારદજી ! ક્ષુદ્ર વિરાટ્‌ની નાભિમાંથી ઉત્પન્ન થએલા કમળના નાળનો અંત નહિ આવતાં તમારા પિતા બ્રહ્માને ચિંતા ઉત્પન્ન થઇ.[૫૩,૫૪] પછી તેમણે પાછા પોતાના સ્થાનકમાં આવીને કૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કર્યું. ધ્યાનના પ્રભાવથી તેમને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થતાં બ્રહ્માંડગોળમાં જળની શય્યામાં સૂતેલા ક્ષુદ્ર વિરાટ્‌નું, જેનાં રૂંવાડાંનાં છિદ્રોમાં અનેક બ્રહ્માંડો રહ્યાં છે એવા મહાવિરાટ્‌નું, તેના પિતા શ્રીકૃષ્ણનું, ગોલોકનું અને ત્યાં રહેનારા ગોવાળીઆ તથા ગોપીઓનું પણ દર્શન થયું. શ્રીકૃષ્ણની સ્તુતિ કરી વરદાન મેળવીને બ્રહ્માએ સૃષ્ટિ કરી.[૫૫-૫૭] બ્રહ્માના મનમાંથી સનક આદિ પુત્રો ઉત્પન્ન થયા. તે પછી શિવના અંશરૂપ અગીયાર રૂદ્રો પણ ઉત્પન્ન થયા.[૫૮] ક્ષુદ્ર વિરાટના વામ ભાગમાંથી લોકનું રક્ષણ કરનારા ચતુર્ભુજ વિષ્ણુ ઉત્પન્ન થયા અને તે શ્વેતદ્વીપમાં રહ્યા[૫૯] ક્ષુદ્ર વિરાટ્‌ના નાભિકમળમાં થએલા ક્ષુદ્ર બ્રહ્માએ સ્વર્ગ, મર્ત્યલોક, પાતાલ તથા સચરાચર ત્રૈલોક્યરૂપ જગત સર્જ્યું.[૬૦] મહાવિરાટ્‌નાં રૂંવાડાંનાં છિદ્રોમાં જે અનંત ક્ષુદ્ર બ્રહ્માંડો રહ્યાં છે તેઓમાં પ્રત્યેક બ્રહ્માંડમાં આ પ્રમાણે ક્ષુદ્ર વિરાટ્, ક્ષુદ્ર બ્રહ્મા, ક્ષુદ્ર વિષ્ણુ અને ક્ષુદ્ર શિવ આદિની રચનાઓ થાય છે.[૬૧] હે નારદજી ! આ પ્રમાણે તમારી પાસે સુખ અને મોક્ષને આપનારૂં કૃષ્ણનું શુભ વર્ણન કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે ?[૬૨]

**इत्येवं कथितं ब्रह्मन् कृष्णसंकीर्त्तनं शुभम् ॥**
**सुखदं मोक्षदं ब्रह्मन् किंभूयः श्रोतुमिच्छसि ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

## अध्याय ४ थो. સરસ્વતી કવચ

### नारद उवाच

**श्रुतं सर्वं मया पूर्वं त्वत्प्रसादात् सुधोपमम् ॥**
**अधुना प्रकृतीनां च व्यस्तं वर्णय पूजनम् ॥१॥**

નારદજી પૂછે છેઃ—હે પ્રભુ ! મેં આપની કૃપાથી પ્રકૃતિઓનું અમૃત સરખું વર્ણન સાંભળ્યું. હવે એ પ્રકૃતિઓના પૂજનનો વિધિ નોખનોખો કહો.[૧] કયી પ્રકૃતિની કોણે પૂજા કરી છે ? એ પૂજા મનુષ્ય લોકમાં શી રીતે ચાલુ થઈ છે ? કયા કયા સ્તોત્રથી કયી કયી પ્રકૃતિની સ્તુતિ કરવી અને કયા કયા મંત્રથી કયી કયી પ્રકૃતિનું પૂજન કરવું ?[૨] પ્રકૃતિઓનાં સ્તોત્ર, ધ્યાન, પ્રભાવ અને શુભ ચરિત્ર મારી પાસે કહો. કયી કયી પ્રકૃતિએ કોને કોને વરદાન આપ્યાં છે તે પણ આપે કહેવું જોઈએ.[૩]

નારાયણ કહે છેઃ—ગણેશની મા દુર્ગા, રાધા, લક્ષ્મી, સરસ્વતી અને સાવિત્રી એ પાંચ પ્રકારની પ્રકૃતિ સૃષ્ટિના વિષયમાં કહેલી છે.[૪] એઓની પૂજા, પરમ અદ્ભુત પ્રભાવ અને સઘળાં મંગલ આપનારૂં અમૃત જેવું ચરિત્ર સર્વ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે.[૫] હે નારદજી ! જેઓ પ્રકૃતિની અંશ-કળારૂપ છે તેઓનું સઘળું શુભ ચરિત્ર હું તમારી પાસે વિશેષ કહું છું તે સાવધાન થઇને સાંભળો.[૬] કાલી, પૃથ્વી, ગંગા, ષષ્ઠી, મંગલચંડિકા, તુલસી, મનસા, નિદ્રા, સ્વધા, સ્વાહા અને દક્ષિણા, એવી એવી કળાઓનું મધુર અને પુણ્ય આપનારૂં ચરિત્ર તથા વૈરાગ્યનેવાસ્તે જીવોને થતાં કર્મનાં ફળ પણ હું તમારી પાસે કહીશ. દુર્ગા અને રાધાના અનુષ્ઠાનના પ્રકાર ઘણા વિસ્તીર્ણ અને મોટા છે માટે તે હું પાછળથી કહીશ. હમણાં સંક્ષેપથી બીજા વિષય સાંભળો. સરસ્વતી કે જેના પ્રસાદથી મૂર્ખ પણ પંડિત

થાય છે તેની પ્રથમ પૂજા શ્રીકૃષ્ણે કરેલી છે.[૭-૧૦] જ્યારે રાધાના મુખમાંથી સરસ્વતી ઉત્પન્ન થયાં ત્યારે યથેષ્ટ રૂપ ધરનારાં એ સરસ્વતીએ કામનાને લીધે શ્રીકૃષ્ણનેજ પોતાના પતિ કરવાની ઈચ્છા કરી.[૧૧] સઘળું જાણનારા શ્રીકૃષ્ણે તે જગદંબાનો ભાવ જાણીને તેમને હિત, સત્ય અને પરિણામે સુખ આપે એવું નીચે પ્રમાણે વચન કહ્યું.[૧૨]

શ્રીકૃષ્ણ કહે છેઃ–હે સતિ ! મારા અંશરૂપ ચાર ભુજાવાળા નારાયણ કે જે જુવાન, રૂપાળા, સઘળા ગુણોથી સંપન્ન, મારા જેવા, સ્ત્રીઓની કામનાઓને જાણનાર, સ્ત્રીઓની કામનાઓને પરિપૂર્ણ કરનાર, કરોડ કામદેવ જેવા લાવણ્યવાળા, લીલાથી શોભતા અને મહાસમર્થ છે તેમને પતિ કરો.[૧૩,૧૪] હે સુંદરિ ! મને પતિ કરીને તમારી અહીં રહેવાની ઈચ્છા હોય તો તેથી તમારૂં સારૂં થશે નાહ. કારણ કે રાધા તમારાથી બળવાન છે.[૧૫] જે જેથી બળવાન હોય તે, તેથી બીજાનું રક્ષણ કરી શકે પણ હું રાધાથી વધારે બળવાન નથી તેથી હું તમારૂં રાધાથી રક્ષણ કરી શકું એમ નથી. જે પોતે અશક્ત હોય તે બીજાઓનું શી રીતે રક્ષણ કરી શકે ?[૧૬] હું જો કે સર્વનો નિયામક છું તોપણ કોઇ વાતથી રાધાને અટકાવવાને અસમર્થ છું. એ રાધા તેજ, રૂપ અને ગુણથી મારા સમાનજ છે.[૧૭] વળી એ રાધા પ્રાણનાં અધિષ્ઠાતા છે તો પ્રાણનો ત્યાગ કરવાની કોની શક્તિ હોય! દીકરાથી પણ પ્રાણ વહાલા હોય છે તો એ પ્રાણરૂપ રાધાનો મારાથી શી રીતે ત્યાગ થાય ?[૧૮] એટલામાટે હે સરસ્વતિ ! તમે વૈકુંઠમાં જાઓ અને નારાયણને પતિ કરીને લાંબા કાળ સુધી આનંદ ભોગવો. તમારૂં કલ્યાણ થશે.[૧૯] ત્યાં પણ જો કે લક્ષ્મી તમારી શોક્ય થશે તોપણ તે શાંત છે તેથી તમને કશી અડચણ થશે નહિ. એ લક્ષ્મી લોભ, મોહ, કામ, ક્રોધ, માન તથા હિંસાથી રહિત છે અને તેજથી, રૂપથી તથા ગુણથી તમારા જેવાંજ છે.[૨૦] સર્વદા એમની સાથે પ્રીતિથી તમારો કાળ જશે અને વિષ્ણુ બન્નેનું સરખું માન રાખશે.[૨૧] હે સુંદરિ ! પ્રત્યેક બ્રહ્માંડમાં માઘ શુદ પંચમી કે જે વિદ્યાના આરંભનો દિવસ કહેવાય છે તે દિવસે તમારી મોટાઇભરેલી મોટી પૂજા થશે. જિતેંદ્રિય અને મનના નિગ્રહવાળા મનુષ્યો, મનુઓ, દેવતાઓ, વસુઓ, યોગીઓ, સિદ્ધ, નાગ, ગંધર્વ અને રાક્ષસો મારા વરદાનનેલીધે પ્રત્યેક કલ્પમાં પ્રલય થતાં સુધી કણ્વ શાખામાં કહેલી રીતિ પ્રમાણે ભક્તિપૂર્વક ષોડશોપચારથી, ધ્યાનથી અને સ્તુતિથી ઘડામાં અને પુસ્તકમાં પણ તમારી પૂજા કરશે.[૨૨-૨૫] એ લોકો સોનાનું માદળીઉં ઘડાવી તેમાં ભોજપત્રમાં સુગંધી ચંદનથી લખેલું તમારૂં કવચ નાખીને ગળામાં અથવા જમણા હાથમાં ધારણ કરશે.[૨૬] વિદ્વાન લોકો પૂજાના ઉત્તમ સમયમાં તમારા સ્તોત્રનો પાઠ કરશે.

નારાયણ કહે છેઃ–સઘળાઓએ પૂજેલાં સરસ્વતીને આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણે તેમની પૂજા કરી.[૨૭] તે પછી બ્રહ્મા, વિષ્ણુ, શિવ, અનંત, ધર્મ, સનકાદિક, અને સઘળા દેવતાઓ, મુનિઓ અને રાજા આદિ મનુષ્યોએ પણ સરસ્વતીની પૂજા કરી; ત્યાંથી સર્વ લોકોમાં સરસ્વતીની પૂજા ચાલુ થઇ.[૨૮,૨૯]

નારદજી પૂછે છેઃ–હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! સરસ્વતીની પૂજાનો વિધિ, કવચ, ધ્યાન, પૂજામાં ઉપયોગી નૈવેદ્ય, પુષ્પ અને ચંદનાદિક વિષે મારી પાસે કહો. આપના હૃદયમાં એ વિષે મનને હરનારી અને સાંભળતાં પ્રિય લાગે એવી શી વાત છે તે સાંભળવાનો

મને નિરંતર ઉત્સાહ રહે છે.[૩૦,૩૧]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! કણ્વશાખાની પદ્ધતિ પ્રમાણે જગતની મા સરસ્વતીની પૂજાનો પ્રકાર કહું છું તે સાંભળો.[૩૨] માઘ શુદ પંચમી કે જે દિવસે વિદ્યાનો આરંભ કરવામાં આવે છે તેથી આગલે દિવસે પૂજાની સઘળી ગોઠવણ કરી રાખવી.[૩૩] પછી પંચમીને દિવસે સાવધાની તથા પવિત્રપણાથી નાહી સઘળી નિત્ય ક્રિયાઓ કરીને પોતાની શાખામાં કહેલા પ્રકારથી અથવા તાંત્રિક પ્રકારથી ભક્તિપૂર્વક ઘડાનું સ્થાપન કરવું.[૩૪] પ્રથમ ગણેશનું પૂજન કરીને પછી સરસ્વતીનું પૂજન કરવું. હવે કહેવામાં આવશે એવા ધ્યાનના પ્રકારથી બહારના ઘડામાં ધ્યાન કરીને ફરીવાર ષોડશોપચારથી પૂજા કરવી.[૩૫] પૂજામાં ઉપયોગી જે જે નૈવેદ્ય અને પદાર્થો વેદમાં કહેલ છે તે વિષે મારા અધ્યયન અને ગુરૂસંપ્રદાય પ્રમાણે તમારી પાસે કહું છું. માખણ, દહીં, દૂધ, ચોખા, તલના લાડુ, શેલડી, ધોળી શેલડીનો રસ, પાકો ગોળ, મધ, માંગલિક પદાર્થ, સાકર, વગર બાફેલા ચોખાના પવા, ધોળા લાડુ, ઘી અને સૈંધવ સહિત શાસ્ત્રોક્ત હવિષ્યાન્ન, જવ અને ઘઉંનો ઘીવાળો પિષ્ટ, મંગલ પદાર્થનો પિષ્ટ, પાકાં કેળાંનો પિષ્ટ, ઘી સહિત દૂધપાક, અમૃત જેવું મિષ્ટાન્ન, નાળીએર, નાળીએરનું પાણી, કસેરૂ, મૂળા, આદુ, પાકાં કેળાં, સુંદર બીલાં, બોર અને તે તે દેશકાળમાં ઉત્પન્ન થએલાં સ્વચ્છ તથા સંસ્કાર આપેલાં ફળ, એ સઘળા નૈવેદ્યના પદાર્થો સમજવા.[૩૬-૪૨] ધોળા ચોખાના આખા અક્ષત, સુગંધી ધોળાં ફૂલ, સુગંધી ધોળું ચંદન, નવું ધોળું વસ્ત્ર, સુંદર શંખ, ધોળાં પુષ્પની માળા, ધોળા હાર અને ધોળાં ભૂષણ, એ પદાર્થો પૂજનમાં સરસ્વતીને પ્રિય સમજવા. હવે સાંભળતાં કાનને પ્યારૂં લાગે એવું અને ભ્રાંતિને તોડી નાખે એવું સરસ્વતીનું વેદમાં વખાણેલું ધ્યાન કહું છું તે સાંભળો. ‘સરસ્વતી કે જે ધોળા વર્ણવાળાં, મંદ મંદ હસતાં, મનોહર, કરોડ ચંદ્રની શોભાને પણ હઠાવી દે એવી ભારે શોભાયુક્ત શરીરવાળાં, અગ્નિમાં ધોએલાં વસ્ત્ર પહેરનારાં, વીણા તથા પુસ્તકને ધરનારાં, ઉત્તમમાં ઉત્તમ રત્નોથી રચેલાં નવાં આભરણોથી શણગારેલાં, બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓના સમૂહોએ સારી રીતે પૂજેલાં અને મોટા મુનિ, મનુ તથા મનુષ્યોએ ભક્તિપૂર્વક વંદેલાં છે તેમને પ્રણામ કરૂં છું’ આ પ્રમાણે ધ્યાન કરી મૂળ મંત્રથી સઘળું અર્પણ કરવું.[૪૩,૪૮] સ્તુતિ કરી કવચનું ધારણ કરીને પૃથ્વી ઉપર લાકડીની પેઠે પડીને પ્રણામ કરવા. જેઓને ઈષ્ટદેવતા સરસ્વતી છે તે સઘળા લોકોએ વર્ષને છેડે વિદ્યારંભ નામથી ઓળખાતા માઘ શુદ પંચમીને દિવસે આ ક્રિયા અવશ્ય કરવી જોઇએ. હે નારદજી ! ‘श्रीं ह्रीं सरस्वत्यै स्वाहा’ એ અષ્ટાક્ષર વેદોક્ત મંત્ર સર્વ કામમાં ઉપયોગી છે અને સર્વના મૂલ મંત્રરૂપ ગણાય છે.[૪૯,૫૦] જો કોઇ લોકોને બીજા મંત્રનો ઉપદેશ મળ્યો હોય તો તે લોકોએ તે મંત્રને મૂલ મંત્ર ગણવો. ઉપર કહેલો મંત્ર કલ્પવૃક્ષ તુલ્ય છે. પૂર્વે કૃપાના ભંડારરૂપ નારાયણે પુણ્યક્ષેત્રરૂપ ભરતખંડમાં ગંગાજીને કાંઠે વાલ્મીકિને એ મંત્રનો ઉપદેશ આપ્યો હતો. ભૃગુએ સૂર્યગ્રહણના સમયમાં પુષ્કર ક્ષેત્રમાં શુક્રને ઉપદેશ આપ્યો હતો.[૫૧-૫૩] મરીચિએ ચંદ્ર ગ્રહણના સમયમાં બૃહસ્પતિને પ્રીતિથી ઉપદેશ આપ્યો હતો. બ્રહ્માએ બદરિકાશ્રમમાં પ્રસન્ન થઈને ભૃગુને ઉપદેશ આપ્યો હતો.[૫૪] જરત્કારૂએ ક્ષીરસમુદ્રને કાંઠે આસ્તીકને ઉપદેશ આપ્યો હતો. વિભાંડકે

મેરૂપર્વતમાં બુદ્ધિમાન ઋષ્યશૃંગને ઉપદેશ આપ્યો હતો.[૫૫] સદાશિવે પ્રીતિથી કણાદને અને ગૌતમમુનિને ઉપદેશ આપ્યો હતો. સૂર્યે યાજ્ઞવલ્કયને અને કાત્યાયનને ઉપદેશ આપ્યો હતો.[૫૬] શેષનાગે બુદ્ધિમાન પાણિનિને, ભારદ્વાજને અને શાકટાયનને સુતલ પાતાલમાં બલિરાજાની સભામાં ઉપદેશ આપ્યો હતો.[૫૭] આ મંત્ર ચાર લાખ જપ કરવાથી મનુષ્યોને સિદ્ધ થાય છે. મનુષ્યને જો આ મંત્ર સિદ્ધ થાય તો તે મનુષ્ય બૃહસ્પતિ જેવો થાય.[૫૮] હે નારદજી ! પૂર્વે જગતને સૃજનારા બ્રહ્માએ ગંધમાદન પર્વતમાં ભૃગુને જે વિશ્વજય નામનું સરસ્વતીનું કવચ આપ્યું હતું તે હવે સાંભળો.[૫૯]

ભૃગુએ બ્રહ્માને કહ્યું કે:—હે બ્રહ્મા ! હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ ! હે બ્રહ્મજ્ઞાનમાં નિપુણ ! હે સર્વજ્ઞ ! હે સર્વને ઉત્પન્ન કરનારા ! હે સર્વના સ્વામી ! હે સઘળાઓએ પૂજેલા ! હે પ્રભુ ! જે મંત્રોના સમૂહવાળું, ઉત્તમ અને નિર્દોષ વિશ્વજય નામનું સરસ્વતીનું કવચ છે તે કહો.[૬૦,૬૧]

બ્રહ્મા કહે છે:—હે પુત્ર ! સઘળા મનોરથ આપનારૂં, વેદના સારરૂપ, કાનને સુખ આપનાર, વેદમાં કહેલું અને વેદે પૂજેલું કવચ કહું છું તે સાંભળો.[૬૨] આ કવચ ગોલોકમાં વૃંદાવન નામના વનમાં રાસના ઈશ્વર પ્રભુ શ્રીકૃષ્ણે રાસમંડલમાં રાસના સમયમાં મારી પાસે કહ્યું હતું.[૬૩] કોઇ દિવસે નહિ સાંભળેલા અદ્ભુત મંત્રોના સમૂહવાળું અને કલ્પવૃક્ષ સરખું આ ઉત્તમ કવચ અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય છે.[૬૪] આ કવચનું ધારણ કરવાથી શુક્રાચાર્ય સર્વ દૈત્યોમાં પૂજાયા છે. આ કવચનું ધારણ કરીને પાઠ કરવાથી બૃહસ્પતિ બુદ્ધિમાન થયા છે.[૬૫] વાલ્મીકિ મુનિ આ કવચના ધારણથી અને પાઠથી કવીંદ્ર થયા હતા. સ્વાયંભુવ મનુ આ કવચનું ધારણ કરવાથી સર્વમાં પૂજાયા છે.[૬૬] કણાદ, ગૌતમ, કણ્વ, પાણિનિ, શાકટાયન, દક્ષ અને કાત્યાયન એઓએ આ કવચના પ્રભાવથી ગ્રંથો કરેલા છે.[૬૭] વેદવ્યાસે આ કવચનું ધારણ કરવાથી લીલા માત્રમાં વેદના વિભાગ અને સઘળાં પુરાણો કરેલાં છે.[૬૮] શાતાતપ, સંવર્ત્ત, વસિષ્ઠ, પરાશર અને યાજ્ઞવલ્કય, એઓએ આ કવચના ધારણ અને પાઠના પ્રભાવથી ગ્રંથો કરેલા છે.[૬૯] ઋષ્યશૃંગ, ભરદ્વાજ, આસ્તીક, દેવલ, જૈગીષવ્ય અને યયાતિ આ કવચનું ધારણ કરવાથી સર્વ સ્થળોમાં પૂજાયા છે.[૭૦] હે ભૃગુ ! આ કવચના ઋષિ પ્રજાપતિ છે, બૃહતી છંદ છે અને શારદા માતા દેવતા છે.[૭૧] સઘળાં તત્વજ્ઞાન, સઘળી કવિતાઓ અને સઘળા અર્થો સિદ્ધ કરવામાં આ કવચનો વિનિયોગ છે.[૭૨] 'श्रीं ह्रीं सरस्वत्यै स्वाहा' એ મંત્ર સઘળી રીતે મારા મસ્તકની રક્ષા કરજો. 'श्रीं वाग्देवतायै स्वाहा' એ મંત્ર સર્વદા મારા લલાટની રક્ષા કરજો.[૭૩] 'ओं ह्रीं सरस्वत्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારા કાનની રક્ષા કરજો. 'ओं श्रीं ह्रीं भगवत्यै सरस्वत्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારાં બે નેત્રની રક્ષા કરજો.[૭૪] 'ऐं ह्रीं वाग्वादिन्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારી નાસિકાની રક્ષા કરજો. 'ओं ह्रीं विद्याधिष्ठातृदेव्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારા હોઠની રક્ષા કરજો.[૭૫] 'ओं श्रीं ह्रीं ब्राह्म्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારા દાંતની પંક્તિની રક્ષા કરજો. 'ऐं' એ એક અક્ષરવાળો મંત્ર સર્વદા મારા કંઠની રક્ષા કરજો.[૭૬] 'ओं श्रीं ह्रीं' એ મંત્ર સર્વદા મારી કોટની રક્ષા કરજો. 'श्रीं' એ મંત્ર મારા બે ખભાની રક્ષા કરજો. 'ओं ह्रीं विद्याधिष्ठातृदेव्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારા વક્ષઃસ્થલની રક્ષા કરજો.[૭૭] 'ओं ह्रीं

विद्यास्वरूपायै स्वाहा'એ મંત્ર સર્વદા મારી નાભિની રક્ષા કરજો. 'ॐ ह्रीं क्लीं वाण्यै स्वाहा' એ મંત્ર સર્વદા મારા બે હાથની રક્ષા કરજો.[૭૮] 'ॐ सर्ववर्णात्मिकायै स्वाहा' એ મંત્ર સર્વદા મારા બે પગની રક્ષા કરજો. 'ॐवागधिष्ठातृदेव्यैस्वाहा' એ મંત્ર સર્વદા મારા સર્વ અંગની રક્ષા કરજો.[૭૯] 'ॐ सर्वकंठवासिन्यै स्वाहा' એ મંત્ર સર્વદા પૂર્વ દિશામાં રક્ષા કરજો. 'ॐ सर्वजिह्वाग्रवासिन्यै स्वाहा' એ મંત્ર અગ્નિખુણામાં રક્ષા કરજો.[૮૦] 'ॐऐंह्रीं श्रीं क्लीं सरस्वत्यै बुधजनन्यै स्वाहा' એ મંત્ર સર્વદા દક્ષિણ દિશામાં મારી રક્ષા કરજો.[૮૧] 'ऐं ह्रीं श्रीं' એ ત્રણ અક્ષરવાળો મંત્ર નૈઋત ખુણામાં સર્વદા રક્ષા કરજો. 'ॐ ऐं जिह्वाग्रवासिन्यै स्वाहा' એ મંત્ર પશ્ચિમ દિશામાં મારી રક્ષા કરજો.[૮૨] 'ॐ सर्वांबिकायै स्वाहा' એ મંત્ર વાયુ ખુણામાં સર્વદા મારી રક્ષા કરજો. 'ॐ ऐं श्रीं क्लीं गद्यवासिन्यै स्वाहा' એ મંત્ર ઉત્તર દિશામાં મારી રક્ષા કરજો.[૮૩] 'ऐं सर्वशास्त्रवासिन्यै स्वाहा' એ મંત્ર સર્વદા ઈશાન ખુણામાં રક્ષા કરજો. 'ॐ ह्रीं सर्वपूजितायै स्वाहा' એ મંત્ર સર્વદા ઉંચે મારી રક્ષા કરજો.[૮૪] 'ह्रीं पुस्तकवासिन्यै स्वाहा' એ મંત્ર સર્વદા નીચે મારી રક્ષા કરજો. 'ॐ ग्रंथबीजस्वरूपायै स्वाहा' એ મંત્ર મારી સર્વ દિશામાં રક્ષા કરજો.[૮૫] હે ભૃગુ ! આ વેદમંત્રના સમૂહરૂપ વિશ્વજય નામનું બ્રહ્મમય કવચ તમારી પાસે કહ્યું.[૮૬]

નારાયણ કહે છેઃ—આ કવચ મેં પૂર્વે ગંધમાદન પર્વતમાં ધર્મના મુખથી સાંભળ્યું હતું તે તમારા ઉપર સ્નેહનેલીધે તમારી પાસે કહ્યું. આ કવચ કોઇની પાસે કહેશો નહિ.[૮૭] સુબુદ્ધિ પુરૂષે વસ્ત્ર, અલંકાર અને ચંદનથી વિધિસહિત ગુરૂની પૂજા કરી તેમને પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરીને આ કવચનું ધારણ કરવું.[૮૮] આ કવચ લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. જો સિદ્ધ થાય તો પુરૂષ બૃહસ્પતિ જેવો બોલવામાં અત્યંત ચતુર, મહાકવિ અને ત્રૈલોક્યને વશ કરનાર થાય. આ કવચના પ્રસાદથી સર્વને વશ કરી શકાય છે.[૮૯,૯૦] હે મુનિ ! કણ્વશાખામાં કહેલું આ કવચ મેં તમારી પાસે કહ્યું. હવે સ્તોત્ર, પૂજાવિધિ, ધ્યાન અને વંદન વિષે કહું છું તે સાંભળો.[૯૧]

इदं च कण्वशाखोक्तं कवचं कथितं मुने ॥
स्तोत्रं पूजाविधानं च ध्यानं च वंदनं शृणु ॥९१॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪

## अध्याय ५ मो. સરસ્વતી સ્તોત્ર

### श्रीनारायण उवाच

वाग्देवतायाः स्तवनं श्रूयतां सर्वकामदम् ॥
महामुनिर्याज्ञवल्क्यो येन तुष्टाव तां पुरा ॥१॥

નારાયણ કહે છેઃ—હે નારદજી ! સઘળી કામનાઓને પૂરનારૂં સરસ્વતીનું સ્તોત્ર કે જે સ્તોત્રથી યાજ્ઞવલ્કય મુનિએ પૂર્વે તે દેવીની સ્તુતિ કરી હતી તે સાંભળો.[૧] ગુરૂના શાપનેલીધે યાજ્ઞવલ્કયની સઘળી વિદ્યા હણાઈ જતાં દુઃખથી પીડાએલા તે યાજ્ઞવલ્કય મુનિ મહા પવિત્ર લોલાર્ક નામના સૂર્યના સ્થાનકમાં ગયા.[૨] તપનેલીધે લોલાર્કનું દર્શન થતાં તેમની પાસે જઈ તેમણે સૂર્યની સ્તુતિ કરી હતી અને શોકનેલીધે વારંવાર રોયા હતા.[૩] મહાસમર્થ સૂર્યદેવે તેમને વેદ અને વેદાંગ ભણાવીને કહ્યું કેઃ—"આ વિદ્યાનું સ્મરણ રહેવાને વાસ્તે ભક્તિથી સરસ્વતીની સ્તુતિ કરો."[૪] આ પ્રમાણે કહીને સૂર્ય અંતર્ધાન થઇ ગયા. પછી મુનિએ નાહી ભક્તિથી માથું નમાવીને સરસ્વતીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.[૫]

યાજ્ઞવલ્કય સ્તુતિ કરે છેઃ—હે જગદંબ !

કૃપા કરો. હું કે જે આ પ્રમાણે તેજ રહિત થએલો, ગુરૂના શાપથી સ્મૃતિભ્રષ્ટ થએલો, વિદ્યા વગરનો અને દુઃખિત છું તેનું રક્ષણ કરો.[૬] જ્ઞાન, સ્મૃતિ, વિદ્યા, શિષ્યોને બોધ દેવાની શક્તિ, ગ્રંથકર્ત્તાપણાની શક્તિ, સારી રીતે સ્થિરતાવાળો શિષ્ય, બુદ્ધિની સ્ફૂર્ત્તિ, અને ઉત્તમ સભામાં સારા વિચાર કરવાની યોગ્યતા આપો. દૈવયોગથી મારૂં એ સઘળું નષ્ટ થઇ ગયું છે તે પાછું નવીન કરો. ઈશ્વર જેમ ભસ્મમાં પણ અંકુરને કદાચિત્ ઉત્પન્ન કરે છે તેમ તમે મારામાં ઉપર કહેલું સઘળું ઉત્પન્ન કરો. આપ સરસ્વતી કે જે બ્રહ્મસ્વરૂપ, ઉત્તમ, જ્યોતિરૂપ, સનાતન અને સઘળી વિદ્યાઓનાં અધિષ્ઠાતા છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. તમે કે જે વિસર્ગ, બિંદુ અને માત્રાઓના અધિષ્ઠાનરૂપ, સઘળા અક્ષરોનાં અધિષ્ઠાતા છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. તમે વ્યાખ્યારૂપ અને વ્યાખ્યાનાં અધિષ્ઠાતા રૂપ છો.[૭-૧૧] ગણિત કરનારો પણ તમારા વિના સંખ્યા કે ગણિત કરી શકે નહિ. આપ સરસ્વતી કે જે કળારૂપ અને સંખ્યારૂપ છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું.[૧૨] તમે કે જે ભ્રમ પ્રાપ્ત થતાં સિદ્ધાંતરૂપ છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. તમેજ સ્મૃતિશક્તિ, જ્ઞાનશક્તિ, અને બુદ્ધિશક્તિ રૂપ છો,[૧૪] પ્રતિભાશક્તિ અને કલ્પનાશક્તિરૂપ પણ તમેજ છો તે તમને વારંવાર પ્રણામ કરૂં છું. સનત્કુમારે બ્રહ્માને જ્ઞાન પૂછ્યું ત્યારે બ્રહ્મા પણ સિદ્ધાંત કરવાની અશક્તિનેલીધે મુંગા જેવા થઇ જતાં તે સમયે પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને આવીને બ્રહ્માને કહ્યું કે:—"હે બ્રહ્મા ! તમે પ્યારાં સરસ્વતીની સ્તુતિ કરો." આ પ્રમાણે પરમાત્માની આજ્ઞાથી બ્રહ્માએ તમારી સ્તુતિ કરી હતી[૧૫,૧૬] અને પછી તમારી કૃપાથી બ્રહ્માએ ઉત્તમ સિદ્ધાંત કર્યો હતો. પૃથ્વીએ શેષનાગને જ્યારે મુખ્ય જ્ઞાન પૂછ્યું હતું ત્યારે શેષનાગ પણ સિદ્ધાંત કરવામાં પોતાની અશક્તિને લીધે મુંગા જેવા થઇ જતાં તેમણે જ્યારે કશ્યપની આજ્ઞાથી દીનપણું ધરીને તમારી સ્તુતિ કરી હતી ત્યારે તેનાથી ભ્રમને તોડી નાખે એવો નિર્મલ સિદ્ધાંત કરી શકાયો હતો. વ્યાસે વાલ્મીકિને જ્યારે પુરાણના સૂત્રવિષે પૂછ્યું હતું; ત્યારે વાલ્મીકિએ પણ મુંગા જેવા થઇ જવાનેલીધે તમારૂંજ સ્મરણ કર્યું હતું અને પછી તમારા વરદાનના પ્રભાવથી નિર્મલ અને ભ્રમરૂપી અંધકારને મટાડવામાં દીવારૂપ જ્ઞાન પામીને સિદ્ધાંતરૂપ પુરાણસૂત્ર કર્યું હતું. કૃષ્ણની કળાથી ઉત્પન્ન થએલા વ્યાસે પુરાણોનું સૂત્ર સાંભળીને તમારો મહિમા જાણ્યો,[૧૭-૨૧] પછી પુષ્કર ક્ષેત્રમાં સો વર્ષ સુધી તમારૂંજ જ્ઞાન અને ધ્યાન કર્યું ત્યારે તમારી પાસેથી વરદાન પામીને તે વ્યાસ મોટા કવિઓમાં સર્વોત્તમ થઇ શક્યા[૨૨] અને તેમણે વેદના વિભાગ તથા પુરાણો કર્યાં. ઇંદ્રે જ્યારે મહાસમર્થ સદાશિવને તત્વજ્ઞાન પૂછ્યું હતું ત્યારે તેમણે પણ ક્ષણમાત્ર તમારૂં ચિંતન કરીને ઇંદ્રને જ્ઞાન આપ્યું હતું. ઇંદ્રે બૃહસ્પતિને વ્યાકરણ શાસ્ત્ર પૂછ્યું ત્યારે બૃહસ્પતિએ દેવતાઓનાં હજાર વર્ષ સુધી પુષ્કર ક્ષેત્રમાં તમારૂં ધ્યાન કર્યું હતું અને તેમ કરવાથી તમારૂં વરદાન મેળવીને પછી દેવતાઓનાં સો વર્ષ સુધી ઇંદ્રને વ્યાકરણ તથા તેના અર્થનો ઉપદેશ કર્યો હતો. જે મુનીશ્વરોએ શિષ્યોને ભણાવ્યા છે અને જેઓ ભણ્યા છે તેઓ સર્વે તમારૂં ચિંતન કરીને પ્રવર્ત્તેલા હતા. હે દેવતાઓનાં ઈશ્વરિ ! મોટા મુનિઓ, મનુ, મનુષ્યો, મોટા મોટા દૈત્યો અને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓએ પણ તમારી પૂજા અને સ્તુતિ કરેલી છે. હજાર મુખવાળા શેષનાગ,

પાંચ મુખવાળા શિવ અને ચાર મુખવાળા બ્રહ્મા પણ તમારી સ્તુતિ કરવામાં અશક્ત છે; ત્યારે હું કે જે મનુષ્ય છું તે એક મુખથી તમારી સ્તુતિ કેમ કરી શકું ?

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બોલીને ભક્તિથી નમ્ર મસ્તકવાળા યાજ્ઞવલ્કય પ્રણામ કરવા લાગ્યા અને વારંવાર રોવા લાગ્યા. પછી તેમના જોવામાં આવેલાં જ્યોતિરૂપ સરસ્વતી 'તમે કવિઓમાં સર્વોત્તમ થશો' એમ કહીને પાછાં વૈકુંઠમાં પધાર્યાં હતાં. જે પુરૂષ યાજ્ઞવલ્કયે કરેલા આ સરસ્વતીના સ્તોત્રનો પાઠ કરે તે પુરૂષ બૃહસ્પતિ જેવો કવિઓમાં ઉત્તમ અને બોલવામાં મહાનિપુણ થાય. જો મહામૂર્ખ અને દુર્બુદ્ધિ માણસ પણ એક વર્ષ સુધી આ સ્તોત્રનો પાઠ કરે તો તે માણસ પણ અવશ્ય પંડિત, બુદ્ધિમાન અને કવિઓમાં ઉત્તમ થાય.[૨૭-૩૨]

स कवींद्रो महावाग्मी बृहस्पतिसमो भवेत् ॥
महा॰ख्श्च दुर्बुद्धिर्वर्षमेकं यदा पठेत् ॥
सपंडितश्च मेधावी सुकवींद्रो भवेद् ध्रुवम् ॥३२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫

## અધ્યાય ૬ ઠ્ઠો.

### ગંગા, સરસ્વતી અને લક્ષ્મીને શાપ

**નારાયણ ઉવાચ**

सरस्वती तु वैकुंठे स्वयं नारायणांतिके ॥
गंगाशापेन कलहात् कलया भारते सरित्॥१॥

નારાયણ કહે છેઃ—સરસ્વતી વૈકુંઠલોકમાં નારાયણની પાસે પૂર્ણરૂપે રહ્યાં છે અને કજીયાને લીધે ગંગાનો શાપ થવાથી ભરતખંડમાં અંશસ્વરૂપે નદી થએલાં છે.[૧] એ સરસ્વતી નદી પુણ્યને આપનારાં, પુણ્યરૂપ, પવિત્ર તીર્થરૂપ, પુણ્યવાન પુરૂષોએ સેવવા યોગ્ય, તપસ્વીઓના તપરૂપ, તપનાં ફલરૂપ, પાપરૂપી કાષ્ઠોને બાળવામાં પ્રજ્વલિત અગ્નિરૂપ અને જેને કાંઠે પુણ્યવાન પુરૂષો રહે છે એવાં છે.[૨,૩] પૃથ્વીમાં જે મનુષ્યો જ્ઞાનથી સરસ્વતીના જળમાં મરણ પામે છે તેઓને વૈકુંઠમાં વિષ્ણુની સભામાં લાંબા કાળ સુધી વાસ મળે છે.[૪] પાપી માણસ ભરતખંડમાં લીલાથી પણ સરસ્વતીમાં નહાય તો સઘળાં પાપોથી મુક્ત થઈને લાંબા કાળ સુધી વૈકુઠમાં વસે.[૫] ચાતુર્માસ્ય પુનમ, અક્ષય નવમી, ક્ષયદિવસ, વ્યતિપાત, ગ્રહણ અથવા બીજા કોઈ પણ પવિત્ર દિવસે પ્રસંગથી અથવા દ્રવ્યની લાલચ આદિ કારણનેલીધે અશ્રદ્ધાથી પણ સરસ્વતીમાં નહાયો હોય તેને વૈકુંઠમાં વિષ્ણુના જેવું રૂપ મળે છે.[૬-૭] જો મહા મૂર્ખ માણસ પણ સરસ્વતીને કાંઠે એક મહીના સુધી સરસ્વતીના મંત્રનો જપ કરે તો તે મહાકવિ થાય એમાં સંશય નથી.[૮] જે માણસ પ્રથમ મુંડન કરાવીને સરસ્વતીના જળમાં નિત્ય સ્નાન કરે તેને ફરીવાર ગર્ભમાં રહેવું પડે નહિ.[૯] સુખ આપનાર, કામનાઓને પૂર્ણ કરનાર અને સારરૂપ સરસ્વતીનો મહિમા મેં આ પ્રમાણે તમારી પાસે કહ્યો. હવે બીજું શું સાંભળવા ઈચ્છોછો ?[૧૦]

સૂત કહે છેઃ—હે શૌનક ! એ પ્રમાણે નારાયણનું વચન સાંભળી મુનિઓમાં ઉત્તમ નારદજીએ પોતાનો એક સંદેહ નીચે પ્રમાણે તુરત તેમને પૂછયો.[૧૧]

નારદજી પૂછે છેઃ—સરસ્વતી દેવી કજીયો થતાં ગંગાના શાપનેલીધે ભરતખંડમાં અંશથી પવિત્ર નદીરૂપ શી રીતે થયાં ?[૧૨] વેદના સારરૂપ કથાઓ સાંભળવામાં મને ઉત્સાહ વધતો જાય છે. કથારૂપી અમૃતથી મને તૃપ્તિ થતી નથી. પોતાના કલ્યાણની વાતમાં કોણ તૃપ્તિ

પામે ? કોઈ ન પામે.[૧૩] ગંગા કે જે સત્વસ્વરૂપ, સર્વદા પુણ્ય આપનાર અને શુભ આપનાર છે, તેમણે ઉત્તમ સરસ્વતી દેવીને શાપ કેમ આપ્યો ?[૧૪] કાનને પ્યારૂં લાગે એવું એ બન્નેને વિવાદ થવાનું કારણ જુના ગ્રંથોમાં મળવું કઠણ છે, માટે તે મારી પાસે આપે કહેવું જોઈએ.[૧૫]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! આ જુની કથા કે જેને સાંભળવા માત્રથી સઘળાં પાપ મટે છે તે હું કહું છું તે સાંભળો.[૧૬] લક્ષ્મી, સરસ્વતી અને ગંગા, એ ત્રણે દેવીઓ વિષ્ણુની સ્ત્રીઓ છે; અને તેઓ સઘળી પ્રેમપૂર્વક વિષ્ણુની પાસે રહેતી હતી.[૧૭] ત્યાં એક દિવસે ગંગાએ મંદ હાસ્યપૂર્વક કામનાથી કટાક્ષ કરીને વારંવાર વિષ્ણુના મુખ સામું જોવા માંડયું.[૧૮] તે સમયે તેમના મુખ સામું જોઇને વિષ્ણુ થોડીકવાર હસ્યા. એ જોઇને લક્ષ્મીએ ક્ષમા કરી પણ સરસ્વતીએ ક્ષમા કરી નહિ.[૧૯] સત્વગુણવાળાં લક્ષ્મીએ મંદ હાસ્ય કરીને સરસ્વતીને કેટલીક સમજુતી આપી પણ ક્રોધથી ભરાએલાં સરસ્વતી શાંત થયાં નહિ.[૨૦] ક્રોધનેલીધે રાતાં મુખવાળાં, રાતાં નેત્રવાળાં, વારંવાર ફરકતા હોઠવાળાં અને કામદેવના વેગથી કંપતાં સરસ્વતીએ પોતાના સ્વામી વિષ્ણુને નીચે પ્રમાણે કહ્યું.[૨૧]

સરસ્વતી કહે છેઃ—જે સારો પતિ ધર્માત્મા અને શ્રેષ્ઠ હોય તેણે સઘળી સ્ત્રીઓમાં સમબુદ્ધિ રાખવી જોઈએ. વિષમબુદ્ધિ તો ખલપુરૂષનેજ થાય છે.[૨૨] હે ગદાધર ! હે પ્રભુ ! તમારે ગંગા ઉપર વધારે સ્નેહ છે. એ મારા જાણવામાં આવ્યું. લક્ષ્મી ઉપર પણ તેવોજ સ્નેહ છે પણ મારા ઉપર કાંઈ નથી.[૨૩] લક્ષ્મીને ગંગાની સાથે સ્નેહ છે તેથી તેણે તમારૂં આ શોક્યની સાથે હસવું જોઈને પણ ક્ષમા કરી.[૨૪] હું કે જે ત્રણે સ્ત્રીઓમાં દુર્ભાગ્ય છું તેને હવે જીવવાનું શું ફલ છે ? જે સ્ત્રી પતિના પ્રેમમાં ઠગાએલી હોય તેનું જીવવું વ્યર્થ છે.[૨૫] જે વિદ્વાનો તમને સત્વસ્વરૂપ કહે છે તેઓ મૂર્ખ છે પણ વિદ્વાનો નથી, એઓ તમારી મતિને જાણતા નથી.[૨૬]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! સરસ્વતીનું વચન સાંભળી, તેને ક્રોધ ચડેલો જોઈ મનથી વિચાર કરીને વિષ્ણુ બહારની સભામાં જતા રહ્યા.[૨૭] વિષ્ણુ ગયા પછી સરસ્વતીએ નિર્ભય થઇને ક્રોધને લીધે ગંગાને કઠોર વચન કહ્યું કેઃ—"હે નિર્લજ્જ ! હે કામનાવાળી ! તું સ્વામિના માનનું અભિમાન કેમ કરે છે ? તારા ઉપર સ્વામીનો પ્રેમ વધારે છે એમ તું જણાવવા માગે છે કે શું ?[૨૮,૨૯] આજ હું સ્વામી દેખતાં તારા માનને ચૂર્ણ કરી નાખીશ. હે સ્વામીને પ્યારી ! એ સ્વામી મને શું કરશે ?"[૩૦] એટલું બોલીને સરસ્વતી ગંગાનો ચોટલો પકડવા સજ્જ થયાં, ત્યારે લક્ષ્મીએ વચમાં પડીને તેમને અટકાવ્યાં.[૩૧] પછી બહુજ બળવાળાં સતી સરસ્વતીએ લક્ષ્મીને શાપ દીધો કે "જેમ સભાની અંદર વિવાદ પ્રાપ્ત થતાં ત્યાં જે નદી કે ઝાડ હોય તે જડપણાને લીધે કાંઇ બોલે નહિ તેમ તમે પણ આ ગંગાનો અન્યાય જોઇને કાંઈ બોલ્યાં નહિ એટલા માટે તમે નદીરૂપ અને વૃક્ષરૂપ થઇ જશો, એમાં સંશય નથી."[૩૨,૩૩] એ શાપ સાંભળીને પણ લક્ષ્મીએ તેમને શાપ દીધો નહિ અને કોપ પણ કર્યો નહિ. માત્ર સરસ્વતીનો હાથ પકડી દુઃખિત થઇને ત્યાંજ ઉભાં રહ્યાં.[૩૪] રાતાં નેત્રવાળાં સરસ્વતીને બહુજ છકી ગએલાં અને કોપથી ફરકતા હોઠવાળાં જોઇ ગંગાએ લક્ષ્મીને નીચે પ્રમાણે કહ્યું.[૩૫]

ગંગા કહે છેઃ—હે લક્ષ્મી ! આ સરસ્વતી કે જે અત્યંત ઉગ્ર છે તેને છોડી દો. ભુંડા સ્વભાવવાળી, બકનારી, છટંકેલી, દુર્વચન બોલનારી અને સર્વદા કજીઆમાંજ રાજી રહેનારી આ સરસ્વતી મને શું કરશે ? કાંઈ પણ કરી શકશે નહિ.[૩૬] એ ભુંડણ, જેટલી પોતામાં યોગ્યતા હોય અને જેટલી શક્તિ હોય તે પ્રમાણે ભલે મારી સાથે કજીયો કરે. એ મારા બળની આગળ પોતાનું બળ જણાવવા માગે છે;[૩૭,૩૮] માટે હે સતિ ! અમારા બન્નેના પ્રભાવને અને પરાક્રમને ભલે સર્વે લોકો જાણે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બોલીને ગંગાએ સરસ્વતીને શાપ દેતાં કહ્યું કેઃ—"હે લક્ષ્મી ! જેણે તમને શાપ દીધો તે સરસ્વતી નદીરૂપ થઇ જાઓ અને નીચે મનુષ્યલોકમાં જાઓ કે જ્યાં પાપીઓ રહે છે. આ સરસ્વતી કલિયુગમાં પાપી લોકોનાં પાપોનું ગ્રહણ કરશે એમાં સંશય નથી." આ પ્રમાણે ગંગાનાં વચન સાંભળી સરસ્વતીએ પણ ગંગાને શાપ દીધો કે "તું પણ પૃથ્વીમાં જઇશ અને પાપીલોકોનાં પાપોનું ગ્રહણ કરીશ.', આ સમયમાં સર્વને જાણનારા ચતુર્ભુજ ભગવાને ચાર ચાર ભુજાવાળા પોતાના ચાર પાર્ષદોની સાથે ત્યાં આવી સરસ્વતીને હાથ પકડીને પોતાની છાતીમાં દાબ્યાં અને તેમને કેટલુંક જુનું જ્ઞાન પણ સમજાવ્યું. પછી તેઓના શાપનું અને કજીઆનું રહસ્ય જાણી વિષ્ણુએ દુઃખ પામેલી તે ત્રણે સ્ત્રીઓને તે સમયને અનુસરતું નીચે પ્રમાણે વચન કહ્યું.

વિષ્ણુ કહે છેઃ—હે ભલી લક્ષ્મી ! તમે અંશથી ધર્મધ્વજ નામના રાજાને ઘેર જાઓ. તમે અયોનિજ છતાં પણ પૃથ્વીમાં તે રાજાની કન્યા થશો અને દૈવના દોષથી તમે ઝાડપણું પણ પામશો.[૩૯-૪૬] મારા અંશરૂપ શંખચૂડ નામના અસુરની સ્ત્રી થઇને પછી મારી સ્ત્રી થશો, એમાં સંશય નથી.[૪૭] ભરતખંડમાં 'ત્રૈલોક્યપાવની' અને 'તુલસી' એવાં તમારાં નામ કહેવાશે. સરસ્વતીના શાપનેલીધે તમારે અંશથી નદીરૂપ પણ થવું પડશે. માટે હે સુંદરિ ! તમે તુરત ભરતખંડમાં જાઓ અને ત્યાં પદ્માવતી નામની નદી થાઓ. હે ગંગા ! તમારે પણ સરસ્વતીનો શાપ ભોગવવો પડશે માટે તમે અંશથી ભરતખંડમાં જઇને જગતને પવિત્ર કરનારી નદી થશો અને તે સ્થલમાં ભગીરથરાજા તપ કરીને તમને લઇ જશે તેથી પૃથ્વીમાં તમારૂં 'ભાગીરથી' એવું પવિત્ર નામ કહેવાશે. હે પત્નિ ! તમે મારી આજ્ઞાથી મારા અંશરૂપ સમુદ્રની અને મારી કળાના અંશરૂપ શંતનુરાજાની પણ સ્ત્રી થશો. હે સરસ્વતિ ! તમને ગંગાએ શાપ દીધો છે તેથી તમે પણ અંશથી ભરતખંડમાં જાઓ અને આ કજીઓ કરવાનું ફળ શોક્યોની સાથે ભોગવો. તમે હવે પૂર્ણરૂપથી બ્રહ્મલોકમાં બ્રહ્માની સ્ત્રી થજો.[૪૮-૫૩] ગંગા શિવના સ્થાનમાં જઇને શિવની સ્ત્રી થશે. લક્ષ્મી કે જે શાંત, ક્રોધ રહિત, મારી ભક્તિવાળાં, સત્વરૂપ, મહાપતિવ્રતા, મહાભાગ્યશાલી, સારા સ્વભાવવાળાં અને ધર્મ પાળનાર છે તે અહીં પૂર્ણરૂપથી મારી પાસેજ રહેશે. જગતમાં જેટલી ધર્માત્મા, પતિવ્રતા, શાંત, સુશીલ અને સર્વ સ્થલમાં માન પામેલી સ્ત્રીઓ છે, તેઓ સઘળી, લક્ષ્મીના અંશની કળારૂપ છે, એમ સમજવું. ત્રણ સ્ત્રીઓ, ત્રણ સેવકો અને ત્રણ બાંધવો નોખનોખા સ્વભાવવાળાં હોય તો તેઓથી સારૂં થાયજ નહિ, માટે તેઓને રાખવામાં વેદની સંમતિ નથી. જેઓના ઘરમાં સ્ત્રી, પુરૂષની પેઠે પ્રધાન હોય અને પુરૂષ સ્ત્રીને વશ હોય તેઓનો જન્મ વ્યર્થ છે અને તેઓનું પગલે પગલે અશુભ થાય છે.

જેની સ્રી વ્યભિચારની વાતો કરનારી અથવા સાક્ષાત્ વ્યભિચાર કરનારી કે કજીઆથી રાજી થનારી હોય તેણે વગડામાં જતું રહેવું જોઇએ. એવા પુરૂષનેવાસ્તે ઘર કરતાં મોટો વગડો સારો છે. એઓને ઘરમાં કાંઈ મળે નહિ અને વગડામાં જળ, સ્થળ તથા ફલની પ્રાપ્તિ નિરંતર સારી રીતે થાય. અગ્નિમાં રહેવું અથવા ફાડી ખાનારાં પશુઓની પાસે રહેવું એ સારૂં છે, પણ દુષ્ટ સ્રીઓની પાસે રહેવું કદી સારૂં નથી,[૫૪-૬૦] દુષ્ટ સ્રીઓની પાસે રહેવામાં તો અગ્નિમાં રહેવા કરતાં અને ફાડી ખાનારાં જાનવરોની પાસે રહેવા કરતાં પણ પુરૂષોને વધારે દુઃખ થાય છે. હે સ્રીઓ! વ્યાધિની જ્વાલા કે વિષની જ્વાલા પણ દુષ્ટ સ્રીઓના મુખની જ્વાલા કરતાં સારી છે. દુષ્ટ સ્રીઓના મુખની જ્વાલા તો મરણથી પણ અધિક છે. સ્રીઓને વશ રહેનારા પુરૂષો મુવા પછી પણ પવિત્ર થતા નથી.[૬૧,૬૨] એવો પુરૂષ જે કાંઇ સત્કર્મ કરે તેનું તેને ફળ મળતું નથી. આ લોકમાં અને પરલોકમાં સર્વત્ર નિંદિત થવાથી તેને નરકની પ્રાપ્તિ થાય છે.[૬૩] જે પુરૂષ યશ અને કીર્ત્તિ વગરનો હોય તે જીવતાં છતાં પણ મુવેલોજ છે. ઘણી શોક્યોને એકઠી રાખવામાં કદી કલ્યાણ થતું નથી.[૬૪] જેને એકજ સ્રી હોય તે સુખી રહે છે પણ ઘણી સ્રીઓવાળો કદી સુખી રહેતો નથી. એટલા માટે હે ગંગા! તમે શિવના સ્થાનકમાં જાઓ અને હે સરસ્વતિ! તમે બ્રહ્માના સ્થાનકમાં જાઓ.[૬૫] લક્ષ્મી કે જે સારા સ્વભાવવાળાં છે તે અહીં મારા ઘરમાં રહેશે. જેની સ્રી વશ, સુશીલ અને પતિવ્રતા હોય તેને આ લોકમાં તથા પરલોકમાં પણ સુખ છે અને ધર્મ તથા મોક્ષની પ્રાપ્તિ પણ થાય છે.[૬૬] જેની સ્રી પતિવ્રતા હોય તે પુરૂષને મુક્ત, પવિત્ર અને સુખી સમજવો. ભુંડી સ્રીનો પતિ જીવતે મુવો, અપવિત્ર અને દુઃખી છે.[૬૭]

पतिव्रता यस्य पत्नी स च मुक्तः शुचिः सुखी ।
जीवन्मृतोऽशुचिर्दुःखी दुःशीलापतिर्वचा॥६७

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

## अध्याय ७ मो.

## ગંગા, સરસ્વતી અને લક્ષ્મીના શાપનો ઉદ્ધાર

**श्रीनारायण उवाच**

इत्युक्त्वा जगतां नाथो विरराम च नारद ॥
अतीव रुरुदुर्देव्यः समालिंग्य परस्परम् ॥१॥

નારાયણ કહે છેઃ—હે નારદજી! એટલાં વચન બોલીને જગતના નાથ વિષ્ણુ ચૂપ થઈ ગયા અને ત્રણે દેવીઓ પરસ્પરનું આલિંગન કરીને રોવા લાગી.[૧] પછી ધ્રુજતી, આંસુ ભરેલાં નેત્રોવાળી અને શોક તથા ભયથી દબાએલી તે ત્રણે સ્રીઓએ ભગવાનની સામું જોઈને તેમને નીચે પ્રમાણે અનુક્રમથી કહ્યું.[૨]

સરસ્વતી કહે છેઃ—હે નાથ! શાપનો અનુગ્રહ કરો. જીવતાંસુધી શોક કરવો પડે એ ઘણું અસહ્ય છે. સારા સ્વામીએ છોડી દીધેલી સ્રીઓ શી રીતે જીવી શકે?[૩] હું હવે અવશ્ય ભરતખંડમાં યોગ કરીને મારા દેહનો ત્યાગ કરીશ. જે અત્યંત ઊંચે ચડે તે પડયાવિના રહેજ નહિ.[૪]

ગંગા કહે છેઃ—હે જગતના પતિ! મને તમે કયા અપરાધનેલીધે છોડી દીધી? હું મારા દેહનો ત્યાગ કરીશ એટલે તમે નિર્દોષને માર્યાનો દોષ લેજો.[૫] જે માણસ પૃથ્વીમાં નિર્દોષ સ્રીનો ત્યાગ કરે તે માણસ સર્વનો ઈશ્વર હોય તોપણ ઘોર નરકમાં પડે છે.[૬]

લક્ષ્મી કહે છેઃ–હે નાથ ! તમે તો સત્વસ્વરૂપ છો તે છતાં તમને કોપ કેમ ચડયો ? આપ બે સ્ત્રીઓ ઉપર કૃપા કરો. સારા સ્વામીએ ક્ષમા કરવી યોગ્ય છે.[૭] સરસ્વતીના શાપને લીધે હું અંશથી ભરતખંડમાં જઇશ, પણ ત્યાં મારે કેટલા કાલ સુધી રહેવું પડશે અને પાછું તમારા ચરણનું દર્શન કયારે મળશે ?[૮] પાપી પુરૂષો મારામાં નાહી ધોઇને મને પાપ આપી જશે તે પાપમાંથી હું કયે પ્રકારે મુક્ત થઈ ને પાછી તમારા ચરણમાં આવીશ ?[૯] હે પ્રભુ ! હું અંશથી ધર્મધ્વજની દીકરી તુલસી થઇ ત્યાં શાપ ભોગવીને પાછી તમારા ચરણારવિંદને ક્યારે પામીશ ? હું વૃક્ષરૂપ થઇશ અને તે અવતારમાં પણ તમેજ મારા અધિષ્ઠાતા થશો, પરંતુ હે કૃપાના ભંડારરૂપ ! મારો ઉદ્ધાર ક્યારે કરશો તે કહો.[૧૦,૧૧] સરસ્વતીના શાપથી ગંગા ભરતખંડમાં જશે તો પછી તે કયા સમયમાં શાપથી મુક્ત થઈ ને તમારા ચરણને પામશે ?[૧૨] સરસ્વતી પણ ગંગાના શાપથી ભરતખંડમાં જશે, તો તે પણ પછી કયા સમયમાં શાપથી છુટીને તમારા ચરણમાં આવશે ?[૧૩] હે નાથ ! તમે સરસ્વતીને બ્રહ્માના ઘરમાં જવાનું અને ગંગાને શિવના ઘરમાં જવાનું કહી ગયા પણ તે વચનની આપે ક્ષમા કરવી જોઇએ.[૧૪]

નારાયણ કહે છેઃ–લક્ષ્મી આ પ્રમાણે બોલી ભગવાનના ચરણ પકડીને વારંવાર પ્રણામ કરવા લાગ્યાં અને તે ચરણને પોતાના કેશથી વીંટી લઇને રોવા લાગ્યાં.[૧૫] તે સમયે મંદ હાસ્યથી પ્રસન્ન મુખવાળા અને ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારા વિષ્ણુએ લક્ષ્મીને પોતાની છાતીમાં દાબીને નીચે પ્રમાણે કહ્યું.

વિષ્ણુ કહે છેઃ–હે દેવતાઓનાં ઈશ્વરિ ! હે કમળ સરખા નેત્રવાળાં ! હું તમારૂં વચન પાળીશ અને મારૂં વચન પણ સત્ય કરીશ તથા તમારી ત્રણે જણીઓની સરખાઈ પણ કરીશ. સાંભળો.[૧૬] સરસ્વતીએ પોતાની એક કળાથી ભરતખંડમાં નદીરૂપ થવું, અર્ધા ભાગથી બ્રહ્માના ઘરમાં જવું અને પૂર્ણ રૂપથી મારા ઘરમાં રહેવું.[૧૭] ગંગા ભગીરથે લઈ જવાને લીધે ત્રૈલોક્યને પવિત્ર કરવા સારૂ એક કળાથી ભરતખંડમાં જશે[૧૮] અને પૂર્ણરૂપથી મારા ઘરમાં રહેશે. એ ગંગા ઉપર કહેલા એક અંશથીજ સદાશિવનું મસ્તક કે જે બીજાઓને દુર્લભ છે તેને પ્રાપ્ત થશે અને ત્યાં રહેવાથી જો કે પોતે પવિત્રજ છે તો પણ વધારે પવિત્ર થશે.[૧૯] હે લક્ષ્મી ! તમે પોતાની કળાના અંશના અંશથી ભરતખંડમાં જઈને પદ્માવતી નામની નદીરૂપે તથા તુલસી નામના વૃક્ષરૂપે થાઓ.[૨૦] કલિયુગનાં પાંચ હજાર વર્ષ ગયા પછી તમો ત્રણે નદીઓનો શાપથી છુટકારો થશે અને પાછી મારા ઘરમાં આવશો.[૨૧] હે લક્ષ્મી ! સર્વ પ્રાણીઓને વિપત્તિજ સંપત્તિના કારણરૂપ થાય છે. વિપત્તિ પડયાવિના કોનો મહિમા વધેલો છે ?[૨૨] મારા મંત્રોની ઉપાસના કરનારા સત્પુરૂષો તમારાં દર્શન કરશે, સ્પર્શ કરશે તથા તમારામાં નહાશે ધોશે, તેથી તમો પાપી લોકોના પાપના દોષમાંથી છુટશો.[૨૩] હે સુંદરિ ! પૃથ્વીમાં બીજાં પણ જે અસંખ્યાત તીર્થો છે તથા થશે તેઓ પણ મારા ભક્તોના સ્પર્શથી અને દર્શનથી પવિત્ર થશે.[૨૪] મારા મંત્રોની ઉપાસના કરનારા મહાપવિત્ર ભક્તો પૃથ્વીને પવિત્ર કરવા સારૂ અને તારવા સારૂજ પૃથ્વીમાં રહે છે.[૨૫] જે સ્થાનમાં મારા ભક્તો રહે અને તેઓ જ્યાં પગ ધુએ તે સ્થાન અવશ્ય અત્યંત પવિત્ર તીર્થરૂપ થાય.[૨૬] જે માણસ સ્ત્રીહત્યા કરનાર, ગાયની

હત્યા કરનાર, કૃતઘ્ન, બ્રહ્મહત્યા કરનાર કે એ-રમાન માનો સંગ કરનાર હોય, તે પણ મારા ભક્તના દર્શનથી અને સ્પર્શથી પવિત્ર થઈને જીવન્મુક્ત થાય છે.[૨૭] જે માણસ એકાદશીના વ્રત વગરનો, સંધ્યા વગરનો, નાસ્તિક કે મા-ણસોની હત્યા કરનાર હોય તે પણ મારા ભ-ક્તના સ્પર્શથી અને દર્શનથી પવિત્ર થાય છે.[૨૮] જે માણસ આયુધ બનાવીને જીવનાર, શાહી બનાવીને જીવનાર, બ્રાહ્મણ થઈને ધો-બીનો ધંધો કરનાર, સઘળા ગામમાં ભીખ માગનાર કે બળદપર બોજો નાખીને જીવનાર હોય તે પણ મારા ભક્તના દર્શનથી અને સ્પ-ર્શથી પવિત્ર થાય છે.[૨૯] વિશ્વાસઘાતી, મિત્ર-ની હત્યા કરનાર, ખોટી સાક્ષી પુરનાર અને થાપણને ઓળવનાર હોય તે પણ મારા ભ-ક્તના દર્શનથી અને સ્પર્શથી પવિત્ર થાય છે.[૩૦] અત્યંત ઉગ્ર વચન બોલનાર, મિથ્યા કલંક લગાડનાર, જાર કર્મ કરનાર, છીનાળનો પતિ કે છીનાળનો પુત્ર હોય તે પણ મારા ભક્તના દર્શનથી અને સ્પર્શથી પવિત્ર થાય છે.[૩૧] બ્રા-હ્મણ થઇને શૂદ્રની રસોઇ કરનાર, પુજારીપ-ણાનો ધંધો કરનાર, ગામોટપણું કરનાર કે દીક્ષા વગરનો હોય, તે પણ મારા ભક્તના દ-ર્શનથી અને સ્પર્શથી પવિત્ર થાય છે.[૩૨] હે સુંદરિ ! જે માણસ મા, બાપ, સ્ત્રી, ભાઈ, દી-કરો, દીકરી, ગુરૂનું કુલ, બ્હેન, આંધળો બાં-ધવ, સાસુ અને સસરો, એઓનું પણ પોષણ ન કરે તે મહાપાપી પણ મારા ભક્તના દર્શ-નથી અને સ્પર્શથી પવિત્ર થાય છે.[૩૩,૩૪] જે બ્રાહ્મણ પીપળાનો નાશ કરનાર, મારા ભક્તની નિંદા કરનાર કે શૂદ્રનું અન્ન જમનાર હોય તે પણ મારા ભક્તના દર્શનથી પવિત્ર થાય છે.[૩૫] દેવના દ્રવ્યનું હરણ કરનાર, બ્રાહ્મણના દ્રવ્યનું હરણ કરનાર, લાખ, લોઢું તથા રસને વેચ-નાર, કે દીકરીને વેચનાર હોય તે પણ મારા ભક્તના દર્શનથી પવિત્ર થાય છે.[૩૬] જે લોકો મહાપાપી કે શૂદ્રલોકોના શબનો દાહ કર-નારા હોય તેઓ પણ મારા ભક્તોના સ્પર્શથી અને દર્શનથી પવિત્ર થાય છે.[૩૭]

લક્ષ્મી કહે છેઃ-હે ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર પ્રભુ ! જેઓ તમારી ભક્તિ વગરના, ભારે અહંકારવાળા, પોતાનાં વખાણ કરવામાં લાગેલા, ધૂર્ત્ત, શઠ અને સાધુઓની નિંદા કરનારા હોય તે અધમ મનુષ્યો પણ જેઓના દર્શનથી તથા સ્પર્શથી પવિત્ર થાય છે, એવા તમારા ભક્તોનાં લક્ષણ કહો. જે-ઓના નહાવા ધોવાથી સઘળાં તીર્થો પવિત્ર થાય, જેઓના ચરણની રજથી તથા ચરણના જળથી પૃથ્વી પવિત્ર થાય, જેઓના દર્શનને તથા સ્પર્શને ભરતખંડના લોકો ઈચ્છતા હોય તથા જેઓના સમાગમને વૈષ્ણવ લોકો પરમ લાભ થયા સમાન માને એવા તમારા ભક્તો-નાં લક્ષણ કહો. તીર્થો કાંઇ જળમયજ નથી અને દેવતાઓ કાંઇ માટીના કે પથરાનાજ નથી પણ તેઓમાં ચમત્કાર રહ્યો છે. પરંતુ તેઓ ઘણે કાળે પવિત્ર કરે છે અને તમારા ભક્તો તો ક્ષણમાત્રમાંજ પવિત્ર કરે છે.[૩૮-૪૨]

સૂત કહે છેઃ-લક્ષ્મીનું વચન સાંભળી મંદહાસ્ય કરતા વિષ્ણુએ પોતાના ભક્તોની વાત જો કે રહસ્યરૂપ છે તો પણ તે કહેવાનો આરંભ કર્યો.[૪૩]

વિષ્ણુ કહે છેઃ-હે લક્ષ્મી ! ભક્ત લોકોનું પવિત્ર, પાપોને હણનાર, સુખદાયી તથા ભુક્તિ મુક્તિને દેનારૂં લક્ષણ વેદોમાં અને પુરાણોમાં પણ ગુપ્ત છે, એ લક્ષણ જો કે સારરૂપ હોવા-થી ગુપ્ત રાખવા યોગ્ય છે, તોપણ તમને પવિત્ર અને પ્રાણ સમાન ગણીને કહું છું તે સાંભ-ળો. આ લક્ષણ ખળ પુરૂષોની પાસે કહેવા

યોગ્ય નથી.[૪૪-૪૫] જેના કાનમાં ગુરૂના મુખ-થી મારો મંત્ર પડે છે તેને વેદ સર્વોત્તમ પવિત્ર કહે છે.[૪૬] એવા ભક્તના જન્મમાત્રથી, સ્વર્ગમાં કે નરકમાં રહેલા તેના સો પૂર્વજોને તુરત મુક્તિની પ્રાપ્તિ થાય છે.[૪૭] ભક્તના પૂર્વજોનો ગમે તે સ્થળમાં અને ગમે તે યોનિમાં અવતાર થયો હોય તો પણ કુળમાં ભક્તનો જન્મ થવાને લીધે તેઓ પવિત્ર અને જીવન્મુક્ત થઇને મારા પરમ પદને પામે છે.[૪૮] જે મનુષ્ય મારી ભક્તિવાળો, મારા ગુણો ગાવામાં લાગેલો, મારા ગુણોનેજ જીવનરૂપ માનતો અને સર્વદા મારી કથામાં આસક્ત હોય તેને મુક્ત સમજવો.[૪૯] મારા ગુણોના શ્રવણ માત્રથી આનંદ પામતો, રોમાંચિત થતો, ગદ્ગદ્ સ્વરવાળો થતો અને નેત્રમાં અશ્રુયુક્ત થઇ જતો જે મનુષ્ય પોતાના શરીરને પણ ભૂલી જતો હોય તેને મારો ઉત્તમ ભક્ત સમજવો.[૫૦] એવા ભક્તો કોઇ પ્રકારના સુખને કે સાલોક્ય આદિ ચાર પ્રકારમાંની કોઈ પણ પ્રકારની મુક્તિને ઈચ્છતા નથી. બ્રહ્માપણાની કે દેવપણાની તેઓને ઈચ્છા હોતી નથી. એ લોકોને કેવળ મારી સેવાનીજ ઈચ્છા રહે છે.[૫૧] એ ભક્તો મહા દુર્લભ ઇંદ્રપણાની, મનુપણાની, બ્રહ્માપણાની કે સ્વર્ગના રાજ્ય આદિના ભોગની સ્વપ્નમાં પણ ઇચ્છા નહિ રાખતાં ભરતખંડમાં ફર્યા કરે છે અને મારા ગુણોનાં શ્રવણ, તથા મધુર ગાયનોથી નિરંતર આનંદમાં મગ્ન રહે છે. કુળમાં મારા ભક્તનો જન્મ ઘણો દુર્લભ છે.[૫૨-૫૩] એવા ભક્તો પૃથ્વીને, મનુષ્યોને તથા તીર્થોને પવિત્ર કરીને મારા લોકમાં આવે છે. હે લક્ષ્મી ! આ પ્રમાણે સઘળી વાત તમારી પાસે કહી. હવે તમો જેમ યોગ્ય જણાય તેમ કરો.[૫૪]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે વિષ્ણુની આજ્ઞા સાંભળી તે ત્રણે દેવીઓએ તે પ્રમાણે કર્યું અને વિષ્ણુ પોતાના સુખદાયી આસન પર બેઠા.[૫૫]

**तदाज्ञया तास्तच्चक्रुर्हरिस्तस्थौ सुखासने॥५५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

---

## अध्याय ८ मो.

### ગંગાઆદિની ઉત્પત્તિ અને કલિયુગમાં લોકોની સ્થિતિ.

### श्रीनारायण उवाच

**सरस्वती पुण्यक्षेत्रमाजगाम च भारते ॥**
**गंगाशापेन कलया स्वयं तस्थौ हरेः पदे ॥१॥**

નારાયણ કહે છેઃ—સરસ્વતી ગંગાના શાપને લીધે અંશથી ભરતખંડના પવિત્ર ક્ષેત્રમાં આવ્યાં અને પૂર્ણરૂપથી વૈકુંઠમાં રહ્યાં.[૧] એ સરસ્વતી ભરતખંડમાં નદીરૂપે આવ્યાં તેથી ભારતી કહેવાય છે,બ્રહ્માની સ્ત્રી થયાં તેથી બ્રાહ્મી કહેવાય છે અને વાણીનાં અધિષ્ઠાતા છે તેથી વાણી કહેવાય છે.[૨] વિષ્ણુ સર્વ વ્યાપી છે એટલે કે સઘળાં તળાવ, વાવો અને પ્રવાહોમાં રહેલા છે અને તેથી તેમનું 'સારસ્વત્' એવું નામ છે. એ વિષ્ણુની સાથે સંબંધ હોવાનેલીધે એ દેવી સરસ્વતી કહેવાય છે.[૩] એ નદીરૂપ સરસ્વતી મહાપવિત્ર તીર્થ છે અને પાપી લોકોનાં પાપોને બાળવાનેવાસ્તે બળતા અગ્નિરૂપ છે.[૪] હે નારદજી ! પછી સરસ્વતીના શાપનેલીધે ગંગા અંશથી પૃથ્વીમાં ગયાં, તેમને ભગીરથ રાજા લઇ ગયો તેથી ભાગીરથી કહેવાય છે.[૫] ભગીરથ રાજાનેવાસ્તે ગંગાજી વૈકુંઠમાંથી નીચે ઉતરતાં પૃથ્વીએ પોતાથી તેના વેગનું સહન નહિ થાય એવી બ્હીકથી સદાશિવની પ્રાર્થના કરતાં તેજ સમયે સદાશિવે પોતાના મસ્તકથી ગંગાનું ધારણ કર્યું.[૬]

લક્ષ્મી પણ સરસ્વતીના શાપનેલીધે ભરતખંડમાંઅંશથી પદ્માવતી નામની નદીરૂપે થયાં અને પૂર્ણરૂપથી વૈકુંઠમાં રહ્યાં.[૭] વળી બીજા અંશથી તેમણે ભરતખંડમાં જન્મ લીધો ત્યાં ધર્મધ્વજની દીકરી, લક્ષ્મી અને તુલસી એવાં નામોથી પ્રખ્યાત થયાં.[૮] પ્રથમ સરસ્વતીનો શાપ થવાથી અને પછી વિષ્ણુનો શાપ (કે જેની કથા ચોવીશમા અધ્યાયમાં કહેવાશે તે) થવાથી, જગતને પવિત્ર કરનારાં એ તુલસી અંશથી વૃક્ષરૂપ થયાં.[૯] કલિયુગનાં પાંચ હજાર વર્ષ જતાં સુધી પૃથ્વીમાં રહીને પછી એ દેવીઓ નદીનાં રૂપ છોડી દઇ વૈકુંઠમાં જશે.[૧૦] કાશી અને વૃંદાવન વિના બીજાં સઘળાં તીર્થો પણ વિષ્ણુની આજ્ઞાથી એ દેવીઓની સાથેજ વૈકુંઠમાં જશે.[૧૧] શાલિગ્રામ, શિવ તથા શક્તિની મૂર્તિસ્થાપના અને જગન્નાથજી, એ સઘળાં, કલિયુગનાં દશ હજાર વર્ષને અંતે ભરતખંડને છોડીને પોતાને ઠેકાણે જશે.[૧૨] સાધુ લોકો, પુરાણ, શંખ, શ્રાદ્ધ, તર્પણ અને વેદોક્ત કર્મો પણ તેઓની સાથેજ જશે.[૧૩] દેવપૂજન, દેવનાં નામ, દેવની કીર્ત્તિ તથા ગુણોનું વર્ણન, વેદનાં અંગો, શાસ્ત્રો, સત્ય ધર્મ, વેદ, ગ્રામદેવ, વ્રત, તપ અને અનશન વ્રત પણ તેઓની સાથેજ જશે.[૧૪,૧૫] સર્વે લોકો મદ્યમાંસના સેવન આદિ વામ આચારમાં લાગેલા અને ભારે કપટી થઇ જશે. સઘળી પૂજા તુલસીથી રહિત થશે.[૧૬] સર્વે લોકો શઠ, ક્રૂર, ઢોંગી, ભારે અહંકારવાળા, ચોર અને હિંસક થઈ જશે.[૧૭] બ્રાહ્મણ આદિ જાતિભેદ નહિ રહેતાં સ્ત્રી અને પુરૂષ એ બેજ જાતિઓ રહેશે. સઘળી સ્ત્રીઓની સાથે સઘળા પુરૂષોનો વિવાહ નિર્ભય રીતે થશે. કોઇ પણ માણસો પરસ્પરને જોઈતી વસ્તુ આપશે નહિ.[૧૮] સઘળા પુરૂષો સ્ત્રીઓને વશ થઈ જશે. ઘેર ઘેર છીનાળો થશે. સ્ત્રીઓ સર્વદા પુરૂષોને વઢશે, તરછોડશે અને પ્રહાર પણ કરશે.[૧૯] સ્ત્રીજ ઘરની ધણી થશે. પુરૂષ તો સેવકથી પણ અધમ ગણાશે. સાસુ પોતાની વહુની દાસી જેવી થઇ રહેશે અને સસરો દાસ જેવો થઇ રહેશે.[૨૦] ઘરમાં સાસરાના સગપણવાળાઓ કર્ત્તા હર્ત્તા થઇ પડશે. ગુરૂ—ભાઇઓની સાથે ભાષણનો વ્યવહાર પણ રહેશે નહિ.[૨૧] પુરૂષના પોતાના કુલના સગાઓ ઓળખાણ વગરના જેવા થઈ જશે. સ્ત્રીઓની આજ્ઞાવિના પુરૂષો કાંઇ પણ કામ કરી શકશે નહિ.[૨૨] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો પોતપોતાની જાતિનાં આચાર પાળશે નહિ. સંધ્યાવંદનનો અને જનોઇનો લોપ થઇ જશે એમાં સંશય નથી.[૨૩] ચારે વર્ણો મ્લેચ્છ લોકોના આચાર પાળશે અને પોતપોતાનાં શાસ્ત્રોને છોડી દઈને મ્લેચ્છ લોકોનાં શાસ્ત્રો ભણશે.[૨૪] કલિયુગમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોના દીકરાઓ શૂદ્રોની ચાકરી કરશે. એઓ શૂદ્રોનાં લુગડાં ધોશે અને સર્વે બળદ હાંકશે.[૨૫] સર્વે લોકો સત્ય વગરના થઈ જશે. પૃથ્વી ધાન્ય વગરની થશે. ઝાડ ફળ વગરનાં થશે. સ્ત્રીઓ સંતાન વગરની થશે.[૨૬] ગાયો દૂધ વગરની થશે. દૂધ ઘી વગરનું થશે. સ્ત્રી—પુરૂષો પ્રીતિ વગરનાં થશે. ઘરધણીઓ સત્ય વગરના થશે.[૨૭] રાજાઓ પ્રતાપ વગરના થશે. પ્રજાઓ કરથી પીડાશે. મોટી તથા ન્હાની નદીઓ અને ગુફા આદિમાં જળ રહેશે નાહ.[૨૮] ચારે વર્ણો ધર્મ તથા પુણ્યથી રહિત થશે. લાખ માણસોમાં પણ કોઈ પુણ્યવાન્ રહેશે નહિ.[૨૯] પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો નીચ અને કદ્રૂપડાં થશે. ચારેકોર નીચ વાતો અને દુષ્ટ શબ્દોજ સાંભળવામાં આવશે.[૩૦] કેટલાંએક ગામ અને નગરો તો તદ્દન ઉજડ અને ભયાનક થઈ જશે અને કેટલાંએકમાં

થોડીક ઝુંપડીઓ અને થોડાંક માણુસો રહેશે.[31] ગામોમાં અને નગરોમાં અરણ્ય થઇ જશે. અરણ્યમાં રહેનારા લોકો પણ રાજાઓના કરોથી પીડાશે.[32] ખેતરોમાં વૃષ્ટિ નહિ હોવાથી તળાવોમાં અને નદીઓમાં ધાન્ય વવાશે. કલિયુગમાં ઉત્તમ વંશના માણસો પણ નીચ થઇ જશે.[33] સારા કુળના માણસો પણ ખોટું બોલનારા, ધુતારા, શઠ અને ઢોંગની વાતો કરનારા થશે. સારાં સારાં ખેતરોમાં પણ ધાન્ય ઉત્પન્ન થશે નહિ.[34] મોટા ધનાઢ્ય પુરૂષો નિર્ધન થઈ જશે. ભક્તલોકો પણ નાસ્તિક થઈ જશે. નગરના લોકો પણ હિંસક, નિર્દય અને માણસોને મારી નાખનારા થશે.[35] સર્વે સ્થળમાં સ્ત્રી-પુરૂષો ઠીંગણાં, વ્યાધિવાળાં, થોડા આયુષ્યવાળાં, યૌવન વગરનાં અને રોગથી ઘેરાએલાં થશે.[36] કલિયુગમાં સોળમે વર્ષે ધોળા મોવાળા આવશે અને વીશમે વર્ષે લોકો બહુજ ઘરડા થએલા ગણાશે. આઠ વર્ષની છોકરી જુવાન ગણાશે, રજસ્વલા થશે અને તેને ગર્ભ પણ રહેશે.[37] સ્ત્રીઓ પ્રત્યેક વર્ષે છોકરાં જણશે અને સોળમે વર્ષે તો વૃદ્ધ થઇ જશે. કળિયુગમાં પતિ અને પુત્રવાળી સ્ત્રી તો કોઈકજ મળશે. ઘણી ખરી તો વાંઝણીજ રહેશે.[38] સઘળા વર્ણો દીકરીઓને વેચશે. લોકો પોતાની મા, સ્ત્રી, વહુ, દીકરી અને બ્હેનોના જાર પુરૂષો પાસેથી અન્ન લઇને જીવશે.[39] કલિયુગમાં ભગવાનનાં નામોનો જપ નાણું લઇને વેચાશે.[40] પ્રથમ કીર્ત્તિ વધારવા સારૂં દાન દઇને પછી લોકો એ દાનોનેજ પાછાં લઇ લેશે.[41] પોતે આપેલી અથવા બીજાએ આપેલી દેવની, બ્રાહ્મણની અને ગુરૂના કુળની સઘળી આજીવિકાને લોકો તોડી નાખશે.[42] કેટલાએક દીકરીનો, કેટલાએક સાસુનો, કેટલાએક વહુનો, કેટલાએક બ્હેનનો, કેટલાએક ભાઇની વહુનો, કેટલાએક સાવકી માનો અને કેટલાએક સર્વનો સંભોગ કરશે. ઘેર ઘેર અગમ્યા સ્ત્રીઓના સંગ થશે.[43,44] લોકો કેવળ પોતાની માને છોડી દઇને બાકી સઘળી સ્ત્રીઓનો સંગ કરશે.[45] કલિયુગમાં સ્ત્રીઓનો, પતિઓનો, પ્રજાનો, ગામોનો અને વસ્તુઓનો કોઈ જાતનો વિશેષ નિયમ રહેશે નહિ.[46] સર્વે લોકો ખોટા બોલા, ચોર, લંપટ, પરસ્પરની હિંસા કરનારા અને માણસોને મારી નાખનાર થશે.[47] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના વંશો પાપી થશે, બ્રાહ્મણો લાખ, લોઢાં, રસ અને મીઠાનો વેપાર કરશે.[48] બ્રાહ્મણોના દીકરાઓ બળદોને હાંકશે અને શૂદ્ર લોકોનાં મુડદાંઓને બાળશે. સઘળા બ્રાહ્મણો શૂદ્રોનું અન્ન જમનારા, રાંડોમાં લાગેલા, પંચ યજ્ઞોથી રહિત, અમાવાસ્યાની રાતમાં જમનારા, જનોઇ વગરના અને સંધ્યાવંદન તથા પવિત્રતાથી રહિત થશે.[49,50] બ્રાહ્મણોના રસોડામાં છીનાળ, વ્યાજના ધંધાથી જીવનારી, કુટણી અને રજસ્વલા સ્ત્રીઓ રસોઇ કરશે.[51] અન્નોનો, સ્ત્રીઓનો, આશ્રમોનો અને લોકોનો કાંઈ પણ વિશેષ નિયમ રહેશે નહિ.[52] આ પ્રમાણે કલિયુગની પ્રવૃત્તિ થતાં અંતે સઘળું મ્લેચ્છમયજ થઇ જશે. વૃક્ષો હાથ જેવડાં અને માણસો અંગુઠા જેવડાં થઇ જશે.[53] આ પ્રમાણે થતાં અંતે વિષ્ણુયશા નામના બ્રાહ્મણને ઘેર નારાયણની કળાના અંશરૂપ કલ્કિ ભગવાનનો અવતાર થશે.[54] એ મહાબળવાન્ કલ્કિ ભગવાન્ મોટા ઘોડાપર બેસીને લાંબી તલવારથી ત્રણ રાત્રિમાં પૃથ્વીને મ્લેચ્છ રહિત કરી નાખશે. પૃથ્વીને મ્લેચ્છ વગરની કરીને પછી અંતર્ધાન થઈ જશે.[55] ચોર લોકોએ ઘેરેલી પૃથ્વી રાજા વગરની થઈ જશે.[56] પછી છ

રાત્રિ સુધી આડસર જેવી વરસાદની ધારાઓથી ભીંજાઇને પૃથ્વી લોકો વગરની, ઝાડ વગરની અને ઘરવગરની થઈ જશે.[૫૭] હે નારદજી! તે પછી બાર સૂર્યો સામટા ઉગશે. એઓના તેજથી સઘળી પૃથ્વી સૂકાઇ જશે.[૫૮] પછી મહાભયંકર કલિયુગ જતાં અને સત્યયુગની પ્રવૃત્તિ થતાં તપ અને સત્વગુણવાળો ધર્મ પરિપૂર્ણ સ્થિતિમાં આવશે.[૫૯] પૃથ્વીમાં બ્રાહ્મણો તપસ્વી, ધર્મિષ્ઠ અને વેદને જાણનારા થશે. પ્રત્યેક ઘરમાં સ્ત્રીઓ પતિવ્રતા અને ધર્મિષ્ઠ થશે.[૬૦] સર્વે રાજાઓ અને ક્ષત્રિયો બ્રાહ્મણોના ભક્ત, ઉદાર મનવાળા, પ્રતાપવાળા, ધર્માત્મા અને સર્વદા સત્કર્મોમાં પ્રીતિ રાખનારા થશે.[૬૧] વૈશ્યો વેપારમાં લાગેલા, બ્રાહ્મણોના ભક્ત અને ધર્માત્મા થશે. શૂદ્રો પવિત્ર સ્વભાવવાળા, ધર્માત્મા અને બ્રાહ્મણોની સેવા કરનારા થશે.[૬૨] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનાં કુલો દેવીની ભક્તિમાં તત્પર, દેવીના મંત્ર જપવામાં પ્રીતિવાળાં અને દેવીનું ધ્યાન કરવામાં આસક્ત થશે.[૬૩] પુરૂષો શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોને જાણનારા તથા ઋતુકાળમાંજ સ્ત્રીઓનો સંગ કરનારા થશે. સત્યયુગમાં અધર્મનો લેશ પણ નહિ રહેતાં પૂર્ણ રીતે ધર્મની પ્રવૃત્તિ થાય છે.[૬૪] ત્રેતાયુગમાં ધર્મના ત્રણ પાયા રહે છે, દ્વાપરમાં બે પાયા રહે છે, કલિયુગમાં એક પાયો રહે છે અને કાલયુગના અંતમાં એક પાયો પણ રહેતો નથી.[૬૫] (હવે કાળનું સ્વરૂપ કહે છે) હે નારદજી! વાર સાત છે, તિથિઓ સોળ છે, મહીના બાર છે, ઋતુઓ છ છે,[૬૬] પખવાડીઆં બે છે અને અયન બે છે, ચાર પહોરથી દિવસ થાય છે અને ચાર પહોરથી રાત્રિ થાય છે. ત્રીશ દિવસથી એક મહિનો થાય છે.[૬૭] કાળની સંખ્યાના ક્રમ પ્રમાણે વર્ષ પાંચ પ્રકારનું થાય છે (કે જે અષ્ટમ સ્કંધમાં કહેલ છે.) દિવસો જેમ જાય છે અને આવે છે તેમ ચાર યુગ પણ જાય છે અને આવે છે.[૬૮] મનુષ્યોનું એક વર્ષ પૂરું થાય ત્યારે દેવતાઓનું એક અહોરાત્ર થાયછે. મનુષ્યોના ત્રણસો ને સાઠ યુગ જાય ત્યારે દેવતાઓનો એક યુગ થાય, એમ કાળની સંખ્યા જાણનારાઓનો મત છે. દેવતાઓના ઇકોતેર યુગ જાય ત્યારે એક મન્વંતર થાય છે.[૬૯,૭૦] ઇંદ્રનું આયુષ્ય એક મન્વંતરનું છે. અઠાવીશ ઇંદ્ર થાય ત્યારે બ્રહ્માનું એક અહોરાત્ર થાય છે.[૭૧] એવાં એકસો ને આઠ વર્ષ જાય ત્યારે બ્રહ્મા પડે છે અને એ સમયે પ્રાકૃત પ્રલય થાય છે.[૭૨] પ્રાકૃત પ્રલયમાં પૃથ્વીનો જળમાં અને જળનો તેજમાં એવા અનુક્રમથી સઘળાં કાર્યોનો પોતપોતાના કારણમાં લય થાય છે. આરંભમાં પૃથ્વી જળમાં ડૂબવાથી અદૃશ્ય થાય છે, સર્વ જગત પણ જળમાં ડૂબી જાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ દેવતાઓ તથા જ્ઞાનવાળા સઘળા ઋષિઓ સત્યભૂત ચિદાત્મમાં લીન થાય છે.[૭૩] પ્રકૃતિ પણ પરમાત્માથી અભિન્નપણે રહે છે તેથી તે સમયે પ્રાકૃત લય થયો ગણાય છે.[૭૪] હે નારદજી! બ્રહ્મા પડતાં પ્રાકૃત પ્રલય થાય ત્યાં સુધીનો કાળ દેવીનો એક નિમેષ કહેવાય છે. આ પ્રમાણે સઘળાં બ્રહ્માંડો નષ્ટ થાય છે[૭૫] અને પાછાં નિમેષ માત્રમાં સૃષ્ટિના ક્રમથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે કેટલી સૃષ્ટિ થઇ, કેટલા લય થયા, કેટલા કલ્પ ગયા અને કેટલા કલ્પ આવ્યા એ સંખ્યાને કોણ જાણે છે? કોઈ પણ જાણતું નથી.[૭૬,૭૭] બ્રહ્માંડોમાં બ્રહ્મા કેટલા છે એ પણ કોઇ જાણતું નથી. સર્વ બ્રહ્માંડોના કારણભૂત ઈશ્વર એકજ છે, કે જે સર્વનો પરમાત્મા અને સત્, ચિત્ તથા આનંદરૂપ કહેવાય છે. બ્રહ્માદિક તેના અંશો છે

અને ક્ષુદ્ર વિરાટ્ જેનો અંશ છે એવો મહાવિરાટ્ પણ તેનો અંશ છે. ઉપર જે પરમાત્મા કહ્યા તેજ મૂલપ્રકૃતિ છે. કારણ કે કેવળ પરમાત્માને કારણપણું ઘટતું નથી પણ માયાવિશિષ્ટનેજ ઘટે છે. એ મૂલપ્રકૃતિમાંથી પંચ મહાભૂત ઉત્પન્ન થયા પછી અર્ધનારીશ્વર થાય છે કે જે શ્રીકૃષ્ણ કહેવાય છે.[૭૮-૮૦] એક દ્વિભુજ અને બીજું ચતુર્ભુજ એવી રીતે એ શ્રીકૃષ્ણનાં બે રૂપ થયાં છે, તેમાં ચતુર્ભુજ વૈકુંઠમાં રહે છે અને પોતે દ્વિભુજ ગોલોકમાં રહે છે.[૮૧] બ્રહ્માથી તે તૃણ પર્યંત સઘળું કાર્ય પ્રકૃતિમય છે. જે જે કાંઈ પ્રકૃતિમય છે તે સઘળું ઉત્પત્તિ અને વિનાશવાળું છે.[૮૨] સૃષ્ટિનું જે પરમ કારણ છે તે એ પ્રમાણે સત્ય, નિત્ય, સનાતન, સ્વેચ્છામય, નિર્ગુણ અને પ્રકૃતિથી પર પરબ્રહ્મ છે.[૮૩] એ પરબ્રહ્મ ઉપાધિ રહિત અને નિરાકાર છે. માયાવિશિષ્ટપણાને લઇને ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર છે. કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્મા એને જાણવાથી બ્રહ્માંડને સૃજે છે.[૮૪] મૃત્યુંજય, સર્વને જાણનારા અને સર્વના ઈશ્વર સદાશિવ તપ કરે છે અને તપથી એને જાણીને સંહાર કરે છે.[૮૫] મોટી વિભૂતિવાળા, સર્વજ્ઞ, સર્વના સાક્ષી, સર્વવ્યાપી, સઘળી સંપત્તિઓના આપનારા શ્રીવિષ્ણુ પણ એની ભક્તિથી તથા એની સેવાથી સર્વનું રક્ષણ કરે છે.[૮૬] સર્વ શક્તિમય, મહાસમર્થ અને મહામાયા કહેવાતાં જે પ્રકૃતિ છે તેજ સત્, ચિત્ અને આનંદરૂપ ભગવતી કહેવાય છે. દેવતાઓની મા અને વેદનાં અધિષ્ઠાતા સાવિત્રી એને જાણવાથી, એના ઉપર તપ કરવાથી, એની ભક્તિથી અને એની સેવાથી વેદને જાણનારાં અને બ્રાહ્મણોનાં પૂજ્ય થયાં છે. સઘળી વિદ્યાઓનાં અધિષ્ઠાતા સરસ્વતી એને જાણવાથી અને એની સેવાથી વિદ્યાઓનાં પૂજ્ય અને ઉત્તમ થયાં છે. સઘળાં ગામોનાં અધિષ્ઠાતા લક્ષ્મી એને જાણવાથી અને એની ઉપર તપ કરવાથી સર્વનાં ઈશ્વરી, સર્વ જગતમાં પૂજાએલાં, સઘળી સંપત્તિઓને આપનારાં, સઘળાઓએ નમવા યોગ્ય અને સઘળાઓને પુત્ર આપનારાં થયાં છે. સઘળાઓ જેની સ્તુતિ કરે છે એવાં દુર્ગા એને જાણવાથી અને એના ઉપર તપ કરવાથી સર્વજ્ઞ અને સઘળી વિષમ પીડાઓને મટાડનારાં થયાં છે.[૮૭-૯૧] શ્રીકૃષ્ણના વામ ભાગમાંથી ઉત્પન્ન થએલાં અને તેમના પ્રાણનાં અધિષ્ઠાતા રાધા પણ એને જાણવાથી અને એના ઉપર તપ કરવાથી કૃષ્ણને પ્રાણ કરતાં પણ વધારે પ્યારાં, સર્વથી અધિક રૂપવાળાં અને સૌભાગ્યવાળાં તથા મોટાઈમાં પણ અધિકતાવાળાં થયાં છે. એ મૂલ પ્રકૃતિની સેવાથીજ પત્ની થઈને શ્રીકૃષ્ણના વક્ષઃસ્થલમાં રહેલાં છે. પૂર્વે રાધાએ શ્રીકૃષ્ણને પતિ કરવા સારૂ શતશૃંગ નામના પર્વતમાં દેવતાઓનાં હજાર વર્ષ સુધી તપ કર્યું હતું. શક્તિની કૃપા થવાથી શ્રીકૃષ્ણ તેમના પતિ થયા અને ચંદ્રની કળા સરખાં તે રાધાને જોઈ તેમને છાતીમાં લઈને કૃપાથી રોવા લાગ્યા હતા. શ્રીકૃષ્ણે કોઇને પણ ન મળે એવું સારભૂત વરદાન રાધાને આપ્યું કેઃ—"તમે કે જે મારાં ભક્ત છો તે સર્વદા મારા વક્ષઃસ્થલમાં રહો. તમે સઘળી સ્ત્રીઓમાં સૌભાગ્ય, માન, પ્રેમ અને મોટાઇથી શ્રેષ્ઠ છો, વખાણવા યોગ્ય છો અને મને બહુજ પ્રાણ સમાન છો. તમને ઉત્તમ અને મોટાં માનીને હું પણ તમારી સ્તુતિ અને પૂજા કરીશ. હે પ્રાણપ્યારી! હું સર્વદા તમારે આધીન અને તમનેજ વશ રહીશ." શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહીને તે રાધાને પોતાની પ્રાણપ્યારી પત્ની કર્યાં અને વળી શોક્યોથી રહિત પણ કર્યાં.[૯૨-૯૯] એ પાંચ

પ્રકૃતિ ઉપરાંત બીજી પણ જે જે દેવીઓ છે તે સઘળી મૂલપ્રકૃતિની સેવાથી પૂજ્ય થયેલી છે.[૧૦૦] હે નારદજી ! જેણે જેવું જેવું તપ કર્યું તેવું તેવું તેને ફળ મળેલું છે. દુર્ગા દેવતાઓનાં હજાર વર્ષ સુધી હિમાલયમાં તપ કરી તેમના ચરણારવિંદનું ધ્યાન કરીને સઘળાઓનાં પૂજ્ય થયાં છે. સરસ્વતી ગંધમાદન પર્વતમાં દેવતાઓનાં લાખ વર્ષ સુધી તપ કરીને સઘળાઓએ પ્રણામ કરવા યોગ્ય થયાં છે. સાવિત્રી મલયાચળમાં દેવતાઓનાં સાઠ હજાર વર્ષ સુધી તપ કરી તેમના પદનું ધ્યાન કરીને પૂજ્ય અને વંદ્ય થયાં છે. લક્ષ્મી પુષ્કર ક્ષેત્રમાં દેવતાઓના સો યુગ સુધી તપ કરીને અને દેવીની સેવા કરીને સઘળી સંપત્તિઓને આપનારાં થયાં છે. હે નારદજી ! પૂર્વે શંકરે દેવી ઉપર સો મન્વંતર સુધી તપ કર્યું હતું.[૧૦૧-૧૦૫] બ્રહ્માએ સો મન્વંતર સુધી શક્તિનો જપ કર્યો હતો. વિષ્ણુ સો મન્વંતર સુધી દેવી ઉપર તપ કરીને જગતના રક્ષક થયા છે.[૧૦૬] શ્રીકૃષ્ણ દશ મન્વંતર સુધી ભારે તપ કરીને દિવ્ય ગોલોકને પામ્યા છે અને હજી સુધી ત્યાં આનંદ ભોગવે છે.[૧૦૭] ધર્મ પણ દશ મન્વંતર સુધી ભક્તિપૂર્વક તપ કરીને સર્વના પ્રાણરૂપ, સર્વના પૂજ્ય અને સર્વના આધારભૂત થએલ છે.[૧૦૮] આ પ્રમાણે સઘળી દેવીઓ, સઘળા દેવતાઓ, મુનિઓ, મનુઓ, રાજાઓ અને બ્રાહ્મણો મૂલપ્રકૃતિનું આરાધન કરવાથીજ પૂજ્ય થએલા છે.[૧૦૯] હે નારદજી ! આ પ્રમાણે વેદને અનુસરતી સઘળી જુની કથા જેવી ગુરૂના મુખથી જાણી છે તેવી મેં તમને કહી સંભળાવી. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.[૧૧૦]

**एतत्ते कथितं सर्वं पुराणं च यथागमम् ॥**
**गुरुवक्त्राद्यथाज्ञातंकिंभूयःश्रोतुमिच्छसि॥११०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

## અધ્યાય ૯ મો. પૃથ્વીશક્તિની ઉત્પત્તિ

**नारद उवाच**

**देव्या निमेषमात्रेण ब्रह्मणःपातएवच ॥**
**तस्यपातःप्राकृतिकः प्रलयः परिकीर्तितः॥१॥**

નારદજી પૂછે છેઃ–દેવીના નિમેષ માત્રમાં બ્રહ્માનો પાત થાય છે અને તેજ પ્રાકૃતિક પ્રલય છે એમ તમે કહ્યું.[૧] પ્રાકૃતિક પ્રલયમાં પૃથ્વી આદિ પદાર્થો પોતપોતાનાં કારણોમાં લીન થાય છે અને બ્રહ્મા આદિ સર્વે પરમાત્મામાં લીન થાય છે તો પાછી એ પૃથ્વી સૃષ્ટિના સમયમાં ઉત્પન્ન થવી કેમ ઘટે ? અને જો એજ પૃથ્વી ઉત્પન્ન થાય છે તો તે એટલા કાલ સુધી તિરોહિત થઈને ક્યાં રહે છે ?[૩] એ પૃથ્વી ધન્ય, માન્ય, સર્વના આશ્રયરૂપ અને કોઇથી જીતાય નહિ એવી કેમ થઇ છે ? કલ્યાણ આપે એવી એ પૃથ્વીના જન્મની કથા પણ કહો.[૪]

નારાયણ કહે છેઃ–સર્વની આદિ સૃષ્ટિમાં સર્વનો જન્મ દેવીથી થાય છે એમ વેદમાં કહ્યું છે. તો એ જન્મ એટલે મૂલપ્રકૃતિરૂપે રહેલા તે તે પદાર્થોનો આવિર્ભાવ થાય છે એમ સમજવું અને સઘળા પ્રલયોમાં તે પદાર્થોનો નાશ એટલે કારણભૂત મૂલપ્રકૃતિમાં તિરોભાવ થાય છે એમ સમજવું.[૫] હવે પૃથ્વીના જન્મની કથા કે જે સઘળાં મંગલોના કારણરૂપ, વિઘ્નોનો નાશ કરનાર, પાપોને તોડનાર અને પુણ્યને વધારનાર છે તે સાંભળો.[૬] કેટલાએક કહે છે કે " મધુકૈટભ નામના બે દૈત્યોના મેદમાંથી પૃથ્વી થઈ છે કે જેથી મેદિની કહેવાય છે. " પણ એ વાત વિરૂદ્ધ છે.[૭] કારણ કે પૂર્વે યુદ્ધથી પ્રસન્ન થએલા એ બે દૈત્યોએ વિષ્ણુને કહ્યું હતું કે " જ્યાં પૃથ્વી જળથી ઢંકાએલી ન હોય તે સ્થલમાં અમોને મારો."[૮]

આ ઉપરથી સિદ્ધ થાય છે કે એઓ જીવતા હતા તે સમયમાં પણ પાણીથી ઢંકાએલી પૃથ્વી હતી અને મેદ તો એઓના મરણ પછી એકઠું થવું સંભવે છે.[૯] હવે પૃથ્વીનું જે 'મેદિની' એવું નામ પ્રખ્યાત છે તેનું વાસ્તવિક કારણ કહું છું તે સાંભળો. પ્રથમ જળમાં રહેવાનેલીધે પૃથ્વીનો કેટલોક ઉપરનો તથા નીચેનો ભાગ જળથી ધોવાઈ ગયો હતો, તે પાછો મધુકૈટભના મેદથી સરખો થઈ રહ્યો તેથી મેદિની કહેવાય છે. હવે સફળ અને સર્વ મંગલરૂપ પૃથ્વીનો જન્મ કે જે મેં પૂર્વે પુષ્કર ક્ષેત્રમાં ધર્મના મુખથી સાંભળેલો છે તે કહું છું.[૧૦,૧૧] જળમાં રહેલા મહાવિરાટ્નું મન ઘણા કાળના યોગથી તેનાં સર્વ અંગોમાં વ્યાપી ગયું અને તે તેનાં રૂંવાડાંનાં છિદ્રોમાં પેઠું. પછી ઘણે કાળે પંચીકરણના સમયમાં પૃથ્વી ઉત્પન્ન થતાં તેના અનેક ખંડ કરીને જળની અંદર રૂંવાડાંઓમાં રાખેલા હતા. એ અનેક ખંડો સૃષ્ટિના સમયમાં જળમાંથી પ્રકટ થાય છે અને પ્રલયના સમયમાં જળની અંદર તિરોહિત થઈ જાય છે, કે જે ખંડો જુદા જુદા બ્રહ્માંડોની પૃથ્વીઓ કહેવાય છે.[૧૨–૧૫] પ્રત્યેક બ્રહ્માંડમાં પર્વતો, વન, સાત સમુદ્ર, સાત દ્વીપ, સોનાનો મેરૂ પર્વત, ગ્રહ, ચંદ્ર, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, બીજા દેવ, પવિત્ર તીર્થો, પવિત્ર ભરતખંડ, સુવર્ણની પૃથ્વી, સાત ઉપરના લોક અને સાત પાતાળવાળી પૃથ્વી પૃથક્ પૃથક્ છે. બ્રહ્મલોક અને ધ્રુવલોકસહિત સ[illegible] જગત પ્રત્યેક બ્રહ્માંડમાં છે.[૧૬-૧૯] આ પ્રમાણે સઘળાં બ્રહ્માંડો એક અધિષ્ઠાનમાં રચાએલાં છે અને તે સઘળાં કૃત્રિમ તથા નાશ પામનારાં છે.[૨૦] બ્રહ્માના પડવારૂપ પ્રાકૃત પ્રલય થતાં પ્રભુ શ્રીકૃષ્ણે પહેલી સૃષ્ટિમાં મહાવિરાટ્ને સરજેલો છે.[૨૧] સ્થિતિ, પ્રલય, દિશા, કાળ, ઈશ્વર અને પૃથ્વી એઓ પ્રવાહરૂપથી નિત્ય છે. વરાહ કલ્પમાં વરાહજી જળમાંથી પૃથ્વીને બહાર લાવ્યા તે પછી પૃથ્વીની અધિષ્ઠાતા દેવીની દેવ, મુનિ, મનુ, બ્રાહ્મણો અને ગંધર્વ આદિ લોકો પૂજા કરવા લાગ્યા છે. એ દેવી રૂપ પૃથ્વી વરાહરૂપ વિષ્ણુની સ્ત્રી છે એમ વેદ માને છે.[૨૨,૨૩] વરાહથી પૃથ્વીના ગર્ભમાં મંગલ નામે પુત્ર ઉત્પન્ન થયો છે અને મંગલનો ઘટેશ નામનો પુત્ર થયો છે.

નારદજી પૂછે છેઃ–મૂલપ્રકૃતિમાંથી પંચીકરણની રીતે ઉત્પન્ન થએલી સર્વના આશ્રયરૂપ પૃથ્વીની વારાહ કલ્પમાં સઘળા દેવતાઓએ કયા રૂપથી પૂજા કરી છે? નીચેના અને ઊંચેના લોકમાં પણ જે અનેક રીતિઓથી પૂજા થતી હોય તે વિષે તથા મંગળના ઉત્તમ જન્મ વિષે પણ મને વિસ્તારથી કહો.[૨૪-૨૬]

નારાયણ કહે છેઃ–પૂર્વે વારાહ કલ્પમાં બ્રહ્માએ સ્તુતિ કરતાં વરાહજી ભગવાન હિરણ્યાક્ષ નામના દૈત્યને મારીને રસાતલમાંથી પૃથ્વીને લાવ્યા[૨૭] અને તેમણે ધરામાં કમળપત્રની પેઠે જળમાં પૃથ્વીનું સ્થાપન કર્યું. એ પૃથ્વીઉપર બ્રહ્માએ સઘળા મનોહર જગતની રચના કરી.[૨૮] તે સમયે પૃથ્વીની અધિષ્ઠાતા દેવીને કામનાવાળી જોઈને કરોડો સૂર્યો સરખી કાંતિવાળા વરાહજી ભગવાનને પણ તેમાં કામના ઉત્પન્ન થઈ. પછી વરાહજીએ પોતાની મૂર્ત્તિને રતિ કરવામાં યોગ્ય અને મનોહર બનાવીને દેવતાઓના એક વર્ષ સુધી રાત્રિ દિવસ એ દેવીની સાથે એકાંતમાં ક્રીડા કરી.[૨૯,૩૦] સુંદરી પૃથ્વીને મહાસુખકારી સંભોગ મળવાથી મૂર્ચ્છા આવી ગઇ. કારણ કે ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો સંભોગ બહુજ સુખ આપે છે.[૩૧] પૃથ્વીના અંગના આલિંગનથી

વરાહજીને પણ રાત્રિ—દિવસનું ભાન રહ્યું નહિ. કામી વિષ્ણુએ એક વર્ષ પછી ચેતના પામીને તે કામનાવાળી પૃથ્વી દેવીને છોડી દીધી અને લીલાથી પૂર્વના જેવું વરાહનું રૂપ ધરી લીધું. પછી એ વિષ્ણુએ પૃથ્વીને સતી ધારીને તેની ધૂપ, દીપ, નૈવેદ્ય, સિંદૂર, ચંદનનાં લેપન, વસ્ત્ર, પુષ્પ અને બલિદાનોથી પૂજા કરી. પૂજા કરીને વિષ્ણુએ નીચે પ્રમાણે કહ્યું.[૩૨-૩૪]

વિષ્ણુ કહે છેઃ—હે સુંદરિ ! તું સર્વના આધારરૂપ થા. સઘળા મુનિ, મનુ, દેવ, સિદ્ધ અને દાનવ આદિ લોકો તારી સારી રીતે પૂજા કરશે.[૩૫] આર્દ્રા નક્ષત્રનો પહેલો પાયો તારા રજસ્વલાપણાનો દિવસ છે માટે તે દિવસને છોડી દઇને મારા વરદાનને લીધે ઘરના આરંભને દિવસે, ઘરમાં પ્રવેશ કરવાને દિવસે, વાવ કે તળાવના આરંભને દિવસે, ઘરસંબંધી કોઈ શુભ કામ કરવાને દિવસે અને ખેડના કામમાં દેવ આદિ લોકો તારી પૂજા કરશે. જે મૂઢલોકો તારી પૂજા નહિ કરે તેઓ નરકમાં પડશે.[૩૬-૩૭]

પૃથ્વી કહે છેઃ—હે વરાહજી ! તમારી આજ્ઞાને લીધે હું સઘળા સચરાચર જગતને લીલા માત્રથી ધારણ કરવાને સમર્થ છું, પણ મોતી, છીપ, વિષ્ણુની મૂર્તિ, શિવલિંગ, દેવીની મૂર્તિ, શંખ, દીવો, પૂજાના યંત્ર, માણેક, હીરા, જનોઈ, પુષ્પ, પુસ્તક, તુલસીદલ, જપ કરવાની માળા, ફૂલની માળા, કપૂર, સોનું, ગોરોચન, ચંદન અને શાલગ્રામનું ચરણામૃત, એટલા પદાર્થોને હું ધારણ કરવાને અસમર્થ છું અને તેથી મુંઝાઉ છું; માટે આ મારી વિનંતિ સાંભળીને તેનો ઉપાય કહો.[૩૮-૪૧]

વિષ્ણુ કહે છેઃ—હે સુંદરિ ! જે મૂઢલોકો એટલા પદાર્થોને તારા ઉપર આસન વગર મૂકશે તેઓ દેવતાઓનાં સો વર્ષ સુધી કાલસૂત્ર નામના નરકમાં પડશે.[૪૨]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! વિષ્ણુ ભગવાન આ પ્રમાણે બોલીને બંધ રહ્યા. પછી એ પૃથ્વીને વિષ્ણુના વીર્યથી જે ગર્ભ રહ્યો હતો તેમાંથી મંગળ નામનો તેજસ્વી ગ્રહ ઉત્પન્ન થયો.[૪૩] સર્વે લોકોએ વિષ્ણુની આજ્ઞાથી પૃથ્વીની પૂજા કરી, કણ્વશાખામાં કહેલી રીતિ પ્રમાણે ધ્યાન કરીને સ્તોત્રથી સ્તુતિ કરી અને મૂલમંત્રથી નૈવેદ્યાદિકનું અર્પણ કર્યું. ત્યારથી પૃથ્વીની ત્રણે લોકોમાં સ્તુતિ અને પૂજા થવા લાગી.[૪૪,૪૫]

નારદજી પૂછે છેઃ—પૃથ્વીનું ધ્યાન કેવી રીતે કરવું, પૃથ્વીનું સ્તોત્ર કયું છે અને તેનો મૂલમંત્ર કયો છે ? તે કહો. આ વાત પુરાણોમાં ગુપ્ત છે તેથી તે સાંભળવાનો મને ઉત્સાહ થયો છે.[૪૬]

નારાયણ કહે છેઃ—પ્રથમ વરાહજીએ પૃથ્વી દેવીની પૂજા કરી, પછી બ્રહ્માએ પૂજા કરી અને તે પછી સઘળા મોટા મુનિ, મનુ અને મનુષ્ય આદિ લોકોએ પૂજા કરી. હે નારદજી ! હવે એનું ધ્યાન, મંત્ર અને સ્તોત્ર કહું છું તે શ્રવણ કરો.[૪૭,૪૮] 'ओं ह्रीं श्रीं क्लीं वसुधायै स्वाहा' એ મંત્રથી વિષ્ણુએ પ્રથમ તેની પૂજા કરી હતી. 'ધોળા કમળ સરખા વર્ણવાળાં, શરદ્ ઋતુના ચંદ્ર સરખા મુખવાળાં, સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળાં, રત્નનાં આભરણોથી શણગારેલાં, રત્નોના આધારરૂપ, ગર્ભમાં રત્નોવાળાં, સમુદ્ર સહિત, અગ્નિમાં ધોવાએલાં વસ્ત્રો પહેરનારાં, મંદ હાસ્ય કરતાં અને સઘળાઓએ વંદેલાં પૃથ્વી દેવીને હું ભજું છું' આવા ધ્યાનથી તે દેવીની સઘળાઓએ પૂજા કરી હતી.[૪૯-૫૧] હે નારદજી ! હવે પૃથ્વી દેવીનું કણ્વશાખામાં કહેલું સ્તોત્ર કહું છું તે સાંભળો.

નારાયણ કહે છે:—હે જયા! હે જળના આધારરૂપ! હે જલમય! હે જય આપનારાં! હે યજ્ઞવરાહની પત્નિ! જય જય. હે જય પ્રાપ્ત કરનારાં! જય આપો. હે મંગલરૂપ! હે મંગલના આધારરૂપ! હે માંગલ્યરૂપ! હે મંગલ આપનારાં! હે મંગલરૂપ પ્રયોજનવાળાં! હે મંગલનાં ઈશ્વરિ! હે કલ્યાણરૂપ! મને મંગલ આપો. હે સર્વના આધારરૂપ! હે સર્વને જાણનારાં! હે સઘળી શક્તિઓવાળાં! હે સઘળા મનોરથ પૂરનારાં! હે કલ્યાણિ! મને સઘળું વાંછિત ફળ આપો. હે પુણ્યરૂપ! હે પુણ્યોના બીજરૂપ! હે સનાતાન! હે પુણ્યોના આશ્રયરૂપ! હે પુણ્યવાન લોકોના નિવાસરૂપ! હે પુણ્ય આપનારાં! હે સર્વને ઉત્પન્ન કરનારાં! હે સઘળાં ધાન્યોના સ્થાનકરૂપ! હે સઘળાં ધાન્યોથી સંપન્ન! હે સઘળાં ધાન્ય આપનારાં! હે સઘળાં ધાન્યોનું હરણ કરનારાં! હે કાળરૂપ! હે સઘળા ધાન્યરૂપ! હે કલ્યાણિ! હે ભૂમિ! હે રાજાઓના સર્વસ્વરૂપ! હે રાજાઓના શરણરૂપ! હે રાજાઓને સુખ આપનારાં! હે ભૂમિ આપનારાં! મને ભૂમિ આપો. જે માણસ પ્રાતઃકાલમાં ઉઠીને આ મહાપવિત્ર સ્તોત્રનો પાઠ કરે તે માણસ કરોડ જન્મ સુધી બળવાન ચક્રવર્ત્તી રાજા થાય. આ સ્તોત્રના પાઠથી મનુષ્યોને પૃથ્વીનું દાન આપ્યાનું પુણ્ય મળે છે.[૫૨-૫૯] પૃથ્વીના દાનનું હરણ કરવાના પાપથી તથા ઉપર કહ્યા પ્રમાણે રજસ્વલાપણામાં પૃથ્વીને ખોદવાના પાપથી તે માણસ મુક્ત થાય છે એમાં સંશય નથી.[૬૦] બીજાએ કરેલા કૂવાને તે ધણીની આજ્ઞા લીધા વિના ખોદવાના પાપથી તથા પરાઈ ભૂમિનું હરણ કરવાના પાપથી પણ મુક્ત થાય છે એમાં સંશય નથી.[૬૧] હે નારદજી! આ સ્તોત્રનો પાઠ કરનારો માણસ પૃથ્વી ઉપર વીર્ય નાખવાના તથા પૃથ્વી ઉપર દીવો આદિ રાખવાના પાપથી મુક્ત થાય છે[૬૨] અને સો અશ્વમેધ કરવાના પુણ્યને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. આ ભૂમિદેવીનું મહાસ્તોત્ર સઘળાં કલ્યાણ કરનારૂં છે.[૬૩]

अश्वमेधशतं पुण्यं लभते नात्र संशयः ॥
भूमिदेव्यामहास्तोत्रंसर्वकल्याणकारकः ॥६३॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯

## अध्याय १० मो.

### પૃથ્વીનો અપરાધ કરવાનું ફળ

नारद उवाच

भूमिदानकृतं पुण्यं पापं तद्धरणेन च ॥
परभूहरणात् पापं कूपे कूपखने तथा ॥ १ ॥

નારદજી કહે છે:—પૃથ્વીનું દાન આપવાથી પુણ્ય થાય છે તેમજ પૃથ્વીના દાનનું હરણ કરવાથી, પારકી પૃથ્વીનું હરણ કરવાથી, પરાયા કૂવાને ખોદવાથી, રજસ્વલા પૃથ્વીને ખોદવાથી, પૃથ્વી ઉપર વીર્ય નાખવાથી અને પૃથ્વી ઉપર દીવો આદિ રાખવાથી પાપ થાય છે, તો હવે એ પુણ્ય તથા પાપોવિષે તથા બીજાં પણ પૃથ્વીના સંબંધનાં પાપો વિષે વધારે વિવેચન સાંભળવાને ઇચ્છું છું. હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! એ પાપોને મટાડવાના જે ઉપાયો હોય તે પણ હું પૂછું છું માટે કહો.[૧-૩]

નારાયણ કહે છે:—ભરતખંડમાં જે માણસ સંધ્યાવંદન કરનારા બ્રાહ્મણને વેંત જેટલી પણ પૃથ્વી આપે તે માણસ શિવના લોકમાં જાય છે.[૪] જે માણસ બ્રાહ્મણને સઘળાં ધાન્યોથી સંપન્ન પૃથ્વીનું દાન દે તે માણસ અંતે પૃથ્વીની રજની કણીઓ જેટલાં વર્ષ સુધી વિષ્ણુના સ્થાનકમાં રહે છે.[૫] ગામ, ભૂમિ અને ધાન્ય બ્રાહ્મણને આપે તો દાતા અને

પ્રતિગ્રહ કરનાર, એ બન્ને સઘળાં પાપોથી મુક્ત થઇને દેવીના લોકમાં રહે છે.[૬] પૃથ્વીનું દાન થતું હોય તે સમયે જે સારો માણસ તે કામમાં અનુમોદન આપે તે માણસ પોતાના મિત્ર અને ગોત્ર સહિત વૈકુંઠમાં જાય છે.[૭] જે માણસ પોતે આપેલી અથવા બીજાએ આપેલી બ્રાહ્મણની જીવિકાનું હરણ કરે તે માણસ જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કાલસૂત્ર નરકમાં પડયો રહે છે.[૮] તેના દીકરા, પોતરા આદિ વંશજો પણ પૃથ્વી રહિત, લક્ષ્મી રહિત, સંતતિ રહિત અને દરિદ્ર થઇને અંતે મહાઘોર રૌરવ નરકમાં પડે છે.[૯] ગાયોને ચરવાની પૃથ્વીને ખેંચી લઈને જે માણસ તે ખેતરનું અથવા ધાન્યનું દાન આપે તે માણસ દેવતાઓનાં સો વર્ષ સુધી કુંભીપાકમાં રહે છે.[૧૦] ગાયોને વિશ્રામ લેવાની ભૂમિને અથવા તળાવ આદિને ખેંચી લઈને જે માણસ તે ઠેકાણે ધાન્ય વાવીને દાન દે તે માણસ ચૌદ ઇંદ્ર રહે ત્યાંસુધી અસિપત્રવન નામના નરકમાં રહે છે.[૧૧] પરાયા કૂવા આદિ જલાશયમાં જે માણસ માટીના પાંચ પીંડા કહાડ્યા વિના સ્નાન કરે તે માણસ નરકમાં પડે છે અને તેનું સ્નાન પણ નિષ્ફલ થાય છે.[૧૨] જે કામી પુરૂષ એકાંતમાં પૃથ્વી ઉપર પોતાનું વીર્ય નાખે તે પુરૂષ પૃથ્વીની રજની કણીઓ જેટલાં વર્ષો સુધી રૌરવ નરકમાં રહે છે.[૧૩] જે માણસ પૃથ્વી રજસ્વલા હોય છે તે સમયમાં તેને ખોદે તે માણસ કૃમિ[illegible] નામના નરકમાં પડે છે અને તેમાં ચાર યુગ સુધી રહે છે.[૧૪] લોપ પામેલા પરાયા કૂવામાં કે બીજા જલાશયમાં તેના ધણીની આજ્ઞા લીધા વગર જે માણસ, કૂવો કે બીજો જલાશય કરે તે માણસ ચૌદ ઇંદ્ર રહે ત્યાંસુધી તપ્તકુંડમાં રહે છે અને તેનું પુણ્ય તે સ્થાનકોના સ્વામીઓને પ્રાપ્ત થાય છે.[૧૫,૧૬] પરાયા તળાવમાં જે માણસ ગારો કહાડીને નહાય તે માણસ તે ગારાની માટીની કણીઓ જેટલાં વર્ષ સુધી બ્રહ્મલોકમાં વસે.[૧૭] મૂલ્ય વગર લીધેલી પરાઈ પૃથ્વીમાં જે માણસ તે પૃથ્વીના ધણીને અને ધણી જીવતો હોય તો તેના પૂર્વજોને પિંડ આપ્યા વિના શ્રાદ્ધ કરે તે મૂઢ માણસ અવશ્ય નરકમાં પડે છે.[૧૮] જે માણસ પૃથ્વી ઉપર દીવો રાખે તે સાત જન્મમાં આંધળો થાય છે અને જન્માંતરમાં કોઢીઓ થાય છે.[૧૯] જે માણસ મોતી, માણેક, હીરો, સોનું અને મણિ, એ પાંચ પદાર્થો પૃથ્વી ઉપર મૂકે તે માણસ સાત જન્મ સુધી આંધળો થાય છે.[૨૦] શિવલિંગને અથવા દેવીની મૂર્તિને પૃથ્વી ઉપર મૂકે તે માણસ સો મન્વંતર સુધી કૃમિભક્ષ નામના નરકમાં રહે છે.[૨૧] શંખ, પૂજાના યંત્ર, શાલગ્રામનું ચરણામૃત, ફૂલ અને તુલસીદલને પૃથ્વી ઉપર મૂકે તે માણસ અવશ્ય નરકમાં પડે છે.[૨૨] જપની માળા, ફૂલની માળા, કપૂર અને ગોરોચનને જે માણસ પૃથ્વી ઉપર મૂકે, તે મૂઢ અવશ્ય નરકે જાય છે.[૨૩] સુખડ, રૂદ્રાક્ષ અને દર્ભનાં મૂળીઆંને પૃથ્વી ઉપર રાખે તો એક મન્વંતર સુધી નરકમાં વસે.[૨૪] જે માણસ પુસ્તકને અથવા જનોઇને ધરતીપર મૂકે તેનો જન્માંતરમાં કદી પણ બ્રાહ્મણની યોનિમાં જન્મ થાય નહિ.[૨૫] [illegible] અને પુસ્તક સઘળા વર્ણોએ પૂજવા યોગ્ય છે, એટલામાટે તેઓને જે માણસ ધરતી ઉપર મૂકે તેને અવશ્ય અહીંજ બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૨૬] જે માણસ પૃથ્વી ઉપર યજ્ઞ કરીને પછી તે પૃથ્વીને દૂધથી ભીજવે નહિ તે માણસ તપ્તભૂમિ નામના નરકમાં પડે છે અને સાત જન્મ સુધી તાપ પામે છે.[૨૭] ભૂકંપને દિવસે અથવા ગ્રહણને

દિવસે જે માણસ પૃથ્વીને ખોદે તે મહાપાપી, જન્માંતરમાં અવશ્ય અંગહીન થાય છે.[૨૮] હે નારદજી ! આ ધરતી સર્વ પ્રાણીઓના ભવનરૂપ છે એટલામાટે ભૂમિ, કશ્યપની છે એટલામાટે કાશ્યપી, અને સ્થિર છે એટલામાટે અચલા કહેવાય છે.[૨૯] ધારણ કરે છે માટે વિશ્વંભરા, અનંત છે એટલામાટે અનંતા અને પૃથુરાજાની કન્યા હોવાને લીધે અથવા વિસ્તીર્ણપણાનેલીધે પૃથ્વી કહેવાય છે.[૩૦]

**विश्वंभरा धारणाच्चानंता नंतस्वरूपतः ॥**
**पृथिवी पृथुकन्यात्वाद्विस्तृतत्वान्महामुने ॥३०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

## अध्याय ११ मो.

### ભગીરથના તપથી ગંગાને ભરતખંડમાં જવાની નારાયણની પ્રેરણા

**નારદ ઉવાચ**

**श्रुतं पृथिव्युपाख्यानमतीवसुमनोहरम् ॥**
**गंगोपाख्यानमधुना वद वेदविदांवर ॥ १ ॥**

નારદજી પૂછે છેઃ–હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ ! પૃથ્વીનું અત્યંત મનોહર આખ્યાન મેં સાંભળ્યું. હવે ગંગાનું આખ્યાન કહો.[૧] વિષ્ણુપદી નામવાળાં અને વિષ્ણુસ્વરૂપ ગંગા પોતાને સરસ્વતીનો શાપ થયા પછી કોની પ્રાર્થનાથી, કોની પ્રેર[illegible] આ યુગમાં અને શી રીતે ભરતખંડમાં [illegible] પાપને હણનાર, પુણ્ય આપનાર અને [illegible] તે સાંભળવા ઇચ્છું છું.[૨-૩]

નારાયણ કહે છેઃ–સૂર્યવંશમાં મોટી લક્ષ્મીવાળો સગર નામે ચક્રવર્તી રાજા હતો. એને વૈદર્ભી અને શૈબ્યા નામની બે રૂપાળી રાણીઓ હતી.[૪] શૈબ્યાને અત્યંત મનોહર અને કુલને વધારે એવો અસમંજસ નામે એક પુત્ર થયો.[૫] વૈદર્ભીએ પુત્રની ઇચ્છાથી શંકરની આરાધના કરવા માંડી. શંકરના વરદાનથી તેને ગર્ભ રહ્યો.[૬] ગર્ભ રહ્યાને સો વર્ષ પૂરાં થયાં ત્યારે તેણે એક માંસનો પીંડો જણ્યો. એને જોઈ વૈદર્ભી સદાશિવનું ધ્યાન ધરીને વારંવાર ઊંચા સ્વરથી રોવા લાગી.[૭] સદાશિવ બ્રાહ્મણનું રૂપ ધરીને તેની પાસે આવ્યા. તેમણે એ પીંડાના સાઠ હજાર વિભાગ કર્યા.[૮] તેમાંથી ભારે બળીઆ, પરાક્રમી અને ગ્રીષ્મ ઋતુના મધ્યાહ્નના સૂર્યથી પણ અધિક તેજસ્વી શરીરવાળા સાઠ હજાર પુત્રો થયા.[૯] એઓ કપિલ મુનિના શાપથી ભસ્મ થઈ ગયા. એ વાત સાંભળી સગર રાજા રોયો અને શોકનેલીધે ગહન વનમાં જતો રહ્યો.[૧૦] પછી અસમંજસે ગંગાને લાવવા સારૂ તપ કરવા માંડયું. લાખ વર્ષ સુધી તપ કરીને કાલયોગથી તે મરી ગયો.[૧૧] પછી અસમંજસના દીકરા અંશુમાને ગંગાજીને લાવવા સારૂ તપ કરવા માંડયું. લાખ વર્ષ સુધી તપ કરીને તે પણ કાલયોગથી મરી ગયો.[૧૨] તેનો પુત્ર ભગીરથ નામે હતો. મહાવૈષ્ણવ, ભક્તિમાં તત્પર, સુબુદ્ધિ, ઘણાકાળ સુધી જરા–મરણથી મુક્ત રહેલા અને ઉત્તમ ગુણવાળા એ ભગીરથ રાજાએ ગંગાજીને લાવવા સારૂ લાખ વર્ષ સુધી તપ કર્યું ત્યારે ગોપાલસુંદરીરૂપ શ્રીકૃષ્ણે તેને દર્શન દીધું. શ્રીકૃષ્ણની કાંતિ ગ્રીષ્મ ઋતુના કરોડ સૂર્યોના જેવી હતી. ભુજા બે હતી. [illegible] મુરલી ધરી હતી. અવસ્થા કિશોર હતી. [illegible] ઉપર અનુગ્રહ કરવામાં તત્પર હતા. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ દેવતાઓ તથા મુનિઓ એમની સ્તુતિ અને વંદન કરતા હતા.[૧૩-૧૬] મુખ મંદ હાસ્યથી શોભી રહ્યું હતું. અગ્નિથી ધોવાએલાં વસ્ત્રો પહેર્યાં હતાં. રત્નના શણગારો ધર્યા હતા. વાસ્તવ સ્વરૂપે સ્વેચ્છામય, પરબ્રહ્મ, અત્યંત પરિપૂર્ણ, નિર્લેપ,

નિર્ગુણ અને પ્રકૃતિથી પર એ પ્રભુને જોઈ રાજાએ વારંવાર પ્રણામ કરીને તેમની સ્તુતિ કરી.[૧૭,૧૮] દિવ્ય સ્તુતિ કરવાથી રાજાના શરીરમાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. તે સમયે શ્રીકૃષ્ણે તેને વરદાન દીધું કે 'હું તારા પૂર્વજોનો ઉદ્ધાર કરવા વાસ્તે ગંગાને કહું છું' પછી શ્રીકૃષ્ણે ગંગાને નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છેઃ–હે ગંગા! સરસ્વતીના શાપનેલીધે તમે ભરતખંડમાં જાઓ અને મારી આજ્ઞાથી સગર રાજાના સઘળા પુત્રોને પવિત્ર કરો.[૧૯,૨૦] એઓ તમારા સ્પર્શવાળા વાયુથી પવિત્ર થઇને મારા સ્થાનકમાં આવશે.[૨૧] એઓ અનેક જન્મોમાં કરેલાં કર્મોના ભોગોનું ઉચ્છેદન કરી દિવ્ય દેહવાળા, દિવ્ય રથોમાં બેસનારા અને સર્વદા પીડાથી મુક્ત રહેનારા મારા પાર્ષદો થશે.[૨૨] મનુષ્યોએ કરોડ જન્મોમાં જે પાપ કર્યું હોય તે સઘળું ભરતખંડમાં ગંગાના સ્પર્શવાળા પવનથી નાશ પામે છે એમ વેદમાં કહ્યું છે.[૨૩] વળી વેદમાં કહ્યું છે કેઃ–"ગંગાના દર્શનથી અને સ્પર્શથી તે કરતાં દશગણું ફળ થાય છે. સાધારણ દિવસે ગંગામાં મુસલસ્નાન કરવાથી પણ માણસોનું સો કરોડ જન્મોનું પાપ નાશ પામે છે. જાણતાં કે અજાણતાં કરેલાં બ્રહ્મહત્યા આદિ અનેક જન્મોનાં ગમે તેવાં પાપો હોય તો પણ તેઓ સઘળાં, મુસલસ્નાન (આંબેલાની પેઠે માત્ર ન્હાવા)થીજ મટી જાય છે." પવિત્ર દિવસે સ્નાન કરવાથી જે ફળ થાય છે તેને તો વેદ પણ સંપૂર્ણ રીતે કહી શકતા નથી તેથી થોડુંકજ કહે છે કે જે શાસ્ત્રોમાં લખેલું છે.[૨૪-૨૭] બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ દેવતાઓ પણ સઘળું કહી શકતા નથી. હે સુંદરિ તમારામાં સામાન્ય દિવસે પણ સંકલ્પસહિત સ્નાન કરવાનું કેવું ફળ થશે તે સાંભળો.[૨૮] સાધારણ રીતે મુસલસ્નાન કરવા કરતાં સંકલ્પસહિત સ્નાન કરવાનું દશગણું ફળ થશે. સૂર્યસંક્રાન્તિને દિવસે સ્નાન કરવાથી તે કરતાં ત્રીશગણું ફળ થશે. અમાવાસ્યાને દિવસે સ્નાન કરવાથી પણ તેટલુંજ ફળ થશે. કર્ક સંક્રાંતિના પ્રવેશને દિવસે ન્હાવાથી તે કરતાં દશગણું ફળ થશે. મકર સંક્રાતિના પ્રવેશને દિવસે ન્હાવાથી તે કરતાં દશગણું ફળ થશે.[૨૯-૩૦] ચોમાસાની પુનમને દિવસે ન્હાવાથી અનંત પુણ્ય થશે. અક્ષયા નવમીને દિવસે ન્હાવાથી ઉપરના જેટલુંજ પુણ્ય થાય એમ વેદમાં કહ્યું છે.[૩૧] એ સમયોમાં સ્નાન કરીને દાન કરવાથી અનંત પુણ્ય થાય છે. સામાન્ય દિવસે સ્નાન કરવા કરતાં તમારે કાંઠે દાન કરવાથી સોગણું ફળ થશે.[૩૨] મન્વાદિ તિથિ, યુગાદિ તિથિ, માઘ શુદ સપ્તમી, ભીષ્માષ્ટમી, અશોકાષ્ટમી અને રામનવમી, એ દિવસોમાં ન્હાવાથી ઉપર પ્રમાણેજ પુણ્ય થશે.[૩૩,૩૪] તમારી દશહરામાં જે પ્રતિપદા આવે છે તે દિવસે સ્નાન કરવાથી ઉપરના કરતાં બમણું પુણ્ય થશે. એ દિવસે સ્નાન ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થશે. દશહરાની દશમીને દિવસે સ્નાન કરવાથી યુગાદિ જેટલું ફળ થશે. વારૂણીમાં સ્નાન કરવાથી દશહરાની પ્રતિપદા જેટલું, મહાવારૂણીમાં સ્નાન કરવાથી તે કરતાં ચોગણું અને મહા મહાવારૂણીમાં સ્નાન કરવાથી તે કરતાં પણ ચોગણું ફળ થશે.[૩૫-૩૬] ચંદ્રગ્રહણના સમયમાં સ્નાન કરવાથી સામાન્ય સ્નાનના ફળ કરતાં દશગણું ફળ થશે. સૂર્યગ્રહણના સમયમાં સ્નાન કરવાથી ઉપરના કરતાં દશગણું ફળ થશે. અર્દ્ધોદયના સમયમાં સ્નાન કરવાથી સૂર્યગ્રહણ કરતાં સોગણું ફળ થશે.[૩૭]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે ભગીરથની અને ગંગાજીની પાસે બોલીને શ્રીકૃષ્ણ બંધ પડ્યા. તે પછી ગંગાએ ભક્તિથી પોતાનું

માથું નમાવીને શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.[૩૮]

ગંગા કહે છેઃ–હે નાથ ! પૂર્વે થએલા સરસ્વતીના શાપથી, તથા હમણાં તમારી આજ્ઞાથી અને ભગીરથ રાજાના તપને લીધે હું ભરતખંડમાં જઈશ પણ ત્યાં પાપી લોકો મને કેટલાંક પાપ આપશે તો તે પાપો કયા ઉપાયથી ટળશે તે કહો.[૩૯,૪૦] ભરતખંડમાં કેટલા કાળ સુધી મારે રહેવું પડશે અને પાછી મને વિષ્ણુના પરમ પદની ક્યારે પ્રાપ્તિ થશે તે પણ કહો.[૪૧] હે સર્વના અંતર્યામી પ્રભુ ! તમે સર્વજ્ઞ હોવાથી મારી બીજી પણ જે કાંઈ ઇચ્છા છે તે સઘળી જાણો છો માટે તે ઇચ્છા પૂર્ણ થવાનો ઉપાય પણ કહો.[૪૨]

શ્રીકૃષ્ણ કહે છેઃ–હે ગંગા ! હે દેવતાઓનાં ઈશ્વરિ ! તમારી સઘળી ઈચ્છા જાણું છું. તમે કે જે જળરૂપ થશો તેનો ક્ષારસમુદ્ર સ્વામી થશે.[૪૩] ક્ષારસમુદ્ર મારા અંશરૂપ છે અને તમે લક્ષ્મીરૂપ છો. પૃથ્વીમાં ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો સમાગમ બહુ આનંદદાયી થાય છે.[૪૪] ભરતખંડમાં સરસ્વતી આદિ જેટલી નદીઓ છે તેઓમાં સ્ત્રીસંબંધમાં ક્ષારસમુદ્ર તમનેજ મુખ્ય ગણશે.[૪૫] હે ગંગા ! આજથી કલિયુગનાં પાંચ હજાર વર્ષ જશે ત્યાં સુધી તમારે સરસ્વતીના શાપને લીધે પૃથ્વીના ભરતખંડમાં રહેવું પડશે.[૪૬] તમેજ નિત્ય એકાંતમાં ક્ષારસમુદ્રની સાથે રતિ કરશો. ક્ષારસમુદ્ર રસિક પુરૂષોમાં શિરોમણિ છે અને તમે પણ એવાંજ રસિક છો.[૪૭] ભરતખંડના સર્વે લોકો ભગીરથે કરેલા સ્તોત્રથી તમારી સ્તુતિ કરશે અને ભક્તિથી પૂજા કરશે.[૪૮] જે માણસ કણ્વશાખામાં કહેલી રીતિથી ધ્યાન કરીને તમારૂં પૂજન કરશે, સ્તુતિ કરશે અને નિત્ય પ્રણામ કરશે તેને અશ્વમેધના ફળની પ્રાપ્તિ થશે.[૪૯] સેંકડો યોજનને છેટથી પણ જે માણસ 'ગંગા ગંગા' એમ બોલશે તે માણસ સર્વ પાપોથી મુક્ત થઇને વિષ્ણુ લોકમાં જશે.[૫૦] તમારામાં હજારો પાપીઓ ન્હાવાથી તમને જે પાપ લાગશે તે પાપ તમને ભુવનેશ્વરીના ભક્તનો સ્પર્શ મળવાથી મટી જશે.[૫૧] પાપી લોકનાં હજારો શબોના સ્પર્શથી તમને જે પાપ લાગશે તે પાપ તમારામાં ભુવનેશ્વરીના મંત્રની ઉપાસના કરનારાઓ ન્હાવાથી મટી જશે.[૫૨] જ્યાં ભુવનેશ્વરીના ભક્તો હશે ત્યાંજ સરસ્વતી આદિ શ્રેષ્ઠ નદીઓની સાથે તમારો નિવાસ થશે કે જેથી સઘળાં પાપો છુટી જશે.[૫૩] જ્યાં દેવીના નામનું કીર્ત્તન થાય તે સ્થળ તુરતજ તીર્થરૂપ થઈ જાય છે. તે સ્થળની રજ અડવાથીજ પાપી પણ પવિત્ર થાય છે[૫૪] અને તે રજની કણીઓ જેટલાં વર્ષો સુધી અવશ્ય મણિદ્વીપમાં વસે છે. મારા નામનું સ્મરણ કરી સમજીને ભક્તિપૂર્વક તમારામાં જેઓ પ્રાણત્યાગ કરશે તેઓ વૈકુંઠને પામશે અને લાંબા કાળસુધી વિષ્ણુના પાર્ષદો થશે.[૫૫,૫૬] એ લોકો અસંખ્યાત પ્રાકૃતિક પ્રલયોને દેખે એવા ચિરંજીવ થશે. જે માણસ મરણ પામેલાનું શબ તમારા જળમાં નાખશે તે માણસ એમ કરવાથી થએલા ઘણા પુણ્યનેલીધે વૈકુંઠમાં બ્રહ્માના એક દિવસ સુધી રહેશે. તમારા જળમાં જેનું શબ પડશે તેને અનેક દેહોથી તુરત તેનાં કર્મ–ભોગ બાળીને હું મારા લોકની પ્રાપ્તિ આપીશ અને મારો પાર્ષદ બનાવીશ. તમારૂં નામ સંભારીને બીજા સ્થલમાં પ્રાણ છોડશે તેને પણ બ્રહ્માની અવસ્થા પુરી થતાં સુધી મારા લોકમાં નિવાસ આપીશ. અજ્ઞાની માણસ પણ જો તમારા જળમાં પ્રાણ છોડશે તો પરિણામે તેને મારા લોકમાં નિવાસ આપીશ અને મારો પાર્ષદ કરીશ. ભક્તિપૂર્વક તમારૂં નામ સંભારીને બીજા સ્થલમાં પ્રાણ

છોડશે તેને અસંખ્યાત પ્રાકૃતિક લય સુધી મારા જેવું રૂપ આપીશ.[૫૭-૬૩] મારા મંત્રની ઉપાસના કરનારા અને નિત્ય મારૂં નૈવેદ્ય જમનારાઓને તો તીર્થમાં કે અતીર્થમાં મરવામાં પણ કાંઈ ભેદ નથી. એ લોકો ઇંદ્રનીલ મણિઓથી બનેલા વિમાનમાં બેસીને મારા પાર્ષદોની સાથે તુરત ગોલોકમાં આવે છે અને મારા સમાન થાય છે, એમાં સંશય નથી. એવો જે ભક્ત હોય તે લીલામાત્રથી ત્રૈલોક્યને પવિત્ર કરવામાં સમર્થ છે અને ઇંદ્રનીલ આદિ રત્નોના વિમાનમાં બેસીને ગોલોકમાં આવે છે. મારા ભક્તો જેઓના બાંધવ હોય તેઓ તથા મારા ભક્તોનાં પશુ આદિક પણ પરિણામે રત્નનાં વિમાનમાં બેસી મહા દુર્લભ ગોલોકમાં આવે છે. હે સતિ! જ્ઞાની પુરૂષો ગમે ત્યાં મરણ પામે તોપણ જ્ઞાનના પ્રભાવથી તેઓ જીવન્મુક્ત છે અને મારી ભક્તિનેલીધે પવિત્ર છે એમ સમજવું.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે ગંગાને કહીને શ્રીકૃષ્ણે ભગીરથને કહ્યું[૬૪-૬૭] કેઃ—"હવે ભક્તિથી આ ગંગાની સ્તુતિ કર અને પૂજા કર." આ ઉપરથી ભગીરથે ભક્તિપૂર્વક કૌથુમી શાખામાં કહ્યા પ્રમાણે ધ્યાન કરીને સ્તોત્રથી વારંવાર ગંગાની સ્તુતિ કરી અને પૂજા કરી. પછી ભગીરથ અને ગંગા ઈશ્વર પરમાત્મા શ્રીકૃષ્ણને પગે લાગ્યાં. આટલું થયા પછી શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા.

નારદજી પૂછે છેઃ—હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ! ભગીરથ રાજાએ કયા ધ્યાનથી, કયા સ્તોત્રથી અને કયા ક્રમથી પૂજા કરી તે કહો.

નારાયણ કહે છેઃ—નાહી, ધોએલાં વસ્ત્ર પહેરી, નિત્યકર્મ કરી, જિતેંદ્રિયપણાથી પ્રથમ ભક્તિપૂર્વક છ દેવનું પૂજન કરવું. ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ અને દુર્ગા, એ છ દેવની પૂજા કર્યા પછી મુખ્ય પૂજનનો અધિકાર પ્રાપ્ત થાય છે. વિઘ્નના નાશને વાસ્તે ગણેશનું, આરોગ્યને વાસ્તે સૂર્યનું, પવિત્રતાને વાસ્તે અગ્નિનું, લક્ષ્મીને વાસ્તે વિષ્ણુનું, જ્ઞાનને વાસ્તે જ્ઞાનના સ્વામી શિવનું અને મુક્તિને વાસ્તે દુર્ગાનું પૂજન કરવું.[૬૮-૭૪] એઓની પ્રથમ પૂજા કરવાથી સમજુ માણસને કલ્યાણની પ્રાપ્તિ થાય છે અને નહિ કરવાથી વિપરીત ફળ થાય છે. હે નારદજી! હવે ભગીરથે જે પ્રકારથી ધ્યાન કર્યું તે પ્રકાર કહું છું તે સાંભળો.[૭૫]

संपूज्यैतान् लभेत्प्राज्ञो विपरीतमतोन्यथा ॥
दध्यावनेन ध्यानेन तद्ध्यानं शृणु नारद ॥७५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

## અધ્યાય ૧૨ મો.

## ગંગાજીનું સ્તોત્ર અને જુદા જુદા લોકમાં તેમની સ્થિતિ.

### श्रीनारायण उवाच

ध्यानं च कण्वशाखोक्तं सर्वपापप्रणाशनम् ॥
श्वेतपंकजवर्णाभां गंगां पापप्रणाशिनीम् ॥१॥

નારાયણ કહે છેઃ—સર્વ પાપોનો નાશ કરનારૂં કણ્વ શાખામાં કહેલું ધ્યાન કહું છું. "પાપોનો નાશ કરનારાં ગંગાનો વર્ણ ધોળા કમળના વર્ણ જેવો છે.[૧] કૃષ્ણના દેહથી ઉત્પન્ન થએલાં છે. શ્રીકૃષ્ણ જેવાંજ છે. મહા સતી છે, અગ્નિમાં ધોએલાં વસ્ત્ર પહેરેલાં છે. રત્નનાં આભરણોથી શણગારેલાં છે.[૨] શરદ્ ઋતુના સેંકડો પૂર્ણચંદ્રના જેવી સ્વચ્છ કાંતિ છે. મુખ મંદ હાસ્યથી પ્રસન્ન છે. યૌવન નિરંતર સ્થિર છે.[૩] નારાયણને વહાલાં છે. પોતે ઉત્તમ, શાંત અને નારાયણના સૌભાગ્યવાળાં છે. મોટા ચોટલામાં માલતીનાં પુષ્પો ગુંથેલાં છે.[૪] લલાટમાં ચંદનના બિંદુની સાથે

સુંદર સિંદૂરનો બિંદુ પણ ધર્યો છે. ગાલ ઉપર અનેક ચિત્રોવાળાં કસ્તુરીનાં પત્ર કરેલાં છે.[૫] હોઠ પાકા ઘોલાને પણ હઠાવી દે એવા રાતા, સ્વચ્છ અને સુંદર છે. મોતીની પંક્તિની શોભાને પણ હઠાવી દે એવી મનોહર દાંતની પંક્તિ છે.[૬] મુખ, નેત્ર અને કટાક્ષ અત્યંત મનોહર છે. સ્તનની જોડી કઠણ અને બીલાના જેવા આકારવાળી છે.[૭] કટિપશ્ચાદ્ભાગ ભારે પ્રબળ છે. સાથળ કેળના સ્તંભ કરતાં પણ સરસ છે. સ્થળકમળની કાંતિને હઠાવી દે એવાં ચરણકમળ સુધી લાંબાં વસ્ત્ર પહેરેલાં છે.[૮] બે ચરણમાં રાતી પાદુકા પહેરેલી છે. કેસર અને અળતાથી બન્ને ચરણ રંગેલા છે, પ્રણામ કરતાં દેવતાઓના મુકુટ ઉપરનાં કલ્પવૃક્ષનાં પુષ્પોના રસની કણીઓ લાગવાથી પણ બન્ને ચરણ રંગાએલા છે.[૯] એ ચરણોને દેવ, સિદ્ધ અને મોટા મુનિઓ સર્વદા અર્ઘ્ય આપે છે. નમતા તપસ્વી લોકોનાં મસ્તકના સમૂહરૂપી ભ્રમરોની પંક્તિઓ એ ચરણરૂપી કમળોમાં શોભી રહેલી છે.[૧૦] એમના ચરણ મુમુક્ષુઓને મુક્તિ અને કામિઓને સઘળાં સુખ આપે છે. ગંગાજી પોતે સર્વોત્તમ, પ્રાર્થના કરવા યોગ્ય, વરદાન આપનારાં, ભક્તો ઉપર અનુગ્રહ કરનારાં, વિષ્ણુનું પદ આપનારાં, સતી અને વિષ્ણુપદમાં રહેલાં છે.” હે નારદજી! આવા પ્રકારથી ગંગાજીનું ધ્યાન કરીને પછી સોળ ઉપચાર આપીને તેમની પૂજા કરવી. આસન, પાદ્ય, અર્ઘ્ય, સ્નાનીય, અનુલેપન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, શીતળજળ, વસ્ત્ર, ભૂષણ, પુષ્પ, ચંદન, આચમન અને સુંદર શય્યા, એ સોળ ઉપચાર સમજવા. એ ઉપચાર અર્પ્યા પછી ભક્તિપૂર્વક હાથ જોડીને સ્તુતિ કરવી તથા પ્રણામ કરવા.[૧૧-૧૫] આ પ્રમાણે પૂજન કરવાથી અશ્વમેધનું ફલ પ્રાપ્ત થાય છે.

નારદજી પૂછે છેઃ—હે દેવતાઓના સ્વામી! હે લક્ષ્મીના પતિ! હે જગતના પતિ! હે નારાયણ! પાપને મટાડનાર અને પુણ્ય આપનાર ગંગાજીનું સ્તોત્ર સાંભળવાની મને ઇચ્છા છે.

નારાયણ કહે છેઃ—પાપને હણનાર અને પુણ્યને આપનાર સ્તોત્ર કહું છું તે સાંભળો. “શિવના ગાયનથી મોહ પામેલા શ્રીકૃષ્ણના અંગથી ઉત્પન્ન થએલાં અને રાધાના અંગના દ્રવથી જોડાએલાં ગંગાને હું પ્રણામ કરૂં છું.[૧૬-૧૮] સૃષ્ટિના આરંભકાલમાં ગોલોકની અંદર રાસમંડલમાં સદાશિવના સમીપમાં જેનો જન્મ થયો છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૧૯] ગોવાળીઆ અને ગોપીઓથી વ્યાપ્ત થએલાં રાધાજીના શુભ મહોત્સવમાં કાર્તિકની પુનમને દિવસે જેનો જન્મ થયો છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૦] ગોલોકમાં કરોડ યોજનના વિસ્તારથી અને તેથી લાખગણી લંબાઈથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૧] વૈકુંઠમાં સાઠ લાખ યોજનના વિસ્તારથી અને તેથી ચોગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૨] બ્રહ્મલોકમાં ત્રીશ લાખ યોજનના વિસ્તારથી અને તેથી પાંચગણી લંબાઈથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૩] શિવલોકમાં ત્રીશ યોજનના વિસ્તારથી અને તેથી ચોગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૪] ધ્રુવના લોકમાં લાખ યોજનના વિસ્તારથી અને તેથી સાતગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૫] ચંદ્રલોકમાં લાખ યોજનના વિસ્તારથી અને તેથી પાંચગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૬] સૂર્યલોકમાં સાઠ હજાર યોજનના વિસ્તારથી અને

તેથી દશગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૭] તપલોકમાં લાખ યોજનના વિસ્તારથી અને તેથી પાંચગણી લંબાઈથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૮] જનલોકમાં હજાર યોજનના વિસ્તારથી અને તેથી દશગણી લંબાઈથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૨૯] મહર્લોકમાં લાખ યોજનના વિસ્તારથી અને તેથી પાંચગણી લંબાઈથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૩૦] કૈલાસમાં હજાર યોજનના વિસ્તારથી અને તેથી સોગણી લંબાઇથી જે ચાલ્યાં જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૩૧] ઇંદ્રલોકમાં સો યોજનના વિસ્તારથી અને તેથી દશગણી લંબાઇથી જે મંદાકિની નામનાં ગંગા ચાલ્યાં જાય છે તેમને હું પ્રણામ કરૂં છું.[૩૨] પાતાલમાં દશ યોજનના વિસ્તારથી અને તેથી દશગણી લંબાઈથી જે ભોગવતી નામનાં ગંગા ચાલ્યાં જાય છે તેમને હું પ્રણામ કરૂં છું[૩૩] પૃથ્વીમાં એક ગાઉના વિસ્તારથી અને કોઈ ભાગમાં તેથી પણ ઓછા વિસ્તારથી જે અલકનંદા નામનાં ગંગા ચાલ્યાં જાય છે તેમને હું પ્રણામ કરૂં છું.[૩૪] જે ગંગા સત્યયુગમાં દૂધ જેવા, ત્રેતાયુગમાં ચંદ્ર જેવા અને દ્વાપરયુગમાં કપૂર જેવા વર્ણનાં હોય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું.[૩૫] જે ગંગા કલિયુગમાં સાધારણ જળ જેવાં વર્ણનાં છે, બીજા દ્વીપોમાં દુર્લભ છે અને સ્વર્ગમાં સર્વદા દૂધ જેવા વર્ણનાં છે તેમને હું પ્રણામ કરૂં છું.[૩૬] જેના જળની કણીનો સ્પર્શ થતાં પાપીઓનાં, કરોડ જન્મોમાં જાણીને કરેલાં બ્રહ્મહત્યા આદિ પાપો પણ બળી જાય છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું."[૩૭] હે નારદજી! આ ગંગાના સ્તોત્રના એકવીશ શ્લોક કહ્યા. ઉત્તમ, પાપોને હણનાર અને પુણ્યને વધારનાર આ સ્તોત્રનો ભક્તિથી ગંગાની પૂજા કરીને જે માણસ નિત્ય પાઠ કરે તેને અશ્વમેધનું ફળ થાય એમાં સંશય નથી.[૩૮,૩૯] અપુત્રને પુત્ર આવે, વાંઢાને સ્રી મળે, રોગી રોગથી મુક્ત થાય, બંધનમાં પડેલો બંધનથી મુક્ત થાય.[૪૦] અપ્રસિદ્ધ કીર્ત્તિવાળો પ્રસિદ્ધ કીર્ત્તિવાળો થાય અને મૂર્ખ હોય તે અવશ્ય પંડિત થાય.[૪૧] જે માણસ પ્રભાતમાં ઉઠીને ગંગાના આ શુભ સ્તોત્રનો પાઠ કરે તે માણસને દુષ્ટ સ્વપ્ન સારા સ્વપ્નનું ફળ આપે અને ગંગામાં સ્નાન કર્યાનું ફળ થાય. ભગીરથ રાજા આ સ્તોત્રથી ગંગાની સ્તુતિ કરી તેમને સાથે લઇને જે સ્થલમાં સગરના પુત્રો મરી ગયા હતા ત્યાં ગયો. ગંગાના વાયુનો સ્પર્શ થતાંજ એઓ તુરત વૈકુંઠમાં ગયા.[૪૨,૪૩] ગંગાને ભગીરથ લઈ ગયો તેથી ગંગા ભાગીરથી કહેવાય છે. આ પ્રમાણે પુણ્ય તથા મોક્ષને આપનાર, સર્વોત્તમ અને સારરૂપ ગંગાનું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની ઇચ્છા છે?

નારદજી પૂછે છેઃ–હે પ્રભુ! ત્રૈલોક્યને પવિત્ર કરનારાં ગંગા કયા સ્થલમાં, શી રીતે અને કયા કારણથી ઉત્પન્ન થયાં તે સઘળું મને કહો. ગંગા ઉત્પન્ન થયાં તે સમયે ત્યાં રહેનારા લોકોએ કયું ઉત્તમ કાર્ય કર્યું? આ સઘળું મને વિસ્તારપૂર્વક આપે કહેવું જોઇએ.

નારાયણ કહે છેઃ–કાર્ત્તિકી પુનમને દિવસે ગોલોકમાં રાધાનો મોટો ઉત્સવ કરવામાં આવે છે. તે સમયે શ્રીકૃષ્ણ રાધાની પૂજા કરીને રાસમંડલમાં બેઠા હતા. બ્રહ્મા આદિ દેવતાઓ અને શૌનક આદિ સર્વે ઋષિઓ પણ શ્રીકૃષ્ણે પૂજેલાં રાધાની પૂજા કરીને પ્રસન્નતાથી ત્યાંજ બેઠા હતા. એ સમયમાં સંગીત શાસ્રનાં અધિષ્ઠાતા અને કૃષ્ણના સંબંધવાળાં સરસ્વતી

વીણા લઇને સુંદર તાલથી મનોહર રીતે ગાવા લાગ્યાં. બ્રહ્માએ રાજી થઇને તેમને રત્નનો ઉત્તમ હાર આપ્યો. શિવે સઘળાં બ્રહ્માંડોમાં ન મળે એવો ઉત્તમ મણિ આપ્યો. શ્રીકૃષ્ણે સર્વ રત્નોથી ઉત્તમ સુંદર કૌસ્તુભ મણિ આપ્યો. રાધાએ અમૂલ્ય રત્નોથી બનાવેલો સર્વોત્તમ હાર આપ્યો. નારાયણ ભગવાને મનોહર માળા આપી. લક્ષ્મીએ ઉત્તમ રત્નોથી જડેલું સુવર્ણનું કુંડલ આપ્યું. મૂળ પ્રકૃતિથી ઉત્પન્ન થએલાં દુર્ગા ભગવતી કે જે નારાયણી, વિષ્ણુમાયા અને ઈશાની પણ કહેવાય છે તેમણે સંસારમાં મહાદુર્લભ પરમાત્માની ભક્તિ આપી. ધર્મે ધર્મબુદ્ધિ અને મોટી કીર્ત્તિ પણ આપી.[૪૪-૫૪] અગ્નિએ પોતામાં ધોવાય એવું વસ્ત્ર આપ્યું અને વાયુએ મણિનાં ઝાંઝર આપ્યાં. એ સમયમાં બ્રહ્માની વારંવાર પ્રેરણાથી સદાશિવ પણ રાસવિલાસના વર્ણનવાળું ગાયન ગાવા લાગ્યા. આમ થવાથી સર્વે દેવતાઓ ચિત્રની પુતળીઓની પેઠે મૂર્છા પામી ગયા.[૫૫-૫૬] માંડમાંડ ચેતના આવતાં તે લોકોએ જોયું ત્યાં રાસમંડલમાં સઘળું સ્થળ જળથી વ્યાપ્ત થએલું અને રાધા તથા કૃષ્ણ વગરનું જોવામાં આવ્યું.[૫૭] સર્વે ગોવાળીઆ, ગોપીઓ, દેવતાઓ અને બ્રાહ્મણો અત્યંત ઊંચા સ્વરથી રોવા લાગ્યા. બ્રહ્મા ધ્યાનથી સઘળું જાણી ગયા કે "શ્રીકૃષ્ણ રાધાની સાથે દ્રવીભૂત થઇને લોકોનો ઉદ્ધાર કરવા સારૂ તીર્થરૂપ થઈ ગયા છે." પછી સઘળા બ્રહ્માદિ દેવતાઓએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી કે "હે પ્રભુ! તમારી મૂર્ત્તિનાં દર્શન આપો એજ અમને વરદાન જોઇએ છીએ." એ સમયમાં ત્યાં આકાશવાણી થતાં મધુર સ્વરવાળી તે વાણી સ્પષ્ટ રીતે સઘળાઓના સાંભળવામાં આવી. એ વાણીથી શ્રીકૃષ્ણે કહ્યું કે–"હું પણ સર્વમાં વ્યાપક છું અને ભક્તો ઉપર અનુગ્રહ કરવાને દેહધારી થએલાં આ રાધા શક્તિ પણ સર્વવ્યાપક છે,[૫૮-૬૧] માટે અમારા બન્નેના દેહનું તમારે કશું પ્રયોજન નથી તોપણ સઘળા મનુઓ, મનુષ્યો અને મુનિઓ આદિ જે વૈષ્ણવ લોકો મારા મંત્રના જપથી પવિત્ર થઇને મારા દર્શનને વાસ્તે ગોલોકમાં આવશે તેઓને દર્શન મળવા સારૂ મારી સ્પષ્ટ મૂર્ત્તિની તમારે ઇચ્છા હોય તો તેને વાસ્તે સદાશિવ મારૂં કહ્યું માને અને હે બ્રહ્મા! તમે એમને આજ્ઞા કરો.[૬૨-૬૪] એ આજ્ઞા એવી કરો કે વેદના અંગરૂપ અને અત્યંત મનોહર એક શાસ્ત્ર બનાવવું. એ શાસ્ત્રમાં સઘળા વાંચ્છિત ફળ આપનારા અપૂર્વ મંત્રો, સ્તોત્રોના સમૂહ, ધ્યાનના સમૂહ અને પૂજાવિધિના ક્રમો નાખવા. એમાં મારા મંત્રો, કવચો અને સ્તોત્રોનું એવી રીતે ગોપન કરવું કે જેથી ઘણા લોકો મારાથી વિમુખ રહે અને સેંકડો કે હજારોમાં કોઈકજ મારા મંત્રની ઉપાસના કરનાર થાય.[૬૫-૬૭] સઘળા લોકો મારા મંત્રોથી પવિત્ર થઇને ગોલોકમાં આવવા લાગશે તો પછી ગોલોકમાં રહેનારાઓનેવાસ્તે અવકાશ રહેશે નહિ અને સઘળું બ્રહ્માંડ ઉજડ થવાથી તમે કરેલી સૃષ્ટિની રચના પણ વ્યર્થ જશે એટલામાટે ગોપન કરવાનું કહું છું. તમારે પણ પ્રત્યેક બ્રહ્માંડમાં સાત્વિક અને રાજસ આદિ ભેદથી પાંચ પ્રકારના લોકો સજવા કે જેથી એ શાસ્ત્ર ઉપર લક્ષ નહિ રહેતાં કેટલાએક પૃથ્વીમાંજ રહે અને કેટલાએક સ્વર્ગ આદિ લોકોમાંજ રહે. આમ કરવાનેવાસ્તે આ દેવતાઓની સભામાં સદાશિવ દૃઢ પ્રતિજ્ઞા કરે તો મારા સ્વરૂપનું તુરત દર્શન આપું." શ્રીકૃષ્ણ ભગવાન આકાશવાણીથી એટલું બોલીને બંધ પડ્યા.[૬૮-૭૧] એ

વચન સાંભળી બ્રહ્માએ એવું શાસ્ત્ર બનાવવાની સદાશિવને પ્રીતિપૂર્વક આજ્ઞા કરી. બ્રહ્માનું વચન સાંભળી જ્ઞાનીઓમાં ઉત્તમ સદાશિવે હાથમાં ગંગાજળ લઇને પ્રતિજ્ઞા કરી કે 'મહામાયાના મંત્રોના સમૂહથી ભરપૂર અને વેદના સારરૂપ એક ઉત્તમ શાસ્ત્ર હું બનાવીશ.' એમ બોલીને વળી કહ્યું કે:–" પ્રતિજ્ઞા પાળવાનેવાસ્તે જે પ્રાણી ગંગાના જળનો સ્પર્શ કરીને પછી તે પ્રમાણે ન કરે અને પોતાની પ્રતિજ્ઞાને ખોટી પાડે તે પ્રાણી બ્રહ્માની અવસ્થા પુરી થતાંસુધી કાળસૂત્ર નામના નરકમાં પડયો રહે છે." હે નારદજી ! સદાશિવે આ પ્રતિજ્ઞા કરી તે સમયે તુરતજ રાધાસહિત શ્રીકૃષ્ણ ભગવાન પ્રકટ થયા. એ પુરૂષોત્તમને જોઇ રાજી થએલા સર્વે લોકોએ તેમની સ્તુતિ કરી અને ઘણા આનંદથી ભરપૂર થઇને ફરીવાર ઉત્સવ કર્યો. પછી કેટલેક કાળે સદાશિવે મુક્તિનો પ્રકાશ કરનારૂં સાત્વતતંત્ર નામનું શાસ્ત્ર કર્યું.[૭૨-૭૭]આ મહાદુર્લભ અને ગુપ્ત રાખવા લાયક સઘળું આખ્યાન મેં તમારી પાસે કહ્યું. જે શ્રીકૃષ્ણ છે તેજ ગોલોકમાં દ્રવરૂપે થએલાં ગંગા કહેવાય છે.[૭૮] રાધા તથા શ્રીકૃષ્ણના અંગથી ઉત્પન્ન થએલાં, ભુક્તિ તથા મુક્તિરૂપ ફળ આપનારાં, શ્રીકૃષ્ણરૂપ, ઉત્તમ અને સઘળાં બ્રહ્માંડોમાં સત્કાર પામેલાં એ ગંગાને પરમાત્મા શ્રીકૃષ્ણે ઠેકાણે ઠેકાણે સ્થાપ્યાં છે.[૭૯]

**राधाकृष्णांगसंभूता भुक्तिमुक्तिफलप्रदा ॥**
**स्थाने स्थाने स्थापिता सा कृष्णेन च परात्मना॥**
**[...]ष्णस्वरूपा परमा सर्वब्रह्मांडपूजिता ॥७९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

---

# अध्याय १३ मो. ગંગાનું વૃત્તાંત

## नारद उवाच

**कलेः पंचसहस्राद्धे समतीते सुरेश्वर ॥**
**क्व गता सा महाभाग तन्मे व्याख्यातुमर्हसि ॥१॥**

નારદજી પૂછે છે:–હે નારાયણ ! હે મોટા ભાગ્યશાળી ! ગંગા કે જે ગોલોકમાંથી ઉત્પન્ન થએલાં છે તે કલિયુગનાં પાંચ હજાર વર્ષ વીત્યા પછી ગોલોકમાં નહિ જતાં વૈકુંઠમાં શા માટે જશે ? એ આપે મને કહેવું જોઇએ.[૧]

નારાયણ કહે છે:–હે નારદજી ! ઈશ્વરની ઇચ્છાનેલીધે સરસ્વતીનો શાપ થતાં ગંગા ભરતખંડમાં આવ્યાં છે તે પાછાં શાપને અંતે વૈકુંઠમાં જશે.[૨] તેમજ સરસ્વતી નદી અને લક્ષ્મીની કળારૂપ પદ્માવતી નદી પણ શાપને અંતે ભરતખંડને છોડીને પાછી વૈકુંઠમાં જશે.[૩] તેનું કારણ એ છે કે ગંગા, સરસ્વતી અને લક્ષ્મી, એ ત્રણે વૈકુંઠવાસી નારાયણની સ્ત્રીઓ છે. હે નારદજી ! તુલસીને સાથે ગણીએ તો નારાયણની ચાર સ્ત્રીઓ થાય છે.[૪]

નારદજી પૂછે છે:–હે મુનિઓમાં ઉત્તમ ! એ ગંગા વિષ્ણુના ચરણમાંથી કેમ ઉત્પન્ન થયાં ? પાછાં બ્રહ્માના કમંડલુમાં કેમ ગયાં ? અને પોતે નારાયણની સ્ત્રી છતાં શિવની સ્ત્રી કયા પ્રકારથી થયાં ? આ વિષયો આપે કહેવા જોઇએ.[૫,૬]

નારાયણ કહે છે:–રાધા અને કૃષ્ણના અંગમાંથી પૂર્વે ગંગાજી ઉત્પન્ન થયાં છે. એ દ્રવરૂપ ગંગાજી તેઓના અંશરૂપ હોવાને લીધે તે રૂપજ ગણાય છે.[૭] એ જળમાં જે અધિષ્ઠાતા દેવી છે તે નવયૌવનથી સંપન્ન છે, સઘળાં આભરણોથી શોભે છે અને પૃથ્વીમાં એના રૂપને કોઈની ઉપમા લાગુ પડતી નથી.[૮] એમનું મુખ શરદ્ ઋતુના મધ્યાહ્નકાળના કમળ-

સરખું છે. મંદ હાસ્ય સુંદર છે. વર્ણ સ્ફટિકના જેવો શુદ્ધ અને તપાવેલા સુવર્ણ જેવો સુશોભિત છે. કાંતિ શરદ્ઋતુના ચંદ્ર જેવી છે.[૯] પ્રભા અત્યંત સ્નિગ્ધ છે. પોતે પણ અત્યંત મનોહર, સ્નિગ્ધ અને શુદ્ધ સત્વરૂપ છે. એમના નિતંબ પુષ્ટ અને કઠણ છે. વસ્ત્ર નિતંબની સાથે જોડાયલું છે.[૧૦] બે સ્તન પુષ્ટ, ઊંચા, બહુ કઠણ અને ગોળાકૃતિ છે. બન્ને નેત્ર સુંદર, કટાક્ષવાળાં અને ટેહેડાઇ ભરેલાં છે.[૧૧] અંબોડો વાંકો છે અને તેમાં માલતીનાં ફૂલ ગુંથેલાં છે. લલાટમાં ચંદનના બિંદુની સાથે સિંદૂરનું સુંદર બિંદુ છે.[૧૨] મનોહર બન્ને ગાલ ઉપર કસ્તુરીનાં કુકડાં માંકડાં (પત્રરચના) કરેલાં છે. સુંદર નીચલો હોઠ બપોરીયાના ફૂલ જેવો છે.[૧૩] ઉજ્વલ દાંતની પંક્તિ પાકેલા દાડિમના બીજ સરખી છે. બે વસ્ત્રો નાડીવાળાં અને અગ્નિથી ધોએલાં છે.[૧૪] એ ગંગાજલનાં અધિષ્ઠાતા દેવી લાજથી ઘુંઘટો કહાડી નેત્રથી શ્રીકૃષ્ણના મુખને નીરખતાં નીરખતાં તેમના પડખામાં બેઠાં હતાં.[૧૫] નીરખવાના આનંદથી નેત્રોનાં મટકાં પણ મારતાં ન હતાં. આનંદથી મુખારવિંદ પ્રફુલ્લિત થયું હતું. શ્રીકૃષ્ણનો નવીન સમાગમ કરવાની તેમને લાલસા હતી.[૧૬] પ્રભુના રૂપથી મૂર્છિત થયાં હતાં અને શરીરમાં રોમાંચ ઉત્પન્ન થયાં હતાં. એ સમયે એ ગંગા રાધાજીના જોવામાં આવ્યાં.[૧૭] રાધાજીની સાથે ત્રીશ કરોડ ગોપીઓ હતી. એમની કાંતિ કરોડ ચંદ્ર જેવી દીપતી હતી. પીળા ચંપકના ફૂલ જેવો રંગ શોભતો હતો. ગંગાજીને જોઈને એમનું મુખ તથા નેત્રકમળ કોપથી રાતાં થઇ ગયાં. મોટા હાથીની પેઠે મંદ મંદ ચાલતાં, અમૂલ્ય રત્નોથી બનાવેલ અનેક ભૂષણોથી શણગારેલાં, અમૂલ્ય રત્નોથી જડેલ નાડીવાળાં, અગ્નિમાં ધોએલાં અમૂલ્ય બે પીળાં વસ્ત્ર પહેર્યાં હતાં એવાં એ રાધાજી ઉત્તમ રત્નોના વિમાનમાંથી ઉતરીને સ્થલકમળ કરતાં પણ અધિક શોભાવાળાં, કોમળ, રંગેલ અને શ્રીકૃષ્ણે આપેલા અર્ઘની નિશાનીવાળાં પોતાનાં ચરણકમળને ધીરે ધીરે ધરતીપર મૂકતાં મૂકતાં શ્રીકૃષ્ણની પાસે આવ્યાં. એ સમયે ઋષિઓ રાધાજીને ધોળા ચમરથી પવન ઢોળતા હતા.[૧૮-૨૨] રાધાજીના લલાટમાં કસ્તૂરી, ચંદન તથા દીવાની પ્રભા જેવાં સિંદૂરનાં બિંદુ શોભતાં હતાં. એ સઘળાં બિંદુઓ સેંથાથી નીચેના ભાગમાં હતાં.[૨૩] તેમનો પારિજાતનાં ફૂલની માળાવાળો અત્યંત સુંદર વાંકો અંબોડો તથા અત્યંત સુંદર રંગવાળો હોઠ પણ કોપથી કંપવા લાગ્યો હતો.[૨૪,૨૫] કોપથી ધ્રુજતાં અને સખીઓના સમૂહથી વીંટાએલાં એ રાધાજી શ્રીકૃષ્ણના પડખામાં રત્નના સુંદર સિંહાસનપર બિરાજ્યાં.[૨૬] એમને આવેલાં જોઈ શ્રીકૃષ્ણ આદરપૂર્વક ઉભા થયા અને હસીને સંભ્રમપૂર્વક મધુર વચનોથી બોલાવવા લાગ્યા.[૨૭] બહુજ ત્રાસ પામેલા ગોવાળીઆઓ મસ્તક નમાવીને પ્રણામ કરવા લાગ્યા અને ભક્તિથી સ્તુતિ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણ પણ ઘણીજ નમ્રતાથી સ્તુતિ કરવા લાગ્યા.[૨૮] ગંગાજી પણ ભયનેલીધે તુરત ઉઠીને રાધાજીની બહુજ સ્તુતિ કરવા લાગ્યાં અને ઘણી નમ્રતાથી કુશળપૂછવા લાગ્યાં.[૨૯] નીચા ભાગમાં ઉભેલાં અને ત્રાસથી જેનું ગળું, હોઠ તથા તાળવું સૂકાતાં હતાં એવાં ગંગાજી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ધ્યાન રાખી 'હવે એજ મારૂં શરણ છે' એમ મનમાં ધારતાં હતાં.[૩૦] પોતાનું મન પણ જેમાં લાગ્યું હતું એવાં એ ગંગાજીને બ્હીનેલાં જોઇને શ્રીકૃષ્ણે તેમને અભયવચન આપ્યું. શ્રીકૃષ્ણનું વરદાન મળવાથી ગંગાજીનું ચિત્ત સ્થિર થયું.[૩૧] પછી ગંગાજીએ ઊંચા સિંહાસનપર

બેઠેલાં રાધાજીને સારી રીતે જોયાં. અત્યંત સ્નિગ્ધ, બ્રહ્મતેજથી પ્રદીપ્ત, અસંખ્યાત બ્રહ્માઓને બનાવનારાં, આદિ સૃષ્ટિનાં પણ કારણરૂપ, સર્વદા બાર વર્ષની અવસ્થાવાળાં છતાં નવી જુવાનીવાળાં, જગતમાં રૂપથી અને ગુણથી ઉપમા રહિત, શાંત, સુશોભિત, અનંત, આદિ તથા અંતથી રહિત, સતી, શુભ કલ્યાણમય, સુંદર, સ્વામીના સૌભાગ્યવાળાં, સર્વોત્તમરૂપવાળાં, સઘળી સુંદરીઓમાં શ્રેષ્ઠ, શ્રીકૃષ્ણના અર્ધ અંગરૂપ, તેજથી, અવસ્થાથી તથા કાંતિથી શ્રીકૃષ્ણ સમાન, લક્ષ્મીએ તથા લક્ષ્મીના પતિએ પૂજેલાં, પોતાની કાંતિથી શ્રીકૃષ્ણની સુંદર સભાને ઢાંકી દેતાં, સખીએ આપેલું સર્વોત્તમ પાનબીડું ચાવતાં, ઉત્પત્તિ રહિત, સર્વને ઉત્પન્ન કરનારાં, ભાગ્યશાળી, માન આપવા યોગ્ય, માનવાળાં, શ્રીકૃષ્ણના પ્રાણનાં ઈશ્વરી, રમણ કરનારાં અને શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ પ્યારાં તે રાસની ઈશ્વરી રાધાજીને જોઈને ગંગાજી તૃપ્તિ ન પામતાં નિમેષ રહિત નેત્રોથી અત્યંત જોવા લાગ્યાં.[૩૨-૩૯] હે નારદજી ! એ સમયમાં નમ્રતાવાળાં અને મંદ હાસ્ય કરતાં શાંત રાધાજીએ મધુર વાણીથી શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.[૪૦]

રાધાજી કહે છે.–હે પ્રાણનાથ ! આ તમારા પડખામાં ઉભેલી રૂપાળી સ્ત્રી કે જે મંદ હાસ્ય કરીને કામનાથી વાંકા કટાક્ષવડે તમારા મુખકમળને જોયા કરે છે, તમારા રૂપથી મૂર્છા પામીને રોમાંચિત થએલી છે અને ઘુંઘટો તાણીને તેમાંથી વારંવાર નીરખ્યા કરે છે તે કોણ છે?[૪૧,૪૨] સર્વદા કામનાવાળા તમે પણ એને જોઇને વારંવાર મંદ હાસ્ય કરો છો; હું જીવતાં છતાં ગોલોકમાં આવી અનીતિ કેમ ચાલે?[૪૩] તમેજ વારંવાર અનીતિ કરો છો તે છતાં હું પ્રેમને લીધે સહન કરૂં છું. કારણ કે સ્ત્રી જાતિની ચિત્તવૃત્તિ સ્નેહથી ભરેલીજ હોય છે.[૪૪] હે લંપટ ! હે વ્રજનાથ ! આ પ્યારી સ્ત્રીને લઈને ગોલોકમાંથી જતા રહો. નહિતર હવે તમારે વાસ્તે સારૂં નહિ થાય.[૪૫] આગળ મેં તમને ચંદનના વનમાં વિરજા નામની ગોપીની સાથે રમણ કરતા જોયા હતા તે છતાં સખીઓના કહેવાથી મેં ક્ષમા કરી હતી.[૪૬] તે સમયે તમે મારો શબ્દ સાંભળીને અંતર્હિત થઈ ગયા હતા અને વિરજા પોતાનો દેહ છોડીને નદીરૂપ થઈ હતી.[૪૭] કરોડ યોજનના વિસ્તારવાળી અને તેથી ચોગણી લંબાઈવાળી તે નદી અદ્યાપિ સુધી આ લોકમાં છે અને તમારી સારી કીર્ત્તિને પ્રસિદ્ધ કરે છે.[૪૮] હું ઘેર ગયા પછી તમે પાછા એ નદીની પાસે જઈ વિરજાનું સ્મરણ કરીને 'હે વિરજા ! હે વિરજા !' એમ ઉંચા સાદથી રોયા હતા.[૪૯] તે સમયે સિદ્ધિ અને યોગવાળી એ વિરજાએ યોગશક્તિને લીધે જળમાંથી ઉઠીને આભરણોવાળા દેહથી તમને દર્શન દીધું હતું.[૫૦] તમે તુરતજ એને ખેંચી લઈને સંગ કર્યો હતો કે જેમાંથી સમુદ્રના અધિષ્ઠાતારૂપ સાત પુરૂષો ઉત્પન્ન થયા છે.[૫૧] બીજીવાર ચંપકના વનમાં શોભા નામની ગોપીની સાથે તમે વિહાર કરતા હતા ત્યાં મેં દીઠા હતા. તે સમયે પણ મારો શબ્દ સાંભળીને તમે તુરત અંતર્હિત થઈ ગયા હતા,[૫૨] અને શોભા પોતાના દેહને છોડીને ચંદ્રના મંડલમાં જતી રહી હતી.[૫૩] પછી એનું શરીર શીતળ તેજરૂપ થઈ જતાં તમે કચવાએલા મનથી તેના વિભાગ કરીને તેમાંથી કાંઇક સુવર્ણને, કાંઇક રત્નને, કાંઈક ઉત્તમ મણિને, કાંઈક સ્ત્રીઓના મુખારવિંદોને, કાંઈક ચંદ્રને, કાંઇક કુંપળીઆઓને, કાંઇક પુષ્પોને, કાંઇક પરિપક્વ ફળોને, કાંઇક ધાન્યોને, કાંઈક શણગારેલાં રાજ-

દ્વારોને, કાંઇક દેવમંદિરોને, કાંઇક નવીન પત્રોને અને કાંઇક દૂધને આપ્યું હતું. ત્રીજીવાર વૃંદાવનમાં તમને પ્રભા નામની ગોપીની સાથે વિહાર કરતા જોયા હતા.[૫૪-૫૭] તે સમયે પણ મારો શબ્દ સાંભળતાંજ તમે અંતર્હિત થઈ ગયા હતા અને પ્રભા પોતાના દેહને છોડીને સૂર્યના મંડળમાં જતી રહી હતી.[૫૮] પછી એનું શરીર તીવ્ર તેજરૂપ થઇ જતાં તમે પ્રેમથી રોતાં રોતાં તેના વિભાગ કરીને આંખની લાજ અને ભયને લીધે તેમાંથી કાંઈક અગ્નિને, કાંઈક યક્ષોને, કાંઇક વીર પુરૂષોને, કાંઇક દેવતાઓને, કાંઇક વૈષ્ણવોને, કાંઈક નાગલોકોને, કાંઇક મુનિઓને, કાંઇક બ્રાહ્મણોને, કાંઈક તપસ્વીઓને, કાંઈક સૌભાગ્યવાળી સ્ત્રીઓને અને કાંઈક યશસ્વી લોકોને આપ્યું હતું. સઘળાઓને એ પ્રમાણે વહેંચી આપીને પછી તમે રોયા હતા. વળી ચોથીવાર રાસમંડળમાં તમને શાંતિ નામની ગોપીની સાથે વિહાર કરતા જોયા હતા.[૫૯-૬૩] રત્નોરૂપી દીવાવાળા અને રત્નોથીજ બનાવેલા ઘરમાં ફૂલના હાર પહેરી ચંદનનાં લેપન કરી અને રત્નોનાં આભરણ ધરીને વસંતઋતુના સમયમાં પુષ્પની શય્યામાં રત્નોથી શણગારેલી તે ગોપીની સાથે તમે રમણ કરતા હતા અને તેણે આપેલું પાનબીડું ચાવતા હતા.[૬૪-૬૫] એ સમયે પણ મારો શબ્દ સાંભળતાંજ તમે અંતર્હિત થઇ ગયા હતા અને એ ગોપી પોતાના દેહને છોડી ભયને લીધે તમારામાં લીન થઈ ગઇ હતી.[૬૬] પછી તેનું શરીર ઉત્તમ ગુણવાળું થઈ જતાં તમે પ્રેમથી રોતાં રોતાં તેના વિભાગ કરીને તેમાંથી કાંઈક વિશ્વવનને, કાંઈક બ્રહ્માને, કાંઇક મને, કાંઇક શુદ્ધ સત્વરૂપ લક્ષ્મીને, કાંઈક તમારા મંત્રની ઉપાસના કરનારાઓને, કાંઈક શાક્ત લોકોને, કાંઈક તપસ્વીઓને, કાંઈક ધર્મને, અને કાંઇક ધર્માત્માઓને આપી દીધું હતું.[૬૭-૬૯] વળી પાંચમીવાર તમને ક્ષમા નામની ગોપીની સાથે વિહાર કરતા મેં દીઠા હતા. સારો વેષ તથા માળા ધરી, સુગંધી ચંદનનાં લેપન કરીને તમે ફૂલની ચંદનવાળી શય્યામાં તે ગોપીની સાથે સુખમાં મગ્ન થઇ ગયા હતા. એ ગોપીએ પણ રત્નનાં આભરણો પહેર્યાં હતાં અને સુગંધી ચંદનનાં લેપન કર્યાં હતાં. નવા સંગમના સુખને લીધે તુરત ઉંઘી ગએલી એ ગોપી તમને બાથ ભીડીને સૂતી હતી તે સમયે તેને અને તમને મેં જગાડ્યાં હતાં એ વાતનું તમને સ્મરણ છે કે નહિ.[૭૦-૭૨] તે સમયે તમારૂં પીતાંબર, મનોહર મુરલી, વનમાળા, કૌસ્તુભ અને અમૂલ્ય રત્નોવાળું કુંડલ મેં લઈ લીધાં હતાં તે પાછાં મેં સખીઓના કહેવાથી પ્રેમપૂર્વક તમને આપ્યાં હતાં. આમ થતાં તમે એ પાપની લાજને લીધે કાળા થઈ ગયા હતા,[૭૩-૭૪] અને ક્ષમા ગોપી પોતાના દેહને છોડીને લાજથી પૃથ્વીમાં લીન થઈ ગઇ હતી. પછી એનું શરીર ઉત્તમ ગુણવાળું થઇ જતાં તમે પ્રેમથી રોતાં રોતાં તેના વિભાગ કરીને તેમાંથી કાંઈક વિષ્ણુને, કાંઈક વૈષ્ણવોને, કાંઇક ધર્માત્માઓને, કાંઇક ધર્મને, કાંઈક દુર્બળ લોકોને, કાંઈક તપસ્વી લોકોને, કાંઈક દેવતાઓને અને કાંઇક પંડિત લોકોને આપી દીધું હતું.[૭૫-૭૭] હે પ્રભુ! આ પ્રમાણે સઘળી થઇ ગએલી વાતો તમને કહી સંભળાવી. હજી તમારે બીજી વાતો સાંભળવાનું મન હોય તો સંભળાવું. તમારા ગુણને મેં ઘણીવાર જાણેલા છે.[૭૮]

નારાયણ કહે છેઃ–રાતાં કમળ સરખાં નેત્રવાળાં રાધાજીએ આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહીને પછી નીચું મ્હોડું કરી ઉભેલાં અને લજ્જા-

એલાં સતી ગંગાજીને કાંઇક કહેવાનો આરંભ કર્યો.[૭૯] તેટલામાં તેનું રહસ્ય જાણવામાં આવતાં સિદ્ધ યોગવાળાં ગંગાજી સભામાં યોગશક્તિથી તિરોહિત થઇને પોતાના જળમાં પેસી ગયાં.[૮૦] સિદ્ધ યોગવાળાં રાધાજીએ પણ યોગના બળથી તેમને સર્વ સ્થળમાં રહેલાં જાણી એક કોગળાથી તેમને પી જવાની ગોઠવણ કરી.[૮૧] એ રાધાજીની ધારણા યોગના બળથી પોતાના જાણવામાં આવતાં સિદ્ધયોગવાળાં ગંગાજી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં પેસી જઈને તેજ આશ્રયમાં રહ્યાં.[૮૨] પછી ગોલોકમાં, વૈકુંઠમાં કે બ્રહ્મલોક આદિ લોકોમાં કોઈ ઠેકાણે પણ રાધાજીએ ગંગાજીને દીઠાં નહિ. સધળાં બ્રહ્માંડોમાં જળ સૂકાઇ ગયાં, ગારા પણ સૂકાઇ ગયા અને મરણ પામેલા જળજંતુઓ સર્વ સ્થળમાં દેખાવા લાગ્યા.[૮૩-૮૪] જેઓનાં ગળાં, હોઠ અને તાળવાં સૂકાતાં હતાં, એવા બ્રહ્મા, શિવ, શેષનાગ, ધર્મ, ઇંદ્ર, ચંદ્ર, સૂર્ય, મનુઓ, મુનિઓ અને સધળા દેવ, સિદ્ધ તથા તપસ્વીઓ ગોલોકમાં આવ્યા. ત્યાં આવી સધળાઓએ પ્રકૃતિથી પર અને સર્વના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કર્યા. ઉત્તમ, ભજવા યોગ્ય, વરદાન આપનારા, મહાકારણરૂપ, સધળી ગોપીઓ અને ગોવાળીઆઓના સ્વામી, સમર્થ, વાસ્તવિક રૂપે ક્રિયા રહિત, નિરાકાર, નિર્લેપ, નિરાધાર, ઉત્સાહ રહિત, નિર્વિકાર, નિરંજન, સોપાધિક રૂપે સ્વેચ્છામય, સાકાર, ભક્તોપર અનુગ્રહ કરનાર, સત્વરૂપ, સત્યના સ્વામી, સાક્ષિરૂપ, સનાતન, પરમેશ્વર, પર અને પુરુષોત્તમરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણને પ્રણામ કરી ગદ્ગદ કંઠવાળા, આંસુ ભરાએલાં નેત્રવાળા અને રોમાંચિત શરીરવાળા સધળા દેવતાઓએ ભક્તિથી પોતાનાં માથાં નમાવીને સ્તુતિ કરી.[૮૫-૯૧] સર્વના સ્વામી, પરથી પણ પર, જ્યોતિર્મય, સધળાં કારણોને કરનારા, અમૂલ્ય રત્નોથી બનાવેલા વિચિત્ર સિંહાસનપર બિરાજેલા, ગોવાળીઆઓએ શ્વેત ચમરના વાયુથી સેવાતા, પ્રીતિપૂર્વક ગોપીઓના નાચ તથા ગાયનને મંદ મંદ હસીને જોતા, પ્રાણથી પણ વધારે પ્યારાં રાધાજીના વક્ષઃસ્થલમાં લાગી રહેલા, રાધાજીએ આપેલાં સુગંધી પાનબીડાંને આરોગતા, અત્યંત પરિપૂર્ણ, દેવતાઓના સ્વામી અને પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને સર્વે લોકો એમને નીરખવા લાગ્યા.[૯૨-૯૫] રાજી થએલા સર્વે મુનિઓ, મનુના પુત્રો, સિદ્ધ લોકો અને તપસ્વી લોકોએ એમને નીરખવાથી પરમ વિસ્મય પામી એક બીજાની સામું જોઇને બ્રહ્માને કહ્યું કેઃ— "જે આપણો ધારેલો અભિપ્રાય છે તેનું શ્રીકૃષ્ણની પાસે નિવેદન કરો." એઓનું વચન સાંભળી જમણી કોર વિષ્ણુને અને ડાબી કોર સદાશિવને રાખી બ્રહ્મા શ્રીકૃષ્ણની પાસે ગયા. પાસે જાય ત્યાં રાસમંડલમાં સધળું શ્રીકૃષ્ણમય જોવામાં આવ્યું. રાસમંડલના સધળા લોકો પરમ આનંદવાળા, પરમ આનંદરૂપ, સરખા વેષવાળા, સરખાં આસનોપર બેઠેલા, બે ભુજાવાળા, વનમાળાથી શણગારેલા, મોરપીછના મુકુટવાળા, કૌસ્તુભથી શોભી રહેલા, અત્યંત સુંદર, શાંત રૂપવાળા, ગુણ ભૂષણરૂપ તેજ, યૌવન અને કાંતિથી અત્યંત પરિપૂર્ણ અને સધળાં ઐશ્વર્યવાળા જોવામાં આવ્યા. જોઈને 'આમાં સ્વામી કોણ છે અને સેવક કોણ છે' એવું વિવેચન બ્રહ્માથી થઇ શક્યું નહિ.[૯૬-૧૦૨] ક્ષણ માત્રમાં તેજોમય, ક્ષણમાત્રમાં શરીરધારી, ક્ષણમાત્રમાં સાકાર, ક્ષણમાત્રમાં નિરાકાર અને ક્ષણમાત્રમાં કાંઇક સાકાર અને કાંઇક નિરાકાર જોવામાં આવ્યું.

ક્ષણમાત્રમાં રાધા વગર એકલાજ શ્રીકૃષ્ણ જોવામાં આવ્યા. ક્ષણમાત્રમાં રાધાજી સાથે પ્રત્યેક આસનપર બેઠેલા જોવામાં આવ્યા. ક્ષણમાત્રમાં શ્રીકૃષ્ણને રાધારૂપ અને રાધાને શ્રીકૃષ્ણરૂપ દીઠાં. આમ થવાથી 'આમાં સ્ત્રી કોણ છે અને પુરૂષ કોણ છે' એ વિવેચન બ્રહ્માથી થઇ શક્યું નહિ.[૧૦૩-૧૦૫] પછી બ્રહ્માએ પોતાના હૃદયમાં રહેલા શ્રીકૃષ્ણનું એકાગ્રતાથી ધ્યાન કરીને ભક્તિપૂર્વક સ્તુતિ કરી અને ઘણા પ્રકારથી અપરાધોની ક્ષમા માગી.[૧૦૬] પછી ભગવાનની આજ્ઞા મળતાં બ્રહ્માએ નેત્ર ઉઘાડીને જોયું ત્યાં રાધાજીના વક્ષઃસ્થળમાં લાગેલા, પાર્ષદોથી વીંટાએલા અને ગોપીઓના મંડલમાં શોભતા એક શ્રીકૃષ્ણ જોવામાં આવ્યા. એમને જોઇ બીજી વાર સઘળાઓએ તેમને પ્રણામ કર્યા અને સ્તુતિ કરી.[૧૦૭,૧૦૮] એઓનો અભિપ્રાય જાણી સર્વના આત્મા, સર્વજ્ઞ, સર્વના સ્વામી અને સર્વનું પાલન કરનાર શ્રીકૃષ્ણે તેઓને નીચે પ્રમાણે કહ્યું.[૧૦૯]

શ્રીકૃષ્ણ કહે છેઃ—હે બ્રહ્મા! હે વિષ્ણુ! હે મહાદેવ! આવો, અહીં કુશલ છે અને તમારૂં સર્વ લોકોનું કુશલ થાઓ.[૧૧૦] હે દેવતાઓ! તમે ગંગાને લેવા સારૂ આવેલા છો પણ મારી પાસે રહેલાં ગંગાને રાધા પી જવાની ઇચ્છા કરતાં ગંગા બ્હીકથી મારા ચરણારવિંદમાં પેસી ગયાં છે અને મારે શરણે આવેલાં છે. એ ગંગા હું તમોને આપીશ પણ તમો ગંગાને નિર્ભય કરો.[૧૧૧,૧૧૨]

નારાયણ કહે છેઃ—શ્રીકૃષ્ણનું વચન સાંભળી મંદમંદ હસતા બ્રહ્મા આરાધવા યોગ્ય અને શ્રીકૃષ્ણે પૂજેલાં રાધાજીની સ્તુતિ કરવા લાગ્યા.[૧૧૩] ચારે વેદને પ્રકટ કરનારા બ્રહ્માએ ચારે મ્હોડાંથી સ્તુતિ કરી ભક્તિથી માથું નમાવી રાધાને નીચે પ્રમાણે કહ્યું.[૧૧૪]

બ્રહ્મા કહે છેઃ-રાસમંડલમાં તમારા અને પ્રભુના અંગમાંથી ગંગા ઉત્પન્ન થયાં છે. સદાશિવના ગાયનથી તમો મોહ પામીને દ્રવરૂપ થતાં તે દ્રવનું 'ગંગા' એવું નામ પડયું છે, માટે ગંગા તમારા અને શ્રીકૃષ્ણના અંશરૂપ હોવાથી તમારે તેના ઉપર દીકરીના જેવો પ્રેમ રાખવો જોઈએ.[૧૧૫,૧૧૬] એ ગંગા તમારા મંત્રનું ગ્રહણ કરીને તમારૂં પૂજન કરશે. વૈકુંઠના સ્વામી ચતુર્ભુજ વિષ્ણુ તેના પતિ થશે અને પૃથ્વીમાં ગંગાની જે કળા રહેશે તેનો પતિ ક્ષાર સમુદ્ર થશે.[૧૧૭] ગોલોકમાં રહેલાં ગંગા કે જે સર્વે સ્થલમાં રહ્યાં છે તે તમારી પાસેજ રહેશે. હે દેવતાઓનાં ઈશ્વરિ! તમે એમની મા છો અને એ સર્વદા તમારી પુત્રી છે.[૧૧૮]

નારાયણ કહે છેઃ—બ્રહ્માનું વચન સાંભળી રાધાજીએ મંદ હાસ્ય કરીને તે વાતનો સ્વીકાર કર્યો કે તુરતજ ગંગા શ્રીકૃષ્ણના ચરણના અંગુઠાના નખમાંથી પ્રવાહરૂપે બહાર નીકળ્યાં.[૧૧૯] તે સમયમાં સત્કાર પામેલાં અને શાંત ગંગાજી દેવતાઓના મધ્યમાં ઉભાં. જળનાં અધિષ્ઠાતારૂપ જે દેવી હતાં તેમણે જળમાંથી નીકળીને એ પ્રમાણે દેવતાઓને દર્શન દીધું.[૧૨૦] ગંગાનું કાંઇક જળ બ્રહ્માએ પોતાના કમંડલુમાં રાખ્યું અને કાંઈક જળ અર્ધચંદ્રરૂપ મુકુટવાળા સદાશિવે પોતાના મસ્તકમાં ધર્યું.[૧૨૧] બ્રહ્માએ ગંગાજીને રાધાજીનો મંત્ર, તેમનું સ્તોત્ર, કવચ, પૂજાવિધ અને ધ્યાન, એ સઘળાંનો ઉપદેશ કર્યો, સામવેદમાં કહ્યા પ્રમાણે એ ઉપદેશ કરીને તેના પુરશ્ચરણનો અનુક્રમ પણ કહ્યો. ગંગાજી રાધાજીની પૂજા કરીને બ્રહ્માની સાથે વૈકુંઠમાં જવા સજ્જ થયાં.[૧૨૨,૧૨૩] હે નારદજી! લક્ષ્મી, સરસ્વતી, ગંગા અને જગતને પવિત્ર કરનારાં તુલસી, એ ચારે જણીઓ વૈકુંઠવાસી વિષ્ણુની સ્ત્રીઓ છે.[૧૨૪] પછી

શ્રીકૃષ્ણે મંદ હાસ્ય કરીને બ્રહ્માને અવિદ્વાનોથી સમજાય નહિ એવું સઘળું કાળનું વૃત્તાંત નીચે પ્રમાણે કહ્યું.[૧૨૫]

શ્રીકૃષ્ણ કહે છેઃ—હે બ્રહ્મા ! હે વિષ્ણુ ! હે શિવ ! તમો ગંગાનું ગ્રહણ કરો. હે બ્રહ્મા ! તમે મારી પાસેથી કાળનું વૃત્તાંત સાંભળો.[૧૨૬] તમો, બીજા દેવતાઓ, મુનિઓ, મનુઓ અને સારી કીર્તિવાળા સિદ્ધ લોકો કે જેઓ હમણાં કાળચક્રના ભય વગરના આ ગોલોકમાં આવેલા છો તેઓ જીવતા છો. ઘણાંખરાં બ્રહ્માંડો હમણાં જળમાં ડૂબી ગયાં છે.[૧૨૭-૧૨૮] કારણ કે હમણાં ખંડ પ્રલય થએલો છે. બીજાં બ્રહ્માંડોમાં જેઓ બ્રહ્માદિક હતા તેઓ હમણાં મારામાં લય પામ્યા છે. વૈકુંઠવિના સઘળું જળમાં ડૂબી ગયું છે.[૧૨૯] એટલા માટે હે બ્રહ્મા ! તમે જઇને ફરીવાર બ્રહ્મલોકાદિક બનાવીને પોતાનું બ્રહ્માંડ નવું બનાવો. તે પછી ગંગા આવશે.[૧૩૦] હું આ પ્રમાણેજ સૃષ્ટિના સમયમાં પ્રત્યેક બ્રહ્માંડમાં નવા નવા બ્રહ્માદિક બનાવું છું. તમે દેવતાઓની સાથે જઈને પાછી નવી સૃષ્ટિ કરો.[૧૩૧] તમને ઘણો કાળ વ્યતીત થઈ ગયો. કેટલાક બ્રહ્મા થઇ ગયા અને કેટલાક નવા પણ થશે.[૧૩૨]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કહીને રાધાના પતિ શ્રીકૃષ્ણ પોતાના અંતઃપુરમાં ગયા. દેવતાઓએ ત્યાંથી પાછા જઇને પ્રયત્નથી બીજીવાર સૃષ્ટિ કરી.[૧૩૩] ગંગા ગોલોકમાં, વૈકુંઠમાં, શિવના લોકમાં અને બ્રહ્મલોકમાં રહ્યાં તથા બીજાં પણ સ્થલોમાં જ્યાં જ્યાં આગળ હતાં ત્યાં ત્યાં પરમાત્માની આજ્ઞાથી ગયાં. ગંગા વિષ્ણુના ચરણકમળમાંથી નીકળ્યાં એટલામાટે વિષ્ણુપદી કહેવાય છે.[૧૩૪,૧૩૫] હે નારદજી ! આ પ્રમાણે સુખદાયી, મોક્ષદાયી અને સારરૂપ ગંગાજીનું ઉત્તમ આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?[૧૩૬]

**इत्येवं कथितं ब्रह्मन गंगोपाख्यानमुत्तमम् ॥**
**सुखदंमोक्षदं सारं किंभूयःश्रोतुमिच्छसि।१३६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩**

## अध्याय १४ मो. ગંગા વિષ્ણુ સંબંધ

**नारद उवाच**

**लक्ष्मीः सरस्वती गंगा तुलसी विश्वपाविनी ।**
**एता नारायणस्यैव चतस्रश्च प्रिया इति ॥ १ ॥**

નારદજી પૂછે છેઃ—લક્ષ્મી, સરસ્વતી, ગંગા અને જગતને પવિત્ર કરનારાં તુલસી, એ ચાર વૈકુંઠવાસી નારાયણની સ્ત્રીઓ છે,[૧] એ સાંભળ્યું તથા ગંગા વૈકુંઠમાં ગયાં, એ વાત પણ સાંભળી; પણ એ ગંગા નારાયણની સ્ત્રી શી રીતે થયાં ? એ વાત સાંભળી નથી.[૨]

નારાયણ કહે છેઃ—શ્રીકૃષ્ણની આજ્ઞાથી ગંગા અને બ્રહ્મા બન્ને વૈકુંઠમાં ગયાં. ગંગાજીની સાથે ત્યાં જઇ વિષ્ણુને પ્રણામ કરીને બ્રહ્માએ નીચે પ્રમાણે કહ્યું.[૩]

બ્રહ્મા કહે છેઃ—રાધા અને શ્રીકૃષ્ણના અંગમાંથી જે જળરૂપ ગંગા ઉત્પન્ન થયાં છે તેની અધિષ્ઠાતા આ ગંગાદેવી નવી જુવાનીવાળાં છે, સુશીલ છે, રૂપાળાં છે, ઉત્તમ છે, શુદ્ધ સત્વમય છે અને ક્રોધથી તથા અહંકારથી રહિત છે. એઓના અંગથી ઉત્પન્ન થએલાં આ ગંગા શ્રીકૃષ્ણવિના બીજા કોઇને વરવાનું મન કરતાં ન હતાં પણ શ્રીકૃષ્ણની પાસે રાધા નામનાં જે અત્યંત માનવાળાં પ્રબળ સ્ત્રી છે, તે આ ગંગાને પીવા સજ્જ થતાં આ ગંગા ભયને લીધે બુદ્ધિથી વિચારીને પરમાત્મા શ્રીકૃષ્ણના ચરણકમળમાં પેસી ગયાં હતાં. આમ થતાં સઘળા બ્રહ્માંડને સૂકાઈ ગએલું જોઈ સઘળો વૃત્તાંત જાણવા સારૂ હું ગોલોકમાં શ્રીકૃષ્ણની પાસે

ગયો હતો. સર્વના અંતર્યામી શ્રીકૃષ્ણે અમારો અભિપ્રાય જાણીને પોતાના પગના અંગુઠાના નખમાંથી ગંગાને બહાર કહાડયાં. પછી હું ગંગાને રાધાનો મંત્ર આપી બ્રહ્માંડના ભાગોને જળથી પૂર્ણ કરી રાધાને અને શ્રીકૃષ્ણને પ્રણામ કરી ગંગાને સાથે લઇને અહીં આવ્યો છું. હવે ગાંધર્વ વિવાહની રીતિથી તમે આ ગંગાનું ગ્રહણ કરો.[૪-૧૦] સઘળા મોટા દેવતાઓમાં તમે ભારે રસિક છો અને આ જે ગંગા આવ્યાં છે તે પણ ભારે રસિક છે. હે દેવતાઓના સ્વામી! તમે પુરૂષોમાં રત્ન છો અને આ ગંગા સ્ત્રીઓમાં રત્ન છે. ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો સમાગમ ભારે આનંદ આપે છે.[૧૧] જે પુરૂષ સંસારમાં પોતાની મેળે આવેલી કન્યાનું ગ્રહણ ન કરે તેના ઉપર રોષ કરીને તેની પાસેથી મહાલક્ષ્મી જતી રહે છે; એમાં સંશય નથી. જે પુરૂષ જ્ઞાની હોય તેણે પણ પ્રકૃતિનું અપમાન નહિ કરવું જોઇએ.[૧૨,૧૩] સર્વ પુરૂષો અને સ્ત્રીઓ પ્રકૃતિથી ઉત્પન્ન થએલાં હોવાને લીધે એકરૂપ છે, માટે તેઓએ પરસ્પરનું અપમાન નહિ કરવું જોઇએ. વાસ્તવિક રીતે નિર્ગુણ અને પ્રકૃતિપર જે શ્રીકૃષ્ણ છે તે અને તમે એકરૂપ છો, માટે તેમાં આસક્તિ પામેલાં ગંગાનો તમારે સ્વીકાર કરવો જોઇએ.[૧૪] બે ભુજાવાળા શ્રીકૃષ્ણ અર્ધા અંગરૂપ છે અને ચાર ભુજાવાળા તમે વિષ્ણુ પણ અર્ધા અંગરૂપ છો. શ્રીકૃષ્ણના ડાબા અંગમાંથી પૂર્વે રાધા ઉત્પન્ન થયાં છે. રાધાનું શરીર પણ બે પ્રકારનું થતાં તેમાંથી જમણો ભાગ રાધારૂપે રહ્યો છે અને ડાબો ભાગ લક્ષ્મીરૂપે થયો છે. આ પ્રમાણે તમારો અને શ્રીકૃષ્ણનો અભેદ છે અને આ ગંગા તમારાજ અંગથી ઉત્પન્ન થએલ છે. જેમ મૂલપ્રકૃતિ અને પરમાત્મા એકરૂપ છે તેમ સ્ત્રી અને પુરૂષ પણ એક રૂપજ છે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કહી બ્રહ્મા ગંગાને વિષ્ણુના સ્વાધીનમાં આપી ત્યાંથી બ્રહ્મલોકમાં ગયા;[૧૫-૧૭] અને વિષ્ણુ ગાંધર્વ વિવાહની રીતિથી ગંગાને પરણ્યા. ફૂલ અને ચંદનથી શણગારેલો ગંગાનો હાથ ઝાલીને વિષ્ણુ તેમની સાથે આનંદથી રમવા લાગ્યા. ગંગાની કળા કે જે પૃથ્વી ઉપર આવેલી છે તે કલિયુગનાં પાંચ હજાર વર્ષ વીત્યા પછી વૈકુંઠમાં જશે.[૧૮,૧૯] એ ગંગા શ્રીકૃષ્ણના ચરણકમળમાંથી નીકળેલ છે તેથી વિષ્ણુપદી કહેવાય છે. વૈકુંઠમાં વિષ્ણુના નવા સંગમની લીલાથી ગંગા શૃંગારમાં મગ્ન થઇ ગયાં હતાં.[૨૦] ગંગા પોતે રસિક અને તેમને રસિક લોકોના શિરોમણિ વિષ્ણુનો સમાગમ થયો તેથી સુખ સંભોગમાં મૂર્છિત થઇ ગયાં હતાં. એમને એવું સુખ પામેલાં જોઇ સરસ્વતીને દુઃખ ઉત્પન્ન થયું હતું. લક્ષ્મી નિવારણ કરતાં હતાં તોપણ તેમનું નહિ માનતાં સરસ્વતી નિરંતર ગંગાની ઇર્ષ્યા કરતાં હતાં, પણ ગંગા સરસ્વતીની ઈર્ષ્યા કરતાં નહોતાં. સરસ્વતીએ ગંગાને કોપને લીધે શાપ દેવાથી તેમને ભરતખંડમાં આવવું પડયું છે.[૨૧,૨૨] પ્રથમ ગંગા, લક્ષ્મી અને સરસ્વતી, એ ત્રણ વિષ્ણુની સ્ત્રીઓ હતી. હે નારદજી! તે પછી તુલસીની સાથે ચાર સ્ત્રીઓ થએલી છે.[૨૩]

**गंगया सह तस्यैव तिस्रो भार्या रमापतेः ॥**
**सार्द्धं तुलस्या पश्चाच्च चतस्रश्चाभवन् नो॥२३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪**

## अध्याय १५ मो. વૃષધ્વજ રાજાની કથા

### नारद उवाच

**नारायणप्रिया साध्वी कथं सा च बभूव ह ॥**
**तुलसी कुत्र संभूता का वा सा पूर्वजन्मनि ॥१॥**

નારદજી પૂછે છેઃ–સતી તુલસી નારાયણની સ્ત્રી શી રીતે થયાં? એ તુલસી ક્યાં ઉત્પન્ન થયાં હતાં? પૂર્વ જન્મમાં કોણ હતાં?[1] કોના કુલમાં ઉત્પન્ન થયાં હતાં અને કોની પુત્રી હતાં? નારાયણ કે જે પ્રકૃતિથી પર, નિર્વિકાર, ક્રિયારહિત, સર્વ જગતરૂપ, પરબ્રહ્મ, પરમેશ્વર, સઘળાઓએ આરાધવા યોગ્ય, સર્વના સ્વામી, સર્વને જાણનાર, સર્વરૂપ અને સર્વને પાળનારા છે, તેમને એ તુલસી કયા તપથી પ્રાપ્ત થયાં?[૨–૪] એ દેવી પોતે એવાં છતાં વૃક્ષપણું કેમ પામ્યાં અને એ તપસ્વિનીને રાવણે કેમ પીડયાં?[૫] સ્નેહ ભરેલું મારૂં ચપલ મન કથા સાંભળવામાં વારંવાર પ્રેરે છે માટે હે સઘળા સંદેહ મટાડનાર! મારો સંદેહ આપે કાપવો જોઇએ.[૬]

નારાયણ કહે છેઃ–પુણ્યવાન, વૈષ્ણવ, પવિત્ર, યશસ્વી અને વિષ્ણુના અંશથી ઉત્પન્ન થએલો 'દક્ષસાવર્ણિ' નામનો એક મનુ હતો.[૭] તેનો પુત્ર 'બ્રહ્મસાવર્ણિ' નામનો થયો. એ પણ ધર્માત્મા, વૈષ્ણવ અને પવિત્ર હતો. બ્રહ્મસાવર્ણિનો વૈષ્ણવ અને જિતેંદ્રિય 'ધર્મસાવર્ણિ' નામે પુત્ર થયો.[૮] ધર્મસાવર્ણિનો ભક્તિવાળો અને જિતેંદ્રિય 'રૂદ્રસાવર્ણિ' નામે પુત્ર થયો. રૂદ્રસાવર્ણિનો 'દેવસાવર્ણિ' નામે પુત્ર હતો તે પણ વિષ્ણુનાં વ્રત કરવામાં તત્પર હતો.[૯] દેવસાવર્ણિનો 'ઇંદ્રસાવર્ણિ' નામે વૈષ્ણવ પુત્ર હતો અને ઇંદ્રસાવર્ણિનો 'વૃષધ્વજ' નામે પુત્ર હતો. એ વૃષધ્વજ સદાશિવનો ભક્ત હતો.[૧૦] એના આશ્રમમાં દેવતાઓના ત્રણ યુગ સુધી સદાશિવ રહ્યા હતા. શિવને તે રાજા ઉપર પુત્ર કરતાં પણ અધિક પ્રેમ હતો.[૧૧] વૃષધ્વજ નારાયણને, લક્ષ્મીને કે સરસ્વતીને નહિ માનતો હતો. તેણે સઘળા દેવતાઓની પૂજાને દૂર કરી હતી.[૧૨] મદોન્મત્તપણાને લીધે તેણે ભાદરવા મહીનામાં થતી મહાલક્ષ્મીની પૂજાને અને માઘ માસની પાંચમને દિવસે થતી સર્વ દેવતાઓ સહિત સરસ્વતીની પૂજાને પણ છોડી દીધી. એને શિવને વાસ્તે યજ્ઞની અને વિષ્ણુની પૂજાની નિંદા કરતો જોઈ સૂર્યે તેનાપર કોપ કરીને શાપ દીધો કે 'તું રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થા.'[૧૩-૧૫] પોતાના ભક્તને શાપ આપેલો જોઈ સદાશિવ સૂર્યની પછવાડે દોડ્યા. એ જોઇને સૂર્ય પોતાના પિતા કશ્યપની સાથે બ્રહ્માને શરણે ગયા.[૧૬] શિવ પણ હાથમાં ત્રિશૂલ લઇને ક્રોધથી બ્રહ્મલોકમાં પહોંચ્યા. ત્રાસ પામેલા અને જેઓનાં તાળવાં સૂકાતાં હતાં, એવા બ્રહ્મા, કશ્યપ અને સૂર્ય, એ ત્રણે, બ્હીકને લીધે સર્વના સ્વામી નારાયણને શરણે ગયા. નારાયણની પાસે જઈ મસ્તકથી પગે લાગી વારંવાર સ્તુતિ કરીને તેઓએ પોતાના ભયનું સઘળું કારણ તેમને કહી સંભળાવ્યું. વિષ્ણુએ તેઓને અભય વચન કહીને નીચે પ્રમાણે કહ્યું.

વિષ્ણુ કહે છેઃ–તમો સ્થિર અને નિર્ભય થાઓ. હું બેઠાં તમોને શી બ્હીક છે?[૧૭-૨૦] જે લોકો ગમે ત્યાં પણ વિપત્તિના સમયમાં ભયથી મારૂં સ્મરણ કરે તો હું હાથમાં ચક્ર લઈ તુરત ત્યાં જઇને તે લોકોનું રક્ષણ કરૂં છું.[૨૧] હે દેવતાઓ હું સર્વદા જગતનો કરનાર અને પાળનાર છું. બ્રહ્માના રૂપથી જગતને સરજું છું અને શિવના રૂપથી જગતનો સંહાર કરૂં છું.[૨૨] શિવ, બ્રહ્મા અને સૂર્યરૂપ હુંજ છું. હું ત્રિગુણાત્મકપણાથી જુદાં જુદાં રૂપ ધરીને સૃષ્ટિ અને પાલન કરૂં છું.[૨૩]

તમે જાઓ. તમારૂં કલ્યાણ થશે. તમારે હવે કશો ભય નથી. આજથી મારા વરદાનને લીધે તમોને શંકરની બ્હીક નથી.[२४] શંકર પણ સર્વના ઈશ્વર, ઐશ્વર્યવાળા, સત્પુરૂષોના પતિ, ભક્તોને આધીન, ભક્તોના આત્મા અને ભક્તોપર પ્રેમ રાખનાર છે અને સૂર્ય પણ એવાજ છે. એ બન્ને મને પ્રાણ કરતાં પણ પ્યારા છે. હે બ્રહ્મા! બ્રહ્માંડોમાં એ બે જણાથી વધારે તેજસ્વી કોઇ નથી.[२५-२६] સદાશિવ લીલા માત્રથી કરોડ સૂર્યોને અને કરોડ બ્રહ્માઓને ઉત્પન્ન કરવામાં સમર્થ છે. એમનાથી ન થઇ શકે એવું કાંઇ નથી.[२७] એ સદાશિવ બાહ્ય વસ્તુઓ ઉપર કાંઇ ધ્યાન આપતા નથી પણ રાત્રિ–દિવસ મારૂં ધ્યાન કર્યા કરે છે અને ભક્તિથી પાંચે મ્હોડાંવડે મારા મંત્રોને તથા મારા ગુણોને ગાયા કરે છે.[२८] હું પણ રાત્રિ-દિવસ તેમના કલ્યાણનુંજ ચિંતન કર્યા કરૂં છું. જે લોકો જે પ્રકારથી મને ભજે તે લોકોને હું તે પ્રકારથીજ ભજું છું.[२९] મોટા ઐશ્વર્યવાળા સદાશિવ મોક્ષના અધિષ્ઠાતા દેવ છે અને કલ્યાણની પ્રાપ્તિ પણ એમનાથી થાય છે માટે એમને પંડિતો 'શિવ' કહે છે.[३०]

નારાયણ કહે છેઃ—એ સમયે હાથમાં ત્રિશૂલવાળા, પોઠીઆપર ચડેલા અને રાતાં કમલસરખાં નેત્રવાળા સદાશિવ ત્યાં આવ્યા.[३१] તેમણે તુરત પોઠીઆ ઉપરથી ઉતરી ભક્તિથી માથું નમાવીને શાંત અને પરથી પણ પર વિષ્ણુ ભગવાનને પ્રણામ કર્યા.[३२] રત્નના સિંહાસનપર બિરાજેલા, રત્નના અલંકારોથી શણગારેલા, કિરીટ, કુંડલ, ચક્ર તથા વનમાળાને ધરનારા, નવીન મેઘની પેઠે શ્યામવર્ણવાળા, સુંદર, ચાર ભુજવાળા, સર્વ અંગોમાં ચંદનના લેપનવાળા, પીળાં વસ્ત્રવાળા, લક્ષ્મીએ આપેલી પાનબીડીને ચાવતા, વિદ્યાધરીઓના નાચ અને ગાયનને પ્રેમથી મંદ હાસ્યપૂર્વક જોતા, ભક્તો ઉપર અનુગ્રહ કરવા સારૂ દેહ ધરનારા અને જેના ઉપર ચાર ચાર ભુજાવાળા પાર્ષદો ધોળા ચમરથી પવન ઢોળતા હતા, એવા તે પરમાત્મા વિષ્ણુને મહાદેવ પગે લાગ્યા; અને બ્રહ્મા, ત્રાસ પામેલા સૂર્ય અને સૂર્યના પિતા કશ્યપ ઘણી ભક્તિથી મહાદેવને પગે લાગ્યા, તથા તેમની સ્તુતિ કરવા લાગ્યા. સદાશિવ વિષ્ણુની સ્તુતિ કરીને ઉત્તમ આસનપર બેઠા.[३३-३८] સારા આસનપર સુખથી બેઠેલા અને જેને વિશ્રામ મળ્યો એવા સદાશિવ ઉપર વિષ્ણુના પાર્ષદો ધોળા ચમરથી પવન ઢોળવા લાગ્યા.[३९] પછી વિષ્ણુએ સદાશિવને નીચે પ્રમાણે અમૃત જેવું મધુર વચન કહ્યું.

વિષ્ણુ કહે છેઃ—હે મહાદેવ! અહીં કેમ આવ્યા છો? તમારા કોપનું જે કારણ હોય તે કહો.[४०]

સદાશિવ કહે છેઃ—મારો ભક્ત વૃષધ્વજ રાજા કે જે મને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે તેને સૂર્યે શાપ દીધો તેથી મને ક્રોધ ચડયો છે.[४१] વૃષધ્વજ ઉપર પુત્ર જેવા પ્રેમનેલીધે તેને દુઃખ થયાના શોકથી હું સૂર્યને મારવા સજ્જ થતાં સૂર્ય બ્રહ્માને શરણે ગયા અને સૂર્ય તથા બ્રહ્મા તમારે શરણે આવ્યા છે.[४२] ધ્યાનથી અથવા વચનથી પણ જે લોકો તમારૂં શરણ લે તેઓ કષ્ટ રહિત અને શંકા રહિત થતાં જરા તથા મૃત્યુને પણ જીતે છે.[४३] ત્યારે જે લોકો પ્રત્યક્ષ રીતે તમારે શરણ થયા તેઓના ફળની તો હું શી વાત કરૂં!! તમારૂં સ્મરણ સર્વદા અભય કરનાર અને સઘળાં કલ્યાણ દેનારૂં છે.[४४] હે જગતના પ્રભુ! હવે મારો ભક્ત વૃષધ્વજ કે જે સૂર્યના શાપને લીધે લક્ષ્મીથી ભ્રષ્ટ અને મૂઢ થઈ ગયો છે તેનું શું થશે? તે કહો.[४५]

વિષ્ણુ કહે છેઃ–હે સદાશિવ! આ વૈકુંઠમાં અર્ધી ઘડી ગઈ તેટલામાં દેવતાઓના એકવીશ યુગ વીતી ગયા માટે તુરત તમે પોતાને ઠેકાણે જાઓ.[૪૬] અટકાવ્યો અટકે નહિ એવા મહાદારૂણ કાળનેલીધે વૃષધ્વજ મરી ગયો છે. તેનો પુત્ર રથધ્વજ પણ લક્ષ્મી પામ્યા વગરજ મરી ગયો છે.[૪૭] હમણાં રથધ્વજના ધર્મધ્વજ અને કુશધ્વજ નામના બે ભાગ્યશાળી પુત્રો જીવે છે અને એઓ પરમ વૈષ્ણવ છતાં પણ સૂર્યના શાપને લીધે દરિદ્ર સ્થિતિમાં છે.[૪૮] રાજ્યથી ભ્રષ્ટ અને દરિદ્ર સ્થિતિમાં પડેલા એ બે જણા લક્ષ્મી ઉપર તપ કરવા લાગ્યા છે તેથી તેઓની બે સ્ત્રીઓમાં લક્ષ્મીનો પુત્રીરૂપે અવતાર થશે અને એ બે ઉત્તમ રાજાઓને સંપત્તિ પ્રાપ્ત થશે. હે સદાશિવ! તમારો જે સેવક હતો તે તો મરી ગયો માટે તમે જાઓ. હે બ્રહ્મા! હે કશ્યપ! હે સૂર્ય! તમે પણ જાઓ.[૪૯,૫૦]

નારાયણ કહે છેઃ–હે નારદજી! આ પ્રમાણે કહીને વિષ્ણુ સભામાંથી ઉઠીને લક્ષ્મીસહિત અંદર ગયા. રાજી થએલા દેવતાઓ પ્રીતિથી પોતપોતાનાં પવિત્ર સ્થાનકોમાં ગયા[૫૧] અને અત્યંત પરિપૂર્ણ સદાશિવ પણ તુરત તપ કરવાસારૂ ગયા.

**इत्युक्त्वा च सलक्ष्मीकः सभातोभ्यंतरं गतः॥**
**देवा जग्मुः संप्रहृष्टाः स्वाश्रमं परमं मुदा ॥५१॥**
**शिवश्च तपसे शीघ्रं परिपूर्णतमो ययौ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

## अध्याय १६ मो.

## કુશધ્વજની પુત્રી વેદવતીની કથા

**श्रीनारायण उवाच**

**लक्ष्मीं तौ च समाराध्य चोग्रेण तपसा मुने ॥**
**वरमिष्टं च प्रत्येकं संप्रापतुरभीप्सितम् ॥ १ ॥**



નારાયણ કહે છેઃ–હે નારદજી! ધર્મધ્વજ અને કુશધ્વજ કે જેઓ ઉગ્ર તપથી લક્ષ્મીનું આરાધન કરતા હતા તેઓને પ્રત્યેકને તેઓના ધાર્યા પ્રમાણે જોઈતું વરદાન મળ્યું.[૧] એઓ બન્ને જણા મહાલક્ષ્મીના વરદાનથી પૃથ્વીના પતિ, પુણ્યવાન અને પુત્રવાન થયા.[૨] કુશધ્વજની માલાવતી નામની સતી રાણીએ ઘણે કાળે લક્ષ્મીના અંશરૂપ દીકરી જણી.[૩] એ દીકરી જન્મથીજ જ્ઞાનવાળી હોવાને લીધે વેદનો સ્પષ્ટ શબ્દ કરીને સુવાવડના ઘરમાંથી બહાર નીકળી.[૪] તેણે જન્મતાંજ વેદનો શબ્દ કર્યો તેથી વિદ્વાનોએ તેનું 'વેદવતી' એવું નામ રાખ્યું.[૫] એ કન્યાને સઘળાઓએ અટકાવવા માંડી તોપણ કોઈનું નહિ માનતાં નારાયણની ભક્તિવાળી એ કન્યા જન્મ્યા પછી તુરતજ સારી રીતે નાહીને તપ કરવા સારૂ વનમાં ગઈ.[૬] તેણે એક મન્વંતરસુધી લીલાથી પુષ્કર ક્ષેત્રમાં ભારે ઉગ્ર તપશ્ચર્યા કરી.[૭] તપ કરતાં પણ તે કન્યા પુષ્ટ, ક્લેશ વગરની અને નવા યૌવનવાળી રહી હતી.[૮] તેણે તુરત સુંદર આકાશવાણી સાંભળી કે 'હે સુંદરિ! જન્માંતરમાં (બીજા જન્મમાં) પોતે વિષ્ણુ તારા સ્વામી થશે. બ્રહ્માદિકને પણ જે તુરત પ્રસન્ન થતા નથી એવા વિષ્ણુ તારા પતિ થશે.' આ પ્રમાણે આકાશવાણી સાંભળીને તેણે ગંધમાદન પર્વતના નિર્જન સ્થલમાં રાજીપાથી બીજીવાર તપ કરવા માંડ્યું.[૯,૧૦] ઘણા કાળ સુધી તપ કરીને વિશ્વાસથી એ વેદવતી તે સ્થલમાંજ રહી હતી. ત્યાં કોઇથી અટકાવી શકાય નહિ એવો રાવણ, પાસે આવતાં તેના જોવામાં આવ્યો. રાવણને જોઈ તેણે અતિથિની ભક્તિથી તેને પગ ધોવાનું જળ, મીઠાં ફળ અને શીતળ જળ અર્પણ કર્યું.[૧૧-૧૨] પાપી રાવણ ફળ ખાઈને તેની પાસેજ રહ્યો.

પછી રાવણે તેને પૂછ્યું કે "હે સુંદરિ ! તું કોણ છે?"[13] સુંદર નિતંબવાળી, પુષ્ટ સ્તનવાળી, શરદ્ઋતુના કમળ સરખા મુખવાળી અને મંદ હાસ્ય તથા દાંતની શોભાવાળી તે સતીને જોઈ કામદેવનાં બાણની પીડાથી મૂર્ચ્છા પામેલો તે દુષ્ટ રાવણ એ વેદવતીને ખેંચીને મૈથુન કરવા સજ્જ થયો.[14,15] એ જોઈને કોપ પામેલી સતીએ તેના હાથ અને પગ સ્તંભિત કરી દીધા. જડ થઇ ગએલો રાવણ કાંઇ બોલી નહિ શકાતાં મનથી તે દેવીની સ્તુતિ કરવા લાગ્યો. પ્રસન્ન થએલાં તે દેવીએ સ્તુતિના ફળરૂપે તેને પરલોકમાં સુખ આપવાનું ધારી તે સમયે તેને શાપ દીધો કે "તેં મારો કામનાથી સ્પર્શ કર્યો એટલા માટે તું મારે વાસ્તેજ મરણ પામીશ. મારૂં બળ જોઈ લેજ."[16-18] આ પ્રમાણે કહીને તે વેદવતીએ યોગના બળથી પોતાના દેહનો ત્યાગ કર્યો. રાવણ એ વેદવતીના શબને ગંગામાં નાખીને પોતાને ઘેર ગયો.[19] "અહો ! આ અદ્ભુત શું જોવામાં આવ્યું? એ કન્યાએ આ તે શું કર્યું?" એમ વિચાર કરી કરીને રાવણ વારંવાર વિલાપ કરવા લાગ્યો.[20] એ વેદવતી કાળાંતરે જનક રાજાની સીતા નામની સતી પુત્રી થયાં કે જેને વાસ્તે રાવણનું મરણ થયું.[21] પૂર્વજન્મમાં કરેલી મોટી તપશ્ચર્યાને લીધે સીતાને વિષ્ણુના પૂર્ણ અવતારરૂપ રામચંદ્રજી પતિ મળ્યા.[22] જેનું આરાધન કરવું ઘણું કઠણ છે એવા વિષ્ણુનું તેણે તપથી આરાધન કર્યું હતું તેથી તે લક્ષ્મી (વેદવતી) ના અવતાર રૂપ સુંદરી સીતાએ ઘણા કાળ સુધી રામચંદ્રજીની સાથે રમણ કર્યું.[23] એમને પૂર્વજન્મનું સ્મરણ હતું તોપણ બહુ સુખ મળવાથી તેણે પૂર્વજન્મના પરિશ્રમને મનમાંથી પણ કહાડી નાખ્યો હતો. પરિણામે ઉત્તમ ફળ થાય ત્યારે દુઃખ પણ સુખરૂપ ગણવામાં આવે છે.[24] અત્યંત નવી જુવાનીવાળાં એ સતી સીતાએ સર્વોત્તમ પતિ પામીને અનેક પ્રકારના વૈભવ ભોગવ્યા. જેવી એમની ઈચ્છા હતી તેવાજ ગુણી, રસિક, શાંત, સુશોભિત, ક્રીડા કરનાર, સ્ત્રીઓના મનને ગમે એવા વિષ્ણુરૂપ રામચંદ્રજી તેમને પતિ મળ્યા. સત્ય પ્રતિજ્ઞાવાળા એ રામચંદ્રજી બળવાન કાળના યોગથી પિતાનું સત્ય પાળવાને વાસ્તે વનમાં ગયા.[25-27] સીતા અને લક્ષ્મણની સાથે વનમાં જઇને સમુદ્રના સમીપમાં રહ્યા હતા. ત્યાં બ્રાહ્મણનું રૂપ ધરીને આવેલો અગ્નિ તેમના જોવામાં આવ્યો.[28] રામને દુઃખીઆ જોઇને અગ્નિના મનમાં પણ દુઃખ થયું. પછી સત્યમાં તત્પર રહેનારા અગ્નિએ સત્યવક્તા રામચંદ્રજીને નીચે પ્રમાણે સત્ય વચન કહ્યું.[29]

અગ્નિ કહે છેઃ–હે મહારાજ ! હે રામચંદ્રજી ! હવે જે સમય આવેલો છે તે વિષે સાંભળો. સીતાનું હરણ થવાનો આ સમય છે.[30] દૈવને કોઈથી અટકાવી શકાતું નથી અને દૈવ કરતાં કોઇ પણ અધિક બળવાન નથી એટલા માટે હમણાં જગદંબા સીતાને મારા હાથમાં સોંપીને તેની છાયા તમારી પાસે રાખો.[31] તમે પાછી છાયારૂપ સીતાની પરીક્ષા કરશો તે સમયમાં આ સીતા હું તમને પાછાં આપીશ. હું બ્રાહ્મણ નથી પણ અગ્નિદેવ છું. મને દેવતાઓએ તમારી પાસે મોકલ્યો છે.[32]

નારાયણ કહે છેઃ–રામચંદ્રજીએ અગ્નિનું વચન સાંભળી તે વાત લક્ષ્મણજીને પણ નહિ જણાવતાં કચવાતા હૃદયથી તે વાતનો સ્વીકાર કર્યો.[33] અગ્નિએ યોગના બળથી સીતાની છાયામાંથી સીતા જેવાજ સઘળા ગુણ અને અંગોવાળી માયાની સીતા બનાવીને

રામને આપી.[૩૪] અગ્નિદેવ સાચાં સીતાને લઇ, તે ગુપ્ત વાત કોઇને પણ નહિ કહેવાની રામને ભલામણ કરીને ત્યાંથી ગયો. એ ગુપ્ત વાત લક્ષ્મણના પણ જાણવામાં ન આવી ત્યારે બીજાની તો શી વાત કરવી.[૩૫] એ સમયમાં રામે સોનાનો મૃગ દીઠો અને તે સીતાએ તે મૃગ લાવવાને વાસ્તે ઘણા પ્રયત્નથી રામને પ્રેરણા કરી.[૩૬] વનમાં સીતાની રક્ષા કરવાને વાસ્તે લક્ષ્મણને રાખીને પોતે તુરત તે મૃગની પછવાડે ગયા અને બાણથી મૃગને વિંધી નાખ્યો.[૩૭] એ મૃગ તુરત માયાથી 'હે લક્ષ્મણ!' એવી ચીસ નાખી પોતાની આગળ રામને જોતાં અને તેમનું સ્મરણ કરતાં મરી ગયો.[૩૮] મૃગનો દેહ છોડી દિવ્યરૂપ ધરી રત્નના વિમાનમાં બેસીને એ મારીચ વૈકુંઠમાં ગયો.[૩૯] એ મારીચ પૂર્વે વૈકુંઠલોકના દ્વારમાં રહેનારા બે દ્વારપાલનો કિંકર હતો અને કારણનેલીધે રાક્ષસ થયો હતો, તે પાછો રામના બાણથી મરણ પામીને પોતાના સ્વામીઓની પાસે ગયો. પછી 'હે લક્ષ્મણ!' એવો વિહ્વલતા ભરેલો શબ્દ સાંભળીને સીતાએ લક્ષ્મણને રામની પાસે મોકલ્યા. લક્ષ્મણ રામની પાસે જવા નીકળ્યા પછી મહાપ્રબલ રાવણ લીલામાત્રથી સીતાને પકડીને લંકામાં ગયો.[૪૧,૪૨] વનમાં લક્ષ્મણને આવેલા જોઇને રામને ખેદ થયો. પછી રામ પોતાના આશ્રમમાં આવ્યા ત્યાં સીતાને દીઠાં નહિ.[૪૩] આમ થવાથી રામ ઘણી વાર સુધી મૂર્ચ્છા પામ્યા અને પછી વારંવાર વિલાપ કરવા લાગ્યા તથા સીતાને શોધવાને વાસ્તે વારંવાર વનમાં ફરવા લાગ્યા.[૪૪] કેટલોક સમય વીત્યા પછી ગોદાવરીને કાંઠે તે વાતનો પત્તો મેળવી વાનરોની સહાયતા લઇને રામચંદ્રજીએ સમુદ્રમાં સેતુ બાંધ્યો.[૪૫] લંકામાં જઈ કેટલેક કાળે રાવણને પામી તેને અને તેના બાંધવોને રામચંદ્રજીએ બાણોથી મારી નાખ્યા.[૪૬] તે પછી રામે તુરત સીતાની અગ્નિસંબંધી પરીક્ષા કરતાં તે સમયમાં રામને અગ્નિએ સાચાં સીતા આપ્યાં.[૪૭] પછી છાયાએ નમ્રતાથી અગ્નિને અને રામને કહ્યું કે 'મારે હવે શું કરવું તે કહો.'[૪૮] છાયાનું વચન સાંભળી તેઓએ તેને નીચે પ્રમાણે આજ્ઞા કરી.

રામ તથા અગ્નિ કહે છેઃ–હે દેવિ! તમે મહા પવિત્ર પુષ્કરક્ષેત્રમાં તપ કરવા જાઓ. ત્યાં તપશ્ચર્યા કરીને તમે સ્વર્ગની લક્ષ્મીરૂપ થશો.[૪૯]

નારાયણ કહે છેઃ–છાયાએ એઓનું વચન સાંભળી પુષ્કરમાં દેવતાઓનાં ત્રણ લાખ વર્ષ સુધી તપ કરીને સ્વર્ગની લક્ષ્મીની પદવી મેળવી.[૫૦] એ સ્વર્ગની લક્ષ્મી કેટલે કાળે તપશ્ર્યાના યોગથી દ્રુપદરાજાના યજ્ઞના કુંડમાંથી ઉત્પન્ન થયાં તે દ્રૌપદી કહેવાયાં અને પાંડવોની સ્ત્રી થયાં.[૫૧] સત્યયુગમાં લક્ષ્મી કુશધ્વજની દીકરી વેદવતીરૂપે હતાં અને ત્રેતાયુગમાં જનકની દીકરી સીતારૂપે થયાં હતાં. દ્વાપરયુગમાં તેની છાયા દ્રુપદરાજાની દીકરી દ્રૌપદીરૂપે થયાં. આ પ્રમાણે ત્રણ યુગમાં પ્રકટ થયાં તેથી ત્રિહાયણી કહેવાય છે.[૫૨-૫૩]

નારદ પૂછે છેઃ–હે મુનિઓમાં ઉત્તમ ? હે સંદેહને ભાંગનારા! દ્રૌપદીના પાંચ પતિ કેમ થયા હતા ? આ વિષયમાં મારા ચિત્તમાં સંદેહ રહે છે તેને મટાડો.[૫૪]

નારાયણ કહે છેઃ–હે નારદજી! જે સાચી સીતાં હતાં તે લંકામાં રામને પામતાં ચિંતાથી ઘેરાએલી રૂપ તથા યૌવનવાળી તેની છાયાએ રામ અને અગ્નિની આજ્ઞાથી શંકર ઉપર તપ કરવાનો આરંભ કર્યો. કામાતુરપણાને લીધે પતિ મેળવવાની વ્યગ્રતાથી તેણે વારંવાર પ્રાર્થના કરતાં 'હે શંકર! પતિ આપો, પતિ આપો, પતિ આપો, પતિ આપો, પતિ આપો, એમ પાંચવાર

માગ્યું.[૫૫-૫૭] રસિક લોકોના શિરોમણિ સદાશિવે એ પ્રાર્થના સાંભળીને તેને કહ્યુ કે 'હે પ્રિયા! તારા પાંચ પતિ થશે.'[૫૮] આવા વરદાનને લીધે તે છાયા પાંચે પાંડવોને પ્યારી દ્રૌપદી થઇ. આ સઘળી કથા પ્રસંગોપાત મેં તમારી પાસે કહી; હવે ચાલતી કથા સાંભળો.[૫૯] રામચંદ્રજી લંકામાં સુંદર સીતાને પામી વિભીષણને લંકાનું રાજ્ય આપીને પાછા અયોધ્યામાં ગયા[૬૦] અયોધ્યામાં રહી અગીયાર હજાર વર્ષ સુધી ભરતખંડનું રાજ્ય કરી સર્વે લોકોને સાથે લઇને વૈકુંઠમાં પધાર્યા.[૬૧] લક્ષ્મીના અંશરૂપ જે વેદવતી (સીતા) હતાં તેમણે લક્ષ્મીમાં પ્રવેશ કર્યો. પુણ્ય આપનાર અને પાપને મટાડનાર આ પવિત્ર આખ્યાન મેં તમારી પાસે કહ્યું.[૬૨] જેની જિહ્વાના અગ્ર ઉપર નિરંતર ચારે વેદ દેહધારી થઈને રહ્યા હતા એવી વેદવતીનું કથાનક સંપૂર્ણ થયું.[૬૩] હવે ધર્મધ્વજની દીકરી તુલસીનું આખ્યાન તમારી પાસે કહું છું તે સાંભળો.

**सततं मूर्त्तिमंतश्च वेदाश्चत्वार एव च ॥**
**संति यस्याश्च जिह्वाग्रे सा वै वेदवती श्रुता ॥६३॥**
**धर्मध्वजःताख्यानं निबोध कथयामि ते ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

## अध्याय १७मो.

### ધર્મધ્વજની પુત્રી તુલસીની કથા

**श्रीनारायण उवाच**

**धर्मध्वजस्य पत्नी च माधवीति च विश्रुता ।**
**नृपेण सार्द्धं सारामे रेमे च गंधमादने ॥ १ ॥**

નારાયણ કહે છેઃ—ધર્મધ્વજરાજાની માધવી નામની રાણી બગીચાઓવાળા ગંધમાદન પર્વતમાં ધર્મધ્વજની સાથે રમણ કરતી હતી.[૧] પુષ્પ અને ચંદનથી શણગારેલી, સર્વ અંગોમાં ચંદનના લેપવાળી, અત્યંત રૂપાળી, રત્નનાં આભરણોથી સુશોભિત, રતિ આપનારી શય્યા કરીને તેમાં રસિક પતિની સાથે સમાગમ કરતી અને મહારસિક એ માધવી પુષ્પના અને ચંદનના વાયુથી બહુજ કામાતુર થતી હતી.[૨-૩] ઉત્તમ રતિ કરવામાં વિલક્ષણતા ધરાવનારાં એ બન્ને જણાં સમાગમથી અટકતાંજ ન હતાં. અને તેઓને રાત્રિદિવસનું પણ જ્ઞાન રહ્યું ન હતું. આમ કરતાં દેવતાઓનાં સો વર્ષ વીતી ગયાં ત્યારે રાજા પોતે વિચાર કરીને સગાગમથી અટકયો પણ એ કામવાળી સુંદરીને કાંઈપણ તૃપ્તિ થઈ નહિ.[૪,૫] એ સતીને પ્રારબ્ધના યોગથી તુરતજ ગર્ભ રહ્યો હતો પણ તેણે તેનું સો વર્ષ સુધી ધારણ કર્યું. જેના ગર્ભમાં લક્ષ્મીજી હતાં એવી એ માધવી દિવસે દિવસે અધિક શોભવા લાગી.[૬] હે નારદજી! સ્ત્રીઓમાં પદ્મિની જાતની એ માધવીએ કાર્તિક શુદી પુનમ ને શુક્રવારને દિવસે સારા યોગમાં, સારા સમયમાં, શુભસ્વામી તથા શુભ ગ્રહોવાળા લગ્નમાં અને શુભ નવમાંશમાં લક્ષ્મીના અંશરૂપ સુંદર દીકરીને જન્મ આપ્યો.[૭,૮] એ કન્યાનું મ્હોડું શરદ્ ઋતુની પુનમના ચંદ્ર જેવું હતું. નેત્ર શરદ્ ઋતુના કમળ જેવાં હતાં. નીચલો હોઠ પાકા ઘોલાં જેવો હતો.[૯] હાથનાં અને પગનાં તળાં રાતાં હતાં. નાભિ ઉંડી હતી. નાભિની નીચે ત્રણ વળીઓ પડતી હતી. બન્ને નિતંબ ગોળ હતા.[૧૦] શીતકાળમાં તેનું શરીર કાંઇક ગરમ રહેતું અને ઉષ્ણકાળમાં જોઈતી શીતળતાવાળું રહેતું હતું. સુંદર કેશનો ઘેરાવ વડની વડવાઇ જેવો હતો.[૧૧] રંગ પીળા ચંપકના પુષ્પ જેવો મનોહર હતો. સર્વોત્તમ રૂપવાળી, મનોહર, ફુટતા યૌવનવાળી અને જરા જરા હસીને ધરને જોયા કરતી એ કન્યાને સ્ત્રીઓ કે પુરૂષો

કોઇની તુલના આપી શકતાં ન હતાં તેથી વિદ્વાનોએ તેનું 'તુલસી' એવું નામ રાખ્યું. એ કન્યા જન્મતાંજ જુવાન સ્ત્રી જેવી જોવામાં આવતી હતી.[૧૨,૧૩] એને સઘળાઓએ અટકાવવા માંડી તોપણ તે તપ કરવાનેવાસ્તે બદરિકાશ્રમમાં ગઈ અને ત્યાં દેવતાઓનાં લાખ વર્ષસુધી ભારે તપ કર્યું.[૧૪] 'વિષ્ણુ મારા સ્વામી થશે' એવો તેના મનમાં નિશ્ચય હતો. એ તુલસી ગ્રીષ્મઋતુમાં પંચધૂણી તાપતી હતી, શીતકાળમાં પાણીમાં બેસી રહેતી હતી અને વર્ષાઋતુમાં એક આસને બેસી રહીને રાત્રિદિવસ વરસાદની ધારાઓને સહન કરતી હતી. તેણે વીશ હજાર વર્ષસુધી માત્ર ફળનો તથા જળનો આહાર કર્યો.[૧૫-૧૬] ત્રીશ હજાર વર્ષસુધી પાંદડાંનોજ આહાર કર્યો, ચાલીશ હજાર વર્ષસુધી વાયુનોજ આહાર કર્યો અને છેલ્લાં દશ હજાર વર્ષસુધી કાંઇપણ આહાર કર્યો નહિ. એ પાતળા પેટવાળી કન્યાને ધ્યાન ધરીને એક પગે ઉભેલી જોઇને તેને ઉત્તમ વરદાન આપવાસારૂ બ્રહ્મા બદરિકાશ્રમમાં આવ્યા. હંસપર બેઠેલા બ્રહ્માને જોઈ તે તેમને પગે લાગી.[૧૭-૧૯] પછી જગતની રચના કરનારા બ્રહ્માએ તેને કહ્યું કેઃ–"હે તુલસિ! તારા મનમાં જે વાંછિત હોય તે વરદાન માગ.[૨૦]હરિની ભક્તિ, હરિનું દાસપણું અને અજરામરપણું જોઈતું હોય તો તે પણ આપુ" તુલસીએ કહ્યું કેઃ–"હે તાત! મારા મનમાં જે ઈચ્છા છે તે કહું છું સાંભળો.[૨૧] તમે સર્વજ્ઞ છો માટે તમારી પાસે કહેવાની હમણાં મારે શી લાજ હોય. હું પૂર્વે તુલસી નામની ગોપી હતી અને ગોલોકમાં રહી હતી.[૨૨] શ્રીકૃષ્ણને પ્યારી, શ્રીકૃષ્ણની દાસી, શ્રીકૃષ્ણના અંશરૂપ અને શ્રીકૃષ્ણની સખીઓના પ્રેમના પાત્રરૂપ હતી. મને શ્રીકૃષ્ણ ભોગવતા હતા અને હું સંભોગથી તૃપ્તિ નહિ પામતાં તેમાંજ મૂર્છિત થઇ ગઈ હતી તે સમયે રાસમંડલમાં રાધાજી અચાનક આવતાં તેમણે મને દીઠી. ક્રોધ પામેલાં રાધાજીએ શ્રીકૃષ્ણનો તિરસ્કાર કરીને મને શાપ દીધો કે તું મનુષ્યની યોનિમાં જા. તે સમયે શ્રીકૃષ્ણે મને કહ્યું કેઃ–તું ભરતખંડમાં તપ કરીને મારા અંશરૂપ ચતુર્ભુજ વિષ્ણુને પામીશ. એટલું કહીને શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા.[૨૩-૨૬] પછી મેં રાધાજીની બ્હીકથી દેહ છોડી દઈને પૃથ્વીમાં આ જન્મ ધર્યો છે. હે ગુરૂ! શાંત અને સુંદર શરીરવાળા વિષ્ણુરૂપ પતિને પામવાને વાસ્તે હું આ તપ કરૂં છું માટે મારા પતિ વિષ્ણુ થાય એવું વરદાન આપો.

બ્રહ્મા કહે છેઃ–સુદામા નામનો ગોવાળીઓ કે જે શ્રીકૃષ્ણના અંગથી ઉત્પન્ન થએલ, શ્રીકૃષ્ણના અંશરૂપ અને અત્યંત તેજસ્વી હતો તે હમણાં રાધાના શાપને લીધે ભરતખંડમાં દૈત્યના વંશમાં ઉત્પન્ન થયો છે.[૨૭-૨૯] એનું નામ શંખચૂડ છે અને એના જેવો ત્રૈલોક્યમાં કોઈ પણ નથી. પૂર્વે ગોલોકમાં તને જોઈને એનું ચિત્ત કામાતુર થઈ ગયું હતું પણ રાધાજીના પ્રભાવથી તે તારૂં આલિંગન કરી શક્યો ન હતો. એને પોતાના પૂર્વ જન્મનું સ્મરણ છે અને હમણાં સમુદ્રમાં રહે છે.[૩૦-૩૧] હે સુંદરિ! તને પણ પૂર્વ જન્મનું સ્મરણ છે તેથી તું પણ એ સઘળી વાત જાણે છે. હમણાં તો તું એનીજ પત્ની થશે[૩૨] અને પછી શાંતિવાળા નારાયણને પ્રાપ્ત થશે. તું દૈવયોગને લીધે નારાયણના શાપથી એક અંશે વૃક્ષરૂપ થશે. ત્યાં પણ જગતને પવિત્ર કરનારી, સર્વે પુષ્પોમાં પ્રધાન અને વિષ્ણુને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થશે.[૩૩,૩૪] તારા વિના સઘળાઓની પૂજા વ્યર્થ થશે. વૃંદાવનમાં તું વૃક્ષરૂપે થતાં તારૂં 'વૃંદાવની' નામ કહેવાશે.[૩૫] ગોપીઓ અને ગોવાળીઆઓ તારાં

પાંદડાંઓથી કૃષ્ણની પૂજા કરશે અને તું મારા વરદાનથી તે વૃક્ષની અધિષ્ઠાતા દેવીરૂપે શ્રીવિષ્ણુ સાથે યથેષ્ટ વિહાર કરશે.[૩૬]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી રાજી થએલી તે તુલસીએ બ્રહ્માને પ્રણામ કરી જરાક હસીને વચન કહ્યું કેઃ—"હે તાત ! હું સાચું કહું છું કે બે ભુજાવાળા શ્યામસુંદર શ્રીકૃષ્ણમાં જેવી મારી ઈચ્છા છે તેવી ચતુર્ભુજ વિષ્ણુમાં નથી. દૈવગતિથી શૃંગારનો ભંગ થતાં હું શ્રીકૃષ્ણના સમાગમથી તૃપ્તિ પામી નથી.[૩૭-૩૯] હમણાં તો શ્રીકૃષ્ણનાજ વચનથી ચાર ભુજાવાળા વિષ્ણુની માગણી કરૂં છું પણ પાછી હું અવશ્ય શ્રીકૃષ્ણનેજ પામું અને રાધાની બ્હીકથી મુક્ત થાઉં એવી તમે કૃપા કરો."

બ્રહ્મા કહે છેઃ—હે તુલસિ ! હું સોળ અક્ષરવાળો રાધાનો મંત્ર તને આપું છું તેનું ગ્રહણ કર.[૪૦,૪૧] મારા વરદાનથી તું રાધાને પ્રાણસમાન થશે અને તારા તથા શ્રીકૃષ્ણના શૃંગારની રાધાને ખબર પડશે નહિ.[૪૨] હે સુંદરિ ! તને શ્રીકૃષ્ણ રાધા જેવીજ ગણશે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કહીને બ્રહ્માએ સોળ અક્ષરવાળા મંત્રનો, સ્તોત્રનો, ઉત્તમ કવચનો, પૂજાના સઘળા વિધિનો અને પુરશ્ચરણના વિધાનના ક્રમનો તુલસીને ઉપદેશ કર્યો અને તે ઉપરાંત શુભ આશીર્વાદ પણ આપ્યા. તુલસીએ બ્રહ્માની પૂજા કરી. બ્રહ્માની કૃપાથી તુલસી દેવી લક્ષ્મીની પેઠે સિદ્ધ થયાં.[૪૩-૪૫] તેમણે સિદ્ધ મંત્રના પ્રભાવથી ઉપર કહ્યા પ્રમાણે વરદાન મેળવ્યું અને જગતમાં ન મળે એવા ઉત્તમ ભોગ ભોગવવા માંડયા.[૪૬] તેમનું મન પ્રસન્ન થવાથી તપનો પરિશ્રમ પણ મટી ગયો. મનુષ્યોને પરિશ્રમનું ફ્લ પ્રાપ્ત થાય ત્યારે પરિશ્રમ ઉત્તમ સુખરૂપજ લાગે છે.[૪૭] સંતોષ પામેલાં તુલસી ખાઇ પીને ત્યાં પુષ્પ અને ચંદનથી શોભાવેલું મનોહર શયન બનાવીને તેમાં સૂઈ રહ્યાં.

**भुक्त्वा पीत्वा च संतुष्टा शयनं च चकार सा ॥**
**तल्पे मनोरमे तत्र पुष्पचंदनचर्चिते ॥४७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

## अध्याय १८ मो.

## તુલસીની સકામાવસ્થા અને શંખચૂડનો સમાગમ.

**श्रीनारायण उवाच**

**तुलसी परितुष्टा च सुष्वाप हृष्टमानसा ॥**
**नवयौवनसंपन्ना वृषध्वजवरांगना ॥ १ ॥**

નારાયણ કહે છેઃ—ખાન-પાનાદિકથી સંતોષ પામેલાં, રાજી થએલાં, નવી જુવાનીવાળાં અને પાર્વતી સરખા પવિત્ર મનવાળાં એ તુલસી સૂઈ રહ્યાં ત્યાં કામદેવે તેમના ઉપર પોતાનાં પાંચે બાણ નાખવા માંડયાં. ફૂલ પહેર્યાં હતાં અને ચંદનનું લેપન કર્યું હતું તોપણ તે તુલસી કામદેવથી બળવા લાગ્યાં.[૧,૨] સઘળાં અંગો રોમાંચિત થઇ ગયાં. ધ્રૂજવા લાગ્યાં. નેત્ર રાતાં થઈ ગયાં. ક્ષણમાત્રમાં મૂર્છા આવવા લાગી અને ક્ષણમાત્રમાં ચેતના આવવા લાગી. ક્ષણમાત્રમાં શયનથી ઉઠીને જવા લાગ્યાં અને ક્ષણમાત્રમાં પાછાં શયનમાં આવવા લાગ્યાં. ક્ષણમાત્રમાં ઉદ્વેગથી ફરવા લાગ્યાં, ક્ષણમાં પાછાં બોલવા લાગ્યાં અને ક્ષણમાત્રમાં ઉદ્વેગને લીધે સૂઇ રહેવા લાગ્યાં[૩,૬] તેમને ફૂલ અને ચંદનવાળી શય્યા કંટક જેવી જણાવા લાગી. દિવ્ય સુખ, સુંદર ફળ અને સુંદર જળ ઝેર જેવાં જણાવા લાગ્યાં.[૭] ઘર ગુફા જેવું, ઝીણું વસ્ત્ર આગ્ન જેવું અને સિંદૂરનાં પત્રો (બિંદુ) વ્રણ જેવાં દુઃખદાયી

થઇ પડ્યાં.[૮] ક્ષણમાત્રમાં તંદ્રામાં સારા વેષવાળો, રૂપાળો, જુવાન, મંદ મંદ હસતો, રસિકનો શિરોમણિ, સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળો, રત્નનાં ભૂષણોથી શણગારેલો અને ફૂલની માળાઓવાળો એક પુરૂષ જતો આવતો જોવામાં આવવા લાગ્યો. એ પુરૂષ મુખારવિંદનું ચુંબન કરતો, રતિ સંબંધી વાતો કરતો, વારંવાર મીઠાં વચન બોલતો, શય્યામાં આવી આલિંગન કરીને મન માનતી રીતે ભોગ કરતો અને વળી જતો રહેતો જોવામાં આવવા લાગ્યો. એ પુરૂષને જતો જોઇ 'હે પ્રાણનાથ! ક્યાં જાઓ છો, ઉભા રહો' એમ તુલસી બોલવા લાગ્યાં.[૯-૧૨] વળી ચેતના પામીને વારંવાર વિલાપ કરવા લાગ્યાં. હે નારદજી! આ પ્રમાણે સાચું યૌવન પામીને એ તુલસી બદરિકાશ્રમમાં રહ્યાં હતાં.[૧૩] એ સમયમાં મોટા યોગી શંખચૂડ કે જેણે જૈગીષવ્ય મુનિની પાસેથી શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ લઈ પુષ્કર ક્ષેત્રમાં તે મંત્રને સિદ્ધ કર્યો હતો,[૧૪] ગળામાં મહામંગળરૂપ કવચ બાંધ્યું હતું અને જેણે બ્રહ્માની પાસેથી 'જે તારા મનમાં ઇચ્છા છે તે પૂર્ણ થશે' એવું વરદાન મેળવ્યું હતું તે શંખચૂડ પણ બ્રહ્માની આજ્ઞાથી બદરિકાશ્રમમાં આવ્યો. હે નારદજી! તુલસીએ એ શંખચૂડને આવતો દીઠો.[૧૫-૧૬] એ શંખચૂડ નવી જુવાનીવાળો અને કામદેવ સરખી કાંતિવાળો હતો. એનો વર્ણ ધોળા ચંપકના ફૂલ જેવો હતો. રત્નનાં આભરણો પહેર્યાં હતાં.[૧૭] મ્હોડું શરત્પૂર્ણિમાના ચંદ્ર જેવું હતું. નેત્ર શરદ્ ઋતુના કમળ જેવાં હતાં. ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમાં બેઠો હતો.[૧૮] ગંડસ્થલમાં રત્નનાં કુંડલની જોડી શોભી રહી હતી. ગળામાં પારિજાતનાં પુષ્પની માળા પહેરી હતી. શરીરે કુમકુમ અને સુગંધી ચંદનના લેપ હતા. એ મનોહર શંખચૂડને આવતો જોઈ તુલસી ઘુંઘટો કહાડીને વારંવાર મંદ હાસ્ય સહિત કટાક્ષ પૂર્વક જોવા લાગ્યાં અને નવા સમાગમની લાજથી મ્હોડું નમાવી રહ્યાં.[૧૯-૨૧] તુલસીનું મ્હોડું શરદ્ઋતુના ચંદ્રથી પણ અધિક શોભાવાળું હતું. પગમાં અમૂલ્ય રત્નોથી બનાવેલાં આભરણો પહેર્યાં હતાં.[૨૨] ઉત્તમ મણિઓથી બનાવેલાં ઝાંઝર ઝમકારા કરતાં હતાં. ચોટલામાં માલતીનાં પુષ્પો ગુંથ્યાં હતાં.[૨૩] અમૂલ્ય રત્નોનાં મકરાકૃતિ કુંડલ પહેર્યાં હતાં. વિચિત્ર કુંડલની જોડીથી ગાલ શોભી રહ્યા હતા.[૨૪] સ્તનના મધ્યમાં ઉત્તમ રત્નોના હારથી વક્ષઃસ્થળ દીપી રહ્યું હતું. રત્નનાં કંકણ, બાજુબંધ અને ચૂડીઓથી શણગારેલાં હતાં. દિવ્યરત્નોવાળી વીંટીઓથી આંગળીઓ શોભી રહી હતી. એ સુશીલ, લલિત અને રૂપાળાં તુલસીને જોઇ શંખચૂડે તેમની પાસે બેસીને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.

શંખચૂડ કહે છે.–તું કોણ છે? કોની પુત્રી છે? હે માનિનિ! હે કલ્યાણિ! હે સઘળાં કલ્યાણોની આપનારી! તુ સઘળી સ્ત્રીઓમાં ધન્ય અને માનપાત્ર છે. હે સુંદરિ! હું કે જે ચૂપ થઈ બેઠેલો કિંકર છું તેની સાથે વાતચિત કર.[૨૫-૨૮]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે શંખચૂડનું વચન સાંભળી મંદ મંદ હસતાં, નમ્ર મુખવાળાં અને કામના ભરેલાં તુલસીએ તેને નીચે પ્રમાણે કહ્યું.[૨૯]

તુલસી કહે છેઃ–હું ધર્મધ્વજની દીકરી છું અને આ તપોવનમાં તપશ્ચર્યા કરવાસારૂ રહી છું. તું કોણ છે? તારે જ્યાં જવું હોય ત્યાં જા.[૩૦] સારા કુળમાં ઉત્પન્ન થએલી અને એકલી બેઠેલી સ્ત્રીને સારા કુળના પુરૂષે એકાંતમાં કાંઇ પૂછવું નહિ જોઇએ, એમ વેદમાં કહ્યું

છે.[31] જે પુરૂષ લંપટ, નીચ કુળમાં જન્મેલો, ધર્મશાસ્ત્રની મર્યાદા વગરનો અને જેણે વેદનો અર્થ સાંભળ્યો ન હોય એવો હોય, તે કામી થઇને કામિનીની ઇચ્છા કરે છે.[32] સ્ત્રી તો ઉપરથીજ સારી લાગે એવી મહોન્મત્ત અને પુરૂષના કાળરૂપ હોય છે. જેવો મ્હોડામાં અમૃતથી ભરેલો અને અંદરથી ઝેરથી ભરેલો ઘડો હોય એવી સ્ત્રીજાતિ છે.[33] સ્ત્રી નિરંતર મધુર બોલે છે પણ હૃદયમાં સજીયા (અસ્ત્રા)ની ધાર જેવી હોય છે. સર્વદા પોતાનું કામ સાધવામાં જ તત્પર રહે છે.[34] સર્વદા સ્વતંત્રજ રહે છે અને જ્યારે કામ કહાડવું હોય ત્યારે સ્વામીને વશ થાય છે. એનાં મુખ તથા નેત્ર પ્રસન્ન હોય છે, પણ હૃદય ઘણું મેલું હોય છે.[35] સ્ત્રીઓ કે જેઓના ચરિત્રને વેદમાં તથા પુરાણોમાં બહુજ ધિક્કારેલું છે તેઓનો કયો સમજુ પુરૂષ વિશ્વાસ કરે ? જે વિશ્વાસ કરે તેને બુદ્ધિમાન છતાં પણ મૂર્ખ જાણવો.[36] સ્ત્રીઓને શત્રુનું કે મિત્રનું ભાન હોતું નથી. સર્વદા નવા નવા પુરૂષનીજ ઈચ્છા કરે છે. સ્ત્રી રૂપાળા પુરૂષને જોઈ મનમાં સર્વદા લલચાઇ જાય છે[37] અને લલચાયા છતાં પણ સ્વાર્થને વાસ્તે બહારથી પ્રયત્નપૂર્વક પોતાનું સતીપણું જણાવે છે. નિરંતર કામનાવાળી અને કામદેવના આધારરૂપ રૂપાળી સ્ત્રી મનમાં મૈથુનની ઈચ્છા છતાં પણ બહારથી પુરૂષને મુંઝવે છે. એકાંતમાં પુરૂષની સાથે હસે છે અને બહાર ઘણી જ લાજ દેખાડે છે.[38,39] પુરૂષ જો મૈથુન ન કરે તો સ્ત્રી ક્રોધ કરે છે અને કજીયાનો કોંટો ફુટાડે છે. જેમ જેમ વધારે મૈથુન થાય તેમ તેમ રાજી રહે છે અને ઓછું મૈથુન થાય તો દુઃખ પામે છે.[40] મીઠાં અન્ન કરતાં અને ઠંડાં પાણી કરતાં પણ મનમાં સુંદર, રસિક, જુવાન અને ગુણવાન પુરૂષની સર્વદા અધિક ઇચ્છા રાખે છે.[41] રસિક પુરૂષની ઉપર પોતાના પુત્ર કરતાં પણ વધારે સ્નેહ રાખે છે. જે પુરૂષ સંભોગ કરવામાં કુશલ હોય તેને પોતાના પ્રાણ કરતાં પણ પ્યારો ગણે છે.[42] જો પુરૂષ ઘરડો કે મૈથુન કરવામાં અશક્ત હોય તો તેને શત્રુ સમાન ગણે છે અને તેની સાથે નિરંતર કજીયો કર્યા કરે છે.[43] જેમ સર્પ ઊંદરને ખાઈ જવા માગે તેમ વૃદ્ધ કે નિર્બલ પતિને જાણે ખાઇ જવા માગતી હોય તેમ ભારે ક્રોધને લીધે વાણીથી તરછોડયા કરે છે. સ્ત્રી જાતિ નીચ, સાહસરૂપ, સર્વદા સઘળા દોષોના આશ્રયરૂપ છે.[44] બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિથી પણ વશ ન કરી શકાય એવી, મોહરૂપ, સર્વદા તપના માર્ગમાં વિઘ્નરૂપ અને મોક્ષનો દરવાજો બંધ કરવામાં કમાડરૂપ છે.[45] હરિની ભક્તિથી રહિત, સઘળા કપટોના કરંડીઆરૂપ અને સંસારરૂપ કારાગૃહમાં સર્વદા બેડીરૂપ છે.[46] ઈંદ્રજાળરૂપ અને ખોટા સ્વપ્નરૂપ છે. સ્ત્રીનું નીચેનું અંગ ઉપરથી રૂપાળું પણ અંદર અત્યંત કુત્સિત, અનેક જાતનાં વિષ્ઠા, મૂત્ર તથા પરૂના આધારરૂપ, મેલવાળું, દુર્ગંધિ, દોષોથી ભરેલું, લોહીથી ખરડાએલું અને અસ્વચ્છ હોય છે.[47-48] બ્રહ્માએ પૂર્વે સ્ત્રી જાતિને જાણે માયાવી પુરૂષોની માયા હોય એવી બનાવી છે. એ જાતિ મુમુક્ષુઓને ઝેરરૂપ છે. તેથી તેઓ એને જોવા ઈચ્છતા નથી અને મનમાં પણ ઇચ્છતા નથી.[49]

નારાયણ કહે છેઃ–હે નારદજી ! તુલસી એટલું બોલીને બંધ પડતાં પછી શંખચૂડે હસીને તેમને નીચે પ્રમાણે કહ્યું.[50]

શંખચૂડ કહે છેઃ–હે સુંદરિ ! તમે જે કહ્યું તે સઘળું ખોટું નથી પણ કાંઈક સાચું અને કાંઈક ખોટું છે; તે વિષે હું કહું છું તે

સાંભળો.[૫૧] પરમેશ્વરે સર્વને મોહ ઉપજાવનારૂં સ્રીનું રૂપ બે પ્રકારનું રચેલું છે. તેમાં જે વાસ્તવરૂપ છે તે વખાણવા યોગ્ય છે અને જે અવાસ્તવ છે તે નિંદિત છે.[૫૨] લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા, સાવિત્રી અને રાધા આદિ જે સૃષ્ટિના મૂળરૂપ અને પહેલી સૃષ્ટિ છે તે, તથા તેઓના અંશ અને કળારૂપ જે સ્રીરૂપ છે તે વાસ્તવ કહેવાય છે, અને તે રૂપ વખાણવા યોગ્ય, યશરૂપ અને સર્વ મંગલ આપનાર છે.[૫૩-૫૪] શતરૂપા, દેવહૂતિ, સ્વધા, સ્વાહા, દક્ષિણા; છાયાવતી, રોહિણી, વરૂણની સ્રી, ઇંદ્રાણી, કુબેરની સ્રી, અદિતિ, દિતિ, લોપામુદ્રા, અનસૂયા, કોટભી, તુલસી, અહલ્યા, અરૂંધતી, મેના, તારા, મંદોદરી, દમયંતી, વેદવતી, ગંગા, મનસા, પુષ્ટિ, તુષ્ટિ, સ્મૃતિ, મેધા, કાલિકા, પૃથ્વી, ષષ્ઠી, મંગલચંડી, ધર્મની સ્રી મૂર્તિ, સ્વસ્તિ, શ્રદ્ધા, શાંતિ, કાંતિ, ક્ષમા, નિદ્રા, તંદ્રા, ક્ષુધા, તૃષા, સંધ્યા, રાત્રિ, દિવસની અધિષ્ઠાતા દેવી, સંપત્તિ, ધૃતિ, કીર્ત્તિ, ક્રિયા, શોભા, પ્રભા અને શિવા, એઓ તથા કળા અને કળાના અંશરૂપ જે અપ્સરા આદિ સ્રીઓનું રૂપ છે તે પ્રત્યેક યુગમાં ઉત્તમ છે; અને જે છીનાળ સ્રીઓનું રૂપ છે તે નિંદિત છે.[૫૫-૬૧] જેઓમાં સત્વગુણ પ્રધાન છે અને જેઓમાં પ્રભાવ રહ્યો છે એવી પતિવ્રતાઓનું રૂપ બ્રહ્માંડોમાં સ્તુતિપાત્ર છે.[૬૨] એ રૂપ વાસ્તવ જાણવું એમ વિદ્વાનો કહે છે. કેટલીએક સ્રીઓ રજોગુણના અંશરૂપ અને કેટલીએક તમોગુણના અંશરૂપ છે.[૬૩] તેઓમાં રજોગુણના અંશરૂપ સ્રીઓ મધ્યમ છે. કારણ કે તેઓ ભોગમાં લંપટ, સુખ–સંભોગથી વશ થાય એવી, અને સર્વદા પોતાના કામમાં તત્પર છે.[૬૪] તેઓ કપટ કરનારી, મોહ કરનારી અને ધર્મ તથા નીતિથી વિમુખ હોય છે. એટલામાટેજ એવી જાતની સ્રીઓ પતિવ્રતા હોતી નથી.[૬૫] આવી સ્રીઓને વિદ્વાનોએ મધ્યમ પ્રકારમાં ગણેલી છે. જે સ્રીઓ તમોગુણરૂપ છે તેઓ તો નીચ કૃત્યથી નજ અટકાવી શકાય એવી હોય છે માટે તેઓને વિદ્વાનોએ અધમ પ્રકારમાં ગણેલી છે.[૬૬] તમે કહ્યું કેઃ–"સારા કુળનો અને વિલક્ષણતા ધરાવનારો પુરૂષ નિર્જન, નિર્જલ કે એકાંત સ્થળમાં પરસ્રીને કાંઇ પૂછેજ નહિ" એ વાત સાચી છે પણ હું તો હમણાં બ્રહ્માની આજ્ઞાથી તમારી પાસે આવ્યો છું અને ગાંધર્વ વિવાહથી તમારૂં ગ્રહણ કરીશ.[૬૭-૬૮] હે સુંદરિ ! દેવતાઓને ભગાડનારો અને દનુના વંશમાં ઉત્પન્ન થએલો જે શંખચૂડ કહેવાય છે તે હુંજ છું. હું પૂર્વે શ્રીકૃષ્ણના આઠ પાર્ષદ ગોવાળીઆઓમાં સુદામા નામનો ગોવાળીઓ હતો તે હમણાં રાધાના શાપથી દાનવ થયો છું.[૬૯-૭૦] શ્રીકૃષ્ણના મંત્રના પ્રભાવને લીધે મને પૂર્વજન્મનું સ્મરણ છે તેથી સઘળી વાત જાણું છું. હે તુલસિ ! તમને પણ તમારા પૂર્વજન્મનું સ્મરણ છે. તમને પૂર્વે શ્રીકૃષ્ણે ભોગવ્યાં હતાં[૭૧] અને હમણાં રાધાના કોપથી પૃથ્વીના ભરતખંડમાં જન્મેલાં છો. પૂર્વ જન્મમાં તમારો ભોગ કરવાને હું બહુ આતુર હતો પણ રાધાની બ્હીકથી તે કામ મારાથી બની શક્યું નથી.[૭૨]

નારાયણ કહે છેઃ–હે નારદજી ! એટલું બોલીને તે શંખચૂડ બંધ પડતાં રાજી થએલાં તુલસીએ મંદ હાસ્ય કરીને તેને નીચે પ્રમાણે વચન કહ્યું.[૭૩]

તુલસી કહે છેઃ–તમારા જેવો વિલક્ષણ પુરૂષ સર્વદા લોકોમાં વખણાય છે. સારી સ્રી કામનાને લીધે સર્વદા તમારા જેવા પતિની ઇચ્છા કરે છે.[૭૪] તમે હમણાં ખરેખરી રીતે

મને વિચારમાં હરાવી દીધી. જે પુરૂષ સ્ત્રીની પાસે હારી જાય છે તે તો નિંદિત અને અપવિત્ર છે.[૭૫] સ્ત્રીએ જીતી લીધેલા પુરૂષને દેવ, પિતૃ તથા ગંધર્વો નિંદે છે. જે પુરૂષ સ્ત્રીને વશ હોય તેને તેનાં માબાપ અને ભાઇ પણ મનથી ધિક્કારે છે.[૭૬] જન્માશૌચમાં તથા મૃતાશૌચમાં બ્રાહ્મણ દશ દિવસે, ક્ષત્રિય બાર દિવસે, વૈશ્ય પંદર દિવસે, શૂદ્ર એક મહિને અને વર્ણસંકર પુરૂષ પોતાની માની જાતને યોગ્ય સૂતકથી શુદ્ધ થાય છે, પણ સ્ત્રીને વશ થએલો પુરૂષ તો સર્વદા અશુદ્ધ રહે છે અને ચિતામાં બળે ત્યારેજ પવિત્ર થાય છે.[૭૭-૭૮] એવો પુરૂષ પિંડદાન કે તર્પણ કરે તેનું પિતૃઓ ગ્રહણ કરતા નથી અને દેવતાઓ પણ તેણે આપેલાં ફૂલ અને જળ આદિને સ્વીકારતા નથી.[૭૯] જેના મનને સ્ત્રીએ હરી લીધું હોય તે પુરૂષનાં જ્ઞાન, તપ, હોમ, પૂજન, વિદ્યા અને યશ વ્યર્થ છે.[૮૦] તમારી વિદ્યા અને શક્તિ જાણવાને વાસ્તે મેં તમારી પરીક્ષા કરી છે. કામનાવાળી સ્ત્રી પતિની પરીક્ષા કરીને પછી તેને વરે છે.[૮૧] ગુણ વગરના, વૃદ્ધ, અજ્ઞાની, દરિદ્ર, મૂર્ખ, રોગી, કુત્સિત, બહુ ક્રોધી, બહુ ભુંડા મ્હોડાવાળા, પાંગળા, અંગ વગરના, આંધળા, બહેરા, જડ, મુંગા, નપુંસક જેવા, કે પાપી વરને જે ધણી પોતાની કન્યા આપે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૮૨,૮૩] શાંત, ગુણવાન, જુવાન, વિદ્વાન અને સુપાત્ર વરને જે ધણી પોતાની કન્યા આપે તેને દશ યજ્ઞ કર્યાનું ફળ થાય છે.[૮૪] જે પુરૂષ દીકરીને ઉછેરીને પછી ધનના લોભથી તેને વેચે તે પુરૂષ કુંભીપાકમાં પડે છે.[૮૫] ત્યાં એ પાપી કુંભીપાકમાં એક કલ્પ સુધી તે કન્યાનાં વિષ્ઠા અને મૂત્ર ખાય છે તથા તેને કીડાઓ કરડે છે અને કાગડાઓ ઠોલે છે.[૮૬] કુંભીપાક ભોગવી ચૂકાયા પછી તેને અવશ્ય મહાવ્યાધિથી ભરેલો જન્મ આવે છે અને તે જન્મમાં માંસ વેચવું પડે છે તથા રાત્રિ દિવસ ભાર ઉપાડવો પડે છે.[૮૭,૮૮]

નારાયણ કહે છેઃ-હે નારદજી! તુલસી એ પ્રમાણે બોલીને ચૂપ રહ્યાં તેટલી વારમાં બ્રહ્માએ ત્યાં આવીને તેઓને નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કહે છેઃ-હે શંખચૂડ! તું આની સાથે સંવાદ શું કરે છે?[૮૯] ગાંધર્વ વિવાહની રીતિથી તું એનું ગ્રહણ કર. તું પુરૂષોમાં રત્નરૂપ છે અને આ સતી સ્ત્રીઓમાં રત્નરૂપ છે.[૯૦] ચતુર સ્ત્રીને ચતુર પુરૂષની સાથે સમાગમ બહુ આનંદ આપે છે. હે શંખચૂડ! દુર્લભ અને વિરોધ વગરનું જે સુખ મળતું હોય તેને કોણ છોડી દે?[૯૧] જે ધણી અડચણવગરના સુખને પણ છોડી દે તેને પશુજ સમજવો, એમાં કાંઇ સંશય નથી. હે સતી તુલસિ! આવા ગુણવાન પતિની તું શું પરીક્ષા કરે છે? આ શંખચૂડ કે જે દેવ, અસુર અને દાનવોનું મર્દન કરનાર છે તેની ઉત્તમ પરીક્ષા થઇ ચૂકીજ છે. જેમ વિષ્ણુની પાસે લક્ષ્મી, શ્રીકૃષ્ણની પાસે રાધા, મારી પાસે સાવિત્રી, સદાશિવની પાસે પાર્વતી, વરાહની પાસે પૃથ્વી, યજ્ઞની પાસે દક્ષિણા, અત્રિની પાસે અનસૂયા, નળની પાસે દમયંતી, ચંદ્રની પાસે રોહિણી, કામદેવની પાસે રતિ, કશ્યપની પાસે દિતિ, વસિષ્ઠની પાસે અરૂંધતી, ગૌતમની પાસે અહલ્યા, કર્દમની પાસે દેવહૂતિ, બૃહસ્પતિની પાસે તારા, મનુની પાસે શતરૂપા, અગ્નિની પાસે સ્વાહા, ઇંદ્રની પાસે ઇંદ્રાણી, ગણેશની પાસે પુષ્ટિ, કાર્ત્તિકેયની પાસે દેવસેના અને ધર્મની પાસે મૂર્ત્તિ રહે છે, તેમ તું શંખચૂડની પાસે સૌભાગ્યવતી અને પ્યારી થઇને રહે. હે સુંદરિ! આ

કાળ સુધી આ સુંદર પતિની સાથે નિરંતર યથેષ્ટ રીતે ઠેકાણે ઠેકાણે વિહાર કર.[૯૨-૯૯] શંખચૂડ મરી ગયા પછી તને વૈકુંઠમાં ચાર ભુજાવાળા વિષ્ણુની પ્રાપ્તિ થશે અને ગોલોકમાં શ્રીકૃષ્ણની પ્રાપ્તિ પણ થશે.[૧૦૦]

**पश्चात्प्राप्स्यसि गोलोके श्रीकृष्णं पुनरेव सा ॥**
**चतुर्भुजं च वैकुंठे शंखचूडे मृते सति ॥ १०० ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

---

# अध्याय १९ मो.

## તુલસી અને શંખચૂડનો વિવાહ ઇત્યાદિ

### नारद उवाच

**विचित्रमिदमाख्यानं भवता समुदाहृतम् ॥**
**श्रुतेन येन मे तृप्तिर्न कदापि हि जायते ॥१॥**

નારદજી પૂછે છેઃ—આ એવું વિચિત્ર આખ્યાન આપે કહ્યું કે જે સાંભળવાથી મને કદી પણ તૃપ્તિ ન થાય.[૧] હે મોટી બુદ્ધિવાળા! એ પછી શું થયું તે મારી પાસે કહો.

નારાયણ કહે છેઃ—બ્રહ્મા એ પ્રમાણે કહી આશીર્વાદ આપીને પોતાને ઠેકાણે ગયા[૨] અને શંખચૂડ ગાંધર્વવિવાહની રીતિથી તુલસીને પરણ્યો. એ સમયમાં સ્વર્ગલોકમાં દુંદુભિ વાગ્યાં અને આકાશમાંથી ફૂલની વૃષ્ટિ થઈ.[૩] શંખચૂડ દાનવ તુલસીને રહેવાના સુંદર ઘરમાં તુલસીની સાથે વિહાર કરવા લાગ્યો. નવીન સમાગમ પામેલાં તુલસી સંભોગસુખરૂપી નિર્જલ સમુદ્રમાં ડૂબી જઈને તેમાં મૂર્છિત થઈ ગયાં.[૪] રસિક લોકોનો શિરોમણિ શંખચૂડ રતિસંબંધી ચોસઠ આસનોથી આપવામાં આવતું, પરસ્પર અંગ અને ઉપાંગના મળવાથી થતું જે સુખ કામશાસ્ત્રમાં કહેલું છે તે સઘળું સંપૂર્ણ રીતે કરવા લાગ્યો; કે જે સુખ રસિક પુરૂષોને અને રસિક સ્ત્રીઓને પ્યારૂં લાગે છે. ભૂષણોથી શણગારેલો એ રસિક દાનવ સઘળા જીવજંતુ વગરના અને ફૂલ તથા ચંદનથી સુશોભિત કરેલા રમણીય પ્રદેશમાં, ફૂલવાડીમાં અને ફૂલ તથા ચંદનથી સુશોભિત કરેલ નદીના કાંઠામાં રત્નનાં ભૂષણોથી શણગારેલાં તુલસીને ફૂલ અને ચંદનની શય્યામાં લઇને વિહાર કરતો હતો અને તેઓને ફૂલ તથા ચંદનનો પવન સેવતો હતો. રતિની રીતિમાં વિલક્ષણતા ધરાવનારાં એ બે સ્ત્રી પુરૂષ રતિથી અટકતાંજ ન હતાં. સતી તુલસીએ પોતાની ચપલ લીલાથી પતિનું મન હરી લીધું[૫-૧૦] અને રસભાવને જાણનારા પતિએ તુલસીનું મન હરી લીધું. શંખચૂડના તિલકને અને તેની છાતીમાં લગાવેલાં ચંદનને વિહારના સમયમાં તુલસી હરવા લાગ્યાં[૧૧] અને તુલસીના લલાટમાંના સિંદૂરને તથા કેસરની વેલને શંખચૂડ હરવા લાગ્યો. શંખચૂડ તુલસીની છાતીમાં અને સ્તનમાં પ્રીતિથી પોતાના નખની રેખા દેવા લાગ્યો[૧૨] અને તુલસી શંખચૂડના ડાબા પડખામાં પોતાના કંકણની નિશાની દેવા લાગ્યાં. શંખચૂડ તુલસીના હોઠમાં દાંતના ઘા દેવા લાગ્યો[૧૩] અને તુલસી શંખચૂડનાં બન્ને કપોલમાં તેથી ચોગણી દાંતની નિશાની દેવા લાગ્યા. પરસ્પરનું આલિંગન, ચુંબન તથા બન્ને સાથળ આદિ અવયવોનું મર્દન કરવા લાગ્યાં.[૧૪] મહા વિલક્ષણતાવાળાં એ બન્ને જણાં આ પ્રમાણે પરસ્પરની સાથે ક્રીડા કરતાં હતાં. સુરત પુરૂં થઇ રહે ત્યારે બન્ને જણાં ઉઠીને જેવો જેવો મનમાં ધારેલ હોય તેવો તેવો સુવેષ કરતાં હતાં. તુલસી કેસરથી રંગેલાં ચંદનથી શંખચૂડને તિલક કરતાં હતાં અને તેના સઘળા રમણીય શરીરમાં ચંદનનું લેપન

કરતાં હતાં.[૧૫,૧૬] 'હું તમારી દાસી છું' એમ વારંવાર બોલીને શંખચૂડને સુગંધી બીડી, અગ્નિથી ધોએલાં વસ્ત્ર, જરા તથા રોગને હરનારાં પારિજાતનાં ઉત્તમ પુષ્પ, અમૂલ્ય રત્નોથી બનાવેલી ઉત્તમ વીંટી અને ત્રૈલોક્યમાં ન મળે એવો સુંદર મણિ આપતાં હતાં.[૧૭-૧૯] તે ગુણવાન સ્વામીને પરમ ભક્તિથી નમતાં હતાં અને તેના કટાક્ષવાળા સુંદર મુખકમળને હસી હસીને નિમેષ વગરનાં નેત્રોથી વારંવાર જોયા કરતાં હતાં. શંખચૂડ પણ તે પ્યારીને ખેંચીને પોતાની છાતીમાં દાબતો હતો.[૨૦,૨૧] મંદ હાસ્યવાળા અને ઘુંઘટાથી ઢંકાએલા તેના મુખકમળને જોયા કરતો હતો અને તેના કઠણ ગાલનું તથા ઘોલા સરખા હોઠનું વારંવાર ચુંબન કરતો હતો.[૨૨] વરૂણની પાસેથી હરી લીધેલાં બે વસ્ત્ર, ત્રૈલોક્યમાં પણ ન મળે એવી રત્નની માળા, અગ્નિની પાસેથી હરી લીધેલાં તેની સ્ત્રી સ્વાહાનાં બે ઝાંઝર, સૂર્યની સ્ત્રી છાયાના બે બાજુબંધ, ચંદ્રની સ્ત્રી રોહિણીનું કુંડલ અને કામદેવની સ્ત્રી રતિની ઉત્તમ વીંટીઓ તથા બીજાં પણ હાથનાં આભરણ તુલસીને આપતો હતો. વિશ્વકર્માએ પોતાને આપેલો વિચિત્ર અને સુંદર શંખ, વિચિત્ર માણિક્યની પંક્તિઓવાળી દુર્લભ શય્યા અને બીજાં પણ ભૂષણો આપીને શંખચૂડ હસતો હતો.[૨૩-૨૬] તુલસીના મોટા ચોટલામાં મંગળસૂચક આભરણ ગુંથતો હતો, ગાલ ઉપર ચંદનની વિચિત્ર વેલ કહાડતો હતો,[૨૭] લલાટમાં વિચિત્ર કેસરના ચાંલ્લાની સાથે સુગંધી ચંદનની ત્રણ આડ કરતો હતો,[૨૮] પ્રજ્વલિત દીવા સરખું સિંદૂરનું તિલક કરતો હતો, સ્થળકમળથી પણ અધિક શોભાવાળાં તેમનાં બે ચરણારવિંદમાં અને નખો ઉપર પ્રીતિથી અળતાનો વિચિત્ર રંગ દેતો હતો, રંગવાળાં તેમનાં ચરણારવિંદને વારંવાર પોતાની છાતીપર મૂકીને રાજી થતો હતો અને રત્નથી શોભેલા હાથવડે તેમને પોતાની છાતીમાં દાબીને 'હે દેવિ! હું તારો દાસ છું' એમ વારંવાર બોલતો હતો. પછી શંખચૂડ રાજા તપોવનને છોડીને તુલસીની સાથે બીજાં સ્થાનકોમાં જવા લાગ્યો. દેવતાઓના નિવાસરૂપ મલય આદિ મોટા મોટા પર્વતોમાં, તપોવનોના અત્યંત રમણીય પ્રદેશોમાં, ફૂલવાડીઓમાં, એકાંતવાળી ગુફાઓમાં, સમુદ્રના સુંદર કિનારાઓમાં, જળ તથા પવનથી મનને હરનારા પુષ્પભદ્રા નદીના કિનારામાં, બીજી નદીઓના દિવ્ય કિનારામાં, પ્રત્યેક નદીમાં, અને પ્રત્યેક નદમાં વિહાર કરવા લાગ્યો. વસંતમાં ભ્રમરાઓના સુંદર ગુંજારવાળાં વિસ્પંદન, સુરસન, નંદન, ગંધમાદન અને ચિત્રચંદન નામનાં દેવતાઈ વનોમાં રમણ કરતો હતો. ચંપક, કેતકી, માધવી, બટમોગરો, માલતી, કુમુદ અને પદ્મનાં વનોમાં વિહાર કરતો હતો. પ્રત્યેક કલ્પવૃક્ષ તથા પ્રત્યેક પારિજાતનાં વનમાં, એકાંતવાળી સુવર્ણની ભૂમિઓમાં, મહારમણીય મેરૂપર્વતમાં અને કાંચીવન, કિંજલ્ક, કંચુક તથા કાંચનાકર નામનાં વનોમાં વિલાસ કરવા લાગ્યો. કોયલના ટૌકારાવાળાં અને ફૂલ તથા ચંદનના પવનવાળાં સ્થળોમાં એ શંખચૂડ ફૂલ તથા ચંદનની શય્યાઓમાં સૂતો હતો અને ફૂલ તથા ચંદનથી ભરપૂર રહેતો હતો. કામનાવાળાં એ દંપતી ઘણી પ્રીતિથી વિહાર કરતાં હતાં તેમાં શંખચૂડ પણ તૃપ્ત થતો ન હતો અને તુલસી પણ તૃપ્ત થતાં ન હતાં.[૨૯-૪૦] જેમ ઘી હોમવાથી અગ્નિ વધતો જાય તેમ તેઓનો કામદેવ વધતો જતો હતો. પછી એ દાનવ તુલસીની સાથે પાછો પોતાની આશ્ર-

મમાં આવ્યો.[૪૧] ત્યાં આવી ક્રીડા કરવાના રમણીય સ્થળમાં જઇને વારંવાર વિહાર કરવા લાગ્યો. આ પ્રમાણે પ્રતાપી અને મહાત્મા શંખચૂડે પુરા એક મન્વંતર સુધી દેવતાઓનું, દાનવોનું, દૈત્યોનું, ગંધર્વોનું, કિન્નરોનું અને રાક્ષસોનું ચક્રવર્ત્તી રાજ્ય કર્યું. જેઓના અધિકાર હરાઈ ગયા હતા એવા દેવતાઓ તો ભિખારી જેવા થઇને ફરતા હતા.[૪૨-૪૪] પછી બહુજ મુંઝાએલા દેવતાઓ બ્રહ્માની સભામાં જઈ એ વૃત્તાંતનું નિવેદન કરીને વારંવાર બહુજ રોવા લાગ્યા.[૪૫] આમ થતાં બ્રહ્માએ દેવતાઓની સાથે સદાશિવના સ્થાનકમાં જઈ તેમની પાસે તે વૃત્તાંત નિવેદન કર્યું.[૪૬] તે પછી બ્રહ્મા અને સદાશિવ સર્વે દેવતાઓને સાથે લઇને જરા તથા મરણ વગરના વૈકુંઠ નામના વિષ્ણુના મહાદુર્લભ ધામમાં ગયા.[૪૭] તેઓ વિષ્ણુના દરબારના દ્વારમાં પહોંચ્યા ત્યાં રત્નનાં સિંહાસનોપર બેઠેલા દ્વારપાલો તેઓના જોવામાં આવ્યા.[૪૮] સઘળા દ્વારપાલો પીળાં વસ્ત્રોથી શોભતા હતા. રત્નનાં આભરણોથી દીપતા હતા. શંખ, ચક્ર, ગદા, પદ્મ અને વનમાળા ધરી હતી. સઘળાઓનાં શરીર શ્યામ સુંદર હતાં અને ભુજા ચાર ચાર હતી. મંદ હાસ્ય કરતા, પ્રસન્ન મુખવાળા અને કમળ સરખાં નેત્રવાળા એ મનોહર દ્વારપાલોની પાસે બ્રહ્માએ અંદર જવાસારૂ પોતાની વાત કહી સંભળાવી. દ્વારપાલોએ આજ્ઞા આપતાં તેઓ અંદર ગયા.[૪૯-૫૧] એવી રીતે બ્રહ્મા દેવતાઓની સાથે સોળ દ્વાર જોઈ સર્વે દ્વારને મૂકીને વિષ્ણુની સભામાં આવ્યા.[૫૨] એ સભામાં મોટા મોટા દેવર્ષિઓ બેઠા હતા. ચાર ચાર ભુજાવાળા, વિષ્ણુના જેવાજ સ્વરૂપવાળા અને કૌસ્તુભથી શણગારેલા સઘળા પાર્ષદો ચારેકોર શોભતા હતા.[૫૩] એ સભાનો આકાર ચોરસ અને નવીન ચંદ્રના મંડલ જેવો મનોહર હતો. સઘળી બનાવટ ઉત્તમ મણિઓની હતી. હીરાની પંક્તિઓ શોભી રહી હતી.[૫૪] અમૂલ્ય રત્નો જડેલાં હતાં, સઘળી સભા વિષ્ણુની ઈચ્છાથી બની હતી. માણિક્યની માળા જેવી લાગતી હતી. મોતીની પંક્તિઓથી શોભતી હતી.[૫૫] ગોળ આકારનાં રત્નરૂપી કરોડો અરીસાઓથી શણગારેલી હતી. અનેક પ્રકારનાં ચિત્રોની ગોઠવણથી દીપી રહી હતી.[૫૬] પદ્મરાગ મણિથી બનાવેલી અને સુંદર મણિઓનાં કમળોથી યુક્ત સ્યમન્તક મણિનિર્મિત સેંકડો સોપાનપંક્તિઓ શોભી રહી હતી.[૫૭] ઉત્તમ વસ્ત્રોની ગાંઠોવાળા અને જેઓના ઉપર સુંદર ચંદનનાં પાંદડાં બાંધેલાં હતાં એવા ઉત્તમ ઈંદ્રનીલ મણિના સ્તંભો અત્યંત મનોહર રીતે ચારેકોર શોભી રહ્યા હતા.[૫૮] ઉત્તમ રત્નોથી જડેલા અનેક પૂર્ણ કુંભો અને પારિજાતનાં પુષ્પોની માળાઓ દીપી રહી હતી.[૫૯] કસ્તૂરી અને કેસરથી રંગેલાં સુગંધી ચંદનનાં વૃક્ષો દીપી રહ્યાં હતાં. સર્વ સ્થળોમાં સુગંધી વાયુ વાતો હતો[૬૦] અને અનેક વિદ્યાધરીઓ નાચ કરતી હતી. હજાર યોજનના વિસ્તારવાળી અને પાર્ષદોથી ભરપૂર એ સભા બ્રહ્મા, શંકર અને દેવતાઓના જોવામાં આવી. એ સભાના મધ્યમાં તારાઓથી વીંટાએલા, ચંદ્રની પેઠે શોભતા અને અમૂલ્ય રત્નોથી બનાવેલા વિચિત્ર સિંહાસનપર બિરાજેલા વિષ્ણુભગવાન તેઓના જોવામાં આવ્યા. એમણે કીરીટ, કુંડલ અને વનમાળા ધરેલાં હતાં[૬૧-૬૩] સર્વ અંગોમાં ચંદનનું લેપન કર્યું હતું. હાથમાં રમવાનું કમળ ધર્યું હતું. મ્હોડા આગળ થતા નાચને અને ગાયનને મંદ હાસ્યપૂર્વક પ્રીતિથી જોતા હતા.[૬૪] એ શાંત અને સુશોભિત વિષ્ણુની પાસે સરસ્વતી બ-

હુજ શોભતાં હતાં ગંગાજી ધોળા ચમરથી પરમ ભક્તિપૂર્વક પવન ઢોળતાં હતાં. સર્વે લોકો ભક્તિથી પોતાનાં મસ્તક નમાવીને સ્તુતિ કરતા હતા. વિષ્ણુ પોતે લક્ષ્મીજીએ આપેલી સુગંધી બીડી ચાવતા હતા અને એમનાં ચરણારવિંદ લક્ષ્મીજીએ હાથમાં ધર્યાં હતાં.[૬૫,૬૬] એવા એ પરિપૂર્ણ પ્રભુને જોઇ બ્રહ્મા આદિ સર્વે દેવતાઓ તેમને પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યા.[૬૭] ભય પામેલા અને પરમ ભક્તિથી માથાં નીચાં નમાવીને ઉભેલા એ દેવતાઓનાં સઘળાં અંગો રોમાંચિત થઇ ગયાં હતાં, નેત્રોમાં આંસુ આવ્યાં હતાં અને કંઠ ગદ્ગદ થયા હતા.[૬૮] પછી બ્રહ્માએ હાથ જોડી નમ્રતાથી વિષ્ણુની આગળ સઘળા વૃત્તાંતનું નિવેદન કર્યું.[૬૯] સર્વજ્ઞ અને સઘળા પ્રકારોને જાણનારા વિષ્ણુએ બ્રહ્માનું વચન સાંભળીને તેમને નીચે પ્રમાણે રહસ્યરૂપ મનોહર વચન કહ્યું.[૭૦]

વિષ્ણુ કહે છેઃ–હે બ્રહ્મા ! શંખચૂડ કે જે પૂર્વે મહા તેજસ્વી મારો ભક્ત ગોવાળીઓ હતો તેના વૃત્તાંતને હું જાણું છું.[૭૧] પાપને હરનાર અને પુણ્યને પ્રાપ્ત કરનાર જુના ઇતિહાસરૂપ, ગોલોકમાં થએલું એ વૃત્તાંત છે તે સાંભળો.[૭૨] મારા પાર્ષદોમાં ઉત્તમ જે સુદામા નામનો ગોવાળીઓ હતો તે મહાદારૂણ રાધાના શાપથી દાનવનો અવતાર પામેલો છે.[૭૩] ગોલોકમાં હું એક દિવસે વિરજા નામની ગોપીને લઇને મારા સ્થાનકમાંથી રાસમંડલમાં ગયો હતો.[૭૪] રાધા કે જે મને પ્રાણથી પણ અધિક પ્યારાં છે તેમને એ વાતની કોઈ દાસીએ ખબર આપતાં તે ક્રોધ કરીને રાસમંડલમાં આવ્યાં પણ તેમણે ત્યાં મને દીઠો નહિ.[૭૫] પછી વિરજાને નદીરૂપ થએલી અને મને તિરોહિત થએલો જોઇને તે પાછાં પોતાની સખીઓની સાથે પોતાના સ્થાનકમાં ગયાં.[૭૬] ત્યાં એમના મંદિરમાં હું કે જે ગુપચૂપ થઇ સ્થિરપણાથી સુદામાની સાથે ઉભો હતો તેને જોઈ તેમણે ઘણો તિરસ્કાર કરવા માંડયો.[૭૭] એ સાંભળીને જેનાથી સહન ન થઇ શક્યું એવા સુદામાએ રાધા ઉપર ક્રોધ કર્યો અને ક્રોધને લીધે મારા દેખતાં તે સુદામા રાધાને તરછોડવા લાગ્યો.[૭૮] સુદામાનાં વચન સાંભળી જેમનાં નેત્રકમળ કોપથી રાતાં થઈ ગયાં એવાં રાધાએ ત્રાસ પામેલા તે સુદામાને મારી સભામાંથી બહાર કહાડવાની આજ્ઞા કરી.[૭૯] તે સમયે કોઈથી અટકાવી શકાય નહિ એવી એમની મહા તેજસ્વી લાખ સખીઓ ઉઠી અને એઓએ વારંવાર બડબડતા એ સુદામાને તુરત બહાર કહાડયો.[૮૦] સુદામાએ રાધાની સખીઓને કેટલોક માર માર્યો તે સાંભળવામાં આવતાં રાધાએ ક્રોધથી સુદામાને દારૂણ શાપ દીધો કે "અરે! તું દાનવની યોનિમાં જા."[૮૧] આ શાપથી સુદામા રાધાને ગાળો દેતો દેતો અને રોતો રોતો મને પગે લાગીને જવા લાગ્યો, તેને જોઇ કૃપાને લીધે પાછાં પ્રસન્ન થએલાં રાધાએ તેને વાર્યો કે "હે પુત્ર ! ઉભો રહે ! ઉભો રહે ! તું ક્યાં જાય છે? જજેમાં." આ પ્રમાણે વારંવાર બોલીને રાધા વિહ્વલતાથી મૂર્છા પામી ગયાં.[૮૨-૮૩] એ સમયમાં બહુ દુઃખ પામેલી સઘળી ગોપીઓ અને ગોવાળીઆઓ રોવા લાગ્યાં. તે પછી એ સઘળાંઓને તથા રાધાને મેં સમજાવ્યાં કે "આ સુદામા શાપ પામીને પાછો અર્ધા ક્ષણમાં અહીં આવશે." પછી 'હે સુદામા ! તું તુરત અહીં આવજે' એમ કહીને મેં રાધાને પણ બીજું બોલતાં અટકાવ્યાં.[૮૪-૮૫] હે બ્રહ્મા ! ગોલોકના અર્ધા ક્ષણમાં પૃથ્વીનું એક મન્વંતર થઈ જાય છે.

એ પ્રમાણે મેં વચન આપવાથી, સુદામા કે જે હમણાં મહા બળવાન, યોગેશ્વર અને સઘળી માયાઓમાં વિચક્ષણ શંખચૂડરૂપે અવતર્યો છે તે પાછો ગોલોકમાં જશે.[૮૬–૮૭] તમો મારૂં ત્રિશૂલ લઇને તુરત ભરતખંડમાં જાઓ અને એ ત્રિશૂલથી સદાશિવે એ દાનવનો સંહાર કરવો.[૮૮] એ શંખચૂડ સર્વ મંગળ દેનારા મારા કવચને સર્વદા કંઠમાં ધરી રાખે છે તેથી સંસારમાં તેણે જય મેળવ્યો છે.[૮૯] હે બ્રહ્મા ! એ કવચ એની પાસે છે ત્યાં સુધી તેને કોઈ પણ મારવાને સમર્થ નથી માટે હું બ્રાહ્મણનું રૂપ ધરીને તેની પાસેથી એ કવચ માગી લઈશ.[૯૦] તમે એને વરદાન આપેલું છે કે "જે સમયમાં તારી સ્ત્રીના સતીપણાનો ભંગ થશે તે સમયેજ તારૂં મૃત્યુ થશે."[૯૧] તો એ તમારા વચન પ્રમાણે તેની સ્ત્રીના ઉદરમાં હું અવશ્ય મારૂં વીર્ય નાખીશ એટલે તેજ ક્ષણે શંખચૂડ મરશે એમાં સંશય નથી.[૯૨] પછી એની સ્ત્રી પણ પોતાનો દેહ છોડી દઇને મારી સ્ત્રી થશે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કહી વિષ્ણુએ સદાશિવને ત્રિશૂલ આપ્યું.[૯૩] ત્રિશૂલ આપીને વિષ્ણુ તુરત સભામાંથી અંદર ગયા અને બ્રહ્મા તથા રૂદ્ર આદિ દેવતાઓ રાજી થઇને ભરતખંડમાં ગયા.[૯૪]

**शूलं दत्वा ययौ शीघ्रं हरिरभ्यंतरे मुदा ॥**
**भारतं च ययुर्देवा ब्रह्मरुद्र[illegible]रोगमाः ॥९४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

## અધ્યાય ૨૦ મો.

### શંખચૂડ અને દેવતાઓના યુદ્ધનો ઉપક્રમ

**श्रीनारायण उवाच**

**ब्रह्मा शिवं सं[illegible] संहारे दानवस्य च ॥**
**जगाम स्वालयं तूर्णं यथास्थानं [illegible]राक्षमाः ॥**

નારાયણ કહે છેઃ—પછી બ્રહ્મા શંખચૂડને મારવાના કામમાં સદાશિવને જોડીને તુરત પોતાના સ્થાનકમાં ગયા અને દેવતાઓ પણ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા.[૧] સદાશિવ ચંદ્રભાગા નદીને કિનારે સુંદર વડની નીચે દેવતાઓનું હિત કરવાને રહ્યા.[૨] ત્યાં રહીને સદાશિવે પોતાના પ્યારા ચિત્રરથ નામના મોટા ગંધર્વને પ્રીતિથી દૂત કરીને તુરત શંખચૂડની પાસે મોકલ્યો.[૩] સદાશિવની આજ્ઞાથી તે ચિત્રરથ તુરત શંખચૂડનું નગર કે જે ઇંદ્રના અને કુબેરના નગરથી પણ ઉત્કૃષ્ટ હતું ત્યાં ગયો.[૪] એ નગર પાંચ યોજનના વિસ્તારવાળું અને લંબાઇમાં તેથી બમણું હતું. સ્ફટિક જેવા મણિઓથી બનાવેલું હતું. ચારેકોર વાહનોથી વીંટાએલું હતું.[૫] કોઇથી અંદર જઈ શકાય નહિ એવી ફરતી સાત ખાઇઓ હતી. બળતા અગ્નિ જેવાં કરોડો રત્નો શોભી રહ્યાં હતાં.[૬] મણિની વેદિકાઓથી વિચિત્ર સેંકડો ગલીઓ હતી. અનેક વસ્તુઓથી દીપતા વેપારીઓના મોહોલા ચારેકોર થરકી રહ્યા હતા.[૭] સિંદૂર જેવા રંગના વિચિત્ર મણિઓ અને કરોડો સુશોભિત દિવ્ય ઘરોની ભારે શોભા જામી રહી હતી.[૮] એ નગરમાં જઇને શંખચૂડનું ઉત્તમ મંદિર ચિત્રરથના જોવામાં આવ્યું. એ મંદિર પૂર્ણચંદ્રના મંડલની પેઠે અત્યંત ગોળ આકારનું હતું.[૯] બળતા અગ્નિની જ્વાળાઓવાળી ફરતી ચાર ખાઇઓને લીધે શત્રુઓથી અંદર ન જઇ શકાય એવું હતું પણ બીજાઓથી સહજ જવાય એવું હતું.[૧૦] મણિઓના, આકાશને અડે એવા ઘણા ઊંચા કલશોથી શોભતું હતું. દરવાજા બાર હતા. દરવાજાઓમાં દ્વારપાલ બેઠા હતા.[૧૧] ઉત્તમ મણિઓથી બનાવેલાં, રત્નનાં પગથીઆંવાળાં અને રત્નના સ્તંભોવાળાં અનેક ઘરોથી શોભી રહ્યું

હતું.[12] ચિત્રરથ ગંધર્વ એ બાર દરવાજાઓમાંના એક ઉત્તમ દરવાજામાં આવ્યો ત્યાં શંખચૂડની આજ્ઞાથી ત્રિશૂલ ધરીને ઉભેલો, પીંગળી આંખોવાળો અને મંદ મંદ હસ્યા કરતો એક ભયંકર પુરૂષ તેના જોવામાં આવ્યો. એ પુરૂષની પાસે વાત કરીને તેની આજ્ઞાથી તે ગંધર્વ અંદર ગયો.[13-14] એને દૂત થઇને આવેલો જાણીને કોઇએ પણ અટકાવ્યો નહિ. પછી તેણે અંદરના દ્વારમાં જઇને દ્વારપાલને કહ્યું કેઃ–'યુદ્ધ સંબંધી સઘળો વૃત્તાંત તમારા રાજાને તુરત જણાવો.'[15-16] ચિત્રરથનું વચન સાંભળી શંખચૂડને ખબર આપીને દ્વારપાલે તેને અંદર જવાની આજ્ઞા આપી. ચિત્રરથે અંદર જઇને અનેક રાજાઓના મધ્યમાં સુવર્ણના સિંહાસનપર બેઠેલા અત્યંત રૂપાળા શંખચૂડને દીઠો. ઉત્તમ મણિઓથી જડેલું, દિવ્ય, રત્નની દાંડીવાળું અને રત્નોથી બનાવેલાં ઉત્તમ પુષ્પોથી શોભી રહેલું મનોહર સુવર્ણનું છત્ર એક સેવકે તેના ઉપર ધરેલું હતું.[17-19] અનેક પાર્ષદો સુંદર ધોળાં ચમરોથી તેને પવન ઢોળતા હતા. રત્નોનાં આભરણોથી શણગારેલો હતો.[20] પુષ્પની માળાઓ ધરી હતી. ચંદનનું લેપન કર્યું હતું. વેષ ઘણો સુંદર હતો. વસ્ત્ર ઝીણાં પહેર્યાં હતાં. સારા વેષવાળા ત્રણ કરોડ દાનવો તેને વીંટીને બેઠા હતા.[21] બીજા કરોડો યોદ્ધાઓ હાથમાં હથીઆરો લઇને તેની ચારે કોર ફર્યા કરતા હતા. એવા શંખચૂડને જોઇ વિસ્મય પામેલા ચિત્રરથે તેની પાસે, મહાદેવે કહેલાં વચન નીચે પ્રમાણે કહ્યાં.

ચિત્રરથ કહે છેઃ–હે રાજેંદ્ર ! હું ચિત્રરથ નામનો સદાશિવનો દૂત છું.[22,23] જે સમાચાર સદાશિવે કહેવરાવેલા છે તે કહું છું. સાંભળો. હવે દેવતાઓનું રાજ્ય અને દેવતાઓના અધિકાર દેવતાઓને પાછા સોંપી દો.[24] સઘળા દેવતાઓ મોટા દેવ વિષ્ણુને શરણે ગયા હતા અને તેમણે ત્રિશૂલ આપીને મહાદેવને મોકલ્યા છે.[25] એ સદાશિવ હમણાં ચંદ્રભાગા નદીને કિનારે વડની નીચે બિરાજે છે. હવે દેવતાઓને તેઓનો દેશ પાછો આપી દો અથવા નિશ્ચય કરીને યુદ્ધ કરો.[26] હું અહીંથી જઇને શું કહું તે સમાચાર આપો.

નારાયણ કહે છેઃ–એ પ્રમાણે ચિત્રરથનું વચન સાંભળી શંખચૂડે હસીને તેને કહ્યું[27] કેઃ–"હું સવારમાં ત્યાં આવીશ. તું હમણાં જા." ચિત્રરથે તુરત જઇને વડની નીચે બિરાજેલા સદાશિવની પાસે શંખચૂડના મ્હોડાની વાત કહી સંભળાવી. એ સમયમાં કાર્ત્તિકેયસ્વામી, વીરભદ્ર, નંદી, મહાકાળ, સુભદ્રક, વિશાલાક્ષ, બાણ, પિંગલાક્ષ, વિકંપન, વિરૂપ, વિકૃતિ, માણભદ્ર, બાષ્કલ, કપિલાક્ષ, દીર્ઘદંષ્ટ્ર, વિકટ, તામ્રલોચન, કાલકંઠ, બલિભદ્ર, કાલજીહ્વ, કુટીચર, બલોન્મત્ત, રણશ્લાઘી, દુર્જય, દુર્ગમ, આઠ મહાભયંકર ભૈરવ, અગીઆર રૂદ્ર, આઠ વસુ, ઇંદ્ર, બાર સૂર્ય, અગ્નિ, ચંદ્ર, વિશ્વકર્મા, અશ્વિનીકુમાર, કુબેર, યમ, જયંત, નલકૂબર, વાયુ, વરૂણ, બુધ, મંગળ, ધર્મ, શનિ, ઈશાન અને મહાસમર્થ કામદેવ, એઓ સઘળા સદાશિવની પાસે આવ્યા. ઉગ્રદંષ્ટા, ઉગ્રદંડા, કોટરા, અને કૈટભી દેવી પણ ત્યાં આવી પહોચ્યાં. આઠ ભુજાવાળાં, ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમાં બેઠેલાં, રાતાં વસ્ત્રોવાળાં, રાતાં પુષ્પના હારવાળાં, રાતા ચંદનના લેપનવાળાં, નાચતાં, હસતાં, પ્રીતિપૂર્વક સુંદર સ્વરથી ગાયન કરતાં, ભક્તોને અભય આપનારાં, શત્રુઓને ભય દેનારાં, અને જેની જીભ વિકટ, ચપળ અને એક યોજન લાંબી છે એવાં ભયંકર ભદ્રકાળી દેવી પણ ત્યાં આવ્યાં.

એમના હસ્તોમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, ખડ્ગ, ઢાલ, ધનુષ, બાણ, એક યોજનના વિસ્તારવાળું ઉંડું ખપ્પર, આકાશને અડે એવું ઊંચું ત્રિશૂળ, એક યોજન લાંબી સાંગ, મુદ્ગલ, મુસલ, વજ્ર, ખેટ, ઉજ્વળ ફલક, વૈષ્ણવાસ્ત્ર, વારૂણાસ્ત્ર, અગ્ન્યસ્ત્ર, નાગપાશ, નારાયણાસ્ત્ર, ગંધર્વાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, ગરૂડાસ્ત્ર, પર્જન્યાસ્ત્ર, પાશુપતાસ્ત્ર, જૃંભણાસ્ત્ર, પર્વતાસ્ત્ર, માહેશ્વરાસ્ત્ર, વાવ્યસ્ત્ર, દંડ, વ્યર્થ ન જાય એવું દિવ્ય મોહનાસ્ત્ર અને બીજાં પણ સેંકડો દિવ્ય અસ્ત્રો હતાં.[૨૮-૪૩] એ દેવી ત્રણ કરોડ યોગિની અને ત્રણ કરોડ મહાભયંકર ડાકણોની સાથે ત્યાં આવીને ઉભાં રહ્યાં.[૪૪] ભૂત, પ્રેત, પિશાચ, કૂષ્માંડ, બ્રહ્મરાક્ષસ, વેતાલ, રાક્ષસ, યક્ષ અને કિન્નરો પણ એમની સાથે અનેક હતા.[૪૫] કાર્તિકેયસ્વામી એઓની સાથે આવી પોતાના પિતા સદાશિવને પ્રમાણ કરી સહાયતા આપવાને વાસ્તે તેમની આજ્ઞાથી તેમના પડખામાં ઉભા રહ્યા.[૪૬] ચિત્રરથ કે જે દૂત થઇને આવ્યો હતો તે પાછો ગયા પછી પ્રતાપી શંખચૂડે ઘરમાં જઇને તુલસીની પાસે તે વાત કરી. યુદ્ધની વાત સાંભળી જેનાં કંઠ, હોઠ, અને તાળવું સૂકાવા લાગ્યાં, એવાં પતિવ્રતા તુલસીએ મનમાં કચવાતાં શંખચૂડને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૪૮]

તુલસી કહે છેઃ–હે પ્રાણબંધુ ! હે નાથ ! મારી છાતીમાં જરાવાર સ્થિર રહો. હે પ્રાણના અધિષ્ઠાતા દેવ ! જરાવાર મારા જીવિતની રક્ષા કરો.[૪૯] આ જન્મ ધરીને જે તમારા મનમાં ઇચ્છા હોય તે પ્રમાણે મારો ભોગ કરો. જરાવાર પ્રેમપૂર્વક તમારૂં મ્હોડું જોઈ લઉં.[૫૦] મારા પ્રાણ ચંચળ ગઈ ગયા છે. મારૂં મન નિરંતર બળ્યા કરે છે. આજ રાતને પાછલે પહોરે મેં દુષ્ટ સ્વપ્ન દીઠું છે.[૫૧]



નારાયણ કહે છેઃ–એ પ્રમાણે તુલસીનું વચન સાંભળી ખાનપાન કરી લઇને શંખચૂડે નીચે પ્રમાણે તેમને યોગ્ય હિત અને સત્ય વચન કહ્યું.[૫૨]

શંખચૂડ કહે છેઃ–કર્મના ભોગથી થતાં શુભ, હર્ષ, સુખ, દુઃખ, ભય, શોક અને મંગલ, એ સઘળાં કાળે કરી રાખેલાં છે.[૫૩] વૃક્ષો કાળે કરી ઉત્પન્ન થાય છે, કાળે કરી મોટાં થાય છે, કાળે કરી ફૂલવાળાં થાય છે, કાળે કરી ફલવાળાં થાય છે.[૫૪] કાળે કરી પાકાં ફળવાળાં થાય છે, અને ફળ્યા પછી કાળે કરીનેજ પડી જાય છે.[૫૫] બ્રહ્મા કાળે કરીને સજે છે, વિષ્ણુ કાળે કરી પાળે છે અને શિવ કાળે કરીને સંહાર કરે છે. એ ત્રણ દેવતાઓ કાળના યોગથીજ અસ્તવ્યસ્ત થઈ જાય છે. જે પરા પ્રકૃતિ છે તેજ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિની નિયંતા છે.[૫૬-૫૭] પ્રકૃતિથી અભિન્ન જે પરમાત્મા છે તેજ સજે છે, પાળે છે, પ્રલય કરે છે અને કાળને નચાવે છે. એ પ્રભુએ પોતાથી અભિન્ન પ્રકૃતિને પોતાથી જુદી પાડીને જગતમાંનાં સઘળાં સ્થાવર જંગમને ઉત્પન્ન કરેલાં છે. સર્વના ઈશ્વર, સર્વરૂપ અને સર્વના આત્મા એ પરમેશ્વર કે જે એકની પાસે બીજાને ઉત્પન્ન કરાવે છે, એકની પાસે બીજાનું રક્ષણ કરાવે છે અને એકની પાસે બીજાનો લય કરાવે છે તેમનું હવે ભજન કરો.[૫૮-૬૦] જેની આજ્ઞાથી પવન શીઘ્ર વેગે વાય છે, સૂર્ય સમયસર તપે છે,[૬૧] ઇંદ્ર સમયસર વૃષ્ટિ કરે છે, મૃત્યુ સમયસર પ્રાણીઓમાં ચોરી કરે છે, અગ્નિ સમયસર દાહ કરે છે અને શીતળતાવાળો ચંદ્ર સમયસર આકાશમાં ફર્યા કરે છે,[૬૨] તે દેવ કે જે મૃત્યુના મૃત્યુરૂપ, કાળના કાળરૂપ, યમના યમરૂપ, રક્ષણ કરનારનું રક્ષણ કરનાર, સજનારને સજનારા અને પ્રલય કરનારનો પણ

પ્રલય કરનારા છે, તેમનો આશ્રય લો. હે પ્યારી! જગતમાં કોઈનો કોઇ સગો નથી, માટે સર્વના સગારૂપ પરમાત્માનું ભજન કરો. હું કોણ અને તમે કોણ? આપણને પૂર્વ કર્મના યોગથી દૈવે ભેગાં કર્યાં છે અને હમણાં દૈવજ જુદાં પાડે છે.[૬૩-૬૫] શોકના અને વિપત્તિના સમયમાં અજ્ઞાની પુરૂષ કાયર થાય પણ પંડિત કાયર થાય નહિ. કાળચક્રના ક્રમથી સુખ અને દુઃખ ફર્યાંજ કરે છે.[૬૬] તમે પૂર્વે બદ્રિકાશ્રમમાં જેને વાસ્તે તપ કર્યું હતું તે નારાયણને તમે આવશ્ય પામશો.[૬૭] મેં તો તપ કરી બ્રહ્માનું વરદાન પામીને તમને મેળવેલાં છે. હે કામિનિ! તમે વિષ્ણુને વાસ્તે તપ કર્યું હતું માટે હવે વિષ્ણુને પામશો[૬૮] અને ગોલોકમાં વૃંદાવનમાં શ્રીકૃષ્ણને પણ પામશો. હું આ દાનવનો દેહ છોડીને તેજ લોકમાં આવીશ.[૬૯] પછી ત્યાં તમે મને દેખશો અને હું તમને દેખીશ. હું રાધાના શાપથી મહા ઉત્તમ ભરતખંડમાં આવ્યો છું,[૭૦] તે પાછો રાધાની પાસેજ જઈશ; માટે તેમાં મને શો શોક હોય? હે પ્યારી! હે સુંદરિ! તમે આ દેહ છોડી દિવ્ય રૂપ પામીને તુરતજ વિષ્ણુને પામશો માટે વિકળ થાઓ નહિ.

નારાયણ કહે છેઃ–શંખચૂડ આ પ્રમાણે તુલસીને કહીને રાત્રિમાં તેમની સાથે ફૂલ અને ચંદનથી શોભી રહેલા સુંદર શયનમાં સૂતો, રત્નોરૂપી દીવાવાળા રત્નના ઘરમાં સર્વ સ્ત્રીઓમાં ઉત્તમ તુલસીનું આલિંગન કરીને તેણે અનેક પ્રકારના ભોગ કર્યા. ક્રીડા, કૌતુક અને મંગલથી રાત્રિ કહાડી નાખી.[૭૧-૭૪] પછી શોકરૂપી સમુદ્રમાં ડૂબેલાં, રૂદન કરતાં, બહુ દુઃખ પામેલાં અને જેમણે આહાર પણ કર્યો ન હતો એવાં તુલસીને છાતીમાં દાબીને શંખચૂડે દિવ્ય જ્ઞાનથી ફરીવાર તેમને સમજાવ્યાં અને પૂર્વે શ્રીકૃષ્ણે પોતાને ગોલોકના ભાંડીર નામના સ્થાનકમાં સર્વ શોકને હરનાર જે ઉત્તમ તત્વજ્ઞાન આપ્યું હતું તે પણ તેમને આપ્યું.[૭૫,૭૬] જ્ઞાન પ્રાપ્ત થતાં જેમનું મુખ પ્રસન્ન થયું અને નેત્ર પ્રફુલ્લિત થયાં, એવાં તુલસીએ સર્વ પદાર્થને વિનાશી માનીને હર્ષથી શંખચૂડની સાથે ક્રીડા કરી. સર્વ અંગોમાં રોમાંચિત થએલાં, એકાંત સ્થલમાં ક્રીડાથી મૂર્ચ્છા પામતાં, રાજી થએલાં, મૈથુનમાં ઉત્સાહવાળાં અને અંગ તથા ઉપાંગો પરસ્પરની સાથે મળવાથી અર્ધનારીશ્વરની પેઠે જાણે એકરૂપ થઈ ગયાં હોય એવાં એ દંપતી સુખરૂપી સમુદ્રમાં ડૂબી ગયાં. તુલસીએ શંખચૂડને પોતાના પ્રાણ કરતાં પણ અધિક ગણ્યો અને શંખચૂડે તુલસીને પોતાના પ્રાણ કરતાં પણ અધિક માન્યાં. સરખાં રૂપવાળાં અને ઉત્તમ વેષવાળાં એ બન્ને જણાંને તંદ્રા પ્રાપ્ત થતાં સુખથી સૂઇ રહ્યાં અને સુખભોગને લીધે બેભાન થઈ ગયાં. થોડીવાર પછી જાગીને વળી રસ સંબંધી દિવ્ય વાતો કરવા લાગ્યાં અને જરાવારમાં હસવા લાગ્યાં. વળી થોડીવાર પછી રસના ભાવથી ઘેરાઇને સુરત કરવા લાગ્યાં.[૭૭-૮૩] સુરતના વિષયમાં ભારે ચાતુરીવાળાં એ બે જણાં સુરતથી અટકતાંજ ન હતાં. સુરતના કામમાં નિરંતર પરસ્પરને જીતી લેતાં હતાં જરાવાર પણ હારતાંજ ન હતાં.[૮૪]

**सुरते विरतिर्नास्ति तौ तद्विषयपंडितौ ॥**
**सततं जय[illegible]क्तौ द्वौ क्षणं नैवपराजितौ॥८४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦**

# अध्याय २१ मो.

## શંખચૂડ અને સદાશિવનો સંવાદ

### શ્રીનારાયણ ઉવાચ

**श्रीकृष्णं मनसा ध्यात्वा रक्षः कृष्णपरायणः। ब्राह्मे मुहूर्त्ते उत्थाय पुष्पतल्पान्मनोहरात् ॥१॥**

નારાયણ કહે છેઃ–શ્રીકૃષ્ણનો પરમભક્ત એ શંખચૂડ મનમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને પાછલી બે ઘડી રાત્રિ રહી ત્યારે સુંદર પુષ્પના શયનમાંથી ઉઠયો.[1] રાતનું વાશી લુગડું કહાડી નાખ્યું. મંગળ જળથી નાહ્યો. ઉત્તમ તિલક કર્યું.[2] અવશ્ય કરવાનું આહ્નિક કરી લઇને ઈષ્ટદેવને પ્રણામ કર્યા. દહીં, ઘી, મધ, અને શાળ આદિ ઉત્તમ પદાર્થોને જોયા.[3] નિત્યની રીતિ પ્રમાણે ભક્તિપૂર્વક ઉત્તમ રત્ન, મણિ, વસ્ત્ર અને સુવર્ણ બ્રાહ્મણોને આપ્યાં. મોતી, માણિક્ય અને હીરા આદિ જે કોઇ અમૂલ્ય રત્નો કહેવાય છે તે સઘળાં પ્રયાણકાળના મંગલને વાસ્તે ગુરૂ બ્રાહ્મણને આપ્યાં.[4,5] ઉત્તમ હાથી, ઉત્તમ ઘોડા અને મનનું હરણ કરે એવાં ધન તથા રત્નો સુપાત્રતાવાળા દરિદ્ર બ્રાહ્મણોને આપ્યાં.[6] પોતાનું મરણ અવશ્ય થશે એમ જાણીને પ્રીતિપૂર્વક બ્રાહ્મણોને હજારો ભંડાર, બે લાખ નગર અને સો કરોડ ગામ આપ્યાં.[7] સઘળા દાનવોનું મોટું રાજ્ય પુત્રને સોપ્યું. પોતાની સ્ત્રીની ભલામણ પુત્રને આપી. રાજ્ય, સઘળી સંપત્તિ, પ્રજા તથા અનુચરોના સમૂહ, ભંડાર અને વાહન આદિ સઘળું પુત્રને સોંપી દીધું. પછી પોતે બખ્તર પહેરીને ધનુષ હાથમાં લીધું.[8,9] સેવકો મોકલીને સૈન્ય ભેગું કરાવ્યું. ત્રણ લાખ ઘોડા, લાખ હાથીઓ, દશ હજાર રથ, ત્રણ કરોડ ધનુષ ધરનારા, ત્રણ કરોડ ઢાલ તરવારવાળા અને ત્રણ કરોડ ત્રિશૂલ ધરનારા યોદ્ધાઓ તુરત આવી ઉભા રહ્યા.[10,11] એઓમાં જે દાનવ યુદ્ધશાસ્ત્રમાં વિચક્ષણ, મહારથી અને સર્વ યોદ્ધાઓમાં ઉત્તમ હતો તેને સેનાપતિ ઠરાવ્યો. ધીરે ધીરે ત્રણ લાખ અક્ષૌહિણીઓ ભેગી થતાં તેઓનો અધિપતિ પણ તેનેજ ઠરાવ્યો. ભંડારના રક્ષણને વાસ્તે ત્રીશ અક્ષૌહિણી સૈન્ય રાખ્યું. મનમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરી ઉતારાથી બહાર નીકળીને ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમાં બેઠો. ત્યાંથી પોતાના ગુરૂજનને અગ્રણી કરીને સદાશિવની પાસે ગયો,[12-15] કે જે સ્થળમાં ચંદ્રભાગા નદીને કિનારે સુંદર અક્ષયવટ છે. હે નારદજી ! એ સ્થળ પશ્ચિમ સમુદ્રથી પૂર્વ ભાગમાં, મલયાચળથી પશ્ચિમ ભાગમાં, શ્રીશૈલથી ઉત્તર ભાગમાં અને ગંધમાદનથી દક્ષિણ ભાગમાં છે. ભરતખંડમાંનાં એ પવિત્ર ક્ષેત્રમાં કપિલદેવજીએ તપ કર્યું હતું. સિદ્ધ લોકોને સિદ્ધિ પામવાના ક્ષેત્રરૂપ એ સ્થળ સિદ્ધાશ્રમ કહેવાય છે. એ સ્થળની ચંદ્રભાગા નામની પવિત્ર નદી કે જે પાંચ યોજનના વિસ્તારવાળી, તેથી સોગણી લંબાઈવાળી, શુદ્ધ સ્ફટિક જેવી નિર્મલ, નિરંતર જળથી પરિપૂર્ણ, સર્વદા શોભાવાળી અને ક્ષીર સમુદ્રની પ્યારી સ્ત્રી છે, તે હિમાલયમાંથી નીકળી શરાવતીથી મિશ્રિત થઈ ગોમતીને ડાબી રાખીને પશ્ચિમ સમુદ્રમાં પ્રવેશ કરે છે. એ સ્થળમાં જઈને શંખચૂડે સદાશિવ કે જે વડની નીચે બેઠેલા હતા તેમને દીઠા.[16-21] કરોડ સૂર્ય સરખા તેજવાળા, યોગાસન તથા મુદ્રા કરીને બિરાજેલા, મંદ હાસ્ય કરતા, શુદ્ધ સ્ફટિક સરખા ઉજ્વલ, બ્રહ્મતેજથી પ્રકાશતા, ત્રિશૂલ તથા પટ્ટિશને ધરનારા, વાઘના ચામડારૂપી વસ્ત્રવાળા, ભક્તોના મૃત્યુને હરનારા, શાંત, પાર્વતીના પતિ, તપનાં ફળ આપનારા, સઘળી સંપત્તિ આપનારા, તુરત પ્રસન્ન થાય એવા, પ્રસન્ન

મુખવાળા, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારા, જગતના નાથ, જગતના બીજરૂપ, જગતરૂપ, જગતમાં થએલા, સર્વનું પોષણ કરનારા, સર્વમાં ઉત્તમ, જગતનો સંહાર કરનારા, કારણોના કારણરૂપ, નરકરૂપી સમુદ્રથી તારનારા, જ્ઞાન આપનારા, જ્ઞાનના બીજરૂપ, સનાતન અને જ્ઞાન તથા આનંદરૂપ એ સદાશિવને જોઈ શંખચૂડ વિમાનમાંથી ઉતરી સઘળા દાનવોની સાથે ભક્તિપૂર્વક તેમને મસ્તકથી પગે લાગ્યો. ડાબા ભાગમાં ઉભેલાં ભદ્રકાલીને, સદાશિવને અને સામે ઉભેલા કાર્ત્તિકેયને પણ પગે લાગ્યો. સદાશિવ, કાલી અને કાર્ત્તિકેય, એઓએ તેને આશીર્વાદ દીધા. શંખચૂડને આવેલો જોઈ તે સમયે નંદિકેશ્વર આદિ સર્વે ઉભા થયા[૨૨-૨૯] અને પરસ્પર સંભાષણ કરવા લાગ્યા. શંખચૂડ વાતચીત કરીને સદાશિવની પાસે બેસતાં પ્રસન્ન થએલા સદાશિવે તેને નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કહે છેઃ–ધર્મને જાણનારા અને ધર્મના પિતા બ્રહ્માએ સઘળું જગત રચેલું છે.[૩૦-૩૧] બ્રહ્માના વૈષ્ણવ અને ધર્માત્મા મરીચિ નામના પુત્ર થયા. મરીચિના મહાધર્માત્મા કશ્યપ થયા, તેમને દક્ષપ્રજાપતિએ પ્રેમપૂર્વક પોતાની તેર કન્યાઓ આપેલી છે. તેઓમાં કશ્યપના સૌભાગ્યથી વૃદ્ધિ પામેલી એક દનુ નામની પતિવ્રતા સ્ત્રી છે.[૩૨-૩૩] દનુના મહાતેજસ્વી ચાળીશ પુત્રો થયા કે જેઓ દાનવ કહેવાય છે. દાનવોમાં ઘણાં બળ અને પરાક્રમવાળો એક વિપ્રચિત્તિ નામનો દાનવ છે.[૩૪] એ વિપ્રચિત્તિનો પુત્ર દંભ કે જે વિષ્ણુનો ભક્ત અને જિતેંદ્રિય છે તેણે શુક્રાચાર્યને ગુરૂ કરી તેમની પાસેથી કૃષ્ણ પરમાત્માના મંત્રનો ઉપદેશ લઈ પુષ્કર ક્ષેત્રમાં લાખ વર્ષ સુધી તે ઉત્તમ મંત્રનો જપ કર્યો હતો. એ મંત્રના પ્રભાવથી દંભને ઘેર પુત્ર થઈને તું અવતરેલો છે. તું પણ શ્રીકૃષ્ણનો ઉત્તમ ભક્ત છે.[૩૫-૩૬] તું પૂર્વે શ્રીકૃષ્ણનો પાર્ષદ હતો અને સઘળા ગોવાળીઆઓથી અધિક ધર્માત્મા હતો તે હમણાં રાધાના શાપથી ભરતખંડમાં દાનવોનો રાજા થએલો છે. જે વૈષ્ણવ હોય તે તો બ્રહ્માથી સ્થાવર પર્યંત સર્વે જગતને તુચ્છ ગણી કાંઇ પણ ઇચ્છે નહિ. વૈષ્ણવોને વિષ્ણુ પોતાના લોકમાં વાસ, પોતાના જેવું ઐશ્વર્ય, પોતાના જેવું રૂપ અને પોતાના સમીપમાં વાસ આપવા માંડે તો પણ તેઓ સેવા છોડીને એમાંનું કાંઈ પણ ઇચ્છતા નથી. બ્રહ્માપણું, અમરપણું, ઇંદ્રપણું, કે મનુપણું પણ વૈષ્ણવ જનની કશી ગણત્રીમાં નથી. જ્યારે આમ છે ત્યારે તું કે જે વૈષ્ણવ છે તેને દેવતાઓનો મિથ્યાભૂત દેશ હસ્તગત રાખવામાં શું ફળ છે?[૩૭-૪૦] હે રાજા! એટલા માટે દેવતાઓનું રાજ્ય પાછું આપી દે અને મારૂં વચન રાખ. તું સુખથી પોતાના રાજ્યમાં રહે અને તે દેવતાઓ પણ પોતપોતાના અધિકારમાં રહે એમ થવું જોઇએ.[૪૧] લોકોની સાથે વિરોધ રાખવો છોડી દે, તમો દેવ અને દાનવો સઘળા કશ્યપના વંશમાં ઉત્પન્ન થએલા છો; બ્રહ્મહત્યા આદિ જે જે પાપો છે તે સઘળાં ભાઇઓનો દ્રોહ કરવાના પાપની આગળ સોળમા ભાગમાં પણ નથી. હે મોટા રાજા! દેવતાઓનું રાજ્ય છોડી દેવાથી તારી સંપત્તિની હાનિ થવાનું તું ધારતો હોય તો સાંભળ! સર્વદા સઘળી અવસ્થાઓમાં સરખીને સરખી સ્થિતિ કોની રહે છે? કોઈની પણ રહેતી નથી. પ્રાકૃતિક લયમાં બ્રહ્માનો પણ તિરોભાવ થાય છે[૪૨-૪૪] અને પાછો ઈશ્વરની ઇચ્છાથી તેનો આવિર્ભાવ થાય છે. પ્રથમ બ્રહ્માની સ્મૃતિનો લોપ થાય છે અને વળી તપ કરવાથી તેના જ્ઞાનની વૃદ્ધિ થાય છે.[૪૫] જ્ઞાન પ્રાપ્ત થયા પછી બ્રહ્મા

અનુક્રમથી સૃષ્ટિ કરે છે. ધર્મ પણ સત્ય ભરેલા સત્યયુગમાં પૂર્ણ અંશે રહે છે,[૪૬] ત્રેતાયુગમાં ત્રણ ભાગે રહે છે, દ્વાપરયુગમાં બે ભાગે રહે છે અને કલિયુગમાં તો અમાવાસ્યામાં ચંદ્રની કળાની પેઠે માંડ એક અંશેજ રહે છે. જેવું સૂર્યનું તેજ ગ્રીષ્મઋતુમાં રહે છે તેવું પાછું શિશિરઋતુમાં રહેતું નથી.[૪૭-૪૮] દિવસમાં પણ મધ્યાહ્ન કાળમાં જેવું સૂર્યનું તેજ રહે છે તેવું સાયંકાળે અને પ્રાતઃકાળે રહેતું નથી. સૂર્ય એક સમયમાં ઉદય પામે છે, બીજા સમયમાં કાંઈક તેજસ્વી થાય છે, ત્રીજા સમયમાં પ્રચંડ થાય છે અને ચોથા સમયમાં વળી અસ્ત પામે છે. વાદળાં થાય ત્યારે દિવસે પણ ઢંકાઈ જાય છે.[૪૯-૫૦] રાહુનો ગ્રાસ થાય છે ત્યારે મલિન થઇને પાછો પ્રસન્ન પણ થાય છે. ચંદ્ર પણ પુનમની રાત્રિમાં પરિપૂર્ણ થાય છે[૫૧] પણ પાછો તેવોને તેવો રહેતો નથી, દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે. અમાવાસ્યા પછી વળી પુષ્ટ થતો જાય છે.[૫૨] શુક્લપક્ષમાં તેજસ્વી રહે છે અને કૃષ્ણપક્ષમાં ક્ષય રોગથી ગ્લાનિ પામતો જાય છે. ગ્રહણ થાય ત્યારે અને વાદળાં થાય ત્યારે પણ તેનો પ્રકાશ રહેતો નથી.[૫૩] એક સમયમાં ચંદ્ર સ્વચ્છ થાય છે અને બીજા સમયમાં મલિન થઈ જાય છે. બલિરાજા કે જે હમણાં રાજ્યભ્રષ્ટ થઇને સુતલ પાતાલમાં રહ્યો છે તે પાછો ઈંદ્રની પદવી ઉપર પણ આવશે.[૫૪] સર્વના આધારરૂપ આ પૃથ્વી પણ એક કાળે ધાન્યોથી ભરપૂર થાય છે અને બીજા કાળમાં દુષ્કાળથી ગ્રસ્ત થાય છે. એ પૃથ્વી એક દિવસે જળમાં ડૂબીને તિરોહિત પણ થઇ જશે.[૫૫] સર્વ જગત એક કાળમાં ઉત્પન્ન થાય છે અને બીજા કાળમાં નાશ પામે છે. સધળાં સ્થાવર જંગમો એક કાળે નાશ પામે છે અને વળી બીજા કાળમાં ઉત્પન્ન થાય છે.[૫૬] જે પરબ્રહ્મ પરમાત્મા છે તેજ સર્વ કાળમાં એકરૂપે રહે છે. બીજો કોઇપણ રહેતો નથી. હું પણ એ પરમાત્માના અનુગ્રહથીજ મૃત્યુંજય થયો છું કે જેથી મેં અસંખ્યાત પ્રાકૃત લયો દીઠા છે અને હજી પણ વારંવાર દેખીશ. એ પરમાત્માજ પ્રકૃતિ, પુરૂષ અને જીવ ઈત્યાદિક શબ્દોથી કહેવામાં આવે છે. અનેક રૂપ ધરનારા એ પ્રભુનાં નામ અને ગુણોનું જે પુરૂષ નિરંતર કીર્તન કરે તે પુરૂષ મૃત્યુ, જન્મ, રોગ, ભય અને જરાને જીતે છે. એમણેજ બ્રહ્માને સજનારા અને વિષ્ણુને પાળનારા કરેલા છે.[૫૭-૬૦] એમણેજ મને સંહાર કરનાર કરેલો છે. અમો સધળા તેમણે આપેલા અધિકાર ભોગવીએ છીએ. હે રાજા! હું સંહારનું કામ કાલાગ્નિરૂદ્રને સોંપી દઇને નિરંતર પરમાત્માનાં નામોનું અને ગુણોનું કીર્તન કર્યા કરૂં છું તેથી મૃત્યુંજય થયો છું અને એમને જાણવાથી નિર્ભય થયો છું. જેમ ગરૂડની બ્હીકથી સર્પો ભાગી જાય છે તેમ એ પરમાત્માની બ્હીકથી મૃત્યુ ભાગી જાય છે.[૬૧-૬૩]

નારાયણ કહે છેઃ-હે નારદજી! સર્વના ઈશ્વર અને સર્વનું ભલું કરનારા સદાશિવ સભામાં એટલું બોલીને બંધ પડ્યા અને શંખચૂડે તેમનાં વચન સાંભળીને વારંવાર તેમનાં વખાણ કર્યાં.[૬૪] પછી તેણે નમ્રતાપૂર્વક મહાદેવને નીચે પ્રમાણે વચન કહ્યું.

શંખચૂડ કહે છેઃ-હે દેવ! તમે જે કહ્યું તે સાચું છે એમાં કાંઇ પણ ખોટું નથી.[૬૫] તો પણ હું જે કાંઇ ખરી વિજ્ઞપ્તિ કરૂં છું તે પણ આપે સાંભળવી જોઇએ. આપ હમણાં કહી ગયા કે "ભાયાતોનો દ્રોહ કરવામાં મોટું પાપ છે," ત્યારે વિષ્ણુએ બલિરાજાનું સર્વસ્વ હરી લઇને તેને પાતાલમાં કેમ મોકલી આપ્યો?

એમાં વિષ્ણુને પાપ ન લાગ્યું ? વિષ્ણુ બલિરાજાના દ્વારમાં ગદા ધરીને ઉભેલા છે તેથી હું બલિરાજાને પાતાલમાંથી બહાર લાવી શક્યો નથી પણ દૈત્યોનું જે ઐશ્વર્ય જતું રહ્યું હતું તેનો મેં ઉદ્ધાર કર્યો છે, ભાયાતોના દ્રોહરૂપી પાપથી દેવતાઓ બ્હીતા હોય તો તેઓએ હિરણ્યકશિપુને અને હિરણ્યાક્ષને કેમ મરાવ્યા ?[૬૬-૬૮] શુંભ આદિ અસુરોનો કેમ નાશ કરાવ્યો ? અમોએ અને દેવતાઓએ મળીને સમુદ્રનું મથન કર્યું હતું તે છતાં દેવતાઓજ અમૃત પી ગયા અને અમો તો પરિશ્રમના ભાગી થયા એ કેમ થયું ? આ સઘળું જગત પ્રકૃતિરૂપ પરમાત્માનાં રમકડાંરૂપ છે.[૬૯,૭૦] એ પરમાત્મા જેને ઐશ્વર્ય આપે તેનું ઐશ્વર્ય થાય છે. કારણને લીધે દેવ અને દાનવો વચ્ચેનો વાંધો સર્વદા ચાલ્યોજ જાય છે.[૭૧] કોઈ કાળમાં એઓનો પરાજય થાય છે અને કોઇ કાળમાં અમારો પરાજય થાય છે. આ પ્રમાણે છે માટે અમારા વિરોધમાં આપનું વચ્ચે આવવું નિષ્ફલ છે.[૭૨] તમે તો મહાત્મા, ઈશ્વર અને ઉભયપક્ષના બંધુ છો માટે તમારે આ વાંધામાં વચ્ચે આવવું નહિ જોઈએ. અમો કે જેઓ આપથી નિકૃષ્ટ છીએ તેઓની સાથે લડવામાં આપે બહુજ લજાવું જોઇએ.[૭૩] અમો જીતીશું તો જેવી અમારી કીર્ત્તિ થશે તેવી તમે જીતશો તો તમારી કીર્ત્તિ થશે નહિ અને તમે હારી જશો તો જેવી તમારી હાનિ થશે તેવી અમો હારી જઈશું તો અમારી હાનિ થશે નહિ.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે શંખચૂડનાં વચન સાંભળી સદાશિવ હસ્યા.[૭૪] હસીને તેમણે તેને નીચે પ્રમાણે યથાયોગ્ય ઉત્તર આપ્યો.

સદાશિવ કહે છેઃ—તમો કે જેઓ બ્રહ્માના વંશમાં ઉત્પન્ન થયા છો તેઓની સાથે યુદ્ધ કરવામાં મારે શા માટે બહુજ લજાવું જોઇએ અને હારી જાઉં તો તેમાં મારી અપકીર્ત્તિ પણ શી થાય ? પૂર્વે વિષ્ણુએ પણ મધુની સાથે, કૈટભની સાથે, હિરણ્યકશિપુની સાથે અને હિરણ્યાક્ષની સાથે યુદ્ધ કર્યું હતું.[૭૫-૭૭] મેં પણ પૂર્વે ત્રિપુરના અસુરોની સાથે યુદ્ધ કર્યું હતું. મૂલપ્રકૃતિરૂપ જગદંબા કે જે સર્વનાં ઈશ્વરી છે તેમણે પણ પૂર્વે શુંભ આદિ અસુરોની સાથે મહાઅદ્દ્ભુત સંગ્રામ કર્યો હતો. તું પણ પરમાત્મા શ્રીકૃષ્ણનો ઉત્તમ પાર્ષદ છે. પૂર્વે જે જે દૈત્યો માર્યા છે તેઓ કોઇ તારા જેવા નહિ હતા માટે તારી સાથે યુદ્ધ કરવામાં મને શી લાજ હોય ?[૭૮-૮૦] દેવતાઓ શરણે જતાં વિષ્ણુએ મને અહીં મોકલ્યો છે. 'તું દેવતાઓનું રાજ્ય પાછું આપી દે અથવા મારી સાથે યુદ્ધ કર.' એ હું નિશ્ચયપૂર્વક કહું છું. વૃથા વચન બોલવામાં કશું પ્રયોજન નથી.[૮૧]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! સદાશિવ એ વિષયમાં એટલું બોલીને બંધ પડ્યા અને શંખચૂડ પોતાના મંત્રિઓની સાથે ત્યાંથી તુરત ઉઠયો.[૮૨]

**इत्युक्त्वा शंकर तत्र विरराम च नारद ॥**
**उत्तस्थौ शंखचूडश्च ह्यमात्यैः सह सत्वरम्॥८२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

---

## अध्याय २२ मो. દેવ અને દૈત્યોનું યુદ્ધ

### श्रीनारायण उवाच

**शिवं प्रणम्य शिरसा दानवेंद्रः प्रतापवान् ॥**
**समारुरोह यानं च सहामात्यैः ससत्वरः॥१॥**

નારાયણ કહે છેઃ—પ્રતાપી શંખચૂડ મસ્તકવડે મહાદેવને પ્રણામ કરીને તુરત પોતાના

મંત્રિઓની સાથે વાહનપર ચડયો.[૧] શિવે પોતાનાં સૈન્યને અને દેવતાઓને પણ તુરત યુદ્ધ કરવાની આજ્ઞા કરી. શંખચૂડે પણ પોતાનાં સૈન્યને યુદ્ધનો આરંભ કરવાની આજ્ઞા કરી.[૨] ઇંદ્ર વૃષપર્વાની સાથે, સૂર્ય વિપ્રચિત્તિની સાથે, વિશ્વકર્મા મયદાનવની સાથે, ચંદ્ર દંભાસુરની સાથે, કાળ કાળસ્વરની સાથે, અગ્નિ ગોકર્ણની સાથે, કુબેર કાલકેયની સાથે, મૃત્યુ ભયંકરની સાથે, યમ સંહારની સાથે, વરૂણ વિકંકણની સાથે, વાયુ ચંચલની સાથે, બુધ ધૃતપૃષ્ઠની સાથે, શનિશ્ચર રક્તાક્ષની સાથે, જયંત રત્નસારની સાથે, વસુઓ વર્ચસોના ગણોની સાથે, અશ્વિનીકુમાર દીપ્તિમાનની સાથે, નલકૂબર ધૂમ્રની સાથે, ધર્મ ધુરંધરની સાથે, મંગલ ઉષાક્ષની સાથે, ભાનુ શોભાકરની સાથે અને કામદેવ પિઠરની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૩-૮] ગોધામુખ, ચૂર્ણ, ખડ્ગ, ધ્વજ, કાંચીમુખ, પિંડ, ધૂમ્ર, નંદી, વિશ્વ અને પલાશ, એ દૈત્યોની સાથે આદિત્ય આદિ દેવતાઓ યુદ્ધ કરવા લાગ્યા, અગીયાર રૂદ્રો, અગીયાર ભયંકર નામના દાનવોની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૯-૧૦] ઉગ્ર અને ચંડ આદિ દેવતાઓ મહામારીની સાથે નંદીશ્વર આદિ સઘળા શિવના પાર્ષદો પણ દાનવોના સમૂહોની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૧૧] એ પ્રલય કરતાં પણ વધારે ભયંકર મોટું યુદ્ધ ચાલતું હતું તે સમયે ભદ્રકાલી અને કાર્તિકેયની સાથે સદાશિવ વડની નીચે ઉભા હતા.[૧૨]બન્ને પક્ષના સર્વે યોદ્ધાઓ અચ્છિન્ન યુદ્ધ કરતા હતા. રત્નનાં આભરણોથી શણગારેલો શંખચૂડ કરોડો દાનવોની સાથે રત્નનાં રમણીય સિંહાસનપર બેઠો હતો. દાનવોએ હરાવેલા, બ્હીનેલા અને ઘવાએલા સર્વે શંકરના યોદ્ધાઓ અને દેવતાઓ ભાગવા લાગતાં કાર્તિકેયને કોપ ચડયો. તેણે દેવતાઓને અભય આપીને પોતાના તેજથી પોતાના ગુણોનું તેજ પણ વધાર્યું. અનેક દાનવોની સાથે એકલા કાર્તિકેયેજ યુદ્ધ ચલાવીને દાનવોની સો અક્ષૌહિણી સેના કાપી નાખી. કમળસરખાં નેત્રવાળાં કાલીએ ઘણા અસુરોને પાડી નાખીને અત્યંત ક્રોધથી તેઓનું લોહી પીવા માંડયું. દશ લાખ, સો લાખ અને કરોડો હાથીઓને લીલામાત્રમાં એક હાથથી ઉપાડી લઇને કાલી પોતાના મ્હોડામાં નાખવા લાગ્યાં. હે નારદજી! યુદ્ધભૂમિમાં હજારો કબંધ નાચવા લાગ્યા.[૧૩-૧૯] કાર્તિકેયના બાણોના સમૂહથી ઘવાએલા, મહા પરાક્રમી દાનવો પણ ભય પામીને ભાગવા લાગ્યા.[૨૦] વૃષપર્વા, વિપ્રચિત્તિ, દંભ અને વિકંકણ, એ સઘળા દાનવો પરાક્રમથી કાર્તિકેયની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૨૧] મહામારી પણ વિમુખ નહિ થતાં લડાઇમાંજ મંડી રહી. કાર્તિકેયની સાંગના પ્રહારથી પીડા પામીને દાનવો ક્ષોભ પામી ગયા પણ ભયભીત થઇને કોઇ ભાગ્યા નહિ. એ સમયે સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી; દાનવોનો ક્ષય કરનારૂં અને પ્રાકૃતિક લય જેવું, કાર્તિકેયનું મહા ઉગ્ર યુદ્ધ જોઇને શંખચૂડ વિમાનમાં બેસી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૨૨-૨૪] મેઘની વૃષ્ટિ જેવી શંખચૂડના બાણોની વૃષ્ટિ થતાં મહાભયંકર અંધારૂં થઈ ગયું, અગ્નિ ઉત્પન્ન થયો[૨૫] અને દેવતાઓ તથા નંદીશ્વર આદિ સઘળા પાર્ષદો પણ ભાગી ગયા. માત્ર એકલા કાર્તિકેયજ રણભૂમિમાં ઉભા રહ્યા.[૨૬] શંખચૂડે પર્વતો, સર્પો, શિલાઓ તથા વૃક્ષોની કોઈથી અટકાવી શકાય નહિ એવી વૃષ્ટિ કરવા માંડી. જેમ ધાટી ઝાકરથી સૂર્ય ઢંકાઈ જાય તેમ શંખચૂડનાં બાણોની વૃષ્ટિથી કાર્તિકેય ઢંકાઇ ગયા.[૨૭] શંખચૂડે કાર્તિકેયનું ભારે

ધનુષ કાપી નાખ્યું, દિવ્ય રથ ભાંગી નાખ્યો અને રથના રક્ષકોને પણ કાપી નાખ્યા.[૨૮] દિવ્ય અસ્ત્રથી તેના મોરને ખોખરો કરી નાખ્યો અને સ્કંધની છાતીમાં સૂર્યસરખી સાંગનો પ્રહાર કર્યો.[૨૯,૩૦] કાર્ત્તિકેયને ક્ષણમાત્રમાં મૂર્છા આવવા લાગી અને ક્ષણમાત્રમાં સંજ્ઞા આવવા લાગી. પછી કાર્ત્તિકેયે પૂર્વે પોતાને વિષ્ણુએ આપેલું દિવ્ય ધનુષ લઇ, રત્નના વિમાનમાં બેસી તથા શસ્ત્ર, અસ્ત્રો સજ્જ કરીને ભારે યુદ્ધ કરવા માંડયું.[૩૨] કાર્ત્તિકેયે કોપ કરીને દિવ્ય અસ્ત્રથી સઘળા પર્વતોને, વૃક્ષોને, સર્પોને તથા પથરાઓને કાપી નાખ્યા.[૩૩] પર્જન્યાસ્ત્રથી અગ્નિને ઠારી નાખ્યો અને લીલામાત્રમાં શંખચૂડના ધનુષને, બખ્તરને, સારથિને અને ઉજ્વળ મુકુટને પણ કાપી નાખ્યાં. પછી પ્રજ્વલિત કાંતિવાળી સાંગ શંખચૂડની છાતી ઉપર નાખી.[૩૪,૩૫] શંખચૂડને મૂર્છા આવી ગઇ પણ પાછી તુરત સંજ્ઞા આવી. પછી મહામાયાવી શંખચૂડે તુરત બીજા વાહનમાં બેસી ધનુષ લઇને માયાથી બાણોનું જાલ કરવા માંડયું. હે નારદજી ! યુદ્ધમાં બાણોના જાલથી કાર્ત્તિકેયને ઢાંકી દીધા.[૩૬,૩૭] શંખચૂડે સો સૂર્યના સરખી દીપ્તિવાળી, પ્રલયકાળના અગ્નિના સરખી જ્વાળાવાળી અને વિષ્ણુના તેજથી વીંટાએલી ભારે સાંગ લઈ કોપ કરી મોટા વેગથી કાર્ત્તિકેયની ઉપર નાખી. અગ્નિના સમૂહની પેઠે ચળકતી એ સાંગ કાર્ત્તિકેયના શરીર ઉપર પડતાં મહાબળવાન કાર્ત્તિકેય મૂર્છા પામી ગયા. તે સમયે કાલી કાર્ત્તિકેયને મ્હોડામાં ઘાલીને સદાશિવની પાસે લઈ ગયાં.[૩૮–૪૦] પછી સદાશિવે લીલામાત્રમાં કાર્ત્તિકેયને સચેત કરી દઇને તેને અનંત બળ આપ્યું. મહા પ્રતાપી કાર્ત્તિકેય ઉભા થઇને રણભૂમિમાં ગયા.[૪૧] કાર્ત્તિકેયની રક્ષા કરવા સારૂ કાલી પણ ગયાં અને તેમની પછવાડે નંદીશ્વર આદિ વીર લોકો પણ ગયા.[૪૨] સઘળા દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નરો પણ રણભૂમિમાં ગયા. કેટલાએક વાજાંવાળા અને કેટલાએક મદ્ય ઉપાડનારાઓ પણ કાલીની સાથે ગયા.[૪૩] કાલીએ રણભૂમિમાં જઇને સિંહનાદ કર્યો. તે સિંહનાદથી દાનવો મૂર્છા પામી ગયા.[૪૪] કાલી વારંવાર ભયંકર રીતે ખડ ખડ હસવા લાગ્યાં, દૈત્યોને જોઇને મદ્ય પીવા લાગ્યાં અને રણભૂમિમાં નાચવા લાગ્યાં.[૪૫] ઉગ્રદંષ્ટ્રા, ઉગ્રદંડા, કોટકી, યોગિનીઓ, ડાકણો અને દેવતાઓના ગણો પણ મદ્ય પીવા લાગ્યા.[૪૬] કાલીને જોઈ દાનવો ભય પામતાં શંખચૂડે તુરત યુદ્ધમાં આવીને તેઓને અભય દીધું.[૪૭] કાલીએ પ્રલયકાળના અગ્નિની જ્વાળા જેવો અગ્નિ શંખચૂડની ઉપર નાખ્યો તેને શંખચૂડે લીલામાત્રમાં પર્જન્યાસ્ત્રથી ઠારી નાખ્યો.[૪૮] કાલીએ મહા અદ્ભુત તીવ્ર વરૂણાસ્ત્ર નાખ્યું, તેને શંખચૂડે રમતાં રમતાં ગાંધર્વાસ્ત્રથી કાપી નાખ્યું.[૪૯] કાલીએ અગ્નિની જ્વાળા જેવું માહેશ્વરાસ્ત્ર નાખ્યું, ત્યારે શંખચૂડે લીલામાત્રમાં વૈષ્ણવાસ્ત્રથી તેને તોડી નાખ્યું.[૫૦] કાલીએ મંત્રપૂર્વક નારાયણાસ્ત્ર નાખ્યું, તેને જોઇ શંખચૂડે રથમાંથી ઉતરી પ્રણામ કર્યો, એટલે પ્રલયના અગ્નિની જ્વાળા સરખું તે અસ્ત્ર ઉંચે ચાલ્યું ગયું. શંખચૂડે દંડની પેઠે ધરતીપર પડીને ભક્તિથી તે અસ્ત્રને પ્રણામ કર્યો.[૫૧-૫૨] કાલીએ યત્નથી મંત્ર ભણી બ્રહ્માસ્ત્ર નાખ્યું, તેને શંખચૂડે બ્રહ્માસ્ત્રથીજ હોલવી નાખ્યું.[૫૩] કાલીએ મંત્રપૂર્વક દિવ્યાસ્ત્ર નાખ્યું, તેને શંખચૂડે દિવ્યાસ્ત્રોના સમૂહથીજ શાંત કરી નાખ્યું.[૫૪] કાલીએ યત્ન કરીને એક યોજનસુધી લાંબી સાંગ નાખી, શંખચૂડે દિવ્યાસ્ત્રોના સમૂહથી તેના સો કટકા કરી નાખ્યા.[૫૫] કાલીએ ક્રોધ કરીને મંત્રથી પવિત્ર

કરેલું પાશુપતાસ્ત્ર લીધું ત્યારે તેના ઉપયોગને અટકાવવા સારૂ આકાશવાણી થઈ કે "આ મહાત્મા રાજાનું મરણ પાશુપતથી થવાનું નથી. જ્યાંસુધી આની પાસે વિષ્ણુના મંત્રનું કવચ છે અને જ્યાંસુધી એની સ્ત્રીનું સતીપણું અખંડિત છે, ત્યાં સુધી એને જરા કે મૃત્યુ આવશે નહિ એવું બ્રહ્માનું વચન છે."[૫૬-૫૮] એ વાણી સાંભળીને કાલીએ પાશુપતાસ્ત્ર નાખવું બંધ રાખ્યું અને પોતે રમતાં રમતાં ભૂખને લીધે એક કરોડ દાનવોને ગળી ગયાં.[૫૯] પછી એ ભયંકર કાલી વેગથી શંખચૂડને પણ ગળી જવા સારૂ દોડતાં શંખચૂડે મહા તીક્ષ્ણ દિવ્યાસ્ત્રથી તેમને અટકાવી દીધાં.[૬૦] કાલીએ ગ્રીષ્મ કાળના સૂર્ય જેવો ખડ્ગ નાખ્યો તેના શંખચૂડે દિવ્યાસ્ત્રથી સો કટકા કરી નાખ્યા.[૬૧] વળી કાલિકા દેવી તેને વેગથી ગળી જવા સારૂ દોડતાં સર્વ સિદ્ધોમાં શ્રેષ્ઠ એ શંખચૂડ વૃદ્ધિ પામ્યો.[૬૨] ક્રોધવાળાં ભયંકર કાલીએ વેગ કરી મુક્કી મારીને તેનો રથ ભાગી નાખ્યો અને સારાથને પણ મારી નાખ્યો.[૬૩] પછી કાલીએ પ્રલયના અગ્નિની જ્વાલા જેવું ત્રિશૂલ નાખ્યું તેને શંખચૂડે લીલામાત્રમાં ડાબા હાથથી પકડી લીધું.[૬૪] કાલિકાએ ભારે કોપ કરી વેગથી તે દાનવને મુક્કી મારતાં તે દાનવ ચકરી ખાવા લાગ્યો અને ક્ષણ માત્ર મૂર્છા પામી ગયો.[૬૫] ક્ષણમાત્રમાં ચેતના પામીને એ પ્રતાપી શંખચૂડ ઉભો થયો પણ તેણે દેવીની સાથે મલ્લયુદ્ધ નહિ કરતાં તેમને પ્રણામ કર્યા. શંખચૂડે દેવીનાં અસ્ત્ર કાપી નાખ્યાં અને કેટલાંક અસ્ત્ર પોતાની શક્તિથી લઈ લીધાં પણ પોતે વૈષ્ણવ અને ભક્ત હતા તેથી દેવીને પોતાની મા સમજીને તેમના ઉપર કોઈ અસ્ત્ર નાખ્યું નહિ.[૬૭] કાલિકાએ કોપ કરી મોટા વેગથી શંખચૂડને પકડી વારંવાર ફેરવીને ઉંચે ઉબારી નાખ્યો.[૬૮] પ્રતાપી શંખચૂડ તુરત ઉપરથી પડયો અને પડતાંવેત ઉભો થઈ કાલિને પ્રણામ કરીને આનંદથી ઉત્તમ રત્નોના સુંદર વિમાનમાં બેઠો પણ ભારે સંગ્રામમાં થાકયો નહિ.[૬૯-૭૦] તે સમયે કાલી ભૂખથી દૈત્યોનાં લોહીનું પાન કરી અને તેઓનાં માંસ ખાઇને શંકરની પાસે ગયાં.[૭૧] ત્યાં જઇને તેમણે અનુક્રમથી સઘળું યુદ્ધનું પૂર્વાપર વૃત્તાંત કહી સંભળાવ્યું. દાનવોનો વિનાશ થયો સાંભળીને સદાશિવ હસ્યા.[૭૨] કાલીએ કહ્યું કેઃ—"હે ઈશ્વર ! હવે એક લાખ દાનવો અવશેષ રહ્યા છે કે જેઓ ખાતાં ખાતાં મારા મ્હોડામાંથી નીકળી ગયા. બાકી સઘળાઓને હું ખાઈ ગઇ છું.[૭૩] સંગ્રામમાં પાશુપતાસ્ત્રથી શંખચૂડને મારવાનો મેં ઉદ્યોગ કર્યો તે સમયે મને આકાશ વાણીએ કહ્યું કેઃ—'આ રાજા તમારાથી મરશે નહિ'.[૭૪] એ શંખચૂડ મહાપરાક્રમી અને મોટો બલવાન છે એટલુંજ નહિ પણ મોટો જ્ઞાની પણ છે કે જેને લીધે તેણે મારાં બાણ કાપી નાખ્યાં પણ મારાપર અસ્ત્ર નાખ્યાં નહિ."[૭૫]

**राजेंद्रश्च महाज्ञानी महाबल पराक्रमः ॥**
**न च चिक्षेपमय्यस्त्रं चिच्छेद मम सायकम् ।७५।**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

---

## अध्याय २३ मो. શંખચૂડ વધ

### श्रीनारायण उवाच

**शिवस्तत्त्वं समाकर्ण्य तत्वज्ञानविशारदः ॥**
**ययौ स्वयं च समरे स्वगणैः सह नारद ॥ १ ॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! તત્વજ્ઞાનમાં વિચક્ષણ સદાશિવ સાચી વાત સાંભળીને પોતાના ગણોની સાથે યુદ્ધભૂમિમાં પોતે પધાર્યા.[૧] શંખચૂડે સદાશિવને જોઈ વિમાનમાંથી ઉત-

રીને પરમ ભક્તિથી મસ્તકવડે પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ કર્યા.[૨] પ્રણામ કરીને તુરત પાછો વિમાનમાં બેઠો અને કવચ પહેરીને હાથમાં ભારે ધનુષ લીધું.[૩] હે નારદજી! પછી શિવને અને શંખચડને પરસ્પર યુદ્ધ ચાલતાં પુરાં સો વર્ષ નીકળી ગયાં. કોઈનો જય કે પરાજય થયો નહિ.[૪] સદાશિવે શસ્ત્ર છોડી દીધાં અને શંખચૂડે પણ છોડી દીધાં. શંખચૂડ રથમાં બેસી રહ્યો અને સદાશિવ નંદીપર બેસી રહ્યા.[૫] એ રણમાં માર્યા ગએલા અનેક દાનવોને સદાશિવે પાછા જીવતા કર્યા.[૬] એ સમયમાં એક અત્યંત આતુર વૃદ્ધ બ્રાહ્મણે રણભૂમિમાં આવીને શંખચડને નીચે પ્રમાણે કહ્યું.[૭]

વૃદ્ધ બ્રાહ્મણ કહે છેઃ—હે રાજેંદ્ર! હું કે જે બ્રાહ્મણ છું તેને તમે હમણાં ભિક્ષા આપો. તમે સઘળી સંપત્તિઓના આપનારા છો માટે મારા મનમાં જેની ઇચ્છા છે તે આપો.[૮] હું હમણાં નિરૂદ્યમ, વૃદ્ધ અને તૃષ્ણાતુર છું. તમે આપવાની પ્રથમ પ્રતિજ્ઞા કરો. પછી જે મારે માગવાનું છે તે કહીશ.[૯]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે એ બ્રાહ્મણનાં વચન સાંભળી પ્રસન્ન મુખવાળા અને પ્રફુલ્લિત નેત્રવાળા શંખચૂડે આપવાનો સ્વીકાર કર્યો. પછી બ્રાહ્મણે કપટથી કહ્યું કેઃ—"તમારી પાસે વિષ્ણુનું જે કવચ છે તે મારે જોઇએ છે."[૧૦] વિષ્ણુ કે જે બ્રાહ્મણનું રૂપ ધરીને આવ્યા હતા તેમનું વચન સાંભળીને શંખચૂડે એ કવચ કે જે ભોજપત્રમાં લખી માદળીઆમાં નાખી પોતાના ગળામાં બાંધ્યું હતું તે આપી દીધું અને વિષ્ણુએ લઇ લીધું. પછી વિષ્ણુએ શંખચૂડનું રૂપ ધરી તુરત તુલસીની પાસે જઇને કપટથી તેનો ભોગ કરીને તેના ઉદરમાં વીર્ય નાખ્યું. આ સમયે સદાશિવે ગ્રીષ્મકાળના મધ્યાહ્નના સૂર્ય જેવું, પ્રલયના અગ્નિની જ્વાળા જેવું, કોઈથી અટકાવી શકાય નહિ એવું, સહન કરવાને અશક્ય, ખાલી ન જાય એવું, વૈરીઓનો નાશ કરનારૂં, ચક્રસરખા તેજવાળું, સઘળાં શસ્ત્ર તથા અસ્ત્રોના સારરૂપ, સદાશિવ કે વિષ્ણુ વિના બીજાથી ઉપાડી શકાય નહિ એવું, હજાર ધનુષ લાંબું, સો હાથના વિસ્તારવાળું, ચેતનવાળું, બ્રહ્મરૂપ, અવિનાશી, વર્ણન કરી શકાય નહિ એવું અને લીલામાત્રમાં સર્વ બ્રહ્માંડોનો નાશ કરવાની શક્તિવાળું, વિષ્ણુનું ભયંકર ત્રિશૂળ શંખચૂડને મારવા સારૂ હાથમાં લીધું. હે નારદજી! સદાશિવે હાથમાં તોળીને એ ત્રિશૂળ શંખચૂડ ઉપર નાખ્યું.[૧૧-૧૬] તે સમયે શંખચૂડ ધનુષ છોડી દઈ બુદ્ધિપૂર્વક યોગાસન કરીને શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યો.[૧૭] સદાશિવનું ત્રિશૂલ ફરી ફરીને શંખચૂડ ઉપર પડ્યું અને તેથી થોડીવારમાં શંખચૂડ તથા તેનો રથ ભસ્મરૂપ થઇ ગયા.[૧૮] શંખચૂડ તો બે ભુજાવાળો, હાથમાં મુરલીવાળો, રત્નનાં ભૂષણોથી શણગારેલો, ગોવાળીઆના વેષવાળો અને કિશોર અવસ્થાવાળો, દિવ્ય જન થઈ રહ્યો. તેટલીવારમાં કરોડો ગોવાળીઆઓથી વીંટાએલું અને ઉત્તમ રત્નોથી બનાવેલું વિમાન ગોલોકમાંથી આવતાં તેમાં બેસીને તે ગોલોકમાં ગયો.[૧૯-૨૦] હે નારદજી! ત્યાં જઇને તેણે વૃંદાવનમાં રાસમંડળની અંદર રાધિકા અને શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ભક્તિથી મસ્તકવડે પ્રણામ કર્યો.[૨૧] એ સુદામાને આવેલો જોઈ પ્રેમથી વ્યાપ્ત થએલાં અને જેઓનાં મુખ તથા નેત્રોમાં પ્રસન્નતા પ્રકટ થઈ એવાં એ બન્નેજણાંએ તેને ખોળામાં બેસાડ્યો.[૨૨] પછી મહાદેવને આપેલું ત્રિશૂલ તુરત વિષ્ણુની પાસે ગયું. શંખચૂડનાં અસ્થિઓમાંથી અનેક પ્રકારની શંખની જાતિ

થઈ[૨૩] કે જે દેવપૂજનમાં સર્વદા પવિત્ર ગણાય છે, શંખનું જળ તીર્થના જળ જેવું પવિત્ર છે માટે દેવતાઓની ઉપર ચડાવવામાં આવે છે.[૨૪] કેવળ સદાશિવની ઉપર શંખનું જળ ચડાવવાનો નિષેધ છે. જ્યાં શંખનો શબ્દ થતો હોય ત્યાં લક્ષ્મી સારી પેઠે સ્થિરતા કરે છે.[૨૫] જે માણસ શંખના જળથી નહાય તેને સઘળા તીર્થોમાં ન્હાવાનું ફળ મળે છે. શંખ વિષ્ણુના નિવાસરૂપ છે. જ્યાં શંખ હોય ત્યાં વિષ્ણુ રહે છે,[૨૬] લક્ષ્મી રહે છે અને અમંગલ દૂર થાય છે. સ્ત્રીઓ અથવા શૂદ્રો શંખનો નાદ કરે તો તેથી લક્ષ્મી ભય પામી અતિક્રોધ કરીને તે સ્થળમાંથી બીજા સ્થળમાં જાય છે. શિવ પણ દાનવને મારી રાજી થઈ પોઠીઆપર બેસીને પોતાના ગણોની સાથે શિવલોકમાં ગયા[૨૭,૨૮] અને પરમ આનંદ પામેલા દેવતાઓ પણ પોત પોતાના સ્થાનકમાં ગયા.[૨૯] સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં, ગંધર્વ તથા કિન્નરો ગાવા લાગ્યા અને સદાશિવની ઉપર અવિચ્છિન્ન પુષ્પવૃષ્ટિ થઈ.[૩૦] દેવતાઓ અને મોટા મોટા મુનિ આદિ પણ સદાશિવની પ્રશંસા કરવા લાગ્યા.

**नेदुर्दुंदुभयः स्वर्गे जगुर्गंधर्वकिन्नराः ॥**
**बभूव पुष्पवृष्टिश्च शिवस्योपरिसंततम् ॥३०॥**
**प्रशशंसुः सुरास्तं च मुनींद्रप्रवरादयः ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩**

---

# अध्याय २४ मो.

## વિષ્ણુ અને તુલસીનો સંવાદ ઇત્યાદિ

**नारद उवाच**

**नारायणश्च भगवान् वीर्याधानं चकारह ॥**
**तस्या केन रूपेण तन्मे व्याख्यातु मर्हसि॥१॥**

નારદજી પૂછે છેઃ—નારાયણભગવાને કેવી રીતે તુલસીનો સંગ કર્યો એ કથા મારી પાસે આપે કહેવી જોઇએ.[૧]

નારાયણ કહે છેઃ—દેવતાઓનું કાર્ય કરવાને વાસ્તે નારાયણ ભગવાન માયાથી શંખચૂડનું કવચ લઈ લીધા પછી શંખચૂડનું રૂપ ધરીને તેની સ્ત્રી તુલસીને ઘેર ગયા. તુલસીના પતિવ્રતાપણાનો નાશ કરીને શંખચૂડને મરાવવાની તેમના મનમાં ઇચ્છા હતી.[૨-૩] તુલસીના દ્વાર પાસે જઇને નારાયણે દુંદુભિ વગડાવ્યાં તથા જય શબ્દ બોલાવ્યો. એ નાદ સાંભળીને પરમ આનંદ પામેલાં તુલસી ગોખમાં ઉભાં થઇને પ્રેમથી રાજમાર્ગમાં જોવા લાગ્યાં.[૪,૫] બ્રાહ્મણોને ધન આપીને મંગળ કરાવ્યું અને બંદિજનોને, ભિક્ષુકોને તથા વધામણી આપનારાઓને પણ ધન આપ્યું.[૬] વિષ્ણુ રથમાંથી ઉતરીને અમૂલ્ય રત્નોથી બનાવેલા તુલસીના મનોહર ઘરમાં ગયા.[૭] પોતાના સુંદર પતિને આવેલો જોઈ રાજી થએલાં તુલસીએ તેના પગ ધોયા, પગે લાગ્યાં અને રોઈ પડયાં.[૮] રત્નના સુંદર સિંહાસનપર પતિ જાણીને તેમને બેસાડયા અને કપૂર આદિથી વાસેલી પાનબીડી આપીને કહ્યું કેઃ—"મારો જન્મ અને જીવન આજ સફલ થયાં. કારણ કે તમે રણમાં જઇને પાછા ઘેર પધાર્યા તેમને હું જોઉં છું."[૯,૧૦] પછી કટાક્ષપૂર્વક મંદ મંદ હસતાં, કામના ભરેલાં અને રોમાંચિત થએલાં તુલસીએ મધુરવાણીથી તેમને નીચે પ્રમાણે યુદ્ધનું વૃત્તાંત પૂછ્યું.[૧૧]

તુલસી પૂછે છેઃ—હે સ્વામી! હે કૃપાના ભંડારરૂપ! સદાશિવ કે જે અસંખ્યાત બ્રહ્માંડોનો સંહાર કરનારા છે તેમની સાથેના યુદ્ધમાં તમારો જય કેવી રીતે થયો તે મને કહો.[૧૨]

નારાયણ કહે છેઃ—તુલસીનું વચન સાંભળી શંખચૂડના રૂપવાળા વિષ્ણુએ હસીને તેમને

નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૧૩]

વિષ્ણુ કહે છેઃ—હે સુંદરિ ! હે કામિની ! મારે અને શંકરને પુરાં સો વર્ષ સુધી યુદ્ધ થયું તેમાં સર્વે દાનવોનો નાશ થઈ ગયો.[૧૪] પછી બ્રહ્માએ પોતે આવીને અમારા બે વચ્ચે પ્રીતિ કરાવી અને એમ થતાં બ્રહ્માની આજ્ઞાથી મેં દેવતાઓનો અધિકાર પાછો આપી દીધો.[૧૫] હું મારે ઘેર આવ્યો અને સદાશિવ પોતાના લોકમાં ગયા.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બોલીને વિષ્ણુએ ત્યાં શયન કર્યું,[૧૬] અને તુલસીની સાથે રમણ કર્યું. સુખ સંભોગના સમયમાં શંખચૂડના કરતાં ખેંચવા આદિનો કાંઈક ફરક પડતાં સઘળી રીતે તર્ક કરીને તુલસીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.

તુલસી કહે છેઃ—હે માયાવી ! તું કોણ છે ? કહી દે, તેં મને કપટથી ભોગવી ને મારા સતીપણાનો ભંગ કર્યો માટે હું તને શાપ દઉં છું.

નારાયણ કહે છેઃ—તુલસીનું વચન સાંભળી શાપની બ્હીકથી વિષ્ણુએ લીલાથી પોતાનું મનોહર સ્વરૂપ ધરી લીધું. નવા મેઘસરખા શ્યામ, શરદ્ઋતુના કમળસરખાં નેત્રવાળા, કરોડ કામદેવ સરખા રૂપાળા, રત્નના આભરણોથી શણગારેલા, મંદમંદ હસતા, પ્રસન્ન મુખવાળા અને પીળાં વસ્ત્રવાળા મોટા દેવ વિષ્ણુને તુલસીએ પોતાની પાસે ઉભેલા દીઠા. એમને જોઇ થોડીવારમાં તુલસીને મૂર્છા આવી ગઈ.[૧૭,૨૨] પછી ચેતના પામીને તુલસીએ વિષ્ણુને નીચે પ્રમાણે કહ્યું.

તુલસી કહે છેઃ—હે નાથ ! તમને દયા નથી. તમારૂં હૃદય પથરા જેવું કઠણ છે.[૨૩] તમે છળ કરી મારા ધર્મનો ભંગ કરીને મારા સ્વામીને માર્યો માટે તમે દયા વગરના છો. હે દેવ ! તમારૂં હૃદય પથરા જેવું છે.[૨૪] માટે હવે પથરારૂપ થાઓ. જેઓ તમને સાધુ કહે છે તેઓ ભૂલ કરે છે એમાં સંશય નથી.[૨૫] તમે અપરાધ વગર કોકને વાસ્તે ભક્તને શા માટે માર્યો ?

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે કહીને શોકથી પીડાએલાં તુલસી વારંવાર વિલાપ કરવા લાગ્યાં.[૨૬] એમને રાંક થએલાં જોઇ કરૂણાના સમુદ્રરૂપ વિષ્ણુએ તેમને નીતિથી સમજાવવા વાસ્તે નીચે પ્રમાણે કહ્યું.

વિષ્ણુ કહે છેઃ—હે સુંદરિ ! તમે ભરતખંડમાં મને પામવાસારૂ ઘણા દિવસ સુધી ભારે તપ કર્યું હતું અને શંખચૂડે તમને પામવાસારૂ ઘણા દિવસસુધી તપ કર્યું હતું.[૨૭,૨૮] તપના પ્રભાવથી શંખચૂડે તમને પામીને વિહાર કર્યો. હવે તમને તમારા તપનું ફળ આપવું યોગ્ય છે.[૨૯] હે પ્રિયા ! તમે આ શરીર છોડી દઈ દિવ્ય દેહ ધરીને મારી સાથે રમણ કરો અને લક્ષ્મી જેવાં થાઓ.[૩૦] તમારૂં જે આ શરીર છે તે પવિત્ર ભરતખંડમાં મનુષ્યોને પવિત્ર કરનારી અને પુણ્યરૂપ ગંડકી નામની નદી થશે.[૩૧] તમારા કેશનો જે સમૂહ છે તે પવિત્ર વૃક્ષરૂપ થશે અને તમારાથી ઉત્પન્ન થવાને લીધે તે વૃક્ષ પણ 'તુલસી' એવા નામથી પ્રખ્યાત થશે.[૩૨] ત્રણે લોકમાં દેવપૂજનમાં ઉપયોગી થતાં પુષ્પોમાં અને પત્રોમાં એ તુલસીજ મુખ્ય ગણાશે.[૩૩] સ્વર્ગ લોકોમાં, મર્ત્યલોકમાં, પાતાળમાં અને મારી પાસે ગોલોકમાં સર્વે વૃક્ષોમાં ઉત્તમ તુલસીરૂપે તમે થશો.[૩૪] ગોલોકની અંદર વિરજાના તીરમાં, વૃંદાવનમાંના રાસમંડલમાં, ભાંડીરમાં, ચંપકવનમાં, રમણીય ચંદન વનમાં, માધવીના વનમાં, કેતકીના વનમાં, કુંદમાલાનાં વનમાં, માલતીના વનમાં અને બીજાં પણ પવિત્ર સ્થાનોમાં તમારો મહા પવિત્ર વાસ થશે.[૩૫-૩૬] પૃથ્વીમાં

પણ તુલસીના મૂલનો પ્રદેશ સર્વ પ્રદેશો કરતાં વધારે પવિત્ર અને સઘળાં તીર્થોના અધિષ્ઠાન રૂપ થશે.[૩૭] હે સુંદરિ ! પોતાનાં મસ્તકોપર તુલસીનાં પત્ર પડે એટલા વાસ્તે સઘળા દેવતાઓ તુલસીની નીચે રહેશે.[૩૮] જે પ્રાણી તુલસીપત્રવાળા જળથી સ્નાન કરશે તે પ્રાણીને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું અને સર્વ યજ્ઞોની દીક્ષા લીધાનું પુણ્ય થશે.[૩૯] હજારો અમૃતના કુંભ ધરવાથી મને જેવી પ્રસન્નતા થાય તેવી પ્રસન્નતા તુલસીનું પત્ર આપવાથી થશે.[૪૦] હે સતિ ! દશ હજાર ગાયોનું દાન કરવાથી જેટલું ફળ થાય તેટલું ફળ કાર્તિક માસમાં તુલસીનું દાન કરવાથી થશે.[૪૧] મરવાના સમયમાં જે પ્રાણીને તુલસીપત્રનું જળ મળશે તે પ્રાણી સર્વ પાપોથી મુક્ત થઇને વિષ્ણુલોકમાં પૂજાશે.[૪૨] જે મનુષ્ય નિત્ય ભક્તિપૂર્વક તુલસીપત્રવાળું જળ પીશે તેને લાખ અશ્વમેધ કર્યાનું પુણ્ય થશે.[૪૩] જે માણસ પોતાના હાથમાં અને દેહમાં તુલસીપત્ર રાખીને તીર્થમાં પ્રાણ ત્યાગ કરશે તેને મારા લોકની પ્રાપ્તિ થશે.[૪૪] જે માણસ તુલસીના કાષ્ઠથી બનાવેલી માળા ધારણ કરશે તેને અવશ્ય પગલે પગલે અશ્વમેધનું ફળ થશે.[૪૫] હાથમાં તુલસીનું પત્ર લઇને જે પ્રાતજ્ઞા કરી હોય, તે પ્રતિજ્ઞાને જે માણસ પાળશે નહિ તે માણસ જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહેશે ત્યાં સુધી કાલસૂત્ર નામના નરકમાં પડયો રહેશે.[૪૬] જે માણસ તુલસીના ખોટા શપથ લેશે તે માણસ ચૌદ ઇંદ્ર પડ્યા સુધી કુંભીપાકમાં પડયો રહેશે.[૪૭] જે માણસને મરણના સમયમાં તુલસીના જળની કણિકા મળશે તે માણસ અવશ્ય રત્નના વિમાનમાં બેસીને વૈકુંઠમાં જશે.[૪૮] પુનમ, અમાસ, બારશ, સૂર્યની સંક્રાંતિનો દિવસ, મધ્યાહ્ન, રાત્રિ, સંધ્યા અને સૂતક આદિ અપવિત્ર સમય, એઓમાં અથવા અંગે તેલ ચોળીને અથવા રાત્રિનું વાશી લુગડું પહેરીને જેઓ તુલસીનાં પત્ર તોડશે તેઓને મારૂં મસ્તક કાપ્યા જેટલો દોષ લાગશે.[૪૯,૫૦] તુલસીનું પત્ર ત્રણ રાતનું વાશી હશે ત્યાંસુધી શ્રાદ્ધમાં, વ્રતમાં, દાનમાં, પ્રતિષ્ઠામાં અને દેવપૂજનમાં પવિત્ર ગણાશે.[૫૧] પૃથ્વીપર પડેલું, જળમાં પડેલું અથવા વિષ્ણુને સમર્પેલું જે તુલસીપત્ર હશે તે ધોવાથી બીજા કર્મમાં શુદ્ધ ગણાશે.[૫૨] આ પ્રમાણે પૃથ્વીમાં તમે વૃક્ષરૂપે રહેશો અને આનંદમય ગોલોકમાં તમે વૃક્ષની અધિષ્ઠાતા દેવીરૂપે શ્રીકૃષ્ણની સાથે નિત્ય ક્રીડા કરશો.[૫૩] ભરતખંડમાં ગંડકી નદીની અધિષ્ઠાતા દેવીરૂપે જે તમે રહેશો તે મારા અંશરૂપ સમુદ્રની પત્ની થશો.[૫૪] તમે પોતે પૂર્ણરૂપે વૈકુંઠમાં મારી પાસે રહેશો, અને પતિવ્રતા છો તેથી મને લક્ષ્મી જેવાં પ્યારાં થશો, એમાં સંશય નથી.[૫૫] હું પોતે તમારા શાપને લીધે ભરતખંડમાં ગંડકી નદીના તીરની પાસે પર્વત રૂપે રહીશ.[૫૬] ગંડકીમાં તીક્ષ્ણ દાઢોવાળા જે કરોડો કીડાઓ છે તેઓ દાઢરૂપ ઉત્તમ આયુધોથી એ પર્વતની શિલાઓનાં છિદ્રોમાં મારા ચક્રનો આકાર કરશે.[૫૭] જેમાં એક દ્વાર, ચાર ચક્ર અને ઉપર માળા જેવી રેખા થશે અને જેનો વર્ણ નવા મેઘ જેવો હશે તે લક્ષ્મીનારાયણ નામનું રૂપ ગણાશે.[૫૮] જેમાં એક દ્વાર, ચાર ચક્ર અને નવા મેઘ જેવો વર્ણ હશે અને માળાજેવી રેખા નહિ હશે તે લક્ષ્મીજનાર્દન નામનું રૂપ ગણાશે.[૫૯] જેમાં એક દ્વાર, ચાર ચક્ર અને ગાયના પગલાનું ચિહ્ન હશે અને માળા જેવી રેખા નહિ હશે તે રઘુનાથ નામનું રૂપ ગણાશે.[૬૦] જેમાં બે ચક્ર અને નવા મેઘ સરખો વર્ણ હશે, અત્યંત ન્હાનું હશે અને

માળા જેવી રેખા નહિ હોય તે વામન નામનું રૂપ ગણાશે.[61] જેમાં બે ચક્ર અને માળા જેવી રેખા હશે તથા પોતે અત્યંત ન્હાનું હશે તે શ્રીધરનું રૂપ ગણાશે અને તે રાખવાથી મનુષ્યોને સર્વદા લક્ષ્મીની પ્રાપ્તિ થશે.[62] જે જાડું, ગોળ, માળા વગરનું બે ચક્રવાળું અને અતિ સ્પષ્ટ હશે તે દામોદર નામનું રૂપ ગણાશે.[63] જે મધ્યમ રીતે જાડું, ગોળ આકારવાળું, બે ચક્રવાળું, બાણના પ્રહારોના ચિહ્નવાળું અને બાણ તથા માથાના ચિહ્નવાળું હશે તે રણરામનું રૂપ ગણાશે.[64] જે મધ્યમ રીતે જાડું, સાત ચક્રવાળું અને છત્ર તથા ભૂષણોના ચિહ્નવાળું હશે તે રાજ રાજેશ્વર નામનું રૂપ ગણાશે અને તેથી રાજલક્ષ્મી મળશે.[65] જે ચૌદ ચક્રવાળું જાડું અને નવા મેઘ સરખા વર્ણવાળું હશે તે અનંત નામનું રૂપ ગણાશે અને તેથી મનુષ્યોને ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ થશે.[66] જે ચક્ર સરખા આકારવાળું, બે ચક્રવાળું, વામભાગમાં લક્ષ્મીના ચિહ્નવાળું, મેઘ સરખું શ્યામ, ગાયના પગલાના ચિહ્નવાળું અને મધ્યમ રીતે જાડું હશે તે મધુસૂદન નામનું રૂપ ગણાશે.[67] જે સારા રૂપવાળું, એક ચક્રવાળું અને ગુપ્ત મુખવાળું હશે તે ગદાધર નામનું રૂપ ગણાશે. જે બે ચક્રવાળું અને ઘોડાના મ્હોડા સરખા આકારવાળું હશે તે હયગ્રીવનું રૂપ ગણાશે.[68] જે અત્યંત મોટા મ્હોડાવાળું, બે ચક્રવાળું અને ભયંકર હશે તે નૃસિંહનું રૂપ ગણાશે અને તેથી મનુષ્યોને તુરત વૈરાગ્યની પ્રાપ્તિ થશે.[69] જે બે ચક્રવાળું, મોટા મ્હોડાવાળું અને માળાના ચિહ્નવાળું હશે તે લક્ષ્મી નૃસિંહનું રૂપ ગણાશે, અને તેથી ગૃહસ્થોને સુખની પ્રાપ્તિ થશે.[70] જે દ્વારના સ્થાનમાં બે ચક્રવાળું, લક્ષ્મીના ચિહ્નવાળું, સરખું અને સ્પષ્ટ હશે તે વાસુદેવનું રૂપ ગણાશે અને તેથી સઘળાં વાંછિત ફળોની પ્રાપ્તિ થશે.[71] જે સૂક્ષ્મ ચક્રવાળું, નવા મેઘ સરખી કાંતિવાળું અને મુખની અંદર ઘણાં છિદ્રોવાળું હશે તે પ્રદ્યુમ્નનું રૂપ ગણાશે અને તેથી ગૃહસ્થોને સુખની પ્રાપ્તિ થશે.[72] જેમાં પરસ્પર સંલગ્ન મુખવાળાં બે ચક્ર હશે અને પીઠ મોટી હશે તે સંકર્ષણનું રૂપ ગણાશે અને તેથી ગૃહસ્થોને સર્વદા સુખની પ્રાપ્તિ થશે.[73] જે પીળી કાંતિવાળું, ગોળ અને અત્યંત સુંદર હશે તે અનિરૂદ્ધનું રૂપ ગણાશે અને તેથી ગૃહસ્થોને સર્વદા સુખની પ્રાપ્તિ થશે.[74] જે સ્થળમાં ઉપર કહેલા કોઈ પ્રકારની પણ શાલગ્રામની શિલા હોય ત્યાં હું સંનિહિત રહીશ અને સર્વ તીર્થોની સાથે લક્ષ્મી પણ ત્યાં વસશે.[75] બ્રહ્મહત્યા આદિ જે કોઈ પાપો હશે તે સઘળાં શાલગ્રામની શિલાના પૂજનથી તુરત નાશ પામશે.[76] છત્રાકારની પૂજાથી રાજ્ય મળશે, ગોળાકારની પૂજાથી ઘણી લક્ષ્મી મળશે, ગાડાં જેવા આકારવાળાની પૂજાથી દુઃખ થશે અને ત્રિશૂલ જેવી અણીવાળાની પૂજાથી અવશ્ય મરણ થશે.[77] કરૂપડાં મ્હોડાંવાળાની પૂજાથી દારિદ્ર થશે, પીંગળા રંગવાળાની પૂજાથી હાનિ થશે, ભાંગેલા ચક્રવાળાની પૂજાથી વ્યાધિ થશે અને ફૂટેલાની પૂજાથી અવશ્ય મરણ થશે.[78] શાલગ્રામની શિલા પાસે રાખવાથી વ્રત, દાન, પ્રતિષ્ઠા, શ્રાદ્ધ અને દેવપૂજન બહુજ ઉત્તમ રીતે થએલાં ગણાશે.[79] જે શાલગ્રામની પૂજા કરશે તે સર્વ તીર્થમાં નાહેલો અને સર્વ યજ્ઞોની દીક્ષા પામેલો ગણાશે. સર્વ યજ્ઞ, તીર્થ, વ્રત, તપ અને ચારે વેદનો પાઠ, એ કરવાથી જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય શાલગ્રામના પૂજનથી થશે.[80,81] જે માણસ સર્વદા શાલગ્રામના જળથી અભિષેક કરશે તેને સઘળાં દાન કર્યાનું અને પૃથ્વીની પ્રદક્ષિણા કર્યાનું

પુણ્ય થશે. જે માણસ શાલગ્રામના જળનું નિત્ય પાન કરશે તેને દેવતાઓએ ઇચ્છેલું સુખ મળશે એમાં સંશય નથી.[૮૨] સઘળાં તીર્થો પણ એ માણસના સ્પર્શની ઇચ્છા કરશે. એ મહાપવિત્ર અને જીવન્મુક્ત થઇને અંતે મારા પદને પામશે.[૮૩] ત્યાં મારી સાથે અસંખ્યાત પ્રાકૃત પ્રલય સુધી રહેશે અને હું તેને મારો દાસ કરીને રાખીશ.[૮૪] બ્રહ્મહત્યા જેવાં જે કોઈ પાપ હશે તે સઘળાં જેમ ગરૂડને દેખીને સર્પો ભાગે તેમ એ માણસને દેખીને ભાગી જશે.[૮૫] એના ચરણની રજથી પૃથ્વી તુરત પવિત્ર થશે અને તેના જન્મથી લાખ પૂર્વજોનો ઉદ્ધાર થશે.[૮૬] જે માણસને મરણના સમયમાં શાલગ્રામનું ચરણામૃત મળશે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઇને મારા લોકમાં આવશે.[૮૭] એ માણસ નિર્વાણ મુક્તિને પ્રાપ્ત થશે. કર્મભોગથી છુટશે અને મારા પદમાં લીન થશે એમાં સંશય નથી.[૮૮] જે માણસ હાથમાં શાલગ્રામ લઈને ખોટું વચન બોલશે તે માણસ બ્રહ્માની અવસ્થા પુરી થતાં સુધી કુંભીપાકમાં પડયો રહેશે.[૮૯] હાથમાં શાલગ્રામની શિલા લઇને જે વાત સ્વીકારી હોય તે વાતને જે પાળશે નહિ તે માણસ લાખ મન્વંતર સુધી અસિપત્રવન નામના નરકમાં પડયો રહેશે.[૯૦] હે સુંદરિ! જે માણસ શાલગ્રામ ઉપર તુલસીપત્રનો વિચ્છેદ કરશે તેને જન્માંતરમાં સ્ત્રીનો વિયોગ થશે.[૯૧] જે માણસ શંખ ઉપર તુલસીપત્રનો વિચ્છેદ કરશે તે માણસ સાત જન્મમાં સ્ત્રી વગરનો અને રોગી થશે.[૯૨] જે માણસ શાલગ્રામને, તુલસીને અને શંખને એકઠાં રાખશે તે મહાજ્ઞાની અને મને પ્રિય થશે.[૯૩] જે પુરૂષે જે સ્ત્રીનો એકવાર સંગ કર્યો હોય તે પુરૂષને તે સ્ત્રીનો વિયોગ થતાં પરસ્પર દુઃખ થયા વિના રહેજ નહિ, તો તમારો સંગ શંખચૂડે એક મન્વંતર સુધી કરેલો છે માટે શંખને અને તમને જુદાં પાડવાં એ કેવળ દુઃખદાયી ગણાય.[૯૪,૯૫]

નારાયણ કહે છેઃ—હે નારદજી! વિષ્ણુ એ પ્રમાણે બોલીને બંધ પડયા અને તુલસી પોતાનો દેહ છોડી દિવ્યરૂપ ધરીને લક્ષ્મીની પેઠે વિષ્ણુના વક્ષઃસ્થળમાં રહ્યાં. વિષ્ણુ તેમની સાથે વૈકુંઠમાં ગયા.[૯૬,૯૭] હે નારદજી! આ પ્રમાણે લક્ષ્મી, સરસ્વતી, ગંગા અને તુલસી, એ ચારે જણીઓ સર્વના ઈશ્વર વિષ્ણુની સ્ત્રીઓ થઈ.[૯૮] તુલસીએ જે દેહ છોડી દીધો તેમાંથી તુરત ગંડકી નામની નદી થઇ અને વિષ્ણુ ભગવાન પોતે ગંડકીને કાંઠે મનુષ્યોને પુણ્ય આપનારા પર્વતરૂપ થયા.[૯૯] ત્યાંના કીડાઓ એ પર્વતની શિલાઓને ઘણા ઘણા આકારવાળી કરી નાખે છે. તેઓમાંથી જે શિલાઓ જળમાં પડેલી હોય તેઓ ફળદાયી થાય છે એવો નિશ્ચય છે.[૧૦૦] જે શિલાઓ સ્થલમાં પડેલી હોય તે સૂર્યનો તાપ લાગવાથી પિંગળી થઈ જાય છે. એ પિંગળી શિલાઓ પૂજવા યોગ્ય નથી. હે નારદજી! આ પ્રમાણે તમને તુલસીનું સઘળું વૃત્તાંત કહ્યું. હવે તમારે શું સાંભળવાની ઇચ્છા છે?[૧૦૧]

**स्थलस्थाः पिंगला ज्ञेयाश्चोपतापाद्रवेरिति ॥**
**इत्येवं कथितं सर्वं किंभूयःश्रोतुमिच्छासि ।१०१।**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

# अध्याय २५ मो.

## તુલસીનું પૂજન, મંત્ર અને સ્તોત્ર.

### નારદ ઉવાચ

**तुलसी च यदा पूज्या कृता नारायणप्रिया ।**
**अस्याः पूजाविधानं च स्तोत्रं च वद सांप्रतम् ॥**

નારદજી પૂછે છેઃ—તુલસી પૂજ્ય અને ના-

રાયણની સ્ત્રી ઠર્યાં. માટે હવે તેની પૂજાનો વિધિ અને સ્તોત્ર મને કહો.[1] હે મુનિ! પ્રથમ એની પૂજા કોણે કરી, સ્તુતિ કોણે કરી અને કયા હેતુથી તે પૂજ્ય થયાં તે મને કહો.[2]

સૂત કહે છેઃ—એ પ્રમાણે નારદજીનું વચન સાંભળી નારાયણે નીચે પ્રમાણે પવિત્ર અને પાપને હરનારી કથા કહેવાનો આરંભ કર્યો.[3]

નારાયણ કહે છેઃ—વિષ્ણુ તુલસીનું સન્માન કરીને તેમની સાથે રમવા લાગ્યા અને તેમને લક્ષ્મીના જેવાંજ સૌભાગ્ય અને મોટાઇ આપવા લાગ્યા.[4] તુલસીની સાથે વિષ્ણુએ નવો સમાગમ કર્યો તેને, તુલસીના સૌભાગ્યને અને તેની મોટાઇને લક્ષ્મી તથા ગંગા સહન કરી રહ્યાં પણ કોપને લીધે સરસ્વતીએ સહન કર્યું નહિ.[5] માનવાળાં સરસ્વતીએ વિષ્ણુની સમક્ષમાં કજીઓ કરીને તુલસીને માર મારતાં તુલસી લાજથી અને અપમાનને લીધે અંતર્હિત થઇ ગયાં.[6] સર્વ સિદ્ધોનાં ઈશ્વરી, જ્ઞાનિઓનાં પૂજ્ય અને સિદ્ધયોગવાળાં તુલસી કોઇ સ્થળમાં પણ વિષ્ણુના જોવામાં આવ્યાં નહિ.[7] તુલસી કયાંય જોવામાં નહિ આવતાં વિષ્ણુ સરસ્વતીને ચેતવી તેની અનુજ્ઞા લઇને તુલસીના વનમાં ગયા.[8] વિષ્ણુએ ત્યાં જઈ સારી રીતે નાહી, ધ્યાન ધરીને તુલસીની પૂજા કરી અને ભક્તિથી સ્તુતિ કરી.[9] હે નારદજી! 'શ્રીં હ્રીં ક્લીં ઐં વૃંદાવન્યૈ સ્વાહા' એ દશ અક્ષરવાળા કલ્પવૃક્ષ સરખા મંત્રથી વિધિપૂર્વક તુલસીની જે પૂજા કરે તેને અવશ્ય સઘળી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.[10,11] ઘીના દીવાથી, ધૂપથી, સિંદૂરથી, ચંદનથી, નૈવેદ્યથી, પુષ્પાદિ ઉપચારથી પૂજા કર્યા પછી વિષ્ણુએ સ્તોત્ર બોલીને સ્તુતિ કરી ત્યારે પ્રસન્ન થએલાં તુલસી, વૃક્ષમાંથી પ્રકટ થઇને વિષ્ણુના ચરણારવિંદમાં શરણે આવ્યાં.[12-13] વિષ્ણુએ તેમને વરદાન આપ્યું કે "તમને સર્વ લોકો પૂજશે. તમે કે જે સુંદર રૂપવાળાં છો તેમને હું પણ મસ્તકમાં અને વક્ષઃસ્થલમાં ધારણ કરીશ.[14] સર્વે દેવ આદિ લોકો પણ પોતાના મસ્તકમાં તમારૂં ધારણ કરશે." આ પ્રમાણે કહી તુલસીને લઈને વિષ્ણુ પોતાના સ્થાનકમાં પધાર્યા.[15]

નારદજી પૂછે છેઃ—હે નારાયણ મુનિ! તુલસીનું ધ્યાન, સ્તવન અને પૂજાનું વિધાન કેવી રીતનું છે તે મને કહો.[16]

નારાયણ કહે છેઃ—જ્યારે તુલસી અંતર્હિત થઈ ગયાં હતાં ત્યારે વિરહથી આતુર થએલા વિષ્ણુએ વૃંદાવનમાં જઇ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી હતી.[17]

વિષ્ણુ સ્તુતિ કરે છેઃ—જેમાં સમૂહરૂપ વૃક્ષો એકઠાં થએલાં છે અને તેને લીધે વિદ્વાનો જેને વૃંદા કહે છે તે મારી પ્યારીને હું ભજું છું.[18] પૂર્વે જે દેવી પ્રથમ વૃંદાવન નામના વનમાં પ્રગટ થવાથી વૃંદાવની કહેવાય છે તે સૌભાગ્યવતીને હું ભજું છું.[19] નિરંતર અસંખ્યાત બ્રહ્માંડોમાં પૂજાવાને લીધે જે દેવી વિશ્વપૂજિતા કહેવાય છે તેમને હું ભજું છું.[20] સર્વદા અસંખ્યાત બ્રહ્માંડોને પવિત્ર કરવાથી જે દેવી તુલસી વિશ્વપાવની કહેવાય છે, તેમનું હું વિરહને લીધે સ્મરણ કરૂં છું.[21] જે વિના પુષ્પોનો સમૂહ મળતાં પણ દેવતાઓ પ્રસન્ન થતા નથી તે પુષ્પોના સારરૂપ શુદ્ધ તુલસીને હું શોકને લીધે જોવા ઇચ્છું છું.[22] જગતમાં જેની પ્રાપ્તિ થવાથી ભક્તોને અવશ્ય આનંદ થાય છે અને તેથી જે નંદિની કહેવાય છે તે મને અહીં પ્રસન્ન થજો.[23] સઘળાં બ્રહ્માંડોમાં જેના બરોબર કોઈ નથી અને તેથી જે તુલસી કહેવાય છે તે પ્યારીને હું શરણે જાઉં છું.[24] સઘળા અત્યંત પ્યારાં જે સતી

શ્રીકૃષ્ણના જીવનરૂપ હોવાથી કૃષ્ણજીવની કહેવાય છે તે મારા જીવનની રક્ષા કરો.[૨૫]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે સ્તુતિ કરીને વિષ્ણુ ત્યાં જરાવાર ખોભર્યા તેટલી વારમાં પોતાના ચરણારવિંદમાં નમેલાં સાક્ષાત્ સતી તુલસી તેમના જોવામાં આવ્યાં.[૨૬] પોતે માન આપીને પૂજેલાં અને સરસ્વતીએ કરેલાં અપમાનથી રૂદન કરતાં તે પ્યારીને જોઇને વિષ્ણુએ તુરત પોતાની છાતીમાં રાખ્યાં.[૨૭] પછી સરસ્વતીની આજ્ઞા લઇને વિષ્ણુ પોતાના સ્થાનકમાં ગયા અને સરસ્વતીની સાથે તુરત તેમને પ્રીતિ કરાવી દીધી.[૨૮] વિષ્ણુએ તુલસીને વરદાન દીધું કે "તમે સર્વ લોકોનાં પૂજ્ય થશો. સર્વે લોકો તમને મસ્તકપર ધરશે અને વંદન કરશે. હું પણ તમને મારા મસ્તકપર ધરીશ."[૨૯] આ પ્રમાણે વિષ્ણુએ વર આપવાથી તુલસી રાજી થયાં. અને સરસ્વતીએ તેમનો હાથ ખેંચીને પોતાની પાસે રાખ્યાં.[૩૦] હે નારદજી! લક્ષ્મીએ અને ગંગાએ પણ મંદ હાસ્ય કરી તેમનો હાથ ઝાલીને વિનયથી તેમને ઘરમાં પધરાવ્યાં.[૩૧] વૃંદા, વૃંદાવની, વિશ્વપૂજિતા, વિશ્વપાવની, પુષ્પસારા, નંદિની, તુલસી અને શ્રીકૃષ્ણજીવની, એ આઠ નામોનો અને નામોના અર્થવાળા સ્તોત્રનો જે માણસ તુલસીની પૂજા કરીને પાઠ કરે તેને અશ્વમેધના ફલની પ્રાપ્તિ થાય.[૩૨,૩૩] તુલસીનો મહામંગળરૂપ જન્મ કાર્તિક શુદ પુનમને દિવસે થયો છે અને તેમની પૂજા પણ પૂર્વે તે દિવસેજ વિષ્ણુએ કરી હતી એટલા માટે તે દિવસે ભક્તિથી તે તુલસીની જે માણસ પૂજા કરે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઈને વિષ્ણુના લોકને પામે.[૩૪,૩૫] જે માણસ કાર્ત્તિક માસમાં વિષ્ણુને તુલસીપત્ર ચડાવે તે માણસ અવશ્ય દશ હજાર ગાયોના દાનનું ફળ પામે છે.[૩૬] સ્તોત્રનું શ્રવણ માત્ર કરવાથી પણ અપુત્રને પુત્ર મળે, સ્ત્રી રહિતને સ્ત્રી મળે, બંધુરહિતને બંધુ મળે.[૩૭] રોગી રોગથી મુક્ત થાય, બંધાયલો બંધનથી છૂટે, ભય પામેલો ભયથી મુક્ત થાય અને પાપી પાપથી મુક્ત થાય.[૩૮] આ પ્રમાણે તુલસીનું સ્તોત્ર તમારી પાસે કહ્યું. હવે ધ્યાનનો અને પૂજાનો વિધિ કહું છું તે શ્રવણ કરો. વેદની કણ્વશાખામાં એ વિધિ કહેલો છે તે તમે પણ જાણો છો.[૩૯] તુલસીના વૃક્ષમાં આવાહન નહિ કરતાં ભક્તિથી તેમનું ધ્યાન કરી ઉપચારોથી પૂજન કરવું. પાપોનો નાશ કરનારૂં ધ્યાન આ પ્રમાણે કરવું.[૪૦] "તુલસી કે જે પુષ્પોના સારરૂપ, સતી, પવિત્ર અને મનોહર છે તથા જે તુલસી કરેલાં પાપોરૂપી કાષ્ઠોને બાળવામાં પ્રજ્વલિત અગ્નિની શિખા જેવાં છે, જેના સમાન કોઇ પણ પુષ્પ નથી, એમ વેદોમાં કહેલું છે તથા જે સઘળા પદાર્થોમાં વિશેષ પવિત્ર કહેવાય છે અને જેને સર્વે લોકો મસ્તકપર ધરવાને ઇચ્છે છે, તે જીવન્મુક્ત, મુક્તિ આપનારાં, જગતને પવિત્ર કરનારાં અને હરિની ભક્તિ આપનારાં તુલસીને હું ભજું છું."[૪૧–૪૩] સુબુદ્ધિ પુરૂષે આ પ્રમાણે ધ્યાન કરી, પૂજા કરી અને સ્તુતિ કરીને તેમને પ્રણામ કરવા. આ તુલસીનું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે?[૪૪]

**इति ध्यात्वा च संपूज्य स्तुत्वा च प्रणमेत्सुधीः॥**
**उक्तं तुलस्युपाख्यानं किं भूयःश्रोतुमिच्छसि॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫**

# અધ્યાય ૨૬ મો.

## સાવિત્રીની પૂજા અને સ્તોત્રનો વિધિ

### नारद उवाच

तुलस्युपाख्यानमिदं श्रुतं चातिसुधोपमम् ॥
ततःसावित्र्युपाख्यानं तन्मेव्याख्यातुमर्हसि॥

નારદજી પૂછે છેઃ—આ અમૃત સરખું તુલસીનું આખ્યાન મેં સાંભળ્યું. હવે સાવિત્રીનું વિસ્તારવાળું આખ્યાન મારી પાસે કહેવું જોઇએ.[1] સાવિત્રી કે જે વેદોની માતા છે તેમણે મનુષ્ય દેહ શા માટે ધર્યો હતો? લોકમાં એમની પ્રથમ પૂજા કોણે કરી હતી અને પછીથી પૂજા કોણે કરી હતી?[2]

નારાયણ કહે છેઃ—હે નારદજી! એમની પ્રથમ પૂજા બ્રહ્માએ કરી હતી, પછીથી વેદોએ કરી હતી અને તે પછી અનેક વિદ્વાનોએ કરી હતી.[3] ભરતખંડમાં અશ્વપતિ નામના રાજાએ એમની પૂજા કરી અને તે પછી ચારે વર્ણોમાં ચાલુ થઇ છે.[4]

નારદજી પૂછે છેઃ—હે મુનિ! એ અશ્વપતિ રાજા ક્યાંનો હતો અને તેણે શા કારણથી પૂજા કરી હતી? એ દેવી ભરતખંડમાં સર્વને પૂજ્ય થયાં છે તો તેમાં ઉત્તરોત્તર કોણે કોણે પૂજા કરી હતી? તે કહો.[5]

નારાયણ કહે છેઃ—હે નારદજી! મદ્રદેશમાં અશ્વપતિ નામનો રાજા હતો. એ રાજા શત્રુઓના બળનું હરણ કરનાર અને મિત્રોના દુઃખનો નાશ કરનાર હતો.[6] જેમ લક્ષ્મીજી વિષ્ણુનાં પટરાણી છે તેમ એ રાજાની માલતી નામે મહાધાર્મિષ્ઠ પટરાણી હતી.[7] એ રાણી વાંઝણી હતી તેથી તેણે વસિષ્ઠના ઉપદેશથી ભક્તિપૂર્વક સાવિત્રીનું આરાધન કર્યું પણ સાવિત્રીનું દર્શન થયું નહિ અને કાંઈ વરદાન પણ મળ્યું નહિ. પછી દુઃખ પામેલી તે રાણી મનમાં કચવાતાં કચવાતાં ઘેર ગઇ.[8,9] તે સમયે અશ્વપતિ રાજા તેને દુઃખ પામેલી જોઈ નીતિનાં વચનથી સમજાવીને સાવિત્રી ઉપર તપ કરવાને વાસ્તે ભક્તિથી પુષ્કર ક્ષેત્રમાં ગયો.[10] ત્યાં તેણે જિતેંદ્રિય રહીને સો વર્ષ સુધી તપ કર્યું, પણ સાવિત્રીનું દર્શન મળ્યું નહિ અને કાંઈ પ્રત્યુત્તર પણ મળ્યો નહિ. પછી હે નારદજી! તે રાજાએ આકાશવાણી સાંભળી કે "હે રાજા! તું ગાયત્રીનો દશ લાખ જપ કર."[11,12] એ સમયમાં પરાશર મુનિ એ રાજાની પાસે આવ્યા અને રાજાએ તેમને પ્રણામ કર્યા. તે પછી પરાશરે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[13]

પરાશર કહે છેઃ—ગાયત્રીનો એકવાર જપ કરવાથી એક દિવસનું પાપ મટે છે. દશવાર જપ કરવાથી એક અહોરાત્રનું પાપ મટે છે.[14] સો વાર જપ કરવાથી એક માસનું પાપ મટે છે. હજારવાર જપ કરવાથી એક વર્ષનું પાપ મટે છે.[15] લાખવાર જપ કરવાથી આખા જન્મનું પાપ મટે છે. દશ લાખ જપ કરવાથી પૂર્વજન્મનું પાપ મટે છે અને એક કરોડ જપ કરવાથી સર્વ જન્મનું પાપ મટે છે.[16] દશ કરોડનો જપ કરવાથી બ્રાહ્મણોને મુક્તિ પ્રાપ્ત થાય છે. આંગળીઓ વચ્ચે છિદ્ર ન રહે એવી રીતે હાથને સર્પની ફણ જેવો કરી ઉપલી આંગળી નમાવી સ્થિરપણાથી હૃદય ઉપર રાખતાં ઉગમણી કોર મુખ રાખીને દ્વિજવર્ણે ગાયત્રીનો જપ કરવો. અનામિકાના મધ્ય ભાગથી નીચે દક્ષિણાવર્ત્ત ક્રમથી તર્જનીના મૂળ સુધી અંગુઠાને લઈ જવો, એ કરમાળાનો ક્રમ છે. કરવી હોય તો ધોળાં કમળનાં બીજની અથવા સ્ફટિકની માળા બનાવી તીર્થમાં અથવા દેવાલયમાં તેથી જપ કરવો. પીપળાના પાંદડા ઉપર અને કમળપત્ર ઉપર માળાને

સ્થાપન કરી તેને ગોરોચન ચોપડીને ગાયત્રી-મંત્રથી નવરાવવી અને તેની પાસે વિધિપૂર્વક સો વાર ગાયત્રીનો જપ કરવો.[૧૭-૨૧] અથવા એ માળાને પંચગવ્યથી કે ગંગાજળથી નવરાવીને સંસ્કાર આપવો.[૨૨] આ પ્રમાણે માળાનો સંસ્કાર કરી તે માળાથી દશલાખ ગાયત્રીનો જપ કરજો એટલે ત્રણ જન્મનાં પાપનો ક્ષય થવાથી તમને સાક્ષાત્ સાવિત્રીનું દર્શન મળશે.[૨૩] હે રાજા ! પ્રત્યેક દિવસે પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે અને સાયંકાળે પવિત્ર થઇને સંધ્યા કરજો.[૨૪] જે દ્વિજ સંધ્યા ન કરતો હોય તે અપવિત્ર હોવાથી સર્વ કર્મોમાં અયોગ્ય છે. જે દિવસે સંધ્યા ન કરી હોય તે દિવસે જે કાંઈ સત્કર્મ કરવામાં આવે તેનું ફળ મળતું નથી.[૨૫] જે દ્વિજ પ્રાતઃસંધ્યા અને સાંયસંધ્યા ન કરે તેને શૂદ્ર જેવો ગણીને દ્વિજ લોકોનાં સઘળાં કર્મોથી બહિષ્કૃત કરવો.[૨૬] જે બ્રાહ્મણ જીવતાં સુધી ત્રણે કાળની સંધ્યા કરે તે બ્રાહ્મણ તેજથી અને તપથી સર્વદા સૂર્ય સમાન થાય છે.[૨૭] એવા બ્રાહ્મણના ચરણની રજ પડવાથી પૃથ્વી તુરત પવિત્ર થાય છે. જે દ્વિજ ત્રણે કાળની સંધ્યા કરતો હોય તે તેજસ્વી અને જીવન્મુક્ત થાય છે.[૨૮] એના સ્પર્શથી તીર્થો પણ પવિત્ર થાય છે અને જેમ ગરૂડથી સર્પો ભાગે તેમ એને જોઇને પાપો ભાગી જાય છે.[૨૯] જે બ્રાહ્મણ ત્રણે કાળની સંધ્યા ન કરતો હોય તેણે કરેલી પૂજાને દેવતાઓ સ્વીકારતા નથી અને તેણે કરેલા પિંડદાનને તથા તર્પણને તેના પિતૃઓ પણ સ્વીકારતા નથી.[૩૦] જે દ્વિજ મૂલ પ્રકૃતિનો અભક્ત, તેમના મંત્રનો અપૂજક અને તેમના ઉત્સવોથી રહિત હોય તેને અજગર જેવો ગણવો.[૩૧] જે દ્વિજ વિષ્ણુના મંત્રથી રહિત, ત્રણ કાળની સંધ્યા નહિ કરનારો અને એકાદશી વગરનો હોય તેને અજગર જેવો ગણવો.[૩૨] જે બ્રાહ્મણ વિષ્ણુને નૈવેદ્ય ધર્યા વિના જમનાર, પરાયાં વસ્ત્ર ધોનાર, બળદ હાંકનાર અથવા શૂદ્રનું અન્ન જમનાર હોય તેને અજગર જેવો ગણવો.[૩૩] શૂદ્રના શબને બાળનારો બ્રાહ્મણ શૂદ્રીપતિ થાય છે, અને જે શૂદ્રોની રસોઇ કરે છે તે અજગર જેવો છે.[૩૪] જે બ્રાહ્મણ શૂદ્રોનો પતિગ્રહ કરનાર, શૂદ્રોને યજન કરાવનાર, શાહી વેચીને જીવનાર અથવા હથીઆરથી જીવનાર હોય તેને અજગર જેવો ગણવો.[૩૫] જે બ્રાહ્મણ કન્યાને વેચે, ભગવાનના નામને વેચે, પતિ પુત્ર વગરની સ્ત્રીનું અન્ન ખાય, ચોથે દિવસે રજસ્વલાનું અન્ન ખાય, કુટણાં કરે, વ્યાજ ખાય અથવા વિદ્યાને વેચે તેને અજગર જેવો ગણવો.[૩૬,૩૭] જે બ્રાહ્મણ સૂર્યોદયના સમયમાં સૂતો રહે, માછલાં ખાય અથવા શિવપૂજન આદિ ન કરે તેને અજગર જેવો ગણવો.[૩૮]

નારાયણ કહે છેઃ—પરાશરે આ પ્રમાણે કહીને તે રાજાની પાસે સાવિત્રીની પૂજાનો ક્રમરહિત સઘળો વિધિ કહ્યો અને અવશ્ય જોઇએ એવો ધ્યાનનો તથા કવચ આદિનો પણ ઉપદેશ કર્યો.[૩૯] મુનિ પોતાના આશ્રમમાં ગયા પછી રાજાએ સાવિત્રીની પૂજા કરીને તેમનું દર્શન મેળવ્યું અને વરદાન મેળવ્યું.[૪૦]

નારદજી પૂછે છેઃ—સાવિત્રીનું ધ્યાન કેવી રીતે કરવું? તેમની પૂજાનો વિધિ કેવો છે ? તેમનું સ્તોત્ર કયું અને મંત્ર કયો ? પરાશર અશ્વપતિને જે ઉપદેશ કરીને ગયા તે મને કહો.[૪૧] રાજાએ કયા વિધિથી સાવિત્રીની પૂજા કરીને કયું વરદાન મેળવ્યું ?[૪૨] હું સાવિત્રીનું એ શ્રુતિસિદ્ધ પરમ રહસ્ય સંક્ષેપથી સાંભળવાને ઇચ્છું છું.[૪૩]

નારાયણ કહે છેઃ—વ્રત કરનારાએ જેઠ વદ તેરશ ઉપરાંત ચૌદશ હોય તે દિવસે અથવા શુદ

ચૌદશને દિવસે અથવા એ પ્રમાણે જેઠ શુદ ચૌદશને દિવસે ભક્તિપૂર્વક વ્રત કરવું.[૪૪] એ વ્રત ચૌદ વર્ષસુધી કર્યા કરવું. ચૌદ ફળ અને ચૌદ નૈવેદ્યનું અર્પણ કરવું. પુષ્પ, ધૂપ, વસ્ત્ર અને યજ્ઞોપવીત આદિ અર્પણ કરી વિધિપૂર્વક ભોજન કરાવવું. ફલ અને શાખાસહિત મંગલઘટનું સ્થાપન કરવું.[૪૫-૪૬] ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ અને દુર્ગાનું પૂજન કરી ઘડામાં સાવિત્રીનું આવાહન કરીને પૂજા કરવી.[૪૭] સાવિત્રીનું ધ્યાન, સ્તોત્ર, પૂજનવિધિ, અને સઘળી કામનાઓને પરિપૂર્ણ કરનાર મંત્ર કે જે માધ્યંદિની શાખામાં કહેલ છે તે સાંભળો.[૪૮] "સાવિત્રી કે જે તપાવેલાં સુવર્ણસરખા વર્ણવાળાં, બ્રહ્મતેજથી પ્રકાશતાં, ગ્રીષ્મકાળના મધ્યાહ્નના હજાર સૂર્યોના સરખી કાંતિવાળાં, મંદ હાસ્યથી સુશોભિત મુખવાળાં, રત્નનાં આભરણોથી શણગારેલાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્ર પહેરનારાં, ભક્તોપર અનુગ્રહ કરવાસારૂ દેહધારી થએલાં, સુખ દેનારાં, મુક્તિ આપનારાં, શાંત, બ્રહ્માનાં પત્ની, સઘળી સંપત્તિઓ દેનારાં, વેદનાં અધિષ્ઠાતા દેવી, વેદશાસ્ત્રરૂપ, વેદના બીજરૂપ અને વેદોની માતા છે, તેમને ભજું છું."[૪૯-૫૨] આવી રીતે પ્રથમ હૃદયમાં ધ્યાન કરી નૈવેદ્યાદિક ઉપચાર કરી માથાપર હાથ જોડીને પ્રણામ કરવા. પછી ફરીવાર ધ્યાન કરી ભક્તિથી ઘડામાં તેમનું આવાહન કરવું.[૫૩] વિધિસહિત વેદોક્ત મંત્રથી સોળ ઉપચાર કરી પૂજન કરી સ્તુતિ કર્યા પછી તેમને પ્રણામ કરવા.[૫૪] આસન, પાદ્ય, અર્ધ્ય, સ્નાનીય, લેપન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, સીતળ જળ, વસ્ત્ર, ભૂષણ, માળા, ચંદન, આચમન અને સુંદર શય્યા, એ સોળ ઉપચાર સમજવા.[૫૫,૫૬] એ ઉપચારો આપવાના સમયમાં નીચે પ્રમાણે સોળ મંત્રો બોલવા. "આ આસન કે જે ચંદનથી બનાવેલ, સુવર્ણ આદિથી રચેલું, દેવતાઓના આધારરૂપ અને પુણ્ય આપનાર છે તે હું આપને નિવેદન કરૂં છું.[૫૭] આ પાદ્ય કે જે તીર્થના જળરૂપ, પુણ્ય આપનાર, પ્રીતિ દેનાર, ઉત્તમ, પૂજાના અંગરૂપ અને શુદ્ધ છે તે હું આપને નિવેદન કરૂં છું.[૫૮] આ અર્ધ્ય કે જે પવિત્ર, દૂર્વા તથા ફૂલની પાંખડીઓવાળું, પુણ્યઆપનાર અને શંખના જળથી મિશ્રિત છે તે હું આપને નિવેદન કરૂં છું.[૫૯] આ સ્નાનીય (સ્નાનનું જળ) કે જે સુગંધ, સુગંધી જળવાળું, સ્નેહરૂપ, અને સુગંધી કરનારૂં છે તે ભક્તિપૂર્વક મેં આપને નિવેદન કરેલું છે તેનો સ્વીકાર કરો.[૬૦] હે અંબિકા! આ અનુલેપન સુગંધી પદાર્થોથી બનાવેલું, પવિત્ર, પ્રીતિ દેનારૂં, દિવ્ય ગંધ આપનારૂં અને સુગંધી જળવાળું છે તે હું આપને ભક્તિપૂર્વક અર્પણ કરૂં છું.[૬૧] આ ધૂપ કે જે મંગળરૂપ, મંગળ આપનાર, પુણ્ય દેનાર, સુગંધવાળો અને સુખદાયી છે તેનો સ્વીકાર કરો. હે પરમેશ્વરિ! આ દીપ કે જે અંધકારને મટાડનાર અને જગતના પ્રકાશને વાસ્તે દીપ્તિ આપનાર છે તે હું આપને નિવેદન કરૂં છું. આ નૈવેદ્ય કે જે તુષ્ટિ આપનાર, પુષ્ટિ દેનાર, પ્રીતિ કરનાર, ક્ષુધાનો નાશ કરનાર, પુણ્ય દેનાર અને સ્વાદવાળું છે તેનો સ્વીકાર કરો. આ તાંબૂલ કે જે રમણીય, ઉત્તમ, કપૂર આદિથી વાસેલું, તુષ્ટિ આપનાર અને પુષ્ટિ દેનાર છે તે હું આપને નિવેદન કરૂં છું. આ શીતલ જળ કે જે તૃષાને મટાડનાર, જીવરૂપ અને જગતના જીવનરૂપ છે તેનો સ્વીકાર કરો. આ કપાસનું અને રેશમનું વસ્ત્ર કે જે દેહને શોભા આપનાર અને સભામાં શોભા વધારનાર છે તેનો સ્વીકાર કરો. આ રત્નમય ભૂષણ કે જે સુવર્ણ

આદિથી બનાવેલું, લક્ષ્મી દેનારૂં, શોભાવાળું, સર્વદા સુખ આપનારૂં અને પુણ્ય દેનારૂં છે તેનો સ્વીકાર કરો. આ માળા કે જે અનેક પુષ્પોથી બનાવેલી, ઘણી શોભાવાળી, પ્રીતિ દેનારી અને પુણ્ય આપનારી છે તેનો સ્વીકાર કરો. (આ સ્થલમાં આચમનીયના અને શય્યાના મંત્ર જોઇએ તેને બદલે સિંદૂરના અને યજ્ઞોપવીતના મંત્ર લખ્યા છે.) હે દેવિ! આ સિંદૂર કે જે ઉત્તમ, રમણીય, કપાલની શોભા વધારનાર અને ભૂષણોમાં શ્રેષ્ઠ છે તેનો સ્વીકાર કરો. આ યજ્ઞોપવીત કે જે શુદ્ધ ગાંઠોવાળું, પવિત્ર સૂત્રથી બનાવેલું અને વેદમંત્રથી પવિત્ર કરેલું છે તેનો સ્વીકાર કરો." એટલા પદાર્થો મૂલમંત્રથી સમર્પીને પછી સ્તોત્રનો પાઠ કરવો.[૬૨–૭૪] તે પછી વ્રતવાળાએ ભક્તિથી બ્રાહ્મણને દક્ષિણા આપવી. 'શ્રી હ્રીં ક્લીં સાવિત્ર્યૈ સ્વાહા' એ આઠ અક્ષરવાળો સાવિત્રીનો મૂળમંત્ર છે. હવે સાવિત્રીનું સ્તોત્ર કે જે માંધ્યંદિની શાખામાં કહેલું, સઘળાં ઈચ્છેલાં ફળ આપનારૂં અને બ્રાહ્મણોના જીવનરૂપ છે તે તમારી પાસે કહું છું સાંભળો. હે નારદજી! પૂર્વે ગોલોકમાં શ્રીકૃષ્ણે બ્રહ્માને સાવિત્રી આપ્યાં,[૭૫–૭૭] પણ સાવિત્રી બ્રહ્મા ભેગાં બ્રહ્મલોકમાં જતાં ન હતાં તે સમયે બ્રહ્માએ શ્રીકૃષ્ણની આજ્ઞાથી ભક્તિપૂર્વક સાવિત્રીની સ્તુતિ કરી હતી.[૭૮] સ્તુતિ કરવાથી પ્રસન્ન થઇને તે સમયે સાવિત્રીએ પોતાના પતિ ઉપર પ્રેમ કર્યો હતો.

બ્રહ્માએ આ પ્રમાણે સ્તુતિ કરી હતી કે:—હે સચ્ચિદાનંદરૂપ! હે મૂલપ્રકૃતિરૂપ! હે હિરણ્યગર્ભરૂપ! હે સુંદરિ! તમે પ્રસન્ન થાઓ. હે તેજરૂપ! હે સર્વોત્તમ! હે પરમાનંદરૂપ! હે દ્વિજ લોકોના જન્મરૂપ! હે સુંદરિ! પ્રસન્ન થાઓ. હે નિત્યરૂપ! હે દીનપર પ્યારવાળાં! હે દેવિ! હે નિત્ય આનંદરૂપ! હે સર્વ મંગલરૂપ! હે સુંદરિ! પ્રસન્ન થાઓ. હે સર્વરૂપ! હે બ્રાહ્મણોના મંત્રોમાં સારરૂપ! હે પરથી પણ પર! હે સુખ દેનારાં! હે મોક્ષ આપનારાં! હે દેવિ! હે સુંદરિ! પ્રસન્ન થાઓ. હે બ્રાહ્મણોનાં પાપરૂપી કાષ્ઠોને બાળવામાં પ્રજ્વલિત અગ્નિની જવાળારૂપ! હે બ્રહ્મતેજ દેનારાં! હે દેવિ! હે સુંદરિ! પ્રસન્ન થાઓ. માણસ કાયાથી, મનથી કે વાણીથી જે પાપ કરશે તે પાપ તમારાં સ્મરણમાત્રથી ભસ્મ થશે.

નારાયણ કહે છેઃ—બ્રહ્મા આ પ્રમાણે સ્તુતિ કરીને ગોલોકની સભામાં ઉભતાં સાવિત્રી પ્રસન્ન થઇને તેમની સાથે બ્રહ્મલોકમાં ગયાં હતાં. અશ્વપતિ રાજાએ આ સ્તોત્રથી સ્તુતિ કરી હતી[૭૯–૮૬] અને તેથી સાવિત્રીએ પ્રસન્ન થઇને તેને દર્શન તથા તેનું ધારેલું વરદાન આપ્યું હતું. જે માણસ સંધ્યા કરીને આ પવિત્ર ઉત્તમ સ્તોત્રનો પાઠ કરે તેને ચારે વેદનો પાઠ કર્યાનું જે ફળ છે તે ફળ પ્રાપ્ત થાય.[૮૭]

ददर्श तां च सावित्रीं वरं प्राप मनोगतम् ॥
स्तवराजमिमं पुण्यं संध्यां कृत्वा च यः पठेत् ॥
पाठे चतुर्णां वेदानां यत्फलं लभतेचतत् ॥८७॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો છવ્વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૬

## अध्याय २७ मो.

### સાવિત્રી અને યમરાજા.

### श्रीनारायण उवाच

स्तुत्वानेन सोश्वपतिः संपूज्य विधिपूर्वकं ॥
ददर्श तत्र तां देवीं सहस्रार्कसमप्रभाम् ॥१॥

નારાયણ કહે છેઃ—આ સ્તોત્રવડે સ્તુતિ કરવાથી અને વિધિપૂર્વક પૂજન કરવાથી અશ્વપતિ રાજાને તે સ્થલમાં હજાર સૂર્યસરખી કાંતિવાળાં સાવિત્રીનું દર્શન થયું.[૧] પ્રસન્ન થએલાં અને કાંતિથી દિશાઓમાં પ્રકાશ કરતાં

સાવિત્રીએ મંદ હાસ્ય કરીને જેમ માતા પુત્ર-ને કહે તેમ એ રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૨]

સાવિત્રી કહે છેઃ–હે મોટા રાજા! તારા મનમાં જે ઇચ્છેલું છે તે હું જાણું છું. તારી અને તારી સ્ત્રીની જે ઈચ્છા છે તે સઘળી હું પરિપૂર્ણ કરીશ.[૩] તારી પતિવ્રતા રાણી કન્યા-ને ઈચ્છે છે અને તું પુત્રને ઈચ્છે છે તે બન્ને મનોરથ અનુક્રમથી સિદ્ધ થશે.[૪]

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે કહીને તે સમયે સાવિત્રી બ્રહ્મલોકમાં જતાં રાજા પોતાને ઘેર ગયો. સાવિત્રીના આરાધનના પ્રભાવથી પ્ર-થમ તેને લક્ષ્મી જેવી રૂપાળી કન્યા અવતરી. અશ્વપાત રાજાએ તે કન્યાનું 'સાવિત્રી' એવું નામ રાખ્યું.[૫,૬] શુકલપક્ષમાં ચંદ્રની કળા-ની પેઠે દિવસે દિવસે મોટી થતી એ કન્યા કાળે-કરી રૂપ અને યૌવનથી સંપન્ન થઇ.[૭] દ્યુમત્સેન નામના રાજાનો પુત્ર સત્યવાન કે જે સત્યવાદી અને અનેક ગુણોથી સંપન્ન હતો તેને વરવા-ની એ કન્યાની રૂચિ થતાં અશ્વપતિએ રત્નનાં ભૂષણોથી શણગારેલી તે કન્યા તેનેજ આપી. સાવિત્રીને પરણીને તે સત્યવાન તેની સાથે ઉત્સવપૂર્વક પોતાને ઘેર ગયો.[૮,૯] એક વર્ષ વ્યતીત થયા પછી સાચા પરાક્રમવાળો એ સત્યવાન પોતાના પિતાની આજ્ઞાથી રાજી થતો થતો ફળ અને કાષ્ઠ લેવા સારૂ વનમાં ગયો.[૧૦] દૈવયોગથી સાવિત્રી પણ તેની સાથે ગઈ. વ-નમાં પ્રારબ્ધના યોગને લીધે સત્યવાન ઝાડ ઉપરથી પડીને મરી ગયો.[૧૧] યમરાજા એને મરણ પામેલો જોઈ, ત્યાં આવી તેના અંગુઠા જેવડા લિંગ શરીરને બાંધી લઇને ચાલતા થયા. એ જોઇને સાવિત્રી યમની પછવાડે ચાલી.[૧૨] સંયમની નગરીના પતિ અને મ-હાસજ્જન યમરાજાએ સાવિત્રીને પાછળ આ-વતી જોઇ નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૧૩]

યમરાજા કહે છેઃ–અહો! હે સાવિત્રિ! તું મનુષ્ય દેહથી ક્યાં આવે છે? જો તારે તારા પતિની સાથે આવવું હોય તો આ મનુષ્ય દેહને છોડી દે.[૧૪] જેને માથે સર્વદા મોત ફર્યા કરે છે એવું માણસ, પંચ ભૂતોથી બનેલા વિ-નાશી દેહથી મારા લોકમાં આવી શકે નહિ.[૧૫] હે સતિ! ભરતખંડમાં તારા પતિનો જીવવા-નો સમય પૂર્ણ થઈ રહ્યો છે અને તેથી તે હવે પોતાનાં કર્મ ભોગવવા સારૂ મારે ઘેર આવે છે.[૧૬] જીવ કર્મથી ઉત્પન્ન થાય છે અને કર્મ-થીજ મરે છે. સુખ, દુઃખ, ભય અને શોક પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે.[૧૭] જીવ કર્મથી-જ ઈંદ્ર થાય છે, કર્મથીજ બ્રહ્માનો પુત્ર થાય છે, કર્મથીજ ભગવાનનો દાસ થાય છે, કર્મ-થીજ જ્ઞાનનો અધિકારી થાય છે,[૧૮] કર્મથીજ સઘળી સિદ્ધિઓ પામે છે અને કર્મથીજ અ-મરપણું પામે છે. વિષ્ણુ સંબંધી સાલોક્ય આદિ ચાર મુક્તિઓ પણ કર્મથી મળે છે[૧૯] અને સુરપણું, મનુષ્યપણું, રાજેંદ્રપણું, શિવ-પણું, ગણેશપણું, મુનીંદ્રપણું, તપસ્વિપ-ણું, ક્ષત્રિયપણું, વૈશ્યપણું અને મ્લેચ્છપણું પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. જંગમપણું, સ્થાવરપણું, રાક્ષસપણું, કિન્નરપણું, અધિપતિપણું, વૃક્ષપણું, વનમાં જીવનારપણું, ક્ષુદ્રજંતુપણું અને કીડાપણું, પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે.[૨૦-૨૪] દૈત્યપણું, દાનવપણું અને અસુરપણું પણ પોતાનાં ક-ર્મથીજ પ્રાપ્ત થાય છે.

નારાયણ કહે છેઃ–યમરાજા સાવિત્રીને એ-ટલું કહીને બંધ પડયા.[૨૫]

**दैतेयत्वं दानवत्वं असुरत्वं च कर्मणा ॥**
**इत्येतदुक्त्वा सावित्रीं विरराम स वै यमः ॥२५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૭**

# अध्याय २८ मो.

## યમ અને સાવિત્રીનો સંવાદ

### श्रीनारायण उवाच

**यमस्य वचनं श्रुत्वा सावित्री च पतिव्रता ॥**
**तुष्टाव परया भक्त्या तमुवाच मनस्विनी ॥१॥**

નારાયણ કહે છેઃ—એ પ્રમાણે યમનું વચન સાંભળી પતિવ્રતા સાવિત્રીએ હિમ્મત રાખી પરમભક્તિથી યમની સ્તુતિ કરીને તેમને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયો.[1]

સાવિત્રી પૂછે છેઃ—કર્મનું સ્વરૂપ કેવું છે? કયા નિમિત્તથી કર્મ થાય છે? કર્મનું ઉપાદાન કારણ કોણ છે? તે કર્મથી બંધાએલો દેહી કોણ છે? કર્મ કરનાર કોણ છે?[2] જેથી મુક્તિ થાય તે જ્ઞાન કેવું છે? બુદ્ધિનું સ્વરૂપ કેવું છે? પ્રાણીઓનો પ્રાણ કેવા પ્રકારનો છે? ઇંદ્રિયો કયાં છે? ઇંદ્રિયોનું લક્ષણ શું છે? ઇંદ્રિયોના દેવતાઓ કોણ છે?[3] ભોક્તા કોણ છે? ભોગ આપનાર કોણ છે? ભોગ એ શો પદાર્થ છે? સંસારથી છુટકારો કયા પ્રકારનો છે? જીવ કોણ છે અને પરમાત્મા કોણ છે? આ વિષયોના મને ઉત્તર આપો.[4]

યમરાજા કહે છેઃ—જે કર્મ કરવાનું વેદમાં કહેલું છે તે કર્મ સમજવું. જે કર્મ વેદોક્ત છે તે શુભ કર્મ છે અને જે કર્મ વેદવિરૂદ્ધ છે તે અશુભ કર્મ છે.[5] ફળની ઇચ્છા રહિત અને ફળની વાસનાથી પણ રહિત દેવસેવા રૂપ જે કર્મ કરવામાં આવે તેથી સઘળાં કર્મોનું ઉચ્છેદન થાય છે અને પરમ ભક્તિ ઉત્પન્ન થતાં જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે.[6] જે પરમાત્માનો ભક્ત હોય તેને કોઇ પણ કર્મનું ફળ નહિ ભોગવવું પડતાં નિર્લેપપણુંજ રહે છે અને એ ભક્ત મુક્તજ છે એમ વેદમાં કહ્યું છે.[7] એવા ભક્તને જન્મ, મરણ, જરા, વ્યાધિ, શોક કે ભય એમાંનું કશું પોતાનામાં લાગતું નથી. સઘળા સિદ્ધાંતીઓએ સ્વીકારેલી ઉત્તમ ભક્તિ બે પ્રકારની છે.[8] એઓમાં નિર્ગુણ બ્રહ્મની ભક્તિ છે તે કૈવલ્ય મુક્તિ આપનારી છે, અને જે સગુણ બ્રહ્મની ભક્તિ છે તે પ્રભુના જેવું રૂપ આપનારી છે. મધ્યમ અધિકારીઓ બીજા પ્રકારની ભક્તિને ઇચ્છે છે,[9] અને બ્રહ્મવેત્તા યોગીઓ પહેલા પ્રકારની ભક્તિને ઈચ્છે છે. જે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ મૂલ પ્રકૃતિ છે તેજ કર્મનાં નિમિત્ત, ઉપાદાન અને વિવર્ત્ત કારણરૂપ છે. તેમાં અવિદ્યા ઉપાદાન કારણ છે, અવિદ્યામાં ચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવ નિમિત્ત કારણ છે, અને બ્રહ્મ વિવર્ત્ત કારણ છે. જે કર્મોનાં નિમિત્ત કારણ રૂપ જીવ છે તેજ કર્મથી બંધાએલો દેહી છે. મરી ગયા પછી જે અહીં પડયો રહે છે તે દેહ છે.[10-11] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચ મહાભૂત કે જેઓ સૃષ્ટિના પ્રકારમાં સૂત્રરૂપ છે[12] તેઓમાંથી આ દેહ બનેલો છે. ઉપર જે દેહી કહેવાયો તેજ ભોક્તા છે. જે અંતર્યામી છે તે ભોગ આપનાર છે. જે સુખ અને દુઃખનો અનુભવ થાય છે તે ભોગ છે. અનાત્માનો અભ્યાસ છુટી જઇને આત્મસ્વરૂપે રહેવું એજ સંસારથી છુટકારો છે.[13] આત્મા અને અનાત્માનો વિવેક થઇને જે અપરોક્ષ આત્માનુભવ થાય છે તે જ્ઞાન છે, અને એથી મુક્ત પ્રાપ્ત થાય છે.[14] વિષયોને તથા તેઓના પરસ્પર વિભાગોને ભેદ આપનારૂં જે સઘળી વાસનાઓનું બીજ છે તે બુદ્ધિ કહેવાય છે. વિવેચના રૂપ જે બુદ્ધિ છે તે જ્ઞાનનું બીજ છે, એમ વેદમાં કહ્યું છે. શરીરની અંદર વાયુના નોખા નોખા બળરૂપ જે ભેદો છે તે પ્રાણ છે.[15] ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ, અંતઃકરણરૂપે પરમાત્માનાં પ્રતિબિંબવાળું, સંશયાત્મક, ઇંદ્રિયોને પ્રેરનારૂં, સ્વાધીન કરી

શકાય નહિ એવું ચંચલ, નિરૂપણ કરી શકાય નહિ એવું અને અદૃશ્ય જે બુદ્ધિનું રૂપ છે તે મન છે. નેત્ર, શ્રવણ, ઘ્રાણ, ત્વચા અને રસના, એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે.[१६,१७] પ્રાણીઓના અવયવો રૂપ અને કર્મેંદ્રિયોના વ્યાપારોને કરાવનાર એ પાંચ ઇંદ્રિયો છે; એ ઇંદ્રિયો જો વિષયોમાં આસક્ત હોય તો શત્રુરૂપ અને દુઃખદાયી થાય છે અને તેમ ન હોય તો મિત્રરૂપ અને સુખદાયી થાય છે.[१८] સૂર્ય, વાયુ, પૃથ્વી અને બ્રહ્મા આદિ, ઇંદ્રિયોના દેવતાઓ છે. પ્રાણ અને દેહાદિકનું ધારણ કરનાર જે અંતઃકરણમાં પ્રતિબિંબરૂપ છે તે જીવ કહેવાય છે.[१९] પરમ, વ્યાપક, નિર્ગુણ, પ્રકૃતિથી પર અને કારણોનાં પણ કારણરૂપ જે બ્રહ્મ છે તે પરમાત્મા કહેવાય છે.[२०] હે પુત્રિ ! હે સાવિત્રિ! તેં મને જે કાંઇ પૂછ્યું હતું તેના શાસ્ત્ર પ્રમાણે આ સઘળા ઉત્તર મેં આપ્યા કે જેમાં જ્ઞાનિઓનાં જ્ઞાનનું રૂપ કહેવાઇ ગયું હવે તને જ્યાં અનુકૂલ [illegible] ત્યાં જા.[२१]

સાવિત્રી કહે [illegible].રા પતિને અને જ્ઞાનના સમુદ્રરૂપ આપ[illegible]. છાડીને હું ક્યાં જાઉં? એટલામાટે મને જવાનું નહિ કહેતાં હું જે જે પ્રશ્ન કરૂં તે તે પ્રશ્નના ઉત્તર આપો.[२२] હે પિતા ! જીવ કયાં કયાં કર્મોથી કઇ કઇ યોનિને પ્રાપ્ત થાય છે ? કયા કર્મથી સ્વર્ગ મળે છે? કયા કર્મથી નરકમાં પડે છે ?[२३] કયા કર્મથી મુક્તિ થાય છે ? કયા કર્મથી ગુરૂની ભક્તિ થાય છે? કયા કર્મથી યોગી અને કયા કર્મથી રોગી થાય છે,[२४] કયા કર્મથી ચિરંજીવી, કયા કર્મથી અલ્પજીવી, કયા કર્મથી દુઃખી અને કયા કર્મથી સુખી થવાય છે ?[२५] અંગ વગરના, કાણા, બહેરા, આંધળા, લૂલા, ગાફલ, અપમાન પામેલ, અતિ લોભી અને ચોરી કરનાર કયા કર્મથી થાય છે ? સિદ્ધિ અને સાલોક્ય આદિ ચાર મુક્તિઓ કયા કર્મથી થાય છે ?[२६,२७] કયાં કયાં કર્મથી બ્રાહ્મણપણું, તપસ્વીપણું, સ્વર્ગ ભોગાદિક, વૈકુંઠ અને સર્વ દુઃખરહિત સર્વોત્કૃષ્ટ ગોલોક પ્રાપ્ત થાય છે ? નરકો કેવા પ્રકારનાં છે, કેટલાં છે અને તેઓનાં કયાં કયાં નામ છે ?[२८,२९] કયો પાપી કયા નરકમાં જાય છે અને તેમાં કેટલા કાળ સુધી રહે છે? પાપી લોકોને કયાં કયાં કર્મોથી કયા કયા વ્યાધિ ઉત્પન્ન થાય છે.[३०] જે જે વાત જાણવાનું મને સારૂં લાગ્યું તે તે વાત મેં આપને પૂછી છે માટે તેઓના ઉત્તર આપે આપવા જોઇએ.

को वा कं नरकं याति कियंतं तेषु तिष्ठति ॥
पापिनां कर्मण केन कोवा व्याधिःप्रजायते।३०।
यद्यत् प्रियं मयापृष्टं तन्मे व्याख्यातुमर्हसि ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૮

## अध्याय २९ मो. કર્મફળ નિરૂપણ

### श्रीनारायण उवाच

सावित्रीवचनं श्रुत्वा जगाम विस्मयं यमः ॥
प्रहस्य वक्तुमारेभे [illegible] तु जीविना[illegible] ॥१॥

નારાયણ કહે છેઃ—સાવિત્રીનું વચન સાંભળી વિસ્મય પામેલા યમરાજાએ હસીને નીચે પ્રમાણે જીવોના કર્મવિપાક કહેવાનો આરંભ કર્યો.[१]

યમરાજા કહે છેઃ—હે પુત્રિ! હમણાં તું બાર વર્ષની કન્યા છે તે છતાં તારૂં જ્ઞાન પ્રાચીન કાળના યોગીઓના જેવું પ્રૌઢ છે.[२] તારા પિતા અશ્વપતિ રાજાને તેના તપના ફળરૂપે સાવિત્રીના વરદાનથી સાવિત્રીના અંશરૂપ તારા જેવી દીકરી પ્રાપ્ત થએલી છે.[३] એટલા માટે હું પ્રથમ એક વરદાન આપું છું કે જેમ વિષ્ણુની પાસે લક્ષ્મી, શંકરની પાસે પાર્વતી,

કશ્યપની પાસે અદિતિ, ગૌતમની પાસે અહલ્યા, ઇંદ્રની પાસે ઇંદ્રાણી, ચંદ્રની પાસે રોહિણી, કામદેવની પાસે રતિ, અગ્નિની પાસે સ્વાહા, પિતૃઓની પાસે સ્વધા, સૂર્યની પાસે સંજ્ઞા, વરૂણની પાસે વરૂણાની, યજ્ઞની પાસે દક્ષિણા, વરાહની પાસે પૃથ્વી અને કાર્તિકેયની પાસે દેવસેના છે, તેમ તું સત્યવાનની પાસે અખંડ સૌભાગ્યવાળી પ્યારી થઇને રહીશ.[૪-૭] હે ભાગ્યશાળી પુત્રિ! આ તને એક વરદાન દીધું; હવે બીજું પણ જે કાંઈ જોઈતું હોય તે તારી ઈચ્છા પ્રમાણે મારી પાસેથી માગ.[૮]

સાવિત્રી કહે છેઃ–હે દેવ! મને સત્યવાનથી સો ઔરસ પુત્ર પ્રાપ્ત થાય, મારા પિતાને સો પુત્રો થાય, મારા સસરાને નેત્ર પ્રાપ્ત થવા ઉપરાંત રાજ્યની પ્રાપ્તિ થાય અને હું લાખ વર્ષ પછી સત્યવાનની સાથે પ્રભુના લોકમાં જાઉં, એ વરદાન મારે જોઇએ છે.[૯-૧૧] હે જગતના પ્રભુ! એ ઉપરાંત હમણાં હું જીવોના કર્મવિપાક વિષે અને સર્વનો ઉદ્ધાર થવાના કારણ વિષે સાંભળવાનો ઉત્સાહ ધરાવું છું માટે તે વિષે પણ આપે કહેવું જોઇએ.[૧૨]

યમરાજા કહે છેઃ–હે મહા પતિવ્રતા! જે તારા મનમાં છે તે સઘળું થશે. હવે જીવોના કર્મવિપાક વિષે કહું છું તે સાંભળ.[૧૩] આ ભરતખંડરૂપ પવિત્ર ક્ષેત્રમાં જન્મ ધરીને સારાં અને નરસાં બન્ને પ્રકારનાં કર્મ ભોગવાય છે. બીજા સ્થળમાં તો એકલું પુણ્ય અથવા એકલું પાપજ ભોગવાય છે.[૧૪] દેવ, દૈત્ય, દાનવ, ગંધર્વ, રાક્ષસાદિક અને મનુષ્યો એ કર્મોના અધિકારીઓ છે. સઘળા જીવ કાંઇ કર્મોના અધિકારી નથી.[૧૫] કર્મના અધિકારવાળા ઉપર કહેલા લોકો પોતે કરેલાં શુભાશુભ કર્મોને સઘળી યોનિઓમાં ભોગવે છે. સ્વર્ગમાં પુણ્યને ભોગવે છે અને નરકમાં પાપને ભોગવે છે.[૧૬] વિશેષે કરી એ લોકો સઘળી યોનિઓમાં ભમે છે અને પૂર્વે કરેલાં પોતાનાં શુભાશુભ કર્મોને ભોગવે છે.[૧૭] શુભ કર્મોથી સ્વર્ગ આદિ લોકોમાં જાય છે અને અશુભ કર્મોથી નરકોમાં ભમ્યા કરે છે.[૧૮] નિર્ગુણ બ્રહ્મની અને સગુણ બ્રહ્મની, એમ બે પ્રકારની ભક્તિ છે. બન્ને પ્રકારની ભક્તિ કર્મોનો નાશ કરનારી છે.[૧૯] જીવ અશુભ કર્મથી રોગી થાય છે અને શુભ કર્મથી આરોગ્યવાળો થાય છે. પોતાનાં કર્મો પ્રમાણેજ ચિરંજીવી, અલ્પજીવી, સુખી અને દુઃખી થાય છે.[૨૦] નીચ કર્મથી અંગ વગરના અંધ આદિ થાય છે. સર્વોત્તમ કર્મથી સિદ્ધિ આદિની પ્રાપ્તિ થાય છે.[૨૧] હે દેવિ! હે સુંદરિ! આ સામાન્ય વાત કહી. હવે વિશેષ વાત કે જે મહાદુર્લભ છે અને પુરાણોમાં તથા સ્મૃતિઓમાં પણ ગુપ્ત છે તે સાંભળ.[૨૨] સઘળા અવતારોમાં ભરતખંડમાં મનુષ્યનો અવતાર દુર્લભ છે. બ્રાહ્મણ કે જે સર્વ શુભ કર્મોનો અધિકારી છે તે મનુષ્યોમાં શ્રેષ્ઠ છે.[૨૩] ભરતખંડમાં બ્રાહ્મણોમાં પણ જે બ્રહ્મનિષ્ઠ હોય તે સર્વોત્તમ છે. બ્રાહ્મણ નિષ્કામ અને સકામ, એમ બે પ્રકારના છે.[૨૪] તેમાં સકામ કરતાં નિષ્કામ મુખ્ય છે. સકામને કર્મ ભોગવવાં પડે છે અને નિષ્કામને કશો ઉપદ્રવ રહેતો નથી.[૨૫] નિષ્કામ બ્રાહ્મણ દેહ છોડીને સર્વ ઉપદ્રવરહિત બ્રહ્મપદને પામે છે. નિષ્કામતાથી લોકોને ફરીવાર સંસારમાં આવવું પડતું નથી.[૨૬] એ ભક્ત લોકો ગોલોકમાં જઈ દિવ્યરૂપ ધરીને બે ભુજાવાળા શ્રીકૃષ્ણ પરમાત્માને સેવે છે.[૨૭] સકામ વૈષ્ણવો વૈકુંઠમાં જઇને પાછા ભરતખંડમાં આવે છે અને બ્રાહ્મણ જાતિમાં જન્મે છે.[૨૮] એ લોકો પણ અનુક્રમે કાળે કરીને નિષ્કામ થાય છે. એઓને હું ફરીવાર અવશ્ય નિર્મળ ભક્તિ આપું છું.[૨૯] જે

વૈષ્ણવ અને બ્રાહ્મણો ઉત્તમ અવતાર આદિ સંસારનાં સુખ પામવાની ઇચ્છા રાખે છે તેઓની બુદ્ધિ નિર્મળ નથી અને વિષ્ણુની ભક્તિ પણ સાચી નથી એમ સમજવું.[૩૦] જે બ્રાહ્મણો તીર્થને કાંઠે રહીને તપ કરવામાં લાગ્યા રહે છે તેઓ બ્રહ્મલોકમાં જઇને પાછા ભરતખંડમાં આવે છે.[૩૧] જે બ્રાહ્મણો તીર્થ વિના બીજાં સ્થલોમાં રહીને સ્વધર્મ પાળ્યા કરે છે તેઓ સત્યલોકમાં જઈને પાછા ભરતખંડમાં આવે છે.[૩૨] જે બ્રાહ્મણો ભરતખંડમાં સ્વધર્મમાં તત્પર રહીને સૂર્યની ભક્તિ કરે છે તેઓ સૂર્યલોકમાં જઇને પાછા ભરતખંડમાં જન્મે છે.[૩૩] નિષ્કામપણાથી ધર્મમાં તત્પર રહેનારા જે લોકો મૂલપ્રકૃતિની ભક્તિ કરે છે તેઓ મણિદ્વીપમાં જાય છે કે જ્યાંથી પાછું આવવું પડતું નથી.[૩૪] જેઓ સ્વધર્મમાં તત્પર રહીને શિવની શક્તિની કે ગણપતિની ભક્તિ કરે છે તેઓ શિવલોકમાં જઇને પાછા ભરતખંડમાં જન્મે છે.[૩૫] જે બ્રાહ્મણો પંચાયતનવિના અન્યદેવની સેવા કરતાં સ્વધર્મમાં લાગ્યા રહે છે તેઓ તે તે દેવના લોકોમાં જઇને પાછા ભરતખંડમાં જન્મે છે.[૩૬] જે દ્વિજો નિષ્કામપણાથી સ્વધર્મમાં તત્પર રહીને હરિની ભક્તિ કરે છે તેઓ ભક્તિના બળને લીધે અનુક્રમે હરિના લોકમાં જાય છે.[૩૭] જે આચારભ્રષ્ટ અને તૃષ્ણાથી ભરેલા બ્રાહ્મણો સ્વધર્મ પાળતા નથી અને કોઈ દેવની ભક્તિ કરતા નથી તેઓ અવશ્ય નરકમાં પડે છે.[૩૮] ચારે વર્ણો સ્વધર્મમાં તત્પર રહે તો તેઓને શુભ કર્મનાં ફળ મળે છે[૩૯] અને જેઓ સ્વધર્મથી રહિત રહે છે તેઓ અવશ્ય નરકમાં પડે છે અને કર્મનાં ફળ ભોગવવાને વાસ્તે તેઓનો ભરતખંડમાં જન્મ થતો નથી.[૪૦] ચારે વર્ણોએ પોતપોતાના ધર્મ અવશ્ય પાળવા જોઇએ તેઓમાં બ્રાહ્મણોએ તો વિશેષે કરી પાળવા જોઇએ. જે માણસો સ્વધર્મ પાળનારા બ્રાહ્મણને કન્યાદાન આપે તેઓ ચંદ્રલોકમાં જાય છે અને ચૌદ ઇંદ્ર રહે ત્યાંસુધી ત્યાંજ રહે છે.[૪૧,૪૨] શણગારેલી કન્યાનું દાન કરવાથી બમણું ફળ મળે છે. જે સકામ હોય તેને ચંદ્ર લોકની પ્રાપ્તિ થાય પણ કન્યા દેનારા નિષ્કામ સજ્જનોને ચિત્તશુદ્ધિરૂપ ફળ થાય છે. ચિત્તશુદ્ધિ થવાથી જ્ઞાન થાય અને કોઈ પ્રતિબંધ હોવાથી જ્ઞાન ન થાય તો તેઓને વિષ્ણુ આદિ પોતપોતાના ઇષ્ટદેવના લોકની પ્રાપ્તિ થાય. જેઓ બ્રાહ્મણોને દૂધ, સુવર્ણ, રૂપું, ઘી, ફળ અને જળનાં દાન આપે તેઓ ચદ્રલોકમાં જઈને એક મન્વંતર સુધી ત્યાં વસે છે.[૪૩-૪૫] પુણ્યને લીધે એ લોકો ઉત્તમ વેષથી ત્યાં લાંબા કાળ સુધી રહે છે. જેઓ પવિત્ર બ્રાહ્મણને સારા વર્ણવાળી ગાયો અને ત્રાંબા આદિનાં દાન દે તેઓ મોટા સૂર્યલોકમાં જાય છે અને ત્યાં જઇને દશ હજાર વર્ષના લાંબા કાળ સુધી સુખે વસે છે. જેઓ બ્રાહ્મણોને પૃથ્વીનું અને ઘણાં ધનનું દાન આપે તેઓ વિષ્ણુના મનોહર અને વિસ્તારવાળા શ્વેતદ્વીપમાં જાય છે અને ત્યાં એક કલ્પના લાંબા કાળ સુધી નિવાસ કરે છે. જેઓ બ્રાહ્મણને ભક્તિપૂર્વક ઘરનું દાન આપે તેઓ સુખદાયી વિષ્ણુ લોકમાં જાય છે અને ત્યાં ઘરની રજની કણીઓ જેટલાં વર્ષો સુધી આનંદથી નિવાસ કરે છે. જે માણસ જે જે દેવને ઘરનું દાન આપે તે માણસ તે ઘરની રજની કણીઓ જેટલાં વર્ષો સુધી તે તે દેવના લોકમાં વસે છે. રાજાના જેવા મોટા ઘરનું દાન આપે તો ઉપરના કરતાં ચોગણું ફળ થાય, દેશનું દાન આપે તો સોગણું ફળ થાય[૪૬-૫૩] અને મોટા દેશનું દાન આપે તો બસો ગણું ફળ થાય, એમ બ્રહ્માએ કહ્યું છે. જે માણસ સઘળાં

પાપ મટાડવાને વાસ્તે તળાવનું દાન આપે તે માણસ તળાવની રજની કણીઓ જેટલાં વર્ષો સુધી જનલોકમાં રહે. વાપીનું દાન આપે તો તળાવના ફળ કરતાં દશગણું ફળ થાય. સોળસો હાથની લંબાઈવાળો અને પહોળાઇમાં તેના જેટલો અથવા તેથી ઓછો જે જળપ્રદેશ હોય તે વાપી કહેવાય છે.[૫૪-૫૭] કન્યા જો પાત્ર બ્રાહ્મણને આપવામાં આવે તો તેથી દશ વાપી જેટલું પુણ્ય થાય છે અને જો શણગારેલી કન્યા આપવામાં આવે તો વીશ વાપી જેટલું પુણ્ય થાય છે.[૫૮] તળાવમાંથી ગારો કઢાવે તો તળાવના દાન જેટલું અને વાપીમાંથી ગારો કઢાવે તો વાપીના દાન જેટલું ફળ થાય છે. જે માણસ પીપળો વાવીને તેની પ્રતિષ્ઠા કરે તે માણસ દશ હજાર વર્ષ સુધી તપ લોકમાં વસે છે. હે સાવિત્રિ! સર્વના સુખને વાસ્તે જે માણસ ફૂલવાડીનું દાન કરે તે માણસ અવશ્ય દશ હજાર વર્ષ સુધી ધ્રુવના લોકમાં વસે છે. જે માણસ ભરતખંડમાં વિષ્ણુને વિમાનનું દાન આપે તે માણસ એક મન્વંતર સુધી વિષ્ણુના લોકમાં વસે છે. ચિત્રવાળું અને મોટું વિમાન આપવાથી ઉપરના કરતાં ચોગણું ફળ થાય છે.[૫૯-૬૨] પાલખી આપવાથી તે કરતાં અર્ધા ફળની પ્રાપ્તિ થાય છે. જે માણસ ભક્તિથી વિષ્ણુને હીંડોળો આપે તે સો મન્વંતર સુધી વિષ્ણુના લોકમાં વસે છે. હે પતિવ્રતા! જે માણસ મોટાં ધરોવાળા રાજમાર્ગનું દાન આપે તે માણસ દશ હજાર વર્ષ સુધી ઇંદ્રના લોકમાં પૂજાય છે. બ્રાહ્મણોને અને દેવતાઓને દાન આપવાનું ફળ સરખું જ છે.[૬૩-૬૫] જે દીધેલું હોય તેજ ભોગવવાને વાસ્તે મળે છે. નહિ દીધેલું કદી પણ પ્રાપ્ત થતું નથી. દાન કરનારો પુણ્યવાન માણસ સ્વર્ગાદિકનાં સુખ ભોગવ્યા પછી ભરતખંડમાં બ્રાહ્મણના કુલમાં અવતરે છે; ત્યાં પુણ્ય કરીને પાછો દેવાદિકના ઉત્તમ અવતાર પામે છે. ભરતખંડમાં પુણ્ય કરનારો બ્રાહ્મણ સ્વર્ગાદિકનાં સુખ ભોગવીને પાછો બ્રાહ્મણજ થાય છે અને ભરતખંડમાં ક્ષત્રિયાદિક સ્વર્ગાદિકનાં સુખ ભોગવીને બ્રાહ્મણના કુળમાં અવતરે છે. ક્ષત્રિય અથવા વૈશ્ય સો કરોડ કલ્પસુધી તપ કરે તોપણ એના એ જન્મમાં કદી બ્રાહ્મણપણું પામે નહિ એમ વેદમાં કહ્યું છે. જે કર્મ કરેલું હોય તેને ભોગવ્યા વિના સેંકડો અને કરોડો કલ્પોથી પણ તેનો ક્ષય થતો નથી.[૬૬-૬૯] સારૂં અથવા નરસું જે કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવું જ પડે છે. દેવતાઓની ઉપાસના, તીર્થસેવન અને ચાંદ્રાયણ આદિ વ્રતોથી પાપનો ક્ષય થાય છે.[૭૦] હે સાવિત્રિ! તારી પાસે મેં આ વિષય સંક્ષેપથી કહ્યો હવે તું શું સાંભળવા ઈચ્છે છે.

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥**
**देवतीर्थसहायेन कायव्यूहेन शुद्धयति ॥७०॥**
**एतत्ते कथितं किंचित्किंभूयः श्रोतु मिच्छसि॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૯**

## अध्याय ३० मो. દાનાદિકનાં ફળ

### सावित्र्युवाच

**प्रयांति स्वर्गमन्यं च येनैव कर्मणा यम ॥**
**मानवाः पुण्यवंतश्चतन्मे व्याख्यातुमर्हसि॥१॥**

સાવિત્રી પૂછે છેઃ—હે યમરાજા! પુણ્ય કરનારાં માણસો જે જે કર્મથી સ્વર્ગને અને બીજા લોકને પામતા હોય તે કર્મો વિષે મને વિસ્તારથી કહો.[૧]

યમરાજા કહે છેઃ-જે માણસ ભરતખંડમાં બ્રાહ્મણને અન્નનું દાન આપે તે માણસ અન્નની કણીઓ જેટલાં વર્ષો સુધી શિવલોકમાં પૂજાય છે.[૨] અન્નદાન કે જે મોટું દાન છે તે

બીજાઓને આપ્યું હોય તો પણ તે અન્નની કણીઓ જેટલાં વર્ષો સુધી શિવના લોકમાં સુખરૂપ વાસ મળે છે.[૩] કોઈ પણ દાન અન્નદાનથી અધિક થયું નથી અને થશે પણ નહિ. અન્નનું દાન કરવામાં પાત્રની પરીક્ષા કરવાનું કે કાળનો નિયમ રાખવાનુ કાંઈ આવશ્યક નથી.[૪] દેવતાઓને અથવા બ્રાહ્મણોને જે માણુસ આસનનું દાન આપે તે માણુસ દશ હજાર વર્ષ સુધી વિષ્ણુના લોકમાં પૂજાય છે.[૫] જે માણુસ બ્રાહ્મણને દિવ્ય અને ઘણા દૂધવાળી ગાયનું દાન આપે તે માણુસ ગાયનાં રૂંવાડાંજેટલાં વર્ષો સુધી વિષ્ણુના લોકમાં પૂજાય છે.[૬] પવિત્ર દિવસે આપે તો તેથી ચોગણું, તીર્થસ્થળમાં આપે તો સોગણું અને ગંગાજીના પ્રવાહથી ચાર હાથ સુધીના ક્ષેત્રમાં આપે તો કરોડગણું ફળ થાય છે.[૭] જે માણુસ ભરતખંડમાં ભક્તિપૂર્વક બ્રાહ્મણને ગાયનું દાન આપે તે માણુસ દશહજાર વર્ષ સુધી ચંદ્રલોકમાં આનંદ કરે છે.[૮] જે માણુસ બ્રાહ્મણને ઉભયમુખી ગાયનું દાન આપે તે માણુસ ગાયનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી વિષ્ણુના લોકમાં પૂજાય છે.[૯] જે માણુસ બ્રાહ્મણને મનોહર ધોળું છત્ર આપે તે માણુસ દશહજાર વર્ષ સુધી વરૂણલોકમાં આનંદ કરે છે.[૧૦] જે માણુસ પીડાએલા અંગવાળા બ્રાહ્મણને બે વસ્ત્રનું દાન આપે તે માણુસ દશહજાર વર્ષ સુધી વાયુના લોકમાં આનંદ કરે છે.[૧૧] જે માણુસ બ્રાહ્મણને વસ્ત્રસહિત શાલગ્રામનું દાન આપે તે માણુસ એક કલ્પસુધી વૈકુંઠલોકમાં વસે.[૧૨] જે માણુસ બ્રાહ્મણને દિવ્ય અને મનોહર શય્યાનું દાન આપે તે માણુસ એક કલ્પસુધી ચંદ્રલોકમાં પૂજાય છે.[૧૩] જે માણુસ દેવને અને બ્રાહ્મણને દીવાનું દાન આપે તે માણુસ એક મન્વંતરસુધી અગ્નિના લોકમાં પૂજાય છે.[૧૪] જે માણુસ ભરતખંડમાં બ્રાહ્મણને હાથીનું દાન આપે તે માણુસ ઈંદ્રના જીવનપર્યંત ઈંદ્રના અર્દ્ધ આસનપર બેસે છે.[૧૫] જે માણુસ ભરતખંડમાં બ્રાહ્મણને ઘોડાનું દાન આપે તે માણુસ ચૌદ ઇંદ્ર રહેતાં સુધી વરૂણના લોકમાં આનંદ કરે છે.[૧૬] જે માણુસ બ્રાહ્મણને પાલખીનું દાન આપે તે પણ ચૌદ ઈંદ્ર રહેતાં સુધી વરૂણના લોકમાં આનંદ કરે છે.[૧૭] જે માણુસ બ્રાહ્મણને ઉત્તમ વાડીનું દાન આપે તે માણુસ વાયુના લોકમાં મન્વંતર સુધી પૂજાય છે.[૧૮] જે માણુસ બ્રાહ્મણને પવન ઢોળવાના ધોળા ચમરનું દાન આપે તે માણુસ અવશ્ય દશ હજાર વર્ષ સુધી વાયુના લોકમાં પૂજાય છે.[૧૯] જે સુબુદ્ધિ માણુસ ધાન્યનું અને રત્નનું દાન આપે તે લાંબા આયુષ્યવાળો થાય છે. એ દાનનો દેનાર અને લેનાર, એ બન્ને જણ વૈકુંઠમાં જાય છે.[૨૦] જે માણુસ ભરતખંડમાં નિરંતર હરિનાં નામનો જપ કરે તે માણુસ ચિરંજીવી થાય છે અને તેથી મૃત્યુ પણ ભાગી જાય છે.[૨૧] જે માણુસ ભરતખંડમાં પુનમની રાતના છેલ્લા ભાગમાં ભગવાનને હીંડોળે ઝુલાવે તે જીવન્મુક્ત થાય[૨૨] અને તે ઉપરાંત આ લોકમાં સુખ ભોગવી અંતે વિષ્ણુના લોકમાં જઈને ત્યાં સો મન્વંતર સુધી રહે.[૨૩] ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ભગવાનને હીંડોળે ઝુલાવવાથી તે કરતાં પણ બમણું ફળ થાય છે અને કલ્પના અંત પર્યંત જીવન મળે છે એમ બ્રહ્મા કહે છે.[૨૪] જે માણુસ ભરતખંડમાં બ્રાહ્મણને તિલનું દાન આપે તે માણુસ તિલ જેટલાં વર્ષો સુધી શિવલોકમાં રહી તે પછી ઉત્તમ યોનિમાં અવતરીને સુખી અને ચિરંજીવી થાય. ત્રાંબાનું પાત્ર દેવાથી ઉપરના કરતાં બમણા ફલની પ્રાપ્તિ થાય છે.[૨૫,૨૬] જે માણુસ ભરતખંડમાં બ્રાહ્મણને

શણગારેલી, ભોગવવા યોગ્ય, પતિવ્રતા અને રૂપાળી પોતાની સ્ત્રીનું દાન આપે તે માણસ ચૌદ ઇંદ્ર રહેતાં સુધી ચંદ્રલોકમાં પૂજાય અને ત્યાં પોતાની સ્ત્રીની સાથે નિરંતર આનંદ ભોગવે. તે પછી ગંધર્વના લોકમાં દશ હજાર વર્ષોસુધી નિરંતર ઉત્સવથી ઉર્વશીની સાથે રમણ કરે અને તે પછી હજાર જન્મમાં રૂપાળી, સતી, સૌભાગ્યવાળી, કોમળ અને પ્રિય બોલનારી પત્નીને પામે. સ્ત્રીનું દાન કર્યા પછી સ્ત્રી બરોબર સુવર્ણ જોખીને બ્રાહ્મણને આપવું અને પોતાની સ્ત્રી તેની પાસેથી પાછી લેવી.[૨૭-૩૦] જે માણસ બ્રાહ્મણને સુંદર ફળનું દાન આપે તે માણસ ફળ જેટલાં વર્ષો સુધી ઇંદ્રલોકમાં પૂજાય છે[૩૧] અને તે પછી સારી યોનિમાં અવતરીને ઉત્તમ પુત્રને પ્રાપ્ત થાય છે. જે માણસ બ્રાહ્મણને ફળવાળાં હજાર વૃક્ષોનું દાન આપે તે પણ પ્રશંસનીય છે અથવા કેવળ ફળોનું દાન આપે તે માણસ સ્વર્ગમાં લાંબા કાળસુધી રહીને પછી ભરતખંડમાં આવે.[૩૨,૩૩] જે માણસ ભરતખંડમાં બ્રાહ્મણને અનેક દ્રવ્યોવાળું અને અનેક પ્રકારનાં ધાન્યોવાળું મોટું ઘર આપે તે માણસ સો મન્વંતર સુધી દેવલોકમાં રહે અને તે પછી ઉત્તમ જન્મ પામીને મહા ધનવાન થાય.[૩૪,૩૫] જે માણસ પુણ્યના ક્ષેત્રરૂપ ભરતખંડમાં બ્રાહ્મણને અવિચળ પદે ધાન્યવાળી પૃથ્વીનું ભક્તિપૂર્વક દાન આપે તે માણસ સો મન્વંતર સુધી અવશ્ય વૈકુંઠલોકમાં પૂજાય અને તે પછી સારો અવતાર પામીને મોટો રાજા થાય.[૩૬,૩૭] રાજાપણામાં શ્રીમંત, ધનવાન અને પુત્રવાન થાય. એ રાજાને સો જન્મ સુધી પૃથ્વી કદી પણ છોડી દે નહિ.[૩૮] જે માણસ ભરતખંડમાં બ્રાહ્મણને ગાયોના વ્રજ સહિત ઉત્તમ ગામનું દાન આપે તે માણસ લાખ મન્વંતર સુધી વૈકુંઠમાં પૂજાય છે[૩૯] અને તે પછી રાજાનો અવતાર પામીને લાખ ગામનો ધણી થાય; એ માણસને લાખ જન્મ સુધી પૃથ્વી છોડે નહિ.[૪૦] જે માણસ પૃથ્વીના ભરતખંડમાં બ્રાહ્મણને સારી પ્રજાવાળું, પાકાં ધાન્યોવાળું તથા અનેક જલાશય, વૃક્ષ, ફળ અને લતાઓવાળું નગર આપે તે માણસ દશ લાખ ઇંદ્ર પડે ત્યાં સુધી કૈલાસમાં પૂજાય છે અને તે પછી સારો અવતાર પામીને ભરતખંડમાં રાજાધિરાજ થઇને એક લાખ ગામનો અધિપતિ થાય એમાં સંશય નથી.[૪૧-૪૩] દશ હજાર જન્મ સુધી પૃથ્વી એને છોડતી નથી અને પૃથ્વીતલપર પરમ ઐશ્વર્યસંપન્ન થાય છે.[૪૪] જે માણસ બ્રાહ્મણને પ્રજાવાળો, ખેડાએલો, વાવતળાવવાળો, અનેક વૃક્ષોવાળો અને સો નગરવાળો ઉત્તમ દેશ આપે તે માણસ કરોડ મન્વંતર સુધી વૈકુંઠમાં પૂજાય છે[૪૫,૪૬] અને પાછો ઉત્તમ અવતાર પામીને પૃથ્વીમાં ઇંદ્ર જેવા મોટા ઐશ્વર્યવાળો, જંબૂદ્વીપનો અધિપતિ થાય.[૪૭] એ મોટો રાજાધિરાજ એક કલ્પ પર્યંત જીવે અને તેને કરોડ જન્મ સુધી પૃથ્વી છોડે નહિ.[૪૮] જે રાજા પોતાનો સઘળો અધિકાર બ્રાહ્મણને આપે તેને પરિણામે ઉપરના કરતાં ચોગણું ફળ થાય એમાં સંશય નથી.[૪૯] જે રાજા તપસ્વી બ્રાહ્મણને જંબૂદ્વીપનું દાન આપે તેને સોગણું ફળ થાય એમાં સંશય નથી.[૫૦] જંબૂદ્વીપનું દાન દેનાર, સઘળાં તીર્થોનું સેવન કરનાર, સઘળી તપશ્ચર્યા કરનાર, સર્વનું કલ્યાણ કરનાર, સઘળાં દાન દેનાર અને સર્વ સિદ્ધોમાં મુખ્ય, એઓને પાછું સંસારમાં આવવું પડે છે, પણ મૂલપ્રકૃતિના ભક્તને આવવું પડતું નથી.[૫૧,૫૨] ભુવનેશ્વરીના ભક્તો દેવીના પરમ પદરૂપ મણિદ્વીપમાં રહીને અસંખ્યાત બ્રહ્માઓને પડતાં દેખે છે.[૫૩] દેવીના મંત્રની ઉપાસના કરના-

રાઓ મનુષ્ય દેહને છોડી વિભૂતિમય અને જન્મ, મૃત્યુ તથા જરા વગરના દેવીના જેવા દિવ્યરૂપને પામીને દેવીની સેવા કરે છે. એઓ મણિદ્વીપમાં રહીને ઘણા ઘણા કલ્પ પ્રલયોને દેખે છે.[54,55] દેવતાઓ, સિદ્ધ લોકો અને સઘળાં બ્રહ્માંડો નાશ પામે છે પણ જન્મ, મૃત્યુ તથા જરાથી રહિત થએલા દેવીના ભક્તો કદી નાશ પામતા નથી.[56] જે માણસ કાર્તિક માસમાં વિષ્ણુને તુલસીદાન આપે તે માણસ ત્રણ યુગ સુધી વૈકુંઠમાં આનંદ પામે છે[57] અને તે પછી સારો અવતાર ધરી પૃથ્વીમાં અવશ્ય હરિનો ભક્ત અને જીતેંદ્રિયોમાં ઉત્તમ થાય છે.[58] જે માણસ અરૂણોદયના સમયમાં ગંગાના મધ્યમાં નહાય તે માણસ સાઠ હજાર યુગ સુધી વૈકુંઠમાં વસે છે[59] અને તે પછી પૃથ્વીમાં ઉત્તમ જન્મ પામી વિષ્ણુના મંત્રનો ઉપદેશ મેળવી મનુષ્ય દેહ છુટયા પછી પાછો વૈકુંઠમાં જાય છે.[60] બીજી વાર ગયા પછી વૈકુંઠમાંથી પાછું આવવું પડતું નથી અને વિષ્ણુના જેવું રૂપ પામીને તેમની સેવા કર્યા કરે છે.[61] જે માણસ ગંગામાં નિત્ય સ્નાન કરે તે માણસ પૃથ્વીમાં સૂર્ય જેવો પવિત્ર થાય છે અને પગલે પગલે અવશ્ય અશ્વમેધનું ફળ પામે છે.[62] એ માણસના ચરણની રજથી પૃથ્વી તુરત પવિત્ર થાય છે. એ માણસ ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી વૈકુંઠમાં વસે છે[63] અને તે પછી સારી યોનિમાં અવતરી હરિની ભક્તિ પામીને જીવન્મુક્ત, મહા તેજસ્વી, તપસ્વીઓમાં ઉત્તમ, સ્વધર્મમાં તત્પર, શુદ્ધ, વિદ્વાન અને જિતેંદ્રિય થાય છે. મીન અને કર્કસંક્રાતિના વચમાં સૂર્ય બહુજ તપે છે તે સમયમાં જે માણસ ભરતખંડમાં સુગંધી જળનું દાન આપે તે માણસ ચૌદ ઇંદ્ર રહે ત્યાં સુધી કૈલાસમાં વસે છે[64-66] અને તે પછી સારો જન્મ પામી રૂપાળો, સુખી, શિવનો ભક્ત, તેજસ્વી અને વેદ તથા વેદનાં અંગોનો પાર પામનાર થાય છે.[67] જે માણસ વૈશાખ માસમાં બ્રાહ્મણને સાથવાનું દાન આપે તે માણસ સાથવાની કણીઓ જેટલાં વર્ષો સુધી કૈલાસમાં વસે છે.[68] જે માણસ ભરતખંડમાં શ્રીકૃષ્ણની જન્માષ્ટમીનું વ્રત કરે તે માણસ સો જન્મનાં પાપોથી મુક્ત થઇને ચૌદ ઈંદ્રની સ્થિતિ પર્યંત વૈકુંઠમાં વસે છે અને તે પછી ઉત્તમ અવતાર પામીને અવશ્ય કૃષ્ણનો ભક્ત થાય છે.[69,70] જે માણસ આ ભરતખંડમાં શિવરાત્રિનું વ્રત કરે તે માણસ સાત મન્વંતર સુધી કૈલાસમાં આનંદ પામે છે.[71] શિવરાત્રિના સમયમાં સદાશિવ ઉપર બિલ્વપત્ર ચડાવે તે માણસ પાંદડાંજેટલા યુગો સુધી કૈલાસમાં વસે છે.[72] અને તે પછી સારો જન્મ આવતાં સદાશિવનો ભક્ત, પુત્રવાન, લક્ષ્મીવાળો અને પ્રજાવાળો રાજા થાય છે.[73] જે માણસ ચૈત્રમાસમાં અથવા માઘ માસમાં વ્રત ધરીને સદાશિવનું પૂજન કરે અને રાત્રિ દિવસ ભક્તિ ધરીને હાથમાં છડી રાખી સદાશિવની પાસે નાચ કરે તે માણસ ત્રીશ યુગ સુધી કૈલાસમાં વસે છે.[74] અર્ધો મહીનો અથવા સાત કે દશ દિવસ સુધી એ પ્રમાણે કર્યું હોય તોપણ દિવસ જેટલા યુગો સુધી કૈલાસમાં વસે છે.[75] જે માણસ ભરતખંડમાં શ્રીરામનવમીનું વ્રત કરે તે માણસ સાત મન્વંતર સુધી વૈકુંઠમાં વસે છે[76] અને તે પછી સારો જન્મ પામીને રામનો ભક્ત, જિતેંદ્રિયોમાં ઉત્તમ અને મહા ધનવાન થાય છે.[77] જે માણસ પાડા, બકરા, ઘેટા, ગેંડા અને દેડકાં આદિ નૈવેદ્યોથી, ધૂપ દીપ આદિ ઉપહારોથી, વાજાંઓથી અને નાચ તથા ગીત આદિથી અનેક ઉત્સવ તથા મંગળ કરીને

શરદ્ઋતુમાં જગદંબાની પૂજા કરે તે માણસ સાત મન્વંતર સુધી શિવના લોકમાં વસે છે અને તે પછી પૃથ્વીમાં ઉત્તમ યોનિમાં અવતરી નિર્મળ બુદ્ધિવાળો, વંશપરંપરામાં ચાલે એવી અતુલ લક્ષ્મીવાળો, મોટા પ્રભાવવાળો અને હાથી ઘોડા આદિ ભારે સંપત્તિવાળો રાજાધિરાજ થાય છે,એમાં સંશય નથી.(બ્રાહ્મણે દેવને માંસનું બળિદાન દેવું નહિ એમ કાલિકાપુરાણમાં કહ્યું છે.) શુક્લપક્ષની અષ્ટમીથી તે એક પખવાડીઆ સુધી જે માણસ પવિત્ર ક્ષેત્રરૂપ ભરતખંડમાં સર્વોત્તમ સોળ ઉપચારોથી મહાલક્ષ્મીનું પૂજન કરે તે માણસ એક કલ્પસુધી ગોલોકમાં વસે છે અને પાછો પૃથ્વીમાં સારો જન્મ પામીને રાજાધિરાજ થાય છે.[૭૮-૮૪] જે માણસ કાર્તિક માસની પુનમે રાસમંડલ કરી તેમાં સો ગોવાળીઆ અને સો ગોપીઓ કરી ભક્તિપૂર્વક સોળ ઉપચારોથી શિલામય પ્રતિમામાં શ્રીકૃષ્ણની અને રાધાજીની પૂજા કરે તે માણસ બ્રહ્માનાં સો વર્ષ સુધી ગોલોકમાં વસે છે અને તે પછી ભરતખંડમાં જન્મ ધરીને શ્રીકૃષ્ણની દૃઢ ભક્તિને પ્રાપ્ત થાય છે.[૮૫-૮૭] દૃઢ ભક્તિના યોગથી અનુક્રમે કૃષ્ણના મંત્રનો ઉપદેશ પામી મનુષ્યદેહ છોડીને પાછો ગોલોકમાં જાય છે અને ત્યાં ભગવાનના જેવું રૂપ પામીને તેમનો પાર્ષદ થાય છે. જરા અને મૃત્યુથી રહિત પાર્ષદ થયા પછી તેને ત્યાંથી પડવું પડતું નથી.[૮૮,૮૯] જે માણસ શુક્લપક્ષની અથવા કૃષ્ણપક્ષની એકાદશી કરે તે માણસ મહાપ્રલય થતાં સુધી વૈકુંઠમાં વસે છે[૯૦] અને ત્યાંથી પાછો ભરતખંડમાં જન્મી ભક્તિને પ્રાપ્ત થઈ અનુક્રમથી ભગવાનની સાચે સાચી દૃઢ ભક્તિ કરે છે.[૯૧] એ ભક્તિના પ્રભાવથી, દેહ છુટયા પછી ગોલોકમાં જઈ ભગવાનના જેવું રૂપ પામીને જરા તથા મૃત્યુરહિત પાર્ષદ થાય છે અને ત્યાંથી પાછો પડતો નથી. ભાદ્રપદ શુક્લ દ્વાદશીને દિવસે મનુષ્યે ઇન્દ્રની પૂજા કરવી, તેથી સાઠ હજાર વરસ સુધી ઇન્દ્રલોકમાં નિવાસ થાય છે. જે માણસ ભરતખંડમાં રવિવાર, સંક્રાંતિ અને શુક્લપક્ષની સપ્તમીને દિવસે સૂર્યનું પૂજન કરીને હવિષ્યાન્ન જમે તે માણસ એક કલ્પ સુધી સૂર્યના લોકમાં વસે[૯૨-૯૫] અને ત્યાંથી પાછો ભરતખંડમાં જન્મીને શ્રીમંત અને આરોગ્યવાળો (યોગી) થાય છે. જે માણસ જેઠ વદ ચૌદશને દિવસે સાવિત્રીનું પૂજન કરે તે માણસ સાત મન્વંતર સુધી બ્રહ્મલોકમાં વસે છે અને તે પછી પાછો પૃથ્વીમાં અવતરીને શ્રીમંત, મહા પરાક્રમી, ચિરંજીવી, જ્ઞાની અને સંપત્તિવાળો થાય છે. જે માણસ માઘ શુદ્ધ પંચમીને દિવસે જિતેંદ્રિયપણાથી ભક્તિપૂર્વક સોળ ઉપચાર આપીને સરસ્વતીનું પૂજન કરે તે માણસ બ્રહ્માના એક દિવસ સુધી મણિદ્વીપમાં વસે છે[૯૬-૯૭] અને તે પછી પાછો પૃથ્વીમાં જન્મ ધરીને કવિ, પંડિતની પદ્વી મેળવે છે. જે માણસ જીવતાં સુધી નિત્ય બ્રાહ્મણને ભરતખંડમાં ગાય અને સુવર્ણ આદિનું ભક્તિપૂર્વક દાન આપે તે માણસ ગાયનાં રૂંવાડાંથી બમણાં વર્ષો સુધી વૈકુંઠમાં વસે છે[૧૦૦,૧૦૧] અને ત્યાં ક્રીડા સંબંધી ઉત્સવોથી તથા મંગળોથી ભગવાનની સાથે આનંદ ભોગવે છે. તેને અંતે પાછો ભરતખંડમાં જન્મીને શ્રીમાન, પુત્રવાન, વિદ્વાન, જ્ઞાની અને સઘળી રીતે સુખી રાજાધિરાજ થાય છે. જે માણસ ભરતખંડમાં બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડે તે માણસ બ્રાહ્મણનાં રૂવાડાં જેટલાં વર્ષો સુધી વૈકુંઠમાં વસે છે અને તે પછી પાછો ભરતખંડમાં જન્મી સુખી, ધનવાન, વિદ્વાન, ચિરંજીવી,

શ્રીમંત અને મહાપરાક્રમી થાય છે. જે માણસ ભગવાનનાં નામોનું ઉચ્ચારણ કરે અને ભગવાનનાં નામોનું દાન આપે તે માણસ નામ જેટલા યુગો સુધી વિષ્ણુના લોકમાં વસે છે અને તે પછી પાછો ભરતખંડમાં જન્મીને સુખી અને ધનવાન થાય છે. જે ગંગાના પ્રવાહથી ચાર હાથ સુધીના ક્ષેત્રમાં ઉપર કહેલું પુણ્ય કરે તો તેનું કરોડગણું ફળ થાય છે. જે માણસ એવા ક્ષેત્રમાં ભગવાનનાં નામનો એક કરોડ જપ કરે તે માણસ સર્વ પાપથી મુક્ત થઇ જીવન્મુક્ત થાય, વૈકુંઠમાં વસે અને પાછો સંસારમાં આવે નહિ. તેને વિષ્ણુના જેવું રૂપ અને પાર્ષદપણું પ્રાપ્ત થતાં તે પદવીથી કદી પણ ભ્રષ્ટ થવું પડતું નથી.[૧૦૨-૧૦૮] જે માણસ નિત્ય પાર્થિવલિંગ કરીને જીવતાં સુધી શિવનું પૂજન કરે તે માણસ શિવલોકમાં જઇને માટીની રજની કણીઓ જેટલાં વર્ષો સુધી ત્યાં વસે અને પાછો ભરતખંડમાં જન્મીને રાજાધિરાજ થાય.[૧૧૦-૧૧૧] જે માણસ નિત્ય શાલગ્રામનું પૂજન કરે અને શાલગ્રામનું જળ લે તે માણસ સો મહાકલ્પ સુધી વૈકુંઠમાં વસે અને ત્યાંથી પાછો અહીં જન્મ ધરી મહાદુર્લભ વિષ્ણુની ભક્તિ પામીને વૈકુંઠમાં જાય. બીજી વાર વૈકુંઠમાં ગયા પછી તેને પાછું પડવું પડતું નથી.[૧૧૨,૧૧૩] જે માણસ સઘળાં તપ અને સઘળાં વ્રત કરે તે માણસ એક કલ્પ સુધી વૈકુંઠમાં વસે છે[૧૧૪] અને તે પછી પાછો અહીં જન્મ ધરીને ભરતખંડનો રાજાધિરાજ થાય છે. રાજાધિરાજ થયા પછી તેને મુક્તિજ મળે એટલે પાછું જન્મવું રહેતું નથી.[૧૧૫] જે માણસ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને સઘળાં તીર્થોમાં નહાય તે માણસ મુક્તજ થાય એટલે પાછું તેને પૃથ્વીમાં જન્મવું પડતું નથી.[૧૧૬] જે માણસ પુણ્યના ક્ષેત્રરૂપ ભરતખંડમાં અશ્વમેધ કરે તે માણસ ઘોડાનાં રૂંવાડાં જેટલાં વર્ષે સુધી ઇંદ્રની અર્ધી ગાદીપર બેસે છે.[૧૧૭] રાજસૂય કરે તે મનુષ્યને અશ્વમેધ કરતાં ચોગણું ફળ થાય છે. સર્વે યજ્ઞો કરતાં ભુવનેશ્વરીના ઉદ્દેશથી જે યજ્ઞ કરવામાં આવે તે ઉત્તમ છે.[૧૧૮] હે સાવિત્રિ! પૂર્વે વિષ્ણુએ અને બ્રહ્માએ દેવીનો યજ્ઞ કર્યો હતો. ત્રિપુરાસુરને મારવાના સમયમાં સદાશિવે પણ કર્યો હતો.[૧૧૯] સઘળા યજ્ઞોમાં દેવીનો યજ્ઞ મુખ્ય છે. એના જેવો યજ્ઞ ત્રણ લોકમાં પણ નથી.[૧૨૦] પૂર્વે દક્ષ પ્રજાપતિએ પણ ઘણી સામગ્રીવાળો એ મોટો યજ્ઞ કર્યો હતો કે જેમાં દક્ષને અને શંકરને કજીઓ થયો હતો.[૧૨૧] બ્રાહ્મણોએ નંદીને શાપ દીધા હતા અને નંદીએ કોપથી બ્રાહ્મણોને શાપ દીધા હતા. એ શાપોના દ્વેષથી સદાશિવે તે યજ્ઞને તોડી નાખ્યો હતો.[૧૨૨] ધર્મ, કશ્યપ, શેષ, કર્દમ, સ્વાયંભુવ મનુ, તેનો પુત્ર પ્રિયવ્રત, શિવ, સનત્કુમાર, કપિલ અને ધ્રુવ એઓએ પણ દેવીના યજ્ઞ કર્યા હતા. દેવીનો યજ્ઞ કરવાથી હજાર રાજસૂયોનું ફળ થાય છે એ નિશ્ચય છે. દેવીના યજ્ઞ સરખો ફળ આપનારો બીજો કોઈ પણ યજ્ઞ વેદમાં કહ્યો નથી.[૧૨૩-૧૨૫] દેવીનો યજ્ઞ કરનારો માણસ સો વર્ષ સુધી જીવનાર, જીવન્મુક્ત અને જ્ઞાન તથા તેજથી વિષ્ણુ સમાન થાય છે.[૧૨૬] જેમ દેવતાઓમાં વિષ્ણુ, વૈષ્ણવોમાં નારદ, શાસ્ત્રોમાં વેદ, વર્ણોમાં બ્રાહ્મણ, તીર્થોમાં ગંગા, પવિત્રોમાં શિવ, વ્રતોમાં એકાદશી, પુષ્પોમાં તુલસી, નક્ષત્રોમાં ચંદ્ર, પક્ષિઓમાં ગરૂડ, સ્ત્રીઓમાં પ્રકૃતિરૂપ રાધા, વાણી અને પૃથ્વી, શીઘ્રગામીમાં ચંચલ ઇંદ્રિયો તથા મન, પ્રજાપતિઓમાં બ્રહ્મા, પ્રજાઓમાં રાજા, વનોમાં વૃંદાવન, ખંડોમાં ભરતખંડ, શ્રીમંતમાં

લક્ષ્મી, વિદ્વાનોમાં સરસ્વતી, પતિવ્રતાઓમાં દુર્ગા અને સૌભાગ્યવતીઓમાં રાધા સર્વોત્તમ છે, તેમ હે પુત્રિ સાવિત્રિ! સર્વ યજ્ઞોમાં દેવીનો યજ્ઞ ઉત્તમ છે.[૧૨૭–૧૩૨] સો અશ્વમેધ કરવાથી ઇંદ્રપણું મળે છે અને હજાર કરવાથી વિષ્ણુનું પદ મળે છે કે જે પૃથુરાજાને મળ્યું હતું,[૧૩૩] પણ દેવીનો યજ્ઞ કરવાથી તો અપાર ફળની પ્રાપ્તિ થાય છે. સર્વ તીર્થોમાં નહાવાથી, સર્વ યજ્ઞોની દીક્ષા લેવાથી, સઘળાં વ્રતો કરવાથી, સઘળાં તપો કરવાથી, ચારે વેદનો પાઠ કરવાથી અને પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી જે જે પુણ્યો થાય છે તે પુણ્યોના ફળરૂપ જગદંબાનું સેવનજ છે એમ સમજવું; કારણ કે એ સેવન ભુક્તિ તથા મુક્તિ, એ બન્ને ફળને આપે છે.[૧૩૪,૧૩૫] ઇતિહાસસહિત સઘળાં પુરાણોમાં અને વેદોમાં દેવીનાં ચરણારવિંદનું પૂજન સારરૂપ છે એમ કહેલું છે.[૧૩૬] દેવીનું વર્ણન, દેવીનું ધ્યાન, દેવીનાં નામ તથા ગુણોનું કીર્તન, દેવીના સ્તોત્રનું સ્મરણ, દેવીનુ વંદન, દેવીનો જપ અને દેવીનાં ચરણામૃત તથા નૈવેદ્યનું ભક્ષણ, એટલા પદાર્થો સઘળાં શાસ્ત્રોએ સ્વીકારેલા છે અને સઘળા મહાત્માઓ એઓનેજ ઈચ્છે છે.[૧૩૭,૧૩૮] હે સાવિત્રિ! એટલા માટે પરા પ્રકૃતિ કે જે નિર્ગુણ અને નિત્ય પરબ્રહ્મરૂપજ છે તેનું ભજન કરજે. હે પુત્રિ! તું આ તારા સ્વામીને લે અને તારા ઘરમાં સુખ ભોગવ.[૧૩૯] મનુષ્યોનો આ શુભ કર્મોનો વિપાક કે જે સઘળાઓએ સ્વીકારેલો, સઘળાઓએ ઇચ્છેલો, ઉત્તમ અને તત્વજ્ઞાન આપનારો છે ને આ પ્રમાણે મેં તારી પાસે કહ્યો.[૧૪૦]

**अयं ते कथितः कर्मविपाको मंगलो नृणाम् ॥**
**स [illegible]ष्सितः सर्वमतस्तत्व[illegible]ानप्रदः परः ॥१४०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૦**



# અધ્યાય ૩૧ મો.

## સાવિત્રીએ કરેલી યમસ્તુતિ

### શ્રીનારાયણ ઉવાચ

**शक्तेरुत्कीर्त्तनं श्रुत्वा सावित्री यमवक्त्रतः ॥**
**साश्रुनेत्रा सपुलका यमं पुनरुवाच ह ॥ १ ॥**

નારાયણ કહે છેઃ–યમના મ્હોડાથી શક્તિનું ઉત્તમ વર્ણન સાંભળી જેને આંસુ આવ્યાં અને રૂંવાડાં ઉભાં થયાં એવી સાવિત્રીએ ફરીવાર યમને નીચે પ્રમાણે પૂછ્યું.[૧]

સાવિત્રી પૂછે છેઃ–હે યમરાજા! શક્તિનું જે વર્ણન છે તે સર્વના ઉદ્ધારના કારણરૂપ, શ્રોતા તથા વક્તાઓનાં જન્મ, મૃત્યુ તથા જરાને હરનારૂં, સિદ્ધ લોકોને તથા દાનવોને પણ કલ્યાણ આપનારૂં, તપનાં ઉત્તમ સ્થાનકરૂપ અને વેદ તથા યોગની સેવારૂપ છે અને સર્વ મંગળરૂપ છે.[૨,૩] મુક્તપણું, અમરપણું અને સઘળી સિદ્ધિવાળાપણું, એઓ શક્તિની સેવાના સોળમા ભાગની પણ બરોબરી કરી શકે એમ નથી.[૪] હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! એવાં અપાર પ્રભાવવાળાં શક્તિની ભક્તિ મારે કયા પ્રકારથી કરવી તે કહો. મનુષ્યોનાં મનને ગમે એવાં શુભ કર્મોનાં ફળ તમારી પાસેથી સાંભળ્યાં;[૫] હવે અશુભ કર્મોનાં જે જે ફળ થતાં હોય તે મારી પાસે કહેવાં જોઇએ.

નારાયણ કહે છેઃ–હે નારદજી! ભક્તિથી નમ્ર મસ્તકવાળી સાવિત્રીએ એ પ્રમાણે કહીને પછી વેદોક્ત સ્તોત્રથી યમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

સાવિત્રી સ્તુતિ કરે છેઃ–સૂર્યે પુષ્કર ક્ષેત્રમાં તપથી ધર્મદેવનું આરાધન કરતાં તેમને ઘેર પુત્ર થઇને અવતરેલા અને ધર્મરાજ કહેવાતા આપને હું પ્રણામ કરૂં છું. સર્વ પ્રાણિઓમાં સમતા રાખવાને લીધે 'શમન' નામવાળા અને સર્વના સાક્ષિરૂપ આપને હું પ્રણામ કરૂં છું.

આપ કે જે જગતમાં સર્વ પ્રાણિઓનાં કર્મોને અનુસરીને કાળથી તેઓનો અંત કરવાને લીધે 'કૃતાંત' કહેવાઓ છો, તેમને હું પ્રણામ કરૂં છું. આપ કે જે દંડ આપીને પાપીઓને શુદ્ધ કરવા સારૂ દંડના ધારણ કરનાર હોવાથી 'દંડધર' કહેવાઓ છો તેમને હું પ્રણામ કરૂં છું. આપ કે જે સર્વ જીવોને શિક્ષા કરનાર, જગતને વશ કરનાર અને સર્વદા સર્વ સ્થળમાં કોઈથી પણ અટકાવી શકાય નહિ એવા કાળરૂપ છો તેમને હું પ્રણામ કરૂં છું. આપ કે જે તપસ્વી, બ્રહ્મનિષ્ટ, સંયમવાળા, જિતેંદ્રિય અને જીવોને કર્મનાં ફળ આપનારા 'ધર્મ' કહેવાઓ છો તેમને હું પ્રણામ કરૂં છું. આપ કે જે આત્મારામ, સર્વજ્ઞ, પુણ્ય કરનારાઓના મિત્ર અને પાપીઓને દુ:ખ દેનારા હોવાથી પુણ્યમિત્ર કહેવાઓ છો તેમને હું પ્રણામ કરૂં છું. જે આપ બ્રહ્મના અંશથી ઉત્પન્ન થયા છો, બ્રહ્મતેજથી પ્રદીપ્ત છો, પરબ્રહ્મનું ધ્યાન કર્યા કરો છો અને મહાસમર્થ છો તેમને હું પ્રણામ કરૂં છું.[૬-૧૫]

નારાયણ કહે છે:–હે નારદજી ! આ પ્રમાણે સ્તુતિ કરીને તે સાવિત્રીએ યમને પ્રણામ કરતાં યમે તેને શક્તિના ભજનનો ઉપદેશ કરીને કર્મવિપાકવિષે કહ્યું. ઉપર કહેલા યમાષ્ટક નામના સ્તોત્રનો જે માણસ પ્રાત:કાળમાં ઉઠીને પાઠ કરે તેને યમનો ભય થતો નથી અને સઘળાં પાપોથી છુટે છે.[૧૬] મહાપાપી માણસ ભક્તિ પુર:સર એ સ્તોત્રનો પાઠ કરે તો યમરાજા તે માણસને અવશ્ય ચાંદ્રાયણ આદિ વ્રતો કર્યાજેવી શુદ્ધિ આપે છે.[૧૭]

**महापापी यदि पठेन्नित्यं भक्तिसमन्वितः ॥**
**यमःकरोति संशुद्धं कायव्यूहेन निश्चितम् ॥१७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૧**

## अध्याय ३२ मो. નરકકુંડ-ગણના

### श्रीनारायण उवाच

**मायाबीजं महामंत्रं प्रदत्त्वा विधिपूर्वकम् ॥**
**कर्माशुभविपाकं च तामुवाच रवेः सुतः ॥१॥**

નારાયણ કહે છે:–પછી યમરાજાએ સાવિત્રીને માયાબીજરૂપ (હ્રીં) મહામંત્રનો ઉપદેશ કરીને નીચે પ્રમાણે અશુભ કર્મોનાં ફળ કહ્યાં.[૧]

યમરાજા કહે છે:–માણસ શુભ કર્મોનાં ફળથી ઉત્તમ સ્થિતિને પામે છે એ વિષય તારી પાસે કહ્યા. હવે અશુભ કર્મોનાં ફળ કે જે ઓથી નરકમાં પડે છે તે કહું છું, સાંભળ.[૨] અનેક પુરાણોના મતભેદ પ્રમાણે નરકોનાં નામ પણ અનેક છે અને સ્વર્ગાદિક ઉત્તમ લોકોનાં નામ પણ અનેક છે. જીવ એ સ્થલોમાં પોતાનાં કર્મોથી જાય છે.[૩] સારાં કર્મોનાં ફળથી નરકમાં કદી જતો નથી અને નીચ કર્મોનાં ફળથી અનેક પ્રકારનાં નરકોમાં જાય છે.[૪] અનેક શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે નરકોના અનેક પ્રકારના કુંડો છે અને તેઓ અનેક પ્રકારનાં નીચ કર્મોથી પ્રાપ્ત થાય છે. હે પુત્રિ ! એ ખાડારૂપ કુંડો વિસ્તીર્ણ, પ્રાણિઓને ક્લેશ આપનારા, ભયંકર, ઘોર અને કુત્સિત છે.[૫,૬] એઓમાં મુખ્ય કુંડો છયાશી છે અને પરચુરણ તો ઘણા છે. મુખ્ય કુંડોનાં નામ કે જે વેદમાં કહ્યાં છે તે સાંભળ.[૭] [૧]વહ્નિકુંડ, [૨]તપ્તકુંડ, [૩]ક્ષારકુંડ, [૪]ભયાનકકુંડ, [૫] વિષ્ઠાકુંડ, [૬]મૂત્રકુંડ, [૭]શ્લેષ્મકુંડ, [૮]ગરકુંડ, [૯]દૂષિકાકુંડ, [૧૦]વસાકુંડ, [૧૧]શુક્રકુંડ, [૧૨]અસૃક્કુંડ, [૧૩]અશ્રુકુંડ, [૧૪]ગાત્રમલકુંડ, [૧૫] કર્ણવિટ્કુંડ, [૧૬]મજ્જાકુંડ, [૧૭]માંસકુંડ, [૧૮]નખકુંડ, [૧૯]લોમકુંડ, [૨૦]કેશકુંડ, [૨૧]અસ્થિકુંડ, [૨૨]તામ્રકુંડ, [૨૩]લોહકુંડ, [૨૪]ચર્મકુંડ, [૨૫]તપ્તસુરાકુંડ, [૨૬]તીક્ષ્ણકંટકકુંડ, [૨૭]વિષકુંડ [૨૮]પ્રતપ્તતૈલકુંડ,

[૨૯]કુંતકુંડ, [૩૦]કૃમિકુંડ, [૩૧]પૂયકુંડ, [૩૨]સર્પકુંડ, [૩૩]મશકકુંડ, [૩૪]દંશકુંડ, [૩૫]ગરલકુંડ, [૩૬]વજ્રદંષ્ટ્રકુંડ, [૩૭]વૃશ્ચિકકુંડ, [૩૮]શરકુંડ, [૩૯]શૂલકુંડ, [૪૦]ખડગકુંડ, [૪૧]ગોલકુંડ, [૪૨]નક્રકુંડ, [૪૩]કાકકુંડ, [૪૪]મંથાનકુંડ, [૪૫]બીજકુંડ, [૪૬]વજ્રકુંડ, [૪૭]તપ્તપાષાણકુંડ, [૪૮]તીક્ષ્ણપાષાણકુંડ, [૪૯]લાલાકુંડ, [૫૦]મસીકુંડ, [૫૧]ચૂર્ણકુંડ, [૫૨]ચક્રકુંડ, [૫૩]વક્રકુંડ, [૫૪] કૂર્મકુંડ, [૫૫]જ્વાળાકુંડ, [૫૬]ભસ્મકુંડ, [૫૭] દગ્ધકુંડ, [૫૮]તપ્તસૂચીકુંડ, [૫૯]અસિપત્રકુંડ, [૬૦]ક્ષુરધારકુંડ, [૬૧]સૂચીમુખકુંડ, [૬૨]ગોકામુખકુંડ, [૬૩]નક્રમુખકુંડ, [૬૪]ગજદંશકુંડ, [૬૫]ગોમુખકુંડ, [૬૬]કુંભીપાકકુંડ, [૬૭]કાલસૂત્રકુંડ, [૬૮]મત્સ્યોદકુંડ, [૬૯]કૃમિકતુકકુંડ, (અરૂંતુદ) [૭૦] પાંસુભોજ્યકુંડ, [૭૧]પાશવેષ્ટકુંડ, [૭૨]શૂલપ્રોતકુંડ, [૭૩]પ્રકંપનકુંડ, [૭૪]ઉલ્કામુખકુંડ, [૭૫]અંધકૂપકુંડ, [૭૬] વેધનકુંડ, [૭૭]તાડનકુંડ [૭૮]જાલરંધ્રકુંડ, [૭૯]દેહચૂર્ણકુંડ, [૮૦]દલનકુંડ [૮૧]શોષણકુંડ, [૮૨]કષકુંડ, [૮૩]શૂર્પાકારકુંડ, [૮૪]જ્વાલામુખકુંડ, [૮૫]ધૂમાંધકુંડ અને [૮૬]નાગવેષ્ટનકુંડ એ છયાશી કુંડો છે. હે સાવિત્રિ ! એ સઘળા નરકના કુંડો પાપી લોકોને ક્લેશ આપનારા છે અને મારા લાખો કિંકરો એઓની સર્વદા ચોકી કરે છે.[૮-૨૨] દંડ, પાશ, સાંગ, ગદા અને તરવાર ધરનારા, મદોન્મત્ત, ભયંકર, મહાદારુણ, તમોગુણી, દયારહિત, કોઈથી અટકાવાય નહિ એવા તેજસ્વી, નિર્ભય, રાતાં તથા પીંગળાં નેત્રવાળા, યોગવાળા, સિદ્ધિવાળા, અને અનેક રૂપ ધરનારા એ કિંકરો જેઓનું મરણ પાસે આવેલું હોય એવા સઘળા પાપી લોકોના દેખવામાં આવે છે.[૨૩-૨૫] પુણ્ય કરનારા અને સ્વધર્મમાં તત્પર રહેનારા, શક્તિના ભક્ત, સૂર્યના ભક્ત, ગણપતિના ભક્ત, સિદ્ધ, યોગી અને સ્વપ્નમાં દર્શન થતાં દેવીના દર્શનસરખું ફળ આપનારા વૈષ્ણવ લોકોના દેખવામાં એ લોકો કદી પણ આવતા નથી. સર્વથી વધારે બળવાન, સ્વતંત્ર અને નિર્ભય થએલા જ્ઞાની લોકો તો ધર્મમાં તત્પર અથવા અતત્પર હોય તોપણ એ મારા કિંકરોને કદી દેખતા નથી.[૨૬-૨૭] હે પતિવ્રતા ! આ નરકકુંડોની સંખ્યા અને તેઓનાં નામ મેં તારી પાસે કહ્યાં. હવે જે પાપીઓ જે કુંડમાં પડે છે તે વિષે કહું છું તે સાંભળ.[૨૮]

**एतत्ते कथितं साध्वि कुंडसंख्यानिरूपणम् ॥**
**येषां निवासो यत्कुंडे निबोध कथयामि ते॥२८॥**

**ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ ૩૨**

## अध्याय ३३ मो.

## વિવિધ નરકકુંડના વિવિધ અધિકારી

**धर्मराज उवाच**

**हरिसेवारतः शुद्धो योगसिद्धो व्रती सति ॥**
**तपस्वी ब्रह्मचारी च न याति नरकं ध्रुवम् ॥१॥**

યમરાજા કહે છે:—હે સતિ ! જે માણસ હરિની સેવામાં તત્પર, શુદ્ધ, યોગથી સિદ્ધ, વ્રતવાળો, તપસ્વી કે બ્રહ્મચારી હોય તે માણસ કદી નરકમાં જતો નથી.[૧] જે બળવાન માણસ બળના ગર્વથી કડવાં વચન બોલીને બાંધવોને બાળે તે માણસ અગ્નિકુંડમાં જાય છે.[૨] એ અગ્નિકુંડમાં પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી અગ્નિમાં રહ્યા પછી ત્રણ જન્મ સુધી ઘણા તાપવાળા સ્થળમાં પશુના અવતાર પામે છે.[૩] જે મૂઢ માણસ ઘેર આવેલા તરસ્યા, તપેલા અને ભૂખ્યા બ્રાહ્મણને જમાડતો નથી તે માણસ તપ્તકુંડમાં પડે છે.[૪] ત્યાં બ્રાહ્મણનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી રહ્યા પછી સાત જન્મ સુધી અગ્નિથી તપેલા મહાદુઃખદાયી સ્થળમાં પક્ષી થઇને રહે છે.[૫] જે માણસ રવિવાર, સંક્રાંતિ, અમાવાસ્યા કે શ્રાદ્ધને

દિવસે લુગડાંને ખારો દે તે માણસ લુગડાં-ના તાંતણા જેટલાં વર્ષો સુધી ક્ષારકુંડમાં પડે છે અને પછી સાત જન્મ સુધી ભરત-ખંડમાં ધોબી થાય છે.[૬,૭] જે અધમ માણસ મૂળ પ્રકૃતિની, વેદની, શાસ્ત્રોની, પુરાણોની, બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓની કે ગૌરી અથવા સરસ્વતી આદિ દેવીઓની નિંદામાં તત્પર રહે છે તે માણસ ભયાનક-કુંડમાં પડે છે. એ કુંડ જેવો બીજો કોઇ પણ દુઃખદાયી નથી.[૮-૧૦] અનેક કલ્પો સુધી નરકમાં રહીને પછી તેને સર્પનો અવતાર આવે છે. દેવીની નિંદા કરવાના અપરાધનું તો કોઈ પણ પ્રાયશ્ચિત્ત નથી.[૧૧] જે માણસ પોતે અથવા બીજાએ આપેલી દેવ કે બ્રાહ્મણની જીવિકાનું હરણ કરે તે માણસ વિષ્ઠાકુંડમાં પડીને સાઠહજાર વર્ષ સુધી વિષ્ઠા ખાધા કરે છે અને તે પછી સાઠહજાર વર્ષ સુધી પૃથ્વી-માં વિષ્ઠાનો કીડો થાય છે.[૧૨,૧૩] જે માણસ પરાયા તળાવમાં તેના ધણીની આજ્ઞા વિના તળાવ કરે અથવા પાણીવાળા તળાવમાં મૂત્ર નાખે તે માણસ મૂત્રકુંડમાં પડીને તળાવની રજ જેટલાં વર્ષો સુધી મૂત્ર પીધા કરે છે અને તે પછી પુરાં સો વર્ષ સુધી ભરતખંડમાં બળદનો અવતાર પામે છે.[૧૪,૧૫] જે માણસ એકલોજ મીઠું મીઠું જમી જાય તે માણસ શ્લેષ્મકુંડમાં પડીને પુરાં સો વર્ષ સુધી શ્લેષ્મ ખાયા કરે છે અને તે પછી પુરાં સો વર્ષ સુધી ભરતખંડમાં પ્રેતનો અવતાર પામી શ્લેષ્મ, મૂત્ર અને પરૂ ખાય છે.[૧૬,૧૭] જે માણસ પિતાનું, માતાનું, ગુરૂનું, સ્ત્રીનું, દીકરાનું, દીકરીનું, કે અનાથનું પોષણ ન કરે તે મા-ણસ ગરકુંડમાં પડીને પુરાં સો વર્ષ સુધી ઝેર ખાયા કરે છે અને તે પછી સો વર્ષ સુધી ભૂતની યોનિમાં રહે છે.[૧૮,૧૯] જે માણસ અ-તિથિને જોઈને ક્રોધથી વાંકી આંખ કરે તે પા-પીના જળને પણ પિતૃઓ કે દેવતાઓ લેતા નથી અને બ્રહ્મહત્યા આદિ જેટલાં પાપો છે તે સઘળાં તેને પ્રાપ્ત થાય છે. એ માણસ પુરાં સો વર્ષ સુધી દૂષિકા ( ચીપડાના ) કુંડમાં પડીને ચીપડા ખાધા કરે છે અને તે પછી સો વર્ષ સુધી ભૂતની યોનિમાં રહીને શુદ્ધ થાય છે.[૨૦-૨૨] જે માણસ બ્રાહ્મણને કોઇ પદાર્થ આપીને તે પાછો બીજાને આપી દે છે તે મા-ણસ સો વર્ષ સુધી વસાકુંડમાં પડીને વસા ખાધા કરે છે અને તે પછી ભરતખંડમાં સાત જન્મ સુધી કાકીંડો થાય છે. કાકીંડાના અવ-તાર ભોગવ્યા પછી મહા ભયંકર, દરિદ્ર અને અલ્પ આયુષ્યવાળો મનુષ્ય થાય છે.[૨૩,૨૪] જે પુરૂષ સ્ત્રીને અથવા સ્ત્રી પુરૂષને વીર્ય પાય છે તેઓ શુક્રકુંડમાં પડીને પુરાં સો વર્ષ સુધી વીર્ય ખાધા કરે છે અને તે પછી સો વર્ષ સુધી કીડા થઇને શુદ્ધ થાય છે.[૨૫-૨૬] જે માણસ ગુરૂ બ્રાહ્મણને માર મારીને લોહી કહાડે તે માણસ અસૃક્કુંડમાં પડીને સો વર્ષ સુધી લોહી પીધા કરે છે અને તે પછી ભરતખંડમાં વા-ઘના સાત અવતાર પામીને અનુક્રમે શુદ્ધ થાય છે.[૨૭,૨૮] કોઇ ભક્ત ગદ્ગદ કંઠથી પ્રભુના ગુણ ગાતો હોય તેને જોઈ જે માણસ પ્રેમનાં અ નહિ આણતાં ઉલટો તેની હાંસી કરે છે તે માણસ અશ્રુકુંડમાં પડીને સો વર્ષ સુધી આંસુ પીધા કરે છે અને તે પછી ત્રણ જન્મમાં ચાં-ડાળ થઈને શુદ્ધ થાય છે.[૨૯,૩૦] જે માણસ પોતાના સ્નેહી ઉપર હૃદયમાં નિરંતર શઠતા રાખે તે માણસ સો વર્ષ સુધી ગાત્રમલકુંડમાં પડે છે,[૩૧] પછી ત્રણ જન્મ સુધી ગધેડો થાય છે અને તે પછી ત્રણ જન્મ સુધી શીઆળી-ઓ થઇને પવિત્ર થાય છે.[૩૨] જે માણસ બ-હેરાની હાંસી કરે અને અભિમાનથી નિંદા

કરે તે માણસ કર્ણવિટ્ (કાનના મેલના) કુંડમાં પડીને સો વર્ષ સુધી કાનનો મેલ ખાધા કરે છે,[૩૩] પછી સાત જન્મમાં બહેરો અને દરિદ્ર થાય છે અને પછી સાત જન્મમાં અંગની ખોડવાળો થઇને શુદ્ધ થાય છે.[૩૪] જે માણસ પોતાના પોષણને વાસ્તે લોભથી પ્રાણીને મારે તે માણસ મજ્જાકુંડમાં પડીને સો વર્ષ સુધી મજ્જા ખાધા કરે છે,[૩૫] તે પછી સાત જન્મમાં સસલો, સાત જન્મમાં મસ્ત્ય, તે પછી ત્રણ જન્મમાં સૂવર અને સાત જન્મમાં કુકડો થાય છે[૩૬] તે પછી મૃગ આદિના કેટલાક અવતાર પામીને શુદ્ધ થાય છે. જે માણસ પોતાની કન્યાનું પાલન કરીને પછી તેને ધનના લોભથી વેચે તે માણસ માંસકુંડમાં પડીને કન્યાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી માંસ ખાધા કરે છે.[૩૭,૩૮] મારા કિંકરો તેને ધોકાના પ્રહાર દે છે અને તે માણસ માથાપર માંસની ભારી લઈને ભૂખથી લોહીને ચાટયા કરે છે.[૩૯] પછી એ પાપી ભરતખંડમાં સાઠહજાર વર્ષ સુધી કન્યાના પેટનો કીડો થાય છે, પછી સાત જન્મ સુધી પારધિ, ત્રણ જન્મ સુધી સૂવર, સાત જન્મમાં કુકડો, સાત જન્મમાં દેડકો, સાત જન્મમાં જળો અને સાત જન્મમાં કાગડો થઈને શુદ્ધ થાય છે. હે સાવિત્રિ ? જે માણસ વ્રત, ઉપવાસ અને શ્રાદ્ધ આદિના સમયમાં ક્ષૌર કરાવે તે માણસ સઘળાં કર્મોમાં અપવિત્ર થાય છે અને નખકુંડ, લોમકુંડ, કેશકુંડ તથા અસ્થિકુંડ નામનાં નરકોમાં પડે છે.[૪૦-૪૩] એ નરકોમાં દેવતાઓના એક વર્ષ સુધી રહીને તે નરકોના પદાર્થ ખાધા કરે છે અને તેને મારા દૂતોના પ્રહાર પણ વાગે છે. જે માણસ ભરતખંડમાં મોવાળાવાળાં પાર્થિવલિંગનું પૂજન કરે તે માણસ માટીની કણીઓ જેટલાં વર્ષો સુધી કેશકુંડમાં પડે છે અને મહાદેવના કોપથી સો વર્ષ સુધી યવન થઇને અંતે રાક્ષસ થાય છે. જે માણસ ગયાજીના વિષ્ણુપદમાં પિતૃઓને પિંડદાન દેતો નથી તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી મહાભયંકર અસ્થિકુંડમાં પડે છે અને તે પછી સાત જન્મમાં લંગડો અને મહા દરિદ્ર થઈને શુદ્ધ થાય છે. જે મહામૂઢ માણસ ગર્ભવાળી સ્ત્રીનો સંગ કરે તે માણસ સો વર્ષ સુધી અત્યંત તાપવાળા તામ્રકુંડમાં રહે છે. જે માણસ પતિપુત્ર વગરની સ્ત્રીનું અથવા ચોથે દિવસે રજસ્વલાએ અડેલું અન્ન જમે તે માણસ સો વર્ષ સુધી તપ્ત લોહકુંડમાં વસે છે, પછી ધોબી થાય છે, સાત જન્મ સુધી કાગડો થાય છે[૪૪–૫૦] અને તે પછી મોટા વ્રણવાળો અને દરિદ્ર થઇને શુદ્ધ થાય છે. જે માણસ ચામડાને અડાડીને વગર ધોએલા હાથથી દેવના પદાર્થને સ્પર્શ કરે તે માણસ સો વર્ષ સુધી ચર્મકુંડમાં રહે છે. જે બ્રાહ્મણ શૂદ્રના નિમંત્રણથી શૂદ્રનું અન્ન જમે તે બ્રાહ્મણ સો વર્ષ સુધી તપ્તસુરાકુંડમાં વસે છે તે પછી સાત જન્મમાં શૂદ્રોને યજન કરાવનાર અને શૂદ્રોનાં શ્રાદ્ધ જમનાર થઇને શુદ્ધ થાય છે. જે બટકબોલો માણસ સર્વદા કડવાં વચનોથી પોતાના સ્વામીને પ્રહાર દે છે તે માણસ તીક્ષ્ણ કંટકકુંડમાં કાંટા ખાઇને રહે છે અને મારા દૂતો તેને ધોકાઓથી ચોગણા પ્રહાર કરે છે,[૫૧–૫૫] તે પછી સાત જન્મમાં ઇંચકનો થઇને તે માણસ શુદ્ધ થાય છે. જે નિર્દય માણસ ઝેરથી પ્રાણીને મારે છે. તે માણસ વિષકુંડમાં પડીને હજાર વર્ષ સુધી વિષ ખાધા કરે છે. પછી સાત જન્મમાં વ્રણવાળો ચાંડાલ થાય છે અને તે પછી સાત જન્મમાં કોઢીઓ થઇને શુદ્ધ થાય છે. જે માણસ લાકડીથી ગાયને અથવા બળદને માર મારે અને જે ઉંચ કુળનો માણસ પવિત્રક્ષેત્રરૂપ ભરતખંડમાં પોતે બળે

અથવા ચાકરના હાથથી બળદ હાંકવાનું કામ કરે તે માણસ ચારયુગ સુધી પ્રતપ્ત તૈલકુંડમાં અગ્નિની અંદર રહે છે[૫૬–૫૯] અને પછી ગાયનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી બળદની યોનિ પામ્યા કરે છે. જે માણસ સહેજસાજ પણ લોઢાના ભાલાથી જીવને મારે તે માણસ દશ હજાર વર્ષ સુધી કુંતકુંડમાં રહે છે અને તે પછી એક જન્મમાં પેટના વ્યાધિનું દુ:ખ ભોગવીને શુદ્ધ થાય છે.[૬૦,૬૧] જે માંસની લાલચવાળો અધમ બ્રાહ્મણ યજ્ઞના સમય વિના માંસ ખાય છે અને ભગવાનનું નૈવેદ્ય જમતો નથી તે બ્રાહ્મણ કૃમિકુંડમાં પડીને પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી કીડાઓને ખાધા કરે છે[૬૨,૬૩] અને તે પછી ત્રણ જન્મમાં મ્લેચ્છ થાય છે. જે બ્રાહ્મણ શૂદ્રોને યજ્ઞ કરાવે, શૂદ્રોના શ્રાદ્ધનું અન્ન જમે અને શૂદ્રોનાં શબ બાળે તે બ્રાહ્મણ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી મારા દંડને લીધે પૂયકુંડમાં વસે છે, મારા દૂતના પ્રહાર ખાય છે અને પરૂ ખાઇને રહે છે. તે પછી ભરતખંડમાં આવી સાત જન્મસુધી મહારોગી, દરિદ્ર, બહેરો અને મુંગો શૂદ્ર થાય છે. જે માણસ માથામાં કાળા, પદ્મના ચિહ્નવાળા સર્પને મારે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષોસુધી સર્પકુંડમાં વસે છે. ત્યાં સર્પની વિષ્ટા ખાવી પડે છે, સર્પો કરડે છે અને મારા દૂતોના પ્રહાર વાગે છે. તે પછી સર્પનો અવતાર આવે છે અને તે પછી દાદરના રોગવાળો અને થોડા આયુષ્યવાળો માણસ થાય છે.[૬૪-૬૯] માણસના અવતારમાં પણ તેનું સર્પ કરડવાથી મહાદુ:ખે મરણ થાય છે. જે માણસ દૈવે આપેલી આજીવિકાવાળા ક્ષુદ્ર જીવોને મારે છે તે માણસ એ જીવોની સંખ્યા જેટલાં વર્ષો સુધી મશકકુંડ અને દંશકુંડમાં વસે છે. એ કુંડમાં પોતે ભૂખે પીડાઇને ચીસો નાખ્યા કરે છે, રાત્રિદિવસ મચ્છર અને ડાંસ તેને કરડયા કરે છે અને મારા દૂતો તેના હાથ પગ આદિ બાંધીને માર્યા કરે છે. નરકમાંથી નીકળ્યા પછી ક્ષુદ્ર જીવનો અવતાર અને યવનનો અવતાર આવ્યા પછી છેલ્લી વારે અંગની ખોડવાળા મનુષ્યનો અવતાર ભોગવીને તે પવિત્ર થાય છે. જે મૂઢ માણસ મધમાખીઓને મારીને મધ ખાય છે તે માણસ માખીઓ જેટલાં વર્ષો સુધી ગરલકુંડમાં વસે છે. તેને માખીઓ કરડવાથી બળતરા થાય છે અને મારા દૂતો માર મારે છે. એમાંથી નીકળ્યા પછી તેને માખીનો અવતાર આવે છે અને તે પછી શુદ્ધ થાય છે. જે માણસ નિરપરાધને શિક્ષા કરે છે અને બ્રાહ્મણને અયોગ્ય દંડ કરે છે તે માણસ વજ્રદંષ્ટ્રકુંડમાં એઓનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી રાત્રિ દિવસ રહે છે.[૭૦–૭૬] ત્યાં વજ્રસરખી દાઢોવાળા કીડા કરડતાં અને મારા દૂતોના પ્રહાર વાગતાં એ માણસ ક્ષણે ક્ષણે રૂવે છે અને હાહાકાર કરે છે.[૭૭] ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં સૂવર અને ત્રણ જન્મમાં કાગડો થઇને પછી શુદ્ધ થાય છે.[૭૮] જે માણસ ધનના લોભથી પ્રજાઓનો દંડ કરે છે તે માણસ પ્રજાઓનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી વૃશ્ચિકકુંડમાં વસે છે.[૭૯] ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં વીંછી થઇને છેલ્લીવારે ભરતખંડમાં ખોડવાળો અને વ્યાધિથી ઘેરાએલો મનુષ્ય થાય છે.[૮૦] જે બ્રાહ્મણ શસ્ત્રો ધરનાર, બીજાઓનાં વસ્ત્રો ધોનાર, સંધ્યા વગરનો કે પ્રભુની ભક્તિ વગરનો હોય તે બ્રાહ્મણ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી, શૂલકુંડ, શરકુંડ અને ખડ્ગકુંડમાં વસે છે અને તેને મારા દૂતો નિરંતર બાણ આદિથી વિંધ્યા કરે છે. એ દુ:ખ ભોગવ્યા પછી તે શુદ્ધ થાય છે.[૮૧,૮૨] જે મહો-

ન્મત્ત માણસ અંધારાવાળા બંદીખાનામાં પ્રજાઓને ગોંધી મૂકે છે તે માણસ પોતાના પાપથી પ્રજાઓનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી ગોલકુંડ નરક કે જે ગારાવાળા ઉન્હા પાણીથી ભરેલું, અંધારાવાળું અને તીક્ષ્ણ દાઢોવાળા કીડાઓથી સંકુલ છે તેમાં વસે છે અને તેને કીડાઓ કરડે છે. ત્યાંથી છુટયા પછી એ માણસ પ્રજાઓનો દાસ થઇને પછી શુદ્ધ થાય છે.[૮૪-૮૫] જે માણસ સરોવરમાંથી નીકળતાં ગુડ આદિ પ્રાણિઓને મારે છે તે માણસ તેઓના કાંટા-જેટલાં વર્ષો સુધી નક્રકુંડમાં વસે છે અને પછી બીજાં નરકોમાં પણ પડે છે. એ પ્રમાણે વારંવાર શિક્ષા ભોગવી રહ્યા પછી શુદ્ધ થાય છે.[૮૬,૮૭] જે માણસ પવિત્ર ક્ષેત્રરૂપ ભરત-ખંડમાં કામનાથી પરસ્ત્રીનાં છાતી, નિતંબ, સ્તન અને મુખને જુવે છે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી કાકતુંડમાં વસે છે અને તેની આંખોને કાગડાઓ ઠોલે છે. ત્યાંથી નીકળ્યા પછી ત્રણ જન્મ સુધી તે માણસ જીવતાં જીવતાં અગ્નિથી દગ્ધ થાય છે.[૮૮,૮૯] જે મૂઢ માણસ ભરતખંડમાં દેવ અને બ્રાહ્મણના સોનાની ચોરી કરે છે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી મંથાનકુંડમાં વસે છે.[૯૦] ત્યાં મારા દૂતો એને મારે છે, મંથાન નામના કીડાઓથી એની આંખો ઢંકાઈ જાય છે અને એ કીડાઓની વિષ્ઠા ખાવી પડે છે.[૯૧] ત્યાંથી છુટયા પછી સાત જન્મસુધી દરિદ્ર, મહાક્રૂર અને ધાતકી થઇને છેલ્લીવારે સોની-નો અને સોનું વેચનારનો અવતાર આવે છે.[૯૨] હે સાવિત્રિ ! જે માણસ ભરતખંડમાં ત્રાંબાની કે લોઢાની ચોરી કરે છે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી બીજકુંડમાં વસે છે.[૯૩] ત્યાં એને મારા દૂતો માર મારે છે, બીજ નામના કીડાઓની વિષ્ઠા ખાવી પડે છે અને એ કીડાઓથી તેની આંખો ઢંકાઇ જાય છે. આ શિક્ષા ભોગવી રહ્યા પછી શુદ્ધ થાયછે.[૯૪] જે માણસ ભરતખંડમાં દેવની અથવા દેવના દ્રવ્યની ચોરી કરે છે તે માણસ પોતાનાં રૂંવાડાં-જેટલાં વર્ષો સુધી દુસ્તર વજ્રકુંડમાં વસે છે.[૯૫] ત્યાં વજ્રથી એના શરીરમાં બળતરા ઉઠે છે, ખાવા મળતું નથી, ચીસો પાડ્યા કરે છે અને મારા દૂતો માર માર્યા કરે છે. આ શિક્ષા ભો-ગવી રહ્યા પછી તે શુદ્ધ થાય છે.[૯૬] જે માણ-સ દેવનાં અથવા બ્રાહ્મણનાં રૂપાં, ગોરસ કે વસ્ત્રની ચોરી કરે તે માણસ પોતાનાં રૂંવાડાં-જેટલાં વર્ષો સુધી તપ્ત પાષાણકુંડમાં વસે છે[૯૭] અને તે પછી ત્રણ જન્મમાં કાચબો, ત્રણ જ-ન્મમાં કોઢીઓ અને એક જન્મમાં કોઢનાં ચિ-હ્નવાળો થાય છે. તે પછી સઘળાં શ્વેત પક્ષી-ઓની યોનિ પામીને વળી સાતવાર માણસ-ના જન્મ પામે છે. એ જન્મોમાં પણ રક્ત-વિકાર તથા શૂળના રોગથી ઘેરાએલો અને અલ્પ આયુષ્યવાળો થઇને પછી શુદ્ધ થાય છે.[૯૮,૯૯] જે માણસ દેવનાં અથવા બ્રાહ્મણનાં કાંસા પીતળનાં વાસણની ચોરી કરે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી તપ્તપાષાણ-કુડમાં વસે છે.[૧૦૦] ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં ઘોડો થઇ છેલ્લી વારે વધરાળના અને પગના રોગવાળો મનુષ્ય થઈને શુદ્ધ થાય છે.[૧૦૧] જે માણસ છીનાળનું અથવા છીના-ળાંની આજીવિકા ખાનારાનું અન્ન જમે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી લાલા-કુંડમાં વસે છે.[૧૦૨] ત્યાં મારા દૂતો તેને માર મારે છે, લાળ ખાવી પડે છે અને મહા દુઃખ વેઠવું પડે છે. ત્યાંથી છુટયા પછી નેત્રમાં શૂ-ળના રોગવાળો મનુષ્ય થઇને અનુક્રમે શુદ્ધ થાય છે.[૧૦૩] જે બ્રાહ્મણ ભરતખંડમાં મ્લેચ્છ-ની સેવા કરે અથવા શાહી વેચીને જીવે તે

બ્રાહ્મણ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી મહા દુ:ખથી મસીકુંડમાં વસે છે,[૧૦૪] ત્યાં મારા દૂતો તેને માર મારે છે અને શાહી ખાઇને રહેવું પડે છે. ત્યાંથી છુટયા પછી ત્રણ જન્મમાં કાળા રંગનો પશુ, ત્રણ જન્મમાં કાળો બકરો અને એક જન્મમાં તાડનું વૃક્ષ થઇને શુદ્ધ થાય છે.[૧૦૫,૧૦૬] જે માણસ દેવના અથવા બ્રાહ્મણના ધાન્ય આદિ ઉત્તમ પદાર્થોની, તાંબૂલની, આસનની કે શય્યાની ચોરી કરે તે માણસ સો વર્ષ સુધી ચૂર્ણકુંડમાં વસે છે અને ત્યાં મારા દૂતો તેને માર મારે છે. એમાંથી છુટયા પછી ત્રણ જન્મમાં ઘેટો, ત્રણ જન્મમાં કુકડો અને ત્રણ જન્મમાં વાનર થઇ છેલ્લીવારે મનુષ્ય યોનિમાં ઉધરસની વ્યાધિવાળો, વંશ વગરનો, દરિદ્ર અને અલ્પ આયુષ્યવાળો થઈને શુદ્ધ થાય છે.[૧૦૭–૧૦૯] જે માણસ બ્રાહ્મણોનું ધન હરીને મંત્રશાસ્ત્રમાં કહેલી ચક્રપૂજા કરે તે માણસ સો વર્ષ સુધી ચક્રકુંડમાં વસે છે અને ધોકાના માર ખાય છે.[૧૧૦] ત્યાંથી છુટયા પછી ત્રણ જન્મસુધી વ્યાધિવાળો, પીડિત અને વંશ વગરનો ઘાંચી થઈને શુદ્ધ થાય છે.[૧૧૧] જે માણસ ગાયો ઉપર અને બ્રાહ્મણો ઉપર કુચિલ દૃષ્ટિ કરે તે માણસ સો યુગ સુધી વક્રકુંડમાં વસે છે અને ત્યાંથી છુટયા પછી સાત જન્મ સુધી વાંકાં અંગવાળો, ખોડવાળો, દરિદ્ર, વંશ વગરનો અને સ્ત્રી વગરનો થાય છે.[૧૧૨,૧૧૩] પછી ત્રણ જન્મમાં ગરંજ, ત્રણ જન્મમાં સૂવર, ત્રણ જન્મમાં મીંદડો અને ત્રણ જન્મમાં મોર થાય છે.[૧૧૪] જે બ્રાહ્મણ કાચબાનું માંસ કે જે નિષિદ્ધ છે તેનું ભક્ષણ કરે તે બ્રાહ્મણ સો વર્ષ સુધી કૂર્મકુંડમાં વસે છે અને ત્યાં તેને કાચબાઓ ખાય છે.[૧૧૫] ત્યાંથી છુટયા પછી ત્રણ જન્મમાં કાચબો, ત્રણ જન્મમાં સૂવર, ત્રણ જન્મમાં મીંદડો અને ત્રણ જન્મમાં મોર થઈને શુદ્ધ થાય છે.[૧૧૬] જે માણસ દેવના અથવા બ્રાહ્મણનાં ઘી કે તેલ આદિનું હરણ કરે તે માણસ સો વર્ષ સુધી જ્વાલાકુંડમાં તથા ભસ્મકુંડમાં વસે છે[૧૧૭] અને ત્યાં તેલમાં રંધાય છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં મત્સ્ય અને સાત જન્મમાં ઊંદર થઈને શુદ્ધ થાય છે.[૧૧૮] જે માણસ ભરતખંડમાં દેવ અથવા બ્રાહ્મણના સુગંધી તેલને, આમળાના ભૂકાને અથવા બીજા કોઈ સુગંધી પદાર્થને ચોરે તે માણસ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી દગ્ધકુંડમાં વસે છે અને ત્યાં રાત દિવસ બળ્યા કરે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં દુર્ગંધક, ત્રણ જન્મમાં કસ્તૂરીમૃગ અને સાત જન્મમાં મંથાન નામનો કીડો થઇને પછી મનુષ્ય થાય છે.[૧૧૯-૧૨૧] જે બળવાન માણસ ભરતખંડમાં બળથી, છળથી અથવા હિંસાથી પરાઇ ભૂમિનું હરણ કરે તે માણસ તપ્તસૂચીકુંડમાં વસે છે અને ત્યાં કડકડતા તેલમાં જેમ જીવડો બળે તેમ રાત દિવસ બળ્યા કરે છે.[૧૨૨,૧૨૩] બળતાં છતાં કર્મ ભોગવવા સારૂ તદ્દન ભસ્મરૂપ થઈને મરી જતો નથી પણ સાત મન્વંતર સુધી એમ ને એમ રહે છે,[૧૨૪] ચીસો નાખ્યા કરે છે, મારા દૂતોના માર ખાય છે અને ભૂખ્યો રહે છે. ત્યાંથી છુટયા પછી સાઠહજાર વર્ષ સુધી વિષ્ઠાનો કીડો થાય છે.[૧૨૫] પછી ઘરબાર વગરનો દરિદ્ર માણસ થઈને શુદ્ધ થાય છે. શુદ્ધ થયા પછી પાછો બીજા જન્મમાં બળવાન માણસ થઈને સારાં કામ કરે છે.[૧૨૬]

ततो भवेद्भूमिहीनो दरिद्रश्च ततः शुचिः ॥
ततः [illegible] संप्राप्य शुभकर्माचरेत्पुनः॥१२६॥

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૩**

# अध्याय ३४ मो.

## વિવિધ નરકકુંડના વિવિધ અધિકારી

### धर्मराज उवाच

**छिनत्ति जीवं खड्गेन दयाहीनः सुदारुणः ॥ नरघाती हंति नरमर्थलोभेन भारते ॥ १ ॥**

યમરાજા કહે છેઃ—જે દયારહિત દારૂણ માણસ ભરતખંડમાં તરવારથી જીવને કાપી નાખે અને ધનના લોભથી મનુષ્યને મારે છે[1] તે માણસ ચૌદ ઇંદ્ર રહેતાં સુધી અસિપત્રકુંડમાં વસે છે અને બ્રાહ્મણને મારે તે સો મન્વંતર સુધી વસે છે.[2] એ અસિપત્રકુંડમાં ખાવાનું મળતું નથી, ખડ્ગની ધારાઓથી નિરંતર અંગો કપાયા કરે છે, મારા દૂતો માર માર્યા કરે છે અને તેથી ચીસો પાડવી પડે છે.[3] એમાંથી છુટયા પછી સો જન્મ સુધી મંથાન નામનો કીડો, સો જન્મ સુધી સૂવર, સાત જન્મ સુધી કુકડો, સાત જન્મ સુધી શીયાળીઓ, સાત જન્મ સુધી નાહર, ત્રણ જન્મ સુધી વીંછી, સાત જન્મ સુધી દેડકો અને છેલ્લીવારે ભરતખંડમાં પાડો થાય છે. પાડાના અવતાર પછી શુદ્ધ થાય છે. જે માણસ ગામોને અથવા નગરોને બાળે છે, તે માણસ ત્રણ યુગ સુધી ક્ષુરધારકુંડમાં વસે છે અને ત્યાં તેનાં અંગો કપાયા કરે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મ સુધી તુરત બળતા મ્હોડાંવાળો પ્રેત થઇને અપવિત્ર પદાર્થોનું ભક્ષણ કરતાં પૃથ્વીમાં ફરે છે, તે પછી સાત જન્મસુધી કપોત, સાત જન્મ સુધી શૂળના ભારે રોગવાળો માણસ અને સાત જન્મમાં ગળત કોઢીઓ માણસ થઈને પવિત્ર થાય છે. જે માણસ પારકા કાનમાં મ્હોડું ઘાલીને પરાઈ નિંદા કરે છે, પરાયા દોષ કહાડીને પોતાને ઉત્કૃષ્ટ માને છે અને દેવ તથા બ્રાહ્મણની નિંદા કરે છે તે માણસ ત્રણ યુગ સુધી સૂચીમુખકુંડમાં વસે છે અને ત્યાં સોયોથી વિંધાઇ જાય છે.[4-10] ત્યાંથી છુટયા પછી વીંછી અને સાત જન્મસુધી સર્પ, પછી સાત જન્મમાં વજ્રકીટ, સાત જન્મમાં ભસ્મકીટ અને સાત જન્મમાં મોટા રોગવાળો માણસ થઈને પવિત્ર થાય છે. જે માણસ લોકોનાં ઘર ફાડીને ચોરી કરે છે અને ગાય, બકરાં કે ઘેટાંને લઈ જાય છે તે માણસ ત્રણ યુગસુધી ગોકામુખકુંડમાં વસે છે અને મારા દૂતોના માર ખાયછે[11-13] ત્યાંથી છુટયા પછી સાત જન્મસુધી રોગી બળદ, ત્રણ જન્મસુધી ઘેટો અને ત્રણ જન્મસુધી બકરો થઇને છેલ્લીવારે નિરંતર રોગી, દરિદ્ર, સ્ત્રીરહિત, બંધુરહિત અને મહાસંતાપવાળો માણસ થાય છે. એ અવતાર ભોગવ્યા પછી શુદ્ધ થાય છે.[14,15] જે માણસ મજીયારાના દ્રવ્યની ચોરી કરે તે માણસ ત્રણ વર્ષસુધી નક્રમુખકુંડમાં વસે છે અને ત્યાં મારા દૂતના માર ખાય છે.[16] ત્યાંથી છુટયા પછી સાત જન્મસુધી રોગી બળદ અને છેલ્લીવારે મહારોગી માણસ થઇને શુદ્ધ થાય છે.[17] જે માણસ ગાયોનો, બળદોનો, ઘોડાઓનો, હાથીઓનો અને વૃક્ષોનો નાશ કરે તે મહાપાપી માણસ ત્રણ યુગસુધી ગજદંશકુંડમાં વસે છે[18] અને મારા દૂતના હાથથી નિરંતર હાથીના દાંતના પ્રહાર ખાય છે. ત્યાંથી છુટયા પછી ત્રણ જન્મમાં હાથી, ત્રણ જન્મમાં ઘોડો, ત્રણ જન્મમાં બળદ અને છેલ્લીવારે મ્લેચ્છ થઇને શુદ્ધ થાય છે. જે માણસ પાણી પીતી તરસી ગાયને વારે છે, તે માણસ કીડા અને ઉન્હા પાણીવાળા ગોમુખકુંડમાં એક મન્વંતર સુધી મહા દુઃખે વસે છે.[19-21] ત્યાંથી છુટયા પછી સાત જન્મસુધી ગાય વગરનો, મહારોગી અને દરિદ્ર અંત્ય જાતિ થઇને શુદ્ધ થાય છે.[22] જે માણસ

ભરતખંડમાં આતિદેશિકી બ્રહ્મહત્યા એટલે જે કરવાથી બ્રહ્મહત્યા જેવું પાપ લાગે તે, આતિદેશિકી ગોહત્યા એટલે જે કરવાથી ગોહત્યા જેવું પાપ લાગે તે, અગમ્યા સ્ત્રીનો સંગ, સ્ત્રીહત્યા અને ગર્ભહત્યા કરે છે તે માણસ એક મન્વંતર સુધી કુંભીપાકકુંડમાં વસે છે[23,24] ત્યાં મારા દૂતોના માર ખાય છે, વારંવાર ચૂર્ણરૂપ થઇ જાય છે, જરાવારમાં અગ્નિમાં પડે છે, જરાવારમાં કાંટામાં પડે છે,[25] જરાવારમાં કડકડતા તેલમાં પડીને વારંવાર તપે છે, ક્ષણમાં ઉન્હા જળમાં પડે છે, જરાવારમાં ઉન્હા લોઢામાં પડે છે અને જરાવારમાં ઉન્હા તાંબામાં પડે છે.[26] એમાંથી છુટયા પછી હજાર જન્મ સુધી ગરંજપક્ષી, સો જન્મ સુધી સૂવર, સાત જન્મ સુધી કાગડો, સાત જન્મ સુધી સર્પ, સાઠ હજાર વર્ષ સુધી વિષ્ઠાનો કીડો, અનેક જન્મમાં બળદ અને છેલ્લીવારે કોઢીઓ તથા દરિદ્ર થાય છે.[27,28]

સાવિત્રી પૂછે છેઃ—આતિદેશિકી બ્રહ્મહત્યા અને આતિદેશિકી ગોહત્યા કેવા પ્રકારની થાય ? મનુષ્યોને અગમ્યા સ્ત્રી કોણ છે? સંધ્યાહીન કેવી રીતે થાય?[29] કયો પુરૂષ અદીક્ષિત કહેવાય? તીર્થમાં પ્રતિગ્રહ કરનારો કોણ કહેવાય? ગામને યજન કરાવનારો કોણ કહેવાય? દેવલ બ્રાહ્મણ કોણ કહેવાય?[30] શૂદ્રની રસોઇ કરનાર કોણ કહેવાય? પ્રમત્ત કોણ કહેવાય અને વૃષલીનો પતિ કોણ કહેવાય ? હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! એઓનાં સઘળાં લક્ષણ કહો.[31]

યમરાજા કહે છેઃ—હે સાવિત્રિ ! શ્રીકૃષ્ણમાં, શ્રીકૃષ્ણની પ્રતિમામાં, બીજા દેવની પ્રતિમામાં, શિવમાં, શિવલિંગમાં, સૂર્યમાં, સૂર્યકાંત મણિમાં, ગણેશમાં અને દુર્ગામાં જે માણસ પરસ્પર ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[32,33] પોતાના ગુરૂમાં, પોતાના ઈષ્ટદેવમાં, પોતાના પિતામાં અને પોતાની માતામાં જે માણસ ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[34] વૈષ્ણવોમાં અન્ય દેવના ભકતોમાં, બ્રાહ્મણોમાં અને બીજાઓમાં જે માણસ ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા-જેવું પાપ લાગે છે.[35] બ્રાહ્મણના પાદોદકમાં અને શાલગ્રામના ઉદકમાં જે ભેદબુદ્ધિ કરે છે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[36] શિવના નૈવેદ્યમાં અને વિષ્ણુના નૈવેદ્યમાં જે માણસ ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે. (દીક્ષિતોએ શિવનું નૈવેદ્ય અવશ્ય ખાવું જોઇએ અને અદીક્ષિતોએ નહિ ખાવું જોઇએ એવાં ધર્મશાસ્ત્રનાં વચન છે. )[37] ગોપાલ સુંદરી રૂપ શ્રીકૃષ્ણ કે જે સર્વ ઈશ્વરોના ઈશ્વર, સર્વ કારણોના કારણ, સર્વના આદિ, સર્વ દેવતાઓના સેવ્ય, સર્વના અંતર્યામી, માયાથી અનેક રૂપવાળા અને વાસ્તવિક રીતે એક તથા નિર્ગુણ છે તેમાં, પરબ્રહ્મમાં અને મહાદેવમાં જે માણસ ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[38-39] દેવીના ભકતનો, દેવીના શાસ્ત્રનો જે માણસ દ્વેષ કરે, તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[40] જે માણસ વેદમાં કહેલું પિતૃ અને દેવનું પૂજન છોડી દે અને નિષિદ્ધ કામ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[41] વિષ્ણુ કે જે પવિત્રોમાં પવિત્ર, જ્ઞાનાનંદરૂપ, સનાતન દેવતાઓમાં મુખ્ય, વૈષ્ણવોના સેવ્ય અને પરમેશ્વર છે તેમની અને તેમના મંત્રના ઉપાસકની પૂજા નહિ કરતાં જે માણસ નિંદા કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[42,43] જગદંબા કે જે કારણ બ્રહ્મરૂપ, સર્વ શક્તિરૂપ, પ્રકૃતિ, સર્વને ઉત્પન્ન કરનારાં, સર્વ દેવરૂપ, સઘળાઓએ સર્વદા વંદેલાં અને સર્વના કારણરૂપ છે, તેમની પૂજા

નહિ કરતાં જેઓ નિંદા કરે છે તેઓને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૪૪,૪૫] મહાપવિત્ર કૃષ્ણજન્માષ્ટમી, રામનવમી, શિવરાત્રિ, એકાદશી અને રવિવાર, એ પાંચ પર્વોમાં જેઓ વ્રત ન કરે તે ચંડાલથી પણ અધિક પાપીઓને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૪૬,૪૭] ભરતખંડમાં આર્દ્રા નક્ષત્રના ત્રણ પાયા સુધી પૃથ્વી રજસ્વલા રહે છે તે સમયમાં પૃથ્વીને જેઓ ખોદે અને તેના ઉપર શૌચાદિક કરે તેઓને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૪૮] ગુરૂ, મા, બાપ, પતિવ્રતા સ્ત્રી, પુત્ર અને પુત્રી એઓ અનિંદ્ય છતાં પણ જે માણસ તેઓનું પોષણ ન કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૪૯] જેનો વિવાહ ન થાય, જે દીકરાને દેખે નહિ અને જે પ્રભુની ભક્તિથી રહિત હોય તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૫૦] જે માણસ પ્રભુનું નૈવેદ્ય જમે નહિ અને નિત્ય વિષ્ણુની કે પવિત્ર પાર્થિવલિંગની પૂજા કરે નહિ તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.[૫૧] કોઈ માણસ ગોહત્યા કરતો હોય તેને જે માણસ વારે નહિ અને જે બીજો માર્ગ છતાં ગાય અને બ્રાહ્મણની વચમાં થઈને જાય તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૨] જે મૂઢ માણસ ગાયને લાકડીથી મારે અને પોતે બ્રાહ્મણ છતાં બળદ હાંકવાનો ધંધો કરે તેને દિવસે દિવસે ગોહત્યા જેવું પાપ લાગે છે એમાં સંશય નથી.[૫૩] જે માણસ ગાયને એઠું ખવરાવે, બળદ હાંકનારને જમાડે અથવા બળદ હાંકનારનું અન્ન જમે તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૪] જે માણસ વૃષલીના પતિને જમાડે અથવા એવા પુરૂષનું અન્ન જમે તેને સો ગોહત્યાનું પાપ લાગે છે એમાં સંશય નથી.[૫૫] જે માણસ અગ્નિપર પગ મૂકે, ગાયને પાટુ મારે અથવા નાહીને પગ ધોયા વિના દેવમંદિરમાં પ્રવેશ કરે તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૬] જે માણસ ભીને પગે જમે, ભીને પગે સૂવે અથવા સૂર્યોદયમાં જમે તેને અવશ્ય ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૭] જે માણસ પતિ-પુત્ર વગરની સ્ત્રીનું અન્ન જમે, સ્ત્રીઓનાં કુટણાં કરીને જીવે અથવા ત્રણ કાળની સંધ્યાથી રહિત રહે, તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૮] જે સ્ત્રી પોતાના પતિમાં અને દેવમાં ભેદબુદ્ધિ કરે અને કડવાં વચનોથી પતિને દુઃખ દે તેને અવશ્ય ગોહત્યા જેવું પાપ લાગે છે.[૫૯] જે માણસ ગાયોના માર્ગને, તળાવને અથવા ગઢને તોડી નાખીને તે સ્થલમાં ધાન્ય વાવે તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૦] પુત્રે ગોહત્યા કર્યા છતાં તેના ઉપર પ્રેમથી અથવા અજ્ઞાનથી તેને પ્રાયશ્ચિત્ત કરવાનું જે માણસ ઉલ્લંઘન કરાવે તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૧] જે ગાયનો માલિક મૂઢતાથી રાજીક કે દૈવિક ઉપદ્રવના સમયમાં ગાયની રક્ષા નહિ કરતાં તેને દુઃખ દે તેને અવશ્ય ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૨] જે માણસ પ્રાણિઓને, દેવમૂર્તિને, અગ્નિને, જળને, નૈવેદ્યને, પુષ્પને કે અન્નને ઓળંગી જાય તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૩] જે માણસ અતિથિને 'મારી પાસે કાંઈ નથી' એમ સર્વદા કહે, ખોટું બોલે, ઠગાઈ કરે, દેવનો દ્વેષ કરે કે ગુરૂનો દ્વેષ કરે તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૪] જે બ્રાહ્મણ પોતાને નમેલા માણસને કોપને લીધે આશીર્વાદ ન આપે અથવા વિદ્યાના અર્થીને વિદ્યા ન આપે તેને અવશ્ય ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૫] જે માણસ દેવની મૂર્તિને, ગુરૂને, કે બ્રાહ્મણને જોઈને આદરથી નમે નહિ તેને ગોહત્યા જેવું પાપ લાગે છે.[૬૬] હે સાવિત્રિ! આતિદેશિકી બ્રહ્મહત્યાનું અને આતિદેશિકી ગોહત્યાનું લક્ષણ તારી પાસે કહ્યું; હવે

પુરૂષોએ સંગ કરવા યોગ્ય સ્ત્રી વિષે કહું છું તે સાંભળ.[૬૭] પોતાની સ્ત્રી સઘળાઓને ગમ્ય છે અને તે વિના બીજી સ્ત્રી અગમ્ય છે, એવી વેદની આજ્ઞા છે અને વેદ જાણનારાઓનો નિશ્ચય છે.[૬૮] હે સુંદરિ ! આ સઘળું સામાન્ય કહ્યું. હવે વિશેષ સાંભળ. જે સ્ત્રીઓ અત્યંત અગમ્ય છે તેઓ વિષે કહું છું.[૬૯] શૂદ્રોને બ્રાહ્મણની સ્ત્રી અને બ્રાહ્મણોને શૂદ્રની સ્ત્રી અત્યંત અગમ્ય અને નિંદ્ય છે, એવો લોકનો તથા વેદનો નિશ્ચય છે.[૭૦] શૂદ્ર, બ્રાહ્મણીનો સંગ કરે તો તે બન્નેને સો બ્રહ્મહત્યા જેવું પાપ લાગે અને કુંભીપાકની પ્રાપ્તિ થાય એમાં સંશય નથી.[૭૧] શૂદ્રોને જેવી બ્રાહ્મણની સ્ત્રી છે; તેવીજ બ્રાહ્મણોને શૂદ્રની સ્ત્રી છે. જે બ્રાહ્મણ શૂદ્રની સ્ત્રીનો સંગ કરે તે બ્રાહ્મણ વૃષલીપતિ કહેવાય છે.[૭૨] એ બ્રાહ્મણ પોતાની જાતિથી ભ્રષ્ટ અને ચાંડાળથી પણ અધમ ગણાય છે. એણે આપેલો પિંડ વિષ્ટા સમાન છે અને તેણે આપેલું તર્પણનું જળ મૂત્ર સમાન છે.[૭૩] તેથી પિંડદાન કે તર્પણ કરે તો તે પિતૃઓને કે દેવતાઓને પહોંચતું નથી. બ્રાહ્મણે કરોડ જન્મમાં પૂજન અને તપ આદિથી જે પુણ્ય કર્યું હોય તે પુણ્ય વૃષલીની લાલચ થવાથી નાશ પામે છે, એમાં સંશય નથી. જે બ્રાહ્મણ સુરાપાન કરે, નીચનું અન્ન જમે, વૃષલીનો સંગ કરે, ઉન્હી ઉન્હી છાપથી દેહનો દાહ કરે, તપ્ત શૂલનું ચિહ્ન ધરે કે એકાદશીના વ્રતમાં જમે તે કુંભીપાકમાં પડે છે.[૭૪-૭૬] ગુરૂની સ્ત્રી, રાજાની સ્ત્રી, સાવકી મા, દીકરી, દીકરાની વહુ, સાસુ, ગર્ભવતી, બ્હેન, સહોદર ભાઇની સ્ત્રી, મામી, દાદી, મા, માશી, બ્હેનની દીકરી, ભાઈની દીકરી, શિષ્યા, શિષ્યની સ્ત્રી, ભાણેજની સ્ત્રી અને ભાઇના દીકરાની વહુ, એટલી સ્ત્રીઓ અગમ્ય છે, એમ બ્રહ્માએ કહ્યું છે.[૭૭-૭૯] જે અધમ માણસ એ સ્ત્રીઓનો કામનાથી સંગ કરે તે માણસ માનો સંગ કરનાર કહેવાય અને તેને સો બ્રહ્મહત્યા જેટલું પાપ લાગે છે, એમ વેદમાં કહ્યું છે.[૮૦] વેદે ધિક્કારેલો અને લોકમાં પણ નિંદાપાત્ર થએલો એ માણસ કર્મને યોગ્ય રહેતો નથી, એટલુંજ નહિ પણ સ્પર્શને પણ અયોગ્ય થાય છે અને એ ઉપરાંત એ મહા પાપી મહા ભયંકર કુંભીપાકમાં પડે છે.[૮૧] જે દ્વિજ અશુદ્ધ સંધ્યા કરે, સંધ્યાજ ન કરે અથવા ત્રણ કાળમાં એકાદ કાળની સંધ્યા છોડી દે તે દ્વિજ સંધ્યાહીન કહેવાય છે.[૮૨] જે માણસ અહંકારથી વિષ્ણુના, શિવના, શક્તિના, સૂર્યના કે ગણપતિના મંત્રનો ઉપદેશ ન લે, તે માણસ અદીક્ષિત કહેવાય છે.[૮૩] ગંગાના પ્રવાહથી માંડીને ચાર હાથ સુધીનું જે ક્ષેત્ર હોય તે નારાયણ ક્ષેત્ર કહેવાય છે. એ ક્ષેત્રની અંદર નારાયણ સ્વામી રહે છે માટે તેમાં જે મરણ પામે તેને વિષ્ણુના પદની પ્રાપ્તિ થાય છે. એ નારાયણ ક્ષેત્રમાં, કાશીમાં, બદરિકાશ્રમમાં, ગંગાસાગરના સમાગમમાં, પુષ્કરમાં, ત્ર્યંબક ક્ષેત્રમાં, પ્રભાસમાં, કામરૂમાં, હરિદ્વારમાં, કેદારમાં, માતૃપુરમાં, સરસ્વતીના તટમાં, પવિત્ર વૃંદાવનમાં, ગોદાવરીમાં, કૌશિકીમાં, પ્રયાગમાં અને હિમાલયમાં જે બ્રાહ્મણ આપત્કાલ નહિ છતાં પોતાની ઈચ્છાથી પ્રતિગ્રહ કરે તે તીર્થપ્રતિગ્રહી બ્રાહ્મણ કુંભીપાકમાં પડે છે.[૮૪-૮૮] જે બ્રાહ્મણ શૂદ્રોની સેવા કરનાર અને શૂદ્રોને યજન કરાવનાર હોય તે ગામને યજન કરાવનારો કહેવાય છે, જે બ્રાહ્મણ પુજારીનો ધંધો કરતો હોય તે દેવલ કહેવાય છે.[૮૯] જે બ્રાહ્મણ શૂદ્રની રસોઇ કરીને જીવતો હોય તે શૂદ્રની રસોઈ કરનાર કહેવાય છે. જે બ્રાહ્મણ સંધ્યા તથા દેવ-

પૂજનથી રહિત હોય તે પ્રમત્ત અને પતિત કહેવાય છે.[૯૦] હે સાવિત્રિ! તેં જે વૃષલીપતિ આદિનાં લક્ષણો પૂછ્યાં હતાં, તે સઘળાં મેં કહ્યાં. એ સઘળા મહાપાપીઓ કુંભીપાકમાં પડે છે.[૯૧] હવે બીજા કુંડોમાં જેઓ જાય છે તે વિષે કહું છું તે સાંભળ.

**उक्तं सर्वं मया भद्रे लक्षणं वृषलीपतेः ॥**
**एते महापातकिनः कुंभीपाकं प्रयांति ते॥९१॥**
**कुंडान्यन्यानि ये यांति निबोध कथयामि ते ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૪**

## अध्याय ३५ मो.

## વિવિધ નરકકુંડના વિવિધ અધિકારી

### धर्मराज उवाच

**देवसेवां विना साध्वि न भवेत् कर्मकृन्तनम् ॥**
**शुद्धकर्म शुद्धबीजं नरकश्च कुकर्मणा ॥१॥**

યમરાજા કહે છેઃ- હે પતિવ્રતા! દેવની સેવા કર્યા વિના કર્મનાં બંધન કપાતાં નથી. સારાં કર્મથી સ્વર્ગાદિક ફળ થાય છે અને કુકર્મથી નરકાદિક ફળ થાય છે.[૧] જે દ્વિજ પુંશ્ચલીનું અન્ન જમે અથવા પુંશ્ચલીનો સંગ કરે તે દ્વિજ મરી ગયા પછી મહાભયંકર કાલસૂત્રકુંડમાં સ્થિરપણાથી સો વર્ષ સુધી રહે છે. ત્યાંથી છુટયા પછી એક જન્મમાં રોગી થઇને શુદ્ધ થાય છે.[૨,૩] જેનો એકજ પતિ હોય તે પતિવ્રતા, જેના બે પતિ થયા હોય તે કુલટા, જેના ત્રણ પતિ થયા હોય તે ધર્ષિણી, ચોથો પતિ થાય ત્યારે પુંશ્ચલી, પાંચમો કે છઠ્ઠો પતિ થાય ત્યારે વેશ્યા, સાતમો કે આઠમો પતિ થાય ત્યારે પુંગી અને એ ઉપરાંત થાય ત્યારે મહાવેશ્યા કહેવાય છે. એ મહાવેશ્યા સઘળી જાતિઓમાં સ્પર્શ કરવા યોગ્ય નથી.[૪,૫] જે દ્વિજ કુલટા, ધર્ષિણી, પુંશ્ચલી, પુંગી, વેશ્યા કે મહાવેશ્યાનો સંગ કરે તે દ્વિજ અવશ્ય મત્સ્યોદ નામના કુંડમાં વસે છે.[૬] કુલટાના સંગથી સો વર્ષ, ધર્ષિણીના સંગથી ચારસો વર્ષ, પુંશ્ચલીના સંગથી છસો વર્ષ, વેશ્યાના સંગથી આઠસો વર્ષ, પુંગીના સંગથી હજાર વર્ષ અને મહાવેશ્યાના સંગથી દશહજાર વર્ષ સુધી મત્સ્યોદમાં પીડા ભોગવતાં રહેવું પડે છે અને મારા દૂતોના માર વાગે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મ સુધી પહેલો પાપી તેતર થાય છે, બીજો પાપી કાગડો થાય છે, ત્રીજો પાપી કોયલ થાય છે, ચોથો પાપી નહાર થાય છે, પાંચમો પાપી સૂવર થાય છે અને છઠ્ઠો પાપી શેમળનું વૃક્ષ થાય છે. જે માણસ ચંદ્ર કે સૂર્યના ગ્રહણમાં જમે છે તે માણસ અન્નની કણીઓ જેટલાં વર્ષો સુધી અરૂંતુદ (કૃમિકંતુક) નામના કુંડમાં પડે છે અને ત્યાંથી છુટયા પછી પેટના રોગવાળો, ગુલ્મવાળો, કાણો અને દાંત વગરનો માણસ થઈને શુદ્ધ થાય છે. જે માણસ વાગ્દાનથી એકને આપેલી પોતાની કન્યા બીજાને આપી દે તે માણસ સો વર્ષ સુધી પાંસુકુંડમાં વસે છે અને ધૂળ ખાધા કરે છે. જે માણસ કન્યા વેચીને મૂલ્ય લે તે માણસ સો વર્ષ સુધી પાંસુવેષ્ટકુંડમાં બાણની શય્યામાં વસે છે અને મારા દૂતના માર ખાય છે. જે બ્રાહ્મણ ભક્તિથી શિવના પાર્થિવલિંગનું પૂજન ન કરે તે માણસ મહાદેવના કોપથી સો વર્ષ સુધી મહાદારૂણ શૂલપ્રોતકુંડમાં વસે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં ફાડી ખાનાર પશુ થાય છે[૭-૧૬] અને સાત જન્મમાં દેવલ થઇને શુદ્ધ થાય છે. જે માણસ બ્રાહ્મણ કંપે એવી રીતના કુતર્ક કરીને બ્રાહ્મણને કુંઠિત કરે તે માણસ બ્રાહ્મણનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી પ્રકંપન-

કુંડમાં વસે છે. જે સ્ત્રી કોપ કરીને ક્રોધ ભરેલા મ્હોડાથી પતિની સામું જુવે અને તેને કડવાં વચન સંભળાવે તે સ્ત્રી પતિનાં રૂંવાડાંજેટલાં વર્ષો સુધી ઉલ્કામુખકુંડમાં વસે છે. ત્યાં મારા દૂતો એના મ્હોડામાં બળતાં ઉબાડીઆં ખોસે છે[૧૭-૧૯] અને માથામાં ધોકા મારે છે. ત્યાંથી છુટયા પછી એ સ્ત્રી સાત જન્મ સુધી વ્યાધિવાળી વિધવા થઇને શુદ્ધ થાય છે. જે બ્રાહ્મણી શૂદ્રનો સંગ કરે છે તે એક મન્વંતર સુધી અંધકારમય અંધકૂપકુંડમાં ઉન્હા ઉન્હા શૌચના પાણીની અંદર મહાસંતાપથી રાત દિવસ રહે છે, મારા દૂતના માર ખાય છે અને શૌચના જળમાં ડૂબીને તેજ પીધા કરે છે. ત્યાંથી છુટયા પછી હજાર જન્મ સુધી કાગડી, સો જન્મ સુધી ભુંડણ, સો જન્મ સુધી કૂયાવડી, સો જન્મ સુધી કુકડી, સાત જન્મ સુધી પારેવી, સાત જન્મ સુધી વાનરી, એક જન્મ સુધી ભરતખંડમાં સઘળાઓએ અસ્પૃશ્ય ચાંડાલી, એક જન્મસુધી ધોબણ, એક જન્મ સુધી ક્ષયરોગથી ઘેરાએલી પુંશ્ચલી અને છેલ્લી વારે કોઢવાળી તેલણ થઇને શુદ્ધ થાય છે. વેશ્યા વેધનકુંડમાં, પુંગી દંડતાડનકુંડમાં, પુંશ્ચલી જલરંધ્રકુંડમાં, કુલટા દેહચૂર્ણકકુંડમાં, ધર્ષિણી શોષણકુંડમાં અને મહાવેશ્યા દલનકુંડમાં એક એક મન્વંતર સુધી પીડા ભોગવે છે, મારા દૂતના માર ખાય છે અને નિરંતર વિષ્ઠા તથા મૂત્રનું ભક્ષણ કર્યા કરે છે.[૨૦–૨૮] ત્યાંથી છુટયા પછી લાખ વર્ષ સુધી વિષ્ઠાના કીડાનો અવતાર ભોગવીને શુદ્ધ થાય છે. બ્રાહ્મણ, બ્રાહ્મણ જાતની પરસ્ત્રીનો, ક્ષત્રિય, ક્ષત્રિય જાતની પરસ્ત્રીનો, વૈશ્ય, વૈશ્ય જાતની પરસ્ત્રીનો અને શૂદ્ર, શૂદ્ર જાતની પરસ્ત્રીનો સંગ કરે તો તે પુરૂષો અને સ્ત્રીઓ બાર વર્ષ સુધી કષકુંઠમાં વસે છે[૨૯,૩૦] અને ત્યાં ઉન્હું ઉન્હું કસાએલું પાણી પીએ છે. ત્યાંથી છુટયા પછી એ પુરૂષો અને સ્ત્રીઓ શુદ્ધ થાય છે એમ બ્રહ્માએ કહ્યું છે: હે સાવિત્રિ ! ક્ષત્રિય અથવા વૈશ્ય બ્રાહ્મણીનો સંગ કરે તો તેઓ માના સંગ જેટલું પાપ લાગવાનેલીધે એક મન્વંતરસુધી તે બ્રાહ્મણીની સાથે શૂર્પાકારકુંડમાં વસે છે. ત્યાં એઓને સુપડા જેવા કીડા કરડે છે, ઉન્હું મૂતર પીવું પડે છે અને મારા દૂતના માર વાગ્યા કરે છે.[૩૧-૩૪] ત્યાંથી છુટયા પછી સાત જન્મસુધી સૂવર અને સાત જન્મસુધી બકરા થઈને શુદ્ધ થાય છે. જે માણસ પોતે હાથમાં તુલસી લઈને પ્રતિજ્ઞાને પાળે નહિ અથવા ખોટા શપથ લે તે માણસ જ્વાળામુખકુંડમાં એક મન્વંતરસુધી પડે છે. જે માણસ ગંગાજળને, શાલગ્રામની શિલાને અથવા બીજા કોઇ દેવની પ્રતિમાને હાથમાં લઇને પોતે કરેલી પ્રતિજ્ઞાને પાળે નહિ અથવા સામા ધણીના હાથપર જમણો હાથ મૂકીને (કોલ દઈને) અથવા દેવમંદિરમાં સ્થિતિ કરીને અથવા બ્રાહ્મણ કે ગાયનો સ્પર્શ કરીને પોતે કરેલી પ્રતિજ્ઞાને પાળે નહિ તે માણસ પણ જ્વાળામુખમાં એક મન્વંતરસુધી વસે છે.[૩૫-૩૮] મિત્રદ્રોહી, કૃતઘ્ન, વિશ્વાસઘાતી અને ખોટી સાહેદી પૂરનાર હોય તે પણ એટલા જ કાળસુધી એ કુંડમાં વસે છે. ત્યાં અંગારાથી બળી જાય છે અને મારા દૂતના માર ખાય છે. ત્યાંથી છુટયા પછી પહેલો પાપી સાત જન્મમાં ચાંડાલ થઇને, બીજો પાપી પાંચ જન્મમાં મ્લેચ્છ થઇને, ત્રીજો પાપી સાત જન્મમાં વિષ્ઠાનો કીડો થઈને, ચોથો પાપી સાત જન્મમાં બ્રહ્મકીટ થઇને, પાંચમો પાપી સાત જન્મમાં સર્પ થઈને તથા છેલ્લા જન્મમાં વેદ વગરનો માણસ થઇને, છઠ્ઠો પાપી સાત જન્મમાં દેવલ

થઈને અને સાતમો પાપી સાત જન્મ સુધી વાઘ તથા ત્રણ જન્મ સુધી મુંગો, બહેરો, સ્ત્રી-રહિત, બંધુરહિત અને વંશરહિત થઈને શુદ્ધ થાય છે. મિત્રદ્રોહી સાત જન્મ સુધી ભરતખંડમાં નોળીઓ, કૃતઘ્ન સાત જન્મ સુધી ગેંડો, વિશ્વાસઘાતી સાત જન્મ સુધી વાઘ અને ખોટી સાહેદી પૂરનાર સાત જન્મ સુધી દેડકો થઇને શુદ્ધ થાય છે. [૪૬-૪૭] એઓની આગળ પાછળની સાત સાત પેઢીઓ પણ દુર્ગાત પામે છે. જે જડ, નિત્યક્રિયા વગરનો વેદવાક્યમાં આસ્થારહિત, ધર્મના પ્રસંગમાં ધીરે ધીરે સર્વદા હાંસી કરનાર, વ્રત તથા ઉપવાસ વગરનો, પરાઈ નિંદા કરનારો અને ઉત્તમ વાક્યોની નિંદા કરનારો હોય તે માણસ સો વર્ષ સુધી ધૂમ્રાંધકુંડમાં વસે છે અને ત્યાં ધૂમાડાનું ભક્ષણ કર્યા કરે છે. ત્યાંથી છુટયા પછી સો જન્મ સુધી મત્સ્ય આદિ અનેક જળ જંતુઓના અવતાર ભોગવીને શુદ્ધ થાય છે. જે માણસ દેવ કે બ્રાહ્મણની વસ્તુની નિંદા કરવા સારૂ ઉપવાસ કરે છે; તે માણસ પણ પોતાની આગળ પાછળના વીશ વંશજોને દુર્ગતિમાં નાખીને પોતે ધૂમાડાના અંધારાવાળા ધૂમ્રાંધકુંડમાં ચારસો વર્ષસુધી વસે છે અને ત્યાં ધૂમાડાથી મુંઝાય છે તથા ધૂમાડોજ ખાય છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં ઉંદર, અનેક જન્મમાં પક્ષી, અનેક જન્મમાં કીડો, અનેક જન્મમાં વૃક્ષ અને અનેક જન્મોમાં પશુરૂપ થઈને છેલ્લીવારે મનુષ્ય થાય છે. [૪૮-૫૪] જે બ્રાહ્મણ જોશીનો કે વૈદ્યનો ધંધો કરે, લાખ કે લોઢાં આદિનો વેપાર કરે અથવા રસ આદિને વેચે તે બ્રાહ્મણ પોતાનાં રૂંવાડાં જેટલાં વર્ષો સુધી અનેક સર્પોવાળા નાગવેષ્ટન-કુંડમાં વસે છે અને ત્યાં નાગપાશથી બંધાએલો રહે છે. [૫૫.૫૬] ત્યાંથી છુટયા પછી અનેક પક્ષીઓની જાતોમાં અવતરી, સાત જન્મમાં જોશી, વૈદ્ય, ગોવાળ, ચમાર અને રંગારો થઇને શુદ્ધ થાય છે. હે પતિવ્રતા ! જે પ્રસિદ્ધ કુંડો છે તેઓ વિષે તારીપાસે કહ્યું. [૫૭,૫૮] બીજા અપ્રસિદ્ધ ક્ષુદ્ર કુંડો તો ઘણા છે. પાપી લોકો પોતાનાં કર્મનાં ફળ ભોગવવા સારૂ એ કુંડોમાં વસીને પછી અનેક યોનિઓમાં ભટકે છે. હવે તારે બીજું શું સાંભળવાની ઈચ્છા છે ? [૫૯]

अन्यानि चाप्रसिद्धानि क्षुद्राणि संति तत्र वै॥
संति पातकिनस्तेषु स्वकर्मफल भोगिनः ॥
भ्रमंतिनानायोनिंचाकिभूयःश्रोतुमिच्छसि॥५९॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૫

## अध्याय ३६ मो.

### નરકથી બચવાના ઉપાય અને યાતના-દેહનું વર્ણન.

#### साविन्युवाच

धर्मराज महाभाग वेदवेदांगपारग ॥
नानापुराणेतिहासे यत्सारं तत् प्रदर्शय ॥१॥

સાવિત્રી પૂછે છેઃ—હે યમરાજા ! હે ભાગ્યશાળી ! હે વેદ તથા વેદનાં અંગોના પારને પહોંચેલા ! હવે અનેક પુરાણોમાં તથા ઇતિહાસોમાં જે સારરૂપ હોય તે કહો. [૧] સર્વ જગતમાં સારરૂપ, સર્વને પ્રિય, સર્વેએ સ્વીકૃત, કર્મોના નાશના બીજરૂપ, વખણાએલ, મનુષ્યોને સુખદાયી, પરબ્રહ્મપણું આપનાર અને સઘળાં મંગલોના કારણરૂપ હોય તે મારી પાસે કહો કે જેથી સઘળાં મનુષ્યો ભયને, દુઃખને, તથા નરકના કુંડોને દેખે નહિ, તેઓમાં કદી પણ પડે નહિ અને જન્મ મરણાદિકથી મુક્ત થાય [૨-૪] એ કુંડો કેવા આકારના છે, શાથી બનાવેલા છે અને તેઓમાં

પાપીઓ કયારૂપથી રહે છે?[5] જીવ પરલોકમાં જતાં આ દેહ તો ભસ્મરૂપ થઈ જાય છે ત્યારે પરલોકમાં કયા દેહથી શુભાશુભ કર્મોને ભોગવે છે?[6] કોઇ વસ્તુ ક્ષણ માત્ર પણ અગ્નિમાં પડે તો બળી જાય છે, ત્યારે અગ્નિ આદિના કુંડોમાં ઘણા કાળ સુધી દુઃખ ભોગવતાં પણ પાપીઓનો દેહ કેમ નાશ પામતો નથી અને તે દેહ કેવો હોય છે તે મારી પાસે કહો.[7]

નારાયણ કહે છેઃ—એ પ્રમાણે સાવિત્રીનું વચન સાંભળી હરિનું સ્મરણ કરતા યમરાજાએ નીચે પ્રમાણે કર્મનાં બંધનોને કાપનારી કથા કહેવાનો આરંભ કર્યો.[8]

યમરાજા કહે છેઃ—હે પુત્રિ! ચાર વેદમાં, ધર્મ ગ્રંથોમાં, સંહિતાઓમાં, ઇતિહાસોમાં, પંચરાત્ર આદિ આગમ ગ્રંથોમાં, બીજાં ધર્મશાસ્ત્રોમાં અને વેદનાં અંગોમાં કહ્યું છે કે "શિવ, શક્તિ, વિષ્ણુ, ગણેશ અને સૂર્ય, એ પાંચ દેવનું આરાધન સર્વને ઈષ્ટ તથા સારરૂપ છે."[9,10] એ પંચદેવના સેવનથી જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, શોક અને સંતાપ મટે છે, સર્વ મંગલ પ્રાપ્ત થાય છે, પરમ આનંદ મળે છે.[11] સઘળી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, નરકરૂપ સમુદ્રથી ઉદ્ધાર થાય છે, ભક્તિરૂપી વૃક્ષનો કોંટો ફુટે છે, કર્મરૂપી વૃક્ષો કપાઇ જાય છે[12] અને સાલોક્ય, સાર્ષ્ટિ, સારૂપ્ય તથા સામીપ્ય આદિ મુક્તિઓ પ્રાપ્ત થાય છે.[13] એ સેવનજ મોક્ષના પગથીઆરૂપ અને અવિનાશી પદરૂપ છે. હે સુંદરિ! પંચદેવનું પૂજન કરનારા લોકો મારા દૂતોએ સર્વદા રક્ષણ કરેલા એ કુંડોને સ્વપ્નમાં પણ દેખતા નથી.[14] જેઓ દેવીની ભક્તિથી રહિત હોય છે તેઓ મારી પુરીને દેખે છે. જેઓ તીર્થયાત્રા કરે, એકાદશી કરે, હરિને પ્રણામ કરે અને દેવીની મૂર્તિનું પૂજન કરે તેઓ મારી મહાભયંકર નગરીમાં આવતા નથી.[15,16] જે બ્રાહ્મણો ત્રણે કાળની સંધ્યા કરનારા અને શુદ્ધ આચારવાળા હોય, તેઓને પણ, દેવીના સેવન વિના મોક્ષ મળતો નથી.[17] જે લોકો સ્વધર્મ ભરેલા આચારવાળા અને અંતઃકરણથી પણ સ્વધર્મમાંજ લાગેલા હોય તેઓ મૃત્યુલોકમાં આવતા મારા દૂતોને દેખતા નથી.[18] જેમ ગરૂડથી સર્પો બ્હીએ છે તેમ મારા દૂતો શિવના ભક્તોથી બ્હીએ છે. મારો દૂત પાશ લઈને જતો હોય તે સમયે તેને હું પણ ચેતવણી આપું છું;[19] તેથી પ્રભુના ભક્તના ઘરને છોડી દઇને તે બીજે ઠેકાણેજ જાય છે. જેમ સર્પો ગરૂડથી બ્હીએ છે તેમા મારા દૂતો શ્રીકૃષ્ણના મંત્રની ઉપાસના કરનારાથી બ્હીએ છે.[20] દેવીના મંત્રની ઉપાસના કરનારાનું નામ ભૂલચૂકથી પોતાના ચોપડામાં લખાઈ ગયું હોય તોપણ ચિત્રગુપ્ત તુરત ચેતી જઇને ભયને લીધે નેરણીથી તે નામને ઉખેડી નાખે છે.[21] ચિત્રગુપ્ત દેવીના ઉપાસકોની વારંવાર મધુપર્ક આદિથી પૂજા કરે છે. એ લોકો બ્રહ્મલોકને પણ મૂકી દઇને દેવીના મણિદ્વીપમાં જાય છે.[22] એઓના સ્પર્શમાત્રથી પણ પાપોનો નાશ થાય છે. ભાગ્યશાળી દેવીના ભક્તો પોતાની હજારો પેઢીઓને પવિત્ર કરે છે.[23] જેમ બળતા અગ્નિમાં નાખેલાં સૂકાં ખડ ભસ્મ થઈ જાય છે તેમ ભક્તિથી પાપ ભસ્મ થઈ જાય છે.[24] દેવીના ભક્તને દેખીને ભય પામેલાની પેઠે લોભ, ક્રોધ અને મોહ મુંઝાઇને ભાગી જાય છે. મૃત્યુ, રોગ, જરા, શોક, ભય, કાળ, શુભાશુભ કર્મ, હર્ષ અને કર્મોનાં ફળ ભક્તોની પાસેથી દૂર થાય છે. હે સાવિત્રિ! જેઓ નરકની પીડા પામતા નથી તેઓ વિષે મેં તારી પાસે કહ્યું.[25-26] હવે દેવ વિષે સાંભ-

પ્રમાણે ખુલાસો આપું છું તે સાંભળ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂતો દેહના કારણરૂપ છે અને બ્રહ્માની પાસે સૃષ્ટિનાં બીજરૂપ પણ એઓજ છે. એ પંચભૂતોથી બનેલો આ સ્થૂલ દેહ ભસ્મ થઈ જાય છે પણ અંગુઠા જેવડો જે લિંગદેહ છે તે કદી પણ નાશ પામતો નથી. એનો નાશ તો મોક્ષ થાય ત્યારેજ થાય છે. કર્મથી બંધાએલો જીવ કર્મનાં ફળો ભોગવવાને વાસ્તે એ લિંગદેહને ધારણ કરે છે. એ દેહ ચારે પુરીમાં અગ્નિથી ભસ્મ થતો નથી, જળથી નષ્ટ થતો નથી અને શસ્ત્રોથી કે અસ્ત્રોથી ઘણા કાળ સુધી પ્રહાર વાગતાં પણ મરી જતો નથી. તીક્ષ્ણ કાંટાઓથી, ઉન્હા ઉન્હા રસથી, ઉન્હાં લોઢાંથી, તપેલા પથરાથી, તપેલી પ્રતિમાના આલિંગનથી કે પર્વત આદિ ઉપરથી પડવાથી પણ એ દેહ બળી જતો નથી કે ભાગી જતો નથી. પણ માત્ર સંતાપ ભોગવ્યા કરે છે.[૨૭-૩૨] શાસ્ત્ર પ્રમાણે દેહનું વૃત્તાંત તથા તેનું કારણ મેં તારી પાસે કહ્યું. હવે સઘળા કુંડોનાં લક્ષણ તને સમજાવવાને વાસ્તે કહુ છું તે સાંભળ.[૩૩]

**कथितो देहवृत्तांतः कारणं च यथागमम् ॥**
**कुंडानां लक्षणं सर्वं बोधाय कथयामि ते ॥३३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૬**

## अध्याय ३७मो.

### નરકકુંડોના આકાર અને પરિમાણુ વગેરે

**धर्मराज उवाच**

**ऐन्दुमंडलाकारं सर्वं कुंडं च वर्त्तुलम् ।**
**निम्नं पाषाणभेदैश्च पाचितं बहुभिः सति ॥१॥**

યમરાજા કહે છેઃ-સઘળા કુંડો પુનમના ચંદ્રમંડળ સરખા ગોળ છે, ઊંડા છે, પાષાણમાંથી બનેલા ઘણા અંગારાઓથી બાંધેલા છે,[૧] ઈશ્વરની ઈચ્છાથી બનેલા હોવાને લીધે પ્રલયપર્યંત નાશ પામતા નથી, પાપીઓને ક્લેશદાયી છે અને અનેક રૂપવાળા છે. એઓમાં અગ્નિકુંડ બળતા અંગારારૂપ છે, ફરતો એક ગાઉના પ્રમાણમાં છે. ભારે ચીસો પાડતા પાપી લોકોથી પૂર્ણ છે અને તેમાંથી સો સો હાથ ઊંચી જ્વાળાઓ નીકળ્યા કરે છે. મારા દૂતો એની નિરંતર રક્ષા કરે છે અને પાપી લોકોને માર માર્યા કરે છે.[૨.૪] બીજો 'તપ્તકુંડ' ઉન્હા પાણીથી ભરેલો છે, મારી નાખનારાં જનાવરોથી ભરપૂર છે, મહાભયંકર છે, દૃઢ પ્રહાર વાગતાં પાપીઓએ પાડેલી 'કાક કાક' એવી ચીસોથી વ્યાપ્ત છે અને અર્ધા ગાઉના પ્રમાણમાં છે. મારા દૂતો એની નિરંતર રક્ષા કર્યા કરે છે અને પાપી લોકોને માર માર્યા કરે છે. ત્રીજો 'તપ્ત ક્ષારોદકકુંડ' ઉન્હા ઉન્હા ખારા પાણીથી પૂર્ણ છે અને કાગડાઓથી સંકુલ છે. ચોથો 'ભયાનકકુંડ' પાપી લોકોથી ભરપૂર છે અને એક ગાઉના પ્રમાણમાં છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, ભૂખ્યા, તરફડતા અને જેઓનાં કંઠ, હોઠ તથા તાળવાં સૂકાઈ ગયાં હોય છે એવા પાપીઓ 'ત્રાહિ ત્રાહિ' એવા પોકાર કર્યા કરે છે. પાંચમો 'વિષ્ઠાકુંડ' વિષ્ઠાઓથીજ પૂર્ણ છે, એક ગાઉના પ્રમાણમાં છે, કુત્સિત છે, અતિ દુર્ગંધવાળો છે અને પાપીઓથી સર્વદા વ્યાપ્ત રહે છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, વિષ્ઠાનો આહાર કરનારા, અત્યંત દારૂણ અને વિષ્ઠાના કીડાઓએ કરડેલા પાપીઓ 'બચાવો બચાવો' એવા પોકાર કર્યા કરે છે. છઠ્ઠો 'મૂત્રકુંડ' ઉન્હાં ઉન્હાં મૂત્રોથી પરિપૂર્ણ છે, મૂત્રના કીડાઓથી સંકુલ છે, બે ગાઉના પ્રમાણમાં છે અને અંધકારથી વ્યાપ્ત છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા,

મૂત્રના કીડાઓએ કરડેલા, ભયંકર અને જેઓનાં કંઠ, હોઠ અને તાળવાં સૂકાઈ ગયાં હોય છે એવા મહાપાપી પ્રાણીઓ પોકાર કર્યા કરે છે. સાતમો 'શ્લેષ્મકુંડ' લીંટ તથા બડખાઓથી પૂર્ણ છે, સર્વદા કીડાઓથી વ્યાપ્ત છે અને લીંટ તથા બડખાઓથી વીંટાએલા તથા તે પદાર્થોને ખાનારા પાપી લોકોથી વ્યાપ્ત છે. આઠમો 'ગરકુંડ' અર્ધા ગાઉના પ્રમાણમાં છે[૫-૧૩] અને સર્પ જેવા આકારવાળા તથા વજ્ર જેવી દાઢોવાળા ઝેરના કીડાઓથી વ્યાપ્ત છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, ધ્રુજતા, ઝેરનું ભક્ષણ કરતા, કીડાઓએ કરડેલા, ભયંકર અને જેઓના કંઠ સૂકાઈ ગયા હોય છે એવા પાપીઓ ચીસો પાડ્યા કરે છે. નવમો 'દૂષિકાકુંડ' નેત્રના ચીપડાઓથી ભરેલો છે, અર્ધા ગાઉના પ્રમાણમાં છે અને કીડાઓથી વ્યાપ્ત છે. એ કુંડમાં કીડાઓએ કરડેલા પાપી લોકો નિરંતર ભમ્યા કરે છે. દશમો 'વસાકુંડ' શરીરની વસાના રસથી ભરેલો છે, એક ગાઉના પ્રમાણમાં છે અને અત્યંત અસહ્ય છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા અને વસાના રસને પીનારા પાપી લોકો વસે છે. અગીયારમો 'શુક્રકુંડ' એક ગાઉના પ્રમાણમાં છે, વીર્યના કીડાઓથી સંકુલ છે અને કીડાઓએ કરડેલા તથા નિરંતર દોડ્યા કરતા પાપીઓથી વ્યાપ્ત છે. બારમો રક્તકુંડ દુર્ગંધી લોહીથી પરિપૂર્ણ છે, વાવ જેવો ઊંડો છે અને કીડાઓએ કરડેલા તથા લોહી પીને રહેનારા પાપી લોકોથી વ્યાપ્ત છે. તેરમો 'અશ્રુકુંડ' નેત્રનાં આંસુઓથી પરિપૂર્ણ છે, તપ્યા કરે છે, વાવના ચોથા ભાગના પ્રમાણમાં છે અને કીડાઓએ કરડેલા તથા ઘણા પાપીઓથી વ્યાપ્ત છે. ચૌદમો 'ગાત્રમલ કુંડ' મનુષ્યોનાં ગાત્રોના મેલથી પરિપૂર્ણ છે અને મારા દૂતોએ મારેલા, મેલનું ભક્ષણ કરનારા, કીડાઓએ કરડેલા તથા વ્યગ્રતા ભરેલા પાપી લોકોથી વ્યાપ્ત છે. પંદરમો 'કર્ણવિટ્ કુંડ' કાનના મેલથી પરિપૂર્ણ છે અને વાવના ચોથા ભાગના પ્રમાણમાં છે. એ કુંડમાં કીડાઓએ કરડેલા અને કાનનો મેલ ખાનારા પાપી લોકો ચીસો પાડયા કરે છે. સોળમો 'મજ્જાકુંડ' મનુષ્યોની મજ્જાથી પૂર્ણ છે, ઘણી દુર્ગંધથી વ્યાપ્ત છે.[૧૪-૨૨] વાવના ચોથા ભાગના પ્રમાણમાં છે, અને મારા દૂતોએ મારેલા પાપી લોકોથી સંકુલ છે. સત્તરમો 'માંસકુંડ' ચીકણાં માંસોથી ભરેલ છે, વાવજેવડા પ્રમાણમાં છે અને ભયાનક છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, માંસનું ભક્ષણ કરતા કીડાઓએ કરડેલા, ત્રાસ પામેલા અને ભયાનક રૂપવાળા કન્યાને વેચનારા પાપીઓ 'બચાવો બચાવો' એવા પોકાર કર્યા કરે છે. અઢારમો 'નખકુંડ', ઓગણીશમો 'લોમકુંડ', વીશમો 'કેશકુંડ' અને એકવીશમો 'અસ્થિકુંડ' એઓ વાપીના ચોથા ભાગના પ્રમાણમાં છે[૨૩-૨૫]અને સર્વદા મારા દૂતોએ મારેલા પાપી લોકોથી ભરપૂર છે. બાવીશમો 'પ્રતપ્ત તામ્રકુંડ' ત્રાંબા ઉપર બળતાં ઊંબાડીઆંવાળો છે,[૨૬] ધગાવેલી ત્રાંબાની લાખો પ્રતિમાઓથી વ્યાપ્ત છે અને બે ગાઉના પ્રમાણમાં વિસ્તીર્ણ છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા અને પ્રત્યેક પ્રતિમાઓને બાથ ભીડાવેલા પાપી લોકો રોયા કરે છે. ત્રેવીશમો 'લોહકુંડ' ધગાવેલા લોઢાવાળો, બળતા અંગારાવાળો, બે ગાઉના પ્રમાણવાળો, ભયાનક અને અંધારાવાળો છે. એ કુંડમાં લોઢાની પ્રતિમાઓની સાથે બાંધેલા, મારા દૂતોએ મારેલા, નિરંતર ભયથી પીડાતા અને રૂદન કરતા મહાપાપીઓ 'બચાવો બચાવો' એવા પોકાર કર્યા કરે છે.[૨૭-૩૦] ચોવીશમો 'ચર્મકુંડ' અને પચીશમો

'તપ્તસુરાકુંડ' વાપીના અર્ધા ભાગના પ્રમાણમાં છે[31] અને મારા દૂતોએ મારેલા તથા કુંડના પદાર્થોનેજ ખાનારા પાપી લોકોથી વ્યાપ્ત છે. છવ્વીશમો 'કંટકકુંડ' ચાર ચાર હાથના શેમળાના તીક્ષ્ણ કાંટાઓથી વ્યાપ્ત છે.[32] લાખ મથોડાં ઊંડો છે અને મહા દુઃખદાયી છે. એ કુંડમાં શેમળના ઝાડપરથી પડતા, કાંટાઓથી વિંધાઇ જતા, મારા દૂતોએ મારેલા, સૂકાએલા તાળવાવાળા, ભયને લીધે અત્યંત વ્યગ્ર, ધોકાઓના પ્રહારથી ભાગેલા માથાવાળા અને ઉન્હા તેલમાં પડેલાની પેઠે તરફડતા મહા પાપી લોકો 'પાણી આપો' એવા પોકાર કર્યા કરે છે.[33-35] સત્તાવીશમો 'વિષોદકુંડ' સર્પોના ઝેરરૂપી પાણીથી પરિપૂર્ણ છે અને એક ગાઉના પ્રમાણમાં છે.[36] એ કુંડમાં મારા દૂતોએ મારેલા અને ઝેર ખાઇને રહેનારા પાપી લોકો ચીસો પાડયા કરે છે. અઠ્ઠાવીશમો 'પ્રતપ્ત તૈલકુંડ' કડકડતા તેલથી પરિપૂર્ણ છે, કીડાઓ આદિથી રહિત છે, બળેલા અંગારાઓથી વ્યાપ્ત છે, અંધારાવાળો છે, એક ગાઉના પ્રમાણનો છે, ક્લેશદાયી છે અને ભયાનક છે. એ કુંડમાં તરફડતા અને મારા દૂતોએ પીડેલા મહાપાપી લોકો ચીસો પાડયા કરે છે.[37,38] ઓગણત્રીશમો 'કુંતકુંડ' શસ્ત્રમય શય્યારૂપ છે, એક ગાઉના પ્રમાણમાં છે અને અત્યંત તીક્ષ્ણ અણીવાળાં શૂળી જેવાં અસ્ત્રોથી સંકુલ છે. એ કુંડમાં ભાલાથી વિંધાએલા, બાંધેલા, મારા દૂતોએ મારેલા અને જેઓના કંઠ, હોઠ તથા તાળવાં સૂકાઈ ગયાં હોય છે એવા મહા પાપીઓ હાહાકાર કર્યા કરે છે. ત્રીશમો 'કૃમિકુંડ' સર્પ જેવા ભયંકર, તીક્ષ્ણ દાંતોવાળા અને ભુંડા આકારવાળા અસંખ્યાત કીડાઓથી વ્યાપ્ત છે.[39-42] એકત્રીશમો 'પૂયકુંડ' ચાર ગાઉના પ્રમાણમાં છે અને તેમાં મારા દૂતોએ મારેલા પ્રાણીઓ પરૂ ખાધા કરે છે અને અંધારાવાળો છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, મહાપાપી લોકો હાહાકાર કર્યા કરે છે.[43] બત્રીશમો 'સર્પકુંડ' તાલના ઝાડ જેવડા કરોડો સર્પોથી વીંટાએલ છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, સર્પોએ ભીડી લીધેલા અને સર્પોએ કરડેલા પાપી લોકો પોકાર કર્યા કરે છે. તેત્રીશમો 'મશકકુંડ', ચોત્રીશમો 'દંશકુંડ' અને પાંત્રીશમો 'ગરલકુંડ' એ ત્રણ કુંડો મચ્છર અને ડાંસ આદિ પ્રાણીઓથી વ્યાપ્ત છે[44,45] અને અર્ધા અર્ધા ગાઉના પ્રમાણમાં છે. એ કુંડોમાં મારા દૂતોએ મારેલા, લોહીછાણ થએલા અને જેઓના હાથ-પગ આદિ અવયવો બાંધેલા હોય છે એવા મહા પાપીઓ હાહાકાર કર્યા કરે છે. છત્રીશમો 'વજ્રકુંડ' અને સાડત્રીશમો 'વૃશ્ચિકકુંડ' વજ્રોથી તથા વીંછીઓથી વ્યાપ્ત છે[46,47] અને વાવના અર્ધા પ્રમાણમાં છે. એ બે કુંડો વજ્ર નામના કીડાઓએ અને વીંછીઓએ કરડેલા પાપીઓથી સંકુલ છે. આડત્રીશમો 'શરકુંડ', ઓગણચાલીશમો 'શૂલકુંડ' અને ચાલીશમો 'ખડ્ગકુંડ' અનુક્રમે બાણોથી, શૂળીઓથી અને ખડ્ગોથી પરિપૂર્ણ છે.[48] એઓથી વિંધાઇને લોહીછાણ થએલા પાપીઓથી વ્યાપ્ત છે અને વાવના અર્ધા પ્રમાણમાં છે. એકતાલીશમો 'ગોળકુંડ' ઉન્હા પાણીઓથી વ્યાપ્ત છે, અંધારાવાળો છે,[49] અતિ દુર્ગંધથી ભરેલો છે, વાવના અર્ધા પ્રમાણમાં છે, સર્વદા પ્રાણિઓને દુઃખદાયી છે અને કીડાઓથી સંકુલ છે. એ કુંડમાં મારા દૂતોએ મારેલા, બીધેલા, કીડાઓએ ખાધેલા અને રૂદન કરતા પાપીઓ પોકાર કર્યા કરે છે.[50,51] બેતાલીશમો 'નક્રકુંડ' જળમાં રહેનારા, દારૂણ અને ભુંડા આકારવાળા કરોડો ભૂંડાથી વ્યાપ્ત છે, વાવના અર્ધા

પ્રમાણમાં છે અને ભૂંડાએ ખાધેલા પાપીઓથી પરિપૂર્ણ છે. ત્રેતાલીશમો 'કાકકુંડ' વિષ્ઠા, મૂત્ર અને બડખા આદિનું ભક્ષણ કરનારા કરોડો ભુંડા કાગડાઓથી અને તેઓએ ખાધેલા પાપીઓથી વ્યાપ્ત છે.[૫૨,૫૩] ચુંવાલીશમો 'મંથાનકુંડ' અને પીસતાલીશમો 'બીજકુંડ' અનુક્રમે મંથાન અને બીજ નામના કીડાઓથી સંકુલ છે અને સો સો ધનુષના પ્રમાણમાં છે. એઓમાં પાપી લોકો કીડાઓ કરડવાથી નિરંતર હાહાકાર કર્યા કરે છે.[૫૪] છેતાલીશમો 'વજ્રકુંડ' સો ધનુષના પ્રમાણમાં છે, વજ્ર જેવી દાઢોવાળા કીડાઓથી વ્યાપ્ત છે અને અત્યંત ગાઢા અંધારાવાળો છે. એ કુંડમાં પાપીલોકો સર્વદા હાહાકાર કર્યા કરે છે.[૫૫] સુડતાલીશમો 'તપ્ત પાષાણ કુંડ' વાવથી બમણા પ્રમાણમાં છે, તપાવેલા પથરાઓથી બનાવેલો છે, બળતા અંગારા સરખો છે અને તરફડતા પાપી લોકથી ભરેલો છે.[૫૬] અડતાલીશમો 'તીક્ષ્ણ પાષાણ કુંડ' અસ્ત્રાની ધાર જેવા તીક્ષ્ણ પથરાઓથી બનાવેલો છે અને મહા પાપી લોકોથી ભરપૂર છે. ઓગણપચાશમો 'લાલાકુંડ' એક ગાઉના પ્રમાણમાં છે, ઊંડો છે, અને મારા દૂતોના મારને લીધે લોહીથી ખરડાએલા પાપીઓથી ભરપૂર છે. પચાશમો 'મસીકુંડ' તપેલા આંજણના પર્વત જેવડા પાણાઓથી બનાવેલો છે, સો ધનુષના પ્રમાણમાં છે[૫૭,૫૮] અને મારા દૂતોના મારથી તરફડતા પાપી લોકોથી ભરપૂર છે. એકાવનમો 'ચૂર્ણકુંડ' ઉન્હી રેતીથી ભરેલો છે, એક ગાઉના પ્રમાણમાં છે અને મારા દૂતોએ મારેલા, રેતી ખાતા તથા બળતા પાપી લોકોથી ભરપૂર છે. બાવનમો 'ચક્રકુંડ' કુંભારના ચાકડાની પેઠે ફર્યા કરે છે.[૫૯,૬૦] તીક્ષ્ણ છે, સોળ આરાવાળો છે, અને ચૂર્ણ તથા પાપીઓથી ભરપૂર છે. ત્રેપનમો 'વક્રકુંડ' અત્યંત વાંકો છે, ઊંડો છે, ચાર ગાઉના પ્રમાણમાં છે.[૬૧] ગુફા જેવા આકારવાળો છે, ઉન્હા પાણીથી ભરેલો છે, અંધારાવાળો છે અને ભયાનક છે. એ કુંડમાં જળજંતુઓએ કરડેલા અને બળતા મહાપાપી લોકો પોકાર કર્યા કરે છે. ચોપનમો 'કૂર્મકુંડ' જળમાં રહેનારા અને ભુંડા આકારવાળા કરોડો દારૂણ કાચબાઓથી વ્યાપ્ત છે અને તેઓએ ખાધેલા પાપી લોકોથી ભરપૂર છે. પંચાવનમો 'જ્વાલાકુંડ' મહા તેજસ્વી જ્વાલાઓથી બનાવેલો છે, એક ગાઉના પ્રમાણમાં છે, સર્વદા દુઃખદાયી છે અને ચીસો પાડતા પાપીઓથી ભરપૂર છે. છપ્પનમો 'ભસ્મકુંડ' ઉન્હી ભસ્મથી ભરેલો છે, એક ગાઉના પ્રમાણમાં છે અને ઊંડો છે.[૬૨-૬૫] એ કુંડમાં નિરંતર બળતા, ભસ્મનું ભક્ષણ કરતા, તપ્તપાષાણ તથા લોઢાના સમૂહોથી દબાએલા અને જેઓનાં તાળવાં સૂકાઈ ગયાં હોય છે એવા પાપી લોકો પોકાર કર્યા કરે છે.[૬૬] સત્તાવનમો 'દગ્ધકુંડ' અંધારાવાળો, ઊંડો અને મહા દારૂણ છે.[૬૭] એમાં મારા દૂતોએ મારેલા અને બાળેલા પ્રાણીઓ પોકાર કર્યા કરે છે. અઠ્ઠાવનમો 'તપ્તસૂચીકુંડ' તપાવેલા ખારાવાળો છે.[૬૮] જળના મોટા મોજાવાળો છે, શબ્દ કરતા અનેક પ્રકારના જળજંતુઓથી વ્યાપ્ત છે અને બે ગાઉના પ્રમાણમાં છે.[૬૯] એ મહા દારૂણ કુંડમાં જળજંતુઓએ કરડેલા અને તેઓનુંજ ભક્ષણ કરનારા પાપીઓ બળ્યા કરે છે, એકબીજાને દેખતા નથી અને હાહાકાર કર્યા કરે છે.[૭૦] ઓગણસાઠમો 'અસિપત્રકુંડ' તરવાર જેવી ધારવાળાં પાંદડાંવાળા તાડના ઝાડની નીચે છે,[૭૧] અર્ધા ગાઉના પ્રમાણમાં છે, ઝાડની અણી ઉપરથી પડતા પ્રાણીઓના લોહીથી પરિપૂર્ણ છે,[૭૨] ભારે અંધારાવાળો છે અને લોહીના કીડાઓથી વ્યાપ્ત છે. જેમાં તાડનાં

પાંદડાં પડયા કરે છે, એવા એ દારૂણ કુંડમાં પડેલા પાપી લોકો 'ત્રાહિ ત્રાહિ' એવા પોકાર કર્યા કરે છે. સાઠમો 'ક્ષુરધારકુંડ' સો ધનુષના પ્રમાણમાં છે, સજીયા જેવી ધારવાળાં અસ્ત્રોથી યુક્ત છે,[૭૩-૭૪] પાપીઓના લોહીથી ભરપૂર છે અને મહા ભયાનક છે. એકસઠમો 'સૂચીમુખકુંડ' સોય જેવાં મ્હોડાંવાળાં અસ્ત્રોથી યુક્ત છે, પાપીઓના લોહીના ઓઘથી ભરપૂર છે,[૭૫] પચાશ ધનુષના વિસ્તારમાં છે અને મહા દુઃખદાયી છે. બાસઠમો 'ગોકામુખકુંડ' ગોકા નામના કોઈ જીવના મ્હોડા સરખા આકારનો છે,[૭૬] કૂવારૂપ છે, ઊંડો છે અને વીશ ધનુષના પ્રમાણમાં છે. એ કુંડમાં ત્યાંના કીડાઓએ કરડેલા અને નીચા મ્હોડાવાળા મહા પાપીઓ નિરંતર મહા દુઃખ પામ્યા કરે છે. ત્રેસઠમો 'નક્રમુખકુંડ' ભૂંડના મ્હોડા જેવો છે, સોળ ધનુષના પ્રમાણમાં છે, ઊંડો છે, કૂવારૂપ છે, અને સર્વદા પાપીઓથી ભરપૂર રહે છે. ચોસઠમો 'ગજદંશકુંડ' સો ધનુષના પ્રમાણમાં છે.[૭૭-૭૯] પાંસઠમો 'ગોમુખકુંડ' ત્રીસ ધનુષના પ્રમાણમાં છે, ગાયના મ્હોડા જેવા આકારનો છે અને પાપીઓને નિરંતર દુઃખ દેનારો છે.[૮૦] છાસઠમો 'કુંભીપાકકુંડ' કાળ જેવા ભયંકર ચક્રથી યુક્ત છે, ભયાનક છે, અંધારાવાળો છે, ચાર ગાઉના પ્રમાણમાં છે, ફર્યા કરે છે, બિસ્તીર્ણ છે અને લાખ માથોડાં ઊંડો છે. એની અંદર એક ઠેકાણે ઉન્હા તેલનો કુંડ છે અને એક ઠેકાણે ઉન્હા ત્રાંબાના રસનો કુંડ છે.[૮૧,૮૨] એ કુંડમાં કીડાઓએ કરડીને મૂર્છા પમાડેલા, પરસ્પરને નહિ દેખતા, મારા દૂતોએ મુસલ તથા મુદ્‌ગરોથી મારેલા, ચકરીઓ ખાતા, પડી જતા, ક્ષણે ક્ષણે મૂર્છા પામતા અને વારંવાર રૂદન કરતા મુખ્ય પાપી લોકો નિરંતર હાહાકાર કર્યા કરે છે. હે સાવિત્રિ ! સઘળા કુંડોમાં જેટલા પાપીઓ છે, તેઓ કરતાં કુંભીપાકમાં ચોગણા પાપીઓ છે. એ પ્રાણીઓ ભારે દુઃખ ભોગવે છે અને કપાય છે તોપણ કર્મનાં ફળ ભોગવવા સારૂ તેઓના દેહ મરતા નથી. આ કુંભીપાક સર્વ કુંડોમાં પ્રધાન ગણાય છે. સડસઠમો 'કાલસૂત્રકુંડ' ઉન્હા પાણીથી ભરેલો છે. એ કુંડમાં કાળે બનાવેલા અતિ કઠોર દોરાથી બાંધેલા, નિશ્વાસ મૂકતા, મોહ પામેલા અને અત્યંત ક્લેશ ભોગવતા પાપીઓને મારા દૂતો જરા વારમાં બહાર કહાડે છે અને પાછા જરાવારમાં પાછા ડૂબાડે છે.[૮૩-૮૮] અડસઠમો 'મત્સ્યોદ કુંડ' એક જાતના કૂવાના ખાડા જેવો છે, ઉન્હા પાણીથી ભરેલો છે અને ચોવીશ ધનુષના પ્રમાણમાં છે.[૯૦] એ કુંડમાં મારા દૂતોએ મારેલા અને બળેલાં અંગોવાળા પાપી લોકો નિરંતર પીડાય છે.[૯૧] એમાં સો ધનુષ ઊંડા ખાડામાં પડતાં પ્રાણીઓને તેના જલનો સ્પર્શ થતાંજ અકસ્માત્ સઘળા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.[૯૨] અગણોતેરમો 'કૃમિકંતુક કુંડ' કે જે 'અરૂંતુદ' એવા નામથી પણ ઓળખાય છે, તે કુંડમાં પડેલા અને ત્યાંના પ્રાણીઓએ કરડેલા અપાર પાપીઓ હાહાકાર કર્યા કરે છે.[૯૩] સીત્તેરમો 'પાંસુભોજ્યકુંડ' તપાવેલી ધૂળથી ભરેલો છે, સો ધનુષના પ્રમાણમાં છે અને ધૂળ ખાનારા તથા બળતાં ફોતરાંઓથી બળેલા પાપી લોકોથી ભરપૂર છે.[૯૪] ઇકોતેરમો 'પાશવેષ્ટકુંડ' એક ગાઉના પ્રમાણમાં છે. એ કુંડમાં પાપી જીવ પડતાં વેંતજ પાશથી વીંટાઈ જાય છે.[૯૫] બ્હોતેરમો 'શૂલપ્રોતકુંડ' વીશ ધનુષના પ્રમાણમાં છે એ કુંડમાં પાપી જીવ પડતાં વેંતજ શૂળીથી ઘેરાઈ જાય છે.[૯૬] તોતેરમો 'પ્રકંપનકુંડ' અર્ધા ગાઉના પ્રમાણમાં છે અને અત્યંત બરફવાળો છે. એ કુંડમાં પડતાં જ

પાપીઓ ધ્રૂજવા લાગે છે.[૯૭] ચુમોતેરમો 'ઉલ્કા-મુખ કુંડ' વીશ ધનુષના પ્રમાણમાં છે અને ઉંબાડીઆંઓથી વ્યાપ્ત છે. એ કુંડમાં મારા દૂતો પાપીઓના મ્હોડામાં બળતાં લાકડાં ઓસે છે.[૯૮] પચોતેરમો 'અંધકૂપકુંડ' લાખ માથોડાં ઊંડો છે, ચારસો ધનુષના પ્રમાણમાં છે, અનેક પ્રકારના કીડાઓથી વ્યાપ્ત છે, ભયાનક છે.[૯૯] અત્યંત અંધકારથી વ્યાપ્ત છે, કૂવા જેવા આકારવાળો છે અને ગોળ છે. એ કુંડમાં પડેલા પાપીઓ કીડાઓને ખાય છે, એક બીજાથી ભાગે છે, ઉન્હા પાણીથી બળ્યા કરે છે અને આંખથી પણ આંધળા થાય છે. એ પ્રાણીઓને કીડાઓ કરડી ખાય છે.[૧૦૦-૧૦૧] છોતેરમો 'વેધનકુંડ' વીશ ધનુષના પ્રમાણમાં છે. એમાં પડેલા પાપીઓ અનેક પ્રકારના શસ્ત્રોના સમૂહોથી વિંધાઇ જાય છે.[૧૦૨] સીત્તોતેરમો 'તાડનકુંડ' સોળ ધનુષના પ્રમાણમાં છે, એમાં પડેલા પાપીઓને મારા દૂતો ધોકાઓથી મારે છે.[૧૦૩] ઇઠ્ઠોતેરમો 'જાલરંધ્રકુંડ' વીશ ધનુષના પ્રમાણમાં છે. એમાં પડેલા પાપીઓ માછલાની પેઠે મોટી જાળોથી બંધાઈ જાય છે.[૧૦૪] અગણાએંશીમો 'દેહચૂર્ણકુંડ' વીશ ધનુષના પ્રમાણમાં છે, કરોડ માથોડાં ઊંડો છે, ભારે અંધારાથી વ્યાપ્ત છે. એમાં પડીને મૂર્છા પામીને જડ થઈ જતા અને લોઢાની બેડીથી બાંધેલા પ્રાણીઓના દેહનો ભુકો થઇ જાય છે.[૧૦૫,૧૦૬] એંશીમો 'દલનકુંડ' સોળ ધનુષના પ્રમાણમાં છે. મારા દૂતોએ મારેલા પ્રાણીઓ એમાં પડીને ટુકડે ટુકડા થઈ જાય છે.[૧૦૭] એકાશીમો 'શોષણકુંડ' ત્રીશ ધનુષ પહોળો છે, સો માથોડાં ઊંડો છે, અંધારાવાળો છે અને મહા દુઃખદાયી છે. એ કુંડની અંદર તપેલી રેતીમાં પડતાંજ પાપીઓનાં ગળાં, હોઠ અને તાળવાં સૂકાઈ જાય છે.[૧૦૮,૧૦૯] બ્યાશીમો 'ચર્મકુંડ' અનેક પ્રકારનાં ચામડાનાં પાણીથી ભરેલો છે, સો ધનુષ પહોળો છે, દુર્ગંધવાળો છે અને તે પદાર્થને ખાનારા પાપી પ્રાણિઓથી વ્યાપ્ત છે.[૧૧૦] ત્રાશીમો 'શૂર્પકુંડ' સુપડા જેવા મ્હોડાવાળો છે, બાર ધનુષ પહોળો છે, તપેલી લોઢાની કાંકરીઓથી પૂર્ણ છે, દુર્ગંધવાળો છે અને દુર્ગંધ પદાર્થોને ખાનારા પાપી લોકોથી વ્યાપ્ત છે.[૧૧૧,૧૧૨] ચોરાશીમો 'જ્વાલામુખકુંડ' તપેલી રેતીથી ભરપૂર છે, અંદર અગ્નિની જ્વાલાઓથી વ્યાપ્ત છે, વીશ ધનુષ પહોળો છે અને સર્વદા ભારે દુઃખ દેનાર છે. એમાં પડેલા પાપીઓનાં ગાત્ર જ્વાલાઓથી બળ્યા કરે છે અને તેમાં પડતાંજ મૂર્છા આવી જાય છે.[૧૧૩-૧૧૫] પંચાશીમો 'ધૂમ્રાંધકુંડ' તપેલી ઇંટોથી બનાવેલો છે, વાવના અર્ધા પ્રમાણમાં છે, વાંકો છે, ધૂમાડાના અંધારાવાળો છે અને તેની અંદર સોસો ધનુષ ઊંડાં છિદ્રો છે. એમાં પડેલા પાપીઓ ધૂમાડાથી આંધળા થઈ જાય છે.[૧૧૬,૧૧૭] છયાશીમો 'નાગવેષ્ટનકુંડ' સો ધનુષના પ્રમાણમાં છે અને સર્પોથી ભરપૂર છે. પાપી લોકો એમાં પડતાંજ સર્પોથી વીંટાઇ જાય છે. હે સાવિત્રિ! આ પ્રમાણે છયાશી કુંડો છે[૧૧૮] અને તેઓનાં લક્ષણ પણ મેં તમારી પાસે કહ્યાં. હવે તું બીજું શું સાંભળવા ઇચ્છે છે?

**धनुः शतं नागपूर्णं तन्नागैर्वेष्टितं भवेत् ॥**
**षडशीतिश्चकुंडानिमयोक्तानिनिशामय॥११८॥**
**लक्षणं चापि तेषां च किं भूयः श्रो[illegible]मिच्छसि॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૭**

## अध्याय ३८ मो. દેવીનો ઉત્કર્ષ

### सावित्र्युवाच

**देवीभक्तिं देहि मह्यं साराणां चैव सारकम्॥**
**पुंसां मुक्तिद्वारबीजं नरकार्णवतारकम् ॥१॥**

સાવિત્રી પૂછે છેઃ–દેવીની ભક્તિ કે જે સારમાં સારરૂપ, પુરૂષોને મુક્તિના દ્વારના બીજરૂપ, નરકરૂપી સમુદ્રમાં નહિ પડવા દેનાર, ઉત્તમ મુક્તિના કારણરૂપ, સઘળાં અશુભોનો નાશ કરનાર, કર્મરૂપી વૃક્ષોને છેદનાર અને પાપના સમૂહોને હરનાર છે તે મને આપો.[1,2] મુક્તિ કેટલા પ્રકારની છે ? મુક્તિઓનું લક્ષણ શું છે? દેવીની ભક્તિ કેવી રીતે કરવી ? ભક્તિના પ્રકાર કેટલા છે ? અને કર્મ ભોગવવાં કયા પ્રકારથી મટે છે ?[3] હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! બ્રહ્માએ સ્ત્રી જાતિને તત્વજ્ઞાન ન પામી શકે એવીજ બનાવી છે એટલા માટે આપ પ્રસન્ન થઇને જે કાંઈ સારભૂત જ્ઞાન હોય તે કહો.[4] સઘળાં દાન, યજ્ઞ, તીર્થસ્નાન, વ્રત અને તપ એઓ, અજ્ઞાનીને જ્ઞાન દેવાનું જે પુણ્ય થાય છે તેના સોળમા ભાગનું પણ પુણ્ય આપી શકતાં નથી.[5] પિતા કરતાં માનું પૂજ્યપણું સોગણું છે અને માના કરતાં પણ જ્ઞાન દેનારા ગુરૂનું સોગણું પૂજ્યપણું છે.[6]

યમરાજા કહે છેઃ–તારા મનમાં જે જ્ઞાન મેળવવાની ઇચ્છા છે તે જ્ઞાન તો મેં તને પ્રથમજ આપેલું છે. એથી વધારે કાંઈ જ્ઞાન નથી માટે તેમાંજ વિશ્વાસ રાખ. હવે ભગવતી કે જેની કૃપાથી એ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેમની ભક્તિની તું માગણી કરે છે માટે તે ભક્તિ તને મારા વરદાનથી પ્રાપ્ત થશે.[7] હે કલ્યાણિ ! દેવીના ગુણોનું કીર્તન કે જે વક્તાઓનાં, શ્રોતાઓનાં અને પૂછનારાઓનાં કુળનો ઉદ્ધાર કરનાર છે તે સાંભળવાની તારા મનમાં ઇચ્છા છે તો તે વિષે કહું છું.[8] શેષનાગ પોતાનાં હજાર મ્હોડાંઓથી, સદાશિવ પાંચ મ્હોડાંથી, જગતના તથા વેદના કર્તા બ્રહ્મા ચાર મ્હોડાંથી અને કાર્તિકેય છ મ્હોડાંથી પણ દેવીના મહિમાને સંપૂર્ણ રીતે કહી શકે એમ નથી. સર્વજ્ઞ વિષ્ણુ અને યોગીંદ્રોના ગુરૂના ગુરૂ ગણેશ પણ એનું સંપૂર્ણ રીતે વર્ણન કરવાને સમર્થ નથી.[9-11] સઘળાં શાસ્ત્રોના મૂળભૂત ચાર વેદ અને પંડિતો દેવીના ગુણોના એક ભાગનું પણ પૂરૂં વર્ણન કરી શકતા નથી.[12] સરસ્વતીએ પણ દેવીના ગુણોના વર્ણનમાં જડ થઇને પોતાની અશક્તતા જણાવી છે. સનત્કુમાર, ધર્મ, સનંદન, સનાતન, સનક, કપિલ, સૂર્ય અને બ્રહ્માના બીજા પુત્રો પણ દેવીનો મહિમા કહેવામાં પૂરા સમર્થ નથી ત્યારે બીજા જડબુદ્ધિવાળાની તો શી વાત કરવી. સિદ્ધો, મુનીંદ્રો અને યોગીઓ પણ દેવીના ગુણોનું પૂર્ણ વર્ણન કરી શકતા નથી ત્યારે તે કરવામાં બીજા અને અમો કોણ માત્ર છીએ.[13-15] બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ દેવતાઓ દેવીના ચરણારવિંદનું ધ્યાન કર્યા કરે છે. એ ધ્યાન ભક્તલોકોને સુસાધ્ય છે પણ બીજાઓને મહા દુર્લભ છે.[16] લોકમાં કોઇક પુરૂષ દેવીના ગુણોના કાંઈક વર્ણનને જાણે છે. બ્રહ્મા કે જે વેદમાં વિચક્ષણ છે તે, એના કરતાં વધારે જાણે છે.[17] ગણેશ કે જે જ્ઞાનિઓના ગુરૂ છે તે, બ્રહ્મા કરતાં વધારે જાણે છે. સર્વજ્ઞ સદાશિવ સર્વના કરતાં વધારે જાણે છે.[18] પૂર્વે ગોલોકના રાસમંડલમાં નિર્જન વનની અંદર પરમાત્મા શ્રીકૃષ્ણે સદાશિવને જ્ઞાન આપ્યું હતું અને તે સમયેજ દેવીના ગુણોનું કાંઈક શુભ વર્ણન કર્યું હતું. સદાશિવે પોતાના લોકમાં ધર્મની પાસે એ વિષય કહ્યો હતો[19,20] અને સૂર્યે પૂછતાં ધર્મે તેની પાસે એ વિષય કહ્યો હતો. મારા પિતા સૂર્યે તપથી ભગવતીનું

આરાધન કરીને તેમના સ્વરૂપને પામ્યા છે.[૨૧] મને પ્રથમ દેવતાઓએ યમપુરીનો અધિકાર આપવા માંડયો ત્યારે તે અધિકાર લેવાની આગ્રહપૂર્વક ના પાડીને વૈરાગ્યને લીધે તપ કરવા સારૂ વનમાં જવાની મારી ઇચ્છા થતાં તે સમયે મારા પિતા સૂર્યે મને શાસ્ત્ર પ્રમાણે દેવીના ગુણોનું વર્ણન સંભળાવ્યું હતું કે જે ઉપરથી દેવીનું સ્વરૂપ જાણી નિર્ભયપણાથી હું મારો અધિકાર ચલાવું છું. મારા પિતાએ મને જે અતિ સૂક્ષ્મ બોધ આપેલો છે તે હું તારી પાસે કહું છું, સાંભળ.[૨૨-૨૩] હે સાવિત્રિ! જેમ આકાશ પોતાના અંતને જાણતું નથી તેમ દેવી પણ પોતે પોતાના ગુણોના અંતને જાણતાં નથી ત્યારે બીજાની તો શી વાત કરવી![૨૪] પરમાત્મા કે જે સઘળાં ઐશ્વર્યવાળા, સઘળાં કારણોના કારણરૂપ, સર્વના ઈશ્વર, સર્વના આદિ, સર્વને જાણનાર, સર્વનું પાલન કરનાર, નિત્યરૂપ, નિત્ય સ્વરૂપવાળા, નિત્ય આનંદરૂપ, નિરાકાર, નિરંકુશ, શંકારહિત, નિર્ગુણ, નિરૂપદ્રવ, નિર્લેપ, સર્વના સાક્ષી, સર્વના આધારરૂપ અને પરથી પણ પર છે એજ પોતે માયાવિશિષ્ટપણાને લઇને ભગવતી મૂલપ્રકૃતિ કહેવાય છે. એ પ્રકૃતિના જે વિકારો છે તેઓ પ્રાકૃત કહેવાય છે.[૨૫-૨૭] જેમ અગ્નિ અને અગ્નિની શક્તિ કદી પણ ભિન્ન નથી તેમ એ પરમાત્મા અને પ્રકૃતિ પરસ્પરથી ભિન્ન નથી.[૨૮] એ મહામાયા અને સચ્ચિદાનંદરૂપ પ્રકૃતિ પોતે રૂપ રહિત છતાં પણ ભક્તો ઉપર અનુગ્રહ કરવા સારૂ રૂપ ધરે છે.[૨૯] એમણે પ્રથમ ગોપાલ સુંદરીનું રૂપ સજ્યું કે જે રૂપ અત્યંત સુંદર, મનોહર, નવા મેઘની પેઠે શ્યામ, કિશોરવયવાળું, ગોવાળીઆના વેષવાળું, કરોડ કામદેવ સરખા લાવણ્યવાળું, લીલાના સ્થાનક રૂપ, અને મંદ હાસ્યવાળું છે.[૩૦,૩૧] એનાં નેત્ર શરદૃઋતુના મધ્યાહ્નના કમળની શોભાનો પણ તિરસ્કાર કરે એવાં છે, મુખ શરત્પૂર્ણિમાના કરોડ ચંદ્રોની કાંતિને પણ ઢાંકી દે એવું છે.[૩૨] અમૂલ્ય રત્નોથી બનાવેલાં અનેક પ્રકારનાં આભરણો ધરેલાં છે, અમૂલ્ય પીતાંબરથી સર્વદા શોભ્યા કરે છે.[૩૩] પરબ્રહ્મ સ્વરૂપ છે, બ્રહ્મતેજથી પ્રકાશે છે, સુખે જોઇ શકાય એમ છે, શાંત છે, રાધાજીને પ્યારૂં છે અને અનંત છે.[૩૪] રાસમંડલના મધ્યમાં રત્નના સિંહાસનપર બિરાજતા, વંશી વગાડતા, બે ભુજાવાળા, વનમાળાથી શણગારેલા, વક્ષસ્થલમાં કૌસ્તુભ નામના ઉત્તમ મણિથી નિરંતર દીપતા, કેસર, અગર, કસ્તૂરી તથા ચંદનના લેપનવાળા, સુંદર ચંપકની માળા પહેરનારા, માલતીનાં પુષ્પોથી શણગારેલા, સુંદર ચાંલ્લાની શોભાવાળા, વાંકા અંબોડાથી શોભતા અને જેની સામું ગોપીઓ મંદમંદ હસતી જોયા કરે છે એવા એ સખીના વેષ ધરનાર શ્રીકૃષ્ણનું ભક્તિથી ભીજાએલા ભક્તો ધ્યાન કરે છે.[૩૫-૩૮] બ્રહ્મા એમના ભયથીજ જગતની સૃષ્ટિ કરે છે, સૌ સૌનાં કર્મોને અનુસરીને લેખ લખે છે અને તપનાં તથા કર્મોનાં ફળ આપે છે. વિષ્ણુ એમની બ્હીકથીજ એમની આજ્ઞા પ્રમાણે નિરંતર સર્વનું રક્ષણ કરે છે[૩૯,૪૦] અને કાલાગ્નિરૂદ્ર પણ એમની બ્હીકથીજ સર્વ જગતનો સંહાર કરે છે. જ્ઞાનિઓના ગુરૂઓના ગુરૂ, યોગીઓના ઈશ્વર, જ્ઞાનને જાણનારા, સમર્થ, પરમ આનંદવાળા, મૃત્યુને જીતનારા અને ભક્તિ તથા વૈરાગ્યવાળા સદાશિવ પણ એમને જાણવાથી જ્ઞાનવાન થયા છે.[૪૧-૪૨] શીઘ્ર ચાલનારાઓમાં ઉત્તમ પવન એમની બ્હીકથી વાય છે. સૂર્ય એમની બ્હીકથી તપે છે.[૪૩] ઇંદ્ર એમની આજ્ઞાથી વૃષ્ટિ કરે છે. મૃત્યુ એમની આજ્ઞાથી પ્રાણિઓમાં

ફરે છે. એમની આજ્ઞાથીજ અગ્નિ બાળે છે, જલ શીતળ રહે છે.[૪૪] દિક્પાલો દિશાઓની રક્ષા કરે છે, ગ્રહો રાશિચક્રોમાં ફર્યા કરે છે,[૪૫] વૃક્ષો ફળ તથા પુષ્પ આપે છે અને કાળ પણ સર્વને વશ કરે છે.[૪૬] જલ તથા સ્થલમાં રહેનારાં પ્રાણીઓ એમની આજ્ઞાથી પ્રાણ છોડી દે છે. રણમાં અથવા વિષમ સ્થળોમાં વિંધાયા છતાં પણ એમની આજ્ઞા વિના કોઇને મરણ પ્રાપ્ત થતું નથી.[૪૭] એમની આજ્ઞાથીજ વાયુ સમુદ્રને, સમુદ્ર કૂર્મને, કૂર્મ શેષનાગને, શેષનાગ પૃથ્વીને અને પૃથ્વી પર્વતોને તથા સમુદ્રોને ધરી રહેલ છે. અનેક રત્નોને ધરનારી આ સઘળી પૃથ્વી કે જેમાં સર્વ પદાર્થ રહ્યા છે અને પાછા લય પામે છે તે પણ એમનુંજ રૂપ છે.[૪૮,૪૯] ઇંદ્રનું આયુષ્ય દેવતાઓના ઇકોતેર યુગનું છે. એવા અઠ્ઠાવીશ ઇંદ્ર પડે ત્યારે બ્રહ્માનું એક અહોરાત્ર થાય છે.[૫૦] એવાં ત્રીશ અહોરાત્ર થાય ત્યારે બ્રહ્માનો એક માસ થાય છે. એવા બે માસ થાય ત્યારે બ્રહ્માની એક ઋતુ થાય છે. એવી છ ઋતુ થાય ત્યારે બ્રહ્માનું એક વર્ષ થાય છે. એવાં સો વર્ષ થાય ત્યારે આયુષ્ય પૂરૂં થઇ રહેતાં બ્રહ્મા પડે છે.[૫૧] બ્રહ્મા પડે ત્યારે શ્રીકૃષ્ણનો એક નિમેષ થાય છે. શ્રીકૃષ્ણના એક નિમેષમાં પ્રાકૃતિક પ્રલય થાય છે.[૫૨] મહાપ્રલય થાય છે ત્યારે સર્વે દેવ આદિ, ચરાચર, ધાતા અને વિધાતા વિષ્ણુના નાભિકમળમાં લીન થાય છે.[૫૩] ક્ષીરસાગરમાં શયન કરનારા વિષ્ણુ અને વૈકુંઠમાં રહેનારા ચતુર્ભુજ વિષ્ણુ, શ્રીકૃષ્ણના ડાબા પડખામાં લીન થાય છે.[૫૪] જ્ઞાનના ઈશ્વર સનાતન સદાશિવ એમના જ્ઞાનમાં લીન થાય છે. સઘળી શક્તિઓ વિષ્ણુની માયારૂપ દુર્ગામાં લીન થાય છે.[૫૫] બુદ્ધિની અધિષ્ઠાતા દુર્ગાદેવી શ્રીકૃષ્ણની બુદ્ધિમાં લીન થાય છે. નારાયણના અંશરૂપ કાર્ત્તિકેય શ્રીકૃષ્ણની છાતીમાં અને શ્રીકૃષ્ણના અંશરૂપ મોટા દેવ ગણપતિ શ્રીકૃષ્ણના બાહુમાં લીન થાય છે. લક્ષ્મીના અંશો લક્ષ્મીમાં અને લક્ષ્મી રાધામાં લીન થાય છે.[૫૬,૫૭] ગોપીઓ અને સઘળી દેવતાઓની સ્ત્રીઓ પણ રાધામાં લીન થાય છે. શ્રીકૃષ્ણના પ્રાણની અધિષ્ઠાતા રાધા શ્રીકૃષ્ણના પ્રાણમાં લીન થાય છે.[૫૮] સાવિત્રી, સર્વે વેદ અને સઘળાં શાસ્ત્રો સરસ્વતીમાં લય પામે છે અને સરસ્વતી શ્રીકૃષ્ણની જિહ્વામાં લય પામે છે.[૫૯] ગોલોકમાં ગોવાળીઆઓ શ્રીકૃષ્ણનાં રૂંવાડાંઓમાં લય પામે છે. સર્વના પ્રાણવાયુ શ્રીકૃષ્ણના પ્રાણમાં લય પામે છે.[૬૦] અગ્નિ તેમના જઠરાગ્નિમાં લય પામે છે. જળ તેમની જીભમાં લય પામે છે. ભક્તિ કે જે સાર કરતાં પણ સારરૂપ છે તેના રસરૂપી અમૃતને પીનારા અને પરમ આનંદ ભોગવનારા વૈષ્ણવો શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં લય પામે છે. ક્ષુદ્ર વિરાટો મહાવિરાટ્માં લય પામે છે અને મહાવિરાટ્ શ્રીકૃષ્ણમાં લય પામે છે.[૬૧,૬૨] શ્રીકૃષ્ણનાં રૂંવાડાંનાં છિદ્રોમાં સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે, શ્રીકૃષ્ણના ચક્ષુનો નિમેષ થાય ત્યારે પ્રાકૃતિક પ્રલય થાય છે[૬૩] અને ચક્ષુનો ઉન્મેષ થાય ત્યારે પાછી સૃષ્ટિ થાય છે. નિમેષમાં જેટલો સમય જાય છે તેટલો પાછો ઉન્મેષમાં જાય છે.[૬૪] બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થઇ રહે ત્યારે બ્રહ્માની સૃષ્ટિનો લય થાય છે. જેમ પૃથ્વીની રજની કણીઓની સંખ્યા થતી નથી તેમ બ્રહ્માની સૃષ્ટિના લયોની પણ સંખ્યા થતી નથી. આ પ્રમાણે સર્વના અંતરાત્મા શ્રીકૃષ્ણ કે જેની આંખ મીંચાતાં પ્રલય થાય છે અને જેની આંખ ઉઘડતાં પાછી સૃષ્ટિ થાય છે તે પોતે શ્રીકૃષ્ણ પણ ઈશ્વરેચ્છાથી પોતાના પ્રલયના સમયમાં પ્રકૃતિમાં લીન થાય છે.[૬૫-૬૭]

વેદ જાણનારાઓ બોલે છે કે "પરાશક્તિ અને નિર્ગુણ પરમ પુરૂષ એકજ છે. સૃષ્ટિથી પહેલાં આ જગત સતરૂપેજ હતું."[૬૮] અવ્યક્ત અને અવ્યાકૃત શબ્દથી કહેવાતી એ મૂળ પ્રકૃતિ પ્રલયમાં ચૈતન્યથી અભિન્નપણું પામીને રહે છે, તેજ સત્ કહેવાય છે.[૬૯] એવી મૂલપ્રકૃતિના ગુણોનું સંપૂર્ણ વર્ણન કરવાને સઘળાં બ્રહ્માંડોમાં કોણ સમર્થ છે? કોઇ પણ સમર્થ નથી. મુક્તિ ચાર પ્રકારની છે એમ ચારે વેદમાં કહ્યું છે.[૭૦] પ્રકૃતિની ભક્તિમાં એટલી બધી મુખ્યતા છે કે તેને મુક્તિથી પણ અધિક માનવામાં આવે છે. પહેલા પ્રકારની મુક્તિમાં દેવીના લોકની પ્રાપ્તિ થાય છે, બીજા પ્રકારની મુક્તિમાં દેવીના જેવા રૂપની પ્રાપ્તિ થાય છે, ત્રીજા પ્રકારની મુક્તિમાં દેવીનું સામીપ્ય પ્રાપ્ત થાય છે અને ચોથા પ્રકારની મુક્તિમાં નિર્વાણપદ પ્રાપ્ત થાય છે. દેવીના ભક્તો દેવનું સેવન છોડીને મુક્તિઓને ઇચ્છતા નથી.[૭૧-૭૨] શિવપણાને, અમરપણાને, બ્રહ્મપણાને અને જેમાં જન્મ, મરણ, જરા, વ્યાધિ, ભય તથા શોક આદિનો નાશ થઇને સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થાયછે એવા નિર્વાણ—મોક્ષને પણ સાચા ભક્ત લોકો ભક્તિની આગળ તુચ્છ ગણે છે. ભક્તિમાં સેવા થાય છે, એ ભક્તિ અને મુક્તિની વચ્ચે ભેદ છે.[૭૩,૭૪] હે સાવિત્રિ! કરેલાં કર્મોનો ભોગ કે જે નિષેક કહેવાય છે તે કેવળ ભગવતીના મહાશુભદાયી સેવનથી મટે છે. લોકમાં અને વેદમાં જે નિર્વિઘ્ન અને સુખદાયી સાચી સમજણ કહેવાય છે તે મેં તારી પાસે કહી. હે પુત્રિ! હવે તું સુખેથી પાછી જા.

નારાયણ કહે છેઃ–યમરાજા આ પ્રમાણે કહી, સાવિત્રીના પતિને જીવાડી અને તેને શુભ આશીર્વાદ આપીને જવા સજ્જ થયા. યમરાજાને જતા જોઇ સજ્જનના વિયોગનું દુઃખ ધરાવતી તે સાવિત્રી યમરાજાના ચરણ પકડીને રોવા લાગી. સાવિત્રીનું રૂદન સાંભળી કૃપાના ભંડારરૂપ યમરાજાએ પણ રોઇ પડીને પછી પ્રસન્નતાથી તેને નીચે પ્રમાણે કહ્યું.

યમરાજા કહે છેઃ–હે સાવિત્રિ! પવિત્ર ક્ષેત્ર ભરતખંડમાં તું લાખ વર્ષ સુધી સુખ ભોગવીને મણિદ્વીપ કે જ્યાં દેવી બિરાજે છે ત્યાં જઈશ. હમણાં તું તારે ઘેર જઇને ચૌદ વર્ષ સુધી સાવિત્રીનું વ્રત કર,[૭૫-૮૨] કે જે વ્રત સ્ત્રીઓને મોક્ષ આપનાર છે. જેઠ શુદ ચૌદશને દિવસે ચૌદ વર્ષનું સાવિત્રીનું વ્રત લેવું અને ભાદરવા શુદ આઠમને દિવસે સોળ વર્ષનું મહાલક્ષ્મીનું વ્રત લેવું. જે સ્ત્રી ભક્તિપૂર્વક એ વ્રતો કરે છે તેને મણિદ્વીપની પ્રાપ્તિ થાયછે. પ્રત્યેક મંગળવારે મંગળચંડીની, પ્રત્યેક માસની શુદ છઠને દિવસે શુભ દેનારાં ષષ્ઠી દેવીની, આષાઢ માસની સંક્રાંતિને દિવસે સઘળી સિદ્ધિ દેનારાં મનસા દેવીની, કાર્તિક શુદ પુનમે શ્રીકૃષ્ણને રાસમાં પ્રાણથી પણ વધારે પ્યારાં રાધાજીની અને પ્રત્યેક માસની શુદ આઠમને દિવસે સર્વ સુખ આપનારાં દુર્ગાદેવીની ઉપવાસ કરીને પૂજા કરવી.[૮૩-૮૬] વિષ્ણુની માયારૂપ, વિષમ પીડાઓનો નાશ કરનારાં, જગતને ઉત્પન્ન કરનારાં અને મૂલપ્રકૃતિરૂપ દુર્ગાદેવીનું પતિ તથા પુત્રવાળી પતિવ્રતા સ્ત્રીઓમાં, યંત્રોમાં અને શુદ્ધ મૂર્ત્તિઓમાં ધન અને સંતાનનેવાસ્તે જે સ્ત્રી ભક્તિપૂર્વક પૂજન કરે તે સ્ત્રી આ લોકમાં સુખ ભોગવીને અંતે મણિદ્વીપમાં જાય છે. સાધક પુરૂષે પણ આ પ્રમાણે સર્વદા જગદંબાની વિભૂતિઓનું પૂજન કરવું.[૮૭-૮૯] સર્વ સ્વરૂપ પરમેશ્વરી સર્વ કાળમાં સેવવા યોગ્ય છે. દેવીના પૂજનથી વધારે બીજું કાંઈ પણ કૃતાર્થપણું આપે એમ નથી.[૯૦]

નારાયણ કહે છેઃ–યમરાજા સાવિત્રીને આ-

પ્રમાણે કહીને પોતાના સ્થાનકમાં ગયા અને સાવિત્રી પોતાના સ્વામીને લઇને પોતાના સ્થાનકમાં ગઇ.[૯૧] સાવિત્રી અને સત્યવાને, જે માર્ગથી પોતે આવ્યાં હતાં તે માર્ગથી પાછાં જઇને બીજાઓની પાસે પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું.[૯૨] યમના વરદાનથી સાવિત્રીના બાપને અનુક્રમે પુત્રોની પ્રાપ્તિ થઇ, સાવિત્રીના સસરાને નેત્રની તથા રાજ્યની પ્રાપ્તિ થઈ અને સાવિત્રીને પણ પુત્રોની પ્રાપ્તિ થઇ.[૯૩] મહાપવિત્ર ભરતખંડમાં એ પતિવ્રતા સાવિત્રી લાખ વર્ષ સુધી સુખ ભોગવીને અંતે પોતાના પતિસાથે મણિદ્વીપમાં ગઇ.[૯૪] ગાયત્રી સૂર્યમંડલના અંતર્યામિ બ્રહ્મરૂપ છે તેથી, મંત્રની અધિષ્ઠાતા દેવીરૂપ છે તેથી, અને વેદોને ઉત્પન્ન કરનારી છે તેથી પણ સાવિત્રી કહેવાય છે.[૯૫] હે નારદજી ! આ પ્રમાણે સાવિત્રીનું ઉત્તમ આખ્યાન અને તેમાં જીવોના કર્મવિપાક વિષે પણ તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે ?[૯૬]

**इत्येवं कथितं वत्स सावित्र्याख्यानमुत्तमम् ॥**
**जं [illegible]विपाकश्चकिंभूयःश्रोतुमिच्छसि॥९६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો અડત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૮**

---

## अध्याय ३९मो. મહાલક્ષ્મીનું આખ્યાન

### नारद उवाच

**श्रीमूलप्रकृतेर्देव्या गायत्र्यास्तु निराकृतेः ॥**
**सावित्रीयमसंवादे श्रुतं वै निर्मलं यशः॥ १॥**

નારદજી પૂછે છેઃ–હે પ્રભુ ! સાવિત્રી અને યમના સંવાદમાં નિરાકાર શ્રીમૂલપ્રકૃતિનો અને ગાયત્રીદેવીનો નિર્મલ યશ મેં સાંભળ્યો.[૧] દેવીના ગુણોનું કીર્તન એજ સત્ય છે અને મહામંગલકારી છે માટે હવે લક્ષ્મીનું આખ્યાન સાંભળવા ઇચ્છું છું.[૨] હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! પ્રથમ લક્ષ્મીની કોણે પૂજા કરી હતી ? લક્ષ્મીનું સ્વરૂપ કેવું છે ? અને કયા સ્તોત્રથી તથા કયા મંત્રથી તેમનું પૂજન થાય છે ? મારી પાસે લક્ષ્મીના ગુણોનું વર્ણન કરો.[૩]

નારાયણ કહે છેઃ–હે નારદજી ! પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં રાસમંડલની અંદર પરમાત્મા શ્રીકૃષ્ણના ડાબા ભાગમાંથી રાધા ઉત્પન્ન થયાં છે.[૪] એ સુંદરી રાધા વડવાઇ જેવા કેશપાશથી શોભે છે, બાર વર્ષના જેવી અવસ્થાવાળાં છે, સર્વદા અવિચળ જુવાનીવાળાં છે,[૫] શ્વેત ચંપકના પુષ્પ જેવો રંગ છે, જોતાં આનંદ આપે એવાં છે અને મનોહર છે. એમનું મુખ શરદપુનમના કરોડ ચંદ્રની કાંતિને પણ ઢાંકી દે એવું છે[૬] અને નેત્ર શરદના મધ્યાહ્નકાળના કમળની શોભાને પણ હઠાવી દે એવાં છે. ઈશ્વરની ઇચ્છાથી એ દેવીનાં તુરતજ બે રૂપ થયાં.[૭] બન્ને રૂપમાં શોભા, વર્ણ, તેજ, કાંતિ, યશ, વસ્ત્ર, આકૃતિ, આભરણ, ગુણ, મંદ હાસ્ય, જોવું, પ્રેમ અને નમ્રતા સરખાંજ થયાં. જે ડાબો ભાગ હતો તે મહાલક્ષ્મીરૂપ થયો અને જે જમણો ભાગ હતો તે રાધારૂપ રહ્યો.[૮,૯] રાધા પ્રથમથીજ બે ભુજાવાળા એ પરમેશ્વર શ્રીકૃષ્ણને વર્યાં હતાં અને તે પછી મહાલક્ષ્મીએ પણ તેજ રૂપાળા સ્વામીને વરવાની ઈચ્છા કરી.[૧૦] રાધાનું ગૌરવ રાખવાને વાસ્તે શ્રીકૃષ્ણ પણ બે રૂપે થયા. જે ડાબો ભાગ હતો તે ચતુર્ભુજ વિષ્ણુરૂપ થયો અને જમણો ભાગ બે ભુજાવાળા શ્રીકૃષ્ણરૂપ રહ્યો.[૧૧] પછી શ્રીકૃષ્ણે ચાર ભુજાવાળા વિષ્ણુને મહાલક્ષ્મી આપ્યાં. એ મોટાં દેવી છે અને વળી નિરંતર સ્નેહ ભરેલી દૃષ્ટિથી જગતની સામું જુવે છે માટે મહાલક્ષ્મી કહેવાય છે. બે ભુજાવાળા શ્રીકૃષ્ણ રાધાના પતિ છે અને ચાર ભુજાવાળા

વિષ્ણુ મહાલક્ષ્મીના પતિ છે.[૧૨,૧૩] રાધા અને મહાલક્ષ્મી બન્ને શુદ્ધ સત્વરૂપ છે અને દાસોથી તથા દાસીઓથી વીંટાએલ છે. ચતુર્ભુજ વિષ્ણુ લક્ષ્મીની સાથે વૈકુંઠમાં પધાર્યા.[૧૪] શ્રીકૃષ્ણ અને વિષ્ણુ સઘળા અંશોથી સરખાજ છે. પછી મહાલક્ષ્મીએ યોગશક્તિથી પોતાનાં અનેક રૂપ કર્યાં.[૧૫] તેઓમાં વૈકુંઠમાં જે રૂપ છે તે અત્યંત પરિપૂર્ણ, શુદ્ધ સત્વમય, સઘળા સૌભાગ્યવાળું અને પ્રેમથી સઘળી સ્ત્રીઓમાં મુખ્ય છે. સ્વર્ગમાં સ્વર્ગલક્ષ્મી કે જે ઇંદ્રની સંપત્તિ કહેવાય છે તે, પાતાળમાં નાગલક્ષ્મી, રાજાઓમાં રાજલક્ષ્મી અને ગૃહસ્થોના ઘરોમાં મહામંગળમય સંપત્તિરૂપ ગૃહલક્ષ્મી, એ સઘળાં મહાલક્ષ્મીના અંશરૂપ છે. ગાયોની માતા કામધેનુ, યજ્ઞની સ્ત્રી દક્ષિણા, સમુદ્રની કન્યા લક્ષ્મી, કમળોમાં શોભા, ચંદ્રની શોભા અને સૂર્યમંડળની પ્રભા, એ સઘળા લક્ષ્મીના અંશ છે.[૧૬-૨૦] આભરણોમાં, રત્નોમાં, ફળોમાં, જળોમાં, રાજાઓમાં, રાણીઓમાં, દિવ્ય સ્ત્રીઓમાં, ઘરોમાં, સર્વ ધાન્યોમાં, વસ્ત્રોમાં, સંસ્કાર આપેલાં સ્થાનકોમાં, દેવતાઓની પ્રતિમાઓમાં, મંગળ કળશોમાં, માણિક્યોમાં, મોતીઓમાં, પુષ્પોમાં, ઉત્તમ મણિઓમાં, હીરાઓમાં, દૂધમાં, ચંદનોમાં, વૃક્ષોની રમણીય શાખાઓમાં, નવીન મેઘમાં અને નવીન વસ્તુઓમાં મહાલક્ષ્મીના અંશ રહેલા છે. પ્રથમ નારાયણે વૈકુંઠમાં એ લક્ષ્મીની પૂજા કરી હતી.[૨૧-૨૪] તે પછી બ્રહ્માએ, તે પછી શંકરે અને તે પછી ક્ષીરસાગરમાં વિષ્ણુએ પૂજા કરી હતી.[૨૫] હે નારદજી ! ભરતખંડમાં સ્વાયંભુ મનુએ, મનુના સઘળા વંશજોએ, મોટા ઋષિઓએ, મોટા મુનિઓએ અને ઉત્તમ ગૃહસ્થોએ એમની પૂજા કરી હતી.[૨૬] પાતાળમાં ગંધર્વોએ તથા નાગ આદિ લોકોએ એમની પૂજા કરી હતી. ત્રૈલોક્યમાં બ્રહ્માએ ભાદરવા શુદ આઠમથી એક પખવાડીઆ સુધી ભક્તિપૂર્વક પૂજા કરી હતી. ચૈત્ર, પૌષ અને ભાદરવા માસમાં મંગળવારને દિવસે વિષ્ણુએ પૂજા કરી હતી.[૨૭,૨૮] વર્ષને અંતે પૌષની સંક્રાંતિને દિવસે અને માઘ શુદ પુનમને દિવસે તથા મંગળવારને દિવસે મનુએ આવાહન કરીને પૂજા કરી હતી કે જે પછી ત્રૈલોક્યમાં ચાલુ થઇ છે. ઇંદ્રે અને મંગળ, કેદાર, નીલ, સુબળ, નળ, ધ્રુવ, ઉત્તાનપાદ, શક્ર, બલિ તથા પ્રિયવ્રત, એ રાજાઓએ, કશ્યપે, દક્ષે, સૂર્યે, ચંદ્રે, કુબેરે, વાયુએ, યમે, અગ્નિએ અને વરૂણે પણ પૂજા કરી હતી.[૨૯-૩૨] આ પ્રમાણે સઘળાં ઐશ્વર્યોનાં અધિષ્ઠાતા અને સઘળી સંપત્તિરૂપ મહાલક્ષ્મીની સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ લોકોમાં પૂજા તથા વંદના થએલી છે.[૩૩]

एवं सर्वत्र सर्वेषु पूजिता वंदिता सदा ॥
सर्वैश्वर्याधिदेवीसासर्वसंपत्स्वरूपिणी ॥३३॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૯

---

## अध्याय ४० मो. ઇંદ્રને દુર્વાસાનો શાપ

### नारद उवाच

नारायणप्रिया सा च वरा वैकुंठवासिनी ॥
वैकुंठाधिष्ठातृदेवी[illegible] लक्ष्मीःसनातनी ॥१॥

નારદજી પૂછે છેઃ—નારાયણનાં પત્ની, વૈકુંઠમાં રહેનારાં, વૈકુંઠનાં અધિષ્ઠાતા અને સનાતનરૂપ એ ઉત્તમ દેવી મહાલક્ષ્મી પૃથ્વીમાં સમુદ્રની કન્યા કયા કારણથી થયાં અને એમની પ્રથમ સ્તુતિ કોણે કરી ? એ વિષય મારી પાસે કહો.[૧,૨]

નારાયણ કહે છેઃ—પૂર્વે દુર્વાસા ઋષિના શાપથી ઇંદ્રની, દેવલોકની અને મર્ત્યલોકની

પણ લક્ષ્મી અસ્ત થઇ ગઇ હતી.[૩] હે નારદજી ! ક્રોધ પામેલાં અને દુઃખ પામેલાં લક્ષ્મી સ્વર્ગ આદિ લોકોનો ત્યાગ કરી વૈકુંઠમાં જઇને ત્યાંજ લીન થઇ ગયાં હતાં.[૪] તે સમયે દુઃખ પામેલા સર્વે દેવતાઓ બ્રહ્માની સભામાં ગયા અને ત્યાંથી બ્રહ્માને અગ્રણી કરીને વૈકુંઠમાં ગયા.[૫] બહુજ દીન થએલા અને જેઓના કંઠ, હોઠ તથા તાળવાં સૂકાતાં હતાં એવા દેવતાઓ વૈકુંઠમાં નારાયણને શરણે ગયા.[૬] તે સમયે સઘળી સંપત્તિરૂપ મહાલક્ષ્મી નારાયણની આજ્ઞાનેલીધે પોતાના અંશથી સમુદ્રની કન્યારૂપ થયાં.[૭] પછી દેવ અને દૈત્યોએ મળીને સમુદ્રનું મથન કરતાં તેમાંથી મહાલક્ષ્મી પ્રકટ થયાં અને તેમને વિષ્ણુએ દીઠાં.[૮] ક્ષીરસાગરમાંથી નીકળેલાં અને હસતા મુખવાળાં લક્ષ્મીએ પ્રસન્ન થઇને દેવ આદિને વરદાન દીધું અને વિષ્ણુને વનમાળા આપી.[૯] હે નારદજી ! સર્વેએ મળીને લક્ષ્મીનું પૂજન કર્યું, તેના પ્રભાવથી દેવતાઓને દૈત્યોએ હરી લીધેલું રાજ્ય પાછું મળ્યું અને સર્વ સ્થળમાં વિપત્તિ મટી ગઈ.[૧૦]

નારદજી પૂછે છેઃ—હે મહારાજ ! દુર્વાસા કે જે મુનિઓમાં શ્રેષ્ઠ, બ્રહ્મનિષ્ઠ અને તત્વવેત્તા છે તેમણે પૂર્વે કયા દોષથી શાપ દીધો હતો?[૧૧] દેવ આદિ લોકોએ કયા રૂપથી સમુદ્રનું મથન કર્યું હતું ? કયા સ્તોત્રથી લક્ષ્મીએ ઇંદ્રને દર્શન દીધું હતું ?[૧૨] દુર્વાસા તથા ઇંદ્રને કેવી રીતનો સંવાદ થયો હતો ? એ મને કહો.

નારાયણ કહે છેઃ—પૂર્વે ત્રૈલોક્યના અધિપતિ કામી ઇંદ્રે મધપાનથી મત્ત થઇને રંભા અપ્સરાની સાથે એકાંતમાં ભારે ક્રીડા કરી. જેનું ચિત્ત રંભાએ હરી લીધું હતું અને કામદેવથી મથાઈ ગયું હતું એવો ઇંદ્ર ક્રીડા કરીને મોટા અરણ્યમાં ઉભો હતો; ત્યાં વૈકુંઠમાંથી કૈલાસના શિખરમાં જતા દુર્વાસા મુનિ તેના જોવામાં આવ્યા. એ દુર્વાસા બ્રહ્મતેજથી પ્રદીપ્ત હતા. ગ્રીષ્મ કાળના મધ્યાહ્નના હજાર સૂર્યોના જેવી તેમની કાંતિ હતી. આકૃતિ તપાવેલા સુવર્ણ જેવી હતી. જટાના ભારથી બહુજ શોભતા હતા. ધોળુ જનોઇ, ચીર, દંડ, કમંડલુ અને ચંદ્ર જેવું ભારે ઉજ્વલ તિલક ધર્યું હતું. વેદ અને વેદનાં અંગોના પારને પહોંચેલા લાખો શિષ્યોથી વીંટાયલા હતા. ઇંદ્ર પોતે પ્રમત્ત છતાં પણ દુર્વાસાને અને આનંદભરેલા તેમના શિષ્યોને જોઇને મસ્તકથી પગે લાગ્યો અને સ્તુતિ કરી.[૧૩–૧૯] પોતાના શિષ્યોસહિત દુર્વાસાએ શુભ આશીર્વાદ આપવા ઉપરાંત એક પારિજાતનુ પુષ્પ કે જે પોતાને વિષ્ણુએ આપેલું, મનોહર અને જરા, મરણ, રોગ તથા શોકને હરીને મોક્ષ આપે એવું હતું, તે ઇંદ્રને આપ્યું. રાજ્યની સંપત્તિથી પ્રમત્ત થએલા ઇંદ્રે એ પુષ્પ લઇને તેજ સમયે ઐરાવત હાથીના માથા ઉપર મૂક્યું. પુષ્પનો સ્પર્શ થતાંજ હાથી અકસ્માત્ રૂપથી, ગુણથી, તેજથી અને અવસ્થાથી વિષ્ણુ જેવો થઈ ગયો. હે નારદજી ! એ હાથી તુરતજ ઇંદ્રને છોડીને ઘોર વનમાં ગયો.[૨૦,૨૩] તેજનેલીધે ઇંદ્રથી તે ગજેન્દ્ર હાથમાં રાખી શકાયો નહિ. તે સમયે ઇંદ્રે પુષ્પને છોડી દીધેલું જોઇ ભારે ક્રોધ પામેલા દુર્વાસાએ તેને નીચે પ્રમાણે કહીને શાપ દીધો.

દુર્વાસા કહે છેઃ—અરે ઇંદ્ર ! તું લક્ષ્મીથી મહોન્મત્ત થઇને મારૂં અપમાન કેમ કરે છે ?[૨૪,૨૫] મારૂં આપેલું પુષ્પ તેં ગર્વનેલીધે હાથીના માથાપર કેમ મૂક્યું ? વિષ્ણુને નિવેદિત થએલું નૈવેદ્ય, ફળ કે જળ પ્રાપ્ત થતાંજ તેનો ઉપભોગ કરવો જોઇએ. એઓનો ત્યાગ કરવાથી બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે.

જે માણસ ભાગ્યથી પ્રાપ્ત થએલા તે વિષ્ણુના શુભ નૈવેદ્યનો ત્યાગ કરે તે માણસ લક્ષ્મીથી ભ્રષ્ટ, બુદ્ધિથી ભ્રષ્ટ અને પુરથી પણ ભ્રષ્ટ થાય.[૨૬,૨૭] જે ભક્ત વિષ્ણુને અર્પાએલું નૈવેદ્ય પ્રાપ્ત થતાંજ તેનો ઉપભોગ કરે તે માણસ સો પેઢીઓનો ઉદ્ધાર કરીને જીવન્મુક્ત થાય, જે માણસ નૈવેદ્ય જમીને ભક્તિથી નિત્ય ભગવાનને નમે, પૂજે અથવા સ્તુતિ કરે તે માણસ વિષ્ણુ જેવો થાય. તીર્થો પણ એવા માણસના સ્પર્શવાળા પવનથી તુરત શુદ્ધ થાય છે.[૨૮-૩૦] પૃથ્વી પણ તેના ચરણની રજથી શીઘ્ર પવિત્ર થાય છે. છીનાળનું અન્ન, પતિ-પુત્રવગરની સ્ત્રીનું અન્ન, શૂદ્રના શ્રાદ્ધનું અન્ન, વૃથા માંસ, ગામોટે આપેલું અન્ન, વૈદ્ય બ્રાહ્મણનું અન્ન, વિષ્ણુને નિવેદન નહિ થએલું અન્ન, પૂજારીનું અન્ન, કન્યા વેચનારાઓનું અન્ન, શિવલિંગને નિવેદન કરાએલું અન્ન, કુટણું કરનારાઓનું અન્ન, ઉચ્છિષ્ટ અન્ન, વાશી અન્ન, સર્વે જમી રહ્યા પછી અવશેષ રહેલું અન્ન, શૂદ્ર જાતની સ્ત્રીના પતિ બ્રાહ્મણનું અન્ન, મિત્રદ્રોહીનું અન્ન, કૃતઘ્નનું અન્ન, વિશ્વાસઘાતીઓનું અન્ન, ખેડ કરનાર બ્રાહ્મણનું અન્ન, અદીક્ષિત બ્રાહ્મણનું અન્ન, શૂદ્રનાં શબ બાળનારનું અન્ન, અગમ્યા સ્ત્રીઓનો સંગ કરનાર બ્રાહ્મણોનું અન્ન, ખોટી સાહેદી પૂરનારાનું અન્ન અને તીર્થમાં પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણનું અન્ન, કે જે નિષિદ્ધ છે તે જમનારાઓ પણ વિષ્ણુનું નૈવેદ્ય ખાવાથી શુદ્ધ થાય છે. ચાંડાલ પણ વિષ્ણુનો ભક્ત હોય તે પોતાની કરોડ પેઢીઓનો ઉદ્ધાર કરે છે.[૩૧-૩૭] જે માણસ વિષ્ણુનો અભક્ત હોય તે પોતાનો પણ ઉદ્ધાર કરી શકતો નથી. અજાણતાં પણ વિષ્ણુના નિર્માલ્યનું ગ્રહણ કરે તો સાત જન્મોના પાપથી છુટે છે એમાં સંશય નથી. હે ઇંદ્ર! જાણીને ભક્તિપૂર્વક વિષ્ણુના નૈવેદ્યનું ભક્ષણ કરે તો કરોડો જન્મોનાં પાપથી અવશ્ય મુક્ત થાય છે. તેં પારિજાતનું પુષ્પ ગર્વથી હાથીના માથાપર મૂક્યું એટલામાટે લક્ષ્મી તમ લોકોને છોડીને વૈકુંઠમાં જતી રહેશે. હું કે જે નારાયણનો ભક્ત છું તે દેવથી, બ્રહ્માથી, કાળથી, મૃત્યુથી કે જરાથી પણ બ્હીતો નથી; ત્યારે બીજાઓને તો કેમજ ગણું? એ પુષ્પ જેના મસ્તક ઉપર હતું તેનું પૂજનજ સર્વથી ઉત્તમ છે.[૩૮-૪૩]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે દુર્વાસાનાં વચન સાંભળી શોકથી અને ભયથી વ્યાકુલ થએલા ઇંદ્રે બહુજ રોઈ પડી દુર્વાસાના ચરણ પકડીને તેમને નીચે પ્રમાણે કહ્યું.[૪૪]

ઇંદ્ર કહે છેઃ—હે મહારાજ! આપે મને યોગ્ય શાપ આપ્યો કે જેથી મારૂં માયાનું બંધન મટી જશે. હવે ગએલી સંપત્તિને હું માગતો નથી પણ મને કાંઈક જ્ઞાન આપો.[૪૫] ઐશ્વર્ય તો વિપત્તિઓના બીજરૂપ, જ્ઞાનને ઢાંકી દેનારૂં, મુક્તિમાર્ગમાં કુવાડારૂપ અને ભક્તિમાં અંતર નાખનાર છે.[૪૬]

દુર્વાસા કહે છેઃ—સંપત્તિરૂપી અંધકાર કે જે જન્મ, મરણ, જરા, શોક અને રોગના બીજના ભારે અંકુરરૂપ છે તેથી આંધળો થએલો પુરૂષ મુક્તિના માર્ગને દેખતો નથી.[૪૭] સંપત્તિથી મત્ત થએલાની અને સુરાપાનથી મત્ત થએલાની મૂઢતા સરખીજ થાય છે. હે ઇંદ્ર! ઘણા બાંધવોનો અધિપતિ, સંપત્તિના મદથી મત્ત, વિષયોથી આંધળો થએલો અને મહા કામી રજોગુણી પુરૂષ ભાનરહિતપણાનેલીધે મુક્તિના માર્ગને દેખતો નથી.[૪૮-૪૯] વિષયોથી અંધ થએલા પુરૂષ રાજસ અને તામસ એવા બે પ્રકારના હોય છે. શાસ્ત્રોને જે જાણતા ન હોય તે તામસ, અને શાસ્ત્રોને જે જાણતા હોય તે

રાજસ કહેવાય છે.[૫૦] શાસ્ત્ર પણ બે પ્રકારનું છે તેમાં એક પ્રવૃત્તિના માર્ગને દેખાડે છે અને બીજું નિવૃત્તિના માર્ગને દેખાડે છે.[૫૧] જીવો પ્રથમ દુઃખરૂપ પ્રવૃત્તિના માર્ગમાં પ્રેમથી ઉન્મત્તની પેઠે યથેષ્ટ રીતે નિરંતર ફર્યા કરે છે.[૫૨] જેમ ભ્રમર સુગંધના લોભથી કમળમાં આવે છે પણ તે બીડાઇ જતાં 'હું બંધાઇ જઈશ' એમ જાણતો નથી તેમ પ્રાણી પણ પરિણામે દુઃખના અને નાશના બીજરૂપ સંસારમાં સુખ માનીને લપટાય છે પણ 'આમાંથી હું જન્મ, જરા, તથા મરણના સંકટમાં પડીશ' એમ જાણતો નથી.[૫૩] પોતાનાં કર્મોથી પ્રાપ્ત થતી અનેક યોનિઓમાં અનેક જન્મો સુધી રૂચિથી ફરી ફરીને જ્યારે ક્લેશનો છેડો આવવાનો હોય ત્યારે તેને સત્સંગ મળે છે. સેંકડો અને હજારો મનુષ્યોમાં સંસારરૂપી સમુદ્રથી તારે એવા સાધુ પુરૂષ કોઇકજ હોય છે. એ સાધુ પુરૂષ મુક્તિનો માર્ગ દેખાડે ત્યારે પ્રાણી બંધનોનું ખંડન કરવાનો યત્ન કરે છે.[૫૪-૫૬] તપ અને અનશન (ઉપવાસ) આદિ યત્ન કરતાં અનેક જન્મ વીતી જાય ત્યારે નિર્વિઘ્ન અને મહા સુખદાયી મુક્તિનો માર્ગ મળે છે.[૫૭] હે ઇંદ્ર ! આ વિષય મેં ગુરૂના મુખથી સાંભળ્યો છે કે જે વિષે તેં મને પૂછ્યું.

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે દુર્વાસાનાં વચન સાંભળી ઇંદ્રને વૈરાગ્ય ઉત્પન્ન થયું.[૫૮] તે વૈરાગ્યને ઈંદ્રે દિવસે દિવસે વધારવા માંડયું. પછી દુર્વાસાની પાસેથી પોતાના લોકમાં ગયો ત્યાં દૈત્યોથી અને અસુરોથી ઘેરાએલી, ભયથી વ્યાકુલ, વિષમ, સંકટમાં પડેલી, અતિ ચંચળ, કોઈ સ્થળમાં બંધુ વગરની અને કોઇ સ્થળમાં પિતા, માતા અને સ્રીઓ આદિના શોકથી વ્યાપ્ત થએલી અમરાવતી નગરી તેના જોવામાં આવી. એ નગરીને શત્રુઓના હાથમાં ગએલી જોઈને ઈંદ્ર પોતાના ગુરૂ બૃહસ્પતિની પાસે ગયો.[૫૯-૬૧] ત્યાં મંદાકિનીને કાંઠે પરબ્રહ્મનું ધ્યાન કરતા બૃહસ્પતિ તેના જોવામાં આવ્યા.[૬૨] સર્વોત્તમ, સર્વના ગુરૂ, ધર્માત્મા, શ્રેષ્ઠ લોકોએ સેવેલા, બંધુઓમાં અધિક પ્યારા, જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ, ભાઇઓના વર્ગમાં મોટા, સર્વજ્ઞ અને દૈત્યોને અપ્રિય લાગનારા એ બૃહસ્પતિ તે સમયે ગંગાના જળમાં ઉભી પૂર્વ દિશામાં સૂર્યની સામું જોઈ મંત્રનો જપ કરતા હતા અને ઈશ્વરના પરિપૂર્ણ પ્રેમને લીધે પરમ આનંદમાં મગ્નતા થવાથી તેમના નેત્રમાં આંસુ આવ્યાં હતાં અને શરીરમાં રોમાંચ ઉભાં થયાં હતાં. બૃહસ્પતિને જોઇને ઇંદ્ર ત્યાં ઉભો રહ્યો.[૬૩-૬૫] એક પહોર પછી બૃહસ્પતિને બહિર્વૃત્તિમાં આવેલા જોઇને ઇંદ્ર તેમના ચરણમાં પ્રણામ કરીને વારંવાર ઊંચા સ્વરથી રોવા લાગ્યો.[૬૬] પછી ઈંદ્રે અનુક્રમથી પોતાને દુર્વાસાનો શાપ આદિ થયાની, પછી વરદાનરૂપ મહા દુર્લભ જ્ઞાનની પ્રાપ્તિ થયાની અને સ્વર્ગપુરી શત્રુઓના હાથમાં ગયાની વાત બૃહસ્પતિને કહી સંભળાવી. બુદ્ધિમાન અને વક્તાઓમાં ઉત્તમ બૃહસ્પતિ પોતાના શિષ્ય ઇંદ્રનાં વચન સાંભળી કોપથી રાતાં નેત્ર કરીને નીચે પ્રમાણે બોલ્યા.

બૃહસ્પતિ કહે છેઃ–હે દેવતાઓમાં ઉત્તમ ! તારી સઘળી વાત મેં સાંભળી. રો માં. હવે મારી વાત સાંભળ.[૬૭-૬૯] નીતિ જાણનાર પુરૂષે વિપત્તિમાં પણ કાયર થવું નહિ. સંપત્તિ અને વિપત્તિ એ બન્ને અનિત્ય , પરિશ્રમરૂપ અને પોતાનાં કર્મોને આધીન છે. એ બન્નેનો કરનારો પણ પોતેજ છે. સઘળાઓને પ્રત્યેક જન્મમાં પઇડાના પાટાની પેઠે સર્વદા અનુક્રમે સંપત્તિ અને વિપત્તિનું પરિવર્ત્તન થયાજ કરે છે.[૭૦-૭૨] શાસ્ત્રમાં કહ્યું છે કે " શુભ કે

અશુભ જે કાંઇ કર્મ કરેલું હોય તે અવશ્ય ભોગવવુંજ પડે છે. પુરૂષો પોતાનાં કર્મોનાં ફળોનેજ ભોગવે છે. સેંકડો અને કરોડો કલ્પો વીતી જાય તોપણ ભોગવ્યા વિના કર્મનો ક્ષય થતો નથી.[૭૩] શુભાશુભ કર્મ ભોગવ્યા વિના છુટકો થતોજ નથી." પરમાત્મા શ્રીકૃષ્ણે બ્રહ્માને કહેલી આ વાત સામવેદની શાખામાં પ્રસિદ્ધ છે. સઘળાં કર્મો ભોગવતાં કાંઇક અવશેષ રહે ત્યારે તે કર્મો પ્રમાણે ભરતખંડમાં અથવા બીજે ઠેકાણે જન્મ થાય છે. બ્રાહ્મણનો શાપ, ઉત્તમ સુખ, મોટી લક્ષ્મી અથવા હીનતા, કર્મોના અનુસારથી પ્રાપ્ત થાય છે. હે ઇંદ્ર! કરોડો જન્મોમાં કરેલાં કર્મો પ્રાણીની પછવાડે ને પછવાડે ચાલ્યા કરે છે.[૭૪-૭૭] જેમ પડછાયો પ્રાણીને છોડતો નથી તેમ કર્મો પણ પોતાનાં ફળ આપ્યા વિના છોડતાં નથી. કાળ, દેશ અને પાત્રભેદથી કર્મોનાં ફળોમાં પણ ન્યૂનાધિકપણું પ્રાપ્ત થાય છે. સાધારણ દિવસે કોઇ વસ્તુનું દાન કરવાથી સાધારણ પુણ્ય થાય છે અને કોઇ વિશેષ દિવસે તેજ વસ્તુનું દાન કરવાથી તે કરતાં કરોડગણું અથવા અસંખ્ય પણ ફળ થાય છે. સાધારણ દેશમાં કોઇ વસ્તુનું દાન કરવાથી સાધારણ પુણ્ય થાય છે અને કોઇ વિશેષ દેશમાં તેજ વસ્તુનુ દાન કરવાથી તે કરતાં કરોડગણું અથવા ગણી શકાય નહિ એવું પુણ્ય થાય છે. સાધારણ પાત્રને કોઈ વસ્તુનું દાન આપવાથી આપનારને સાધારણ ફળ થાય અને કોઈ વિશેષ પાત્રને તેજ વસ્તુનું દાન કરવાથી તે કરતાં કરોડગણું અથવા ગણી શકાય નહિ એવું પણ ફળ થાય છે. જેમ ખેડુતોને ખેતરના ભેદથી ધાન્યોની ઉત્પત્તિ ન્યૂનાધિક થાય છે તેમ દેશ, કાળ અને પાત્રના ભેદથી પુણ્યોનાં ફળ પણ ન્યૂનાધિક થાય છે. સાધારણ દિવસે બ્રાહ્મણને કોઈ વસ્તુનું દાન આપવાથી સાધારણ ફળ થાય છે અને અમાવાસ્યા કે સંક્રાંતિને દિવસે દાન આપવાથી સોગણું ફળ થાય છે. ચાતુર્માસની પુનમને દિવસે દાન આપવાથી અનંત ફળ થાય છે.[૭૮,૮૪] ચંદ્રગ્રહણમાં દાન આપવાથી કરોડગણું ફળ થાય છે, સૂર્યગ્રહણમાં દાન આપવાથી તે કરતાં સોગણું ફળ થાય છે[૮૫] અને અક્ષય નવમીને દિવસે દાન આપવાથી અક્ષય અને અસંખ્યાત ફળ થાય છે. આ પ્રમાણે બીજા પવિત્ર દિવસોમાં દાન આપવાથી પણ ફળની અધિકતા થાય છે.[૮૬] જેમ દાનમાં મનુષ્યોને ન્યૂનાધિક ફળ થાય છે તેમ સ્નાન અને જપ આદિ સઘળાં બીજાં કર્મો વિષે પણ સમજવું.[૮૭] જેમ કુંભાર દંડ, ચાકડો, ફેરવવું, માટી અને ટપલાં આદિથી ઘડાને બનાવે છે તેમ ઈશ્વર પણ અનેક જાતનાં કર્મોથી ફળ આપે છે. એટલા માટે આ સઘળું જગત જેની આજ્ઞાથી સરજાએલું છે અને જેની આજ્ઞાથીજ કર્મની નિવૃત્તિ થાય છે તે નારાયણનું તું ભજન કર.[૮૮,૮૯] સર્વ બ્રહ્માંડોમાં વિધાતાના વિધાતા, રક્ષકના રક્ષક, સરજનારના સરજનાર, સંહાર કરનારના સંહાર કરનાર અને કાળના કાળરૂપ પણ એજ નારાયણ છે.[૯૦] જે પ્રાણી સંસારમાં મહાવિપત્તિના સમયમાં નારાયણનું સ્મરણ કરે તેને વિપત્તિ મટીને સંપત્તિ પ્રાપ્ત થાય એમ સદાશિવે કહ્યું છે.[૯૧]

નારાયણ કહે છેઃ—હે નારદજી! તત્વને જાણનારા બૃહસ્પતિએ એટલાં વચન કહી ઇંદ્રનું આલિંગન કરી શુભ આશીર્વાદ આપીને તેને ઇષ્ટદેવનું ભજન કરવા વિષે સમજાવ્યો.[૯૨]

**इत्येवमुक्त्वा तत्वज्ञः समालिंग्य सुरेश्वरम् ॥**
**दत्वा शुभाशिषंचेष्टंबोधयामासनारद॥९२॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૦**

# अध्याय ४१ मो.

## ક્ષીરસાગરમાં લક્ષ્મીનો જન્મ

### શ્રીનારાયણ ઉવાચ

**हरिंध्यात्वा हरिर्ब्रह्मन् जगाम ब्रह्मणःसभाम्॥
बृहस्पतिं पुरस्कृत्य सर्वैः सुरगणैः सह ॥ १ ॥**

નારાયણ કહે છેઃ-હે નારદજી ! તે પછી ઇંદ્ર નારાયણનું ધ્યાન કરી બૃહસ્પતિને અ-ગ્રણી કરીને સર્વે દેવતાઓની સાથે બ્રહ્માની સભામાં ગયો.[1] તુરત બ્રહ્મલોકમાં જઈ બ્રહ્માનાં દર્શન કરી સઘળા દેવતાઓ પગે લાગ્યા અને બૃહસ્પતિ સહિત ઇંદ્ર પણ પગે લાગ્યો.[2] બૃહસ્પતિએ સઘળું વૃત્તાંત બ્રહ્માને કહી સંભ-ળાવતાં તે સાંભળી બ્રહ્માએ હાસ્ય કરીને ઇંદ્રને નીચે પ્રમાણે કહ્યું.[3]

બ્રહ્મા કહે છેઃ—હે પુત્ર ! તું મારા વંશમાં ઉત્પન્ન થએલો છે, મારો પૌત્ર છે, વિચક્ષણ છે, બૃહસ્પતિનો શિષ્ય છે અને દેવતાઓનો અધિપતિ છે.[4] વળી વિષ્ણુનો ભક્ત અને મોટા પ્રતાપવાળો દક્ષપ્રજાપતિ તારો માતામહ છે, તો આ પ્રમાણે તું ત્રણે કુળમાં શુદ્ધ છતાં તને અહંકાર કેમ ઉત્પન્ન થયો ?[5] જેની મા પતિવ્રતા હોય અને પિતા, માતામહ તથા મામો શુદ્ધ અને જિતેંદ્રિય હોય તેને અહં-કાર પ્રાપ્ત નહિ થવો જોઇએ.[6] પિતાના, માતા-મહના અને ગુરૂના દોષથીજ અવશ્ય દેવનો અપરાધ થાય છે.[7] સર્વના અંતર્યામી ભગ-વાન જીવરૂપે સઘળા દેહોમાં રહ્યા છે. એ આ-ત્મા જેના દેહમાંથી જાય તે પ્રાણી તુરતજ શબ થઇ જાય છે.[8] દેહરૂપી નગરમાં રહેલા એ આત્મારૂપ રાજાની પાસે હું ઇંદ્રિયોના અધિપતિ મનરૂપે, શંકર અહંકારરૂપે, વિષ્ણુ-ના પ્રાણરૂપ રાધાજી પ્રકૃતિરૂપે અને દુર્ગાદેવી બુદ્ધિરૂપે સેવક થઇને રહેલ છીએ.[9] એ આ-ત્માની પાસે નિદ્રા આદિ જે શક્તિઓ છે તે સઘળી, પ્રકૃતિની કળારૂપ છે. ભોગને વાસ્તે શરીરને ધારણ કરનાર એ જીવાત્મા કે જે પરમાત્માના પ્રતિબિંબરૂપ છે, તે શરીરમાંથી નીકળતાં જેમ રાજા માર્ગમાં જતો હોય તેની પછવાડે સઘળા સેવકો પણ જાય તેમ ઇંદ્રિ-યાદિક સઘળા પદાર્થો જતા રહે છે.[10,11] એ જીવો, હું, શિવ, શેષ, વિષ્ણુ, ધર્મ, મહાવિ-રાટ્ અને તમો, જેના ભક્ત અને જેના અંશ છીએ તે દેવના પુષ્પનો તેં તિરસ્કાર કર્યો એ ઘણું અયોગ્ય કર્યું છે. શ્રીકૃષ્ણના ચરણાર-વિંદથી ખસેલું એ પુષ્પ જેને માથે હોય તેની પૂજા સઘળા દેવતાઓની પૂજાથી પણ પહેલાં થવી જોઈએ.[12-14] તને દૈવે ઠગ્યો છે અને દૈવ સર્વથી અધિક બળવાન છે. ભાગ્ય વગ-રના મૂઢજનની રક્ષા કરવાને બીજો કોણ સમર્થ થાય ?[15] શ્રીકૃષ્ણના નિર્માલ્યનો ત્યાગ કરવાને લીધે કોપ કરીને તે લક્ષ્મી હમણાં જતી રહી છે માટે હવે તું મારી અને બૃહસ્પતિની સાથે વૈકુંઠમાં આવ.[16] ત્યાં લક્ષ્મીના પતિ વિષ્ણુની સેવા કરીને મારા વરદાનથી તું લક્ષ્મીને પ્રાપ્ત કરીશ.

નારાયણ કહે છે—આ પ્રમાણે બોલીને તે બ્રહ્મા સર્વે દેવતાઓની સાથે વૈકુંઠમાં ગયા. ત્યાં તેજસ્વરૂપ, તેજથી દીપતા, ગ્રીષ્મઋતુના મધ્યાહ્નના સો કરોડ સૂર્યો સરખી કાંતિવાળા, શાંત, આદિ, મધ્ય તથા અંતથી રહિત, લ-ક્ષ્મીના પતિ, અવિનાશી, ચાર ચાર ભુજાવાળા પાર્ષદોએ, સરસ્વતીએ તથા ગંગાએ ભક્તિ-પૂર્વક સેવેલા અને ચારે વેદથી વીંટાએલા વિષ્ણુને જોઈ બ્રહ્મા આદિ સર્વે દેવતાઓ કે જેઓનાં નેત્રોમાં આનંદનાં આંસુ આવી ગયાં હતાં તેઓએ મસ્તકવડે પ્રણામ કર્યા અને ભક્તિથી નમ્ર થઈને સ્તુતિ કરી.[17-21] પછી બ્રહ્માએ હાથ જોડીને વિષ્ણુની પાસે વૃત્તાંત

નિવેદન કર્યું; અને પોતાના અધિકારથી ભ્રષ્ટ થએલા સર્વે દેવતાઓ રોવા લાગ્યા.[૨૨] વિષ્ણુએ વિપત્તિથી ઘેરાએલા, ભયથી વ્યાકુલ, રત્ન, ભૂષણ તથા વાહન આદિ વગરના, શોભાથી રહિત, લક્ષ્મીથી રહિત અને કાંતિ વગરના સર્વે દેવતાઓને દીઠા. એઓને દુઃખીઆ જોઈ ભયને ભાગનારા વિષ્ણુએ નીચે પ્રમાણે કહ્યું.[૨૩,૨૪]

વિષ્ણુ કહે છેઃ—હે બ્રહ્મા! હે દેવતાઓ! બ્હીઓ માં. હું છતાં તમોને શી બ્હીક છે? હું તમોને અવિચલ અને મોટા ઐશ્વર્યને વધારનારી લક્ષ્મી આપીશ.[૨૫] હવે હું જે કાંઇ આ સમયને છાજતું, હિત, સત્ય, સારરૂપ અને પરિણામે સુખ આપનારૂં વચન કહું છું તે સાંભળો.[૨૬] જેમ અસંખ્ય બ્રહ્માંડોમાં રહેનારા સર્વે લોકો સર્વદા મને આધીન છે તેમ હું ભક્તોને આધીન છું. હું સ્વતંત્ર નથી.[૨૭] કોઇના પણ અંકુશ વગરનો મારો સાચો ભક્ત જેના ઉપર ક્રોધ કરે તેના ઘરમાં લક્ષ્મીની સાથે હું પણ રહેતો નથી એ નિશ્ચય છે.[૨૮] શંકરના અંશરૂપ, વૈષ્ણવ અને મારા સાચા ભક્ત દુર્વાસાનો તમોને શાપ લાગવાથી હું તમારા ઘરમાંથી લક્ષ્મી સહિત અહીં આવ્યો છું.[૨૯] જ્યાં શંખનો શબ્દ, તુલસી, શિવનું પૂજન, દુર્ગાનું પૂજન અને બ્રાહ્મણોનું ભોજન ન હોય ત્યાં લક્ષ્મી રહેતાં નથી.[૩૦] હે બ્રહ્મા! હે દેવતાઓ! જ્યાં મારા ભક્તોની નિંદા થતી હોય તે સ્થલમાંથી ક્રોધ કરીને લક્ષ્મી જતાં રહે છે.[૩૧] જે મૂઢ પુરૂષ મારી ભક્તિથી રહિત થઇને એકાદશીને દિવસે અથવા મારા જન્મને દિવસે જમે છે તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે.[૩૨] જે માણસ મારા નામનેવેચે, કન્યાને વેચે અથવા જેના ઘરમાં અતિથી જમે નહિ તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે.[૩૩] જે બ્રાહ્મણ છીનાળનો પતિ હોય, છીનાળનો પુત્ર હોય, પાપીને ઘેર જતો હોય, કે શૂદ્રના શ્રાદ્ધનું અન્ન જમતો હોય તેના ઘરમાંથી લક્ષ્મી ક્રોધ કરીને જતાં રહે છે. હે દેવતાઓ! જે ભાગ્યહીન અધમ બ્રાહ્મણ શૂદ્રોનાં શબ બાળતો હોય તેના ઘરમાંથી રીસાઇને લક્ષ્મી જતાં રહે છે. જે બ્રાહ્મણ શૂદ્રોની રસોઈ કરતો હોય કે ખેડ ખેડતો હોય તેના પાણીના છાંટાથી ભય પામીને તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે. જે બ્રાહ્મણ અપવિત્ર હૃદયવાળો, ક્રૂર, હિંસક, નિંદક કે ગામોટપણું કરનાર હોય તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે. જે બ્રાહ્મણ પતિ—પુત્ર વગરની સ્ત્રીનું અન્ન જમે તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે.[૩૪-૩૮] જે માણસ નખોથી તણખલાં કાપે, નખથી ધરતી ખોતરે અથવા જેની પાસેથી બ્રાહ્મણ નિરાશ જાય તેના ઘરમાંથી લક્ષ્મી જતાં રહે છે.[૩૯] જે દ્વિજ સૂર્યોદયના સમયમાં જમે, દિવસનો સૂઈ રહે અથવા દિવસે મૈથુન કરે તેની પાસેથી લક્ષ્મી દૂર જાય છે.[૪૦] જે મૂઢ માણસ નગ્ન થઇને કે ભીને પગે સૂવે અથવા બટકબોલો થઇને વારંવાર હસ્યા કરે તેના ઘરમાંથી લક્ષ્મી દૂર જાય છે. જે બ્રાહ્મણ આચારથી રહિત હોય, શૂદ્રોનાં દાન લે અથવા દીક્ષાથી રહિત હોય તેની પાસેથી લક્ષ્મી દૂર જાય છે.[૪૧,૪૨] જે માણસ માથામાં તેલ ઘાલીને બીજાના અંગનો સ્પર્શ કરે અને પોતાનું અંગ ઠોકયા કરે તેના ઘરમાંથી લક્ષ્મી દૂર જાય છે.[૪૩] જે દ્વિજ વ્રત, ઉપવાસ, સંધ્યા અને મારી ભક્તિથી રહિત હોય તેની પાસેથી લક્ષ્મી દૂર જાય છે.[૪૪] જે માણસ બ્રાહ્મણની નિંદા કરે, હિત કરનારાનો સર્વદા દ્વેષ કરે, જીવની હિંસા કરે અથવા દયા વગરનો હોય તેની પાસેથી લક્ષ્મી દૂર જાય છે.[૪૫] જ્યાં જ્યાં મારી મૂર્ત્તિ હોય અને

મારા ગુણોનું વર્ણન થતું હોય, ત્યાં ત્યાં સર્વ મંગલોમાં અધિક મંગલરૂપ લક્ષ્મી રહે છે.[૪૬] હે બ્રહ્મા! જ્યાં શ્રીકૃષ્ણની અને શ્રીકૃષ્ણના ભક્તની પ્રશંસા થતી હોય ત્યાં લક્ષ્મી સર્વદા રહે છે.[૪૭] જ્યાં શંખનો શબ્દ, શંખ, શાલગ્રામ અને તુલસીદલ હોય તથા જ્યાં મારી સેવા, વંદન અને ધ્યાન થતાં હોય તે સ્થળમાં લક્ષ્મી સર્વદા રહે છે.[૪૮] જ્યાં શિવના લિંગનું પૂજન, શિવના ગુણનું વર્ણન, દુર્ગાનું પૂજન અને દુર્ગાના ગુણોનું વર્ણન થતાં હોય ત્યાં લક્ષ્મી સર્વદા રહે છે.[૪૯] જ્યાં બ્રાહ્મણોનું સેવન, બ્રાહ્મણોનું ભોજન અને સર્વ દેવતાઓનું પૂજન થતું હોય તે ઘરમાં લક્ષ્મી અવિચળ રહે છે.[૫૦]

નારાયણ કહે છેઃ–વિષ્ણુએ સર્વ દેવતાઓને એ પ્રમાણે કહીને પછી લક્ષ્મીને કહ્યું કેઃ–"તમે તમારા અંશથી ક્ષીરસાગરમાં જન્મ ધરો."[૫૧] આ પ્રમાણે લક્ષ્મીને કહીને પછી વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કેઃ–"હે બ્રહ્મા! તમે સમુદ્રનું મથન કરાવીને તેમાંથી નીકળેલી લક્ષ્મી દેવતાઓને આપજો."[૫૨] આ પ્રમાણે કહીને વિષ્ણુ પોતાના અંતઃપુરમાં ગયા અને તે પછી દેવતાઓ ક્ષીરસાગરનું મથન કરવા ગયા.[૫૩] દૈત્યોએ અને દેવતાઓએ મંદરાચળને રવાઈરૂપ, કૂર્મને પાત્રરૂપ અને શેષનાગને નેતરાંરૂપ કરીને સમુદ્રનું મથન કરતાં તેમાંથી તેઓને ધન્વંતરિ, અમૃત, ઉચ્ચૈઃશ્રવા નામનો પ્યારો ઘોડો, અનેક રત્નો, ઐરાવત હાથી, લક્ષ્મી અને સુદર્શનની પ્રાપ્તિ થઇ.[૫૪,૫૫] લક્ષ્મીએ સર્વના ઈશ્વર, રમણીય, ક્ષીરસાગરમાં શયન કરનારા અને પોતાના પ્યારા વિષ્ણુને વનમાળા પહેરાવી.[૫૬] દેવતાઓએ, બ્રહ્માએ તથા શંકરે લક્ષ્મીની પૂજા કરીને સ્તુતિ કરતાં લક્ષ્મીએ દેવતાઓને દુર્વાસાના શાપથી મુક્ત કરીને તેઓના ઘરમાં પોતાની શુભ દૃષ્ટિ કરી.[૫૭] હે નારદજી! બ્રહ્માના વરદાનથી અને મહાલક્ષ્મીની કૃપાથી દેવતાઓને પોતાનો દેશ કે જે ભયંકર દૈત્યોના હાથમાં ગયો હતો તે પાછો પ્રાપ્ત થયો.[૫૮] આ પ્રમાણે મેં સુખદાયી, સારરૂપ અને ઉત્તમ સઘળું લક્ષ્મીનું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે?[૫૯]

**इत्येवं कथितं सर्वं लक्ष्म्युपाख्यानमुत्तमम् ॥**
**सुखदंसारभूतंचकिंभूयःश्रोतुमिच्छसि॥५९॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો એકતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૧**

---

## अध्याय ४२ मो.

### મહાલક્ષ્મીના પૂજનનો ક્રમ, મંત્ર અને સ્તોત્ર.

**नारद उवाच**

**हरेरुत्कीर्त्तनं भद्रं श्रुतं तद्ज्ञानमुत्तमम् ॥**
**इप्सितंलक्ष्म्युपाख्यानंध्यानंस्तोत्रं वद प्रभो ॥**

નારદજી પૂછે છેઃ–હે પ્રભુ! ભગવાનનું કલ્યાણરૂપ અને ઉત્તમ ગુણોનું વર્ણન તથા પ્યારૂં લાગે એવું લક્ષ્મીનું આખ્યાન મેં સાંભળ્યું. હવે લક્ષ્મીનું ધ્યાન અને સ્તોત્ર મારી પાસે કહો.[૧]

નારાયણ કહે છેઃ–પ્રથમ ઇંદ્રે તીર્થમાં નાહી બે ધોએલાં વસ્ત્ર પહેરી ક્ષીરસમુદ્રને કાંઠે ઘડાનું સ્થાપન કરીને ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ અને દુર્ગા, એ છ દેવની ગંધ અને પુષ્પ આદિથી ભક્તિપૂર્વક પૂજા કરી હતી.[૨,૩] પૂજા કર્યા પછી બ્રહ્મા અને બૃહસ્પતિની આજ્ઞા પ્રમાણે પરમ ઐશ્વર્યરૂપ મહાલક્ષ્મીનું આવાહન કરીને તેમની પૂજા કરી.[૪] હે નારદજી! પોતાની આગળ ઉભેલા બ્રાહ્મણોમાં, ગુરૂમાં, વિષ્ણુમાં, દેવ આદિમાં, પવિત્ર

સ્થળમાં અને જ્ઞાનાનંદરૂપ સદાશિવમાં પણ લક્ષ્મીની પૂજા કરી.[૫] પછી ચંદનથી યુક્ત પારિજાતનું પુષ્પ લઇ મહાલક્ષ્મીનું ધ્યાન કરીને પૂજા કરી હતી.[૬] સામવેદમાં કહેલું જે ધ્યાન પૂર્વે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું હતું તે હું તમારી પાસે કહું છું. સાંભળો.[૭] "મહાલક્ષ્મી કે જે હજાર પાંખડીવાળા કમળની ડોડી ઉપર વસનારાં છે, ઉત્તમ છે, શરદ્ઋતુની પુનમના કરોડો ચંદ્રોની કાંતિથી પણ અધિક કાંતિવાળાં છે,[૮] પોતાના તેજથી પ્રદીપ્ત છે, સુખથી જોવાઇ શકાય એવાં છે, મનોહર છે, તપાવેલા સોના સરખી શોભાવાળાં છે, દેહધારી છે, સતી છે,[૯] રત્નનાં આભરણો આદિ શણગારોથી શોભે છે, પીળાં વસ્ત્ર ધરે છે, મંદ હાસ્યસહિત પ્રસન્ન મુખવાળાં છે, નિરંતર સ્થિર જુવાનીવાળાં છે,[૧૦] સઘળી સંપત્તિ આપનારાં છે, શુભ છે અને અનેક ગુણોથી યુક્ત છે તેમને હું ભજું છું." આવી રીતનું ધ્યાન કરી ભક્તિપૂર્વક બ્રાહ્મણના વાક્યથી પૂજીને સોળ ઉપચારોમાં પ્રત્યેક ઉપચાર વિવિધ પ્રકારથી સારા અને ઉત્તમ ઉત્તમ વિધિસહિત કરવા.[૧૧-૧૨] "હે મહાલક્ષ્મી! અમૂલ્ય રત્નોથી જડેલું અને વિશ્વકર્માએ બનાવેલું આ વિચિત્ર આસન આપ સ્વીકારો. હે કમળમાં રહેનારાં! સઘળાઓએ વંદેલું, પ્યારું અને પાપરૂપી કાષ્ઠોને બાળવામાં અગ્નિરૂપ આ શુદ્ધ ગંગાજલ આપું છું તેનો અંગીકાર કરો. હે કમળમાં રહેનારાં! પુષ્પ, ચંદન તથા દૂર્વા આદિવાળું અને શંખના ગર્ભમાં રહેલું આ ગંગાજલ અર્ઘરૂપે આપું છું તેનો સ્વીકાર કરો. હે દેવિ! હે વિષ્ણુને પ્યારાં! દેહની સુંદરતા કરનારું આ સુગંધી ફુલેલ તેલ તથા સુગંધી આમળાનો ભુકો આપું છું તેનો અંગીકાર કરો. હે દેવિ! આ સુતરનું અને રેશમનું વસ્ત્ર અર્પણ કરું છું તેનો સ્વીકાર કરો.[૧૩-૧૭] હે દેવિ! રત્ન અને સુવર્ણથી બનેલું, દેહની શોભા વધારનાર, પ્રીતિ ઉપજાવનાર, સઘળી સુંદરતાના બીજરૂપ અને તુરત શોભા આપનાર આ રત્નનું આભરણ આપું છું તેનો શોભાને વાસ્તે સ્વીકાર કરો.[૧૮] હે શ્રી કૃષ્ણની પત્નિ! ઝાડના રસરૂપ અને સુગંધી પદાર્થોવાળો આ પવિત્ર ધૂપ આપું છું તેનો સ્વીકાર કરો. હે દેવિ! આ સુખદાયી અને સુગંધવાળું ચંદન આપું છું તેનો સ્વીકાર કરો.[૧૯,૨૦] હે દેવતાઓનાં ઈશ્વરિ! જગતના નેત્રરૂપ, પવિત્ર અને અંધકારને મટાડનાર આ સુખરૂપ દીવાનો સ્વીકાર કરો.[૨૧] હે દેવિ! અનેક ઉપહારરૂપ, અનેક રસવાળું અને અત્યંત મીઠાશ આપનારું આ નૈવેદ્ય સ્વીકારો.[૨૨] હે દેવિ! અન્ન કે જે બ્રહ્મસ્વરૂપ, પ્રાણના રક્ષણનું કારણ, સંતોષ આપનાર અને પુષ્ટિ આપનાર છે તેનો સ્વીકાર કરો.[૨૩] હે મહાલક્ષ્મી! ચોખાવાળું, પરિપકવ, સાકર તથા ઘીવાળું અને સ્વાદવાળું આ પરમાન્ન (દૂધપાક) સ્વીકારો.[૨૪] સાકરવાળું, ઘીમાં પકાવેલું, સ્વાદિષ્ટ અને મનોહર આ સ્વસ્તિક નામનું પકવાન્ન હું ભક્તિથી અર્પું છું તેનો સ્વીકાર કરો.[૨૫] હે વિષ્ણુને પ્યારાં! અનેક પ્રકારનાં રમણીય પકવાનો તથા ફળોનો અંગીકાર કરો. આ દૂધ કે જે બહુ મીઠું, મનોહર, મર્ત્યલોકના અમૃતરૂપ અને ઘણા ઘીવાળું છે તેનો સ્વીકાર કરો. આ ગોળ કે જે શેલડીના રસથી ઉત્પન્ન થએલ, બહુજ મીઠો, અગ્નિથી પાકેલો અને રૂચિ કરનાર છે તેનો અંગીકાર કરો. જવ અને ઘઉંની કણકીથી કરેલી, પરિપકવ, ગોળવાળી અને ઘીથી ભીંજવેલી આ લાવશીનો સ્વીકાર કરો. હે દેવિ! ધાન્યોના લોટથી બનાવેલું, પહવ, અને સ્વસ્તિક આદિ આકાર-

વાળું આ નૈવેદ્ય હું ભક્તિથી નિવેદન કરું છું તેને અંગીકાર કરો. હે લક્ષ્મી! ગરમીના સમયમાં શીતલ પવન આપનારો, અને મહા સુખદાયી આ પંખો તથા ધોળું ચમર આપું છું તેનો સ્વીકાર કરો. આ તાંબુલ કે જે ઉત્તમ, રમણીય, કર્પૂર આદિથી વાસેલું અને જીહ્વાની જડતાને મટાડનારૂં છે તેનો સ્વીકાર કરો. હે દેવિ! આ જળ કે જે વાસેલું, ટાઢું, તરસને મટાડનારૂં અને જગતના જીવનરૂપ છે તેનો સ્વીકાર કરો. (સાધારણ ઉપચારો આપીને વળી વિશેષ ઉપચારો આપવા હોય તો નીચેના મંત્રોથી આપવા.) હે દેવિ! આ સુતરનું અને રેશમનું વસ્ત્ર કે જે દેહની સુંદરતાના બીજરૂપ અને સર્વદા શોભા વધારનાર છે તેનો સ્વીકાર કરો. હે દેવિ! આ આભરણ કે જે રત્ન તથા સુવર્ણથી બનાવેલું, દેહની શોભા આદિને વધારનાર, શોભાના આધારરૂપ અને કાંતિ આપનારૂં છે તેનો સ્વીકાર કરો. હે દેવિ! અનેક ઋતુઓમાં થતાં, ઘણી શોભાના આશ્રયરૂપ, ઉત્તમ, દેવ તથા રાજાઓને પ્રિય અને શુદ્ધ આ પુષ્પો આપું છું તેનો સ્વીકાર કરો. હે દેવિ! આ ચંદન કે જે શુદ્ધિ આપનાર, શુદ્ધરૂપ, સઘળાં મંગલોમાં અતિ મંગલરૂપ, સુગંધી વસ્તુઓથી સંયુક્ત અને રમણીય છે તેનો સ્વીકાર કરો. હે શ્રીકૃષ્ણની પત્નિ! આ આચમનીય કે જે પવિત્ર તીર્થોના જળરૂપ, શુદ્ધ, સર્વદા શુદ્ધિ આપનાર અને રમણીય છે તેનો સ્વીકાર કરો. હે દેવિ! આ સુંદર શયન કે જે ઉત્તમ રત્નો આદિથી બનાવેલું, ફૂલ તથા ચંદનથી ચરચેલું, વસ્ત્રોવાળું અને ઉત્તમ રચનાવાળું છે તેનો સ્વીકાર કરો. હે દેવિ! જે જે પદાર્થો અપૂર્વ, પૃથ્વીમાં પણ દુર્લભ અને દેવના ભૂષણને યોગ્ય તથા દેવતાઓના ભોગ્ય છે તેઓનો સ્વીકાર કરો."

દેવતાઓમાં ઉત્તમ ઈંદ્રે મૂલમંત્રથી આ પદાર્થો આપીને ભક્તિપૂર્વક વિધિથી મૂલમંત્રનો દશ લાખ જપ કર્યો હતો અને દશ લાખ જપવાથી તેને મંત્ર સિદ્ધ થયો હતો.[૨૬–૪૧] 'श्रीं ह्रीं क्लीं ऐं कमलवासिन्यै स्वाहा' આ કલ્પવૃક્ષ સરખો વેદોક્ત ઉત્તમ મંત્ર બ્રહ્માએ ઇંદ્રને આપ્યો હતો. કુબેર આ મંત્રથી મોટું ઐશ્વર્ય પામ્યા છે. દક્ષ અને સાવર્ણિ મનુ આ મંત્રના જપથી રાજાધિરાજ થયા હતા. મંગલરાજા આ મંત્રના જપથી સાતે દ્વીપનો અધિપતિ થયો હતો. હે નારદજી! પ્રિયવ્રત, ઉત્તાનપાદ અને કેદાર એ મોટા રાજાઓ પણ આ મંત્રના જપથી સિદ્ધ થયા હતા.[૪૨–૪૫] મંત્ર સિદ્ધ થતાં મહાલક્ષ્મીએ ઇંદ્રને દર્શન દીધું; એ દેવી ઉત્તમ રત્નોથી બનાવેલા વિમાનમાં બેઠાં હતાં.[૪૬] પોતાની કાંતિથી સાતે દ્વીપવાળી પૃથ્વીને ઢાંકી દેતાં હતાં. વર્ણ ધોળા ચંપકપુષ્પના જેવો હતો. રત્નનાં આભરણોથી શણગારેલાં હતાં. મંદ હાસ્યથી મુખ પ્રસન્ન દેખાતું હતું. ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર હતાં. રત્નની માળા ધરી હતી. કાંતિ કરોડ ચંદ્રના જેવી હતી. શાંત અને વરદાન દેનારાં એ જગદંબાને જોઇ ઈંદ્રનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં અને નેત્રોમાં આંસુ આવી ગયાં. પછી સર્વ મનોરથોને સફલ કરનારૂં જે વેદોક્ત ઉત્તમ સ્તોત્ર બ્રહ્માએ આપ્યું હતું તે સ્તોત્ર બોલીને ઈંદ્રે જગદંબાની સ્તુતિ કરી.[૪૭-૫૦]

ઈંદ્ર સ્તુતિ કરે છેઃ—મહાલક્ષ્મી કે જે નારાયણી, કમળમાં રહેનારાં અને નિરંતર વિષ્ણુને પ્યારાં છે તેમને વારંવાર પ્રણામ કરૂં છું.[૫૧] કમળપત્ર સરખાં નેત્રવાળાં, કમળ સરખાં મુખવાળાં, કમળપર બેસનારાં, કમળવાળાં અને વિષ્ણુથી સંબંધ ધરાવનારાં મહાલક્ષ્મીને વારંવાર પ્રણામ કરૂં છું.[૫૨] સઘળી

સંપત્તિરૂપ, સઘળાઓએ આરાધવા યોગ્ય, વિષ્ણુની ભક્તિ આપનારાં અને હર્ષ દેનારાં મહાલક્ષ્મીને વારંવાર પ્રણામ કરૂં છું.[૫૩] શ્રી કૃષ્ણના વક્ષઃસ્થલમાં રહેલાં, શ્રીકૃષ્ણનાં સ્વામિની, ચંદ્રની શોભારૂપ અને સુંદર રત્નમાં તથા કમળમાં રહેનારાં મહાલક્ષ્મીને વારંવાર પ્રણામ કરૂં છું. સંપત્તિનાં અધિષ્ઠાતા, મોટાં દેવી, વૃદ્ધિરૂપ અને વૃદ્ધિ દેનારાં મહાલક્ષ્મીને વારંવાર નમું છું.[૫૫] જે દેવી વૈકુંઠમાં મહાલક્ષ્મી રૂપે, ક્ષીરસાગરમાં લક્ષ્મીરૂપે, મારા ઘરમાં સ્વર્ગલક્ષ્મીરૂપે, રાજાઓને ત્યાં રાજલક્ષ્મીરૂપે, ગૃહસ્થોના ઘરમાં ગૃહલક્ષ્મીરૂપે અને ઘરોમાં ગૃહદેવતારૂપે રહેલાં છે તેમને નમું છું. સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ કામધેનુરૂપ, યજ્ઞની સ્ત્રી દક્ષિણારૂપ અને દેવતાઓની મા અદિતિરૂપ તમે છો. કમળમાં રહેનારાં, હવિ દેવાના સમયમાં સ્વાહારૂપ, કવ્ય (પિતૃઓનું અન્ન) દેવાના સમયમાં સ્વધારૂપ, વિષ્ણુસ્વરૂપ, કમળા નામવાળાં, સર્વના આધારરૂપ, પૃથ્વીરૂપ, શુદ્ધ સત્વમય, નારાયણમાં તત્પર રહેનારાં, ક્રોધ તથા હિંસાથી રહિત, વર દેનારાં, સરસ્વતીરૂપ, શુભ, પરમાર્થ દેનારાં, સર્વોત્તમ અને વિષ્ણુની ભક્તિ આપનારાં તમે છો.[૫૬-૬૦] સઘળું જગત તમારા વિના ભસ્મરૂપ અને નિસ્સાર છે. સઘળું જગત તમારા વિના જીવતે મુવા જેવું થઈ જાય છે.[૬૧] સર્વનાં ઉત્કૃષ્ટ માતારૂપ, સર્વનાં બાંધવરૂપ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનાં કારણરૂપ તમે છો.[૬૨] સ્તન ધાવનારાં બાલકોને બાલ્યવસ્થામાં જેમ મા સર્વસ્વરૂપ અને સઘળું આપનાર છે, તેમ તમે સર્વદા સર્વે લોકોને સર્વસ્વરૂપ અને સઘળું આપનારાં છો.[૬૩] ધાવણો બાલક મા વગરનો હોય તો પણ કદાચ દૈવગતિથી જીવે છે પણ તમારા વગર તો કોઇ પણ જન જીવે નહિ, એ નિશ્ચય છે.[૬૪] હે મા ! હે સનાતનિ ! સ્વચ્છ રૂપવાળાં તમે અમારા ઉપર કૃપા કરો અને મારો દેશ કે જે શત્રુઓના હાથમાં ગયો છે તે પાછો મને આપો.[૬૫] હે ભગવાનને પ્યારાં ! હું જ્યાં સુધી તમ વગરનો છું ત્યાં સુધીજ સંબંધિઓ વગરનો, ભિખારી અને સઘળી સંપત્તિઓથી રહિત છું.[૬૬] મને જ્ઞાન, ધર્મ, સઘળું સૌભાગ્ય, જોઈતો પ્રભાવ, પ્રતાપ, સર્વનો અધિકાર, યુદ્ધમાં જય, પરાક્રમ અને મોટું ઐશ્વર્ય આપો.

નારાયણ કહે છેઃ–જેનાં નેત્રમાં આંસુ આવ્યાં હતાં એવો ઇંદ્ર સર્વ દેવતાઓની સાથે આ પ્રમાણે સ્તુતિ કરીને વારંવાર મસ્તક વડે પગે લાગ્યો. બ્રહ્મા, શિવ, શેષ, ધર્મ અને વિષ્ણુ, એ સઘળાઓએ પણ દેવતાઓને વાસ્તે મહાલક્ષ્મીની પ્રાર્થના કરી. દેવતાઓની સભામાં રાજી થએલાં લક્ષ્મીએ દેવતાઓને વરદાન આપ્યું અને વિષ્ણુને મનોહર પુષ્પની માળા આપી. હે નારદજી ! પછી લક્ષ્મીદેવી ક્ષીરોદમાં શયન કરનારા વિષ્ણુના સ્થાનકમાં ગયાં. રાજી થએલા દેવતાઓ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા અને બ્રહ્મા તથા શિવ પ્રીતિથી દેવતાઓને શુભ આશીર્વાદ આપીને પોતાના લોકમાં ગયા. જે માણસ આ પવિત્ર સ્તોત્રનો ત્રણે સંધ્યામાં પાઠ કરે તે કુબેર જેવો મોટો રાજાધિરાજ થાય છે. પાંચ લાખ પાઠ કરવાથી આ સ્તોત્ર મનુષ્યોને સિદ્ધ થાય છે.[૬૭–૭૪] આ સિદ્ધ સ્તોત્રનો એક મહિના સુધી નિરંતર જે માણસ પાઠ કરશે તે મહાસુખી રાજાધિરાજ થશે એમાં સંશય નથી.[૭૫]

सिद्धस्तोत्रं यदि पठेन्मासमेकं तु संततं ॥
महासुखी च राजेंद्रो भविष्यांतनसंशयः॥७५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો બેતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૨

## अध्याय ४३ मो. સ્વાહાનું આખ્યાન

**नारद उवाच**

**नारायण महाभाग नारायणसम प्रभो ॥**
**रूपेणैव गुणेनैव यशसा तेजसा त्विषा ॥१॥**

નારદજી પૂછે છે:-હે નારાયણ! હે પૂજ્ય! હે પ્રભુ! તમે રૂપથી, ગુણથી, યશથી, તેજથી અને કાંતિથી નારાયણ જેવાજ છો.[1] હે મુનિ! જ્ઞાની, સિદ્ધ, યોગી, તપસ્વી અને મુનિઓમાં ઉત્તમ તથા વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ તમેજ છો.[2] મહાલક્ષ્મીનું મહા અદ્ભુત આખ્યાન મેં સાંભળ્યું. હવે બીજું કોઈ આખ્યાન કે જે રહસ્યરૂપ, અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય, સઘળી રીતે ઉપયોગી, પુરાણોમાં અપ્રસિદ્ધ, વેદોમાં કહેલું અને ધર્મયુક્ત હોય તે કહો.[3,4]

નારાયણ કહે છે:-હે નારદજી! પુરાણોમાં અપ્રસિદ્ધ, રહસ્યરૂપ અને મહાદુર્લભ અનેક પ્રકારનાં આખ્યાન મેં સાંભળેલાં છે તેઓમાં જે સારરૂપ છે તે સાંભળવાની તમારી ઇચ્છા થઈ છે! તમે પ્રથમ મારી પાસે તેનું નામ કહો એટલે પછી તે હું તમારી પાસે કહીશ.[5,6]

નારદજી કહે છે:-સર્વ કર્મોમાં હવિ આપવાના સમયમાં સ્વાહાદેવી અને પિતૃઓને કવ્ય આપવાના સમયમાં સ્વધાદેવી ઉત્તમ ગણાયછે અને દક્ષિણા તો સર્વથી ઉત્તમ છેજ.[7] એટલા માટે એઓનાં ચરિત્ર, જન્મ અને ફળદાયીપણા વિષે મારી પાસે કહો. હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! આ વિષયો હું તમારા મુખથી સાંભળવા ઇચ્છું છું.[8]

સૂત કહે છે:-હે મુનિઓમાં ઉત્તમ શૌનક! આ પ્રમાણે નારદજીનું વચન સાંભળી નારાયણે હસીને, જુના ગ્રંથોમાં કહેલી અનાદિ કથા કહેવાનો આરંભ કર્યો.[9]

નારાયણ કહે છે:-પૂર્વે સૃષ્ટિના પ્રથમ કાળમાં દેવતાઓ પોતાના આહારને વાસ્તે બ્રહ્મલોકમાં અત્યંત મનોહર બ્રહ્માની સભામાં ગયા[10] અને ત્યાં જઇને તેઓએ પોતાના આહારને વાસ્તે બ્રહ્માને વિજ્ઞપ્તિ કરી. એ સાંભળી બ્રહ્માએ આહારની વ્યવસ્થા કરી દેવાની પ્રતિજ્ઞા કરીને દેવતાઓના કલ્યાણને વાસ્તે વિષ્ણુની સ્તુતિ કરી.[11]

નારદજી પૂછે છે:-વિષ્ણુ ભગવાન પોતાના અંશથી યજ્ઞરૂપ થયા છે અને યજ્ઞમાં બ્રાહ્મણો દેવતાઓને વાસ્તે પૃથક્ પૃથક્ હવ્ય હોમે છે તે છતાં તે હવ્યો દેવતાઓને તૃપ્ત કરતાં ન હતાં કે શું? કે જેથી દેવતાઓ આહારનેવાસ્તે બ્રહ્માની પાસે ગયા?[12]

નારાયણ કહે છે:-હે મુનિઓમાં ઉત્તમ! બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ લોકો ભક્તિથી હવ્ય હોમતા હતા પણ તે દાન દેવતાઓને પહોંચતું ન હતું, તેથી મુંઝાએલા સર્વે દેવતાઓએ બ્રહ્માની સભામાં જઇને પોતાને આહાર નહિ મળવા વિષે નિવેદન કર્યું.[13,14] દેવતાઓની વાત સાંભળી બ્રહ્માએ શ્રીકૃષ્ણનું શરણ લીધું અને ધ્યાનથી પ્રકૃતિની પણ પૂજા કરી.[15] પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી મૂળ પ્રકૃતિ પોતાના અંશથી સ્વાહાનું રૂપ ધરીને બ્રહ્માની પાસે પ્રગટ થયાં. સઘળી શક્તિરૂપ, અત્યંત સુંદર, યૌવનવાળાં, રમણીય, મનોહર, મંદ હાસ્યથી શોભિત મુખવાળાં અને ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારાં તે દેવીએ બ્રહ્માની પાસે આવીને કહ્યું કે:-"હે બ્રહ્મા! વરદાન માગો."[16,17] દેવીનું વચન સાંભળી બ્રહ્માએ ઘણા આદરથી તેમને નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કહે છે:-અત્યંત સુંદર રૂપવાળાં તમે અગ્નિની દાહક શક્તિરૂપ થાઓ.[18] તમારા વિના અગ્નિ આહુતિઓને બાળી શકતો નથી. જે માણસ મંત્રને અંતે તમારા નામનો ઉચ્ચાર

કરીને દેવતાઓને હવિ દેશે તે માણસના તે હવિને દેવતાઓ ઘણા આનંદથી ખાશે. હે અંબિકા! તમે અગ્નિની સંપત્તિરૂપ, ઘરનાં ઈશ્વરી અને સર્વદા દેવતાઓનાં તથા મનુષ્ય આદિનાં પણ પૂજ્ય થાઓ.

નારાયણ કહે છેઃ-બ્રહ્માનું વચન સાંભળી બહુજ ખેદ પામેલાં સ્વાહા દેવીએ તે પછી નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય બ્રહ્માને જણાવ્યો.

સ્વાહા કહે છેઃ-હે બ્રહ્મા! મારે તો શ્રીકૃષ્ણને પતિ કરવા ઇચ્છા છે તેથી લાંબા કાળસુધી તપ કરીને હું તેમનીજ સેવા કરીશ.[૧૯,૨૨] શ્રીકૃષ્ણ વિના જે કાંઈ બીજું છે તે સઘળું સ્વપ્નની ભ્રાંતિ જેવું છે. તમે શ્રીકૃષ્ણની કૃપાથીજ જગતના કર્ત્તા થયા છો અને સદાશિવ પણ એમનીજ કૃપાથી મૃત્યુંજય થયા છે.[૨૩] પૂર્વે એમનીજ કૃપા થવાનેલીધે શેષનાગ પૃથ્વીને ધરે છે, ધર્મ સર્વનો સાક્ષી થએલ છે, ગણપતિ દેવતાઓના ગણોમાં પ્રથમ પૂજાય છે[૨૪] અને પ્રકૃતિ સઘળાઓનાં પૂજ્ય થએલ છે. ઋષિઓ પણ એમની સેવાથીજ પૂજ્ય થએલા છે માટે હું તો સાચા ભાવથી તેમના ચરણારવિંદનું ચિંતન કરીશ.

નારાયણ કહે છેઃ-હે નારદજી! સ્વાહાદેવી આ પ્રમાણે બ્રહ્માને કહી શ્રીકૃષ્ણના ઉદ્દેશથી તપ કરવા ગયાં. એક પગે ઉભાં રહી નિર્દોષ શ્રીકૃષ્ણનું ધ્યાન ધરીને તેણે લાખ વર્ષ સુધી તપ કર્યું.[૨૫-૨૭] તે સમયે તે દેવીને, વાસ્તવિક રીતે નિર્ગુણ અને પ્રકૃતિથી પર છતાં પણ ભક્તોપર અનુગ્રહ કરવા સારૂ અત્યંત સુંદર રૂપ ધરનારા શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. એ રૂપાળાં અને કામનાવાળાં દેવી કામદેવના સ્વામી શ્રીકૃષ્ણનું રૂપ જોઇને કામદેવથી મૂર્છિત થઈ ગયાં. સર્વજ્ઞ ભગવાને તેમનો અભિપ્રાય જાણી, ઘણા કાળના તપથી દુબળાં થએલાં તે દેવીને ઉઠાડી પડખામાં લઇને નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છેઃ-તમે વારાહકલ્પમાં અંશથી નગ્નજિત્ રાજાને ઘેર અવતરીને નાગ્નજિતી નામે મારી પત્ની થશો. હે સુંદરિ! હમણાં તો તમે અગ્નિની સ્ત્રી થાઓ અને દાહશક્તિરૂપ પણ થાઓ.[૨૮-૩૧] મારી કૃપાથી તમે મંત્રોનાં અંગરૂપ અને પૂજ્ય થશો. તમે કે જે અત્યંત રમણીય અને ઘરનાં ઈશ્વરી થશો તેમનું ભક્તિભાવથી પૂજન કરીને અગ્નિ તમારી સાથે રમણ કરશે.

નારાયણ કહે છેઃ-હે નારદજી! દેવીને એટલાં વચન કહીને શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા.[૩૨,૩૩] પછી 'આ મને વરશે કે નહિ' એવી ચિંતાથી ઘેરાએલા અગ્નિએ બ્રહ્માની આજ્ઞાથી ત્યાં આવી સામવેદમાં કહેલી રીતિથી ધ્યાન કરી તથા પૂજા કરીને વેદમંત્રોથી તે જગદંબાનું પાણિગ્રહણ કર્યું. અત્યંત એકાંતરૂપ અને સર્વદા સંભોગના સુખને આપનારા પ્રદેશમાં દેવતાઓનાં સો વર્ષ સુધી અગ્નિએ તેમની સાથે રમણ કર્યું અને અગ્નિના વીર્યથી તેમને ગર્ભ રહ્યો.[૩૪-૩૬] દેવતાઓનાં બાર વર્ષસુધી તે ગર્ભનું ધારણ કરીને સ્વાહાએ અનુક્રમથી દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય નામના ત્રણ મનોહર પુત્ર જણ્યા. ઋષિ, મુનિ, બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ લોકો મંત્રને અંતે સ્વાહાનું ઉચ્ચારણ કરીને દેવતાઓને હવિ આપવા લાગ્યા. જે પુરૂષ, અન્તમાં સ્વાહાવાળા ઉત્તમ મંત્રનું ગ્રહણ કરે તેને મંત્રના ગ્રહણમાત્રથીજ સઘળી સિદ્ધિ થાય છે. જેમ ઝેર વગરનો સર્પ, વેદ વગરનો બ્રાહ્મણ, પતિની સેવા વગરની સ્ત્રી, વિદ્યા વગરનો પુરૂષ અને ફલ તથા શાખા વગરનું વૃક્ષ કશા કામનું નથી તેમ

સ્વાહા વગરનો મંત્ર પણ હોમવામાં કશા કામનો નથી. મંત્રોને અંતે સ્વાહાના ઉચ્ચારણથી સઘળા બ્રાહ્મણો રાજી થયા અને દેવતાઓને આહુતિઓ મળવા લાગી.[૩૭-૪૨] સ્વાહાના પ્રયોગથી સઘળું સફળ થયું. આ પ્રમાણે સુખદાયી, મોક્ષદાયી અને ઉત્તમ સારરૂપ સ્વાહાનું સઘળું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે?

નારદજી પૂછે છેઃ—હે મુનિઓના ઈશ્વર! સ્વાહાના પૂજનનું વિધાન, ધ્યાન અને સ્તોત્ર મારી પાસે કહો. અગ્નિએ કેવી પૂજા, કેવું ધ્યાન અને કેવી સ્તુતિથી તેમને પ્રસન્ન કર્યાં હતાં?

નારાયણ કહે છેઃ—હે નારદજી! સામવેદમાં કહેલું ધ્યાન, સ્તોત્ર અને પૂજાવિધાન કહું છું તે સાંભળો. સર્વ યજ્ઞોના આરંભના સમયમાં ફળની પ્રાપ્તિનેવાસ્તે શાલગ્રામમાં અથવા ઘડામાં યત્નથી સ્વાહાનું પૂજન કરીને પછી યજ્ઞ કરવા. "સ્વાહા કે જે મંત્રોના અંગમાં જોડાએલ, મંત્રોની સિદ્ધિરૂપ, સિદ્ધ, સિદ્ધિ આપનાર, શુભ અને મનુષ્યોને કર્મોનાં ફળ આપનાર છે તેમને હું ભજું છું." એવી રીતનું ધ્યાન કરી મૂલમંત્રથી પાદ્ય આદિ આપીને સ્તુતિ કરે તો મનુષ્યને સઘળી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. હે નારદજી! હવે મૂલમંત્ર કહું છું તે સાંભળો. 'ओं श्रीं ह्रीं वह्निजायायै देव्यै स्वाहा'[૪૩-૪૯] એ મંત્રથી ભક્તિપૂર્વક જે માણસ સ્વાહાનું પૂજન કરે તેને સઘળાં ઇષ્ટ ફળ અવશ્ય મળે છે. હવે અગ્નિએ સ્વાહાની જે સ્તુતિ કરી હતી તે સાંભળો.

અગ્નિ સ્તુતિ કરે છેઃ-સ્વાહા, વહ્નિપ્રિયા, વહ્નિજાયા, સંતોષકારિણી, શક્તિ, ક્રિયા, કાલદાત્રી, પરિપાક કરી, ધ્રુવા, સર્વદા નરગતિ, દાહિકા, દહનક્ષમા, સંસાર-સારરૂપા, ઘોર-સંસાર—તારિણી, દેવ—જીવનરૂપા અને દેવ-પોષણ-કારિણી, એવાં સોળ નામવાળાં સ્વાહાને હું પ્રણામ કરૂં છું.[૫૦-૫૨]

નારાયણ કહે છેઃ—જે પુરૂષ ભક્તિ રાખીને આ સોળ નામનો પાઠ કરે તેને આ લોકમાં અને પરલોકમાં સઘળી સિદ્ધિ પ્રાપ્ત થાય છે[૫૩] અને એ માણસનાં સઘળાં શુભ કર્મ અંગહીન થતાં નથી. આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર પ્રાપ્ત થાય છે અને સ્ત્રીરહિતને રંભા જેવી રૂપાળી સ્ત્રી મળીને સુખની પ્રાપ્તિ થાય છે.[૫૪]

**नांगहीनं भवेत्तस्य सर्वकर्म सुशोभनम् ॥**
**अपुत्रोलभतेपुत्रंभार्याहीनोलभेत् प्रियाम् ॥**
**रंभोपमांसुकांतिचसंप्राप्यसुखमाप्नुयात्॥५४॥**

ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ત્રેતાલીશમો અધ્યાય સંપૂર્ણ ૪૩

## अध्याय ४४ मो. સ્વધાનું આખ્યાન

### श्रीनारायण उवाच

**नारद शृणु वक्ष्यामि स्वधोपाख्यानमुत्तमं ॥**
**पितॄणां च तृप्तिकरं श्राद्धान्नफलवर्द्धनम् ॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી! હવે સ્વધાનું ઉત્તમ આખ્યાન કે જે પિતૃઓને તૃપ્તિ આપનાર અને શ્રાદ્ધના અન્નના ફળને વધારનાર છે તે હું કહું છું, સાંભળો.[૧] સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ પિતૃઓના સાત ગણ ઉત્પન્ન કર્યા, તેઓમાં ચાર દેહધારી અને ત્રણ તેજોમય હતા.[૨] એ પિતૃઓના સુખરૂપી અને મનોહર સાત ગણોને જોઈ બ્રહ્માએ તેઓના આહારને વાસ્તે તર્પણ સહિત શ્રાદ્ધ ઉત્પન્ન કર્યું.[૩] બ્રાહ્મણોએ સ્નાન, તર્પણ પર્યંત શ્રાદ્ધ, દેવપૂજન અને ત્રણ કાળની સંધ્યાપર્યંત આહ્નિક કરવું, એમ વેદમાં કહ્યું છે. જે બ્રાહ્મણ નિત્ય ત્રણ કાળની સંધ્યા, તર્પણ પર્યંત શ્રાદ્ધ, બલિહરણ અને વેદાધ્યયન ન કરે તે બ્રાહ્મણ

ઝેર વગરના સર્પ જેવો અશક્ત થાય છે.[૫] હે નારદજી ! જે માણસ દેવસેવા ન કરે અને ભગવાનને નૈવેદ્ય ધર્યા વિના જમે, તે માણસ કોઈ પણ શુભ કર્મ કરવાને યોગ્ય રહેતો નથી અને મરતાં સુધી અપવિત્ર રહે છે.[૬] બ્રહ્મા પિતૃઓને વાસ્તે શ્રાદ્ધાદિક ઉત્પન્ન કરીને પોતાના સ્થાનકમાં ગયા પણ બ્રાહ્મણ આદિ લોકોએ આપેલાં શ્રાદ્ધાદિક પિતૃઓને નહિ પહોંચવા લાગ્યાં.[૭] આમ થતાં ભૂખ્યા રહેતા અને ખેદ પામેલા પિતૃઓએ બ્રહ્માની સભામાં જઇને બ્રહ્માની પાસે પોતાના તે સઘળા દુઃખનું નિવેદન કર્યું.[૮] તે સમયે બ્રહ્માએ પોતાના મનમાંથી પિતૃઓની સ્ત્રી કરવા સારૂ એક સ્વધા નામની મનોહર કન્યા ઉત્પન્ન કરી. રૂપ તથા યૌવનથી સંપન્ન, સેંકડો ચંદ્ર સરખા મુખવાળી, વિદ્યાવાળી, ગુણવાળી, બહુ રૂપાળી, સતી, ધોળા ચંપકના પુષ્પ સરખા વર્ણવાળી, રત્નનાં આભરણોથી શણગારેલી, શુદ્ધ પ્રકૃતિના અંશરૂપ, મંદ હાસ્ય કરતી, વરદાન આપનારી, શુભ, સારા દાંતવાળી, લક્ષ્મીનાં લક્ષણોવાળી, સેંકડો કમળની શોભાને હઠાવી દેનારાં ચરણવાળી, કમળ સરખા મુખવાળી, કમળ સરખાં નેત્રવાળી અને સંતોષ આપનારી એ કન્યા બ્રહ્માએ પિતૃઓને આપીને તેઓને સંતુષ્ટ કર્યા. પછી બ્રહ્માએ બ્રાહ્મણોને ગુપ્ત ઉપદેશ કર્યો કે "મંત્રને અંતે સ્વધાનું ઉચ્ચારણ કરીને પિતૃઓને શ્રાદ્ધાદિક આપવું." પછી એ અનુક્રમથી બ્રાહ્મણો પિતૃઓને દાન આપવા લાગ્યા.[૯-૧૪] દેવતાઓને દાન આપવામાં સ્વાહા, પિતૃઓને દાન આપવામાં સ્વધા અને સઘળાં સત્કર્મોમાં દક્ષિણાનો અત્યંત ઉપયોગ છે. દક્ષિણા વગરનો યજ્ઞ અનર્થ કરનાર થાય છે.[૧૫] પિતૃ, દેવ, બ્રાહ્મણ, મુનિ અને મનુઓએ શાંત સ્વધા દેવીની પૂજા કરી અને પરમ આદરથી સ્તુતિ કરી.[૧૬] દેવ, બ્રાહ્મણ અને પિતૃ આદિ લોકો સ્વધાદેવીના વરદાનથી રાજી થયા અને સર્વેના મનોરથ પૂર્ણ થયા.[૧૭] આ સઘળાઓને સંતોષ આપનારૂં સ્વધાનું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે?[૧૮]

નારદજી પૂછે છેઃ–હે મોટા મુનિ ! હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ ! હું સ્વધાનું પૂજનવિધાન, ધ્યાન અને સ્તોત્ર સાંભળવાની બહુ ઉત્કંઠા ધરાવું છું માટે તે કહો.[૧૯]

નારાયણ કહે છેઃ–હે નારદજી ! વેદમાં કહેલાં મહા મંગલરૂપ ધ્યાન અને સ્તોત્ર સઘળાં તમારા જાણવામાં છે તે છતાં કેમ પૂછો છો ? પણ જગતના કલ્યાણને વાસ્તે પૂછતા હશો એમ ધારૂં છું.[૨૦] શરદ્ઋતુના કૃષ્ણપક્ષની તેરશને દિવસે, મઘા નક્ષત્રને દિવસે અને બીજા પણ શ્રાદ્ધના દિવસોમાં યત્નથી સ્વધાનું પૂજન કર્યા પછી શ્રાદ્ધ કરવું.[૨૧] જે બ્રાહ્મણ અહંકારને લીધે સ્વધાનું પૂજન કર્યા વિના શ્રાદ્ધ કરે તેને શ્રાદ્ધનું અને તર્પણનું સાચું ફળ મળે નહિ.[૨૨] "સ્વધા કે જે બ્રહ્માની માનસી કન્યા છે, નિરંતર સ્થિર યૌવનવાળાં છે, દેવ તથા પિતૃઓનાં પૂજ્ય છે અને શ્રાદ્ધોનાં ફળ આપનારાં છે તેમને ભજું છું."[૨૩] આવી રીતે ધ્યાન કરી શાલગ્રામમાં અથવા મંગલઘટમાં આવાહન કરીને સ્વધાદેવીને મૂલમંત્રથી પાદ્ય આદિ આપવું એમ વેદમાં કહ્યું છે.[૨૪] હે નારદજી ! દ્વિજે 'ૐ હ્રીં શ્રીં ક્લીં સ્વધાદેવ્યૈ સ્વાહા' એ મંત્રનું ઉચ્ચારણ કરી પૂજન તથા સ્તુતિ કરીને સ્વધાને પ્રણામ કરવા.[૨૫] હે મુનિઓમાં ઉત્તમ ! હે બ્રહ્માના પુત્ર ! હે વિચક્ષણ! પૂર્વે બ્રહ્માએ કરેલું સ્વધાનું સ્તોત્ર કે જે મનુષ્યોની સઘળી ઇચ્છાઓને પૂર્ણ કરનાર છે તે સાંભળો.[૨૬]

"મનુષ્યને સ્વધાના ઉચ્ચારણ માત્રથી તીર્થસ્નાનનું તથા વાજપેયનું ફળ મળે છે અને સર્વ પાપોથી છુટકારો થાય છે.[૨૭] સ્વધા, સ્વધા, સ્વધા, એમ ત્રણવાર જે માણસ સ્મરણ કરે તેને શ્રાદ્ધ, બલિ અને તર્પણના ફળની પ્રાપ્તિ થાય છે.[૨૮] જે માણસ શ્રાદ્ધના સમયમાં સાવધાન રહીને સ્વધાનાં વખાણ સાંભળે તેને શ્રાદ્ધનું સંપૂર્ણ ફળ મળે એમાં સંશય નથી.[૨૯] જે માણસ સ્વધા, સ્વધા, સ્વધા, એમ ત્રણે સંધ્યામાં બોલે તેને નમ્રતાવાળી, પતિવ્રતા, ગુણવાળી અને દીકરા જણે એવી સ્ત્રી મળે.[૩૦] હે સ્વધા પિતૃઓને પ્રાણતુલ્ય, દ્વિજોને જીવનરૂપ, શ્રાદ્ધનાં અધિષ્ઠાતા દેવી અને શ્રાદ્ધ આદિનાં ફળ આપનારાં તમે છો.[૩૧] હે સારા નિયમોવાળાં! તમે નિત્યરૂપ, સત્યરૂપ અને પુણ્યરૂપ છો. સૃષ્ટિમાં તમારો આવિર્ભાવ થાય છે અને પ્રલયમાં તિરોભાવ થાય છે પણ જન્મ–મરણ થતાં નથી.[૩૨] સ્વસ્તિ, સ્વાહા, સ્વધા અને દક્ષિણા, એ ચારેનું ચારે વેદમાં નિરૂપણ કરેલું છે[૩૩] અને તેઓ કર્મ કરનારાઓને વાસ્તે ઉત્તમ છે. કર્મ સંપૂર્ણ કરવાને વાસ્તેજ એઓને ઈશ્વરે બનાવેલ છે."

બ્રહ્મા બ્રહ્મલોકની અંદર પોતાની સભામાં આ પ્રમાણે બોલીને ઉભા રહ્યા કે તુરતજ એ સ્વધાદેવી ઉત્પન્ન થયાં હતાં. તે સમયેજ કમળ સરખાં નેત્રવાળાં એ સ્વધા બ્રહ્માએ પિતૃઓને આપ્યાં.[૩૪,૩૫] સ્વધાને પામીને રાજી થએલા પિતૃઓ પોતાના સ્થાનકમાં ગયા. જે માણસ સાવધાન થઈને આ સ્વધાના પવિત્ર સ્તોત્રને સાંભળે તેને સર્વ તીર્થોમાં સ્નાનનું ફળ મળતાં બીજા પણ જે મનોરથો હોય તે સિદ્ધ થાય.[૩૬]

**तां संप्राप्य ययुस्ते च पितरश्च महर्षिताः ॥ स्वधास्तोत्रमिदं पुण्यं यः शृणोति समाहितः ॥ सस्नातःसर्वतीर्थेषुवांछितंफलमाप्नुयात्॥३६॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ચુંવાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૪

---

## अध्याय ૪૫ मो. દક્ષિણાનું આખ્યાન

### श्रीनारायण उवाच

**उक्तं स्वाहास्वधाख्यानं प्रशस्तं मधुरंपरम् ॥ वक्ष्यामि दक्षिणाख्यानंसावधानो निशामय ॥**

નારાયણ કહે છેઃ–સ્વાહા તથા સ્વધાનું શ્રેષ્ઠ અને અત્યંત મધુર આખ્યાન કહ્યું. હવે દક્ષિણાનું આખ્યાન કહું છું તે સાવધાનપણાથી સાંભળો.[૧] પૂર્વે ગોલોકમાં સુશીલા નામની એક સારા સ્વભાવવાળી ગોપી શ્રીકૃષ્ણને રાધા જેવી પ્યારી હતી. એ ગોપી સારી, ભાગ્યશાળી, માનપાત્ર, બહુજ રૂપાળી, મનોહર, સૌભાગ્યવાળી, સારા દાંતવાળી, સતી, વિદ્યાવાળી, ગુણવાળી, કળાવાળી, કોમળ અંગવાળી, સુશોભિત, કમળ સરખાં નેત્રવાળી, સારા નિતંબવાળી, સુંદર સ્તનવાળી, જુવાન, વડના જેવા ઘેરાવાવાળી, મંદ હાસ્યથી પ્રસન્નમુખવાળી, રત્નનાં આભરણોથી શણગારેલી, ધોળા ચંપકના પુષ્પ સરખા રંગવાળી, ઘોલાસરખા રાતા હોઠવાળી, મૃગસરખાં નેત્રવાળી, કામશાસ્ત્રમાં વિચક્ષણ, કામનાથી ભરેલી, હંસજેવી ચાલવાળી, અંતઃકરણમાં પ્રેમવાળી, શ્રીકૃષ્ણના અભિપ્રાયને જાણનારી, શ્રીકૃષ્ણના પ્રેમના પાત્રરૂપ, રસને જાણનારી, શ્રીકૃષ્ણની સાથે રસ ભોગવવામાં ઉત્સાહવાળી અને રસિક હતી. એક સમયે એ ગોપી, રાધાજી દેખતાં પોતાના ડાબા પડખામાં બેઠી હતી તેને જોઇને રાધાજીની બ્હીકથી શ્રીકૃષ્ણ નીચું જોઈ રહ્યા. પછી ગોપીઓમાં સર્વોત્તમ રાધાજીને કોપથી ધ્રૂજતાં, લાલ નેત્રવાળાં, લાલ મુખવાળાં, ફરકતા હોઠવાળાં, અને વેગથી

જતાં રહેતાં જાણીને વિરોધની બ્હીકથી શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા.[૨-૧૦] શાંત, સત્વમય અને સુંદર શરીરવાળા શ્રીકૃષ્ણને લંપટતાથી રાધાની બ્હીકનેલીધે ભાગતા જોઇને સુશીલા આદિ બીજી કરોડો ગોપીઓ પણ રાધાની બ્હીકથી ધ્રૂજવા લાગી. એ સઘળી ગોપીઓ બ્હીકથી હાથ જોડી ભક્તિથી પોતાનાં માથાં નમાવીને 'રક્ષા કરો! રક્ષા કરો!' એમ વારંવાર રાધાજીને કહેવા લાગી અને તેમના ચરણારવિંદમાં પડી.[૧૧-૧૩] સુદામા આદિ ત્રણ લાખ કરોડ ગોવાળીઆઓ પણ બ્હીકનેલીધે તેમના ચરણારવિંદને પ્રણામ કરવા લાગ્યા,[૧૪] એટલામાં પોતાની સખી સુશીલાને પણ ભાગતી જોઈ અને શ્રીકૃષ્ણને પણ અંતર્ધાન થએલા જાણીને રાધાજીએ સુશીલાને શાપ દીધો[૧૫] કે "આજથી એ સુશીલા ગોલોકમાં આવશે તો આવતાં વેંતજ ભસ્મરૂપ થઈ જશે."[૧૬] એ પ્રમાણે સુશીલાને ક્રોધથી શાપ દઇને સર્વ દેવનાં ઈશ્વરી અને રાસનાં અધિપતિ રાધાજીએ ત્યાંજ ઉભાં રહીને રાસમાં શ્રીકૃષ્ણને બોલાવ્યા,[૧૭] પણ શ્રીકૃષ્ણ આવ્યા નહિ. પોતાની પાસે શ્રીકૃષ્ણને નહિ આવેલા જોઈ વિરહથી વિહ્વલ થએલાં એ પતિવ્રતા રાધાજીને એક એક ક્ષણ કરોડ યુગ જેવો જણાવા લાગ્યો.[૧૮] પછી રાધાજી વિલાપ કરવા લાગ્યાં કે " હે કૃષ્ણ! હે પ્રાણનાથ! હે સ્વામી! હે પ્રાણ કરતાં પણ અધિક પ્યારા! આવો. હે પ્રાણના આધષ્ઠાતા દેવ! તમારા વિયોગથી મારા પ્રાણ જાય છે.[૧૯] પતિએ આપેલા માનનેલીધેજ દિવસે દિવસે સ્રીને ગર્વ વધતો જાય છે અને ભારે સુખ મળે છે માટે સર્વદા ધર્મની રીતિથી સ્રીએ પતિનું સેવન કરવું જોઇએ.[૨૦] સારા કુલની સ્રીઓને પતિજ સર્વદા ઈષ્ટદેવરૂપ, શરણરૂપ, ઉત્તમ સંપત્તિરૂપ, ભોગ આપનાર, ધર્મ આપનાર, સર્વદા સુખ આપનાર, પ્રીતિ આપનાર, સાર કરતાં પણ સારરૂપ અને બંધુઓમાં ઉત્તમ બંધુરૂપ છે. સ્રી જો પતિને માન આપે તો પતિ સ્રીને માન આપે છે; નહિતર તો સ્રીના માનને તોડી નાખે છે. સ્રીને સઘળા બંધુઓમાં પતિ જેવો બંધુ કોઈ નથી.[૨૧-૨૩] પોષણ કરવાથી ભર્ત્તા, પાલન કરવાથી પતિ, શરીરનો ધણી હોવાથી સ્વામી, કામના આપવાથી કાંત, સુખની વૃદ્ધિ કરવાથી બંધુ, પ્રીતિ આપવાથી પ્રિય, ઐશ્વર્ય આપવાથી ઈશ, પ્રાણનો ધણી હોવાથી પ્રાણનાથ અને રતિ આપવાથી રમણ કહેવાય છે. સ્રીને પતિથી વધારે પ્યારો કોઈ નથી. પુત્ર તો પતિના વીર્યથી ઉત્પન્ન થએલો હોય છે એટલામાટે વહાલો લાગે છે.[૨૪-૨૬] કુલીન સ્રીઓને સો પુત્રોથી પણ પતિ વધારે પ્રિય છે. જે સ્રી નીચ કુલની હોય તે પતિના ગૌરવને જાણી શકતી નથી.[૨૭] સઘળાં તીર્થોમાં સ્નાન, સઘળા યજ્ઞોમાં દક્ષિણા, પૃથ્વીની પ્રદક્ષિણા, સઘળાં તપ, સઘળાં વ્રતાદિક, મોટાં મોટાં દાન, પવિત્ર ઉપવાસ, ગુરૂની સેવા, બ્રાહ્મણની સેવા અને વેદની સેવા આદિ જે જે પુણ્યો વેદમાં કહેલાં છે તેઓ સ્વામીના ચરણની સેવાના સોળમા ભાગની પણ બરોબરી કરી શકે એમ નથી.[૨૮-૩૦] ગુરૂ, સઘળા ઉત્તમ બ્રાહ્મણો અને ઉત્તમ દેવતાઓથી પણ સ્રીને પતિ અધિક માન્ય છે. પુરૂષોને જેમ વિદ્યાદાતા ગુરૂ માન્ય છે, તેમ સ્રીને પતિરૂપ ગુરૂ માન્ય છે.[૩૧] હું જેની કૃપાથી કરોડો ગોપીઓ, કરોડો ગોવાળીઆ, અસંખ્યાત બ્રહ્માંડો અને તે બ્રહ્માંડોમાં રહેલાં અસંખ્યાત ભૂગોળોની ઈશ્વરી થઈ છું, તે સ્વામીનેજ જાણતી નથી. અહો! સ્રીઓનો સ્વભાવ મટાડયો મટે એવો નથી."[૩૨,૩૩] આટલાં વચન બોલીને રાધાજી ભક્તિપૂર્વક શ્રીકૃષ્ણનું ધ્યાન

કરવા લાગ્યાં, પ્રેમથી રોવા લાગ્યાં અને હે નાથ ! હે નાથ ! હે રમણ ! દર્શન આપો, એમ વિરહના દુ:ખથી રાંક થઇને વારંવાર બોલવા લાગ્યાં. હે નારદજી ! પેલી સુશીલા ગોપી કે જે ગોલોકમાંથી ભ્રષ્ટ થઈ તેણે ઘણા કાળસુધી તપ કરીને લક્ષ્મીના શરીરમાં પ્રવેશ કર્યો. દેવ આદિ લોકો કે જેઓને મોટા મોટા યજ્ઞો કરતાં પણ તે યજ્ઞોનું ફળ મળતું ન હતું તેઓ ખેદ પામીને એ સમયમાં બ્રહ્માની પાસે ગયા. એ લોકોની વિજ્ઞપ્તિ સાંભળીને બ્રહ્માએ જગતના પતિ વિષ્ણુનું ધ્યાન કરતાં તેમને 'તમારૂં કામ કરી આપીશ' એવો પ્રત્યુત્તર મળ્યો. વિષ્ણુએ બ્રહ્માને પ્રત્યુત્તર આપ્યા પછી મહાલક્ષ્મીના શરીરમાંથી સુશીલા કે જે મનુષ્યોની લક્ષ્મીરૂપ દક્ષિણા પણ કહેવાતી હતી તેને કહાડીને બ્રહ્માને આપી અને બ્રહ્માએ કર્મોની પૂર્ણતાને વાસ્તે તે દક્ષિણા યજ્ઞપુરૂષને આપી.[૩૪–૩૯] યજ્ઞપુરૂષે તે સમયે આનંદથી વિધિપૂર્વક પૂજા કરીને તે દક્ષિણાદેવીની સ્તુતિ કરી. એ દક્ષિણાનો વર્ણ તપાવેલા સુવર્ણ જેવો હતો. કાંતિ કરોડ ચંદ્રસરખી હતી; અત્યંત રૂપાળી અને દેખતાંજ મનનું હરણ કરે એવી હતી. મ્હોડું કમળ જેવું હતું. અંગ સુકોમળ હતાં. નેત્ર કમળ જેવાં વિસ્તીર્ણ હતાં. હોઠ ઘોલા જેવા રાતા હતા. અગ્નિથી ધોએલાં વસ્ત્ર પહેર્યાં હતાં. દાંત સુંદર હતા. ચોટલામાં માલતીનાં ફૂલ ગુંથ્યાં હતાં. મુખ મંદ હાસ્યથી શોભતું હતું. રત્નનાં આભરણોનો શણગાર ધર્યો હતો. વેષ ઘણો સુંદર ધર્યો હતો. સારી રીતે નાહ્યાં હતાં. રૂપ મુનિઓના મનને પણ મોહ આપે એવું હતું. લલાટનો ભાગ કસ્તૂરીના સુગંધી ચંદનના અને નાના સિંદૂરના ચાંલ્લાથી દીપી રહ્યો હતો. નિતંબ સુશોભિત અને મોટાં હતાં અને સ્તન પણ મોટાં હતાં. બ્રહ્માએ પણ પૂજવા યોગ્ય, લક્ષ્મીનાં અંગથી ઉત્પન્ન થએલાં, કામદેવના આધારરૂપ અને કામદેવના બાણોથી પીડાએલાં તે દક્ષિણાને જોઇને યજ્ઞપુરૂષ મૂર્છિત થઈ ગયા.[૪૦-૪૬] પછી યજ્ઞપુરૂષે વિધિસહિત તે દક્ષિણાનું પાણિગ્રહણ કર્યું. પરણ્યા પછી આનંદ પામેલા યજ્ઞપુરૂષે તેમને લઇને તેમની સાથે દેવતાઓનાં સો વર્ષ સુધી રમણ કર્યું. દક્ષિણાને ગર્ભ રહ્યો અને તેને તેમણે દેવતાઓનાં બાર વર્ષ સુધી પેટમાં રાખ્યો.[૪૭-૪૮] પછી તેમણે 'કર્મફળ' નામનો પુત્ર જણ્યો. લોકોએ કરવા માંડેલાં સત્કર્મ પૂરાં થઈને જ્યારે દક્ષિણા આપવામાં આવે છે ત્યારે તે પુત્ર લોકોને ફળ આપે છે.[૪૯,૫૦] હે નારદજી ! યજ્ઞપુરૂષને દક્ષિણા નામની સ્ત્રી અને 'કર્મફળ' નામનો પુત્ર પ્રાપ્ત થયા પછી લોકોને યજ્ઞનાં ફળ થવા લાગ્યાં.[૫૧] આમ થયા પછી મનોરથ પૂર્ણ થતાં રાજી થએલા સઘળા દેવ આદિ લોકો પોતપોતાના સ્થાનકમાં ગયા. આ કથા મેં ધર્મના મુખથી સાંભળી છે.[૫૨] યજમાન કર્મ કરીને તુરતજ દક્ષિણા આપે તો તેને તુરતજ ફળ થાય છે એમ વેદમાં કહ્યું છે.[૫૩] કર્મ કરનારો કર્મ પૂરૂં થયા પછી દૈવની ગતિથી અથવા અજ્ઞાનથી જો બ્રાહ્મણોને તુરતજ દક્ષિણા ન આપે તો બે ઘડી વીત્યા પછી તેના ઉપર બમણી દક્ષિણાનું, એક રાત વીત્યા પછી સોગણી દક્ષિણાનું, ત્રણ રાત વીત્યા પછી દશ હજાર ગણી દક્ષિણાનું, સાત રાત વીત્યા પછી વીશ હજાર ગણી દક્ષિણાનું, મહીનો વીત્યા પછી લાખ ગણી દક્ષિણાનું અને વર્ષ વીત્યા પછી ત્રણ કરોડ ગણી દક્ષિણાનું બ્રાહ્મણોનું ઋણ (લેણું) વધે છે. એટલા માટે તુરતજ દક્ષિણા આપવી જોઈએ. દક્ષિણા ન અપાય તો યજમાનોનું સઘળું કર્મ

નિષ્ફળ થાય છે.[૫૪-૫૭] એટલુંજ નહિ પણ તે યજમાન બ્રાહ્મણના ધનનું હરણ કરવાને લીધે અપવિત્ર થવાથી કોઈ સત્કર્મ કરવાને લાયક રહેતો નથી અને એ પાપથી દરિદ્ર અને રોગી થાય છે.[૫૮] લક્ષ્મી પણ દારૂણ શાપ આપીને તેના ઘરમાંથી જાય છે, પિતૃઓ તેણે આપેલાં શ્રાદ્ધ કે તર્પણને સ્વીકારતા નથી.[૫૯] દેવતાઓ તેણે આપેલી પૂજા લેતા નથી અને અગ્નિ તેણે આપેલી આહુતિ લેતો નથી. દાતા દીધેલું દાન આપે નહિ અને લેનાર માગે નહિ તો તે બન્ને જણા જેમ દોરી કપાઈ જતાં ઘડો કૂવામાં પડે તેમ નરકમાં પડે છે. બ્રાહ્મણે માગ્યા છતાં પણ યજમાન જો દક્ષિણા ન આપે તો તે, બ્રાહ્મણના ધનનું હરણ કરવાનો દોષ લાગવાથી અવશ્ય કુંભીપાકમાં પડીને તેમાં લાખ વર્ષ રહે છે અને યમદૂતોના માર ખાય છે.[૬૦-૬૨] નરકમાંથી છુટકારો થયા પછી તે માણસ વ્યાધિવાળો અને દારિદ્રવાળો ચંડાલ થાય છે. એના પહેલાના અને પછીના સાત સાત પુરૂષો પણ નરકમાં પડે છે.[૬૩] હે નારદજી ! આ પ્રમાણે દક્ષિણાનું સઘળું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે ?

નારદજી પૂછે છેઃ—હે મુનિ ! જેમાં દક્ષિણા-આપવામાં ન આવે તે કર્મના ફળને કોણ ભોગવે છે ? તે કહો અને યજ્ઞપુરૂષે પૂર્વે જે વિધિથી દક્ષિણાની પૂજા કરી હોય તે પણ કહો.

નારાયણ કહે છેઃ—હે નારદજી ! દક્ષિણા-વગરના યજ્ઞનું ફળ ક્યાંથીજ થાય ?[૬૪-૬૫] જે કર્મ દક્ષિણા સહિત કરેલું હોય તેનુંજ ફળ થાય છે. જે કર્મ દક્ષિણા વગરનું કરવામાં આવે તેના ફળને બલિરાજા ભોગવે છે.[૬૬] પૂર્વે વામનજીએ બલિરાજાને ઠરાવ કરી આપ્યો છે કે "જે શ્રાદ્ધમાં વેદ ભણનારા બ્રાહ્મણો ન હોય તે શ્રાદ્ધનું અન્ન, જે કર્મમાં દક્ષિણા આપવામાં ન આવે તે કર્મનું ફળ, અશ્રદ્ધાથી અપાએલા દાનનું ફળ, જે બ્રાહ્મણો શૂદ્ર જાતની સ્ત્રીના પતિ થયા હોય તેઓની પુજાના પદાર્થાદિક, વ્યભિચારી બ્રાહ્મણોએ કરેલાં યજ્ઞનાં ફળ, અપવિત્રની પૂજા અને જેને ગુરૂની ભક્તિ ન હોય તેણે કરેલાં સત્કર્મ, એ સઘળાં તમને પ્રાપ્ત થશે એમાં સંશય નથી." હે નારદજી ! હવે દક્ષિણાનું ધ્યાન, સ્તોત્ર અને પૂજનના વિધિનો ક્રમ કે જે કણ્વશાખામાં કહેલ છે તે કહું છું, સાંભળો. પૂર્વે કર્મમાં વિચક્ષણતા ધરાવનારાં દક્ષિણાને પામી એના સ્વરૂપથી મોહ પામેલા અને પરવશ થએલા યજ્ઞપુરૂષે તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી હતી.

યજ્ઞપુરૂષ સ્તુતિ કરે છેઃ—હે દક્ષિણા ! પૂર્વે તમે ગોલોકની ગોપીઓમાં શ્રેષ્ઠ, રાધા સમાન, રાધાનાં સખી અને શ્રીકૃષ્ણને બહુજ પ્યારાં હતાં. કાર્તિકી પુનમ કે જે રાધાનો મહોત્સવનો સમય કહેવાય છે તે સમયને તમે બહુ શોભાવતાં હતાં. હે સુંદરિ ! પૂર્વે તમે ઉત્તમ શીલથી પ્રખ્યાત હતાં તેથી સુશીલા કહેવાતાં હતાં પણ હમણાં લક્ષ્મીના જમણા ખભામાંથી પ્રકટ થયાં છો તેથી દક્ષિણા કહેવાઓ છો. તમે રાધાના શાપનેલીધે ગોલોકમાંથી ભ્રષ્ટ થતાં લક્ષ્મીના જમણા ખભામાંથી પ્રકટ થઇને મારાં સુભાગ્યનેલીધે મને પ્રાપ્ત થયાં છો.[૬૭-૭૪] હે પૂજ્ય ! મારા ઉપર કૃપા કરીને મનેજ તમારો સ્વામી કરો. હે દેવિ ! સર્વદા કર્મ કરનારાઓને કર્મનાં ફળ આપનારાં તમેજ છો.[૭૫] તમારા વિના સઘળાઓનાં સઘળાં કર્મ નિષ્ફળ થાય છે અને તમારા વિના કોઈ કર્મ શોભતું નથી.[૭૬] બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને દિક્પાલ આદિ પણ તમારા વિના કર્મનું ફળ આપી શકે એમ નથી.[૭૭] કર્મરૂપી બ્રહ્મા, ફળરૂપી

સદાશિવ અને યજ્ઞરૂપી વિષ્ણુના (મારા) સારરૂપ તમે છો.[૭૮] ફળ દેનારા પરમાત્મા, નિર્ગુણ પરા પ્રકૃતિ અને પોતે શ્રીકૃષ્ણ ભગવાન પણ તમારી સહાયતાથી ફળ આપી શકે છે.[૭૯] હે સુંદરિ! સર્વદા પ્રત્યેક જન્મમાં તમેજ મારી શક્તિરૂપ થાઓ છો. હે રૂડા મ્હોડાવાળાં! સર્વ કર્મોમાં હું તમારી સહાયતાથીજ સમર્થછું.[૮૦]

નારાયણ કહે છેઃ—યજ્ઞપુરૂષ એટલાં વચન બોલીને સામા ઉભા રહેતાં લક્ષ્મીના અંશરૂપ તે દક્ષિણાદેવી પ્રસન્ન થયાં.[૮૧] જે માણસ યજ્ઞના સમયમાં આ સ્તોત્રનો પાઠ કરે તેને સઘળા યજ્ઞોનું ફળ મળે એમાં સંશય નથી.[૮૨] રાજસૂય, વાજપેય, ગોમેધ, નરમેધ, અશ્વમેધ, લાંગલ, વિષ્ણુયજ્ઞ, યશસ્કર, ધનદ, ભૂમિદ, પૂર્ત્ત, ફળદ, ગજમેધ, લોહયજ્ઞ, સ્વર્ણયજ્ઞ, રત્નયજ્ઞ, તામ્રયજ્ઞ, શિવયજ્ઞ, રૂદ્રયજ્ઞ, શક્રયજ્ઞ, બંધુકયજ્ઞ, વૃષ્ટિયજ્ઞ, વરૂણયાગ, કંડક, વૈરિમર્દન, શુચિયજ્ઞ, ધર્મયજ્ઞ, પાપમોચન, બ્રહ્માણી કર્મયાગ, અંબાયજ્ઞ અને ભદ્રકયજ્ઞ, એઓમાં તથા એઓના આરંભના સમયમાં જે માણસ આ સ્તોત્રનો પાઠ કરે તેનું સઘળું કર્મ નિર્વિઘ્ને પરિપૂર્ણ થાય છે એ નિશ્ચય છે.[૮૩-૮૭] આ સ્તોત્ર કહ્યું, હવે ધ્યાન અને પૂજાવિધિ સાંભળો. સુબુદ્ધિ પુરૂષે શાલગ્રામમાં અથવા કળશમાં દક્ષિણાની પૂજા કરવી.[૮૮] "દક્ષિણા કે જે લક્ષ્મીના જમણા ખભામાંથી પ્રકટ થયાં છે, લક્ષ્મીના અંશરૂપ છે, સઘળાં કર્મોમાં નિપુણ છે, સર્વ કર્મોનાં ફળ દેનારાં છે, વિષ્ણુની શક્તિરૂપ છે, સઘળાએ પૂજેલાં, વંદેલાં તથા શુદ્ધિ કરનારાં છે, શુદ્ધિરૂપ છે, સારા સ્વભાવવાળાં છે, શુભ દેનારાં છે અને શુભરૂપ છે તેને ભજું છું."[૮૯,૯૦] આ પ્રમાણે ધ્યાન કરી વેદોક્ત મૂલમંત્રથી તેમની પૂજા કરવી. હે નારદજી! 'ૐ શ્રીં ક્લીં હ્રીં દક્ષિણાયૈ સ્વાહા' એ મૂલમંત્રથી દેવીને પાદ્ય આદિ ઉપચાર આપીને ભક્તિપૂર્વક વિધિસહિત પૂજન કરવું.[૯૧-૯૨] હે નારદજી! સુખ, પ્રીતિ અને સઘળાં કર્મોનાં ફળ દેનારૂં આ દક્ષિણાનું આખ્યાન મેં તમારી પાસે કહ્યું.[૯૩] પૃથ્વીના ભરતખંડમાં જે માણસ સાવધાનપણાથી આ દક્ષિણાના આખ્યાનનો પાઠ કરે તેનું કોઈ પણ સત્કર્મ અંગરહિત થાય નહિ.[૯૪] એટલુંજ નહિ પણ એ ઉપરાંત અપુત્રને ગુણવાન પુત્ર આવે, વિદ્યારહિતને વિદ્યા મળે, ધન રહિતને ધન મળે, પૃથ્વી રહિતને પૃથ્વી મળે, પ્રજા રહિતને પ્રજા મળે, સ્ત્રી રહિતને સારા સ્વભાવવાળી, બહુ રૂપાળી, દીકરા જણે એવી, નમ્રતાવાળી, પ્રિય બોલનારી, પતિવ્રતા, શુદ્ધ, સારા કુળની અને ઉત્તમ નિતંબવાળી સ્ત્રી અવશ્ય મળે.[૯૫-૯૭] સંકટ, બંધુનો વિયોગ, વિપત્તિ અને બંધન, એઓના સમયમાં એક મહિના સુધી આ સ્તોત્રનો પાઠ સાંભળે તો તે દુઃખોથી મુક્ત થાય એમાં સંશય નથી.[૯૮]

**संकटे बंधुविच्छेदे विपत्तौ बंधने तथा ॥**
**मासमेकमिदं श्रुत्वा मुच्यते नात्र संशयः॥९८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પીસતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૫**

## अध्याय ४६ मो. ષષ્ઠીદેવીનું આખ્યાન

**नारद उवाच**

**अनेकासां च देवीनां श्रुतमाख्यानमुत्तमम् ॥**
**अन्यासां चरितं ब्रह्मन् वद वेदविदांवर॥१॥**

નારદજી પૂછે છેઃ—હે મહારાજ! હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! મેં અનેક દેવીઓનાં ઉત્તમ આખ્યાન સાંભળ્યાં. હવે એ ઉપરાંત બીજી દેવીઓનાં ચરિત્ર કહો.[૧]

નારાયણ કહે છેઃ—હે નારદજી! ઉપર કહેલી અને તે ઉપરાંત બીજી પણ સઘળી દેવીઓનાં

ચરિત્ર વેદમાં પૃથક્ પૃથક્ કહ્યાં છે તો તેઓમાં કયી દેવીઓનું ચરિત્ર સાંભળવાની તમારી ઇચ્છા છે ?[૨]

નારદજી કહે છેઃ—પ્રકૃતિની કળારૂપ ષષ્ઠી, મંગલચંડી અને મનસા, એ દેવીઓનાં ચરિત્ર યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.[૩]

નારાયણ કહે છેઃ—પ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ ષષ્ઠી દેવી કે જે બાલકોની અધિષ્ઠાતા, વિષ્ણુની માયારૂપ, બાલકો આપનારી, માતૃકાઓમાં પ્રખ્યાત, દેવસેના નામવાળી, કાર્ત્તિકેયની પ્રાણ કરતાં પણ પ્યારી પત્ની, પતિવ્રતા, બાલકોને આયુષ્ય દેનારી, માનું રક્ષણ કરનારી, નિરંતર યોગથી બાલકોની પાસે રહેનારી અને સિદ્ધ યોગવાળી છે તેની પૂજાનો વિધિ અને ઇતિહાસ કે જે મેં ધર્મના મુખથી સાંભળેલો છે અને મહાસુખદાયી તથા પુત્રદાયી છે તે કહું છું, સાંભળો.[૪-૭] સ્વાયંભુવ મનુનો પ્રિયવ્રત નામનો પુત્ર હતો. એ પોતે યોગીંદ્ર અને સર્વદા તપશ્ચર્યામાં લાગેલો હોવાથી સ્ત્રી પરણવાની ઇચ્છા કરતો ન હતો,[૮] પણ બ્રહ્માએ આગ્રહપૂર્વક આજ્ઞા કરવાનેલીધે માલિની નામની સ્ત્રીને પરણ્યો. વિવાહ થયા પછી ઘણો કાળ વીતી જતાં પણ તેને પુત્ર થયો નહિ.[૯] ત્યારે કશ્યપઋષિએ પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરાવીને યજ્ઞનો ચરૂ તેની રાણી માલિનીને આપ્યો.[૧૦] રાણીએ ચરૂ ખાતાંજ તુરત તેને ગર્ભ રહ્યો અને તે ગર્ભને તે રાણીએ દેવતાઈ બાર વર્ષસુધી પેટમાં રાખ્યો.[૧૧] હે નારદજી ! પછી તેણે સોના સરખી કાંતિવાળો અને સઘળા અવયવોથી પરિપૂર્ણ પુત્ર જણ્યો; પણ તે પુત્ર મરી ગએલો અને જેની આંખો ફાટી ગઇ હતી એવો જોવામાં આવ્યો.[૧૨] એને જોઇ દાસીઓ અને સઘળા બાંધવોની સ્ત્રીઓ રોવા લાગી. એની મા તો પુત્રના ભારે શોકથી મૂર્છિત જ થઈ ગઇ.[૧૩] હે નારદજી ! પછી પ્રિયવ્રત રાજા બાલકને લઈ, શ્મશાનમાં જઇ તે વનમાં એ પુત્રને છાતીમાં ઘાલીને રોવા લાગ્યો.[૧૪] એ રાજા બાલકને નહિ છોડતાં પોતાના પ્રાણ છોડી દેવાને સજ્જ થયો હતો અને પુત્રના મહાદારૂણ શોકનેલીધે જ્ઞાનયોગ ભૂલી ગયો હતો.[૧૫] એ સમયમાં શુદ્ધ સ્ફટિક જેવું, ઉત્તમ મણિઓથી બનાવેલું, નિરંતર તેજથી દીપતું, રેશમી વસ્ત્રથી શોભતું, અનેક પ્રકારનાં ચિત્રોવાળું અને ફૂલની માળાઓથી શોભી રહેલું એક વિમાન તેના જોવામાં આવ્યું.[૧૬,૧૭] તે વિમાનમાં રૂપાળાં, મનોહર, ધોળા ચંપકના ફૂલસરખા રંગવાળાં, સર્વદા સ્થિર યૌવનવાળાં, મંદ હાસ્ય કરતાં, પ્રસન્ન મુખવાળાં, રત્નનાં આભરણોથી શણગારેલાં, કૃપામય, યોગસિદ્ધ અને ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર એક દેવી બેઠેલાં જોવામાં આવ્યાં.[૧૮,૧૯] પોતાની પાસે એમને આવેલાં જોઇ પ્રિયવ્રતે પોતાના બાલકને ધરતીપર છોડી દેતાં પરમ આદરથી તેમની સ્તુતિ કરી અને પૂજન કર્યું.[૨૦] હે નારદજી ! તે પછી પ્રિયવ્રત રાજાએ ગ્રીષ્મકાળના સૂર્ય સરખી કાંતિવાળાં, શાંત, સુશોભિત અને સંતોષ પામેલાં તે કાર્ત્તિકેયની પત્નીને જોઈ નીચે પ્રમાણે પૂછ્યું.[૨૧]

પ્રિયવ્રત પૂછે છેઃ—હે સુંદરિ ! હે પતિવ્રતા! તમે કોણ છો ? કોની સ્ત્રી છો ? કોની દીકરી છો ? તમે સ્ત્રીઓમાં માનપાત્ર અને ભાગ્યશાળી જણાઓ છો.[૨૨]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે રાજાનું વચન સાંભળી જગતનું મંગળ કરનારાં અને દેવતાઓને વાસ્તે રણ કરનારાં એ દેવસેના કે જેણે દૈત્યોથી ઘેરાએલા દેવતાઓની સેનારૂપ થઇને તેઓને જય આપ્યો હતો તેમણે તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૨૩,૨૪]

દેવસેના કહે છેઃ–હે રાજા! હું બ્રહ્માના મનમાંથી ઉત્પન્ન થએલી અને મહાસમર્થ દેવસેના છું. બ્રહ્માએ મને મનમાંથી સજીને કાર્ત્તિકેયને આપેલી છે તેથી માતૃકાઓના ગણમાં હું પતિવ્રતા 'સ્કંદભાર્યા' એવા નામથી પ્રખ્યાત છું, અને મૂલપ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ છું તેથી જગતમાં 'ષષ્ઠી' એવા નામથી પ્રખ્યાત છું.[૨૫-૨૬] હું અપુત્રને પુત્ર, સ્ત્રી વગરનાને સ્ત્રી, દરિદ્રોને ધન, અને કર્મવાળાઓને કર્મનાં ફળ આપનારી છુ.[૨૭] સુખ, દુઃખ, ભય, શોક, હર્ષ, મંગલ, સંપત્તિ અને વિપત્તિ, એ સઘળું કર્મથી થાય છે.[૨૮] કર્મથી ઘણા પુત્રોનો બાપ થાય છે, કર્મથી વંશરહિત થાય છે, કર્મથી પુત્રો મરી જાય છે, કર્મથી લાંબું આયુષ્ય મળે છે.[૨૯] કર્મથી ગુણવાન થાય છે, કર્મથી ખોડવાળો થાય છે, કર્મથી ઘણી સ્ત્રીઓવાળો થાય છે, કર્મથી સ્ત્રીરહિત થાય છે.[૩૦] કર્મથી રૂપાળો થાય છે, કર્મથી ધર્માત્મા થાય છે, કર્મથી રોગી થાય છે, કર્મથી પીડિત થાય છે અને અરોગપણું પણ કર્મથીજ થાય છે.[૩૧] હે રાજા! એટલા માટે કર્મજ સર્વથી અધિક છે એમ વેદમાં કહ્યું છે.

નારાયણ કહે છેઃ–હે નારદજી! એ મોટાં દેવીએ એટલાં વચન કહી બાલકને લઇને પોતાના મોટા જ્ઞાનથી લીલામાત્રમાં તેને જીવતો કર્યો. રાજાએ સુવર્ણ સરખી કાંતિવાળા તે બાલકને હસતો દીઠો.[૩૨,૩૩] પછી દેવસેના એ બાલકને લઇ, જોઈ રહેલા રાજાને 'હું જાઉં છું' એમ કહી આકાશમાં જવા લાગ્યાં.[૩૪] તે સમયે જેનો કંઠ, હોઠ અને તાળવું સૂકાવા લાગ્યાં એવા પ્રિયવ્રત રાજાએ દેવીની સ્તુતિ કરી અને સ્તુતિ કરવાથી દેવી પ્રસન્ન થયાં.[૩૫] પછી તે દેવસેનાએ રાજાને નીચે પ્રમાણે વેદોક્ત કર્મ કરવાનું કહ્યું.



દેવી કહે છેઃ–તું સ્વાયંભુવ મનુનો પુત્ર છે તેથી ત્રણે લોકનો રાજા છે.[૩૬] એટલા માટે સર્વ લોકમાં મારી પૂજાનો પ્રચાર કરાવીને તું પોતે પણ મારી પૂજા કરવાનો સ્વીકાર કરે તો તારો આ સુવ્રત નામનો પુત્ર કે જે કુળમાં કમળરૂપ, મનોહર, ગુણવાન, પંડિત, પૂર્વજન્મના સ્મરણવાળો, મોટો યોગી, નારાયણની કળારૂપ, સો યજ્ઞ કરનારો, શ્રેષ્ઠ, ક્ષત્રિયોનો ઉપરી, મદોન્મત્ત લાખો હાથીઓના બળવાળો, શુભ, ધનવાન, શુદ્ધ, વિદ્વાનોને પ્યારો, યોગી તથા જ્ઞાનીઓની સિદ્ધિરૂપ, તપસ્વીઓમાં યશસ્વી અને લોકોમાં સઘળી સંપત્તિઓનો દાતા થવાનો છે તે તને પાછો આપું.

નારાયણ કહે છેઃ–આ પ્રમાણે દેવીનાં વચન સાંભળી પ્રિયવ્રત રાજાએ પૂજનનો સ્વીકાર કર્યો એટલે દેવીએ તે પુત્ર તેને પાછો આપ્યો. રાજાને શુભ વરદાન આપીને દેવી સ્વર્ગમાં ગયાં[૩૭-૪૨] અને રાજી થએલો રાજા પોતાના મંત્રીઓ સહિત પોતાને ઘેર આવ્યો. હે નારદજી! ઘેર આવીને તેણે પુત્ર સંબંધી સઘળું વૃત્તાંત લોકોને કહી સંભળાવ્યું.[૪૩] એ વાત સાંભળીને સર્વે પુરૂષો તથા સ્ત્રીઓ રાજી થયાં. રાજાએ પુત્રને વાસ્તે સર્વ સ્થલમાં મંગલ કરાવ્યું,[૪૪] અને દેવીની પૂજા કરીને બ્રાહ્મણોને ધન આપ્યું. પ્રત્યેક માસમાં શુક્લપક્ષની છઠને દિવસે સર્વત્ર ષષ્ઠીદેવીનો મહોત્સવ કરાવવાની યત્નપૂર્વક ગોઠવણ કરી. સુવાવડના ઘરમાં બાલકની છઠ્ઠીને દિવસે અથવા એકવીશમે દિવસે પ્રયત્નપૂર્વક સર્વ સ્થલમાં ષષ્ઠીદેવીની પૂજા કરવાનો પ્રચાર કરાવ્યો. બાલકોનાં બીજાં પણ અન્નપ્રાશન આદિ શુભ કાર્યોમાં સર્વત્ર દેવીની પૂજા વધારી અને પોતે પણ કરી. હે નારદજી! હવે કૌથુમી શાખામાં કહેલું એ દેવીનું ધ્યાન, પૂજાનું વિધાન

તથા સ્તોત્ર કે જે મેં ધર્મના મુખથી સાંભળેલ છે તે કહું છું, સાંભળો. સમજુ માણસે શાલગ્રામમાં, ઘડામાં અથવા વડના મૂળમાં તે દેવીની પૂજા કરવી અથવા ભીંતમાં પુતળી બનાવીને તેની પૂજા કરવી. દેવસેના દેવી કે જે પ્રકૃતિના છઠ્ઠા અંશરૂપ, શુદ્ધ અને ઉત્તમ કાંતિવાળાં છે તેમની પ્રતિષ્ઠા કરીને ધ્યાન કરવું કે "સુપુત્ર આપનારાં, શુભ દેનારાં, દયારૂપ, જગતને ઉત્પન્ન કરનારાં, ધોળા ચંપકના ફૂલ સરખા વર્ણવાળાં, રત્નનાં આભરણોથી શણગારેલાં, પવિત્રરૂપ અને સર્વોત્તમ દેવસેનાને ભજું છું." આ પ્રમાણે ધ્યાન કરી મસ્તકપર પુષ્પ મૂકી વળી ધ્યાન કરીને મૂળમંત્રથી પાદ્ય, અર્ધ્ય, આચમનીય, ગંધ, પુષ્પ, દીપ, અનેક પ્રકારનાં નૈવેદ્ય અને સુંદર ફળો અર્પીને તેમનું પૂજન કરવું. 'ૐ હ્રીં ષષ્ઠીદેવ્યૈ સ્વાહા' એ આઠ અક્ષરના મહામંત્રનો વિધિપૂર્વક યથાશક્તિ જપ કરવો. પછી પુત્રરૂપ ફળ આપનારા, સામવેદમાં કહેલા ઉત્તમ સ્તોત્રથી ભક્તિપૂર્વક એકાગ્રપણું રાખી સ્તુતિ કરીને પ્રણામ કરવા. જે માણસ એ આઠ અક્ષરવાળા મહામંત્રનો એકલાખ જપ કરે તેને સુપુત્રની પ્રાપ્તિ થાય એમ બ્રહ્માએ કહ્યું છે. હે મુનિઓમાં ઉત્તમ નારદજી! હવે સઘળા પ્રકારનાં ધારેલાં સુખ આપનારૂં અને સર્વની ઇચ્છા પૂર્ણ કરનારૂં સ્તોત્ર કે જે વેદમાં પણ ગુપ્ત છે તે કહું છું, સાંભળો. પ્રિયવ્રત રાજાએ નીચે પ્રમાણે દેવસેનાની સ્તુતિ કરી હતી.

પ્રિયવ્રત સ્તુતિ કરે છેઃ—ષષ્ઠીદેવી કે જે સર્વોત્તમ, સિદ્ધિરૂપ, શાંતિરૂપ, શુભ, 'દેવસેના' નામવાળાં, વર આપનારાં, પુત્ર આપનારાં, ધન આપનારાં, સુખદાયી અને મોક્ષદાયી છે તેમને વારંવાર પ્રણામ કરૂં છું. સૃષ્ટિમાં પ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ, સિદ્ધ, માયારૂપ અને સિદ્ધ યોગવાળાં ષષ્ઠીદેવીને વારંવાર પ્રણામ કરૂં છું. બાલકોનાં અધિષ્ઠાતા, સારરૂપ, સરસ્વતીરૂપ અને ઘણી દીપ્તિવાળાં ષષ્ઠીદેવીને વારંવાર નમું છું. કલ્યાણ આપનારાં, કલ્યાણરૂપ, કર્મોનાં ફલ આપનારાં અને પોતાના ભક્તોને પ્રત્યક્ષ થતાં ષષ્ઠીદેવીને વારંવાર નમું છું. સર્વ કર્મોમાં સઘળાઓએ પૂજવા યોગ્ય, કાર્ત્તિકેયનાં પત્ની અને દેવતાઓનું રક્ષણ કરનારાં ષષ્ઠીદેવીને વારંવાર નમું છું. શુદ્ધ સત્વરૂપ, સર્વદા લોકોએ વંદેલાં અને હિંસા તથા ક્રોધ વગરનાં ષષ્ઠીદેવીને વારંવાર નમું છું. હે ષષ્ઠીદેવિ! હે મહેશ્વરિ! હે દેવતાઓનાં ઈશ્વરિ! મને માન આપો, ધન આપો, સ્ત્રી આપો, પુત્ર આપો, જય આપો, ધર્મ આપો, યશ આપો, ભૂમિ આપો, પ્રજા આપો, વિદ્યા આપો, કલ્યાણ આપો, વિજય આપો અને મારા શત્રુઓને મારો. હે પૂજાએલાં! હે ષષ્ઠીદેવિ! હું આપને વારંવાર પ્રણામ કરૂં છું.[૪૫-૬૭]

નારાયણ કહે છેઃ—પ્રિયવ્રત રાજાએ આ પ્રમાણે ષષ્ઠીદેવીની સ્તુતિ કરી હતી અને દેવીએ એ સ્તુતિથી પ્રસન્ન થઇને તેને યશસ્વી અને રાજાધિરાજ થનારો પુત્ર આપ્યો હતો.[૬૮] હે નારદજી! આ ષષ્ઠીદેવીના સ્તોત્રને એક વર્ષ સુધી સાંભળે તો અપુત્ર માણસને ઉત્તમ અને લાંબા સમય સુધી જીવે એવો પુત્ર પ્રાપ્ત થાય.[૬૯] એક વર્ષ સુધી ભક્તિપૂર્વક પૂજન કરીને આ સ્તોત્રનું શ્રવણ કરે તો સર્વ પાપથી મુક્ત થાય અને મહાવંધ્યા હોય તે પણ દેવીની કૃપાથી વીર, ગુણવાન, વિદ્વાન, યશસ્વી અને લાંબા આયુષ્યવાળો પુત્ર જણે.[૭૦,૭૧] જે સ્ત્રી કાકવંધ્યા (જેને એકજ સંતાન થયું હોય તે) હોય અથવા જેનાં છોકરાં મરી જતાં હોય તે પણ એક વર્ષ સુધી આ સ્તોત્રનું શ્રવણ કરે તો તેને ષષ્ઠીદેવીની કૃપાથી પુત્રની

પ્રાપ્તિ થાય.[૭૨] બાલક માંદો પડયો હોય તે સમયમાં તેનાં માબાપ આ સ્તોત્રનું શ્રવણ કરે તો ષષ્ઠીદેવીની કૃપાથી એક મહીને તે બાલક રોગ મુક્ત થાય.[૭૩]

रोगयुक्ते च बाले च पिता माता शृणोति च ॥
मासेन मुच्यते बालः षष्ठीदेवीप्रसादतः ॥७३॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો છેતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૬

---

# અધ્યાય ૪૭ મો.

## મંગલચંડીનું આખ્યાન

### श्रीनारायण उवाच

कथितं षष्ठ्युपाख्यानं ब्रह्मपुत्र यथागमम् ॥
देवी मंगलचंडी च तदाख्यानं निशामय ॥१॥

નારાયણ કહે છેઃ–હે બ્રહ્માના પુત્ર! મેં તમારી પાસે શાસ્ત્ર પ્રમાણે ષષ્ઠીનું આખ્યાન કહ્યું. હવે મંગલચંડીનું આખ્યાન કહું છું તે સાંભળો.[૧] એ દેવીનું વેદમાં સ્વીકારેલું અને સઘળા વિદ્વાનોને પણ પ્યારું લાગે એવું જે પૂજન આદિ મેં ધર્મના મુખથી સાંભળેલું છે તે પણ કહું છું. એ દેવી કલ્યાણ કરનારાંઓમાં ભારે પ્રતાપવાળાં અને કલ્યાણ કરવામાં નિપુણ છે તેથી 'મંગલચંડી' કહેવાય છે. મંગલ નામનો જે પૃથ્વીનો પુત્ર છે તેનાં એ પૂજ્ય અને ઇષ્ટદેવી છે તેથી પણ એ દેવી મંગલચંડી કહેવાય છે.[૨-૪] મનુનો એક સાતે દ્વીપવાળી પૃથ્વીનો પતિ 'મંગલ' નામે પુત્ર હતો તેણે ઇષ્ટદેવી માનીને એમની પૂજા કરી હતી તેથી પણ મંગલચંડી કહેવાય છે.[૫] એ પ્રત્યક્ષ કૃપારૂપ અને સ્ત્રીઓનાં ઇષ્ટદેવી મંગલચંડી મૂળપ્રકૃતિરૂપ દુર્ગાનીજ એક મૂર્તિ છે.[૬] ત્રિપુરને મારવાના મહાભયંકર સમયમાં વિષ્ણુની અને બ્રહ્માની પ્રેરણાથી સદાશિવે પ્રથમ એ મોટાં દેવીની પૂજા કરી હતી.[૭] દૈત્યે ક્રોધ કરીને આકાશમાંથી સદાશિવનું વાહન પાડી નાખ્યું હતું, તે સમયમાં ભારે સંકટમાં પડેલા સદાશિવે બ્રહ્મા અને વિષ્ણુના ઉપદેશથી દુર્ગાની સ્તુતિ કરતાં દુર્ગાદેવીએ સદાશિવની આગળ મંગલચંડીરૂપે પ્રકટ થઇને તેમને કહ્યું કેઃ–"હે સદાશિવ! સર્વના ઈશ્વર વિષ્ણુ ભગવાન પોઠીઆનું રૂપ ધરીને તમારૂં વાહન થશે અને હું તમારી યુદ્ધ કરવાની શક્તિરૂપ થઈશ એમાં સંશય નથી. આ તમારો શત્રુ દૈત્ય કે જેણે દેવતાઓના અધિકાર હરી લીધા છે તેને મૂલપ્રકૃતિના અંશરૂપ વિષ્ણુની સહાયતાથી તમે મારશો." આટલું કહીને તે દેવી અંતર્ધાન થઈ મહાદેવની શક્તિરૂપ થયાં.[૮-૧૨] પછી વિષ્ણુએ આપેલા શસ્ત્રથી સદાશિવે તે દૈત્યને માર્યો. હે નારદજી! એ દૈત્ય મરણ પામતાં સર્વે દેવતાઓ અને ઋષિઓ ભક્તિથી માથાં નમાવીને શંકરની સ્તુતિ કરવા લાગ્યા અને તુરત શંકરના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિ થઈ.[૧૩,૧૪] બ્રહ્માએ અને વિષ્ણુએ રાજી થઇને શંકરને શુભ આશીર્વાદ આપ્યા. પછી શંકરે બ્રહ્મા અને વિષ્ણુના ઉપદેશથી સારી રીતે નાહીને ભક્તિપૂર્વક પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, અનેક પ્રકારનાં વસ્ત્ર, પુષ્પ, ચંદન અને વિવિધ નૈવેદ્યોથી મંગલચંડીની પૂજા કરી. દૂધપાક, પિષ્ટક, મધ, સુધા અને અનેક પ્રકારનાં ફળો નૈવેદ્યરૂપે અર્પીને અલંકાર, સંગીત, નૃત્ય, વાદ્ય, અને નામકીર્તનથી પણ ભારે ઉત્સવ કર્યો. માધ્યંદિની શાખામાં કહેલી રીતિ પ્રમાણે ભક્તિસહિત ધ્યાન કરીને મૂળમંત્રથી એ સઘળા પદાર્થો અર્પણ કર્યા. 'ॐ ह्रीं श्रीं क्लीं सर्वपूज्ये देवि मंगलचंडिके हुं हुं फट् स्वाहा' એ એકવીશ અક્ષરનો મૂલમંત્ર છે. આ મંત્ર પૂજ્ય છે અને કલ્પવૃક્ષની પેઠે

ભક્તોની સઘળી કામનાઓને પૂર્ણ કરનાર છે. [૧૫-૨૧] આ મંત્રનો દશ લાખ જપ કરવાથી અવશ્ય મંત્રસિદ્ધિ થાય છે. હે નારદજી ! હવે વેદમાં કહેલું અને સઘળાઓએ સ્વીકારેલું ધ્યાન કહું છું તે સાંભળો.[૨૨] "મંગલચંડી દેવી કે જે સોળ વર્ષનાં, સર્વદા સ્થિર યૌવનવાળાં, ઘોલા સરખા હોઠવાળાં, સારા દાંતવાળાં, શુદ્ધ, શરદ્ ઋતુના કમળ સરખા મ્હોડાવાળાં, ધોળા ચંપકના ફૂલ સરખા વર્ણવાળાં, અત્યંત નીલ કમળ સરખાં નેત્રવાળાં, જગતને ઉત્પન્ન કરનારાં, સઘળાઓને સઘળી સંપત્તિઓ આપનારાં અને મહા ઘોર સંસારરૂપી સમુદ્રમાં જ્યોતિરૂપ છે તેમને ભજું છું." આ મેં દેવીનું ધ્યાન કહ્યું. હવે સ્તોત્ર કહું છું, તે સાંભળો. મહાદેવે એ દેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી હતી.[૨૩-૨૫]

મહાદેવ કહે છેઃ—હે જગતની મા! હે દેવિ! હે મંગલચંડિ! હે વિપત્તિઓને હરનારાં! હે હર્ષ તથા મંગલને કરનારાં! રક્ષા કરો! રક્ષા કરો![૨૬] હે હર્ષ તથા મંગલ કરવામાં નિપુણતાવાળાં! હે હર્ષ તથા મંગલને આપનારાં! હે શુભરૂપ! હે કલ્યાણ કરવામાં ચતુર! હે મંગલચંડિ! હે મંગલરૂપ! હે મંગલને યોગ્ય! હે સઘળાં મંગલોમાં મંગલરૂપ! હે સત્પુરૂષોને મંગલ આપનારાં! હે દેવિ! હે સઘળાઓનાં મંગલોના નિવાસરૂપ! હે મંગલવારને દિવસે પૂજવા યોગ્ય! હે મંગલનાં ઇષ્ટદેવિ! મનુના વંશમાં ઉત્પન્ન થએલા મંગલરાજાએ સર્વદા પૂજેલાં હે દેવિ! હે મંગલોનાં અધિષ્ઠાતા દેવિ! હે મંગલોનાં મંગલરૂપ! હે સંસાર સંબંધી મંગલોના આધારરૂપ! હે મોક્ષરૂપ મંગલ આપનારાં! હે સારરૂપ! હે મંગલના આધારરૂપ! હે સઘળાં કર્મોના પારરૂપ! હે પ્રત્યેક મંગલવારે પૂજવા યોગ્ય! હે ઘણા સુખને આપનારાં! રક્ષા કરો! રક્ષા કરો![૨૭-૩૧]

નારાયણ કહે છેઃ—સદાશિવ આ સ્તોત્રથી મંગલચંડીની સ્તુતિ કરીને અને પ્રત્યેક મંગલવારે પૂજા આપીને ત્યાંથી ગયા હતા.[૩૨] એ સર્વ મંગલરૂપ દેવીનું પૂજન પ્રથમ સદાશિવે કર્યું હતું, બીજીવાર મંગલ નામના ગ્રહે કર્યું હતું.[૩૩] ત્રીજીવાર મંગલ નામના રાજાએ કર્યું હતું, ચોથીવાર મંગલવારને દિવસે સ્ત્રીઓએ કર્યું હતું[૩૪] અને પાંચમી વાર શુભને ઇચ્છનારા પુરૂષોએ પૂજન કર્યું હતું. વિશ્વનાથે પૂજેલાં એ દેવી તે પછી પ્રત્યેક બ્રહ્માંડમાં દેવ, મુનિ, મનુષ્યો અને મુનિઓનાં પૂજ્ય થયાં છે.[૩૫,૩૬] જે માણસ દેવીના આ મંગલકારી સ્તોત્રનું શ્રવણ કરે તેનું કલ્યાણજ થાય, અકલ્યાણ કદી થાય નહિ અને દિવસે દિવસે પુત્ર અને પૌત્ર આદિનો આનંદ વધતો આવે.[૩૭]

નારાયણ કહે છેઃ—હે બ્રહ્માના પુત્ર! શાસ્ત્રપ્રમાણે બે દેવીઓનું આખ્યાન કહ્યું. હવે ધર્મના મુખથી સાંભળેલું મનસાદેવીનું આખ્યાન કહું છું.[૩૮] એ દેવી કશ્યપઋષિની માનસી (મનમાંથી ઉત્પન્ન થએલી) કન્યા છે તેથી, મનથીજ ક્રીડા કર્યા કરે છે તેથી, મનથી પરમાત્માનું ધ્યાન કર્યા કરે છે તેથી, અને યોગથી પ્રકાશે છે તેથી પણ 'મનસા' કહેવાય છે.[૩૯,૪૦] વિષ્ણુની ભક્તિ કરનારાં, આત્મારામ અને સિદ્ધ યોગવાળાં એ દેવીએ પરમાત્મા શ્રીકૃષ્ણ ઉપર ત્રણ યુગ સુધી તપ કર્યું હતું.[૪૧] તપ કરવાના સમયમાં એના શરીરને જીર્ણ થઇ ગએલું જોઇ ગોપીઓના પતિ શ્રીકૃષ્ણ ભગવાને તેમનું 'જરત્કારૂ' એવું નામ પાડયું હતું[૪૨] અને કૃપાથી તેમને વાંછિત ફળ આપતાં લોકોમાં તેમની પૂજા કરાવી હતી તથા પોતે પણ કરી હતી.[૪૩] સ્વર્ગમાં, નાગલોકમાં, પૃથ્વીમાં અને બ્રહ્મલોકમાં બહુજ

પૂજાએલાં તે દેવી જગતમાં સ્વચ્છ, સુંદર અને મનોહર છે તેથી 'જગદ્ગૌરી' કહેવાય છે, શિવનાં શિષ્ય છે તેથી 'શૈવી' કહેવાય છે.[૪૪,૪૫] સર્વદા વિષ્ણુની અત્યંત ભક્તિ કરે છે તેથી 'વૈષ્ણવી' કહેવાય છે, જનમેજયરાજાના યજ્ઞમાં તેમણે નાગલોકોના પ્રાણની રક્ષા કરી હતી તેથી 'નાગેશ્વરી' કહેવાય છે, એ નાગલોકોની બ્હેન છે તેથી 'નાગભગિની' કહેવાય છે, ઝેરને હરી લેવામાં સમર્થ છે તેથી 'વિષહરા' કહેવાય છે.[૪૬,૪૭] મહાદેવની પાસેથી સિદ્ધ યોગ શીખેલાં છે તેથી 'સિદ્ધયોગિની' કહેવાય છે, મહાદેવની પાસેથી યોગ શીખવા ઉપરાંત ઉત્તમ મૃતસંજીવિની વિદ્યાને તથા મોટા જ્ઞાનને પ્રાપ્ત થવાને લીધે 'મહાજ્ઞાનયુતા' કહેવાય છે, મોટા મુનિ આસ્તીકની મા છે તેથી 'આસ્તીકમાતા' કહેવાય છે અને જગતમાં પૂજાએલા મહાત્મા જરત્કારૂ નામના મુનિની ભાર્યા છે તેથી 'જરત્કારૂ પ્રિયા' પણ કહેવાય છે. એ દેવીનાં જરત્કારૂ, જગદ્ગૌરી, મનસા, સિદ્ધયોગિની, વૈષ્ણવી, નાગભગિની, શૈવી, નાગેશ્વરી, જરત્કારૂપ્રિયા, આસ્તીકમાતા, વિષહરા અને મહાજ્ઞાનયુતા, એ બાર નામોનો પૂજાના સમયમાં જે માણસ પાઠ કરે તેને અને તેના વંશમાં થએલાને સર્પનો ભય થતો નથી. શયનમાં નાગનો ભય હોય, ઘર નાગથી ઘેરાએલું હોય, નાગ લોકોની ગડબડથી ભારે સંકટ પડયું હોય અથવા શરીરને નાગે ભીડો લીધો હોય તે સમયમાં આ સ્તોત્રનો પાઠ કરે તો તે અડચણોથી છુટે છે એમાં સંશય નથી.[૪૮-૫૫] આ બાર નામરૂપ સ્તોત્રનો જે નિરંતર પાઠ કરતો હોય તેને જોઇને સર્પો ભાગી જાય છે. દશ લાખ પાઠ કરવાથી મનુષ્યોને આ સ્તોત્ર સિદ્ધ થાય છે.[૫૬] આ સ્તોત્ર જેને સિદ્ધ થાય તે માણસ ઝેર ખાવામાં સમર્થ થાય, ઘરેણાને બદલે સર્પોને પહેરી શકે, સર્પોને વાહનરૂપ કરી શકે,[૫૭] સર્પો ઉપર બેસી શકે, સર્પ ઉપર સૂઈ શકે, મહાસિદ્ધ થાય અને અંતે વિષ્ણુની સાથે નિરંતર ક્રીડા કરે.[૫૮]

**नागासनो नागतल्पो महासिद्धो भवेन्नरः ॥**
**अंते च विष्णुनासार्द्धं क्रीडत्ये दिवानिशम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો સુડતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૭**

---

# अध्याय ४८ मो.

## મનસાદેવીનું આખ્યાન

### શ્રીનારાયણ ઉવાચ

**मत्तः पूजाविधानं च श्रूयतां मुनिपुंगव ॥**
**ध्यानं च सामवेदोक्तं प्रोक्तं देवीविधानकम् ॥**

નારાયણ કહે છેઃ-હે મુનિઓમાં ઉત્તમ! સામવેદમાં કહેલું મનસાની પૂજાનું વિધાન અને મનસાનું ધ્યાન મારી પાસેથી સાંભળો.[૧] મનસાદેવી કે જે ધોળા ચંપકના ફૂલ સરખા વર્ણવાળાં, રત્નોનાં આભરણોથી શણગારેલાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્ર પહેરનારાં, સર્પરૂપી જનોઇવાળાં, મોટા જ્ઞાનવાળાં, મહાજ્ઞાનિઓમાં ઉત્તમ, સિદ્ધોનાં અધિષ્ઠાતા, સિદ્ધ અને સિદ્ધિ આપનારાં છે તેમને ભજું છું."[૨,૩] આ પ્રમાણે ધ્યાન કરી મૂલમંત્રથી તથા વેદોક્ત મંત્રથી અનેક પ્રકારનાં નૈવેદ્ય, ધૂપ, પુષ્પ, ગંધ અને ચંદન અર્પણ કરવું. હે નારદજી! '**ॐ ह्रीं श्रीं क्लीं ऐं मनसादेव्यै स्वाहा**' આ બાર અક્ષરનો મૂલમંત્ર જો સિદ્ધ થયો હોય તો ભક્તોને કલ્પવૃક્ષની પેઠે ધારેલાં ફળ આપે છે. પાંચ લાખ જપ કરવાથી મનુષ્યોને આ મંત્ર સિદ્ધ થાય છે. જેને આ મંત્ર સિદ્ધ થયો હોય તે માણસ પૃથ્વીમાં સિદ્ધ થાય છે, ધન્વંતરિ જેવો થાય છે અને તેને ઝેર તો અમૃત જેવું થાય છે.[૪-૭] હે નારદજી! જે માણસ સંક્રાંતિને

દિવસે અથવા નાગપંચમીને દિવસે નાહી, ગુપ્ત ઘરમાં દેવીનું આવાહન કરી ભક્તિપૂર્વક પૂજન કરે, ધ્યાન કરે અને બલિદાન આપે તે માણસ અવશ્ય ધનવાળો, પુત્રવાળો અને કીર્તિવાળો થાય છે.[૮,૯] આ મેં પૂજાનું વિધાન કહ્યું. હવે ધર્મના મુખથી સાંભળેલું એ દેવીનું આખ્યાન કહું છું તે સાંભળો.[૧૦] પૂર્વે પૃથ્વીમાં સર્વે માણસો જ્યારે સર્પોના ભયથી પીડાયા ત્યારે તેઓ મુનિઓમાં ઉત્તમ કશ્યપને શરણે ગયા હતા.[૧૧] મનુષ્યોની પીડાથી દયા પામેલા કશ્યપે બ્રહ્માની સહાયતાથી અને બ્રહ્માના ઉપદેશથી વેદનાં બીજને અનુસરીને મંત્રો ઉત્પન્ન કર્યા અને તપોબળનેલીધે પોતાના મનમાંથી તે મંત્રોના અધિષ્ઠાતારૂપ મનસાદેવીને ઉત્પન્ન કર્યાં.[૧૨,૧૩] એવી રીતે ઉત્પન્ન થએલાં એ કુમારીએ કૈલાસમાં જઇ ભક્તિથી શંકરનું પૂજન તથા સ્તુતિ કરીને દેવતાઓનાં હજાર વર્ષ સુધી તેમનું સેવન કર્યું. તુરત પ્રસન્ન થનારા સદાશિવે પ્રસન્ન થઇને તે મનસાને મોટું જ્ઞાન દીધું, સામવેદ ભણાવ્યો, આઠ અક્ષરવાળો કલ્પવૃક્ષ સરખો 'श्रीं ह्रीं क्लीं कृष्णाय नमः' એ મંત્ર આપ્યો, ત્રૈલોક્યમંગલ નામનું કવચ આપ્યું, વેદમાં કહેલો પૂજનનો ક્રમ શીખવ્યો[૧૪-૧૭] અને સર્વેએ સ્વીકારેલો પુરશ્ચરણનો ક્રમ પણ કહ્યો. એ મહાસાધ્વી મનસા મહાદેવની પાસેથી મંત્રનો ઉપદેશ લઇ તેમનીજ આજ્ઞાથી તપ કરવા સારૂ પુષ્કર ક્ષેત્રમાં ગયાં. ત્યાં પરમાત્મા શ્રીકૃષ્ણ ઉપર ત્રણ યુગ સુધી તપ કરીને સિદ્ધ થયાં અને શ્રીકૃષ્ણનું દર્શન મેળવ્યું. કૃપાના ભંડારરૂપ શ્રીકૃષ્ણે મનસાને તપથી દુબળાં થએલાં જોઈ લોકોની પાસે તેમની પૂજા કરાવી, પોતે પણ પૂજા કરી અને વરદાન આપ્યું કે "આ સંસારમાં તમે પૂજ્ય થશો."[૧૮-૨૧] વરદાન આપીને શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા. પ્રથમ એમની પૂજા પરમાત્મા શ્રીકૃષ્ણે કરી,[૨૨] તે પછી સદાશિવે કરી અને તે પછી કશ્યપ, દેવ, મુનિ, મનુ, નાગ તથા મનુષ્યોએ કરી.[૨૩] આ પ્રમાણે એ પવિત્ર દેવી ત્રણે લોકમાં પૂજ્ય થએલાં છે. જરત્કારૂ નામના મોટા મુનિને કશ્યપ મુનિએ બ્રહ્માની આજ્ઞાથી તેમના માગ્યા વગરજ એ કન્યા આપ્યાં. પરણેલા મોટા યોગી જરત્કારૂ ઘણા દિવસના તપના થાકને લીધે પુષ્કરક્ષેત્રમાં વડની નીચે તે મનસાની જંઘા ઉપર માથું મૂકી નિદ્રાના દેવનું સ્મરણ કરીને એક દિવસે સૂઈ રહ્યા હતા, ત્યાં સાયંકાળ પડતાં સૂર્ય આથમી ગયો. પતિવ્રતા અને સારા સ્વભાવવાળાં મનસાએ ધર્મનો લોપ થવાની બ્હીકથી મનમાં વિચાર કર્યો કે "સાયંકાલની સંધ્યા કે જે દ્વિજલોકોના નિત્યકર્મરૂપ છે તે નહિ કરવાથી મારા પતિને બ્રહ્મહત્યા આદિ પાપ લાગશે. જે દ્વિજ પ્રાતઃકાળની અને સાયંકાળની સંધ્યા કરે નહિ તે સર્વદા સર્વ કર્મમાં અશુચિ થાય છે અને તેને બ્રહ્મહત્યા આદિ પાપ લાગે છે એમ વેદમાં કહ્યું છે." આ પ્રમાણે વિચાર કરીને મનસાએ પોતાના પતિને જગાડ્યા.[૨૪-૩૦] હે નારદમુનિ! જાગેલા જરત્કારૂ મુનિને પોતાની સ્ત્રી ઉપર બહુ ક્રોધ ચડયો અને તેથી તેણે મનસાને નીચે પ્રમાણે કહ્યું.

જરત્કારૂ કહે છેઃ—હે સાધ્વિ! હું કે જે સુખથી સૂતો હતો તેની નિદ્રાનો ભંગ તેં શા માટે કર્યો?[૩૧] જે સ્ત્રી પતિનું અપ્રિય કરે તેનું તપ, ઉપવાસ, વ્રત અને દાન આદિ સઘળું પુણ્ય નિષ્ફળ થાય છે. જે સ્ત્રી પતિની પૂજા કરે તેને શ્રીકૃષ્ણની પૂજાનું ફળ થાય છે.[૩૨,૩૩] પતિવ્રતાના નિયમો પળાવવાને માટે પતિરૂપ થએલા શ્રીકૃષ્ણજ તેને ફળ આપે છે. સઘળાં દાન, યજ્ઞ, તીર્થસેવન, વ્રત, તપ, ઉપવાસો-

દિક, ધર્મ, સત્ય અને દેવપૂજન, એઓ સ્વામીની સેવાના સોળમા ભાગનું પણ ફળ આપી શકતાં નથી. જે સ્ત્રી આ પવિત્ર ભરતખંડમાં પતિની સેવા કરે છે તે સ્ત્રી પોતાના સ્વામીની સાથે પરમાત્માના સ્થાનકરૂપ વૈકુંઠમાં જાય છે. હે મનસા ! નીચ કુળમાં ઉત્પન્ન થએલી જે સ્ત્રી પતિનું અપ્રિય કરે છે અને અપ્રિય બોલે છે તેને જે ફળ થાય છે તે સાંભળ. એવી સ્ત્રી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કુંભીપાકમાં પડી રહે છે[૩૪-૩૮] અને તેમાંથી છુટયા પછી પતિ તથા પુત્ર વગરની ચાંડાલી થાય છે.

નારાયણ કહે છેઃ—આટલાં વચન બોલીને ક્રોધથી તે મુનિના હોઠ ફરકવા લાગતાં મનસાએ ધ્રૂજતાં ધ્રૂજતાં ભયને લીધે તે પતિને નીચે પ્રમાણે કહ્યું.

મનસા કહે છેઃ—તમારી સંધ્યાનો લોપ થઈ જવાની બ્હીકથી મેં તમારી નિદ્રાનો ભંગ કર્યો છે.[૩૯,૪૦] હે પૂજ્ય ! હું દુષ્ટ છું તોપણ મારાપર કૃપા કરીને શાંતિ રાખો. જે માણસ શૃંગાર, આહાર અને નિદ્રાનો ભંગ કરે તે માણસ ચંદ્ર અને સૂર્ય રહે ત્યાંસુધી કાલસૂત્ર નામના નરકમાં પડયો રહે છે એ હું જાણું છું, તોપણ ધર્મનો લોપ થવાની બ્હીકથી મેં તમને જગાડયા છે.

નારાયણ કહે છેઃ—ભય પામેલાં મનસાદેવી આ પ્રમાણે બોલીને ભક્તિથી પતિના પગમાં પડયાં અને વારંવાર રોવા લાગ્યાં. કોપ પામેલા જરત્કારૂ મુનિ સ્ત્રીનાં વચન સાંભળીને સૂર્યને શાપ દેવામાં સજ્જ થતાં પોતે સૂર્યનારાયણ સંધ્યાની સાથે ત્યાં આવ્યા. હે નારદજી ! ભય પામેલા સૂર્યે સંધ્યાની સાથે ત્યાં આવીને નમ્રતાથી મુનિને નીચે પ્રમાણે સરલ અને યોગ્ય વચન કહ્યું.

સૂર્ય કહે છેઃ—મારા અસ્તનો સમય જોઇને આ પતિવ્રતાએ ધર્મના લોપની બ્હીકથી તમને જગાડયા છે. હે બ્રાહ્મણ ! એમાં જો કે અસ્ત થવારૂપ મારો પણ અપરાધ છે તો પણ હું તમારે શરણે આવ્યો છું માટે ક્ષમા કરો. મને શાપ દેવો નહિ જોઇએ.[૪૧,૪૬] બ્રાહ્મણલોકોનું હૃદય તો સર્વદા માંખણ જેવું કોમળ હોય છે માટે તેઓનો ક્રોધ ક્ષણમાત્રજ રહે છે. વધારે વાર રહે તો તેથી સઘળું જગત ભસ્મ થઈ જાય.[૪૭] બ્રાહ્મણ તો જગતની ફરીવાર સૃષ્ટિ કરવાને પણ સમર્થ છે માટે બ્રાહ્મણથી બીજો કોઇ પણ અધિક તેજસ્વી નથી. બ્રહ્માના વંશરૂપ બ્રાહ્મણ કે જે પોતાનાજ તેજથી પ્રકાશિત છે તેણે તો કેવળ સનાતન તેજોમય શ્રીકૃષ્ણ પરમાત્માનુંજ નિરંતર ધ્યાન કરવું જોઇએ.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે સૂર્યનાં વચન સાંભળી જરત્કારૂ મુનિ શાંત થયા[૪૮,૪૯] અને સૂર્યદેવ તેમના આશીર્વાદ લઇને પોતાના સ્થાનકમાં ગયા. પછી જરત્કારૂ મુનિએ 'જ્યારે મારી સ્ત્રી મારૂં અપમાન કરશે ત્યારે હું તેનો ત્યાગ કરીશ' એવી પ્રથમ વિવાહના સમયમાં પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાને પાળવા સારૂ મનમાં કચવાતાં છતાં પણ અને મનસા શોકનેલીધે રોતાં છતાં પણ તેમને છોડી દીધાં. તે સમયે વિપત્તિના ભયથી મનસાએ પોતાના ગુરૂ અને ઇષ્ટદેવ સદાશિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા પોતાના પિતા કશ્યપનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંજ શ્રીકૃષ્ણ, સદાશિવ, બ્રહ્મા અને કશ્યપ ત્યાં આવી પહોંચ્યા. વાસ્તવરૂપે નિર્ગુણ અને પ્રકૃતિથી પર શ્રીકૃષ્ણ ભગવાનને આવેલા જોઈ મુનિએ પરમ ભક્તિથી તેમની સ્તુતિ કરી અને વારંવાર પ્રણામ કર્યા. સદાશિવને, બ્રહ્માને અને કશ્યપને પણ પ્રણામ કર્યા.[૫૦-૫૪] પછી

તેઓને પૂછ્યું કે "હે દેવતાઓ ! તમે કેમ પધાર્યા છો ?" બ્રહ્માએ મુનિનું વચન સાંભળી શ્રીકૃષ્ણના ચરણમાં નમસ્કાર કરીને તુરત તે સમયમાં જોઇએ એવું નીચે પ્રમાણે વચન કહ્યું.

બ્રહ્મા કહે છેઃ—આ સતી, ધર્મિષ્ઠ અને તમારી ધર્મપત્ની મનસાનો તમે ત્યાગ કર્યો તોપણ સ્વધર્મ પાળવાને વાસ્તે તેમાં તમે પુત્ર ઉત્પન્ન કરો. હે મુનિ ! પુત્રની ઉત્પત્તિ કર્યા પછી સ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ.[૫૫-૫૭] વૈરાગ્ય પ્રાપ્ત થયા છતાં પણ જે માણસ પુત્રની ઉત્પત્તિ કર્યા વિના સ્ત્રીનો ત્યાગ કરે તેનું પુણ્ય આરણીમાંથી પાણીની પેઠે સ્ત્રવી જાય છે.[૫૮]

નારાયણ કહે છેઃ—એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી મોટા મુનિ જરત્કારૂએ પુત્ર ઉત્પન્ન કરવા સારૂ મંત્ર ભણીને મનસાની નાભિનો સ્પર્શ કર્યો અને સ્પર્શ કર્યા પછી મનસાને નીચે પ્રમાણે કહ્યું.

જરત્કારૂ કહે છેઃ—હે મનસા ! તમને આ ગર્ભ રહ્યો તેમાંથી જિતેંદ્રિયોમાં ઉત્તમ, ધર્માત્મા, બ્રાહ્મણોમાં અગ્રણી, તેજસ્વી, તપસ્વી, યશસ્વી, ગુણવાન અને વેદવેત્તાઓમાં, જ્ઞાનિઓમાં તથા યોગિઓમાં ઉત્તમતા ધરાવનારો પુત્ર ઉત્પન્ન થશે. જે પુત્ર વિષ્ણુનો ભક્ત અને ધર્માત્મા હોય તેજ કુળનો ઉદ્ધાર કરે છે અને તેનો જન્મ થતાંજ સર્વે પિતૃઓ આનંદથી નાચે છે. જે સ્ત્રી પતિવ્રતા, સારા સ્વભાવવાળી, પ્રિય બોલનારી, પુત્રની મા, સારા કુળની અને કુળનું રક્ષણ કરનારી હોય તેજ સ્ત્રી કહેવાય છે. જે બંધુ હરિની ભક્તિ આપે તેજ બંધુ કહેવાય છે પણ કેવળ સંસારનાં સુખ આપનારો બંધુ કહેવાતો નથી. જે પિતા હરિનો માર્ગ દેખાડે તેજ પિતા કહેવાય છે. જે મા જ્ઞાન આપીને ગર્ભવાસથી છોડાવે તેજ મા કહેવાય છે.[૫૯-૬૫] જે બ્હેન દયા કરીને બોધ આપી યમના ભયથી છોડાવે તેજ બ્હેન કહેવાય છે. જે ગુરૂ વિષ્ણુનો મંત્ર આપે, વિષ્ણુની ભક્તિ આપે અને શુદ્ધ જ્ઞાન આપે તેજ ગુરૂ કહેવાય છે. જે જ્ઞાન બ્રહ્માથી તે સ્તંબપર્યંત ચરાચર જગતની ઉત્પત્તિ તથા લયના અધિષ્ઠાન પરમાત્માના સ્વરૂપને જણાવે તેજ જ્ઞાન કહેવાય છે. બીજા જ્ઞાનમાં કાંઈ સાર નથી. વેદ ભણીને તથા યજ્ઞો કરીને અંતે ભગવત્સેવા કરવી એજ સઘળાં તત્વોમાં સારરૂપ છે. બીજું તો સઘળું ચાળા ચુંથવા જેવું છે. હે મનસા ! મેં તમને જ્ઞાન આપ્યું છે. જે પતિ જ્ઞાન આપે તેજ પતિ કહેવાય છે.[૬૬-૬૯] કારણ કે જ્ઞાનથી સઘળું બંધન છુટી જાય છે. જે પતિ બંધન આપનારો થાય તેને તો શત્રુરૂપજ સમજવો જોઇએ. જે ગુરૂ વિષ્ણુની ભક્તિસહિત જ્ઞાન ન આપે તેને શત્રુરૂપ અને શિષ્યનો ઘાત કરનાર સમજવો. જે બંધનથી ન છોડાવે તે ગુરૂજ નહિ. માના ગર્ભમાં રહેવા સંબંધી ક્લેશથી અને યમપુરીની પીડાથી જે ન છોડાવે તે, ગુરૂ, પિતા અને બાંધવ કેમજ કહેવાય. જે નિરંતર શ્રીકૃષ્ણના પરમ આનંદરૂપ અને અવિનાશી માર્ગને ન દેખાડે તે ઘણી મનુષ્યોનો બાંધવ નજ કહેવાય. હે પતિવ્રતા ! શ્રીકૃષ્ણ કે જે અવિનાશી અને નિર્ગુણ પરબ્રહ્મ છે તેમનું ભજન કરો.[૭૦-૭૩] શ્રીકૃષ્ણની સેવાથી મનુષ્યોનાં કર્મોનું ઉચ્છેદન થાય છે. હે પ્યારી ! મેં તમારો છળથી ત્યાગ કર્યો છે તો એ મારા દોષની ક્ષમા કરજો.[૭૪] ક્ષમાવાળી પ્રતિવ્રતાઓને સત્વગુણની અધિકતા હોવાને લીધે ક્રોધ હોતો નથી. હું હવે તપ કરવાસારૂ પુષ્કર ક્ષેત્રમાં જાઉં છું. હે દેવિ ! તમે જ્યાં તમને અનુકૂલ પડે ત્યાં જાઓ.[૭૫] નિઃસ્પૃહ લોકોને કેવળ શ્રીકૃષ્ણનું ચરણારવિંદ પામવાનોજ મનોરથ હોય છે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે જરત્કારૂનાં વચન સાંભળી શોકથી વિહ્વળ થએલાં અને જેનાં નેત્રમાં આંસુ આવ્યાં હતાં એવાં મનસાદેવીએ વિનયથી નીચે પ્રમાણે સ્વામીને કહ્યું.

મનસા કહે છેઃ—હે પ્રભુ ! મેં તમારી નિદ્રાનો ભંગ કર્યો તેથી મારો ત્યાગ કરવામાં તમને દોષ નથી તો પણ જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમે તુરત મારી પાસે આવજો. બંધુના વિયોગથી પુત્રનો વિયોગ વધારે દુઃખદાયી થાય છે; અને પુત્રના વિયોગથી પણ પતિનો વિયોગ વધારે દુઃખદાયી થાય છે. પતિનો વિયોગ તો સઘળી રીતે પ્રાણના વિયોગ કરતાં પણ વધારે દુઃખ દે છે. પતિવ્રતા સ્ત્રીઓને સો પુત્રો કરતાં પણ પતિ ઉપર અધિક પ્રેમ હોય છે.[૭૬-૭૯] સ્ત્રીઓને સર્વ કરતાં પતિ અધિક વહાલો હોય છે તેથી વિદ્વાનોએ પતિને 'પ્રિય' એવું નામ આપેલું છે. જેમ એક પુત્રવાળાને પુત્ર ઉપર, વૈષ્ણવોને વિષ્ણુ ઉપર, એક નેત્રવાળાઓને નેત્ર ઉપર, તરસ્યાઓને જળ ઉપર, ભૂખ્યાઓને અન્ન ઉપર, કામીઓને મૈથુન ઉપર, ચોરોને પરધન ઉપર, વ્યભિચારિણીઓને જાર ઉપર, વિદ્વાનોને શાસ્ત્ર ઉપર અને વેપારીઓને વેપાર ઉપર અધિક પ્રેમ હોય છે તેમ પતિવ્રતાઓને સર્વદા પતિ ઉપર અધિક પ્રેમ હોય છે. પતિવ્રતાઓનું મન પતિમાંજ લાગી રહે છે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે બોલીને મનસાદેવી પોતાના સ્વામીના પગમાં પડ્યાં.[૮૦-૮૩] તે સમયે કૃપાના ભંડારરૂપ તેમના સ્વામી જરત્કારૂએ જરાવાર તેમને પડખામાં લીધાં અને આંસુઓથી નવરાવી દીધાં.[૮૪] વિયોગથી વિહ્વલ થએલાં મનસા રોઈ પડીને પતિના પડખામાં ગયાં. એ સમયે જ્ઞાનના પ્રભાવથી બન્નેનો શોક મટી ગયો.[૮૫] પછી જરત્કારૂ મુનિ પોતાની સ્ત્રીને સમજાવી વારંવાર શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સ્મરણ કરીને તપ કરવાસારૂ ગયા[૮૬] અને મનસાદેવી પોતાના ગુરૂ સદાશિવના સ્થાનકરૂપ કૈલાસ પર્વતમાં ગયાં. ત્યાં શોકથી મુંઝાએલાં મનસાને પાર્વતીએ અને કલ્યાણના નિવાસરૂપ સદાશિવે સર્વોત્તમ અને મહામંગલરૂપ જ્ઞાનથી બહુજ સમજાવ્યાં. પછી પતિવ્રતા મનસાએ સારે દિવસે અને સારા સમયમાં નારાયણના અંશરૂપ અને યોગીઓ તથા જ્ઞાનિઓના ગુરૂરૂપ પુત્ર જણ્યો. ગર્ભમાંજ સદાશિવના મુખથી ભારે જ્ઞાન સાંભળ્યું હતું તેથી તે પુત્ર યોગીંદ્ર અને યોગિઓ તથા જ્ઞાનિઓનો ગુરૂ થયો. સદાશિવે કલ્યાણ કરવાનેસારૂ એ બાલકના જાતકર્માદિ સંસ્કાર કરાવ્યા અને વેદનાં પારાયણ કરાવ્યાં. સદાશિવે એના જન્મોત્સવમાં બ્રાહ્મણોને મણિ અને રત્નના મુકુટો આપ્યા.[૮૭,૯૧] પાર્વતીએ લાખ ગાય તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં. સદાશિવે એ બાલકને ચાર વેદ, વેદનાં અંગ, બીજા ગ્રંથો તથા મૃત્યુંજય નામનું ઉત્તમ જ્ઞાન પણ શીખવ્યું. મનસાદેવીને પોતાના પતિ ઉપર, ઇષ્ટદેવ ઉપર અને ગુરૂ ઉપર અધિક પ્રીતિ હતી તે ઉપરથી તેના પુત્રનું 'આસ્તીક' એવું નામ કહેવાયું. એ આસ્તીક શંકરની આજ્ઞાથી તેમની પાસેથી પરમાત્માના મંત્રોનો ઉપદેશ લઇને વિષ્ણુ ઉપર તપ કરવાસારૂ પુષ્કરક્ષેત્રમાં ગયો. ત્યાં દેવતાઓનાં ત્રણ લાખ વર્ષસુધી તપ કરી મહાયોગી બનીને પાછો શિવને પ્રણામ કરવાસારૂ કૈલાસમાં આવ્યો. આસ્તીક શંકરને પ્રણામ કરીને મનસાની પાસે આવતાં મનસા તેની સાથે પોતાના પિતા કશ્યપમુનિના આશ્રમમાં ગયાં. પોતાની પુત્રીને પુત્રની મા થએલી જોઈ કશ્યપ રાજી થયા.[૯૨-૯૭] તેમણે બાલકના કલ્યાણને વાસ્તે બ્રાહ્મણોને સો લાખ

રત્ન આપ્યાં અને અસંખ્યાત બ્રાહ્મણોને જમાડ્યા.[૯૯] કશ્યપની સ્ત્રીઓ અદિતિ અને દિતિ પણ રાજી થઈ. પછી એ મનસા પોતાના પુત્ર સહિત પોતાના પિતા કશ્યપના આશ્રમમાંજ સર્વદા રહ્યાં. હવે તે પછીનું એ આસ્તીકનું આખ્યાન કહું છું તે સાંભળો. અભિમન્યુના પુત્ર પરીક્ષિત્ રાજાએ દૈવની ગતિથી પાપ કર્યું તેથી તેને બ્રાહ્મણે સહસા શાપ દીધો કે "સાત દિવસ વીત્યા પછી તને તક્ષક નાગ બાળી દેશે." શૃંગી ઋષિએ કૌશિકી નદીનું જળ હાથમાં લઇને એ શાપ આપ્યો. એ વાત સાંભળીને પરીક્ષિત્ રાજા જ્યાં પવન પણ ન આવી શકે એવા સ્થાનમાં જઇને ત્યાં દેહના રક્ષણમાં તત્પર થઇ સાત દિવસ સુધી રહ્યા. સાત દિવસ વીત્યા પછી રાજાને કરડવા સારૂ તક્ષકનાગ જતો હતો તેને ત્યાંજ જવાની ઇચ્છાવાળા ધન્વંતરિ નામના બ્રાહ્મણે માર્ગમાં દીઠો. તક્ષકને અને ધન્વંતરિને પરસ્પર વાતચીત થઈ અને પ્રીતિ પણ થઇ.[૯૯-૧૦૪] તક્ષકે પોતાની ઇચ્છાથી મણિ આપતાં તે મણિને લઈ સંતોષ પામેલો અને રાજી થએલો ધન્વંતરિ પાછો વળી ગયો.[૧૦૫] પછી મંચકપર બેઠેલા પરીક્ષિત્ રાજાને તક્ષકનાગ કરડતાં રાજા તુરત પોતાના દેહને છોડી દઈને પરલોકમાં ગયા.[૧૦૬] જનમેજયે પોતાના પિતા પરીક્ષિત્‌ના ઐર્ધ્વદૈહિક સંસ્કાર કર્યા પછી સર્પસત્ર નામના યજ્ઞનો આરંભ કર્યો[૧૦૭] અને તેમાં બ્રાહ્મણોના વેદમંત્રના પ્રભાવથી અનેક સર્પો બળી મરવા લાગ્યા. તે સમયે ભય પામેલો તક્ષક ઇંદ્રને શરણે ગયો.[૧૦૮] ત્યારે બ્રાહ્મણો તક્ષકને અને ઇંદ્રને, બન્નેને હોમી દેવા સજ્જ થયા. એ જોઈ ઇંદ્રસહિત સર્વે દેવતાઓ મનસાની પાસે ગયા[૧૦૯] અને ઇંદ્રે ભયભીતપણાથી મનસાની સ્તુતિ કરી. પછી પોતાની મા મનસાની આજ્ઞાથી આસ્તીકે યજ્ઞમાં આવીને જનમેજયની પાસેથી ઇંદ્રના અને તક્ષકના પ્રાણ બચાવવાનું વરદાન માગ્યું. જનમેજય રાજાએ બ્રાહ્મણોની આજ્ઞાથી તેને તે વરદાન આપ્યું.[૧૧૦,૧૧૧] યજ્ઞ પૂરો કરીને તેણે આનંદથી બ્રાહ્મણોને દક્ષિણા આપી. પછી બ્રાહ્મણો, મુનિઓ અને દેવતાઓએ મનસાની પાસે જઈને તેની પૂજા કરી અને પૃથક્ પૃથક્ સ્તુતિ કરી. ઇંદ્રે સરસામાન સજ્જ કરી પવિત્ર થઇને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની આજ્ઞાથી ભક્તિપૂર્વક સોળ ઉપચાર આપી તથા પ્યારૂં બલિદાન આપીને પ્રસન્નતાથી મનસાની પૂજા કરી અને પરમ આદરથી સ્તુતિ કરી. સર્વે લોકો મનસાની પૂજા કરીને પોતપોતાના સ્થાનકમાં ગયા.[૧૧૨-૧૧૫] આ સઘળું મનસાનું આખ્યાન તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે.

નારદજી પૂછે છેઃ–ઇંદ્રે મનસાની કયા સ્તોત્રથી સ્તુતિ કરી હતી તથા કયા ક્રમથી પૂજા કરી હતી એ વિષે યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.

નારાયણ કહે છેઃ–ઇંદ્રે સારી રીતે નાહી, ધોએલાં બે વસ્ત્ર પહેરી, ધીરજથી આચમન લઇને રત્નના સિંહાસનપર મનસાદેવીની સ્થાપના કરી. રત્નના કુંભમાં ભરેલાં સ્વર્ગની ગંગાનાં જળથી વેદમંત્ર ભણી ભણીને તેમને નવરાવ્યાં. અગ્નિમાં ધોએલાં બે મનોહર વસ્ત્ર ધરાવ્યાં.[૧૧૬-૧૧૯] ભક્તિથી સર્વ અંગમાં ચંદનનું લેપન કર્યું અને પાદ્ય તથા અર્ઘ્ય આપ્યાં. પ્રથમ ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ અને દુર્ગા, એ છ દેવનું પૂજન કર્યા પછી 'ओं श्रीं ह्रीं मनसादेव्यै स्वाहा' એ મંત્રથી મહાસતી મનસાદેવીનું પૂજન કર્યું અને દશ

અક્ષરવાળા એ મૂળ મંત્રથી સઘળું યથાયોગ્ય આપ્યું. વિષ્ણુની પ્રેરણાથી ઇંદ્રે પ્રીતિથી ભક્તિપૂર્વક અતિ ઉત્તમ સોળ ઉપચાર આપીને ત્યાં અનેક પ્રકારનાં વાજાં વગડાવ્યાં.[૧૨૦-૧૨૩] મનસાદેવીની ઉપર આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. પછી રોમાંચિત થએલા અને આંસુથી ભરાએલા નેત્રવાળા ઇંદ્રે દેવતાઓની તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવની પ્યારી આજ્ઞાથી નીચે પ્રમાણે મનસાની સ્તુતિ કરી.

ઇંદ્ર કહે છેઃ—હે દેવિ! તમે કે જે ઉત્તમ, પતિવ્રતાઓમાં શ્રેષ્ઠ, પરથી પણ પર અને અનિર્વચનીય છો તેમની સ્તુતિ કરવાને ઇચ્છું છું, પણ હમણાં તે કરવાને સમર્થ થતો નથી. 'જેમાં ઈષ્ટ દેવના સ્વભાવનું વર્ણન યથાર્થ થાય તે સ્તોત્ર કહેવાય' એમ વેદમાં સ્તોત્રનું લક્ષણ કહેલું છે તો તે પ્રમાણે હું તમારા ગુણોની ગણના કરવાને સમર્થ નથી. હે પ્રકૃતિરૂપ! તમે શુદ્ધ સત્વરૂપ અને કોપ તથા હિંસાથી રહિત છો, તેથી જરત્કારૂ મુનિ તમારો ત્યાગ કરવાને અસમર્થ થતાં તેમણે જવાને વાસ્તે તમારી પ્રાર્થના કરી હતી. તમે કે જે બ્હેનની પેઠે દયારૂપ અને માની પેઠે ક્ષમારૂપ છો તેમની મેં મારી મા અદિતિના જેવી પૂજા કરી છે. હે સાધ્વ! હે દેવતાઓનાં ઈશ્વરિ! તમે મારા પ્રાણ, પુત્ર તથા સ્ત્રીની રક્ષા કરી છે તેથી હું તમારી પૂજા કરૂં છું. સર્વદા તમારા ઉપર મારી પ્રીતિ વધ્યા કરજો. હે જગદંબ! તમે જો કે સર્વ સ્થળમાં સર્વદા પૂજ્ય છો તો પણ હું તમારી પૂજાની વૃદ્ધિ કરૂં છું. જે લોકો આષાઢ માસની સંક્રાંતિને દિવસે, નાગપંચમીને દિવસે, મહીનાને અંતે અથવા પ્રત્યેક દિવસે ભક્તિપૂર્વક તમારી પૂજા કરશે તેઓના પુત્ર, પૌત્ર અને ધન આદિની વૃદ્ધિ થશે.[૧૨૪-૧૩૨] જે લોકો તમારી પૂજા કરશે તેઓ યશસ્વી, કીર્તિવાળા, વિદ્વાન અને ગુણવાળા થશે. જેઓ અજ્ઞાનથી તમારી નિંદા કરશે તે લોકો લક્ષ્મીવગરના થશે અને તેઓને સર્વદા સર્પનો ભય થશે. સર્વની લક્ષ્મીરૂપ તમે છો, તમે વૈકુંઠમાં જે લક્ષ્મી છે તેના અંશરૂપ છો અને મહામુનિ જરત્કારૂ નારાયણના અંશરૂપ છે. આપણા પિતા કશ્યપ મુનિએ અમલોકોના રક્ષણનેમાટેજ તપ અને તેજના પ્રભાવનેલીધે મનમાંથી તમને ઉત્પન્ન કર્યાં છે તેથી તમે 'મનસા' કહેવાઓ છો. હે મનસાદેવિ! તમે શક્તિનેલીધે પોતાથીજ સિદ્ધ યોગવાળાં છો તેથી અમોએ મનથી કરેલી પૂજાનો અને વંદનાનો સ્વીકાર કરજો. દેવતાઓ ભક્તિપૂર્વક મનથી તમારી સર્વદા અત્યંત પૂજા કરે છે માટે વિદ્વાનો તમને 'મનસાદેવી' કહે છે. હે દેવિ! તમે નિરંતર સત્યનું સેવન કરો છો તેથી સત્યસ્વરૂપ છો. જે માણસ તત્પર રહીને નિત્ય તમારી ભાવના કરે છે તે તમને પામે છે.

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે પોતાની બ્હેન મનસાદેવીની સ્તુતિ કરી અને તેમની પાસેથી વરદાન લઇને ઈંદ્ર, પોતાના શણગારેલા અને ઉત્તમ સરસામાનવાળા ઘરમાં ગયો. પછી એ દેવી પોતાના પુત્રની સાથે પોતાના પિતા કશ્યપના ઘરમાંજ રહ્યાં.[૧૩૩-૧૪૦] સઘળાઓએ માન આપવા યોગ્ય અને વંદન કરવા યોગ્ય એ દેવીની દેવતાઓ સર્વદા પૂજા કરવા લાગ્યા. હે નારદજી! તે સમયમાં કામધેનુએ ગોલોકમાંથી ત્યાં આવી, બહુજ પૂજાએલાં તે દેવીને પોતાના દૂધથી નવરાવીને આદરસહિત પૂજા કરી અને તેમને રહસ્યરૂપ તથા સર્વ લોકોને મહાદુર્લભ જ્ઞાનનો પણ ઉપદેશ કર્યો.[૧૪૧-૧૪૨] પછી મનસાએ અને દેવતા-

ઓએ પણ જેની સારી રીતે સામી પૂજા કરી એવાં કામધેનુ પાછાં સ્વર્ગલોકમાં ગયાં. કોઈ માણસ ઇંદ્રે કરેલા પુણ્યના બીજરૂપ સ્તોત્રનો પાઠ કરે અને મનસાનું પૂજન કરે તો તેને તથા તેના વંશજોને નાગનો ભય થતો નથી. જ્યારે સ્તોત્ર સિદ્ધ થાય ત્યારે ઝેર પણ અમૃત જેવું થઈ જાય છે.[૧૪૩,૧૪૪] પાંચ લાખ પાઠ કરવાથી મનુષ્યને આ સ્તોત્ર સિદ્ધ થાય છે. સિદ્ધ સ્તોત્રવાળો પુરૂષ અવશ્ય સર્પ ઉપર સૂઇ શકે અને સર્પ ઉપર બેસી શકે.[૧૪૫]

**पंचलक्षजपेनैव सिद्धस्तोत्रो भवेन्नरः ॥**
**सर्पशायीभवेत्सोपिनिश्चितंसर्पवाहनः॥१४५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો અડતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૮**

---

## अध्याय ४९ मो. સુરભિનું આખ્યાન

### नारद उवाच

**का वा सा सुरभिर्देवी गोलोकादागता च या॥**
**तज्जन्मचरितंब्रह्मन् श्रोतुमिच्छामियत्नतः॥१॥**

નારદજી પૂછે છેઃ—હે મહામુનિ ! ગોલોકમાંથી આવેલાં એ સુરભિદેવી (કામધેનુ) કોણ હતાં ? હું પ્રયત્નપૂર્વક એમના અવતારચરિત્રને સાંભળવા ઇચ્છું છું.[૧]

નારાયણ કહે છેઃ—એ સુરભિદેવી ગાયોનાં અધિષ્ઠાતા છે, ગાયોનાં આદિકારણરૂપ છે, ગાયોની માતા છે, ગાયોમાં પ્રધાન છે અને ગોલોકમાં ઉત્પન્ન થએલાં છે.[૨] સઘળી ગાયોમાં પ્રથમ ઉત્પન્ન થએલાં એ દેવીનું ચરિત્ર કહું છું તે સાંભળો. પ્રથમ વૃંદાવન નામના વનમાં એમનો જન્મ થયો હતો.[૩] એક દિવસે શ્રીકૃષ્ણ ભગવાન કૌતુકને લીધે અનેક ગોપીઓથી વીંટાઇને રાધાજીની સાથે પવિત્ર વૃંદાવનમાં ગયા હતા[૪] અને ત્યાં જઈને સહસા રસભોગના ઉત્સાહને લીધે એકાંતમાં વિહાર કરવા લાગ્યા હતા. એ પ્રભુને દૂધ પીવાની ઇચ્છા થતાં તેમણે લીલા માત્રમાં પોતાના ડાબા પડખામાંથી વાછડાવાળાં અને ઘણા દૂધવાળાં સુરભિદેવીને ઉત્પન્ન કર્યાં. એમના વાછડાનું નામ 'મનોરથ' કહેવાયું.[૫,૬] એ વાછડાવાળાં સુરભિને જોઇ શ્રીદામા નામના ગોવાળીઆએ નવીન પાત્રમાં તેમનું અમૃતથી પણ અધિક અને જન્મ, મરણ તથા જરાને હરનારૂં દૂધ દોહ્યું.[૭] એ દૂધ ગોપીઓના પતિ શ્રીકૃષ્ણ ભગવાને પીધું. શ્રીદામાના હાથમાંથી દૂધનું પાત્ર પડી જતાં દૂધનું ફરતું સો યોજન લાંબું અને પહોળું એક તળાવ થયું કે જે ગોલોકમાં 'ક્ષીરસરોવર' એવા નામથી પ્રસિદ્ધ છે.[૮,૯] ગોપીઓની અને રાધાજીની ઉત્તમ રત્નોથી રચેલી ક્રીડાવાપી પણ એજ કહેવાય છે અને તે ઈશ્વરની ઈચ્છાથી સર્વદા પરિપૂર્ણજ રહે છે. સુરભિનાં રૂંવાડાંઓનાં છિદ્રોમાંથી બીજી લાખો અને કરોડો કામધેનુઓ ઉત્પન્ન થઇ. ગોલોકમાં જેટલા ગોવાળીઆઓ છે તેટલી કામધેનુઓ ઉત્પન્ન થઇ કે જેથી પ્રત્યેકના ઘરમાં એક એક કામધેનુ છે. એ કામધેનુઓના પુત્રો પણ અસંખ્યાત થયા. આ ગાયોની સૃષ્ટિ કહી કે જે સૃષ્ટિથી જગત પૂર્ણતામાં આવેલું છે.[૧૦,૧૨] હે નારદજી ! એ સુરભિની પૂજા પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાને કરી હતી અને તે પછી એ મહાદુર્લભ પૂજા ત્રણે લોકમાં ચાલુ થઈ છે.[૧૩] શ્રીકૃષ્ણની આજ્ઞાથી દીવાળીને બીજે દિવસે સુરભિની પૂજા કરવાનો પ્રચાર થયો છે. આ કથા મેં ધર્મના મુખથી સાંભળી છે.[૧૪] હે નારદજી ! હવે એ સુરભિનાં જે ધ્યાન, સ્તોત્ર, મૂલમંત્ર અને પૂજાક્રમ વેદમાં કહેલાં છે તે કહું છું, સાંભળો.[૧૫] 'ओं सुरभ्यै नमः' એ ૭ અક્ષરનો મંત્ર છે. આ મંત્ર એક લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે અને ભક્તોને કલ્પવૃક્ષ-

સરખો થઈ પડે છે.[૧૬] યજુર્વેદમાં કહેલું એ દેવીનું ધ્યાન અને એમની પૂજા સઘળી રીતે ઋદ્ધિ, વૃદ્ધિ, મુક્તિ અને સઘળા ઇષ્ટ પદાર્થોને આપનાર છે.[૧૭] 'સુરભિદેવી' કે જે લક્ષ્મીરૂપ, સર્વોત્તમ, રાધાની સાથે રહેનારાં, ગાયોનાં અધિષ્ઠાતા, ગાયોનાં આદિ, ગાયોની માતા, પવિત્ર રૂપવાળાં, પવિત્ર અને ભક્તોના સર્વ મનોરથોને પૂર્ણ કરનારાં છે તથા જેથી સઘળું જગત પવિત્ર થયું છે તેમને ભજું છું.[૧૮,૧૯] આ પ્રમાણે ધ્યાન કરીને દ્વિજવર્ણે ઘડામાં, ગાયના મસ્તકમાં, ગાયોને બાંધવાના ખીલામાં, શાલિગ્રામમાં અથવા જળમાં કે અગ્નિમાં સુરભિની પૂજા કરવી.[૨૦] જે માણસ દીવાળીને બીજે દિવસે પૂર્વાહ્ણ કાળમાં ભક્તિથી સુરભિની પૂજા કરે તે માણસ જગતમાં પૂજ્ય થાય છે.[૨૧] એક દિવસે વારાહકલ્પમાં સુરભિએ વિષ્ણુની માયાના પ્રભાવથી સઘળા ત્રૈલોક્યમાંથી દૂધ ખેંચી લીધું હતું. આ સમયમાં ચિંતાથી ઘેરાએલા સઘળા દેવ આદિ લોકોએ બ્રહ્મલોકમાં જઇને બ્રહ્માની સ્તુતિ કરી હતી, અને પછી બ્રહ્માની આજ્ઞાથી ઇંદ્રે સુરભિની સ્તુતિ કરી હતી.[૨૨,૨૩]

ઇંદ્ર સ્તુતિ કરે છેઃ—હે સુરભિ ! હે જગદંબ ! તમે કે જે મોટાં દેવી, ગાયોના બીજરૂપ, રાધાજીને પ્યારાં, લક્ષ્મીના અંશરૂપ, શ્રીકૃષ્ણને વહાલાં, ગાયોની માતા, સર્વદા સર્વ લોકોને કલ્પવૃક્ષરૂપ, દૂધ આપનારાં, ધન આપનારાં, બુદ્ધિ આપનારાં, શુભ આપનારાં, કલ્યાણરૂપ, ગાયો આપનારાં, યશ આપનારાં, કીર્ત્તિ આપનારાં અને ધર્મ આપનારાં છો તેમને હું વારંવાર ઘણા ઘણા પ્રણામ કરૂં છું.[૨૪-૨૭]

નારાયણ કહે છેઃ—જગતની માતા અને નિત્યરૂપવાળાં સુરભિદેવી આ સ્તોત્ર સાંભળવાથી પ્રસન્ન થઇને આનંદથી બ્રહ્મલોકના તેજ સ્થળમાં પ્રકટ થયાં હતાં.[૨૮] પછી કોઇને ન મળે એવું વાંછિત વરદાન ઇંદ્રને આપી ગોલોકમાં ગયાં હતાં અને દેવ આદિ લોકો પોતપોતાનાં સ્થાનકોમાં ગયા હતા.[૨૯] હે નારદજી ! સુરભિના વરદાનનેલીધે સઘળું જગત સહસા દૂધથી પૂર્ણ થયું. દૂધમાંથી ઘી થયું, ઘીથી યજ્ઞ થવા લાગ્યા અને યજ્ઞોથી દેવતાઓને પ્રીતિ થવા લાગી.[૩૦] જે માણસ ભક્તિપૂર્વક એ સુરભિના મહાપવિત્ર સ્તોત્રનો પાઠ કરે તે માણસને ગાયો, ધન, કીર્ત્તિ અને પુત્રની પ્રાપ્તિ થાય છે.[૩૧] સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે, સર્વ યજ્ઞોની દીક્ષા લીધાનું ફળ મળે છે અને તે માણસ આ લોકમાં સુખ ભોગવીને અંતે ગોલોકમાં જાય છે.[૩૨] ગોલોકમાં જઇને લાંબા કાળ સુધી વસે છે અને શ્રીકૃષ્ણની સેવા કરે છે. તે માણસ ત્યાંથી પાછો પૃથ્વીમાં અવતરતો નથી પણ બ્રહ્માનો પુત્ર થાય છે.[૩૩]

**सुचिरंनिवसेत्तत्र करोतिकृष्णसेवनं ॥**
**नपुनर्भवनंतत्र ब्रह्मपुत्रो भवेत्ततः ॥३३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો ઓગણપચાશમો અધ્યાય સંપૂર્ણ. ૪૯**

## अध्याय ५० मो.

## રાધાનું અને દુર્ગાનું વિધાન

### नारद उवाच

**श्रुतंसर्वमाख्यानं प्रकृतीनांयथातथम् ॥**
**यच्छ्रुत्वा मुच्यतेजंतुर्जन्मसंसारबंधनात् ॥१॥**

નારદજી પૂછે છેઃ—પ્રકૃતિઓનું સઘળું આખ્યાન કે જે સાંભળવાથી જીવ જન્મ આદિ સંસારના બંધનમાંથી મુક્ત થાય છે તે મેં યથાર્થ રીતે સાંભળ્યું.[૧] હવે રાધાનું અને દુર્ગાનું વેદોક્ત વિધાન કે જે વેદમાં પણ ગુપ્ત છે તે સાંભળવા ઇચ્છું છું.[૨] હે મુનિઓમાં

શ્રેષ્ઠ ! તમે એ બે દેવીઓના મહિમાનું બહુજ વર્ણન કરેલું છે તો એ સાંભળીને કોનું ચિત્ત તેમાં ન લાગે ?[3] રાધા અને દુર્ગા કે જેઓના અંશરૂપ સઘળું જગત છે, જેઓના નિયમમાં ચરાચર છે અને જેઓનું ભજન કરવાથી મુક્તિ થાય છે તેઓનું વિધાન હવે કહો.[4]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! વેદમાં કહેલું રહસ્ય કે જે કોઇની પાસે મેં કહેલું નથી, સારમાં પણ સારરૂપ છે અને ઉત્તમથી પણ ઉત્તમ છે તે કહું છું, સાંભળો.[5] આ વિષય સાંભળીને તમારે બીજાની પાસે કહેવો નહિ, કારણ કે અત્યંત રહસ્ય છે. જગતની ઉત્પત્તિ થવાના સમયમાં મૂલપ્રકૃતિરૂપ ભુવનેશ્વરીમાંથી પ્રાણ અને બુદ્ધિના અધિષ્ઠાતારૂપ બે શક્તિઓ ઉત્પન્ન થઈ છે. એ શક્તિઓ સર્વદા જીવોને નિયમમાં રાખે છે અને પ્રેરે છે. વિરાટ્ આદિ સઘળું ચરાચર જગત તેઓને આધીન છે. હે નારદજી ! એઓમાં પહેલાં શક્તિ રાધા કે જે પ્રાણનાં અધિષ્ઠાતા છે તેમનો મંત્ર કહું છું તે ભક્તિથી સાંભળો. 'ॐ ह्रीं श्री राधायै स्वाहा' એ સાત અક્ષરવાળો મંત્ર બ્રહ્મા અને વિષ્ણુ આદિએ સેવેલો, ઉત્તમથી પણ ઉત્તમ, ધર્મ આદિ પુરૂષાર્થોને આપનારો અને ચિંતામણિની પેઠે મનોરથોને પૂરનારો છે.[6-11] કરોડો મ્હોડાં હોય અને સેંકડો કરોડ જીભો હોય તો પણ એ મંત્રના મહિમાનું વર્ણન થઈ શકે એમ નથી.[12] પ્રથમ ગોલોકમાં રાસમંડલની અંદર મૂળદેવીના ઉપદેશથી ભક્તિમાં તત્પર થઇને શ્રીકૃષ્ણે એ મંત્રનું ગ્રહણ કર્યું હતું.[13] પછી શ્રીકૃષ્ણે વિષ્ણુને, વિષ્ણુએ બ્રહ્માને, બ્રહ્માએ ધર્મને અને ધર્મે મને એ મંત્રનો ઉપદેશ કર્યો છે. આવી રીતે એ મંત્રની પરંપરા છે.[14] હું એ મંત્રનો જપ કરૂં છું તેથી હું એ મંત્રનો ઋષિ કહેવાઉં છું. બ્રહ્માદિક સર્વે દેવતાઓ પણ પ્રીતિથી નિત્ય એનું ધ્યાન કરે છે.[15] રાધાનું પૂજન કર્યા વિના શ્રીકૃષ્ણના પૂજનમાં અધિકાર પ્રાપ્ત થતો નથી. એટલામાટે સઘળા વૈષ્ણવોએ રાધાનું પૂજન કરવું જોઇએ.[16] એ દેવી શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે અને શ્રીકૃષ્ણ પોતે તેમનેજ આધીન છે. એ રાધા શ્રીકૃષ્ણના અખંડ રાસનાં ઈશ્વરી છે. શ્રીકૃષ્ણ રાધાથી રહિત રહેતાજ નથી. એ દેવી સઘળા મનોરથોને પૂર્ણ કરે છે તેથી રાધા કહેવાય છે. જે મંત્રો આ પ્રકરણમાં મેં કહેલા છે તે મંત્રનો ઋષિ હું છું. રાધાના મંત્રનાં દેવતા રાધા છે. સર્વ મંત્રોમાં દૈવી ગાયત્રી છંદ છે, ૐકાર બીજ છે અને ભુવનેશ્વરી શક્તિ છે. આ મંત્રમાં તથા બીજા મંત્રોમાં પણ મૂળની આવૃત્તિથી ષડંગ કરવાં. તે પછી રાસનાં ઈશ્વરી અને મોટાં દેવી રાધિકાનું સામવેદમાં કહ્યા પ્રમાણે ધ્યાન કરવું. " રાધિકા કે જેનો વર્ણ ધોળા ચંપકના ફૂલ જેવો છે, મુખ શરદ્ ઋતુના ચંદ્ર જેવું છે, કાંતિ કરોડ ચંદ્રોના જેવી છે, નેત્ર શરદ્ઋતુનાં કમળ સરખાં છે, હોઠ ધોલા સરખા છે, નિતંબ મોટા છે, કટિપશ્ચાદ્ભાગ કટિમેખળાથી સંયુક્ત છે.[17-22] દાંતની પંક્તિ બટમોગરાના ફૂલની પંક્તિજેવી છે, મુખ મંદ હાસ્યથી શોભી રહ્યું છે, સ્તનની જોડી હાથીના કુંભસ્થળ જેવી છે, અવસ્થા સર્વદા બાર વર્ષની છે, આભરણો રત્નનાં છે, ચોટલામાં મલ્લિકા તથા માલતીનાં પુષ્પોની માળાઓ ગુંથેલી છે, સઘળાં અંગ સકુમાર છે, હાથમાં વર તથા અભય છે. યૌવન સર્વદા સ્થિર છે, તથા જે પોતે અગ્નિથી ધોવાએલાં રેશમી વસ્ત્રને પહેરનારાં છે, શૃંગાર-

રૂપી સમુદ્રની લહરીરૂપ છે, ભક્તોપર અનુ-ગ્રહ કરવામાં તત્પર છે, રાસમંડળના મ-ધ્યમાં રત્નના સિંહાસનપર બિરાજે છે, શાંત છે, ગોપીઓના મંડળનાં અધિપતિ છે, શ્રીકૃ-ષ્ણને પ્રાણથી પણ અધિક પ્યારાં છે, વેદે જણાવેલાં છે અને પરમેશ્વરી છે તેમને ભજું છું."[૨૩-૨૭] આ પ્રકારે ધ્યાન કરીને પછી બહાર શાલગ્રામમાં, ઘડામાં અથવા અષ્ટદલ-યંત્રમાં વિધિથી તેમનું પૂજન કરવું.[૨૮] પ્ર-થમ એમનું આવાહન કર્યા પછી મૂલમંત્ર બોલીબોલીને આસનઆદિ ઉપચાર આપવા.[૨૯] મૂલમંત્રથી ત્રણવાર પગમાં પાદ્ય આપવું, મસ્તકમાંઅર્ઘ્ય આપવું અને મુખમાં આચમન આપવું.[૩૦] પછી મધુપર્ક આપવો અને દુઝણી ગાય આપવી. પછી પૂજનના અધિષ્ઠાનમાં સ્નાનશાળાની ભાવના કરીને તેમાં દેવીને પધ-રાવી જવાની ભાવના કરવી.[૩૧] પછી અભ્યંગ આદિ સ્નાનવિધિની કલ્પના કરીને બે વસ્ત્ર, અનેક પ્રકારના અલંકાર અને ચંદન અર્પણ કરવું.[૩૨] તે પછી તુલસીની માંજરોવાળી અનેક જાતની પુષ્પોની માળાઓ, પારિજાતનાં પુષ્પ અને કમળ આદિ બીજાં પુષ્પો પણ ચડાવવાં.[૩૩] તે પછી દેવીના પરિવારનું પવિત્ર પૂજન ક-રવું. અગ્નિ, ઈશાન, નૈર્ઋત્ય અને વાયવ્ય કોણ-માં, મધ્યમાં તથા દિશાઓમાં અંગોનું પૂજન કરતાં અષ્ટદલમાં દક્ષિણાવર્ત્તની રીતે દેવીની આગળ રહેલા દળથી માંડીને માલાવતી આદિ આઠ શક્તિઓનું પૂજન કરવું. અગ્રદળમાં માલાવતીનું, અગ્નિખુણામાં *માધવીનું, દક્ષિ-ણમાં રત્નમાલાનું, નૈર્ઋત્યમાં સુશીલાનું, પશ્ચિમમાં શશિકલાનું, વાયવ્યમાં પારિજાતાનું, ઉત્તરમાં પરાવતીનું અને ઈશાનમાં પ્રિયકારિ-ણીનું પૂજન કરવું. તેથી બહારના ભાગમાં બ્રાહ્મી આદિનું અને ભૂપુરમાં દિક્‌પાલોનું તથા વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું. તે પછી બુદ્ધિમાન પુરૂષે રાજોપચારસહિત, ગંધ આદિ ઉપચારોથી આવરણ સહિત દેવીની પૂજા કરવી. પછી સ્તોત્રોથી અને સહસ્ર-નામથી સ્તુતિ કરવી અને નિત્ય પ્રયત્નપૂર્વક એક હજાર જપ કરવો. જે પુરૂષ રાસનાં ઈશ્વરી સર્વોત્તમ રાધાજીની આ પ્રમાણે પૂજા કરે તે પુરૂષ વિષ્ણુ સમાન થઈને સર્વદા ગો-લોકમાં વસે છે.[૩૪-૪૧] જે માણસ કાર્ત્તિકી પુનમે રાધાજીના જન્મનો ઉત્સવ કરે તેને રાધાજી પોતાનું સાન્નિધ્ય આપે છે.[૪૨] સર્વદા ગોલોકમાં રહેનારાં એ રાધાજી કોઇ કારણને-લીધે વૃંદાવન નામના વનમાં વૃષભાનુ ના-મના ગોવાળીઆની પુત્રી થયાં હતાં.[૪૩] પ્રકૃ-તિઓના આરાધન સંબંધી આ પ્રકરણમાં તે તે મંત્રોના અક્ષરોની સંખ્યા, વિધાન અને પુરશ્ચરણ વિષે હું કહી ગયો છું. પુરશ્ચરણની સંખ્યાના દશાંશ પ્રમાણે ભક્તિભાવથી હોમ કરવો[૪૪] અને તે હોમ મધ, ઘી અને દૂધથી મિશ્રિત કરેલા તિલથી કરવો.

નારદજી પૂછે છેઃ–હે મુનિ ! રાધાનું સ્તોત્ર કહો કે જેથી તે દેવી અત્યંત પ્રસન્ન થાય.[૪૫]

નારાયણ કહે છેઃ–"હે પરમેશ્વરિ ! હે રાસ-મંડલમાં રહેનારાં ! તમને પ્રણામ કરૂં છું. હે રાસનાં ઈશ્વરિ ! હે શ્રીકૃષ્ણને પ્રાણથી પણ અધિક પ્યારાં ! તમને પ્રણામ કરૂં છું.[૪૬] હે ત્રૈલોક્યની મા ! પ્રસન્ન થાઓ. હે કરૂણાના સમુદ્રરૂપ ! જેમના ચરણારવિંદને બ્રહ્મા તથા વિષ્ણુ આદિ દેવ પણ નમે છે એવાં તમને મારા પ્રણામ હોજો.[૪૭] હે સરસ્વતીરૂપ ! તમને નમું છું. હે કલ્યાણ કરનારાં સાવિત્રીરૂપ ! હે ગંગારૂપ ! હે પદ્માવતીરૂપ ! હે ષષ્ઠીરૂપ !

* આ પૂજનમાં પૂજ્ય અને પૂજકના મધ્યમાં પૂર્વદિશા ગણવાની છે.

હે મંગલચંડિકારૂપ! તમને નમું છું.[48] હે મનસારૂપ! હે તુલસીરૂપ! હે લક્ષ્મી-રૂપ! તમને નમું છું. હે દુર્ગા! હે ભગવતિ! તમને નમું છું. હે સર્વસ્વરૂપ! તમને પ્રણામ કરૂં છું.[49] તમે કે જે મૂલપ્રકૃતિરૂપ અને કરૂણાના સાગરરૂપ છો તેમને ભજીએ છીએ. હે જગદંબ! સંસારરૂપ સમુદ્રમાંથી અમોને બહાર કહાડો. દયા કરો."[50] જે માણસ રાધાનું સ્મરણ કરતાં ત્રણે સંધ્યામાં આ સ્તોત્રનો પાઠ કરશે તેને કોઇ વસ્તુ કોઇ સમયે પણ દુર્લભ રહેશે નહિ[51] અને તે માણસ મરણ પામ્યા પછી સર્વદા ગોલોકની અંદર રાસમંડલમાં નિવાસ પામશે. આ પરમરહસ્ય વિષય તમારે કોઇની પાસે કહેવો નહિ.[52] હે નારદજી! હવે દુર્ગાદેવી કે જેના સ્મરણ માત્રથીજ મોટી મોટી વિપત્તિઓ ભાગી જાય છે તેમનું વિધાન સાંભળો.[53] એમને નહિ ભજનારો કોઈ સ્થળમાં છેજ નહિ. એ દેવી સર્વનાં ઉપાસ્ય, સર્વની માતા, શિવની શક્તિરૂપ, મહા અદ્દ્ભુત, સર્વની બુદ્ધિનાં અધિષ્ઠાતા અને અંતર્યામીરૂપ છે. એ દેવી મહા વિષમ સંકટોને હણનારાં છે તેથી પૃથ્વીમાં દુર્ગા કહેવાય છે.[54,55] મૂલ-પ્રકૃતિરૂપ અને સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં એ દેવી સર્વદા શૈવોએ અને વૈષ્ણવોએ પણ આરાધવા યોગ્ય છે.[56] એ દેવીનો સઘળા મંત્રોમાં શિરોમણિરૂપ નવ અક્ષરવાળો મંત્ર કહું છું. "ॐ ऐं ह्रीं क्लीं चामुंडायै विच्चे" આ નવાર્ણ મંત્ર ભજનારાઓને કલ્પવૃક્ષરૂપ કહેવાય છે.[57,58] આ મંત્રના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ ઋષિયો છે. ગાયત્રી, ઉષ્ણિક્ અને અનુષ્ટુભ્ એ ત્રણ છંદ છે.[59] મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી એ ત્રણ દેવતા છે. રક્તદંતિકા, દુર્ગા અને ભ્રામરી એ ત્રણ બીજ છે.[60] નંદા, શાકંભરી અને ભીમા, એ ત્રણ શક્તિઓ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને વાસ્તે આ મંત્રનો વિનિયોગ છે.[61] સર્વ પુરૂષાર્થોની સિદ્ધિને માટે ઋષિ, છંદ અને દેવતાઓનો અનુક્રમથી મસ્તકમાં, મુખમાં અને હૃદયમાં ન્યાસ કરવો. ત્રણ બીજનો જમણા સ્તનમાં ન્યાસ કરવો અને ત્રણ શક્તિઓનો ડાબા સ્તનમાં ન્યાસ કરવો.[62] ઉપદેશ પામેલા પુરૂષે એ મંત્રના ત્રણ અક્ષરથી, ચાર અક્ષરથી, બે અક્ષરથી અને સઘળા મંત્રથી અંતે સ્વાહા આદિ જાતિપદોનું ઉચ્ચારણ કરીને ષડંગ કરવાં.[63] પ્રત્યેક વર્ણનો અનુક્રમે શિખામાં, બે નેત્રમાં, બે કાનમાં, નાસિકામાં, મુખમાં અને ગુદમાં ન્યાસ કરવો અને પછી સઘળા મંત્રથી વ્યાપક કરવું.[64] "પોતાના હસ્તોથી ખડ્ગ, ચક્ર, ગદા, બાણ, ધનુષ, પરિઘ, શૂલ, ભુશંડી, મસ્તક અને શંખનું ધારણ કરનારાં ત્રણ નેત્રવાળાં, અનેક આભરણોથી શણગારેલાં, શ્યામ અંજન સરખી કાંતિવાળાં, દશ પગવાળાં, દશ મુખવાળાં અને બ્રહ્માએ મધુકૈટભના નાશને વાસ્તે જેની સ્તુતિ કરી હતી એવાં મહાકાલીને ભજું છું." આવી રીતે ક્લીંરૂપ મહાકાલીનું ધ્યાન કરવું.[65-67] "અક્ષમાળા, પરશુ, ગદા, બાણ, વજ્ર, પદ્મ, ધનુષ, કુંડી, દંડ, સાંગ, ખડ્ગ, ઢાલ, કમળ, ઘંટા, સુરાપાત્ર, ત્રિશૂલ, પાશ અને સુદર્શનને ધારણ કરનારાં, રાતી કાંતિવાળાં, રાતાં કમળના આસનપર બિરાજેલાં અને મહિષાસુરનું મર્દન કરનારાં મહાલક્ષ્મીને ભજું છું." આવી રીતે હ્રીંરૂપ મહાલક્ષ્મીનું ધ્યાન કરવું.[68-70] "ઘંટા, ત્રિશૂલ, હલ, શંખ, મુસલ, સુદર્શન, ધનુષ અને બાણ એ આઠ આયુધોને પોતાનાં હસ્તકમળોથી ધરનારાં, બટમોગરા જેવાં શ્વેતવર્ણવાળાં, શુંભ આદિ

દૈત્યોને હણનારાં અને સચ્ચિદાનંદરૂપ મહાસરસ્વતીને ભજું છું" આવી રીતે ઐરૂપ મહાસરસ્વતીનું ધ્યાન કરવું.[૭૧,૭૨] હે નારદજી! હવે એ દેવીનો યંત્ર કહું છુ, તે સાંભળો. પ્રથમ ત્રિકોણ, પછી ષટ્કોણ, પછી અષ્ટદલ પદ્મ, પછી ચોવીશ દલનું પદ્મ અને છેલે ભૂપુર આવે એવી રીતનો યંત્ર કરવો. શાલગ્રામમાં, ઘડામાં, યંત્રમાં, પ્રતિમામાં, બાણલિંગમાં અથવા સૂર્યમાં એકાગ્રબુદ્ધિથી દેવીનું યજન કરવું. જયા આદિ શક્તિઓવાળા પીઠમાં દેવીનું પૂજન કરવું. પૂર્વ કોણમા સરસ્વતી સહિત બ્રહ્માનું, નૈઋત્યકોણમાં લક્ષ્મી સહિત વિષ્ણુનું, વાયવ્યકોણમાં પાર્વતી સહિત શંકરનું, દેવીના દક્ષિણ ભાગમાં સિંહનું અને વામભાગમાં મહિષાસુરનું પૂજન કરવું. તે પછી ષટ્કોણમાં અનુક્રમે નંદજા, રક્તદંતા, શાકંભરી, દુર્ગા, ભીમા અને ભ્રામરીની પૂજા કરવી. તે પછી અષ્ટદલમાં બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, ઐંદ્રી અને ચામુંડાની પૂજા કરવી. તે પછી ચોવીશ દલમાં દેવીની આગળના પત્રથી અનુક્રમે વિષ્ણુમાયા, ચેતના, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, પરાશક્તિ, તૃષ્ણા, ક્ષાંતિ, જાતિ, લજ્જા, શાંતિ, શ્રદ્ધા, કીર્ત્તિ, લક્ષ્મી, ધૃતિ, વૃત્તિ, શ્રુતિ, સ્મૃતિ, દયા, તુષ્ટિ, પુષ્ટિ, માતા અને ભ્રાંતિની પૂજા કરવી. પછી ભૂપુરના ખુણાઓમાં બુદ્ધિમાન પુરૂષે ગણેશ, ક્ષેત્રપાળ, બટુક અને યોગિનીઓની પૂજા કરવી.[૭૩-૮૨] ભૂપુરના બહારના ભાગમાં વજ્ર આદિ આયુધો સહિત ઈંદ્ર આદિની પૂજા કરવી. આ પ્રમાણે આવરણ સહિત દેવીની પૂજા કરવી. જગદંબાને પ્રસન્ન કરવાનેવાસ્તે અનેક પ્રકારના રાજોપચાર સમર્પણ કરવા. તે પછી મંત્રના અર્થમાં* ધ્યાન રાખીને નવાર્ણ મંત્રનો જપ કરવો. તે પછી દેવીની આગળ સપ્તશતી સ્તોત્ર કે જે માર્કંડેય પુરાણમાં છે તેનો પાઠ કરવો. ત્રૈલોક્યમાં એના જેવુ કોઈ સ્તોત્ર નથી, એટલા માટે નિત્ય એ સ્તોત્રથી જગદંબાને પ્રસન્ન કરવાં. આમ કરવાથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનું પાત્ર થાય છે. હે નારદજી! આ પ્રમાણે શ્રીદુર્ગાદેવીનું વિધાન તમારી પાસે કહ્યુ. એ પ્રમાણે કરવાથી કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે.[૮૩-૮૮] વિષ્ણુ અને બ્રહ્મા આદિ સર્વે દેવતાઓ, મનુઓ, જ્ઞાનની નિષ્ઠાવાળા મુનિઓ, યોગીઓ, આશ્રમવાળાઓ અને લક્ષ્મી આદિ દેવીઓ પણ દુર્ગાદેવીનું ધ્યાન કરે છે. દુર્ગાનું સ્મરણ કરવામાંજ જન્મની સફલતા થાય છે.[૮૯,૯૦] ચાદ મનુઓ દુર્ગાના ચરણારવિંદનું ધ્યાન કરવાથી મનુની પદવી પામ્યા છે અને દેવતાઓ પણ દુર્ગાના ચરણારવિંદનું ધ્યાન કરવાથીજ પોતપોતાની પદવી પામેલા છે.[૯૧] આ પાંચ પ્રકૃતિઓનું અને તેના અંશોનું વર્ણન કે જે રહસ્યોમાં પણ અતિ રહસ્યરૂપ છે તે સઘળુ તમારી પાસે કહ્યુ.[૯૨] આ સાંભળવાથી મનુષ્યને નિત્ય ચારે પુરૂષાર્થોની પ્રાપ્તિ થાય, એમાં સંદેહ નથી. હું આ વાત સાચીજ કહું છું.[૯૩] આ નવમસ્કંધ સાંભળવાથી અપુત્રને પુત્ર મળે, વિદ્યાર્થીને વિદ્યા મળે અને માણસ મનમાં જે જે મનોરથ ધારે તે સઘળા સફળ થાય.[૯૪] નવ-

* એ મંત્રનો અર્થ આ પ્રમાણે છે. ऐं એટલે મહાસરસ્વતી. ह्रीं એટલે મહાલક્ષ્મી. क्लीं એટલે મહાકાલી. चित् એટલે ચિત્. च એટલે સત્. इ એટલે આનંદ. चामुण्डायै એટલે બ્રહ્મવિદ્યાનેવાસ્તે. अनुसदध्महे (ધ્યાન કરીએ છીએ) એટલો અધ્યાહાર કરવાનો છે. સઘળું મળીને એવો અર્થ થાય છે કે હે ચિત્રૂપ સરસ્વતી! હે સત્રૂપ મહાલક્ષ્મી! અને હે આનંદરૂપ મહાકાલી! બ્રહ્મવિદ્યાને વાસ્તે તમારૂં ધ્યાન કરીએ છીએ. આ અર્થ સપ્તશતીની ગુપ્તવતી નામની ટીકામાં ભાસ્કરરાએ લખેલો છે.

રાત્રમાં દેવીની આગળ સાવધાનપણાથી આનો પાઠ કરવો. પાઠ કરવાથી જગદંબા અવશ્ય પ્રસન્ન થાય છે.[૯૫] જે માણસ નિત્ય એક એક અધ્યાયનો પાઠ કરે તેને દેવી વશ થાય છે. કારણ કે તે માણસ દેવીનું પ્રિય કરનાર થાય છે.[૯૬] આ નવમસ્કંધમાં વિધિ સહિત કુમારિકાના દિવ્ય હાથથી અથવા બટુકના હસ્તકમળથી નિત્ય શકુનની પરીક્ષા કરવી.[૯૭] મનમાં મનોરથ ધારીને પુસ્તકની પૂજા કરવી અને તે પછી શ્રીજગદંબાને વારંવાર પ્રણામ કરવા.[૯૮] પછી સારી રીતે નાહેલી કન્યાને ત્યાં લાવી તેનું વિધિ પ્રમાણે પૂજન કરીને તેની પાસે સુવર્ણની સળી પુસ્તકમાં નખાવવી.[૯૯] પુસ્તક વાંચતાં જો શુભ આવે તો શુભ, અશુભ આવે તો અશુભ અને બન્નેથી વ્યતિરિક્ત આવે તો તેવું કાર્ય અવશ્ય થાય છે.[૧૦૦]

शुभंवाप्यशुभं तत्र यदायाति च तद्भवेत् ॥
उदासीनेप्युदासीनं कार्यंभवति निश्चितम् ॥

ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના નવમ સ્કંધનો પચાશમો અધ્યાય સંપૂર્ણ. ૫૦

नवमस्कंध समाप्त.

# श्रीमद् भगवती भागवत

## दशमस्कंध

### अध्याय १ लो. સ્વાયંભુવ મનુ

**नारद उवाच**

**नारायण धराधार सर्वपालनकारणम् ॥**
**भवतोदीरितं देवीचरितं पापनाशनम् ॥ १ ॥**

નારદજી પૂછે છે:—હે નારાયણ ! હે પૃથ્વીના આધારરૂપ ! પાપનો નાશ કરનારૂં અને સર્વના પાલનના કારણરૂપ દેવીનું ચરિત્ર આપે કહ્યું.[૧] હવે મોટાં ઈશ્વરી દેવીએ સઘળા મન્વંતરોમાં જે સ્વરૂપે અને જે આકારથી પ્રાદુર્ભાવો કરેલા હોય તથા જેણે જેણે જેવી રીતે એમની પૂજા તથા સ્તુતિ કરી હોય તે સઘળું દેવીના માહાત્મ્યની સાથે મને કહો.[૨,૩] હે કૃપાના સમુદ્રરૂપ ! ભક્તોપર પ્રેમ રાખનારાં દેવી ભક્તોના મનોરથોને પૂરે છે એટલા માટે અમો કે જેઓ દેવીનું ઉત્તમ ચરિત્ર સાંભળવાને ઇચ્છીએ છીએ તેઓની પાસે તે વિષયનું વર્ણન કરો કે જેથી બીજાઓને પણ મોટા સુખની પ્રાપ્તિ થાય.

નારાયણ કહે છે:—હે મોટા ઋષિ ! દેવીનું ચરિત્ર કે જે પાપોનો નાશ કરનાર, ભક્તોને ભક્તિ ઉત્પન્ન કરનાર અને મહા સંપત્તિ આપનાર છે તે સાંભળો. જગતને ઉત્પન્ન કરનાર, મહાતેજસ્વી અને લોકોના પિતામહ બ્રહ્મા, દેવનાદેવ વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે.[૪-૭] તેમણે મોટા પ્રભાવ મેળવીને પોતાના મનમાંથી સ્વાયંભુવ મનુને ઉત્પન્ન કર્યા. બ્રહ્માના માનસિક પુત્ર એ મનુની મહાધર્મિષ્ટ શતરૂપા નામની સ્ત્રી પણ બ્રહ્માના મનથીજ ઉત્પન્ન થઇ. એ મનુ ક્ષીરસાગરના પરમ પવિત્ર તટમાં સર્વોત્તમ ફળ આપનારાં દેવીનું આરાધન કરવા લાગ્યા. દેવીની મૃત્તિકામય મૂર્ત્તિ બનાવી એકાંતમાં બેસીને વાગ્ભવ (ऐं) બીજનો જપ કરતાં તેમની ઉપાસના કરતા હતા. નિરાહાર રહેતા, પ્રાણાયામ કરતા, નિયમ તથા વ્રતથી દુબળા થએલા અને નિરંતર પૃથ્વીપર સ્થિરપણાથી એક પગે ઉભા રહેલા એ મહાત્માએ સો વર્ષ સુધી પોતાના મનમાં કામ તથા ક્રોધને ઉત્પન્ન થવા દીધા નહિ[૮-૧૨] અને દેવીનાં ચરણનું હૃદયમાં ધ્યાન કરતાં તેમનું શરીર સ્થાવર જેવું થઈ ગયું. એમના તપથી પ્રસન્ન થએલાં જગદંબાએ પ્રકટ થઇને તેમને દિવ્ય વચન કહ્યું કે:—" હે રાજા ! વરદાન માગો. " આનંદ ઉત્પન્ન કરનારૂં જગદંબાનું વચન સાંભળી સ્વાયંભુવે પોતાના હૃદયમાં દેવતાઓને પણ ન મળે એવાં જે વરદાન ધારી રાખ્યાં હતાં તે નીચે પ્રમાણે માગ્યાં.

સ્વાયંભુવ કહે છે:—હે દેવિ ! હે મોટાં નેત્રવાળાં! હે સર્વનાં અંતર્યામી! જય જય ![૧૩-૧૫] હે માન આપવા યોગ્ય ! હે પૂજ્ય ! હે જગતનાં જનનિ ! હે સઘળાં મંગળોમાં પણ મંગળરૂપ ! તમારી કૃપાદૃષ્ટિથીજ બ્રહ્મા જગતને સૃજે છે,[૧૬] વિષ્ણુ પાળે છે અને મહાદેવ ક્ષણમાત્રમાં સંહાર કરે છે. ઇંદ્ર તમારી આજ્ઞાથીજ ત્રૈલોક્યનો અધિપતિ થએલ છે.[૧૭] તમારી આજ્ઞાથીજ યમરાજા પ્રાણિઓને દંડથી શિક્ષા કરે

છે, વરૂણદેવ મારા જેવાઓનું પાલન કરે છે[૧૮] અને કુબેર સર્વદા ભંડારોનું આધિપતિપણું કરે છે. અગ્નિ, નૈઋત, વાયુ, ઈશાન અને શેષ, એઓ તમારા અંશથીજ ઉત્પન્ન થએલા છે અને તમારી શક્તિથીજ વધેલા છે. હે દેવિ ! તમારે હમણાં જો મને વરદાન આપવું હોય તો એ આપો કે "સૃષ્ટિના કામમાં મને કોઈ મોટાં વિઘ્નો પણ નડે નહિ, જેઓ વાગ્ભવ મંત્રની ઉપાસના કરે તેઓનાં કાર્યો તુરત સિદ્ધ થાય, જેઓ આ સંવાદનો પાઠ કરે અથવા સંભળાવે તેઓને લોકમાં ભોગ તથા મોક્ષ સુલભ થાય અને તે ઉપરાંત પૂર્વજન્મનું સ્મરણ, વક્તૃત્વશક્તિ અને રૂપની પ્રાપ્તિ થાય.[૧૯-૨૩] જ્ઞાનની સિદ્ધિ, કર્મની સિદ્ધિ અને પુત્ર પૌત્ર આદિની વૃદ્ધિ પણ થવી જોઇએ" એ મારી માગણી છે.[૨૪]

**ज्ञानसिद्धिः कर्ममार्गसंसिद्धिरपिचास्तु हि ॥**
**पुत्रपौत्रसमृद्धिश्च जायेदित्येव मे वचः ॥२४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

## अध्याय २ जो. વિંધ્યાચલની કથા

### श्रीदेव्युवाच

**भूमिपाल महाबाहो सर्वमेतद्भविष्यति ॥**
**यत्त्वया प्रार्थितं तत्ते ददामि मनुजाधिप ॥१॥**

દેવી કહે છેઃ—હે રાજા! હે મહાબાહુ! તમે જે માગ્યું તે સઘળું આપું છું. એ સઘળું તમારા ધાર્યા પ્રમાણે થશે.[૧] મોટા દૈત્યોનો નાશ કરનારી અને અમોઘ પરાક્રમવાળી હું અવશ્ય તમારા તપથી અને વાગ્ભવ બીજના જપથી પ્રસન્ન થઈ છું. હે પુત્ર! તમને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થશે, વંશ ચલાવનારા પુત્રો થશે, મારા વિષે ભક્તિ થશે, અને અંતે બ્રહ્મપદરૂપ મોક્ષ મળશે.[૨-૩]

નારાયણ કહે છેઃ—જગદંબા એ મહાત્મા મનુને એ પ્રમાણે વરદાન આપી જોતજોતામાં વિંધ્યાચલ પર્વતમાં ગયાં, કે જે સૂર્યનો માર્ગ રોકવા સારૂ આકાશ પર્યંત ઊંચો વધ્યો હતો અને અગસ્ત્યમુનિએ જેને અટકાવેલો છે.[૫] હે મુનિઓમાં ઉત્તમ! વરદાન આપનારાઓનાં ઈશ્વરી અને શ્રીકૃષ્ણ ભગવાનનાં ન્હાનાં બ્હેન એ વિંધ્યવાસિની સર્વે લોકોનાં પૂજ્ય થયાં છે.[૬]

ઋષિઓ પૂછે છેઃ—એ વિંધ્યાચલ કોણ, એ આકાશ પર્યંત ઊંચો શામાટે થતો હતો અને સૂર્યના માર્ગને શામાટે રોકતો હતો?[૭] બહુજ ઊંચા થએલા એ પર્વતને અગસ્ત્ય મુનિએ પાછો પ્રથમની સ્થિતિમાં શી રીતે રાખ્યો? એ સઘળું વિસ્તારથી કહો.[૮] હે સજ્જન! તમારા મુખમાંથી દેવીના ચરિત્રરૂપ જે અમૃત નીકળે છે તેનું પાન કરતાં અમો તૃપ્ત થતા નથી પણ તે પીવાની તૃષ્ણા વધતી જાય છે.[૯]

સૂત કહે છેઃ—સર્વ પર્વતોમાં માન્ય, મોટાં મોટાં અનેક વનોવાળો, મોટાં વૃક્ષોથી વીંટાએલો અને પુષ્પવાળી અનેક લતાઓથી તથા ગુચ્છોથી ઘેરાએલો વિંધ્યાચલ નામે પર્વત છે. એ પર્વતમાં સર્વદા હૃષ્ટપુષ્ટ અને ભારે આડંબરવાળા વાનર, સસલા, રીંછ અને શીઆળીઆઓ ફર્યા કરે છે.[૧૦,૧૨] એમાં નદીઓ અને નદોનાં જલ વહ્યાં જાય છે. દેવ, ગંધર્વ, કિન્નર, અપ્સરા અને કિંપુરૂષો તેનું સેવન કરે છે અને સર્વે વૃક્ષો સર્વ કાળમાં ફળ આપે છે.[૧૩] પૃથ્વીમાં ફરતાં ફરતાં બહુજ રાજી થએલા નારદજી કોઇ દિવસે પોતાની ઇચ્છાથી એ વિંધ્યાચલમાં ગયા.[૧૪] નારદજીને આવ્યા જોઇ વિંધ્યાચળે સંભ્રમથી તુરત ઉઠી તેમને પાદ્ય, અર્ઘ્ય તથા ઉત્તમ આસન અર્પણ કર્યું.[૧૫] નારદજી પ્રસન્ન થઇને સારી રીતે બેઠા પછી વિંધ્યાચળે તેમને નીચે પ્રમાણે પૂછ્યું.

વિંધ્યાચલ પૂછે છેઃ—હે દેવતાઓના ઋષિ ! કહો, આપનું આ ઉત્તમ પધારવું ક્યાંથી થયું છે.[૧૬] આપના પધારવાથી આજ મારૂં ઘર બહુ ઉત્તમ થયું. સૂર્યની પેઠે આપનું ફરવું પણ દેવતાઓના કલ્યાણનેસારૂ છે.[૧૭] હે નારદજી ! આપે ફરતાં ફરતાં જે નવું વૃત્તાંત જાણેલું હોય તે કહો.

નારદજી કહે છેઃ—હે વિંધ્યાચલ ! હમણાં હું મેરૂપર્વતમાંથી આવ્યો છું.[૧૮] એ પર્વતમાં ઈંદ્ર, અગ્નિ, યમ અને વરૂણના લોક મારા જોવામાં આવ્યા અને તે તે લોકમાં અનેક પ્રકારના વૈભવોથી ભરેલાં સર્વે લોકપાલોનાં ઘરો ચારેકોર મારા જોવામાં આવ્યાં.

સૂત કહે છેઃ—એટલું બોલીને નારદજીએ નિસાસો મૂક્યો.[૧૯,૨૦] એમને નિસાસો મૂકતા જોઇને વિંધ્યાચલે ફરીવાર પૂછ્યું કે "હે દેવતાઓના ઋષિ ! આપે નિસાસો મૂક્યો તેનું કારણ શું છે તે કહો."[૨૧] વિંધ્યાચલનું વચન સાંભળી અપાર તેજવાળા નારદજી નીચે પ્રમાણે બોલ્યા.

નારદજી કહે છેઃ—હે પુત્ર ! મારા નિસાસાનું કારણ સાંભળ.[૨૨] પાર્વતીનો પિતા હિમાલય શંકરનો સસરો છે માટે મહાદેવનો સંબંધી હોવાનેલીધે પર્વતોમાં માનપાત્ર થએલ છે.[૨૩] એ પ્રમાણેજ કૈલાસ પર્વત પણ શંકરના નિવાસરૂપ છે તેથી પાપના સમૂહને મટાડનાર અને પર્વતોમાં પૂજ્ય ગણાય છે.[૨૪] નિષધ, નીલ અને ગંધમાદન, એ સઘળા પર્વતો પણ પોતપોતાને ઠેકાણે પૂજ્ય છે પણ એઓ કોઇ પૂજ્યપણાનું અભિમાન ધરાવતા નથી, પરંતુ હું જ્યાંથી આવ્યો છું તે મેરૂપર્વત તો પોતાને ગ્રહ તથા નક્ષત્રોના ગણસહિત મહાત્મા સૂર્યનારાયણ પ્રદક્ષિણા કરે છે તેથી પોતાને સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ અને અત્યંત પૂજ્ય માને છે. એ એવું માને છે કે "હુંજ સર્વમાં અગ્રણી છું અને બ્રહ્માંડમાં મારાજેવો કોઈ નથી."[૨૫-૨૭] કોઇએ પણ અભિમાન નહિ કરવું જોઇએ એવી શાસ્ત્રની મર્યાદા છે તે છતાં એ અભિમાન કરે છે એ વાતનું સ્મરણ આવવાથી મેં નિસાસો મૂક્યો છે. હે વિંધ્યાચલ ! એ અભિમાન ભલે કરે. અમારે તપસ્વી લોકોને એ વિષયમાં પડવાનું કાંઇ કામ નથી.[૨૮] આ વાત મેં તારી પાસે પ્રસંગનેલીધે કહી. હવે હું મારે ઘેર જઇશ.

**प्रसंगतो मयोक्तं ते गमिष्यामि निजं गृहम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

---

## अध्याय ३ जो. વિંધ્યાચલની વૃદ્ધિ

### सूत उवाच

**एवं समुपदिश्यार्थं देवर्षिः परमः स्वराट् ॥**
**जगामब्रह्मणो लोकंस्वैरचारी महामुनिः ॥१॥**

સૂત કહે છેઃ—સર્વોત્તમ, મહાતેજસ્વી અને પોતાની ઇચ્છામાં આવે ત્યાં ફરનારા મહામુનિ નારદજી એટલી વાત કરીને બ્રહ્મલોકમાં ગયા.[૧] નારદજી ગયા પછી વિંધ્યાચલ ભારે ચિંતામાં પડયો. પોતાના નાતીલાનું અભિમાન નહિ સહન થવાથી તેને સુખ વળ્યુંજ નહિ અને સર્વદા મનમાં શોક કરવા લાગ્યો કે "હવે મારે શું કરવું? શી રીતે કરવું? અને હું મેરૂપર્વતને શી રીતે જીતી લઉં ? મને શાંતિ મળતી નથી અને મારૂં મન સ્વસ્થ થતું નથી.[૩] મારો ઉત્સાહ, માન, કીર્ત્તિ, કુલ, બળ અને પુરૂષાર્થ કે જેઓને પૂર્વના મહાત્મા પુરૂષો પણ વખાણી ગયા છે તેઓને ધિક્કાર છે." આ પ્રમાણે ચિંતા કરતાં કરતાં વિંધ્યાચલના મનમાં એક અપરાધ ભરેલું કામ કરવાનો વિચાર આવ્યો. તેણે વિચાર કર્યો કે "ગ્રહ

અને નક્ષત્રોના સમૂહસહિત સૂર્ય મેરૂને નિત્ય પ્રદક્ષિણા ફરે છે તેથી મેરૂપર્વત સર્વદા અભિમાન કરે છે માટે મારાં શિખરોથી હું સૂર્યનો માર્ગજ રોકી દઈશ એટલે પછી સૂર્ય તેને પ્રદક્ષિણાજ શી રીતે ફરશે ? હું સૂર્યનો માર્ગ રોકી દઇશ એટલે મેરૂનું અભિમાન ત્રુટી જશે એમાં સંશય નથી." આ પ્રમાણે નિશ્ચય કરીને વિંધ્યાચલે આકાશ પર્યંત પોતાનાં શિખરો વધાર્યાં અને અત્યંત ઊંચાં શિખરોથી સઘળા આકાશને ઘેરીને ઉભો. 'સૂર્ય ક્યારે ઉગે અને હું તેને ક્યારે રોકું' એવો વિચાર કરતાં રાત્રિ વીતી ગઇ અને નિર્મલ પ્રભાત થયું. કિરણોથી દિશાઓને અંધકાર રહિત કરતા સૂર્યનારાયણ ઉગવાને વાસ્તે ઉદયાચલમાંથી નીકળ્યા. સૂર્યનાં શુભ કિરણોથી આકાશ નિર્મલ રીતે પ્રકાશવા લાગ્યું.[૪-૧૧] કમળો ઉઘડવા લાગ્યાં, કુમુદો બીડાવા લાગ્યાં, લોકો પોતપોતાનાં કામો ઉપર જવા લાગ્યા.[૧૨] પૂર્વાહ્ણ, મધ્યાહ્ન તથા અપરાહ્ણના વિભાગો પ્રમાણે દેવ, પિતૃ, તથા ભૂતોને હવ્ય, કવ્ય તથા બલિ આપવાની ગોઠવણો થવા લાગી. પતિના લાંબા કાળના વિયોગથી જાણે કોઇ સ્ત્રી મુંઝાએલી હોય તેમ પોતાના વિરહથી મુંઝાએલી પૂર્વ દિશાની તથા અગ્નિ દિશાની આશ્વાસના કર્યા પછી તુરત તે દિશાઓને છોડી દઇને સૂર્યે દક્ષિણ દિશાની પાસે જવા માંડયું; ત્યાં રથના ઘોડા, આગળ નહિ ચાલી શકતાં સૂર્યના સારથિ અરૂણે નીચે પ્રમાણે સૂર્યને વિજ્ઞપ્તિ કરી.

અરૂણ કહે છે.–હે સૂર્યનારાયણ ! અભિમાનથી વૃદ્ધિ પામીને મેરૂની સ્પર્ધાથી વિંધ્યાચલ આકાશને ઘેરી રહ્યો છે અને આપ જેમ મેરૂને પ્રદક્ષિણા ફરો છો તેમ તેને પણ પ્રદક્ષિણા ફરો એમ ચાહે છે.

સૂત કહે છે:–એ પ્રમાણે અરૂણનું વચન સાંભળીને સૂર્ય વિચાર કરવા લાગ્યા કે "અહો ! આકાશનો માર્ગ પણ રોકાય છે એ મોટું આશ્ચર્ય છે; પરંતુ વીર પુરૂષ જો અવળે માર્ગે ચાલે તો શું ન કરે ? સઘળું કરે.[૧૩-૧૮] મારા ઘોડાનો માર્ગ રોકાયો એ આશ્ચર્ય છે; પરંતુ દૈવ સૌથી બળવાન છે. જે સૂર્ય રાહુએ પકડીને વ્યગ્ર કર્યા છતાં પણ ક્ષણમાત્ર પણ ઉભા રહેતા નથી, તે સૂર્યને માર્ગ રોકાવાનેલીધે ઘણી વાર થોભવું પડયું; પણ શું થઈ શકે ? દૈવ સર્વથી બળવાન છે. આમ થવાથી લોકપાલસહિત સર્વે લોકોને પણ કોઈ ગતિ સૂઝી નહિ. હવે શું કરવું એ વિષેનો કોઈને પણ નિશ્ચય થયો નહિ. સર્વે ચિત્રગુપ્ત આદિ લોકો પણ સૂર્ય ઉપરથીજ કાળનો નિશ્ચય કરે છે, તે સૂર્યને વિંધ્યાચલે રોકી દીધા. અહો ! દૈવની ભારે વિપરીત ગતિ છે. વિંધ્યાચલથી સૂર્ય રોકાઈ જતાં તે સમયે સ્વાહા અને સ્વધાના શબ્દો બંધ પડી ગયા અને સઘળું જગત હતપ્રાય જેવું થઈગયું. પશ્ચિમના અને દક્ષિણના લોકો પોતાનાં નેત્રો નિદ્રાથી ઘેરાવાને લીધે રાત્રિજ માનવા લાગ્યા અને પૂર્વના તથા ઉત્તરના લોકો તીક્ષ્ણ તાપથી તપવા લાગ્યા.[૧૯-૨૪] કેટલીક પ્રજા ત્રુટવા લાગી, કેટલીક ખોવાઈ જવા લાગી અને કેટલીક મરી પણ ગઈ. આ પ્રમાણે પ્રજાનો વિનાશ થવા લાગ્યો, દેવ અને પિતૃઓનાં કાર્ય બંધ પડી ગયાં, સઘળા જગતમાં હાહાકાર વર્તી રહ્યો[૨૫] અને ઉદ્વેગ પામેલા ઇંદ્ર આદિ દેવતાઓ 'શું કરીએ' એમ બોલવા લાગ્યા.

**मृता भग्ना विन[illegible]श्च विनाशमभजन् प्रजाः ॥**
**हाहा[illegible]तंजगत्सर्वस्वधाकव्यविवर्जित[illegible]॥२५॥**
**देवाः सेंद्राः समुद्विग्नाः किंकुर्मइति वादिनः ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

# અધ્યાય ૪ થો.

## વિંધ્યાચલની વૃદ્ધિથી કલેશ પામેલા દેવતાઓ સદાશિવને શરણે

**સૂત ઉવાચ**

**ततः सर्वे सुरगणा महेंद्रप्रमुखास्तदा ॥**
**पद्मयोनिं पुरस्कृत्य रुद्रं शरणमन्वयुः ॥१॥**

સૂત કહે છેઃ-પછી ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ બ્રહ્માને અગ્રણી કરીને સદાશિવને શરણે ગયા.[1] દેવતાઓએ ચંદ્રથી શોભતા મુકુટવાળા અને સર્વ દેવના દેવરૂપ મહાદેવને પ્રણામ કરી ઉત્તમ વિભૂતિઓને જણાવનારાં સ્તોત્રોથી નીચે પ્રમાણે સ્તુતિ કરી.[2]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ-હે દેવતાઓના સ્વામી! હે પાર્વતીએ સેવેલાં ચરણકમળવાળા! જય જય. આપ કે જે ધ્વજમાં નંદીના ચિહ્નવાળા, દેવતાઓના સ્વામી, કૈલાસમાં રહેનારા, 'અહિર્બુધ્ન્ય' નામવાળા, માન આપવાયોગ્ય, વિચારશક્તિવાળા, માન આપનારા, અજન્મા, ઘણા રૂપવાળા, આત્મારામ અને કલ્યાણની જન્મભૂમિરૂપ છો તેમને પ્રણામ કરીએ છીએ. આપ કે જે ભક્તલોકોને આઠે સિદ્ધિઓ આપનારા, મહામાયાના વિલાસના અધિષ્ઠાનરૂપ, પરમાત્મા, ગણોના સ્વામી, મોટા ઐશ્વર્યવાળા, પર્વતમાં શયન કરનારા, મોટી વિભૂતિ આપનારા, મહાવિષ્ણુએ વખાણેલા, વિષ્ણુના હૃદયકમલમાં રહેનારા, મોટા યોગમાં લાગેલા, યોગથી ગમ્ય, યોગરૂપ, યોગીઓના પતિ, યોગેશ્વર, યોગોનું ફળ આપનારા, દીન લોકોને સુખ આપવામાં તત્પર, દયાના સાગરરૂપ, પીડાને શમાવનારા, ઉગ્ર શક્તિવાળા, સગુણ મૂર્તિવાળા, ધ્વજમાં વૃષભનું ચિહ્ન ધરનારા, કાળરૂપ અને કાળના પણ કાળરૂપ છો તેમને વારંવાર નમીએ છીએ.[3-9]

સૂત કહે છેઃ-દેવતાઓએ એ પ્રમાણે સ્તુતિ કરતાં સદાશિવે પ્રસન્ન થઈ મંદ હાસ્ય કરીને ગંભીરવાણીથી તેઓને નીચે પ્રમાણે કહ્યું.[10]

સદાશિવ કહે છેઃ-હે દેવતાઓ! હે મહાપુરૂષો! સ્તુતિ કરવાથી તમારા ઉપર હું પ્રસન્ન થયો છું. તમારા મનોરથને પૂર્ણ કરીશ.[11]

દેવતાઓ કહે છેઃ-હે દેવતાઓના સ્વામી! હે પર્વતમાં રહેનારા! હે ચંદ્રરૂપી મુકુટથી શોભાયમાન! હે મોટા બળવાળા! આપ, લોકોનું કલ્યાણ કરનારા છો માટે હમણાં કલ્યાણ કરો.[12] વિંધ્યાચલ નામનો એક પર્વત છે તેણે મેરૂના દ્વેષથી બહુજ ઊંચો વધી સૂર્યના માર્ગને રોકીને સર્વેને દુઃખ દેવા માંડયું છે.[13] એટલામાટે હે ઈશ્વર! હે સઘળાઓનું કલ્યાણ કરનારા! હે પ્રભુ! એ વિંધ્યાચલની વૃદ્ધિને અટકાવો. સૂર્યનું ફરવું રોકાઈ જાય તો પછી કાળનું જ્ઞાન કેમ થાય?[14] લોકમાં સ્વાહાના અને સ્વધાના શબ્દ નાશ પામ્યા છે, તો હવે ભયભીત થએલા અમલોકોનો રક્ષક બીજો કોણ થાય? તમેજ રક્ષક જોવામાં આવો છો.[15] હે દેવ! હે પાર્વતીના પતિ! પ્રસન્ન થાઓ!

સદાશિવ કહે છેઃ-હે દેવતાઓ! વિંધ્યાચલની વૃદ્ધિને અટકાવવામાં આપણે કોઈ સમર્થ નથી.[16] આપણે તો સર્વ કાર્યો સિદ્ધ કરવાનેસારૂ લક્ષ્મીના પતિ વિષ્ણુનેજ પ્રણામ કરીએ છીએ. પૂજ્ય, કારણને લીધે અવતાર ધરનારા અને સર્વ કારણોના પણ કારણરૂપ એ વિષ્ણુ ભગવાનજ આપણા પ્રભુ અને આત્મા છે એટલામાટે આપણે તેમની પાસે જઇને નિવેદન કરીશું. ત્યાંથી આપણા દુઃખનો છેડો આવશે.[17-18]

સૂત કહે છેઃ-એ પ્રમાણે સદાશિવનાં વચન સાંભળી ઇંદ્રસહિત અને બ્રહ્માસહિત સર્વે દેવતાઓ સદાશિવને અગ્રણી કરી ધ્રૂજતા ધ્રૂજતા તુરત વૈકુંઠમાં ગયા.[19]

इत्येवमाकर्ण्य गिरीशभाषितं
सेंद्राश्च देवाः सपयोजसंभवाः ॥
रुद्रं पुरस्कृत्य च वेपमाना
वैकुंठलोकं प्रतिजग्मुरंजसा ॥ १९ ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪

---

## अध्याय ५ मो. દેવકૃત વિષ્ણુસ્તુતિ

सूत उवाच

ते गत्वा देवदेवेशं रमानाथं जगद्गुरुम् ॥
विष्णुंकमलपत्राक्षंददृशुः प्रभयान्वितम् ॥

સૂત કહે છે:-તેઓએ વૈકુંઠમાં જઈ મોટા દેવતાઓના સ્વામી, લક્ષ્મીના પતિ, જગતના ગુરુ, કમળપત્ર સરખાં નેત્રવાળા અને કાંતિવાળા વિષ્ણુ ભગવાનનાં દર્શન કર્યાં[1] અને તે પછી નીચેનું સ્તોત્ર બોલી ભક્તિપૂર્વક ગદ્ગદ સ્વરથી સ્તુતિ કરી.

દેવતાઓ સ્તુતિ કરે છે:-હે વિષ્ણુ ! હે લક્ષ્મીના પતિ ! હે આદ્ય ! હે મહાપુરૂષ ! હે સર્વના પિતા ! હે દૈત્યોના શત્રુ ! હે કામદેવને જન્મ આપનારા ! હે સઘળાં ધારેલાં ફળ આપનારા ! હે મોટા વરાહ ! હે ગોવિંદ ! હે મોટા યજ્ઞનું સ્વરૂપ ધરનારા ! હે મહાવિષ્ણુ ! હે અવિનાશી ! હે ઈશ ! હે જગતની ઉત્પત્તિના કારણરૂપ ! જય જય. હે મત્સ્યાવતાર ધરીને વેદનો ઉદ્ધાર કરનારા ! હે આધારરૂપ ! હે સત્ય નિયમોવાળા ! હે પૃથ્વીના આધારરૂપ ! તમારા મત્સ્ય અવતારને પ્રણામ કરીએ છીએ. જય જય. હે દૈત્યોના શત્રુ ! હે દેવતાઓના કાર્યોને સિદ્ધ કરનારા ! હે અમૃતની પ્રાપ્તિ કરનારા ! હે ઈશ્વર ! તમારા કચ્છપાવતારને પ્રણામ કરીએ છીએ. હે હિરણ્યાક્ષનો નાશ કરવાને સારૂ આદિ વરાહનું રૂપ ધરનારા ! જય જય. હે પૃથ્વીને સમુદ્રમાંથી કહાડવા સારૂ ઉદ્યોગ કરનારા ! તમારા વરાહાવતારને પ્રણામ કરીએ છીએ. આપે જે નૃસિંહનું રૂપ ધરીને વરદાનથી અભિમાન પામેલા હિરણ્યકશિપુને નખથી ચીરી નાખ્યો તે નૃસિંહ અવતારને પ્રણામ કરીએ છીએ. આપે જે વામનરૂપ ધરીને ત્રૈલોકયના ઐશ્વર્યથી મોહ પામેલા બલિરાજાને છળી લીધો તે વામન અવતારને પ્રણામ કરીએ છીએ. દુષ્ટ ક્ષત્રિઓને નાશ કરનારા, સહસ્રાર્જુનના મૃત્યુરૂપ અને રેણુકાના ગર્ભથી ઉત્પન્ન થએલા આપના પરશુરામ અવતારને પ્રણામ કરીએ છીએ. આપ કે જેણે મહાપરાક્રમી રામચંદ્રનો અવતાર ધરીને રાવણ નામના દુષ્ટ રાક્ષસનાં માથાં કાપ્યાં તેમને પ્રણામ કરીએ છીએ. હે પ્રભુ ! રાજાઓનો વેષ ધરનારા કંસ અને દુર્યોધન આદિ દૈત્યોના ભારથી દબાએલી પૃથ્વીનો જેણે ભાર ઉતાર્યો અને પાપને દૂર કરીને ધર્મનું સારી રીતે સ્થાપન કર્યું તે શ્રીકૃષ્ણરૂપ આપને વારંવાર નમીએ છીએ. જેણે પશુઓની હિંસા થતી અટકાવવાસારૂ વિધિરહિત યજ્ઞોનો નાશ કરવાના ઉદ્દેશથી બૌદ્ધાવતાર ધર્યો હતો તે આપને પ્રણામ કરીએ છીએ. સર્વલોક દુષ્ટ રાજાઓથી પીડાતાં અને મ્લેચ્છમય થઈ જતાં જેણે કલ્કિ અવતાર ધર્યો હતો તે આપને પ્રણામ કરીએ છીએ. હે દેવ ! તમારા દશે અવતાર ભક્તોના રક્ષણને માટે અને દુષ્ટ દૈત્યોના નાશનેમાટે થયા હતા એટલામાટે તમે સર્વના દુઃખને હરનારા છો. હે દેવના દેવ ! જય જય. ભક્તોની પીડા મટાડવાનેસારૂ સ્ત્રીઓના ઉદરથી અને જલચર આદિના ઉદરથી પણ આપે અવતારો ધર્યા છે એટલા માટે આપ કરતાં અધિક દયાવાળો બીજો કોણ છે?

સૂત કહે છે:-આ પ્રમાણે દેવતાઓએ ભક્તિપૂર્વક દેવના દેવ અને લક્ષ્મીના પતિ વિષ્ણુ

ભગવાનની સ્તુતિ કરીને તેમને સાષ્ટાંગ દંડવત્ કર્યા. ગદાને ધરનારા શ્રીપુરૂષોત્તમ ભગવાન એ પ્રમાણે દેવતાઓએ કરેલી સ્તુતિ સાંભળીને તેઓને રાજી કરવા સારૂ નીચે પ્રમાણે બોલ્યા.

વિષ્ણુ કહે છેઃ—હે દેવતાઓ! તમોએ કરેલી સ્તુતિથી હું પ્રસન્ન થયો છું. હવે તમો સંતાપ છોડી દો.[૨-૧૯] તમારૂં ભારેમાં ભારે દુઃખ હશે તેનો પણ હું નાશ કરીશ. મારી પાસેથી કોઈ મહાદુર્લભ વરદાન માગી લો.[૨૦] આ સ્તોત્રથી હું બહુજ પ્રસન્ન થયો છું તેથી જે માગશો તે આપીશ. જે માણસ પ્રાતઃકાલમાં ઉઠી મારી પરમ ભક્તિથી આ સ્તોત્રનો પાઠ કરશે તેને કદી પણ શોક પ્રાપ્ત થશે નહિ. અલક્ષ્મી, કાલકર્ણી, ઉપસર્ગ, વેતાલ, ગ્રહ, બ્રહ્મરાક્ષસ કે વાતપિત્ત તથા કફથી થતા રોગ એ માણસના ઘરમાં કદીપણ પ્રવેશ કરશે નહિ.[૨૧-૨૩] એ માણસનું કદીપણ દુર્મરણ થશે નહિ અને વંશ તથા સુખ આદિ સર્વે ભોગ તેના ઘરમાં ઘણા કાળસુધી રહેશે.[૨૪] આ સ્તોત્ર સઘળા મનોરથોને સિદ્ધ કરનારૂં છે એ વિષે ઘણું કહેવાનું કાંઈ પ્રયોજન નથી. ટુંકામાં એટલુંજ કે આ સ્તોત્રનો પાઠ કરવાથી મનુષ્યોને ભુક્તિ અને મુક્તિ દૂર રહે નહિ. હે દેવતાઓ! તમોને જે દુઃખ હોય તે સઘળી શંકા છોડી દઇને મારી પાસે કહો.[૨૫-૨૬] તમારા દુઃખનો હું નાશ કરીશ એ વિષયમાં થોડો પણ સંદેહ રાખશો નહિ.[૨૭]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી મનમાં પ્રસન્ન થએલા સર્વે દેવતાઓએ વિષ્ણુને ફરીવાર નીચે પ્રમાણે કહ્યું.[૨૮]

**एवं श्रीभगवद्वाक्यं श्रुत्वा सर्वे दिवौकसः ॥**
**प्रस॰मनसः सर्वे पुनरूचुर्हृषाकपिम् ॥२८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**



# અધ્યાય ૬ ઠ્ઠો.

## વિષ્ણુની પ્રેરણાથી દેવતાઓ અગસ્ત્યને શરણે ગયા

### सूत उवाच

**श्रीशस्य वचनाद्देवाः संतुष्टाः सर्वएवहि ॥**
**प्रसन्नमनसो भूत्वा पुनरेनमवोचत ॥१॥**

સૂત કહે છેઃ—વિષ્ણુના વચનથી સર્વે દેવતાઓ રાજી થયા અને રાજી થઇને તેઓએ ફરીવાર વિષ્ણુને નીચે પ્રમાણે કહ્યું.[૧]

દેવતાઓ કહે છેઃ—હે દેવના દેવ! હે મહાવિષ્ણુ! હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ! હે મોટા પ્રભુ! વિંધ્યાચલે હમણાં સૂર્યનો માર્ગ રોકયો છે[૨] અને એમ થવાથી અમો સઘળાઓને પોતપોતાના ભાગ મળતા નથી. તો હવે અમે શું કરીએ અને કયાં જઇએ.[૩]

વિષ્ણુ કહે છેઃ—હે દેવતાઓ! મુનિઓમાં ઉત્તમ અગસ્ત્યમુનિ કે જે હમણાં કાશીમાં રહે છે, તે મુનિ સર્વ જગતને રચનારાં, સર્વનાં આદ્ય અને કુલને વધારનારાં ભગવતી જગદંબાના ભક્ત છે અને મોટા પ્રભાવવાળા છે તેથી વિંધ્યાચલની વૃદ્ધિને બંધ પાડી શકશે એટલામાટે તમો કલ્યાણના સ્થાનકરૂપ કાશીપુરીમાં જઇ સર્વ બ્રાહ્મણોમાં ઉત્તમ અને મોટી શક્તિવાળા તે અગસ્ત્યમુનિને પ્રસન્ન કરીને તેમની પાસે આ વિષયની માગણી કરો.[૪-૬]

સૂત કહે છેઃ—આ પ્રમાણે વિષ્ણુએ ઉપદેશ કરતાં રાજી થએલા સર્વે દેવતાઓ વિષ્ણુને પ્રણામ કરીને કાશીપુરીમાં ગયા.[૭] ક્ષણમાત્રમાં સર્વોત્તમ કાશીપુરીમાં પહોંચી ભક્તિભાવથી મણિકર્ણિકામાં સચૈલસ્નાન કરી, દેવતા તથા પિતૃઓનું તર્પણ કરી વિધિસહિત દાન આપીને અગસ્ત્ય મુનિના સર્વોત્તમ આશ્રમમાં આવ્યા.[૮,૯] એ આશ્રમમાં ફાડી ખાનારાં પશુઓ પણ શાંતપણાથી વર્ત્તતાં હતાં. અનેક

પ્રકારનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં. મોર, સારસ, હંસ અને ચક્રવાક પક્ષીઓ આનંદ કરતાં હતાં.[૧૦] મોટા સૂવર, ભુંડણાં, વાઘ, સિંહ, મૃગ, રૂરૂઓ, ગેંડા અને શરભ નામનાં પશુઓ શાંતપણાથી ચારે કોર ફરતાં હતાં.[૧૧] એ આશ્રમમાં જઇ ભારે બ્રહ્મતેજવાળા અગસ્ત્ય મુનિને સર્વે દેવતાઓએ વારંવાર દંડવત્ પ્રણામ કરીને નીચે પ્રમાણે કહ્યું.[૧૨]

દેવતાઓ કહે છેઃ—હે સર્વોત્તમ બ્રાહ્મણોએ પણ માનવાયોગ્ય! હે પૃથ્વીના દેવ! હે પૂજ્ય! તમારો જય થાઓ. આપ કે જે વાતાપિ દૈત્યના બલનો નાશ કરનારા અને કુંભથી ઉત્પન્ન થએલા છો તેમને પ્રણામ કરીએ છીએ.[૧૩] હે લોપામુદ્રાના પતિ! હે બ્રહ્મતેજવાળા! હે મિત્રાવરૂણના પુત્ર! હે સઘળી વિદ્યાઓના ભંડારરૂપ! હે શાસ્ત્રોને પ્રકટ કરનારા! હે અગસ્ત્ય! આપને પ્રણામ કરીએ છીએ.[૧૪] આપ કે જેના ઉદયથી જલાશયોનાં જલ સ્વચ્છ અને ઉજ્વલ થાય છે તેમને પ્રણામ કરીએ છીએ.[૧૫] કાંસડાના ફૂલની પેઠે પ્રકાશતા, રામચંદ્રજીના ગુરૂ, જટાના મંડલવાળા અને શિષ્યોથી વીંટાએલા આપને પ્રણામ કરીએ છીએ.[૧૬] હે સઘળા દેવતાઓએ સ્તુતિ કરવા યોગ્ય! હે ગુણોના સમૂહરૂપ! હે મોટા મુનિ! આપ કે જે સર્વોત્તમ અને પૂજ્ય છો તેમને, આપની સ્ત્રીને અને આપના શિષ્યોને પ્રણામ કરીએ છીએ.[૧૭] હે સ્વામી! હે મોટી કાંતિવાળા! અમારાપર કૃપા કરો. અમો વિંધ્યાચલે કરેલા દુસ્તર દુઃખથી પીડાઇને આપને શરણે આવેલા છીએ.[૧૮]

સૂત કહે છેઃ—આ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં પરમ ધર્માત્મા અગસ્ત્ય મુનિએ હસીને તેઓને પ્રસન્નતા ભરેલી વાણીથી નીચે પ્રમાણે કહ્યું.[૧૯]

અગસ્ત્ય કહે છેઃ—હે દેવતાઓ! તમો મહા ઉત્તમ, ત્રૈલોક્યના સ્વામી, લોકોને પાળનારા, મહાત્મા અને શિક્ષા કરવામાં તથા અનુગ્રહ કરવામાં પણ સમર્થ છો.[૨૦] દેવતાઓના રાજા અને અમરાવતી નગરીના સ્વામી ઈંદ્ર કે જેના દ્વારમાં આઠે સિદ્ધિઓ વસે છે અને જેની પાસે વજ્ર નામનું સર્વોત્તમ આયુધ છે તેમનાથી ન બની શકે એવું કયું કામ છે? કશું નથી.[૨૧] અગ્નિ દેવ કે જે સર્વમાં વ્યાપક, દેવતાઓને હવ્ય પહોંચાડનાર, પિતૃઓને કવ્ય પહોંચાડનાર અને સર્વદા સર્વ દેવતાઓના મુખરૂપ છે તેમનાથી ન બની શકે એવું કયું કામ છે?[૨૨] યમરાજા કે જે રાક્ષસોના અધિપતિ, પૂજ્ય, સઘળાઓનાં કર્મોના સાક્ષી અને હાથમાં કાલદંડ ફેરવનાર છે તેમનાથી કયું કામ ન થઈ શકે?[૨૩] આ પ્રમાણે છતાં પણ હે દેવતાઓ! જો કોઈ કામ મારી શક્તિથીજ થઇ શકે એવું હોય તો કહો. હું તમારા કહેવા પ્રમાણે કરીશ. એમાં સંશય રાખશો નહિ.[૨૪]

સૂત કહે છેઃ—આ પ્રમાણે મુનિવરનાં વચન સાંભળી રાજી થએલા અને પ્રેમથી ધ્રુજતા દેવતાઓએ નીચે પ્રમાણે પોતાનું કાર્ય કહ્યું.[૨૫]

દેવતાઓ કહે છેઃ—હે મોટા ઋષિ! વિંધ્યાચલે સૂર્યની ગતિ રોકી દીધી છે તેથી સઘળું ત્રૈલોક્ય હાહાકાર કરે છે, દુઃખથી ઘેરાઇ ગયું છે અને હતપ્રાય થઈ ગયું છે.[૨૬] એટલામાટે હે અગસ્ત્ય મુનિ! તમારા તપની શક્તિથી વિંધ્યાચલની વૃદ્ધિનું ખંડન કરો. તમારા તેજથી એ અવશ્ય નમ્ર થઈ જશે.[૨૭] હમણાં અમારૂં આજ કામ કરવાનું છે.

**तद्वृद्धिं स्तंभय मुने निजय तपसः श्रिया॥**
**भवत तेजसागस्त्य नूनंनम्रोभविष्यति ॥२७॥**
**एतदेवास्मदीयं च कार्यं कर्तव्यमद्य हि ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬**

# अध्याय ७ मो. વિંધ્યાચલ નમ્યો

**सूत उवाच**

**इति वाक्यं समाकर्ण्य विबुधानां द्विजोत्तमः ॥ करिष्ये कार्यमेतद्वः प्रत्युवाच ततो मुनिः ॥१॥**

સૂત કહે છેઃ-બ્રાહ્મણોમાં ઉત્તમ અગસ્ત્યમુનિએ એ પ્રમાણે દેવતાઓનું વચન સાંભળીને 'હું તમારૂં એ કામ કરીશ' એવો પ્રત્યુત્તર દીધો.[1] હે બ્રાહ્મણો ! અગસ્ત્યમુનિએ કાર્યનો અંગીકાર કરતાં સર્વે દેવતાઓ રાજી થયા[2] અને તે પછી તેમની આજ્ઞાથી પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. તે પછી અગસ્ત્યમુનિએ પોતાની સ્ત્રી કે જે રાજાની દીકરી છે, તેમને નીચે પ્રમાણે કહ્યું.[3]

અગસ્ત્ય કહે છેઃ-હે રાજપુત્રિ ! આ અનર્થને ઉત્પન્ન કરનારૂં વિઘ્ન પ્રાપ્ત થયું. વિંધ્યાચલે સૂર્યનો માર્ગ રોકીને આ વિઘ્ન કર્યું છે.[4] અહો ! વિઘ્ન થવાનું કારણ જાણવામાં આવ્યું !! તત્વ જાણનારા મુનિઓએ કાશીના ઉદ્દેશથી જે વચન કહેલું છે તે જુના વચનનું આજ મને સ્મરણ પ્રાપ્ત થયું છે.[5] એ વચન એ છે કે "મુમુક્ષુઓએ સર્વથા કાશીને છોડવીજ નહિ પણ કાશીમાં રહેનારા સત્પુરૂષોને વિઘ્નો પ્રાપ્ત થશે."[6] હે પ્રિયા ! મને કાશીમાં રહેતાં એ વચન પ્રમાણે આ વિઘ્ન પ્રાપ્ત થયું.

સૂત કહે છેઃ-મહાતપસ્વી અગસ્ત્યમુનિ એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહી મણિકર્ણિકામાં નાહી વિશ્વેશ્વરનું દર્શન કરી દંડપાણિનું પૂજન કરીને કાલભૈરવની પાસે આવ્યા. તેમણે કાલભૈરવની પ્રાર્થના કરી કે "હે કાલભૈરવ ! હે મહાબાહુ ! હે ભક્તોના ભયને હરનારા! તમે કાશીપુરીના અધિપતિ છતાં મને કાશીમાંથી કેમ દૂર થવા દો છો?[7-9] હે સ્વામી ! હે ભક્તોની પીડાનું નિવારણ કરનારા ! તમે કાશીમાં રહેનારાઓનાં વિઘ્નોનો નાશ કરનારા અને ભક્તોનું રક્ષણ કરનારા છો તે છતાં મને કાશીમાંથી દૂર થવા કેમ દો છો?[10] મેં પરાઈ નિંદા કરી નથી, ચાડી કરી નથી તેમ હું કાંઇ ખોટું પણ બોલ્યો નથી તે છતાં મને કયા કર્મના ફળનેલીધે કાશીથી દૂર કરો છો?"[11] આ પ્રમાણે કાલભૈરવની પ્રાર્થના કરીને અગસ્ત્યમુનિ સઘળાં વિઘ્નોનું નિવારણ કરનારા સાક્ષી ગણેશની પાસે આવ્યા.[12] તેમનાં દર્શન કરી, પૂજી, પ્રાર્થના કરી, કાશીમાંથી બહાર નીકળીને અગસ્ત્યમુનિ દક્ષિણ દિશામાં ચાલ્યા.[13] કાશીના વિરહથી તપેલા, એ મહાભાગ્યના ભંડારરૂપ અગસ્ત્યમુનિ ક્ષણે ક્ષણે કાશીનું સ્મરણ કરતાં પોતાની સ્ત્રી લોપામુદ્રાની સાથે આગળ ચાલ્યા.[14] જાણે તપરૂપી વિમાનમાં બેઠા હોય તેમ થોડીવારમાંજ દૂર પહોંચ્યા, ત્યાં વિંધ્યાચલ કે જેણે અત્યંત ઊંચો થઇને આકાશને રોકી દીધું હતું તે જોવામાં આવ્યો.[15] મુનિને આગળ ઉભેલા જોઇને પર્વત તુરત ધ્રૂજવા લાગ્યો. પછી જાણે ધરતીને કાંઈક રહસ્ય વાત કાનમાં કહેવાને ઇચ્છતો હોય તેમ નીચે નમી પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને ભક્તિભાવથી તે પર્વતે અગસ્ત્યને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ વિંધ્યાચલને નમ્ર થએલાં શિખરોવાળો જોઈ અગસ્ત્ય મુનિએ હસતા મ્હોડાથી તેને કહ્યું કેઃ-"હે પુત્ર ! હું પાછો આવું ત્યાંસુધી તું આ પ્રમાણેજ નમ્ર રહેજે;[16-18] કારણ કે તારાં ઊંચાં શિખરોપર ચડવાની મારી શક્તિ નથી." આ પ્રમાણે વાયદો કરી દક્ષિણ દિશામાં જવાના ઉત્સાહવાળા તે મુનિ તેનાં શિખરોપર ચડીને અનુક્રમથી પાછા નીચે ઉતર્યા. ત્યાંથી દક્ષિણ દિશામાં ચાલતાં માર્ગમાં શ્રીશૈલને જોઇ મલયાચલમાં આવીને ત્યાંજ આશ્રમ કરી રહ્યા. હે શૌનક ! મનુએ પૂજેલાં દેવી એ વિંધ્યાચલમાં

આવ્યાં અને ત્યાંથી લોકોમાં 'વિંધ્યવાસિની' એવા નામથી પ્રખ્યાત થયાં. આ પાપોનો અને શત્રુઓનો નાશ કરનારૂં અગસ્ત્ય અને વિંધ્યાચલનું મહા ઉત્તમ ચરિત્ર તમારી પાસે કહ્યું. આ ચરિત્રનું ભક્તિપૂર્વક એકવાર શ્રવણ કરવાથી પણ રાજાઓને જય મળે, વૈશ્યોને ધનધાન્ય મળે, બ્રાહ્મણોને જ્ઞાનની વૃદ્ધિ થાય અને શૂદ્રોને સુખની પ્રાપ્તિ થાય. ધર્મની ઇચ્છાવાળાને ધર્મ મળે, ધનની ઇચ્છાવાળાને ધન મળે અને કામની ઇચ્છાવાળાને કામ મળે. આ પ્રમાણે સ્વાયંભુવમનુ ભક્તિભાવથી દેવીનું આરાધન કરી પોતાના મન્વંતર સંબંધી પૃથ્વીનું રાજ્ય પામ્યા હતા.[૧૯-૨૫] હે સૌમ્ય! આ પ્રમાણે મન્વંતર સંબંધી પહેલું જગદંબાનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. હવે તમારી પાસે શું કહું?[૨૬]

**इत्येतद्वर्णितं सौम्य मया मन्वंतराश्रितम् ॥**
**आद्यं चरित्रं श्रीदेव्याः किं पुनः कथयामि ते ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

---

# अध्याय ८ मो.

## સ્વારોચિષ, ઉત્તમ, તામસ અને રૈવતમનુ.

### શૌનક ઉવાચ

**आद्यो मन्वंतरः प्रोक्तो भवता चायमुत्तमः ॥**
**अन्येषामुद्भवंब्रूहि मनूनां दिव्यतेजसाम् ॥१॥**

શૌનક પૂછે છેઃ—તમે આ પહેલો ઉત્તમ મન્વંતર કહ્યો. હવે દિવ્યતેજવાળા બીજા મનુઓની ઉત્પત્તિ કહો.[૧]

સૂત કહે છેઃ—એ પ્રમાણે પહેલા સ્વાયંભુવ મનુની ઉત્પત્તિ સાંભળીને દેવીના તત્વના વિષયમાં મહાપંડિત અને મહાજ્ઞાની નારદજીએ નારાયણને બીજા મનુઓની ઉત્પત્તિ વિષે અનુક્રમથી નીચે પ્રમાણે પૂછ્યું.

નારદજી પૂછે છેઃ—હે નારાયણ! બીજા મનુઓની ઉત્તમ ઉત્પત્તિઓ વિષે હવે કહો.[૨-૩]

નારાયણ કહે છેઃ—હે મોટી બુદ્ધિવાળા! આ પહેલા સ્વાયંભુવ મનુવિષે તમારી પાસે કહ્યું કે જેણે દેવીના આરાધનથી નિષ્કંટક રાજ્ય મેળવ્યું હતું.[૪] એ મનુના મહાતેજસ્વી પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પ્રખ્યાત પુત્રો હતા કે જેઓએ પૃથ્વીમાં રાજ્યોનું પાલન કર્યું હતું.[૫] પ્રિયવ્રતનો પુત્ર સ્વારોચિષ નામનો બીજો મનુ થયો. એ સ્વારોચિષ મોટી લક્ષ્મીવાળો અને અપાર પરાક્રમવાળો હતો એમ વિદ્વાનો કહે છે. સર્વ જીવોનું પ્રિય કરનારો સ્વારોચિષ પણ યમુનાજીને કાંઠે રહી તપશ્ચર્યા કરવા લાગ્યો હતો. માત્ર ખરી પડેલાં પાંદડાં ખાઇને રહેતાં ભક્તિભાવથી જગદંબાની માટીની મૂર્તિની પૂજા કરતો હતો.[૬-૮] વનમાં રહીને તપ કરતાં તેને બાર વર્ષ વીતી ગયાં ત્યારે હજાર સૂર્યોસરખી કાંતિવાળાં દેવીએ તેને દર્શન દીધું.[૯] તેણે કરેલી ઉત્તમ સ્તુતિથી પ્રસન્ન થએલાં દેવીએ તેને એક મન્વંતરનું અધિપતિપણું આપ્યું[૧૦] અને પોતે 'તારિણી' એવા નામથી પ્રખ્યાત થયાં. આ પ્રમાણે તારિણીના આરાધનથી સ્વારોચિષને સઘળા શત્રુઓથી રહિત રાજ્ય મળ્યું હતું. પુત્રોની સાથે વિધિસહિત ધર્મનું સ્થાપન કરી અને પોતાના મન્વંતરમાં રાજ્ય કરીને એ મનુ સ્વર્ગલોકમાં ગયો છે. પ્રિયવ્રતનો દીકરો ઉત્તમ નામનો ત્રીજો મનુ થયો.[૧૧-૧૩] તેણે પણ ગંગાજીને કાંઠે ત્રણ વરસસુધી તપ કરી એકાંતમાં ઉપવાસપૂર્વક વાગ્ભવ બીજનો જપ કરીને જગદંબાનો અનુગ્રહ મેળવ્યો હતો.[૧૪] ઉત્તમ સ્તોત્રોથી દેવીની સ્તુતિ કરી ભક્તિથી ભરપૂર મનવાળો એ રાજા નિષ્કંટક રાજ્ય અને લાંબા કાલસુધી ચાલે એવી વંશની વૃદ્ધિ પામ્યો

હતો.[૧૫] એ ઉત્તમ મનુ પણ રાજ્ય સંબંધી અનેક સુખો ભોગવી અને યુગ સંબંધી ધર્મોનું સ્થાપન કરીને અંતે રાજર્ષિઓને ઘટે એવી પદવીને પામ્યો હતો.[૧૬] પ્રિયવ્રતનો દીકરો તામસ નામનો ચોથો મનુ થયો હતો. એ તામસે પણ નર્મદાજીને કાંઠે જગન્મય જગદંબાનું આરાધન કરી કામબીજના જપમાં તત્પર રહેતાં વસંતઋતુમાં અને શરદ્ઋતુમાં નવરાત્ર સંબંધી પૂજા કરીને એ સર્વોત્તમ કામેશ્વરીને પ્રસન્ન કર્યાં હતાં. ઉત્તમ સ્તોત્રોથી સ્તુતિ કરી જગદંબાનો પ્રસાદ મેળવીને તેણે નિર્ભયપણાથી મોટું નિષ્કંટક રાજ્ય ભોગવ્યું હતું અને પોતાની સ્ત્રીમાં બળવાન, શૂર અને મોટી શક્તિવાળા દશ પુત્રો ઉત્પન્ન કરીને છેલ્લીવારે ઉત્તમ પરલોક સંપાદન કર્યો હતો. તામસનો ન્હાનો ભાઈ રૈવત પાંચમો મનુ કહેવાય છે.[૧૭-૨૧] તેણે પણ યમુનાજીને કાંઠે રહીને સાધક લોકોના આશ્રયરૂપ અને વાણીની બહુજ ઉન્નતિ આપનારા કામરાજ બીજનો જપ કર્યો હતો.[૨૨] એ આરાધનથી તેને સર્વોત્તમ ચક્રવર્તિપણું, લોકમાં પ્રત્યાઘાત નહિ પામેલું તથા સર્વ સિદ્ધિઓને સંપાદન કરનારૂં બળ અને લાંબા કાલસુધી ચાલે એવી પુત્રપૌત્ર આદિરૂપ શુભ વંશની વૃદ્ધિ પ્રાપ્ત થયાં હતાં.[૨૩] એ સર્વોત્તમ વીર રૈવત મનુ વિભાગપૂર્વક ધર્મોને સ્થાપન કરી તથા વિષયસુખ ભોગવીને અંતે ઇંદ્રલોકને પામ્યો હતો.[૨૪]

**धर्मान्व्यस्य व्यवस्थाप्य विषयानुपभुज्यच ॥**
**जगामाप्रतिमः शूरो महेंद्रालयमुत्तमः ॥२४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

# अध्याय ९ मो. ચાક્ષુષ મનુ

## श्रीनारायण उवाच

**अथातः श्रूयतां चित्रं देवीमाहात्म्यमुत्तमः ॥**
**अंगपुत्रेण मनुना यथाप्तं राज्यमुत्तमः ॥१॥**

નારાયણ કહે છેઃ–હવે અંગરાજાના પુત્ર ચાક્ષુષમનુને ઉત્તમ રાજ્ય મળ્યું હતું તે પ્રસંગમાં દેવીનું શ્રેષ્ઠ માહાત્મ્ય કહું છું તે સાંભળો.[૧] ચાક્ષુષ નામનો અંગરાજાનો પુત્ર છઠ્ઠો મનુ થયો હતો. તેણે પુલહ નામના બ્રહ્મર્ષિને શરણે જઇને વિજ્ઞપ્તિ કરી કે "હે બ્રહ્મર્ષિ! હે શરણાગતની પીડાને હણનારા! હે સ્વામી! મને હમણાં એવો ઉપદેશ આપો કે જેથી મને લક્ષ્મી મળે, સંપૂર્ણ રીતે પૃથ્વીનું અખંડિત રાજ્ય મળે, પ્રત્યાઘાત વગરનું તથા શસ્ત્રઅસ્ત્રો સંબંધી નિપુણતા ભરેલું ઘણું બાહુબળ મળે, લાંબા કાળસુધી ચાલે એવી વંશવૃદ્ધિ થાય, અખંડિત તથા ઉત્તમ યૌવન મળે અને અંતે મોક્ષની પ્રાપ્તિ થાય."[૨-૫] આ પ્રમાણે ચાક્ષુષનાં વચન સાંભળીને તે મુનિએ નીચે પ્રમાણે તેને દેવીના ઉત્તમ આરાધનનો ઉપદેશ કર્યો.[૬]

મુનિ કહે છેઃ–હે રાજા! કાનને સુખ આપે એવું મારૂં ઉત્તમ વચન સાંભળ. તું હવે દેવીનું આરાધન કર. દેવીની કૃપાથી તને એ સઘળું પ્રાપ્ત થશે.[૭]

ચાક્ષુષ કહે છેઃ–એ દેવીનું પરમ પવિત્ર આરાધન કેવું હોય છે અને તે કેવા પ્રકારથી કરવું એ વિષે મને કરૂણાથી આપે કહેવું જોઇએ.[૮]

મુનિ કહે છેઃ–હે રાજા! દેવીના ઉત્તમ અને અવશ્ય સફલ થાય એવા આરાધન વિષે કહું છું તે સાંભળ. દેવીનું વાગ્ભવબીજ કોઈ ન સાંભળે એવી રીતે નિરંતર જપ્યા કરવું.[૯] મનુષ્ય એ બીજનો ત્રણે કાળમાં જપ કરે તો ભોગને તથા મોક્ષને પામે. હે રાજકુમાર!

જપથી સિદ્ધિ આપનારૂં અને ઉત્તમ રીતે વીર્ય તથા બળને વધારનારૂં વાગ્ભવબીજ જેવું બીજું કોઇ નથી. એ બીજનો જપ કરવાથી બ્રહ્માને સૃષ્ટિ કરવાનું, વિષ્ણુને જગતનું પાલન કરવાનું અને શિવને જગતનો સંહાર કરવાનું મોટું સામર્થ્ય મળ્યું છે.[૧૦-૧૨] બીજા લોકપાલો પણ એ બીજનો જપ કરવાથીજ નિગ્રહ તથા અનુગ્રહ કરવામાં સમર્થ અને બળ તથા વીર્યના મદથી ઉદ્ધત થએલા છે.[૧૩] હે રાજા ! એ પ્રમાણે તું પણ વાગ્ભવના જપથી જગદંબાનું આરાધન કરીશ તો તને થોડા કાળમાં મોટી સમૃદ્ધિ પ્રાપ્ત થશે.[૧૪]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે મુનિઓમાં ઉત્તમ પુલહઋષિએ બોધ આપતાં એ ચાક્ષુષરાજા તપ કરવાને માટે વિરજા નદીને કાંઠે ગયો.[૧૫] ખરી પડેલાં પાંદડાં ખાઇને રહેતો અને વાગ્ભવબીજના જપમાં લાગેલો એ રાજા તીવ્ર તપ કરવા લાગ્યો.[૧૬] પહેલા વર્ષમાં પાંદડાં ખાઇને રહ્યો, બીજા વર્ષમાં માત્ર જલ પીનેજ રહ્યો અને ત્રીજા વર્ષમાં પવનનું ભક્ષણ કરીને સ્થાવરની પેઠે અવિચલપણાથી ઉભવા લાગ્યો.[૧૭] જેણે આહાર છોડી દીધો હતો એવા એ રાજાને એ પ્રમાણે તપ કરતાં અને નિત્ય વાગ્ભવનો જપ કરતાં બાર વર્ષ વીતી ગયાં. એકાંતમાં જગદંબાના પરમ મંત્રનો જપ કરવાથી તેની મતિ શુદ્ધ થતાં તેજોમય, ભારે પ્રતાપવાળાં અને સર્વ દેવતામય પરમેશ્વરી શ્રીજગદંબા તેની આગળ પ્રકટ થયાં. જગદંબાએ પ્રકટ થઇને તેને નીચે પ્રમાણે સ્વચ્છ અને સુંદર અક્ષરોવાળું વચન કહ્યું.[૧૮-૨૦]

દેવી કહે છેઃ—હે રાજા ! તારા મનમાં જે ઉત્તમ વરદાન માગવાનું ધાર્યું હોય તે કહે. હું તારા તપથી બહુ રાજી થઇ છું માટે તારા ધાર્યા પ્રમાણે આપીશ.[૨૧]

ચાક્ષુષ કહે છેઃ—હે સર્વ દેવતાઓનાં ઈશ્વરિ ! હે દેવતાઓએ પૂજેલાં ! તમે અંતર્યામિરૂપ છો તેથી મારા મનમાં જે માગવાનું ધારેલું છે તે સઘળું જાણો છો તોપણ મારાં ભાગ્યથી તમારૂં ઉત્તમ દર્શન થયું છે તેથી કહું છું કે મને મન્વંતરનું રાજ્ય આપો.[૨૨,૨૩]

દેવી કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! હું તને મન્વંતરનું રાજ્ય આપું છું. તને મહાબળવાન અને ઉત્તમ ગુણોવાળા પુત્રો પ્રાપ્ત થશે,[૨૪] નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થશે અને અંતે મોક્ષ પણ અવશ્ય મળશે.

નારાયણ કહે છેઃ—રાજાએ ભક્તિપૂર્વક સ્તુતિ કરેલાં એ દેવી એ પ્રમાણે ઉત્તમ વરદાન આપીને તુરત અંતર્ધાન થઈ ગયાં. એ રાજા દેવીના પ્રસાદથી અને તેમના આશ્રયથી સઘળા મનુઓમાં માન્ય અને ચક્રવર્તીનાં અનેક સુખ ભોગવનારો છઠ્ઠો મનુ થયો. એના પુત્રો પણ બળવાળા, કાર્યોનો બોજો ખમનારા, દેવીના ભક્ત, વીર, મહાપરાક્રમી, બીજા સ્થલોમાં પણ માન પામે એવા અને રાજ્યસંબંધી મોટાં સુખોને ભોગવનારા થયા.[૨૫-૨૭] આ પ્રમાણે એ ચાક્ષુષરાજા દેવીના આરાધનનેલીધે મહાસમર્થ અને મનુઓમાં ઉત્તમ થઇને અંતે જગદંબાના પદને પામ્યો.[૨૮]

**एवं च चाक्षुषमनुर्देव्याराधनतः प्रभुः ॥**
**बभूव मन्वयासो जगामांते शिवापदं ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

---

## अध्याय १० मो.

## વૈવસ્વત મનુ—અને સાવર્ણિ મનુ.

**श्रीनारायण उवाच**

**सप्तमो मनुराख्यातो मनुर्वैवस्वतः प्रभुः ॥**
**श्राद्धदेवः परानंदभोक्ता मान्यस्तुभूभुजाम् ॥**

નારાયણ કહે છેઃ—સાતમો મહાસમર્થ

વૈવસ્વત નામનો મનુ કહેવાય છે. 'શ્રાદ્ધદેવ' પણ એનું જ નામ છે. એ વૈવસ્વત દેવી ઉપર તપ કરીને દેવીના પ્રસાદથી પરમ આનંદ ભોગવનાર, રાજાઓમાં માન્ય અને મન્વંતરનો અધિપતિ થયો હતો.[૧-૨] હવે જે આઠમો મનુ થવાનો છે તે પૃથ્વીમાં 'સાવર્ણિ' એવા નામથી પ્રખ્યાત થશે. જન્માંતરમાં પૃથ્વીમય દેવીનું આરાધન કરીને તેમનું વરદાન મેળવવાથી એ રાજા સઘળા રાજાઓમાં પૂજાએલો, મહાપરાક્રમી, ધીર, મન્વંતરનો અધિપતિ અને દેવીભક્તિમાં તત્પર થશે.[૩,૪]

નારદજી પૂછે છેઃ—આઠમા મનુએ જન્માંતરમાં દેવીની પૃથ્વીમય મૂર્ત્તિનું આરાધન જે રીતે કર્યું હોય તે મારી પાસે આપે કહેવું જોઈએ.[૫]

નારાયણ કહે છેઃ—સ્વારોચિષ નામના મન્વંતરમાં ચંદ્રવંશી ચૈત્રના વંશમાં, ઉત્પન્ન થએલો સુરથ નામે પ્રખ્યાત રાજા હતો. એ રાજા ભારે બળવાળો, મહાપરાક્રમી, ગુણોનો ગ્રાહક, અસ્ત્રવિદ્યામાં નિપુણ, માનપાત્ર, શ્રેષ્ઠ, કૃતિમાં વિચક્ષણ, ધનનો સંગ્રહ કરનાર, યાચક લોકોને દાન આપનાર, શત્રુઓનું મર્દન કરનાર અને અભિમાનવાળો હતો. એક સમયે કોલાવિધ્વંસી નામના રાજાઓ તેના શત્રુ થયા. વૃદ્ધિ પામેલા એ લોકોએ મોટી સેનાથી એ મોટા રાજાને દબાવીને તેની નગરીને ઘેરો ઘાલ્યો.[૬-૯] તે સમયે સઘળા શત્રુઓને મારનારો એ સુરથ રાજા યુદ્ધ કરવા સારૂ પોતાનું સૈન્ય લઇને પોતાની નગરીમાંથી બહાર નીકળ્યો;[૧૦] પણ યુદ્ધ કરતાં શત્રુઓના હાથથી હારી ગયો અને સાથે રહેનારા સેવકોએ અને મંત્રિઓએ તેના ભંડારમાં રહેલું સઘળું ધન પણ હરી લીધું.[૧૧] એ જોઇને તે મોટી કાંતિવાળો રાજા પરિતાપ પામ્યો અને તેને નગરમાંથી નીકળી જવાની પણ આવશ્યકતા થઈ.[૧૨] પછી તે રાજા મૃગયાનો મિષ કરી ઘોડાપર બેસીને નિર્જન વનમાં જતો રહ્યો અને ત્યાં વિભ્રમ પામેલા મનથી એકલો ફરવા લાગ્યો.[૧૩] ફરતાં ફરતાં કોઈ મુનિના આશ્રમમાં આવ્યો ત્યારે તેના મનમાં કાંઈક ધીરજ આવી. એ આશ્રમમાં સઘળાં પશુપક્ષીઓ પણ શાંત હતાં અને મુનિના શિષ્યો પણ ઘણા હતા. લાંબી દૃષ્ટિવાળા સુમેધા નામના મહામુનિના એ અત્યંત ઉત્તમ આશ્રમમાં તે રાજા કેટલાક કાલ સુધી રહ્યો. એક દિવસે એ રાજાએ તે મુનિની પાસે પૂજા પૂરી થવાના સમયમાં જઈ પ્રણામ કરીને તુરત નમ્રતાથી તેમને નીચે પ્રમાણે પૂછ્યું.[૧૪-૧૬]

સુરથ પૂછે છેઃ—હે બ્રાહ્મણ! હે મુનિ! મને મારા મનનું દુઃખ બહુ મુંઝવે છે. હું તત્વને જાણું છું તોપણ હમણાં મારી બુદ્ધિ મરી ગઇ છે. મને શત્રુઓએ જીતી લીધો છે તથા સઘળું રાજ્ય પણ હરી લીધું છે તોપણ રાજ્યના પદાર્થોમાં મને ભારે મમતા રહે છે.[૧૭,૧૮] હે મુનિ! હું શું કરૂં? ક્યાં જાઉં? મને શી રીતે સુખ પ્રાપ્ત થાય તે કહો. હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! હું તમારા અનુગ્રહની આશા રાખું છું.[૧૯]

મુનિ કહે છેઃ—હે રાજા! મહા આશ્ચર્યકારી, ઉત્તમ, અતુલ અને સઘળી કામનાઓને પૂર્ણ કરનારૂં દેવીનું માહાત્મ્ય સાંભળ.[૨૦] જગન્મય અને બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્રને ઉત્પન્ન કરનારી મહામાયા બલાત્કારથી પ્રાણીઓનાં મનને ખેંચીને મોહમાં નાખી દે છે એમ સમજ. એ માયા બ્રહ્મરૂપે સર્વ જગતને સર્જે છે, વિષ્ણુરૂપે સર્વદા પાળે છે અને શિવરૂપે સંહાર કરે છે. કામરાત્રી, મહામાયા, કાલરાત્રિ, દુરત્યયા, વિશ્વસંહારિણી, કાલી, કમલા અને કમલા-

લયા ઈત્યાદિ નામોથી એજ કહેવાય છે. સઘળું જગત તેમાંજ ઉત્પન્ન થયું છે. તેમાંજ રહ્યું છે અને તેમાંજ લય પામશે એટલામાટે એ મહામાયાજ સર્વોત્તમ છે.[૨૧-૨૫] હે રાજા! એ દેવીની જેના ઉપર કૃપા થાય તે માણસજ મોહનું ઉલ્લંઘન કરી શકે છે. બીજો કોઈ કરી શકતો નથી.[૨૬]

**तस्या देव्याः प्रसादश्च यस्योपरि भवेन्नृप ॥**
**स एव मे। मत्येति नान्यथा धरणीपते ॥२६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦**

## अध्याय ११ मो. મહાકાલી ચરિત્ર

**राजोवाच**

**का सा देवी त्वया प्रोक्ता ब्रूहि कालविदांवर॥**
**कामोहयतिसत्वानिका णंकिंभवेद्द्विज ॥१॥**

રાજા પૂછે છેઃ–હે કાલની ગતિ જાણનારાઓમાં ઉત્તમ! તમે કહેલાં એ દેવી કોણ છે? પ્રાણીઓને કોણ મોહ કરે છે? મોહ કરવામાં કારણ શું છે?[૧] એ દેવી કોનાથી ઉત્પન્ન થાય છે? એનું રૂપ કેવું છે? અને સ્વભાવ કેવો છે? હે પૃથ્વીના દેવરૂપ! કૃપા કરીને મારી પાસે એ સઘળા વિષય કહો.[૨]

મુનિ કહે છેઃ–હે રાજા! એ દેવીના સ્વરૂપ વિષે તથા એ દેવી જે રીતે ઉત્પન્ન થયાં છે અને જે રીતે જગન્મય છે તે વિષે તારી પાસે વર્ણન કરૂં છું, સાંભળ.[૩] જ્યારે યોગના ઈશ્વર નારાયણ ભગવાન જગતનો સંહાર કરી શેષનાગરૂપ શયન કરીને સમુદ્રમાં પોઢયા અને નિદ્રાને વશ થયા ત્યારે તેમના કાનના મેલમાંથી મધુ અને કૈટભ નામના બે દાનવો ઉત્પન્ન થયા.[૪,૫] ભયંકર રૂપવાળા એ દાનવો પોતાને મારવા સજ્જ થતાં તેઓને જોઈ તથા વિષ્ણુને પોઢેલા જોઈ બ્રહ્મા ભારે ચિંતા કરવા લાગ્યા કે "વિષ્ણુ ભગવાન સૂતા છે અને આ દાનવોને બીજાથી પહોંચી શકાય એમ નથી માટે હું શું કરૂં, કયાં જાઉં અને મને સુખ શી રીતે મળે?" મહાત્મા બ્રહ્મા આ પ્રમાણે વિચાર કરતાં તેમને કાર્યસિદ્ધ કરનારો વિચાર આવ્યો કે "નિદ્રાનાં અધિષ્ઠાતા અને સર્વને ઉત્પન્ન કરનારાં મહાકાલી કે જેને વશ થઈને વિષ્ણુભગવાન સૂતા છે તેમનોજ આશ્રય લઉં." આવા વિચારથી બ્રહ્માએ તે દેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

બ્રહ્મા કહે છેઃ–હે દેવતાઓનાં ઈશ્વરિ! હે જગદંબ! હે ભક્તોને ઇષ્ટ ફલ આપનારાં! હે જગન્મય! હે મહામાયા! હે સમુદ્રમાં શયન કરનારાં! હે શિવા! સર્વે લોકો તમારી આજ્ઞા પ્રમાણે પોતપોતાનાં કાર્યો કરે છે.[૬-૧૧] કાલરાત્રિ, મહારાત્રિ, મોહરાત્રિ, મહોન્મત્ત, સર્વમાં વ્યાપ્ત, વશ રહેનાર, માનવા યોગ્ય અને મોટા આનંદના મુખ્ય ભંડારરૂપ તમે છો.[૧૨] પૂજવા યોગ્ય, આરાધવા યોગ્ય, માયારૂપ, મીઠાશવાળાં, પૃથ્વીરૂપ અને સઘળાં ભૂત ભવિષ્યોનાં કારણરૂપ તમે કહેવાઓ છો.[૧૩] લજ્જા, પુષ્ટિ, ક્ષમા, કીર્ત્તિ, કાંતિ, કરૂણા, ઇચ્છવાયોગ્ય, સઘળાઓએ વંદવા યોગ્ય, જાગ્રત આદિ અવસ્થાઓરૂપ તમે છો.[૧૪] સર્વોત્તમ, પરમેશ્વરી, પરમ આનંદરૂપ, પરમશરણરૂપ, એક સંખ્યારૂપ, એક સ્વરૂપવાળાં, બીજી વસ્તુસહિત અને બે પદાર્થોરૂપ તમે છો.[૧૫] ત્રણે વેદરૂપ, ત્રણ ગુણરૂપ, ધર્મ, અર્થ તથા કામમાં રહેનાર, ચોથી અવસ્થારૂપ, બ્રહ્મરૂપ, પાંચની સંખ્યારૂપ, પાંચભૂતનાંઈશ્વરી, છની સંખ્યારૂપ અને છઠ્ઠા પદાર્થનાં ઈશ્વરી તમે છો.[૧૬] સાતની સંખ્યારૂપ, સાતવારનાં ઈશ્વરી, ચૌદ રત્નરૂપી વર આપનારાં, આઠની સંખ્યારૂપ, આઠ વસુઓનાં ઈશ્વરી અને નવ ગ્રહરૂપ તમે છો.[૧૭] નવીન

રાગની કળારૂપ, રમણીય, નવની સંખ્યારૂપ, નવ તત્વનાં ઈશ્વરી, દશની સંખ્યારૂપ, દશે દિશાઓમાં પૂજ્ય, દશે દિશાઓમાં વ્યાપ્ત, લક્ષ્મીરૂપ, અગીઆર રૂદ્રોએ સેવેલાં, અગીઆરશથી રાજી થનારાં અને અગીઆર ગણનાં અધિપતિ તમે છો.[૧૮,૧૯] બારની સંખ્યારૂપ, બાર ભુજાવાળાં, બાર સૂર્યોને ઉત્પન્ન કરનારાં, તેરની સંખ્યારૂપ, તેર ગણપર પ્રીતિવાળાં, ભિન્નભિન્ન તેર નામોવાળાં, વિશ્વેદેવાનાં ઇષ્ટદેવી, ચૌદ ઈંદ્રોને વરદાન આપનારાં, ચૌદ મનુઓને ઉત્પન્ન કરનારાં, પંદરમી કામરાજ વિદ્યાથી જાણવાયોગ્ય, પુનમરૂપ, અમાવાસ્યારૂપ, સોળની સંખ્યારૂપ, સોળ ભુજાવાળાં, ચંદ્રની સોળ કળારૂપ અને ચંદ્રની સોળે કળાઓથી વ્યાપેલાં દિવ્ય શરીરવાળાં તમે છો. હે દેવતાઓનાં ઈશ્વરિ ! હે નિર્ગુણ ! હે તમોગુણી ઉદયવાળાં! તમે એવાં રૂપવાળાં છો.[૨૦-૨૩] દેવના દેવ વિષ્ણુભગવાનને તમે વશ કરી દીધા છે પણ આ મધુકૈટભ નામના દાનવો મહા પરાક્રમી અને બીજાથી જીતાય નહિ એવા છે એટલા માટે આ દાનવોને મારવાને માટે વિષ્ણુને જગાડો.

મુનિ કહે છેઃ–આ પ્રમાણે બ્રહ્માએ સ્તુતિ કરી ત્યારે ભગવાનને પ્યારાં એ તામસી અને નિદ્રારૂપ મહાકાલીએ વિષ્ણુને છોડી દઇને દાનવોને મોહિત કર્યા. એ સમયેજ જગતના પતિ પરમાત્મા વિષ્ણુ જાગ્યા અને તેમણે એ બે દૈત્યોને દીઠા. ભયંકર રૂપવાળા એ બે દાનવો પણ યુદ્ધ કરવાનો સંકલ્પ કરીને વિષ્ણુની પાસે ગયા અને વિષ્ણુ ભગવાને હાથરૂપ શસ્ત્રથીજ તેઓની સાથે પાંચ હજાર વર્ષ સુધી યુદ્ધ કર્યું. તે સમયે અત્યંત બળથી ઉન્મત્ત થએલા અને જગદંબાએ મોહ પમાડેલા એ બે દૈત્યોએ વિષ્ણુને કહ્યું કેઃ-"વરદાન માગો." તેઓનું વચન સાંભળીને વિષ્ણુએ કહ્યું કેઃ–"તમો હમણાંજ અવશ્ય મારા હાથથી મરો એ વરદાન માગું છું." તે સમયે ભારે બળવાળા એ બે દાનવોએ વિષ્ણુને કહ્યું[૨૪-૩૧] કેઃ-"જે સ્થલમાં પૃથ્વી જળથી ડૂબેલી ન હોય તે સ્થલમાં અમોને મારો." દૈત્યોનું વચન સાંભળી વિષ્ણુએ સ્વીકાર્યું અને તેઓનાં માથાં પોતાના અંગ ઉપર લઇને ચક્રવડે કાપી નાખ્યાં. હે રાજા! બ્રહ્માએ સ્તુતિ કરવાથી દેવી પ્રગટ થયેલાં છે.[૩૨,૩૩] સઘળા યોગેશ્વરોનાં ઈશ્વરી મહાકાલી દેવી એવી રીતે ઉત્પન્ન થયાં છે. હે સુરથ રાજા ! હવે મહાલક્ષ્મીની ઉત્પત્તિ કહું છું તે સાંભળ.[૩૪]

महाकाली महाराज सर्वयोगेश्वरेश्वरी ॥
महालक्ष्म्यास्तथोत्पत्तिं निशामय महीपते ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

## અધ્યાય ૧૨ મો.

### મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની કથા

**मुनिरुवाच**

महिषीगर्भसंभूतो महाबलपराक्रमः ॥
देवान्सर्वान्पराजित्यमहिषोभूज्जगत्प्रभुः ॥१॥

મુનિ કહે છેઃ–પૂર્વે ભારે બળ તથા પરાક્રમવાળો ભેંશના ગર્ભથી ઉત્પન્ન થએલો મહિષાસુર નામનો દૈત્ય સર્વે દેવતાઓનો પરાજય કરીને જગતનો ધણી થયો હતો.[૧] એ મોટો અસુર સર્વે લોકપાલોના અધિકારોને બલાત્કારથી હરી લઇને ત્રૈલોક્યનું અદ્ભુત ઐશ્વર્ય ભોગવતો હતો.[૨] પછી હારી ગએલા અને સ્વર્ગથી ભ્રષ્ટ થએલા સર્વે દેવતાઓ બ્રહ્માને અગ્રણી કરીને, જે ઉત્તમ પ્રદેશમાં મોટા દેવ સદાશિવ અને વિષ્ણુ બેઠા હતા ત્યાં ગયા. ત્યાં જઈને દેવતાઓએ તેઓની

પાસે દુરાત્મા મહિષાસુરનું વૃત્તાંત કહ્યું[૩,૪] કે હે દેવતાઓના ઈશ્વરો! હે દૈત્યોને મારનારાઓ! હમણાં બળ તથા વીર્યના મદથી ઉદ્ધત થએલો મહિષાસુર નામનો દુષ્ટ દૈત્ય બલાત્કારથી સર્વે દેવતાઓના અધિકારોને હરી લઇને પોતે ભોગવે છે એટલા માટે તુરત તેના વધના ઉપાય વિષે વિચાર કરો."[૫,૬] આ પ્રમાણે દેવતાઓનું પીડાભરેલું વચન સાંભળી વિષ્ણુએ, બ્રહ્માએ તથા સદાશિવે મહિષાસુર ઉપર ભારે કોપ કર્યો.[૭] હે સુરથ રાજા! તે સમયે કોપ પામેલા વિષ્ણુના મુખમાંથી હજાર સૂર્યો સરખા તેજવાળું દિવ્ય તેજ પ્રકટ થયું.[૮] પછી અનુક્રમે સઘળા દેવતાઓના શરીરમાંથી પણ તેજ પ્રકટ થયું કે જેથી તે લોકો રાજી થયા.[૯] સદાશિવના તેજમાંથી દેવીનું મુખ ઉત્પન્ન થયું, યમના તેજમાંથી કેશ ઉત્પન્ન થયા. વિષ્ણુના તેજમાંથી હાથ ઉત્પન્ન થયા.[૧૦] ચંદ્રના તેજમાંથી સ્તન થયાં, ઇંદ્રના તેજમાંથી કટી થઇ, વરૂણના તેજમાંથી જાંઘ તથા સાથળ થયા,[૧૧] પૃથ્વીના તેજમાંથી નિતંબ થયા, બ્રહ્માના તેજમાંથી પગ થયા, સૂર્યના તેજમાંથી પગની આંગળી થઈ, વસુના તેજમાંથી હાથની આંગળીઓ થઇ,[૧૨] કુબેરના તેજમાંથી નાક થયું, પ્રજાપતિના ઉત્તમ તેજમાંથી દાંત થયા,[૧૩] અગ્નિના તેજમાંથી સુંદર ત્રણ નેત્ર થયાં, સાધ્યના તેજમાંથી મહા તેજસ્વી ભ્રકુટીઓ થઈ,[૧૪] અને વાયુના તેજમાંથી કાન થયા. આ પ્રમાણે સઘળા દેવતાઓના તેજમાંથી મહાલક્ષ્મી ઉત્પન્ન થયાં.[૧૫] વિષ્ણુએ તેમને ચક્ર આપ્યું, શિવે ત્રિશૂલ આપ્યું, વરૂણે પાશ આપ્યો, અગ્નિએ સાંગ આપી, વાયુએ ધનુષ બાણ આપ્યું,[૧૬] ઇંદ્રે વજ્ર આપ્યું તથા ઐરાવત હાથીની ઘંટામાંથી ઘંટા આપી, યમે કાલદંડ આપ્યો, બ્રહ્માએ માળા તથા કમંડલુ આપ્યાં.[૧૭] સૂર્યે રૂંવાડાંના છિદ્રોમાં કિરણોની પંક્તિ આપી, કાળે નિર્મલ ખડ્ગ તથા ઢાલ આપ્યાં,[૧૮] સમુદ્રે નિર્મલ હાર તથા જુનાં ન થાય એવાં વસ્ત્રો આપ્યાં, રાજી થએલા વિશ્વકર્માએ ચૂડામણિ, કુંડલ, કડાં, બાજુબંધ, નિર્મલ અર્ધચંદ્ર, ઝાંઝર, કંઠનાં ભૂષણ તથા વીંટીઓ આપ્યાં, હિમાલયે વાહનનેસારૂ સિંહ તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં.[૧૯-૨૧] કુબેરે સુરાથી ભરેલો પ્યાલો આપ્યો અને મહાત્મા શેષનાગે નાગહાર આપ્યો.[૨૨] બીજા સઘળા દેવતાઓએ પણ એ પ્રમાણેજ તે જગદંબાને માન આપ્યું. પછી મહિષાસુરે પીડેલા દેવતાઓએ જગતને ઉત્પન્ન કરનારાં તે મોટાં દેવીની અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી.[૨૩] તેઓની સ્તુતિ સાંભળ્યા પછી જગદંબાએ મહિષાસુરને મારવાસારૂ મોટો નાદ કર્યો. એ નાદથી ચકિત થઇ સઘળા સૈન્યની સાથે મહિષાસુર જગદંબાની પાસે આવ્યો. કેટલાં અનેક શસ્ત્રથી તથા અસ્ત્રોથી આકાશને પૂરી દેતો મહિષાસુર જગદંબાની સાથે યુદ્ધ કરવા લાગ્યો. ચિક્ષુર, ગ્રામણી, સેનાપતિ, દુર્ધર, દુર્મુખ, બાષ્કલ, તામ્રક અને બિડાલાક્ષ આદિ અસંખ્યાત દૈત્યો કે જેઓ સંગ્રામમાં શત્રુઓને કાળ જેવા જણાય એવા હતા, તેઓથી મહિષાસુર વીંટાએલો હતો. ક્રોપથી રાતાં નેત્રવાળાં અને જગતને મોહ ઉપજાવનારાં દેવીએ યુદ્ધમાં મહિષાસુરના પક્ષના યોદ્ધાઓને મારી નાખ્યા. દૈત્યો મરાઇ જતાં ક્રોધથી વ્યાપ્ત થએલો મહિષાસુર તુરત દેવીની સામે આવ્યો. માયાઓ કરવામાં વિચક્ષણ એ દૈત્ય માયાથી પોતાનાં અનેક રૂપ કરવા લાગ્યો.[૨૪-૩૧] જગદંબાએ તે તે રૂપોનો નાશ કરવા માંડ્યો. છેલ્લીવારે પાડાનારૂપથી યુદ્ધ કરતા તે દુષ્ટ

મહિષાસુરને જગદંબાએ દૃઢ રીતે પાશથી બાંધી લઈ ખડ્ગથી તેનું માથું કાપીને પાડી નાખ્યો.[૩૨,૩૩] પછી હાહાકાર કરતું તે દૈત્યનું અવશેષ રહેલું સૈન્ય દશે દિશાઓમાં ભાગી ગયું અને રાજી થએલા સર્વે દેવતાઓએ જગદંબાની સ્તુતિ કરી.[૩૪] મહિષાસુરનું મર્દન કરનારાં મહાલક્ષ્મી આ પ્રમાણે ઉત્પન્ન થયાં હતાં. હે સુરથરાજા ! હવે મહાસરસ્વતીની જે રીતે ઉત્પત્તિ થઇ તે વિષે કહું છું તે સાંભળ.[૩૫] એક સમયે મદ તથા બલથી વૃદ્ધિ પામેલો શુંભ નામનો દૈત્ય અને મહાપરાક્રમી તેનો ભાઇ નિશુંભ ત્રૈલોક્યનું રાજ્ય લઈ બેઠા હતા.[૩૬] તેઓએ પીડેલા અને લક્ષ્મીથી ભ્રષ્ટ થએલા સર્વે દેવતાઓએ હિમાલયમાં આવીને આદરપૂર્વક નીચે પ્રમાણે દેવીની સ્તુતિ કરી.[૩૭]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ–હે દેવતાઓનાં ઈશ્વરિ ! હે ભક્તોની પીડાનો નાશ કરવામાં વિચક્ષણ ! હે દાનવોના કાળરૂપ ! હે જરા-મરણથી રહિત ! તમારો જય થાઓ.[૩૮] હે દોષ-રહિત ! હે ભક્તિથી સુલભ ! હે મોટા બળ-વાળાં ! હે મોટાં પરાક્રમવાળાં ! હે વિષ્ણુ, શંકર તથા બ્રહ્મા આદિરૂપ ! હે અનંત શક્તિવાળાં! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં ! હે કાંતિને આપનારાં ! હે મહાતાંડવથી પ્રસન્ન થ-નારાં ! હે આનંદ આપનારાં ! હે માધવિ ! હે પરમેશ્વરિ ! હે કરૂણાના ભંડારરૂપ ! પ્રસન્ન થાઓ. હે શરણાગતોની પીડાનો નાશ કર-નારાં ! અમો કે જેઓ શરણાગત છીએ તેઓ-નો, નિશુંભ અને શુંભથી ઉત્પન્ન થએલા ભયરૂપ અપાર સમુદ્રમાંથી ઉદ્ધાર કરો.

મુનિ કહે છેઃ–હે રાજા ! એ પ્રમાણે દેવ-તાઓએ સ્તુતિ કરતાં પ્રસન્ન થએલાં પાર્વ-તીએ દેવતાઓને કહ્યું કેઃ–"સ્તુતિ કરવાનું કારણ કહો." એ સમયમાં પાર્વતીના શરી-રમાંથી એક કૌશિકી નામનાં જગત્પૂજ્ય દે-વીએ નીકળીને પ્રીતિથી દેવતાઓને કહ્યું કેઃ– "હે દેવતાઓ ! આ ઉત્તમ સ્તુતિથી હું પ્રસન્ન થઈ છું માટે જે વર માગવો હોય તે માગો." દેવતાઓએ માગ્યું કે "શુંભ નામનો એક પ્રબલ દૈત્ય છે અને તેનો નાનો ભાઇ નિશુંભ એવા નામથી પ્રખ્યાત છે. એ બળવાન દૈત્યો-એ પોતાના પ્રતાપથી ત્રૈલોક્યને દબાવેલું છે એટલા માટે તેઓના વધ વિષેનો વિચાર કરો.[૩૯-૪૬] હે દેવિ ! એ દુરાત્મા દૈત્યોનો રાજા પોતાના પ્રતાપથી અમારો તિરસ્કાર ક-રીને અમોને નિરંતર પીડે છે." દેવતાઓ-નાં વચન સાંભળીને દેવીએ કહ્યું કેઃ-"તમારા શત્રુ શુંભને તથા નિશુંભને હું મારીશ.[૪૭] તમે સ્વસ્થ રહો. તમારૂં ભલું થશે. તમારા કંટ-કનો હું નાશ કરીશ." દયાલુ જગદંબા ઇંદ્ર આદિ દેવતાઓને એ પ્રમાણે કહીને તેઓ જોતાં છતાં તુરત અંતર્ધાન થઇ ગયાં. પછી રાજી થએલા દેવતાઓ સુંદર મેરૂપર્વતની ગુફામાં આવ્યા.[૪૮,૪૯] અંતર્ધાન થયા પછી હિમાલયમાં સુંદર રૂપ ધરીને ઉભેલાં જગ-દંબાને શુંભ–નિશુંભના સેવક ચંડમુંડ ના-મના બે દૈત્યોએ દીઠાં. સુંદર અંગોવાળાં અને લોકોને મોહ ઉપજાવનારાં તે દેવીને જો-ઇને એ બે દૈત્યોએ પોતાના રાજા શુંભની પાસે વાત કરી કે "હે રાજા ! હે સર્વ દૈત્યો-માં શ્રેષ્ઠ ! હે રત્નોને ભોગવવા યોગ્ય ! હે માન આપનારા ! હે શત્રુઓનું મર્દન કરનારા ! અ-મોએ એક અપૂર્વ કામિની જોએલી છે. હમણાં એનો સંભોગ કરવાને યોગ્ય તમેજ છો. એ સુંદરીને લાવો અને સુખથી ભોગ કરો. એના જેવી રૂપવાળી કોઈ અસુરની, નાગની, ગંધ-ર્વની, દાનવની, મનુષ્યની કે દેવની સ્ત્રી નથી." આ પ્રમાણે સેવકોનું વચન સાંભળી શત્રુઓના

સૈન્યને તોડનારા શુંભે સુગ્રીવ નામના દાનવને દૂત કરીને દેવીની પાસે મોકલ્યો. એ દૂતે તુરત દેવીની પાસે જઇને શુંભની કહેલી વાત આદરપૂર્વક કહી કેઃ–"હે દેવિ! શુંભ નામનો દૈત્ય ત્રૈલોક્યને જીતનાર, સમર્થ, સઘળી રત્નરૂપ વસ્તુઓનો ભોગવનાર અને દેવતાઓનો માનપાત્ર છે. તેણે તને જે કહ્યું છે તે મારી પાસેથી સાંભળ. એ કહે છે કે હું અમર છું અને રત્નોને ભોગવનાર છું.[૫૦-૫૭] એટલામાટે હે સુંદરિ! તું કે જે રત્નરૂપ છે તે મને વર. હે સૌભાગ્યવાળી! સઘળા દેવ, અસુર અને મનુષ્યોનાં જે રત્નો છે તે સર્વ મારી પાસે છે એટલા માટે કામદેવ સંબંધી વિલાસોથી તું મને સુખી કર."

દેવી કહે છેઃ–હે દૂત! હે દૈત્યોના રાજાનું પ્રિય કરનારા! તું સાચું કહે છે.[૫૮-૫૯] પણ મેં જે પ્રથમ પ્રતિજ્ઞા કરેલી છે તે શી રીતે ખોટી કરાય. હું મારી પ્રતિજ્ઞા તને કહું છું તે સાંભળ.[૬૦] 'જે પુરૂષ મારા ગર્વને ઉતારે, મારા બળને તોડી નાખે અને મારી સામે થાય તેજ મારો પતિ થશે.'[૬૧] આ પ્રમાણે મેં પ્રતિજ્ઞા કરેલી છે માટે તે પ્રતિજ્ઞાને સત્ય કરીને તુરત શુંભે મારૂં પાણિગ્રહણ કરવું. શુંભથી ન બની શકે એવું કાંઇ નથી.[૬૨] એટલામાટે તું તારા સ્વામીની પાસે જઇને આદરથી આ વાત કહે એટલે તે મહાબળવાન શુંભ મારી પ્રતિજ્ઞાને સત્ય કરશે.[૬૩]

મુનિ કહે છેઃ–દેવીનું આ પ્રમાણે વચન સાંભળી તે દૂતે શુંભની પાસે જઇને આરંભથી દેવીનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું.[૬૪] દૂતનું એ અપ્રિય વચન સાંભળી દૈત્યોના રાજા મહાબળવાન શુંભે મોટો ક્રોધ કર્યો.[૬૫] અને ધૂમ્રાક્ષ નામના દૈત્યને આજ્ઞા કરી કે "હે ધૂમ્રાક્ષ! તું ધ્યાન દઇને મારી વાત સાંભળ.[૬૬] એ દુષ્ટ સ્ત્રીને તેનો ચોટલો પકડીને તું મારી પાસે લાવ. તું અહીંથી તુરત જા." આ પ્રમાણે શુંભે આજ્ઞા કરતાં તે આજ્ઞાને માથે ચડાવી મહાબળવાન ધૂમ્રલોચન સાઠ હજાર દૈત્યોને સાથે લઈ હિમાલયમાં દેવીની પાસે ગયો. ત્યાં જઇને તેણે ઊંચા સ્વરથી દેવીને કહ્યું કેઃ–"હે સુંદરિ! દૈત્યોનો રાજા શુંભ કે જે મોટી શક્તિવાળો છે તેને તું તુરત વર અને સઘળાં સુખ ભોગવ. નહિતર હું તારો ચોટલો પકડીને તને તેની પાસે લઇ જઇશ."[૬૭-૭૦] એ પ્રમાણે ધૂમ્રલોચનનાં વચન સાંભળી દેવીએ કહ્યું કેઃ–"હે દૈત્ય! હે મોટા બળવાળા! તું જે કહે છે તે સાચું છે પણ તારો રાજા શુંભ અને તું મને શું કરી શકશો તે કહે." આ પ્રમાણે દેવીનાં વચન સાંભળી ધૂમ્રલોચન તુરત શસ્ત્ર લઇને દેવીની સામે દોડયો.[૭૧,૭૨] ત્યાં દેવીએ તુરત હુંકારથી તેને ભસ્મ કરી નાખ્યો. દેવીના વાહન સિંહે તેના સૈન્યને મારવા માંડયું.[૭૩] તે તુરત હાહાકાર કરતું કરતું ચેતનારહિત થઇને દશે દિશાઓમાં જતુ રહ્યું. આ વાત સાંભળી દૈત્યોના રાજા મહા સમર્થ શુંભને કોપ ચડયો અને તે ભારે કોપને લીધે તેની ભમરો વાંકી થઇ ગઇ. પછી કોપથી વ્યાપ્ત થએલા પ્રતાપી શુંભે અનુક્રમથી ચંડમુંડને તથા રક્તબીજને મોકલ્યો. ઘણા પરાક્રમવાળા એ ત્રણ દૈત્યો દેવીની પાસે જઇને બળાત્કારથી દેવીને પકડવાનો યત્ન કરવા લાગ્યા. એ દૈત્યો આવતાંજ મહાપ્રચંડ જગદંબાએ ત્રિશૂળ લઇને તેઓને તુરત ધરતીપર પાડી દીધા. એ ત્રણે દૈત્યોને તથા તેઓનાં સૈન્યોને મરણ પામેલાં સાંભળી દાનવોના રાજા શુંભ અને નિશુંભ, એ બન્ને ભાઇઓ ઉત્સાહથી દેવીની પાસે આવ્યા. નિશુંભ અને શુંભ,

એઓ દેવીની સાથે ભારે યુદ્ધ કરીને દેવીના લાગમાં આવી ગયા અને દેવીએ તેઓને મારી નાખ્યા. આ પ્રમાણે સાક્ષાત્ મહા સરસ્વતીએ દૈત્યોના રાજા શુંભને મારતાં દેવતાઓએ તેમની સ્તુતિ કરી. હે રાજા ! મેં તમને અનુક્રમથી મહાકાલીનો, મહાલક્ષ્મીનો અને મહાસરસ્વતીનો સુંદર પ્રાદુર્ભાવ કહી સંભળાવ્યો.[૭૪–૮૧] એ સર્વોત્તમ પરમેશ્વરી દેવીજ જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારને કરે છે એટલામાટે તું તેનો આશ્રય લે. જગતના મોહનું નિવારણ કરનારાં, મહાપૂજ્ય અને દેવતાઓનાં ઈશ્વરી એ મહામાયા તારૂં કામ કરી આપશે.

નારાયણ કહે છે–આ પ્રમાણે સુમેધા મુનિનું અત્યંત સુંદર વચન સાંભળી સુરથ રાજા સઘળાં ધારેલાં ફલ આપનારાં જગદંબાને શરણે ગયો. આહાર છોડી દઈ, ઇંદ્રિયોને વશ કરી, સમાહિત થઇને પોતાનું મન દેવીમાંજ રાખતાં તેમની મૃત્તિકામય મૂર્તિ કરીને ભક્તિપૂર્વક પૂજન કરવા લાગ્યો અને પૂજનને અંતે તે દેવીને પોતાના ગાત્રના રૂધિરનું બળિદાન દેવા લાગ્યો.[૮૨–૮૬] તે સમયે જગતને ઉત્પન્ન કરનારાં દયાળુ દેવીએ તેની આગળ પ્રકટ થઈને 'વરદાન માગ' એમ કહ્યું.[૮૭] રાજાએ દેવીની પાસે પોતાના મોહનો નાશ કરનારૂં, ઉત્તમ જ્ઞાન અને નિષ્કંટક રાજ્ય માગ્યું.[૮૮] તે સમયે દેવીએ તેને નીચે પ્રમાણે કહ્યું.

દેવી કહે છેઃ–હે રાજા ! મારા વરદાનથી તને આ જન્મમાંજ નિષ્કંટક રાજ્ય તથા મોહનો નાશ કરનારૂં જ્ઞાન પ્રાપ્ત થશે.[૮૯] હે રાજા ! તારા ભવિષ્યજન્મમાં જે બીજું થશે તે પણ સાંભળ. તું સૂર્યથી જન્મ પામીને 'સાવર્ણિ' નામનો મનુ થશે.[૯૦] તે જન્મમાં અમારા વરદાનનેલીધે મન્વંતરનું અધિપતિપણું, ઘણું પરાક્રમ અને ઘણાં સંતાન તને પ્રાપ્ત થશે.[૯૧]

નારાયણ કહે છેઃ–દેવી આ પ્રમાણે વરદાન આપીને અંતર્ધાન થયાં અને સુરથ રાજા પણ દેવીની કૃપાથી ભવિષ્યના મન્વંતરનો અધિપતિ થયો.[૯૨] હે નારદજી ! આ સાવર્ણિના જન્મ અને કર્મ વિષે તમારી પાસે કહ્યું. આ આખ્યાનનો પાઠ કરે અથવા શ્રવણ કરે તો મનુષ્ય, દેવીના અનુગ્રહનું પાત્ર થાય.[૯૩]

**एवं ते वर्णितं साधो सावर्णेर्जन्म कर्म च ॥**
**एतत्पठंस्तथाशृण्वन् देव्यनुग्रहमाप्नुयात् ॥९३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

# अध्याय १३ मो.

## દક્ષસાવર્ણિ વગેરે મનુઓ અને ભ્રામરી દેવીનું આખ્યાન.

**श्रीनारायण उवाच**

**अथातः श्रूयतां शेषमनूनां चित्रमुद्भवः ॥**
**यस्य स्मरणमात्रेण देवीभक्तिः प्रजायते॥१॥**

નારાયણ કહે છેઃ–હવે અવશેષ રહેલા મનુઓની વિચિત્ર ઉત્પત્તિ કે જેના સ્મરણ માત્રથીજ દેવીની ભક્તિ પ્રાપ્ત થાય છે તે સાંભળો.[૧] વૈવસ્વત મનુના કરૂષ, પૃષધ્ર, નાભાગ, દિષ્ટ, શર્યાતિ અને ત્રિશંકુ એવા નામના ભાગ્યશાળી અને મહાબળવાન છ પુત્રો હતા. એઓ સઘળા યમુનાજીના ઉત્તમ કિનારામાં જઇ આહાર છોડી દઈ શ્વાસ જીતીને દેવીની પૂજા કરવા લાગ્યા. માટીથી દેવીની છ મૂર્તિઓ બનાવીને અનેક પ્રકારના ઉપચારોથી આદરપૂર્વક પૂજા કરતા હતા. તપ કરવામાં દૃઢતાવાળા અને ઘણા બળવાળા એ લોકો પ્રથમ જીનાં પાદડાં ખાઇને રહ્યા, પછી જળ પીને રહ્યા, પછી વાયુનું ભક્ષણ કરીને રહ્યા, પછી ધૂમાડો પીને રહ્યા અને તે પછી સૂરજનાં કિરણો પીને રહ્યા.[૨-૬] એવી રીતે અનુક્રમે તપનો પરિશ્રમ

વધારતા જતા અને આદરપૂર્વક સર્વદા આરાધન કરવામાં લાગ્યા રહેતા એ લોકોની બુદ્ધિ સઘળો મોહ મટી જવાથી નિર્મળ થઈ.[૭] કેવળ દેવીના ચરણનુંજ ચિંતન કર્યા કરતા એ લોકોને બુદ્ધિ નિર્મલ થવાનેલીધે સઘળું જગત તુરત પોતાના સ્વરૂપમાંજ જોવામાં આવતાં ઘણું આશ્ચર્ય જણાવા લાગ્યું. આ પ્રમાણે તપ કરતાં બાર વર્ષ વીતી ગયાં ત્યારે હજાર સૂર્યો સરખી દીપ્તિવાળાં પરમેશ્વરી જગદંબાએ તેઓને દર્શન દીધું. જગદંબાને જોઇ પરમ ભાવવાળા અને ભક્તિથી નમ્ર અંતઃકરણવાળા એ છ રાજકુમારોએ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

રાજકુમારો સ્તુતિ કરે છેઃ—હે મહેશ્વરિ ! હે ઈશાનિ ! હે ઉત્તમ ! હે કરૂણાના ભંડારરૂપ ! તમારો જય થાઓ.[૮-૧૧] હે વાગ્ભવબીજના આરાધનથી પ્રસન્ન થનારાં! હે વાગ્ભવબીજે પ્રતિપાદન કરેલાં ! હે ક્લીંકારરૂપ ! હે દેવિ ! હે ક્લીંકારથી પ્રીતિ કરનારાં ! હે કામરાજના જપથી મનને આનંદ આપનારાં ! હે ઈશ્વરને પ્રસન્ન કરનારાં ! હે મહામાયા ! હે આનંદમાં મગ્ન ! હે મોટું ચક્રવર્તીપણું આપનારાં ! હે વિષ્ણુ ! સૂર્ય, શિવ તથા ઈંદ્ર આદિ સ્વરૂપોવાળાં ! હે ભોગોને વધારનારાં! અમારૂં કલ્યાણ કરો.

નારાયણ કહે છેઃ—મહાત્મા રાજકુમારોએ આ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્નતાથી હસતા મુખવાળાં ભગવતીએ તેઓને નીચે પ્રમાણે શુભ વચન કહ્યું.

દેવી કહે છેઃ—હે મહાત્મા રાજકુમારો ! તમો તપશ્ચર્યાની સાથે મારી ઉપાસના કરવાથી નિષ્પાપ અને શુદ્ધ બુદ્ધિવાળા થયા છો માટે જે કાંઈ તમારા મનમાં હોય તે સઘળું તુરત માગો.[૧૨-૧૬] હું પ્રસન્ન થઈ છું માટે તમારા મનમાં જે ધારેલું હશે તે આપીશ.

રાજકુમારો કહે છેઃ—હે દેવિ ! અમોને નિષ્કંટક રાજ્ય, લાંબા કાલસુધી જીવે એવી સંતતિ, કોઇ દિવસ ત્રુટે નહિ એવો વૈભવ, યશ, તેજ, સુબુદ્ધિ અને અકુંઠિતપણું પ્રાપ્ત થાય એવું વરદાન આપો. અમો સઘળાઓને એ વર લેવાનીજ ઇચ્છા છે.[૧૭,૧૮]

દેવી કહે છેઃ—તથાસ્તુ. જે કાંઇ તમારા મનમાં છે તે સઘળું સિદ્ધ થશે. હવે બીજું પણ મારૂં વચન આદરપૂર્વક સાંભળો.[૧૯] મારી કૃપાનેલીધે તમો સઘળા રાજકુમારો અનુક્રમે મન્વંતરોના અધિપતિ થશો. તમો સઘળાઓને લાંબા કાલસુધી જીવે એવી સંતતિ, અનેક ભોગ, અખંડિત બળ, અખંડિત ઐશ્વર્ય, યશ, તેજ અને વિભૂતિઓ પ્રાપ્ત થશે.[૨૦,૨૧]

નારાયણ કહે છેઃ—ભક્તિપૂર્વક તેઓએ સ્તુતિ કરેલાં એ ભ્રામરી નામનાં જગદંબા એ પ્રમાણે તેઓને વરદાન આપીને તુરત અંતર્ધાન થઈ ગયાં.[૨૨] મોટી શક્તિવાળા એ સઘળા રાજકુમારોએ તે જન્મમાં ઉત્તમ રાજ્ય પામીને પૃથ્વીના ભોગ ભોગવ્યા.[૨૩] પછી પૃથ્વીમાં અખંડિત સંતતિ ઉત્પન્ન કરી વંશ સ્થાપીને સ્વર્ગમાં ગયા.[૨૪] એઓ સઘળા જન્માંતરમાં ‘સાવર્ણિ’ પદવાળા મનુઓ થવાના છે. આ છમાં પહેલો દક્ષસાવર્ણિ નામનો, (સ્વાયંભુવથી) નવમો મનુ થશે.[૨૫] દેવીની કૃપાથી તેનું બળ અપ્રતિહત રહેશે. આ છમાં બીજો દેવીની કૃપાથી પદવી પામેલો મેરૂસાવર્ણિ નામનો દશમો મનુ થશે. આ છમાં ત્રીજો પોતાના તપના પ્રભાવથી પદવી પામેલો સૂર્યસાવર્ણિ નામનો અગીયારમો મનુ થશે. આ છમાં ચોથો દેવીના આરાધનથી પદવી પામેલો ચંદ્રસાવર્ણિ નામનો બારમો મનુ થશે. આ છમાં પાંચમો મહાબળવાન તથા

મોટા ધૈર્યવાળો રૂદ્રસાવર્ણિ નામનો તેરમો મનુ થશે. આ છમાં છેલ્લો દેવીના વરદાનથી જગતમાં પ્રખ્યાતિ પામેલો વિષ્ણુસાવર્ણિ નામનો ચૌદમો મનુ થશે. આ ચૌદે મનુઓ દેવીના આરાધનથી મહાતેજસ્વી, મહાબળવાન, લોકોમાં સર્વદા પૂજ્ય અને વંદવાયોગ્ય થયા છે તેઓમાં છેલ્લા છ ભ્રામરી દેવીના પ્રસાદથી મોટો પ્રતાપ પામેલા છે.[૨૬-૩૨]

નારદજી પૂછે છેઃ–એ ભ્રામરી દેવી કોણ છે? શી રીતે થએલ છે અને કોણરૂપ છે? હે વિદ્વાન! વિચિત્ર અને શોકને મટાડનારૂં ભ્રામરીનું આખ્યાન કહો.[૩૩] દેવીની કથારૂપી અમૃતનું પાન કરતાં હું તૃપ્ત થતો નથી. અમૃત પીનારાઓને કોઇ દિવસે પણ મૃત્યુ પ્રાપ્ત થાય છે પણ દેવીની કથા સાંભળનારાઓને કદી પણ મૃત્યુ પ્રાપ્ત થતું નથી.[૩૪]

નારાયણ કહે છેઃ–હે નારદજી! અચિંત્ય અને અવ્યક્ત રૂપવાળાં જગદંબાનું વિચિત્ર અને મોક્ષ આપનારૂં ચરિત્ર કહું છું તે સાંભળો.[૩૫] જેમ જનનીની સઘળી ચેષ્ટા પુત્ર ઉપર સાચી કરૂણાથી હોય છે તેમ જગદંબાનું સઘળું ચરિત્ર સાચી કરૂણાથી લોકોના કલ્યાણને વાસ્તેજ હોય છે.[૩૬] પૂર્વે દૈત્યોના નિવાસરૂપ પાતાલમાં દેવતાઓનો દ્વેષી, અત્યંત ખળ અને મોટા બળવાળો અરૂણ નામનો દૈત્ય હતો.[૩૭] તે દૈત્યે દેવતાઓને જીતી લેવાના ઉદ્દેશથી 'બ્રહ્મા મારૂં સઘળું કાર્ય કરશે' એવી ધારણાથી હિમાલયના ગંગાજલથી શીતળ થએલા એક પ્રદેશમાં જઇને બ્રહ્મા ઉપર મોટું તપ કરવા માંડયું. પ્રાણાયામપૂર્વક ગાયત્રીજપમાં લાગીને કામનાથી યોગ કરતો એ ક્રોધી દૈત્ય દશ હજાર વર્ષસુધી પાકાં પાંદડાં ખાઇને રહ્યો, દશ હજાર વર્ષસુધી જળનાં ટીપાં પીને રહ્યો, દશ હજાર વર્ષસુધી વાયુનું ભક્ષણ કરીને રહ્યો અને દશ હજાર વર્ષસુધી કાંઈપણ આહાર કર્યા વગર રહ્યો.[૩૮-૪૧] એ દૈત્ય આ પ્રમાણે તપ કરતાં તેના શરીરમાંથી અગ્નિ ઉત્પન્ન થયો અને તેથી સઘળી પૃથ્વી બળવા લાગી. આ અદ્ભુત જેવું જોઇને 'આ તે શું? આ તે શું?' એમ કહી સર્વે દેવતાઓ કંપવા લાગ્યા અને ત્રાસ પામીને સર્વ બ્રહ્માને શરણે ગયા.[૪૨,૪૩] દેવતાઓની વિજ્ઞપ્તિ સાંભળી બ્રહ્મા ગાયત્રીની સાથે હંસપર બેસીને તે દૈત્યની પાસે ગયા.[૪૪] દૈત્ય કે જેના પ્રાણજ અવશેષ રહ્યા હતા, પેટ સૂકાઈ ગયું હતું, શરીર દુબળું થઇ ગયું હતું, સેંકડો નસો દેખાઇ રહી હતી અને નેત્ર ધ્યાનથી મીંચાએલાં હતાં, તેને બીજા અગ્નિની પેઠે પ્રકાશતો જોઇ બ્રહ્માએ તેને શ્રવણ થતાંજ સંતોષ આપે એવું વચન કહ્યું કેઃ–"હે પુત્ર! તારૂં કલ્યાણ થશે. તારા મનમાં જે ધારેલું હોય તે વરદાન માગ." અમૃતની ધારા જેવી બ્રહ્માની વાણી સાંભળીને અરૂણ દૈત્યે પોતાનાં નેત્ર ઉઘાડયાં ત્યાં પોતાની આગળ ઉભેલા બ્રહ્મા તેના જોવામાં આવ્યા. ગાયત્રીસહિત, ચાર વેદસહિત, પ્રણવનો જપ કરતા અને જેના હસ્તોમાં રૂદ્રાક્ષની માળા અને કુંડી હતાં એવા બ્રહ્માને જોઇને ઉભો થઇને તેમને પ્રણામ કર્યા, પછી અનેક સ્તોત્રોથી સ્તુતિ કરીને તેણે પોતાનું ધારેલું વરદાન માગ્યું કે "મારૂં મરણ કદીપણ નહિ થવું જોઈએ." અરૂણનું વચન સાંભળી બ્રહ્માએ તેને આદરપૂર્વક સમજાવ્યો,[૪૯,૫૦] કે "હે દાનવોમાં ઉત્તમ! મને તેમજ વિષ્ણુ તથા શિવ આદિને પણ મૃત્યુ પોતાના ગ્રાસરૂપ કરે છે ત્યારે બીજાઓના મરવાની તો શી વાત કરવી?[૫૧] એટલામાટે બીજું કાંઇ યોગ્ય વરદાન માગ કે જે મારાથી આપી શકાય. બુદ્ધિમાન લોકો આવા વિષયમાં કદી આગ્રહ કરે નહિ."[૫૨]

આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી અરૂણદૈત્ય વિચારપૂર્વક બીજીવાર બોલ્યો કે "ત્યારે હે પ્રભુ! મને એવું વરદાન આપો કે જેથી યુદ્ધમાં મારૂં મરણ ન થાય; તેમ શસ્ત્રથી, અસ્ત્રથી, પુરૂષથી, સ્ત્રીથી, બે પગવાળાથી, ચાર પગવાળાથી કે બે પ્રકારના આકારવાળાથી પણ મારૂં મરણ ન થાય.[૫૩,૫૪] એ ઉપરાંત મને એવું મોટું બળ આપો કે હું દેવતાઓને જીતી લઉં." આ પ્રમાણે અરૂણનું વચન સાંભળી બ્રહ્મા 'તથાસ્તુ' એમ બોલી તે વરદાન આપીને પોતાના લોકમાં ગયા. પછી બ્રહ્માના વરદાનથી ગર્વ પામેલા અરૂણાસુરે પાતાલમાંથી પોતાના આશ્રયમાં રહેનારા દૈત્યોને બોલાવ્યા અને તેઓએ આવીને અરૂણને દૈત્યોનો રાજા ઠરાવ્યો.[૫૫,૫૭] એ દૈત્યોએ યુદ્ધનેવાસ્તે સ્વર્ગમાં દૂત મોકલતાં તે દૂતનું વચન સાંભળી ભયથી કંપેલો ઇંદ્ર દેવતાઓની સાથે બ્રહ્મલોકમાં ગયો અને ત્યાંથી બ્રહ્મા તથા વિષ્ણુને અગ્રણી કરીને સર્વે સદાશિવના સ્થાનકમાં ગયા.[૫૮-૫૯] સર્વે મળીને દૈત્યોના વધનેવાસ્તે વિચાર કરવા લાગ્યા. તે સમયમાં દૈત્યોની સેનાઓથી વીંટાએલો અરૂણાસુર તુરત સ્વર્ગમાં ગયો અને ત્યાં જઈ અનેકરૂપ ધરીને સૂર્ય, ચંદ્ર, યમ તથા અગ્નિ આદિના જુદા જુદા અધિકારોને તપના બળથી પોતે ચલાવવા લાગ્યો. પોતપોતાનાં સ્થાનકોથી ભ્રષ્ટ થએલા દેવતાઓએ કૈલાસમાં પોતપોતાનાં દુઃખ સદાશિવની પાસે પૃથક્ પૃથક્ નિવેદન કર્યાં. ત્યાં મોટો વિચાર થઇ પડયો કે "હવે શું કરવું?[૬૦-૬૩] બ્રહ્માએ એ દૈત્યને વચન આપ્યું છે કે તારૂં મરણ યુદ્ધમાં નહિ થાય; તેમ શસ્ત્રથી, અસ્ત્રથી, પુરૂષથી, સ્ત્રીથી, બે પગવાળાથી, ચાર પગવાળાથી કે બે પ્રકારના આકારવાળાથી પણ નહિ થાય." આ પ્રમાણે ચિંતાથી આતુર થએલા દેવતાઓને કાંઇપણ કરવાનું સુજતું ન હતું તે સમયમાં આકાશવાણી થઇ કે "ભુવનેશ્વરીનું ભજન કરો.[૬૪-૬૬] એ દૈત્ય ગાયત્રીના જપમાં લાગેલો છે તે જો ગાયત્રીને છોડી દે તો મરવાને યોગ્ય થાય." આ પ્રમાણે બહુજ રાજી કરનારી આકાશવાણી સાંભળીને દેવતાઓ કાળજીથી વિચાર કરવા લાગ્યા. વિચાર કરી ઇંદ્રે બૃહસ્પતિને બોલાવીને કહ્યું,[૬૭-૬૮] કે "હે ગુરૂ! તમે દેવતાઓનું કાર્ય કરવાને વાસ્તે અરૂણાસુરની પાસે જાઓ અને જે રીતે તે દૈત્ય ગાયત્રીને છોડી દે તેમ કરો.[૬૯] અમો ધ્યાનયોગથી ભુવનેશ્વરીનું સેવન કરીએ છીએ તો એ ભગવતી પ્રસન્ન થઈને તમારી સહાયતા કરશે."[૭૦] આ પ્રમાણે બૃહસ્પતિને કહી સર્વે દેવતાઓ જાંબૂનદેશ્વરીની પાસે ગયા. 'આપણને દૈત્યોના ભયથી એ જગદંબા બચાવશે' એવી ધારણાથી ત્યાં જઈને સર્વે દેવતાઓ તપ કરવા લાગ્યા, માયાબીજનો જપ કરવા લાગ્યા અને દેવીનો યજ્ઞ કરવામાં તત્પર થયા.[૭૧,૭૨] પછી બૃહસ્પતિ તુરત અરૂણાસુરની પાસે ગયા તેમને જોઇને અરૂણાસુરે પૂછ્યું કે "હે મુનિ! ક્યાંથી પધાર્યા અને શામાટે પધાર્યા છો? તે કહો. કારણ કે હું તમારા પક્ષનો નથી પણ તમ લોકોનો શત્રુ છું."[૭૩,૭૪] અરૂણાસુરનું વચન સાંભળીને બૃહસ્પતિ બોલ્યા કે "જે દેવીનું અમો સેવન કરીએ છીએ તેજ દેવીનું તું સર્વદા પૂજન કરે છે તો એમ છતાં તું અમારા પક્ષમાં કેમ નથી? તે કહે. બૃહસ્પતિનું વચન સાંભળી માયાએ મોહ પમાડેલા તે દૈત્યે અભિમાનથી ગાયત્રી મંત્રનો ત્યાગ કર્યો. ગાયત્રીનો ત્યાગ થતાંજ એ દૈત્ય તેજરહિત થઈ ગયો. (જેવી નિષ્કામ ભક્ત ઉપર જગદંબાની કૃપા હોય છે તેવી સકામ ભક્ત-

ઉપર હોતી નથી, તેથી જગદંબાએ તેને મોહ ઉપજાવ્યો હતો.)[૭૫-૭૭] બૃહસ્પતિએ પોતાના કામને પહોંચી લઈ તે સ્થાનકમાંથી નીકળીને તે સઘળું વૃત્તાંત ઇંદ્રની પાસે કહ્યું;[૭૮] અને એ સાંભળી રાજી થએલા સર્વે દેવતાઓ જગદંબાનું વધારે ભજન કરવા લાગ્યા. આમ કરતાં ઘણો કાળ વીતી ગયો ત્યારે કોઇ સમયે જગતનું મંગળ કરનારાં જગદંબાએ તેઓને દર્શન દીધું. એમનું તેજ કરોડ સૂર્યોના જેવું હતું. રૂપ કરોડ કામદેવોના જેવું સુંદર હતું. વિચિત્ર ચંદનનું લેપન કર્યું હતું. બે વિચિત્ર વસ્ત્રો પહેર્યાં હતાં. પુષ્પો તથા આભરણો વિચિત્ર ધર્યાં હતાં. મુઠીમાં વિચિત્ર ભ્રમરોને રાખ્યા હતા. હાથમાં વર અને અભય ધર્યાં હતાં. અનેક ભ્રમરોવાળી ફૂલની માલાઓથી શોભી રહ્યાં હતાં. વિચિત્ર પ્રકારની અસંખ્યાત ભ્રમરીઓથી વીંટાએલાં હતાં. વારંવાર હ્રીંકારરૂપ મંત્રનું ગાયન કરતા કરોડો ભ્રમરાઓ તેમની ચારેકોર ઉડતા હતા. સઘળા શણગારવાળો વેષ ધર્યો હતો. શાંત, કરૂણારૂપી અમૃતના સમુદ્રરૂપ, વેદે વખાણેલાં, સર્વના આત્મારૂપ, સર્વમય, સર્વમંગળ સ્વરૂપ, સર્વને જાણનારાં, સર્વને ઉત્પન્ન કરનારાં, સર્વરૂપ વેદે પ્રતિપાદન કરેલાં અને સર્વનાં ઈશ્વરી એ જગદંબાને જોઇને સંભ્રમ પામેલા બ્રહ્મા આદિ દેવતાઓએ હર્ષથી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.[૭૯-૮૬]

દેવતાઓ સ્તુતિ કરે છેઃ—હે દેવિ! હે મહાવિદ્યારૂપ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં! તમને પ્રણામ કરીએ છીએ. હે કમલપત્રસરખાં નેત્રોવાળાં! હે સર્વના આધારરૂપ! તમને વારંવાર નમીએ છીએ.[૮૭] હે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ્ તથા સૂત્રાત્મારૂપ! તમને નમીએ છીએ. તમે કે જે અવ્યાકૃતરૂપ અને કૂટસ્થરૂપ છો તેમને વારંવાર નમીએ છીએ.[૮૮] હે દુર્ગા! હે જન્મ આદિથી રહિત! હે દુષ્ટ લોકોને રોકવામાં ભોગલરૂપ! હે પ્રતિબંધરહિતા! હે પ્રેમથી પ્રાપ્ત થાઓ એવાં! હે પાપોને બાળનારાં! હે દેવિ! તમને નમીએ છીએ.[૮૯] હે કાલિ! હે નીલસરસ્વતિ! હે ઉગ્રતારા! હે ભુવનેશ્વરિ! હે પીતાંબરા! હે ત્રિપુરસુંદરિ! હે ભૈરવિ! હે માતંગિ! હે ધૂમાવતિ! હે છિન્નમસ્તારૂપ! હે મા! હે દેવિ! હે ક્ષીરસાગરની પુત્રિ! હે શાકંભરિ! હે શિવા! હે રક્તદંતિકે! હે નિશુંભ તથા શુંભને મારનારાં! હે રક્તબીજનો નાશ કરનારાં! હે ધૂમ્રલોચનને મારનારાં! હે વૃત્રાસુરનો વધ કરનારાં! હે ચંડમુંડનું મથન કરનારાં! હે દાનવોનો અંત કરનારાં! હે શિવા! હે વિજયા! હે ગંગા! હે શારદા! હે પ્રફુલ્લિત મુખવાળાં! તમને નિત્ય ઘણીવાર અમારા પ્રણામ હોજો.[૯૦-૯૪] હે પૃથ્વીરૂપ! હે દયારૂપ! હે તેજરૂપ! હે પ્રાણરૂપ! હે મોટાં રૂપવાળાં! હે ભૂતરૂપ! હે જગદ્રૂપ! હે દયામૂર્ત્તિ! હે ધર્મમૂર્ત્તિ! હે દેવમૂર્ત્તિ! હે જ્યોતિર્મૂર્ત્તિ! હે જ્ઞાનમૂર્ત્તિ! તમને ઘણા ઘણા પ્રણામ હોજો.[૯૫,૯૬] હે ગાયત્રિ! હે વર આપનારાં! હે દેવિ! હે સાવિત્રિ! હે સરસ્વતિ! હે સ્વાહા! હે સ્વધા! હે મા! હે દક્ષિણા! તમને વારંવાર નમીએ છીએ.[૯૭] સર્વના અંતરાત્મારૂપ પરમ દેવતા તમે કે જેમને 'નેતિ નેતિ' એવાં વચનોથી અનાત્મ પદાર્થોના નિષેધદ્વારા સઘળા વેદ જણાવે છે તેમને ભજીએ છીએ.[૯૮] હે દેવિ! તમે કે જે ભ્રમરાઓથી વીંટાએલાં હોવાને લીધે ભ્રામરી કહેવાઓ છો તેમને નિત્ય વારંવાર પ્રણામ હોજો.[૯૯] હે અંબિકા! પડખાંઓમાં, પછવાડે, આગળ, ઊંચે અને નીચે, એ સર્વ સ્થલોમાં તમને પ્રણામ હોજો.[૧૦૦] હે મોટાં દેવિ! હે મણિદ્વીપમાં

રહેનારાં! હે અનંતકોટી બ્રહ્માંડોનાં ઈશ્વરિ! હે જગદંબ! કૃપા કરો.[101] હે દેવિ! હે જગતનાં જનનિ! હે પરથી પણ પરરૂપ! તમારો સર્વદા જય થાઓ. હે શ્રી ભુવનેશ્વરિ! હે સઘળા ઉત્તમ પદાર્થોમાં ઉત્તમ! જય જય.[102] હે ઉત્તમગુણરૂપી રત્નોની ખાણરૂપ! હે ભુવનેશ્વરિ! હે પરમેશ્વરિ! પ્રસન્ન થાઓ. હે જગતનાં શરણરૂપ! પ્રસન્ન થાઓ.[103]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી મદોન્મત્ત કોયલના સરખા સ્વરવાળાં જગદંબાએ નીચે પ્રમાણે ચાતુરીભરેલું મધુર વચન કહ્યું.[104]

દેવી કહે છેઃ–હે દેવતાઓ! વરદાન આપનારાઓમાં શિરોમણિરૂપ હું પ્રસન્ન થઇ છું માટે તમારે જે કરવાની ઇચ્છા હોય તે કહો.[105]

નારાયણ કહે છેઃ—આ પ્રમાણે દેવીનું વચન સાંભળી સઘળા દેવતાઓએ પોતાના દુઃખનું કારણ કહ્યું. જેથી જગતને મોટી પીડા થઇ હતી એવા તે દુષ્ટ દૈત્યના ચરિત્ર વિષે, તેણે કરેલા દેવ, બ્રાહ્મણ અને વેદના અપરાધ તથા નાશ વિષે, સ્થાનકોથી પોતાના ભ્રષ્ટ થવા વિષે, અને બ્રહ્માએ તે દૈત્યને આપેલા વરદાન વિષે તેઓએ ઘણી કાળજીથી દેવીની પાસે નિવેદન કર્યું. દેવતાઓનાં વચન સાંભળી ભગવતી જગદંબાએ પોતાની આગળ અને પાછળ ઉડયા કરતા તથા પોતાના હાથમાં રહેલા અનેક રૂપવાળા કરોડો ભ્રમરાઓને મોકલ્યા કે જેઓથી ત્રૈલોકય વ્યાપ્ત થઈ ગયું, ટીડનાં ટોળાંની પેઠે ભ્રમરોનાં ટોળાં નીકળતાં તેઓથી અંતરિક્ષ વ્યાપ્ત થયું, પૃથ્વીમાં અંધકાર થઈ ગયો અને આકાશમાં, પર્વતોના શિખરોમાં, વૃક્ષોમાં તથા વનોમાં કેવળ ભ્રમરાઓજ જોવામાં આવવા લાગ્યા. એ મોટા અદ્ભુત જેવું થયું. જેમ મધપૂડો લેનારા માણસને ચીડાએલી માખીઓ તોડી ખાય, તેમ એ સઘળા ભ્રમરાઓએ દૈત્યોની છાતીઓને તોડી ખાધી. તે સમયમાં શસ્ત્રોનો કે અસ્ત્રોનો ઉપાય ન રહ્યો, યુદ્ધ કરવાની કે બોલવાની તક પણ ન રહી. માત્ર દૈત્યોનાં મરણજ થવા લાગ્યાં. જે જે સ્થલમાં જે જે દૈત્યો જેવી જેવી સ્થિતિમાં હતા તે તે સ્થલમાં તે તે દૈત્યો તેવી તેવી સ્થિતિમાંજ મરણ પામ્યા. વિસ્મય પામેલા દૈત્યોને એક બીજાની સાથે મળવા કરવાની પણ તક નહિ મળતાં ક્ષણ માત્રમાં સઘળાઓનો ઘાણ નીકળી ગયો. ભ્રમરાઓ આ પ્રમાણે કામ કરીને દેવીની પાસે આવ્યા.[106-116] 'આ આશ્ચર્ય થયું! આશ્ચર્ય થયું!' એમ લોકો બોલવા લાગ્યા. જેની આવી અદ્ભુત માયા છે, એવાં જગદંબા આવું ચરિત્ર કરે તેમાં કાંઈ આશ્ચર્ય સમજવું નહિ.[117] પછી હર્ષરૂપી સમુદ્રમાં ડૂબેલા બ્રહ્મા અને વિષ્ણુ આદિ સર્વ દેવતાઓએ અનેક પ્રકારના ઉપચારોથી જગદંબાની પૂજા કરી.[118] હાથમાં અનેક ભેટો લઇ આવેલા સર્વે સિદ્ધ લોકો જય જયકાર બોલીને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા.[119] આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યાં, અપ્સરાઓ નાચવા લાગી, મોટા મુનિઓ વેદ ભણવા લાગ્યા, ગંધર્વ આદિ લોકો ગાવા લાગ્યા અને મૃદંગ, મુરજ, વીણા, દુંદુભિ, ડમરૂ, ઘંટા તથા શંખોના નાદોથી ત્રૈલોકય વ્યાપ્ત થયું.[120,121] સઘળા લોકો તે સમયે અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી માથાપર હાથ જોડીને 'હે મા! હે ઈશ્વરિ! જય જય' એમ બોલવા લાગ્યા.[122] પછી પ્રસન્ન થએલાં જગદંબા તેઓના માગવા પ્રમાણે જુદાં જુદાં વરદાન તથા પોતામાં પરમ ભક્તિ આપીને, દેવતાઓ જોતા છતાં અંતર્ધાન થઇ ગયાં. હે નારદજી! આ પ્રમાણે ભ્રામરી દેવીનું મોટું ચરિત્ર કે જે, તેનો પાઠ

કરનારાઓનાં તથા સાંભળનારાઓનાં પાપોનો નાશ કરનારૂં, સાંભળવાથી આશ્ચર્ય આપનારૂં અને સંસારરૂપ સમુદ્રમાંથી તારનારૂં છે, તે સઘળું તમારી પાસે કહ્યું. એ પ્રમાણે દેવીના માહાત્મ્યવાળું સઘળા મનુઓનું ચરિત્ર કે જે પાઠ કરનારા તથા સાંભળનારાઓના પાપોને મટાડનારૂં છે તે પણ કહ્યું.[૧૨૪-૧૨૬]

જે માણસ આ શુભદાયી આખ્યાનનો સર્વદા પાઠ કરે અથવા શ્રવણ કરે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઈ જગદંબાના સ્વરૂપની સાથે જોડાઈ જાય.[૧૨૭]

यश्चैतत्पठते नित्यं शृणुयाद्योनिशंनरः ।
सर्वपापविनिर्मुक्तोदेवीसा[illegible]ज्यमाप्नुयात् ।१२७।

ઈતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દશમ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

दशमस्कंध समा[illegible]

# श्रीमद्‌ भगवत भागवत

## एकादशस्कंध

### अध्याय १ लो.

### પ્રાતઃકાલ સંબંધી કૃત્ય

**नारद उवाच**

**भगवन् भूतभव्येश नारायण सनातन ॥**
**आख्यातं परमाश्चर्यं देवीचारित्रमुत्तमम् ॥१॥**

નારદજી પૂછે છેઃ—હે ભગવન્ ! હે ભૂત-ભવિષ્યના સ્વામી ! હે નારાયણ ! હે સનાતન ! હે પ્રભુ ! મોટા આશ્ચર્યરૂપ દેવીનું ઉત્તમ ચરિત્ર આપે કહ્યું;[1] દેવતાઓનાં કાર્યોને વાસ્તે જગદંબાના ઉત્તમ પ્રાદુર્ભાવ અને જગદંબાની પૂર્ણ કૃપાને લીધે દેવતાઓને તથા મનુષ્ઓને પોતપોતાના અધિકાર પ્રાપ્ત થવાના ઇતિહાસ તમે કહ્યા;[2] હવે જે સદાચાર પાળવાથી જગદંબા પ્રસન્ન થાય છે અને પોતાના ભક્તોનું સર્વદા પોષણ કરે છે, તે સદાચાર વિષે સાંભળવાને ઇચ્છું છું, માટે તે કહો.[3]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! હે તત્વને જાણનારા ! સદાચારના વિધિનો ક્રમ કે જે-પ્રમાણે ચાલવા માત્રથીજ સર્વદા દેવી પ્રસન્ન રહે છે તે કહું છું સાંભળો.[4] દ્વિજે પ્રત્યેક દિવસે પ્રાતઃકાલમાં ઉઠીને કરવાનું કર્મ કે જે દ્વિજ લોકોનું ઉપકારક છે તે કહું છું.[5] દ્વિજે સૂર્ય ઉગ્યાથી તે આથમતાં સુધી નિત્ય, નૈમિત્તિક અને બીજાં અનિંદિત કામ્ય કર્મો કરતાં સર્વદા સત્કર્મમાં લાગુ રહેવું.[6] મા, બાપ, દીકરા, સ્રીઓ કે જ્ઞાતિ, એઓ કોઈ આત્માની સહાયતા કરવા આવતાં નથી, પણ કેવળ ધર્મજ સહાય થાય છે.[7] આ કારણને લીધે સાધનો કરીને સહાયતાને વાસ્તે સર્વદા ધર્મનુંજ સંપાદન કરો. ધર્મની સહાયતાથીજ દુસ્તર દુઃખ અને અજ્ઞાન ટળે છે.[8] શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલો આચાર પાળવો એજ પહેલો ધર્મ છે, એટલા માટે દ્વિજે સર્વદા પોતાના આચારમાં તત્પર રહેવું જોઈએ.[9] આયુષ્ય, પ્રજા અને અક્ષય અન્ન, સઘળું આચારથી મળે છે; અને આચારજ પાપને મટાડે છે.[10] આચાર એજ મનુષ્યોનો કલ્યાણકારી ઉત્તમ ધર્મ છે. આચારથીજ આ લોકમાં સુખી થઈને પરલોકમાં સુખ પામે છે.[12] અજ્ઞાનથી આંધળા અને મોહ પામેલાઓએ ભમાવેલા લોકોને ધર્મરૂપી મોટો દીવો મુક્તિનો માર્ગ દેખાડે છે.[13] આચારથી શ્રેષ્ઠતા મળે છે, શ્રેષ્ઠતાથી કર્મ મળે છે અને કર્મથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, એમ મનુએ કહેલું છે. આચાર એજ સઘળા ધર્મોમાં ઉત્તમ અને પરમ તપરૂપ છે; તથા જ્ઞાનનું સાધન પણ એજ કહેવાય છે. આચારથી સઘળું સિદ્ધ કરી શકાય છે.[14] જે ઉત્તમ દ્વિજ છતાં આચારથી રહિત થઇને વર્તે તેને શૂદ્રની પેઠે બહિષ્કૃત કરવો, કારણ કે જેવો શૂદ્ર હોય તેવોજ એ હોય છે.[15] શાસ્રીય અને લૌકિક એવી રીતે આચાર બે પ્રકારનો કહેવાય છે એટલા માટે શુભ ઇચ્છનારાએ એ બન્ને આચારને નહિ છોડવા જોઇએ.[16] હે મુનિ ! ગ્રામધર્મ, જાતિધર્મ, દેશધર્મ અને કુળધર્મ, એ સઘળાઓને માણ-

સોએ પાળવા જોઈએ. એઓનું ઉલ્લંઘન કરવુંજ નહિ.[૧૭] જે પુરૂષ દુરાચારી હોય તે લોકમાં નિંદાપાત્ર થાય છે, સર્વદા દુઃખ ભોગવે છે અને વ્યાધિથી પણ ઘેરાય છે.[૧૮] જે અર્થ અને કામ, ધર્મથી રહિત હોય તેઓને છોડી દેવા અને જે ધર્મ પણ પ્રાણીઓને પીડા આપનાર અને લોકોના દ્વેષનું પાત્ર હોય તેને છોડી દેવો.[૧૯]

નારદજી પૂછે છેઃ–હે મુનિ ! લોકમાં શાસ્ત્રો ઘણાં હોવાને લીધે ધર્મનો નિશ્ચય થઈ શકતો નથી એટલા માટે ધર્મના માર્ગનો નિર્ણય કરવામાં કયાં કયાં શાસ્ત્રોને પ્રમાણ માનવાં તે કહો.[૨૦]

નારાયણ કહે છેઃ–શ્રુતિ અને સ્મૃતિ, એ બે પ્રભુનાં નેત્રરૂપ છે અને પુરાણ હૃદયરૂપ કહેવાય છે, એટલા માટે એ ત્રણમાં જેનું પ્રતિપાદન કર્યું હોય તેને ધર્મ સમજવો. ધર્મના વિષયમાં એ વિના બીજા ગ્રંથોને પ્રમાણરૂપ માનવા નહિ.[૨૧] જે વિષયમાં એ ત્રણેને પરસ્પર વિરોધ આવે તે વિષયમાં શ્રુતિને (વેદવચનને) જ પ્રમાણરૂપ માનવી; અને જે વિષયમાં સ્મૃતિને અને પુરાણને વિરોધ આવે તે વિષયમાં સ્મૃતિનેજ પ્રમાણરૂપ માનવી.[૨૨] શ્રુતિઓને પરસ્પર વિરોધ આવતો હોય ત્યાં વિકલ્પથી બેય પ્રકારને ધર્મરૂપ માનવા અને જ્યાં સ્મૃતિઓને પરસ્પર વિરોધ આવે ત્યાં બન્નેના વિષયનો ભેદ કલ્પીને વ્યવસ્થા કરવી.[૨૩] પુરાણોમાં કોઈ કોઈ સ્થલમાં તંત્ર ગ્રંથોનો ધર્મ પણ કહેલો જોવામાં આવે છે પણ તે તંત્ર સંબંધી ક્રિયા જો વેદથી અવિરૂદ્ધ હોય તો ગ્રહણ કરવી અને વિરૂદ્ધ હોય તો કદી પણ ગ્રહણ કરવી નહિ.[૨૪] તંત્ર ગ્રંથનું જે વાક્ય વેદથી અવિરૂદ્ધ હોય તે પ્રમાણ છે એમાં સંશય નથી, પણ જો પ્રત્યક્ષ શ્રુતિથી વિરૂદ્ધ હોય તો તેને પ્રમાણ માનવું નહિ.[૨૫] ધર્મના માર્ગમાં સઘળી રીતે અપ્રતિહત પ્રમાણપણું તો વેદનુંજ છે, માટે સ્મૃતિ આદિનાં વચનોમાં જે કાંઇ વેદથી અવિરૂદ્ધ હોય તે પ્રમાણ છે અને વેદથી વિરૂદ્ધ હોય તે પ્રમાણ નથી.[૨૬] જે દ્વિજ વેદના ધર્મને છોડી દઈને બીજા પ્રમાણથી વર્તે છે તેને શિક્ષા ભોગવવાને વાસ્તે યમલોકમાં નરકના કુંડો છે.[૨૭] એટલા માટે સઘળી રીતના પ્રયત્નથી વેદોક્ત ધર્મનોજ આશ્રય કરવો. સ્મૃતિ, પુરાણ, તંત્ર અથવા બીજું કોઈ શાસ્ત્ર જો વેદના આધારવાળું હોય તો તે પ્રમાણરૂપ ગણાય, નહિતર કદી પણ ગણાય નહિ. જે માણસો વેદવિરૂદ્ધ શાસ્ત્રોના આધારથી વર્તે છે તેઓ ઊંધે માથે ઊંચા પગ કરીને નરકરૂપ સમુદ્રમાં પડશે. યથેષ્ટ આચરણ કરનારાઓ, લિંગનું ધારણ કરનારા પાશુપત લોકો, અને તપ્ત મુદ્રાથી ચિહ્નિત થતા વૈખાનસ મતના લોકો, એ સઘળાઓ વેદમાર્ગથી બહિર્ભૂત હોવાનેલીધે નરકમાં પડે છે.[૨૮-૩૧] માણસે સર્વદા વેદોક્ત ધર્મજ પાળવો જોઇએ. દિવસે દિવસે ઉઠી ઉઠીને વિચારવું જોઇએ કે "આજ મેં શું પુણ્ય કર્યું? કયું દાન આપ્યું? કયું દાન કરાવરાવ્યું? કેવી રીતનું ભાષણ કર્યું? અને મહાપાપો તથા ઉપપાપોમાં કયું પાપ કર્યું?"[૩૨,૩૩] રાતને પાછલે પહોરે જાગીને બમણા કે ત્રણગણા પ્રાણાયામ કરવા. પ્રાણાયામ કર્યા પછી ડાબા સાથળપર જમણો પગ ચડાવી, ડાઢી છાતીને અડાડી, આંખો મીંચી, સત્વગુણમાં રહી, દાંતને પરસ્પર નહિ અડકવા દેતાં મ્હોડું બીડી રાખી તથા જીભ તાળવામાં રાખીને નિશ્ચલપણાથી આસનપર બેસવું. આસનમાં સૌથી નીચે દર્ભ, તેની ઉપર મૃગચર્મ અને તેની ઉપર વસ્ત્ર રાખવું. આસનપર બેસી

ઇંદ્રિયોના સમૂહને રોકીને આત્માનું ધ્યાન કરવું કે જે આત્મા હૃદયમાં દીવાની પેઠે રહેલ છે.[૩૪-૩૭] આત્માનું ધ્યાન કરી તેમાં અંતઃકરણને જોડી દેવું. ઉપર કહેલા પ્રાણાયામના લઘુ, મધ્યમ અને ઉત્તમ એવા ત્રણ ભેદ છે, તેમાં થોડા અભ્યાસનેલીધે તુરત શ્વાસ ભરાઈ આવતાં જેમાં ચિત્તની સ્થિરતા બહુ થોડી થાય તે લઘુ પ્રાણાયામ કહેવાય છે. પછી અભ્યાસ વધતાં જેમાં કાંઇક વધારે ચિત્તની સ્થિરતા થાય તે મધ્યમ પ્રાણાયામ કહેવાય છે અને પછી બહુજ અભ્યાસનેલીધે જેમાં ચિત્તની બહુજ સ્થિરતા થાય તે ઉત્તમ પ્રાણાયામ કહેવાય છે. પહેલા પ્રકારના પ્રાણાયામને સધૂમ અને બીજા પ્રકારના પ્રાણાયામને વિધૂમ પણ કહે છે. વિધૂમના પણ સગર્ભ અને અગર્ભ એવા બે ભેદ છે. જેની સાથે મંત્ર જપવામાં આવે છે તે સગર્ભ અને મંત્રના જપથી રહિત હોય તે અગર્ભ સમજવો. ઉત્તમ પ્રાણાયામનાં પણ સલક્ષ્ય અને અલક્ષ્ય એવા બે ભેદ છે. જેની સાથે દેવનું ધ્યાન કરવામાં આવે તે સલક્ષ્ય અને દેવના ધ્યાનથી રહિત હોય તે અલક્ષ્ય સમજવો. એમ સધૂમ, વિધૂમ, સગર્ભ, અગર્ભ, સલક્ષ્ય અને અલક્ષ્ય એવા છ ભેદનો પ્રાણાયામ મનાય છે. પ્રાણાયામ અને યોગ એ બે એકજ છે. [૩૮,૩૯] વળી રેચક, પૂરક અને કુંભક એમ બીજા પણ પ્રાણાયામના ત્રણ ભેદ છે તેમાં રેચકમાં પ્રણવના (ઓંકારના) મનું, પૂરકમાં અનું અને કુંભકમાં ઉનું ધ્યાન કરવું.[૪૦] જે પરમાત્મા છે તે ઓંકારરૂપ છે, અને પ્રાણાયામ પણ ઓંકારના ત્રણ વર્ણરૂપ છે, તેથી પ્રાણાયામ પરમાત્માનુંજ રૂપ છે. ઇડા નાડીવાળી ડાબી નાસિકાથી બત્રીશ વાર અકારનું આવર્તન કરી વાયુને ખેંચીને પછી ચોસઠવાર ઉકારનું આવર્તન કરતાં પેટમાં ઘુંટીને પાછું પિંગલા નાડીવાળી જમણી નાસિકાથી મકારનું આવર્તન કરતાં તે વાયુનું વિરેચન કરવું. આ રીતે પ્રથમ લઘુ પ્રાણાયામ કરવો અને પછી અભ્યાસ વધારીને મધ્યમ તથા ઉત્તમ પ્રાણાયામ પણ કરવા. પ્રાણાયામ કર્યા પછી છ ચક્રનો ભેદ કરીનેઅનુક્રમે કુંડલિનીને બ્રહ્મરંધ્રમાં લઈ જઇને હૃદયમાં ઉપર કહ્યા પ્રમાણે પરમાત્માનું ધ્યાન કરવું, એવી યોગની મર્યાદા છે. મૂલાધાર ચક્રમાં ચાર પત્રવાળા કમલની ભાવના કરી તે પત્રોમાં વથી તે સસુધીના ચાર વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવો. લિંગ ચક્રમાં છ પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં બથી તે લસુધીના છ વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવો. નાભિચક્રમાં દશ પત્રવાળા કમલની ભાવના કરી તે પત્રોમાં ડથી તે ફસુધીના દશ વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવો. હૃદયચક્રમાં બાર પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં કથી તે ઠસુધીના બાર વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવો. કંઠચક્રમાં સોળ પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં સોળ સ્વરની ભાવના કરીને પ્રણામ કરવોઅને ભ્રૂમધ્યચક્રમાં બે પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં તત્વાર્થને કહેનારા હ તથા ક્ષ એ બે વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવો. એ રીતે છ ચક્રની ભાવના કર્યા પછી કુંડલિનીનું ધ્યાન કરવું.[૪૧-૪૩] મૂલાધારના ચાર પત્રવાળા રક્ત કમલમાં રહેલી, રજોગુણવાળી, માયાબીજના અર્થરૂપ, કમલના તંતુ જેવી સૂક્ષ્મ, મિશ્રબિંદુરૂપ મુખવાળી અને રક્તબિંદુ તથા શ્વેત બિંદુરૂપ બે સ્તનવાળી કુંડલિની શક્તિનો જો ચિત્તમાં એકવાર પણ સાક્ષાત્કાર થાય તો પુરૂષ જીવન્મુક્ત થાય છે. કુંડલિનીનું ધ્યાન કર્યા પછી પોતાના

હૃદયમાં તેની સાથે આત્મારૂપી ભગવતીનું ધ્યાન કરી પ્રાર્થના કરવી કે "હું તમારૂં સ્વરૂપજ છું, માટે મારી સ્થિતિ તમારી સેવારૂપ, મારી ગતિ તમારી યાત્રારૂપ, મારી મતિ તમારા ચિંતનરૂપ અને મારી વાણી તમારી સ્તુતિરૂપ હોજો અને એવી રીતે મારી સઘળી ક્રિયા તમારા પૂજનરૂપ હોજો." પછી પોતાના આત્માને કૃતાર્થ જાણવો કે "હું દેવી છું. દેવીથી ભિન્ન નથી. હું બ્રહ્મજ છું. હું શોકવાળો નથી. હું સત્, ચિત્, અને આનંદરૂપ છું." વળી પણ ગદ્ગદ ચિત્તથી કુંડાલનીની ભાવના કરવી કે "મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધી જતાં વિજળીની પેઠે પ્રકાશતી, પાછી બ્રહ્મરંધ્રથી મૂલાધારમાં આવતાં અમૃતથી ભીંજાએલી, સુષુમ્ણા નાડીમાં ફરતી અને આનંદરૂપવાળી કુંડલિનીનો હું આશ્રય લઉ છું."[૪૪-૪૭] પછી પોતાના બ્રહ્મરંધ્રમાં ઈશ્વરસ્વરૂપ ગુરૂનું ધ્યાન કરવું અને માનસોપચારથી યથાવિધિ તેમનું પૂજન કરવું.[૪૮] વશ મનવાળા સાધકે નીચેનો મંત્ર બોલીને ગુરૂની સ્તુતિ કરવી કે "ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ છે, ગુરૂ એજ સદાશિવ છે,[૪૯] અને ગુરૂજ પરબ્રહ્મ છે. એવા ગુરૂને હું પ્રણામ કરૂં છું."

**स्तुवीतानेन मंत्रेण साधको नियतात्मवान् ॥**
**[illegible]रुर्ब्रह्मा [illegible]रुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ॥४९॥**
**गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

# अध्याय २ जो.

## પ્રાતઃકાલના કૃત્ય પછી શૌચાદિ વિધિ

### श्रीनारायण उवाच

**[illegible] न पुनंति वेदा यदप्यधीताः सह-**
**ष[illegible]भिरंगः ॥ छं[illegible]ंस्यनं [illegible]त्युकाले त्यजंति**
**नीडं शकुंता इ[illegible]ः ॥ १ ॥**

નારાયણ કહે છેઃ—જો કે છ અંગો સહિત ચારે વેદોનો અભ્યાસ કર્યો હોય તોપણ તે વેદો આચાર વગરના દ્વિજને પવિત્ર કરતા નથી. જેઓને પાંખો આવી હોય એવા પક્ષીઓ માળાને જેમ છોડી દે તેમ વેદો એ દ્વિજને તેના મરણના સમયમાં છોડી દે છે.[૧] બ્રાહ્મ મુહૂર્ત્તમાં ઉઠીને આગળ કહેલી સઘળી ક્રિયા સારી રીતે કરવી. રાત્રિનો છેલ્લો પહોર એ બ્રાહ્મમુહૂર્ત્ત કહેવાય છે, તો તેમાં ઉઠીને સમજુ દ્વિજે કેટલીકવાર સુધી વેદનો અભ્યાસ કરવો[૨] અને પછી ઇષ્ટદેવનું ચિંતન કરવું. યોગીએ તો વેદનો અભ્યાસ નહિ કરતાં તે સમયે આગળ કહેલી રીતે બ્રહ્મનું ધ્યાન કરવું,[૩] કે જેથી સર્વદા જીવ અને બ્રહ્મની એકતા થતાં તુરતજ જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.[૪] પંચાવન ઘડી પછી ઉષઃકાલ સમજવો, સત્તાવન ઘડી પછી અરૂણોદયકાલ સમજવો, અઠ્ઠાવન ઘડી પછી પ્રાતઃકાલ સમજવો અને સાઠમી ઘડીએ સૂર્યોદયકાલ સમજવો.[૫] દ્વિજે પ્રાતઃકાલમાં ઉઠી પોતાના શયન–સ્થલથી ફેંકેલું બાણ જેટલે દૂર જાય તેટલો અથવા તેથી અધિક પ્રદેશ મૂકીને નૈર્ઋત ખુણામાં અથવા દક્ષિણ દિશામાં વિષ્ઠા અને મૂત્ર કરવાં.[૬] બ્રહ્મચારીએ જનોઇને કાનપર ચડાવીને અને વાનપ્રસ્થે તથા ગૃહસ્થે ગળામાં વીંટી વાંસે રાખીને વિષ્ઠા તથા મૂત્ર કરવાં. પૃથ્વી ઉપર ખડ પાથરી અને વસ્ત્રથી માથાને વીંટી લઈ યત્નપૂર્વક મૌન રાખતાં વિષ્ઠા કરતાં થુંકવું નહિ. શ્વાસ પણ રોકવો. હળથી ખેડેલા સ્થલમાં, જળમાં, સ્મશાનમાં, પર્વતમાં, જીર્ણ દેવાલયમાં, રાફડા ઉપર, લીલા ખડવાળા સ્થલમાં કે જીવડાવાળા ખાડામાં વિષ્ઠા કરવી નહિ. દોડતાં, ચાલતાં કે માર્ગમાં ઉભીને વિષ્ઠા કરવી નહિ. બે સંધ્યાકાલમાં, જપ કરતાં,

જમતાં, દાતણ કરતાં, પિતૃનું કાર્ય કરતાં, દેવીનું કાર્ય કરતાં, મૂત્ર કરતાં, વિષ્ઠા કરતાં, મેલ કાઢતાં, મૈથુન કરતાં, ગુરૂના સમીપમાં, પૂજન કરતાં, દાન કરતાં, અને બ્રહ્મયજ્ઞ કરતાં દ્વિજે મૌન રાખવું જોઇએ. "દેવતાઓ, ઋષિઓ, પિશાચો, સર્પો, રાક્ષસો અને બીજાં પણ સઘળાં પ્રાણીઓ અહીંથી જતાં રહો. હું આ સ્થલમાં શૌચ કરૂં છું." એવી રીતે પ્રાર્થના કરીને પછી વિધિ પ્રમાણે શૌચ કરવું.[૭-૧૪] વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, જલ કે ગાયને જોતાં દ્વિજે કદી પણ વિષ્ઠા કે મૂત્ર કરવાં નહિ.[૧૫] રાત્રિએ દક્ષિણમાં અને દિવસે ઉત્તરમાં મુખ રાખીને વિષ્ઠા તથા મૂત્ર કરવાં. પછી વિષ્ઠાને તથા મૂત્રને ઢેફાં, પાંદડાં તથા ખડ આદિથી ઢાંકી દેવાં.[૧૬] લિંગને પકડી ઉઠીને જળની પાસે જવું અને જળથી દૂર પ્રદેશ હોય તો પાત્રમાં જળ લઇને વિષ્ઠા કે મૂત્ર કરવા જવું.[૧૭] બ્રાહ્મણે કાંઠા ઉપરથી ધોળી માટી લેવી, ક્ષત્રિયે રાતી લેવી, વૈશ્યે પીળી લેવી અને શૂદ્રે કાળી લેવી;[૧૮] અથવા જે સ્થલમાં જેવી મૃત્તિકા મળે તેવી દ્વિજોએ લેવી. જલની અંદરની, દેવમંદિરની, રાફડાની, ઊંદરના દરની, ઉકરડાની, જેમાં શૌચ થએલું હોય તે અને હાથ પગ આદિ ધોતાં અવશેષ રહેલી હોય તે, એ સાત પ્રકારની માટી લેવી નહિ. મૂત્રના કરતાં શૌચમાં બમણી ચોખ્ખાઈ કરવી અને મૈથુનમાં ત્રણ ગણી ચોખ્ખાઈ કરવી.[૧૯,૨૦] લિંગને એક વાર, ડાબા હાથને ત્રણ વાર અને પછી બન્ને હાથને બેવાર માટી દેવી, એથી મૂત્રની શુદ્ધિ થાય છે. શૌચ કર્યું હોય તો એથી બમણી શુદ્ધિ કરવી જોઇએ.[૨૧] શૌચ કર્યા પછી લિંગને બે વાર, ગુદને પાંચવાર, ડાબા હાથને દશવાર, પછી બન્ને હાથને સાત વાર અને તે પછી એક એક પગને ચાર ચાર વાર મૃત્તિકા લગાવવી. પગને લગાડવામાં પ્રથમ ડાબા પગને અને પછી જમણા પગને લગાવવી.[૨૨,૨૩] આ શુદ્ધિ ગૃહસ્થને માટે કહી છે. બ્રહ્મચારીએ એથી બમણી, વાનપ્રસ્થે ત્રણ ગણી અને સંન્યાસીએ ચોગણી કરવી.[૨૪] શુદ્ધ થવા સારૂ પ્રત્યેક વારમાં લીલાં આમળાં જેટલી માટી લેવી પણ કદી એથી ઓછી લેવી નહિ.[૨૫] દિવસમાં શૌચ કર્યું હોય તો એ પ્રમાણે શુદ્ધિ કરવી, રાત્રિમાં શૌચ કર્યું હોય તો એથી અર્ધી કરવી, આતુર માણસે તેથી અર્ધી કરવી અને માર્ગે ચાલતાં એથી પણ અર્ધી કરવી.[૨૬] સ્ત્રી, શૂદ્ર, અશક્ત અને બાલકોએ શૌચના કામમાં માટી લેવાની સંખ્યા નહિ રાખતાં જેટલી વાર માટી લેવાથી ગંધનો ક્ષય થાય તેટલી વાર લેવી.[૨૭] મનુ તો એમ કહે છે કે "જેટલી વાર માટી લેવાથી લેપનો અને ગંધનો ક્ષય થાય તેટલી વાર સઘળા વર્ણોએ લેવી."[૨૮] શૌચના કામમાં ડાબો હાથ વાપરવો પણ જમણો હાથ વાપરવો નહિ. સામાન્ય રીતે નાભિથી નીચેના ભાગની શુદ્ધિના કામમાં ડાબા હાથનો ઉપયોગ કરવો અને નાભિથી ઉપરના ભાગની શુદ્ધિના કામમાં જમણા હાથનો ઉપયોગ કરવો.[૨૯] દ્વિજ લોકોએ એથી વિપરીત કરવું નહિ. સમજુએ શૌચ કરીને અથવા મૂતરીને, શુદ્ધ થયા વગર જળના પાત્રને હાથથી અડકવું નહિ. જો ભૂલથી અડકી જવાય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. મોહથી અથવા આલસ્યથી કહ્યા પ્રમાણે શુદ્ધિ ન કરવામાં આવી હોય તો ત્રણ રાત્રિ સુધી ઉપવાસ કરીને જપ કરે ત્યારે શુદ્ધ થાય છે. દેશ, કાલ, દ્રવ્ય, શક્તિ અને પોતાની સગવડ એ સઘળાં ઉપર ધ્યાન પહોંચાડીને શુદ્ધિ કરવી. શુદ્ધિ કરવામાં આલસ્ય રાખવું નહિ. શૌચ કર્યા પછી બાર

અને મુતર્યા પછી ચાર કોગળા કરવા. એથી ઓછા કોગળા કદી પણ કરવા નહિ. કોગળો કરવો હોય ત્યારે મ્હોડું નીચું રાખીને ધીરેથી ડાબી કોર કરવો.[૩૦-૩૪] તે પછી આચમન કરીને વિધિપૂર્વક દાતણ કરવું. એ દાતણ કાંટાળા ઝાડનું અથવા છીરવાળા ઝાડનું જોઇએ, વ્રણ વગરનું જોઇએ, ટચલી આંગળીની અણી જેવું જાડું જોઇએ અને અગ્ર ભાગમાં પાણાથી કુચો કરેલું જોઇએ. કરંજ, ઉંબરો, આંબો, કદંબ, લોધ્ર, ચંપક અને બોરડી, એટલાં વૃક્ષો દાતણમાં ઉત્તમ કહેલાં છે. "હે વનસ્પતિ ! અન્ન આદિ આવકના સમૂહનો નાશ થઈ જતો હતો તે સમયમાં ચંદ્ર રાજાએ આવીને જેની રક્ષા કરી છે તે તું મારૂં મુખ સ્વચ્છ કરીને મને તારા યશથી અને ઐશ્વર્યથી જોડી દે. હે વનસ્પતિ ! તું અમને આયુષ્ય, બળ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મવિદ્યા અને સુબુદ્ધિ આપ."એવો મંત્ર ભણીને દાતણ કરવું. દાતણ ન મળે ત્યારે અને જે જે દિવસે દાતણ કરવાનો નિષેધ છે તે દિવસે પાણીના બાર કોગળાથીજ દાતણ કરવું. પડવો, અમાવાસ્યા, છઠ, નવમી, એકાદશી અને રવિવારને દિવસે જે માણસ કાષ્ઠનું દાતણ કરે તે માણસને સૂર્ય દેવનું ભક્ષણ કર્યા જેટલું પાપ લાગે છે, અને તેની સાત પહેડીઓ નરકમાં પડતાં કુલનો પણ નાશ થાય છે.[૩૫,૪૧] દાતણ કરીને સારી રીતે પગ ધોયા પછી નિર્મલ જળનું ત્રણવાર આચમન લેવું. પછી જળથી ભીંજાવેલા અંગુઠાના મૂળથી મુખના બન્ને પડખાનો સ્પર્શ કરવો. પછી જળસહિત અંગુઠાથી અને તર્જનીથી નાકનાં બે છિદ્રનો સ્પર્શ કરવો. પછી જલસહિત અંગુઠાથી અને અનામિકાથી બે નેત્રનો તથા બે કાનનો સ્પર્શ કરવો. પછી જલસહિત અંગુઠાથી અને કનિષ્ઠિકાથી નાભિનો સ્પર્શ કરવો. પછી જલસહિત હાથના તળાથી હૃદયનો સ્પર્શ કરવો અને તે પછી જળસહિત સઘળી આંગળીઓથી મસ્તકનો સ્પર્શ કરવો.[૪૨]

**कृत्वालं पादशौचं ह्यमलमथजलं त्रिः पिबेद् द्विर्विमृज्य तर्जन्यांगुष्ठवत्या सजलमभिमृशेन्नासिकारंध्रयुग्मम्।अंगुष्ठानामिकाभ्यांनयनयुगयुतं कर्णयुग्मं कनिष्ठांगुष्ठाभ्यां नाभिदेशं हृदयमथतलेनाङ्गुलीभिः शिरांसि ॥ ४२ ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨

---

## अध्याय ३ जो.

### સ્નાન આદિનો વિધિ અને રૂદ્રાક્ષનો મહિમા.

**श्रीनारायण उवाच**

**स्मृत्वाचोंकारगायत्रींनिबध्नीयाच्छिखांतथा। पुनराचम्य हृदयं बाहू स्कंधौ च संस्पृशेत् ।१।**

નારાયણ કહે છેઃ—ઉપર પ્રમાણે આચમન અને સ્પર્શ કર્યા પછી ઓંકાર સહિત ગાયત્રીમંત્ર ભણીને શિખા બાંધવી. ફરીવાર આચમન લઇને હૃદય, બાહુ તથા ખભાનો પણ સ્પર્શ કરવો.[૧] છીંક આવે, થુંકવું પડે, દાંતમાંથી એઠવાડ નીકળે, ખોટું બોલી જવાય અથવા પતિતની સાથે ભાષણ થઈ જાય તો જમણા કાનનો સ્પર્શ કરવો;[૨] કારણ કે અગ્નિ, જલ, વેદ, ચંદ્ર, સૂર્ય અને વાયુ એ સઘળાં બ્રાહ્મણના જમણા કાનમાં રહે છે.[૩] હે નારદજી ! પછી નદી આદિમાં જઇને દેહને શુદ્ધ કરવાસારૂ પ્રાતઃસ્નાન સારી રીતે કરવું.[૪] આ અત્યંત મલિન દેહમાં નવ દ્વારોમાંથી સર્વદા મેલજ નીકળ્યા કરે છે એટલા માટે પ્રાતઃસ્નાન કરવું જોઇએ.[૫] અગમ્યા સ્ત્રીમાં ગમન કર્યાથી તથા પ્રતિગ્રહ કરવાથી જે પાપ થયું હોય તે,

તથા રહસ્યમાં જે પાપ થયું હોય તે, પ્રાતઃસ્નાન કરવાથી મટી જાય છે.[૬] નહિ નાહેલા માણસની સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે એટલામાટે નિત્ય દિવસે દિવસે પ્રાતઃસ્નાન કરવું જ જોઇએ.[૭] પોતાની પાસે દર્ભ રાખીને સ્નાન તથા સંધ્યાવંદન કરવું. જે દ્વિજ સાત દિવસસુધી પ્રાતઃસ્નાન ન કરે, ત્રણ દિવસસુધી સંધ્યા ન કરે અથવા બાર દિવસ સુધી અગ્નિરહિત રહે તે દ્વિજ શૂદ્રપણાને પ્રાપ્ત થાય છે. સ્નાનનો વિધિ ઘણો છે અને હોમનો કાળ થોડો છે, એટલા માટે હોમનો સમય નહિ ચૂકવાસારૂ પ્રાતઃકાળમાં સામાન્ય સ્નાન કરીને પછી મધ્યાહ્ને વિધિસહિત સ્નાન કરે તોપણ ચાલે છે. આ લોકમાં અને પરલોકમાં ગાયત્રીથી અધિક કાંઇ નથી.[૮,૧૦] પોતાનું જે ઉચ્ચારણ કરે તેનું રક્ષણ કરવાથીજ ગાયત્રી કહેવાય છે એટલા માટે પ્રણવ અને ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રીનું ઉચ્ચારણ કરતાં પ્રાણ અને અપાનની સમતા કરવારૂપ ત્રણ પ્રાણાયામ કરે તો સામાન્ય સ્નાન કર્યા છતાં પણ વિધિસહિત સ્નાન કર્યાનું ફલ પ્રાપ્ત થાય છે. વેદસંપન્ન અને સ્વધર્મમાં રૂચિવાળા બ્રાહ્મણે પ્રાણાયામના સમયમાં સર્વદા વૈદિક મંત્રનો જપ કરવો. લૌકીક મંત્રનો જપ કદી કરવો નહિ. ગાયના શીંગડાની અણીપર સર્ષપ રહે તેટલીવાર પણ પ્રાણાયામથી જેઓનો વાયુ સ્થિર ન થાય તેઓ પિતાના અને માતાના કુલને તારી શકતા નથી. યોગ્ય પ્રાણાયામ થવાથી એકસો ને એક પહેડીઓનો ઉદ્ધાર થાય છે. જે પ્રાણાયામ જપ સહિત હોય તે સગર્ભ અને માત્ર ધ્યાનસહિત હોય તે અગર્ભ કહેવાય છે.[૧૧-૧૪] સ્નાનના અંગરૂપ તર્પણ કે જે દેવ, ઋષિ અને પિતૃઓને તૃપ્તિ આપનાર છે તે કરી જલથી બહાર આવી શુદ્ધ વસ્ત્ર પહેરીને વિભૂતિ ધારણ કરવી તથા જપને સિદ્ધ કરવાની ઇચ્છાવાળાઓએ સર્વદા શાસ્ત્રોક્ત ક્રમથી રૂદ્રાક્ષ પણ ધારણ કરવા.[૧૫,૧૬] જે પુરૂષ કંઠમાં બત્રીશ, માથામાં ચાલીશ, પ્રત્યેક કાનમાં છ છ, પ્રત્યેક કાંડામાં બાર બાર, પ્રત્યેક બાહુમાં સોળ સોળ, પ્રત્યેક નેત્રમાં એક એક, શિખામાં એક અને વક્ષઃસ્થળમાં એકસો આઠ રૂદ્રાક્ષો ધારણ કરે તે સાક્ષાત્ સદાશિવજ છે એમ સમજવું.[૧૭] હે નારદજી! રૂદ્રાક્ષને સોનામાં અથવા રૂપામાં બાંધીને સાવધાનપણાથી સર્વદા શિખામાં, કાનમાં, જનોઇમાં, હાથમાં, કંઠમાં અથવા પેટ ઉપર ધરવો. બુદ્ધિમાન પુરૂષે સાચી ભક્તિ રાખી પ્રેમપૂર્વક પંચાક્ષર મંત્રથી અથવા પ્રણવરૂપ મંત્રથી રૂદ્રાક્ષનું ધારણ કરવું એ સાક્ષાત્ પરમાત્માના જ્ઞાનનું સાધન છે.[૧૮,૨૦] શિખામાં ધરેલો રૂદ્રાક્ષ ઓંકારના તત્વરૂપ છે, બે કાનમાં ધરેલા રૂદ્રાક્ષ દેવ તથા દેવીના તત્વરૂપ છે, જનોઈમાં ધરેલા રૂદ્રાક્ષ વેદરૂપ છે, હાથમાં ધરેલા રૂદ્રાક્ષ દિશાઓરૂપ છે અને કંઠમાં ધરેલા રૂદ્રાક્ષ સરસ્વતીરૂપ તથા અગ્નિરૂપ છે, એવી ભાવના કરવી.[૨૧-૨૨] સઘળા વર્ણોએ તથા સઘળા આશ્રમવાળાઓએ રૂદ્રાક્ષોનું ધારણ કરવું જોઇએ, તેમાં દ્વિજોએ મંત્રપૂર્વક અને બીજાઓએ મંત્ર રહિત કરવું.[૨૩] રૂદ્રાક્ષોનું ધારણ કરવાથી રૂદ્રરૂપજ થાય છે એમાં સંશય નથી. નિષિદ્ધ વસ્તુઓને સર્વદા જોતો હોય, સાંભળતો હોય, સુંઘતો હોય, ખાતો હોય, બોલતો હોય કે કરતો હોય અથવા અયોગ્ય રીતે ચાલતો હોય કે અયોગ્ય રીતે હોઇને છોડી દેતો હોય તો પણ રૂદ્રાક્ષોનું ધારણ કરવાથી તે માણસને કોઇ પાપનો લેપ થતો નથી. રૂદ્રાક્ષોનું ધારણ કરનારાએ જે

ખાધું, પીધું કે સુંઘેલું હોય તે રૂદ્રેજ ખાધું, પીધું અને સુંઘેલું છે એમ સમજવું. જેઓને રૂદ્રાક્ષોનું ધારણ કરવામાં લાજ થતી હોય તેઓ કરોડ જન્મો થતાં પણ સંસારમાંથી છૂટતા નથી. કોઈએ રૂદ્રાક્ષોનું ધારણ કરેલું જોઇ જે માણસ નિંદા કરે તે માણસ વર્ણસંકરજ હોય એવો નિશ્ચય છે. રૂદ્રાક્ષોનું ધારણ કરવાથીજ રૂદ્રને રૂદ્રપણું, મુનિઓને સત્યસંકલ્પપણું અને બ્રહ્માને બ્રહ્માપણું મળેલું છે. કોઇ પણ ક્રિયા રૂદ્રાક્ષોના ધારણથી અધિક શ્રેષ્ઠ નથી.[૨૪-૩૦] જે માણસ રૂદ્રાક્ષોનું ધારણ કરનારાને ભક્તિપૂર્વક વસ્ત્ર કે ધાન્ય આપે તે માણસ સઘળાં પાપોથી છુટીને શિવના લોકમાં જાય છે.[૩૧] જે પુરૂષ રૂદ્રાક્ષોનું ધારણ કરનારાને આનંદથી શ્રાદ્ધમાં જમાડે તે માણસ પિતૃઓના લોકને પામે છે એમાં કાંઈ વાંધો નથી.[૩૨] જે માણસ રૂદ્રાક્ષોનું ધારણ કરનારાના પગ ધોઇને તે પાણી પીએ તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઇને શિવલોકમાં પૂજાય છે.[૩૩] જે બ્રાહ્મણ ભક્તિથી રૂદ્રાક્ષ સહિત હાર, કંકણ અથવા સુવર્ણનું ધારણ કરે તે બ્રાહ્મણ રૂદ્રપણાને પ્રાપ્ત થાય છે.[૩૪] જે કોઈ માણસ ભક્તિથી, ભક્તિવગર કે લાજથી પણ ગમે તે અંગમાં એકલા રૂદ્રાક્ષને મંત્રપૂર્વક અથવા મંત્ર રહિત પણ ધારણ કરે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઇને ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત થાય.[૩૫] અહો ! રૂદ્રાક્ષનું માહાત્મ્ય મારાથી પૂરેપૂરૂં કહી શકાતું નથી. રૂદ્રાક્ષનો મહિમા એવો છે એટલામાટે સર્વ પ્રયત્નથી રૂદ્રાક્ષનું ધારણ કરવું જોઇએ.[૩૬]

**अहो रुद्राक्षमाहात्म्यं मया वक्तुं न शक्यते ॥**
**तस्मात् सर्वप्रयत्नेन कुर्याद्रुद्राक्षधारणम् ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

# અધ્યાય ૪ થો.

## રૂદ્રાક્ષની ઉત્પત્તિ અને મહિમા.

### नारद उवाच

**एवं भूतानुभावोयं रुद्राक्षो भवतानघ ॥**
**वर्णितो महतां पूज्यः कारणं तत्र किं वद ॥१॥**

નારદજી પૂછે છેઃ–હે નારાયણ ! રૂદ્રાક્ષનો મહાત્માઓએ પણ પૂજવા યોગ્ય આવી રીતનો પ્રભાવ આપે કહ્યો, તો એવો પ્રભાવ શા કારણથી થયો છે ? તે કહો.[૧]

નારાયણ કહે છેઃ–પૂર્વે આ પ્રમાણેજ કાર્તિકેયે સદાશિવને પૂછ્યું ત્યારે તે મહાત્મા સદાશિવે તેમને જે કહ્યું હતું તે સાંભળો.[૨]

સદાશિવ કહે છેઃ–હે કાર્તિકેય ! તમારી પાસે હું સંક્ષેપમાં તત્વ કહું છું, તે સાંભળો. પૂર્વે કોઇથી પણ જીતાય નહિ એવો ત્રિપુર નામે દૈત્ય હતો.[૩] એ દૈત્યે બ્રહ્મા તથા વિષ્ણુ આદિ સર્વે દેવતાઓનો પરાજય કરતાં તે દેવતાઓએ તે સમયે ત્રિપુરાસુર વિષે મારી પાસે વાત કરી.[૪] એ વાત સાંભળીને હું ત્રિપુરાસુરને મારવાસારૂ અને દેવતાઓને તારવાસારૂ અઘોર નામના દિવ્ય પ્રજ્વલિત, સર્વ દેવમય અને ભયંકરરૂપવાળા અસ્ત્રનું ચિંતન કરવા લાગ્યો. સઘળાં વિઘ્નોને શાંત કરનારા એ અસ્ત્રનું દેવતાઓનાં હજાર વર્ષ સુધી ચિંતન કરીને મેં આંખો ઉઘાડી ત્યાં વ્યાકુલ થએલી મારી આંખોમાંથી જળનાં બિંદુઓ પડયાં.[૫-૭] એ આંસુનાં ટીપાંઓમાંથી રૂદ્રાક્ષનાં મોટાં ઝાડ થયાં અને તે ઝાડોમાંથી સર્વનું હિત કરવા સારૂ મારી આજ્ઞાથી આડત્રીશ પ્રકારના રૂદ્રાક્ષો થયા. મારા સૂર્યરૂપ નેત્રનાં ટીપાંઓમાંથી અનેક વર્ણવાળા બાર પ્રકારના રૂદ્રાક્ષો થયા.[૮,૯] ચંદ્રરૂપ નેત્રનાં ટીપાંઓથી સોળ પ્રકારના ધોળા રૂદ્રાક્ષ થયા અને અગ્નિરૂપ નેત્રનાં ટીપાંઓમાંથી

દશ પ્રકારના કાળા રૂદ્રાક્ષો થયા.[૧૦] ધોળો રૂદ્રાક્ષ જાતે બ્રાહ્મણ છે માટે તેને બ્રાહ્મણોએ ધરવો. રાતો રૂદ્રાક્ષ જાતે ક્ષત્રિય છે માટે તેને ક્ષત્રિયોએ ધરવો, પીળા વર્ણનો રૂદ્રાક્ષ જાતે વૈશ્ય છે માટે તેને વૈશ્યોએ ધરવો અને કાળો રૂદ્રાક્ષ જાતે શૂદ્ર છે માટે તેને શૂદ્રોએ ધરવો.[૧૧] એક મ્હોડાવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ શિવરૂપ છે અને તે બ્રહ્મહત્યાને મટાડે છે. બે મ્હોડાંવાળો રૂદ્રાક્ષ દેવ દેવીરૂપ છે અને તે કાયિક તથા વાચિક પાપને મટાડે છે.[૧૨] ત્રણ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ અગ્નિરૂપ છે અને તે ક્ષણમાત્રમાં સ્ત્રીહત્યાને બાળી નાખે છે. ચાર મ્હોડાંવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ બ્રહ્મારૂપ છે અને તે પુરૂષની હત્યાને મટાડે છે.[૧૩] પાંચ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ કાલાગ્નિ રૂદ્રરૂપ છે એનું ધારણ કરે તો અભક્ષ્યના ભક્ષણથી તથા અગમ્યા સ્ત્રીમાં ગમન કરવાથી થએલાં સઘળાં પાપો મટે છે.[૧૪] બીજાં પાપોથી પણ તે છોડાવે છે. ૭ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ તમારૂં (કાર્ત્તિકેયનું) રૂપ છે અને તે જમણા હાથમાં ધરવા યોગ્ય છે.[૧૫] એનું ધારણ કરે તો બ્રહ્મહત્યા આદિ પાપોથી મુક્ત થાય છે. એમાં સંશય નથી. સાત મ્હોડાંવાળો રૂદ્રાક્ષ મહાપૂજ્ય અને અનંગરૂપ છે.[૧૬] એનું ધારણ કરે તો સુવર્ણની ચોરી આદિ પાપોથી મુક્ત થાય છે. આઠ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ ગણપતિરૂપ છે,[૧૭] એનું ધારણ કરે તો અન્નના કપટથી, રૂના કપટથી, સોનાના કપટથી, દુષ્ટ સ્ત્રીના ભોગથી, ગોત્રની સ્ત્રીના ભોગથી, અને ગુરૂપત્નીના ભોગથી થએલાં પાપોથી તથા એ જેવાં બીજાં પણ સઘળાં પાપોથી મુક્ત થાય છે. એ માણસનાં સઘળાં વિઘ્નો નાશ પામે છે અને અંતે પરમપદની પ્રાપ્તિ થાય છે.[૧૮,૧૯] આઠ મ્હોડાંવાળા રૂદ્રાક્ષનું ધારણ કરવાથી એટલા બધા ગુણ થાય છે. નવ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ ભૈરવરૂપ છે અને તે ડાબા હાથમાં ધરવા યોગ્ય છે.[૨૦] એનું ધારણ કરવાથી ભોગની, મોક્ષની તથા મારા જેવા બલની પ્રાપ્તિ થાય છે. નવ મ્હોડાંવાળાનું ધારણ કરવાથી હજારો ગર્ભહત્યાઓ અને સેંકડો બ્રહ્મહત્યાઓ તુરત નાશ પામે છે. દશ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ વિષ્ણુરૂપ છે.[૨૧,૨૨] એનું ધારણ કરવાથી ગ્રહ, પિશાચ, વેતાલ, બ્રહ્મરાક્ષસ અને સર્પો ઉપશાંત થાય છે.[૨૩] અગીયાર મ્હોડાંવાળો રૂદ્રાક્ષ અગીયાર રૂદ્રરૂપ છે. એ રૂદ્રાક્ષને જે માણસ શિખામાં ધરે તેના પુણ્યનું ફલ સાંભળો.[૨૪] હજાર અશ્વમેધ કરવાથી, સો વાજપેય કરવાથી અને સારી રીતે સો ગોદાન કરવાથી જેટલું ફળ મળે તેટલું ફળ અગીયાર મ્હોડાંવાળા રૂદ્રાક્ષનું ધારણ કરવાથી તુરત મળે છે. બાર મ્હોડાંવાળો રૂદ્રાક્ષ બાર સૂર્યરૂપ છે. એ રૂદ્રાક્ષને સર્વદા કાનમાં ધરવાથી સૂર્યો પ્રસન્ન થાય છે અને ગોમેધ તથા અશ્વમેધ કરવાનું ફલ મળે છે.[૨૫ ૨૭] શીંગડાંવાળા, શસ્ત્રવાળા, વાઘ આદિ અને બીજા કોઈથી પણ ભય થતો નથી, રોગ થતો નથી, મનની પીડા થતી નથી અને પોતે સુખી થતાં સમર્થ થાયછે.[૨૮,૨૯] હાથી, ઘોડા, મૃગ, મીંદડાં, સર્પ, ઊંદર, દેડકાં, ગધેડાં, કુતરાં, શીઆળ અને એવાં બીજાં પણ પ્રાણીઓને માર્યાં હોય તો પણ બાર મ્હોડાંવાળા રૂદ્રાક્ષનું ધારણ કરવાને લીધે તે પાપોથી મુક્ત થાય છે એમાં સંશય નથી. હે પુત્ર! તેર મ્હોડાંવાળો રૂદ્રાક્ષ જો મળે તો તેને લોકોએ તમારા જેવો ગણવો જોઈએ. એ રૂદ્રાક્ષ સઘળા મનોરથોની સિદ્ધિ આપનાર છે. એ રૂદ્રાક્ષનું ધારણ કરવાથી રસ તથા રસાયન આદિ સઘળું સિદ્ધ થાય છે[૩૦-૩૨] અને સઘળા ભોગ્ય પદાર્થો પ્રાપ્ત થાય છે એમાં કાંઈ સંદેહ નથી.

મા, બાપ કે ભાઈની હત્યા કરી હોય તોપણ એ રૂદ્રાક્ષને ધરવાથી તે સઘળાં પાપો ટળે છે. હે કાર્ત્તિકેય! ચૌદ મ્હોડાંવાળો રૂદ્રાક્ષ મળે તો તેને નિરંતર મસ્તકમાં ધરવો. કારણ કે તે મારૂંજ સ્વરૂપ છે. ઝાઝું બોલવાનું અને વારંવાર વર્ણન કરવાનું શું પ્રયોજન છે?[૩૩-૩૫] એ રૂદ્રાક્ષનું ધારણ કરનારને દેવતાઓ પણ નિરંતર પૂજે છે અને પરમ ગતિની પ્રાપ્તિ થાય છે. ઉત્તમ દ્વિજોએ મસ્તક ઉપર એક રૂદ્રાક્ષનું પણ ધારણ કરવું જોઇએ. છવ્વીશ રૂદ્રાક્ષની માથામાં પહેરવાની, પચાશની હૃદયમાં પહેરવાની, સોળની બાહુમાં પહેરવાની અને બારની કાંડાંમાં પહેરવાની માળા કરવી.[૩૬,૩૭] એકસો આઠની, પચાશની અથવા સત્તાવીશની માળા કરીને પહેરે અથવા તેથી જપ કરે તો પણ અનંત ફળની પ્રાપ્તિ થાય છે. હે કાર્ત્તિકેય! જો એકસો આઠ રૂદ્રાક્ષની માળાનું ધારણ કરે[૩૮,૩૯] તો ક્ષણે ક્ષણે અશ્વમેધનું ફલ પ્રાપ્ત થાય છે અને અંતે એકવીશ પહેડીનો ઉદ્ધાર કરીને શિવના લોકમાં પૂજાય છે.[૪૦]

**क्षणे क्षणेऽश्वमेधस्य फलं प्राप्नोति षण्मुख ॥**
**त्रिसप्तकुलमुद्धृत्य शिवलोके महीयते ॥४०॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪

## अध्याय ५ मो.

### જપમાળાનુંવિધાન અને રૂદ્રાક્ષનોમહિમા.

**ईश्वर उवाच**

**लक्षणं जपमालायाः शृणु वक्ष्यामि षण्मुख॥**
**रुद्राक्षस्य मुखं ब्रह्मा बिंदू रुद्र इतीरितः॥१॥**

સદાશિવ કહે છેઃ—હે કાર્ત્તિકેય! હવે જપ કરવાની માળાનું લક્ષણ કહું છું તે સાંભળો. રૂદ્રાક્ષના મુખને બ્રહ્મા અને બિંદુને રૂદ્ર કહે છે.[૧] વિષ્ણુ એનું પુચ્છ છે કે જેથી ભોગ અને મોક્ષરૂપ ફલની પ્રાપ્તિ થાય છે. પાંચ મ્હોડાંવાળા, કંટકસહિત અને રાતા, ધોળા અથવા મિશ્રરંગવાળા પચીશ રૂદ્રાક્ષોમાં છિદ્રો કરી પરોવીને તેઓની કંકણ જેવી આકૃતિવાળી ગોપુચ્છ નામની માળા કરવી.[૨,૩] મ્હોડાંથી મ્હોડાંને અને પુચ્છથી પુચ્છને જોડી દઈને તે માળાનો ઊંચા મ્હોડાવાળો મેરૂ કરવો અને મેરૂ ઉપર ગાંઠ દેવી એટલે ગોપુચ્છ નામની માળા થાય છે. એ પ્રમાણે બનાવેલી માળા મંત્રોની સિદ્ધિ આપે છે. પ્રથમ માળાને ચંદનસહિત જળથી ધોઇને ઉપર પંચગવ્ય છાંટવાં અને તે પછી શુદ્ધ જળથી ધોઈ નાખીને તે માળામાં મંત્રોના સમૂહનો ન્યાસ કરવો. શિવમંત્રના ષડંગમાં જે અસ્ત્રમંત્ર છે તેથી સ્પર્શ કરી 'હું' એ મંત્રથી અવગુંઠન કરીને તે પછી મૂલ મંત્રનો ન્યાસ કરવો. આ પ્રમાણે પોતાના હાથથી કરવું અથવા ગુરૂના હાથથી કરાવવું. 'सद्योजात' આદિ મંત્રોથી એકસો આઠવાર પ્રોક્ષણ કરી, મૂળમંત્રનું ઉચ્ચારણ કરી શુદ્ધ ભૂમિ ઉપર મૂકીને તેના ઉપર પરમ કારણરૂપ સાંબ સદાશિવને પધરાવવા.[૪-૮] આ પ્રમાણે પ્રતિષ્ઠા કરવાથી એ માળા સઘળાં ધારેલાં ફળ આપે છે. જે દેવનું પુરશ્ચરણ કરવું હોય તેના મંત્રથી માળાની પૂજા કરવી.[૯] જપ કરવાની માળાને માથાપર, કંઠમાં અથવા કાન ઉપર મૂકવી. એ પ્રમાણે, પુરૂષે જિતેંદ્રિયપણું રાખીને રૂદ્રાક્ષની માળાથી જપ કરવો.[૧૦] પરમ ભક્તિથી સર્વદા કંઠમાં, મસ્તકમાં, હૃદયમાં, મણિબંધમાં, કાનમાં અથવા બે બાહુ ઉપર રૂદ્રાક્ષોનું ધારણ કરવું.[૧૧] વારંવાર ઝાઝું વર્ણન કરવાનું કશું પ્રયોજન નથી. કહેવાનું એટલુંજ છે કે રૂદ્રાક્ષોનું ધારણ નિત્ય અને સર્વોત્તમ છે એટલા માટે વખાણવામાં આવે છે.[૧૨] સ્નાન, દાન, જપ, હોમ, વૈશ્વદેવ,

દેવપૂજન, પ્રાયશ્ચિત્ત, અથવા શ્રાદ્ધના અને વિશેષે કરી દીક્ષાના સમયમાં રૂદ્રાક્ષનું ધારણ કર્યા વગર બ્રાહ્મણ મોહથી જે કાંઈ વૈદિકકર્મ કરે તો તેને અવશ્ય નરકમાં પડવું પડે છે.[૧૩,૧૪] માથામાં, ગળામાં, જનોઈમાં અથવા હાથમાં સુવર્ણના પારાઓની સાથે રૂદ્રાક્ષનું ધારણ કરવું. બીજાએ પહેરેલો રૂદ્રાક્ષ પહેરવો નહિ તેમ અપવિત્રપણામાં પણ પહેરવો નહિ. સર્વદા ભક્તિપૂર્વકજ તેનું ધારણ કરવું જોઈએ. રૂદ્રાક્ષનાં વૃક્ષોનો સ્પર્શ કરીને આવેલો વાયુ જે ખડને ઉડાડે તે ખડ પણ પવિત્રલોકને પામે છે કે જ્યાંથી પાછું ફરવું પડતું નથી. 'રૂદ્રાક્ષનું ધારણ કરનારો માણસ પાપ કરતો હોય તોપણ તે સર્વ પાપથી મુક્ત થાય છે' એમ જાબાલશાખાની શ્રુતિ કહે છે. પશુઓ પણ રૂદ્રાક્ષનું ધારણ કરવાથી રૂદ્રપણાને પામે છે ત્યારે જે મનુષ્યો રૂદ્રાક્ષની માળા ધારણ કરે તેઓ રૂદ્રપણાને પામે તેમાં શું કહેવું ? સર્વદા રૂદ્રની ભક્તિમાં તત્પર રહીને મસ્તકથી એક રૂદ્રાક્ષનું ધારણ તો કરવુંજ જોઈએ કે જેથી સર્વ દુઃખોનો અને સર્વ પાપોનો નાશ થાય. જેઓ પરમાત્મા સદાશિવનાં નામોનું ઉચ્ચારણ કરે અને રૂદ્રાક્ષોથી શણગારેલા રહે તેઓ શિવભક્તોમાં ઉત્તમ છે એમ સમજવું. સઘળાં કલ્યાણોને ઇચ્છનારા મનુષ્યોએ કાનમાં, શિખામાં, કંઠમાં, હાથમાં અને પેટ ઉપર રૂદ્રાક્ષોનું ધારણ કરવું જોઈએ. મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા, તેઓની વિભૂતિઓ અને બીજા દેવતાઓ પણ ભક્તિથી રૂદ્રાક્ષોનું ધારણ કરે છે. સઘળાઓના કૂટસ્થ અને મૂલરૂપ ગોત્રના ઋષિઓ, તેઓના વંશમાં થએલા સર્વે મુનિઓ અને વેદોક્ત ધર્મ પાળનારા બીજા પવિત્ર પુરૂષો પણ રૂદ્રાક્ષોનું ધારણ કરે છે. જેઓના ઉપર મારી કૃપા હોય તેઓને સાક્ષાત્ વેદપ્રતિપાદિત અને મુક્તિ આપનારા રૂદ્રાક્ષ ધારણમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. હે પુત્ર! જાબાલશાખાવાળા સર્વે મુનિઓ આદરપૂર્વક રૂદ્રાક્ષોનું માહાત્મ્ય બોલે છે અને હું પણ કહું છું. રૂદ્રાક્ષોનુ ફલ ત્રણે લોકમાં પ્રખ્યાત છે.[૧૫-૨૭] રૂદ્રાક્ષના દર્શનમાં જે પુણ્ય થાય તે કરતાં તેના સ્પર્શનું કરોડગણું ફલ થાય છે. સ્પર્શના કરતાં ધારણ કરવાનું સો કરોડગણું પુણ્ય થાય છે[૨૮] અને ધારણના કરતાં રૂદ્રાક્ષની માળાવડે જપ કરવાથી સેંકડો લાખ કરોડગણું પુણ્ય થાય છે એમાં સંદેહ રાખવો નહિ.[૨૯] હાથમાં, છાતીમાં, કંઠમાં, કાનમાં અને મસ્તક ઉપર જે માણસ રૂદ્રાક્ષનું ધારણ કરે તે માણસ રૂદ્રરૂપજ થાય છે એમાં સંશય નથી.[૩૦] એ માણસને કોઈ પ્રાણી મારી શકે નહિ તથા તે પોતે પૃથ્વીમાં રૂદ્રની પેઠે વિચરે. દેવ અને દૈત્યો જેમ મને પ્રણામ કરે છે તેમ મનુષ્યોએ રૂદ્રાક્ષ ધરનારા માણસને સર્વદા પ્રણામ કરવા જોઇએ.[૩૧] ઉચ્છિષ્ટ રહેતો હોય, વિકર્મ કરતો હોય અથવા સઘળાં પાપોથી યુક્ત હોય તો પણ રૂદ્રાક્ષનું ધારણ કરનારો મનુષ્ય સઘળાં પાપોથી મુક્ત થાય છે. કૂતરો પણ જો ગળામાં રૂદ્રાક્ષ બાંધ્યો ને મરણ પામે તો મુક્ત થાય છે ત્યારે મનુષ્યની તો શી વાત કરવી. જપ તથા ધ્યાન નહિ કરતાં પણ રૂદ્રાક્ષનું ધારણ કરતો હોય તે પુરૂષ સઘળાં પાપોથી મુક્ત થઇને પરમ ગતિને પ્રાપ્ત થાય છે. મનુષ્ય જો એક રૂદ્રાક્ષનું પણ યત્નપૂર્વક ધારણ કરે[૩૨-૩૫] તો એકવીશ પેઢીનો ઉદ્ધાર કરીને રૂદ્રના લોકમાં પૂજાય છે. હવે પછી પણ ફરીવાર રૂદ્રાક્ષનોજ વિધિ તમારી પાસે કહીશ.[૩૬]

**कुलैकविंशतिमुद्धृत्य रुद्रलोके महीयते ॥**
**अतःपरंप्रवक्ष्यामिरुद्राक्षस्यपुनर्विधिम् ॥२६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

## अध्याय ६ ट्ठो. રૂદ્રાક્ષનો મહિમા

### ईश्वर उवाच

**महासेन कुशग्रंथिपुत्रजीवादयः परे ॥**
**रुद्राक्षस्यतुनैकोपिकलांमर्हति षोडशीम् ॥१॥**

સદાશિવ કહે છેઃ–હે કાર્તિકેય ! કુશગ્રંથિ અને પુત્રજીવ આદિની બીજી ઘણી માળાઓ થાય છે પણ તેઓમાંની કોઈ પણ રૂદ્રાક્ષની માળાના સોળમા ભાગનું ફળ આપી શકે એમ નથી.[1] જેમ પુરૂષોમાં વિષ્ણુ, ગ્રહોમાં સૂર્ય, નદીઓમાં ગંગા, મુનિઓમાં કશ્યપ, ઘોડાઓમાં ઉચ્ચૈઃશ્રવા, દેવતાઓમાં હું અને દેવીઓમાં પાર્વતી ઉત્તમ છે, તેમ માળાઓમાં રૂદ્રાક્ષની માળા ઉત્તમ છે.[2,3] રૂદ્રાક્ષની માળાકરતાં વધારે પુણ્ય આપનારૂં કોઈ સ્તોત્ર કે વ્રત પણ નથી. અક્ષય ફળ આપનારાં દાનોમાં રૂદ્રાક્ષનું દાન ઉત્તમ છે.[4] જે માણસ મારા શાંતિવાળા ભક્તને ઉત્તમ રૂદ્રાક્ષનું દાન આપે તેના પુણ્યનો અંત કહેવાને હું પણ સમર્થ નથી.[5] ગળામાં રૂદ્રાક્ષનું ધારણ કરનારાને જે માણસ અન્ન આપે તે માણસ એકવીશ પેઢીનો ઉદ્ધાર કરીને રૂદ્રના લોકમાં જાય.[6] જેના કપાલમાં વિભૂતિ ન હોય, અંગમાં રૂદ્રાક્ષનું ધારણ ન હોય અને ઘરમાં શિવપૂજન ન હોય તે બ્રાહ્મણને ચાંડાલથી પણ અધમ સમજવો.[7] માંસ ખાતો હોય, મદ્ય પીતો હોય અને ચાંડાલોનો સમાગમ કરતો હોય તો પણ મસ્તકમાં રૂદ્રાક્ષ હોય તો સઘળાં પાપોથી મુક્ત થાય છે.[8] સઘળા યજ્ઞ, તપ, દાન અને વેદાભ્યાસથી જે ફળ થાય તે ફળ રૂદ્રાક્ષ ધારણ કરવાથી તુરત મળે છે.[9] ચારે વેદ ભણવાથી, પુરાણો ભણવાથી, તીર્થોના સેવનથી અને સઘળી વિદ્યા આદિથી જે પુણ્ય થાય તે પુણ્ય રૂદ્રાક્ષના ધારણથી મળે છે. માણસ જો મરવાના સમયમાં રૂદ્રાક્ષ બાંધીને મરે તો તેને રૂદ્રપણું મળે છે અને ફરીવાર જન્મવું રહેતું નથી. કંઠમાં અથવા બે બાહુમાં રૂદ્રાક્ષનું ધારણ કરીને મરે તો એકવીશ પેઢીનો ઉદ્ધાર કરીને રૂદ્રના લોકમાં વસે છે. બ્રાહ્મણ હોય, ચાંડાલ હોય, ગુણ રહિત હોય કે ગુણવાન હોય પણ જે માણસ ભસ્મ અને રૂદ્રાક્ષને ધરે તે દેવપણું પામીને શિવની પાસે જાય છે. પવિત્ર, અપવિત્ર, અભક્ષ્યનું ભક્ષણ કરનાર, મ્લેચ્છ કે ચાંડાલ ગમે તેવો હોય અને ગમે તેવાં પાપોવાળો હોય પણ રૂદ્રાક્ષનું ધારણ કરવાથી રૂદ્રરૂપ થાય છે એમાં સંશય નથી.[10-15] માથાપર રૂદ્રાક્ષ ધારણ કરવાથી કરોડ રૂદ્રાક્ષ ધરવાનું, કાનપર ધારણ કરવાથી દશ કરોડ ધરવાનું, ગળામાં બાંધવાથી સો કરોડ ધરવાનું, બ્રહ્મરંધ્રપર ધારણ કરવાથી હજાર કરોડ ધરવાનું, જનોઇમાં ધારણ કરવાથી દશ હજાર કરોડ ધરવાનું અને ભુજાપર રાખવાથી લાખ કરોડ ધરવાનું પુણ્ય થાય છે. કાંડામાં રૂદ્રાક્ષ ધરવા એ તો સાક્ષાત્ મોક્ષના સાધનરૂપ છે.[16,17] બ્રાહ્મણ સર્વદા ભક્તિપૂર્વક રૂદ્રાક્ષ ધારણ કરીને વૈદિક કર્મ કરે તો તે કર્મનું તેને મોટું ફલ મળે છે.[18] ભક્તિ રહિત છતાં અને પાપકર્મ કરનાર છતાં પણ જે માણસ ગળામાં રૂદ્રાક્ષની માળા ધારણ કરે તે માણસ સર્વ બંધનથી મુક્ત છે એમ સમજવું.[19] જે માણસ રૂદ્રાક્ષને ધરનાર અને રૂદ્રાક્ષમાંજ ચિત્ત રાખનાર હોય તે માહેશ્વર કહેવાય છે અને તેને શિવલિંગ જેવો સમજીને લોકોએ પ્રણામ કરવા જોઇએ.[20] વિદ્યા-

રહિત કે વિદ્યા સહિત ગમે તેવો હોય પણ રૂદ્રાક્ષનું ધારણ કરવાથી મારા લોકને પ્રાપ્ત થાય છે. કીકટ દેશમાં એક ગધેડાને પણ રૂદ્રાક્ષનેલીધે મારા લોકની પ્રાપ્તિ થઇ હતી.[૨૧]

કાર્ત્તિકેય પૂછે છેઃ–હે દેવ ! હે પરમેશ્વર ! કીકટ દેશમાં ગધેડાએ કયા હેતુથી રૂદ્રાક્ષ ધર્યા હતા અને તેને રૂદ્રાક્ષ કોણે આપ્યા હતા એ વાત કહો.[૨૨]

સદાશિવ કહે છેઃ–હે દેવ ! હે પુત્ર! પૂર્વનું વૃત્તાંત સાંભળો. વિંધ્યાચલમાં એક વટેમાર્ગુ, ગધેડાપર રૂદ્રાક્ષનો બોજો નાખીને તેને હાંકયો જતો હતો.[૨૯] થાકેલો અને તે ભાર ઉપાડવાને અશક્ત થએલો તે ગધેડો ધરતીપર પડયો અને મરી ગયો. મરતાં વેંતજ મારી કૃપાથી ત્રણ નેત્રવાળો અને હાથમાં ત્રિશૂલ ધરનારો રૂદ્ર બનીને મારા સમીપમાં આવ્યો હતો. રૂદ્રાક્ષોને ધરનારો પુરૂષ મહાદુર્લભ રૂદ્રાક્ષોનાં જેટલાં મ્હોડાં હોય તેટલા હજાર યુગસુધી મારા લોકમાં આનંદ ભોગવે છે. આ રહસ્ય પોતાના શિષ્યોની પાસે કહેવું પણ અશિષ્યોની પાસે કદી કહેવું નહિ.[૨૪-૨૬] શિષ્યો છતાં પણ જેઓ મૂર્ખ હોય તેઓની પાસે પણ કદી કહેવું નહિ. અભક્ત, ભક્ત, નીચ કે અતિનીચ છતાં પણ જે માણસ રૂદ્રાક્ષ ધારણ કરે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થાય છે. રૂદ્રાક્ષનું ધારણ કરવાના પુણ્યને બીજા કોઈ પુણ્યની ઉપમા આપી શકાતી નથી.[૨૭,૨૮] તત્વ જાણનારા મુનિઓ રૂદ્રાક્ષના ધારણને 'મહાવ્રત' એવું નામ આપે છે. વ્રત ધરનારો જે માણસ હજાર રૂદ્રાક્ષ ધારણ કરે તેને સઘળા દેવતાઓ નમે છે. એ માણસને રૂદ્ર જેવોજ સમજવો. હજાર રૂદ્રાક્ષ ન મળે તો બે બાહુમાં સોળ સોળ, શિખામાં એક, બે કાંડાંમાં બાર બાર, કંઠમાં બત્રીશ, માથામાં ચાળીશ, પ્રત્યેક કાનમાં છ છ અને છાતીમાં એકસો આઠ રૂદ્રાક્ષોનું ધારણ કરવું. જે માણસ એ પ્રમાણે રૂદ્રાક્ષોનું ધારણ કરે તે રૂદ્રની પેઠે પૂજાય છે.[૨૯-૩૨] જે માણસ મોતી, પરવાળાં, સ્ફટિક, રૂપું, વૈદૂર્ય અને સોનાની સાથે રૂદ્રાક્ષનું ધારણ કરે તે શિવરૂપ થાય છે.[૩૩] કદાચ આલસ્યનેલીધે એકલા રૂદ્રાક્ષ ધારણ કરે તોપણ તે માણસને, જેમ અંધકાર સૂર્યને સ્પર્શ કરે નહિ તેમ પાપો સ્પર્શ કરતાં નથી.[૩૪] રૂદ્રાક્ષની માળાથી જપેલો મંત્ર અનંત ફલ આપે છે. જેના અંગપર મહાપવિત્ર એક પણ રૂદ્રાક્ષ ન હોય તેનો જન્મ, ત્રિપુંડ્રથી રહિત રહેનારાના જન્મની પેઠે વ્યર્થ થાય છે. જે માણસ માથાપર રૂદ્રાક્ષ મૂકીને માથે ન્હાય તેને ગંગાજીમાં ન્હાવાનું ફળ થાય છે એમાં સંશય નથી. લોકમાં પૂજાએલા રૂદ્રાક્ષો કેટલાક એક મુખવાળા, કેટલાક પાંચ મુખવાળા, કેટલાક અગીયાર મુખવાળા અને કેટલાક ચૌદ મુખવાળા પણ થાય છે. શંકરરૂપ રૂદ્રાક્ષનું નિત્ય ભક્તિથી પૂજન કરવામાં આવે તો તે રૂદ્રાક્ષ દરિદ્ર માણસને પણ પૃથ્વીમાં રાજા બનાવી દે છે. આ વિષયમાં એક જુનો ઇતિહાસ તમારી પાસે કહું છું.[૩૫-૩૯] કોસલ દેશમાં એક ઘણા ધનવાળો, ધર્માત્મા, વેદ તથા વેદનાં અંગોના પારને પામેલો, યજ્ઞ કરનાર અને દીક્ષાવાળો 'ગિરિનાથ' નામનો બ્રાહ્મણ હતો. ગિરિનાથનો 'ગુણનિધિ' એવા નામનો પુત્ર હતો, તે જુવાન અને કામદેવસરખો રૂપાળો હતો. એ ગુણનિધિએ પોતાના 'સુધિષણ' નામના ગુરૂની 'મુક્તાવળી' નામની સ્ત્રીને પોતાના યૌવનથી, રૂપથી અને મદથી મોહિત કરી દીધી હતી.[૪૦-૪૨] ગુણનિધિ કેટલાક કાળ સુધી તો ગુપ્ત રીતે તેનો સમાગમ કરતો. એ પછી બ્હીકનેલીધે ગુરૂને ઝેર દઇને નિર્ભય રીતે રમણ કરવા લાગ્યો.[૪૩]

જ્યારે તેનું કામ તેના માબાપના જાણવામાં આવ્યું ત્યારે તેણે પોતાનાં માબાપને પણ ઝેર દઇને મારી નાખ્યાં.[૪૪] અનેક પ્રકારના વિલાસોથી અને ભોગોથી દ્રવ્ય ખરચાઈ જતાં તે ખળતાવાળા ગુણનિધિએ બ્રાહ્મણોના ઘરમાં ચોરી કરવા માંડી.[૪૫] સુરાપાનના મદથી ઉન્મત્ત થતા અને નાત બહાર મૂકાએલા તે ગુણનિધિને સઘળાઓએ ગામમાંથી કહાડી મૂકતાં તે વનમાં ફરવા લાગ્યો.[૪૬] મુક્તાવળીની સાથે ઘાટા વનમાં જઈ માર્ગમાં ઉભીને તે ગુણનિધિએ દ્રવ્યના લોભથી ઘણા બ્રાહ્મણોને માર્યા.[૪૭] આ પ્રમાણે કરતાં ઘણો સમય વીત્યા પછી તે અધમ બ્રાહ્મણ મરણ પામ્યો. એને લઇ જવાનેવાસ્તે યમલોકમાંથી હજારો યમદૂત અને શિવલોકમાંથી મારા હજારો પાર્ષદો પણ આવ્યા. હે કાર્ત્તિકેય ! એ મારા દૂતોને અને યમના દૂતોને પરસ્પર વાતચીત થતાં યમના દૂતોએ કહ્યું કેઃ–"હે શિવના સેવકો ! આ બ્રાહ્મણે શું પુણ્ય કર્યું છે તે કહો, કે જેને લીધે તમો આને લઇ જવા ઇચ્છો છો."[૪૮,૫૦] મારા દૂતોએ કહ્યું કેઃ–"આ બ્રાહ્મણ જે સ્થલમાં મરણ પામ્યો છે તે સ્થલમાં દશ હાથ ધરતીની નીચે રૂદ્રાક્ષ છે માટે તેના પ્રભાવથી અમો આ બ્રાહ્મણને સદાશિવની પાસે લઈ જઇશું." પછી દિવ્ય રૂપ ધરનારો તે ગુણનિધિ વિમાનમાં બેસીને પાર્ષદોની સાથે મારા સ્થાનકમાં આવ્યો હતો. હે કાર્ત્તિકેય ! આ પ્રમાણે મેં તમને રૂદ્રાક્ષનું માહાત્મ્ય કહ્યું.[૫૧-૫૩] સઘળાં પાપોનો ક્ષય કરનાર અને મોટા પુણ્યરૂપી ફલ આપનાર આ રૂદ્રાક્ષનો મહિમા મેં સંક્ષેપથી કહ્યો છે.[૫૪]

**एवं रुद्राक्षमाहात्म्यं समासात् कथितो मया ॥**
**सर्वपापक्षयकरा महापुण्यफलप्रदः ॥ ५४ ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬**

# अध्याय ७ मो.

## એક મુખવાળા આદિ રૂદ્રાક્ષોનું વર્ણન

### श्रीनारायण उवाच

**एवं नारद षड्वक्त्रो गिरिशेन प्रबोधितः ॥**
**रुद्राक्षमहिमानंचज्ञात्वासीत्स कृतार्थकः ॥१॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! એ પ્રમાણે સદાશિવે બોધ દેતાં કાર્ત્તિકેયસ્વામી રૂદ્રાક્ષનો મહિમા જાણીને કૃતાર્થ થયા.[૧] મેં સદાચારના પ્રસંગમાં આવા પ્રભાવવાળા રૂદ્રાક્ષનું વર્ણન કર્યું. હવે બીજો વિષય પણ કહું છું. તે સાવધાન થઇને સાંભળો.[૨] જેમ રૂદ્રાક્ષનો અનંત પુણ્ય આપનાર મહિમા કહ્યો તેમ હવે રૂદ્રાક્ષોનું લક્ષણ અને મંત્રનો વિન્યાસ તમારી પાસે કહું છું.[૩] રૂદ્રાક્ષના દર્શનથી લાખગણું, સ્પર્શથી કરોડગણું અને ધારણથી દશ કરોડગણું પુણ્ય પ્રાપ્ત થાય છે.[૪] રૂદ્રાક્ષ ધારણ કરવા કરતાં રૂદ્રાક્ષની માળાવડે જપ કરવાથી મનુષ્યને સેંકડો, હજારો, લાખો અને કરોડોગણું પુણ્ય થાય છે.[૫] રૂદ્રાક્ષમાં ભદ્રાક્ષ ધારણનું મોટું ફળ છે. જે રૂદ્રાક્ષ આમળાં જેવડો હોય તે શ્રેષ્ઠ, બોર જેવડો હોય તે મધ્યમ અને ચણા જેવડો હોય તે નિકૃષ્ટ છે એમ સમજવું. એ વિષે હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.[૬,૭] શિવની આજ્ઞાથી પૃથ્વીમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી જાતનાં ચાર પ્રકારનાં રૂદ્રાક્ષનાં વૃક્ષો થયાં છે. તે વૃક્ષોમાંથી ઉત્પન્ન થએલા રૂદ્રાક્ષોની પણ એજ ચાર જાતો છે.[૮] ધોળા રૂદ્રાક્ષોને બ્રાહ્મણ, રાતાઓને ક્ષત્રિય, પીળાઓને વૈશ્ય અને કાળાઓને શૂદ્ર જાતના સમજવા.[૯] બ્રાહ્મણે ધોળા, ક્ષત્રિયે રાતા, વૈશ્યે પીળા અને શૂદ્રે કાળા રૂદ્રાક્ષો ધરવા.[૧૦] જે રૂદ્રાક્ષો સરખા, સ્નિગ્ધ, દૃઢ અને કંટકવાળા હોય તેઓને શુભ સમજવા. કીડાઓએ કરડેલા, છેદાએલા, ભેદાએલા, કંટક વગરના, વ્રણવાળા અને

સં કોચાઈ ગએલા, એ છ પ્રકારના રૂદ્રાક્ષોનો ત્યાગ કરવો. જે રૂદ્રાક્ષમાં પોતાની મેળેજ મધ્યમાં છિદ્ર પડેલું હોય તેને ઉત્તમ સમજવો.[૧૧,૧૨] માણસના યત્નથી જેમાં છિદ્ર થએલું હોય તેને મધ્યમ સમજવો. સરખા, સ્નિગ્ધ, દૃઢ અને ગોળ આકૃતિવાળા રૂદ્રાક્ષોને રેશમના દોરાથી ધરવા જોઇએ.[૧૩] જે રૂદ્રાક્ષનાં સઘળાં અંગો સરખાં હોય અને તે અંગોમાં જેવી કસોટીના પથરામાં સોનાની રેખા દેખાય છે તેવી સરખી તથા અત્યંત વિલક્ષણતા વગરની રેખા દેખાતી હોય તે રૂદ્રાક્ષને ઉત્તમ સમજવો. શિવનું પૂજન કરનારાઓએ એવા રૂદ્રાક્ષ ધારણ કરવા. શિખામાં એક, મસ્તકમાં ત્રીશ, ગળામાં છત્રીશ, બાહુમાં સોળ સોળ, કાંડામાં બાર અને ખભામાં પચાશ રૂદ્રાક્ષ ધારણ કરવા તથા એક સો આઠ રૂદ્રાક્ષોની બે સરની અથવા ત્રણ સરની માળા કરીને તેને જનોઈરૂપે કંઠમાં ધારણ કરવી [૧૪-૧૭] કુંડલમાં, મુકુટમાં, છેલકડીમાં, હારમાં, બાજુબંધમાં, કડાંમાં અને પગના નળા ઉપર પણ રૂદ્રાક્ષોનું ધારણ કરવું.[૧૮] સૂવાના તથા જળ પીવા આદિના સઘળા સમયોમાં પણ રૂદ્રાક્ષોને ધરવા. કનિષ્ઠ પક્ષમાં ત્રણસોનું, મધ્યમ પક્ષમાં પાંચસોનું અને ઉત્તમ પક્ષમાં હજાર રૂદ્રાક્ષોનું ધારણ શાસ્ત્રોમાં કહેલું છે માટે એવી ગોઠવણથી ધારણ કરવું. મસ્તકમાં ઇશાન મંત્રથી, કાનમાં તત્પુરૂષ મંત્રથી, લલાટમાં અઘોર મંત્રથી, હૃદયમાં અઘોર મંત્રથી, બે હાથમાં અઘોર મંત્રના બીજથી અને ઉદરમાં વામદેવ મંત્રથી પચાશ રૂદ્રાક્ષની માળાનું ધારણ કરવું. સદ્યોજાત આદિ પાંચ મંત્રોથી અને શિવષડંગમાંના અંગમંત્રોથી પણ રૂદ્રાક્ષનું ધારણ કરવું,[૧૯-૨૨] અથવા મૂલમંત્રથી ગુંથેલા સઘળા રૂદ્રાક્ષોનું ધારણ કરવું. એક મુખવાળો રૂદ્રાક્ષ પરતત્વનો પ્રકાશ કરનાર છે,[૨૩] માટે તેનું ધારણ કરવાથી પરતત્વનું જ્ઞાન થાય છે. બે મુખવાળો રૂદ્રાક્ષ અર્ધનારીશ્વરરૂપ છે, માટે તેનું ધારણ કરવાથી સર્વદા અર્ધનારીશ્વર પ્રસન્ન થાય છે.[૨૪] ત્રણ મુખવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ આગ્નરૂપ છે, માટે તે ક્ષણમાત્રમાં સ્રીહત્યાને બાળી નાખે છે.[૨૫] ત્રણ મુખવાળો રૂદ્રાક્ષ ત્રણ અગ્નિરૂપ પણ છે, માટે તેનું નિત્ય ધારણ કરવાથી અગ્નિદેવ પણ પ્રસન્ન થાય છે.[૨૬] ચાર મુખવાળો રૂદ્રાક્ષ બ્રહ્માનું સ્વરૂપ છે માટે તેનું ધારણ કરવાથી લક્ષ્મી, ઉત્તમ આરોગ્ય, મોટી જ્ઞાનરૂપ સંપત્તિ અને શુદ્ધિ પ્રાપ્ત થાય છે. પાંચ મુખવાળો રૂદ્રાક્ષ સદ્યોજાત આદિ પાંચ મંત્રોરૂપ છે માટે તેનું ધારણ કરવાથી સદાશિવ પ્રસન્ન થાય છે. છ મુખવાળા રૂદ્રાક્ષના દેવ કાર્તિકેય સ્વામી છે.[૨૭-૨૮] ગણપતિ એ રૂદ્રાક્ષના દેવ છે એમ પણ વિદ્વાનો કહે છે. એટલે છ મુખવાળા રૂદ્રાક્ષથી એ બંને દેવ પ્રસન્ન થાય છે. સાત મુખવાળા રૂદ્રાક્ષના દેવ સૂર્ય છે, સપ્તર્ષિ છે અને સાત માતૃકાઓ પણ છે. એ રૂદ્રાક્ષ ધારણ કરવાથી મોટી લક્ષ્મી, ઉત્તમ આરોગ્ય અને જ્ઞાનરૂપ મોટી સંપત્તિ પ્રાપ્ત થાય છે માટે પવિત્ર રહીને તેનું ધારણ કરવું. આઠ મુખવાળા રૂદ્રાક્ષની આઠ માતૃ દેવતાઓ છે[૩૦-૩૨] અને એનું ધારણ કરવાથી આઠ દેવીઓ, સત્ય બોલનારા આઠ વસુઓ અને ગંગાજી પ્રસન્ન થાય છે.[૩૩] નવ મુખવાળા રૂદ્રાક્ષના દેવ યમરાજા છે માટે તેનું ધારણ કરવાથી સર્વથા યમનો ભય થતોજ નથી.[૩૪] દશમુખવાળા રૂદ્રાક્ષની દેવતા દશ દિશાઓ છે માટે તેનું ધારણ કરવાથી દશે દિશાઓ પ્રસન્ન થાય છે એમાં સંશય નથી.[૩૫] અગીયાર મુખવાળા રૂદ્રાક્ષના દેવ અગીયાર રૂદ્ર છે અને સર્વદા સુખને વધાર-

નારા એ રૂદ્રાક્ષનો દેવ ઇંદ્ર પણ કહેવાય છે.[૩૬] બાર મુખવાળો રૂદ્રાક્ષ વિષ્ણુરૂપ છે અને બાર સૂર્ય તેના દેવ કહેવાય છે માટે વિષ્ણુને તથા બાર સૂર્યને ભજવા સારૂ પણ તેનું ધારણ કરવું.[૩૭] તેર મુખવાળો રૂદ્રાક્ષ કામ તથા સિદ્ધિને આપનાર છે અને શુભ છે. એ રૂદ્રાક્ષના ધારણ માત્રથી કામદેવ પ્રસન્ન થાય છે.[૩૮] ચૌદ મુખવાળો રૂદ્રાક્ષ રૂદ્રના નેત્રથી ઉત્પન્ન થએલો છે, સઘળા રોગોને હરનાર છે અને સઘળી રીતનું આરોગ્ય આપનાર છે.[૩૯] રૂદ્રાક્ષ ધારણ કરનારાએ મદ્ય, માંસ, લસણ, ડુંગળી, સરગવો, ગુંદાં અને ભુંડણાના ભક્ષણનો ત્યાગ કરવો.[૪૦] ગ્રહણ, વિષુવત, સંક્રાંતિ, અયન, અમાવાસ્યા, પુનમ અને બીજા પવિત્ર દિવસોમાં રૂદ્રાક્ષનું ધારણ કરે તો તુરત સઘળાં પાપોથી મુક્ત થાય છે.[૪૧]

**ग्रहणे विषुवे चैव संक्रमे अयने तथा ॥**
**दर्शे च पौर्णमासे च पुण्येषु दिवसेष्वपि ॥**
**रुद्राक्षधारणात्सद्यःसर्वपापैः प्रमुच्यते ॥४१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭**

## अध्याय ८ मो. ભૂતશુદ્ધિ પ્રકાર

### श्रीनारायण उवाच

**भूतशुद्धिप्रकारं च कथयामि महामुने ॥**
**मूलाधारात्समुत्थाय कुंडलीं परदेवताम् ॥१॥**

નારાયણ કહે છેઃ—હે નારદજી ! વસ્ત્ર પહેર્યા પછી આસનપર બેસી ભસ્મ તથા રૂદ્રાક્ષ ધારણ કરીને ભૂતશુદ્ધિ કરવી જોઇએ તે ભૂતશુદ્ધિનો પ્રકાર કહું છું. મૂલાધારમાંથી ઉઠી સુષુમ્ણાના માર્ગથી બ્રહ્મરંધ્રમાં ગએલી પરમ દેવતારૂપ કુંડલિનીની ભાવના કરવી. સાધકે હંસમંત્રથી જીવને પરબ્રહ્મમાં જોડી દઇને પગથી ગોઠણ સુધીમાં ચાર કોણવાળા, ત્રેસઠ અંકવાળા, લં બીજવાળા અને સોના સરખા વર્ણવાળા પૃથ્વીમંડળનું ચિંતન કરવું.[૨-૩] ગોઠણથી નાભિ સુધીમાં અર્ધચંદ્ર સરખા, બે પદ્મવાળા, वं બીજવાળા અને શ્વેતવર્ણવાળા જળમંડળનું ચિંતન કરવું.[૪] નાભિથી હૃદય સુધીમાં ત્રણ કોણવાળા, સ્વસ્તિકવાળા, रं બીજવાળા અને રાતાવર્ણવાળા અગ્નિમંડળનું ચિંતન કરવું.[૫] હૃદયથી ભ્રકુટીના મધ્ય સુધી છ બિંદુના ચિહ્નવાળા, यं બીજવાળા અને ધૂસર વર્ણવાળા વાયુમંડળનું ચિંતન કરવું.[૬] ભ્રકુટીના મધ્યથી બ્રહ્મરંધ્ર સુધીમાં ગોળ, સ્વચ્છ, મનોહર અને हं બીજવાળા આકાશમંડળનું સ્મરણ કરવું.[૭] આ પ્રમાણે પંચભૂતોનું ચિંતન કરીને તે પ્રત્યેક ભૂતનો સૌ સૌના કારણમાં લય કરવો. પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો અહંકારમાં, અહંકારનો મહત્તત્વમાં, મહત્તત્વનો પ્રકૃતિમાં, અને પ્રકૃતિનો આત્મામાં લય કરવો.[૮,૯] આ પ્રમાણે લયનું ચિંતન કરી શુદ્ધ જ્ઞાનમય થઇને ડાબી કુખમાં રહેલા, કાળા, અંગુઠા જેવડા, બ્રહ્મહત્યારૂપ મસ્તકવાળા, સુવર્ણની ચોરીરૂપ બાહુવાળા, મદિરાપાનરૂપ હૃદયવાળા, ગુરૂતલ્પગમનરૂપ કેડવાળા, મહાપાપીઓના સંસર્ગરૂપ બે પગવાળા, ઉપપાતકરૂપ બ્રહ્મરંધ્રવાળા, ખડ્ગ તથા ઢાલને ધરનારા, નીચા મુખવાળા, અસહ્ય અને દુષ્ટ સ્વભાવવાળા, પાપપુરૂષનું ચિંતન કરવું. यं એ વાયુના બીજમાંથી ઉત્પન્ન થએલા વાયુવડે પૂરક પ્રાણાયામથી દેહને પૂર્ણ કરીને પાપપુરૂષને સૂકાવી નાખવો. પછી કુંભકમાં જપેલા रं બીજના ઉચ્ચારણથી ઉઠેલા અગ્નિવડે પોતાના શરીરસહિત એ પાપપુરૂષને બાળી નાખવાની ભાવના કરવી.[૧૦,૧૧] પછી रं એ વાયુબીજનું

ઉચ્ચારણ કરી પાપપુરૂષની ભસ્મને શરીરમાંથી બહાર કહાડીને ફેંકી દેવી. આ ક્રિયા રેચક પ્રાણાયામથી કરવી.[૧૪] પછી પોતાના શરીરની ભસ્મને વં એ અમૃતબીજના ઉચ્ચારણથી ઉત્પન્ન થએલા અમૃતવડે ભીજવવી. પછી લં એ પૃથ્વીના બીજથી તે ભસ્મનો પિંડો કરીને સુવર્ણના ઇંડા જેવો આકાર થયાની ભાવના કરવી.[૧૫] પછી હં એ આકાશબીજનો જપ કરતાં તે પિંડનો ચોખ્ખા અરીસાના જેવો આકાર થયાની ભાવના કરવી. તે પછી માથાથી તે પગ સુધીના અવયવોની રચના કરવી.[૧૬] જે ક્રમથી લય કર્યો હતો તેથી વિપરીત ક્રમે આકાશ આદિ ભૂતોને પાછાં બ્રહ્મમાંથી ઉત્પન્ન કરી યોગ્ય સ્થાનકોમાં સ્થાપીને સોહં મંત્રવડે જીવને હૃદયકમળમાં આણવો.[૧૭] પરમાત્માના સંગથી સુધામય થએલા જીવને ત્યાંથી પાછો લઈ હૃદયકમળમાં સ્થાપીને પાછી મૂલાધારમાં આવેલી કુંડલિનીનું ચિંતન કરવું; એ જીવને હૃદયકમળમાં આણવાનો પ્રકાર છે. પછી પ્રાણનું સ્થાપન કરતાં પ્રાણશક્તિનું નીચે પ્રમાણે ધ્યાન કરવું.[૧૮] "રાતા સમુદ્રમાં રહેલા વહાણમાં શોભતા રાતા કમળપર બિરાજેલાં, ત્રણ નેત્રોથી શોભતાં, પુષ્ટ સ્તનવાળાં અને બાલ સૂર્ય સરખા વર્ણવાળાં પરાદેવી પ્રાણશક્તિ કે જે પોતાનાં હસ્તકમળોથી ત્રિશૂળને, શેલડીથી બનાવેલા ધનુષને, ધનુષની દોરીને, અંકુશને, પાંચ બાણને અને લોહીથી ભરેલા ખપરને ધરે છે, તે દેવી અમોને સુખ દેજો." એવી રીતે પરમાત્મારૂપ પ્રાણશક્તિનું ધ્યાન કરીને પ્રાણનું સ્થાપન કરવું. પછી સર્વ કર્મોમાં અધિકાર પ્રાપ્ત થવાનેવાસ્તે વિભૂતિ ધારણ કરવી જોઈએ.[૧૯,૨૧] તે વિભૂતિ ધારણનો વિસ્તાર તથા તે કરવાથી થતાં મોટાં ફળ તમારી પાસે કહું છું. ભસ્મનું ધારણ કરવું એ ઉત્તમ છે અને શ્રુતિ તથા સ્મૃતિરૂપ પ્રમાણોથી સિદ્ધ છે.

**विभूतेर्विस्तरं वक्ष्ये धारणे च महाफलम् ॥**
**श्रुतिस्मृतिप्रमाणोक्तंभस्मधारणमुत्तमम्॥२१॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮**

## અધ્યાય ૯ મો. શિરોવ્રત વિધિ

### શ્રીનારાયણ ઉવાચ

**इदं शिरोव्रतं चीर्णं विधिवद्यैर्द्विजातिभिः ॥**
**तेषामेव परां विद्यां वदेदज्ञानबाधिकाम् ॥१॥**

નારાયણ કહે છેઃ-શિરોવ્રત નામનું વ્રત કે જે હું કહેવાનો છુ તે વ્રત જે દ્વિજોએ વિધિ સહિત કરેલું હોય તેઓનેજ અજ્ઞાનનો બાધ કરનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો.[૧] જેઓએ શ્રદ્ધાથી વિધિપૂર્વક શિરોવ્રત ન કરેલું હોય તેઓને શ્રુતિ કે સ્મૃતિમાં કહેલો સદાચાર ઉપકારક થતો નથી.[૨] હે નારદજી ! બ્રહ્મા આદિ મહાત્માઓને શિરોવ્રત કરવાને લીધેજ દેવની પદવી મળેલી છે; બીજા કોઇ કારણથી મળેલી નથી.[૩] શિરોવ્રતનો મહિમા પૂર્વજોના પૂર્વજોએ સ્વીકારેલો છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર તથા સઘળા દેવતાઓએ પણ શિરોવ્રત કરેલું છે.[૪] જેણે વિધિ સહિત શિરોવ્રત કર્યું હોય તે માણસ સઘળાં પાપોથી યુક્ત છતાં પણ તેઓથી છુટે છે. શિરોવ્રત કરનાર મંગળ પામે છે.[૫] અથર્વ વેદના શિરમાં (ઉપનિષદ્માં) કહેલું છે તેથી એ શિરોવ્રત કહેવાય છે અને તે વ્રત ઘણા પુણ્યના યોગથી કરી શકાય છે.[૬] નોખનોખી શાખાઓમાં આ વ્રતનાં નોખનોખાં નામ જોવામાં આવે છે પણ વ્રત એકજ છે. વ્રતમાં ભેદ નથી. કોઇ પાશુપત કહે છેઅને કોઈ શિવવ્રત કહે છે[૭] સઘળી શાખાઓમાં સત્ય તથા ચૈતન્યરૂપ બ્રહ્મતત્વ

એકજ છે, બ્રહ્મવિષયનું જ્ઞાન પણ એકજ છે અને શિરોવ્રત પણ એકજ છે.[૮] સઘળી વિદ્યાઓનો અધિકારી છતાં પણ જે માણસ શિરોવ્રતથી રહિત હોય તે માણસ સર્વ ધર્મોથી રહિત છે એમ સમજવું. એમાં કાંઇ સંશય નથી.[૯] આ શિરોવ્રત પાપરૂપી વનને બાળનાર છે અને સઘળી વિદ્યાઓના સાધન રૂપ છે માટે તેને સારી રીતે કરવું જોઇએ.[૧૦] સૂક્ષ્મ અને સૂક્ષ્મ અર્થને જણાવનારી અથર્વ વેદની શ્રુતિએ આ વ્રત કહેલું છે માટે તે સર્વદા પ્રીતિપૂર્વક કરવું જોઈએ.[૧૧] 'અગ્નિ' ઇત્યાદિ છ મંત્રો ભણીને શુદ્ધ ભસ્મથી સઘળાં અંગોમાં ઉદ્ધૂલન કરવુ એ શિરોવ્રત કહેવાય છે.[૧૨] જ્યાં સુધી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય ત્યાં સુધી સંધ્યાના કાળમાં આદરપૂર્વક આ શિરોવ્રત કરવું. શિરોવ્રત કરનારને ઉત્તમ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે.[૧૩] બાર વર્ષનો, એક વર્ષનો, છ મહિનાનો, ત્રણ મહિનાનો અથવા બાર દિવસનો સંકલ્પ કરીને શિરોવ્રત કરવું.[૧૪] શિરોવ્રત કરનારા શિષ્યને જે ગુરૂ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન આપે તેની બ્રહ્મવિદ્યા નાશ પામે છે અને તે ગુરૂ નિર્દય કહેવાય છે.[૧૫] જેમ પરમેશ્વર કોમળ હૃદયવાળા અને દયાળુ છે તેમ બ્રહ્મવિદ્યા દેનારો ગુરૂ પણ કોમળ હૃદયવાળો અને દયાળુજ જોઇએ.[૧૬] જે માણસોએ હજારો પૂર્વ જન્માંતરોમાં ધર્મ કરેલા હોય તેઓનેજ શિરોવ્રતમાં શ્રદ્ધા પ્રાપ્ત થાય છે. એ વિના કદી થતી નથી.[૧૭] અધર્મીઓને તો અજ્ઞાન ઘણું હોવાને લીધે શિરોવ્રત ઉપર દ્વેષજ ઉત્પન્ન થાય છે અને જેઓને દ્વેષ ઉત્પન્ન થાય તેઓને આત્મજ્ઞાન મળેજ નહિ.[૧૮] જેઓએ સંપૂર્ણ રીતે શિરોવ્રત કરેલું હોય તેઓજ સાક્ષાત્ બ્રહ્મવિદ્યાના ઉપદેશના અધિકારી છે. બીજાઓ નથી.[૧૯] જે દ્વિજોએ આદરપૂર્વક પાશુપત વ્રત (શિરોવ્રત) કરેલું હોય તેઓનેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ દેવો એવી વેદની આજ્ઞા છે.[૨૦] જ્યાં સુધી આ વ્રત કરેલું ન હોય ત્યાં સુધી પશુપણું (અવિવેકીપણું) મટતું નથી. જેણે વ્રત કરીને પશુપણું છોડી દીધું હોય તે માણસ પશુપણાવાળા બીજા લોકોને મારે તોપણ પાપી થતો નથી એવો વેદાંતનો નિશ્ચય છે. (આ એક અર્થવાદ છે એમ સમજવું.)[૨૧] જાબાલ શ્રુતિવાળાઓએ આદરપૂર્વક ત્રિપુંડ્ર ધારણ કરવાનું કહ્યું છે. ગૃહસ્થે त्र्यंबक મંત્રથી અને ઓંકારસહિત પંચાક્ષરથી નિત્ય ત્રિપુંડ્ર ધારણ કરવું, ભિક્ષુકે हंस મંત્રસહિત ત્રણવાર ઓંકારનું ઉચ્ચારણ કરીને કરવું તથા બ્રહ્મચારીએ મેધાવી આદિ મંત્રોથી કરવું એમ જાબાલશ્રુતિમાં કહેલું છે. ગૃહસ્થે તથા વાનપ્રસ્થે ત્ર્યંબક મંત્રથી તથા ઓંકાર સહિત પંચાક્ષરથી કરવું એવો પણ વિધિ છે.[૨૨-૨૫] વિધિપૂર્વક સંસ્કાર પામેલા બ્રાહ્મણે જળસહિત ભસ્મથી અથવા એકલી ભસ્મથી પણ ત્રિપુંડ્ર કરવું.[૨૬] લલાટમાં ભસ્મની ત્રણ આડી રેખાઓ કરવી એ ત્રિપુંડ્ર કહેવાય છે. બ્રાહ્મણે ત્રિપુંડ્ર કરવાનો ધર્મ નિત્ય સારી રીતે પાળવો જોઇએ.[૨૭] બ્રાહ્મણોના મૂળભૂત બ્રહ્માએ ભસ્મથી ત્રિપુંડ્ર કર્યું હતું એટલામાટે બ્રાહ્મણે તો સર્વદા ત્રિપુંડ્ર ધરવું જોઇએ.[૨૮] વેદસિદ્ધ ભસ્મનું ત્રિપુંડ્ર, દેહનું ઉદ્ધૂલન અને શિવલિંગનું પૂજન એ ત્રણ ક્રિયાઓને ભૂલથી પણ છોડી દેવી નહિ.[૨૯] ગૃહસ્થે લલાટમાં त्र्यंबक મંત્રથી, હૃદયમાં ઓંકાર સહિત પંચાક્ષરથી અને બે બાહુપર ઓંકારથી ત્રિપુંડ્ર નિત્ય ધારણ કરવું અને સંન્યાસીએ એકલા ઓંકારથીજ ધારણ કરવું એમ પણ કહેલું* છે. બ્રહ્મ-

* આ વિષયમાં બધાં નોખનોખાં વિધિવાક્ય છે તેથી મંત્ર આદિની ઘટનામાં પૂર્વાપર વિરોધ આવે છે એમ નહિ સમજતાં ગમે તે એક પ્રકારનો સ્વીકાર કરવો.

ચારીએ ત્ર્યંબક મંત્ર અથવા મેધાવી આદિ મંત્ર ભણીને પોતે સેવેલા અગ્નિની ભસ્મથી ત્રિપુંડ્ર કરવું.[૩૦,૩૨] સેવા કરનારા શૂદ્રે શિવાય નમઃ એ મંત્રથી નિત્ય ભક્તિપૂર્વક ઉદ્ધૂલન§ અને ત્રિપુંડ્ર કરવું.[૩૩] હે નારદજી ! બીજા લોકોએ પણ ભક્તિપૂર્વક ઉદ્ધૂલન અને ત્રિપુંડ્ર કરવાં જોઇએ, પણ મંત્ર ભણ્યા વિના કરવાં.[૩૪] ઉદ્ધૂલન અને આડા ત્રિપુંડ્રનું ધારણ ભસ્મથીજ કરવું. આમ કરવું એ સઘળા ધર્મોથી ઉત્તમ છે માટે નિત્ય કરવું.[૩૫] અગ્નિહોત્રની ભસ્મને અથવા વિરજાનલની ( વિરજાનલનું સ્વરૂપ દશમા અધ્યાયમાં કહેવાશે. ) ભસ્મને પ્રેમપૂર્વક લઈ શુદ્ધ પાત્રમાં નાખી હાથ પગ ધોઇને સાવધાનપણાથી બે વાર આચમન કરવું. પછી ધીરે ધીરે સદ્યોજાત આદિ પાંચ મંત્રોથી તે ભસ્મને લઈ ત્રણ પ્રાણાયામ કરીને अग्निः આદિ છ મંત્રોથી અથવા तेजोभस्म એ મંત્રને સાથે ગણી સાત મંત્રોથી તેનું ત્રણવાર અભિમંત્રણ કરવું.[૩૬-૩૮] ओं आपो ज्योतिः એ બોલી સદાશિવનું ધ્યાન કર્યા પછી ઉપર કહેલા મંત્રો બોલવા. પ્રથમ એકલી ભસ્મથી ઉદ્ધૂલન કરીને પછી જલ સહિત ભસ્મથી ઉદ્ધૂલન કરવું. એકલી શ્વેત ભસ્મથી શરીરનું ઉદ્ધૂલન કરવાથી મનુષ્ય પાપરહિત અને અજ્ઞાન રહિત થાય છે એમાં સંશય નથી; માટે તેમ કર્યા પછી જગતના નાથ અને જળના અધિપતિ વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરી ભસ્મની સાથે જળ મેળવી બીજી વાર 'અગ્નિઃ' ઈત્યાદિ મંત્રોથી શુદ્ધિ કરી સદાશિવનું ધ્યાન કરીને આખા શરીરમાં ઉદ્ધૂલન કરવું.[૩૯,૪૧] ભાવનાથી બ્રહ્મભૂત થએલી તે ધોળી ભસ્મથી પોતાના આશ્રમને યોગ્ય ઉપર કહેલા મંત્રો ભણીને લલાટ, વક્ષસ્થલ અને ખભાઓ ઉપર ત્રિપુંડ્ર કરવાં.[૪૨] ડાબા ભાગથી જમણા ભાગ સુધી મધ્યમા અને અનામિકા એ બે આંગળીઓથી બે રેખા કરીને પછી જમણા ભાગથી ડાબા ભાગસુધી અંગુઠાવડે એક રેખા કરવી. આ પ્રમાણે ત્રણે કાલમાં ભક્તિપૂર્વક નિત્ય ત્રિપુંડ્રનું ધારણ કરવું. "આમ કરવું એ હોમ, દંડ, તથા જટા વગરનું પાશુપતવ્રત અથવા શિરોવ્રત કહેવાય છે."[૪૩]

**मध्यमानामिकांगुष्ठैरनुलोमविलोमतः ॥**
**त्रिपुंड्रंधारयेन्नित्यंत्रिकालेष्वपिभक्तितः॥४३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯**

## अध्याय १० मो.

## ગૌણભસ્મ અને વિરજાનલ ભસ્મ.

**श्रीनारायण उवाच**

**आग्नेयं गौणमज्ञानध्वंसकं ज्ञानसाधकम् ॥**
**गौणंनानाविधंविद्धि[illegible]विदांवर ॥१॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ ! અગ્નિ સંબંધી જે ગૌણ ભસ્મ થાય છે તે પણ અજ્ઞાનને મટાડીને જ્ઞાન આપનાર થાય છે. તે ગૌણ ભસ્મના અનેક પ્રકાર છે.[૧] તેઓમાં વિરજાનલથી ઉત્પન્ન થએલી જે ગૌણ ભસ્મ છે તેનું માહાત્મ્ય અગ્નિહોત્રની ભસ્મ જેવું જ છે. વિવાહના અગ્નિથી ઉત્પન્ન થએલી, સમિધના અગ્નિથી ઉત્પન્ન થએલી, રાંધવાના અગ્નિથી ઉત્પન્ન થએલી અને દાવાનલથી ઉત્પન્ન થએલી એ ચાર પ્રકારની ભસ્મો પણ ગૌણ ભસ્મમાં ગણાય છે. તેમાં અગ્નિહોત્રની અને વિરજાનલની ભસ્મનું ધારણ કરવાનો ત્રણે વર્ણોને અધિકાર છે. વિવાહના અગ્નિથી ઉત્પન્ન થએલી ભસ્મ ધરવાનો ગૃહસ્થને અને સમિધના અગ્નિથી ઉત્પન્ન

§ આખા શરીરમાં ભસ્મ લગાવવી.

થએલી ભસ્મ ધરવાનો બ્રહ્મચારિઓને અધિકાર છે. શૂદ્રોએ વેદ ભણનાર બ્રાહ્મણના ઘરમાં રાંધવાના અગ્નિથી ઉત્પન્ન થએલી ભસ્મનું ધારણ કરવું.[૨-૫] ચાર વર્ણોથી બહારના સઘળા લોકોએ દાવાનલથી ઉત્પન્ન થએલી ભસ્મનું ધારણ કરવું. હવે વિરજાનલની ભસ્મ કેવી રીતે થાય તેનો પ્રકાર કહું છું. ચિત્રા નક્ષત્રવાળી પુનમ, એ ભસ્મને ઉત્પન્ન કરવાનો કાલ છે, અને પોતાને રહેવાનું સ્થલ અથવા ખેતર, બગીચો કે અરણ્ય આદિ સ્વચ્છ સ્થલ એ ભસ્મને ઉત્પન્ન કરવાનો શુભ પ્રદેશ છે. પુનમથી પહેલાં તેરશને દિવસે સારી રીતે નાહી પૂર્ણ રીતે આહ્નિક કરી આચાર્યની પૂજા કરી તથા પ્રણામ કરી તેમની આજ્ઞા લેવી. પછી વિશેષ પૂજા કરી ધોળાં વસ્ત્ર પહેરી શુદ્ધ જનોઇ તથા ધોળાં પુષ્પ અને ધોળા ચંદનનું ધારણ કરી દર્ભના આસનપર બેસીને હાથમાં દર્ભની મુઠી રાખવી.[૬-૯] પછી પૂર્વમાં અથવા ઉત્તરમાં મુખ રાખી, ત્રણ પ્રાણાયામ કરી દેવ તથા દેવીનું ધ્યાન કરી મનથી તેમની આજ્ઞા લઈને 'આ વ્રત કરૂં છું.' એવો સંકલ્પ કરવો. શરીર પડે ત્યાં સુધી, બાર વર્ષ સુધી, છ વર્ષ સુધી, ત્રણ વર્ષ સુધી, બાર મહીના સુધી, છ મહિના સુધી, ત્રણ મહીના સુધી, એક મહિના સુધી, બાર દિવસ સુધી, છ દિવસ સુધી, ત્રણ દિવસ સુધી અથવા એક દિવસ સુધી વ્રત કરવાનો સંકલ્પ કરવો.[૧૦-૧૩] વિરજાહોમ કરવાને વાસ્તે પુનમના દિવસ પહેલાં વિધિ સહિત અગ્નિનું આરાધાન કરી ' મારા દેહમાં તત્વોની શુદ્ધિ થજો. ' એવા ઉદ્દેશથી મૂલમંત્ર ભણી ભણીને અગ્નિમાં ઘી, સમિધ અથવા ચરૂની એક હજાર ને આઠ આહુતિઓ હોમવી. પછી પંચ મહાભૂત, પાંચ તન્માત્રા, પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય, ત્વચા આદિ ધાતુઓ, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, સત્વ આદિ ગુણો, પ્રકૃતિ, પુરૂષ, રાગ, વિદ્યા, કલા, અદૃષ્ટ, કાલ, માયા, શુદ્ધ વિદ્યા, મહેશ્વર, સદાશિવ, શક્તિ અને શિવતત્વ, એ તત્વોનાં પ્રત્યેક નામ લઇને વિરજ નામના મંત્રોથી હોમ કરવો. આમ કરવાથી હોમનાર પુરૂષ રજ રહિત થાય છે. પછી ગાયનું છાણ લઈ તેનો પિંડો કરી પંચાક્ષરથી મંત્રી તેને અગ્નિમાં નાખીને તે દિવસે હવિષ્ય ખાઈને રહેવું. પછી પ્રાતઃકાલમાં ચૌદશને દિવસે નિત્ય કર્મ પૂરૂં કર્યા પછી તેજ અગ્નિમાં ઉપર કહેલી રીતે પંચાક્ષર મંત્રથી હોમ કરીને અવશેષ રહેલો સમય આહાર કર્યા વગરજ પૂરો કરવો. પછી પુનમને દિવસે પણ પ્રાતઃકાલમાં નિત્યકર્મ પૂરૂં કરી પાછો તે પ્રમાણેજ પંચાક્ષરથી હોમ કરી હોમનું અંગ સંપૂર્ણ કરીને અગ્નિનું વિસર્જન કરવું. શૈવમતમાં કહ્યા પ્રમાણે એ ક્રિયા કરી યત્નપૂર્વક ભસ્મનું સંપાદન કરી જટિલ થવું, મુંડો થવું અથવા એક જટાવાળો થવું એ પ્રમાણે થઈ ફરીવાર નાહી લાજ ન આવે એમ હોય તો દિગંબર થવું અને લાજ આવે એમ હોય તો એકજ કાષાય, ચર્મ, વલ્કલ અથવા ચીર વસ્ત્રનું ધારણ કરવું. દંડ અને મેખળા પણ રાખવાં. પછી પગ ધોઈ બે વાર આચમન લઇ વિરજાનલથી થએલી ભસ્મને એકઠી કરી ઉપર કહેલા अग्निर्भस्म ઇત્યાદિ અથર્વ વેદના છ મંત્રોથી અનુક્રમે મસ્તકથી ચરણસુધીનાં અંગોનું માર્જન કરી તેજ મંત્રોથી અંગોનો સ્પર્શ કરવો.[૧૪,૨૭] પછી એજ ક્રમથી ઓંકાર અથવા પંચાક્ષર ભણીને તે ભસ્મથી સર્વ અંગમાં ઉદ્ધૂલન કરવું અને પછી त्र्यायुषम् એ મંત્રથી ત્રિપુંડ્ર કરવું[૨૮] આ

પ્રમાણે શિવરૂપ થઈને શિવનું ભજન કરતાં ત્રણે સંધ્યામાં કરવું. એ પાશુપતવ્રત અથવા શિરોવ્રત કહેવાય છે.[૨૯] આ વ્રત ભુક્તિ તથા મુક્તિને આપે છે અને પશુપણું મટાડે છે એટલા માટે એ વ્રત કરી પશુપણું છોડી દઈને લિંગરૂપ સદાશિવનું પૂજન કરવું. ભસ્મથી સ્નાન કરવું એ મહાપવિત્ર છે, સર્વ સુખ આપનાર છે, ઉત્તમ છે,[૩૦,૩૧] આયુષ્ય તથા બળને આપનાર છે, આરોગ્યરૂપ છે, લક્ષ્મી તથા પુષ્ટિને વધારનાર છે, રક્ષાને વાસ્તે છે, મંગળને વાસ્તે છે, અને સઘળી સંપત્તિઓની વૃદ્ધિને વાસ્તે પણ છે.[૩૨]ભસ્મનું ઉદ્ધૂલન કરનારા મનુષ્યોને મહામારીનો ભય થતો નથી. શાંતિક, પૌષ્ટિક અને કામદ એવી રીતે ભસ્મના ત્રણ પ્રકાર છે.[૩૩]

**भस्मस्निग्धमनुष्याणां महामारीभयं न च ॥**
**शांतिकंपौष्टिकंभस्मकामदंचत्रिधाभवेत्॥३३॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦

## अध्याय ११ मो. ત્રિવિધ ભસ્મ

### नारद उवाच

**त्रिविधत्वं कथं चास्य भस्मनः परिकीर्त्तितम् ॥**
**एतत्कथय मे देव महत्कौतूहलं मम ॥ १ ॥**

નારદજી પૂછે છેઃ—હે દેવ ! એ ભસ્મના ત્રણ પ્રકાર શી રીતે કહેલા છે? તે વિષય મારી પાસે કહો. એ વિષય સાંભળવાનો મને મોટો ઉત્સાહ છે.[૧]

નારાયણ કહે છેઃ—હે નારદજી ! ભસ્મના ત્રણ પ્રકાર કે જેઓ મહાપાપનો ક્ષય કરનારા, મોટી કીર્ત્તિ આપનારા અને ઉત્તમ છે તે કહું છું, સાંભળો.[૨] જે ગોમય, ગાય છાણ કરતી હોય તે વેળાએજ અદ્ધર ને અદ્ધર હાથથીજ ગ્રહણ કરવામાં આવે અને સદ્યોજાત આદિ પાંચ મંત્રો ભણીને બાળવામાં આવે તે ગોમયની ભસ્મ શાંતિક એટલે શાંતિ કરનાર કહેવાય છે.[૩] જે ગોમય એવી રીતે સાવધાનપણાથી અદ્ધરને અદ્ધર લઈ લેવામાં આવે અને ષડંગ મંત્રથી બાળવામાં આવે તે ગોમયની ભસ્મ પૌષ્ટિક એટલે પુષ્ટિ આપનાર કહેવાય છે. જે ગોમય 'હૌં' એ મંત્રથી બાળવામાં આવે તે ગોમયની ભસ્મ કામદ એટલે મનોરથોને પૂરનાર કહેવાય છે.[૪,૫] શિરોવ્રતમાં તત્પર રહેનારા પુરૂષે પ્રાતઃકાલમાં ઉઠી પવિત્ર થઈ ગાયોના વાડામાં જઈ ગાયોને પ્રણામ કરીને નીચે કહેલા વર્ણવાળી ગાયોનું શુભ ગોમય લેવું. બ્રાહ્મણે ધોળી ગાયનું, ક્ષત્રિયે રાતી ગાયનું, વૈશ્યે પીળી ગાયનું અને શૂદ્રે કાળી ગાયનું છાણ લેવું. પવિત્ર બુદ્ધિ રાખી પુનમ, અમાસ અથવા આઠમને દિવસે 'હૌં' એ મંત્રથી શુભ ગોમય લેવું. તેનો 'નમઃ' એ મંત્રથી પીંડો કરવો. પછી તેને સૂર્યના કિરણોથી સૂકવવું. સૂકાયા પછી ફોતરાંથી અથવા ભુંસાંથી વીંટી 'હૌં' એ મંત્ર ભણીને પવિત્ર પ્રદેશમાં મૂકવું. તે પછી અરણિમાંથી ઉત્પન્ન થએલા અથવા વેદ ભણનાર બ્રાહ્મણના ઘરના અગ્નિને લાવી તેનું વિધિ સહિત સ્થાપન કરી તે અગ્નિમાં શિવમંત્રથી ઉપર કહ્યા પ્રમાણે ગોમયનો પીંડો નાખવો.[૬-૧૧] પછી અગ્નિના કુંડમાંથી તે ભસ્મને લઇ નવા પાત્રમાં 'હૌં' એ મંત્રથી નાખવી.[૧૨] એ પાત્રમાં સદ્યોજાત મંત્રથી કેતકી, પાટલી, વાળો, ચંદન તથા કેસર આદિ અનેક સુગંધી પદાર્થો પણ નાખવા. પ્રથમ જલથી સ્નાન કરીને પછી તે ભસ્મથી સ્નાન કરવું અને જલથી સ્નાન કરવાની શક્તિ ન હોય તો કેવલ ભસ્મથીજ સ્નાન કરવું. હાથ પગ ધોઇ ઈશાન મંત્રથી માથાનું, તત્પુરુષ મંત્રથી મુખનું, અઘોર મંત્રથી હૃદયનું, વામ મંત્રથી નાભિનું અને તે પછી સદ્યોજાત મંત્રથી સર્વ અંગોનું ઉદ્ધૂલન કરવું. પછી પ્રથમનું વસ્ત્ર

કહાડી નાખી શુદ્ધ વસ્ત્ર પહેરી હાથ પગ ધોઇને આચમન લેવું. ભસ્મથી ઉદ્ધૂલન ન કરવું હોય તો માત્ર ત્રિપુંડ્ર જ કરવું. મધ્યાહ્નથી પહેલાં જલ સહિત ભસ્મથી અને મધ્યાહ્ન પછી એકલી ભસ્મથી તર્જની અને અનામિકાના મધ્યવડે ત્રિપુંડ્ર કરવું.[૧૪–૧૯] માથામાં, લલાટમાં, કાનમાં, કંઠમાં, હૃદયમાં અને બાહુમાં ભસ્મ લગાવવી.[૨૦] માથામાં 'હ્રૌં' એ મંત્રથી પાંચે આંગળીઓ વડે, લલાટમાં स्वाहा એ મંત્રથી ત્રણ આંગળીઓવડે, જમણા કાનમાં सद्योजात મંત્રથી વચલી આંગળીવડે, ડાબા કાનમાં वामदेव મંત્રથી વચલી આંગળીવડે, કંઠમાં अघोर મંત્રથી વચલી આંગળીવડે, હૃદયમાં नमः મંત્રથી ત્રણ આંગળીઓવડે, જમણા બાહુમાં वषट् મંત્રથી ત્રણ આંગળીઓવડે અને ડાબા બાહુમાં 'હું' મંત્રથી ત્રણ આંગળીઓવડે ભસ્મ લગાવવી. ईशान મંત્રથી વચલી આંગળીવડે નાભિમાં પણ ભસ્મ લગાવવાનો એક પક્ષ છે.[૨૧–૨૪] ત્રણ રેખાઓ અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રરૂપ છે, એમ કહેવાય છે. તેમાં પહેલી બ્રહ્મારૂપ, તે ઉપરની વિષ્ણુરૂપ અને તે ઉપરની રૂદ્રરૂપ છે.[૨૫] એક આંગળીથી નાભિ ઉપર જે ભસ્મ લગાવવામાં આવે તેમાં ઈશ્વર દેવતા છે. માથામાં બ્રહ્મા, અને લલાટમાં ઈશ્વર દેવતા છે.[૨૬] બે કાનમાં અશ્વિનીકુમાર અને ગળામાં ગણપતિ દેવ છે. ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા બીજા પણ સઘળા અંત્યજાતિઓએ ઉદ્ધૂલન નહિ કરતાં માત્ર ત્રિપુંડ્ર જ કરવું, તેમાં ક્ષત્રિય અને વૈશ્યોએ મંત્રસહિત કરવું અને શૂદ્રાદિકોએ મંત્ર રહિત કરવું.[૨૭]

**कर्णयो [illegible]श्विनौ देवौ गणेशश्च गले तथा ॥**
**क्षत्रियश्च तथा वैश्यः शूद्रश्च [illegible]त्यजेत् ॥**
**[illegible]षामं[illegible] मंत्रेण रहितं भवेत् ॥२७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

# अध्याय १२ मो.

## ભસ્મધારણનો બીજો પ્રકાર

### श्रीनारायण उवाच

**देवर्षे शृणुतत्सर्वं [illegible]नजं फलम् ॥**
**सरहस्यविधानं च सर्वकामफलप्रदम् ॥ १ ॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! ભસ્મના ઉદ્ધૂલનના સઘળા ફળ વિષે તથા સઘળા મનોરથોને પૂર્ણ કરનારા તેના રહસ્ય–વિધિવિષે કહું છું તે સાંભળો.[૧] કપિલા ગાયનું ચોખ્ખું છાણ અદ્ધરથી ઝીલી લેવું. એ છાણ બહુ નરમ, બહુ કઠણ, દુર્ગંધવાળું કે પેટમાં ઘણા દિવસ રહેલું હોય તો નહિ લેવું.[૨] ધરતીપર પડી ગયું હોય તો તેના ઉપલા તથા નીચલા ભાગને કહાડી નાખીને લેવું. એનો પીંડો કરી મૂલમંત્રથી મંત્રીને તેને વિરજાનલ આદિ અગ્નિમાં નાખવો.[૩] પછી તે અગ્નિમાંથી ભસ્મ લઈ વસ્ત્રથી ઢાંકીને ભસ્મ રાખવાના સ્થાનમાં લઈ જવી. સારી રીતે બનાવેલા, દૃઢ, ચોખ્ખા ધોએલા અને પ્રોક્ષણ કરેલા શુભ પાત્રમાં મંત્રથી મંત્રીને તે ભસ્મને નાખવી. સુવર્ણ આદિ ધાતુનું, કાષ્ઠનું, માટીનું, વસ્ત્રનું, અથવા બીજું પણ જે સુંદર અને શુદ્ધ પાત્ર હોય તેમાં ભસ્મ રાખવી. અથવા અત્યંત શુદ્ધ રેશમી વસ્ત્રમાં ધનની પેઠે ઘણી સંભાળથી ભસ્મ રાખવી. પરગામ જવું હોય ત્યારે પોતાની સાથે ભસ્મ લઇ લેવી અથવા અનુચરના હાથમાં દેવી. અયોગ્યના હાથમાં અથવા અપવિત્રના હાથમાં ભસ્મ દેવી નહિ.[૪-૭] ભસ્મને ફેંકવી નહિ. તેનું ઉલ્લંઘન કરવું નહિ, અને નીચ અંગોથી સ્પર્શ કરવો નહિ. પાત્રમાંથી ભસ્મ લઈ મંત્રીને તેનો ઉપયોગ કરવો.[૮] સ્મૃતિઓમાં કહેલો વિભૂતિધારણનો પ્રકાર મેં તમારી પાસે કહ્યો, કે જે પ્રમાણે કરવાથી માણસ શિવતુલ્ય થાય છે, એમાં

સંશય નથી.[૯] વેદ પ્રમાણે ચાલનારા શિવભક્તોએ સંપાદન કરેલી ભસ્મ સદાશિવના સમીપમાં પરમ ભક્તિથી લેવી અને પ્રાર્થના કરીને તેની પૂજા કરવી.[૧૦] તંત્રોક્ત પૂજન કરનારાઓએ તંત્રોક્ત માર્ગથી સંપાદન કરેલી ભસ્મ વૈદિક લોકોએ નહિ લેવી.[૧૧] શૂદ્ર, કાપાલિક અથવા બીજા પાખંડી લોકોએ તે ભસ્મનું ગ્રહણ કરવું. ભક્તિથી ત્રિપુંડ્ર ધારણ કરવું. ત્રિપુંડ્રનું ધારણ શ્રુતિએ કહેલું છે માટે મનથી પણ તેનું ઉલ્લંઘન કરવું નહિ.[૧૨] કારણ કે વેદોક્ત વિધિનો જે ત્યાગ કરે તે પતિત થાય છે. બ્રાહ્મણે ભક્તિપૂર્વક મંત્રનું ઉચ્ચારણ કરી ભસ્મથી ઉદ્ધૂલન તથા ત્રિપુંડ્રનું ધારણ કરવું જોઇએ. એઓનો ત્યાગ કરનાર પતિત થાય છે. જેઓ ભક્તિથી ઉદ્ધૂલન અને ત્રિપુંડ્રનું ધારણ કરતા નથી તેઓ કરોડ જન્મોમાં પણ સંસારથી છુટતા નથી. હે નારદજી! જેણે શાસ્ત્રોક્ત માર્ગથી ભસ્મનું ધારણ ન કર્યું તેનો જન્મ સૂવરના જન્મની પેઠે નિષ્ફલ થયો, એમ સમજવું. જે માણસોનું શરીર ત્રિપુંડ્ર વિના રહેતું હોય તેઓને સ્મશાન જેવા સમજીને ધર્માત્માઓએ તેઓની સામું પણ જોવું નહિ. ભસ્મ વગરના કપાલને, શિવાલય વગરના ગામને, પ્રભુના પૂજન વગરના જન્મને અને શિવસંબંધી વિષયો વગરની વિદ્યાને ધિક્કાર છે. જેઓ ત્રિપુંડ્રની તથા શિવની નિંદા કરે છે તેઓને ધિક્કાર છે.[૧૩-૧૮] જેઓ ભક્તિથી ત્રિપુંડ્રનું ધારણ કરે છે, તેઓ શિવનેજ ધારણ કરે છે એમ સમજવું. જેમ સઘળાં સાધનો છતાં પણ અગ્નિહોત્ર વગરનો બ્રાહ્મણ શોભે નહિ તેમ સઘળાં સાધનો છતાં પણ ભસ્મ વગરનું શિવપૂજન શોભતું નથી. જેઓ શ્રદ્ધાથી ઉદ્ધૂલન અને ત્રિપુંડ્ર કરે નહિ તેઓએ જે કાંઈ સત્કર્મ પ્રથમ કરેલું હોય તે સઘળું વિપરીત થઈ જાય છે. સ્મૃતિ પ્રમાણે ચાલનારે ભસ્મ, વેદમંત્ર અને ત્રિપુંડ્રના ધારણ વિના જે કાંઇ વેદોક્ત કર્મ કર્યું હોય તે અનર્થના કારણરૂપ થાય છે. જે ત્રિપુંડ્ર ધારણ ન કરે તેણે કરેલું ન કર્યા જેવું, સાંભળેલું નહિ સાંભળ્યા જેવું અને ભણેલું ન ભણેલા જેવું થાય છે. જે ત્રિપુંડ્ર ધારણ ન કરે તેના વેદ, યજ્ઞ, દાન, તપ, વ્રત અને ઉપવાસ વૃથા થાય છે. જે પુરૂષ ભસ્મના ધારણને છોડી દઇને મુક્તિની ઇચ્છા કરે છે તે પુરૂષ ઝેર પીને પોતાનું અમરપણું કરવા માગે છે એમ સમજવું. બ્રહ્માએ સૃષ્ટિ કરવાના મિષથી પણ સર્વના કપાલને આડું જ સર્જ્યું છે પણ ઉભું કે ગોળ કરેલું નથી તેથી પણ જણાય છે કે સઘળાઓએ ત્રિપુંડ્રનું ધારણ કરવું એવો બ્રહ્માનો અભિપ્રાય છે. વળી સર્વ પ્રાણિઓના લલાટમાં ત્રિપુંડ્ર જેવી આડી રેખાઓ પણ જોવામાં આવે છે.[૧૯-૨૬] આમ છતાં પણ મૂર્ખ મનુષ્યો ત્રિપુંડ્ર ધારણ કરતા નથી. બ્રાહ્મણે આડા ત્રિપુંડ્ર વિના જે કાંઇ ધ્યાન, મોક્ષસાધન, જ્ઞાન કે તપ કરેલું હોય તે નથીજ કર્યું એમ સમજવું. જેમ શૂદ્ર વેદ ભણવામાં અધિકારી નથી તેમ બ્રાહ્મણ ત્રિપુંડ્ર વિના શિવપૂજનમાં અધિકારી નથી. પૂર્વદિશામાં મુખ રાખી હાથ પગ ધોઈ આગળ કહ્યા પ્રમાણે આચમન લઈ પ્રાણાયામ કરી સંકલ્પ કરીને ભસ્મસ્નાન કરવું. અગ્નિહોત્રમાં થએલી શુદ્ધ ભસ્મ લઇ **ईशान** મંત્રથી તેને પોતાના માથામાં લગાવવી, **तत्पुरुष** મંત્રથી મુખપર લગાવવી, **अघोर** મંત્રથી હૃદયમાં લગાવવી, **वामदेव** મંત્રથી ગુહ્યમાં લગાવવી, **सद्योजात** મંત્રથી બે પગમાં લગાવવી અને **प्रणव** રૂપ મંત્રથી સર્વ અંગોમાં લગાવવી. આમ કરવું એ આગ્નેય સ્નાન છે, એમ મોટા ઋષિઓએ કહેલું છે.[૨૭-૩૩] એટલા માટે

સઘળાં કર્મોની સંપૂર્ણતાને વાસ્તે સમજુએ પ્રથમ આ સ્નાન કરવું જોઇએ. પછી હાથ વગેરે અવયવોને ધોઈ વિધિ પ્રમાણે આચમન લઇને વિધિ પ્રમાણે લલાટમાં, હૃદયમાં અને ગળામાં ત્રિપુંડ્ર કરવું. સદ્યોજાત આદિ પાંચ મંત્રોથી બનાવેલી ભસ્મ વડે કરેલું ત્રિપુંડ્ર સઘળાં કર્મોમાં પવિત્ર કરનાર થાય છે. શૂદ્ર અગર અંત્યજોના હાથમાં રહેલી ભસ્મ કદી ધારણ કરવી નહિ.[૩૪–૩૬] અગ્નિહોત્રની ભસ્મથી શરીરનું લેપન કરીને સત્કર્મ કરવું. આમ કર્યા વિના કર્મો કદી પણ ફલ આપતાં નથી.[૩૭] જે ત્રિપુંડ્ર ધારણ ન કરે તેનાં સત્ય, પવિત્રપણું, જપ, હોમ, તીર્થ અને દેવ આદિનું પૂજન, એ સઘળાં વ્યર્થ થાય છે.[૩૮] જે ઉત્તમ બ્રાહ્મણ ત્રિપુંડ્ર તથા રૂદ્રાક્ષ ધારણ કરતો હોય અને પવિત્ર હોય તે બ્રાહ્મણ રોગ, પાપ, વ્યાધિ, દુર્ભિક્ષ અને ચોરોને હણે છે,[૩૯] તથા પરબ્રહ્મ કે જેને પામ્યા પછી પાછું ફરવું પડતું નથી તે પદને પામે છે. એ બ્રાહ્મણ શ્રાદ્ધમાં પંક્તિપાવન છે અને બ્રાહ્મણોએ તથા દેવતાઓએ પણ પૂજવા યોગ્ય છે એમ સમજવું.[૪૦] શ્રાદ્ધમાં, યજ્ઞમાં, જપમાં, હોમમાં, વૈશ્વદેવમાં અને દેવપૂજનમાં ત્રિપુંડ્ર ધરનારો પવિત્ર મનનો માણસ મૃત્યુને જીતે છે.[૪૧] હજી ફરીવાર પણ ભસ્મનું ધારણ કરવાનો મહિમા તમારી પાસે કહું છું.

**श्राद्धे यज्ञे जपे होमे वैश्वदेवे सुरार्चने ॥**
**धृतत्रिपुंड्रःपूतात्मा मृत्युं जयति मानवः॥४१॥**
**भस्मधारणमाहात्म्यं भूयोपि कथयामि ते ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨

# अध्याय १३ मो. ભસ્મમહિમા

## श्रीनारायण उवाच

**महापातकसंघाश्च पातकान्यपराण्यपि ॥**
**नश्यंतिमुनिशार्दूलसत्यंसत्यंनचान्यथा ॥१॥**

નારાયણ કહે છેઃ–હે મુનિઓમાં ઉત્તમ! (ભસ્મ માત્ર ધારણ કરવાથી જે પુણ્ય અને જે ફળ થાય છે તે સાંભળો.) મહાપાપના સમૂહો અને બીજાં પાપો પણ એથી નાશ પામે છે. આ વાત અત્યંત સાચી છે. એમાં કાંઈ પણ ફેરફાર નથી.[૧] જેણે ભસ્મ ધારણ કરી તેનું પુણ્ય બળ સાંભળો. તે ભસ્મધારણ યતિયોને જ્ઞાન આપે છે અને વાનપ્રસ્થાશ્રમીઓને વૈરાગ્ય આપે છે.[૨] ભસ્મનું ધારણ ગૃહસ્થોના ધર્મને વધારે છે, બ્રહ્મચારિઓના વેદાધ્યયનની વૃદ્ધિ કરે છે.[૩] શૂદ્રોને પુણ્ય આપે છે અને બીજાઓના પાપોનો નાશ કરે છે. ભસ્મથી ઉદ્ધૂલન અને આડું ત્રિપુંડ્ર, એ સર્વ પ્રાણીઓની રક્ષાને વાસ્તે છે, સઘળાઓને યજ્ઞરૂપ છે, સઘળા ધર્મરૂપ છે, શિવભક્તોના ચિહ્નને વાસ્તે છે અને સર્વને જ્ઞાન ઉત્પન્ન થવાને વાસ્તે છે માટે તે અવશ્ય કરવાં જોઇએ, એમ વેદની શ્રુતિ કહે છે. શિવે, વિષ્ણુએ, બ્રહ્માએ, ઇંદ્રે, હિરણ્યગર્ભે અને હિરણ્યગર્ભના અવતારરૂપ વરૂણ આદિ દેવતાઓએ ત્રિપુંડ્ર અને ઉદ્ધૂલનરૂપે ભસ્મનું ધારણ કરેલું છે.[૪–૧૦] પાર્વતીએ, લક્ષ્મીએ, સરસ્વતીએ અને બીજી પણ સઘળી ઉત્તમ સ્ત્રીઓએ ત્રિપુંડ્ર અને ઉદ્ધૂલનરૂપે ભસ્મનું ધારણ કરેલું છે.[૧૧] યક્ષ, રાક્ષસ, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર આદિ અને મુનિઓ પણ ત્રિપુંડ્ર અને ઉદ્ધૂલનરૂપે ભસ્મનું ધારણ કરે છે.[૧૨] બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, વર્ણસંકરો અને ભ્રષ્ટ લોકો પણ ત્રિપુંડ્ર અને ઉદ્ધૂલનરૂપે ભસ્મનું ધારણ કરે છે.[૧૩] હે મુનિઓમાં ઉત્તમ! જેઓ પ્રીતિપૂર્વક ઉદ્ધૂલન

કરે અને ત્રિપુંડ્ર કરે તેઓનેજ શિષ્ટ અને વિદ્વાનો સમજવા. બીજાઓને નહિ.[૧૪] મુક્તિરૂપ સ્ત્રીને વશ કરવામાં શિવલિંગ મણિની પેઠે, પંચાક્ષર મંત્ર મૈત્રીની પેઠે અને વિભૂતિ વાજીકરણ આદિ ઔષધની પેઠે ઉપયોગી થાય છે.[૧૫] જેણે શરીરમાં ભસ્મ લગાવેલ હોય એવો મૂર્ખ અથવા પંડિત જે સ્થલમાં જમતો હોય તે સ્થલમાં પાર્વતી સહિત સદાશિવ જમે છે એમ સમજવું.[૧૬] સઘળાં અંગોમાં ભસ્મનું ઉદ્ધૂલન કરનારાને જે માણસ અનુસરે તે માણસ સઘળાં પાપોથી યુક્ત હોય તો પણ તુરત પવિત્ર થાય છે.[૧૭] સઘળાં અંગોમાં ભસ્મનું લેપન કરનારાને જે માણસ શ્રદ્ધાથી વખાણે તે માણસ સઘળાં પાપોથી યુક્ત હોય તો પણ તુરત પૂજાનું પાત્ર થાય છે.[૧૮] ત્રિપુંડ્ર ધરનારાને માત્ર ભિક્ષા આપવાથી પણ મોટું પુણ્ય થાય છે.[૧૯] જે બ્રાહ્મણે લલાટમાં ભસ્મનું ત્રિપુંડ્ર ધરેલું હોય તે બ્રાહ્મણે સઘળું અધ્યયન કર્યું, સઘળું સાંભળ્યું અને સઘળાં સત્કર્મ કર્યાં એમ સમજવું. વિભૂતિથી શણગારેલો માણસ જે સ્થલમાં રહેતો હોય તે કીકટ દેશ હોય તો પણ તે દેશને કાશીક્ષેત્ર જેવો ગણવો. નીચ સ્વભાવવાળો, સારા સ્વભાવવાળો, યોગી કે લક્ષણ વગરનો ગમે તે હોય પણ વિભૂતિરૂપ શિવના શાસનને જે ધરતો હોય તે, બ્રહ્માની પેઠે પૂજવા યોગ્ય છે. સંગતથી, રમતથી, ભયથી અથવા કપટથી પણ વિભૂતિનું ધારણ કરનારો માણસ જે ગતિને પામે છે તે ગતિ સેંકડો યજ્ઞોથી પણ મળતી નથી.[૨૦-૨૩] વિધિ સહિત વિભૂતિરૂપ ઈશ્વરના ચિહ્નને ધારણ કરનારો માણસ તો મારી પેઠેજ પૂજવા યોગ્ય છે. વિભૂતિનું ધારણ કરવાથી શિવ, વિષ્ણુ, બ્રહ્મા, પાર્વતી, મહાલક્ષ્મી, સરસ્વતી અને બીજા દેવતાઓ પણ તૃપ્ત થાય છે. દાન, યજ્ઞ, ધર્મ, તીર્થયાત્રા, ધ્યાન અને તપ એઓ કોઇ ત્રિપુંડ્ર કરવાના સોળમા ભાગનું ફળ પણ આપી શકે એમ નથી. જેમ રાજા પોતાનું ચિહ્ન ધારણ કરનારા માણસને પોતાનો માને છે તેમ સદાશિવ ત્રિપુંડ્રરૂપી ચિહ્ન ધરનારા માણસને પોતાનો માને છે. દ્વિજ હોય કે બીજી જાતનો હોય પણ જે માણસ શુદ્ધ ચિત્તથી ભસ્મનું ત્રિપુંડ્ર ધરે છે, તેણે રૂદ્રને વશ કર્યા છે, એમ સમજવું.[૨૪-૨૯] આશ્રમ સંબંધી સઘળા આચારોનો ત્યાગ કર્યો હોય અને સઘળી ક્રિયાઓનો લોપ કર્યો હોય તો પણ જે માણસ એકવાર પણ આડા ત્રિપુંડ્રનું ચિહ્ન ધારણ કરે તે મુક્ત થાય છે. હે નારદજી! ત્રિપુંડ્રધરનારના જ્ઞાનની, કુલની કે વ્રતની પરીક્ષા ન કરવી. કારણ કે એ માણસ ત્રિપુંડ્રના ચિહ્નવાળા લલાટને લીધેજ પૂજ્યપણું પામેલો છે. શિવના મંત્રથી વધારે ઉત્તમ બીજો કોઇ મંત્ર નથી. શિવથી ઉત્તમ બીજું કાંઈ નથી. શિવપૂજનથી વધારે પવિત્ર બીજું કાંઇ નથી અને ભસ્મથી વધારે ઉત્તમ કોઇ તીર્થ નથી. રૂદ્રસ્વરૂપ અગ્નિનું જે ઉત્તમ વીર્ય છે તેજ ભસ્મ કહેવાય છે.[૩૦,૩૨] ભસ્મથી સર્વ દુઃખોનો નાશ થાય છે અને સઘળાં પાપો ટળી જાય છે. ચાંડાલ, અધમ, મૂર્ખ કે પંડિત ગમે તેવો છતાં પણ ઈશ્વરના વિભૂતિરૂપ શાસનને ધરનારો માણસ જે પ્રદેશમાં સર્વદા રહેતો હોય તે પ્રદેશમાં સર્વ ભૂતગણો સહિત, સર્વ તીર્થો સહિત અને પાર્વતીસહિત સદાશિવ સર્વદા સન્નિહિત રહે છે.[૩૩,૩૪] સદ્યોજાત આદિ પાંચ મંત્રોથી પવિત્ર થએલી અને સદાશિવનાં અંગોનાં ભૂષણરૂપ આ ભસ્મો વિષે મેં તમારી પાસે કહ્યું એ ભસ્મોથી લલાટરૂપી પટ્ટપર ત્રિપુંડ્ર રચ્યાં હોય તો તે ત્રિપુંડ્રો દૈવે લખેલા દુષ્ટ અક્ષરોને છેકી નાખે છે.[૩૫]

एतानि पंचशिवमंत्रपवित्रितानि ।
भस्मानि कामदहनांगविभूषितानि ॥
त्रैपुंड्रकाणि रचितानि ललाटपट्टे ।
लुंपन्ति दैवलिखितानि दुरक्षराणि ॥३५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩

## अध्याय १४मो. વિભૂતિધારણમાહાત્મ્ય

### नारायण उवाच

भस्मदिग्धशरीराय यो ददाति धनं मुदा ॥
तस्यसर्वाणिपापानि विनश्यंतिनसंशयः॥१॥

નારાયણ કહે છેઃ—જેનું શરીર ભસ્મથી ખરડાએલું હોય તે માણસને જે માણસ પ્રીતિથી ધન આપે તેનાં સઘળાં પાપ નાશ પામે છે એમાં સંશય નથી.[૧] શ્રુતિ, સ્મૃતિ, અને પુરાણોમાં વિભૂતિનું માહાત્મ્ય કહેલું છે માટે બ્રાહ્મણે ભસ્મ ધારણ કરવી.[૨] જે માણસ ત્રણે સંધ્યામાં ધોળી ભસ્મથી ત્રિપુંડ્ર કરે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઇને શિવના લોકમાં પૂજાય છે.[૩] જે યોગી પગનાં તળાંથી માંડી સઘળાં અંગોમાં ત્રણે સંધ્યામાં નિત્ય ભસ્મસ્નાન કરે તેને તુરત યોગની પ્રાપ્તિ થાય છે.[૪] પુરૂષ ભસ્મવડે સ્નાન કરવાથી કુલનો ઉદ્ધાર કરનાર થાય છે. જળથી સ્નાન કરવા કરતાં ભસ્મથી સ્નાન કરવામાં અસંખ્યાત ગુણો રહ્યા છે,[૫] સઘળાં તીર્થો કરવાથી જે પુણ્ય અને જે ફલની પ્રાપ્તિ થાય તે સઘળું પુણ્ય અને ફલ ભસ્મસ્નાનથી મળે છે એમાં સંશય નથી.[૬] મહાપાપોથી અથવા ઉપપાતકોથી યુક્ત છતાં પણ જે પુરૂષ ભસ્મથી સ્નાન કરે તે પુરૂષ,અગ્નિ જેમ કાષ્ઠોને બાળે તેમ પોતાનાં સઘળાં પાપોને બાળે છે.[૭] નાનાં મોટાં સઘળાં પાપ ભસ્મસ્નાનથી દૂર થાય છે. વિશેષ શું કહેવું ' ભસ્મસ્નાન કરતાં વધારે પવિત્ર કોઇ પણ સ્નાન નથી, એમ બોલીને પ્રથમ એ સ્નાન શિવે કર્યું હતું[૮] ત્યારથી માંડી બ્રહ્મા આદિ દેવતાઓ અને મુનિઓ કલ્યાણની ઇચ્છાથી યત્નપૂર્વક સર્વ કર્મોમાં ભસ્મસ્નાન કરવા લાગ્યા છે.[૯] એટલામાટે જે પુરૂષ ભસ્મથી શિરઃસ્નાન કરે તે પુરૂષ આ શરીરથીજ રૂદ્રરૂપ છે એમાં સંશય નથી.[૧૦] ભસ્મ ધરનારાને જોઇને જેઓ રાજી થાય તેઓનું દેવ, અસુર અને મુનીંદ્રો પણ સર્વદા પૂજન કરે છે એમાં સંશય નથી.[૧૧] ભસ્મના લેપનવાળાને જોઈને જે પુરૂષ ઉભો થાય તેને જોઈને ઇંદ્ર પણ દંડવત્ પ્રણામ કરશે એમાં સંશય નથી.[૧૨] હે નારદજી! ભસ્મ ધારણ કરતાં છતાં અભક્ષ્યનું ભક્ષણ કરવાની જેઓની પરંપરા હોય તેઓને એ અભક્ષ્ય પણ ભક્ષ્યરૂપ છે એમાં કશો વાંધો નથી.[૧૩] જે બ્રહ્મચારી, ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ પ્રથમ જલમાં નાહીને પછી પ્રેમથી ભસ્મથી નહાવાનો નિયમ રાખે, તે સર્વ પાપોથી મુકત થઇને પરમગતિ પામે છે. સંન્યાસીઓને અગ્નિહોત્રની ભસ્મથી નહાવું ઘણું ઉત્તમ છે.[૧૪-૧૫] જલથી નહાવા કરતાં ભસ્મથી નહાવું ઉત્તમ છે, કારણ કે તેથી પ્રકૃતિરૂપ બંધનનો અવશ્ય નાશ થાય છે.[૧૬] જલ જે છે, તે પ્રકૃતિરૂપ છે અને પ્રકૃતિ એ બંધનરૂપ છે, એમ વિદ્વાનો જાણે છે. પ્રકૃતિનો નાશ કરવાનેવાસ્તે ભસ્મથી સ્નાન કરવું જોઈએ. હે નારદજી! ત્રણે લોકમાં ભસ્મ સમાન કાંઈ નથી.[૧૭] રક્ષાનેવાસ્તે, મંગળનેવાસ્તે અને પવિત્રતાનેવાસ્તે પણ ભસ્મને ઉપયોગી જોઇ પૂર્વે દેવતાઓએ તેનો સ્વીકાર કર્યો છે અને પૂર્વે સદાશિવે પાર્વતીને પણ ભસ્મ આપેલી છે.[૧૮] એટલા માટે જે પુરૂષ ભસ્મથી માથે નહાય તે પુરૂષ સંસારના પાશોથી મુકત થઈને શિવના લોકમાં

પૂજાય છે.[૧૯] જ્વર, રાક્ષસ, પિશાચ, પૂતના, કોઢ, ગુલ્મ, સર્વ પ્રકારનાં ભગંદર, એંશી પ્રકારના વાયુના રોગ, ચોસઠ પ્રકારના પિત્તના રોગ, સઘળા પ્રકારના કફના રોગ, વાઘનો ભય, ચોરનો ભય અને બીજા દુષ્ટ ગ્રહો પણ, જેમ સિંહથી હાથીઓ ભાગી જાય તેમ ભસ્મસ્નાનથી ભાગી જાય છે. ભસ્મમાં ચોખ્ખું ટાઢું જળ મેળવીને જે ત્રિપુંડ્ર કરે તે પરબ્રહ્મને પામે છે એમા સંશય નથી. વિધિપ્રમાણે લલાટમાં ધારણ કરેલી ભસ્મ લલાટમાં લખાએલી યમસંબંધી પીડાની લિપિનો અવશ્ય નાશ કરે છે તથા કંઠથી ઉપરના ભાગવડે થએલા પાપનો પણ નાશ કરે છે.[૨૦-૨૪] કંઠમાં ધરેલી ભસ્મ કંઠથી થએલા રતિસંબંધી વાતોના પાપનો નાશ કરે છે. બાહુમાં ધરેલી ભસ્મ બાહુથી થએલા પાપને, છાતીમાં ધરેલી ભસ્મ મનથી થએલા પાપને, નાભિમાં ધારણ કરવાથી મેઢ્રના પાપને, ગુદમાં ધારણ કરવાથી ગુહ્યના પાપને, પડખામાં ધારણ કરવાથી પરસ્ત્રી-આલિંગનાદિ સર્વ પાપને મટાડે છે.[૨૫,૨૬] એટલા માટે સર્વ અંગોમાં ભસ્મનું ધારણ કરવું શ્રેષ્ઠ છે. જેણે ત્રિપુંડ્રનું ધારણ કર્યું તેણે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશનું, ત્રણ અગ્નિઓનું, ત્રણ ગુણનું અને ત્રણ લોકનું ધારણ કર્યું સમજવું. ભસ્મથી ઢંકાએલા શરીરવાળો વિદ્વાન બ્રાહ્મણ મહાપાપોના દોષોથી પણ છૂટે છે અને તુરત મુક્ત થાય છે. એમાં સંશય નથી. ભસ્મમાં નિષ્ઠા રાખનારના દોષો ભસ્મરૂપ અગ્નિના સંયોગથી બળી જાય છે.[૨૭-૨૯] ભસ્મવડે સ્નાન કરવાથી શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ આત્મનિષ્ઠ કહેવાય છે. ભસ્મથી ખરડાએલા સર્વ શરીરવાળો, ભસ્મથી દીપતા ત્રિપુંડ્રવાળો અને ભસ્મમાં શયન કરનારો જે પુરૂષ હોય તે ભસ્મનિષ્ઠ કહેવાય છે. ભસ્મનિષ્ઠના સમીપમાંથી ભૂત, પ્રેત, પિશાચ અને અત્યંત અસહ્ય રોગો પણ ભાગી જાય છે, એમાં સંશય નથી. એ ભસ્મ દોષોનું ભક્ષણ કરે છે તેથી ભસ્મ, પ્રકાશ કરે છે તેથી ભસિત, પુરૂષોને સમૃદ્ધિ આપે છે તેથી ભૂતિ, અને રક્ષણ કરે છે તેથી રક્ષા કહેવાય છે. ત્રિપુંડ્ર ધરેલું જોઇ ભય પામતા અને ધ્રુજતા ભૂત-પ્રેત આદિ લોકો તરત ભાગીજ જાય છે, એમાં સંશય નથી. જેમ રૂદ્રના સ્મરણમાત્રથી પાપનો નાશ થાય તેમ ભસ્મના ધારણ માત્રથી પાપનો નાશ થાય છે.[૩૦-૩૪] હજારો અકૃત્ય કરીને પણ પુરૂષ જો ભસ્મથી સ્નાન કરે તો તે ભસ્મ, અગ્નિ જેમ પોતાના તેજથી વનને બાળે છે તેમ સર્વ પાપને બાળે છે.[૩૫] કોઈ પુરૂષ અતુલ પાપ કરીને મરણકાળમાં પણ જો ભસ્મથી સ્નાન કરે તો તુરતજ પાપોથી છુટે છે.[૩૬] ભસ્મસ્નાનથી પવિત્ર શરીરવાળો, ક્રોધ રહિત અને જિતેંદ્રિય રહેનારો પુરૂષ મારા સમીપમાં આવીને પાછો જન્મતો નથી.[૩૭] સોમવારવાળી અમાવાસ્યાને દિવસે શરીરમાં ભસ્મથી ઉદ્ધૂલન કરી, પૂજેલા શંકરનું દર્શન કરે તો સઘળાં પાપોથી છુટે છે.[૩૮] આયુષ્યની, સમૃદ્ધિની અથવા મોક્ષની ઈચ્છા હોય તો દ્વિજે નિત્ય ભસ્મ ધારણ કરવી.[૩૯] ત્રિપુંડ્ર અત્યંત ઉત્તમ છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવરૂપ છે. ત્રિપુંડ્ર ધરનારાને જોઇ ભયંકર રાક્ષસો, પ્રેતો અને બીજા પણ જે ક્ષુદ્ર જંતુઓ છે તેઓ ભાગી જાય છે, એમાં સંશય નથી. શૌચ આદિ કર્યા પછી નિર્મલ જળમાં નાહીને પગના તળાથી તે મસ્તક સુધી ભસ્મનું ઉદ્ધૂલન કરવું જોઇએ. કેવળ જળથી સ્નાન કરવું એ શરીરના બહારના મેલને મટાડે છે, અને નિર્દોષ ભસ્મથી કરેલું સ્નાન તો બહારના અને અંદરના મેલને પણ

મટાડે છે, એટલામાટે સમયપર જલસ્નાનને છોડી દેતાં પણ ભસ્મસ્નાનમાં અવશ્ય નિષ્ઠા રાખવી જોઇએ.[૪૦,૪૩] ભસ્મસ્નાન વિના જે પુણ્ય કર્યું હોય તે પણ ન કર્યા જેવું થાય છે. ભસ્મસ્નાન વેદમાં કહેલું છે, અને એજ આગ્નેય સ્નાન કહેવાય છે.[૪૪] સ્નાનથી અંદર અને બહાર શુદ્ધ થએલા પુરૂષને શિવપૂજનનું ફલ પ્રાપ્ત થાય છે. જલથી કરેલું સ્નાન માત્ર બહારના મેલનો નાશ કરે છે અને ભસ્મથી કરેલું સ્નાન તો તીવ્ર વેગથી પ્રાણિઓના અંદરના તથા બહારના મેલને પણ મટાડે છે. હે નારદજી ! પ્રેમપૂર્વક જળથી કરોડોવાર સ્નાન કરે તો પણ ભસ્મથી સ્નાન કર્યા વિના પવિત્ર થતોજ નથી. ભસ્મથી સ્નાન કરવાનું જે માહાત્મ્ય છે તેને વાસ્તવિક રીતે વેદ જાણે છે;[૪૫-૪૭] અથવા સર્વ દેવતાઓના શિરોમણિ સદાશિવ જાણે છે. જે માણસ ભસ્મથી સ્નાન કર્યા વિના વેદોક્ત કર્મ કરે છે તેને વાસ્તવિક રીતે તે કર્મની કળાના અર્ધનું અર્ધ પણ ફલ થતું નથી. જે માણસ યત્નપૂર્વક વિધિપ્રમાણે ભસ્મથી સ્નાન કરે છે તે એકલોજ સર્વ કર્મોમાં અધિકારી છે એમ વેદમાં કહ્યું છે. ભસ્મથી સ્નાન કે જેનું વેદમાં નિરૂપણ કરેલું છે તે સઘળાં પવિત્રો કરતાં વધારે પવિત્ર છે. માટે જે માણસ મોહથી તે સ્નાન ન કરે તે મહાપાપી થાય છે. દ્વિજોને ઘણી ઘણીવાર જળવડે સ્નાન કર્યાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે કરતાં ભસ્મસ્નાન કરવાથી અનંતગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. ત્રણે કાળમાં પ્રયત્નપૂર્વક ભસ્મસ્નાન કરવુંજ જોઇએ.[૪૮-૫૨] ભસ્મસ્નાન વેદમાં કહ્યું છે માટે તેનો ત્યાગ કરનાર પતિત થાય છે. મૂત્ર આદિ કર્યા પછી ભસ્મસ્નાન પ્રયત્નથી કરવું જોઇએ. એ સ્નાન કર્યા વિના મનુષ્યો પવિત્ર થતાં નથી. દ્વિજ વિધિસહિત બીજી રીતની પોતાની પવિત્રતા કરશે તોપણ ભસ્મથી સ્નાન કર્યા વિના પવિત્ર થશે નહિ અને કર્મ કરવામાં અધિકારી પણ થશે નહિ. અપાન વાયુ નીકળે, બગાસું આવે, નાક છીંકવું પડે, છીંક આવે કે બડખો કહાડવો પડે ત્યારે પણ પ્રયત્નથી ભસ્મસ્નાન કરવું જોઇએ. મેં આ પ્રકરણમાં ભસ્મસ્નાનના મહિમાનો એક ભાગજ કહ્યો છે.[૫૩-૫૬] માટે હજી પણ ભસ્મસ્નાનથી થતા ફળ વિષે કહીશ. હે મુનિઓમાં ઉત્તમ ! તમે સાવધાન ચિત્તથી સાંભળજો.[૫૭]

**पुनश्च संप्रवक्ष्यामि भस्मस्नानोत्थितं फलम् ॥**
**सावधानेन मनसा श्रोतव्यं मुनिपुंगव ॥ ५७ ॥**

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪

# अध्याय १५ मो.

## ત્રિપુંડ્ર અને ઊર્ધ્વપુંડ્રનો મહિમા

### શ્રી નારાયણ ઉવાચ

**अग्निरित्यादिभिर्मंत्रैर्भस्म संशोध्य सादरम् ॥**
**धारणीयं ललाटादौ त्रिपुंड्रं केवलं द्विजैः ॥१॥**

નારાયણ કહે છેઃ–દ્વિજોએ આદરપૂર્વક 'अग्निर्भस्म' ઇત્યાદિ મંત્રોથી ભસ્મને શુદ્ધ કરીને લલાટ આદિ ભાગોમાં અવશ્ય ત્રિપુંડ્ર કરવું જોઇએ.[૧] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ સઘળા દ્વિજ કહેવાય છે, માટે તેઓએ પ્રયત્નપૂર્વક નિત્ય ત્રિપુંડ્ર કરવું.[૨] હે નારદજી ! જેને જનોઈ દેવાયું હોય તે દ્વિજ કહેવાય છે, માટે તે દ્વિજોએ વેદમાં કહેલું ત્રિપુંડ્ર ધારણ કરવું જોઇએ.[૩] વિભૂતિ ધારણ કર્યા વિના જે માણસ બીજું જે કંઈ સત્કર્મ કરે, તે તેણે કરેલું કર્મ ન કર્યા જેવુંજ થાય છે, એમાં સંશય નથી.[૪] ભસ્મ ધારણ કર્યા વિના ગાયત્રીનો ઉપદેશ પણ થતો નથી, એટલા માટે અંગમાં ભસ્મ ધરીનેજ ગાયત્રીનો જપ કરવો જોઈએ.[૫] હે

નારદજી ! બ્રાહ્મણપણાનું મૂલ ગાયત્રીજ છે અને તે ગાયત્રીનો ઉપદેશ ભસ્મ ધર્યા વિના કોઇએ પણ કરવો નહિ. એવી વેદની આજ્ઞા છે.[૬] જ્યાં સુધી લલાટ આદિ ભાગોમાં અગ્નિથી થએલી ભસ્મ ધરી ન હોય ત્યાં સુધી ગાયત્રીનો ઉપદેશ લેવામાં પણ અધિકાર નથી.[૭] લલાટમાં ભસ્મ ન હોય તો બ્રાહ્મણપણાનું અનુમાન પણ થઈ શકતું નથી. ભસ્મ ધારણ કરવામાં એવી રીતનાં મેં ઘણાં પવિત્ર કારણો કહ્યાં.[૮] મંત્રોથી પવિત્ર કરેલી ધોળી ભસ્મ જેના કપાળમાં હોય તે બ્રાહ્મણજ પોતાની વિદ્વત્તાને શોભાવે છે, એ વાત હું સાચેસાચી કહું છું.[૯] મણિનો સંગ્રહ કરવા જેટલી ભસ્મનો સંગ્રહ કરવામાં જેને સ્વાભાવિક પ્રીતિ હોય તેજ બ્રાહ્મણ કહેવાય એ હું સાચેસાચું કહું છું.[૧૦] જેને ભસ્મના સંગ્રહમાં મણિના સંગ્રહ જેટલી સ્વાભાવિક પ્રીતિ ન હોય તે પ્રત્યેક જન્મમાં ચાંડાલજ હોવો જોઇએ.[૧૧] ત્રિપુંડ્ર તથા ઉદ્ધૂલન આદિ કરવામાં જેને સ્વાભાવિક પ્રીતિ ન હોય તે ચાંડાલજ છે એમ સમજવું, એ હું સાચેસાચું કહું છું.[૧૨] જેઓ ભસ્મ ધારણ કર્યા વિના ફળ આદિ ખાય છે, તેઓ સઘળા ભયંકર નરકમાં પડે છે, એમાં પણ સંશય નથી.[૧૩] વિભૂતિ ધારણ કર્યા વિના જે શિવપૂજન કરે છે તે શિવનો દ્વેષી થાય છે અને તે દ્વેષ નરક આપે છે, વિભૂતિ ધારણ કર્યા વિના સુવર્ણની તુલા કરે તોપણ તેનું તેને ફળ નહિ મળતાં પતિતપણુંજ પ્રાપ્ત થાય છે.[૧૪] જેમ જનોઈ વગર સંધ્યા કરવામાં આવતી નથી તેમ દ્વિજલોકોએ વિભૂતિ વગર પણ સંધ્યા કરવી નહિ.[૧૫] કોઈ સમયે જનોઈ જતું રહ્યું હોય તો સંધ્યામાં ગાયત્રીનો જપ કરવા આદિ તથા ઉપવાસ આદિ પ્રતિનિધિ કરવામાં આવે છે પણ વિભૂતિના ધારણનો તો કદી પણ પ્રતિનિધિ થઇ શકે નહિ. વિભૂતિનું ધારણ કરવું છોડી દઇને જે દ્વિજ સંધ્યા કરે તેને પ્રત્યવાયજ લાગે છે. કારણ કે વિભૂતિ વિના અધિકારજ પ્રાપ્ત થતો નથી. જેમ ચાંડાલને વેદનું શ્રવણ કરવાથી પ્રત્યવાય લાગે છે તેમ દ્વિજને ભસ્મ વગર સંધ્યા કરવાથી પ્રત્યવાય લાગે છે,એમાં સંદેહ નથી.[૧૬-૧૯] દ્વિજ લોકોએ સર્વદા સાવધાનપણાથી યત્નપૂર્વક અગ્નિહોત્રની ભસ્મ સંપાદન કરવી અને તે ન મળે તો આવસથ્ય આદિની અથવા લોક સંબંધી ભસ્મ સંપાદન કરવી; કારણ કે ભસ્મ ગમે તેવી હોય પણ તે સર્વદા પવિત્રજ છે.[૨૦] દ્વિજોએ પ્રયત્નપૂર્વક સંધ્યા આદિ કર્મોમાં ભસ્મ ધારણ કરવીજ જોઇએ. ભસ્મમાં નિષ્ઠા રાખનાર માણસમાં પાપનો પ્રવેશ થતો નથી.[૨૧] બ્રાહ્મણોએ યત્નપૂર્વક પોતાના જમણા હાથની વચલી ત્રણ આંગળીઓથી ભસ્મ ધારણ કરવી.[૨૨] કપાલમાં છ અંગુલ લાંબું, તેથી વધારે લાંબું અથવા કદી બે નેત્રના પ્રમાણ જેવડું ભસ્મથી પ્રદીપ્ત ત્રિપુંડ્ર કરવું. એ પ્રમાણે જે કરે તે રૂદ્રરૂપજ છે, એમાં સંશય નથી. અનામિકા અકારરૂપ છે, વચલી આંગળી ઉકારરૂપ છે અને તર્જની મકારરૂપ છે, માટે ત્રિપુંડ્ર ત્રિગુણાત્મક કહેવાય છે. તર્જની, મધ્યમા અને અનામિકાથી અનુલોમ ક્રમે ત્રિપુંડ્ર કરવું.[૨૩-૨૫] આ વિષયમાં એક જૂનો ઇતિહાસ તમારી પાસે કહું છું. કોઈ સમયે દુર્વાસામુનિ પિતૃલોકમાં ગયા હતા.[૨૬] એ દુર્વાસાનાં સઘળાં અંગ ભસ્મથી ખરડાએલાં હતાં, રૂદ્રાક્ષનાં આભરણ પહેર્યાં હતાં, અને પોતે હે શિવ ! હે શંકર ! હે સર્વના આત્મા ! હે મા ! હે જગદંબ ! એવી રીતે ઊંચા સ્વરથી નામો બોલતા હતા. દુર્વાસાને આવેલા જોઈ કવ્યવાડનલાદિ પિતૃઓએ પ્રત્યુત્થાન,

અભિવાદન તથા આસન આદિ ઉપચારોથી તેમનું ઘણું સન્માન કર્યું અને પછી સઘળા મળીને પરસ્પર અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા.[૨૭-૨૯] એ સમયમાં કુંભીપાકમાં રહેલા પાપી લોકોનો "હાય માર્યો !" એવો ભયંકર શબ્દ ઉત્પન્ન થયો. કેટલાએક પાપીઓ 'હાય મુવા !' એમ બોલતા હતા. કેટલાએક 'હાય બળી ગયા !' એમ બોલતા હતા, કેટલાએક 'હાય કપાઈ ગયા !' એમ બોલતા હતા અને કેટલાએક 'હાય ચીરાઈ ગયા !' એમ રોતા હતા.[૩૦,૩૧] એ કરૂણા ઉપજાવનારો શબ્દ સાંભળવામાં આવતાં હૃદયમાં દુઃખ પામેલા દુર્વાસાએ તે પિતૃઓને પૂછયું કે "આ શબ્દ કોનો છે ?"[૩૨] પિતૃઓએ કહ્યું કેઃ—"અહીં સમીપમાં સંયમની નામની પુરી છે અને તેમાં પાપીઓને પાપનાં ફળ આપનારા યમરાજા રહે છે.[૩૩] કાળા વર્ણવાળા, ભયંકર અને કાળસરખા રૂપવાળા અનેક દૂતોથી વીંટાએલા યમરાજા એ પુરીના સ્વામી છે.[૩૪] એ પુરીમાં પાપીઓને દુઃખ ભોગવવાના સ્થાનકરૂપ અને અનેક પ્રકારના છયાશી કુંડો છે. એ પ્રત્યેક કુંડોની યમના દૂતો ચોકી કરે છે.[૩૫] એ સઘળા કુંડોમાં કુંભીપાક નામનો મોટો અને મુખ્ય કુંડ છે. એ કુંડમાં પ્રાણીઓને જે પીડાઓ થાય છે તેઓનું વર્ણન સેંકડો વર્ષે પણ કોઇથી પૂરૂં થઈ શકે એમ નથી. જેઓ શિવનો દ્રોહ કરે છે, દેવીની નિંદા કરે છે અથવા વિષ્ણુનો દ્રોહ કરે છે તેઓ એ કુંડમાં પડે છે. વેદની નિંદા કરનારા, સૂર્યની નિંદા કરનારા, ગણપતિની નિંદા કરનારા અને બ્રાહ્મણોનો દ્રોહ કરનારા લોકો, એ કુંડમાં પડે છે. યથેષ્ટ આચરણ કરનારા, ઉન્હી ઉન્હી છાપો લેનારા અને તપ્ત ત્રિશૂળને ધરનારા લોકો એ કુંડમાં પડે છે. માતા, પિતા, ગુરૂ, મોટા ભાઇ, પુરાણ કે સ્મૃતિ એઓની નિંદા કરનારા અને ધર્મને દૂષિત કરનારા જે લોકો હોય છે તેઓ એ કુંડમાં પડે છે. એવા પાપીઓ એ કુંડમાં પડેલા છે તેઓનો આ કાનને ત્રાસ આપે એવો મહા ઘોર શબ્દ નિરંતર અમારા સાંભળવામાં આવે છે કે જે સાંભળવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે." આ પ્રમાણે પિતૃઓનું વચન સાંભળી દુર્વાસામુનિ તે કુંડને જોવાને વાસ્તે ઉઠયા અને ચાલીને કુંડની પાસે ગયા. હે નારદજી ! દુર્વાસાએ નીચું મ્હોડું કરીને નીચે જોયું ત્યાં તેજ ક્ષણે ત્યાં રહેનારા પાપીઓને સ્વર્ગ કરતાં પણ અધિક સુખ પ્રાપ્ત થયું. કેટલાએક હસવા લાગ્યા, કેટલાએક ગાવા લાગ્યા અને કેટલાએક નાચવા લાગ્યા.[૩૬-૪૪] સુખ વધવાથી ઉન્મત્ત થઇને એ લોકો પરસ્પરની સાથે વિનોદ કરવા લાગ્યા. મૃદંગ, વીણા, મુરજ, ઢક્કા અને દુંદુભિઓના પંચમસ્વરથી મિશ્રિત મધુર શબ્દો ઉત્પન્ન થયા, વસંતઋતુની લતાઓની સુગંધીવાળા પવનો વાવા લાગ્યા.[૪૫,૪૬] એ જોઇને દુર્વાસા ચકિત થયા અને યમના દૂતો પણ વિસ્મય પામ્યા. યમના દૂતોએ તુરત યમરાજાને ખબર આપી[૪૭] કે "હે મહારાજ ! હમણાં એક મોટું આશ્ચર્ય થયું છે તે એ છે કે કુંભીપાકમાં રહેલા પાપીઓને સ્વર્ગ કરતાં પણ અધિક સુખ જોવામાં આવે છે.[૪૮] એ શાથી થયું છે તે કારણ અમો જાણતા નથી પણ તે જોઇને ચકિત થઈ ગયા છીએ તેથી સઘળા આપની પાસે આવેલા છીએ."[૪૯] આ પ્રમાણે દૂતોનાં વચન સાંભળી તુરત યમરાજા ઉભા થયા અને મોટા પાડાપર બેસીને જે સ્થળમાં એ પાપીઓ હતા તે સ્થળમાં ગયા.[૫૦] ત્યાં જઈ તેમણે દૂત મોકલીને સ્વર્ગમાં ખબર મોકલાવી. એ ખબર સાંભળી સ્વર્ગમાંથી દેવતાઓના ગણોની સાથે ઈંદ્ર ત્યાં આવ્યા.[૫૧]

બ્રહ્મલોકમાંથી બ્રહ્મા, વૈકુંઠમાંથી વિષ્ણુ અને પોતપોતાના લોકોમાંથી દિક્પાલ દેવતાઓ પણ પોતપોતાના ગણોની સાથે આવ્યા.[૫૨] એ સર્વે દેવતાઓ કુંભીપાકને વીંટીને ચારેકોર ઉભા રહ્યા અને સ્વર્ગ કરતાં પણ વધારે સુખવાળા ત્યાંના જીવોને જોવા લાગ્યા.[૫૩] સર્વે ચકિત થઇ ગયા પણ તેનું કારણ કોઈના જાણવામાં આવ્યું નહિ. "અહો! આ કુંડ પાપીઓને પાપના ભોગ આપવા સારૂ બનાવેલો છે તેમાં જ્યારે સુખ ઉત્પન્ન થયું ત્યારે હવે પાપીઓને પાપની શી બ્હીક રહી? પરમેશ્વરે સ્થાપેલીવેદની મર્યાદા કેમ ઉચ્છિન્ન થઈ ગઇ?[૫૪-૫૫] પરમેશ્વરે પોતાના સંકલ્પને કેમ વ્યર્થ કર્યો? આ તો ભારે આશ્ચર્ય થયું! ભારે આશ્ચર્ય થયું!" એમ સર્વે દેવતાઓ બોલવા લાગ્યા;[૫૬] પણ કાંઇ કારણ જાણવામાં નહિ આવતાં સર્વે ત્રાહેત થઇને ઉભા રહ્યા. એ સમયમાં વિષ્ણુ દેવતાઓની સાથે વિચાર કરી કેટલાએક દેવતાઓને સાથે લઇને શંકરના સ્થાનકમાં ગયા. પાર્વતીસહિત, કરોડ કામદેવ જેવા રૂપાળા, અત્યંત રમણીય અંગવાળા, લાવણ્યના નિવાસરૂપ, અદ્ભુત, સર્વદા સોળ વર્ષની વયવાળા, અનેક પ્રકારના અલંકારોથી શણગારેલા, અનેક ગણોથી વીંટાએલા, પાર્વતીને વિનોદ કરાવતા અને જેની પાસે ચારે વેદ ઉભા હતા એવા સદાશિવને જોઈ વિષ્ણુએ તેમને પ્રણામ કર્યા અને કુંભીપાક સંબંધી ચમત્કારી વૃત્તાંત સ્ફુટ રીતે કહી સંભળાવ્યો. વિષ્ણુએ કહ્યું કેઃ–"હે દેવ! હે પ્રભુ! આમ થવાનું કારણ અમો કોઇ રીતે જાણી શકતા નથી માટે તે કારણ આપે કહેવું જોઇએ, કારણ કે આપ સર્વજ્ઞ છો." એ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળી પ્રસન્ન મુખારવિંદવાળા સદાશિવે મેઘસરખા ગંભીર સ્વરથી તેમને મધુર વચન કહ્યું કેઃ–"હે વિષ્ણુ! એમ થવાનું કારણ સાંભળો. એમાં કાંઈ આશ્ચર્ય નથી.[૫૭-૬૩] એ ભસ્મનોજ મહિમા છે. ભસ્મથી શું ન થાય? સઘળું થાય. શૈવ લોકોમાં માન પામેલા દુર્વાસા કુંભીપાક જોવાસારૂ ગયા અને નીચું મ્હોડું કરી નીચે જોવા લાગ્યા, ત્યાં દૈવયોગથી વાયુને લીધે તેમના કપાળ ઉપરથી ભસ્મની કણીઓ કુંભીપાકમાં પડી તેથી એ સઘળું થયું છે. એ પ્રમાણે થયું એ ભસ્મનોજ મહિમા છે. હવે પછી એ કુંભીપાકનું સ્થાનક પિતૃલોકમાં રહેનારાઓને તીર્થરૂપ થશે કે જેમાં નહાવાથી સુખ પ્રાપ્ત થશે એમાં સંદેહ નથી. હવે પછી એ સ્થાનક 'પિતૃતીર્થ' એવા નામથી પ્રખ્યાત થશે.[૬૪-૬૭] હે વિષ્ણુ! તમલોકોએ ત્યાં મારા લિંગનું અને દેવીનું સ્થાપન કરવું. પિતૃલોકમાં રહેનારા લોકો એ મારા લિંગની અને દેવીની પૂજા કરશે.[૬૮] ત્રૈલોક્યનાં સઘળાં તીર્થોમાં એ તીર્થ ઉત્તમ થશે અને ત્યાં તમો જે 'પિત્રીશ્વરી' નામનાં દેવીનું સ્થાપન કરશો તેમની પૂજાથી ત્રૈલોક્યની પૂજા કર્યાનું ફળ થશે."[૬૯] આ પ્રમાણે સદાશિવનું વચન સાંભળી તેમને મસ્તકવડે પ્રણામ કરી તેમની આજ્ઞા લઇને વિષ્ણુ ત્યાંથી દેવતાઓની પાસે ગયા[૭૦] અને ત્યાં જઇને સદાશિવે કહેલું સઘળું કારણ દેવતાઓને કહી સંભળાવ્યું. દેવતાઓએ માથાં હલાવીને 'વાહવાહ' કહ્યું.[૭૧] વિષ્ણુ અને બ્રહ્મા આદિ દેવતાઓ ભસ્મના મહિમાનાં વખાણ કરવા લાગ્યા અને પિતૃઓ પણ તીર્થનો લાભ થવાથી રાજી થયા.[૭૨] દેવતાઓએ એ તીર્થના તીરમાં વિધિ પ્રમાણે લિંગની અને દેવીની મૂર્તિની સ્થાપના કરી અને નિત્ય પૂજા કરવાનો નિયમ કર્યો.[૭૩] તે સ્થલમાં જે પ્રાણીઓ પોતાનાં પાપ ભોગવવાનેવાસ્તે રહ્યા હતા તેઓ

સઘળા વિમાનોમાં બેસીને કૈલાસના મંડલમાં ગયા.[૭૪] 'ભદ્રગણ' એવા નામથી ઓળખાતા એ લોકો અદ્યાપિસુધી કૈલાસમાંજ વસે છે. પછી દેવતાઓએ ત્યાંથી દૂર પ્રદેશમાં નવો કુંભીપાક બનાવ્યો[૭૫] અને તે દિવસથી તે કુંભીપાકની પાસે શૈવ લોકોને જવાનો અટકાવ કર્યો. હે નારદજી ! આ પ્રમાણે ભસ્મનો સઘળો ઉત્તમ મહિમા મેં તમારી પાસે કહ્યો.[૭૬] ભસ્મથી અધિક ઉત્તમ બીજું કાંઈપણ નથી. હવે વિષ્ણુ સંબંધી આગમ ગ્રંથોમાં કહ્યા પ્રમાણે અધિકારીઓના ભેદને અનુસરીને હું તમારી પાસે ઊર્ધ્વપુંડ્રનો વિધિ કહું છું. આંગળીઓના ભેદથી નોખનોખાં ઊર્ધ્વપુંડ્રોનાં પ્રમાણો, વર્ણ, મંત્ર, દેવતાઓ અને ફળ વિષે પણ કહીશ. ઊર્ધ્વપુંડ્ર કરવામાં પર્વતના અગ્રની, નદીના તીરની, શિવના ક્ષેત્રની, સમુદ્રના કાંઠાની, રાફડાની અથવા તુલસીના મૂળની માટી લેવી. બીજી માટીઓનો ત્યાગ કરવો.[૭૭-૮૦] કાળું ઊર્ધ્વપુંડ્ર કાંતિ આપનાર, રાતું વશ કરનાર, પીળું લક્ષ્મી આપનાર અને ધોળું ધર્મ આપનાર કહેવાય છે.[૮૧] ઊર્ધ્વપુંડ્ર કરવામાં અંગુઠો પુષ્ટિ આપનાર, વચલી આંગળી આયુષ્ય આપનાર, અનામિકા અન્ન આપનાર અને તર્જની મુક્તિ આપનાર છે;[૮૨] માટે એઓમાંથી કોઈ એક આંગળીથી ઊર્ધ્વપુંડ્ર કરવું અને તે કરતાં નખથી સ્પર્શ કરવો નહિ. વાટમાં બળતા દીવા સરખું, વાંસના પાંદડા સરખું, કમલની કળી સરખું, માછલા સરખું, કાચબા સરખું અને શંખ* સરખું ઊર્ધ્વપુંડ્ર પ્રયત્નથી કરવું જોઇએ.[૮૩,૮૪] દશ આંગળનું ઊર્ધ્વપુંડ્ર સર્વોત્તમ, નવ આંગળનું મધ્યમ અને આઠ આંગળનું કનિષ્ઠ સમજવું.[૮૫] સાત, છ અથવા પાંચ આંગળનું મધ્યમ અને ચાર, ત્રણ અથવા બે આંગળનું કનિષ્ઠ સમજવું એવો પણ પક્ષ છે.[૮૬] કેશવનું સ્મરણ કરીને લલાટમાં, નારાયણનું સ્મરણ કરીને ઉદરમાં, માધવનું સ્મરણ કરીને હૃદયમાં, ગોવિંદનું સ્મરણ કરીને કંઠમાં, વિષ્ણુનું સ્મરણ કરીને ઉદરના જમણા ભાગમાં, મધુસૂદનનું સ્મરણ કરીને ઉદરના ડાબા ભાગમાં તથા બાહુના મધ્યમાં, ત્રિવિક્રમનું સ્મરણ કરીને ડાબા કાનમાં, વામનનું સ્મરણ કરીને ડાબી કુખમાં, શ્રીધરનું સ્મરણ કરીને ડાબા બાહુમાં, હૃષીકેશનું સ્મરણ કરીને જમણા કાનમાં, પદ્મનાભનું સ્મરણ કરીને પીઠમાં, દામોદરનું સ્મરણ કરીને કોઠમાં અને વાસુદેવનું સ્મરણ કરીને મસ્તક ઉપર ઊર્ધ્વપુંડ્ર કરવું. એ બાર તિલકના બાર દેવતા છે.[૮૭-૯૦] સાયંકાલે અને પ્રાતઃકાલે પૂજામાં તથા હોમના સમયમાં સાવધાનપણાથી એ નામોનું ઉચ્ચારણ કરીને વિધિપૂર્વક ઊર્ધ્વપુંડ્ર કરવું.[૯૧] અપવિત્ર, આચાર રહિત કે મનથી પાપ કરનાર હોય તોપણ મસ્તકમાં ઊર્ધ્વપુંડ્ર ધરનારો માણસ સર્વદા પવિત્રજ રહે છે.[૯૨] જે માણસ પોતે ચાંડાલ છતાં પણ ઊર્ધ્વપુંડ્રનું ધારણ કરનાર હોય તે ગમે ત્યાં મરે તો પણ વિમાનમાં બેસીને મારા લોકમાં આવે છે અને ત્યાં પૂજાય છે.[૯૩] ભાગ્યશાળી અને મારા સ્વરૂપને જાણનારા મારા નિર્મળ એકાંત ભક્તો બે રેખાની વચમાં અવકાશવાળાં અને વિષ્ણુના ચરણસરખી આકૃતિવાળાં ઊર્ધ્વપુંડ્ર કરે છે.[૯૪] મારા ચરણમાંજ તત્પર રહેનારા મારા પરમ એકાંત ભક્તો હળદરના ચૂર્ણવાળાં, ત્રિશૂળ સરખી આકૃતિવાળાં ઊર્ધ્વપુંડ્ર કરે છે.[૯૫] બીજા

* બ્રહ્માંડ પુરાણમાં એનો વિનિયોગ લખ્યો છે. તે નીચે પ્રમાણેઃ-લલાટમાં બાહુની પેઠે, કાનમાં દંડના સરખું, હૃદયમાં કમલના જેવું, ઉદરપર દીપકસમાન, અને સ્કંધમાં જમ્બુ અને પલાશની પેઠે ધારણ કરવું.

વૈષ્ણવોએ તો ભક્તિથી છિદ્ર વગરનાં પણ દીવા, કમલની કળી અને વાંસનાં પાંદડાં જેવાં ઊર્ધ્વપુંડ્ર કરવાં.[૯૬] કેવળ વૈષ્ણવોને ( ભાગવતોને ) તો છિદ્ર રહિત અથવા છિદ્ર સહિત પણ ઊર્ધ્વપુંડ્રો કરવાની છુટ છે. છિદ્ર રહિત કરવામાં એઓને પ્રત્યવાય નથી.[૯૭] મારા શરણાગત એકાંતિક તથા પરમ એકાંતિક વૈષ્ણવોને (અનુક્રમે રામાનુજ તથા મધ્વોને) છિદ્ર વગરનાં ઊર્ધ્વપુંડ્ર કરવામાં મોટો પ્રત્યવાય લાગે છે.[૯૮] વૈષ્ણવે ઉપર કહ્યા પ્રમાણે 'કેશવાયનમઃ' ઇત્યાદિ બોલીને મધ્યમાં છિદ્રવાળું અને દંડસરખા આકારવાળું સુંદર ઊર્ધ્વપુંડ્ર કરવું. જે માણસ છિદ્રવાળાં નિર્મળ ઊર્ધ્વપુંડ્ર કરે છે તે માણસ તે ઊર્ધ્વપુંડ્રોમાં મારૂં મોટું મંદિર કરે છે એમ સમજવુ.[૯૯,૧૦૦] ઊર્ધ્વપુંડ્રના વિશાળ અને મનોહર મધ્યભાગમાં લક્ષ્મીની સાથે બેઠેલા અવિનાશી વિષ્ણુ રમણ કરેછે.[૧૦૧] જે અધમ દ્વિજ છિદ્ર વગરનું ઊર્ધ્વપુંડ્ર કરે છે, તે તેમાં રહેનારાં વિષ્ણુ તથા લક્ષ્મીને દૂર કરે છે, એમ સમજવું.[૧૦૨] જે મૂઢ બુદ્ધિવાળો માણસ છિદ્ર વગરનું ઊર્ધ્વપુંડ્ર કરે તે માણસ અનુક્રમે એકવીશ નરકોમાં પડે છે.[૧૦૩] સરલ, સ્ફુટ પડખાંવાળાં, છિદ્ર સહિત અને દંડ, કમલ તથા દીપ સરખી આકૃતિવાળાં ઊર્ધ્વપુંડ્ર કરવાં જોઇએ.[૧૦૪] હે નારદજી ! દ્વિજે શિખા અને જનોઈની પેઠે નિત્ય ઊર્ધ્વપુંડ્ર કરવું જોઈએ. એ કર્યા વિના સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે.[૧૦૫] એટલા માટે બુદ્ધિમાન બ્રાહ્મણે સર્વ કાર્યોમાં ઊર્ધ્વપુંડ્ર કરવું, ઊર્ધ્વપુંડ્ર કરવાનો આ વિધિ તાંત્રિક લોકોને વાસ્તે છે માટે વૈદિક લોકોએ કદી પણ ત્રિશૂલ સરખાં, ગોળ, ચોરસ કે અર્ધચંદ્ર આદિ સરખાં ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવાં નહિ. જનોઇ દેવાયા પછી વેદના માર્ગમાં ચાલનારા દ્વિજે ભૂલથી પણ ત્રિપુંડ્ર વિના બીજા પુંડ્રને ધારણ કરવું નહિ. વિષ્ણુના આગમ આદિ ગ્રંથોમાં લખેલાં બીજાં પુંડ્રોને ખ્યાતિ કે કાંતિ આદિને વાસ્તે પણ વૈદિક લોકોએ ધરવાં નહિ. વૈદિક લોકોનેવાસ્તે તો શ્રુતિમાં કહેલું આડું ત્રિપુંડ્રજ છે, માટે તેને છોડીને તેઓએ ભૂલથી પણ ઊર્ધ્વપુંડ્ર કરવાં નહિ. લલાટમાં ભસ્મથી આડું ત્રિપુંડ્ર કરવું છોડી દઇને ભૂલથી પણ જો બીજા પુંડ્રનું ધારણ કરે તો તે દ્વિજ અવશ્ય નરકમાં પડે છે.[૧૦૯-૧૧૦] વેદમાર્ગમાંજ નિષ્ઠા ધરાવનારો માણસ ભૂલથી પણ જો ઉન્હી છાપ આદિનાં ચિહ્નો ધરે અથવા ત્રિપુંડ વિના બીજાં પુંડ્રો કરે તો પતિતજ થાય છે એમાં સંદેહ નથી.[૧૧૧] વેદમાર્ગપ્રમાણે ચાલનારાએ પોતાના દેહમાં કોઇ પ્રકારની પણ છાપ લેવી નહિ. વેદધર્મમાં નિષ્ઠાવાળાઓએ વેદોક્ત નિશાની ધરવી[૧૧૨] અને અવૈદિક ધર્મમાં નિષ્ઠા ધરાવનારાઓએ અવૈદિક નિશાની ધરવી. જે દેવતાઓ વેદપ્રતિપાદિત છે, તેઓનું વૈદિક ચિહ્ન છે[૧૧૩] અને જે દેવતાઓ વેદના આધાર વગર તંત્રગ્રંથોએ પ્રતિપાદિત છે તેઓનું અવૈદિક ચિહ્ન છે. સંસારથી છોડાવનારા સાક્ષાત્ સદાશિવ કે જેનું પ્રતિપાદન વેદ કરે છે, તે પોતે ભક્તોના ઉપકારને વાસ્તે વૈદિક ચિહ્નનુંજ ધારણ કરે છે. જેનું વેદમાં પ્રતિપાદન કરેલું છે એવા વિષ્ણુનું પણ ચિહ્ન વેદોક્તજ છે. બીજું નથી.[૧૧૪-૧૧૫] વિષ્ણુના રામકૃષ્ણ આદિ અવતારોની ઉપાસના કરનારાઓએ પણ ત્રિપુંડ્ર અને ઉદ્ધૂલન આદિ જે વેદોક્ત ચિહ્નો છે તેજ ધરવાં,[૧૧૬] ઊર્ધ્વપુંડ્ર આદિ ચિહ્નો વેદમાં કહેલાં નથી અને આડું ત્રિપુંડ્ર વેદમાં કહેલું છે. એટલા માટે વેદના માર્ગમાં મુખ્ય નિષ્ઠાવાળાઓએ વેદોક્ત માર્ગ પ્રમાણે લલાટમાં

આડું ત્રિપુંડ્રજ ધરવું જોઇએ. જે તંત્રગ્રંથોની રીતિ પ્રમાણે પરમપદરૂપ નારાયણનો ભક્ત હોય તેણે સર્વદા લલાટમાં જલથી મિશ્રિત કરેલા ચંદન આદિ પદાર્થનું ત્રિશૂલ સરખી આકૃતિવાળું ઊર્ધ્વપુંડ્ર કરવું.[૧૧૭,૧૧૮]

**ललाटे भस्मना तिर्यक् त्रिपुंड्रं धार्यमेव हि ॥**
**यस्तु नारायणं देवं प्रसन्नः परमं पदम् ॥**
**धारयेत् सर्वदा शूलं ललाटे गंधवारिणा॥११८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ. ૧૫**

# अध्याय १६ मो.

## સંધ્યાવંદન વિધિ વગેરે

### श्रीनारायण उवाच

**अथातः श्रूयतां पुण्यं संध्योपासनमुत्तमम् ॥**
**भस्मधारणमाहात्म्यंकथितं चैवविस्तरात्॥१॥**

નારાયણ કહે છેઃ—ભસ્મ ધારણ કરવાનો મહિમા તમારી પાસે વિસ્તારથી કહ્યો. હવે પવિત્ર અને ઉત્તમ સંધ્યાવંદન કરવા વિષે કહું છું.[૧] તેમાં પ્રથમ પ્રાતઃકાળની સંધ્યાનો વિધિ કહીશ. નક્ષત્રો દેખાતાં હોય તે સમયમાં પ્રાતઃસંધ્યા કરવી, સૂર્ય આકાશના મધ્યમાં હોય તે સમયે મધ્યાહ્નસંધ્યા કરવી.[૨] સૂર્યાસ્ત થતો હોય તે સમયમાં સાયંસંધ્યા કરવી. આ પ્રમાણે બ્રાહ્મણો ત્રણ કાલની સંધ્યા કરે છે. હે નારદજી! હવે એ સંધ્યાઓના પ્રકાર કહું છું તે સાંભળો.[૩] તારાઓ દેખાતા હોય તે સમયમાં કરવામાં આવે એ ઉત્તમ, તારાઓ અદૃશ્ય થયા પછી કરવામાં આવે એ મધ્યમ અને સૂર્ય દેખાયા પછી કરવામાં આવે એ કનિષ્ઠ, એવી રીતે પ્રાતઃસંધ્યાના ત્રણ પ્રકાર છે.[૪] સૂર્ય દેખાતો હોય તે સમયમાં કરવી એ ઉત્તમ, સૂર્ય આથમ્યા પછી કરવી એ મધ્યમ અને તારાઓ દેખાયા પછી કરવી એ કનિષ્ઠ, એવી રીતે સાયંસંધ્યાના ત્રણ પ્રકાર છે.[૫] બ્રાહ્મણ વૃક્ષરૂપ છે, સંધ્યા મૂલરૂપ છે, વેદ શાખાઓરૂપ છે અને ધર્મ—કર્મ પાંદડાંરૂપ છે એટલા માટે યત્નપૂર્વક મૂળની રક્ષા કરવી જોઈએ. કારણ કે મૂલ ઉચ્છિન્ન થાય તો શાખા રહે નહિ અને વૃક્ષ પણ રહે નહિ.[૬] જે દ્વિજ સંધ્યાને જાણે નહિ અને સંધ્યાની ઉપાસના કરે નહિ તે જીવતાં શૂદ્રરૂપ થાય છે અને મુવા પછી કૂતરો થાય છે;[૭] એટલા માટે સંધ્યાવંદન કે જે ઉત્તમ છે તે નિત્ય કરવું જોઈએ. એ કર્યા વિના બીજાં સત્કર્મો આદિમાં અધિકાર પ્રાપ્ત થતો નથી.[૮] સમયપર મોડું થઇ જાય તો પણ સૂર્યોદયથી ત્રણ ઘડી સુધીમાં પ્રાતઃસંધ્યા કરી લેવી અને સૂર્યાસ્તથી ત્રણ ઘડી સુધીમાં સાયંસંધ્યા કરી લેવી; એથી વધારે કાળનો અતિક્રમ થાય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.[૯] થોડા કાળનો અતિક્રમ થાય તો ચોથો અર્ઘ દેવો અને વધારે કાળનો અતિક્રમ થયો હોય તો પ્રથમ એકસો આઠ ગાયત્રી જપીને પછી સંધ્યા કરવી.[૧૦] જે કાલમાં જે કર્મ કરવાનું હોય તે કર્મ તે કાલની સંધ્યાનું ઉપાસન કર્યા પછી કરવું.[૧૧] ઘરમાં સંધ્યા કરવી એ સાધારણ, ગાયના વાડામાં કરવી એ મધ્યમ, નદીના તીરમાં કરવી એ ઉત્તમ અને દેવીના મંદિરમાં કરવી એ ઉત્તમથી પણ ઉત્તમ છે.[૧૨] સંધ્યા કરવી એ દેવીની ઉપાસના છે એટલા માટે દેવીની પાસે ત્રણે સંધ્યા કરવી. એમ કરવાથી ઘણું ફળ થાય છે.[૧૩] સંધ્યાથી નોખું બ્રાહ્મણોનું દૈવત નથી. મહાદેવીરૂપ ગાયત્રીની ઉપાસના વિષે વેદે જેવી આવશ્યકતા કહી છે તેવી આવશ્યકતા વિષ્ણુની ઉપાસના વિષે કે શિવની ઉપાસના વિષે કહી નથી.[૧૪] ગાયત્રીની પૂજા (સંધ્યા) સઘળા વેદોના સારરૂપ છે એટલા-

માટે બ્રહ્માદિક તેનું ધ્યાન કરે છે અને તેનો જપ કરે છે. વેદો પણ નિત્ય ગાયત્રીનો જપ કરે છે તેથી ગાયત્રી વેદોની ઉપાસ્ય કહેવાય છે.[૧૫,૧૬] સર્વે દ્વિજ લોકો વાસ્તવિક રીતે શાક્તજ છે પણ શૈવ કે વૈષ્ણવ નથી. કારણ કે તેઓ વેદોની મા અને આદિ શક્તિરૂપ ગાયત્રીની ઉપાસના કરે છે.[૧૭] કેશવ આદિ નામોનાં ઉચ્ચારણ કરી આચમન લઇ પ્રાણાયામ કરીને સંધ્યાવંદન કરવાનો સંકલ્પ કરવો. કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ, દામોદર, સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, પુરૂષોત્તમ, અધોક્ષજ, નારસિંહ, અચ્યુત, જનાર્દન, ઉપેંદ્ર, હરિ અને શ્રીકૃષ્ણ એ ચોવીશ નામોમાં ॐ केशवायस्वाहा એવી રીતે પ્રત્યેક બાર નામ બોલીને આચમન લેવું અને ॐ संकर्षणायनमः એવી રીતે પ્રત્યેક બીજાં બાર નામ બોલીને અંગોનો સ્પર્શ કરવો, તેમાં કેશવ આદિ ત્રણ નામોથી જળ પીવું, તે પછીનાં બે નામોથી બે હાથ ધોવા, તે પછીનાં બે નામોથી મુખ ધોવું, તે પછીનાં બે નામોથી હોઠનું માર્જન કરવું, તે પછીના એક નામથી હાથનું પ્રોક્ષણ કરવું, તે પછીના એક નામથી બે પગનું પ્રોક્ષણ કરવું, અને તે પછીના એક નામથી માથાનું પ્રોક્ષણ કરવું. પછી સંકર્ષણ આદિ બાર નામોમાં પહેલાથી મુખનો, બીજા તથા ત્રીજાથી બે નાકનો, ચોથા તથા પાંચમાથી બે ચક્ષુનો, છઠ્ઠા તથા સાતમાથી બે કાનનો, આઠમાથી નાભિનો, નવમાથી હૃદયનો, દશમાથી મસ્તકનો અને અગીયારમા તથા બારમાથી જમણા તથા ડાબા બાહુના મૂળનો સ્પર્શ કરવો. સમજુએ ડાબા હાથથી જમણા હાથનો સ્પર્શ કરીને આચમનનું પાણી પીવું. જ્યાં સુધી ડાબા હાથથી સ્પર્શ કર્યો ન હોય ત્યાં સુધી જળ શુદ્ધ થતું નથી.[૨૫] ગાયના કાન જેવી હાથની આકૃતિ કરીને તેથી અડદનો એક દાણો બુડે એટલું જળ પીવું. એથી ન્યૂન અથવા અધિક પીએ તો દ્વિજને સુરાપાન કર્યા જેવો દોષ લાગે છે.[૨૬] અંગુઠાને અને કનિષ્ઠિકાને છુટી રાખી બાકીની આંગળીઓ જેમાં મળેલી રાખી હોય એવા જમણા હાથથી આચમન લેવું.[૨૭] પછી ઓંકારનું સ્મરણ કરી શિરસહિત અને ચોથા પાદસહિત ગાયત્રીનો જપ કરતાં પ્રાણાયામ કરવો.[૨૮] જમણી નાસિકાથી વાયુને બહાર કહાડવો, ડાબી નાસિકાથી પૂરવો અને બન્ને નાસિકા રોકીને તેને ઘુંટવો, એ પ્રાણાયામનો પ્રકાર છે.[૨૯] જમણી નાસિકાને અંગુઠાથી દબાવવી, ડાબી નાસિકાને કનિષ્ઠિકા તથા અનામિકાથી દબાવવી અને મધ્યમા તથા તર્જનીને છુટી રાખવી.[૩૦] મનને જીતનારા યોગિલોકોએ સર્વ શાસ્ત્રોમાં રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામ કરવાનું કહ્યું છે.[૩૧] રેચકથી વાયુ બહાર નીકળે છે, પૂરકથી પૂરાય છે અને કુંભક તેને સમતામાં રાખે છે.[૩૨] પૂરક કરવાના સમયમાં નાભિના મધ્યમાં રહેલા, નીલકમલના પત્ર સરખા શ્યામ અને ચાર ભુજાવાળા મહાત્મા, વિષ્ણુનું ચિંતન કરવું.[૩૩] કુંભક કરવાના સમયમાં હૃદયરૂપી સ્થાનમાં કમલપર બેઠેલા, પ્રજાના પતિ, જગતના નાથ અને ચાર મુખવાળા બ્રહ્માનું ચિંતન કરવું.[૩૪] રેચક કરવાના સમયમાં લલાટરૂપી સ્થાનમાં શુદ્ધ સ્ફટિક સરખા, નિર્મલ અને પાપનો નાશ કરનારા મોટા ઈશ્વર સદાશિવનું ચિંતન કરવું.[૩૫] પૂરક કરવાથી વિષ્ણુનું સાયુજ્ય મળે છે, કુંભક કરવાથી બ્રહ્માની ગતિ મળે છે અને રેચક કરવાથી સદાશિવની પ્રાપ્તિ થાય છે.[૩૬] હે નારદજી ! આ પુરાણોક્ત રીતિથી આચમન

આદિ કહ્યું. હવે પાપને મટાડનારા વેદમાં કહેલા આચમન આદિ વિષે કહું છું તે સાંભળો.[37] પ્રથમ ઓંકારનું ઉચ્ચારણ કરી तत्सवितुः એ ગાયત્રીનું ઉચ્ચારણ કરતાં પાદના આદિમાં ત્રણ વ્યાહૃતિઓનો ઉચ્ચાર કરીને આચમન લેવું એ વેદોક્ત વિધિ છે.[38] પ્રત્યેક વ્યાહૃતિને પ્રણવનો યોગ આપી શિરની સાથે ગાયત્રીનો જપ કરતાં ત્રણવાર પ્રાણાયામ કરવો.[39] 'પ્રણવનું ઉચ્ચારણ કરતાં પાંચે આંગળીઓથી નાસિકાના અગ્રને દબાવવું એ પ્રાણાયામની મુદ્રા વાનપ્રસ્થે તથા ગૃહસ્થે કરવી અને તેથી સર્વ પાપો મટે છે.[40] તેમ બ્રહ્મચારીએ અને સંન્યાસીએ કનિષ્ઠિકા, અનામિકા તથા અંગુઠાથી નાસિકાના અગ્રને દબાવવું' એવો પણ એક પક્ષ છે. आपोहिष्ठा આદિ ત્રણ ઋચાઓ બોલીને દર્ભના જળથી ત્રણવાર પ્રોક્ષણ કરવું અથવા ત્રણ ઋચાઓના નવ પાદ થાય છે, તેઓમાં પ્રત્યેક પાદના આદિમાં પ્રણવનું ઉચ્ચારણ કરીને નવ પાદથી નવ વાર માર્જન કરવું.[41,42] માર્જન કરવાથી એક વર્ષમાં ઉત્પન્ન થએલાં પાપ નાશ પામે છે. પછી આચમન કરતાં सूर्यश्च એ ઋચાથી જળ પીવું. આમ કરવાથી અંતઃકરણમાં રહેલું પાપ પણ નાશ પામે છે. અથવા પ્રણવ, વ્યાહૃતિ, ગાયત્રી અને આપોહિષ્ઠા એ સૂક્ત, એ સઘળું મેળવીને માર્જન કરવું. ગાયના કાનની પેઠે કરેલા જમણા હાથમાં પાણી લઇ તે હાથને નાકની અણી આગળ લઇ જઇને ડાબી કૂખમાં કાળા વર્ણવાળા પાપ પુરૂષનું સ્મરણ કરવું અને તે પછી ऋतंच એ ઋચા અથવા द्रुपदा એ ઋચા ભણીને જમણી નાસિકાથી શ્વાસને માર્ગે તે પાપપુરૂષને હાથના જળમાં લાવવો. પછી તે જળની સામી દૃષ્ટિ નહિ કરતાં તે જળને ડાબા ભાગમાં પથરાપર નાખી દેવું અને 'મારૂં શરીર નિષ્પાપ થયું' એવી ભાવના કરવી.[43-48] પછી ઉઠી બે પગ સરખા રાખી તર્જની અને અંગુઠાને છુટાં રાખતાં જળની અંજલિ લઈ ગાયત્રીથી મંત્રીને સૂર્યની સામે દૃષ્ટિ કરી તે જળને ઊંચું ફેંકવું. આ પ્રમાણે ત્રણ વાર કરવું એ અર્ઘનો વિધિ છે.[49,50] પછી असावादित्य એ મંત્રથી પ્રદક્ષિણા કરવી. મધ્યાહ્નકાળમાં એક વાર અર્ઘ દેવો અને સાયંકાળે તથા પ્રાતઃકાળે ત્રણ વાર અર્ઘ દેવો.[51] દ્વિજે પ્રાતઃકાળમાં જરાક નમીને મધ્યાહ્નમાં દંડની પેઠે ઉભીને અને સાયંકાળે આસનપર બેઠાં બેઠાં અર્ઘ દેવો.[52] હવે સૂર્યને અર્ઘ દેવાનું જે કારણ છે તે સાંભળો. મહાવીર, કૃતઘ્ન, દારૂણ અને ઘોર સ્વભાવવાળા મંદેહ નામના ત્રીશ કરોડ રાક્ષસો છે તેઓ સૂર્યને ખાઈ જવાને ઇચ્છે છે, એટલા માટે સર્વે દેવતાઓના સમૂહો અને તપસ્વી ઋષિઓ સંધ્યાવંદન કરે છે અને જળની અંજલિ ફેંકે છે. એ વજ્રરૂપ થએલા જળથી તે દૈત્યો બળવા લાગીને સૂર્યને છોડી દે છે.[53-55] એ કારણથી બ્રાહ્મણો નિત્ય સંધ્યાની ઉપાસના કરે છે. સંધ્યાનું ઉપાસન મોટા પુણ્યને આપનાર છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે.[56] હે નારદજી! હવે અર્ઘના અંગભૂત મંત્ર કહું છું તે સાંભળો કે જેના ઉચ્ચારણ માત્રથી સંધ્યાનું ફલ સંપૂર્ણ થાય છે.[57] सोहमर्कोस्म्यहं ज्योतिरात्मा ज्योतिरहं शिवः आत्मज्योतिरहं शुक्रः सर्वज्योतिरसोस्म्यहम् ॥ તે પછી ગાયત્રીની પ્રાર્થના કરવી કે 'હે વરદાન દેનારાં! હે દેવિ! હે ગાયત્રિ! હે બ્રહ્મરૂપિણિ! આવો. જપના અનુષ્ઠાનની સિદ્ધિનેવાસ્તે મારા હૃદયમાં પ્રવેશ કરીને જજો અને વળી પાછાં આવજો. હે દેવિ! મારા હૃદયમાં પ્રવેશ કરીને તે પછી અર્ઘમાં જજો.[58,60]

આ પ્રમાણે પ્રાર્થના કરીને શુદ્ધ સ્થળમાં પોતાનું આસન સ્થાપવું અને તે ઉપર બેસીને વેદની માતારૂપ ગાયત્રીનો જપ કરવો.[૬૧] હે મુનિઓમાં ઉત્તમ! પ્રાત સંધ્યાના વિધિમાં આ વિષયમાંજ પ્રાણાયામ કર્યા પછી ખેચરી મુદ્રા કરવાનું કહ્યું છે.[૬૨] ખેચરી એ નામનો અર્થ કહું છું તે સાંભળો. ચિત્ત હૃદયાકાશમાં ફરે છે અને જીભ પણ આકાશ ભાગમાંરહીને ફર્યા કરે છે તથા દૃષ્ટિ ભમરોના મધ્યમાં રહે છે તેથી એ મુદ્રાનું 'ખેચરી' એવું નામ કહેવાય છે. હે નારદજી! સિદ્ધાસન સમાન બીજું કોઈ આસન નથી, કુંભક સમાન પ્રાણાયામ નથી અને ખેચરી સમાન મુદ્રા નથી, એ સાચેસાચી વાત છે. ઘંટના નાદની પેઠે લાંબા પ્રણવના ઉચ્ચારણથી યત્નપૂર્વક વાયુને જીતી અહંતા–મમતાનો ત્યાગ કરી સ્થિર થઇને આસનપર બેસવું. હવે સિદ્ધાસનનું લક્ષણ કહું છું તે સાંભળો.[૬૩–૬૬] એક પગ લિંગના મૂળમાં રાખવો, બીજો પગ વૃષણની નીચે રાખવો, હૃદય તથા શરીર લાકડીની પેઠે સ્થિર રાખવાં, હાલવું ચાલવું નહિ, ઇંદ્રિયોને નિયમમાં રાખવી અને અચળ દૃષ્ટિથી ભ્રકુટીના મધ્ય ભાગને જોયા કરવો; એવી રીતે જે બેસવું તે યોગીઓને અત્યંત સુખ આપનારૂં સિદ્ધાસન કહેવાય છે.[૬૭] પછી "હે મા! હે દેવિ! હે ગાયત્રિ! તમે કે જે વરદાન દેનારાં, વેદસમાન અક્ષરરૂપ, અને વેદોની માતા છો, તે મારા આ હૃદયાકાશમાં પધારો.[૬૮] તમારા જપથી દિવસે કરેલું પાપ દિવસમાંજ મટી જાય છે, અને રાત્રિમાં કરેલું રાત્રિમાંજ મટી જાય છે.[૬૯] હે સર્વ વર્ણોવાળાં! હે મહાદેવિ! હે સંધ્યાની વિદ્યારૂપ! હે સરસ્વતિ! હે જરામરણથી રહિત! હે દેવિ! હે સર્વમાં ક્રીડા કરનારાં! તમને મારા પ્રણામ હોજો."[૭૦] એ બોલી તથા તેજોઽસિ ઇત્યાદિ મંત્ર બોલીને ગાયત્રીનું આવાહન કરતાં 'તમારૂં જે અનુષ્ઠાન કરૂં છું તે સઘળું સંપૂર્ણ હોજો' એમ પ્રાર્થના કરવી.[૭૧] પછી ગાયત્રીને શાપોથી છોડવાને વાસ્તે સારી રીતે વિધિ કરવો. ગાયત્રીને બ્રહ્માનો, વિશ્વામિત્રનો અને વસિષ્ઠનો શાપ લાગેલો છે; તેમાં બ્રહ્માનો શાપ બ્રહ્માના સ્મરણથી, વિશ્વામિત્રનો શાપ વિશ્વામિત્રના સ્મરણથી અને વસિષ્ઠનો શાપ વસિષ્ઠના સ્મરણથી નાશ પામે છે.[૭૨–૭૪] પછી ન્યાસ કર્યા પહેલાં પરમાત્માનું ધ્યાન કરવું કે "સત્યસ્વરૂપ, સર્વ જગન્મય, નિત્ય, ચૈતન્યરૂપ, એક અને જેને વચનો પહોંચી શકતાં નથી એવા પુરાણપુરૂષ પરમાત્માનું હૃદયકમલમાં ધ્યાન કરૂં છું."[૭૫] હવે સંધ્યાનો ન્યાસ કહું છું તે સાંભળો. "ओंभूः पादाभ्यां नमः ॥ ओंभुवः जानुभ्यां नमः॥ ओंस्वः कटिभ्यां नमः॥ ओंमहः नाभ्यै नमः॥ ओंजनः हृदयाय नमः। ओंतपः कंठाय नमः ॥ ओंसत्यं ललाटाय नमः ॥ तत्सवितुरंगुष्ठाभ्यां नमः ॥ वरेण्यं तर्जनीभ्यां नमः ॥ भर्गोदेवस्य मध्यमाभ्यां नमः ॥ धीमहि अनामिकाभ्यां नमः ॥ धियोयोनः कनिष्ठिकाभ्यां नमः ॥ प्रचोदयात् करतलकरपृष्ठाभ्यां नमः ॥ तत्सवितुर्ब्रह्मात्मने हृदयाय नमः ॥ वरेण्यं विष्ण्वात्मने शिरसेस्वाहा ॥ भर्गोदेवस्य रुद्रात्मने शिखायै वषट् ॥ धीमहि शक्त्यात्मने कवचाय हुम् ॥ धियोयोनः कालात्मने नेत्रत्रयाय वौषट्॥ प्रचोदयात्सर्वात्मने अस्त्राय फट् ॥" હે નારદજી! આ પ્રમાણે અંગન્યાસ, અંગુષ્ઠાદિ ન્યાસ અને હૃદયાદિ ન્યાસ કરવો.[૭૬–૮૩] હવે પછી જે વર્ણન્યાસ કરવો જોઇએ તે કહું છું. ગાયત્રીના વર્ણોનો ન્યાસ ઉત્તમ છે અને પાપોને હરનાર છે.[૮૪] પ્રથમ પ્રણવનો ઉચ્ચાર કરી પછી વર્ણન્યાસ કરવો, तत्‌નો બે અંગુઠામાં, सनो

બે ઘુંટીઓમાં, વિનો બે પીંડીઓમાં, તુનો બે ગોઠણમાં, વનો બે સાથળમાં, રેનો ગુદમાં, ણિનો લિંગમાં, યંનો કટીમાં, મનો નાભિમાં, ગોનો હૃદયમાં, દેનો બે સ્તનમાં, વનો હૃદયમાં, સ્યનો કંઠમાં, ધીનો મુખમાં, મનો તાળવામાં, હિનો નાસિકાના અગ્રમાં, ધિનો નેત્રમાં, યોનો ભ્રકુટિઓના મધ્યમાં, યોનો લલાટમાં, નઃનો પૂર્વમુખમાં, પ્રનો દક્ષિણ મુખમાં, ચોનો પશ્ચિમ મુખમાં, દનો ઉત્તરમુખમાં, યાનો મસ્તકમાં અને તનો સઘળા શરીરમાં ન્યાસ કરવો.[૮૫–૯૧] ( हृष्यादिन्यास પણ કરવો જોઇએ. ) જપમાં તત્પરતા ધરાવનારા કેટલાએક વિદ્વાનો કહે છે કે 'આ ન્યાસો કરવાની કાંઇ આવશ્યકતા નથી' તેથી એમ જણાય છે કે ન કરવાથી પ્રત્યવાય લાગતો નથી અને કરવાથી કલ્યાણ થાય છે. એ પછી જગતને ઉત્પન્ન કરનારાં મોટાં દેવી જગદંબાનું નીચે પ્રમાણે ધ્યાન કરવું.[૯૨] "પ્રફુલ્લિત થએલાં જાસુદનાં ફૂલ જેવી કાંતિવાળાં, કુમારિકા, પરમેશ્વરી, હંસની ઉપર રાતા કમલપર બેઠેલાં, રાતા ચંદનના લેપનવાળાં, રાતા પુષ્પો તથા વસ્ત્રોને ધરનારાં, ચાર મુખવાળાં, ચાર ભુજાવાળાં, બે નેત્રવાળાં, સ્રુચ સ્રુવ, માળા તથા કમંડલુને ધરનારાં, સર્વ આભરણોથી અત્યંત શોભી રહેલાં, ઋગ્વેદનું અધ્યયન કરતાં, સર્વોત્તમ, આહવનીય અગ્નિના મધ્યમાં રહેલાં, બ્રહ્મદેવતા, ચાર વેદરૂપી ચાર પાદવાળાં, આઠ દિશાઓરૂપી કુક્ષિઓવાળાં, વ્યાકરણ, શિક્ષા, કલ્પ, નિરૂક્ત, જ્યોતિષ, ઇતિહાસ, પુરાણ તથા ઉપનિષદોરૂપી સાત મસ્તકવાળાં, અગ્નિરૂપ મુખ, રૂદ્રરૂપ શિખા, અને વિષ્ણુરૂપ ચિહ્નવાળાં, જેનું કવચ બ્રહ્મા છે અને ગોત્ર સાંખ્યાયન છે એવાં, સૂર્યના મંડળની અંદર રહેલાં અને મોટાં ઈશ્વરી ગાયત્રી દેવીનું ધ્યાન કરૂં છું."[૯૩–૯૭]

આ પ્રમાણે વેદોની માતા ગાયત્રીનું વિધિપૂર્વક ધ્યાન કરીને તે પછી દેવીની પ્રીતિ આપનારી શુભ મુદ્રાઓ દેખાડવી.[૯૮] સંમુખ, સંપુટ, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુષ્ક, પંચક, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાંજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, પ્રલંબ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાંત, મહાક્રાંત, મુદ્ગર અને પલ્લવ એ ચોવીશ મુદ્રાઓ દેખાડવી.* પ્રથમ એકવાર સો અક્ષરવાળી ગાયત્રીનું ઉચ્ચારણ કરવું.[૯૯–૧૦૨] तत्सवितुः ઇત્યાદિ ચોવીશ અક્ષર, जातवेदसे એ ઋચા અને त्र्यंबकं यजामहे, એ ત્રણે મળીને સો અક્ષરની ગાયત્રી થાય છે. એ ગાયત્રી મહાપવિત્ર છે, માટે સમજુઓએ તેનો એકવાર જપ કરવો જોઇએ.[૧૦૩-૧૦૪] તે પછી ओं भूर्भुवःस्वः तत्सवितुः ઇત્યાદિ ગાયત્રી મંત્રનો ઉત્તમ બ્રાહ્મણે નિત્ય જપ કરવો જોઇએ.[૧૦૫] આ પ્રમાણે જે બ્રાહ્મણ નિત્ય જપ કરે તે બ્રાહ્મણ સંધ્યાનું સંપૂર્ણ ફળ મળવાથી સુખ પામે છે.[૧૦૬]

**एवं नित्यं जपं कुर्याद्ब्राह्मणो विप्रपुंगवः ॥**
**ससमग्रंफलंप्राप्यसंध्यायाःसुखमेधते॥१०६॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. ૧૬**

## अध्याय १७ मो.

### સંધ્યા આદિ કૃત્ય વિષે

### श्री नारायण उवाच

**भिन्नपादा तु गायत्री ब्रह्महत्या[illegible]णाशिनी ॥**
**अभि[illegible]पादा गायत्री ब्रह्महत्यां प्रयच्छति॥१॥**

* આ ચોવીશ મુદ્રાઓનાં લક્ષણ જો કે ટીકાકારે બ્રહ્મકલ્પ નામના ગ્રંથ ઉપરથી લખેલાં છે, તોપણ તેઓ નમુના આપ્યા સિવાય બરાબર સમજાવી શકાય એવાં નથી, માટે અમોએ અહીં લખ્યાં નથી. જેને જાણવાની ઇચ્છા હોય તેણે કોઈ સારા તાંત્રિક બ્રાહ્મણના મુખથી સમજી લેવાં. તાંત્રિક લોકોમાં આ વાત સાધારણ છે.

નારાયણ કહે છેઃ–સઘળા પાદ નોખનોખા પાડીને જપેલી ગાયત્રી બ્રહ્મહત્યાનો પણ નાશ કરે છે, અને એક શ્વાસે ઉચ્ચારણ કરીને નોખનોખાં ચરણ નહિ પાડતાં જપેલી ગાયત્રી બ્રહ્મહત્યા જેવું પાપ આપે છે.[1] જે દ્વિજ લોકો ગાયત્રીનાં ચરણોને જુદાં નહિ પાડતાં જપ કરે છે તેઓ સેંકડો કરોડો કલ્પો સુધી ઊંધે માથે લટકે છે.[2] ઓંકારથી સંપુટ કરેલી, એક ઓંકારવાળી અને છ ઓંકારવાળી એમ ત્રણ પ્રકારની ગાયત્રી ધર્મશાસ્ત્ર, ઇતિહાસ અને પુરાણોમાં કહેલી છે.[3] પાંચ પ્રણવવાળી ગાયત્રી જપવાની પણ શાસ્ત્રમાં આજ્ઞા છે. ધારેલા જપનો આઠમો ભાગ પૂરો થઈ રહે ત્યારે ગાયત્રીના ચોથા પાદનો જપ કરવો.[4] આ પ્રમાણે જપ કરનાર દ્વિજ ઉત્તમ ગણાય છે અને દેવીના ઉત્તમ સાયુજ્યને પ્રાપ્ત થાય છે. એમ કર્યા વિના જપ કર્યો હોય તો તે જપ વ્યર્થ થાય છે.[5] ઓંકારથી સપુટ કરેલી પાંચ ઓંકારવાળી અને છ ઓંકારવાળી ગાયત્રી જપવાનો વાનપ્રસ્થોને અને સંન્યાસીઓને અધિકાર છે. મોક્ષની ઇચ્છાવાળા ગૃહસ્થ અને બ્રહ્મચારીએ એક ઓંકારવાળી જપવી.[6] 'परो रजसे सावदोम्' એ ગાયત્રીનો ચોથો પાદ સમજવો. જપનું પરિપૂર્ણ ફલ આપે એવું એનું ધ્યાન કહું છું તે સાંભળો.[7] "સૂર્ય, ચંદ્ર અને અગ્નિના બિંબવાળું, ઓંકારમય, અને ચિંતવવામાં ન આવે એવું હૃદયમાં પ્રફુલ્લિત થએલું કમલ જેનું આસન છે એવા, અવિચળ, પરમ, સૂક્ષ્મ, જ્યોતિર્મય અને આકાશની પેઠે નિર્લેપ સચ્ચિદાનંદરૂપ પરમાત્મા મને આનંદ આપો."[8] ગાયત્રીના ચોથા ચરણના જપના સમયમાં ત્રિશૂળ, યોનિ, સુરભિ, અક્ષમાળા, લિંગ, કમલ અને મહામુદ્રા, એ સાત મુદ્રાઓ દેખાડવી.[9] જે સંધ્યા છે તેજ સચ્ચિદાનંદરૂપ ગાયત્રી છે, માટે બ્રાહ્મણે ભક્તિથી નિત્ય તેની પૂજા કરવી અને પ્રણામ કરવા.[10] ધ્યાન કર્યા પછી ગાયત્રીરૂપ પરમાત્માની નીચે પ્રમાણે પાંચ માનસિક ઉપચારોથી પૂજા કરવી. लं पृथिव्यात्मने गंधमर्पयामि नमोनमः ॥ हं आकाशात्मने पुष्पमर्पयामि नमोनमः ॥ यं वाय्वात्मने धूपमर्पयामि नमोनमः ॥ रं वह्न्यात्मने दीपमर्पयामि नमोनमः ॥ वं अमृतात्मने नैवेद्यमर्पयामि नमोनमः ॥ એમ અનુક્રમથી બોલીને પંચભૂતરૂપ પરમાત્મને પંચભૂતરૂપ ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય, એ પાંચ ઉપચારો મનથીજ આપવા પછી यं रं लं वं हं એમ બોલીને પુષ્પાંજલિ અર્પણ કરવી. આ પ્રમાણે પૂજા કરીને પછી આગળ કહેલી 'સમ્મુખ' આદિ મુદ્રાઓ દેખાડવી.[11-14] મનથી ગાયત્રીનું ધ્યાન કરતાં ધીરે ધીરે મંત્રનું ઉચ્ચારણ કરવું. મંત્ર જપતાં માથું કે ડોક હલાવવાં નહિ અને દાંત પણ દેખાડવા નહિ.[15] વિધિપૂર્વક એકસો આઠવાર અથવા અઠ્ઠાવીશ વાર અને અશક્તિ હોય તો દશવાર મંત્ર જપવો. એથી ઓછો જપ કદી પણ કરવો નહિ.[16] કેટલાએક ઋષિઓ કહે છે કે "કદી પણ જળની અંદર ગાયત્રીનો જપ કરવો નહિ. કારણ કે ગાયત્રી આગ્નમુખી કહેવાય છે" પણ બીજા ઋષિઓ જળમાં જપવાની પણ છુટ આપે છે. જપને અંતે સુરભિ, જ્ઞાન, શૂર્પ, કૂર્મ, યોનિ, કમલ, લિંગ અને નિર્વાણ, એ આઠ મુદ્રાઓ દેખાડવી. પછી ગાયત્રીની પ્રાર્થના કરવી કે "હે દેવિ! હે કશ્યપનું પ્રિય બોલનારાં! જે કાંઈ અક્ષર કે પદથી ભ્રષ્ટ થયું હોય અને સ્વર કે વ્યંજનથી રહિત બોલાયું હોય તે સઘળા વિષે ક્ષમા કરજો." હે નારદજી! તે પછી ગાયત્રીનું તર્પણ કરવું.[17-20] તર્પણના મંત્રનો ગાયત્રી છંદ છે, વિશ્વામિત્ર ઋષિ છે,

સવિતા દેવતા છે અને તર્પણમાં વિનિયોગ છે.[૨૧] ॐ भूः ऋग्वेदपुरुषं तर्पयामि ॥ ॐ भुवः यजुर्वेदपुरुषं तर्पयामि॥ ॐ स्वः सामवेदपुरुषं तर्पयामि ॥ ॐ महः अथर्ववेदपुरुषं तर्पयामि ॥ ॐ जनः इतिहासपुराणं तर्पयामि ॥ ॐ तपः सर्वागमपुरुषं तर्पयामि ॥ ॐ सत्यं सत्यलोकपुरुषं तर्पयामि ॥ ओं भूर्भूर्लोकपुरुषं तर्पयामि ॥ ॐ भुवः भुवर्लोकपुरुषं तर्पयामि ॥ ॐ स्वः स्वर्लोकपुरुषं तर्पयामि ॥ ओंभूः एकपदांगायत्रीं तर्पयामि ॥ ॐ भुवः द्विपदां गायत्रीं तर्पयामि ॥ ॐ स्वः त्रिपदां गायत्रीं तर्पयामि ॥ ओं भूर्भुवः स्वः चतुष्पदां गायत्रीं तर्पयामि ॥ उषसीं गायत्रीं तर्पयामि ॥ सावित्रीं गायत्रीं तर्पयामि ॥ सरस्वतीं गायत्रीं तर्पयामि ॥ वेदानां मातरं गायत्रीं तर्पयामि ॥ पृथ्वीं गायत्रीं तर्पयामि ॥ अजां गायत्रीं तर्पयामि ॥ कौशिकीं गायत्रीं तर्पयामि ॥ सांकृतिं गायत्रीं तर्पयामि ॥ सार्वजितीं गायत्रीं तर्पयामि ॥ આ પ્રમાણે તર્પણ કર્યા પછી जातवेदस, मानस्तोक, त्र्यंबक અને तच्छंयोः એ મંત્રો શાંતિને વાસ્તે ભણવા. अथो देवाः એ મંત્રથી સર્વ અંગમાં સ્પર્શ કરવો.[૨૨-૩૨] स्योनापृथिवि એ મંત્રથી પૃથ્વીને પ્રણામ કરવો અને વિધિ પ્રમાણે ગોત્રાદિકનું ઉચ્ચારણ કરવું.[૩૩] આટલું કર્મ કર્યા પછી उत्तमे शिखरे जाता એ મંત્રથી ગાયત્રીનું વિસર્જન કરવું. પ્રાતઃકાલે કરવાનો આ સંધ્યાનો વિધિ તમારી પાસે કહ્યો. સંધ્યાનું કર્મ પૂરૂં કર્યા પછી અગ્નિહોત્રમાં હોમ હોવો.[૩૪] તે પછી પંચાયતનની પૂજા કરવી; તેમાં પુરૂષસૂક્તથી, વ્યાહૃતિથી, માયાબીજથી કે श्रीश्चते એ મંત્રથી દેવી, શિવ, ગણપતિ, સૂર્ય અને વિષ્ણુનું સાવધાનપણાથી પૂજન કરવું.[૩૫,૩૬] મધ્યમાં દેવીનું, ઈશાનમાં વિષ્ણુનું, અગ્નિખુણામાં શિવનું, નૈઋત ખુણામાં ગણપતિનું અને વાયવ્યખુણામાં સૂર્યનું પૂજન કરવું. દેવતાઓને બેસાડવાનો ક્રમ પણ એજ સમજવો. પુરૂષસૂક્તની સોળ ઋચાઓથી સોળ ઉપચાર દેવા.[૩૭,૩૮] પ્રથમ દેવીનું પૂજન કરીને તે પછી બીજા દેવતાઓનું પૂજન કરવું. દેવીના પૂજનથી અધિક બીજું કોઈ પણ પૂજન જોવામાં આવતું નથી.[૩૯] એટલામાટેજ ત્રણ સંધ્યા—કાલમાં ગાયત્રીની ઉપાસના કરવાનું શ્રુતિમાં કહ્યું છે. અક્ષતથી વિષ્ણુની પૂજા કરવી નહિ. તુલસીથી ગણપતિની પૂજા કરવી નહિ.[૪૦] દૂર્વાથી દુર્ગાની મૂર્તિની પૂજા કરવી નહિ અને કેતકીથી શિવની પૂજા કરવી નહિ. મલ્લિકા, જાઇ, કાંટાઅશેરીયાનાં ફૂલ, પનસનાં ફૂલ, કેસુડાં, બોલસરી, બટમોગરા, લોધ્ર, કરેણ, શિશપા, રાજિતાનાં ફૂલ, બપોરીઆનાં ફૂલ, અગથીઆનાં ફૂલ, મદંત, સિંધુવાર, શલ્લકી, માધવી, આકડાનાં ફૂલ, મંદારનાં ફૂલ, કેતકી, કદંબનાં ફૂલ, પુન્નાગ, ચંપક, જુઈ અને તગર ઇત્યાદિ પુષ્પો અને દૂર્વાના અંકુર, બિલ્વપત્ર અને દર્ભની મંજરી એ પદાર્થો દેવીને પ્રીતિ આપનાર છે. દૂર્વાંકુર દેવીને પ્રિય નથી. ગુગળનો ધૂપ કરવો, એક તેલનો અને એક ઘીનો એવી રીતે બે દીવા કરવા. આ પ્રમાણે દેવીની પૂજા કરીને પછી મૂળમંત્રનો જપ કરવો.[૪૧-૪૬] એ પ્રમાણે પૂજા કર્યા પછી વેદનો અભ્યાસ કરવો. એટલું થઈ રહ્યા પછી આઠ ભાગમાં વહેંચેલા દિવસના ત્રીજા ભાગમાં પોતાની વૃત્તિથી કુટુંબના પોષણનેવાસ્તે નિયમપૂર્વક સમજુ પુરૂષે ધન સંપાદન કરવું.[૪૭]

**एवं पूजां समाप्यैव वेदाभ्यासं चरेद्बुधः ॥**
**ततःस्ववृत्त्या कुर्वीत पोष्यवर्गार्थसाधनम् ॥**
**तृतीये दिनभागे तु नियमेन विचक्षणः ॥४७॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. ૧૭**

# अध्याय १८ मो.

## પૂજાના વિશેષ ઉપચારો અને બૃહદ્રથ રાજાનું કથાનક.

### नारद उवाच

**पूजाविशेषं श्री देव्याः श्रोतुमिच्छामि मानद ॥
येनाश्रितेन मनुजः कृतकृत्यत्वमावहेत् ॥१॥**

નારદજી પૂછે છેઃ—હે માન દેનારા! જગદંબાની પૂજાનો વિશેષ વિધિ સાંભળવા ઇચ્છું છું, કે જે કરવાથી મનુષ્યને કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે.[1]

નારાયણ કહે છેઃ—હે નારદજી! જગદંબાના પૂજનનો ક્રમ કે જે સાક્ષાત્ ભોગ તથા મોક્ષને આપનાર છે અને સઘળી વિપત્તિઓનું નિવારણ કરનાર છે તે કહું છું, સાંભળો.[2] મૌનવ્રત રાખી સંકલ્પ કરી આચમન લઇને ભૂતશુદ્ધિ આદિ કરવું અને તે પછી માતૃકાન્યાસ કરીને ષડંગન્યાસ કરવા.[3] શંખનું સ્થાપન તથા કલશસ્થાપન કરી પૂજાના પદાર્થોનું ફટ્ મંત્રથી પ્રોક્ષણ કરવું.[4] પછી ગુરૂની આજ્ઞા લીધાની ભાવના કરીને પૂજાનો આરંભ કરવો. પ્રથમ પીઠપૂજન કરીને તે પછી દેવીનું ધ્યાન કરવું.[5] સર્વદા ભક્તિ અને પ્રેમ રાખીને આસન આદિ ઉપચારો અર્પણ કરવા. પંચામૃતના રસ આદિથી જગદંબાને નવરાવવાં.[6] જે માણસ ધોળી શેલડીના રસથી ભરેલા સો કલશથી જગદંબાને નવરાવે તેને ફરીવાર જન્મ લેવો પડતો નથી.[7] જે માણસ વેદનું પારાયણ કરીને આંબાના રસથી અથવા શેલડીના રસથી જગદંબાને નવરાવે તેના ઘરને લક્ષ્મી અને સરસ્વતી કદી છોડે નહિ. જે ઉત્તમ મનુષ્ય વેદનું પારાયણ કરતાં દ્રાક્ષના રસથી જગદંબાનો અભિષેક કરે તે માણસ રસના પરમાણુઓ જેટલાં વર્ષોસુધી પોતાનાં કુટુંબસહિત દેવીના લોકમાં આનંદ પામે છે.[8-10] જે માણસ વેદ—પારાયણ કરતાં કપૂર, અગર, કેસર અને કસ્તૂરીવાળાં જળોથી દેવીને નવરાવે તેનાં સો જન્મનાં પાપો ભસ્મ થાય છે. જે માણસ વેદપારાયણ કરતાં દૂધના કલશોથી દેવીને નવરાવે તેનો એક કલ્પસુધી ક્ષીરસાગરમાં નિત્યવાસ થાય છે. જે માણસ દહીંથી નવરાવે તે માણસ દેવલોકમાં દહીંની નદીનો પતિ થાય.[11-13] જે માણસ મધ, ઘી કે સાકરથી નવરાવે તે માણસ દેવલોકમાં તે તે પદાર્થોની નદીઓનો પતિ થાય.[14] ભક્તિમાં તત્પર થઇને હજાર કલશોથી દેવીને નવરાવનાર માણસ આ લોકમાં સુખી થઇને પરલોકમાં પણ સુખી થાય છે.[15] દેવીને રેશમી વસ્ત્રની જોડ આપે તો વાયુના લોકમાં જાય અને રત્નથી બનાવેલાં આભરણ આપે તો ભંડારીનો અધિપતિ થાય.[16] કેસરી ચંદન, કસ્તૂરીના ચાંલ્લા, સેંથામાં સિંદૂર અને ચરણમાં અળતાનાં ચિત્ર આપે તો ઇંદ્ર થઈને ઈંદ્રાસનપર બેસે છે. પૂજાના કાળમાં મહાત્મા પુરૂષોએ અનેક પ્રકારનાં પુષ્પોનો ઉપયોગ કરવાનું કહ્યું છે, તો તેઓમાંથી જે પુષ્પો મળી આવે તે પુષ્પોનું અર્પણ કરવાથી કૈલાસની પ્રાપ્તિ થાય છે. જે માણસ જગદંબાને મહાફલદાયી બીલીપત્ર ચડાવે તે માણસને કોઇ દેશ કે કોઈ કાળમાં દુઃખ થશે નહિ. બીલીપત્રનાં ત્રણ પાંદડાંમાં રતાંજલીથી ચોખ્ખાં અને સુંદર ત્રણ માયાબીજ લખી 'ह्रीं भुवनेश्वर्यैनमः' ઇત્યાદિ મંત્ર બોલીને પરમભક્તિથી તે કોમળ બીલીપત્ર દેવીના ચરણારવિંદમાં ચડાવે તો મનુની પદવી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કોમળ અને અત્યંત નિર્મળ કરોડો બીલીપત્રોથી જગદંબાનું પૂજન કરે તો બ્રહ્માંડનો અધિપતિ થાય. અષ્ટગંધથી માયાબીજ લખીને એવાં કરોડ નવાં

ડોલરનાં પુષ્પોથી પૂજન કરે તો અવશ્ય પ્રજાપતિની પદવી મળે. મલ્લિકા અને માલતીનાં કરોડ પુષ્પોમાં અષ્ટગંધથી માયાબીજ લખીને તેઓથી પૂજન કરે તો બ્રહ્માની પદવી મળે. મલ્લિકા અથવા માલતીનાં દશકરોડ પુષ્પોથી એવી રીતે પૂજન કરે તો વિષ્ણુપણું પ્રાપ્ત થાય છે, કે જે દેવતાઓને પણ દુર્લભ છે. પૂર્વે વિષ્ણુએ વિષ્ણુપણું મેળવવાને માટે એ વ્રત કર્યું હતું.[૧૭-૨૭] એવી રીતે સો કરોડ પુષ્પોથી પૂજન કરે તો હિરણ્યગર્ભની પદવી પ્રાપ્ત થાય છે. પૂર્વે હિરણ્યગર્ભે ભક્તિપૂર્વક પ્રયત્નથી એ વ્રત સારી રીતે કર્યું હતું, તેના પ્રભાવથી તેને હિરણ્યગર્ભની પદવી મળી છે. જાસુદનાં ફૂલ, બપોરીયાનાં ફૂલ અને દાડમનાં ફૂલનો પણ એજ વિધિ શાસ્ત્રોમાં કહેલો છે. આ પ્રમાણે બીજાં પુષ્પો પણ દેવીને વિધિપૂર્વક અર્પણ કરવાથી જે પુણ્ય થાય છે તેના અંતને સદાશિવ પણ જાણતા નથી. જે માણસ આલસ્ય છોડી દઈને પ્રતિવર્ષે દેવીનાં હજાર નામોનું ઉચ્ચારણ કરતાં તેટલી સંખ્યાનાં તે તે ઋતુઓનાં પુષ્પોથી ભક્તિપૂર્વક દેવીનું પૂજન કરે તે માણસ મહાપાપો તથા ઉપપાપોથી યુક્ત હોય તો પણ તેઓથી મુક્ત થઇને મરણ પામ્યા પછી જગદંબાનાં ચરણારવિંદને પામે છે, કે જે ચરણારવિંદ દેવતાઓને પણ દુર્લભ છે; એમાં સંશય નથી. કર્પૂર તથા ચંદન સહિત કૃષ્ણાગુરૂ, લોબાન તથા ઘીસહિત ગુગળનો ધૂપ જગદંબાને અર્પણ કરીને તેથી મંદિરને સુગંધી કરી મેલે તો તેને જગદંબા પ્રસન્ન થઈને ત્રૈલોક્યનું રાજ્ય પણ આપે છે, જે માણસ નિરંતર કપૂરના કટકાઓથી દેવીને દીપક અર્પણ કરે તેને સૂર્યના લોકની પ્રાપ્તિ થાય એમાં કાંઇ સંશય કરવા જેવું નથી. સાવધાનપણાથી સો અથવા હજાર દીવા અર્પણ કરે તો તેથી સર્વોત્તમ ફલ મળે છે.[૨૮,૩૭] ચાટવાના, ચૂસવાના, પીવાના તથા ખાવાના છ રસવાળા સારા સારા પદાર્થોથી દેવીની આગળ પર્વત જેવો નૈવેદ્યનો ગંજ કરવો. સ્વાદિષ્ટ અને રસવાળાં અનેક પ્રકારનાં અન્નો અને અનેક પ્રકારનાં દિવ્ય ફળો દેવીની આગળ નિરંતર સુવર્ણના પાત્રમાં નૈવેદ્યરૂપે ધરવાં. શ્રીજગદંબા તૃપ્ત થવાથી ત્રૈલોક્ય તૃપ્ત થાય છે. કારણ કે રજ્જુમાં જણાએલો સર્પ જેમ રજ્જુરૂપ હોય છે તેમ સઘળું જગત જગદંબારૂપ છે.[૩૮-૪૦] નૈવેદ્ય ધર્યા પછી કપૂર તથા વાળાવાળું શીતલ અને કલશમાં રહેલું શુભ ગંગાજળ જગદંબાને દેવું.[૪૧] પછી કપૂરના કડકા, એલચી અને લવીંગવાળી મુખને સુગંધ કરનારી પાનબીડી ભક્તિપૂર્વક ધરવી કે જેથી દેવી પ્રસન્ન થાય છે. મૃદંગ, વીણા, મુરજ, ઢક્કા તથા દુંદુભિના શબ્દોથી, અત્યંત મોહ ઉપજાવનારાં ગાયનોથી, વેદનાં પારાયણોથી, સ્તોત્રોથી અને પુરાણ આદિના પાઠોથી પણ જગદંબાને પ્રસન્ન કરવાં.[૪૨-૪૪] છત્ર અને બે ચામર દેવીને અર્પણ કરવાં તથા નિત્ય રાજોપચાર પણ આપવા.[૪૫] પછી દેવીને વારંવાર પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવા અને વારંવાર ક્ષમા માગવી.[૪૬] જગદંબા સ્મરણમાત્રથીજ પ્રસન્ન થાય છે ત્યારે આવા ઉપચારોથી પ્રસન્ન થાય તેમાં શું આશ્ચર્ય છે ?[૪૭] માતાને સ્વાભાવિક રીતેજ પુત્ર ઉપર અત્યંત કરૂણા હોય છે, ત્યારે પુત્ર ભક્તિ કરે તેથી માતાને કરૂણા થાય તેમાં શું કહેવું ?[૪૮] આ વિષયમાં બૃહદ્રથ નામના રાજાનો એક ભક્તિ આપનાર જૂનો ઇતિહાસ કહું છું તે સાંભળો.[૪૯] હિમાલયના એક પ્રદેશમાં એક ચક્રવાક પક્ષી હતો, તે અનેક દેશોમાં ફરતાં ફરતાં કાશીપુરીમાં ગયો.[૫૦] એ પક્ષી કાશીમાં પ્રારબ્ધના યોગથી કણની લાલચને લીધે અનાથની પેઠે

ઉડતાં ઉડતાં અન્નપૂર્ણાના મોટા મંદિરમાં ગયો. ત્યાં એક પ્રદક્ષિણા ફરી પછી મુક્તિઆપનારી તે કાશીપુરીને છોડીને આકાશમાર્ગથી દેશાંતરમાં ગયો.[૫૧,૫૨] દેશાંતરમાં કેટલાક કાળ ગયા પછી મરણ પ્રાપ્ત થતાં તે સ્વર્ગમાં ગયો. ત્યાં જુવાન અને દિવ્યરૂપવાળો દેવ થઇને તેણે સઘળાં સુખ ભોગવ્યાં.[૫૩] બે કલ્પસુધી સ્વર્ગમાં રહીને પાછો પૃથ્વીમાં આવ્યો અને ત્યાં ક્ષત્રિયના કુલમાં તેનો સર્વોત્તમ જન્મ થયો.[૫૪] પૃથ્વીમાં 'બૃહદ્રથ' એવા નામથી પ્રખ્યાત થયો. એ રાજા મોટા યજ્ઞો કરનાર, ધર્માત્મા સત્યવાદી, જિતેંદ્રિય, ત્રણ કાળને જાણનાર, ચક્રવર્તી, નિયમવાળો અને શત્રુઓનાં નગરોને જીતનાર થયો. 'પૃથ્વીમાંકોઇને પણ ન હોય એવું પૂર્વજન્મનું સ્મરણ એ રાજાને છે' એવી વાત લોકોમાં ફેલાતાં, તે સાંભળીને કેટલાએક મુનિઓ તે રાજાની પાસે આવ્યા. રાજાએ યોગ્ય પૂજા કર્યા પછી સર્વે મુનિઓ આસનોપર બેઠા.[૫૫-૫૭] પછી મુનિઓએ તે રાજાને પૂછયું કે "હે રાજા! અમને એક મોટો સંશય છે તે એ છે કે, તમને કયા પુણ્યના પ્રભાવથી પૂર્વજન્મનું સ્મરણ છે ?[૫૮] તમને ત્રણે કાળનું જ્ઞાન છે તે પણ કયા પુણ્યના પ્રભાવથી છે ? એ જાણવાને અમો તમારી પાસે આવ્યા છીએ.[૫૯] માટે નિષ્કપટ અંતઃકરણથી એ વાત યથાર્થ રીતે અમારી પાસે કહો." એ પ્રમાણે મુનિઓનું વચન સાંભળી તે ધર્માત્મા રાજાએ પોતાને પૂર્વજન્મના સ્મરણનું તથા ત્રણે કાળના જ્ઞાનનું કારણ કહ્યુંકે:-હે મુનિઓ! મારા જ્ઞાનનું કારણ કહું છું તે સાંભળો.[૬૦-૬૧] હું પૂર્વે ચક્રવાક નામના પક્ષીની નીચ યોનિમાં જન્મ્યો હતો. એ અવતારમાં મેં અજાણતાં અન્નપૂર્ણાની પ્રદક્ષિણા કરી હતી.[૬૨] તે પુણ્યના પ્રભાવથી હું બે કલ્પસુધી દેવલોકમાં રહ્યો અને ત્યાંથી પાછો અહીં જન્મેલો છું, તથા ત્રણે કાળને જાણું છું.[૬૩] જગદંબાના ચરણનું સ્મરણ કરવાથી કેટલું ફળ થાય છે ? એ વાતને કોણ જાણે છે ? કોઇ પણ જાણી શકતું નથી. જગદંબાનો મહિમા સંભારવાથી અને નિરંતર આનંદનાં આંસુ પડયા કરે છે.[૬૪] જેઓ પોતાનાં ઉપાસ્ય અને સર્વનાં જનની જગદંબાને ભજતા નથી, તે કૃતઘ્ન અને પાપી લોકોના જન્મને ધિક્કાર છે.[૬૫] વેદે જગદંબાની નિત્ય ઉપાસના કરવાનું જેવું આવશ્યક કહેલું છે તેવું શિવની કે વિષ્ણુની ઉપાસના કરવાનું આવશ્યક કહેલું નથી.[૬૬] આ સંશય વગરના સ્થળમાં મારે ઘણું બોલવાનું શું આવશ્યક છે ? કશું નથી. ભગવતીના ચરણારવિંદનું નિરંતર સેવન કરવું એજ સારરૂપ છે.[૬૭] જગતમાં એથી અધિક બીજું કાંઇ નથી, એટલા માટે નિર્ગુણ અથવા સગુણ જગદંબાનું સેવન અવશ્ય કરવું જોઇએ."[૬૮] એ પ્રમાણે એ ધર્માત્મા રાજાનું વચન સાંભળીને પ્રસન્ન થએલા સર્વે મુનિઓ પોતપોતાના આશ્રમોમાં ગયા.[૬૯] હે નારદજી! દેવીનો પ્રભાવ એવો છે માટે તેમની પૂજાના ફલ વિષે કોઈએ વધારે પૂછવાની કે વધારે કહેવાની કશી જરૂર નથી.[૭૦] જેઓનો જન્મ શુદ્ધ રીતે થએલો હોય તેઓને દેવીના પૂજનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને જેઓનો જન્મ વર્ણસંકર રીતિથી થએલો હોય તેઓને શ્રદ્ધા થતી નથી.[૭૧]

**येषां तु जन्मसाफल्यं तेषां श्रद्धा तु जायते ॥**
**येषां तु जन्मसांकर्यं तेषां श्रद्धा न जायते ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ. ૧૮**

## अध्याय १९ मो. મધ્યાહ્ન સંધ્યા વિધિ

### श्रीनारायण उवाच

**अथातःश्रूयतं [illegible]ध्यामाध्याह्निकीशुभा॥**
**यदनुष्ठानतोऽपूर्वं जायतेत्युत्तमं फलम् ॥१॥**

નારાયણ કહે છે:—હે નારદજી ! હવે મધ્યાહ્ન સંધ્યાનો શુભવિધિ સાંભળો, કે જે કરવાથી અતિ ઉત્તમ ધર્મરૂપ ફલ થાય છે.[1] 'જુવાન, શ્વેતવર્ણવાળાં, ત્રણ નેત્રવાળાં, વર, અક્ષમાળા, ત્રિશૂલ તથા અભયની મુદ્રાને ચાર હસ્તમાં ધરનારાં, પોઠીઆપર બેઠેલાં, યજુર્વેદનું ઉચ્ચારણ કરતાં, રૂદ્રનાં ઇષ્ટદેવતારૂપ, તમોગુણવાળાં, ભુવર્લોકમાં રહેલાં, સૂર્યના માર્ગમાં ફરનારાં અને માયારૂપ આદિદેવી સાવીત્રિને પ્રણામ કરૂં છું.' એવી રીતે ધ્યાન કરવું અને આચમન આદિ બીજું કૃત્ય પ્રાતઃસંધ્યાની પેઠે કરવું.[2-4] જળમાં પુષ્પો નાખીને અને પુષ્પો ન મળે તો બીલીપત્ર નાખીને ઊંચે સૂર્યની સામે અર્ઘ નાખવો અને તે ઉપરાંત બીજું જપ આદિ કૃત્ય પ્રાતઃસંધ્યાની પેઠ કરવું.[5,6] કેટલાએક કહે છે કે: "મધ્યાહ્નકાળમાં तत्सवितुः એ મંત્રથી અર્ઘ દેવો એ સંપ્રદાયથી વિરૂદ્ધ છે. કારણ કે પ્રાતઃકાલમાં અને સાયંકાલમાં મંદેહ નામના રાક્ષસો સૂર્યને ખાઇ જવા ઇચ્છે છે માટે તે સમયોમાં અમોઘ ગાયત્રી મંત્રથી અર્ઘ આપવો યોગ્ય છે, પણ મધ્યાહ્નકાલમાં તે રાક્ષસો સૂર્યને નડતા નથી માટે તે સમયમાં ભારે સામર્થ્યવાળા ગાયત્રી મંત્રનો ઉપયોગ કરવો યોગ્ય નથી. મધ્યાહ્નકાલમાં તો સૂર્યને પ્રસન્ન કરવાનેવાસ્તેજ અર્ઘ દેવામાં આવે છે માટે आकृष्णेन એ મંત્રથી અર્ઘ દેવો. બીજા મંત્રથી કામ થતાં છતાં અમોઘ મંત્રનો ઉપયોગ કરવાથી કાર્યની હાનિરૂપ અનર્થ થાય, એમ વેદના વચનની વલણ ઉપરથી જણાય છે." એઓના સિદ્ધાંતને અનુસરીએ તો પ્રાતઃસંધ્યામાં અને સાયંસંધ્યામાં ઓંકાર સહિત ગાયત્રી મંત્ર ભણીને પુષ્પમિશ્રિત જળથી અને પુષ્પ ન મળે તો બીલી અને દૂર્વા આદિથી મિશ્રિત કરેલા જળથી અર્ઘ દેવો; અને મધ્યાહ્ન સંધ્યામાં आकृष्णेन એ મંત્ર ભણી ઉપર કહ્યા પ્રમાણે જળથી અર્ઘ દેવો જોઇએ. પ્રયત્નપૂર્વક અર્ઘ દેવાથી સંધ્યાનું ફલ પરિપૂર્ણ થાય છે.[7-11] હે નારદજી! હવે મધ્યાહ્ન સંધ્યાના અંગરૂપ તર્પણ કહું છું તે સાંભળો. ॐ भुवः पुरुषं तर्पयामि नमोनमः । ॐ यजुर्वेदपुरुषं तर्पयामि नमो नमः । ॐ मंडलं तर्पयामि नमो नमः । ॐ हिरण्यगर्भं तर्पयामि नमो नमः । ॐ अंतरात्मानं तर्पयामि नमो नमः । ॐ सावित्रीं तर्पयामि नमो नमः। ॐ देवमातरं तर्पयामि नमो नमः । ॐ सांकृतिं तर्पयामि नमो नमः । ॐ संध्यां तर्पयामि नमो नमः । ॐ युवतीं तर्पयामि नमो नमः । ॐ रुद्राणीं तर्पयामि नमो नमः । ॐ नीमृजां तर्पयामि नमो नमः । ॐ सर्वार्थानां सिद्धिकरीं तर्पयामि नमो नमः । ॐ सर्वमंत्रार्थसिद्धिदां तर्पयामि नमो नमः । ॐ भूर्भुवः स्वः पुरुषं तर्पयामि नमो नमः। એ રીતે મધ્યાહ્ન તર્પણ કરવું.[12-15] उदुत्यं તથા चित्रंदेवानां એ સૂક્તથી સૂર્યનું ઉપસ્થાન કરવું[16] અને તે પછી મંત્રના સાધનમાં તત્પર થઇને જપ કરવો. હે નારદજી ! જપનો પ્રકાર કહું છું તે સાંભળો.[17] પ્રાતઃકાલમાં હાથને ઊંચા રાખીને, સાયંકાલમાં નીચા રાખીને અને મધ્યાહ્નકાલમાં હૃદયપર રાખીને જપ કરવો.[18] કનિષ્ઠિકાને આદિ લઈ અનામિકાથી તર્જનીના મૂલ સુધી બબ્બે પર્વને અડતું જવું એ કરમાળા કહેવાયછે.[19] ગાયની હત્યા કરનાર, પિતૃ હત્યા કરનાર, માતાની હત્યા કરનાર, ગર્ભની હત્યા કરનાર, બ્રાહ્મણના ધનને હરનાર, બ્રાહ્મણના ક્ષેત્રને

હરનાર અને બ્રાહ્મણ થઇને સુરાપાન કરનાર પુરૂષ પણ હજાર ગાયત્રીનો જપ કરવાથી પવિત્ર થાય છે. ત્રણ જન્મમાં કરેલાં કાયિક, વાચિક અને માનસિક પાપો ગાયત્રીના સહસ્ર જપથી નાશ પામે છે. જે દ્વિજ ગાયત્રીને જાણતો નથી તેનો સઘળો પરિશ્રમ વૃથા થાય છે.[૨૦-૨૨] ચારે વેદનો પાઠ અને ગાયત્રીનો જપ એ બેમાં વેદના પાઠ કરતાં ગાયત્રીનો જપ, વધારે ઉત્તમ છે.[૨૩] આ પ્રમાણે મેં મધ્યાહ્નસંધ્યાનો પ્રકાર તમારી પાસે કહ્યો, હવે બ્રહ્મયજ્ઞના વિધિનો ક્રમ કહું છું.[૨૪]

**इति मध्याह्नसंध्यायाः प्रकारः कीर्त्तितो मया॥**
**अतःपरंप्रवक्ष्यामिब्रह्मयज्ञविधिक्रमम् ॥२४॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. ૧૯**

## अध्याय २० मो. બ્રહ્મયજ્ઞાદિ વિધિ

### શ્રીનારાયણ ઉવાચ

**त्रिराचम्य द्विजः पूर्वं द्विमार्जनमथाचरेत् ॥**
**उपस्पृश्य सव्यपाणिं पादौ च प्रोक्षयेत्ततः॥१॥**

નારાયણ કહે છેઃ–દ્વિજે પ્રથમ ત્રણ વાર આચમન કરીને પછી બે વાર માર્જન કરવું. ડાબા હાથનું પ્રોક્ષણ કરીને તે પછી બે પગનું પ્રોક્ષણ કરવું.[૧] માથું, ચક્ષુ, નાસિકા, કાન, હૃદય અને મસ્તકનો અગ્ર ભાગ એઓનું પણ સારી રીતે પ્રોક્ષણ કરવું; પછી દેશ–કાલનું ઉચ્ચારણ કરીને બ્રહ્મયજ્ઞ કરવો. જમણા હાથમાં બે, ડાબા હાથમાં ત્રણ, આસનમાં એક, જનોઈમાં એક, શિખામાં એક અને પગના મૂલમાં એક દર્ભ રાખવો. 'મુક્તિને વાસ્તે, સર્વ પાપોના ક્ષયને વાસ્તે અને સૂત્રમાં કહેલા દેવતાઓને પ્રસન્ન કરવાને વાસ્તે હું બ્રહ્મયજ્ઞ કરૂં છું.' એ રીતે સંકલ્પ કરી પ્રથમ ત્રણવાર ગાયત્રીનો જપ કરવો, પછી अग्निमीळे, यदंग, अग्निर्वै, अथ महाव्रतं, पंथा एतत्, अथातः संहितायाः, विदामघवत्, महाव्रतस्य, इषेत्वोर्जे, अग्नआयाहि, शन्नो देवी, अथतस्यसमाम्नायः, वृद्धिरादैच्, अथ शिक्षा प्रवक्ष्यामि, पंचसंवत्सर, मयरसतजभ, गौर्ग्मो, अथातो धर्मजिज्ञासा, अथातो ब्रह्मजिज्ञासा, तच्छंयोः અને ब्रह्मणेनमः એ સઘળા વેદ આદિ ગ્રંથોના આદિ ભાગ બોલી જવા. (તે પછી જેની જે શાખા હોય તેણે તે શાખાના એક, બે અથવા અર્ધ અધ્યાયનો પાઠ કરવો.)[૨-૧૦] પછી દેવતાઓનું તર્પણ કરીને પ્રદક્ષિણા કરવી. પ્રજાપતિ, બ્રહ્મા, વેદ, દેવ, ઋષિઓ, સઘળા છંદ, ઓંકાર, વષટ્કાર, વ્યાહૃતિઓ, સાવિત્રી, ગાયત્રી, યજ્ઞો, દ્યાવાપૃથ્વી, અંતરિક્ષ, અહોરાત્ર, સાંખ્ય, સિદ્ધિ, સમુદ્ર, નદીઓ, પર્વતો, ક્ષેત્ર, ઔષધિ, વનસ્પતિ, ગંધર્વ, અપ્સરાઓ, નાગ, પક્ષીઓ, ગાયો, સાધ્ય, વિપ્ર, યક્ષો, રાક્ષસો અને ભૂત, એ* દેવતાઓનું તર્પણ કરવું.[૧૧,૧૫] પછી જનોઇને કંઠે કરી ઋષિઓનુ તર્પણ કરવું. તેમાં એમ બોલવું કે "શતર્ચિઓ, માધ્યમો, ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભારદ્વાજ, વસિષ્ઠ, પ્રગાથ, પાવમાન્ય, ક્ષુદ્ર સૂક્તો, મહાસૂક્તો, સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, કપિલ, આસુરિ, વોહલિ અને પંચશીર્ષ, એ ઋષિઓ તૃપ્ત થાઓ." પછી અપસવ્ય કરીને ઋષિઓનું તર્પણ કરવું. તેમાં એમ બોલવુ કે "સુમંતુ, જૈમિનિ, વૈશંપાયન, પૈલ, સૂત્રભાષ્ય, મહાભારત અને ધર્માચાર્યો તૃપ્ત થાઓ." તે પછી જાનંતિ, બાહવિ, ગાર્ગ્ય, ગૌતમ, શાકલ્ય, બાભ્રવ્ય, માંડવ્ય, માંડૂકય એ ઋષિઓનું તર્પણ કરવું. તે

* પોતપોતાનાં સૂત્રોમાં જેઓનું તર્પણ કરવાનું કહ્યું છે તેઓનું તર્પણ કરવું. આમાં તો ઉદાહરણરૂપે આશ્વલાયન સૂત્રમાંહેલાં નામો આપેલાં છે.

પછી ગર્ગી, વાચક્નવી, વડવા, પ્રાતિથેયી, સુલભા, મૈત્રેયી, કહોલા, કૌષીતક, મહાકૌષીતક, ભારદ્વાજ, પૈંગ્ય, મહાપૈંગ્ય, સુયજ્ઞ, સાંખ્યાયન, ઐતરેય, મહૈતરેય, બાષ્કલ, શાકલ, સુજાતવક્ત્ર, ઔદવાહિ, સૌજામિ, શૌનક અને આશ્વલાયન એઓનું તર્પણ કરવું.[૧૬-૨૫] તે પછી 'જે કોઈ બીજા આચાર્યો છે તેઓ સઘળા તૃપ્ત થજો' એમ બોલીને તર્પણ કરવું. તે પછી 'અમારા કુલમાં ઉત્પન્ન થએલા જે કોઈ ગોત્રી લોકો અપુત્ર મરી ગયા હોય તેઓ સઘળા આ વસ્ત્ર નીચોવવાના જળને ગ્રહણ કરજો ' એમ બોલીને વસ્ત્ર નીચોવવું. હે નારદજી ! આ પ્રમાણે મેં તમારી પાસે બ્રહ્મયજ્ઞનો વિધિ કહ્યો.[૨૬,૨૭] આ ઉત્તમ વિધિ પ્રમાણે જે સાધક બ્રહ્મયજ્ઞ કરે તેને અંગસહિત વેદનો પાઠ કર્યાનું ફલ થાય છે.[૨૮] તે પછી વૈશ્વદેવ, નિત્ય શ્રાદ્ધ તથા અતિથિઓને અન્નદાન નિત્ય કરવાં.[૨૯] પછી ગોગ્રાસ આપીને બ્રાહ્મણોની સાથે જમવું. આ સઘળું ઉત્તમ કૃત્ય દિવસના પાંચમા ભાગમાં કરવું.[૩૦] તે પછી છઠ્ઠો તથા સાતમો ભાગ ઇતિહાસ અને પુરાણોના અભ્યાસથી કહાડવો અને આઠમા ભાગમાં લોકસંબંધી કામ કરીને તે પછી સાયંસંધ્યા કરવી.[૩૧] હે નારદજી ! હવે સાયંકાલની સંધ્યાનો વિધિ કહું છું તે સાંભળો કે જે પ્રમાણે કરવાથી જગદંબા પ્રસન્ન થાય છે.[૩૨] સાયંકાલે સાધકે મન સ્થિર રાખી આચમન તથા પ્રાણાયામ કરી પદ્માસન બાંધીને સ્થિર થવું.[૩૩] શ્રૌત અને સ્માર્ત્ત કર્મના આરંભોમાં સગર્ભ પ્રાણાયામ કરવો. એટલે જેમાં મંત્ર અને ધ્યાન સાથે આવે તે-સગર્ભ પ્રાણાયામ કરવો. જેમાં એકલું ધ્યાનજ કરવામાં આવે તે અગર્ભ પ્રાણાયામ કહેવાય છે.[૩૪] જે કર્મ કરવું તે ભૂતશુદ્ધિ આદિ કર્યા પછી કરવું; તે વિના કરવું નહિ. સમજુ પુરૂષે પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામ દ્વારા એકાગ્ર ચિત્તથી દેવીનું ધ્યાન કરીને પછી સાયંકાલની સંધ્યાનું ધ્યાન કરવું. "વૃદ્ધ, શ્યામ અંગવાળાં, શ્યામ વસ્ત્રવાળાં, શંખ, ચક્ર, ગદા તથા પદ્મને પોતાના હસ્તોમાં ધરનારાં, ગરૂડપર બેઠેલાં, અનેક રત્નોથી શોભતાં આભરણોવાળાં, ઝમકતાં ઝાંઝર અને કટિમેખળાવાળાં, અમૂલ્ય રત્નોના મુકુટવાળાં, મોતીના હારોવાળાં, અંબોટામાં જડેલાં માણિક્યોની કાંતિથી શોભતા ગાલવાળાં, પીળાં વસ્ત્રોને ધરનારાં, સચ્ચિદાનંદરૂપ, સામવેદનું ઉચ્ચારણ કરતાં સત્વગુણના માર્ગવાળાં, સ્વર્લોકમાં રહેલાં, સૂર્યના માર્ગમાં ચાલનારાં અને સૂર્યના મંડલમાંથી આવતાં સરસ્વતીદેવીનું આવાહન કરૂં છું."[૩૫-૪૦] પ્રથમ સંકલ્પ કરીને પછી આ પ્રમાણે ધ્યાન કરવું. आपोहिष्ठा તથા अग्निश्च એ મંત્રોથી માર્જન કરીને આચમન લેવું. બીજો વિધિ આગળ કહ્યા પ્રમાણે કરવો. શુદ્ધ મનવાળા સાધકે નારાયણને પ્રસન્ન કરવાનેવાસ્તે ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ કરીને સૂર્યને અર્ઘ દેવો. એનો વિધિ એવો છે કે બે પગ સરખા રાખી, અંજલિમાં જલ લઈ મંડલમાં રહેલા દેવનું ધ્યાન કરીને તે અર્ઘ ફેંકવો. જે મૂઢ અને જ્ઞાન વગરનો પુરૂષ સ્મૃતિ તથા મંત્રોનું ઉલ્લંઘન કરીને જળમાં અર્ઘ નાખે તેને પ્રાયશ્ચિત્ત લાગે છે. પછી असावादित्य એ મંત્રથી સૂર્યોપસ્થાન કરીને, જપ અર્પણ કરીને, પ્રાતઃકાલમાં કહેલા વિધિ પ્રમાણે સાયંકાલે પણ ગાયત્રીનું ઉપસ્થાન આદિ કર્મ કરવું. સાયંસંધ્યાના તર્પણમાં 'સરસ્વતીના વસિષ્ઠ ઋષિ છે, વિષ્ણુરૂપ સરસ્વતી દેવતા છે, સરસ્વતી છંદ છે અને તર્પણમાં વિનિયોગ છે ' એમ બોલીને स्वःपुरुषं तर्पयामि । सामवेदं तर्पयामि । सूर्यमंडलं

तर्पयामि । हिरण्यगर्भं तर्पयामि । परमात्मानं तर्पयामि । सरस्वतीं तर्पयामि । वेदमातरं तर्पयामि । सांकृतिं तर्पयामि । वृद्धां संध्यां तर्पयामि । विष्णुरूपिणीं तर्पयामि । उषसीं तर्पयामि । निर्मृजीं तर्पयामि । सर्वसिद्धीनां कारिणीं तर्पयामि । सर्वमंत्राधिपतिकां तर्पयामि । भूर्भुवः स्वः पुरुषं तर्पयामि ॥ એ રીતે સંધ્યાનું વેદે સ્વીકારેલું તર્પણ કરવું. આ તમને પાપોનો નાશ કરનાર સાયંસંધ્યાનું વિધાન કહ્યું[૪૧-૫૩] એ સર્વ દુઃખોને હરનાર, વ્યાધિને મટાડનાર અને મોક્ષને દેનાર છે. હે મુનિઓમાં ઉત્તમ! સઘળા સદાચારોમાં સંધ્યા મુખ્ય છે અને સંધ્યા કરનારા ભક્તને દેવી સઘળું વાંછિત ફલ આપે છે.[૫૪]

सर्वदुःखहरं व्याधिनाशकं मोक्षदं तथा ॥
सदाचारेषु संध्यायाः प्राधान्यं मुनिपुंगव ॥
संध्याचरणतोदेवीभक्तामीष्टंप्रयच्छति ॥५४॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૦

## अध्याय २१ मो.

### ગાયત્રીપુરશ્ચરણ વિધિ

### શ્રીનારાયણ ઉવાચ

अथातःश्रूयतांब्रह्म- गायत्र्याःपापनाशनम्॥
पुरश्चरणकं पुण्यं यथेष्टफलदायकम् ॥ १ ॥

નારાયણ કહે છેઃ–હે નારદજી! હવે ગાયત્રીનું પુરશ્ચરણ કે જે પાપોનો નાશ કરનાર, પવિત્ર અને વાંછિત ફલ આપનાર છે તે સાંભળો.[૧] પર્વતના અગ્રમાં, નદીના તીરમાં, બીલીના મૂલમાં, જલાશયમાં, ગાયો રહેવાના સ્થાનકમાં, પીપલા નીચે, બગીચામાં, તુલસીના વનમાં, પવિત્ર ક્ષેત્રમાં, ગુરૂના સમીપમાં અથવા જ્યાં ચિત્તની એકાગ્રતા રહે એવા બીજા કોઈ સ્થલમાં પુરશ્ચરણ કરનાર માણસને મંત્રની સિદ્ધિ થાય છે એમાં સંશય નથી.[૨,૩] કોઇપણ મંત્રનું પુરશ્ચરણ માંડવું હોય ત્યારે પ્રથમ ત્રણ વ્યાહૃતિઓવાળી ગાયત્રીનો દશ હજાર જપ કરવો જોઇએ.[૪] વૈદિક મંત્રોનું પુરશ્ચરણ અથવા નૃસિંહ, સૂર્ય કે વરાહ આદિ દેવના તંત્રોક્ત મંત્રોનું પુરશ્ચરણ ગાયત્રીનો જપ કર્યા વિના સઘળું નિષ્ફલ થાય છે.[૫] કારણ કે સર્વે દ્વિજો વેદોની માતારૂપ આદિ શક્તિ ગાયત્રીની ઉપાસના કરે છે, તેથી શાક્ત છે પણ શૈવ કે વૈષ્ણવ નથી; માટે પ્રથમથી ઈષ્ટ દેવતારૂપ ગાયત્રીનો અનુગ્રહ મેળવ્યો ન હોય તો બીજું સત્કર્મ વ્યર્થ થયા વિના રહે નહિ.[૬] યત્નપૂર્વક ગાયત્રીના દશ હજાર જપથી મંત્રને શુદ્ધ કરીને પછી પુરશ્ચરણમાં તત્પર થવું. પણ એ મંત્રની શુદ્ધિના પૂર્વ અંગરૂપ આત્મશોધન તેથી પણ પ્રથમ કરવું જોઇએ. એ આત્મશોધન એટલે દેહની શુદ્ધિ વેદોક્ત રીતિ પ્રમાણે ત્રણ લાખ અથવા એક લાખ ગાયત્રીનો જપ કરવાથી થાય છે. દેહની શુદ્ધિ થયા વિના જપ અને હોમ આદિ ક્રિયાઓ નિષ્ફલ થાય છે એમ વેદમાં કહ્યું છે, તેથી દેહની શુદ્ધિ પ્રથમ કરવી જોઇએ. એ દેહની શુદ્ધિ ગાયત્રીનો જપ કરવાથી અથવા કૃચ્છ્ર અને ચાંદ્રાયણ આદિ કરવાથી પણ થાય છે. પિતૃ અને દેવતાઓનું તર્પણ કરવું અને તપ કરવું તેથી દેહ શુદ્ધ થાય છે. તપથી સ્વર્ગ મળે છે અને મોક્ષ પણ તપથી મળે છે.[૭,૧૦] ક્ષત્રિયે હાથના બળથી, વૈશ્યે ધનથી, શૂદ્રે દ્વિજલોકોની સેવાથી અને બ્રાહ્મણે જપ તથા હોમથી વિપત્તિઓને તરવી જોઈએ;[૧૧] એટલા માટે બ્રાહ્મણે પ્રયત્નથી તપ કરવું જોઇએ. શરીરનું શોષણ કરવું એ ઉત્તમ તપ છે એમ તપસ્વી લોકો કહે છે,[૧૨] એટલા માટે શાસ્ત્રોક્ત માર્ગને અનુસરી કૃચ્છ્ર અને ચાંદ્રાયણ આદિ કરીને દેહને શુદ્ધ કરવો. હે નારદજી! હવે અન્નની

શુદ્ધિ કરવાનો પ્રકાર કહું છું તે સાંભળો.[૧૩] માગ્યા વગર આવેલું, ઓહલો કરવાથી આવેલું, પવિત્ર વૃત્તિથી આવેલું અને ભિક્ષા માગવાથી આવેલું, એ ચાર પ્રકારનાં અન્ન શુદ્ધ છે એમ વૈદિક લોકોએ અને તાંત્રિક લોકોએ પણ કહેલું છે.[૧૪] ભિક્ષા માગી શુદ્ધ અન્ન લાવીને તેના ચાર ભાગ કરવા તેઓમાંથી એક ભાગ દ્વિજને, એક ભાગ ગાયોને અને એક ભાગ અતિથિઓને આપીને ચોથો ભાગ પોતાને વાસ્તે તથા પોતાની સ્ત્રીને વાસ્તે રાખવો. બ્રહ્મચારી આદિ લોકોએ પોતપોતાના આશ્રમનેવાસ્તે શાસ્ત્રમાં જેટલા ગ્રાસ કહેલા છે તેટલા ગ્રાસ થઇ શકે એટલું અન્ન પાત્રમાં લઈ તેમાં ગોમૂત્ર નાખીને પછી તેમાંથી ગ્રાસ બનાવવા. કુકડાના ઇંડા જેવડા ગ્રાસ કરવા, ગૃહસ્થે આઠ ગ્રાસ, વાનપ્રસ્થે ચાર ગ્રાસ અને બ્રહ્મચારીએ જોઈએ તેટલા ગ્રાસ કરવા. આંગળીઓને છિદ્ર વગરની રાખી મનથી ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ કરીને ગૃહસ્થે નવ વાર, વાનપ્રસ્થે છ વાર અને બ્રહ્મચારીએ ત્રણ વાર અન્નનું પ્રોક્ષણ કરવું.[૧૫-૨૦] ચોર, ચાંડાલ, વૈશ્ય કે ક્ષત્રિયે આપેલું અન્ન અધમ સમજવું.[૨૧] જે બ્રાહ્મણો શૂદ્રનું અન્ન ખાય, શૂદ્રોનો સમાગમ રાખે અને શૂદ્રોની સાથે જમે તેઓ ચંદ્ર અને સૂર્ય રહે ત્યાંસુધી ઘોર નરકમાં પડયા રહે છે.[૨૨] ગાયત્રી મંત્રના જેટલા અક્ષરો છે તેટલા લાખનું પુરશ્ચરણ કરવું અને વિશ્વામિત્રનો મત એવો છે કે બત્રીશ લાખનું પુરશ્ચરણ કરવું. જેમ જીવ વગરનો દેહ કોઈ કામમાં સમર્થ થતો નથી તેમ પુરશ્ચરણ વગરનો મંત્ર કોઈ કામમાં સમર્થ થતો નથી. પુરશ્ચરણના આરંભમાં જેઠમાસ, આષાઢમાસ, ભાદ્રપદ માસ, પૌષમાસ, અધિકમાસ, મંગલવાર, શનિવાર, વ્યતિપાત, વૈધૃત, આઠમ, નોમ, છઠ, ચોથ, તેરશ, ચૌદશ, અમાસ, પ્રદોષ, રાત્રિ, ભરણી નક્ષત્ર, કૃત્તિકા નક્ષત્ર, આર્દ્રા નક્ષત્ર, અશ્લેષા નક્ષત્ર, જયેષ્ઠા નક્ષત્ર, ધનિષ્ઠા નક્ષત્ર, શ્રવણ નક્ષત્ર, જન્મનક્ષત્ર, મેષ સંક્રાતિ, કર્ક સંક્રાંતિ, તુલા સંક્રાંતિ, કુંભ સંક્રાંતિ, અને મકર સંક્રાંતિ, એ સઘળાંઓનો ત્યાગ કરવો.[૨૩-૨૮] ચંદ્ર અને તારા અનુકૂળ હોય તે દિવસે અને વિશેષે કરી શુક્લપક્ષમાં પુરશ્ચરણનો આરંભ કરવો. એમ કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે.[૨૯] વિધિ પ્રમાણે સ્વસ્તિવાચન તથા નાંદીશ્રાદ્ધ કરી યત્નપૂર્વક ભોજન તથા વસ્ત્ર આદિથી બ્રાહ્મણોને તૃપ્ત કરી પછી તેઓની અનુજ્ઞા લઇને પુરશ્ચરણનો આરંભ કરવો. જે શિવલિંગ પશ્ચિમાભિમુખ હોય તેના સમીપમાં અથવા સદાશિવના બીજા કોઈ સ્થાનકમાં જપ કરવો.[૩૦,૩૧] કાશી, કેદાર, મહાકાલ, નાસિક અને ત્ર્યંબકક્ષેત્ર, એ પાંચ સ્થાનકો મંત્રની તુરત સિદ્ધિ આપે એવાં છે.[૩૨] એ વિના બીજાં ક્ષેત્રોમાં કૂર્મચક્ર* સિદ્ધિ આપનાર કહેલ છે. પ્રારંભના દિવસથી માંડી સમાપ્તિના દિવસસુધીમાં કોઇ દિવસે ન્યૂન કે અધિક જપ કરવો નહિ કારણ કે મોટા મુનિઓ એક સરખી રીતે જપ કરે છે.[૩૩,૩૪] પ્રાતઃકાલથી માંડી મધ્યાહ્નસુધી જપ કરવો તેમાં મનને બીજા વિષયમાં જવા દેવું નહિ. ધ્યાન કર્યા કરવું અને મંત્રના અર્થનું ચિંતન કર્યા કરવું. ગાયત્રી છંદના જેટલા અક્ષરો છે તેટલા લાખનું પુરશ્ચરણ કરવું.[૩૫-૩૬] પછી ઘીસહિત દૂધપાક, બીલીપત્ર, પુષ્પ અને ઘી, મધ તથા સાકરથી મિશ્રિત કરેલા તલ-જવથી પુરશ્ચરણના દશાંશ પ્રમાણે હોમ કરવો. હોમ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. ગાયત્રીજ ધર્મ,

* કૂર્મચક્રનો પ્રકાર શારદાતિલકમાં લખ્યો છે તે જોવો.

અર્થ, કામ તથા મોક્ષને આપે છે, તેથી તેનું સેવન કરવું જોઇએ.[૩૭,૩૮] નિત્ય નૈમિત્તિક અને કામ્ય કર્મ સિદ્ધ કરવાનું સાધન આ લોકમાં કે પરલોકમાં ગાયત્રીથી અધિક કાંઇ નથી.[૩૯] મધ્યાહ્નકાલમાં માત્ર થોડોજ આહાર કરવાનો નિયમ રાખી, મૌન ધરી, ત્રણે કાલમાં સ્નાન તથા પૂજનમાં તત્પર રહી એકાગ્ર ચિત્તથી જલમાં ત્રણ લાખ જપ કરે તો તેટલાથી પણ પુરશ્ચરણ સિદ્ધ થાય છે.[૪૦] આ પ્રમાણે પ્રથમ પુરશ્ચરણ કરીને પછી તે મંત્રનો શાસ્ત્રોક્ત અથવા મનઃકલ્પિત કામ્ય કર્મમાં ઉપયોગ કરવો. જ્યાંસુધી ધારેલું કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી જપ આદિ કર્યા કરવું.[૪૧] હવે સામાન્ય રીતે કામ્ય કર્મ આદિમાં જે વિધિ કરવો જોઇએ તે યથાર્થ રીતે કહું છું. સૂર્યોદયમાં સ્નાન કરીને પ્રતિદિવસે એક હજાર જપ કરે તો ત્રણ મહિને, છ મહિને અથવા એક વર્ષે ધારેલું કામ અવશ્ય થાય અને આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય તથા ધનની પ્રાપ્તિ થાય.[૪૨,૪૩] ઘીમાં ભીંજવેલાં કમલોનો એક લાખ હોમ કરવાથી સંપૂર્ણ ફલ મળે છે અને મોક્ષ પણ સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૪૪] મંત્ર સિદ્ધ કર્યા વિના જપ અને હોમ આદિ ક્રિયાઓ તથા કામ્ય કર્મ પણ નિષ્ફલ થાય છે અને મોક્ષ પણ મળતો નથી.[૪૫] દહીં અથવા ઘીથી પચીશ લાખ આહુતિ આપે તો મનુષ્યનો દેહ સારી રીતે સમર્થ થાય એમ મોટા ઋષિઓનો મત છે.[૪૬] અષ્ટાંગ યોગ સિદ્ધ થવાથી જે ફલ પ્રાપ્ત થાય તે ફલ ગાયત્રી મંત્રથી તુરત થાય છે, એમાં કશો વાંધો નથી.[૪૭] શક્ત હોય અથવા અશક્ત હોય તો પણ જે માણસ સર્વદા ગુરૂની ભક્તિમાં તત્પર રહી તથા આહારનો નિયમ રાખીને ગાયત્રીનો જપ કરે તેને છ મહિને મંત્રની સિદ્ધિ થાય છે.[૪૮] એક દિવસ પંચગવ્યનું, બીજે દિવસે પવનનું અને ત્રીજે દિવસે બ્રાહ્મણના અન્નનું ભક્ષણ કરીને ગાયત્રીનો જપ કરવો.[૪૯] ગંગા આદિ તીર્થોમાં નાહી, જલની અંદરજ સો વાર જપ કરી પછી બહાર નીકળી સો વાર જપ કરીને જલ પીએ તો સઘળાં પાપોથી મુક્ત થાય અને ચાંદ્રાયણ આદિ વ્રતોનાં ફલને પણ અવશ્ય પ્રાપ્ત થાય. બ્રાહ્મણ, ક્ષત્રિય, ગૃહસ્થ, બ્રહ્મચારી અને વાનપ્રસ્થે પોતાના ઘરમાં અથવા બીજા યોગ્ય સ્થલમાં તપ કરવું. તપ કરવાથી અધિકાર પ્રમાણે શ્રૌત–સ્માર્ત્ત યજ્ઞ આદિ કરવાનું ફળ મળે છે.[૫૦-૫૨] મોક્ષની ઇચ્છા હોય તો પણ તપ કરવું જોઇએ. અગ્નિહોત્રી, સદાચારવાળા અને વિદ્વાનો પાસેથી સારી રીતે શીખેલા દ્વિજે ફલ, મૂલ અને જલ આદિનો આહાર કરવાનો નિયમ રાખી પ્રયત્નપૂર્વક તપ કરવું જોઇએ. ભિક્ષા માગી શુદ્ધ અન્ન લાવીને તેમાંથી આઠ ગ્રાસ ખાવા.[૫૩,૫૪] આ પ્રમાણે પુરશ્ચરણ કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે અને દારિદ્રય નાશ પામે છે.[૫૫] હે નારદજી! આ વિષય સાંભળવાથી પણ પુણ્યોની મોટી સિદ્ધિ થાય છે.

**पुरश्चरणकं कृत्वा मंत्रसिद्धिमवाप्नुयात् ॥**
**देवर्षे यदनुष्ठानाद्दारिद्र्यं विलयं व्रजेत् ॥**
**यच्छ्रुत्वापिचपुण्यानांमहतींसिद्धिमाप्नुयात्॥**

**इतिश्री ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૧**

---

# अध्याय २२ मो.

## વૈશ્વદેવાદિક કર્મપ્રકાર

### श्रीनारायण उवाच

**अथातः श्रूयतां ब्रह्मन्वैश्वदेवविधानकः ॥**
**पुरश्चर्याप्रसंगेन ममापि स्मृतिमागतः ॥ १ ॥**

નારાયણ કહે છેઃ-હે નારદજી ! હવે વૈશ્વદેવનો વિધિ કે જે પુરશ્ચરણના પ્રસંગથી મારા સ્મરણમાં આવેલ છે તે વિષે કહું છું, સાંભળો.[૧] દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ અને મનુષ્યયજ્ઞ, એ પાંચ યજ્ઞ અવશ્ય કરવા જોઇએ.[૨] ગૃહસ્થના ઘરમાં ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ અને પાણીયારૂં, એ પાંચ સ્થાનકમાં હિંસા થાય છે, માટે તે પાપની શાંતિનેસારૂ વૈશ્વદેવ કરવો જોઇએ.[૩] એ વૈશ્વદેવ ચૂલામાં, લોઢાના પાત્રમાં, પૃથ્વી ઉપર કે ઠીબડામાં કરવો નહિ, પણ કુંડમાં કે સ્થંડિલમાં કરવો.[૪] અગ્નિને હાથથી, સૂપડાથી કે પવિત્ર મૃગચર્મ આદિથી ધમવો નહિ, પણ મ્હોડાથીજ ભુંગળી રાખીને ધમવો. કારણ કે અગ્નિ મુખથીજ ઉત્પન્ન થાય છે.[૫] વસ્ત્રથી ધમે તો વ્યાધિ, સૂપડાથી ધમે તો ધનનો નાશ, હાથથી ધમે તો મૃત્યુ અને મુખથી ધમે તો કર્મની સિદ્ધિ થાય.[૬] ફલ, દૂધ, દહીં, મૂલ, શાક અને જળ આદિથી હોમ કરવો અને તે ન મળે તો કાષ્ઠ, મૂલ કે ખડ આદિ જે કાંઇ મળી આવે તેથી હોમ કરવો.[૭] ઘીથી, દહીંથી અથવા દૂધપાકથી ભીંજાવેલા પદાર્થથી હોમ કરવો, તેમાં તેલ કે ક્ષાર પદાર્થ નહિ આવવો જોઇએ. યોગ્ય પદાર્થ ન મળે તો છેલ્લીવારે જળથી પણ હોમ કરવો.[૮] સૂકા અથવા વાશી પદાર્થો હોમવાથી કોઢ નીકળે, ઉચ્છિષ્ટ હોમવાથી શત્રુઓ જીતી જાય, લુખું હોમવાથી દરિદ્રતા પ્રાપ્ત થાય અને ક્ષાર હોમવાથી નરકમાં પડે.[૯] અન્ન રાંધવાના અગ્નિથી ઉત્તર ભાગમાં ભસ્મ સહિત અંગારા કહાડીને તેમાં વૈશ્વદેવ કરવો. ક્ષાર આદિથી મિશ્રિત થએલો પદાર્થ હોમવો નહિ.[૧૦] જે મૂઢ બુદ્ધિવાળો દ્વિજ વૈશ્વદેવ કર્યાવિના જમે તે દ્વિજ ઉંધે માથે કાલસૂત્ર નામના નરકમાં પડે છે.[૧૧] શાક, પત્ર, મૂલ અથવા ફલ, જે કાંઇ પોતાના આહારને વાસ્તે ધારેલું હોય તેથી પણ વૈશ્વદેવ સંબંધી હોમ કરી શકાય.[૧૨] વૈશ્વદેવ ન કર્યો હોય તેટલામાં કોઈ બ્રહ્મચારી કે પરમહંસ ભિક્ષાનેમાટે આવે તો વૈશ્વદેવને વાસ્તે અન્ન નોખું કાહાડી લઈ ભિક્ષા આપીને તેનું વિસર્જન કરવું.[૧૩] વૈશ્વદેવ ન થયાના દોષને બ્રહ્મચારી તથા સંન્યાસી મટાડી શકે છે પણ તેઓને ભિક્ષા નહિ અપાયાના દોષને વૈશ્વદેવ મટાડી શકતો નથી.[૧૪] સંન્યાસી અને બ્રહ્મચારી, એ બે રાંધેલા અન્નના સ્વામીઓ છે, માટે તેઓને અન્ન આપ્યા વિના જમાયું હોય તો ચાંદ્રાયણ કરવું જોઇએ.[૧૫] હે દેવર્ષિઓમાં ઉત્તમ ! વૈશ્વદેવ કર્યા પછી ગોગ્રાસ દેવો જોઇએ. તેનો વિધિ કહું છું તે સાંભળો.[૧૬] "હે સુરભિ ! તમે વિષ્ણુએ સ્વીકારેલાં, સર્વનાં માતારૂપ અને સર્વદા વિષ્ણુના પદમાં રહેલાં છો માટે મારા આપેલા ગોગ્રાસને ગ્રહણકરો."[૧૭] એમ બોલી ગોભ્યશ્ચ નમઃ એ મંત્ર ભણી પૂજા કરીને ગાયને ગોગ્રાસ દેવો, ગાયોની માતા કામધેનુ ગોગ્રાસથી પ્રસન થાય છે.[૧૮] પછી ગાય દોવાઇ રહે તેટલી વાર અતિથિની વાટ જોઇને ઘરના આંગણામાં ઉભવું. જે ગૃહસ્થના ઘરથી અતિથિ નિરાશ થઈને પાછો જાય તે ગૃહસ્થને તે પોતાનું પાપ આપી તેનું પુણ્ય લઈને ચાલ્યો જાય છે એમ સમજવું. માતા, પિતા, ગુરૂ, ભાઇ, પ્રજા, દાસ, આશ્રિત, અભ્યાગત, અતિથિ અને અગ્નિ, એઓનું પોષણ ગૃહસ્થે અવશ્ય કરવુંજ જોઇએ.જે ગૃહસ્થ આમ જાણતાં છતાં મોહથી તે પ્રમાણે કરતો નથી તે ધર્મની રીતિ પ્રમાણે આ લોકથી તથા પરલોકથી પણ ભ્રષ્ટ થાય છે. ધનવાળા દ્વિજને સોમયાગ કરવાથી જેટલું ફળ થાય તેટલું ફલ દરિદ્ર માણસ સારી રીતે પાંચ મહાયજ્ઞ

કરવાથી મેળવી શકે છે. હે નારદજી! હવે ભોજનના પ્રકારમાં પ્રાણને આહુતિ દેવારૂપ અગ્નિહોત્ર કહું છું, કે જે જાણવાથી લોકો જન્મ, જરા તથા મરણ આદિથી અને પાપોથી પણ મુક્ત થાય છે.[૧૯-૨૪] વિધિપૂર્વક ભોજન કરનારો બ્રાહ્મણ ત્રણ ઋણથી મુક્ત થાય છે. એકવીશ પહેડીઓનો ઉદ્ધાર કરે છે.[૨૫] સર્વ યજ્ઞોનાં ફ્લોને પામે છે અને સ્વર્ગ આદિ સઘળા ઉત્તમ લોકોમાં જાય છે. પ્રાણસંબંધી અગ્નિહોત્ર કરવાના સમયમાં હૃદયને અરણીરૂપ, મનને મથન કરવાના દંડરૂપ, વાયુને દોરીરૂપ, જઠરાગ્નિને અગ્નિરૂપ અને ચક્ષુને અધ્વર્યુરૂપ માનીને તર્જની, મધ્યમા, તથા અંગુઠાથી પ્રાણને આહુતિ દેવી.[૨૬,૨૭]મધ્યમા, અનામિકા તથા અંગુઠાથી અપાનને આહુતિ દેવી; કનિષ્ઠિકા, અનામિકા તથા અંગુઠાથી વ્યાનને આહુતિ દેવી.[૨૮] કનિષ્ઠિકા, તર્જની તથા અંગુઠાથી ઉદાનને આહુતિ દેવી અને સઘળી આંગળીઓથી અન્ન લઇને સમાનને આહુતિ દેવી.[૨૯]એ આહુતિઓ દેતાં ओं प्राणाय स्वाहा। ओं अपानाय स्वाहा। ओं व्यानाय स्वाहा। ओं उदानाय स्वाहा। ओं समानाय स्वाहा। એ પાંચ મંત્રો અનુક્રમે બોલવા. મુખમાં આહવનીયની, હૃદયમાં ગાર્હપત્યની, નાભિમાં દક્ષિણાગ્નિની, નાભિથી નીચે સભ્યાગ્નિની અને મૂલાધારમાં આવસથ્યાગ્નિની ભાવના કરવી. વાણીમાં હોતાની, પ્રાણમાં ઉદ્ગાતાની, ચક્ષુમાં અધ્વર્યુની, મનમાં બ્રહ્માની, શ્રોત્રમાં આગ્નીધ્રની, અહંકારમાં પશુની, પ્રણવમાં દૂધની, પોતાને આધીન રાખનાર બુદ્ધિમાં પત્નીની, વક્ષઃસ્થલમાં વેદીની, રૂંવાડાંઓમાં દર્ભની,અને બે હાથમાં સ્રુચ્ તથા સ્રુવની ગૃહસ્થે ભાવના કરવી. 'જે પ્રાણનો મંત્ર છે તેના સુવર્ણ સરખી કાંતિવાળા ક્ષુધાગ્નિ ઋષિ છે, આદિત્ય દેવતા છે અને ગાયત્રી છંદ છે.' એમ બોલી प्राणाय स्वाहा એ મંત્રને અંતે इदमादित्यदेवाय न मम એમ બોલવું.[૩૦-૩૫] પછી 'જે અપાનનો મંત્ર છે તેના ગાયના દૂધ જેવી ધોળી કાંતિવાળા શ્રદ્ધાગ્નિ ઋષિ છે, સોમ દેવતા છે અને ઉષ્ણિહ્ છંદ છે' એમ બોલી अपानाय स्वाहा એ મંત્રને અંતે इदं सोमाय न मम એમ બોલવું[૩૬,૩૭] પછી 'જે વ્યાનનો મંત્ર છે તેના કમલ સરખી કાંતિવાળા હુતાશન ઋષિ છે, અગ્નિ દેવતા છે અને અનુષ્ટુભ્ છંદ છે' એમ બોલી व्यानाय स्वाहा એ મંત્રને અંતે इदमग्नये न मम એમ બોલવું. પછી 'ઉદાનનો જે મંત્ર છે તેના ઈંદ્રગોપ સરખી કાંતિવાળા અગ્નિ ઋષિ છે, વાયુ દેવતા છે અને બૃહતી છંદ છે' એમ બોલી उदानाय स्वाहा એ મંત્રને અંતે इदं वायवे न मम એમ બોલવું. પછી 'સમાનનો જે મંત્ર છે તેના વિજળી સરખી કાંતિવાળા વિરૂપ અગ્નિ ઋષિ છે, પર્જન્ય દેવતા છે અને પંક્તિ છંદ છે' એમ બોલી समानाय स्वाहा એ મંત્રને અંતે इदं पर्जन्याय न मम એમ બોલવું. પછી છઠ્ઠી આહુતિ લઈ 'આ આહુતિના મંત્રના વૈશ્વાનર અગ્નિ ઋષિ છે, પરમાત્મા દેવતા છે અને ગાયત્રી છંદ છે' એમ બોલી इदं ब्रह्मणे स्वाहा એ મંત્રને અંતે इदं परमात्मने न मम એમ બોલવું.[૩૮-૪૪] આવી રીતે પ્રાણસંબંધી અગ્નિહોત્ર કરવું. આ પ્રમાણે જાણીને વિધિ કરે તો મોક્ષ પામવાને યોગ્ય થાય છે.[૪૫] હે નારદજી! મેં આ પ્રાણસંબંધી અગ્નિહોત્રની વિદ્યા સંક્ષેપથી તમારી પાસે કહી.

इदं न मम चेत्येवं जातं प्राणाग्निहोत्रकम् ॥
एतज्ज्ञात्वाविधिकृत्वाब्रह्मभूयायकल्पते॥४५॥
प्राणाग्निहोत्रविद्येयं संक्षेपात् कथिता हि ते ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

# अध्याय २३ मो.

## ભોજનના અંતનો વિધિ અને તપ્ત-કૃચ્છ્રાદિનાં લક્ષણો.

### श्रीनारायण उवाच

**अमृतापिधानमित्येवमुच्चार्य साधकोत्तमः ॥**
**उच्छिष्टभाग्भ्यः पात्रान्नं दद्याद्‌ंते विचक्षणः ॥**

નારાયણ કહે છેઃ–(ભોજનના આરંભમાં **अमृतोपस्तरणमसि** એ મંત્રથી આચમન કરવું.) અંતમાં **अमृतापिधानमसि** એ મંત્રથી આચમન કરવું. છેલ્લું આચમન કર્યા પછી વિચક્ષણ પુરૂષે પાત્રમાં વધેલું અન્ન ઉચ્છિષ્ટ ખાનારાઓને આપવું.[1] 'અમારા કુલમાં થએલાં જે કોઈ દાસ કે દાસીઓ અન્નને ઇચ્છતાં હોય તે સઘળાંઓ પૃથ્વી ઉપર મેં આપેલા આ અન્નથી તૃપ્ત થજો' એ મંત્રથી અન્ન આપ્યા પછી 'પાપી લોકોના સ્થાનકરૂપ રૈરવ નરકમાં પદ્મ અને અર્બુદ વર્ષો સુધી રહેનારા અર્થી લોકોને મારૂં આપેલું જલ અક્ષય થઇને પ્રાપ્ત થજો' એ મંત્રથી તે ઉપર જલ નાખવું.[2,3] ભોજનના સમયમાં હાથમાં રાખેલી દર્ભની પવિત્રીની ગાંઠ છોડીને તે પવિત્રી પૃથ્વીપર કરેલા પોતનામાં નાખી દેવી. જે બ્રાહ્મણ તે પવિત્રીને પાત્રમાં નાખે તેને પંક્તિ-દૂષક સમજવો.[4] ભોજન કરીને જેણે મછણ લીધું ન હોય તે દ્વિજને કોઈ મછણ લીધા વગરનો માણસ, કૂતરૂં અથવા શૂદ્ર અડી જાય તો તે દ્વિજ એક રાત ઉપવાસ કરીને બીજે દિવસ પંચગવ્ય પ્રાશન કરે ત્યારે શુદ્ધ થાય છે.[5] જેનું હાથ કે મ્હોડું એઠાં ન હોય તેવો કોઇ દ્વિજ એઠા હાથ કે મ્હોડાવાળા દ્વિજને અડી જાય તો જેને અડયો હોય તેણે સ્નાન કરવું જોઇએ. એક આહુતિ દેવાથી કરોડ યજ્ઞનું ફલ થાય છે અને પાંચ આહુતિ દેવાથી પાંચ કરોડ યજ્ઞોનું ફલ થાય છે માટે પ્રાણને આહુતિઓ દેવાનું ફળ અનંત છે એમ સમજવું. ઉપર કહેલા પ્રાણસંબંધી અગ્નિહોત્રને જે જાણતો હોય તેને જે માણસ અન્નદાન આપે તે માણસને જેટલું પુણ્ય થાય તેટલું જમનારને પણ થાય છે એટલે દાતા અને પ્રતિગ્રહીતા એ બન્ને સ્વર્ગમાં જવાના અધિકારી થાય છે.[6-8] જે બ્રાહ્મણ હાથમાં પવિત્રી રાખીને વિધિપૂર્વક ભોજન કરે તેને પ્રત્યેક કોળીએ પંચગવ્ય ખાધા જેવું પુણ્ય થાય છે.[9] સર્વદા ત્રણે કાલમાં પૂજન, જપ, તર્પણ, હોમ અને બ્રાહ્મણભોજન, એ પુરશ્ચરણનાં પાંચ અંગ સમજવાં.[10] પુરશ્ચરણ કરનારાએ ધરતીપર સૂવું, ધર્માત્મા રહેવું, ક્રોધને જીતવો, ઇંદ્રિયોને જીતવી, થોડું મીઠું તથા હિતકારી અન્ન જમવું, વિનય રાખવો, ચિત્ત શાંત રાખવું,[11] નિત્ય ત્રણે કાલમાં ન્હાવું, શુભ ભાષણ કરવું તથા સ્ત્રી, શૂદ્ર, પતિત, સંસ્કારભ્રષ્ટ, નાસ્તિક, ઉચ્છિષ્ટ કે ચાંડાલોની સાથે ભાષણ કરવું નહિ. જપ, હોમ કે પૂજન આદિમાં કોઈ મહાત્મા આવે તો તેને પ્રણામ કરવો પણ તેની સાથે ભાષણ કરવું નહિ.[12,13] મૈથુન સંબંધી વાત તથા કામી પુરૂષોની ગોષ્ઠીને પણ છોડી દેવી. સઘળી સ્થિતિઓમાં, સર્વ કાલમાં અને સર્વ પ્રદેશમાં મૈથુનનો ત્યાગ કરવો એ બ્રહ્મચર્ય કહેવાય છે. ક્ષત્રિય જાતનો ગૃહસ્થ ઋતુમાં નાહેલી સ્ત્રીનો વિધિપૂર્વક સંગ કરે તો તેણે બ્રહ્મચર્ય પાળ્યુંજ સમજવું. સંસ્કાર પામેલી, પોતાના સમાન વર્ણવાળી અને પોતાની પરણેલી સ્ત્રીને ઋતુ આવ્યા પછી વિધિ પ્રમાણે રાત્રિમાં તેનો સંભોગ કરે તો તેથી બ્રહ્મચર્યને હાનિ થતી નથી. પોતા ઉપરનાં ત્રણ ઋણને ફીટાડયા વગર, પુત્રોને ઉત્પન્ન કર્યા વગર અને યજ્ઞો કર્યા વગર મોક્ષની ઈચ્છાથી સંસારને છોડી દે તો તે માણસ નરકમાં પડે છે. એવા

માણસનો જન્મ બકરીના ગળાના આંચળના જન્મ જેવો વ્યર્થ છે, એમ શ્રુતિમાં કહેલું છે.[૧૪-૧૮] એટલા માટે હે નારદજી! સમજુએ અવશ્ય ત્રણે ઋણને ફીટાડવાં જોઇએ. દેવનું ઋણ, પિતૃઓનું ઋણ અને ઋષિઓનું ઋણ, એવી રીતે ત્રણ ઋણ છે; તેઓમાં બ્રહ્મચર્ય પાળવાથી ઋષિઓના ઋણથી છુટાય છે, શ્રાદ્ધ તથા તર્પણ કરવાથી પિતૃઓના ઋણથી છુટાય છે, અને યજ્ઞ કરવાથી દેવતાઓના ઋણથી છુટાય છે; એટલામાટે પોતાના આશ્રમનો ધર્મ અવશ્ય પાળવો જોઇએ.[૧૯,૨૦] કૃચ્છ્ર અને ચાંદ્રાયણ આદિ કરીને દૂધ, ફલ, શાક, હવિષ્યાન્ન કે ભિક્ષાનું અન્ન જમવાનો નિયમ રાખી જપ કરવો.[૨૧] લવણ, ક્ષાર, ખાટું, ગાજર, કાંસાના પાત્રમાં ભોજન, તાંબૂલ, બેવાર ભોજન, દુષ્ટ વસ્ત્ર, કેફી પદાર્થ, શ્રુતિ તથા સ્મૃતિનો વિરોધ અને રાત્રિમાં જપ એઓનો ત્યાગ કરવો. જુગાર, સ્ત્રીનો પ્રસંગ, નિદ્રા કે વાદથી વૃથા કાળક્ષેપ નહિ કરતાં દેવપૂજન, સ્તુતિ અને શાસ્ત્રોના અવલોકનથી કાલક્ષેપ કરવો. પૃથ્વીપર સૂવું, બ્રહ્મચર્ય રાખવું, મૌન રાખવું, નિત્ય ત્રણે કાલમાં ન્હાવું, શૂદ્રના કામનો ત્યાગ કરવો, નિત્ય પૂજન, નિત્ય દાન, આનંદ રાખવો, સ્તુતિ કરવી, કીર્તન કરવાં, નૈમિત્તિક પૂજન અને ગુરૂ તથા દેવનો વિશ્વાસ, એ બાર ધર્મો જપ કરનારાને સારી રીતે સિદ્ધિ આપે છે.[૨૨-૨૬] નિત્ય સૂર્યોપસ્થાન કરી સૂર્યની સન્મુખ બેસીને અથવા દેવમૂર્તિ કે અગ્નિનું પૂજન કરી તેમની સન્મુખ બેસીને જપ કરવો.[૨૭] સ્નાન, પૂજા, જપ, ધ્યાન, હોમ તથા તર્પણમાં તત્પર રહેવું, નિષ્કામ રહેવું અને સઘળાં કર્મો ઇષ્ટદેવને અર્પણ કરવાં.[૨૮] ઇત્યાદિક નિયમો પાળીને પુરશ્ચરણ કરવું. પુરશ્ચરણ એવી રીતે થાય એટલામાટે દ્વિજે પ્રસન્ન રહેવું. જપ, હોમ, તપ તથા અધ્યયનમાં તત્પર રહેવું અને પ્રાણીઓ ઉપર દયા રાખવી. સ્વર્ગની તથા મોક્ષની પ્રાપ્તિ તપથી થાય છે, અને જિતેંદ્રિય રહીને તપ કરતો હોય તેનાંજ કર્મો સિદ્ધ થાય છે. વિદ્વેષણ, સંહરણ, મારણ તથા રોગનાશન આદિ જે જે કાર્યોનેવાસ્તે પ્રાચીન ઋષિઓએ દેવતાની સ્તુતિ કરી છે, તે તે કાર્યોની પુરશ્ચરણ કરનારાઓને તે પ્રમાણેજ સિદ્ધિ થાય છે.[૨૯-૩૨] એ કર્મો તથા કર્મોનાં વિધાનો (ચોવીશમા અધ્યાયમાં) કહીશ પણ તે કર્મો પ્રથમ પુરશ્ચરણ કરીને કરવાં જોઇએ. પ્રથમ પુરશ્ચરણ કરીને પછી કામ્ય કર્મ કરે તો તેઓની સિદ્ધિ થાય છે.[૩૩] ગાયત્રી પુરશ્ચરણની પહેલાં પ્રાજાપત્ય આદિ પ્રાયશ્ચિત્ત કરવું. કેશ, દાઢી, મુછ તથા નખ આદિ ઉતરાવી, નાહી પવિત્રપણાથી દિવસે રહેવું અને રાત્રિએ પણ પવિત્ર તથા મૌનપણાથી રહેવું. સર્વદા સત્ય બોલવું. પવિત્ર મંત્રોનો જપ કરવો, તેમાં પ્રથમ ઓંકાર નાખીને વ્યાહૃતિઓનો, ગાયત્રીનો, આપોહિષ્ઠા એ પવિત્ર અને પાપનો નાશ કરનારા સૂક્તનો, પુનંતીનો, સ્વસ્તિમતીનો અને પાવમાની સૂક્તનો જપ કરવો. આ ક્રિયા સર્વે કર્મોના આરંભ તથા અંતમાં કરવી જોઇએ.[૩૪-૩૭] ઓંકાર, ત્રણ વ્યાહૃતિઓ અને ગાયત્રી એક હજાર, એકસો, દશ અથવા દશ હજાર જપ કરવો.[૩૮] જલથી આચાર્યો, ઋષિઓ, છંદો તથા દેવતાઓનું તર્પણ કરવું. વેદધર્મ વગરના લોકો, શૂદ્ર, નિંદિત, રજસ્વલા સ્ત્રી, પતિત, અંત્યજ, દેવ તથા બ્રાહ્મણોના દ્વેષી, આચાર્ય તથા ગુરૂની નિંદા કરનારા અને માતાપિતાનો દ્વેષ કરનારાઓની સાથે ભાષણ ન કરવું. તેમ કોઈનું અપમાન પણ ન કરવું. પ્રાજાપત્ય આદિ સઘળાં વ્રતોનો આ

વિધિ અનુક્રમથી મેં તમારી પાસે કહ્યો.[૩૯-૪૧] હવે પ્રાજાપત્ય, તપ્તકૃચ્છ્ર, સાંતપન, પરાક તથા ચાંદ્રાયણનો પ્રકાર કહું છું. તપ્તકૃચ્છ્ર કરવાથી સઘળાં પાપો ક્ષણ માત્રમાં બળી જાય છે. પાંચ ચાંદ્રાયણ કરે તો સઘળાં દુષ્કર્મોથી અને પાપોથી મુક્ત થાય છે.[૪૨,૪૩] ત્રણ ચાંદ્રાયણ કરે તો પવિત્ર થઇને બ્રહ્મલોકને પામે છે. આઠ ચાંદ્રાયણ કરે તો વરદાન દેનારા દેવતાઓને પ્રત્યક્ષ દેખે છે.[૪૪] દશ ચાંદ્રાયણ કરે તો સઘળા વેદોનું જ્ઞાન તથા સઘળાં વાંછિત ફલ પ્રાપ્ત થાય છે. ત્રણ દિવસ મધ્યાહ્ન સુધીમાં જમવું, ત્રણ દિવસ સાયંકાલે જમવું, ત્રણ દિવસ માગ્યા વગર જમવું અને ત્રણ દિવસ ઉપવાસ કરવા, એ બાર દિવસનું પ્રાજાપત્ય વ્રત કહેવાય છે. એક દિવસ ગોમૂત્ર, છાણ, દૂધ, દહીં, ઘી અને દર્ભનું જલ, એઓને ભેગાં કરીને પીવાં અને બીજે દિવસે ઉપવાસ કરવો, એ બે દિવસનું સાંતપનકૃચ્છ્ર વ્રત કહેવાય છે. એક દિવસ ગોમૂત્ર પીને રહેવું, બીજે દિવસે છાણ પીને રહેવું, ત્રીજે દિવસે દૂધ પીને રહેવું, ચોથે દિવસે દહીં પીને રહેવું, પાંચમે દિવસે ઘી પીને રહેવું, છઠ્ઠે દિવસે દર્ભનું પાણી પીને રહેવું, અને સાતમે દિવસે ઉપવાસ કરવો એ સાત દિવસનું પણ સાંતપનકૃચ્છ્ર વ્રત કહેવાય છે, પહેલા નવ દિવસ સુધી એક એક ગ્રાસ ખાઈને રહેવું અને તે પછી ત્રણ દિવસ સુધી ઉપવાસ કરવા, એ બાર દિવસનું અતિકૃચ્છ્ર વ્રત કહેવાય છે. ત્રણ દિવસ ગોમૂત્ર પીને રહેવું, ત્રણ દિવસ છાણ પીને રહેવું, ત્રણ દિવસ દૂધ પીને રહેવું, ત્રણ દિવસ દહીં પીને રહેવું અને ત્રણ દિવસ ઘી પીને રહેવું, એમ પંદર દિવસનું મહાસાંતપન વ્રત કહેવાય છે. એથી સર્વ પાપ દૂર થાય છે.[૪૫-૪૮] ત્રણ દિવસ ઉન્હું પાણી પીને રહેવું, ત્રણ દિવસ ઉન્હું દૂધ પીને રહેવું, ત્રણ દિવસ ઉન્હું ઘી પીને રહેવું અને ત્રણ દિવસ ઉન્હા પવનનું ભક્ષણ કરવું અને એ બાર દિવસમાં એક એક ટંક ન્હાવું તથા જિતેંદ્રિય રહેવું એ તપ્તકૃચ્છ્ર વ્રત કહેવાય છે.[૪૯] મન તથા ઇંદ્રિયોને જીતીને બાર દિવસ સુધી કાંઇ પણ ભોજન નહિ કરતાં, માત્ર પાણી પીને રહેવું એ પરાક્કૃચ્છ્ર કહેવાય છે, કે જે સઘળાં પાપોને મટાડે છે. નિત્ય ત્રણે કાલમાં ન્હાવાનો નિયમ રાખી કૃષ્ણપક્ષમાં એક એક ગ્રાસ ઓછો કરતો જવો અને શુકલપક્ષમાં એક એક ગ્રાસ વધારતો જવો તથા અમાવાસ્યાને દિવસ ઉપવાસ કરવો એ ચાંદ્રાયણ કહેવાય છે.[૫૦-૫૨] બ્રાહ્મણ પોતાનું આહ્નિક કરીને ચાર ગ્રાસ સવારે ખાય અને ચાર ગ્રાસ સૂર્ય આથમ્યા પછી ખાય એવી રીતે એક માસ સુધી કરે તો શિશુચાંદ્રાયણ કર્યું કહેવાય છે.[૫૩] જિતેંદ્રિય રહી મધ્યાહ્નના સમયમાં હવિષ્યાન્નના આઠ આઠ પિંડ ખાઈ ને એક માસ કહાડવો એ યતિચાંદ્રાયણ કહેવાય છે.[૫૪] રૂદ્ર, આદિત્ય, વસુઓ, મરૂત, પૃથ્વી તથા બીજા દેવતાઓ પણ એ ચાંદ્રાયણ કરે છે તેથી કલ્યાણના પાત્ર થએલા છે.[૫૫] આ વ્રત શરીરના એક એક ધાતુને સાત રાત્રિથી પવિત્ર કરે છે. ત્વચા, રૂધિર, માંસ, અસ્થિ, મેદ, મજ્જા અને વસા, એ સાત ધાતુઓ સાત સાત રાત્રિએ શુદ્ધ થાય છે, એમાં સંશય નથી. ઉપર કહેલાં વ્રતોથી શુદ્ધ થઇને પછી કર્મનો આરંભ કરવો.[૫૬-૫૭] આ પ્રમાણે જે શુદ્ધ થાય તેનાં કર્મો સિદ્ધ થાય છે એમાં સંશય નથી. શુદ્ધ થઇ સત્યવાદી તથા જિતેંદ્રિયપણાનો નિયમ રાખી કર્મ કરે તો તેથી અવશ્ય સઘળાં વાંછિત ફલોની પ્રાપ્તિ થાય છે. કોઈ પણ વ્રત થઈ શકે નહિ તો ત્રણ રાત્રિસુધી ઉપવાસ

કરવા અથવા ત્રણ દિવસસુધી નક્તભોજન કરવું અને તે પછી કર્મનો આરંભ કરવો. પુરશ્ચરણના ફલને આપનારો આ વિધિ મેં તમારી પાસે કહ્યો. હે નારદજી ! સર્વ મનોરથોને પૂર્ણ કરનારૂં અને મહાપાપોને પણ નાશ કરનારૂં આ ગાયત્રીપુરશ્ચરણ મેં તમારી પાસે કહ્યું.[૫૮-૬૧] મંત્ર જપવાની ઇચ્છાવાળાએ પ્રથમ દેહને શુદ્ધ કરનારૂં વ્રત કરીને તે પછી પુરશ્ચરણનો આરંભ કરવો કે જેથી સંપૂર્ણ ફલની પ્રાપ્તિ થાય.[૬૨] આ પુરશ્ચરણનું અત્યંત ગુહ્ય વિધાન તમારી પાસે કહ્યું છે. આ વિધાન બીજાની પાસે કહેવું નહિ; કારણ કે શ્રુતિઓના સારરૂપ છે.[૬૩]

**इति ते कथितं गुह्यं पुरश्चर्याविधानकम् ॥**
**एतत्परस्मैनोवाच्यंश्रुतिसारंयतःस्मृतम्॥६३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૩**

## अध्याय २४ मो.

### કામ્ય કર્મ તથા પ્રાયશ્ચિત્તનો વિધિ.

### नारद उवाच

**नारायण महाभाग गायत्र्यास्तु समासतः ॥**
**शांत्यादिकान्प्रयोगांस्तु वदस्व करुणानिधे॥**

નારદજી પૂછે છેઃ-હે નારાયણ ! હે પૂજ્ય ! હે કરૂણાના ભંડારરૂપ ! ગાયત્રીનું પુરશ્ચરણ કર્યા પછી તે મંત્રથી જે શાંતિ આદિ પ્રયોગ થતા હોય તે મને કહો.[૧]

નારાયણ કહે છેઃ-હે બ્રહ્માના પુત્ર ! આ અત્યંત ગુહ્ય વાતવિષે તમે પૂછ્યું છે. આ વિષય કોઇ દુષ્ટની કે ચાડીઆની પાસે કહેવા યોગ્ય નથી.[૨] હવે શાંતિના પ્રયોગ વિષે પ્રથમ કહું છું. દૂધથી ભીંજાવેલી ખીજડીની સમિધથી જો દ્વિજ હોમ કરે તો ભૂત, રોગ અને ગ્રહ આદિ શાંત થાય છે.[૩] (જ્યાં હોમની સંખ્યા ન કહી હોય ત્યાં એક હજારને આઠની સંખ્યા લેવી એવો નિયમ છે.) પીપળો, ઊંબરો, પીપળ અને વડ, એઓમાંના કોઈ વૃક્ષની લીલી સમિધથી અથવા તે વૃક્ષોના કટકાઓથી હોમ કરે તો પણ ભૂત અને રોગ આદિની શાંતિ થાય છે.[૪] ગોઠણબુડ પાણીમાં જપ કરવાથી સર્વ દોષની શાંતિ થાય છે અને ગાયત્રી મંત્રને અંતે બે હાથવડે સૂર્યનું તર્પણ કરવાથી પણ શાંતિ થાય છે.[૫] કંઠ સુધી જલમાં ડૂબીને જપ કરે તો પ્રાણાંત ભયથી પણ મુક્ત થાય છે. જલમાં ડૂબીને જપ કરવો એ સઘળાં શાંતિકર્મોથી અધિક છે.[૬] સોનાના, રૂપાના, ત્રાંબાના, છીરવાળા ઝાડના કે માટીના અખંડિત પાત્રમાં પંચગવ્યને સ્થાપન કરવું. પછી પ્રજ્વલિત અગ્નિમાં ક્ષીરી વૃક્ષનાં કાષ્ઠની સમિધથી પંચગવ્ય સાથે હોમ કરવો. પ્રત્યેક આહુતિએ પંચગવ્યનો સ્પર્શ કરતા જવું. એ પછી શેષ રહેલા પંચગવ્યને હજાર ગાયત્રી મંત્રથી મંત્રીને દર્ભવડે ઉપદ્રવવાળા સ્થલમાં તે પંચગવ્યથી પ્રોક્ષણ કરવું, બલિદાન દેવું અને ભગવતીનું ધ્યાન કરવું. આમ કરે તો અભિચારથી ઉત્પન્ન થતું મરણ અને પાપ નાશ પામે છે.[૭-૧૦] દેવ, ભૂત તથા પિશાચ આદિ વશ થાય છે અને ઘર, ગામ, નગર તથા દેશ સઘળા ઉપદ્રવોથી મુક્ત થાય છે. આ હોમમાં કાષ્ઠ આદિ પણ છીરવાળાં વૃક્ષોનાંજ કરવાં જોઇએ. કૃમિ કે ભૂત આદિનો જ્યાં ઉપદ્રવ થયો હોય ત્યાં ચતુરસ્ર મંડલ કરી તેમાં અષ્ટગંધથી ત્રિશૂલ આલેખી તેને ગાયત્રી મંત્રથી હજારવાર મંત્રીને ધરતીમાં દાટી દેવું. એમ કરવાથી સર્વ પ્રકારની શાંતિ થાય છે. સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા માટીના નવા અને વ્રણ વગરના ઘડાને સુતર વીંટી તેનું રેતીના સ્થંડિલમાં સ્થાપન કરી ચારે

દિશામાંથી તીર્થનાં જલ બ્રાહ્મણો પાસે મગાવીને તેમાં ભરવાં. એલચી, ચંદન, કપૂર, જાઇ, પાટલા, મલ્લિકા, બીલીપત્ર, વિષ્ણુક્રાંતા, સહદેવી, સાળ, જવ, તલ, સર્ષપ અને છીરવાળાં વૃક્ષોનાં પાંદડાં પણ તે ઘડામાં નાખવાં. આ પ્રમાણે સઘળી ગોઠવણ કરી, નાહી, સાવધાન રહીને સમજુ બ્રાહ્મણે સત્તાવીશ દર્ભનો કૂર્ચ લઇને હજાર ગાયત્રી મંત્રથી તે ઘડાના જલનું અભિમંત્રણ કરવું અને તે સમયે ત્રણ વેદને જાણનારા બીજા બ્રાહ્મણોએ ચારેકોર બેસીને સૂર્યના મંત્રો ભણવા. પછી જેને ભૂત, રોગ કે અભિચારનો ઉપદ્રવ થયો હોય તે માણસ ઉપર તે જલ છાંટવું તથા પીવરાવવું અને તેથી તેનો અભિષેક પણ કરવો. એમ કરવાથી ભૂત, રોગ અને અભિચારના ઉપદ્રવો મટી જાય છે; અને મૃત્યુના મ્હોડામાં ગયો હોય તોપણ મુક્ત થાય છે.[૧૧-૧૯] લાંબા જીવનની ઇચ્છાવાળા સમજુ રાજાએ આ પ્રયોગ અવશ્ય કરાવવો જોઇએ. પ્રયોગ થઈ રહ્યા પછી ઋત્વિજ બ્રાહ્મણોને સો ગાયો આપવી;[૨૦] અથવા જેથી તે બ્રાહ્મણો રાજી થાય એવી દક્ષિણા આપવી. પૂરી દક્ષિણા આપવાની શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે આપવી, શનિવારને દિવસે પીપળાને અડીને સો વાર જપ કરે તો ભૂત, રોગ, અભિચાર તથા બીજા પણ મોટા ભયથી મુક્ત થાય છે. ગળોની પ્રત્યેક કાતરીઓ કાપી દૂધમાં ભીંજવીને હોમે તો મૃત્યુંજય નામનો હોમ થયો કહેવાય અને તેથી સઘળા વ્યાધિનો વિનાશ થાય. આંબાનાં પાંદડાં દૂધમાં ભીંજવીને હોમે તો જ્વરની શાંતિ થાય.[૨૧,૨૩] દૂધમાં ભીંજવેલી વજનો હોમ કરે તો ક્ષયરોગ મટે, દૂધ, દહીં અને ઘીનો હોમ કરે તો ભારે ક્ષયરોગ મટે.[૨૪] હોમ કરીને સૂર્યને દૂધપાકનું નૈવેદ્ય ધરીને તે નૈવેદ્ય ક્ષયરોગવાળાને ખવરાવે તો પણ ક્ષયરોગ શાંત થાય.[૨૫] અમાવાસ્યાને દિવસે સોમવલ્લીની કાતરીઓ કાપી દૂધમાં ભીંજવીને હોમે તો તેથી પણ ક્ષયરોગ મટે છે.[૨૬] શંખવૃક્ષનાં પુષ્પોનો હોમ કરે તો કોઢ મટે છે. અઘેડાનાં બીનો હોમ કરે તો વાઇના રોગનો વિનાશ થાય.[૨૭] છીરવાળા ઝાડની સમિધ હોમવાથી ઉન્માદ મટી જાય. ઊંબરાની સમિધ હોમવાથી અથવા મધ કે શેલડીનો રસ હોમવાથી પ્રમેહ મટી જાય. ઘી, દૂધ અને દહીં હોમવાથી અથવા કપિલા ગાયનું ઘી હોમવાથી મસૂરિકા નામનો પગનો રોગ મટી જાય. ઊંબરા, વડ અને પીપળાની સમિધ હોમે તો ઘોડા, હાથી અને ગાયના રોગ મટી જાય.[૨૮-૩૦] ઘરમાં કીડીનો રાફડો અથવા મધપુડો ઉત્પન્ન થએલ હોય તો પહેલાનેવાસ્તે ઘીવાળી ખીજડીની સમિધનો બસોવાર હોમ કરવો અને બીજાનેવાસ્તે ઘીવાળા ભાતનો બસોવાર હોમ કરવો અને હોમ કર્યા પછી ઘીવાળા ભાતનું બલિદાન દેવું. એમ કરવાથી રાફડાનો અને મધપોડાનો ઉપદ્રવ મટે છે. વિજળીનું પડવું અને ભૂકંપ આદિ આકસ્મિક થાય ત્યારે સાત દિવસસુધી નેતરની સમિધનો હોમ કરાવવાથી દેશમાં રાજ્ય સુખી થાય છે. મંત્રથી ઢેફાને સોવાર મંત્રીને જે દિશામાં ફેંકે તે દિશામાંથી અગ્નિ, પવન અને શત્રુઓનો ભય મટી જાય છે. બંધનમાં પડેલો પુરૂષ મનથીજ ગાયત્રીનો જપ કરે તો બંધનમાંથી છુટે છે.[૩૧-૩૪] જેને ભૂત, રોગ કે ઝેર આદિથી પરાભવ થયો હોય તેનો સ્પર્શ કરીને ગાયત્રીનો જપ કરે તો ભૂત આદિનો ઉપદ્રવ મટી જાય છે. ગાયત્રી મંત્રથી મંત્રેલું પાણી પીવાથી પણ ભૂત આદિથી મુક્ત થાય છે.[૩૫] ભસ્મને ગાયત્રી મંત્રથી સોવાર મંત્રીને નાખે તોપણ ભૂત આદિની શાંતિ થાય છે. ભસ્મને ગાયત્રી મંત્રથી મંત્રીને માથા-

પર ધરે તો સઘળા રોગોથી મુક્ત થઇને સો વર્ષસુધી જીવે છે. પ્રયોગ કરવાની પોતાની શક્તિ ન હોય તો દક્ષિણા આપીને બ્રાહ્મણની પાસે પ્રયોગ કરાવવો.[૩૬,૩૭] પુષ્પથી હોમ કરે તો પુષ્ટિ, શ્રી અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. લક્ષ્મીની ઇચ્છાવાળો પુરૂષ રાતાં કમળો, નવાં તથા સુંદર જાઈનાં પુષ્પો અથવા ચોખાનો હોમ કરે તો પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.[૩૮,૩૯] બીલીની સમિધથી, કટકાથી કે તેના મૂળના કટકાથી અથવા પત્ર, પુષ્પ કે ફલથી હોમ કરે તોપણ ઘણી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. બીલીની સમિધ, દૂધપાક અને ઘીથી સાત દિવસસુધી સો સો આહુતિ હોમે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય. દૂધ, દહીં, અને ઘી સહિત ચોખાની સાળથી હોમ કરે તો કન્યાની પ્રાપ્તિ થાય.[૪૦-૪૨] કન્યા પણ આ વિધિથી હોમ કરે તો તેને ધારેલા વરની પ્રાપ્તિ થાય. સો રાતાં કમળનો સાત દિવસ સુધી હોમ કરે તો સુવર્ણની પ્રાપ્તિ થાય.[૪૩] જલથી સૂર્યનું તર્પણ કરે તો જલમાં રહેલું સુવર્ણ મળે. અન્ન હોમવાથી અન્ન મળે. અને ચોખાની સાળ હોમવાથી તેનો અધિપતિ થાય.[૪૪] વાછડાના છાણના અડાયાના ભુકાનો હોમ કરે તો પશુઓની પ્રાપ્તિ થાય. કાંગ, દૂધપાક અને ઘીનો હોમ કરે તો પ્રજાની પ્રાપ્તિ થાય.[૪૫] હોમ કરી સૂર્યને દૂધપાકનું નૈવેદ્ય ધરી તે નૈવેદ્ય ઋતુમાં નાહેલી સ્ત્રીને ખવરાવે તો ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થાય.[૪૬] લીલી, અને અગ્રસહિત સમિધથી હોમ કરે તો આયુષ્યની પ્રાપ્તિ થાય. છીરવાળાં ઝાડની લીલી, અગ્રસહિત અને દૂધ, દહીં તથા ઘીથી ખરડેલી સમિધથી હોમ કરે તો પણ આયુષ્યની પ્રાપ્તિ થાય. ચોખાની સાળની સો આહુતિ આપે તો સુવર્ણ તથા આયુષ્યની પ્રાપ્તિ થાય.[૪૭,૪૮] સોનેરી રંગનાં કમળો હોમે તો સો વર્ષના આયુષ્યની પ્રાપ્તિ થાય. દૂર્વા, દૂધ, મધ અથવા ઘીની સાત દિવસસુધી સો સો આહુતિ હોમે તો અકાળ મૃત્યુ દૂર થાય છે. ખીજડીની સમિધ, અન્ન, દૂધ અથવા ઘીની સાત દિવસ સુધી સો સો આહુતિ હોમે અથવા વડની સમિધ હોમીને સાત દિવસ સુધી દૂધપાકની સો સો આહુતિ હોમે તોપણ અકાળ મૃત્યુથી મુક્ત થાય છે. માત્ર દૂધનો આહાર કરી સાત દિવસ સુધી જપ કરે તો મૃત્યુને પણ જીતી શકે છે.[૪૯-૫૨] આહાર છોડી દઈ મૌન ધરીને ત્રણ રાત સુધી જપ કરે તો મૃત્યુથી મુક્ત થાય છે. પાણીમાં ડૂબીને જપ કરે તો તુરતજ મૃત્યુથી મુક્ત થાય છે.[૫૩] બીલીના વૃક્ષની નીચે બેસી એક માસ સુધી જપ કરે તો રાજ્યની પ્રાપ્તિ થાય છે. મૂલ, ફલ અને પાંદડાં સહિત બીલીનો હોમ કરે તો રાજ્યની પ્રાપ્તિ થાય છે.[૫૪] એક મહિના સુધી સો સો કમલનો હોમ કરે તો નિષ્કંટક રાજ્ય મળે છે. સાળ સહિત યવાગૂ (એક જાતની રાબ) નો હોમ કરે તો ગામની પ્રાપ્તિ થાય,[૫૫] પીપળાની સમિધ હોમવાથી યુદ્ધ આદિમાં જય મળે છે. આકડાની સમિધ હોમે તો સર્વ સ્થલમાં જયની પ્રાપ્તિ થાય.[૫૬] દૂધમાં ભીંજવેલાં નેતરનાં ફૂલથી કે ફલથી અથવા દૂધપાકથી સાત દિવસ સુધી સો સો આહુતિ હોમે તો વરસાદ થાય.[૫૭] નાભિ સુધી પાણીમાં જપ કરે તો પણ વરસાદ થાય. જલમાં સોવાર ભસ્મનો હોમ કરે તો અતિવૃષ્ટિનો અટકાવ થાય.[૫૮] ખાખરાની સમિધનો હોમ કરે તો બ્રહ્મતેજની પ્રાપ્તિ થાય. કેસુડાંનો હોમ કરે તો સઘળાં વાંછિત ફળની પ્રાપ્તિ થાય.[૫૯] દૂધ હોમવાથી સ્મરણ શક્તિ, ઘી હોમવાથી બુદ્ધિ અને બ્રાહ્મીનો રસ મંત્રીને પીવાથી ધારણાશક્તિ પ્રાપ્ત થાય.[૬૦] પુષ્પ હોમવાથી વાસ (સુગંધ) અને તાંતણા હોમ-

વાથી તેવા તાંતણાવાળું વસ્ત્ર પ્રાપ્ત થાય. મધમાં મેળવેલું મીઠું હોમવાથી ધારેલો માણસ વશ થાય.[૬૧] મધથી ભીંજાવેલાં બીલીનાં પુષ્પ હોમવાથી પણ ધારેલું માણસ વશ થાય. નિત્ય જલમાં ઉભીને અંજલિવડે પોતાના શરીરપર અભિષેક કરે તો મતિ, આરોગ્ય, આયુષ્ય અને ઉત્તમ સ્વસ્થપણાની પ્રાપ્તિ થાય. બ્રાહ્મણ બીજા યજમાનના ઉદ્દેશથી એ અનુષ્ઠાન કરે તો બીજાને પણ પુષ્ટિની પ્રાપ્તિ થાય.[૬૨,૬૩] આયુષ્યની ઇચ્છાવાળો પવિત્ર સ્થલમાં સારા વિધિથી એક મહિના સુધી નિત્ય એક હજાર જપ કરે તો તેને ઉત્તમ આયુષ્યની પ્રાપ્તિ થાય.[૬૪] બે મહિના સુધી જપ કરવાથી આયુષ્ય તથા આરોગ્યની પ્રાપ્તિ થાય, ત્રણ મહિના સુધી જપ કરવાથી આયુષ્ય આરોગ્ય અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય.[૬૫] ચાર મહિના સુધી જપ કરવાથી આયુષ્ય, લક્ષ્મી, સ્ત્રી—પુત્રાદિક અને યશની પ્રાપ્તિ થાય અને પાંચ મહિના સુધી જપ કરવાથી સ્ત્રીપુત્રાદિક, આયુષ્ય, આરોગ્ય, લક્ષ્મી અને વિદ્યાની પ્રાપ્તિ થાય.[૬૬] આ પ્રમાણે વધારે વધારે મહિના સુધી જપવાથી વધારે વધારે વાંછિત ફલની પ્રાપ્તિ થાય છે. જે બ્રાહ્મણ નિરાધારપણે ઊંચા હાથ રાખી એક પગે અદ્ધર ઉભીને એક મહિના સુધી સો વાર જપ કરે તેને સઘળાં સુખોની પ્રાપ્તિ થાય. સોથી વધીને હજાર વાર નિત્ય જપ કરે તો તેથી પણ અધિક ફળની પ્રાપ્તિ થાય.[૬૭,૬૮] પ્રાણ તથા અપાન વાયુને રોકીને એક મહિના સુધી નિત્ય ત્રણ સો ગાયત્રીનો જપ કરે તો જે ફલની ઇચ્છા હોય તે ફળને પામે છે અને એક હજાર ગાયત્રીનો જપ કરે તો તેથી પણ ઉત્તમ ફલની પ્રાપ્તિ થાય.[૬૯] પવનને રોકી જિતેંદ્રિય રહી ઊંચા હાથ રાખી એક પગે ઉભીને એક મહિના સુધી નિત્ય સો ગાયત્રીનો જપ કરે તો જે ઇચ્છા હોય તે પરિપૂર્ણ થાય એમ વિશ્વામિત્રે કહ્યું છે.[૭૦] એ પ્રમાણે ત્રણ સો ગાયત્રીનો જપ કરે તો તેથી અધિક અને હજાર ગાયત્રીનો જપ કરે તો તેથી પણ અધિક ફલની પ્રાપ્તિ થાય છે. જળમાં ડૂબીને એક મહિના સુધી નિત્ય સો ગાયત્રીનો જપ કરે તો ધારેલું ફલ મળે,[૭૧] ત્રણસોનો જપ કરે તો તેથી અધિક અને હજારનો જપ કરે તો સર્વથી અધિક ફળ મળે છે. રાત્રે હવિષ્યાન્ન જમવાનો નિયમ રાખી નિરાધારપણે ઊંચા હાથ રાખી એક પગે ઉભો રહીને જપ કરે તો એક વર્ષે ઋષિપણું પ્રાપ્ત થાય છે. બે વર્ષ સુધી જપ કરે તો તેની વાણી અમોઘ થાય છે.[૭૨,૭૩] ત્રણ વર્ષ સુધી જપ કરે તો ત્રણે કાલનું જ્ઞાન થાય, ચાર વર્ષ સુધી જપ કરે તો સૂર્યનારાયણ તેની પાસે આવે.[૭૪] પાંચ વર્ષ સુધી જપ કરે તો અણિમા આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય, છ વર્ષ સુધી જપ કરે તો કામદેવના જેવું રૂપ થાય,[૭૫] સાત વર્ષ સુધી જપ કરે તો અમરપણું પ્રાપ્ત થાય, નવ વર્ષ સુધી જપ કરે તો મનુપણું પ્રાપ્ત થાય, દશ વર્ષ સુધી જપ કરે તો ઇંદ્રપણું પ્રાપ્ત થાય,[૭૬] અગીયાર વર્ષ સુધી જપ કરે તો પ્રજાપતિપણું પ્રાપ્ત થાય અને બાર વર્ષ સુધી જપ કરે તો બ્રહ્માપણું પ્રાપ્ત થાય.[૭૭] તમો (નારદ) આદિ મહાત્માઓએ આવી રીતના તપથી ઉત્તમ લોકો મેળવેલા છે. કેટલાએક ઋષિઓ શાક ખાવાનો, કેટલાએક મૂળ ખાવાનો, કેટલાએક ફલ ખાવાનો, કેટલાએક દૂધ પીવાનો, કેટલાએક ઘી ખાવાનો, કેટલાએક સોમરસ પીવાનો, કેટલાએક ચરૂ ખાવાનો, કેટલાએક પખવાડીએ જમવાનો, કેટલાએક ભિક્ષા માગીને જમવાનો અને કેટલાએક હવિષ્યાન્ન જમવાનો નિયમ

રાખીને ઉત્તમ તપશ્ચર્યા કરે છે. રહસ્ય એટલે બીજાના જાણવામાં નહિ આવેલાં પાપોની શુદ્ધિનેવાસ્તે દ્વિજે ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવો.[૭૮-૮૦] બ્રાહ્મણ એક મહિના સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરે તો સુવર્ણની ચોરીરૂપ રહસ્ય પાપથી મુક્ત થાય છે. સુરાપાન અને ગુરૂતલ્પગમન એ પ્રત્યેક રહસ્ય મહાપાપનેવાસ્તે પણ નોખનોખું એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાથી ( એક મહિના સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવાથી ) શુદ્ધિ મળે છે. રહસ્ય બ્રહ્મહત્યા કરી હોય તો વનમાં ઝુંપડી કરી તેમાં રહી એક મહિના સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરે તો તે હત્યાથી મુક્ત થાય છે એમ વિશ્વામિત્રે કહ્યું છે. બાર દિવસ સુધી જળમાં ડુબી નિત્ય એક હજાર ગાયત્રીનો જપ કરવાથી સઘળા મહાપાપી દ્વિજો તે પાપોથી મુક્ત થાય છે. મૌન રાખી પ્રાણાયામ કરીને એક મહીના સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરે તો મહાપાપી પણ મોટા ભયથી મુક્ત થાય છે. હજાર પ્રાણાયામ કરવાથી બ્રહ્મહત્યા કરનારા પણ શુદ્ધ થાય છે.[૮૧-૮૫] સાવધાનપણું રાખી પ્રાણ અને અપાનને છ વાર ઊંચા રાખવારૂપ પ્રાણાયામ કરવાથી સઘળાં પાપોનો નાશ થાય છે.[૮૬] ક્ષત્રિય એક મહિનાસુધી નિત્ય હજાર ગાયત્રીનો જપ કરે તો પવિત્ર થાય છે. ગોહત્યા કરી હોય તો બાર દિવસ સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવાથી દ્વિજ શુદ્ધ થાય છે.[૮૭] અગમ્યાગમન, ચોરી, હિંસા કે અભક્ષ્યનું ભક્ષણ કર્યું હોય તો દ્વિજ દશહજાર ગાયત્રીનો જપ કરવાથી શુદ્ધ થાય છે.[૮૮] સો પ્રાણાયામ કરવાથી સર્વ દોષ મટે છે. સઘળાં પાપોની ભેળસેળ થઇ ગઈ હોય તો શુદ્ધિનેવાસ્તે વનમાં રહી એક મહિનાસુધી નિત્ય એક હજાર ગાયત્રીનો જપ કરવો. ત્રણ હજાર વાર ગાયત્રીનો જપ ઉપવાસ સમાન ગણાય છે.[૮૯-૯૦] ચોવીશ હજાર વાર ગાયત્રીનો જપ કૃચ્છ્ર સમાન ગણાય છે. ચોસઠ હજારવાર ગાયત્રીનો જપ ચાંદ્રાયણસમાન ગણાય છે.[૯૧] નિત્ય સાંજે અને સવારે પ્રાણાયામ કરી સોવાર ગાયત્રી જપ કરવાથી સર્વ પાપનો ક્ષય થાય છે.[૯૨] નિત્ય જલમાં ડૂબીને સૂર્યરૂપ દેવીનું ધ્યાન કરતાં સો વાર ગાયત્રીનો જપ કરે તો સઘળાં પાપોથી છુટે છે.[૯૩] આ પ્રમાણે શાંતિ અને શુદ્ધિ આદિની જુદી જુદી કલ્પનાઓ મેં તમારી પાસે સારી રીતે કહી. આ કલ્પનાઓ રહસ્યથી પણ વધારે રહસ્યરૂપ છે માટે તેઓને તમે સર્વદા ગુપ્ત રાખજો.[૯૪] આ સદાચારનો સંગ્રહ સંક્ષેપથી તમારી પાસે કહ્યો. વિધિપૂર્વક આ પ્રમાણે ચાલવાથી મહામાયા શ્રી દુર્ગાદેવી પ્રસન્ન થાય છે.[૯૫] જે મનુષ્ય નિત્ય, નૈમિત્તિક અને કામ્ય કર્મને વિધિ પ્રમાણે કરે તે મનુષ્ય ભુક્તિ તથા મુક્તિરૂપ ફલને પ્રાપ્ત થાય છે.[૯૬] આચાર એ પહેલો ધર્મ છે અને ધર્મનાં અધિપતિ જગદંબા છે તેથી સર્વ શાસ્ત્રોમાં સદાચારનું મોટું ફલ કહેલું છે.[૯૭] હે નારદજી ! આચારવાળો માણસ સર્વદા પવિત્ર છે. આચારવાળો સર્વદા સુખી રહે છે અને આચારવાળો ભાગ્યશાળી ગણાય, એ વાત સાચેસાચી છે.[૯૮] દેવીને પ્રસન્ન કરનારા આ સદાચારના વિધિને સાંભળે તોપણ મનુષ્યને મોટી સંપત્તિ તથા સુખની પ્રાપ્તિ થાય છે.[૯૯] આ લોક તથા પરલોક સંબંધી સુખ સદાચારથી સિદ્ધ થાય છે એટલા માટે તે સદાચાર વિષે મેં તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે ?[૧૦૦]

**सदाचारेण सिध्येच्च ऐहिकामुष्मिकं फलम् ॥**
**तदेव ते मया प्रोक्तं किमन्यच्छ्रोतुमिच्छसि ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના એકાદશ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૪**

# શ્રીમદ્ ભગવતી ભાગવત

## द्वादशस्कंध

### अध्याय १ लो.

**ગાયત્રીના વર્ણના ઋષિ, છંદ અને દેવતા.**

**नारद उवाच.**

**सदाचारविधिर्देव भवता वर्णितः प्रभो ॥**
**तस्याप्युत्तममाहात्म्यं सर्वपापविनाशनम्॥१॥**

નારદજી પૂછે છેઃ—હે દેવ ! હે પ્રભુ ! આપે સદાચારનો વિધિ કહ્યો અને સઘળાં પાપોનો નાશ કરનારૂં તેનું સર્વોત્તમ માહાત્મ્ય પણ કહ્યું.[1] આપના મુખારવિંદમાંથી નીકળેલું દેવીની કથારૂપ અમૃત મેં સાંભળ્યું. એ પ્રસંગમાં જે ચાંદ્રાયણ આદિ વ્રતો આપે કહ્યાં તે વ્રતો ઘણા શ્રમથી થઈ શકે એમ જાણવામાં આવે છે અને અશક્ત માણસથી તો નજ થઇ શકે એવાં છે; એટલામાટે હવે, હે દેવતાઓના ઈશ્વર ! હે સ્વામી ! જે કર્મ પ્રાણીઓથી સહેજ થઇ શકે એવું, પરિશ્રમ વગર અનુષ્ઠાનની સિદ્ધિ આપનાર અને દેવીને પ્રસન્ન કરે એવું હોય, તે કૃપા કરીને મને કહો.[2,4] સદાચારના વિધિમાં આપે જે ગાયત્રીનો વિધિ કહ્યો તે મૂઢ માણસથી થઇ શકે નહિ એવો છે, એટલામાટે એમાં જે અધિક પુણ્ય આપનારૂં મુખ્યત્વે કરવાનું હોય તે કહો.[5] હે મુનિ ! આપે ગાયત્રીના જે ચોવીશ અક્ષરો કહ્યા તેઓના ઋષિઓ કોણ છે ? છંદ કયા કયા છે ?[6] અને દેવ કોણ કોણ છે ? એ સઘળું મને કહો. આ વિષય સાંભળવાનો મારા મનમાં મોટો ઉત્સાહ છે.[7]

નારાયણ કહે છેઃ—બીજું અનુષ્ઠાન આદિ કરે અથવા ન કરે, પણ જે દ્વિજ, માત્ર ગાયત્રીનોજ અભ્યાસ રાખે તે કૃતાર્થ થાય છે.[8] જે દ્વિજ સંધ્યાઓમાં અર્ઘ્ય આપે અને ગાયત્રીનો ત્રણ હજાર જપ કરે તે દ્વિજ દેવતાઓએ પણ પૂજવા યોગ્ય થાય છે.[9] ન્યાસ કરે અથવા ન કરે પણ નિષ્કપટવૃત્તિથી સચ્ચિદાનંદરૂપ ગાયત્રીનું ધ્યાન કરીને તેનોજ અભ્યાસ કરે તો તેટલાથી પણ કૃતાર્થ થાય છે.[10] ઉત્તમ બ્રાહ્મણને ગાયત્રીનો એક અક્ષર સિદ્ધ થાય તોપણ તે બ્રાહ્મણ વિષ્ણુ, શંકર, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર અને અગ્નિ જેવો થાય છે.[11] હે નારદજી ! હવે અનુક્રમથી ગાયત્રીના વર્ણ, ઋષિ આદિ, છંદ, દેવતા અને તત્વોવિષે કહું છું તે સાંભળો.[12] ગાયત્રીના અનુક્રમથી ચોવીશ અક્ષરોના વામદેવ, અત્રિ, વસિષ્ઠ, શુક્ર, કણ્વ, પરાશર, વિશ્વામિત્ર, કપિલ, શૌનક, યાજ્ઞવલ્ક્ય, ભરદ્વાજ, જમદગ્નિ, ગૌતમ, મુદ્‌ગલ, વેદવ્યાસ, લોમશ, અગસ્ત્ય, કૌશિક, વત્સ, પુલસ્ત્ય, માંડુક, દુર્વાસા, નારદ અને કશ્યપ, એ ચોવીશ ઋષિઓ છે. ગાયત્રી, ઉષ્ણિહ્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુભ્, જગતી, અતિજગતી, શક્વરી, અતિશક્વરી, ધૃતિ, અતિધૃતિ, વિરાટ્, પ્રસ્તારપંક્તિ, કૃતિ, પ્રકૃતિ, આકૃતિ, વિકૃતિ, સંકૃતિ, અક્ષરપંક્તિ, ભૂઃ, ભુવઃ, સ્વઃ અને જ્યોતિષ્મતી, એ અનુક્રમે ચોવીશ છંદો છે.[13-19] હે નારદજી ! હવે

ગાયત્રીના અક્ષરોના દેવતાઓનાં નામ કહુંછું તે સાંભળો. અગ્નિ, પ્રજાપતિ, સોમ, ઇશાન, સવિતા, આદિત્ય, બૃહસ્પતિ, મિત્રાવરૂણ, ભગ, અર્યમા, ગણેશ, ત્વષ્ટા, પૂષા, ઇંદ્ર તથા અગ્નિ, વાયુ, વામદેવ, મિત્રાવરૂણ, વિશ્વેદેવા, માતૃગણ, વિષ્ણુ, વસુ, રૂદ્ર, કુબેર અને અશ્વિનીકુમાર એ ચોવીશ દેવતાઓ છે.[૨૦-૨૬] દેવતાઓનાં* નામોનો આ અત્યંત ઉત્તમ અને મહાપાપોને અત્યંત ઉખેડી નાખનાર સંગ્રહ મેં તમારી પાસે કહ્યો,[૨૭] કે જેના શ્રવણ માત્રથી પણ જપ કરવાનું પરિપૂર્ણ ફલ થાય.

**च[illegible]विंशतिवर्णानां देवतानां च संग्रहः ।**
**कथितः परमश्रेष्ठो म[illegible]पापैकशोधनः ॥२७॥**
**य[illegible]कर्णनमात्रेण सांगं जाप्यफलं मुने ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. ૧**

---

## अध्याय २ जो.

### અક્ષરોના વર્ણ અને મુદ્રા

**श्रीनारायण उवाच**

**[illegible]र्णानां शक्तयः काश्च तच्छृणुष्व महामुने ॥**
**वामदेवीप्रियासत्याविश्वाभद्रविलासिनी॥१॥**

નારાયણ કહે છેઃ–હે નારદજી ! હવે ગાયત્રીના ચોવીશ અક્ષરોની જે ચોવીશ શક્તિઓ છે તેઓનાં નામ આપું છું, સાંભળો. વામદેવી, પ્રિયા, સત્યા, વિશ્વા, ભદ્રવિલાસિની, પ્રભાવતી, જયા, શાંતા, કાંતા, દુર્ગા, સરસ્વતી, વિદ્રુમા, વિશાલેશા, વ્યાપિની, વિમલા, તમોપહારિણી, સૂક્ષ્મા, વિશ્વયોનિ, જાયા, વશા, પદ્માલયા, પરાશોભા, ભદ્રા અને ત્રિપદા, એ ચોવીશ શકિતઓ કહેવાય છે. હવે ચોવીશ અક્ષરોના યથાર્થ રીતે વર્ણો કહું છું તે સાંભળો.[૧-૪] ચંપક જેવો, અળસીના ફૂલ જેવો, પરવાળા જેવો, સ્ફટિક જેવો, કમલ જેવો, મધ્યાહ્નના સૂર્ય જેવો, શંખ, ડોલર તથા ચંદ્ર-જેવો, પરવાળાં તથા કમલની પાંખડી જેવો, માણેક જેવો, ઇંદ્રનીલ જેવો, મોતી જેવો, કેસર જેવો, અંજન જેવો, રાતો, વૈદૂર્ય મણિ જેવો, મધ જેવો, હલદર જેવો, ડોલર તથા દૂધ જેવો, સૂર્યની કાંતિ સરખો, પોપટની પૂંછડી સરખો, કમલ જેવો, કેવડાના ફૂલ જેવો, મલ્લિકાના ફૂલ જેવો અને કરણ જેવો, એવી રીતે અનુક્રમે ચોવીશ વર્ણો છે, કે જેઓ ધ્યાન કરવાથી મહાપાપને પણ મટાડે છે. હવે અનુક્રમે એ અક્ષરોનાં ચોવીશ તત્વોનાં નામ આપું છું. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, ગંધ, રસ, રૂપ, શબ્દ, સ્પર્શ, ઉપસ્થ, ગુદ, તથા પગ, હાથ, વાણી, પ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર, પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન, એ ચોવીશ તત્વો છે. હવે અનુક્રમે એ અક્ષરોની મુદ્રાઓનાં નામ આપું છું. સંમ્મુખ, સંપુટ, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુર્મુખ, પંચમુખ, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાંજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સંમ્મુખોન્મુખ, પ્રલંબ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાંત, મહાક્રાંત, મુદ્ગર અને પલ્લવ, એ ચોવીશ મુદ્રાઓ છે. ત્રિશૂલ, યોનિ, સુરભિ, અક્ષમાલા, લિંગ, કમલ અને મહામુદ્રા, એ સાત મુદ્રાઓ ગાયત્રીના ચોથા પાદની છે.[૫,૧૭] હે મોટા મુનિ ! આ મુદ્રાઓ કે જેઓ મહાપાપોનો ક્ષય કરનારી, કીર્તિ દેનારી અને કાંતિ આપનારી છે તે તમારી પાસે કહી.[૧૮]

**[illegible]त्वताः कोर्तित मुद्रा [illegible] ते महामुने॥**
**म[illegible]पाप[illegible]यकराःकीर्तिदाःकांतिदामुने॥१८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ. ૨**

---

* ગાયત્રી બ્રહ્મકલ્પમાં દેવતાઓ જૂદા લખ્યા છે. તે ક્રમ નીચે પ્રમાણે છે. અગ્નિ, વાયુ, સૂર્ય, કુબેર, યમ, વરુણ, બૃહસ્પતિ, પર્જન્ય, ઇન્દ્ર, ગન્ધર્વ, પ્રોષ્ઠ, મિત્રાવરુણ, ત્વષ્ટા, વાસવ, મરુત્, સોમ, અંગિરા, વિશ્વેદેવા, અશ્વિનીકુમાર, પૂષા, રુદ્ર, વિદ્યુત્, બ્રહ્મ અને અદિતિ.

## अध्याय ३ जो. ગાયત્રી કવચ

**नारद उवाच.**

**स्वामिन् सर्वजगन्नाथ संशयोस्ति मम प्रभो ॥**
**चतुःषष्ठिकलाभिज्ञ पातकाद्योगविद्वर ॥१॥**

નારદજી પૂછે છેઃ—હે સ્વામી! હે સર્વ જગતના નાથ ! હે પ્રભુ! હે ચોસઠ કળાઓને જાણનાર! હે યોગ જાણનારાઓમાં ઉત્તમ! મને એક સંશય છે, તે એ છે કે મનુષ્યનો દેહ કયા પવિત્ર કર્મથી પાપરહિત થઇને વિશેષે કરી દેવરૂપ, મંત્રરૂપ અને બ્રહ્મરૂપ થાય છે?[1,2] હે પ્રભુ! દેહને એ પ્રમાણે કરનારૂં જે કર્મ હોય તે, તથા તેના ન્યાસ, ઋષિ, છંદ, દૈવત અને ધ્યાન હોય તો તે પણ વિધિ સહિત સાંભળવાને ઇચ્છું છું.[3]

નારાયણ કહે છેઃ—એક અત્યંત ગુહ્ય ગાયત્રીનું કવચ એવું છે કે જેનો પાઠ અને ધારણ કરવાથી મનુષ્ય સઘળાં પાપોથી છુટે છે,[4] સઘળાં વાંછિત ફળોને પામે છે અને દેવીરૂપ થાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, એ ત્રણ આ ગાયત્રીના કવચના ઋષિઓ છે. ઋક્, યજુષ્, સામ અને અથર્વ, એ છંદ છે. બ્રહ્મરૂપ દેવતા છે. ગાયત્રી પરમ કળા છે.[5,6] तत् એ બીજ છે. भर्गः એ શક્તિ છે. धियः એ કીલક છે. મોક્ષને વાસ્તે વિનિયોગ છે.[7] એના પ્રથમના ચાર અક્ષરોથી હૃદય કહેલું છે, પછીના ત્રણ અક્ષરોથી શિર કહેલું છે, તે પછીના ચાર અક્ષરોથી શિખા કહેલી છે, તે પછીના ત્રણ અક્ષરોથી કવચ કહેલું છે,[8] તે પછીના ચાર અક્ષરોથી નેત્ર કહેલ છે અને તે પછીના ચાર અક્ષરોથી અસ્ત્ર કહેલ છે. હવે સાધક લોકોને વાંછિત ફલ આપનારૂં તેનું ધ્યાન કહું છું તે સાંભળો.[9] "ગાયત્રી કે જેનાં પાંચ મુખ, પ્રત્યેક ત્રણ નેત્રવાળાં છે અને મોતીસરખી, પરવાળા સરખી, સુવર્ણ સરખી, તથા નીલમણિ સરખી ધોળી કાંતિવાળાં છે. જેનો રત્નમય મુકુટ ચંદ્રથી બંધાયેલો છે. જે પોતે ચોવીશ તત્વરૂપ અર્થવાળા અક્ષરોરૂપ છે, અને જે પોતાના હસ્તોથી વર, અભય, અંકુશ, પાશ, સ્વચ્છ ખપ્પર, ધનુષની દોરી, શંખ, ચક્ર તથા બે કમળોનું ધારણ કરે છે, તેમને ભજું છું,"[10]. એવી રીતે ધ્યાન કરીને પછી બોલવું કે " પૂર્વ દિશામાં ગાયત્રી રક્ષા કરજો, દક્ષિણમાં સાવિત્રી રક્ષા કરજો, પશ્ચિમમાં બ્રહ્મસંધ્યા રક્ષા કરજો, ઉત્તરમાં સરસ્વતી રક્ષા કરજો,[11] જલમાં શયન કરનારાં પાર્વતી મારી અગ્નિખુણામાં રક્ષા કરજો, રાક્ષસોને ભય ઉપજાવનારાં દેવી નૈઋત ખુણામાં રક્ષા કરજો,[12] પવનથી વિલાસ કરનારાં દેવી વાયુખુણામાં રક્ષા કરજો, રૂદ્રરૂપ રૂદ્રાણી ઈશાનખુણામાં રક્ષા કરજો.[13] બ્રહ્માણી મારી ઉપરના પ્રદેશમાં રક્ષા કરજો અને વૈષ્ણવી મારી નીચેના પ્રદેશમાં રક્ષા કરજો, એવી રીતે મારી દશે દિશામાં રક્ષા કરજો અને ભુવનેશ્વરી સઘળાં અંગની રક્ષા કરજો.[14] तत् એ પદ મારા બે પગની રક્ષા કરજો, सवितुः એ પદ મારા સાથળોની રક્ષા કરજો, वरेण्यं એ પદ મારી કેડની રક્ષા કરજો, भर्गः એ પદ મારી નાભિની રક્ષા કરજો,[15] देवस्य એ પદ મારા હૃદયની રક્ષા કરજો, धीमहि એ પદ મારા બે ગાલની રક્ષા કરજો, धियः એ પદ મારાં બે નેત્રની રક્ષા કરજો, यः એ પદ મારા લલાટની રક્ષા કરજો,[16] नः એ પદ મારા મસ્તકની રક્ષા કરજો અને प्रचोदयात् એ પદ મારી શિખાની રક્ષા કરજો. तत् મારા મસ્તકની રક્ષા કરજો, स મારા કપાલની રક્ષા કરજો,[17] वि મારાં બે નેત્રની રક્ષા કરજો, तु મારા બે ગાલની રક્ષા કરજો, व મારાં નાકની રક્ષા કરજો, रे મારા મુખની રક્ષા કરજો,[18] णि મારા ઉપલા હોઠની રક્ષા

કરજો, ય મારા હેઠલા હોઠની રક્ષા કરજો, મ મારા મ્હોડાની રક્ષા કરજો, ગો મારી દાઢીની રક્ષા કરજો,[૧૯] દે મારા કંઠની રક્ષા કરજો, વ મારા ખભાની રક્ષા કરજો, સ્ય મારા જમણા હાથની રક્ષા કરજો, ધિ મારા ડાબા હાથની રક્ષા કરજો,[૨૦] મ મારા હૃદયની રક્ષા કરજો, હિ મારા પેટની રક્ષા કરજો, ધિ મારી નાભિની રક્ષા કરજો, યો મારી કેડની રક્ષા કરજો,[૨૧] યો મારા ગુહ્યની રક્ષા કરજો, નઃ મારા બે સાથળની રક્ષા કરજો, પ્ર મારા બે ગોઠણની રક્ષા કરજો, ચો મારી પીંડીઓની રક્ષા કરજો,[૨૨] દ મારી ઘુંટીઓની રક્ષા કરજો, યા મારા બે પગની રક્ષા કરજો અને વ્યંજનરૂપ ત્ સર્વદા મારાં સઘળાં અંગની રક્ષા કરજો."[૨૩] આ દિવ્ય કવચ સેંકડો પીડાઓનો નાશ કરનાર છે, ચોસઠકળા અને વિદ્યાઓને દેનાર છે તથા મોક્ષ આપનાર પણ છે.[૨૪] આ કવચનું ધારણ કરે તો સઘળાં પાપોથી મૂકાય છે અને પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ કવચના પાઠથી અથવા શ્રવણથી પણ હજાર ગોદાન કર્યાનું ફલ મળે છે.[૨૫]

**मुच्यते सर्व पापेभ्यः परं ब्रह्माधिगच्छति ॥**
**पठनाच्छ्रवणा ।पि गोसहस्रफलं लभेत्॥२५॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૩**

---

## અધ્યા ૪ થો. ગાયત્રી હૃદય

### नारद उवाच.

**भगवन् दवदेव भूतभव्यजगत्प्रभो ॥**
**कवचं च श्रुतं दिव्यं गायत्रीमंत्रविग्रह ॥१॥**

નારદજી પૂછે છેઃ–હે ભગવન્! હે દેવના દેવ! હે ઈશ્વર! હે ભૂત તથા ભવિષ્ય જગતના સ્વામી! ગાયત્રીના મંત્રરૂપ શરીરવાળું દિવ્ય કવચ મેં સાંભળ્યું.[૧] હવે ગાયત્રીનું ઉત્તમ હૃદય સાંભળવાને ઇચ્છું છું કે જેનું ધારણ કરવાથી ગાયત્રીના જપનું સંપૂર્ણ ફલ મળે.[૨]

નારાયણ કહે છેઃ–હે નારદજી! ગાયત્રીનું રહસ્યથી પણ અતિ રહસ્યરૂપ જે હૃદય અથર્વ વેદમાં કહેલું છે તે હૃદય હું સ્ફુટ રીતે તમારી પાસે કહું છું.[૩] મોટાં દેવી અને વેદોની માતા વિરાટ્રૂપ ગાયત્રીનું ધ્યાન કરી તેમના અંગરૂપ દેવતાઓની ભાવના કરીને પિંડ અને બ્રહ્માંડની એકતાનેલીધે પોતાના શરીરની પણ ગાયત્રીરૂપે ભાવના કરવી. પછી સાધકે તન્મય થવાનેવાસ્તે પોતાના ગાયત્રીરૂપ દેહમાં આ દેવતાઓનું સ્થાપન કરવું. દેવરૂપ થયા વિના દેવનું પૂજન કરવું નહિ એવો વેદ જાણનારાઓનો સિદ્ધાંત છે. એટલામાટે અભેદનેવાસ્તે પોતાની કાયામાં દેવતાઓની ભાવના કરવી. હવે જેથી તન્મય થવાય તે પ્રકાર કહું છું. આ ગાયત્રીના હૃદયનો ઋષિ હું (નારાયણ) છું,[૪-૭] ગાયત્રી છંદ છે અને ગાયત્રીજ દેવતા છે. પૂર્વે કહેલા પ્રકારથી અનુક્રમે ષડંગ કર્યા પછી નિર્જન પ્રદેશમાં આસનપર બેસીને એકાગ્ર ચિત્તથી ધ્યાન કરવું.[૮] "મસ્તકમાં દ્યોરૂપ દેવનું, દાંતની પંક્તિમાં અશ્વિનીકુમારનું, બે હોઠમાં બે સંધ્યાઓનું, મુખમાં અગ્નિનું, જીભમાં સરસ્વતીનું, ડોકમાં બૃહસ્પતિનું, બે સ્તનમાં આઠ વસુઓનું, બે બાહુમાં મરૂતનું, હૃદયમાં પર્જન્યનું, ઉદરમાં આકાશનું, નાભિમાં અંતરિક્ષનું, બે કેડમાં ઈંદ્ર તથા અગ્નિનું, પેડુમાં વિજ્ઞાનમય પ્રજાપતિનું, બે સાથળમાં કૈલાસ તથા મલયાચલનું, બે ગોઠણમાં વિશ્વેદેવાનું, જાંઘમાં કૌશિકનું, ગુહ્યમાં ઈંદ્રનું, બે સાથળમાં બે અયનનું, બે પગમાં પિતૃઓનું, આંગળીઓમાં પૃથ્વીનું, રૂંવાડાંઓમાં વનસ્પતિઓનું, નખોમાં ઋષિ-

ઓનું, અસ્થિઓમાં મુહૂર્તનું, રૂધિર તથા માંસમાં અહોનું, નિમેષમાં છ ઋતુઓનું, અહોરાત્રમાં સંવત્સર, સૂર્ય અને ચંદ્રનું ધ્યાન કરવું." પછી બોલવું કે "ઉત્તમ દિવ્ય અને હજાર નેત્રવાળાં ગાયત્રીનો આશ્રય લઉં છું. ओं तत् સૂર્યના સર્વોત્તમ તેજને પ્રણામ કરૂં છું. ओं तत् પૂર્વદિશામાં ઉગેલાને પ્રણામ કરૂં છું. तत् પ્રાતઃકાલે આદિત્યને પ્રણામ કરૂં છું. तत् પ્રાતઃકાલે સૂર્યના મંડલમાં રહેનારાં ગાયત્રીને પ્રણામ કરૂં છું." આ વિષયનો સવારે પાઠ કરે તો રાત્રિમાં કરેલાં પાપનો નાશ કરે છે. સાંજે પાઠ કરે તો દિવસમાં કરેલાં પાપોનો નાશ કરે છે. સાંજે અને સવારે પાઠ કરે તો પાપરહિત થાય છે. સર્વ તીર્થમાં ન્હાવાનું ફલ મળે છે. સર્વે દેવતાઓ તેને ઉત્તમ જાણે છે. જે ન બોલવાનું બોલાયું હોય તે સંબંધી દોષ મટે છે. અભક્ષ્ય પદાર્થના ભક્ષણનો દોષ મટે છે. અભોજ્ય પદાર્થનું ભોજન કરવાનો દોષ મટે છે. ચૂસવાને અયોગ્ય પદાર્થને ચૂસવાનો દોષ મટે છે. અસાધ્યનું સાધન કરવાનો દોષ મટે છે. ચાટવાને અયોગ્ય પદાર્થને ચાટવાનો દોષ મટે છે. પીવાને અયોગ્ય પદાર્થને પીવાનો દોષ મટે છે. અગમ્યા સ્ત્રીમાં ગમન કર્યાનો દોષ મટે છે. સેંકડો અને હજારો દુષ્ટ દાનો લીધાનો દોષ મટે છે. સઘળા પ્રતિગ્રહ કરવાનો દોષ મટે છે. પંક્તિને દૂષિત કર્યાનો દોષ મટે છે. ખોટું બોલવાનો દોષ મટે છે. જે અબ્રહ્મચારી હોય તે બ્રહ્મચારી થાય છે. આ હૃદયનો અભ્યાસ કરવાથી હજાર યજ્ઞ કરવાનું ફળ થાય છે. સાઠ લાખ ગાયત્રીનો જપ કરવાનાં ફળ મળે છે. આ હૃદય આઠ બ્રાહ્મણોને સારી રીતે શીખવે તેને સિદ્ધિ થાય છે. જે બ્રાહ્મણ સવારમાં પવિત્ર થઇને નિત્ય આ હૃદયનો પાઠ કરે તે સઘળાં પાપોથી મુક્ત થાય છે.[૯] બ્રહ્મલોકમાં પૂજાય છે, એમ ભગવાન શ્રીનારાયણ કહે છે.[૧૦]

**ब्रह्मलोकेमहीयतेइत्याहभगवान्श्रीनारायणः॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ૪**

## अध्याय ५ मो. ગાયત્રી સ્તોત્ર

### नारद उवाच

**भक्तानुकंपिन् सर्वज्ञ हृदयं पापनाशनम्॥**
**गायत्र्याःकथितं तस्माद्गायत्र्याः स्तोत्रमीरय॥**

નારદજી પૂછે છેઃ—હે ભક્તોપર દયા કરનારા! હે સર્વને જાણનારા! પાપોનો નાશ કરનારૂં ગાયત્રીનું હૃદય તમે કહ્યું. હવે ગાયત્રીનું સ્તોત્ર કહો.[૧]

નારાયણ કહે છેઃ—"હે આદિશક્તિ, હે જગતનાં મા! હે ભક્તોપર અનુગ્રહ કરનારાં! હે સર્વત્ર વ્યાપક! હે અંત વગરનાં! હે શ્રી સંધ્યારૂપ! તમને પ્રણામ હોજો.[૨] સંધ્યારૂપ તમેજ છો. રાતાં ગાયત્રી, ધોળાં સાવિત્રિ અને કાળાં સરસ્વતી તમે છો. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર તમારૂં આરાધન કરે છે.[૩] મુનિઓ સર્વદા સવારમાં તમને બાલકરૂપે, મધ્યાહ્નમાં જુવાનરૂપે અને સાંજે વૃદ્ધરૂપે ચિંતવે છે.[૪] હંસ, ગરૂડ અને વૃષભપર બેસનારાં તમે છો. પૃથ્વીમાં તપસ્વી લોકો તમને ઋગ્વેદ ભણનારાંને દેખે છે.[૫] અંતરિક્ષમાં તમે યજુર્વેદ ભણતાં શોભો છો. પૃથ્વીમાં તમે સર્વ સ્થલમાં રહ્યાં છો, તો પણ રૂદ્રના લોકમાં રહીને સામવેદ ભણ્યા કરો છો. વિષ્ણુના તથા બ્રહ્માના લોકમાં રહેનારાં અને માણસોપર અનુગ્રહ કરનારાં તમે છો.[૬,૭] સપ્તર્ષિઓને પ્રીતિ આપનારાં, માયારૂપ, ઘણાં વરદાન દેનારાં, શિવના નેત્રના આંસુથી અને પાર્વતીના હાથના પસીનાથી ઉત્પન્ન થએલાં તમે છો.[૮] આનંદને

ઉત્પન્ન કરનારાં તમે વરેણ્યા, વરદા, વરિષ્ઠા, વરવર્ણિની, ગરિષ્ઠા, વરાહા, વરારોહા, નીલગંગા, સંધ્યા અને સર્વદા ભોગમોક્ષદા, એવી રીતે દશ પ્રકારનાં દુર્ગા કહેવાઓ છો.[૯,૧૦] મનુષ્ય લોકમાં ભાગીરથીરૂપ અને પાતાલમાં ભોગવતીરૂપ પણ તમે છો. ત્રણ લોકમાં વહેનારાં અને ત્રણ સ્થાનમાં રહેનારાં દેવી તમે છો.[૧૧] ભૂર્લોકમાં રહેનારાં અને પૃથ્વીના શોકને હરનારાં તમે છો. ભુવર્લોકમાં વાયુશક્તિરૂપ, સ્વર્ગલોકમાં તેજના ભંડારરૂપ, મહર્લોકમાં મહાસિદ્ધિરૂપ, જનલોકમાં જનનીરૂપ, તપલોકમાં તપસ્વિનીરૂપ, સત્યલોકમાં સત્ય વાણીરૂપ, વિષ્ણુલોકમાં લક્ષ્મીરૂપ, બ્રહ્મલોકમાં ગાયત્રીરૂપ, અને રૂદ્રલોકમાં મહાદેવનાં અર્ધાંગના પાર્વતીરૂપ તમે છો.[૧૨-૧૪] મહતત્વ અને અહંકારના મૂલ તત્વરૂપ તમે કહેવાઓ છો. ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ, શબલ બ્રહ્મરૂપ, શબલ બ્રહ્મથી પર, પરાશક્તિ અને સર્વોત્તમ તમેજ કહેવાઓ છો. ઇચ્છાશક્તિરૂપ, ક્રિયાશક્તિરૂપ, જ્ઞાનશક્તિરૂપ અને ત્રણે શક્તિઓને દેનારાં તમે છો.[૧૫-૧૬] ગંગા, યમુના, વિપાશા, સરસ્વતી, સરયૂ, દેવિકા, સિંધુ, નર્મદા, ઇરાવતી, ગોદાવરી, શતદ્રુ, કાવેરી, દેવલોકગા, કૌશિકી, ચંદ્રભાગા, વિતસ્તા, સરસ્વતી, ગંડકી, તાપી, કરતોયા, ગોમતી અને વેત્રવતી, એ નદીઓરૂપ તમે છો. ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તજિહ્વા, પૂષા, અપૂષા, અલંબુષા, કુહૂ, શંખિની અને પ્રાણવાહિની, એ શરીરની અંદર રહેનારી નાડીઓરૂપ તમે છો, એમ પ્રાચીન વિદ્વાનો કહે છે. હૃદય કમલમાં પ્રાણશક્તિરૂપ, કંઠમાં સ્વપ્નનાયિકારૂપ, તાળવામાં સદાધારારૂપ, ભ્રૂમધ્યમાં બિંદુરૂપ, મૂલાધારમાં કુંડલિનીરૂપ, કેશના મૂલ સુધી વ્યાપ્ત હોવાને લીધે વ્યાપિનીરૂપ, જ્ઞાનકલાના મધ્યમાં પરમાત્મારૂપ અને જ્ઞાનકલાના અગ્રમાં મનોન્મનીરૂપ તમે છો. ઘણું બોલવાનું શું પ્રયોજન છે? કશું પ્રયોજન નથી. કારણ કે હે મોટાં દેવિ! ત્રૈલોક્યમાં જે કાંઈ છે તે તમારૂંજ રૂપ છે. હે સંધ્યા! મોક્ષનેવાસ્તે તમને પ્રણામ હોજો." સંધ્યાના સમયમાં બહુ પુણ્ય આપનારૂં, મહાપાપોને શમાવનારૂં, મોટી સિદ્ધિ આપનારૂં અને કીર્ત્તિ આપનારૂં આ સ્તોત્ર તમારી પાસે કહ્યું. સંધ્યાના સમયમાં સાવધાનપણાથી જો આ સ્તોત્રનો પાઠ કરે તો અપુત્રને પુત્ર અને ધનની ઇચ્છાવાળાને ધન મળે. સઘળાં તીર્થ, તપ, દાન, યજ્ઞ અને યોગનું ફલ પણ મળે.[૧૭-૨૬] આ સ્તોત્રનો અભ્યાસ કરવાથી ઘણા કાલ સુધી ભોગ ભોગવીને અંતે મોક્ષની પ્રાપ્તિ થાય. તપસ્વીઓએ કરેલા આ સ્તોત્રનો ન્હાવાના સમયમાં ગમે તે પ્રદેશમાં જલમાં ડુબકી મારીને પાઠ કરે, તો ગંગામાં ન્હાવાનું ફલ થાય, એમાં કશો સંદેહ નથી.[૨૭-૨૮] હે નારદજી! જે માણસ ભક્તિથી આ સ્તોત્ર શ્રવણ કરે તે પણ પાપથી છુટે છે, એ વાત સાચેસાચી છે. સંધ્યાના ઉદ્દેશથી કહેલું આ સ્તોત્ર અમૃત સમાન છે.[૨૯]

**शृणुयाद्योपि तद्भक्त्या स तु पापात्प्रमुच्यते ॥**
**[illegible]संध्योक्तंनारदेरितम् ॥२८॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૫**

---

## अध्याय ६ ठो.

### ગાયત્રી સહસ્ર નામ સ્તોત્ર

### नारद उवाच.

**भगवन् सर्वधर्मज्ञ सर्वशा[illegible]विशार[illegible] ॥**
**श्रुति[illegible]तिपुराणानां रहस्यं त्वन्मुखाच्छ्रुत[illegible] ॥**

નારદજી પૂછે છેઃ—હે મહારાજ! હે સર્વ ધર્મોને જાણનારા! હે સઘળાં શાસ્ત્રોમાં વિચ-

ક્ષણ ! શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોનું રહસ્ય કે જે સઘળાં પાપોને હરનાર છે, અને જેથી વિદ્યાની પ્રવૃત્તિ થાય છે, તે તમારા મુખથી સાંભળ્યું. હવે જાણવા માગું છું કે બ્રહ્મજ્ઞાન શાથી થાય ? મોક્ષનું સાધન શું છે ? બ્રાહ્મણોને શુભ ગતિ શાથી મળે છે ? મૃત્યુનો નાશ શાથી થાય છે ? અને આ લોક તથા પરલોકસંબંધી ઉત્તમ ફળ શાથી મળે ? હે કમલસરખાં નેત્રવાળા ! આ સઘળું આરંભથી આપે મને કહેવું જોઈએ.

નારાયણ કહે છેઃ—હે મહા વિચક્ષણ નારદજી ! સારૂં સારૂં. તમે ઠીક પૂછ્યું.[૧-૪] ગાયત્રીનાં શુભ, દિવ્ય અને સઘળાં પાપોને મટાડનારાં એક હજાર ને આઠ નામો યત્નપૂર્વક કહું છું તે સાંભળો.[૫] એ નામો પૂર્વે સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ કહેલાં છે. એ નામોના ઋષિ બ્રહ્મા છે, અનુષ્ટુભ્ છંદ છે, દેવી ગાયત્રી દેવતા છે, વ્યંજનો બીજ છે અને સ્વરો શક્તિ છે.[૬,૭] એના અંગન્યાસ અને કરન્યાસ માતૃકાના અક્ષરોથીજ કરવા. હવે સાધક લોકોના હિતનેવાસ્તે ધ્યાન કહું છું.[૮] "ગાયત્રી કે જે રાતા, શ્વેત, પીળા, શ્યામ અને ધોળા વર્ણવાળા મણિઓના સમૂહથી યુક્ત છે, ત્રણ નેત્રોથી સુશોભિત છે, રાતાં વર્ણવાળાં, રાતાં પુષ્પોની માળા પહેરે છે, કુમારિકા છે, કમલપર બેઠેલાં છે, કમલસરખાં નેત્રવાળાં છે, હંસરૂપી વાહનવાળાં છે અને હસ્તોમાં કુંડી, કમલ તથા અક્ષમાળા ધારણ કરે છે તેમને ભજું છું."[૯] એ પ્રમાણે ધ્યાન કરી નીચે પ્રમાણે તેમનાં નામોનો પાઠ* કરવો. "અચિંત્ય લક્ષણોવાળાં, સ્પષ્ટ નામરૂપ વગરનાં, બ્રહ્માદિકને નિયમમાં રાખનારાં, અમૃતના સમુદ્રના મધ્યમાં રહેનારાં, કોઈએ પણ નહિ જીતેલાં, નહિ હારેલાં,[૧૦] અણિમા આદિ સિદ્ધિઓના આધારરૂપ, સૂર્યના મંડલમાં રહેલાં, નહિ જન્મેલાં, જરા રહિત, સર્વોત્તમ, જાતિ આદિના ધર્મથી રહિત, અક્ષમાળાને ધરનારાં, નિકૃષ્ટરૂપ,[૧૧] વર્ણ માતૃકારૂપ, કામ આદિ છ પદાર્થોને ભેદનારાં, અંજનના પર્વત સરખાં, અંજનના પર્વતમાં રહેનારાં,[૧૨] દેવતાઓનાં માતારૂપ, અજપારૂપ, અવિદ્યારૂપ, કમલ સરખાં નેત્રવાળાં, અંદર તથા બહાર રહેલાં, જીવની ઉપાધિને મટાડનારાં, અંતર્યામીરૂપ,[૧૩] અજા, બ્રહ્માના મુખમાં રહેનારાં, કમલસરખા મુખવાળાં, અર્ધમાત્રારૂપ, પુરૂષાર્થ દેવામાં વિચક્ષણ, શત્રુઓના મંડલનું મર્દન કરનારાં,[૧૪] અસુરોને હણનારાં, અમાવાસ્યારૂપ, અલક્ષ્મીને હણનારાં, માતંગીરૂપે પૂજેલાં, શબલ બ્રહ્મરૂપ, માયારૂપ, આકારરૂપ, હાસ્યથી વિસ્તાર પામેલા મુખવાળાં,[૧૫] સૂર્યના માર્ગમાં ફરનારાં, સૂર્યે સેવેલાં, વ્યાખ્યાન કરનારાં, જગતને વર્ત્તાવનારાં, નોખનોખા આચારોરૂપ, બ્રહ્મમાં રહેનારાં,[૧૬] અગ્નિની ઋચારૂપ, દેવથી સંબંધવાળાં, આદ્ય, આરાધવા યોગ્ય, આસનપર બેઠેલાં, મૂલાધારમાં રહેનારાં, સર્વના આધારરૂપ, અહંકારમાં રહેનારાં, આદિ અક્ષરમાં જોડાએલાં, હૃદયાકાશરૂપ, સૂર્યના મંડલમાં રહેલાં, અવિદ્યારૂપી અંધકારનો નાશ કરનારાં,[૧૭,૧૮] લક્ષ્મીરૂપ, વાંછિત ફલ દેનારાં, પ્યારાં, ઈંદીવર સરખાં નેત્રવાળાં, પૃથ્વી તથા વાણી આદિવાળાં, ઈંદ્રના પદરૂપ, ચંદ્રરૂપ,[૧૯] શેલડીના ધનુષવાળાં, બાણોને સાંધનારાં, ઈંદ્રનીલમણિ જેવા આકારવાળાં, ઇડાપિંગલારૂપ,[૨૦] ઈંદ્રાક્ષી નામવાળાં, ઈશ્વરી,

* જો કે મૂળ ગ્રંથમાં અકારાદિ નામ લખેલાં છે, તો પણ આ ભાષાંતર હોવાથી તેમ લખવાનું અનુકૂલ નહિ આવતાં મૂળની રીતિને છોડી દઈને તે નામોના માત્ર અર્થજ અમે લખેલા છે. જેઓને સહસ્ર નામનો પાઠ કરવો હોય તેઓએ મૂલ ઉપરથીજ કરવો.

ત્રણ પ્રકારની તૃષ્ણા વગરનાં, ઉમારૂપ, ઉષારૂપ, નક્ષત્ર જેવાં, કાકડી જેવા મુખવાળાં,[૨૧] નક્ષત્ર સરખી કાંતિવાળાં, નક્ષત્રોવાળાં, નક્ષત્રોને પાળનારાં, નક્ષત્રોના મધ્યમાં રહેલાં,ઊંચા પ્રદેશરૂપ, ઊંચા કેશવાળાં, ઊંચી નીચી ગતિઓના ભેદવાળાં,[૨૨]ઊંચા હાથ રાખનારને પ્યારાં, સમુદ્રના તરંગ જેવી કવિતા આપનારાં, સારી વાણીરૂપ, વેદરૂપ, રજસ્વલા, ઋષિ તથા દેવતાઓએ નમેલાં,[૨૩] ઋગ્વેદરૂપ, ઋણને હરનારાં, ઋષિઓના મંડલમાં ફરનારાં, ઋદ્ધિ આપનારાં, સરલ માર્ગમાં રહેલાં, સરલ ધર્મોવાળાં, ઋતુ દેનારાં,[૨૪] ઋગ્વેદમાં રહેનારાં, સરલ, નાશ પામેલા ધર્મને પ્રવર્ત્તાવનારાં, લૂતા નામના મહારોગનો નાશ કરનારા મંત્રને ઉત્પન્ન કરનારાં, લૂતા આદિના વિષને હરનારાં,[૨૫] એક અક્ષરવાળાં, એક માત્રારૂપ, એકરૂપ,એકએકમાં નિષ્ઠાવાળાં, ઇંદ્રથી સંબંધવાળાં, ઐરાવતપર બેઠેલાં, આ લોક તથા પરલોક સંબંધી ફલ આપનારાં, ઓંકારરૂપ, ઔષધિરૂપ, મણિઓમાં દોરાની પેઠે સર્વની અંદર રહેલાં, સર્વ જગતમાં રહેનારાં, પૃથ્વીમાં થએલાં, ઔષધીથી સંપન્ન, ઉપાસનાનું ફલ દેનારાં,[૨૬,૨૭] અંડના મધ્યમાં રહેલાં એટલે અનુસ્વારરૂપ, વિસર્ગાત્મક મંત્રરૂપ, કાત્યાયની, કાલરાત્રિ, કામાક્ષી, કામસુંદરી,[૨૮] કમલા, કામિની, કાંતા, કામ દેનારાં, મધુર કંઠવાળાં, હાથીના કુંભસ્થલ સરખાં સ્તનોવાળાં, કરવીર ક્ષેત્રમાં રહેનારાં,[૨૯] કલ્યાણરૂપ, કુંડલવાળાં, કુરૂક્ષેત્રમાં રહેનારાં, મોથના દલ જેવા આકારવાળાં, કુંડલિનીરૂપ, કુમુદમાંરહેનારાં,[૩૦] કાળ સરખી જીભવાળાં, વિકરાલ મુખવાળાં, કાલિકા, કાલરૂપ, સુંદર ગુણોવાળાં, કાંતિરૂપ, કલાઓના આધારરૂપ, કુમુદવાળાં,[૩૧] કેશથી ઉત્પન્ન થએલાં, કમળ સરખા આકારવાળાં, યથેષ્ટાચરણનો નાશ કરનારાં, કૌમારી, દયાભરેલા કટાક્ષોવાળાં, દિશાઓના અંતરૂપ, હાથીપર પ્રીતિવાળાં,[૩૨] કેસરી સિંહરૂપ, વિષ્ણુએ વખાણેલાં, કદંબના ફૂલપર પ્રીતિવાળાં, યમુનારૂપ, મેઘમાળારૂપ, કાંચીરૂપ, અગસ્ત્ય મુનિએ વખાણેલાં,[૩૩]કામદેવની મા, યજ્ઞોવાળાં, યથેષ્ટરૂપ ધરનારાં, કૃપાવાળાં, કુમારી, કુંડમાં રહેનારાં, બિલડીરૂપ, પોપટપર બેસનારાં,[૩૪] કેકયદેશમાં થએલાં, કોયલ સરખા સ્વરવાળાં, કેતકી નામવાળાં, પુષ્પોપર પ્રીતિવાળાં, કમંડલુને ધરનારાં, ક્રૂરરૂપ, કર્મોનું ઉચ્છેદન કરનારાં,[૩૫] કલહંસના જેવી ચાલવાળાં, કક્ષા, કૌતુકતથા મંગલને કરનારાં, કસ્તૂરીના તિલકવાળાં, સુંદરી, હાથીની પેઠે ચાલનારાં, ચંદ્રવગરની અમાવાસ્યારૂપ,[૩૬] કપૂરનું લેપન કરનારાં, કૃષ્ણા, કપિલા, ગુફામાં રહેનારાં, અવિચળ, પૃથ્વીને ધરનારાં, કંપવાળાં, કુક્ષિમાં સઘળાં બ્રહ્માંડોને ધરનારાં,[૩૭] હાથમાં ઢાલ તરવારને ધરનારાં, વામનરૂપ, આકાશમાં ફરનારાં, પક્ષીરૂપ વાહનવાળાં, ખાટલાનાં અંગોને ધરનારાં, પ્રખ્યાત, ગરૂડપર બિરાજેલાં,[૩૮] ખલ પુરૂષોને હણનારાં, જરાનું ખંડન કરનારાં, ભેદશાસ્ત્રનું વ્યાખ્યાન કરનારાં, અર્ધા ચંદ્રરૂપી તિલકવાળાં, ગંગારૂપ, ગણેશ તથા કાર્ત્તિકેયે પૂજેલાં,[૩૯] ગાયત્રી નામવાળાં, ગોમતીરૂપ, ગીતારૂપ,ગાંધારીરૂપ, ગાયનમાં ઉત્કંઠાવાળાં, ગોદાવરીરૂપ, ચાલવાના સ્વભાવવાળાં, પ્રતિષ્ઠારૂપ, ગંધર્વ તથા અપ્સરાઓએ સેવેલાં,[૪૦] ગોવિંદના ચરણથી દબાએલાં, ત્રણ ગુણોથી જાણવામાં આવતાં, ગંધર્વીરૂપ, ગર્વરી, પૃથ્વીરૂપ, પર્વતનાં ઈશ્વરી, ગહનરૂપ, વિચારવાળાં,[૪૧] બુદ્ધિમાં રહેનારાં, ગુણવાળાં, મોટાં પાપોનો નાશ કરનારાં, મોટાં,ત્રણ ગુણોવાળાં, ગુહ્યા, ગુપ્ત રાખવા યોગ્ય, ગુણ દેનારાં,[૪૨]

પર્વતનાં પુત્રી, ગુહ્ય માતંગીરૂપ, વિષ્ણુને પ્યારાં, ગર્વને હરનારાં, ગાય દેનારાં, ગોકુલમાં રહેનારાં, ગદાને ધરનારાં,[૪૩] ગોકર્ણમાં રહેવાની રૂચિવાળાં, ગુહ્ય મંડલમાં રહેનારાં, ગરમી દેનારાં, વરસાદ દેનારાં, ઘંટારૂપ, ઘોર દાનવોનું મર્દન કરનારાં,[૪૪] સૂર્યના મંત્રમય, શબ્દરૂપ, ઘણી સંપત્તિ દેનારાં, ઘંટાના શબ્દપર પ્રીતિવાળાં, ઘ્રાણરૂપ, સૂર્યને સંતોષ આપનારાં,[૪૫] ઘણા શત્રુઓવાળાં, ઘુમેલાં, ઘૃતાચી અપ્સરારૂપ, ઘણા વેગવાળાં, ચૈતન્યરૂપ, પરિભાષણની ક્રિયારૂપ, ચંદન આદિથી લેપાએલાં, સુંદર હસનારાં,[૪૬] ચપલ, ચંડિકા, ચિત્રા, વિચિત્ર પુષ્પોથી શણગારેલાં, ચાર ભુજાવાળાં, સુંદર દાંતવાળાં, ચાતુરીરૂપ, સારૂં ચરિત્ર આપનારાં,[૪૭] નાટકના અંગરૂપ, વસ્ત્રના વિચિત્ર છેડાવાળાં, ચંદ્રમારૂપ, કુંડલવાળાં, ખડ્ગરૂપ, ઉત્તમ દેનારાં, ચકોરીરૂપ, ચંદ્રથી વધારે સુખકારી હાસ્યવાળાં,[૪૮] ચાંદનીરૂપ, ચંદ્રને ધરનારાં, પાપોને ચોરનારાં, ચોરી નામની ઔષધિરૂપ, ઉગ્ર, સુંદર વાણી બોલનારાં, મસ્તકમાં ચંદ્રને ધરનારાં, ચોરોનો વિનાશ કરનારાં,[૪૯] ઉત્તમ ચંદનથી અર્ચાએલા અંગવાળાં, જેના ઉપર સુંદર ચામરોથી પવન ઢોળાય છે એવાં, સુંદર કટીવાળાં, સુંદર ગતિવાળાં, ચંદિલા નામથી પ્રસિદ્ધ, ચંદ્રરૂપ,[૫૦] સારા હોમપર પ્યાર રાખનારાં, સારાં ચરિત્રવાળાં, હાથમાં ચક્ર ધરનારાં, ચંદ્રમંડલના મધ્યમાં રહેલાં, ચંદ્રમંડલરૂપી દર્પણવાળાં,[૫૧] ચક્રવાક સરખાં સ્તનોવાળાં, ચેષ્ટારૂપ, ચિત્રરૂપ, સારા વિલાસવાળાં, ચૈતન્યસ્વરૂપ, ચંદ્રવાળાં, ચંદ્રમારૂપ, ચંદનપર પ્રીતિવાળાં,[૫૨] પ્રેરનારાં, લાંબી બુદ્ધિવાળાં, ચાતકરૂપ, જગતની સૃષ્ટિમાં ઉત્તમ હેતુવાળાં, છત્રી ચાલનારાં, છત્ર ધરનારાં, છાયારૂપ, વેદરૂપી સરસામાનવાળાં,[૫૩] છાયાનાં અધિપતિ, નખોમાં છિદ્રવાળાં, જિતેંદ્રિય પુરૂષોને પ્રાપ્ત થનારાં, અનુષ્ટુપછંદવાળા મંત્રોથી જાણવા યોગ્ય, કપટના ઉપદ્રવોને ભેદનારાં,[૫૪] છેદરૂપ, છત્રનાં ઈશ્વરી, છિન્નમસ્તારૂપ, છરીરૂપ, છેદનપર પ્રીતિવાળાં, માતા, જન્મ રહિત, કર્મનાં ફળો આપનારાં, ત્રૈલોક્યમય, જાહ્નવીરૂપ, જટાવાળાં, જીતનાર, જરા તથા મરણથી રહિત, જંબૂદ્વીપવાળાં, જ્વાળારૂપ, જય મેળવતાં, જળથી શોભનારાં,[૫૫,૫૬] જિતેંદ્રિય, ક્રોધને જીતનારાં, શત્રુઓને જીતનારાં, જગતને પ્યારાં, સુવર્ણમય, જીભરૂપ, જાનકીરૂપ, પૃથ્વીરૂપ, જરારૂપ,[૫૭] ઉત્પન્ન કરનારાં, જહ્નુની પુત્રી, ત્રણે લોકનું હિત ઇચ્છનારાં, જ્વાલામુખી, જપવાળાં, જ્વરને હણનારાં, લોકોને જીતનારાં,[૫૮] જયથી દબાવેલા પુરૂષોરૂપ, પ્રજ્વલિત, જાગતાં, જ્વરનાં અધિપતિ, તેજવાળાં, જલ દેનારાં, મોટાં, દિશાઓમાં ધનુષની દોરીના શબ્દને ફેલાવનારાં,[૫૯] ભક્ષ્યવાળાં, બગાસાંવાળાં, બગાસાંરૂપ, માણિક્યનાં પ્રદીપ્ત કુંડલોવાળાં, ઝિંઝિકા નામના પક્ષીરૂપ, ઝણઝણાટ કરનારાં, ભયંકર વાયુરૂપ,[૬૦] ઝલ્લકી નામનું વાજું વગાડવામાં નિપુણ, ઞકારરૂપ, હાથમાં પોપટને ધરનારાં, ટંક તથા બાણવાળાં, ટાંકણાંવાળાં, પરશુને તોડનારાં,[૬૧] ટંકી નામના રૂદ્રના ગણની પેઠે શબ્દ કરનારાં, વર્ણન કરવા યોગ્ય વક્ષઃસ્થલવાળાં, ટંકાર કરનારી દેવીઓનાં અધિપતિ, ઠઠ એવો શબ્દ કરનારાં,[૬૨] ડામરીરૂપ, ડાકિનીરૂપ, બાલકરૂપ, ડુંડુમાર નામના રાક્ષસને જીતનારાં, ડામરી તંત્રના માર્ગમાં રહેલાં, ડમરૂનો નાદ કરનારાં,[૬૩] ડિંડી નામના વાજાના શબ્દને સહન કરનારાં, બાલકોની સુંદર ક્રીડા કરવામાં તત્પર, ઢુંઢિરાજની મા, હાથમાં ઢક્કા નામનું વાજું રાખનારાં, ઢિલી નામના અંબોડાવાળાં,[૬૪] નિત્ય-

જ્ઞાનવાળાં, ઉપમારહિત, ગુણરહિત, નર્મદારૂપ, નદીરૂપ, ત્રણ ગુણોવાળાં, ત્રણ પદવાળાં, વીણાના તારરૂપ, તુલસીરૂપ, જુવાન, વૃક્ષરૂપ,[૬૫] વિષ્ણુના પગથી દબાએલાં, બ્રહ્મપદમાં જનારાં, તરૂણ સૂર્ય જેવાં, તમોગુણી, હિમરૂપ, ત્વરારૂપ,[૬૬] ત્રણે કાલના જ્ઞાનવાળાં, ત્રણ વળીવાળાં, ત્રણ નેત્રવાળાં, ત્રણ શક્તિવાળાં, ત્રણ પુરવાળાં, ઊંચાં, કિન્નરરૂપ,[૬૭] તિમિંગિલને ગળી જનારાં, તીવ્ર, ત્રણ પ્રવાહવાળાં, તમોગુણીને ખાનારાં, તંત્રસંબંધી મંત્રોના ભેદને જાણનારાં, પાતળી કેડવાળાં, ત્રણ લોકવાળાં,[૬૮] ત્રણ સંધ્યારૂપ, ત્રણ સ્તનવાળાં, સંતોષમાં રહેનારાં, તાલના પ્રતાપવાળાં, તાટંક નામનાં આભરણવાળાં, હિમ સરખાં, હિમાલયમાં રહેનારાં,[૬૯] તંતુઓના સમૂહવાળાં, મોતીના હારપર પ્યારવાળાં, તિલના હોમથી રાજી થનારાં, તીર્થરૂપ, તમાલના ફૂલ સરખી આકૃતિવાળાં,[૭૦] તારારૂપ, ત્રણ પદાર્થોવાળાં, પાતળાં, ત્રિશંકુએ સેવેલાં, પાતળા પેટવાળાં, આડું બોલનારાં, અંકોટાથી પ્રિય કરનારાં,[૭૧] ત્રણ જટાવાળાં, તેતરરૂપ, તૃષ્ણારૂપ, ત્રણ પ્રકારવાળાં, જુવાન આકૃતિવાળાં, તપાવેલા સોના-સરખાં, તપાવેલા સુવર્ણનાં ભૂષણોવાળાં,[૭૨] મહાદેવની સાથે સંબંધવાળાં, ધર્મ, અર્થ તથા કામરૂપ, ત્રણે કાલનું જ્ઞાન દેનારાં, તૃપ્તિના સાધનરૂપ, તૃપ્તિ દેનારાં, તૃપ્તિ પામેલાં, તામસી, તુંબરૂએ વખાણેલાં,[૭૩] ગરૂડપર બેઠેલાં, ત્રણ ગુણો સહિત આકૃતિવાળાં, ત્રણ સ્થાનમાં વક્રતાવાળાં, પાતળા શરીરવાળાં, થાત્કાર શબ્દને કરનારાં, રક્ષણ કરનારા શબ્દવાળાં, મંગળની અવધિરૂપ, મનોરથોને પૂર્ણ કરનારાં, દીન ઉપર પ્રેમ રાખનારાં,[૭૪] દાનવોનો નાશ કરનારાં, દુર્ગા, દુર્ગમ દૈત્યને મારનારાં, દેવતાઓની રીતિરૂપ, દિવસરાત્રિરૂપ, દ્રૌપદીરૂપ, દુંદુભિ સરખા શબ્દવાળાં,[૭૫] દેવયાનીરૂપ, રાખી શકાય નહિ એવાં, દારિદ્રને ભેદનારાં, દિવસરૂપ, દામોદરને પ્યારાં, દીપ્તિવાળાં, દિશાઓરૂપી વસ્ત્રવાળાં, દિશાઓનો મોહ કરનારાં,[૭૬] દંડકારણ્યમાં રહેનારાં, દંડવાળાં, દેવતાઓએ પૂજેલાં, દેવતાઓએ પ્રણામ કરવા યોગ્ય, સ્વર્ગમાં રહેનારાં, દ્વેષ કરનારાં, દાનવોરૂપ,[૭૭] દીન તથા અનાથોએ સ્તુતિ કરેલાં, દીક્ષારૂપ, દૈવત આદિ સ્વરૂપવાળાં, માતારૂપ, ધનુષ ધરનારાં, ધેનુરૂપ, ધારણ કરનારાં, ધર્મ પ્રમાણે ચાલનારાં,[૭૮] જગતનો બોજો ઉઠાવનારાં, પૃથ્વીના આધારરૂપ, ધન દેનારાં, ધાન્ય દેનારાં, ધાર્મિક સ્વભાવવાળાં, ધનનાં અધિપતિ, ધનુર્વેદમાં વિચક્ષણ,[૭૯] ધીરજરૂપ, ધાન્યરૂપ, પદને ધરનારાં, ધર્મરાજને પ્યારાં, અવિચળ, ધૂમાવતી, ધૂમાડા જેવા કેશવાળાં, ધર્મશાસ્ત્રોનો પ્રકાશ કરનારાં,[૮૦] રાજી કરનારાં, નંદને પ્યારાં, નિદ્રારૂપ, મનુષ્યોએ વખાણેલાં, નંદનવનરૂપ, નર્મદારૂપ, કમલિનીરૂપ, શ્યામ, સદાશિવના આશ્રયવાળાં,[૮૧] નારાયણને પ્યારાં, નિત્યરૂપ, નિર્મળ, નિર્ગુણ, ભંડારરૂપ, આધારરહિત, ઉપમારહિત, સર્વદા શુદ્ધ, નિરંજન,[૮૨] નાદબિંદુ તથા કળાને અતિક્રમ કરી રહેલાં, નાદબિંદુ તથા કલારૂપ, નૃસિંહ જેવા વેષવાળાં, પર્વતોને ધરનારાં, રાજાઓ તથા નાગોએ શણગારેલાં,[૮૩] નરકના દુઃખને મટાડનારાં, નારાયણના પદમાંથી પ્રકટ થએલાં, નિર્દોષ, નિરાકાર, નારદનું પ્રિય કરનારાં,[૮૪] અનેક જ્યોતિષશાસ્ત્રોમાં વર્ણવેલાં, ભંડાર દેનારાં, નિર્મલ સ્વભાવવાળાં, નવા સૂત્રને ધરનારાં, નીતિરૂપ, ઉપદ્રવ મટાડનારાં,[૮૫] નંદનાં પુત્રી, નવાં રત્નોથી સંપન્ન, નૈમિષારણ્યમાં રહેનારાં, માંખણપર પ્યારવાળાં, નારીરૂપ, કાળા મેઘના સરખા શબ્દવાળાં,[૮૬] નિમેષવાળાં, નદીરૂપ,

શ્યામ કંઠવાળાં, રાત્રિનાં ઈશ્વરી, નામાવલિરૂપ, નિશુંભને હણનારાં, નાગલોકમાં રહેનારાં,[૮૭] નવા સુવર્ણસરખી કાંતિવાળાં, નાગલોકનાં ઇષ્ટદેવી, ચરણમાં નૂપુરને ધરનારાં, મનુષ્યોના ચિત્તને આનંદ આપનારાં,[૮૮] ઊંડાં તથા રાતાં નેત્રવાળાં, કડાકા જેવા શબ્દવાળાં, નંદનવનમાં રહેનારાં, નિર્વ્યૂહ નામના ઘરના ભાગ ઉપર ફરનારાં,[૮૯] પાર્વતીરૂપ, અત્યંત ઉદાર, પરબ્રહ્મરૂપ, સર્વથી પર, પાંચે કોશથી અલગ, પાંચ પાપોનો નાશ કરનારાં,[૯૦] પરાયા ચિત્તની રીતિને જાણનારાં, પંચિકા નામવાળાં, પ્રપંચરૂપ, પરમ પ્રીતિરૂપ, ઉત્તમ તેજનો પ્રકાશ કરનારાં,[૯૧] જુનાં, પુરૂષથી સંબંધ રાખનારાં, પુણ્યરૂપ, કમલસરખાં નેત્રવાળાં, પાતાળના તળામાં ડૂબેલાં, રાજી થએલાં, પ્રીતિને વધારનારાં,[૯૨] પવિત્ર કરનારાં, કિરણોવાળાં, કોમળ, પવન ખાનારાં, પ્રજાપતિરૂપ, થાકેલાં, પર્વતસરખાં સ્તનોવાળાં,[૯૩] કમલપર પ્યાર રાખનારાં, કમલપર બેઠેલાં, કમલ સરખાં નેત્રવાળાં, કમલથી ઉત્પન્ન થએલાં, કમલના પત્રવાળાં, કમલ સરખા પગવાળાં, પદ્મિનીરૂપ, પ્રિય બોલનારાં,[૯૪] અજ્ઞાનીઓના પાશને છોડાવનારાં, પુરને ધરનારાં, પુરમાં રહેનારાં, પુષ્કલરૂપ, શરીરોમાં રહેનારાં, પર્વણીરૂપ, પારિજાતના ફૂલપર પ્યારવાળાં,[૯૫] પતિવ્રતા, પવિત્ર અંગોવાળાં, પુષ્પ જેવા હાસ્યમાં તત્પર, પ્રજ્ઞાવતીનાં પુત્રી, પૌત્રીરૂપ, પુત્રોએ પૂજવાયોગ્ય, દૂધવાળાં,[૯૬] પટ્ટિશ તથા પાશને ધરનારાં, પંક્તિરૂપ, પિતૃલોક દેનારાં, જુનાં, પવિત્ર સ્વભાવવાળાં, પ્રણામ કરનારાની પીડાઓને મટાડનારાં,[૯૭] પ્રદ્યુમ્નની મા, પુષ્ટ, પિતામહે સ્વીકારેલાં, પુંડરીક પુરમાં રહેનારાં, કમલ સરખા મુખવાળાં,[૯૮] મોટી જાંઘવાળાં, મોટા ભુજવાળાં, મોટા પગવાળાં, મોટા પેટવાળાં, પરવાળા સરખી શોભાવાળાં, પિંગળાં નેત્રવાળાં, પીળાં વસ્ત્રવાળાં, ભારે ચપલતાવાળાં,[૯૯] ઉત્પન્ન કરનારાં, પુષ્ટિ આપનારાં, પવિત્ર, પ્રતિષ્ઠારૂપ, સ્તુતિ કરનારી દેવાંગનાઓની ગતિરૂપ, પાંચ વર્ણવાળાં, વિસ્તાર પામેલી વાણીરૂપ, પંચિકા નામવાળાં, પાંજરામાં રહેલાં,[૧૦૦] મહામાયારૂપ, પરમ જ્યોતિરૂપ, ઉત્તમ પ્રીતિરૂપ, પરમ ગતિરૂપ, પરમ અવધિરૂપ, પરમેશ્વરી, પવિત્ર કરનાર, અગ્નિસરખી કાંતિવાળાં,[૧૦૧] પવિત્ર મંગલરૂપ, માપરહિત, ફૂલસરખા હાસ્યવાળાં, મોટા પેટવાળાં, પીળા અંગવાળાં, પીળાં વસ્ત્રવાળાં, પીળી શય્યામાં શયન કરનારાં, પિશાચિની,[૧૦૨] પીળી ક્રિયાવાળાં, પિશાચોને હણનારાં, રાતાં નેત્રવાળાં, ચતુર ક્રિયાવાળાં, પંચ પ્રકારનું (મત્સ્ય, મદ્ય આદિ) ભક્ષણ કરનારા વામાચારી લોકોને વાહાલા આચારવાળાં, પૂતનારૂપ, પ્રાણનો ઘાત કરનારાં,[૧૦૩] પુન્નાગના વનના મધ્યમાં રહેલાં, પવિત્ર તીર્થોએ સેવેલાં, પાંચ અંગવાળાં, પરાશક્તિરૂપ, પરમ આનંદ કરનારાં,[૧૦૪] ફૂલના સમૂહમાં રહેલાં, પોષણ કરનારાં, સર્વ લોકોને પુષ્ટિ આપનારાં, મદ્યપાનપર પ્રેમવાળાં, પાંચ શિખાવાળાં, સર્પ ઉપર શયન કરનારાં,[૧૦૫] પાંચ માત્રારૂપ, પૃથ્વીરૂપ, માર્ગનાં સુખ દેનારાં, ઘણું પૂર્ણ કરનારાં, પુરાણ, ન્યાય અને મીમાંસા રૂપ, રક્ત, ફૂલ સરખી સુગંધિવાળાં,[૧૦૬] પવિત્ર પ્રજાવાળાં, પાર દેનારાં, ઉત્તમ માર્ગમાં રહેનારાં, પલ્લવ સરખી શોભાવાળાં, પૂર્ણ આશાવાળાં, ઓંકારરૂપ, પલ્લવસરખા ઉદરવાળાં,[૧૦૭] ફલવાળાં, ફલ દેનારાં, ફલ્ગુરૂપ, ફુત્કાર કરનારાં, પાટીઆ જેવી આકૃતિવાળાં, મોટા સર્પના શરીરપર શયન કરનારાં, સર્પોનાં મંડલોથી શોભતાં,[૧૦૮] બાલકથી પણ બાલકરૂપ,

ઘણાઓએ માનેલાં, નવા તડકા સરખાં વસ્ત્ર-
વાળાં, બલભદ્રને પ્યારાં, પ્રણામ કરવા યોગ્ય,
ઘોડીરૂપ, બુદ્ધિથી વખણાએલાં,[109] બાન
પકડાએલાઓનાં ઇષ્ટદેવી, કર્મનાં છિદ્રોને જો-
નારાં, કપટને હણનારાં, બલિદાનપર પ્યાર
રાખનારાં, બાંધવરૂપ, વેદોએ પ્રતિપાદન કરેલાં,
બુદ્ધિરૂપ, બપોરીયાનાં ફૂલથી રાજી થનારાં,[110]
ઉગતા સૂર્યની કાંતિ સરખા આકારવાળાં, બ્ર-
હ્માના સંબંધવાળાં, બ્રાહ્મણોનાં ઇષ્ટદેવી, બૃ-
હસ્પતિએ વખાણેલાં, તુલસીરૂપ, વૃંદાવનમાં
વિહાર કરનારાં,[111] બગલાઓની પંક્તિઓ-
વાળાં, કર્મના છિદ્રનો નાશ કરનારાં, ગુફામાં
રહેનારાં, ઘણાં જલવાળાં, ઘણાં નેત્રવાળાં,
ઘણા પગવાળાં, કાનમાં ઘણાં આભરણોવા-
ળાં,[112] ઘણા હાથવાળાં, બીજરૂપ, ઘણા રૂપ-
વાળાં, બિંદુ નાદ અને કલાને અતિક્રમ કરી
રહેલાં, બિંદુ તથા નાદ સ્વરૂપવાળાં,[113] ગો-
ધાના ચામડાનાં મોજાં બાંધનારાં, બદરિકા-
શ્રમમાં રહેનારાં, દેવરૂપ, મોટા ખભાવાળાં,
મોટાં બાણ ફેંકનારાં,[114] યૂથોનાં અધ્યક્ષ,
ઘણાઓએ વખાણેલાં, વનિતારૂપ, ઘણાં પરા-
ક્રમોવાળાં, પદ્માસન બાંધનારાં, બીલીપત્રની
નીચે રહેલાં,[115] પીપળામાં રહેનારાં, બલિમાં
રહેલાં, માયામાં પ્રતિબિંબિત થએલાં, બાલા,
ધનુષવાળાં, વડવાનલ સરખા વેગવાળાં,[116]
બ્રહ્માંડની અંદર તથા બહાર પણ રહેલાં,
બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવામાં તત્પર રહેનારાં,સ-
દાશિવનાં પત્ની, ભયંકર પદાર્થોવાળાં,ભાવવાળાં,
ભયને હરનારાં,[117] ભદ્રકાલી, સર્પના સરખાં
નેત્રવાળાં, સરસ્વતીરૂપ, જ્ઞાનીઓપર પ્રેમ રા-
ખનારાં,ભયંકર,ભયંકર આકારવાળાં,સમૃદ્ધિને
દેનારાં, ઘણી સમૃદ્ધિઓવાળાં,[118] ક્રોધવાળાં,
ભોગમાં લાગેલાં, કલ્યાણ દેનારાં, ઘણા પરા-
ક્રમવાળાં, પંચભૂતોમાં રહેનારાં, ભૃગુઓની
પંક્તિરૂપ, બ્રાહ્મણોએ પૂજેલાં,[119] ભાગીરથી-
રૂપ, ભોગવતીરૂપ, ઘરમાં રહેલાં, વૈદ્યોમાં ઉ-
ત્તમ, માનવાળાં, ભોગવાળાં, શિવનાં પત્ની,
ઘણી દક્ષિણા દેનારાં,[120] શિવરૂપ, ભયંકર
વસ્તુઓવાળાં, સંસારના બંધનથી છોડાવનારાં,
ભજવા યોગ્ય, પ્રાણીઓને ધરનારીએ રાજી
કરેલાં, ભુવનોનાં ઈશ્વરી,[121]સર્પરૂપી કંકણો-
વાળાં, ત્રાસદાયી,ભેરૂંડરૂપ,ભાગ્યવાળાં, માતા,
માયારૂપ, મીઠાશવાળાં, મધુર જીભવાળાં,
મદ્યપર પ્યારવાળાં,[122] મોટાં દેવી, અત્યંત
પૂજ્ય, માલાવાળાં, માછલાં સરખાં નેત્રવાળાં,
માયાથી દૂર રહેલાં, મધુમતી ભૂમિકારૂપ,
મીઠું માંસ રાખનારાં, મધને સ્રવનારાં,[123]
મનુના સંબંધવાળાં, મધને ઉત્પન્ન કરનારાં,
મિથિલાપુરમાં રહેનારાં, મધુ તથા કૈટભને મા-
રનારાં, પૃથ્વીરૂપ,મેઘની પંક્તિઓવાળાં,[124]
પાતળા પેટવાળાં, મહા માયારૂપ, સીતારૂપ,
માખણપર પ્યારવાળાં, મહાલક્ષ્મી, મહા-
કાલી, મહાકન્યા, મોટાં ઈશ્વરી,[125] ઇંદ્રના
સંબંધવાળાં, મેરૂનાં પુત્રી, મંદારનાં પુષ્પોથી
પૂજાએલાં, ચરણોમાં સુંદર ઝાંઝરવાળાં, મોક્ષ
દેનારાં, મીઠું બોલનારાં,[126] મધુર પદાર્થોને
ઝરનારાં, મુદ્રારૂપ, મલયરૂપ, મલયના ચંદન-
વાળાં, મેધારૂપ, મરકત મણિ જેવાં શ્યામ,
મગધ દેશમાં ઉત્પન્ન થએલાં, મેનકાનાં
પુત્રી,[127] મહામારીરૂપ, અત્યંત વીરપણા-
વાળાં, અત્યંત શ્યામ, મનુએ વખાણેલાં,
અક્ષરોરૂપ, સૂર્ય સરખાં તેજસ્વી, વિષ્ણુના
પદમાં ફરનારાં,[128] મૂલાધારમાં રહેલાં, સુ-
જ્ઞા, મણિપુરમાં રહેનારાં, મૃગ સરખા નેત્ર-
વાળાં, પાડાપર બેઠેલાં, મહિષાસુરને મારના-
રાં,[129] યોગમાં રહેનારાં, યોગથી જણાય
એવાં, યોગરૂપ, યૌવનમાં રહેનારાં, યૌવનરૂપ,
યુદ્ધના મધ્યમાં રહેલાં, યમુનારૂપ, યુગોને

ધરનારાં,[૧૩૦] યક્ષિણીરૂપ, યોગવાળાં, યક્ષના
રાજાને ઉત્પન્ન કરનારાં, યાત્રારૂપ,જવાની રી-
તિને જાણનારાં, યદુના વંશમાં ઉત્પન્ન થએ-
લાં,[૧૩૧] યકારથી તે હકાર સુધીના અવધિ-
વાળાં, યજુર્વેદના સંબંધવાળાં, યજ્ઞરૂપ, રા-
ત્રિરૂપ, યોગમાં લાગેલાં, રાક્ષસોને ત્રાસ ઉપ-
જાવનારાં,[૧૩૨] રૂક્મિણીરૂપ, રમણ આપનારાં,
સુંદર, રેવતીરૂપ, રેણુકારૂપ, રતિરૂપ, રૂદ્રથી
સંબંધવાળાં, ભયંકર લોકોને પ્યારા આકાર-
વાળાં,રામની માતારૂપ,રતિપર પ્યારવાળાં,[૧૩૩]
રોહિણીરૂપ, રાજ્ય દેનારાં, રેવારૂપ, લક્ષ્મીરૂપ,
કમલસરખાં નેત્રવાળાં, ચંદ્રરૂપ, રૂપવાળાં, ર-
ત્નના સિંહાસનપર બેઠેલાં,[૧૩૪] રાતાં પુષ્પ તથા
રાતાં વસ્ત્રને ધરનારાં, રાતા ચંદનના લેપન-
વાળાં, રાજહંસપર બેઠેલાં, રંભારૂપ, લોહીના
બલિદાનપર પ્યારવાળાં,[૧૩૫] સારા યુગોના આ-
ધારરૂપ, સઘળા ભૂમંડલને શોભાવનારાં, રૂરૂ
નામના મૃગના ચામડાને પહેરનારાં,રથોવાળાં,
રત્નોની માળારૂપ,[૧૩૬] રોગોનાં ઈશ્વરી, રોગોને
શમાવનારાં, શબ્દ કરાવનારાં, રોમાંચને ઉત્પન્ન
કરનારાં, રામચંદ્રના પગથી દબાએલાં, રાવ-
ણનું છેદન કરનારાં,[૧૩૭] રત્નો તથા વસ્ત્રોથી
ઢંકાએલાં, રથમાં બેઠેલાં, સુવર્ણનાં ભૂષણોવાળાં,
લાજનાં અધિદેવી, ચપલ, સુંદર, ચિહ્ન ધર-
નારાં,[૧૩૮] લક્ષ્મી, ફરનારાં, ઝેરનો નાશ કર-
નારાં, લોકોવાળાં, અપકીર્ત્તિનો ક્ષય કરનારાં,
લજ્જારૂપ, લાંબા પેટવાળાં, વિલાસ કર-
નારાં, લોકોને ધરનારાં,[૧૩૯] વર દેનારાં, વં-
દન કરેલાં, વિદ્યારૂપ, વિષ્ણુના સંબંધવાળાં,
વિમળ આકૃતિવાળાં, વરાહની શક્તિ, રજ-
વગરનાં, વરસનારાં, ઉત્તમ લક્ષ્મીરૂપ, વિ-
લાસવાળાં,[૧૪૦] વિનતારૂપ, આકાશના મધ્ય-
માં રહેલાં, કમલરૂપ આસનપર બેઠેલાં,
મદિરારૂપ, વેણુથી ઉત્પન્ન થએલાં, અગ્નિરૂપ,
વિરૂદ્ધ રૂપવાળાં,[૧૪૧] વાયુના મંડલના મધ્યમાં
રહેલાં, વિષ્ણુરૂપ, બ્રહ્માની ક્રિયારૂપ, વિષ્ણુનાં
પત્ની, વિષ્ણુવાળાં, વિશાળ નેત્રવાળાં, ધનને
ધરનારાં,[૧૪૨] શંકરને પ્યારાં, સમયરૂપ, વજ-
વાળાં, ધન પૂરનારાં, વેદના અક્ષરોથી વ્યાપ્ત
અંગવાળાં, વાજપેયનું ફલ દેનારાં,[૧૪૩] વસુ-
ઓના સંબંધવાળાં, વામમાર્ગને ઉત્પન્ન કર-
નારાં, વૈકુંઠમાં રહેનારાં, ઉત્તમ, વ્યાસને વ-
હાલાં, કવચ ધરનારાં, વાલ્મીકિએ સેવેલાં,[૧૪૪]
શાકંભરી, મંગળરૂપ, શાંત, સરસ્વતીરૂપ, શરણે
જવા યોગ્ય, પાતળા પેટવાળાં, શુભ આચાર-
વાળાં, શુંભ દૈત્યને મારનારાં,[૧૪૫] શોભાવાળાં,
સુખકારી આકારવાળાં, શંકરના અર્ધા શરીર-
રૂપ, રાતાં, શુભ અંતઃકરણવાળાં, શ્વેત, માથું
સાંધનારાં,[૧૪૬] શરાવતી નદીરૂપ, બાણથી
આનંદ પામનારાં, શરદ્ ઋતુની ચાંદનીરૂપ,
રૂડા મુખવાળાં, બાણથી શોભતાં, ત્રિશૂલવાળાં,
શુદ્ધ, ભીલડીરૂપ, પોપટપર બેસનારાં,[૧૪૭]
લક્ષ્મીવાળાં, વિષ્ણુને આનંદ આપનારાં, શ્રવણ-
માત્રથી આનંદ દેનારાં, સદાશિવની પત્ની,
રાત્રિમાં નમવા યોગ્ય, છ ભાષાવાળાં, છ ઋતુ-
ઓપર પ્યારવાળાં, મૂળાધાર આદિ છ આધા-
રોમાં રહેલી દેવીઓનાં અધિપતિ, કાર્તિકેયનું
પ્રિય કરનારાં, છ અંગરૂપ, સુબુદ્ધિ દેવતા-
ઓએ તથા અસુરોએ પ્રણામ કરેલાં,[૧૪૮,૧૪૯]
સરસ્વતી, સાચાના આધારરૂપ, સર્વનું શુભ
કરનારાં, સામવેદના ગાયનપર પ્યારવાળાં, સૂ-
ક્ષ્મ, સાવિત્રીરૂપ, સામવેદને ઉત્પન્ન કર-
નારાં,[૧૫૦] સર્વના નિવાસરૂપ, દેવતાઓને
આનંદ આપનારાં, સારાં સ્તનવાળાં, સમુદ્રરૂપી
વસ્ત્રોવાળાં, સર્વ ઐશ્વર્યોપર પ્યારવાળાં, સિદ્ધિ-
રૂપ, સાધુઓના બંધુઓપર દયાવાળાં,[૧૫૧]
સપ્તર્ષિઓના મંડલમાં રહેલાં, ચંદ્રના મંડ-
લમાં રહેનારાં, સર્વને જાણનારાં, ધાટી દયા-

વાળાં, સમાનથી તથા અધિકથી રહિત,[૧૫૨] સર્વથી ઊંચાં, સંગરહિત, સારા ગુણોવાળાં, સઘળાં વાંછિત ફલ દેનારાં, મધમાખીરૂપ, સૂર્યનાં પુત્રી, સારા કેશવાળાં, ચંદ્રના સમૂહ સરખાં,[૧૫૩] સુવર્ણ સરખા વર્ણવાળાં, હરિત વર્ણવાળાં, હ્રીંકાર બોલનારાં, હંસપર બેસનારાં, રેશમી વસ્ત્રોથી વીંટાએલાં અંગવાળાં, ક્ષીરસાગરનાં પુત્રી, ક્ષમારૂપ,[૧૫૪] ગાયત્રી, સાવિત્રી, પાર્વતી, સરસ્વતી, વેદગર્ભા, ઉત્તમ નિતંબવાળાં, શ્રીગાયત્રી અને પરાંબિકા."[૧૫૫] હે નારદજી! ગાયત્રીનાં આ એક હજાર ને આઠ નામો કહ્યાં. આ નામો પુણ્ય આપનારાં, સઘળાં પાપોને હણનારાં અને મોટી સંપત્તિ દેનારાં છે.[૧૫૬] ગાયત્રીને સંતોષ આપનારાં હજાર નામોનો દ્વિજોએ વિશેષ કરી છેલ્લે કહેલાં આઠ નામોની સાથે પાઠ કરવો.[૧૫૭] જપ, હોમ, પૂજન તથા વિશેષે કરી ધ્યાન કર્યા પછી આ નામોનો પાઠ કરવો. આ ગાયત્રીના સહસ્ર નામોનો ગમે તે માણસને ઉપદેશ દેવો નહિ;[૧૫૮] પણ જે બ્રાહ્મણ સારી રીતે ભક્ત અને સારો શિષ્ય હોય તેને ઉપદેશ દેવો. જે સાધકો બાંધવ છતાં પણ ભ્રષ્ટ હોય તેઓને દેખાડવાં પણ નહિ.[૧૫૯] આ સહસ્રનામરૂપ લખેલો ગ્રંથ જેના ઘરમાં હોય તેને કોઇથી ભય થતો નથી અને લક્ષ્મી ચંચલ છતાં પણ તેના ઘરમાં સ્થિર થઇને રહે છે.[૧૬૦] આ સ્તોત્ર પરમ રહસ્યરૂપ છે, ગુહ્યથી પણ ગુહ્ય છે, મોટું છે, પુણ્ય આપનાર છે, દરિદ્ર મનુષ્યોને ધન આપનાર છે,[૧૬૧] મુમુક્ષુઓને મોક્ષ આપનાર છે અને કામનાવાળાઓને સઘળી કામના પૂરનાર છે. આ સ્તોત્રનો પાઠ કરે તો રોગી રોગથી છુટે અને બંધાએલો બંધનથી છુટે.[૧૬૨] બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી અને ઓરમાન માના નીચ પ્રસંગરૂપ અનેકપ્રકાર કરેલાં પાપોથી પણ મુક્ત થાય.[૧૬૩] પાઠ કરતાંજ દુષ્ટ પ્રતિગ્રહથી, અભક્ષ્યના ભક્ષણથી, પાખંડીઓથી અને અસત્ય ભાષણ આદિથી પણ મુક્ત થાય.[૧૬૪] હે બ્રહ્માના પુત્ર! મેં કહેલું આ રહસ્યરૂપ નિર્મલ સ્તોત્ર મનુષ્યોને પરમાત્મમાં જોડી દેનાર છે. આ વાત હું સાચેસાચી કહું છું એમાં સંશય નથી.[૧૬૫]

इदं रहस्यममलं मयोक्तं पद्मजोद्भव ॥
ब्रह्मसायुज्यदं नृणां सत्यं सत्यं न संशयः ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. ૬

## अध्याय ૭ मो. દીક્ષા વિધિ

### नारद उवाच

श्रुतं सहस्रनामाख्यं श्री गायत्रीफलप्रदम् ॥
स्तोत्रं महोन्नतिकरं महाभाग्यकरं परम् ॥१॥

નારદજી પૂછે છેઃ–હે પ્રભુ! ગાયત્રીના ફલને આપનારૂં 'સહસ્રનામ' એવા નામનું સ્તોત્ર કે જે મોટી ઉન્નતિ આપનારૂં, મહાભાગ્ય આપનારૂં અને સર્વોત્તમ છે, તે મેં સાંભળ્યું.[૧] હવે દીક્ષાનું ઉત્તમ લક્ષણ સાંભળવા ઇચ્છું છું કે જે વિના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે સ્ત્રીઓને દેવીના મંત્રમાં અધિકાર પ્રાપ્ત થતો નથી. દીક્ષા સંબંધી સઘળો સામાન્ય વિધિ વિસ્તારથી મારી પાસે કહો.[૨,૩]

નારાયણ કહે છેઃ–દીક્ષાનો* વિધિ કે જે કરવાથી પવિત્ર અંતઃકરણવાળા શિષ્યોને દેવ, અગ્નિ અને ગુરૂના પૂજન આદિમાં અધિકાર પ્રાપ્ત થાય છે, તે કહું છું, સાંભળો.[૪] દિવ્ય જ્ઞાન આપે છે તથા પાપોનો ક્ષય કરે છે

* ટીકાકાર લખે છે કે "આ સ્થલમાં વૈષ્ણવ તંત્રના આઠ અધ્યાયો કોઇએ ક્ષેપક નાખી દીધેલા છે, કારણ કે શક્તિની દીક્ષાના પ્રકરણમાં વૈષ્ણવ તંત્રની વાત કહેવી અયોગ્ય છે, અને વળી તે અધ્યાયો જુના પુસ્તકોમાં જોવામાં આવતા નથી; એટલા માટે અમે તે અધ્યાયોને છોડી દીધા છે."

તેથી દીક્ષા કહેવાય છે, એમ વેદ અને તંત્રમાં નિપુણતા ધરાવનારા વિદ્વાનો કહે છે.[૫] દીક્ષાથી ઘણું ફલ થાય છે એટલામાટે દીક્ષા અવશ્ય કરવી જોઇએ. દીક્ષામાં ગુરૂ અને શિષ્ય એ બન્ને અત્યંત શુદ્ધ જોઇએ.[૬] ગુરૂએ વિધિ પ્રમાણે સઘળું પ્રાતઃકાલનું કામ કરી તથા વિધિ પ્રમાણે સઘળું સ્નાન સંધ્યા આદિ કરી હાથમાં કમંડલુ લઇ મૌન ધરીને નદીના કાંઠાથી ઘેર જવું. ત્યાં સોલ હાથના યાગમંડપમાં જઈ ઉત્તમ આસનપર બેસવું.[૭,૮] આચમન લઇ પ્રાણાયામ કર્યા પછી અર્ઘના પાત્રમાં જલ લઈ તેમાં ચંદન તથા પુષ્પ નાખીને સાતવાર 'ફટ્' એ મંત્રથી તેનું અભિમંત્રણ કરવું;[૯] પછી એજ મંત્રનું ઉચ્ચારણ કરતાં તે જલથી મંડપના ચારે દ્વારનું પ્રોક્ષણ કરીને પૂજાનો આરંભ કરવો.[૧૦] દ્વારના ઉપરના પાટીઆના પ્રાંતમાં ગણપતિની, મધ્યમાં લક્ષ્મીની અને બીજા પ્રાંતમાં સરસ્વતીની નામમંત્રોથી ગંધપુષ્પાદિથી પૂજા કરવી.[૧૧] દ્વારની દક્ષિણ શાખામાં ગંગાની, તેના વામભાગમાં વિઘ્નેશની, દ્વારની વામ શાખામાંક્ષેત્રપાલની અને તેના વામ ભાગમાં યમુનાની પૂજા કરવી.[૧૨] ઉમરામાં ફટ્ મંત્રથી અસ્ત્રદેવતાની પૂજા કરવી. પછી મંડપમાં સઘળું દેવીમય છે એવી ભાવના કરી ફટ્ મંત્રનો જપ કરતાં ઊંચુ જોઇને અંતરિક્ષમાં રહેલાં વિઘ્નોને અને ત્રણવાર પગ પછાડવાથી પૃથ્વીમાં રહેલાં વિઘ્નોને દૂર કરવાં.[૧૩,૧૪] પછી વિઘ્નોને નીકળી જવાનો માર્ગ રાખવા સારૂ ડાબી શાખાનો સ્પર્શ કરતાં જમણા પગથી મંડપમાં પ્રવેશ કરવો. પ્રવેશ કર્યા પછી કુંભનું સ્થાપન કરી સામાન્ય અર્ઘ કરીને તે અર્ઘના જળથી નૈર્ઋત્ય ખુણામાં વાસ્તુનાથ અને બ્રહ્માની ચંદન, પુષ્પ તથા અક્ષત આદિથી પૂજા કરવી.[૧૫,૧૬] પછી પંચગવ્ય ભેગાં કરી તેથી અને અર્ઘના જળથી ગુરૂએ તોરણના સ્તંભસુધી મંડપનું પ્રોક્ષણ કરવું,[૧૭] અને આ સઘળું દેવીમય છે, એમ મનથી ભાવના કરવી. ભક્તિપૂર્વક મૂલમંત્રનું ઉચ્ચારણ કરતાં ભાવના કરવી, અને ફટ્ મંત્રનું ઉચ્ચારણ કરતાં પ્રોક્ષણ કરવું.[૧૮] ફટ્ મંત્રનું ઉચ્ચારણ કરીને મંડપની પૃથ્વીનું તાડન કરવું અને 'હું' મંત્રનું ઉચ્ચારણ કરીને અભ્યુક્ષણ કરવું.[૧૯] પછી ધૂપ કરીને ત્યાં સર્ષપ આદિ વિકર* ચારે કોર નાખવા અને તે વિકરોને પાછા દર્ભની સાવરણીથી એકઠા કરીને ઇશાન ખુણામાં તેઓનો ઢગલો કરી રાખવો. પછી પુણ્યાહવાચન કરી અને દીન તથા અનાથ લોકોને રાજી કરીને કોમલ આસનપર બેસવું. પછી પૂર્વ દિશામાં મુખ રાખી પોતાના ગુરૂને પ્રણામ કરી જે મંત્ર દેવાનો હોય તેના દેવતાનું વિધિ સહિત ધ્યાન કરવું. પૂર્વે (એકાદશ સ્કંધમાં) કહેલા પ્રકારથી ભૂતશુદ્ધિ આદિ કરી, દેવાના મંત્રના ઋષ્યાદિન્યાસ કરવા. ઋષિનો મસ્તકમાં, છંદનો મુખમાં, દેવતાનો હૃદયમાં, બીજનો ગુહ્યમાં અને શક્તિનો પગમાં ન્યાસ કરી ત્રણ તાળીઓ પાડીને ત્રણ પ્રકારનાં વિઘ્નોને દૂર કરવાંઅને તે પછી ત્રણ ચપટીઓ વગાડીને દિગ્બંધ કરવો.[૨૦-૨૫] તે પછી પ્રાણાયામ કરી મૂલમંત્રનું સ્મરણ કરતાં દેહમાં નીચે પ્રમાણે અકારાદિ અક્ષરોનો ન્યાસ કરવો.[૨૬] ૐ અંનમઃ ૐ આંનમઃ ૐ ઇંનમઃ ઇત્યાદિ પ્રકારથી બોલી બોલીને મંત્રવેત્તાએ મસ્તક આદિ સ્થાનકોમાં ન્યાસ કરવો.[૨૭] મૂલ મંત્રના ષડંગનો અંગુઠા

* જલ, ચન્દન, સર્ષપ, ભસ્મ, દૂર્વાંકુર, અક્ષત, એ સર્વે વિકર કહેવાય છે, અને તે સર્વે વિઘ્નોનો નાશ કરે છે.

આદિ અંગુલીઓમાં અને હૃદય આદિમાં અનુક્રમથી ન્યાસ કરવો.[૨૮] नमः, स्वाहा, वषट्, हुं, वौषट् અને फट् એ અનુક્રમથી છ પદોવાળાં અને આદિમાં ઓંકારવાળા છ મંત્રોથી ષડંગન્યાસ કરવો. પછી તે તે કલ્પોમાં કહેલાં સ્થાનકોમાં મૂલમંત્રના અક્ષરોનો ન્યાસ કરવા આદિ ક્રિયા કરવી. આ ન્યાસ કરવાનો પ્રકાર કહ્યો.[૨૯,૩૦] પછી પોતાના શરીરમાં શુભ આસનનું ચિંતન કરવું તેમાં જમણા ખભામાં ધર્મનું, ડાબા ખભામાં જ્ઞાનનું, ડાબા સાથળમાં વૈરાગ્યનું, જમણા સાથળમાં ઐશ્વર્યનું, મુખમાં અધર્મનું, ડાબા પડખામાં અજ્ઞાનનું, નાભિમાં અવૈરાગ્યનું અને જમણા પડખામાં અનૈશ્વર્યનું સ્થાપન કરવું.[૩૧-૩૩] હે મુનિઓમાં ઉત્તમ ! ધર્મ આદિ ચાર પદાર્થો પલંગનાં ઇશ-ઉપળારૂપ કહેવાય છે.[૩૪] વચમાં કુણી કુણી તળાઇના સ્થાનમાં અનંતની ભાવના કરવી. અનંતની ઉપર પ્રપંચરૂપી નિર્મળ કમલની અને કમલમાં એક બીજાની ઉપર ઉપર કલાવાળા સૂર્ય, ચંદ્ર અને અગ્નિની ભાવના કરવી.[૩૫] સંક્ષેપથી એ દેવતાઓની કલાઓ કહું છું તે સાંભળો. સૂર્યની બાર, ચંદ્રની સોળ અને અગ્નિની દશ કલાઓ કહેવાય છે, માટે તે કલાઓ સહિત એ દેવોનું સ્મરણ કરવું. એઓની ઉપર સત્વ, રજ અને તમની ભાવના કરવી.[૩૬,૩૭] દેવીના સ્થાનની ચાર દિશાઓમાં આત્મા, અંતરાત્મા, પરમાત્મા અને જ્ઞાનાત્માની ભાવના કરવી. એ રીતે પીઠની કલ્પના કરવી.[૩૮] પછી 'અમુક ઇષ્ટદેવના આસનને પ્રણામ કરું છું ' એવા અર્થના મંત્રથી આસનની પૂજા કરીને તેમાં કલ્પમાં કહેલા વિધિ પ્રમાણે ગુરૂએ પરાંબિકાનું ધ્યાન કરવું,[૩૯] અને દેવાના મંત્રના દેવતારૂપ તે પરાંબિકાનું વિધિ પ્રમાણે માનસોપચારથી પૂજન કરવું.[૪૦] આનંદ આપનારી, કલ્પોમાં કહેલી મુદ્રાઓ તે સમયે દેખાડવી, કે જેથી દેવીને પ્રીતિ ઉત્પન્ન થાય છે.[૪૧] તે પછી પોતાના ડાબા ભાગના અગ્રમાં છ કોણની ઉપર વર્તુલ અને ચોરસવાળું વચોવચ સારી રીતે મંડલ આલેખવું.[૪૨] છ કોણવાળા મંડલના મધ્યમાં ત્રિકોણ આલેખીને શંખરૂપ મુદ્રા દેખાડવી. છ ખુણાઓમાં પુષ્પ આદિથી છ અંગોનું પૂજન કરવું.[૪૩] પૂજ્ય અને પૂજકના મધ્યમાં પ્રાચી દિશા કલ્પીને અગ્નિખુણાથી માંડી છ અંગોનું પૂજન કરવું. હે નારદજી ! તે પછી શંખના આધારરૂપ પાત્ર લઈ फट् મંત્રથી તેનું પ્રોક્ષણ કરી તેને મંડલમાં સ્થાપવું. શંખનો આધાર સ્થાપવાના સમયમાં मं वह्निमंडलाय दशकलात्मने अमुकदेव्यर्घ्यपात्रस्थापनाय नमः એ મંત્રનું સ્મરણ કરતાં આધાર ઉપર સ્થાપવો. પછી अं सूर्यमंडलाय द्वादशकलात्मने अमुकदेव्यर्घ्यपात्राय नमः એ મંત્ર બોલ્યા પછી शं शंखाय नमः એ મંત્ર બોલીને તેથી શંખનું પ્રોક્ષણ કરવું અને તેમાં સૂર્યની તાપિની આદિ બાર કલાઓનું ક્રમપ્રમાણે પૂજન કરવું. અક્ષરોની માતૃકા અવળી બોલી તથા મૂલમંત્ર વિલોમ બોલીને શંખમાં જળ ભરવું અને તેમાં મંત્રની કલાઓનો ન્યાસ કરવો. ॐ सोममंडलाय षोडशकलात्मने अमुकार्घ्यामृताय नमः એ મંત્રથી અંકુશમુદ્રા દેખાડતાં જળની પૂજા કરવી.[૪૪-૫૩] તેમાં તીર્થોનું આવાહન કરીને આઠ વાર મંત્રનો જપ કરવો. જલમાં અંગોનો ન્યાસ કરીને नमः એ મંત્રથી જળની પૂજા કરવી.[૫૪] મૂલમંત્રનો આઠ વાર જપ કરીને મત્સ્યમુદ્રાથી આચ્છાદન કરવું. પછી શંખથી દક્ષિણ ભાગમાં પ્રોક્ષણી પાત્રનું સ્થાપન કરી તેમાં થોડુંક વિશેષ અર્ઘરૂપ શંખનું જલ નાખીને તે

જલવડે ચારેકોર પ્રોક્ષણ કરવું અને તેથી પૂજાના પદાર્થોની તથા પોતાના આત્માની શુદ્ધિ થવાની ભાવના કરવી.[૫૫,૫૬] પછી પોતાની આગળ વેદીમાં, મધ્યમાં કર્ણિકાવાળું સર્વતોભદ્ર મંડલ આલેખીને સાળના ચોખાથી પૂરવું.[૫૭] દર્ભ પાથરીને તેઓ ઉપર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દર્ભનો કૂર્ચ મૂકવો. આધારશક્તિથી માંડીને પીઠ પર્યંત પૂજા કરવી.[૫૮] પછી વ્રણ-વગરનો કુંભ લઇ ફટ્ મંત્રથી મંત્રેલાં જલોથી વીછળીને, ત્રેવડા કરેલા રાતા દોરાથી તેને વીંટવો.[૫૯] એ કુંભમાં નવ રત્ન નાખી તથા કૂર્ચ નાખી ચંદનાદિકથી પૂજીને ગુરૂએ ઓંકારરૂપ મંત્રથી તે પીઠમાં તેનું સ્થાપન કરવું.[૬૦] કુંભની અને પીઠની એકતાની ભાવના કરી વર્ણમાતૃકાનો વિલોમ ઉચ્ચાર કરતાં મૂળ-મંત્રનો જપ કરીને દેવબુદ્ધિ રાખતાં તીર્થરૂપ જલોવડે કુંભને ભરવો. પીપળો, પનસ અને આંબો, એ વૃક્ષોનાં કુણાં અને નવાં પાંદડાંઓથી કુંભનું મ્હોડું ઢાંકી તે ઉપર ફલ તથા અક્ષતવાળો પ્યાલો મૂકીને બે વસ્ત્રથી વેષ્ટન કરવું.[૬૧-૬૩] પ્રાણપ્રતિષ્ઠાના મંત્રથી પ્રાણનું સ્થાપન કરવું અને આવાહન આદિની મુદ્રાઓથી પરમ દેવતાને પ્રીતિ ઉપજાવવી.[૬૪] પછી કલ્પમાં કહેલા પ્રકારથી તે પરમેશ્વરીનું ધ્યાન કરી તેમની આગળ ' ભલે પધાર્યાં, કુશલ છો ?' એમ બોલવું.[૬૫] તે પછી પાદ્ય, અર્ઘ, આચમનીય, મધુપર્ક, અભ્યંગ અને સ્નાન દેવીને નિવેદન કરવું.[૬૬] રાતાં અને નિર્મળ બે રેશમી વસ્ત્ર દેવાં અને તે પછી અનેક પ્રકારના મણિઓથી જડેલાં આભરણોની કલ્પના કરવી.[૬૭] વર્ણમાતૃકાના પ્રત્યેક અક્ષરને હ્રીંકારથી સંપુટ કરી ઉચ્ચારણ કરતાં દેવીનાં અંગોમાં ન્યાસ કરીને ચંદન આદિથી પૂજા કરવી.[૬૮] કપૂર સહિત કાલાગરૂનો ધૂપ, કસ્તૂરી-સહિત કેસરી ચંદન અને ડોલર આદિનાં પુષ્પો દેવીને અર્પણ કરવાં. અગરૂ, ગુગળ, વાળો અને ચંદન, એઓનો ભુકો કરી સાકર અને મધથી તેની ગોળી વાળી તેનો ધૂપ કરવાથી દેવી અત્યંત પ્રસન્ન થાય છે. પછી અનેક દીવાઓ અર્પણ કરીને નૈવેદ્ય ધરવું.[૬૯-૭૧] પ્રત્યેક પદાર્થ અર્પણ કરતાં પ્રોક્ષણીમાં રહેલું પાણી મૂકતું જવું. બીજું પાણી મૂકવું નહિ. પછી અંગપૂજા તથા કલ્પમાં કહેલાં આવરણોની પૂજા કરવી.[૭૨] અંગો સહિત દેવીનું પૂજન કર્યા પછી વૈશ્વદેવ કરવો. દક્ષિણમાં સ્થંડિલ કરી તેમાં અગ્નિનું સ્થાપન કરતાં, તેમાં મૂર્ત્તિમાં રહેલાં ઇષ્ટ દેવીનું આવાહન કરી ક્રમથી પૂજન કરીને તેમાં ઓંકાર સહિત વ્યાહૃતિઓથી ઘી સહિત દૂધપાકનો હોમ કરવો, પછી પચીશવાર મૂલમંત્રથી હોમ કરવો અને તે પછી પાછો ઓંકાર તથા વ્યાહૃતિઓથી હોમ કરવો.[૭૩-૭૫] પછી ગંધ આદિ ઉપચારોથી પૂજીને દેવીને પીઠમાં સ્થાપવાં. અગ્નિનું વિસર્જન કર્યા પછી અવશેષ રહેલા દૂધપાકથી ચારે કોર જગદંબાના પાર્ષદોને ચંદન તથા પુષ્પ આદિ સહિત બલિદાન દેવું. પાંચ ઉપચાર આપી તાંબૂલ તથા છત્ર દેવીને અર્પણ કરતાં હજાર વાર મૂલમંત્રનો જપ કરવો. જપ અર્પણ કર્યા પછી ઇશાન ખુણામાં રાખી મૂકેલા વિકિર (સર્ષપ આદિના ઢગલા) ઉપર ઝારીનું સ્થાપન કરવું અને તેમાં દુર્ગાનું આવાહન કરીને પૂજન કરવું. રક્ષા કરો ! રક્ષા કરો ! એમ બોલી મૂલમંત્રનું ઉચ્ચારણ કરતાં ઝારીના નાળવામાંથી પાણી કહાડી તેવડે પ્રદક્ષિણાની રીતે ભૂમિનું સેચન કરવું. પછી ઝારીને પાછી ઠેકાણે રાખી અસ્ત્ર દેવતાની પૂજા કરવી.[૭૬-૮૦] એટલું કર્યા પછી ગુરૂએ શિષ્યની સાથે મૌન રાખીને જમવું અને પછી તે રાત્રિમાં સાવ-

ધાનપણાથી મંડપમાંજ સૂવું.[૮૧] ઉપર પ્રમાણે અધિવાસન કર્યા પછી કુંડનો સંસ્કાર કરવો અને કુંડ ન બનેલ હોય તો સ્થંડિલનો સંસ્કાર કરવો. એ સંસ્કાર કરવાનો પ્રકાર સંક્ષેપથી વિધિ પ્રમાણે કહું છું.[૮૨] મૂલમંત્રનું ઉચ્ચારણ કરી કુંડને જોવો અને તેજ અસ્ત્રમંત્રથી કુંડનું પ્રોક્ષણ તથા તાડન કરવું. 'હું' એ મંત્રથી અભ્યુક્ષણ કરીને તે પછી પૂર્વમાં અગ્રવાળી તથા ઉત્તરમાં અગ્રવાળી ત્રણ ત્રણ રેખા સમિધ આદિથી ચારે કોર કરવી.[૮૩,૮૪] ૐકારથી અભ્યુક્ષણ કરીને આધાર શક્તિથી માંડી દેવીના પીઠ પર્યંતનું કુંડમાં પૂજન કરવું. એ પીઠમાં જગતના પરમ કારણરૂપ જગદંબા તથા સદાશિવનું આવાહન કરીને સાવધાનપણાથી ચંદન આદિ ઉપચારોથી તેઓનું પૂજન કરવું.[૮૫,૮૬] ઋતુમાં નાહેલાં, શંકરની સાથે લાગેલાં અને કામાતુર થએલાં દેવીનું ધ્યાન કરવું તથા કેટલીકવાર સુધી તેઓની રતિક્રીડાની ભાવના કરવી.[૮૭] પછી પાત્રમાં અગ્નિ લઇને આગળ મૂકવો, તેમાંથી ક્રવ્યાદનો અંશ કહાડી નાખવો અને ઉપર કહેલા જોવા આદિથી તેને સંસ્કાર દેવો.[૮૮] પછી રં બીજનું ઉચ્ચારણ કરી તેમાં ચૈતન્ય જોડવું અને ૐકારથી સાતવાર અભિમંત્રણ કરવું.[૮૯] તે પછી ગુરૂએ ધેનુમુદ્રા દેખાડી અસ્ત્રમંત્રથી રક્ષિત કરીને હું મંત્રથી તેનું અવગુંઠન કરવું.[૯૦] ચંદન આદિથી પૂજા કર્યા પછી તે અગ્નિને કુંડની ઉપર પ્રદક્ષિણાની રીતે ત્રણવાર ફેરવી ગોઠણભર ધરતીપર બેસી ૐકારનું ઉચ્ચારણ કરતાં તે અગ્નિને શિવના વીર્યરૂપ સમજીને યોનિમાં નાખવો. તે પછી સદાશિવને અને જગદંબાને આચમન લેવરાવવું,[૯૧,૯૨] અને चित् पिंगल हन हन दह दह पच पच એ મંત્રથી અગ્નિને પ્રજ્વલિત કરવો.[૯૩] "પ્રજ્વલિત, કર્મનાં ફલને ઉત્પન્ન કરનાર, હોમેલ પદાર્થોને ખાનાર, નિર્મળ, વૃદ્ધિ પામેલ, સર્વ દિશાઓમાં મુખવાળા અને સુવર્ણસરખા વર્ણવાળા અગ્નિને નમું છું."[૯૪] એ મંત્રથી પરમ આદરપૂર્વક અગ્નિની સ્તુતિ કરવી. પછી ગુરૂએ ॐ सहस्रार्चिषे हृदयाय नमः, स्वस्ति पूर्णाय शिरसे स्वाहा, उत्तिष्ठ पुरुषाय शिखायैवषट् धूमव्यापिने कवचाय हुं, सप्तजिह्वाय नेत्रत्रयाय वौषट्, धनुर्धराय अस्त्राय फट् એ મંત્રોથી ઉપર કહેલાં હૃદય આદિ સ્થાનોમાં ન્યાસ કરવો.[૯૫-૯૭] પછી સુવર્ણસરખા વર્ણવાળા, ત્રણ નેત્રવાળા, કમલપર બેઠેલા, મહામંગલરૂપ અને વર, શક્તિ, સ્વાસ્તિક તથા અભય મુદ્રાને ધરનારા અગ્નિનું ધ્યાન કરવું.[૯૮] પછી મંત્ર જાણનારા ગુરૂએ કુંડમાં મેખલા ઉપર પરિસેચન કરવું. દર્ભોથી પરિસ્તરણ કરવું અને પછી પરિધિઓની રચના કરવી. પ્રથમ ત્રિકોણ, તેના ઉપર ષટ્કોણ, તે પછી વૃત્ત, તે પછી અષ્ટપત્ર, અને તે પછી ભૂપુર, એવી રીતે અગ્નિ–સ્થાપનથી પહેલાંજ યંત્ર આલેખી રાખવો, અથવા તે યંત્રની આ સમયમાંજ ભાવના કરવી. वैश्वानर जातवेद इहावह लोहिताक्ष सर्व कर्माणि धारय स्वाहा એ મંત્રથી યંત્રના મધ્યમાં અગ્નિની પૂજા કરવી. મધ્યમાં તથા છ ખુણાઓમાં હિરણ્યા, ગગના, રક્તા, કૃષ્ણા, સુપ્રભા, બહુરૂપા અને અતિરક્તિકા, એ સાત અગ્નિની જિહ્વાઓની અને કેસરોમાં અંગોની પૂજા કરવી.[૯૯-૧૦૩] પત્રોમાં શક્તિ અને સ્વસ્તિકને ધરનારી અગ્નિની મૂર્તિઓની પૂજા કરવી. ॐ अग्नये जातवेदसे नमः, ॐ अग्नये सप्तजिह्वाय नमः, ॐ अग्नये हव्यवाहनाय नमः, ॐ अग्नये अश्वोदराय नमः, ॐ अग्नये वैश्वानराय नमः, ॐ अग्नये कौमारतेजसे नमः, ॐ अग्नये विश्वमुखाय नमः,

ओं अग्नये देवमुखाय नमः, એ રીતે મૂર્તિઓ-ની પૂજા કરીને ચાર દિશાઓમાં વજ્ર આદિ આયુધોવાળા લોકપાલોની પૂજા કરવી.[૧૦૪-૧૦૬] પછી સ્રુચ્, સ્રુવ અને ઘીના સંસ્કાર કરીને હોમ કરવો. ઘીની સ્થાલીમાં ડાબા જમણા ભાગની કલ્પના કરી જમણા ભાગમાંથી સ-રવાવડે ઘી લઇ अग्नये स्वाहा એ મંત્રથી અ-ગ્નિના જમણા નેત્રમાં હોમ કરવો. ડાબા ભા-ગમાંથી ઘી લઈ सोमाय स्वाहा એ મંત્રથી અગ્નિના ડાબા નેત્રમાં હોમ કરવો અને મ-ધ્યભાગમાંથી ઘી લઇ अग्नीषोमाभ्यां स्वाहा એ મંત્રથી અગ્નિના ત્રીજા નેત્રમાં હોમ ક-રવો.[૧૦૭-૧૦૯] વળી જમણા ભાગમાંથી ઘી લઇ अग्नये स्विष्टकृते स्वाहा એ મંત્રથી અ-ગ્નિના મુખમાં હોમ કરવો.[૧૧૦] પછી સાધકે ઓંકાર સહિત વ્યાહૃતિઓ બોલીને હોમ કરવો. તે પછી અગ્નિનો મંત્ર બોલી ત્રણવાર આહુતિ આપવી.[૧૧૧] હે નારદજી ! તે પછી ગર્ભાધાન આદિ સંસ્કારોને વાસ્તે ઓંકારથી ઘીની આઠ આઠ આહુતિ હોમવી.[૧૧૨] ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, જાતકર્મ, નામકર્મ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, વ્રતબંધ, મહાનામ્ન્યવ્રત, ઔપનિષદવ્રત, ગોદાન અને ઉદ્વાહ,એ સંસ્કારો વેદમાં કહેલા છે. પછી શિવની અને પાર્વતીની પૂજા કરીને તેઓનું વિસર્જન કરવું.[૧૧૩-૧૧૫] તે પછી અગ્નિના ઉદ્દેશથી પાંચ સમિધ હોમવી અને આવરણોને વાસ્તે પણ એક એક આહુતિ હોમવી.[૧૧૬] સ્રુચમાં સરવાવડે ચાર વાર ઘી લઇ તે સ્રુચને સરવાવડે ઢાંકી પોતાના આસ-નપર ઉભી અગ્નિના મંત્રને અંતે वौषट् બોલીને હોમ કરવો. ओं ओंस्वाहा, ओं श्रीं स्वाहा, ओं श्रीं ह्रीं स्वाहा, ओं श्रीं ह्रीं क्लीं स्वाहा, ओं श्रीं ह्रीं क्लीं ग्लौंस्वाहा, ओं श्रीं ह्रीं क्लीं ग्लौंगं स्वाहा, ओं श्रीं ह्रीं क्लीं ग्लौंगं गणपतये, वर वरद, सर्वजनं मे वशं, आनय स्वाहा એ મહા-ગણપતિના મંત્રોથી દશ આહુતિ હોમ-વી.[૧૧૭,૧૧૮] દેવાના મંત્રના દેવતાના તે તે કલ્પમાં કહેલા પીઠની અગ્નિમાં પૂજા કરી તે અગ્નિમાં તે દેવતાનું ધ્યાન કરી મૂલમંત્રથી તેના મુખમાં પચીશ આહુતિ હોમવી કે જેથી અગ્નિનું અને દેવતાનું મુખ એક થાય છે. પછી અગ્નિની અને દેવતાની એકતા થયાની ભાવના કરતાં પોતાની સાથે તેઓ એકીભૂત થયાની ભાવના કરવી. પછી ઉત્તમ સાધકે દેવતાઓના ષડંગને નોખનોખી આહુતિઓ દેવી.[૧૧૯-૧૨૧] હે નારદજી ! અગીઆર આહુ-તિઓ દેવી. એમ કરવાથી અગ્નિની અને દેવ-તાની નાડીનું સંધાન થાય છે.[૧૨૨] તે પછી આવરણોના એક એક દેવના ઉદ્દેશથી ઘીની એક એક આહુતિ દેવી. તે પછી દેવતાનો મૂલમંત્ર બોલી બોલીને કલ્પમાં કહેલા પદા-ર્થોથી અથવા તિલોથી એક હજાર ને આઠ આહુતિઓ દેવી.[૧૨૩,૧૨૪] હે નારદજી ! આ પ્રમાણે હોમ કર્યા પછી દેવીને, આવરણોની દેવીઓને તથા અગ્નિ આદિ દેવતાઓને પણ મનમાં સંતુષ્ટ થયેલા ધારવા.[૧૨૫] પછી શિ-ષ્યને સારી રીતે નવરાવી, સંધ્યા આદિ ક્રિયાઓ કરાવી, બે વસ્ત્ર પહેરાવી, સુવર્ણનું આભરણ પહેરાવી અને હાથમાં કમંડલુ ધરાવી ચોખ્ખા-ઈથી કુંડની પાસે લાવવો. ત્યાં શિષ્યે ગુરૂ-ઓને, સભાસદોને અને કુલદેવને પ્રણામ કરી આસનપર બેસવું. પછી ગુરૂએ કૃપાદૃષ્ટિથી શિષ્યની સામું જોવું,[૧૨૬-૧૨૮] અને શિષ્યના ચૈતન્યને પોતાના આત્મામાં મળી ગએલું ધારવું. પછી કૃપાદૃષ્ટિવડે જોવાથી તથા હોમથી નીચે પ્રમાણે શિષ્યના દેહમાં રહેલા છ માર્ગોનું પરિશોધન કરવું કે જેથી તે શુદ્ધ થઇને દેવ આદિના અનુગ્રહમાં યોગ્ય થાય. અનુક્રમે

શિષ્યના દેહમાં છ માર્ગોનું ધ્યાન કરવું તેમાં પગમાં કલામાર્ગનું, લિંગમાં તત્વમાર્ગનું, નાભિમાં ભુવનમાર્ગનું, હૃદયમાં વર્ણમાર્ગનું, કપાલમાં પદમાર્ગનું, અને મસ્તકમાં મંત્રમાર્ગનું ધ્યાન કરવું.[૧૨૯-૧૩૨] કૂર્ચથી શિષ્યનો સ્પર્શ કરતાં ધીથી ભીજવેલા તિલોથી ૐ अस्य शिष्यस्य अमुकाध्वानं शोधयामि स्वाहा એવી રીતે પ્રત્યેક માર્ગનેવાસ્તે મંત્રના ઉહ કરીને આઠ આઠ આહુતિઓ આપવી. પછી એ સઘળા માર્ગોને પરબ્રહ્મમાં લીન થએલા ધારી ગુરૂએ પાછા સૃષ્ટિમાર્ગથી તેઓને તેમાંથી ઉત્પન્ન કરવા અને પોતામાં જોડી દીધેલા શિષ્યના ચૈતન્યને પાછું શિષ્યમાં જોડી દેવું.[૧૩૩-૧૩૫] પછી પૂર્ણાહુતિ હોમીને અગ્નિમાં આવાહન કરેલા દેવતાનું વિસર્જનના મંત્રથી પાછું કલશમાં જવું થયાની ભાવના કરવી. ફરીવાર વ્યાહૃતિઓથી હોમ કરી તથા અગ્નિનાં અંગો સંબંધી એક એક આહુતિ આપીને ગુરૂએ અગ્નિનું પોતામાં વિસર્જન કરવું. પછી ગુરૂએ वौषट् મંત્ર ભણી વસ્ત્રવડે શિષ્યનાં નેત્રોને પાટો બાંધી તે શિષ્યને કુંડના સ્થલમાંથી કલશની પાસે લઈ જવો અને ત્યાં શિષ્યના હાથથી મુખ્ય દેવીનેપુષ્પાંજલિ કરાવવી.[૧૩૬-૧૩૮] પછી પાટો છોડી નાખી શિષ્યને દર્ભના આસનપર બેસાડી તેના દેહમાં આગલ કહેલી રીતિ પ્રમાણે ભૂતશુદ્ધિ કરવી તથા દેવતાના મંત્રના વિષયમાં કહેલા ન્યાસ કરવા. પછી શિષ્યને બીજા મંડલમાં બેસાડી કુંભમાં રહેલા પલ્લવો તેના માથાપર મૂકવા, માતૃકાનો જપ કરવો, કલશમાં રહેલા દેવતારૂપ જલોથી તેને નવરાવવો અને રક્ષાનેવાસ્તે તેના ઉપર ઇશાનમાં સ્થાપેલા વર્ધની કલશના જલથી સેચન કરવું. પછી શિષ્યે ઉઠી બે વસ્ત્ર પહેરી ભસ્મનું લેપન કરીને ગુરૂના સમીપમાં બેસવું. પછી દયાળુ ગુરૂએ પોતાના હૃદયમાંથી નીકળેલાં અને શિષ્યના હૃદયમાં બેઠેલાં જગદંબાની ભાવના કરી શિષ્ય અને જગદંબાની એકતા થયાની ભાવના કરતાં ચંદન અને પુષ્પ આદિથી શિષ્યની પૂજા કરવી. તે પછી ગુરૂએ શિષ્યના જમણા કાનમાં મહાદેવીના મહામંત્રનો ત્રણવાર ઉપદેશ કરવો અને શિષ્યના માથા ઉપર પોતાનો હાથ મૂકવો.[૧૩૯-૧૪૫] શિષ્યે પણ એક સો આઠવાર તે મંત્રનો જપ કરવો અને પછી દેવતારૂપ ગુરૂને પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરી એકાગ્રતાપૂર્વક પોતાનું સર્વસ્વ જીવતાંસુધી ગુરૂને અર્પણ કરવું. પછી શિષ્યે ધનનો ખોટો લોભ નહિ રાખતાં ઋત્વિજોને દક્ષિણા આપ્યા પછી બ્રાહ્મણો, સુવાસિનીઓ, કુમારિકાઓ તથા બટુકોને સારી રીતે જમાડવા, અને દીન, અનાથ તથા દરિદ્રોને પણ જમાડવા. એવો વિધિ કરી પોતાની કૃતાર્થતા માનીને પછી નિત્ય મંત્રનું આરાધન કરવું. હે નારદજી ! આ પ્રમાણે સર્વોત્તમ દીક્ષાનો પ્રકાર તમારી પાસે સારી રીતે કહ્યો.[૧૪૬-૧૪૯] સઘળી રીતે આ સંબંધમાં વિચાર કરીને દેવીના ચરણારવિંદની ભક્તિ કરો. આ સંસારમાં આ વિના બીજો બ્રાહ્મણનો ઉત્તમ ધર્મ નથી.[૧૫૦] વૈદિક બ્રાહ્મણે પોતાના ગૃહમાં કહેલા વિધિથી મંત્રનો ઉપદેશ કરવો અને તાંત્રિક બ્રાહ્મણે તંત્રમાં કહેલી રીતિથી ઉપદેશ કરવો એવી સનાતન મર્યાદા છે.[૧૫૧] વૈદિકોએ વૈદિક રીતિથી અને તાંત્રિકોએ તાંત્રિક રીતિથી પ્રયોગ કરવા. એથી વિરૂદ્ધ કદી પણ કરવું નહિ. હે નારદજી ! તમે મને પૂછ્યું તે સઘળું મેં તમારી પાસે કહ્યું માટે હવે પછી તમે જગદંબાના ચરણારવિંદનું સર્વદા ભજન કરજો. હું પણ નિત્ય એમનુંજ આરાધન કરીને પરમ

સુખ પામેલો છું.[૧૫૨-૧૫૩] (નારાયણનો અને નારદજીનો સંવાદ અષ્ટમસ્કંધથી ચાલ્યો હતો તે આ સ્થલમાં પૂરો થઈ રહ્યો. હવે જનમેજયનો અને વ્યાસનો સંવાદ જે પહેલાંથી ચાલ્યો આવે છે તેજ ચાલશે.)

વ્યાસ કહે છેઃ—હે જનમેજય! મુનિઓના શિરોમણિ નારાયણ આ પ્રમાણે નારદજીને સર્વોત્તમ પ્રકરણ કહી સમાધિ કરી નેત્રો મીંચીને જગદંબાના ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યા. નારદજી પણ પોતાના પરમ ગુરૂ નારાયણ ભગવાનને પ્રણામ કરી દેવીનું દર્શન મેળવવાની ઉત્કંઠાથી તુરત તપ કરવા ગયા.[૧૫૪,૧૫૫]

नारायणस्तु भगवान् मुनिवर्यशिखामणिः ॥
नारदोपि ततो नत्वा गुरुं नारायणं परम् ॥
जगाम सद्यस्तपसे देवीदर्शनलालसः॥१५५॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

## अध्याय ८ मो

### કેન ઉપનિષદમાંની તેજની કથા

**जनमेजय उवाच.**

भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रविदांवर ॥
द्विजातीनांतुसर्वेषांशक्त्युपास्तिःश्रुतीरिता॥१॥

જનમેજય પૂછે છેઃ—હે મહારાજ! હે સર્વ ધર્મોને જાણનારા! હે સઘળાં શાસ્ત્રોને જાણનારાઓમાં ઉત્તમ! સઘળા દ્વિજલોકોને શક્તિની ઉપાસના કરવાનું વેદમાં કહેલું છે,[૧] તથા ત્રણે કાલમાં સંધ્યા કરવી એ દ્વિજનું નિત્ય કર્મ છે; તો સંધ્યાની ઉપાસના એ ગાયત્રીની જ ઉપાસના છે અને ગાયત્રી એ શક્તિનું જ સ્વરૂપ છે એવો વેદનો સિદ્ધાંત આપે કહ્યો. આ સિદ્ધાંત ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે 'ત્રણ કાલ ઉપરાંત બીજા સમયોમાં પણ શક્તિનું જ સ્મરણ કરવું જોઇએ' તો એ પ્રમાણે છતાં શક્તિનું ભજન છોડી અથવા તેનું થોડું ઘણું ભજન રાખતાં તેનું અભિમાન છોડી દઇને દ્વિજલોકો બીજા દેવતાઓનું શા માટે ગ્રહણ કરે છે? કેટલાએક દ્વિજલોકો વૈષ્ણવ, કેટલાએક ગણપતિના ભક્ત, કેટલાએક કાપાલિક, કેટલાએક ચીન દેશમાં ચાલતા ધર્મોમાં લાગેલા, કેટલાએક વલ્કલ ધરનારા, કેટલાએક જૈન, કેટલાએક બૌદ્ધ અને કેટલાએક ચાર્વાકના મતવાળા જોવામાં આવે છે, અને એ પ્રમાણે બીજા પણ ઘણા દ્વિજો જગતમાં વેદ ઉપર શ્રદ્ધા વગરના જોવામાં આવે છે, તો એ પ્રમાણે થવાનું શું કારણ છે તે આપે કહેવું જોઇએ. માત્ર મૂઢલોકોજ એવા મતોમાં પ્રવર્તેલા છે એમ નથી, પણ બુદ્ધિમાન, અનેક પ્રકારના તર્કોમાં વિચક્ષણતા ધરાવનારા પંડિત લોકો પણ એવા મતોમાં પ્રવર્ત્તીને વેદ ઉપર શ્રદ્ધા વગરના જોવામાં આવે છે. પોતાનું કલ્યાણ વેદમાર્ગથીજ થાય છે, એમ જાણતાં છતાં કોઈ વેદમાર્ગનો ત્યાગ કરવા ઇચ્છે એમ સંભવતું નથી; તે છતાં ઉપર કહ્યા પ્રમાણે થાય છે તો તેમ થવાનું શું કારણ છે? તે કહો; હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! આપે આગળ મણિદ્વીપનો મહિમા કહેલો છે પણ તે દેવીનું સર્વોત્તમ સ્થાનક કેવા પ્રકારનું છે? એ વિશેષે કરી કહેલું નથી; માટે હું કે જે શ્રદ્ધાવાળો ભક્ત છું તેની પાસે તે વિષય પણ કહો.[૨-૮] ગુરૂઓ પ્રસન્ન થાય તો ગુહ્ય વિષય પણ કહી દે છે.

સૂત કહે છેઃ—હે મુનિઓ! એ પ્રમાણે જનમેજય રાજાનું વચન સાંભળી મહાત્મા વેદવ્યાસે પછી નીચે પ્રમાણે અનુક્રમથી એ સર્વ વિષય કહ્યા, કે જે સાંભળીને દ્વિજલોકોને વેદ ઉપર શ્રદ્ધા વધે છે.[૯-૧૦]

વ્યાસ કહે છેઃ—હે રાજા! તમે આ સમ-

યમાં જેવું જોઈએ તેવું ઘણું ઉત્તમ પૂછ્યું. તમે બુદ્ધિમાન છો અને વેદમાં શ્રદ્ધાવાળા પણ જણાઓ છો.[11] હે મોટા રાજા! પૂર્વે મદથી છકેલા દૈત્યોએ દેવતાઓની સાથે સો વર્ષ સુધી ભારે વિસ્મય આપે એવું યુદ્ધ કર્યું હતું.[12] એઓ વચ્ચે અનેક શસ્ત્રોના પ્રહારવાળું, અનેક પ્રકારની માયાઓથી વિચિત્ર અને જગતનો ક્ષય કરી નાખે એવું યુદ્ધ થયું હતું.[13] એ સમયમાં પરાશક્તિની કૃપાને લીધે દેવતાઓએ યુદ્ધમાં દૈત્યોને જીતી લીધા હતા અને દૈત્યો પૃથ્વીને તથા સ્વર્ગને છોડી દઇને પાતાળમાં જતા રહ્યા હતા.[14] આમ થવાથી રાજી થએલા અને સઘળી રીતે ભારે અભિમાન પામેલા દેવતાઓ મોહને લીધે પરસ્પરમાં પોતાના પરાક્રમનું વર્ણન કરવા લાગ્યા[15] કે "આપણો જય કેમ ન થાય? થાય એ સંભવિતજ છે. કારણ કે આપણો મહિમા સર્વથી અધિક છે. આપણી પાસે પામર અને પરાક્રમ વગરના દૈત્યો તે કોણ માત્ર![16] આપણે સઘળા યશસ્વી; અને સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારા છીએ. આપણી આગળ પામર દૈત્યોની તે શી ગણતરી!"[17] આ પ્રમાણે દેવતાઓ પરાશક્તિનો પ્રભાવ નહિ જાણીને સર્વે મોહ પામ્યા હતા, તે સમયમાં તેઓના ઉપર અનુગ્રહ કરવા સારૂ કૃપાથી પૂર્ણ જગદંબા તુરતજ તેજના પુંજરૂપે પ્રકટ થયાં. હે રાજા! કરોડ સૂર્યો જેવી દીપ્તિવાળું, કરોડ ચંદ્રો જેવું શીતલ, કરોડ વિજળીઓ સરખા પ્રકાશવાળું, હાથ કે પગ આદિ અવયવો વગરનું, પરમ સુંદર અને પૂર્વે કોઈ કાળમાં નહિ દીઠેલું તે તેજ જોવામાં આવતાં વિસ્મય પામેલા દેવતાઓ બોલવા લાગ્યા કે "આ શું છે! આ શું છે! આ તે કોઈ દૈત્યોની ગોઠવણ છે કે દેવતાઓમે વિસ્મય આપનારી કોઈ માયા કોઈએ બનાવેલી છે." પછી સઘળા દેવતાઓએ મળીને ઉત્તમ વિચાર કર્યો કે "આ તેજની પાસે જઇને તું કોણ છે? એમ આપણે પૂછવું અને પછી યોગ્ય અયોગ્યનો વિચાર કરીને તેનો ઉપાય કરવો."[18-23] પછી દેવતાઓના અધિપતિ ઇંદ્રે અગ્નિને બોલાવીને કહ્યું કેઃ—"હે અગ્નિ! તું અમ લોકોના ઉત્તમ મુખરૂપ છે, એટલામાટે આ તેજના પુંજની પાસે જા અને જઇને નિશ્ચય કર કે એ તેજ શું છે?" પોતાના પરાક્રમના વર્ણનવાળું ઇંદ્રનું વચન સાંભળી અગ્નિ તુરત ત્યાંથી ચાલીને એ તેજની પાસે ગયો. તે સમયે તેજે અગ્નિને પૂછ્યું કે "તું કોણ છે અને તારામાં શી શક્તિ છે? તે સઘળું મારી પાસે કહે." અગ્નિ બોલ્યો કે "હું અગ્નિ છું. કર્મનાં ફળો મારાથી ઉત્પન્ન થાય છે અને મારામાં સઘળા જગતને બાળી નાખવાની શક્તિ છે." એ પ્રમાણે અગ્નિનું વચન સાંભળી તેજે અગ્નિની પાસે ખડ મૂકીને કહ્યું કેઃ—"જગતને બાળી દેવાની તારામાં શક્તિ હોય તો આ ખડને બાળી દે." તે સમયે અગ્નિએ તે ખડને બાળવાનો પોતાથી બનતો સઘળો યત્ન કર્યો પણ ખડને બાળી શક્યો નહિ, તેથી તે લજાઇને પાછો દેવતાઓની પાસે ગયો. દેવતાઓએ વૃત્તાંત પૂછતાં અગ્નિએ સઘળી વાત કરીને કહ્યું કેઃ—"હે દેવતાઓ! સર્વના સ્વામિપણાવિષે અને સઘળી શક્તિ ધરાવવા આદિ વિષે આપણું અભિમાન વૃથા છે." પછી ઇંદ્રે વાયુને બોલાવીને કહ્યું કેઃ—"તારામાં સઘળું જગત ગુંથાઈ રહ્યું છે તથા તારી ગતિઓથીજ ચાલે છે અને તુંજ સર્વના પ્રાણરૂપ તથા સઘળી શક્તિઓને ધરનાર છે, એટલામાટે તું જઇને આ તેજ શું છે? એ નિશ્ચય કર. આ મોટા તેજનો નિશ્ચય કરવાને તારા વિના બીજો કોઈ પણ સમર્થ

નથી."[૨૪-૩૩] એ પ્રમાણે પોતાના ગુણોની મહત્તાથી ગુંથાએલું ઇંદ્રનું વચન સાંભળી અભિમાન પામેલો વાયુ જે સ્થલમાં એ તેજ હતું ત્યાં ગયો. વાયુને જોઇને તેજે કોમલ વાણીથી તેને પૂછયું કે "તું કોણ છે અને તારામાં શી શક્તિ છે? એ સઘળું મારી પાસે કહે."[૩૪,૩૫] તેજનું વચન સાંભળી વાયુ અભિમાનથી બોલ્યો કે "હું અંતરિક્ષમાં ફરનાર વાયુ છું. સર્વને ચલાવવાની અને રોકીરાખવાની મારામાં શક્તિ છે. મારી ગતિને લીધેજ સઘળું જગત વ્યાપાર કરી શકે છે."[૩૬,૩૭] એ પ્રમાણે વાયુનું વચન સાંભળી એ મોટા તેજે કહ્યું કે:—"આ તારી આગળ ખડ પડયું છે તેને તારી ઈચ્છા પ્રમાણે ચલાયમાન કર અને નહિ તો ગર્વ છોડી લાજ ધરીને ઇંદ્રની પાસે જા." તેજનું વચન સાંભળી સઘળી શક્તિવાળા વાયુએ ઉદ્યોગ કર્યો પણ તે ખડ તે ઠેકાણાથી ચલાયમાન થયુ નહિ. આમ થવાથી લજાએલા વાયુએ દેવતાઓની પાસે જઈ ગર્વ છોડી દઇને ગર્વના નાશના કારણરૂપ સઘળું કારણ કહી સંભળાવ્યું અને કહ્યું કે:—" આ જાણવાને આપણે સમર્થ નથી. આપણે તો મિથ્યા અભિમાન ધરાવનારા છીએ. એ પૂજ્ય અને પરમ દારૂણ તેજ અલૌકિક જણાય છે." પછી સર્વે દેવતાઓએ ઇંદ્રને કહ્યું કે:—"તમે દેવતાઓના રાજા છો માટે તમેજ ખરી રીતે એ તેજનો નિશ્ચય કરો." દેવતાઓના વચનથી અભિમાન ધરીને ઇંદ્ર, એ પરથી પણ પર અને મહાપૂજ્ય તેજની પાસે દોડી ગયો, તેટલી વારમાં એ તેજ અંતર્ધાન થઈ ગયું.[૩૮-૪૪] "અગ્નિ અને વાયુ કે જેઓ મારાથી ઓછા છે, તેઓની સાથે આ તેજે સંભાષણ કર્યું અને મારી સાથે તો સંભાષણ પણ ન કર્યું." એવા કારણથી ઇંદ્ર બહુજ લજાઈ ગયો અને ચિત્તમાં પોતાની હલકાઈ માનવા લાગ્યો.[૪૫] ઇંદ્રે વિચાર કર્યો કે "હવે મારે દેવતાઓની સભામાં જવું યોગ્ય નથી, કારણ કે આ મારી હલકાઇની વાત મારે દેવતાઓની પાસે કહેવી પડે.[૪૬] એમ કરવા કરતાં દેહનો ત્યાગ કરવો સારો છે; કારણ કે માન એજ મહાત્માઓના ધનરૂપ છે. માનનો નાશ થયા પછી જીવવું એ મરવા સરખું છે, એમાં સંશય નથી."[૪૭] આ પ્રમાણે ત્યાંજ નિશ્ચય કરી ગર્વ છોડી દેતાં ઇંદ્રે એવા ચરિત્રને કરનારા તે તેજનુંજ ધ્યાન કરવા માંડયું.[૪૮] એ ક્ષણમાં આકાશવાણી થઇ કે " હે ઇંદ્ર! તું માયાબીજનો જપ કર અને તેથી સુખી થા."[૪૯] પછી ઇંદ્રે આહાર છોડી દઇ ધ્યાનથી નેત્ર મીંચીને એક લાખ વર્ષ સુધી સર્વોત્તમ અને પરથી પણ પર માયાબીજનો જપ કર્યો, ત્યાં અકસ્માત્ ચૈત્ર માસની નોમને દિવસે મધ્યાહ્નના સમયમાં તેજ સ્થલમાં ફરીવાર એજ તેજ પ્રકટ થયું.[૫૦,૫૧] એ તેજના મંડલના મધ્યમાં એક નવા યૌવનવાળી કુમારી જોવામાં આવી. એની કાંતિ પ્રફુલ્લિત થએલા જાસુદના ફૂલ જેવી હતી. દીપ્તિ ઉગતા કરોડ સૂર્યોના જેવી હતી.[૫૨] મુકુટમાં બાલચંદ્ર ધર્યો હતો. વસ્ત્રમાંથી સ્તનો દેખાઇ રહ્યાં હતાં. ચાર હાથમાં અનુક્રમે વર, પાશ, અંકુશ અને અભય ધર્યાં હતાં.[૫૩] અંગો રમણીય હતાં. અંગલટ કોમળ હતી. અનેક આભરણો ધર્યાં હતાં. નેત્ર ત્રણ હતાં. મલ્લિકાનાં ફૂલોની માળાઓવાળો મોટો ચોટલો શોભી રહ્યો હતો. ચારે દિશાઓમાં દેહધારી ચાર વેદ સ્તુતિ કરતા હતા. દાંતની પ્રભાથી પૃથ્વીને ચારેકોર માણક જેવી કરી મેલી હતી. મુખ પ્રસન્ન અને હસતું હતું. રૂપ કરોડ કામદેવના જેવું હતું. રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં. રાતાં ચંદનનું લેપન કર્યું હતું. શરીર

ખરેખરી કરૂણામય દેખાતું હતું. સઘળાં કારણોના પણ કારણરૂપ, ભક્તોને કલ્પવૃક્ષરૂપ, ઉમા નામવાળાં, મંગલરૂપ અને સુવર્ણનાં આભરણોવાળાં, એ જગદંબાને જોઇને જેનું અંતઃકરણ ગદ્‌ગદ થઇ ગયું, રૂંવાડાં ઉભાં થઇ ગયાં અને નેત્રોમાં પ્રેમનાં આંસુ ભરાઈ આવ્યાં એવા ઇંદ્રે એ જગદંબાના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા અને ભકિતથી માથું નમાવીને અનેક પ્રકારનાં સ્તોત્રોથી સ્તુતિ કરી. પછી બહુ રાજી થવાથી ઇંદ્રે પૂછ્યું કે "હે સુંદરિ! એ તેજ શું હતું?[૫૪-૬૦] અને શા કારણથી પ્રકટ થયું હતું? એ સઘળું મને કહો. એ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળી કરૂણાના સાગરરૂપ જગદંબા બોલ્યાં[૬૧] કે એ તેજ મારૂં રૂપ હતું. માયાના અધિષ્ઠાનરૂપ, માયાવિશિષ્ઠ, સર્વને જાણનારાં, અવિનાશી અને સર્વ કારણોના પણ કારણરૂપ એજ પરબ્રહ્મ છે.[૬૨] એ તેજ કે જેનું સઘળા વેદો પ્રતિપાદન કરે છે, સઘળાં તપ કરીને જેને પામવાની ઇચ્છા રાખવામાં આવે છે તથા જેને પામવાની ઇચ્છાથી બ્રાહ્મણો ગુરૂને ઘેર રહીને બ્રહ્મચર્ય પાળે છે તેના વિષે સંક્ષેપથી તારી પાસે કહું છું.[૬૩] સઘળા વેદોમાં ઓમ્ એ પદથી જે બોલવામાં આવે છે, તે એ પરબ્રહ્મ છે; અને હ્રીં કારના અર્થરૂપ પણ એજ છે. હે દેવતાઓમાં ઉત્તમ! એ બે બીજ મારા મંત્ર છે.[૬૪] કારણ કે માયારૂપ અને બ્રહ્મરૂપ બે ભાગવાળી, અર્થાત્ માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ હું સઘળા જગતને સર્જું છું. તેમાં એક ભાગ સચ્ચિદાનંદરૂપ કહેવાય છે અને એક ભાગ માયા અથવા પ્રકૃતિ એવાં નામોથી કહેવાય છે. તેઓમાં જે માયા છે તે પરાશક્તિરૂપ છે અને તે શક્તિવાળી ઈશ્વરી હું છું; એટલામાટે જેમ ચંદ્રથી તેની ચાંદની અભિન્નજ છે, તેમ માયા મારાથી અભિન્નજ છે. હે ઇંદ્ર! ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ એ મારી માયા સર્વ જગતનો પ્રલય થતાં મારાથી અભિન્ન રહે છે, અને પ્રાણીઓનાં કર્મ પાછાં ફલ દેવાને ઉન્મુખ થાય છે ત્યારે અવ્યક્તરૂપે રહેલી તે માયા પાછી વ્યક્તરૂપ થાય છે. ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા છે તે માયા કહેવાય છે, અને સૃષ્ટિના સમયમાં તે માયાના ગુણોની જે વિષમતા થાય છે તે તમ કહેવાય છે; તેથી વેદમાં 'તમ ઉત્પન્ન થાય છે' એમ કહ્યું છે પણ 'માયા ઉત્પન્ન થાય છે' એમ કહ્યું નથી. વિષમતા થતાં પ્રથમ તમોગુણ, તમોગુણમાંથી સત્વગુણ અને સત્વગુણમાંથી રજોગુણ થાય છે. બ્રહ્મા રજોગુણના અભિમાની, વિષ્ણુ સત્વગુણના અભિમાની અને રૂદ્ર તમોગુણના અભિમાની છે. જો કે એ ત્રણે દેવ અને સઘળું જગત પણ ત્રણ ગુણ રૂપ છે; તો પણ બ્રહ્મામાં રજોગુણ અધિક છે, વિષ્ણુમાં સત્વગુણ અધિક છે અને રૂદ્રમાં તમોગુણ અધિક છે. રૂદ્રમાં તમોગુણ આધક છે અને તમોગુણ સર્વથી પ્રથમ ઉત્પન્ન થએલો છે તેથી રૂદ્ર સર્વના કારણરૂપ કહેવાય છે.[૬૫-૭૨] બ્રહ્મા સ્થૂલદેહરૂપ છે, વિષ્ણુ લિંગદેહરૂપ છે અને રૂદ્ર કારણદેહરૂપ છે. સામ્યાવસ્થારૂપ અને સર્વના અંતર્યામિરૂપ હું તો ચોથા પદ-(અવ્યાકૃત) રૂપ છું. માયારૂપ ઉપાધથી રહિત અને આકાર વગરનું ચોથા પદથી પર જે પરબ્રહ્મ છે, તે મારૂં વાસ્તવિક સ્વરૂપ છે. એ સ્વરૂપ નિર્ગુણ અને સગુણ, એમ બે પ્રકારનું કહેવાય છે, તેમાં માયાથી જે રહિત છે તે નિર્ગુણ છે, અને જે માયાવાળું છે તે સગુણ છે.[૭૩-૭૫] હું સર્વ જગતને સર્જી તેની અંદર પ્રવેશ કરીને વેદમાં કહેલી રીતિ પ્રમાણે સર્વ જીવોને સૌ સૌનાં કર્મો પ્રમાણે પ્રેરૂં છું.[૭૬] બ્રહ્માને સૃષ્ટિને વાસ્તે, વિષ્ણુને પાલનને વાસ્તે

અને કારણ દેહરૂપરુદ્રને સંહારને વાસ્તે હુંજ પ્રેરૂં છું.[૭૭] પવન મારી બ્હીકથી વાય છે, સૂર્ય મારી બ્હીકથી તપે છે અને ઇંદ્ર, અગ્નિ તથા મૃત્યુ પણ મારી બ્હીકથીજ પોતપોતાનાં કામોમાં નિયમસર પ્રવર્ત્તે છે, એટલામાટે હું સર્વોત્તમ કહેવાઉં છું.[૭૮] તમોને જે જય મળ્યો તે સર્વથા મારી કૃપાથીજ મળ્યો છે. તમો કે જેઓ લાકડાની પુતળીઓ જેવા છો, તેઓને હુંજ નચાવું છું.[૭૯] હુ કે જે સ્વતંત્ર છું તે મારી ઇચ્છા પ્રમાણે કોઇ સમયે દેવતાઓને જય આપું છું અને કોઈ સમયે દૈત્યોને જય આપું છું. સર્વનાં કર્મોને અનુસરીને હું સઘળું કરૂં છું.[૮૦] અહંકારથી ઘેરાએલા ચિત્તવાળા તમો, હું કે જે સર્વાત્મક છું તેને પોતાના ગર્વને લીધે ભૂલી જઇને અપાર મોહ પામ્યા હતા,[૮૧] તેથી તમારા ઉપર અનુગ્રહ કરવા સારૂ તમ લોકોના દેહમાંથી તુરત મારૂં સર્વોત્તમ તેજ નીકળ્યું હતું કે જેને તમો યક્ષ માનતા હતા.[૮૨] હવે પછી તમો સઘળી રીતે દેહાભિમાન છોડી દઇને હું કે જે સચ્ચિદાનંદરૂપ છું તેનેજ શરણરૂપ માનજો."[૮૩]

વ્યાસ કહે છેઃ–દેવતાઓએ ભક્તિપૂર્વક સ્તુતિ કરેલાં મૂલપ્રકૃતિરૂપ એ ઈશ્વરી, મોટાં દેવી એટલાં વચન બોલીને તુરત અંતર્ધાન થઈ ગયાં.[૮૪] તે દિવસથી સર્વે દેવતાઓ પોતાનું અભિમાન છોડી દઇને ભગવતીના સર્વોત્તમ ચરણારવિંદનું આરાધન કરવા લાગ્યા.[૮૫] દ્વિજ અને દેવ આદિ સર્વે લોકો જો કે પ્રથમ પણ સર્વદા ત્રણે સંધ્યામાં ગાયત્રીના જપમાં તત્પર હતા તો પણ તે દિવસથી માંડીને યજ્ઞોના ભાગ આદિથી પણ નિત્ય દેવીનું સેવન કરવા લાગ્યા.[૮૬] એ પ્રમાણે સર્વે લોકો સત્યયુગમાં ગાયત્રીના જપમાં તત્પર અને ઓંકાર તથા હ્રીંકારના જપમાં પણ પરિપૂર્ણ આસક્તિવાળા થયા હતા.[૮૭] વિષ્ણુની ઉપાસના અવશ્ય કરવી જોઇએ એમ વેદમાં કોઇ સ્થલમાં કહ્યું નથી, તેમ વિષ્ણુની દીક્ષાને કે શિવની દીક્ષાને પણ વેદે આવશ્યકપણાથી પ્રતિપાદન કરેલી નથી. કેવલ ગાયત્રીની ઉપાસનાજ નિત્ય કર્મરૂપ છે, એમ સઘળા વેદોએ કહ્યું છે; માટે ગાયત્રીની ઉપાસના કર્યા વિના બ્રાહ્મણ સર્વથા નરકમાં પડે છે.[૮૮,૮૯] કૃતાર્થપણું પ્રાપ્ત થવામાં દ્વિજને ગાયત્રીનીજ અપેક્ષા છે, બીજા કોઈની અપેક્ષા નથી. "બીજું ગમે તો કરે કે ન કરે, પણ જે દ્વિજ, માત્ર ગાયત્રીના જપમાં આસક્ત હોય તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે." એમ મનુએ પોતે કહ્યું છે.[૯૦] જે બ્રાહ્મણ ગાયત્રીને છોડી દઇને વિષ્ણુની કે શિવની ઉપાસના કરવામાં લાગે તે બ્રાહ્મણ સર્વથા નરકમાં પડે છે.[૯૧] આ કારણનેલીધે હે રાજા! સર્વે ઉત્તમ દ્વિજો સત્યયુગમાં ગાયત્રીનો જપ કરવામાં તત્પર અને દેવીના ચરણારવિંદમાં આસક્તિવાળા હતા.[૯૨]

तस्मादाद्ययुगे राजन् गायत्रीजपतत्पराः ॥
देवीपदांबुजरताआसन्सर्वेद्विजोत्तमाः ॥९२॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. ૮

## अध्याय ९ मो.

### બ્રાહ્મણોને ગૌતમનો શાપ

**વ્યાસ ઉવાચ**

कदाचिदथकाले तु दश पंचसम विभो ॥
प्राणिनां कर्मवशतो न ववर्ष शतक्र[illegible]ः॥ १ ॥

વ્યાસ કહે છેઃ–હે રાજા કોઈ સમયમાં પ્રાણિઓના પ્રારબ્ધનેલીધે પંદર વર્ષ સુધી વરસાદ થયો ન હતો.[૧] અનાવૃષ્ટિનેલીધે ક્ષયકારી દુષ્કાલ પડતાં ઘેર ઘેર મુડદાંઓની સંખ્યા કરી શકાતી ન હતી.[૨] ભૂખે મરતા કેટલાએક લોકો

ઘોડાઓને અને સૂવરોને ખાતા હતા અને કેટલાએક લોકો માણસોનાં મુડદાંઓને પણ ખાતા હતા.[3] મા બાલકને ખાવા દોડતી હતી અને પુરૂષ સ્ત્રીને ખાવા દોડતો હતો. ભૂખથી પીડાએલા સર્વે માણસો એકબીજાને ખાઇ જવા દોડતા હતા.[4] આવા સમયમાં ઘણા બ્રાહ્મણોએ ઉત્તમ વિચાર કર્યો કે "ગૌતમમુનિ મહાતપસ્વી છે, માટે તે આપણા દુઃખને મટાડશે.[5] આપણે સઘળાઓએ મળીને હવે ગૌતમના આશ્રમમાં જવું. હમણાં ગાયત્રીના જપમાં લાગેલા ગૌતમમુનિના આશ્રમમાં સુકાલ સાંભળવામાં આવે છે અને ઘણાં પ્રાણીઓ ત્યાં ગયાં છે." આ પ્રમાણે વિચાર કરી બ્રાહ્મણો અગ્નિહોત્રને, કુટુંબને, ગાયોને તથા દાસ લોકોને સાથે લઇને ગૌતમના આશ્રમમાં ગયા. કેટલાએક પૂર્વ દેશમાંથી, કેટલાએક દક્ષિણ દેશમાંથી, કેટલાએક પશ્ચિમમાંથી અને કેટલાએક ઉત્તરમાંથી ત્યાં ગયા. બધી દિશાઓમાંથી બ્રાહ્મણોના સમાજને આવેલો જોઈ ગૌતમે તેઓને પ્રણામ કર્યા.[6-9] આસન આદિ ઉપચારોથી તેમની પૂજા કરી, કુશલ પૂછ્યું અને પછી આવવાનું કારણ પૂછ્યું.[10] વિસ્મય પામેલા બ્રાહ્મણોએ પોતપોતાનું વૃત્તાંત તેમને કહી સંભળાવ્યું. બ્રાહ્મણોને દુઃખીઆ જોઇ તેઓને અભય આપીને ગૌતમે કહ્યું કેઃ—"આ તમારૂંજ ઘર છે. હું સર્વથા તમ લોકોનો દાસ છું. હું દાસ છતાં તમોને શી ચિંતા છે?[11,12] તમો સઘળા તપસ્વી લોકો અહીં આવ્યા તેથી હું કૃતાર્થ થયો છું. તમો કે જેઓનું દર્શન થતાંજ પાપ પણ પુણ્યરૂપ થઈ જાય છે, તેઓ સઘળા આજ મારા ઘરને ચરણની રજથી પવિત્ર કરો છો માટે મારા જેવો બીજો કોણ ભાગ્યશાલી છે? તમોએ મારા ઉપર અનુગ્રહ કર્યો.[13,14] આ આશ્રમમાં સુખેથી રહો અને ગાયત્રીનો જપ કર્યા કરો." આ પ્રમાણે સઘળા બ્રાહ્મણોની આશ્વાસના કરી સર્વે મુનિઓમાં ઉત્તમ ગૌતમે ભક્તિથી માથું નમાવીને નીચે પ્રમાણે ગાયત્રીની પ્રાર્થના કરી.

ગૌતમ કહે છેઃ—હે દેવિ! હે મહાવિદ્યારૂપ! હે પરથી પણ પર! હે વ્યાહૃતિ આદિ મંત્રોરૂપ! હે વેદોની માતા! હે ઓંકારરૂપ! હે સામ્યાવસ્થારૂપ! હે મા! હે હ્રીંકારરૂપ! તમને પ્રણામ કરૂં છું.[15-17] હે સ્વાહા તથા સ્વધારૂપ! તમે કે જે સઘળા પુરૂષાર્થોને દેનારાં, ભક્તોને કલ્પવૃક્ષની લતારૂપ, ત્રણે અવસ્થાઓનાં સાક્ષી, અવ્યાકૃતને અતિક્રમ કરી રહેલાં, સચ્ચિદાનંદરૂપ, સૂર્ય મંડલમાં નિવાસ કરનારાં અને સઘળા વેદાંતોથી જ્ઞેયરૂપ દેવી છો, તેમને પ્રણામ કરૂં છું.[18,19] તમે કે જે પ્રાતઃકાલમાં રાતા વર્ણવાળાં બાલક છો, મધ્યાહ્નકાલમાં ઉત્તમ જુવાનીવાળાં છો અને સાયંકાલમાં શ્યામવર્ણવાળાં વૃદ્ધ છો, તેમને સર્વદા પ્રણામ કરૂં છું.[20] હે સર્વ પ્રાણીઓના શરણરૂપ! હે દેવિ! હે પરમેશ્વરિ! અપરાધોની ક્ષમા કરો.

વ્યાસ કહે છેઃ—આ પ્રમાણે ગૌતમમુનિએ સ્તુતિ કરતાં તેમને પ્રત્યક્ષ દર્શન દઇ તથા જેથી સઘળાઓનું પોષણ થાય એવું પૂર્ણપાત્ર આપીને જગદંબાએ કહ્યું કેઃ—"તમે જે જે વસ્તુની ઇચ્છા કરશો તે તે વસ્તુ આ મારા આપેલા પાત્રમાંથી તમને મળશે." એ પ્રમાણે કહીને તે પરમ કલારૂપ ગાયત્રી દેવી અંતર્ધાન થઇ ગયાં.[21-23] હે રાજા! પછી એ પૂર્ણપાત્રમાંથી છ રસવાળાં અન્નોના પર્વતો જેવડા અનેક ઢગલા, અનેક પ્રકારનાં ખડ, દિવ્ય આભરણો, રેશમી આદિ વસ્ત્રો, યજ્ઞોના સાધનરૂપ પદાર્થો અને અનેક પ્રકારનાં પાત્રો નીકળ્યાં.[24,25] જે જે વસ્તુ એ મહાત્મા મુનિને

જોઇતી હતી, તે સઘળી વસ્તુઓ એ ગાયત્રીએ આપેલા પૂર્ણપાત્રમાંથી નીકળી.[૨૬] પછી ગૌતમમુનિએ સઘળા મુનિઓને બોલાવી તેઓને ધન, ધાન્ય તથા વસ્ત્રો ઘણી પ્રીતિથી આપ્યાં.[૨૭] પૂર્ણપાત્રમાંથી નીકળેલાં ગાય ભેંસ આદિ પશુઓ તથા સ્રુચ અને સ્રુવ આદિ યજ્ઞના પદાર્થો પણ તેઓને આપ્યા.[૨૮] ગૌતમની આજ્ઞા પ્રમાણે તે સઘળા બ્રાહ્મણો મળીને યજ્ઞો કરવા લાગ્યા અને ઘણું કરીને તે સ્થાન સ્વર્ગ જેવું થઇ પડયું.[૨૯] ત્રણે લોકમાં જે કોઈ સુંદર વસ્તુઓ જોવામાં આવે છે તે સઘળી વસ્તુઓ ત્યાં ગાયત્રીએ આપેલા પાત્રમાંથી ઉત્પન્ન થઇ.[૩૦] બ્રાહ્મણોની સ્ત્રીઓ ભૂષણ આદિ પદાર્થોથી દેવાંગના જેવી શોભવા લાગી અને બ્રાહ્મણો વસ્ત્ર, ચંદન તથા આભરણોથી દેવતા જેવા શોભવા લાગ્યા.[૩૧] મુનિના એ આશ્રમમાં નિત્ય મહોત્સવ ચાલવા લાગ્યો. રોગ આદિની કે દૈત્યોની, કોઈ સ્થળમાં કાંઇ પણ બ્હીક રહી નહિ.[૩૨] મુનિઓ તથા બીજાં પ્રાણિઓ પણ ત્યાં ભેગાં થવાથી ગૌતમનો આશ્રમ ફરતો સો યોજનમાં વિસ્તીર્ણ થઇ પડયો.[૩૩] વિધિસહિત કરવામાં આવતા અનેક પ્રકારના મોટા યજ્ઞોથી પરમ સંતોષ પામીને દેવતાઓ ગૌતમની કીર્ત્તિ ગાવા લાગ્યા. મહાયશસ્વી ઈંદ્રે પોતાની સભામાં નીચે પ્રમાણે અર્થવાળો ગૌતમની કીર્ત્તિનો શ્લોક વારંવાર ગાયો, કે "આ સમયમાં ઘણી પ્રતિષ્ઠા પામેલા ગૌતમમુનિ આપણને કલ્પવૃક્ષરૂપ થયા છે. નહિતર આ દુષ્કાળ કે જેમાં જીવવાની આશા પણ મહાદુર્લભ છે, તેમાં આપણને હવિ કે પશુઓની વપા ક્યાંથી મળે."[૩૪-૩૬] આ પ્રમાણે ગૌતમે બાર વર્ષસુધી કાંઇ પણ અભિમાન નહિ ધરાવતાં મુનિઓનું પોતાના પુત્રોની પેઠે પોષણ કર્યું.[૩૭] એ સ્થલમાં ગૌતમે ગાયત્રીનું એક ઉત્તમ સ્થાન કર્યું કે જેમાં સર્વે મુનિઓ પરમ ભક્તિથી પુરશ્ચરણો કરીને ત્રણે કાલમાં જગદંબાનું પૂજન કરતા હતા. એ દેવી આજસુધી પણ એ સ્થલમાં પ્રાતઃકાલે બાલક, મધ્યાહ્નકાલે જુવાન અને સાયંકાલે વૃદ્ધ જોવામાં આવે છે. એક સમયે મુનિઓમાં ઉત્તમ નારદજી તે સ્થલમાં આવ્યા.[૩૮-૪૦] મહતી નામની પોતાની વીણાને વગાડતા અને ગાયત્રીના ઉત્તમ ગુણોને ગાતા એ નારદજી તે મહાત્મા મુનિઓની સભામાં બેઠા.[૪૧] ગૌતમ આદિ મુનિઓએ પૂજા કર્યા પછી શાંત મનવાળા એ નારદજી ગૌતમના યશ સંબંધી અનેક પ્રકારની વાતો કરતાં નીચે પ્રમાણે બોલ્યા કે "હે ગૌતમ ! દેવતાઓની સભામાં ઇંદ્રે મુનિઓના પોષણ સંબંધી તમારી અનેક પ્રકારની, સ્વચ્છ અને સર્વોત્તમ કીર્ત્તિ ગાઇ, તે સાંભળીને હું તમને જોવાસારૂ આવેલો છું. હે મુનિઓમાં ઉત્તમ ! જગદંબાના પ્રસાદથી તમે ભાગ્યશાળી છો."[૪૨-૪૪] એ પ્રમાણે ગૌતમને કહી તે નારદજી ગાયત્રીના મંદિરમાં ગયા. ત્યાં જઇ પ્રેમથી પ્રફુલ્લિત નેત્રવડે તે જગદંબાનાં દર્શન કરી તથા વિધિસહિત સ્તુતિ કરીને પાછા સ્વર્ગમાં ગયા. ગૌતમ મુનિએ પોષણ કરેલા જે બ્રાહ્મણો તે આશ્રમમાં રહ્યા હતા તેઓને ગૌતમની પ્રશંસા સાંભળી ઈર્ષ્યાને લીધે ખેદ ઉત્પન્ન થયો અને તેથી તેઓએ વિચાર કર્યો કે "જ્યારે સુભિક્ષ થાય (દુકાળ મટે) ત્યારે આપણે ગૌતમની કીર્ત્તિ સર્વથા નજ રહે એમ કરવું." આવો નિશ્ચય કરી તે બ્રાહ્મણો ત્યાંજ રહ્યા હતા. ત્યાં કેટલેક કાલે પૃથ્વીમાં વૃષ્ટિ થઇ અને સઘળા દેશોમાં સુભિક્ષ થયું. હે જન્મેજય ! સુભિક્ષ થયાની વાત સાંભળી સર્વે બ્રાહ્મણોએ મળીને ગૌત્તમ ઉપર અભિશાપ મૂકવાનો ઉદ્યોગ કર્યો ! ! એવા નીચ અને કૃતઘ્ન બ્રાહ્મણોને જન્મ આપનારાં,

તેઓનાં માબાપ કેવાં હોવાં જોઇએ ? [૪૫-૫૦] હે રાજા ! કાળના મહિમાને કોણ વર્ણવી શકે ? એ લોકોએ માયાથી એક ઘરડી અને તુરત મરી જાય એવી ગાય બનાવી.[૫૧] ગૌતમમુનિ હોમ કરતા હતા તે સમયમાં તે ગાય અગ્નિશાળામાં જતાં ગૌતમે 'હું હું' એમ કહી તેને અટકાવી, ત્યાં તેજ ઘડીએ તેણે પ્રાણ છોડી દીધા.[૫૨] બ્રાહ્મણો કોલાહલ કરવા લાગ્યા કે "આ દુષ્ટ ગૌતમે ગાય મારી નાખી." પરમ વિસ્મય પામેલા ગૌતમ હોમ પૂરો કરી સમાધિથી નેત્ર મીચીને તેમ થવાના કારણનો વિચાર કરવા લાગ્યા તો જાણવામાં આવ્યું કે 'એ સઘળું બ્રાહ્મણોએ કર્યું છે.'[૫૩-૫૪] પ્રલયકાલમાં જેમ રૂદ્રને કોપ ચડે તેમ ગૌતમને ભારે કોપ ચડયો અને તેથી નેત્ર રાતાં થઇ ગયાં. ગૌતમે ક્રોધને લીધે સઘળા બ્રાહ્મણોને શાપ દીધા કે "હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા વેદની માતા ગાયત્રીથી, ગાયત્રીના ધ્યાનથી અને ગાયત્રીના જપથી વિમુખ થાઓ. હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા વેદથી, વેદોક્ત યજ્ઞોથી અને તે સંબંધી વાતોથી પણ વિમુખ થાઓ.[૫૫-૫૭] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા શિવથી, શિવના મંત્રથી અને શિવના શાસ્ત્રથી પણ વિમુખ થાઓ.[૫૮] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા મૂલપ્રકૃતિરૂપ જગદંબાથી, જગદંબાના ધ્યાનથી અને જગદંબાની કથાઓથી પણ વિમુખ થાઓ.[૫૯] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા દેવીના મંત્રથી, દેવીના સ્થાનથી અને દેવી સંબંધી અનુષ્ઠાનથી પણ વિમુખ થાઓ.[૬૦] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા દેવીના ઉત્સવોના દર્શનની ઇચ્છાથી અને દેવીનાં નામ લેવાથી પણ વિમુખ થાઓ.[૬૧] હે અધમ બ્રાહ્મણો ! દેવીભક્તની નિકટતાથી અને તેના પૂજનથી તમે સર્વદા વિમુખ થાઓ.[૬૨] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા શિવના ઉત્સવોના દર્શનની ઇચ્છાથી અને શિવભક્તના પૂજનથી વિમુખ થાઓ.[૬૩] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા રૂદ્રાક્ષથી, બીલીપત્રથી અને શુદ્ધ ભસ્મથી વિમુખ થાઓ.[૬૪] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા સદાચારથી અને જ્ઞાનના માર્ગથી વિમુખ થાઓ.[૬૫] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા અદ્વૈતજ્ઞાનની નિષ્ઠાથી અને શમ, દમ આદિ સાધનોથી વિમુખ થાઓ.[૬૬] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા નિત્યકર્મ આદિના અનુષ્ઠાનથી અને અગ્નિહોત્ર આદિ કરવાથી વિમુખ થાઓ.[૬૭] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા ગોદાન આદિ દાનોથી અને પિતૃઓનાં શ્રાદ્ધોથી વિમુખ થાઓ.[૬૮] હે અધમ બ્રાહ્મણો ! તમો સર્વદા કૃચ્છ્ર, ચાંદ્રાયણ આદિ વ્રતોથી તથા પ્રાયશ્ચિત્તોથી વિમુખ થાઓ.[૭૦] હે અધમ બ્રાહ્મણો ! તમો શ્રીજગદંબાથી અન્ય દેવતાઓઉપર શ્રદ્ધાભક્તિવાળા અને શંખ, ચક્ર આદિનાં ચિહ્નો લેનારા થાઓ.[૭૧] હે અધમ બ્રાહ્મણો ! તમો કાપાલિકના મતમાં આસક્તિવાળા, બૌદ્ધોના શાસ્ત્રોમાં રૂચિવાળા અને પાખંડસંબંધી આચરણોમાં લાગેલા થાઓ.[૭૨] હે અધમ બ્રાહ્મણો ! તમો મા, બાપ, દીકરા, ભાઈઓ, કન્યા તથા સ્ત્રીઓને વેચનારા થાઓ.[૭૩] હે અધમ બ્રાહ્મણો ! તમો વેદને, તીર્થને તથા ધર્મને વેચનારા થાઓ.[૭૪] હે અધમ બ્રાહ્મણો ! તમો પંચરાત્રમાં, કામશાસ્ત્રમાં, કાપાલિક મતમાં અને બૌદ્ધમતમાં શ્રદ્ધા ધરનારા થાઓ.[૭૫] હે અધમ બ્રાહ્મણો ! તમો મા, દીકરી, બ્હેન અને પરસ્ત્રીઓમાં વ્યભિચાર કરનારા થાઓ.[૭૬] તમારા વંશમાં જે સ્ત્રીઓ અને પુરૂષો ઉત્પન્ન થશે તેઓ પણ મારા શાપથી દગ્ધ થઇને

તમારા જેવાંજ થશે.[૭૭] હું ઝાઝું શું બોલું ? સર્વોત્તમ મૂલપ્રકૃતિરૂપ ગાયત્રી દેવી તમલોકો-ઉપર કોપ કરજો.[૭૮] અંધકૂપ આદિ નરકના કુંડોમાં તમ લોકોની સર્વદા સ્થિતિ હોજો." ગૌતમમુનિ એ પ્રમાણે તે બ્રાહ્મણોને શાપરૂપ દંડ દઈ પછી જળનું આચમન લઈ ઘણા પ્રેમથી ગાયત્રીનું દર્શન કરવા ગયા અને ત્યાં જઇને ગાયત્રીને પગે લાગ્યા. સર્વોત્તમ ગાયત્રી દેવી પણ બ્રાહ્મણોની કૃતિ જોઇને ચિત્તમાં વિસ્મય પામ્યાં કે જેથી હજી સુધી પણ તેમનું મુખ હસતું જોવામાં આવે છે.[૭૯-૮૧] પછી હસતા મુખવાળાં ગાયત્રીદેવીએ ગૌતમને કહ્યું કે "સર્પને પાયેલું દૂધ પરિણામે ઝેરરૂપજ થાય છે;[૮૨] પણ હે મોટા ભાગ્યવાળા ! તમે શાંતિ રાખો. કાલની ગતિ એવીજ છે." પછી ગૌતમમુનિ દેવીને પ્રણામ કરી પાછા પોતાના આશ્રમમાં ગયા.[૮૩] પછી શાપથી દગ્ધ થએલા તે સઘળા બ્રાહ્મણો વેદોના સમૂહને ભૂલી ગયા અને ગાયત્રીને પણ ભૂલી ગયા, એ અદ્‌ભુત જેવું થયું.[૮૪] આમ થવાથી પસ્તાવામાં પડેલા બ્રાહ્મણો પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને ગૌતમને પગે લાગ્યા[૮૫] અને કાંઇ પણ ન બોલતાં લાજથી નીચાં મ્હોડાં કરીને ઉભા રહ્યા. ઘણીવારે તેઓએ ગૌતમને ચારેકોર વીંટીને 'ક્ષમા કરો ! ક્ષમા કરો !' એવી પ્રાર્થના કરી. કરૂણાથી ભરપૂર હૃદયવાળા ગૌતમે તેઓને કહ્યું કેઃ–"હે બ્રાહ્મણો ! શ્રીકૃષ્ણનો અવતાર થતાં સુધી તમે કુંભીપાકમાં રહેશો. મારૂં વચન કદી ખોટું નહિ થાય એમ નિશ્ચે જાણજો.[૮૬-૮૮] કૃષ્ણાવતાર થઈ ગયા પછી કલિયુગમાં તમો પૃથ્વીપર જન્મશો અને તે સમયમાં તમલોકોની સઘળી સ્થિતિ મેં આપેલા શાપ પ્રમાણે થશેજ એમાં સંશય નથી.[૮૯] મારા શાપથી છુટકારો થવાનેવાસ્તે જો તમારે ઇચ્છા હોય તો સઘળાઓએ સર્વદા ગાયત્રીના ચરણારવિંદનું સેવન કરવું."[૯૦] મુનિઓમાં ઉત્તમ ગૌતમ એ પ્રમાણે કહી સઘળાઓનું વિસર્જન કરી 'આ એક જાતનું પ્રારબ્ધ ' એમ માનીને શાંત થયા.[૯૧] હે જનમેજય રાજા ! આ કારણનેલીધે શ્રીકૃષ્ણભગવાન સ્વધામમાં પધાર્યા પછી કલિયુગની પ્રવૃત્તિ થતાં બ્રાહ્મણો કે જેઓને પૂર્વે ગૌતમનો શાપ લાગ્યો હતો તે સઘળાઓ કુંભીપાકમાંથી નીકળીને પૃથ્વીમાં જન્મ્યા છે અને ત્રણ કાલની સંધ્યા, ગાયત્રીની ભક્તિ તથા વેદની ભક્તિથી રહિત થયા છે, પાખંડના મતોમાં મળ્યા છે અને અગ્નિહોત્ર આદિ સત્કર્મોથી તથા દેવ અને પિતૃઓના પૂજનથી ભ્રષ્ટ થયાછે.[૯૨-૯૪] એ લોકો અવ્યકતરૂપ મૂલપ્રકૃતિને કદી જાણતા નથી; અને તેઓમાંના કેટલાએક તપ્ત મુદ્રાનાં ચિહ્નવાળા, કેટલાએક સ્વેચ્છાચારી, કેટલાએક કાપાલિક, કેટલાએક કૌલિક, કેટલાએક બૌદ્ધ અને કેટલાએક જૈન થએલા છે. પંડિતો છતાં પણ દુરાચારને પ્રવર્ત્તાવનારા, પરસ્ત્રીઓમાં લંપટ અને નીચ આચરણોમાં લાગેલા એ સઘળા લોકો પાછા પણ પોતાનાં દુષ્ટ કૃત્યોનેલીધે કુંભીપાકમાંજ જશે.[૯૫-૯૭] હે રાજા ! આમ છે એટલામાટે સર્વથા જગદંબાનું સેવન કરવું યોગ્ય છે. વિષ્ણુની કે શિવની ઉપાસના નિત્યકર્મરૂપ નથી, પણ શક્તિની ઉપાસનાજ નિત્યકર્મરૂપ છે કે જે વિના નરકમાં પડવું પડે છે. હે નિર્દોષ રાજા ! તમે જે પૂછ્યું હતું તેસઘળાનો ઉત્તર મેં આપ્યો,[૯૮,૯૯] હવે મણિદ્વીપનું સુંદર વર્ણન સાંભળો કે જે મણિદ્વીપ ત્રૈલોક્યને ઉત્પન્ન કરનારાં આદિરૂપ ભુવનેશ્વરીના પરમ સ્થાનકરૂપ છે.[૧૦૦]

अतः परं मणिद्वीपवर्णनं शृणु सुंदरम् ॥
यत्प स्थानमाद्यायाभुवनेश्याभवारणेः ॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯

## अध्याय १० मो. મણિદ્વીપનું વર્ણન

**व्यास उवाच**

**ब्रह्मलोकादूर्ध्वभागे सर्वलोकोस्तियः श्रुतः ॥ मणिद्वीपः स एवास्ति यत्रदेवी विराजते ॥१॥**

વ્યાસ કહે છેઃ–સુબાલ ઉપનિષદમાં* બ્રહ્મલોકથી ઉપરના ભાગમાં જે 'સર્વલોક' નામનો લોક કહેલો છે તેજ મણિદ્વીપ છે, કે જેમાં દેવી બિરાજે છે.[1] એ લોક સર્વથી અધિક હોવાનેલીધે સર્વલોક કહેવાય છે અને તેને મૂલ પ્રકૃતિરૂપ જગદંબાએ પોતાને રહેવાનેવાસ્તે સૃષ્ટિના આદિ કાલમાં પોતાના મનની ઈચ્છાથીજ બનાવેલો છે. એ લોક કૈલાસ, વૈકુંઠ, ગોલોક તથા બીજા સઘળાથી પણ ઉત્તમ છે. ત્રૈલોક્યમાં એના જેવો સુંદર લોક બીજો કોઇ પણ નથી.[2-4] ત્રૈલોક્યના છત્રરૂપ, સંસારના તાપનો નાશ કરનાર અને બ્રહ્માંડોનું જાણે પ્રતિબિંબ હોય એવો એ લોક ઘણા યોજનોમાં વિસ્તીર્ણ છે અને પગતો પણ તેવડોજ છે. મણિદ્વીપને ફરતો અમૃતનો સમુદ્ર છે.[5,6] એ સમુદ્રમાં વાયુના સંઘટ્ટનથી સેંકડો તરંગ ઉછળ્યા કરે છે. રત્નોની ઝીણી રેતીથી યુક્ત છે. મત્સ્ય અને શંખોથી વ્યાસ છે.[7] મોટા મોજાઓના સંઘર્ષણથી થએલી ન્હાની ન્હાની લહરીઓના કણોથી શીતલ છે. અનેક પ્રકારની ધ્વજાઓવાળાં, અનેક વહાણોની આવજાવથી ચારે કોર શોભે છે અને તેના તીરમાં રત્નો જેવી કાંતિવાળાં વૃક્ષો છે. એ મોટા સમુદ્ર પછી લોઢાથી બનાવેલો અને આકાશમાં સાત યોજન સુધી ઊંચો મોટો ગઢ છે. એ ગઢમાં અનેક શસ્ત્રોવાળા, અનેક પ્રકારનાં યુદ્ધોમાં વિચક્ષણ અને ભારે આનંદ પામતા રક્ષક લોકો રહે છે. દ્વાર ચાર છે. તેઓમાં સેંકડો દ્વારપાલ બેઠા રહે છે. દેવીની ભક્તિ કરનારા અનેક ગણોથી વીંટાએલ છે. જે દેવતાઓ જગદંબાના દર્શનનેવાસ્તે આવે છે, તેઓના પાર્ષદો અને વાહનો એ ગઢમાં રહે છે. બીજાં બ્રહ્માંડોના દેવતાઓ પણ ત્યાં આવે છે તેથી તેઓનાં સેંકડો વિમાનોની ભીડ થતાં ઘંટાઓના શબ્દોથી વ્યાસ છે.[8-13] ઘોડાઓના હણહણાટ અને ખરીઓના શબ્દોથી એ ગઢમાં સઘળી દિશાઓ વ્યાસ થઈ રહેલ છે. હે રાજા ! ભીડને લીધે કોલાહલ કરતા દેવીના પાર્ષદોએ છડીઓથી મારેલા દેવતાઓના ગણો ત્યાં ફર્યા કરે છે. અનેક શબ્દોથી ભરપૂર રહેતા એ ગઢમાં લોકોની વ્યવસ્થા રાખવાનો એવો કોલાહલ થાય છે કે કોઇ સ્થલમાં પણ કોઇનો શબ્દ કોઈ સાંભળી શકતું નથી. એ ગઢમાં પગલે પગલે મીઠાં પાણીથી ભરપૂર તળાવો છે[14-16] અને રત્ન જેવાં વૃક્ષોથી શોભી રહેલી અનેક વાડીઓ છે. એ ગઢ પછી કાંસાથી બનાવેલો બીજો મોટો ગઢ છે કે જેની ઊંચાઈ આકાશ પર્યંત છે. પહેલા ગઢના કરતાં આ ગઢનું તેજ સોગણું છે. દરવાજા તથા દ્વારવાળા એ બીજા ગઢમાં વૃક્ષો ઘણાં છે. વૃક્ષોની જેટલી જાતિઓ છે તે સઘળી ત્યાં છે. સઘળાં વૃક્ષો નિરંતર ફૂલ–ફલવાળાં, નવા પલ્લવોવાળાં અને સર્વોત્તમ સુગંધથી વ્યાસ છે.[17-20] પનસ, બોલસરી, લોધ્ર, કણેર, શીશમ, દેવદાર, કંચનાર, આંબા, સુમેરૂ, લિકુચ, હિંગુલ, એલચી, લવીંગ, જાયફલ, પાટલા, મુચુકુંદ, ફલિની, જઘનેફલા, તાલ, તમાલ, સાલ, કંકોલ, નાગભદ્રક, પુન્નાગ, પીલુ, સાલ્વક, કર્પૂર, અશ્વકર્ણ, તાલપર્ણ, દાડિમ, ગણિકા, બપોરીયા, લીંબુ, કુરંડક,

* ટીકાકાર લખે છે કે "શિવરહસ્યના બીજા અંશના આઠમા અધ્યાયમાં તથા બ્રહ્માંડ પુરાણમાંના લલિતોપાખ્યાનના સત્તાવીશમા અધ્યાયમાં જે મણિદ્વીપ લખેલ છે તે મણિદ્વીપ આ નહિ પણ ત્રિપુરસુંદરીનો મણિદ્વીપ સમજવો."

ચાંપેય, ધત્તુરા, કાલાગરૂ, ચંદન, ખજુરી, જાુઇ, તાલપર્ણી, શેલડી, છીરવાળાં વૃક્ષ, ખેર, આંબલી, ભીલામાં, રૂચક, કાંટાઅશેરીયા, બીલી, તુલસી તથા મલ્લિકા ઇત્યાદિ વૃક્ષો અને લતાઓનાં વનો તથા ઉપવનો સેંકડો વાવોથી યુક્ત છે.[૨૧–૨૮] અનેક ઋતુઓમાં થએલાં વૃક્ષોમાં કોયલના ટૌકારા થઈ રહ્યા છે, ભ્રમરાઓ ગુંજાર કરે છે અને અનેક પક્ષીઓ બેઠેલાં છે. એ વૃક્ષો ગુંદને સ્રવનારાં, સ્નિગ્ધ છાયાવાળાં અને અનેક રસોને સ્રવનારી નદીઓથી આસપાસ અત્યંત શોભી રહેલાં છે.[૨૯,૩૦] પારેવાં, પોપટ, મેના અને હંસોની પાંખોથી ઉત્પન્ન થએલા પવનોવડે જેમાં વૃક્ષો હાલ્યાં કરે છે એવું એ ઉત્તમ વન સુગંધી પવનથી ભરપૂર છે, ચારેકોરદોડતાં હરિણીઓનાં યૂથોથી શોભી રહ્યું છે.[૩૧,૩૨] નાચતા મયૂરોના સુખદાયી શબ્દોથી ચારે કોર ગાજી રહ્યું છે, દિવ્ય છે અને મકરંદને ઝર્યા કરે છે.[૩૩] કાંસાના ગઢ પછી ત્રીજો ત્રાંબાનો ગઢ છે. એ ગઢનો આકાર ચોરસ છે અને ઊંચાઈ સાત યોજનની છે.[૩૪] ત્રાંબાના અને તે પછીના ગઢની વચમાં કલ્પવૃક્ષની વાડી છે,કે જે વૃક્ષોનાં પાંદડાં તથા ફૂલ સોના સરખી કાંતિવાળાં છે, અને ફલોમાં રત્નજેવાં બીજ થાય છે. એ વાડીની સુગંધી દશ યોજન સુધી ચારે કોર ફેલાયાં કરે છે.[૩૫,૩૬] પુષ્પના સિંહાસનપર બેઠેલો, પુષ્પોના છત્રથી શોભતો, પુષ્પોનાં આભરણોથી શણગારેલો અને પુષ્પના આસવથી મત્ત થએલો વસંત એ વાડીની નિરંતર રક્ષા કરે છે. વસંતની પ્યારી સ્રીઓ ચૈત્રલક્ષ્મી અને વૈશાખલક્ષ્મી ત્યાં હસતાં મ્હોડાંથીપુષ્પોના ગુચ્છોરૂપી દડાઓવડે ક્રીડા કરે છે. એ દિવ્ય વન અત્યંત રમણીય છે, ચારે કોર મકરંદને ઝર્યા કરે છે, દશ યોજન સુધી વ્યાપ્ત થનારા પુષ્પોના સુગંધી વાયુથી વ્યાપ્ત છે, મદોન્મત્ત કોયલના ટૌકારાઓથી ગાજી રહ્યું છે, વસંતની શોભાથી સંયુક્ત છે, કામી લોકોના કામદેવને વધારનાર છે અને ગાયન કરવામાં લાગી રહેલા ગંધર્વોથી તથા તેઓની સ્રીઓથી શોભી રહેલું છે.[૩૭-૪૧] ત્રાંબાના ગઢ પછી ચોથો સીસાનો ગઢ છે. એ ગઢ સાત યોજન ઊંચો છે.[૪૨] એ ગઢ અને તે પછીના ગઢની વચમાં સંતાન નામનાં વૃક્ષોની વાડી છે. ત્યાંનાં પુષ્પોની સુગંધી ચારે કોર દશ યોજન સુધી ફેલાયા કરે છે.[૪૩] પુષ્પો સોનેરી રંગનાં છે અને સર્વદા પ્રફુલ્લિત રહે છે. ફલો બહુ મીઠાં અને અમૃતના રસથી ભરેલાં છે.[૪૪] એ વાડીનો અધિપતિ ગ્રીષ્મ છે. જયેષ્ઠલક્ષ્મી અને આષાઢલક્ષ્મી, એ બે તેની પ્યારી સ્રીઓ છે.[૪૫] સંતાપથી ત્રાસ પામેલા લોકો ત્યાંનાં વૃક્ષોની નીચે બેસે છે. હે રાજા ! એ ગઢ અનેક સિદ્ધોથી તથા અનેક દેવતાઓથી વીંટાએલો છે.[૪૬] ચંદનના રસના લેપનવાળી, પુષ્પોની માળાઓથી શણગારેલી, હાથમાં પંખા ધરનારી અને શીતલ જલનું સેવન કરનારી અનેક સ્રીઓ તે ગઢમાં રહે છે. સીસાના ગઢ પછી પાંચમો પીતળનો ગઢ છે.[૪૭,૪૮] એ ગઢ સાત યોજન ઊંચો છે. એ ગઢની અને તે પછીના ગઢની વચમાં હરિચંદન નામનાં વૃક્ષોની વાડી છે.[૪૯] મેઘરૂપી વાહનવાળો, વિજળીરૂપી પીંગળા નેત્રવાળો, મેઘરૂપી બખ્તરવાળો, કડાકારૂપી શબ્દવાળો અને ઈંદ્રના ધનુષવાળો વર્ષાસમય એ વાડીનો અધિપતિ છે. તે પોતાના ગણોથી વીંટાએલો છે અને જલની હજારો ધારાઓને મૂકયા કરે છે.[૫૦-૫૧] શ્રાવણલક્ષ્મી, ભાદ્રપદલક્ષ્મી, સ્વરસ્યા, રસ્યમાલિની, અંબા, દુલા, નિરાત્ન, અભ્રમતી, મેઘયંતિકા, વર્ષયંતી, ચિબુણિકા અને વારિધારા, એ બાર વર્ષાસમયની

મહોન્મત્ત સ્ત્રીઓ છે.[૫૨,૫૩] ત્યાં સઘળાં વૃક્ષો નવી લતાઓથી વીંટાએલાં અને નવા પલ્લવો-વાળાં છે, સઘળાં ખડ લીલાં છે અને તેઓથી ત્યાંની સઘળી પૃથ્વી છવરાએલી છે.[૫૪] નદીઓના અને નદોના પ્રવાહો વેગથી ચાલ્યા જાય છે. સરોવરોનાં જલો રાગી લોકોનાં ચિત્તાની પેઠે મેલાં છે.[૫૫] દેવતાઓ, સિદ્ધલોકો, દેવીની પ્રીતિનેવાસ્તે યજ્ઞ આદિ કર્મ કરનારાઓ અને જેઓએ વાવ કૂવા કે તળાવોનું દેવીની પ્રીતિનેવાસ્તે અર્પણ કરેલું હોય તે લોકો ત્યાં વસે છે, અને સ્ત્રીઓની સાથે વિહાર કર્યા કરે છે. પીતળના ગઢ પછી છઠ્ઠો સાત યોજન ઊંચો પંચલોહનો ગઢ છે. એ ગઢ તથા તે પછીના ગઢની વચમાં મંદાર નામનાં વૃક્ષોની વાડી છે. એ વાડી અનેક પુષ્પોની લતાઓથી વ્યાપ્ત છે અને નાના પ્રકારના પલ્લવોથી શોભી રહેલ છે.[૫૬-૫૮] આરોગ્ય-વાળો શરત્કાલ એ વાડીનો અધિપતિ છે. આશ્વિનલક્ષ્મી અને કાર્તિકલક્ષ્મી, એ બે તેની પ્યારી સ્ત્રીઓ છે.[૫૯] ઘણા ઘણા સિદ્ધો પોતાની સ્ત્રીઓ અને પરિચ્છદો સહિત એ ગઢમાં રહે છે. એ ગઢ પછી સાતમો સાત યોજન ઊંચો અને મોટાં શિખરોથી દીપતો રૂપાનો ગઢ છે. એ ગઢની તથા તે પછીના ગઢની વચમાં પારિજાત નામનાં વૃક્ષોની વાડી છે. ચારેકોર દશ યોજનસુધી ફેલાતી સુગંધીવાળાં તે વાડીનાં પુષ્પો દેવીનાં કાર્ય કરનારા સર્વે ગણોને આનંદ આપે છે.[૬૦-૬૨] મહા ઉજ્વલ, ગણ-સહિત,આયુધસહિત અને સઘળા કામી લોકોને રાજી કરતો હેમંત તે વાડીનો અધિપતિ છે.[૬૩] માર્ગશીર્ષલક્ષ્મી અને પૈષલક્ષ્મી, એ બે તેની પ્યારી સ્ત્રીઓ છે. દેવીની પ્રીતિનેવાસ્તે કૃચ્છ્ર આદિ વ્રતો કરીને સિદ્ધ થએલા લોકો ત્યાં વસે છે.[૬૪] રૂપાના ગઢ પછી આઠમો સાત યોજન ઊંચો સોનાનો ગઢ છે,એ ગઢમાં સઘળું કુંદનજ કામે લગાડેલું છે.[૬૫] એ ગઢની તથા તે પછીના ગઢની વચમાં ફૂલ તથા પલ્લવોથી શોભાયમાન કદંબની વાડી છે. તેમાં કદંબની મદિરાની હજારો ધારાઓ ચાલ્યા કરે છે, કે જેઓને અત્યંત પીવાથી બ્રહ્માનંદ જેવા આ-નંદનો અનુભવ થાય છે. મોટા ઉદયવાળો શિશિર તેનો અધિપતિ છે. માઘલક્ષ્મી અને ફાલ્ગુનલક્ષ્મી નામની બે તેની પ્યારી સ્ત્રીઓ છે. અનેક ગણોથી વીંટાએલો શીતળ આકૃતિ-વાળો શિશિર એ બે પોતાની સ્ત્રીઓની સાથે આનંદથી અનેક પ્રકારે વિલાસ કરે છે. દેવીની પ્રીતિનેવાસ્તે દાન કરીને સિદ્ધ થએલા લોકો પોતાની અનેક સ્ત્રીઓ તથા પરિવારોથી વીંટાઇને ત્યાં રહે છે, અને અનેક પ્રકારના ભોગસંબંધી મોટા આનંદ ભોગવે છે.[૬૬-૭૦] સોનાના ગઢ પછી સાત યોજન ઊંચો અને કેસર સરખા રાતા રંગવાળો, નવમો, પુખરાજ નામના મણિનો ગઢ છે.[૭૧] એ ગઢની ભૂમિ, વનો તથા ઉપવનો પુખરાજનાંજ છે, અને રત્નજેવા આકારવાળાં વૃક્ષોના ક્યારાઓ પણ પુખરાજનાજ છે. મણિદ્વીપમાં રત્નના ગઢ આદિમાં સામાન્ય રીતિ એવી છે કે જે રત્નનો ગઢ હોય છે, તે રત્નોનાંજ વૃક્ષો, વનની પૃથ્વી, મંડપ, મંડપના સ્તંભ, સરોવર અને કમલો તે ગઢમાં બનાવેલાં હોય છે, અને જલો પણ તે રત્નના જેવાજ વર્ણવાળાં હોય છે. જેવો ગઢ હોય છે, તેવુંજ તે ગઢમાંનું સઘળું હોય છે, તથા પહેલા ગઢ કરતાં પછીનો ગઢ લાખ ગણો તેજવાળો હોય છે.[૭૨-૭૫] એ પુખરાજના ગઢમાં પ્રત્યેક બ્રહ્માંડોમાં જે દિક્પાલો છે તે-ઓના સમષ્ટિરૂપ દિક્પાલો વસે છે અને તે-ઓની પાસે તેઓનાં ઉત્તમ આયુધો ચળકયા કરે છે.[૭૬]એ ગઢની પૂર્વ દિશામાં ઊંચાં શિખરો-

વાળી અને અનેક ઉપવનોવાળી અમરાવતી નગરી છે અને તેમાં ઇંદ્ર બિરાજે છે.[૭૭] સ્વર્ગમાં જેટલી શોભા છે તે કરતાં એ સમષ્ટિ ઇંદ્રની નગરીની શોભા હજાર ગણી અધિક છે.[૭૮] એ નગરીમાં ઐરાવત હાથીપર ચડેલો, હાથમાં વજ્રવાળો, પ્રતાપી અને દેવતાઓની સેનાથી વીંટાએલો ઇંદ્ર શોભે છે[૭૯] અને દેવાંગનાઓના સમૂહથી વીંટાએલી ઇંદ્રાણી પણ શોભે છે. અગ્નિખુણામાં વ્યષ્ટિ અગ્નિની નગરી જેવી સમષ્ટિ અગ્નિની નગરી છે.[૮૦] તેમાં સ્વાહા તથા સ્વધાથી યુક્ત, પોતાનાં વાહન તથા આભરણોથી સંપન્ન અને પોતાના પાર્ષદોથી વીંટાએલો અગ્નિ રહે છે.[૮૧] દક્ષિણ દિશામાં યમપુરી છે, તેમાં દંડ ધરનાર, મહાત્મા, પોતાની શક્તિઓથી યુક્ત અને ચિત્રગુપ્ત આદિ પોતાના ગણોથી વીંટાએલો યમરાજા રહે છે. નૈર્ઋત ખુણામાં રાક્ષસોથી વીંટાએલો, ખડ્ગ ધરનાર, પ્રદીપ્ત અને પોતાની શક્તિવાળો નિર્ઋતિ રહે છે. પશ્ચિમ દિશામાં વરુણની પુરી છે, તેમાં પાશ ધરનાર, પ્રતાપી, મોટા મગરપર બેસનાર, મદિરાના મદથી વિહ્વલ થએલો, પોતાની શક્તિવાળો, પોતાના જલજંતુઓના ગણોથી વીંટાએલો અને પોતાની સ્ત્રીના સંભોગમાં ઘણી આસક્તિવાળો વરૂણ રાજા રહે છે. વાયુખુણામાં વાયુની પુરી છે. તેમાં પવનના સાધનથી સિદ્ધ થએલા યોગીઓથી વીંટાએલો, હાથમાં ધ્વજાવાળો, મોટાં નેત્રવાળો, મૃગરૂપ વાહનપર બેઠેલો, પોતાના ગણોથી વીંટાએલો અને પોતાની શક્તિવાળો વાયુ રહે છે. ઉત્તરદિશામાં મોટા યક્ષોનો લોક છે તેમાં ઋદ્ધિ તથા વૃદ્ધિ આદિ શક્તિવાળો, નવે નિધિઓથી સંપન્ન અને મોટા પેટવાળો કુબેર રહે છે.[૮૨-૮૯] મણિભદ્ર, પૂર્ણભદ્ર, મણિમાન, મણિકંધર, મણિભૂષણ, મણિસ્રગ્વી અને મણિકાર્મુકધારક આદિ યક્ષોના સેનાપતિઓ અને પોતાની શક્તિ તેની પાસે સર્વદા રહે છે. ઈશાનખુણામાં બહુજ મોટા અને અનેક રત્નોથી વ્યાપ્ત રૂદ્રલોક છે, તેમાં ક્રોધવાળો, દીપ્ત નેત્રોવાળો, જેણે પીઠપર મોટાં ભાથાં બાંધેલાં છે એવો, ડાબા હાથમાં ધનુષ ધરનાર, કરોડો રૂદ્રાણીઓ સહિત, ભદ્રકાલી આદિ માતૃગણોથી વીંટાએલો, અનેક શક્તિઓવાળી ડામરી આદિ શક્તિઓથી વીંટાએલો, વીરભદ્ર આદિ સહિત, મુંડમાળાને ધરનાર, નાગરૂપી કંકણોવાળો, ગળામાં નાગોને ધરનાર, વાઘનું ચામડું પહેરનાર, હાથીના ચામડારૂપી ઉત્તરીય વાળો, ચિતાની ભસ્મથી ખરડાએલાં અંગોવાળો મહારૂદ્ર રહે છે. એમની પાસે એમના જેવાજ રૂપવાળા, મોટા ત્રિશૂલરૂપી આયુધોવાળા, વિકૃત તથા વિકરાળ મુખોવાળા, મ્હોડામાંથી અગ્નિની જ્વાળાઓને કહાડયા કરતા, દશ, સો તથા હજારો હાથવાળા, દશ પગવાળા, દશ ડોકવાળા, ત્રણ નેત્રવાળા અને ઉગ્ર મૂર્ત્તિવાળા અસંખ્યાત રૂદ્રો સેવામાં રહે છે. તે મહારૂદ્ર અંતરિક્ષમાં ફરનારા તથા પૃથ્વીમાં ફરનારા જે જે રૂદ્રો રૂદ્રાધ્યાયમાં કહેલા છે તે સઘળાઓથી અને પ્રમથ આદિ ગણોથી વીંટાએલો છે, તથા વાગતા ડમરૂના શબ્દોથી તેણે દિશાઓને બહેરી કરી નાખી છે.[૯૦-૯૯] અટ્ટહાસના તથા ખંભી ઠોકવાના શબ્દોથી આકાશમાં ત્રાસદાયી ગડગડાટ મચાવી મૂકનાર, ભૂતોના સમૂહોથી યુક્ત અને ભૂતોના નિવાસરૂપ એ મહારૂદ્ર ઈશાન ખુણાનો અધિપતિ છે, અને તેનું નામ ઈશાન છે.[૧૦૦]

अट्टहासास्फोटशब्दैः संत्रासितनभस्तलः ॥
भूतसंघसमाविष्टो भूतावासो महेश्वरः ॥
ईशानदिक्पतिः सोयं नाम्ना चेशान एव च॥

ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. ૧૦.

# अध्याय ११ मो.

## માણેકના ગઢ વગેરેનું વર્ણન

### व्यास उवाच

**पुष्प ागमयादग्रे कुंकुमारुणविग्रहः ॥
पद्मरागमयः सालो मध्ये भूश्चैव तादृशी ॥१॥**

વ્યાસ કહે છે:-પુષ્પરાજના ગઢ પછી દશમો માણેકનો ગઢ છે અને તેની અંદરની પૃથ્વી પણ માણેકની છે.[1] દરવાજા તથા દ્વારોવાળો એ ગઢ દશ યોજન ઊંચો છે અને તેમાં માણેકના થાંભલાવાળા સેંકડો મંડપો છે.[2] ત્યાં મધ્યની પૃથ્વીમાં અનેક આયુધો ધરનારી, વીર અને રત્નોનાં ભૂષણોથી શણગારેલી ચોસઠ કલાઓ રહે છે.[3] એ પ્રત્યેક કલાઓના ત્યાં પૃથક્ પૃથક્ લોક છે. તે તે લોકની અધિપતિરૂપ તે કલાઓ તે ગઢના વચલા ઘરને ચારેકોર વીંટીને રહેલી છે.[4] તેઓની પાસે તે તે લોકના રહેવાશીઓ, પોતપોતાનાં વાહન અને પોતપોતાનાં આયુધો સર્વદા રહે છે. હે જનમેજય! એ કલાઓનાં નામ કહું છું તે સાંભળો.[5] પિંગલાક્ષી, વિશાલાક્ષી, સમૃદ્ધિ, વૃદ્ધિ, શ્રદ્ધા, સ્વાહા, સ્વધા, અભિખ્યા, માયા, સંજ્ઞા, વસુંધરા, ત્રિલોકધાત્રી, સાવિત્રી, ગાયત્રી, ત્રિદશેશ્વરી, સુરૂપા, બહુરૂપા, સ્કંદમાતા, અચ્યુતપ્રિયા, વિમલા, અમલા, અરૂણી, આરૂણી, પ્રકૃતિ, વિકૃતિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહૃતિ, સંધ્યા, માતા, સતી, હંસી, મર્દિકા, વજ્રિકા, દેવમાતા, ભગવતી, દેવકી, કમલાસના, ત્રિમુખી, સપ્તમુખી, અન્યા, સુરાસુરવિમર્દિની, લંબોષ્ઠી, ઊર્ધ્વકેશી, બહુશીર્ષા, વૃકોદરી, રથરેખા, શશિરેખા, ગગનવેગા, પવનવેગા, ભુવનપાલા, મદનાતુરા, અનંગા, અનંગમથના, અનંગમેખલા, અનંગકુસુમા, વિશ્વરૂપા, સુરાદિકા, ક્ષયંકરી, અક્ષોભ્યા, સત્યવાહિની, શુચિવ્રતા, ઉદારા અને વાગીશી, એ ચોસઠ કલાઓનાં નામ છે.[6-14] એ સઘળી કલાઓ મ્હોડામાંથી ભયંકર જ્વાલાઓ કહાડયા કરે છે, સર્વેની જીભો પ્રદીપ્ત છે, નેત્રો ક્રોધનેલીધે રાતાં છે, 'અમે સર્વ જળ પી જઇએ, અગ્નિનો સંહાર કરીએ, પવનને સ્તંભિત કરી દઇએ, સકળ જગતનું ભક્ષણ કરી જઇએ' એવાં વચનો તેઓ બોલેછે.[15,16] તેઓએ ધનુષ તથા બાણો ધરેલાં છે, સર્વદા યુદ્ધ કરવાનો ઉત્સાહ ધરાવે છે, અને દાઢોની કડકડાટીઓથી દિશાઓને બ્હેરી કરી મેલે છે.[17] એકેક કલાની પાસે જેના કેશ પીંગળા તથા ઊંચા છે એવી સો સો અક્ષૌહિણી સેના છે[18] અને તે અક્ષૌહિણીઓમાંની એક એક શક્તિમાં લાખ બ્રહ્માંડોનો નાશ કરવાનું સામર્થ્ય છે.[19] જ્યારે સેનામાંની એક એક શક્તિનું એટલું બધું સામર્થ્ય છે ત્યારે તે સઘળી સેના જગતમાં શું ન કરે? એ કાંઈ કહેવાઈ શકાતું નથી. હે રાજા! એ ગઢમાં યુદ્ધની સઘળી સામગ્રી રહેલી છે.[20] રથો, ઘોડા, હાથીઓ, શસ્ત્રો અને પાર્ષદોની સંખ્યાજ થઈ શકતી નથી.[21] માણેકના ગઢ પછી અગીયારમો ગોમેદમણિનો મોટો ગઢ છે. એ ગઢ દશ યોજન ઊંચો છે,[22] અને પ્રફુલ્લિત થએલા જાસુદના ફૂલ સરખી કાંતિવાળો છે. એના અંદરની પૃથ્વી, રહેવાશીઓનાં ઘરો, પક્ષીઓ, ઉત્તમ સ્તંભો, વૃક્ષો, વાવો અને તળાવો પણ ગોમેદમણિથી બનેલાં અને કેસર જેવાં રાતાં છે.[23,24] એના મધ્યમાં મોટી દેવીરૂપ બત્રીશ શક્તિઓ રહે છે. જુદા જુદા લોકમાં રહેનારી, અનેક શસ્ત્રો ધરનારી, ગોમેદ મણિઓથી શણગારેલી, પિશાચ સરખાં મ્હોડાંવાળી, તે તે લોકના રહેવાસીઓએ નિરંતર પૂજાતી, હાથમાં ચક્રોવાળી, ક્રોધથી રાતાં નેત્રોવાળી અને સજ્જ રહેનારી એ શક્તિઓ ચારે કોર ચિંતામણિના

ધરને વીંટીને રહેલી છે. જેઓના હૃદયોમાં યુદ્ધનો ભારે ઉત્સાહ છે એવી એ શક્તિઓ મારો, રંધો, કાપો અને બાળો એવા પ્રકારની વાણી નિરંતર બોલ્યા કરે છે. એ પ્રત્યેક શક્તિની દશ દશ અક્ષૌહિણી સેના છે, અને તે સેનામાંની એક એક શક્તિ પણ લાખ લાખ બ્રહ્માંડોનો નાશ કરવાનું સામર્થ્ય ધરાવે છે, ત્યારે તેવી અનેક શક્તિઓ મળીને થએલી સેનાનું વર્ણન તો કેમજ થઈ શકે!![૨૫-૨૯] એ ગઢમાં રથોની કે વાહનોની ગણત્રીજ નથી. ત્યાં દેવીની સઘળી રીતના યુદ્ધની સામગ્રી શોભી રહી છે.[૩૦] બત્રીશ મોટી શક્તિઓના પેટાની શક્તિનાં નામો કે જેઓ પાપોનો નાશ કરનાર છે તે કહું છું, સાંભળો. વિદ્યા, હ્રી, પુષ્ટિ, પ્રજ્ઞા, સિનીવાલી, કુહૂ, રૂદ્રા, વીર્યા, પ્રભા, નંદા, પોષિણી, ઋદ્ધિદા, શુભા, કાલરાત્રી, મહારાત્રી, ભદ્રકાલી, કપર્દિની, વિકૃતિ, દંડિની, મુંડિની, સેંદુખંડા, શિખંડિની, નિશુંભશુંભમથિની, મહિષાસુરમર્દિની, ઇંદ્રાણી, રૂદ્રાણી, શંકરાર્ધશરીરિણી, નારી, નારાયણી, ત્રિશૂલિની, પાલિની, અંબિકા અને હ્લાદિની, એ સઘળાં શક્તિઓનાં નામ છે. એ સઘળી શક્તિઓ કોપ કરે તો બ્રહ્માંડનો નાશ થઇ જાય.[૩૧-૩૫] એઓનો કોઈ સમયે અને કોઈ પ્રદેશમાં પણ પરાજય થાયજ નહિ. ગોમેદના ગઢ પછી ઉત્તમ હીરાઓથી બનાવેલો બારમો ગઢ છે.[૩૬] એ ગઢ દશ યોજન ઊંચો, દરવાજા તથા દ્વારોવાળો, કમાડ તથા સાંકળોથી બાંધેલો અને નવીન વૃક્ષોથી સુશોભિત છે.[૩૭] એ ગઢની અંદર ભૂમિ, ઘરો, ગલીઓ, રાજમાર્ગો, મોટા માર્ગો, આંગણાં, વૃક્ષોના ક્યારા, વૃક્ષો, લતાઓ, પક્ષીઓ, વાવો, હોજ, તળાવો અને કૂવા આદિ સઘળું હીરામયજ છે.[૩૮,૩૯] એ ગઢમાં શ્રી ભુવનેશ્વરીની પરિચારિકાઓ રહે છે. એક એક પરિચારિકાની લાખ લાખ દાસીઓ સેવા કરે છે.[૪૦] મદથી ગર્વ પામેલી એ પરિચારિકાઓમાં કેટલીએક પંખા ધરી રાખે છે, કેટલીએક પ્યાલા ધરી રાખે છે, કેટલીએક તાંબૂલનાં પાત્રો ધરનારી છે,[૪૧] કેટલીએક છત્ર ધરનારી છે, કેટલીએક ચામર ધરનારી છે, કેટલીએક અનેક પ્રકારનાં વસ્ત્રો ધરનારી છે, કેટલીએક પુષ્પો ધરનારી છે,[૪૨] કેટલીએક અનેક પ્રકારના અરીસા ધરનારી છે, કેટલીએક કેસરી ચંદનને ધરનારી છે, કેટલીએક કાજલ ધરનારી છે, કેટલીએક સિંદૂરના પ્યાલા ધરનારી છે,[૪૩] કેટલીએક ભુવનેશ્વરીના લલાટને શણગારનારી છે, કેટલીએક પગચંપી કરનારી છે, કેટલીએક શણગાર ધરનારી છે, કેટલીએક અનેક પ્રકારનાં આભરણો સાચવનારી છે,[૪૪] કેટલીએક ફૂલનાં આભરણ બનાવનારી છે અને કેટલીએક ફૂલનો શણગાર ધરનારી છે. આવી રીતની અનેક વિલાસોમાં ચતુર બીજી પણ ઘણી પરિચારિકાઓ છે.[૪૫] એ સઘળી પરિચારિકાઓ જુવાન છે, પોતાનાં વસ્ત્રોને દૃઢ બાંધી રાખે છે અને શ્રી ભુવનેશ્વરીની કૃપાના લેશનેલીધે ત્રૈલોક્યને પણ તુચ્છ ગણે છે.[૪૬] શૃંગારના મદથી ગર્વ પામેલી આઠ દેવીઓ ભુવનેશ્વરીની દૂતીઓ કહેવાય છે. હે રાજાઓમાં ઉત્તમ! એઓનાં નામ કહું છું તે સાંભળો.[૪૭] અનંગરૂપા, અનંગમદના, મદનાતુરા, ભુવનવેગા, ભુવનપાલિકા, સર્વશિશિરા, અનંગ વેદના અને અનંગમેખલા એ એઓનાં નામો છે.[૪૮,૪૯] વિજળીની પેઠે ચળકતી, ચંચલ, શબ્દ કરતી કટિમેખલાઓવાળી, પગમાં ઝમકતાં ઝાંઝરોવાળી, બહાર તથા અંદર ચારેકોર દોડતી, સઘળાં કાર્યોમાં વિચક્ષણ અને હાથમાં છડીઓ રાખનારી એ આઠનાં ઘરો વૈદૂર્યના ગઢથી બહાર આઠ દિશાઓમાં છે,

અને તે સઘળાં ઘરો અનેક પ્રકારનાં વાહનો તથા શસ્ત્રોથી શોભ્યા કરે છે.[૫૦–૫૨] હીરાના ગઢ પછી વૈદૂર્યમણિઓથી બનાવેલો તેરમો ગઢ છે. એ ગઢ દશ યોજન ઊંચો અને દરવાજાઓથી સુશોભિત છે.[૫૩] એ ગઢની અંદર સઘળી પૃથ્વી, અનેક પ્રકારનાં ઘરો, ગલીઓ, રાજમાર્ગો, અને મોટા માર્ગો, વૈદૂર્યમણિનાંજ છે.[૫૪] વાવો, કૂવા, તળાવો, નદીઓનાં તીરો અને સઘળી રેતી પણ વૈદૂર્યમણિથીજ બનેલ છે.[૫૫] એ ગઢની ફરતી આઠ દિશાઓમાં પોતાના ગણોથી વીંટાએલું બ્રાહ્મી આદિ માતાઓનું મંડલ શોભે છે.[૫૬] એ માતાઓ પ્રત્યેક બ્રહ્માંડની વ્યષ્ટિ માતાઓની સમષ્ટિરૂપ છે. બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઈંદ્રાણી અને ચામુંડા, એ સાત તથા આઠમાં મહાલક્ષ્મી, એ માતાઓ કહેવાય છે.[૫૭,૫૮] બ્રહ્મા તથા રૂદ્ર આદિ દેવતાઓના જેવા આકારવાળી અને પોતપોતાની સેનાઓથી વીંટાએલી એ આઠ માતાઓ જગતનું કલ્યાણ કરે છે.[૫૯] હે રાજા ! એ ગઢના ચારે દરવાજાઓમાં શણગારેલાં ભુવનેશ્વરીનાં વાહનો સર્વદા સજ્જ રહે છે.[૬૦] વાહનરૂપ હાથીઓ, ઘોડાઓ, પાલખીઓ, હંસો, સિંહો, ગરૂડો, મયૂરો, અને બળદો કરોડો છે.[૬૧] સિંહ આદિ વાહનોથી જોડેલા, પડખામાં અનેક રક્ષકોવાળા અને જેઓની ધ્વજાઓ આકાશ પર્યંત પહોંચે છે એવા રથો પણ કરોડો છે.[૬૨] નાના પ્રકારનાં ચિહ્નોવાળાં, અનેક વાજાંઓવાળાં અને મોટી ધ્વજાઓવાળાં વિમાનો પણ કરોડો છે.[૬૩] વૈદુર્યમણિના ગઢ પછી ચૌદમો દશ યોજન ઊંચો ઇંદ્રનીલ મણિનો ગઢ છે.[૬૪] એ ગઢની અંદર પૃથ્વી, ગલીઓ, મોટા માર્ગો, ઘરો, વાવો, કૂવા અને તળાવો ઈંદ્રનીલ મણિથીજ બનેલાં છે.[૬૫] એ ગઢમાં ઘણા યોજનના વિસ્તારવાળું, સોળ પત્રવાળું અને બીજા સુદર્શનની પેઠે દીપતું સોળ પાંખડીઓવાળું એક કમલ છે[૬૬] અને એ કમલમાં સઘળાં ઉપસ્કરોવાળાં તથા સમૃદ્ધિવાળાં અનેક પ્રકારનાં સોળ શક્તિઓનાં સ્થાનકો છે.[૬૭] (આ સઘળી રચના મંત્રશાસ્ત્રોની રીતિ પ્રમાણે ભુવનેશ્વરીના યંત્રમાં પણ કરવામાં આવે છે.) હે રાજાઓમાં ઉત્તમ ! એ શક્તિઓનાં નામ કહું છું તે સાંભળો. કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા, ઉષા, લક્ષ્મી, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, મતિ, કાંતિ, અને આર્યા, એ સોળ શક્તિઓ છે.[૬૮,૬૯] કાળા મેઘ સરખી, હાથમાં ખડ્ગ ધરનારી, ઢાલ ધરનારી અને યુદ્ધમાં ઉત્સાહભરેલા મનવાળી એ સઘળી શક્તિઓ શ્રી ભુવનેશ્વરી દેવીના સેનાપતિપણાનું કામ કરે છે અને પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલી વ્યષ્ટિશક્તિઓની સમષ્ટિરૂપ છે.[૭૦,૭૧] એ શક્તિઓ બ્રહ્માંડોનો ક્ષોભ કરનારી, ભુવનેશ્વરીની શક્તિથી વૃદ્ધિ પામેલી, અનેક પ્રકારના રથોમાં બેઠેલી અને અનેક શક્તિઓથી યુક્ત છે.[૭૨] એઓના પરાક્રમનું વર્ણન કરવાને હજાર મ્હોડાવાળા શેષનાગ પણ સમર્થ નથી. ઈંદ્રનીલના ગઢ પછી પંદરમો ઘણા વિસ્તારવાળો અને દશ યોજન ઊંચો મોતીનો ગઢ છે. એ ગઢની અંદરની પૃથ્વી મોતીનીજ છે. એની વચમાં મોતી તથા મણિઓના સમૂહથી વ્યાપ્ત, વિસ્તારવાળું અને કેસરાવાળું આઠ પાંખડીઓનું કમલ છે. એ કમલમાં ભુવનેશ્વરી જેવા આકારવાળી, પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારી અને ભુવનેશ્વરીના જેવાજ વૈભવોવાળી આઠ શક્તિઓ રહે છે. પરાયા હૃદયના અભિપ્રાયને જાણનારી, વિચક્ષણ, સઘળાં કાર્યોમાં કુશલ, સ્વામિનાં કાર્ય કરવામાં તત્પર, ભુવનેશ્વરીના અભિપ્રાયને જાણનારી, ચતુર,

અત્યંત રૂપાળી, અનેક શક્તિઓવાળી અને ભુવનેશ્વરીના મંત્રિપણાનું કામ કરનારી એ શક્તિઓ પોતાની જ્ઞાનશક્તિથી પ્રત્યેક બ્રહ્માંડોમાં રહેનારા પ્રાણીઓની સઘળી ખબર જાણે છે અને તે ખબર ભુવનેશ્વરીને વિદિત કરે છે.[૭૭,૭૮] હે જનમેજય ! એ શક્તિઓનાં નામ કહું છું તે સાંભળો. અનંગકુસુમા, અનંગકુસુમાતુરા, અનંગમદના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશિરેખા અને ગગનરેખા, એ આઠ શક્તિઓ છે. પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારી અને રાતાં શરીરોવાળી એ શક્તિઓ ક્ષણે ક્ષણે જગતસંબંધી વાતોથી ભુવનેશ્વરીને વિદિત કરે છે. મોતીના ગઢ પછી સોળમો દશ યોજન ઊંચો, અનેક સૌભાગ્યોવાળો અને અનેક વૈભવોવાળો, મરકત મણિનો ગઢ છે.[૭૯-૮૩] એ ગઢની અંદરની પૃથ્વી અને ઘરો મરકત મણિનાંજ છે. એમાં અત્યંત વિસ્તારવાળું એક ષટ્કોણ છે, અને તેના ખુણાઓમાં દેવતાઓ રહેલા છે.[૮૪] પૂર્વભાગમાં ચાર મ્હોડાંવાળા, કમંડલુ, માળા, અભય તથા દંડને ધરનારા બ્રહ્મા ગાયત્રી સહિત રહ્યા છે.[૮૫] એજ આયુધોને ધરનારાં પરમદેવી ગાયત્રી, દેહધારી સઘળા વેદો, અનેક પ્રકારનાં શાસ્ત્રો અને દેહવાળાં સ્મૃતિપુરાણો પણ તેમાં રહે છે. બ્રહ્માના, ગાયત્રીના અને વ્યાહૃતિઓના જે અવતારો છે તેઓ પણ તેમાં રહે છે. નૈઋત ખુણામાં હાથમાં શંખ, ચક્ર, ગદા તથા કમલને ધરનારાં સાવિત્રી અને તેવાજ પ્રકારના વિષ્ણુ રહે છે. મત્સ્ય, કચ્છપ આદિ વિષ્ણુના અવતારો તથા સાવિત્રીના સઘળા અવતારો પણ ત્યાં રહે છે. વાયુખુણામાં પરશુ, માળા, અભય તથા વરને ધરનારા મહારૂદ્ર અને તેવાજ પ્રકારનાં સરસ્વતી રહે છે. દક્ષિણામૂર્ત્તિ આદિ રૂદ્રના ભેદો અને ગૌરીના સઘળા ભેદો પણ ત્યાં રહે છે. ચોસઠ આગમો અને તે ઉપરાંત બીજા આગમો પણ દેહધારી થઈને ત્યાં રહે છે. અગ્નિખુણામાં બે હાથવડે રત્નના કુંભને તથા મણિના કરંડીઆને ધારણ કરનારો, ધનને દેનારો, અનેક પ્રકારની રચનાવાળો, દેવીના ભંડારોનો અધિપતિ અને પોતાના ગણોથી વીંટાએલો કુબેરજી મહાલક્ષ્મી સહિત રહે છે. પશ્ચિમખુણામાં પાશ, અંકુશ, ધનુષ તથા બાણને ધરનારા, કામદેવ પોતાની સ્ત્રી રતિસહિત રહે છે. સઘળા શૃંગારો પણ દેહધારી થઇને સર્વદા તેની પાસે રહે છે.[૮૬-૯૬] ઇશાનખુણામાં પાશ તથા અંકુશને ધરનાર, વીર અને વિઘ્નોને હરનાર ગણપતિ સર્વદા પુષ્ટિસહિત રહે છે.[૯૭] હે જનમેજય ! ગણપતિની મોટા ઐશ્વર્યવાળી જે જે વિભૂતિઓ છે તે સઘળી પણ ત્યાં રહે છે.[૯૮] આ ષટ્કોણમાં રહેનારા જે બ્રહ્માદિક કહ્યા તેઓ પ્રત્યેક બ્રહ્માંડમાં રહેનારા બ્રહ્માદિકોની સમષ્ટિરૂપ છે અને તેઓ ભુવનેશ્વરીની સેવા કરે છે.[૯૯] મોટા મરકત મણિના ગઢ પછી સત્તરમો સો યોજનનો ઊંચો અને કેસર સરખો રાતો પરવાળાનો ગઢ છે.[૧૦૦] એ ગઢની અંદરની પૃથ્વી તથા ઘરો પરવાળાનાંજ છે. એના મધ્યમાં પાંચ મહાભૂતોની અધિપતિ, પાંચ મહાભૂત સરખા વર્ણવાળી, પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારી, ઘણાં ભૂષણોવાળી, ભુવનેશ્વરીના સરખા વેષવાળી અને નવી જુવાનીથી મત્ત થએલી હૃલ્લેખા, ગગના, રક્તા, કરાલિકા અને મહોચ્છુષ્મા, એવા નામની પાંચ શક્તિઓ રહે છે.[૧૦૧-૧૦૩] પરવાળાના ગઢ પછી અઢારમો ઘણા યોજનનો ઊંચો નવ રત્નનો મોટો ગઢ છે.[૧૦૪] એ ગઢમાં પૂર્વામ્નાય આદિ આમ્નાયોની દેવીઓનાં ઘણાં ઘણાં ઘરો, તળાવો અને સરોવરો નવ રત્નનાંજ છે.[૧૦૫]

શ્રી ભુવનેશ્વરીના પાશાંકુશેશ્વરી આદિ અવતારો તથા મહાવિદ્યાના ભેદો એ ગઢમાંજ રહે છે. કરોડો સૂર્યસરખી દીપ્તિવાળી એ સઘળી દેવીઓ પોતાના આવરણોની દેવીઓથી અને પોતાનાં ભૂષણો તથા વાહનોથી શોભે છે.[૧૦૧-૧૦૭] સાત કરોડ મહામંત્રોની દેવતાઓ પણ ત્યાં વસે છે. નવરત્નના ગઢ પછી મોટું ચિંતામણિઓથી બનેલું ઘર આવે છે.[૧૦૮] એ ઘરમાં જે કોઇ વસ્તુઓ છે તે સઘળી ચિંતામણિઓથીજ બનાવેલી છે. સૂર્ય સરખી દીપ્તિવાળા, ચંદ્ર સરખી કાંતિવાળા,[૧૦૯] અને વિજળી સરખી પ્રભાવાળા પાષાણોથી તે ઘરમાં હજારો સ્તંભ બનાવેલા છે કે જેઓની દીપ્તિઓને લીધે આંખ અંજાઇ જતાં અંદર રહેલી કાંઇ વસ્તુ જોઇ શકાતી નથી.[૧૧૦]

**विद्युत्प्रभोपलैः स्तंभाःकल्पितास्तु सहस्रशः॥**
**येषांप्रभाभिरंतस्थंवस्तुकिंचि-दृश्यते॥११०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧**

## अध्याय १२ मो.

## ચિંતામણિ ગૃહ વર્ણન

### व्यास उवाच

**तदेव देवीसदनं मध्यभागे विराजते ॥**
**स सस्तंभसं [illegible] मंडपाः ॥१॥**

વ્યાસ કહે છે:—ષોડશદલ, અષ્ટદલ અને ષટ્કોણના મધ્યમાં જે બિંદુને ઠેકાણે ચિંતામણિનું ઘર છે તેજ મૂલપ્રકૃતિરૂપ ભુવનેશ્વરીનું સ્થાનક છે. તેમાં હજારો સ્તંભવાળા ચાર મંડપ છે.[૧] એક શૃંગારમંડપ, બીજો મુક્તિમંડપ, ત્રીજો જ્ઞાનમંડપ અને ચોથો એકાંતમંડપ કહેવાય છે. એ શુભ મંડપોમાં અનેક પ્રકારના ઉલેચો બાંધેલા છે તથા અનેક પ્રકારના ધૂપોની સુગંધી જામી રહી છે.[૨,૩] એઓની દીપ્તિ કરોડો સૂર્યોના જેવી છે. એઓને ફરતી પહેલી કેસરની વાડી, બીજી મલ્લિકાની વાડી અને ત્રીજી બટ મોગરાની વાડી છે. એ વાડીમાં કસ્તૂરીથી ભરેલા અને કસ્તૂરીને સ્રવનારા અસંખ્યાત કસ્તૂરીમૃગો રહે છે.[૪,૫] ચારે મંડપોના બન્ને પડખામાં મોટાં પદ્મોની વાડી છે, તેમાં રત્નનાં પગથીઆં છે. જલાશયોમાં અમૃતનો રસ ભરેલો છે, મદોન્મત્ત ભ્રમરાઓ ગુંજાર કરે છે,[૬] હંસ તથા કારંડવ પક્ષીઓ ઘણાં છે અને સઘળી દિશાઓ તેની સુગંધીથી ભરપૂર રહે છે. એ વાડીઓની સુગંધીથી આખો મણિદ્વીપ સુગંધવાળો થઇ રહેલ છે.[૭] શૃંગારમંડપની અંદર મધ્યસિંહાસન ઉપર જગદંબા બિરાજે છે, મણિદ્વીપમાં રહેનારા દેવતાઓ સભામાં બેસે છે અને બીજી દેવીઓ તથા અપ્સરાઓ અનેક પ્રકારના સ્વરોથી ગાય છે.[૮] મુક્તિમંડપની અંદર જગદંબા સઘળા બ્રહ્માંડોમાં રહેનારા પોતાના ભક્તોને મુક્તિ આપે છે, જ્ઞાનમંડપમાં જ્ઞાનનો ઉપદેશ કરે છે[૯] અને ચોથા એકાંત મંડપમાં પોતાની મંત્રિણીઓની સાથે જગતની રક્ષા સંબંધી વિચાર કરે છે.[૧૦] હે રાજા! ચિંતામણિના ઘરમાં શક્તિનાં દશ તત્વોરૂપ પગથીઆંવાળો એક પલંગ છે.[૧૧] બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ઈશ્વર એ પલંગના ચાર પાયારૂપ છે અને વચલાં પાટીઆંને ઠેકાણે સદાશિવ છે. એ પલંગની ઉપર ભુવનેશ્વર નામના મહાદેવ બિરાજે છે. જે સમયે સૃષ્ટિના આરંભમાં પોતાના શરીરને અનુસરતી ક્રીડા કરવાનેવાસ્તે ભગવતીએ બે રૂપ ધર્યાં હતાં તે સમયે તેમનો જે દક્ષિણભાગ જુદો પડયો તે ભાગરૂપ એ મહાદેવ છે.[૧૨,૧૩] કામદેવના ગર્વનો નાશ કરવાનેવાસ્તે જાણે કરોડો કામદેવ ઉત્પન્ન થયા હોય એવું એ મહાદેવનું રૂપ છે.[૧૪] [illegible]

છે, પ્રત્યેક મુખમાંનેત્ર ત્રણ ત્રણ છે, મણિઓનાં આભરણોથી શણગારેલાં છે, હસ્તોમાં હરિણ, અભય, પરશુ તથા વર ધરેલાં છે,[૧૫] અવસ્થા સોળ વર્ષની છે, દીપ્તિ કરોડો સૂર્યોના જેવી છે, શીતલતા કરોડો ચંદ્રના જેવી છે[૧૬] અને કાંતિ શુદ્ધ સ્ફટિકના જેવી છે. એ સર્વના પ્રભુ મહાદેવના ડાબા ખોળાપર શ્રી ભુવનેશ્વરી દેવી બિરાજે છે.[૧૭] એમની કટિમેખલા નવીન રત્નોના સમૂહોથી દીપી રહી છે, બાજુબંધ તપાવેલા સુવર્ણમાં જડેલા વૈડૂર્ય મણિવાળા છે.[૧૮] મુખારવિંદ ચળકતા શ્રીચક્રજેવાં ઠોળીઆંઓથી શોભી રહેલું છે, લલાટની શોભા અષ્ટમીના ચંદ્રબિંબ કરતાં પણ અધિક છે.[૧૯] હોઠ ઘોલાની કાંતિનો પણ તિરસ્કાર કરે એવા છે, મુખ સુંદર કેસર અને કસ્તૂરીના તિલકથી શોભે છે.[૨૦]દિવ્યચૂડામણિમાં રત્નોથી બનાવેલા ચંદ્ર અને સૂર્ય શોભી રહ્યા છે. શુકના સરખા નાસાભૂષણથી ભૂષિત છે.[૨૧] કંઠના આભરણમાં મોતીનો ગુચ્છ લટકાવેલો છે. સ્તનો ચંદન, કપૂર અને કેસરના કીચથી શણગારેલાં છે.[૨૨] આભરણો વિચિત્ર તથા અનેક પ્રકારનાં ધરેલાં છે. કોટ શંખના સરખી છે. દાંતની પંક્તિ દાડિમના બીજ જેવી છે.[૨૩] મસ્તક ઉપરનો મુકુટ અમૂલ્ય રત્નોથી જડેલો છે. મુખકમલ મદોન્મત્ત ભ્રમરોવાળી માળાઓથી ગુંથેલા ચોટલાવડે શોભી રહ્યું છે.[૨૪] મુખારવિંદ જાણે શરદૃઋતુનો કલંક વગરનો પુનમનો ચંદ્રમા હોય એવું છે. નાભિ ગંગાજીના જલમાં પડતી ચકરી જેવી ગંભીર છે.[૨૫] આંગળીઓમાં મણિરત્નના કટકાઓથી જડેલી વીંટીઓ પહેરેલી છે. ત્રણે નેત્ર કમલપત્ર જેવાં સુંદર છે.[૨૬] કાંતિ સરાણથી ઘસીને સ્વચ્છ કરેલા ઉત્તમ રંગવાળા માણિક્ય જેવી છે. હાથમાં રત્નની ઘુઘરીઓવાળાં ઉત્તમ કંકણ પહેરેલાં છે.[૨૭] મણિ તથા મોતીની માળાઓમાં ઘણા ઘણા અમૂલ્ય પોટલીઓ શોભી રહ્યા છે. હાથ રત્ન જેવી આંગળીઓની ફેલાએલી કાંતિથી શોભે છે.[૨૮] કમખામાં ગુંથેલાં અનેક પ્રકારનાં અનેક રત્નોની કાંતિ ફેલાઇ રહી છે. મલ્લિકાનાં ફૂલ જેવી સુગંધીવાળા ચોટલામાં ગુંથેલી મલ્લિકાનાં પુષ્પોની માળામાં ભ્રમરાઓ ગુંજાર કરે છે.[૨૯] ગોળ, ધાટાં અને ઊંચાં સ્તનોના ભારથી જાણે મુંઝાતાં હોય એમ જણાય છે. ચાર હાથમાં વર, પાશ, અંકુશ અને અભય ધરેલાં છે.[૩૦] વેષ સઘળા શણગારવાળો છે. અંગો બહુજ કોમળ છે, પોતે સુંદરપણાના પ્રવાહનું જાણે સર્વસ્વ હોય એવાં છે. સાચે સાચી કરૂણાની મૂર્તિરૂપ છે.[૩૧] પોતાની બોલવાની મધુરતાથી સરસ્વતીની વીણાની મધુરતાને પણ હઠાવી દે છે. કરોડ કરોડ સૂર્ય અને ચંદ્રોના જેવી કાંતિ છે.[૩૨] અનેક સખીઓ, દાસીઓ, દેવાંગનાઓ તથા સઘળા દેવતાઓથી વીંટાએલાં છે.[૩૩] ઈચ્છાશક્તિ, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ યુક્ત છે. લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, કીર્ત્તિ, કાંતિ, ક્ષમા, દયા, બુદ્ધિ, મેધા, સ્મૃતિ તથા લક્ષ્મી એ દેવાંગનાઓ દેહધારી થઇને તેમની પાસે રહે છે. જયા, વિજયા, અજિતા, અપરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા અને મંગલા, એ નવ પીઠશક્તિઓ એ મહામંગલરૂપ જગદંબાને સેવે છે.[૩૪-૩૬] એમના પડખામાં શંખ અને પદ્મક નામના બે ભંડાર રહે છે અને તે ભંડારોમાંથી નવ રત્ન, સુવર્ણ તથા સાતે ધાતુઓના પ્રવાહવાળી નદીઓ નીકળીને તેઓ અમૃતના સમુદ્રમાં મળે છે.[૩૭,૩૮] એ ભુવનેશ્વરી દેવી મહાદેવના ડાબા ખોળામાં બિરાજે છે. એ મહાદેવમાં જે સર્વેશ્વરપણું છે તે ભુવનેશ્વરીના સંગથીજ છે. બીજા કોઇ કારણથી નથી.[૩૯] હે રાજા ! એ ચિંતામણિના ઘરનું પ્રમાણ કહું છું તે સાંભળો.

એ ઘર હજાર યોજનના વિસ્તારવાળું છે, એમ મહાત્માઓ કહે છે.[40] એ ઘરને ફરતા જે મોટા ગઢો છે તેઓનો વિસ્તાર એક એકથી બમણો છે. એ મણિદ્વીપ અંતરિક્ષમાં અધર રહેલો છે.[41] પ્રલયના સમયમાં તથા સૃષ્ટિના સમયમાં કાર્યોના પ્રસંગનેલીધે વસ્ત્રની પેઠે તેના નિરંતર સંકોચ અને વિકાસ થયા કરે છે.[42] એમાં ચિંતામણિનું ઘર સઘળા ગઢો કરતાં પરમાવધિ કાંતિવાળું છે કે તેમાં તેજોમય ભુવનેશ્વરી દેવી રહે છે.[43] હે રાજા ! પ્રત્યેક બ્રહ્માંડોની અંદર દેવ, નાગ, મનુષ્ય અને બીજી જાતિઓમાં પણ જેઓ ભુવનેશ્વરીના ભકતો છે તેઓ સઘળા એ મણિદ્વીપમાંજ જાય છે. જેઓના પ્રાણ દેવીનાં ઉત્તમ ક્ષેત્રોમાં જાય તથા જેઓ દેવીના પૂજનમાં આસક્ત હોય તેઓ સઘળા એ મણિદ્વીપમાંજ જાય છે, કે જ્યાં મોટા ઉત્સવવાળાં દેવી રહેલાં છે. એ દ્વીપમાં ઘીની, દૂધની, દહીંની, મધની, અમૃતની, દ્રાક્ષના રસની, જાંબૂના રસની, આંબાના રસની અને શેલડીના રસની હજારો નદીઓ ચાલ્યા કરે છે. સઘળાં વૃક્ષોમાં ત્યાંના લોકો જેવાં ધારે તેવાં ફલ થાય છે. વાવો તથા કૂવાઓ જેવા જોઇએ તેવા પીવાના પદાર્થો આપે છે. ત્યાં કોઇ જાતની ન્યૂનતા નથી. રોગ, ધોળા મોવાળા થવા, ઘડપણ, ચિંતા, મત્સર, કામ કે ક્રોધ આદિ કાંઈ પણ તે દ્વીપમાં કદી થતું નથી. સ્ત્રીઓ સહિત હજારો સૂર્ય સરખા તેજવાળા અને જુવાન અવસ્થાવાળા સર્વે લોકો ત્યાં શ્રીભુવનેશ્વરી દેવીનું નિરંતર ભજન કરે છે. એ ભકતોમાં કેટલાએક સાલોક્ય* મુક્તિને, કેટલાએક સામીપ્ય§ મુક્તિને, કેટલાએક સારૂપ્ય× મુક્તિને, અને કેટલાએક સાર્ષ્ટિ† મુક્તિને પામેલા છે. એ દ્વીપમાં જે જે દેવતાઓ છે તેઓ સઘળા પ્રત્યેક બ્રહ્માંડમાં રહેનારા દેવતાઓની સમષ્ટિરૂપ છે. ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ, કારણબ્રહ્મરૂપ અને માયાથી મિશ્રિત સ્વરૂપવાળાં એ જગદંબાને તે દેવતાઓ, મોટા સાત કરોડ મંત્રો અને સઘળી મહાવિદ્યાઓ સેવે છે.[54] હે જનમેજય ! એ રીતે અત્યંત મોટા મણિદ્વીપનું વર્ણન મેં તમારી પાસે કર્યું. સૂર્ય, ચંદ્ર, કરોડો વિજળીઓ કે અગ્નિ એઓ કોઇ એ દ્વીપની કાંતિના કરોડમા ભાગના કરોડમા ભાગની પણ બરાબરી કરી શકે એમ નથી. એ દ્વીપ કોઈ સ્થલમાં વિદ્રુમમણિ જેવો છે. કોઈસ્થલમાં મરકતમણિ જેવો છે. કોઇ સ્થલમાં વિજળીની દીપ્તિ જેવો છે. કોઈ સ્થલમાં મધ્યાહ્ન કાલના સૂર્ય જેવો છે. કોઇ સ્થલમાં વિજળીઓની કરોડો ધારા જેવો છે. કોઈ સ્થલમાં સિંદૂર, ઈંદ્રનીલ અને માણિક્ય જેવો છે. કોઈ સ્થલમાં ઉત્તમ હીરાઓના ગર્ભની કાંતિઓથી ચકચકિત દિશાઓવાળો છે. કોઈ સ્થલમાં દાવાનલ જેવા રંગનો છે. કોઇ સ્થલમાં તપાવેલા સોના જેવી કાંતિવાળો છે. કોઇ સ્થલમાં ચંદ્રકાંત મણિસરખો છે અને કોઇ સ્થલમાં સૂર્યકાંત મણિ જેવો છે.[55-59] એમાં પર્વતો, ગઢ, દરવાજા, પાંદડાં, ફૂલ, અને વૃક્ષો રત્નમય છે.[60] અનેક મયૂર નાચ્યા કરે છે. કપોત પક્ષીઓ, કોયલ અને પોપટો મધુર વાણી બોલ્યા કરે છે.[61] અત્યંત રમણીય મધુર જલવાળાં સરોવર લક્ષાવધિ છે. એ સરોવરોમાં ઉઘડી રહેલાં રત્નમય કમલોની સુગંધી ચારે કોર સો સો યોજન સુધી ફેલાઇ રહી છે. અનેક વૃક્ષોનાં પાંદડાં મંદ મંદ પવનથી હાલ્યા કરે છે.[62,63] આકાશમાં અનેક ચિંતામણિઓની કાંતિ ફેલાઇ રહી છે. દિશાઓ ચારે કોર રત્નોની પ્રભાઓથી પ્રદીપ્ત

* દેવીના લોકમાં રહેવું. § દેવીની પાસે રહેવું. × દેવીના જેવા રૂપવાળાપણું, † દેવીના જેવા ઐશ્વર્યવાળાપણું.

થઇ રહી છે.[64] ચારે કોર વૃક્ષોની સુગંધીવાળા પવનો વાયા કરે છે. ધૂપની સુગંધી જામી રહી છે. હજારો મણિરૂપ દીવાઓ પ્રકાશ્યા કરે છે.[65] છિદ્રવાળા મણિઓના સમુહના ગર્ભમાંથી નીકળતી પ્રભાઓથી લોકોને દિઙ્મોહ થઇ જાય એવું છે. કેટલાંએક સ્થલોમાં અરીસા નાખેલા છે.[66] સર્વ પ્રકારનાં ઐશ્વર્ય, શૃંગાર, સર્વજ્ઞતા, તેજ, પરાક્રમ, સર્વોત્તમ ગુણ અને સંપૂર્ણ દયા એઓની પરમાવધિ એ દ્વીપમાં છે.[67,68] તૈત્તિરીય શ્રુતિમાં રાજાના આનંદથી માંડીને બ્રહ્મલોક સુધીનાં સ્થલોમાં જે જે આનંદો કહેલા છે, તે સઘળા આનંદો મણિદ્વીપમાં અંતર્ગત થઈ જાય છે.[69] હે રાજા! સઘળા લોકોથી ઉત્તમ! અને મહાદેવના ઉત્તમ સ્થાનરૂપ આ અત્યંત મોટા મણિદ્વીપનું વર્ણન તમને કહી સંભળાવ્યું.[70] એ દ્વીપનું સ્મરણ કરવાથી પણ સર્વ પાપોનો તુરત નાશ થાય છે. પ્રાણ જતી વેળાએ એ દ્વીપનું સ્મરણ કરીને જે પ્રાણી મરણ પામે તે પ્રાણી તે દ્વીપમાંજ જાય છે.[71] જે માણસ એકાગ્ર રહીને આઠમાથી તે બારમા સુધીના આ પાંચ અધ્યાયનો નિત્ય પાઠ કરે તે માણસને ભૂત, પ્રેત કે પિશાચ આદિની પીડા થાય નહિ. જે સ્થલમાં પાઠ થાય તે સ્થલમાં પણ ભૂતાદિક રહે નહિ.[72] નવું ઘર બનાવતાં અને વાસ્તુશાંતિ કરવાના સમયમાં પ્રયત્નપૂર્વક આ પાંચ અધ્યાયનો પાઠ કરવો જોઇએ. એમ કરવાથી કલ્યાણ થાય છે.[73]

**नवीनगृहनिर्माणे वास्तुयागे तथैवच ॥**
**पठितव्यं प्रयत्नेन कल्याणं तेन जायते ॥७३॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨**

# अध्याय १३ मो.

## જનમેજયે દેવીયજ્ઞ કર્યો

### વ્યાસ ઉવાચ.

**इति ते कथितं भूप यत्पृष्टं त्वयानघ ॥**
**नारायणेन यत्प्रोक्तं नारदाय महात्मने ॥१॥**

વ્યાસ કહે છેઃ—હે નિર્દોષ રાજા! તમે જે જે પ્રશ્ન પૂછયા તેના ઉત્તર મેં આપ્યા. તેમાં અષ્ટમસ્કંધના આરંભથી જે કાંઈ પૂછયું તે સઘળું નારાયણ અને મહાત્મા નારદજીના સંવાદદ્વારા કહ્યું.[1] જગદંબાનું આ પરમ અદ્ભુત પુરાણ સાંભળવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે અને દેવીને અત્યંત પ્યારો થાય છે.[2] હે રાજા! તમે તમારા પિતા પરીક્ષિતની દુર્ગતિ થઇ જાણીને ખેદ પામ્યા છો, તો તે પિતાનો ઉદ્ધાર કરવાવાસ્તે જગદંબાનો યજ્ઞ કરો. જગદંબાનો મંત્ર કે જે સર્વથી ઉત્તમ છે, અને જન્મની સફલતા આપે એવો છે, તેનું તમે શાસ્ત્રોક્તવિધિ પ્રમાણે ગ્રહણ કરો.[3,4]

સૂત કહે છેઃ—જનમેજય રાજાએ એ પ્રમાણે વ્યાસનાં વચન સાંભળી તેમની પ્રાર્થના કરીને તેમની પાસેથીજ દેવીના માયાબીજરૂપ મહામંત્રનો ઉપદેશ લીધો. રાજાએ દીક્ષાના વિધિ પ્રમાણે તે મંત્રનો ઉપદેશ લઇ નવરાત્રના સમારંભમાં ધૌમ્ય આદિ બ્રાહ્મણોને બોલાવીને ધનનો ખોટો લોભ નહિ રાખતાં તુરત જગદંબાનો યજ્ઞ કર્યો (કોટિ હોમ કર્યો) અને જગદંબાને પ્રસન્ન કરવાને વાસ્તે જગદંબાના મંદિરમાં બ્રાહ્મણોની પાસે આ સર્વોત્તમ ભગવતી ભાગવત પુરાણનો પાઠ પણ કરાવ્યો. અસંખ્યાત બ્રાહ્મણો, સુવાસિનીઓ, કુમારિકાઓ, બટુકો તથા અનાથ લોકોને જમાડયા. દ્રવ્યનાં દાનોથી એ સઘળાંઓને રાજી કરી યજ્ઞ પૂરો

કરીને રાજા પોતાની સભામાં બેઠો કે તુરતજ મહતી નામની વીણાને વગાડતા અને પ્રદીપ્ત થએલા અગ્નિની જ્વાળાસરખી દીપ્તિવાળા નારદમુનિ આકાશમાંથી ઉતર્યા. નારદમુનિને આવતા જોઇ રાજાએ ઘણા આદરપૂર્વક ઉઠી આસન આદિ ઉપચારોથી તેમની પૂજા કરી અને પછી કુશળપ્રશ્ન પૂછીને તેમના આવવાના કારણ વિષે નીચે પ્રમાણે પૂછ્યું.[૫-૧૨]

જનમેજય પૂછે છેઃ-હે મહાત્મા! આપ ક્યાંથી પધાર્યા છો? આપનું શું કામ કરી આપું તે કહો. આપના પધારવાથી હું ધણીઆતો અને કૃતાર્થ થયો છું.[૧૩]

સૂત કહે છેઃ-આ પ્રમાણે રાજાનું વચન સાંભળી નારદજીએ નીચે પ્રમાણે કહ્યું.

નારદજી કહે છેઃ-હે રાજાઓમાં ઉત્તમ! આજ દેવલોકમાં મેં એક આશ્ચર્ય દીઠું તેથી વિસ્મય પામી તે વાતનું નિવેદન કરવાનેવાસ્તે હું તમારી પાસે આવ્યો છું. તમારા પિતા કે જે પોતાના વિપરીત કર્મનેલીધે દુર્ગતિ પામ્યા હતા, તે હમણાંજ દિવ્યરૂપ ધરી ઉત્તમ વિમાનમાં બેસીને મણિદ્વીપમાં ગયા. ચારેકોર મોટા મોટા દેવતાઓ અને અપ્સરાઓ એમની સ્તુતિ કરતાં હતાં. આ ભગવતી ભાગવતના શ્રવણના ફલથી અને જગદંબાનો યજ્ઞ કર્યાના ફલથી તમારા પિતાને *સદ્ગતિની પ્રાપ્તિ થઈ છે. હે કુલના અલંકારરૂપ જનમેજય! તમે ધન્ય છો, કૃતાર્થ છો અને તમારૂં જીવિત સફલ થયું. તમે તમારા પિતાનો નરકમાંથી ઉદ્ધાર કર્યો. આજ દેવલોકમાં તમારી મોટી કીર્ત્તિ થઈ છે.[૧૪-૧૮]

* "પરીક્ષિતનો ઉદ્ધાર વિષ્ણુ ભાગવતના શ્રવણથી થયો એમ જે વિષ્ણુ ભાગવતમાં કહ્યું છે તે કલ્પાંતરના અભિપ્રાયથી કહ્યું છે" એમ આ સ્થલમાં ટીકાકારે લખ્યું છે.

સૂત કહે છેઃ-એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી જનમેજય રાજાએ પ્રેમથી વ્યાકુલ થઇને અદ્ભુત કર્મ કરનારા વેદ વ્યાસના ચરણારવિંદમાં પ્રણામ કર્યા અને નીચે પ્રમાણે કહ્યું.

જનમેજય કહે છેઃ-હે મોટા મુનિ! હે દેવ! તમારા અનુગ્રહથી હું કૃતાર્થ થયો છું. તમે કરેલા ઉપકારનો બદલો નમસ્કાર વિના બીજો શો વાળી શકાય? કોઇ રીતે વાળી શકાય એમ નથી.[૨૦,૨૧] હે મુનિ! આપે આવી રીતેજ સર્વદા મારાપર અનુગ્રહ કરવો.

સૂત કહે છેઃ-વ્યાસે એ પ્રમાણે રાજાનું વચન સાંભળી તેને આશીર્વાદ આપીને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.

વ્યાસ કહે છેઃ-હે રાજા! તમે સઘળું છોડી દઈ સાવધાનપણાથી દેવીના ચરણારવિંદનું ભજન કરો.[૨૨,૨૩] નિત્ય ભગવતી ભાગવતનો પાઠ કરો અને સર્વદા ઉદ્યોગી રહીને ભક્તિથી દેવીનું યજન કરો.[૨૪] આમ કરવાથી તમે પરિશ્રમ વગર સંસારરૂપ બંધનથી મુક્ત થશો. વિષ્ણુપુરાણ તથા શિવપુરાણ આદિ બીજાં પણ પુરાણો છે પરંતુ તેઓ કોઇ આ ભગવતી ભાગવતના સોળમા ભાગની પણ બરાબરી કરી શકે એમ નથી. આ પુરાણ સઘળા વેદોના સારરૂપ છે.[૨૫,૨૬] હે રાજાઓમાં ઉત્તમ! આ પુરાણ કે જેમાં મૂલપ્રકૃતિનું પ્રતિપાદન કરવામાં આવે છે તેના જેવું બીજું પુરાણ કેમજ હોય?[૨૭] હે જનમેજય! જેનો પાઠ કરવાથી વેદનો પાઠ કર્યા જેવું પુણ્ય થાય તેનોજ ઉત્તમ વિદ્વાનોએ પ્રયત્નપૂર્વક પાઠ કરવો જોઇએ.[૨૮]

સૂત કહે છેઃ-વ્યાસ મુનિ જનમેજય રાજાને આ પ્રમાણે કહીને ત્યાંથી ગયા અને ધૌમ્ય આદિ બીજા નિર્મલ મુનિઓ પણ પોત-

પોતાના આશ્રમોમાં ગયા.[૨૮] એ મુનિઓ આ ભગવતી ભાગવતનાંજ ઉત્તમ વખાણ કરવા લાગ્યા.[૨૯] એઓ ગયા પછી જનમેજય રાજાએ મનમાં સંતોષ પામીને રાજ્ય કરવા માંડયું અને નિરંતર આ ભગવતી ભાગવતના પાઠનો તથા શ્રવણનો નિયમ રાખ્યો.[૩૦]

**राजा शशास धरणीं ततः संतुष्टमानसः ॥**
**देवीभागवतं चैव पठन् शृण्वन्निरंतरम् ॥३०॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. ૧૩**

---

# अध्याय १४ मो

## ભગવતી ભાગવત શ્રવણનું ફળ

### सूत उवाच

**अर्द्धश्लोकात्मकं यत्तु देवीवक्त्राब्जनिर्गतम् ॥**
**श्रीमद्भागवतं नाम वेदसिद्धांतबोधकम् ॥१॥**

સૂત કહે છેઃ–હે મુનિઓ! વડના પાંદડામાં સૂતેલા વિષ્ણુને દેવીએ વેદના સિદ્ધાંતને જણાવનારૂં જે અર્ધા શ્લોકરૂપ ભાગવત પોતાના મુખારવિંદથી કહ્યું હતું તે ભાગવતનો બ્રહ્માએ પૂર્વે સો કરોડનો વિસ્તાર કર્યો હતો.[૧,૨] વેદવ્યાસે એ વિસ્તીર્ણ ભાગવતના સારને એકઠો કરી શુકદેવજીના કલ્યાણનેવાસ્તે બાર સ્કંધમાં અઢાર હજાર શ્લોકવાળું આ ભગવતી ભાગવત નામનું પુરાણ પૂર્વે કહેલું છે.[૩] સો કરોડ શ્લોકવાળું ભગવતી ભાગવત હજુ સુધી દેવલોકમાં છે.[૪] આ પુરાણ જેવું પાપોનો નાશ કરનાર, પુણ્યરૂપ અને પવિત્ર બીજું કોઈ પુરાણ નથી. આ પુરાણના પાઠથી અથવા શ્રવણથી મનુષ્યને ક્ષણે ક્ષણે અશ્વમેધનું ફલ પ્રાપ્ત થાય છે.[૫] પ્રથમ આ ભાગવત પોતાના હાથથી લખી અથવા બીજાના હાથથી લખાવી તે પુસ્તક પૌરાણિકને આપી વસ્ત્ર તથા આભરણ આદિથી તેની પૂજા કરી તેને વ્યાસરૂપ માનીને તેના મુખથી સાંભળવું. પછી ભાદરવા શુદ પુનમને દિવસે શ્રવણની સમાપ્તિ કરી એ પુસ્તક સોનાના સિંહ ઉપર મૂકી તે પૌરાણિકને આપવું અને તેના ઉપર દક્ષિણારૂપે શણગારેલી, સુવર્ણની માળાવાળી અને વાછડાંવાળી કપિલા ગાય આપવી.[૬,૮] અંતે એ દાનને અંગસહિત કરવાવાસ્તે આ પુરાણના અધ્યાય જેટલા બ્રાહ્મણો (૩૧૮), તેટલીજ સુવાસિની, તેટલીજ કુમારિકા અને તેટલાજ બટુકોને દૂધપાકથી જમાડવા. એઓને દેવીરૂપ સમજીને ચંદન, માળા, પુષ્પ, વસ્ત્રો અને આભરણો આદિથી તેઓની પૂજા કરવી.[૯,૧૦] આ પુરાણનું દાન કરવાથી પૃથ્વીનું દાન કર્યા જેટલું ફલ થાય છે. દાન કરનાર માણસ આ લોકમાં સુખી થઇને અંતે મણિદ્વીપમાં જાય છે.[૧૧] જે માણસ નિત્ય ભક્તિપૂર્વક આ ઉત્તમ ભગવતી ભાગવતનું શ્રવણ કરે તે માણસને કોઇ કાલમાં કે કોઇ દેશમાં કોઇ વસ્તુ દુર્લભ રહેતી નથી.[૧૨] અપુત્રને પુત્ર મળે, ધનની ઈચ્છાવાળાને ધન મળે અને વિદ્યાની ઇચ્છાવાળાને વિદ્યા મળે તથા તેની કીર્ત્તિ સઘળી પૃથ્વી શોભાવે એવી થાય.[૧૩] વાંઝણી, એક સંતાન જણીનેજ બેસી રહેલી અથવા જેનાં સંતાન મરી જતાં હોય તે સ્ત્રી આ પુરાણનું શ્રવણ કરે તો તેના તે દોષો મટી જાય, એમાં કાંઇ સંશય નથી.[૧૪] જેના ઘરમાં આ પુસ્તક પૂજેલું રહેતું હોય તેના ઘરને લક્ષ્મી અને સરસ્વતી કદી પણ છોડે નહિ;[૧૫] તથા ડાકણ, વેતાલ કે રાક્ષસ આદિ પણ તે ઘરની સામું જુવે નહિ. જેને તાવ આવતો હોય તે માણસને અડીને બીજો માણસ સાવધાનપણાથી આ પુરાણનો પાઠ કરે તો ચાલીશ દિવસની અંદર દાહ સહિત જ્વર નાશ પામે છે. આ પુરાણનો સો વાર પાઠ કરવાથી ક્ષય-

રોગનો નાશ થાય છે.[16,17] જે માણસ પ્રત્યેક સંધ્યામાં સંધ્યાવંદન કરીને સાવધાનપણાથી આ ભાગવતના એક એક અધ્યાયનો પાઠ કરે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે.[18] કરવાનાં અને ન કરવાનાં કામો વિષે આ ભાગવત ઉપરથી શુકન પણ જોઈ શકાય છે. હે મુનિ! એ શુકન જોવાનો પ્રકાર મેં આગળ (નવમ સ્કંધમાં) કહેલો છે.[19] જે માણસ શરદ્ઋતુના નવરાત્રમાં ઘણી ભક્તિથી નિત્ય આ ભાગવતનો પાઠ કરે તેને જગદંબા બહુ પ્રસન્ન થઇને ધાર્યાથી પણ અધિક ફલ આપે છે.[20] આષાઢ, આશ્વિન, માઘ અને ચૈત્રના શુકલપક્ષનાં ચારે નવરાત્રોમાં વૈષ્ણવોએ લક્ષ્મીને પ્રસન્ન કરવા, શિવભક્તોએ પાર્વતીને પ્રસન્ન કરવા, ગણપતિના ભક્તોએ સિદ્ધિબુદ્ધિને પ્રસન્ન કરવા, સૂર્યના ભક્તોએ છાયાને પ્રસન્ન કરવા અને વૈદિકલોકોએ પોતાની ગાયત્રીને પ્રસન્ન કરવા નિત્ય પ્રયત્નપૂર્વક આ ભાગવતનો પાઠ કરવો જોઇએ. આ ભાગવતના પાઠમાં કોઇને પણ વિરોધ નથી. કારણ કે સઘળાઓની ઉપાસના શક્તિરહિત નથી પણ સર્વદા શક્તિસહિત છે. એટલામાટે તે તે શક્તિને પ્રસન્ન કરવાસારૂ દ્વિજ લોકોએ સર્વદા આ પુરાણનો પાઠ કરવો જોઇએ. સ્ત્રીઓએ અને શૂદ્રોએ ભૂલ કરીને કદી પણ આ પુરાણનો પાઠ નહિ કરવો પણ નિત્ય બ્રાહ્મણના મ્હોડાથી સાંભળવું એવી મર્યાદા છે. ઘણું કહેવાનું કશું પ્રયોજન નથી પણ વાસ્તવિક રીતે જે સાર છે તે કહું છું[21-25] આ પુરાણ પાઠમાં અને શ્રવણમાં વેદ સમાનજ છે. ×સત્, ચિત્ તથા આનંદ રૂપ, ગાયત્રી મંત્રે પ્રતિપાદન કરેલાં અને હ્રીં કારના અર્થરૂપ દેવીને હું પ્રણામ કરૂં છું કે જે દેવી આપણી બુદ્ધિની વૃત્તિઓને શુભ માર્ગમાં પ્રેરે છે.[26,27]

આ પ્રમાણે સૂતનું વચન સાંભળી નૈમિષારણ્યમાં રહેલા તપસ્વી લોકોએ પૌરાણિકોમાં ઉત્તમ સૂતની ઘણી ઘણી પૂજા કરી.[28] આ પુરાણના પ્રભાવથી પ્રસન્ન હૃદયવાળા અને દેવીના ચરણારવિંદનું પૂજન કરનારા એ સર્વે તપસ્વીઓને પરમસુખની પ્રાપ્તિ થતાં તેઓએ પરિશ્રમની ક્ષમા માગીને વારંવાર સૂતને પ્રણામ કર્યા અને કહ્યું કેઃ—"હે સૂત! અમોને સંસારરૂપી સમુદ્રમાંથી તમેજ તાર્યા છે."[29] જગદંબાના ચરણરૂપી કમલના ભ્રમરરૂપ સૂત એ પ્રમાણે મોટા મુનિઓની આગળ સર્વ વેદોના રહસ્યરૂપ આ દેવીપુરાણ સંભળાવી અને તે પછી પ્રણામ કરતા સર્વે મુનિઓને આશીર્વચન આપીને ત્યાંથી ગયા.[30]

**इति स मुनिवराणामग्रतः श्रावयित्वा**
**सकलनिगमगुह्यं दौर्गमेतत्पुराणम् ॥**
**नतमथ मुनिसंघं वर्द्धयित्वाशिषा वा**
**चरणकमलभृंगो निर्जगामाथ सूतः ॥ ३० ॥**

**ઇતિશ્રી ભગવતી ભાગવત મહાપુરાણના દ્વાદશ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪**

× ગ્રંથની સમાપ્તિ કરતાં ગાયત્રીનાં પદોવાળું મંગળાચરણ કરે છે.

## द्वादश स्कंध समाप्त